कर्नल जेम्स टॉडप्रणीत

# राजस्थाननो इतिहास

## ग्रंथ २ जो

જોધપુર, બિકાનેર, જેસલમીર, જયપુર, શેખાવાટી,
બુંદી અને કોટાનાં રાજ્યોનો સંપૂર્ણ વૃત્તાંત


सस्तुं साहित्य वर्धक कार्यालयने माटे

અનુવાદકઃ સ્વ૦ રત્નસિંહ દીપસિંહ પરમાર, સ્થળ-ડભોઈ

સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ

સ્થળ અમદાવાદ અને મુંબઈ

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૭૭૬, પ્રત ૩૩૦૦, સંવત ૧૯૮૨

મૂલ્ય અમદાવાદમાં પાંચ રૂપિયા, માર્ગવ્યય જૂદું

અન્ય સ્થળોના વેચનાર રૂ. સાડાપાંચ લેશે

# પ્રકાશકનું નિવેદન

રાજસ્થાનના ઇતિહાસના પહેલા ગ્રંથ જેવોજ આ બીજો ગ્રંથપણ મહત્ત્વપૂર્ણ અને અસરકારક હોઇને સંવત ૧૯૭૦ માં આ સંસ્થાતરફથી પહેલો ગ્રંથ બહાર પડ્યો ત્યારથીજ તેની પણ માગણી જારી થઈ હતી. અનુવાદ પણ એનો પહેલા ગ્રંથની લગોલગ તૈયાર થઈ ચૂકેલો હતો; પરંતુ અન્ય સંયોગોના અભાવે પ્રસિદ્ધ કરવાનું ઢીલમાં પડ્યું હતું. લોકપુણ્યના યોગે અનુકૂળતા મળતાં આજે તે આ ગ્રંથરૂપે વાચકબંધુઓની સેવામાં રજુ થાય છે અને એની સાથે પહેલા ગ્રંથની બીજી આવૃત્તિ પણ બહાર પડે છે.

આ પ્રમાણે બંને ગ્રંથો એકસાથે મળી શકવાથી આશા છે કે ગુજરાતી વાચકવર્ગ તેનો છૂટથી લાભ લેશે;અને ભારતના ગૌરવસ્વરૂપ આ ગ્રંથસંપત્તિનો હીરામાણેક કરતાં પણ વધારે કિંમતી વસ્તુતરિકે તથા પોતાની સંતતિને આપવાના એક ઉત્તમ વારસાતરીકે તેને સંઘરશે. પહેલો ગ્રંથ અગાઉ ખરીદેલો હોવાથી જેમને માત્ર બીજો ગ્રંથજ લેવો હશે તેઓ તેમ પણ કરી શકશે.

રાજસ્થાનનો ઇતિહાસ અને અત્ર તરફથી પ્રસિદ્ધ થતા તેના અનુવાદના સંબંધમાં જાણવા જેવી અનેક બાબતો પહેલા ગ્રંથસાથે પ્રકાશકના નિવેદન, હિન્દી અનુવાદકની ભૂમિકા અને ટૉડ મહાશયની પ્રસ્તાવનારૂપે અપાઇ છેજ. આ બીજો ગ્રંથ પણ પહેલા ગ્રંથના ધોરણે અને તેજ અનુવાદકને હાથે તૈયાર થયેલો હોઇ એ સંબંધી કેટલીક હકીકત આ પછી આપેલી હિંદી અનુવાદકની ભૂમિકામાં સમાયલી જણાશે.

ગ્રંથની છેવટે આવતું મરુભૂમિના વર્ણનનું પ્રકરણ નિરુપયોગી અને નીરસ જેવું જણાવાથી તે આમાં લીધું નથી. તેના ખાસ અભ્યાસમાટે જરૂર પડતાં હિન્દીઅનુવાદ કે અંગ્રેજીગ્રંથ મળે છેજ.

બાહ્યદૃષ્ટિએ દિલગીરીની વાત છે કે, આ બંને ગ્રંથોના ( તેમજ આ સંસ્થા તરફથી નીકળેલા બીજા અનેક ગ્રંથોના ) અનુવાદક શ્રીયુત રત્નસિંહ દીપસિંહ પરમાર હવે આ લોકમાં નથી. તેમના ગામ ડભોલીમાં તેમનું અવસાન ગયા ૧૯૨૪ ના સપ્ટેમ્બરમાં થયું છે. સં૦ ૧૯૬૮-૬૯ ના અરસામાં બેત્રણ વર્ષ સુધી તેમણે સતતપણે આ સંસ્થાતરફનું અનુવાદનકાર્ય બજાવ્યું હતું અને પછી આર્થિક સ્થિતિ સુધરતાં તેઓ પરણ્યા હતા. પછી આ સંસ્થા પાસે અનુવાદનનું કાર્ય વિશેષ નહિ હોવાથી તેમજ મુંબઇમાં વર્તમાનપત્રની લાઇનમાં નોકરી મળવાથી તેઓ ત્યાં ગયા હતા; પરંતુ આગળ જતાં મુંબઇનાં હવાપાણી પથ્ય નહિ પડવાથી વખતોવખત તેઓ દેશમાંજ જઇને રહેતા, પણ ત્યાં ગુજરાન ચલવવા જેવી સ્થિતિ અથવા તો માફક પડતી કામગીરી નહિ હોવાથી તબીઅત સુધરતાં તેઓ પાછા મુંબઈ જઈ રહેતા. આમ અનેકવાર થતાં શરીર વધારે બગડતું ચાલી છેવટે એ સરળ અને મહેનતુ સાહિત્યસેવકનો શુમારે પીસ્તાળીસેક વર્ષની વયે દેહાન્ત થયો. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો !

જીવણલાલ અને કંપનીવાળા શેઠ જીવણલાલ મોતીચંદ તરફથી અમુક સમયને માટે વગરવ્યાજે રૂા. દશહજારની રકમ મળવાથી આ બે મોટા ગ્રંથો એકસાથે પ્રસિદ્ધ કરવામાં જે સુગમતા મળી છે તેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. સંસ્થાના કામમાં આવી રીતે ઉપયોગી થવાની તત્પરતા સ્વતઃ ઇચ્છાથી દર્શાવી હોય તેવા સજ્જનોનેજ જરૂર પડતાં આ પ્રકારની તસ્દી અપાય છે. આવા દેશકાળમાં આ સંસ્થાના કાર્યપ્રત્યે એવી લાગણી દર્શાવનારા જે થોડાક સજ્જનો છે, તેમાં તેઓ મુખ્ય છે.

અન્ય સ્થળે આપેલા શુદ્ધિપત્ર મુજબ પ્રથમ સુધારી લીધા પછીજ ગ્રંથ વાંચવો જોઇએ. સર્વના પરમ સુહૃદસ્વરૂપે સર્વદા સર્વત્ર વિરાજમાન પરમ મંગળમય પરમાત્માના સ્મરણપૂર્વક ॐ तत्सत्

સંવત ૧૯૮૧-ભાદ્રપદ માસ

# टॉडराजस्थान ग्रंथ १ लानी पहेली आवृत्तिविषे अभिप्रायो

**વૈદ્યકલ્પતરુ**–"ગુજરાતી ગ્રંથોના ઐતિહાસિક સાહિત્યમાં આ ગ્રંથથી એક અમૂલ્ય પુસ્તકનો ઉમેરો થયો છે."

**કેળવણી**–"આ ભાગમાં મુખ્યત્વે કરીને મેવાડ અથવા ઉદયપુરના રાજ્યને લગતો સીધો ઇતિહાસ આપવામાં આવ્યો છે; તથાપિ તે રાજ્યજોડે સંબંધમાં આવતા અનેક વીરપુરુષો, રાજાઓ અને રાજ્યોનાં હૃદયહારક વૃત્તાંતો એમાંથી ઉપલબ્ધ થાય છે. એમાંનો દરેકે દરેક પ્રસંગ એવી સુંદર શૈલીથી ગુંથવામાં આવ્યો છે કે આપણે જાણે રસિક વાર્તા વાંચતા હોઇએ એવો ભાસ થાય છે અને તેની પેઠેજ દરેક પ્રકરણનો આરંભ કર્યા પછી તેને હાથમાંથી દૂર મૂકવાની વૃત્તિ થતી નથી."

**પટેલબંધુ**–"રાજસ્થાન એટલે રજપૂતાના કે જે સ્થળ સ્વતંત્રતા, સ્વાભિમાન અને સ્વદેશપ્રેમ ધરાવનાર નરરત્નો અને પતિવ્રતપાલનને ખાતર પોતાની જાતનું પણ જોહરામાં બલિદાન આપનાર, સિંહપુત્રો પ્રસવનાર વીરસૂ–વીરમાતા–વીરોને ઉત્પન્ન કરનાર ભારતના ગૌરવયુક્ત સ્થાનતરિકે સુપ્રસિદ્ધ છે. જેને માટે કર્નલ ટૉડ જેવા વિદેશી મહાત્માને અપ્રતિમ આકર્ષણ થયું હતું અને જેને પરિણામે તેમના અથાગ પરિશ્રમથી રજપૂતોના ગૌરવરૂપ ઇતિહાસનો સંગ્રહ અંગ્રેજીમાં કરાયો તે સર્વાંગ-સુંદર ગ્રંથનો ગુર્જરભાષામા અનુવાદ આદરણીય છે."

**પ્રાત:કાળ**–"આ ઇતિહાસ પૂર્વે બે ચાર મનુષ્યો તરફથી પ્રસિદ્ધ પણ થયેલો છે. તેમ છતાં અમારે જણાવવું જોઇએ કે આજસુધી પ્રસિદ્ધ થયેલા ટૉડકૃત રાજસ્થાનના ઇતિહાસમાં આ પુસ્તક સર્વોપરિ છે. પૂર્વે પ્રસિદ્ધ થયેલાં આ જાતનાં પુસ્તકો કરતાં આ પુસ્તકમાં ઘણો સુધારોવધારો કરેલો છે. ભાષા પણ શુદ્ધ અને રસિક હોવાથી વાંચનારને આનંદ પડે તેમ છે. આ પુસ્તક આપણા દેશના એક પ્રાચીન અલંકારતુલ્ય છે."

**વિવેચક**–"રાજપૂતોની પ્રસિદ્ધ ભૂમિ મેવાડના ઇતિહાસસંબંધીનું આ પુસ્તક એક ઉત્તમ સાધન છે. ઇતિહાસોના તથા કોઇપણ જાતનો રસ લેનાર વાચકને આ પુસ્તક હાથમાં લીધા પછી મૂકવું ગમે એમ નથી અને તે એક ઐતિહાસિક નવલકથા માફક લખાયલું છે. એના દરેક પૃષ્ઠે વીરરસ અને રાજપૂતોની શૌર્યતા, ઉદારતા તથા ધૈર્યતા વગેરે દૃષ્ટિગોચર થાય છે."

**બ્રહ્મભટ્ટમિત્ર**–"અનેક વીરપુરુષો અને સતીવીરાંગનાઓનાં જ્વલંત દૃષ્ટાંતોથી શોભી રહેલો આ ગ્રંથ અવશ્ય વાંચવા અને ખરીદવા યોગ્ય છે."

# राजस्थानना बन्ने ग्रंथोना खर्च तथा मूल्यनी गणना

રાજસ્થાનના ઇતિહાસનો પહેલો ગ્રંથ (બીજી આવૃત્તિરૂપે) તથા બીજો ગ્રંથ (પહેલી આવૃત્તિતરિકે) એકસાથે પ્રસિદ્ધ થયા, તેના ખર્ચ તથા મૂલ્યની ગણના નીચે પ્રમાણે છે. પહેલા ગ્રંથની પ્રત ૨૩૦૦ તેમજ બીજા ગ્રંથની પ્રત ૩૩૦૦ છપાયલી હોવાથી સરાસરી ૨૮૦૦ પ્રતના ધોરણે આ હિસાબ અપાયલો છે.

રોયલ ૮ પેજી દરેક ફરમાદીઠ (પ્રત ૨૫૦૦ તથા ભેટ, બિગાડ, ફંડ વગેરે બાબતની પ્રત ૩૦૦ બદલ) કાગળના રૂા. ૨૧; કંપોઝ, છપાઇ તથા વળાઇ મળીને રૂા. ૨૪; તથા પ્રૂફ, પુરસ્કાર, સંશોધન અને છપાઇ તૈયાર થતાંસુધીની તમામ વ્યવસ્થાના મળીને રૂા. ૧૦; એ પ્રમાણે કુલ રૂા. ૫૫ થયા. તેની સાથે બેઉ ગ્રંથના કુલ ફરમા ૧૯૨) નો ગુણાકાર કરવાથી અને એમાં પાકાં પૂંઠાં, ચિત્રો તથા સામાન્ય પેકીંગ વગેરેનો ખર્ચ (પ્રત ૫૬૦૦ ના રૂા. ૪૨૦૦) ઉમેરવાથી કુલ રૂા. ૧૪૭૬૦ થયા.

દરેક પ્રતના છાપેલા મૂલ્ય રૂા. ૫) માંથી પુસ્તક વેચાઇ રહેતાં સુધીના તમામ ખર્ચ (પગાર, ભાડાં, બુકસેલરકમીશન, જાહેરાત, વીમો, વગેરે) બદલ ચાલુ ધોરણમુજબ રૂપિયે છ આના બાદ કરતાં જે નક્કી રકમ રહે; તેને નક્કી પ્રત ૫૦૦૦ સાથે ગુણવાથી ઉપલા કુલ આંકડા કરતાં કેટલોક ઓછો આંકડો આવશે. આ બદલ તરતમાં આ પુસ્તકો ખરીદનારને નીચે જણાવ્યા મુજબની રીતે ચાલુ ધોરણ કરતાં વધુ કિફાયત આપવાનું ઠરાવ્યું છે.

માગશર માસની આખરસુધીમાં અમદાવાદથી મંગાવનાર પાસે બંને ગ્રંથના રૂ. ૮) અને મુંબઇના કાર્યાલયમાં રૂ. ૯) લેવાશે અને પહેલો ગ્રંથ અગાઉ લીધો હોવાથી જેમને માત્ર બીજો ગ્રંથજ લેવો હશે તેમને તે ગ્રંથ પણ એથી અર્ધીજ કિંમતે અપાશે.

# हिंदी ग्रंथमांनी भूमिकानो अनुवाद्

જો કે મેવાડના ઇતિહાસમાં ભૂમિકારૂપે એક બૃહત્ લેખ અમે લખી ચૂક્યા છીએ; પરંતુ આ ગ્રંથનું મહત્ત્વ એવું છે કે મારવાડના ઇતિહાસમાં પણ ભૂમિકારૂપે કાંઇક કહેવું એવી અમારી ઇચ્છા છે. ભારતના પ્રાચીન ઇતિહાસની પૂર્ણ તપાસ અદ્યાપિ થઇ નથી. "ભારતવર્ષમાં ઇતિહાસનો અભાવ છે " એવા શબ્દો ચોતરફ ગુંજારવ કરી રહ્યા છે; પરંતુ ઇશ્વરકૃપાથી આ ત્રુટિ શીઘ્ર પૂરાઇ જશે. ઇતિહાસનો સૂર્ય ધીમે ધીમે ઉપર ચડતો જાય છે અને આપણા દેશી બંધુઓના પ્રયાસથીજ તે પૂર્ણ ઉન્નતિને પ્રાપ્ત થશે. પરદેશીઓની લેખિનીથી લખાયેલા પક્ષપાતપૂર્ણ ઐતિહાસિકગ્રંથોનું પરિશીલન કરવાથી આપણા દેશ અને ધર્મનું ગૌરવ શી રીતે જાણી શકાશે ? વિદેશીઓના નિર્માણ કરેલા ઇતિહાસનું પરિશીલન કરવાથી આપણા દેશના નવયુવકો આપણા પૂર્વજોને યઃકશ્ચિત્ સમજી ધર્મકર્મથી પરાઙ્મુખ થઇ બેસે છે. સમયનો કેવો વિચિત્ર મહિમા છે કે આપણા જે પૂર્વજો આપણા ગૌરવના કારણસ્વરૂપ છે તેમનાંજ નામો સાંભળીને આપણે મોં મરડીએ છીએ, તેમને તુચ્છ ગણીએ છીએ અને તેમના આચારવિચારપ્રતિ ઘૃણાની દૃષ્ટિથી જોઇએ છીએ. આપણા દેશના પ્રાચીન ઇતિહાસમાંથી જો કોઇ વ્યક્તિના અત્યંત પ્રચંડ બળ અને પરાક્રમની વાત જાણવામાં આવે તો આપણે તેને કલ્પિત માનીએ છીએ; પરંતુ પ્રૉફેસર રામમૂર્તિએ આજે બળના સંબંધમાં અસંભવિત વાત પ્રત્યક્ષ સંભવિત કરી બતાવી છે. તેઓ ચાલતી મોટરગાડી હાથવતી પકડીને ઉભી રાખે છે અને પોતાની છાતીપર હાથીને ચલાવે છે; છતાં તેમને તેથી કિંચિત્ પણ પીડા થતી નથી. જો આજ પ્રકારે અન્ય દિશામાં પ્રયત્ન કરવામાં આવે તો શું પ્રાચીનકાળની વાતો આપણને અસંભવિત લાગે ?

આ રાજસ્થાનના ઇતિહાસમાં રાજસ્થાન સિવાય ભારતના બીજા ભાગોનું પણ ઉપયોગી વર્ણન આવે છે અને ઇંદ્રપ્રસ્થની પ્રાચીન વાતોની પણ પુષ્કળ માહિતી મળે છે. જોધપુર, બિકાનેર, જેસલમીર, જયપુર, કોટા, બૂંદી વગેરે કેટલાંક પ્રાચીન રાજ્યોનો ઇતિહાસ ઘણા પરિશ્રમપૂર્વક પ્રાપ્ત કરીને સાદ્યંત એમાં આપવામાં આવ્યો છે. આ રાજ્યો કેવી રીતે સંઘટિત થયાં છે, ત્યાંના નૃપતિઓએ કેવી કેવી વિપત્તિઓની સામે બાથ ભીડી છે, કેટલીક વખત નૃપતિઓની અયોગ્યતાથી પ્રજાજનને કેટલાં કષ્ટો ભોગવવાં પડ્યાં છે, રાજપૂતમહિલાઓએ કેવી રીતે પોતાના ધર્મની રક્ષા કરી છે તથા શત્રુઓએ કેવા છળપ્રપંચથી આક્રમણ કર્યાં છે; એ સર્વ આ ઐતિહાસિકગ્રંથ વાંચવાથી વિદિત થાય છે. આપણા પૂર્વજોના આચારવિચાર કેવા હતા અને કેવાં કર્મો કરીને તેઓ પોતાના દેશને ઉન્નતિના શિખરપર ચઢાવી શકયા હતા; તે માત્ર ઇતિહાસજ આપણને દર્શાવી શકે છે. અહો ! પ્રાચીનકાળમાં આ દેશ કેવો ખીલી રહ્યો હતો ! એના સુગંધથી માત્ર એજ નહિ, પરંતુ બીજા દેશો પણ સુગંધિત બની રહ્યા હતા; પણ હાલમાં એની સ્થિતિ કેવી શોચનીય થઇ રહી છે ? વર્તમાનકાળમાં આ દેશના સર્વ લોકો પોતાનો ધર્મ છોડીને બેઠા છે. સર્વ કર્તવ્યશૂન્ય થઇ ગયા છે. આલસ્ય, કૃતઘ્નતા, અકર્મણ્યતા, મદ્યસેવન, દ્યૂત, અફીણસેવન, ઇર્ષ્યા તથા દ્વેષનો સર્વત્ર પ્રચાર થઇ રહ્યો છે; તો પછી એ દેશની ઉન્નતિ શી રીતે થઈ શકે ? જે ગુણો ઉન્નતિના સાધનતરિકે માનવામાં આવે છે, તેમને ગ્રહણ કર્યાવિના કોઇ કદિ પણ ઉન્નત દશાને પ્રાપ્ત થઇ શકતું નથી. આપણી અવનતિનું કારણ આપણા લોકોની ધર્મશિથિલતા છે. હિંદુધર્મની ઉપેક્ષા એજ આપણી અધોગતિનું મૂળ કારણ છે, એને લીધેજ ભારતવાસીઓ અભક્ષ્યભક્ષણમાં પ્રવૃત્ત થયા છે, પોતાના આચાર-વિચાર બદલી બેઠા છે, પૂર્વજોને વિસરી બેઠા છે, મહાપુરુષોનાં વચનોપર અશ્રદ્ધા લાવ્યા છે, વર્ણાશ્રમની મર્યાદા તોડી બેઠા છે અને ઇશ્વરીજ્ઞાનથી રહિત થયા છે. ધર્મ એજ સર્વ પ્રકારની ઉન્નતિનું મૂળ છે, ધર્મની ઉપેક્ષાથીજ દ્વિજોમાં વિધવાવિવાહ પ્રચલિત થયો છે અને સંકરતા ધીમે ધીમે વૃદ્ધિંગત થતી જાય છે; માટે સજ્જનો ! સાવધાન થાઓ અને સત્યધર્મ ગ્રહણ કરો, ઇતિહાસનો

આદર કરો. પુરાણોમાં પુષ્કળ ઐતિહાસિક રત્નો ભરેલાં છે, તે રત્નોને પરિશ્રમ કરીને બહાર કાઢો અને તેનો ચમત્કાર જગતને દર્શાવો. અમે એકલા આ કાર્યમાં ક્યાંસુધી સફલમનોરથ થઇ શકીશું? સર્વ જણે અલ્પસ્વલ્પ પરિશ્રમ કરવો જોઇએ. ભારત અને અષ્ટાદશ પુરાણરૂપી રત્નાકરમાંથી મહામૂલ્યવાન ઐતિહાસિક રત્નો કાઢો અને તેની માળા બનાવી તમારા દેશનું મુખ ઉજ્જ્વલ કરો. બીજા દેશના વિદ્વાનો આજ ગ્રંથોમાંથી ઐતિહાસિક રત્નો કાઢી આ દેશનો ઇતિહાસ લખી પોતાના સમાજમાંજ પ્રતિષ્ઠાને પ્રાપ્ત થયા છે; તો પછી આપ શામાટે નિદ્રા લો છો? ઇતિહાસની શોધ કરી ભારતવર્ષની એક મહાન ત્રુટિ પૂર્ણ કરવી એ ભારતવાસીમાત્રનું કર્તવ્ય છે. સમય વહી જાય છે, માટે આપ પાછળ રહેશો નહિ એવી અમને આશા છે.

આ "રાજસ્થાન" ઇતિહાસનો ભંડાર છે અને એમાં પક્ષપાત બહુ થોડો છે, તેથીજ અમે તેનો અનુવાદ ટિપ્પણીઓસહિત હિંદીપ્રેમીઓને આપવો ઉચિત માન્યો છે. થોડા સમયપર અમે મેવાડનો ઇતિહાસ પાઠકોને ભેટ કરી ચૂકયા છીએ. જે મહાનુભાવોએ તે ગ્રંથ જોયો હશે, તેઓ સારી રીતે જાણી ચૂકયા હશે કે ઇતિહાસથી દેશને કેટલો લાભ થાય છે અને ઇતિહાસ મનુષ્યોને કેવું શિક્ષણ આપે છે તથા આપણા પૂર્વજોના આચારવિચાર અને ચારિત્ર્યબળ કેવાં હતાં. હવે અમે આ બીજા ગ્રંથનો અનુવાદ પણ પાઠકોની સમક્ષ સાદર કરીએ છીએ. પહેલા ભાગમાં બે ખંડો હતા. એકમાં પ્રાચીન નૃપતિઓનું આરંભિક વૃત્તાંત અને બીજા ખંડમાં બાપ્પારાવળથી આરંભ કરીને સિસોદીઆવંશનું સમસ્ત વર્ણન કરવામાં આવ્યું હતું. આ બીજા ભાગમાં મારવાડ, જોધપુર, બિકાનેર, જેસલમીર, જયપુર, શેખાવાટી, કોટા અને બૂંદીનો ઇતિહાસ તથા કર્નલ ટૉડના પ્રવાસનું સંપૂર્ણ વર્ણન છે. આ ગ્રંથ જેમ બૃહદ્ છે તેમ તેનો વિષય પણ ઉત્તમ છે. અમે એના અનુવાદને સર્વાંગ સુંદર બનાવવામાં જરા પણ ત્રુટિ રાખી નથી. મૂળ ગ્રંથકારથી જે કાંઈ ભૂલ થઈ છે તેને અમે ટિપ્પણી આપીને સુધારી છે અને તેમણે જે સમયસુધીનો ઇતિહાસ લખ્યો છે ત્યારપછીનું વૃત્તાંત પણ અમે ઉમેર્યું છે; એટલુંજ નહિ પરંતુ મૂળગ્રંથમાં જે સંધિપત્રો ગ્રંથકારે કોઇ કારણથી આપ્યા નહોતા તેનો પણ અમે બીજા અંગ્રેજી ગ્રંથોમાંથી અનુવાદ કરીને સમાવેશ કર્યો છે તથા તેની સ્વતંત્રરીતે સમાલોચના કરી છે, જેનું પરિશીલન કરવાથી પાઠકોના હૃદયપર ઘણી સારી અસર થશે. આ ગ્રંથ પ્રૌઢ અંગ્રેજી ભાષામાં લખાયલો હોવાથી અમે એનો અનુવાદ કરવામાં ઘણી સાવધાની રાખી છે અને ભાષા બનતાંસુધી સરલ રાખવાનો પ્રયાસ કર્યો છે, કે જેથી સર્વ માણસો તેને સુગમતાથી સમજી શકે અને આપણા દેશનું તથા આપણી જાતિનું ગૌરવ સુરક્ષિત રાખવાને પ્રયત્ન કરે. કોઈ પણ વાત રહી ન જાય તથા મૂળગ્રંથકારનો ઉદ્દેશ સચવાય તેવી રીતે એનો અનુવાદ વિસ્તારપૂર્વક કરવામાં આવ્યો છે. રાજસ્થાનનાં રાજ્યોનાં મૂળ, ત્યાંની જાતિઓની ઉત્પત્તિ, ક્ષત્રિયોનાં કુલ, વગેરે સર્વ બાબતો અતિ વિસ્તારથી પ્રમાણસહિત લખવામાં આવી છે. આ ગ્રંથના પરિશીલનથી પાઠકોના હૃદયનાં દ્વાર ખુલી જશે અને ઇતિહાસને માટે માર્ગ સ્વચ્છ થઇ જશે. અમારે પોતેજ એની પ્રશંસા કરવાની આવશ્યકતા નથી. પાઠકો સ્વયં એને વાંચીને એની ઉપયોગિતા અને ઉત્તમતા જાણી શકશે.

આ ગ્રંથના અનુવાદનું કાર્ય મારા મધ્યમ(વચેટ) બંધુ બલદેવપ્રસાદ મિશ્રે હાથમાં લીધું હતું. તેમની રોચક, ઓજસ્વી અને સર્વપ્રિય ભાષા કોઇ પણ હિંદી સાહિત્યપ્રેમીથી અજ્ઞાત નથી. પ્રથમ ભાગ તેમણે ઘણા રસપૂર્વક લખ્યો હતો અને બીજો ભાગ પણ તેઓ અર્ધ ઉપરાંત લખી ચૂકયા હતા; પરંતુ એટલામાં તેમને વિકાળ કાળે ઘેરી લીધા અને તેઓ આ કાર્ય અપૂર્ણ મૂકી પોતાનાં કુટુંબી તથા સ્નેહીજનોને સદાને માટે શોકસાગરમાં નિમગ્ન કરી આ અસાર સંસાર છોડી જગદીશ્વરના ચરણમાં ચિરકાળને માટે ચાલ્યા ગયા. આવા પુરુષનો સદાને માટે વિયોગ થવાથી જે શોક ઉત્પન્ન થાય છે, તેથી આ કામ પૂર્ણ કરવામાં કેવી બાધા ઉપસ્થિત થાય છે તે પાઠકો સારીપેઠે સમજી શકશે. એમના ઇષ્ટમિત્રોના આગ્રહથી તથા મારા પરમ પુજ્ય બંધુની કીર્તિની પતાકા ચિરકાળપર્યંત ઉડતી રાખવાના અને સ્વર્ગમાં તેમના આત્માને સંતોષ આપવાના ઉદ્દેશથી તથા

સુજ્ઞ પાઠકોને આ ઇતિહાસથી વંચિત નહિ રાખવાની ભાવનાથી આ ગ્રંથની પરિસમાપ્તિનું કાર્ય સ્વયં મારે શિરોધાર્ય કરવું પડ્યું અને સર્વનિયંતા પરમાત્માની અસીમ કૃપાથી આ દેશોપકારી ગ્રંથ સર્વ પ્રકારે પૂર્ણ થયો. હિંદીભાષાની શૈલી યથાસાધ્ય મારા પૂજ્યબંધુના જેવીજ રાખવાની ચેષ્ટા કરવામાં આવી છે;પરંતુ જો ક્યાંક ત્રુટિ રહી ગઇ હોય તો પાઠકગણ ઉદારતાપૂર્વક ક્ષમા કરશે એવી આશા છે. જો પૂજ્યબંધુની દૃષ્ટિસમીપ આ ગ્રંથ પ્રકાશિત થાત તો કેવું રૂડું થાત ! પરંતુ હરિઇચ્છા આગળ આપણે નિરુપાય ! એમના આત્માને શાંતિ મળે એજ પ્રાર્થના !

આ ગ્રંથ પ્રકટ કરવાને માટે અમે જગત્પ્રસિદ્ધ હિંદીહિતૈષી પરોપકારનિરત શેઠજી શ્રીયુત ખેમરાજ શ્રીકૃષ્ણદાસજી મહોદય, શ્રી વેંકટેશ્વર મુદ્રણાલયાધિપતિને સહસ્રશઃ ધન્યવાદ આપીએ છીએ. તેમણે અમને અનુવાદમાં સહાય કરવામાં કોઇ પણ પ્રકારની ત્રુટિ કરી નથી તેમજ તેમણે આ અનુપમ ગ્રંથને પ્રકાશિત કરવાનો સર્વ પ્રકારનો પ્રબંધ કરી પાઠકોના લાભને અર્થે તથા હિંદીભાષાના ભંડારમાં ઉમેરો કરવાને માટે એને પ્રસિદ્ધ કર્યો છે. અમે પરમેશ્વરપ્રતિ પ્રાર્થના કરીએ છીએ કે તેઓ આજ પ્રકારે હિંદી તથા સંસ્કૃતભાષાની ઉન્નતિ કરવામાં દત્તચિત્ત રહી દેશનું કલ્યાણ કરી યશ સંપાદન કરે તથા ધનસંતાનની અભિવૃદ્ધિસહિત ઇપ્સિત કાર્યો પૂર્ણ કરે.

હવે હું આ ભૂમિકાની પરિસમાપ્તિ કરી પરમાત્મા પાસે પ્રણામપૂર્વક એજ યાચું છું કે આ ગ્રંથનો પ્રચાર સમસ્ત ભારતવર્ષમાં થાઓ અને એનું પરિશીલન કરી પાઠકો પોતાના પૂર્વજોના આચારવિચારપર શ્રદ્ધા રાખી સુખભાગી બનો.

સંવત ૧૯૬૬, આષાઢ પૂર્ણિમા
દીનદારપુરા, મુરાદાબાદ

સજ્જનોનો અનુગ્રહિત
જ્વાલાપ્રસાદ મિશ્ર

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૩૨ | તયાર | તૈયાર |
| ૨૬ | ૩૯ | મુર્તિઓ | મૂર્તિ |
| ૩૧ | ૩૦ | ગારવ | ગૌરવ |
| ૪૯ | ૧ | ૬ હ્રો | ૫ મો |
| ૫૧ | ૧ | ૬ ઠ્ઠો | ૫ મો |
| ૫૫ | ૧ | ૬ ઠ્ઠો | ૫ મો |
| ૫૫ | ૩૬ | વસલા | વસાવેલા |
| ૫૯ | ૭ | સનિકોથી | સૈનિકોથી |
| ૬૧ | ૩૨ | આ જપર્યંત | આજપર્યંત |
| ૬૨ | ૭ | અ રંગઝેબ | ઔરંગઝેબ |
| ૬૨ | ૧૧ | આ રંગઝેબને | આરંગઝેબને |
| ૬૫ | ૧૭ | વિરા જમાન | વિરાજમાન |
| ૬૭ | ૧૯ | ધર્ય | ધૈર્ય |
| ૬૭ | ૨૫ | આરંગઝેબને | ઔરંગઝેબને |
| ૬૯ | ૪૧ | પવી | પઢી |
| ૭૨ | ૨૨ | આરંગઝેબની | ઔરંગઝેબની |
| ૭૪ | ૩૧ | ગારવની | ગૌરવની |
| ૮૦ | ૪૦ | જસવંતહિ | જસવંતસિંહ |
| ૮૩ | ૪૨ | તયારી | તૈયારી |
| ૯૦ | ૧૬ | સંગ્રાસિંહની | સંગ્રામસિંહની |
| ૯૦ | ૧૮ | સંગ્રાસિંહ | સંગ્રામસિંહ |
| ૧૦૯ | ૮ | દુર્જયમાં હાયલ | દુર્જય મહાલય |
| ૧૧૨ | ૪ | અજિસિંહતની | અજિતસિંહની |
| ૧૧૩ | ૩૮ | મરુભૂમિન | મરુભૂમિના |
| ૧૨૧ | ૧૯ | કણીદાન | કર્ણીદાન |
| ૧૨૪ | ૩૭ | ગવ | ગર્વ |
| ૧૨૬ | ૨ | કયું | કર્યું |
| ૧૨૭ | ૨ | લી આપ્યાં. | આપ્યાં. |
| ૧૨૮ | ૩૧ | અને | અને હું |
| ૧૩૫ | ૩૫ | ભારતેના | ભારતના |
| ૧૩૬ | ૧૮ | થઈ ગયું | ગયું |
| ૧૩૬–૩૭ | ૧૯ | દીપસંહે | દીપસિંહે |

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૨ | ૨૦ | મુદ્દા | મુદ્દો |
| ૧૬૨ | ૭ | ખરીદેલો | ખરીદેલા |
| ૧૬૨ | ૧૯ | મૂળમ | મૂળમાં |
| ૧૬૮ | ૧૬ | પરસ રલતાથી | પર સરલતાથી |
| ૧૭૦ | ૮ | સેનાપતિ ન | સેનાપતિના |
| ૧૭૭ | ૪૩ | શત્રઓના | શત્રુઓના |
| ૧૮૦ | ૯ | ભારવર્ષમાં | ભારતવર્ષમાં |
| ૧૮૪ | ૧૭ | જો કે | તેમજ |
| ૧૮૪ | ૧૭ | આય- | આર્ય- |
| ૧૮૯ | ૮ | દેવરાજનો | દેવનાથનો |
| ૧૯૬ | ૪૨ | અખચંદ • | અખેચંદ |
| ૧૯૬ | ૪૩ | વધ્વંસ | વિધ્વંસ |
| ૨૦૦ | ૩૨ | પક્ષાચિક | પૈશાચિક |
| ૨૦૧ | ૨૬ | ન્યાપુરઃસર | ન્યાયપુરઃસર |
| ૨૦૧ | ૪૦ | કયું | કર્યું |
| ૨૦૬ | ૧૭ | કરે | ન કરે |
| ૨૩૫ | ૩૫ | કાય | કાર્ય |
| ૨૩૯ | છેલ્લી | ૩૮૯૯ | ૩૪૯૯ |
| ૨૪૦ | ૩૬ | વર્ષિક | વાર્ષિક |
| ૨૪૦ | ૩૯ | સતાં | વસતાં |
| ૨૫૦ | ૧૨ | અને ગોદા રાની | અને |
| ૨૫૧ | ૯ | બિકાને | બિકાજીને |
| ૨૭૨ | ૪૧ | રાજપૂતાના | રાજપૂતાનાના |
| ૨૭૫ | ૪ | ૧૪૨૯૧ | ૧૪૨૮૪ |
| ૨૭૭ | ૮ | પારિવર્તન | પરિવર્તન |
| ૨૮૨ | ૩૩ | અનેક | અને |
| ૨૮૭ | ૩૯ | આષધિ | ઔષધિ |
| ૨૮૮ | ૭ | જોટને | જોટાંને |
| ૨૯૩ | ૧૪ | ખચ | ખર્ચ |
| ૨૯૨ | છેલ્લી | ૩૩૧૪૦૦ | ૩૫૪૯૦૦ |
| ૩૦૬ | ૭ | **સવૌષધિ** | **સર્વૌષધિ** |
| ૩૧૩ | ૬ | થયો. ૩૦ | થયો. |
| ૩૧૮ | ૨૭ | ૨ હિરાતની | હિરાતની |
| ૩૨૨ | ૨૫ | જો | ( જો |
| ૩૨૩ | ૨૫ | દ્વારાપર | દ્વારેપર |
| ૩૨૬ | ૨ | સનિકોએ | સૈનિકોએ |
| ૩૩૫ | ૨૧ | ત્યાર | ત્યાર પછી |
| ૩૫૧ | ૨ | સનિકો | સૈનિકો |
| ૩૭૨ | ૨૦ | તરફહૈદરા બાદ | તરફ હૈદરાબાદ |
| ૩૯૯ | ૧૫ | મંત્રીક મરૂદ્દીનને | મંત્રી કમરૂદ્દીનને |
| ૪૦૩ | ૪૩ | હતો રહ્યો | રહ્યો હતો |
| ૪૦૪ | ૪૧ | જયહને | જયસિંહને |
| ૪૧૯ | ૪૨ | રાયજની | રાજ્યની |
| ૪૩૭ | ૬ | ૧૮૮૩ | ૧૮૩૩ |
| ૪૪૫ | ૨૯ | શિવાપોલ | શિવપોલ |
| ૪૬૯ | ૩૩ | આ અને | આ |
| ૪૮૨ | ૪૩ | અધક | અધિક |
| ૪૯૧ | ૩૭ | રાયસાલો તોના | રાયસાલોતોના |
| ૪૯૪ | ૨૯ | ઉઅનુમાન | અનુમાન |
| ૪૯૪ | ૪૨ | હતા તેથી ગયા | ગયા હતા તેથી |
| ૪૯૭ | ૩૧ | આલપ્ત | અલિપ્ત |
| ૫૧૩ | ૧૯ | અધિ | અધિક |
| ૫૨૧ | ૧૩ | રાજશતાનામાં | રાજપૂતાનામાં |
| ૫૩૦ | ૩૯ | સુરાબાઈઅ | સુરાબાઈએ |
| ૫૩૦ | ૩૯ | ગામો | ગાત્રો |
| ૫૪૧ | ૧૬ | ભાંડ | ભાંડા |
| ૫૪૩ | ૧૮ | સ્વગત | સ્વાગત |
| ૫૪૪ | ૩૭ | હતાાં | હતાં |
| ૫૪૮ | ૧૬ | આરંગાબાદના | ઔરંગાબાદના |
| ૫૫૪ | ૧૫ | જાનથ | જાનથી |
| ૫૬૫ | ૩ | રણક્ષત્રનો | રણક્ષેત્રનો |
| ૫૮૦ | ૨૫ | જોધપુરન | જોધપુરના |
| ૫૮૦ | ૩૯ | ખચ | ખર્ચ |
| ૬૦૫ | ૩ | સામેળ | સામેલ |
| ૬૧૧ | ૩૦ | સોભ | સોળ |
| ૬૩૬ | ૪૦ | નિદશ ન | નિદર્શન |
| ૬૩૮ | ૯ | બ્રિટિશરકારના | બ્રિટિશસરકારના |
| ૬૪૪ | ૧૨ | કાર્યમ | કાર્યમાં |
| ૬૬૫ | ૫ | કે | કો |
| ૬૬૫ | છેલ્લી | ૧૭૭૩૨૧૭૦-૧૧ | ૧૭૭૩૨૧૭-૦-૧૧ |
| ૬૭૧ | ૧૫ | પણ | પણ વર્ણન |
| ૬૭૨ | ૩૪ | સાલુમ્બ્લા | સાલુમ્બ્રા |
| ૬૭૭ | ૪૨ | કૃણવર્ણ | કૃષ્ણવર્ણ |
| ૬૮૩ | ૧૦ | ગોરવ | ગૌરવ |
| ૬૮૫ | ૧૩ | મહા | મારા |
| ૬૮૬ | ૨૭ | તેત્સંબંધી | તે સંબંધી |
| ૬૯૨ | ૩૯ | છે | છે કે |
| ૭૨૧ | ૮ | પાડવાનો | પડવાનો |
| ૭૨૩ | ૪૧ | મુખમથી | મુખમાંથી |
| ૭૩૬ | ૩ | સપ્પમી | સપ્તમી |

# अनुक्रमणिका–सारांशरूपे

## ખંડ ૧ લો–મારવાડ વા જોધપુરરાજ્ય

## ખંડ ૨ જો–બિકાનેરનું રાજ્ય

**અધ્યાય ૪ થો**:-( પૃષ્ઠ ૨૮૨ થી ૨૯૪ ) પ્રાચીન અને અર્વાચીન અવસ્થા-વ્યાપારીપદાર્થો તથા રીતિનીતિનું વર્ણન-સામંતોનું વર્ણન-વિદ્યાલય-દિવાની અને ફોજદારી.

**અધ્યાય ૫ મો**:-( પૃષ્ઠ ૨૯૫ થી ૨૯૮ ) ભટનેરની ઉત્પત્તિ-જાટજાતિની ઐતિહાસિક શ્રેષ્ઠતા-પૌરાણિક તપાસ-પ્રાચીન નગરોની યાદી-તામ્રપત્રોની પ્રાપ્તિ.

## ખંડ ૩ જો-જેસલમીરનું રાજ્ય

**અધ્યાય ૧ લો**:-(પૃષ્ઠ ૨૯૯ થી ૩૧૮) જેસલમીરનું નામકરણ-ભાટીઓ યદુવંશી હોવાનું પ્રમાણ-નાભ અને ખીરનો દ્વારિકામાંથી દેશનિકાલ-મરુભૂમિમાં પ્રતિબાહુનો અભિષેક-સુબાહુ-ગજદ્વારા ગજનીની સ્થાપના-શાલિવાહનનું પંજાબમાં આગમન-ચાકિત સંપ્રદાય-તક્ષશિલા રાજધાનીનો આવિષ્કાર-મંગલરાવ-કેહરનું વર્ણન-વરાહજાતિની સાથે સંબિબંધન.

**અધ્યાય ૨ જો**:-( ૩૧૯ થી ૩૨૯) રાજા કેહર-રાજા તન્તુ-લંગાજાતિ-ભટ્ટીરાજાનું યોગી સાથે મળવું-દેવરાજ-લંગાજાતિનો ઇતિહાસ-રાવલ મુંદ-બાછુરાવનું મરણ-રાવ દુસ્સજને સિંહાસનપ્રાપ્તિ-જયસલનું ચરિત્ર-ભાટીઓને જેસલતરફથી રાવલપદની પ્રાપ્તિ-બીજા શાલિવાહનને રાજ્યપ્રાપ્તિ.

**અધ્યાય ૩ જો**:-( ૩૩૦ થી ૩૩૮ ) જયસલના જ્યેષ્ઠ પુત્ર કેલનજીનો દેશનિકાલ-બદ્રીનાથના યદુવંશી રાજા-બિજલદેવ, કેલનજી, ચાચકદેવ, કરણ, લાખણસેન, પુન્યપાલ અને જેતસિંહનું વર્ણન-યવનોનું આક્રમણ-મૂળરાજનું પરાક્રમ-જેસલમીરનો યવનોના હાથે વિધ્વંસ થવો.

**અધ્યાય ૪ થો**:-(પૃષ્ઠ ૩૩૯ થી ૩૪૬) જેસલમીરમાં મહેબાના રાઠોડનું આગમન-દુદાજીએ તેમનો કરેલો પરાભવ-તિલોકસી, ઘડસી, રાણિંગદેવ, કેલણ, ચાચકદેવ અને વરસલનાં ચરિત્રોનું વર્ણન-બાબરે મુલતાન જીતવું-ત્યાર પછીના છ રાજાઓનું વર્ણન.

**અધ્યાય ૫ મો**:-( પૃષ્ઠ ૩૪૭ થી ૩૫૭ ) સુબલસિંહ, અમરસિંહ, રાવલ પુંગલ, તેજસિંહ, મૂલરાજ, અક્ષયસિંહ, રાયસિંહ, જોરાવરસિંહ અને ગજસિંહનું ચરિત્ર તથા સામયિક ઘટના.

**અધ્યાય ૬ ઠ્ઠો**:-( પૃષ્ઠ ૩૫૮ થી ૩૬૪) મૂલરાજની સંધિ-મૂલરાજનું મરણ-પલ્લીવાલલોકોનું પોતાની જાતે દેશનિકાલ થવું-સાલિમસિંહની સંપત્તિ-રાવલ ગજસિંહનું ઉદયપુરમાં આવવું.

**અધ્યાય ૭ મો**:-(પૃષ્ઠ ૩૬૫ થી૩૬૮)જાતીય સ્વાધીનતા-ગજસિંહે સાલિમસિંહના પુત્રને કેદ કરવો-તેના પક્ષવાળાઓનો અસંતોષ-બ્રિટિશસરકારની સહાયતા-રણજિતસિંહનો અભિષેક-તેનું શાસન-વૈરીસાલના શાસનનું વર્ણન.

**અધ્યાય ૮ મો**:-(પૃષ્ઠ ૩૬૯ થી ૩૭૫) જેસલમીરનું ભૌગોલિક વર્ણન-ગામ અને નગરોની સંખ્યા-ધનપરિમાણ-પાલીવાલજાતનો ઇતિહાસ-પોકર્ણબ્રાહ્મણજાતિ-જેસલમીરનો કિલ્લો.

## ખંડ ૪ થો-જયપુરનું રાજ્ય

**અધ્યાય ૧ લો**:-( પૃષ્ઠ ૩૭૭ થી ૩૮૯) જયપુરનું પ્રાચીન નામ-કછવાહાઓનું વર્ણન-દૂલેરાય-બડગૂજર-મેદલજી-પજોનીને સિંહાસનપ્રાપ્તિ-મલેસીજીને સિંહાસનપ્રાપ્તિ-બારાકોટડીની બાર શાખાઓ-માનસિંહને સિંહાસનપ્રાપ્તિ-તેમની પછી મિર્જારાજા જયસિંહ,રામસિંહ અને વિશનસિંહને સિંહાસનપ્રાપ્તિ.

**અધ્યાય ૨ જો**:-(પૃષ્ઠ ૩૯૦ થી ૪૦૬) પ્રાચીન અને મધ્યકાળના ક્ષત્રિયો-સવાઇ જયસિંહનો અભિષેક-જયસિંહની ગુણાવલી-તેમણે અશ્વમેધ યજ્ઞ કરવો-તેમનું શાસન અને મૃત્યુ.

**અધ્યાય ૩ જો**:-( પૃષ્ઠ ૪૦૭ થી ૪૧૬ ) ઇશ્વરીસિંહનો અભિષેક-માધોસિંહ-પૃથ્વીસિંહ-પ્રતાપસિંહ-માચેરીના ખુશાલીરામ-પ્રતાપસિંહનું મૃત્યુ.

**અધ્યાય ૪ થો**:-(પૃષ્ઠ ૪૧૭ થી ૪૩૩) જગતસિંહનો અભિષેક-બ્રિટિશસરકાર સાથે તેમની સંધિ-જગતસિંહની રાજનીતિ-કૃષ્ણાકુમારી સાથે વિવાહનો ઉદ્યોગ-માનસિંહની વિરુદ્ધ જગતસિંહનું યુદ્ધ-જોધપુરના કિલ્લાનો ઘેરો-જગતસિંહનું મરણ-મોહનસિંહનો અભિષેક-જયસિંહનો જન્મ.

**અધ્યાય ૫ મો**:-( પૃષ્ઠ ૪૩૪ થી ૪૩૮ ) ભટિયાણીરાણીનું રાજ્યશાસન-રાવ વૈરીસાલની સ્થિતિ-ઝુંતારામ-મહારાજ જયસિંહનું મૃત્યુ-ગવર્નર જનરલના એજંટનું જયપુરમાં આગમન-ઝુંતારામનું

## કર્નલ ટૉડના પ્રવાસનું વર્ણન

# આ સંસ્થાના ઉત્તમ અને સસ્તા ગ્રંથો

## अतिउत्तम धार्मिक ग्रंथो

| ગ્રંથનું નામ | | પૃષ્ઠ | કદઇંચ | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|---|---|---|
| પ્રીતમદાસની વાણી–સર્વથી મોટોસંગ્રહ ... | | ....૪૨૦.... | ૫×૯ .... | ૧॥ ... | ૦।‑ |
| અખાની વાણી–નવી આવૃત્તિ–પુષ્કળ વધારા સાથે | | ....૫૦૦... | ૫×૮ .... | ૧॥ .... | ૦।‑ |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા–નવી આવૃત્તિ.... | | ....૭૦૦.... | ૫॥×૯... | ૨॥ ... | ૦॥ |
| શ્રીમદ્‌ ભાગવત–ઉત્તમ ભાષાંતર .... ... | | ....૭૦૦.... | ૮×૧૧ .... | ૫) .... | ૦॥= |
| શ્રી રામકૃષ્ણકથામૃત–બંને ભાગ ભેગા .... | | ....૬૫૦... | ૫॥×૮ .... | ૨॥ .... | ૦।= |
| શ્રી દાસબોધ–નવી આવૃત્તિ .... .... .... | | ....૬૨૦... | ૫॥×૮ .... | ૨॥ ... | ૦।= |
| શ્રી વાલ્મીકિ રામાયણ–મોટા બે ભાગમાં ... | | ૧૪૦૦.... | ૬॥×૧૦.... | ૬) .... | ૧।= |
| મહાભારતનાં આદિ અને સભાપર્વ–ભાષાંતર | | ...૬૦૦.... | ,, .... | ૨) ... | ૦॥= |
| સ્વામી રામતીર્થ–ગ્રંથ ૧ થી ૪,ભાગ ૧ થી ૧૩ | | ૨૩૦૦... | ૫॥×૮।.... | ૮। .... | ૧॥ |
| સ્વામી વિવેકાનંદ-ગ્રંથ ૧ લો,ભાગ ૧–૨–૩.... | | ....૫૭૫.... | ,, .... | ૨। .... | ૦।= |
| ,, ગ્રંથ ૨ જો ,, ૪–૫ .... | | ....૬૦૦.... | ,, .... | ૨। .... | ૦।= |
| ,, ભાગ ૬–૭–૮–૯–૧૦–નોખા | | ૨૪૦૦.... | ૫×૬॥ .... | ૭) .... | ૦॥= |
| ગિરધરકૃત શુદ્ધ રામાયણ–ખાસ શુદ્ધ આવૃત્તિ | | ....૭૮૪.... | ૫॥×૯ ... | ૨। ... | ૦॥‑ |
| ધર્મતત્ત્વ–બંકિમકૃત ઉત્તમ ધર્મગ્રંથ.... .... | | ....૨૪૮.... | ૫॥×૮ .... | ૦॥।... | ૦) |
| યોગતત્ત્વ–રામચરકના ગ્રંથો ઉપરથી.... ... | | ...૩૮૪.... | ,, .... | ૧। .... | ૦।‑ |
| શ્રી ભજનસાગર–બહોળા વધારાસાથે નવી આવૃત્તિ | | .....૨૦૦.... | ૫×૮ .... | ૦॥= | ૦)= |
| સ્વર્ગનું વિમાન | આ પુસ્તકો સ્વ૦અ.સું.પઢીયાર | ...૩૮૪.... | ૫×૯ .... | ૧।=.... | ૦।‑ |
| સ્વર્ગની કુંચી | રચિત હોઇ એમાં અનેક | ...૩૭૮.... | ,, .... | ૧।=... | ૦।‑ |
| સ્વર્ગનો ખજાનો | દાખલાદૃષ્ટાંતપુર્વક ઉત્તમ | ....૩૨૪.... | ,, .... | ૧।=.... | ૦।‑ |
| સ્વર્ગનો પ્રકાશ | સદ્‌બોધ સમાયલો છે. | ....૩૩૬... | ,, .... | ૧।=.... | ૦।‑ |

શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા–ગુજરાતી, હિન્દી કે મરાઠી સરળ ટીકા સાથે........ ૦।= ૦)=

ભગવદ્‌ગીતા–મૂળ મૂળ .... ... ....મધ્યમઅક્ષર ૦।‑ મોટા અક્ષર ૦॥=

પંચરત્ન ગીતા–મૂળમૂળ .... ....નાના અક્ષર ૦। મધ્યમાક્ષર ૦॥, મોટા અક્ષર ૦॥।

છબીઓ–ભગવાનની, વ્યાસગણેશની તથા સર્વ દમયંતીની; દરેકનો ૦)‑,૧૦ પ્રતના ૦॥

## उत्साह अने चेतनाप्रेरक पुस्तको

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | કદઇંચ | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|---|---|
| બંકિમનિબંધમાળા–ધર્મતત્ત્વસાથે નવી આવૃત્તિ | ...૫૯૦.... | ૫॥ × ૮ .... | ૧॥। .... | ૦।= |
| ભાગ્યના સૂત્રાઓ ... ... ... ... | ...૭૨૦... | ,, ... | ૨) ... | ૦। |
| સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ... ... ... | ...૫૫૨.... | ,, ... | ૧॥=... | ૦)= |
| પ્રભુમય જીવન–અંગ્રેજી લાખો પ્રત નીકળી છે .... | ...૨૧૬... | ૫×૬॥.... | ૦॥। .... | ૦)= |

# राजस्थाननो इतिहास

## ग्रंथ २ जो

## खण्ड १ लो-मारवाड का जोधपुर राज्य

### अध्याय १ लो

મારવાડનાં ભિન્ન ભિન્ન નામો-પ્રાચીન ઇતિહાસનાં પ્રમાણો-યતિની વંશાવલી-મારવાડ-નિવાસી રાઠોડજાતિની પારલીપુરના યવન રાજાઓદ્વારા ઉત્પત્તિ-બીજી વંશાવળી-નયનપાલ અને તેનો સમય-કનોજપર મેળવેલો વિજય-રાજપુત વંશાવળીઓનો ઉપયોગ-કવિ કર્ણીદાનરચિત સૂર્યપ્રકાશ-રાજરૂપક આખ્યાત અર્થાત્ અજીતસિંહની બાલ્યાવસ્થા અને તેના રાજ્યનો ઇતિહાસ-વિજયવિલાસઆખ્યાત અર્થાત્ જીવનચરિત્ર-બીજાં સાધનો-યવનાશ્વ અર્થાત્ ઇન્ડોસાઇથિક જાતિ-કમધ્વજ નામધારી તેર રાઠોડ-કુટુંબો-કનોજાધિપતિ રાજા જયચંદ-મુસલમાનોએ ભારતવર્ષપર અધિકાર સ્થાપિત કર્યો તે પૂર્વે કનોજ રાજ્યની સીમા અને વૈભવ-તેનું પ્રચંડ સૈન્ય માંડલિકની પદવી-તેને મળેલું દૈવી માન-રાજસૂયયજ્ઞ-તેનું અપૂર્ણ રહેવું અને પરિણામ-ભારતની દશા-હિંદુઓનાં ચાર મોટાં રાજ્યો-દિલ્હી, કનોજ, મેવાડ અને અણહિલપુર-શાહબુદ્દીન ઘોરીએ ભારતવર્ષપર કરેલું આક્રમણ-દિલ્હીના ચોહાણ રાજાપર તેણે મેળવેલો વિજય-કનોજપર આક્રમણ-સાત શતાબ્દિ પછી થયેલો કનોજનો નાશ-જયચંદનું મૃત્યુ અને તેના મૃત્યુનો કાળ.

મારવાડ શબ્દ એ મારૂવારનો અપભ્રંશ છે. યથાર્થ રીતે એનું નામ મરુસ્થલ વા મરુદેશ છે; અને તેનો અર્થ 'મૃત મનુષ્યોનો દેશ' એવો છે. પ્રાચીન મુસલમાન ઇતિહાસવેત્તાઓએ અણસમજથી એને મારદેશ પણ લખ્યો છે. કવિઓએ એને મુરધરા કહ્યો છે અને પ્રાસ મેળવવાને માટે કોઈ કોઈ વખત તો માત્ર મરુજ લખ્યો છે. જે પ્રદેશ રાઠોડ લોકોના અધિકારમાં છે, તેનેજ મરુભૂમિ કહેવામાં આવે છે; પરંતુ પ્રાચીન કાળમાં સમુદ્રથી લઇને સતલજ સુધીના કેટલાક પ્રદેશને મરુદેશ કહેવામાં આવતો હતો.

મારવાડદેશાધિપતિ રાઠોડવંશનું સંક્ષિપ્ત વૃત્તાંત અત્રે આપવામાં આવશે.આ વૃત્તાંત રાઠોડોના પોતાનાજ ગ્રંથોમાંથી તારવી કાઢવામાં આવ્યું છે. જેમ મેવાડના ઇતિહાસમાં અમે મેવાડના ઐતિહાસિક ગ્રંથોમાંથી સાર કાઢી અમારી પોતાની શૈલીમાં લખી કાઢયો છે, તેમ અમે અહીં કરીશું નહિ. અહીં અમે મારવાડના ઐતિહાસિક ગ્રંથોમાંથી પણ કેટલાક ભાગનો સરલ અનુવાદ આપીશું.

સર્વથી પહેલાં અમે ગ્રંથકર્તાઓનાં પ્રમાણોનો ઉલ્લેખ કરીશું. પ્રથમ નાડલાઇ જૈનમંદિરના પૂજારી યતિની બનાવેલી વંશાવલી છે. આ વંશાવલી ૫૦ ફુટ લાંબી છે. આ વંશાવલીમાં સૌથી પહેલાં રાઠોડવંશની ઉત્પત્તિ ઇંદ્રના મેરુદંડમાંથી થયેલી જણાવી છે. પારલીપુરના રાજા યવનાશ્વને કલ્પિત પિતા જણાવવામાં આવ્યા છે. પારલીપુરના સંબંધમાં રાઠોડો માત્ર એટલુંજ જાણે છે કે તે કયાંક ઉત્તર દિશામાં છે; પરંતુ આ વંશના લોકો અશ્વ વા અસિજાતિના યવન (સાઇથીઅન) રાજાદ્વારા ઉત્પન્ન થયા છે. એ વાત સિદ્ધ કરનારાં પ્રમાણો અમારી પાસે વિદ્યમાન છે.

આ વંશાવળીનો પ્રારંભ કાન્યકુબ્જ વા કનોજ અને કમધ્વજ વંશના પ્રારંભની સાથેથી થાય છે અને રાઠોડ વંશની તેર શાખાઓ, ગૌતમ ગોત્ર, માધ્યંદિની શાખા, શુક્રાચાર્ય ગુરુ, ગણપતિ અગ્નિ અને પંખની દેવી આદિનું વૃત્તાંત લખી તેની સમાપ્તિ કરવામાં આવી છે.

બીજી એક વંશાવલી પણ અતિ પ્રાચીન સમયની છે.રાજા નયનપાલે સંવત ૫૨૬ (ઈ૦ સ૦ ૪૭૦) માં કનોજ જીતી લીધું અને ત્યાંના રાજા અજયપાલનો વધ કર્યો, ત્યારથી એના વંશજો કનોજીઆ રાઠોડ કહેવાયા. એ ઇતિહાસમાં કનોજના અંતિમ રાજા જયચંદનું વૃત્તાંત પણ વર્ણવવામાં આવ્યું છે; તેમાં એવો ઉલ્લેખ છે કે જયચંદના ભત્રીજા શિયોજીને દેશપાર કરવામાં આવ્યો હતો અને બીજા પણ અનેક રાઠોડો કનોજરાજથી ભયભીત થઇને મરુદેશમાં જઇ વસ્યા હતા. વળી રાજા જશવંતસિંહના મૃત્યુનું ( સંવત ૧૭૩૫ ઇ૦ સ૦ ૧૬૭૯ ) તેમજ તેની પ્રત્યેક શાખાનું વર્ણન પણ તેમાં છે.

ઇતિહાસવેત્તાઓને આ વૃત્તાંત અતિ શુષ્ક અને નીરસ લાગશે; પરંતુ તત્ત્વજ્ઞાનીઓને આ ઇતિહાસના જેવો રસિક ઇતિહાસ બીજો કોઇ પણ લાગશે નહિ. ઇ૦ સ૦ ૧૧૯૩ માં આપણે જયચંદની ગાદીનો નાશ થયેલો જોઇએ છીએ અને તેના ભાઇભત્રીજા તથા આપ્તસ્નેહીઓને મરુસ્થલના નાના નાના સરદારોની સેવામાં પ્રવિષ્ટ થતા જોઇએ છીએ. ચાર શતાબ્દીના અરસામાં આપણે આ ગંગાતટનાં રહેવાસીઓને સમસ્ત રેતાળપ્રદેશમાં પ્રસરી ગયેલાં જોઇએ છીએ. આ રેતાળ ભૂમિમાં તેમણે ત્રણ રાજનગરો વસાવ્યાં, મોટાં મોટાં રાજભુવનો બંધાવ્યાં અને એકજ પિતાદ્વારા ઉત્પન્ન થયેલા ૫૦,૦૦૦ વીરોએ રણક્ષેત્રમાં દિલ્લીના બાદશાહની સામે બાથ ભીડી. રાઠોડોનો વંશ આટલો બધો વધી ગયો છતાં કનોજવિજેતા મુસલમાનોને તેની જાણ ન પડી! પરમોત્સાહી શેરશાહે, શિયોજીનાં સંતાનોએ રણક્ષેત્રમાં તેની સામે બાથ ભીડી ત્યારે કહ્યું હતું કે: " એક મુઠ્ઠીભર જવને માટે હું ભારતવર્ષનું સિંહાસન ખોવાની અણીપર આવી પહોંચ્યો હતો ! " આ વાકયપરથી રાઠોડો કેવા પરાક્રમી હતા, તે સ્પષ્ટરીતે પ્રતીત થાય છે.

પ્રત્યેક રાઠોડના હૃદયમાં જાતિઅભિમાન સદા જાગૃત રહે છે, એ જાણી આપણને પરમ આનંદ થાય છે. સર્વ રાઠોડો પોતાને એકજ વંશમાંથી ઉત્પન્ન થયેલા માને છે અને તેઓ પોતાના આદ્ય પુરુષને અત્યંત પૂજનીય ગણે છે. આવા જાતિઅભિમાનની અસર પ્રજા ઉપર કેવી થાય છે તે સર્વ માણસો જાણે છે; માટે તે વિષે લખવાની કાંઇ આવશ્યકતા નથી. ઇતિહાસવેત્તાઓ પુષ્કળ નામો લખવાં એને માત્ર શાહીનો દુરુપયોગજ ગણે છે.

ઉપલી બન્ને વંશાવલીઓ સિવાય બીજા કેટલાક ભટ્ટગ્રંથો મારવાડના ઇતિહાસસંબંધે પ્રાપ્ત થાય છે. તેમાં " સૂર્યપ્રકાશ " " રાજરૂપકાખ્યાત " અને " વિજયવિલાસ " એ ત્રણ મુખ્ય છે. આ ત્રણે ગ્રંથોમાંનું વર્ણન અમે હવે જણાવીએ છીએ.

મારવાડના અભયસિંહ નામના એક રાઠોડ રાજાએ કર્ણીદાન નામક ભટ્ટ કવિ પાસે " સૂર્યપ્રકાશ " ગ્રંથ રચાવ્યો હતો. આ ગ્રંથમાં ૭૫૦૦ છંદો છે. ઇ૦ સ૦ ૧૮૨૦ માં રાજા

માનસિંહે આ ગ્રંથની એક નકલ મારી પાસે મોકલી હતી. કવિ કર્ણીદાને* મનુષ્યના ઉત્પત્તિ-કાળથી પ્રારંભ કરીને મહારાજા સુમિત્ર સુધીની વંશાવળી આપી છે, પણ પછી તે અટકી પડે છે અને નયનપાલથી રાજવંશની વંશાવળીની પુનઃ શરૂઆત કરે છે.

ઉક્ત ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કે મહારાજા નયનપાલે કનોજ રાજ્ય જીતી લઇ તેપર અધિ-કાર સ્થાપિત કરી કમધ્વજની ઉપાધિ ધારણ કરી હતી. કવિ કર્ણીદાને રાજકીય વૃત્તાંતોપરથીજ પોતાના ગ્રંથની રચના કરી છે; છતાં નાદોલના દેવમંદિરમાંથી જે વંશાવળી પ્રાપ્ત થઈ છે તેમાંનાં વૃત્તાંતની સાથે સૂર્યપ્રકાશમાંનું વર્ણન વિશેષ મળતું આવે છે; પરન્તુ એ વંશાવળી પણ સંક્ષિપ્ત છે. કનોજની રંગભૂમિમાં રાઠોડ વીરોએ બતાવેલી વીરતા, પરાક્રમ તથા યુદ્ધકૌશલ્યના સંબંધમાં સૂર્યપ્રકાશ ગ્રંથમાં વિશેષ વર્ણન નથી એ અતિ આશ્ચર્યની વાત છે. આ ગ્રંથમાં એટલે સુધી અંધેર જણાય છે કે તેના પ્રણેતાએ જયચંદનો પરાજય અને તેના મૃત્યુની વાત પણ છોડી દીધી છે! તેણે એકદમ મારવાડની રંગભૂમિપર ઉપસ્થિત થઈ મહારાજા શિયોજીના વંશજોનું સંક્ષિપ્ત વર્ણન કરીનેજ રાજવંશાવળી પૂર્ણ કરી છે.

"રાજરૂપકાખ્યાત" માં સૌથી પહેલાં સૂર્યવંશનું વર્ણન કરવામાં આવ્યું છે. મહારાજા ઇક્ષ્વાકુના વંશજો પોતાની પ્રાચીન રાજધાની અયોધ્યાનગરીના સિંહાસનપર વિરાજમાન હતા, તે સમયનું સંક્ષિપ્ત વૃત્તાંત આ ગ્રંથમાં ઉપલબ્ધ થાય છે. આ સર્વ વૃત્તાંત ઉપરાંત ગ્રંથકર્તાએ શિયોજીએ પોતાના દેશનો કરેલો ત્યાગ આદિ કેટલીક ઘટનાઓવિષે પણ વિવેચન કર્યું છે. જે દિવસે રાઠોડ વીર શિયોજીએ કેટલાક અનુચરોને લઇને રાજસ્થાનની મરુભૂમિમાં આવી પોતાના વિશાળ વંશનું વૃક્ષ સ્થાપિત કર્યું; તથા જે દિવસે તેણે પોતાના પરમ સાહસના પ્રભાવવડે દગ્ધ મરુભૂમિમાં સુશોભિત રાજમહાલયો બંધાવ્યાં, તે દિવસથી લઇને મહારાજા જસવંતસિંહના મૃત્યુસુધી, રાઠોડ કુલનો ભાગ્યતરંગ કયી કયી દિશામાં વળ્યો હતો, તેનું સંક્ષિપ્ત વૃત્તાંત આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે. તે ઉપરાંત બીજી ઘટનાઓ પણ વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવી છે. મહારાજા [1]જસવંતસિંહનો છળ-કપટથી નાશ કરવામાં આવ્યો ત્યાર પછી તેમનાં બાલક કુમાર અજીતસિંહે કેવી કેવી વિપત્તિઓ સહન કરીને રાજસિંહા-સનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને કેવી રાજનીતિથી રાજ્ય કર્યું, એ બાબતનું વર્ણન પણ "રાજરૂપકાખ્યાત" માં ક્રમશઃ આપવામાં આવ્યું છે. આટલુંજ લખીને ગ્રંથકારે પોતાની લેખિની છોડી દીધી નથી; પરંતુ તેણે રાઠોડ વીર અજીતસિંહ અને તેના પુત્ર અભયસિંહના શાસન-કાળથી લઇને ગુજરાતના સુબેદાર સર બુલંદખાંની સાથેનું યુદ્ધ સમાપ્ત થયું ત્યાંસુધીની સર્વ ઘટના-ઓનું પણ વર્ણન કર્યું છે. એ રીતે આ ઇતિહાસમાં સંવત ૧૭૩૫ (ઇ૦ સ૦ ૧૬૭૯) થી સંવત ૧૭૮૭ (ઇ૦ સ૦ ૧૭૩૧) સુધીની ઐતિહાસિક ઘટનાઓનું વિસ્તાર પૂર્વક વર્ણન છે,

આ સિવાય "વિજયવિલાસ" અને "ખ્યાત" નામના બીજા બે બૃહદ્ગ્રંથોમાં પણ મારવાડસબંધી વર્ણન ઉપલબ્ધ થાય છે. "વિજયવિલાસ" માં એક લાખ છંદ છે. આ ગ્રંથમાં વખ્તસિંહના પુત્ર વિજયસિંહના શાસનકાળ સુધીનું સમસ્ત વર્ણન લખવામાં આવ્યું છે; તેમાં વિજયસિંહ અને રામસિંહની વચ્ચેના યુદ્ધનું વૃત્તાંત છે. તે પછી મરાઠાઓએ મારવાડમાં પ્રવેશ કર્યો તે વિષેનું વર્ણન છે.

"ખ્યાત" પણ એક ઐતિહાસિક ગ્રંથ છે; પરંતુ કર્નલ ટૉડને આ સંપૂર્ણ ગ્રંથ પ્રાપ્ત થયો નહોતો. આ ગ્રંથના જે ભાગમાં બાદશાહ અકબરના મિત્ર રાઠોડ રાજા ઉદયસિંહનું તેમજ તેમના પુત્ર ગજસિંહ અને પૌત્ર જશવંતસિંહનું વર્ણન લખવામાં આવ્યું છે, તેજ ભાગ તેમને મળ્યો હતો. આ સર્વ છિન્નભિન્ન ઐતિહાસિક વૃત્તાંત એકત્રિત કરીને ટૉડ મહાશયે મારવાડના ઇતિહા-સની રચના કરી છે. [2]

---

* કર્ણીદાન ભાટ નહોતો પરંતુ ચારણ હતો.

૧ મહારાજા જસવંતસિંહનો છળકપટથી નાશ કરવામાં આવ્યો નહોતો; તેઓ કુદરતી મોતે મરણ પામ્યા હતા.

૨ આઠમો ભાગ (આ પૅરેગ્રાફ) મૂળ ટૉડ રાજસ્થાનમાં નથી, પણ હિન્દી ભાષાન્તરમાં ઉમેરાયલો હોવાથી તે અહીં દાખલ કર્યો છે.

રાઠોડોની ઉત્પત્તિનું વૃત્તાંત પૂર્વે ( આ ગ્રંથના પ્રથમ ભાગમાં ) લખવામાં આવ્યું છે; માટે આ સ્થળે અત્રે તેમનો ઇતિહાસ લખવાને પ્રવૃત્ત થઇએ છીએ. ગંગાના ઉત્તર ભાગમાં આવેલા પારલીપુરથી ઉખડીને રાઠોડ વંશવૃક્ષ તેના દક્ષિણ ભાગમાં અર્થાત્ મરુભૂમિમાં શી રીતે સ્થાપિત થયું, તેનું સ્પષ્ટ વૃત્તાંત કોઇ પણ ઐતિહાસિક ગ્રંથમાં ઉપલબ્ધ થતું નથી. આ પરથી એમ જણાય છે કે તે સમયે રાઠોડો રાજનીતિમાં પ્રવીણ થયા નહોતા.

તદુપરાંત, જોધપુરના એક રાજાએ એક બુદ્ધિમાન રાજકર્મચારીની પાસે એક નોંધપોથી તૈયાર કરાવી હતી. આ પોથીમાં ઇ૦ સ૦ ૧૬૨૯ માં થયેલા રાજા અજીતસિંહના મૃત્યુથી લઇને ઇ૦ સ૦ ૧૮૧૮ માં અગ્રેજોની સાથે થયેલી સંધિ સુધીનું વૃત્તાંત પ્રાપ્ત થાય છે. એ વૃત્તાંત લખનારના પૂર્વપુરુષ જોધપુરના રાજ્યમાં ઉચ્ચ પદ ભોગવતા હતા અને તે પુરુષ ભૂત તથા વર્તમાન ઐતિહાસિક વૃત્તાંતોની મૂર્તિરૂપ હતા. આ પ્રકારે પુસ્તકોદ્વારા તથા રાજા, મહારાજા, દરબારીઓ, સામંતો તથા પ્રજાજનો સાથે કરેલા વાર્તાલાપદ્વારા આ ઇતિહાસ સંગ્રહિત કરવામાં આવ્યો છે. વિહંગદષ્ટિથી જોવાથી એ ઇતિહાસ નીરસ પ્રતીત થશે, પરંતુ પરિણામે ચિત્તાકર્ષક લાગશે.

રાઠોડોની વંશાવળી શાખાપ્રશાખાસહિત આ ગ્રંથમાં લખવામાં આવી છે. એકજ રાઠોડવંશની શાખાઓ આજે એકબીજાની સાથે વેર રાખે છે, એ અતિ શોચનીય છે. આ વંશાવળી જોવાથી પ્રત્યેક શાખાનો અધિકાર જ્ઞાત થશે અને પરસ્પર ચાલતા લડાઇઝગડાથી તેમની જે હીન દશા થઇ છે, તેની નિવૃત્તિના ઉપાયો કરવા વિચાર સ્ફુરશે. આવા સમયમાં મેં જે આ ઇતિહાસ બહાર પાડયો છે, તેથી મહારાજાધિરાજને રાઠોડોનો અધિકાર નિર્ણીત કરવામાં ઘણી સુગમતા પડશે.

રાઠોડો સૂર્યવંશી છે કે નહિ, તેનો નિર્ણય કરવાનું કામ માથે લેવાની અમારી ઇચ્છા નથી, રાઠોડોની ઉત્પત્તિ ઈંદ્રના મેરુદંડથી થઈ હતી કે નહિ તે ચર્ચામાં પડવા અમે ઇચ્છતા નથી, તેમજ અમે ઉત્તરમાં નામમાત્રના પિતાનું રાજ્ય પણ ઢુંડતા નથી. અમે તો માત્ર એટલુંજ કહીને સંતુષ્ટ થઇશું કે પારલીપુરના રાજાના કુટુંબમાં આ દૈવી હસ્તક્ષેપ કોઇક ગુપ્ત અપયશ ઢાંકવાને માટે નિર્માણ કરવામાં આવ્યો હતો.

યવનાશ્વ શબ્દ યવન અને અશ્વની સંધિથી બન્યો છે. ઈંડોસાઇથિક નામની જંગલી જાતિ સિંધુ નદીના તટપર વસતી હતી. ચંદ્રવંશની ઉત્પત્તિ બુધ દેવતા અને પૃથ્વીદ્વારા થઇ છે અને એ વંશની સૂચીમાં એવો ઉલ્લેખ છે કે વિજયાશ્વના પાંચે પુત્રો સિંધુ નદીના તટપરના પ્રદેશમાં નિવાસ કરતા હતા. વળી પાદશાહ સિકંદરના આક્રમણસંબંધીના સંક્ષિપ્ત ગ્રંથોમાં પણ આસાસેની અને આસાકાની જાતિઓનું વૃત્તાંત મળી આવે છે. આ જાતિઓ હાલમાં પણ ઉત્તર પ્રદેશમાં વાસ કરે છે.

હિંદુસ્થાનના સ્થાયી વંશોમાં હાલ પુષ્કળ પરિવર્તન થઇ ગયું છે. હન્સ, પાર્થિયન તથા જેત ઇત્યાદિ જાતિઓએ પોતપોતાની પૃથક્ પૃથક્ રાજધાનીઓ ભરતખંડના ઉત્તર તથા પશ્ચિમ ભાગમાં સ્થાપિત કરી છે.

સંવત ૫૨૬ (ઇ૦ સ૦ ૪૭૦) માં નયનપાલે કનોજ હસ્તગત કર્યું અને તે સમયથી રાઠોડોને કમધ્વજની ઉપાધિ પ્રાપ્ત થઈ. તેના પુત્ર પદારત અને પૌત્ર પુંજાદ્વારા તેર મહાવંશોની ઉત્પત્તિ થઇ હતી. આ સર્વ વંશોને કમધ્વજની ઉપાધિ સાધારણરીતે લાગેલી હતી.

યતિની વંશાવલીમાં આ લોકોને 'ભરત' કહેવામાં આવ્યા છે; પરંતુ પ્રાચીન વૃત્તાંતોમાં તેઓ કેવળ 'પદારત'ના નામથીજ પ્રસિદ્ધ છે.

આ તેર રાજવંશોની વંશાવલી નીચે પ્રમાણે છેઃ—

(૧) ધર્મબિંબ–એમના વંશજો દાનેશ્વર કમધ્વજના નામથી પ્રસિદ્ધ થયા.

(૨) ભાન—એમણે કાંગડા નામક સ્થાનમાં અફઘાનોની સાથે યુદ્ધ કર્યું હતું. અભયપુરની સ્થાપના પણ તેમણેજ કરી હતી. આજ કારણથી એમના વંશજો અભયપુરી કહેવાય છે.

(૩) વીરચંદ્ર—એમણે અણહિલપુર પાટણના અધિપતિ હીરા ચૌહાણની પુત્રી સાથે વિવાહ કર્યો હતો. વીરચંદ્રને ચૌદ પુત્રો થયા હતા. તેઓ સ્વદેશ છોડી દક્ષિણમાં જઇ વસ્યા. વીરચંદ્રના

વંશજો કપાલિયા કમધ્વજના નામથી વિખ્યાત થયા હતા.

(૪) અમરવિજય—એમણે ગંગાતટપર આવેલા ગૌરાગઢના પરમાર અધિપતિની પુત્રી સાથે લગ્ન કર્યું હતું. તેમણે રાજ્યલોભથી પોતાના શ્વસુરના ગોત્રના સોળ સહસ્ર પરમારોને મારીને ગૌરાગઢપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. એમનાદ્વારાજ ગૌરા કમધ્વજની ઉત્પત્તિ થઈ છે.

(૫) સુજનવિનોદ—એમના વંશજો જલખેડીઆ કમધ્વજના નામથી પ્રસિદ્ધ છે.

(૬) પદ્મ—યદુવંશી રાજા તેજોમાનના હાથમાંથી એમણે બાગલાણ જીતી લીધો હતો. વળી અપૂર્વ પરાક્રમથી એમણે ઓરિસ્સા પ્રાંત પણ જીતી લીધો હતો.

(૭) એહર—યદુવંશીઓના હાથમાંથી એમણે બંગાળા દેશ જીતી લીધો હતો. એમનાદ્વારાજ એહર કમધ્વજની ઉત્પત્તિ થઇ છે.

(૮) વાસુદેવ—એમના જ્યેષ્ઠ ભ્રાતાએ એમને બનારસ તથા બીજાં ૪૮ ગામોની જાગીર આપી હતી; પરંતુ એમણે પોતાની કીર્તિ પ્રસારવાને માટે પારકપુર[૧] નામનું એક નગર વસાવ્યું. વરદેવ અથવા વાસુદેવના વંશજો પોતાને પરકરા કમધ્વજતરિકે ઓળખાવે છે.

(૯) ઉગ્રપ્રભાવ—એમ કહેવાય છે કે ઉગ્રપ્રભાવે હિંગલાજ ચંદેલ[૨] નામક સ્થાનમાં આવેલા એક દેવમંદિરમાં જઇને કઠોર તપ કર્યું હતું; અને દેવે તેમનાપર પ્રસન્ન થઇ તેમને એક તલવાર આપી હતી. એમ કહેવાય છે કે દેવાજ્ઞાથી ઉક્ત તલવાર મંદિરની સામેના કુંડમાંથી નીકળી હતી. દેવની આપેલી એ તલવારની સહાયથી ઉગ્રપ્રભાવે સમુદ્રતટપર આવેલો સમસ્ત દક્ષિણ દેશ જીતી લીધો હતો. એમનાથીજ ચંદેલા કમધ્વજોની ઉત્પત્તિ થઇ છે.

(૧૦) મુકતમાન વા મુકુટમણિ—તમ્બરવંશી ભાનુ રાજાના હાથમાંથી એમણે ઉત્તર તરફના કેટલાક દેશો જીતી લીધા હતા. એમના વંશજો વીરપુરા કમધ્વજના નામથી પ્રસિદ્ધ થયા.

(૧૧) ભરત—એમણે ૬૧ વર્ષની વયે વીર ગૂજરવંશી રુદ્રસેન નામક એક રાજાને પરાસ્ત કરીને ઉત્તર ભાગના પહાડોની તળેટીમાં વસેલા કનકસર નામક એક નગરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. એના વંશજો વરિયાવર કમધ્વજના નામથી વિખ્યાત છે.[૩]

(૧૨) અલનકુલ—એમણે ખૈરોદા નામક એક નગર વસાવ્યું. અલનકુલ એક વીર પુરુષ હતો. અટકમાં મુસલમાનોની સાથે તેને એકવાર યુદ્ધ થયું હતું. એમના વંશજો ખૈરોદિયા કમધ્વજના નામથી વિખ્યાત છે.

(૧૩) ચંદ્ર—એમને ઉત્તર પ્રદેશમાં તારાપુર[૪] નામક એક નગર પ્રાપ્ત થયું હતું. પ્રસિદ્ધ તાહિરા[૫] નામક નગરના ચોહાણ અધિપતિની પુત્રીની સાથે ચંદ્રનો વિવાહ થયો હતો. ચંદ્રે ઉક્ત સ્ત્રીસહિત કાશીમાં જઇને નિવાસ કર્યો હતો.

"સૂર્યવંશ[૬] આ પ્રકારે વિશાળ અને પુષ્ટ થયો હતો." ઇ૦ સ૦ ૪૭૦ માં રાઠોડવીર નયનપાલે કનોજ જીત્યું અને ત્યાર પછી અલ્પ સમયમાં તેના તેર પૌત્રોએ ભારતવર્ષમાં સર્વત્ર રાઠોડવંશની વિજયપતાકા ફરકાવી દીધી ત્યારથી લઇને સાતશતાબ્દીઓ (ઇ૦ સ૦ ૧૧૯૩) સુધીમાં રાઠોડવીરોએ કરેલા કોઇપણ પ્રશંસનીય કાર્યનું વર્ણન ઉપલબ્ધ થતું નથી. રાઠોડોએ ગંગાતટપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો, ત્યારથી તેમનો ઇતિહાસ શરૂ થાય છે. ઉક્ત ઇતિહાસશૂન્ય સાત શતાબ્દીઓ વ્યતીત થઈ ગયા પછી કનોજના સિંહાસનપર જયચંદ બેઠો. તે પહેલાંની સાત શતાબ્દીઓમાં કેવળ એકવીસ રાઠોડ રાજાઓનાં નામ પ્રાપ્ત થાય છે. જે ગ્રંથમાં આ એકવીસ રાજાઓનાં નામ

૧ પારકપુર સિંધુ નદીની સમ્મુખ વસ્યું હતું, એમ કર્નલ ટૅાડ લખે છે.

૨ એ મકરાનના કિનારાપર આવેલું છે.

૩ રૉયલ એશિયાટિક સોસાયટીના પુસ્તકાલયના એક ગ્રંથમાં કનોજની આ શાખાનું કાંઇક વૃત્તાંત લખવામાં આવ્યું છે, આ પુસ્તક કોટાથી પ્રાપ્ત થયું હતું.

૪ તારાપુરપર એમણે વિજય પ્રાપ્ત કર્યો તેથી એના વંશજો જયવંત કમધ્વજના નામથી ઓળખાયા.

૫ તવારિખ ફરિસ્તામાં તાહિરાનું વર્ણન અનેકવાર પ્રાપ્ત થાય છે.

૬ જુઓ સૂર્યપ્રકાશ

લખ્યાં છે, તે વાંચવાથી પ્રતીત થાય છે કે, " રાજા " ની ઉપાધિવાળા કેટલાક નૃપતિઓની પૂર્વે " રાવ "ની ઉપાધિવાળા કેટલાક મહિપતિઓએ રાજ્ય કર્યું હતું.[1] પરંતુ " રાવ " ની ઉપાધિ સર્વથી પહેલાં કયા રાજાએ ધારણ કરી હતી અને " રાજા"[2] ની ઉપાધિવાળા કેટલા નૃપતિઓએ રાજ્ય કર્યું હતું, તેવિષે કાંઇપણ વૃત્તાંત ઉપલબ્ધ થતું નથી.

યતિની વંશાવળીમાં અનેક એવાં નામો પણ પ્રાપ્ત થાય છે કે જે " સૂર્યપ્રકાશ " માં નથી. યતિની વંશાવળીમાં જે કેટલાંક નામો અધિક છે, તેમાંના એક રાજાનું નામ અંદધ્વજ પણ છે. તેમાં એવો ઉલ્લેખ છે કે અંદધ્વજે દિલ્હીના પ્રસિદ્ધ તુમાર રાજા યશોરાજને એક યુદ્ધમાં હરાવ્યો હતો. યશોરાજનો શાસનકાળ સંપૂર્ણરીતે નિશ્ચિત થયો છે; પરંતુ શોકની વાત છે કે યતિની વંશાવળીમાં અંદધ્વજ તથા તેની પૂર્વના અને પાછળના રાજાઓનાં નામ એવી ગુંચવણભરેલી રીતે લખવામાં આવ્યાં છે કે સૂર્યપ્રકાશમાં લખેલી વંશાવળીની સાથે તેનો કાંઇપણ સંબંધ જોડી શકાતો નથી. કનોજની રંગભૂમિમાં મહારાજા નયનપાળના વંશજો અર્થાત્ જયચંદના પૂર્વજોએ કરેલા કાંઈપણ પ્રશંસનીય કાર્યનું યથાસ્થિત વર્ણન ઉપલબ્ધ થતું નથી; છતાં જે અપૂર્ણ અને સાધારણ વર્ણન ઉપલબ્ધ થાય છે, તેપરથી અમે કહી શકીએ છીએ કે તે સમયના રાઠોડો રાઠોડપદને યોગ્ય હતા અને તેઓ નયનપાળનાં યોગ્ય સંતાનો હતા. તેઓ ક્ષત્રિયોના ઉત્તમ ગુણોથી વિભૂષિત હોઇ પોતાનાં માનમર્યાદાની રક્ષા હરેક પ્રકારે કરવાને સમર્થ હતા. એક સમયે તેમના ગૌરવથી ભારતભૂમિ ગૌરવાન્વિત થઇ હતી. એક સમયે ભટ્ટકવિઓ અને ચારણલોકો અભિમાનપૂર્વક ઉચ્ચસ્વરથી તેમના યશ ગાતા ગાતા ભારતવર્ષનાં નગરેનગરમાં ભ્રમણ કરતા હતા. ભારતના દુર્ભાગ્યે આજે તે પ્રકાશિત ગૌરવ સર્વની દૃષ્ટિ સમીપથી દૂર થયું છે અને તેજ કારણથી નયનપાળના વંશજોની કીર્તિ આજે કોઇ ગાતું નથી.

જે પ્રકારે બુઝાવાની અણીપર આવી પહોંચેલો દીપક એકવાર પૂર્ણ તેજથી પ્રકાશી નીકળે છે, તેજ પ્રકારે નાશ પામતી વખતે કનોજ રાજ્યનું ગૌરવ બમણા તેજથી પ્રકાશી ઉઠયું હતું. આ અત્યુન્નતિનું સવિસ્તર વૃત્તાંત મુસલમાનોના ઇતિહાસમાં અને મહાકવિ ચંદ બરદાયીના અમૃતમય ગ્રંથમાં ઉત્તમ પ્રકારે વર્ણવેલું છે. જ્યારે આપણે જોઇએ છીએ કે રાઠોડોના પ્રચંડ શત્રુ ચૌહાણોએ પણ મુક્તકંઠે તેમનાં પરાક્રમોની પ્રશંસા કરીને તેમની આ પૂર્ણ કળાનું ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે, ત્યારે કનોજની અવનતિનો વિચાર આવતાં અશ્રુધારા છૂટયા વિના રહેતી નથી.

રાઠોડવીર નયનપાળે જે સમયે પોતાની વિજયપતાકા કનોજમાં સ્થાપિત કરી હતી, તે સમયે તેનો વિસ્તાર માત્ર પંદર કોશ ( ૩૦ માઇલ ) નોજ હતો. એક સમય એવો પણ હતો કે ત્યાંના રાઠોડ રાજાની સેના " દલપંગલ " ના નામથી પ્રસિદ્ધ થઇ હતી. આનો અર્થ એ છે કે તેનું દલ (સૈન્ય) પંગલ ( પાંગળું ) હતું, અર્થાત્ ઘણી મોટી સંખ્યાને લીધે જ્યારે થોડી સેના કૂચ કરતી હતી, ત્યારે સૈન્યના ઘણા માણસોને વિશ્રામ કરવો પડતો હતો. સૈન્યનો અગ્રભાગ જ્યારે રણક્ષેત્રમાં પહોંચી જતો, ત્યારે પાછલો ભાગ તો હજી નગરમાંથી નીકળતો પણ નહિ. આ બળવાન અને અગણિત સૈનિકો જગતની કોઈપણ જાતિની બળવાન સેનાની સાથે ગમે તે પ્રકારનું યુદ્ધ કરવાને શક્તિમાન હતા. સૂર્યપ્રકાશમાં આ વિશાળ સેનાનું વર્ણન આ પ્રમાણે છે:–"એંશી હજાર કવચધારી વીર; ત્રીસ હજાર સ્વાર પાંખરવાળા;[3] ત્રણ લાખ પાયદળ અને બે લાખ ધનુર્ધારી તથા ફરશીધારી ( સફરમૈના ) વીરો હતા. આ સિવાય મદોન્મત્ત હાથીઓનું એક જૂથ પણ રણક્ષેત્રમાં જતું હતું."

આ બળવાન વિશાળ સેનાને લઇને એક સમયે રાઠોડ વીરો સિંધુ નદીને તીર યવનરાજની પ્રચંડ ગતિ રોકવા માટે ભયાનક સમરભૂમિમાં ગયા હતા. જે દિવસે સિંધુ નદી ઉતરીને ઘોર અને

૧ ૧૧પેઢીઓ સુધી " રાવ " ની ઉપાધિ રહી હતી, અને ત્યાર પછી " રાજા "ની ઉપાધિ થઈ હતી.

૨ કેટલાક નૃપતિઓએ " રાજાની ઉપાધિ ધારણ કરી હતી. ઉદયચંદ, કનકસેન, સહસ્રપાલ, મેઘસેન, વીરભદ્ર, દેવસેન, વિમલસેન, દાનસેન, મુકુંદ, ભોદુ, રાજસેન, ત્રિપાલ શ્રીપુંજ (વિજયચંદ) અને તેનો પુત્ર જયચંદ. એમની ' દલપંગલ ' ઉપાધિ હતી.

૩ ઘોડા અથવા હાથીનાં અંગરક્ષક પાંખર કહેવામાં આવે છે.

ઇરાનનો બાદશાહ હિંદુસ્તાનમાં આવ્યો, તેજ દિવસે સમરકુશળ જયચંદ તેની પ્રચંડ ગતિ રોકવાને માટે સામે ગયો. ઘણીવાર સુધી ઉભય દલોની વચ્ચે દારુણ યુદ્ધ ચાલ્યું. આ યુદ્ધમાં ઉભય પક્ષના અગણિત માણસો માર્યા ગયા. સિંધુ નદીનું નીલપાણી રક્તમિશ્રિત થવાથી લાલ થઇ ગયું. હબસી (યવન) રાજા અને ફરંગ[1] વીર એ ઉભય કનોજપતિની સેનાથી હારી ગયા. તેજ દિવસથી સિંધુનદીનું નામ સુખાબ[2]. પડ્યું.

ચૌહાણો જો કે રાઠોડોના પ્રાચીન શત્રુ હતા, તોપણ તેમના કવિ ચંદ બરદાયી મહારાજા નયનપાળના વંશજોના ગૌરવની પ્રશંસા કર્યા વિના રહ્યા નથી. તેઓ તેમને માંડલિકની ઉપાધિ આપે છે. તેઓ જણાવે છે કે ઉત્તર પ્રદેશના માંડલિકોએ શાહબુદ્દીન ઘોરીને હરાવીને તેના આઠ સામંતોને કેદ પકડ્યા હતા. અરે પરાક્રમી હિંદુરાજાઓ પણ તેમના પ્રકાશિત પરાક્રમરૂપી અગ્નિમાં પોતાનાં સન્માન અને ગૌરવની આહુતિ આપતા હતા !

અણહિલપુર પાટણના સોલંકી રાજા સિદ્ધરાજ પણ તેમના અપાર બાહુબળથી બેવાર પરાજિત થયા હતા. રાઠોડ રાજ્યની સીમા નર્મદાના દક્ષિણતટપર્યંત ફેલાઈ હતી. ગર્વિત રાઠોડ રાજા જયચંદ કેવળ મનુષ્યોચિત સન્માન પ્રાપ્ત થવાથી સંતુષ્ટ થયો નહિ. તેણે મહાન રાજસૂયયજ્ઞ કરી દેવસમાન સન્માન પામવાની ચેષ્ટા કરી હતી. પ્રાચીન કાળમાં રાજસૂયયજ્ઞ કેવી ધામધુમથી કરવામાં આવતો હતો, તે વિચાર આવતાં ક્યા ભારતવાસીનું મન આનંદથી પરિપૂર્ણ થયા વિના રહે? આ મહાયજ્ઞનાં સર્વ કામો—અરે દ્વારપાલનું અતિ ક્ષુદ્ર કામ પણ—રાજાઓ કરે છે. મહારાજા યુધિષ્ઠિર પછી કોઇ પણ આર્યનૃપ રાજસૂયયજ્ઞ કરી શક્યો નહોતો. શકપ્રવર્તક રાજા વિક્રમાદિત્યને પણ આ અપરિમિત સન્માન—આ દેવના જેવું સન્માન પ્રાપ્ત થયું નહોતું.

જયચંદે ભારતવર્ષના સર્વ રાજાઓપર આમંત્રણપત્રિકાઓ મોકલી દીધી. યજ્ઞની તૈયારી અને ધામધુમની વાત સાંભળી સમસ્ત ભારતવાસીઓ આશ્ચર્યચકિત થઈ ગયા. સર્વ લોકો જયચંદને ધન્યવાદ આપવા લાગ્યા. આમંત્રણપત્રિકામાં એવો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો, કે રાજકુમારી સંયોગિતાના સ્વયંવરની સાથેજ આ મહાયજ્ઞનો સમારોહ કરવામાં આવશે.

જોતજોતામાં યજ્ઞનો દિવસ આવી પહોંચ્યો. નિમંત્રિત રાજાઓ પોતપોતાની સેનાસહિત આવીને યજ્ઞકાર્યમાં જોડાયા. સર્વ રાજાઓના આગમનથી કનોજરાજને અપૂર્વ શોભા મળી. કવિવર ચંદે આ અપૂર્વ શોભાનું ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે. ભારતના સર્વ હિંદુ રાજાઓ આ સમારોહપ્રસંગે કનોજ આવ્યા હતા; પરંતુ ચૌહાણરાજ પૃથ્વીરાજ અને ગિહલોતરાજ સમરસિંહ ત્યાં આવ્યા નહોતા. કારણ કે તેમણે જયચંદને આ સન્માનને યોગ્ય માન્યો નહોતો. આથી જયચંદે તે ઉભય રાજાઓની સુવર્ણપ્રતિમા બનાવી અને તેઓને અતિ કનિષ્ઠ સ્થાને ઉભી રાખી.[3] પૃથ્વીરાજનું અત્યંત અપમાન કરવા માટે તેણે તેની પ્રતિમાને દ્વારપાળના સ્થાનપર ઉભી રાખી. જ્યારે આ સમાચાર પૃથ્વીરાજના સાંભળવામાં આવ્યા, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે પ્રેમ કરવામાં અને વૈર લેવામાં પ્રસિદ્ધ હતો. તે ધનુર્વિદ્યામાં પૂર્ણરીતે પારંગત હતો. તેણે પ્રતિજ્ઞા કરી કેઃ "જ્યારે હું જયચંદનો યજ્ઞ બંધ પાડીશ અને તેની દષ્ટિસમીપથી તેની પુત્રીને હરી લાવીશ, ત્યારેજ જંપીશ." ચાહાણવીર પૃથ્વીરાજ આ પ્રતિજ્ઞાનું પાલન કરવાને સર્વ પ્રકારે શક્તિમાન હતો. આ ઘટનાથી રાઠોડો અને ચૌહાણો વચ્ચે જે કલહ જાગ્યો, તે અલ્પ સમયમાં શાંત થયો નહિ. તેની નિવૃત્તિને અર્થે દિલ્લી અને કનોજના જીવનસ્વરૂપ અગણિત રાજપૂતો સમરક્ષેત્રમાં માર્યા ગયા. આ મહાન ઘટનાનું વર્ણન ચંદ કવિએ ૬૯ ખંડોમાં કર્યું છે. તે જણાવે છે કે પૃથ્વીરાજે સંયોગિતાનું હરણ કર્યું, ત્યાર પછી પાંચ દિવસ સુધી સતત યુદ્ધ ચાલ્યું હતું. આ ભયાનક ગૃહકલહજ ભારતના કાળરૂપ નિવડ્યો.

---

૧ ચંદ બારોટના ગ્રંથપરથી પ્રતીત થાય છે કે ફરંગ (ફિરંગી—યુરોપીઅન) વીર શાહાબુદીનની સેનામાં વિદ્યમાન હતા; પરંતુ તેઓ શી રીતે તેની સેનામાં આવ્યા હતા તેનો નિર્ણય કરવો કઠિન છે. એમ જણાય છે કે આ [illegible] [illegible] નાખેલાં કોઈ [illegible] હશે.

૨ [illegible]

૩ પૃથ્વીરાજરાસામાં સમરસિંહની [illegible] [illegible] [illegible].

આ ગૃહકલહમાં અગણિત રાજપૂત વીરો કપાઇ મુઆ, તેથી રાજપૂતોનું બળ ક્ષીણ થયેલું જોઇ ચતુર ઘોરી બાદશાહ શાહબુદ્દીને ભારતવર્ષપર આક્રમણ કર્યું. તેના આક્રમણની ગતિ રોકવાને માટે દૃષદ્વતીને તીરે જે યુદ્ધ થયું તેમાંજ હિંદુસ્તાનની સ્વતંત્રતાનો નાશ થયો.

આ ઘટના બની તે પૂર્વે ઘણા સમયથી-અર્થાત્ મહમુદે આક્રમણ કર્યું તે પૂર્વથી-ભારતવર્ષ નીચેનાં ચાર રાજ્યોમાં વિભક્ત થયું હતું.

(૧) દિલ્લી—આ રાજ્ય તુંવાર અને ચૌહાણોના હાથમાં હતું.

(૨) કનોજ—અહીં રાઠોડો રાજ્ય કરતા હતા.

(૩) મેવાડ—અહીંઆં ગિહલોતો રાજ્ય કરતા હતા.

(૪) અણુહિલપુર—આ સ્થળે ચાવડા અને સોલંકીઓની સત્તા હતી.

આ ચાર મોટાં રાજ્યોના તાબામાં નાનાં નાનાં અસંખ્ય રાજ્યો હતાં. સર્વ માંડલિક રાજાઓ તે સમયની રાજનીતિ અનુસાર પોતપોતાના સ્વામીઓની આજ્ઞા પાલન કરતા હતા અને યુદ્ધપ્રસંગે તેમની પતાકાનીચે એકત્રિત થઇ શત્રુઓની સામે ઝુઝતા હતા.

દિલ્લી અને કનોજનાં સ્વતંત્ર રાજ્યો એકબીજાંની અત્યંત સમીપ હતાં. ઉભયની વચ્ચે કેવળ કાળી નદી વહેતી હતી. આ નદીને ગ્રીક ઇતિહાસવેત્તાઓએ કાલિન્દી લખી છે. ઉભય રાજ્યો-ના માંડલિક રાજાઓ પ્રાયઃ સરખાજ હતા. કાલિંદીથી પશ્ચિમે સિંધુ નદીપર્યંત અને ઉત્તરે હિમા-લય પર્વતથી લઇને દક્ષિણમાં મારવાડ તથા અરવલ્લીની પર્વતમાળા સુધી દિલ્લીના વિશાળ રાજ્યનો વિસ્તાર ફેલાયલો હતો. ત્યાંના તુવાર રાજાની પાસે ૧૦૮ સુબાઓ હતા, જેમાંનો મોટો ભાગ આધીન રાજાઓનો બનેલો હતો. દિલ્હીના રાજાનું નામ અનંગપાળ હતું. તેના મરણ પછી ચૌહાણ પૃથ્વી-રાજને દિલ્લીનું સિંહાસન પ્રાપ્ત થયું. એક સમયે પૃથ્વીરાજના તાબામાં ૧૦૮ માંડલિકો હતા.[1]

કનોજની પ્રભુતા ઉત્તરમાં હિમાલય પર્વત સુધી અને પૂર્વમાં કાશી તથા ચંબલ નદી પાર બુંદેલખંડ સુધી ફેલાઇ હતી. દક્ષિણમાં મેવાડસુધી તેની સીમા હતી.

મેવાડ રાજ્યની સીમા ઉત્તરમાં અરવલ્લી પર્વત, દક્ષિણમાં કનોજના તાબાનું સુરધર અને પશ્ચિમે અણુહિલપુર સુધી હતી.

અણુહિલપુર રાજ્યની સીમા દક્ષિણે સમુદ્રપર્યંત તથા પશ્ચિમે સિંધ અને અટકપર્યંત ફેલાઇ હતી તથા તેની ઉત્તર સીમા તરફ જંગલ આવી રહ્યું હતું.

ભટ્ટ લોકોના ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે પ્રાયઃ આ સર્વ રાજાઓ એકબીજાની સામે સમશેર ધરીને એકબીજાનું રુધિર પીવાને તત્પર રહેતા હતા. તેઓ એકબીજાનો નાશ કરવાનો ઉદ્યોગ કરતા હતા. આ રાજ્યોનાં જીવનનો આરંભ થયો, ત્યારથીજ ગિહલોતો અને ચૌહાણોમાં પ્રાયઃ મિત્રતા અને તુંવારો તથા રાઠોડોમાં પ્રાયઃ શત્રુતા જણાતી આવી છે. રાઠોડો અને તુંવારો વચ્ચેની પ્રચંડ શત્રુતાજ ભારતવર્ષના નાશનું પ્રધાન કારણ બની છે. પરસ્પર વૈવાહિક સંબંધ થવાથી બાહ્ય કલહ શાંત થઈ ગયો, પરંતુ આંતરિક વૈર નિવૃત્ત થયું નહિ. અંતે આંતરિક વૈમનસ્ય પ્રચંડ જ્વાળામુખીની પેઠે મોટા જોસ સાથે બહાર ફુટી નીકળ્યું.

મહમદગઝનવીના આક્રમણ પછી જો કોઇ યૂરોપી પ્રવાસી યૂરોપનાં રાજ્યોમાં ભ્રમણ કરીને વેજિનટિયમ અર્થાત્ ગઝની ( કે જે નગર હિંદુસ્તાનની લૂંટથી ભરેલું હતું ) માં થઇને દિલ્લી, કનોજ અને અણુહિલપુરનો પ્રવાસ કરત તો તેને રાજપૂતોની સભ્યતા અને શિલ્પવિદ્યા સર્વથી શ્રેષ્ઠ જણાત. વળી તેને રાજપૂતોની શસ્ત્રવિદ્યાનો પણ ઉત્તમ પરિચય મળત. તેને અવશ્ય વિદિત થાત કે રાજપૂતો જગતની કોઇપણ પ્રજા કરતાં શસ્ત્રવિદ્યામાં ઉતરે એવા નથી.

તે સમયે યૂરોપની પ્રણાલી અનુસાર ભારતનાં પ્રત્યેક રાજ્યમાં યુદ્ધપ્રસંગે પ્રજામાંથી યોદ્ધાઓ ચુંટી કાઢવાનો રિવાજ હતો. સૌભાગ્યવશાત્ યૂરોપમાં જંમ્હૂરી[2] રાજ્યનો આરંભ થયો; પરંતુ હિંદુ-

૧ રાજા પૃથ્વીરાજ અનંગપાળની પુત્રીનો પુત્ર હતો, તેથી તેઓ તેને પોતાના ઉત્તરાધિકારી બનાવી પોતે સંન્યાસી બનીને બદ્રિકાશ્રમમાં ચાલ્યા ગયા હતા.

૨ પ્રજાસત્તાક રાજ્યને ફારસીમાં જંમ્હૂરી સલ્તનત કહેવામાં આવે છે.

સ્થાન તેથી વંચિત રહ્યું. તે સમયે હિંદુસ્તાનમાં યુદ્ધના જેવું ઉત્તમ કાર્ય બીજું કોઇપણ માનવામાં આવતું નહોતું. રાજપૂતો વારંવાર યુદ્ધમાં પ્રવૃત્ત રહેતા હતા અને તેઓ પરસ્પર લડીને ક્ષીણ થઇ ગયા હતા. આ તકનો લાભ લઇ શાહબુદ્દીન ઘોરીએ ભારતવર્ષપર આક્રમણ કર્યું. તેણે સૌથી પ્રથમ દિલ્લીના ચોહાણ રાજા પૃથ્વીરાજને હરાવ્યા કે જે તે સમયે ભારતવર્ષના સૌથી મહાન રાજા હતા.

જે દિવસે દૃષદ્વતી નદીનાં રુધિરમિશ્રિત રક્તજલમાં ભારતનો ગૌરવરવિ ડૂબી ગયો, તેજ દિવસે શાહબુદ્દીન ઘોરીએ પાંડવવીર યુધિષ્ઠિરની રાજધાનીપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને જયચંદપર આક્રમણ કર્યું. આ ઘટના બની તે પૂર્વેજ પૃથ્વીરાજની સાથે યુદ્ધ કરી જયચંદ પોતાનું સેનાબળ ખોઇ બેઠો હતો, તે છતાં પણ પોતાના શિરપર આવી પડેલી આ વિપત્તિ જોઇ તે યથાશક્તિ સૈનિકો એકત્રિત કરી શાહબુદ્દીનની સામો થયો; છતાં તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા. વિજયી આક્રમણકર્તાના પ્રચંડ બળને તે રોકી શક્યો નહિ. અંતે જયચંદે ગંગાપાર નાસી જવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેનો આ પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. તેની નૌકા ગંગા નદીના જલમાં ડૂબી ગઇ અને તેમાં તે પણ ડૂબી મુઓ. આ શોચનીય ઘટના સંવત ૧૨૪૯ (ઇ૦ સ૦ ૧૧૯૩) માં બની.

જે છત્રીસ રાજાઓ હિમાલયથી વિંધ્યાચળ સુધી અધિકાર ભોગવતા હતા અને જે આટલા દિવસ સુધી રાઠોડવંશની વિજયપતાકાનીચે એકત્રિત થતા હતા, તે સર્વ પોતપોતાનાં રાજ્યમાં ચાલ્યા ગયા અને કનોજના વિશાળ રાજ્યક્ષેત્રમાં મહારાજા નયનપાળનું રોપેલું વંશવૃક્ષ ઉખડી ગયું; છતાં તે સર્વથા નાશ પામ્યું નહિ. રાઠોડો દીર્ઘકાળપર્યંત પ્રતિષ્ઠિત રહે અને તેજ વંશની એકત્રીસમી પેઢીએ રાજા માન "રાજરાજેશ્વર" ની ઉપાધિ ધારણ કરી, રાજા જયચંદ અને રાજા નયનપાળ સમાન પરમ પ્રતાપશાળી અને મહાતેજસ્વી ગણાઇ મરુભૂમિ ઉપર અધિકાર ભોગવે એવી વિધાતાની ઇચ્છા હતી. રાઠોડોનો ૧૩૬૦ વર્ષનો જે શૃંખલાબદ્ધ ઇતિહાસ ઉપલબ્ધ થાય છે, તે તેમને માટે અભિમાનપ્રદ છે અને તેટલાથી સંતોષ પામીને તેઓ નયનપાળની પૂર્વેના ઇતિહાસ-પ્રતિ દુર્લક્ષ્ય કરે તોપણ કાંઇ હાનિ નથી.

# अध्याय २ जो

જયચંદના પૌત્ર શિયોજી અને સેતરામે કરેલો સ્વદેશનો ત્યાગ-પશ્ચિમ તરફનાં જંગલમાં તેમનો પ્રવેશ—સિંધુ નદીસુધી વિસ્તાર પામેલી મરુભૂમિના નિવાસીઓનું વૃત્તાંત-કોલુમંડના રાજાની પાસે શિયોજીને મળેલી પદવી-પ્રસિદ્ધ લૂટારા લાખા ફુલાણીની સાથે તેમણે કરેલું યુદ્ધ-સેતરામનું મૃત્યુ-સોલંકી રાજકુમારીની સાથે થયેલો શિયોજીનો વિવાહ-તેમનું દ્વારકાં તરફ પ્રયાણ-લાખા ફુલાણીની સાથે ઘોર યુદ્ધ-મહવાની ડાબી જાતિ તથા ખેડધરની ગોહિલ જાતિનો નાશ-ખેડદેશમાં શિયોજીનો નિવાસ-પાલીના બ્રાહ્મણો પાસે તેમણે માગેલી પૃથ્વી-પહાડી જાતિઓનું આક્રમણ અટકાવવાને તેમણે પાલીના બ્રાહ્મણોને કરેલી સહાય-બ્રાહ્મણોએ તેમને આપેલી ભૂમિ-તેનો સ્વીકાર-પુત્રજન્મ-બ્રાહ્મણોને મારીને શિયોજીએ તેમનાં ખુંચવી લીધેલાં ગામો-શિયોજીનું મૃત્યુ-તેના ત્રણ પુત્રો-તેનો વિશ્વાસઘાત-શિયોજીના જ્યેષ્ઠ પુત્ર આસમાનનો રાજ્યાભિષેક અને સોનંગ તથા અજ અસથાનનું મૃત્યુ-દુહડે-તેના રાજ્યાસનપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર-દુહડે કનોજપર કરેલું આક્રમણ અને ત્યાં અધિકાર સ્થાપિત કરવાનો તેણે કરેલો પ્રયાસ-તેનું મરણ-રાયપાલનો અભિષેક-તેણે લીધેલું પિતૃવૈર-તેના તેર પુત્રોનું વર્ણન-કન્હલરાવનો રાજ્યાભિષેક-રાવજાલ્હન-રાવ છાડો-રાવ ટીડા, ભાટી અને ઈતર લોકોની સાથે તેણે કરેલાં યુદ્ધો-નલમાલનો જય-રાવ સલકા-રાવ વીરભદ્ર-રાવ ચૂડા-તેણે મંદારપર સ્થાપન કરેલો અધિકાર-તેની બીજી જીતોનું વર્ણન-મંદારના પુરિહર-રાજની દુહિતા સાથે તેનો થયેલો વિવાહ-ગિહલોત કુલની સાથે થયલો સંબંધ-તેસંબંધનું પરિણામ-ચૂડાનો વંશ-રાવ રીડમલનું રાજ્યપદારોહણ-ચિતોડમાં કરેલો નિવાસ-અજમેરની જીત-મેરવાડના વિભાગ-રાવ રીડમલનો વંશ-તેના ચોવીસ પુત્રોનું વર્ણન-સમંતોની સૂચી.

જે દિવસે યવનવીર શાહબુદ્દીનના પ્રચંડ બાહુબળથી કનોજનું રાજ્ય ચૂર્ણ થયું અને જે દિવસે સ્વદેશદ્રોહી જયચંદે ગંગાજીના પવિત્ર જલમાં પડી પોતે કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત કર્યું તે પછી અઢાર વર્ષે અર્થાત્ સંવત ૧૨૬૮ (ઈ૦ સ૦) ૧૨૧૨માં તેના પૌત્ર શિયોજી તથા સેતરામ પોતાની જન્મભૂમિ છોડી ૨૦૦ માણસોની સાથે મરુભૂમિ તરફ ગયા. તેઓ શાકારણથી પોતાની જન્મભૂમિ છોડી મરુભૂમિ તરફ ગયા, તેના સંબંધમાં ભિન્નભિન્ન ભટ્ટગ્રંથોમાં જૂદા જૂદા મતો જણાય છે. કેટલાક ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે તેમનો મુખ્ય ઉદ્દેશ પુણ્યતીર્થ દ્વારિકાંની યાત્રા કરવાનો હતો; ત્યારે કેટલાક ગ્રંથોમાં એવો નિર્દેશ કરેલો છે કે નવીન સ્થાનમાં જઈ ઉદ્યમ તથા વ્યાપાર કરી પોતાના ભાગ્યની પરીક્ષા કરવી તથા બને તો સુખ અને સ્વતંત્રતાપૂર્વક જીવન વ્યતીત કરવું એવી ઇચ્છાથી તેમણે સ્વદેશનો ત્યાગ કર્યો હતો. આ ઉભય મતોમાં કયો મત સત્ય છે, તે શિયોજીનું ચરિત્ર વાંચવાથી સહજ નિશ્ચિત કરી શકાશે. શિયોજી પ્રતાપી રાઠોડકુલનો યોગ્ય વંશજ હતો. પૂર્વજોનું ગૌરવ યાદ રાખી તેનો પુનરુદ્ધાર કરવાનો યત્ન ન કરે એવો યથાર્થ રાજપૂત કોણ છે ? સારો રાજપૂત બચ્ચો આવી હીન દશામાં નિશ્ચિત બેસી રહે એ બનવું અશક્ય છે; તો પછી વીર શિયોજી મૌનવૃત્તિ શી રીતે ધારણ કરી શકે ! શિયોજી તેમ કરી શક્યો નહિ. જો તે તેમ કરત તો મારવાડનો ઇતિહાસ લખાત કે નહિ એ શંકાસ્પદ છે.

રાઠોડકુલનો ભાગ્યદીપક ધીમે ધીમે પ્રકાશિત થઇ રહ્યો હતો, તે શિયોજી સમજી શક્યો નહિ.

તે સુકીભર સેનાસહિત મરુભૂમિના ઉષ્ણુ રેતાળપ્રદેશમાં ભ્રમણુ કરવા લાગ્યો. ક્યાં જવું અને કયા ઉપાયથી સૌભાગ્યલક્ષ્મીની કૃપા પ્રાપ્ત કરવી, તેનો નિશ્ચય તે કરી શકયો નહિ. અંતે તેણે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે ભીષણુ કાર્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો. આ ભીષણુ ઉદ્યોગથીજ તેણે યમુના, સિંધુ અને ગારા નદી તથા અરવલ્લીનાં શંગોથી ઘેરાયલા વિસ્તૃત પ્રદેશપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો.

આ વિશાળ ભૂમિમાં જે જે જાતિઓ નિવાસ કરતી હતી, તેનું સંક્ષિપ્ત વૃત્તાંત આગળ આવી ગયું છે. આ સમય સુધી કુશાવહોએ પણુ જગતમાં રાજકીય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી નહોતી. તેમના સ્વર્ગસ્થ રાજાએ કનોજના યુદ્ધમાં પ્રાણુત્યાગ કર્યો હતા. હાલમાં તે રાજાનો પુત્ર +મલીસી કુશાવહ કુલના સિંહાસનપર બેઠો હતો. અજમેર, અંબર, સાંભર આદિ ચૌહાણુ રાજ્યો મુસલમાન રાજાઓએ હસ્તગત કરી લીધાં હતાં; પરંતુ અરવલ્લીના અનેક કિલ્લાઓ હજી પણુ રાજપૂતોના હાથમાં હતા. નાંદોલ નગર મુસલમાનોના ઘોર આક્રમણુથી પોતાનું રક્ષણુ કરવાને સમર્થ થયું હતું; અને વિસલદેવનો એક વંશજ ઉક્ત નગરનો અધિપતિ હતો. વળી મરુભૂમિના ગૌરવસ્વરૂપ મંદોરનગર પ્રાચીન પુરિહર કુલની ધ્વજા ફરકાવી રહ્યું હતું. મંદોરના અધિપતિ રાણા માનસિંહ પુરિહર કુલનાં ઇદાં ગોત્રમાં ઉત્પન્ન થયા હતા અને તેઓ પુરિહર કુલની સર્વ શાખાઓ ઉપર શાસન ચલાવતા હતા. રાણા માનસિંહને તેના સર્વ માંડલિક સરદારો પૂજ્ય માનીને તેમને અપૂર્વ સન્માન આપતા હતા અને તેઓ મરુભૂમિમાં એક શ્રેષ્ઠ રાજા ગણાતા હતા. ઉત્તરમાં નાગોર કોટની નિકટ માહિલગણુ નિવાસ કરતા હતા. યદ્યપિ કાળના કઠોર કરપ્રહારથી હાલમાં નાગોર કોટનું કાંઇ ચિન્હ પણુ હિંદુસ્થાનના નકશામાં ઉપલબ્ધ થતું નથી; પરંતુ તે સમયમાં તે અતિ પ્રતિષ્ઠિત નગર હતું. અનેક ભટ્ટ ગ્રંથોમાં આ નગરનું વર્ણુન ઉપલબ્ધ થાય છે. તે સમયે ઉક્ત મોહિલા કુળનો અધિપતિ ઓઠીન નામક નગરને પોતાની રાજધાની બનાવી ૧૪૪૦ ગ્રામો ઉપર પોતાની સત્તા ચલાવતો હતો. જે સ્થાનપર આજે બિકાનેરનું રાજ્ય આવેલું છે તે સ્થાનથી ભટનેર સુધીનો સમસ્ત પ્રદેશ તે સમયમાં જાટ જાતિનાં અનેક નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાયલો હતો. આ પ્રદેશની પૂર્વ દિશામાં ગારા નદીના તટપરના રેતાળપ્રદેશ સુધીની સમસ્ત ભૂમિ, દયા, લંગા [1] આદિ કેટલીક અસભ્ય જાતિઓના તાબામાં હતી. જેસલમેરમાં ભાટી, તેના દક્ષિણુ ભાગમાં સોન અને સિંધ તથા કચ્છ દેશમાં જાડેજા નામની જાતિઓ વસતી હતી. પરમારોનાં કેંદ્રરૂપ આબુ તથા ચંદ્રાવતીમાં સોલંકી કુલના રાજપૂતો વસતા હતા. એ સિવાય ઇડર અને મેવાડના દૈવી, ખેડધરના ગોહિલ, સાંચોરના દેવડા, ઝાલોરના સોનગઢા, ઓડિનના મોહિલ, સેનાલિના સોલા ઇ૦ પ્રાચીન કુલના રાજપૂતો સમસ્ત પ્રદેશમાં આમતેમ છિન્નભિન્ન દશામાં વાસ કરતા હતા. આમાંના અનેક કુલના રાજપૂતોએ રાઠોડની પ્રદીપ્ત પરાક્રમાગ્નિમાં પોતાના કુલની મર્યાદા અને પોતાની નિવાસભૂમિની આહુતિ આપી દીધી. બીજા તેમના આધીન સામંત-તરીકે રહી ગમે તે પ્રકારે સુખદુઃખથી જીવન વ્યતીત કરવા લાગ્યા.

રાઠોડ વીર શિયોજીએ પોતાની બાલ્યાવસ્થાની લીલાભૂમિ કનોજનગરનો ત્યાગ કર્યો. જે રાજ્યમાં તેના પૂર્વજોએ મહાન ગૌરવસહિત રાજ્યાધિકાર ભોગવ્યો હતો, તે રાજ્યમાંથી આજે તેને દીનહીન દશામાં નાસવું પડયું! સદાને માટે તેનો તે ભૂમ સાથેનો સંબંધ તૂટી ગયો. હવે તે "**स्वर्गादपि गरीयसी**" જન્મભૂમિનાં દર્શન પુનઃ કરી શકશે નહિ. હવે તે ગંગાકિનારે વસેલી કનોજ નગરીના ઉચ્ચ મહાલયોની અગાસીપર બેસીને વહેતી ગંગાના કલકલ ધ્વનિનું શ્રવણુ કરી શકશે નહિ. તે રાજપુત્ર ગૌરવાન્વિત રાઠોડવંશનો યોગ્યવંશજ છે. અહો! તેનાં ભાગ્યમાં કેવું મોટું પરિવર્તન થયું છે! તે સિંહાસનનો અધિકારી હતો, પરંતુ આજે તે નિરાધાર અને નિરાશ્રિત-ની પેઠે આમતેમ ભટકે છે!

---

+ પૃથ્વીરાજરાસામાં એનું નામ મલેસી જણાવવામાં આવ્યું છે.

[1] આ જાતિઓનાં કાંઇપણુ ચિન્હો હાલ ઉપલબ્ધ થતાં નથી. તેમાંની ઘણી શત્રુઓના હાથથી નાશ પામી છે; અને શેષે મુસલમાન ધર્મનો સ્વીકાર કરી પોતાના પ્રાચીન નામને તિલાંજલી આપી છે.

શિયોજીના હૃદયમાં નાના પ્રકારની ચિંતાઓનો ઉદય થવા લાગ્યો; પરંતુ તે ક્ષણભર પણ ગભરાયો નહિ. તે જાણતો હતો કે આપત્તિ સહન કરવી એ રાજપૂતનો પરમ ધર્મ છે; કારણ કે આપત્તિ એજ સુખનું મૂળ છે. તેણે મુઠ્ઠીભર માણસો સાથે પોતાની બાલ્યાવસ્થાનું શાંતિનિકેતન, આશાની વિલાસભૂમિ અને પોતાના પૂર્વજોની રાજધાની એવી કનોજ નગરીનો ત્યાગ કરી વિશાળ મરુભૂમિના રેતાળ મેદાનમાં પ્રવેશ કર્યો. ચારે તરફથી સૂર્યકિરણોથી તપ્ત થયેલી રેતી ઉષ્ણતાનો વર્ષાદ વર્ષાવી રહી છે અને પવનથી ઉડતા રેતીના કણો તેના હૃદય સાથે આવીને અથડાય છે! આવા સંયોગોમાં ગમે તેવા ધૈર્યવાન માણસને પણ નિરાશા ઉત્પન્ન થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી! પરંતુ શિયોજી ક્ષણભર પણ હતાશ થયો નહિ. તરંગથી ચલાયમાન થતા કાષ્ઠના ટુકડાની પેઠે ભાગ્યના પ્રબળ પ્રવાહમાં તણાતો તણાતો અંતે તે કોલૂમદ નામક સ્થાનમાં પહોંચ્યો. બિકાનેરથી દશ કોશ અર્થાત્ ૨૦ માઇલ પશ્ચિમ તરફ આ કોલૂમદ છે. તે સમયે ત્યાં એક સોલંકી રાજા રાજ્ય કરતો હતો. આ રાજાએ શિયોજીનો પ્રેમપૂર્વક આદરસત્કાર કર્યો.

સોલંકી રાજાએ આપેલા સન્માનથી તથા તેના ઉદાર વર્તનથી શિયોજી બહુ પ્રસન્ન થયો અને તેણે કરેલા ઉપકારનો બદલો વાળવાની તેને ઇચ્છા થઈ. તે સમયે લાખા પુલાણી નામનો એક વીર રાજપૂત તે દેશના નિવાસીઓને અત્યંત દુઃખ દઇ રહ્યો હતો. લાખો પુલાણી પ્રસિદ્ધ જાડેજાકુલમાં ઉત્પન્ન થયો હતો. તેનો પુલરાદુર્ગ મરુભૂમિના રેતાળપ્રદેશમાં આવેલો હતો. આ દુર્ગ અત્યંત દુર્ગમ હતો. લાખો એવો બળવાન પુરુષ હતો કે તેનું નામ સાંભળીને સતલજથી લઇને સમુદ્રપર્યંતનો સમસ્ત દેશ કંપાયમાન થઇ જતો હતો.[1] સોલંકી રાજાની આજ્ઞાથી રાઠોડ વીર શિયોજીએ વીર લાખાની વિરુદ્ધ સમશેર ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા લીધી. યુદ્ધની તૈયારી થવા લાગી. સોલંકી રાજાએ શિયોજીને સેનાપતિ નિમી સમસ્ત સેનાનો ભાર તેના હાથમાં સોંપ્યો. તેનો ભાઇ સેતરામ તથા અન્ય રાઠોડ વીરો પણ તેને સહાય કરવાને માટે રણભૂમિમાં ગયા. ઉભય દલો વચ્ચે સંગ્રામ થવા લાગ્યો. અંતે શિયોજીએ પોતાના ભયંકર અને પ્રચંડ શત્રુ લાખાપર વિજય મેળવ્યો.

શિયોજીને આ વિજય સુગમતાથી મળ્યો નહિ. આ વિજયના બદલામાં તેને પોતાના જીવનના સાથી પોતાના બંધુ સેતરામ અને બીજા વીર રાઠોડોનો બલિ આપવો પડયો; છતાં આ યુદ્ધમાં તેને વિજય મળ્યો, તેથી કોલૂમદનો રાજા તેનાપર બહુ પ્રસન્ન થયો અને ગદ્ગદિત વાણીથી તેની પ્રશંસા કરી, અને તેણે પોતાની ભગિનીનો વિવાહ શિયોજીની સાથે કરીને તેની સાથેનો પોતાનો સંબંધ દૃઢ કર્યો. પછી શિયોજી પોતાની પત્નીને લઇને દ્વારિકાં તરફ ચાલ્યા. થોડા દિવસ સુધી પ્રવાસ કર્યા પછી તેમને અણહિલપુર પાટણનું દર્શન થયું. તેમણે શ્રમપરિહાર માટે તે નગરમાં વિશ્રામ કર્યો. તે નગરના રાજાએ તેમનો યથાયોગ્ય સત્કાર કર્યો. શિયોજી અણહિલપુરમાં હતા, એવામાંજ તેમને લાખા પુલાણીએ તે નગરપર કરેલા આક્રમણના સમાચાર મળ્યા. લાખા પુલાણીના આક્રમણથી અણહિલપુરનો રાજા અત્યંત ભયભીત થયો; પરન્તુ પરાક્રમી શિયોજીએ તેનો ભય નિવૃત્ત કર્યો. તેઓ બળવાન લાખા પુલાણીની સામે બાથ ભીડવાને તયાર થયા. ગતયુદ્ધમાં લાખો શિયોજીના પ્રિય બંધુ સેતરામને મારીને નિર્વિઘ્ને યુદ્ધભૂમિમાંથી નાસી ગયો હતો, તેથી આ વખતે મહાવીર શિયોજી પોતાના બંધુનું વૈર લેવાને માટે મહાક્રોધથી આગળ વધ્યા. વૈર લેવાની તૃષ્ણા અને યશની આકાંક્ષાથી ઉત્તેજિત થઇને રાઠોડ વીર શિયોજીએ લાખાની સાથે દારુણ યુદ્ધ કરવા માંડયું. તેઓ લાખાની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયા. ઉભય પક્ષની સેનાઓ ચિત્રની પેઠે નિશ્ચળ ઉભી રહીને એ પરાક્રમી વીરોનું સમરકૌશલ્ય જોવા લાગી. તેમના ભયંકર અસિયુદ્ધથી રણભૂમિ વારંવાર કંપાયમાન થવા લાગી. સમશેરનો ખણખણાટ અને તે વીરોની પ્રચંડ ગર્જનાસિવાય બીજો કોઇ પણ ધ્વનિ

---

[1] લાખો ફુલાણી મહા બળવાન પુરુષ હતો. તેણે કદિપણ નિરાશ્રય અને નિર્બળ મનુષ્યોને સતાવ્યાં નહોતાં. તે દાનધર્મનાં સત્કાર્યો પણ કરતો હતો. આ કારણથી લુણી નદીથી સિંધુ નદીના સાગરસંગમ સુધીના પ્રદેશોમાં તેનાં યશોગાન ગાવામાં આવે છે. તેની પ્રશંસાનાં અનેક કાવ્યો રચાયાં છે અને લોકો તે હોંસથી ગાય છે. રાજસ્થાનનાં છ પ્રાચીન નગરો તેના તાબામાં હતાં. નીચે લખેલાં પદ્ય ઉપરથી તેનાં નામો જ્ઞાત થાય છેઃ—

"કરાપગઢા, સૂરજપુરા, વરાકગઢા તાકો; અંબાનીગઢ, જગરપુર, ફુલગઢઈ લાખો."

કર્ણગોચર થતો નહોતો. આજે લાખાનો દિવસ ભરાઈ ચૂકયો હતો. તે કુમુહૂર્તમાં અણહિલપુર આવ્યો હતો. બંધુવધના શોકથી વ્યાકુળ બનેલા રાઠોડ વીરના પંજામાથી તે પોતાના શરીરની રક્ષા કરી શકયો નહિ. શિયોજીની પ્રચંડ તલવારના આઘાતથી તેનું શિર ધડપરથી દૂર જઈ પડયું. આ ઘટના બનતાંની સાથેજ અણહિલપુરની સેનાના જયજયકારધ્વનિથી આકાશ ગુંજી ઉઠયું. આ શબ્દ અનંત આકાશમાં જઈ વાયુવેગે ચારે તરફ ફેલાઇ ગયો. જે લોકો લાખાના અત્યાચારથી પીડિત થયા હતા, તે સર્વ જણે આ ધ્વનિ આનંદપૂર્વક સાંભળ્યો. સતલજથી સમુદ્રપર્યંતના સમસ્ત દેશના લોકોએ પોતાના ઉભય કર ઉઠાવી શિયોજીને આશીર્વાદ આપ્યા.

બળવાન લાખાના રુધિરથી બંધુવધનો દારુણ શોકાગ્નિ શાંત કરી શિયોજી અતિ હર્ષ પામ્યા. તેમની યાત્રા બાકી રહી હતી. વાસ્તવમાં તેઓ દ્વારિકાં ગયા હતા કે નહિ તે વિષે કાંઇ સ્પષ્ટ વૃત્તાંત અદ્યાપિ પ્રાપ્ત થયું નથી. ભટ્ટ લોકોના ગ્રંથોમાં એવો ઉલ્લેખ ઉપલબ્ધ થાય છે કે આ સમયે તેઓ રાજપૂતોના મૂળમંત્રને હૃદયમાં ધારણ કરી અટલ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાને પ્રવૃત્ત થયા હતા. અણહિલપુરથી વિદાય લઇ તેમણે લૂણી નદીના તટપર કેટલાક દિવસ સુધી નિવાસ કર્યો. આ સ્થળે મહવા નામક એક નગર હતું. તેમાં ડાભી[1] કુલના ક્ષત્રિયો વાસ કરતા હતા. શિયોજીએ ત્યાંના સર્વ ક્ષત્રિયોને મારીને તે નગરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. તેમનાં હૃદયમાં ધીમેધીમે રાજ્યલોભ વૃદ્ધિંગત થવા લાગ્યો. પછી તેમણે તેની નિકટના ખેડધર પ્રદેશપર આક્રમણ કરી ત્યાંના ગોહિલોને મારી તે દેશમાં પોતાની વિજયપતાકા ફરકાવી. ગોહિલોનો રાજા મહેશદાસ તેમના હાથથી માર્યો ગયો અને ઘણા ગોહિલો જીવ લઇને નાસી ગયા; તથા વિજયી શિયોજીએ લૂણી નદીના તટપર પ્રાચીન "ખેડનાથ" ની લીલાભૂમિમાં રાઠોડકુલની વિજયપતાકા સ્થાપિત કરી.

સૌભાગ્યલક્ષ્મીની પ્રાપ્તિ થતાંની સાથે, મનુષ્યનાં ઇચ્છિત કાર્યો જલદી જલદી પાર પડવા લાગે છે. ખેડધરમાં નિવાસ કર્યા પછી અતિ અલ્પ સમયમાં શિયોજીને પોતાની શ્રીની વૃદ્ધિ કરવાનો બીજો એક શુભ અવસર પ્રાપ્ત થયો. તે પ્રદેશની નિકટ આવેલા [2]પાલી નગરમાં કેટલાક બ્રાહ્મણો વસતા હતા. તેઓ અતુલ ભૂમિના સ્વામી હતા; પરન્તુ પર્વતવાસી મેર અને મીના લોકો તેમનાપર વારંવાર આક્રમણ કરીને તેમને અનેક પ્રકારનાં દુઃખ દેતા હતા. શાંતિને ચાહનારા બ્રાહ્મણો આ દુષ્ટોના પંજામાંથી પોતાનું રક્ષણ કરવાનો કોઇપણ ઉપાય હજીસુધી યોજી શકયા નહોતા. હવે શિયોજીનાં પરાક્રમની વાત સાંભળી તેમને તેમનું શરણ અને સહાય લેવાની ઇચ્છા થઈ. તે સર્વ બ્રાહ્મણોએ એકત્રિત થઇ તેમની સમીપ જઇ પોતાનું સમસ્ત વૃત્તાંત અથેતિ કહી સંભળાવ્યું. શિયોજીએ તેમને સહાય કરવાની પ્રતિજ્ઞા લીધી અને થોડા દિવસોમાં તે પ્રતિજ્ઞાનું પાલન કરી, શાંતિપ્રિય બ્રાહ્મણોનો આશીર્વાદ અને ધન્યવાદ મેળવ્યાં; છતાં બ્રાહ્મણોને પોતાનું દુઃખ સદાને માટે નિવૃત્ત થયેલું લાગ્યું નહિ. તેમણે ધાર્યું કે પાલી નગરની નિકટથી શિયોજી જતા રહેશે તો દુષ્ટ પહાડી લોકો અમારાપર પુનઃ આક્રમણ કરીને પૂર્વવત્ અત્યાચાર કરશે. આવો વિચાર કરી તેમણે શિયોજીને પોતાની પાસે રાખવાની ઇચ્છાથી તેમને કેટલીક ભૂમિ આપી. શિયોજીએ તે ભૂમિ આદરસહિત ગ્રહણ કરી અને તેઓ તેમની નિકટ રહેવા લાગ્યા. શિયોજીએ કોલૂમઠની જે સોલંકી કન્યાની સાથે વિવાહ કર્યો હતો, તેના ઉદરથી ત્યાં તેને એક પુત્ર જન્મ્યો. બ્રાહ્મણોએ તેનું નામ આસથાન પાડયું.

શિયોજી આ પ્રકારે ઉક્ત શાંતિપ્રિય બ્રાહ્મણોની સાથે મૌન ધારણ કરીને નિવાસ કરતા હતા; તોપણ તેમની મહત્ત્વાકાંક્ષાની હજી તૃપ્તિ થઈ નહોતી. પાલી નગર અને તેના તાબાનો સર્વ પ્રદેશ

---

૧ ડાભી જાતિ ૩૬ રાજકુલોમાંનું એક કુલ છે. તેમના સ્વતંત્ર રાજ્યનું આ અંતિમ વૃત્તાંત છે. હું ભાવનગરના ગોહિલોને મળ્યો હતો, તેમનું આગમન ખેડધરથી થયું હતું, એમ લખવામાં આવ્યું છે; પરંતુ ખેડધર કયાં છે તેનો ઉલ્લેખ નથી.

૨ પાલી એ રાજસ્થાનના પશ્ચિમ ભાગમાં એક વિશાળ અને પ્રસિદ્ધ વાણિજ્ય નગર છે. આ નગર પ્રાયઃ ! ભીલવાડા સમાન છે. એની ચોતરફ કોટ છે. મહાઠા શત્રુઓના ઘોર અત્યાચારથી એનું રક્ષણ કરવાને માટે આ કોટ બંધાવવામાં આવ્યો છે. હાલમાં એ કોટની સ્થિતિ ખંડિયેર જેવી છે. આ શહેરમાં દશ હજાર કરતાં પણ

હસ્તગત કરી લેવાની તેમની ઇચ્છા હતી; પરંતુ તે શી રીતે કબજે લેવું તેનો કોઈપણ નિર્ણય તેઓ કરી શકયા નહિ. યદ્યપિ બ્રાહ્મણોનો વધ કરવાથી તે ભૂમિ હસ્તગત કરી શકાય એમ હતું, તો પણ તેઓ જાણતા હતા કે બ્રહ્મહત્યા એ મહાપાપ છે. તેઓ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે: "શું ક્ષુદ્ર ભૂમિને માટે હું બ્રહ્મહત્યારૂપી મહાપાતકમાં પડું? કદિ નહિ." પરંતુ શોકની વાત છે કે તે રાઠોડવીરના હૃદયમાં અંતે અધિક ભૂમિ હસ્તગત કરવાની દુરાકાંક્ષા એટલી બલવત્તર થઇ ગઇ કે તેણે તે બ્રાહ્મણોનો વધ કરવાનો નિશ્ચય કર્યો. તેણે ક્ષણભર પણ વિચાર નહિ કર્યો કે જે બ્રાહ્મણોદ્વારા મારા સૌભાગ્યનો માર્ગ ખુલ્લો થયો છે, તેજ બ્રાહ્મણોના હૃદયપર *પાષાણ મૂકી, કૃતજ્ઞતાના પવિત્ર મસ્તકપર લત્તાપ્રહાર કરી મારાથી શી રીતે મારી શકાય? અંતે તેણે તેમનો નાશ કરવાનો ભયંકર નિશ્ચય કર્યો! એમ કહેવાય છે કે તેની સોલંકિની રાણીએજ તેને ઉક્ત નિશ્ચય પાર પાડવાને ઉત્તેજિત કર્યો હતો. ગમે તેમ હો, પરંતુ શિયોજી આ મહા અનર્થકારી કાર્ય કરવાને માટે સુઅવસરની પ્રતીક્ષા કરવા લાગ્યો. સમય જતાં હોળીનું પર્વ આવ્યું. આ પર્વને દિવસે હિંદુઓ સર્વ પ્રકારની ચિંતા છોડી શ્રીકૃષ્ણની લીલાનું અનુકરણ કરી ફાગ ખેલવામાં નિમગ્ન થાય છે. તે દિવસે શિયોજીએ પાલીના બ્રાહ્મણોના નાયકનો વધ કરી તેની સમસ્ત ભૂમિ તથા સંપત્તિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. તેના આ કાર્યથી તેના નામપર સદાને માટે કલંકની કાળી ટીલી લાગી. આ દુષ્ટ કાર્યથી તેનું આયુષ્ય પણ ક્ષીણ થયું. બ્રહ્મહત્યા અને વિશ્વાસઘાતરૂપી મહાપાતકના કીચડમાં પોતાના હાથ ખરડી તેણે જે સંપત્તિપર અધિકાર સ્થાપન કર્યો હતો, તેને તે એક વર્ષથી અધિક સમય ભોગવી શકયો નહિ. તુરતમાંજ તેનું અવસાન થયું.

શિયોજીને ત્રણ પુત્રો હતા. જ્યેષ્ઠ પુત્રનું નામ આસથાન, વચલાનું નામ સોનંગ અને નાનાનું નામ અજજ હતું. ઉત્તરાધિકારની સાધારણ પ્રણાલી અનુસાર જ્યેષ્ઠ પુત્ર આસથાનનેજ પોતાના પિતાની ગાદી મળી. એક ભટ્ટના ગ્રંથમાં એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે આસથાને ગોહિલોના હાથમાંથી ખેડધર એકવાર ખુંચવી લીધું હતું. પિતાની પેઠે પુત્ર પણ વિશ્વાસઘાતી અને દગાબાજ હતો. શિયોજીએ જે રીતે વિશ્વાસઘાત અને અધર્માચરણથી પાલીપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો, તે પ્રકારે આસથાને પણ દગાબાજી અને છળકપટથી ઇડર જીતી લઈ પોતાના નાના બંધુ સોનંગને ત્યાંનો અધિકાર સોંપ્યો હતો.

ઇડરનગર ગુજરાતની સીમા ઉપર આવેલું છે. તે સમયે તે ડાભીવંશીય રાજાના અધિકારમાં હતું. આસથાને છળકપટથી ત્યાંના રાજાનો વધ કરી તે સ્થાનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. શોકથી વિહ્વળ થયેલા નગરવાસીઓ તેનાં આવાં અન્યાયયુક્ત આચરણને રોકી શકયા નહિ. સોનંગના વંશજોહાતોડિયા રાઠોડના નામથી પ્રસિદ્ધ થયા. શિયોજીના ત્રીજા પુત્ર અજજે પણ પોતાના જ્યેષ્ઠ બંધુ અને પિતાની પેઠે ઘોર હિંસા કરી સૌરાષ્ટ્ર પ્રાંત સુધી પોતાની સમશેર ચલાવી હતી. સૌરાષ્ટ્રની પશ્ચિમે ઓખામંડળ નામક એક રાજ્ય હતું. તે સમયે ત્યાં પ્રાચીન સૌરવંશનો ભીખમશાહ નામક રાજા રાજ્ય કરતો હતો. હિંસક અજજે તે રાજાનો વધ કરી તેના પાટનગરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. તેના આ કાર્યથીજ તેના વંશજો વાઘેલાના નામથી પ્રસિદ્ધ થયા. હાલમાં રાઠોડવીર અજજના વંશજો દ્વારિકાં તથા તેની પાસેના પ્રદેશમાં વસે છે અને હજી પણ તે અત્રે આ વિચિત્ર નામથીજ ઓળખાય છે.

આસથાન આઠ પુત્રો[1] મૂકીને પરલોકવાસી થયો. તેમાંથી જ્યેષ્ઠ પુત્ર દૂહડ પોતાના પિતાનાં સિંહાસન

---

અધિક ધરો છે. પાલી અતિ પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે. પાલી જે પ્રકારે વસેલું છે તે ઉપરથી જ્ઞાત થાય છે કે તે કોઇ સમયે ઉત્તર હિંદુસ્થાન અને સમુદ્ર તટસ્થ પ્રદેશોનું અતિ વિશાળ વાણિજ્યનગર હતું. ટિબેટ અને ઉત્તર હિંદુસ્તાનમાંથી પુષ્કળ સામગ્રીઓ અહીં એકત્રિત થતી હતી અને અહીંથી અરબસ્તાન, યૂરોપ અને આફ્રિકા આદિ દેશોમાં જતી હતી. પાલીમાં પૂર્વે પ્રતિવર્ષે રૂા. ૭૫૦૦૦ જકાતના ઉપજતા હતા.

૧ દુહડ, જોયસાવ, ખીયસી, ભૂપસુ, ધાંડલ, જેતમલ, બાંદર અને ઉહડ. આ આઠ ભાઇઓએ એક એક વંશની સ્થાપના કરી. તેમાંથી દુહડ, ધાંડલ, જેતમલ અને ઉહડ એ શાખાઓ અદ્યાપિ વિદ્યમાન છે.

પર બેઠો. અપ્રસિદ્ધ અને અલ્પ રાજ્યથી તેનું મન તૃપ્ત થયું નહિ. તેના મનમાં એક નવીન ઇચ્છા ધીમે ધીમે વિકાસ પામી રહી હતી. દૂહડ બાલ્યાવસ્થાથીજ પોતાના પૂર્વજોના લીલાક્ષેત્ર કનોજનો પુનરુદ્ધાર કરવાની ઇચ્છા પોતાના હૃદયમાં પોષતો આવ્યો હતો. તેણે પોતાના પિતાના સિંહાસન-પર બેસી પોતાની ઉક્ત ઇચ્છા પૂર્ણ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો; પરંતુ તેનો એ સંકલ્પ પૂર્ણ થયો નહિ. કનોજનો પુનરુદ્ધાર કરવામાં નિષ્ફલ થઇ દૂહડે પુરિહરોના હાથમાંથી મંદોર ખુંચવી લેવાનો પ્રયાસ કર્યો. ઉક્ત પ્રયાસ સફલ થવાની વાત તો દૂર રહી; પરન્તુ તેમાં તેને પોતાના પ્રાણની આહુતિ આપવી પડી. તેણે પુરિહરરાજનું રક્ત વહેવરાવવાની ઇચ્છાથી મંદોરમાં જઇ પોતાનાજ રક્તનું તે ભૂમિમાં સિંચન કર્યું.

દૂહડને સાત પુત્રો[1] હતા. તેમાંથી જ્યેષ્ઠ પુત્ર રાયપાળ પોતાના પિતાના મૃત્યુ પછી રાઠોડ કુલના સિંહાસનપર બેઠો. સિંહાસનપર બેસતાંની સાથેજ તે પુરિહરરાજનું રક્ત વહેવરાવી પિતૃશોકની નિવૃત્તિ કરવાનો યત્ન કરવા લાગ્યો. અલ્પ સમયમાંજ તેનો યત્ન સફલ થયો. વૈર લેવાની ઇચ્છા ધરાવનાર રાયપાળે સેનાસહિત મંદોરદુર્ગપર આક્રમણ કર્યું. પુરિહર રાજા તેના પ્રચંડ આક્રમણની ગતિ રોકી શકયો નહિ. તે રણભૂમિમાંજ માર્યો ગયો. તેનું મરણ થતાંની સાથેજ વિજયી રાય-પાળે મંદોરદુર્ગપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. રાઠોડકુલની વિજયપતાકા મંદોરદુર્ગના શિખર-પર ફરકવા લાગી; પરંતુ આ વિજયનું આયુષ્ય માત્ર થોડા દિવસનુંજ હતું. પરાજિત થયેલા પુરિહરોએ શીઘ્ર પોતાનું પૂર્વબલ સંચિત કર્યું અને રાયપાળને મંદોરમાંથી નસાડી મૂકયો.

રાયપાલને તેર પુત્રો હતા. તેનું મરણ થયા પછી તેનો જ્યેષ્ઠ પુત્ર કન્હલ સિંહાસનપર બેઠો. રાયપાલના શેષપુત્રો તે પ્રદેશના પૃથક્ પૃથક્સ્થાનોમાં જતા રહ્યા. કન્હલની પછી જાલ્હન, તેની પછી તેનો પુત્ર છાડો અને તેની પછી તેનો પુત્ર ટીડો રાઠોડકુલના સિંહાસનપર બેઠા હતા. આ રાઠોડ રાજાઓની કારકીર્દિનું કાંઇ વિશેષ વર્ણન ઉપલબ્ધ થતું નથી. માત્ર એટલુંજ વિદિત થાય છે કે તેઓ હિંસક-વૃત્તિનું અવલંબન કરી સદા પોતાની નિકટ વસતા લોકોની સાથે યુદ્ધ કર્યા કરતા હતા. કોઇ વાર તેઓ પરાજિત થતા તો કોઇવાર કોઇને મારી તેની ભૂમિસંપત્તિ હસ્તગત કરી લેતા. જેસલમીરના ભટ્ટગ્રંથોમાં એવો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે છાડો અને ટીડો એ ઉભય રાજાઓ અતિ ક્રૂર હતા. તેઓ અમીરવર્ગને અત્યંત દુઃખ દેતા હતા. આથી તેમણે તેની સામે થઇને ખેડ રાજ્યમાં યુદ્ધ કર્યું હતું. રાવ ટીડાએ પોતાના રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો હતો. તેણે સોનગઢા સરદારની પાસેથી નમાલ-નગર અને દેવડા તથા વેલિયાઓના રાજ્યમાંથી પણ થોડો ભાગ જીતી લીધો હતો.

રાય ટીડાના મરણ પછી સળખા[2] તેની ગાદીપર બેઠો. ભટ્ટગ્રંથોમાં ટીડાના ઉત્તરાધિકારીતરીકે સળખાનુંજ નામ લખેલું છે. તેની પછી વીરમદેવ[4] અને વીરમદેવની પછી ચૂડા રાઠોડકુળના સિંહાસનપર બેઠા હતા. વીરમદેવે ઉત્તર ભાગમાં વસતી જોયા જાતિપર આક્રમણ કરી રણભૂમિમાં પોતાના પ્રાણ છોડયા હતા. તેના પુત્ર ચૂડાદ્વારા રાઠોડ-કુલની શ્રીવૃદ્ધિ થઈ. ચૂડા જેવો વીર હતો તેવોજ રાજનીતિજ્ઞ પણ હતો. તે રાઠોડના ઇતિહાસમાં ઘણો

૧ દુહડના સાત પુત્રનાં નામ આ પ્રમાણે છેઃ- રાયપાલ, કીરતપાલ, વિહાર, પિટલ, જુગલ, દાલુ અને વિગર; પરંતુ જોધપુર રાજ્યની વંશાવળીમાં દુહડના નવ પુત્રો જણાવ્યા છે અને તેનાં નામો આ પ્રમાણે આપ્યાં છેઃ-રાયપાલ, ચંદ્રપાલ, શિવપાલ, જીવરાજ, ભીમરાજ, મનોહરદાસ, મેઘરાજ, સામંતસિંહ ને સૂરસિંહ.

( વાસ્તવમાં આ નામોમાંનાં ઘણાં ખોટાં છે. દુહડ, જોપસાવ અને ધાંડલ એ ત્રણ નામો મારવાડના ઈતિહા-સમાં પ્રાપ્ત થાય છે, બાકીનાં કેટલાંક અશુદ્ધ છે અને કેટલાંકનો તો ઉલ્લેખ પણ મારવાડના ઈતિહાસમાંથી પ્રાપ્ત થતો નથી, હરડ, પેથડ. મેલગ અને ચાચક એ ચાર નામો મારવાડના ઇતિહાસમાંથી ઉપલબ્ધ થાય છે અને કોઈકોઈ સ્થળે વેગડ, સીંગણ અને નાપાનો નિર્દેશ પ્રાપ્ત થાય છે કરેલો હોય છે. પ્ર૦ ટી૦)

૨ તેમના વંશજો સળેખાવત નામથી પ્રસિદ્ધ છે. મહેવા અને રાડધડામાં એઓ હાલ ભૂમીઆ:તરિકે વાસ કરે છે.

૩ એના વંશજો વીરમોતના નામથી પ્રસિદ્ધ છે. વીરમદેવને વિજ્જા નામક એક પુત્ર હતો. તેના. વંશજો વીજા-તના નામથી પ્રસિદ્ધ થયા છે. તેઓ સેતરાવા, સ્રિવાના અને દેછુ એ ત્રણ સ્થાનોમાં નિવાસ કરે છે.

પ્રસિદ્ધ છે. ચૂડાના પરાક્રમના પ્રભાવથીજ શિયોજીનો વંશ ઉન્નત થયો. અગીઆર પેઢી થઇ એટલામાં રાઠોડવંશના લોકો રાજસ્થાનના પ્રાયઃ સમસ્ત દેશોમાં ફેલાઇ ગયા હતા. વીર ચૂડાએ પોતાના વંશને અત્યુન્નત દશાપર લઇ જવાનો નિશ્ચય કર્યો. તેણે રાઠોડોની વીરતા જગતમાં પ્રકાશિત કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. તેણે મનમાં વિચાર કર્યો કે: "હજીસુધી રાઠોડવંશના લોકોએ કાંઇ પણ મોટું સાહસ કર્યું નથી. રાઠોડોનો ઉદ્યમ વિશેષ જણાયો નથી. જે લોકો ઉદ્યમી અને ઉદ્યોગી હોતા નથી તથા જે લોકો હાથમાં સમશેર ગ્રહણ કરીને પોતાની ઉન્નતિ કરતા નથી, તેને માટે આ જગતમાં સ્થાનજ નથી. શિયોજીના સંખ્યાબંધ વંશજો હજુ સુધી કાંઈ પણ કાર્ય કરી શકયા નથી, તેથીજ રાઠોડોની ઉન્નતિ થઇ નથી." આવો વિચાર કરી તેણે રાઠોડોની ઉન્નતિ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. તેણે રાઠોડોના હૃદયમાં નવીન શકિતનો સંચાર કર્યો. રાઠોડો નવજીવનને પ્રાપ્ત થયા. તેમના હૃદયમાં નવીન ઉત્સાહ આવ્યો, તેઓ પુનઃ જીવંત થઇ ગયા. ચૂડાએ સર્વ રાઠોડોને એકત્રિત કર્યા અને એક મહાન સાહસ માથે લેવાનો તેમને આગ્રહ કર્યો. આ કાર્ય અત્યંત ભયંકર હતું.

ચૂડાએ મંદોરપર આક્રમણ કરવાનો પ્રસ્તાવ રજુ કર્યો. આ પ્રસ્તાવ સર્વ રાઠોડોએ ખુશીથી સ્વીકાર્યો અને તેમણે મંદોરપર આક્રમણ કર્યું. મંદોર રાજવીર ચૂડાનું આ આક્રમણ સહન કરી સકયો નહિ. તેના હૃદયના રુધિરથી સમરભૂમિ ભીંજાઇ ગઈ. રાજાનું મરણ થએલું જોઇ સમસ્ત પુરિહર સેના ગોવાળવિનાનાં ઢોરની પેઠે જ્યાં ફાવે ત્યાં નાસી ગઈ. જયલક્ષ્મી રાઠોડવીર ચૂડાને વરી. રાઠોડકુલની વિજયપતાકા મરુભૂમિના પ્રાચીન મંદોરદુર્ગપર ફરકવા લાગી.

ઉદ્યમ, ખંત અને સહનશીલતા એ રાજપૂતોના વિજયની ચાવી છે. આ ત્રણ શ્રેષ્ઠ ગુણોથી તેઓ સદા સુશોભિત લાગે છે. વીરવર ચૂડામણ આ ત્રણ ગુણોથી અલંકૃત હતા, તેથીજ તેમણે અસંખ્ય વિઘ્નો અને સંકટો ઓળંગીને મંદોરનું સિંહાસન પ્રાપ્ત કર્યું હતું. મંદોરનું સિંહાસન પ્રાપ્ત થયા પૂર્વે થોડા દિવસપર તેઓ અત્યંત દીનદશામાં આવી પડયા હતા. તે સમયની તેમની સ્થિતિ જોઈ કોઇને પણ એવી કલ્પના આવી નહિ હોય કે તેઓ મંદોરનું સિંહાસન પ્રાપ્ત કરશે ! તેઓ તે સમયે પોતાના પૂર્વજોની ભૂમિ અને સંપત્તિથી વંચિત થઇ બેઠા હતા; તેમની એટલી બધી દુર્દશા થઈગઇ હતી કે તેમને પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે છુપાઇને રહેવું પડતું હતું. તેઓ કાલાઉનગરમાં છુપાઇને એક ચારણના ઘરમાં રહેતા હતા. તેમણે કેટલાક દિવસસુધી ઉકત ચારણના ઘરમાં ગુપ્તવેષે કાળક્રમણ કર્યું; પરંતુ પછી તેમણે લાગ જોઇ પોતાની ઉન્નતિનો માર્ગ સાધી લીધો. એમ કહેવાય છે કે ચૂડાને મંદોરનું સિંહાસન પ્રાપ્ત થયું ત્યારે કાલાઉનગરનો ઉકત ચારણ કવિ તેમને મળવાને માટે આવ્યો; પરંતુ રાજાએ તેને ઓળખ્યો નહિ તેમજ પોતાના દરબારમાં તેને પ્રવેશ પણ કરવા દીધો નહિ. અંતે તે ચારણે અતિ દુઃખિત થઇ એક કવિતા[૧] બનાવી રાજસભામાં પ્રવેશ કર્યો. આ કવિતા આજે પણ મારવાડના ભાટોના મુખે સાંભળવામાં આવે છે. ઉકત ચારણનું મર્મભેદી સુંદર કાવ્ય આજે પણ ચૂડાના પૂર્વ આચરણનું સ્મરણ કરાવે છે.

મંદોર નગરમાં પોતાની પ્રભુતા દૃઢ કરી ચૂડાએ નાગોરમાં રહેતી દિલ્લીના યવન સમ્રાટની સેનાપર આક્રમણ કરવાની ઇચ્છા કરી. તેને નાગોરમાં પણ વિજય મળ્યો. પછી તે પોતાની વિજયિની સેના લઇ ધીમે ધીમે દક્ષિણ તરફ જવા લાગ્યો અને મહા ધામધૂમસહિત ગોદવાડની રાજધાની નાંદોલમાં જઇ પહોંચ્યો. ત્યાં તે પુરિહર રાજાની એક કન્યા સાથે પરણ્યો. તેણે સદા વીરોચિત કાર્યોમાંજ પોતાનો સમય વ્યતીત કર્યો.

જેસલમીરના ભાટી રાજાના તાબામાં પૂંગલ નામક એક નગર છે. તે સમયે આ પૂંગલમાં રાણુંગદેવ નામે એક ભાટી સરદાર રાજ્ય કરતો હતો. રાણુંગદેવનો સાદૂલ નામનો એક મહાપરા-

૧ ચૂડાએ પુરિહરો પાસેથી મંદોર જીતી લીધુ હતું, એ વાત સત્ય નથી. સત્ય,વાત એ છે કે ઇદાના પુરિહરોએ તુર્કોની પાસેથી મંદોર જીતી લઇ તેમને પહેરામણીમાં આપ્યું હતું. આ વાત સિદ્ધ કરવાને માટે નીચે લખેલો સોરઠો મારવાડમાં પ્રસિદ્ધ છે.

સોરઠોઃ-ચૂડા નહિ આવે ચીન, કાસર કમાઉતના, બૈઠે બયૈ લયલીત, મંડોવર રૈમાલિયે
ચૂડા ચવરી ચાર, દી મંડોવર દાયજે, ઇદાતણું ઉપકાર, કમધજ કદે ન વિસરે. ( પ્રે. ટી. )

ક્રમી પુત્ર હતો. લાખા ફુલાણીની પેઠે સાદૂલ પણ પોતાના બાહુબળ ઉપર નિર્ભર રહી પોતાનો સમય વ્યતીત કરતો હતો. નાગોરથી લઇને લૂણી નદીના તટપર્યંતના સમસ્ત દેશમાં લૂંટફાટ કરીને તેણે પુષ્કળ દ્રવ્ય સંચિત કર્યું હતું. મરુભૂમિના સર્વ લોકો સાદૂલને સાક્ષાત્ યમરાજ સમજીને તેનાથી ભયભીત થતા હતા. એક સમયે તે કોઇક નગરમાંથી કેટલાંક ઉંટો અને કેટલાક અશ્વો જીતી લઇને મોહિલોની રાજધાની ઓડિનની પાસે થઇને જતો હતો. આ વખતે તે નગરના સ્વામી માણિકરાજે આદરસહિત તેને નિમંત્રણ કર્યું. સાદૂલ તેના નિમંત્રણનો સ્વીકાર કરી યોગ્ય સમયે તેની પાસે ગયો. ભોજન વગેરેની તૈયારી ઉતાવળે થવા લાગી. માણિકરાજ સાદૂલની નિકટ બેસી તેની વીરતા-ભરેલી વાતો સાંભળવા લાગ્યો. તેના મુખમાંથી નીકળતી પરાક્રમની વાતો સાંભળી મોહિલરાજ કાંઇક વિસ્મિત અને પ્રસન્નચિત્ત થયો. આ વીરતાયુક્ત વાતો એક વ્યક્તિના કર્ણદ્વારા વારંવાર અમૃત-ધારા વર્ષાવવા લાગી.: તે વ્યક્તિ એક સ્ત્રી હતી અને તે એકાગ્રચિત્તથી ઉક્ત અતિથિ ભાટીવીરનાં વચનામૃતનું પાન કરી રહી હતી. તેનું નામ કોડમદે હતું અને તે મોહિલરાજ માણિકરાજની પુત્રી હતી. માતાપિતાનાં જીવનસ્વરૂપ કોડમદે જન્મથીજ સુખમાં ઉછરી હતી. મરુભૂમિમાં તે એક અતિ સુંદર સ્ત્રી ગણાતી હતી. મંદોરાધિપતિ ચૂડારાવના ચતુર્થ પુત્ર અર્ડકમલની સાથે તેનો વિવાહ નિશ્ચિત કરવામાં આવ્યો હતો. પાણિગ્રહણ થોડા વખતમાં થવાનું હતું અને ઉભય પક્ષ તરફથી લગ્નની તૈયારી થવા લાગી હતી; પરંતુ કોડમદેને આ વાત રુચતી નહોતી. તેણે સાદૂલનાં મહાન પરાક્રમોની વાત સાંભળી હતી અને પ્રથમથીજ તેણે મનવડે તેને પોતાનો પતિ માની લીધો હતો. આજે તે પોતાના ઇચ્છિત પતિને સ્વદૃષ્ટિથી જોઇને તથા સ્વકર્ણે તેની વીરતાભરેલી વાતો સાંભળીને અતિ પ્રસન્ન થઇ. હવે તે પોતાના હૃદયનો ભાવ પ્રકાશિત કર્યા વિના રહી શકી નહિ. તેની સાહેલીઓએ તેને બહુ સમજાવી; પરંતુ તે એકની બે થઈ નહિ. તે કહેવા લાગી કે: " તુચ્છ રાજસિંહાસન પ્રાપ્ત કરવાથી શો લાભ ? ઉચ્ચ રાઠોડકુલની પુત્રવધૂ બનવાથી શો ફાયદો ? મેં મારા પ્રાણ તથા મારું મન જેને સમર્પણ કર્યું છે, તેની દાસી થઇને રહીશ, અન્યની સ્ત્રી થઇને રહીશ નહિ." કોડમદેની આ કઠોર પ્રતિજ્ઞા તેની માતા તથા તેના પિતાના સાંભળવામાં આવી. તેમનાં હૃદય ભય ને દુઃખથી વ્યાકુલ થઈ ગયાં. રાઠોડકુલની સાથે વૈવાહિક સંબંધ જોડી માણિકરાજે મહાન ગૌરવ પ્રાપ્ત કરવાની આશા ધારણ કરી હતી; પરંતુ દુર્ભાગ્યવશાત્ તેની એ આશા પૂર્ણ થવાના માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત થયું. તે વિચાર કરવા લાગ્યોઃ " જો કોડમદે રાઠોડરાજકુમારની સાથે વિવાહ કરવાને ખુશી નહિ થશે, તો રાઠોડવીર ચૂડાનો રોષાગ્નિ અવશ્ય ગોહિલકુલની ઉપર વર્ષશે. અવશ્ય તે ઓડિનનગરપર આક્રમણ કરી, ગોહિલવંશને સમૂળો નષ્ટ કરી નાખશે." આવી આવી ચિંતાઓએ માણિકરાજના હૃદયમાં પ્રવેશ કરી તેને વ્યાકુળ બનાવી દીધો. હવે શું કરવું તે કાંઈ તેને સૂઝ્યું નહિ. અંતે પુત્રીપ્રેમ બલવાન થયો અને તે નિરુપાય થઇ પુત્રીની ઇચ્છા પૂર્ણ કરવાને તત્પર થયો.

ભોજનપાનની સમાપ્તિ થઈ. મોહિલાધિપતિ માણિકરાજે સાદૂલને સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યું અને રાઠોડરાજકુમારની સાથેનો વિવાહસંબંધ તૂટવાથી અમારાપર ઘોર વિપત્તિ આવી પડશે, એમ પણ તેને કહી દીધું. આ હકીકત સાંભળી સાદૂલ જરા પણ ભયભીત થયો નહિ. તે બોલ્યોઃ " જો પૂંગલની રીતિ અનુસાર નાળીએર મોકલવામાં આવશે, તો હું આપની પુત્રીની સાથે વિવાહ કરીશ." આવી આવી વાતો થયા પછી સાદૂલ પોતાના નગરમાં ચાલ્યો ગયો. ત્યાર પછી તેનાપર વિવાહની માગણીનું નાળીએર મોકલવામાં આવ્યું અને થોડાજ દિવસમાં ઓડિનનગરમાં વિવાહકાર્ય સમાપ્ત થઇ ગયું. માણિકરાજે પોતાના જમાતાને પુષ્કળ પહેરામણી આપી. બહુમૂલ્ય મણિરત્નાદિ, નાના પ્રકારનાં સોનારૂપાનાં વાસણો, એક બળદની સુવર્ણમૂર્તિ અને તેર રાજપૂત-કુલની દાસીઓ માણિકરાજે પોતાની પુત્રીને આપી.

આ વિવાહના સમાચાર બ્રાહ્મણના મુખથી અર્ડકમલના સાંભળવામાં આવ્યા. આથી તે અત્યંત ક્રોધ અને વૈમનસ્યથી ઉન્મત્ત જેવો બની ગયો. તે સાદૂલને દંડ આપવાની ઇચ્છાથી ચાર સહસ્ર રાઠોડવીરોને લઇને તેનો માર્ગ રોકીને ઉભો રહ્યો. આ ઘટના બની તે પૂર્વે સાદૂલે સાંકલા મેહરાજ[1]

[1] વિખ્યાત વીર હડબૂ સાંકલાનો એ પિતા હતો; એણે સાંદૂલની સાથે અનેકવાર યુદ્ધ કર્યું હતું.

નામના એક મનુષ્યને મારી નાખ્યો હતો. તે માણસનો વૃદ્ધ પિતા પણ પુત્રશોકથી વ્યાકુલ અને વૈર લેવાની આશાથી આ સમયે રાઠોડરાજકુમારની સાથે આવ્યો હતો. આ સર્વ સમાચાર માણિકરાજના સાંભળવામાં આવેલા હોવાથી તેમણે પોતાના જામાતાને તે કહીને તેમને જતા અટકાવ્યા; પરંતુ વીર પુરુષ સાદૂલ કિંચિત્ પણ ડગ્યો નહિ. માણિકરાજે તેમને પોતાના ચાર સહસ્ર માણસો સાથે લઇ જવાને કહ્યું; પરંતુ તેણે તે સૈનિકોને લઇ જવાની પણ ના પાડી. પોતાના બાહુબળ ઉપર અને પોતાની સાથેના સાતસેં શંભુરતન ભાટી સૈનિકો ઉપર તેને પૂર્ણ વિશ્વાસ હતો. તેણે ના કહ્યા છતાં પણ માણિકરાજે મોટી આપત્તિની આશંકા કરી પોતાના સાળા મેઘરાજ તથા તેના હાથનીચે પચાસ સૈનિકોને તેની સાથે મોકલ્યા.

આ સાડીસાતસેં સૈનિકોની સાથે ભાટીવીર સાદૂલ પોતાના પાટનગર તરફ જવાને નીકળ્યો. ચંદન નામના સ્થાને જઇ તે શ્રમપરિહાર કરવા લાગ્યો. ક્રોધોન્મત્ત રાઠોડવીર તે સ્થાને પોતાની સેના-સહિત આવી પહોંચ્યો. જો કે તેનું સૈન્યબળ સાદૂલ કરતાં ત્રણગણું હતું, તોપણ તેણે પોતાના શત્રુની સાથે દ્વંદ્વયુદ્ધ કરવાની ઇચ્છા પ્રકટ કરી. ઉભય દળો થોડીવાર વિશ્રાંતિ લીધા પછી રણભૂમિમાં આવીને ઉપસ્થિત થયાં. સર્વથી પ્રથમ ભાટીવીર તરફના પાહુગોત્રના જયતુંગ નામના સૈનિકે રાઠોડ વીર તરફના જોધા ચોહાણની સાથે દ્વંદ્વયુદ્ધ કર્યું. ઉભયે પોતપોતાના અશ્વ મહાવેગથી એકબીજાની સામે દોડાવ્યા. ઉભયના હસ્તમાં બે ધારવાળી તીક્ષ્ણ તલવાર હતી. અલ્પ સમયમાં તે તલવાર એક-બીજાની ઉપર ચાલવા લાગી. તલવાર ઉપર તલવારના આઘાત થવાથી અગ્નિની ચિણગારીઓ ઝરવા લાગી. સૂર્યપ્રકાશમાં ઉભય વીરોની તલવારો વિદ્યુત્‌ની પેઠે ચમકવા લાગી. અર્ડકમલ અને સાદૂલ પોતપોતાની સેનાના અગ્રભાગ ઉપર ઉભા રહી આનંદપૂર્વક તે ભીષણ દ્વંદ્વયુદ્ધ જોવા લાગ્યા. જોતજોતામાં તે યુદ્ધે ભયાનક સ્વરૂપ ધારણ કર્યું. એકાએક જયતુંગ ભયંકર શબ્દ કરી છલંગ મારી પોતાના અશ્વસહિત જોધાની ઉપર તૂટી પડયો. જોધાથી પોતાના પ્રતિદ્વંદ્વીનો પ્રચંડ વેગ સહન થઇ શકયો નહિ. તે પોતાના અશ્વસહિત પૃથ્વીપર તૂટી પડયો કયોંજોયો પુનઃ ઉઠી શકયો નહિ. તલવારના પ્રચંડ આઘાતથી તેનો પ્રાણવાયુ નીકળી ગયો. વિજયથી ઉન્મત્ત બનેલો જયતુંગ પોતાની તીક્ષ્ણ તલવાર ઉઠાવી શત્રુસેના તરફ દોડયો અને જેમે પોતાની બરોબરીનો સૈનિક ધાર્યો તેનાપર આક્રમણ કરવા લાગ્યો; પરંતુ તેણે યથાર્થરીતે દ્વંદ્વયુદ્ધ કર્યું નહિ. એકની સાથે દ્વંદ્વ-યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયા પછી તેનો અંત આવ્યા વિનાજ તે બીજાની સાથે દ્વંદ્વયુદ્ધ કરવા લાગી જતો હતો. આથી સેનામાં ઘોર વિચ્છિન્નતા ફેલાઇ ગઈ અને તત્કાલ દ્વંદ્વયુદ્ધ બંધ થઇ દલયુદ્ધનો આરંભ થયો. ઉભયપક્ષના સૈનિકો ભયાનક સિંહગર્જના કરી એકબીજાની ઉપર આક્રમણ કરવા લાગ્યા.

અર્ડકમલ અને સાદૂલ એ ઉભયની ઇચ્છા એકબીજાની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાની હતી, તેથી તેમણે સેનાનો વ્યર્થ નાશ થતો અટકાવવાને માટે તરતજ દ્વંદ્વયુદ્ધનો આરંભ કરવાનો નિશ્ચય કર્યો. યુદ્ધસ્થળથી દૂર રથમાં બેસીને સુંદરી કોડમદે રણરંગ જોતી હતી. સાદૂલ તેની પાસે અંતિમ વિદાય લેવાને માટે ગયો. વીર-નારી કોડમદેએ શાંત અને ગંભીર સ્વરે કહ્યું: "જાઓ અને યુદ્ધ કરો. હું આજ સ્થળે બેસીને આપનું યુદ્ધ-કૌશલ્ય જોઇશ અને જો આપ સમરભૂમિમાં માર્યા જશો, તો આપની સાથે હું પણ પરલોકવાસ કરીશ." કોડમદેનાં વીરતાભરેલાં વચનો સાંભળી સાદૂલને બમણો ઉત્સાહ આવ્યો અને તે પ્રચંડ વેગથી શત્રુઓપર તૂટી પડયો. તેના ભાલાના પ્રહારથી અસંખ્ય રાઠોડોએ પોતાના પ્રાણ ગુમાવ્યા. આ પ્રકારે ઉન્મત્તની પેઠે ભ્રમણ કરતો કરતો તે રાઠોડ રાજકુમાર અર્ડકમલની પાસે આવી પહોંચ્યો. રાઠોડરાજકુમાર સ્વયં સાદૂલના હૃદયના રુધિરથી પોતાને થયેલા ઘોર અપમાનનું ક્ષાલન કરવાને માટે તત્પર હતો. તે પોતાનો હૃદયાગ્નિ શાંત કરવાને માટે તૈયારજ હતો, પરંતુ અદ્યાપિ તેણે તેને ઓળખ્યો નહોતો. હવે તેણે પોતાની સમીપ આવેલા શત્રુને સારી રીતે ઓળખ્યો અને પોતાના પંચકલ્યાણ નામના અશ્વને પ્રચંડ વેગથી તેની તરફ દોડાવ્યો. તેઓ એકબીજાની સામે ઉભા. ક્ષણવાર તો તેમણે એકબીજાપ્રત્યે સભ્ય વર્તન કર્યું, પરંતુ અલ્પ સમયમાં સાદૂલે પોતાના શત્રુના મસ્તકપર તીક્ષ્ણ તલવારનો પ્રહાર કર્યો. અર્ડકમલે અત્યંત શીઘ્રતાપૂર્વક તેને રોકી સાદૂલના

મસ્તકપર પોતાની સમશેર ચલાવી. ઉભય વીરો વજ્રાઘાતથી ભગ્ન થયેલાં બે મેરુશિખરોની પેઠે પૃથ્વીપર તૂટી પડયા. રાઠોડવીર મૂચ્છિંત થઇ ગયો હતો, તેથી થોડીવારમાં તે ઉઠીને ઉભો થયો; પરંતુ ભાટીવીર સાદૂલ પુનઃ ઉઠી શકયો નહિ. પડતાંની સાથેજ તેના પ્રાણ નીકળી ગયા હતા. યુદ્ધ બંધ પડયું. ઉભયપક્ષના વીરો જાણે વજ્રાઘાત થયો હોય તેમ સ્તબ્ધ થઇને ઉભા રહ્યા. પછી તેઓ રણભૂમિ મૂકીને થોડે દૂર પાછા હઠી ગયા.

પતિવ્રતા કોડમદેની આશા નષ્ટભ્રષ્ટ થઈ ગઇ. તેને પોતાના સ્વામીની સાથે રહી દીર્ઘકાળ-પર્યંત સુખ ભોગવવાની આશા હતી; પરંતુ તે અભાગિનીનાં મીંઢળ પણ હજી છૂટયાં નહોતાં, એવા-માંજ સુખ તેને સદાને માટે છોડીને ચાલ્યું ગયું. તેનું લાવણ્યમય વદન હવે ઝાંખું થઈ ગયું; જે સૌંદર્યે ભાટીવીર સાદૂલનું મન હરણ કર્યું હતું તે સૌંદર્ય નષ્ટ થઇ ગયું; જે લાવણ્યતાએ અર્ડ-કમલનું ચિત્ત આકર્ષ્યું હતું તે લાવણ્યતા હવે અદૃશ્ય થઇ; તેણે પરિણિત જીવનના ઉંબરપરજ પગ મૂકયો હતો, એવામાંજ વૈધવ્યે આવી તેને ગ્રસ્ત કરી લીધી; વિકસિત કળી એકજ દિવસમાં કરમાઈ ગઇ! પરંતુ કોડમદે વીરનારી હતી. તેણે પોતાના પ્રાણાધિક પતિને યુદ્ધ કરવાને માટે ઉત્તેજિત તથા ઉત્સાહિત કર્યો હતો અને હવે તે ધર્મયુદ્ધની રણભૂમિપર પ્રાણોત્સર્ગ કરવાને તૈયાર થઈ હતી. તેને માટે સ્વર્ગનો માર્ગ સાફ થયો. સ્વર્ગની અપ્સરાઓ પારિજાતની માલા હાથમાં ગ્રહણ કરી તેનો સત્કાર કરવાને માટે સ્વર્ગના દ્વારપર આવીને ઉભી રહી. કોડમદેએ આ સર્વ દૃશ્ય પોતાનાં અંતર્ચક્ષુદ્વારા જોયું. સ્વર્ગપ્રાપ્તિની આશાથી તેનું હૃદય ઉત્સાહિત થઇ ગયું. તે પતિની સાથે પ્રયાણ કરવાની તૈયારી કરવા લાગી.

રણભૂમિપર એક વિશાળ ચિતા બનાવવામાં આવી. મોહિલકુમારીએ એક હાથમાં તીક્ષ્ણ તલવાર ઉઠાવી અને પ્રસન્નતાપૂર્વક પોતાનો બીજો હાથ કાપી નાખ્યો. તેની સખીઓ તથા સૈનિકો ચુપચુપ ઉભા રહી આ ભયાનક અને શોચનીય કાર્ય જોઇ રહ્યાં! કોડમદેએ પોતાનો કપાયેલો હાથ પોતાના એક સૈનિકને આપ્યો અને તેને કહ્યું: " આ હસ્ત મારા શ્વસુરને આપજો અને તેમને કહેજો કે તમારી પુત્રવધૂ આવી હતી. " પછી તેણે પોતાનો બીજો હસ્ત ઉંચો કરી નિકટ ઉભેલા એક સૈનિકને કહ્યું: " મારો આ હાથ પણ કાપી નાખો " કોડમદેના મુખમંડલે અપૂર્વ તેજોમય સ્વરૂપ ધારણ કર્યું. તેનાં ઉભય વિશાળ નેત્રોમાંથી એક પ્રકારની અદ્ભુત જ્યોતિ નીકળવા લાગી. ઉક્ત સૈનિકે તત્કાળ મહારાણીની આજ્ઞાનું પાલન કર્યું. એકજ આઘાતથી કોડમદેનો બીજો હાથ કપાઈને જૂદો થયો. પ્રેક્ષકો શોક અને વિસ્મયથી હૃદયભેદક નાદ કરવા લાગ્યા. તેમના રોદનથી આકાશ ભેદાઇ ગયું; પરંતુ કોડમદેના મુખમંડલપર ઉદાસી કિંવા વિષાદનું કિંચિત્ પણ ચિન્હ જણાયું નહિ. તેણે ધીર અને અકંપિત સ્વરે પોતાનો બીજો કપાયેલો હાથ મોહિલકુલના ભટ્ટ કવિને આપ-વાની આજ્ઞા કરી અને પછી તે પોતાના પ્રાણપતિના મૃત શરીર સાથે ચિતાપર ચઢી. તેની આજ્ઞા-નુસાર તેના હાથો ભિન્ન ભિન્ન સ્થળે પહોંચાડવામાં આવ્યા. પૂંગલના વૃદ્ધ રાવ રાણંગદેવે પોતાની પુત્રવધૂનો હાથ ભસ્મીભૂત કરી તેના સ્મરણાર્થે એક સરોવર બંધાવ્યું. આ સરોવર આજપર્યંત 'કોડ-મદેસર'ના નામથી વિખ્યાત છે.

આ અનર્થકારક અપૂર્વ સંગ્રામ ઇ૦ સ૦ ૧૪૦૭ માં થયો હતો. આ ઘોર યુદ્ધમાં રાઠોડપક્ષના સાંકલા વીરોએ અત્યંત વીરતા પ્રકટ કરી હતી. ૩૦૦ સાંકલા વીરોમાંથી કેવળ પચાસ સૈનિકોજ સેનાપતિ મેહરાજની સાથે રણભૂમિમાંથી પાછા ફર્યા હતા. મેહરાજ પણ અત્યંત ઘાયલ થયો હતો. અર્ડકમલ અને તેના ચાર ભ્રાતાઓ પણ ઘાયલ થયા હતા. અર્ડકમલના શરીરમાં જે ઘા થયા હતા, તે દિવસાનુદિવસ વધુ અને વધુ પીડા આપવા લાગ્યા અને તેની અસરથી તે ૭ માસમાં મૃત્યુ પામ્યો.

આટલું થયા છતાં પણ તે ભયંકર વિવાદ શાંત થયો નહિ. પુષ્કળ રુધિર વહ્યું તોપણ ઉભયપક્ષને સંતોષ થયો નહિ. ઉભયપક્ષના રાજકુમાર મરણ પામ્યા હતા. હવે પિતાએ સામસામે સમશેર ગ્રહણ કરી. વીર સાંકલા મેહરાજના પ્રચંડ પરાક્રમથીજ સાદૂલની સેનાનું બળ નષ્ટ થયું હતું. આ કારણથી પુત્રશોકથી વ્યાકુળ બનેલા રાવ રાણંગદેવે મેહરાજને દંડ આપવાને માટે સેનાસહિત

તેના નગરપર આક્રમણ કર્યું. સાંકલા લોકો ઓછા પરાક્રમી નહોતા. મરુભૂમિનો કોઇપણ વીર તેમને હરાવી શકયો નહોતો. મેહરાજનો પુત્ર હડબૂ સાંકલા એક સુપ્રસિદ્ધ યોદ્ધો હતો. તેનું પ્રચંડ બળ અત્યાર સુધી કોઈ રોકી શક્યું નહોતું, તો હવે પૂંગલનો રાવ રાણુંગદેવ તેના બળની ગતિ રોકી શકશે ?

પૂંગલપતિએ પોતાની પ્રચંડ સેનાસહિત સાંકલાના રાજ્યપર આક્રમણ કર્યું. આ સમયે સાંકલા અસાવધાન હતો કે કેમ તે કાંઇ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી; પરંતુ તે આ સમયે રાણુંગદેવની પ્રચંડ ગતિનો અવરોધ કરી શકયો નહિ. તે હારી ગયો. તેના ત્રણસે સૈનિકોનાં ઉષ્ણ રુધિરથી લૂણી નદીના તટપરની રેતી ભીંજાઇ ગઈ. વિજયી રાણુંગદેવ પરાસ્ત થયેલા સાંકલાપતિનું સર્વસ્વ લૂંટી સગર્વ પોતાના પાટનગરમાં ચાલ્યો ગયો. ત્યાર પછી મંદોરના રાજાની સાથે યુદ્ધ કરતાં રાણુંગદેવનું મૃત્યુ થયું.

રાણુંગદેવના મૃત્યુના સમાચાર તેના શેષ પુત્રો તનુ અને મેરુના સાંભળવામાં આવ્યા. દારુણ ક્રોધ અને ભયંકર શોકથી તેમનાં મસ્તક ફરી ગયાં; પરંતુ તેઓ નિરુપાય હતા. તેમનામાં એટલું બળ નહોતું કે તેઓ મંદોરના રાજાની સાથે યુદ્ધ કરી શકે. આથી તેઓ દારુણ ક્રોધનો વેગ રોકી પોતાના શત્રુપર વૈર લેવાના ઉપાય શોધવા લાગ્યા. આ સમયે મુલતાનમાં ખીજરખાં નામનો યવન બાદશાહ રાજ્ય કરતો હતો. ક્રોધોન્મત્ત તનુ અને મેરુ તેને શરણે ગયા અને હિંદુધર્મ ત્યજી ઇસ્લામી ધર્મ ગ્રહણ કરીને બાદશાહને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ખીજરખાંએ તેમનાપર પ્રસન્ન થઇ તેમને એક સેના આપી. આ સૈના લઇ તનુ અને મેરુ રાઠોડરાજ્યની સામે યુદ્ધ કરવાની તૈયારી કરવા લાગ્યા. આ સમયે જેસલમીરના રાજા રાવલ કેહરના તૃતીય પુત્ર કેલણે તેમની મુલાકાત લીધી. તેણે તેમના બલાબલની ચિકિત્સા કરી તેમને એક ગૂઢ ઉપાય અજમાવવાની સલાહ આપી. તેણે તેમને જણાવ્યું કે જો તમે આ ઉપાય અજમાવશો તોજ તમે તમારો વૈરાગ્નિ શાંત કરી શકશો.

પછી ભાટીરાજકુમાર કેલણે રાઠોડરાજ ચૂડાને પોતાની પ્રપંચજાળમાં ફસાવવાનો પ્રયત્ન કર્યો. તેણે પોતાની એક પુત્રી ચૂડાને આપવાની માગણી કરી; પરંતુ ચૂડાએ તેના વચનપર અવિશ્વાસ લાવી તેની માગણીનો અસ્વીકાર કર્યો. આથી કેલણે તેમનાપર કહેવડાવી મોકલ્યું કે; " જો આપને કોઇ પ્રકારનો સંદેહ આવતો હોય તો આપની આજ્ઞા થતાં હું મારી કન્યાને નાગોરમાં મોકલી આપીશ. " ચૂડાને આ વાત ઠીક લાગી અને તેમણે કેલણની માગણી સ્વીકારી.

વિવાહનો દિવસ નિશ્ચિત કરવામાં આવ્યો. થોડા દિવસ થયાંજ ચૂડાએ નાગોરનગર જીતી લીધું હતું. હવે ત્યાં વિવાહની તૈયારી થવા લાગી. ચૂડા તે નગરમાં આવી વિવાહના દિવસની પ્રતીક્ષા કરવા લાગ્યા. જોતજોતામાં લગ્નદિવસ આવી પહોંચ્યો; પરન્તુ ચૂડાના માઠા ગ્રહે તેના સૌભાગ્યની દોરી ખેંચી લીધી હતી, તે એ સમજી શકયો નહિ. આ તરફ જેસલમીરના તોરણદ્વારનું અતિક્રમણ કરીને પચાસ વસ્ત્રાચ્છાદિત ગાડાં બહાર નીકળ્યાં. આ ગાડાંની પાછળ કેટલાક અશ્વારોહીઓ અને સાતસેં ઉંટોના રક્ષક ચાલતા હતા. આ વિવાહની યાત્રા નહોતી. વાસ્તવમાં તો એ યુદ્ધયાત્રા હતી. આ સર્વ અશ્વારોહીઓ અને ઉંટરક્ષકો છળવેષી રાજપૂત સૈનિકો હતા અને ઉકત પચાસ વસ્ત્રાચ્છાદિત શકટોની અંદર પણ સ્ત્રીઓને બદલે પૂંગલરાજના સાહસિક વીરો બેઠેલા હતા. તે સિવાય સર્વની પાછળ રાજાના પ્રાય: એક સહસ્ર ઘોડેસ્વારો[1] અતિ સાવધાનતાપૂર્વક ચાલતા હતા. તેમની સાથે જે ઉંટો ચાલતાં હતાં તેમની પીઠપર સૈનિકોને માટે ખાદ્ય પદાર્થો અને અસ્ત્રશસ્ત્રાદિ ભર્યાં હતાં. રાઠોડરાજ ચૂડા તેમનો આ ગુપ્ત પ્રપંચ જાણી શકયા નહિ. તેઓ વિવાહોચિત ઠાઠ કરીને છળવેષી ભાટી સેનાની તરફ ચાલ્યા. નગરના સિંહદ્વારની બહાર નીકળતાંજ તેણે ઉકત ગાડાં જોયાં. તેને ભાટીરાજ ઉપર સંપૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન થયો. તે નિ:સંશય બની ઉકત ગાડાંની નિકટ ચાલ્યા ગયા.

તેઓ ઉક્ત ગાડાંની છેક નજીક ગયા કે તરતજ એકાએક તેમના મનમાં વિષમ સંદેહ ઉત્પન્ન

૧ આ સહસ્ર અશ્વારોહીઓ ખીજરખાંના હતા એમ મૂળ ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે.

થયો. આથી તેઓ એકદમ નાગોર તરફ પાછા ફર્યાં; પરંતુ તેઓ નગરના દ્વારપર પહોંચ્યા નહિ પહોંચ્યા એટલામાં તો છળવેષી શત્રુઓએ તેમનાપર આક્રમણ કર્યું. વિશ્વાસઘાતી ભાટી વીરો પોતાનું સત્ય સ્વરૂપ ધારણ કરી એકાએક તેમના ઉપર તૂટી પડયા. વીર ચૂડાની પાસે માત્ર થોડાજ સૈનિકો હતા, તેથી તેઓ પોતાના શત્રુની પ્રચંડ ગતિ રોકી શકયા નહિ. આ ભયાનક આપત્તિના સમયમાં તેમના મનમાં એવો વિચાર આવ્યો કે જો અમે તોરણદ્વારની નિકટ પહોંચી જઇશું, તો ગમે તે પ્રકારે અમારો બચાવ કરી શકીશું; પરંતુ અફસોસ, તેમની તે ઈચ્છા મનમાં ને મનમાંજ રહી ગઇ. શત્રુઓએ તેમને પકડી પાડ્યા અને તેમની સામે થઇ યુદ્ધ કર્યા વિના બીજો માર્ગ તો રહ્યો નહિ તેથી તેમની સાથે યુદ્ધ કરતા કરતા વીર ચૂડા સિંહદ્વાર તરફ ચાલ્યા. તેમનું આખું શરીર રુધિરથી ભીંજાઇ ગયું. તેમના અંગરક્ષકોમાંથી અનેકે પ્રાણોત્સર્ગ કર્યો. સતત રુધિરધારા ચાલવાથી અને શસ્ત્રાસ્ત્રોના પ્રહારથી વીર ચૂડાના અંગના સર્વ ભાગો શિથિલ થઇ ગયા. રાઠોડકુલતિલક વીરવર ચૂડા નાગોરનગરના દ્વાર આગળ ભૂમિપર તૂટી પડ્યા.[1] ક્રૂર અને વિશ્વાસઘાતી ભાટીઓ અન્યાયી વિજયથી આનંદોન્મત્ત બની વિકટ સિંહનાદ કરી ઉઠયા; અને નગર લૂંટવાના વિચારથી પ્રચંડ સાગરતરંગની પેઠે તેમણે તેમાં પ્રવેશ કર્યો. રાજરાજેશ્વર ચૂડાના પવિત્ર દેહને તેઓ પગવતી ઠોકર મારવા લાગ્યા !

આ પ્રકારે રાઠોડકુલનો એક પ્રકાશમાન દીપક સદાને માટે બુઝાઇ ગયો. જો ચૂડા થોડો વધુ વખત જીવત તો રાઠોડકુલની હજીપણ અધિક ઉન્નતિ થાત. પોતાના દૈવી બળથી તેમણે જે પરાક્રમો કર્યાં તેથી વીરવર શિયોજીનો વંશ ગર્વસહિત પોતાનું મસ્તક ઉન્નત કરી શકયો. ચૂડાને ચૌદ પુત્રો અને એક કન્યા થઇ હતી. આ કન્યાનું નામ હંસા હતું. હંસાને મેવાડના રાણા લાખાની સાથે પરણાવી હતી અને એનાજ ગર્ભથી કુંભાનો જન્મ થયો હતો.

મહાવીર ચૂડાનું મૃત્યુ થયા પછી તેમના જ્યેષ્ઠ પુત્ર રિડમલ્લ મંદોરના સિંહાસનપર અધિષ્ઠિત થયા. એમની માતા ગોહિલવંશની રાજકુમારી હતી. રિડમલ્લનું શરીર પ્રચંડ અને બળવાન હતું. તે પોતાના કુળમાં સૌથી અધિક બળવાન ગણાતા હતા. ચૂડાનું મરણ થયા પછી નાગોર રાઠોડકુળના હાથમાંથી નીકળી ગયું. રિડમલ્લને રાણા લાખાની સાથે પરમ સ્નેહ થયો હતો. રાણા લાખાએ તેમને ચાળીસ ગ્રામોસહિત ધનલાનગર અર્પણ કર્યું અને પોતાના સામંતોમાં તેમને શ્રેષ્ઠપદે નિયુક્ત કર્યા. લાખાના જીવનકાળમાં રિડમલ્લે મેવાડ ઉપર એક મહાન ઉપકાર કર્યો હતો. પોતાની પુત્રી અજમેરના સુબાની પાસે લઇ જવાના બહાનાથી તેઓ ચોહાણ લોકોના આ પ્રાચીન કિલ્લામાં ઘુસી ગયા અને ત્યાંના પહેરેગીરો તથા સૈનિકોને મારીને તેપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. પછી તેમણે આ કિલ્લો મેવાડના મહારાણાને સમર્પણ કર્યો. ખીમસી પંચોલી[2] નામના એક મનુષ્યે તેમને આ ઉપાય બતાવ્યો હતો. રાણાએ તેમના આ કૃત્યથી તેમનાપર અતિ પ્રસન્ન થઈ તેમને પારિતોષિકતરીકે કેટો નામના નગરનો અધિકાર સોંપ્યો. આ નગર થોડા વખતથી કાયમખાની લોકોની પાસેથી લઇ લેવામાં આવ્યું હતું. રિડમલ્લ એક વખત તીર્થયાત્રા કરવાને માટે ગયાજી ગયા અને ત્યાંનાં યાત્રાળુઓ પાસેથી જે કર લેવામાં આવતો હતો, તે સર્વ તેમણે પોતે આપી દીધો.

રિડમલ્લ રાજકાર્યમાં પરમ પ્રવીણ હતો. તેમણે રાજશાસન ઉત્તમ પ્રકારે ચલાવવાને માટે અનેક ઉત્તમ નિયમો રચ્યા હતા. વીરરસના પ્રેમી ભાટ કવિઓ રાજ્યવ્યવસ્થાવિષે ક્વચિતજ ઉલ્લેખ કરે છે અને તેમણે રિડમલ્લના સંબંધમાં તે પ્રકારનો નિર્દેશ કર્યો છે. રાવ રિડમલ્લનું સૌથી મહાન કાર્ય એ હતું કે તેમણે પોતાના રાજ્યમાં તોલ અને માપ એકસરખાં કર્યાં હતાં; અને તે

---

૧ ચૂડા સંવત ૧૪૩૮ માં સિંહાસનપર બેઠો અને ૧૪૬૫ માં મરણ પામ્યો, એમ મારવાડના ઈતિહાસમાં જણાવવામાં આવ્યું છે; પરંતુ તેનો રાજ્યાભિષેકનો સંવત ભૂલભરેલો છે. ચૂડાએ સંવત ૧૪૫૧ માં મંદોરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો અને તેજ વર્ષમાં તે સિંહાસનપર અભિષિક્ત થયો હતો. એને ૧૪ પુત્રો થયા હતા, તેનાં નામ નીચે પ્રમાણે છેઃ--રિડમલ્લ, સત્તા, રણધીર, અડંકમલ, પુંજ, ભીમ, કાન્હા, અજ્જા, રામદેવ, બીજા, સહેસમલ્લ, બાઘા, લંબા અને શિવરાજ. તેમાંના રિડમલ્લ, સત્તા, અડંકમલ્લ અને કાન્હાના વંશજો આજે પણ વિદ્યમાન છે.

૨ કાયસ્થને પંચોલી કહેવામાં આવે છે.

આજપર્યંત પ્રચલિત છે. રાવ રિડમલ્લનું અંતિમ કાર્ય એ હતું કે તેણે મેવાડના બાલ રાણાનું સિંહાસન દગાથી છીનવી લેવાની ઇચ્છા કરી હતી; પરંતુ મહાવીર ચંડે તેને પ્રાણદંડ કર્યો હતો. આ વૃત્તાંત મેવાડના ઇતિહાસમાં આવી ગયું છે, તેથી તેની પુનરુક્તિ કરવાની આવશ્યકતા નથી. આ વિગ્રહથી ઉભય રાજ્યોની સીમા પૃથક્ પૃથક્ થઈ ગઇ.

રિડમલ્લે પોતાનાં રાજ્યના સર્વ ભાગોમાં જમીનનું મહેસુલ એકસરખું ઠરાવ્યું હતું. રિડમલ્લને ચોવીસ પુત્રો હતા. મારવાડના રાઠોડો વિશેષતઃ તેના જ્યેષ્ઠ પુત્ર જોધાનાં[1] સંતાનો છે.' તેના પુત્ર-પૌત્રોએ વિશાલ મરુભૂમિમાં સર્વત્ર પ્રસરી પોતાની ઉન્નતિ કરી હતી. જરૂર જણાવાથી તેમનાં નામ, શાખા તથા ભૂમિસંપત્તિની સૂચી અત્રે આપવામાં આવે છેઃ—

| નામ | શાખા | ભૂમિસંપત્તિ |
|---|---|---|
| ૧ જોધાજી | જોધા | મારવાડ |
| ૨ કાંધલજી | કાંધલોત | બિકાનેર |
| ૩ ચાંપાજી | ચાંપાવત | ,, |
| ૪ અખૈરાજ | કૂંપાવત | આહવા, કેરો, પલરી, હરસોલા, વરોહટ, જાવલા, સથલાના, સિનગા, આસોપ, કંપાલિયા, ચંદ્રાવલ, સિરયારી, ખારલો, હરસૌર, વનુ વિજોરિયા, શ્યોપુરા તથા દેવરિયા. |
| ૫ મડલાજી | માંડલોત | સરોદા |
| ૬ પાતાજી | પાતાવત | કૂર્નિચરી, નખા, વારોહ તથા નખદેશ[2] |
| ૭ લાખાજી | લાખાવત | + |
| ૮ બાલોજી | બાલાવત | ધુનાર |
| ૯ જેતમાલજી | જેતમાલોત | પાલાસની |
| ૧૦ કરનજી | કરનોત | લૂનાવાસ |
| ૧૧ રૂપાજી | રૂપાવત | ચૌતલા |
| ૧૨ નાથાજી | નાથાવત | વીકાનેર |
| ૧૩ ડુંગરજી | ડુંગરોટ | આ સરદારોની ભૂમિસંપત્તિનું કયાંય પણ વર્ણન ઉપલબ્ધ થતું નથી. આ સર્વ સરદારો પોતાના કુલના મોટા સામંતોને આધીન થઇ ગયા છે. |
| ૧૪ સાંડાજી | સાંડાવત | |
| ૧૫ માંડનજી | માંડનોત | |
| ૧૬ વીરાજી | વીરોવત | |
| ૧૭ જગમાલજી | જગમાલોત | |
| ૧૮ હાંપાજી | હાંપાવત | |
| ૧૯ શકતાજી | શકતાવત | |
| ૨૦ કર્મચંદ્રજી | કર્મચંદોત | |
| ૨૧ અડવાલજી | અડવાલોત | |
| ૨૨ ખેતસીજી | ખેતસીઓત | |
| ૨૩ શત્રુશાલજી | શત્રુશાલોત | |
| ૨૪ તેજમાલજી | તેજમાલોત | |

---

૧ જોધા રિડમલ્લના જ્યેષ્ઠ પુત્ર નહોતા. તેઓ પોતાના કેટલાક ભાઈઓથી નાના હતા સર્વથી જ્યેષ્ઠ કુમાર અખૈરાજ હતા. તેમણે પોતાના પિતાની ઈચ્છાનુસાર પોતાના હાથથી જોધાને રાજતિલક કર્યું હતું. હાલમાં ગામ વગડીના ઠાકોર અખૈરાજના વંશજ છે અને તેઓ મારવાડના રાજાના અભિષેકપ્રસંગે તેમને રાજતિલક કરે છે.

૨ નખદેશના સૈનિકો અત્યંત સાહસિક અને રણનિપુણ હોય છે. તેઓ અત્યંત તપ્ત રેતીપર પણ ચાલી શકે છે. સાધારણ આપત્તિ આવી પડે ત્યારે તેમને બોલાવવામાં આવતા નથી; પરંતુ અતિ દારુણ સંકટપ્રસંગે તેમને બોલાવવામાં આવે છે.

# અધ્યાય ૨ જો

જોધાજીનું સિંહાસનારૂઢ થવું-જોધપુરની સ્થાપના-રાઠોડોનું મંડોરથી જોધપુર જવું અને રાજધાનીનું બદલાવું-રાજધાની બદલવાનું કારણ-સાતલમેર, મેરતા અને બીકાનેરની સ્થાપના-જોધાજીનો પરલોકવાસ-તેમના ગુણોનું વર્ણન-રાઠોડ વંશની ઉન્નતિ-સુજાજી-રાવનું સિંહાસનારૂઢ થવું-મુસલમાન પાદશાહની સેના સાથે રાઠોડોનું પ્રથમ યુદ્ધ-પીપડા-નગરમાંથી રાઠોડકુમારીઓનું પઠાણોએ કરેલું હરણ-સુજાજીની વીરતા અને મૃત્યુ-તેમના સિંહાસનપર તેમના પૌત્ર રાવ ગાંગાનું બેસવું-સિંહાસનને માટે ગાંગા અને તેના કાકા સેખા વચ્ચે થયેલું યુદ્ધ-ગૃહકલહ-સેખાનું મૃત્યુ-હિંદુસ્તાનપર બાબરે કરેલું આક્રમણ-સર્વ રાજપૂતોની સંમતિથી મહારથી રાણા સાંગાએ સેનાપતિ થઈ બાબરની સાથે કરેલું યુદ્ધ-રાવ ગાંગાનું મૃત્યુ-રાવ માલદેવનું સિંહાસનારૂઢ થવું—માલદેવનું ગૌરવ-તેમણે કરેલો નાગોર, અજમેર, ઝાલોર તથા શિવાનાનો ઉદ્ધાર-તેમનો પરસ્પરનો વિવાદ-તેમની પ્રતિજ્ઞા-પદભ્રષ્ટ થયેલા હુમાયુ સાથે તેમણે કરેલું અનુચિત વર્તન-શેરશાહે મારવાડપર કરેલું આક્રમણ-યવન સેનાપર આવી પડેલી આપત્તિ-શેરશાહે ચતુરાઇથી પોતાનું કરેલું સંરક્ષણ-રાઠોડસેનાનું પાછળ હઠવું-બે મુખ્ય સામંતશાખાનો આત્મત્યાગ-અકબરે મારવાડપર કરેલું આક્રમણ-મેરતા અને નાગોર જીતી તે બીકાનેરના રાયસિંહને સમર્પણ કરવું-માલદેવનું પોતાના દ્વિતીય પુત્રને અકબરની સભામાં મોકલવું-યવનસમ્રાટ સાથે તેમને થયેલું વૈમનસ્ય-અકબરે રાયસિંહને આપેલું જોધપુરનું શાસન-અકબરે જોધપુરપર ઘાલેલો ઘેરો-માલદેવે જોધપુરની રક્ષા કરવાનો કરેલો ઉદ્યમ-ઉદયસિંહને અકબરની પાસે મોકલવા-ઉદયસિંહનો સત્કાર-ચંદ્રસેન અને તેનાદ્વારા થયેલી રાઠોડ કુળના સન્માનની રક્ષા-તેનું વીરત્વ-માલદેવનું વીરત્વ-માલદેવનું મૃત્યુ-તેમના દ્વાદશ પુત્રો.

---

રાઠોડવીર જોધાનો જન્મ સંવત ૧૪૮૪ના વૈશાખ માસમાં મેવાડમાં આવેલા ધનલા નામક નગરમાં થયો. તેમના પિતા રાવ રિડમલ્લ હતા. જોધાજી કેવી આપત્તિમાં આવી પડ્યા હતા તથા તે આપત્તિમાંથી તેઓ કેવી મુશ્કેલીથી છૂટયા હતા, તેનું સમસ્ત વર્ણન મેવાડના ઇતિહાસમાં આવી ગયું છે. હવે આ સ્થળે અમે તેમના સામાન્ય જીવનચરિત્રનો ઉલ્લેખ કરીએ છીએ.

ગિહલોત રાજકુમાર વીરવર ચંડે[1] મંદોરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને રિડમલ્લનું મૃત્યુ થયું.તે ભયંકર આપત્તિના સમયે જોધાજી અરવલ્લીના ઘાડા જંગલમાં ગુપ્ત છુપાઇ રહ્યા. આવી દીનહીન અવસ્થામાં જ્યારે તેઓ પોતાનો સમય વ્યતીત કરતા, ત્યારે તેમના મનમાં ક્ષણભર પણ એવી કલ્પના આવી નહોતી કે ઇશ્વરની કૃપાથી અલ્પ સમયમાં આપત્તિનું વાદળ વિખરાઇ જઈ પુનઃ મંદોર-નગરની પ્રાપ્તિ કરી તથા જોધપુરની સ્થાપના કરી હું મારૂં નામ અમર કરીશ. તેમના કોઇ પણ

---

[1] આ ચંડે રાઠોડ વીર રિડમલ્લનો વધ કર્યો હતો.

સહાયક રહ્યા નહિ અને ધીમે ધીમે તેમનું બળ ઘટતું ચાલ્યું; પરન્તુ વીર જોધાજી ક્ષણભર પણ નિરુત્સાહી થયા નહિ. આશા એજ મનુષ્યનું જીવન છે અને આશાજ દીન, દરિદ્ર તથા હતભાગી મનુષ્યોને પરમ શાંતિ આપે છે. મોટા રાજ્યના અધિકારી હોવા છતાં આજે જોધા દીનહીન અવસ્થાને પ્રાપ્ત થયા હતા. આ સમયે તેઓ વિરાટ અરવલ્લીની અંદર આવેલા ભાંડક પીરાવ નામના પ્રાડા નિર્જન વનમાં કેટલાક સાથીઓની સાથે યોગ્ય સંધિની વાટ જોતા છુપા રહીને પોતાના દિવસો ગાળતા હતા. એક વખતે સર્વ માણસો ભાલાઓ ઉભા રાખીને બેઠા હતા, એવામાં એક શુભ શુકન પ્રદર્શિત કરનાર પક્ષી જોધાજીના ભાલાની અણીપર બેસી વારંવાર શબ્દ કરવા લાગ્યું.

આ વખતે એક ચારણે તેમની સન્મુખ આવી કહ્યું કે: 'મહારાજ! આજે આપના ગ્રહ શુભ છે. આપનો જન્મ થયો તે રાત્રિએ જે નક્ષત્રનો ઉદય થયો હતો, તેનો આજે પુનઃ ઉદય થયો છે; માટે જો આપ આ શુભ નક્ષત્રનો અસ્ત થયા પૂર્વે મંદોરનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરશો તો અવશ્ય આપને વિજય મળશે. જુઓ આ પક્ષી આપના ભાલાની અણીપર બેસી આપને આ કાર્ય કરવાની સૂચના કરી રહ્યું છે.'

ચારણની આ ઉત્સાહવર્ધક વાત સાંભળી રાઠોડવીર જોધાના ઉત્સાહનો પાર રહ્યો નહિ અને તેઓએ હડબૂ સાંકળા તથા પ્રભુ રાય આદિ પ્રસિદ્ધ વીરો સાથે મંદોર તરફ પ્રયાણ કર્યું. સુભાગ્યે તેમના સર્વ પ્રયાસો સફલ થયા અને તેમણે તરતજ મંદોરપર વિજય મેળવી ત્યાં પોતાનો અધિકાર સ્થાપિત કર્યો.

જોધાજીને મંદોરદુર્ગ પુનઃ પ્રાપ્ત થયો; છતાં તેઓએ તેમાં દીર્ઘકાળપર્યંત નિવાસ કર્યો નહિ. તેમને નવીન નગર વસાવી પોતાનું નામ અમર કરવાની ઇચ્છા થઈ. રાજપૂતો સદા જૂના સંસ્કારને માન આપે છે. તેઓ કોઈ પણ રિવાજ અથવા કોઇ પણ કાર્યમાં સહસા ફેરફાર કરતા નથી. જૂના સંસ્કારને વળગી રહેવું એને તેઓ પોતાનો મુખ્ય ધર્મ માને છે; તે છતાં પણ જે મંદોરદુર્ગને જોધાજીના પૂજનીય પિતામહે પોતાના બાહુબળથી જીત્યો હતો અને જે દુર્ગમાં તેમની ત્રણ પેઢીએ રાજ્ય કર્યું હતું તથા જે આજપર્યંત મારવાડની રાજધાનીતરિકે વિખ્યાત હતું, તેને વીર જોધાએ એકદમ છોડી દીધું. આનું એક વિશેષ કારણ હતું. દેવાજ્ઞા, શુભ શુકન વા એવીજ કોઇ દૈવી ઘટના તેના કારણરૂપ ન હતી; પરંતુ એક સિદ્ધ યોગીની આજ્ઞા તેના કારણરૂપ થઇ.[1] આ યોગી મંદોરથી બેજ કોશના અંતરપર દક્ષિણ દિશામાં આવેલી ભાખર ચિડિયા (વિહંગકૂટ) નામની પર્વતશ્રેણીની એક એકાંત ગુફામાં નિવાસ કરતા હતા. એમનું ચિત્ત સદા રાઠોડકુલની મંગળ કામનામાં નિમગ્ન રહેતું હતું. એક દિવસે તેમને જોધાજીનો મેળાપ થયો,

[1] વાનપ્રસ્થ યોગી એવા મનુષ્યોને ઉપદેશ કરે છે કે જે અનાયાસે તેની ગુફામાં જઈ પહોંચે છે. આવા એક મહાત્માની આજ્ઞા જોધાજી શિરસાવંદ્ય કરે તો તે કાંઈ આશ્ચર્યની વાત નથી. ભારતવર્ષમાં જે દરિદ્ર ભિક્ષુકો બારણે બારણે ભટકે છે તેને અમે આવા મહાત્માની શ્રેણીમાં મૂકતા નથી. આવા ભિક્ષુકોને તો નજરે જોવાથી પણ ઘૃણા ઉત્પન્ન થાય છે; પરંતુ જે યોગીઓ ઇંદ્રિયોનું દમન કરે છે, તેમને અમે મહાત્માની પંક્તિમાં મૂકીએ છીએ. જેમણે વેદાંતનો અભ્યાસ કર્યો હોય, જેઓ તત્ત્વચિંતનમાં પોતાનો કાળ વ્યતીત કરતા હોય, જેમનું અંતઃકરણ પરમ પવિત્ર બની ગયું હોય, જેમને માયાનો લેશ પણ પાશ ન હોય અને જેમણે એકાંતવાસનું સેવન કરીને તપસ્યા કરી હોય, તેમને અમે યથાર્થ યોગી કહીએ છીએ. જેમની કઠિન તપશ્ચર્યા જોઈને મનુષ્ય આશ્ચર્યથી દિંગ્મૂઢ બની જાય, તેવા મહાત્માઓની પાસે ભારતવર્ષના રાજમહારાજાઓ ઉપદેશ લેવાને માટે જાય છે. મેં પોતે એક એવા મહાત્માનાં દર્શન કર્યાં છે, કે જેમણે ૪૦ વર્ષ પર્યંત ભૂમિપર શયન નહિ કરવાનું વ્રત લીધું હતું. મેં જ્યારે તેમનાં દર્શન કર્યાં ત્યારે તેમના વ્રતનાં કેવળ ત્રણ વર્ષો બાકી રહ્યાં હતાં. તેમણે ઘણું દેશાટન કર્યું હતું અને તેઓ મહાન પંડિત હતા. તેમનો સ્વભાવ ઘણો હસમુખો અને તેમનું વદન તેજસ્વી તથા ચિત્તાકર્ષક હતું. તેઓ પોતાની તપશ્ચર્યાનું વૃત્તાંત કાંઈ ગર્વસહિત કહેતા નહોતા અને તે માટે તેમને કાંઈ હર્ષ પણ થતો નહોતો. એક વૃક્ષપર હિંચકો બાંધવામાં આવ્યો હતો અને તેપર તેઓ શયન કરતા હતા. કેટલાંક વર્ષોપર્યંત આ વ્રતનું પાલન કરવામાં તેમને કષ્ટ પડ્યું હતું, તેમના શરીરપર સોજો ચઢી આવ્યો હતો, પરંતુ ત્યાર પછી તેની નિવૃત્તિ થઈ ગઈ હતી. આવી કઠિન તપશ્ચર્યા કરવી એ પણ એક મહાન કાર્ય છે અને તેથી મનુષ્ય દૈવીશક્તિને પ્રાપ્ત થાય છે.

ત્યારે તેમણે તેને કહ્યું કેઃ"મહારાજા ! મંદોરમાં આપનું રાજ્ય નિર્વિઘ્ન અને નિષ્કંટક રહી શકશે નહિ; માટે મારી એવી ઇચ્છા છે કે આપ ભાખરચિડિયાની સીમામાં આપના નામનું એક નગર વસાવો."

રાઠોડરાજ જોધાએ યોગીરાજની ઇચ્છાનુસાર કાર્ય કર્યું. 'વિહંગકૂટ'ના ઉચ્ચ શિખરપર નવીન નગરની સ્થાપનાની શીઘ્ર તૈયારી થવા લાગી. જે સુંદર પર્વતશ્રેણી ઉપર મંદોરનગર સ્થિત હતું, તેનોજ ભાખરચિડિયા પણ એક અંશ છે. આ પર્વતશ્રેણી ચઢવામાં ઘણી મુશ્કેલ અને ઘણી લાંબી છે. એની ચારે તરફ મોટાં મોટાં જંગલો આવેલાં છે. પ્રચંડ વૃક્ષોથી તે સ્થાન ઢંકાઈ ગએલું છે. તેનાં ઉચ્ચ શિખર ગગનભેદી છે. આ પહાડના ઉચ્ચ શિખરપર ઉભા રહીને વીરવર જોધાજીના વંશજો પોતાના રાજ્યની ચારે સીમા સુગમતાથી જોઈ શકે છે. વર્ષાઋતુ વ્યતીત થઈ ગયા પછી જ્યારે આકાશ સ્વચ્છ થઇ જાય છે, ત્યારે રાઠોડો વારંવાર પોતાના વિશ્રામભુવનના ઝરૂખાપર ઉભા રહીને પોતાના રાજ્યની સીમાનું અવલોકન કરી આનંદ પામે છે. જોધપુરની નીચેની પર્વતશ્રેણીઓ દક્ષિણમાં અરવલ્લીસુધી જઇ તેને મળેલી છે. આ પર્વતશ્રેણીઓ તરફ દૃષ્ટિપાત કરતાં તે અગાધ સાગરના અસંખ્ય તરંગો સમાન જણાય છે; અને શેષ ત્રણ દિશાઓમાં વિશાલ મરૂભૂમિની અમર્યાદ રેતી પવનની લહેરોથી ઉડી ઉડીને દૃષ્ટિપથ રોકે છે. જો કે ભાખરચિડિયા સર્વ સામગ્રીઓથી પરિપૂર્ણ છે તોપણ તેમાં એક મુખ્ય ચીજનો અભાવ છે. જીવનરક્ષાનું એક પ્રધાન સાધન જે સ્વચ્છ જળ તે આ પર્વતશ્રેણીમાં મળતું નથી. જોધાજીએ જોધપુરની સ્થાપના કરતી વખત આ વાતનો વિચાર કર્યો નહિ. આ કારણથી જોધપુરમાં આ એક મોટી ખામી રહી ગઇ;પરન્તુ લોકો જોધાજીને અપરિણામદર્શી કહીને તેમની નિંદા ન કરે એટલા માટે મારવાડના ભાટોએ ચતુરાઈ વાપરી દોષનો ટોપલો યોગીના શિરપર મૂકી દીધો છે. તેઓ જણાવે છે કે કારીગરોએ જ્યારે જોધપુરની ચારે સીમાનું માપ લીધું ત્યારે તેમણે ઉક્ત યોગીરાજનો એકાંત આશ્રમ પણ જોધપુરની સીમામાં લઇ લીધો હતો. પોતાનું સાધનક્ષેત્ર અન્યના તાબામાં જતું જોઇ તે મહાત્માએ તેમને બહુ બહુ પ્રાર્થના કરી; પરન્તુ કોઇએ તેમની પ્રાર્થના સાંભળી નહિ. તેમની પ્રાચીન પર્ણકુટિને છિન્નભિન્ન કરીને જોધપુરમાં મેળવી દેવામાં આવી. આથી તેમણે અત્યંત ક્રોધાયમાન થઇને શાપ દીધો કેઃ-"તમે મારો આશ્રમ લઇ લીધો છે, માટે જોધપુરનું સમસ્ત જલ સદા દૂષિત રહેશે." આ શાપને લીધેજ ત્યાંનું પાણી અસ્વચ્છ થઈ ગયું. રાજાએ શુદ્ધ જલ પ્રાપ્ત કરવાનો બીજો ઉપાય નહિ જોઇ કિલ્લાની નીચેના એક સરોવરમાંથી યંત્રદ્વારા જલ લેવાનો આરંભ કર્યો. જોધાજીની પછી જે રાજાઓ થયા, તેમણે દારૂગોળાથી ગિરિશૃંગ ઉરાડી દઇ શુદ્ધ જલ પ્રાપ્ત કરવાનો ઘણો પ્રયાસ કર્યો; પરંતુ તેમનો સર્વ પરિશ્રમ વૃથા ગયો. વિચાર કરતાં જણાય છે કે જોધાજીએ જોધપુરની સ્થાપના કરતી વખતે નગરજનોની અનુકૂળતાનો પૂરેપૂરો વિચાર કર્યો નહોતો. જે યોગીનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે, તે યોગીનો આશ્રમ હજીસુધી જોધપુરવાસીઓ બતાવે છે અને તેને ભક્તિપૂર્વક પ્રણામ કરે છે.

સંવત ૧૫૧૫ના જ્યેષ્ઠ માસમાં રાઠોડવીર જોધાજીએ જોધપુરની સ્થાપના કરી. આ નગર મંદોરથી ચાર માઇલના અંતરપર છે. જોધાજી આ નગરની સ્થાપના થયા પછી ત્રીસ વર્ષપર્યંત જીવંત રહ્યા અને સંવત ૧૫૪૫ માં એકસઠ વર્ષની વયે આ લોકથી વિદાય થયા. તેમના દેહની પવિત્ર ભસ્મને તેમના પૂર્વજોની ભસ્મ સાથે મંદોરના મહાલયમાં રાખવામાં આવી.

મરુભૂમિમાં રાઠોડોની બીજીવાર સત્તા સ્થાપન કરનાર મહાવીર જોધાજી હતા અને તેમનાદ્વારા રાઠોડોનો નવીન યુગ શરૂ થયો હતો. જીવનની પ્રથમાવસ્થામાં તેમનાપર જે જે સંકટો આવી પડયાં હતાં, તે સર્વમાંથી સુભાગ્યે તેઓ મુક્ત થઇને પરમોન્નતિ પામ્યા હતા. વિપત્તિઓમાં તેઓ ક્ષણભર પણ ગભરાયા નહોતા. દારુણ વિપત્તિઓમાંથી મુક્ત થવાને માટે તેમણે જે જે ઉપાયોનું અવલંબન કર્યું હતું, તે સર્વ ઉપાયો તેમની ઉન્નતિનાં પગથિયાંરૂપ હતા. જે સામંતોના બાહુબળથી પ્રાચીન રાઠોડોએ મહાન કાર્યો કરી મહાન કીર્તિ પ્રાપ્ત કરી હતી, તે સર્વને જોધાજીના પિતા તથા પિતામહે ત્યજી દીધા હતા. આથી તેઓ મરુભૂમિના દુર્ગમ પ્રદેશોમાં દીન અને અપ્રસિદ્ધ અવસ્થામાં કાળક્રમણ કરતા હતા; પરંતુ વીરવર જોધાજીએ મંદોરથી દૂર થયેલા તે સામંતોને પુનઃ શોધી કહાડયા અને તેમને પુનઃ તેમનાં પૂર્વ પદપર નિયુક્ત કર્યા. પોતાના પૂર્વજોનાં પદ પ્રાપ્ત થવાથી આ સામંતો અત્યંત આહ્લાદિત

થયા, તેમનાં હૃદયો ઉત્સાહથી પરિપૂર્ણ થઇ ગયાં અને તેમણે પોતાના સ્વામીને માટે જીવન સુદ્ધાં સમર્પણ કરવાની પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞા અનુસાર તેમણે ગિહલોતોના હાથમાંથી રાઠોડોની પ્રાચીન રાજધાની મંદોરનો ઉદ્ધાર કર્યો. આ સામંત વીરોદ્વારા જોધાજીને ઘણો લાભ થયો હતો અને તેમનો ઉપકાર તેઓ જીવંતપર્યંત ભૂલ્યા નહિ. હડબૂ સાંકલા, પાબૂજી,[1] અને રામદેવરાવ રાઠોડની[2] પાષાણમૂર્તિઓ બનાવી વીરવર જોધાજીએ મંદોરના અગ્રભાગમાં સ્થાપિત કરી. આજે પણ મરુદેશના નિવાસીઓ આ વીરોની અશ્વારૂઢ પ્રચંડ મૂર્તિઓ તે સ્થાનમાં જીવંત મનુષ્યની પેઠે બિરાજમાન થયેલી જુએ છે.[3] આ સ્વદેશપ્રેમી વીરોનાં પવિત્ર નામ કોઇ પણ રાઠોડ ભૂલી શકતો નથી. આજે પણ મારુસરદારો પ્રાતઃકાળમાં તેમનાં પવિત્ર નામનો જપ કરે છે. આજે પણ લોકો ભક્તિસહિત આ પાષાણમૂર્તિઓની પ્રદક્ષિણા કરી તે વીર પુરુષોના ગુણોનું ગાન કરી અત્યંત આનંદિત અને આલ્હાદિત થાય છે.

રાઠોડવીર શિયોજીએ જે દિવસે પોતાના પૂર્વજોના પ્રાચીન લીલાક્ષેત્રનો ત્યાગ કરી મરુભૂમિના રેતાળ પ્રદેશપર રાઠોડ કુલની વિજયપતાકા સ્થાપિત કરી, તે દિવસને ત્રણસો વર્ષ વ્યતીત થઈ ગયાં હતાં. આ ત્રણ શતાબ્દીઓમાં તેમના વંશજો એટલા વિસ્તૃત અને એટલી બધી શાખાઓવાળા થઇ ગયા કે ચાલીસ હજાર ચોરસમાઇલનો પ્રદેશ પણ તેમને માટે નાનો જણાયો ! વિધાતાની ઇચ્છાથી વીરકેસરી શિયોજીના વંશજો હાલમાં અત્યંત દીન દશામાં પોતાનો સમય વ્યતીત કરે છે; તોપણ તેમના પૂર્વજોએ પોતાના પ્રચંડ બાહુબળથી એક સમયે જે પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું તથા તેમણે જે પ્રાચીન કુલોને રાજ્યપદથી ચ્યુત કર્યાં હતાં, તે વિષે વિચાર કરવાથી આપણને અતિ આશ્ચર્ય અને અતિ દારુણ શોક થયા વિના રહેતો નથી. પુરિહર, સાંકલા, ઇદા, ચોહાણ, ગોહિલ, સોનગઢા, કાંતિજિત અને હુલ્લ આદિ પ્રાચીન રાજપૂત કુલોનાં દૈવીકૃત્યોથી સમસ્ત ભારતભૂમિ એક વખતે ગૌરવાન્વિત થઇ હતી; પરંતુ આજે તેઓમાંના કેટલાક રાઠોડોને આધીન થઈ સામંતસ્વરૂપે પોતાનું જીવન વ્યતીત કરે છે અને શેષનાં તો નામનિશાન પણ રાજસ્થાનના નકશામાંથી લુપ્ત થયાં છે! તેમનાં નામો હવે કેવળ ભાટોના કાવ્યગ્રંથોમાં અને લોકોક્તિમાત્રમાંજ રહ્યાં છે ! તે સિવાય હવે તેમના અસ્તિત્વનાં કાંઇપણ ચિન્હો રહ્યાં નથી. તેમનાં વંશવૃક્ષો અનંત કાળસાગરમાં ડૂબી ગયાં છે. તેમનાં જે પરાક્રમો ભટ્ટલોકોના ગ્રંથોમાં વર્ણવવામાં આવ્યાં છે,

---

૧ પાબુજી પોતાના પ્રસિદ્ધ તુરંગ કાલવી ઉપર આરૂઢ થયા છે. હડબૂ સાંકલાની પેઠે પાબુજી પણ મહાન વીર હતા અને રાજપૂતો તથા કવિઓના પરમ આદરને પાત્ર થયા હતા. તેમનાં કરેલાં સમસ્ત કાર્યોની તસ્વીરો આલેખી મારવાડનિવાસીઓને બતાવવામાં આવે છે અને તેને તેઓ અતિ પસંદ કરે છે.

૨ રામદેવને રાઠોડ જણાવ્યા છે, તે અસત્ય છે. રાઠોડ તો પાબુજી હતા અને રામદેવ તો તુંવાર હતા. રામદેવનું નામ એટલું પ્રસિદ્ધ છે કે રાજસ્થાનના પ્રાયઃ સમસ્ત ગ્રામમાં તે સાંભળવામાં આવે છે. રાજસ્થાનનાં પ્રાયઃ સર્વ ગામોમાં એમના નામની વેદિકા બંધાવવામાં આવી છે.

૩ આ સર્વ મૂર્તિઓ પાષાણમાંથી કોતરી કાઢવામાં આવી છે. સર્વ યોદ્ધાઓ અશ્વારૂઢ છે અને તેઓ મહા વીર પુરુષો જેવા જણાય છે. તેમના જમણા હાથમાં બરછી, ડાબા હાથમાં ઘોડાની લગામ, પીઠપર ઢાલ, ધનુષ તથા તરકસ, કમરમાં તલવાર તથા કમરબંધમાં કટાર આપેલી છે. આ મૂર્તિઓ જાણે જીવંત મનુષ્યોજ ન હોય, તેવી લાગે છે. સર્વ યોદ્ધાઓ સગર્વ વક્ર દૃષ્ટિ નાખી રહ્યા છે. ભારતની દુર્દશાને લીધે તેની સ્વાધીનતાની સાથે તેની શિલ્પવિદ્યાનો પણ લોપ થઇ ગયો છે. આપણાં પુરાણોમાં શિલ્પનું જે વર્ણન ઉપલબ્ધ થાય છે, તેની સાથે આજનાં શિલ્પની તુલના કરવાથી તેમાં જમીનઆસમાનનો ફરક જણાય છે. આજે આપણી શિલ્પવિદ્યાની સંપૂર્ણ અવનતિ થઇ ગઈ છે, પરંતુ પ્રાચીન કાળમાં તે ઉન્નતિને શિખરે હતી !

ઉપરોક્ત વીરોની મૂર્તિઓ એક મોટા ચોગાનમાં સ્થાપિત કરેલી છે. પ્રથમ પાબુજીની મૂર્તિઓ આવે છે અને ત્યાર પછી રામદેવરાવ અને હડબૂ સાંકલાની પ્રતિમા આવે છે. અંતિમ ભાગમાં ચોહાણ કુલના પ્રસિદ્ધ વીર ગાંગાની મૂર્તિ છે. આ ગાંગાએ મહમુદનું આક્રમણ રોકવાને માટે સતલજ નદીના તટપર પોતાના ૪૧ પુત્રો સહિત પ્રાણાર્પણ કર્યું હતું. સર્વથી છેલ્લી પ્રતિમા ગિહલોત કુલમાં ઉત્પન્ન થયેલા ભિમસતિ મંગલિયાની છે. આ વીર પુરુષે પણ જોધાજીને સહાય કરી હતી. આ વીરોની મૂર્તિઓ જોવાથી અત્યંત આલ્હાદ ઉત્પન્ન થાય છે. સ્વદેશની રક્ષાને માટે તેમણે પ્રાણવિસર્જન કર્યું હતું એ વાતનું સ્મરણ થતાં આપણાં અશ્રુઓ ખાળ્યાં રહેતાં નથી. આ સર્વ વીરોનું સંપૂર્ણ વૃત્તાંત ક્યાંય ઉપલબ્ધ થતું નથી, તેથી હૃદયને શોક થાય છે.

તે એવાં મહાન છે કે તેનું અનુકરણ કરવાથી પ્રત્યેક માણસ લોકનો અગ્રેસર બની શકે છે. આ લોકોનું સ્મરણ થતાંની સાથે ભટ્ટકવિનાં નીચેનાં વચનો કોને નહિ સાંભરે !

"સર્વ વસ્તુ અનિત્ય છે, સર્વ વસ્તુ દીપકમાં બળીને ભસ્મ થતા પતંગવત્ છે, ઐશ્વર્યનાં સર્વ સાધનો નષ્ટ થઇ જનાર છે; કેવળ મહાપુરુષનાં નામોજ અનંતકાળપર્યંત અમર રહેશે."

રાવ જોધાને ચૌદ પુત્રો[1] હતા. તેમનો જ્યેષ્ઠ પુત્ર સાંતલજી પોતાના પિતાનું રાજ્ય છોડીને ચાલ્યો ગયો અને તેણે રાજસ્થાનના ઉત્તરપશ્ચિમ ભાગમાં સાંતલમેર નામનો એક કિલ્લો બંધાવ્યો. આ કિલ્લો પોકર્ણથી ત્રણ કોશના અંતરે આવેલો છે. મરુભૂમિના એક પ્રાંતમાં સરાઇ નામક એક યવનજાતિ નિવાસ કરતી હતી. આ જાતિના અધિપતિની સાથે સાંતલને ઘોર વિવાદ થયો. આ વિવાદમાં તેમણે યવનરાજાને મારી નાખ્યો; પરંતુ તેઓ સ્વયં પણ પોતાની જાતની રક્ષા કરી શકયા નહિ. તેઓ જાતે માર્યા ગયા અને તેમની સાત સ્ત્રીઓ સતી થઇ.

જોધાના ચતુર્થ પુત્ર દુદાએ મેરતાના વિશાલ ક્ષેત્રમાં પોતાનું વંશવૃક્ષ સ્થાપિત કર્યું. તેમના વંશજો મેરતિયા રાઠોડના નામથી પ્રસિદ્ધ છે. રાવ દુદા એક સમયે મરુભૂમિમાં સર્વોત્તમ વીરતરિકે પ્રસિદ્ધ હતા; જે વીરકેસરી જયમલે દિલ્લીશ્વર અકબરની પ્રચંડ સેનાની સામે થઈ ચિત્તોડગઢની રક્ષા કરી હતી અને જેની પાષાણમૂર્તિ આજે પણ દિલ્લીના સિંહદ્વારપર વિરાજમાન છે, તે વીર રાઠોડ રાજકુમારના આ દુદા પિતામહ હતા. દુદાને એક સર્વગુણસંપન્ન અને પરમ વિદુષી પુત્રી ઉત્પન્ન થઇ હતી. આ પુત્રીનું નામ મીરાંબાઇ[2] હતું. આ મીરાંબાઇની સાથે રાણા કુંભાનો વિવાહ થયો હતો. મીરાંબાઈના ગુણોની સ્તુતિ આજપર્યંત મેવાડમાં ગાવામાં આવે છે.

જોધાના છઠ્ઠા પુત્ર બિકાજીએ પોતાના કાકા કાંધલની ચાલચલણ તથા રીતભાત ગ્રહણ કરી

| ૧ નામ | શાખા | ભૂમિસંપત્તિ | વિશેષ વિવેચન |
|---|---|---|---|
| ૧ સાંતલજી | ૦ | સાતલમેર | આ નગર પોકર્ણથી ત્રણ કોશના અંતરપર છે. |
| ૨ સુજાજી | ૦ | ૦ | એઓ જોધાની ગાદી સિંહાસનારૂઢ થયા હતા. |
| ૩ જોગાજી | ૦ | ૦ | એમને કાંઇ સંતાન નહોતું. |
| ૪ દુદાજી | મેરતીઆ | મેરતા | એમણે ચોહાણોના હાથમાંથી સાંભર છીનવી લીધું હતું. એમને વરિન નામે એક પુત્ર થયો. વરિનને જયમલ અને જગમલ નામના બે પુત્રો થયા. એમણે જયમલોત અને જગમલોત નામની શાખાઓની સ્થાપના કરી. |
| ૫ વરસિંહજી | વરસિંહોત | નોતી | |
| ૬ બિકાજી | બીકાવત | બીકાનેર | |
| ૭ ભારમલજી | ભારમલોત | બીલારા | |
| ૮ શિવરાજજી | શિવરાજોત | દુનારા | |
| ૯ કર્મસીજી | કર્મસોત | કયોનસર | ખીચસર |
| ૧૦ રાયપાલજી | રાયપાલોત | ૦ | ૦ |
| ૧૧ સાંવતસીજી | સાંવતસીઓત | દાશે | ૦ |
| ૧૨ બીદાજી | બીદાવત | બીદાવાટી | ૭૦ નાગોર |
| ૧૩ વનવીરજી | ૦ | ૦ | ૦ |
| ૧૪ નીમાજી | ૦ | ૦ | ૦ |

૨ મીરાંબાઈ રાવ દુદાની પુત્રી હતી, એ વાત ખોટી છે. વળી તે રાણા કુંભાની પત્ની પણ નહોતી. તે દુદાના દ્વિતીય પુત્ર રત્નસિંહની પુત્રી હતી અને તેનો વિવાહ મહારાણા કુંભાના પ્રપૌત્ર ભોજની સાથે કરવામાં આવ્યો હતો.

અને અંતે તેમની સાથેજ મળી ગયો. ત્યાર પછી તેમણે જાટોના તાબાનાં કેટલાંક ગામો તથા નગરો ખુંચવી લઇને પ્રસિદ્ધ નગર બિકાનેરની સ્થાપના કરી. બિકાજીનું સવિસ્તર વૃત્તાંત બિકાનેરના ઇતિહાસમાં આપવામાં આવશે.

રાઠોડકુલચૂડામણિ જોધાના મૃત્યુ પછી તેમના દ્વિતીય પુત્ર સુજા મારવાડના સિંહાસનપર અધિષ્ઠિત થયા.[1] ઉત્તરાધિકારનો જે નિયમ અનાદિથી ચાલ્યો આવે છે, તેમાં પરિવર્તન શામાટે થયું તે કોઈ સમજી શકતું નથી. ભટ્ટકવિઓ પણ આ સંબંધે કાંઇ ખુલાસો કરતા નથી. ગમે તે કારણ હો, પરંતુ સુજાને મારવાડનું સિંહાસન પ્રાપ્ત થયું અને તે સર્વ પ્રકારે પોતાના પિતાના યોગ્ય પુત્ર હતા. મારવાડનું રાજ્ય તેમના અધિકારમાં સત્તાવીશ વર્ષપર્યંત રહ્યું. તેમણે પરમ ચાતુર્ય અને અત્યંત સાવધાનીથી રાજ્ય કર્યું.

દિલ્લીના સિંહાસનને માટે જે સમયે ત્યાંના લોદી પાદશાહોમાં મહાન વિગ્રહ ઉત્પન્ન થયો હતો, તે સમયે મારવાડ યવનોની કુદૃષ્ટિમાંથી બચ્યું હતું. ગૃહકલહમાં લિપ્ત હોવાથી લોદીઓને બહારના પ્રદેશ જીતવાનો અવકાશ પ્રાપ્ત થતો નહોતો; પરંતુ તેઓ હિંદુઓના પરમ શત્રુ હતા. હિંદુઓને ઉત્તમ પ્રકારે સુખ ભોગવતા જોઇ તેમને અત્યંત અસંતોષ ઉત્પન્ન થતો હતો. જો કે પાદશાહો પોતે હિંદુઓની શાંતિનો ભંગ કરવાની ઇચ્છા રાખતા ન હતા, તોપણ તેમના સ્વાર્થી અને હિંદુદ્વેષી સેનાપતિઓ વારંવાર હિંદુઓપર આક્રમણ કરી તેમનાપર અનેક પ્રકારના અત્યાચાર કરતા હતા. સંવત ૧૫૭૨ ( ઈ૦ સ૦ ૧૫૧૬ ) માં શ્રાવણ માસના શુકલપક્ષની પાર્વતી તૃતીયાને દિવસે પીપાર[2] નામના નગરમાં એક મહોત્સવ થયો હતો. આ મહોત્સવમાં મારવાડના અનેક ભાગોમાંથી અસંખ્ય રાજપૂત સ્ત્રીઓ[3] ભગવતી ગૌરીની પૂજા કરવાને માટે આવી હતી. આ સમયે એક પઠાણસેનાએ તે નગરપર આક્રમણ કર્યું અને તેઓ ૧૪૦ કુમારિકાઓને હરી લઇ ગયા, તેમને પણ કોઇ રોકી શક્યું નહિ. આ શોચનીય સમાચાર રાઠોડવીર સુજાના સાંભળવામાં આવ્યા. ક્રોધ અને રોષથી તેઓનું મસ્તક ફરી ગયું. તેમના સર્વાંગમાં ક્રોધાગ્નિ ભડકી રહ્યો. દુષ્ટોને દંડ આપી ઉક્ત કુમારિકાઓની રક્ષા કરવાને માટે તેઓ તૈયાર થયા. અધિક સૈનિકોને સજ્જ કરતાં વિલંબ થવાનો સંભવ હતો, તેથી તેમણે જાતેજ માત્ર પોતાના અંગરક્ષકો સાથે યવનોની પૂંઠ પકડી. તેઓ અત્યંત વેગથી તેમની પાછળ જવા લાગ્યા. અંતે તેમને યવનસૈનિકો દૃષ્ટિગોચર થયા. તેમને જોતાં તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. જે પ્રમાણે સિંહ પોતાનાં બચ્ચાંનું હરણ થતાં તેના હરનાર ઉપર અતિ પ્રચંડ વેગથી આક્રમણ કરે છે, તેજ પ્રકારે મારવાડના અધિપતિ રાવ સુજાએ રાજપૂતકુમારિકાઓનું હરણ કરનાર પઠાણોપર પ્રચંડ પરાક્રમથી આક્રમણ કર્યું. ઉભય દલો વચ્ચે દારુણ યુદ્ધ થવા લાગ્યું. થોડી વાર યુદ્ધ ચાલ્યા પછી વીર સુજાએ પઠાણોને પરાજિત કરી કુમારિકાઓનો તેમના હાથમાંથી ઉદ્ધાર કર્યો. સુજાને વિજય પ્રાપ્ત થયો.

રાઠોડવીર સુજાએ યવનોને માર મારીને રાજપૂતબાલિકાઓનો ઉદ્ધાર તો કર્યો, પરંતુ તેઓ શત્રુઓના આઘાતથી એટલા બધા ઘાયલ થયા કે તેઓ વધુ વખત જીવી શક્યા નહિ. રાજપૂત-

---

૧ જોધાની પછી સાંતલ ગાદીપર બેઠો હતો અને તેની પછી સંવત ૧૫૪૮ માં સુજા ગાદીપર આવ્યો હતો.

૨ પીપાર નામનું નાનું નગર જોધપુરથી ૧૫ કોશના અંતરપર આવેલું છે. એમાં ૧૫૦૦ કરતાં અધિક ઘરો છે. આ શહેરમાં વણિક લોકોની ઘણી વસ્તી છે. એમ કહેવાય છે કે ઈસુખ્રિસ્તના જન્મપૂર્વે ઉજ્જયિનીમાં ગંધર્વસેન નામનો જે પરમારવંશનો રાજા હતો, તેણેજ આ પીપાર નગરની સ્થાપના કરી હતી. કર્નલ ટૉડને અહીંઆંથી એક શિલાલેખ પ્રાપ્ત થયો હતો. આ શિલાલેખમાં વિજયસિંહ અને દેહુનજી રાજાનાં નામો પ્રાપ્ત થાય છે. આ ઉભય રાજાઓ ગિહલોત કુલમાં ઉત્પન્ન થયા હતા અને તેમની રાવલની ઉપાધિ હતી. આ પરથી જણાય છે કે ગિહલોતોએ પરમારોના હાથમાંથી આ નગર જીતી લીધું હતું, તદુપરાંત મેવાડના એક પ્રાચીન ઐતિહાસિક ગ્રંથપરથી જણાય છે કે ગિહલોતોની ચોવીસ શાખાઓ ઉપરાંત 'પિપાશગિહલોત' નામની પચ્ચીસમી શાખા પણ છે.

૩ અસંખ્ય રાજપૂત સ્ત્રીઓ આવી હતી, એ વાત અસત્ય છે. અસંખ્ય રાજપૂત સ્ત્રીઓ રક્ષકોવિના બહાર નીકળે, એ વાત સંભવિત નથી. કદાચ આ સ્ત્રીઓ હલકા લોકોની હશે; કારણ કે ૧૪૦ રાજપૂત સ્ત્રીઓને મુસલમાનો હરી જાય અને ત્યાં એક પણ તલવાર ઉછળે નહિ એ વાત માની શકાય તેવી નથી.

કુમારીઓનો ઉદ્ધાર થયા પછી અલ્પ સમયમાં તેઓ મૃત્યુ પામ્યા. તેમનો અંતકાળ સમીપ આવ્યો તે વખતે ૧૪૦ કુમારિકાઓ તેમની આસપાસ ઉભી રહીને ગીત ગાતી હતી. આ વખતે તેમના આનંદ-ની સીમા રહી નહિ. આ અસીમ આનંદનો ઉપભોગ લેતો લેતો વીર સૂજાનો પવિત્ર આત્મા અનંત સુખમય અમરધામમાં ચાલ્યો ગયો. રાવ સૂજાની આ અસીમ વીરતાનું વર્ણન આજે પણ રાજસ્થાન-ના ભાટોના મુખેથી સાંભળવામાં આવે છે. આજે પણ પાર્વતીતૃતીયાના મેળામાં મારવાડના તે રાજાની અસીમ વીરતા અને મહત્તા તથા પીપારનગરની કુમારિકાઓનાં હરણનું વર્ણન ઉત્સાહપૂર્વક ગાવામાં આવે છે.

સૂજાને પાંચ પુત્રો હતા. આમાંનો જ્યેષ્ઠ પુત્ર તો અકાળે મૃત્યુ પામ્યો હતો. આથી તેનો પુત્ર ગાંગા પોતાના પિતામહના સિંહાસનપર બેઠો. સૂરજમલના ચાર પુત્રોમાંથી તેના દ્વિતીય પુત્ર ઉદા-ને અગીઆર પુત્રોની પ્રાપ્તિ થઇ. એમનો વંશ ઉદાવત નામથી પ્રસિદ્ધ થયો. એમને મારવાડ તથા મેવાડમાં પુષ્કળ ભૂમિસંપત્તિ પ્રાપ્ત થઇ. આ ભૂમિમાંનાં તીમાજ, જેતારન, ગુદોજ, ખરાડિયા, રાયપુર આદિ કેટલાંક નગરો વિશેષ પ્રસિદ્ધ છે. ત્રીજા પુત્ર સાંગાને એક સ્વતંત્ર નગર પ્રાપ્ત થયું હતું. આ નગરનું નામ ખર્વો હતું. આ સાંગાના વંશજો સાંગાવત નામથી પ્રસિદ્ધ છે. ચોથા પુત્ર પ્રયાગથી પ્રા-ગદાસ ગોત્રની ઉત્પત્તિ થઇ. પાંચમા પુત્ર વીરમદેવ[2] ને નરા[3] નામનો એક પુત્ર ઉત્પન્ન થયો હતો. મારવાડનિવાસીઓ નરાને દેવસમાન પૂજે છે. સોજત નામના સ્થાનમાં તેની એક મૂર્તિ સ્થાપિત કરવામાં આવી છે. આ મૂર્તિની હાલમાં પણ પૂજા કરવામાં આવે છે. નરાના વંશજો નરાવત જો-ધાના નામથી પ્રસિદ્ધ છે. આ વંશની એક શાખા હાડોતીમાં આવેલા પંચમહાડ નામના સ્થાનમાં દૃષ્ટિગોચર થાય છે.

રાઠોડ વીર સૂજાએ સંવત ૧૫૭૨ (ઇ૦ સ૦ ૧૫૧૬ )ના ભાદ્રપદ માસમાં પરલોકવાસ કર્યો. તે પછી તેમના પૌત્ર ગાંગા મારવાડના સિંહાસનપર બેઠા, તેથી તેમનો કાકો સેરવાજી તેમનો ભયંકર શત્રુ થયો અને તે પોતાને સિંહાસનના અધિકારીતરીકે જાહેર કરી ગાંગાને પદભ્રષ્ટ કરી રાજગાદી પ્રાપ્ત કરવાને માટે યોગ્ય સહાય મેળવવાની ખટપટ કરવા લાગ્યો. લોદીવંશના દોલતખાં[4] નામના જે વિશ્વાસઘાતી યવને દિલ્હીના પાદશાહ ઇબ્રાહીમ લોદીનું સર્વસ્વ નાશ કરવાને માટે વીરકેસરી બાબર-ને ભારતવર્ષમાં આમંત્રણ કર્યું હતું, તે આ વખતે રાઠોડોના હાથમાંથી નાગોર છીનવી લઇને સુખ-પૂર્વક તેનો ઉપભોગ કરતો હતો. સ્વાર્થાંધ મનુષ્યને હિતાહિતનું કિંચિત્ પણ ભાન રહેતું નથી. સ્વાર્થથી અંધ બનેલો મનુષ્ય પશુસમાન બની જાય છે. આ વખતે સેરવાજી પણ પશુવત્‌જ બની ગયો હતો. જે દોલતખાંએ નાગોરનગરને બળાત્કારે રાઠોડોના હાથમાંથી છીનવી લીધું હતું, તે પોતાના પરમ શત્રુની પાસેજ સ્વાર્થાંધ સેરવાજી સહાય માગવા ગયો. આવા કાયર હિંદુઓદ્વારાજ ભારત-વર્ષનું સર્વસ્વ નાશ પામ્યું છે. સ્વદેશદ્રોહી સ્વાર્થાંધ સેરવાજીની દુષ્ટતાથી મારવાડમાં એક મહાન વિગ્રહ ઉત્પન્ન થયો. આ ગૃહકલહમાં લિપ્ત થઇ મહારાજા જોધાજીના વંશજો એકબીજાનું રક્ત

---

૧ વળી આ ઘટના રાવ સૂજાજીના સમયમાં સંવત ૧૫૭૨ ના શ્રાવણ માસના શુક્લપક્ષની તૃતીયાને દિવસે બની નહોતી. પરંતુ સાંતલના સમયમાં સંવત ૧૫૪૮ ના ચૈત્ર સુદ ૩ ને દિવસે બની હતી. તે સમયે પીપારની પાસે સાંતલજી અને અજમેરના સુબા મલ્લુખાંની વચ્ચે યુદ્ધ થયું હતું. પીપારની પાસે કોસાના નામનું ગામ છે, ત્યાંના તળાવ આગળથી મલ્લુખાંનો એક સરદાર ફક્ત તૃતીયાને દિવસે પૂજા કરવા આવેલી ૧૪૦ કુમારિકાઓને લઈ ગયો હતો. સાંતલજીએ મલ્લુખાંના લશ્કરપર આક્રમણ કરી તે કુમારિકાઓનો ઉદ્ધાર કર્યો હતો. આ યુદ્ધમાં તેમને પુષ્કળ ઘા લાગેલા હોવાથી તેઓ તેજ રાત્રે કોસાના ગામમાં મૃત્યુ પામ્યા હતા અને ત્યાર પછીજ સૂજાજી સિંહાસનારૂઢ થયા હતા.

૨ વીરમદેવ સૂજાનો પુત્ર નહોતો. તે સૂજાના પુત્ર બાઘાજીનો પુત્ર હતો. બાઘાજી તરુણાવસ્થામાંજ મરણ પામ્યો હતો.

૩ નરા વીરમનો પુત્ર નહોતો. તે સૂજાજીનો પુત્ર હોઈ બાઘાજી કરતાં મોટો હતો.

૪ આ દોલતખાં લોદીવંશી નહોતો, તેમ તેણે નાગોરનગર જીત્યું પણ ન હતું. તેનો વંશ કેટલીક પેઢીઓ સુધી નાગોરપર અધિકાર ભોગવતો હતો અને તે નવાબ કહેવાતો હતો. તે ગુજરાતના નવાબના કુળમાંનો હતો. વળી તે ખાનજાદાના નામથી પણ ઓળખાતો હતો. તેના પૂર્વજોને ગુજરાતના નવાબની સહાયથી નાગોરની પ્રાપ્તિ થઇ હતી.

પીવાને તત્પર થયા. મારવાડના વીરગંણુ બે દલોમાં વિભકત થઇ બે રાઠોડરાજકુમારોની પતાકા નીચે ઉભા રહ્યા. દોલતખાં મધ્યસ્થ બની તેમનો ઝગડો નિવૃત્ત કરવાની ચેષ્ટા કરવા લાગ્યો અને તેણે મારવાડનું રાજ્ય બે ભાગમાં વહેંચી લેવાનો પ્રસ્તાવ રજુ કર્યો.

તેજસ્વી ગાંગાએ ગર્વસહિત આ પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો. હવે ઉભય રાજકુમારો તલવારની સહાયથી પોતાનાં ભાગ્યની પરીક્ષા કરવાને ઉદ્યુકત થયા. ગાંગાને મરુભૂમિના શ્રેષ્ઠ સરદારોની સહાય પ્રાપ્ત થઇ હતી, તેથી તેમણે સેરવાજીને પરાસ્ત કરીને રણભૂમિમાંજ તેનો વધ કર્યો અને દોલતખાં અત્યંત અપમાનિત તથા ઘાયલ થઇને યુદ્ધભૂમિમાંથી પલાયન કરી ગયો.

સિંહસન પ્રાપ્ત કરી ગાંગાએ બાર વર્ષપર્યંત નિષ્કંટક રાજ્ય કર્યું. તે પછી વીરવર બાબરની પ્રચંડ રણદુંદુભિના શબ્દથી સમસ્ત ભારતવર્ષ કંપાયમાન થઇ ગયું. આ ભયાનક કંપની સાથેજ દિલ્હીના પાદશાહ ઇબ્રાહિમ લોદીનું સિંહાસન ચલિત થયું અને તેનો રાજમુકુટ પૃથ્વીપર તૂટી પડયો. આ વિપ્લવ થવાથી હિંદુરાજસમાજમાં એક ઘોર ભય ઉપસ્થિત થયો. સર્વ રાજ્યો નાશ પામશે કે શું, એવો સર્વને ભય લાગ્યો. આ ભયંકર ભયથી ભયભીત થઇને તેઓ સર્વ ઉકત નવીન શત્રુની ગતિ રોકવાનો પ્રયત્ન કરવા લાગ્યા. રાજપૂત વીરો મહારથી રાણા સંગ્રામસિંહની પતાકા નીચે એકત્રિત થયા અને તેમણે ઉકત ભયાનક શત્રુની સામે બાથ ભીડી. મારવાડપતિ રાવ ગાંગા પણ પોતાના દેશની સ્વાધીનતાની રક્ષાને માટે આ મહાયુદ્ધમાં રાણાની સાથે જોડાયા. આ ભયાનક સંગ્રામમાં રાજપૂતોએ જે અદ્ભુત પરાક્રમ બતાવ્યું હતું, તેનું વર્ણન મેવાડના ઇતિહાસમાં ઉત્તમ પ્રકારે લખવામાં આવ્યું છે. જો રાજપૂતકુલકલંક તેંમર સલહદી નામનો સરદાર વિશ્વાસઘાત કરી બાબરના પક્ષમાં ન ગયો હોત તો રાજપૂતો અવશ્ય ભારતવર્ષને મુસલમાનોના પંજામાંથી મુકત કરત.સર્વ રાજપૂતોની સાથે રાઠોડોએ પણ આ યુદ્ધમાં અસીમ વીરતા બતાવી હતી; એટલુંજ નહિ પણ એમ કહેવાય છે, કે આ યુદ્ધમાં રાઠોડો સર્વથી અગ્રેસર રહ્યા હતા. આ રાઠોડસેનાનો સેનાપતિ રાવ ગાંગાનો પૌત્ર વીર બાલક રાયમલ[1] હતો. રાયમલે મેડતિયા સરદાર ખાંતો અને રાવ રત્ન નામના બે રાઠોડ વીરોસહિત બાબરની તોપોની સન્મુખ ઉભા રહી, અપૂર્વ પરાક્રમ બતાવી રણભૂમિમાંજ પોતાના પ્રાણ ત્યજી દીધા હતા.

દારુણ પૌત્રશોકને લીધે ગાંગા અધિક દિવસ જીવી શકયા નહિ,[2] આ ભયાનક યુદ્ધ થયા પછી ચાર વર્ષ બાદ તેમણે પોતાનો દેહ ત્યજી પૌત્રશોકના બોજામાંથી મુકિત મેળવી. ગાંગાનું મૃત્યુ થયા પછી માલદેવ સંવત ૧૫૮૮ (ઇ૦ સ૦ ૧૫૩૨) માં તેમના સિંહાસનપર બેઠા. તે મારવાડના મહાન રાજાઓમાંના એક હતા. મારવાડના ઇતિહાસમાં તેમણે પોતાનું નામ અમર કર્યું છે. એમના શાસનકાળમાં મારવાડની જે ઉન્નતિ થઇ હતી, તેમાં જો પાછળથી કાંઇક વધારો થયો હોત તો મારવાડ અવશ્ય સર્વ દેશોનો મુકુટમણિ બની જાત. મારવાડની ઉન્નતિ કરવામાં રાવ માલદેવે જરા પણ ત્રુટી રાખી નહોતી. તેમને બાબરના આક્રમણની આશંકા હતી; પરંતુ બાબરે મારવાડ તરફ દૃષ્ટિપાત પણ કર્યો નહિ. પુષ્કળ અન્ન ઉપજાવનાર ગંગાતટની ભૂમિ છોડીને મારવાડના ઉજ્જડ અને રેતાળપ્રદેશમાં જવાની તેને લેશ પણ ઇચ્છા થઇ નહિ. આથી માલદેવને પોતાના રાજ્યની સીમા વધારવાનો ઉત્તમ પ્રસંગ મળ્યો. જ્યાંથી દિલ્હી અને મારવાડની સીમા જૂદી પડતી હતી, તે સરહદપર કેટલાક કિલ્લાઓ આવેલા હતા; અને આ સર્વ કિલ્લાઓ દિલ્હીના સમ્રાટને આધીન હતા; પરંતુ આ વખતે યોગ્ય સંધિ પ્રાપ્ત થવાથી માલદેવે તે સર્વ કિલ્લા હસ્તગત કરી લીધા અને ઘણે દૂર આવેલાં ઢુંઢાડ નામના સ્થાનમાં રાઠોડકુલની વિજયપતાકા સ્થાપિત કરી. તેમનું ગૌરવ દિનપ્રતિદિન વૃદ્ધિંગત થવા લાગ્યું. તેમના માર્ગમાં આ સમયે એક પણ કંટક વિદ્યમાન નહોતો. વીરકેસરી રાણા સાંગાના

---

[1] આ રાયમલ ગાંગાજીનો પૌત્ર નહોતો. તે દૂધાજી મેરતિયાનો પુત્ર હતો. ગાંગાજીનો પૌત્ર રાયમલ તો આ યુદ્ધ પછી કેટલાંક વર્ષે જન્મ્યો હતો. રાવ ગાંગાનો સૌથી વડો પૌત્ર રાવ રામ હતો. તે પણ ઇ૦ સ૦ ૧૫૨૯માં અર્થાત્ ઉપરોકત યુદ્ધ થયા પછી બીજે વર્ષે જન્મ્યો હતો. રાયમલ મેડતિયા પોતાના ભાઇ મેરતિયાપતિ વીરમદેવની તરફથી રાવ સાંગાની કુમકે આવ્યો હતો. મીરાંબાઈનો પિતા રત્નસિંહ તેનો બંધુ થતો હતો અને તે પણ તેની સાથે આવ્યો હતો. આ યુદ્ધમાં તે ઉભય ભ્રાતાઓએ પ્રાણ આપ્યા હતા.

[2] એમ કહેવાય છે કે રાવ ગાંગાને વિષ દેવામાં આવ્યું હતું; પરંતુ આ વાત વિશ્વાસપાત્ર નથી.

મરણ પછી મેવાડ રાજ્યમાં જે ભયંકર પરિવર્તન અને વિગ્રહનો આરંભ થયો હતો તેમાં મોગલો, પઠાણો આદિ સર્વશક્તિમાન મુસલમાનો લિપ્ત હતા, તેથી મારવાડ તરફ કોઇની પણ દૃષ્ટિ ગઇ નહોતી. આ તકનો લાભ લઇ રાજા માલદેવે પોતાની અસીમ વીરતા પ્રદર્શિત કરી. તેમણે પોતાના રાજ્યની સીમા વધારવાની દૃઢ પ્રતિજ્ઞા કરી અને જે શત્રુઓ તથા મિત્રો તેમના માર્ગમાં વિઘ્નરૂપ થયા તેમનો વધ કરી તેમના રાજ્યપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. આ રીતે માલદેવ મારવાડના સર્વોત્તમ રાજા બન્યા. ઇતિહાસવેત્તા ફિરિસ્તાએ તેમને આથી પણ ઉચ્ચતર સન્માન આપ્યું છે. તે જણાવે છે કેઃ "માલદેવ પોતાના સમયના હિંદુસ્તાનના સુપ્રસિદ્ધ રાજાઓમાંના એક ગણાતા હતા."

મારવાડપતિ માલદેવમાં તેના નામને યોગ્ય સર્વ ઉત્તમ ગુણો હતા અને તેમનો પ્રભાવ પણ તેવોજ પડયો હતો. રાજ્યપદપર અધિષ્ઠિત થઇ તેમણે મુસલમાનોના ગ્રાસમાંથી પોતાના પૂર્વજોનાં નાગોર તથા અજમેર એ ઉભય પ્રધાનનગરોનો ઉદ્ધાર કર્યો હતો. ત્યાર પછી આઠ વર્ષબાદ તેમણે સિંધિલોના અધિકારમાંથી ઝાલોર, સિવાના તથા ભદ્રાર્જુન નામનાં ત્રણ નગરો પુંચવી લીધાં;[1] તેમજ બીકાના વંશજોને બિકાનેરના અધિકારપરથી ઉઠાડી મૂકયા. લૂણી નદીના તટપર આવેલાં જે નગરોમાં એક સમયે વીરવર શિયોજીએ પોતાની વિજયપતાકા સ્થાપિત કરી હતી, તે સર્વ નગરોના ભૂતપૂર્વ અધિપતિઓએ માલદેવના સમય પૂર્વે પોતાના સ્થાનપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપન કરી પોતાની પરાધીનતા દૂર કરી હતી; પરંતુ આ વખતે માલદેવે તે સર્વને પરાજિત કર્યા અને તેમને પુનઃ આધીનતાના બંધનમાં બાંધી લીધા. માલદેવનો પ્રચંડ પ્રતાપ અત્યંત પ્રકાશિત થયો. તેમના અસીમ પ્રતાપની આગળ વિશાળ મરુભૂમિના સર્વ રાજાઓએ પોતાનું મસ્તક નમાવ્યું. પ્રાચીન ભૂમીઆ લોકો કે જે એક સમયે મરુભૂમિમાં અજીત ગણાતા હતા, તેઓ પણ અંતે રાઠોડોના પ્રબળ પ્રતાપથી પરાજિત થયા અને તેમણે પણ માલદેવને મારવાડના અધિપતિતરિકે સ્વીકાર્યા. વળી તેઓ પોતાનાં હૃદયનું રુધિર આપી તેમની સેવા કરવા લાગ્યા.

જ્યારે પ્રાચીન ભૂમીઆ લોકો તેમને આધીન થયા, ત્યારે તેઓ પોતાની વિજયિની સેના લઇ ધીમે ધીમે ઉત્તર તરફ આગળ વધવા લાગ્યા અને તેમણે પ્રબળ પ્રતાપી ભાટીની સાથે ઘોર યુદ્ધ કરી પોતાની અધિક ઉન્નતિ કરી. ભાટિઓની સાથે દીર્ઘકાળપર્યંત યુદ્ધ ચાલ્યું. અંતે તેમણે તેમનાં એકાદ બે નગરો જીતી પોતાના અધિકારમાં લીધાં. વિક્રમપુર[2] તેમના તાબામાં આવ્યું. વળી તેમણે અંબરની: રાજધાનીથી દશ કોશના અંતરપર આવેલા ચાટસૂ નગરપર પોતાનો અધિકાર સ્થાપિત કરી તેની આસપાસ કિલ્લો બંધાવ્યો. આ સમય પૂર્વે દેવતોએ શિરોહી જીતી લીધું હતું, પરંતુ આ વખતે માલદેવે તે નગર તેમના હાથમાંથી જીતી લઇ પુનઃ તેમનેજ સમર્પણ કર્યું. તેમણે ગૌરવ અને કીર્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી આ સર્વ શહેરો જીતી લીધાં હતાં; એટલુંજ નહિ પરંતુ ત્યાંનું શાસન ઉત્તમ પ્રકારે ચલાવવાની વ્યવસ્થા કરી હતી. તેમણે મારવાડમાં અનેક કિલ્લાઓ અને વિરાટ મહાલયો બંધાવ્યાં. વળી તેમણે જોધપુરની ચારે તરફ મજબૂત કોટ બંધાવ્યો. વીરવર જોધાએ પોતાના સ્થાપન કરેલા નગરની શોભા વધારવાને માટે જે સુંદર મહાલયો અને ઇમારતો બંધાવ્યાં હતાં, તેની મરામત માલદેવે કરાવી. સાંતલમેરને તોડાવી નાખીને તેની સામગ્રીવડે નવાં જીતેલાં પોકર્ણ[3]ને દૃઢ કર્યું અને તે નગરનાં મૂળ નિવાસીઓને ત્યાંથી હાંકી કાઢી મારવાડી પ્રજા-

---

૧ રાવ માલદેવે આ ત્રણ નગરો સિંધિલ લોકોની પાસેથી લઇ લીધાં નહોતાં. ઝાલોર ઇ૦ સ૦ ૧૫૫૧ માં પઠાણોની પાસેથી છીનવી લીધું હતું અને સિવાના જેતમાલોત રાઠોડજાતિના રાણા ડુંગરસીની પાસેથી જીતી લેવામાં આવ્યું હતું.

૨ અહીંઆં તેમના પૂર્વજોની એક શાખા નિવાસ કરતી હતી. આ શાખા હાલમાં જેસલમીરના રાજપૂતોની સાથે મળી ગઇ છે અને તે માલદેવના નામથી ઓળખાય છે. માલદેતો મારવાડમાં અતિ સાહસિક લૂંટારા ગણાય છે.

૩ પોકર્ણ ઝાલામંદ અને જોધપુરની બરાબર વચ્ચે આવેલું છે. પોકર્ણનો દુર્ગ અત્યંત દૃઢ અને સુરક્ષિત છે. ઇ૦ સ૦ ૧૮૧૯ ના નવેમ્બરની ૨૭ તારીખે મહાત્મા ટૉડ જોધપુરથી ઝાલામંદ તરફ જતા હતા, તે સમયે

દ્વારા તેને ભરવા માંડ્યું. તેમણે સિવાના નગરની પાસેના પીપલોદના ડુંગરપર આવેલા ભદ્રાર્જુનનો કિલ્લો બંધાવ્યો. તેની નિકટનાં જુડોજરિયા, પીપાર, ડુનાડ તથા કુંડલકોટ નગરમાં એક એક દૃઢ દુર્ગ તેમણે બંધાવ્યો. પ્રાચીન ગઢ વીટલી (અજમેર) નો બુર્જ કે જે આજપર્યંત "કોટ-બુર્જ" ના નામથી પ્રસિદ્ધ છે, તે માલદેવેજ બંધાવ્યો છે. તેમણે યંત્રદ્વારા કિલ્લાની ઉપર પાણી ચઢાવી પોતાની અતુલ બુદ્ધિનો પરિચય કરાવ્યો હતો. આ સર્વ મહત્કાર્યોમાં તેમના અતુલ ધનનો વ્યય થયો હતો. કેવલ મેરતા[1] નગરના કિલ્લાની મરામત કરાવવામાંજ તેમને ૨૪૦૦૦ રૂપિયાનો વ્યય થયો હતો. પોતાના રાજ્યની દૃઢતાને માટે અનેક મહત્કાર્યો કરવામાં તેમણે જે વ્યય કર્યો હતો તેનો વિચાર કરતાં આપણું હૃદય આનંદથી પરિપૂર્ણ થઈ જાય છે. ભટ્ટકવિઓ જણાવે છે કે સાંભરનાં અસંખ્ય રત્નોની સહાયથીજ તેમણે પોતાનાં આ સર્વ કાર્યો પૂર્ણ કર્યાં હતાં. આ ઉપરથી સ્પષ્ટરીતે જ્ઞાત થાય છે કે તે સમયે સાંભર સરોવરમાં પુષ્કળ લવણ ઉત્પન્ન થતું હતું અને રાજાને તેની ભારે ઉપજ થતી હતી. આ લવણદ્વારા પ્રાપ્ત થયેલા ધનથીજ માલદેવ પોતાના રાજ્યની ઉન્નતિ કરી શક્યા હતા.[2]

શાંતિની પુષ્પશય્યાપર સૂઇને રાઠોડ વીર માલદેવે દશ વર્ષપર્યંત નિષ્કંટક રાજ્યસુખ ભોગવ્યું; પરંતુ આ વિમલ શાંતિસુખ અધિક દિવસ સુધી ભોગવવાનું તેના ભાગ્યમાં લખ્યું નહોતું. આટલા સમય સુધી તેઓ પોતાના રાજ્યનો વિસ્તાર વધારવામાં અને પોતાના રાજ્યની ઉન્નતિ કરવામાં મચ્યા રહ્યા હતા; પરંતુ હવે તેમના માર્ગમાં વિઘ્ન આવ્યું. વીરકેસરી બાબરનું મૃત્યુ થયું અને તેનો પુત્ર હુમાયુ દિલ્હીના સિંહાસનપર બેઠો; પરંતુ પરાક્રમી શેરશાહે તેને યુદ્ધમાં પરાજિત કરીને નસાડી મૂક્યો. હુમાયુ પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે દિલ્હી છોડી નાસી ગયો. દિલ્હીના સિંહાસનનો અધીશ્વર નિષ્કંટક રાજ્યસુખથી વંચિત થઇ સિંહાસન છોડી દુર્ભાગ્યના સ્રોતમાં વહેવા લાગ્યો. આ ભયાનક આપત્તિકાળમાં તેને જે દુઃસહ સંકટો ભોગવવાં પડ્યાં હતાં, તેનું વર્ણન મેવાડના ઇતિહાસમાં ઉત્તમ પ્રકારે કરવામાં આવ્યું છે. આ વિપત્તિકાળમાં નિઃસહાય હુમાયુએ વીરવર માલદેવને પોતાને શરણે રાખવાની પ્રાર્થના કરી; કિંતુ માલદેવે તેના તરફ દૃષ્ટિપાત પણ કર્યો નહિ. આ સમયે માલદેવે અત્યંત નિષ્ઠુરતા પ્રકટ કરી હતી એમાં કાંઇ પણ સંદેહ નથી; પરંતુ માલદેવે

---

માર્ગમાં પોકર્ણના સામંતે તેમને પરમ સન્માન આપ્યું હતું. તે સમયના પોકર્ણના સામંતનું નામ સાલમસિંહ હતું. સાલમસિંહ મારવાડના સામંતોમાં દ્રવ્ય અને સત્તાની બાબતોમાં શ્રેષ્ઠ હતા. એઓ ચાંપાવત શાખાના છે. જો કે ચાંપાવતનેતા મારવાડના રાજાને આધીન છે, તોપણ રાજા તેના ભયથી સદા થરથર કંપતા રહેતા હતા. પોકર્ણના સામંતના પ્રચંડ પરાક્રમથી મારવાડના સિંહાસનપર અનેકવાર આપત્તિઓ આવી પડી હતી. સાલમસિંહના પ્રપિતામહ દેવસિંહ એવા તેજસ્વી અને બળવાન હતા કે તેઓ રાજાથી કિંચિત્ પણ ભય પામતા નહોતા. તેઓ સદા એમજ કહેતા કે: "મારવાડનું સિંહાસન તો મારી તલવારના મ્યાનમાં છે."

૧ આ નગર મંદોરના રાજા દૂદાએ સ્થાપન કર્યું હતું. માલદેવે ત્યાં દુર્ગ બંધાવી પોતાના નામ પરથી તેનું નામ માલકોટ રાખ્યું. માલકોટદુર્ગનો વ્યાસ પ્રાયઃ એક કોશનો હશે.

૨ ભટ્ટગ્રંથોપરથી પ્રતીત થાય છે કે માલદેવના રાજ્યનો વિસ્તાર ઘણો વધી ગયો હતો. જે નગરો અને ગામો માલદેવના અધિકારમાં હતાં, તેનાં નામો અત્રે આપવામાં આવે છે:—

સોજત, સાંભર, મેરતા, ખાટૂ, બેદનોર, લાડનૂ, રાયપુર, ભદ્રાર્જુન, નાગોર, સિવાના, લોહાગઢ, રાયલગઢ, બીકાનેર, ભીનમાલ, પોકર્ણ, બાઢમેર, કસોલી, રેવાસો, જોજાવર, ઝાલોર, વંવલી, મલાર, નાંદોલ, ફલોદી, સાંચોર, ડીડવાના, ચાટસૂ, લુહાન, મલારના, દેવરા, ફતેહપુર, અમૃતસર, ફાવર, મીનાપુર, ટોંક, ટોડા, અજમેર, જિહાજપુર, પ્રેમરકા અને ઉદયપુર. આમાંના ઘણા જીલ્લા ઝાલોર, અજમેર, ટોંક, ટોડા અને બેદનોરની અંતર્ગત છે. માલદેવ જેમ અત્યંત પ્રતાપી રાજા હતા તેમ તેમનું રાજ્ય પણ અત્યંત દૂર સુધી ફેલાયેલું હતું, એ ઉપરોક્ત વર્ણનપરથી સારી પેઠે જાણી શકાય છે; પરંતુ આ સર્વ જીલ્લાઓમાં માલદેવ ઘણો થોડો કાળ રાજ્ય ભોગવી શક્યા હતા. ચાટસૂ, લુહાન, ટોંક, ટોડા અને જિહાજપુર તો થોડા દિવસમાંજ તેમના અધિકારમાંથી નીકળી ગયાં હતાં. બેદનોરની પણ તેજ ગતિ થઇ હતી. બેદનોર તથા તેની અંતર્ગત આવેલાં ત્રણસેસાઠ ગામોમાં જે રાઠોડ લોકો નિવાસ કરતા હતા તે સર્વની ઉત્પત્તિ મેરતિયા ગોત્રમાંથી થઈ હતી. વીરકેસરી જયમલે આ મેરતિયા ગોત્રનું નામ દીપાવ્યું હતું અને એ સમયથી બેદનોર મેવાડ રાજ્યમાં ગણાવા લાગ્યું.

હુમાયુની સાથે જે અસદ્વ્યવહાર કર્યો તેનું એક વિશેષ કારણ હતું. ગત બયાનાના ભીષણ યુદ્ધમાં માલદેવના પુત્ર[1] રાયમલનો બાબરે વધ કર્યો હતો. આ દારુણ દુઃખ માલદેવ જીવનપર્યંત વિસરી શક્યો નહિ. આ કઠોર શોકને શાંત કરવા માટે તેમણે બાબરના હૃદયનું રુધિર વહેવરાવવાની ઇચ્છા કરી હતી; પરંતુ તેમની ઈચ્છા ફળીભૂત થઈ નહોતી. જ્યારથી ઉપરોક્ત યુદ્ધમાં તેમનો પુત્ર માર્યો ગયો હતો, ત્યારથી તેઓ બાબરને સહસ્ત્રાવધિ શાપ અને ધિક્કાર આપ્યા કરતા હતા અને આજ કારણથી બાબરના પુત્ર હુમાયુને તેના આપત્તિકાળમાં આશ્રય આપવાની તેમને ઇચ્છા થઇ નહિ. હુમાયુ તેમનું શરણ ગ્રહણ કરવાને આવ્યો તે સમયે માલદેવના હૃદયમાં ગુપ્તરીતે બળતો અગ્નિ તેનું મુખ જોઇને એકદમ ભભુકી ઉઠયો. તમોગુણે પ્રબળ થઇ સત્ત્વગુણને દબાવી દીધો અને તેમણે શરણાગતને આશ્રય આપવાના ક્ષત્રિયધર્મને તિલાંજલિ આપી અતિથિસત્કારના નિયમનું ઉલ્લંઘન કરી મહાપાપ કર્યું. પોતાના બળથી ગર્વોન્મત્ત થયેલા માલદેવે ક્ષણભર પણ વિચાર કર્યો નહિ કે હુમાયુ વિપત્તિમાંથી મુક્ત થઇને પુનઃ સમસ્ત ભારતવર્ષના સિંહાસનપર બેસશે ! અરે તેમને કલ્પના પણ ક્યાંથી હોય કે તેનો જ્યેષ્ઠ પુત્ર અકબર અલ્પ સમયમાં મને મારા અસદ્વ્યવહારનું યોગ્ય ફળ આપશે ? અકબર[2] હુમાયુની અંધકારરાત્રિનું ધ્રુવ નક્ષત્ર હતું. તેના છિન્નભિન્ન હૃદયને સાંત્વન આપનાર માત્ર અકબરજ હતો. તે વખતે મરુભૂમિના રેતાળપ્રદેશપર શુક્લપક્ષની શશિકલાની પેઠે તે દિનપ્રતિદિન વિકાસ પામી રહ્યો હતો. ધનના ભોગવિલાસમાં નિમગ્ન થયેલા માલદેવને ક્ષણભર પણ એવી કલ્પના આવી નહિ કે એક વખતે અકબરના હાથમાં રાઠોડકુળનું ભાગ્યચક્ર સમર્પણ થશે અને તેનીજ મહત્તા તથા ઉદારતાથી મારા વંશજો "રાજરાજેશ્વર" ની ઉપાધિ ધારણ કરશે ! શરણ માગનાર વ્યક્તિની સાથે આ પ્રકારનું કુવર્તન કરવાથી માલદેવને કાંઇ પણ લાભ થયો નહિ; પરંતુ ઉલટા તેઓ એક મહાવિપત્તિમાં આવી પડયા.

હુમાયુના પ્રચંડ શત્રુ શેરશાહને માલદેવના આ દુર્વર્તનની સર્વ હકિકત જ્ઞાત થઇ અને તેણે તેને પોતાને આધીન કરવાની ઇચ્છા ધારણ કરી. આનું કારણ માત્ર એટલુંજ જણાય છે કે માલદેવનો પ્રબળ પ્રતાપ જોઇ શેરશાહ ભયભીત થયો હતો. યવનરાજે જ્યારે રાઠોડરાજનાં પરાક્રમ અને પ્રતાપની વાત સાંભળી, ત્યારે તેના મનમાં એકાએક એવી ચિંતા ઉત્પન્ન થઈ કે દિલ્લીની સમીપ આવા પ્રચંડ પ્રતાપી રાજાનું અસ્તિત્વ હોવાથી આપણું રાજ્ય કદિ પણ નિષ્કંટક રહી શકશે નહિ. આ વિષમયી ચિંતાના દંશથી અત્યંત પીડિત થઇ શેરશાહ માલદેવને પરાજિત કરવા માટે આતુર થયો. આ હેતુ સિદ્ધ કરવાને માટે તેણે એંશી હજાર સૈનિકોસહિત મારવાડપર આક્રમણ કર્યું. આ હકિકત માલદેવના જાણવામાં આવી. તેમણે પ્રથમ તો તેની ગતિ રોકવાનો કાંઇ પણ પ્રબંધ કર્યો નહિ. યવનસેના નિર્વિઘ્ને મારવાડની સીમામાં આવી પહોંચી. જ્યારે યવનો તેમની છેક નિકટ પહોંચ્યા, ત્યારે તેમણે તેમનો અવરોધ કરવાને માટે પચાસ હજાર રાજપૂતોને એકત્રિત કર્યા. રણવિશારદ માલદેવે અત્યંત સાવધાનીથી અને ચતુરાઇથી પાદશાહની સામે કૂચ કરવા માંડી. તેમની સેનાની ઉત્તમ વ્યવસ્થા જોઇ શેરશાહ અત્યંત ભયભીત થયો. તે પોતે રણનીતિમાં નિપુણ હતો તે છતાં પણ તેના હૃદયમાં એટલો બધો ભય ઉત્પન્ન થયો કે તે પોતાના શિબિરમાં એકાંત સ્થળે જઇ અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. તેને ચિંતા થવા લાગી કે જો હું રાજપૂતોના હાથથી પરાજિત થઇશ તો યુદ્ધભૂમિમાંથી પાછા ફરવાનો એક પણ ઉપાય રહેશે નહિ અને રણભૂમિમાં અવશ્ય પ્રાણ છોડવા પડશે. હવે શું કરવું તે તેને સૂઝતું નહોતું. જેમ જેમ સમય વ્યતીત થવા લાગ્યો, તેમ તેમ તેની ચિંતા વધવા લાગી. આવી ચિંતામાં ને ચિંતામાં એક માસ વ્યતીત થઇ ગયો. ધીમે ધીમે શેરશાહનું દુઃખ અધિકાધિક વૃદ્ધિંગત થવા લાગ્યું. તે આ આપત્તિમાંથી મુક્ત થવાના ઉપાય શોધવા લાગ્યો. અનેક વિચારો અને અનેક ચિંતાઓને પરિણામે તેણે વિપત્તિમાંથી મુક્ત થવાનો એક ગૂઢ ઉપાય નિશ્ચિત કર્યો. શેરશાહ રાજપૂતોનો સ્વભાવ ઉત્તમ પ્રકારે જાણતો હતો. રાજપૂતો નાના સરખા આઘાતથી ઉશ્કેરાઇ જાય છે અને એટલામાત્રથીજ તેઓ એક બાજુથી બીજી બાજુએ દોરાઇ

---

૧ આ રાયમલ માલદેવનો પુત્ર નહોતો. આ વિષે આગળ ઉલ્લેખ આવી ચૂક્યો છે.

૨ એ સમયે અકબર તો જન્મ્યો પણ ન હતો.

જાય છે. તેણે રાજપૂત સેનામાં અવિશ્વાસ અને ફૂટ ઉત્પન્ન કરવાનો નિશ્ચય કર્યો. તેણે એક પત્ર લખી માલદેવના શિબિરમાં ગુપ્તરીતે નાખવાની ઇચ્છા કરી.

તેણે એક એવા ભાવાર્થનો પત્ર લખ્યો કે જે વાંચીને રાઠોડસરદારોપર માલદેવને અવિશ્વાસ ઉત્પન્ન થાય. પછી તે પત્ર માલદેવના શિબિરમાં શી રીતે નાખવો તે વિષે તે વિચાર કરવા લાગ્યો. અંતે તેણે તે ઉપાય પણ શોધી કાઢ્યો. યુદ્ધ હજી પણ થોડા દિવસ મુલ્તવી રાખવાની ભલામણ કરી, તેણે રાઠોડરાજની પાસે એક દૂતને મોકલી આપ્યો અને તેને ગુપ્તરીતે ઉક્ત પત્ર માલદેવના શિબિરમાં નાખવાની આજ્ઞા કરી. તે દૂત તેની આજ્ઞાનુસાર તે કાર્ય સિદ્ધ કરી પાછો પોતાની છાવણીમાં આવ્યો. થોડી વારમાં તે પત્ર માલદેવના હાથમાં આવ્યો. તેમણે આશ્ચર્યચકિત થઇને તે પત્ર આદિથી અંતપર્યંત વાંચ્યો. પત્ર વાંચી તેમનું મસ્તક ફરવા લાગ્યું. ક્રોધથી તેમનું હૃદય કંપી ઉઠ્યું. તેમને ચારે તરફ અંધકાર દેખાવા લાગ્યો. જે સરદારો ઉપર વિશ્વાસ રાખીને કઠોર કાર્ય સિદ્ધ કરવાની આશા રાખી હતી, તેઓ શું વિશ્વાસઘાતી છે ? શું તેઓ મારૂં સર્વસ્વ નાશ કરવાને માટે દેશવૈરી યવનોનીસાથે મળી ગયા છે ? શું આ વાત સત્ય છે ? આવા આવા વિચારો માલદેવને વ્યાકુળ કરવા લાગ્યા. તેમની ચિંતા, વિસ્મય અને શોકનો પાર રહ્યો નહિ. સર્વ સરદારો તેમને વિશ્વાસઘાતી જણાવા લાગ્યા. સરદારોનો સમસ્ત ઉત્સાહ અને ઉદ્યમ માલદેવને કેવળ કપટરૂપજ જણાયો.

જોતજોતામાં એકાદ બે દિવસમાં યુદ્ધને માટે નિયત કરેલો દિવસ આવી પહોંચ્યો. વિષાદને લીધે ગંભીર થયેલું માલદેવનું મુખ, તેમની જડ અને શિથિલ પ્રકૃતિ, તેમનો ઉદાસ ચહેરો-આ સર્વ જોઇને રાઠોડસરદારો અત્યંત ચિંતાતુર થયા. અહો ! તેમના સ્વભાવમાં કેવું મોટું પરિવર્તન થઇ ગયું હતું ! થોડા વખતપર તો તેમણે સર્વ રાઠોડવીરોને ઉત્સાહપૂર્ણ વચનોથી અત્યંત ઉત્સાહિત બનાવી દીધા હતા અને હમણાં તેઓ પોતેજ નિર્જીવની પેઠે સ્તબ્ધ થઇને શય્યાપર પડયા હતા. તેમની મંદતાનું કારણ રાઠોડસરદારો સમજી શકયા નહિ. યુદ્ધને માટે નિયત કરેલો સમય આવી પહોંચતાં તેમણે રાજાની આજ્ઞા માગી; પરંતુ રાજાએ તેમને આજ્ઞા આપી નહિ. દારુણ આશ્ચર્ય અને સંદેહથી રાઠોડવીરોનાં મસ્તક ફરવા લાગ્યાં. શત્રુઓ ઘરનાં આંગણાંમાં આવી પહોંચ્યા છે તો-પણ શું આપણે નિશ્ચિંત બેસી રહેવું ? શું આપણે જીવંત હોવા છતાં પણ યવનોના પદથી આપણાં સન્માન અને ગૌરવને કચરાવા દેવાં ? શું માલદેવ રાઠોડ નથી ? શું એમણે વીરકેસરી જોધારાવના કુલમાં જન્મ લીધો નથી? તો પછી એઓ શરીરમાં પ્રાણ અને ભુજાઓમાં બલ હોવા છતાં શત્રુઓની ગર્જના શામાટે સહન કરે છે ? આનું કારણ શું છે ? આવા આવા વિચારો તેઓ પોતાના મનમાં કરવા લાગ્યા. આનંદની વાત છે કે અલ્પ સમયમાં માલદેવની ઉદાસીનતાનું યથાર્થ કારણ તેમના જાણવામાં આવ્યું. તેમને નિશ્ચયપૂર્વક લાગ્યું કે અમે માત્ર વાતોથી એમનો સંદેહ દૂર કરી શકીશું નહિ. આથી તેમણે કાર્યદ્વારા તેમનો સંદેહ દૂર કરવાનો ઠરાવ કર્યો.

તેમણે તત્કાળ પોતપોતાની સેના લઇ યવન સેનાઉપર આક્રમણ કર્યું. બાર હજાર રાઠોડવીરોએ દેશવૈરી યવનોદ્વારા પોતાની મર્યાદા લૂંટાતી અટકાવવાને માટે અત્યંત ઉત્સાહસહિત શેરશાહની સ્તબ્ધ થઇને ઉભી રહેલી સેના ઉપર આક્રમણ કર્યું. યવનો તેમની પ્રચંડ ગતિ રોકી શકયા નહિ. તેમનાં દલો યવનો ઉપર તૂટી પડી તેમને દલિત અને ત્રાસિત કરવા લાગ્યા. આ પ્રકારે શેરશાહના પુષ્કળ સૈનિકો રાઠોડોની તીક્ષ્ણ તલવારદ્વારા કપાઇને મરણ પામ્યા; પરંતુ એક સૈનિક મુઓ કે તેને સ્થાને બીજો આવી અત્યંત ઉત્સાહપૂર્વક યુદ્ધ કરવા લાગ્યો. આથી યવનસેનાનો નાશ થયો જણાયો નહિ. આ તરફ મુખ્ય મુખ્ય રાઠોડવીરો પણ આ ભયાનક યુદ્ધમાં પડવા લાગ્યા. ધીમે ધીમે રાઠોડોનું બળ ન્યૂન થતું ગયું. રાઠોડસેના ધીમે ધીમે ક્ષીણ થવા લાગી. રાઠોડસરદારોને આવી અસીમ વીરતાસહિત પ્રાણાર્પણ કરતા જોઈ માલદેવનાં ચક્ષુ ખુલી ગયાં. હવે તેમને સમજ પડી કે યવનોએ મને ઠગ્યો છે; પરંતુ હવે સમય રહ્યો નહોતો. કુંભકર્ણની નિદ્રાનો ભંગ ઘણો મોડો થયો. હવે તેની પાયમાલી અટકી શકે એમ નહોતું. પ્રાય: સર્વ રાઠોડસેના નાશ પામી હતી અને હજી જાણે યવનસેના તો સર્વથા અક્ષત રહીનેજ યુદ્ધ કરતી હતી. રાઠોડોનો વિજય થવાની હવે લેશપણ સંભાવના નહોતી. યુદ્ધે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું. વિશાળ રાઠોડસેનાના શેષ સૈનિકોએ અદ્-

ભુત વીરત્વ બતાવ્યું. તેઓએ યુદ્ધભૂમિમાં પોતાના પ્રાણ છોડયા. અંતે માલદેવ પરાજિત થયા. તેઓ પોતાના મનમાં સમજ્યા કે મારી પોતાનીજ મૂર્ખતાથી મારે ઘોર પરાભવ સ્વીકારવો પડયો છે. સરદારોના તિરસ્કાર અને સંતાપની જ્વાલાથી તેમનું હૃદય બળવા લાગ્યું. જો તેમણે સરદારોનો અવિશ્વાસ ન કર્યો હોત અને વીરતાપૂર્વક તેમના ઉત્સાહને પ્રજ્વલિત રાખ્યો હોત તો પઠાણોના અધીશ્વર શેરશાહનું મૃત્યુ અવશ્ય તે યુદ્ધભૂમિમાંજ થાત. રાઠોડોએ આ ભયાનક સમરમાં અદ્દભુત વીરતા બતાવી હતી, એમ સ્વયં શેરશાહે સ્વીકાર્યું હતું. આ વિપત્તિમાંથી મુક્ત થઇ શેરશાહે કહ્યું હતું કે: "એક મુઠ્ઠીભર જવને માટે હું ભારતસામ્રાજ્ય ખોઇ બેસવાની અણીપર આવ્યો હતો."[1]

આ શોચનીય અને ઘોર પરાજયથી રાઠોડરાજ માલદેવને જે વિષમ આઘાત થયો, તેમાંથી તે મુક્ત થઇ શક્યા નહિ. આ દારુણ અપમાન થયા પછી તે ઝાઝા દિવસ સુધી જીવિત રહ્યા નહિ. પોતાના જીવનકાળમાં તેમણે દિલ્લીના સિંહાસનપર બે રાજવંશોને બેસતાં જોયા. પ્રથમ લોદીવંશનું અધઃપતન થઈ મુગલવંશે દિલ્લીના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને પછી તે વંશના હાથમાંથી શેરશાહે સિંહાસન ખુંચવી લીધું. બે રાજવંશોના ઉદયાસ્તથી હિંદુસ્તાનમાં બે પ્રચંડ ઉત્પાત થયા હતા. શેરશાહ પણ દીર્ઘકાળપર્યંત રાજ્યસુખ ભોગવી શકયો નહિ. તેનું મૃત્યુ[2] થયા પછી થોડાં વર્ષોમાંજ હુમાયુએ તેના વંશજોના હાથમાંથી પોતાના રાજ્યનો પુનરુદ્ધાર કર્યો. હુમાયુ થોડો વધુ વખત જીવ્યો હોત તો રાઠોડ લોકો પોતાની શ્રીની વૃદ્ધિ કરી શકત; કારણ કે હુમાયુ શાંત અને અહિંસાપરાયણ હતો, તેથી રાજપૂતો નિર્વિઘ્ને પોતાનાં રાજ્યની ઉન્નતિ કરી શકત; કિંતુ દુર્ભાગ્યવશાત્ રાજ્યની પુનઃ પ્રાપ્તિ થયા પછી હુમાયુ થોડા દિવસમાં આ અસાર સંસાર છોડીને ચાલ્યો ગયો.[3] તેનું મૃત્યુ થયા પછી વીર બાલક અકબરનો રોષાગ્નિ મારવાડ ઉપર તૂટી પડયો અને તેણે માલદેવની આશાલતાનો નાશ કર્યો.

સંવત ૧૬૧૭ (ઇ૦ સ૦ ૧૫૬૧) માં વીર બાલક અકબરે એક વિશાલ સેનાસહિત મારવાડની અંતર્ગત આવેલા માલકોટ દુર્ગને[4] ઘેરી લીધો. માલદેવે તેના પિતા સાથે જે દુર્વર્તન કર્યું હતું, તેનું સ્મરણ તેની માતાએ કરાવવાથીજ અકબરે માલદેવના ઉક્ત દુર્ગ ઉપર આક્રમણ કર્યું હતું. તેણે ધાર્યું હતું કે હું અલ્પ શ્રમથી માલકોટ દુર્ગ જીતી લઇશ; પરંતુ જ્યારે તેને દુર્ગનિવાસીઓનાં પરાક્રમ અને રણનિપુણતાનો પરિચય થયો, ત્યારે તેનો ઉક્ત વિચાર બદલાઇ ગયો. ઉભયપક્ષો વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યું. ઉભયપક્ષના પુષ્કળ સૈનિકોનું રુધિર વહ્યું; છેવટે તે દુર્ગ અકબરના હાથમાં આવ્યો. જ્યારે દુર્ગમાંની સેનાના જાણવામાં આવ્યું કે, હવે મોગલોના પંજામાંથી દુર્ગની રક્ષા કરવાનો કોઇ ઉપાય રહ્યો નથી, ત્યારે તેઓ શત્રુની પાસે થઇને રાજાની સમીપ ચાલ્યા ગયા. મેરતા પણ અકબરે જીતી લીધું અને ત્યાર પછી તેણે પોતાની વિજયિની સેના નાગોર તરફ મોકલી. તે નગર પણ તેને આધીન થઇ ગયું. ત્યાર પછી અકબરે જીતેલાં નગરો અને તેના તાબાની સર્વ જમીન બિકાનેરના રાજા રાયસિંહને સમર્પણ કરી.

અકબરનો પ્રતાપ દિવસાનુદિવસ વૃદ્ધિંગત થવા લાગ્યો. તેના વૃદ્ધિંગત થતા પ્રતાપની સમક્ષ રાજપૂતચૂડામણિ વીરકેસરી પ્રતાપસિંહ સિવાય, બાકીના સર્વ રાજપૂતોએ પોતાનાં મસ્તક નમાવ્યાં. રાજપૂત રાજાઓ ષોડશોપચારથી તેની પૂજા કરવા લાગ્યા. સમસ્ત રાજપૂતસમાજ અકબરની પૂજા કરતો હતો, એમ કહીશું તોપણ ચાલશે. દુઃખની વાત એ છે કે રાઠોડરાજા માલદેવે પણ અકબરની આગળ પોતાનું મસ્તક નમાવ્યું હતું; છતાં તેણે ઇચ્છાપૂર્વક કદિપણ અકબરને નમતું આપ્યું ન હતું. પ્રસંગના

૧ શેરશાહનાં આ વચનોપરથી મારવાડની ઓછી ઉપજ અને દરિદ્રતા પ્રકટ થાય છે.

૨ શેરશાહના મૃત્યુ પછી બે પઠાણો દિલ્લીના સિંહાસનપર બેઠા હતા. : સલીમશાહ શૂર અને મુહમ્મદ આદિલશાહ. ત્યાર પછી પુનઃ હુમાયુના હાથમાં દિલ્લીનું સિંહાસન આવ્યું હતું.

૩ હુમાયુના જીવનચરિત્રનું એક પુસ્તક એડિનબરોના મેજર મુલના પુસ્તકાલયમાં જોવામાં આવ્યું છે. હુમાયુ જે સમયે ઇરાનમાં છૂપે વેષે રહેતો હતો, તે સમયે તેના એક સાથીએ આ પુસ્તક લખ્યું હતું.

૪ મેરતાંની પાસે માલદેવનો બંધાવેલો આ એક દુર્ગ છે.

પ્રવાહના વમળમાં ગુંચવાઇને તેને આ અપમાન સહન કરવું પડ્યું હતું. સંવત ૧૬૨૫[1] ( ઈ૦ સ૦ ૧૫૬૯ ) માલદેવે અનેક ભેટો આપી પોતાના દ્વિતીય પુત્ર ચંદ્રસેનને અકબરની પાસે મોકલ્યો. અકબર આ સમયે અજમેરમાં રહેતો હતો. માલદેવ પોતે અકબરને મળવા ગયો નહિ, તેથી તે તેનાપર અત્યંત નાખુશ થયો. તેની દઢ માન્યતા થઇ ગઇ કે ગર્વિત માલદેવ મારૂં અપમાન કરવાને માટેજ મને મળવા આવ્યો નથી. આ અપમાનનો બદલો લેવાને માટે તેણે રાયસિંહને બિકાનેરનો અધિકાર આપવા ઉપરાંત જોધપુર અને સમસ્ત રાઠોડકુલપરનું આધિપત્ય પણ અર્પણ કર્યું.

ચંદ્રસેન રાઠોડકુલનો યોગ્ય રાજપુત્ર હતો. જો કે તે પોતાના પિતાની આજ્ઞાનુસાર અકબરના શિબિરમાં ગયો, પરંતુ તેના દરબારમાં જવાની તેની કિંચિત્ પણ ઇચ્છા નહોતી. જન્મભૂમિની સ્વાધીનતા અને રાઠોડકુળની મર્યાદાને તે પ્રાણથી પણ અધિક મૂલ્યવાન ગણતો હતો અને તેણે પ્રાણાંતસુધી તેની રક્ષા કરવાને માટે પ્રયાસ કર્યો હતો. તેના જ્યેષ્ઠ બંધુ ઉદયસિંહે પોતાની મર્યાદા તથા સ્વાધીનતાને તિલાંજલિ આપી, અકબરના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું હતું; પરંતુ ચંદ્રસેને તેમ કર્યું નહોતું.॰ ચંદ્રસેને તેને પોતાના જ્યેષ્ઠ ભ્રાતાતરિકે સ્વીકાર્યો નહિ. ઉદયસિંહ મારવાડના સિંહાસનપર અધિષ્ઠિત થયો, તેથી રાઠોડકુળનું ઉન્નત મસ્તક અવનત થયું. ચંદ્રસેનને રાજધાનીનો ત્યાગ કરવો પડયો. અનેક તેજસ્વી અને પરાક્રમી રાઠોડો પણ પાટનગરનો ત્યાગ કરીને ચાલ્યા ગયા. આ વિશ્વાસુ અને સ્વતંત્રતાના અભિલાષી સરદારોની સાથે ચંદ્રસેને પોતાનું સ્વત્વ અને સ્વાધીનતાની રક્ષા કરવાની દઢ પ્રતિજ્ઞા લીધી. જોધપુરથી નીકળ્યા પછી તેમણે એ વિશ્વાસુ સરદારોની સાથે મારવાડના પશ્ચિમ ભાગમાં આવેલા સિવાના નામના સ્થાનમાં ગમન કર્યું અને કઠોર ઉદ્યમ તથા પરિશ્રમથી તેઓ તે સ્થળે પોતાની સ્વાધીનતાનું રક્ષણ કરવા લાગ્યા.

આ રીતે રાઠોડવીર ચંદ્રસેન રાજધાનીમાંથી ચાલ્યા ગયા. તેમણે પોતાની મર્યાદાને તિલાંજલિ આપી નહિ. તેમના મનમાં એવો દઢ નિશ્ચય હતો કે જો હું રાજસિંહાસન પ્રાપ્ત કરીશ તો મારા દેશની સ્વતંત્રતા અટલ રાખી શકીશ. તેમણે પોતાના પિતાના સિંહાસનપર આરૂઢ થવાની દઢ પ્રતિજ્ઞા કરી.[2] તેમને સરદારોની સહાય અને આશ્રય ઘણાં થોડાં હતાં અને તેમની પાસે સૈનિકો પણ માત્ર મુઠ્ઠીભર હતા; ત્યારે ઉદયસિંહની પાસે મહા પ્રચંડ સેના હતી તથા તેના સહાયક પણ મહાન અને ઘણા હતા. ખાસ કરીને તેના પિતા માલદેવ સ્વયં ઉદયસિંહના સહાયક હતા, તે છતાં પણ ચંદ્રસેને આશા છોડી નહિ. તેઓ દૂર આવેલા સિવાના નગરમાં કેટલાક સાથીઓસહિત સત્તર વર્ષ પર્યંત પોતાના જ્યેષ્ઠ ભ્રાતા ઉદયસિંહની સાથે શત્રુતા રાખીને રહ્યા. સુભાગ્યે તેમનો માર્ગ સ્વચ્છ થતો ગયો. તેમના સદ્દગુણોથી મોહિત થઇને અનેક રાઠોડોએ તેમને રાજોચિત સન્માન આપ્યું. રાઠોડો બે ભાગમાં વિભક્ત થઇ ગયા, પરંતુ ચંદ્રસેન આ પ્રકારનું સન્માન દીર્ઘકાળપર્યંત ભોગવી

---

૧ સંવત ૧૬૨૫ પર્યંત માલદેવ જીવંત રહ્યા અને તેમણે પોતાના પુત્ર ચંદ્રસેનને અકબરની પાસે અજમેરમાં મોકલી આપ્યો, એ વાત અસત્ય છે. રાવ માલદેવનું મૃત્યુ ૧૬૧૯ માં થયું હતું અને તેમની પછી ચંદ્રસેન જોધપુરના સિંહાસનપર અધિષ્ઠિત થયા હતા. અકબરે સૈન્ય મોકલી સંવત ૧૬૨૨ માં જોધપુર હસ્તગત કર્યું અને ચંદ્રસેન સિવાનાના કિલ્લામાં ચાલ્યા ગયા. સંવત ૧૬૨૭ માં અકબર પાદશાહ અજમેર થઇને નાગોરમાં ગયો. આ સમયે રાવ ચંદ્રસેન ભદ્રાજુંનમાં હતા. પાદશાહના આમંત્રણથી તેમના બંધુ રાયમલ સોજતથી અને ઉદયસિંહ ફલોદીથી નાગોરમાં ગયા હતા. બિકાનેરના રાવ કલ્યાણમલના કુંવર રાયસિંહ પણ બિકાનેરથી આવ્યા હતા અને રાવ ચંદ્રસેનના કુંવર રાયસિંહ પણ તેમની સાથે હતા. રાવ ચંદ્રસેન પાદશાહને મુલાકાત આપીને ભદ્રાજુંનમાં ચાલ્યા ગયા અને તેમના કુંવર રાયસિંહ, બંધુ ઉદયસિંહ તથા બિકાનેરના કુંવર રાયસિંહ પાદશાહની સેનામાં રહ્યા. રાવ ચંદ્રસેનના બંધુ રાયમલ સોજતમાં ચાલ્યા ગયા. આ રાયમલ તેજ છે કે જેને કર્નલ ટૉડે ભૂલથી બાબર સાથેના યુદ્ધમાં માર્યા ગયેલા જણાવ્યા છે.

૨ ચંદ્રસેને ઉદયસિંહને પદભ્રષ્ટ કરી સિંહાસન હસ્તગત કરવાનો પ્રયાસ કર્યો હતો, એ વાત સત્યથી વેગળી છે. ઉદયસિંહ ચંદ્રસેનથી ત્રણ ચાર વર્ષ મોટો હતો અને તે તેમનો સગો ભાઈ હતો; પરંતુ તેનો સ્વભાવ ઘણો ખરાબ હોવાથી તેની માતાએ રાવ માલદેવને સમજાવીને તેને રાજગાદીથી વંચિત કરાવ્યો હતો અને ચંદ્રસેનને યુવરાજપદ અર્પણ કરાવ્યું હતું; આથી તેઓ પોતાના પિતાના ઉત્તરાધિકારી થયા હતા. ઉદયસિંહને ફલોદી પરગણું આપવામાં આવ્યું હતું, તોપણ તે રાવ ચંદ્રસેનની સાથે વૈમનસ્ય રાખતો હતો.

શકયા નહિ. સત્તરમે વર્ષે તેમણે યવનોના આક્રમણથી રાઠોડોની સ્વાધીનતાની રક્ષા કરવાને માટે પોતાના હાથમાં સમશેર ગ્રહણ કરી અને યુદ્ધભૂમિમાં પ્રાણોત્સર્ગ કર્યો.[1] આ વખતે તેમના ત્રણ પુત્રો ઉગ્રસેન, આસકર્ણ અને રાયસિંહ જીવંત હતા. રાયસિંહ શિરોહીના સુપ્રસિદ્ધ રાવ સુરતાનસિંહની સાથે યુદ્ધ[2] કરવાને પ્રવૃત્ત થયા હતા, પરંતુ આ યુદ્ધમાં તેમને વિજય પ્રાપ્ત થયો નહિ; રાવ સુરતાને તેમને અને તેમના ૨૪ સરદારોને દત્તાની નામના સ્થાનમાં મારી નાખ્યા.

રાઠોડ રાજા માલદેવના[3] જીવનનો અંતિમ ભાગ આ પ્રકારની આપત્તિઓથી પીડિત રહ્યો હતો. આ આપત્તિઓમાંથી તેઓ મરણપર્યંત મુક્ત થઈ શકયા નહોતા. અત્યંત વૃદ્ધાવસ્થામાં પણ તેમને પોતાના નગરની રક્ષાને માટે સમશેર ગ્રહણ કરવી પડી હતી. બિકાનેરના રાજા રાયસિંહના હાથમાં મારવાડનું રાજ્ય સોંપીને અકબર શાંત રહ્યો નહિ. તેણે જોધપુરપર આક્રમણ કર્યું; પરન્તુ માલદેવ કાંઇ કાયર નહોતા. તેઓ તે મોગલસમ્રાટથી ભયભીત થાય અને યુદ્ધ કર્યા વિના તેના હાથમાં મારવાડનું રાજ્ય સમર્પણ કરી દે? મોગલસેનાએ જોધપુરને ઘેરી લીધું. માલદેવે પોતાના બનતા સર્વ ઉપાયો કરી પોતાના નગરની રક્ષા કરી. તેમણે પરમ પરાક્રમ અને અસીમ સાહસથી મોગલોની સામે યુદ્ધ કર્યું; છતાં તેમનો પરિશ્રમ નિષ્ફળ થયો. મોગલસમ્રાટની અપાર સેનાની સામે તેઓ પોતાનાં નગરની રક્ષા કરી શકયા નહિ. તેમની સર્વ આશા નષ્ટ થઈ ગઇ. તેમણે ધાર્યું હતું કે હું જીવનપર્યંત અભિમાની રાઠોડકુલનું ઉન્નત મસ્તક યવનોના ચરણોમાં ઝુકાવીશ નહિ; પણ તેમની આ આશા ફલવતી થઈ નહિ. જે રાઠોડકુલ ત્રણસો ચારસો વર્ષો થયાં સ્વાધીનતાપૂર્વક અસીમ પ્રભાવથી રાજ્ય કરતું આવ્યું હતું, તેનું ઉન્નત મસ્તક આ વખતે નીચું થઇ ગયું–તેનું ગર્વોન્નત મસ્તક આજે યવનોનાં ચરણોમાં ઝુકી ગયું! રાઠોડોની પ્રભુતા સ્થિર રાખવાનો બીજો ઉપાય નહિ જોઇ, માલદેવે અકબરની આધીનતા સ્વીકારી અને પોતાના જયેષ્ઠ પુત્ર ઉદયસિંહને મોગલસમ્રાટની નિકટ મોકલી આપ્યો. વિજયી અકબરે તેની પૂજારાધનાથી સંતુષ્ટ થઇ તેને એક હજાર સૈનિકોનો સેનાપતિ બનાવ્યો.

જે દિવસે ગર્વિત રાઠોડોનું ઉન્નત મસ્તક આ પ્રકારે મોગલોની સેવામાં ઝુકયું, ત્યારથી તેજસ્વી માલદેવના હૃદયમાં જે વિષમ આઘાત થયો તે કદિ પણ રૂઝાયો નહિ. તેઓ આ અપમાનની વેદનાથી પીડિત થઇ શીઘ્ર આ લોકમાંથી વિદાય થયા અને એક ઘોર અપમાનમાંથી તેમને મુક્તિ પ્રાપ્ત થઇ. તેમના મરણ પછી થોડા દિવસમાં મોગલસમ્રાટ્ અકબરે તેમના જયેષ્ઠ પુત્ર ઉદયસિંહનો મારવાડના સિંહાસનપર અભિષેક કર્યો. સિંહાસનની પ્રાપ્તિ થયા પછી માત્ર થોડાજ દિવસમાં તેણે પોતાની ભગિની અકબરને સમર્પણ કરીને તેની કૃપા સંપાદન કરી. રાજપૂત થઇને દેશવૈરી તથા ધર્મવૈરીના હાથમાં કન્યા અથવા ભગિની અર્પણ કરવી, એ ઘોર અપમાનભરેલું કામ છે. શુદ્ધ રાઠોડકુલમાં જન્મ ગ્રહણ કરીને ઉદયસિંહ આવું ઘૃણિત અને નિંદ્ય કાર્ય કરશે એની કોઇ રાજપૂતે સ્વપ્નમાં પણ કલ્પના કરી નહોતી.

માલદેવને આ અઘોર અપમાન સહન કરવું પડયું નહોતું તે તેમનાં અનેક જન્મનાં અસંખ્ય પુણ્યોનુંજ ફળ હતું, એમ કહેવું જોઇએ. તેમનું હૃદય એટલું ઉચ્ચ અને મહાન હતું કે તેમને કદિ આવું દુષ્ટ અને નિંદ્ય કાર્ય કરવાનું સ્વપ્ન પણ આવ્યું નહોતું. જીવનના ગૌરવમય મધ્યાહ્નકાળમાં તેમણે અસીમ કીર્તિ પ્રાપ્ત કરી રાજસ્થાનમાં સર્વત્ર પોતાનું નામ પ્રાતઃસ્મરણીય કરી મૂકયું હતું. તેમના આ પ્રકાશમાન જીવનની સાથે તેમની વૃદ્ધાવસ્થાની તુલના કરવાથી તે વિષાદમયી ઘોર અંધારી રાત્રિ સમાન પ્રતીત થાય છે. જો કે વિધાતાનાં કઠોર વિધાન અનુસાર ગર્વોન્નત રાઠોડકુલ પતિત દશાને પ્રાપ્ત થયું; પરન્તુ તેમાં માલદેવનો જરા પણ દોષ નથી.તેમને અણુમાત્ર પણ કલંક લાગ્યું નથી. માલદેવ પોતાના સમયના રાજપૂતોમાં સાહસિક અને પરમ પ્રતાપી રાજા હતા. જો થોડો વધુ કાળ જીવીને તેઓ પોતાના પૌ-

૧ રાવ ચંદ્રસેન યુદ્ધમાં મરણ પામ્યા હતા, એ વાત સત્ય નથી.

૨ સુરતાનસિંહ ચોહાણકુલની દેવડા નામની શાખામાં ઉત્પન્ન થયા હતા.

૩ અહીંઆં માલદેવનું પુનર્જીવન કરીને પુનઃ આ અપ્રાસંગિક કથા ચલાવવામાં આવી છે. માલદેવ સંવત ૧૬૧૯ માં મરણ પામ્યા હતા, માટે માલદેવવિષેનું આ વર્ણન અસત્ય છે.

વનનું પ્રચંડ પરાક્રમ સ્થિર રાખી શકત તો તેઓ વીરચૂડામણિ મહારાણા પ્રતાપસિંહનો ઉદય, મોગલોના પંજામાંથી રાજપૂત જાતિની સ્વાધીનતા તથા ગૌરવની રક્ષા કરી શકત;કિન્તુ મારવાડના દુર્ભાગ્યને લીધે તેઓ રાણા પ્રતાપની સાથે મિત્રતા કર્યા પૂર્વે આ સંસારમાંથી ચાલ્યા ગયા.

મહારાજા માલદેવ બાર પુત્રો મૂકી સંવત ૧૬૭૧[1] (ઇ૦ સ૦ ૧૬૧૫) માં આ લોકથી વિદાય થયા. એમના બાર પુત્રોનાં નામ તથા સંક્ષિપ્ત વૃત્તાંત નીચે લખવામાં આવે છેઃ—

(૧) રામસિંહઃ—એમને એમના પિતાએ દેશનિકાલ કરેલા હોવાથી એઓ મેવાડના રાણાને શરણે ગયા હતા. એમને સાત પુત્રો હતા; તેમાંના પાંચમા કેશવદાસનું કાંઇક વૃત્તાંત ઉપલબ્ધ થાય છે. કેશવદાસે ચોલીમહેશ્વર નામક સ્થાનપર નિવાસ કર્યો હતો.

(૨) રાયમલઃ—એઓ બિયાનાના[2] યુદ્ધમાં માર્યા ગયા હતા.

(૩) ઉદયસિંહઃ—એઓ મારવાડના અધિપતિ થયા હતા.

(૪) ચંદ્રસેનઃ—એઓ ઝાલાકુલની સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયા હતા, એમનું વર્ણન પૂર્વે કરવામાં આવ્યું છે. ચંદ્રસેનને ત્રણ પુત્રો થયા હતા; તેમાંના જ્યેષ્ઠ પુત્ર ઉગ્રસેનને[3] ભિનાય નામના સ્થાનનો અધિકાર પ્રાપ્ત થયો હતો. ઉગ્રસેનને પણ ત્રણ પુત્રો હતા. કર્ણ, કાનજી અને કાહન.[4]

(૫) આસકર્ણઃ—[5] એમના વંશજો આજે પણ જૂનિયા નામના સ્થાનમાં વિદ્યમાન છે.

(૬) ગોપાલદાસઃ—એઓ ઇડરનગરમાં માર્યા ગયા હતા.

(૭) પૃથ્વીરાજઃ—એમના વંશજો આજપર્યંત ઝાલોરમાં વિદ્યમાન છે.

(૮) રતનસિંહઃ—એમના વંશજો ભદ્રાર્જુનમાં છે.

(૯) ભોજરાજઃ—એમના વંશજો અહારીમાં છે.

(૧૦) વિક્રમાજીત

(૧૧) ભાન } એમને વિષે કાંઇ વૃત્તાંત ઉપલબ્ધ થયું નથી.
(૧૨) ,,

---

૧ આ એક ભયંકર ભૂલ છે. માલદેવનું મૃત્યુ સંવત ૧૬૧૯ માં થયું હતું. આ મૃત્યુ કર્નલ ટૉડે ૧૬૭૪ માં થયેલું પણ જણાવ્યું છે અને વળી ૧૬૭૧ માં થયેલું પણ જણાવ્યું છે.

૨ એઓ બિયાનાના યુદ્ધમાં માર્યા ગયા નહોતા. એમના નાના પુત્ર કલ્લારાયમલલોને સંવત ૧૬૪૫ માં સિવાનાના કિલ્લામાં રહી ઉદયસિંહ અને મોગલસેના સાથે યુદ્ધ કર્યું હતું.

૩ ઉગ્રસેન જ્યેષ્ઠ પુત્ર નહોતા. જ્યેષ્ઠ તો રાયસિંહ હતા. તેમનાથી નાના ઉગ્રસેન અને ઉગ્રસેનથી નાના આસકર્ણ હતા. તેમના પુત્ર કર્મસેનને અકબર પાદશાહે અજમેર જીલ્લામાં નાયકા પ્રગણું અર્પણ કર્યું હતું.

૪ આ ત્રણે પુત્રો ઉગ્રસેનના નહોતા. ઉગ્રસેનને તો એક પુત્ર કર્મસેનજ હતો. એને વિક્રમસેન પણ કહેવામાં આવતો હતો.

૫ આસકર્ણ માલદેવનો પુત્ર નથી, તેમજ તેના વંશજો પણ જૂનિયામાં નથી. જૂનિયામાં તો ઉદયસિંહના પુત્ર માધોસિંહના વંશજો છે.

# अध्याय ४ थो

**મારવાડના રાજાઓની સ્થિતિમાં પરિવર્તન—ઉદયસિંહનો રાજ્યાભિષેક—ચંદ્રસેનના મૃત્યુપૂર્વે રાજપૂતાનાના મોટા મોટા નરેશોએ તેમના આધિપત્યનો કરેલો અસ્વીકાર—ઐતિહાસિક દિગ્દર્શન—મારવાડના રાજાઓ પાદશાહને તાબે થયા ત્યાંસુધીના મારવાડના ઇતિહાસના ત્રણ યુગો—રાજ્યાધિકારપ્રણાળીમાં પરિવર્તન—મેવાડ, અંબર અને મારવાડમાં થયેલો રાજધાનીનો ફેરફાર—રાજ્યાધિકાર કયી શાખા સુધી પહોંચે?—તેમાં ભૂલ થવાથી ઉત્પન્ન થતા ભય અને તેનાં ઉદાહરણ—જોધાજીએ સ્થાપેલી જાગીરદારી પદ્ધતિ—મારવાડના આઠ મોટા સામંતો—માલદેવે કાયમ રાખેલી આ પ્રણાળી તથા સામંતોની દ્વિતીય શ્રેણીની સ્થાપના—જોધાના બંધુ અને પુત્રો—ભિન્ન ભિન્ન પ્રકારના સામંતો—રાજપૂતોની જાગીરદારી પદ્ધતિ—પાદશાહ અકબરે કાયમ રાખેલી જાગીરદારપદ્ધતિ—રાજપૂતનરેશોના વંશના મહત્વની રક્ષા—નિકૃષ્ટમાં નિકૃષ્ટ પંક્તિનો રાજપૂત પણ રાજવંશની સાથે સગાઇનો સંબંધ ધરાવે છે—ઉદયસિંહનું નામ રાજપૂતાનાને આપત્તિરૂપ થઈ પડ્યું—તેણે પોતાની ભગિની જોધબાઇનું અકબર સાથે કરેલું લગ્ન—આ વિવાહથી રાઠોડોને થયેલો લાભ—ઉદયસિંહનાં સંખ્યાબંધ સંતાનો—ગોવિંદગઢ અને પીસાગઢની જાગીરોની સ્થાપના—કિશનગઢ અને રતલામ—રાજા ઉદયસિંહના મૃત્યુનું જાણવા યોગ્ય વૃત્તાંત—ઉદયસિંહનો પરિવાર.**

---

જે દિવસે રાઠોડવીર માલદેવે આ લોકમાંથી વિદાય લીધી, તેજ દિવસથી રાઠોડકુલનો ભાગ્યતરંગ વિપરીત દિશામાં વહેવા લાગ્યો; તેજ દિવસથી મારવાડમાં નવીન યુગનો આરંભ થયો. રાઠોડ સામંતોની દશામાં મોટો ફેરફાર થઇ ગયો. આટલા દિવસ સુધી શિયોજીના વંશજોની ઇચ્છા તેજ તેમની ઇચ્છા હતી. તેઓ તેમની ઇચ્છાદ્વારાજ પરિચાલિત થતા હતા. આજ સુધી જેને તેઓ સમસ્ત મારવાડનો એકલો સ્વામી ગણી ગર્વ માનતા હતા, તેના ભાગ્યના પરિવર્તનથી તેને પોતા ઉપર એક બીજા માણસને પોતાનો સ્વામી માનવો પડ્યો. રાઠોડકુલની જે 'પંચરંગી' પતાકા આજસુધી શિયોજીના વંશજોના મસ્તકપર ફરકીને અમરકોટનાં અમર્યાદ રેતાળ મેદાનથી લઇ લવણસરોવર સાંભર સુધી તથા ગારાથી લઇ અરવલ્લીની પર્વતશ્રેણીઓ સુધી રાઠોડકુલનો વિજય દર્શાવી રહી હતી, તેને અવનત કરીને તેના મસ્તકપર મોગલોની અર્ધચંદ્રાકાર વિજયધ્વજા ગર્વસહિત ફરકવા લાગી. ઉકત પંચરંગી[1] પતાકાની તે શોભા, તે તેજ અને તે પ્રકાશિત જ્યોતિ આજ રહી નથી. આજે સર્વ રાઠોડો તેજરહિત બની ગયા, સર્વ રાઠોડો લુપ્ત થઇ ગયા. જાણે તેઓ શિયોજીના વંશજ નહિ હોય તેવા દેખાવા લાગ્યા, જાણે તેઓ જોધાજીના ઉત્તરાધિકારી નહિ હોય તેવા જણાવા લાગ્યા. જે જોધાજીએ પોતાની સમશેરની સહાયથી મારવાડનું સિંહાસન પ્રાપ્ત કર્યું હતું, તેનોજ વંશજ આજે બીજી વ્યક્તિની સહાયથી મરુભૂમિની ગાદીપર બેઠો. તેણે પોતાનું જીવન બીજા માણસને વેચી નાખ્યું. આજ કારણથી અમે કહીએ છીએ કે મારવાડના ઇતિહાસમાં હવે નવીન યુગનો આરંભ થયો છે અને રાઠોડકુલનો ભાગ્યતરંગ વિપરીત દિશામાં વહેવા લાગ્યો છે. એક સમયના સ્વતંત્ર રાઠોડો આજે મુસલમાનોના દાસ બની ગયા છે; એક સમયનું ઉન્નત મારવાડ આજે પતિત અવસ્થામાં આવી પડ્યું છે; આજે સ્વતંત્ર અને ઉન્નત રાઠોડો દીનહીન દશામાં આવી પડ્યા છે; રાઠોડોનું

---

૧ રાઠોડોની પતાકા પંચરંગી નથી, કુશાવહોની પતાકા પંચરંગી છે.

ભાગ્યચક્ર મુસલમાનોના હાથમાં ગયું છે અને તેઓ મોગલોની આજ્ઞાનુસાર તેમના હિતને માટે પોતાનું રક્ત વહેવરાવવા લાગ્યા છે. મોગલસમ્રાટની ઇચ્છા પ્રમાણે તેઓ ચાલે છે અને તે તેમને તેમની યોગ્યતા જોઇને જે સન્માન આપે છે, તે તેઓ ગ્રહણ કરે છે.

પરંતુ આવી સ્થિતિમાં પણ રાઠોડો છેક નિર્માલ્ય થઇ ગયા નહોતા. તેમણે ઉત્તમ અને બહાદુરીભરેલાં કાર્યો કરી મોગલશહેનશાહની કૃપા સંપાદન કરી હતી. ઉદયસિંહને પ્રથમ મનસબદારી પ્રાપ્ત થઇ અને તેમના વંશજોને પણ મોગલશહેનશાહ તરફથી પુષ્કળ સન્માન મળ્યું. રાજપૂતો સ્વભાવથીજ તેજસ્વી હોય છે અને વિશેષકરીને રાઠોડોની તેજસ્વિતા તથા પરાક્રમ અદ્‌ભુત હોય છે. ભાગ્યની કઠોરતાથી તેમની સ્વતંત્રતા લૂંટાઇ ગઇ હતી તોપણ તેમણે પોતાની તેજસ્વિતાને તિલાંજલિ આપી નહોતી. આ શ્રેષ્ઠ ગુણના પ્રભાવથીજ રાઠોડરાજકુમાર પાદશાહના દરબારમાં જમણા હાથપર આસન પ્રાપ્ત કર્યું હતું અને એજ ગુણથી તેમણે મારવાડની વિસ્તૃત ભૂમિને રત્નોથી સુશોભિત કરી હતી. આટલું સન્માન પ્રાપ્ત થયા છતાં પણ રાઠોડરાજકુમાર શાંત થયા નહિ. સમ્રાટના ૭૬ સામંતોથી ઉચ્ચતર સ્થાન મળ્યા છતાં પણ તેમને શાંતિ પ્રાપ્ત થઇ નહિ. ગોવળકાંડા અને વિજાપુરના રત્નભંડારથી જોધપુરને અમરાપુરીસમાન બનાવી દીધા છતાં પણ તેમને શાંતિ મળી નહિ. તેઓ સારી પેઠે જાણતા હતા કે અમે દિલ્લીના સમ્રાટને આધીન છીએ અને સ્વતંત્રતાના બદલામાં આ તુચ્છ ધન પ્રાપ્ત કરીએ છીએ. જ્યારે તેમને આ વિચાર આવતો, ત્યારે તેઓ સહસા ઉન્મત્ત બની જતા અને સમ્રાટે આપેલાં સન્માનને તુચ્છ ગણી તેને સેંકડોવાર ધિક્કારતા. આ વિચારથી તેમને જે તીવ્ર મનોવેદના થતી તે તેઓ સહન કરી શકતા નહિ.

રાઠોડ રાજા માલદેવ[1] સંવત ૧૬૨૫ માં પરલોકવાસી થયા હતા. તેમણે પોતાના જ્યેષ્ઠ પુત્ર ઉદયસિંહને પોતાનો ઉત્તરાધિકારી બનાવ્યો હતો;[2] પરન્તુ ભટ્ટગ્રંથોપરથી જણાય છે કે જ્યાંસુધી ચંદ્રસેન જીવિત રહ્યા હતા, ત્યાંસુધી ઉદયસિંહને સિંહાસન પ્રાપ્ત થયું નહોતું. ઉદયસિંહે કાયર બની પોતાની ભગિનીને દિલ્હીના શહેનશાહના હાથમાં અર્પણ કરી,તેથી રાજ્યના પ્રધાન સામંતોએ તેનાથી જૂદા પડી ચંદ્રસેનનો પક્ષ ગ્રહણ કર્યો હતો.

હવે ઉદયસિંહના શાસનકાલની સમાલોચના કર્યા પૂર્વે મારવાડના ઇતિહાસની ગત ઘટનાઓનું અવલોકન કરીએ છીએ. જે સમયે રાઠોડવીર શિયોજીએ પોતાના પૂર્વજોની લીલાભૂમિ કનોજનો ત્યાગ કર્યો, તે સમયથી લઇને ઉદયસિંહના શાસનકાળસુધીના મારવાડના ઇતિહાસને આપણે ત્રણ પ્રધાનયુગોમાં વિભક્ત થયેલો જોઇએ છીએ. આ ત્રણ આ પ્રમાણે છે:–(૧) ખેડ રાજ્યમાં શિયોજીનાં આગમનથી ઇ૦ સ૦ ૧૨૧૨ માં ચંડે મંદોર જીતી લીધું (ઈ૦સ૦ ૧૩૮૧)[3] ત્યાંસુધી. (૨) મંદોરપર રાઠોડોનો અધિકાર પુનઃ સ્થાપિત થયો ત્યારથી લઇ ઇ૦સ૦ ૧૪૫૪[4] માં થયેલી જોધપુરની સ્થાપના સુધી. (૩) જોધપુરની સ્થાપનાથી લઇ ઉદયસિંહના રાજ્યાભિષેક સુધી.

શિયોજીનું મરુભૂમિમાં આગમન થયું, ત્યારથી ઇ૦ સ૦ ૧૫૮૪ સુધીમાં અર્થાત્ પ્રાયઃ ચારસેં વર્ષો સુધીમાં રાઠોડકુલનો ભાગ્યતરંગ કયી કયી દિશામાં પ્રવાહિત થયો, તેની સમાલોચના કરવાને અમે પ્રવૃત્ત થઇએ છીએ. પ્રાચીન ભૂમીઆ લોકો પાસેથી મરુભૂમિનો પશ્ચિમ ભાગ જીતી લેવામાં પ્રથમ બે યુગો સમાપ્ત થયેલા જણાય છે. તે સમયે તેમને તે નાનો પ્રદેશ લઇનેજ સંતોષ ધારણ કરવો પડ્યો હતો. અંતે મંદોરનગર રાઠોડરાજવંશના હાથમાં આવ્યું. ત્યારપછી જોધપુરની સ્થાપના થઈ અને મંદોરને બદલે તે રાજધાનીનું શહેર બન્યું. રાજપૂતો સ્વભાવથીજ જૂના સંસ્કારને

---

૧ આ ગ્રંથમાં રાવ માલદેવનું મૃત્યુ ક્યાંક સં૦ ૧૬૨૭ માં,ક્યાંક સં૦ ૧૬૨૫ માં અને ક્યાંક દત્તાનીના યુદ્ધની પછી થયેલું જણાવ્યું છે. આ દત્તાનીનું યુદ્ધ સં૦ ૧૬૪૦ માં થયું હતું. અહીંઆં ૧૬૨૫ ની સાલ લખી છે તે મોટી ભૂલ છે. વાસ્તવમાં તેમનું મૃત્યુ સં. ૧૬૧૯ માં થયું હતું.

૨ આ વાત પણ અસત્ય છે; કારણ કે માલદેવે ઉદયસિંહને નહિ, પરંતુ ચંદ્રસેનને પોતાના ઉત્તરાધિકારી બનાવ્યા હતા.

૩ આ સાલ સત્ય નથી. ઈ. સ. ૧૩૯૪ માંજ ચૂડાજીનું મંદોર જીતી લેવાયાની હકીકત આગળ આવેલી છે.

૪ ૧૪૫૪ ની સાલ પણ અસત્ય છે. વાસ્તવમાં જોધપુરની સ્થાપના ઈ. સ. ૧૪૫૯ ( સંવત ૧૫૧૫ ) માં થઈ હતી.

વળગી રહેનારા હોય છે. વિશેષે કરીને તેમને પોતાની જૂની રાજધાની છોડવાની ઇચ્છા થતી નથી. રાજપૂતસમાજનો આ એક જૂનો નિયમ છે કે તેમની રાજધાનીના પરિવર્તનની સાથે તેમની શાસનવિધિ અને તેમની અટક પણ બદલાઇ જાય છે. જોધાએ પોતાના નામથી જોધપુર વસાવ્યું; ત્યાર પછી એક નવીન યુગનો આરંભ થયો. આ સમયે શાસનવિધિમાં પણ ફેરફાર થયો. જોધાને ત્રેવીસ બંધુઓ હતા. રાજપૂતોમાં એવો નિયમ છે કે જો રાજાનો ઉત્તરાધિકારી ન હોય, તો બીજા કોઇ લાયક નિકટના સંબંધીને સિંહાસનારૂઢ કરવો; પરંતુ જોધાએ એવો નિયમ ઠરાવ્યો કે મારા વંશજ સિવાય જોધપુરના સિંહાસનપર બીજા કોઇનો અભિષેક કરવો નહિ. ખાસ કરીને જે રાઠોડો મારવાડના સામંતો ગણાય છે, તેમને તો કદિ પણ મારવાડના સિંહાસનપર અધિષ્ઠિત કરવા નહિ. રાજપૂત શાસનપ્રણાલીનું આ એક વિચિત્ર સ્વરૂપ છે. એનું વિસ્તૃત વર્ણન અજમેરના ઇતિહાસમાં કરવામાં આવશે.

જોધારાવ એમજ માનતા હતા કે શિયોજીના વંશધરો પૈકી પ્રધાન પ્રતિષ્ઠાવાન નૃપતિ પોતેજ છે. તે પોતાની પ્રતિષ્ઠાનો વિચાર કરી મનમાં ગર્વિત પણ થઇ ગયા હતા. કાંઇક ગર્વ અને કાંઇક વિવેકથી તેણે પોતાના દેશની સામંતપ્રથાને નવીન સ્વરૂપ આપવાનીઇચ્છા કરી અને ઉપસામંતોની જાગીરોને નિયમિત પ્રમાણમાં વિભકત કરવાને માટે એક ઉત્તમ નિયમાવલી બનાવી. પોતાના પિતાના ચોવીસ અને પોતાના ચૌદ પુત્રોનો વિચાર કરતાં તેમના મનમાં એવી ચિંતા ઉત્પન્ન થઇ કેઃ “ અમારા પુત્રપૌત્રો અનેક શાખાઓમાં વિભકત થઇ જશે, માટે જાગીરને માટે પાછળથી વિવાદ ઉત્પન્ન થવાની સંભાવના છે; આટલા માટે તેમનામાં કલહ ઉત્પન્ન ન થાય એવો પ્રબંધ કરવો એ જરૂરનું છે. ” આ પ્રકારનો વિચાર કરી વીર જોધાએ સર્વ ઉપસામંતોની જાગીરની સંખ્યા અને સીમા નિયત કરી આપી. તેના જયેષ્ઠ ભ્રાતા કાંધલે પોતાના બાહુબળથી બિકાનેરનું સ્વતંત્ર રાજ્ય સ્થાપન કર્યું. તેના વંશજો કાંધલોતના નામથી પ્રસિદ્ધ થઇ સ્વતંત્રરીતે રાજ્ય કરવા લાગ્યા. જોધાના બંધુઓ ચાંપાજી તથા કુંભાજી,[1] કુંભાજીના પુત્રો દૂદો અને કરમસિંહ તથા તેમના પૌત્ર ઉદો એમણે પોતપોતાનાં નામપરથી ચાંપાવત, કુંભાવત, કરમસોત, ઉદાવત તથા મેરતિયા ( દૂદાના વંશજો ) શાખાની સ્થાપના કરી અને તેઓ મારવાડરાજ્યના સ્તંભ ગણાવા લાગ્યા.[2] તે તે શાખાના વંશજો સામંતતરીકેનું ઉચ્ચ સન્માન સદા ભોગવતા આવ્યા છે. તેમના પ્રચંડ પરાક્રમથી રાઠોડ રાજાઓનું સિંહાસન અનેકવાર છિન્નભિન્ન દશાને પ્રાપ્ત થવાની અણીપર આવી પહોંચ્યું હતું. જોધાએ આ સિવાયના પોતાના ભ્રાતાપુત્ર અને પૌત્રોને નાનીમોટી જાગીરો આપી હતી. આ જાગીરો મૌરૂસી મુસ્તહકુમ ( છીનવી નહિ શકાય એવી ) હતી. જે પ્રમાણે રાજા પોતાના સિંહાસનને પવિત્ર માને છે, તે પ્રમાણે જાગીરદારો પોતાની જાગીરને પણ પવિત્ર માને છે. આ સામંતોને રાજાની સાથે નિકટનો રુધિરસંબંધ હોવાથી તેઓ પોતાને ગર્વસહિત પોતાની જાગીરના સંપૂર્ણ સ્વામી જણાવે છે અને કહે છે કેઃ-“ જ્યાંસુધી અમે રાજાની સેવા કરીએ ત્યાંસુધી તે અમારા સ્વામી છે અને જ્યારે તેમને અમારી સેવાની આવશ્યકતા નથી હોતી, ત્યારે અમે તેમના ભ્રાતા અને કુટુંબી છીએ તથા વડીલોપાર્જીત રાજ્યમાં સમાન હકદાર પણ છીએ. ”

રાવ માલદેવે જોધાજીના પાડેલા વિભાગનો સ્વીકાર કર્યો. તે ઉપરાંત તેમણે દ્વિતીય શ્રેણીના સામંતો ઉપજાવી તેમને નાની નાની જાગીરો વહેંચી આપી. તેમના સમયમાં મારવાડની હદ નિશ્ચિત થઈ ગઇ હતી, તેથી જાગીરોની સંખ્યા નિયત કરી દેવાની ખાસ જરૂર હતી. જોધાજીથી લઇને માલદેવનાં સંતાનોના સમય સુધી આ જાગીરો સ્થાયી રહી; પરંતુ પ્રથમ આપેલી જાગીરો અને પાછળથી આપેલી જાગીરોમાં એટલો ભેદ રાખવામાં આવ્યો કે અગાઉની જાગીરોના અધિપતિને કદાચ પુત્ર ન હોય તો તેઓ દત્તકપુત્ર લઈ શકતા; પરંતુ બીજી જાગીરના સંબંધમાં તેમ બનતું નહિ. તેવે પ્રસંગે બીજા પ્રકારની જાગીરોને રાજ્યમાં જોડી દેવામાં આવતી. વળી કેટલાક રાજપૂતોને

---

૧ કુંભાજીવિષે આગળ નોંધ કરવામાં આવી છે તે જુઓ.

૨ આ સરદારોને આઠ મોટી જાગીરો અર્પણ કરવામાં આવી. આ જાગીરો આઠ ઠકુરાતનાં નામથી પ્રસિદ્ધ છે. તેમાંની પ્રત્યેક જાગીરની વાર્ષિક ઉપજ ૫૦,૦૦૦ રૂપીઆની છે. તે સિવાય ઉપસામંતોની પાસેથી પણ તેમને ધનપ્રાપ્તિ થાય છે.

માત્ર તેમનું જીવન પહોંચે ત્યાંસુધીને માટેજ જાગીરો આપવામાં આવતી હતી.

આ પ્રકારનો ઉત્તમ પ્રબંધ તેમના પ્રાચીન ઇતિહાસમાં ઉપલબ્ધ થાય છે ખરો, તોપણ વ્યવસ્થા નહિ જાળવી શકાયાથી કોઇ કોઇ વખત તેનો ભંગ પણ થયો છે. માલગુજાર અને કરવિનાની જાગીરોમાં બે પ્રકારના ભેદ જણાય છે. શિયાજીથી લઇને જોધાજીના સમય સુધી અનેક સરદારો કે જેઓ મારવાડના ઉત્તર તથા પશ્ચિમ ભાગમાં વસતા હતા, તેમણે પોતાની જાગીરોનો સ્વતંત્રતા-પૂર્વક ઉપભોગ લીધો હતો, તોપણ આ સરદારો મારવાડનરેશને પોતાના રાજાતરીકે માનતા હતા અને જો રાજાપર કાંઈ આપત્તિ આવી પડતી તો તેઓ સહાય કરતા હતા. આ સરદારો કાંઈ કર અથવા ખંડણી આપતા નથી, તેથી તેમની જાગીરને કરવિનાની જાગીર કહી શકાય છે. આ જાગી-રોની કક્ષામાં અમે વાઢમેર, કોટડા અને ફલસુંદીને મૂકીએ છીએ. બીજા જાગીરદારો સંપૂર્ણરીતે સ્વતંત્ર નથી, તોપણ તેમને નાના માલીદાર કહી શકાય છે. આ નાના માલીદારો આવશ્યક સમય-પર રાજાને સહાય આપે છે અને મોટા ઉત્સવોપર સ્વયં રાજાના દરબારમાં હાજર રહે છે. મહેવા અને સનદરી આ કોટિની જાગીર છે. પ્રાચીન શાખાના રાજપૂતો કે જેઓ રાજપૂતાનાની ભૂમિમાં સર્વત્ર ફેલાયેલા છે અને જેઓ મારવાડના વર્તમાન રાજાની પણ સેવા કરે છે, તેઓ હજી પણ પોતાના પૂર્વજોની અટકથી ઓળખાય છે. વળી કેટલાક રાજપૂતો દૂહડિયા, માંગલિયા, ઉહડ અને ધાંદલની અટકથી ઓળખાય છે; પરંતુ તેઓ રાઠોડ છે એમ કોઇ જાણતું નથી. વિવાહપ્રસંગે ભાટનું છંદો-બદ્ધ પુસ્તક જોઇને નિર્ણય કરવામાં આવે છે. આ પ્રથાથી સગાંઓના વંશપરંપરાના સંબંધમાં કોઇ પણ પ્રકારનો ગોટાળો થતો નથી. આ ભાટલોકોનાં પુસ્તકોમાં રાજપૂતોના વંશોનો ઇતિહાસ લખાયલો હોય છે. જો આવાં પુસ્તકો ન હોય તો ઘણી ભ્રષ્ટતા ફેલાઇ જવાનો સંભવ છે.

આ વંશપરંપરાની જાગીરદારીપદ્ધતિ રાઠોડોમાં અતિ પ્રાચીનકાળથી અર્થાત્ તેમના પૂર્વજ શિયોજીના સમયથી પ્રચલિત છે. શિયોજી આ પદ્ધતિ કનોજમાંથી લાવ્યા હતા. સામંતસેનાની ધામધૂમ અને આડંબર રાજા જયચંદ અને ચૌહાણો વચ્ચે થયેલાં યુદ્ધમાં જેવો દૃષ્ટિગોચર થયો હતો, તેવો સમસ્ત જગત્‌માં કદિપણ જણાયો નહોતો. રાજવાડાની જાગીરદારીપદ્ધતિ યૂરોપની જાગીરદારી પદ્ધતિની સાથે મળતી આવે છે. ખાસકરીને મેવાડમાં આ પદ્ધતિ અતિ પ્રાચીનકાળથી પ્રચલિત છે. તેરસેં વર્ષ પૂર્વે મેવાડના સમસ્ત જાગીરદારોએ રાજાને ખંડણી આપવાની બંધ કરી તેની સામે થઈ તેને સખ્ત શિક્ષા કરવાની ધમકી આપી હતી; પરંતુ તેનું નિમક ખાધેલું હોવાથી એક વર્ષ સુધી તેઓ તેની સામે કાંઇપણ પગલાં ભરવાને પ્રવૃત્ત થયા નહોતા. ત્યાર પછી તેમણે તેની સામે શસ્ત્ર ધારણ કરી તેને પદભ્રષ્ટ કર્યો હતો. પાદશાહ અકબરે પણ રાજપૂતોની સામંતપ્રણાલી જોઇ પોતાના રાજ્યના ઘણા નિયમો તે અનુસાર બનાવ્યા હતા.

આ જાગીરદારીપદ્ધતિ યૂરોપમાં તેમજ સર્વ દેશોમાં પ્રચલિત છે અને તેજ પ્રમાણે તે રાજ-પૂતાનામાં પણ પ્રચલિત છે. રાજપૂતાનાના સર્વ રાજપૂત જાગીરદારો એક કુંટબના (વિજાતીય સામંત કુટુંબના ગણાતા નથી) ગણાય છે. જે પ્રકારે યૂરોપમાં જાગીરદારો રાજાને પોતાનો અધિ-નાયક માને છે તે પ્રમાણે રાજપૂતો પણ રાજાને પોતાનો સ્વામી ગણે છે. મારવાડમાં ચાંપાના પુત્રથી લઇને ઠેઠ મજુરી કરીને પેટ ભરનારા માણસ સુધીના સર્વ રાજપૂતો રાજવંશ સાથે સંબંધ ધરાવે છે. આ પદ્ધતિથી લાભ છે વા હાનિ તેનો નિર્ણય કરવો કઠિન છે; કારણ કે મનુષ્યજાતિના ઇતિ-હાસમાં લાભ અને હાનિ ઉભયનાં દૃષ્ટાંતો ઉપલબ્ધ થાય છે. જોધાનાં ૫૦૦,૦૦૦ સંતાનોમાંથી ૧૨૦,૦૦૦ રાજપૂતોએ રાજા માલદેવને માટે યુદ્ધમાં પોતાના પ્રાણ આપ્યા હતા, એ દૃષ્ટાંત રાજપૂતોની અચલ રાજભક્તિ પ્રકટ કરે છે. રાજપૂતોના આ ગુણની પ્રશંસા સર્વત્ર અને સર્વકાળ થતી રહેશે.

જોધારાવના સંબંધમાં લખતાં અમે તેની સ્થાપન કરેલી સામંતપ્રથા (જાગીરદારીપદ્ધતિ)નું વર્ણન કર્યું. મારવાડની સર્વ પ્રકારની શાસનપ્રણાલીનું યોગ્ય સ્થાને વર્ણન કરવામાં આવશે. હવે અમે ઉદયસિંહનું વર્ણન કરવાને પ્રવૃત્ત થઇએ છીએ.

પ્રથમ અમે જણાવી ચૂક્યા છીએ કે ઉદયસિંહના રાજ્યાભિષેકના સંબંધમાં પૃથક્ પૃથક્ ભટ્ટ-ગ્રંથોમાં ભિન્ન ભિન્ન વિધાન ઉપલબ્ધ થાય છે. કેટલાક જણાવે છે કે રાજા માલદેવનું મૃત્યુ થયા

પછી અલ્પકાળમાંજ અર્થાત્ ઇ૦ સ૦ ૧૫૬૯ માં તે મારવાડના સિંહાસનપર બેઠો હતો અને કોઇ તેને ઇ૦ સ૦ ૧૫૮૪ માં સિંહાસનારૂઢ થયેલો જણાવે છે. આ ઉભય મતોમાંથી કયો સત્ય છે, તેનો નિર્ણય અમારાથી થઈ શકતો નથી; પરંતુ યોગ્ય વિચાર કરવાથી અંતિમ મતજ સત્ય લાગે છે; કારણ કે ચંદ્રસેન પરમ તેજસ્વી હતા તેથી તેમણે પોતાનાથી બનતા સર્વ પ્રયત્નો કરીને ઉદયસિંહને મારવાડના સિંહાસનપર બેસતાં અટકાવ્યો હશે. ગમે તેમ હો, પરંતુ અમે તો તેને ઇ૦ સ૦ ૧૫૮૪ માંજ સિંહાસનારૂઢ થયેલો માનીએ છીએ.

રાજસ્થાનના ' ઉદય ' નામમાં એક મહા અનર્થકારક શક્તિ અંતર્ભૂત થયેલી જણાય છે. આ એક આશ્ચર્યકારક ઘટના છે કે જે કોઇ ' ઉદય ' નામનો માણસ સિંહાસનપર બેઠો તેણે પોતાના રાજ્યનું સર્વસ્વ નષ્ટ કર્યું છે.

દાખલા તરીકે આપણે મેવાડના ઉદયસિંહનું નામ લઇશું. આ ઉદયસિંહની કાયરતા મેવાડના ઇતિહાસમાં વર્ણવવામાં આવી છે. મારવાડના સિંહાસનપર બેઠેલો ઉદયસિંહ પણ તેજ કોટિનો હતો. તેજસ્વી વીર જોધારાવનો એ અયોગ્ય વંશજ હતો. ભાગ્યની કઠોરતાથી તે પોતાના પૂર્વજોની સ્વાધીનતાથી વિમુખ થયો તોપણ તેણે તે સ્વર્ગીય રત્ન પુનઃ પ્રાપ્ત કરવાને માટે ક્ષણભર પણ ઉદ્યોગ કર્યો નહોતો. તેણે પરાધીનતાની જંજીર પોતાના પગમાં દ્દઢરીતે બાંધી લીધી હતી. તે સ્વભાવથીજ વિલાસપ્રિય અને સુખાભિલાષી હતો. સહિષ્ણુતા અને તેજસ્વિતા એ રાજપૂતજાતિના બે મુખ્ય ગુણો છે. આ ઉભય શ્રેષ્ઠ ગુણોથી રાજપૂતો ભયાનક અત્યાચારીઓના પ્રચંડ અત્યાચારનું વેર લેવાને માટે સદા ઉત્સુક રહે છે; કિંતુ શોકની વાત છે કે આ ઉભય ગુણોમાંથી એક પણ ગુણ ઉદયસિંહમાં નહોતો. અકબર તેની સાથે આધીન રાજાના જેવો વ્યવહાર કરતો નહોતો. તેણે તેને લોહની જંજીરને બદલે પુષ્પના હારથી બાંધી રાખ્યો હતો; પરંતુ આ પુષ્પહાર પણ તેજસ્વી વીરને લોહની જંજીરથી વધારે કઠોર અને પીડાકારક લાગ્યા વિના રહે નહિ; કારણ કે અંતે તે દાસત્વનુંજ ચિન્હ છે. સ્વામી પોતાના સેવકનો ગમે તેટલો આદરસત્કાર કરે, ગમે તેટલાં મણિમુક્તા આપીને તેને સુવર્ણની જંજીરોથી પૂરી દે; પરંતુ તે દાસનો દાસજ રહેવાનો. આ આદર અને આ સ્નેહ એ તો કેવળ દાસત્વનું પારિતોષિક છે. વીર ચૂડામણિ પ્રતાપસિંહ અકબરના સ્નેહ અને આદરનું સ્વરૂપ સારી રીતે જાણતા હતા અને તેથીજ તેમણે વિજાતીય મોગલસમ્રાટનો હજારોવાર તિરસ્કાર કર્યો હતો તથા રાજધનથી વંચિત થઈ કઠોર વનવાસનાં દુઃખ સહન કરીને પણ તેઓ ગિહલોત કુલની સ્વાધીનતા તથા ગૌરવ અટલ રાખવાને શકિતમાન થયા હતા. જો ઉદયસિંહને પોતાના કુળનું અભિમાન હોત અને તે જઇને પ્રતાપસિંહને મળત તો તે પણ પોતાના દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરી શકત; પરંતુ તે સ્વતંત્રતાનું માહાત્મ્ય બિલકુલ જાણતોજ નહોતો. જો તે સ્વતંત્રતાનો મર્મ જાણતો હોત તો પોતાના કુળનું અભિમાન છોડી, પોતાના જાતિબંધુઓનું અહિત કરી, ભિક્ષુકની પેઠે મોગલસમ્રાટની કૃપા સંપાદન કરવાને માટે આટલો બધો આતુર શામાટે બન્યો હોત? મોગલસામ્રાજ્યની છાયા નીચે સુખપૂર્વક રહીને જે સમયે તે પોતાની સ્વાધીનતાના માર્ગમાં પોતાના હાથથી કંટક વેરી રહ્યો હતો, તે સમયે વીરકેસરી પ્રતાપસિંહ દારુણ વનવાસનાં ભીષણ તથા અસહ્ય સંકટો સહન કરી, કઠોર અત્યાચારથી પીડિત થઇ, પોતાના દેશ તથા પોતાની જાતિની સ્વાધીનતાનો માર્ગ સ્વચ્છ કરી રહ્યા હતા. આજ કારણથી તે સિસોદીઆ મહાપુરુષની મૂર્તિ આજે પણ પ્રત્યેક રાજપૂતના હૃદયમંદિરમાં વિરાજમાન છે. આજ કારણથી પ્રત્યેક રાજપૂત પ્રાતઃકાળે શય્યામાંથી ઉઠીને તેમના પવિત્ર નામનું સ્મરણ કરે છે.

ઉદયસિંહ મોગલસમ્રાટની કૃપા સંપાદન કરવાને માટે કોઇ પણ કાર્ય કરતાં અચકાયો નહિ. અરે! તે એટલો નરાધમ બની ગયો કે તેણે કુલગૌરવને તિલાંજલિ આપીને પોતાની ભગિની જોધબાઈનું અકબરની સાથે લગ્ન કર્યું! અકબરે તેનાપર સંતુષ્ટ થઈ અજમેર સિવાયનાં પોતાના તાબાનાં મારવાડનાં સર્વ પ્રગણાંઓ તેને પાછાં સોંપી દીધાં. તદુપરાંત માળવાનાં અનેક મોટાં મોટાં નગરો પણ ઉદયસિંહના અધિકારમાં આવ્યાં. ભારતવર્ષના સમ્રાટ અને પોતાના બનેવીનું સેનાબળ પ્રાપ્ત કરી ઉદયસિંહે ગર્વિત સામંતોને દબાવી દીધા. વળી તેણે પ્રધાન પ્રધાન સામંતોનું બળ નષ્ટ

કરી નાખ્યું તથા પ્રાચીન ગીરાસદાર અને ઉપસામંતોની ભૂમિસંપત્તિ ખુંચવી લીધી. આ પ્રકારે ઉદયસિંહના રાજ્યની ઉપજ પ્રથમ કરતાં બમણી થઇ ગઇ. તેણે નવીન પ્રબંધ કરી એકદમ ૧૪૦૦ ગામો ખાલસા કરી નાખ્યાં હતાં. દૂદાના વંશજો પાસેથી તેણે પ્રાયઃ સમસ્ત ભૂમિ છીનવી લીધી હતી. વળી તેણે ઉદાવત સરદારો પાસેથી જૈતાસ તથા ચાંપા અને કુંપાવત સરદારો પાસેથી પણ કેટલાંક નગરો છીનવી લીધાં હતાં.

પાદશાહ અકબરે ઉદયસિંહની સાથે જે વર્તન ચલાવ્યું હતું, તેથી તે સદા તેનાપ્રત્યે કૃતજ્ઞ રહ્યો. એ સમયે રાઠોડોએ પાદશાહનાં મોટાં મોટાં કામો સિદ્ધ કર્યાં હતાં. રાજા ઉદયસિંહ પોતે યુદ્ધમાં જતો નહોતો. એ જંગલી રાજા (પાદશાહ અકબરે ઉદયસિંહને 'જંગલી રાજા' ની ઉપાધિ આપી હતી) ને પુત્રપુત્રીઓ મળીને ૩૪ સંતાનો હતાં. મરુદેશમાંની ઘણી જાગીરો આ સંતાનોના હાથમાં ગઇ. આમાંની મોટી જાગીરો ગોવિંદગઢ અને પીસાગઢની છે. વળી કેટલીક જાગીરો મારવાડના રાજ્યની સીમા બહાર આપવામાં આવી, કે જે પાછળથી સ્વતંત્ર થઇ ગઇ. આ સ્વતંત્ર જાગીરોનાં નામ તેમના સ્થાપકોનાં નામપરથી પડયાં. આમાંની કિસનગઢ અને રતલામની જાગીરો માળવામાં આવેલી છે.

ઉદયસિંહની મનોવૃત્તિ જેવી હતી તેવુંજ તેનું શરીર પણ હતું. રાજપૂતો તેને "મોટારાજા" કહેતા હતા. પાછળથી તેનું શરીર એટલું બધું જાડું થઇ ગયું હતું, કે તે ઘોડાપર બેસી શકતો નહિ કોઇપણ ઘોડામાં તેને ઉંચકવાનું સામર્થ્ય નહોતું. સિંહાસનપર બેસી તેણે તેર વર્ષ રાજ્ય કર્યું હતું. તેના મૃત્યુવિષે અદ્ભુત વર્ણન પ્રાપ્ત થાય છે. આ વર્ણનથી ઉદયસિંહના ચારિત્ર્યનું અને રાજપૂતસ્વભાવનું એક પ્રકાશિત ચિત્ર આપણી દષ્ટિસન્મુખ રજુ થાય છે. અત્રે આવશ્યકતા જણાવાથી તે વર્ણન આપીએ છીએ.

મારવાડના પ્રાયઃ સમસ્ત ભટ્ટગ્રંથો ઉપરથી પ્રતીત થાય છે કે રાઠોડકુલના રાજકુમારોને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવતું હતું અને તેથી તેઓ પોતાની નૈતિક ઉન્નતિ સારી રીતે કરતા હતા. તેમને શિક્ષણ આપવાનું કાર્ય વિશ્વાસુ અને બુદ્ધિમાન સરદારોને સોંપવામાં આવતું હતું. સૌથી પ્રથમ તે સરદારો તેમને ઇન્દ્રિયદમન કરવાનું શિક્ષણ આપતા હતા. રાજકુમારો આ પ્રકારનું શિક્ષણ ઉત્તમ પ્રકારે પ્રાપ્ત કરી બાલ્યાવસ્થાથીજ ઇન્દ્રિયદમન કરતાં શીખતા હતા. તેઓ વીસ વર્ષ પૂર્વે સ્ત્રીનું મુખ કદિપણ જોતા નહોતા; પરંતુ સ્થૂલકાય ઉદયસિંહને આ શિક્ષણ પ્રાપ્ત થયું હતું કે નહિ તે અમે નિશ્ચયપૂર્વક કહી શકતા નથી.આ શિક્ષણ બાલ્યાવસ્થામાં કદાચ તેને પ્રાપ્ત:થયું હોય તોપણ તે પ્રૌઢાવસ્થામાં તો તેને તદ્દન વિસરી ગયો હતો. તેને સત્તાવીસ રાણીઓ હતી, તે છતાં પણ તેણે વૃદ્ધાવસ્થામાં ઇન્દ્રિયને આધીન થઇ એક પવિત્ર બ્રાહ્મણકુમારીપ્રત્યે કામપૂર્ણ દષ્ટિથી જોયું હતું. આ બ્રાહ્મણકુમારીજ ઉદયસિંહના મૃત્યુનું કારણ થઇ.

"ખ્યાત" નામના એક ભટ્ટગ્રંથપરથી પ્રતીત થાય છે કે એક દિવસ ઉદયસિંહ પાદશાહના દરબારમાંથી પાછો ફરતો હતો તે વખતે માર્ગમાં તેણે બીલાડા નામના ગામમાં એક અત્યંત સુંદર સ્ત્રી જોઇ. આ બાળાનું અદ્ભુત સૌંદર્ય તેણે જોયું કે તરતજ કામદેવે તેના હૃદયમાં બાણ માર્યાં. રાજાએ તે મનમોહિનીને તેના નામઠામવિષે પુછપરછ કરી.તે સ્ત્રીના ઉત્તરપરથી તેને પ્રતીત થયું કે તે આઇપંથી સંપ્રદાયના કોઇ બ્રાહ્મણની પુત્રી હતી. આઇપંથી બ્રાહ્મણો કાલીઆઇ માતાના[1] ઉપાસક હોય છે. તેઓ ઘોર તાંત્રિક હોઇ મદ્યમાંસદ્વારા પોતાની ઉપાસ્યદેવીની પૂજા કરે છે. જે લાવણ્યવતી સ્ત્રીના રૂપપર રાજા ઉદયસિંહ મોહિત થયો હતો, તેનો પિતા ઉકત સંપ્રદાયનો નેતા હતો અને તે શુદ્ધ તથા નિર્મલ હૃદયનો હતો. કામાન્ધ થયેલા રાજાએ પોતાના ઉચ્ચપદ તથા મર્યાદાનો કિંચિત્ પણ વિચાર કર્યો નહિ. રાજપૂત હોવા છતાં બ્રાહ્મણબાલા તરફ તેણે કામપૂર્ણ દષ્ટિ ફેંકી! જેના પૂર્વજો બ્રાહ્મણોને દેવપેઠે પૂજતા હતા, જેના સાધારણ ભ્રુકુટીકટાક્ષને તેઓ વજ્રપાત સમાન ગણતા હતા, તેજ બ્રાહ્મણકુલમાં ઉત્પન્ન થએલી એક પવિત્ર બાલાને બળપૂર્વક હરણ કરવાનો વિચાર પવિત્ર અને શુદ્ધ રાઠોડ કુલમાં ઉત્પન્ન થએલા તથા એક વિશાળ રાજ્યના

૧ આ દેવીનું એક મંદિર ઉપરોક્ત બીલાડા ગામમાં હતું.

અધીશ્વર ઉદયસિંહે કર્યો ! તે ગામના બ્રાહ્મણોએ દુષ્ટ રાજાનો મનોભાવ શીઘ્ર જાણી લીધો. તે બ્રાહ્મણે વિચાર કર્યો કે આજે રક્ષકજ ભક્ષક બની બેઠો છે અને જેના ઉપર પ્રજાનાં માન તથા પ્રતિષ્ઠાનો આધાર છે, તેજ આજે મારી પ્રતિષ્ઠાનો નાશ કરવાને તત્પર થયો છે, તો શું હું જીવંત હોવા છતાં પણ એક રાજપૂત મારી કન્યાનું હરણ કરશે અને મારા પવિત્ર કુલને કલંક લગાડશે ? જો આમ થશે તો ચારે તરફ મારી અપકીર્તિ ફેલાશે અને કોઇ પણ બ્રાહ્મણ મારી સાથે સંબંધ રાખશે નહિ. હું મારી નાતમાંથી બહિષ્કૃત થઇશ. આવી આવી ચિન્તા તેના હૃદયને બાળવા લાગી. તે એકદમ ઉન્મત્ત થઇ રાજાને શતશઃ ધિક્કાર દેવા લાગ્યો. તેને પોતાના પવિત્ર કુલને કલંકની કાળીટીલીથી બચાવવાનો કોઇ પણ ઉપાય સૂઝ્યો નહિ. અંતે તેણે બીજો કોઇ પણ ઉપાય નહિ જોઇ, પોતાની પુત્રીનો સ્વહસ્તે સંહાર કરવાનો નિશ્ચય કર્યો. જે કન્યાનું તેણે અનેક પ્રકારે આજસુધી પાલનપોષણ કર્યું હતું, જેનું મુખ જોઇને તેને સ્વર્ગીય આનંદ થયો હતો અને સંસારમાં જેને તે પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુ ગણતો હતો, તેજ પ્રાણાધિક કન્યાનો સંહાર કરવાને માટે આજે તે તત્પર થયો. પ્રથમ તેણે એક મોટો કુંડ બનાવ્યો, પછી તેણે પોતાની પુત્રીનો વધ કરીને તેની સુકુમાર દેહના ટુકડે ટુકડા કરી નાખ્યા. ત્યાર પછી તેણે પોતાના શરીરમાંથી પણ કેટલુંક માંસ કાપી કાઢીને તેને પોતાની પુત્રીના માંસ સાથે મિશ્રિત કરી દીધું. પછી તેણે હોમકુંડ પ્રદીપ્ત કર્યો અને તેમાં પુષ્કળ ઘૃતની આહુતિ આપી.શોકથી ઉન્મત્ત થયેલો ઉક્ત બ્રાહ્મણ પોતાની દેવીને પ્રસન્ન કરવાને માટે આ પ્રકારે તેની પૂજા કરવા લાગ્યો. ભયંકર દુર્ગંધમય ધૂમાડો તેના ઘરના આંગણામાં ભરાઇ ગયો અને તેના ગોટે ગોટા નીકળી આકાશ તરફ જવા લાગ્યા. પછી તે બ્રાહ્મણે યજ્ઞકુંડ સમીપ ઉભા રહી ગંભીર સ્વરે રાજાને એવો શાપ દીધો કેઃ–" તને કદિ પણ શાંતિ પ્રાપ્ત થશે નહિ. આજથી ત્રણ વર્ષ, ત્રણ દિવસ અને ત્રણ પ્રહર પછી તારૂં મૃત્યુ થશે. આઇ માતા સાક્ષી છે. હવે હું જાઉં છું, દેવી બાવડી મારૂં ભાવી સ્થાન થશે. " આ ભયંકર શાપ દઈ તે બ્રાહ્મણ પ્રદીપ્ત અગ્નિકુંડમાં કૂદી પડ્યો. અગ્નિની જ્વાલાએ તેને શીઘ્ર બાળીને ભસ્મ કર્યો.

આ ભયાનક અને દારુણ સમાચાર રાજા ઉદયસિંહના સાંભળવામાં આવ્યા. પોતે કરેલા ઘોર પાપનો વિચાર કરી તે થરથર કંપવા લાગ્યો. તે દિવસથી તેને એક ક્ષણભર પણ શાંતિ પ્રાપ્ત થઇ નહિ. તે સદૈવ સ્વપ્નમાં એ બ્રાહ્મણની ભયંકર મૂર્તિ અંતર્ચક્ષુથી જોતો અને તેના કર્ણમાં સદા તેનો ભીષણ શાપ ગુંજી રહેતો. તેનું સ્થૂલશરીર અત્યંત શુષ્ક બની ગયું અને અંતે તે રાઠોડરાજા એ બ્રાહ્મણે દીધેલા શાપાનુસાર ઉક્ત ભયંકર ઘટના બન્યા પછી ત્રણ વર્ષ,ત્રણ દિવસ અને ત્રણ પ્રહર પછી મરણ પામ્યો.[1]

આ ઘટના બન્યાને દીર્ઘકાળ વ્યતીત થઇ ગયો છે,પરંતુ કોઇ પણ મારવાડી હજીસુધી ઉક્ત બીલાડાવાસી આઈપંથી બ્રાહ્મણનો ભયંકર શાપ ભૂલ્યો નથી. તેનો ભયાનક હોમ હજીસુધી સર્વ મારવાડીઓની દૃષ્ટિસમીપ તર્યા કરે છે અને વ્યભિચારી રાજાઓ હજી પણ તેના ભયથી ભયભીત થાય છે. જે કોઈ રાજા મર્યાદા છોડી ઉપરોકત પ્રકારનું પાપકર્મ કરવાની ઇચ્છા કરે છે, તેની દૃષ્ટિ સમીપ ઉક્ત બ્રહ્મરાક્ષસ તત્કાળ પ્રગટ થાય છે અને તેને તે પાપથી પાછો ફેરવે છે.

વહેમ પણ કોઇ કોઇ વખત માણસને સદાચારી બનાવી દે છે. બીલાડાનો ઉકત આઇપંથી બ્રાહ્મણ બ્રહ્મરાક્ષસ થયો છે એવો ભય દીર્ઘકાળપર્યંત લોકોમાં પ્રવર્તી રહ્યો હતો અને જ્યાં બીજા કોઇ ઉપાયથી રાજકુમારોનું ચરિત્ર સુધરતું નહિ, ત્યાં ઉકત બ્રહ્મરાક્ષસનો ભય તરતજ તેમને સદાચારી બનાવી દેતો. ઉદયસિંહના પ્રપૌત્ર પ્રસિદ્ધ જસવંતસિંહનો પ્રેમ તેના એક કર્મચારીની કન્યાપર ચોંટ્યો હતો અને તે તેને બાવડી દેવીમાં લઇ ગયો હતો; પરંતુ ઉક્ત બ્રહ્મરાક્ષસના ભયે તેની કામના પરિપૂર્ણ થવાના માર્ગમાં બાધા કરી. તેના મનમાં પુષ્કળ સંકલ્પવિકલ્પો થયા. તે ઉન્મત્ત બની

[1] આ વાત સત્ય હોય એમ લાગતું નથી. બીલાડામાં આઈમાતાનું મંદિર તો છે, પરંતુ કે૭ આઇપંથી બ્રાહ્મણ નથી. સરવી જાતિના કૃષિકારો બહુધા આઈપંથી છે. મંદોરમાં પુરિહર રાજાના આજ પ્રકારના અત્યાચારથી એક બ્રહ્મરાક્ષસ થયેલો કહેવાય છે. મોટા (જાડા) રાજા ઉદયસિંહનું મૃત્યુ બિમારીથી લાહોરમાં થયું હતું. કદાચ ઉપરોકત કથા ચારણોએ ઉપજાવી કાઢી હશે; કારણ કે તે લોકોનાં કેટલાંક ગામો તેમના કાંઇ અપરાધને

ગયો. કોઈ પણ પ્રકારે તે બાળાપરનો તેનો પ્રેમ દૂર થયો નહિ. બ્રહ્મરાક્ષસનો ભય પણ તેના હૃદયમાં વિદ્યમાન રહ્યો. લોકો એમ માનવા લાગ્યા કે એને બ્રહ્મરાક્ષસ વળગ્યો છે; કારણ કે જ્યારે તેને પૂછવામાં આવતું ત્યારે તે જવાબ દેતો કે:–"જો જસવંતસિંહના બદલામાં તેની સમાનકક્ષાના કોઈ સરદારનો ભોગ આપવામાં આવશે તો હું જસવંતસિંહના શરીરમાંથી નીકળી જઇશ."

( અહીં પાઠકોએ સ્મરણમાં રાખવાનું છે કે જસવંતસિંહના મુખમાંથી નીકળતાં વચનો બ્રહ્મરાક્ષસનાં વચનોજ છે.) કુંપાવતશાખાનો નેતા નાહરખાં કે જે સેનાપતિ હતો, તે પોતાના સ્વામીને ખાતર આત્મવિસર્જન કરવાને તત્પર થયો. ભૂવાએ બ્રહ્મરાક્ષસને પાણીથી ભરેલા પ્યાલામાં ઉતાર્યો અને તે પ્યાલો નાહરખાંના મસ્તકપર ત્રણવાર ફેરવીને તે જલ તેને પીવાને કહ્યું. નાહરખાંએ તે જલ પીધું કે તરતજ જસવંતસિંહ સાજો થઇ ગયો. અને નાહરખાંનું મરણ થયું મરતાં પહેલાં તેણે પોતાના પુત્રને પોતાની પાસે બોલાવ્યો અને તેની પાસે સોગંદપૂર્વક મુખ્ય સામંતનો અધિકાર છોડી દેવાની પ્રતિજ્ઞા લેવરાવી. તેણે જણાવ્યું કે:–" પ્રધાનતા પ્રાપ્ત હોવાને લીધેજ આજે મારે આત્મસમર્પણ કરવું પડે છે." પછી નાહરખાં મરણ પામ્યો. આ ખરેખરી આશ્ચર્યકારક ઘટના હતી, એમ કોણ નહિ સ્વીકારશે ? આ સમયથી આસોપના કુંપાવતોને બદલે આહવાના ચાંપાવત સરદારો તેમની જાગીરના અધિકારી થયા. જે સરદારો રાજાના જમણા હાથ તરફ બેસતા હતા, તેઓ હવે ડાબા હાથ તરફ બેસવા લાગ્યા અને ડાબા હાથ તરફના સરદારો જમણા હાથ તરફ ગયા.

તેજસ્વી માલદેવના અયોગ્ય ઉદયસિંહવિષે હવે અધિક વિવેચન કરવાની કાંઇ આવશ્યકતા નથી. અમે પૂર્વેજ જણાવી ગયા છીએ કે પૂજનીય વીર જોધારાવનો તે અયોગ્ય પુત્ર હતો અને ગર્વોન્નત રાઠોડકુલનો તે અયોગ્ય રાજા હતો. તેનાથી શિયોજીનો વિપુલ વંશ અધોગતિને પ્રાપ્ત થવા લાગ્યો. એનાથી મારવાડનો ગૌરવસૂર્ય વિષાદસાગરમાં ડૂબવાને માટે મધ્ય આકાશનો પરિત્યાગ કરી ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યો.

અમે એક પુસ્તકમાંથી ઉદયસિંહના સંતાનોની સૂચી ઉદ્ધૃત કરી તેનું વૃત્તાંત સમાપ્ત કરીશું. જે પાઠકોને આ રાજવંશની સાથે સંબંધ હોય અને ખાસ કરીને જેને તેના અધિકારમાં હસ્તક્ષેપ કરવાની આવશ્યકતા પડતી હોય, તેને આ વંશાવળી અતિ ઉપયુક્ત થઇ પડશે. આ વંશાવળીપરથી આ મહાવંશની શાખાઓ માત્ર એકજ શતાબ્દીમાં સર્વ દેશોમાં ફેલાઇ ગયેલી જણાય છે. આજ વંશના માણસોએ કિશનગઢ, રૂપનગર અને રતલામનાં સ્વતંત્ર રાજ્યોની સ્થાપના કરી છે. વળી ગોવંદગઢ, ખરવા તથા પીસાગઢની જાગીરની સ્થાપના પણ તેઓએજ કરી છે.

(૧) સૂરસિંહ:–એઓ સિંહાસનારૂઢ થયા.

(૨) અખૈરાજ

(૩) ભગવાનદાસ:–એમને બલ્લૂ, ગોપાલદાસ અને ગોવિંદદાસ નામના ત્રણ પુત્રો હતા. ગોવિંદદાસે ગોવિંદગઢની સ્થાપના કરી હતી.

(૪) નરહરદાસ
(૫) શક્તસિંહ [1]
(૬) ભૂપતસિંહ
} એમને કાંઇ સંતાનો થયાં નહોતાં.

(૭) દલપત:–એમને ચાર પુત્રો થયા હતા. તેમાંના જ્યેષ્ઠ પુત્ર મહેશદાસના રત્ન નામના પુત્રે રતલામગઢ બંધાવ્યો. એમના બીજા ત્રણ પુત્રોનાં નામ:–જસવંતસિંહ, પ્રતાપસિંહ અને કુનીરૈન હતાં.

(૮) જયત:–એમને હરિસિંહ, અમર, કન્હીરામ અને પ્રેમરાજ નામના ચાર પુત્રો હતા.એમનાં સંતાનોને બલૂંતા તથા ખરવાની ભૂમિ પ્રાપ્ત થઇ હતી.

માટે ઉદયસિંહે છુંચવી લીધાં હતાં; આથી કેટલાક ચારણોએ ચાંપાવત સરદાર ગોપાલદાસની સહાયથી લૂંટફાટ કરી હતી અને કેટલાકોએ આત્મહત્યા કરી હતી.

૧ આ લખેલું બરોબર નથી; કેમકે શક્તસિંહના વંશજો અજમેર ઈલાકાના ખરવા ગામમાં પરસાયતું ભોગવે છે.

(૯) કિશનસિંહ:-એમણે સંવત ૧૬૬૯ ( ઈ૦ સ૦ ૧૬૧૩ ) માં કિશનગઢની સ્થાપના કરી. એમને સહસમલ, જગમાલ અને ભારમલ નામના ત્રણ પુત્રો થયા હતા. ભારમલનો પુત્ર હરિસિંહ અને હરિસિંહનો પુત્ર રૂપસિંહ થયો. રૂપસિંહે રૂપનગરની સ્થાપના કરી.

(૧૦) જસવંતસિંહ:-એમના પુત્ર માને માનપુર વસાવ્યું. માનના વંશજો મનરૂપ જોધાના નામથી પ્રસિદ્ધ થયા.

(૧૧) કેશો:-એમણે પીસાનગઢ વસાવ્યું.

(૧૨) રામદાસ<br>
(૧૩) પૂરનમલ<br>
(૧૪) માધોદાસ<br>
(૧૫) મોહનદાસ<br>
(૧૬) કીરતસિંહ<br>
(૧૭) — — —

} એમનાં નામ સિવાય બીજું કાંઇ વિશેષ વૃત્તાંત ઉપલબ્ધ થતું નથી.

# अध्याय ५ मो

**શૂરસિંહને અભિષેક–શિરોહીના રાવ સુરતાનનો પરાભવ–ગુજરાતપર આક્રમણ–ધંધુકાના યુદ્ધમાં મળેલો જય તેમજ ત્યાંથી મળેલું ધન તથા સન્માન–ભાટોને દ્રવ્યદાન–અમર બલેચાપર આક્રમણ–નર્મદાતટે થયેલું યુદ્ધ–અમરનો પરાભવ અને વધ–નવીન સન્માનોની પ્રાપ્તિ–પોતાના પુત્ર ગજસિંહની સાથે શૂરસિંહનું પાદશાહની રાજસભામાં જવું–મારવાડના ભાવી ઉત્તરાધિકારીને પાદશાહે પોતાને હાથે સજાવેલી તલવાર–ઝાલોરપર આક્રમણ–રાણા અમરસિંહ–શાહજાદા ખુર્રમની સાથે ગજસિંહે મેવાડપર કરેલું આક્રમણ–શૂરસિંહનું મૃત્યુ–નર્મદાતટપર બંધાવેલો સ્તંભ–દીર્ઘકાળપર્યંત પોતાની જન્મભૂમિથી દૂર રહેવા પ્રત્યે રાઠોડોનો અસંતોષ–જોધપુરની શોભાની વૃદ્ધિ–રાજા શૂરસિંહનો પરિવાર તથા ગજસિંહનો રાજ્યાભિષેક–બુરાનપુરના રાજા અને દક્ષિણના સુબા–દલથંભનની ઉપાધિ પ્રાપ્ત થવી–રાજપૂતકુમારીઓનું વર્ણન–રાજ્યાધિકાર માટે બેગમોનો પ્રપંચ–સુલતાન પર્વેજ અને ખુર્રમ–પર્વેજની વિરુદ્ધ ખુર્રમે રચેલું ષડયંત્ર–તેણે રાજા ગજસિંહ પાસે માગેલી સહાય–આ માગણી નિષ્ફળ થવી–રાજમંત્રી ગોવિંદદાસની ગુપ્ત હત્યા–ગજસિંહનો પદત્યાગ–પર્વેજનો વધ–જહાંગીરને પદભ્રષ્ટ કરવાનો પ્રયત્ન–જહાંગીરે રાજપૂતો પાસે માગેલી સહાય–બનારસનું યુદ્ધ–ગજસિંહનું આચરણ–વિદ્રોહીઓનો પરાજય–સુલતાન ખુર્રમનું નાસી જવું–ગુજરાતની સીમાપર થયેલું રાજા ગજસિંહનું મૃત્યુ–તેના બીજા પુત્ર જસવંતસિંહનો રાજ્યાભિષેક–ઉત્તરાધિકારની પ્રચલિત પ્રણાલીમાં પરિવર્તન–અકબરનાં સંતાનોથી રાજપૂતોનું જુદા પડવું–અમરસિંહનો દેશનિકાલ–મોગલસમ્રાટનો અમરસિંહે લીધેલો આશ્રય–અને તેમને મળેલી પ્રતિષ્ઠા–તેમનું શોચનીય મૃત્યુ.**

ઉદયસિંહના મૃત્યુ પછી તેમનો જ્યેષ્ઠ પુત્ર શૂરસિંહ સંવત ૧૬૫૧ (ઈ૦ સ૦ ૧૫૯૫) માં મારવાડના ગૌરવહીન સિંહાસનપર બેઠો. તેના પિતાના મૃત્યુસમયે તે મોગલ પાદશાહની સેના સાથે લાહોર મુકામે હતો અને ભારતની સરહદ આગળના પ્રદેશની રક્ષા કરતો હતો. ઈ૦ સ૦ ૧૬૪૮ માં સિંધદેશ જીતી લેવામાં આવ્યો ત્યારથી તે ત્યાંજ હતો. શૂરસિંહ પરાક્રમી અને રણકુશળ હતો. પોતાના પિતાના જીવનકાળમાં તેણે એટલી રણકુશળતા અને વીરતા પ્રદર્શિત કરી હતી કે તેથી પાદશાહે તેનાપર પ્રસન્ન થઇને તેને એક ઉચ્ચપદ તથા 'સવાઈ રાજા' ની ઉપાધિ આપી હતી.

મોગલપાદશાહ અકબરે રાઠોડવીર શૂરસિંહના બળ અને પરાક્રમનો ઉત્તમ પરિચય મેળવ્યો હતો. હવે તેણે તેને એક ભીષણ કાર્ય પાર પાડવાને માટે નિયુક્ત કર્યો. શિરોહીનો રાવ સુરતાન પોતાના પર્વતમય પ્રદેશના સ્વાભાવિક કિલ્લામાં નિવાસ કરી અત્યંત ગર્વિત થઇ ગયો હતો. તે ધારતો હતો કે મોગલસમ્રાટનો કોપાગ્નિ મારા અભેદ્ય પર્વતોને ભેદી શકશે નહિ. આજ કારણથી તે અકબરને આધીન થયો નહોતો. શૂરસિંહને ઉક્ત ગર્વિત રાજપૂતની સાથે અગાઉ ઘોર યુદ્ધ થયું હતું, તેથી હવે અકબરે જ્યારે તે રાજપૂતનો ગર્વ ઉતારવાનો નિશ્ચય કર્યો, ત્યારે શૂરસિંહને પોતાનું આગલું વૈર લેવાની ઉત્તમ સંધિ મળી. આ સંબંધે ભાટલોકો જણાવે છે કે શૂરસિંહે પોતાનું જૂનું વૈર સંપૂર્ણરીતે લીધું. તેણે શિરોહીરાજનો પૂર્ણ પરાભવ કર્યો અને તેનું પાટનગર લૂંટી લીધું.

રાવ સુરતાનની પાસે ખાટલો કે બિછાનું સુદ્ધાં રહ્યું નહિ. તેની સ્ત્રીઓને પણ ભૂમિપર સુવું પડ્યું ! શૂરસિંહના પરાક્રમથી શિરોહીપતિનું અભિમાન સંપૂર્ણરીતે ચૂર્ણ થઈ ગયું અને તેનું ઉન્નત મસ્તક અવનત થઇ ગયું ! એક વખત તે જગતમાં કોઇ પણ માણસને પોતાનાથી શ્રેષ્ઠ ગણતો નહોતો, તેની શેખી અને ગર્વનું તે શું વર્ણન કરીએ ! સૂર્યભગવાન તેનાપર કિરણો નાખી રહ્યા હતા, તેથી એક વખત તેણે તેમને પણ બાણથી વિંધવાનો વિચાર કર્યો હતો ! પરંતુ આજે રાઠોડરાજા શૂરસિંહના પ્રબળ પરાક્રમથી તેનો સમસ્ત ગર્વ દૂર થઇ ગયો ! આજે તેને મોગલ પાદશાહની આધીનતા સ્વીકારવી પડી. પાદશાહે તેને પોતાના સામંતતરિકે ગણવાનું ફરમાન મોકલી આપ્યું ! તેનો તેણે સ્વીકાર કર્યો અને તે પોતાની સેનાસહિત દિલ્હીશ્વરની સેવા કરવાને કબૂલ થયો.

ત્યાર પછી પાદશાહની આજ્ઞાનુસાર રાજા શૂરસિંહ ગુજરાતના શાહ મુજફ્ફરની સામે યુદ્ધ કરવાને ગયા. પરાજિત થયેલો શિરોહીપતિ પણ તેમની સાથે ગયો. ધંધુકા નામના સ્થાન આગળ ઉભય દળો સામસામે ખડાં રહ્યાં. રાઠોડવીર શૂરસિંહ સમસ્ત દેવર અને રાઠોડસેનાના સેનાપતિ હતા. ઉભય દળો વચ્ચે ઘણીવાર સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું. આ યુદ્ધમાં પુષ્કળ રાઠોડો માર્યા ગયા, કિંતુ અંતે શૂરસિંહને વિજય પ્રાપ્ત થયો અને મુજફ્ફર પરાજિત તથા અપમાનિત થઇને પદભ્રષ્ટ થયો. તેનાં સત્તર હજાર ગામો વિજયથી રાઠોડોના અધિકારમાં ગયાં.[1] શૂરસિંહે આ પ્રદેશ લૂંટી લઇને ઘણું દ્રવ્ય દિલ્હી મોકલી આપ્યું તથા કેટલુંક દ્રવ્ય પોતાની પાસે પણ રાખ્યું. તેના આ વિજયથી પાદશાહ અકબર તેનાપર પ્રસન્ન થયો અને તેને ઉચ્ચતર પદપર અધિષ્ઠિત કર્યો. વળી તેણે તેને એક સમશેર, કેટલીક ભૂમિ તથા ઇતર વસ્તુઓ પારિતોષિકતરિકે આપી.

ગુજરાતમાંથી રાજા શૂરસિંહને જે ધન પ્રાપ્ત થયું હતું, તે દ્વારા તેણે જોધપુર નગર તથા દુર્ગની મરામત કરાવી, તે નગરને નવીન શોભાથી સજ્જિત કર્યું અને શેષ દ્રવ્ય તેણે મારવાડના છ ભટ્ટકવિઓને વહેંચી આપ્યું. વહેંચવામાં આવેલું દ્રવ્ય પણ કાંઇ ઓછું નહોતું. પ્રત્યેક ભાટને એક એક લાખ રૂપિયા મળ્યા હતા.

જે દિવસે રાઠોડવીર શૂરસિંહે પોતાના પ્રચંડ બાહુબળથી મુજફ્ફરનો પરાભવ કર્યો, તે દિવસથી તેનો યશ રાજસ્થાનમાં ચારે તરફ પ્રસરી ગયો. મારવાડના ભટ્ટલોકો આનંદિત અને પુલકિત થઇ તેના વીરત્વનાં ગાયનો શહેરે શહેરે ફરીને ગાવા લાગ્યા. પાદશાહે હજી પણ તેના યશમાં વૃદ્ધિ કરવાને માટે તેને એક અત્યંત ભીષણ કાર્ય સોંપ્યું. નર્મદાતટે અમર બલેચા[2] નામનો એક તેજસ્વી રાજપૂત નિવાસ કરતો હતો. આ રાજપૂતે પાદશાહની આધીનતા સ્વીકારી નહોતી. પાદશાહે શૂરસિંહને તે રાજપૂતપર આક્રમણ કરવાને મોકલ્યા. તેર હજાર ઘોડેસ્વારો, દશ પ્રચંડ તોપો અને વીસ મદોન્મત્ત હાથીઓ લઇને રાઠોડરાજ શૂરસિંહે નર્મદાતટના તેજસ્વી ચોહાણવીર અમરપર આક્રમણ કર્યું. અમર પાંચ હજાર ઘોડેસ્વારો લઇને તેમનું આક્રમણ રોકવાને માટે સામો આવ્યો. દિલ્હીની પ્રચંડ સેનાની આગળ અમરના પાંચ હજાર સવારો કાંઇ વિસાતમાં નહોતા, તે છતાં પણ તે પોતાની સ્વાધીનતાની રક્ષાને માટે પરમ ઉત્સાહસહિત રાઠોડરાજની સામો આવ્યો. ઉભયપક્ષો વચ્ચે સામટાં ત્રણ મહાયુદ્ધ થયાં. પ્રથમનાં બે યુદ્ધોમાં કોને જયપરાજય મળ્યો તેનો કાંઇ નિશ્ચય થઇ શક્યો નહિ; પરંતુ ત્રીજા યુદ્ધમાં અમર બલેચા માર્યો ગયો અને તેનું સમસ્ત રાજ્ય વિજયી શૂરસિંહના હાથમાં આવ્યું. આ વિજયના સમાચાર શીઘ્ર દિલ્હીશ્વરની પાસે પહોંચ્યા. પાદશાહે શૂરસિંહપર અત્યંત પ્રસન્ન થઇ તેમનાપર નોબત મોકલી આપી અને ધાર તથા તેના તાબાનો સર્વ પ્રદેશ તેમને અર્પણ કર્યો.[3]

---

૧ મુજફ્ફરની સાથે ખાનખાનાએ છ વર્ષ પૂર્વે યુદ્ધ કર્યું હતું અને તેની પાસેથી ગુજરાત છતી લીધું હતું. શૂરસિંહ સિંહાસનારૂઢ થયા તેની છ વર્ષ પૂર્વે આ ઘટના બની હતી. આ યુદ્ધમાં શૂરસિંહના પિતા ઉદયસિંહ પણ સામિલ હતા. અકબરના મરણ પછી જહાંગીર પાદશાહ થયો ત્યારે શૂરસિંહે મુજફ્ફરના પુત્રને હરાવ્યો હતો. આજ વાત ભાટોએ તથા કર્નલ ટૉડે તેના સમયમાં ભૂલભરેલી રીતે અહીં વર્ણવી છે.

૨ બલેચા એ ચોહાણકુલની એક શાખા છે.

૩ આ યુદ્ધનું વર્ણન સત્ય હોય એમ લાગતું નથી. બલેચા એ ચોહાણકુલની એક શાખા છે, એને નાહેચા પણ કહેવામાં આવે છે. મારવાડ અને મેવાડની સીમાપર ગોદવાડાના પહાડોમાં આ લોકો વસે છે; પરંતુ એમાં

શૂરસિંહના અપરિમિત પરાક્રમથી મોગલ પાદશાહ નવાં નવાં રાજ્યો જીતી રહ્યો હતો. એવામાં કરાલ કાળે તેનાપર આક્રમણ કર્યું. તે પોતાના પુત્ર જહાંગીરના હાથમાં વિશાલ મોગલસામ્રાજ્યનું તંત્ર મૂકી દઈ આ લોકમાંથી વિદાય થયો. નવીન પાદશાહ સિંહાસનારૂઢ થયો કે તરતજ શૂરસિંહ પોતાના જ્યેષ્ઠ પુત્ર તથા ઉત્તરાધિકારી ગજસિંહસહિત તેને માન આપવાને તથા તેના પ્રત્યે રાજભક્તિ પ્રદર્શિત કરવાને તેના દરબારમાં ગયા. તરુણવીર ગજસિંહને જોઇને જહાંગીર અત્યંત પ્રસન્ન થયો. રાઠોડરાજકુમાર શૂરસિંહનો યોગ્ય પુત્ર હતો. તેણે બાલ્યાવસ્થાથીજ રણનીતિનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું અને તે દિલ્હીના દરબારમાં આવ્યો તે પહેલાં જહાંગીરને ઝાલોરક્ષેત્રમાં તેની વીરતાનો સારો પરિચય મળ્યો હતો. આ સમયે તેની તે વીરતાનું સ્મરણ થતાં જહાંગીરને અધિક આનંદ થયો. આ પ્રસંગે જહાંગીરે તેને એક સમશેર અર્પણ કરી અને ઝાલોરમાં પ્રદર્શિત કરેલી તેની વીરતાની વારંવાર પ્રશંસા કરવા લાગ્યો.

ગજસિંહને પોતાની વીરતા પ્રદર્શિત કરવાનો સૌથી પહેલો અવસર ઝાલોરમાંજ મળ્યો હતો. તેજ સાધનભૂમિમાં તેની ભાવી ઉન્નતિનો માર્ગ ખુલ્લો થયો. તેણે ઝાલોર[1] ગુજરાતના બાદશાહ પાસેથી ખુંચવી લઇને મોગલસમ્રાટના રાજ્યમાં જોડી દીધું. વીરરસના પ્રેમી ભટ્ટલોકોએ તેની વીરતાનું ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે. દુષ્ટ પઠાણોની સામે જવાને ગજસિંહને આજ્ઞા થઇ કે તુરતજ તેઓ એ કાર્ય કરવાને સજ્જ થઇ ગયા. રણવાદ્યો વાગવા લાગ્યાં અને તેનો ધ્વનિ અર્બુદગિરિ (આબુ) પર ગુંજવા લાગ્યો. આ ધ્વનિ સાંભળી તે પર નિવાસ કરતા સર્વ લોકો કંપી ઉઠયા. જે કામ અલ્લાઉદ્દીને અનેક વર્ષો સુધી પરિશ્રમ કરીને પાર પાડયું હતું, તેજ કામ ગજસિંહે માત્ર ત્રણ માસમાં પાર પાડયું. આ યુદ્ધમાં અનેક રાઠોડવીરો માર્યા ગયા, કિંતુ ગજસિંહે સાત હજાર પઠાણોને મારીને ઝાલોર હસ્તગત કર્યું અને ત્યાંનો સર્વ માલ લૂંટી લીધો. ત્યાંથી તેને જે જે માલ પ્રાપ્ત થયો તે સર્વ તેણે પાદશાહની સેવામાં મોકલી દીધો.

ભટ્ટગ્રંથો ઉપરથી વિદિત થાય છે કે ગજસિંહને ગુજરાતમાં વિજય પ્રાપ્ત થયો અને મુજફ્ફરખાંના વંશનો નાશ થયો, ત્યારથી શૂરસિંહ રાજધાનીમાંજ રહેવા લાગ્યા અને તેના જ્યેષ્ઠ પુત્ર ગજસિંહ પોતાની સેનાસહિત પાદશાહની આજ્ઞાનું પાલન કરવા લાગ્યા. ઝાલોરમાં વિજય મળ્યા પછી અલ્પ સમયમાં ગજસિંહ પોતાની વિજયિની સેના મેવાડના રાણાની સામે લઇ ગયા. આ સમયે ગિહલોત કુલનો ગૌરવરવિ ધીમે ધીમે અસ્ત પામતો જતો હતો; છતાં અરવલ્લીનાં બીજાં દ્વારસ્વરૂપ પ્રસિદ્ધ ક્ષેમતરક્ષેત્રમાં તે વીર પૂજ્ય ગિહલોતકુલનો બુઝાતો પરાક્રમાગ્નિ પ્રચંડ તેજથી પ્રકાશી નીકળ્યા ! આ યુદ્ધનું વિસ્તૃત વૃત્તાંત મેવાડના ઇતિહાસમાં લખવામાં આવ્યું છે; પરંતુ શોકની વાત છે કે મારવાડના ભટ્ટકવિઓએ તે વિષે કાંઇ વિશેષ વર્ણન કર્યું નથી. તેમના ગ્રંથોમાં માત્ર એટલોજ ઉલ્લેખ પ્રાપ્ત થાય છે કે પાદશાહ ખુર્રમને તાબે થઈ મહારાણા કર્ણે તેની સેવા કરવાનો સ્વીકાર કર્યો અને ગજસિંહ તારાગઢમાં ગયા.[2] ગજસિંહને મળેલા વિજયથી પાદશાહે તેનાપર પરમ પ્રસન્ન થઇ તેની તથા તેના પિતાની મનસબ વધારી દીધી.

રાજસ્થાનના ભટ્ટકવિઓને માત્ર પોતાના દેશના રાજાનું ગૌરવ અને વીરતાનું વર્ણન કરવું બહુ ગમે છે; પરન્તુ એમ થવાથી તેમનું વર્ણન એકદેશી થાય છે. જે લોકો ઇતિહાસથી સારી રીતે જ્ઞાત હોતા નથી. તેઓ આવું એકદેશી વર્ણન વાંચીને ભ્રમમાં પડે છે. જેઓ મારવાડના ભાટોના

---

કોઈ એવો વીર પુરુષ ઉત્પન્ન થયો નથી કે જે નર્મદાતટપર્યંત રાજ્ય કરી અકબરની સામે યુદ્ધ કરવાને લાયક થયો હોય. તે સમયે અંબરચંપૂ નામનો સરદાર એટલો પ્રબલ થઈ ગયો હતો કે તે વારંવાર અકબરની સેના સાથે યુદ્ધ કર્યાં કરતો હતો. તેના કોઇ યુદ્ધની સાથે આ વાતને સંબંધ હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. ભાટ લોકોએ અજ્ઞાનથી અંબરચંપૂને અમર બલોચો કહ્યો હશે. કર્નલ ટૉડે પણ તપાસ કર્યા વિના ભાટના ગ્રંથનો અનુવાદ આપ્યો છે.

૧ ઝાલોરમાં વિહારી પઠાણોનું રાજ્ય હતું, જેના વંશજો હાલમાં પાલણપુરમાં રાજ્ય કરે છે.

૨ અજમેરનો દુર્ગ તારાગઢના નામથી ઓળખાય છે; પણ અહીંઆં અજમેરને બદલે તારાગઢ લખેલ છે. જહાંગીરના જીવનચરિત્રપરથી જણાય છે કે તેણે અજમેરમાં 'દોલતબાગ' નામનો એક સુંદર બાગ તૈયાર કરાવ્યો હતો અને આ બાગમાંજ તે રહેતો હતો.

આવા એકદેશી ગ્રંથો વાંચે છે, તેઓ સહસા એવોજ અભિપ્રાય બાંધી બેસે છે કે રાઠોડવીરો મહાપરાક્રમી હતા અને તેમણે મહાન કાર્યો કર્યાં હતાં. દાખલા તરિકે એક યુદ્ધનું વર્ણન કરીશું. ગિહલોત વીર રાણા અમરસિંહે પોતાના દેશની રક્ષા કરવાને માટે મહાન આત્મભોગ આપીને પુષ્કળ પ્રયત્ન કર્યા હતા; પરંતુ વિધાતાની અકૃપાથી તેનો સર્વ પરિશ્રમ નિષ્ફળ થયો હતો. તેમનું સર્વ બળ અને આશ્રય છિન્નભિન્ન થઇ ગયાં. તેઓ પોતાની મુઠ્ઠીભર સેનાસહિત મોગલોની પ્રચંડ સેનાનો અવરોધ કરવાને ગયા; પરંતુ તેમાં પરાજિત થયા. નિરુપાય થઇ મહારાણાએ પાદશાહની આધીનતા સ્વીકારી. આ સમયે ગજસિંહ મોગલસેનાના સહાયક સેનાપતિતરિકે ગયા હતા અને તે સમયના ઇતિહાસમાં તેમનેવિષે પુષ્કળ વર્ણન વાંચવામાં આવે છે; પરંતુ જેઓ તે સમયના સમસ્ત ઐતિહાસિક ગ્રંથો નહિં વાંચતાં કેવળ મારવાડના ભાટોનું લખેલું વૃત્તાંત વાંચે છે, તેમને તો એવોજ દૃઢ નિશ્ચય થઇ જાય છે કે ગજસિંહેજ જગન્માન્ય ગિહલોત કુળનું મસ્તક અવનત કરાવી મેવાડદેશને પદચ્યુત કર્યો હતો. રાઠોડ કવિઓએ આ પ્રકારે પક્ષપાતયુક્ત વર્ણન કર્યું છે, એ તેમના ઉપર કાંઇ નાનુંસુનું કલંક નથી. તેમણે પોતાના દેશના રાજાને ઉચ્ચ આસન આપ્યું છે; પરંતુ જહાંગીરે પોતાની રોજનિશીમાં તેને વિષે કાંઈ પણ ઉલ્લેખ કર્યો નથી. તેણે શાહજાદા ખુર્રમની સાથે કોટા અને દતિયાના રાજાઓને મોકલવા સંબંધે ઉલ્લેખ કર્યો છે; પરંતુ તેની રોજનિશીમાં ગજસિંહના નામનો તો ગંધ પણ નથી. આથી મેવાડ રાજ્યપર મોગલોએ જે પ્રચંડ આક્રમણ કર્યું હતું, તેમાં અન્યાન્ય રાજપૂત રાજાઓની પેઠે ગજસિંહે પણ સહાય કરી હતી કે નહિ તે વિષે મહા વિવાદ ઉત્પન્ન થાય છે.

સંવત ૧૬૭૬ (ઇ૦ સ૦ ૧૬૨૦) માં રાઠોડ રાજા શૂરસિંહે દક્ષિણમાં દેહ છોડી. તેઓ ગર્વોન્નત રાઠોડકુળના એક સુયોગ્ય રાજા હતા. ઉદયસિંહની કાયરતાને લીધે રાઠોડકુલનું ગૌરવ અત્યંત પ્રભાહીન થઇ ગયું હતું; પરંતુ શૂરસિંહની વીરતાથી તે પુનઃ પરમ ઉજ્જ્વલ થયું. છતાં જે તેજ વીરવર જોધારાવના અંગમાંથી નીકળ્યું હતું અને જેના પ્રભાવથી એક સમયે સમસ્ત ભારતભૂમિ પ્રકાશિત થઇ ગઇ હતી, તે તેજ શૂરસિંહદ્વારા ઉત્પન્ન થઇ શક્યું નહિ; તે છતાં પણ વીર શૂરસિંહના શાસનકાળમાં રાઠોડોને ઉત્તમ ગૌરવ પ્રાપ્ત થયું હતું. રાજા શૂરસિંહનું શૌર્ય અને તેજ અનેક સ્વદેશી અને વિદેશી વીરોના આદરને પાત્ર થયું હતું. તેમના વીરોચિત ગુણોથી મોહિત થઇને વિજાતીય અને વિધર્મી લોકો પણ તેને સન્માન આપતા હતા. અરે ! સ્વયં પાદશાહ પણ તેને અપૂર્વ સન્માન આપતો હતો. તેમના ભયથી દક્ષિણનિવાસીઓ સદા કંપિત થતા હતા. તેમના જીવનના અંતિમ ભાગમાં તેમણે એક વિચિત્ર કર્મ કર્યું હતું, એવું વર્ણન ઉપલબ્ધ થાય છે. એમ કહેવાય છે કે પોતાના જીવનના અંતિમ ભાગમાં તેમણે નર્મદાતટપર એક સ્તંભ બંધાવ્યો અને તેમાં એવી મતલબનો લેખ કોતરાવ્યો કે: " મારા જે વંશજો નર્મદાની દક્ષિણે જશે તેઓ પાપભાગી થશે ! " તે પોતાના જીવનકાળમાં બહુધા દક્ષિણ દેશમાંજ યુદ્ધ કરતા રહ્યા હતા. વ્યર્થ યુદ્ધોમાં મચી રહી તેમણે ત્યાં પુષ્કળ માણસોનું રક્ત વહેવરાવી દક્ષિણના લોકોનું સર્વસ્વ નાશ કર્યું હતું. તેમણે કરેલી પુષ્કળ નરહત્યા તથા અસીમ અનિષ્ટને લીધે તેમના જીવનના અંતિમ ભાગમાં તેમના હૃદયમાં વિષમ શોક અને પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો. આજ કારણથી તેમણે પોતાના વંશજોને આ હિંસક કાર્ય કરતા અટકાવવાને માટે ઉપરોક્ત લેખ કોતરાવ્યો હતો. કોઇ કોઇ ભટ્ટગ્રંથ ઉપરથી વિદિત થાય છે કે:-" તેમનું સમસ્ત જીવન દક્ષિણમાં યુદ્ધકાર્યમાં વ્યતીત થયું હતું અને તેમને એકવાર પણ પોતાની જન્મભૂમિનું દર્શન કરવાનો અવસર મળ્યો નહોતો. સુસંયોગ પ્રાપ્ત થતાં જ્યારે તેઓ પોતાના દેશમાં આવવાનો નિશ્ચય કરતા કે તુરતજ અકસ્માત્ એકાદ વિઘ્ન આવી પડીને તેમને નર્મદાની દક્ષિણેજ ફસાવી રાખતું. તેમને સ્વદેશમાં જવાની ઘણી ઇચ્છા થતી; પરંતુ કાર્યવશાત્ તેઓ નર્મદા પાર જઇ શકતા નહિ. આથી ક્રોધાવેશમાં તેમણે નર્મદાને શાપ દીધા હતા. તેઓ દક્ષિણ દેશમાંથી મુક્ત થવાને માટે સદૈવ દેવની પ્રાર્થના કર્યા કરતા હતા, પરંતુ તેમની કોઇ પણ પ્રાર્થનાનો દેવે સ્વીકાર કર્યો નહિ. તેઓ પોતાના જીવનમાં કદિ પણ જન્મભૂમિની શીતલ છાયામાં રહી શાંતિસુખ

ભોગવી શક્યા નહિ."[1] પાદશાહને પ્રસન્ન રાખવાને માટે તેઓ જીવનપર્યંત સદા વિદેશમાંજ રહ્યા હતા. બાલ્યાવસ્થાથીજ તેમણે પોતાના પિતાની સાથે વિદેશમાં જીવન ગાળ્યું હતું. તેમના પિતા જે જે દેશમાં પોતાની સેના લઈ ગયા અને તેમણે જે જે યુદ્ધો કર્યાં, તે સર્વમાં બાળક શૂરસિંહ વિદ્યમાન હતા. તેમણે કદિ પણ પોતાના પિતાનો સંગ છોડયો નહોતો. બાલ્યાવસ્થાથીજ તેમણે પોતાના પિતાનું અનુકરણ કર્યું હતું અને યૌવનમાં તેઓ બાદશાહની આજ્ઞાનું પાલન કરવાને માટે રાઠોડસેનાને લઇને વિદેશમાં ગયા હતા. તેમણે પોતાના જીવનમાં અપાર દુઃખ સહન કર્યું હતું. તેમના પિતાના મૃત્યુસમયે પણ તેઓ તેમના મુખનું દર્શન કરવા પામ્યા નહોતા. પિતાનું મૃત્યુ થયું ત્યારે તેઓ પંજાબમાં હતા. પિતાનું મૃત્યુ થયા પછી તેઓ સિંહાસનપર બેઠા. ત્યાર પછી તેમને સ્વદેશમાં રહીને તેની ઉન્નતિ કરવાની ઘણી આશા હતી; પરંતુ તે આશા આકાશકુસુમવત્ નિષ્ફળ થઇ. તેઓ રાજ્યશાસન અને પ્રજાપાલન કરી શક્યા નહિ. તેમને બાદશાહની આજ્ઞાનું પાલન એજ પોતાનો પરમ ધર્મ માનવો પડયો. પાદશાહની આજ્ઞાનું પાલન કરવામાંજ તેમનું સમસ્ત જીવન વ્યતીત થઇ ગયું. પોતાનો દેશ છોડી દક્ષિણમાંજ તેમને સર્વકાળ રહેવું પડયું અને અંતે એ દૂર દેશમાંજ તેમનું મૃત્યુ થયું. આશાનું વિલાસક્ષેત્ર, જીવનનું આશ્રયસ્થાન તથા શાંતિનિકેતનસમ જન્મભૂમિમાં, મૃત્યુશય્યા પથરાવાને બદલે તે વિદેશમાં પથરાઇ કે જ્યાં તેમને "**સ્વર્ગાદપિ ગરીયસી**" જન્મભૂમિનું બહુ સ્મરણ થયું હતું; પરંતુ અફસોસ, તેઓ તેનું દર્શન કરી શક્યા નહિ! તેમના પૂર્વજોએ જે મારવાડને માટે પ્રસન્નમુખે આત્મત્યાગ કર્યો હતો તથા જે મારવાડની પ્રજાનું તેમણે ઉત્તમ પ્રકારે પરિપાલન કર્યું હતું, તે મારવાડને માટે તેમણે શું કર્યું હતું? આધીન કર્મચારીઓના હાથમાં રાજ્યનો ભાર સોંપી તેમણે મોગલ રાજ્યની સેવામાં પોતાનું સમસ્ત જીવન વ્યતીત કર્યું અને અંતે તેમને દૂરદેશમાં જીવનનો ત્યાગ કરવો પડયો! તેઓ પોતાના જીવનના અંતિમ ભાગમાં એક વાર પણ માતૃભૂમિનું દર્શન કરી શક્યા નહોતા. આ સર્વ ચિંતાઓ જ્યારે તેમના હૃદયને વ્યાકુળ કરવા લાગી ત્યારે તેમને ચારે તરફ અંધકાર જણાવા લાગ્યો. તેઓ પોતાની પ્રતિષ્ઠા અને સન્માનને હજારો વાર ધિક્કાર દેવા લાગ્યા! અંતે તેઓ ઉક્ત સ્તંભ બંધાવી તેમાં પોતાના વંશજોને દક્ષિણમાં આવવાની મના કરતો લેખ કોતરાવી આ લોકનો ત્યાગ કરી સર્વ દુઃખોમાંથી મુક્ત થયા.

રાજા શૂરસિંહે દિલ્લીશ્વરના હિતને માટે જે અમર્યાદ આત્મભોગ આપ્યો હતો, તે પાદશાહ કદિ પણ વિસરી શકયો નહોતો. તેણે તેમને મોટાંમોટાં પરિતોષિકો આપ્યાં હતાં. તેમણે રાઠોડરાજને સોળ મોટી જાગીરો[2] આપી હતી તથા તેમને 'સવાઇની' ઉપાધિથી વિભૂષિત કરી સર્વ રાજાઓથી ઉચ્ચ પદવી આપી હતી; છતાં તેમણે માતૃભૂમિથી વંચિત રહી પોતાનું સમસ્ત જીવન દૂરદેશમાં વ્યતીત કર્યું હતું અને પોતાનું રાજકાર્ય પોતાના નોકરોના હાથમાં સોંપી દિલ્લીશ્વરના હિતને માટે અનેક રાઠોડોનું રક્ત વહેવરાવ્યું હતું. તેનો શું આ યોગ્ય બદલો હતો? પાદશાહે થોડાં સન્માનો આપ્યાં તેથી શું તેમણે આપેલા અપૂર્વ આત્મભોગનો બદલો વળી રહ્યો હતો? તેમની સાથે ગયેલા અનેક સામંતો પણ પરદેશનાં અનંત દુઃખોથી પીડિત થયા હતા. તેમને સ્ત્રી, પુત્ર, કુટુંબીઓ તથા સર્વ સંપત્તિ છોડીને પોતાના રાજાની સાથે પરદેશમાં રખડવું પડયું હતું અને તે કારણથી તેમનું મન સર્વદા વ્યથિત રહેતું હતું. જો કે રાજાની સન્માનવૃદ્ધિની સાથે તેમનું સન્માન અને પદ પણ વધતું હતું, છતાં જ્યારે તે-

૧ આ સર્વ વાતો સત્ય ઇતિહાસથી વિપરીત છે. શૂરસિંહ કેટલીકવાર જોધપુરમાં ગયા હતા તથા તેમણે સારાંસારાં મકાનો, મહાલયો, બાગો, તળાવો, કુંડો આદિ બંધાવ્યાં હતાં; જે આજપર્યંત વિદ્યમાન છે. નર્મદાતટપર બંધાવેલા સ્તંભની વાત પણ ગપાષ્ટક જેવી લાગે છે; કારણ કે તેમના પછી તેમના પુત્ર ગજસિંહ, જસવંતસિંહ વગેરે દક્ષિણમાં ગયા હતા અને તેથી મારવાડને દ્રવ્યનો વિશેષ લાભ થયો હતો.

૨ આ સોળ જાગીરોમાંની નવ તો તેમના રાજ્યમાંજ હતી. મરૂદેશ નવકોટી મારવાડના નામથી સુપ્રસિદ્ધ છે. શેષ સાત જાગીરોમાંથી પાંચ ગુજરાતમાં, એક માળવામાં અને એક દક્ષિણમાં હતી. ખરી વાત તો એ છે કે જે દિવસે મારવાડના રાજા મુસલમાનોને તાબે થયા તે દિવસથીજ તેમનું પિતૃરાજ્ય પાદશાહની જાગીર ગણાવા લાગ્યું અને તેઓ ભીષણ પરાધીનતાની જંજીરમાં જકડાયા. તેઓ એક સામંતની પેઠે મારવાડની જાગીર ભોગવવા લાગ્યા. ત્યાર પછી મારવાડમાં જ્યારે જ્યારે નવીન રાજ્યાભિષેક થતો હતો, ત્યારે ત્યારે તેમને પાદશાહનું ફરમાન લેવું પડતું હતું.

અને જન્મભૂમિનું સ્મરણ થતું ત્યારે તેઓ સમ્રાટનાં આપેલાં સમસ્ત સન્માનોને તુચ્છ ગણી તેના તરફ ઘૃણા કરતા હતા. જન્મભૂમિના ખોળામાં રહીને તેમને અનંત યાતના ભોગવવી પડત તોપણ તેઓ પરદેશવાસ કરતાં સ્વદેશવાસમાં પોતાને વિશેષ સુખી માનત. પરદેશમાં પાદશાહની કૃપાથી તેમને સર્વ પ્રકારના ભોગવિલાસો મળતા હતા, તેઓ ઉત્તમ ભોજન કરી મૃદુ શય્યાપર શયન કરતા હતા, તોપણ તેમના હૃદયમાં શાંતિ અને સુખનું અસ્તિત્વ નહોતું. તેમને પાદશાહની આપેલી સંપત્તિ, રાજભોગ તથા સુંદર સુકોમળ શય્યા દુર્ગંધમય નરક તથા ભયંકર કંટકશય્યાસમાન લાગતાં હતાં. પાદશાહના આશ્રયની છાયાનીચે બેસીને ઉત્તમ ભોજનનું સેવન કરતાં કરતાં જ્યારે તેમને મરુભૂમિનો લુખોસુકો જુવારનો રોટલો, રાબડી વા ઘઉંની રોટલી યાદ આવતી ત્યારે તેઓ ભોજનનાં પાત્રો દૂર ફેંકી દઇ આસનપરથી ભૂખ્યાજ ઉઠી જતા હતા.

રાજા શૂરસિંહ જેવા પરાક્રમી હતા, તેવાજ તેઓ પ્રતિષ્ઠિત પણ હતા. તેમનાદ્વારા જોધપુરની શોભા અને સુંદરતા ઘણી વધી ગઇ હતી. તેમણે પોતાના નામથી અનેક કૂવા, વાવ, તળાવ, મંદિર વગેરે બંધાવ્યાં હતાં. આમાંની અનેક વસ્તુઓ અદ્યાપિ દૃષ્ટિગોચર થાય છે. તેમણે બંધાવેલાં સરોવર પૈકી 'શૂરસાગર' પ્રસિદ્ધ છે. મરુભૂમિમાં આ 'શૂરસાગર'નું મહત્ત્વ કાંઇ ઓછું ગણી શકાય નહિ. એ સરોવરમાંનું પાણી તેના તટપરના બાગ વગેરેમાં સીંચવામાં આવે છે.

મહારાજા શૂરસિંહે છ[1] પુત્રો અને સાત કન્યાઓ મૂકીને પરલોકવાસ કર્યો હતો. તેમના મરણ પછી તેમના જ્યેષ્ઠ પુત્ર ગજસિંહ ઇ૦ સ૦ ૧૬૨૦ માં તેમના સિંહાસનપર અધિષ્ઠિત થયા. ગજસિંહનો જન્મ લાહોરમાં થયો હતો. પિતાનું મૃત્યુ થયું તે વખતે તેઓ બુર્હાનપુરમાં હતા. તે સમયમાં દારાબખાં પાદશાહના પ્રતિનિધિતરિકે તેમના તંબુમાં આવ્યો અને તેણે તેમના મસ્તકપર મુકુટ મૂકી લલાટમાં રાજતિલક કર્યું તથા કમ્મરે સમશેર લટકાવી તેમના પિતાના નવકોટ મારવાડસિવાય તેમને ગુજરાતના 'સપ્તવિભાગ' [2]ઢુંઢાડમાં આવેલું ઝિલાય તથા અજમેરની નિકટ આવેલું મસુદા નગર પણ જાગીરમાં આપવામાં આવ્યાં. આ સર્વ પારિતોષિક ઉપરાંત તેમને એક બીજું મહાન સન્માન પણ પ્રાપ્ત થયું. આ સન્માન એ હતું કે પાદશાહે તેમને દક્ષિણની સુબેદારી આપી. વળી પૂર્વે રાઠોડોના અશ્વોપર પાદશાહી છાપ મારવામાં આવતી હતી, તે રદ કરવામાં આવી. આ નિયમ પ્રચલિત કરી મોગલપાદશાહે રાઠોડસામંતોનું એક ઘોર અપમાનમાંથી રક્ષણ કર્યું.[3]

બાલ્યાવસ્થાથીજ ગજસિંહ પિતાની સાથે દેશદેશાંતરમાં ભ્રમણ કરતા હતા, તેથી તેમના સદ્ગુણો તથા યુદ્ધકૌશલ્ય પ્રાપ્ત કરવાને તેઓ ભાગ્યશાળી થયા હતા. તેઓ દક્ષિણની સુબેદારીપર નિયત થઇ, આ સમસ્ત શ્રેષ્ઠ ગુણોનો પરિચય કરાવવા લાગ્યા. તેમની તીક્ષ્ણ સમશેરના આઘાતથી અનેક નગરો અને ગામો વશ થયાં. ખીડકીગઢ, ગોવલકોંડા, કોલિયા, પરનાલા, કંચનગઢ, આસેર તથા સતારા આ સર્વ નગરો માત્ર થોડાજ દિવસમાં ગજસિંહદ્વારા મોગલસામ્રાજ્યમાં જોડાઇ ગયાં. આ સર્વ સ્થાનોમાં તેમણે જે અસીમ વીરતા તથા યુદ્ધકૌશલ પ્રદર્શિત કરીને વિજય પ્રાપ્ત કર્યો હતો, તેથી પાદશાહે તેમનાપર પ્રસન્ન થઇ તેમને 'દલથંભન'ની ઉપાધિ આપી હતી. આ સર્વ યુદ્ધોમાં ગજસિંહના જ્યેષ્ઠ પુત્ર અમરસિંહે પણ તેમની સાથે રહીને અદ્ભુત વીરતા તથા રણદક્ષતા બતાવીહતી.

અનેક વિવાહની પ્રથાથી રાજવંશોનું મહા અનિષ્ટ થયું છે. જે રાજા વિલાસ અથવા પૂર્વ-

---

૧ શૂરસિંહના છ પુત્રોનાં નામઃ-ગજસિંહ (યુવરાજ), સબલસિંહ, વીરમદેવ, વિજયસિંહ, પ્રતાપસિંહ અને જસવંતસિંહ. તેમની પુત્રીઓના સંબંધમાં કાંઇ વૃત્તાંત ઉપલબ્ધ થતું નથી.

૨ અંબરનું આદ્ય અને પ્રાચીન નામ ઢુંઢાડ છે. અંબર વા જયપુર ઢુંઢાડ દેશની રાજધાની છે. પાશ્ચાત્ય ઇતિહાસવેત્તાઓ પૈકી અનેકોએ સ્વેચ્છાથી ઢુંઢાડ નામનો લોપ કરી તેને બદલે તેને તેની રાજધાનીના નામથી વિખ્યાત કર્યું છે. પ્રાચીન મેવાડ અને મારવાડને બદલે આપણને ઉદયપુર અને જોધપુર નામ યૂરોપીયન ઇતિહાસવેત્તાઓના આવા અયોગ્ય ઉલ્લેખને લીધેજ પ્રાપ્ત થાય છે.

૩ પોતાના અશ્વોપર આ પ્રકારની છાપ જોઇ રાઠોડો તેને પોતાનું ઘોર અપમાન થયેલું માનતા હતા. વીર કર્મના પ્રધાન સહાયક, અશ્વોની પીઠપર પાદશાહી છાપ જોઇ તેમનાં હૃદયમાં દાસત્વનું નિંદ્ય કલંક મૂર્તિમંત થતું હતું.

જેની પ્રાચીન પ્રથાને વશ થઈ અનેક સ્ત્રીઓ પરણે છે, તે પોતાને હાથેજ પોતાનું સત્યાનાશ વાળે છે. તેની સર્વ સ્ત્રીઓને રાજમાતા થવાની ઇચ્છા હોય છે, પોતાના પુત્રની વય વધવાની સાથે રાજમાતા થવાની ઇચ્છા પણ બળવતી થતી જાય છે અને આ બળવતી ઇચ્છાથી તે સર્વ ભાન ભૂલી જાય છે. તે રાજ્યના મંગળ કે અમંગળનો વિચાર કરી શકતી નથી;એટલુંજ નહિ પણ સ્વાર્થ સાધવાને માટે તે એટલી અંધ અને ઉન્મત્ત બની જાય છે કે જો તેના હિતના માર્ગમાં રાજા આવે તો તેનો પણ તે વિષ અથવા બીજા ઉપાયથી નાશ કરી નાખે છે. પોતાના પિતાનું અનુકરણ કરી જહાંગીરે પણ રાજપૂતકુલની બે સ્ત્રીઓનું પાણિગ્રહણ કર્યું હતું. આ સંબંધને લીધે રાજપૂતોને પાદશાહનાં કાર્યોમાં હસ્તક્ષેપ કરવાનો અવસર મળતો હતો. રાઠોડવંશી સ્ત્રીના ગર્ભથી તેને પર્વેઝ[1] નામનો એક પુત્ર થયો હતો. આ પર્વેઝ તેના સર્વ પુત્રોથી જ્યેષ્ઠ[2]અને સિંહાસનનો અધિકારી હતો; કિંતુ અંબરરાજની પુત્રીના ગર્ભથી ખુર્રમ[3] નામનો જે પુત્ર જહાંગીરને થયો હતો, તે પર્વેઝનો ઘોર શત્રુ થઇ પડયો. પિતાનું સિંહાસન હસ્તગત કરવાની તેને પ્રબળ ઇચ્છા હતી. તે પોતાનો સ્વાર્થ સાધવાને માટે યોગ્ય અવસરની પ્રતીક્ષા કરવા લાગ્યો. જો કે ખુર્રમ નાનો હતો, તોપણ તે પર્વેઝ કરતાં ગુણ અને બુદ્ધિમાં મોટો હતો. તે નિપુણ અને સાહસિક યોદ્ધા હતો; તેમજ માણસનું મન આકર્ષી શકે એવા સર્વ ગુણોથી તે અલંકૃત હતો. આજ કારણથી તે અનેક માણસોનો પ્રીતિભાજન થયો હતો.સુભાગ્યે તેને યોગ્ય મિત્રો અને સલાહકારોની સહાય પણ પ્રાપ્ત થઇ. તેજસ્વી સિસોદિયા વીર ભીમસિંહે અને વિખ્યાત સેનાપતિ મહોબતખાંએ[4] તેના મહાન ગુણોથી મોહિત થઇ તેનો પક્ષ ગ્રહણ કર્યો અને તેમણે તેને સિંહાસનની પ્રાપ્તિ કરી અપાવવામાં સહાય કરવાની પ્રતિજ્ઞા લીધી.તેમની સલાહ અને સહાયથી ઉત્સાહિત થઇને ખુર્રમ પોતાની અભીષ્ટ સિદ્ધિના માર્ગમાં બાધારૂપ પર્વેઝનો વધ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મોગલસેના લઇને ખુર્રમ જે સમયે દક્ષિણમાં ગયો, તે સમયથી તેનું ભાગ્યાકાશ ધીમે ધીમે સ્વચ્છ થવા લાગ્યું અને તેની કાર્યસિદ્ધિના માર્ગમાંના કંટકો ધીમે ધીમે એક પછી એક દૂર થવા લાગ્યા. આજસુધી તે કેવળ કલ્પનારાજ્યમાં ખેલતો હતો; પરન્તુ હવે તે યથાર્થ કાર્યક્ષેત્રમા ઉતર્યો. મારવાડના રાજા ગજસિંહનો મરતબો શહેનશાહના દરબારમાં વધ્યો હતો અને તે આ વખતે ખુર્રમની સાથે દક્ષિણમાંજ હતો. સુલતાન ખુર્રમે તેની આગળ પોતાનો મનોભાવ પ્રદર્શિત કર્યો અને પોતાનો ઉદ્દેશ પાર પાડવાને માટે તેની સહાય માગી. પોતાના પ્રેમપાત્ર પર્વેઝની ભાવી દુર્દશા અને પાદશાહે કરેલા અનંત ઉપકારો લક્ષમાં લઇને ગજસિંહે કોઇપણ પ્રકારે ખુર્રમની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ. તેની અસંમતિ અને તટસ્થતા જોઇને ખુર્રમ નિરાશ થયો ખરો; પરંતુ પોતાના જ્યેષ્ઠ બંધુને પોતાના માર્ગમાંથી દૂર કરવાનો પ્રયત્ન તેણે સતત ચાલુજ રાખ્યો.

ગોવિંદદાસ[6] નામનો એક ભાટીરાજપૂત મારવાડના વિદેશી[7] સામંતોપૈકી એક હતો.ગજસિંહ તેનાપર વિશેષ વિશ્વાસ મૂકતા હતા અને સર્વ બાબતોમાં તેની સંમતિ લેતા હતા. આ પ્રસંગે

---

૧ પર્વેઝ નહિ પણ ખુર્રમ

૨ તે જ્યેષ્ઠ શાહજાદો નહોતો પણ ખુશરૂથી નાનો હતો.

૩ અંબરરાજની પુત્રીના ગર્ભથી ખુર્રમનો નહિ, પરંતુ ખુશરૂનો જન્મ થયો હતો; પરંતુ તે પોતાના પિતાની ઇચ્છાવિરુદ્ધ વર્તન કરતો હતો, તેથી તેને કેદ કરી પર્વેઝને તેને સ્થાને સ્થાપિત કરવામાં આવ્યો હતો.

૪ કર્નલ ટૅાડ જણાવે છે કે મહોબતખાં સિસોદીઆકુલાંગાર સગરજીનો પુત્ર હતો. તે પોતાના ધર્મનો ત્યાગ કરી મુસલમાન બન્યો હતો અને તેણે પોતાનું રાજપૂત નામ ત્યજી મહોબતખાં નામ રાખ્યું હતું; પરંતુ જહાંગીરના જીવનચરિત્રપરથી જણાય છે કે તે કાબૂલના રહીશ ગયુરબેગ નામના મુસલમાનનો પુત્ર હતો અને તેનું મૂળ નામ જમાના બેગ હતું. કર્નલ ટૅાડે ભૂલ કરી છે.

૫ મોહબતખાં પ્રથમતો ખુર્રમનો શત્રુ હતો. ઇ૦ સ૦ ૧૬૨૪ માં જ્યારે પ્રથમ વાર ખુર્રમે વિદ્રોહ કર્યો ત્યારે બાદશાહની આજ્ઞાથી મહોબતખાં પર્વેઝની સાથે તેનું દમન કરવાને ગયો હતો અને એ સમયથી લઇ મહોબતખાં ખુર્રમનો મહા પ્રચંડ શત્રુ હતો; છતાં અંતે જહાંગીરના મૃત્યુની એક વર્ષ પૂર્વે ખુર્રમની સાથે મળી ગયો હતો. જહાંગીરનું મૃત્યુઇ૦ સ૦ ૧૬૨૬ માં થયું હતું.

૬ ગોવિંદદાસ તો મરણ પામ્યો હતો. શૂરસિંહના જીવનકાળમાંજ તેનું ઘણા સમયથી મૃત્યુ થયું હતું.

૭ તે વિદેશી નહોતો, પરંતુ દેશી હતો.

ખુર્રમે તેની સહાય માગી અને તેને ગજસિંહના હાથમાંથી છોડાવી પોતાના હાથમાં લેવાનોબહુ બહુ યત્ન કર્યો; પરંતુ ઉક્ત ભાટીસરદારની આગળ તેનું કાંઇ પણ ચાલ્યું નહિ. તેણે તેની એક પણ વાત ઉપર લક્ષ્ય આપ્યું નાહ. આથી ખુર્રમ તેનાપર અત્યંત ક્રોધિત થયો. એક ક્ષુદ્ર ઉપસામંત હોવા છતાં પણ તેણે શાહજાદાની ઇચ્છાને માન આપ્યું નહિ, એ શું શાહજાદાનું જેવું તેવું અપમાન કહેવાય ! ખુર્રમ આ અપમાનનો બદલો લેવાને માટે વ્યાકુળ બન્યો અને તેનો વધ કરવાને માટે તેણે કિશનસિંહ નામના એક રાજપૂતને નિયત કર્યો. કિશનસિંહે[1] આ દુષ્ટ કાર્ય માત્ર થોડાજ દિવસમાં પાર પાડયું. આથી ગજસિંહને અત્યંત દુઃખ થયું. ખુર્રમનું આ દુરાચરણ જોઇ તેનાપ્રત્યે તેને અત્યંત દારુણ ઘૃણા ઉત્પન્ન થઇ. ત્યાર પછી પાદશાહની સેવા કરવામાં તેમનું ચિત્ત લાગ્યું નહિ. વિકટ ઘૃણા અને રોષથી તેમનું હૃદય અત્યંત વ્યાકુળ થઇ ગયું અને તેઓ પોતાની સેનાને દક્ષિણમાંજ મૂકીને પોતાના દેશમાં ચાલ્યા આવ્યા.

આ ઘટના બન્યા પછી થોડાજ દિવસોમાં હતભાગી પર્વેઝ ખુર્રમના હિંસાગ્નિમાં પતંગની પેઠે બળીને ભસ્મ થયો;[2] છતાં હજી તેની અભીષ્ટ સિદ્ધિના માર્ગમાં એક કંટક શેષ રહ્યો હતો અને તે કંટક તેનો જન્મદાતા પાદશાહ જહાંગીર હતો. તેને પદભ્રષ્ટ કરવાથીજ તેનું કાર્ય સિદ્ધ થવાનો સંભવ હતો. ખુર્રમે આ દુષ્ટ કાર્ય પાર પાડવાનો પણ નિશ્ચય કર્યો અને એક બળવાન સેના એકત્રિત કરી તે યોગ્ય સંધિની પ્રતીક્ષા કરવા લાગ્યો.તેનો આ ભયંકર મનોભાવ શીઘ્ર પાદશાહના જાણવામાં આવ્યો. પોતાના પુત્રનો આ પરમ નિંદનીય મનોભાવ જ્ઞાત થતાં પાદશાહના શોકનો પાર રહ્યો નહિ. તેને સ્વપ્નમાં પણ એવી કલ્પના આવી નહોતી કે ખુર્રમ આ પ્રકારની પિતૃભક્તિનો પરિચય કરાવશે ! તે વિષમય સંકટમાં ફસાયો. એક તરફ તેના જીવન અને સન્માનનો પ્રશ્ન હતો અને બીજી તરફ સમસ્ત હિંદુસ્થાનનાં સુખ અને શાંતિનો પ્રશ્ન હતો. તેનું જીવન અને સન્માન તથા હિંદુસ્થાનનું સુખ અને શાંતિ એ સર્વ ભયમાં આવી પડયાં હતાં. આ સંકટમાંથી મુક્ત થવાને માટે તેણે રાજપૂતરાજાઓની સહાય માગી. રાજપૂતરાજાઓપર પાદશાહી ફરમાન મોકલવામાં આવ્યું. આ ફરમાન પ્રાપ્ત થતાંની સાથે મારવાડ, અંબર, કોટા અને બુંદીના રાજાઓ પોતપોતાની સેના લઇ પાદશાહને સહાય કરવાને માટે આવી ઉભા રહ્યા.

આ ભયાનક ગૃહકલહનું દમન કરવાને માટે રાઠોડરાજ ગજસિંહે સૌથી અધિક ઉત્સાહ દર્શાવ્યો. વિદ્રોહી દલને નિકટ આવેલું જોઇ પાદશાહ અત્યંત ભયભીત થયો હતો, પરંતુ ગજસિંહનાં ઉત્સાહપ્રદાયક તથા ધૈર્યપ્રદ વચનોથી તેનું હૃદય અધિકાંશે શાંત થયું. રાઠોડરાજપર તે એટલો પ્રસન્ન થયો કે તેણે તેમના હાથની સાથે પોતાનો હાથ મેળવ્યો; એટલુંજ નહિ પરંતુ તેને ચુંબન પણ કર્યું. વિદ્રોહી પુત્રનું દમન કરવાને માટે પાદશાહે ઉક્ત સર્વ રાજપૂતરાજાઓને તેની સામે જવાને કહ્યું.[3] પાદશાહની આજ્ઞાનુસાર સર્વ રાજપૂત રાજાઓ પોતપોતાની સેના લઇ કુચ કરવા લાગ્યા.બનારસની નિકટ તેમણે ખુર્રમના દલને જોયું. હવે પાદશાહે સમસ્ત સૈન્યને શ્રેણીબદ્ધ કરવાની આજ્ઞા કરી અને અંબરાધિપતિ મીર્જારાજાને તેનો સેનાપતિ બનાવ્યો.[4]ગજસિંહને બદલે અંબરાધિપતિને જહાંગીરે આ સન્માન શામાટે આપ્યું તેનું ગૂઢ કારણ કાંઈ સમજાતું નથી. કેટલાક લોકો જણાવે છે કે ખુર્રમ કુશાવહ કુળની સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયો હતો અને મીર્જારાજા પણ કુશાવહ હતો. આથી ખુર્રમપર તેનો અધિક અનુરાગ હોવાનો સંભવ હતો, માટે જો આ પ્રસંગે તેને ઉક્ત સન્માન ન આપવામાં આવે તો તે કદાચ પાછ-

---

૧ આ કિશનસિંહદ્વારા કિશનગઢની સ્થાપના થઇ. કિશનસિંહે ગોવિંદદાસનો વધ કરી પોતાના વસાવેલા કિશનગઢમાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી. કિશનસિંહના વંશજો હાલમાં બ્રિટિશ સરકારના માંડલિક છે.

૨ જહાંગીરના જીવનચરિત્રમાં પર્વેઝ દક્ષિણમાં માર્યો ગયો હતો, એવો ઉલ્લેખ છે. આસમયે ખુર્રમ સિંધમાં નાસતો ફરતો હતો અને પર્વેઝના મૃત્યુની હકિકત સાંભળી કાઠિયાવાડમાં થઇ દક્ષિણમાં ગયો હતો.

૩ આ યુદ્ધમાં પાદશાહ નહોતો, પર્વેઝ હતો.

૪ આ યુદ્ધમાં સમસ્ત સેનાનો અધિપતિ શાહજાદા પર્વેઝ હતો અને તેનો ગાર્ડિયન મહોબતખાં હતો.હરાવ

ળથી વિદ્રોહીના પક્ષમાં મળી જાય એવા ભયથી પાદશાહે પ્રથમથીજ તેનું મુખ બંધ કરી દીધું. મારવાડના ભટ્ટગ્રંથો ઉપરથી વિદિત થાય છે કે અંબરરાજ સર્વ રાજાઓ કરતાં અધિક સૈનિકો લઇ ગયો હતો, તેથી પાદશાહે તેને વડો અધિપતિ બનાવ્યો હતો. તે ગમે તેમ હો, પરંતુ પાદશાહે તેને સેનાધિપતિ બનાવ્યો તેથી તેનું એક વિષમય ફળ પણ તેને ચાખવું પડયું. તેજસ્વી ગજસિંહે આથી પોતાનું અપમાન થયેલું માન્યું અને તેમણે પોતાની ધ્વજા નમાવી પાદશાહના સૈન્યથી પોતાની સેના પૃથક્ કરી; તેમજ દૂર જઇ પોતાની જૂદી છાવણી નાખી. તેમણે તટસ્થ રહીને ગુપચુપ રણરંગ જોવાનો વિચાર કર્યો હતો; પરંતુ તેમની ઇચ્છા ફળીભૂત થઇ નહિ. તેજસ્વી સિસોદીઆ વીર ભીમસિંહનાં તીવ્ર વાકયબાણોથી મર્માહત થઇ અંતે તેઓ પાદશાહના સૈન્યમાં ભળ્યા. ભીમસિંહે રાઠોડરાજ ગજસિંહને આ પ્રકારે ઉત્તેજિત ન કર્યા હોત તો તેઓ તટસ્થ રહીને મૌન ધારણ કરી રણરંગ જોયા કરત. શાહજાદા ખુર્રમને અવશ્ય તેજ દિવસે ભારતવર્ષનો રાજમુકુટ પ્રાપ્ત થાત; પરંતુ વિધાતાએ અદશ્યરીતે વૃદ્ધ પાદશાહની આ દારુણ અપમાનમાંથી રક્ષા કરી.

ભીમસિંહે એક પત્રદ્વારા ગજસિંહને જણાવ્યું હતું કે કાં તો ખુર્રમના પક્ષનું અવલંબન કરો અને નહિ તો તેની વિરુદ્ધ સમશેર ગ્રહણ કરીને તમારા પરાક્રમનો પરિચય કરાવો. આ પત્રના એક એક અક્ષરે એક એક વિષમય તીક્ષ્ણ શરની પેઠે રાઠોડરાજનું હૃદય વીંધી નાખ્યું. આ વચનબાણ તેમને એટલાં અસહ્ય લાગ્યાં કે, તેના કરતાં શત્રુના શસ્ત્રપ્રહાર પણ સારા! પાદશાહે જે અપમાન કર્યું હતું તેને તેઓ ઉક્ત વચનોના પ્રહારથી વિસરી ગયા અને તેમણે પોતાની ધ્વજા ઉંચી કરી પરમ ઉત્સાહસહિત પાદશાહના સૈન્યની સાથે મળી વિદ્રોહીઓપર આક્રમણ કર્યું. તેમના પરમ ઉત્સાહ અને વીરતાથી ઉત્સાહિત થઇ રાઠોડો તથા ઇતર સૈનિકો પ્રાણાંતપર્યંત યુદ્ધ કરવા લાગ્યા. તેજસ્વી ભીમસિંહ આ યુદ્ધમાં માર્યા ગયા. ગોવિંદદાસના મૃત્યુનું વૈર વળ્યું અને પ્રચંડ વિદ્રોહાનલ શાંત થયો. હતભાગી ખુર્રમનો સર્વ પરિશ્રમ વ્યર્થ થયો અને તે પરાજિત થઇને રણભૂમિમાંથી નાસી ગયો.

આ સમયે શૂરવીર રાજા ગજસિંહે જે પરાક્રમ દર્શાવ્યું, તેથી તેમનું સન્માન અને ગૌરવ અધિકતર વૃદ્ધિંગત થયું; પરંતુ શોકની વાત છે કે તેઓ આ વખત તેનો ઉપભોગ લઇ શકયા નહિ સં૦૧૬૯૪ (ઇ૦સ૦૧૬૩૮) માં તેઓ ગુજરાતમાં થયેલા એક યુદ્ધમાં માર્યા ગયા.[1] પાદશાહની આજ્ઞાનું પાલન કરવાને અથવા પોતાના રાજ્યના દક્ષિણ ભાગના લૂંટારાઓનો નાશ કરવાને માટે તેમણે સમશેર ધારણ કરી હતી કે કેમ, તે વિષે કાંઇ ઉલ્લેખ ભટ્ટગ્રંથોમાં ઉપલબ્ધ થયો નથી. ગજસિંહ રાઠોડકુળના એક યોગ્ય રાજા હતા. તેઓ ભારતવર્ષના સુપ્રસિદ્ધ રાજાઓની નામાવલીમાં પોતાનું નામ અમર કરી ગયા છે.તેમણે અમર અને જસવંત નામના બે પુત્રો મૂકી પરલોકવાસ કર્યો.તેમને અચળ નામનો એક ત્રીજો પુત્ર પણ થયો હતો; પરંતુ તે બાલ્યાવસ્થામાંજ મરણ પામ્યો હતો.

રાજપૂતો સ્વભાવથીજ પ્રાચીન સંસ્કારના પૂજક હોય છે. તે છતાં પણ તેઓ કદિ પોતાના પૂર્વજોના આચારવિચાર વિરુદ્ધ વર્તન કરે છે. તેમના સમાજમાં કોઇ કોઇ વખત ઉત્તરાધિકારની પ્રણાલીમાં ફેરફાર થયેલો જોવામા આવે છે. રાઠોડકુળના ઇતિહાસમાં આપણે આવાં બે ઉદાહરણો જોયાં છે અને આ વખતે ત્રીજું ઉદાહરણ જોવાનો પ્રસંગ આવ્યો છે. ગજસિંહનો જ્યેષ્ઠ પુત્ર અમર હતો, તેથી ઉત્તરાધિકારની પ્રાચીન પ્રથાઅનુસાર તેજ રાજસિંહાસનનો યોગ્ય અધિકારી હતો; પરંતુ ગજસિંહે તેનો હક્ક રદ કરી જસવંતસિંહને પોતાના સિંહાસનપર અધિષ્ઠિત કર્યો. જ્યેષ્ઠ પુત્ર વિદ્યમાન હોવા છતાં પણ ગજસિંહે પોતાના નાના પુત્રને સિંહાસનપર બેસાડયો, તેનું એક વિશેષ કારણ છે અને તે એ છે કે અમરસિંહ ઉદ્ધત અને ઉગ્ર સ્વભાવનો હતો. આ કારણથી રાજ્યના પ્રાયઃ સર્વ માણસો તેને ચાહતા નહોતા. તેનામાં રાજોચિત એવો કોઇ પણ ગુણ નહોતો કે જેની સહાયથી તે પચાસ હજાર રાઠોડોની ઉપર રાજ્ય કરી શકે. તે છતાં પણ તે અસાહસિક અને પરાક્રમરહિત નહોતો. તેની તેજસ્વિતા અને પરાક્રમની આગળ તેના શત્રુઓ તૃણવત્ બનીને ભસ્મ થતા

અથવા સેનાના અગ્રભાગનો સેનાપતિ જયસિંહ હતો. આથી ગજસિંહને ખોટું લાગ્યું હતું; કારણ કે રાઠોડોનો અગ્રભાગે રહેવાનો રિવાજ હતો.

[1] આ વાત પણ અસત્ય છે. મહારાજા ગજસિંહ તો આગ્રામાં સંવત ૧૬૯૪ ના જેઠ સુદ ૧૩ ને દિવસે મંદવાડ ભોગવીને મરણ પામ્યા હતા.

હતા. ગજસિંહે દક્ષિણમાં જે જે યુદ્ધો કર્યાં હતાં, તે સર્વમાં અમરસિંહે પોતાનું અપૂર્વ પરાક્રમ દર્શાવી આપ્યું હતું. અમરસિંહ યુદ્ધમાં આગેવાનીભરેલો ભાગ લેતો હતો. તે નીડર અને રણચતુર હતો. જેમનો સ્વભાવ એના સ્વભાવને મળતો આવતો હતો, તે સર્વ જણે એની સાથે મિત્રતા બાંધી હતી; છતાં તે મોટા અને બળવાન માણસોની સાથે ઉદ્ધતાઈ કરીને લડાઇટંટા કરવા લાગ્યો તથા જેનું તેનું અપમાન કરવા લાગ્યો. તે કારણથી પ્રજાહિતેષી રાજા ગજસિંહે પોતાની પ્રજાના કલ્યાણને માટે ઉદ્ધત અમરસિંહનો સિંહાસન ઉપર અભિષેક કર્યો નહિ.

સંવત ૧૬૯૦ ના વૈશાખ માસમાં એક દિવસ ગજસિંહે મારવાડના સમસ્ત સામંતો અને મિત્રોની સાથે સભામાં બેસીને પોતાના જ્યેષ્ઠ પુત્ર અમરસિંહને પોતાના ઉત્તરાધિકારના પદપરથી ચ્યુત કર્યો.

આ પ્રકારનું શોચનીય કાર્ય રાજપૂતોદ્વારા ક્વચિત્‌જ થાય છે. અંત્યેષ્ટિસંસ્કારની પ્રાય: સમસ્ત ક્રિયાઓ આ પ્રસંગે કરવામાં આવે છે. જે દિવસે આવી શોચનીય ઘટના બને છે, તે દિવસને સમસ્ત રાજપૂતો શોકનો દિવસ માને છે. ગજસિંહે પોતાના જ્યેષ્ઠ પુત્રને ઉત્તરાધિકારના પદપરથી ચ્યુત કર્યો તે પ્રસંગનું વર્ણન આ પ્રમાણે છે:—" ગજસિંહ ઉચ્ચ સિંહાસનપર વિરાજમાન થયા છે અને તેમની બન્ને બાજુએ રાજ્યના સામંતો પોતપોતાની પદવીઅનુસાર વિરાજ્યા છે. સામે કાંઇક જમણી બાજુ તરફ અમરસિંહ ઉભો છે. સર્વ સભાસદો નિ:સ્તબ્ધ અને નિ:શબ્દ છે. સભાજનો વિસ્મિત થઇ રાજાના ગંભીર તથા તેજોમય મુખ તરફ નિહાળી રહ્યા છે. સર્વ તેમની આજ્ઞા સાંભળવાને ઉત્સુક થઇ રહ્યા છે. થોડીવાર પછી તે ગંભીર નિ:સ્તબ્ધતાનો ભંગ કરી રાજા બોલ્યા: " અમરસિંહને ઉત્તરાધિકારના પદપરથી ચ્યુત કરવામાં આવ્યો છે. હવે તે ભવિષ્યમાં રાજા થઇ શકશે નહિ. મારવાડનો ઉત્તરાધિકાર એના કનિષ્ઠ બંધુને સમર્પિત કરવામાં આવ્યો છે. અમરસિંહને દેશપાર કરવામાં આવે છે, માટે હમણાંજ તેણે મારવાડ છોડીને ચાલ્યા જવું "[1] આ કઠોર આજ્ઞા થતાંની સાથેજ દેશપાર માટેનાં વસ્ત્રાદિ લાવવામાં આવ્યાં. અમરસિંહે સર્વ વસ્ત્રો પરિધાન કર્યાં આ સર્વ વસ્ત્રો કાળા રંગનાં હતાં. કાળો પાયજામો, કાળો અંગરખો, મસ્તક ઉપર કાળા રંગની ટોપી અને ઢાલ તથા તલવાર પણ કાળી હતી. ત્યાર પછી તેની આગળ એક કાળા રંગનો અશ્વ આવ્યો. તે અશ્વપર આરૂઢ થઇને અમરસિંહ શીઘ્ર ત્યાંથી ચાલ્યો ગયો. તેણે કોઇની તરફ એકવાર પણ દૃષ્ટિપાત કર્યો નહિ, તેમજ કોઇને પોતાની સાથે આવવાને પણ કહ્યું નહિ. "

તેજસ્વી અમરે કોઇની પણ સહાયની અપેક્ષા કરી નહિ, તોપણ તેને પોતાના દેશમાંથી એકલા જવું પડયું નહિ. જે સામંતો અને બીજા લોકો તેને ભાવી રાજાતરીકે ગણીને તેનાપ્રત્યે આદરની દૃષ્ટિથી જોતા હતા, તે સર્વ એકદમ રાજસભામાંથી વિદાય લઇને તેની સાથે ગયા. અમર આ સર્વ વિશ્વાસુ સરદારોની સાથે મારવાડથી બહાર નીકળી પાદશાહની સભામાં પહોંચ્યો. પાદશાહે તેને થયેલી દેશનિકાલની સજા મંજુર રાખી હતી, તોપણ તેણે તે નિરાશ્રય રાજકુમારને પોતાને શરણે આવેલો જોઇ તેનાપ્રત્યે દયા દર્શાવી અને તેને એક સેનાના સેનાપતિપદપર નિયુક્ત કર્યો. અમર પરાક્રમી અને રણદક્ષ પુરુષ હતો. થોડાજ દિવસમાં પાદશાહ તેનાપર અત્યંત પ્રસન્ન થયો અને તેને ત્રણ હજાર સૈનિકોનો મનસબદાર બનાવી " રાવ " ની ઉપાધિ આપી તથા નાગોર જીલ્લો તેને અર્પણ કર્યો. આ સર્વ સન્માનને પ્રાપ્ત થઇ રાઠોડ અમરસિંહ અત્યંત ઉગ્ર સ્વભાવનો થઇ ગયો. આ ઉગ્ર સ્વભાવજ તેનો કાળરૂપ નિવડયો. જે ઉગ્ર અને ક્રોધી સ્વભાવને લીધે તે રાજ્યથી વંચિત થયો હતો, તેને લીધેજ અંતે તે અકાળમૃત્યુને પ્રાપ્ત થયો. ઉન્નતિને પ્રાપ્ત થયા પછી તે પોતાના કર્તવ્યમાં ઘણો બેદરકાર બન્યો. તે એટલે સુધી કે વ્યાઘ્ર, વરાહ આદિ જાનવરોના

[1] અમરસિંહને આ પ્રકારની થયેલી દેશનિકાલની સજા ઇતિહાસદ્વારા પ્રમાણિત થતી નથી. મહારાજા ગજસિંહે જસવંતસિંહની માતાના કહેવાથી અમરસિંહને રાજ્યથી વિમુખ કરી પ્રથમથીજ પાદશાહને ત્યાં નોકરીમાં રખાવી દીધો હતો. તેમણે પોતાના મૃત્યુ પૂર્વે થોડા દિવસપર તેને લાહોરમાં બોલાવ્યો હતો, ત્યારે પણ તેને જુદો રાખ્યો હતો. તેની મા, તેની સ્ત્રીઓ અને તેનાં સંતાનોને જોધપુરથી દૂર કરી પાદશાહની આપેલી જાગીરમાં મોકલી દેવામાં આવ્યાં હતાં.

શિકારમાં મગ્ન રહી તે એક પખવાડીઆ સુધી પાદશાહની સભામાં ગેરહાજર રહ્યો. આ ગેરહાજરીને માટે શાહજહાને તેને ધમકી આપી અને દંડનો ભય દર્શાવ્યો; પરંતુ તેજસ્વી અમરસિંહ તેથી કિંચિત્ પણ ભયભીત થયો નહિ. તેણે ધીર અને અકંપિત સ્વરથી પાદશાહના મુખપરજ જવાબ આપ્યોઃ-"હું શિકાર કરવાને બહાર ચાલ્યો ગયો હતો, તેથી અહીં આવી શક્યો નહિ." પછી તે પોતાની સમશેરને સ્પર્શ કરીને બોલ્યોઃ-"આપ દંડ કરવાની ઇચ્છા રાખો છો તો કરો, કેવળ આ મારી તલવારજ મારૂં ધન છે."

અમરસિંહનાં આ નીડર અને તેજસ્વી વચનો સાંભળી પાદશાહ અત્યંત ક્ષુભિત થયો અને તેણે તેનો દંડ કર્યો.પછી તેણે તે દંડ વસુલ કરવાને માટે બક્ષી સલાબતખાંને[1] તેની પાસે મોકલ્યો. બજાનચી સલાબતખાં અમરને ઘેર ગયો અને કટુ વચનથી તેની પાસે દંડ માગ્યો. તેના આવા અયોગ્ય વર્તનથી અમર અત્યંત ક્રોધિત થયો અને તેણે તેને પોતાની આગળથી ચાલી જવાને કહ્યું; તેમજ દંડ આપવાનો સાફ ઇન્કાર કર્યો. પોતાના કર્મચારીના થયેલા અપમાનથી પાદશાહે ખુદ પોતાને અપમાન થયેલું ગણ્યું અને તેણે તરતજ અમરને બોલાવી મંગાવ્યો. અમર તત્કાળ દિવાને-ખાસમાં[2] પાદશાહની પાસે ગયો. દૂરથીજ તેણે પાદશાહના ડોળા રાતા થયેલા જોયા. સલાબતખાં પાદશાહની સામે દિકર જોડીને ઉભો હતો. આ દૃશ્ય જોઇ અમરનું હૃદય ક્રોધાવેશથી થરથર કંપવા લાગ્યું, તેની નસેનસમાં ઉષ્ણ રક્ત દોડવા લાગ્યું અને તેનાં રોમે રોમમાંથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો. તે મનમાં બોલ્યો કેઃ-"પાદશાહેજ મારો તિરસ્કાર કર્યો છે, મને ગાળો ભાંડી છે અને મારો દંડ કર્યો છે, માટે સર્વ ઉપદ્રવોનું મૂળ એજ છે." આવો વિચાર કરી તે પાંચ હજારી, સાત હજારી મનસબદાર, સરદારો તથા ઉમરાવોની વચ્ચે થઇને શીઘ્ર સમ્રાટની પાસે પહોંચી ગયો. પાદશાહે ધાર્યું કે તે કાંઇ બોલશે; પરંતુ તેણે તો એકદમ છલંગ મારીને સલાબતખાંપર આક્રમણ કર્યું અને તેના હૃદયમાં કટાર ઘોંચી દીધી. પછી તેણે પોતાની સમશેર ખેંચી પાદશાહપર આક્રમણ કર્યું; પરંતુ પાદશાહના સૌભાગ્યથી તે તલવાર તખ્તની સાથે અથડાઇને નીચે તૂટી પડી. પાદશાહ ભયભીત થઈ સિંહાસન છોડી મહાલયની અંદર નાસી ગયો. રાજસભામાં મહા હાહાકાર પ્રવર્તી રહ્યો. અમરની સંહારક મૂર્તિ જોઈ સર્વ માણસો ભયથી ચારે તરફ નાસવા લાગ્યા, તેની પ્રચંડ સમશેર વિદ્યુતની પેઠે ચમકારા મારતી ચારે તરફ ઘુમવા લાગી. અમરસિંહને સારામાઠાનો વિચાર રહ્યો નહિ. તેણે જેને પોતાની સામે જોયો તેનાપર આક્રમણ કર્યું. આ પ્રમાણે તેણે પાંચ ઉચ્ચ પદાધિકારી મોગલસેના-પતિઓને મારી નાખ્યા. રક્તની ધારાથી સમસ્ત સભામાં કિચડ થઇ ગયો. તે છતાં પણ તે રાઠોડ વીરનું હૃદય શાંત થયું નહિ. તેને રોકવાનો બીજો કોઇ પણ માર્ગ નહિ જોઈ તેના સાળા અર્જુન ગોડે તેને નમ્ર વચનોથી શાંત પાડયો અને પછી યુક્તિથી તેનાપર શસ્ત્રપ્રહાર કર્યો. જો કે આ શસ્ત્ર-પ્રહારથી અમર પૃથ્વીપર તૂટી પડયો, તોપણ જ્યાંસુધી તેના શરીરમાં દમ રહ્યો ત્યાંસુધી તે સતત સમશેર ચલાવતો રહ્યો. અંતે તે રક્તશય્યામાં અનંતકાળને માટે સૂઇ ગયો.

અમરના આ ભયંકર અને શોચનીય મૃત્યુનું વૈર લેવાને માટે તેના સામંતોએ[3] પ્રાણાંત સુધી

---

૧ સલાબતખાં બક્ષી હતો. બક્ષીનું કાર્ય કેવળ પગાર વહેંચવાનુંજ નહોતું; પરંતુ હિસાબીખાતાંપર દેખરેખ રાખવાનું પણ હતું. તેનું પદ અતિ સન્માનનીય હતું, પરંતુ તેમાં જાનનો જોખમ ઘણો રહેતો હતો. ખાસકરીને અમરસિંહની પાસે મુછનો વાળ હાલે તો વૈર લેવાને તૈયાર થાય એવા ઉગ્ર સ્વભાવના પ્રચંડ યોદ્ધાઓ હતા તેથી તેનું પદ ઘણું જોખમભરેલું થઈ પડયું હતું. સલાબતખાંની સાથે અમરસિંહને વેર હતું અને તેનું કારણ સલાબતખાં પાદશાહની વિશ્વાસપાત્ર સેવા બજાવતો હતો તેજ કદાચ હશે; પરંતુ કર્નલ ટૅાડની આ વાત માન્ય નહિ કરતાં હિંદી અનુવાદક જણાવે છે કે અમરસિંહે પાદશાહને પરબારો મુજરો કર્યો હતો, તેથી સલાબતખાંએ નારાજ થઇને તેનું અપમાન કર્યું હતું અને તેને 'ગમાર' કહ્યો હતો. આથી રૂષ્ટ થઇ અમરસિંહે પોતાની કટારથી તેને મારી નાખ્યો. સત્ય વાત આજ છે, બીજી સર્વ કવિઓની અતિશયોક્તિ છે.

૨ આ ઘટના દિવાને ખાસમાં બની નહોતી. શાહજહાંનની તવારિખઅનુસાર આ ઘટના સંવત ૧૭૦૧ ના શ્રાવણ સુદ ૩ને દિવસે શાહજાદા દારા શિકોહની હવેલીમાં બની હતી. આ હવેલીમાં પાદશાહ થોડા દિવસ થયાં કોઇ ખાસ કારણવશાત્ રહેતો હતો.

૩ અમરસિંહના સરદારો અર્જુનગોડપર વેર લેવાને માટે તેના મકાન તરફ જતા હતા; પરંતુ એટલામાં પાદશાહની સેના આવી પહોંચવાથી તેની સાથે યુદ્ધ થયું.

મોગલોનો સંહાર કરવાની પ્રતિજ્ઞા કરી. તેમણે કેસરી વસ્ત્રો પરિધાન કરી પ્રચંડ વેગથી મોગલો ઉપર આક્રમણ કર્યું. ચાંપાવત ગોત્રના બલ્લૂ અને કૂંપાવત ગોત્રના ભાઉ નામના બે તેજસ્વી રાજપૂતો તે સેનાના સેનાપતિ થયા. જોતજોતામાં કેટલાક રાજપૂતોની પ્રચંડ વીરતાથી લાલ કિલ્લાની અંદર પુષ્કળ રક્તપાત થવા લાગ્યો. અસંખ્ય યુદ્ધવિશારદ યવન સૈનિકો આવીને રાજપૂતો ઉપર આક્રમણ કરવા લાગ્યા. અસ્ત્રશસ્ત્રના ઝણકાર અને વીરોના સિંહનાદથી સમસ્ત આગ્રા ગુંજી રહ્યું. અસંખ્ય મોગલસનિકોથી મુઠ્ઠીભર રાજપૂતોએ અંતે પરાજિત થઇને પ્રાણત્યાગ કર્યો. ત્યાર પછી અમરની વિવાહિતા સ્ત્રી ( બુંદીના રાજાની કન્યા ) તે ભયંકર રણભૂમિમાં આવી અને પોતાના મૃતપતિની દેહ ઉઠાવી લઈ ગઇ. પછી તેણે એક ચિતા બનાવી અને પોતાના સ્વામીની મૃતદેહને ખોળામાં લઇને તેની સાથે બળીને ભસ્મીભૂત થઈ.

અમરસિંહના કેટલાક વિશ્વાસુ સેવકો અને સરદારોએ પ્રાણત્યાગ કર્યો. તેને ઘણો દીર્ઘકાળ વ્યતીત થઇ ગયો છે; પરંતુ તેમની અપ્રતિમ રાજભક્તિ, આત્મોત્સર્ગ અને વીરતાનું પ્રકાશમાન ચિત્ર આજે પણ આગ્રાના સ્તંભોમાં વિદ્યમાન છે. તેમના મહાન અને અમર જીવનચરિત્રનો નાશ કોઇ પણ કરી શક્યું નથી.[1] તેઓ જે બુખારા નામના સિંહદ્વારથી લાલ કિલ્લામાં ગયા હતા, તેને ઈંટોદ્વારા બંધ કરી દેવામાં આવ્યું અને તે દિવસથી એ "અમરસિંહ ફાટક" ના નામથી પ્રસિદ્ધ થયું. ત્યારથી દીર્ઘકાળપર્યંત તે દ્વાર બંધ રહ્યું હતું. અંતે જ્યોર્જ સ્ટીલ નામના એક અંગ્રેજે ઇ૦ સ૦ ૧૮૦૯ માં તેને ખોલાવ્યું હતું.[2]

---

૧ કર્નલટોડ જણાવે છે કેઃ—

આવાં ચરિત્રો લખવાથી ઘણો ફાયદો થવાનો સંભવ છે. પાશ્ચાત્ય રાજનીતિની સાથે પૌર્વાત્ય રાજનીતિનો મુકાબલો કરવાને અને જો કોઈ સામંત હાલની બ્રિટિશ સરકાર સાથે અમરસિંહના જેવું વર્તન કરે તો તેની સાથે સરકારે કેવી રીતે વર્તવું જોઈએ, તેનો નિર્ણય કરવાને માટે આવાં દૃષ્ટાંતો ધ્યાનમાં લેવાની ઘણી જરૂર છે. રાજપૂતોનાં ચરિત્રપરથી અત્યાચારી મુસલમાન પાદશાહોએ પણ એક શિખામણ લીધી હતી અને તે એ હતી કે, તેઓ એક કડી બગડવાથી આખી સાંકળને રદ કરતા નહોતા, અર્થાત્ એક મનુષ્ય અપરાધ કરે તો તેના સમસ્ત વંશને તેઓ અપરાધી ગણીને તેનાપર વેર રાખતા નહોતા. શાહજહાને અમરના પુત્રપર આ અપરાધને માટે વેર લીધું નહોતું. ઉલટું તેણે તેના પુત્રને નાગોરની ગાદીપર અભિષિક્ત કર્યો હતો. તેનું નામ રાયસિંહ હતું. ઉપરોક્ત જાગીર દીર્ઘકાળપર્યંત તેના વંશજોના હાથમાં રહી હતી. રાયસિંહનો પુત્ર હઠીસિંહ, (હીંદી અનુવાદક જણાવે છે કે હઠીસિંહ અને અનુપસિંહ એ ઉભય રાયસિંહના બંધુ હતા અને ઇંદ્રસિંહ રાયસિંહનો પુત્ર હતો. ) તેનો પુત્ર અનુપસિંહ, અનુપસિંહનો ઇંદ્રસિંહ અને તેનો પુત્ર મોહકમસિંહ થયો હતો.રાયસિંહની ચોથી પેઢીએ ઇંદ્રસિંહને જ્યારે રાઠોડોએ નાગોરમાંથી કાઢી મૂકી તે રાજ્ય પોતાના મહારાજ્યમાં સંયોજી દીધું ત્યારે રાયસિંહના વંશજોના અધિકારમાંથી તે જાગીર સદાને માટે નીકળી ગઈ; પરંતુ મોગલોએ અને મરાઠાઓએ રાજપૂતોની સાથે જે પ્રકારનું વર્તન રાખ્યું હતું તેવું વર્તન રાખવાને આપણે તૈયાર થયા નથી. આપણને પ્રજાના સ્નેહ અને પ્રેમ ઉપર સંપૂર્ણ વિશ્વાસ નહોતો, તેથી આપણે તેના પ્રત્યે દયા પ્રકાશિત કરવાનું સાહસ કરી શક્યા નહોતા; પરંતુ આપણે લીધેલું વેર તો ઇંદ્રવજ્રની પેઠે આપણા શત્રુઓનાં હૃદય ભગ્ન કરી દે છે. જુઓ, અનેક સામંતોને તેમની જાગીરોમાંથી દુર કરવામાં આવ્યા છે, રોહિલાઓની સામેના નિંદ્ય પ્રપંચોથી ભરતપુરના વિધ્વંસ પર્યંત આપણે સિંહસમાન કાર્ય કર્યું છે. વર્તમાન કાળમાં આપણો પ્રતાપ દૃઢ થઇ ગયો છે. સાંપ્રતમાં આપણે દયાભાવ પ્રકટ કરી શકીએ તેમ છે અને દુર્ભાગ્યવશાત્ રાજપૂતાનામાં તેની આવશ્યકતા હોય તો ત્યાં સંપૂર્ણ દયાભાવ પ્રકટ કરવો જોઈએ; કારણ કે ત્યાંના લોકો અતિકૃતજ્ઞ હોવાથી તેઓ તેની કદર કરશે અને આકાશતુષારની પેઠે, તે પુનઃ આપણી ઉપરજ આવી પડશે;( અર્થાત્ તેનું ફળ આપણનેજ મળશે ) પરંતુ જો આપણે સંકટના આગમનની આશંકા અને ભીતિ રાખીને તદનુસાર આપણો રાજપ્રબંધ ચલાવીશું તો એક દિવસ આપણા ઉપર ભયંકર સંકટજ આવી પડશે. આપણી રાજ્યવ્યવસ્થા પ્રજાને ઇષ્ટ નથી અને અલ્પસમય રહેનારા પોલિટિકલ એજન્ટોની સાથે થયેલા ક્ષુલ્લક વિવાદથી યુગોથી સ્થપાયેલાં રાજ્યનું ઉન્મૂલન થઇ જવાનો ભય રહે છે.

૨ મહાશય સ્ટીલે કર્નલ ટૉડને જણાવ્યું હતું કેઃ "જ્યારે હું અમરસિંહ ફાટક ખોલાવતો હતો ત્યારે નગરવાસીઓએ મને રોકીને કહ્યું કે :–"આપ એને ખોલાવશો નહિ. એમાં એક મહા પ્રચંડ અજગર એનો રક્ષક બનીને રહે છે. ફાટક ખોલાવશો તો અવશ્ય આપ વિપદમાં આવી પડશો." મેં તેની વાત ખોટી માની તેનાપર કિંચિત્ પણ લક્ષ આપ્યું નહિં; પરન્તુ ફાટક તોડતાં તોડતાં જ્યારે તેનો થોડો ભાગ શેષ રહ્યો ત્યારે એક અતિ પ્રચંડ સર્પ તેમાંથી નીકળ્યો અને તેણે મારાપર આક્રમણ કર્યું તે મારા બન્ને પગની વચ્ચે આવી પડ્યો. હું શીઘ્ર નાઠો અને દુર જઇને ઉભો રહ્યો. મહામુશ્કેલીથી આ વખતે હું તેના દંશમાંથી બચ્યો હતો."

# अध्याय ६ ट्ठो

જશવંતસિંહનો રાજ્યાભિષેક-તેનાદ્વારા સર્વ શાસ્ત્રોની થયેલી ઉન્નતિ-તેની માતા મેવાડરાજની કુમારી-ગોંડવાનામાં તેમણે પ્રથમ કરેલી રાજસેવા-શાહજહાનની સામે ઔરંગઝેબે કરેલો વિદ્રોહ-તેનું દમન કરવાને માટે સેના સજ્જ કરી રાજા જસવંતસિંહને તેના સેનાપતિ બનાવવા-ફતેહાબાદનું યુદ્ધ-જસવંતસિંહનું પાછા હઠવું-રાવરત્નની વીરતા-ઔરંગઝેબનું આગ્રા તરફ પ્રયાણ-જાજવનું યુદ્ધ-રાજપૂતોની હાર-શાહજહાનનું પદભ્રષ્ટ થવું-ઔરંગઝેબનું પાદશાહ થવું-જસવંતને માફી આપી પાસે બોલાવવા-શૂજાની સામે થવાનું ફરમાન-ખજવાનું યુદ્ધ-જશવંતનું આચરણ-ઔરંગઝેબને વિપત્તિમાં નાખી તેનો શિબિર લુટવો-દારાની સાથે કરેલી મિત્રતા-દારાની ખરાબી-ઔરંગઝેબનું મારવાડપર આક્રમણ-દારાની પાસેથી જશવંતને દૂર કરવા-રાઠોડરાજને ગુજરાતના સુબા બનાવવા-તેમનું દક્ષિણ તરફ ગમન-શિવાજીની સાથે જસવંતે કરેલી મનસબ-પાદશાહના સેનાપતિ શાહિસ્તખાંનનો વધ-તેના પદપર જસવંતસિંહનું નિયુક્ત થવું-તેમના પદપર અંબરરાજનું નિયત થવું-દક્ષિણદેશમાં જશવંતનું પુનઃ નિયુક્ત થવું-રાજકુમાર મોઆઝિમનો વિદ્રોહ-દિલેરખાંએ કરેલું યુદ્ધ-તેના પર પડેલી વિપત્તિ- જશવંતનું દક્ષિણમાંથી ગુજરાતમાં પુનઃ આવવું-સમ્રાટની આજ્ઞાથી કાબૂલના અફઘાનોની સાથે તેમનું યુદ્ધ કરવા જવું-જોધપુરનું પૃથ્વીસિંહના હાથમાં સોંપાવું-તેનાપર ઔરંગઝેબનો ક્રોધ-તેને દરબારમાં બોલાવી વિષમિશ્રિત પોશાક પહેરવા આપવો-પૃથ્વીસિંહનું આકસ્મિક મૃત્યુ-જશવંતસિંહને પોતાના પુત્રના મરણના સમાચાર મળવા-પુત્રશોકથી થયેલું તેમનું મૃત્યુ-રાજપૂતોની પ્રકૃતિનું વર્ણન-જસવંતસિંહના ચરિત્રનું વર્ણન-નાહરખાંએ વ્યાઘ્ર અને શિરોહીના રાવ સુરતાનની સાથે કરેલું યુદ્ધ.

---

અમરસિંહ દેશપાર થયા પછી જસવંતસિંહ મારવાડના સિંહાસનપર બેઠા. તેઓ સિસોદીઆ રાજકુમારીના ગર્ભથી ઉત્પન્ન થયા હતા. પવિત્ર સિસોદીઆકુલમાં વિવાહ થવાથી રાજપૂત રાજા પોતાને કૃતાર્થ થયેલા ગણતા હતા. આ વિવાહથી પુત્ર ઉત્પન્ન થાય તો તે નાનો હોવા છતાં પણ રાજ્યાસન પ્રાપ્ત કરવાને અધિકારી થતો અને કન્યા ઉત્પન્ન થાય તો તેને પ્રાણાંત સુધી પણ મોગલોના હાથમાં અર્પણ કરવામાં આવતી નહોતી. આ નિયમમાં કાંઇ પણ પરિવર્તન થતું નહોતું અને જો પરિવર્તન થતું તો તેના કર્તાને તેનું વિષમય ફળ ભોગવવું પડતું; છતાં જસવંતસિંહ ગિહલોતકુલની રાજકુમારીના ઉદરથી ઉત્પન્ન થયા હતા તેથી તેઓ નાના હોવા છતાં પણ પોતાના જ્યેષ્ઠ બંધુના અધિકારના સિંહાસનપર બેઠા હતા, એવું કાંઇ પણ વર્ણન ભટ્ટગ્રંથોમાં ઉપલબ્ધ થતું નથી; એટલે એવું અનુમાન કરી શકાય છે કે અમરસિંહનો ક્રોધી અને ઉગ્રસ્વભાવજ તેના દેશનિકાલનું પ્રધાન કારણ હતું.

ભટ્ટકવિ જણાવે છે કે, "જસવંતસિંહ પોતાના સમયના રાજાઓમાં અદ્વિતીય હતા. તેમનાં ઉજ્જવલ અને પ્રકાશમાન ઐશ્વર્યથી દેશની અજ્ઞાનતા દૂર થઇ ગઇ હતી. જે પ્રદેશમાં તેમણે રાજ્ય કર્યું હતું, તે પ્રદેશમાં હિન્દુશાસ્ત્રની બહુ ઉન્નતિ થઇ હતી; તેમના ઉત્તેજનથી અનેક ગ્રંથો રચાયા હતા."

જે દક્ષિણ દેશ શૂરસિંહ અને ગજસિંહનું પ્રધાન રણક્ષેત્ર હતું, તેનેજ જસવંતસિંહે પોતાના કાર્યની સિદ્ધિનું ક્ષેત્ર ગણ્યું. બાલ્યાવસ્થાથીજ તેમના હૃદયમાં પોતાની જાતિનું ગૌરવ વૃદ્ધિંગત કરવાની ઇચ્છા અદૃશ્ય રીતે વિકાસ પામતી રહી હતી. યોગ્ય પોષણ મળવાથી તે ઇચ્છા બલવતી અને સફલ થઇ આર્યોની ઉન્નતિ કરી શકે એવો સંભવ હતો. બાદશાહ જસવંતસિંહના હૃદયનો યથાર્થ ભાવ જાણી તેને ઉચિત સહાય આપત તો મારવાડનો ઇતિહાસ કાંઇ બીજુંજ સ્વરૂપ ધારણ કરત; કિંતુ તે પોતાની પ્રિય બેગમોની સાથે અંતઃપુરમાંજ ભરાઇ રહેતો હતો અને તેના પુત્રો પૃથક્ પૃથક્ દેશોના સુબા બની રાજ્યશાસન ચલાવતા હતા. બાદશાહ શાહજહાને જસવંતસિંહના મહાન ગુણો તરફ જરાપણ દૃષ્ટિપાત કર્યો નહિ. તેણે જસવંતસિંહને સૌથી પ્રથમ ગોંડવાનામાં મોકલ્યા. આ ગોંડવાનાજ જસવંતસિંહની પ્રથમ સાધનભૂમિ હતી. આ અને બીજાં અનેક સ્થાનોમાં તેમણે બાદશાહની વિશાળ સેનાના એક ભાગના સેનાપતિ બની યુદ્ધકાર્ય કર્યું હતું. બાદશાહની વિશાળ સેનાનો મોટો ભાગ જુદા જુદા બાવીસ સામંતોની સેના મળીને બનેલો હતો. જસવંતસિંહ સર્વ-યુદ્ધોમાં સ્વાધીનતાપૂર્વક લડી શકયા નહોતા, તોપણ તેમણે અને તેમના તાબાના સૈનિકોએ સર્વ સામંતો કરતાં વિશેષ પરાક્રમ દર્શાવ્યું હતું.[1] આ પ્રકારે રાઠોડરાજ જસવંતસિંહનું શૌર્ય તથા વીર્ય ધીરે ધીરે પ્રકાશિત થતું ગયું. દીર્ઘ કાળપર્યંત તેમણે સાધારણ પદ ઉપર રહી પોતાના ભાગ્યની પરીક્ષા કરી. પછી બાદશાહનો રોગ જેમ જેમ વધવા લાગ્યો તેમ તેમ જસવંત-સિંહનું ભાગ્ય ખુલવા લાગ્યું. ઇ૦ સ૦ ૧૬૫૮ માં જ્યારે બાદશાહ શાહજહાન બિમાર પડયો ત્યારે તેણે પોતાના પુત્ર દારાને પોતાનો પ્રતિનિધિ નિયુકત કર્યો. દારાએ રાજા જસવંતસિંહની વીરતા જોઇ તેમને ' પંચ હજારી ' નો ખિતાબ આપ્યો અને તેમને માલવાદેશના સુબા બનાવ્યા.

જે દિવસે બાદશાહને ભયંકર રોગથી પટકાઇ પડેલો જાહેર કરવામાં આવ્યો, તે દિવસથી તેના પુત્રો નાનાપ્રકારના કૂટ ઉપાયોનું અવલંબન કરી રાજસિંહાસન પ્રાપ્ત કરવા માટે ખટપટ કરવા લાગ્યા. કોઇએ પ્રકટ રીતે વિદ્રોહ કર્યો અને કોઇને પોતાના હૃદયનો હેતુ ગુપ્ત રાખી પાટનગર તરફ પ્રયાણ કર્યું. રાજ્યમાં ચારે તરફ ભયાનક વિદ્રોહ ફેલાઈ ગયો. આ ભયં-કર વિદ્રોહનું દમન કરવાને એ વૃદ્ધ અને રોગગ્રસ્ત બાદશાહ કેવળ રાજપૂતોના ઉપરજ આધાર રાખતો હતો. રાજપૂતોજ આ ભયંકર વિદ્રોહાગ્નિને શાંત કરી શકશે, એવી તેને શ્રદ્ધા હતી. શય્યા ઉપર પડેલો તે વૃદ્ધ પાદશાહ જે તરફ દૃષ્ટિપાત કરતો તે તરફથી તેને પોતાના દુષ્ટ પુત્રોની વિકટમૂર્તિઓ જાણે તેનું ભક્ષણ કરવાનેમાટે મુખ પહોળું કરી રહી હોય એવું જણાતું. જે પુત્રો તેના વીર્યથી ઉત્પન્ન થયા હતા અને જે પુત્રોને તે વૃદ્ધાવસ્થામાં પોતાના આધારસ્તંભ માનતો હતો, તેમજ જેનાં મુખ જોઇને તે પોતાનાં શતાવધિ દુઃખો ભૂલી જતો અને જેના ઉપર વિશ્વાસ રાખીને તેણે હિંદુસ્તાનનું રાજ્ય નિર્વિઘ્નતાપૂર્વક ભોગવવાની તથા અંતે આનંદ-પૂર્વક પરલોકયાત્રા કરવાની આશા બાંધી હતી, તેજ પુત્રો આ સમયે તેને પદભ્રષ્ટ કરવાની ચેષ્ટા કરતા હતા. જે પિતાના અન્નથી તેઓ આ જપર્યંત પ્રતિપાલિત થયા હતા અને જેના ગૌરવથી ગૌરવાન્વિત થઈ આટલા દિવસ સુધી પ્રજાની ભક્તિ પ્રાપ્ત કરી હતી, તે વંદનીય પિતાને, આજે તેઓ પાશવવૃત્તિનું અવલંબન કરીને પદચ્યુત કરવાને ઉદ્યત થયા હતા! શાહજાદાઓએ પાદશાહવિરુદ્ધ સમશેર ઉઠાવી તોપણ વિશ્વાસપાત્ર રાજપૂતોએ તેને દગો દીધો નહિ. પાદશાહે તેમની સહાય માગી કે તરતજ તેઓ તેની વહારે ધાવાને તત્પર થયા. સમસ્ત રાજપૂતોએ પાદશાહના રક્ષણમાટે પોતપોતાની સેના લઇ વિદ્રોહી શાહજાદાઓ સામે પ્રયાણ કર્યું. અંબરના રાજા જયસિંહ સુજાની[2]

[1] લેફ્ટેનન્ટ કર્નલ બ્રિગ્સના તવારીખ ફરિસ્તાના અંગ્રેજી અનુવાદમાં પાઠકને આ યુદ્ધવિષે વિશેષ હકિકત ઉપલબ્ધ થશે.

[2] શુજા આ સમયે બંગાલાનો સૂબો હતો. પિતાની ભયંકર બિમારીની હકિકત સાંભળી તે રાજસિંહાસન પ્રાપ્ત કરવાની આશાથી બંગાલામાંથી આવતો હતો એવામાં બનારસની નિકટના પુત્ર સુલેમાન શિકોહે તેને ઘેર્યો અને તેની સાથે યુદ્ધ કરી તેને પરાસ્ત કર્યો. અહીંઆં જયસિંહે સુલેમાન શિકોહને સાહાય્ય કરી હતી.

સામે અને મારવાડના રાજા જસવંતસિંહ ઔરંગઝેબની[1] સામે ગયા.

ઔરંગઝેબનું દમન કરવાને માટે રાઠોડરાજ જસવંતસિંહ ત્રીસ હજાર વીર રાજપૂતો સાથે મોગલોની સેનાના સેનાપતિ બની આગ્રાથી બહાર નીકળ્યા. એમની વિશાલ સેનાના ભારથી પૃથ્વી ડોલવા લાગી અને શેષ નાગ થરથરવા લાગ્યા! તેઓ પોતાની પ્રચંડ સેના લઇ તીવ્ર વેગથી નર્મદા તરફ ચાલ્યા. તેઓ ઉજ્જયિનીથી દક્ષિણ દિશામાં પ્રાયઃ આઠ કોશના અંતરપર પહોંચ્યા. એટલામાં તેમને સમાચાર મળ્યા કે ઔરંગઝેબ પાસેજ આવી પહોંચ્યો છે, તેથી જસવંતસિંહ આગળ જવાને બદલે તેજ સ્થળે છાવણી નાખીને રહ્યા. જોતજોતામાં વિદ્રોહીદલ નર્મદા ઉતરી જસવંતસિંહની સમીપ આવી પહોંચ્યું; છતાં એજ સમયે તેની સામે બાથ ભીડવાનું સાહસ જસવંતસિંહે કર્યું નહિ. જો તેઓ ધારત તો તેજ વખતે ઔરંગઝેબની સેનાને નસાડી મૂકત; પરંતુ તેઓ મૌન ધારણ કરીને બેસી રહ્યા. આમ થવાથી ઔરંગઝેબને અવકાશ મળ્યો. આ અવકાશમાં તેણે પોતાના ભ્રાતા મુરાદને મળીને પોતાનું બળ વિશેષ દૃઢ કરી લીધું. આ વૃત્તાંત જાણ્યા છતાં પણ જસવંતસિંહે તેનું બળ છિન્ન ભિન્ન કરી નાખવાનો પ્રયાસ કર્યો નહિ. પોતાના બળપર નિર્ભર રહી તેમણે એજ સમયે વિદ્રોહી શાહજાદાઓનું બળ તોડી નાખવાનો કિંચિત્ પણ યત્ન કર્યો નહિ. તેમણે ઉભય શાહજાદાઓનો પરાભવ કરવાનું કાર્ય અતિ ક્ષુદ્ર માન્યું; પરંતુ વાસ્તવમાં તે કાર્ય ક્ષુદ્ર નહોતું. તેમની આવી બેદરકારીથી તેમને જે વિષમય ફળ પ્રાપ્ત થયું, તેથી તેમનું સન્માન અને ગૌરવ અતિ ન્યૂન થઇ ગયું.

ચતુર ઔરંગઝેબ પોતાના ભ્રાતાને પોતાના હાથમાં લઇનેજ શાંત થયો નહિ; પરન્તુ તે જસવંતસિંહના અધિકારનીચેની મોગલસેનાને પણ હાથમાં લેવાનો પ્રપંચ કરવા લાગ્યો. આ પ્રપંચનું પરિણામ તરતજ પ્રકાશિત થયું. રાઠોડરાજ પોતાના માણસોને જ્યાં વિદ્રોહી શાહજાદાઓની સામે યુદ્ધ કરવાની આજ્ઞા કરી કે તરતજ તેમના અધિકારનીચેના મોગલ ઘોડેસ્વારો ઔરંગઝેબની તરફ ચાલ્યા ગયા. દુષ્ટ મોગલોના આવા વિશ્વાસઘાતી કાર્યથી જસવંતસિંહ ક્ષણભર પણ નિરુત્સાહી થયા નહિ. ઉલટો તેમનો ઉત્સાહ અગાઉ કરતાં ઘણો વધ્યો. યવનસૈનિકો જ્યારે તેમને છોડીને ચાલ્યા ગયા ત્યારે કેવળ ત્રીસ હજાર રાજપૂતોજ તેમની પતાકાનીચે શેષ રહ્યા. તેમને દૃઢ શ્રદ્ધા હતી કે શત્રુસેના ગમે તેટલી વિશાળ હશે તોપણ આ રાજપૂતસૈનિકોની આગળ તેને પોતાનું મસ્તક નમાવવુંજ પડશે. વિદ્રોહી શાહજાદાઓની સામે યુદ્ધ કરવાની આજ્ઞા સેનાપતિ તરફથી મળતાંજ સર્વ રાજપૂતો સિંહની પેઠે ગર્જના કરી ઉઠયા અને પ્રચંડ સાગરતરંગની પેઠે મોગલની સામે ધસવા લાગ્યા. રાજા જસવંતસિંહે ભયાનક ભાલો હાથમાં ગ્રહણ કરી પોતાના રણતુરંગ મહબૂબની ઉપર આરૂઢ થઇ પાદશાહના ઉકત ઉભય પુત્રોપર આક્રમણ કર્યું. આ ભયંકર યુદ્ધમાં દશહજાર મુસલમાનો માર્યા ગયા. યવનોનો સંહાર કરતાં સત્તરસેં રાઠોડો અને તે સિવાય ગિહલોત, હાડા[2] તથા ગોડ કુલના કેટલાક વીરો માર્યા ગયા. મુરાદ અને ઔરંગઝેબ અતિકષ્ટથી જીવ બચાવી ત્યાંથી નાસી છૂટયા. તેઓ પ્રાયઃ મૃત્યુના મુખમાં સપડાઇ ગયા હતા, પરન્તુ ભાગ્યની કૃપાથી તેઓ બચવા પામ્યાં. મહબૂબ અને જસવંતસિંહ રુધિરથી ભીંજાઇ ગયા હતા. જસવંતસિંહ ક્ષુધાથી વ્યાકુલ થયેલા સિંહ સમાન ગણાતા હતા. તેઓ પોતાના નાસી ગયેલા શિકારને ઢુંડતા હતા.

આ ભયાનક યુદ્ધસંબંધે ભાટોએ જે વર્ણન કર્યું છે, તે મુસલમાન ઇતિહાસવેત્તાઓ અને બર્નિયરે કરેલા વર્ણનની સાથે ઘણે અંશે મળતું આવે છે. બર્નિયર પોતે એ સમયે યુદ્ધભૂમિમાં હાજર હતો. તે જણાવે છે કે, ઉભય શાહજાદાઓ અતિ પ્રચંડ સેના, ફ્રેંચ ગોલંદાજો તથા પુષ્કળ તોપોસહિત રાજપૂતોની સામે લડયા હતા, તોપણ તેમને વિજય મળ્યો નહિ. ઉભયપક્ષના વીરોએ તે દિવસે આખી રાત યુદ્ધમાં વ્યતીત કરી હતી. તવારિખ ફરિસ્તાનો

૧ ઔરંગઝેબ આ સમયે દક્ષિણમાં સૂબો હતો. તેણે દીર્ઘકાળથી પોતાના પિતાને પદભ્રષ્ટ કરીને રાજસિંહાસન પ્રાપ્ત કરવાની ઇચ્છા પોતાના હૃદયમાં ધારણ કરી હતી.

૨ કોટાના ઇતિહાસપરથી પ્રતીત થાય છે કે ત્યાંના રાજા અને તેમના પાંચ ભ્રાતા આ યુદ્ધમાં માર્યા ગયા હતા.

પ્રથમ અનુવાદક જણાવે છે કે આ યુદ્ધમાં રાત્રિને સમયે જસવંત રથપર આરૂઢ થઇને રણભૂમિમાં ફરતો હતો. આ સંબંધે અમે કાંઈ જાણતા નથી; છતાં એટલું તો નિશ્ચિતજ છે કે બુદ્ધિમાન ઔરંગઝેબે બીજે દિવસે યુદ્ધ કર્યું નહિ; તેમજ તેના પોતપોતાને ઘેર જતા સૈનિકોને અટકાવ્યા પણ નહિ.[1] આ યુદ્ધ ફતેહાબાદ આગળ થયું હતું. આ યુદ્ધમાં રાજપૂતોની વીરતાજ અધિક પ્રકાશિત થઈ હતી. આ સ્થાનપર રાજપૂતોનો પરાક્રમાગ્નિ જે પ્રચંડ તેજથી પ્રદીપ્ત થઇ ઉઠયો હતો તેથી વિદ્રોહી ઔરંગઝેબ અત્યંત ભયભીત થયો હતો. જો કે કેવળ અનુપ્રાસ મેળવવાને માટે ભાટકવિઓએ મેવાડ અને શિવગઢના બે વીરવંશ ગિહલોત અને ગોડનોજ વારંવાર ઉલ્લેખ કર્યો છે; પરન્તુ વાસ્તવમાં આ ભયાનક યુદ્ધભૂમિમાં રાજસ્થાનના પ્રાયઃ સમસ્ત વીરવંશોજ શાહજહાનનાં સન્માનની રક્ષાને માટે ગયા હતા. આ પ્રસંગે પ્રત્યેક રાજપૂતવંશની એક એક નારી રંડાઈ હતી–પ્રત્યેક રાજપૂત વીરવંશે એક એક વીર પુરુષને સદાને માટે ખોયો હતો. મુસલમાન ઇતિહાસવેત્તાઓ જણાવે છે કે પ્રાયઃ પંદર હજાર રાજપૂત વીરોએ આ પ્રસંગે રણભૂમિમાં પ્રાણ છોડયા હતા.

આ યુદ્ધ રાજપૂતોની વીરતા અને વિશ્વાસપાત્રતાનું એક પ્રત્યક્ષ ઉદાહરણ છે. રાજપૂતો કદિ પણ વિશ્વાસઘાત કરતાં નથી. જે માણસ તેમના વિશ્વાસ ઉપર નિર્ભર રહે છે, તેને તેઓ પ્રાણાંતસુધી કદિ પણ વિપદમાં નાખતા નથી. તેઓ પોતાનાપર વિશ્વાસ રાખનારને કદિ પણ ફસાવતા નથી. ભગ્નહૃદય વૃદ્ધ શાહજહાને વિપત્તિના સમયમાં તેમનાપર વિશ્વાસ રાખ્યો હતો અને તેઓજ માત્ર તેના આધારસ્તંભ હતા. તેમણે કદિ પણ વિશ્વાસઘાત કર્યો નહિ. દુષ્ટ ઔરંગઝેબે તેમને હાથમાં લેવાને માટે અનેક પ્રલોભનો દર્શાવ્યાં. તેણે તેને પુષ્કળ આશાઓ આપી; પરંતુ તેઓ તેનાથી ક્ષણભર પણ મોહિત થયા નહિ અને ક્ષણભર પણ તેમણે ઔરંગઝેબનું હિત સાધવામાં સહાય કરી નહિ. તેમણે પોતાની મૂળ પ્રતિજ્ઞાનું પોતાની શક્તિઅનુસાર પાલન કર્યું; પરન્તુ યવનોનું ચરિત્ર તેમનાથી જૂદી જાતનુંજ હતું. તેઓ પાદશાહનું અન્ન ખાઇને જીવ્યા હતા અને પોતાના અન્નદાતાની આજ્ઞા શિરસાવંદ્ય કરી આગ્રાના દરવાજામાંથી બહાર નીકળ્યા હતા. તેમણે તેની આજ્ઞાનું પાલન શી રીતે કર્યું! તેમનાં અધમ કૃત્યોનું સ્મરણ થતાંજ તેમનાપ્રત્યે અત્યંત ઘૃણા ઉત્પન્ન થાય છે. તેમણે પોતાની તલવારને સ્પર્શ કરીને પાદશાહના હિતને માટે યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી; પરન્તુ તે પ્રતિજ્ઞા પાળી નહિ. તેમણે વિશ્વાસઘાત કરી પાદશાહની વિરુદ્ધ સમશેર પકડી! શું આનું નામજ રાજભક્તિ છે કે? વીર રાજપૂતોએ પોતાના સ્વામીને માટે સંસારનો મોહ તજી પ્રસન્નતાપૂર્વક પોતાના પ્રાણ વિસર્જન કરી દીધા; ત્યારે મુસલમાનોએ પોતાના અન્નદાતાનીજ વિરુદ્ધ યુદ્ધ કર્યું! આ ફતેહાબાદના યુદ્ધમાં રાજપૂતોએ સ્વામીભક્તિનું જે જ્વલંત ઉદાહરણ દર્શાવ્યું છે તથા તેમણે જે વિશ્વાસપાત્રતા દર્શાવી છે, તે વિજાતિ અને વિધર્મી રાજા માટે જગતની બીજી કયી પરાધીન જાતિ બતાવશે? આ યુદ્ધમાં કેટલાક રાજપૂતવંશો તો પ્રાયઃ સર્વથા નષ્ટ થયા હતા. એક પ્રસિદ્ધ રાજવંશના ૭ પુરુષોએ[2] આ યુદ્ધમાં સમશેર ગ્રહણ કરી હતી, તેમાંથી કેવળ એકજ વીર બચવા પામ્યો હતો.

---

૧ બર્નિયર અને ખાફીખાં, એ ઉભય સમ્મત થઈને જણાવે છે કે કાસિમખાં નામનોજે એક મનુષ્ય જસવંતસિંહના હાથ નીચેની મોગલસેનાનો સેનાપતિ હતો તેનાજ વિશ્વાસઘાતથી જસવંતસિંહ પરાજિત થયા હતા. આ યુદ્ધ ઈ૦ સ૦ ૧૬૫૮ ના માર્ચના અંતિમ ભાગમાં થયું હતું.

૨ આ છ જણ બુંદીના રાજપૂત્ર હતા. તેમાં છત્રસાલ નામના રાજપૂત્રે સૌથી અધિક વીરતા પ્રદર્શિત કરી હતી. તેનું વૃત્તાંત બુંદીના ઇતિહાસમાં લખવામાં આવ્યું છે. ખાફીખાં અને બર્નિયર એ ઉભયનું લખેલું વૃત્તાંત કર્નલ ટૉડના વૃત્તાંતની સાથે મળે છે; પરંતુ મહાશય એલ્ફિન્સ્ટન જણાવે છે કે એ વીરવરનું નામ રામસિંહ હતું. મહાશય એલ્ફિન્સ્ટન ગંભીર ભૂલ કરે છે, એમ કહ્યા વિના અમને ચાલતું નથી. રામસિંહ નામનો કોઇપણ માણસ રાજપૂતસેનાનો સેનાપતિ બનીને રણભૂમિમાં ગયો નથી. આ ઘટના બન્યા પૂર્વે પ્રાયઃ ૫૦ વર્ષપર રામસિંહ નામનો એક રાજા કોટાના સિંહાસનપર બેઠો હતો. તેનું વૃત્તાંત કોટાના ઇતિહાસમાં આપવામાં આવ્યું છે.

આ ભયાનક યુદ્ધમાં જે જે રાજપૂતોએ અતુલ વીરતા અને રણદક્ષતા બતાવી હતી તે સર્વમાં રતલામના રત્નસિંહ મુખ્ય હતા. તેમની અપ્રતિમ વીરતાપર મોહિત થઇ સર્વ માણસોએ વારંવાર તેમની પ્રશંસા કરી હતી. વીરરસના ચાહનારા ભટ્ટલોકોએ તેમના વીરત્વની અત્યંત પ્રશંસા કરી છે. તેમની અક્ષય કીર્તિનું વર્ણન 'રાસારાવ રત્ન' નામના ગ્રંથમાં ઉત્તમ પ્રકારે કરવામાં આવ્યું છે. મહા વીર રત્નસિંહે રાઠોડકુલમાં જન્મ ગ્રહણ કર્યો હતો. તેઓ ઉદયસિંહના પ્રપૌત્ર હતા. રત્નસિંહે રાઠોડકુલની કીર્તિ ઘણી વધારી મૂકી હતી. તેમણે પોતાની અસીમ વીરતા અને પરાક્રમથી શત્રુસેનાને છિન્નભિન્ન કરી નાખી હતી.

જો કે રાઠોડરાજ જસવંતસિંહને રણભૂમિનો ત્યાગ કરવો પડયો હતો, તોપણ તેથી તેમને અપયશ મળ્યો નથી; કારણ કે તેમના સિવાય બીજા બે સેનાપતિઓએ પણ આ ભયંકર યુદ્ધભૂમિનો ત્યાગ કર્યો હતો. આ પ્રસંગે કયા પક્ષની જીત થઇ હતી, તે કાંઇ નિશ્ચયપૂર્વક જણાવવામાં આવ્યું નથી; પરન્તુ વિશેષ વિચાર કરવાથી સમજાય છે કે ઔરંગઝેબનેજ આ પ્રસંગે વિજય પ્રાપ્ત થયો હતો. તેનું દમન કરવાને માટે રાજપૂતોએ મહા પરિશ્રમ કર્યો, કિન્તુ વિદ્રોહી શાહજાદાઓની પ્રચંડ સેનાની આગળ તેમની વીરતા ફલદાયક થઇ નહિ. આ યુદ્ધમાં પુષ્કળ રાજપૂતવીરો માર્યા ગયા. જેઓ બચ્યા હતા તેમને લઇને પુનઃ ઔરંગઝેબપર આક્રમણ કરવાનું જસવંતસિંહે યોગ્ય ધાર્યું નહિ. ચતુર ઔરંગઝેબ પણ મૌન ધારણ કરી રહ્યો. તેણે પણ આગળ જવાનું માંડી વાળ્યું. ઉભયપક્ષના સૈનિકો પુનઃ ઝગડો કર્યા વિના યુદ્ધભૂમિમાંથી ચુપચુપ ચાલ્યા ગયા. રાજા જસવંતસિંહ પોતાની રાજધાની જોધપુર તરફ ગયા, પરન્તુ તેઓ સુગમતાપૂર્વક તેમાં પ્રવેશ કરી શકયા નહિ. તેના માર્ગમાં એક વ્યક્તિએ પ્રચંડ વિઘ્ન ઉપસ્થિત કર્યું અને તે વ્યક્તિ અન્ય કોઇ નહિ, પરન્તુ તેની પ્રિય સ્ત્રી હતી.

રાજા જસવંતસિંહે સિસોદિયાકુલની સ્ત્રીની સાથે વિવાહ કર્યો હતો. તેમની સ્ત્રી જે પ્રમાણે ઉચ્ચ કુલમાં ઉત્પન્ન થઇ હતી, તેજ પ્રમાણે તે ઉચ્ચ ગુણોથી પણ અલંકૃત હતી. જ્યારે તેના સાંભળવામાં આવ્યું કે ફતેહાબાદના યુદ્ધમાં મારવાડની પ્રાય: સમસ્ત સેના નષ્ટ થઈ ગઇ છે અને જસવંતસિંહ શત્રુનો પરાજય કર્યા વિના રણભૂમિમાંથી ચાલ્યા આવ્યા છે, ત્યારે તેના હૃદયમાં અત્યંત ક્રોધ અને ઘૃણા ઉત્પન્ન થઇ. તેણે રણનાં સંકટોથી સંતપ્ત થયેલા રાજાને નમ્ર વચનોથી સાંત્વન આપવાને બદલે એકદમ કિલ્લાનાં દ્વાર બંધ કરી દેવાની આજ્ઞા કરી. આ વિચિત્ર આજ્ઞા સાંભળતાંવેંતજ તેની સર્વ સખીઓ વિસ્મિત થઇ ગઇ. તેનાં લાલ નયનો અને ગંભીર મુખમંડળ જોઇને સર્વના હૃદયમાં ભયનો સંચાર થયો. મનનો આવેશ રોકી નહિ શકાયાથી અત્યંત ક્રોધથી કંપિત થઇ રૌદ્રમૂર્તિ ધારણ કરી તે બોલી: "રાજપુતકુલમાં જન્મ ગ્રહણ કરી તથા વીરપૂજ્ય સિસોદિયાકુલમાં વિવાહ કરી જે મનુષ્ય જીવંત હોવા છતાં શત્રુને પીઠ બતાવે છે, તે શું પુરુષ છે ? ના, કદિ નહિ. તે કાયર છે; અરે તે કાયરથી પણ અધમ છે ! તે અધમ માણસને હું કદિ પણ કિલ્લામાં આવવા દઇશ નહિ. તેને જણાવજો કે આવા કાયર માણસને હું મારા સ્વામીતરિકે સ્વીકારી શકતી નથી. સિસોદીઆ કુલના રાણાનો જામાતા કદિ પણ આવો અધમ હોઇ શકે નહિ. તેણે વિચાર કરવો જોઇતો હતો કે આવા ઉચ્ચ વંશમાં વિવાહ કરવાથી તેના ઉત્તમ ગુણોનું અનુકરણ કરવું પડશે. કાં તો તેણે યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવો હતો કે કાં તો તેણે રણભૂમિમાં પ્રાણત્યાગ કરવા હતા. તેણે પરાજય સ્વીકારી પ્રાણ બચાવી કદિ પણ ઘેર આવવું નહોતું."

આ શબ્દો બોલતાં બોલતાં તેનો સ્વર વધારે કંપવા લાગ્યો અને તેના મુખમંડળપર વિશેષ ક્રોધ જણાવા લાગ્યો. તેનાં ઉભય નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુધારા ચાલવા લાગી. તે ઉન્મત્ત બનીને રુદન કરવા લાગી. રોતાં રોતાં તેણે એક મોટી ચિતા બનાવવાની આજ્ઞા કરી. શું તે હવે પોતાનું જીવન ધારણ નહિ કરશે ? શું તે અપમાનિત અને કલંકિત થઇને આ જગતમાં રહેશે નહિ ? અને શું તે પોતાના પતિને પણ આ જગતમાં રહેવા દેશે નહિ ? શું અવશ્ય રાજાને પ્રાણત્યાગ કરવા પડશે ? શું તે સ્ત્રી પોતાના પતિની સાથે ચિતાનલમાં બળીને ભસ્મ થશે ? એક ક્ષણમાં તેની શોકોન્મત્ત મૂર્તિએ અતિ ભયાનક સ્વરૂપ ધારણ કર્યું. તે પોતાના સ્વામીને હજારો ધિક્કાર દેવા લાગી. આ પ્રકારે તેણે પોતાના સ્વામીને આઠ નવ દિવસ સુધી નગરની બહાર રાખ્યા. અંતે તેની

માતાએ જ્યારે તેની પાસે આવી તેને નાના પ્રકારે સમજાવી અને તેને કહ્યું કે:-"રાજા વિશ્રાંતિ લઈ પુનઃ રણમાં જશે અને ઔરંગઝેબને પરાજિત કરીને નષ્ટ થયેલું ગૌરવ પુનઃ પ્રાપ્ત કરશે.[1]" ત્યારેજ તેણે નગરના દરવાજા ખુલ્લા કરી દીધા.

આ વૃત્તાંત સર્વથા સત્ય છે. ફરિસ્તા[2] અને બર્નિયર એ ઉભયે તેનો મુક્તકંઠે સ્વીકાર કર્યો છે. બર્નિયર પોતે તે પ્રસંગે હાજર હતો. તેણે સ્વદૃષ્ટિથી જોઇ અને સ્વકર્ણથી સાંભળી જે વર્ણન લખ્યું છે, તેનોજ સારાંશ અમે ઉપર આપ્યો છે. પોતાની સ્ત્રીનો કોપાગ્નિ શાંત થયા પછી રાજાએ નગરમાં પ્રવેશ કર્યો અને તેઓ વિશ્રાંતિ લઇ રાજકાર્યમાં નિમગ્ન થયા. આ તરફ ઔરંગઝેબે માળવામાં આવેલા માંડુ નગરમાં જઇ કેટલાક દિવસ આમોદપ્રમોદમાં વ્યતીત કર્યા. ત્યાર પછી તેણે વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ઉત્સુક થઇ શીઘ્ર દિલ્લી તરફ પ્રયાણ કર્યું. તેને રાજધાની તરફ આવતો સાંભળી વૃદ્ધ શાહજહાનનું હૃદય અત્યંત કંપિત થયું. તેના ભયનો પાર રહ્યો નહિ. તેણે પુનઃ પોતાના વિશ્વાસપાત્ર રાજપૂતોને બોલાવ્યા. તેના આમંત્રણનો કોઇપણ રાજપૂત અનાદર કરી શકયો નહિ. રાજપૂતોના રણતુરંગો પુનઃ છલંગ મારીને હણહણાટ કરવા લાગ્યા; રાજપુતોએ એકવાર પુનઃ વૃદ્ધ પાદશાહના સન્માનની રક્ષા કરવાને માટે વિદ્રોહી ઔરંગઝેબની વિરુદ્ધ સમશેર ગ્રહણ કરી.આગ્રાથી પંદર કોશ દક્ષિણ તરફઆવેલા જાજબ[3] નામના ગામ આગળ રાજપૂતોને ઔરંગઝેબની સેનાનો મેળાપ થયો. શીઘ્ર યુદ્ધનો આરંભ થયો. આ યુદ્ધમાં વૃદ્ધાવસ્થાથી પીડિત થયેલા પાદશાહના કઠોર ભાવિનો નિર્ણય થઇ ગયો. ભારતનો રાજમુકટ તેના મસ્તકપરથી પતિત થઇને ઔરંગઝેબના શિરપર વિરાજમાન થયો! શાહજહાનને તખ્તે તાઉસપરથી ઉતારી દીનહીન બનાવી કારાગૃહમાં પૂરવામાં આવ્યો.

વૃદ્ધ શાહજહાનની સાથે તેના પ્રિય પુત્ર દારાનું પણ અધઃપતન થયું. તે મોગલપાદશાહનું પ્રતિનિધિત્વ છોડી નાસી ગયો. પિતૃદ્રોહી ઔરંગઝેબે પિતા, ભ્રાતા તથા આપ્તસ્વજનનાં અશ્રુબિંદુઓવડે પોતાની ઉન્નતિનો માર્ગ સ્વચ્છ કરવાની પ્રતિજ્ઞા કરી. તેણે દૃઢ નિશ્ચય કર્યો કે મારી ઉન્નતિના માર્ગમાં પ્રતિરોધ કરનાર વ્યક્તિ પિતા હોય, ભ્રાતા હોય કે પુત્ર હોય તો તેને પણ દૂર કરવો. સિંહાસનપર બેસતાંની સાથેજ તેણે પોતાના ભ્રાતા શુજાનું દમન કરવાને માટે એક મહા પ્રચંડ સેના સજ્જ કરી અને અંબરરાજદ્વારા રાઠોડરાજ જસવંતસિંહને કહેરાવી મોકલ્યું કે:"જો આપ શીઘ્ર આવીને શુજાની સામે સમશેર ગ્રહણ કરશો તો આપના સર્વ અપરાધ માફ કરવામાં આવશે." શાહજાદો શુજા આ સમયે પોતાનું બળ વધારવા માટે આગ્રા તરફ જતો હતો આ એક આપણા કાર્યની સિદ્ધિને અર્થે તથા વૈર લેવાને માટે ઉત્તમ સંધિ છે, એમ ધારી જસવંતસિંહે ઔરંઝેબને કહેવરાવી મોકલ્યું કે: "હું આપની આજ્ઞાનું પાલન કરવાને તૈયાર છું." ત્યાર પછી તેમણે પોતાની સમસ્ત મનોભાવના શુજાની આગળ પ્રદર્શિત કરી.

શીઘ્ર યુદ્ધની તૈયારી થઈ. અલાહાબાદ (પ્રયાગ)થી ઉત્તર પંદર કોશપર આવેલા ખજવા નામના સ્થાનમાં ઉભય પ્રતિસ્પર્ધી શાહજાદાઓ પોતપોતાની સેના લઇ એકબીજાની સામે થયા. રાજા જસવંતસિંહ પોતાના રાઠોડ ઘોડેસ્વારોને લઇને થોડી વાર સુધી આમ તેમ ભ્રમણ કરી સહસા પાદશાહની સેનાના પાછલા ભાગ તરફ દોડયા. ત્યાં પાદશાહ સ્વયં સેનાનું રક્ષણ કરતો હતો. રાઠોડરાજે એકદમ તેની ઉપર આક્રમણ કર્યું અને ભીષણ શસ્ત્રપ્રહારથી તેની વિશાળ સેનાને છિન્નભિન્ન કરી નાખી. પછી તેઓ તીવ્રવેગથી પાદશાહની છાવણી તરફ દોડયા અને ત્યાંનો સર્વ સામાન લૂંટી લીધો. સારો સારો માલ લઇ તેમણે પોતાના પાટનગરમાં મોકલી દીધો. ઉભય પ્રતિસ્પર્ધી ભ્રાતાઓ યુદ્ધાગ્નિમાં ભસ્મ થઇ જાય તો સારૂં, એવી જસવંતસિંહની ગુપ્ત મનોભાવના હતી. આ ઉદ્દેશ પાર પાડવાને માટે તેઓ આગ્રાનગરમાં જઇ પહોંચ્યા. તેઓ આગ્રામાં પહોંચ્યા પહેલાંજ

---

૧ બર્નિયર જણાવે છે કે:-" આ ઘટનાપરથી જણાય છે કે રાજસ્થાનની સ્ત્રીઓ અત્યંત સાહસિક અને ઉચ્ચ હૃદયવાળી હતી." જુઓ બર્નિયરકૃત "મોગલસામ્રાજ્યની ક્રાન્તિનો પૂર્વવૃત્તાંત"

૨ મૂળ ફરિસ્તામાં તો અકબરની પાછળના મોગલ પાદશાહોનો ઈતિહાસજ નથી. ફરિસ્તાનો લેખક અકબરનો સમકાલીન હતો, તે શાહજહાનના સમય સુધી જીવંતજ શી રીતે રહી શકે?

૩ કેટલાક લોકો એને શામગઢ પણ કહે છે.

ત્યાં એવી અફવા ફેલાઇ હતી કે ઔરંગઝેબ પરાજિત થયો છે. ઔરંગઝેબના આગ્રામાં રહેલા સૈનિકોના સાંભળવામાં જ્યારે આ અફવા આવી ત્યારે તેમના હૃદયમાં અત્યંત ભય ઉત્પન્ન થયો હતો; વળી જ્યારે તેમણે જસવંતસિંહને સેનાસહિત પોતાની નિકટ આવેલા જોયા ત્યારે તેમનો તે ભય વધુ દૃઢ થયો. તે સૈનિકો આ સમયે એટલા બધા ભયભીત થઇ ગયા હતા કે જો જસવંતસિંહ તેમને તાબે થવાની આજ્ઞા કરત તો તેઓ તે આજ્ઞાનું પણ પાલન કરત. જો તેઓ આ પ્રસંગે સૈનિકોને વશ કરીને શાહજહાનને કારાગૃહમાંથી બહાર કાઢત તો ઔરંગઝેબને માર્ગમાં એવું વિઘ્ન ઉપસ્થિત થાત કે જે કદિ પણ કોઇથી દૂર થઇ શકત નાહ; કિંતુ વૃદ્ધ પાદશાહના દુર્ભાગ્યથી તે સમયે રાઠોડરાજને તે બુદ્ધિ સૂઝી નહિ. તેઓ આગ્રામાંથી તુરતજ નીકળી ગયા.

રાજા જસવંતસિંહે આગ્રાનો ત્યાગ કર્યો તેનું એક વિશેષ કારણ હતું. તેમણે ધાર્યું કે જો ઔરંગઝેબને વિજય પ્રાપ્ત થશે અને તે ગૌરવસહિત પાટનગરમાં પ્રવેશ કરશે તો મને અહીંઆં જોઇ મારાપર સંકટનો વરસાદ વર્ષાવવામાં કાંઇપણ બાકી રાખશે નહિ. આથી તેમણે નગરમાં પડી રહેવું ઉચિત ધાર્યું નહિ. વળી આ પ્રસંગે આગ્રાનગર છોડવામાં તેમનો બીજો પણ એક ગૂઢ આશય હતો. આ સમય પૂર્વે રાજા જસવંતસિંહે દારાની સાથે મસલત કરી હતી. દારાજ સિંહાસનનો યોગ્ય ઉત્તરાધિકારી હતો અને રાજા જસવંતસિંહે તેને સિંહાસન પ્રાપ્ત કરવા માટે યુદ્ધભૂમિમાં ઉતરવાની સલાહ આપી હતી. આગ્રામાંથી નીકળીને તેઓ દારાને શોધવા લાગ્યા; પરંતુ દારાનો પત્તો લાગ્યો નહિ. જે સ્થળે દારાએ મળવાનું વચન આપ્યું હતું,તે સ્થળે આવીને એ મળ્યો નહિ. રાજા જસવંતસિંહે અત્યંત આતુરતાપૂર્વક તેની માર્ગપ્રતીક્ષા કરી પરંતુ તે આવ્યો નહિ. પછી રાજા જસવંતસિંહ મારવાડના દક્ષિણ ભાગમાં ભ્રમણ કરીને તેની શોધ કરવા લાગ્યા, પરંતુ તેમનો ઉદ્દેશ પાર પડયો નહિ. તેમની સર્વ આશાઓ નિષ્ફળ ગઇ, તેમનો સર્વ પરિશ્રમ નિષ્ફળ થયો, તેમણે લૂંટનો સર્વ માલ જોધપુરના કિલ્લામાં ભરી દીધો. અંતે દારા તેમને મેરતામાં આવીને મળ્યો. આ વખતે તેની સ્થિતિ અત્યંત દીન બની ગઇ હતી. આ વખતે શુજાને પરાજિત કરી ઔરંગઝેબ પણ ત્યાં આવી પહોંચ્યો. ઔરંગઝેબ શંકાશીલ યુદ્ધનીતિ કરતાં પ્રપંચ અને કૂટનીતિનો વધુ આદર કરતો હતો.તેની દૃઢ માન્યતા હતી કે પ્રાયઃ સર્વ કાર્યો પ્રપંચદ્વારાજ સિદ્ધ થાય છે. આ માન્યતાથી તેણે યુદ્ધને બદલે પ્રપંચનોજ આશ્રય લીધો. મેરતાની નિકટ પહોંચતાંની સાથેજ તેણે એક દૂતને મોકલીને જસવંતસિંહને કહેવરાવી મોકલ્યું કેઃ–"જો તમે દારાને છોડી દઇ યુદ્ધથી નિવૃત્ત થશો તો તમારા સર્વ અપરાધો ક્ષમા કરવામાં આવશે; એટલુંજ નહિ પરંતુ તમને ગુજરાતના સુબા બનાવવામાં આવશે." ઔરંગઝેબની આ માગણી જસવંતસિંહે સ્વીકારી અને તેઓ શાહજાદા મોઆઝીમની સાથે જઈ મહારાષ્ટ્રીય સિંહ શિવાજીની સામે યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયા.

લોભને વશ થઇ અનેક રાજપૂતોએ યોગ્ય ઉત્તરાધિકારી દારાનો પક્ષ છોડી ઔરંગઝેબનો પક્ષ ગ્રહણ કર્યો હતો; પરંતુ શું જસવંતસિંહ પણ આવી નીચ વૃત્તિના રાજપૂતોની પંક્તિમાં ગણાશે? શું તેઓ પણ આરંગઝેબે બતાવેલા લોભને વશ થઇ દારાનો પક્ષ છોડી ચાલ્યા ગયા હતા? પાઠકોનાં હૃદયમાં સહસા આ પ્રશ્નનો ઉદ્ભવ થાય એ સ્વાભાવિક છે; પરંતુ તેના ઉત્તરમાં અમો માત્ર એટલુંજ કહી શકીએ છીએ કે રાજા જસવંતસિંહે લોભમાં ફસાઇને દારાનો પરિત્યાગ કર્યો નહોતો. તેઓ ક્ષણભર પણ લોભમાં ફસાયા નહોતા. તેમણે દારાનો પરિત્યાગ કર્યો તેનું કારણ સ્વયં દારાનીજ અયોગ્યતા હતી. જોકે દારા દિલ્લીના સિંહાસનનો યોગ્ય ઉત્તરાધિકારી હતો; તેનું હૃદય અતિ ઉદાર અને મહાન હતું; તે અંતઃકરણપૂર્વક રાજપૂતોને ચાહતો અને. તેમનાપર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો. તેના આ સર્વ મહાન ગુણોથી મોહિત થઇને જસવંતસિંહ તથા બીજામુખ્ય રાજપૂતવીરોએ તેના પક્ષનું સમર્થન કર્યું હતું; રાજા જસવંતસિંહ અંતઃકરણપૂર્વક તેનું શુભ ઇચ્છતા હતા; તેમણે પોતાની શકિત અનુસાર તેનું હિત કરવામાં કાંઇ પણ ત્રુટી કરી નહોતી; તેમણે તેના હિતને માટે ઘણો આત્મભોગ આપ્યો હતો અને ઔરંગઝેબને તેઓ સદા આંખના પાટા જેવા લાગતા હતા; પરંતુ જ્યારે તેમણે દારાનું હિત સાધવા માટે કરેલો સર્વ પરિશ્રમ તથા ઉદ્યોગ નિષ્ફળ જતો જોયો અને પ્રમાદી દારા ચતુર અને શીઘ્રગામી ઔરંગઝેબની સામે કદિ પણ ટકી શકનાર નથી, એમ

તેમને લાગ્યું ત્યારે તેમણે નિરુપાયે દારાનો પક્ષ છોડી ઔરંગઝેબના પક્ષનું અવલંબન કર્યું. જો દારા ચતુર અને કાર્યદક્ષ હોત તો સમસ્ત ભારતવર્ષ ઔરંગઝેબના પક્ષમાં હોવા છતાં પણ જસવંતસિંહ દારાને છોડત નહિ.

દક્ષિણમાં પહોંચતાંની સાથેજ જસવંતસિંહ મહારાષ્ટ્રીય વીર શિવાજીની સાથે મળી જઇને ઔરંગઝેબની વિરુદ્ધ પ્રપંચ રચવા લાગ્યા આ પ્રપંચનું ફળ અલ્પ સમયમાંજ તેમને મળ્યું. થોડાજ દિવસમાં ઔરંગઝેબનો મુખ્ય સેનાપતિ શાઇસ્તખાં શિવાજીના હાથથી માર્યો ગયો અને જસવંતસિંહ તેના પદપર અધિષ્ઠિત થયા. આ સમાચાર શીઘ્ર પાદશાહના કાનપર પહોંચ્યા, તેમજ જસવંતસિંહે શિવાજીની સાથે મળીને શાઇસ્તખાંનો વધ કરાવ્યો હતો, તે વાત પણ પાદશાહના એક વિશ્વાસુ દૂતે તેને કહી દીધી. આ સમાચાર સાંભળી ઔરંગઝેબના ક્રોધનો પાર રહ્યો નહિ. તેના હૃદયમાં રહેલો ગુપ્ત વિદ્વેષાગ્નિ એકદમ પ્રગટ થયો; પરંતુ તે દેશકાળ અને પાત્રનો વિચાર કરી કાર્ય કરતાં શીખ્યો હતો. આ પ્રસંગે જસવંતસિંહની સાથે પ્રકટ વૈર કરવાથી અત્યંત અનિષ્ટ થવાની સંભાવના હતી,તેથી તેણે મનની આગ મનમાંજ રાખી અને રાઠોડરાજને કાંઇપણ કહ્યું નહિ.અરે તે એટલો ચતુર હતો કે જસવંતસિંહને પ્રાપ્ત થયેલા ઉચ્ચતર પદમાટે તેણે પત્રદ્વારા તેમને અભિનંદન આપ્યું.

ઔરંગઝેબ પોતાના હૃદયમાં બળતા પ્રચંડ વિદ્વેષાગ્નિને દીર્ઘકાળપર્યંત ગુપ્ત રાખી શક્યો નહિ. પૂરાં બે વર્ષપણ વ્યતીત થયાં નહિ તે પૂર્વે તેણે જસવંતસિંહને ઉક્ત પદપરથી ચ્યુત કરી તેમને સ્થાને અંબરરાજ જયસિંહને નિયુક્ત કર્યો. દક્ષિણમાં પહોંચતાંની સાથેજ રાજા વચન આપી જયસિંહે મહારાષ્ટ્રીય વીર શિવાજીને કુશલતાથી સમજાવી દિલ્લી મોકલ્યા. જયસિંહે શિવાજીને અભય ધૈર્ય આપ્યું હતું કે પાદશાહ તમારા જાનને કાંઈ પણ ઈજા કરી શકશે નહિ; છતાં જ્યારે શિવાજીને બંદીવાન કરવામાં આવ્યા,ત્યારે ઔરંગઝેબનું આચરણ જોઇ જયસિંહને વિષમ સંદેહ ઉત્પન્ન થયો. તેમને જણાવ્યું કે પાદશાહ શિવાજીના પ્રાણ લેવાની બાજી ખેલે છે, એટલે તેઓ પોતાનું વચન પાળવાને સજ્જ થયા.સુભાગ્યે શિવાજી સ્વયં કારાગૃહમાંથી નાસી જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. શિવાજીના પ્રયાસની તેમને ખબર પડી ત્યારે તેઓ જાણતા હોવા છતાં અજાણ બની ગયા;એટલુંજ નહિ પરન્તુ તેમને નાસી જવામાં પણ સહાય કરી. દુષ્ટ મોગલસમ્રાટની ઈચ્છા નિષ્ફળ થઈ. ચતુર મરાઠા વીર શિવાજી ઔરંગઝેબને તેની શઠતાનું યોગ્ય પ્રતિફળ આપી, તેની આંખમાં ધૂળ નાખી, નિર્વિઘ્ને કારાગૃહમાંથી નાસી ગયા. ઔરંગઝેબ સારી પેઠે સમજી ગયો કે જયસિંહને શિવાજીનો નાસવાનો ઉદ્યોગ સંપૂર્ણરીતે વિદિત હતો તે છતાં પણ તેણે તેના માર્ગમાં બાધા કરી ન હતી. આ કારણથી તે અંબરરાજ ઉપર અત્યંત અપ્રસન્ન થયો અને તેણે પુનઃ જસવંતસિંહને સેનાધિપતિના પદપર નિયુક્ત કર્યા. સુસંયોગ મળવાથી રાજા જસવંતસિંહ મોઆઝીમની સાથે મળીને ઔરંગઝેબની વિરુદ્ધ નાના પ્રકારના પ્રપંચ રચવા લાગ્યા. તેમનું વર્તન જોઇ ઔરંગઝેબના મનમાં અનેક પ્રકારના સંદેહ ઉત્પન્ન થયા. અંતે સંદેહોથી ચલાયમાન થઇને તેણે રાઠોડરાજને પણ પદચ્યુત કર્યા.

ત્યાર પછી દિલેરખાં સેનાપતિના પદપર નિયુક્ત થઇ પાદશાહની આજ્ઞાનું પાલન કરવાને તૈયાર થયો. ઉચ્ચ પદથી ગર્વિત થઇ તેણે ઔરંગાબાદમાં પ્રવેશ કર્યો. જે દિવસે તે ઉક્ત નવીન નગરમાં ગયો તેજ દિવસે તેના ઉપર એવું ઘોર સંકટ આવી પડ્યું કે જો તે એક ગુપ્ત દૂતદ્વારા પોતાની ઉપર આવી પડેલી વિપત્તિની વાત સાંભળી પાછો ફર્યો ન હોત તો અવશ્ય તેને ત્યાંજ પોતાના પ્રાણ આપવા પડત. તે એ નગરને છોડીને નાસી ગયો, તે છતાં પણ સંકટમાંથી મુક્ત થઈ શક્યો નહિ. રાજા જસવંતસિંહ અને મોઆઝીમ તેની પાછળ દાવાનલની પેઠે દોડ્યા. પ્રાણ જવાના ભયથી તે નર્મદા તરફ નાઠો. જસવંતસિંહ અને મોઆઝીમ પણ શીઘ્રતાથી તે તરફ ગયા. પોતાના સેનાપતિને આ દારુણ સંકટમાંથી બચાવવાને માટે ઔરંગઝેબે રાઠોડરાજને ગુજરાતના સુબેદારતરીકે નિયુક્ત કર્યા અને તેમને શીઘ્ર તે દેશમાં જવાની આજ્ઞા કરી. જસવંતસિંહ પાદશાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શક્યા નહિ; પરન્તુ અમદાવાદમાં પહોંચતાંની સાથે તેમને જણાયું કે શઠ ઔરંગઝેબે શઠતા કરીને મને છેતર્યો છે. જો તેઓ જરા વધુ દક્ષતા રાખત તો તેમને ઠગાવાનો પ્રસંગ કદિ પણ પ્રાપ્ત થાત નહિ. પોતાની સાથે કરવામાં આવેલા પ્રપંચનો વિચાર કરતા કરતા તેઓ પોતાના

પાટનગર તરફ સંવત ૧૭૨૬ (ઇ૦ સ૦ ૧૬૭૬) માં પાછા ફર્યા અને પાદશાહપર વૈર લેવાને યોગ્ય સંધિની પ્રતીક્ષા કરવા લાગ્યા.

દુષ્ટ અને નિષ્ઠુર ઔરંગઝેબે રાઠોડરાજને છેતર્યા હતા. ભાટોની વાતપર વિશ્વાસ રાખવામાં આવે તો સ્પષ્ટરીતે જણાશે કે તેણે તેમ કરવામાં અત્યંત નીચ અને અધમ ઉપાયોનું અવલંબન કર્યું હતું. પોતાના વિશ્વાસુ અને સ્વામીભકત સેવકોની સહાયથી જસવંતસિંહ ઔરંગઝેબની અનેક કપટજાળોમાંથી બચી શકયા હતા અને અનેક વિપત્તિઓમાંથી સુરક્ષિત રહ્યા હતા; પરંતુ અંતે તેઓ તેમની કપટજાળના ભોગ થઇ પડયા. અંતે ઔરંગઝેબે તેમના ગળામાં કૃત્રિમ મિત્રતાનો ફાંસો નાખી તેમને અટક તરફ મરવાને મોકલી આપ્યા.

ઔરંગઝેબ સારી પેઠે જાણી ગયો હતો કે રાજા જસવંતસિંહ મારો પરમ શત્રુ છે. તેણે તેનાપર વૈર લેવાને માટે નાના પ્રકારના ઘાતકી ઉપાયો યોજવામાં ત્રુટિ રાખી ન હતી; પરંતુ તેના સર્વ ઉપાયો નિષ્ફળ થયા હતા. અંતે તેણે તેમને એવા સ્થાનપર મોકલવાનો નિશ્ચય કર્યો કે જ્યાંથી તેઓ સેંકડો પ્રયત્નો કર્યા છતાં પણ તેનું કાંઇ અનિષ્ટ કરી શકે નહિ. હવે કયે સ્થાને તેમને મોકલવા તેવિષે તે વિચાર કરવા લાગ્યો. તેના સુભાગ્યે તેને અલ્પ સમયમાં યોગ્ય અવસર આવી મળ્યો. આ અરસામાં દુષ્ટ અફઘાનોએ વિદ્રોહી બની કાબૂલના રાજ્યમાં ઘોર ઉત્પાત કરવા માંડયો હતો. ઔરંગઝેબે આ ઉપદ્રવનું દમન કરવાને માટે રાજા જસવંતસિંહને મોટું માન આપી મોકલી આપ્યા. રાજા જસવંતસિંહ આ માનસન્માનમાં એવા લેવાઈ ગયા કે તેમણે ગત ઘટનાઓનો કિંચિત્ પણ વિચાર કર્યો નહિ. તેઓ દુષ્ટ અફઘાનોનું દમન કરવાને માટે દૂર દેશમાં જવાને તૈયાર થયા. થોડા દિવસમાં તેમના કાબૂલ તરફના પ્રવાસની સર્વ તૈયારી પૂર્ણ કરાવવામાં આવી. રાજા જસવંતસિંહ પોતાના જ્યેષ્ઠ પુત્ર પૃથ્વીસિંહના હાથમાં રાજકારભાર સોંપી પોતાની સ્ત્રી તથા અન્ય કુટુંબીજનોને સાથે લઈ કાબૂલ તરફ ચાલ્યા. અફસોસ ! આ મહાયાત્રાથી તેઓ કદિપણ પાછા ફરી શકયા નહિ !

મારવાડના ભટ્ટગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે ઔરંગઝેબે જસવંતસિંહના ઉત્તરાધિકારીને રાજસભામાં આવવાની આજ્ઞા કરી. પૃથ્વીસિંહ પાદશાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકયા નહિ. તેઓ રાજસભામાં ગયા ત્યારે પાદશાહે તેમનો આદરસત્કાર કર્યો. પ્રચલિત પ્રણાલી અનુસાર પૃથ્વીસિંહને પાદશાહની નિકટજ આસન પ્રાપ્ત થતું હતું. એક દિવસ તેઓ રાજસભામાં જઇ પોતાના આસનપર વિરાજમાન થવાની તૈયારીમાં હતા, એવામાં ઔરંગઝેબે કિંચિત્ સ્મિત કરી તેમને બોલાવ્યા. રાઠોડરાજકુમાર પાદશાહની સમીપ જઇ દ્દિકર જોડી ઉભા રહ્યા. પછી પાદશાહે તેમના હાથ પકડી તેમને ધીમેથી કહ્યું:–" રાઠોડ ! મારા સાંભળવામાં આવ્યું છે કે આ ભુજામાં તમે તમારા પિતાના જેટલું બળ ધરાવો છો. વારુ, હવે મને કહો કે હમણાં તમે શું કરી શકો છો ?"

પૃથ્વીસિંહે ઉચિત અભિમાનસહિત ઉત્તર આપ્યો:–" પ્રભુ દિલ્લીશ્વરનું કલ્યાણ કરો. જહાંપનાહ ! જ્યારે સાધારણ રાજા પણ પ્રજાની ઉપર પોતાનો આશ્રયરૂપી હાથ ફેલાવે છે, ત્યારે તેમની સર્વ ઇચ્છા પરિપૂર્ણ થાય છે, ત્યારે આજે સૌભાગ્યવશાત્ આપે પોતે આ દીનસેવકના હાથ પકડ્યા છે, તો હવે હું સમસ્ત પૃથ્વીને જીતી શકીશ." આ વચનો ઉચ્ચારતાંની સાથેજ તેમના શરીરમાં નવીન બલનો સંચાર થયો અને પ્રચંડ વીરતા તેમનામાં ઓતપ્રોત ભરાઇ ગઈ. પાદશાહ તરતજ પોકારી ઉઠયો:" આ જવાન તો જાણે બીજો કુટ્ટનજ[1] છે." પાદશાહનાં આ વચનોમાં જે કુટિલભાવ અંતર્ભૂત રહ્યો હતો, તે પૃથ્વીસિંહ સમજી શકયા નહિ. તેઓ વિધિઅનુસાર પાદશાહને સલામ કરી સભામાંથી વિદાય થયા.

અફસોસ ! તેજ દિવસ તેમના ઉલ્લાસમય જીવનનો અંતિમ દિવસ થયો. રાજસભામાંથી બહાર નીકળ્યા પછી પોતાના મુકામપર પહોંચતાં પહોંચતાં પૃથ્વીસિંહને અત્યંત વ્યથા થવા લાગી. તેઓ અત્યંત દુઃખથી પીડિત થઇ ક્ષણભર પણ સ્થિર રહી શકયા નહિ. તેમનું મસ્તક ફરવા લાગ્યું અને હાથપગ તૂટવા લાગ્યા. થોડીવારમાં તેમનાં સર્વ અંગો શિથિલ અને નિસ્તેજ થઈ ગયાં. તેમની

[1] જસવંતસિંહને ઔરંગઝેબ " કુટ્ટન " કહેતો હતો.

સુવર્ણસમાન સુંદર કાંતિ ઝાંખી પડી ગઈ, તેમનું ચંપાની કળી જેવું સુંદર મુખ કરમાઇ ગયું. જસવંતસિંહના હૃદયનો આનંદ અને રાઠોડકુલના આશાતંતુરૂપ કુમાર પૃથ્વીસિંહ[1] વિશ્વાસઘાતી તથા ક્રૂર ઔરંગઝેબના દગાનો ભોગ થઇ આ લોકમાંથી વિદાય થઇ ગયા ![2]

કુમાર પૃથ્વીસિંહ જસવંતસિંહની આંખની કીકી અને વૃદ્ધાવસ્થાની લાકડીસ્વરૂપ હતા. તેઓ રાઠોડકુલના યોગ્ય રાજપુત્ર વીરકેસરી જોધારાવના યોગ્ય વંશજ હતા. વૃદ્ધ જસવંતસિંહે ધાર્યું હતું કે હું અંતસમયે પૃથ્વીસિંહને રાજનો કાર્યભાર સોંપી આ સંસારમાંથી વિદાય થઇશ; પરંતુ તેમની તે ઇચ્છા પૂર્ણ થઇ નહિ. પૃથ્વીસિંહ યૌવનમાંજ દુષ્ટ ઔરંગઝેબના દ્વેષાગ્નિમાં બળીને ભસ્મીભૂત થયા !

જસવંતસિંહની આશા નષ્ટ થઇ ગઇ.અત્યાચારીના ભીષણ અત્યાચારો સહન કરીને પણ આજસુધી જે હૃદય અખંડિત રહ્યું હતું, તે આજે પુત્રશોકરૂપી દારુણ પ્રહારથી સો સો ખંડમાં ભગ્ન અને ચૂર્ણ થઇ ગયું. તેમને સ્વપ્નમાં પણ એવી શંકા ઉત્પન્ન થઇ નહોતી કે ક્રૂર ઔરંગઝેબ મારાપર આ

૧ પૃથ્વીસિંહનું આ પ્રકારે મરણ થવું સત્ય હોય એમ લાગતું નથી.

૨ આ પ્રકારે શત્રુઓનો નાશ કરવાનો રિવાજ હિંદુસ્તાનમાં ઘણો પ્રચલિત હતો. રાજપૂતજાતિના ઈતિહાસમાં આવાં અનેક ઉદાહરણો ઉપલબ્ધ થાય છે.તેમાંથી ગન્નોરની રાણીનું વૃત્તાંત અહીંલખવામાં આવે છે.આ વૃત્તાંત અત્યંત અદ્ભુત છે. જ્યારે ગન્નોરનો રાજા મુસલમાનોદ્વારા પરાસ્ત થયો ત્યારે તેની રાણીએ ઘણા દિવસસુધી મુસલમાનોનાં આક્રમણનો પ્રતિરોધ કર્યો; પરંતુ ધીમે ધીમે તેની સેનાનો નાશ થતો ગયો અને ગન્નોરના તાબાના સર્વ કિલ્લાઓ એક પછી એક મુસલમાનોના અધિકારમાં જવા લાગ્યા. તે છતાં પણ રાજપૂતકુલાદર્શ વીર નારી મુસલમાનોને તાબે થઈ નહિ. અંતે તેનું સર્વ બળ છિન્ન ભિન્ન થઇ ગયું અને આત્મરક્ષાનો બીજો કોઇ ઉપાય રહ્યો નહિ, ત્યારે તે નર્મદાતટપરના એક કિલ્લા તરફ નાસી ગઈ. દુષ્ટ મુસલમાનોએ તેની પૂંઠ પકડી. તે વીરાંગના નાવમાં બેસીને નર્મદાપાર ઉતરતી હતી, તે સમયે મુસલમાનોએ તેનાપર આક્રમણ કર્યું; છતાં તે મહાકષ્ટે કિલ્લામાં પહોંચી. તે કિલ્લામાં પ્રવેશી તેની સાથે મુસલમાન સૈનિકો પણ તેમાં ઘુસી ગયા અને શેષ રાજપૂત સૈનિકોને તેમણે મારી નાખ્યા. ગન્નોરની રાણી જેવી પરાક્રમી હતી તેવી સુસ્વરૂપ પણ હતી. તે સમયે દક્ષિણ દેશમાં તેના જેવી સુંદર સ્ત્રી કોઈ પણ નહોતી. તેની સુંદરતાજ તેનો કાળ થઇ ! તેની સુંદરતાથી મોહિત થઇને તેને હસ્તગત કરવાની લાલચથીજ યવનરાજે તેના રાજ્યપર આક્રમણ કર્યું હતું. ગન્નોર રાજ્ય જીતી લઈને તેણે તે વીરનારીપર કહેવરાવી મોકલ્યું કેઃ-" પ્રિયે ! તમારૂં અને મારૂં રાજ્ય એ સૌ તમારૂંજ છે. માત્ર તમે મારા હૃદયરાજ્યનાં સ્વામિની થાઓ. મારી સાથે તમે વિવાહ કરો. હું તમારો દાસ થઇને રહીશ." આ સમાચાર સાંભળતાંજ તે વીરનારીનું શરીર ક્રોધાગ્નિથી બળી ઉઠયું; પરંતુ તે કરે શું ? યવનરાજ મહાલયની નીચે ઉત્તર પ્રાપ્ત કરવાની આશાથી બેઠો હતો. પોતાના રક્ષણનો અન્ય ઉપાય નહિ હોવાથી રાણીએ તેનો પ્રસ્તાવ સ્વીકાર્યો અને તેને કહેવરાવી મોકલ્યું કેઃ-" મને બે કલાક આપો. એ અરસામાં હું વિવાહયોગ્ય વસ્ત્રાલંકારથી સુસજ્જ થઈશ. પછી હું તમારીજ છું."

બે કલાક વ્યતીત થઇ ગયા. ગન્નોરની રાણી વિવાહોચિત વસ્ત્રાભૂષણથી સુસજ્જિત થઈ અને પોતાના મહાલયના દિવાનખાનામાં જઈ બેઠી. પછી તેણે યવનરાજપર વિવાહોચિત વસ્ત્રાલંકાર મોકલી આપ્યા. ઉક્ત વસ્ત્રોથી સુસજ્જિત થઈ યવનરાજ તે મનમોહિની પાસે આવી પહોંચ્યો. તેની સાથે વાર્તાલાપ થતાં તે તેને મહાન વિદુષી જણાઈ. ઉભય વચ્ચે અનેક પ્રકારનો વાર્તાલાપ થવા લાગ્યો. યવનરાજ લટ્ટુ બની તે ચિત્તવિનોદિનીનાં વચનામૃતનું પાન કરવા લાગ્યો, તેના હૃદયમાં આનંદની અનેક લહરિઓ ઉઠવા લાગી ! પરંતુ થોડીવારમાં તેની તે સ્થિતિ સહસા બદલાઈ ગઇ. તેનું મસ્તક ઘુમવા લાગ્યું અને તેને ચોતરફ અંધકાર દૃષ્ટિગોચર થવા લાગ્યો. તે ઉન્મત્તવત્ બની પોતાના શરીરપરથી વસ્ત્રો કાઢીને ફેંકવા લાગ્યો. તે પોકારવા લાગ્યો કેઃ—" મારૂં સર્વ અંગ બળી જાય છે. " પછી તે વીરનારીએ તેને સંબોધીને કહ્યું:—" યવનરાજ ! હવે તારો અંતકાળ પાસે આવી પહોંચ્યો છે. આજ મારો વિવાહ અને કાળ એક સાથેજ થશે. તારા અપવિત્ર ગ્રાસમાંથી સ્ત્રીના અમૂલ્ય ધનરૂપી સતીત્વનું રક્ષણ કરવાનો બીજો કોઇ ઉપાય નહિ જોઇ મેં તને વિષમય વસ્ત્રો પરિધાન કરાવ્યાં છે." એમ કહી તે વીરનારી બે મજલાની ઈમારતપરથી નીચે નદીના જલમાં કૂદી પડી અને કામપીડિત દુષ્ટ યવને પણ શીઘ્ર પોતાના પ્રાણ ત્યજી દીધા.

શત્રુને મારવાની આવી ગુપ્ત રીતિ અતિ પ્રાચીનકાળથી યૂરોપમાં પણ પ્રચલિત હતી. હર્ક્યુલીસની વાતમાં તેનું વર્ણન પ્રાપ્ત થાય છે. ડિજેનિટાએ તેને વિષમય વસ્ત્રમાં લપેટીને અગ્નિમાં બાળી મૂકયો હતો. આ વિષની અસર રક્તમાં થતી હોવી જોઈએ. ઉષ્ણકટિબંધના લોકો માત્ર એક પહેરણથીજ ચલાવી લે છે. માટે તેવા પ્રદેશમાં તેની અસર ઘણી ભયકર થાય છે. એથી મૃત્યુ કેમ થતું હશે તે સમજવું કઠિન છે; પરંતુ પ્રાચીનકાળની એ માન્યતા છે અને આપણે તે પર શ્રદ્ધા રાખવી જોઇએ.

રીતે વૈર લેશે. મનુષ્યના ભીષણ અત્યાચારો સહન કરીને પણ તેઓ થોડા વધુ દિવસ જીવિત રહી શકત પરંતુ નિષ્ઠુર યમે તેમના બચેલા જગતસિંહ અને દલથંભન[1] નામના બે પુત્રોને હરી લઇને તેમના જીવનનો શીઘ્ર અંત આણ્યો! દારુણ શોક, દુઃખ અને મનોવેદનાથી પીડિત થઇ ભગ્નહૃદય રાઠોડરાજે દૂર આવેલા હિંદુકુશ[2] પર્વતના પ્રદેશમાં સંવત ૧૭૩૭ (ઇ૦ સ૦ ૧૬૮૧) માં પરલોકગમન કર્યું. તેમના મરણપૂર્વેજ તેમની આશાનો દીપક બુઝાઇ ગયો હતો. તેમણે સ્વર્ગની મહાયાત્રા કરી તે વખતે તેઓ પોતાની પાછળ કોઇ એવો ઉત્તરાધિકારી મૂકી ગયા નહોતા કે જે તેમનું શોચનીય મૃત્યુ નિપજાવનારની ઉપર વૈર લે અને તેને પ્રાયશ્ચિત્ત કરાવે.

જે વર્ષમાં રાજા જસવંતસિંહે પરલોકગમન કર્યું, તેજ વર્ષમાં કેટલાક માસ પછી મહારાષ્ટ્રીય વીર શિવાજીનો પણ પરલોકવાસ થયો. ઔરંગઝેબ પોતાના ઉપરોક્ત ઉભય શત્રુઓના ભયમાંથી મુક્ત થયો. આ ઉભય શત્રુઓને તે સાક્ષાત્ યમ ગણીને તેમનાથી અત્યંત ભય પામતો હતો. આ વિધાનનું સ્પષ્ટ પ્રમાણ તેની રોજનિશી વાંચવાથી પ્રતીત થાય છે. મેવાડાધિપતિ વીરવર રાણા રાજસિંહના ચરિત્રનિરૂપકે આ રાઠોડવીરના સંબંધમાં જણાવ્યું છે કે: "જસવંતસિંહ જ્યાંસુધી જીવિત રહ્યા ત્યાંસુધી ઔરંગઝેબનો દીર્ઘ નિશ્વાસ એક દિવસ પણ અટકયો નહોતો."

રાજા જસવંતસિંહે ૪૨ વર્ષપર્યંત રાજ્ય કર્યું હતું. વીરભૂમિ રાજપૂતાનામાં જે સ્વદેશપ્રેમી મહાપુરુષોએ જન્મ ગ્રહણ કર્યો હતો, તેમની પંક્તિમાં રાઠોડરાજ જસવંતસિંહે સર્વોચ્ચ આસન પ્રાપ્ત કર્યું છે. તેમનું જીવનચરિત્ર આજપર્યંત પ્રત્યેક રાજપૂતના હૃદયમાં અંકિત રહ્યું છે અને આજે પણ તેમની દિવ્ય કીર્તિનાં ગાન રાજસ્થાનમાં ઘેર ઘેર ભાટોદ્વારા ગાવામાં આવે છે. જસવંતસિંહની રાજ્યચાતુરી ઉચ્ચ શ્રેણીની હતી તોપણ તે તેમનાં અસીમ બાહુબળ, સાહસ અને તેજસ્વિતાની બરાબર નહોતી. જે રીતે તેમનામાં અમર્યાદ બાહુબળ અને અપરિમિત શૌર્ય-વીર્ય હતું, તે પ્રમાણે જો તેમનામાં અદ્ભુત રાજ્યચાતુર્ય હોત તો તેઓ દુષ્ટ ઔરંગઝેબના પ્રચંડ શત્રુઓની સહાયથી ભારતવર્ષમાંથી અવશ્ય મુસલમાનસામ્રાજ્યને જડમૂળથી ઉખેડી નાખી શકત. તેમનું જીવન અપૂર્વ ઘટનાઓથી પરિપૂર્ણ હતું. નર્મદાતટે[3] જે દિવસે તેઓ વૃદ્ધ શાહજહાનના માનની રક્ષાને માટે પોતાના રાઠોડવીરોને લઇ પિતૃદ્રોહી ઔરંગઝેબની સામે થયા તે દિવસથી લઇ તેમના જીવનની છેલ્લી ઘડી સુધી તેમના ઉપર અપૂર્વ ઘટનાઓનો વરસાદ વરસ્યો હતો. આ ઘટનાઓનાં ભીષણ બલથી કોઇ વખત તેઓ વિક્ષિપ્ત થઇને તૃણસમાન પાછા પડી જતા તો કોઇ વખત તેઓ પોતાની દૈવીશક્તિથી તેને વશ કરી લેતા. તેઓ આ ઘટનાથી ક્ષણભર પણ વ્યાકુલ થયા નહોતા. સહસ્રાવધિ બાધાઓ અને વિપત્તિઓ તેમને મૂળ ઉદ્દેશથી ચલિત કરી શકી નહોતી. તેઓ ગમે તેવી પરિસ્થિતિમાં આવી પડતા તોપણ પોતાનો પ્રધાન ઉદ્દેશ પાર પાડવાને યત્ન કરતા. તેઓ શાહજહાનના સર્વ પુત્રોમાં દારાને અધિક ચાહતા હતા; છતાં પણ એકંદરે તેઓને સમસ્ત મુસલમાનજાતિપ્રત્યે તિરસ્કાર હતો. તેઓ સારી પેઠે જાણતા હતા કે મુસલમાનો હિંદુધર્મના અને હિંદુઓની સ્વતંત્રતાના પ્રચંડ શત્રુ છે. આજ કારણથી તેઓ જીવનપર્યંત તેમના પ્રતિ તિરસ્કાર ધરાવતા હતા તથા તેથીજ તેમણે ઔરંગઝેબનું સર્વસ્વ નાશ કરવાનો પ્રયત્ન મરણપર્યંત કર્યો હતો; પરંતુ દુર્ભાગ્યવશાત્ તેમનો તે પ્રયત્ન સફળ થયો નહિ. ઔરંગઝેબની સાથે નર્મદાતટપર તેમણે યુદ્ધ કર્યું ત્યારથી લઇને કાબુલમાં પઠાણોની સાથે થયેલા યુદ્ધના સમય સુધી તેમણે અતિ મહાન કાર્યો કર્યાં હતાં.

મોગલસિંહાસનની પ્રાપ્તિને અર્થે જ્યારે જ્યારે શાહજહાનના પુત્રોમાં ઝઘડો ઉપસ્થિત થતો, ત્યારે ત્યારે ચતુર જસવંતસિંહે કોઇને કોઇ એક જણના પક્ષનું અવલંબન કર્યું હતું. તેઓ દૃઢ નિશ્ચયપૂર્વક માનતા હતા કે આ પ્રકારના ગૃહકલહથી અંતે તે સર્વનો નાશ થશે. નર્મદાના યુદ્ધમાં

૧ આ દલથંભનનો જન્મ તો મહારાજા જસવંતસિંહના મૃત્યુ પછી થયો હતો.

૨ હિંદુકુશપર્વતો કાબૂલની પેલી તરફ બલખની પાસે છે અને મહારાજા જસવંતસિંહનું મૃત્યુ તો ખૈબરઘાટની આ તરફ જરોદ નામના સ્થાનમાં થયું હતું.

૩ નર્મદા નહિ, પણ ક્ષિપ્રા.

જો તેઓ પોતાના બળથી મદોન્મત્ત થઇને દીર્ઘકાળ વૃથા ન ગુમાવ્યો હોત તો તેમનો ઉદ્દેશ સફળ થાત. તેમનો ઉદ્દેશ પાર નહિ પડયા છતાં પણ તેઓ નિરુત્સાહી થયા નહિ. તેમનાં રોમરોમમાં જે ભાવના ઓતપ્રોત ભરાઇ ગઇ હતી, તે નર્મદાતટપર ફળીભૂત થઇ નહિ. તે છતાં પણ તે સર્વથા નાશ પામી નહિ. પરાજય મળવાથી તેમની તે ભાવનાએ અધિક પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું હતું, તેની તીવ્રતા બમણી વધી ગઇ હતી. આ પ્રચંડ ભાવના ફળીભૂત કરવાને માટે તેઓ યોગ્ય સંધિ શોધવા લાગ્યા. જ્યારે બે પ્રતિસ્પર્ધી શાહજાદાઓએ પોતાના ભાગ્યની પરીક્ષા કરવાને માટે ખજવાસ્થાને એકબીજાની વિરુદ્ધ સમશેર ધારણ કરી ત્યારે તેમને ઉત્તમ સંધિ પ્રાપ્ત થઇ હતી; પરંતુ શાહજાદા દારાના આલસ્યથી તેઓ આ સુયોગથી પણ વંચિત થયા અને તેમની સર્વ પ્રપંચજાળ છિન્નભિન્ન થઇ ગઇ. વિજયી ઔરંગઝેબ આ સર્વ સારી પેઠે જાણતો હતો, પરંતુ તે કાંઇ પણ બોલ્યો નહિં. ઔરંગઝેબપ્રત્યે હવે તેમનાં ઘૃણા અને વિદ્વેષ અત્યંત વૃદ્ધિંગત થઇ ગયાં અને તેનાપર વૈર લેવાની તેની તૃષ્ણા અતિ પ્રબળ થઈ. આ તૃષ્ણા શાંત કરવાને માટે તેઓ બીજી સુસંધિની પ્રતીક્ષા કરવા લાગ્યા. ઔરંગઝેબે જે પદપર તેમને નિયુક્ત કર્યાં હતા, તે પદપર રહીને પણ તેઓ પોતાનો મૂળ ઉદ્દેશ સિદ્ધ કરવાને પ્રયત્ન કર્યાં કરતા હતા. તેમણે પોતાનાં સર્વ કાર્યોમાં સ્વતંત્રતાનો પૂર્ણ પરિચય કરાવ્યો છે. ક્રમશઃ તેમની સર્વ પ્રવૃત્તિઓની આલોચના કરવાથી તેમની પ્રચંડ શક્તિનો ઉત્તમ પરિચય આપણને પ્રાપ્ત થાય છે. જે શિવાજીની સામે તેમને યુદ્ધ કરવાને મોકલવામાં આવ્યા હતા, તેજ શિવાજીની સાથે મળી જઇને તેઓ પાદશાહની વિરુદ્ધ પ્રપંચ રચવા લાગ્યા હતા; કારણ કે શિવાજી પણ મોગલસામ્રાજ્યના પરમ શત્રુ હતા. શાહીસ્તખાંનો[1] વધ, દિલેરખાંપર આક્રમણ, મોઆઝિમે પોતાના પિતાની સામે ઉઠાવેલું બંડ, આ સર્વ જસવંતસિંહની ભયંકર વૈર લેવાની તૃષ્ણાનાં પ્રકાશમાન ઉદાહરણો હતાં.

જસવંતસિંહની આ ગૂઢ અને પ્રચંડ પ્રવૃત્તિ બાદશાહ સારી પેઠે જાણતો હતો.તેને સુવિદિત હતું કે જસવંતસિંહે વૈર લેવાની વાંચ્છના અને વિદ્વેષથી ઉત્તેજિત થઈ જીવનપર્યંત મારી સાથે કુવર્તન ચલાવ્યું છે; પરંતુ તે શું કરે? જાણતાં છતાં પણ પોતાનો ઉદ્દેશ ફળીભૂત કરવાને માટે આ સર્વ તે સહન કરતો હતો. તેણે સદૈવ જસવંતસિંહના વિદ્વેષાગ્નિથી દૂર રહેવાને માટે પ્રયત્ન કર્યો હતો.તે સાવધાનતાપૂર્વક તેમની સર્વ કપટજાલ છિન્નભિન્ન કરી બહારથી તેમની સાથે સલુકાઇથી વર્તતો હતો; પરંતુ ગુપ્ત રીતે તેમનાથી ડરતો હતો, તેથીજ તેણે વારંવાર વિલક્ષણ પ્રકારે તેમની બદલી કર્યાં કરી હતી. ઔરંગઝેબે તેમને ઉચ્ચ ઉચ્ચ પદોપર નિયુક્ત કર્યાં હતા. ગુજરાત, દક્ષિણ, માલવા, અજમેર અને કાબૂલ આ સર્વ દેશોમાં ઉત્તરોત્તર તેણે તેમને સુબાતરિકે નિયુક્ત કર્યાં હતા. કોઇ કોઈ વખત તેણે તેમને સ્વતંત્ર સુબાતરિકે નિયુક્ત કર્યાં અને કોઇ કોઇ વખત સેનાધિપતિ કિંવા કોઈ શાહજાદાની સત્તા નીચે પણ રાખ્યા હતા. બીજો કોઇ માણસ પાદશાહની આ સર્વ કૃપાઓથી તેનો કૃતજ્ઞ બની ગયો હોત; પરંતુ તેજસ્વી જસવંતસિંહે આ સર્વ કૃપાઓનો ઉપયોગ પોતાનો મૂળ ઉદ્દેશ પાર પાડવામાંજ કર્યો હતો. તેમના આ પ્રકારના વર્તનથી તેમને એક વિશ્વાસઘાતી માણસતરિકે લોકો માને એ સંભાવિત છે, પરંતુ જો પાદશાહના ચારિત્રનું અવલોકન કરવામાં આવે તો સ્પષ્ટરીતે સમજાશે કે જસવંતસિંહ વિશ્વાસઘાતી નહોતા. જે માણસે ધર્મરક્ષાને માટે આત્મભોગ આપ્યો હોય તે માણસને કદિ પણ વિશ્વાસઘાતી કહી શકાય નહિ. આ વાત સત્ય છે કે તેઓ પાદશાહને આધીન રહીને પાદશાહનીજ વિરુદ્ધ વર્તન કરતા હતા અને ડગલે ડગલે તેનાં અનિષ્ટનું ચિંતન કરતા હતા, તે છતાં પણ તેમને વિશ્વાસઘાતી કહી શકાશે નહિ. પાદશાહના ચરિત્રનું અવલોકન કરવાથી આ વિધાનની સત્યતા પ્રમાણિત થશે. પાદશાહ હિંદુધર્મનો પરમ શત્રુ અને હિંદુજાતિનો પરમ વિરોધી હતો. તેના અપવિત્ર ગ્રાસમાંથી પોતાની જાતિના ગૌરવનું તથા પોતાના પ્રાચીન ધર્મનું રક્ષણ કરવાને માટેજ રાજા જસવંતસિંહે ગુપ્તરીતે બાદશાહની વિરુદ્ધ વર્તન કર્યું હતું. શું આ વિશ્વાસઘાત છે? વિશ્વાસઘાતની વ્યાખ્યા શી

૧ શાહીસ્તખાં નહિ પરંતુ તેનો પુત્ર માર્યો ગયો હતો. આ ઘટનાને દીર્ઘકાળ વ્યતીત થયા પછી શાહીસ્તખાં બંગાળાના સુબાતરિકે નિયુક્ત થયો હતો.

છે ! ઔરંગઝેબે રાઠોડરાજને મોટાં મોટાં પદોપર નિયુક્ત કર્યાં હતા; પરંતુ તે તેમનાપર કિંચિત્ પણ વિશ્વાસ રાખતો નહોતો. તેનાં ચારિત્રનો અભ્યાસ કરવાથી સ્પષ્ટરીતે પ્રતીત થાય છે કે તેણે જસવંતસિંહનો એક દિવસ પણ વિશ્વાસ કર્યો નહોતો. તે જસવંતસિંહને સારી પેઠે ઓળખતો હતો. તેને સુવિદિત હતું કે રાઠોડરાજ યોગ્ય સંધિ પ્રાપ્ત થતાં મારૂં અનિષ્ટ કર્યા વિના રહેનાર નથી. આ વાત જાણ્યા છતાં પણ તેણે તેમને ઉચ્ચ પદપર નિયુક્ત કર્યાં હતા તેનું કારણ માત્ર તેમને પોતાને આધીન રાખવા એજ હતું. વળી તે પોતાના મનમાં એવી ગુપ્ત ભાવના ધરાવતો હતો કે શુભ અવસર મળતાંજ હું એને કમળની પાંખડીની પેઠે ચૂંટીને છિન્ન ભિન્ન કરી નાખીશ. તેણે પોતાનો આ ગુપ્ત ઉદ્દેશ પાર પાડવાને માટે અવ્યાહત ઉદ્યોગ કર્યો હતો; તેથી જસવંતસિંહ હમેશાં સાવધ રહેતા હતા. જસવંતસિંહની આ સાવધાનતા એ કાંઈ વિશ્વાસઘાત નથી, એ તો માત્ર તેમની '**शठं प्रति शाठ्यं कुर्यात्**' ની રાજનીતિ છે.

જસવંતસિંહનું જીવનચરિત્ર અસાધારણ પ્રકારનું છે અને આ વિધાનની પ્રતીતિ આપણને એમના સમસ્ત જીવનનો અભ્યાસ કરવાથી થાય છે. ઔરંગઝેબ અને જસવંતસિંહની વચ્ચે જીવનપર્યંત વિવાદ ચાલ્યો હતો; પરંતુ ઔરંગઝેબે તેમનો વિજય થવા દીધો નહોતો. ઔરંગઝેબે રાજપૂતનરેશોને પોતાના સેનાધિપતિ બનાવીને ગુલામ જેવા બનાવી દીધા હતા. નહિ તો અંબરનરેશ જયસિંહ, મારવાડનરેશ રાજસિંહ અને વીરકેસરી શિવાજી ત્રણે મળીને પોતાના સામાન્ય શત્રુ ઔરંગઝેબના રાજ્યને છિન્નભિન્ન કરી દેત. ઔરંગઝેબે જસવંતસિંહના પુત્રનો વધ કર્યો હતો તથા તેના નિરપરાધી કુટુંબ સાથે પાશવવ્યવહાર કર્યો હતો, તે પરથી તે જસવંતસિંહનો કેટલો બધો ડર રાખતો હતો તે જણાય છે. રાઠોડવીર જસવંતસિંહનું મરણ થયા પછી પાદશાહ ઔરંગઝેબે તેના કુટુંબનાં માણસોને જે ઘોર દુઃખ દીધું હતું, તેનું વૃત્તાંત આપ્યા પૂર્વે અમે પરમ વિશ્વાસુ રાઠોડ સરદારોના સંબંધમાં કાંઇક લખવા ધારીએ છીએ.

જે રાઠોડસરદારો જસવંતસિંહના કુટુંબના હિતને માટે પ્રસન્નતાપૂર્વક ઔરંગઝેબની વિરુદ્ધ શસ્ત્ર ગ્રહણ કરવાને તૈયાર થયા હતા, તેમાં નાહરરાવનું જીવન આદર્શસ્વરૂપ છે. નાહરરાવ પ્રસિદ્ધ કૂંપાવત શાખાના શિરોમણિ હતા. સર્વ રાઠોડોમાં તેઓજ શ્રેષ્ઠ હતા. તેમની આદ્યભૂમિસંપત્તિ આસોપ હતી અને તેમનું આદ્યનામ મુકુંદદાસ હતું. તેમને બાદશાહ તરફથી નાહરખાં નામ પ્રાપ્ત થયું હતું. તેમની યોગ્યતા, વીરતા અને પરાક્રમથી જસવંતસિંહના પ્રાણ લેવાના પાદશાહના ઉપાય નષ્ટ થતા હતા. તેમને આ નામ શી રીતે પ્રાપ્ત થયું હતું, તેનું વર્ણન નીચે આપવામાં આવે છે. પાદશાહે તેમનાપર એક દૂત મારફતે એક સંદેશો મોકલ્યો. તેનો ઉત્તર તેમણે અત્યંત વીરતાભરેલો આપ્યો. આથી તે નિષ્ઠુર પાદશાહ તેમનાપર નાખુશ થયો અને તેમને સજાતરીકે એક પ્રચંડ વ્યાઘ્રના પાંજરામાં નગ્ન શરીરે તથા શસ્ત્રસહિત દશામાં જવાની આજ્ઞા કરી. આ કઠોર આજ્ઞા સાંભળીને તેજસ્વી મુકુંદદાસ કિંચિત્ પણ ભયભીત થયા નહિ; પરંતુ તેઓ હસતેમુખે પાંજરામાં પ્રવેશ્યા અને ભીષણ વ્યાઘ્રની સમીપ આવીને ઉભા રહ્યા. પાંજરામાં વ્યાઘ્ર આમતેમ ફરતો હતો. તેની પાસે જતાંજ રાઠોડસરદારે તેને ગર્વસહિત સંબોધીને કહ્યું: "હે યવનના વાઘ ! આ જસવંતસિંહના વાઘની સામે થા." મુકુંદદાસનાં ઉભય નેત્રોમાંથી અગ્નિની જ્વાલા નીકળી રહી હતી. તેમનો ભીષણ નાદ સાંભળી વાઘ સચેત થયો અને પૂંછડું હલાવી વિકરાળ ગર્જના કરી શત્રુની તરફ જોવા લાગ્યો. ચારે નેત્રો સામસામાં મળ્યાં; નેત્રોમાંથી અગ્નિજ્વાલા નીકળી રહી હતી. થોડાજ વખતમાં વાઘ મુખ ફેરવી મુકુંદદાસની સામેથી ચાલ્યો ગયો. વાઘને નાસતો જોઇ પરાક્રમી રાઠોડસરદાર ઉચ્ચ સ્વરથી બોલી ઉઠયા: "આ જુઓ. વ્યાઘ્ર મારી સામે લડવાની હામ ધરાવી શકતો નથી. નાઠેલા શત્રુપર આક્રમણ કરવું, એ ક્ષત્રિયધર્મથી વિરુદ્ધ છે." આ અલૌકિક ઘટના જોઇ સર્વ લોકો જાણે વજ્રાઘાત થયો હોય તેમ સ્તબ્ધ થઇ ગયા. ઔરંગઝેબનું પાષાણ હૃદય પણ વિસ્મયથી પીગળી ગયું. પાદશાહે તેમનું નામ નાહરખાં (વાઘપતિ) પાડયું અને તેમને પુષ્કળ ઇનામ આપ્યું. પછી પ્રસન્નતાપૂર્વક તેમને પૂછ્યું કે:-"રાઠોડ ! આ અસીમ બાહુબળના અધિકારી થવાને માટે તમને કેટલા પુત્રો ઉત્પન્ન થયા છે ?" નાહરે કિંચિત્ હસીને ઉત્તર આપ્યો: "જ્યારે આપે મને

મારી સ્રીથી પૃથક્ કરીને અટકની પેલી તરફના પશ્ચિમ ભાગમાં મોકલી દીધો, ત્યારે મને પુત્ર તે શી રીતે થઇ શકે ?" તેજસ્વી મુકુંદદાસનાં આ નીડરતાભરેલાં વચનો સાંભળી સર્વ રાજપૂતો આશ્ચર્યચકિત થઈ ગયા. પાદશાહ પણ મનમાં કાંઇક ક્ષુભિત થયો, પરંતુ તે તેમને કાંઇ કહી શકયો નહિ.

નાહરખાંનાં આ પ્રકારનાં નીડરતાભરેલાં અને ઉત્તેજક વાકયોને લીધે એકવાર શાહજાદો પણ તેમનાપર નાખુશ થઇ ગયો હતો. એક સમયે રાજકુમારે નાહરખાંને જણાવ્યું: " રાઠોડવીર ! મને આપની રણદક્ષતાનો ઘણો પરિચય મળ્યો છે; પરંતુ આપની એક બીજી ક્રીડા જોવાની મારી ઘણીજ ઇચ્છા છે. શું આપ અશ્વને દોડાવી તેની પીઠપરથી વૃક્ષની એક લાંબી શાખા પકડીને તેની સાથે ઝુલી શકો છો ? " આ ક્રીડામાં બળ અને સ્ફુર્તિ એ ઉભયની આવશ્યકતા હોય છે.આ ક્રીડા કરતાં ઘણા માણસો નિષ્ફળ થઇને નીચે તૂટી પડે છે. રાજપૂતો આ ક્રીડાપ્રત્યે ઘણી આસક્તિ ધરાવે છે. શાહજાદાનાં ઉપરોક્ત વચનો સાંભળી નાહરખાંએ સગર્વ ઉત્તર આપ્યો: " હું કાંઇ વાંદરો નથી, રાજપૂત છું. રાજપૂતો માત્ર તલવારવતીજ ખેલે છે. જો મને મારો બરોબરીઓ શત્રુ મળે તો હું તલવારનો ખેલ બતાવી શકું છું." શાહજાદાની ઇચ્છા પૂર્ણ થઈ નહિ. તે અત્યંત ક્રોધિત થયો, પરંતુ કાંઇ બોલ્યો નહિ. મનમાં ને મનમાં મુકુંદદાસનું સર્વસ્વ નાશ કરવાની ઇચ્છા ધારણ કરી તેણે તેમને શિરોહીના દેવડા રાજા સુરતાનની[1] વિરુદ્ધ મોકલ્યા. વીર નાહરખાં આથી કિંચિત્ પણ ભયભીત થયા નહિ. તેઓ બમણા ઉત્સાહથી શાહજાદાની આજ્ઞાનું પાલન કરવાને તત્પર થયા. આ યુદ્ધમાં તેઓ રાઠોડરાજની સમસ્ત સેના લઇ ગયા હતા.

મુકુંદદાસ યુદ્ધ કરવાને માટે આવ્યા છે, એ વાત સાંભળી સુરતાન પલાયન કરી ગયો અને તેણે પર્વતની ગુફામાં આશ્રય ગ્રહણ કર્યો. તે ધારતો હતો કે શત્રુઓ આ દુર્ગમ સ્થળમાં પ્રવેશ કરી શકશે નહિ. આ આશાથી નિશ્ચંતતા અને ધૈર્ય પ્રાપ્ત કરીને ત્યાં આરામ કરવા લાગ્યો, કિંતુ રાઠોડવીર મુકુંદદાસના પ્રચંડ વિદ્વેષાગ્નિએ તેના સુરક્ષિત ઘરમાં પ્રવેશ કરીને તેને શીઘ્ર બાળીને ભસ્મીભૂત કર્યું. એક દિવસ રાત્રિના સમયે સુરતાન પોતાના દુર્ગમાં નિશ્ચિંત થઈ સૂઈ રહ્યો હતો, સમસ્ત કિલ્લામાં શાંતિનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું, કેવળ એક તરફ એક પહેરેદાર ઉભો રહી થોડી થોડી વારે પોકાર કરતો હતો, વચ્ચે વચ્ચે શિયાળ અને હિંસક પશુઓના શબ્દ સંભળાતા હતા, વળી થોડી થોડી વારે મંદ હવાથી હાલતાં વૃક્ષપત્રોનો ખડખડાટ સંભળાતો હતો. એ વખતે મુકુંદદાસે પોતાની સેનાસહિત સાવધાનીથી કોટપર ચઢી પેલા એકલા જાગૃત રહેલા પહેરેદારને મારી નાખ્યો. પછી સુરતાનના ઘરમાં જઇ તેનીજ પાઘડીવતી તેને બાંધી દીધો અને પોતાની સેનાના કબજામાં તેને સોંપી દીધો. જ્યારે રાઠોડસેના સુરતાનને બંદીવાન કરીને લઇ ચાલી ત્યારે મુકુંદદાસે મહા પ્રચંડ ધ્વનિ કર્યો અને તેની મેઘસમાન ગર્જનાથી સર્વ કિલ્લો ગુંજી રહ્યો. એક ક્ષણમાં સમસ્ત દેવડાસેના જાગૃત થઇ. પોતાના સ્વામીપર વિપત્તિ આવી પડેલી જાણીને તેઓ એકત્રિત થઇ ગયા અને તેને છોડાવવાની ચેષ્ટા કરવા લાગ્યા. વીર મુકુંદદાસે પ્રચંડ ગર્જના કરીને કહ્યું: "દેવડા સૈનિકો ! શાંત થાઓ; શાંત થાઓ. વૃથા ઉદ્યમ કરીને તમારૂં અને તમારા સ્વામીનું જીવન ખુઓ નહિ. જો તમે મારી વાત માનશો તો સુરતાનને કિંચિત્ પણ ઇજા કરવામાં આવશે નહિ. હું એક વાર એને રાજાની નિકટ લઇ જઇશ અને જો તમે મારી સામે થશો તો આજ ક્ષણે હું તમારા સ્વામીનું મસ્તક કાપી નાખીશ. અવશ્ય માનજો કે એનું મરણ વા જીવન મારી ઇચ્છા ઉપર છે. હું કેવી નિર્વિઘ્નતાથી એને બંદીવાન કરીને લઇ જાઉં છું, તે દર્શાવવાને ખાતરજ મેં તમને જાગૃત કર્યા છે." આ તેજસ્વિતાભરેલાં વચનો સાંભળતાંની સાથેજ દેવડાસૈનિકો મંત્રમુગ્ધ બનેલા સર્પની પેઠે સ્તબ્ધ થઇ ગયા. કોઇને એક ડગલું પણ આગળ જવાની હિંમત થઈ નહિ. રાઠોડવીર મુકુંદદાસ બંદીવાન સુરતાનને લઇ પ્રચંડ પરાક્રમસહિત કિલ્લાની બહાર નીકળ્યા અને રાજા જસવંતસિંહની નિકટ જઇ તેમણે તેમના હાથમાં તેને સોંપી દીધો.

રાજા જસવંતસિંહે શિરોહીરાજને પાદશાહની પાસે લઇ જવાની ઇચ્છા પ્રદર્શિત કરી અને

[1] આ વાત અસંગત છે; કારણ કે દેવડા સુરતાન દીર્ઘકાળપૂર્વે મરણ પામ્યો હતો. આ સમયે તો તેનો પૌત્ર દેવડા અખેરાજ શિરોહીનો રાવ હતો.

તેને એમ કહીને ધીરજ આપી કે આપના ગૌરવમાં અને સન્માનમાં કિંચિત્ પણ ફરક પડશે નહિ. આપે માત્ર એકવાર પાદશાહની મુલાકાતજ કરવાની છે. દેવડારાજ આ વચનો સાંભળી પ્રસન્ન થયો. તેને એક કર્મચારીની મારફતે રાજમહાલયમાં મોકલવામાં આવ્યો. દેવડારાજે પાદશાહના મહાલયમાં પ્રવેશ કર્યો તે પૂર્વે ઉક્ત કર્મચારીએ તેને જણાવ્યું: "જુઓ, પાદશાહને સલામ કરજો. ભૂલશો નહિ. તેમને સલામ કર્યા વિના તેમની સામે કોઇ ઉભો રહી શકતો નથી." આ વચનો તેજસ્વી સુરતાનને વજ્રબાણસમાન લાગ્યાં. તેણે નિર્ભયતા પૂર્વક ઉત્તર આપ્યો: "મારૂં જીવન પાદશાહના હાથમાં છે; પરંતુ મારૂં સન્માન મારી પાસે છે, જે ભાગ્યમાં હશે તે થશે. હું કદિ મનુષ્યની આગળ મસ્તક નમાવીશ નહિ. આ જીવનમાં એમ કદિ પણ બની શકશે નહિ."રાજા જસવંતસિંહે પ્રતિજ્ઞા કરી હતી કે હું કદિ સુરતાનને અપમાનત થવા દઇશ નહિ, તેથી તે કર્મચારી તેનું સન્માન નષ્ટ કરી શકયો નહિ; પરંતુ પાદશાહની સન્મુખ મસ્તક ઝુકાવવાની સુરતાનને ફરજ પાડવાને માટે તેણે એક યુક્તિ રચી. જે માર્ગથી સર્વ માણસો પાદશાહને મળવા જતા હતા, તે માર્ગથી તેને નહિ લઇ જતાં તેને એક અત્યંત નાની ખડકીમાંથી લઇ ગયો. આ ખડકી પૃથ્વીથી જંઘા બરોબર ઉંચી હતી. કર્મચારીનો ગૂઢ હેતુ સમજ્યાવિના દેવડારાજે તે ખડકીમાંથી સભામાં પ્રવેશ કર્યો. આથી તેને પ્રથમ પગ કાઢી પાછળથી મસ્તક કાઢી દરબારમાં જવું પડ્યું. પાદશાહને આજ પ્રકારનું માન મળ્યું. તેની તેજસ્વિની આકૃતિ જોઇ તથા તેનો વીરોચિત વ્યવહાર, સ્વતંત્રતાની રક્ષાને માટે તેનો ભીષણ ઉદ્યોગ તથા જસવંતસિંહે તેના સન્માનનું રક્ષણ કરવાની કરેલી પ્રતિજ્ઞાનું વર્ણન સાંભળી પાદશાહે તેને ક્ષમા કરી; એટલુંજ નહિ પરંતુ તે જે જાગીર માગે તે આપવાનો પણ સ્વીકાર કર્યો. જો કે પાદશાહે તેનાપ્રત્યે ઉદારતા દર્શાવી ખરી, પરંતુ તે ઉદારતામાં જે એક ગુપ્ત ભેદ રહ્યો હતો તે દેવડારાજ તત્કાળ જાણી ગયો. પોતાના માંડલિકતરિકે તેને ગણવાની પાદશાહની ઇચ્છા હતી. એ વાત તે સારી પેઠે જાણી ગયો. પછી તેણે નિર્ભયતાપૂર્વક ઉત્તર આપ્યો: "પાદશાહ! મારા અચલગઢના[1] જેવી ભૂમિ આપ બીજી કયી આપી શકશો ? હું બીજું કાંઇ માગતો નથી; કેવળ મારૂં રાજ્યજ મને સોંપી દો."

તેજસ્વી દેવડારાજનાં આ વચનો સાંભળી પાદશાહ કિંચિત્ પણ ક્ષુભિત વા અસંતુષ્ટ થયો નહિ; પરંતુ તેણે પ્રસન્નતાપૂર્વક તેની માગણીનો સ્વીકાર કર્યો અને તેને અચળગઢમાં જવાની આજ્ઞા આપી. સુરતાન[2] અચલગઢમાં ચાલ્યો આવ્યો, તે દિવસે તેને તે સભામાં બેઠેલા સમસ્ત રાજાઓની સન્મુખ જે માન મળ્યું હતુ, તે સદા કાયમ રહ્યું. તેની તેજસ્વિતા, નિર્ભયતા અને સ્વાધીનતા તરફના અનુરાગનું અમૃતમય ફળ આજે પણ તેના વંશજો નિર્ભયતાપૂર્વક ભોગવી રહ્યા છે. આજે પણ તેઓ પોતાને સ્વતંત્ર માને છે.

નાહરખાં રાઠોડતેજસ્વિતાના આદર્શસ્વરૂપ હતા. રાઠોડો સ્વભાવથીજ નિર્ભય અને તેજસ્વી હોય છે. રાજભક્તિ તેમનાં રોમરોમમાં ભરેલી હોય છે. સ્વદેશના હિતને માટે રાઠોડકુલના ગારવની રક્ષા કરવાને માટે તેઓ પ્રસન્નતાપૂર્વક પોતાના પ્રાણ વિસર્જન કરી શકે છે. તેમનાં પ્રાણબલિદાન અને સ્વદેશભક્તિનું એક પ્રદીપ્ત ઉદાહરણ હવે પછી આપવામાં આવશે.

---

૧ આબુ અને શિરોહીના રાજાના સુપ્રસિદ્ધ કિલ્લાનું નામ અચલગઢ છે.

૨ આ સુરતાનનું વૃત્તાંત ચોખ્ખું ગપાષ્ટક છે. એ સર્વથા સત્ય ઇતિહાસની વિરૂદ્ધ છે. જેણે આ વૃત્તાંત મૂળ લખ્યું છે, તે ઇતિહાસ જરાપણ જાણતો નહોતો. સુરતાન મહારાજા જસવંતસિંહના તો શું પરંતુ તેમના પિતાના સમયમાં પણ જીવંત નહોતો; તો પછી નાહરખાં તેને શી રીતે પકડી લાવ્યા ? વળી સુરતાન પાદશાહના દરબારમાં બારીમાંથી પગ આગળ અને મસ્તક પાછળ કાઢીને જાય એ વાત પણ સંભવિત લાગતી નથી. જયપુર અને જોધપુરના રાજાઓ પણ પાદશાહને મસ્તક ઝુકાવતા હતા તો પછી સુરતાન શું વિસાતમાં હતા ? શિરોહીના રાજાઓ તો સદા જયપુરજોધપુરને આધીન રહ્યા છે. કર્નલ ટૉડને આવી ભાટચારણોની જોડી કાઢેલી ગપસપો પસંદ હતી અને તેમણે તેવાં ને તેવાંજ અનેક ગપાષ્ટકો તેમાંથી સાર અને સત્ય કાઢયા વિના ગોઠવી દીધાં છે, એ શોચનીય છે.

# અધ્યાય ૭ મો

જસવંતસિંહના મૃત્યુ પછી તેમની પટરાણીની સતી થવાની ઇચ્છા અને સામંતોએ તેનો કરેલો અટકાવ–અન્યાન્ય રાણીઓનું સતી થવું–ચંદ્રાવતીનું મંદોરમાં સતી થવું–જસવંતસિંહના મૃત્યુથી સર્વને થયેલો શોક–અજીતનો જન્મ–જસવંતસિંહના પરિવારનું અને સામંતોનું કાબૂલથી મારવાડમાં પાછા આવવું–ઔરંગઝેબે માર્ગમાં તેમનો કરેલો અવરોધ–અજીતસિંહને ઔરંગઝેબે સોંપવાની કરેલી માગણી–પોતાની સાથેની સ્ત્રીઓને મારીને સામંતોએ કરેલી આત્મરક્ષા–બાળ રાજપુત્રની જીવનરક્ષા–ઇંદારાજપૂતોનો મંદોરમાં અધિકાર–તેમને દૂર કરવા–ઔરંગઝેબે મારવાડપર કરેલું આક્રમણ અને લુંટફાટ તથા મોટાં નગરોનો નાશ–હિંદુમંદિરો તોડી નાખી રાઠોડોને ધર્મ છોડવાની આજ્ઞા–તે આજ્ઞાનું અન્યાયીપણું–જજીઆવેરાની સ્થાપના રાઠોડો અને સિસોદીઆઓએ સંપ કરી ઔરંગઝેબની વિરુદ્ધ રચેલો પ્રપંચ–મેડતીઆ રાજપૂતોની વીરતા–નાંદોલમાં રાજપૂતોનું યુદ્ધ અને નાશ–રાજપૂતોએ બાદશાહની વિરુદ્ધ શસ્ત્ર ગ્રહણ કર્યાં–તે કાર્યને શાહજાદા અકબરનું અનુમોદન–સંધિબંધન–રાજપૂતોનું અકબરને પાદશાહતરીકે જાહેર કરવું–તહવ્વરખાંનો વિશ્વાસઘાત અને મૃત્યુ–અકબરનું નાસીને રાજપૂતોને શરણે જવું–અકબરના રક્ષકતરિકે દુર્ગાદાસનું દક્ષિણમાં જવું–સોનિંગે રાઠોડસેનાનું લીધેલું સેનાપતિપદ–જોધપુર તથા સોજતમાં યુદ્ધ, વિશૂચિકા (કોલેરા) અને મોંઘવારીનો ઉપદ્રવ–ઔરંગઝેબે સંધિને માટે કરેલી પ્રાર્થના–સંધિમાટે સોનિંગનું અનુમોદન–સોનિંગનું મૃત્યુ–ઔરંગઝેબે કરેલી સંધિ–યુદ્ધ ચલાવવાનો ભાર આઝમને અર્પણ કરવો–મારવાડમાં સર્વત્ર મુસલમાન સેનાનો થયેલો પ્રચાર–અરવલ્લીપર્વતમાં રાઠોડોએ કરેલો નિવાસ–અસંખ્ય વિગ્રહો અને અસંખ્ય પ્રાણીઓનો નાશ–રાઠોડોની સાથે ભાટોનો મેળાપ–મેડતીઆ સરદારોનો અન્યાયથી કરેલો વધ–સિવાનાપર કરેલું આક્રમણ–મુસલમાનસેનાનો નાશ–નુરઅલ્લીએ રસાની સ્ત્રીઓનું કરેલું હરણ અને તેનું મૃત્યુ–સાંભરમાં થયેલો યવનસેનાનો સંહાર–રાજપૂતોનો ઝાલોરપર અધિકાર.

---

પુત્રશોકરૂપી અગ્નિમાં સ્વજીવનની આહુતિ આપી જે દિવસે મહારાજા જસવંતસિંહે આ લોકમાંથી વિદાય લીધી અને જે દિવસે પાપી ઔરંગઝેબનો એક કંટક ઉખડી ગયો, તેજ દિવસે ભારતવર્ષનું એક ઉજ્જ્વલ નક્ષત્ર અનંત કાલરૂપી સાગરમાં ડૂબી ગયું, ભારતનું ભાગ્યગગન કાલની મેઘજાલથી આવૃત્ત થઈ ગયું અને સમસ્ત હિંદુસમાજ ઘોર વિષાદથી વ્યાકુલ થઈ ગયો. જસવંતસિંહની પટરાણી[1] પ્રાણપતિના વિયોગથી વ્યાકુલ થઇ તેમની સાથે સતી થવાને તૈયાર થઇ. પ્રચંડ ચિતા બનાવવામાં આવી. શોકાતુર રાણીએ પોતાના સ્વામીના મૃત દેહને લઇ ચિતામાં બેસવાનો યત્ન કર્યો; પરંતુ તેના ઉદરમાં સાત માસનો ગર્ભ હતો. મારવાડનો ભાવી રાજા અજીત તે સમયે છીપમાં રહેલાં મોતીની પેઠે તેનાં પવિત્ર ઉદરણમાં હતો, તેથી તેનું સતી થવું પાપકાર્ય છે એમ ધારી કૂંપાવત ગોત્રના વીર ઉદાએ તેને અટકાવવાનો પ્રયાસ કર્યો; પરંતુ રાણીએ તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ. તેનો દૃઢ સંકલ્પ જોઈ રાઠોડસર-

---

૧ પટરાણી તેમની સાથે નહોતી; પણ બીજી બે નાની બદમજી અને નરૂકીજી નામની રાણીઓ હતી અને તે બન્ને ગર્ભવંતી હતી.

દારો અત્યંત શોકાતુર થયા. તેમને લાગ્યું કે રાઠોડરાજવંશ આજે નાશ પામવાની અણીપર છે. હવે મહારાજા જસવંતસિંહના કુટુંબની રક્ષા કોણ કરશે ? મહારાજા જસવંતસિંહને કેટલાક પુત્રો થયા હતા, પરંતુ તે સર્વ કાળના મુખમાં જઇ પડયા હતા; છતાં રાઠોડસરદારો રાણીના ગર્ભમાં રહેલા બાળક ઉપરની આશા બાંધી તેનો શોક વિસારે પાડતા હતા; પરંતુ રાણી પણ આજે સતી થવાને તૈયાર થઇ!:આજે તેમની સર્વ આશા નિર્મૂળ થવાનો પ્રસંગ ઉભો થયો! હવે જસવંતસિંહના સન્માન અને ગૌરવની રક્ષા કોણ કરશે ? રાઠોડવંશનું પાલન કરી દુષ્ટ ઔરંગઝેબને તેનાં પાપાચરણનું પ્રાયશ્ચિત્ત કોણ કરાવશે ? આથી વીર કૂંપાવત ઉદાના મનમાં આવી ચિંતા ઉત્પન્ન થઇ; અને તેણે પટરાણીને કરેલી પ્રાર્થના વ્યર્થ થતી જોઇ ત્યારે તેણે તેને બળપૂર્વક સતી થતી અટકાવી.

જસવંતસિંહની પટરાણી સતી થઇ શકી નહિ, તોપણ રાજાની બીજી સ્ત્રીઓ તેના શબની સાથે બળીને ભસ્મીભૂત થઇ. આ વખતે તેમની દ્વિતીય રાણી ચંદ્રાવતી મંદોરમાં રહેતી હતી. પોતાના પ્રાણપતિના મૃત્યુના સમાચાર મળતાંની સાથેજ તેણે રાજાની એક પાઘડી લઈ પ્રજ્વલિત ચિતામાં પ્રવેશ કર્યો. જે જસવંતસિંહ આજપર્યંત પોતાની સંપૂર્ણ શક્તિ વાપરીને હિંદુધર્મની રક્ષા કરતા આવ્યા હતા, તેમને આજે મૃત્યુવશ થયેલા જોઇ સમસ્ત હિંદુસમાજ શોકથી વ્યાકુલ થયો. રાજ્યનાં સર્વ નાનાંમોટાં સ્ત્રીપુરુષોએ આનંદ અને ભોગવિલાસ છોડી શોકપ્રદર્શિત કરવા માંડયો. સમસ્ત મારવાડ ગંભીર શોકાન્ધકારથી આવૃત થઇ ગયો. ત્યાંનાં સર્વ સ્થાનોપર ગંભીર શૂન્યતા, સ્થિરતા અને ઉદાસીનતા છવાઈ ગઇ. ત્યાંનાં મંદિરોમાં ઘંટનાદ થતો બંધ પડયો. સૂર્યોદય અને સૂર્યાસ્તકાળે થતો શંખનાદ પણ સંભળાતો નહોતો. જાણે સમસ્ત મારવાડમાં યુગાન્તર પ્રવર્તી રહ્યો હોય અને રાજ્યનાં સર્વ મનુષ્યો ભયભીત અને નિરાશ થઇ ગયાં હોય એમ લાગતું હતું! કેટલાંક માણસો તો ભયથી વ્યાકુળ થઇઆત્મરક્ષાને માટે હિંદુધર્મ છોડી મુસલમાનધર્મનું અવલંબન કરવા લાગ્યાં. કેટલાક બ્રાહ્મણોએ પણ હિંદુધર્મનોત્યાગ કરી મુસલમાનોનો ધર્મ અને નીતિ શીખવામાં મન પરોવ્યું.

જસવંતસિંહની વિધવા રાણીને યથાસમયે એક પુત્ર જન્મ્યો.સર્વની સંમતિથી આ નવકુમારનું નામ અજિત રાખવામાં આવ્યું. સુવાવડમાંથી નિવૃત્ત થઇ રાણી જ્યારે હરવાફરવાને શક્તિવાન થઇ, ત્યારે રાઠોડસરદારો બાળક રાજપુત્ર, રાજકુમારીઓ તથા રાજપરિવારનાં બીજાં માણસોને પોતાની સાથે લઇ પોતાના દેશ તરફ ચાલ્યા; પરંતુ ક્રૂર ઔરંગઝેબે તેમને સુખપૂર્વક પોતાને ઘેર પહોંચવા દીધાં નહિ. જસવંતસિંહના જીવનકાળમાં તો તેણે તેમનાપર વૈર લીધું હતું, પરંતુ હવે તે તેમના મૃતશરીરપર પણ શસ્ત્રાઘાત કરવાને તૈયાર થયો હતો. તેણે તેમના પુત્ર અજિતને છીનવી લેવાનો ઉદ્યોગ કરવા માંડયો. જે સમયે રાઠોડસરદારો રાજપરિવારસહિત દિલ્હીમાં આવ્યા, તે સમયે નિર્દય ઔરંગઝેબે તેઓને એવી આજ્ઞા કરી કે અજિતને મારા કબજામાં સોંપી દો. તેણે અજિતને પોતાના અધિકારમાં લેવાને માટે રાઠોડસરદારોને નાના પ્રકારનાં પ્રલોભનો દર્શાવ્યાં. પાદશાહે તેમને જણાવ્યું કેઃ-"જો તમે અજિતને મારા હવાલામાં સોંપી દેશો તો હું તમને સમસ્ત મારવાડ વહેંચી આપીશ." પરંતુ ઔરંગઝેબ જાણતો નહોતો કે એક મારવાડ તો શું પરંતુ લાખો મારવાડ અને ઇન્દ્રની અમરાવતી સુદ્ધાં આપે તોપણ રાઠોડસરદારો પોતાના પ્રાણ જતાં સુધી રાજપુત્રને પોતાના શત્રુના હાથમાં સોંપશે નહિ. ઔરંગઝેબનાં ઉપરોક્ત પાપીવચનો સાંભળી સવ સરદારો ક્રોધોન્મત્ત થઇ ગયા અને તેમણે મેઘગર્જનાસમાન ગંભીર નાદથી પ્રત્યુત્તર આપ્યોઃ " અમારી માતૃભૂમિ અમારાં અસ્થિમજ્જાની સાથે મળેલી છે, અમારી પ્રત્યેક નસની સાથે તે જોડેલી છે; માટે અમે અમારી માતૃભૂમિ તથા અમારા રાજાનું સંરક્ષણ કરીશું. "

રોષથી ઉન્મત્ત થયેલા સરદારો દિવાનેખાસમાંથી ઉઠીને ઉતાવળે પોતાના મુકામે આવ્યા. ત્યાં તેમનો મુકામ યવનસેનાએ ઘેરી લીધો. દુરાચારી ઔરંગઝેબના આવા વિશ્વાસઘાતથી રાઠોડવીરો અત્યંત ક્રોધિત થયા; પરંતુ આવા આપત્તિકાળમાં ક્રોધથી અવિચારી પગલું ભરીશું તો સર્વસ્વનાશ થશે, એમ ધારી તેમણે ધૈર્ય ધારણ કર્યું અને તેઓ રાજપુત્રની રક્ષાને માટે એકાદ સદુપાય શોધવા લાગ્યા. તેમની તીક્ષ્ણ બુદ્ધિએ તત્કાળ તે ઉપાય શોધી કાઢયો. સરદારો રાજધાનીમાં આવનાર

હિંદુઓને મિષ્ટાન્ન વહેંચવાના બહાનાથી ચોતરફ મિઠાઇના ટોપલાઓ મોકલવા લાગ્યા અને આવા એક ટોપલામાં તેમણે રાજકુમાર અજિતને પણ ગુપ્તરીતે બેસાડી દીધા. પછી રાઠોડોએ પોતાના જાતિસન્માનનું રક્ષણ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. તેમણે નિયમાનુસાર પૂજા આદિની ક્રિયા સમાપ્ત કરી બમણું અફીણ લીધું અને સૌ પોતપોતાના રણતુરંગપર આરૂઢ થયા. રણછોડ ગોવિંદદાસ, રઘુપુત્ર દારાવત, ચંદ્રભાન નિર્ભીક, ઉદાવત ભારમલ તથા સુજાવત રઘુનાથ એ પાંચ પ્રચંડ વીરો દારુણ રોષ તથા ક્રોધથી ઉન્મત્ત થઇ ગંભીર સ્વરથી બોલી ઉઠયા: " આવો, વીરો! આવો, ચાલો આપણે સમરસાગરમાંથી પાર થઇએ.ચાલો આપણે યવનકુલનો સંહાર કરીએ. તેમ કરતાં પ્રાણ જશે તોપણ કાંઇ હાનિ નથી. યુદ્ધમાં મરણ થવાથી આપણે અપ્સરાઓની સાથે સ્વર્ગમાં સુખ ભોગવીશું. " આ શબ્દો સાંભળી ભાટકવિ સૂજા ગંભીર સ્વરથી ઉત્સાહસહિત પોકારી ઉઠયો: " રાઠોડ વીરો ! આજે આપનું જીવન સાર્થક થશે. આજના જેવા દિવસે પોતાના રાજા અને સ્વદેશના ગૌરવની રક્ષાને માટે ખડ્ગ ધારણ કરીને યુદ્ધભૂમિમાં પ્રાણત્યાગ કરી સ્વર્ગમાં જવાને આપ આટલા દિવસો સુધી જાગીરનો ઉપભોગ કરતા આવ્યા છો. આવો, આગળ ચાલો, હું પણ આપની સાથે ચાલું છું. મેં પણ મહારાજાની કૃપાનો આસ્વાદ ચાખ્યો છે અને આજે હું તેનો બદલો વાળીશ. આજે હું પિતાના નામ અને ગૌરવની રક્ષા કરીશ અને મૃત્યુને આમંત્રણ કરી નિર્ભય થઇ યુદ્ધભૂમિમાં વિચરીશ. આથી ભવિષ્યમાં થનારા કવિઓ સુસ્વરથી અમારાં કીર્તિગાન ગાશે." ત્યાર પછી આશાનો પુત્ર વીર દુર્ગાદાસ ક્રોધથી જ્વલિત થઈ બોલ્યો: " હિન્દુઓનાં અસ્થિ અને માંસ ચાવી ચાવીને યવનરાક્ષસોની દાઢ અતિ લાલચુ બની ગઇ છે; પરંતુ તેમની આ મોજ માત્ર થોડા દિવસને માટેજ છે. આજે આપણે તે સર્વને માટે તેમને ઉચિત દંડ આપીશું. આજે આપણી તીક્ષ્ણ તલવારમાંથી જે વિદ્યુતના જેવી જ્વાલાઓ નીકળશે તેથી સમસ્ત દિલ્લી બળીને ભસ્મીભૂત થઇ જશે. આજે દિલ્લી નિઃસ્તબ્ધ થઇને આપણી વીરતા જોશે. આજે રાજપૂતોના રોષાગ્નિથી મુસલમાનસેના ભસ્મ થઇ જશે."

રાજપૂતની રક્ષા કરવા ઉપરાંત તેમને પોતાની સાથેની સ્ત્રીઓની પણ રક્ષા કરવાની હતી. તેમના કુલગૌરવની રક્ષા કરી મુસલમાનોના અપવિત્ર સ્પર્શથી તેમને બચાવવાનો ઉપાય તેઓ શોધવા લાગ્યા. યવનસેના તેમની ચારે તરફ અસ્ત્રશસ્ત્રો લઇને ખડી હતી. તેને ભેદીને સ્ત્રીઓને નિર્વિઘ્નતાપૂર્વક લઇ જવી એ કાંઇ સુલભ કાર્ય નહોતું. રાઠોડ સ્ત્રીઓના ગૌરવની રક્ષાનો માત્ર એકજ ઉપાય રહ્યો હતો અને તે એ કે તેમના પ્રાણનો નાશ કરવો. ભયાનક હિંસાસિવાય રાજપૂત સ્ત્રીઓના સન્માનની રક્ષાનો બીજો કોઈ પણ ઉપાય આ સમયે શેષ નહોતો. રાઠોડસરદારો આ ભયાનક કાર્ય કરવાને પણ પ્રવૃત્ત થયા. મકાનની અંદર એક ઓરડામાં પુષ્કળ દારૂ અને કાષ્ઠો એકત્રિત કરવામાં આવ્યાં અને એક પ્રચંડ ચિતા બનાવવામાં આવી. બહાદુર રાજપૂત સ્ત્રીઓએ ઇષ્ટદેવનું સ્મરણ કરતાં કરતાં તે ભયાનક ઓરડામાં પ્રવેશ કર્યો. તે ઓરડાનાં દ્વાર બંધ કરવામાં આવ્યાં. પછી ઝરૂખામાં એક માણસે ઉભા રહીને દારૂ સળગાવ્યો. તત્કાળ ભયંકર અગ્નિ પ્રદીપ્ત થયો અને તેણે તે કમલિનીસમાન સ્ત્રીઓને બાળીને ભસ્મીભૂત કરી દીધી. રૂપ, યૌવન અને લાવણ્ય એ સર્વ ક્ષણભરમાં અગ્નિમાં ભસ્મ થઇ ગયાં.[1]

રાઠોડવીર એક તરફથી નિશ્ચિંત થયા. જેઓ પ્રાણાધાર હતી, જેઓ સન્માનનાં સાધનસ્વરૂપ હતી અને જેમના સન્માનમાં કિંચિત્ પણ ફરક પડવાથી રાજપૂતોના હૃદયમાં વજ્રના જેવા આઘાતો લાગતા હતા, તે સુંદર લલનાઓને આજે તેમણે અગ્નિમાં બાળીને ભસ્મીભૂત કરી દીધી ! તેઓ માત્ર રાઠોડસિંહાસનના એક ઉત્તરાધિકારીની-મહારાજા જસવંતસિંહના બાલકપુત્ર અજિતસિંહની-રક્ષા કરવા માગતા હતા અને તેમ કરતાં તેમનો સર્વંશ વિધ્વંસ થઇ જાય તેની પણ તેઓ સ્પૃહા કરતા નહોતા. હવે તેઓ નિર્ભય બની મુસલમાનોની સામે ભયંકર યુદ્ધ કરવાને તત્પર થયા. આ સમયે તેમને મુસલમાનોની સાથે જે દારુણ યુદ્ધ થયું તેનું વૃત્તાંત ભટ્ટલોકોના ગ્રંથોમાં નીચે પ્રમાણેઆપવામાં આવ્યું છે:-"યમ જેવા રાઠોડો હાથમાં ભાલા ગ્રહણ

[1] સ્ત્રીઓને બાળીને ભસ્મીભૂત કરવામાં આવી નહોતી; પરંતુ તલવારથી કાપી નાખવામાં આવી હતી.

કરી શત્રુદલની સામે દોડયા. તલવારોનો ખણખણાટ અને ઢાલોનો ચિત્કાર થવા લાગ્યો. યુદ્ધ-ભૂમિમાં રુધિરથી કાદવ થઇ ગયો. દિલ્હીના રાજમાર્ગમાં દૂહડના[1] વંશજોએ યુદ્ધ કર્યું તેથી તે યુદ્ધ-ભૂમિમાં શંકરે સ્વયં વિચરણ કરીને પોતાની ભયાનક મુંડમાલા પૂર્ણ કરી લીધી.[2] નવ હજાર યવનદલ સાથે રત્ન યુદ્ધ કરવા લાગ્યો; પરંતુ તેની તલવારને વિજયપ્રાપ્તિ થઇ નહિ. તે રણભૂમિમાં માર્યો ગયો. તે રણભૂમિમાં પડયો કે તુરતજ રંભા તેને ઉંચકીને સ્વર્ગમાં લઇ ગઇ. દારાવતવીર દલ્લૂએ સ્વજીવન વિસર્જન કર્યું. આજે તેણે પોતાનું લોહી રેડી સ્વામીની સેવા બજાવી. ચંદ્રભાન શત્રુઓથી ઘેરાઇ ચંદ્રલોકમાં ચાલ્યો ગયો. ભટ્ટીવીરના સો ટુકડા થઇ ગયા અને તે સુરતાનના પુત્રની નિકટ શસ્ત્રશય્યાપર અનંત નિદ્રામાં સૂઇ ગયો. પ્રભુપરાયણ ઉદાવત વીર રક્તથી રંગાઇ જસવંતસિંહને મળવાને સ્વર્ગમાં ચાલ્યો ગયો. કવિ શંદ ઉભય હસ્તોથી બે તલવાર ચલાવતો ચલાવતો યવનોનો સંહાર કરવા લાગ્યો. અંતે તે પણ દેહત્યાગ કરી ચંદ્રલોકમાં જઇ વસ્યો. રાજ-વંશના પ્રત્યેક વીરે સમશેર વાપરતાં વાપરતાં પોતાનું કર્તવ્ય પૂર્ણ કર્યું. અંતે વીર દુર્ગાદાસ દુષ્ટ વેરીઓનો ગર્વ ચૂર્ણ કરી પોતાના સન્માન અને ગૌરવની રક્ષા કરવાને સમર્થ થયા."

રાઠોડકુલના સન્માનની રક્ષા અર્થે આ ભયંકર યુદ્ધ સંવત ૧૭૩૬ ના શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની સપ્તમીને દિવસે કરવામાં આવ્યું હતું. વીરરસના પ્રેમી ભાટ કવિઓએ[3] આ ભીષણ યુદ્ધનું છંદોબદ્ધ વર્ણન કરી રાઠોડવીર શિયોજીના પવિત્ર વંશના અસીમ ગુણોની કીર્તિ ગાઇછે. આ દિવસને રાઠોડ-કુલના ઇતિહાસમાં એક પવિત્ર દિવસ ગણવામાં આવ્યો છે. એ પવિત્ર દિવસે અત્યાચારી યવનરાજના પૈશાચિક અત્યાચારોનો બદલો લેવાને માટે રાઠોડોએ પ્રચંડ ઉદ્યોગ કર્યો હતો. જો તેમનો આ ઉદ્યોગ સફળ થાત તો ઐરંગઝેબનું સિંહાસન ચૂર્ણ થઇ જાત અને ભારતનો ઇતિહાસ નવું સ્વરૂપ ધારણ કરત, એમાં કિંચિત્ પણ સંદેહ નથી. રાજપૂતો રાજભક્ત હોય છે, એ વિષે જરા પણ સંદેહ લાવી શકાય એમ નથી. રાજભકિત તેમનાં પ્રત્યેક અસ્થિમજ્જામાં, નસેનસમાં અને રક્તના પ્રત્યેક બિંદુમાં મળેલી છે. વિદ્રોહીપણું તેઓ કિંચિત્ પણ જાણતા નથી; છતાં પણ તેમનાં હૃદય કાંઈ પાષાણનાં બનેલાં નથી. તેઓ અત્યાચાર સહન કરી શકતા નથી. તેઓ જેમની દેવપેઠે પૂજા કરે છે તથા જેમને સન્માન આપે છે તેઓ જ્યારે નિષ્ઠુર બને છે, ત્યારે તેમનો ભયંકર ક્રોધાગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠે છે અને તેઓ અત્યાચારનો પ્રતીકાર કરવાને માટે ખડ્ગ ધારણ કરીને યુદ્ધ કરવાને તત્પર થઇ જાય છે. હિંદુઓનાં ધર્મશાસ્ત્ર પણ આ કાર્યને અનુમોદન આપે છે. શું તેમના આ કાર્યને તમે વિદ્રોહ કહેશો ? જેની દેવતાસમાન પૂજા કરવામાં આવે અને જેમને રક્ષક માનીને જેમને માટે જીવન,સ્વાધીનતા તથા સન્માનની પણ આહુતિ આપવામાં આવે,તેઓજ જો પાષણહૃદયી બની પૈશાચિકવૃત્તિથી સ્વાર્થ સાધવામાં તત્પર થાય અને આશ્રિત મનુષ્યોનાં સર્વસ્વનો નાશ કરવાની

---

૧ રાવ દૂહડે મારવાડમાં પ્રાચીનકાળમાં સિંહાસન ભોગવ્યું હતું. અનુપ્રાસ અથવા શબ્દલાલિત્ય જાળવવા માટે ભાટકવિઓ અનેક પ્રસિદ્ધ પુરુષોનાં નામ આ પ્રકારે અક્ષત રાખે છે.

૨ મારવાડના ભાટો જણાવે છે કે મહાદેવજીની નરમુંડમાલા અદ્યાપિપર્યંત અપૂર્ણ હતી, તે આ યુદ્ધમાં શત્રુઓનાં મસ્તકોથી સંપૂર્ણ બની.

૩ ભાટકવિઓએ કરેલાં વર્ણનનો સંક્ષિપ્ત અને સારગર્ભિત અનુવાદજ અહીંઆં આપવામાં આવ્યો છે. સ્વદેશ,સ્વધર્મ અથવા સ્વદેશી રાજાના સન્માનની રક્ષાને અર્થે જે વીરગણોએ આ યુદ્ધમાં જીવન વિસર્જન કરીને પરમ પુણ્ય તથા શ્રેષ્ઠ પદની પ્રાપ્તિ કરી છે, તેમની ઉત્તમ પ્રશંસા કવિએ કરી છે. આવી રીતે વીરોની પ્રશંસા કરવાની પ્રણાલિકા કાંઇ માત્ર આધુનિકજ નથી. આ ભટ્ટગ્રંથોની રચનાની અનેક શતાબ્દીઓ પૂર્વે જે વીરરસથી પરિપ્લુત ગ્રંથો રચાયા છે, તેનું પરિશીલન કરવાથી અતિ નિર્જીવ મનુષ્ય પણ સ્વદેશને માટે રણક્ષેત્રમાં પ્રાણાર્પણ કરવાને ઉત્સાહિત થઇ જાય છે.

" जितेन लभ्यते लक्ष्मीर्मृतेनापि सुरांगना । क्षणविध्वंसिनि काये का चिन्ता मरणे रणे ?"

આવાં તેજસ્વી વચનોનું પરિશીલન કરીને સ્વદેશ, સ્વધર્મ અને સ્વજાતિના ગૌરવની રક્ષાને અર્થે રણભૂમિમાં પોતાના પ્રાણનું બલિદાન પ્રસન્નતાપૂર્વક કોણ નહિ આપે ? ક્ષણભંગુર માનવદેહનો મોહ ધરી અનંત અને અક્ષય સ્વર્ગસુખનો તિરસ્કાર કોણ કરે ? રાજપૂતો કદિપણ રણભૂમિમાં પ્રાણાર્પણ કરી સ્વર્ગસુખનો લહાવો લેવાનું ગુમાવતા નથી. ઉપરોકત પ્રકારના વીરરસપૂર્ણ ગ્રંથો તેમના ઉત્સાહની વૃદ્ધિ કરનારાં પ્રધાન સાધનો છે.

ચેષ્ટા કરે તો તેમનો પ્રતીકાર કરવો એ શું વિદ્રોહીપણું છે ? ભયંકર સિંહના પંજામાંથી નિર્બલ અજાની રક્ષા કરવામાં આવે એ શું વિદ્રોહ છે ? રાઠોડો આ સમયે નિર્બળ અજાસમાનજ હતા. તેમણે સમસ્ત જીવનના સુખની આશા છોડી આપ્તસંબંધી અને જન્મભૂમિનો ત્યાગ કરી ઔરંગઝેબનું અવલંબન કર્યું હતું અને તેનાજ હિતને અર્થે જીવસટ્ટે કાબૂલતરફ પ્રયાણ કર્યું હતું. તેમનાં હૃદયમાં દૃઢ વિશ્વાસ હતો કે મોગલપાદશાહ અમારા અમર્યાદ સ્વાર્થત્યાગનો ઉચિત પુરસ્કાર આપશે; અને અમારૂં કલ્યાણ કરવા તરફ દૃષ્ટિ રાખશે. આવી શ્રદ્ધાથી તેમણે મુસલમાનોની વચ્ચે નિર્ભયતાપૂર્વક પ્રવેશ કર્યો હતો અને રાજપૂત રક્તનોવ્યય કરીનેતેમણેપાદશાહના હિતનાંમોટાંમોટાં કામો કર્યાં હતાં; પરંતુ તેમના આ સર્વ પરમઉપકારોનો બદલો પાદશાહે શો આપ્યો ? તેણે રાજપૂતોના પ્રત્યે કરેલા વર્તનથી આપણું હૃદય કંપી ઉઠે છે અને તેને ખુનીની ઉપમા આપ્યા વિના આપણે .રહી શકતા નથી ! ઔરંગઝેબે કાયરની પેઠે વૃદ્ધ જસવંતસિંહના જ્યેષ્ઠ કુમારને મારીને તેમના હૃદયમાં તીક્ષ્ણ પ્રહાર કર્યો અને આ ભીષણ આઘાતથી દૂર દેશમાં તેમના પ્રાણ પણ જતા રહ્યા. અરે ! અંતે તેણે મહાત્મા જસવંતસિંહના આત્માને દુઃખિત કરવાને માટે તેમના માત્ર એક ઉત્તરાધિકારી અજિતને પણ મારી નાખવાનો નિશ્ચય કર્યો ! શું આ રાજાનો ધર્મ છે ? આવો નરરાક્ષસ શું રાજાની ઉપાધિને યોગ્ય છે ? જે રાજા પ્રજાનાં સુખ તરફ દૃષ્ટિપાત કરતો નથી અને જે જાતિ, વર્ણ તથા ધર્મના ભેદ ધ્યાનમાં લઈને ભેદદૃષ્ટિ રાખી શાસન કરે છે, તે શું રાજાના નામને યોગ્ય છે ?

રાજપુત્ર અજિતને નરરાક્ષસ ઔરંગઝેબના પંજામાંથી મુક્તિ મળી. રાઠોડસરદારોએ તેને મિઠાઇના ટોપલામાં છુપાવી એક વિશ્વાસુ મુસલમાનના હાથમાં સમર્પણ કર્યો. તે સત્યપરાયણ મુસલમાન રાજકુમારને સંભાળપૂર્વક નિયત સ્થાનપર લઈ ગયો. તે મુસલમાનની સત્યપરાયણતા તથા વિશ્વાસપાત્રતા ધ્યાનમાં લેતાં તેનાપ્રત્યે આપણને અત્યંત માન ઉત્પન્ન થાય છે. જે સમયે હિન્દુ મુસલમાનો વચ્ચે યુદ્ધ ચાલતું હતું અને જે સમયે હિન્દુઓ ઉપર નિષ્ઠુર પાદશાહ રાજ્ય કરતો હતો, તે સમયે એક મુસલમાને હિંદુરાજકુમારની રક્ષા કરી, એ ઘટના અતિ અદ્ભુત છે ! ઉક્ત મુસલમાનનું આ કાર્ય કાંઇ સાધારણ ગણી શકાય નહિ. અવશ્ય તે મુસલમાનનું હૃદય મહદ્ગુણોથી વિભૂષિત હતું. શોકની વાત છે કે ભાટકવિઓએ આવા પરોપકારી માણસનું નામ પણ જણાવ્યું નથી. તે મુસલમાન રાજકુમારને લઇને નિયત સ્થાનપર પહોંચ્યો ત્યાર પછી માત્ર થોડીજવારમાં વીર દુર્ગાદાસ શેષ સરદારોની સાથે ત્યાં પહોંચી ગયા. પરાક્રમી દુર્ગાદાસ પોતાના અમિત બાહુબળથી અસંખ્ય મુસલમાન સૈનિકોની પ્રચંડ શ્રેણી ભેદીને બહાર નીકળ્યા હતા. તેમની પ્રચંડ તલવારના ભીષણ પ્રહારથી અનેક યવનો પૃથ્વીપર પડ્યા હતા અને અનેકે તેમની કાળમૂર્તિ જોઇને દૂરથીજ માર્ગ છોડી દીધો હતો. દુર્ગાદાસનું સર્વાંગ ક્ષતવિક્ષત અને રુધિરથી આપ્લુત થઇ ગયું હતું; છતાં પણ તે ક્ષણભર પણ અટક્યા નહિ. તેઓ પોતાનું મહત્કાર્ય પરિપૂર્ણ કરવાને અવ્યાહત પરિશ્રમ કરવા લાગ્યા. વિધાતાએ અંતે તેમના ભીષણ ઉદ્યોગ અને અપૂર્વ સ્વાર્થત્યાગનું ઉચિત ફળ તેમને આપ્યું; અર્થાત્ તેમનાદ્વારા અજિતનું સંરક્ષણ થઇને અંતે તેઓ તેમને મારવાડના સિંહાસનપર આરૂઢ કરી શક્યા. રાજકુમાર અજિતસિંહ તેમના કરેલા અસીમ ઉપકારો જીવનપર્યંત ભૂલી શક્યા નહિ. ઉક્ત મુસલમાનનો સંબંધ પણ અજિતની સાથે મરણપર્યંત રહ્યો હતો. તે નિર્ધન હતો, પરંતુ અજિતનું તેણે સંરક્ષણ કર્યું હતું, તેથી તે પાછળથી ઉન્નત દશા પ્રાપ્ત કરી શક્યો. અજિતસિંહ યુવાવસ્થામાં આવી પોતાનો વંશપરંપરાગત અધિકાર પ્રાપ્ત કરી શક્યા ત્યાંસુધી તે મુસલમાન જીવંત રહ્યો હતો. અજિતસિંહે તેને પોતાના દરબારનો સભાસદ બનાવ્યો અને તેઓ તેને સદા 'કાકા' કહીને બોલાવતા હતા. તેમણે તેનું સન્માન વધારવાને માટે જે જાગીર આપી હતી તે આજપર્યંત તેના વંશજો ભોગવે છે.

રાજકુમારને લઇ વીરવર દુર્ગાદાસ કેટલાક સરદારોસહિત અર્બુદ ( આબુ ) ગિરિપર ચાલ્યા ગયા અને ત્યાં એક એકાંત મંદિરમાં આશ્રય ગ્રહણ કરી અતિ સંભાળપૂર્વક રાજકુમારનું લાલનપાલન કરવા લાગ્યા. તેમના અપૂર્વ લાલનપાલનથી પાલિત થઇ બાલરાજકુમાર શુક્લપક્ષના ચંદ્રમાની પેઠે દિનપ્રતિદિન પરિપુષ્ટ થવા લાગ્યા. તેમને અત્યાચારી ઔરંગઝેબના વિદ્વેષાગ્નિમાંથી

સુરક્ષિત રાખવાને માટે દુર્ગાદાસ ગુપ્તરીતે વાસ કરવા લાગ્યા. આ રીતે કેટલોક સમય વ્યતીત થયો; પરંતુ વસ્ત્રના પડમાં અગ્નિનો અંગારો ક્યાંસુધી છુપાઇ શકે ? થોડાજ દિવસમાં રાજવાડામાં એવી લોકવાયકા પ્રચલિત થઇ ગઇ કે જસવંતસિંહનો એક પુત્ર જીવિત છે અને વીરવર દુર્ગાદાસ તથા કેટલાક રાજપૂતસરદારો તેમની રક્ષા કરે છે. તીવ્ર દાવાનલની પેઠે આ લોકવાયકા રાજપૂતસમાજ-માં પ્રસરી ગઇ. આથી સ્વલ્પ સમયમાં રાજપૂતોનાં દલનાં દલ રાઠોડરાજકુમારને શોધી કાઢવાને માટે બહાર પડયાં. સૌથી પહેલાં તેઓ દુર્ગાદાસને શોધવા લાગ્યા અને આમ તેમ ભ્રમણ કરતા કરતા અંતે તેઓ આબુ પર્વતપર આવી પહોંચ્યા. દૂનાડાનો સરદાર આ વખતે ગુપ્તવેશી રાજકુમારને ' ધની ' કહીને બોલાવતો હતો, તેથી તેને ઓળખી કાઢવામાં રાઠોડોને કાંઇ પણ હરકત નડી નહિ. આ પ્રકારે રાઠોડોને પોતાના રાજકુમાર પ્રાપ્ત થયા, તેથી તેમના આનંદની સીમા રહી નહિ અને તેઓ તેમને મારવાડના સિંહાસનપર અધિષ્ઠિત કરવાને માટે દૃઢ એકતાના સૂત્રમાં પરિબદ્ધ થઇને જાતીય બળ એકત્રિત કરવા લાગ્યા.

તે શાંતિમય સ્થાન શીઘ્ર વીરભૂમિ બની ગઈ. તે નિઃશબ્દ ગુફામાં અને વૃક્ષોની છાયાનીચે વીરરસના ઉપાસક રાઠોડો, ભાટ અને ચારણકવિઓદ્વારા ગવાતાં જાતીય ગૌરવનાં ગીત સાંભળી અત્યંત ઉત્સાહિત થઈ ગયા અને રાજકુમારની સત્તા દૃઢ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમને એક પ્રચંડ જાતિનું આક્રમણ રોકવાને માટે યુદ્ધભૂમિમાં ઉતરવું પડ્યું. અતિ પ્રાચીન કાળમાં ઇદા નામક એક પ્રાચીન રાજપૂત રાજવંશ મરુભૂમિમાં રાજ્ય કરતો હતો. ઇદાઓ પ્રસિદ્ધ પુરીહર કુલની એક શાખા છે.રાઠોડવીરો જ્યારથી મારવાડમાં ગયા ત્યારથી ઇદાકુલના રાજપૂતો પોતાનાં પ્રાચીન રાજ્યથી વંચિત થઈ ગયા હતા. રાઠોડવીર ચૂડાએ મારવાડના રેતાળ પ્રદેશમાંથી તેમના વંશવૃક્ષને જડમૂળથી ઉ-ખેડી નાખ્યું હતું.રાજ્યહીન ઇદા રાજપૂતો તે સમયના પરાસ્ત થયેલા સામંતોની પેઠે હીનભાવથી કાળ વ્યતીત કરતા હતા; કિંતુ હજી તેમણે પોતાના રાજ્યનો પુનરુદ્ધાર કરવાની આશા છોડી નહોતી. આ વખતે તેમને સુસંધિ પ્રાપ્ત થવાથી તેઓ એ આશા સફળ કરવાને ઉદ્યત થયા. ઇદા વીરોની તે આશા શીઘ્ર પૂર્ણ થઈ, અર્થાત્ થોડા સમયમાં પ્રાચીન મંદોરમાં ઇદા કુલની રાજ્યધ્વજા ફરકવા લાગી.

પુરીહરવીરો આ વિજયથી અત્યંત ઉત્સાહિત થયા. વળી રત્ન[1] નામના એક રાઠોડે આ સ-મયે જોધપુર જીતી લેવાની અભિલાષા ધારણ કરી. અમરસિંહ નામના જે રાઠોડરાજકુમારને તેની ચંચળતા અને ક્રોધી સ્વભાવને લીધે રાજસિંહાસનથી વંચિત કરીને તેના પિતાએ દેશપાર કર્યો હતો અને જે શાહજહાનને મારવાનો પ્રયત્ન કરતાં સ્વયં રાજસભામાં માર્યો ગયો હતો, તેજ અમરસિંહનો પુત્ર આ રત્ન હતો. એમ કહેવાય[2] છે કે ઔરંગઝેબેજ રત્નને જોધપુર જીતી લેવાને માટે ઉશ્કેર્યો હતો. ગમે તેમ હો; પરંતુ રત્ન[3]ની આ ચેષ્ટા સફળ થઇ નહિ. વિશ્વાસુ રાઠોડસરદારો અજિતસિંહના

---

૧ રત્ન નામ ખોટું છે; ખરૂં નામ રાયસિંહ છે. રાયસિંહ રાવ અમરસિંહનો પુત્ર અને મહારાજા જસવંત-સિંહનો ભત્રિજો હતો.

૨ ઉદારહૃદય શાહજહાને અમરસિંહની ઉદ્ધતાઇને માટે તેના પુત્રને શિક્ષા કરી નહોતી;ઉલટું તેણે તેને નાગોરનું રાજ્ય આપ્યું હતું. આ રાજ્ય તેના વંશમાં ચાર પેઢી સુધી રહ્યું.પછી રાઠોડરાજાએ તેના વંશજોને ત્યાંથી કાઢી મૂક્યા. પ્રજાવત્સલ શાહજહાને અમરસિંહના પુત્રપ્રત્યે જેવું ઉદાર વર્તન કર્યું હતું, તેવું ઉદાર વર્તન કોઈપણ વિજાતીય રાજાએ કોઈ પ્રજાજન સાથે કર્યું હોય એમ ઇતિહાસપરથી જણાતું નથી. કર્નલ ટૉડ સ્પષ્ટરીતે જણાવી ગયા છે કે જો ભારતવર્ષમાં બ્રિટિશ સામ્રાજ્યને અચલ રાખવાની ઇચ્છા હોય તો આ પ્રકારની ઉદારતા પ્રજાપ્રત્યે દર્શા-વવાની આવશ્યકતા છે. ( વિશેષ માટે જુઓ મારવાડનો ઇતિહાસ અધ્યાય પાંચમાના અંતિમ ભાગપરની નોંધ)

(આ નોંધમાં આટલો સુધારો કરવાનો છેઃ—અમરસિંહના વંશજોના હાથમાં નાગોરનું રાજ્ય ચાર પેઢીઓ સુધી રહ્યું નહોતું. મહામુશ્કેલીથી બે પેઢીઓ સુધી રહ્યું હતું.

૩ ઔરંગઝેબે ઉજ્જયિનીના યુદ્ધમાં જસવંતસિંહ પ્રત્યે નારાજ થઇને જોધપુરનું રાજ્ય રાયસિંહને અર્પણ કર્યું હતું; પરંતુ પાછળથી તેને આપવાનું બંધ રાખવામાં આવ્યું અને જસવંતસિંહના હાથમાંજ જોધપુરનું રાજ્ય રહ્યું. રાયસિંહ જસવંતસિંહની પૂર્વે મરણ પામ્યો હતો. તેના મરણ પછી ઔરંગઝેબે જોધપુરરાજ્યની સનંદ ઇંદ્રસિંહને આપી હતી; પરંતુ રાઠોડોએ તેને પરાસ્ત કર્યો. આથી ઔરંગઝેબ તેનાપ્રત્યે અપ્રસન્ન થયો અને ઇંદ્રસિંહ જોધપુરપર અમલ ચલવી શક્યો નહિ. રત્ન નામ રાયસિંહ અથવા ઇંદ્રસિંહની જગ્યાએ આ પુસ્તકમાં કર્નલ ટૉડે લખેલું છે.

અધિકારની રક્ષા કરવાને માટે રત્નની સામે યુદ્ધમાં પ્રવૃત્ત થયા અને તેમણે તેને હરાવ્યો.તેણે નાસીને નાગોરના કિલ્લામાં ભરાઇ પોતાના પ્રાણનું રક્ષણ કર્યું. ત્યાર પછી રાઠોડસરદારોએ ઇદાવંશીઓપર આક્રમણ કરી તેમને મંદોરમાંથી દૂર નસાડી મૂકયા. ઔરંગઝેબે જે હેતુથી રત્નને જોધપુર જીતી લેવાને ઉત્સાહિત કર્યો હતો, તે હેતુ સફળ થયો નહિ. તે પૂર્વે તેણે ગુપ્તરીતે પોતાનો ઉદ્દેશ ફળીભૂત કરવાની ચેષ્ટા પણ કરી હતી; પરંતુ તે નિષ્ફળ થઇ હતી. આ રીતે પોતાની સમસ્ત ચેષ્ટાઓ નિષ્ફળ થયેલી જોઇ હવે તે પોતે કાર્યક્ષેત્રમાં ઉતર્યો.

એક પ્રચંડ સેના લઈ ઔરંગઝેબે મારવાડપર આક્રમણ કર્યું. જોધપુર ચોતરફથી ઘેરાઇ ગયું. આ આક્રમણની ગતિ કોઇ રોકી શકયું નહિ. તેના કરાલ ગ્રાસમાંથી રાજધાનીનો ઉદ્ધાર કોઈ કરી શકયું નહિ. જોધપુર ઔરંગઝેબના અધિકારમાં ગયું. જોધપુરની સર્વ શોભા નષ્ટ થઇ અને તેનું સમસ્ત સૌંદર્ય યવનોના પદથી દલિત થયું. યવનોએ યમની પેઠે જોધપુરમાં પ્રવેશ કરીને રાઠોડોનું સર્વ દ્રવ્ય લૂંટી લીધું. ત્યાર પછી મેડતા, ડીડવાના અને રોહત એ ત્રણ મોટાં શહેરો પણ જોધપુરની દશાને પ્રાપ્ત થયાં.

મારવાડને પોતાના અધિકારમાં લઇ મુસલમાનોએ તેની દુર્દશા કરવામાં કાંઇ ત્રુટિ રાખી નહિ. તેમણે નગરો, કસ્બાઓ અને ગામોને લૂંટી છિન્નભિન્ન કરી બાળી નાખ્યાં. યવનોએ દેવમંદિરો, સ્તંભો આદિ વસ્તુઓ જમીનદોસ્ત કરી અને દેવમૂર્તિઓને ખંડિત કરી પદદલિત કરી નાખી. પવિત્ર મૂર્તિઓની રક્ષા કોઇ કરી શકયું નહિ. જે કેટલાક માણસો અગ્રેસર થઈ હિંમત ધરી તેમની સામે થયા તેમનામાંના ઘણાએ યવનોના હાથથી પોતાના પ્રાણ ગુમાવ્યા અને જે જીવિત રહ્યા તેમને ભ્રષ્ટ કરીને યવનોએ બળાત્કારે મુસલમાન બનાવી દીધા. મારવાડમાં ઘેર ઘેર અરાજકતા, હત્યા અને મોંઘવારીએ ભીષણ સ્વરૂપ ધારણ કરી ભ્રમણ કરવા માંડયું. સમસ્ત મારવાડ મહાભયંકર શ્મશાનભૂમિરૂપ થઇ ગયું. નગરો અને કસ્બાઓ ભસ્મીભૂત થવા લાગ્યાં. અનેક નગરો અને ગામો જમીનદોસ્ત થઇ ગયાં. સ્થળે સ્થળે ધૂમ્રરાશિ અને અગ્નિજ્વાલાઓ દેખાવા લાગ્યાં. સ્થળે સ્થળે છિન્નભિન્ન મંદિરના ધ્વંસાવશેષો જણાવા લાગ્યા. મુસલમાનોએ મંદિરો તોડીને તેને સ્થાને મસ્જીદો બંધાવવા માંડી. મદોન્મત્ત મુસલમાનો પૃથ્વીપર પડેલી દેવપ્રતિમાપર પિશાચોની પેઠે પદાઘાત કરવા લાગ્યા. રણમાં ઘાયલ થઇને પૃથ્વીપર પડેલા રાજપૂતો હૃદયવિદારક સ્વરથી પોકાર કરવા લાગ્યા. આ પાશવ અત્યાચારથી થયેલાં ભયંકર દશ્યો જોઇને ઔરંગઝેબ પ્રસન્નતાપૂર્વક પોતાના પાટનગરમાં ચાલ્યો ગયો. તેનું હૃદય કિંચિત્ પણ કંપિત થયું નહિ. નિઃસંશય, તેનું હૃદય પાષાણસમાન કઠોર થઇ ગયું હતું; નહિ તો શું તે આ ભયંકર દશ્ય જોઇ ક્ષણભર પણ કંપિત ન થાત ? દિવસે દિવસે તેનો અત્યાચાર વધવા લાગ્યો. તેણે પોતાની હિન્દુપ્રજાપર કઠોર જજીઆવેરો નાખી પોતાની ભીષણ ક્રૂરતાનો પરિચય કરાવ્યો. આ સંકટમય સમયમાં રાણા રાજસિંહ સિસોદીઆ રાઠોડોને એકત્રિત કરી અત્યાચારી યવનસમ્રાટની સામે રણક્ષેત્રમાં ઉતર્યા. આ સમયે રાણા રાજસિંહે પોતાની તીક્ષ્ણ લેખિનીથી અત્યંત તેજસ્વી ભાષામાં ઔરંગઝેબપર એક પત્ર લખ્યો હતો, જેનો અનુવાદ મેવાડના ઇતિહાસમાં અપાઇ ચૂકયો છે.

ઔરંગઝેબે રાજપૂતોનો નાશ કરવાને માટે તહવ્વરખાંને સત્તર હજાર સૈનિકો સાથે યુદ્ધક્ષેત્રમાં મોકલી આપ્યો અને તે પોતે પણ અજમેર સુધી ગયો. મેડતીઆ રાજપૂતો તેમનું આક્રમણ રોકવાને માટે પુષ્કર આગળ સજ્જ થઇને ઉભા રહ્યા. ભગવાન વરાહના પવિત્ર મંદિરની આગળ યુદ્ધનો આરંભ થયો. મેડતીઆઓએ પુષ્કળ યવનોનો નાશ કર્યો; પરન્તુ તેઓની સંખ્યા થોડી હોવાથી અંતે સંવત ૧૭૩૬ના ભાદ્રપદ માસની એકાદશીને દિવસે તેમનો ત્યાં સંહાર થયો.

તહવ્વરખાં ધીમેધીમે આગળ વધવા લાગ્યો.પુરધરના નિવાસીઓ પ્રાણ બચાવવાને માટે પહાડોની તરફ નાસવા લાગ્યા.યવન સેનાપતિની ગતિ રોકવા,માટે રૂપા અને કૂંપા નામના બે ભાઇઓ ગુડા નામના સ્થાનમાં આવ્યા; કિન્તુ તેમની ઇચ્છા પૂર્ણ થઇ નહિ. પચીસ માણસોસહિત તેઓ રણભૂમિમાં માર્યા ગયા. મુસળધાર વરસાદની પેઠે ઔરંગઝેબે પોતાની મ્લેચ્છસેના મારવાડપર છોડી દીધી. તે અજમેરદુર્ગમાં કેવળ પાંચ દિવસ રહ્યો. ત્યાર પછી તેણે ચિતોડ તરફ કૂચ કરી. તે ચિતોડમાં પહોંચ્યો કે તરતજ

ચિતોડની અત્યંત શોચનીય દશા થઇ ગઈ. ચિતોડના મસ્તકપર જાણે વજ્રાઘાત થયો. શિશુ રાજકુમાર અજિતસિંહ મેવાડના રાણાની રક્ષાનીચે હતા,તેથી રાઠોડો અને સિસોદિયાઓ સાથે મળીને ઔરંગઝેબનું આક્રમણ રોકવાને માટે તેની સામે ગયા. મુસલમાનોનું બળ અધિક જોઇને તેમણે રાજકુમારને એક ગુપ્ત સ્થાનમાં છુપાવી રાખ્યા. દિલ્લીપતિ સમસ્ત પ્રદેશનો વિધ્વંસ કરતો કરતો દેહવાડીની સમીપ આવ્યો. કુંભા, ઉગ્રસેન અને ઉદા આદિ રાઠોડોએ તે ગિરિમાર્ગમાં ખડા રહી તેના આક્રમણની પ્રચંડ ગતિ રોકી. આ ગિરિમાર્ગમાં થઇને ઔરંગઝેબે જ્યારે ઉદેપુરપર આક્રમણ કર્યું, ત્યારે આઝિમ ચિતોડમાં હતો. આ વખતે ઔરંગઝેબને એવા સમાચાર મળ્યા કે દુર્ગાદાસે ઝાલોરપર આક્રમણ કર્યું છે. આ સમાચાર સાંભળતાંની સાથેજ ઔરંગઝેબ અજમેર તરફ પાછો ફર્યો. જતી વખતે તે મુકર્રમખાંને એવી આજ્ઞા કરતો ગયો કે તમે ઝાલોરમાં બિહારીને સહાય કરજો. દુર્ગાદાસ ખંડણી એકઠી કરતા કરતા જોધપુર પહોંચ્યા.

હવે ઔરંગઝેબનું મસ્તક ગર્વથી ફરી ગયું. તેણે એવોજ નિશ્ચય કર્યો કે સમસ્ત.હિંદુસ્તાનમાં બસ એકજ ધર્મ રાખીશ અને તે મુસલમાનધર્મજ રાખીશ. આ પાશવપ્રતિજ્ઞા તે ઘણે અંશે પાળી શક્યો હતો.રાજકુમાર અકબરને તેણેતહવ્વરખાંની નિકટ મોકલી આપ્યો.દેશમાંચોતરફ:લૂંટફાટ,બાળવું,મારવું વગેરે ફેલાઇ રહ્યું. સમસ્ત દેશ ઘોર શ્મશાનવત્ બની ગયો. વિજયથી ગર્વોન્મત્ત બનેલા મુસલમાનો સર્વત્ર ભીષણ અત્યાચાર કરવા લાગ્યા.ઇદાવીરોએ જોધપુરપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો; કિંતુ કૂંપાવત વીરોએ હાથમાં ખડ્ગ ધારણ કરી ખત્તાપુરમાં તેમની સામે થઈ તેમનો નાશ કર્યો. મુરધર દેશાધિપતિ પણ રાવની પદવીથી વંચિત થયો. પુરિહર લોકોને મારવાડના અધિકારી બનાવવાની પાદશાહની ઇચ્છા હતી; પરંતુ તેની તે ઇચ્છા સંવત ૧૭૩૬ ના જ્યેષ્ઠ માસની ત્રયોદશીને દિવસે વિફળ થઇ.

અરવલ્લીના પર્વતોએ રાઠોડોને આશ્રય આપ્યો. તેઓ આ દુર્ગમ અને નિર્જન પ્રદેશમાંથી વારંવાર બહાર આવી મુસલમાનોને ધાન્યની પેઠે કાપી નાખતા અને તેમનું અન્નધન લૂંટી લેતા હતા. આથી ઔરંગઝેબને કિંચિત્ પણ શાંતિ પ્રાપ્ત થઇ નહિ. રાઠોડો દિનપ્રતિદિન અધિકાધિક બળવાન થતા ગયા. તેઓ દિવસાનુદિવસ સ્વદેશને માટે વિશેષ આત્મભોગ આપવા લાગ્યા. તેમણે ઔરંગઝેબને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવવાની દઢ પ્રતિજ્ઞા લીધી. એક દલે ઝાલોરપર આક્રમણ કર્યું અને બીજું દલ સિવાનાપર આક્રમણ કરવાને તત્પર થયું. ઔરંગઝેબે રાણાની સાથે યુદ્ધ કરવું છોડી દઈ પોતાની સમસ્ત સેના મારવાડમાં મોકલી. વીરકેસરી રાણા રાજસિંહે અજિતને આશ્રય આપી પાદશાહનો ક્રોધાગ્નિ અત્યંત પ્રજ્વલિત કરી દીધો હતો. તેમણે પોતાના પુત્ર ભીમસિંહના હાથમાં સિસોદીઆસેનાનો ભાર સોંપી તેને રાઠોડોને સહાય કરવા માટે મોકલ્યો. આ સમયે ઇન્દ્રભાન અને વીરવર દુર્ગાદાસ રાઠોડસેનાને લઇ ગોડવાડામાં નિવાસ કરતા હતા. સિસોદીઆવીર ભીમસિંહ પોતાના દલસહિત ત્યાં જઇ તેમને મળ્યા. રાજકુમાર અકબર અને સેનાપતિ તહવ્વરખાં મોગલસેનાને લઇ તેમની સામે થયા. નાદોલ નગરમાં યુદ્ધારંભ થયો. ઘણી વાર સુધી યુદ્ધ ચાલ્યું તેમાં પુષ્કળ સૈનિકો માર્યા ગયા. રાજકુમાર ભીમસિંહ પણ યુદ્ધક્ષેત્રમાં માર્યા ગયા.રાણા ભીમસિંહની સેના રાઠોડોના પ્રચંડ દુર્ગસ્વરૂપ હતી. વીર ઇંદ્રભાન અત્યંત અદ્ભુત વીરતા પ્રકાશિત કરી ઉદાવત જેવાની સાથે રણભૂમિમાં પડયા. સોનિંગ અને દુર્ગાદાસે પણ તે દિવસે અલૌકિક શૌર્ય પ્રદર્શિત કર્યું. [૧]

રાજપૂતોની વીરતાનો તે એક સુપ્રસિદ્ધ દિવસ હતો. તે દિવસ પછી રાઠોડકુળની ગૌરવગરિમા લુપ્ત થઇ ગઇ. ગૌરવોન્નત મારવાડ હવે હીનદશાને પ્રાપ્ત થયું.રાઠોડો તે દિવસની ઘટના ભૂલી શકશે નહિ. જે દિવસે તેઓ તે દિવસની ઘટના ભૂલી જશે, તે દિવસે રાઠોડોનું નામ જગતમાંથી લુપ્ત થઇ જશે. તે પવિત્ર દિવસે રાજપૂતવીરોએ સ્વદેશની સ્વતંત્રતા તથા સ્વજાતીય રાજાની રક્ષાને માટે જે અતુલ આત્મત્યાગ તથા વિપુલ વીરતા પ્રદર્શિત કરી હતી, તે જોઇને રાજકુમાર અકબર પણ મોહિત થઇ ગયો હતો. તેનું પાષાણમય હૃદય પણ પીગળી ગયું હતું. પોતાના બળના મદથી ઉન્મત્ત

૧ મેવાડના ભાટકવિઓ જણાવે છે કે, રાઠોડોની સાથે મુસલમાનોને આ સમયે એક બીજું યુદ્ધ પણ થયું હતું. આ યુદ્ધમાં રાજપૂતોએ પરમ વીરતા અને મહાન ચતુરાઈથી વિજય પ્રાપ્ત કર્યો હતો.

બનીને પોતાની દુરાકાંક્ષાની પરિતૃપ્તિને માટે તેણે રાજપૂતોપર નાના પ્રકારના અત્યાચાર કર્યાં હતા; પરંતુ હવે તે પોતાના મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તે પોતાના મનમાં બોલવા લાગ્યોઃ—"મારા પિતાએ આ વીર જાતિ ઉપર અત્યાચાર કરવાનો શામાટે સંકલ્પ કર્યો છે? તે કાંઇ સમજી શકાતું નથી." વાસ્તવમાં પરાક્રમી રાજપૂતોની વીરતા જોઇને તેના હૃદયમાં ક્ષોભ ઉત્પન્ન થયો હતો અને ક્ષોભના સ્નિગ્ધ રસથી તેના હૃદયની કઠોર વૃત્તિઓ પીગળી ગઇ હતી. તેણે સેનાપતિ તહવ્વરખાંની આગળ પોતાનાં હૃદયનો ભાવ પ્રકટ કરી દીધો અને પોતાના પિતાની નિષ્ઠુરતાનું વર્ણન કરી દુઃખ-સહિત કહ્યું:—"આવા સાહસિક અને વિશ્વાસુ સામંતોને સ્નેહબંધનથી અલિપ્ત કરી પાદશાહે સારૂં કામ કર્યું નથી." આ વચનો સાંભળી તહવ્વરખાંનું હૃદય પણ પીગળી ગયું અને તેણે પણ પોતાની સહાનુભૂતિ પ્રકટ કરી. ત્યાર પછી શાહજાદા અકબરે દુર્ગાદાસની પાસે એક દૂત મોકલીને કહેવડાવ્યું કેઃ—"રાજ્યમાં શાંતિ સ્થાપન થવાની જરૂર છે; માટે એક વખત મારી સાથે રાજપૂતોનો મેળાપ થવો જોઇએ."

રાઠોડવીર દુર્ગાદાસે રાઠોડસરદારોને એકત્રિત કરી સર્વની સન્મુખ અકબરની મુલાકાત લેવાનો પ્રસ્તાવ રજુ કર્યો; કિંતુ પ્રાયઃ સર્વ રાજપૂતોએ આ પ્રસ્તાવપ્રત્યે પોતાની અસંમતિ પ્રકટ કરી. કેટલાક સરદારોએ કહ્યું: "કપટી યવન વિશ્વાસઘાત કરી રાઠોડકુળનો નાશ કરશે." કેટલાકોના મનમાં એવો સંદેહ ઉત્પન્ન થયો કે દુર્ગાદાસને અકબરની સાથે કાંઇ સંબંધ છે; નહિ તો સંધિને માટે તે આટલો બધો આગ્રહ શામાટે કરે? સરદારોને આ પ્રકારે સંદેહ કરતા જોઇ તેજસ્વી દુર્ગાદાસ બોલી ઉઠયાઃ "સરદારો! તમે વૃથા ભયભીત થઇને નાના પ્રકારના સંદેહ શામાટે કરો છો? મનમાં ભય અને સંદેહ ધારણ કરવો એ શું વીરોનું કામ છે? શું રાઠોડોનું બાહુબળ લુપ્ત થઇ ગયું છે? શત્રુઓ જ્યારે સંધિ સ્થાપન કરવાનું કહી સ્વયં આપણી સાથે મિત્રતા બાંધવા માગે છે, ત્યારે આપણે જો તેમની સાથે નહિ મળીએ તો તેઓ આપણને બીકણ માનશે. આપણા શરીરમાં બળ હોવા છતાં આપણે આ પ્રકારનું કલંક શામાટે વહોરી લેવું? ચાલો, આપણે સર્વ એકત્રિત થઇને મુસલમાનોના મુકામપર જઇએ. જો મુસલમાનોના મનમાં કપટ હશે તો શું આપણે સર્વ મળીને તેમનો સંહાર નહિ કરી શકીએ? શું મનુષ્ય કદિ મેઘમાળાને રોકી શકે છે?" વીરવર દુર્ગાદાસનાં તેજોમય અને ગંભીર વચનોએ સરદારોના હૃદયનો સર્વ અંધકાર દૂર કરી દીધો. તેમણે શાહજાદા અકબરની મુલાકાત લીધી. તેમણે પોતપોતાના હૃદયના ભાવ પરસ્પરની સમક્ષ પ્રકટ કર્યા. ત્યાર પછી શું કરવું તેનો નિશ્ચય કરવામાં આવ્યો. ઉભયપક્ષ વચ્ચે સંધિ થઇ. તત્કાળ ઉભય-પક્ષની સંમતિથી અકબરના મસ્તક ઉપર રાજછત્ર શોભાયમાન થયું. ત્યાર પછી સભા બરખાસ્ત થઇ.

પછી અકબરે પોતાના નામના સિક્કા ચલાવ્યા અને પોતાના રાજ્યની ચારે તરફની સીમા નિશ્ચિત કરી. અકબર હિંદુસ્તાનનો પાદશાહ થયો અને મોગલસામ્રાજ્યના શ્રેષ્ઠ સામંતોએ તેને "ભારતેશ્વર" ની ઉપાધિ આપી. બંદીજન તેની કીર્તિનાં ગાન ગાવા લાગ્યા. આ સમાચાર અજમેરમાં જ્યારે પાદશાહ ઔરંગઝેબને કાને પડયા, ત્યારે તેના હૃદયમાં ભયંકર વજ્રાઘાત થયો. તેની વ્યથાનો પાર રહ્યો નહિ. તેને કિંચિત્ પણ શાંતિ પ્રાપ્ત થઇ નહિ. તે જે તરફ દૃષ્ટિપાત કરતો તે તરફ તેને ભયંકર યમમૂર્તિ દૃષ્ટિગોચર થતી હતી. તેને ખબર મળી કે રાઠોડવીર દુર્ગાદાસ અક-બરની સાથે મળી ગયા છે. આ સર્વ સમાચાર સાંભળી ઔરંગઝેબની સર્વ આશાઓ ધૂળમાં મળી ગઇ. દારુણ ક્રોધ, વિષાદ અને મનોવેદનાથી તે પોતાની મૂછોના વાળ અને ઓષ્ઠ કરડવા લાગ્યો. આ વૃત્તાંત અલ્પ સમયમાં સમસ્ત દેશમાં પ્રસરી ગયું. દેશમાં જેટલા રાઠોડો હતા, તે સર્વ અકબરનું હિત સાધવાને માટે તેની પતાકાનીચે આવીને ઉભા રહ્યા. ભારતનું રાજ્ય બે ભાગોમાં વિભક્ત થઇ ગયું અને તેના બે સમ્રાટો કહેવાવા લાગ્યા. હિંદુધર્મ અત્યાચારી ઔરંગઝેબના લોહબંધનમાંથી મુક્ત થઇને પુનર્જીવિત થયો.

ઔરંગઝેબ મહાસંકટમાં આવી પડયો. એકત્રિત થયેલા રાજપૂતોના ક્રોધથી તેનું સિંહાસન વારંવાર કંપાયમાન થવા લાગ્યું. તેના રાજમુકુટે પૃથ્વીપર પતિત થવાની તયારી કરી. તેને ભય ઉત્પન્ન થયો કે અવશ્ય મને પદભ્રષ્ટ કરવામાં આવશે. તે જે તરફ દૃષ્ટિપાત કરતો હતો તે તરફ તેને

રાજપૂતોનો ક્રોધાગ્નિ ભયંકર તેજથી પ્રકાશિત થતો જણાતો હતો. આ અગ્નિમાંથી બચવાનો તેને કાંઈપણ ઉપાય જણાયો નહિ. તેને બંધુ,આપ્ત કે ઇષ્ટમિત્ર કોઇનો પણ આશ્રય રહ્યો નહિ. તેનો પદભ્રષ્ટ થવાનો ભય અત્યંત દૃઢ થયો; તે છતાં પણ ઔરંગઝેબ નિરુત્સાહ થયો નહિ. તે આશા અને ખંતથી ઉત્સાહિત થઇને પોતાનો મનોરથ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. કપટ એ તો તેના જીવનનો ચિરમિત્ર હતો. તેનાપર જ્યારે જ્યારે સંકટ આવી પડતું, ત્યારે ત્યારે તે શઠતા અને કપટની સહાયથી તેમાંથી મુક્ત થતો. આ વખતે પણ તેના ઉપરોક્ત ઉભય મિત્રોએ પ્રચંડ સેનાની પેઠે તેને સહાય કરી. આ વખતે પણ ચતુર મોગલસમ્રાટ આજ ઉભય મિત્રોની સહાયથી ભીષણ સંકટમાંથી મુક્ત થયો. આ સર્વ વૃત્તાંત મોગલોના ઇતિહાસમાં તથા મેવાડ અને મારવાડના ભટ્ટ-ગ્રંથોમાં વિસ્તારપૂર્વક વર્ણવેલો છે; પરંતુ તે ગ્રંથોમાં સામ્ય જણાતું નથી. અમે તો માત્ર ભટ્ટગ્રંથ-માંથીજ અનુવાદ કર્યો છેઃ–

"અગણિત રાજપૂતોની સાથે અકબર અજમેર તરફ ગયો. ઔરંગઝેબ તરતજ સમજી ગયો કે હવે પિતાપુત્ર વચ્ચે ઘોર યુદ્ધ થશે, માટે સાવધાન રહેવું પરમ આવશ્યક છે. આ બાજુ અકબર તહવ્વ-રખાંના હાથમાં સમસ્ત ભાર અર્પણ કરી સ્ત્રીઓથી પરિવેષ્ટિત થઈ નૃત્ય, ગાન અને વિલાસભોગમાં સમય વ્યતીત કરવા લાગ્યો. તે ભાગ્ય ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખતો હતો. આપણે ભાગ્યનાં રમકડાં છીએ, ભાગ્ય આપણને જેમ નચાવે છે તેમ આપણે નાચીએ છીએ, એમ તે શ્રદ્ધાપૂર્વક માનતો હતો. હવે તહવ્વરખાંને એવા સમાચાર પ્રાપ્ત થયા કે જો તમે અકબરને પાદશાહના હાથમાં સમર્પણ કરશો તો તમને પુષ્કળ પુરસ્કાર મળશે. આ સમાચાર સાંભળી તેણે રાત્રિને સમયે ગુપ્તવેષે પાદશાહની મુલાકાત લીધી અને તેનાજ મુકામપરથી રાઠોડોપર નીચે પ્રમાણે પત્ર લખ્યોઃ "આપની સાથે અક-બરને જે સંધિ થઇ હતી, તેમાં હું ગ્રંથિસ્વરૂપ હતો; પરંતુ જે બંધે જલને રોકી રાખ્યું હતું, તે બંધ હવે તૂટી ગયો છે. પિતાપુત્ર પુનઃ મળીને એક થઈ ગયા છે, તેથી આપણે પરસ્પર જે પ્રતિજ્ઞા કરી હતી, તે પૂર્ણ થવી કઠિન છે; માટે મને આશા છે કે આપ આપના દેશમાં પાછા ચાલ્યા જશો." પત્ર લખાઇ રહ્યો. વિશ્વાસઘાતી તહવ્વરે તેના ઉપર પોતાની મહોર કરી અને એક વિશ્વાસુ દૂતને રાઠોડોની છાવણીમાં લઇ જવાને આપ્યો. પછી તે પુરસ્કારની આશાથી ઔરંગઝેબની નિકટ ગયો; પરંતુ તે દુષ્ટને વિશ્વાસઘાતનું ઉચિત ફળ મળ્યું. હજી તે પાદશાહની સાથે વાત પણ ન કરી શક્યો, એટલામાં પાદશાહે સ્વયં પોતાના હાથથી તેની ગરદન કાપી નાખી.[1] આ રીતે તહવ્વરખાંનો પાપી આત્મા આ લોકનો ત્યાગ કરી ગયો. આ તરફ અર્ધરાત્રીના સમયે ઉક્ત દૂતે રાઠોડોની છાવણીમાં પ્રવેશ કરી ઉક્ત પત્ર તેમને આપ્યો અને કહ્યું કે, તહવ્વર માર્યો ગયો છે. આ પત્ર વંચાઇ રહ્યો કે તરતજ સ-મસ્ત રાજપૂતોમાં હાહાકાર પ્રવર્તી રહ્યો. ભયગ્રસ્ત રાઠોડો શીઘ્ર પોતપોતાના અશ્વપર આરૂઢ થઇ, રાજકુમાર અકબરના શિબિરથી એક કોશ દૂર જઇ થોભ્યા. આ સમાચાર અકબરની છાવણીમાં પણ ફેલાઈ ગયા. તેના માણસો પણ સૂકાં પાંદડાંની પેઠે આમ તેમ વિખરાઇ ગયા; પરંતુ આ સમયે પણ અકબરની મોહનિદ્રા તૂટી નહિ, આ સમયે પણ તે નાયિકાઓ અને ગવૈયાઓથી દોરાઇને આ-મોદપ્રમોદ કરી રહ્યો હતો."

ભટ્ટકવિલિખિત ઉપરોક્ત વર્ણન વાંચવાથી રાજપૂતોની મૂર્ખતાનો સારો પરિચય આપણને મળે છે. રાજપૂતો પવનથી હાલતાં પાંદડાંની પેઠે ચંચળ મનના હોય છે. તેઓ દીર્ઘ વિચાર કર્યા વિના પ્રત્યેક કાર્યમાં પ્રવૃત્ત થાય છે. ઉક્ત પત્રદ્વારા તેમને જે સમાચાર મળ્યા, તે તેમણે સત્ય માની લીધા. અકબર તેમની પાસેજ છાવણી નાખીને પડયો હતો તે વાત પણ તેમણે લક્ષમાં લીધી નહિ. ઉપરોક્ત સમાચાર સત્ય છે કે અસત્ય તેની શોધ કરવાનો તેમણે કિંચિત્ પણ પ્રયાસ કર્યો નહિ. તેમણે જે વાત સાંભળી તે વધુ વિચાર કર્યા વિનાં સત્ય માની લીધી અને મિથ્યા કલ્પનાને વશ થઇ તેઓ ક્ષણમાત્રમાં અન્ય સ્થળે ચાલ્યા ગયા. ઉપરોક્ત ઘટના જોતાં રાજપૂતોના સંબંધમાં આવા

[1] ઔરંગઝેબે સ્વહસ્તે તહવ્વરખાંને માર્યો નહોતો. તેને વિશ્વાસ આપીને બોલાવ્યો, પરંતુ જ્યારે તે દરબારમાં સશસ્ત્ર જવા લાગ્યો ત્યારે તેનો પ્રતિરોધ કરવામાં આવ્યો, આથી તે પાછો ફર્યો; પરંતુ જ્યાં તેણે પોતાની પીઠ ફેરવી કે તરતજ પહેરેદારોએ તેને કાપી નાખ્યો.

વિચારો આપણા મનમાં ઉદ્ભવે એ સર્વથા સ્વાભાવિક છે, કિંતુ વાસ્તવમાં રાજપૂતો એટલા બધા ચંચળ મનના નથી. સત્ય વાત તો એ છે કે વિશ્વાસઘાતી મુસલમાનોએ તેમને વારંવાર છેતર્યા હતા, તેથી હવે તેમણે તેમનો કિંચિત્ પણ વિશ્વાસ કરવાનુંજ છોડી દીધું. તેઓ અકબરને ચાહતા હતા અને તેના હિતને માટે તેમણે ખડ્ગ ગ્રહણ કર્યું હતું, તોપણ અકબર મુસલમાન હતો, તેથી તેઓ તેને પણ વિશ્વાસઘાત કરે એવો માનતા હતા. આજ કારણથી તેઓ તેનો ત્યાગ કરીને રાતોરાત ચાલ્યા ગયા.

હવે અકબરની મોહનિદ્રા ભગ્ન થઇ. રાઠોડસેના છાવણી છોડીને ચાલી ગઇ, ત્યાર પછી તે જાગૃત થયો. પોતાની સેના પોતાને છોડીને ચાલી ગઇ ત્યારે તેણે ધાર્યું કે હું મારા પોતાનાજ દોષથી વિપદ્ગ્રસ્ત થયો છું. વિશ્વાસઘાતી તહવ્વરને ઉચિત ફળ મળેલું જાણી તે પરમ સંતુષ્ટ થયો અને તેના પ્રેતાત્માને શતાવધિ શાપો દઈ પોતાની પલાયન કરી ગયેલી સેનાની તપાસ કરવા લાગ્યો. આ સમયે તેની પાસે પૂરાં એક હજાર મનુષ્યો પણ નહોતાં. ઘણીવાર સુધી ભ્રમણ કર્યા પછી તે પોતાની નાસી ગયેલી સેનાની નિકટ પહોંચ્યો. તેને સાથે લઇ તે પોતાના રાજપૂત મિત્રોની તપાસ કરવા લાગ્યો. તેઓ મળ્યા એટલે તે પોતાની જાતને તથા પોતાના પરિવારને તેમના હાથમાં સમર્પણ કરીને બોલ્યોઃ– "જો આપની ઇચ્છા હોય તો મારો વધ કરો અને ઇચ્છા હોય તો જીવિતદાન આપો." અકબરનાં આ વચનો સાંભળી રાજપૂતો તેનો ત્યાગ કરી શક્યા નહિ. તેઓ પુનઃ તેની સાથે મળી ગયા.

રાઠોડોએ પોતાને શરણે આવેલા શાહજાદા અકબરને કેવી રીતે પોતાની પાસે રાખ્યો હતો, તેનું વર્ણન કવિ કર્ણીદાને ઉત્તમ શૈલીમાં કર્યું છેઃ– "જ્યારે અકબરે આશ્રયને માટે પ્રાર્થના કરી ત્યારે તેને કેવા પ્રકારે શરણે રાખવો અથવા શરણે રાખવો કે નહિ તે સંબંધે રાઠોડસરદારો વિચાર કરવા લાગ્યા. ચાંપાવત, કૂંપાવત, પાતાવત, લાખાવત, કર્ણોત, ડુંગરોત, જેડતિયા, વરસિંહોત, ઉદાવત, વીદાવત આદિ સામંતો પોતપોતાના પદાનુસાર આસનપર બેઠા. ભટ્ટકવિઓ એક પછી એક સર્વ સામંતોના પૂર્વજોનાં ગુણગાન કરવા લાગ્યા. અકબરને શરણે રાખવાના સંબંધમાં અનેક પ્રકારના તર્કવિતર્ક થવા લાગ્યા. પ્રત્યેક સરદારે રહસ્યપૂર્ણ અને તેજસ્વી વચનોદ્વારા મુસલમાનોના આચારવિચાર અને પોતાના અભિપ્રાય પ્રગટ કર્યા. પુષ્કળ વાદવિવાદ ચાલ્યા પછી સભા બરખાસ્ત થઈ. અંતે સર્વનો અભિપ્રાય થયો કે પ્રાણાંતપર્યંત અકબરનું રક્ષણ કરવું. ચાંપાવત સરદારનો કનિષ્ઠ બંધુ જેત અકબરના કુટુંબનો રક્ષક નિમાયો. આ પ્રકારે તે દિવસે રાઠોડકુલના જીવનનાટયનો એક બૃહત્ અંક શરૂ થયો. વીરવર દુર્ગાદાસ આ અંકમાં મુખ્ય પાત્ર બન્યા." એક કવિએ પોતાની પ્રતિભાશાળી વાણીથી એમનું મહત્ ચરિત્ર અત્યંત હૃદયગ્રાહી બનાવી દીધું છે. તેણે કહ્યું છે કેઃ–

> " જનની સુત ઐસા જને, જૈસા દુર્ગાદાસ;
> બાંધ મુડાસો રાખિયો, બિન થંબા આકાશ. "

વીરવર દુર્ગાદાસ રાજપૂતચરિત્રના એક ઉત્તમ આદર્શસ્વરૂપ હતા. તેઓ જેવા વીર હતા તેવા ચતુર પણ હતા. તેમની અસીમ બુદ્ધિ અને પરાક્રમના પ્રભાવથી મારવાડની ભૂમિનો ધ્વંસ થતો અટક્યો હતો. તેમણે મહાન આત્મભોગ આપી રાજકુમાર અકબરના પ્રાણની રક્ષા કરી હતી અને ભીષણ સમરસાગર તરી અસંખ્ય વિષમ સંકટોમાંથી તેનો ઉદ્ધાર કર્યો હતો. ઔરંગઝેબ આ રાઠોડવીરથી અત્યંત ભય પામતો હતો. વીરવર દુર્ગાદાસના સંબંધમાં અનેક મનોહર વાતો સાંભળવામાં આવે છે. આ વાતો પૈકી એક અત્રે લખવામાં આવે છે. ઔરંગઝેબે પોતાના ભીષણ શત્રુ શિવાજી અને દુર્ગાદાસનાં ચિત્રો લાવવાની આજ્ઞા કરી. ચિત્રકાર ઉક્ત ઉભય વીરોનાં ચિત્રો લઇ તેની નિકટ ગયો. આ ચિત્રો સર્વાંગસંપૂર્ણ હતાં. શિવાજી એક આસનપર બેઠા હતા અને દુર્ગાદાસ પોતાના ભાલાની અણીવતી એક રોટલી છેદી તેને અગ્નિના અંગારાપર શેકી રહ્યા હતા. આ ઉભય પ્રચંડશત્રુઓનાં ચિત્ર જોતાંની સાથેજ ઔરંગઝેબ પોકારી ઉઠયોઃ "હું આ પહાડી ઉંદર ( શિવાજી ) ને તો જાળમાં બાંધી શકીશ; પરંતુ આ કૂતરો મારો કાળ જન્મ્યો છે."

શાહજાદા અકબરની સાથે મળીને વીરવર દુર્ગાદાસ ઔરંગઝેબની પાછળ પડ્યા. તેમણે લુણીનદી–

ના તટપર ઔરંગઝેબપર આક્રમણ કરવાનો પોતાના મનમાં વિચાર કર્યો. આ બાજુ ઔરંગઝેબ પોતાનું કાર્ય સિદ્ધ કરવાને માટે વિચિત્ર પ્રકારનો યત્ન કરી રહ્યો હતો, અર્થાત્ દુર્ગાદાસને લોભ દર્શાવી વશ કરવાનો પ્રયત્ન તે કરતો હતો. તેણે પ્રથમ તેમનાપર આઠ હજાર મુદ્રા ( ભદ્રગ્રંથોમાં ૪૦ હજાર મુદ્રા લખી છે ) મોકલી આપી. ચતુર રાજપૂતવીરે તત્કાળ આ મુદ્રા લઇ તે અકબરને આપી દીધી. દુર્ગાદાસના આ કૃત્યથી યવનરાજકુમાર પરમ પ્રસન્ન થયો અને તેણે આ પ્રાપ્ત થયેલા દ્રવ્યમાંનો કેટલોક ભાગ તેમના સરદારોને તથા બીજો ભાગ અન્ય સેનાપતિઓને આપી દીધો. ઔરંગઝેબનો ઉદ્દેશ પાર પડયો નહિ. જ્યારે તેણે જોયું કે રાજપૂતવીર દુર્ગાદાસ લોભને વશ થશે નહિ ત્યારે તેણે પોતાના વિદ્રોહી પુત્રને પકડી લાવવાને માટે એક સેના મોકલી. અકબર અત્યંત ભયભીત થયો. તે સારી પેઠે સમજી ગયો હતો કેઃ-" પિતાના હાથમાં જવાથી બચવાની આશા નથી. જો હું તેના હાથમાં સપડાઇશ તો મારે અપમાનિત થવું પડશે અને મારો ઉન્નતિનો માર્ગ સદાને માટે બંધ થઇ જશે. " આવો વિચાર કરી તેણે પોતાના પિતાના રોષાગ્નિથી દૂર રહેવાનો નિશ્ચય કર્યો. તેને ભયભીત થયેલો જોઇ દુર્ગાદાસ બોલ્યાઃ " આપના જીવનને માટે હું જવાબદાર છું. મને માર્યા વિના પાદશાહ આપનો વધ કરી શકશે નહિ. " દુર્ગાદાસ અકબરને બચાવવાનો ભીષણ પ્રયત્ન કરવા લાગ્યા. સોનિંગદેવના હાથમાં શિશુ રાજકુમાર અજિતસિંહના રક્ષણનો ભાર સોંપી તેઓ અકબરને લઇને દક્ષિણ તરફ ચાલ્યા. જે પ્રસિદ્ધ રાજપૂતવીરો શાહજાદા અકબરના અંગરક્ષક બની ગયા હતા, તેનાં નામો કવિ કર્ણીદાને જણાવ્યાં છે અને તેમની અગાધ કીર્તિનાં ગાન ગાયાં છે. આ સર્વ રાજપૂતોમાં ચાંપાવતની સંખ્યા અધિક હતી. તદુપરાંત જોધા અને મેડતિયા આદિ દેશી તથા યદુ, ચૌહાણ, ભાટી, દેવડા, સોનગરા અને માંગલિયા આદિ વિદેશી સરદારો પણ દુર્ગાદાસની સાથે ગયા હતા.

પાદશાહ તેમની પૂંઠે પડયો. તેની સેનાએ રાઠોડોને ચારે તરફથી ઘેરી લીધા; કિંતુ દુર્ગાદાસ એક હજાર સૈનિકોને સાથે લઇ શીઘ્ર તેનાથી દૂર નીકળી ગયા. ઔરંગઝેબ દુર્ગાદાસની પૂંઠ પકડવાને માટે તેની પાછળ પાછળ ઝાલોર સુધી આવ્યો, પરંતુ અહીંઆં તેને પોતાની ભૂલ સમજાઈ. હવે તે ચેતી ગયો કે દુર્ગાદાસ ઝાલોર તરફ આવ્યા નથી. દુર્ગાદાસ ગુજરાતની દક્ષિણે થઇ રાજકુમારસહિત નર્મદાતટપર પહોંચ્યા હતા. આ વાત જ્યારે ઔરંગઝેબના જાણવામાં આવી, ત્યારે તેની નિરાશા અને ક્રોધની સીમા રહી નહિ. તે દારુણ ક્રોધથી ઉન્મત્ત થઈ ધર્મકર્મ ભૂલી ગયો. અરે! તેણે ક્રોધાવેશમાં કુરાન સુદ્ધાં દૂર ફેંકી દીધું ! પછી તેણે આઝિમને આજ્ઞા કરી કેઃ-" હું ઉદયપુર જીતવાને તથા કેટલાંક બીજાં કામ કરવાને માટે અહીંઆં રહીશ. તમે સૌથી પહેલાં રાઠોડોને નિર્મૂલ કરી તમારા દુરાચારી બંધુને કેદ કરો. "

અત્રે કવિ આલંકારિક ભાષામાં જણાવે છે કેઃ-" જે પ્રકારે વાયુ પ્રકાશને રોકનાર મેઘોને છિન્નભિન્ન કરી નાખે છે, તે પ્રકારે કમજ ( રાઠોડ ) ની વીરતાથી મેવાડની સર્વ આપત્તિઓ દૂર થઇ ગઈ. પાદશાહે અજમેર પહોંચ્યા પછી દશ દિવસમાં જોધપુર અને અજમેરમાં સેના રાખી આગળ કૂચ કરી. દુર્ગાદાસના નામના પ્રભાવથી શતાવધિ શત્રુઓ રણક્ષેત્ર છોડી ગયા. દુર્ગાદાસ વાસુકિ અને અકબર મંદરગિરિ હતો. આ ઉભયે પરસ્પરની સહાયથી ઔરંગઝેબરૂપી સાગરનું મંથન કરી તેમાંથી ૧૪ રત્નો કાઢયાં. આ ૧૪ રત્નો પૈકી લક્ષ્મી અને ધન્વંતરીરૂપ ધર્મને અમે પ્રાપ્ત થયા. "

ખીચીવંશના શિવસિંહ અને મુકુંદદાસ કરતાં બીજા કયા માણસો વિશેષ વિશ્વાસપાત્ર હશે ? જ્યાંસુધી શિશુ રાજકુમાર અજિતસિંહ આબુ પર્વતની કંદરાઓમાં ગુપ્ત હતા, ત્યાંસુધી તેમણે એક ક્ષણભર પણ તેમનો સંગ છોડયો નહિ.દુર્ગાદાસે ઉક્ત ઉભય સરદારો તથા પરમ વિશ્વાસુ સોનગઢાસરદાર ગુપ્ત આવાસમાં છે, એવી વાત પ્રકટ કરી હતી. મારવાડના સમસ્ત સામંતો જાણતા હતા કે તેઓ કયાંક ગુપ્ત આવાસમાં છે; પરંતુ કયાં છે તે ચોક્કસ તેઓ જાણતા નહોતા. કેટલાક જણ ધારતા હતા કે તેઓ જેસલમીરમાં છે, કેટલાક ધારતા હતા કે તેઓ વિક્રમપુરમાં છે અને કેટલાક ધારતા હતા કે તેઓ શિરોહીમાં છુપાયલા છે. ઉક્ત સામંતો અત્યંત પ્રશંસાને પાત્ર છે;

કારણ કે તેમણે યથાર્થ વીરોની પેઠે વનવાસ ગ્રહણ કર્યો હતો. તેમની નાડીઓમાં યથાર્થ રાઠોડ-રક્ત વહેતું હતું. તેમની ધીરતાથી મોહિત થઇ રાજા, રાવ અને રાણા મુક્તકંઠે તેમની પ્રશંસા કરતા હતા.

મુસલમાનોનાં પ્રચંડ આક્રમણ અને પૈશાચિક અત્યાચારોથી સમસ્ત રજવાડાંનો વિધ્વંસ થઇ ગયો હતો. મારવાડનાં નવ હજાર અને મેવાડનાં દશ હજાર નગરો મનુષ્યવિનાનાં થઈ ગયાં હતાં. સમસ્ત દેશ મહાભયંકર શ્મશાનવત્ થઇ ગયો હતો. આ ભયંકર શ્મશાનમાં વિચરણ કરી ઇનાયતખાંએ દશ હજાર સૈનિકોની સાથે જોધપુરમાં પ્રવેશ કર્યો અને તે તેની રક્ષાને માટે ત્યાંજ રહેવા લાગ્યો; પરંતુ ચાંપાવત સરદાર મરુભૂમિમાં મેરુવત્ અટલ રહ્યા અને દુર્ગાદાસના બંધુ સોનિંગ[1] પણ નિર્ભય અને દૃઢપ્રતિજ્ઞ રહ્યા. યવનોના ગ્રાસમાંથી જોધપુરનો ઉદ્ધાર કરવાને માટે રાજપૂતો ભયંકર રણભૂમિમાં ઉતર્યા. કર્ણોત ક્ષેત્રકર્ણ, જોધાવંશી સબલ, મહેચા વિજયમલ, સૂજાવત જેતમલ, કર્ણોત કેસરી અને જોધાવંશી શિવદાન તથા ભીમસિંહ નામના બે બંધુઓએ પોતપોતાની સેના એકત્રિત કરી. યવનસમ્રાટ્ ઔરંગઝેબ જે સમયે અજમેરથી ચાર કોશના અંતરપર સ્થિત હતો, તે સમયે તેણે ઇનાયતખાંને જોધપુરમાં રોકી રાખ્યો; પરંતુ વીસ હજાર મોગલો તેનો ઉદ્ધાર કરવાને માટે ત્યાં આવી પહોંચ્યા. જોધપુરની નિકટ એક ભયાનક યુદ્ધ થયું. આ યુદ્ધમાં યદુવંશી, કેસરી અને બીજા અનેક રાજપૂત સરદારો માર્યા ગયા; પરંતુ તેમનો નાશ થયા પૂર્વે તેમણે શતાવધિ શત્રુઓનો વધ કર્યો હતો.

આ ભયાનક યુદ્ધ વિક્રમ સંવત ૧૭૩૭ ના આષાઢ વદી ૭ ને દિવસે થયું હતું. શૂરવીર સોનિંગે પોતાની પ્રચંડ તલવાર અને બંદુક ઉત્તમ પ્રકારે ચલાવી. ઔરંગઝેબ પાછળ પણ હઠી ન શકયો અને આગળ પણ જઇ શકયો નહિ. તે માત્ર એકજ સ્થાનપર ઉભો રહ્યો. સાપ છછુંદરને પકડીને તેને ગળી પણ શકતો નથી અને છોડી પણ શકતો નથી, તેવી દશા ઔરંગઝેબની થઇ. હરનાથ અને કાન્હસિંહ સોજત તરફ ગયા અને ગાય આદિ પશુઓને લઇને દૂર મૂકી આવ્યા. ત્યાર પછી ભયાનક યુદ્ધનો આરંભ થયો. આ યુદ્ધમાં મુસલમાનોનો સેનાપતિ માર્યો ગયો; તેમજ હરનાથ, કર્ણ તથા તેમના અનેક આપ્તો પણ મરણ પામ્યા. આ યુદ્ધ સંવત ૧૭૩૮ ના પ્રારંભમાં થયું હતું. આ ભયાનક વિપ્લવકાળમાં તલવાર અને[2] મરકીએ એકત્રિત થઇને રાજ્યનો નાશ કરી નાખ્યો હતો.

વીર સોનિંગે હવે ભયાનક મૂર્તિ ધારણ કરી. તેની વીરતાથી દિલ્હી અને આગ્રા વારંવાર કંપાયમાન થવા લાગ્યાં. તે વીર ઔરંગઝેબને દુર્બળ સસલાતરિકે ગણતો હતો. યવનરાજે તેની નિકટ દૂત મોકલી સંધિ કરી શાંતિ સ્થાપન કરવાને માટે માગણી કરી. તેણે રાજકુમાર અજિતને સાત હજારીની પદવી આપી અને રાઠોડોને અજમેર સમર્પણ કરીને સોનિંગને ત્યાંના સુબાતરીકે નિયુક્ત કર્યો. તેમની સાથે કરેલી સંધિના કરારપત્રમાં પાદશાહે એવો ઉલ્લેખ કર્યો હતો કે:-" હું ઇશ્વરને સાક્ષી રાખીને આ સંધિપત્રપર મહોર કરૂં છું અને પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે હું કદિ પણ આ કરારોની વિરુદ્ધ વર્તન કરીશ નહિ." આ સંધિપત્રને લઇ દિવાન અસદખાં મધ્યસ્થ થઇ સોનિંગની પાસે આવ્યો હતો.તેણે ત્યાં શપથ લઇને કહ્યું કે, "આ સંધિપત્રના અક્ષરે અક્ષરનું પ્રતિપાલન કરવામાં આવશે."

ઔરંગઝેબને અકબરની કિંચિત્ પણ વિસ્મૃતિ થઇ નહોતી. તેના તરફની ચિંતા વિષમય સર્પની પેઠે તેના હૃદયને દંશ દેવા લાગી. અંતે તેણે દક્ષિણ તરફ પ્રવાસ કરવા માંડયો. અસદખાં અજમેરમાં અને વીર સોનિંગ મેડતામાં નિવાસ કરવા લાગ્યા. સોનિંગ ઔરંગઝેબને કંટકસ્વરૂપ લાગતા હોવાથી તેણે એ કંટક દૂર કરવાને માટે બ્રાહ્મણોને દ્રવ્ય આપી તેને જાદુથી મારી નાખવા કહ્યું. બ્રાહ્મણો

[1] સોનિંગ દુર્ગાદાસનો બંધુ નહોતો.

[2] ભીષણ વિશુચિકાના ઉપદ્રવથી અસંખ્ય માણસો માર્યાં ગયાં હતાં મેવાડના રાણા રાજસિંહના રાજત્વકાળમાં ઇ૦સ૦ ૧૬૬૧માં આ પ્રકારની ભયંકર મરકીથી મેવાડભૂમિ ઉજ્જડ થઇ ગઇ હતી. એ ઘટના અમે મેવાડના ઇતિહાસમાં વર્ણવી ગયા છીએ અને અમે જે સમયની મારવાડની મરકીનું વર્ણન કરીએ છીએ, તેની પૂર્વે ૨૦ વર્ષપર પણ મેવાડમાં ઉક્ત પ્રકારની મરકીથી ઘણો નાશ થયો હતો.

સોનિંગને દેવલોકમાં મોકલવાને માટે હોમકુંડમાં વિવિધ પ્રકારની આહુતિ આપવા લાગ્યા. પાદશાહની સાથે સંધિ થયા પછી થોડા દિવસમાં અર્થાત્ સંવત ૧૭૩૮ ના આશ્વિન માસની છઠને દિવસે મારણમંત્રના પ્રભાવથી સોનિંગનું મૃત્યુ થયું. બહારથી એમ જણાવવામાં આવે છે કે તેનું મૃત્યુ જાદુથી થયું હતું, પરંતુ વાસ્તવમાં તેને વિષ આપવામાં આવ્યું હતું.

અસદખાંએ ઔરંગઝેબની પાસે આ સમાચાર મોકલી આપ્યા. તેનો એક કંટક દૂર થવાથી તેને પરમ આનંદ થયો. તે ઉત્સાહસહિત દક્ષિણ તરફ કૂચ કરવા લાગ્યો. સોનિંગના મૃત્યુથી દેશમાં અંધકાર છવાઇ રહ્યો. મેડતિયા કલ્યાણસિંહના પુત્ર મુકુંદસિંહે પોતાની પદવીનો ત્યાગ કરી માતૃભૂમિનું કલ્યાણ સાધવાને દૃઢ પ્રતિજ્ઞા કરી. તેને મેડતાની નિકટ અસદખાંની સેના સાથે ઘોર યુદ્ધ થયું. વિઠ્ઠલદાસનો પુત્ર અજબસિંહ[1] સેનાના અગ્ર ભાગમાં યુદ્ધ કરતો કરતો અનેક વીરોસહિત રણભૂમિમાં માર્યો ગયો. આથી મુસલમાનો અત્યંત પ્રસન્ન થયા, પરંતુ રાજપૂતોના દુઃખની સીમા રહી નહિ.

આ મહા ભયંકર સંગ્રામ સંવત ૧૭૩૮ ના કાર્તિક માસના શુકલપક્ષની દ્વિતીયાને દિવસે થયો હતો. રાજકુમાર આઝિમ અસદખાંની સાથે રહ્યો હતો. ઇનાયતખાં જોધપુરમાં રહેવા લાગ્યો અને તેની સેના દેશમાં ચોતરફ ફેલાઇ ગઈ. આ યુદ્ધમાં જે મુસલમાનો મરણ પામ્યા તેમની કબરો સર્વત્ર છૂટીછવાઇ દૃષ્ટિગોચર થાય છે. ચંડાવલના સ્વામી કૂંપાવત શંભુ, બક્ષી ઉદયસિંહ અને દુર્ગાદાસના પુત્ર તેજસિંહ (એમને મહાદેવજીના બાહુ પણ કહેવામાં આવતા હતા.) રાઠોડસેના લઇ રણભૂમિમાં પહોંચ્યા. આ સમયે ફતેહસિંહ અને રામસિંહ યવનરાજકુમાર અકબરને દક્ષિણમાં મૂકીને પોતે કૂંપાવતને સહાય કરવાને આવ્યા. તે સિવાય બીજા પણ પુષ્કળ રાજપૂતવીરો તેમના ઝુંડાની નીચે એકત્રિત થયા. તેઓ દેશમાં ચોતરફ ફેલાઇ ગયા અને તેમણે પુરમાંડલ[2] નગરનો ધ્વંસ કરી ત્યાંના હાકેમ કાસિમખાંને મારી નાખ્યો.

આ ભીષણ અને વારંવાર થતાં યુદ્ધોમાં રાઠોડોએ પરમ પરાક્રમ દર્શાવ્યું હતું. મારવાડનું રાઠોડકુળ નાશની અણીપર આવી પહોંચ્યું હતું. રાઠોડોને હવે પુનઃ પર્વતનો આશ્રય ગ્રહણ કરવો પડયો. તેઓ દુર્ગમ પર્વતની ગુફાઓમાં વસી સુસંધિની પ્રતીક્ષા કરી રહ્યા. તેઓ વારંવાર શત્રુઓપર આક્રમણ કરીને તેમને છિન્ન ભિન્ન કરી નાખવા લાગ્યા. આ રીતે કેટલાક માસ વ્યતીત થયા પછી તેમણે જેતારનમાં રહેલી યવનસેના ઉપર આક્રમણ કરી તેને દલિત અને ત્રાસિત કરી દીધી અને તેઓ પુનઃ પર્વતકંદરોમાં છુપાઇ ગયા. સંવત ૧૭૩૯ માં રાઠોડોનું પ્રાબલ્ય પુનઃ વધી પડયું. ચાંપાવત વંશી વિજયસિંહે એજ વર્ષમાં સોજતદુર્ગનો વિધ્વંસ કરી નાખ્યો અને રામસિંહ જોધાવતની સેના લઈ ઉત્તર તરફના પ્રદેશોમાં યુદ્ધ કરવા લાગ્યો. આ સમયે મિર્જાનૂર અલી નામનો એક મુસલમાન રાજનો હાકેમ હતો, તેની ઉપર ઉદયભાન જોધાવતે રાઠોડસેનાસહિત આક્રમણ કર્યું. ત્રણ કલાકપર્યંત મહા ભયંકર સંગ્રામ ચાલ્યો અને રણભૂમિમાં સહસ્રાવધિ મુસલમાનોની લાશોના ઢગલા થયા.

ચાંપાવત ઉદયસિંહ અને મેડતિયા મોહકમસિંહે જેતારનના યુદ્ધમાં જે રાઠોડસેના મોકલી હતી, તે પાછી ફરી કે તરતજ ઉક્ત ઉભય વીરો ગુજરાત તરફ રવાના થયા. તેઓ ખેરાલુ નગરમાં પહોંચ્યા કે તરતજ ગુજરાતના હાકેમ સૈયદ મહમદે તેમને રત્નપુરના પર્વતમાં ઘેરી લીધા. તેઓ આખી રાત અસ્ત્રશસ્ત્ર લઇને ઉભા રહ્યા. પ્રાતઃકાળ થતાંજ ઉભય પક્ષોની વચ્ચે ઘોર સંગ્રામ શરૂ

---

૧ આ અજબસિંહ સોનિંગનો બંધુ હતો અને સોનિંગની પછી રાઠોડોએ તેને પોતાનો સેનાપતિ બનાવ્યો હતો.

૨ પુરમાંડલ એ બે ભિન્ન સ્થળો છે અને તેનાં નામો પુર અને માંડલ છે. આ ઉભય નગરો મેવાડની અંતર્ગત છે. પુર એ મેવાડનું એક પ્રાચીન નગર છે. એમ કહેવાય છે કે આ નગરની સ્થાપના વિક્રમાદિત્યની પૂર્વે થઈ હતી. આ ઉભય નગરો દેખાવમાં અતીવ સુંદર છે અને તેમાં સ્થળે સ્થળે ચાંદીની વસ્તુઓ પ્રાપ્ત થાય છે. પુર કરતાં માંડલનો દેખાવ અત્યંત અધિક મનોહર છે. માંડલ એક નાનો સરખો દ્વીપ છે અને તેની ચોતરફ મોટા મોટા બંધો બાંધવામાં આવેલા છે. તેમાં નાનાપ્રકારનાં ફળફુલ થાય છે. નિષ્ઠુર મહારાષ્ટ્રીઓના અત્યાચારથી માંડલ દ્વીપની શોભા અત્યંત ન્યુન થઈ ગઈ છે. માંડલમાં એક પ્રાચીન જયસ્તંભ દૃષ્ટિગોચર થાય છે. અજમેરાધિપતિ મહારાજ વિશલદેવને પરાસ્ત કરીને આ જયસ્તંભ બંધાવવામાં આવ્યો હતો.

થયો. કર્ણું કેસરી અને ભાટી ગોકુલદાસ દિવાનીવિભાગના સમસ્ત કર્મચારીઓસહિત યુદ્ધભૂમિમાં માર્યા ગયા. રામસિંહે[1] પણ તે દિવસે ત્યાં પ્રાણત્યાગ કર્યા. એ રીતે રાઠોડોના અનેક માણસો માર્યા ગયા, પણ અંતે તેમને વિજય તો પ્રાપ્ત થયો અને મુસલમાનો પરાજિત થયા. આજ સાલના ભાદ્રપદ માસમાં પાલી નગરપર મુસલમાનોએ આક્રમણ કર્યું. ત્યાં રાઠોડો મુસલમાનોની સામા થયા. ત્રણસેં રાઠોડોએ પાંચસેં મુસલમાનોની સાથે યુદ્ધ કરી તેમને પરાસ્ત કર્યા. મુસલમાનોનો સેનાપતિ અફ્ઝુલખાં આ દારુણ સંગ્રામમાં માર્યો ગયો. જે રાઠોડસેનાપતિએ આ સમયે મુસલમાનોને પરાજિત કર્યા હતા, તેનું નામ વલ્લૂ હતું. ત્યાર પછી ઉદયસિંહે સોજતપર આક્રમણ કર્યું. વૈશાખ માસમાં મેડતિયા મોહકમસિંહે મેડતામાં રહેલી મુસલમાનસેનાપર આક્રમણ કર્યું અને સૈયદઅલીને મારીને મુસલમાનોને હાંકી કાઢ્યા.

આ પ્રકારે અવિશ્રાંત યુદ્ધ અને નરહત્યાસહિત સંવત ૧૭૩૯ નું વર્ષ અનંત કાલસાગરમાં લીન થઈ ગયું. કાલનું એક ચક્ર સમાપ્ત થયું; પરન્તુ તેની સાથે રાઠોડોનું અદૃષ્ટ ચક્ર અનેકવાર અનેક તરફથી પરિવર્તિત થયું. આ દીર્ઘકાલવ્યાપી યુદ્ધમાં રાજપૂતો અને યવનોનું પુષ્કળ રુધિર રેડાયું. અનેક રાઠોડવીરોએ સ્વદેશરક્ષાને માટે યુદ્ધભૂમિમાં પ્રસન્નતાપૂર્વક પ્રાણવિસર્જન કર્યા. તેમણે યથાશકિત પ્રયત્ન કર્યો તે છતાં પણ તેઓ મુસલમાનોને નિર્મૂલ કરી શકયા નહિ. રાઠોડોના અમિત બાહુબલથી અસંખ્ય મુસલમાનો મરતા હતા, પણ જાણે તેમના એક રક્તબિંદુમાંથી હજારો મુસલમાનો ઉત્પન્ન થયા ન હોય તેમ તેઓ પુષ્કળ સંખ્યામાં આવી રાજપૂતોની સામે બાથ ભીડતા હતા. આ તરફ જે રાજપૂતવીરો મરતા હતા તેની પૂર્તિ કોઈ પણ પ્રકારે થતી નહોતી. હિંદુ-મુસલમાનોના આ ભયાનક સંગ્રામમાં રાજસ્થાનના પ્રાયઃ સર્વ રાજપૂતો રાઠોડોની સાથે મળી ગયા હતા. સંવત ૧૭૩૯ ના અંતિમ ભાગમાં જેસલમીરના ભાટીઓએ પણ રાઠોડોને સહાય કરી તેમનું સન્માન અને ગૌરવ સ્થાયી રાખવાને માટે પ્રસન્નતાપૂર્વક પોતાનું રુધિર અર્પણ કર્યું હતું.

જોતજોતામાં સંવત ૧૭૪૦ નું વર્ષ આવી પહોંચ્યું. આ નવીન વર્ષ આવતાંની સાથેજ મુસલમાનોનો ઉત્સાહ પુષ્કળ વધી ગયો. તેઓ નવીન નવીન વિજય પ્રાપ્ત કરવાનો યત્ન કરવા લાગ્યા. આઝિમ અને અસદખાં દક્ષિણમાં ઔરંગઝેબને જઈ મળ્યા અને ઇનાયતખાં અજમેરના હાકેમતરિકે નિયુક્ત થઈ ત્યાંજ રહ્યો. તેને રાઠોડોની સામે સતત યુદ્ધ ચાલુ રાખવાની આજ્ઞા ફરમાવવામાં આવી હતી. વર્ષાઋતુમાં પણ યુદ્ધ બંધ ન રાખવું, એવી સખ્ત આજ્ઞા તેને ફરમાવવામાં આવી હતી. આ આજ્ઞાનુસાર ઇનાયતખાં યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયો. મારવાડનાં સર્વ નગરો અને ગામો મુસલમાનોના અધિકારમાં હતાં. યવનોના ભારથી મારવાડ થરથર કંપાયમાન થતું હતું. જે તરફ દૃષ્ટિપાત કરવામાં આવે, તે તરફ અસંખ્ય મુસલમાનોની ભયંકર ભ્રૂકુટિ દગ્ગોચર થતી હતી. આ વિપુલ યવનદલની સામે ખડ્ગ ધારણ કરી રાજપૂતો તેને શી રીતે પરાજિત કરી શકે? અંતે તેઓએ મેરવાડાને એક સુરક્ષિત સ્થળ માની તેમાં આશ્રય ગ્રહણ કર્યો. રાઠોડો જોતજોતામાં પોતાનાં કુટુંબોસહિત મેરવાડાના દુર્ગમ પર્વતમય પ્રદેશમાં એકત્રિત થયા. આ દુર્ગમ પર્વતશ્રેણીમાં છુપાઈ તેઓ સુસંધિ મળતાં યવનો ઉપર આક્રમણ કરતા અને નગરો તથા ગામો લૂંટીને પુનઃ તેમાં પ્રવેશ કરતા. તેઓ મુસલમાનો ઉપર બદલો લેવાની એક પણ સંધિ ગુમાવતા નહોતા. આ પ્રકારે પાલી, સોજત અને ગોદવાડ વગેરે કેટલાંક નગરો અને ગામો રાઠોડોદ્વારા દલિત થયાં. પ્રાચીન મંદિરનગર ખ્વાજહ શાલહ નામના એક મુસલમાનસેનાપતિના અધિકારમાં હતું; પરંતુ ભાટીઓએ તેનાપર આક્રમણ કરીને તેને ત્યાંથી હાંકી કાઢ્યો. વૈશાખ માસમાં વગડી નામના સ્થાનમાં એક ઘોર યુદ્ધ થયું. આ યુદ્ધમાં રામસિંહ અને સામંતસિંહ નામના બે ભાટીસરદારોએ એક હજાર મુસલમાનોને મારી બસેં સૈનિકોની સાથે સમરભૂમિમાં પ્રાણત્યાગ કર્યા. આ તરફ અનૂપસિંહ નામના એક સરદાર કરમસોત અને કૂંપાવતોને લઈ લૂણીતટપર વસતા મુસલમાનોનો સંહાર કરવા લાગ્યા. તેમના અસીમ પરાક્રમથી ઉસ્તરાં અને

1 જે કેટલાક રાજપૂતવીરોએ વીરવર દુર્ગાદાસની સાથે જઈને રાજકુમાર અકબરને ઔરંગઝેબના રોષાગ્નિથી બચાવ્યો હતો, તેમાં રામસિંહ પણ એક હતા.

આંગાણી નામના બે દુર્ગોમાંથી મુસલમાનો પલાયન કરી ગયા. મોહકમાસંહ પોતાની મેડતિયાસેના-સહિત પોતાની પ્રાચીન માતૃભૂમિમાં આવી મુસલમાનોપર આક્રમણ કરી તેમને દલિત અને ત્રાસિત કરવા લાગ્યા. તેમના આક્રમણથી દુઃખિત થઇ યવનસેનાપતિ મહમદઅલ્લીએ પોતાના દલસહિત તેમનાપર આક્રમણ કર્યું. તેજસ્વી રાઠોડવીરો આથી કિંચિત્ પણ ભયભીત થયા નહિ; પરંતુ તેની સાથે યુદ્ધ કરવાને કટિબદ્ધ થયા. તેમનું અમિત પરાક્રમ અને સાહસ જોઇ યવનસેનાપતિએ ભયભીત થઇ યુદ્ધ બંધ રાખવાની પ્રાર્થના કરી. સરળ હૃદયના રાજપૂતો તેની પ્રાર્થનાનો અસ્વીકાર કરી શકયા નહિ. તેઓ તેમના મનનો હેતુ સમજ્યા નહિ અને તેમની કપટજાલમાં ફસાઇ ગયા. ઉભય પક્ષની વચ્ચે સંધિ થઇ ગઇ. પછી દુષ્ટ યવનોએ મેડતિયા સામંતોના સેનાપતિને વિશ્વાસઘાત કરીને ગુપ્તરીતે મારી નાખ્યા.

યવનોના વિશ્વાસઘાતથી રાઠોડોનો ક્રોધાગ્નિ દ્વિગુણ પ્રજ્વલિત થઇ ઉઠ્યો. તેઓ વૈર લેવાને માટે જ્યાં ત્યાં મુસલમાનોપર આક્રમણ કરવા લાગ્યા. હિંદુમુસલમાન વચ્ચેનો વિગ્રહ ધીમે ધીમે ઘણો વધી ગયો. સંવત ૧૭૪૧ ના પ્રારંભ સુધી શાંતિ પ્રસરી નહિ. સુજાતસિંહ રાઠોડ પોતાની સેના લઈ દક્ષિણ તરફ ગયા. આ તરફ લાખા ચાંપાવત અને કેસર કૂંપાવત ભાટી અને ચૌહાણ સેનાની સહાયથી જોધપુરમાં રહેલી મુસલમાનસેનાને નિરંતર ભય દર્શાવવા લાગ્યા. સુજાતસિંહનું મૃત્યુ થયા પછી ભાટકવિએ સેનાપતિ સંગ્રાસિંહની નિકટ જઇ વિનીતભાવથી તેમને નિવેદન કર્યું કે: " આપ આપનું ભ્રાતૃદલ એકત્રિત કરી યવનોને પરાજિત કરો."

સંગ્રાસિંહ[1] આ સમયે મનસબદારના પદપર નિયુક્ત થઇ, કેટલીક ભૂમિસંપત્તિનો ઉપભોગ કરતો હતો. તે કવિની ઉપરોક્ત પ્રાર્થનાનો અસ્વીકાર કરી શકયો નહિ. રાઠોડસેના શીઘ્ર આવીને તેના ઝંડાનીચે એકત્રિત થઇ. તેણે શિવાણચીપર[2] આક્રમણ કરી તે નગર તથા બાલોતરા અને પંચભદ્રા લૂંટી લીધાં. આ તરફ મુસલમાનસેના નગરમાં રોકાઈ રહી હતી તેથી તે રાઠોડોની સામે આવી શકી નહિ. આ સમયે સૂર્યાસ્ત થતી વખતે મરુભૂમિનાં નગરોનાં સર્વ દ્વારો બંધ થઇ જતાં હતાં. દુર્ગો મુસલમાનોના હાથમાં હતા, પરન્તુ મેદાનોમાં અજિતની આણ ફરતી હતી. વીર ઉદયભાન પોતાની જોધાવત સેનાસહિત ભદ્રાર્જુનની સમીપ આવી પહોંચ્યો અને તેણે શત્રુપર આક્રમણ કરી તેમનું ધન તથા યુદ્ધસામગ્રી લૂંટી લીધી. જોધપુરમાં રહેલા મુસલમાન સૈનિકોએ આ ધનાદિને પુનઃ પોતાને કબજે લેવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેઓ નિષ્ફળ થયા-અને જોધાવતોને જય ઉપર જય મળતા ગયા.

પુરદિલખાંએ સિવાનાપર તથા નાહરખાંએ મેવાત તથા કુનારીપર અધિકાર સ્થાપિત કર્યો હતો. તેમનાપર આક્રમણ કરવાને માટે ચાંપાવત દલ મુકુલસર નામના સ્થાનમાં એકત્રિત થયું. આ સમયે સમાચાર મળ્યા કે નૂરઅલ્લી આશાની જાતિની બે સ્ત્રીઓને બળપૂર્વક હરી લાવ્યો છે. આ સમાચાર સાંભળતાંની સાથેજ રાઠોડોને વિશેષ ક્રોધ ચઢયો. રત્નસિંહ રાઠોડ પોતાની સેના લઇ તેની પાછળ દોડયો. પ્રથમ તેણે કુનારીપર પહોંચી પુરદિલખાંપર આક્રમણ કર્યું. હતભાગી મુસલમાન સેનાપતિ તેનું આક્રમણ રોકી શકયો નહિ અને તે ૬૦૦ સૈનિકોસહિત રણભૂમિમાં માર્યો ગયો. તે ચૈત્ર માસની નવમીનો દિવસ હતો. તે દિવસે રાઠોડના કેવળ ૧૦૦ માણસો મૃત્યુ પામ્યા હતા. મુસલમાનોના આ પરાભવની વાત સાંભળી મિર્જા અત્યંત ભયભીત થઇ ઉક્ત આશાની[3] જાતિની ઉભય સ્ત્રીઓને લઇ તોદાદા ગામ તરફ ગયો. ત્યાર પછી તેણે કુકોચાલમાં જઇ ત્યાં છાવણી નાખી. આ સમાચાર આસકર્ણના પુત્ર સબલસિંહના કાને પહોંચ્યા. તરતજ તે અગ્રીણ લઇ યવનસેનાપતિની સામે દોડયો. મિર્જાની પાસે મોટા મોટા વીરો હતા તથાપિ સબલસિંહની

૧ સંગ્રામસિંહ કયા કુળમાં પેદા થયો હતો અને તે કયાં કયાં ઉચ્ચ પદોને પ્રાપ્ત થયો હતો, તે અમે કહી શકતા નથી; પરંતુ એના હૃદયની ઉદારતાથી જણાય છે કે તે કોઈ ઉચ્ચ કુલમાં જન્મ્યો હતો.

૨ શિવાણચીનું પ્રધાન નગર સિવાના છે.

૩ એક ભાટીવીરે આ કઠોર અપમાનનું વૈર લીધું હતું. તે પરથી અનુમાન કરી શકાય છે કે આશાની ભાટી જાતિની એક શાખા હશે.

તીક્ષ્ણ તલવારે તેમના હૃદયના શોણીતનું પાન કર્યું; પરન્તુ આ યુદ્ધમાં ભાટી સરદારના ટુકડેટુકડા થઈ ગયા. આ દારુણ યુદ્ધમાં એટલું બધું રુધિર વહ્યું કે તેથી થયેલા કીચડમાંથી બહાર નીકળવું કઠિન થઇ પડ્યું. આ પ્રકારનાં યુદ્ધોદ્વારા મુસલમાનોના આધિકારમાંથી એક એક કરતાં સર્વ થાણાંઓ નીકળી ગયાં.

જોતજોતામાં સંવત ૧૭૪૧ નું વર્ષ પણ વ્યતીત થઇ ગયું; પરન્તુ હિંદુમુસલમાન વચ્ચેના ઘોર યુદ્ધનો અંત આવ્યો નહિ. ત્યાર પછી સંવત ૧૭૪૨ માં લાક્ષાવતો અને આશાવતોએ સાંભરમાં આવી મુસલમાનોની વિરુદ્ધ યુદ્ધ કરવાની તૈયારી કરી. આ તરફ ગોડવાડાના સામંતો પણ પોતાના દેશમાંથી બહાર નીકળી મુસલમાનોપર આક્રમણ કરતા અજમેરના સિંહદ્વારસુધી ચાલ્યા ગયા. આ સર્વ સાધારણ યુદ્ધોથી રાઠોડવીરોનો ક્રોધાગ્નિ શાંત થયો નહિ. અંતે તેમણે મેડતા ક્ષેત્રમાં એકત્રિત થઈ યવનસેનાપર આક્રમણ કર્યું. આ યુદ્ધમાં મુસલમાનોએ રાઠોડસેનાને છિન્નભિન્ન કરી નાખી. આ પરાજયથી સંગ્રામસિંહનો ક્રોધાગ્નિ વિશેષ પ્રજ્વલિત થયો. તેઓ મુસલમાનોપર વૈર લેવાને માટે અત્યંત આતુર થયા. તેમણે પોતાની સેનાસહિત જોધપુરની આસપાસનાં ગામોમાં જઇ તેને બાળી મૂકયાં. ત્યાર પછી તેમણે દૂવાડા નામના સ્થાનમાં જઇ ત્યાં પુષ્કળ રાઠોડસેના એકત્રિત કરી. તેમના પ્રયત્નથી રાઠોડસેના અત્યંત ઉત્સાહિત થઈ ગગનભેદી શબ્દ કરવા લાગી. તેમણે શીઘ્ર ઝાલોરપર આક્રમણ કર્યું. આથી ત્યાંના હાકેમને તે નગર નિરુપાયે છોડી જવું પડ્યું; પરંતુ તેની આવી શોચનીય અવસ્થામાં કોઇએ તેનાપર અત્યાચાર કર્યો નહિ. આ પ્રકારે સંવત ૧૭૪૨ નું વર્ષ પણ અનંત કાલસાગરમાં લીન થઈ ગયું.

# अध्याय ८ मो

શિશુ રાજકુમાર અજિતસિંહને જોવા માટે સરદારોની પ્રાર્થના—રાઠોડોની સાથે કોટાના દુર્જનશાલે કરેલી મિત્રતા—સરદારોનું આબુ તરફ જવું—અજિતસિંહનો મેળાપ—સરદારો-સહિત અજિતસિંહનું સ્થાન પ્રતિસ્થાનમાં પરિભ્રમણ—ઔરંગઝેબનું ભયભીત થવું—અજિત-સિંહને સહાય કરવા માટે બીજા પણ કેટલાક રાજાઓનું આવવું—એકત્ર થયેલા હાડાઓ તથા રાઠોડોના પ્રભાવથી મારવાડમાંથી મોગલસેનાનું દૂર થવું—પુરમાંડલવિપ્લવ—હાડા રાજાનું મૃત્યુ—દક્ષિણમાંથી દુર્ગાદાસનું આવવું—સફીખાંનો પરાભવ—સફીખાંએ અજિતસિંહને ઠગવાની કરેલી ચેષ્ટા—તેને મળેલી નિષ્ફળતા અને અપમાન—મેવાડના રાજકુમાર અમરસિંહનો વિદ્રોહ—રાઠોડોપ્રત્યે રાણાની સહાનુભૂતિ—અકબરની દુહિતાની મુક્તિમાટે ઔરંગઝેબે સંધિ કરવાની કરેલી માગણી—પહાડોમાં અજિતસિંહે પુનઃ ગ્રહણ કરેલો આશ્રય—વિજયપુરકાંડ—રાઠોડોનો વિજય—પોતાની પૌત્રીવિષે ઔરંગઝેબને થયેલી ચિંતા—મેવાડના રાણાના ભાઇની પુત્રી-સાથે અજીતસિંહનો વિવાહ—યુદ્ધની ગતિ રોકવાને માટે પુનઃ કરેલો ઉદ્યોગ—શાહજાદીનું પ્રત્યર્પણ—રાઠોડોએ જોધપુરમાં પુનઃ સ્થાપન કરેલો પોતાનો અધિકાર—દુર્ગાદાસની મહાનુભાવતા—અજીતનો રાજ્યાધિકાર—તેમની પુનઃ થયેલી દુર્દશા—હિંદુજાતિની દુર્દશા—અજીતને થયેલો પુત્રલાભ—કુનાડાનું યુદ્ધ—ઔરંગઝેબના મૃત્યુથી હિંદુઓને થયેલો આનંદ—અજીતસિંહે જોધપુરમાં પુનઃ સ્થાપન કરેલો અધિકાર—મુસલમાનોની દુર્ગતિ—આઝમનું બહાદુરશાહ નામ ધારણ કરી દિલ્હીના સિંહાસનપર બેસવું—આઝમનું યુદ્ધ—પાદશાહનો મારવાડપર આક્રમણનો ઉદ્યોગ—તેનું અજમેરમાં આવવું—ત્યાંથી બીલારમાં આગમન—અજીતની નિકટ દૂત મોકલવો—મુસલમાનોએ કરેલો વિશ્વાસઘાત—એકાએક જોધપુરપર કરેલું આક્રમણ—પાદશાહની સાથે અજીતસિંહનું જવું—રાજાઓનો અસંતોષ અને તેમનું ઉદયપુરમાં જવું—રાજાઓનો સંપ—અજીતસિંહે જોધપુરપર પુનઃ સ્થાપિત કરેલો પોતાનો અધિકાર—અજમેરના સિંહાસનપર જયસિંહને આરૂઢ કરવાને માટે અજીતસિંહે કરેલો ઉદ્યોગ—સાંભરનું યુદ્ધ—અજીતનો વિજય—જયસિંહના હાથમાં અંબરનું અર્પણ—બિકાનેરપર આક્રમણ—નાગોરનો ઉદ્ધાર—રાજપૂત રાજાઓ ઉપર પાદશાહનો ક્રોધ—પુનઃ થયેલી એકતા—અજમેરમાં આગમન—પાદશાહની સમીપ રાજાઓનું જવું અને પોતાનાં રાજ્યોમાં અધિકાર ભોગવવાનું ફરમાન મેળવવું—કુરુક્ષેત્રની યાત્રા—ત્રીસવર્ષમાં થયેલાં યુદ્ધોની સમાલોચના—દુર્ગાદાસના ગુણોની પ્રશંસા.

જે સમયે સ્વામીભક્ત રાઠોડવીરો પૂર્વોક્ત પ્રકારે મુસલમાનોની સાથે યુદ્ધ કરી રહ્યા હતા, તે સમયે તેમની આશારૂપ રાજકુમાર અજિતસિંહ ધીમ્ય જંગ-ગલમાં દિનપ્રતિદિન મોટો થતો જતો હતો. આ લાંબા સમય સુધી ચાલતા યુદ્ધમાં જેના માટે પોતાનું રુધિર પ્રસન્નતાપૂર્વક વહેવરાવ્યું હતું તે વીરોએ તેના મુખનું દર્શન હજીસુધી કર્યું નહોતું. તેઓ સદૈવ યુદ્ધભૂમિમાંજ રહ્યા હતા, તેથી તેમને એકવાર પણ રાજકુમાર અજિતસિંહના મુખનું દર્શન કરવાનો અવસર મળ્યો નહોતો. અત્યારસુધી તેઓ તેનું દર્શન કરવાની અભિલાષા રોકી રહ્યા હતા; પરંતુ હવે તેઓ ઝાઝીવાર તે ઇચ્છા રોકી શક્યા નહિ. સંવત ૧૭૪૩ ના

પ્રારંભમાં મરુભૂમિના ચાંપાવત, કૂંપાવત, મેડતિયા, જોધા, કરમસોત અને અન્ય શાખાના સરદારો પોતાના રાજાના મુખનું દર્શન કરવાને માટે અધીરા થઇ ગયા. તેમણે ખીચીવંશી મુકુંદાસની પાસે દૂત મોકલી તેમને બોલાવી મંગાવ્યા અને તેમને નિવેદન કર્યું કે:–" અમે પ્રથમ એકવાર અમારા રાજાના મુખનું દર્શન કરીશું." મુકુંદદાસે ઉત્તર આપ્યો કે:–" જેમણે મારાપર વિશ્વાસ મૂકીને મારા હાથમાં રાજાને સમર્પણ કર્યા છે, તેઓ હાલમાં દક્ષિણમાં છે." આ ઉત્તર સાંભળી સરદારો શાંત રહી શકયા નહિ ખીચીવીરનો ઉક્ત ઉત્તર સાંભળી તેઓ એકસ્વરે બોલી ઉઠયા કે: " જ્યાંસુધી અમે એકવાર અમારા સ્વામીના મુખનું દર્શન કરીશું નહિ. ત્યાંસુધી ભોજનપાન કરવાની અમને રુચિ થશે નહિ."

સરદારેનો આવો આગ્રહ જોઇ મુકુંદદાસે તેમની ઇચ્છા પૂર્ણ કરી. તેઓ સર્વ એકત્રિત થઇ આબુ પર્વત તરફ ચાલ્યા. આ સમયે કેટારાજ્યના હાડા રાજા દુર્જનશાલ પણ અજિતસિંહનું દર્શન કરવાને માટે બે હજાર ઘોડેસ્વારોસહિત તેમની સાથે થયા. સંવત ૧૭૪૩ના ચૈત્ર માસની અમાસને દિવસે સર્વ સરદારોએ રાજા અજિતસિંહના મુખનું દર્શન કરી પોતાનાં નેત્રો સાર્થક કર્યાં. જે પ્રકારે સૂર્યનાં દર્શનથી કમલો વિકસિત થાય છે, તે પ્રકારે શિશુ રાજકુમારનાં દર્શન કરીને સરદારોનાં મનરૂપી કમલો પ્રફુલ્લિત થયાં. જે રીતે ભૃંગો પુષ્પરસનું પાન કરે છે, તે રીતે તેઓ સર્વ રાજકુમારની રૂપસુધાનું પાન કરવા લાગ્યા. આ સભામાં ઉદયસિંહ, સંગ્રામસિંહ, વિજયપાલ, તેજસિંહ, મુકુંદસિંહ અને નાહરસિંહ, આદિ ચાંપાવતો; રાજસિંહ, જગતસિંહ અને સામંતસિંહ આદિ ઉદાવતો તથા રામસિંહ, ફત્તેસિંહ અને કેસરીસિંહ આદિ કૂંપાવતસરદારો ઉપસ્થિત હતા. આ સરદારો સિવાય પુરોહિત, ખીચી મુકુંદદાસ, પુરિહર અને જૈન યતિ જ્ઞાનવિજય પણ સભાની શોભા વધારી રહ્યા હતા. શુભ મુહૂર્તમાં અજિતસિંહે સૌને દર્શન દીધાં. સૌથી પ્રથમ હાડા રાવે નવીન રાજાને અભિનંદન આપ્યું. ત્યાર પછી મારવાડના સમસ્ત સામંતોએ તેમને સુવર્ણ, મણિ-મુક્તા અને અશ્વાદિ ઉપહારતરિકે આપ્યા.

ઇનાયતખાંદ્વારા આ સમાચાર ઔરંગઝેબના સાંભળવામાં આવ્યા. તે યવનસેનાપતિએ ઔરંગઝેબની રાજસભામાં ઉભા થઇને ઉચ્ચસ્વરે કહ્યું: " જહાંપનાહ ! મારવાડના સામંતોએ પોતાનો અધીશ્વર પોતાની પાસે નહિ હોવા છતાં પણ દીર્ઘકાલપર્યંત યુદ્ધ કર્યું છે. હવે તેમણે પોતાના અધીશ્વરનાં દર્શન કર્યાં છે અને તેથી તેઓ અત્યંત ઉત્સાહિત થઇ ગયા છે; માટે હવે જો આપણે તેમની સામે પ્રચંડ સેના નહિ મોકલીએ તો તેમનું દમન કરી શકાશે નહિ."

અતિ આનંદિત થઇ રાઠોડસરદારો જયજયકાર કરતા પોતાના બાળરાજાને આહોરમાં લઇ ગયા. આહોરના અધિપતિએ " વાધૂ " ની ક્રિયા કરી તેમને મૌક્તિકસહિત પુષ્કળ અશ્વો ઉપહારમાં આપ્યા. આહોરના દુર્ગમાં અજિતસિંહનો ઘણો સારો સત્કાર કરવામાં આવ્યો. વળી આજ સ્થળે ટીકાદોડની ક્રિયા પણ કરવામાં આવી. ત્યાર પછી તેમણે આહોરથી વિદાય લીધી. તેમણે રાયપુર, બીડા અને બારોદને પોતાના અધિકારમાં લઇ લીધાં. તે સ્થળોના સરદારોએ તેમની સન્મુખ આવી તેમની પૂજા કરી ઉપહાર અર્પણ કર્યા. કૂંપાવતસરદારોએ તેમનો સારો સત્કાર કર્યો. ત્યાર પછી તેઓ આશોપના ભાટી સરદારની જાગીર લવેરામાં ગયા. લવેરાથી મેડતિયાની નિવાસભૂમિ રિયાંમાં ગયા અને ત્યાંથી કરમસોતોના ખીમસરમાં જઇ ત્યાંના સરદારનો આદરસત્કાર ગ્રહણ કર્યો. અજિતસિંહ જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં સરદારો તેમનો સત્કાર કરી તેમના ઝંડાનીચે એકત્રિત થવા લાગ્યા. તેઓ ખીમસરથી પાબૂરાવ ધાંધલ[1] ના નિવાસસ્થાન કોલુનગરમાં ગયા. પાબૂરાવે પોતાની સેનાસહિત તેમના પક્ષનું સમર્થન કર્યું. અંતે સંવત ૧૭૪૪ ના ભાદ્રપદ માસની દશમને દિવસે રાજકુમાર અજિતસિંહ પોકર્ણમાં જઇ પહોંચ્યા. દક્ષિણમાંથી વીર દુર્ગાદાસ આ સ્થળે તેમને આવી મળ્યા.

વધામણી[2] અને ટીકાદોડની ક્રિયાથી અજિતસિંહની ભાવી ઉન્નતિની સૂચના થઈ. આ ઉભય

---

૧ રાઠોડવીર પાબૂરાવ ભાલા વાપરવામાં પરમ નિપુણ હતા.

૨ એક મનુષ્ય મોતીઓથી ભરેલું એક પીત્તળનું વાસણ નવીન રાજાના મસ્તક ઉપર મૂકી તેની પરિક્રમા કરે છે;

માંગલિક અનુષ્ઠાનોથી રાઠોડોનો ઉત્સાહ અને સાહસ દ્વિગુણ વૃદ્ધિ પામ્યાં. વળી પરાક્રમી દુર્જનસાલ[1] આદિ વીરોએ જ્યારે તેમના આ ઉત્સાહ અને સાહસરૂપ અગ્નિમાં ઘૃત રેડયું ત્યારે તો રાઠોડોના વીરત્વની પરાકાષ્ઠાજ થઇ.

ઇનાયતખાં અત્યંત ભયભીત થયો. રાઠોડોનું દમન કરવાને માટે તેણે એક નવીન સેના સજ્જ કરી; પરંતુ મૃત્યુએ તેનાપર આક્રમણ કરી તેની સમસ્ત આશા છિન્નભિન્ન કરી નાખી. આથી ઔરંગઝેબ અત્યંત દુઃખિત થયો. હવે તેણે વળી એક બીજું કારસ્થાન ઉપસ્થિત કર્યું. મહમદશાહ[2] નામના એક માણસને રાજા જસવંતસિંહના પુત્રતરિકે જાહેર કરી તેને મારવાડના અધીશ્વરતરિકે તેણે નિયુક્ત કર્યો અને અજિતસિંહપર સંદેશો મોકલ્યો કેઃ-" તમે જો મારે આધીન થશો તો તમને પાંચ હજારીના પદપર નિયુક્ત કરવામાં આવશે." અજિતસિંહે તેની આ માગણીપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ અને હતભાગી મહમદશાહ પણ ઝાઝા દિવસ સુધી પોતાના ઉચ્ચ પદનો ઉપભોગ લઇ શકયો નહિ. જોધપુર તરફ આવતાં માર્ગમાંજ તેનું મરણ થયું. પાદશાહે ઇનાયતખાંને સ્થાને સુજાવતખાંને મારવાડના સેનાપતિતરિકે નિયુક્ત કર્યો. હવે રાઠોડો અને હાડાઓ એકતાના સૂત્રમાં પરિબદ્ધ થઇને મુસલમાનોના પંજામાંથી પોતાનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમણે મુસલમાનોપર આક્રમણ કરી માલપુરા અને પુરમાંડલમાં જે યવનસેના હતી તે સર્વને છિન્નભિન્ન કરી નાખી. પુરમાંડલપર ઘેરો નાખતી વખત હાડારાજાને એક ગોળો લાગવાથી તેમના પ્રાણનો નાશ થયો. વિજયી રાજપૂતો અહીંથી આઠ હજાર સુવર્ણમુદ્રાઓ સેનાના વ્યયને માટે લઇ પાછા ફર્યા. આ તરફ પુરોહિત અને દિવાન દ્રવ્ય એકત્રિત કરી અજિતસિંહને સહાય કરવા લાગ્યા. આ પ્રકારે સંવત ૧૭૪૪ નું વર્ષ વ્યતીત થઇ ગયું.

સંવત ૧૭૪૫ ના પ્રારંભકાળથીજ સુજાવતખાંએ પોતાનો કરપ બેસાડવાનો પ્રયત્ન કરવા માંડયો. તેણે એવો પ્રસ્તાવ કર્યો કે જો રાઠોડો વિદેશી વાણિજ્યને ઉત્તેજન આપશે તો તેદ્વારા જે કર ઉત્પન્ન થશે તેનો ¼ ભાગ તેમને આપવામાં આવશે. ત્યાર પછી ઇનાયતખાંનો પુત્ર જોધપુરથી દિલ્હી તરફ જતો હતો, એવામાં રૈનવલ નામના સ્થાન આગળ જોધા હરનાથે તેનાપર આક્રમણ કર્યું અને તેનું ધન, સંપત્તિ તથા તેની સાથેની સ્ત્રીઓ ખુંચવી લીધી. ખાં સાહેબ ભયભીત થઈ શરણ પ્રાપ્ત કરવાની આશાથી કુશાવહોની પાસે ગયા. આ સંકટમાંથી તેનો ઉદ્ધાર કરવાને માટે સુજાવતખાં અજમેરથી નીકળ્યો; પરંતુ તે પણ દુર્દશામાં ફસી પડયો. ચાંપાવત મુકુંદદાસે તેનાપર આક્રમણ કરી તેનું સર્વસ્વ લૂંટી લીધું.

સંવત ૧૭૪૭માં સફીખાં અજમેરના સુબેદારતરિકે નિયુક્ત થયો. દુર્ગાદાસને તેનાપર આક્રમણ કરવાની ઇચ્છા થઈ. સફીખાં એક પર્વતમય પ્રદેશમાં પોતાની સેનાની છાવણી નાખીને પડયો હતો. ત્યાં દુર્ગાદાસે તેનાપર આક્રમણ કર્યું અને તેને અજમેર તરફ નસાડી મૂકયો. આ સમાચાર શીઘ્ર ઔરંગઝેબને કાને આવ્યા તેણે સફીખાંને લખી જણાવ્યું કેઃ-" જો તમે દુર્ગાદાસને પરાસ્ત કરશો તો તમારો દરજ્જો રાજ્યમાં સૌથી ઉચ્ચ કરવામાં આવશે; પરન્તુ જો તમે પરાસ્ત થશો તો તમારાપર બાલા[3] મોકલીને તમને પદચ્યુત કરવામાં આવશે અને તમારા સ્થાનપર સુજાવતખાંને નિયુક્ત

---

તેને વધામણીની ક્રિયા કહે છે.

૧ આ સમયે વીર દુર્જનસાલ ચાંપાવત સરદાર સુજાનસિંહની પુત્રીની સાથે વિવાહ કરવાને આવ્યા હતા; તે છતાં પણ તેમણે યુદ્ધમાં જવાને કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. આ પ્રસંગે કોઈએ પણ તેમને યુદ્ધમાં જવાને આગ્રહ કર્યો નહોતો. તેઓ સ્વયં સાહસ અને સ્વદેશાનુરાગથી ઉત્તેજિત અને ઉત્સાહિત થઇને રણક્ષેત્રમાં દોડી ગયા હતા.

૨ જ્યારે મહારાજા જસવંતસિંહના પરિવારનું રક્ષણ કરવાને માટે રાઠોડવીરોએ દિલ્હીમાં ઔરંગઝેબની સેના સાથે યુદ્ધ કર્યું હતું, ત્યારે દિલ્હીના કોટ પાસે એક બાળકને લઈ જઈ પાદશાહને બતાવી કહ્યું હતુ કેઃ-" આ જસવંતસિંહનો પુત્ર છે." પાદશાહે તેનું નામ મહમદશાહ પાડીને તેનું પરિપાલન કર્યું હતું. મહમદશાહ સંવત ૧૭૪૫ માં મરકીથી મરણ પામ્યો હતો.

૩ હિંદી અનુવાદક 'બાલા' શબ્દનો અર્થ એક ઘૃણા દેખાડનારી વસ્તુ; એમ લખે છે.

કરવામાં આવશે." સફીખાં મહાન વિપત્તિમાં આવી પડ્યો. તેણે પોતાના કાર્યની સિદ્ધિનો બીજો કાંઇ પણ ઉપાય નહિ જોઇ અજિતસિંહને છલકપટથી છેતરીને પોતાની પદવી સ્થિર રાખવાનો યત્ન કર્યો. તેણે રાઠોડરાજકુમારપર એક એવા આશયનો પત્ર લખ્યો કે:-" આપનું પિતૃરાજ્ય આપને સમર્પણ કરવાની મને સનંદ મળી છે; માટે તમે અત્રે આવીને તે લઇ જાઓ." આ પત્ર મળતાંની સાથે અજિતસિંહ વીસ હજાર રાઠોડ સૈનિકોને પોતાની સાથે લઇ અજમેર તરફ પ્રયાણ કરવા લાગ્યા. શત્રુની કાંઈ બદદાનત છે કે નહિ, તે જાણવાનેમાટે તેમણે મુકુંદદાસ ચાંપાવતને આગળ મોકલી આપ્યા. પર્વતશ્રેણીના સંકીર્ણ માર્ગમાં આવી મુકુંદદાસે શત્રુઓના છલની વાત જાણી. તેમણે તુરતજ પાછા ફરીને સમસ્ત વાત અજિતસિંહને કહી સંભળાવી. રાજકુમાર તેથી કિંચિત્ પણ ભયભીત થયા વિના પોતાના સરદારોને કહેવા લાગ્યાઃ "સરદારો ! જ્યારે આપણે આટલા બધા નજીક આવી પહોંચ્યા છીએ, ત્યારે આવો, એકવાર આપણે અજય્યદુર્ગને સારીરીતે જોઇ ખાં સાહેબનું સન્માન ગ્રહણ કરીએ." આટલાં વચનો કહી અજિત દલસહિત અજમેર તરફ ચાલ્યા. તેમના આગમનથી સફીખાં અત્યંત ગભરાયો. તેને વિશેષ ભયભીત કરવાને માટે એક રાઠોડે કહ્યું: "ચાલો આપણે નગરને આગ લગાડીએ." નગરની અને પોતાની જાતની રક્ષાને માટે સફીખાં અત્યંત ચિંતાતુર થયો અને થરથર કંપવા લાગ્યો. તેણે અજિતસિંહને સંતુષ્ટ કરવાને માટે પુષ્કળ દ્રવ્ય તથા અશ્વાદિ ઉપહારમાં આપ્યા.

સંવત ૧૭૪૮ માં મેવાડમાં નાના પ્રકારના વિપ્લવો શરૂ થયા. રાજકુમાર અમરસિંહે પોતાના પિતા રાણા જયસિંહની વિરુદ્ધ તલવાર ઉઠાવી. મેવાડરાજ્યના સમસ્ત સરદારોએ તેનો પક્ષ ગ્રહણ કર્યો. રાણા ભયભીત થઇ ગોદવાડ રાજ્યમાં નાસી ગયા. ત્યાંથી તેઓ ઘાણેરાવમાં જઈ સેના એકત્રિત કરવા લાગ્યા. અમરસિંહ ત્યાં પણ તેનાપર આક્રમણ કરવાને તૈયાર થયો, ત્યારે રાણાએ રાઠોડોની પાસે સહાય માગી. શીઘ્ર મેડતિયાસરદારો તેને સહાય કરવાને ગયા. થોડા દિવસમાં અજિતસિંહે દુર્ગાદાસ અને ભગવાનસિંહને પણ રાણા રાજસિંહની કુમકે મોકલ્યા. તેઓ જોધાવંશી રિડમલ અને મારવાડના આઠ પ્રધાન સામંતોને એકત્રિત કરીને રાણાને સહાય કરવાને માટે મારવાડમાંથી બહાર નીકળ્યા; પરંતુ તેમની સેનાની કિંચિત્ પણ હાનિ થઇ નહિ. ચૂડાવત અને સકતાવત તથા ઝાલા અને ચોહાણોએ રાઠોડોની સહાય મળે તે પૂર્વેજ પિતાપુત્ર વચ્ચેનો વિવાદ નિવૃત્ત કરી દીધો. આ રીતે રાણા રાજસિંહ મારવાડના ઋણી થયા.

રાઠોડોનું સાહસ અને બળ જોઇ ઔરંગઝેબના મનમાં અનેક પ્રકારની શંકાઓ ઉત્પન્ન થવા લાગી. તેવામાં વળી એક બીજી શંકાએ પણ તેનાપર આક્રમણ કર્યું. રાજકુમાર અકબરની એક પુત્રી દુર્ગાદાસના આશ્રયનીચે હતી. આ સમયે અજિતસિંહને યુવાવસ્થામાં જોઇ પાદશાહને પોતાની પૌત્રીના સન્માનની રક્ષાને માટે ચિંતા ઉત્પન્ન થઇ. આ કારણથી તેણે રાઠોડોની સાથે સંધિ કરવાની અભિલાષા પ્રકટ કરી. નારાયણદાસ કુલખી મધ્યસ્થ થયો. સંધિની ચર્ચા જ્યાંસુધી ચાલી, ત્યાંસુધી સફીખાંએ પણ શત્રુતાનો પરિત્યાગ કર્યો. આ પ્રકારનાં કાર્યોમાં સંવત ૧૭૪૯ની સાલ પણ વ્યતીત થઇ ગઇ.

હવે મુસલમાનો શાંત રહ્યા નહિ. સંવત ૧૭૫૦માં જોધપુર, ઝાલોર અને સિવાનાના મુસલમાન હાકેમોએ પોતપોતાની સેના એકત્રિત કરી અજિતસિંહપર આક્રમણ કર્યું. અજિતસિંહને પુનઃ પર્વતમાં આશ્રય લેવાની ફરજ પડી. તેઓ વલ્લભવંશી અક્ષોની સહાયથી મુસલમાનોની સામે થયા; પરન્તુ તેમને પરાજય મળ્યો. આ સમયે મુસલમાનોએ એક અતિ પ્રચંડ અને પવિત્ર સાંઢનો વધ કર્યો, તેથી ચાંપાવત વીર મુકુંદદાસે તેમનાપર આક્રમણ કર્યું. મોકલસર નામના સ્થાનમાં ઉભય દલો પરસ્પર સામે થયાં. મુકુંદદાસે શત્રુઓને હરાવી ચાંકના હાકેમ,તેના સામંતો અને તેની સેનાને બંદીવાન બનાવી.

આ પરાજયને મુસલમાનોના દુર્ભાગ્યનો અગ્રદૂત કહેવો જોઇએ; કારણ કે ત્યાર પછી માત્ર થોડાજ દિવસોમાં અર્થાત્ સંવત ૧૭૫૧માં તેઓ ઘોર સંકટમાં ફસી પડયા. અનેક પ્રદેશો અને નગરોએ રાઠોડોની અધીનતા સ્વીકારી. તેમાંના કોઇએ ચોથ આપી અને કોઇએ ખંડણી આપી. ઘણા માણસો ભોજનની સામગ્રી પ્રાપ્ત નહિ થવાથી રાઠોડસેનામાં મળી જવા લાગ્યા. કાસિમખાં અને લશ્ક-

રખાંએ અજિતસિંહની વિરુદ્ધ યુદ્ધ કરવાની તૈયારી કરી, તેમનાપર આક્રમણ કર્યું આ સમયે અજિતસિંહ વિજયપુરમાં હતા. તેમનું આક્રમણ રોકવાને માટે દુર્ગાદાસનો પુત્ર પોતાની સેનાસહિત તેમની સામે ગયો. શીઘ્ર યુદ્ધારંભ થયો. અંતે યવનોનો પરાજય થયો. જેમ જેમ અજિતસિંહની વય વધવા લાગી, તેમ તેમ રાઠોડોનો ઉત્સાહ પણ વૃદ્ધિંગત્ થવા લાગ્યો. આ તરફ ઔરંગઝેબ પોતાની પૌત્રીને માટે ચિંતા કરવા લાગ્યો. શાહજાદા અકબરની પુત્રીનો વિચાર તેના ચિન્તાતુર હૃદયમાંથી એક ક્ષણ પણ ખસતો નહોતો. તે પોતાની પૌત્રીને દુર્ગાદાસના હાથમાંથી મુકત કરવાને માટે ભગીરથ પ્રયત્ન કરવા લાગ્યો. તેણે જોધપુરના હાકેમ સુજાવતખાંને લખી જણાવ્યું કે: "ગમે તે ઉપાય કરી અને ગમે તેટલો વ્યય કરી મારા સન્માનની રક્ષા કરો."

આજ વર્ષમાં મેવાડના રાણાએ પોતાના કનિષ્ઠ ભ્રાતા ગજસિંહની પુત્રી સાથે અજિતસિંહનો વિવાહ નિશ્ચિત કરી તેમનાપર મુકતાજડિત નાળીએર, રત્નજડિત અંબાડીથી સુસજ્જિત કરેલા બે હાથીઓ અને બે અશ્વો મોકલ્યા. અજિતસિંહે આ સર્વ ઉપહારો આદરપૂર્વક ગ્રહણ કર્યા. પછી જેઠ માસમાં રાઠોડરાજકુમારે ઉદેપુર જઇ સિસોદીઆરાજકુમારીનું પાણિગ્રહણ કર્યું. વળી અષાડમાસમાં અજિતસિંહે દેવલીઆમાં[1] બીજું લગ્ન કર્યું.

પાદશાહ ઔરંગઝેબ પોતાની પૌત્રીને ક્ષણભર પણ ભૂલી શકતો નહોતો. સુલતાનીનો ઉદ્ધાર કરવાને માટે તે રાત્રિદિવસ વ્યાકુલ રહેતો હતો. પ્રસંગોપાત તે અજિતસિંહપર પત્ર લખીને વા દૂત મોકલીને સુલતાનીને મુક્ત કરવાનો આગ્રહ કરતો. સં૦ ૧૭૫૩માં વીર દુર્ગાદાસની સાથે તેને પત્રવ્યવહાર થવા લાગ્યો. અંતે સુલતાનીને મુકત કરી અજિતસિંહે પોતાના પિતાનું સિંહાસન પ્રાપ્ત કર્યું.[2] યવનસમ્રાટે દુર્ગાદાસને પંચહજારી પદપર નિયુક્ત કરવાની અભિલાષા પ્રગટ કરી; પરન્તુ દુર્ગાદાસે તેનો સ્વીકાર કર્યો નહિ અને પાદશાહને જણાવ્યું કે: "એને બદલે મને ઝાલોર, શિવાનચી, સાંચોર અને થિરાદ અર્પણ કરશો." દુર્ગાદાસે સુલતાનીને સંભાળ અને સન્માનપૂર્વક રાખી હતી, તેથી પાદશાહે તેમની પુષ્કળ પ્રશંસા કરી.

સંવત ૧૭૫૭ ના પોષમાસમાં[3] અજિતસિંહને મારવાડનું રાજસિંહાસન પ્રાપ્ત થયું. જોધપુરમાં જઈ તેમણે નગરનાં પાંચે દ્વારોની વચ્ચે એક એક પાડાનો બલિ આપ્યો. સુજાવતખાં મરણ પામ્યો તેથી હવે શાહજાદો[4] સુલતાન નેતા થયો.

સંવત ૧૭૫૯ માં આજમશાહે પુનઃ જોધપુરપર આક્રમણ કર્યું. આથી અજિતસિંહને નિરુપાયે ઝાલોરમાં વાસ કરવાની ફરજ પડી. તેમના કેટલાક સરદારો શત્રુઓની સેવા કરવા લાગ્યા હતા અને કેટલાક તેમની પાસે રહ્યા હતા. મેવાડના રાણા પણ આ સમયે નિરુપાય અને અસામર્થ્યવાન બની ગયા હતા. એક માત્ર એકલિંગ ભગવાન સિવાય બીજા કોઇની પણ આશા તેમને હતી નહિ. અંબરેશ્વર દક્ષિણમાં યવનસમ્રાટ્ની સેવા કરતા હતા. યવનોના પાપાચારથી સંપૂર્ણ ભારતભૂમિ પરિપૂર્ણ થઇ ગઇ. તેઓ મથુરાં, પ્રયાગ અને ઓખામંડળમાં પણ ગૌહત્યા કરવા લાગ્યા. દારુણ અત્યાચારથી પીડિત થઇને યોગીઓ અને વૈરાગીઓ આશ્રયમાટે દેવોની પ્રાર્થના કરવા લાગ્યા;

---

૧ પ્રતાપગઢદેવલિયા એ નાની રિયાસત મેવાડના તાબામાં છે. મલ્લ નામના પુરુષે એની સ્થાપના કરી હતી. એની સ્થાપનાનું વર્ણન મેવાડના ઇતિહાસમાં આપ્યું છે.

૨ અજીતસિંહે સુલતાનીને પાદશાહના હાથમાં સમર્પણ કરી નહોતી; તેમજ આ પ્રસંગે તેમણે સિંહાસન પ્રાપ્ત પ્રગટ્યું કર્યું નહોતું પરંતુ દુર્ગાદાસે સુલતાનીને પાદશાહના હાથમાં અર્પણ કરી હતી અને તેના બદલામાં તેમને ઉપરોકત મળ્યાં હતાં. આજ કારણથી અજિતસિંહ દુર્ગાદાસપ્રત્યે નારાજ થયા હતા.

૩ અહિં એક સાથે ચાર વર્ષનું વૃત્તાંત રહી ગયું છે. અમે કહી શકતા નથી કે એ શા કારણથી રહી ગયેલ હશે. ટૉડ સાહેબે લખ્યું છે કે-કવિ કર્ણીદાનના મૂળ ગ્રંથમાં આ ચાર વર્ષનું કાંઇ વર્ણન નથી. અથવા કોઈ લખવા યોગ્ય બાબત નહિ હોવાથી અનાવશ્યક સમજીને તે છોડી દીધેલ હોય. શા કારણથી એમ થયું હશે તે સમજી શકાતું નથી. તે વખતે મુસલમાનો દક્ષિણની લડાઈઓમાં રોકાયલા હતા એટલે રજપુતો માટે શાંતિ હતી તેથી પણ ખાસ વર્ણન કરવા યોગ્ય બનાવ ન બન્યા હોય એમ જણાય છે.

૪ રાજકુમાર અજિતસિંહને અહિં શાહજાદાના નામથી લખેલ છે; કેમકે તે વખતે તેઓજ ગુજરાતના પ્રતિનિધિ સરદાર હતા.

પરન્તુ તેથી કાંઇ પણ ફળ મળ્યું નહિ. હિંદુઓનો પ્રતાપ દિવસાનુદિવસ ક્ષીણ થવા લાગ્યો અને મુસલમાનોનો અત્યાચાર દિનપ્રતિદિન વધવા લાગ્યો. સંવત ૧૭૫૯ના માઘ માસમાં મિથુન રાશિમાં અજિતસિંહની પટરાણી (રાણાની ભત્રીજી)ને પુત્ર ઉત્પન્ન થયો. અજિતસિંહ પુત્રનું મુખ જોઇ આનંદસાગરમાં નિમગ્ન થયા અને તેનું નામ અભયસિંહ[1] રાખ્યું.

ત્યારપછી કવિશ્રેષ્ઠ કર્ણીદાને લખ્યું છે કે: "આટલા દિવસપર્યંત યુસૂફખાં જોધપુરના હાકેમના પદપર નિયુક્ત રહ્યો હતો. તેણે[2] જોધપુરમાં આવી તુરતજ પાદશાહની આપેલી મેડતા પ્રદેશના શાસનની સનંદ અજિતસિંહને અર્પણ કરી. આ પ્રકારે મેડતાનો શાસનભાર અજિતસિંહના હાથમાં આવ્યો. મેડતિયાસરદાર કુશલસિંહ અને ધાંધલ ગોવિંદદાસને તેમણે મેડતાનો શાસનભાર ગ્રહણ કરવાની આજ્ઞા કરી.ઇંદ્રસિંહના પુત્ર મોહકમસિંહ[3] કે જેમણે અજિતસિંહની બાલ્યાવસ્થાથી રક્ષા કરી હતી તેઓ મેડતાનો શાસનભાર મને સોંપવામાં આવશે એવી આશા રાખતા હતા; પરન્તુ તેમની આશા નિષ્ફલ થઇ, તેથી તેમને અતિશય દુઃખ થયું. તેમણે ધાર્યું કે અજિતસિંહે મને ઉચિત પુરસ્કાર આપ્યો નથી. તેમણે પાદશાહને એવા આશયનો પત્ર લખ્યો કે. જો તમે મને મારવાડના શાસનકર્તાતરિકે નિયુક્ત કરશો તો હું હિન્દુમુસલમાન ઉભયને સંતોષ થાય એવી રીતે શાસન ચલાવીશ.

સંવત ૧૭૬૧માં રાઠોડજાતિના ચિરશત્રુ મુસલમાનોનો સૌભાગ્યસૂર્ય અસ્તાચલમાં જવા લાગ્યો. દુરાત્મા ઔરંગઝેબે સમસ્ત ભારતવર્ષમાં હિન્દુઓ ઉપર અત્યંત ભયંકર અત્યાચાર કરીને અકબરના સિંહાસનને કલંકિત કર્યું હતું અને ચોતરફ પોતાનો પ્રબલ પ્રતાપ વિસ્તારી પાશવબલનો ભીષણ પરિચય કરાવ્યો હતો; પરન્તુ હવે તેનું પૈશાચિક બલ ધીમે ધીમે ક્ષીણ થતું જતું હતું. હવે હિંદુજાતિ અને હિંદુધર્મનો પુનરુદ્ધાર થવાનાં પૂર્વ લક્ષણ દષ્ટિગોચર થવા લાગ્યાં હતાં. મારવાડમાં મુર્શિદકુલીખાં શાસનકર્તા હતો, તેના સ્થાનપર હવે માફરખાં નિયુક્ત થયો. મોહકમસિંહે અજિતસિંહના આચરણથી નાખુશ થઈ ગુપ્તરીતે સમ્રાટપર જે પત્ર લખ્યો હતો, તે આ સમયે અજિતસિંહના હાથમાં આવ્યો. આ વાત મોહકમસિંહના જાણવામાં આવતાં તે અજિતસિંહથી અત્યંત ભયભીત થઇ પોતાના સેવકોસહિત રાઠોડોની છાવણી છોડી પાદશાહની સેવામાં જઈ ભળ્યો.[4] અજિતસિંહે અત્યંત શીઘ્રતાથી મોગલોપર આક્રમણ કર્યું.દૂનાડા નામના સ્થાને ભયંકર યુદ્ધ થયું. આ યુદ્ધમાં પાદશાહની સેનાનો સખ્ત પરાભવ થયો અને ઇંદ્રાવત શાખાના[5] ઉકત મોહકમસિંહને રાજદ્રોહનું ઉચિત ફળ પ્રાપ્ત થયું. તે રણમાં પડ્યો. સંવત ૧૭૬૨ માં આ સંગ્રામ થયો હતો.

સંવત ૧૭૬૩ માં લાહોરનો સુબો ઇબ્રાહીમખાં[6] શાહજાદા આઝિમની પાસેથી ગુજરાતનો શાસનભાર ગ્રહણ કરવાને માટે લાહોરમાંથી નીકળી મારવાડમાં થઇને ચાલ્યો ગયો. આ વર્ષના ચૈત્રમાસના કૃષ્ણપક્ષની[7] દ્વિતીયાને દિવસે રાઠોડોને આનંદદાયક સમાચાર મળ્યા કે ઔરંગઝેબનું

૧ અભયસિંહનો જન્મ સિસોદિયા રાણીને ઉદરથી થયો નહોતો, પરંતુ ચૌહાણ રાણીના ઉદરથી થયો હતો. આ રાણી સાંચોર પ્રગણાના હોટલ ગામના ચૌહાણ ચતુર્ભુજ દયાલ દાસોતની પુત્રી હતી. સિસોદિયા રાણીના પુત્રનું નામ સુરતાનસિંહ હતું.

૨ આ સનંદ મુર્શિદકુલીખાંએ આપી હતી. યુસૂફખાંની પછી તેના પદપર મુર્શિદકુલીખાં નિયુક્ત થયો હતો.

૩ અહીંઆં ભૂલ થયેલી જણાય છે; કારણકે ઇંદ્રસિંહ અને મોહકમસિંહ તો મૂળથીજ અજિતસિંહની સાથે શત્રુતા રાખતા હતા.

૪ રાઠોડોની છાવણીમાંથી નીકળીને નહિ, પરંતુ શાહજાદાથી જૂદા પડીને પાદશાહની ફોજ સાથે મોહકમસિંહ મળી ગયો હતો.

૫ મોહકમસિંહ ઇંદ્રસિંહનો પુત્ર હોવાથી ઇંદ્રાવત કહેવાતો હતો. તે ઉપરોકત યુદ્ધમાં માર્યો ગયો નહોતો; પરંતુ તેમાંથી નાસી ગયો હતો, એમ મારવાડના ગદ્ય ઈતિહાસપરથી પ્રતીત થાય છે.

૬ ઈબ્રાહીમખાં પાદશાહનો સાળો હતો.

૭ અહીંઆં શુકલપક્ષની દ્વિતીયા લખવી જોઇએ; ઔરંગઝેબનો દેહાંત ફાગણમાસની અમાવાસ્યાને દિને ‍ હતો.

મૃત્યુ થયું છે. આ સમાચાર સાંભળતાંની સાથે ભારતવર્ષના પ્રત્યેક હિંદુની પેઠે રાઠોડો આનંદ-સાગરમાં નિમગ્ન થઇ ગયા. ઔરંગઝેબના મૃત્યુથી હિંદુજાતિને ભયંકર કાળના કરાલ ગ્રાસમાંથી મુક્તિ મળી. અજિતસિંહ રાજપૂતોના પ્રધાન શત્રુના મરણની વાત સાંભળી પોતાની સેના સજ્જ કરી ચૈત્ર માસની પંચમીને દિવસે અશ્વારૂઢ થઇ જોધપુર તરફ ચાલ્યા. રાજધાનીનાં તોરણદ્વારની સમીપ પહોંચતાંજ તેમણે પોતાની જાતિની રીતિઅનુસાર તરત પાડાનું બલિદાન આપ્યું. યવનગણો અજિતસિંહને સેનાસહિત આવતા જોઇ અત્યંત ભયભીત અને વ્યાકુલ થયા.તેમાંના કેટલાક જીવ લઇને નાસી ગયા અને કેટલાક છુપાઇ ગયા. યવનશાસનકર્તા ભયભીત થઇ જોધપુરમાંથી બહાર નીકળી ગયો. રાઠોડો છત્રીસ વર્ષપર્યંત દારુણ કષ્ટો સહન કરીને અત્યંત વ્યાકુળ થઇ ગયા હતા. તેમણે પોતાના-પર અત્યાચાર કરનાર યવનોપર કિંચિત્ પણ દયા નહિ રાખવાનો નિશ્ચય કર્યો હતો. યવનો નિરાશ થઇ જીવ લઇને ચોતરફ નાસવા લાગ્યા. તેમણે મારવાડમાં ઘોર અત્યાચાર કરીને જે અતુલ ધન એકત્રિત કર્યું હતું, તે પણ હવે રાઠોડોના હાથમાં આવ્યું. રાઠોડો યવનોપર વૈર લેવાને માટે તેમને બંદીવાન કરવા લાગ્યા. ઘણા યવનો નાસી ગયા અને કેટલાક રાઠોડોના હાથમાં આવ્યા. કેટલાક મુસલમાનોએ રાઠોડસામંતોનું શરણ ગ્રહણ કર્યું અને કેટલાકે હિંદુઓનાં દેવમંદિરોમાં આશ્રય લીધો. રાજપૂતો નિરાધારને આશ્રય આપવા માટે સુપ્રસિદ્ધ છે, એટલે યવનો સરલતાથી રાઠોડોને ત્યાં આશ્રય મેળવી શકયા. યવનોના નેતાએ કૂંપાવત સરદારોનાં દેવાલયમાં જઇ આશ્રય ગ્રહણ કર્યો. રાઠોડોને સંપૂર્ણ વિજય મળ્યો. તેમણે યવનોપર સંપૂર્ણ વૈર લીધું અને યવનોની સેના છિન્નભિન્ન થઇ ગઇ. કેટલાક યવનોએ હિંદુભિક્ષુકોનો વેષ ધારણ કરી "સીતારામ" "હર ગોવિંદ" વગેરે પવિત્ર દેવતાઓનો નામોચ્ચાર કરી ભિક્ષા માગી પોતાના પ્રાણ બચાવ્યા. મુલ્લાંઓ આ સમયે રામ નામનો ઉચ્ચાર કરવા લાગ્યા. દાઢીને લીધે ઓળખાઇ જવાનો ભય હતો, તેથી તેમણે ગુપ્તરીતે હજામોને દ્રવ્ય આપીને પોતાની દાઢી મુંડાવી નાખી.[1] મરુભૂમિમાં યવનોનો આર્તનાદ સંભળાવા લાગ્યો. જ્યાં દૃષ્ટિપાત કરવામાં આવે ત્યાં નાસતા યવનો દૃષ્ટિગોચર થતા હતા, યવનો મેડતા છોડીને નાસી ગયા અને ઘાયલ થયેલા યવનોને નાગોર મોકલવામાં આવ્યા. સોજત દુર્ગ અને પાલી એ ઉભય નગરો પુનઃ અજિતના હાથમાં આવ્યાં. મ્લેચ્છ યવનો દીર્ઘકાળપર્યંત જોધપુરમાં રહ્યા હતા, તેથી તે અપવિત્ર થઇ ગયું હતું, માટે રાઠોડોએ ગંગાજલ અને તુલસીવતી તેને પુનઃ પવિત્ર કર્યું અને અજિતસિંહને રાજતિલક કર્યું.

ઔરંગઝેબનું પાપી શરીર પંચત્વને પ્રાપ્ત થયા પછી તેના પુત્રો પિતાના સિંહાસનપર અધિ-કાર સ્થાપિત કરવાને રાજધાની તરફ ચાલ્યા. દક્ષિણમાંથી આઝિમ અને ઉત્તરમાંથી મોઆઝિમ ભારતનું સિંહાસન હસ્તગત કરવાને માટે સેનાસહિત આવ્યા. આગ્રામાં જઇ ઉભય શાહજાદાઓએ ભયંકર સમરાગ્નિ પ્રદીપ્ત કર્યો. પાછળથી શાહઆલમ[2] આવ્યો અને તેણે ઉભયને પરાસ્ત કરી પોતાના પિતાનું સિંહાસન હસ્તગત કર્યું. નવીન પાદશાહને શીઘ્ર સમાચાર મળ્યા કે અજિતસિંહે મારવાડમાંના સર્વ મુસલમાનોનો વિધ્વંસ કરી તેમને છિન્નભિન્ન કરી નાખી તેમનું સમસ્ત ધન લૂંટી લઇ પોતાના પિતાનું સિંહાસન પ્રાપ્ત કર્યું છે.

સંવત ૧૭૬૪ ની વર્ષાઋતુ વ્યતીત થતાંની સાથેજ નવીન પાદશાહ પોતાની પ્રબળ સેના-સહિત અજમેરમાં આવી પહોંચ્યો. આ સમયે ભગવાનસિંહના પુત્ર હરિદાસ, ઉહડ અને માંગલિયાના ઉભય સામંતો તથા ઉદાવતોના સરદાર રત્નસિંહ, પોતપોતાના સૈનિકોને લઇ જોધપુરમાં ગયા અને તેમણે પ્રતિજ્ઞા કરી કે: "અમે પ્રાણાર્પણ કરીને પણ પાપી યવનોના હાથમાંથી રાજધાનીનું રક્ષણ કરીશું." તેમની પાસે માત્ર આઠસેં સૈનિકો હતા.

યવનોએ અજિતસિંહ ઉપર આક્રમણ કરવાના ઉદ્દેશથી કૂચ કરી અને બીલાડા નામના સ્થાનમાં પોતાની છાવણી નાખી. અજિતસિંહ પણ તેમનો પ્રતીકાર કરવાને માટે સુસજ્જ

૧ ઔરંગઝેબના શાસનકાળમાં મુસલમાનો કરતાં જૂદા ઓળખાઇ આવવાને માટે રાઠોડોએ દાઢી મુંડાવી નાખવા માંડી હતી.

૨ આ શાહઆલમજ બહાદુરશાહ નામ ધારણ કરી સિંહાસનપર બેઠો હતો.

થયા. ધૂર્ત ઔરંગઝેબ જે પ્રકારે છળકપટથી પોતાનું કાર્ય સિદ્ધ કરતો હતો, તેમ તેના પુત્ર શાહઆલમે પણ કર્યું. તેણે પોતાની પ્રપંચજાળનો વિસ્તાર કરી મારવાડેશ્વરને હસ્તગત કરવાને માટે તેમની પાસે સંધિનો પ્રસ્તાવ મોકલ્યો. અજિતસિંહની પાસે પાદશાહનો દૂત આવ્યો કે તુરતજ તેમણે તેની સાથે પોતાનો દૂત મોકલી સંધિનો પ્રસ્તાવ સ્વીકાર્યો. ત્યાર પછી તેજ દૂતની સાથે પાદશાહે મારવાડની સનંદ અજિતસિંહની પાસે મોકલી આપી; પરંતુ અજિતસિંહે રાજસનંદ ગ્રહણ કર્યા પૂર્વે એકવાર પાદશાહની મુલાકાત લેવાની અભિલાષા પ્રકટ કરી. ફાલ્ગુન માસના પડવાને દિવસે અજિતસિંહ પોતાની સેનાસહિત જોધપુર છોડી બીસલપુર તરફ કૂચ કરવા લાગ્યા. પાદશાહની તરફથી ખાન ખાનાન (મુખ્ય અમાત્ય) ના પુત્ર મુનાવતખાં, ભદાવરના રાજા, બુંદીના રાવ બુધસિંહ તથા કેટલાક અમીરોએ પીપાડ નામના સ્થાનમાં અજિતસિંહનો સત્કાર કર્યો. જે દિવસે આ મુલાકાત થઇ તે દિવસની રાત્રિએ કેવા પ્રકારની સંધિ કરવી તે વિષે ચર્ચા ચાલી. બીજે દિવસે પ્રાતઃકાળમાંજ અજિતસિંહ મરુભૂમિની સમસ્ત સેનાસહિત આગળ કૂચ કરવા લાગ્યા. આનંદપુર નામના સ્થાનમાં પાદશાહ સાથે તેમને મુલાકાત થઇ. પાદશાહે તેમને "તેગ બહાદુર" ની પદવીથી વિભૂષિત કર્યા. એક તરફ તેણે આ રીતે અજિતસિંહને પદવી આપી તેમનું સન્માન વધાર્યું અને બીજી તરફ પોતાનો ગુપ્ત ઉદ્દેશ પાર પાડી લીધો. અજિતસિંહ પોતાની સેનાસહિત બીસલપુરમાં આવ્યા કે તુરતજ પાદશાહે તે સુસંધિનો લાભ લઇ ગુપ્તરીતે મહેરાબખાંને સેનાસહિત જોધપુર હસ્તગત કરવાને માટે મોકલી દીધો હતો. વિશ્વાસઘાતી મોહકમસિંહ પણ તેની સાથે ગયો હતો. અજિતસિંહ જોધપુરમાં હાજર નહિ હોવાથી યવનસેનાપતિએ સરલતાથી ત્યાં પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. અંતે અજિતસિંહના જાણવામાં જ્યારે પાદશાહની આ ચાલાકી આવી, ત્યારે તેઓ ક્રોધથી ઉન્મત્ત બની ગયા; પરંતુ ચતુર પાદશાહે આ વખતે તેમને એટલા બધા હસ્તગત કરી લીધા હતા કે તેઓ નિરુપાય બની ગયા હતા. આથી તેઓ પોતાના હૃદયનો ક્રોધ હૃદયમાંજ શમાવી પાદશાહની સાથે શાહજાદા કામબક્ષને તાબે કરવાને માટે દક્ષિણમાં ગયા. અંબરના મહારાજા મીરજા રાજા જયસિંહ[1] પણ પાદશાહપ્રત્યે અત્યંત નારાજ થઇ ગયા હતા. પાદશાહ શાહઆલમે ગુપ્તરીતે અંબરમાં એક યવનસેના મોકલી તે પર પોતાનો અધિકાર સ્થાપિત કરી જયસિંહના કનિષ્ઠ ભ્રાતા વિજયસિંહના મસ્તકપર અંબરનો રાજમુકુટ મૂકી દીધો હતો. આ વખતે એ વિજયસિંહ પણ અજિતસિંહની પેઠે પાદશાહની સાથે દક્ષિણમાં હતો. અનંત જલથી પરિપૂર્ણ થયેલી નદી જે પ્રકારે પોતાના તરંગોના આઘાતથી કિનારાઓને તોડી નાખતી વેગસહિત ચાલી જાય છે, તે પ્રકારે પાદશાહની સેના રાજપૂતોની સેના સાથે મળીને પૂર્ણ વેગથી દક્ષિણમાં ગઇ. પાદશાહ કાંઇ કારણવશાત્ છૂટો પડયો કે[2] તુરતજ ઉપરોક્ત ઉભય રાજપૂતરાજાઓએ પોતાનાં કાર્ય પાર પાડવા માટે પ્રયાસ કરવામાં વિલંબ કર્યો નહિ. તેઓ પાદશાહને લેશ પણ ખબર આપ્યા વિના પોતાના સામંતો અને સૈનિકોસહિત રાજપૂતાના તરફ ચાલ્યા. તેઓ સૌથી પહેલાં ઉદયપુરમાં ગયા. મહારાણા અમરસિંહ તેમની સામા જઈ તેમને પરમ આદરપૂર્વક પોતાની રાજધાનીમાં લઈ આવ્યા. ત્રણે રાજાઓ સાથે બેસી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની પેઠે શોભવા લાગ્યા. આ ત્રણે મહા બળવાન રાજાઓનું સંમિલન અને મિત્રતા થવાથી યવનોના પતનનો પ્રારંભ થયો અને હિંદુજાતિનો ઉદય થયો.

ઉદયપુરથી મહારાજા અજિતસિંહ અને મહારાજા જયસિંહ મારવાડમાં ગયા. ઉભય રાજાઓ આહોયામાં આવ્યા. તે સમયે ચાંપાવત શાખાના નેતા ઉદયભાનુના પુત્ર સંગ્રામસિંહે પોતાના મસ્તકપરથી પાઘડી ઉતારી તેમને માટે પાથરી દીધી. ઉભય રાજાઓ તે પરથી ચાલીને ઉક્ત સામંતના મહાલયમાં ગયા.

સંવત ૧૭૬૫ ના શ્રાવણ માસમાં યવનોને મહા ભય ઉત્પન્ન થયો. અજિતસિંહ પોતાની જન્મભૂમિમાં આવ્યા છે, એ સમાચાર પ્રાપ્ત થતાંની સાથેજ મહેરાબખાં અત્યંત ભયભીત થયો. સામ્ભીને

૧ મીરજા રાજા તો મરણ પામ્યા હતા. આ સમયે તો સવાઇ જયસિંહ જયપુરના મહારાજા હતા.

૨ મુસલમાન ઈતિહાસવેત્તાઓ જણાવે છે કે આ સમયે પાદશાહ લાહોર તરફ ગયો હતો.

દિવસે ત્રીસ હજાર રાઠોડોની સેનાએ જોધપુરને ઘેરી લીધું અને દ્વાદશીને દિવસે મહેરાબખાં[1] શરણે થયો. આસકર્ણના પુત્રે આ સમયે તેના જીવનની રક્ષા કરી હતી, તે માટે તેણે તેમનો ઘણો આભાર માન્યો. અજિતસિંહે આનંદિત થઇને મરુભૂમિની રાજધાનીમાં પ્રવેશ કર્યો.

મહારાજા જયસિંહ શૂરસાગરના કિનારાપર રહેવા લાગ્યા. તેઓ હજી પદભ્રષ્ટ અવસ્થામાં હોવાથી અત્યંત વ્યાકુળ અને અસંતુષ્ટ હતા. વર્ષાઋતુ વ્યતીત થઈ ગયા પછી કુશાવહોના પ્રધાનસામંત અજયમલ્લે જયસિંહને પુનઃ સિંહાસનપર સ્થાપિત કરવાનો પ્રસ્તાવ કર્યો. આ સમાચાર પ્રાપ્ત થતાં જયસિંહ અજિતસિંહની સાથે સેના લઇને મેડતા નામના સ્થાનમાં આવી પહોંચ્યા. તેમના ભયથી આગ્રા અને દિલ્લી કંપાયમાન થવા લાગ્યાં. ઉભય રાજાઓ અજમેરમાં આવ્યા ત્યારે ત્યાંનો શાસનકર્તા અત્યંત ભયભીત થયો. તેણે ખ્વાજા કુતુબ નામના મુસલમાન ફકીરની મસ્જીદમાં આશ્રય લીધો અને દયામાટે અજિતસિંહની પ્રાર્થના કરી. વળી તેણે અજિતસિંહને દંડતરિકે પુષ્કળ રૂપિયા આપ્યા. ત્યાર પછી અજિતસિંહ ભીષણ પરાક્રમપૂર્વક અંબરદેશપર તૂટી પડયા. અંબરના પ્રત્યેક શ્રેણીના સરદારો પોતાની સેનાસહિત પોતાના પદભ્રષ્ટ અધીશ્વર જયસિંહને આવી મળ્યા. અંબરની યવનસેનાના નાયક સૈયદ હુસેને બાર હજાર સૈનિકોસહિત સાંભર સરોવરના તટપર અજિતસિંહની સાથે યુદ્ધ કરવા માંડયું. સૌથી પહેલાં કૂંપાવત સામંતોએ યવનોપર આક્રમણ કર્યું. ઉભય દલો વચ્ચે ઘોર યુદ્ધ થવા લાગ્યું. હુસેને ૭ હજાર યવન સૈનિકોસહિત રણભૂમિમાં સદાને માટે શયન કર્યું. તેની શેષ સેના પોતાના પ્રાણ બચાવવાને માટે જ્યાં ફાવે ત્યાં નાસી ગઇ. સૈયદ હુસેનનો સહકારી પુરીહર જાતિનો નેતા આ યુદ્ધમાં મરણ પામ્યો. હવે અજિતસિંહ મંદોરપર આક્રમણ કરવાનો વિચાર કરવા લાગ્યા. પરાજયના સમાચાર સાંભળી મુસલમાનો સાંભર[2] છોડી નાસી ગયા. અજિતસિંહે સાંભરમાં એક સૈન્ય રાખી માઘમાસમાં જયસિંહને અંબરનું રાજ્ય સમર્પણ કર્યું. ત્યાર પછી તેઓ પોતાના વિશ્વાસુ કોશાધ્યક્ષને દિવાનની ઉપાધિ આપી તેના હાથમાં સાંભરનો શાસનભાર સોંપી બિકાનેરપર આક્રમણ કરવા ચાલ્યા.

સંવત ૧૭૬૬ ના ભાદ્રપદ માસમાં પાદશાહ શાહઆલમે કામબક્ષ[3]નો વધ કર્યો. જયસિંહે હવે પુનઃ પાદશાહની સાથે સંધિ કરવાનો પ્રસ્તાવ કર્યો. મારવાડના મહારાજા અજિતસિંહે નાગોરપર આધકાર સ્થાપિત કરી દીધો. નાગોરપતિ ઈંદ્રસિંહ[4] પોતાને અત્યંત દુર્બળ અને અસમર્થ માની અજિતસિંહને શરણે આવ્યો. અજિતસિંહે પોતાના જાતિબંધુને શરણે આવેલો જોઇ તેનાપ્રત્યે દયા કરી અને તેને નાગોરને બદલે લાડનૂ સમર્પણ કર્યું; પરંતુ ઈંદ્રસિંહ આટલી સંપત્તિથી સંતુષ્ટ થયો નહિ. નાગોરનો અધીશ્વર એક ક્ષુદ્ર દેશ લઇને શી રીતે સંતોષ ધારણ કરી શકે ? ઈંદ્રસિંહે મહારાજા અજિતસિંહપ્રત્યે અત્યંત રુષ્ટ થઈ અતિ શીઘ્રતાથી દિલ્લીના પાદશાહની પાસે જઇ આ સમાચાર તેને કહ્યા. મોગલ પાદશાહ અજિતસિંહનું આવું આચરણ જોઇ અત્યંત ક્રોધિત થયો. પાદશાહના ક્રોધની વાત શીઘ્ર મારવાડ અને અંબરના રાજપૂતોના સાંભળવામાં આવી. તેથી ઉભય દેશના રાજા તથા સર્વ સામંતો શીઘ્ર ડીડવાના નગરની પાસે કોલિયા નામના સ્થાનપર એકત્રિત થયા. પાદશાહ પણ અતિ શીઘ્રતાથી અજમેર તરફ આવતો જણાયો. પાદશાહે મિત્રતાના ચિન્હતરિકે પોતાના હાથના પંજા સાથેની સનંદ ઉભય રાજાઓપર મોકલી આપી. તેનો મુખ્ય દૂત નાહરખાં આ સનંદ લાવ્યો. આષાઢ માસના પડવાને દિવસે મારવાડ અને અંબરના રાજાઓ આ સનંદ લઇ પાદશાહની મુલાકાત લેવાને માટે અજમેરમાં ગયા. પાદશાહે તેમનો આદરસત્કાર કર્યો. તેણે અજિતસિંહને નવદુર્ગયુક્ત મરુભૂમિ અને જયસિંહને અંબરના શાસનની સનંદ આપી સન્માનપૂર્વક ત્યાંથી વિદાય કર્યા.

---

૧ દુર્ગાદાસે મહેરાબખાં શરણે થતાં તેના પ્રાણની રક્ષા કરી હતી.

૨ એક ગ્રંથમાં અજમેર છોડીને મુસલમાનો નાસી ગયા એવો ઉલ્લેખ છે.

૩ કામબક્ષ ઔરંગઝેબનો પુત્ર હતો અને તે એક રાજપૂત રાજકુમારીના ગર્ભથી ઉત્પન્ન થયો હતો. કામબક્ષ ઔરંગઝેબની વૃદ્ધાવસ્થામાં જન્મ્યો હતો, તેથી તેને તે અત્યંત પ્રિય હતો. ઔરંગઝેબે મૃત્યુશય્યાપર પડી તેનાપર જે સ્નેહપૂર્ણ પત્ર લખ્યો હતો તે અમારા પાઠકોએ ગ્રંથ ૧ લા માં વાંચ્યો હશે.

૪ ઈંદ્રસિંહ જસવંતસિંહના જ્યેષ્ઠ ભ્રાતા મહાતેજસ્વી અમરસિંહનો પુત્ર અને વિશ્વાસઘાતી મોહકમસિંહનો પિતા હતો.

ઉભય રાજાઓ બાદશાહની પાસેથી વિદાય લઇને પૂર્વ તરફ પુષ્કર તીર્થમાં સ્નાન કરવાને ગયા. સ્નાનવિધિ સમાપ્ત થયા પછી ઉભય રાજાઓ પરસ્પર મિત્રભાવ પ્રદર્શિત કરી છૂટા પડયા અને પોતપોતાના રાજ્યમાં ગયા. અજિતસિંહ સંવત ૧૭૬૭ ના શ્રાવણ માસમાં જોધપુરમાં આવી પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થઇ શાંતિપૂર્વક શાસન કરવા લાગ્યા. આ વર્ષમાં અજિતસિંહે ગૌડવંશની રાજકુમારીનું પાણિગ્રહણ કર્યું. અર્જુનસિંહે દિલ્લીના દિવાને ખાસમાં અમરસિંહની હત્યા કરીને જે શત્રુતાનું બીજ વાવ્યું હતું, તેનું અજિતસિંહે ઉન્મૂલન કરી નાખ્યું. અજિતસિંહ ત્યાર પછી મહાભારતમાં વર્ણવેલા પાંડવકૌરવોના મહાયુદ્ધસ્થાન કુરુક્ષેત્રમાં ગયા અને ત્યાં તેમણે ભીષ્મકુંડનાં દર્શન કર્યાં.[1] આ પ્રકારે સંવત ૧૭૬૭ નું વર્ષ વ્યતીત થઇ ગયું.

હિંદુકુલતિલક મહારાજા જસવંતસિંહ કાબુલમાં અકાલ મૃત્યુ પામ્યા ત્યારથી અજિતસિંહ મારવાડના સિંહાસનપર અભિષિક્ત થયા ત્યાંસુધીનો ઇતિહાસ અમે રાઠોડકવિના ગ્રંથમાંથી સરલ અનુવાદ કરીને આપ્યો છે. આ ત્રીસ વર્ષના ઘોર સંગ્રામોપરથી રાઠોડજાતિએ પોતાના ગૌરવ અને સ્વાધીનતાની રક્ષાને માટે કેવો પ્રશંસનીય ઉદ્યોગ કર્યો હતો તથા રહોડસામંતોએ કેવી અપૂર્વ સ્વામીભક્તિ પ્રદર્શિત કરી હતી, તે ઉત્તમ પ્રકારે વિદિત થાય છે.

આ ત્રીસ વર્ષના લાંબા સમયમાં રાઠોડવીરોએ જે અટલ રાજભક્તિ પ્રદર્શિત કરી હતી, તેવી રાજભક્તિ જગતની બીજી કોઇ પણ જાતિએ દર્શાવી નથી. રાઠોડકવિ કર્ણીદાન જણાવે છે

---

૧ ભીષ્મકુંડના સંબંધમાં નીચે પ્રમાણે એક જનશ્રુતિ પ્રચલિત છે. ભારતવર્ષના પ્રાચીન મહાવીરોની લીલાભૂમિ કુરુક્ષેત્રનાં દર્શન કરવાને માટે પાદશાહ બહાદૂરશાહ પોતાની રાજપૂત રાણી અને પોતાની રાજપૂતજનનીની પ્રેરણાથી ગયો હતો. કુરુઓના મુખ્ય નેતા ભીષ્મના કુંડ ઉપર એક પ્રચંડ વૃક્ષ હતું. બહાદુરશાહે પોતાની રાણીને તંબુમાં બેસાડી હતી. આ સમયે એક ગીધ એક હાડકાનો ટુકડો ચાંચમાં લઇને ઉપરોક્ત વૃક્ષની એક શાખાપર બેઠું. અલ્પ સમયમાં તે ટુકડો ભીષ્મકુંડમાં તૂટી પડયો. તરતજ તે ગીધ મનુષ્યની પેઠે હસવા લાગ્યું. અચાનક તે નિર્જન સ્થાનમાં મનુષ્યના હસવાનો સાદ સાંભળીને પાદશાહ અત્યંત વિસ્મિત થયો. તેણે વૃક્ષ તરફ જોયું અને જ્યારે ગીધને મનુષ્યની પેઠે હસતું જોયું ત્યારે તો તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. પછી તે ગીધે પાદશાહને સંબોધી મનુષ્યની પેઠે બોલીને કહ્યું:"પૂર્વજન્મમાં હું યોગિની હતો. તે વખતે મેં આ કુરુક્ષેત્રના મહા-યુદ્ધમાં એક મહાબળવાન વીરનો કપાઇ ગયેલો હાથ ઉઠાવી લીધો અને હું આ વૃક્ષનીચે આવીને બેઠો હતો. તે હાથમાં એક અતિ મૂલ્યવાન સ્ફાટિક મણિનો અલંકાર હતો. થોડી વારમાં તે અલંકાર મારા હાથમાંથી છૂટીને આ કુંડમાં પડી ગયો અને આજે પણ તેજ પ્રકારે આ કુંડમાં આ હાડકું પડી ગયું છે. હમણાં મને પૂર્વજન્મની તે વાતનું સ્મ-રણ થયું અને તેથી હું હસ્યો." સંસ્કૃત અથવા હિંદુઓની ભાષામાં આ વાત તે બોલતો હતો તેથી પાદશાહ તે સમજી શકયો નહિ; પરંતુ રાણીએ તેનો અનુવાદ કરીને યવનભાષામાં તે બાદશાહને સમજાવી. પાદશાહે શીઘ્ર તે અલંકાર પ્રાપ્ત કરવાને માટે પોતાના સેવકોને આજ્ઞા કરી. કેટલાક માણસો કુંડમાં પડયા અને ભૂતકાળનાં મહા-યુદ્ધના ચિન્હસ્વરૂપ તે અલંકાર બહાર કાઢી લાવ્યા. તેમાંના મોટા મોટા મણિઓને જોઈને પાદશાહ બોલ્યો:—

"એ શેત્રંજ રમવા માટે ઘણા ખપમાં આવશે."પાદશાહની સાથે જે રાજપૂત રાજાઓ હતા, તેઓ તેનાં આ વ-ચનો સાંભળી અત્યંત દુ:ખી થયા અને તેમણે તે મણિઓ પોતાને ઉપહારતરિકે આપવાની પ્રાર્થના કરી. જયપુરના મીરજા રાજાને બે મણિઓ આપવામાં આવ્યા. આ ઉભય મણિઓ હાલ જયપુરમાં છે. એક મણિ સુલાદેવીનાં મંદિરમાં છે અને બીજો ગોવિંદજીના મંદિરમાં છે. અજિતસિંહને એક મણિ પ્રાપ્ત થયો હતો, જે તેમણે જોધપુર-માં ગિરિધારીજીના મંદિરમાં રાખ્યો હતો. આ મણિની લોકો પૂજા કરે છે. અમારા શિક્ષક અને મિત્ર યતિ જ્ઞાન-ચંદ્રે ઉક્ત જનશ્રુતિનો સંસ્કૃત શ્લોક બોલીને તેની વ્યાખ્યા કહી સંભળાવી હતી. મેં તેનો અનુવાદ અત્રે લખ્યો છે. તેમણે આ ત્રણે મણિઓ જોયા હતા અને તેની ભક્તિપૂર્વક પૂજા કરી હતી. તેમણે કહ્યું કે બુંદી અથવા કોટામાં એજ પ્રકારનું રત્ન છે અને બીજું એક મેવાડના મહારાણાની પાસે છે. મહારાણાએ તે મણિ કેવી રીતે પ્રાપ્ત કર્યો હતો, તે જાણવામાં નથી. આ પવિત્ર સફેદ મણિઓમાંનો પ્રત્યેક વજનમાં અર્ધો શેર હશે. કુરુક્ષેત્રના યુદ્ધસમયે અવશ્ય પ્રચંડ શરીરના મનુષ્યો હતા. નહિ તો આટલા વજનના તેર મણિ હાથમાં પહેરવા એ કાંઈ સહેલું કામ નહોતું. આ ઉપરથી સિદ્ધ થાય છે કે મહાકવિ હોમરના ( હોમર નામનો કવિ ગ્રીસ દેશમાં થઇ ગયો છે, તે સિકંદરની પૂર્વે કેટલીક શતાબ્દીઓપર થયો હતો. તેનાં વીરરસમય અને પરમ ઓજસમય કાવ્યનો હાલ પણ સમસ્ત યૂરોપમાં પરમ આદર થાય છે.એમાં જે વસ્તુ છે તે કવિની કલ્પના લાગે છે. સત્ય ઈતિહાસ જણાતો નથી. ) વીરો કુરુવીરોની સમક્ષ વામનસ્વરૂપ હતા. યતિ જ્ઞાનચંદ્રે પણ એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે પ્રાચીન કાળમાં મનુષ્યો અત્યંત વિરાટકાય હતા અને ક્રમે ક્રમે આપણાં શરીર નાનાં થતાં ગયાં છે.

કેઃ " આ દીર્ઘકાલમાં એક પણ રાઠોડસામંત સ્વાભાવિક મૃત્યુ પામ્યો નથી. " જે લોકો એમ ધારે છે કે હિંદુઓમાં સ્વદેશભક્તિ નથી તેમણે અવશ્ય રાઠોડોનો ઇતિહાસ વાંચવો જોઇએ. રાજપૂત જાતિના ઇતિહાસની જગતની બીજી કોઇ પણ જાતિના ઇતિહાસની સાથે તુલના કરવાથી સ્પષ્ટરીતે પ્રતીત થાય છે કે રાજપૂતો અવશ્ય અધિક ધન્યવાદને પાત્ર છે. જે સમયે આ ઘોર સંગ્રામો ચાલતા હતા, તે સમયે યવનસમ્રાટ્ ભારતવર્ષના સર્વોચ્ચ સિંહાસનપર સ્થિત હતો અને તે રાજપૂતોનો સમૂળ ઉચ્છેદ કરવાની ચેષ્ટા કરતો હતો. યવનસમ્રાટ્ની ઇચ્છા એ હતી કે રાજપૂતો સ્વજાતિ, સ્વધર્મ અને સ્વદેશની વિરુદ્ધ આચરણ કરી મને સહાય કરે અને એટલા માટે તેણે પ્રધાન-રાજપૂતોને પુષ્કળ લાલચો પણ આપી હતી; પરંતુ રાજપૂતોએ તેમની લાલચોપ્રત્યે ઘૃણા નહિ દર્શાવી હોય એવું તો કવચિત્જ બન્યું છે. રાજપૂતકુલતિલક મહાવીર દુર્ગાદાસનું ઉદાહરણ કેવું ઉજ્જવલ છે ? તેઓ મહાવિપત્તિમાં સપડાયા છતાં પણ બળ, પરાક્રમ, રાજભક્તિ અને વિશ્વાસપાત્રતાનો ઉત્તમ આદર્શ બતાવી ગયા છે. આજપર્યંત રાઠોડો તેમના આ સદ્ગુણોનું અનુકરણ કરે છે. પાદશાહે આપવા માંડેલી સહસ્ત્રાવધિ સુવર્ણમુદ્રાને તેમણે લત્તાપ્રહાર કર્યો હતો. જો તેઓ પાદશાહના પક્ષનું અવલંબન કરત તો મારવાડના એક સાધારણ સામંતની પદવીપરથી તેઓ એક માંડલિક રાજાની ઉચ્ચ પદવી મેળવી શકત; પરંતુ તેમણે તે પ્રકારનો લોભ રાખ્યો નહોતો. તેમણે પોતાના રાજાના હિતને માટેજ ઉચ્ચ પદવીને તિલાંજલિ આપી હતી. શત્રુઓના પ્રપંચથી તેમના ભ્રાતા સોનિંગજીનું મૃત્યુ થયું હતું, તેથી તેમનાપર વૈર લેવાની ઉત્કટ ઇચ્છા તેમના રોમરોમમાં પ્રસરી ગઇ હતી. પ્રત્યેક યુદ્ધમાં આ વૈરેચ્છાથી ઉત્તેજિત થઇનેજ તેઓ મુસલમાનોનો ભયંકર સંહાર કરતા હતા. શાહજાદો અકબર જે સમયે પોતાના પિતાના મહાક્રોધથી ભયભીત થઇને તેનાથી ગુપ્ત રહેતો હતો, તે સમયે મહાવીર દુર્ગાદાસે અસીમ સાહસ અને મહાન વીરતાથી તેનું સંરક્ષણ કર્યું હતું. વળી અકબરના પરિવારના રક્ષણનો ભાર પણ તેમના હાથમાંજ સોંપવામાં આવ્યો હતો. અકબરના પરિવાર ઉપર મહાવીર દુર્ગાદાસ જે પ્રકારનો સ્નેહ અને મમતા રાખતા હતા, તે પણ તેમની શ્રેષ્ઠતા બતાવે છે. વિધર્મી અને વિજાતિ શત્રુના પરિવારની પણ સ્નેહ અને મમતાપૂર્વક રક્ષા કરનાર ઉદાત્ત હૃદયના વીર પુરુષની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. તેમણે દુનાડાના દેવાલયમાં ઔરંગઝેબની પૌત્રીની જે પ્રકારે રક્ષા કરી હતી, તે પ્રકારની તેની રક્ષા આગ્રાના કોટકિલ્લાથી રક્ષિત અંતઃપુરમાં પણ થઇ હતી કે નહિ તે વિષે શક છે. બાલક અજિતસિંહને પ્રથમ ૭ વર્ષપર્યંત સર્વથા ગુપ્ત રાખવામાં આવ્યો હતો, તે પરથી રાઠોડોની અદ્ભુત બુદ્ધિ અને ચતુરાઇનો આપણને પરિચય થાય છે. રાઠોડકવિ જણાવે છે કે મહાવીર દુર્ગાદાસે અનેક સદ્ગુણોને લીધે અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી છે. રાઠોડવીર દુર્ગાદાસનું નામ આજે પ્રત્યેક રાઠોડના હૃદયમાં અંકિત થઈ રહ્યું છે. તેમનાં બળ અને પરાક્રમની વાતો ભારતવર્ષના પ્રત્યેક પ્રાંતમાં કર્ણગોચર થાય છે. આ મહાવીર પોતાના શ્વેત અશ્વપર આરૂઢ થયેલા હોય તે પ્રકારનું ચિત્ર જોઇ આપણા હૃદયને પરમ આહ્લાદ થાય છે. આ વીર પુરુષ રાજપૂતજાતિને પરમ પ્રિય છે.[1]

---

[1] દુર્ગાદાસનાં પરાક્રમો ઇત્યાદિ સંબંધી વિશેષ માહિતી મેળવવા ઇચ્છનારે " વીર દુર્ગાદાસ " નામનું વીરરસપૂર્ણ સાક્ષર શ્રી વિઠ્ઠલદાસ ધનજીભાઈનું લખેલું અને ' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ' તરફથી હમણાંજ બીજી આવૃત્તિરૂપે બહાર પડેલું પુસ્તક જોવું સાદાં પૂંઠાંની કિં. ના ખાદીનું પૂંઠું ૦॥॥

# अध्याय १ मो

નાહન અને સબાલકસિંહને પર્વતમાં વસતા વિદ્રોહી સામંતોનું દમન કરવાને માટે સમ્રાટનું અજિતસિંહને મોકલવું-અજિતને મળેલો જય-અજિતસિંહનું ગંગાસ્નાનાર્થે જવું-દિલ્લીના સમ્રાટ બહાદુરશાહનું મૃત્યુ-શાહજાદાઓની માંહોમાંહેની લડાઇ-અજીમુસ્સાનની થયેલી હત્યા-મુઇજુદ્દીનનો રાજ્યાભિષેક-સમ્રાટનું અજિતસિંહને ગુજરાતના સુબાતરિકે નિયુક્ત કરવું-ફર્રૂખશિયરને સમ્રાટપદની પ્રાપ્તિ-અજિતસિંહનું પોતાના પુત્ર અભયસિંહને સમ્રાટની પાસે મોકલવું-નાગોરના સામંત મુકુંદદાસની હત્યા-ઉભય સૈયદ ભ્રાતાઓનો મહાક્રોધ-સમ્રાટની સેનાએ મારવાડપર કરેલું આક્રમણ-સંધિબંધન-અભયસિંહનું સમ્રાટની સભામાં જવું-અજિતસિંહનું દિલ્લીમાં જવું-સમ્રાટના ઉભય સૈયદ મંત્રીઓની સાથે અજિતસિંહે કરેલી ગુપ્ત સંધિ-ફર્રૂખશિયરની સાથે અજિતસિંહની કન્યાનો વિવાહ-પુન: જોધપુરમાં આગમન-જજીઆ કર રદ કરવો-અજિતસિંહનું સુબાતરિકે ગુજરાતમાં જવું-ત્યાં કરેલી શાસનવ્યવસ્થા તથા શાંતિસ્થાપના-અજિતસિંહનું દ્વારિકાં તીર્થમાં જવું-તેનું પાટનગર જોધપુરમાં આવવું-સૈયદોની આજ્ઞાથી અજિતનું દિલ્લીમાં જવું-ઉભય સૈયદોની સાથે અજિતસિંહે રચેલો ગુપ્ત પ્રપંચ-અજીતસિંહની સાથે મેળાપ કરવાને માટે સમ્રાટનું જવું-દુશ્ચિન્હો-દક્ષિણમાંથી હુસેનઅલ્લીનું આગમન-સૈયદ અને અજિતસિંહના શત્રુઓનું ભયભીત થવું-રાઠોડોની સેનાદ્વારા અજિતસિંહે રાજમહાલયને ઘાલેલો ઘેરો-સમ્રાટ ફર્રૂખશિયરની હત્યા-મહમદશાહનો રાજ્યાભિષેક-અંબરરાજની ,વરુદ્ધ મહમદશાહનું યુદ્ધમાં ઉતરવું-અજિતસિંહની પાસે અંબરરાજે ગ્રહણ કરેલો આશ્રય-અજિતસિંહે મહમદશાહની પાસેથી દેશ પ્રાપ્ત કરવો-પુન: જોધપુરમાં આવવું-અજિતસિંહની કન્યા સૂર્યકુમારી સાથે અંબરપતિનો વિવાહ-ઉભય સૈયદોનો વધ-અજિતસિંહે અજમેરપર કરેલું આક્રમણ-ત્યાંના શાસનકર્તાનો પ્રાણનાશ-ત્યાંની મસ્જીદોનો કરેલો વિધ્વંસ-હિંદુધર્મની પુન: પ્રતિષ્ઠા-અજિતસિંહનું મોગલસમ્રાટની આધીનતાનો અસ્વીકાર કરી પોતાને સ્વતંત્ર રાજાતરિકે જાહેર કરવું અને પોતાના નામની મુદ્રા ચલાવવી-તોલમાપ નક્કી કરવાં અને ન્યાયમંદિરની સ્થાપના કરવી-રાઠોડસામંતોનો શ્રેણીવિભાગ-સમ્રાટની સેનાએ મારવાડપર કરેલું આક્રમણ-ત્રીસહજાર રાઠોડોની સેનાસહિત અજિતસિંહનું તેનો અવરોધ કરવા જવું-સમ્રાટે યુદ્ધ બંધ રાખવાને માટે કરેલી પ્રાર્થના-રાઠોડોએ સમ્રાટની ભ્રામનો કરેલો નાશ:-અભયસિંહે ગ્રહણ કરેલી ધોંકલની ઉપાધિ-તેનું જોધપુર તરફ પાછા ફરવું-સમ્રાટનું બદલો લેવાને માટે સમસ્ત સેનાસહિત અજિતસિંહની સામે જવું-સાંભરનું યુદ્ધ-અજમેરપર ઘેરો-અજિતસિંહે કરેલી આત્મરક્ષા-સમ્રાટના હાથમાં અજમેર સમર્પણ કરવાની અજિતસિંહની ઇચ્છા-સમ્રાટના શિબિરમાં અજિતસિંહનું ગમન-તેમને મળેલું સન્માન-તેનું ઉદ્ધતાઇભરેલું આચરણ-પોતાના પુત્રના હાથથી અજિતસિંહનો પ્રાણનાશ-રાઠોડકાવની કર્તવ્યવિમુખતા-ઐતિહાસિક વર્ણન-અજિતની અંત્યેષ્ટિક્રિયા -૬ રાણી અને ૫૮ ઉપનાયકાઓનું અજિતસિંહની સાથે ચિતાપર આરોહણ-નાજિર, કવિ અને પુરોહિતોનું પટરાણીઓને સમજાવવું અને તેમને ચિતારોહણ કરવાનો કરેલો નિષેધ-રાણીઓની દૃઢ પ્રતિજ્ઞા-ચિતારોહણ-અજિતસિંહનું જીવન અને રાજપ્રબંધની સમાલોચના.

મારવાડના સ્વામી મહારાજા અજિતસિંહના જન્મથી લઇને તેમને સિંહાસનપ્રાપ્તિ થઇ ત્યાંસુધીનો જે ઇતિહાસ અમને રાઠોડકવિઓના ગ્રંથોમાંથી મળ્યો છે, તે પૂર્વે પ્રકાશિત થઇ ચૂક્યો છે. વર્તમાન અધ્યાયમાં અમે રાજા અજિતસિંહના સમયની વિશેષ ઐતિહાસિક ઘટનાઓ અને તેમનું અંતસમયનું અત્યંત કરુણારૂપદ દશ્ય પાઠકોની દૃષ્ટિસન્મુખ સાદર કરીએ છીએ. એક રાઠોડકવિકુલચૂડામણિએ લખ્યું છે કેઃ–" સંવત ૧૭૬૮ માં પાદશાહ બહાદૂરશાહે અજિતસિંહને નાહન પ્રદેશપર અધિકાર સ્થાપિત કરવાને અને કૈલાસ પર્વતપર રહેતા રાજદ્રોહી સામંતોનું દમન કરી તેમને પોતાની આધીનતાની શૃંખલામાં પરિબદ્ધ કરવાને મોકલ્યા. વીરશિરોમણિ અજિતસિંહે પાદશાહની આજ્ઞાનું પાલન કરવાને માટે શીઘ્ર ત્યાં સેના લઇ જઇ પરમ વીરતાપૂર્વક શત્રુઓને પરાજિત કર્યા. વિજયલક્ષ્મી પ્રાપ્ત કરી તેઓ મહા આનંદપૂર્વક પવિત્રસલિલા ગંગામાં સ્નાન કરવાને સેનાસહિત ગયા. ગંગાસ્નાન અને દાનપુણ્ય કરી રાજા વસંતઋતુમાં પોતાની રાજધાની જોધપુરમાં ચાલ્યા ગયા. " ઉપરોક્ત લેખકે પૂર્વોક્ત વર્ષમાં ઇતર કોઇ ઐતિહાસિક ઘટના બનેલી જણાવી નથી.

ઉપરોક્ત કવિ આગળ જણાવે છે કે સંવત ૧૭૬૯ માં દિલ્લીશ્વર શાહઆલમ સ્વર્ગે સિધાર્યા. પાદશાહના પુત્રો અભિમાની હોવાથી તેમનામાં વિદ્વેષાગ્નિ પ્રદીપ્ત થયો. અજી મુસ્સાન શોચનીય રીતે માર્યો ગયો અને ભારતનું રાજછત્ર મુઇજુદ્દીનના મસ્તકપર શોભાયમાન થયું. મારવાડના રાજા અજિતસિંહે નવીન પાદશાહની પાસે ભંડારી ખીમસીને ભેટના પદાર્થો આપીને શીઘ્ર મોકલ્યો. નૂતન પાદશાહે પ્રસન્ન થઇ તેજ ભંડારીની સાથે અજીતસિંહને સુબાના પદપર નિયુક્ત કર્યા છે, એવા ઉલ્લેખવાળી સનંદ મોકલી. સંવત ૧૭૬૯ ના માઘ માસમાં અજિતસિંહે સત્તર હજાર નગરોવાળો અમદાવાદ પ્રદેશ હસ્તગત કરવાને માટે એક પ્રચંડ સેના એકત્રિત કરી. આ સમયે દિલ્લીમાં એક મોટો વિપ્લવ બન્યો. બે સૈયદભ્રાતાઓએ પાદશાહ મુઇજુદ્દીનને મારીને ફર્રૂખશીઅરને તેના સિંહાસનપર અધિષ્ઠિત કર્યો. જુલ્ફીકારખાં પણ આ સમયે માર્યો ગયો, તેથી મોગલોની સત્તા સર્વથા નષ્ટ થઇ ગઈ. આ તરફ ઉભય સૈયદભ્રાતાઓ રાજસિંહાસનને પોતાનું માની સર્વ શાસનશક્તિ પોતાના હાથમાં લઇ પોતાનો પ્રતાપ પ્રકાશિત કરવા લાગ્યા. ઉભય સૈયદોની સલાહથી નવીન પાદશાહ ફર્રૂખશીઅરે અજિતસિંહને કહેવરાવી મોકલ્યું કે તમે તમારા પુત્ર અભયસિંહને શીઘ્ર રાઠોડસેનાસહિત દિલ્લીમાં મોકલી દો. આ સમયે અભયસિંહની વય માત્ર સત્તર વર્ષની હતી. આ સમયે અજિતસિંહના સાંભળવામાં આવ્યું કે વિશ્વાસઘાતી નાગોરપતિ મુકુંદ[1] દિલ્લીના પાદશાહની સભામાં રહે છે અને પાદશાહની સભામાં તેનું અધિક સન્માન પણ છે, તેથી અજિતસિંહે તે વિશ્વાસઘાતીનો નાશ કરવાને માટે શીઘ્ર પોતાના કેટલાક વિશ્વાસુ સેવકોને દિલ્લી મોકલી દીધા. ઉક્ત માણસોએ અજિતસિંહની આજ્ઞાથી દિલ્લી નગરમાં જઇ અપૂર્વ સાહસથી મુકુંદના જીવનનો નાશ કરી નાખ્યો. તેમના આ કૃત્યથી ઉભય સૈયદભ્રાતાઓએ મહાક્રોધિત થઇ પોતાની સેના લઈ મારવાડપર આક્રમણ કર્યું. તે મહાપ્રતાપશાળી સૈયદભ્રાતાઓને સેનાસહિત આવતા જોઇ અજિતસિંહે પ્રથમથીજ પોતાની ધનવાન પ્રજાને ઉપાનોતમાં[2] અને પોતાના પુત્ર અભયસિંહને કુટુંબસહિત રાડધડા નામના સ્થળે મોકલી દીધો. પાદશાહના સૈન્યે શીઘ્ર જઇ રાજધાની જોધપુરને ઘેરી લીધું અને તરત અજિતસિંહપર પેગામ મોકલવામાં આવ્યો કે ભવિષ્યમાં તમે મારી સાથે સારૂં વર્તન રાખો તેની જામીનગીરીતરિકે તમારે તમારા પુત્ર અભયસિંહને પાદશાહના દરબારમાં રાખવો પડશે અને તમારે સ્વયં પણ આવવું પડશે; પરંતુ મહારાજા અજીતસિંહે તેપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. અંતે તેમણે દિવાનની સલાહથી અને ખાસકરીને કવિશ્રેષ્ઠ કેસરના ઉપદેશથી આ આજ્ઞા સ્વીકારી.

---

૧ મહાશય ટૉડે એક સ્થાને મુકુંદ અને બીજે સ્થાને મોહકમ લખ્યું છે, પરંતુ ખરૂં નામ મોહકમજ છે.

૨ એક સ્થળે સિવાનાના કિલ્લામાં મોકલવાનું લખ્યું છે.

૩ રાડધડા લુણી નદીના પશ્ચિમ તટપર આવેલું છે.

કવિએ જણાવ્યું કે દોલતખાંએ જે સમયે મારવાડપર આક્રમણ કર્યું હતું તે સમયે મારવાડપતિ રાવ ગાંગાએ પોતાના પુત્ર માલદેવને પોતાના પ્રતિનિધિતરિકે પાદશાહના દરબારમાં મોકલ્યો હતો. રાજા અજિતસિંહને પૂર્વપ્રમાણ પ્રાપ્ત થયાથી પોતાના પુત્રને પાદશાહની પાસે મોકલવામાં કાંઇ વાંધો જણાયો નહિ. તેમણે અભયસિંહને રાડધડાથી બોલાવ્યા અને સંવત ૧૭૭૦ ના આષાઢ માસના અંતિમ ભાગમાં તેમને હુસેનઅલ્લીની સાથે દિલ્લીમાં મોકલી આપ્યા. મરુક્ષેત્રના યુવરાજને પાદશાહની પાસે પાંચહજાર સૈનિકોના નાયકની પદવી મળી.

અજિતસિંહ શીઘ્ર પોતાના પુત્રની પાછળ પાછળ દિલ્લીની સભામાં ગયા. અજિતસિંહની શૈશવાવસ્થામાં જે રાઠોડસામંતોએ દુષ્ટ ઔરંગઝેબના કરાલ ગ્રાસમાંથી તેમને મુક્ત કરવાને માટે દિલ્લીમાં યુદ્ધ કરી પ્રબળ પરાક્રમ પ્રદર્શિત કરીને પ્રાણવિસર્જન કર્યાં હતા, તે મહાબળવાન અને પરમ રાજભકત વીરોનાં સ્મૃતિચિન્હો દિલ્લીમાં જોઇને અજિતસિંહનો મુસલમાનોપર વૈર લેવાનો જુસ્સો બમણા જોરથી ઉછળી આવ્યો. તેમણે આ વખતે પોતાના મનમાં તૈમુર રાજવંશનો લોપ કરીને સંપૂર્ણ વૈર વાળવાનો દૃઢ નિશ્ચય કર્યો. મહારાજા અજિતસિંહે દરબારમાં વિરાજમાન થઇ હિંદુજાતિના પ્રતિનિધિતરીકે નીચે જણાવેલી ચાર બાબતોપ્રત્યે પ્રબળ વિરોધ દર્શાવ્યોઃ-

(૧) નૌરોઝ[૧]

(૨) દેશી રાજાઓને પાદશાહની સાથે કન્યા અને ભગિનીનાં લગ્ન કરવાની બળાત્કારે ફરજ પાડવી

(૩) ગૌહત્યા

(૪) જજીઆવેરો

હવે આ સંબંધે કાંઇ વિશેષ વર્ણન ઉપલબ્ધ થતું નથી. સૈયદભ્રાતાઓએ મારવાડપર આક્રમણ કર્યું ત્યાર પછી અજિતસિંહની સન્મુખ જે કેટલાક પ્રસ્તાવો રજુ કરવામાં આવ્યા હતા તેમાં અજિતસિંહની કન્યાની સાથે પાદશાહ ફર્રુખશિયરનું લગ્ન કરવું, એવો પણ એક પ્રસ્તાવ હતો. આ વિવાહના કારણથી જે રાજનૈતિક ઘટના બની હતી તેનું વર્ણન પાઠકો પૂર્વે વાંચી ગયા છે.[૨] તે પાપીયવનના હાથમાં પોતાની કન્યા સોંપીને પોતાનું કુલ કલંકિત કરવાંની અજિતસિંહને કિંચિત્ પણ ઇચ્છા નહોતી.કેવલ યવનસમ્રાટ્ની પ્રબલ સત્તાજોઇને તથા રાજ્યની રક્ષાનો અન્ય કોઇ ઉપાય નહિ જોઇનેજ તેમને પાદશાહને કન્યા આપવાનો સ્વીકાર કરવો પડયો હતો. યવન પાદશાહે બળાત્કારે તેમને પોતાની સાથે તેમની કન્યાનું લગ્ન કરવાની ફરજપાડી મોગલસામ્રાજ્યના નાશનો પાયો પોતાને હાથેજ ખોદ્યો. અજિતસિંહ શીઘ્ર પોતાના સ્વર્ગસ્થપિતાના જેવી તેજસ્વિતા ધારણ કરી યવનસમ્રાટ્ની પ્રભુતા અને પ્રબળ પ્રતાપરૂપી સૂર્યને અસ્ત કરવાને માટે ઉભય સૈયદભ્રાતાઓની સાથે મળી ગયા. તેમણે ઉભય ભ્રાતાઓની આગળ ઉપરોક્ત ચાર બાબતોનું નિવારણ કરવાનો પ્રસ્તાવ સાદર કર્યો. આ પ્રસ્તાવનો સ્વીકાર થયો. વળી સૈયદભ્રાતાઓએ અજિતસિંહનો આ પ્રસ્તાવ પણ સ્વીકાર્યો કેઃ-"મોગલસામ્રાજ્યના જે ભાગમાં રાજપૂતો નિવાસ કરતા હોય તે ભાગમાં આવેલાં સર્વ દેવમંદિરોમાં નિયમિતરીતે શંખધ્વનિ કરવા દેવામાં આવશે. બાદશાહ તે સંબંધે કાંઇપણ બાધા ઉપસ્થિત કરશે નહિ. હિંદુઓનાં દેવમંદિરોને યવનો કદિ પણ અપવિત્ર કરી શકશે નહિ." તદુપરાંત મહારાજા અજિતસિંહે પોતાના રાજ્યની સીમા પણ વધારી લીધી.

કાળની ગતિ કેવી વિચિત્ર છે ! દુષ્ટ ઔરંગઝેબે જે અજિતસિંહના જીવનનો તથા સમસ્ત રાઠોડરાજવંશનો નાશ કરવાને માટે પ્રયત્ન કર્યો હતો, બાલ્યાવસ્થામાં જેમનું પાલન અત્યંત કઠિનતાથી કરવામાં આવ્યું હતું અને જેઓ યુવાવસ્થાપર્યંત પ્રાણ બચાવવાને માટે દૂર દેશનાં જંગલ અને પહાડોમાં બીતા બીતા ફરતા હતા, તેજ અજિતસિંહ હવે દિલ્હીના પાદશાહની સભામાં પ્રબળ અધિ-

૧ નૌરોઝ એટલે નવો દિવસ. દિલ્લી નગરમાં પ્રત્યેક માસની પ્રથમ તિથિએ મેળો ભરાતો હતો. આ મેળામાં રાજકુટુંબનાં અને મોટા મોટા અમીર ઉમરાવોનાં કુટુંબનાં માણસો પોતાની કારીગરીનો માલ વેચવાને લાવતાં હતાં. આ મેળામાં પુષ્કળ માલ વેચાતો હતો. પ્રતિવર્ષે નૌરોઝનો એક એવો મેળો ભરાતો હતો કે જેમાં કેવળ સ્ત્રીઓજ એકત્રિત થતી હતી. નાનામોટા કુળની સ્ત્રીઓ સિવાય ત્યાં કોઈ પણ પુરુષ જતો નહોતો; પરંતુ પાદશાહ વેષ બદલીને તેમાં જતો હતો. આ મેળામાં અનાચાર પુષ્કળ થતો હતો. આ મેળો અકબરે શરૂ કરાવ્યો હતો.

૨ મેવાડના ઇતિહાસમાં આ વર્ણન આવી ગયું છે.

કાર પ્રાપ્ત કરી હિંદુઓના હિતનાં સર્વ કામો કરવા લાગ્યા. રાઠોડકવિએ જણાવ્યું છે કેઃ-"સમસ્ત આશાઓ સફળ થયા પછી સંવત ૧૭૭૨ ના જ્યેષ્ઠ માસમાં ગુજરાતના સુબાતરીકે નિયુક્ત થઇ નવી સનદ પ્રાપ્ત કરી દિલ્હી છોડી તેઓ જોધપુરમાં ચાલ્યા ગયા. મંત્રી ખીમસીની સહાયથી શીઘ્ર સર્વ સ્થાનેથી જજીઆવેરો કાઢી નાખવામાં આવ્યો. હિંદુકુલતિલક મહારાજા જસવંતસિંહના યોગ્ય કુમાર અજિતસિંહદ્વારા આ ઘૃણિત કર દૂર થવાથી સર્વત્ર સર્વ હિંદુઓએ પરમ અલ્હાદિત થઇ અંતઃકરણપૂર્વક અજિતસિંહના જય જયકારથી ભારતવર્ષ પ્રતિધ્વનિત કરી દીધું. જો કે અજિત-સિંહને પોતાની નામરજી છતાં ફર્રૂખશીઅરના હાથમાં પોતાની કન્યા સમર્પણ કરવી પડી હતી તેથી તેઓ પોતાના મનમાં અસંત દુઃખી થયા હતા, તોપણ તેઓ સ્વજાતિના હિતનાં અનેક કાર્યો કરવામાં સફળ થયા હતા, તેથી તેમનો શોક ઘણો ઘટી ગયો હતો."

અજિતસિંહે સંવત ૧૭૭૨ માં પોતાના રાજ્યના મુખ્ય મુખ્ય દેશોમાં સ્વયં જઇ સુશાસનની વ્યવસ્થા કરી. પોતાના પુત્ર અભયસિંહને રાજકાર્યમાં દક્ષ કરવાની ઇચ્છાથી તેઓ તેમને પોતાની સાથે લઇ ગયા હતા. સૌથી પહેલાં તેઓ ઝાલોરમાં ગયા. આ સમયે વર્ષાઋતુનો પ્રબલ વેગ જોઇ તેમણે ત્યાંજ મુકામ કર્યો. શરદૃઋતુનું આગમન થતાંની સાથેજ પ્રકૃતિદેવીએ પ્રસન્ન મૂર્તિ ધારણ કરી. આ વખતે મારવાડપતિએ શીઘ્ર પોતાની સજ્જ થયેલી સેનાસહિત સૌથી પહેલાં મેવાસા[1] દેશના નિવાસીઓ શિરોહીના દેવડા લોકોપર આક્રમણ કર્યું. અજિતસિંહે જ્યાં નિમાજપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો કે તરતજ સમસ્ત દેવડાઓએ તેમની આધીનતા સ્વીકારી અને તેમણે ખંડણી આપી. આ સમયે પાલણપુરથી ફિરોઝખાંએ મહારાજા અજિતસિંહની સામે જઇ ;તેમને યથોચિત સન્માન આપ્યું હતું. થિરાદ દેશના રાણા અજીતસિંહને ખંડણીસ્વરૂપે એક લાખ રૂપિયા આપ્યા કરતા હતા. વળી કલવી જાતિના નેતા ક્ષેમકર્ણ પણ સર્વ પ્રકારે આધીનતાની શૃંખલામાં પરિબદ્ધ થયા હતા. શક્તાવત, ચાંપાવત અને વિજયભંડારીને ગત વર્ષમાં પાટણમાં સુશાસનની વ્યવસ્થા કરવાને માટે મોકલ્યા હતા, તેઓ પણ આ વખતે પાટણથી આવીને મહારાજા અજિતસિંહને મળ્યા.

સંવત ૧૭૭૩ માં મહારાજા અજીતસિંહે હળવદના ઝાલાને પરાસ્ત કર્યો. ત્યારપછી તેમણે નવા-નગરના જામ લોકોપર આક્રમણ કર્યું. મહા બળવાન અને પરમપરાક્રમી અજિતસિંહના આક્રમણથી ભયભીત થઇ નવાનગરના જામ તેમને શરણે આવ્યા અને તેમને ખંડણીસ્વરૂપે ત્રણ લાખ રૂપિયા તથા પચીસ શ્રેષ્ઠ ઘોડી આપી, આ મહા વિપત્તિમાંથી મુક્તિ પ્રાપ્ત કરી. ત્યાર પછી અજિતસિંહ પોતાના રાજ્યના સર્વ ભાગોમાં સુશાનસની સ્થાપના કરી પોતાની સેનાસહિત દ્વારિકાતીર્થમાં ગયા. ગોમતીમાં સ્નાન કરી તથા દાનપુણ્ય કરી તેઓ પોતાની રાજધાની જોધપુરમાં પાછા ચાલ્યા આવ્યા. અહીંઆં તેમના સાંભળવામાં આવ્યું કે તેમની ગેરહાજરીમાં ઈંદ્રસિંહે નાગોરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો છે. આ સમાચાર સાંભળી તેમને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો અને તેમણે સિંહની પેઠે શીઘ્ર પોતાની સેના લઇ નાગોરપર આક્રમણ કરી ઈંદ્રસિંહને સિંહાસનપરથી પદભ્રષ્ટ કર્યો.

ત્યાર પછી ઇ૦ સ૦ ૧૭૭૪ માં મહારાજા અજિતસિંહ ભારતના ક્ષેત્રમાં ચિરસ્મરણીય કાર્ય કરવા-ને પ્રવૃત્ત થયા. ફર્રૂખશીઅરના શાસનસમયમાં દિલ્લીના દરબારમાં પરસ્પર ઝઘડો જાગ્યો. એક તરફ મોગલ અમીરઉમરાવો હતા અને બીજા પક્ષમાં ઉભય સૈયદભ્રાતાઓ હતા. આથી જે શોચ-નીય ઘટનાઓ બની તે ઇતિહાસના પાઠકોથી અજ્ઞાત નથી. સૈયદભ્રાતાઓ અને મોગલોની વચ્ચે જે સમયે ઝગડો ઉપસ્થિત થયો, તે સમયે મહારાજા અજિતસિંહને એક મુખ્ય કાર્ય કરવાને માટે શીઘ્ર બોલાવવામાં આવ્યા. હુસેનઅલી આ સમયે દક્ષિણમાં હતો અને અબ્દુલ્લા પાદશાહની વિરુદ્ધ ગુપ્તરીતે પ્રપંચનો વિસ્તાર કરી રહ્યો હતો. ઉભય સૈયદભ્રાતાઓ આ સમયે મહારાજા અજિતસિંહ-ને પ્રબળ જોઇને તેમને હાથમાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમણે તેમને રાજધ્વજામાં આવવાને

૧ આ દેશ આબુ શિખરપર આવેલો છે. આ દેશમાં પૂર્વે ભૂમીઆ, કોળી, મીના, માહિર વિગેરે લોકો વસતા હતા. કદિ કદિ રાજપૂતો પણ એ પર્વતમય પ્રદેશમાં જઈને પોતાની રક્ષા કરતા હતા.

પત્રો ઉપર પત્રો લખ્યા. અજિતસિંહ બદલો લેવાનો સુઅવસર જોઇ પોતાની બળવાન સેનાસહિત નાગર, મેડતા, પુષ્કર, મારોટ તથા સાંભર થઇને દિલ્હીમાં જઇ પહોંચ્યા. તેઓ સાંભરના કિલ્લામાં પુષ્કળ રાઠોડસેના મૂકી ગયા હતા. તેમણે દિલ્હી તરફ પ્રયાણ કરતી વખત મારોટથી પોતાના પુત્ર અભયસિંહને રાજધાની જોધપુરની રક્ષા કરવાને માટે મોકલી દીધો. અજિતસિંહ પોતની પ્રબળ સેના-સહિત આવ્યા છે, એવા સમાચાર સાંભળી ઉભય સૈયદભ્રાતાઓ શીઘ્ર તેમને સન્માનસહિત લઇ જવાને માટે તેમની સામા ગયા. અજિતસિંહ અલીવર્દીખાનની સરાઇમાં ઉતર્યા. તે સમયે સૈયદો તેમની પાસે જઇ પહોંચ્યા અને તેમનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કર્યો. સૈયદોએ અજિતસિંહની મુલાકાત થતાંવેંતજ તેમને પોતાના મનનો ગુપ્ત ઉદ્દેશ જણાવી દીધો. આ સમયે જયસિંહ અને મોગલ અમીરો પાદશાહના પક્ષમાં હતા. તેમણે ઉભય સૈયદભ્રાતાઓને એકદમ તેમનાં સ્થાનપરથી પદભ્રષ્ટ કરીને પાદશાહને નિષ્કટક બનાવવાની ચેષ્ટા કરી હતી અને અજિતસિંહને પણ પોતાના પક્ષમાં ભળવાને પ્રસ્તાવ કર્યો હતો. મોગલોપર વૈર લેવાનો આવો ઉત્તમ પ્રસંગ બીજો પ્રાપ્ત થનાર નથી, એમ સમજી અજિતસિંહે સૈયદોની સાથે સંધિ કરવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. એક રાઠોડકવિએ આ સંબંધમાં ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે:-" જે પ્રકારે વિષધારી સર્પ પેટીમાં બંધ રહેતો હોય, તે પ્રકારે ફર્રૂખશિયર રહેવા લાગ્યો. ઉભય સૈયદભ્રાતાઓએ પોતાના પ્રધાન પ્રતિદ્વંદ્વી શત્રુઓના જુલ્ફીકારખાંને સૌથી પહેલાં આ સંસારમાંથી વિદાય કરી અજિતસિંહનું પ્રથમ કાર્ય સિદ્ધ કરી દીધું. "

જે અત્યંત ક્રૂર અને પરમ અત્યાચારી ઔરંગઝેબે પોતાના પાશવબળની સહાયથી મોગલસામ્રાજ્યને અચળ રાખવાનો પ્રયત્ન કર્યો હતો, જેના પૈશાચિક શાસનથી હિંદુધર્મ અને હિંદુસમાજ પરમ દુર્દશામાં પડી નાશની અણીપર આવી પહોંચ્યો હતો, જેણે ભારતવર્ષના પ્રત્યેક રાજાને કંપાયમાન કરી દીધા હતા, તેજ ઔરંગઝેબના વંશજો આજે કાળચક્રની ગતિથી પરમ અધમાવસ્થામાં આવી પડયા હતા. ઔરંગઝેબે અજિતસિંહને બાલ્યાવસ્થામાંજ મારી નાખીને પોતાની પાપીવૃત્તિને સંતુષ્ટ કરવાની ચેષ્ટા કરી હતી અને તેથી અજિતસિંહને પ્રાણ જવાના ભયથી અત્યંત દૂર જઇ પર્વતકંદરોમાં નિવાસ કરવો પડયો હતો અને આજે તેજ અજિતસિંહ દિલ્હીમાં આવ્યા છે તથા દિલ્હીનો પાદશાહ ફર્રૂખશીઅર તેમને મળવાને માટે અતિ આતુર બની રહ્યો છે. અજિતસિંહ રાજધાનીમાં આવ્યા છે, એવા સમાચાર સાંભળી પાદશાહે શીઘ્ર કોટા રાજ્યના હાડા રાવ ભીમસિંહ અને ખાન દૌરાનખાંને અજિતસિંહની પાસે મોકલ્યા. તેમણે અજિતસિંહની પાસે આવી તેમને નિવેદન કર્યું કે: " પાદશાહ આપને શીઘ્ર મળવાની ઇચ્છા રાખે છે; માટે કૃપા કરીને પધારો. " ચાણાક્ષ અજિતસિંહે પોતાની ઇચ્છાથી ફર્રૂખશીઅરને પોતાનો જામાતા બનાવ્યો નહોતો. જે અનિવાર્ય કારણથી તેમને પોતાની કન્યા ફર્રૂખશીઅરને સમર્પણ કરવી પડી હતી તે પાઠકો અગાઉ જાણી ચૂકયા છે. તેને જામાતા બનાવ્યા છતાં પણ અજિતસિંહ તેનાપર સ્નેહ રાખતા નહોતા. તેનું અસ્તિત્વ મને પોતાને કલંકરૂપ છે, એમ માનીને તેઓ તેનાપર ક્રોધાયમાન હતા; તે છતાં પણ આ વખતે તેમણે પોતાના મનનો ભાવ મનમાંજ છુપાવી પાદશાહની મુલાકાત લેવામાં પોતાની સંમતિ દર્શાવી. મોતીબાગ નામના રમણીય ઉદ્યાનના મહાલયને પાદશાહ અને અજિતસિંહની મુલાકાતમાટેના સ્થાનતરીકે નિયુક્ત કરવામાં આવ્યો. અજિતસિંહ એકલા ત્યાં ગયા નહિ, પરંતુ તેમણે પોતાની સાથે પોતાના તાબાના સમસ્ત માનનીય સામંતો અને વીરોને લઇ લીધા. તેઓ પાદશાહની સન્નિધ જવાને માટે મહાસમારોહસહિત ચાલ્યા. રાઠોડસામંતો ઉપરાંત તેમની સાથે જેસલમીરના રાવ વિષ્ણુસિંહ, દેરાવળના પદ્મસિંહ, મેવાડના ફત્તેસિંહ, સીતામઉના રાઠોડનેતા માનસિંહ, રામપુરાના ચંદાવત ગોપાલ, ખંડેલાના ઉદયસિંહ, મનોહરપુરના શકતસિંહ, ખિલચીપુરના કૃષ્ણસિંહ વગેરે અનેક બુદ્ધિમાન અને સન્માનનીય સરદારો ગયા હતા. આ સમયે અજિતસિંહ માત્ર મારવાડનાજ અધિપતિ નહોતા, પરંતુ તેઓ ગુજરાતના સુબા પણ હતા અને તેથી સમસ્ત રાજપૂતસામંતો તેમને નેતા સમજી તેમના આધીનમાં રહેવાને તૈયાર થયા હતા, આપરથી તેઓ કેટલા બળવાન થઇ ગયા હતા અને શત્રુઓ તેમનાથી કેવા ભય પામતા હતા તે સરલતાથી સમજી શકાય તેમ છે. પાદશાહ ફર્રૂખશીઅરે મહારાજા અજિતસિંહનો

મહાન આદરસત્કાર કર્યો. ફર્રુખશીઅરે તેમની સાથે મળી જઇ તેમને 'સાતહજારી મનસબ'ની પદવી આપી; અર્થાત તેમને સાત હજાર સૈનિકોના નાયક બનાવ્યા અને તેમના રાજ્યની સીમા પણ વધારી દીધી. તે ઉપરાંત તેમને એક કરોડ રૂપીઆની જાગીર આપી.

તે ઉપરાંત પાદશાહે તેમને માહીમરાતબ નામનું સન્માનચિન્હ, હાથી, ઘોડા, મૂલ્યવાન હીરા, સુવર્ણના મ્યાનવાળી તલવાર, કિરીચ, હીરાજડિત શિરપેચ તથા મોતીની બે માળા ભેટ આપી. આ પ્રકારે મહારાજા અજિતસિંહ પાદશાહદ્વારા સન્માનિત થયા પછી શીઘ્ર તેઓ સૈયદ અબદુલ્લાખાંની મુલાકાત લેવાને ચાલ્યા. અજિતસિંહના આગમનની ખબર સાંભળી અબદુલ્લાખાંએ સામા જઇ પરમ આદરપૂર્વક તેમનું સ્વાગત કર્યું. તેઓ પરસ્પર મળ્યા, ભેટયા. રાઠોડકવિના અભિપ્રાય-અનુસાર તેમને આ પ્રસંગે અબદુલ્લાખાં તરફથી અત્યંત ઉચ્ચ સન્માન પ્રાપ્ત થયું હતું. આ પ્રસંગે તેમણે મળીને એવો નિશ્ચય કર્યો કે કાં તો આપણો ઉદ્દેશ સફળ કરવો કે કાં તો જીવન સમર્પણ કરવું. અજિતસિંહ અને સૈયદ અબદુલ્લાખાંની ગુપ્ત મુલાકાત અને ગુપ્ત મસલતની વાત સાંભળી મોગલઅમીર-ઉમરાવો ભયભીત થઇ ઘોર અનિષ્ટની આશંકા કરવા લાગ્યા અને અજિતસિંહના જીવનરૂપી દીપકને નિર્વાણ કરવાને માટે ગુપ્તરીતે પ્રયત્ન કરવા લાગ્યા.

રાઠોડ કવિ જણાવે છે કે:-"સંવત ૧૭૭૫ ના પોષ માસના શુક્લપક્ષની બીજને દિવસે પાદશાહ ફર્રુખશીઅરે અજિતસિંહને ત્યાં જઇ તેમની મુલાકાત લીધી. પાદશાહને યોગ્ય સન્માન આપવામાં અજિતસિંહે કાંઇ પણ ત્રુટિ કરી નહિ. તેમણે એક સ્થળે એક લાખ રૂપિયા મૂકી તે ઉપર પાદશાહનું આસન કર્યું અને તેની ઉપર પરમ આદરપૂર્વક તેને બેસાડયો. વળી તેમણે તેને હાથી, ઘોડા અને મૂલ્યવાન હીરા તથા રત્નોથી જડિત અલંકારો પણ ઉપહારતરિકે આપ્યા. પાદશાહ ફર્રુખશીઅર અજિતસિંહે આપેલા સન્માનથી અત્યંત સંતુષ્ટ થઈ વિદાય લઇ પોતાના સ્થાનપર ચાલ્યો ગયો. આ સમયે રાજધાની દિલ્હીમાં એક માત્ર અજિતસિંહજ સર્વથી અધિક સન્માનનીય તથા સામર્થ્યવાન પુરુષતરિકે પૂજાતા હતા.ફાલ્ગુન માસમાં અજિતસિંહ અને સૈયદે પુઃન પાદશાહની મુલાકાત લીધી અને ત્યારપછી તેમણે ગુપ્ત મસલત ચલાવી એક પ્રપંચ રચ્યો અને તે વિષે દક્ષિણમાં હુસેનઅલીને ખબર કરી દીધી તથા તેને બનતી ત્વરાથી દિલ્હીમાં આવવાની સૂચના કરી." આ પ્રસંગનું વર્ણન કરતાં રાઠોડકવિ જણાવે છે કે, આ સમયે આકાશમાં ભાવી દુર્ઘટનાનાં દુશ્ચિન્હો જણાવા લાગ્યાં. ચારે તરફ ઘોર દાવાનલ પ્રજ્વલિત થતો જણાયો. ગર્ધવોનો અપ્રાસંગિક શબ્દ તથા શ્વાનોનું ભયંકર રીતે ભસવું ચોતરફ ફેલાઇ રહ્યું. મેઘવિનાજ ગર્જનાએ પૃથ્વીને કંપાયમાન કરી મૂકી. જે રાજસભામાં એક સમયે સદા ઉત્સવો થયા કરતા હતા, જેમાં લાવણ્યમયી યુવતીઓનાં નૂપુરનો ઝણકાર સદા કર્ણગોચર થતો હતો, જેમાં સદા કિન્નરીઓના કંઠમાંથી નીકળતો સંગીતધ્વનિ સર્વનાં મન તૃપ્ત કરતો હતો, તેજ રાજસભામાં આજે ઘોર નિઃસ્તબ્ધતા અને નિબિડ અંધકાર છવાઇ રહેલ છે. આગંતુક વિપત્તિનાં સંપૂર્ણ લક્ષણો દગ્ગોચર થાય છે. વીસ દિવસમાં હુસેન ભયંકર સંહારમૂર્તિ ધારણ કરીને દિલ્હીમાં આવી પહોંચ્યો. રાજમહાલયની પાસે તે આવ્યો કે તરતજ તેનો વિજયડંકો વાગ્યો. હુસેનની સાથે જે અગણિત અશ્વારોહીઓ આવ્યા હતા, તેમના તુરંગોના ચાલવાથી ઉડતી રજથી દિલ્હી સર્વથા અંધકારમય બની ગયું. દિલ્હીની ઉત્તર દિશામાં પોતાની સેનાનીછાવણી નાખીને હુસેનઅલી શીઘ્ર પોતાના ભ્રાતા અબદુલ્લા અને અજિતસિંહજીની મુલાકાત લેવાને માટે ગયો. હુસેનઅલી સેનાસહિત આવ્યો છે, એવી ખબર સાંભળી ફર્રુખશીઅર અત્યંત ભયભીત થઇ ગયો અને તેણે તરતજ તેની પાસે ઉપહારદ્રવ્ય મોકલ્યું. આ સમયે રાજધાનીના મોગલનેતાઓ તો પોતપોતાને ઘેર મૌન ધારણ કરીને વસતા હતા. આકાશમાં બાજપક્ષીને ઉડતું જોઇને જે પ્રકારે ચકલી અત્યંત સાવચેતીથી રહે છે, તે પ્રકારે હુસેનઅલીનું આગમન થતાંની સાથેજ મોગલઅમીરઉમરાવો ભયભીત થઇને ચૂપ રહેવા લાગ્યા. અંબરના અધીશ્વર મીરજા રાજા સવાઇ જયસિંહ આ સમયે તેલવિહીન દીપકની પેઠે પ્રભાહીન થઇ ગયા હતા. હુસેનનું આગમન થયા પછી બીજે દિવસે સર્વ સરદારો યમુનાના તટપર અજિતસિંહના શિબિરમાં એકત્રિત થયા અને તેમણે પોતાનું ગુપ્ત કાર્ય સિદ્ધ કરવાને માટે મસલત

ચલાવવા માંડી. શું કરવું તેનો નિશ્ચય કરવામાં આવ્યો. અજિતસિંહ પોતાની રણતુરંગિનીની પીઠપર આરૂઢ થયા અને તેઓ શીઘ્ર પરાક્રમી રાઠોડોની વિપુલ સેનાસહિત ત્યાંથી નીકળી દિલ્હી શહેરમાં આવ્યા. પછી તેમણે મહાલયમાં જઇ તેનાં પ્રત્યેક દ્વારપર રાઠોડસૈનિકોના પહેરા મૂકી દઈ, મહાલયપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. જુઓ, ઇતિહાસમાં કેવું પરિવર્તન થાય છે ! અજિતસિંહના પિતા જસવંતસિંહને કાબૂલમાં વિષ દઇને ઔરંગઝેબે મારી નખાવ્યા હતા અને અજિતસિંહને બાલ્યાવસ્થામાં ગિરિનિવાસ કરવાની ફરજ પડી હતી તથા મારવાડનું રાજ્ય મોગલોના હાથમાં જતું રહ્યું હતું; પરંતુ આજે કાળચક્રની ગતિથી અજિતસિંહે દિલ્હીના મોગલસમ્રાટના દુર્જયમાં હાલયપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો છે. પૂર્વે એવી કલ્પના પણ કોના મનમાં ઉત્પન્ન થઇ હશે કે પ્રાણભયથી અહીંથી તહીં નાસતો બાલક અજિતસિંહ એક સમયે આ પ્રકારનું અપૂર્વ પરાક્રમ દર્શાવી મોગલોને ત્રાહિ ત્રાહિ પોકરાવશે ? આવી કલ્પના કોઇને સ્વપ્નમાં પણ આવી નહિ હશે. દુર્બળ અજિતસિંહ આ પ્રકારે પ્રબળ મોગલ રાજવંશનો સંહાર કરવાને માટે સંહારક મૂર્તિ ધારણ કરીને દિલ્હીનો રાજમહાલય હસ્તગત કરી લેશે, એવી સ્વપ્નમાં પણ કોણે આશા રાખી હશે ? રાઠોડકવિ આગળ જણાવે છે કે: "અજિતસિંહે મહા પ્રલયકાળના પ્રચંડ સૂર્યની પેઠે દર્શન દીધું. જે પ્રકારે પ્રકાશમાન દિનકરરૂપી સિંહના આગમનથી અંધકારરૂપી હસ્તીયૂથ નાસી જાય છે, તેલના અભાવથી જે પ્રકારે દીપક નિર્વાણ પામી જાય છે, તેજ પ્રકારે આ પ્રસંગે અજિતસિંહના રાજ્યશાસનરૂપી ઉજ્જવલ પ્રકાશથી અરાજકતા સર્વથા દૂર થઈ જાત. આ સમયે દિલ્હીનું રાજછત્ર ડોલાયમાન અને કંપાયમાન થઇ રહ્યું હતું અને દેશમાં ચોતરફ તેની આવી હીન અવસ્થાની ખબર વિદ્યુદ્વેગે પ્રસરી ગઇ હતી. દિલ્હીનો સર્વ ખજાનો લૂંટી લેવામાં આવ્યો. મોગલ અમીરઉમરાવોમાંથી કોઇપણ સાહસ કરીને પાદશાહ ફર્રૂખશીઅરની રક્ષા કરવાને માટે આગળ આવ્યો નહિ અને અંબરનો રાજા જયસિંહ આ મહાવિપત્તિનું આગમન જોઇને શીઘ્ર નરરક્તપ્લાવિત દિલ્હીને છોડી પોતાના રાજ્યમાં ચાલ્યો ગયો. ફર્રૂખશીઅરનું[1] મૃત્યુ થયા પછી શીઘ્ર એક માણસને દિલ્હીના સિંહાસનપર અભિષિક્ત કરવામાં આવ્યો; પરંતુ તેણે ચાર માસમાંજ ઉન્મત્તાવસ્થામાંજ પ્રાણત્યાગ કર્યો. ત્યારપછી દૌલા[2]ના મસ્તકપર ભારતનો રાજમુકુટ શોભાયમાન થવા લાગ્યો; પરંતુ હવે દિલ્હીના મોગલ અમીરઉમરાવોએ એકત્રિત થઇ આગ્રા નગરના નેકોશાહ નામના માણસને તેજ નગરમાં ભારતના સમ્રાટતરિકે અભિષિક્ત કર્યો. અજિતસિંહ અને અબદુલ્લાને સમ્રાટ રફિઉદ્દૌલાની પાસે રાખીને હુસેનઅલીએ સેનાસહિત ઉક્ત મોગલ ઉમરાવોપર આક્રમણ કરવાને માટે આગ્રા તરફ પ્રયાણ કર્યું."

સંવત ૧૭૭૬માં અજિતસિંહ અને અબદુલ્લા પણ દિલ્હીથી રવાના થયા;પરંતુ આવખતેજે મોગલોએ નેકોશાહને સમ્રાટતરિકે અભિષિક્ત કરીને સલીમગઢમાં તેને સુરક્ષિત રાખ્યો હતો, તેમણેજ તેને શત્રુઓના હાથમાં સોંપી દીધો, જેને સલીમગઢમાં કેદ કરવામાં આવ્યો. થોડા દિવસમાં રફિઉદ્દૌલા મરણ પામ્યો તેથી અજિતસિંહ અને ઉભય સૈયદભ્રાતાઓએ પુનઃ એક નવીન માણસને દિલ્હીના સિંહાસનપર અભિષિક્ત કર્યો. આ માણસનું નામ મહમ્મદશાહ હતું ! જે સમયે મારવાડપતિ અજિતસિંહે ઉભય સૈયદભ્રાતાઓની સાથે મળી સમસ્ત ભારતવર્ષમાં સૌથી અધિક સત્તાવાન માણસતરિકે પોતાને પસંદ પડતા મનુષ્યોને પાદશાહસ્વરૂપે અભિષિક્ત કર્યો, તે સમયે માંહોમાંહેના કલહે યવનરાજ્યનાં અનેક નગરોનો વિધ્વંસ કરી નાખ્યો; બીજી બાજુએ અનેક નગરો સ્વતંત્ર પણ થઈ ગયાં. પાદશાહ ફર્રૂખશીઅરના મરણ પછી જયપુરના રાજા જયસિંહની સર્વ આશા સમૂળ નષ્ટ થઈ ગઇ. ઉભય સૈયદભ્રાતાઓ આ સમયને વિશેષ અનુકૂળ માની પોતાના શત્રુપક્ષના મહારાજા જયસિંહને ઉચિત દંડ આપવાને માટે શીઘ્ર તત્પર થયા. અંબરપતિ જયસિંહ કમલપત્રપરના જલબિંદુની પેઠે કંપાયમાન થઇ ઉઠયા. જ્યારે નવીન સમ્રાટ મહમદશાહ ઉભય સૈયદભ્રાતાઓ તથા અજીતસિંહની સાથે જયપુરપર આક્રમણ કરવાને માટે નીકળી સીકરી નામના સ્થળે પહોંચ્યા,ત્યારે જયપુરના સર્વ સામંતોએ પ્રાણભયથી અજિતસિંહની પાસે આવી તેમનું શરણ ગ્રહણ કર્યું. તેમણે તેમને નિવેદન કર્યું

[1] સમ્રાટ ફર્રૂખશિયરની હત્યાનું વૃત્તાંત આગળ આવી ગયું છે.

[2] સમ્રાટ રફિઉદ્દૌલા.

કેઃ-" જો આપ સૈયદોના હાથમાંથી અમારા મહારાજાની રક્ષા નહિ કરો, તો જયપુરના રાજાની સાથે અમારો પણ નાશ થઇ જશે." દ્વાપરમાં શ્રીકૃષ્ણ ભગવાને જે પ્રકારે અર્જુનને અભયવચન આપીને અર્જુનની રક્ષા કરી હતી, તે પ્રકારે અજિતસિંહે પણ આ સમયે અભયવચન આપીને જયસિંહની રક્ષા કરવાનો નિશ્ચય કર્યો. તેમણે ચાંપાવત શાખાના નેતા અને પોતાના મંત્રીને જયસિંહની નિકટ મોકલી તેમને કહેવરાવી મોકલ્યું કેઃ-" આપ લેશ પણ ભય રાખશો નહિ." જયસિંહ તરતજ અજિતસિંહની પાસે ચાલ્યા આવ્યા. જાણે પ્રલયના મુખમાંથી પોતાનો ઉદ્ધાર થયો હોય તેમ જયસિંહને લાગ્યું. અજિતસિંહે જે પ્રકારે પોતાના બાહુબળથી મહમદશાહને દિલ્હીના સિંહાસનપર અભિષિક્ત કર્યો હતો, તે પ્રકારે તેમણે પોતાનાજ બાહુબળથી રાજા જયસિંહનો મહાવિપત્તિમાંથી ઉદ્ધાર કર્યો.આ સમયે પાદશાહ મહમદશાહે અજિતસિંહને અમદાવાદના શાસનની સનંદ આપી અને તેમને પોતાના કુટુંબની મુલાકાત લેવાની રજા આપી. અજિતસિંહ અત્યંત આનંદિત થઈ અંબરના જયસિંહ અને બુંદીના બુધસિંહ હાડાની સાથે પોતાની રાજધાની જોધપુર તરફ ચાલ્યા ગયા. જતી વખતે માર્ગમાં તેમણે મનોહરપુરના સેખાવત નેતાની પરમ સુંદર કન્યાની સાથે વિવાહ કર્યો. સુખદાયી શરદૃઋતુના પ્રથમ આશ્વિન માસમાં મહારાજા અજિતસિંહ જોધપુરમાં પહોંચ્યા. ત્યા જઇ અંબરપતિએ શૂરસાગરના તટપર અને હાડારાવે નગરની ઉત્તર તરફ પોતાની છાવણી નાખી દીધી.

હવે રાઠોડકવિ કર્ણીદાને એવો ઉલ્લેખ કર્યો છે કેઃ-"શરદઋતુ વિદાય થઇ ગઇ અને ઋતુરાજ વસંતનું આગમન થયું. વૃક્ષોમાં નવીન રસ ઉભેરાવાથી તેઓ નવીન પત્રોરૂપી આભૂષણોથી અલંકૃત થયાં. ભ્રમરો ગું ગું શબ્દ કરતા ઋતુપતિનું જયકીર્તન કરવા લાગ્યા. ચોતરફ આનંદધ્વનિ થવા લાગ્યો. દેવતા તથા મનુષ્યો સર્વ આનંદસમુદ્રમાં નિમગ્ન થઇ ગયાં.આવા આનંદદાયક સમયમાં અંબરપતિએ લાલ વસ્ત્રો પરિધાન કરી અજિતસિંહની રમણીય કન્યા સૂર્યકુમારીનું પાણિગ્રહણ કર્યું. ચિરપ્રચલિત રીતિ અનુસાર મહારાજા અજિતસિંહે આ કન્યાદાન કર્યા પૂર્વે તેના સંબંધમાં પોતાનામુખ્યમંત્રી ચાંપાવત શાખાના નેતા, પોતાના કોશાધ્યક્ષ, કૂંપાવત શાખાના નેતા તથા પોતાના ગુરુવર્યની અનુમતિ લીધી હતી. જો અમે આ વિવાહના સબંધમાં સંપૂર્ણ વૃત્તાંતનું વર્ણન કરવા બેસીએ તો એક મોટો ગ્રંથ થઇ જાય, માટે માત્ર આટલા સંક્ષિપ્ત વૃત્તાંતથીજ સંતોષ માનીએ છીએ."

સંવત ૧૭૭૭ નું વર્ષ મહારાજા અજિતસિંહના સંબંધમાં એક ચિરસ્મરણીય વર્ષ હતું. મહાવીર માલદેવના પુત્ર ઉદયસિંહે અકબરની આધીનતા સ્વીકારી તેનાદ્વારા 'રાજા'ની ઉપાધિ પ્રાપ્ત કરી જાતીય સ્વતંત્રતા વેચી નાખી હતી; પરન્તુ મહારાજા અજિતસિંહે આ વર્ષમાં તેને પુનઃ પ્રાપ્ત કરી ભારતવર્ષમાં પોતાનું નામ અમર કર્યું. સૂર્યપ્રકાશ નામના ગ્રંથ ઉપરથી પ્રતીત થાય છે કે સંવત ૧૭૭૭ ની સમસ્ત વર્ષાઋતુમાં અંબરરાજ જયસિંહ અને બુંદીના રાવ બુદ્ધસિંહ અજિતસિંહની પાસેજ રહ્યા હતા. એવામાં એવા સમાચાર મળ્યા કે મોગલોએ પ્રબલ થઇ પાદશાહ મહમદશાહની સહાયથી ઉભય સૈયદભ્રાતાઓની હત્યા કરી છે[1] અને તેઓ મહારાજા અજિતસિંહનો નાશ કરવાને માટે યત્ન કરી રહ્યા છે. વીરશ્રેષ્ઠ અજિતસિંહે આ સમાચાર સાંભળતાંની સાથે ક્રોધિત થયેલા સિંહની પેઠે રુદ્રમૂર્તિ ધારણ કરી તલવાર ઉપાડી શપથ લીધા કેઃ-'ગમે તે થાઓ; પરન્તુ હું અવશ્ય અજમેરપર મારો અધિકાર સ્થાપિત કરી લઇશ.' ત્યાર પછી નરેશ્વર અજિતસિંહે શીઘ્ર અંબરપતિ જયસિંહને વિદાય આપી. ત્યાર પછી બાર દિવસમાં તેઓ પોતાની બળવાન સેનાસહિત મેડતામાં આવી પહોંચ્યા અને તેમણે અત્યંત શીઘ્રતાથી મુસલમાનોને અજમેરમાંથી નસાડી તે કિલ્લાપર રાઠોડોની જયપતાકા ફરકાવી દીધી. તે ઉપરાંત અજમેરમાં રહેલા સમ્રાટના મુખ્ય પ્રતિનિધિનો વધ કરી તેમણે અભેદ્ય કિલ્લા તારાગઢપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. હિન્દુઓનાં દેવમંદિરોમાં હવે પુનઃ શંખ અને ઘંટનો નાદ સંભળાવા લાગ્યો અને મુસલમાનોની મસજીદોમાં બાંગનો અવાજ એકદમ બંધ થઇ ગયો. જે અજમેરમાં કેવળ કુરાનનો પાઠજ કર્ણગોચર થતો હતો, તેમાં હવે

1 હુસેનઅલ્લી અને અબદુલ્લા એ બે સૈયદ ભ્રાતાઓની હત્યાનું વર્ણન આગળ આવી ગયું છે.

પુરાણનો પાઠ થવા લાગ્યો. મસ્જીદોને સ્થાને મંદિરો બંધાયાં અને સમસ્ત કાજીઓ જીવ લઈને નાસી ગયા. બ્રાહ્મણોએ પોતાની પૂર્ણ સત્તા પુનઃ પ્રાપ્ત કરી. જે અજમેરમાં પૂર્વે ગોહત્યા થયા કરતી હતી, ત્યાં તે હવે બંધ થઈ હોમકુંડ સ્થાપિત થવા લાગ્યા. વિજયી અજિતસિંહ સાંભર ડીડવાના અને બીજા પુષ્કળ દેશો પોતાને આધીન કરી લીધા.મારવાડપતિ અજિતસિંહે ચોતરફ ગગનભેદી શબ્દસહિત પોતાની જયપતાકા ફરકાવી પોતાનું સિંહાસન સંપૂર્ણ સ્વાધીનતાપૂર્વક ભોગવવા લાગ્યા. તેમના મસ્તક ઉપર સ્વાધીનતાનું છત્ર વિરાજમાન થયું. તેમણે પોતાના નામના સિક્કા ચલાવ્યા અને સ્વતંત્ર તુલાદંડ નિયુક્ત કરી સ્વતંત્ર ગજ ચલાવ્યો. વળી તેમણે સ્વતંત્ર માપ અને કાટલાં નિયત કરી સ્વતંત્ર ન્યાયમંદિરની સ્થાપના કરી. તેમણે નવેસરથી પોતાના આધીન સામંતોની પદમર્યાદા નિશ્ચિત કરી આપી. તેમણે પોતાના સામંતોને માટે દંડ, નોબત, ધ્વનિ આદિ રાજચિન્હો નવેસરથી નિયુક્ત કર્યાં. સંક્ષેપમાં તેમણે પોતાની સંપૂર્ણ સ્વાધીનતાનાં ચિન્હો નિયુક્ત કર્યાં. દિલ્હી અશ્વપતિની[1] પેઠે મહારાજા અજિતસિંહ અજમેરમાં સંપૂર્ણ સ્વતંત્રતાપૂર્વક રહેવા લાગ્યા.શીઘ્ર આ સમાચાર સમસ્ત હિન્દુસ્થાનમાંજ નહિ, પરન્તુ મક્કાપર્યંત પ્રસરી ગયા. હિન્દુસ્થાન,ઇરાન અને અરબસ્તાન દેશો આદિના સર્વ મુસલમાનો જાણી ગયા કે અજિતસિંહે પોતાની ઉન્નતિની સાથે પોતાના ધર્મની ઉન્નતિ કરી લીધી છે અને તેમનાં સમસ્ત રાજ્યમાંથી મુસલમાનધર્મ તો સર્વથા લોપ થયો છે.

સૂર્યપ્રકાશકાર આગળ જણાવે છે કેઃ–સંવત ૧૭૭૮ માં મોગલ સમ્રાટે અજમેર દેશપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કરી દેવાને માટે પ્રયત્ન કર્યો હતો. મુજફ્ફરખાંએ સમ્રાટદ્વારા સેનાપતિના પદપર નિયુક્ત થઈ વર્ષાઋતુમાં સેનાસહિત અજમેર તરફ કૂચ કરી. મોગલસમ્રાટની આધીનતારૂપી શૃંખલાનો વિચ્છેદ કરનાર વીરશ્રેષ્ઠ અજિતસિંહે સમ્રાટની સેનાના આગમનના સમાચાર સાંભળી પોતાના અસીમ સાહસિક પુત્ર અભયસિંહને શત્રુઓનો નાશ કરવાને માટે મોકલી દીધા. કુમાર અભયસિંહની સાથે મારવાડના આઠ વીર સામંતો અને ત્રીસ હજાર અશ્વારોહીઓ ગયા. જમણી બાજુએચાંપાવતો,ડાબીબાજુએકૂંપાવતો અને મધ્યમાંકરમસોત,મેડતીઆ,જોધા,ઈદાભાટી, સોનગઢા, દેવડા, ખીચી, ધાંધલ તથાઃગોગાવત[2] વગેરે ચાલતા હતા. તેઓ કુમાર અભયસિંહના જયજયકારના ધ્વનિથી પૃથ્વીને કંપાયમાન કરતા યવનોનો સંહાર કરવાને માટે કૂચ કરવા લાગ્યા. અંબર આગળ સમ્રાટની સેના અને રાઠોડોની સેનાનો ભેટો થયો. મુજફ્ફરે રાઠોડોની ભયંકર મૂર્તિ જોઇ ભયભીત થઈ નાસી જઇ પોતાના નામને કલંક લગાડયું. મહાવીર અભયસિંહે પાદશાહના સેનાપતિ અને સૈનિકોને ભીરુ તથા કાપુરુષની પેઠે આચરણ કરતા જોઇ ઉત્તેજીત થઈ તેમનું દમન કરવાને માટે તેમનીપૂંઠ પકડી. તેમણે આ સમયે પ્રથમ શાહજહાનપુરપર અધિકાર સ્થાપિત કરી નારનોલ લૂંટયું અને પટના અર્થાત્ તંબરાબાટી તથા રિવારીમાંથી પુષ્કળ ધન પ્રાપ્ત કર્યું. તેઓ પ્રત્યેક ગ્રામ અને નગરમાં અગ્નિ લગાડી જવા લાગ્યા. અલીવર્દીખાનની સરાઇ સુધી અગ્નિનો સપાટો ચાલ્યો. અભયસિંહના આ મહા પરાક્રમને લીધે દિલ્હી અને આગ્રા ભયથી કંપાયમાન થઇ ઉઠયાં. અભયસિંહનું આ અસીમ સાહસ જોઇ મુસલમાનો પોતાનાં સ્થાન છોડી જીવ લઇ ચોતરફ નાસવા લાગ્યા. અભયસિંહને યવનવંશનો વિધ્વંસ કરતા જોઇ લોકોએ તેમને 'ધાંકલ' અર્થાત્ વંશવિલોપકની ઉપાધિ આપી. રાજકુમાર અભયસિંહે આ પ્રકારે ચોતરફ પોતાનું પ્રચંડ પરાક્રમ પ્રકાશિત કરી સાંભર અને લુધાનાથી નરૂકા[3] જઇ ત્યાંના અધિપતિની કન્યાનું પાણિગ્રહણ કર્યું.

---

૧ અજીતસિંહે દિલ્હીના સમ્રાટનું અનુકરણ કરીને ધ્વજ, દંડ, નોબત વગેરે રાજ ચિન્હો પોતાના સામંતોને અર્પણ કર્યાં હતાં.જોધપુરમાં આ રીતિ આજ પર્યંત વિદ્યમાન છે. રાજપૂતો દિલ્લીશ્વરને 'અશ્વપતિ'કહેતા હતા પરંતુ આ સન્માન્ય દ્વિતીય શ્રેણીનું છે. પ્રથમ શ્રેણીનું સન્માન 'ગજપતિ' છે.

૨ ધાંધલ અને ગોગાવતખાના સામંતો મારવાડના અતિપ્રાચીન સામંતો છે. ધાંધલશાખાના રાજપૂતો આસ્થાનના પુત્ર ધાંધલના વંશજો છે અને ગોગાવતો સુપ્રસિદ્ધ ચૌહાણ ગોગાના કુળમાં ઉત્પન્ન થયા છે. સતલજના તટપર્યંત મુસલમાનનો આવ્યા ત્યાંસુધી આ વીરશ્રેષ્ઠ ગોગાએ અપૂર્વ વીરતા પ્રદર્શિત કરી તેની આસપાસના પ્રદેશોની રક્ષા કરી હતી. ગોગાનું નામ રાજસ્થાનમાં સર્વત્ર પ્રસિદ્ધ છે.

૩ નરૂકા શાખા જયપુર રાજ્યમાં એક પ્રધાન સામંતશાખા છે. એ શાખાવિષે યથાસ્થાનપર વર્ણન કરવામાં આવશે.

સંવત ૧૭૭૯માં વિજયી કુમારે અભયસિંહે સાંભર જઇ ત્યાંની સેનાની સંખ્યા વધારી તે કિલ્લાને અભેદ્ય કર્યો.આ વર્ષમાં મહારાજા અજિતસિંહ અજમેરથી આવી પોતાના પુત્ર અભયસિંહને મળ્યા. કશ્યપની સાથેજે પ્રકારે સૂર્યનોમેળાપ થયો હતો,તે પ્રકારે અજિસિંહતનીસાથે તેમના પુત્ર અભયસિંહનો મેળાપ થયો. અભયસિંહે પરમ તેજસ્વિતાથી મુસલમાનોનો સંહાર કરી હિન્દુજાતિના ગૌરવની વૃદ્ધિ કરી. મોગલસમ્રાટ્ મહમદશાહ પિતાપુત્રનું સંમિલન થયેલું જોઇ અસંત ભયભીત થયો. તેણે અજિતસિંહનાં ઉદ્ધત આચરણને માટે તેમને ક્ષમા કરી તેમની સાથે મિત્રતા કરવાની આશાથી નાહરખાંને ચાર સહસ્ર સૈનિકોની સાથે સાંભરમાં મોકલી દીધો; પરન્તુ નાહરખાં દૂતકાર્યને માટે અયોગ્ય હતો. મિત્રતા થવાને બદલે તેને અજિતસિંહની સાથે સાંભરમાં યુદ્ધ થયું. આ યુદ્ધમાં તે મરણ પામ્યો. આ સમયે ચૂડામણિ[1] જાતના પુત્રે આવી અજિતસિંહનું શરણ ગ્રહણ કર્યું.પાદશાહ મહમદશાહે આ સમયે રાજ્યમાં ચોતરફ અસંતોષનો અગ્નિ પ્રજ્વલિત થયેલો જોઇ તથા હિન્દુજાતિને પુનઃ ઉન્નત થયેલી અને પોતાના બલને અત્યંત ક્ષીણ થયેલું જોઇ ભારતનો રાજમુકુટ છોડી મક્કાતીર્થમાં જઇને રહેવાનો વિચાર કર્યો; પરન્તુ સ્વતંત્ર મારવાડપતિ અજિતસિંહે નાહરખાંનો વધ કર્યો હતો, તેથી તે મહાક્રોધિત થઇ તેનો સંપૂર્ણ બદલો લેવા માટે તત્પર થયો. ભારતસામ્રાજ્યના બાર સુબાઓના તાબામાં જેટલા સૈનિકો હતા,તે સર્વેને તેણે અજિતસિંહનું દમન કરવાને માટે એકત્રિત કર્યા.આ પ્રચંડ સેનાના અધિનાયકતરિકે અંબરના મહારાજા જયસિંહ હૈદરકુલી, ઇરાદતખાં બંગસ વગેરે પ્રધાન પ્રધાન વીર નેતાઓને નિયુક્ત કરી તેમને અજમેરમાં અજિતસિંહની સામે મોકલી આપ્યા. શ્રાવણ માસમાં આ સેનાએ અજમેરના તારાગઢને ઘેરી લીધો. અભયસિંહે આ કિલ્લાની રક્ષાનો ભાર અમરસિંહના હાથમાં સોંપી દીધો. ચાર માસપર્યંત યવનોની સેના એ કિલ્લાને ઘેરી રહી; તે છતાં પણ તે તેનાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી શકી નહિ. સમસ્ત ભારતસામ્રાજ્યની સેના એક તરફ હતી અને એક તરફ અજિતસિંહ એકલો હતો. આ ચાતુર્માસમાં રાઠોડોએ પોતાનું અસીમ બાહુબળ દર્શાવી આપ્યું.અંતે અંબરપાત જયસિંહના પ્રસ્તાવથી મહારાજા અજિતસિંહ પાદશાહની સાથે સંધિ કરવાને સમ્મત થયા. પાદશાહની તરફના મોગલ અમીરોએ હાથમાં કુરાન ગ્રહણ કરી સંધીના સંધિ નિયમોનું પાલન કરવાને શપથલીધા અને પાદશાહે અજિતસિંહને અજમેર સમર્પણ જાહેર કર્યું. ત્યાર પછી અભયસિંહ જયસિંહની સાથે શીઘ્ર પાદશાહના શિબિરમાં ગયા. ત્યાં તેમની આગળ એવો પ્રસ્તાવ રજુ કરવામાં આવ્યો કે તમે પાદશાહની આધીનતા સ્વીકારો અને તેના પ્રમાણતરીકે દિલ્હીની રાજસભામાં વિરાજમાન થાઓ. અભયસિંહે આ પ્રસ્તાવનો સ્વીકાર કર્યો; પરન્તુ તેમણે નીડરતાપૂર્વક જણાવ્યું કેઃ—"આ તલવાર ઉપરજ અમારા જીવનનો આધાર છે."

અહીંઆં કર્નલ ટૉડ જણાવે છે કે મારવાડના યુવરાજને પાદશાહની સભામાં તેમણે આશા પણ નહિ રાખી હોય એવા સન્માનસહિત તેમનું સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમના પિતા પાદશાહના જમણા હાથપર મુખ્ય આસન પ્રાપ્ત કરવાના અધિકારી હતા, એ વાત તેઓ સારી પેઠે જાણતા હતા અને તેઓ તેમના પ્રતિનિધિતરિકે આવ્યા હતા તેથી તે આસનના પોતાને પણ અધિકારી માનતા હતા. દિલ્હીની રાજસભાના નિયમો અત્યંત સખ્ત હતા, પરંતુ અભયસિંહે તે પ્રત્યે કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. તેમણે સગર્વ રાજસભામાં પ્રવેશ કર્યો અને મહામાન્ય પ્રધાન પ્રધાન ઉમરાવોને પાછળ મૂકી તેઓ આગળ ગયા. તેમણે જ્યારે સિંહાસનપર ચઢવાના એક પગથીઆપર પગ મૂકયો ત્યારે એક અમીરે તેમને તેમ કરતાં રોકયા. આથી અભયસિંહે અત્યંત ક્રોધિત થઇ પોતાની સમશેર હાથમાં ગ્રહણ કરી. સમ્રાટ મહમદશાહે આ સમયે પોતાને ભયંકર વિપત્તિમાં સપડાયેલો જોઇ પોતાના ગળામાંથી હાર ઉતારી અભયસિંહના ગળામાં તે પહેરાવી દીધો. આથી તે અણીનો પ્રસંગ દૂર થયો. મહમદશાહ જો આ વખતે આવું આચરણ ન કરત તો જે પ્રકારે અમરસિંહે પોતાની સમશેરથી સભામાં રુધિર વહેવરાવ્યું હતું, તે પ્રકારે અભયસિંહ પણ રાજસભામાં રક્તની નદી વહેવરાવત.

અત્યાર સુધી અમે અજીતસિંહની વીરતામય લીલાઓનું વર્ણન કરતા આવ્યા છીએ; પરંતુ

[1] ચૂડામણિએ ભરતપુર રાજ્યની સ્થાપના કરી હતી.

હવે અમે તેમના પૂર્ણ પ્રકાશમાન જીવનાવસાનનું વર્ણન કરવાને પ્રવૃત્ત થઇએ છીએ. અમે જે રાઠોડ-કવિના ઇતિહાસની સહાયથી અજિતસિંહનું જીવનચરિત્ર લખ્યું છે; જે કવિના ગ્રંથની સહાયથી અમે તેમનું પરાક્રમ, તેમણે યવનોની આધીનતાનો ઉચ્છેદ કરવાને માટે કરેલો પ્રયાસ, તેમણે સ્વજાતિ અને સ્વધર્મની રક્ષાને માટે કરેલો પ્રયત્ન વગેરેનું વર્ણન લખ્યું છે તે કવિ અજિતસિંહના અંતસમયનું વર્ણન કરવામાં સર્વથા મૌન થઈ ગયા છે, એ અતિ શોકની વાત છે. એમ જણાય છે કે અજિતસિંહના અંતકાળનું સ્પષ્ટરીતે વર્ણન કરી રાઠોડ-રાજવંશની કલંકકાલિમા પ્રકટ કરવાની તેમને કિંચિત્ પણ અભિલાષા નહિ હોવાથી તે સત્યકર્તવ્યથી વિમુખ થયા છે. મહામાન્ય કર્નલ ટૉડ જણાવે છે કે રાજકુમાર અભયસિંહ પોતાના પિતાની અસંમતિ હોવા છતાં દિલ્લીની રાજસભામાં ગયો હતો. અભયસિંહ સારીરીતે જાણતો હતો કે તેના કલુષિત હૃદયમાં જે ગંભીર પાપકલ્પના વિદ્યમાન હતી તે દિલ્લીમાં જવાથી શીઘ્ર સફળ થશે અને તેજ કારણથી તે પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને દિલ્લીમાં ગયો હતો. અભયસિંહ મહાવીર, અસીમ સાહસી અને પ્રબળ પરાક્રમી યોદ્ધા હતો; પરંતુ તે રાઠોડકુલનું કલંક પણ નિવડયો હતો. અભયસિંહે પોતાના પિતાનો વધ કરવા રૂપી જે ઘૃણિત કાર્ય કર્યું હતું, તેનું વર્ણન પાઠકો અગાઉ વાંચી ગયા છે; માટે હવે અહીંઆં તે વિષે વિશેષ વિવેચન કરવાની અમે જરૂર જોતા નથી. જો કે અભયસિંહે સ્વયં પોતાના હાથથી પોતાના પિતાનો વધ કર્યો નહોતો, તોપણ તેમના પ્રાણનાશનું મૂળ કારણ તેજ હતો. તેજ પિતૃહત્યારૂપ મહાપાપ કરનારો હતો. અભયસિંહે રાજપ્રાપ્તિની આશાથી પોતાના બંધુ વખ્તસિંહને લોભ દર્શાવી પોતાના પિતા અજિતસિંહને અકાળે આ લોકમાંથી વિદાય કર્યા હતા.

અમે જે બે રાઠોડકવિઓનાં લખેલાં કાવ્યના આધારથી અજિતસિંહના જીવનચરિત્રનું વર્ણન કર્યું છે, તે ઉભય કવિઓએ અજિતસિંહના પ્રાણહંતા અભયસિંહની આજ્ઞાથી તથા તેની દેખરેખ નીચે પોતાના ગ્રંથો લખ્યા હતા. 'સૂર્યપ્રકાશ' ગ્રંથમાં અજિતસિંહના અકાળમૃત્યુના સંબંધમાં કેવળ એટલોજ ઉલ્લેખ છે કેઃ—" અજિતસિંહ આ સમયે સ્વર્ગમાં ચાલ્યા ગયા. " પરંતુ તેમને અમરધામમાં કોણે મોકલી દીધા તે સંબંધે કાંઇ પણ ઉલ્લેખ તેમાં નથી; પરંતુ 'રાજરૂપક' ના પ્રણેતાએ શોકના વેગને હૃદયમાં ને હૃદયમાં શમાવી રાખી સત્યની ઉજ્જ્વલ પ્રભા ગુપ્ત રાખી લખ્યું છે કેઃ—"બીજા અજિતસિંહ-સ્વરૂપ અભયસિંહ દિલ્લીની રાજસભામાં વિરાજમાન થયા. અજિતસિંહને આ સમાચાર પ્રાપ્ત થવાથી તેઓ આનંદિત થયા. આ સંસારમાં સર્વ વસ્તુઓ અસાર છે. એક દિવસ આગળ કે એક દિવસ પાછળ, પરંતુ કાળના કરાળ ગ્રાસમાં એક દિવસ સૌને ગ્રસ્ત થવું પડે છે. અતુલ બલશાલી પાદશાહો અને અખંડ પ્રતાપવાન રાજાઓ પણ મૃત્યુના મુખમાંથી પોતાની રક્ષા કરી શક્યા નથી. આ જગત્માં આપણો રહેવાનો સમય અગાઉથીજ નિયત કરવામાં આવેલો હોય છે. આપણે કદિ નિયત કરેલા સમય કરતાં એક ક્ષણ પણ વધુ વાર આપણી ઇચ્છાથી આ જગત્માં રહી શકતા નથી. આપણે આ પૃથ્વીપર જન્મ લઇએ છીએ તે પૂર્વે વિધાતાએ આપણા ભાગ્યના લેખ ચોક્કસ લખી દીધેલા હોય છે. વિધાતાના લેખમાં કિંચિત્ પણ ફેરફાર કરવાનું કોઇનામાં સામર્થ્ય નથી. ભાગ્યમાં જે લખ્યું હશે તે અવશ્ય થશેજ. ગોવિંદની આજ્ઞાથી આ સમયે ઇંદ્રના અવતારસ્વરૂપ અજિતસિંહ મૃત્યુલોકમાં પોતાનો પ્રબળ પ્રતાપ ફેલાવી પોતાનું નામ અમર કરી સુરલોકમાં ચાલ્યા ગયા. તેમણે મુસલમાનોને ઉચિત દંડ આપી પોતાના ધર્મના ગૌરવસૂર્યનો ઉદય કરી તેનો પૂર્ણ પ્રકાશ ફેલાવ્યો હતો. તેઓ મુસલમાનોને કંટકસ્વરૂપ લાગતા હતા. અફસોસ ! આ સમયે તેઓ પરલોકમાં ચાલ્યા ગયા છે. મરુભૂમિના મહારાજા વૈકુંઠધામમાં ચાલ્યા ગયા છે, રાજધાની જોધપુર ગાઢ શોકમાં લીન થઇ ગયું છે અને ચોતરફ હાહાકાર પ્રવર્તી રહ્યો છે. સર્વ પ્રજાએ અશ્રુપૂર્ણનયને " અમારો સૂર્ય અસ્તાચલમાં ચાલ્યો ગયો છે " એમ કહી રુદન કર્યું. યમરાજની આજ્ઞા થતાં મનુષ્યને પરલોકમાં જતાં કોણ રોકી શકે છે ! શું પાંચ પાંડવોએ હિમાલયના અગાધ [illegible] પ્રદેશમાં પ્રાણત્યાગ કર્યો નહોતો ! દાતાકુલચૂડામણિ મહારાજા હરિશ્ચંદ્ર પણ વિધિનો લેખ ટાળી શક્યા નહોતા ! શું ઋષિ કે શું મુનિ, શું સાધુ કે [illegible], પશુ, પક્ષી, કીટ કે પતંગ

સંક્ષેપમાં એવું પ્રાણી કયું છે કે જે મૃત્યુના પંજામાંથી પોતાનું સંરક્ષણ કરી શકે છે? વધારે કહીએ ? મહારાજા કર્ણ અને વિક્રમને પણ યમનો દંડ સ્વીકારવો પડયો હતો, તો પછી મહાર અજિતસિંહ શી રીતે કાલની જાળમાંથી બચી શકે ?"

રાઠોડકુલધુરંધર અજિતસિંહના જીવનચરિત્રની સમાલોચના કર્યા પૂર્વે અત્રે અમે તે અંતસમયે બનેલી ઘટનાનું કાંઇક દિગ્દર્શન કરાવીએ છીએ. સંવત ૧૭૮૦ ના આષાઢમાસના કૃ પક્ષની ત્રયોદશીને દિવસે મરુભૂમિના "આઠ ઠાકુરાત" ના અર્થાત્ અષ્ટપ્રધાન સામંતોના તાબ સત્તરસેં રાઠોડવીરો ખુલ્લું મસ્તક તથા ઉઘાડા પગ કરી નેત્રોમાં જલ ભરી શોકથી સંતપ્ત થ હૃદયસહિત પોતાના સ્વર્ગસ્થ મહારાજા અજિતસિંહના શબની નિકટ એકત્રિત થયા. તેમણે મહારાજાના શબને એક નૌકાની[1] આકૃતિની ઠાઠડીમાં મૂકી તેને ચિરપ્રચ રીતિ[2] અનુસાર મહાન ધામધુમસહિત રાજશ્મશાનભૂમિમાં લઇ આવ્યા. મહારાજ ચિતા ચંદનનાં કાષ્ઠ, અનેક પ્રકારનાં સુગંધી દ્રવ્યો, પુષ્કળ ઘી અને કપૂરવડે તૈયાર કરવામાં આવી. કવિની લેખિની આ હૃદયભેદક શોકમય ઘટનાનું વર્ણન શી રીતે કરી શ નાજરે મહાલયમાં જઇ "રાવ સિધારે" એવો પોકાર કર્યો. આ શબ્દ સાંભળતાંની સાથેજ ચૈ ણી[3] રાણી સોળ દાસીઓસહિત આવી અને બોલી: "આજે અમારો મહાસૌભાગ્યનો દિવસ જે વંશમાં અમે જન્મ લીધો છે તે વંશ આજે ઉજ્જવલ થશે. સદા જેમની સાથે રહી જીવન વ્ય કર્યું છે, તેનો આજે શી રીતે પરિત્યાગ કરીએ ?"

જેસલમીરના રાવલ ભીમસિંહની કન્યાએ શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાર્થના કરી કે:-"હું પરમાનંદ પ મારા પ્રાણપતિની સાથે પ્રયાણ કરૂં છું. હે પ્રભો ! હું આપનાં ચરણનું શરણ ગ્રહણ કરૂં છું. મ સતીત્વની રક્ષા કરો." દેરાવરની[4] રાજકુમારી મૃગાવતી, નિષ્કલંક તુંવારવંશની રાજકુમારી,[5] ચા રાણી[6] અને શેખાવત રાણી એ સર્વ રાણીઓ પોતાના પ્રાણપતિની સાથે જવાને સજ્જ થઈ હરિકીર્તન કરવા લાગી. આ સર્વ રાણીઓનાં હૃદયમાં મૃત્યુ કિંવા પ્રજ્વલિત ચિતાના અગ્નિ દગ્ધ થવાનો કિંચિત્ પણ ભય નહોતો. ઉપરોક્ત રાણીઓ અજિતસિંહની પ્રધાન રાણીઓ હતી. સિવાય મહારાજા અજિતસિંહની ૫૮ ઉપસ્ત્રીઓએ પણ તેમની સાથે ચિતામાં બળીને ભસ્મી થવાનો નિશ્ચય કર્યો. તેઓ બોલી: "હે પ્રભો ! આવો સુદિન અમને કદિ પણ પ્રાપ્ત થનાર ન જો અમે જીવિત રહીશું તો રોગ આવીને અમારા ઉપર આક્રમણ કરશે અને અમે અમારાં દિવ ખાનામાં શય્યા ઉપરજ અમારા પ્રાણ ખોઇ દઇશું. જે પ્રકારે સર્વ લોકોના સંબંધમાં બને છે પ્રમાણે અમારે પણ મૃત્યુના કરાલ ગ્રાસમાં પતિત થવાનો પ્રસંગ આવી પહોંચશે, તો પછી આ સમયે સ્વામીને છોડી અપયશનાં ભાગી શામાટે બનીએ ? અમારે આ ઘોર કલિકાલમાં વિ સેવીજ ઉચિત છે." ગંગાજીની રેણુકા મસ્તકપર લગાડી, ગળામાં તુલસીની માળા પહેરી ભટ્ટિ રાણીએ કહ્યું: "અમારા પ્રાણપતિવિના અમારૂં જીવન મરણસ્વરૂપજ છે." આ પ્રકારે પ્ર રાણીએ પતિની સાથે જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. નાજરે[7] તેમને બોલાવીને કહ્યું: "આ સ તમે જશો તે ઠીક નથી. તમે જાણો છો કે ચંદનકાષ્ઠ અતિ શીતલ હોય છે; પરંતુ પ્રજ્વલિત અગ્નિ સ્પર્શ થતાંની સાથેજ તેની સર્વ શીતલતા દૂર થઇ જશે. તે સમયે પણ શું તમે તમારા પ સાથે પ્રયાણ કરવાની ઈચ્છા અટલ રાખી શકશો? જે સમયે ભયંકર અગ્નિની જ્વાલા તમારાં કો

૧ વૈતરણી નદીપાર ઉતારવાને માટે રાજપૂતો શબને નૌકાના આકારની ઠાઠડીમાં મૂકે છે.

૨ 'રોયલ એશિયાટિક સોસાયટી' ના પુસ્તકના પ્રથમ વોલ્યુમના ૧૫૨ પૃષ્ઠમાં આ રીતિનું વર્ણન કરવામાં આવ્યું

૩ અજિતસિંહે આ રાણીની સાથે સગીર વયમાં વિવાહ કર્યો હતો અને તેજ પિતૃહંતા અભયસિંહની માતા

૪ ભટ્ટી જાતિની પ્રાચીન રાજધાનીનું નામ દેરાવર છે.

૫ એમના પૂર્વજો દિલ્લીના પ્રાચીન સ્વતંત્ર રાજા હતા.

૬ અણહિલપુર પાટણના રાજવંશમાં એમનો જન્મ થયો હતો.

૭ જોધપુરના રાજદરબારમાં સમસ્ત કર્મચારીઓનાં દિલ્હીના દરબારની પેઠે યાવની નામ રાખ આવ્યાં હતાં. આ કારણથી અંતઃપુરનો રક્ષક રાઠોડ હતો તોપણ તેનું નામ નાજર રાખવામાં આવ્યું હતું.

શરીરને દગ્ધ કરી દેશે, ત્યારે તમે દારુણ પીડાથી વ્યથિત થઇને ચિતામાંથી નાસી જવાની ચેષ્ટા કરશો અને તેથી તમારા પતિના કુલને કલંક લાગશે. તમે સર્વ બાજુનો સારીરીતે વિચાર કરી જુઓ. મારૂં તો કહેવું એ છે કે તમે આત્મભોગ આપો નહિ. તમે સમસ્ત જીવનમાં ઈંદ્રાણીની પેઠે સુખનો ઉપભોગ લીધો છે. તમે સુગંધી દ્રવ્યોનો શરીર સાથે લેપ કર્યો છે અને પ્રફુલ્લિત પુષ્પોની સુગંધ લીધી છે; માટે તમારૂં કોમળ શરીર અગ્નિની આંચ પણ સહન કરી શકશે નહિ, તો પછી પ્રચંડ જ્વાલા સહન કરવાની તો વાતજ શી કરવી ?" આ રીતે નાજરને અતિ આગ્રહપૂર્વક બોલતો સાંભળી રાણીઓએ પ્રત્યુત્તર આપ્યો: "અમે સમસ્ત સંસારને છોડી શકીએ છીએ; પરંતુ અમારા પ્રાણ પતિને છોડી શકતાં નથી." ત્યાર પછી સર્વ રાણીઓએ સ્નાન કરી સુંદર વસ્ત્રાભૂષણ પરિધાન કર્યાં અને મહારાજા અજિતસિંહના ચરણકમલમાં અંતિમ પ્રણામ કર્યાં. રાજમંત્રી, રાજકવિ તથા રાજપુરોહિત એ સર્વ રાણીઓને ચિતાપર ચઢવાનો નિષેધ કરવા લાગ્યા. તેમણે પટરાણી ચોહાણરાજનંદિનીને બોલાવીને કહ્યું કે: "આપ સ્વામીની સાથે બળીને ભસ્મ થશો નહિ.જો આપ આ સંસારમાંથી વિદાય થશો તો પછી આપના અભયસિંહ અને વખ્તસિંહ એ ઉભય પુત્રોનું સ્નેહસહિત પાલન કોણ કરશે ? આપ તેમને માટે જીવિત રહી અનાથો, કંગાલો તથા સાધુઓને અન્નધનનું દાન આપો અને ધર્મકર્મ કરી પવિત્ર જીવન ગાળો." રાણીએ ઉત્તર આપ્યો: "આપનું કહેવું યથાર્થ છે; પરંતુ પાંડુની રાણી કુંતી પોતાના પતિની સાથે સતી થઇ નહોતી અને તેણે પોતાના પંચ પુત્રોનું સુખ અને ઐશ્વર્ય જોવાની ઇચ્છા રાખી હતી, તોપણ શું તેના જીવનની લાલસા પૂર્ણ થઇ હતી ? આ જીવન અસાર છે, છાયાવત્ છે, આ દેહમંદિર કેવલ દુઃખમય છે. હવે આપ અમને રોકશો નહિ. પ્રાણપતિની સાથે પ્રજ્વલિત અગ્નિમાં આ દુઃખમય દેહ સમર્પિત થતાંની સાથેજ અમારાં સર્વ દુઃખ અને શોકનો અંત આવી જશે."

ત્યારપછી કવિએ તેમના સહગમનસંબંધે લખ્યું છે કે:—" શીઘ્ર વાજાં વાગવા લાગ્યાં. મહારાજા અજિતસિંહના શબની સાથે સહસ્રાવધિ સૈનિકો અને પ્રજાજનો એકસ્વરથી હરિનું નામ લઇ જવા લાગ્યાં. જે રીતે વર્ષાઋતુમાં મુશળધાર વરસાદ વરસે છે, તે રીતે માર્ગમાં દીન અને દુઃખીઓને ધન લૂંટાવવામાં આવ્યું. રાણીઓના મુખમંડળ ઉપર પ્રભાતકાળના સૂર્યની પેઠે સતીત્વની પવિત્ર જ્યોતિ પ્રકાશવા લાગી.કૈલાસમાંથી ઉમાએ અજિતસિંહની રાણીઓને આશીર્વાદ આપ્યો કે તમારા ભાવી જન્મમાં પણ અજિતસિંહ તમને પતિસ્વરૂપે મળો.અજિતસિંહની ચિતામાંથી ધુમાડો નીકળતાંની સાથેજ સહસ્રાવધિ મનુષ્યો "ખમ્મા, ખમ્મા" કહીને ધન્યવાદ આપવા લાગ્યાં. જાણે અગ્નિનો પર્વત બળતો ન હોય તેમ જ્યારે ચિતામાંથી પ્રચંડ અગ્નિજ્વાળાઓ નીકળવા લાગી ત્યારે દેવકન્યાઓ જેવી રીતે માનસરોવરમાં સ્નાન કરવાને માટે પડી હતી, તેવી રીતે અજિતસિંહની રાણીઓ તેમની ચિતાના અગ્નિમાં તૂટી પડી.તેમણે પતિની સાથે પ્રાણાર્પણ કરીને પોતાના પિતૃવંશને પરમ ઉજ્જ્વલ કર્યો. "અજિતસિંહ ! તમને ધન્ય છે ! ધન્ય છે ! તમે તમારી ગૌરવગરિમા વધારી અસુરોનો નાશ કર્યો હતો" એવા શબ્દો વારંવાર થવા લાગ્યા. સાવિત્રી, ગૌરી, સરસ્વતી, ગંગા અને ગોમતી એ સર્વેએ મળી ઉક્ત પતિની અનુગામિની સતી સ્ત્રીઓનો પરમ આદરપૂર્વક સત્કાર કર્યો. મહારાજા અજિતસિંહ પીસ્તાલીસ વર્ષ, ત્રણ માસ અને બાવીસ દિવસપર્યંત આ મૃત્યુલોકમાં રહી સ્વર્ગમાં પધાર્યા હતા."

મરુભૂમિના સિંહાસનપર અત્યાર સુધી જેટલા રાજાઓ અધિષ્ઠિત થયા હતા, તે સર્વમાં અજિતસિંહજ અધિક સ્વદેશપ્રેમી, અધિક સ્વજાતિહિતેચ્છુ અને અધિક સ્વધર્મપ્રેમી થયા. પાઠકોએ એમના જીવનચરિત્રપરથી સારી રીતે જાણી લીધું હશે કે અજિતસિંહના જન્મથી લઇને તેમના મૃત્યુપર્યંત અનેક પ્રકારની વિચિત્ર ઘટનાઓ બની હતી. કાબુલના પર્વતમય પ્રદેશમાં જે સમયે મહારાજા અજિતસિંહનો જન્મ થયો, તે સમય પૂર્વેજ તેમના પિતા હિંદુકુલચૂડામણિ મહારાજા જસવંતસિંહ યવનસમ્રાટે આપેલા કાલકૂટ વિષથી અકાળમૃત્યુને વશ થયા હતા. આ કારણથી અજિતસિંહનો જન્મ અનાથ અવસ્થામાં થયો હતો. તેમના જન્મના સમાચાર સાંભળતાંની સાથેજ નરરાક્ષસ ઔરંગઝેબ તેમના સુકુમાર જીવનનો નાશ કરવાને પ્રવૃત્ત થયો. જન્મથીજ અજિતસિંહની

આગળ કાળની ભયંકર મૂર્તિ ડોળા ફાડીને ખડી રહી હતી. માત્ર પરમ રાજભક્ત રાઠોડોની વીરતા અને સ્વામીભક્તિથીજ રાજકુમાર અજિતસિંહનું સંરક્ષણ થયું હતું.તેમના જીવનની રક્ષા કરવાને માટે રાઠોડસામંતોએ સંગ્રામમાં મહાવીરતા પ્રદર્શિત કરી પોતાના પ્રાણ વિસર્જન કર્યા હતા.અજિતાસંહદ્વારા ભવિષ્યમાં ભારતવર્ષની રંગભૂમિપર ચિરસ્મરણીય વીરલીલા થવાની હતી અને તેમનાદ્વારા હિંદુ-ધર્મ અને હિંદુસમાજની શોચનીય દુર્દશા નિવૃત્ત થવાની હતી, તેટલા માટેજ બાલક અજિતસિંહનું નરપિશાચઔરંગઝેબના હાથમાંથી અદ્‌ભુત પ્રકારે સંરક્ષણ થયું હતું. જો કે તેમણે ઔરંગઝેબના પંજામાંથી મુક્તિ પ્રાપ્ત કરી હતી, તોપણ હજી તેમનો વધ થવાનો ડર સર્વથા દૂર થયો નહોતો. સમસ્ત રાજવાડાના ન્યાયી અભિપ્રાય અનુસાર તેઓ મારવાડના અધીશ્વર ગણાતા હતા, તે છતાં પણ તેમને મહા રાજદ્રોહી અને મહા અપરાધીની પેઠે આબુના પર્વત-પર અત્યંત ગુપ્તરીતે નિવાસ કરવો પડયો હતો. અરવલીનાં દુર્ગમ શિખરોપર યવનોએ છળ વેષ ધારણ કરી તેમની તપાસ કરવમાં ત્રુટી કરી નહોતી. મારવાડના અધીશ્વરની બાલ્યાવસ્થા આ પ્રકારે અત્યંત ભયંકર સંકટમાં વ્યતીત થઇ હતી. અજિતસિંહ પરમ પરાક્રમી જસવંતાસંહના પુત્ર હતા, તેથી તેઓ યોગ્ય વયના થયા કે તરતજ તેમણે પોતાના સાહસિક,સ્વામિભક્ત અને પરમ પરાક્રમી સામંતોની સાથે પોતાના પિતાના રાજ્યનો ઉદ્ધાર કરવા માટે બહાર પડવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ.કર્નલ ટૉડ જણાવે છે કે:-"અજિતસિંહનો જન્મ થયો ત્યારથી તેઓ પોતાના પિતાના રાજ્યનો ઉદ્ધાર કરવાને સમર્થ થયા ત્યાંસુધીમાં રાઠોડસામંતોએ તેમનાપ્રત્યે જે પ્રકારની રાજભક્તિ પ્રદર્શિત કરી હતી; તે પ્રકારની રાજભક્તિનું ઉજ્જવલ ચિત્ર સમસ્ત મનુષ્યસમાજના ઇતિહાસમાં બીજું કોઇ દૃષ્ટિગોચર થતું નથી.જે સામંતપ્રથા લાભ કરતાં હાનિ વિશેષ કરે છે, તેજ સામંતપ્રથાએ આ ઘટનાથી ઉજ્જવલ પ્રકાશ ફેલાવ્યો છે. વાસ્તવમાં રાજપૂતો એક જાતિ, એક વંશ અને સામંત-પ્રણાલિ આદિ અનેક પ્રકારના સંબંધથી પરસ્પર પરિબદ્ધ હતા. તેમનો બાહ્ય દેખાવ એક મોટા કુટુંબના જેવો હતો. મહારાજા અજિતસિંહ સત્તર વર્ષની વયના થયા ત્યાંસુધી રાઠોડસામંતોએ તેમને નજરે પણ જોયા નહોતા અને તે છતાં પણ તેઓ તેમને માટે જીવસટ્ટે લડયા હતા; એ તેમની રાજ-ભક્તિ અને દેશભક્તિની કેટલી પ્રશંસા કરવી ! તેઓ ઇતિહાસમાં જાતીય ગૌરવનો એક અનન્ય આદર્શ મૂકી ગયા છે. રાજપૂતસામંતોનાં આચરણો કેવાં સુંદર છે ? "અમને અમારા સ્વામીનાં દર્શન થયા વિના અન્નજળપર રુચિ થતી નથી, તેમનાં દર્શન વિના અમને સર્વ પદાર્થો સ્વાદહીન લાગે છે." શું આ વચનો સ્વામિભક્તિની પરાકાષ્ઠા નથી દર્શાવતાં ? રાઠોડકવિ સામંતોની આ અપૂર્વ સ્વામિભક્તિનું અત્યંત ચમત્કારિક ચિત્ર આલેખી ગયા છે. તેઓ જણાવે છે કે:-" તરુણ અરુણનો ઉદય થતાંની.સાથે જે પ્રકારે કમલિની પ્રફુલ્લિત થાય છે, તે પ્રકારે બાલ અધીશ્વર અજિતસિંહનાં દર્શન થતાંની સાથે પ્રત્યેક રાઠોડનું હૃદયરૂપી કમલ વિકસિત થયું હતું. જે પ્રકારે પપૈયો સુખદાયી શરદૃઋતુમાં ચંપાના અમૃતમય રસનું તૃપ્તિ થાય ત્યાંસુધી પાન કરે છે, તે પ્રકારે રાઠોડસામંતોનાં નેત્રો અજિતસિંહનાં રૂપામૃતનું પાન કરતાં હતાં."

"રાઠોડજાતિની પ્રત્યેક શાખાના વીરોએ છવ્વીસ વર્ષપર્યંત પોતાના રાજાને માટે પોતાનું રુધિર વહેવડાવ્યું હતું. સ્વધર્મ તથા પોતાના રાજાની રક્ષાને માટે અસંખ્ય રાઠોડોએ પ્રાણવિસર્જન કર્યાં હતા. તેમનાં સ્મારકમંદિરો તથા સ્મારકસ્તંભો આજપર્યંત ઉચ્ચ સ્વરે તેમની ઉજ્જવલ કીર્તિનાં ગાન ગાય છે. રાઠોડોના આત્મભોગનાં પ્રમાણ મેવાડ અને અંબરના રાજકવિઓના ઇતિહાસમાં તથા તેમના ચિરશત્રુ મુસલમાન ઇતિહાસવેત્તાઓના ગ્રંથોમાં પણ ઉપલબ્ધ થાય છે. રાઠોડકવિઓનાં જે કાવ્યો રાજસ્થાનમાં આજપર્યંત ગાવામાં આવે છે, તે પરથી પણ રાઠોડોના પૂર્વજોનાં બળ અને પરાક્રમનો ઉત્તમ પરિચય મળે છે." કર્નલ ટૉડનાં આ સત્ય વચનો ઉપરાંત અમે કાંઇ પણ વિશેષ કહેવા માગતા નથી; પરંતુ અંતે અમે એટલુંજ કહીએ છીએ કે રાઠોડો પોતાના ધર્મને માટે તથા પોતાની સ્વાધીનતાને માટે જે બળ અને પરાક્રમ દર્શાવી.ગયા છે, તેનું સ્મરણ આયવ્રત ધારણ કરનાર પ્રત્યેક મનુષ્યે જીવનપર્યંત કરવું આવશ્યક છે.

કર્નલ ટૉડે અજિતસિંહના સંબંધમાં જણાવ્યું છે કેઃ–"અજિતસિંહ જેમ દૃઢપ્રતિજ્ઞ રાજા હતા, તેમ તેઓ અસીમ સાહસિક પણ હતા. તેમનું શરીર વીરોચિત અને બળવાન હતું. તેમનામાં તેમના પિતાના સર્વગુણો વિદ્યમાન હતા. અગીઆર વર્ષની વયે તેઓ પોતાના પિતાની રાજધાનીમાં શત્રુઓની સન્મુખ આવ્યા હતા, ત્યારથી તેમણે પોતાની તેજસ્વિતાનો ઉત્તમ પરિચય કરાવવા માંડયો હતો. ત્રીસવર્ષસુધી પ્રાતવર્ષે યુદ્ધ થયાં હતાં, તેમાંનાં કેટલાંક યુદ્ધોમાં અજિતસિંહે સ્વયં રાઠોડસામંતોની સાથે જઇ પોતાના બળ અને પરાક્રમનો પરિચય કરાવ્યો હતો. સંવત ૧૭૬૫માં અંબરમાં ઉભય સૈયદભ્રાતાઓની સાથે તેમને જે સમરાગ્નિ પ્રદીપ્ત થયો હતો, તેમાં અજિતસિંહ સ્વયં વિદ્યમાન હતા. અંતે આ યુદ્ધમાં તેમને સૈયદભ્રાતાઓની સાથે સંધિ થઇ હતી. અજિતસિંહના જીવનનો અંતિમ ભાગ કેવળ પાદશાહની દરબારમાંજ વ્યતીત થયો હતો. અજિતસિંહ બળવાન અને તેજસ્વી હતા, પરંતુ તેઓ પ્રપંચજાળ ફેલાવવામાં નિપુણ નહોતા. જો તેઓ એ વિદ્યામાં પારંગત હોત, તો અવશ્ય તેઓ પ્રધાન નેતા બની સૈયદભ્રાતાઓનું દમન કરી પોતાના પ્રબળ પ્રતાપનો વિસ્તાર કરી શકત. તેમના પિતા જેમ મુસલમાનોને પોતાના જીવનશત્રુ માનતા હતા, તેમ તેઓ પણ તેમનાપ્રત્યે ઘૃણાની દૃષ્ટિથી જોતા હતા અને સુઅવસર મળતાં તેમનો નાશ કરવાને ચૂકતા નહોતા. તેઓ મુસલમાનનું નામ સાંભળીને ક્રોધિત થઇ જતા; અને તેમણે ફર્રૂખશીઅરની સાથે વૈવાહિક સંબંધ જોડયો હતો, તોપણ તેમણે આજ કારણથી ઉભય સૈયદભ્રાતાઓની સાથે મળી જઇને ઉકત સંબંધની ઉપેક્ષા કરી ફર્રૂખશીઅરપ્રત્યે કઠોર આચરણ કર્યું હતું. ગમે તેમ હો, પરંતુ અજિતસિંહનો આ વ્યવહાર સખ્ત સમાલોચનાને યોગ્ય નથી."

કર્નલ ટૉડે નિમ્નલિખિત વચનોથી અજિતસિંહના જીવનનો ઉપસંહાર કર્યો છેઃ–"પરંતુ અજિતસિંહના જીવનમાં એ કલંકની રેખા પ્રકાશમાન છે. રાઠોડકવિઓનાં કાવ્યમાં તત્સંબંધે કાંઇ પણ ઉલ્લેખ ઉપલબ્ધ થતો નથી, માટે અમારે કહેવું જોઇએ કે આ ઘટના રાઠોડકવિઓએ નહિ વર્ણવવામાં મોટી ભૂલ કરી છે. મહાવીર દુર્ગાદાસ કે જેઓ અજિતસિંહના બાલ્યજીવનના રક્ષક તથા શિક્ષાગુરુ હતા અને તેમના યૌવનકાળમાં ઉપદેષ્ટા હતા તેઓ પોતાના જીવનના અંતિમ ભાગમાં "રાજાની ઉપર કદિ પણ વિશ્વાસ રાખવો ઉચિત નથી" એ લોકવદંતિને ચરિતાર્થ કરવાને માટેજ જીવતા હતા. દુર્ગાદાસે એકવાર નહિ, બે વાર નહિ પરંતુ અસંખ્યવાર પ્રશંસનીય સ્વાર્થત્યાગ કર્યો હતો. અનેકવાર તેમણે દ્રવ્યલોભ અને ઉચ્ચ સન્માનને પણ તિલાંજલિ આપી હતી. તેઓ જો ધારત તો સામાન્ય સામંતના પદપરથી મારવાડના અધીશ્વરના પદપર પણ અધિષ્ઠિત થઇ શકત; પરંતુ તેમણે તે પ્રકારનો લોભ રાખ્યો નહોતો. દુર્ગાદાસેજ અજિતસિંહની બાલ્યાવસ્થામાં પોતાનાં બાહુબળ, પરાક્રમ અને બુદ્ધિબળથી યવનોના ગ્રાસમાંથી મારવાડનો ઉદ્ધાર કર્યો હતો; પરંતુ અજિતસિંહે અંતે તેમને દેશનિકાલ કર્યા હતા. અજિતસિંહે શા કારણથી અને કયે સમયે આ કલંકિત કાર્ય કર્યું હતું, તે જાણી શકાતું નથી.[1] બહાદૂરશાહની છાવણીમાંથી કેટલાક પત્રો મોકલવામાં આવ્યા હતા. તેમાંના એકમાંથી નીચે પ્રમાણે વૃત્તાંત પ્રાપ્ત થાય છેઃ– "દુર્ગાદાસે પોતાના સેવકોની સાથે ઉદયપુરમાં પિછોલા નદીના તટપર નિવાસ કર્યો હતો અને તેમના નિર્વાહને માટે રાણાની તરફથી તેમને પ્રતિદિન પાંચસેં રૂપિયા મળતા હતા. સમ્રાટ બહાદૂરશાહે મહારાણાને એવી આજ્ઞા ફરમાવી કે તમે દુર્ગાદાસને અમારે સ્વાધીન કરો; પરંતુ તેમણે તે આજ્ઞાપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ." એમ જણાય છે કે કોઇ મોટા કારણથીજ અજિતસિંહે આ પ્રકારનો શોચનીય વ્યવહાર કર્યો હતો. કર્નલ ટૉડે મારવાડરાજ્યના ઇતિહાસના ઉત્તમ પરિચય ધરાવનાર એક યતિને આ સંબંધે પૂછ્યું હતું. યતિ આ વાત સારી પેઠે જાણતા હતા અને તેમણે તેનું કાવ્યમાં વર્ણન કર્યું હતું કેઃ–"દુર્ગો દેશાં કાઢિયાં, ગોલા ગાંગાની" અર્થાત્ ગાંગાની ગામમાંથી દુર્ગાદાસને કાઢીને તે ગોલા (ગુલામ) ને આપી દેવામાં આવ્યું.

આ ગાંગાની ગામ લૂણી નદીની ઉત્તર તરફ સ્થાપિત છે અને તે કરમસોત શાખાનું પ્રધાન

1 કર્નલ ટૉડને ઉદયપુરના મહારાણાના દફતરમાં તપાસ કરતાં ઉપરોક્ત પત્રો પ્રાપ્ત થયા હતા.

નગર હતું. દુર્ગાદાસ ઉક્ત શાખાના નેતા હતા.[1] આ ગામ હાલમાં મારવાડના મહારાજાના સીધા અધિકાર નીચે છે; પરંતુ દુર્ગાદાસની પછી તે કોના અધિકારમાં ગયું હતું, તે કાંઈ ચોક્કસરીતે જાણી શકાતું નથી. મહાવીર દુર્ગાદાસના સ્મરણાર્થે ઉક્ત ગાંગાની ગામમાં એક મંદિર બંધાવવામાં આવ્યું હતું. આ મંદિરમાં આજપર્યંત તે વીરની પૂજા કરવામાં આવે છે.

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ સત્યની રક્ષા કરવાને માટે વીરશ્રેષ્ઠ દુર્ગાદાસને અજિતસિંહે દેશનિ-લ કર્યા હતા, એવો ઉલ્લેખ કરી ગયા છે; પરંતુ કયા સમયમાં અને શા કારણથી તેમણે તેમને દેશ-નિકાલ કર્યા હતા, તે વિષે તેમણે કાંઇ પણ ઉલ્લેખ કર્યો નથી એ પાઠકો સારી પેઠે જાણે છે. એટલા માટેજ સંદેહવશાત્ અમે અજિતસિંહના ચરિત્રપર કલંક લગાડવાને પ્રવૃત્ત થતા નથી.જે વિધર્મી યવને અજિતસિંહને દિલ્લીમાંથી લઇ જઇને તેમના પ્રાણની રક્ષા કરી હતી તે યવનને તેમણે જીવનપર્યંત કાકા કહીને તેનું સન્માન વધાર્યું હતું તો જે દુર્ગાદાસની સહાયતાથી તેમને જીવન કરતાં પણ શ્રેષ્ઠ એવી સ્વાધીનતા અને સ્વદેશની પ્રાપ્તિ થઈ હતી,તેમને એક ક્ષુલ્લક કારણથી તેઓ દેશનિકાલ કરે, એ વાત માનવાયોગ્ય નથી. રાજપૂતોનું ચરિત્ર જાણનાર કોઈ પણ મનુષ્ય આ વાત સ્વીકારી શકે નહિ. અત્રે કોઇ પણ પક્ષનો અપરાધ સિદ્ધ થતો નથી, તેથી અત્રે કોઇ પણ પક્ષપર કલંક મૂકવાની અમારી ઇચ્છા નથી. મારવાડપતિ અજિતસિંહના જીવનચરિત્રના સંબંધમાં અંતે અમારે માત્ર એટલુંજ કહેવાનું છે કે કેવલ રાજપૂતજાતિનેજ નહિ, કિંતુ આર્યવંશજમાત્રને તેમનું ચરિત્ર સદા સ્મરણ કરવા યોગ્ય છે.

[1] દુર્ગાદાસ કરમસોત જાતિના રાઠોડના નેતા નહોતા. તેઓ કરણોત કુળના હતા. કર્નલ ટૉડે અગાઉ દુર્ગાદાસને દુનાડાના સામંત જણાવ્યા છે.

# अध्याय १० मो

પિતૃહત્યારૂપી મહાપાપથી થયેલી મારવાડના રાજાની અને મારવાડદેશની શોચનીય દુર્દશા–યવનસમ્રાટે પોતાના હાથે પિતૃહંતા અભયસિંહનો કરેલો રાજ્યાભિષેક–દિલ્હીના પાદશાહની :રાજસભામાંથી અભયસિંહનું જોધપુરમાં જવું–પ્રજાએ તેનાપ્રત્યે બતાવેલું સન્માન–પુરોહિત અને કવિઓને તેણે આપેલા ઉપહારો–મારવાડના કવિ ઇતિહાસવેત્તા કર્ણીદાન–અભયસિંહે નાગોરપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર–તેમણે પોતાના બંધુ વખ્તસિંહને પુરસ્કારમાં આપેલું નાગોરનું રાજ્ય–ઉદ્ધત ભુમીઆ આદિનું દમન–પાદશાહે અભયસિંહને દિલ્હીમાં કરેલું આમંત્રણ–દિલ્હી તરફ જતી વખતે અભયસિંહે પોતાના રાજ્યનું કરેલું અવલોકન–અભયસિંહને નીકળેલા શીતળા–તેનું દિલ્હીમાં ગમન–ગુજરાતના સુબા અને દક્ષિણમાં રાજકુમાર જંગલીનું બંડ–આ સમયની મોગલસમ્રાટની સભાનું ચિત્ર–શત્રુઓનું દમન કરવાને માટે બીડું ફેરવવું–અમીરો તથા સામંતોએ બીડું ઝડપવામાં બતાવેલી અશક્તિ–રાઠોડરાજ અભયસિંહનું બીડું ઝડપવું–અભયસિંહનું અજમેર તરફ ગમન–તેમણે ત્યાં નાખેલી છાવણી–અભયસિંહે અંબરના મહારાજા સાથે પુષ્કરતીર્થમાં કરેલો મેળાપ–ભારતમાંથી યવનસામ્રાજ્યનો નાશ કરવાને માટે તેમણે તેમની સાથે કરેલી ગુપ્ત મસલત–મેડતામાં અભયસિંહ અને વખ્તસિંહ એ ઉભય ભ્રાતાઓનો થયેલો મેળાપ–તેમનું જોધપુરમાં જવું–રાઠોડસામંતોનું સેનાસહિત એકત્રિત થવું–અસ્રપૂજા–મીનાઓએ લઇ લીધેલાં અભયસિંહની સેનાનાં પશુઓ–પાછા ફરવું–રણયાત્રા–અભયસિંહે મીનાઓના મુખ્ય કિલ્લા શિરોહીપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર–શિરોહીપતિએ અભયસિંહની આધીનતાનો કરેલો સ્વીકાર તથા પોતાના બંધુની પુત્રીનો અભયસિંહની સાથે કરેલો વિવાહ–અભયસિંહની સાથે શિરોહીની સેનાનું મળવું–અમદાવાદ તરફ ગમન–ત્યાંના સુબાને તાબે થવાને કરેલી આજ્ઞા–યુદ્ધ માટે વિચાર કરવાને મળેલી રાજપૂતોની સભા–વખ્તસિંહે વીર સામંતોની દેહપર નાખેલા કુમકુમના છાંટા–સર બુલંદખાંએ પોતાની રક્ષાને માટે કરેલી તૈયારી–યુરોપીઅનોએ તેની તોપોપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર–સર બુલંદખાંના યુરોપીઅન બંદુકધારી અંગરક્ષકો–યુદ્ધ–રાજપૂતોનો વિજય–સર બુલંદખાનું તાબે થવું–અભયસિંહનું તેને બંદી કરીને પાદશાહની સભામાં મોકલી આપવું–અભયસિંહે ગુજરાતમાં કરેલું શાસન–અભયસિંહનું જોધપુરમાં ગમન.

---

સાધનાથીજ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આર્યકુલતિલક અજિતસિંહ માત્ર મહાશક્તિ સાધનાનાજ બળથી અનાથ અવસ્થામાંથી મનુષ્યજીવનની પરમોચ્ચ દશા–સંપૂર્ણ સ્વાધીનતા–નું અમૃતમય ફલ પ્રાપ્ત કરવાને સમર્થ થયા હતા; પરન્તુ અંતે દુર્ભાગ્યવશાત્ તેઓ પોતાના ઉભયકુલાંગાર કુમારોની પાપી કામનાના ભોગ થઈ પડ્યા હતા. જે અજિતસિંહ પોતાનાં બાહુબળ, પરાક્રમ, દૃઢ પ્રતિજ્ઞા અને તેજસ્વિતાથી અનાથ અવસ્થામાંથી નીકળીને યવનોના અધિકારને છિન્નભિન્ન કરી નાખવાને સમર્થ થયા હતા, જેઓ સંપૂર્ણ સ્વાધીનતાને પ્રાપ્ત થયા હતા, જેમણે રાઠોડરાજવંશ અને મારવાડના આર્યોનું ગૌરવ અત્યંત વૃદ્ધિંગત કર્યું હતું અને જેઓ દિલ્હી-

ના સમ્રાટનો અભિષેક કરવાનું સામર્થ્ય ધરાવતા હતા, તેઓ અંતે અત્યંત શોચનીયરીતે અકાળ-મૃત્યુવશ થયા હતા. મરુભૂમિમાં રાઠોડવીર શિયોજીએ રાઠોડોના સામ્રાજ્યનું બીજ વાવ્યું અને ઉદયસિંહના સમયમાં તે પૂર્ણ વિકાસ પામી અકબરના ચરણકમળમાં સમર્પિત થયું; પરંતુ સુસંધિ પ્રાપ્ત થતાં અજિતસિંહે પોતાના બાહુબળથી પોતાના રાજ્યનો યવનોના ગ્રાસમાંથી ઉદ્ધાર કરી લીધો; પણ અફસોસ ! અજિતસિંહના વંશજો પુનઃ યવનોની શૃંખલામાં સપડાયા.

રાજાના દોષથીજ રાજ્યનો નાશ થાય છે. રાજાના પાપથીજ રાજ્યનો વિધ્વંસ થાય છે. કલુષિત જીવન ગાળનાર અભયસિંહ અને વખ્તસિંહ પિતૃહત્યાના પાપથી મહાપાતકી થઇ ગયા હતા. પવિત્ર રાઠોડરાજવંશમાં અને પવિત્ર મારવાડરાજ્યમાં ઉક્ત ઉભય ભ્રાતાઓએ જે મહા પાપનું બીજ વાવ્યું હતું, તે સમય આવતાં ઉંડાં મૂળ નાખીને સમસ્ત મારવાડમાં વિશાળ વૃક્ષરૂપે ફેલાઇ ગયું અને તેણે સમસ્ત દેશનું સત્ત્વ ચૂસી લીધું. આ વિષમય પાપવૃક્ષના ફળથી ઉક્ત મહાપાતકી માણસોના તાબાનાં અનેક મનુષ્યો નાશ પામ્યાં. આ મહાપાપીઓમાંનો એક મહારાષ્ટ્રીય શત્રુઓનું દમન કરવાને સમર્થ થયો હતો, તોપણ તેથી તેનું પિતૃહત્યાનું પાપ કાંઇ ન્યૂન થતું નથી.

જો કે અભયસિંહ પોતાના પિતાની હત્યા કરીને મહાપાતકી બની ગયો હતો; તોપણ અમારે સત્ય અને ન્યાયને ખાતર અવશ્ય કહેવું જોઇએ કે તે એક અત્યંત બળવાન, પ્રબલ પરાક્રમી અને પરમ પ્રભાવશાળી વીરપુરુષ હતો. અજિતસિંહના જીવનકાલમાંજ તેણે અનેકવાર યવનોની સાથે દારુણ સંગ્રામ કરીને અત્યંત બળ તથા પરાક્રમ પ્રદર્શિત કરી પોતાનું ગૌરવ વૃદ્ધિંગત કર્યું હતું. તે એક મહાવીર હતો એમાં લેશ પણ શંકાને અવકાશ નથી. તે રાઠોડજાતિના સ્વભાવસુલભ સમસ્ત ગુણોથી વિભૂષિત હતો, પરંતુ માત્ર એક મહાપાપથીજ તેના સર્વ સદ્‌ગુણો દબાઇ ગયા હતા.વળી તેનો એક બીજો દોષ પણ હતો. જેમ ઉદયસિંહે પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને અકબરના ચરણમાં પોતાની સ્વાધીનતા વેચી નાખી હતી, તેમ અભયસિંહે પણ મોગલોને પોતાની સ્વતંત્રતા વેચી દીધી હતી. તેણે પુનઃ પોતાની જાતિના ગળામાં આધીનતાની જંજીર નાખી દીધી હતી. ઉદયસિંહ મારવાડના સિંહાસનપર અભિષિક્ત થવાને માટે પોતાના પિતાને નાખુશ કરીને અકબરને શરણે ગયો હતો અને અભયસિંહ પણ એજ પાપી આશાથી દિલ્હીમાં રહી પિતૃહત્યા કરવાને પ્રવૃત્ત થયો હતો. અભયસિંહના ચરિત્રવિષે અત્રે કાંઈ પણ વિવેચન કર્યા વિના અમે તેના સમયમાં બનેલી ઐતિહાસિક ઘટનાઓવિષે ઉલ્લેખ કરીએ છીએ.

રાઠોડકવિ કર્ણીદાને જણાવ્યું છે કેઃ—" સંવત ૧૭૮૧ માં મારવાડના મહારાજા અજિતસિંહ સ્વર્ગમાં ચાલ્યા ગયા. હવે દિલ્હીના પાદશાહ મહમદશાહે પોતાના હાથથી અભયસિંહના કપાળપર રાજતિલક કર્યું, તેની કમરમાં સુવર્ણજડિત તલવાર બાંધી, મસ્તકપર રાજમુકુટ પરિધાન કરાવ્યો અને મણિમુક્તા તથા રત્નથી જડિત કિરચ આપી તેને મારવાડના અધીશ્વરના પદપર અભિષિક્ત કરી દીધો. પાદશાહે તેને છત્ર, ચમ્મર, નોબત અને નગારાં અર્પણ કર્યાં અને અનેક પ્રકારન મૂલ્યવાન વસ્તુઓ ઉપહારતરિકે આપી તેનું સન્માન વધાર્યું. જે નાગોર દેશ અમરસિંહને અર્પણ કરવામાં આવ્યો હતો, તે પણ પાદશાહે અભયસિંહને આપી દીધો. મારવાડના મહારાજા અભયસિંહ પાદશાહની તરફથી આ પ્રકારનું ઉચ્ચ સન્માન પ્રાપ્ત કરી દિલ્હીથી વિદાય થયા અને પોતાની રાજધાની જોધપુરમાં ચાલ્યા આવ્યા. " જે મહાવીર અજિતસિંહે પોતાના બાહુબળથી યવનોની આધીનતા છિન્નભિન્ન કરી નાખી સંપૂર્ણ સ્વાધીનતા પ્રાપ્ત કરી હતી અને મરણપર્યંત પોતાની સ્વતંત્રતા નિભાવી રાખી હતી, તેમના પુત્ર અભયસિંહે પુનઃ પોતાના ગળામાં પરાધીનતાની જંજીર પહેરી લીધી. અજિતસિંહના જીવનના અંતિમ ભાગમાં મારવાડમાં સંપૂર્ણ શાંતિનું સામ્રાજ્ય પ્રસરી ગયું હતું; પરંતુ તેમના મૃત્યુ પછી મારવાડ પુનઃ ઘોર અંધકારથી આવૃત થઇ ભયંકર અશાંતિને પ્રાપ્ત થયું.

રાઠોડજાતિની રાજભક્તિ કેવી અખંડ હોય છે ? રાજા મહાપાપી અને ઘોર અપરાધી હોવા છતાં પણ રાજભક્તિને લીધે રાઠોડો તેનાપ્રત્યે સ્નેહ દર્શાવે છે. રાજભક્તિ તેમને અંધ બનાવી દે છે. અભયસિંહ દિલ્હીમાં હતો અને તેણે લોભ દર્શાવ્યો તેથી વખ્તસિંહે પોતાના પિતાના હત્-

માં તીક્ષ્ણ તલવારનો પ્રહાર કરીને તેમની હત્યા કરી હતી. અભયસિંહની આજ્ઞા અને ઉપદેશથીજ આ કાર્ય થયું હતું. આ વાત રાઠોડોથી કંઇ ગુપ્ત નહોતી, તે છતાં પણ તેમના હૃદયમાં રાજભકિત એટલી પ્રબળ હતી કે અભયસિંહ મારવાડમાં આવ્યો તે પ્રસંગે રાઠોડવંશની પ્રત્યેક શાખાનાં આબાલવૃદ્ધ સર્વ માણસોએ મળી પોતાના નવીન રાજાનું પરમ આદરમાનપૂર્વક સ્વાગત કર્યું તે સમયે સર્વ માણસો તેના પિતૃહત્યાના મહાપાપને ભૂલી ગયાં. રાઠોડકવિએ અભયસિંહના થયેલા સત્કારના સંબંધમાં જણાવ્યું છે કેઃ-" સર્વ ગામોના લોકો રાજા અભયસિંહની રાજધાનીમાં ગયા અને સર્વ કુલવધૂઓ જલભરિત કલશો મસ્તકપર મૂકી ગીત ગાઇને તેમનો સત્કાર કરવા લાગી. રાજાએ જોધપુરમાં જઇ સમસ્ત રાઠોડસામંતોને પુષ્કળ ઉપહારની વસ્તુઓ આપી તથા કવિઓ અને ચારણોને પુષ્કળ દ્રવ્ય આપી પુરોહિતને પૃથ્વીદાન કર્યું."

મહાશય ટૅાડ અત્રે કવિ કર્ણીદાનના સંબંધમાં કેટલુંક વિવેચન કરે છે. કવિ કર્ણીદાન[1] કાન્યકુબ્જના અંતિમ રાઠોડસમ્રાટ જયચંદની સભાના મુખ્ય કવિના વંશમાં ઉત્પન્ન થયા હતા અને તેઓ પોતાની લેખિનીના પ્રભાવથી પોતાનું કુલ ઉજ્જવલ કરી ગયા છે. કવિ કર્ણીદાન પ્રથમ શ્રેણીના કવિ, શ્રેષ્ઠ રાજનીતિજ્ઞ, પ્રચંડ યોદ્ધા અને ઉત્તમ પંડિત હતા. તેઓ પ્રત્યેક વિષયના જ્ઞાતા હતા, એમ કહીએ તો તેમાં કાંઈ અતિશયોકિત નથી. મારવાડમાં જ્યારે અંતર્વિપ્લવ ચાલતો હતો તે સમયે તેમણે પ્રત્યેક રાજકીય ઘટનામાં આગેવાનીભરેલો ભાગ લીધો હતો અને પ્રશંસનીય કાર્ય કર્યું હતું. તેમનાં બળ અને પરાક્રમના સંબંધમાં અમે માત્ર એટલુંજ કહેવા માગીએ છીએ કે મારવાડના અંતસ્થ કલહમાંથી જે વીરો પોતાની જાતનું સંરક્ષણ કરવાને શકિતવાન થયા હતા, તેમાં કર્ણીદાન પણ એક હતા. સાત હજાર પાંચસેં કવિતોથી પૂર્ણ એવો તેમનો "સૂર્યપ્રકાશ" નામનો ગ્રંથ તેમનાં પાંડિત્ય અને તેમની કવિત્વશકિતનો પૂર્ણ પરિચય કરાવી રહ્યો છે. કવિતા રચવી એ તેમનો વંશપરંપરાથી ઉતરી આવેલો ગુણ હતો. તેમનાં રચેલાં કાવ્યો અત્યુચ્ચ કોટિનાં કાવ્યોની ગણનામાં આવે છે. રાઠોડરાજકવિ કર્ણીદાન ભોજની સભાના કવિ કાલિદાસ અને મહારાણી વિકટોરીઆના કવિ ટેનીસનની પેઠે માત્ર કાવ્યોજ રચી જાણતા નહોતા; પરન્તુ તેઓ જન્મભૂમિને માટે તલવાર પણ ચલાવી શકતા હતા. રાજકવિ કર્ણીદાન કેવલ કવિ, યોદ્ધા અને રાજનીતિજ્ઞજ નહોતા; પરન્તુ તેઓ ઇતિહાસકાર પણ હતા. તેમનાદ્વારા આર્યજાતિનું એક મહાકલંક દૂર થઇ ગયું છે. યૂરોપીઅન વિદ્વાનો તેમજ આંગ્લભાષાભિજ્ઞ દેશીપુરુષો દઢતાપૂર્વક માને છે કેઃ-" ભારતવર્ષમાં ઇતિહાસ રચવાની પ્રણાલી કોઇ પણ કાળમાં પ્રચલિત નહોતી. " પરન્તુ કવિ કર્ણીદાનનો રચેલો ઇતિહાસ તેમની આ માન્યતાના મૂળમાં ભયંકર શસ્ત્રાઘાત કરે છે. કવિ કર્ણીદાન કેવળ રાજપૂતજાતિના ગૌરવસ્વરૂપજ નહોતા; પરન્તુ સમસ્ત ભારતવર્ષના અલંકારસ્વરૂપ હતા. ઇતિહાસ ચિરકાળપર્યંત તેમનાં યશોગાન ગાશે, એમાં કિંચિત્ પણ સંશય નથી.

અભયસિંહના રાજ્યાભિષેકનો ઉત્સવ માત્ર થોડાજ દિવસોમાં સમાપ્ત થઇ ગયો. પછી તેમણે નાગોરપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે તૈયારી કરી.જે સમયે વીરશ્રેષ્ઠ અજિતસિંહની સાથે પાદશાહ મહમદશાહને યુદ્ધ ચાલતું હતું, તે સમયે પાદશાહે રાવ અમરસિંહના ઉત્તરાધિકારી ઇન્દ્રસિંહને નાગોરના રાજાતરિકે પ્રતિષ્ઠિત કર્યો હતા.

કવિ કર્ણીદાન આ ઘટનાના સંબંધમાં લખે છે કેઃ-" જે સમયે યવનસમ્રાટના તાબાના બાવીસ સુબાઓની સેનાએ અજિતસિંહને અજમેરમાં ઘેરી લીધા તે સમયે યોગ્ય સંધિ જોઇ જીઆવેરા ઉધરાવનાર ઇરાદતખાં બંગસે રાવ ઇન્દ્રસિંહને[2] નાગદુર્ગ[3] ( નાગોર ) ના સિંહાસનપર

---

[1] કવિ કર્ણીદાન જાતના ચારણ હતા.સ્વયં તેમના વંશજો પણ પોતાને કનોજના રાજકવિદ્વારા ઉત્પન્ન થયેલા જણાવતા નથી તથા ક્યાંયે તે વાત સિદ્ધ કરનારૂં પ્રમાણ પણ ઉપલબ્ધ થતું નથી. કનોજમાં ચારણ લોકો કવિ હતા પણ નહિ અને હમણાં પણ નથી.
હિંદી અનુવાદક

[2] કર્નલ ટૅાડે ઇંદ્રને બદલે ઈંદુ શબ્દ વાપર્યો છે.

[3] નાગોર શબ્દની ઉત્પત્તિ મૂળ નાગદુર્ગ ઉપરથી થઈ છે.

અભિષિકત કર્યો; પરન્તુ હોળીનો ઉત્સવ સમાપ્ત થતાંની સાથેજ જ્વાળામુખીનો[1] પૂજા કરી શ્રી-ભગવતીને બકરાનું બલિદાન આપી, ઘૃત, કુમકુમ અને રુધિરની આહુતિ આપી અભયસિંહની ચતુરંગિની સેના શીઘ્ર નાગોરને કબજે લેવા ચાલી. અભયસિંહની સેનાના આક્રમણની ખબર સાંભળી રાવ ઇન્દ્રસિંહ તેમની સન્મુખ ગયો અને તેમને પાદશાહના હસ્તાક્ષરવાળી સનંદ બતાવી બોલ્યોઃ "પાદશાહે મને નાગોર સમર્પણ કર્યું છે. નાગોર ઉપર અન્ય કોઇનો પણ અધિકાર નથી. એનો સાક્ષી અંબરના મહારાજા છે. ન્યાયાનુસાર નાગોરના યથાર્થ અધિકારી અમે છીએ." અભયસિંહે તેનાં આ વચનોપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ અને તેમણે શીઘ્ર નાગોરને ઘેરી લીધું. પ્રબળ પરાક્રમી અભયસિંહના ગ્રાસમાંથી નાગોરનું રક્ષણ કરવું તથા તેમની સાથે યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કરવો અસંભવિત માની રાવ ઇન્દ્રસિંહે શીઘ્ર નાગોરનો ત્યાગ કર્યો. અભયસિંહે અલ્પ સમયમાં નાગોરપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દઇ તેને પોતાના બંધુ વખ્તસિંહને અર્પણ કર્યું. આ નાગોરરાજ્યના લોભથીજ પાપાત્મા વખ્તસિંહે પોતાના પિતાના પ્રાણનો નાશ કર્યો હતો. આ હકિકત પાઠકો પૂર્વે વાંચી ચૂકયા છે. અભયસિંહે પિતૃહત્યાના પુરસ્કારતરિકે વખ્તસિંહને નાગોર અર્પણ કરી પ્રતિજ્ઞાના ઋણમાંથી મુકિત પ્રાપ્ત કરી. રાઠોડકવિ કર્ણીદાન જણાવે છે કેઃ-"અભયસિંહે જ્યાં નાગોરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો કે તરતજ મેવાડ, જેસલમીર, બિકાનેર તથા અંબરના અધીશ્વરોએ તેમને પરમ આદરપૂર્વક આમંત્રણ કર્યું." નાગોરપર અધિકાર સ્થાપિત કર્યા પછી અભયસિંહ વિજયના આનંદથી ઉત્સાહિત થઇને પોતાની રાજધાનીમાં ચાલ્યા આવ્યા. સમસ્ત પ્રજા તેમને જોઇને પરમ આનંદ પ્રદર્શિત કરવા લાગી. સંવત ૧૭૮૧ માં આ પ્રકારે તેમણે નાગોરને હસ્તગત કર્યું હતું.

બીજે વર્ષે અર્થાત્ સંવત ૧૭૮૨ માં અભયસિંહ પોતાના રાજ્યની દક્ષિણ સીમાની આસપાસના પ્રદેશોમાં વસતા ભૂમિઆ આદિ લોકોનું દમન કરવાને માટે ચાલ્યા. અભયસિંહના પ્રબળ પ્રતાપથી તેમની આગળ સિંધલદેવડા, બાલાબોડા, બાલિસા અને સોઢાજાતિઓએ એક પછી એક-આવી મસ્તક ઝુકાવી તેમની આધીનતા સ્વીકારી.

સંવત ૧૭૮૩ માં રાજા અભયસિંહની પાસે પાદશાહનો આજ્ઞાપત્ર આવ્યો. આ પત્રમાં તેમને દિલ્લીના દરબારમાં હાજર થવાની આજ્ઞા હતી.પાદશાહની આજ્ઞા શિરસાવંદ્ય કરી તેમણે શીઘ્ર પોતાના સામંતોને સેનાસહિત બોલાવ્યા. સર્વ સામંતો પોતપોતાની સેના લઈ તેમની પાસે આવી એકત્રિત થયા. અભયસિંહ દિલ્લી ગયા પૂર્વે પોતાના રાજ્યનાં સર્વ મુખ્ય મુખ્ય સ્થાનોને જોવાને માટે નીકળ્યા. તેમણે પોતાના રાજ્યનાં પ્રત્યેક ભાગમાં ફરી દુર્ગની મરામત કરાવી, સેનાની ઉત્તમ વ્યવસ્થા કરી, પ્રજાની પ્રાર્થનાપર લક્ષ્ય આપી સુશાસનનો પ્રચાર કર્યો. તેઓ પર્વતસર નામના સ્થાનમાં પહોંચ્યા કે તરતજ તેમને શીતળા નીકળ્યા અને તેથી તેમનું સમસ્ત શરીર આવૃત થઇ ગયું.

સંવત ૧૭૮૪ માં અભયસિંહ દિલ્લીમાં આવ્યા. અભયસિંહનો સત્કાર કરવાને માટે પાદશાહે ભારતસામ્રાજ્યના સર્વથી શ્રેષ્ઠ અમીરખાન દોરાબખાનને પોતાના પ્રતિનિધિતરિકે મોકલ્યો. જ્યારે અભયસિંહ પાદશાહની સન્મુખ આવ્યા, ત્યારે તેણે પરમ આદરપૂર્વક તેમને પોતાની પાસે બેસાડીને કહ્યુંઃ "ખુશબખત રાજેશ્વર ! આજે ઘણા દિવસે આપની મુલાકાત થઇ છે. આપનાં દર્શન કરીને આજે હું અત્યંત પ્રસન્ન થયો છું અને આજે આ દિવાને-આમ તથા દિવાને-ખાસના સુખમાં બમણી વૃદ્ધિ થઇ છે." અભયસિંહે પાદશાહની તરફથી આ પ્રકારનું સન્માન પ્રાપ્ત કરી વિદાય લીધી. પાદશાહે ત્યાર પછી તેમના નિવાસસ્થાન અભયપુરમાં તેમનાપર ઉપહારતરિકે ઉત્તર પ્રદેશમાં થતાં અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ ફળો, સુગંધી તેલ અને ગુલાબજળ આદિ વસ્તુઓ મોકલી આપી.

પાદશાહ અકબરે ઉદયસિંહને જે સન્માન આપ્યું હતું, તેથી પણ અધિક સન્માન અભયસિંહને મહમદશાહ તરફથી મળ્યું. જો કે રાઠોડકવિ કર્ણીદાને તથા મહાશય ટૉડે પાદશાહે આટલું બધું સન્માન આપ્યું તેનું કારણ પ્રકાશિત કર્યું નથી, પરન્તુ વિચારવાન પાઠકો સારીરીતે સમજી ગયા હશે કે દિલ્લીના પાદશાહનું બળ તથા પ્રતાપ આ સમયે અત્યંત ન્યૂન થઇ ગયેલ હોવાથી તેણે અભય-

[1] આ જ્વાળામાઇનું પૂજન છે. જ્વાલામાઈ કાલીનું ઉપનામ છે.

સિંહને હાથમાં લેવાને માટે આ પ્રકારનું ઉચ્ચ સન્માન આપ્યું હતું. કર્નલ ટૉડ જણાવે છે કે આ સમયે પાદશાહે અભયસિંહને અમીરો અને સામંતોમાં સર્વથી ઉચ્ચપદપર સ્થાપિત કર્યા હતા. સંવત ૧૭૮૪ ના અંતમાં ગુજરાતનો સુબો સર બુલંદખાં વિદ્રોહી બની ગયો, તેથી રાઠોડજાતિને પોતાનું બાહુબળ તથા રણનિપુણતા પ્રકાશિત કરવાની ઉત્તમ સંધિ પ્રાપ્ત થઇ. રાઠોડકવિ કર્ણીદાન આ પ્રસંગનું વર્ણન નીચે પ્રમાણે કાવ્યમાં કરી ગયા છેઃ—

"દક્ષિણમાં ભારે ગરબડ મચી રહી. રાજકુમાર જંગલીએ વિદ્રોહી બની છ સહસ્ર સૈનિકો પોતાની સાથે લઇ માળવા, સુરત અને અહમદપુરના શાસનકર્તાઓપર આક્રમણ કર્યું અને ગિરિધર બહાદૂર, ઇબ્રાહીમકુલી અને રૂસ્તમઅલી આદિ મોગલસામ્રાજ્યના કેટલાક સુબાઓનો વધ કર્યો.

પાદશાહને આ વિદ્રોહના સમાચાર પ્રાપ્ત થતાં તેનું દમન કરવાને માટે તેણે તરતજ સર બુલંદખાંને મુખ્ય સેનાપતિ બનાવી મોકલી આપ્યો. સર બુલંદખાં પચીસ હજાર સૈનિકો તથા તેના નિર્વાહને માટે એક કરોડ રૂપિયા લઈ ઉક્ત વિદ્રોહનું દમન કરવાને ચાલ્યો; પરંતુ તેના આગળ ગયેલા દશ હજાર સૈનિકો શત્રુદ્વારા પરાસ્ત થયા એટલે તરતજ તેણે સંધિને માટે પ્રસ્તાવ કર્યો. તેમની વચ્ચે થયેલી સંધિ અનુસાર સર બુલંદખાં વિદ્રોહીઓની સાથે મળી ગયો અને પોતાના અધિકાર નીચેના દેશોને વિદ્રોહીની સાથે મળી વહેંચી લીધા."

કર્નલ ટૉડ જણાવે છે કે, આ સમયે મારવાડના મહારાજા અભયસિંહે પોતાના રાજ્યમાં જવાને માટે પાદશાહની પાસે રજા માગી. સર બુલંદખાંની વિદ્રોહિતાના સમાચાર જે સમયે દિલ્હીની રાજસભામાં પહોંચ્યા, તે સમયનું તે સભાનું ચિત્ર કવિ કર્ણીદાને નીચે પ્રાણે આલેખ્યું છે કેઃ—

"સમ્રાટ મહમદશાહ દિલ્હીના જગદ્વિખ્યાત સિંહાસનપર બેઠા હતા અને સર્વ અમીરઉમરાવો પોતપોતાની પદવી અનુસાર પોતપોતાનાં આસનપર બેઠા હતા. આ વખતે એવા સમાચાર પ્રાપ્ત થયા કે સર બુલંદખાં વિદ્રોહી બની ગયો છે. આ વેળા સભામાં મુખ્ય અમીરઉમરાવો નીચે પ્રમાણે હતાઃ—મુખ્ય રાજમંત્રી કમરૂદ્દીનખાં, ઐત્તમાદુદ્દૌલા, ખાનદૌરાન, મીર બક્ષી સમસામઉદ્દૌલા, અમીર ઉલ ઉમરા મનસૂર અલી, રોશનઉદ્દૌલા, તુર્રાબાજખાં, રૂસ્તમજંગ, અફઘાનખાં, ખ્વાજા સૈયદઉદ્દીન (ગોલંદાજ દલના સેનાપતિ) સાદતખાં (ખાસ દરોગા), બુરહાનઉલમુલ્ક, અબ્દુલ સંમદખાં, દલીલખાં, જફરયાબરખાં (લાહોરના શાસનકર્તા). દલેલખાં, મીર હમલા, ખાનખાના જફરજંગ, ઈરાદતખાં મુર્શિદકુલીખાં, જાફરખાં, અલીવર્દીખાં અને અજમેરના શાસનકર્તા મુજફ્ફરખાં વગેરે.

આ સભામાં ઉચ્ચ સ્વરે એવા ભાવાર્થનો પત્ર વાંચવામાં આવ્યો કેઃ "સર બુલંદખાંએ સર્વ પ્રકારે ગુજરાત ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કરી પોતાને તે દેશના સ્વતંત્ર અધીશ્વરતરીકે જાહેર કર્યો છે. વળી તેણે મંડલા, ઝાલા, ચુડાસમા, વાઘેલા તથા ગોહિલ જાતિને સર્વથા પરાસ્ત કરી બાલાજાતિનો સમૂળ વિધ્વંસ કરી નાખ્યો છે. હાલા જાતિએ તેને ખંડણી આપવાનો સ્વીકાર કર્યો છે. સર બુલંદખાંએ પોતાનું બળ અને પરાક્રમ એવી ઉત્તમરીતે પ્રદર્શિત કર્યું છે કે ભૂમીઆ લોકો પોતપોતાના દુર્ગ છોડી તેને શરણ થયા છે અને તેને 'સત્તર હજાર દેશનો'[1] અધિકાર આપીને તેમનાપ્રત્યે માન દર્શાવ્યું છે. ક્રૂર બુલંદખાં પોતાને અમદાવાદના અધીશ્વરતરીકે જાહેર કરી દાક્ષિણાત્ય મહારાષ્ટ્રીઓની સાથે મળી ગયો છે."

આ પત્ર વંચાઇ રહ્યા પછી પાદશાહ મહમદશાહે વિચાર કર્યો કે જો વિદ્રોહી સર બુલંદખાંનું દમન કરવામાં નહિ આવે, તો તેનું અનુકરણ કરી ભારતના અન્યાન્ય પ્રદેશોના સુબાઓ પણ મારી આધીનતા છોડી સ્વતંત્ર થઇ મસ્તક ઉઠાવશે. ઉત્તરમાં જકરિયાખાંએ, પૂર્વમાં સાદતખાંએ, અનેદક્ષિણમાં નિજામુલ્મુલ્કે પાદશાહની આધીનતા છોડી સ્વાધીનતાપૂર્વક રાજશાસન ચલાવવાનાં પૂર્વલક્ષણો પ્રદર્શિત કર્યાં હતાં. મોગલસમ્રાટનો પ્રબલ પ્રતાપ આ સમયે અત્યંત ક્ષીણ થઇ ગયો હતો. આ કારણથી મહમદશાહે પોતાની શાસનશક્તિ દૃઢ કરવાને માટે પ્રયાસ કરવાનો નિશ્ચય કર્યો. નિર્વાણોન્મુખ દીપક જે પ્રકારે અંતસમયે એકવાર પરમ તેજથી પ્રકાશી ઉઠે છે, તે પ્રકારે મોગલસામ્રા-

---

૧ આર્યશાસનના સમયમાં તે દેશ સત્તર હજાર ગામો અને નગરોથી પૂર્ણ હતો અને લોકો તેને સાધારણરીતે 'સત્તર હજાર' કહેતા હતા.

જયની જ્યોતિ ઔરંગઝેબના શાસનકાળમાં એકવાર પ્રચંડ તેજથી પ્રકાશી તેના મૃત્યુની સાથે એકદમ પ્રભાહીન થઇ ગઇ. ત્યાર પછીના પાદશાહો જો કે જગદ્વિખ્યાત દિલ્લીના સિંહાસનપર આરૂઢ થઇને સમ્રાટની ઉપાધિ ધારણ કરી શાસન ચલાવતા હતા તોપણ તેમના પૂર્વજોનો પ્રતાપ, પ્રભુત્વ, પરાક્રમ, વીરત્વ અને ગૌરવગરિમાનો પ્રકાશ પ્રાતઃકાળના ચંદ્રપ્રકાશની પેઠે ક્ષણે ક્ષણે મંદ થતો જતો હતો.

અમે જે સમયનો ઇતિહાસ લખીએ છીએ તે સમયે ભારતવર્ષના પ્રત્યેક પ્રાંતના અધિપતિઓ અને સુબાઓ મોગલરાજ્યની આધીનતા છેદી નાખીને સ્વતંત્ર થઈ જવાનો વિચાર કરતા હતા. સમસ્ત દેશમાં જ્યાં ત્યાં નાનાં નાનાં રાજ્યો સ્થાપન થઇ જવાનો સંભવ જણાતો હતો અને ક્રૂર બુલંદખાંએ સ્વતંત્ર થવાનું પ્રથમ પગલું ભરી અન્યને માર્ગ દર્શાવ્યો.

સર બુલંદખાંએ વિદ્રોહીદલની સાથે મળી જઈ પોતાને સ્વતંત્ર અધીશ્વરતરીકે જાહેર કર્યો. આથી પાદશાહ અત્યંત ભયભીત થયો. સર બુલંદખાંનું દમન કરવાને માટે તેણે શીઘ્ર તૈયારી કરી. દિલ્હીની રાજસભામાં સર બુલંદખાંની વિદ્રોહિતાના સમાચાર ફેલાતાંની સાથે પાદશાહની આજ્ઞાથી મીર તુજક એક સુવર્ણ પાત્રમાં પાનનું બીડું લઈ આવ્યો અને તેને પ્રબળ પરાક્રમી અમીરઉમરાવો તથા દેશી રાજાઓની વચ્ચે ફેરવવા લાગ્યો; પરંતુ કોઇએ પણ બીડું ઝડપ્યું નહિ. કોઈ પણ સરદાર સાહસ કરીને તે તાંબુલ[1] ગ્રહણ કરી શકયો નહિ. કેટલાક અમીરોએ પોતાનાં મસ્તક નમાવી તે બીડું લેવાની સ્પષ્ટ ના પાડી અને કેટલાકનાં શરીર ભયથી થરથર કંપવા લાગ્યાં. કોઇના હૃદયમાં તે બીડા તરફ જોવાની પણ હામ ઉત્પન્ન થઇ નહિ.

આ સ્થળે રાઠોડકવિ જણાવે છે કેઃ " જે પાદશાહ પોતાની ઇચ્છા થતાં એક ભિક્ષુકને બાર સહસ્ર સૈનિકોનો નેતા અને અમીર કરી શકતો હતો તથા અમીરને ભિક્ષુક કરવાની શક્તિ ધરાવતો હતો, તે અતુલ શક્તિમાન સમ્રાટ આજે એક ઉપયોગી સાહસિક વીરવિનાનો થઇ બેઠો છે. અમીરગણોમાંથી એક જણ બોલ્યોઃ ' જેનામાં દારુણ વજ્રાઘાત સહન કરવાનું સામર્થ્ય હોય તેજ સર બુલંદખાંની સામે જવાની હામ ભીડશે. ' ત્યાર પછી બીજો બોલ્યોઃ ' માત્ર એક નાવડીની મદદથી સમુદ્ર તરવાની જેનામાં હિંમત હશે,તેજ સર બુલંદખાંની સાથે યુદ્ધ કરવાને શક્તિમાન થશે.' ત્રીજો અમીર બોલ્યોઃ ' કાલકૂટ વિષધારી સર્પનું મુખ પકડવાની જેનામાં શકિત હશે તેજ સર બુલંદનું દમન કરવાને માટે તત્પર થશે. ' અમીરોનાં આવાં વચનો સાંભળી તથા સર બુલંદની વિરુદ્ધ યુદ્ધ કરવાની કોઇનામાં શકિત નહિ જોઇ, પાદશાહ મહમદશાહ અત્યંત દુઃખિત થયો અને તેણે મીર તુજકને સંજ્ઞાથી બોલાવી પાછા જવાની આજ્ઞા કરી."

રાઠોડકવિએ આ સમયની પાદશાહની સભાનું યથાર્થ ચિત્રજ આલેખ્યું છે. સર બુલંદખાં જેમ અમિત તેજસ્વી અને અત્યંત બલવાન પુરુષ હતો, તેમ બીજી તરફ દિલ્હીના ઉમરાવો અત્યંત ભોગવિલાસને વશ થઇ ગયા હતા અને તેમનું બળ, પરાક્રમ તથા શૂરવીરતા સર્વથા નષ્ટભ્રષ્ટ થઇ ગયાં હતાં. જે પાદશાહની સભામાં એક વખતે અમીરો શત્રુઓની સાથે યુદ્ધ કરવાને માટે સેનાપતિના પદપર નિયુક્ત થવાને પ્રાર્થના કરતા હતા અને યુદ્ધ કરવા જવાને પરસ્પર સ્પર્ધા કરતા હતા, તેજ પાદશાહની સભાના અમીરો આ વખતે કાળના પરિવર્તનથી અત્યંત ભયભીત બની ગયા હતા.

પરંતુ રાઠોડરાજ અભયસિંહ પાદશાહની આવી દુઃખદાયક અવસ્થા જોઈ મનમાં ને મનમાં અત્યંત સંતપ્ત થયા અને જ્યારે દિવાને-ખાસ બરખાસ્ત થવાનો સમય આવ્યો, ત્યારે તે વીરશ્રેષ્ઠે ગર્વ અને તેજસ્વિતાથી ઉત્તેજિત થઇ બીડું ઝડપવાને માટે હાથ લાંબો કર્યો. બીડું ઝડપી તેને મસ્તકે ઉપર ધરી પાદશાહને સંબોધી અભયસિંહ બોલ્યાઃ " જહાંપનાહ ! આપ દુઃખિત થશો માં. આપની કૃપાથી હું એ વિદ્રોહી સર બુલંદખાંને અવશ્ય પરાસ્ત કરીશ-અવશ્ય હું તેની આશાના મૂળમાં કુઠારાઘાત કરીશ અને તેનું મસ્તક આપના ચરણકમળમાં ઉપહારતરીકે મૂકીશ. "

૧ ભારતવર્ષના રાજાઓ શત્રુઓનું દમન કરવા માટે સભામાં તાંબુલ ફેરવે છે અને જે તાંબુલ ગ્રહણ કરે છે, તેને તે કાર્ય પાર પાડવા માટે મોકલવામાં આવે છે.

અભયસિંહે જે સમયે પોતાના હાથથી બીડું ઉઠાવ્યું, તે સમયે સભામાં બેઠેલા સર્વ અમીરોનાં હૃદય ઈર્ષ્યાગ્નિથી બળી ઉઠયાં. અલ્પ સમય પછી મહમદશાહ પાદશાહે અભયસિંહને ગુજરાતના શાસનની સનંદ આપી, ત્યારે તો અમીરોની ઇર્ષ્યા ઘણીજ વધી ગઇ; પરંતુ સર્વ અમીરઉમરાવોમાંથી એક માત્ર અભયસિંહનેજ વિદ્રોહી સર બુલંદખાંની વિરુદ્ધ યુદ્ધ કરવાને તત્પર થયેલા જોઇ પાદશાહ તેમનાપર પરમ પ્રસન્ન થયો અને તેણે અભયસિંહને બોલાવીને કહ્યું: "દિલ્લીના સિંહાસનની રક્ષાને માટે આપના પૂર્વજો પણ આજ પ્રકારે વીરોચિત કર્મ કરી ગયા છે. પાદશાહ જહાંગીરના રાજત્વકાળમાં આપના પૂર્વજોની સહાયથીજ શાહજાદા ખુર્રમ અને ભીમસિંહની વિદ્રોહિતા દૂર થઇ ગઇ હતી અને દક્ષિણના ઉપદ્રવો પણ શાંત થઇ ગયા હતા; અને હું પણ આશા રાખું છું કે એજ પ્રકારે આપનાદ્વારા મહમદશાહના સિંહાસનની અને સન્માનની રક્ષા થશે." અભયસિંહને આ અતિ ઉચ્ચ સન્માન મળ્યું હતું, એ વાતનો કોઇપણ અસ્વીકાર કરી શકે એમ નથી. પાદશાહના દરબારમાં એકત્રિત થયેલા અમીરો પોતાને અત્યંત સન્માનનીય ગણતા હતા.તે અમીરો પોતાને મહાવીર કહીને અભિમાન ધરાવતા હતા.અભયસિંહે તેમને લજ્જિત કરી બીડું ઝડપી રાઠોડજાતિનું ગૌરવ વધારી પોતાની અસીમ સાહસિકતાનું ઉત્તમ પ્રમાણજ માત્ર આપ્યું નહોતું, પરંતુ સાથે સાથે એ પણ સિદ્ધ કર્યું હતું કે મુસલમાનવિજેતાઓ કરતાં જીતાયેલી હિંદુ પ્રજાજ અધિક રાજભક્ત છે.

સમ્રાટ મહમદશાહે શીઘ્ર પ્રસન્ન થઈ રાઠોડપતિ અભયસિંહને પુષ્કળ દ્રવ્ય અને મહામૂલ્યવાન સાત હીરા ઉપહારમાં આપ્યા. તેમણે રાજખજાનો ખોલીને સેનાના ખર્ચને માટે અભયસિંહને ત્રીસ લાખ રૂપિયા આપ્યા. સેનાને પુષ્કળ શસ્ત્રાસ્ત્ર પૂરાં પાડવામાં આવ્યાં. સંવત ૧૭૮૬ ના આષાઢ માસમાં અભયસિંહ પાદશાહ મહમદશાહદ્વારા અમદાવાદ અને અજમેરના સુબાતરિકે નિયુક્ત થયા.

ઈ૦ સ૦ ૧૭૩૦ ના જૂન માસમાં મારવાડના અધીશ્વર મહારાજા અભયસિંહે પાદશાહની પાસેથી વિદાય માગી. અજમેરમાં સૌથી પ્રથમ જવામાં તેમના બે ઉદ્દેશો હતા. પ્રથમ ઉદ્દેશ માત્ર મારવાડમાંજ નહિ, પરંતુ રાજસ્થાનના પ્રત્યેક દેશમાં જવાના માર્ગસ્વરૂપ અજમેરના શાસનકર્તા થવાનો અને બીજો ઉદ્દેશ અંબરના મહારાજા સાથે મસલત ચલાવવાનો હતો. અંબરના મહારાજા જયસિંહ તે વેળા અજમેરમાં શામાટે આવ્યા હતા, તે કાંઇ રાઠોડોના ઇતિહાસમાંથી ઉપલબ્ધ થતું નથી; પરંતુ અન્યત્ર તેનું એવું કારણ નિર્દિષ્ટ થયું છે કે તેઓ પુષ્કર તીર્થમાં પોતાના પિતૃઓનું શ્રાદ્ધ કરવાને આવ્યા હતા. રાઠોડકવિ કર્ણીદાન આ ઉભય રાજાઓના મેળાપના સંબંધમાં ઉત્તમ પ્રકારે વર્ણન કરી ગયા છે. તેમણે જણાવ્યું છે કે:-" તે ઉભય રાજાઓએ એકબીજાને માટે પોતપોતાની પાઘડી પસારી દીધી અને તે તેની ઉપર થઇને ચાલ્યા આવ્યા તથા તેમણે સાથે બેસીને ભોજન કર્યું અને વિશ્રામ કર્યો. ત્યાર પછી તેઓ યવનસામ્રાજ્યનો વિધ્વંસ કરવાને માટે ગુપ્ત મસલત ચલાવવા લાગ્યા." કવિ કર્ણીદાનના આ શબ્દોપરથી પ્રતીત થાય છે કે તેમને ઉક્ત ઉભય રાજાઓ વચ્ચે થયેલી ગુપ્ત મસલત સારીરીતે વિદિત હતી.

પાદશાહની સભામાં પરમ સન્માનિત થઈ મારવાડપતિ અભયસિંહ અજમેરમાં ગયા અને ત્યાં પોતાના કર્મચારીઓને યોગ્યપદપર નિયુક્ત કરી તેઓ મેડતા તરફ ચાલ્યા ગયા.વખ્તસિંહ અગાઉથી મેડતામાં ગયા હતા. તેમણે પોતાના જ્યેષ્ઠ બંધુ અભયસિંહનું પરમ આદરપૂર્વક સ્વાગત કર્યું. આ સમયે વખ્તસિંહને નાગોરરાજ્યના અધિકારની પૂર્ણ સનંદ મળી ગઇ. ઉભય ભ્રાતાઓ શીઘ્ર મેડતા છોડી પોતાની સેના તથા સામંતમંડળીસહિત જોધપુર તરફ જવા લાગ્યા. મહારાજા અભયસિંહે માર્ગમાં સર્વ સામંતોને વિદાય આપી કહ્યું કે:-" વિદ્રોહી સરબુલંદખાંની સામે યુદ્ધ કરવાને શીઘ્ર જવું પડશે; માટે આપ હવે વિલંબ કરશો નહિ. આપ શીઘ્ર પોતપોતાની સેના લઇ જોધપુરમાં એકત્રિત થાઓ." આ સમયે પુનઃ પોતાનાં બાહુબળનો પરિચય કરાવવાનો સુઅવસર પ્રાપ્ત થયેલો જોઇ રાઠોડવીરો પરમ આનંદિત થયા. મારવાડપતિ અભયસિંહ અને નાગોરપતિ વખ્તસિંહ જોધપુરમાં જઇ સરબુલંદખાંની સામે યુદ્ધ કરવાની તૈયારી કરવા લાગ્યા.યોગ્ય સમયે મારવાડના સર્વ સામંતો પોતપોતાની સેના લઇ જોધપુરમાં આવી પહોંચ્યા. આ પ્રસંગનું વર્ણન રાઠોડકવિ કર્ણી-

દાને ઉત્તમ પ્રકારે કર્યુ છે. સમસ્ત સેના એકત્રિત થયા પછી "વડવાનલ" "મગરમુખન" "જમ-રાજદંડ" આદિ તોપોની શાસ્ત્રોક્ત વિધિથી પૂજા કરવામાં આવી. રાઠોડવીરોએ આ તોપોની હાર અને ઇતર અસ્ત્રશસ્ત્રોની સન્મુખ પોતાના હાથવતી બકરાનું બલિદાન આપ્યું અને તેમનાં રુધિરથી તથા ચંદન અને ઘૃતથી તોપોને રંગી કાઢી.

યુદ્ધની સમસ્ત તૈયારી થઇ ગઇ. અભયસિંહનો મુખ્ય ઉદ્દેશ સર બુલંદખાંનું દમન કર્યા પૂર્વે બીજી એક અભિલાષા પૂર્ણ કરવાનો હતો. અભયસિંહ અજમેરના સુબા હતા.તે અધિકારથી તેમને જેટલી સેના મળી હતી, તેની સહાયથી શિરોહીપતિનું દમન કરવાને તેઓ તત્પર થયા. શિરોહીનો અધિપતિ ઉગ્ર સ્વભાવનો, અત્યંત તેજસ્વી અને સંપૂર્ણરીતે સ્વતંત્ર હતો. તે કદિ કોઇની પણ આધીનતાની જાળમાં ફસાયો નહોતો. તે આ સમયે સંપૂર્ણ સ્વાધીનતાનું અમૃતમય ફળ ચાખી રહ્યો હતો. શિરોહીદેશ દુર્ગમ પહાડોની ઉપર આવેલો છે અને તે સમયે તેની ત્રણ બાજુએ પહાડી લોકો વસતા હતા. આ લોકો અસીમ સાહસિક હતા અને તેમનીજ સહાયથી શિરોહીરાજ પોતાની સ્વાધીનતા નિભાવી રહ્યો હતો. શિરોહીરાજ્યનો જે ભાગ મારવાડની તરફ હતો, તે ભાગની રક્ષા તે પરમ વીરતાથી કરતો હતો.

શિરોહી રાજ્યની ત્રણ બાજુએ જે પહાડી લોકો વસતા હતા, તે મીનાના નામથી ઓળખાતા હતા. આ સમયે આ મીના લોકો અભયસિંહના ભયંકર કોપને પાત્ર થયા. અભયસિંહ જે સમયે દિલ્લી-માંથી જોધપુરમાં આવી સામંતોને વિદાય કરી અફીણનું સેવન કરવામાં લીન થયા, તે સમયે સુસંધિ પ્રાપ્ત થવાથી મીના લોકો તેમનાં પશુઓ ચોરીને પોતાના પર્વતમય પ્રદેશમાં લઇ ગયા. જ્યારે આ સમાચાર અભયસિંહના સાંભળવામાં આવ્યા, ત્યારે તેઓ હાસ્ય કરીને બોલ્યા કે:–"ઠીક,પશુઓને લઇ જાઓ. તેમણે એમ ધાર્યું હશે કે ધાન્ય અને ઘાસ નહિ મળવાથી મારવાડપતિનાં પશુઓને અત્યંત કષ્ટ થાય છે, માટે આપણે તેમને ધાન્ય અને ઘાસ પૂરૂં પાડી તેમનું રક્ષણ કરવાને માટે લઈ જઇએ. આજ કારણથી તેઓ પશુઓને લઈ ગયા હશે." પછી જ્યાં અભયસિંહે મીના લોકોની સામે યુદ્ધ કરવાની તૈયારી કરી કે તરતજ તેમણે પશુઓ પાછાં સોંપી દીધાં. મીનાલોકોનું આ આચરણ જોઈ મહારાજા અભયસિંહ બોલ્યા કે:–"મેં પ્રથમથીજ કહ્યું છે કે મીનાલોકો અમારી વિશ્વાસુ પ્રજા છે."

આ ઘટના બન્યા પછી અભયસિંહે યુદ્ધની પ્રચંડ તૈયારી કરી. રણભેરી વાગવા લાગી. ચતુરંગિની સેના શૌર્યોન્મત્ત બની પૃથ્વીને કંપાયમાન કરતી પોતાનું પ્રચંડ બાહુબળ દર્શાવવાને માટે કૂચ કરવા લાગી. રાઠોડકવિએ આ પ્રસંગનું વર્ણન અત્યંત પ્રભાવશાળી વાણીમાં કર્યું છે. અભય-સિંહની સેનામાં માત્ર મારવાડના રાઠોડોજ નહોતા; પરંતુ રાજસ્થાનના બીજા અનેક દેશોના રાજપૂતો તથા યવનો પણ હતા. કોટા અને બુંદીના હાડા, ગાગરોનના ખીચી, શિવપુરના ગૌડ, અંબરના કુશાવહ અને મરુભૂમિના સોઢા પણ આ સમયે એકત્રિત થયા. મારવાડેશ્વર આ સર્વ સેનાના સેના-પતિ બન્યા અને રાઠોડસેના વખ્તસિંહને આધીન રહી.

સંવત ૧૭૮૬ ના ચૈત્રમાસની દશમને દિવસે અભયસિંહ જોધપુર છોડી ભદ્રાર્જુન, માલગઢ, સિવાના તથા ઝાલોરમાં થઈ આગળ ચાલ્યા. તેમણે પ્રથમ રિવાડાપર આક્રમણ કર્યું. મહા સંગ્રામ થયા પછી ત્યાંનો અધિપતિ અને ચાંપાવતોનો નેતા રણમાં પડયો. દેવડાવીર પરાસ્ત થઈ જીવ લઇને તે પર્વતમય પ્રદેશ છોડીને નાસી ગયા. ત્યાર પછી અભયસિંહે પૂસાલિયાપર આક્રમણ કર્યું. આબુગિરિ અભયસિંહની વિજયિની સેનાદ્વારા કંપાયમાન થઈ ગયો. શિરોહીપતિએ જ્યારે સાંભળ્યું કે રિવાડા અને પુસાલિયાનો અભયસિંહની સેનાએ વિધ્વંસ કરી નાખ્યો છે,ત્યારે તે એકદમ નિરાશાના સમુદ્રમાં ડૂબી ગયો. શિરોહીપતિ ચોહાણ નારાયણદાસે અન્ય ઉપાય નહિ જોઇ વીરશ્રેષ્ઠ અભયસિંહને પોતાની ભત્રીજી પરણાવી પોતાના રાજ્યની રક્ષા કરવાનો વિચાર કર્યો.

શિરોહિપતિ રાવ નારાયણદાસે ચાવડાવંશી રાજપૂત સામંત મયારામને મધ્યસ્થ નિયત કરી તેની સાથે અભયસિંહની પાસે સંધિનો પ્રસ્તાવ મોકલી આપ્યો. વળી તેણે પોતાના બંધુ માનસિંહની કન્યા અભયસિંહને અર્પણ કરવાની અભિલાષા પણ પ્રકટ કરી.રાવ નારાયણદાસે અભયસિંહની પાસે શીઘ્ર વિવાહની માગણી કરી નાળીએર, આઠ શ્રેષ્ઠ ઘોડી તથા ચાર હાથીઓની કિંમત મોકલી

લી આપ્યાં. અભયસિંહ આ વસ્તુઓ પરમ આદરપૂર્વક ગ્રહણ કરી વિવાહ કરવાને કબૂલ થયા. અલ્પ સમયમાં રણવાદ્યો બંધ થઇ વિવાહના આનંદધ્વનિ થવા લાગ્યા. શુભ મુહૂર્તમાં મહારાજા અભયસિંહે માનસિંહની કન્યાનું પાણિગ્રહણ કર્યું. આ રાણીને ઉદરે દશ માસ પછી રામસિંહનો જન્મ થયો. શિરોહીપતિએ અભયસિંહને પોતાની ભત્રીજી અર્પણ કર્યા પછી તેમની સાથે સંધિ કરી ખંડણી આપવાનો સ્વીકાર કર્યો.

ત્યાર પછી દેવડાસામંતો પોતપોતાની સેનાસહિત અભયસિંહને જઇ મળ્યા. મારવાડપતિ એ સર બુલંદખાંનું દમન કરવાને માટે સરસ્વતી નદીની પાસેનાં પાલણપુર અને સિદ્ધપુર થઇ આગળ કૂચ કરવા માંડી. તેમણે વિદ્રોહી સર બુલંદખાંની નિકટ જઇ ત્યાં પોતાની છાવણી નાખી અને તેની પાસે પોતાનો એક દૂત મોકલી આપ્યો. તેમણે તેને કહેવરાવી મોકલ્યું કેઃ–" તમે દિલ્હીના પાદશાહનો જે યુદ્ધસામાન તથા ઇતર પ્રકારનો સામાન લઇ લીધો હોય તે સર્વ પાછો સોંપી દો, તમારા અધિકારનીચેના પ્રદેશની ઉપજ અને ખર્ચનો હિસાબ રજુ કરો અને તમારી સર્વ સત્તા છોડી દો તથા અમદાવાદ અને ઇતર કિલ્લાઓમાં જે વિદ્રોહી સેના હોય તેને રવાના કરી દો." અભયસિંહની આ આજ્ઞા સાંભળી તેનો અનાદર કરવામાં તેણે કિંચિત્ પણ સંકોચ ધારણ કર્યો નહિ. તે લેશ પણ ભયભીત થયો નહિ અને તેણે ગર્વસહિત ઉત્તર આપ્યો કેઃ–"હું અમદાવાદનો અધીશ્વર છું અને જ્યાંસુધી મારા શરીરમાં પ્રાણ છે, ત્યાંસુધી હું કોઇપણ પ્રકારે અમદાવાદ છોડીશ નહિ."

વિદ્રોહીઓના નેતા સર બુલંદખાંનો આ ઉત્તર સાંભળી મહારાજા અભયસિંહે શીઘ્ર એક મોટી સભા ભરી. સમસ્ત રાઠોડસામંતો આ સભામાં એકત્રિત થયા. સર બુલંદખાંપર જે પ્રસ્તાવ મોકલવામાં આવ્યો હતો, તેણે તેનો જે ઉત્તર આપ્યો હતો, તે સંબંધે જે વાદવિવાદ ચાલ્યો હતો તથા તેના સંબંધમાં જે નીતિ ધારણ કરવામાં આવી હતી તેનું વર્ણન રાઠોડકવિ કર્ણીદાને ઉત્તમ પ્રકારે કર્યું છે. તેમણે મરુભૂમિના આઠ પ્રધાન સામંતોની વક્તૃતાનો સંક્ષિપ્ત સાર સુંદર ભાષામાં આપ્યો છે.

"ચાંપાના વંશજ અને આહવાના સામંત હરનાથના પુત્ર કુશલસિંહ કે જેઓ મારવાડના મહારાજાની જમણી બાજુએ આસન પ્રાપ્ત કરવાના અધિકારી હતા, તેમણે સૌથી પ્રથમ પોતાના મનનો ભાવ પ્રદર્શિત કર્યો. ત્યારપછી કૂંપાવત શાખાના નેતા અને આસોપના સામંત કન્હીરામ કે જેઓ મારવાડેશ્વરના ડાબા હાથપર આસન પ્રાપ્ત કરવાના અધિકારી હતા, તેઓ બોલ્યાઃ"આવો, આપણે કિલકિલાની[1] પેઠે સમરસમુદ્રમાં કૂદી પડીએ. ત્યાર પછી મેડતાના સામંત કેસરીસિંહે પોતાનું મંતવ્ય પ્રકાશિત કર્યું. ઉદાવતશાખાનો અસીમ સાહસિક અને અનેક યુદ્ધોમાં વીરતા પ્રકાશિત કરનાર નેતાઓએ પોતપોતાનો અભિપ્રાય દર્શાવ્યો. ત્યારબાદ જોધાશાખાના પ્રધાન નેતા ખેરવાના સામંત બોલ્યાઃ "હું સૌથી પહેલાં રણભૂમિમાં મારૂં જીવન સમર્પણ કરી અપ્સરાઓની વરમાળા ગ્રહણ કરવાની ઇચ્છા રાખું છું. આવો, મારા શરીરને લાલ રંગનાં વસ્ત્રોથી શોભાયમાન કરો. હું શત્રુઓનાં રુધિરથી તલવાર અને ભાલાઓને રંગીને સર બુલંદખાંના મસ્તકવતી ખેલીશ." જેતાવત ફત્તેસિંહ અને કર્ણોત અભયમલ્લે[2] ઉપરોક્ત સામંતનાં વચનોનું સમર્થન કર્યું. સમસ્ત વીરો એકસ્વરે 'યુદ્ધ યુદ્ધ' નો પોકાર કરી ઉઠયા. કેટલાક વીરોએ લાલ વસ્ત્ર પરિધાન કર્યાં. ચાંપાવત કર્ણસિંહ ઉચ્ચ સ્વરે બોલ્યાઃ " અમે યુદ્ધ કરીશું એટલે અપ્સરાઓ અમૃતપૂર્ણ પાત્ર હાથમાં લઇ સ્વર્ગમાં અમારી સાથે

૧ આ એક નાનું પક્ષી છે. તે ખંજન પક્ષીના જેવડું થાય છે અને તેનું રૂપ તથા રંગ પણ પ્રાયઃ તેને મળતોજ આવે છે. નદી અથવા તળાવના કિનારાથી બેચાર હાથ દૂર બેસે છે અને જળમાં એકાદ નાની માછલીને જુએ છે કે તરતજ તેનાપર ઝડપ મારીને તેને પકડી લે છે. તે 'કિલ કિલ' શબ્દ કરે છે, તેથી તેને કિલકિલા કહેવામાં આવે છે.

૨ સત્ય નામ અભયકર્ણ છે. તે દુર્ગાદાસનો પુત્ર હતો. રાત્રિને સમયે તે અજિતસિંહના શયનખંડની આગળ ચોકી કરતો હતો અને તેને હાથમાં લઇનેજ વખ્તસિંહે પોતાના પિતાના શયનગૃહમાં પ્રવેશીને તેમનો વધ કર્યો હતો.

સંભાષણ કરશે. " પ્રત્યેક રાજપૂત સામંત[3] અને સમસ્ત કવિઓ એકસ્વરે બોલી ઉઠયા: "યુદ્ધ ! યુદ્ધ ! "

ત્યાર પછી વખ્તસિંહે ઉઠી પોતાના બંધુ અભયસિંહ અને સામંતોને સંબોધીને કહ્યું: " આપ સર્વ આ સ્થળે વિશ્રામ કરો. હું એકલો પ્રથમ જઇ સર બુલંદખાંનો અહંકાર ચૂર્ણ કરી નાખું છું. આપ આજ શિબિરમાં વિશ્રાંતિ લો. " શીઘ્ર એક વિશાળ પાત્રમાં લાલ જલ લાવવામાં આવ્યું. આ પાત્ર મારવાડના અધીશ્વરની સન્મુખ રાખવામાં આવ્યું. અભયસિંહે એ પાત્રમાંથી જલ લઇ બેઠેલા સમસ્ત સામંતો ઉપર તેનો છંટકાવ કરી કહ્યું: " આ યુદ્ધમાં પ્રાણત્યાગ કરવાથી અવશ્ય અમરધામની પ્રાપ્તિ થશે. "

આ પ્રસંગે કવિ કર્ણીદાને અશ્વારોહી સેનાના અશ્વોની પ્રશંસા કરી છે. દક્ષિણની ભીમરથલી નામની અશ્વશ્રેણી સૌથી અગ્રણી હતી. ત્યાર પછી તેમણે મારવાડની અંતર્ગત આવેલા ઘાટ અને રાડધડાના તથા કાઠીઆવાડના અશ્વોની પ્રશંસા કરી છે. સર બુલંદખાંએ રાજપૂતસેનાના કરાળ ગ્રાસમાંથી પોતાના રાજ્યની રક્ષા કરવાને માટે જે ઉપાયોનું અવલંબન કર્યું હતું, તેનું પણ કવિએ ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે. તેણે નગરોમાં જવાના સર્વ માર્ગોપર બબ્બે હજાર સૈનિકો અને પાંચ પાંચ તોપો મૂકી દીધી. આ તોપોને યૂરોપીઅનો છોડતા હતા. એક બંદુકધારી યૂરોપીઅન સેના તેના અંગરક્ષકતરિકે રહેતી હતી. સભામાં થયેલા ઠરાવ અનુસાર વખ્તસિંહે સર બુલંદખાંપર આક્રમણ કરવાની તૈયારી કરી. પ્રથમ બે બાજુથી તોપોના ભયંકર ગોળાઓની વૃષ્ટિનો પ્રારંભ થયો. ત્રણ દિવસ સુધી સતત આ પ્રકારે તોપના ગોળાની વૃષ્ટિ થયા પછી સર બુલંદખાંનો પુત્ર માર્યો ગયો મહાવીર વખ્તસિંહે સૌથી પ્રથમ સંહારક મૂર્તિ ધારણ કરી રાઠોડોની સેનાસહિત શત્રુ પક્ષપર ભયંકરરીતે આક્રમણ કર્યું. રાજપૂતો પ્રથમથીજ પોતાનું અદ્દભુત પરાક્રમ દર્શાવવા લાગ્યા. સર્વ રાજપૂતસામંતો આ વખતે નગ્ન તલવાર તથા ભાલા હાથમાં ગ્રહણ કરી ઉન્મત બની શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. ચાંપાવત શાખાના નેતા કુશળસિંહ રણભૂમિમાં પોતાનું જીવન સમર્પણ કરી સ્વર્ગમાં ચાલ્યા ગયા. અમદાવાદના આ ભયંકર યુદ્ધમાં રાજપૂતાનાના જે મહાવીરોએ પોતાનાં જીવન સમર્પણ કર્યાં હતાં, તેમનાં નામો કર્નલ ટૉડે કવિ કર્ણિદાનના ગ્રંથમાંથી ઉદ્ધૃત કર્યાં નથી. આ યુદ્ધમાં રાઠોડોએ અપૂર્વ પરાક્રમ દર્શાવ્યું હતું. જે અમરસિંહે અજમેરની અનેક વાર રક્ષા કરીને અદ્દભુત પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું, તેણે વિદ્રોહી પક્ષના પાંચ મુખ્ય નેતાઓનો વધ કર્યો તથા બેત્રણ હજાર સૈનિકોનો નાશ કર્યો.

આઠ ઘડી દિવસ બાકી હતો તે સમયે સર બુલંદખાં નાસી ગયો; પરંતુ તેની અગ્રભાગની સેનાનો નેતા અલિઆર તે વખતે પણ મહાવીરતા અને અસીમ સાહસપૂર્વક યુદ્ધ કરતો હતો. અંતે વીરશ્રેષ્ઠ વખ્તસિંહની તલવારે તે અલીઆરના મસ્તકના બે ખંડ કરી નાખ્યા. જ્યાં આ ઘટના બની

---

૩ કર્નલ ટૉડ જણાવે છે કેઃ-" મારા ગુરુ યતિ જ્ઞાનચંદ્ર જે સમયે આ યુદ્ધનું વૃત્તાંત વાંચતા હતા અને તેનો અનુવાદ કરતો જતો હતો, તે સમયે મેવાડના મુખ્ય સામંત સલુંબરાધિપતિનો એક ૨૨ વર્ષનો પુત્ર મારી-પાસે બેસીને એકાગ્રચિત્ત આ વૃત્તાંત શ્રવણ કરતો હતો.સલુંબરના સામંતો કોઈ વિશિષ્ટ કારણથી (શા કારણથીતેનીમને સ્મૃતિ નથી) અફીણનું સેવન કરતા નહોતા, તેમણે કદિપણ અફીણ નહિ ખાવાના સોગંદ લીધા હતા.આ સામંતના પિતામહ અફીણપ્રત્યે એટલી ઘૃણા ધરાવતા હતા કે એક સમયે એક સભામાં કસુંબાનું બિંદુ તેમના શરીરપર પડયું, તેથી તેમણે શરીરનો તેટલો ભાગ પોતાની સમશેરવતી કાપી નાખ્યો હતો. આ વાત હું જાણતો હતો તેથી મેં ઉક્ત યુવકને સંબોધીને કહ્યું:"રાવતજી ! આપ અપ્સરાઓના હાથનો પ્યાલો ગ્રહણ કરવાને તત્પર થશો કે આપના કુલની પ્રતિજ્ઞા પાળવાને માટે તેનો નિષેધ કરશો ? " તરતજ તે યુવકે ઉત્તર આપ્યો:"હું અવશ્ય અપ્સરાઓના હાથનો પ્યાલો ગ્રહણ કરીશ; કારણ કે તે અફીણના પ્યાલાથી સર્વથા ભિન્ન પ્રકારનો પ્યાલો છે." મેં કહ્યું "તો શું આપ શ્રદ્ધાપૂર્વક માનો છો કે જે પુરુષો રણભૂમિમાં જીવનદાન કરે છે તેના આત્માને અપ્સરાઓ આદરસહિત સૂર્ય-મંડલમાં લઇ જાય છે?" તેમણે પ્રત્યુત્તર આપ્યો: "એ વાત નહિ માનવાની હિંમતજ કોણ કરી શકે છે ? જ્યારે મારો સમય આવશે, ત્યારે હું અવશ્ય અપ્સરાઓના હાથથી અમૃતનો પ્યાલો આદરપૂર્વક ગ્રહણ કરીશ." એક યોદ્ધાની આ કેવી દૃઢ શ્રદ્ધા છે ? આ યુવકે દીર્ઘકાળપર્યંત મારા જૂના મિત્ર અને ગુરુ યતિ જ્ઞાનચંદ્ર તથા મારી પાસે બેસીને વીરરસપૂર્ણ કાવ્યનું શ્રવણ કર્યું હતું."

કે તરતજ રાજપૂતોની સેનામાં વિજયનો ડંકો વાગવા લાગ્યો. અમદાવાદનો સ્વેચ્છાથી બની બેઠેલો નૃપતિ સર બુલંદખાં ઘાયલ થઇ ગયો હતો; પરંતુ તેનો અશ્વ તેને પવનવેગે લઇને નાસી ગયો. આ યુદ્ધમાં શત્રુપક્ષના ૪૪૯૩ માણસો ઘાયલ થયા. તેમાંના સો જણુ પાલખીમાં[1] બેસનારા અને આઠ હાથીના હોદ્દાપર[2] ચઢનારા હતા; અને ત્રણસેં માણસો એવા હતા કે જેમને દિવાને-આમમાં જતી વખત તાજીમી[3] સન્માન મળતું હતું.

અભયસિંહના પક્ષના એકસોવીસ ઉચ્ચશ્રેણીના રાઠોડસેનાનાયકો તથા પાંચસો અશ્વારોહીઓ યુદ્ધમાં માર્યા ગયા અને સાતસેં સિપાઇઓ ઘાયલ થયા.[4]

ઉપરોક્ત વર્ણનપરથી જ્ઞાત થાય છે કે અમદાવાદનું આ યુદ્ધ અત્યંત ભયંકર હતું. આ વિદ્રોહી યવનસેના કરતાં રાઠોડોએ અધિક વીરતા પ્રદર્શિત કરી હતી.

બીજે દિવસે પ્રાતઃકાળેજ સર બુલંદખાં બીજો ઉપાય નહિ જોઇ અભયસિંહને તાબે થયો. તેના અનુચરો તથા મિત્રો પણ તેની સાથે બંદીવાન બન્યા. વિજયી અભયસિંહે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે વિદ્રોહીઓના નેતા સર બુલંદખાંને બંદીવાનતરિકે આગ્રા મોકલી દીધો. સર બુલંદના જેટલા બંદીવાન મોગલમિત્રો ઘાયલ થયા હતા, તેમણે તો માર્ગમાંજ પ્રાણત્યાગ કર્યો. આ ભયંકર યુદ્ધમાં રાઠોડસેનાના અનેક સામંતો અને સૈનિકોનો નાશ થવાથી વીરશ્રેષ્ઠ અભયસિંહ અત્યંત શોકાકુલ થયા. [5]અભયસિંહે સત્તર હજાર ગામોથી પૂર્ણ ગુજરાત, નવહજાર ગામોથી પૂર્ણ મારવાડ અને એક હજાર ગામોથી પૂર્ણ અન્ય એક દેશમાં રાજ્ય ચલાવ્યું. ઇડર, ભુજ, વાગડ, સિંધ, શિરોહી, ફત્તેપુર, જેસલમેર, નાગોર, ડુંગરપુર, વાંસવાડા, લુણાવાડા, હળવદ વગેરે પ્રદેશોના અધીશ્વરો નિત્ય મહારાજા અભયસિંહનાં ચરણમાં પોતાનાં મસ્તક નમાવત કરતા હતા.

શ્રી રામચંદ્રજીએ જેમ વિજયાદશમીને દિવસે લંકામાં વિજય પ્રાપ્ત કર્યો હતો; તે પ્રકારે સંવત ૧૭૮૭ (ઇ૦ સ૦ ૧૭૩૧) માં વિજયાદશમીને દિવસે અભયસિંહે બાર સહસ્ર સૈનિકોના નેતા સર બુલંદખાંની સાથે યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કર્યો હતો.

વિજયી અભયસિંહે ગુજરાતની રાજધાનીપર પોતાનો અધિકાર સ્થાપિત કરી ત્યાં શાંતિની રક્ષાને માટે સત્તર હજાર સૈનિકોને રાખ્યા. તેમણે ગુજરાતનું સમસ્ત દ્રવ્ય લુંટી લીધું અને તેઓ તે સર્વને લઇને જોધપુરમાં ચાલ્યા ગયા. એમ જણાય છે કે અભયસિંહ ગુજરાતપર પોતાનો અધિકાર સ્થાપિત કરી ત્યાંથી નગદ ચાર કરોડ રૂપિયા, નાના પ્રકારની ચૌદસેં તોપો અને બીજી અનેક પ્રકારની

---

૧ એમને નસ્થાન (પાલખી)માં બેસવાનો અધિકાર પાદશાહના તરફથી મળ્યો હતો.

૨ એમને પણ હાથીપર આરૂઢ થવાનો આધકાર પાદશાહ તરફથી પ્રાપ્ત થયો હતો.

૩ જે સરદારના આગમનથી પાદશાહ તેમજ સભાના સઘળા અમીરઉમરાવો ઉભા થઈ તેને માન આપે છે,તે સન્માનને 'તાજીમી' સન્માન કહે છે.

૪ કવિ કર્ણીદાને અહીંઆં ઘાયલ થયેલા પુષ્કળ પ્રધાન પ્રધાન સેનાપતિઓનાં નામો લખ્યાં છે; પરંતુ આવશ્યકતા નહિ જણાવાથી કર્નલ ટૉડે તે પ્રકાશિત કર્યાં નથી;પણ તેમાંથી એક જાણવાયોગ્ય નામ પ્રાપ્ત થાય છે; અર્થાત્ 'નોલાકખાન અંગ્રેજ' નામનો એક આંગ્લભૂમિવાસી પણ તે પ્રસંગે ઘાયલ થયો હતો.

૫ મારવાડના સામંતો તથા ઈતર પ્રદેશોના સામંતોએ આ પ્રસંગે મહારાજા અભયસિંહની પતાકાનીચે એકત્રિત થઇ અદ્ભુત વીરતા પ્રદર્શિત કરી રણભૂમિમાં પ્રાણવિસર્જન કર્યાં હતા. રાઠોડકવિએ તેમની વીરતાની અત્યંત પ્રશંસા કરી તેમન નામોનો પણ ઉલ્લેખ કર્યો છે. આ સંગ્રામમાં સર્વ શાખાના પુષ્કળ સામંતો માર્યા ગયા હતા. પાલીના સામંત કર્ણસિંહ,સનદરીના કિશનસિંહ, આલોરના ગોર્ધન,તથા કલ્યાણસિંહ અને ચંપાવત શાખાના નરસિંહ, સુલતાનસિંહ તથા પદ્મસિંહ આ સમરમાં માર્યા ગયા હતા. વળી જોધા શાખાના ત્રણ નેતા હઠીસિંહ, ગુમાનસિંહ તથા પેથીદાસ અને પરમ સાહસિક મેડતિયાવીરવૃંદમાંથી પણ ત્રણ જણ ભૂપસિંહ, કુશલસિંહ તથા હાથીસિંહના પુત્ર ગુલાબસિંહે પ્રાણાર્પણ કર્યું હતું. તદુપરાંત નાહવ, સોનગઢા, ધાંધલ અને ખીચી આદિ શાખાના સ્વતંત્ર સામંતોમાંથી પણ અનેક મહાબળવાન વીર પુરુષો સૂર્યલોકમાં ગયા હતા. આ સિવાય કવિઓ અને પુરોહિતો પણ માર્યા ગયા હતા.કવિકર્ણીદાને પ્રાપ્ત મળવાને માટે કોઈકોઈ સ્થળે અભયસિંહના [illegible] નિર્દેશ કર્યો છે.

યુદ્ધસામગ્રી લઇ ગયા હતા. મોગલસમ્રાટની શાસનશક્તિ આ સમયે અત્યંત હીન થઇ ગઇ હતી, તેથી અભયસિંહ આ સમસ્ત તોપો તથા યુદ્ધસામગ્રીથી મારવાડના કિલ્લાઓને સારીરીતે દૃઢ કરી પોતાનો સ્વાર્થ સાધી લેવાની સંધિની અને મોગલશાસનશક્તિના લોપની પ્રતીક્ષા કરવા લાગ્યા.

રણવિજયી વીર અભયસિંહે સર બુલંદખાંને પરાસ્ત કરી તેને બંદીવાનતરિકે આગ્રામાં મોકલી આપ્યો હતો; પરંતુ ગુજરાતપર અધિકાર સ્થાપિત કર્યા પછી અભયસિંહ પાદશાહની સભામાં ગયા હતા કે નહિ તેવિષે કાંઇ પણ ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી. એમ જણાય છે કે મારવાડપતિ અભયસિંહે ગુજરાતપર પોતાનો અધિકાર સ્થાપિત કરી જે દ્રવ્ય ત્યાંથી 'લૂંટી લીધું તેને દિલ્હીશ્વરની અત્યંત હીન દશા જોઇ તેમણે પોતાની પાસે સંભાળપૂર્વક રાખ્યું અને પોતાની જાતિની ઉન્નતિ કરવાનો પ્રયાસ કરવા માંડયો. વાસ્તવમાં મહમદશાહની શાસનશક્તિ આ સમયે અત્યંત હીન થઇ ગઈ હતી. કેવલ મારવાડપતિજ નહિ, પરંતુ દિલ્હીના તાબાના સર્વ યવન સુબાઓ તથા દેશી રાજાઓ સ્વતંત્ર બની ગયા હતા.



# अध्याय ११ मो

અભયસિંહ અને વખ્તસિંહના મનમાં મલિનતા—વખ્તસિંહનું બાહુબલ અને વીરતા જોઈ અભયસિંહને ઉત્પન્ન થયેલો મહાભય—વખ્તસિંહે ધારણ કરેલી નવીન રાજનીતિ—રાઠોડ-કવિ કર્ણીદાનનું જોધપુર છોડી નાગોરમાં જવું અને વખ્તસિંહની સાથે પ્રપંચ રચવું—અભયસિંહે બિકાનેરપર કરેલું આક્રમણ—જયસિંહના તાબાના સામંતોનું વિચિત્ર આચરણ—તેમણે શત્રુપક્ષને કરેલી સહાય—અંબરના મહારાજાની સાથે પોતાના બંધુને વિવાદ કરાવવાને માટે વખ્તસિંહે રચેલો પ્રપંચ—અભયસિંહની ગેરહાજરીમાં જોધપુરપર આક્રમણ કરાવવાની અંબરપતિ જયસિંહને તેણે આપેલી સલાહ—અંબરપતિ જયસિંહ—તેના સામંતોએ આક્રમણનો કરેલો નિષેધ—વખ્તસિંહે મોકલેલા દૂત—અંબરપતિ જયસિંહની સાથે થયેલો મેળાપ—ઉદ્દેશની સફળતા—જયસિંહે અભયસિંહપર મોકલેલો અપમાનકારક પત્ર—અભયસિંહે આપેલો ક્રોધભરેલો ઉત્તર—જયસિંહે પોતાના સામંતોને સેનાસહિત આવવાને કરેલું આમંત્રણ—જયસિંહને બીજા દેશના રાજાઓ તરફથી પ્રાપ્ત થયેલી સહાય—અંબર નગરમાં એક લાખ સૈનિકોનું એકત્રિત થવું—મારવાડની સીમાપર સેનાનું જવું—અભયસિંહે છોડી દીધેલો બિકાનેરનો ઘેરો—વખ્તસિંહનું વિચિત્ર આચરણ—નાગોરના સમસ્ત સામંતોને પ્રતિજ્ઞામાં બાંધવા—અંબરની પ્રબળ સેનાની સાથે યુદ્ધ કરવાને માટે વખ્તસિંહનું માત્ર થોડા અનુચરો સાથે જવું—ગગવાણામાં થયેલું યુદ્ધ—માત્ર સાઠ માણસોસહિત વખ્તસિંહે અંબરપતિપર કરેલું આક્રમણ—જયસિંહનું પલાયન—અંબરના કવિઓએ વખ્તસિંહની[1] વીરતાની કરેલી પ્રશંસા—અનુચરોના વિધ્વંસ માટે વખ્તસિંહનો શોક—અભયસિંહનું પરલોકગમન—તેમના જીવનચરિત્રની સમાલોચના.

મહારાજા અભયસિંહે સર બુલંદખાંનો પરાજય કરી ગુજરાતપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો કે તરતજ તેમની કીર્તિ ચોતરફ સંપૂર્ણરીતે પ્રસરી ગઈ અને રાઠોડનીતિની ગૌરવગરિમા બમણી વધી ગઈ. વિજયી વીર અભયસિંહે ગુજરાત સર કરી ત્યાંથી પુષ્કળ ધન તથા તોપ આદિ વસ્તુઓ લૂંટી લીધી અને તે દ્વારા પોતાના રાજ્યના કિલ્લાઓ દૃઢ કરી તેઓ આનંદપૂર્વક શાંતિસુખ ભોગવવા લાગ્યા; પરંતુ તેઓ ઝાઝા દિવસ શાંતિ ભોગવી શક્યા નહિ. અભયસિંહની વય જેમ જેમ વધતી ગઈ, તેમ તેમ તેઓ અરીકુના પંજામાં અધિકાધિક સપડાતા ગયા. બીજી તરફ વીરશ્રેષ્ઠ વખ્તસિંહની સાહસિકતા, વીરતા તથા રણનિપુણતા દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતી ગઈ અને તેથી અભયસિંહના હૃદયમાં મહાભય ઉત્પન્ન થયો. એક તરફ અભયસિંહ પોતાના બંધુનું બળ અને ગૌરવ જોઈ તેમનાપ્રતિ દ્વેષ કરવા લાગ્યા અને બીજી તરફ વખ્તસિંહ પણ અભયસિંહને પૂર્ણ સ્વાધીનતા, અમર્યાદ સત્તા તથા સુખ ભોગવતા જોઈ વિદ્વેષાગ્નિથી બળવા લાગ્યા. ઉભય રાઠોડ રાજભ્રાતાઓનાં મન સંપૂર્ણરીતે મલિન થઈ ગયાં. ઉભય ભ્રાતાઓના મનમાં વિદ્વેષાગ્નિનું વૃક્ષ ધીમે ધીમે વૃદ્ધિંગત થવા લાગ્યું. જો કે વ-

---

[1] કોઈક સ્થળે એમને બખતસિંહ પણ જણાવવામાં આવ્યા છે.

ખ્તસિંહ નાગોરના અધીશ્વરના પદપર પ્રતિષ્ઠિત થઇ ગયા હતા, તોપણ તેઓ મહા પ્રતિભાશાળી અને મહત્ત્વાકાંક્ષી વીર હોવાથી એટલા રાજ્યથી તેમના મનની તૃપ્તિ થઇ શકી નહિ. તેઓ સારી પેઠે જાણતા હતા કે તેમણે પોતાની વીરતાથી જે અધિકાર પ્રાપ્ત કર્યો હતો તે પ્રતિ ઘણા રાઠોડો દ્વેષદૃષ્ટિથી જોતા હતા. આથી તેઓ ત્રણસેં સાઠ નગરોથી પૂર્ણ નાગોર પ્રદેશપર નિર્વિઘ્નતાપૂર્વક રાજ્ય ચલાવી શકતા નહોતા.

વખ્તસિંહ કેવળ અસીમ સાહસિક વીરજ નહોતા, પરંતુ તેઓ એક ચતુર રાજનીતિજ્ઞ હતા. વિદેશી મિત્રોની સહાયથી તેમજ મારવાડમાં અંતસ્થ કલહ ઉત્પન્ન કરીને પોતાની સત્તા વધારવાની તેમણે ઇચ્છા કરી નહોતી. તેઓ સારી પેઠે જાણતા હતા કે તેમ કરવાથી મારી જાતિને અને મને પોતાને હાનિ થવાનો સંભવ છે; પરન્તુ વખ્તસિંહે આ સમયે વિખ્યાત રાઠોડકવિ કર્ણીદાનના પ્રસ્તાવ વા ઉપદેશાનુસાર વિચિત્ર પ્રકારની રાજનીતિનું અવલંબન કરવા માંડ્યું. આ રાજનીતિ રાજપૂતચરિત્રનું એક નવીન લક્ષણ અને વિચિત્રતા પ્રકટ કરે છે. કવિશ્રેષ્ઠ કર્ણીદાન સર બુલંદખાંની સાથેના અભયસિંહના યુદ્ધનું વૃત્તાંત પોતાના કવિતામય ઇતિહાસમાં વર્ણવી રહ્યા પછી જોધપુર છોડી નાગોરમાં જઇ વખ્તસિંહની સાથે મળી ગયા. કવિ કર્ણીદાન એક ઉચ્ચ શ્રેણીના રાજનીતિજ્ઞ મનુષ્ય હતા, એ વાત તો અમે પૂર્વેજ જણાવી ગયા છીએ. અન્યાન્ય રાઠોડોની પેઠે કવિ કર્ણીદાન પણ પ્રપંચવિદ્યામાં નિપુણ હતા, તેથી તેમણે વખ્તસિંહને અભયસિંહની વિરુદ્ધ પ્રપંચ રચવાની સૂચના આપી.તેમણે વખ્તસિંહની સાથે મળી ગુપ્તરીતે પ્રપંચજાલનો વિસ્તાર કરવા માંડ્યો.તેઓ દીર્ઘકાળપર્યંત ગુપ્ત મસલત ચલાવ્યા પછી એવા નિર્ણયપર આવ્યા કે મારવાડેશ્વર અભયસિંહ અને અંબરના અધીશ્વરની વચ્ચે કલહ ઉત્પન્ન કરાવવામાં આવશે તો આપણી મનોકામના સહજ ફળીભૂત થશે. આ કાર્ય સિદ્ધ કરવાની સુસંધિ શીઘ્ર પ્રાપ્ત થઇ.

મહાવીર શિયોજીએ મરુક્ષેત્રમાં જે રાઠોડવંશનું બીજ રોપ્યું હતું, તે વંશના વૃક્ષની એક શાખામાંથી બિકાનેરનો રાજવંશ ઉત્પન્ન થયો. બિકાનેરના રાઠોડરાજા આ સમયે સંપૂર્ણ સ્વાધીનતાપૂર્વક રાજ્ય કરતા હતા. મારવાડપતિ અભયસિંહ બિકાનેરના અધીશ્વરના નામમાત્રના સ્વામી હતા. બિકાનેરપતિ મારવાડેશ્વરની સાથે અરુચિકર વ્યવહાર કરતા હતા, તેનો બદલો લેવાને માટે અભયસિંહ તૈયાર થયા. દિલ્લીશ્વર સમસ્ત દેશી રાજાઓનો સ્વામી હતો; પરંતુ આ સમયે દિલ્લીશ્વરની શાસનશકિત સર્વથા હીન થઈ ગઇ હતી, તેથી મારવાડપતિએ નિર્ભયતાપૂર્વક બહાર નીકળી બિકાનેરને ઘેરી લીધું. રાઠોડસેનાએ બિકાનેરની આસપાસ પ્રબળ ઘેરો ઘાલ્યો, પરન્તુ બિકાનેરની સેનાએ તેમને સરલતાથી વિજય પ્રાપ્ત કરવા દીધો નહિ. તેઓ મહાવીરતાસહિત રાઠોડોના કરાલગ્રાસમાંથી બિકાનેરની રક્ષા કરવા લાગ્યા. મહારાજા અભયસિંહ આ પ્રકારે કેટલાંક અઠવાડીઆં સુધી બિકાનેરને ઘેરી રહ્યા; પરન્તુ તેમને વિજય પ્રાપ્ત થયો નહિ. આ તરફ વખ્તસિંહે વિચાર કર્યો કે જો આપણે આ સુસંધિનો લાભ લઇ આ આક્રમણમાંથી બિકાનેરનો ઉદ્ધાર કરીશું તો આપણી મનોકામના સરલતાથી સિદ્ધ થશે. આ સુપ્રસંગનો લાભ લેવાનો તેમણે પૂર્ણ નિશ્ચય કર્યો.

અભયસિંહે મારવાડના સમસ્ત સામંતોના તાબાની સેનાસહિત બિકાનેરને ઘેરી લીધું હતું; પરન્તુ અભયસિંહના સાથીઓ બિકાનેરવાસીઓપ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા અને પ્રસંગોપાત તેમને સહાય પણ કરતા હતા. કર્નલ ટૉડ જણાવે છે કેઃ-"જો રાઠોડોએ બિકાનેરના સૈનિકોને અન્ન, લવણ અને યુદ્ધસામગ્રી આપી ન હોત તો અવશ્ય તેઓ અભયસિંહને તાબે થાત." મારવાડના રાઠોડોએ આ અયોગ્ય અને નીતિવિરુદ્ધ આચરણ શામાટે કર્યું હતું તે વિચારવાન પાઠક બંધુઓ સારીરીતે સમજી ગયા હશે. મારવાડના રાજવંશમાંથીજ બિકાનેરના રાજવંશની ઉત્પત્તિ થઇ છે, એ વાત અમે પૂર્વે જણાવી ચૂકયા છીએ. આજ કારણથી અભયસિંહ બિકાનેરપતિને આધીનતાની શૃંખલામાં પરિબદ્ધ કરવાને ઉદ્યત થયા; તે છતાં પણ રાઠોડવીરોએ ગુપ્તરીતે પોતાના જાતિબંધુ બિકાનેરવાસીઓને સહાય કરી, તેથી અભયસિંહની અત્યંત પ્રચંડ સેના પણ બિકાનેરની સેનાનો સરલતાથી પરાભવ કરી શકી નહિ.

કવિ કર્ણીદાનના ઉપદેશ અનુસાર વખ્તસિંહ મારવાડપતિ અભયસિંહને બિકાનેરપર આક્રમણ કરવામાં

પ્રવૃત્ત થયેલા જોઈ પોતે શીઘ્ર કાર્યભૂમિકાપર આવ્યા. કવિ કર્ણીદાનેવખ્તસિંહને કહ્યું: “આપ અંબરના મહારાજાને એવી મતલબનો પત્ર લખો કે: ‘અભયસિંહે બિકાનેરપર આક્રમણ કરીને આપનું અપમાન કર્યું છે. અંબરના મહારાજાજ બિકાનેરપતિના રક્ષકસ્વરૂપ છે, માટે પ્રકટરીતે અભયસિંહે અંબરરાજની સત્તાનું અપમાન કર્યું છે.’ આ સર્વ હકિકત પત્રમાં લખી તેમને જોધપુરપર આક્રમણ કરવાની ભલામણ કરો.”

કવિના બોધ પ્રમાણે વખ્તસિંહે શીઘ્ર જયસિંહની ઉપર એક પત્ર મોકલ્યો. વળી તેમણે જયસિંહની રાજસભામાં બિકાનેરનો જે વકીલ રહેતો હતો તેનાપર પણ પત્ર લખીને તેનો આ સંબંધે અભિપ્રાય માગ્યો.

અંબરપતિ જયસિંહ વૃદ્ધાવસ્થામાં અફીણના મહાન ભકત થઇ ગયા હતા. આથી રાજકાર્યમાં અનેક વિઘ્નો ઉપસ્થિત થવાનો સંભવ હતો. આ વાત તેઓ સારી પેઠે સમજી ગયા હતા તેથી તેમણે એવી આજ્ઞાનો પ્રચાર કરી દીધો હતો કે જે સમયે હું અફીણના નિશામાં હોઉં તે સમયે રાજકીય કાર્યનો કોઇ પણ વિષય મારી સન્મુખ લાવવો નહિ. આ આજ્ઞાનો પ્રચાર કરવાનો ઉદ્દેશ અફીણના નિશામાં કાંઇ અન્યાય થઇ જાય નહિ, તેમ કરવાનો હતો. નાંગોરપતિ વખ્તસિંહનો પત્ર અંબરરાજની સભામાં આવ્યો. અંબરના સમસ્ત સામંતોએ એકત્રિત થઇ આ પત્ર વાંચી તે વિષે ચર્ચા કરી અને અંતે તેઓ એવા નિર્ણયપર આવ્યા કે: “ મારવાડપતિ અભયસિંહ અને બિકાનેરપતિ એ ઉભય આપણા જાતિબંધુઓ છે–એ આપણા છે; માટે અંબરપતિએ કોઇપણ પક્ષનું સમર્થન કરવું ઉચિત નથી.” સામંતોએ કરેલા આવા નિર્ણયથી વખ્તસિંહની આશાલતા સર્વથા સૂકાઇ ગઇ. બિકાનેરના જે દૂત અંબરરાજની સભામાં હતા, તેઓ ચતુર અને શ્રેષ્ઠ રાજનીતિજ્ઞ હતા. અંબરરાજના શાસનવિભાગના મુખ્ય પ્રધાન વિદ્યાધર[1] ઉકત દૂતના મિત્ર હતા. આ મિત્રતાની સહાયથી ઉકત દૂતે અંબરના મહારાજાની મુલાકાત લઇ તેમની સાથે કેટલીક વાતચીત કરવાની આજ્ઞા પ્રાપ્ત કરી. અંબરપતિની સન્નિધ ઉકત દૂતે જઈ ફિકર જોડી નમ્રતાપૂર્વક તેમને નિવેદન કર્યું કે:–“ મહારાજ ! હાલમાં બિકાનેરની ઉપર મહાવિપત્તિ આવી પડી છે, અમારા અધીશ્વર મારવાડપતિને પોતાના સ્વામી માનતા નથી; પરન્તુ આપને પોતાના સ્વામી માને છે,માટે આપે આ સમયે અમારા અધીશ્વર અને આપના સેવક ઉપર કૃપા કરવી એ સર્વ પ્રકારે ઉચિત છે.” આવાં આવાં કેટલાંક વચનોએ અંબરરાજના હૃદયમાં ગર્વનો સંચાર કરી દીધો.તેમણે શીઘ્ર પોતાના હાથમાં લેખિની પકડી અને મારવાડપતિપર લખી જણાવ્યું કે:–“ આપણે સર્વ એક કુટુંબના છીએ, માટે બિકાનેરપતિને ક્ષમા કરી આપનો ઘેરો ઉઠાવી લ્યો.” જયસિંહે આવી કેટલીક પંક્તિઓ લખી પુષ્કળ અફીણનું સેવન કર્યું અને પત્ર બંધ કરી દૂતના હાથમાં આપી દીધો. ચતુર દૂતે વિનયપૂર્વક જણાવ્યું:–“મહારાજ ! કૃપા કરી આટલો ઉમેરો કરો કે: ‘ નહિ તો મારૂં નામ જયસિંહ છે તે સ્મરણમાં રાખજો.’ ” જયસિંહે અફીણની ધૂનમાં કાંઇ પણ વિચાર કર્યા વિના દૂતની આ પ્રાર્થના પણ પૂર્ણ કરી.

આશાતીત (જેની આશા પણ નહિ રાખી હોય એવી) સફળતા પ્રાપ્ત થવાથી પરમ પ્રસન્ન થઈ ઉકત રાજદૂત ત્યાંથી વિદાય થયો અને એક શીઘ્રગામી ઉંટદ્વારા તે પત્ર અભયસિંહના શિબિરમાં મોકલી આપ્યો. બિકાનેરનો દૂત વિદાય થયા પશ્ચાત્ અંબરના મંત્રીઓ મહારાજા જયસિંહની સન્મુખ આવી પહોંચ્યા. જયસિંહે તેમને ઉકત પત્રની પૂર્વ હકિકત નિવેદન કરી દીધી. આ હકિકત સાંભળી સામંતોએ અત્યંત દુઃખિત થઇ કહ્યું: “ આ પત્ર આપના સગા ( વૈવાહિક સંબંધ ) માં મહાન કલેશ ઉત્પન્ન કરશે. જો કુશાવહવંશની રક્ષા કરવાની ઇચ્છા હોય, જો પ્રબલ પરાક્રમી અભયસિંહના ક્રોધથી અંબરનું રાજ્ય બચાવવાની અભિલાષા હોય તો હમણાંજ તે પત્ર લઇ જનારને પાછા ફરવાની આજ્ઞા કરો.” જયસિંહે મંત્રીઓનાં આ વચન સાંભળી સાવધ બની પત્રવાહકને માર્ગમાંથીજ પાછો ફેરવવાને દૂતની ઉપર દૂત મોકલ્યા; પરન્તુ પત્રવાહક પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં પરમ ચતુર હતો, તેથી જયસિંહના દૂતો તેને પકડી શક્યા નહિ.

---

1 આ વિદ્યાધર એક બંગાળી બ્રાહ્મણ હતા. તેઓ જેમ અનેક શાસ્ત્રોમાં પારંગત હતા,તેમ જ્યોતિષશાસ્ત્રમાં પણ નિપુણ હતા. વર્તમાન જયપુર નગર તેમણે કાઢેલા નકશા પ્રમાણેજ બંધાવવામાં આવ્યું છે.

મધ્યાહ્નકાળે ભોજન કરવાના સમયે સમસ્ત સામંતો રસોડામાં અર્થાત્ ભોજનગૃહમાં એકત્રિત થયા. વૃદ્ધસામંત દીપસિંહે અન્યાન્ય સામંતોના પ્રતિનિધિતરિકે જયસિંહને નિવેદન કર્યું કે: "આપે અત્યંત અવિચારી કાર્ય કર્યું છે.આપના આ અવિચારી કૃત્યથી અમને સર્વને કષ્ટ ભોગવવું પડશે."

બિકાનેરના રાજદૂત તરફથી જેવી શીઘ્રતાથી અભયસિંહની છાવણીમાં પત્ર મોકલવામાં આવ્યો હતો, તેવીજ શીઘ્રતાથી અભયસિંહની તરફથી તેનો પ્રત્યુત્તર પણ આવ્યો. જયસિંહે અભયસિંહનો પત્ર ખોલી સર્વ સામંતોની સન્મુખ વાંચ્યો. આ પત્ર ગર્વથી પરિપૂર્ણ હતો. અભયસિંહે પરમ ક્રોધિત થઇ તે પત્રમાં લખ્યું હતું કે:-'અમને આજ્ઞા ફરમાવવાનો અને અમારા સેવકની સાથે અમારે થયેલા ઝગડામાં હસ્તક્ષેપ કરવાનો તમને શું અધિકાર છે ? જો આપનું નામ જયસિંહ છે તો સ્મરણમાં રાખજો કે મારૂં નામ પણ અભયસિંહ છે.'

પત્ર વંચાઇ રહ્યા પછી વૃદ્ધ સામંત દીપસિંહ બોલ્યા:-"મેં આપનાં ચરણોમાં પ્રથમથીજ નિવેદન કર્યું છે કે અભયસિંહની સાથે શત્રુતા કરવામાં લાભ નથી. જે થવાનું હતું તે થઇ ગયું છે. હવે કાંઇ ઉપાય રહ્યો નથી; માટે શીઘ્ર આપના મિત્રોને એકત્રિત કરવાની આજ્ઞા ફરમાવો."આ વચનો સાંભળી સર્વ સામંતો એકસ્વરે અંબરરાજના સન્માનની રક્ષા કરવાને માટે અભયસિંહને તલવારથી પ્રત્યુત્તર આપવાને કબૂલ થયા. અંબરરાજે અનેક સ્થાનોપર શીઘ્ર દૂત મોકલી સામંતોને સેનાસહિત આવવાને આજ્ઞા ફરમાવી દીધી. સર્વ કુશાવહોને શસ્ત્રથી સજ્જીત કરવામાં આવ્યા. અન્ય દેશના રાજાઓને પણ સહાયને માટે પ્રાર્થના કરવામાં આવી. રાજધાનીની બહાર જયપુરની પંચરંગી પતાકા ઉડતાંની સાથે કીડીઓની હારની પેઠે સમસ્ત કુશાવહોનાં દલ શીઘ્ર આવીને તેની નીચે એકત્રિત થવા લાગ્યાં. બુંદીના હાડા, કરોલીના યાદવો, શાહપુરાના સિસોદીઆ તથા ખીચીઓ અને જાટો પણ આવીને અબંરપતિની સાથે મળ્યા. અલ્પ સમયમાંજ રાજધાનીની બહાર એક લાખ સૈનિકો એકત્રિત થઇ ગયા. યવન શાસનશક્તિનો લોપ થતાં પિતૃહંતા બંધુઓના દોષથી આ પ્રકારે પ્રચંડ વિગ્રહ ઉત્પન્ન થયો. અંબરપતિ જયસિંહ અભયસિંહનું તાડન કરી બિકાનેરપતિનો ઉદ્ધાર કરવાને માટે શીઘ્ર પોતાની સેનાસહિત મારવાડ તરફ ચાલ્યા. નગારાં,ભેરી ઇત્યાદિ વાદ્યોના શબ્દથી પૃથ્વીને કંપાયમાન કરતી સર્વ સેના શીઘ્ર મારવાડની સીમામાં આવેલાં ગગવાણા નામના ગામમાં આવી પહોંચી અને ત્યાં પોતાની છાવણી નાખી નિર્ભયતાપૂર્વક અભયસિંહના આગમનની પ્રતીક્ષા કરવા લાગી.

મહારાજા જયસિંહને ઝાઝા દિવસપર્યંત અભયસિંહની રાહ જોવી પડી નહિ. અંબરપતિ સેનાસહિત યુદ્ધ કરવાને આવ્યા છે, એ સમાચાર સાંભળતાંની સાથેજ અભયસિંહ સિંહની પેઠે ક્રોધોન્મત્ત થઇ ગયા. જયસિંહે અન્યાયપૂર્વક આ યુદ્ધની તૈયારી કરી છે, એવું જાણી તેનો ક્રોધ બમણો વધી ગયો. જો જયસિંહનું આગમન થયું ન હોત તો તેઓ થોડા દિવસમાં સરલતાથી બિકાનેરપર પોતાનો અધિકાર સ્થાપિત કરી શકત; પરન્તુ વચમાં આ વિઘ્ન ઉપસ્થિત થયું તેથી તેઓ અત્યંત વ્યથિત થઈ બિકાનેરનો અવરોધ છોડી સંહારક મૂર્તિ ધારણ કરી જયસિંહના આક્રમણની ગતિ રોકવાને અને'અભય' નામ સાર્થક કરવાને માટે શીઘ્ર કુશાવહસેનાની છાવણી તરફ કૂચ કરવા લાગ્યા.

જે નાગોરપતિ વખ્તસિંહ આ મહા અનિષ્ટનું કારણ હતો અને જેણે પ્રપંચદ્વારા આ વિષમય ફળ ઉપજાવ્યું હતું, તે પોતાના કાર્યની સિદ્ધિ થવી અસંભવિત ધારી આ સમયે અત્યંત ભયભીત થઇ ગયો. મારા પ્રપંચથી આ પ્રકારનો ભયંકર કાંડ ઉપસ્થિત થશે, મારી માતૃભૂમિ અને મારી જાતિનાં મસ્તકપર આવું ભારે સંકટ આવી પડશે, એવી કલ્પના તેને સ્વપ્નમાં પણ આવી નહોતી. તેણે કેવળ પોતાના બંધુ અભયસિંહ અને વિદેશી રાજાઓની વચ્ચે વૈર ઉપસ્થિત કરવાની અભિલાષા રાખી હતી. તેને આવો મહાકલહ ઉત્પન્ન થશે એવી સ્વપ્નામાં પણ કલ્પના આવી નહોતી. મારી પ્રપંચજાલ પ્રકાશિત થઇ જશે, તો મારૂં શું થશે એવા વિચારથી તે ઝાઝો ભયભીત થયો નહોતો; પરન્તુ મહારાજા જયસિંહની પ્રચંડ સેના સમસ્ત મારવાડનો વિધ્વંસ કરી નાખશે એ ભય તેના હૃદયને અત્યંત ત્રાસ આપતો હતો.મારો ઉદ્દેશ પૂર્ણ થવો તો દૂર રહ્યો પરન્તુ ઉલટું મારૂં અનિષ્ટ થશે એવો તેને ભય લાગ્યો. આથી તે શીઘ્ર પોતાના જ્યેષ્ઠ બંધુ અને પોતાના અધીશ્વર અભયસિંહની પાસે ગયો અને તેને વિનયપૂ-

વંક નિવેદન કર્યું કેઃ "આપ બિકાનેરને જે રીતે ઘેરી રહ્યા હતા, તે રીતે તેને ઘેરી રહો.ત્યાંથી સેનાને મારવાડમાં લાવવાની કાંઇપણ આવશ્યકતા નથી. હું એકલોજ નાગોરના સામંતોની સાથે રણક્ષેત્રમાં જઇ ઇશ્વરકૃપાથી ભગતડાને[1] પરાજિત કરીને તેને ઉચિત શિક્ષા કરીશ." વખ્તસિંહે પાપવૃત્તિ ધારણ કરી પ્રપંચજાળનો વિસ્તાર કરી આ જાતીય યુદ્ધનો સૂત્રપાત કર્યો હતો, તે માટે તેને ઉચિત દંડ પ્રાપ્ત થયો.

હવે વખ્તસિંહે યુદ્ધની તૈયારી કરવા માંડી. નાગોરના સામંતો એકત્રિત થવા લાગ્યા. રણવાદ્યો વાગવા લાગ્યાં. નાગોરપતિ વખ્તસિંહ પોતાના નગરના દિલ્લી દરવાજાપર આવીને ખડા રહ્યા. કસું-બો અને કુમકુમનાં પાત્રો ભરીને એક તરફ રાખી વખ્તસિંહ સામંતોના આગમનની પ્રતીક્ષા કર-વા લાગ્યા. જેમ જેમ એક પછી એક સામંતો નગરમાં પ્રવેશ કરવા લાગ્યા, તેમ તેમ વખ્તસિંહ તેમને એક પાત્રમાંથી કસુંબો આપી બીજા પાત્રમાંથી કુમકુમ લઇ તેમનો વક્ષસ્થળ ઉપર છાંટવા લાગ્યા. વખ્તસિંહે આ પ્રકારે આઠસહસ્ર રાજપૂત સૈનિકો એકત્રિત કર્યા. આ રાજ-પૂત સૈનિકો **देहं पातयामि वा कार्यं साधयामि** એવોજ નિશ્ચય કરીને આવ્યા હતા.હવે સૌથી વિશેષ બળવાન અને સાહસિક વીરોને ચુંટી કાઢવાની ક્રિયા થવા લાગી. એકત્રિત થયેલી સમસ્ત રાજપૂત-સેનાને નાગોરની બહાર એક અતિ વિશાળ બાજરાના ક્ષેત્રમાં લઇ જઇ ત્યાં સર્વ સૈનિકોને થોડી વાર સુધી ઉભા રહેવાની આજ્ઞા કરી વખ્તસિંહ ઉચ્ચ સ્વરે બોલ્યાઃ "આપ સર્વ લોકોમાંથી અમારી સાથે જયપરાજયના ભાગી થવાને જેઓ તૈયાર હોય તેમણેજ કેવળ અમારી સાથે ચાલવું. જો કોઇ પાછા ફરવાની અભિલાષા રાખતા હો તો હું ઇશ્વરનું નામ લઇ આજ્ઞા કરૂં છું કે તેણે આ સ્થળે-થીજ ચાલ્યા જવું."અલ્પસમય પછી વીરશ્રેષ્ઠ વખ્તસિંહે ઉક્ત બાજરાના ક્ષેત્રમાં પોતાનો અશ્વ મારી મૂકયો. જેઓ ચાલ્યા જવાના હોય તેઓ કોઇની પણ દૃષ્ટિએ પડયા વિના જઇ શકે એટલા માટે તેમણે ઉક્ત બાજરાના ક્ષેત્રમાં પોતાનો અશ્વ મારી મૂકયો હતો. સર્વ તેમની પાછળ તે ક્ષેત્રમાં ગયા અને ત્યાર પછી જેમને જ્યાં ફાવ્યું ત્યાં તે ચાલ્યા ગયા. આઠહજાર સૈનિકોમાંથી પાંચહજાર કરતાં કાંઇ અધિક સૈનિકો તેમની પાસે રહ્યા અને બાકીના શેષ સર્વ નાસી ગયા.

રાઠોડવીર વખ્તસિંહના જેવો એક પણ સાહસિક વીર જગતના ઇતિહાસમાં જોવામાં આવ્યો નથી. અંગ્રેજોનો લખેલો બંગાળાનો ઇતિહાસ વાંચવાથી જણાય છે કે અંગ્રેજસેનાએ અસીમ સાહસથી પોતાનાથી દશગણા અધિક સૈનિકોને પરાસ્ત કર્યા છે. આપણે જાણીએ છીએ કે પ્લાસીના ચિરસ્મરણીય યુદ્ધમાં કર્નલ કલાઇવે પ્રાયઃ ગોરા ૧૦૦૮અને ૨૧૦૦ કાળા સૈનિકોની સહાયથી હતભાગી નવાબના ૩૫૦૦૦ પાયદળ અને ૧૫૦૦૦ અશ્વારોહી સૈનિકોને પરા-સ્ત કરીને ભારતવર્ષમાં બ્રિટિશ શાસનનો પાયો નાખ્યો હતો;પરન્તુ આ વાતને તો સર્વ માણસો સ્વીકારે છે કે કલાઇવને તે પ્રસંગે પ્રપંચનો આશ્રય ગ્રહણ કરવો પડયો હતો; પણ વખ્તસિંહ તો લેશ પણ કપટાચરણ કર્યા વિના માત્ર પાંચ હજાર સૈનિકોની સાથે અંબરપતિના તાબાની એક લાખ સેનાની સામે યુદ્ધ કરવાને ચાલ્યા.તેઓ માત્ર બાહુબળનુંજ અવલંબન કરીને રણક્ષેત્રમાં ગયા.તેઓકેવળ વીરતા,તેજસ્વિતા અને સાહસિકતા ધારણ કરીનેજ શત્રુઓની સામે ગયા. સાંપ્રતમાં અંગ્રેજ સરકારની કૃપાથી આપણા દેશના યુવકો અંગ્રેજી શિક્ષાથી શિક્ષિત થઇ મેઝિની, ગૅરિબાલ્ડી, ક્રૉમ્વેલ, નેપોલિયન, વેલિંગ્ટન આદિ યૂરોપિયન મહારથીઓનાં વૃત્તાંતો વાંચીને તથા મિસર,ગ્રીસ,રોમ,કાર્થેજ,ટ્રાય,ફ્રાન્સ,ઇંગ્લાંડ,સ્પેન, ડેન્માર્ક, જર્મની, ઑસ્ટ્રીઆ તથા અમેરિકા આદિ દેશોનો ઇતિહાસ વાંચીને પાશ્ચાત્ય વીરો ને મહાવીરોને કલ્પિત માને છે. વળી તેઓ ભારતેના રામ, રાવણ,ભીષ્મ, દુર્યોધન, કર્ણ, ભીમ,ઇત્યાદિ મહાવીરોને કલ્પિત માનવા શિખ્યા છે; પરન્તુ અમે તેમની દૃષ્ટિ સન્મુખ મરુભૂમિના રાઠોડવીર વખ્તસિંહનું દૃષ્ટાંત સાદર કરીએ છીએ અને તેમને પ્રશ્ન કરીએ છીએ કે અઢારમી શતાબ્દીના આ ભારતીયવીરનાજેવોસાહસિક વીર પાશ્ચાત્ય દેશોમાં એક પણ થયો છે ? કયો પાશ્ચિમાત્યવીર માત્ર પાંચ હજાર સૈનિકોની સાથે એકલાખ શત્રુઓની સામે ગયો છે ? કદાચ તે એકલાખ સૈનિકોના હાથમાંથી પાંચ હજાર સૈનિકોની રક્ષા કરવાને પ્રવૃત્ત થશે, પરન્તુ તે કદિ પણ તેની સામે આક્રમણ કરવાનું સાહસ કરી શકશે નહિ.

૧ જયસિંહ પરમ ધાર્મિક વૃત્તિના હતા, તેથીજ વખ્તસિંહે તેમને ભગતડાનું ઉપનામ આપ્યું છે.

વખ્તસિંહ ભલે પિતૃઘાતક હશે, ભલે તેણે પોતાના બંધુની વિરુદ્ધ પ્રપંચ રચ્યો હશે; પરન્તુ તેટલા માટે તેની વીરતાનો કોઇ અસ્વીકાર કરી શકે એમ નથી.

અંબરેશ્વર જયસિંહ ગગવાણા નામના સ્થાનપર પોતાની પ્રચંડ સેનાસહિત પોતાના શત્રુઓની પ્રતીક્ષા કરવા લાગ્યા. વખ્તસિંહની સેનાને સામે આવતી જોઇ જયસિંહનાં માણસો તેની ગતિ રોકવાને આગળ ચાલ્યાં. અલ્પ સમયમાં વખ્તસિંહે શત્રુદલપર આક્રમણ કરવાને પોતાના સૈનિકોને આજ્ઞા કરી. પરમ પરાક્રમી રાઠોડો પોતાના હાથમાં તલવાર અને ભાલા ગ્રહણ કરી જયસિંહનાં માણસોપર તૂટી પડયા. તેઓ ભયંકર ગર્જના કરી રણભૂમિને કંપાયમાન કરી શત્રુઓનો દારુણ સંહાર કરવા લાગ્યા. આ રીતે થોડીવાર સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું; પરંતુ એક લાખ માણસોની સામે પાંચ હજાર વીરો કેટલીવાર સુધી નભી શકે ? વખ્તસિંહે પોતાની સેનાપ્રતિ દૃષ્ટિપાત કર્યો તો તેમને પોતાના પાંચહજાર સૈનિકોમાંથી કેવળ સાઠ જણ જીવતા રહેલા જણાયા. શેષ સર્વ રણભૂમિમાં પડયા હતા. હવે નાગોરના સામંતોએ વખ્તસિંહને સંબોધીને કહ્યું:"મહારાજ ! પાછળ ગહન જંગલ છે; માટે ચાલો ત્યાં આશ્રય લઇએ." પરમ સાહસિક વખ્તસિંહ આવેશસહિત બોલ્યા: "કેમ ? આપણી સન્મુખ આ કયો માર્ગ છે ? આપણે જે માર્ગે આવ્યા છીએ, તે માર્ગે હું કદિપણ પાછો જઇશ નહિ." દૂરથીજ અંબરપતિની પંચરંગી પતાકા ઉડતી જોઇ વખ્તસિંહ જાણી ગયા કે મહારાજા જયસિંહ સ્વયં યુદ્ધભૂમિમાં વિદ્યમાન છે. તેમણે તરતજ પોતાના શેષ સાઠ માણસોને જયસિંહની ઉપર આક્રમણ કરવાની આજ્ઞા આપી અને પોતાના અશ્વને પણ તેની તરફ મારી મૂકયો. તેમનું સમસ્ત શરીર રુધિરથી ખરડાઇ થઇ ગયું હતું. વખ્તસિંહને આવતા જોઇને કુન્તાની શાખાના સામંત દીપસંહે મહાવિપત્તિની આશંકા કરી જયસિંહને રણક્ષેત્ર છોડી જવાની સલાહ આપી. અંબરરાજ જયસિંહ પ્રબળ શત્રુને આવતા જોઇ શીઘ્ર રણભૂમિ છોડીને ચાલ્યા ગયા. તેમણે પોતાના કપાળપર કલંકનું ટીલું લગાડી ઉત્તર તરફ આવેલા કુંડલા નામના ગામમાં આશ્રય લીધો. નાસતી વખત તેઓ બોલ્યા કે: "મેં સત્તર યુદ્ધ જોયાં છે, પરંતુ માત્ર તલવારના બળથી કોઇ પણ પક્ષને વિજય મળેલો તો આજજ જોયો છે. બીજાં કોઇ પણ યુદ્ધમાં આવો પ્રકાર બન્યો નહોતો." મહારાજા જયસિંહે પોતાના જીવનમાં અતુલ ગૌરવ અને અસીમ યશ પ્રાપ્ત કર્યો હતો. તેઓ મહા વિદ્વાન અને પરમ તેજસ્વી હતા; પરંતુ તેમણે આજે માત્ર સાઠ રાઠોડોના ભયથી રણક્ષેત્ર છોડી પોતાના નામને કલંકિત કર્યું અને " એક રાઠોડ દશ કુશાવહોની સમાન છે" એ વદંતિને ચરિતાર્થ થવાની સંધિ આપી.

આ વૃત્તાંતપરથી અમારા પાઠકો સારીરીતે સમજી ગયા હશે કે વીરશ્રેષ્ઠ વખ્તસિંહ કેવા બળવાન અને સાહસિક વીર હતા. રાઠોડજાતિનાં અતુલ સાહસ અને મહાન પરાક્રમનું પ્રત્યક્ષ પ્રમાણ વખ્તસિંહને આ પ્રસંગે મળેલો વિજય છે. વખ્તસિંહના જેવો વીર પુરુષ જગતની બીજી કોઇપણ જાતિમાં ઉત્પન્ન થયો નથી. ભારતભૂમિના જેવી વીરપ્રસૂતાભૂમિ બીજી કોઇ પણ નથી. આ સ્થળે કોઇના મનમાં સંદેહ ઉત્પન્ન થશે કે અમે અતિશયોક્તિથી આ વૃત્તાંતને શણગાર્યું છે. તેમનો આ સંદેહ દૂર કરવાને માટે અમે એક કુશાવહકવિએ આ પ્રસંગનું જે વર્ણન કર્યું છે તે ઉદ્ધૃત કરીએ છીએ.

વખ્તસિંહનું પ્રશંસનીય વીરત્વ, પરમ સાહસ અને સંહારક મૂર્તિ, જોઇ ઉક્ત કુશાવહકવિ અત્યંત મોહિત થઇ ગયા અને તેમણે પોતાની સુમધુર વાણીમાં વર્ણન કર્યું છે કે:— "શું એ કાળીનો ભયંકર યુદ્ધનાદ છે કે વીરશ્રેષ્ઠ હનુમાનજીનો રણધ્વનિ છે ? અથવા તો અનંતનો અનંત મુખોથી નીકળેલો સ્વર છે કે રુદ્રનો સ્વર છે ? શું વખ્તસિંહ નૃસિંહાવતાર છે ? શું તે સૂર્યનું દગ્ધકારી કિરણ છે કે ડાકિનીની ક્રોધદૃષ્ટિ છે ?અથવા તો શું તે ત્રિનેત્રમાંથી નીકળેલા અગ્નિનો રાશિ છે ? એવું કોનામાં સામર્થ્ય છે કે જે તેને સહન કરી શકે?";શત્રુપક્ષના કવિની લેખિનીદ્વારા થયેલું આ વર્ણન વાંચ્યા પછી મહાવીર વખ્તસિંહના બળવિષે કોને શંકા રહે ? તેમણે કાંઇ પ્રપંચ,શઠતા અને પ્રપંચજાળનો વિસ્તાર કરીને આ સમયે વિજય પ્રાપ્ત કર્યો નહોતો. તેમણે ધર્મ અને ન્યાયને તિલાંજલિ આપીને જય પ્રાપ્ત કર્યો નહોતો. તેમણે માત્ર પોતાના બાહુબળથી અને અસીમ સાહસથીજ જય-

લક્ષ્મીને આલિંગન દીધું હતું. અંગ્રેજ ઇતિહાસવેત્તાઓએ પ્લાસીના યુદ્ધમાં ક્લાઇવને વિજય મળ્યો તેટલા માટે તેની પ્રશંસા કરીને આકાશ ગજાવી મૂક્યું છે; પરંતુ વખ્તસિંહે બતાવેલાં અદ્ભુત અને અપૂર્વ પરાક્રમ માટે તેની તેટલી પ્રશંસા થઇ નથી, એ પાઠકોને સુવિદિત છે.

વખ્તસિંહે પલાયન કરી ગયેલી શત્રુસેનાપર ત્રીજીવાર આક્રમણ કરવાનો ઉદ્યોગ કર્યો; પરંતુ રાઠોડકવિ કર્ણીદાને તેમને તેમ કરતાં વાર્યા. આ વખતે કવિ કર્ણીદાન પણ વખ્તસિંહની સાથે હતા. તેમની તલવારના પ્રહારથી પણ શત્રુપક્ષના અનેક સૈનિકોના પ્રાણનો સંહાર થયો હતો. હવે વખ્તસિંહનું મન ઉઠ્યું. જયપુરપતિ જયસિંહ યુદ્ધભૂમિ છોડી પોતાની સેનાની સાથે ચાલ્યા ગયા હતા. વખ્તસિંહના પ્રાયઃ સમસ્ત સૈનિકો માર્યા ગયા હતા. આથી તેમને અત્યંત શોક થયો અને તેઓ એક બાલકની પેઠે રુદન કરવા લાગ્યા. કુટુંબીજનો અને સામંતવીરોનો વિયોગ થવાથી તેમના હૃદયપર ભયંકર આઘાત થયો. તેમના શોકનો પાર રહ્યો નહિ. તેમના બંધુ અભયસિંહે તેમને સહાય કરવાની સ્પષ્ટ ના પાડી હતી. આથી તેમના મનમાં એવી ચિંતા ઉત્પન્ન થઇ કે:-"મારવાડનો વિધ્વંસ થવા બેઠો છે. હવે એના રક્ષણનો કાંઇપણ ઉપાય રહ્યો નથી." આ ચિંતાથી સંતપ્ત થઇ તેઓ રણભૂમિમાં અસંખ્ય શબોની વચ્ચે બેસીને રુદન કરવા લાગ્યા. થોડો સમય વ્યતીત થયા પછી તેમના બંધુ તેમની નિકટ આવ્યા અને પ્રીતિપૂર્ણ વચનોથી તેમના મનનું સમાધાન કરવા લાગ્યા. તેઓ બોલ્યા: "આજે તમે એકલાએ રણભૂમિમાં વિજય પ્રાપ્ત કર્યો છે. દુર્ભાગ્યવશાત્ હું તમને સહાય કરવાને આવી શક્યો નહિ, તે માટે મને અત્યંત શોક થાય છે." પોતાના બંધુનાં વચનોથી ઉત્સાહિત થઇ મહાવીર વખ્તસિંહે તત્કાળ પ્રતિજ્ઞા કરી કે: "પલાયન કરી ગયેલા જયસિંહને હું અંબરના કિલ્લામાંથી ચોટલી પકડીને ખેંચી લાવીશ."

અંબરપતિ જયસિંહે બીકાનેરના ધૂર્તમાં અભયસિંહને જે પત્ર લખ્યો હતો તેના ફળતરીકે તેને ઘોર કલંક લાગ્યું હતું; પરંતુ હજી બિકાનેરના મહારાજાનો મહાવિપત્તિમાંથી ઉદ્ધાર કરવાનો વિચાર તેણે છોડયો નહોતો. થોડા સમયમાં મેવાડના મહારાણાએ મધ્યસ્થ થઇને જયપુર અને મારવાડના મહારાજા વચ્ચે મિત્રતા કરાવી દીધી. મેવાડના મહારાણાના પ્રયાસથી બિકાનેરના મહારાજા મહાવિપત્તિમાંથી મુક્ત થયા અને બે બળવાન રાજપૂત રાજાઓ મિત્રતાની શૃંખલામાં પરિબદ્ધ થયા.

અમારા પાઠકોને સારીરીતે વિદિત હશે કે રાજપૂતો જ્યારે રણભૂમિમાં યુદ્ધ કરવાને જાય છે, ત્યારે તેઓ કેવળ સેનાનેજ લઈ જતા નથી; પરંતુ પુરોહિત, કવિ, ભાટ, ચારણ અને કુલદેવતાની મૂર્તિને પણ પોતાની સાથે લઈ જાય છે. કુળદેવતાની પ્રતિમાનાં દર્શન કરી રાજપૂતો નિર્ભય બની યુદ્ધ કરે છે. ઉપરોક્ત યુદ્ધમાં વખ્તસિંહ પણ ચિરપ્રચલિત રીતિઅનુસાર પોતાની કુલદેવીની પ્રતિમાને પોતાની સાથે લઇ ગયા હતા. આ મૂર્તિને જયસિંહે હસ્તગત કરી લીધી હોય એમ જણાય છે. જયસિંહ મહાન કલંકને પ્રાપ્ત થયા છતાં તેઓ ઉક્તદેવીની મૂર્તિ મહાઆડંબર અને ધામધૂમસહિત જયપુરમાં લઇ ગયા. પછી તેમણે એક દેવની મૂર્તિની સાથે ઉક્ત દેવીની મૂર્તિનો મહા ધામધૂમસહિત વિવાહ કરી ઉભય મૂર્તિને વખ્તસિંહની પાસે મોકલી દીધી. રાજપૂતોનાં હૃદય અત્યંત ઉદાર હોય છે તે નીચેની હકીકતપરથી સ્પષ્ટરીતે સમજાશે. ઉક્ત યુદ્ધ થયા પછી મેવાડ, મારવાડ અને અંબરના મહારાજાઓની વચ્ચે મૈત્રી બંધાઇ અને પરસ્પર કન્યા આપવા-લેવાનો વ્યવહાર શરૂ થઈ ગયો. એક વિવાહપ્રસંગે મેવાડના મહારાણાના મહાલયમાં જયસિંહ, અભયસિંહ અને વખ્તસિંહ એકત્રિત થયા અને સાથે કસુંબો લઇ જૂનું વૈર ભૂલી ગયા, પરસ્પર આલિંગન કરી એક થયા. અહો! આ દૃશ્ય કેવું રમણીય છે! કેવું સ્વર્ગીયભાવથી પરિપૂર્ણ છે! એ રાજપૂતોનું કેવું મહાન ગૌરવ પ્રદર્શિત કરે છે! અહો! ભારતવાસીઓ! આવી એક્તા તમે પુનઃ ક્યારે સાધશો!

અભયસિંહના જીવનની અંતિમ સ્મરણીય ઘટના આ યુદ્ધજ હતું. મેવાડ, મારવાડ અને અંબર એ ત્રણે રાજ્યોની વચ્ચે મિત્રતા થઇ ગયા પછી અભયસિંહે એક પણ યુદ્ધ કર્યું નહિ. સંવત ૧૮૦૬ (ઇ૦ સ૦ ૧૭૫૦) માં અભયસિંહ જોધપુરમાં પરલોકવાસી થયા. અભયસિંહ ઉગ્ર અને તેજસ્વી સ્વભાવના હતા; પરંતુ પ્રમાદી હોવાથી તેમની સમસ્ત ઉગ્રતા અને તેજસ્વિતા એક પ્રકારે ક્ષીણ

થઈ ગઇ હતી. અભયસિંહના સ્વભાવવિષે અનેક જનશ્રુતિઓ પ્રચલિત છે. જે સમયે અજિતસિંહ ચૌહાણીની સાથે વિવાહ કરવાને માટે જતા હતા તે સમયે તેમના માર્ગમાં એક નિદ્રિત અને એક જાગૃત એવા બે સિંહો સર્વના જોવામાં આવ્યા.આ ઘટના જોઈ જ્યોતિષીએ કહ્યું કે: "ચૌહાણી રાણીના ગર્ભથી બે પુત્રો ઉત્પન્ન થશે. તેમાંથી એક પ્રમાદી થશે અને બીજો મહાવીર થશે." જો જ્યોતિષી એમ કહેત કે:–" તે ઉભય પુત્રો પિતાના રુધિરથી પોતાના હાથ કલંકિત કરશે," તો અવશ્ય તેઓ મારવાડપર પરમ ઉપકાર કરત. અજિતસિંહની હત્યા થયા પછીજ મારવાડનો વિધ્વંસ થવા માંડયો હતો.

ઉપર પ્રમાણે કર્નલ ટૉડ અભયસિંહને આળસુ જણાવે છે; પરંતુ અમારે એટલું તો કહેવુંજ જોઇએ કે તેઓ સર્વથા પ્રમાદી નહોતા. યુવાવસ્થામાં તેમણે જે બળ અને પરાક્રમ દર્શાવ્યું હતું, તે પરથી કોઈપણ તેમને આળસુ કહી શકે તેમ નથી. અભયસિંહની તેજસ્વિતા, વીરતા, પરાક્રમ અને સાહસનો પરિચય અનેક યુદ્ધોમાં મળ્યો છે. કુશાવહો સાહસહીન અને દુર્બળ ગણાતા હતા અને અભયસિંહ જયપુરના કુશાવહ રાજા જયસિંહપ્રતિ ઘૃણાની દૃષ્ટિથી જોતા હતા; પરંતુ તે ઉભય વચ્ચે વૈવાહિક સંબંધ હોવાથી તેઓ એકબીજાને મીઠા શબ્દોથી બોલાવતા હતા. એક પ્રસંગે અભયસિંહે પાદશાહની સમક્ષજ જયસિંહને વ્યંગમાં કહ્યું હતું કે:–" આપ કુશાવહ છો તેથી કુશનો આઘાત જેવો તીક્ષ્ણ અને ભયંકર હોય છે તેવોજ આપની તલવારનો આઘાત પણ છે." આ શબ્દો સાંભળી અંબરના મહારાજાને અત્યંત ક્રોધ ચડયો; પરંતુ તેઓ તે સમયે કાંઇ ન બોલતાં તેમનાપર વૈર લેવાને માટે પ્રપંચ રચવા લાગ્યા.

અભયસિંહ રાજસ્થાનમાં સર્વોત્તમ અસિચાલક ( તલવાર વાપરનાર ) ગણાતા હતા. જયસિંહે દિલ્હીપતિના કોશાધ્યક્ષ કૃપારામને પોતાના હાથમાં લઇ ભરસભામાં તેનાદ્વારા અભયસિંહની તલવાર વાપરવાની નિપુણતાની પ્રશંસા કરાવી. પાદશાહને કાને આ પ્રશંસા પડતાં. તે બોલ્યો:— "મારા સાંભળવામાં આવ્યું છે કે આપ તલવાર ચલાવવામાં અતિ ચતુર છો." અભયસિંહે ઉત્તર આપ્યો: "હા, હઝુર! હું એક દિવસ આપને તલવારનું બળ દર્શાવીશ." એક દિવસ પાદશાહે અભયસિંહની પ્રતિજ્ઞાનુસાર એક વિરાટકાય પાડો મંગાવ્યો. અભયસિંહ એક પ્રચંડ પાડાની સાથે યુદ્ધ કરવાના છે, એવા સમાચાર સાંભળી શીઘ્ર અસંખ્ય માણસો નિયત કરેલી રંગભૂમિની આગળ આવીને એકત્રિત થવા લાગ્યા. રંગભૂમિમાં ઉતર્યાં પૂર્વે અભયસિંહે અલ્પ સમયને માટે વિશ્રામગૃહમાં જવાની આજ્ઞા માગી. આજ્ઞા મળતાંની સાથેજ તેઓ વિશ્રામગૃહમાં ગયા અને તેમણે બે પ્યાલા ભરી કસુંબો પીધો. અભયસિંહ સારી પેઠે સમજી ગયા હતા કે જયસિંહેજ મને આ વિપત્તિના ચક્રમાં નાખવાની યુક્તિ રચી છે. જ્યારે તેઓ રંગભૂમિમાં આવ્યા ત્યારે તેમનાં નેત્રો ક્રોધથી લાલચોળ થઇ ગયાં હતાં. થોડીવારમાં તેમણે ઉક્ત મહા બળવાન પાડાને દૃઢરીતે પકડી લીધો અને જ્યાં જયસિંહ બેઠા હતા, તે તરફ તેને ઘસડી જવા લાગ્યા. સન્મુખ વિપત્તિને આવતી જોઈ જયસિંહ મહાભયભીત થયા. પાદશાહે અભયસિંહને જયસિંહની પાસે જવાની મના કરી; તથાપિ તેમણે તેપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ.ઉક્ત પાડાને જયસિંહની નિકટ લઇ જઇ ઉભય હસ્તોમાં ખડ્ગ ધારણ કરી તેમણે એકજ આઘાતથી તેનું મસ્તક છેદી નાખ્યું. જે સમયે પાડાનું મસ્તક નીચે પડયું તે સમયે મહારાજા અભયસિંહનું પ્રચંડ શરીર જયસિંહની ઉપર તૂટી પડયું. ત્યાર પછી પાદશાહે કદિ પણ અભયસિંહને પાડાની સાથે યુદ્ધ કરવાને કહ્યું નહોતું.

અમારો અભિપ્રાય એવો છે કે જ્યાં ઉગ્રતા, તેજસ્વિતા, સાહસિકતા અને પરાક્રમ વિરાજમાન રહે છે, ત્યાં આલસ્યના અસ્તિત્વનો સર્વથા અભાવજ હોય છે. કર્નલ ટૉડે તેમને વૃદ્ધાવસ્થામાં અફીણનું પુષ્કળ સેવન કરતા જોઇને તેમના ચરિત્રમાં આલસ્યનો સમાવેશ કરેલો જણાય છે.

જે સમયે મહારાજા અભયસિંહ મારવાડમાં શાસન ચલાવતા હતા, તે સમયે વિખ્યાત નાદિરશાહે ભારતવર્ષપર આક્રમણ કર્યું હતું. આ વખતે તૈમુરના વંશજોના ડગમગતા સિંહાસનની રક્ષા કરવાને માટે પાદશાહ મહમદશાહે રાજપૂત રાજાઓને સેનાસહિત નાદિરશાહની સાથે સંગ્રામ કરવાને બોલાવ્યા; પરંતુ અન્યાન્ય રાજાઓની પેઠે અભયસિંહ પણ પાદશાહને સહાય કરવાને ગયા નહિ.

જેમ કર્નાલના યુદ્ધમાં એક પણ રાજપૂત રાજા ગયો નહોતો, તેમ નાદિરશાહે જ્યારે દિલ્લી-પર આક્રમણ કર્યું, ત્યારે પણ કોઈ રાજપૂતરાજા પાદશાહને સહાય કરવાને ગયો નહિ. નાદિરશાહે દિલ્લીને હસ્તગત કરી મહમદશાહને પદભ્રષ્ટ કર્યો અને પાટનગરમાં ભયંકર હત્યાકાંડ શરૂ કર્યો. તેણે અસંખ્ય માણસોનો વધ કરી પ્રજાનું સર્વસ્વ લૂંટી લીધું. મારવાડપતિ અભયસિંહે પ્રથમાવસ્થામાં દિલ્લીશ્વરની આધીનતા સ્વીકારી પોતાના મસ્તકપર કલંકનું કાળું ટીલું લગાડ્યું હતું; પરંતુ ઉત્તરાવસ્થામાં તેમણે યવનસમ્રાટની આધીનતાનો અસ્વીકાર કરી અજિતસિંહની પેઠે પ્રશંસનીય રાજકાર્યો કર્યાં હતાં. તેમણે પોતાના બળવિક્રમનો પ્રકાશ કરી યવનોની આધીનતાનું જડમાંથી ઉન્મૂલન કર્યું હતું.

મરુક્ષેત્રના જે જે રાઠોડ વીરપુરુષો પ્રબલ પ્રતાપ અને અદ્દભુત પરાક્રમ દર્શાવી ઇતિહાસમાં પોતાનાં નામ અમર કરી ગયા છે, તેમાં મહારાજા અભયસિંહ પણ એક છે. આ વાત તો અમે સંપૂર્ણરીતે સ્વીકારીએ છીએ કે અભયસિંહે પિતૃહત્યા કરીને માત્ર પોતાના નામને અને રાઠોડ-જાતિનેજ નહિ, પરંતુ આર્યજાતિને ઘોર કલંક લગાડ્યું છે અને તેમનાં એ ઘોર પાપને લીધેજ મારવાડપર વિપત્તિઓપર વિપત્તિઓ આવી છે. અભયસિંહે જેમ એક પક્ષે દિલ્લીની આધીનતા છિન્નભિન્ન કરી નાખીને સ્વજાતિની સ્વાધીનતા સ્થાપિત કરી હતી, તેમ અન્યપક્ષે તેના મહાપાપના ફળતરિકે મારવાડમાં ચોતરફ અંતર્વિગ્રહનો અગ્નિ પણ પ્રજ્વલિત થઈ ઉઠયો અને તેથીજ રાઠોડજાતનો નાશ થયો. અમારા પાઠકો પાછળ આવતો ઈતિહાસ વાંચીને ઉક્ત પિતૃહત્યાનાં મહા-પાપનું કેવું વિષમય ફળ ઉત્પન્ન થયું તે સારીરીતે જાણી શકશે.



# अध्याय १२ मो

**મારવાડના સિંહાસનપર રામસિંહનો અભિષેક—તેનો ક્રૂર સ્વભાવ—રામસિંહના અભિષેક પ્રસંગે તેના કાકા વખ્તસિંહનું હાજર નહિ રહેવું—વખ્તસિંહનું ધાત્રીને પોતાના પ્રતિનિધિ-સ્વરૂપે મોકલી આપવું—આથી રામસિંહને લાગેલું અપમાન—તેણે પ્રકટ કરેલો ક્રોધ તથા ઝાલોર પ્રાંત પાછો સોંપી દેવાની પોતાના કાકાને કરેલી આજ્ઞા—ચાંપાવતના નેતા કુશલસિંહ—રામસિંહે કુશલસિંહનું કરેલું અપમાન—કુશલસિંહે જોધપુરનો કરેલો ત્યાગ—જોધપુરના પ્રધાન રાજકવિની સાથે કુશલસિંહને થયેલો મેળાપ—ગૃહકલહ—મેડતામાં થએલું યુદ્ધ—રામસિંહનો થયેલો પરાજય—વખ્તસિંહે જોધપુરના સિંહાસનપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર—બગડીના સામંતે મારવાડના નવીન મહારાજા વખ્તસિંહની કમ્મરે બાંધેલી તલવાર—પદભ્રષ્ટ રામસિંહના પક્ષમાં રાજપુરોહિતનું રહેવું—મહારાષ્ટ્રીઓની સહાય મેળવવાની આશાથી તેમનું દક્ષિણમાં જવું—રાજા વખ્તસિંહે પુરોહિતની નિકટ મોકલેલી કવિતા—પુરોહિતે આપેલો ઉત્તર—વખ્તસિંહનું જ્ઞાનપાંડિત્ય, શિક્ષણ અને શારીરિક બળ—મહારાષ્ટ્રીઓએ મારવાડપર આક્રમણ કરવાને માટે કરેલો ઉદ્યોગ—સમસ્ત રાઠોડસામંતોનું વખ્તસિંહની પતાકા-નીચે એકત્રિત થવું—મહારાષ્ટ્રીઓની સામે યુદ્ધ કરવાને વખ્તસિંહનું જવું—વખ્તસિંહની સાથે યુદ્ધ કરવાની મહારાષ્ટ્રીઓની અનિચ્છા—વખ્તસિંહનું અજમેરના માર્ગમાં રહેવું—અંબરની રાણીએ વખ્તસિંહપર કરેલો વિષપ્રયોગ—તેથી વખ્તસિંહનું થએલું મૃત્યુ—વખ્તસિંહના ગુણોની સમાલોચના.**

અભયસિંહનો સ્વર્ગવાસ થતાંની સાથેજ તેના પુત્ર રામસિંહ યુવાવસ્થામાં પોતાના પિતાના સિંહાસનના અધિકારીતરિકે રાજકીય રંગભૂમિમાં આવ્યા. જે સમયે અભયસિંહે પોતાના પ્રાણ ત્યાગ કર્યા, તે સમયે રામસિંહની વય વીસ વર્ષની હતી. તેમનો જન્મ શિરોહીના[1] માનસિંહની કન્યાને ઉદરે થયો હતો. શિરોહીના દેવડા લોકો ચૌહાણજાતિની એક શાખા છે. ચૌહાણજાતિ અગ્નિકુલમાંથી ઉત્પન્ન થઈ છે. ચૌહાણરાજકુમારીના અને રાઠોડરાજાના પુત્ર રામસિંહ યૌવનકાળમાં પરમ તેજસ્વી અને અત્યંત ઉગ્ર સ્વભાવના નિવડયા. રામસિંહ પોતાના પિતાની પેઠે મહાક્રોધી હતા; એટલુંજ નહિ પરંતુ તેમના યૌવનકાળના ચરિત્રનું અવલોકન કરવાથી જ્ઞાત થાય છે કે તે કાળમાં તેઓ સર્વ પ્રકારે ભયંકર બની ગયા હતા. રામસિંહે પોતાના પિતાના સિંહાસનપર અભિષિકત થઇ પોતાના ઉગ્ર સ્વભાવનો ભયંકર પરિચય કરાવવાનો આરંભ કર્યો. રામસિંહનો અભિષેક થયો તે પ્રસંગે મરુભૂમિના પ્રત્યેક પ્રાંતમાંથી સર્વ શ્રેણીના સામંતોએ તથા પ્રત્યેક શાખાના આમવર્ગે રાજધાની જોધપુરમાં આવી તેમના પ્રત્યેની પોતાની ભકિત પ્રદર્શિત કરી; પરંતુ નાગોરપતિ મહાવીર વખ્તસિંહ તે પ્રસંગે ત્યાં પધાર્યા નહિ. તેઓ ઉક્ત પ્રસંગે જોધપુરમાં શામાટે આવ્યા નહિ, તે વિષે રાઠોડકવિએ કાંઇ ખુલાસો કર્યો નથી. વખ્તસિંહ સામંતવર્ગમાં રાજાના સૌથી અધિક નિકટના આપ્ત તથા સર્વથી

1 એક ગ્રંથમાં શિરોહીના દેવડાની કન્યાને બદલે કોટાના ચોહાણની કન્યાનો ઉલ્લેખ છે; પરંતુ ગદ્ય ઇતિહાસ અનુસાર રામસિંહનો જન્મ લદ્દાનાના ઠાકોર કેસરીસિંહની પુત્રીને ઉદરે થયો હતો.

ઉચ્ચપદપર સ્થિત હતા, એટલા માટે જોધપુરમાં જઇ નવીન રાજાને રાજતિલક કરવું એ તેમનું કર્તવ્ય હતું. પરંતુ વખ્તસિંહ સ્વયં જોધપુરમાં ગયા નહિ, તેમજ તેમણે પોતાના તાબાના કોઇ ચતુર સરદારને પોતાના પ્રાતનિધિતરીકે ત્યાં મોકલ્યા નહિ; પણ તેમણે એક ધાત્રીને પોતાના પ્રાતનિધિતરિકે જોધપુરમાં મોકલી આપી. રાજસ્થાનમાં ધાત્રીને માતાસમાન પૂજનીય માનવામાં આવે છે. મહાતેજસ્વી વીરશ્રેષ્ઠ વખ્તસિંહે પોતાના ભત્રીજાને બાળક સમજીને ધાત્રીને તેની પાસે મોકલી હતી કે કેમ તે વિષે રાઠોડકવિએ કાંઈ ખુલાસો કર્યો નથી; પરંતુ ઉક્ત પૂજનીય ધાત્રીપ્રતિ રામસિંહે ઉચિત સન્માન દર્શાવવાને બદલે અત્યંત નિંદનીય વર્તન કર્યું. તે વૃદ્ધ ધાત્રીપ્રત્યે અત્યંત ક્રોધિત થઇને રામસિંહે કહ્યું: “ કાકાસાહેબે મને વાનર ગણ્યો છે અને તેટલા માટેજ મને રાજતિલક કરવાને આ ડાકિણીને મોકલી આપી છે. ” પછી તરતજ તેણે વખ્તસિંહ પાસે એક દૂત મોકલીને તેને ઝાલોર પ્રાંત પાછો સોંપી દેવાની આજ્ઞા કરી. અભિષેક થયા પછી માત્ર થોડાજ દિવસોમાં કાકાભત્રીજા વચ્ચે આ વિદ્વેષાગ્નિ પ્રજ્વલિત થયો.

નવીન મહારાજા રામસિંહે મહાક્રોધને વશ થઇ એક પત્ર લખી દૂત સાથે તે પત્ર પોતાના કાકાપર મોકલી આપ્યો; એટલુંજ નહિ પરંતુ તેણે તેને ઉચિત દંડ કરી પોતાના પદનું ગૌરવ અને મર્યાદા સાચવવાને માટે સેના સજ્જ કરવા માંડી. રામસિંહે આ સમયે પોતાના રાજ્યના મહાન રાજનીતિજ્ઞો તથા ચતુર અને પરમ હિતૈષી સામંતો તથા મંત્રીઓની સલાહ પણ માની નહિ અને તેણે અત્યંત નિકૃષ્ટ શ્રેણીના એક કર્મચારીની સલાહાનુસાર કાર્ય કરવા માંડ્યું. આ કર્મચારીનું નામ આમિયાં હતું. આ માણસના પૂર્વજો અગાઉ જોધપુરના પ્રધાન તોરણદ્વારપર નગારૂં વગાડવાના કામ ઉપર નિયુક્ત થયા હતા. આ માણસ પણ તેજ પદપર નિયુક્ત થયો હતો, પરંતુ તે મહારાજાનો પરમ પ્રેમપાત્ર અને મુખ્ય સલાહકાર થઇ પડયો હતો. રામસિંહની પેઠે તેનો સ્વભાવ પણ અત્યંત ક્રોધી હતો. આ કારણથી ઉભયની વચ્ચે ગાઢી મિત્રતા જામી હતી. રામસિંહ આમિયાંની સલાહથી પોતાના કાકાની વિરુદ્ધ લડવાને તૈયાર થઇ ગયો. તેણે પોતાના કાકાપર ક્રોધપૂર્ણ પત્ર લખી યુદ્ધની તૈયારી કરી. મારવાડના પ્રધાન સામંત અને ચાંપાવત શાખાના નેતા આઉવાપતિ કુશલસિંહે આ સમાચાર સાંભળી મહા વિપત્તિની આશંકાથી શીઘ્ર મહાલયમાં જઇ રામસિંહને સમજાવવાનો પ્રયાસ કર્યો; પરંતુ રાજા રામસિંહે તેમની સલાહપર લક્ષ્ય આપ્યું નહિ અને તેમને ક્રોધપૂર્વક જણાવ્યું કે: “ આપનું કાળું મોઢું નહિ જોવામાંજ સાર છે. ” નવીન મહારાજાનાં આ વચનો સાંભળી અત્યંત ક્રોધિત થઇ આઉવાના સામંતે પોતાની પીઠપરથી ઢાલ લઈ ત્યાં આગળની શય્યાપર તેને ઉંધી મૂકીને કહ્યું: “મહારાજ! જે પ્રકારે આ ઢાલને આપ ઉંધી પડેલી જુઓ છો, તે પ્રકારે રાઠોડ વખ્તસિંહ સમસ્ત મારવાડને ઉંધું કરવાને સમર્થ છે. આપે મહાવીર વખ્તસિંહનો અપરાધ કર્યો છે, માટે આપને શીઘ્ર તેનું ફળ મળશે. ” કુશલસિંહનાં નયનો લાલચોળ બની ગયાં હતાં. પછી તેમણે શીઘ્ર સભાસ્થાનનો ત્યાગ કર્યો અને તેઓ પોતાના તાબાના સર્વ સરદારોને લઇ જોધપુરના મુખ્ય રાજકવિના નિવાસસ્થાન મુંધિઆડમાં ચાલ્યા ગયા. કનોજથી શિયોજીની સાથે જે કવિ સૌથી પ્રથમ મરુભૂમિમાં આવ્યો હતો, તેનોજ એક વંશજ આ વખતે મારવાડનો પ્રધાન રાજકવિ હતો.[1] આ રાજકવિનું મારવાડમાં કેટલું સન્માન હતું, તે જણાવવાને માટે અમે માત્ર એટલુંજ કહીએ છીએ કે તેની જાગીરની વાર્ષિક ઉપજ મારવાડના પ્રધાન સામંતોની ઉપજ જેટલી અર્થાત્ એક લાખ રૂપિયા કરતાં પણ અધિક હતી. રાજકવિને સામંતના જેવુંજ સન્માન મળતું હતું અને તેની સત્તા પણ સામંતના જેટલીજ હતી. આ રાજકવિની પાસે આ વખતે કુશલસિંહ સૌથી પહેલાં ગયા.

કર્નલ ટૉડ જણાવે છે કે મહાન રાજનીતિજ્ઞ વખ્તસિંહના સાંભળવામાં જ્યારે એવા સમાચાર આવ્યા કે મરુભૂમિના સૌથી પ્રધાન સામંત કુશલસિંહ જોધપુરનો ત્યાગ કરી મારા નાગોર રાજ્યની સીમામાં આવ્યા છે, ત્યારે તેઓ શીઘ્ર ઉક્ત માનનીય સામંતનું આદરસહિત સ્વાગત કરવા-

૧. આ વાત અસત્ય છે. મુંધિયાડનો બારોટ કનોજથી આવેલા કવિનો વંશજ નહોતો. કનોજથી કોઇ કવિ આવ્યો નહોતો. શિયોજીની ચોથી પેઢીના રાજાએ એક ભાટના છોકરાને પકડીને તેને બલાત્પૂર્વક પોતાનો બારોટ બનાવી દીધો હતો અને એક ચારણની પુત્રી સાથે તેનો વિવાહ કરાવ્યો હતો. ઉપરોક્ત બારોટ તેનોજ વંશજ હતો.

ને માટે ગયા. વખ્તસિંહ માર્ગમાં જરાપણ વિશ્રામ કર્યા વિના રાત્રિના સમયે કુશલસિંહના મુકામે આવી પહોંચ્યા. કુશલસિંહ આ વખતે નિદ્રાગ્રસ્ત થયા હતા, તેથી વખ્તસિંહે તે પરિશ્રમિત સરદારને જાગૃત કર્યા નહિ; પરંતુ તેમનીજ શય્યાની એક બાજુપર સ્વયં સૂઇ ગયા. પ્રભાત થતાંજ કુશલસિંહે આંખ ચોળતાં ચોળતાં સેવકોને હુકો લાવવાની આજ્ઞા કરી. સેવકોએ અંગુલિનિર્દેશ કરી કુશલસિંહને ચેતાવ્યા કે શય્યાપર વખ્તસિંહ સૂતેલા છે. કુશલસિંહ તરતજ ઉઠીને ઉભા થયા. હવે વખ્તસિંહની નિદ્રા પણ જતી રહી. આહવાના સામંતે વખ્તસિંહનો ઉત્તમ પ્રકારે સત્કાર કર્યો. અંતે વાર્તાલાપ કરતાં કરતાં આહવાપતિએ જણાવ્યું કે:-" આજથી મારૂં મસ્તક સદા આપની સેવામાં તૈયાર રહેશે. આજથી આપની આજ્ઞાનું પાલન કરવું એજ મારૂં મુખ્ય જીવનવ્રત છે. " જ્યારે આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, ત્યારે જોધપુરના પ્રધાન રાજકવિ પણ ત્યાં હતા. તેઓ પણ આ વાતનું સમર્થન કરવા લાગ્યા. વખ્તસિંહે કવિશ્રેષ્ઠને આહવામાં જઈ કુશલસિંહના પુત્ર તથા કુટુંબને લઈ આવવાની આજ્ઞા કરી. કવિએ પ્રફુલ્લચિત્તે વખ્તસિંહની આજ્ઞા સ્વીકારી અને તેમણે જણાવ્યું: " આજથી મેં જોધપુરથી સર્વદાને માટે વિદાય લીધી છે. " તરતજ વખ્તસિંહ બોલ્યાઃ " જોધપુર અને નાગોરમાં આપ કિંચિત્ પણ ભેદ સમજશો નહિ. જ્યાંસુધી બાજરાના રોટલાનો એક ટુકડો પણ મળશે, ત્યાંસુધી આપણે તેને વહેંચીને ખાઇશું. " રાજનીતિપ્રવીણ વખ્તસિંહે આ પ્રકારે મારવાડના પ્રધાન સામંત અને પ્રધાન રાજકવિને પોતાના હાથમાં લઇ પોતાની ભાવી ઉન્નતિનું દ્વાર ખોલી દીધું.

યુવક રાજા રામસિંહ પોતાના કાકા વખ્તસિંહને સેના એકત્ર કરવાનો પણ અવકાશ આપ્યા વિના પોતાની પ્રચંડ સેનાસહિત તેનાપર આક્રમણ કરવાને માટે ચાલ્યો. સૌથી પહેલાં ખેરલી નામના સ્થાનમાં ઉભયપક્ષો વચ્ચે એક મહાયુદ્ધ થયું. ત્યાર પછી થોડા વખતમાં છ સ્થળે યુદ્ધો થયાં. મેડતાના સપાટ પ્રદેશમાં આવેલાં લૂનાવાસ નામના સ્થાનમાં અંતિમ ભયંકર સંગ્રામાગ્નિ પ્રજ્વલિત થયો. આ ભયંકર યુદ્ધનું વિશેષ વૃત્તાંત યોગ્ય સ્થળે પાઠકોએ વાંચ્યું હશે.[1] આ યુદ્ધમાં ઉદ્ધત સ્વભાવના રામસિંહને પોતાની મૂર્ખતા અને અજ્ઞાનતાનું ઉચિત ફળ પ્રાપ્ત થયું. તે આ યુદ્ધમાં પરાસ્ત થઇ પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે રણભૂમિમાંથી નાસી ગયો. વીરશ્રેષ્ઠ વખ્તસિંહ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરીને જોધપુરની નિકટ પહોંચ્યા કે તરતજ રાઠોડોએ તે નગરનાં સર્વ તોરણદ્વારો ખોલી દીધાં. વીરશ્રેષ્ઠ વખ્તસિંહ જોધપુરપર પોતાનો અધિકાર સ્થાપિત કરી શીઘ્ર સિંહાસનપર વિરાજમાન થયા. બગડીના જેતાવત સામંતો નવીન રાજાને સદા રાજતિલક કરતા હતા, તે પ્રથાઅનુસાર વખ્તસિંહના કપાળપર પણ તે સમયના તે નગરના સામંતે રાજતિલક કર્યું. બગડીના સામંતકુલને રાજટીકાનો અધિકાર અને " મારવાડના મારકિવાડ "ની ઉપાધિ પ્રાપ્ત થઇ હતી.

મહાવીર વખ્તસિંહ કેવળ રાજનીતિજ્ઞતા અને સમશેરના બળથીજ મારવાડના સિંહાસનપર અધિષ્ઠિત થઇ પોતાના જીવનને સાર્થક માનવા લાગ્યા. મરુભૂમિના પુષ્કળ સામંતોની સાથે તેમને મિત્રતા હોવાથી તેમને દૃઢ વિશ્વાસ હતો કે રામસિંહ કદિપણ જોધપુરપર અધિકાર સ્થાપિત કરી શકશે નહિ. જો કે વખ્તસિંહે તલવારના બળથી સિંહાસન પ્રાપ્ત કર્યું હતું તથા રાઠોડવીરો તેમના પક્ષનું અવલંબન કરીને સિંહાસનની દૃઢતાપૂર્વક રક્ષા કરતા હતા, તોપણ તેઓ સારી રીતે જાણતા હતા કે સામંતો સિવાય અન્યાન્ય સામર્થ્યવાન પુરુષોને હસ્તગત કરવા એ મારૂં મુખ્ય કર્તવ્ય છે.

રાજસ્થાનના રાજદરબારના મંત્રીઓ, પુરોહિતો, કવિઓ વગેરે વંશપરંપરાથી પોતાનાં પદ ભોગવે છે. મંત્રીના પદપર મંત્રીનો પુત્ર અને પુરોહિતના પદપર પુરોહિતનો પુત્ર, આ પ્રકારે પિતાના પદપર પુત્ર નિયુક્ત થાય છે. પુત્રને પિતાના પદપર નિયુક્ત થવાનું હોવાથી તેને બાળપણથીજ તે પદને યોગ્ય કેળવણી આપવામાં આવે છે; માટે આ સમસ્ત પદના અધિકારીઓને હાથમાં લેવા એ નવીન મહારાજાનું સૌથી પ્રથમ કર્તવ્ય હતું. જેમ સર્વ સામંતોએ તથા રાજકવિએ વખ્તસિંહના પક્ષનું અવલંબન કર્યું હતું, તેમ સમરવિભાગના મુખ્ય મંત્રી અને

૧ મેવાડના ઇતિહાસમાં જુઓ.

શાસનવિભાગના મુખ્ય મંત્રીએ પણ તેમનોજ પક્ષ ગ્રહણ કર્યો હતો; પરન્તુ માત્ર તેમના કુલપુરોહિતે તેમના પક્ષનું સમર્થન કર્યું નહોતું. કુલપુરોહિત જગુ રામસિંહને અત્યંત ઉદ્ધતાઇ, ક્રોધ ઇ૦ રાજપદને અનુપયુકત એવા અનેક દોષોથી યુકત જાણતો હતો, તે છતાં પણ તેણે રાજભક્તિને તિલાંજલિ આપી નહિ. તે રામસિંહનોજ પક્ષ ગ્રહણ કરી રહ્યો. રામસિંહ પદભ્રષ્ટ થયો ત્યારે પણ તે તેનાજ પક્ષનું સમર્થન કરતો હતો. રામસિંહે પદભ્રષ્ટ થયા પછી જયપુરના મહારાજાનો આશ્રય ગ્રહણ કર્યો અને જગુ પોતાના સ્વામીને પુનઃ રાજ્યાધિકાર અપાવવાને માટે મહારાષ્ટ્રીઓની સહાય લેવાની આશાથી દક્ષિણમાં ચાલ્યો ગયો.

રાજનીતિપ્રવીણ વખ્તસિંહે જ્યારે જાણ્યું કે જગુ મારવાડનો મુખ્ય પુરોહિત હોવા છતાં પણ તે મારવાડનો વિધ્વંસ કરવાને માટે મહારાષ્ટ્રીઓને તેડવા ગયો છે, ત્યારે તેમણે તેને હાથમાં લેવાનો વિચાર કર્યો. તેમણે એકાંતમાં બેસી પૂર્ણ વિચાર કરી શીઘ્ર એક કવિતામય પત્ર લખ્યો અને તે પત્ર તેમણે તે પુરોહિતની પાસે મોકલી દીધો. વખ્તસિંહ કેવળ રાજનીતિજ્ઞ, સાહસિક અને હિમ્મતવાનજ હતા એમ નહિ; પરન્તુ તેઓ સમર્થ વિદ્વાન પણ હતા. તેમણે પુરોહિતપર જે કવિતામય પત્ર મોકલ્યો હતો તેનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—

"હે મધુકર ! જે પુષ્પની સૌરભપર તું મોહિત થઈ રહ્યો છે, તે પુષ્પનું વૃક્ષ તો પ્રચંડ વાવાઝોડાથી છિન્નભિન્ન થઈ ગયું છે. તે ગુલાબના વૃક્ષપર તો હવે એક પત્ર પણ રહ્યું નથી; તો પછી હવે વૃથા કાંટામાં શામાટે માથું મારે છે ? "[1]

પુરોહિતે ઉત્તર આપ્યો કેઃ–" શુષ્ક થઇ ગયેલા ગુલાબના વૃક્ષ ઉપર ભ્રમર માત્ર એટલીજ આશાથી બેસી રહ્યો છે કે નવીન વસંતઋતુના આગમનની સાથે હું નવીન પ્રફુલ્લિત પુષ્પના સુગંધથી મારૂં મન પ્રસન્ન કરીશ. "[2]

પુરોહિતને પરમ વિશ્વાસપાત્ર વ્યક્તિ જાણી મહારાજા વખ્તસિંહ તેમનાપર અત્યંત પ્રસન્ન થયા. જો કે પુરોહિતે તેમના પક્ષનું અવલંબન કર્યું નહિ, તોપણ તેના આ આચરણથી વખ્તસિંહ કિંચિત્ પણ દુઃખિત થયા નહિ.

મહાત્મા ટૉડ જણાવે છે કેઃ–"વખ્તસિંહ આનંદી, ઉદાર, સાહસિક અને તેજસ્વી હતા. તેમની મૂર્તિ શાંત હતી અને તેઓ શરીરે બલિષ્ટ હતા. તેઓ સર્વ શાસ્ત્રોમાં પારંગત હતા. તેમનામાં કાવ્ય રચવાની અસામાન્ય શકિત હતી. જો તેઓ પોતાના પિતાની હત્યા ન કરત તો રાજસ્થાનના સર્વ રાજાઓમાં તેઓ શ્રેષ્ઠ અને ચિરસન્માનીય ગણાત. વખ્તસિંહે પોતાના શ્રેષ્ઠ ગુણોદ્વારા સર્વ રાઠોડોને પોતાના હાથમાં લઈ લીધા હતા. તેમણે યુદ્ધપ્રિય વીરોને પ્રેમસૂત્રમાં બાંધી લીધા હતા; એટલુંજ નહિ પરંતુ રાજસ્થાનની સર્વજાતિઓ તેમના ગુણોપર મોહિત થઇ ગઇ હતી. વખ્તસિંહે સર્વના હૃદયમાં પોતાનો અધિકાર સ્થાપિત કરી લીધો હતો. જે સમયે પદભ્રષ્ટ થયેલો રામસિંહ મહારાષ્ટ્રીય લૂંટારાઓના નેતા સિંધિઆને પોતાના હાથમાં લઈ તેની સહાયથી મારવાડપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપન કરવાને ઉદ્યત થયો, તે સમયે મહારાજા વખ્તસિંહે માત્ર પોતાના પ્રેમમય આચરણ અને સંતોષદાયક વ્યવહારથી એટલા બધા રાજપૂતવીરોને એકત્રિત કર્યા હતા કે મહારાષ્ટ્રીય સેના રાજસ્થાનના શ્રેષ્ઠતમ વીરોને પોતાની સામે આવેલા જોઇને અત્યંત ભયભીત થઇ ગઇ. મારવાડમાં મહારાષ્ટ્રીઓનો પ્રવેશ થયો તેથી સર્વ દેશનું સત્યાનાશ થવાનો સંભવ જણાવાથી શિશોદીઆના વંશજો—સર્વ શાખાંના રાઠોડસામંતો એક બની વીરશ્રેષ્ઠ વખ્તસિંહની પતાકાનીચે આવીને ઉપસ્થિત થયા અને તેઓ રુદ્રમૂર્તિ મહારાષ્ટ્રીય નેતા આપાજીની સામે યુદ્ધ કરવા લાગ્યા. મહારાષ્ટ્રીઓ કેવળ બાહુબલનો પરિચય કરાવી વિજય અને ગૌરવ પ્રાપ્ત કરવાનેજ આવ્યા નહોતા; પરંતુ તેઓ મારવાડને લૂંટી તેનો વિધ્વંસ કરવાની ઇચ્છાથી રામસિંહની સાથે આવ્યા

1 દોહા–જિન દિન દેખે વે કુસુમ, ગઇ સુબીત બહાર;
અબ અલિ રહી ગુલાબમેં, નિપટ કટીલી ડાર.

2 રહી આશ આગી રહે, અલિ ગુલાબકે મૂલ;
હુઇ હૈં ફેર વસંતઋતુ, ઇન ડારન વે ફૂલ.

હતા; પણ તેઓ વખ્તસિંહને શ્રેષ્ઠતમ વીરોની બનેલી પ્રચંડ સેનાસહિત પોતાની સામે આવતા જોઇ સારીરીતે સમજી ગયા કે યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવો પણ અશક્ય છે અને મારવાડ દેશ લૂંટવો પણ અશક્ય છે; તેથી તેમણે રાજપૂતોની સાંગ અને શિરોહીની[1] સાથે પોતાની વીરતાનો પરિચય કરાવવાનું માંડી વાળ્યું. તદુપરાંત કર્નલ ટૉડ જણાવે છે કેઃ–" તલવારના બળથી જે ઉદ્દેશ પાર પડયો નાહ તે ઉદ્દેશ કાલકૂટ વિષે પૂર્ણ કર્યો. અજમેરની પાસેના જે માર્ગથી સરલતાપૂર્વક મારવાડમાં પ્રવેશ કરી શકાય છે, તે માર્ગદ્વારા કોઇ પણ પ્રકારે શત્રુઓને પ્રવેશ ન કરવા દેવાના ઉદ્દેશથી વીરશ્રેષ્ઠ વખ્તસિંહે પોતાની સેનાસહિત તેના નાકાપર પોતાની છાવણી નાખી અને શત્રુઓના આગમનની પ્રતીક્ષા કરતા તેઓ ત્યાં બેઠા. અંબરપતિ માધોસિંહની રાઠોડવંશીય રાણીએ ત્યાં જઇ વખ્તસિંહની મુલાકાત લીધી અને પોતાના ભત્રીજા રામસિંહનો સ્વાર્થ સાધવાને માટે પોતાની ચતુરાઇથી વખ્તસિંહના જીવનરૂપી દીપકને બુઝાવી નાખ્યો.[2] આ રાણીએ પોતાનો ઉદ્દેશ શી રીતે પાર પાડયો હતો, તેનું વર્ણન પાછળ આવી ગયું છે. વીરશ્રેષ્ઠ વખ્તસિંહે સંવત ૧૮૦૯ (ઇ૦ સ ૦૧૭૫૩) માં આ માયાવી શરીરનો ત્યાગ કર્યો. તેમનું મૃત્યુ થયા પછી તેમના પુત્ર વિજયસિંહની સાથે રામસિંહને મહાયુદ્ધ થયું, તેથી સમસ્ત મારવાડમાં મહાવિગ્રહાનલ પ્રદીપ્ત થયો અને તેનો વિધ્વંસ થઇ ગયો."

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ વખ્તસિંહના જીવનચરિત્રના સંબંધમાં લખ્યું છે કેઃ–" વીરશ્રેષ્ઠ વખ્તસિંહ જે ત્રણ વર્ષપર્યંત મારવાડના સિંહાસનપર અભિષિકત રહ્યા તે અલ્પ સમયમાં તેમણે મારવાડના દુર્ગોને દઢ અને શોભાયમાન કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેમણે રાજધાનીમાં મોટા મોટા મહાલયો બંધાવ્યા હતા. તેઓ અમદાવાદ જીતીને ત્યાંથી જે દ્રવ્ય લાવ્યા હતા તે દ્વારા તેમણે જોધપુરના મહાલયોને ઉત્તમ પ્રકારે શણગાર્યાં હતા. અત્યાચારી યવનોએ હિંદુઓપર અને ખાસકરીને મારવાડનિવાસી રાઠોડોપર એક સમયે જે ભયંકર અત્યાચાર કર્યાં હતા, તે સર્વનું ઉચિત ફલ મહાવીર વખ્તસિંહે તેમને આપ્યું હતું. તેમણે નાગોરમાં બંધાવેલી મુસલમાન લોકોની મસ્જીદોને તોડીને છિન્નભિન્ન કરીને તે સ્થાનપર પુનઃ મંદિરો બંધાવી દીધાં. વળી પરમ પરાક્રમી વખ્તસિંહે એવી આજ્ઞા પ્રચારિત કરી હતી કે જે મુસલમાન ઉચ્ચ સ્વરે ખુદાનું નામ પોકારશે તેને પ્રાણદંડ આપવામાં આવશે. વખ્તસિંહની આ આજ્ઞાને લીધે સમસ્ત મારવાડની મસ્જીદોમાં એ શબ્દનો પોકાર એકદમ બંધ થઇ ગયો અને આજ સુધી એ નિયમનું સખ્ત પાલન થાય છે. આ વખતે ભારતવર્ષમાં મહાન રાજકીય વિપ્લવ થઇ રહ્યો હતો. પ્રબળ પ્રતાપી યવનસમ્રાટની ગૌરવગરિમા લુપ્ત થઇ ગઇ હતી અને તેના શાસનની પ્રભા નષ્ટ થઈ ગઇ હતી. કૃષ્ણાના તટપર વસતા મહારાષ્ટ્રીય કૃષિકારોએ મસ્તક ઉઠાવી પ્રચંડ શાસનશકિતનો સંચય કર્યો હતો અને રાઠોડવીરોએ પણ વખ્તસિંહની પતાકાનીચે એકત્રિત થઇ પ્રચંડ પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું. જો વીરશ્રેષ્ઠ વખ્તસિંહ થોડો કાળ વધુ જીવંત રહ્યા હોત તો રાજપૂતો પૂર્વવત્ સમસ્ત ભારતવર્ષ ઉપર પોતાનો અધિકાર સ્થાપન કરીને પોતાનું પ્રાચીન ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવાને સમર્થ થાત. જે યવનસમ્રાટની શાસનશકિતએ ભારતના આર્ય રાજાઓની શકિત નષ્ટ કરી નાખી હતી અને તેમને ખરીદેલા ગુલામોની પંકિતપર આણી મૂકયા હતા, તે યવનરાજના વંશનો વિનાશ કરવાને માટે સર્વ રાજપૂતરાજાઓ જો વખ્તસિંહના સમયમાં એકત્રિત થયા હોત તો તેઓ પોતાનો મનોરથ સિદ્ધ કરી શકત; પરંતુ તેમણે પોતાના દોષથી તે સુઅવસર ખોઇ નાખ્યો અને તેજ કારણથી તેઓ વિફલમનોરથ રહ્યા."

---

૧ સાંગ નામનો પ્રચંડ ભાલો થાય છે. કલકત્તાના પ્રદર્શનમાં જોધપુરના પ્રાચીન કાળના પ્રચંડ ભાલા જેમણે જોયા હશે, તેમને સાંગનો સારો ખ્યાલ આવી શકશે. શિરોહી તલવારનું નામ છે. શિરોહી શહેરમાં તલવાર સારી બને છે, તેથી તે સમસ્ત હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ થઇ ગયું છે અને તલવારનું નામ પણ શિરોહી તેથીજ પડયું છે. આ તલવાર કાપવામાં અતિ તીક્ષ્ણ હોય છે, પરંતુ એને ચલાવનાર માણસ જો કુશલ ન હોય તો એ ભાંગી પણ જાય છે. એને વિષે કહેવત છે કે " સર નહિ કે શિરોહી નહિ."

૨ 'ગણખ્યાત' નામના ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કે ગામ સોનેલી,મગણા માલપુર, ઈલાકા મારવાડમાં માધોસિંહ વખ્તસિંહને મળ્યા હતા. તે સમયે માધોસિંહજી જયપુરના રાજા હતા. આજ ગામમાં વખ્તસિંહ સંવત ૧૮૦૯ ના ભાદરવા વદ ૧૩ ને દિને મરણ પામ્યા હતા.

કર્નલ ટૉડ સ્પષ્ટ અક્ષરોથી લખી ગયા છે કે:–"વખ્તસિંહે પોતાના પિતાના પ્રાણનો નાશ કર્યો તથા અંબરરાજની રાણીએ તેમના પ્રાણનો વિનાશ કર્યો, તે પરથી એમ ધારી લેશો નહિ કે આ પ્રકારનાં કુકર્મો કરવાં એ રાજપૂતજાતનો અભ્યાસ છે. આ પ્રકારનાં કુકર્મનાં ઉદાહરણ માત્ર આ બેજ છે, એમ કહીશું તોપણ ચાલશે. પાઠકોને જરા પાશ્ચાત્ય દેશોના ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરવાની ભલામણ કરવામાં આવે છે. અગીઆરમી શતાબ્દીમાં જ્યારે પ્રબલ પ્રતાપશાળી જયચંદ યવનોદ્વારા સિંહાસનથી ભ્રષ્ટ થયા હતા અને જે સમયે શિયોજીએ મરુભૂમિમાં રાઠોડોના રાજ્યની સ્થાપના કરી હતી, તે સમયે ઈંગ્લાંડવાસીઓ અસભ્યતાના અંધકારમાંથી મુક્તિ પ્રાપ્ત કરી રહ્યા હતા. જે સમયે આર્યરાજવંશનો પ્રતાપ, પ્રભુત્વ અને સ્વાધીનતા વિજાતીય લોકોના આક્રમણથી સર્વથા નષ્ટ થઇ ગઇ હતી, તે સમયે ઇંગ્લાંડવાસીઓએ નવીન સભ્યતા અને નવીન શિક્ષાના બળથી પોતાનું મસ્તક ઉન્નત કર્યું હતું. ઇંગ્લાંડવાસી નાઇટો અથવા અમીરો જે ગુણોથી વિભૂષિત હતા અને પોતાના ગુણો તથા પરાક્રમથી પ્રશંસાને પાત્ર થયા હતા, તેજ ગુણોથી રાજપૂતવીરો પણ અલંકૃત હતા અને ઇંગ્લાંડના નાઇટો કરતાં પણ ભારતવર્ષનો રાજપૂતો અધિક માનસિક ઉન્નતિને પ્રાપ્ત થયા હતા. એવો કોઇ પણ સમય[1] નહોતો કે જ્યારે રાજપૂત રાજા પોતાના નામના હસ્તાક્ષર કરી ન શકયા હોય. સર્વ રાજપૂત રાજાઓ પોતાના હાથથી રાજદ્વારી પત્રો વગેરે લખતા હતા. કેટલાક રાજાઓ તો કવિતા પણ રચી શકતા હતા. યૂરોપમાં માધ્યમિક યુગમાં જે ભયંકર હત્યા થતી હતી, તે ભારતવર્ષના રાજપૂતોએ કરેલી હત્યા કરતાં વિશેષ શોચનીય હતી, એ વાત કોણ નહિ સ્વીકારે ? "

ઉદાર સ્વભાવના કર્નલ ટૉડે આ સ્થળે સત્યની રક્ષા કરવાને માટે પોતાના દેશના નાઇટો કરતાં પણ રાજપૂતવીરોપ્રતિ વિશેષ આદર્શ દર્શાવ્યો છે. તેઓ જણાવે છે કે વખ્તસિંહે પોતાના પિતાનો વધ કર્યો તે વિષે ભટ્ટકવિઓએ કાંઇ પણ વિવેચન કર્યુંનથી એમ ધારશો નહિ. રાજસ્થાનના રાજાથી લઇને દરિદ્ર કૃષિકારપર્યંત સૌ લોકો આ સંબંધે કવિઓએ જે " વિષમય શ્લોકો[2] " રચ્યા છે તેનું આજે પણ પરિશીલન કરે છે. રાઠોડકવિઓએ નિર્ભયતા અને સ્વતંત્રતાપૂર્વક સત્યની રક્ષા કરવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નથી. વખ્તસિંહે પોતાના પિતાને મારી નાખ્યા હતા તેના સંબંધમાં આજપર્યંત એક વાત પ્રચલિત છે. એક વખતે અભયસિંહ અંબરપતિ મહારાજ જયસિંહની સાથે પવિત્ર પુષ્કર તીર્થ તરફ જતા હતા. તેઓ એક દિવસ ત્રીજે પહોરે પોતપોતાના સભાસદોની સાથે બેસીને આનંદ ભોગવતા હતા, તે વખતે તે ઉભયે મુખ્ય કવિ કર્ણીદાનને નવીન કવિતા રચીને સંભળાવવાની આજ્ઞા કરી. કવિશ્રેષ્ઠ કર્ણીદાને તત્કાળ ઉભય રાજાઓની આજ્ઞાથી એક કવિતા જોડી કાઢી અને નિર્ભયતાપૂર્વક તેમને તે ગાઇ સંભળાવી. તે કવિતા નીચે પ્રમાણે હતી:—

જોધપુરા આમેરિયા, દોનોં થાપ ઉથાપ;
કૂરમ મારૌ ડીકરો, કમધજ મારૌ બાપ.

આ કવિતાનો અર્થ એવો છે કે જોધપુર અને અંબર એ ઉભયના રાજાઓ ઉત્તમ નથી. ઉભય રાજસિંહાસનથી ભ્રષ્ટ થયા છે અને ઉભય પુનઃ અભિષિક્ત થયા છે. કૂર્માએ[3] પોતાના પુત્ર શિવાસિંહની હત્યા કરી છે અને કમધ્વજે[4] પોતાના પિતાનો નાશ કર્યો છે.

કવિની અસીમ સાહસિકતાથી ભરેલી આ કવિતા સાંભળીને ઉભય આશ્ચર્યચકિત થઇ ગયા. તે સમયથી રાજસ્થાનના પ્રત્યેક મનુષ્યના મુખથી આ કવિતા સાંભળવામાં આવે છે.

ઉપસંહારમાં અમે માત્ર એટલુંજ કહીએ છીએ કે જો મહારાજા વખ્તસિંહે પોતાના બંધુ અભયસિંહની આજ્ઞાથી તથા તેની ધમકી, ઉપદેશ તથા લાલચથી ચલિત થઇ પોતાના પિતાના પ્રાણનો નાશ કર્યો ન હોત તો કર્નલ ટૉડની પેઠે અમે પણ તેમને રાઠોડવીરોના અગ્રેસર કહીને તેમને ઉચ્ચ સન્માન આપી શકત.

---

[1] માધ્યમિક યુગના યૂરોપના નાઇટો અત્યંત અજ્ઞાન હતા. તેઓ પોતાનું નામ સુદ્ધાં લખી શકતા નહોતા.

[2] 'વિષમય શ્લોક' એ 'વિસર' જાતનું કાવ્ય હશે. મારવાડમાં કવિતાના બે ભેદ છે. સર અને વિસર. સર એ પ્રશંસામય કવિતાની સંજ્ઞા છે અને વિસર એ નિંદામય કવિતાનું ઉપનામ છે.

[3] જયપુરના રાજા. અહીં કુચ્છશબ્દનો અપભ્રંશ કૂર્મા લખેલ છે.

[4] કમધ્વજ એ કાન્યકુબ્જના રાજાની પ્રાચીન ઉપાધિ છે. મારવાડના રાઠોડોને આ ઉપાધિ મળતી હતી.

# अध्याय १३ मो

વિજયસિંહનો રાજ્યાભિષેક-મેડતા નામના સ્થાનમાં રાઠોડસામંતોએ નવીન મહારાજાપ્રત્યે દર્શાવેલું સન્માન-જોધપુરમાં વિજયસિંહનું ગમન-સિંહાસનપરથી ભ્રષ્ટ થયેલા રામસિંહે જયપુરપતિની સાથે મળીને મહારાષ્ટ્રીઓની સાથે કરેલી સંધિ-આક્રમણકારી સેનાનું એકત્રિત થવું-આક્રમણકારીઓનીવિરુદ્ધ યુદ્ધકરવાનેમાટે વિજયસિંહેમારોઠ નામનાસ્થાનમાં કરેલોસેનાનો સંચય-રામસિંહે સિંહાસન આપી દેવાને માટે વિજયસિંહને કરેલી આજ્ઞા-વિજયસિંહે આપેલો ઉત્તર-યુદ્ધ-વિજયસિંહનો પરાજય-રાઠોડોની અશ્વારોહી સેનાનો નાશ-સેનાની સાથે સામંતોનું નાસી જવું-રણક્ષેત્રમાં વિજયસિંહનું એકલા રહેવું-તેનું નાસી જવું-રામસિંહે કિલ્લાપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર-મહારાષ્ટ્રીય સેનાનાયકના જીવનનો નાશ-હત્યાને માટે આપેલોબદલો-અજમેરમાંગમન-મહારાષ્ટ્રીઓએસ્થાપનકરેલી ચોથ પદ્ધતિ-મહારાષ્ટ્રીઓએ છોડી દીધેલો રામસિંહનો પક્ષ-કવિલિખિત પદ્ય-રામસિંહનું મૃત્યુ-તેનું ચરિત્ર-મારવાડમાં ફેલાયેલા અરાજકતા-રાઠોડરાજા પ્રત્યે પોકર્ણના સ્વામીએ ચલાવેલું દુર્વર્તન-સામંતોની સત્તા ન્યુન કરવાને માટે મારવાડપતિએ કરેલો વિચાર-સામંતોની સમિતિ-ગોર્ધન ખીચી-તેણે રાજાને કરેલો ઉપદેશ-રાઠોડપતિએ સામંતોની સાથે કરેલી સ્પષ્ટ સંધિ-પગારદાર વિદેશી સેનાનું વિદાય થવું-રાજગુરુનું મૃત્યુ-ગુરુની ભવિષ્યવાણી-મુખ્ય મુખ્ય સામંતોનો કરેલો વધ-સુબલસિંહે પોતાના પિતૃહંતાપર વેર લેવાનો કરેલો ઉદ્યોગ-સુબલસિંહનું મૃત્યુ-સામંતોની સત્તાનો અવરોધ-સિંધ દેશમાંથી અમરકોટનું લઇ લેવું-મેવાડે ગોદવાડ રાજ્યનું કરેલું ગ્રહણ-મહારાષ્ટ્રીઓની વિરુદ્ધ મારવાડ અને જયપુર એ ઉભય રાજ્યોએ કરેલો સંપ-તુંગા નામના સ્થાનમાં પરાજય-રાઠોડોએ પુન: અજમેરપર સ્થાપન કરેલો અધિકાર-પાટણ અને મેડતામાં યુદ્ધ-અજમેરમાં ગમન-અજમેરના શાસનકર્તાની આત્મહત્યા-વિજયસિંહની ઉપસ્ત્રીદ્વારા માનસિંહને દત્તક લેવો-તેનાં દુરાચરણથી સામંતોનું ક્રોધિત થવું-તેનો વધ-વિજયસિંહનું મૃત્યુ.

જ્યારે વીરશ્રેષ્ઠ વખ્તસિંહને પોતાના પિતાની હત્યાના દંડતરીકે પોતાના રાજ્યની સીમા બહાર કાલકૂટ વિષમય વસ્ત્ર પરિધાન કરી શોચનીય દશામાં પ્રાણ ત્યાગ કરવા પડયા, ત્યારે તેમના પુત્ર વિજયસિંહ વીસ વર્ષની વયે મારવાડના રાજસિંહાસનપર અભિષિકત થયા. જો કે દિલ્હીનો પાદશાહ તે વખતે નામમાત્રનો પાદશાહ હતો, તેની શાસનશકિત સર્વથા લુપ્ત થઇ ગઇ હતી અને હિંદુરાજાઓ તથા મુસલમાન નવાબો પૂર્વવત્ તેની આધીનતા સ્વીકારતા નહોતા, તથાપિ નવીન મારવાડપતિ વિજયસિંહે પ્રાચીન રીતિઅનુસાર દિલ્હીના પાદશાહની નિકટ પોતાના અભિષેકના સમાચાર મોકલી દીધા. દિલ્હીશ્વરને આ સમાચાર પ્રાપ્ત થયા પછી તેમણે અભિષેકસંબંધે પોતાની સંપૂર્ણ સંમતિ પ્રકાશિત કરી. કેવળ દિલ્હીશ્વરેજ નહિ, પરંતુ રાજસ્થાનના રાજાઓએ પણ નવીન મરુભૂમિપાતના અભિષેકને માટે અભિનંદનપત્રો મોકલી આપ્યા. મારવાડમાં આવેલા મારોઠ નામના સ્થાનમાં

વિજયસિંહનો અભિષેક કરવામાં આવ્યો. નવીન મહારાજા વિજયસિંહે મેડતામાં જઇ ત્યાં મહાતમ (શોક)નો સમય વ્યતીત થયો ત્યાંસુધી નિવાસ કર્યો. તે સમયે બિકાનેર, કૃષ્ણગઢ અને રૂપનગરના સ્વતંત્ર રાજાઓ પણ પોતપોતાની સેના લઇ ત્યાં ગયા અને વિજયસિંહને ઉચિત સન્માન આપ્યું. સર્વ સામંતોએ પણ ત્યાં જઇ નવીન મહારાજાને સન્માન આપવામાં ત્રુટિ કરી નહિ. આ પ્રકારે વિજયસિંહે સામંતોની તરફથી અપૂર્વ સન્માન પ્રાપ્ત કર્યું. તેમણે આ શ્રાદ્ધકાર્યમાં પુષ્કળ દ્રવ્યનો વ્યય કરી ભાટ, ચારણ, બ્રાહ્મણ અને અનાથોને સંતુષ્ટ કર્યા. આથી તેમની કીર્તિનો ઘણો પ્રચાર થયો.

વિજયસિંહ જે સમયે પોતાના પિતાના સિંહાસનપર અભિષિક્ત થયા, તે સમય અતિ સંકટમય હતો. જો કે રાજાઓએ તથા સામંતોએ તેમના પક્ષનું અવલંબન કર્યું હતું, તોપણ અભયસિંહનો પુત્ર રામસિંહ મારવાડના રાજ્યનો મુખ્ય દાવાદારતરીકે રાજકીય રંગભૂમિપર ઉતર્યો. વખ્તસિંહ માત્ર પોતાનું અસીમ સાહસ, અતુલ સામર્થ્ય, પ્રબળ પરાક્રમ અને રાજનીતિના બળથીજ રામસિંહને નસાડી મૂકીને સિંહાસનપર વિરાજમાન થયા હતા; પરંતુ વિજયસિંહની વય આ સમયે માત્ર વીસ વર્ષની હતી, તેથી તેઓ રાજદ્વારીક્ષેત્રમાં અને સંગ્રામભૂમિમાં પોતાના પિતાના જેટલું સામર્થ્ય બતાવી શકે એમ નહોતું, તે છતાં પણ વિજયસિંહે સિંહાસનપર અભિષિક્ત થઇ રામસિંહની આશા વ્યર્થ કરી દીધી.

વખ્તસિંહદ્વારા દેશનિકાલ થઇને રામસિંહ જયપુરમાં રહેવા લાગ્યા. રામસિંહે ધાર્યું હતું કે જ્યાં સુધી વખ્તસિંહ જીવંત છે, ત્યાંસુધી મારી આશા કદિપણ ફળીભૂત થનાર નથી; પરંતુ હવે વખ્તસિંહનું મૃત્યુ થયું હતું તેથી તેને પરમ આનંદ પ્રાપ્ત થયો અને તે પોતાના પિતાના રાજ્યનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પણ રામસિંહ અને જયપુરના મહારાજા સારી રીતે જાણી ગયા હતા કે જ્યારે સર્વ રાઠોડોએ વિજયસિંહને તેની વીસ વર્ષની વયમાં પોતાના અધીશ્વરતરીકે સ્વીકાર્યો છે અને રાજસ્થાનના રાજાઓએ પણ તે સંબંધમાં પોતાની સંમતિ પ્રકટ કરી છે,ત્યારે એક માત્ર જયપુરની સેનાની સહાયથી વિજયસિંહને સિંહાસનથી ભ્રષ્ટ કરવો અશક્ય છે. આથી રામસિંહે અન્ય ઉપાયથી પોતાની અભિલાષા પૂર્ણ કરવાની ચેષ્ટા કરી. આ સમયે મહારાષ્ટ્રીઓ ભારતવર્ષમાં અતિ પ્રબળ થઇ ગયા હતા, તેથી તેમણે મહારાષ્ટ્રીય દલની સહાય લીધી અને તે વિજયસિંહની સામે ગયો. રામસિંહના પુરોહિતે જો કે પુષ્કળ મહારાષ્ટ્રીય સેના એકત્રિત કરી હતી, જો કે મહારાષ્ટ્રીઓનું દળ ભયંકર સ્વરૂપ ધારણ કરીને મારવાડનો વિધ્વંસ કરવાને માટે આવ્યું હતું, તોપણ પુરુષસિંહ વખ્તસિંહની અમિતબળશાલિની સેનાને જોતાંજ તેણે પોતાનો મનોરથ પૂર્ણ થવો અશક્ય ધારી પીઠ દર્શાવી હતી; પરંતુ આ વખતે વખ્તસિંહ નહિ હોવાથી તેને વિજય મળવો અસંભવિત જણાયો નહિ. રામસિંહ અને મહારાષ્ટ્રીય નેતાની સાથે શીઘ્ર સંધિબંધન[1] થઇ ગયું. મહારાષ્ટ્રીય સેના કોટા શીઘ્ર થઇને જયપુરમાં આવી પહોંચી. આ સમયે રામસિંહ જયપુરમાં રહેતો હતો. સહાયક મહારાષ્ટ્રીઓનું આગમન થતાંની સાથેજ રામસિંહ શીઘ્ર જયપુરની સેના તથા મહારાષ્ટ્રીઓની સેનાસહિત વિજયસિંહને પદભ્રષ્ટ કરવાને માટે ચાલ્યો.

મહારાષ્ટ્રીય ચોરો મારવાડમાં જતાંની સાથે દેશના સર્વસ્વનો નાશ કરશે તથા અહીંઆંની સર્વ સંપત્તિ લૂંટીને લઇ જશે, એ વાત રાઠોડસામંતો તથા સાધારણ પ્રજા સારીરીતે જાણી ગઇ હતી, તેથી મરુભૂમિના સર્વ રાઠોડો નવીન મહારાજાની આજ્ઞાથી શીઘ્ર મહારાષ્ટ્રીય દસ્યુદલનું દમન કરવાને માટે તથા રામસિંહની આશા વ્યર્થ કરવાને માટે મેડતાની સપાટ ભૂમિમાં આવી એકત્રિત થવા લાગ્યા. સમસ્ત રાઠોડોને આ રણભૂમિમાં એકત્રિત થયેલા જોઇને રાઠોડ કવિઓએ તેમની અત્યંત પ્રશંસા કરી. આ વખતે તો ખાસકરીને સ્વતંત્ર પાતાવતો પણ મહારાષ્ટ્રીય દસ્યુ દલના હાથમાંથી સ્વદેશની રક્ષા કરવાને માટે આવ્યા હતા. કવિઓએ તેમનો યશ ઉત્તમ પ્રકારે ગાયો છે.

---

[1] આ સંધિ " હલકી વા બલપત્ર ( પાકો કાગળ ) " ના નામથી ઓળખાય છે. મહારાષ્ટ્રીયદલના સમસ્ત પ્રધાન નેતાઓએ તે પર હસ્તાક્ષર કર્યા હતા. તેમનાં નામો નીચે પ્રમાણે છે:-જનકોજી સિંધિયા, મલ્હારજી તાલિયા, ચિંતાજી રઘુનાથિયા, ચોપાલિયા, ભદૌન, મુલ્લાં યારઅલી અને ફિરોજખાં.

રામસિંહે મહારાષ્ટ્રીય સેનાની સાથે પુષ્કરતીર્થમાં જઇ વિજયસિંહપર કહેવરાવી મોકલ્યું કેઃ— "તમે હમણાં ને હમણાંજ મરુક્ષેત્રનું સિંહાસન છોડી દો. અંતે એનો પરિત્યાગ કર્યાં વિના તમારો છુટકો નથી." મહારાજા વિજયસિંહે પોતાના સર્વ સામંતોની સન્મુખ રામસિંહની આજ્ઞાપત્રિકા વાંચી. આ વચનો સાંભળતાંની સાથેજ સમસ્ત રાઠોડસામંતો અત્યંત ક્રોધિત થઇ ગયા અને 'યુદ્ધ કરો,' 'યુદ્ધ કરો,' એવો ધ્વનિ કરી તેમણે અત્યંત તેજસ્વિતાપૂર્વક જણાવ્યુંઃ "પેલો આપ્પા[1] કોણ છે કે જે રાઠોડોને ભય દર્શાવે છે? હજાર વજ્રપાત થશે તોપણ અમે અમારી રક્ષા કરીશું." ક્રોધાવેશમાં આવી ગયેલા રાઠોડોએ આ પ્રકારે એકસ્વર અને એકમતથી યુદ્ધ કરવાનો નિશ્ચય પ્રદર્શિત કર્યો. મહારાજા વિજયસિંહે તેજ વખતે રામસિંહપર યથોચિત પ્રત્યુત્તર મોકલી આપ્યો. કર્નલ ટૉડ જણાવે છે કેઃ—"શત્રુસેનાની સંખ્યા રાઠોડોની સેના કરતાં અધિક હતી. રાઠોડો કુશાવહોની સેનાથી તો કિંચિત્ પણ ભયભીત થયા નહિ; કારણ કે તેઓ જાણતા હતા કે અમે કુશાવહોને તો સરલતાથી પરાસ્ત કરી શકીશું; પરંતુ મહારાષ્ટ્રીઓને જીતવાના સંબંધમાં તેમને પુષ્કળ ચિંતા સેવવી પડી; તોપણ અંતે તેમણે મહારાષ્ટ્રીઓની સાથેના યુદ્ધમાં પોતાનું પ્રચંડ બાહુબળ અને પરાક્રમ દર્શાવવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ."

જે જે શાખાઓ આ યુદ્ધમાં વિદ્યમાન હતી, તેની યથાયોગ્ય પ્રશંસા રાઠોડકવિઓએ કરી છે.

આ દારુણ યુદ્ધમાં બે આકસ્મિક ઘટનાઓ ઉપસ્થિત થઇ. જો આ ઉભય ઘટનાઓ બની ન હોત તો આ ભયંકર યુદ્ધમાં વિજયસિંહનેજ વિજયલક્ષ્મી પ્રાપ્ત થાત. રાઠોડોની એક અશ્વારોહી સેના શત્રુપક્ષના વ્યૂહને ભેદીને પાછી ફરતી હતી.આ વખતે તેને શત્રુની સેના જાણી રાઠોડોએ તેની ઉપર બાણ તથા ગોળાની વૃષ્ટિ કરી તેનો વિધ્વંસ કરી નાખ્યો.[2] આ દુર્ઘટનાનું વર્ણન યથાસ્થાને કરવામાં આવ્યું છે. જો વિજયસિંહનું ભાગ્ય મંદ ન હોત તો આવી દુર્ઘટના શામાટે બનત? બીજી દુર્ઘટના પણ આજ પ્રકારની હતી.સિંધિઆ આ વખતે રણક્ષેત્ર છોડી નાસી જવાને માટે તૈયાર થઇ ગયો હતો; પરંતુ રાઠોડો છિન્ન ભિન્ન થઇ ગયા તેથી તેને વિજય મળ્યો.

કૃષ્ણગઢ અને રૂપનગર આ ઉભય રાજ્યોના રાજાઓ પણ મારવાડના રાજવંશમાંથી ઉત્પન્ન થયા છે; પરંતુ એ ઉભય સ્વતંત્રતાપૂર્વક રાજ્ય કરી દિલ્લીના પાદશાહની સાથે સંબંધ રાખતા હતા. કૃષ્ણગઢના રાજાએ પોતાના કુટુંબી રૂપનગરના રાજાને પદભ્રષ્ટ કરી તે રાજ્ય પોતાના અધિકારમાં લઇ લીધું હતું. રૂપનગરના મહારાજા સામંતસિંહે કાં તો વૃદ્ધાવસ્થાને લીધે કે કાં તો વૈરાગ્યને લીધે રાજ્યનો પરિત્યાગ કર્યો અને તેને કૃષ્ણગઢના રાજાએ પોતાના તાબામાં લીધું. સામંતસિંહ શ્રી વૃંદાવન ધામમાં જઇ આનંદસહિત હરિનામનું કીર્તન કરી જીવનના શેષ દિવસો વ્યતીત કરવા લાગ્યા. તેઓ રાજ્યની ચિંતાથી વિમુક્ત થઇ શ્રીભગવાનનાં ચરણકમલોમાં મન સમર્પણ કરી પુણ્યપુંજ સંચય કરવા લાગ્યા; પરંતુ રૂપનગરના મહારાજા સામંતસિંહના પુત્રે પોતાના પિતાના આ વૈરાગ્યભાવથી દુઃખિત થઇ કૃષ્ણગઢપતિના હાથમાંથી પોતાના રાજ્યનો ઉદ્ધાર કરવાને માટે તેમને વારંવાર ઉત્તેજિત કર્યા. સામંતસિંહ આ સમયે એટલા બધા વાસનાહીન થઇ ગયા હતા કે તેમણે પોતાના પુત્રની વાતપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ; એટલુંજ નહિ પરંતુ તેને "વિષયવાસના અનેક પ્રકારનાં પાપોનું મૂળ છે" એવો બોધ આપી રાજ્યપ્રાપ્તિની આશા છોડી દેવાની સલાહ આપી. પુત્રે પિતાનાં આ વચનો સાંભળી અત્યંત દુઃખિત થઇ કહ્યુંઃ "હે પિતા! આપ સંપૂર્ણ વિષયવાસનાઓથી તૃપ્ત થઇ હાલ શાંત થઇ ગયા છો, તેથી આપ મને આ પ્રકારની સલાહ આપો છો; પરંતુ મારે માટે તો રાજ્યશાસન સર્વ પ્રકારે અનુકૂળ છે." પિતાના તરફથી નિરાશ થઇ રૂપનગરના ખરા ઉત્તરાધિકારી પોતાનાપિતાના રાજ્યનોપુનરુદ્ધાર કરવાને માટે તેઓ સુસંધિની પ્રતીક્ષા કરવા લાગ્યા.એવામાં રામસિંહ અને વિજયસિંહની વચ્ચે વિવાદાગ્નિ પ્રજ્વલિત થયો. તે યુવકે આ સુઅ

[1] મહારાષ્ટ્રીય નેતા જયાપ્પા સિંધિઆ.

[2] સિંધિઆની બખતરી (પાંખરવાળી) સેના પાછળ આવતી હતી, તે શત્રુ સેના જાણીને રાઠોડોએ પોતાનાજ માણસોનો નાશ કર્યો હતો.

વસરમાં રામસિંહના પક્ષમાં ભળી તેના દૂતની સાથે મહારાષ્ટ્રીઓની સહાય મેળવવાને દક્ષિણ તરફ ગમન કર્યું. મહારાષ્ટ્રીય દલના નેતાએ જે પ્રકારે રામસિંહને સહાય કરવાનો સ્વીકાર કર્યો તેજ પ્રકારે તેણે રૂપનગરપતિના યુવરાજને પણ સહાય કરવાની હા પાડી.

જે સમયે મેડતાનાં યુદ્ધક્ષેત્રમાં વિજયસિંહની સેનાએ મહારાષ્ટ્રીઓની સેનાને છિન્નભિન્ન કરી નાખી અને જે સમયે મહારાષ્ટ્રીય સેનાએ પોતાના પ્રાણ બચાવવાને પલાયન કરવાનો પ્રયત્ન કર્યો, તે સમયે મહારાષ્ટ્રીયનેતા જયાપ્પાએ ઉક્ત યુવકને બોલાવીને કહ્યું કે:–"રામસિંહના ભાગ્યની સાથે આપનું ભાગ્ય પણ જડાયલું છે; પરન્તુ રામસિંહનું ભાગ્ય અત્યંત મંદ હોય એમ જણાય છે, તો હવે અહિયાંથી નાઠા પૂર્વે વારૂ આપને અમે શું ઉપકાર કરીએ ?" મહારાષ્ટ્રીયનેતાનાં આ વચનો સાંભળી રૂપનગરનો યુવરાજ સર્વથા હતાશ થઈ ગયો. જો કે તે રાજનીતિ અને યુદ્ધવિદ્યામાં અજ્ઞાન હતો તોપણ તે રાજપૂતસ્વભાવ સારી પેઠે જાણતો હતો, તેથી જે સમયે મહારાષ્ટ્રીયનેતા યુદ્ધ ભંગ કરવાને માટે ઉદ્યોગ કરી રહ્યો હતો, તે વખતે તેણે પોતાનો મનોરથ સિદ્ધ કરવાનો એક વિચિત્ર ઉપાય શોધી કહાડયો. તેણે ધાર્યું કે જો આપણે રાઠોડોની સેનાને યુદ્ધ કરતી નહિ અટકાવી શકીએ તો આપણને કોઈ પણ પ્રકારની અનુકૂળતા મળશે નહિ. આથી તેણે એક સ્વજાતીય અશ્વારોહીને અન્યમાર્ગદ્વારા સામાપક્ષની છાવણીમાં મોકલી દીધો.

જે સ્થાનપર માઇનોત શાખાના નેતાના હાથનીચેની રાઠોડસેના પ્રબલ પરાક્રમસહિત યુદ્ધ કરી રહી હતી, ત્યાં અતિ શીઘ્રતાથી ઉક્ત અશ્વારોહીએ જઇ પોકાર કરીને કહ્યું કે:–"વૃથા યુદ્ધ શામાટે કરો છો ? વિજયસિંહ પેલી બાજુએ શત્રુઓની ગોળીથી મરણ પામ્યા છે." ઉક્ત સેનાપતિએ આ અશ્વારોહીને પોતાના પક્ષનો જાણી તેના કહેવાપર વિશ્વાસ મૂકી તપાસ કર્યા વિનાજ યુદ્ધનો ભંગ કરી નાખ્યો. વિજયસિંહના મૃત્યુના સમાચાર દાવાનલની પેઠે ચારે તરફ પ્રસરી ગયા. રાજપૂતજાતિના ઇતિહાસમાં આવા અંધવિશ્વાસનાં સહસ્રાવધિ પ્રમાણો છે. ઉક્ત વાત સત્ય છે કે મિથ્યા, તેની કોઇએ પણ ખોળ કરી નહિ. સર્વ માણસો જીવ લઇને ચારે તરફ નાસવા લાગ્યા. આ સમયે વિજયસિંહે એવું મહાન પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું કે માત્ર થોડી પળમાંજ તેને વિજય મળવાનો સંભવ હતો; પરન્તુ તેમને તેમના તાબાના સર્વ સામંતો યુદ્ધભૂમિ છોડીને ચારે તરફ નાસી જતા જણાયા. મારવાડના મહારાજા વિજયસિંહ એક લાખ સૈનિકોસહિત શત્રુપક્ષની સાથે યુદ્ધ કરતા હતા; પરન્તુ આ વખતે તેઓ પોતાના સૈનિકોદ્વારા પરિત્યજિત થવાથી અત્યંત દુઃખી થયા. તેઓ મહા વિપત્તિમાં આવી પડયા. મહારાષ્ટ્રીઓએ સરલતાથી વિજયલક્ષ્મીને આલિંગન કર્યું. આ વખતે વિજયસિંહે અસહાય અવસ્થામાં મારવાડમાંથી નાસીને એક કૃષિકારની સહાયથી પોતાના જીવનની રક્ષા કરી હતી, એ વાત પાઠકો પ્રથમથીજ વાંચી ચૂક્યા છે.[1]

જો રૂપનગરના પદભ્રષ્ટ રાજાના યુવરાજ આ પ્રકારે પોતાની ચાતુર્યજાલનો વિસ્તાર કરી રાઠોડોની સેનાને વૃથા ભ્રમમાં ન નાખત તો મહારાષ્ટ્રીયનેતાને અવશ્ય રણભૂમિનો ત્યાગ કરવો પડત અને રામસિંહના જીવનપર અંતિમ પડદો પડત; પરન્તુ રૂપનગરના યુવરાજના ચાતુર્યથી મહારાષ્ટ્રીઓને જયલક્ષ્મી વરી; પણ રાઠોડોએ યુદ્ધભૂમિમાંથી નાઠા પૂર્વે પરમ વીરતા પ્રકાશિત કરી હતી અને કવિઓએ તેમની વીરતાની પુષ્કળ પ્રશંસા કરી છે.[2]

મહારાષ્ટ્રીઓને છળકપટથી આ યુદ્ધમાં વિજયપ્રાપ્ત થઇ હતી. રાઠોડસેના છિન્નભિન્ન થઇને ચારે તરફ નાસી ગઈ. રામસિંહનો ભાગ્યસૂર્ય મેઘથી મુક્ત થઇ ગયો. એક એક કરતાં અનેક દુર્ગોપર રામસિંહની વિજયપતાકા ફરકવા લાગી. આ વખતે મહારાષ્ટ્રીય લૂંટારાઓએ તીડની પેઠે મારવાડમાં આવી લૂંટફાટ શરૂ કરી દીધી. અંતે મહારાષ્ટ્રીય નેતા જયાપ્પા શોચનીય રીતે માર્યો ગયો.[3]

---

૧ મેવાડના ઇતિહાસમાં આ વાત વર્ણવવામાં આવી છે. વિજયવિલાસ નામના ગ્રંથપરથી જણાય છે કે જે જાટ કૃષિકારે વિજયસિંહને મહાવિપત્તિના સમયમાં સહાય કરી હતી તેને મહારાજાએ ૫૦૦ વીઘાં જમીન વંશપરંપરાને માટે અર્પણ કરી. આ ભૂમિ આજપર્યંત તેના વંશજો ભોગવે છે.

૨ આ યુદ્ધમાં ચાંપાવત શાખાના નેતા વીરસિંહ, સંશાવત શાખાના નેતા લાલસિંહ અને કૂંપાવત શાખાના નેતાએ સૌથી વિશેષ પરાક્રમ પ્રદર્શિત કરીને પોતાનાં જીવન સમર્પણ કર્યાં હતાં.

૩ મેવાડના ઇતિહાસમાં જયાપ્પાના વધવિષે વર્ણન કરવામાં આવ્યું છે. 'વિજયવિલાસ' નામના ગ્રંથ-

મહારાષ્ટ્રીઓએ રામસિંહને જે સહાય કરી હતી, તેમાં તેમનો ઉદ્દેશ મારવાડને લૂંટીને ધનપ્રાપ્તિ કરવી એજ માત્ર હતો. જયાપ્પાના મરણ પછી મહારાષ્ટ્રીઓએ ભયંકર મૂર્તિ ધારણ કરી તેનો બદલો લેવાને પૂર્ણ નિશ્ચય કર્યો. તેઓ હવે રામસિંહનું હિત છોડી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા લાગ્યા. વાદવિવાદ અને પ્રચંડ યુદ્ધ થયા પછી જયાપ્પાના પ્રાણનાશના દંડતરિકે વિજયસિંહે અજમેર એકદમ મહારાષ્ટ્રીઓના હાથમાં સમર્પણ કરી દીધું અને મારવાડની ખાસ ભૂમિ તથા સામંતોના અધિકારનીચેની ભૂમિની ઉપર ત્રૈવાર્ષિક કર આપવાને તેઓ રાજી થયા. હવે મહારાષ્ટ્રીઓ રામસિંહનો પક્ષ છોડી અજમેરમાં પોતાની અતુલ શક્તિ વૃદ્ધિંગત કરવાને ચાલ્યા ગયા.

અજમેર દેશ મારવાડના રાજમુકુટના ઉજ્જવલ મણિસ્વરૂપ હતો. મહારાષ્ટ્રીઓએ જે દિવસે તે મુકુટમાંથી એ મણિ છીનવી લીધો, તેજ દિવસથી મારવાડની સ્વતંત્રતા ડગમગી ગઇ. મહા તેજસ્વી અજિતસિંહની પ્રાણહત્યાના ફળતરિકે મારવાડ પ્રાયઃ એક શતાબ્દીપર્યંત આ પ્રકારના માંહેમાંહેના ઝગડા, વિજાતીય આક્રમણ તથા અનેક પ્રકારના અત્યાચાર તથા પીડાઓથી અત્યંત કષ્ટ ભોગવતું રહ્યું. જે સમયે રૂપનગરના યુવરાજની ચતુરાઇથી રાઠોડોની સેના રણભૂમિ છોડીને નાસી ગઇ તે સમયે રાઠોડકવિએ મનમાં પરમ દુઃખિત થઇને નિમ્નલિખિત ઉદ્દગાર કાઢ્યા હતાઃ—

યાદ ધને દિન આવસી, આપા બાળા હેલ;
ભાગા તીનો ભૂપતિ, માલ ખજાના મેલ.

એનો અર્થ એ છે કે સમસ્ત ધન, રત્ન તથા યુદ્ધસામગ્રી છોડીને ત્રણે ભૂપતિ ( વિજયસિંહ બિકાનેરપતિ તથા કૃષ્ણગઢપતિ) જયાપ્પાના ભયથી ભયભીત થઇ નાસી ગયા, એ વાત ચિરકાળપર્યંત અમારા સ્મરણમાં રહેશે.

આ વાત અવશ્ય સ્વીકારવીજ પડશે કે રૂપનગરના યુવરાજની ચતુરાઇથીજ આ યુદ્ધમાં મહારાષ્ટ્રીઓને સરલતાથી જયપ્રાપ્તિ થઈ હતી. રાઠોડોની સેના રણભૂમિમાંથી નાસી ગઇ તેથી રૂપનગરપતિનો યુવરાજ આનંદિત થઇ ગર્વાન્વિત બની જયાપ્પાની નિકટ જઇને બોલ્યોઃ"આપ જુઓ છો કે મેં અહીંઆં ઉભા રહીને આપના હાથમાં સરસવનાં બીજ વાવ્યાં છે. ( સરસવનાં બીજને ફલનિષ્પત્તિ ઘણા થોડા સમયમાં થાય છે. )જ્યારે રૂપનગરના યુવરાજે અલંકારિક વચનો કહ્યાં, ત્યારે જયાપ્પાએ કૃષ્ણગઢ પતિના હાથમાંથી રૂપનગરનો ઉદ્ધાર કરી ઉક્ત યુવરાજને સિંહાસનારૂઢ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી, ત્યારે યુવક બોલ્યો કે, એમ કરવાનું કાંઇ પ્રયોજન નથી. પ્રથમ અમારા સ્વામી રામસિંહનું હિત સાધી તેમને જોધપુરના સિંહાસનપર અભિષિક્ત કરો. આમ કરશો તો મારી અભિલાષા સરલતાથી સિદ્ધ થશે; પરન્તુ કેટલાક દિવસ પછી જ્યારે જયાપ્પા માર્યો ગયો તે સમયે મહારાષ્ટ્રીઓના શિબિરમાં રામસિંહના પક્ષના જેટલા રાજપૂતો હતા, તે સર્વના ઉપર મહારાષ્ટ્રીઓને સંદેહ ઉત્પન્ન થયો. જયાપ્પાનું મૃત્યુ થતાંની સાથેજ સમસ્ત રાજપૂતોને પ્રપંચી કહી મહારાષ્ટ્રીઓએ તેમનાપર આક્રમણ કર્યું. મેવાડના મહારાણાના દૂત રાવત કુબેરસિંહ કે જેઓ વિજયસિંહની સાથે સંધિ કરવાને મહારાષ્ટ્રીઓના શિબિરમાં ગયા હતા,તેઓ પણ આજ કારણથી માર્યા ગયા. [1]તાઉસરમાં જયાપ્પાની ભસ્મરાશિ ઉપર એક સ્મૃતિમંદિર બંધાવવામાં આવ્યું. કર્નલ ટૉડે જણાવ્યું છે કે આ મંદિરપ્રતિ મહારાષ્ટ્રીય અને રાઠોડ એ ઉભય જાતિના લોકો અત્યંત સન્માન દર્શાવે છે.

મહારાષ્ટ્રીઓએ રાઠોડોની સાથે સંધિ કરીને રામસિંહનો પક્ષ છોડી દીધો. રામસિંહના દુર્ભાગ્યનો પુનઃ આરંભ થયો. રામસિંહે પોતાના પિતાનું સિંહાસન પ્રાપ્ત કરવાને માટે

પરથી પ્રતીત થાય છે કે જે સમયે જયાપ્પાએ રાઠોડોનો કિલ્લો ઘેરી લીધો, તે સમયે તે ભયંકર રોગથી પટકાઈ પડયો. જયાપ્પાનો રોગ નિવૃત્ત કરવાને માટે મહારાજા વિજયસિંહે પોતાના પ્રધાન વૈદ્ય સૂર્યમલ્લને મોકલી આપવાનો નિશ્ચય કરી તેમને બોલાવ્યા. વૈદ્યે આવતાંવેંતજ કહ્યું: " મહારાજ ! જો આપ જયાપ્પાને વિષ દેવાનું કહેતા હો તો હું આપની આજ્ઞા માનીશ નહિ. " મહારાજાએ પ્રત્યુત્તર આપ્યોઃ " હું એવી આજ્ઞા કરતો નથી. આપ યથાશક્તિ તેની ચિકિત્સા કરી તેને રોગ મુક્ત કરો. ચાર દિવસમાં આરામ થતો હોય તો બે દિવસમાં કરો. " ચિકિત્સક જયાપ્પાની પાસે ગયા. જો કે તેઓ શત્રુપક્ષના વૈદ્ય હતા, તોપણ તેણે તેમની દવા લેવામાં કાંઈ વાંધો લીધો નહિ અને તે વૈદ્યની ઓષધિથી તેને આરામ પણ થયો.

1 તાઉસર નાગોર પ્રદેશમાં એક નાનું ગામ છે.

બાવીસ વર્ષપર્યંત યુદ્ધ કર્યું હતું; પરન્તુ મહારાષ્ટ્રીઓએ જ્યારે તેનો ત્યાગ કર્યો, ત્યારે તે અસહાય થઇને વિજયસિંહની કૃપાદૃષ્ટિનો આશ્રય ગ્રહણ કરવાને તત્પર થયો. વિજયસિંહે મારવાડમાં સાંભરનો જે અંશ છે, તે રામસિંહને આપી દીધો અને જયપુરના મહારાજાએ પણ દયા કરીને પોતાના અધિકારમાં સાંભરનો જે ભાગ હતો તે તેને અર્પણ કર્યો. રામસિંહ આ સાંભરપ્રદેશ પ્રાપ્ત કરી અતિ દીનભાવથી રહેવા લાગ્યો. તે યુવાવસ્થામાં ક્રોધી, તેજસ્વી અને તોફાની હતો, પરન્તુ ભાગ્યપતનની સાથેજ તે અતિ વિનયશીલ અને નમ્ર થઇ ગયો. તેણે સંવત ૧૭૭૩માં જયપુરમાં પ્રાણત્યાગ કર્યો. કર્નલ ટૉડે જણાવ્યું છે કે, રામસિંહનું શરીર વીરની પેઠે બળવાન હતું તથા તેની મૂર્તિ સૌમ્ય હતી. તે અપરાધી ઉપર અત્યંત દયા પ્રકાશિત કરતો હતો અને તેની બુદ્ધિ અત્યંત તીક્ષ્ણ હતી. તેમની માનસિક શક્તિ અદ્ભુત હતી; પરન્તુ માત્ર પોતાના ઉગ્ર સ્વભાવને લીધેજ તે મરુભૂમિના સામંતોને અત્યંત અપ્રિય થઇ પડયો હતો અને આજ કારણથી તે પદભ્રષ્ટ થઇને જન્મપર્યંત અનેક કષ્ટો ભોગવતો રહ્યો હતો. રાઠોડકવિઓએ વિજયસિંહ કરતાં રામસિંહને વિશેષ સાહસિક અને તેજસ્વી જણાવ્યો છે. કવિઓએ જણાવ્યું છે કે પુષ્કળ માણસોસહિત જ્યાં વિજયસિંહને વિજય પ્રાપ્ત થયો નહોતો, ત્યાં રામસિંહે માત્ર થોડા માણસોની સહાયથી વિજય પ્રાપ્ત કર્યો હતો. કવિઓએ રામસિંહને પ્રત્યેક બાબતમાં અજિતસિંહની સમાન જણાવ્યો છે. રામસિંહ ઉગ્ર અને તેજસ્વી હોવાથી સમસ્ત મારવાડના સામંતો તેનાથી ભય પામતા હતા. પૂર્વે જેઓ મારવાડના અધિપતિથી કિંચિત્ પણ ડરતા નહોતા, તેઓ પણ રામસિંહના અભિષેક પછી અત્યંત શંકાશીલ રહેવા લાગ્યા. રામસિંહના અભિષેક પછી મારવાડમાં ઘોર સંકટોની રાત્રિ છવાઈ ગઇ. રામસિંહેજ કઠોર મહારાષ્ટ્રીઓના દલને મરુક્ષેત્રમાં લાવી મારવાડના વિધ્વંસનું બીજારોપણ કર્યું હતું, એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી.

રામસિંહની સમસ્ત આશા નષ્ટ થઇ ગઈ અને તેમણે આવી દીન અવસ્થામાં જયપુરમાં પ્રાણત્યાગ કર્યો. હવે મહારાજા વિજયસિંહ સર્વથા નિશ્ચિંત થઇ સુખપૂર્વક રાજ્યાસન ચલાવવા લાગ્યા. રામસિંહના મૃત્યુ પછી તેના કરતાં પણ પ્રબલ શત્રુઓ મારવાડનો વિધ્વંસ કરી ચારે તરફ ભયંકર અગ્નિ પ્રદીપ્ત કરવા લાગ્યા. આ શત્રુઓ બીજા કોઇ નહિ, પરન્તુ મહારાષ્ટ્રીઓ હતા. મહારાષ્ટ્રીઓ પોતાનો અધિકાર સ્થાપિત કરી મારવાડ તથા રાજસ્થાનના ઇતર સર્વ ભાગોમાંથી ચોથ ઉઘરાવી તે દેશનું ધન લૂંટી મદોન્મત્ત બની ગયા. તેમણે પુનઃ રાજપૂતોમાં કલહ ઉત્પન્ન કર્યો. ગમે તે પક્ષનું અવલંબન કરી તેઓ પોતાનો સ્વાર્થ સાધી લેતા હતા. આ વિજાતીય અત્યાચારથી મારવાડમાં ચોતરફ ઘોર અશાન્તિ પ્રસરી ગઇ. આ અરાજકતા અને અત્યાચારથી કૃષિકારો કૃષિકર્મ મૂકી પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે ચારેતરફ નાસી જવા લાગ્યા.મરુક્ષેત્રના સર્વ સામંતો આ સમયે મહારાજા વિજયસિંહને અત્યંત હીનબળ અને સાહસરહિત જોઇને પોતપોતાના તાબાના દેશમાં ભીષણ અત્યાચાર કરવા લાગ્યા. તેમણે વ્યાપારી માલ ઉપર બમણી જકાત લેવા માંડી. વળી તેઓ સ્થળે સ્થળે વ્યાપારી માલ લૂંટી લેવા લાગ્યા. રાજ્યમાં વાણિજ્યકાર્ય એકદમ બંધ થઈ ગયું. દુર્ભાગ્યવશાત્ વિજયસિંહ એટલા બધા હીનબળ થઇ ગયા હતા કે સામંતો તેમની જરા પણ ધાક માનતા નહોતા. વિજયસિંહનું પ્રભુત્વ તેમના પોતાના મહાલયમાં પણ પ્રભાહીન થઇ ગયું.

મારવાડની ચારે તરફ આવેલાં સમસ્ત રાજપૂતરાજ્યોના સામંતો કરતાં મારવાડના સામંતોની સત્તા, પ્રભુત્વ અને સામર્થ્ય વિશેષ હતાં. તેમનાં સામર્થ્ય અને અધિકારનું પ્રધાન કારણ એ હતું કે તેમના પૂર્વજો પોતાના બાહુબળથી સર્વ દેશો ઉપર સત્તા જમાવી ગયા હતા. તેમણે માત્ર મહારાજાની કૃપાથી જાગીર મેળવી નહોતી, પરંતુ તેમણે અનેક પ્રદેશોના નિવાસીઓને પરાસ્ત કરી તેમને નસાડી મૂકી ત્યાં પોતાની સત્તા સ્થાપિત કરી હતી. જયપુરના સામંતો પણ મારવાડના સામંતોના જેટલી સત્તા ધરાવતા નહોતા. મહારાજા અજિતસિંહ જે સમયે સગીર અવસ્થામાં હતા, તે સમયે સામંતોએ સ્વતંત્રતાપૂર્વક રહી તેમના પક્ષનું મજબૂતરીતે સમર્થન કર્યું હતું. મારવાડના સામંતો અત્યંત સામર્થ્યવાન હતા, તેથી તેઓ વિજયસિંહના શાસનના આરંભકાળમાં પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરતા હતા; પરંતુ પાછળથી વિજયસિંહે તેમની સત્તા ઉપર ચાંપ મારવા માંડી.

પોકર્ણ એ અસીમ સાહસિક ચાંપાવત શાખાની મુખ્ય ભૂમિ હતી. પોકર્ણના સામંત પુત્રહીન અવસ્થામાં મરણ પામ્યા. તેઓ મૃત્યુપૂર્વે મહારાજા અજિતસિંહના દ્વિતીય પુત્ર દેવીસિંહને[1] ખોળે લેવાનું પોતાની સ્ત્રીને કહી ગયા હતા. રાજવાડામાં દત્તકપુત્ર લેવાનો રિવાજ છે, તે અમારા પાઠકો સારી રીતે જાણે છે.પોકર્ણના સામંત મરતી વખતે અજિતસિંહના પુત્ર દેવીસિંહને ખોળે લેવાનેશા માટે કહી ગયા,તે સંબંધે કર્નલ ટૉડ જણાવે છેકે:-"અજિતસિંહને અનેક પુત્રો હોવાથી રાજવંશના માણસને પુત્રતરિકે લેવો તે ઠીક,એવી પોકર્ણના સામંતની ઇચ્છા હતી." રાજસ્થાનની ચિરપ્રચલિત રીતિઅનુસાર દત્તકપુત્ર લેતી વખતે જ્યારે મૃત સામંતની પાઘડી તેના મસ્તકપર મૂકવામાં આવે છે, તે સમયથી તે પોતાના જન્મદાતા પિતાને ભૂલી જાય છે અને જેના સ્થાનપર તે સ્થિત થાય છે, તેનેજ તે પોતાના પિતાતરીકે માને છે. જે દિવસે અજિતનંદન દેવીસહ પોકર્ણના સામંતના દત્તક થયા, તે દિવસથી રાજપુત્રના સમસ્ત અધિકારથી રહિત થવાને લીધે તેના મનમાં એક વિચિત્ર વાસના ઉત્પન્ન થવા લાગી. જો દેવીસિંહને પોકર્ણના સામંત દત્તક ન લેત તો તે મારવાડના સિંહાસનપર અધિષ્ઠિત થવાને માટે એક મુહૂર્તભર પણ આશા ધારણ કરત નહિ; પરંતુ જ્યારે તે મારવાડના એક મહાબળવાન સામંતના પદપર નિયુક્ત થયો અને જ્યારે તેના પૂર્વજો (નવીન પૂર્વજો) મારવાડના રાજાની સાથે નિરંતર યુદ્ધ કરતા હતા, એવી વાત તેણે સાંભળી, ત્યારે તે મારવાડના સિંહાસન તરફ આશાપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગ્યો. તેણે રાજદરબારમાં પોતાના પ્રબળ સામર્થ્યનો વિસ્તાર કરી વિજયસિંહને હસ્તગત કરવાની ચેષ્ટા કરી. કર્નલ ટૉડે અત્રે વિચિત્ર મત પ્રદર્શિત કર્યો છે. તેમણે જણાવ્યું છે કે:-" જો મારવાડના અધીશ્વર પુત્રહીન અવસ્થામાં પ્રાણત્યાગ કરે તો સ્વાધીન ઇડર રાજ્યના અધીશ્વરનો પુત્ર મારવાડના સિંહાસનપર આરૂઢ થવાનો અધિકારી છે. ઇડરના મહારાજાને જો એકજ પુત્ર હોય તો તે મારવાડ અને ઇડર એ ઉભય રાજ્યોનો ઉપભોગ લેશે. જો મારવાડરાજનો પુત્ર કોઇ પણ પ્રકારે અપરાધી ન હોય, પરંતુ જો તેને કોઇ સામંત દત્તકતરીકે ગ્રહણ કરે તો સિંહાસન ઉપર તેનો કાંઇ પણ અધિકાર રહેશે નહિ.[2]" ખરેખર આ નિયમ અતિ વિચિત્ર છે. ચાંપાવતનેતા દેવીસિંહ મારવાડના રાજા અને મારવાડના રાજ્ય ઉપર પોતાની સત્તા પ્રબળ રાખવાનો પ્રયાસ કરવા લાગ્યો. ચતુર દેવીસિંહ આહવાના સામંત તથા ચાંપાવતશાખાના અન્યાન્ય સામંતોને એકત્રિત કરીને મારવાડના રાજ્યમાં અતુલ સામર્થ્ય પ્રાપ્ત કરવા લાગ્યો. રાજદરબારમાં પ્રભુત્વ પ્રાપ્ત કરવાને માટે દેવીસિંહે પોતાની શાખાના સામંતોની એક પ્રબલ સેના એકત્રિત કરી અને રાજા વિજયસિંહની રક્ષા માટે તેમાંની અર્ધી સેના કિલ્લામાં રાખી તથા અર્ધી નગરમાં રાખી. આ સમયે મારવાડમાં ચારે તરફ અરાજકતા પ્રસરી ગઇ હતી અને પહાડી લોકો પ્રજા ઉપર પુષ્કળ અત્યાચાર કરતા હતા. વળી રાઠોડસામંતો પણ અત્યંત સ્વેચ્છાચારી થઇ ગયા હતા. આ સર્વ કારણોથી અત્યંત વ્યથિત થઈ મહારાજા વિજયસિંહે પોકર્ણના સામંતની સન્મુખ શોક પ્રદર્શિત કર્યો. પોકર્ણના સામંતે પ્રત્યુત્તર આપ્યો: " હે મહારાજ ! મારવાડને માટે આપ આટલી બધી ચિંતા શામાટે કરો છો ? આપ નિશ્ચયપૂર્વક માનજો કે મારવાડનું સિંહાસન મારી તલવારમાંજ છે."

સામંતોની તથા વિશેષકરીને દેવીસિંહની સત્તા ઘણીજ વધી ગયેલી જોઇને તથા મારવાડમાં ચારે તરફ અરાજકતા પ્રસરી ગયેલી જોઇને, રાજા વિજયસિંહ મનમાં ને મનમાં અત્યંત દુઃખિત થવા લાગ્યા. ઉદ્ધત સ્વભાવના સામંતોનું દમન કરવું તથા પોતાની પ્રબળ શક્તિનો વિસ્તાર કરવો, એ હવે તેમનાં મુખ્ય કર્તવ્ય થઇ પડયાં; પરંતુ તેમને પોતાના મનોરથ સિદ્ધ કરવાના કાંઇ પણ ઉપાય જડયા નહિ. પાઠકો અવશ્ય જાણતાજ હશે કે રાજસ્થાનના રાજકુમારોની ધાત્રીઓને પુષ્કળ સન્માન, ભૂમિ તથા દ્રવ્ય અર્પણ કરવામાં આવતું હતું. રાજકુમારો તેમને માતાસમાન ગણતા હતા. આ ધાત્રીઓના ગર્ભથી ઉત્પન્ન થયેલા પુત્રોને રાજકુમારો ધાઇભાઇ કહેતા હતા. આ ધાઇભાઇઓ પ્રસંગોપાત રાજ્યમાં ઉચ્ચ અધિકાર અને ઉચ્ચપદ પ્રાપ્ત કરતા હતા. મહારાજા વિજયસિંહની ધાત્રીનો એક પુત્ર હતો. તેનું નામ જગ્ગુ હતું. તે વિજયસિંહનો ધાઇભાઇ હોવાથી રાજ્યમાં

૧ આ વાત અસત્ય છે. દેવીસિંહ અજિતસિંહનો પુત્ર પણ નહોતો અને તેને કોઇએ પોકર્ણમાં દત્તક પણ લીધો નહોતો. તે પોકર્ણના ઠાકોરનો પુત્ર હતો.

૨ આવો નિયમ મારવાડમાં કદિ પણ નહોતો અને હાલમાં પણ નથી.

તેને પુષ્કળ સન્માન મળ્યું હતું. આ જગ્ગુ અત્યંત ચતુર અને દૂરદર્શી પુરુષ હતો અને તેણે પોતાના ઉપદેશ અને સલાહથી વિજયસિંહને પણ ચતુર અને દૂરદર્શી બનાવી દીધા હતા. વિજયસિંહ જગ્ગુ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખતા હતા અને તેને પોતાનો હિતૈષી માની સંકટના સમયમાં તેનીજ આજ્ઞાનુસાર કાર્ય કરતા હતા. વિજયસિંહે ધીમે ધીમે પોતાની શોચનીય અવસ્થાનો સંપૂર્ણ હેવાલ જગ્ગુને જણાવી દીધો, જે સાંભળી જગ્ગુએ તેમને સારીરીતે આશ્વાસન આપ્યું. જગ્ગુએ બહારથી સામંતોની સાથે મળી જઇ તેમના કાર્યનું સમર્થન કરી ગુપ્તરીતે તેમની સત્તાનો નાશ કરવાનો પ્રયત્ન કરવા માંડયો. જગ્ગુની યુક્તિ કોઇપણ સામંત સમજી શકયો નહિ. બુદ્ધિમાન જગ્ગુએ મહારાજા વિજયસિંહના પ્રતાપ અને પ્રભુત્વનો વિસ્તાર કરવાને તથા તેની સાથે સાથે સામંતોના સામર્થ્યનો લોપ કરવાને માટે એક નવીન યુક્તિ યોજવા માંડી. રાજસ્થાનમાં જે રીતિ પ્રચલિત નહોતી અને જે સામંતપ્રથાથી સર્વથા વિપરીત હતી, તેજ રીતિદ્વારા પોતાનો ઉદ્દેશ પૂર્ણ કરવાનો તેમણે ઉદ્યોગ કર્યો.

જ્યારે યુદ્ધ થતાં નહોતાં, ત્યારે રાજપૂતો અફીણનું સેવન કરી કેવળ આલસ્યમાં પોતાનો સમય વ્યતીત કરતા હતા. રાજા વિજયસિંહના રાજત્વકાળમાં પણ એક સમય એવોજ હતો. જગ્ગુએ રાજપૂતોને આલસ્યમાં પોતાનો સમય વ્યતીત કરતા જોઇ સામંતોની સમક્ષ એવો પ્રસ્તાવ સાદર કર્યો કેઃ—" રાજધાનીની રક્ષાને માટે એક પગારદાર સેના નિયુક્ત કરવી જોઇએ.આ સેના સર્વ આજ્ઞાઓનું પાલન કરશે. આમ થશે એટલે આપ આપની ઇચ્છાનુસાર રહી શકશો અને આપની સેનાને વૃથા કામ કરવું પડશે નહિ." આળસુ સામંતો આ વાતનો ભેદ સમજી શકયા નહિ. ચતુર જગ્ગુ અમારી સત્તાની જડમાં કુહાડાનો પ્રહાર કરવાને તત્પર થયો છે, એ મર્મ સામંતો સમજી શકયા નહિ. સામંતોએ સરલતાથી જગ્ગુનો ઉપરોક્ત પ્રસ્તાવ સ્વીકારી લીધો. ઉલટું જગ્ગુને આ પ્રકારે કામ કરતો જોઇ સામંતોએ ધાર્યું કે એ અમારો હિતેચ્છુ છે અને એ અમારા હિતને માટેજ નવીન સેના તૈયાર કરવાનું કહે છે. જગ્ગુએ સામંતોને એટલા બધા હસ્તગત કરી લીધા હતા કે તેણે નવીન સેનાનો પગાર પણ તેમની પાસેથી લેવાનો બંદોબસ્ત કર્યો. આ રીતે જગ્ગુએ પોતાની કૂટ રાજનીતિની જાળનો વિસ્તાર કરી સિંધદેશના કેટલાક માણસોને રાખ્યા. મારવાડમાં રાઠોડ લોકોના શાસનકાળમાં પગારદાર સૈનિકો આજ વખતે પહેલવહેલા રાખવામાં આવ્યા. અમે એમ કહી શકતા નથી કે રાજપૂત રાજાઓ પોતાના સામંતો સિવાય વિદેશી સૈનિકોને રાખતા નહોતા. રાજસ્થાનનાં સર્વ રાજ્યોમાં વિદેશી રાજપૂતોનેજ સેનામાં રાખવામાં આવતા હતા; પરંતુ તેમને કદિ પણ માસિક પગાર આપવામાં આવતો નહોતો. તેમને પગારના બદલામાં જાગીર આપવામાં આવતી હતી. જગ્ગુએ જે નવીન સેના તૈયાર કરી તે સમસ્ત પાયદળ હતી. પાશ્ચિમાત્ય રણનીતિનું તેને ઉત્તમ શિક્ષણ મળેલું હતું. કર્નલ ટૉડે જણાવ્યું છેકેઃ—"જે કારણથી મારવાડમાં પગારદાર સેનાનો પ્રબંધ કરવામાં આવ્યો હતો,તેજ કારણથી ઉદયપુર અને જયપુર એ ઉભય રાજ્યોના અધીશ્વરોએ પણ પગારદાર સેના રાખી હતી. આ પગારદાર સેનાની પ્રણાલીને લીધે સમસ્ત રાજસ્થાનમાંથી સામંતપ્રથાનો સર્વથા પરિત્યાગ કરવામાં આવ્યો."

જગ્ગુએ જે નવીન સેનાનો પ્રબંધ કર્યો તેમાં રાજપૂતો, સિંધીઓ, આરબો અને રોહિલાઓ નિયુક્ત થયા હતા. આ સેના સામંતોને આધીન ન રહી મારવાડના મહારાજાને આધીન રહેવા લાગી. આ સેનાને સર્વ આજ્ઞા પરબારી મહારાજા તરફથીજ દિવાની અમલદારોદ્વારા મળતી હતી. માત્ર થોડાજ દિવસોમાં આ નવીન સેનાનું બળ એટલું વધી પડયું કે સામંતો પોતાનાં સામર્થ્ય અને શક્તિનો લોપ થયેલો જોઇ અત્યંત અસંતુષ્ટ થયા. આથી તેમને નવીન સેનાની સાથે પ્રતિદિન ઝગડા થવા લાગ્યા. કર્નલ ટૉડ જણાવે છે કેઃ—" જે ઉદ્દેશથી વિજયસિંહના શાસનકાળમાં મારવાડમાં પગારદાર સેના રાખવામાં આવી હતી, તેજ ઉદ્દેશથી મેવાડ, જયપુર અને કોટા આદિ રાજ્યોમાં પણ તે પ્રકારની સેના રાખી હતી. આ ઉદ્દેશ પ્રબલ પ્રતાપશાળી સામંતોનું દમન અને આવશ્યકતા જણાતાં તેનો સર્વથા લોપ કરવાનો હતો; પરંતુ એક માત્ર કોટા સિવાય કોઇપણ રાજપૂતરાજ્યમાં આ પગારદાર સેનાદ્વારા

ઉપરોક્ત ઉદ્દેશ સિદ્ધ થયો નહોતો. માત્ર કોટાના રાજાએ આ સેનાદ્વારા પોતાનો ઉદ્દેશ સિદ્ધ કર્યો હતો. ”

રાજા વિજયસિંહના ધાઇભાઇએ સાતસેં વિદેશીય સૈનિકોને રાખ્યા અને સામંતોની પાસેથીજ તેમનો પગાર મેળવી તેમને રાજાને આધીન રાખ્યા. ધીમે ધીમે તેણે આ સૈનિકોને કિલ્લાની રક્ષાને માટે નિયુક્ત કરવા માંડયા. તે છતાં પણ હજી સામંતો જગ્ગુના મનનો ઉદ્દેશ સમજી શકયા નહિ. મારવાડના મહારાજા વિજયસિંહ આ સેનાની સહાયથી શક્તિવાન થઇ પોતાના ધાઇભાઇ જગ્ગુ અને દિવાન ફતેહચંદની સાથે સલાહ કરી મરુભૂમિમાં ચારે તરફ ફેલાએલી ભયંકર અરાજકતા તથા અત્યાચાર દૂર કરી તેમાં શાંતિની સ્થાપના કરવાને સજ્જ થયા; પરંતુ તેમનો ખજાનો આ વખતે એટલો બધો ખાલી થઇ ગયો હતો કે શાંતિની સ્થાપના અને પહાડી લોકોનું દમન કરવાને માટે આવશ્યક ખર્ચ કરવો પણ કઠિન થઇ પડયો; તથાપિ આ કુસમયમાં વિજયસિંહના હિતને માટે તેમના ધાઇભાઇ જગ્ગુએ પુષ્કળ પ્રયત્ન કર્યો. જગ્ગુની મા વિજયસિંહની ધાત્રી હતી તેથી તેને વખ્તસિંહની પાસેથી પાંચહજાર રૂપિયા મળતા હતા. જગ્ગુએ પોતાની માતા પાસેથી તેનું સંચિત કરેલું ધન માગ્યું અને સાથે સાથે તેને એમ પણ જણાવ્યું કેઃ—“જો તું દ્રવ્ય નહિ આપે તો હું આત્મઘાત કરીશ. ” આ પ્રકારનો ભય દર્શાવ્યાથી તે માતાએ પોતાના પુત્રના પ્રાણની રક્ષાને અર્થે પચાસહજાર રૂપિયા આપી દીધા. જગ્ગુને આ ધન પ્રાપ્ત થવાથી તેણે રાજ્યમાં શાંતિનું સ્થાપન તથા પહાડીઓનું દમન કરવાને માટે સંપૂર્ણ તૈયારી કરી. દુર્ભાગ્યવશાત્ આ સમયે મારવાડમાં અશ્વોનો એટલો બધો દુષ્કાળ પડયો હતો કે જગ્ગુની નવીન સેનાને માટે તે મળવા મુશ્કેલ થઇ પડયા. તેને અશ્વોની પુષ્કળ જરૂર હતી, પરંતુ તે ન મળવાથી તેને સાતસેં સૈનિકોને ગાડીઓપર ચઢાવીને નાગોરરાજ્યમાં લઇ જવા પડયા હતા. અશ્વારોહી સૈનિકોને ગાડીઓપર ચઢીને જવું અત્યંત અપ્રિય લાગતું હતું, પરંતુ નીતિજ્ઞ જગ્ગુની આજ્ઞાથી તેમણે તેનાપર આરૂઢ થઇ નાગોરસુધી જવામાં કાંઇ આનાકાની કરી નહિ. જગ્ગુ જે સમયે પગારદારસેનાને નાગોરમાં લઇ ગયો તે સમયે સામંતોએ તેને તેનું કારણ પૂછયું. તેણે તરતજ ઉત્તર આપ્યો કેઃ—“ પહાડીઓનું દમન કરવાને માટે આ સેના લઇ જવામાં આવે છે.” આ વખતે જગ્ગુની ઉપર સામંતોને સંપૂર્ણ શ્રદ્ધા હતી, તેથી તેઓ તેનો આ ઉત્તર સાંભળી તેને સત્ય માની મૌન થઇ ગયા. જગ્ગુએ તે સેનાને નાગોરમાં લઇ જઇ તેના કિલ્લાપર જે કેટલીક સો તોપો હતી તેને ઉતારી શીઘ્રતાથી પહાડીઓનું દમન કરવાને માટે ગમન કર્યું. અત્યાચારી પહાડીઓ આ સેનાદ્વારા તત્કાળ પરાસ્ત થઇ ગયા. તેમને ઉચિત દંડ આપી વિજયથી ગર્વિત બની જગ્ગુએ પોતાની સેનાસહિત થલનગરી નામના સ્થાનપરે આક્રમણ કર્યું. આ સ્થાનપર આક્રમણ થતાંની સાથેજ સામંતો સમજી ગયા કે જગ્ગુએ આટલા દિવસપર્યંત ચાતુર્યજાળનો વિસ્તાર કરી અમારી આંખમાં ધૂળ નાખી અમારૂં સર્વસ્વ નાશ કરવાને માટે નવીન પગારદાર સેનાની યોજના કરી છે. જગ્ગુએ ઉક્ત દુર્ગપર અધિકાર સ્થાપિત કર્યો કે તરતજ મરુભૂમિના સર્વ સામંતો પોતાની ભાવી વિપત્તિનાં પૂર્વ લક્ષણ જોઇ ભયભીત થઇ પોતાનું હિત, સત્તા અને સામર્થ્યને પૂર્વવત્ અટલ રાખવાને માટે પ્રયત્ન કરવા લાગ્યા. તેઓ સર્વ જોધપુર રાજધાનીથી દશ કોશ પૂર્વે બીસલપુર નામના સ્થાનમાં એકત્રિત થઇ વિજયસિંહની વિરુદ્ધ કાર્ય કરવાનો વિચાર કરવા લાગ્યા.

સામંતમંડળને એકત્રિત થયેલું જોઇ વિજયસિંહ અત્યંત ભયભીત થયા. તેઓ પોતાના મન સાથે બોલ્યાઃ “ ધાઇભાઇ જગ્ગુએ જે નીતિનું અવલંબન કર્યું છે તેથી મારો મનોરથ પૂર્ણ થવાની વાત તો દૂર રહી, પરંતુ વિપરીત પરિણામ આવવાનાં લક્ષણો દૃષ્ટિગોચર થાય છે.” આવો વિચાર આવતાં તેઓ અત્યંત વ્યાકુલ થઇ ગયા અને સામંતોનો ક્રોધ શાંત કરવાનો ઉપાય શોધવા લાગ્યા. ખીચી જાતના એક ગોર્ધન નામનો વિદેશી[1] રાજપૂતવીર પોતાનાં બાહુબળ, વીરતા અને બુદ્ધિમત્તાથી સ્વર્ગસ્થ મહારાજા વખ્તસિંહને પરમ પ્રિય થઇ પડયો હતો. વખ્તસિંહ તેના ઉપર અત્યંત શ્રદ્ધા રાખતા હતા. મહારાજા વખ્તસિંહ મૃત્યુ સમયે તે પ્રબળ પરાક્રમી વીરને વિજયસિંહને આધીન રહેવાની આજ્ઞા કરી ગયા હતા. તે બુદ્ધિમાન ગોર્ધનને બોલાવીને મહારાજા વિજયસિંહે પૂછયું કેઃ—

૧ આ રાજપૂત વિદેશી નહોતો, તે મારવાડનોજ રહીશ હતો.

"આ મહાવિપત્તિના સમયમાં હવે આપણે શું કરવું ?" ગોર્ધન સામંતોનો સ્વભાવ સારીરીતે જાણતો હતો, તેથી તે યથાર્થ રાજપૂતની પેઠે બોલ્યોઃ "સામંતોના હૃદયમાં ક્રોધાનલ પ્રજ્વલિત કરવો એ કોઇ પણ પ્રકારે ઉચિત નથી. તેમને પદોચિત માન આપી, ન્યાયપૂર્વક સત્તા આપી તેમની સાથે સદ્‌ભાવથી રહેવું જોઇએ. આ પ્રકારે રાજ્યશાસન ચલાવવું એજ યથાર્થ રાજનીતિ છે. રાજ્યના બાહુ-સ્વરૂપ સામંતોને અસંતુષ્ટ કરી તેમના ન્યાયપુરઃસર સામર્થ્યનો લોપ કરવાથી ઘોર અનિષ્ટની સંભાવના છે. આપ સેનાને સાથે નહિ લઇ જઇ સામંતોના સમિતિસ્થાનમાં જાઓ અને તેમને મધુર વચનોથી સંતુષ્ટ કરવાનો પ્રયાસ કરો. જો તેઓ આપના પક્ષમાં રહેશે તો રાજ્યનું કાંઇ પણ અમંગલ થશે નહિ." ગોર્ધન વિજયસિંહને આ સલાહ આપી મહારાજાને પોતાની સાથે લઇ શીઘ્ર સામંતોની સમિતિમાં ગયો.

પ્રાતઃકાળમાંજ વીરશ્રેષ્ઠ ગોર્ધન સામંતોની સમિતિમાં જઇ પહોંચ્યો. તેણે ત્યાં જતાંની સાથેજ કહ્યું: "આપના સ્વામી મહારાજા વિજયસિંહ આપની રાજભક્તિ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી આપને મળવાને આવ્યા છે; માટે આપ સામા જઇ મહારાજાને યથોચિત સન્માન આપો." ગોર્ધને વારંવાર આ પ્રકારે વિનીતભાવથી સામંતોને પ્રાર્થના કરી, પરંતુ તેનું કાંઇ પણ ફળ આવ્યું નહિ. સામંતો વિજયસિંહપ્રત્યે અત્યંત રુષ્ટ થઇ ગયા હતા, તેથી તેઓ મહારાજાને સન્માન આપવાને સામા ગયા નહિ. મહારાજા અંતે એકલા સામંતોની તરફ આવવા લાગ્યા. ગોર્ધન તેમને સર્વ સામંતોના નેતા આઉવાપતિના શિબિરમાં લઇ ગયો. તત્કાળ ઇતર સર્વ સામંતો પણ તે શિબિરમાં આવીને એકત્રિત થયા. સર્વ એકત્રિત થતાંની સાથેજ મહારાજા વિજયસિંહે સૌથી પ્રથમ એજ પ્રશ્ન કર્યો કે:–"સામંતોએ શા કારણથી મારો પરિત્યાગ કર્યો છે ?"

ચાંપાવત કુળના નેતાએ તત્કાળ પ્રત્યુત્તર આપ્યો કે: "મહારાજ ! અમે અનેક શાખાના છીએ અને અમે ભિન્ન ભિન્ન દેહધારીઓ છીએ તોપણ અમારૂં મસ્તક એકજ છે. જો અમારૂં બીજું મસ્તક હોત તો અવશ્ય તેને અમે આપની સેવામાં અર્પણ કરત." ત્યાર પછી પુષ્કળ વાદવિવાદ ચાલ્યો. વિજયસિંહનો મનોરથ સિદ્ધ થવો કઠિન થઇ પડયો. પુષ્કળ ચર્ચા અને વાદવિવાદ ચાલ્યા પછી મહારાજા વિજયસિંહે વ્યાકુળ થઇ કહ્યું: "શી વ્યવસ્થા કરવાથી સામંતમંડળી પૂર્વવત્ મારા પક્ષનું અવલંબન કરશે ? અને રાજ્યમાં સુશાસન તથા શાંતિસ્થાપન કરવામાં સંમત થશે ? તે જાણવાની મારી ઇચ્છા છે." રાજાનો આ પ્રશ્ન સાંભળી સામંતોએ ત્રણ પ્રસ્તાવ સાદર કર્યા:–

(૧)આપના ધાઇભાઇના તાબામાં જે પગારદાર સેના છે, તેનાં શસ્ત્રાસ્ત્ર છીનવી લેવાં તથા તેમને સદાને માટે વિદાય આપવી.

(૨)પટ્ટાવહી (જાગીરોના પટા) અમને આપવી પડશે.

(૩)કિલ્લાને બદલે નગરમાં રાજકાર્ય કરવાં.

મહારાજા વિજયસિંહે સામંતોના આ ત્રણ પ્રસ્તાવો સાંભળી વિચાર કર્યો કે: "જો હું આ પ્રસ્તાવો માન્ય કરીશ નહિ તો અવશ્ય રાજ્યમાં અંતર્વિપ્લવ શરૂ થશે; કારણ કે સામંતો મહાવિરોધી બની ગયા છે. જો હું આ સમયે વિચારપૂર્વક કાર્ય કરીશ નહિ તો મારવાડનો વિધ્વંસ થઈ જશે, સિંહાસન ડગમગી જશે અને અશાંતિનો સ્રોત પ્રબળવેગથી પ્રવાહિત થશે." મહારાજાએ સૌથી પહેલો પ્રસ્તાવ માન્ય કર્યો. મહારાજાના ધાઇભાઈના હાથ નીચેની પગારદાર સેના અત્યંત પ્રબળ થઇ ગઇ હતી, તેથી સામંતો પરમ ક્રોધિત થયા હતા. એટલે તેમણે તે સેનાને શીઘ્ર વિદાય આપવાની આજ્ઞા કરી. પ્રથમ અને તૃતીય પ્રસ્તાવ માન્ય કરતાં મહારાજાએ કિંચિત્ પણ આનાકાની કરી નહિ; પરંતુ દ્વિતીય પ્રસ્તાવથી રાજસત્તા ન્યૂન થતી હોવાથી તેઓ પરમ ખેદ પામ્યા. જાગીર આપવી અથવા જાગીરદારોપર અધિકાર કરવો, એ રાજાની પ્રથમ સત્તા છે; પરંતુ સામંતો આ સમયે તેજ સત્તાના મૂળમાં શસ્ત્રાઘાત કરવાને તૈયાર થયા હતા; આથી વિજયસિંહના શોકનો પાર રહ્યો નહિ; પરંતુ ક્રોધિત સામંતોને સંતુષ્ટ કરવાનો ઇતર ઉપાય નહિ હોવાથી તેમણે તે પ્રસ્તાવનો પણ સ્વીકાર કર્યો. આ પ્રકારે સર્વ સામંતો પોતાના સ્વાર્થની રક્ષા કરી પોતાનું પૂર્વ સામર્થ્ય પ્રાપ્ત કરી

સંતુષ્ટ મનથી પોતપોતાના નિવાસસ્થાનમાં ચાલ્યા ગયા; પરંતુ ચાંપાવતશાખાના નેતા પોતાની સેના લઇ પૂર્વવત્ વિજયસિંહ અને સ્વદેશ ઉપર સંપૂર્ણ અધિકાર ચલાવવાને માટે મારવાડેશ્વરની સાથે રાજધાની જોધપુરમાં આવ્યા.

ગોર્ધનની સલાહથી આ પ્રકારે રાજાએ કામ કરવાથી ક્રોધિત સામંતો ઉદ્ધતાઈ છોડી શાંત થયા. આ ઘટના બન્યા પછી થોડા દિવસમાં મહારાજા વિજયસિંહના ગુરુ આત્મારામ બિમાર પડયા. વિજયસિંહ મૃત્યુના મુખમાં સપડાયેલા ગુરુની પાસે ગયા ત્યારે ગુરુએ તેમને જણાવ્યું: "મહારાજ ! કાંઇ પણ ચિંતા કરશો નહિ. મારા પ્રાણનો ત્યાગ થશે કે તરતજ આપના સમસ્ત શત્રુઓનો નાશ થઈ જશે." ગુરુદેવે પ્રાણત્યાગ કર્યો, ત્યારે મહારાજાના ધાઇભાઈએ તેમને ઉપરોક્ત વચનોનો ભાવાર્થ સમજાવ્યો. આ ભાવાર્થ માત્ર જગ્ગુ અને મહારાજાનાજ જાણવામાં આવ્યો. ઇતર કોઇને તેની કિંચિત્ પણ ગંધ આવી નહોતી. પોતાના ગુરુદેવનો સ્વર્ગવાસ થયો તે માટે મહારાજા પરમ શોક પ્રદર્શિત કરવા લાગ્યા અને તેમણે પોતાના ગુરુપ્રત્યે અચલ ભક્તિ પ્રદર્શિત કરવાને માટે સર્વ સામંતોને જણાવ્યું કે:–" ગુરુદેવની અંત્યેષ્ટિ ક્રિયા રાજધાનીના કિલ્લામાં કરવામાં આવશે. " આ આજ્ઞા પ્રચારિત થતાંની સાથેજ રાણી અને અંતઃપુરની અન્યાન્ય સ્ત્રીઓ ગુરુદેવપ્રતિ ભક્તિ પ્રદર્શિત કરવાનું બહાનું કરી પુષ્કળ સેના અને અનુચરોને લઈ કિલ્લા તરફ જતી જણાઇ. સૈનિકો તથા અનુચરો રાજસ્ત્રીઓની રક્ષા કરવાના નિમિત્તથી જતા હતા. વિજયસિંહની આજ્ઞાથી પ્રથમથીજ સામંતોને સંદેશો પહોંચાડવામાં આવ્યો હતો, તેથી તેઓ પણ રાજગુરુ આત્મારામના શબપ્રતિ સન્માન દર્શાવવાને માટે કિલ્લામાં આવવા લાગ્યા. ગુરુદેવ અંત સમયે શી આજ્ઞા ફરમાવી ગયા છે, તે તેઓ કિંચિત્ પણ જાણતા નહોતા. મહારાજા વિજયસિંહે કિલ્લાની અંદર શામાટે પોતાના ગુરુની અંત્યેષ્ટ ક્રિયા કરવાની આજ્ઞા ફરમાવી હતી, તે પણ તેઓ જાણતા નહોતા; તેથી તેઓ નિર્ભય થઇને આવવા લાગ્યા. આવા શોકના સમયમાં મારવાડેશ્વર કોઇ પણ પ્રકારની ચાતુરીજાળ કિંવા પ્રપંચનો વિસ્તાર કરીને સામંતોનું અનિષ્ટ કરશે, એવો કોઇને પણ સંદેહ ઉત્પન્ન થયો નહિ; અને કોઇને તેવો સંદેહ ઉત્પન્ન થયો હશે તોપણ તે તેને કહેવાની હામ ધરી શકયો નહિ.

આ વાત તો અમારા પાઠકોને વિદિત હશેજ કે જોધપુરનો કિલ્લો પર્વત ઉપર હતો અને તેનાપર ચઢવાને માટે પર્વત કોતરીને પગથીઆં બનાવવામાં આવ્યાં હતાં. સામંતોના અગ્રણી દેવીસિંહ અન્યાન્ય સરદારોની સાથે જેવા આ પગથીઆંપર ચઢવા લાગ્યા કે તરતજ તેમને અમંગલની આશંકા ઉત્પન્ન થઇ. તેઓ બોલ્યા: " આજે મને કાંઇ સુલક્ષણ જણાતાં નથી. " તેમની સાથેના સર્વ સામંતો આશ્વાસન આપી બોલ્યા: " આપ મરુભૂમિના સ્તંભરૂપ છો, તો પછી એવી હામ કોનામાં છે કે જે આપના તરફ આંખ ઉઠાવીને જોઇ શકે ? " સામંતોએ ધીમેધીમે કિલ્લામાં પ્રવેશ કરવા માંડયો; પરંતુ જ્યાં સર્વ સામંતો કિલ્લામાં પ્રવેશ કરી ચૂકયા કે તરતજ પાછળનું દ્વાર બંધ થઇ ગયું. તત્કાળ સર્વ જણ ભયભીત થઇ એકસ્વરથી પોકારી ઉઠયા: " વિશ્વાસઘાત ! વિશ્વાસઘાત ! " થોડી વારમાં આહવાના સામંતે પોતાની કમરમાંથી તલવાર કાઢી રાજસેનાનો સંહાર કરવા માંડયો; પરંતુ રાજાની સેના અધિક હતી. સર્વ સામંતો પોતપોતાની સેના લઇને આવ્યા નહોતા. યુદ્ધમાં કેટલાક સામંતો માર્યા ગયા અને શેષ સર્વ ધાઇભાઇની સેનાદ્વારા બંદીવાન થઇ ગયા. બંદીવાન થતાંજ વીરસામંતો પોતાનું ભવિતવ્ય સારી રીતે સમજી ગયા. આ પ્રપંચજાળનો વિસ્તાર કરનાર ધાઇભાઇએ વિજયોન્મત્ત બની બંદીવાન સામંતોપ્રત્યે સગર્વ કહ્યું: " આપ જીવનનું બલિદાન આપવાને માટે તૈયાર થઇ જાઓ. " અસીમ સાહસિક રાજપૂત સામંતો મૃત્યુથી ડરવું બાલ્યાવસ્થાથીજ શીખેલા હોતા નથી, તેથી તેઓ ધાઇભાઇનાં વચનોથી કિંચિત્ પણ વિચલિત થયા નહિ. તેઓ માત્ર એટલુંજ બોલ્યા કે:–" અમે રાજપૂત છીએ, અમે રાઠોડ છીએ અને રાજવંશનું રકતજ અમારી નાડીઓમાં વહે છે; માટે અમારી અંતિમ પ્રાર્થના એ છે કે અમારૂં જીવન આ પગારદાર સેનાની બંદુકની ગોળીઓથી નષ્ટ કરશો નહિ. અસિદ્વારા અમારાં મસ્તક કાપી વીરની પેઠે અમારા આત્માને છૂટો કરવો જોઇએ. " ઉકત બંદીવાન સામંતોની આ પ્રાર્થના પૂર્ણ કરવામાં આવી હતી કે નહિ તે સંબંધે કાંઇ પણ ઉલ્લેખ વિજયવિલાસ ગ્રંથમાં ઉપલબ્ધ થતો

નથી. ધાઇભાઇની આજ્ઞાનુસાર ચાંપાવતકુલના ત્રણ પ્રધાન નેતા, આહવાના જગતસિંહ,[1] પોકર્ણના દેવીસિંહ અને હરસોલાવના સામંત; કૂંપાવતના નેતા ચંદ્રસિંહ, ચંદ્રાયણના કેસરીસિંહ, નિમાજના સામંત કુમાર, રાસના સામંત તથા ઉદાવત વીરો; આ પ્રધાન પ્રધાન નેતાઓનાં જીવન નષ્ટ કરવામાં આવ્યાં.[2] દેવીસિંહની અંતિમ અવસ્થાનું વૃત્તાંત જેવું હૃદયભેદક છે તેવું રાજપૂતવીરોચિત ગર્વનું પ્રકાશક પણ છે. દેવીસિંહ મહારાજા અજિતસિંહના વીર્યથી ઉત્પન્ન થયા હતા. ( વાસ્તવમાં દેવીસિંહ અજિતસિંહના પુત્ર નહોતા, પરંતુ પોકર્ણના સામંત મહાસિંહના પુત્ર હતા) તેથી તે રાજરક્તધારીને ગોળી અથવા અસિથી મારવાનું સાહસ કોઇ કરી શક્યું નહિ. અંતે એક મોટા પાત્રમાં વિષમિશ્રિત કસુંબો તેમનાપર મોકલી આપવામાં આવ્યો અને તેમને એવી આજ્ઞા ફરમાવવામાં આવી કે:-" તમારે આ રસ પી પ્રાણ ત્યાગ કરવા પડશે;" પરંતુ દેવીસિંહ આ આજ્ઞા સાંભળતાંની સાથેજ ક્રોધોન્મત્ત સિંહની પેઠે બંદીદશામાંથી હુંકારો કરીને બોલ્યા: " શું દેવીસિંહ આ માટીના વાસણમાં અફીણનું સેવન કરશે ? મારૂં સુવર્ણનું પાત્ર લાવો, એટલે હું તરતજ આ સર્વ અફીણનું સેવન કરી રાજાની આજ્ઞાનું પાલન કરીશ." પરંતુ બંદી દેવીસિંહની આ પ્રાર્થના પૂર્ણ કરવામાં આવી નહિ. આથી તેમણે તરતજ અફીણનું પાત્ર દૂર ફેંકી દીધું અને પાષાણની દિવાલ સાથે પોતાનું મસ્તક અફળાવ્યું. મસ્તક ચૂર્ણવિચૂર્ણ થઇ ગયું અને તેમનો પ્રાણરૂપી હંસ શરીરરૂપી પિંજરૂં છોડીને ચાલ્યો ગયો. આ પ્રસંગનું વર્ણન કરતાં કર્નલ ટૉડ જણાવે છે કે:-" આ પ્રકારે આત્મહત્યા કર્યા પૂર્વે દેવીસિંહને એક મનુષ્યે પૂછ્યું કે આપની જે તલવારમાં મારવાડનું સિંહાસન છે, તે તલવાર હમણાં ક્યાં છે ? " આ વચનો સાંભળી વીર દેવીસિંહે તરતજ ઉત્તર આપ્યો કે:-" હમણાં તે તલવાર પોકર્ણમાં મારા પુત્ર સબલસિંહની કમ્મરમાં બાંધેલી છે."

મહારાજા વિજયસિંહે આ પ્રકારે સર્વ ઉદ્ધતસ્વભાવના સામંતનેતાઓનો સંહાર કર્યો અને ત્યાર પછી તેઓ નિર્વિઘ્નતાપૂર્વક પોતાની શાસનશક્તિનો વિસ્તાર કરી રાજ્યમાં શાંતિ સ્થાપન કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. મહારાજાએ જગ્ગુની સલાહથી જે સામંતવંશોએ પ્રાચીનકાળથી મરુભૂમિને માટે યુદ્ધમાં પ્રાણાર્પણ કર્યા હતા, તેમનાજ પ્રતિ આ પ્રકારનું હૃદયભેદક આચરણ કરી પોતાના હૃદયદૌર્બલ્યનો પરિચય કરાવ્યો હતો, એમાં કિંચિત્ પણ શક નથી. જો તેઓ પોતાના પિતાસમાન પ્રભાવશાળી, સાહસિક, નીતિજ્ઞ અને બુદ્ધિમાન હોત તો આ પ્રકારે કદિ પણ તેઓ સામંતોને મારત નહિ. જો તેઓ ધારત તો કોઇ ઇતર ઉપાયથી તેમનું દમન કરી પોતાની અભિલાષા પૂર્ણ કરી શકત. અન્ય પક્ષે અમારે એ પણ કહેવું જોઇએ કે જો સામંતો વિજયસિંહને હીનબલ જોઇને પોતાના રાજ્યમાં અતુલ શક્તિનો વિસ્તાર કરી, રાજાનું સામર્થ્ય ન્યૂન કરી ચોતરફ પોતાની ઇચ્છાનુસાર અત્યાચાર નહિ કરત તો કદિ પણ તેમની આવી શોચનીય અવસ્થા થાત નહિ. જો કે અહીંઆં તો વિજયસિંહના ધાઇભાઇ જગ્ગુજ મરુભૂમિના સ્તંભસ્વરૂપ પ્રધાન પ્રધાન સામંતોના પ્રાણનાશનું કારણ ગણાઇને નિંદાય છે; તોપણ આપણે જ્યારે વિશેષ વિચાર કરીને જોઇએ છીએ ત્યારે આપણને જણાય છે કે જગ્ગુએ કેવળ નિઃસ્વાર્થભાવથી માત્ર એક ઉદ્દેશ સાધ્ય કરવા માટેજ આ પ્રકારની સંહારમૂર્તિ ધારણ કરી હતી. વિજયસિંહની સત્તા અને સામર્થ્યનો વિસ્તાર થાય, ઉદ્ધત સામંતોના અત્યાચાર દૂર થાય અને રાજ્યમાં પુનઃ શાંતિ સ્થાપન થાય, એટલા માટેજ આ ચાતુર્યજાળનો વિસ્તાર કરીને વિજયસિંહના રાજ્યના કંટકસ્વરૂપ સામંતોનાં જીવન સમાપ્ત કરી નાખવામાં આવ્યાં હતાં. જો સામંતો વિજયસિંહની રાજસત્તા લુપ્ત કરવામાં અગ્રેસર ન થાત અને જો તેઓ રાજ્યમાં અધિક સત્તા પ્રાપ્ત કરવાને પ્રયત્ન ન કરત તો અવસ્ય જગ્ગુએ કરેલું આ કાર્ય

[1] અન્યત્ર અજિતસિંહ નામ લખ્યું છે.

[2] મારવાડના ગદ્યઇતિહાસમાં કોઈ પણ સરદારનો વધ થયાની વાત લખી નથી. તેમાં માત્ર એટલું જણાવવામાં આવ્યું છે કે પોકર્ણના દેવીસિંહ, આસોપના કૂંપાવત ચતુર્ભુજસિંહ, રાસના કેસરીસિંહ ઉદાવત અને નિમાજના દોલતસિંહ એ ચાર સરદારોને કેદ કરવામાં આવ્યા હતા; કેદ થયા પછી ૨૪ દિવસ બાદ દેવીસિંહ, એક માસ પછી ચતુર્ભુજસિંહ અને ત્રણ વર્ષ પછી કેસરીસિંહ કારાગૃહમાંજ મરણ પામ્યા હતા; અને દોલતસિંહને મહારાજાએ મુક્ત કર્યા હતા, કારણ કે તેઓ ઉક્ત ત્રણ સામંતોના જેટલા અપરાધી નહોતા.

તીક્ષ્ણ આક્ષેપને પાત્ર થઇ પડત. અન્ય ઉપાય નહિ હોવાથી ધાઇભાઇ જગ્ગુએ માત્ર નિસ્વાર્થભાવથી આ કાર્ય કર્યું, તેથી તેને પૂર્ણ અપરાધી માનવો યુક્ત નથી. રાજકીય ઉદ્દેશ સાધ્ય કરવાને માટે ઇંગ્લાંડમાં સામંતોનાં તો શું પરંતુ રાજાઓનાં જીવનનો પણ નાશ કરવામાં આવતો હતો, એ વાત કાંઇ ઇતિહાસજ્ઞોથી ગુપ્ત નથી; પરંતુ એટલું તો અમે અવશ્ય કહી શકીએ છીએ કે વિજયસિંહ જો પોતાના પિતાના સર્વગુણોથી વિભૂષિત હોત તો તેમને કદિ પણ આ ઉપાયથી પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાત નહિ. વિજયસિંહ યુવાવસ્થામાં અત્યંત હીનબલ થઈ ગયા હતા અને તેજ કારણથી દેવીસિંહ આદિ સામંતો આ પ્રકારે મસ્તક ઉઠાવવાને સમર્થ થયા હતા.

દેવીસિંહે આ પ્રકારે શોચનીય રીતે પ્રાણત્યાગ કર્યો. ઘણી શીઘ્રતાથી આ સમાચાર પોકર્ણમાં તેમના પુત્ર સબલસિંહના કાનપર પહોંચ્યા સબલસિંહ પોતાના પિતાની પેઠે મહાજતેસ્વી અને વીર હતા. વિજયસિંહે પ્રપંચજાળનો વિસ્તાર કરીને પિતાના પ્રાણ લીધા છે, એ વાત જાણી તેના શરીરમાંથી ક્રોધાગ્નિની ચીણગારીઓ નીકળવા માંડી. તેઓ કિંચિત્ પણ વિલંબ કર્યો વિના પોકર્ણના સમસ્ત સામંતોને પોતાની સાથે લઇ પોતાના પિતૃહન્તા વિજયસિંહને ઉચિત ફળ આપવાને માટે રુદ્રમૂર્તિ ધારણ કરીને ચાલ્યા. સબલસિંહે સૌથી પ્રથમ રાજસ્થાનના વાણિજ્યપ્રધાન પાલીનગરને લૂંટી બાળીને ભસ્મીભૂત કરી દીધું;[1] પરંતુ આથી કાંઈ તેમનો ઉદ્દેશ સંપૂર્ણ થયો નહિ. પછી તેઓ ક્રોધિત થયેલા કેસરીની પેઠે લૂણી નદીની પાસેના પ્રસિદ્ધ વાણિજ્યનગર બીલાડાપર આક્રમણ કરવાને ચાલ્યા; પરંતુ અહીંઆં પણ તેમનો મનોરથ સિદ્ધ થયો નહિ. તેમને વિપરીત ફળ મળ્યું. બીલાડા નગરના કોટનું ઉલ્લંઘન કરવાનો પ્રયત્ન કરતાં પ્રજ્વલિત ગોળાના આઘાતથી તેમણે આ સંસારનો ત્યાગ કર્યો. બીજે દિવસે તેમની દેહને લૂણી નદીના તટપર અગ્નિસંસ્કાર કર્યો.

વિજયવિલાસ નામના ગ્રંથપરથી જ્ઞાત થાય છે કે ઉક્ત સામંતોના પ્રાણનાશ પછી મારવાડનું ભાગ્યચક્ર સર્વથા પરિવર્તિત થઇ ગયું. સામંતોનો અન્યાય, અત્યાચાર અને સત્તા દૂર થતાંની સાથેજ સરળતાથી અરાજકતા નિવૃત્ત થઈ અને પુનઃ વાણિજ્યની વૃદ્ધિ થઈ પ્રજાની રંકાવસ્થા ધીમે ધીમે દૂર થવા લાગી. એક રાઠોડકવિએ આ પ્રસંગવિષે લખ્યું છે કેઃ–" પ્રજા હવે નિર્ભયતાપૂર્વક શાંતિ ભોગવશે. વાઘબકરી એક ઓવારે પાણી પીશે." ઉક્ત કવિનાં આ વચનોપરથી સ્પષ્ટરીતે જાણી શકાય છે કે સામંતોના કંટક દૂર થવાથી હવે વિજયસિંહ પોતાની ઇચ્છાનુસાર રાજ્યમાં શાંતિસ્થાપન કરવાને સમર્થ થયા હતા. જો કે રાજા વિજયસિંહ ઉદ્ધત સામંતોના પ્રાણનો સંહાર કરવાથી સાધારણ સામંતોના વિરાગભાજન થયા હતા, પરંતુ તેમણે પુનઃ પોતાની પૂર્વસત્તા પ્રાપ્ત કરી તથા કેટલાંક આવશ્યક યુદ્ધોમાં તેમને સાથે રાખી અત્યંત અલ્પ સમયમાં તેમના હૃદયમાં રહેલી સ્વાભાવિક રાજભક્તિ પુનઃ સતેજ કરી દીધી. તેઓ પુનઃ પૂર્વવત્ તેમના પ્રેમપાત્ર થઇ ગયા. જ્યારે વિજયસિંહની વય અત્યંત અલ્પ હતી, ત્યારે અસીમ સાહસક સામંતવીરોએ તેમનું સામર્થ્ય ઘટાડી પોતાનું પ્રભુત્વ વધારવાને પ્રયત્ન કર્યો હતો; પરંતુ વયની વૃદ્ધિ થતાંની સાથે વિજયસિંહનું ચરિત્ર પણ બદલાવા લાગ્યું. તેમણે પોતાના પિતાની પેઠે રાજદ્વારી ક્ષેત્રમાં પ્રશંસનીય કાર્ય કરવાનો આરંભ કરી દીધો. તેમનાં બળ અને પરાક્રમની પૂર્ણ જ્યોતિ પ્રકાશવા લાગી. વિજયસિંહે સામંતોનો નાશ કરી નિષ્કંટક થઇ સામંતો અને સૈનિકોની સહાયથી શીઘ્ર મરુભૂમિના અત્યાચારી લૂંટારા ખોસા અને સરાઇ લોકોની સામે આક્રમણ કર્યું. આ ઉભય જાતિઓનું દમન કરી તેમણે સિંધદેશના માત્ર નામના અધીશ્વરોની સાથે પણ મહાસંગ્રામ કર્યો. વિજયસિંહે આ યુદ્ધોમાં સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરી સિંધદેશના દ્વારસ્વરૂપ વિખ્યાત અમરકોટના કિલ્લાપર અધિકાર સ્થાપિત કરી દીધો. આ અમરકોટ મારવાડના સીમાડાપર આવેલું છે.

મારવાડપતિ વિજયસિંહનું ભાગ્ય આ સમયે તેમનાપર પરમ પ્રસન્ન થઇ ગયું. તેમનાં બળ અને પરાક્રમની ઉચ્ચ કીર્તિ ચોતરફ ગુંજી રહેવા લાગી. તેમણે વિજયગર્વથી ઉત્સાહિત થઇ વિજયી સેના સાથે લઈ બળપૂર્વક મારવાડનો જે અંશ જેસલમીર રાજ્યમાં હતો તેને પાછો ખુંચવી લીધો. વિજયસિંહ કેવળ આટલુંજ કરીને શાંત થયા નહિ. તેમણે સમૃદ્ધિશાળી ગોદવાડા રાજ્ય મેવાડેશ્વરના

[1] અન્યત્ર એવો ઉલ્લેખ છે કે પાલીનગર લુંટવાનો ઈરાદો હતો; પરંતુ તે પૂર્ણ થયો નહોતો.

ગ્રાસમાંથી ખુંચવી લઇ તેપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. ગોદવાડા એ હાલમાં મરુક્ષેત્રની મુખ્યભૂમિ ગણાય છે. આ ગોદવાડા દેશ અતિં મૂલ્યવાન છે. રાઠોડજાતિ મરુભૂમિમાં આવી તે પૂર્વે મેવાડેશ્વરે મંદોરના અધિપતિની પાસેથી આ દેશ જીતી લીધો હતો. ત્યાર પછી પાંચ શતાબ્દીપર્યંત આ ગોદવાડા દેશ મેવાડના અધિકારમાં રહ્યો; પરંતુ મેવાડમાં જ્યારે અંતર્વિગ્રહ ચાલ્યો, ત્યારે મહારાણા પાસેથી વિજયસિંહે એ દેશ જીતી લીધો, ત્યારથી આ દેશ મારવાડપતિના અધિકારમાં રહ્યો છે. એની ઉપર મેવાડેશ્વરનો હવે કાંઇ પણ અધિકાર નથી.

વિજયસિંહ પોતાના પિતાનો સ્વર્ગવાસ થયા પછી રામસિંહની સાથે યુદ્ધમાં લિપ્ત રહ્યા અને તેમને પરાસ્ત થઇને મહારાષ્ટ્રીઓને અજમેર દેશ તથા ચોથ આપવી પડી. આથી તેઓ એકદમ હતવીર્ય અને લુપ્તતેજ થઇ ગયા. વળી દેવીસિંહ આદિ ઉદ્ધત સ્વભાવના સામંતોના ઉત્પાતથી તેઓ પોતાની પૂર્ણ સત્તા ચલાવવાને સર્વથા અસમર્થ થઇ ગયા; પરંતુ ઉક્ત દેવીસિંહ આદિ સામંતોને પ્રપંચથી બંદી કરીને મારી નાખ્યા પછી વિજયસિંહે પુનઃ પોતાના સામંતોની સહાય પ્રાપ્ત કરી અને કેટલાંક યુદ્ધોમાં વિજયલક્ષ્મીને આલિંગન દીધું. આ રીતે તેમણે પોતાના લુપ્ત તેજનો પુનરુદ્ધાર કરી, પરમ શૂરવીરતા પ્રકાશિત કરી કેટલાંક વર્ષો સુધી મારવાડનું રાજ્ય સુખશાંતિપૂર્વક ભોગવ્યું. મારવાડનો દુર્દિન જાણે સર્વથા નષ્ટ થઇ ગયેલો જણાયો. જો કે વિજયસિંહે પોતાના રાજ્યમાં શાંતિ સ્થાપન કરીને પોતાનું ગૌરવ વૃદ્ધિંગત કર્યું હતું, તોપણ તેઓ મહારાષ્ટ્રીઓના કરાલ ગ્રાસમાંથી અજમેરને પુનઃ પોતાના અધિકારમાં લેવાને સમર્થ થયા નહિ.

મહારાષ્ટ્રીય લોકો આ સમયે અત્યંત બળવાન થઇ ભારતના પ્રત્યેક પ્રાંતમાં ઘોર અત્યાચાર, ઉત્પીડન તથા લૂંટફાટ કરીને આર્યક્ષેત્રને સર્વથા નષ્ટભ્રષ્ટ કરી રહ્યા હતા. તેઓ આ સમયે એટલાં બધા શક્તિશાળી હતા કે તેઓ ભારતના સર્વ રાજાઓને ભયનું કારણ થઇ પડયા હતા. સર્વ જણ તેમના પંજામાંથી પોતાના જાનમાલનું રક્ષણ કરવાને અત્યંત વ્યાકુલ થઇ ગયા હતા. ભારતના પ્રત્યેક પ્રાંતપર અધિકાર સ્થાપિત કરી પ્રત્યેક રાજાને આધીનતાની જંજીરમાં પરિબદ્ધ કરી શાસનશક્તિહીન મોગલસમ્રાટના સિંહાસનપર આરૂઢ થવાની તેમને કિંચિત્ પણ ઇચ્છા નહોતી. કેવળ તસ્કર બની સંહાર મૂર્તિ ધારણ કરી સમસ્ત દેશના દ્રવ્યને લૂંટી લેવું એજ તેમનો હેતુ હતો. મનુષ્યના સર્વસ્વનો નાશ કરી તેઓ લુટારાનુંજ કાર્ય કરતા હતા. સર્વ પ્રકારની અનુકૂળતા હોવા છતાં પણ તેમણે દિલ્લીના નામમાત્રના પાદશાહના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો નહિ. જો તેઓ અન્ય જાતિઓની પેઠે સિંહાસનપર અધિકાર સ્થાપિત કરી સુશાસન ચલાવત તો અવશ્ય તેઓ મહાશક્તિનો સંચય કરી ભારતવર્ષમાં પોતાના રાજ્યનો વિસ્તાર ઘણો વધારી દેત. પ્રબલ પ્રતાપશાળી અકબર અને ઔરંગઝેબના સિંહાસનપર આરૂઢ થયેલા મોગલસમ્રાટમાં આ વખતે કાંઇ પણ શક્તિ નહોતી. તેઓ નામમાત્રના પાદશાહ હતા. બીજી તરફ ભારતના પ્રબલ પ્રતાપશાલી દેશી રાજાઓ પણ દીર્ઘકાળથી ચાલતા આવેલા અંતર્વિગ્રહથી નિર્બળ બની વિદેશી યવનસમ્રાટના મુખમાં વિદલિત થઇ સમસ્ત જાતીય શ્રેષ્ઠ ગુણોથી રહિત થઈ ગયા હતા. આ સમયે મહારાષ્ટ્રીઓમાં કોઇ પણ સુશિક્ષિત અને વીર નેતા ઉત્પન્ન થયો નહોતો, નહિ તો તેઓ સરલતાથી ભારતનો રાજમુકુટ પોતાના મસ્તકપર ધારણ કરી શકત. વિશેષ કરીને પાછળથી મહારાષ્ટ્રીઓમાં ભિન્નભિન્ન શાખાઓ ઉત્પન્ન થવાથી તેમનામાં એકતાનો અભાવ થયો અને તેથી તેમની મહાન શક્તિ વિભક્ત થઇને તેમને તેમનું અભિલષિત ફળ પ્રાપ્ત થયું નહિ. મહારાષ્ટ્રીઓએ આ સમયે પ્રબળતાપૂર્વક મસ્તક ઉઠાવી રાજસ્થાનમાં પુનઃ ઘોર અત્યાચાર કરવાનો આરંભ કરી દીધો; તેથી હવે સમસ્ત રાજપૂત રાજાઓ તેમનું દમન કરવાને માટે મળીને મસલત ચલાવવા લાગ્યા. યવનસમ્રાટના હસ્તમાંથી જાતીય સન્માનની રક્ષા કરવાને માટે તેમના પૂર્વજો જે પ્રકારે વારંવાર એકત્રિત થઇને મહાયુદ્ધ કરતા હતા, તે પ્રકારે તેઓ એકત્રિત થઇને આર્યરક્ત ધારી તથા આર્યધર્માવલંબી ડાકુદલનું દમન કરવાને માટે પણ ભગીરથ પ્રયત્ન કરવા લાગ્યા.

આ સમયે જયપુરના રાજસિંહાસનપર મહારાજા પ્રતાપસિંહ વિરાજમાન હતા. પ્રતાપસિંહ તેજસ્વી, અસીમ સાહસિક, પ્રતિભાશાળી અને ઉદ્યમશીલ હતા. તેમણે મહારાષ્ટ્રીઓને પ્રબળતાથી રાજ-

સ્થાનનાં પ્રત્યેક રાજ્યનો નાશ કરવાને ઉદ્યત થયેલા જોઇને સંવત૧૮૪૩ ( ઇ૦ સ૦ ૧૭૮૭ ) શ્રી મારવાડપતિ વિજયસિંહપર એક દૂતદ્વારા કહેવરાવી મોકલ્યું કેઃ–" મહારાષ્ટ્રીઓ સર્વ પ્રજા ઉપર ઘોર અત્યાચાર કરી રહ્યા છે, માટે તેમનું દમન કરવું એ આપણું પરમ કર્તવ્ય છે અને તેમ કરવાને માટે સર્વ રાજપૂતરાજાઓએ એકસાથે મળી મહારાષ્ટ્રીઓને પરાસ્ત કરી નિશ્ચિંત થવું ઉચિત છે. મેં સ્વયં યુદ્ધભૂમિમાં જઇ મહારાષ્ટ્રીઓને ઉચિત ફળ આપવાનો વિચાર કર્યો છે; માટે જો આપ હમણાં રાઠોડોની સેનાને સહાયને માટે મોકલી આપશો તો આપણે સરલતાથી આપણા સામાન્ય શત્રુનો ગર્વ દૂર કરી રાજસ્થાનને સર્વથા નિષ્કંટક બનાવી દઇશું." મહારાજા વિજયસિંહ અત્યંત સંકટ અને અસહાય અવસ્થામાં પડીને મહારાષ્ટ્રીય નેતાની સાથે સંધિ કરી મારવાડના રાજમુકુટના ઉજ્જ્વલ મણિસ્વરૂપ અજમેરને તેને સમર્પણ કરી ચોથ આપવાને માટે સંમત થયા હતા. આ સમયે મહારાષ્ટ્રીઓને ઉચિત ફળ આપવાનો તથા અજમેરપર પુનઃ અધિકાર સ્થાપિત કરી ચોથમાંથી મુક્ત થવાનો પ્રસંગ આવેલો જોઈ તેઓ પરમ પ્રસન્ન થયા અને તેમણે પરમ પરાક્રમી રાઠોડસેનાને પ્રતાપસિંહને સહાય કરવાને તરતજ મોકલી આપી. પૂર્વે જયપુરના મહારાજા ઇશ્વરીસિંહની આજ્ઞાએ જો કે વિજયસિંહના પિતાનો નાશ કર્યો હતો, જો કે જાતે ઇશ્વરીસિંહ એક વખત વિજયસિંહને બંદી કરીને તેમનું જીવન નષ્ટ કરવાને ઉદ્યુક્ત થયો હતો, પરંતુ વિજયસિંહે એ સર્વ વાતો ભૂલી રાજપૂતજાતિના સામાન્ય શત્રુનો નાશ કરવાને માટે સેના મોકલી આપી. વિચારના પરમ તેજસ્વી સામંત જવાનદાસ રાઠોડસેનાના સેનાપતિ હતા. તેઓ શીઘ્ર પોતાની સેનાસહિત જયપુરની સેનાને આવી મળ્યા. તેમનું આગમન થતાંજ તુંગા નામના સ્થાનમાં મહારાષ્ટ્રીઓની સેના સાથે રાજપૂતોની સેનાને ભયંકર યુદ્ધ થવા લાગ્યું. આ યુદ્ધભૂમિમાં જયપુરની સેના કરતાં રાઠોડોની સેના અધિક બલશાળી હતી. મહારાષ્ટ્રીઓની સેનાને વિખ્યાત ફ્રેંચ સેનાપતિ ડિવાઇનદ્વારા શિક્ષણ મળ્યું હતું; તે છતાં પણ તે સેના કોઇપણ પ્રકારે પોતાનું સંરક્ષણ કરી શકી નહિ. વિખ્યાત વીર જવાનદાસે મહારાષ્ટ્રીય ગોલંદાજદલઉપર આક્રમણ કરી તત્કાલ તેનો વિધ્વંસ કરી નાખ્યો. મહારાષ્ટ્રીય નેતા સિંધિઆ રાજપૂત સેનાદ્વારા સર્વથા પરાસ્ત થઇ ગયો અને સર્વ યુદ્ધ સામગ્રી રણભૂમિમાં છોડી જીવ લઇને નાસી ગયો.[1] ભીષણ અત્યાચારી સિંધિઆની સેના સમ્મિલિત રાજપૂત સેનાદ્વારા પરાસ્ત થઈ. તે સમયે વિજયી રાઠોડદલના નેતા સામંત જવાનદાસે શીઘ્ર મહારાષ્ટ્રીઓના કરાલ ગ્રાસમાંથી અજમેર પાછું છોડાવી લીધું અને ત્યાં મારવાડના મહારાજા વિજયસિંહની વિજયપતાકા પુનઃ ફરકવા લાગી.

મારવાડના રાજમુકુટના ઉજ્જ્વલ મણિસ્વરૂપ અજમેરરાજ્ય પુનઃમારવાડપતિના અધિકાર નીચે આવ્યું. મહારાષ્ટ્રીયનેતાની સાથે વિજયસિંહને જે સંધિ થઇ હતી અને તેમણે જે ખંડણી આપવાનો સ્વીકાર કર્યો હતો,તે બંને તેમણે રદ કર્યાં મહારાજા વિજયસિંહ પુનઃપૂર્ણ સ્વતંત્રતાપૂર્વક રહેવા લાગ્યા. મહારાષ્ટ્રીયદલને સર્વથા પરાસ્ત કરી તેમણે તેની સર્વ શક્તિ છિન્નભિન્ન કરી નાખી. રાઠોડોની સેનાએ ભારતવર્ષમાં ઉચ્ચ કીર્તિ પ્રાપ્ત કરી મારવાડમાં પુનઃ શાંતિની સ્થાપના કરી દીધી.

તુંગાના યુદ્ધમાં મહારાષ્ટ્રીય નેતા માધોજી સિંધિઆએ સર્વથા પરાસ્ત થઇ પોતાની શેષ સેનાસહિત નાસીને પોતાના કપાળપર ઘોર કલંકની કાલીમા લગાડી; પરંતુ તેનું હૃદય વૈર લેવાને માટે એકદમ ઉત્તેજિત થઇ ગયું. કૂટબુદ્ધિ માધોજીએ હિંમત નહિ હારતાં પોતાના તાબાના ફ્રેંચ સેનાપતિ ડિવાઇનની સંમતિથી પુનઃ એક નવીન સેના તૈયાર કરી અને તેને પાશ્ચિમાત્ય પ્રણાલીથી યુદ્ધશિક્ષણ આપવા માંડયું. માધોજી સારીરીતે જાણતો હતો કે જો રાજસ્થાનના સર્વ રાજપૂતોની સેના એકત્રિત થઇને યુદ્ધ કરશે તો મહારાષ્ટ્રીયસેના કોઇપણ પ્રકારે વિજય પ્રાપ્ત કરી શકશે નહિ; તેથી તે અસીમ સાહસિક રાજપૂતોના જેવી સુશિક્ષિત અશ્વારોહીસેના સજ્જ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેણે સતત ચાર વર્ષપર્યંત પોતાની નવીન સેનાને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપ્યું અને ત્યાર પછી તે તુંગાના યુદ્ધમાં લાગેલા મહાકલંકને દૂર કરવાને માટે રાઠોડોપર વૈર લેવાને માટે તથા રાજસ્થાનનો વિધ્વંસ કરવાને માટે બહાર પડયો. માધોજી અને ડિવાઇન પોતાની પ્રચંડ સેનાસહિત મહા-

[1] આ યુદ્ધનું વૃત્તાંત મેવાડના ઇતિહાસમાં આપવામાં આવ્યું છે.

ધિની વિરાટ તરંગમાલાની પેઠે પોતાના માર્ગમાં આવતી સર્વ વસ્તુઓનો વિધ્વંસ કરતા મારવાડ તરફ આવ્યા. આવી પ્રચંડ સેના દીર્ઘકાળ પછી કદિ પણ રણભૂમિમાં ઉપસ્થિત થઇ નહોતી. માધોજીના આગમનના સમાચાર સાંભળતાંની સાથેજ મહારાજા વિજયસિંહે પુનઃ જયપુરના મહારાજાની પાસે પોતાનો દૂત મોકલ્યો અને તેમને કહેવરાવી મોકલ્યું કે, આ સમયે અમને સહાય કરવાને માટે આપની સેના મોકલી આપો. જયપુરના મહારાજાએ વિચાર કર્યો કે, મારા કહેવાથી વિજયસિંહે તુંગાના યુદ્ધમાં પોતાની રાઠોડસેના મોકલી આપી હતી, તો આ વખતે અવશ્ય મારે મારી સેના તેમને સહાય કરવાને મોકલી આપવી જોઇએ. જો મહારાષ્ટ્રીઓ પૂર્વવત્ પુનઃ પ્રબળ થઇ જશે તો જયપુરનું પણ પુષ્કળ અહિત થવાનો સંભવ છે; માટે મહારાષ્ટ્રીઓને આ વખતે પણ કોઇપણ પ્રકારે વ્યર્થમનોરથ કરવા ઉચિત છે. આવો વિચાર કરી જયપુરના મહારાજાએ શીઘ્ર પુષ્કળ સેના મોકલી આપી. સંમિલિત રાજપૂતસેના પૂર્વવત્ એકતાના સૂત્રમાં શોભાયમાન થઇ જયધ્વનિથી રાજસ્થાનને પ્રતિધ્વનિત કરતી શત્રુઓનો સંહાર કરવાને માટે આગળ ચાલવા લાગી; પરંતુ આ સમયે રાજસ્થાનનું ભાગ્ય અત્યંત મંદ થઇ ગયું હતું, તેથી એક અતિ ક્ષુલ્લક કારણથી રાઠોડ અને કુશાવહસેનામાં ઝઘડો ઉપસ્થિત થયો. પાટણ નામના સ્થાનમાં થયેલા યુદ્ધમાં રાઠોડોની સેનાએ મહાવીરતા પ્રકાશિત કર્યા છતાં પણ મહારાષ્ટ્રીઓની સેનાઅધિકહોવાથી તે અંતેપરાસ્ત થઇગઇ.મહારાજાવિજયસિંહ રાજધાનીની અંદરજ હતા.જ્યારે તેમણે જયપુરની સેનાના વિશ્વાસઘાતની વાત પરાસ્ત થયેલા સેનાનીઓને મોઢેથી સાંભળી,ત્યારેતેઓ અત્યંતક્રોધાયમાનથયા.અંતે તેમણે પુષ્કળ તર્કવિતર્ક કર્યા પછી મહારાષ્ટ્રીઓને પુનઃ રણભૂમિમાં બોલાવી પોતાનું પરાક્રમ દર્શાવવાનો નિશ્ચય કર્યો. સંવત ૧૮૪૭ (ઇ૦ સ૦ ૧૭૯૧) માં મેડતામાં રાઠોડો અને મહારાષ્ટ્રીઓની વચ્ચે પુનઃ ભયંકર યુદ્ધ થયું. જો કે રાઠોડોની સેનાએ આ સંગ્રામભૂમિમાં પૂર્વવત્ અકથનીય વીરતા પ્રદર્શિત કરી હતી, તથાપિ તેઓ આ વખતે પણ વિજયલક્ષ્મી પ્રાપ્ત કરી શકયા નહિ. વિજયી મહારાષ્ટ્રીયનેતાએ વિજયસિંહની પાસે દંડતરિકે સાઠ લાખ રૂપીઆની માગણી કરી. પરાસ્ત થયેલા વિજયસિંહે કાંઇ પણ ઉપાય નહિ જોઇ શીઘ્ર એટલા રૂપીઆ આપવાનો સ્વીકાર કર્યો. મારવાડનો ખજાનો આ વખતે સર્વથા ખાલી થઇ ગયો હતો, તેથી સાઠલાખ રૂપીઆ એકદમ એકત્રિત કરી આપવા અશક્ય થઇ પડયા; પરંતુ દુરાચારી મહારાષ્ટ્રીઓએ સાઠલાખ રૂપીઆમાંથી એક પાઇ પણ ઓછી લેવાની સ્પષ્ટ ના પાડી. અંતે તેમણે સમસ્ત પ્રજાની પુષ્કળ સંપત્તિ લૂંટી લીધી. આથી પણ જ્યારે એટલી રકમ એકઠી ન થઇ, ત્યારે તેમણે મુખ્ય મુખ્ય સામંતો તથા પ્રજાજનોને બંદીવાન કરીને તેમનાં ઘરનો સામાન વેચી દેવા માંડયો વિજયી માધોજીએ કાળસ્વરૂપ ધારણ કરી મારવાડનો વિધ્વંસ કરવાની પોતાના સેવકોને આજ્ઞા ફરમાવી દીધી. મારવાડમાં ઘેરેઘેર હાહાકાર પ્રવર્તી રહ્યો. ચોતરફ ભયંકર રુદનધ્વનિ ફેલાઇ રહ્યો સ્ત્રીઓના કકળાટ તથા બાળકોનાં રોદને મારવાડને સાક્ષાત્ નરકકુંડ બનાવી દીધો; પરંતુ દુષ્ટ માધોજીના હૃદયમાં કિંચિત્ પણ દયા ઉત્પન્ન થઇ નહિ. તેના સેવકોએ મારવાડની સમસ્ત સંપત્તિ લૂંટી લીધી.

માધોજી સિંધીઆએ મારવાડમાં પ્રવેશ કર્યા પૂર્વેજ અજમેરરાજ્યપર પણ પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. જે સમયે ફ્રેંચ સેનાપતિ ડિબાઇને અજમેરમાં પ્રવેશ કર્યો તે સમયે અજમેરના શાસનકર્તા કુમરાજે વિજાતીય સેનાના હાથમાં અજમેર સમર્પણ કરવાનું કલંક વહોરી લેવા કરતાં આત્મહત્યા કરવી વિશેષ ઉચિત માની અફીણનું સેવન કરી પોતાનો પ્રાણ છોડી દીધો. આજ સમયથી અજમેર ચિરકાલને માટે મારવાડથી પૃથક્ થઇ ગયું. સુસંધિ મળતાં મહારાષ્ટ્રીઓના હાથમાંથી અંગ્રેજીસેનાએ અજમેરપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને આજ પર્યંત અજમેરના દુર્ગપર અંગ્રેજોની પતાકા ફરકી રહી છે.

૧ મેડતાના રણક્ષેત્રમાં મહારાષ્ટ્રીઓના તરકરદલદ્વારા વિજયસિંહનો પરાજય થયો, ત્યાર પછી મારવાડના સૌભાગ્યસૂર્યે ચિરકાલને માટે અસ્તાચલનો આશ્રય લીધો. ઘોર રાત્રિએ શીઘ્ર આવી મારવાડ પર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. મારવાડ સ્મશાનવત્ બની ગયું. નષ્ટગૌરવ અને હતવીર્ય વિજયસિંહ નિર્વાણોન્મુખ દીપકવત્ મંદ તેજથી મરુભૂમિનું શાસન ચલાવવા લાગ્યા. ઉત્તરા

વસ્થામાં તેમણે એક નિંદ્ય કાર્ય કરવા માંડયું. આથી મારવાડના વિધ્વંસનું બીજ વવાયું. વિજયસિંહ રાજપૂતસ્વભાવસુલભ સાહસ તથા શૂરતાને વિસ્મૃતિના સાગરમાં ડૂબાવીને કંદર્પના પ્રિય ઉપાસક બની ગયા. ઓસવાલજાતિની[1] એક સુંદર યુવતીના પ્રેમમાં તેઓ અત્યંત લુબ્ધ થયા. તેઓ હતજ્ઞાન બની પોતાના હાથથી પોતાના રાજ્યનો ઉચ્છેદ કરવા લાગ્યા. વિજયસિંહ ઉક્ત યુવતીના પ્રેમમાં એટલા બધા લુબ્ધ થઈ ગયા હતા કે તેમણે તેને પટ્ટરાણીનું સર્વોચ્ચ પદ આપ્યું. આ ચતુરાએ વિજયસિંહને રૂપયૌવનના બળથી પોતાના ખરીદેલા ગુલામની પેઠે વશ કરી નાખ્યા હતા.[2] કર્નલ ટૉડ જણાવે છે કેઃ–" આ યુવતીએ વિજયસિંહપર એટલો બધો અધિકાર કરી લીધો હતો કે તે તેનું મુખ જોયા વિના વ્યાકુલ બની જતા હતા. તે સ્ત્રી મારવાડપતિને વારંવાર પોતાની પાદુકાથી પ્રહાર કરતી હતી, તે છતાં પણ તેઓ પુનઃ તેનું શરણ લેતા હતા. વિજયસિંહ ઉક્ત કામિનીના કાલકૂટમય પ્રેમથી મોહિત થઇ ભાન ભૂલી ગયા હતા અને ઉક્ત સ્ત્રીના પાદુકાપ્રહારથી તેઓ પોતાને કાંઇ પણ અપમાન થયેલું માનતા નહોતા; એટલુંજ નહિ પરંતુ તેઓ તે શશિવદનીની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવામાં પોતાના જીવનની સાફલ્યતા માનતા હતા. વિજયસિંહની આ પ્રકારની કંદર્પસેવા તથા વિલાસતાથી મારવાડમાં ચોતરફ ઘોર અરાજકતા પ્રસરી ગઈ."

ઉક્ત યુવતીએ વિજયસિંહને પોતાનો દાસ બનાવી રાજ્યમાં પોતાની પ્રબળ સત્તાનો વિસ્તાર કરવા માંડયો. જો કે તે સ્ત્રી વિજાતીય હતી તોપણ તેણે વિજયસિંહને જણાવ્યું કે આપના પુત્રને કદિ પણ સિંહાસન પ્રાપ્ત થઈ શકશે નહિ. હું એક પુત્ર ખોળે લઇશ અને તેજ આપના ઉત્તરાધિકારીતરિકે અહીંઆં રહેશે. વિજયસિંહે તેના આ પ્રસ્તાવમાં કાંઈ પણ વાંધો લીધો નહિ. તેમણે આ પ્રસ્તાવ કબૂલ કરી મારવાડના ભાવી નાશનું બીજ રોપ્યું. મારવાડની ચિરપ્રચલિત રીતિના મૂળમ વિજયસિંહે ભયંકર શસ્ત્રાઘાત કર્યો. આ ભાવી ઘટના પૂર્વે પાઠકોએ મારવાડના રાજવંશની વંશાવલી જાણવી આવશ્યક છે, એમ ધારી અમે તે અત્રે સાદર કરીએ છીએ.*

પશુવૃત્તિના દાસ વિજયસિંહે ઉક્ત દુષ્ટ સ્ત્રીની ઇચ્છા પૂર્ણ કરવાને માટે માનસિંહ નામના એક યુવકને દત્તક લીધો. આ માનસિંહ ગુમાનસિંહનો પુત્ર હતો. વિજયસિંહે તેને મારવાડનો ઉત્તરાધિકારી બનાવી તે મતલબનો ઢંઢેરો સમસ્ત મારવાડમાં પીટાવી દીધો.વળી તેમણે સમસ્ત મારવાડના સામંતોને બોલાવ્યા અને તેમને માનસિંહને પોતાના ભાવી સ્વામીતરિકે નજરાણું આપવાની આજ્ઞા કરી. રાજાની આ આજ્ઞા સાંભળી સામંતોએ અત્યંત ક્રોધિત થઇ કહ્યું: "અમે દાસીના પુત્રને અમારા ભાવી સ્વામીતરિકે કદિ પણ સન્માન આપીશું નહિ." તોપણ વિજયસિંહે તેથી કિંચિત્ પણ પોતાનો દુરાગ્રહ છોડયો નહિ. તેમણે માનસિંહને શાસ્ત્રવિધિ અનુસાર દત્તકતરિકે ગ્રહણ કરી પોતાના પુત્રને સર્વથા સિંહાસનથી વંચિત કર્યો. ઉક્ત યુવતીની કામના પૂર્ણ થવાથી તેણે પ્રસન્ન થઈ પોતાના દત્તક કુમાર માનસિંહને ઝાલોરના કિલ્લામાં વિદ્યા ભણવા માટે મોકલી આપ્યો. હવે શેરસિંહ નામના સામંતે માનસિંહને પ્રથમ દત્તકરૂપે ગ્રહણ કર્યો હતો, તેથી તેણે આ વખતે તેને પોતાના અધિકારમાં લઇ લીધો; પરન્તુ ઉક્ત યુવતીએ પુનઃ તેને પોતાની પાસે બોલાવી પોતાના સેવકોના હાથમાં તેની રક્ષાનો ભાર સોંપી દીધો. મારવાડના ભાવી અધીશ્વર માનસિંહનું ઉત્તમ પ્રકારે પાલન થવા લાગ્યું. હતજ્ઞાન વિજયસિંહ આ વખતે ઉક્ત યુવતીના હાથમાં કાષ્ઠના પુતળાની પેઠે નાચતો હતો. તે સુંદરી પોતાની ઇચ્છાનુસાર રાજ્યમાં પોતાની સત્તા ચલાવવા માંડી, તેથી સમસ્ત સામંતો રાજા ઉપર અત્યંત રુષ્ટ થયા અને તેઓ પોતાની રક્ષા અર્થે માલકોસની નામના સ્થાનનાં એકત્રિત થયા.

સામંતોએ વિચાર કર્યો કે વિજયસિંહે એક સાધારણ સ્ત્રીના પ્રેમમાં ફસાઇને જે પ્રકારનું વર્તન કરવા માંડયું છે, તેથી મારવાડનું પવિત્ર સિંહાસન કલંકિત થશે. એને સિંહાસનપરથી પદભ્રષ્ટ કર્યાં

[1] આ સ્ત્રી ઓસવાલ જાતિની નહિ, પરંતુ જાટજાતિની હતી.

[2] આ સર્વ કલંકો અસત્ય છે. આ સ્ત્રીની ધર્મનિષ્ઠા અને ઉદારતાની પ્રશંસા આજપર્યંત થાય છે. તેણે મારવાડમાં વૈષ્ણવધર્મને અતિ પુષ્ટ કર્યો હતો. તેનાં બંધાવેલાં સારાં સારાં મંદિરો, મહાલયો, બાગો, હાટો તથા તળાવો અદ્યાપિ જોધપુરમાં વિદ્યમાન છે. તેનું નામ ગુલાબરાય હતું.

* જુઓ સામી બાજુ.

**અજિતસિંહ**

- અભયસિંહ
  - રામસિંહ
- વખ્તસિંહ
  - વિજયસિંહ
    - ભીમસિંહ
      - ભીમસિંહ
    - ગુમાનસિંહ
      - તખ્તસિંહ
        - જસવંતસિંહ
          - સરદારસિંહ
            - સુમેરસિંહ
      - જોરાવરસિંહ
      - રણજિતસિંહ
      - પ્રતાપસિંહ[૨]
      - કિશોરસિંહ
      - બહાદુરસિંહ
      - ભોપાલસિંહ
      - માધવસિંહ
      - મુહબ્બતસિંહ
      - જાલિમસિંહ
    - ફતેહસિંહ
    - જાલિમસિંહ
    - સરદારસિંહ
    - સાવંતસિંહ
    - શેરસિંહ
- અખૈસિંહ
- ખુશસિંહ
- પ્રતાપસિંહ
- રત્નસિંહ
- સોભાગસિંહ
- સુરતાનસિંહ
- રૂપસિંહ
- કિશોરસિંહ
- રામસિંહ
- આનંદસિંહ[૧]
  - શિવસિંહ
    - ભવાનીસિંહ
    - સંગ્રામસિંહ

(૧) ઇડરનરેશ.

(૨) ઇડરના સ્વર્ગસ્થ મહારાજા.

વિના કોઇપણ પ્રકારે રાજ્યનું મંગલ થનાર નથી. આવો વિચાર કરી તેમણે વિજયસિંહના પંચમ[1] પુત્ર ભીમસિંહના યુવાન પુત્ર ભીમસિંહને સિંહાસનારૂઢ કરવાનો નિશ્ચય કર્યો. એકત્રિત થયેલા અસંતુષ્ટ સામંતોએ ગુપ્ત રીતે આવો નિશ્ચય કરી તેને પરિપૂર્ણ કરવાનો ઉદ્યોગ કરવા માંડ્યો. આ વાત જ્યારે વિજયસિંહના જાણવામાં આવી, ત્યારે તે શીઘ્ર પૂર્વવત્ સામંતોના મુકામે ગયો અને તેમને હસ્તગત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તે તેમને મધુર વચનથી સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એવામાં સામંતોએ ગુપ્તરીતે એક પત્ર લખી તે રાસના સામંત ઉપર મોકલી આપ્યો. તે સમયે તે સામંત મહારાજાની પાસે રહેતા હતા. તેમણે તરત ઉક્ત સુંદરીની પાસે જઇને કહ્યું કે: "મહારાજા સામંતોની પાસે ગયા છે અને તેમણે આપને પણ ત્યાં શીઘ્ર બોલાવ્યાં છે. અંગરક્ષક સેના તૈયાર છે, માટે આપ શીઘ્રતાથી ચાલો." તે યુવતી ઉક્ત સામંતનાં આ વચનોપર વિશ્વાસ રાખી મહાલય-માંથી બહાર નીકળી કે તરતજ પાછળથી એક મનુષ્યે સંજ્ઞા થતાંની સાથેજ તેના શરીરના બે ટુકડા કરી નાખ્યા. પછી ઉક્ત સામંત મારવાડનું સર્વસ્વ નાશ કરનાર સ્ત્રીની સમસ્ત સંપત્તિ લૂંટી લઇ વિજયસિંહના પંચમપુત્ર ભોમસિંહના યુવાન પુત્ર ભીમસિંહને લઇ સેનાસહિત નાગોરના માર્ગમાં આવેલા પોતાના શિબિરમાં ગયો. જો રાસના સામંત ભીમસિંહને ઉક્ત શિબિરમાં નહિ લઇ જતાં સર્વ એકત્રિત થયેલા સામંતોની પાસે લઇ જાત તો સામંતો અવશ્ય વિજયસિંહને તરતજ પદભ્રષ્ટ કરીને ભીમસિંહને મારવાડના સિંહાસનપર અધિષ્ઠિત કરત. જે દિવસે સર્વ સામંતોના સાંભળવામાં આવ્યું કે રાસના સામંત પટ્ટરાણીનો વધ કરીને ભીમસિંહને લઇ આવ્યા છે, તેજ દિવસે વિજયસિંહને પણ એ સમાચાર મળ્યા અને તેઓ અત્યંત શીઘ્રતાથી ભીમસિંહની નિકટ આવ્યા.

વિજયસિંહ સામંતોનો મુકામ છોડી ભીમસિંહના શિબિરમાં ગયા કે તરતજ તેમની પ્રપંચજાળ સર્વથા છિન્નભિન્ન થઈ ગઇ. તેમણે ભીમસિંહને વશીભૂત કરવાને માટે તેને સોજત અને સિવાનાના પ્રદેશો સમર્પણ કર્યા અને તેને મિષ્ટ વચનોથી સંતુષ્ટ કરીને સિવાનાના કિલ્લામાં મોકલી દીધો. ભીમસિંહને જો કે આ વખતે મારવાડનું સિંહાસન પ્રાપ્ત થયું નહિ, તોપણ તેણે ઉક્ત ઉભય પ્રદે-શો મળવાથી પ્રસન્ન થઈ સિવાના જવામાં કાંઈ પણ આનાકાની કરી નહિ. ચતુર વિજયસિંહે-આ પ્રકારે ભીમસિંહને સંતુષ્ટ કરીને તેને પોતાની પાસેથી દૂર કાઢયો અને પોતાના પુત્ર જાલિમસિંહને પોતાની પાસે બોલાવ્યો. જાલિમસિંહજ મારવાડના સિંહાસનના યથાર્થ ઉત્તરાધિકારી હતા. વિજયસિંહે માનસિંહને દત્તકપુત્રતરિકે ગ્રહણ કર્યો હતો અને જાલિમસિંહને ઉત્તરાધિકારથી વંચિત કર્યો હતો, આથી જાલિમસિંહ અત્યંત અસંતુષ્ટ થયો હતો. વિજયસિંહે તેને હસ્તગત કરવાને માટે તરતજ તેને ગોદવાડાનો સમૃદ્ધિશાળી પ્રદેશ સમર્પણ કરી દીધો અને તેને ત્યાં મોકલી દીધો. તેમણે તેને વિદાય કરતી વખત ગુપ્તરીતે એમ પણ કહ્યું કે તમે શીઘ્ર ભીમસિંહપર આક્રમણ કરી તેને મારવાડમાંથી કાઢી મૂકો.

જાલિમસિંહ ગોદવાડા રાજ્ય પ્રાપ્ત કરી અતિ સંતુષ્ટ થઇ શીઘ્ર ત્યાં ચાલ્યા ગયા અને પોતાના પિતાની આજ્ઞા માન્ય કરવાને માટે પોતાના ભત્રીજા ભીમસિંહ ઉપર સેનાસહિત આક્રમણ કર્યું. ભીમસિંહ પૂર્વથીજ વિજયસિંહની ગુપ્ત આજ્ઞા જાણી ગયા હતા, તેથી તેઓ પોતાની સેના સજ્જ કરી યુદ્ધને માટે તૈયાર થઇનેજ ઉભા હતા. જાલિમસિંહે આક્રમણ કરતાંની સાથેજ ઉભયપક્ષો વચ્ચે મહાયુદ્ધાગ્નિ પ્રજ્વલિત થઇ ગયો. જાલિમસિંહની સેના પ્રબલ હતી, તેથી ભીમસિંહે અંતે પરાસ્ત થઇ પોકર્ણના સામંતનો આશ્રય ગ્રહણ કર્યો; પરન્તુ તે સ્થાનમાં રહેવું અશક્ય જાણી તે જેસલ-મીરમાં નાસી ગયા.

જે સમયે જાલિમસિંહની સાથે ભીમસિંહને યુદ્ધ ચાલતું હતું, જે સમયે મરુભૂમિના સમસ્ત સામંતોએ વિદ્રોહી બની અરાજકતા પ્રચારી દીધી હતી અને જે સમયે પુત્ર પૌત્રાદિઓએ અંતર્વિગ્રહ-માં લિપ્ત થઇ રાઠોડોના રાજવંશને કલંક લગાડયું હતું, તે સમયે [2]૩૧ વર્ષ સુધી મારવાડનું સિંહાસન

૧ કર્નલ ટૉડે ભોમસિંહને વિજયસિંહના પંચમપુત્ર ગણ્યા છે; પણ તે સાચું નથી. ભોમસિંહ વિજય-સિંહના પ્રથમ પુત્ર હતા; વિશેષ ખાત્રી આ ગ્રંથના પાન ૧૬૩ ઉપરની વંશાવળી જોવાથી થશે.

૨ એકત્રીસ વર્ષ નહિ પરંતુ એકતાળીસ વર્ષપર્યંત રાજ્ય કર્યું હતું. તેમનો જન્મ સંવત ૧૭૮૮ માં થયો

ભોગવી મહારાજા વિજયસિંહે પોતાની પ્રાણપ્રિયા ઓસવાલ યુવતીના શોકમાં સંવત ૧૮૫૦ના આષાઢ માસમાં પોતાના શરીરનો ત્યાગ કર્યો.[1]

વિજયસિંહના જીવનચરિત્રના સંબંધમાં અમને એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે તેમણે યુવાવસ્થામાં જે પ્રમાણે પરાક્રમ દર્શાવ્યું હતું તે પ્રમાણે તેમની ઉત્તરાવસ્થા ઘોર કલંકથી પૂર્ણ હતી. જો તેઓ પાટણ અને મેડતાના યુદ્ધમાં જાતે જઇને મહારાષ્ટ્રીઓની સામે યુદ્ધ કરત તો તે ક્ષેત્રમાં રાઠોડોનો કદિ પણ પરાજય થાત નહિ અને જયપુરની સેના કૃતઘ્નતા પણ દર્શાવી શકત નહિ. રાજા જો આલસ્ય અને ભોગવિલાસને આધીન થાય તો પ્રજાની કેવી દુર્દશા થાય છે, તેનું જ્વલંત પ્રમાણ વિજયસિંહ વૃદ્ધાવસ્થામાં એક કુલટા સ્ત્રીના મોહમાં પડીને દર્શાવી ગયા છે. સારાંશ, મારવાડનો સૌભાગ્યસૂર્ય વિજયસિંહના શાસનકાળથીજ સર્વથા અસ્ત થયો.




હતો અને તેઓ ૨૦ વર્ષની વયે સિંહાસનપર બેઠા હતા.

૧ આ અધ્યાયના અંતિમ ભાગમાં ઘણો ગોટાળો કરવામાં આવ્યો છે. મહારાજા વિજયસિંહ ઉપર એવાં કલંક આરોપિત કરવામાં આવ્યાં છે કે જે સર્વથા અસત્ય છે. મહારાજા વિજયસિંહનો સત્ય ઇતિહાસ પ્રાપ્ત નહિ થવાથી લેખકને ઘણી કલ્પનાઓ કરવી પડી છે. તેજ પ્રમાણે મહારાજા અજિતસિંહનો ઇતિહાસ પણ તેમને યથાર્થરીતે જ્ઞાત નહોતો, તેથીજ તેમણે પોકર્ણના ઠાકોર દેવીસિંહને મહારાજાના પુત્ર જણાવ્યા છે. વળી તેમણે મહારાજા વિજયસિંહના પુત્રોનાં નામ પણ યથાર્થરીતે લખ્યાં નથી. તેમના જ્યેષ્ઠ કુમાર ભોમસિંહજ હતા. તેઓ જ્યારે મરણ પામ્યા ત્યારે તેમના પુત્ર ભીમસિંહને મહારાજાએ યુવરાજ પદપર અભિષિક્ત કર્યા. જાલિમસિંહને યુવરાજ બનવાનો કાંઇપણ અધિકાર નહોતો. અવશ્ય તેની માતા ઉદયપુરની હતી, તોપણ સિસોદીઆઓ પોતાની રાજકુમારીના ગર્ભથી ઉત્પન્ન થયેલા પુત્રને રાજસિંહાસન મળે એવી શરત કરાવતા હતા તે કદિ પણ પાળવામાં આવી નથી. રાણાજીને રાજી કરવાને માટે તે એક નામમાત્રની શરત હતી. વાસ્તવમાં ભોમસિંહ, ગુમાનસિંહ અને ફતેહસિંહ એ ત્રણેના કરતાં જાલિમસિંહ નાનો હતો. આ કારણથી મહારાજા વિજયસિંહે તેને કદિપણ યુવરાજ કર્યો નહોતો. ભીમસિંહને યુવરાજના પદપર અભિષિક્ત કર્યા પછી તેનો ક્રૂરસ્વભાવ અને આપ્તસ્વજનપ્રત્યેનો દ્વેષ જોઇને મહારાજાએ પોતાના પિતૃવિહીન પૌત્ર માનસિંહને ગુલાબરાયના કરકમળમાં સોંપ્યો અને તેને ગુપ્તરીતે ઝાલોરમાં મોકલી દીધો; કારણ કે ભીમસિંહ આપ્તસ્વજનને જીવંત રહેવા દેશે નહિ, એવો તેમને ડર હતો. ભીમસિંહ ગુલાબરાયપર પણ દ્વેષ કરતો હતો અને તે પોકર્ણના ઠાકોર સવાઇસિંહની શિખવણી પ્રમાણે ચાલતો હતો. સવાઇસિંહને પરાપૂર્વથી વિજયસિંહની સાથે વેર હતું અને તેના પિતામહ દેવીસિંહે જે પ્રકારે ઉપદ્રવ કર્યો હતો તે પ્રકારે તે પણ ઉપદ્રવ કરવા ઇચ્છતો હતો. તેણે મારવાડના કેટલાક સામંતોને ઉશ્કેરીને ભીમસિંહના સહાયક અને વિજયસિંહના વિરોધી બનાવી મૂક્યા હતા. આજ બખેડામાં ગુલાબરાય પણ મારી ગઇ હતી અને અંતે ભીમસિંહને પણ જોધપુરમાંથી હદપાર કરવામાં આવ્યો હતો. આ સર્વ વૃત્તાંત મહારાજા વિજયસિંહના ગદ્ય ઇતિહાસમાં ઉપલબ્ધ થાય છે.

# अध्याय १४ मो

ભીમસિંહનો મારવાડના સિંહાસનપર અધિકાર-તેના પ્રતિપક્ષી જાલિમસિંહનીનિરાશા--ભીમસિંહે માનસિંહ સિવાય મારવાડના સિંહાસનપર દાવો કરનાર સર્વ જણનો કરેલો વધ-ઝાલોરપર કરેલું આક્રમણ-ખાદ્ય પદાર્થો મેળવવાને માટે બંધ કિલ્લામાંની સેનાનું બહાર જવું-કુમાર માનસિંહનું તેનાપરનું નેતૃત્વ-માનસિંહ બંદીવાન થવાની સંભાવના-આહોરના સામંતોએ માનસિંહનો કરેલો ઉદ્ધાર-રાજા ભીમસિંહના આચરણથી સામંતોને થયેલો અસંતોષ-સામંતોએ મારવાડનો કરેલો પરિત્યાગ-નીમાજપર કરેલું આક્રમણ-તાબે થવાની અણીપર આવેલું ઝલોર-રાજા ભીમસિંહનું આકસ્મિક મૃત્યુ-માનસિંહે સિંહાસનપર,સ્થાપિત કરેલો પોતાનો અધિકાર-પોકર્ણના સામંત સવાઈસિંહનો વિદ્રોહ-ચોપાસની નામના સ્થાનમાં રચાયેલી પ્રપંચજાળ-રાજા ભીમસિંહનીરાણીનેગર્ભ છે એવી જનશ્રુતિનો પ્રચાર-રાજા માનસિંહની સાથે કરવામાં આવેલી વ્યવસ્થા-ભીમસિંહની રાણીને થયેલી પુત્રપ્રાપ્તિ-નવીન રાજકુમારને પોકર્ણમાં મોકલવો અને તેના જન્મની વાત ગુપ્ત રાખવી-નવીન રાજકુમારનું નામ ધોકલસિંહ રાખવું-પૂર્વે કરેલી વ્યવસ્થાનુસાર વર્તન કરવાને રાજા માનસિંહની આગળ સામંતોએ રજુ કરેલી દરખાસ્ત-ભીમસિંહની રાણીનું ધોકલસિંહને અભયસિંહની પાસે મોકલવું-સવાઈસિંહે પુનઃ રચેલો ગુપ્ત પ્રપંચ-સવાઇસિંહે અંબર અને મેવાડના અધીશ્વરોની સાથે માનસિંહનો કલહ પ્રદીપ્ત કરવો-ધોકલસિંહને લઇને તેનું જયપુરમાં જવું-તેને મારવાડના અધીશ્વરતરિકે જાહેર કરવો-ધોકલસિંહના પક્ષમાં અધિકતર રાઠોડસામંતોનું ભળવું-બિકાનેરના અધિપતિએ ધોકલસિંહના પક્ષનું કરેલું સમર્થન-રણક્ષેત્રમાં સેનાને બોલાવવી--હોલ્કરની નીચતા-તેણે કરેલો માનસિંહના પક્ષનો પરિત્યાગ-યુદ્ધારંભ-સામંતોએ માનસિંહના પક્ષનો કરેલો ત્યાગ-માનસિંહે આત્મહત્યા કરવાનો કરેલો પ્રયાસ-રાજા માનસિંહનું પલાયન-માનસિંહનું જોધપુરમાં જવું-તેણે પોતાની રક્ષાની કરેલી તૈયારી-સમસ્ત કુટુંબીજનો ઉપર માનસિંહનો સંદેહ-તેમને કિલ્લાની રક્ષા કરવા માટે નિયુક્ત કરવાની તેણે પાડેલી ના-તેના સહાયકોનું ગુસ્સે થઇ શત્રુપક્ષને મળી જવું અને જોધપુરપર ઘેરો નાખવો-અવરોધકારોપર પડેલું કષ્ટ-મીરખાંના આચરણથી આક્રમણકારોમાં થએલું અનૈક્ય-તેમનું મારવાડમાંથી પલાયન-જયપુરના સેનાપતિએ તેમનું કરેલું અનુકરણ-યુદ્ધ-જયપુરની સેનાનો વિધ્વંસ કરી નગરપર ઘાલેલો ઘેરો- જયપુરના મહારાજાનું વિપત્તિ જોઇને અત્યંત ભયભીત થવું-તેણે જોધપુરપરથી ઉઠાવી લીધેલો ઘેરો-જયપુરમાં નિર્વિઘ્નતાપૂર્વક જવાને માટે તેમણે ૨૦૦૦૦૦૦ રૂપિયા આપવાની કરેલી કબૂલત-જયપુરની સેનાએ જોધપુરનું જે દ્રવ્ય લૂંટી લીધું હતું તેપર રાઠોડાએ પુનઃ સ્થાપિત કરેલો પોતાનો અધિકાર-અમીરખાંનું રાજા માનસિંહના તાબામાં નિયુક્ત થવું તથા ચાર રાઠોડસામંતોની સાથે જોધપુરમાં જવું.

જે સમયે મહારાજા વિજયસિંહનું મૃત્યુ થયું, તે સમયે તેમના પૌત્ર ભીમસિંહ દેશનિકાલ થઇ જેસલમીરમાં રહેતા હતા. તેઓ વિજયસિંહના મૃત્યુના સમાચાર સાંભળી પોતાના સેવકોને લઇ બાવીસ કલાકમાં જોધપુરમાં આવીને દાખલ થયા અને તેમણે તત્કાળ સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. વિજયસિંહના વચલા પુત્ર જાલિમસિંહ કે જે શાસ્ત્રોક્ત રીતે મારવાડના સિંહાસનના અધિકારી હતા તેઓ પણ પોતાના પિતાના મૃત્યુના સમાચાર સાંભળી રાજધાની તરફ આવવાને નીકળ્યા. તેમ છે મેડ્તા

નામના સ્થાનમાં આવી શુભદિન અને શુભ મુહૂર્તમાં પાટનગરમાં પ્રવેશ કરવાનો વિચાર કર્યો. તેમ સ્વપ્નમાં પણ એવો વિચાર આવ્યો નહોતો કે ચતુર ભીમસિંહ આટલા શીઘ્ર જેસલમીરથી રાજધાનીમાં આવી પહોંચશે. તેઓ શુભ મુહૂર્ત જોઇ રાજધાનીની નિકટ ગયા કે તોરણદ્વારમાંજ તેમણે દ્વારપાલ તથા પ્રજાજનોને મુખેથી સાંભળ્યું કે ભીમસિંહે પોતાના મસ્તકપર મારવાડનો રાજમુકુટ ધારણ કર્યો છે. જાલિમસિંહની સર્વ આશા એકદમ નષ્ટ થઇ ગઇ. તેમને હવે પોતાના પિતાના સિંહાસનપર અધિકાર સ્થાપન કરવાની કિંચિત્ પણ આશા રહી નહિ. જાલિમસિંહ સિંહાસન પ્રાપ્ત કરવાને માટે આવ્યા છે, એવા સમાચાર સાંભળતાંની સાથેજ ભીમસિંહે એક બળવાન સેના મોકલી તેમને પકડી લાવવાની આજ્ઞા ફરમાવી. સિંહાસન પ્રાપ્ત કરવાની વાત તો દૂર રહી, પરન્તુ પોતાના પ્રાણની રક્ષા કરવી કઠિન જાણી જાલિમસિંહ[1] શીઘ્ર નગરનાં તોરણદ્વાર આગળથી જીવ લઇને નાઠા. જો મારવાડના સામંતો તેમને સહાય કરત અને જો પ્રજા તેમને મરુભૂમિના અધિકારીતરિકે સ્વીકારત તો તેઓ કદી પણ આ રીતે પીઠ દર્શાવત નહિ; પરંતુ તેઓ અવશ્ય પોતાના પિતાનું સિંહાસન પ્રાપ્ત કરવાને માટે રણક્ષેત્રમાં પોતાનું બળ પ્રકાશિત કરત. જાલિમસિંહ જોધપુર છોડી બિલાડા સુધી એકદમ નાસી ગયા; પરન્તુ ભીમસિંહની સેનાએ તેમને ત્યાં આગળ પકડી પાડયા અને તેમનાપર આક્રમણ કરી તેમને સંપૂર્ણરીતે પરાસ્ત કરી દીધા. પરાસ્ત થયેલા જાલિમસિંહ ઉક્ત સ્થાન છોડી જીવ લઇને નાઠાં અને ઉદયપુરના મહારાણાને શરણે ગયા. મેવાડના મહારાણા પણ આ સમયે હીનબળ થઇ ગયેલા હતા; મેવાડમાં ચોતરફ અશાંતિનું સંપૂર્ણ સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું, તેથી તેમણે પણ પોતાના ભાણેજ જાલિમસિંહનું ન્યાયયુક્ત હિત સાધવાને માટે સિસોદીઆ સેનાને મારવાડમાં મોકલી નહિ. તેમણે જાલિમસિંહને આજીવિકાને માટે પોતાના દેશનું એક વિશાળ પ્રગણું અર્પણ કર્યું. જાલિમસિંહ એક મહાન પંડિત અને વિજ્ઞ પુરુષ હતા. તેઓ એક સમર્થ કવિ અને ઇતિહાસવેત્તા હતા. તેઓ ઉક્ત જાગીરી પ્રાપ્ત કરી કાવ્યશાસ્ત્રની ઉન્નતિ કરવામાં પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યા; પરન્તુ તેઓ દીર્ઘકાળપર્યંત જીવ્યા નહિ. તેમણે પોતાના હાથવતી પોતાની એક નસ કાપી હતી અને તેથી અધિક રુધિર વહી જવાથી યુવાવસ્થામાંજ તેઓ આ સંસાર છોડીને ચાલ્યા ગયા હતા.

મહારાજા ભીમસિંહે મારવાડના સિંહાસનપર બેસતાંની સાથેજ દુષ્ટ ઔરંગઝેબની પેઠે ભયંકર સંહારમૂર્તિ ધારણ કરીને રાઠોડરાજવંશમાં પૂર્વે કદિ પણ ન બનેલું એવું નિંદનીય કાર્ય કરવા માંડયું. જાણે ઔરંગઝેબના પ્રેતાત્માએજ ભીમસિંહના શરીરમાં પ્રવેશ કર્યો હોય તેવું સ્વરૂપ તેણે ધારણ કર્યું. જે પ્રકારે ઔરંગઝેબે ભારતવર્ષમાં નિષ્કંટક રાજ્ય ભોગવવાને માટે પોતાના જન્મદાતાને બંદીવાન કરીને પોતાના સગાભ્રાતાઓની હત્યા કરી હતી, તે પ્રકારે ભીમસિંહે પણ મારવાડનું સિંહાસન નિર્વિઘ્નતાથી ભોગવવાને માટે તે. મ્લેચ્છ સમ્રાટનું અનુકરણ કરીને પવિત્ર રાઠોડવંશને કલંકિત કરવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહોતો. મારવાડના સિંહાસનના યથાર્થ અધિકારી જાલિમસિંહને નસાડી મૂકયા પછી તેણે વિચાર કર્યો કે જ્યાંસુધી મારા કાકાઓ જીવંત છે, ત્યાંસુધી હું નિષ્કંટક રાજ્ય ભોગવી શકીશ નહિ. આવો વિચાર કરી તે હૃદયભેદક નિર્દયતાભરેલાં કાર્યો કરી પોતાનો માર્ગ સ્વચ્છ કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. વિજયસિંહે જે સમયે પ્રાણત્યાગ કર્યો, તે સમયે તેમના સાત પુત્રોમાંથી કેવળ જાલિમસિંહ, શેરસિંહ અને સરદારસિંહજ જીવિત હતા. ફતેસિંહ, સામંતસિંહ, ભીમસિંહનો પિતા ભીમસિંહ તથા ગુમાનસિંહ તો વિજયસિંહની પૂર્વેજ મરણ પામ્યા હતા. જાલિમસિંહને નસાડી મૂકયા પછી ભીમસિંહને જણાયું કે સરદારસિંહ અને મને દત્તક લેનાર શેરસિંહજ મારા માર્ગમાં કંટકસ્વરૂપ છે. આથી તેણે પહેલાં પોતાના કાકા સરદારસિંહના પ્રાણનો નાશ કરીને પોતાની પિશાચવૃત્તિનો પરિચય કરાવ્યો અને ત્યાર પછી જે શેરસિંહે તેને દત્તકતરિકે લીધો હતો, તેનો તેણે વધ કર્યો. ભીમસિંહે સમસ્ત માયામમતા અને સગાઇના

---

૧ જાલિમસિંહનું વૃત્તાંત પાઠકોએ મેવાડના ઇતિહાસમાં વાંચ્યું હશે. આ વાત પાઠકોના સ્મરણમાં હશે કે કર્નલ ટોડના ગુરૂ યતિ જ્ઞાનચંદ્ર આ જાલિમસિંહના શિષ્ય હતા. જ્ઞાનચંદ્રે એમની પાસેથીજ રાજસ્થાનના સમસ્ત ભાષાયોગ્ય વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

સંબંધને તિલાંજલિ આપી નરરાક્ષસ ઔરંગઝેબનું અનુકરણ કરી પોતાના પાલકપિતા શેરસિંહના બન્ને ડોળા કઢાવી નાખ્યા. પોતાના દત્તકપુત્રદ્વારા આવો ભયંકર દંડ પ્રાપ્ત થવાથી શેરસિંહે અત્યંત દુઃખિત થઇ દિવાલની સાથે પોતાનું મસ્તક પટક્યું. આ આઘાતથી તેના પ્રાણ નીકળી ગયા. પિશાચવૃત્તિના ભીમસિંહે આ પ્રકારે પોતાના બે કાકાને મારી અંતે વિચાર કર્યો કે હજી સામંતસિંહનો પુત્ર સુરસિંહ અને ગુમાનસિંહનો પુત્ર માનસિંહ જીવંત છે; માટે તેમનો નિકાલ કરવો જોઇએ. વિજયસિંહે માનસિંહને મારવાડનો ભાવી રાજા નિયુક્ત કર્યો હતો અને તેને ગુલાબરાયે દત્તકપુત્ર તરિકે ગ્રહણ કર્યો હતો. શૂરસિંહ પોતાના ઉત્તમ ગુણોથી અત્યંત લોકપ્રિય થયો હતો અને તે ભીમસિંહના જ્યેષ્ઠ બંધુનો પુત્ર હતો, તેથી રાજસિંહાસનપર સૌથી પહેલો તેનો અધિકાર પહોંચતો હતો. આ કારણથી પાપાત્મા ભીમસિંહે તેનો સંહાર કરવામાં કિંચિત્ વિલંબ કર્યો નહિ.

રાઠોડરાજકુલકલંક ભીમસિંહ પાપકલુષિત ઔરંગઝેબની પેઠે આ પ્રકારની ભયંકર હત્યા કરી રાજસિંહાસન ભોગવવા લાગ્યો; પરંતુ હજી માનસિંહ વિદ્યમાન હતા. યુવક માનસિંહ આ સમયે ઝાલોરના અભેદ્ય કિલ્લામાં હતા. તેથી ભીમસિંહે તેનો સુગમતાથી નાશ થઇ શકે એમ નથી, એમ ધારી શીઘ્ર પોતાની સેનાસહિત જઇ તે કિલ્લાપર ઘેરો ઘાલ્યો. મારવાડમાં ઝાલોરનો કિલ્લો મજબૂત અને અભેદ્ય હતો. શત્રુઓ તેનાપરસરલતાથી અધિકારપ્રાપ્ત કરી શકતા નહોતા. ભીમસિંહે તે કિલ્લાપર ઘેરો ઘાલ્યો, પરંતુ તેનો મનોરથ પૂર્ણ થઇ શક્યો નહિ. મારવાડના સામંતોના મોટા ભાગની સેના તથા રાજાની પગારદાર સેનાએ મળીને કેટલાક મહિનાસુધી તે કિલ્લાને હસ્તગત કરવાને અનેક પ્રયત્નો કર્યાં; પરંતુ તેને સફળતા મળી નહિ. ભીમસિંહ જાણી ગયો કે આ કિલ્લાપર અધિકાર કરવો એ કાંઇ સહજ કાર્ય નથી, તેથી તે સેનાનાયકને તે કાર્ય સોંપી પોતાના પાટનગરમાં ચાલ્યો આવ્યો. સેનાનાયક દીર્ઘકાળપર્યંત તે કિલ્લાપર ઘેરો ઘાલીને પડી રહ્યા, તેના સૈનિકો સતત છૂટાછવાયા કિલ્લાની ચોતરફ પડી રહ્યા, પરંતુ કાંઇ ફળનિષ્પત્તિ થઇ નહિ. કુમાર માનસિંહની પાસે પણ અધિક સૈનિકો કિંવા અધિક સામંતો નહોતા કે તેની સહાયથી તે કિલ્લાની બહાર નીકળી ભીમસિંહની સામે યુદ્ધ કરી સિંહાસનપર અધિકાર સ્થાપિત કરી શકે. આ કારણથી પોતાની રક્ષા કરવી એનેજ તેમણે પોતાનું કર્તવ્ય માન્યું. આ પ્રકારે કેટલાક માસ વ્યતીત થઇ ગયા. હવે માનસિંહના માણસોની ભોજનસામગ્રી ખૂટી પડી, તેથી કિલ્લામાં ગોંધાઈ રહેવું અશક્ય થઇ પડ્યું. જ્યારે ભીમસિંહે જોયું કે અધિક સેના હોવા છતાં પણ ઝાલોરના કિલ્લામાં પ્રવેશ કરવો અશક્ય છે, ત્યારે તેણે દીર્ઘકાળસુધી ઘેરો ચાલુ રાખી કિલ્લાની અંદરનાં માણસોને ભૂખે મારવાની યુક્તિ કરી; પરંતુ તેની સેના દીર્ઘકાળપર્યંત ઉદ્યોગ કરીને શ્રમિત થઇ ગઈ હતી, તેથી માનસિંહ પોતાના સૈનિકોને લઇ કિલ્લામાંથી બહાર નીકળી આસપાસની મરુભૂમિ લૂંટીને ખાદ્ય પદાર્થોનો સંગ્રહ કરવા લાગ્યા. ભીમસિંહની સેના તેમની પ્રચંડ ગતિ રોકી શકી નહિ. જ્યારે જ્યારે ખોરાકી ખૂટતી, ત્યારે ત્યારે માનસિંહ પોતાની સેનાસહિત ગુપ્તરીતે કિલ્લાની બહાર નીકળતા અને ખાદ્ય પદાર્થો લૂંટી લાવતા. આ પ્રમાણે તેમણે અનેકવાર કર્યું; પરંતુ વારંવાર આ રીતે કરવાથી એકવાર માનસિંહનું જીવન ભારે સંકટમાં આવી પડ્યું હતું. માનસિંહ આ વખતે અગાઉની માફક પાલી નામનું વાણિજ્યપ્રધાન નગર લૂંટવાને પોતાની સેનાસહિત બહાર નીકળ્યા. તેઓ પોતાનું કાર્ય સિદ્ધ કરીને પાછા ફરતા હતા, તે વખતે ભીમસિંહની સેનાએ એકાએક તેમનાપર આક્રમણ કર્યું. માનસિંહ બાલ્યાવસ્થાથીજ કિલ્લામાં રહેતા હતા, તેથી સર્વ રાજપૂતોની પેઠે પૂર્ણ સાહસ અને શૌર્ય તેમનામાં હતું, તોપણ યુદ્ધ કરવાની પ્રણાલી તથા સંકટમાંથી પોતાનો બચાવ કરવાની યુક્તિ તેમના જાણવામાં નહોતી. જે સમયે ભીમસિંહની સેનાએ માનસિંહપર આક્રમણ કર્યું, તે સમયે માનસિંહ અશ્વપર આરૂઢ થયેલા નહોતા. આથી શત્રુસેના તેમને પકડવાને તૈયાર થઈ ગઇ. માનસિંહને શત્રુઓના પંજામાં ફસાયેલા જોઈ તેમની સાથેના સામંતોએ ચતુરાઇથી તેમનો હાથ પકડી તેમને અશ્વારૂઢ કર્યા અને શીઘ્રતાથી ઘોડાને હાંકી મૂકી તેમના પ્રાણની રક્ષા કરી. આ રીતે માનસિંહ નિર્વિઘ્નતાથી ઝાલોરના કિલ્લામાં પ્રવેશ કરી ગયા, એટલે ભીમસિંહની સેનાનો પ્રયત્ન નિષ્ફળ ગયો.

રાજસ્થાનના કોઇ રાજ્યમાં જ્યારે સિંહાસનને માટે બે રાજકુમારો વચ્ચે વિગ્રહ ઉપસ્થિત થતો, ત્યારે સામંતો બે ભિન્ન પક્ષોમાં વહેંચાઈ જતા હતા અને આ પ્રસંગે મારવાડના સામંતોએ પણ તેમજ કર્યું; અર્થાત્ કેટલાક સામંતોએ ભીમસિંહના પક્ષનું અવલંબન કર્યું અને કેટલાકે માનસિંહના પક્ષનું સમર્થન કર્યું. ભીમસિંહને અધિક પ્રબલ, સાહસિક અને પરાક્રમી જોઇ ઘણા સામંતો તેનો પક્ષ છોડી માનસિંહના પક્ષમાં જઇ ભળ્યા હતા. જે સામંતો ભીમસિંહના પક્ષમાં ગયા હતા, તેઓ સિંહાસનને માટે બે જણને વિગ્રહ કરતા જોઇ, પોતાને સુસંધિ પ્રાપ્ત થઇ છે એમ જાણી અધિક સામર્થ્યનો સંચય કરી રાજા ઉપર પ્રભુત્વ ધરાવનાર થઇ પડયા. તેમને નિરંતર માત્ર એજ ઇચ્છા રહેતી હતી કે ભીમસિંહ અમારી સલાહ અનુસાર કાર્ય કરે અને આ પ્રસંગે તેને અમારી સહાયની આવશ્યકતા વિશેષ હોવાથી અમારી માગણી પૂરી કરવામાં ખંતપૂર્વક વળગ્યો રહે તો સારૂં; પરંતુ રાજા ભીમસિંહે સામંતોનો અધિકાર વધારવાને કાંઇ પણ પ્રયત્ન કર્યો નહિ, તે તેમને પોતાના હાથનીચે વેચાતા લીધેલા ગુલામોની પેઠે રાખતો હતો. આથી સામંતો તેનાપર અધિક અપ્રસન્ન થવા લાગ્યા. રામસિંહની પેઠેજ ભીમસિંહ પણ સામંતોપ્રત્યે ઉદ્ધતાઇભરેલું અને અરુચિકર વર્તન કરતો હતો. જે સામંતોને તેણે ઝાલોરપર અધિકાર સ્થાપિત કરવાને માટે રોકયા હતા, તેઓ વર્ષ ઉપર વર્ષ વ્યતીત થઇ ગયા છતાં પણ માનસિંહને બંદીવાન બનાવી શકયા નહિ, ત્યારે તેણે ક્રોધિત થઇને આજ્ઞા કરી કે:–“ જે સામંતો ઝાલોરપર અધિકાર સ્થાપિત કરવા માટે રોકાયેલા છે, તેઓ વીરપુરુષ નથી, તેઓ અશ્વપર સ્વારી કરવાને લાયક નથી; માટે તેમને અશ્વને બદલે બળદ આપો. ” ભીમસિંહદ્વારા આવું અપમાન મળેલું જોઇ તે સામંતો ક્રોધાગ્નિથી સળગી ઉઠયા. મહાત્મા ટૉડ જણાવે છે કે: “ રાજા ભીમસિંહે જો પોતાના સામંતોનું આવું અપમાન ન કર્યું હોત તો દીર્ઘકાળપર્યંત ઝાલોરની રક્ષા કરવી માનસિંહને માટે અશકય થઇ પડત અને તેમને પણ અન્યાન્ય કુટુંબીઓની પેઠે ભીમસિંહના ક્રોધાગ્નિમાં બળીને ભસ્મીભૂત થવું પડત. માનસિંહે ઉકત સામંતોને અશ્વને બદલે બળદ આપવાની આજ્ઞા કરીને તેમનું જે ઘોર અપમાન કર્યું તેથી તેઓ રણભૂમિ છોડી સ્વકુટુંબ ગોદવાડના ધાણેરાવ નામના મુખ્ય પ્રગણામાં ચાલ્યા ગયા.” ભીમસિંહ અને માનસિંહ એ ઉભયની ઉપર સામંતો અતિ અપ્રસન્ન થયા, તેથી તેઓ પોતાની જન્મભૂમિ છોડી તેની નિકટના પ્રદેશમાં જઇ રહેવા લાગ્યા. ભીમસિંહ સામંતોનાં આ પ્રકારનાં આચરણથી અત્યંત ક્રોધાયમાન થયો અને તેણે તેમની ઘણી જમીન પોતાના તાબામાં લઇ લીધી. વળી તેણે મરુભૂમિના પ્રધાન સામંત નીમાજના ઉદાવત શાખાના અધિપતિપર આક્રમણ કરવાની આજ્ઞા ફરમાવી. ઉદાવત સામંતે એક વર્ષપર્યન્ત અતુલ પરાક્રમ દર્શાવી પોતાના દુર્ગની રક્ષા કરી; પરંતુ ત્યાર પછી તેનો પરાજય થયો. નીમાજ દુર્ગ ઉપર અધિકાર કરતાંની સાથેજ ભીમસિંહે તેને તોડાવી નાખીને તે સ્થળે ચોખ્ખું મેદાન બનાવી દીધું. તેણે આ દુર્ગપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે પુષ્કળ વિજાતીય પગારદાર સૈનિકો રાખ્યા હતા.ત્યારપછી આ સૈનિકોને તેણેઝાલોરપર અધિકાર સ્થાપિત કરવાને મોકલી દીધા.

વિજયિની પગારદાર સેના બમણા ઉત્સાહથી ઝાલોરના કિલ્લાપર અધિકાર સ્થાપિત કરવાને અતિ શીઘ્રતાપૂર્વક ગઈ અને તેપર ઘેરો ઘાલ્યો. હવે માનસિંહની આશા સર્વથા લુપ્ત થઇ ગઇ. તે પોતાના સંખ્યાબંધ સૈનિકોની સાથે કિલ્લામાં આબદ્ધ રહી ભૂખે મરવાની અણીપર આવી પહોંચ્યા. મરુભૂમિના જે સામંતો તથા પ્રજાજનો માનસિંહના પક્ષનું સમર્થન કરતા હતા, તેમને અત્યારપૂર્વે ભીમસિંહે દેશનિકાલ કર્યા હતા. આથી કિલ્લાની બહારના ભાગમાંથી કાંઈ પણ સહાય મળવાની તેમને આશા રહી નહોતી. કિલ્લાની અંદર તેમના સૈનિકો કેટલાંક વર્ષોસુધી રહ્યા હતા, જેમણે માનસિંહની સાથે અનેક પ્રકારનાં કષ્ટો સહન કર્યાં હતાં અને જેમણે અર્ધા ભૂખ્યા રહીને પણ તેમના પ્રાણની રક્ષા કરી હતી, તેમને માટે હવે ભોજનની સામગ્રી મળી શકતી નહોતી; કારણ કે ભીમસિંહના સૈનિકોએ કિલ્લાની આસપાસ મજબૂત ઘેરો ઘાલ્યો હતો. હવે તેઓ પૂર્વવત્ નગરમાંથી બહાર નીકળી ખાદ્ય પદાર્થો લાવી શકતા નહોતા. હવે તેમને માટે માત્ર બે માર્ગ ખુલ્લા હતા. કાં તો ભોજનના અભાવથી પ્રાણ ત્યાગ કરવા કે કાં તો શત્રુઓને તાબે થવું. માનસિંહનું હૃદય દારુણ શોકથી વ્યાકુળ બની ગયું. તેમને ચારે તરફ નિરાશાની ભયંકર મૂર્તિ દૃષ્ટિગોચર થવા લાગી. આ વખતે

ભીમસિંહના મુખ્ય સેનાધિપતિએ તેમની પાસે એક દૂત મોકલીને કહેવરાવ્યું કે:–" મહારાજ ! આપ કિલ્લાને છોડી અમારી છાવણીમાં આવો. આપજ અમારા સ્વામી છો અને આપની આજ્ઞાનું પાલન કરવું, એજ અમારૂં કર્તવ્ય છે. " ઇષ્ટમિત્રો અને બંધુઓને છોડી નિઃસહાય તથા સંપત્તિહીન માનસિંહ અગીઆર વર્ષસુધી અનેક કષ્ટો સહન કરીને ઝાલોરના કિલ્લામાં ગોંધાઇ રહ્યા હતા. પછી તેમને અગીઆરમે વર્ષે કાર્તિક સુદ ૮ ને દિવસે ( ઇ૦ સ૦ ૧૮૦૪ ના ડિસેમ્બર માસમાં ) એવા સમાચાર મળ્યા કે રાજા ભીમસિંહનું મૃત્યુ થયું છે. આ શુભ સમાચારપર માનસિંહને પ્રથમ તો વિશ્વાસજ બેઠો નહિ. જો કે આ સમાચાર તેમને ઘેરો ઘાલીને પડેલી સેનાના મુખ્ય સેનાપતિના દૂત તરફથી પ્રાપ્ત થયા હતા, જો કે દૂતે આપેલા પત્રપર રાજમંત્રી ઇંદરાજના હસ્તાક્ષર હતા, તથાપિ માનસિંહના હૃદયમાં ભયંકર સંદેહ ઉત્પન્ન થયો. તેમને લાગ્યું કે ચતુર ભીમસિંહે પોતાની ચાતુર્યજાળનો વિસ્તાર કરીને મને બંદીવાન કરવાને માટે આ ઉપાય કર્યો છે. અંતે તેમણે રાજગુરુ દેવનાથને રાજા ભીમસિંહના મૃત્યુની વાત સત્ય છે કે અસત્ય તેની તપાસ કરવાને માટે શત્રુઓની છાવણીમાં મોકલી આપ્યો. તેણે પાછા ફરી તેમને સિંહાસનપ્રાપ્તિની વધાઈ આપી કે તરતજ તેઓ ભાગ્યલક્ષ્મીને સુપ્રસન્ન થયેલી જોઇ આનંદોન્મત્ત થઇ કિલ્લામાંથી બહાર નીકળ્યા. જે રાઠોડોની સેના અગીઆર વર્ષ તેમને બંદીવાન કરવાને માટે પરિશ્રમ કરતી હતી, તે આ સમયે તેમના મુખનું દર્શન કરીને આનંદથી ઘેલી બની ગઇ અને સર્વ સૈનિકોએ ઉભા થઇ પ્રણામ કરી તેમને મહા સન્માન આપ્યું.

સંવત ૧૮૬૦ ના માઘમાસના શુક્લપક્ષની પંચમીને દિવસે શુભ મુહૂર્તમાં માનસિંહના મસ્તકપર રાજતિલક કરવામાં આવ્યું. માનસિંહના શાસનકાળથીજ મારવાડના ઇતિહાસના શોચનીય અધ્યાયનો આરંભ થયો છે. તેમની વિચિત્ર લીલા અને ભયંકર અત્યાચારથી મારવાડ સર્વથા નષ્ટ થઇ ગયું. તેમનાજ શાસનસમયથી રાઠોડજાતિનો સ્વાધીનતાનો સૂર્ય સદાને માટે અસ્ત પામ્યો. રાજા માનસિંહના મસ્તકપર રાજછત્ર શોભાયમાન થયા. પછી થોડા દિવસમાં મારવાડના વિધ્વંસનું બીજ રોપાયું. પોકર્ણના મહાતેજસ્વી સામંત દેવીસિંહનું નામ તો સારીરીતે પાઠકોના સ્મરણમાં હશેજ. માનસિંહના પિતામહ વિજયસિંહે દેવીસિંહને કેવી રીતે બંદીવાન કરીને તેમના જીવનનો વિનાશ કર્યો હતો, તેનો બદલો લેવાને માટે તેમના પુત્ર સબલસિંહે રુદ્ર મૂર્તિ ધારણ કરીને કેવો ઉદ્યોગ કર્યો હતો તથા તેમણે કેવીરીતે પ્રાણત્યાગ કર્યા હતા, તેનું વર્ણન પૂર્વે અમે કરી ગયા છીએ. પોકર્ણના સામંત મારવાડના બીજી શ્રેણીના સરદાર ગણાય છે. તેમની કેટલી બધી સત્તા મારવાડના રાજ્યમાં જામી ગઈ હતી, તેનું અત્રે વર્ણન કરવું નિષ્પ્રયોજન છે. માનસિંહ જે સમયે સિંહાસનપર વિરાજમાન થયા, તે સમયે સ્વર્ગસ્થ દેવીસિંહના પૌત્ર અને સબલસિંહના પુત્ર સવાઇસિંહ પોકર્ણના સામંતના પદપર અધિષ્ઠિત થઇ ચાંપાવતોની સહાયથી પ્રબલ પરાક્રમસહિત કાળક્રમણ કરતા હતા. દેવીસિંહે ગર્વપૂર્ણ સ્વરે કહ્યું હતું કે:–" મારવાડનું સિંહાસન મારી તલવારમાં છે " તથા તેમણે અંતસમયે કહ્યું હતું કે:–" મારા પુત્ર સબલસિંહની સમશેરમાં મારવાડનું સિંહાસન રહેશે. " તેજ પ્રકારે સવાઇસિંહે પોતાના પિતામહ દેવીસિંહ તથા પિતા સબલસિંહનું વૈર લેવાને માટે માનસિંહનો રાજ્યાભિષેક થયા પછી સૌથી પહેલા મારવાડના વિધ્વંસનું બીજ વાવ્યું. જો પૂર્વજોનું વૈર લેવું એ ધાર્મિક કાર્ય ગણાતું હોય તો સવાઇસિંહ મહાન ધાર્મિક પુરુષ ગણાવા જોઇએ. માનસિંહના અભિષેક પછી તેમના મૃત્યુપર્યંત સવાઇસિંહે તેમના મસ્તકપર સદા તીક્ષ્ણ તલવાર રાખી હતી. માનસિંહ સિંહાસનારૂઢ થયા તે પછી અલ્પ સમયમાંજ પોકર્ણપતિ સવાઇસિંહ શાંતિ અને સુખને તિલાંજલિ આપી રાજાપ્રત્યે અસંતુષ્ટ થઇ રાજસભા છોડી પોતાનો ઉદ્દેશ પાર પાડવાની ચિંતામાં નિમગ્ન થયા. તેમણે પ્રથમ જોધપુરથી અઢી કોશના અંતરપર આવેલા ચોપાસની નામના સ્થાનમાં સર્વ સામંતોને બોલાવી પ્રપંચ રચવા માંડ્યો. ત્યાં હાજર રહેલા સામંતોને સંબોધીને તેમણે કહ્યું: " મૃત મહારાજા ભીમસિંહની રાણી ગર્ભવતી છે, માટે આપ સર્વ અહીંઆં પ્રતિજ્ઞા કરો કે જો રાણીને પુત્ર ઉત્પન્ન થાય તો માનસિંહને પદભ્રષ્ટ કરી તેનેજ રાજતિલક કરવામાં આવશે." સવાઇસિંહ રણનિપુણ યોદ્ધા હતા. વળી તેઓ ઉત્તમ રાજનીતિજ્ઞ પણ હતા; તેથી સર્વ સામંતોએ તેમને સંમતિ આપી. એક પત્ર તૈયાર કરવામાં આવ્યો

અને તે પર સર્વ સામંતોએ પોતપોતાના હસ્તાક્ષર કર્યા. આ રીતે સવાઇસંહને પોતાના પ્રથમ પ્રયત્નમાં સફળતા પ્રાપ્ત થવાથી તેમણે સર્વ સામંતોસહિત શીઘ્ર કિલ્લામાં પ્રવેશ કર્યો અને ભીમસિંહની ગર્ભવતી રાણીને તેડી લાવીને અતિ સાવધાનતાથી તેમને નગરના એક મહાલયમાં રાખી. પછી તે સર્વ સામંતોએ એકમત થઇ રાજા માનસિંહની સમક્ષ જઈ તેને ભીમસિંહની રાણીના ગર્ભના સમાચાર કહ્યા. વળી તેમણે તેમને સ્પષ્ટરીતે જણાવ્યું કે:–" જો ભીમસિંહની ગર્ભવતી રાણીને પુત્રપ્રાપ્તિ થશે તો તેને મારવાડના સિંહાસનના ઉત્તરાધિકારીતરિકે સ્વીકારવો પડશે." ચતુર માનસિંહ સારીરીતે જાણતો હતો કે જો હું હમણાં આ સામંતોની ઇચ્છાને આધીન નહિ થાઉં તો એ સર્વ મારી વિરુદ્ધ કાર્ય કરશે; તેથી તેમણે તે વખતે કહ્યું: " જો રાણીને પુત્ર થશે તો તેજ મારવાડના સિંહાસનનો ઉત્તરાધિકારી થશે અને તેનો જન્મ થતાંની સાથેજ તેનું પદ તથા તેની મર્યાદા વધારવાને માટે નાગોર અને સિવાના એ ઉભય પ્રગણાં તેને અર્પણ કરવામાં આવશે; અને જો રાણીને કન્યા થશે તો ઢુંઢારના રાજકુમારની સાથે તેનો વિવાહ કરવામાં આવશે." રાજા માનસિંહનાં આ વચનોને અનુમોદન આપવામાં સામંતોને કાંઇ પણ હરકત જણાઇ નહિ. પોકર્ણના સામંતને પણ આ વખતે વૈર લેવાનો બીજો કોઇ ઉપાય જડયો નહિ. જો રાણીને પુત્ર ઉત્પન્ન થશે, તો મારો ઉદ્દેશ સફળ થવામાં વિશેષ અનુકૂળતા મળશે,એવી આશાથી ધૈર્ય ધારણ કરી તેઓ સુસંધિની પ્રતીક્ષા કરવા લાગ્યા.

રાજાનો પરલોકવાસ થયા પછી વિધવા રાણીને જ્યારે સંતાનોત્પત્તિ થાય છે, ત્યારે રાજપૂતરાજ્યમાં ભારે દોડધામ મચી રહે છે. નવપ્રસૂત રાજકુમારનું હિત સાધવાને માટે પ્રાયઃ સર્વ શાખાના સામંતો તેના પક્ષમાં જાય છે અને નાના ઝઘડાથી લઇને મહાવિગ્રહ પણ ઉપસ્થિત કરી દે છે. આવી સ્થિતિમાં ગર્ભવતી રાણીઓને બહુધા પુત્રજ જન્મે છે અને જો રાણીને કન્યા ઉત્પન્ન થાય તો કોઇના તરતના જન્મેલા પુત્રને લાવીને રાણીને પુત્ર જન્મ્યો છે, એવી ખબર ફેલાવવામાં આવે છે. આ વાત કર્નલ ટૉડે સ્પષ્ટ જણાવી નથી; પરંતુ તેમના શબ્દો ઉપરથી આવોજ ભાવાર્થ પ્રતીત થાય છે. ગમે તેમ હો, પરંતુ યોગ્ય સમયે ભીમસિંહની રાણીને પુત્ર ઉત્પન્ન થયો. રાજા માનસિંહ નવીન રાજકુમારના જીવનકમલને ચૂંટી નાખશે એવા ભયથી રાજમહિષીએ તેને એક ટોપલામાં મૂકી અત્યંત વિશ્વાસુ સેવકોદ્વારા તેને પોકર્ણમાં સવાઇસિંહની પાસે મોકલી આપ્યો. આ રાજકુમારને જોઈ પોકર્ણના સામંત અત્યંત પ્રસન્ન થયા અને ઘણી કાળજીથી તેનું લાલનપાલન કરવા લાગ્યા; પરંતુ તેમણે બે વર્ષપર્યંત રાજકુમારના જન્મની વાત ગુપ્ત રાખી. કર્નલ ટૉડ જણાવે છે કે:–" જો મહારાજ ભૂતકાળની ઘટના ભૂલી જઇને સર્વ ન્યાયાનુસાર વર્તન કરત અને સામંતોની સાથે વિદ્વેષ પ્રદર્શિત કરીને ભીમસિંહના શાસનસમયમાં જે સામંતોએ તેમનો પક્ષ ગ્રહણ કરી તેમને સહાયકરી હતી, તેમની સાથે અનુચિત વર્તન ન કરત તો આ નવીન રાજકુમાર ધોકલસિંહનું જીવનવૃત્તાંત જીવનપર્યંત ગુપ્ત રાખવામાં આવત. રાજા માનસિંહે પોતાની શાસનશક્તિ પોતાના રાજ્યમાં ઉત્તમરીતે દઢ કરીને, જે સામંતોએ ઝાલોરના કિલ્લામાં બંદીવાનતરિકે રહીને તેમને પુષ્કળ સહાય કરી હતી, તેજ સામંતોને માત્ર ઉચ્ચપદ તથા ઉચ્ચ સન્માન આપ્યું અને જે સામંતોએ ભીમસિંહની આજ્ઞાનુસાર તેમની વિરુદ્ધમાં કાર્ય કર્યું હતું, તેમનાપર તેઓ દ્વેષ બતાવવા લાગ્યા. રાજા માનસિંહને માત્ર બે પ્રધાનસામંતોએ સહાય કરી હતી. ભાટી રાજપૂતજાતિની સેના તથા મહંત કાયમદાસના તાબાની વિષ્ણુસ્વામી નામની સેના પણ રાજા માનસિંહની સહાયક હતી."[1]

રાજા માનસિંહે પોતાના અનુગત સેવકોપ્રત્યે વિશેષ કૃપા પ્રદર્શિત કરી અને અન્ય સામંતો ઉપર તેઓ અતિ રુષ્ટ થવા લાગ્યા. આ કારણથી પોકર્ણના સામંતના હૃદયમાં ભયંકર વૈરાગ્નિ પુનઃ પ્રદીપ્ત થયો. આટલા દિવસ સુધી માનસિંહ સામંતોને અપ્રિય થયા નહોતા, તેથી તેઓ શાંત અને મૌન રહ્યા હતા; પરંતુ બે વર્ષ પછી તેમને પક્ષપાતી આચરણ કરતા જોઇ તથા અન્યાન્ય સામંતોને તેમનાથી અત્યંત અસંતુષ્ટ થયેલા જોઈ સવાઇસિંહે મુખ્ય સામંતોની આગળ ધોકલસિંહના

---

૧ આ સેના વિષ્ણુના ભક્તોની બનેલી હતી. મહંતના હિતને માટે આ સેના જીવસટે યુદ્ધ કરતી હતી. આવશ્યકતા પડતાં મહંતની આજ્ઞાથી તે અન્યને સહાય પણ કરતી હતી. જો કે આ સૈનિકો ધર્મકાર્યનેજ પોતાનો પ્રધાન ઉદ્દેશ માનતા હતા, તોપણ તેઓ યુદ્ધકાર્યથી કદિપણ વિમુખ થતા નહોતા.

જન્મની વાત પ્રકટ કરી.સર્વ સામંતો શીઘ્ર એકાત્રત થયા અને તેમની સાથે સવાઇસિંહે રાજમહાલયમાં જઇ રાજા માનસિંહને ધોકલસિંહના જન્મની વાત કહી. વળી તેમનાપર રાજકુમાર ધોકલસિંહના નિર્વાહને માટે નાગોર અને સિવાના પ્રદેશ આપવાને દબાણ કરવામાં આવ્યું. એ વર્ષ સુધી માનસિંહને ભીમસિંહની રાણીને ઉદરે જન્મેલા રાજકુમારવિષે કિંચિત્ પણ ખબર નહોતી, તેથી આ નવીન સમાચાર સાંભળી તેઓ આશ્ચર્યચકિત થઇ ગયા. પછી તેઓ લાચાર થઈ બોલ્યા: "ધોકલસિંહ જો વાસ્તવમાં ભીમસિંહના વીર્યથી પેદા થયા હશે તો હું તપાસ કરીને તેમના નિર્વાહને અર્થે જમીન આપીશ." ભીમસિંહની વિધવા રાણી પુત્રને પોકર્ણમાં મોકલી પોતે જોધપુરમાં રહેતી હતી. રાજા માનસિંહ યથાર્થ હકીકત જાણવાને ઉદ્યત થયા છે, એ સમાચાર સાંભળી રાણી અત્યંત ભયભીત થઈ. તેમણે ધાર્યું કે ધોકલસિંહ મારો પુત્ર છે, એમ જો હું સ્વીકારીશ તો રાજા માનસિંહ અવશ્ય એને મારી નાખશે. આવો વિચાર કરી તેણે ધોકલસિંહના જીવનનું રક્ષણ કરવાને માટે સર્વની આગળ કહ્યું કે: "ધોકલસિંહ મારો પુત્ર નથી." રાણીનાં આ વચનોથી માનસિંહનાં સર્વ વિઘ્નો દૂર થઈ ગયાં અને તેની સાથે પોકર્ણના સામંતની સર્વ આશા ભસ્મીભૂત થઈ ગઇ. ભીમસિંહની રાણી ગર્ભવતી હતી, તેનું કોઇ પ્રમાણ પહેલાં દર્શાવવામાં આવ્યું નહોતું. રાણીનાં આ વચનો સત્ય માની સર્વ સામંતો રાજાના પક્ષમાં ભળી ગયા અને પોકર્ણના સામંત ચારે તરફ અંધકાર જોવા લાગ્યા.

વૈર લેવાને પ્રવૃત્ત થયેલા સવાઇસિંહ ભીમસિંહની રાણીનાં આ વચનોથી વિફળમનોરથ થઈ ગયા. તેમણે રાજા માનસિંહને કાંઇ જણાવ્યું નહિ, તેમ પોતાના પક્ષના સામંતોની સાથે મળીને માનસિંહની વિરુદ્ધ તેમને ખડ્ગ ધારણ કરવાનો પણ અવસર મળ્યો નહિ, તે છતાં પણ તેઓ અન્ય ઉપાયથી વૈર લેવાને તૈયાર થયા. આ વખતે તેમણે કૂટનીતિનું અવલંબન કર્યું. તેઓ જે વિષમય પ્રપંચજાળ ફેલાવી રહ્યા હતા, તેમાંથી કયા પ્રકારનું વિષ ઉત્પન્ન થશે, તે તેઓ સ્વયં જાણતા નહોતા. આ પ્રપંચથી મારવાડનો ધ્વંસ થયો, એટલુંજ નહિ પરંતુ તેથી સવાઇસિંહ પોતાનું ધન અને પ્રાણ પણ ગુમાવી બેઠા. વિશ્વપ્રસિદ્ધ રાઠોડનીતિનો સ્વાધીનતારૂપી અમૃતરાશિ વિજાતીય, વિધર્મી અને અત્યાચારીઓદ્વારા નાશ પામ્યો અને તેનું અંતિમ ક્ષીણ ગૌરવ પણ ચિરકાળને માટે લુપ્ત થઈ ગયું. સવાઇસિંહ વૈર લેવાને માટે ધોકલસિંહના જીવનની રક્ષા કરવી યુક્ત ધારી તેમ કરવાને પ્રવૃત્ત થયા. પોકર્ણનો કિલ્લો જો કે સારીરીતે દૃઢ હતો, તથાપિ તેને ત્યાં દીર્ઘકાળપર્યંત રાખવો અસંભવિત ધારી તેમણે તેને શેખાવટીમાં આવેલા ખેતડી નામના સ્થાનમાં છત્રસિંહભાટીની જામીનગીરીથી અભયસિંહની[1] પાસે મોકલી દીધા. સવાઇસિંહે આટલા દિવસ સુધી પ્રપંચજાળનો વિસ્તાર કરી માનસિંહની વિરુદ્ધ ખડા રહી તેમને બતાવી આપ્યું કે તેઓ તેમના રાજ્યના કંટકસ્વરૂપ છે અને તેમનાદ્વારાજ વિઘ્નની વિશેષ સંભાવના છે; પરંતુ પરમ ચતુર સવાઇસિંહ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે હવે શત્રુતા છોડી પ્રકટરીતે માનસિંહનાં અનુગત થઇ તેમને પ્રસન્ન કરવાને પ્રવૃત્ત થયા. એવામાં તેમને એક સુઅવસર પ્રાપ્ત થયો. આ સુયોગનો લાભ લઈ તેમણે પોતાની સર્વ અભિલાષાઓ સફળ કરવાનો ઇરાદો રાખ્યો. માનસિંહપ્રત્યે મિત્રભાવ તથા અનુમતિ દર્શાવી તેમણે ગુપ્તરીતે તેમના સર્વસ્વનો નાશ કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો. સવાઇસિંહ આપણા પ્રત્યે બહુ સારૂં વર્તન રાખે છે એમ જાણી તેમણે તેમની સાથે અત્યંત સ્નેહભર્યું વર્તન રાખવા માંડ્યું. બુદ્ધિમાન સવાઇસિંહ જે ઘટના સિદ્ધ કરવાને માટે ગુપ્ત પ્રપંચજાળ ફેલાવી રહ્યા હતા, તે ઘટના હવે સિદ્ધ થઇ. મારવાડના મૃત મહારાજા ભીમસિંહે મેવાડના મહારાણાની પરમ રૂપલાવણ્યવતી કન્યા કૃષ્ણાકુમારીના હાથની માગણી કરી હતી; પરંતુ આ બાબત બરાબર નિર્ણીત થઇ નહિ તે પૂર્વેજ મહારાણા ભીમસિંહે દેહ છોડી દીધો. સવાઇસિંહે પોતાની નાશકારક યુક્તિ સિદ્ધ કરવાને માટે ગુપ્તરીતે જયપુરના અધીશ્વર મહારાજા જગતસિંહને જણાવ્યું કે રાણા ભીમસિંહની કન્યા અત્યંત રૂપવતી છે; માટે તેના લગ્નની માગણી કરો. જયપુરપતિ જગતસિંહે કૃષ્ણાકુમારીનાં રૂપલાવણ્યના સમાચાર સાંભળી તે રમણીરત્નની પ્રાપ્તિની ઇચ્છા-

[1] અભયસિંહ શેખાવત શાખાના એક મહાબળવાન સરદાર હતા.

થી શીઘ્ર મહામૂલ્યવાન ઉપહાર તથા ચારહજાર સૈનિકો ઉદયપુર તરફ મોકલી દીધા. જગતસિંહને આ પ્રકારે ઉપહાર મોકલતા જોઇ સવાઇસિંહે મારવાડપતિ માનસિંહને કહ્યું કે:–"મહારાજા ! મેવાડપતિ રાણાની કન્યા કૃષ્ણાકુમારીની સાથે લગ્ન કરવાની મહારાજા ભીમસિંહે માગણી કરી હતી અને હાલમાં જયપુરપતિ જગતસિંહે તેમનાપર ઉપહારો મોકલેલ છે; અને કૃષ્ણાકુમારી જો જગતસિંહને પ્રાપ્ત થશે તો આપણા મસ્તકપર કલંકનું ટીલું લાગશે. મારવાડના અધીશ્વરતરિકેજ ભીમસિંહે કૃષ્ણાકુમારીના હાથની માગણી કરી હતી અને આપ પણ મારવાડના અધીશ્વરજ છો; માટે જો જગતસિંહ કૃષ્ણાકુમારીની સાથે વિવાહ કરશે તો મારવાડના સિંહાસનને ઘોર કલંક લાગશે." પોકર્ણના સામંત સવાઇસિંહે કયા ગુપ્ત ઉદ્દેશથી આ વાત કહી હતી, તે માનસિંહ કાંઇ સમજી શક્યા નહિ. તેમણે ધાર્યું કે મારવાડના સિંહાસનના ગૌરવની રક્ષાને માટે સવાઇસિંહે આવાં ઉત્તેજક વચનો કહ્યાં છે; આથી તેઓ જયપુરપતિની વિરુદ્ધ ખડા થઇ ગયા.

માનસિંહે શીઘ્રજ સામંતોને સેનાસહિત એકત્રિત થવાની આજ્ઞા કરી. રાજા માનસિંહે ત્રણ હજાર રાઠોડોની અશ્વારોહી સેનાને પોતાની સાથે લઇ મેવાડની સીમામાં રહેલી હીરાસિંહની ધનલોલુપ સેનાની સાથે મળી જયપુરના મહારાજાના મોકલેલા ઉપહારો લૂંટી લીધા અને જયપુરની સેનાને પરાસ્ત કરીને નસાડી મૂકી. મહારાજા જગતસિંહ માનસિંહના આ આચરણથી અત્યંત ક્રોધિત થયા અને તેમણે શીઘ્ર તેમની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી.[1]

ચતુર સવાઇસિંહની અભિલાષા પૂર્ણ થઇ ગઇ. જયપુર અને મેવાડ એ ઉભય દેશોના રાજાઓની સાથે માનસિંહને તકરાર કરાવી તે ઉભય રાજાઓદ્વારા માનસિંહને સિંહાસનપરથી પદભ્રષ્ટ કરી ધોકલસિંહને મરુક્ષેત્રમાં સિંહાસનપર આરૂઢ કરી સવાઇસિંહે પોતાનો ઉદ્દેશ પાર પાડયો. પછી તેઓ માનસિંહની સાથે જગતસિંહને ચાલતા યુદ્ધના સમાચાર સાંભળી માનસિંહપ્રત્યે ઉપલક મિત્રતા પ્રદર્શિત કરી શીઘ્ર ખેતડીમાં ચાલ્યા ગયા. ધોકલસિંહ ખેતડીમાં અભયસિંહના આશ્રયમાં રહેતા હતા. સવાઇસિંહ શીઘ્ર ધોકલસિંહને લઇ એકદમ જયપુરમાં આવી મહારાજા જગતસિંહને મળ્યા. ચતુર સવાઇસિંહે માનસિંહને ઉત્તેજિત કરી જગતસિંહના ઉપહારો લૂંટાવી લીધા હતા. જયપુરના મહારાજાને આ ખબર મળી નહોતી. માનસિંહની વિરુદ્ધ યુદ્ધ થયાની ખબર મળતાંજ સવાઇસિંહ ધોકલસિંહને લઇને જગતસિંહની પાસે ગયા. જગતસિંહે તેમનો ઘણોજ આદરસત્કાર કર્યો. માનસિંહના આચરણથી જગતસિંહ તેમનાપર અત્યંત ક્રોધિત થઇ ગયા હતા. સવાઇસિંહે તેમને જણાવ્યું કે માનસિંહને પદભ્રષ્ટ કરીને ધોકલસિંહને તેના સિંહાસનપર અધિષ્ઠિત કરવો જોઇએ. જગતસિંહે તત્કાળ આ કાર્યપ્રત્યે પોતાની સમ્મતિ દર્શાવી. તેઓ નિશ્ચયપૂર્વક માનતા હતા કે રાઠોડસામંતો માનસિંહનો પક્ષ છોડીને ધોકલસિંહને સહાય કરશે. ધોકલસિંહ સ્વર્ગસ્થ મહારાણા ભીમસિંહનો પુત્ર છે અને ઘાસ્ત્રાનુસાર મારવાડના સિંહાસનનો અધિકારી તેજ છે, એ વાત સિદ્ધ કરવાને માટે સવાઇસિંહની ભલામણથી ધોકલસિંહને ભીમસિંહની વિધવા રાણી જયપુરરાજકુમારીના ખોળામાં બેસાડયો. આ રાજકુમારી જગતસિંહની ભગિની થતી હતી. જગતસિંહે રાજપૂતરીતિઅનુસાર ધોકલસિંહની સાથે એક થાળમાં ભોજન કર્યું અને તેને પોતાના ભાણેજ તથા મારવાડરાજ્યના અધિકારીતરિકે ઓળખાવ્યો. માનસિંહના આચરણથી સર્વ સામંતો તેમનાથી અસંતુષ્ટ થઇ ગયા હતા અને તેમણે પૂર્વે ધોકલસિંહને મારવાડના સિંહાસનપર બેસાડવાને માટે સમ્મતિપત્રપર સહી કરી હતી. જગતસિંહે જ્યાં ધોકલસિંહ મારવાડના સિંહાસનના અધિકારી છે, એવો ઢંઢેરો પીટાવ્યો કે તરતજ સર્વ સામંતો જયપુરમાં આવીને એકત્રિત થયા.

ધોકલસિંહના પક્ષનું સમર્થન કરવાને માટે અને માનસિંહની વિરુદ્ધ કાર્ય કરવાને માટે જે રાઠોડસામંતો જગતસિંહને જઈ મળ્યા હતા, તેમાં બિકાનેરના સ્વતંત્રરાજા સૌના અગ્રેસર હતા. બિકાનેરના મહારાજાને માનસિંહની વિરુદ્ધ ઉભા થયેલા જોઈ મરુભૂમિના અન્યાન્ય સામંતો પણ એક પછી એક આવી જગતસિંહને મળ્યા. મહારાજા માનસિંહ એકલા પડયા અને પોકર્ણના સામંતનું વેર

૧ મેવાડના ઇતિહાસમાં મારવાડના રાજાની સાથે જયપુરના રાજાને થયેલા યુદ્ધનું વૃત્તાંત તથા કૃષ્ણાકુમારીના શોકનીય મૃત્યુનું વૃત્તાંત આપી ગયું છે.

પૂર્ણ થવાનાં પૂર્વચિન્હો સારી રીતે દષ્ટિગોચર થવા લાગ્યાં. જો કે સર્વ સામંતોએ માનસિંહનો ત્યાગ કર્યો હતો અને તેઓ ચારે તરફ નિરાશાની ભયંકર મૂર્તિ જોતા હતા, તોપણ તેઓ રાજપૂતજાતિના સ્વભાવઅનુસાર સાહસ અને ધૈર્ય ધરી પોતાના પ્રતિપક્ષીઓની સામે યુદ્ધ કરવાને તૈયાર થયાવિના રહ્યા નહિં. તેમના પક્ષમાં પણ થોડા સામંતો રહ્યા હતા. જગતસિંહ સમસ્ત સેના લઈ મારવાડમાં પ્રવેશ્યા; પરંતુ માનસિંહ તેમની પૂર્વે તૈયાર થઇને નીકળી ચૂકયા હતા.જગતસિંહની પાસે પોતાની સેના ઉપરાંત મરુભૂમિના સામંતોની સેના મળીને એક લાખ કરતાં પણ અધિક સૈનિકો હતા. મારવાડનો વિધ્વંસ થવાનાં પૂર્વલક્ષણો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. જે રીતે જગતસિંહ માનસિંહપર વૈર લેવાને માટે આગળ વધતા હતા, તે રીતે માનસિંહને પદભ્રષ્ટ કરીને મારવાડના સિંહાસનપર ધૌકલસિંહને વિરાજમાન કરવાને મરુભૂમિના સામંતો પણ પોતપોતાની સેના લઈ આગળ કૂચ કરતા હતા. માનસિંહનો વિરોધીપક્ષ આથી અત્યંત પ્રબળ થઇ ગયો. જો જયપુરનરેશે એકલાએ મારવાડપર આક્રમણ કરવાને ઉદ્યોગ કર્યો હોત તો તેથી માનસિંહ કિંચિત્ પણ ભયભીત થાત નહિ; પરંતુ પોતાના સ્વજાતીય રાઠોડવીરોએ જગતસિંહને સહાય કરી તેથી તેમને અત્યંત ભય ઉત્પન્ન થયો. તેઓ પોતાના મનમાં બોલવા લાગ્યાઃ “ રાઠોડસામંતો રાજભકિતના મૂળમાં દારુણ આઘાત કરી શું મારવાડનો સર્વથા નાશ કરવા માગે છે ?” મારવાડ અને જયપુરના મહારાજાઓની વચ્ચે આ દારુણ વિગ્રહ જાગ્યો, તેથી ભારતવર્ષના પ્રત્યેક પ્રાંતમાંથી સરદારો તથા રાજાઓએ આવીને કોઇને કોઇ પક્ષનું સમર્થન કર્યું. મહારાષ્ટ્રીય લૂંટારાઓ રાજપૂતરાજાઓમાં કુસંપ કરાવી એમાંથી એક રાજાનો પક્ષ ગ્રહણ કરી અંતે ઉભય પાસેથી ધન કઢાવતા હતા. તેઓ પણ આ વખતે આ ઉભયપક્ષ વચ્ચે ચાલેલા ઝગડાથી અત્યંત પ્રસન્ન થઇ તેમને સહાય કરવાને માટે આવ્યા. કેટલાંક વર્ષો પૂર્વે માધોજી સિંધિઆ મારવાડનું સર્વસ્વ લૂંટી ગયો હતો, તેથી ખજાનાની અવસ્થા આ વખતે અત્યંત શોચનીય બની ગઇ હતી. અન્ય પક્ષે જયપુરનરેશની પાસે દ્રવ્યનું બળ વિશેષ હોવાથી અધિક મહારાષ્ટ્રીઓ તેમના પક્ષમાં ભળ્યા. જે સમયે અંગ્રેજ સેનાનાયક લોર્ડ લેઇક મહારાષ્ટ્રીયનેતા હોલ્કરની પાછળ પડયો હતો, તે સમયે હોલ્કર મારવાડપતિનો આશ્રય ગ્રહણ કરી પોતાના કુટુંબને નિર્વિઘ્નતાથી મારવાડમાં રાખી અટક તરફ ચાલ્યો ગયો હતો. માનસિંહે તે વખતે હોલ્કરને પુષ્કળ સહાય કરી હતી. આથી તેમણે પોતાના આ મહાવિપત્તિના સમયમાં તેની પાસે સહાય માગી. તત્કાળ હોલ્કર માનસિંહને સહાય કરવાને આવ્યો. હોલ્કરે માનસિંહના શિબિરથી નવ કોશના અંતરપર પોતાનો મુકામ નાખ્યો અને તેમને કહેવરાવી મોકલ્યું કે, હું આવતી કાલે પ્રભાતમાંજ આપની મુલાકાત લઇશ; પરંતુ બુદ્ધિમાન સવાઇસિંહે આ કાર્ય પણ વ્યર્થ કરી નાખ્યું. સવાઇસિંહે જ્યારે જાણ્યું કે પ્રબલ પરાક્રમશાળી હોલ્કરે માનસિંહને સહાય કરી છે, ત્યારે તેમણે પોતાને જય મળવો અસંભવિત ધારી, હોલ્કરને પોતાના હાથમાં લેવાનો નિશ્ચય કર્યો. શીઘ્ર તેમણે હોલ્કરને મળી તેની પાસે કબૂલાત લીધી કે માનસિંહને જરાપણ સહાય કરવી નહિં; પરંતુ તરત કોટા તરફ ચાલ્યા જવું. કોટા પહોંચતાં તેમને રૂ. ૧૦૦૦૦૦ આપવાનો સવાઇસિંહે સ્વીકાર કર્યો. ધનલોભી હોલ્કર માનસિંહના ઉપકારો એકદમ ભૂલી ગયો અને યુદ્ધ કર્યા વિના રૂ. ૧૦૦૦૦૦ મળતા હોવાથી તરત સવાઇસિંહના હસ્તાક્ષરવાળી હુંડી લઈ કોટા તરફ ચાલ્યો ગયો. મહાદુઃખ અને ઘોર વિપત્તિના સમયમાં તેને માનસિંહે આશ્રય આપ્યો હતો, તેને તે સર્વથા ભૂલી ગયો. હોલ્કરનું આ આચરણ જોઈ મહારાજા માનસિંહ અત્યંત નિરાશ થઇ ગયા. આ સર્વ સંકટોની વચમાં તેમને આશ્વાસન માત્ર એટલુંજ હતું કે મારવાડના સર્વ સામંતોમાં શ્રેષ્ઠ એવા મેડતિયા સામંતો તથા બીજા પણ કેટલાક સામંતો તેમના પક્ષમાં હતા. આ સર્વ સામંતોને લઇને માનસિંહ યુદ્ધ કરવાને આગળ વધ્યા.

હોલ્કર જતો રહ્યો કે તરતજ જગતસિંહ તથા ધૌકલસિંહ એક લાખ કરતાં પણ અધિક સૈનિકોને લઇને માનસિંહની સેનાનો સંપૂર્ણ નાશ કરવાને માટે પૂર્ણ જોસથી કૂચ કરવા લાગ્યા. માનસિંહ આ સમયે પોતાની સેનાસહિત ગાગોલી નામના સ્થાનમાં હતા. ઉભયપક્ષનાં સૈન્યો સામે મળતાંની સાથેજ માનસિંહના પક્ષના સર્વ રાઠોડસામંતોએ અશ્વારૂઢ થઇ સન્માનપૂર્વક પ્રણામ કરીને વિદાય લીધી. રાજા માનસિંહે ધાર્યું કે સર્વ સામંતો યુદ્ધ કરવા જવાને માટે વિદાય લે છે; પરંતુ

તેમનો આ ભ્રમ તરતજ દૂર થઇ ગયો. જગતસિંહની સેનાએ જે સમયે ગોળાનો વરસાદ વરસાવવા માંડયો તે સમયે માનસિંહના પક્ષના સર્વ સામંતો સવાઇસિંહની સાથે કરેલી પૂર્વવ્યવસ્થાઅનુસાર માનસિંહનો પક્ષ છોડી શત્રુપક્ષમાં જઇ મળ્યા. અરે, જે મેડતિયાસામંતો સર્વોત્તમ રાજ્યભક્ત ગણાતા હતા, ગમે તે માણસ સિંહાસનપર બેસે અને તે ગમે તેવો અત્યાચાર કરે તથાપિ જે તેનો પક્ષ છોડતા નહોતા, તેઓ પણ આ વખતે મહારાજા માનસિંહનો ત્યાગ કરીને ધોકલસિંહના પક્ષમાં જઈ ભળ્યા. ઈદાઇધૂયા, ચાંપાવત અને જયતાવત શાખાના મેડતિયા સામંતો કે જે શૂરવીરતામાં અતિ વિખ્યાત હતા, તે અને અન્યાન્ય નીચી શ્રેણીના સરદારો—એ સર્વ માનસિંહનો પક્ષ છોડી ચાલ્યા ગયા. પ્રારંભમાંજ આ પ્રકારની ભયંકર વિપત્તિમાં આવી પડેલા માનસિંહ ચારે તરફ અંધકારજ જોવા લાગ્યા. ક્રોધ, અનુતાપ, વિષાદ અને ભયથી માનસિંહ જાણે ઉન્મત્ત બની ગયા અને શું કરવું તે તેમને સૂઝયું નહિ. મરુભૂમિના સર્વ સામંતોમાંથી માત્ર કુચામન, આહવા, ઝાલોર[1] અને નીમાજના સામંતોએજ આ ઘોર વિપત્તિના સમયમાં માનસિંહને સહાય કરી હતી. આ ચાર સરદારો માનસિંહની સાથેજ સંપતવિપતના ભાગી થવાને માટે રહ્યા હતા. માનસિંહ આ ચારે સરદારોના તાબાની સેના તથા બુંદીની સેના લઇને શત્રુઓની સામે બાથ ભીડવાને આગળ વધ્યા; પરંતુ ઉપરોક્ત ચાર રાજ્યભક્ત સરદારોએ જોયું કે વિજય પ્રાપ્ત થવો તો દૂરજ રહ્યો; પરંતુ પ્રાણની રક્ષા કરવી પણ કઠિન થઇ પડશે, તેથી તેમણે માનસિંહને આ સાહસિક કાર્યમાં હસ્તક્ષેપ કરવાની ના પાડી. ત્યારે માનસિંહ વ્યાકુળ થઇને આત્મઘાત કરવાને તત્પર થયા; પરંતુ કુચામનના શિવનાથસિંહે તેમની પાસે જઇ તેમને હાથીપરથી નીચે ઉતારી મૂક્યા અને તત્કાળ તેમને એક શીઘ્રગામી અશ્વપર આરૂઢ થઇ રણક્ષેત્રમાંથી નાસી જવાની સલાહ આપી. રાજા માનસિંહે જોયું કે હવે પલાયન કર્યા વિના આત્મરક્ષણ કરવાનો બીજો ઉપાય નથી, તેથી તેઓ ક્રોધ, વિષાદ, લજ્જા ઘૃણા અને અનુતાપથી વિદગ્ધહૃદય થઇ અશ્વપર ચઢી રણક્ષેત્રમાંથી નાસી ગયા. જતી વખતે તેમણે અશ્રુપૂર્ણનયનોસહિત કહ્યું: "અફસોસ! રાઠોડરાજવંશમાં માત્ર મેંજ કુશાવહો સાથેના યુદ્ધમાં પીઠ બતાવી એ કુળને કલંક લગાડયું છે." વાસ્તવમાં રાઠોડજાતિ અન્યાન્ય રાજપૂતકુલોને પોતાનાથી બળપરાક્રમમાં નિકૃષ્ટ ગણી તેમનાપ્રત્યે ઉપેક્ષાની દૃષ્ટિથી જોતી હતી. આથી માનસિંહના હૃદયમાં આ વખતે આવો પશ્ચાત્તાપ થાય તેમાં આશ્ચર્ય શું છે?

રાજા માનસિંહે પોતાનો પક્ષ અત્યંત દુર્બળ જોઇ પ્રથમથીજ પર્વતસર માર્ગથી અર્ધકોશના અંતરપર પોતાની છાવણી નાખી હતી. સરલતાથી નાસી જવાને અને શત્રુપક્ષના આક્રમણનું નિવારણ કરવાને માટે આ સ્થાન અત્યંત અનુકૂળ હતું. આથી તેઓ આજ માર્ગદ્વારા અંતે નાસીને પર્વતસરમાં જઇ પહોંચ્યા. રાજા માનસિંહની સાથે ઉનિયારાના રાવ રણભૂમિ છોડીને ચાલ્યા ગયા. તે સમયે બુંદીના ગોલંદાજે તથા હિંદાલખાં નામના ગોલંદાજે શત્રુસેનાપર ભયંકર વેગથી ગોળાની સતત વૃષ્ટિ કરી, તેના આક્રમણનો અવરોધ કરવા માંડયો. ઉભયપક્ષ તરફથી ગોળાની વૃષ્ટિ થતી હતી તે અરસામાં માનસિંહ નિર્વિઘ્નતાથી મેડતામાં પહોંચી ગયા. આ પ્રકારે શત્રુઓના કરાળ ગ્રાસમાંથી માનસિંહનો ઉદ્ધાર કરીને ઉક્ત ગોલંદાજસેના ધીમે ધીમે મેડતા તરફ જવા લાગી. એક લાખ કરતાં પણ અધિક સૈનિકોના પંજામાંથી બચીને માનસિંહ મેડતામાં આવ્યા તો ખરા, પરંતુ તેમણે ધાર્યું કે મેડતા કરતાં પણ એકાદ વિશેષ દૃઢ કિલ્લામાં રહેવું વધારે સારૂં છે, તેથી તેઓ તત્કાળ મેડતા છોડી જોધપુરમાં આવી પહોંચ્યા. જે ચાર સામંતો સુખ, દુઃખ, સંપત્‌વિપત્, સર્વમાં તેમની સાથે રહ્યા હતા અને જેમની પાસે અતિ અલ્પ સેના હતી, તેઓ આ વખતે પણ માનસિંહનો ત્યાગ કરી રાજધાની જોધપુરમાં ચાલ્યા આવ્યા. માનસિંહ યુદ્ધભૂમિમાંથી નાઠા કે તરતજ જગતસિંહ, ધોકલસિંહ તથા મહારાષ્ટ્રીયનેતા સિંધિઆના સેનાપતિ બાલારાવે માનસિંહની છાવણી લૂંટી અઢાર તોપો હસ્તગત કરી લીધી અને અમીરખાં નામના પઠાણસેનાપતિએ માનસિંહની છાવણીમાંથી પુષ્કળ દ્રવ્ય લૂંટી લીધું. વળી જગતસિંહની સેનાએ માનસિંહના પલાયન પછી પર્વતસર અને તેની નિકટનાં ગ્રામો પણ લૂંટી લીધાં. મારવાડના વિધ્વંસનો આરંભ આ રીતે થયો.

---

૧ ઝાલોર તો ખાલસા ભૂમિમાં આવેલ છે. ત્યાં કોઈ સામંત હતો પણ નહિ અને છે પણ નહિ.

પોકર્ણના સામંત સવાઇસિંહે આ રીતે માનસિંહનો પરાજય કર્યો. જેમણે વેર લેવાને માટે આ ભયંકર યુદ્ધાગ્નિ પ્રજ્વલિત કર્યો હતો, તેમનો તે ઉદ્દેશ માનસિંહના નાસવાથી સિદ્ધ થયો. માનસિંહ નાઠા કે તરતજ જગતસિંહે સવાઇસિંહને પરમ આદરપૂર્વક બોલાવી તેમને કહ્યું: " આપનો મનોરથ સિદ્ધ થયો છે. માનસિંહ પલાયન કરી ગયો છે, તેથી હવે ધોકલસિંહને સિંહાસન પ્રાપ્ત થવામાં કાંઇ પણ બાધા ઉપસ્થિત થશે નહિં. આપ સેનાસહિત જોધપુરમાં જઇ ધોકલસિંહના મસ્તકપર મારવાડનો રાજમુકુટ મૂકો અને હું પણ રાણાની કન્યાનું પાણિગ્રહણ કરવાને માટે મેવાડ તરફ જાઉં છું." બુદ્ધિમાન સવાઇસિંહ જગતસિંહના કરતાં મહાન નીતિજ્ઞ અને વિચારવાન હતા. જગતસિંહનો સ્વાર્થ સિદ્ધ કરવો એ તેનો મુખ્ય ઉદ્દેશ નહોતો. કેવળ જગતસિંહની સહાયથી ધોકલસિંહનો સ્વાર્થ સિદ્ધ થાય એજ ઉદ્દેશથી તેમણે મહાન પ્રપંચ રચી જગતસિંહને તેમાં પરિબદ્ધ કરી દીધા હતા. તેમણે જગતસિંહને ઉત્તર આપ્યો કે:-" હજી માનસિંહ પરાસ્ત થયા નથી. હજી તેમને ઉચિત શિક્ષા મળી નથી. હજી તેઓ હતવીર્ય થયા નથી, માટે માનસિંહને સંપૂર્ણરીતે પરાજિત કર્યાં પછી મેવાડમાં જઇ કૃષ્ણાકુમારીનું પાણિગ્રહણ કરવું, એ આપને ઉચિત છે." સવાઇસિંહના ઉપદેશ અનુસાર જગતસિંહે શીઘ્ર રાજધાની જોધપુરમાં નહિ જતાં, મેડતા નામના સ્થાનમાં જઇ ત્રણ દિવસસુધી ત્યાં મુકામ નાખ્યો. બુદ્ધિમાન સવાઇસિંહે ધાર્યું હતું કે માનસિંહ પોતાની પાસેની અલ્પ સેનાદ્વારા જોધપુરનું રક્ષણ કદિ પણ કરી શકશે નહિ અને અવશ્ય તે જોધપુર છોડી ઝાલોરના અભેદ્ય કિલ્લાનો આશ્રય લેશે; માટે અમારે પ્રથમ ઝાલોરમાં જઈ ત્યાંજ અધિકાર સ્થાપિત કરી દેવો જોઇએ. ત્યાર પછી જોધપુરપર અધિકાર પ્રાપ્ત કરીશું. વાસ્તવમાં સવાઈસિંહનું આ અનુમાન અવશ્ય સત્ય હતું. રાજા માનસિંહ ઝાલોરમાં આશ્રય ગ્રહણ કરવાને માટે જોધપુરથી સેનાસહિત નીકળ્યા. તેમણે બીસલપુરમાં આવી મુકામ નાખ્યો. આ સ્થળે ચેનમલ સિંધવી નામના એક રાજકર્મચારીએ માનસિંહને ઝાલોરમાં આશ્રય ગ્રહણ કરવાને માટે ઉદ્યત થયેલા જોઇ તેમને કહ્યું: " મહારાજ ! અહીંઆંથી જમણી બાજુએ નવ કોશના અંતરપર રાજધાની જોધપુર અને સોળ કોશના અંતરપર ઝાલોરનો કિલ્લો આવેલો છે. ઝાલોર કરતાં જોધપુરમાં ઘણી સુગમતાથી પહોંચી શકાય એમ છે. જો આપ આપના બાહુબળથી રાજધાનીની રક્ષા કરવાને સમર્થ થશો નહિ તો પછી અન્યત્ર રહી સિંહાસનપર અધિકાર કરવાની આશા શી રીતે રહેશે ? આપ જ્યાંસુધી રાજધાનીમાં રહી સિંહાસનની રક્ષા કરવાને માટે પ્રયત્ન કરશો, ત્યાંસુધી સર્વ સાધારણ પ્રજા અવશ્ય આપના પક્ષનું અવલંબન કરશે; પરંતુ જ્યારે આપ ઝાલોરમાં જશો ત્યારે તેની સહાય આપને મળશે નહિ." રાજા માનસિંહ આ વચનો ન્યાયસંગત માની થોડા કલાકમાં જોધપુરમાં આવી રહ્યા. માનસિંહ આ રીતે ઝાલોરમાં નહિ જતાં પુનઃ જોધપુરમાં આવ્યા; તેથી ચતુર સવાઇસિંહની સર્વ આશા નષ્ટ થઇ ગઇ. રાજા જગતસિંહ મેવાડમાં નહિ જતાં માનસિંહને પદભ્રષ્ટ કરી ધોકલસિંહના મસ્તકપર રાજમુકુટ મૂકવાને માટે જોધપુર હસ્તગત કરવાને ચાલ્યા. જો માનસિંહ ઝાલોરમાં જાત તો ધોકલસિંહનો અભિષેક કરવામાં કાંઈ પણ વિઘ્ન ઉપસ્થિત થાત નહિ. રાજા માનસિંહ યુદ્ધમાં પરાસ્ત થઇ પોતાનું સર્વ બળ તથા પરાક્રમ અને રાજપૂતવીરસ્વભાવ ખોઇ બેઠા હતા. પોતાના તાબાના સામંતોને પોતાનીજ સામે ઉભા થયેલા જોઇને તેઓ હતોત્સાહ અને મંદબુદ્ધિ બની ગયા હતા; પરંતુ તેઓ પુનઃ રાજધાનીમાં આવતાંની સાથેજ તેમનો જાતીય ગર્વદર્પ પુનઃ સતેજ થયો અને તેમણે પોતાના સિંહાસનની રક્ષા જીવસટ્ટે કરવાની પ્રતિજ્ઞા કરી.

મરુભૂમિના જે સામંતો શત્રુઓની સેનામાં મળ્યા હતા, તેમનાપર રાજા માનસિંહ અત્યંત રુષ્ટ થયા. હવે તેમને શઠોડસામંતોની ઉપર કિંચિત્ પણ વિશ્વાસ રહ્યો નહિ. જે ચાર સામંતો તેમના પક્ષમાં રહ્યા હતા, તેમનાપર પણ તેમને અવિશ્વાસ ઉત્પન્ન થયો. તેમને પણ તેમણે જોધપુરના કિલ્લાની રક્ષાનો ભાર સોંપ્યો નહિ. તેમણે વિજાતીય અને પગારદાર હિંદાલખાંના હાથનીચેના ત્રણ હજાર સાહસિક સૈનિકો, વિષ્ણુસ્વામીના હાથનીચેના ધર્મયોદ્ધાઓ, ચૌહાણો, ભાટીઓ અને ઇદ્દાજાતિના એક હજાર સૈનિકોના હાથમાં કિલ્લાની રક્ષાનો ભાર સોંપી દીધો. આ રીતે એકંદર પાંચ હજાર સૈનિકોને પાટનગરમાં રાખી માનસિંહે ધાર્યું કે જોધપુરના કિલ્લાની રક્ષાને માટે અધિક

સૈનિકોની આવશ્યકતા નથી; તેથી તેમણે ઇતર સૈનિકોને મારવાડના અન્યાન્ય કિલ્લાઓની રક્ષાને માટે મોકલી આપ્યા. સૌથી પ્રથમ તેમણે ઝાલોર અને રાજ્યની સીમાપર આવેલા અમરકોટના કિલ્લાની રક્ષાને માટે કેટલાક સૈનિકો મોકલ્યા. અમરકોટનું રક્ષણ કરવાની ઘણી જરૂર હતી; કારણ કે રાજા માનસિંહને ઘોર વિપત્તિમાં પડેલા જોઇને સિંધીસેના તે પર પોતાનો અધિકાર સ્થાપિત કરી દે, એવો ભય હતો; તેથી તેમણે પહેલેથીજ ત્યાં સેના મોકલી આપી.

આ રીતે જોધપુરના કિલ્લાને સુરક્ષિત કરી તથા ઝાલોર અને અમરકોટના કિલ્લાનું સંરક્ષણ કરવાને માટે સેના મોકલી માનસિંહ તેજસ્વિતા ધારણ કરી શત્રુઓની સેનાની પ્રતીક્ષા કરવા લાગ્યા. જે ચાર સામંતોએ રાજા માનસિંહને સુખદુઃખ અને સંપદ્‌વિપદ્‌માં કદિ પણ છોડયા નહોતા, તેઓ વિજાતીય લોકોના હાથમાં જોધપુરના રક્ષણનો ભાર ગયેલો જોઇ અત્યંત દુઃખી થયા અને તેમણે અનેક રીતે માનસિંહને સમજાવીને તેમને પ્રાર્થના કરી કે:-" અમારા હાથમાં કિલ્લાની રક્ષાનો ભાર અર્પણ કરો." પરન્તુ માનસિંહે તેમની આ પ્રાર્થનાપર કિંચિત્ પણ લક્ષ આપ્યું નહિ. અંતે જ્યારે તેમણે પુષ્કળ આગ્રહ કર્યો ત્યારે તેમણે જણાવ્યું કેઃ-"આપની ઇચ્છા હોય તો જોધપુર નગરની રક્ષા કરવાને તત્પર થાઓ." મહારાજાને અત્યંત શંકાશીલ થયેલા જોઇને ઉક્ત ચાર સામંતો પરમ દુઃખી થઇ રાજધાની છોડી શીઘ્ર શત્રુંઓને જઇ મળ્યા. આ પ્રકારે માનસિંહ સર્વ સરદારોથી પરિત્યજિત થઇ કેવળ પગારદાર સેનાની સહાયથી સિંહાસનની રક્ષા કરવાને માટે ઉદ્યત થયા. તેમણે ધાર્યું કે, "જો કે શત્રુઓના સૈનિકો એક લાખ કરતાં પણ અધિક છે, જો કે સમસ્ત રાઠોડસરદારો, મહારાષ્ટ્રીઓ અને પઠાણો તેમાં મળેલા છે; તોપણ તેઓ અલ્પસમયમાં સિંહાસનપર અધિકાર સ્થાપિત કરી શકશે નહિ." માનસિંહ આવી આશાનું અવલંબન કરી કાળક્રમણ કરવા લાગ્યા. આ સમયે સમસ્ત રાઠોડોનું પતન થયું હતું અને મારવાડમાં સર્વત્ર ભયંકર દશ્યો દષ્ટિગોચર થતાં હતાં. જાતીય પતન જાતિદ્વારાજ થાય છે. જાતીય સ્વાધીનતા વિલુપ્ત કરવાને માટે, જાતીય અધિકારનો નાશ કરવાને માટે અને જાતીય ગૌરવસૂર્યને અસ્ત કરવાને માટે જો જાતિ સ્વયં અગ્રેસર ન થાય તો અન્ય જાતિઓદ્વારા તે કાર્યની સિદ્ધિ થતી નથી. જે મહાશક્તિ જાતિને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરાવે છે અને જાતિની નસેનસમાં શૌર્યનું રક્ત વહેવરાવી દે છે, તે મહાશક્તિનો જે પળથી દુરુપયોગ થાય છે અને તે પોતાનાજ પગપર કુહાડો મારવાને તત્પર થાય છે, તેજ પળથી અવિશ્રાંત ગતિથી તેનું પતન થવા લાગે છે. આ વખતે મારવાડના રાઠોડોએ એકતા, વીરતા, પરાક્રમ અને સાહસિકતાનો વિનાશ કરવામાં નિયુક્ત થઇ હૃદયવિદારક દસ્ય ઉપસ્થિત કરી દીધું હતું. માત્ર એક માનસિંહને પદભ્રષ્ટ કરવાના ઉદ્દેશથી વીરરાઠોડો જન્મભૂમિનો વિધ્વંસ કરી, પોતાની જાતિનો સર્વ અધિકાર વિલુપ્ત કરી પોતાનો નાશ કરવાને તત્પર થયા; પરન્તુ તેમના મનમાં અમારો નાશ થનાર છે એવું સ્વપ્ન પણ નહોતું.

પોકરણના સરદાર માત્ર પોતાનું પિતૃવૈર લેવાને માટે પોતાની સમસ્ત જાતિનો વિધ્વંસ કરવાને તત્પર થયા. હજારો માણસોનો નાશ થયા છતાં પણ માનસિંહને જોધપુરના કિલ્લામાં સુરક્ષિત રહેલા જોઇને સવાઇસિંહે જગતસિંહને પ્રબલ વેગસહિત જોધપુરપર આક્રમણ કરવાનો આગ્રહ કર્યો. પ્રથમ યુદ્ધમાંજ માનસિંહને પલાયન કરતા જોઇ જગતસિંહે ધાર્યું કે તેને સંપૂર્ણ પરાજય મળ્યો છે અને તેથી તેઓ ઉદયપુર તરફ જવાને તત્પર થયા હતા; પરન્તુ માનસિંહને આ વખતે તેમણે જોધપુરમાં સુરક્ષિત દશામાં જોયા, તેથી તેઓ આશ્ચર્યચકિત થઇ ગયા. તેમણે માનસિંહનો નાશ કરવાને પોતાના એકલાખ કરતાં પણ અધિક સૈનિકોસહિત જોધપુરપર આક્રમણ કર્યું. માનસિંહે જોધપુરમાં બાધક સેના રાખી નહોતી, તેથી આક્રમણકારીઓએ સરળતાથી તેને જીતી લીધું. જે મહારાષ્ટ્રીય તથા પઠાણસેના રાઠોડોની સેના સાથે આવી હતી, તે જોધપુરપર અધિકાર સ્થાપિત કરી જયપુરના સૈનિકોની સાથે મળી તે નગરને લુંટવા તથા નગરવાસીઓપર ભયંકર અત્યાચાર કરવા લાગી. ચારે તરફ દારુણ અત્યાચાર પ્રસરી રહ્યા અને જે રાઠોડો શત્રુપક્ષમાં ભળ્યા હતા, તે પણ તેનું નિવારણ કરવાને પ્રવૃત્ત થયા નહિ. તેમની નસેનસમાં રાઠોડરક્ત પ્રવાહિત થતું હતું, તોપણ તેઓ આ વખતે સર્વથા જ્ઞાનશૂન્ય બની ગયા હતા, તેઓ સ્વજાતિવાત્સલ્ય અને સ્વજાતિપ્રેમથી રહિત બનીને શત્રુઓના પક્ષમાં ભળી ગયા,

અને તેમણે પોતાની નિર્માલ્યતાનો પરિચય કરાવ્યો. ફલોદી સિવાય રાજધાની -જોધપુર તથા બીજાં બધાં નગરો લૂંટી સૈનિકોએ અતિ અલ્પસમયમાં તે પ્રદેશનો વિધ્વંસ કરી નાખ્યો. ફલોદીના નિવાસીઓએ ત્રણ માસપર્યંત પરમ વીરતા દર્શાવી પોતાની રક્ષા કરી અને અંતે તેઓ શત્રુઓના હાથમાં જઇ પડયા. બિકાનેરના અધીશ્વરે સ્વયં આવીને શત્રુદલને સહાય કરી હતી તેથી તેમને પુરસ્કારતરિકે આ ફલોદીનો પ્રદેશ પ્રાપ્ત થયો. સવાઇસિંહે આ પ્રકારે મરુભૂમિની રાજધાની તથા અન્યાન્ય નગરોપર અધિકાર કરી ધૌકલસિંહનો રાજ્યાભિષેક કર્યો અને આ બાબતનો ઢંઢેરો સમસ્ત મારવાડ દેશમાં પીટાવી દીધો.રાજા માનસિંહ આ વખતે કિલ્લામાં સુરક્ષિત હતા, તેમણે બહાર નીકળીને શત્રુઓની સામે યુદ્ધ કરવાનો કિંવા તેમના માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત કરવાનો પ્રયત્ન કર્યો નહિ; પરન્તુ શત્રુઓ શીઘ્ર કિલ્લાપર અધિકાર સ્થાપિત કરી દેશે એવા વિચારથી તેઓ અત્યંત ભયભીત થયા. મહારાષ્ટ્રીય અને પઠાણસેના ધૌકલસિંહ મારવાડના અધીશ્વર બનવાથી બમણા ઉત્સાહથી ઉત્સાહિત થઇ; અને તેણે શીઘ્ર તે કિલ્લાપર પ્રચંડ વેગથી આક્રમણ કર્યું. તોપોના ગોળાની વૃષ્ટિ થવા લાગી. વિપત્તિમાં સપડાયેલા માનસિંહે પોતાની સેનાસહિત પ્રાણાર્પણ કરવાનો સંકલ્પ કર્યો અને અસીમ સાહસથી કિલ્લાની રક્ષા કરવામાં કિંચિત્ પણ ત્રુટી કરી નહિ; પરન્તુ તેમના કિલ્લાની રક્ષા કરવાની આશા દિવસાનુદિવસ ક્ષીણ થવા લાગી. ઘણા થોડા વખતમાં શત્રુઓ કિલ્લાપર અધિકાર સ્થાપિત કરી દેશે, એમ તેમને જણાવા લાગ્યું; પરન્તુ માનસિંહ અગીઆર વર્ષ પર્યંત ઝાલોરના કિલ્લામાં ઘેરાઇ રહ્યા હતા અને ત્યાર પછી ઘોર વિપત્તિના સમુદ્રમાંથી બહાર નીકળી તેમણે પોતાના મસ્તકપર રાજમુકુટ ધારણ કર્યો હતો, તેજ પ્રકારે આ વખતે તેમને થોડા સમય સુધી જોધપુરના કિલ્લામાં ગોંધાઈ રહેવું પડયું હતું. જયપુરપતિ જગતસિંહ પ્રબળસેનાદ્વારા જોધપુરના કિલ્લાને પાંચમાસ સુધી ઘેરી રહ્યા; પરન્તુ આ સમયમાં જોધપુરની આસપાસનાં ગામો તથા નગરો લૂંટી તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી તેમનો વિધ્વંસ કર્યા સિવાય માનસિંહનું બીજું કાંઇ પણ અનિષ્ટ તેઓ કરી શકયા નહોતા. માનસિંહ પોતાની સેનાસહિત જોધપુરના અભેદ્ય કિલ્લાની ઉત્તમ પ્રકારે રક્ષા કરતા હતા. જો કે જગતસિંહ પરાક્રમી રાઠોડોની સહાયથી જોધપુરના કિલ્લાના ઉત્તર-પૂર્વભાગમાં ગોળાની વૃષ્ટિ કરી તે ભાગને તોડી નાખવાને સમર્થ થયા હતા, પરન્તુ તેઓ તોડેલા ભાગ આગળની ૮૦ ફીટ ઉંચી પાષાણની દિવાલ ઉલ્લંઘી શકયા નહિ. આ તોડેલા સ્થાનમાં પ્રવેશ કરવો અસંભવિત માની આક્રમણકારીઓ હતાશ થઇ ગયા. રાજા માનસિંહ અપૂર્વ સાહસથી તે તોડેલા ભાગની રક્ષા કરવા લાગ્યા. આ સમયે આક્રમણકારીઓના શિબિરમાં એક એવી ઘટના બની કે જેથી માનસિંહનો ઉદ્ધાર શીઘ્ર થવાનાં પૂર્વચિન્હો સ્પષ્ટરીતે જણાવા લાગ્યાં. જગતસિંહ અને ધૌકલસિંહની પાસે કુશાવહો અને રાઠોડોની સેના સિવાય પઠાણ ઇત્યાદિની પુષ્કળ ધનલોભી સેના હતી. આ સેના સતત પાંચ માસપર્યંત રણક્ષેત્રમાં રહેવાથી અને નિયમ પ્રમાણે પગાર નહિ મળવાથી અત્યંત અસંતુષ્ટ થઇ ઉદ્ધત બની ગઇ. વળી અશ્વોને પૂરું ઘાસ પણ આ વખતે મળતું નહોતું. તેમની પાસે એટલા બધા અશ્વો હતા કે પાંચ માસમાં તે તરફના સમસ્ત પ્રદેશનું ઘાસ ખૂટી ગયું, આથી તેમને દક્ષિણ દિશામાં આવેલા પર્વતપર જઈ ચરાવવા પડતા હતા. સવાઇસિંહે અમીરખાં નામના એક પ્રચંડ નરપિશાચ પઠાણને ધૌકલસિંહને સહાય કરવાને નિયુકત કર્યો હતો. તે પોતાની પઠાણસેનાદ્વારા જોધપુરના કિલ્લાને ઘેરી પડયો હતો. અમીરખાં[૧] મહારાષ્ટ્રીઓના જેવો વ્યવસાયી અને પાકો લૂંટારો હતો. તેણે ઘોડાને ઘાસ ચરાવવા લઇ જવાનું બહાનું કાઢી પોતાની સમસ્ત સેનાને ધૌકલસિંહની સેનાથી પૃથક્ કરી અને ત્યારપછી તેણે પોતાની ભીષણમૂર્તિ ધારણ કરવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. અમીરખાંના હાથ નીચે કાંઇ સઘળા પઠાણસૈનિકોજ નહોતા, બીજી જાતિના પણ હતા; પરન્તુ તે સર્વે પાકા લૂંટારા અને નિષ્ઠુર પ્રકૃતિના માણસો હતા. અમીરખાંએ સૌથી પ્રથમ મારવાડની ખાલસા ભૂમિ અને વાણિજ્યનાં પ્રધાન સ્થાનો લૂંટી ત્યાંનાં નિવાસીઓપર દારુણ અત્યાચાર કર્યો. તેણે પ્રથમ માનસિંહની ખાલસા જમીનમાંથી પુષ્કળ દ્રવ્ય એકત્રિત કરી પાછળથી પાલી, પીપાડ, બીલાડા અને અન્યાન્ય નગરો લૂંટયાં. જે સામંતોએ માનસિંહનો પક્ષ છોડી ધૌકલ-

૧આ અમીરખાંનું સમસ્ત વૃત્તાંત પાઠકોએ મેવાડના ઈતિહાસમાં વાંચ્યું હશે.

સિંહનો પક્ષ ગ્રહણ કર્યો હતો તથા આ વખતે જેઓ જોધપુરના કિલ્લાપર ઘેરો નાખીને પડયા હતા તેમના પ્રદેશોમાં પણ અમીરખાંએ જઈ પ્રજાનું સર્વસ્વ નાશ કરવા માંડયું. અમીરખાંના આ અત્યાચારોથી અતિ અસંતુષ્ટ થઈ રાઠોડસામંતો પોતાના મુખ્ય સેનાધિપતિની સન્મુખ અમીરખાંની વિરુદ્ધ ફરિયાદ કરવા લાગ્યા. દીર્ઘકાળપર્યંત જોધપુરના કિલ્લાને ઘેરી રહેવાથી તથા મહારાષ્ટ્રીઓ, પઠાણો ઇત્યાદિને પોતાની પાસે રાખવાથી જયપુરના મહારાજાનો ખજાનો આ વખતે સર્વથા ખાલી થઇ ગયો હતો. આથી તેમણે સવાઇસંહને પોતાને ત્યાંથી જોઇતું દ્રવ્ય લાવવાને કહ્યું. સવાઇસિંહે તત્કાળ એક શબ્દ પણ બોલ્યા વિના પોતાનું ઉપાર્જન કરેલું તથા પોતાના સામંતોની પાસેથી એકત્રિત કરેલું ધન તેમને આપ્યું; પરંતુ થોડા દિવસમાં તે ધન પણ સમાપ્ત થઈ ગયું. હવે જે ચાર રાઠોડો પરમ દુ:ખિત થઇ અંતિમવાર માનસિંહનો પક્ષ છોડીને આવ્યા હતા, તેમની પાસે સવાઇસિંહે ધન માગ્યું; પરંતુ આ ચાર સામંતો વાસ્તવમાં માનસિંહની વિરુદ્ધ તલવાર ઉઠાવવાને ઇચ્છતા નહોતા. જ્યારે માનસિંહે તેમનાપર સંદેહ ધારણ કર્યો ત્યારે માત્ર તેઓ પોતાની રક્ષા કરવાને માટે ધોકલસિંહના પક્ષમાં ભળ્યા હતા. આથી આ વખતે તેમણે ધન આપવાની ચોખ્ખી ના પાડી અને તેઓ અસંતુષ્ટ થઇ અમીરખાંના દલમાં જઇ મળ્યા. તેમણે વિચાર કર્યો કે વર્તમાન અવસ્થામાં કોઇપણ પ્રકારે આપણે માનસિંહના હિતનું કાર્ય કરીશું તો આપણાપરનો તેમનો સંદેહ નિવૃત્ત થઇ જશે. પોતાનો આ ઉદ્દેશ અમીરખાંદ્વારા પૂર્ણ થવાનો વિશેષ સંભવ જોઇ તેઓ સર્વથી પહેલાં તેને હસ્તગત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. અમીરખાં કેવળ દ્રવ્યલોભથીજ આ યુદ્ધભૂમિમાં આવ્યો હતો, આથી તેને દ્રવ્યની લાલચ દર્શાવતાં તે તરત માનસિંહનો પક્ષ ગ્રહણ કરવાને તૈયાર થયો. ઉક્ત સામંતોએ જણાવ્યું કે હાલમાં જયપુરરાજ જોધપુરમાં છે, માટે જયપુરપર આક્રમણ કરવા માટે આના જેવો શુભ સંયોગ બીજો કોઇ પણ નથી. હાલમાં તે અરક્ષિત દશામાં છે, માટે આપણને અવસ્ય વિજય મળશે. આપણને યુદ્ધ કર્યા વિનાજ પુષ્કળ દ્રવ્ય મળશે. અમીરખાં સારીપેઠે જાણી ગયો હતો કે મેં પાલી,પીપાડ અને બીલાડા આદિ નગરો લૂંટી લીધાં છે; તેથી જયપુરરાજ મારાપર અત્યંત રુષ્ટ થઇ ગયા છે, એટલે તે તરત ઉક્ત ચાર રાઠોડસામંતોની સલાહ પ્રમાણે જયપુરપર આક્રમણ કરવાને ચાલ્યો અને ઉક્ત ચાર સામંતો પણ તેની સાથે ગયા.

અમીરખાંના અત્યાચારોનું વૃત્તાંત રાઠોડસામંતોએ પ્રથમથીજ જયપુરરાજને જણાવી દીધું હતું અને હવે જ્યારે તેમણે તેણે જયપુરપર આક્રમણ કર્યું છે, એવા સમાચાર સાંભળ્યા ત્યારે તેનું દમન કરવાને માટે પોતાના મુખ્ય સેનાપતિ શિવલાલને કેટલાક હજાર સૈનિકો આપીને મોકલ્યો. માર્ગમાંજ શિવલાલે તેનાપર આક્રમણ કર્યું. શિવલાલની પાસે અમીરખાં કરતાં અધિક સેના હતી. આથી અમીરખાં ઉક્ત ચાર રાઠોડસામંતોસહિત લૂણી નદી ઉતરી નાસવા લાગ્યો. શિવલાલ લૂણી નદીની પાસે આવતાંની સાથેજ એકદમ તે તેને ઓળંગીને સામે પાર ગયો. અમીરખાં ઉક્ત ચાર સામંતોની સાથે ગોવિંદગઢમાં ચાલ્યો ગયો. શિવલાલે તેમનાપર આક્રમણ કર્યું, એટલે અમીરખાં ત્યાંથી નીકળીને હરસોર નામના સ્થાનમાં ચાલ્યો ગયો. ઉક્ત ચારે સામંતો પણ તેની સાથેજ હતા. અમીરખાં એકવાર પણ સામો થયો નહિ. અંતે શિવલાલે તેને સેનાસહિત બંદીવાન કરવાને માટે રાત્રિના સમયે હરસોરપર આક્રમણ કર્યું. અમીરખાં ઉક્ત ચારે સામંતોની સાથે જયપુર રાજ્યની સીમાપર આવેલા ફાગી નામના સ્થાનમાં નાસી ગયો. શિવલાલને એવો સ્વપ્નમાં પણ વિચાર આવ્યો નહોતો કે હું આવી સત્વરતાથી અમીરખાંને પ્રત્યેક સ્થાનમાંથી નસાડી શકીશ. અમીરખાં કયો ગુપ્ત ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે શિવલાલને મારવાડમાંથી ધીમેધીમે જયપુરની સીમામાં લાવ્યો હતો, તે તે કિંચિત્ પણ સમજતો નહોતો. અમીરખાં તે વખતે સમસ્ત ભારતવર્ષમાં એક પ્રબળ અત્યાચારી અને પિશાચ પ્રકૃતિના મનુષ્યતરીકે પ્રસિદ્ધ થયો હતો. શિવલાલે તેને મારવાડમાંથી નસાડી મૂકયો તે માટે તે અત્યંત ગર્વિત થયો. આગળ જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે અમીરખાં ઉક્ત ચારે રાઠોડસામંતોની સાથે ફાગી નામના સ્થાનમાં નાસી ગયો હતો. વિજયી શિવલાલે ધાર્યું કે જયપુરના મહારાજા જગતસિંહની આજ્ઞાથી મેં એને મારવાડમાંથી નસાડી મૂકયો છે; માટે હવે એની પૂંઠ પકડવાની જરૂર નથી. તે પોતાના મનમાં આવો નિશ્ચય કરી પોતાની વિજયી સેનાને હરસોરમાંજ રાખી જયપુરમાં આવ્યો.

ગયો. આ તરફ અમીરખાં રાઠોડસામંતોની સાથે ટોંકની પાસેના પીપલુ નામના સ્થાનમાં આવ્યો અને અહીંઆં તેના સાંભળવામાં આવ્યું કે શિવલાલ પોતાની સેનાને મૂકી એકલો જયપુરમાં ગયો છે. આવો શુભ સંયોગ પ્રાપ્ત થવાથી તે હવે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અમીરખાં સારી રીતે જાણતો હતો કે આ રાઠોડસામંતોની પાસે જે થોડી સેના છે તે દ્વારા આપણું કાર્ય સરલતાથી સિદ્ધ થઇ શકે એમ નથી; માટે આ સમયે બીજા માણસોની સહાય લેવી આવશ્યક છે. આ વખતે મુહમ્મદશાહખાં અને રાજા બહાદુર એ ઉભય જણ પ્રચંડ સેનાસહિત ઘસરદા નામના સ્થાનને ઘેરીને પડેલા હતા. અમીરખાંએ ઉક્ત સરદારોને હાથમાં લઇ હૈદરાબાદી રિસાલા નામનું જે દળ તે સમયે ભારવર્ષમાં લુંટના કાર્યમાં વિશેષ પ્રસિદ્ધ હતું, તેને પણ હસ્તગત કર્યું; અને તેમની સાથેજ જયપુરપર એકદમ આક્રમણ કર્યું. જયપુરની સેના તે સમયે મુખ્ય સેનાપતિરહિત બની અત્યંત હીન દશામાં પડેલી હતી, તે છતાં પણ તેણે પ્રચંડ પરાક્રમ દર્શાવ્યું. હીરાસિંહની સેનાએ આ વખતે એટલી તેજસ્વિતાથી યુદ્ધ કર્યું કે સર્વ સૈનિકોએ અંતે રણભૂમિમાં પ્રાણ છોડયા. ભયંકર યુદ્ધ થયા પછી જયપુરની સેના સર્વથા પરાસ્ત અને વિધ્વસ્ત થઇ ગઇ અને વિજયી અમીરખાંએ તેમના શિબિરમાં જઇ સર્વ દ્રવ્ય લુંટી લીધું. આ રીતે ઉક્ત ચાર રાઠોડસામંતોની સલાહ અનુસાર કાર્ય કરવાથી અમીરખાંને વિજય પ્રાપ્ત થયો. લુંટવું એજ અમીરખાંનો પ્રધાન ઉદ્દેશ હતો અને તે લુંટવાને માટે પોતાની સેનાસહિત જેવો જયપુરમાં પ્રવેશ કરવાને ચાલ્યો કે તરતજ જયપુરનિવાસીઓ મહાભયના સમુદ્રમાં નિમગ્ન થયાં. ઉક્ત ચાર બુદ્ધિમાન રાઠોડસરદારોએ આ રીતે અમીરખાંને મુખ્ય સેનાપતિના પદપર નિયુક્ત કર્યો, તેથી રાજા માનસિંહની મુક્તિનું દ્વાર ખુલી ગયું. માનસિંહનાં વિરોધી દલમાં બહુ મોટી હીલચાલ મચી રહી અને મારવાડના વિધ્વંસના પ્રધાન કારણરૂપ સવાઇસિંહના ભાગ્યમાં કાળી રાત્રિ ઉપસ્થિત થઇ.

૭ માસપર્યંત જોધપુરના કિલ્લાને ઘેરો ઘાલી રહ્યા પછી સવાઇસિંહ અને ધોકલસિંહની પ્રપંચજાળ છિન્નભિન્ન થઇ જવાનાં પૂર્વલક્ષણો સારી રીતે દૃષ્ટિગોચર થવા લાગ્યાં. પગાર નહિ મળવાથી સેનામાં અસંતોષ ફેલાઇ ગયો અને મુખ્ય નેતાઓમાં પણ ઝગડા થવા લાગ્યા. આ ઝગડાને પરિણામે બિકાનેર અને શાહપુરના રાજાઓ જગતસિંહને છોડીને ચાલ્યા ગયા. સવાઇસિંહ અને જગતસિંહ આથી કિંચિત્ પણ નિરાશ થયા નહિ. રાઠોડોની સહાય મળવાથી જગતસિંહ મારવાડનો વિધ્વંસ કરવામાં અને જોધપુરને ઘેરો ઘાલવામાં પોતાને મહા ગૌરવવાન સમજતા હતા; પરંતુ અમીરખાં અને રાઠોડોની સેનાદ્વારા પોતાની સેનાનો વિધ્વંસ થયાના સમાચાર જાણે વજ્રાઘાતની પેઠે તેમના ગર્વોન્નત મસ્તકપર પડયા. જયપુરની સેનાના પરાજયના સમાચાર પ્રથમથીજ સવાઇસિંહના સાંભળવામાં આવ્યા હતા; પરંતુ તેણે તે જગતસિંહને વિદિત થવા દીધા નહોતા. જો તેણે તે જગતસિંહને જણાવ્યા હોત તો તે તરતજ ધોકલસિંહને મૂકીને જયપુરમાં ચાલ્યા જાત. સવાઇસિંહે જયપુરના દિવાન રાયચંદને પણ લાંચ આપીને હાથમાં લઈ લીધો હતો, તેથી તેણે સવાઇસિંહના મુખથી આ સમાચાર સાંભળ્યા છતાં પણ જગતસિંહને જણાવ્યા નહિ; પરંતુ જગતસિંહની માતાએ કેટલાક ગુપ્ત સેવકોદ્વારા તેમનાપર આ સમાચાર મોકલી દીધા. હવે જગતસિંહ સવાઇસિંહ ઉપર અત્યંત ક્રોધિત થયા. હવે શું કરવું તે કાંઇ તેમને સૂઝયું નહિ. માતાના તરફથી જયપુરની સેનાના ધ્વંસની હકીકત સાંભળી જગતસિંહ શીઘ્ર જોધપુરનો કિલ્લો છોડીને ચાલ્યા ગયા. મારવાડ જીતીને જગતસિંહ પોતાને અત્યંત ગૌરવાન્વિત માનતા હતા. અત્યાર સુધી જયપુરનો કોઇ પણ રાજા મારવાડ જીતીને જોધપુરના કિલ્લાપર ઘેરો ઘાલવાને સમર્થ થયો નહોતો; અને તે કાર્ય જગતસિંહે પાર પાડયું હતું. આથી તેમને કાંઇ થોડો ગર્વ ઉત્પન્ન થયો નહોતો; પરંતુ હવે તેજ જગતસિંહ પોતાની ચારે તરફ નાશની ભયંકર મૂર્તિ જોવા લાગ્યા. મારવાડમાંથી નિર્વિઘ્નતાપૂર્વક શી રીતે ચાલ્યા જવું અને વિજયી અમીરખાં તથા રાઠોડોના આક્રમણથી પોતાની રક્ષા શી રીતે કરવી તેજ ચિંતા તેમના હૃદયને બાળી નાખવા લાગી. જગતસિંહે જોધપુરને લુંટીને જે વીસ તોપો તથા અન્યાન્ય પુષ્કળ અમૂલ્ય દ્રવ્યો પ્રાપ્ત કર્યાં હતાં, તે સર્વ તેમણે પોતાના સામંતોની પાસે મોકલી દીધાં અને મહારાષ્ટ્રીય

નેતાઓને બોલાવી મંગાવ્યા.[1] જગતસિંહે ધાર્યું કે હું જોધપુરથી નીકળીશ કે તરતજ પોકલસિંહના રાઠોડો મારાપર આક્રમણ કરશે અને મારો પરાજય કરશે; અરે, એટલુંજ નહિ, પરંતુ કદાચ મારા પ્રાણ પણ નષ્ટ કરશે. આથીજ તેમણે મહારાષ્ટ્રીઓને બોલાવ્યા. મહારાષ્ટ્રીઓ તરતજ આવ્યા. જયપુરરાજે મહારાષ્ટ્રીઓની આગળ એવો પ્રસ્તાવ રજુ કર્યો કેઃ-"જો તમે મને નિર્વિઘ્નતાથી જયપુરમાં પહોંચાડશો તો હું તમને પુરસ્કારતરિકે રૂા. ૧૨૦૦૦૦૦ આપીશ." ધનલોભી મહારાષ્ટ્રીયનેતાએ તરતજ આ વાત સ્વીકારી. જો કે મહારાષ્ટ્રીયનેતા જગતસિંહને નિર્વિઘ્નતાથી જયપુરમાં પહોંચાડવાને તત્પર થયો હતો, તોપણ અમીરખાં માર્ગમાંજ હતો, તેથી જગતસિંહ કોઈપણ પ્રકારે નિર્ભયતાપૂર્વક આગળ વધી શક્યા નહિ. જગતસિંહે અમીરખાંની પાસે માગણી કરી કેઃ-"જો તમે મારા જયપુરના માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત નહિ કરો તો હું તમને રૂા. ૯૦૦૦૦૦ આપીશ." અમીરખાંએ પણ આ માગણી સ્વીકારી. આ પ્રકારે પુષ્કળ રૂપીઆ ખરચીને જયપુરના મહારાજાએ પોતાની રક્ષાનો ઉપાય સિદ્ધ કર્યો અને રાજધાની જોધપુર છોડીને જયપુર તરફ જવા લાગ્યા. તેમણે અત્યંત દુઃખિત થઈ અપમાન અને લજ્જાથી પોતાના શિબિરને આગ લગાડી દીધી અને પોતાના હાથથીજ પોતાના પ્રાણપ્રિય હાથીનો નાશ કર્યો. હાથીનો નાશ કરવાનું કારણ એ હતું કે તે શીઘ્ર ચાલી શકયો નહોતો.

જો કે મહારાષ્ટ્રીયનેતાએ જગતસિંહને નિર્વિઘ્નતાથી જયપુરમાં પહોંચાડવાનું વચન આપ્યું હતું અને તે તેની સાથે ગયો પણ હતો તથા અમીરખાંએ રૂપિયા લઇને કબૂલ કર્યું હતું કે, હવે તમારાપર કોઇપણ પ્રકારનો અત્યાચાર કરવામાં આવશે નહિ, તથાપિ મહારાજા જગતસિંહ જયપુરમાં નિર્વિઘ્નતાપૂર્વક પહોંચી શકયા નહિ. રાઠોડસામંતોએ જગતસિંહને નિર્વિઘ્નતાપૂર્વક જવા દીધા નહિ. જે રાઠોડસામંતો અમીરખાંની સાથે મળી ગયા હતા તેમણે નિશ્ચય કર્યો કે, ગમે તે થાઓ, પરન્તુ આપણે જયપુરના મહારાજાને વિજયમાં મેળવેલા અને લૂંટેલા દ્રવ્યસહિત જવા દઇશું નહિ. આવો નિશ્ચય કરી તેમણે મેડતાથી દશકોશ પૂર્વ તરફ જઇ જગતસિંહના માર્ગમાં ઉપસ્થિત થઇ પોતાની શાખાના સર્વ રાઠોડોને એકત્રિત કરી ઈંદરાજ સિંઘીને પોતાનો સેનાપતિ બનાવ્યો. ઈંદરાજ સિંઘી માનસિંહની પૂર્વેના બે રાજાઓના શાસનકાળમાં મારવાડમાં દિવાનપદપર નિયુક્ત હતો. જેવી રીતે ઉક્ત ચાર રાઠોડસરદારોનો કેવળ વૃથા સંદેહથી માનસિંહે પરિત્યાગ કર્યો હતો તેવીજ રીતે ઈંદરાજ પણ દિવાનના પદથી રહિત થયો હતો. ઇંદરાજ તથા સમસ્ત સામંતોએ સેનાસહિત એકત્રિત થઇ નિશ્ચય કર્યો કે, આપણને રાજા માનસિંહે વૃથા સંદેહથી દૂર કર્યા છે, માટે આપણે એ સંદેહ નિવૃત્ત કરવો જોઇએ. રાજા માનસિંહના શત્રુપક્ષના રુધિરથી સંદેહની કાલિમાને ધોઇ જ્યારે આપણે જગતસિંહના હાથમાંથી મારવાડનું દ્રવ્ય પાછું છીનવી લઇ માનસિંહના ચરણકમળમાં સમર્પણ કરીશું, ત્યારે અવશ્ય તેઓ આપણી ઉપર પ્રસન્ન થઇ આપણો વિશ્વાસ કરશે. આવો વિચાર કરી તેઓ પોતાની અતુલ બળવાન સેનાને સાથે લઇ જગતસિંહના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા. જગતસિંહ સેનાસહિત જયપુર તરફ જવા લાગ્યા કે તરતજ રાઠોડોએ સંહારકમૂર્તિ ધારણ કરી ભયંકર વેગથી તેમનાપર આક્રમણ કર્યું. ઉભયપક્ષોની વચ્ચે ભયંકર અગ્નિ પ્રદીપ્ત થયો. જગતસિંહે કેવળ રાઠોડસામંતોની સહાયથીજ જોધપુરને ઘેરો ઘાલ્યો હતો; પરન્તુ આ વખતે સવાઇસિંહ અને ઇતર રાઠોડસામંતો તેમની સાથે નહોતા, તેથી ઈંદરાજ આદિએ તેમનાપર આક્રમણ કરી અત્યંત અલ્પસમયમાં તેમને પરાસ્ત કરી દીધા. જયપુરની સેના મૂળથીજ હતવીર્ય અને હીનસાહસ હતી. આથી મહા-

1 ઈ૦ સ૦ ૧૮૦૬ માં જ્યારે જગતસિંહે મહારાષ્ટ્રીયનેતા સિંધિઆની પાસે સહાય પ્રાપ્ત કરવાને માટે દૂત મોકલ્યો તે સમયે કર્નલ ટૉડ સિંધિઆના શિબિરમાં હતા. બાપુસિંધિઆ, બાલારાવ અને જૉન બૅપ્ટીસ્ટ એ સર્વ આ સમયે પોતપોતાની સેનાસહિત સિંધિઆની સેવામાં નિયુક્ત હતા. જગતસિંહની પ્રાર્થનાનુસાર જે સમયે મહારાષ્ટ્રીઓની સેના તેમને સહાય કરવા જવાને તૈયાર થઇ હતી, તે સમયે કર્નલ ટૉડે તેને સ્વદૃષ્ટિથી જોઈ હતી. ઈ૦ સ૦ ૧૮૦૭માં કર્નલટૉડ જ્યારે રાજસ્થાનની ભૌગોલિક શોધખોળ કરવાને માટે જયપુરમાં ગયા તે સમયે તેમણે જયપુરની સેનાના વિધ્વંસનાં અગણિત ચિન્હો જોયાં હતાં. જે સેના જગતસિંહની સાથે જોધપુરપર અધિકાર કરવાને માટે ગઇ હતી તેણે અંતે જયપુરની બહાર છાવણી નાખી હતી અને તેને પગાર નહિ મળવાથી તેણે ક્ષુધાથી પીડિત થઈ પ્રાણત્યાગ કર્યો હતા. કર્નલ ટૉડે નગરની બહાર હજારો અસ્થિ અને સૈનિકોનાં અસ્થિના અસંખ્ય ઢગલાઓ સ્વદૃષ્ટિથી જોયા હતા. આનું વૃત્તાંત મેવાડના ઇતિહાસમાં આવી ગયું છે.

રાજા જગતસિંહ પરાસ્ત થયા; એટલુંજ નહિ પરન્તુ તેમણે મારવાડમાંથી જે દ્રવ્ય લૂંટી લીધું હતું તે પણ રાઠોડોએ પાછું ખુંચવી લીધું. જયપુરની સેના છિન્નભિન્ન થઇ ચારે તરફ નાસી ગઇ. બિચારા જગતસિંહ પ્રાણના ભયથી પોતાના રાજ્યમાં શીઘ્રતાથી નાસી ગયા. જગતસિંહ જે ચાળીસ તોપો લૂંટી લાવ્યા હતા, તે પણ રાઠોડોએ છીનવી લીધી. આ પ્રકારે રાઠોડોએ જગતસિંહનું અત્યંત અપમાન કરી તેમને મારવાડમાંથી નસાડી મૂકયા. જગતસિંહ જોધપુરથી નીકળ્યા તે પૂર્વે સવાઇસિંહ અને ધૌકલસિંહ જોધપુર છોડી રાઠોડસામંતોની સાથે નાગોરમાં ચાલ્યા ગયા હતા. આથી ઈંદરાજ આદિ સવાઇસિંહ અને ધૌકલસિંહને કાંઈ નુકશાન કરી શકયા નહિ. હવે તેઓ અમીરખાંને પુનઃ હાથમાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા. અમીરખાંને પુષ્કળ દ્રવ્ય આપ્યા વિના તે સહાય કરે એમ નહિ હોવાથી તેમણે સૌથી પહેલાં દ્રવ્યસંચય કરવાનો યત્ન કર્યો. જો કે કૃષ્ણગઢના રાજા રાઠોડ હતા, તોપણ તેમણે આ વખતે કોઇ પણ પક્ષને સહાય કરી નહોતી. તેઓ સર્વથા તટસ્થ રહ્યા હતા. અમીરખાંની સહાય લેવા માટે તેને આપવાને વિજયી સામંતોએ કૃષ્ણગઢના રાજા પાસેથી બે લાખ રૂપીઆ માગ્યા અને તે તેમણે તરતજ આપ્યા. અમીરખાંએ આ બેલાખ રૂપીઆ લઈ પ્રતિજ્ઞા કરી કેઃ—"હું રાજા માનસિંહને તનમનથી સહાય કરીશ." વિજયી સામંતો શીઘ્ર અમીરખાંને પોતાની સાથે લઇ જોધપુરમાં આવી પહોંચ્યા. રાજા માનસિંહે તેમને વિશ્વાસુ અને રાજભકત જાણી પરમ સન્માનસહિત પોતાની પાસે રાખ્યા અને તેમના જે જે પ્રદેશો તેમણે લઇ લીધા હતા, તે સર્વ તેમને પાછા સોંપી દીધા. વળી તેમણે ઈંદરાજને મુખ્ય સેનાપતિના પદપર નિયુક્ત કર્યા. હવે રાજા માનસિંહનો ભાગ્યોદય થયો.



# अध्याय १५ मो

જોધપુરમાં અમીરખાંનો થયેલો સત્કાર–સવાઇસિંહના દલનો ભંગ કરવાને માટે અમીરખાંની પ્રતિજ્ઞા–અમીરખાંનું નાગોરમાં ગમન–સવાઈસિંહની સાથે તેણે કરેલી મુલાકાત–ધોકલસિંહના પક્ષને સહાય કરવાને અમીરખાંએ ખાધેલા સોગંદ–રાજપૂતસામંતોનો વધ– ધોકલસિંહનું નાસી જવું–અમીરખાંએ કરેલી નાગોરની લુટ– રાજા માનસિંહ તરફથી અમીરખાંને પુરસ્કારમાં દશ લાખ રૂપિયા મળવા તથા થોડી જમીનની પ્રાપ્તિ થવી–અમીરખાંની સેનાએ જયપુરરાજ્યના ભિન્નભિન્ન ભાગોમાં કરેલી લુંટ–બિકાનેરપર કરેલું આક્રમણ–મારવાડમાં અમીરખાંના પ્રભુત્વનો વિસ્તાર અને તેણે કરેલા અત્યાચાર–નાગોરના કિલ્લાપર અમીરખાંએ રાખેલી પઠાણસેના–અમીરખાંનું મેડતાના ભાગને પોતાના તાબાના સરદારોને આપવું–અમીરખાંએ નાવાના કિલ્લાપર રાખેલી સેના તથા ત્યાંના ને સાંભરના લવણસરોવરપર કરેલો અધિકાર–ઈંદરાજ અને રાજગુરુ દેવનાથની હત્યા–રાજા માનસિંહના ચિત્તની વિકૃતિ–તેમનો એકાંતવાસ–તેમણે પોતાના પુત્ર છત્રસિંહને આપેલો રાજ્યાધિકાર–છત્રસિંહનું દુશ્ચરિત્ર–રાજા માનસિંહની ઉન્મત્તતામાં વૃદ્ધિ–તેનું કારણ–રાજા માનસિંહની સલાહથી ઇંદરાજનો વધ કરવામાં આવ્યો છે, એવો સર્વને ઉત્પન્ન થયેલો સંદેહ– પોકર્ણના મૃત સામંત સવાઇસિંહના પુત્ર સાલમસિંહને રાજ્યપર અધિકાર પ્રાપ્ત થવો–બ્રિટિશ સરકારની સાથે મારવાડના મહારાજાએ સંધિ કરવાને માટે કરેલો પ્રસ્તાવ–છત્રસિંહનું મૃત્યુ– મારવાડના સિંહાસનપર માનસિંહનો પુનઃ અધિકાર થતાં વિશેષ અનિષ્ટ થવાનો સંભવ જાણી સામર્થ્યવાન સામંતોએ ઈડરના રાજકુમારને અભિષિક્ત કરવાનો કરેલો પ્રસ્તાવ–આ પ્રસ્તાવનો પરિહાર–તેનું કારણ–રાજા માનસિંહને પુનઃ રાજ્યપર અધિકાર કરવાને થયેલી માગણી–રાજા માનસિંહે તે માગણીનો કરેલો સ્વીકાર અને રાજ્યપર કરેલો અધિકાર– સંધિના કેટલાક ધારાઓપ્રત્યે માનસિંહે પ્રકટ કરેલો અસંતોષ અને વાંધો–એક અંગ્રેજ દૂતનું જોધપુરમાં ગમન–અખેચંદને મળેલું મંત્રીપદ–મુખ્યમંત્રી પોકર્ણના સાલમસિંહ–ફત્તેરાજે કરેલો ઉપદ્રવ–રાજા માનસિંહને સહાય કરવાને બ્રિટિશ દૂતે અંગ્રેજસેના આપવાનો કરેલો પ્રસ્તાવ–આ પ્રસ્તાવનો થયેલો અસ્વીકાર–તેનું કારણ–બ્રિટિશ એજંટનું અજમેરમાં પાછા ચાલ્યા જવું–જોધપુરના મહારાજાની સભામાં બ્રિટિશ સરકારના સ્થાયી એજંટની થયેલી નિમણુક–તેનું જોધપુરમાં આગમન–રાજધાનીની અવસ્થા–માનસિંહની સાથે થયેલી મુલાકાત–એજંટનું જોધપુર છોડવું–સામંતોની જાગીરો જપ્ત કરવી–રાજા માનસિંહે પૂર્વવત્ પ્રકટરીતે રાજ્યશાસનપ્રત્યે દર્શાવેલી ઉદાસીનતા–માનસિંહે કરેલું મહાકપટ–રાજાએ સામંતોની સંપત્તિનું કરેલું હરણ–તેમનો ભયંકરરીતે કરેલો વધ–તેમણે હરણ કરેલું પુષ્કળ ધન–રાજા માનસિંહની રુધિરપિપાસા–સામંતોને વિપત્તિજાળમાં સપડાવવાને કરેલા પ્રયત્નનું નિષ્ફળ જવું–નીમાજના સામંતપર કરેલું આક્રમણ–તેણે તેજસ્વિતાપૂર્વક કરેલી પોતાની રક્ષા–તેનો વધ–પોકર્ણના સામંતનું નાસી જવું–ફત્તેરાજને મુખ્યમંત્રીની મળેલી પદવી–ફત્તેરાજને રાજા માનસિંહનો ઉપદેશ–નીમાજપર કરવામાં આવેલું આક્રમણ–નીમાજનું લૂંટાવું–રાજા માનસિંહે પોતાની પ્રતિજ્ઞાનો કરેલો ભંગ–પગારદાર સેનાના નાયકનું પ્રશંસનીય આચરણ–મારવાડના સમસ્ત સામંતોનું સ્વેચ્છાથી વિદેશમાં જવું–વિદેશી રાજાઓએ સામંતોને આદરસહિત આપેલું સ્થાન–ઓનાડસિંહપ્રતિ માનસિંહે પ્રકટ કરેલી ભયંકર

**કૃતઘ્નતા-વિદેશમાં ગયેલા રાઠોડસામંતોએ મધ્યસ્થતાને માટે બ્રિટિશ સરકારને કરેલી પ્રાર્થના-બ્રિટિશ સરકારે મધ્યસ્થ થવાને કરેલો અસ્વીકાર-ગત ઘટનાઓની સમાલોચના.**

જે પઠાણનેતા અમીરખાંની સહાયથી મહારાજા માનસિંહે મહાવિપત્તિના સાગરમાંથી કેટલેક અંશે ઉદ્ધાર પ્રાપ્ત કર્યો હતો, જેની ચાતુર્યજાળથી અવરોધકારી જગતસિંહ કલંકિત અને અપમાનિત થઈ જીવ લઇને પોતાની રાજધાનીમાં નાસી ગયા હતા, જેનાં બળ અને પરાક્રમથી મારવાડનો વિધ્વંસ થઇ ગયો હતો અને સવાઇસિંહ ધોકલસિંહસહિત જોધપુર છોડીને ચાલ્યા ગયા હતા, તે અમીરખાંને ઉક્ત ચાર પરમ રાજભક્ત રાઠોડસામંતો હાથમાં લઇ જોધપુરમાં લઇ આવ્યા. મહારાજા માનસિંહે તેમને ઘણું સન્માન આપ્યું. આ સમયે જો કે જગતસિંહ પોતાની સેના લઇને પોતાના રાજ્યમાં ચાલ્યા ગયા હતા, જો કે તેમના પક્ષનું બળ અત્યંત હીન થઈ ગયું હતું, તથાપિ સવાઇસિંહ અદ્યાપિ મરુભૂમિનું સિંહાસન ધોકલસિંહને અપાવવાની આશાથી પૂર્વવત્ અન્યાન્ય રાઠોડ સામંતો અને સૈનિકોની સાથે માનસિંહની વિરુદ્ધમાંજ ઉભા રહ્યા હતા. હજી માનસિંહ સર્વથા વિપત્તિના સમુદ્રમાંથી બહાર નીકળ્યા નહોતા. હજી તેઓ વિપત્તિસાગરના તરંગોમાં વારંવાર ઝોલાં ખાતા હતા. આ વિપત્તિકાળમાં બાંધવ, સ્વજન અને મિત્રોએ માનસિંહનો પરિત્યાગ કર્યો હતો, તેથી તેમણે શત્રુકુલનું ઉન્મૂલન કરવાને માટે પેલા વિજાતિ, વિધર્મી અને પ્રચંડ લૂંટારા અમીરખાંની સહાય લેવાનો નિશ્ચય કર્યો. જો કે અમીરખાં અતિ હલકા કુળનો પઠાણ હતો, જો કે તે પવિત્ર આર્યરક્તધારી રાઠોડોની રાજસભામાં આસન પ્રાપ્ત કરવાને અધિકારી નહોતો, તથાપિ મહારાજા માનસિંહે પોતાના સ્વાર્થની રક્ષા કરવાને માટે પોતાના મહાસંકટના સમયમાં તેને આદરપૂર્વક ગ્રહણ કર્યો; એટલુંજ નહિ પરન્તુ તેને કદિ નહિ મળેલું એવું સર્વોચ્ચ માન આપ્યું. જે રાઠોડસામંતોએ શિયોજીના સમયમાં એકતા દેવીની પૂજા કરીને આ જગતમાં અક્ષયકીર્તિ પ્રાપ્ત કરી હતી, તેમના વંશજોએ આ સમયે દુર્ભાગ્યવશાત્ સંપના હૃદયમાં લત્તાપ્રહાર કરીને પોતાના દેશને અને પોતાની જાતિને અવનતિના કૂપમાં ડુબાવી દીધી. રાજા માનસિંહે શીઘ્ર વિજાતિ અને વિધર્મી અમીરખાંને સર્વોચ્ચ પદવી આપી પોતાના રાજ્યમાં શાંતિ સ્થાપન કરી.

મહારાજા માનસિંહે અમીરખાંને આદરપૂર્વક ગ્રહણ કરી તેના નિવાસને માટે જોધપુરમાં એક મકાન આપ્યું. તે ઉપરાંત તેમણે તેને પુષ્કળ મૂલ્યવાન ઉપહારો આપ્યા. માનસિંહે અમીરખાંને સવાઇસિંહ તથા ધોકલસિંહની સેનાનો વિધ્વંસ કરી નાખવાની આજ્ઞા ફરમાવી. આ કાર્યના પુરસ્કારતરિકે તેમણે તેને પુષ્કળ દ્રવ્ય અને મોટી જાગીર આપવાનું વચન આપ્યું. અમીરખાંએ પોતાની ઉન્નતિ થવાનો સંભવ જાણી સોગંદપૂર્વક પ્રતિજ્ઞા કરી કે:-"હું અવશ્ય સવાઇસિંહની પ્રપંચજાળને ભેદીને શત્રુપક્ષને નિર્મૂળ કરી નાખીશ." મહારાજા માનસિંહે તેને પુષ્કળ સંપત્તિ આપવાનું વચન આપ્યું; એટલુંજ નહિ પરન્તુ તે વિધર્મી મનુષ્યના તેઓ રાજપૂતરીતિઅનુસાર એકબીજાની પાઘડી બદલી 'પાઘડીભાઈ' બન્યા. પછી તેમણે તરતજ તેને ઉપરોક્ત કાર્ય સિદ્ધ કરવાને માટે વ્યયના ત્રણલાખ રૂપીઆ આપ્યા. અફસોસ ! કાળની કેવી વિચિત્ર ગતિ છે ! જે મરુભૂમિના સ્વતંત્ર રાઠોડો મોગલો તથા પઠાણોને સ્વજાતિ, સ્વદેશ અને સ્વધર્મના પ્રબલ શત્રુ માની અંતઃકરણપૂર્વક તેમની ઘૃણા કરતા હતા, તેજ મરુક્ષેત્રના સિંહાસનપર અધિષ્ઠિત થયેલા રાઠોડરાજ માનસિંહે આજે વિજાતીય પઠાણના 'પાઘડીભાઇ બનવામાં' કિંચિત્ પણ લજ્જા ધરી નહિ. રાઠોડજાતિનું સંપૂર્ણ પતન થઇ ગયું. માત્ર પ્રજાએજ નહિ, પરન્તુ રાજાએ સુદ્ધાં કેવી અધમાધમ સ્થિતિનો સ્વીકાર કર્યો હતો તેનું પ્રકાશમાન ઉદાહરણ માનસિંહનું ઉપરોક્ત વર્તન પૂરૂં પાડે છે.

માત્ર પોતાના પિતાનું વૈર લેવાને માટે પોકર્ણના સામંત સવાઈસિંહે પોતાની જન્મભૂમિમાં ચોતરફ હૃદયભેદક સંકટો ઉપસ્થિત કર્યાં હતાં. મારવાડ વાસ્તવમાં મૃત મનુષ્યોનીજ ભૂમિ બની રહ્યું. પોતાના પ્રધાન સહાયક જયપુરપતિ જગતસિંહના નાસી ગયા પછી સવાઇસિંહ શીઘ્ર ધોકલસિંહ

અને સમસ્ત રાઠોડસામંતોસહિત જોધપુરપરનો ઘેરો ઉઠાવી નાગોરમાં ચાલ્યા ગયા. નાગોરમાં જઇ તેઓ જોધપુરપર અધિકાર સ્થાપિત કરવાને માટે પુનઃ પ્રપંચજાળનો વિસ્તાર કરવા લાગ્યા. આ સમાચાર સાંભળી અમીરખાં તેમનું દમન કરવાને માટે નાગોર તરફ કૂચ કરવા લાગ્યો.

સાક્ષાત્ પિશાચસ્વરૂપ પઠાણસેનાપતિ અમીરખાં પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવાને માટે બહાર નીકળ્યો તે પૂર્વથીજ તે સારીપેઠે જાણતો હતો કે, 'ધોકલસિંહ અને સવાઇસિંહને યુદ્ધમાં પરાસ્ત કરવાનું કામ સર્વથા અસંભવિત છે. પરમ પરાક્રમી અને અત્યંત બળવાન રાઠોડોની સામે યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કરવો, એ કાંઇ સાધારણ વાત નથી. હાલમાં સમસ્ત રાઠોડો નાગોરમાં એકત્રિત થયેલા છે અને મારી પાસે ઘણી થોડી સેના છે. વળી મારી સેના વિશેષ બળવાન પણ નથી; માટે મને જયલક્ષ્મી પ્રાપ્ત થવી સર્વથા અશક્ય છે.'આવો વિચાર કરી તેણે અત્યંત ઘૃણિત અને નિંદનીય ઉપાયદ્વારા પોતાની અભિલાષા પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો. અમીરખાંએ પોતાની સેનાની છાવણી નાગોરથી દશકોશના અંતરપર આવેલા મુંધિયાડ નામના સ્થાનમાં નાખી. અમીરખાંએ મુંધિયાડમાં આવી એવી ખબર ફેલાવી કેઃ 'રાજા માનસિંહે મારાપ્રત્યે ઘણું ખરાબ વર્તન કર્યું છે. મેં તેમને મહાસંકટના સમયમાં સહાય કરી હતી; પરંતુ તેમણે મને તેનો ઉચિત પુરસ્કાર આપ્યો નથી અને મારી સાથે અતિ નિંદનીય વ્યવહાર કર્યો છે.' સવાઇસિંહ અને ધોકલસિંહને આ વાતપર વિશ્વાસ આવ્યો અને તેઓ મનમાં અત્યંત આનંદિત થયા. ત્યાર પછી અમીરખાં સવાઇસિંહની મુલાકાત કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. ઘણા તર્કવિતર્ક કર્યાં પછી અમીરખાંએ સવાઇસિંહની પાસે એક દૂત મોકલીને તેમને કહેવરાવી મોકલ્યું કેઃ 'નાગોરમાં પીર તારકીન નામની એક મસ્જીદ છે અને એ મસ્જીદમાં નમાજ પઢવાને માટે જવાની મારી ઇચ્છા છે. જો આપ આજ્ઞા આપો તો હું નિત્ય તેમાં આવ-જા કરૂં.' જે સમયે મારવાડમાંથી દિલ્લીના પાદશાહની પ્રભુતાનો લોપ થયો હતો, તે સમયે તે દેશમાંની સમસ્ત મસ્જીદો અને દરગાહોનો સંપૂર્ણ વિધ્વંસ કરવામાં આવ્યો હતો. વિશેષતઃ મહારાજા વખ્તસિંહે મારવાડમાંથી યવનોનાં સમસ્ત ચિન્હો સર્વથા લુપ્ત કરી દીધાં હતાં. માત્ર પીર તારકીનની મસ્જીદ કોઇ વિશિષ્ટ કારણને લીધે શેષ રહી હતી. શા કારણથી તે મસ્જીદ બચી હતી તે કર્નલ ટૉડે જણાવ્યું નથી. અમારૂં અનુમાન એ છે કે યવનરાજ્યમાં ઘણા હિંદુઓ અનેક કારણોથી પીરોની મસ્જીદોપ્રત્યે ભક્તિભાવ રાખતા હતા, પીરોને જાગૃત દેવ કહેતા હતા અને તેમનાપર શ્રદ્ધા રાખતા હતા, તેથી એ મસ્જીદને બચાવવામાં આવી હશે. આજે પણ ઘણા હિંદુઓ આ પ્રકારનો ભક્તિભાવ મુસલમાનોના પીરોપ્રત્યે રાખે છે. આજે પણ અનેક હિંદુઓ પીરોની ભક્તિભાવથી પૂજા કરે છે. આવાજ કોઇ કારણથી વખ્તસિંહે ઉપરોક્ત મસ્જીદને બચાવી હશે. જે સમયે સવાઇસિંહે જગતસિંહની સાથે મળીને જોધપુરને ઘેરો ઘાલ્યો હતો, તે સમયે અમીરખાંએ તેમના પક્ષનો ત્યાગ કર્યો હતો, એ વાત પાઠકોને સુવિદિત છે. આ કારણથી સવાઇસિંહ અને અન્યાન્ય સામંતો તેનાપ્રત્યે અત્યંત ક્રોધિત થયા હતા અને તેમણે જયપુરના સેનાપતિ શિવલાલને તેનું દમન કરવાને મોકલ્યો હતો. અમીરખાંએ સવાઇસિંહનો પક્ષ છોડી માનસિંહના પક્ષનું અવલંબન કર્યું, તેથી તેઓ તેને પોતાનો પરમ શત્રુ માનતા હતા. એ વાત અમારા પાઠકોથી ગુપ્ત નથી; પરંતુ આ વખતે અમીરસિંહ પોતાની અભિલાષા પૂર્ણ કરવાને માટે બકધ્યાની બની ગયો અને તેણે સવાઇસિંહને ઉપરોક્ત પ્રાર્થના કરી. સવાઇસિંહે જરા પણ સંદેહ લાવ્યા વિના તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. સવાઇસિંહે ધાર્યું કેઃ "માનસિંહે અવશ્ય અમીરખાંનો ત્યાગ કર્યો છે અને તેથી તે રાજધાની છોડી ધર્મકાર્ય કરવાને માટે મસ્જીદમાં આવવાનું કહે છે." પિશાચબુદ્ધિ અમીરખાં પોતાનો ગુપ્ત અને ભયંકર ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે ધર્મનું બહાનું કરી ઘોર અધર્મ કરવાને પ્રવૃત્ત થનાર છે, એવી કલ્પના તેમને સ્વપ્નમાં પણ આવી નહોતી.

નરપિશાચ અમીરખાં સવાઇસિંહની આજ્ઞા પ્રાપ્ત થવાથી પરમ પ્રસન્ન થયો અને તરતજ કેટલાક અશ્વારોહીઓને લઇને મુંધિયાડથી પીરની મસ્જીદમાં ગયો. પીરની મસ્જીદમાં તેને નમાજ કે કાલીમા પઢવાનું કાંઇ પ્રયોજન નહોતું. તેના હૃદયમાં માત્ર પોતાની ભયંકર કામના સિદ્ધ કરવાનોજ વિચાર રમી રહ્યો હતો. તેણે મસ્જીદમાં જઇ માત્ર દેખાવને ખાતર નમાજ પઢી અને જતી વખત

આમંત્રણવિનાજ સવાઇસિંહના મુકામપર જઇ તેમની મુલાકાત લીધી. સવાઇસિંહે અમીરખાંને પરમ સન્માન આપ્યું; કારણ કે તેમને આ વખતે તેને પોતાના હાથમાં લેવાની ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ હતી. અમીરખાં વિદાય લેતી વખતે બોલ્યોઃ "મેં રાજા માનસિંહપર જેટલા ઉપકાર કર્યા છે, તેના શતાંશ જેટલો પણ પુરસ્કાર મને મળ્યો નથી. જો હું કોઈ બીજાની આટલી સેવા કરત તો અવશ્ય મને પુષ્કળ ઇનામ પ્રાપ્ત થાત." અમીરખાંનાં વચનો સાંભળી સવાઇસિંહે પ્રસન્નચિત્ત થઇ પ્રસ્તાવ કર્યો કેઃ–" જો આપ ધોંકલસિંહનો પક્ષ ગ્રહણ કરી રાજા માનસિંહને પદભ્રષ્ટ કરશો તો હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે જે દિવસે ધોંકલસિંહ મારવાડના સિંહાસનપર વિરાજમાન થશે તે દિવસે હું આપને ઉત્તમ પ્રકારે પુરસ્કાર આપી સંતુષ્ટ કરીશ. બોલો, આપ કેટલા રૂપિઆ લેશો ?" અમીરખાં બોલ્યોઃ " હું રૂપિયા ૨૦૦૦૦૦૦ (વીસ લાખ) લઇશ. સવાઇસિંહે કહ્યુંઃ "હું પુનઃ પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે જે દિવસે ધોંકલસિંહના મસ્તકપર મારવાડનો રાજમુકુટ શોભાયમાન થશે, તે દિવસે હું આપને રૂા. ૨૦૦૦૦૦૦ આપીશ." શીઘ્ર આ પ્રકારનો સંધિપત્ર તૈયાર કરવામાં આવ્યો. અમીરખાંએ કુરાનને સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરી અને સવાઇસિંહે પ્રચલિત રાજપૂત રીતિ અનુસાર શીઘ્ર અમીરખાંની સાથે પાઘડી બદલી લીધી. આ પ્રકારે સવાઇસિંહે પરમ પરાક્રમશાલી અમીરખાંને હસ્તગત કરી ધોંકલસિંહની સાથે પણ તેનો પરિચય કરાવ્યો. અમીરખાંએ ધોંકલસિંહની[1] સમક્ષ સોગંદ લઇને પુનઃ પ્રતિજ્ઞા કરી કેઃ–"મેં આપનું હિતસંભાળવાને માટે મારૂં જીવન સમર્પણ કર્યું છે. આપને જોધપુરના સિંહાસનપર અધિષ્ઠિત કરવાને માટે હું પ્રાણાંતપર્યંત પ્રયાસ કરીશ." અમીરખાંની આ પ્રતિજ્ઞાપર વિશ્વાસ રાખી ધોંકલસિંહે તેને તત્કાળ પુષ્કળ મૂલ્યવાન પદાર્થો ઉપહારતરિકે આપ્યા. આ પ્રકારે પોતાનો ગુપ્ત ઉદ્દેશ સિદ્ધ કરવાનો પાયો નાખી અમીરખાં સવાઇસિંહ અને ધોંકલસિંહની પાસેથી વિદાય લઇ મુંધિયાડમાં પાછો આવ્યો. ધોંકલસિંહ અને સવાઇસિંહપ્રતિ મિત્રતા બતાવવા માટે તે બન્નેની સાથે જે રાઠોડસામંતો સેનાસહિત રહેતા હતા તેમને પણ અમીરખાંએ પોતાને ત્યાં આવવાને આમંત્રણ કર્યું. સવાઇસિંહે આ આમંત્રણનો સ્વીકાર કરવાને કંઈ પણ આનાકાની કરી નહિ; પરંતુ અત્યંત પ્રસન્ન થઇ સમસ્તરાઠોડ સામંતોને લઇ તેઓ સ્વયં અમીરખાંની છાવણીમાં ગયા.

સવાઇસિંહનું આગમન થતાંજ અમીરખાંએ પોતાનો દુષ્ટ ઉદ્દેશ સિદ્ધ કરવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. મારવાડપતિ માનસિંહની સમક્ષ અમીરખાંએ જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞાનું પાલન કરવાને માટે તે ભયંકર મૂર્તિ ધારણ કરી રુધિરની નદી વહેવરાવવાને તત્પર થયો. સંવત ૧૮૬૪ના ચૈત્ર માસના કૃષ્ણપક્ષની ચોથને દિવસે સવાઇસિંહ સમસ્ત રાઠોડસામંતો તથા પાંચસેં અનુચરોને લઇ અમીરખાંને મળવાને તથા પરસ્પર મિત્રતા વધારવાને નાગોરમાંથી નીકળ્યા. ચતુર અમીરખાંએ સવાઇસિંહ તથા સમસ્ત રાઠોડસામંતોનું આદરપૂર્વક સ્વાગત કરી તેમને પોતાની સભામાં સન્માનપૂર્વક આસન આપ્યાં. શીઘ્ર પરસ્પર પાઘડી બદલવામાં આવી. સવાઇસિંહના હૃદયમાં આનંદના તરંગો ઉઠવા લાગ્યા. તેઓ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કેઃ "હવે અમીરખાંની સહાયથી માનસિંહને પદભ્રષ્ટ કરી ધોંકલસિંહને મારવાડના સિંહાસનપર આરૂઢ કરી રાજ્યમાં મારી સત્તા વધારીશ." તેઓ મનમાં ને મનમાં આ પ્રકારની કલ્પના કરી આનંદ પામવા લાગ્યા. અમીરખાંની સભામાં શીઘ્ર નૃત્યગાનાદિનો આરંભ થયો. અત્યંત રૂપલાવણ્યમયી નર્તકી કોયલસમાન વાણીથી રાજપૂતોનાં નેત્ર અને ચિત્તને આનંદ આપવા લાગી. સભામાં બેઠેલા સર્વ માણસો અગાધ આનંદસાગરમાં લીન થઇ ગયા. કોઇને પોતાના શરીર સુદ્ધાંનું ભાન રહ્યું નહિ. એવામાં અમીરખાં કાંઈ બહાનું કાઢી સભામાંથી ઉઠી ગયો. નૃત્યગાનાદિ પૂર્વવત્ ચાલુજ રહ્યાં. સર્વ રાજપૂતો પ્રસન્નચિત્તે તેનું દર્શનશ્રવણ કરવા લાગ્યા. અમારા ઉપર અલ્પ સમયમાં મહાવિપત્તિ આવી પડનાર છે, એવી તેમને લેશપણ કલ્પના આવી નહોતી. અમીરખાં કાલસ્વરૂપ ધારણ કરી છલકપટ અને ચાતુર્યજાળથી અમને હસ્તગત કરી લેશે, એવો તેમને કિંચિત્ પણ સંદેહ ઉત્પન્ન થયો નહોતો. સહસા તે સભાનું વાજું ઉચ્ચ સ્વર કરી ઉઠ્યું

---

૧ મહારાજા માનસિંહના ઈતિહાસમાં આ યુદ્ધમાં ધોંકલસિંહ હાજર હતો એવું કાંઇ પણ પ્રમાણ પ્રાપ્ત થતું નથી; અને થાય પણ ક્યાંથી ? કારણ કે આ વખતે તે ફક્ત બે વર્ષની વયનો બાળક હતો. સવાઇસિંહે તેના નામથી આ સર્વ પ્રપંચ રચ્યો હતો.

અને નર્તકીઓ કોણ જાણે કયાં નાસી ગઇ. શતાવધિ પઠાણો ભયંકર શબ્દથી પૃથ્વીને કંપાયમાન કરતા હાથમાં નગ્ન તલવાર ગ્રહણ કરી સભામાં આવી પહોંચ્યા. તેમણે રાજપૂતોના નેતા સવાઇસિંહ અને બેતાળીસ સામંતો ઉપર આક્રમણ કર્યું. તરતજ રાજપૂતો ચેતી ગયા કે: "નરપિશાચ અમીરખાં-એ મિત્રતાનું બહાનું કરીને અમને ફસાવ્યા છે અને તેણે કુરાનને સ્પર્શ કરી જગદીશ્વરનું નામ લઇ શપથ લીધા હતા તે સૌ કપટ હતું. પાઘડી બદલી તે પણ છલ હતો." આક્રમણકારી પઠાણોની સંખ્યા અધિક હતી. અતિસ્વલ્પ સમયમાં તે સામંતોનાં શરીર ખંડ ખંડ થઈ ગયાં. મહત્ત્વાકાંક્ષી અને પ્રચંડ વૈર લેવાની ઇચ્છા ધરાવનાર સવાઇસિંહનું શરીર પણ કાપી નાખવામાં આવ્યું. અમીરખાંએ તરતજ તેમનું મસ્તક તથા ઉચ્ચ શ્રેણીના સર્વ સામંતોનાં મસ્તક માનસિંહપર ઉપહારતરીકે મોકલી આપ્યાં. સવાઇ-સિંહની સાથે જે પાંચસેં સિપાઇઓ આવ્યા હતા, તેઓ આ ભયંકર ઘટના જોઇને સર્વથા દિઙ્મૂઢ બની ગયા અને તેઓ નાસવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ પઠાણોએ તેમનો પણ વિધ્વંસ કરી નાખ્યો. જે દૂર નાસી ગયા હતા, તેમનો તોપના ગોળાથી નાશ કરવામાં આવ્યો. નરરાક્ષસ અમીરખાં આ પ્રકારે સવાઇસિંહ અને સમસ્ત રાઠોડસામંતોનો વિધ્વંસ કરી નાગોરપર અધિકાર સ્થાપિત કરવાને માટે નીકળ્યો. સૌભાગ્યવશાત્ ધૌકલસિંહ સવાઇસિંહની સાથે અમીરખાંના શિબિરમાં આવ્યા નહોતા. તેઓ નાગોરમાંજ હતા. જ્યારે તેમણે સમસ્ત રાજપૂતોના વધના હૃદયભેદક સમાચાર સાંભળ્યા, ત્યારે તેઓ અત્યંત ભયભીત થઇ નાગોર છોડીને ચાલ્યા ગયા અને નાગોરમાં જે શેષ સેના હતી તે પણ પોતાના પ્રાણ બચાવવાને માટે છિન્નભિન્ન થઈ ચોતરફ નાસી ગઇ. અમીરખાં આ પ્રકારે રાજપૂતોનો નાશ કરી નાગોરમાં આવ્યો અને તેણે ધૌકલસિંહનો સર્વ સામાન લૂંટી લીધો. મારવાડના મહારાજા વખ્તસિંહે નાગોરના કિલ્લામાં જે યુદ્ધસામગ્રી સંગ્રહિત કરી હતી તે સરલતાથી અમીરખાંના હાથમાં આવી. નાગોરમાંથી તેને ત્રણસેં તોપો મળી અને તે તેણે અત્યાર પૂર્વે હસ્તગત કરેલા ઇતર કિલ્લાઓમાં મોકલી દીધી. આ પ્રકારે નરપિશાચ અમીરખાંએ મહારાજા માનસિંહના શત્રુઓનો જડમૂળથી નાશ કરી જોધપુર તરફ પ્રયાણ કર્યું. રાજા માનસિંહે આ સમયે તેને અગાઉ કરતાં અત્યંત વધારે માન આપ્યું અને આ પૈશાચિક કાર્યના પુરસ્કારતરીકે તેને દશ લાખ રૂપિયા રોકડા આપ્યા તથા ત્રીસ હજારની વાર્ષિક ઉપજનાં મૂંડવા તથા કુચેરા નામનાં બે મોટાં ગામોની જાગીર આપી. આ સિવાય તેને મહારાજાની તરફથી પ્રતિદિન ખર્ચને માટે સો રૂપિયા મળવા લાગ્યા.

માનસિંહ પૂર્વજન્મનાં પુણ્યને લીધે મહારાજા ભીમસિંહના ગ્રાસમાંથી એકાદશ વર્ષપર્યંત બચી અંતે મારવાડના સિંહાસનપર અભિષિક્ત થયા હતા અને આ વખતે પણ ઇશ્વરકૃપાથી તેઓ ભયંકર વિપત્તિમાંથી મુક્ત થયા. સવાઇસિંહે સમસ્ત રાઠોડસામંતોને હસ્તગત કરી શા કારણથી માન-સિંહની વિરુદ્ધ પ્રબળ પ્રપંચજાળનો વિસ્તાર કર્યો હતો, તેનું અનુમાન સરલતાથી કરી શકાય એમ છે. જો ક્રૂર કર્મચારી અમીરખાં રાજધર્મનીત અને રણધર્મવિરુદ્ધ ઉક્ત હૃદયભેદી ઉપાયનું અવલંબન કરી સવાઇસિંહ તથા અન્યાન્ય રાઠોડસામંતોનો વિધ્વંસ ન કરત તો મહારાજા માનસિંહ કોઈ પણ પ્રકારે ઝાઝા દિવસ સુધી જોધપુરના કિલ્લામાં પોતાનું સંરક્ષણ કરી શકત નહિ. સવાઇસિંહે પોતાના પિતામહ અને પિતાનું વૈર લેવાને માટે પોતાની જન્મભૂમિ અને સ્વજાતિને દુર્દશામાં નાખી હતી, તેનું તેમને ઉચિત ફળ મળ્યું. સવાઇસિંહના પર્યવસાનપરથી મનુષ્યજાતિને એક ઉત્તમ પાઠ મળે છે. માનસિંહે એક વિજાતિ અને વિધર્મી મનુષ્યની સહાયથી સ્વજાતિ અને સ્વધર્મી બાંધવોનો ક્રૂર-રીતે નાશ કરાવ્યો હતો, તેના દંડસ્વરૂપે તેમને અપાર ક્લેશ સહન કરવો પડયો હતો અને મારવાડનો ગૌરવસૂર્ય સર્વાંશે અસ્ત થઈ ગયો હતો. જો કે માનસિંહે એક કંટકની સહાયથી અનેક કંટકો દૂર કર્યાં હતા, પરંતુ તે કંટકે તેમનું અનિષ્ટ કરવામાં પણ કાંઈ કસર રાખી નહોતી.

મહારાજા માનસિંહે અમીરખાંની સહાયથી સવાઇસિંહ તથા અન્યાન્ય સામંતોનો વધ કરીને મારવાડમાં પોતાના પ્રબળ પ્રતાપનો વિસ્તાર કર્યો. તેમનો પ્રાતસ્પર્ધી ધૌકલસિંહ નિરાશાના અગાધ સમુદ્રમાં ડૂબી પ્રાણ બચાવવાને માટે નાગોરથી પલાયન કરી ગયો; પરંતુ ધૌકલસિંહના પક્ષના જે સામંતો હજુસુધી જીવિત હતા તેમને ઉચિત દંડ આપવાને માનસિંહે કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. જયપુરના મહારાજા ઉપર માનસિંહ અત્યંત અપ્રસન્ન થઇ ગયા હતા. તેમણે અમીરખાંની પઠાણ-

સેના જયપુરના રાજ્યમાં મોકલી આપી તેદ્વારા તેમના ઘણા વિભાગની પાયમાલી કરી. માનસિંહને બીજો મોટો શત્રુ બિકાનેરનો રાજા હતો. તેમનાપર પણ વૈર લેવાને મહારાજા માનસિંહ પ્રવૃત્ત થયા જો કે બિકાનેરના મહારાજા પાછળથી ધોકલસિંહનો પક્ષ છોડી કેવળ ફલોદી પ્રાપ્ત કરી પોતાના રાજ્યમાં ચાલ્યા ગયા હતા, તોપણ તેથી માનસિંહનો ક્રોધ કાંઇ ઓછો થયો નહિ. તેમણે પ્રથમ ધોકલસિંહની સાથે મળીને તેને જોધપુરના સિંહાસનપર અભિષિક્ત કરવાને માટે જોધપુરને ઘેરો ઘાલ્યો હતો અને તેના પુરસ્કારતરિકે તેમને ફલોદી મળ્યું હતું, જે તેમણે બિકાનેરના રાજ્યમાં સંયુકત કરી દીધું હતું. આથી માનસિંહે તેમને ભીષણ શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો. શીઘ્ર મહારાજા માનસિંહે બાર સહસ્ર સૈનિકો તૈયાર કરી પોતાના મુખ્ય સેનાપતિ ઈંદરાજને બિકાનેરમાં મોકલ્યો તેની સાથે અમીરખાં અને હિંદાલખાં પણ પોતપોતાની સેનાસહિત ૭૫ તોપો લઇને ગયા. બિકાનેરના મહારાજા પોતાનાપર આવી પડેલી વિપત્તિ જોઇ શીઘ્ર પોતાની સેના એકત્રિત કરી યથાશકિત પોતાની રક્ષા કરવાને પ્રવૃત્ત થયા. તેમની સેના માનસિંહે મોકલેલી સેના જેટલીજ હતી. વાપરી નામના સ્થાનમાં ઉભય દલોની વચ્ચે યુદ્ધ થયું. આ યુદ્ધમાં બિકાનેરના મહારાજા પરાસ્ત થઈ પોતાની રક્ષા કરવાને માટે પોતાના પાટનગરમાં ચાલ્યા ગયા. આ પ્રથમ યુદ્ધમાં બિકાનેરના બસેં યોદ્ધાઓ નાશ પામ્યા હતા. બિકાનેરના મહારાજાને નાસતા જોઇ ઇંદરાજ, અમીરખાં અને હિંદાલખાં તેમની પાછળ પડયા અને ગજનેર નામના સ્થાનમાં આવી પહોંચ્યા. બિકાનેરના મહારાજાના સૈનિકો મારવાડપતિના સૈનિકો કરતાં કાંઈ ઓછા નહોતા, તોપણ તેમની સાથે યુદ્ધ કરી વિજય મેળવવાનો સંભવ નહિ લાગવાથી બિકાનેરપતિએ સંધિ કરવાનો પ્રસ્તાવ કર્યો. તેમણે યુદ્ધના વ્યયના બદલામાં મારવાડપતિને એક લાખ રૂપિયા આપવાનો સ્વીકાર કર્યો અને ફલોદી પાછું આપી દીધું. મારવાડના મહારાજા આથી પ્રસન્ન થયા અને ઉભયની વચ્ચે ત્યારથી મિત્રતા થઇ ગઇ.

જે પઠાણ સેનાપતિ અમીરખાંએ જગતસિંહની સાથે મળીને મારવાડપતિની વિરુદ્ધ શસ્ત્ર ધારણ કર્યાં હતાં, તેજ અમીરખાંએ પાછળથી માનસિંહના પક્ષનું અવલંબન કરી કૂટનીતિ અને છલકપટથી તેમના શત્રુનું દમન કરી મારવાડમાં પોતાના પ્રચંડ સામર્થ્યનો વિસ્તાર કર્યો અને તે:મરુભૂમિને કર્તાહર્તા તથા વિધાતા થઈ પડયો. રાજાપર અધિકાર ચલાવવામાં અને રાઠોડસામંતો ઉપર પ્રભુત્વ સ્થાપિત કરવામાં તેણે કાંઇ ત્રુટી રાખી નહિ. મહારાજા માનસિંહના વિપત્તિકાળમાં તેણે તેમનાપર અનેક ઉપકાર કર્યા હતા. તેની સહાયથી તેઓ પોતાના રાજ્યની રક્ષા કરી શકયા હતા અને તેજ કારણથી અમીરખાં ઘોર અન્યાયી આચરણ કરતો હતો; તે છતાં પણ મહારાજા માનસિંહ તેને કાંઇ કહેવાનું સાહસ કરી શકતા નહોતા. અમીરખાંનું ભાગ્ય આ સમયે અત્યંત પ્રબલ હતું. અમીરખાંને જાગીરસ્વરૂપે મહારાજા માનસિંહની તરફથી મોટી ઉપજવાળાં બે ગામો મળ્યાં હતાં. તદુપરાંત તે ધીમે ધીમે મારવાડની પુષ્કળ ભૂમિ પચાવી પડયો હતો. તેણે પોતાના હાથનીચેના સેનાપતિ ગફૂરખાંને એક સેનાસહિત નાગોરના કિલ્લામાં રાખી સમૃદ્ધિશાળી મેડતા પ્રદેશ વિભકત કરી તેને પોતાના તાબાના સરદારોને વહેંચી આપ્યો. આટલું કરીનેજ તે શાંત રહ્યો નહિ; પરંતુ તેણે પોતાની સેના નાવાના કિલ્લામાં રાખી નાવા અને સાંભરનાં લવણસરોવરો પણ પોતાના અધિકારમાં લઇ લીધાં. સારાંશ કે, અમીરખાં આ સમયે મરુભૂમિના રાજાની પેઠે પોતાની ઇચ્છાનુસાર વર્તી સામંતોપર ઘોર અત્યાચાર કરવા લાગ્યો. માનસિંહ પોતાની સત્તા સુરક્ષિત રાખવાને માટે પોતાના પ્રધાન સેનાપતિ ઈંદરાજ તથા પોતાના ગુરુ દેવનાથની સલાહથી સર્વ કાર્ય કરવા લાગ્યા. રાઠોડસામંતો પોતાના પૂર્વજોની પેઠે રાજસભામાં કાંઈ બોલી શકતા નહોતા. તેમને ડગલેડગલે અમીરખાં તરફથી ઘોર તિરસ્કાર સહન કરવો પડતો હતો. ક્રમશઃ તેના અત્યાચાર સર્વથા અસહ્ય થઇ પડયા, ત્યારે સર્વ સામંતોએ એકત્રિત થઇ વિચાર કર્યો કે: "મહારાજા માનસિંહ પ્રધાનસેનાપતિ ઈંદરાજ અને રાજગુરુ દેવનાથની સલાહથી સમસ્ત કાર્યો કરે છે, માટે અમીરખાં જે અત્યાચાર કરે છે તે સર્વનું મૂળ ઈંદરાજ અને દેવનાથજ છે. તેમની સંમતિથીજ અમીરખાંએ ઘોર અત્યાચાર કરવા માંડયો છે." ત્યાર પછી પુષ્કળ ચર્ચા ચલાવ્યા બાદ તેઓએ વિચાર કર્યો કે:-"ઈંદરાજ અને દેવનાથનો વધ કર્યા વિના કોઈ પણ પ્રકારે આપણું મંગલ થઈ શકનાર નથી;" પરંતુ રાજદ્રોહી બની તેમનો નાશ કરવાને

તેમની હામ ચાલી નહિ. અંતે તેમણે નિશ્ચય કર્યો કેઃ-"દુષ્ટ અમીરખાં મહા બળવાન છે, માટે તેની સહાયથીજ ઇંદરાજ અને દેવનાથનો નાશ કરવો ઉચિત છે." તેમણે પોતાનો આ નિશ્ચય શીઘ્ર અમીરખાંની આગળ વ્યક્ત કર્યો. અમીરખાંએ પ્રત્યુત્તર આપ્યો કેઃ-" જો તમે મને પુરસ્કારતરિકે સાત લાખ રૂપિયા આપશો તો હું તમારા શત્રુ ઇંદરાજ અને દેવનાથનો શીઘ્ર નાશ કરીશ." સામંતોએ તેને સાતલાખ રૂપિયા આપવાનો સ્વીકાર કર્યો. હવે અમીરખાંએ શીઘ્ર પ્રપંચજાળનો વિસ્તાર કર્યો. ઇંદરાજના હાથનીચેની પઠાણસેનાએ પોતાના બાકી પગારને માટે તોફાન કર્યું અને તેમાં તેનો અને દેવરાજનો નાશ થયો.

જો કે રાજગુરુ દેવનાથે મારવાડના રાજ્યમાં પોતાની પ્રબલ સત્તાનો વિસ્તાર કર્યો હતો, તોપણ મહારાજા માનસિંહ તે વિષે કાંઈ પણ વાંધો લેતા નહોતા; કારણ કે તેમને દેવનાથ તરફથી અનેક પ્રકારની સહાય મળી હતી અને તેઓ દેવનાથના પરમ કૃતજ્ઞ હતા. પોતાના સમસ્ત કુટુંબીઓ અને સામંતોમાં એકમાત્ર ગુરુદેવ દેવનાથનેજ તેઓ પોતાના પ્રધાન હિતૈષી માનતા હતા. ગુરુદેવપ્રત્યે તેમની અનન્ય ભક્તિ હતી. તેમના આ વંદનીય ગુરુદેવનો જ્યારે દુષ્ઠ અમીરખાંએ વધ કરાવ્યો, ત્યારે માનસિંહને જાણે પોતાના હૃદયપર હજારો વજ્રાઘાત થયા હોય તેવું દુઃખ લાગ્યું. દેવનાથના મરણથી તેમને દારુણ શોક થયો અને તેમના ચિત્તમાં વિકૃતિ ઉત્પન્ન થઇ. ઉપરોક્ત ભયંકર ઘટના બન્યા પછી તેમણે રાજદરબારમાં જવાનું છોડી દીધું અને તેઓ એક નિર્જન સ્થાનમાં એકલા રહેવા લાગ્યા. તેઓ સમસ્ત રાજકાર્યો તથા ધર્મકાર્યો છોડી ઉન્મત્તની પેઠે રહેવા લાગ્યા. શું સગાં કે શું વહાલાં, શું કુટુંબી કે શું મંત્રી, શું પરિવાર કે શું પ્રજા-સર્વની સાથે વાતચીત કરવાનું તેમણે બંધ કર્યું. મહારાજાનો આ દારુણ શોક જોઇ સમસ્ત મંત્રીઓ તથા સામંતો રાજ્યમાં શાંતિની રક્ષા કરવા સંબંધી ચિંતામાં નિમગ્ન થયા. રાજકાર્યપ્રત્યે મહારાજાની ઉદાસીનતા જોઇ સર્વ રાજદ્વારી પુરુષોએ મળી રાજકુમાર છત્રસિંહને સિંહાસનપર અભિષિક્ત કરી શાંતિની રક્ષા કરવાનો નિશ્ચય કર્યો. તેમણે જ્યારે મહારાજા માનસિંહની આગળ આ પ્રસ્તાવ કર્યો ત્યારે તેમણે તરતજ તેનો સ્વીકાર કર્યો અને પોતાના હાથથી છત્રસિંહના મસ્તકપર રાજતિલક કરી તેમને મરુભૂમિના રાજસિંહાસનપર અભિષિક્ત કર્યા.

કુમાર છત્રસિંહ યુવાવસ્થામાં સિંહાસનપર આરૂઢ થઇ અત્યંત નિંદનીય કાર્યો કરવા લાગ્યા. તેમણે રાજકાર્યપ્રતિ કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ; પરંતુ તેઓ સદા ભોગવિલાસમાં રત રહેવા લાગ્યા. આથી તેઓ પ્રજાને અત્યંત અપ્રિય થઇ પડયા અને એજ કારણથી તેઓ ઝાઝા દિવસપર્યંત આ સંસારમાં રહી સિંહાસન ભોગવી શક્યા નહિ. છત્રસિંહે પોતાની પાશવવૃત્તિ તૃપ્ત કરવામાંજ પોતાનો સમસ્ત કાળ વ્યતીત કરવા માંડયો, તેથી તેમને યુવાવસ્થામાંજ આ લોકનો ત્યાગ કરી પરલોકનો રસ્તો લેવો પડયો. એવી વાત બહાર આવી છે કે છત્રસિંહે એક સુંદર યુવતીના સૌંદર્યથી મોહિત થઇ તેનું સતીત્વ નષ્ટ કરવા એક માસપર્યંત ચેષ્ટા કરી હતી અને તેને લીધેજ તેમનું મૃત્યુ થયું હતું. વળી એમ પણ કહેવાય છે કે તેઓ જ્વરથી પીડિત થઇ મરણ પામ્યા હતા. આ બેમાંની કયી વાત સત્ય છે, તે સ્પષ્ટરીતે કર્નલ ટૉડે જણાવ્યું નથી; પરંતુ અમને એમ જણાય છે કે તેમને જ્વરથીજ આ સંસારમાંથી વિદાય થવું પડયું હતું.

દારુણ શોકથી ગ્રસ્ત થયેલા માનસિંહ પોતાના એકનાએક પુત્ર છત્રસિંહના મૃત્યુથી અગાઉ કરતાંપણ વિશેષ શોકાકુલ થયા. તેમને એવો સંદેહ આવ્યો કે મારો નાશ કરવાને માટે સામંતોઅને મંત્રીઓએ પ્રપંચનો વિસ્તાર કર્યો છે. આવા વિચારથી તેમને સર્વની ઉપર અવિશ્વાસ આવી ગયો. અધિક શું ? તેઓ પોતાની અર્ધાંગિની રાણીને પણ પોતાના શત્રુની પંક્તિમાં ગણવા લાગ્યા. તેમને એવો સંદેહ આવવા લાગ્યો કે રાણીએ મારો નાશ કરવાને માટે પુષ્કળ પ્રયત્નો કર્યા હશે. આવા સંદેહથી તેમને અત્યંત ચિંતા ઉત્પન્ન થઇ અને તેમણે કોઇના પણ હાથનું ભોજન લેવાનો પણ ત્યાગ કર્યો. માત્ર એક પરમ વિશ્વાસુ નોકરના હાથનુંજ ભોજન તેઓ ખાતા હતા. તેઓ એકલા એક ઓરડાની અંદર રહી ચિંતાગ્નિમાં ભસ્મીભૂત થવા લાગ્યા. આથી તેમની ઉન્મત્તતા બમણી વધી ગઇ. તેમણે સ્નાન તથા ક્ષૌરકર્મને પણ તિલાંજલિ આપી દીધી. આથી તેમનો દેખાવ પણ અત્યંત ભયંકર જણાવા લાગ્યો. ધીમે ધીમે તેમણે સર્વની સાથે

વાતચીત કરવાનો વ્યવહાર પણ બંધ કર્યો. આ સમયે મંત્રીઓ તેમના નામથી રાજ્યકાર્ય કરતા હતા. જ્યારે કોઇ વિશેષ મહત્ત્વ કાર્ય ઉપસ્થિત થતું, ત્યારે તેઓ મહારાજાની સમીપ જતા અને તે કાર્ય નિવેદન કરતા; પરંતુ મહારાજા મૌનપૂર્વક તે સાંભળી લેતા, કાંઇ પણ પ્રત્યુત્તર આપતા નહિ. કર્નલ ટૉડ જણાવે છે કે:–"મરુભૂમિના અનેક સામંતો અને પ્રજાજનો નિશ્ચયપૂર્વક માનતા હતા કે, મહારાજા માનસિંહના જીવનનો નાશ કરવાને માટે અસંતુષ્ટ સામંતોએ પ્રપંચનો વિસ્તાર કર્યો હતો અને તેથી ભયભીત થઇ તેઓ એકાંતમાં રહેતા હતા. તેમણે પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે બહારથી ઉન્મત્તતાનું તો કેવળ બહાનું કર્યું હતું. વાસ્તવમાં તેમને ઉન્માદ થયો નહોતો." વળી કેટલાક લોકો એમ પણ માને છે કે ઇંદરાજનો નાશ કરવામાં તેમણે ગુપ્તરીતે પોતાની સંમતિ આપી હતી. આથી ઇંદરાજના નાશની સાથે દેવનાથના પણ પ્રાણ ગયા હતા. આ સર્વ કારણોથી અનુતાપના અગ્નિથી દગ્ધ થઈ તેમણે ઉન્મત્તતા બતાવી હતી. મહારાજા માનસિંહે નરરાક્ષસ અમીરખાંની સાથે મળીને જે ઘોર કૃત્યો તેની પાસે કરાવ્યાં હતાં અને જે સેંકડો માણસોનો નાશ કરાવ્યો હતો, તેથી ઇંદરાજના વધમાટે પણ લોકોને મહારાજાના પર સંદેહ આવ્યો હતો. છત્રસિંહનો પરલોકવાસ થયા પછી માનસિંહની ઉન્મત્તતા અધિક વધી પડી, ત્યારે પોકર્ણના ગત સામંત સવાઇસિંહના પુત્ર સાલમસિંહ નેતાસ્વરૂપે સર્વ સામંતોની સાથે મળી મારવાડનું શાસન કરવા લાગ્યા. સવાઇસિંહ માનસિંહના પ્રધાન શત્રુ હતા, તે છતાં પણ તેમના પુત્ર સાલમસિંહને મારવાડનું શાસન કરતા જોઇ અમારા પાઠકો આશ્ચર્યચકિત થશે; પરંતુ રાજપૂતો પિતાનો અપરાધ પુત્રને લાગુ પાડતા નથી. આથી સાલમસિંહને મારવાડના રાજ્યમાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ. ત્યાર પછી માનસિંહ ઝાઝા દિવસ જીવંત રહ્યા નહિ.

દુર્બલ ભારતવાસીઓના પ્રસ્તાવથી, અશક્ત હિંદવાસીઓના આમંત્રણથી, તેમની સલાહથી અને તેમની સહાયથી લૉર્ડ ક્લાઇવ અને વોટસને એક મુઠ્ઠીભર અંગ્રેજી સેનાસહિત ઇં૦ સ૦ ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધમાં જે શાસનશક્તિને જન્મ આપ્યો તે શાસનશક્તિ ક્રમશઃ વધીને અતિ પ્રચંડ વિસ્તાર પામી અને સામ, દામ, દંડ તથા ભેદની રાજનીતિ ગ્રહણ કરીને તેમણે ઘણા દેશી રાજાઓને પોતાના અધિકારમાં લઇ લીધા. આ બ્રિટિશ સરકાર ઇ૦ સ૦ ૧૮૨૭ માં દિલ્લીના યવન-સમ્રાટનું દમન કરી રાજસ્થાનમાં પોતાની સત્તા પ્રસારવાનો પ્રયાસ કરવા લાગી. મારવાડના મહારાજા ઉદયસિંહે જે પ્રકારે સૌથી પહેલાં પાદશાહ અકબરને પોતાની સ્વતંત્રતા વેચી નાખી મરુભૂમિનું અધઃપતન કર્યું હતું, તે પ્રકારે મહારાજા માનસિંહે અંગ્રેજોની આધીનતા સ્વીકારી. યવનરાજ્યનો લોપ થવાથી મારવાડનું રાજ્ય પુનઃ સ્વતંત્ર થઇ ગયું હતું, પરંતુ જગદીશ્વરની કૃતિ અસંત વિચિત્ર છે! અલ્પકાળ વ્યતીત થયા પછી ભારતવર્ષની અન્યાન્ય જાતિઓની પેઠે રાઠોડજાતિએ પણ બ્રિટિશ સરકારની આધીનતા સ્વીકારી. રાજા માનસિંહે પરાધીનતાની શૃંખલા ધારણ કરી અને મારવાડની સ્થિતિ પુનઃ બદલાઈ ગઇ. જો કે વખ્તસિંહનો પરલોકવાસ થયા પછી અંતસ્થ વિગ્રહ, પ્રપંચ જાળ ઈ૦ થી મારવાડનો વિધ્વંસ થઇ ગયો હતો, જો કે મહારાષ્ટ્રીઓના ભીષણ અત્યાચાર રાઠોડોને સહન કરવા પડતા હતા, જો કે રાઠોડોના પ્રતાપ અને પ્રભુત્વનો સર્વથા લોપ થઇ ગયો હતો, જો કે સિંધિઆએ રાઠોડોની પુષ્કળ સંપત્તિ લુંટી લીધી હતી; પરંતુ સત્યની પ્રતિષ્ઠાને ખાતર અમારે એટલું તો અવશ્ય કહેવુંજ જોઇએ કે આ સર્વ આપત્તિઓ છતાં રાઠોડો "સ્વાધીન" ગણાતા હતા, પણ બ્રિટીશસરકારની સાથે તેમને સંધિ થતાંની સાથે તેમની સ્વાધીનતાનો સર્વથા લોપ થયો.

કર્નલ ટૉડ જણાવે છે કે:–" ઈં૦સ૦ ૧૮૧૭ માં મહારાષ્ટ્રીય લૂંટારાઓનું દમન કરીને ભારતવર્ષમાં શાંતિ સ્થાપન કરવાને માટે જ્યારે અમે રાજપૂત રાજાઓને સંધિ કરવાને માટે આમંત્રણ કર્યું; ત્યારે મહારાજા માનસિંહે પોતાના કુમાર છત્રસિંહને તથા પોતાના કેટલાક મંત્રીઓને પ્રતિનિધિતરીકે અમારી પાસે દિલ્લીમાં મોકલી આપ્યા, પરંતુ સંધિકાર્ય સંપૂર્ણ થયા પૂર્વેજ કુમાર છત્રસિંહ પરલોકવાસી થયા."

છત્રસિંહનું મૃત્યુ થયા પછી પોકર્ણના સામંત સાલમસિંહ અન્યાન્ય સામંતોની સાથે મળીને

રાજશાસન ચલાવવા લાગ્યા; પરંતુ અલ્પ સમયમાં તેઓ અત્યંત ભયભીત થઈ ગયા. તેમણે વિચાર્યું કે, જો મહારાજા માનસિંહના હાથમાં પુનઃ રાજ્યભાર સોંપવામાં આવશે તો મારી સમસ્ત સત્તાનો લોપ થશે અને માનસિંહ પુનઃ ભયંકર અત્યાચાર કરવા લાગશે. આ કારણથી તેમણે પોતાના સામંતબંધુઓને એકત્રિત કરીને તેમની સંમતિસહિત નિશ્ચય કર્યો કેઃ "માનસિંહને બદલે ઇડરના મહારાજાના એક કુમારને મારવાડના સિંહાસનપર અભિષિક્ત કરવો યુક્ત છે." પછી તેમણે શીઘ્ર ઇડરના મહારાજાપર આ સમાચાર મોકલી દીધા. ઇડરપતિએ પ્રત્યુત્તર મોકલ્યો કેઃ "મારે માત્ર એક પુત્ર છે અને જો મારવાડના સમસ્ત સામંતો એકમત થઇને તેને સિંહાસનપર અભિષિકત કરે તો હું ખુશીથી એને તમારા હાથમાં સોંપીશ; નહિ તો, માત્ર બે ચાર સામંતોના કહેવાથી કુમારને મોકલવાની મારી ઇચ્છા નથી." ઇડરના મહારાજાનો આ ઉત્તર સાંભળી સર્વ સામંતોએ પુનઃ એકત્રિત થઇને વિચાર કર્યો અને આ સમયે પુનઃ મહારાજા માનસિંહને મારવાડના સિંહાસનપર અભિષિકત કરવાનો નિશ્ચય કર્યો. તેમને મહારાજા માનસિંહના હાથમાં શાસનભાર સોંપવા સિવાય બીજો કોઇ માર્ગ જણાતો નહોતો. મહારાજા માનસિંહ આ સમયે અત્યંત ઉન્મત્ત અવસ્થામાં હતા. તેમણે સંસારનાં સર્વ સુખોને સર્વથા તિલાંજલિ આપી હતી. અંગ્રેજોની સાથે સંધિ કરવાથી મારવાડને લાભ થશે, એવો વિચાર કરી સામંતો તે બાબત મહારાજા માનસિંહના મગજપર ઠસાવવાને માટે તેમના એકાંત ઓરડામાં જતા હતા. મહારાજા તેમની કહેલી સર્વ વાત સાંભળતા, પરંતુ કાંઇ પણ પ્રત્યુત્તર આપતા નહિ. અંતે સામંતોએ અંગ્રેજોની સાથે સંધિ કરવાને માટે સંધિપત્ર તૈયાર કર્યો; પરંતુ તેમાં મહારાજાની સંમતિની આવશ્યકતા હતી, તેથી સર્વ સામંતો તેમની પાસે ગયા અને તેમને તે વાત કહી સંભળાવી. તે ઉપરાંત તેમણે તેમને દબાણ કરીને કહ્યું કેઃ "જો આ સમયે આપ રાજ્યભાર ગ્રહણ નહિ કરો તો અવસ્ય મારવાડદેશનો વિધ્વંસ થઈ જશે." મહારાજા માનસિંહે આ વચનોપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ, તેમ તેમણે સિંહાસનપર વિરાજમાન થવાને માટે પણ ઇચ્છા પ્રદર્શિત કરી નહિ. સામંતમંડળીએ તેમને સિંહાસનપર આરૂઢ થવાને માટે વારંવાર આગ્રહ કર્યો; પરંતુ મહારાજા એકના બે થયા નહિ. મહારાજા રાજ્યની શોચનીય અવસ્થા સારીરીતે જાણતા હતા અને તેજ કારણથી તેમણે એકાંતવાસ પસંદ કર્યો હતો; પરંતુ જ્યારે તેમણે સામંતોનો પુષ્કળ આગ્રહ જોયો ત્યારે તેમણે રાજ્યભાર પુનઃ ગ્રહણ કરવાની ખુશી દર્શાવી. કુમાર છત્રસિંહના સમયમાં જે સંધિપત્ર તૈયાર થયો હતો, તે જોઈ તેઓ અત્યંત અપ્રસન્ન થયા. તેમાંના કોઇ કોઇ ધારાપ્રત્યે તેમણે પોતાનો ઘણો અસંતોષ પ્રદર્શિત કર્યો. ખાસકરીને તેમાં જે એક એવી શરત હતી કે મહારાજાના તાબાના સામંતોની સેના આવશ્યકતા જણાતાં બ્રિટીશ સરકાર પોતાના તાબામાં લઇ લેશે, તે શરતપ્રત્યે તેમણે વિશેષ અસંતોષ પ્રદર્શિત કર્યો. તેઓ સારી પેઠે જાણી ગયા હતા કે આ શરતથી અંતે અધિક અસંતોષાગ્નિ પ્રજ્વલિત થશે.

કર્નલ ટૉડ મહારાજા માનસિંહની ઉન્મત્તતાવિષે સંદેહ ધરાવે છે; પરંતુ અમને તે વિષે કિંચિત્ પણ સંદેહ નથી. તેઓ પરમ ધાર્મિક હિંદુ હતા અને તે છતાં પણ તેમણે સર્વ પ્રકારનાં ધર્મકાર્યોનો પરિત્યાગ કર્યો હતો; માટે અમને માનવાને સબળ કારણ મળે છે કે તેઓ વસ્તુતઃ ઉન્મત્તાવસ્થાનેજ પ્રાપ્ત થયા હતા. વળી કર્નલ ટૉડનો બીજો મત એવો છે કે સામંતો તેમના પ્રાણનો નાશ કરવાને માટે પ્રયાસ કરતા હતા, તેથી તેમણે ઉન્મત્તાવસ્થાનું બહાનું કર્યું હતું. આ મતનું પણ અમે સમર્થન કરી શકતા નથી. અમારૂં ધારવું એવું છે કે મારવાડના સર્વ સામર્થ્યવાન મનુષ્યો પ્રપંચજાળનો વિસ્તાર કરવામાં લિપ્ત હતા, પાપી અમીરખાંએ આ પ્રકારની કપટજાળનો વિસ્તાર કરીને પૈશાચિક કાર્યો કર્યાં હતાં અને તેણે દ્રવ્યના લોભથી અનેક માણસોનાં ખૂન કર્યાં હતાં; તેથી લુપ્તપ્રતાપ અને સામર્થ્યહીન મહારાજા માનસિંહ ઉન્મત્ત બની જાય, એમાં કિંચિત્ પણ આશ્ચર્ય નથી. ગુરુ દેવનાથ મહારાજાના પ્રધાન સહાયક અને પરમહિતૈષી મિત્ર હતા. તેમનું મૃત્યુ થતાંજ મહારાજાના સ્વભાવમાં વિકૃતિ પેદા થઈ અને ત્યાર પછી તેમના એકના એક પુત્ર છત્રસિંહનો પરલોકવાસ થયો, તેથી તેમના હૃદયપર

અત્યંત પ્રચંડ આઘાત થયો.આ સર્વ કારણો તેમને ઉન્મત્ત બનાવી દેવાને માટે પૂરતાં હતાં.

ઇ૦ સ૦ ૧૮૧૭ માં કુમાર છત્રસિંહ મારવાડના સિંહાસનપર વિરાજમાન હતા, તે દેશમાં સામંતોની પ્રબળ સત્તા વિસ્તાર પામી ગઇ હતી, સર્વત્ર અરાજકતા પ્રસરી ગઇ હતી અને અમીરખાં પ્રજાપર ઘોર અત્યાચાર કરતો હતો. આવા સમયમાં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ મહારાષ્ટ્રીઓનું દમન કરવાને માટે પદદલિત અને હતવીર્ય રાજપૂત રાજાઓને સંધિ કરવાને માટે નિમંત્રણ કર્યું. આ સમયપૂર્વે રાજસ્થાનના અન્યાન્ય રાજાઓની પેઠે મારવાડના રાજાને પણ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ નહોતો. બ્રિટિશ સરકારે પોતાની વિચિત્ર રાજનીતિ અને ચતુરાઇથી માત્ર થોડી અંગ્રેજસેના અને બાકીની દેશી સેનાની સહાયથી ધીમે ધીમે દેશીરાજાઓને જીતવાનો આરંભ કર્યો હતો.આ કારણથી રાજપૂત રાજાઓ શીઘ્ર તેની સાથે સંધિ કરવાને તત્પર થયા. વિશેષકરીને મહારાષ્ટ્રીઓના અત્યાચાર અસહ્ય થઇ પડ્યા હતા અને બ્રિટિશસરકારે તેમનું દમન કરીને તેમને ઉચિત દંડ આપ્યો તેથી રાજપૂતોને બ્રિટિશ સરકાર તરફથી રક્ષણ મળવાની આશા હતી. તેમને તેની સાથે સંધિ કરવાની તીવ્ર ઉત્કંઠા થઇ; પરંતુ તેની સાથે સંધિ કરવાથી અંતે શું પરિણામ આવશે, તેનો તેમણે કિંચિત્ પણ વિચાર કર્યો નહિ. માત્ર રાજસ્થાનમાં શાંતિ સ્થાપન કરવી અને મહારાષ્ટ્રીઓનું દમન કરવું, એજ આ સંધિનો પ્રધાન ઉદ્દેશ હતો. આ સમયે રાજપૂતાનામાં જેટલા રાજાઓ હતા, તે સર્વની અવસ્થા અત્યંત શોચનીય થઇ ગઇ હતી. સર્વ હીનબલ અને લુપ્તપ્રતાપ થઇ ગયા હતા. જે રાજાઓ પોતાના લક્ષાવધિ સૈનિકોનો નાશ થયા છતાં પણ પાદશાહની સાથે સંધિ કરવાને રાજી થતા નહોતા, તેમનાજ વંશજો આ સમયે અંગ્રેજોની સાથે સંધિ કરવાને શા કારણથી સહજ તત્પર થઇ ગયા તે સમજી શકાતું નથી. આ પરથી જણાય છે કે આ સમયે રાજપૂતરાજાઓની દશા કેવી શોચનીય થઇ ગઇ હતી. મારવાડના મહારાજાની સાથે બ્રિટિશસરકારે ઇ૦ સ૦ ૧૮૧૭ માં સંધિ કરવાને માટે નીચે પ્રમાણે સંધિપત્ર તૈયાર કર્યો હતોઃ—

## સંધિપત્ર

માનનીય ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સાથે જોધપુરના મહારાજા માનસિંહ બહાદુરના પ્રતિનિધિસ્વરૂપ રાજકુમાર છત્રસિંહ બહાદુરને થયેલી સંધિ. આ સંધિપત્ર ભારતવર્ષના ગવર્નર જનરલ અર્થાત્ પ્રધાન શાસનકર્તા મહામાનનીય માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ કે. જી. દ્વારા સત્તા મળવાથી ચાર્લ્સ મેટ્કાફે તૈયાર કર્યો છે અને ઉપરોક્ત રાજકુમાર છત્રસિંહ તરફથી સત્તા પ્રાપ્ત થવાથી તેને વ્યાસ વિષ્ણુરામ તથા વ્યાસ અભયરામે સ્વીકાર્યો છે.

(૧) માનનીય ઇસ્ટ ઇન્ડીઆ કંપની તથા મહારાજા માનસિંહ અને તેમના ઉત્તરાધિકારીઓ વચ્ચે યાવચ્ચંદ્રદિવાકરૌ મિત્રતા રહે અને ઉભયનો હિતસંબંધ જળવાય તથા એકના શત્રુમિત્ર બીજાના શત્રુમિત્ર ગણવામાં આવે.

(૨) બ્રિટિશસરકારે જોધપુરના તાબાના સમસ્ત દેશનું શત્રુઓના ગ્રાસમાંથી રક્ષણ કરવું.

(૩) મહારાજા માનસિંહે તથા તેમના ઉત્તરાધકારીઓએ બ્રિટિશસરકારની આધીનતા સ્વીકારવી તથા બીજા કોઈ પણ રાજા વા રાજ્યની સાથે કોઈ પણ જાતનો રાજકીય સંબંધ રાખવો નહિ.

(૪) મહારાજા અને તેમના ઉત્તરાધિકારી બ્રિટિશસરકારની સંમતિવિના અન્ય કોઈ રાજા અથવા રાજ્યની સાથે કોઇપણ પ્રકારની સંધિ કરી શકશે નહિ. તેઓ માત્ર પોતાની જાતિના રાજાઓ તથા મિત્રરાજાઓની સાથે ક્ષેમકુશળતાનો પત્રવ્યવહાર રાખી શકશે.

(૫) મહારાજા તથા તેમના ઉત્તરાધિકારી કોઈની ઉપર અત્યાચાર વા કોઇની સાથે વિગ્રહ કરી શકશે નહિ. જો કોઇની સાથે અચાનક કાંઇ ઝગડો ઉપસ્થિત થાય તો તેમાં મધ્યસ્થ થવાનો અને દંડ આપવાનો અધિકાર બ્રિટિશસરકારના હાથમાં રહેશે.

(૬) જોધપુરરાજ્ય જે કર સિંધિઆને આપતું આવ્યું છે, તે કર તેણે સદા બ્રિટિશ સરકારને આપવો પડશે અને તેને સિંધિઆની સાથે કરના સંબંધમાં જે સંધિ થઇ છે, તેને રદ કરવી પડશે.

(૭) બીજા કોઇપણ રાજાને જોધપુરરાજ્યે કર આપવો નહિ. જો સિંધિઆ વા ઇતર કોઇ

રાજા મહારાજાની પાસેથી કર માગશે તો બ્રિટિશ સરકાર તેમને ઉત્તર આપશે.

(૮) આવશ્યકતા જણાતાં જોધપુરના મહારાજાએ બ્રિટિશસરકારને પાંચસેં અશ્વારોહીઓ આપવા અને રાજ્યનું શાસન ચલાવવાને તથા શાંતિની રક્ષા કરવાને જેટલી સેનાની જરૂર હોય તેટલી રાખી બાકીની સમસ્ત સેના અંગ્રેજીસેનામાં જોડી દેવી.

(૯) જોધપુરના મહારાજા તથા તેમના ઉત્તરાધિકારી પોતાના તાબાના સમસ્ત દેશમાં સંપૂર્ણ સત્તાસહિત સ્વતંત્ર રાજાવત્ શાસન કરશે. જોધપુરરાજ્યમાં બ્રિટિશશાસન પ્રચલિત થઈ શકશે નહિ.

(૧૦) આ સંધિપત્ર દિલ્હીમાં તૈયાર કરવામાં આવ્યો છે અને તેની ઉપર એમ. ચાર્લ્સ મેટ્કાફ તથા વ્યાસ વિષ્ણુરામ અને વ્યાસ અભયરામના હસ્તાક્ષરો તથા મોહર લાગી છે. આજથી છ અઠવાડીઆંના અરસામાં મહામાનનીય ગવર્નર જનરલ તથા રાજરાજેશ્વર મહારાજાધિરાજ માનસિંહ બહાદુર તથા રાજકુમાર છત્રસિંહ બહાદુરદ્વારા એનો સ્વીકાર થવો જોઇએ.

દિલ્હી, તા૦ ૬ ઠ્ઠી જાન્યુઆરી ૧૮૧૭

( હસ્તાક્ષર ) સી. ટી. મેટ્કાફ રેસિડેંટ્
વ્યાસ વિષ્ણુરામ
વ્યાસ અભયરામ

જે વીરવ્રતાવલંબી રાઠોડજાતિએ પોતાનાં બળ અને પરાક્રમથી ભારતવર્ષને પ્રતિધ્વનિત કરી દીધો હતો, જે રાઠોડજાતિએ યવનસમ્રાટને તાબે રહ્યા છતાં પણ સુઅવસર જોઇ સ્વાધીનતારૂપી રત્ન પુનઃપ્રાપ્ત કરી લેવાના પ્રયત્ન કરવામાં ત્રુટી કરી નહોતી;તેજ રાઠોડજાતિ આ સમયે બ્રિટિશસરકારની સાથે સંધિ કરવાને તત્પર થઇ, તેજ આ સમયે સેવકતરીકે રહેવાને તૈયાર થઇ. રાઠોડજાતિના સમસ્ત સ્વાભાવિક ગુણોનો લોપ થયો હતો. સમસ્ત મરુદેશનો વિધ્વંસ થઇ ગયો હતો અને મારવાડના સિંહાસનપર એક અયોગ્ય રાજા બેઠો હતો, તેથીજ ચતુર ઇસ્ટ ઇન્ડીઆ કંપની જરાપણ રુધિરપાત કર્યા વિના સરલતાથી યવનોની આધીનતામાંથી મુક્ત થયેલી રાઠોડજાતિને તાબે કરવાને શક્તિવાન થઇ હતી. શિયોજીથી વખ્તસિંહ સુધીના જે રાજાઓ મારવાડના સિંહાસનપર વિરાજમાન થઈ પોતાનો પ્રબલ પ્રતાપ વિસ્તારી પોતાના કુલની ઉજ્જવલ કીર્તિ પ્રસારી ગયા હતા, તેમાંના કેટલાક પાછલા રાજાઓને મોગલોની આધીનતા સ્વીકારવી પડી હતી; તે છતાં પણ શૂરસિંહ, જસવંતસિંહ, અજિતસિંહ, અભયસિંહ અને વખ્તસિંહ આદિ રાજાઓ પોતાનું પરમ પરાક્રમ દર્શાવી ગયા હતા અને તેમાંનો કોઇ રાજા જો આ સમયે મારવાડના સિંહાસનપર વિરાજમાન હોત તો માનનીય ઇસ્ટ ઇન્ડીઆ કંપની તેમની સાથે આ પ્રકારે સંધિ કરવાને શક્તિવાન થાત નહિ. અમે સંપૂર્ણરીતે સ્વીકારીએ છીએ કે બ્રિટિશસરકારની સાથે સંધિ થવાથી મારવાડના રાજ્યને લાભ થયો છે. તે સમયે રાઠોડજાતિની અત્યંત શોચનીય અવસ્થા થઇ હતી. પરસ્પર વિગ્રહ, જાતીયવિદ્વેષ, વિજાતીય લોકોના અત્યાચાર તથા ઉત્પીડન વગેરેથી રાઠોડજાતિ હતવીર્ય અને બલહીન થઇ ગઇ હતી. મહારાષ્ટ્રીઓએ અને પઠાણોએ મારવાડનો વિધ્વંસ કરી નાખ્યો હતો અને રાઠોડોની સર્વસંપત્તિ લૂંટાઇ ગઇ હતી, તેથી તેમને એક પ્રચંડ શક્તિવાન રાજ્યની સહાયની આવશ્યકતા હતી. રાઠોડજાતિની આ દુર્દશાવિષે અફસોસ કર્યા વિના અમે રહી શકતા નથી.

૧૮૧૭ ના ડિસેમ્બર માસમાં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સાથે જોધપુરરાજ્યને સંધિ થયા પછી એક વર્ષે અર્થાત્ ઇ૦ સ૦ ૧૮૧૮ ના ડિસેમ્બર માસમાં બ્રિટિશસરકારના પ્રતિનિધિસ્વરૂપે અજમેરના સુપરિન્ટેન્ડંટ મહાશય વિલ્ડર જોધપુરમાં ગયા. ત્યાં જવામાં તેમનો ઉદ્દેશ રાજ્યની યથાર્થ અવસ્થા કેવી છે, કેવી રીતે રાજ્યશાસન ચાલે છે, સામંતોનાં આચરણ કેવાં છે અને રાઠોડજાતિની શક્તિ કેવી છે, તેનું નિરીક્ષણ કરવાનો હતો. સ્વજાતિદ્વેષ અને અંતઃકલહને લીધે આ સમયે મારવાડની રાજ્યવ્યવસ્થા ઘણી બગડી ગઇ હતી; તોપણ મારવાડની રાજસભાની ભવ્યતા, આડંબર, ઐશ્વર્ય અને આદરસત્કારની રીતિમાં કિંચિત્ પણ ફેર પડયો નહોતો. રાઠોડો રાજાનો અપૂર્વ આદર કરતા હતા. રાજસિંહાસનપર અપ્રિય, નિંદ્ય અને ધૃણિત રાજા બેઠો હોય તોપણ પ્રકટરીતે તેને

ઉત્તમ સન્માન આપવામાં અને તેના ઐશ્વર્યની વૃદ્ધિ કરવામાં રાઠોડજાતિ મૂળથીજ સુશિક્ષિત છે અને મહાશય વિલ્ડર જોધપુરના દરબારમાં ગયા ત્યારે તેમને તેજ પ્રકાર દૃષ્ટિગોચર થયો. તે સમયે મારવાડના મંત્રીપદપર અખેચંદ હતા અને પોકર્ણના સામંત સાલમસિંહે સર્વ સામંતોના નેતાતરિકે પોતાની પ્રબલ સત્તાનો વિસ્તાર કર્યો હતો. મહારાજા માનસિંહે ઉપરોક્ત ઉભય રાજદ્વારી પુરુષોને રાજ્યના મુખ્ય મંત્રીઓ બનાવી રાજ્યના સમસ્ત કિલ્લાઓમાં આવશ્યક સેના રાખી હતી. વળી તેમણે રાજ્યનાં મોટાં પદોપર પોતાની ઇચ્છાનુસાર યોગ્ય માણસોને નિયુક્ત કર્યા હતા. આ સમયે રાજ્યમાં પરસ્પરના કલહો અને વિવાદો પ્રબળરીતે પ્રજ્વલિત થઇ ઉઠયા હતા. સામંતોએ પોતાની શક્તિ વધારી પ્રજાપર અત્યાચાર કરવામાં કાંઇ કસર રાખી નહોતી. આ સામર્થ્યવાન સામંતોની વિરુદ્ધ સ્વર્ગસ્થ મંત્રી ઈંદરાજના પુત્ર ફતેહરાજે ખડા થઇ ભયંકર ઉત્પાત મચાવી મૂકયો હતો. ફતેહરાજ જોધપુરમાં એક ઉચ્ચ પદવીપર સ્થિત હતો. તેણે પોતાના પિતાના મૃત્યુનું વેર લેવાને માટે પ્રત્યેક સામંતની મનોકામના વ્યર્થ કરવામાં પોતાની સંપૂર્ણ શક્તિનો વ્યય કર્યો હતો. ઉદ્ધત સામંતોની પ્રબળતાથી મહારાજા માનસિંહની સત્તા સર્વથા નષ્ટ થઇ ગઇ હતી. જોધપુરરાજ્યની આવી દુર્દશા જોઈ મહાશય વિલ્ડર કંપનીની આજ્ઞાનુસાર ત્રણ દિવસ પછી ગુપ્તરીતે મહારાજા માનસિંહની પાસે ગયા અને તેમને નિવેદન કર્યું કે: "સામંતોનાં સ્વેચ્છાચાર અને સ્વચ્છંદતા નિવૃત્ત કરવાને માટે આપને સેનાની સહાય આપવાને બ્રિટિશસરકાર તૈયાર છે." મહારાજા માનસિંહ સારી પેઠે જાણતા હતા કે અસંતુષ્ટ અને ઉદ્ધત સામંતોની સત્તા સંપૂર્ણરીતે વિધ્વસ્ત કરવાને માટે મહાપ્રચંડ ગદા ઉંચકવાની આવશ્યકતા છે; પરંતુ તેમણે વિચાર કર્યો કે: "એ ગદાનો ઉપયોગ કરવાને બદલે તેને આપણી પાસે રાખવાથી પણ કાર્ય સિદ્ધ થઈ શકશે ખરું. સામંતો આ ગદા જોઈનેજ પોતાનાં ઉદ્ધત આચરણ છોડી દેશે. જો માત્ર ગદા દેખાડવાથીજ મસ્તકપરથી વિપત્તિ દૂર થાય તો સોના કરતાં પીળું શું?" આવો વિચાર કરી તેમણે આવશ્યકતા જણાતાં વિશ્વવિજયી અંગ્રેજોની સહાય લઇ સામંતોને કેવળ ભય દર્શાવીને પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરી લેવાનો નિશ્ચય કર્યો. તેમણે અંગ્રેજપ્રતિનિધિને કહ્યું: "મને હાલમાં અંગ્રેજી સૈન્યની કાંઇ આવશ્યકતા નથી. હું જાતેજ અસંતુષ્ટ સામંતોનું દમન કરીને રાજ્યવ્યવસ્થામાં સુધારો કરવાની શક્તિ ધરાવું છું; તોપણ જ્યારે જરૂર પડશે ત્યારે હું આપની સહાય લઈશ." જ્યારે આ હકિકત સામંતોના જાણવામાં આવી ત્યારે તેઓ ભયભીત થયા અને તેમણે નમ્રવર્તન રાખવા માંડયું. તેઓ સારીપેઠે સમજી ગયા કે જો હવે આપણે ઉદ્ધત વર્તન રાખીશું તો અવશ્ય મહારાજા અંગ્રેજોની સહાય લઈ આપણો વિધ્વંસ કરશે. આ રીતે માનસિંહનું મહાકષ્ટ દૂર થયું. મહારાજા માનસિંહને બાલ્યાવસ્થાથીજ રાજનીતિની ઉત્તમ શિક્ષા પ્રાપ્ત થઈ હતી. જો કે તેમણે કેટલાંક વર્ષો સુધી રાજકાર્યપ્રત્યે ઉદાસીનતા પ્રકટ કરી હતી અને ઉન્મત્ત બની નિર્જન વાસ પસંદ કર્યો હતો; તોપણ તેમણે પુનઃ રાજ્યની લગામ પોતાના હાથમાં લઇ ધીમે ધીમે અત્યંત ચતુરાઈપૂર્વક પોતાનો પ્રતાપ વધારી દીધો. તેઓ સમસ્ત સામંતોના અપરાધો જાણે ભૂલી ગયા હોય તેમ બહારથી તેમનાપ્રત્યે ઉદારતા તથા દયાભાવ બતાવવા લાગ્યા. આ સમયે સામંતો બે શ્રેણીમાં વિભક્ત થઈ ગયા હતા. એક શ્રેણી તેમના પક્ષમાં અને બીજી તેમની વિરુદ્ધમાં ખડી થઇ હતી. મહારાજા માનસિંહે આ ઉભય શ્રેણીઓમાંથી ઉપયુક્ત મનુષ્યોને ચુંટી કાઢી તેમને રાજ્યના ભિન્ન ભિન્ન ભાગોમાં નિયુક્ત કરી દીધા. આથી ઉભય શ્રેણીઓ તેમનાપર પ્રસન્ન થઇ ગઈ. તેમને જે સામંતોએ પુષ્કળ હાનિ કરી હતી તેમનાપ્રત્યે પણ તેમણે કૃપા અને દયા પ્રકાશિત કરી તેથી અત્યંત શંકાશીલ સામંતોનાં હૃદયમાં પણ શંકાને માટે અવકાશ રહ્યો નહિ. બ્રિટિશદૂતે તેમને વારંવાર કહ્યું કે: "બ્રિટિશસરકારની સેનાની સહાય લીધા વિના આપ કોઇ પણ પ્રકારે આપના રાજ્યમાં શાંતિ સ્થાપન કરી શકશો નહિ, તેમ આપની સત્તા પ્રબળ પણ કરી શકશો નહિ;" પરંતુ મહારાજાએ તેની આ પ્રાર્થનાપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. તેમણે સ્પષ્ટ જણાવી દીધું કે: "બ્રિટિશસરકારની સહાય લીધા વિના હું સારીરીતે મારા રાજ્યમાં શાંતિ સ્થાપન કરી શકીશ." જ્યારે બ્રિટિશદૂત સમજ્યો કે મહારાજા કોઈપણ પ્રકારે બ્રિટિશ સરકારની સહાય લેવાને રાજી નથી, ત્યારે તે શીઘ્ર મારવાડ છોડી પોતાના

મુકામપર ચાલ્યો ગયો. ત્યાર પછી કર્નલ ટૉડ ઈ૦ સ૦ ૧૮૧૯ માં ભારતવર્ષના ગવર્નર જનરલદ્વારા ઉદયપુર, બુંદી, કોટા તથા શિરોહી દેશની પેઠે મારવાડરાજ્યના પણ બ્રિટિશ એજંટના પદપર નિયુક્ત થઈને આવ્યા; પરંતુ કેટલાંક ખાસ કારણોને લીધે કર્નલ ટૉડને કેટલાક માસપર્યંત મારવાડમાં ચરણ મૂકવાનો યોગ પ્રાપ્ત થયો નહિ. અંતે તેઓ નવેમ્બર માસમાં મારવાડમાં આવ્યા. મહાશય વિલ્ડરે જે પ્રકારે મારવાડમાં સર્વત્ર અશાંતિ, સામંતોના ઉપદ્રવ તથા તેમની પ્રભુતા જોઈ હતી, તે પ્રકારે કર્નલ ટૉડે પણ તેજ સ્થિતિ જોઇ. સામંતોએ રાજા ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપિત કર્યું હતું અને તેઓ પોતાની ઇચ્છાનુસાર રાજ્યશાસન ચલાવતા હતા; તે છતાં પણ મહારાજા તેમનાં આવાં વર્તનપ્રત્યે સંતોષ પ્રદર્શિત કરતા હતા. તેઓ સામંતોના કોઇપણ કાર્યમાં હસ્તક્ષેપ કરવાનું સાહસ કરતા નહોતા. મહારાજાના તાબામાં જે પગારદાર સિંધી તથા પઠાણસેના હતી, તે આ સમયે દારુણ કષ્ટ સહન કરતી હતી. તેને ગત ત્રણ વર્ષનો પગાર મળ્યો નહોતો, તેથી તે આર્તનાદ કરી અત્યંત અસંતોષ પ્રકટ કરતી હતી. તેની અવસ્થા એટલી હૃદયભેદક બની ગઈ હતી કે સૈનિકો જોધપુરમાં ઘેર ઘેર ફરી ભિક્ષા માગી અતિ કષ્ટથી પોતાનો નિર્વાહ કરતા હતા. બ્રિટિશસરકારના એજંટ કર્નલ ટૉડે જોધપુરમાં જઈ પ્રથમ કાર્ય એ કર્યું કે ઉપરોક્ત મહાવિપત્તિમાં આવી પડેલી સેનાના પગારનો હિસાબ કર્યો અને સૈનિકોને જણાવ્યું કેઃ " તમને સેંકડે ત્રીસ ટકા મળશે. શેષ પગાર ગયો સમજવો. " સૈનિકો ' જે મળ્યું તે લાભ ' એમ સમજી સેંકડે ત્રીસ ટકા લેવાને રાજી થયા; પરંતુ કર્નલ ટૉડ ત્રણ અઠવાડીઆં પછી જોધપુર છોડીને ચાલ્યા ગયા એટલે સૈનિકોની તે આશા પણ નિષ્ફળ થઈ. આ ઘટનાપરથી સ્પષ્ટરીતે પ્રતીત થાય છે કે માનસિંહ સિંહાસનપર વિરાજમાન થયા હતા ખરા, પરંતુ સર્વ સત્તા સામંતોના હાથમાં હતી; પણ આ પ્રકારનો કારભાર ચાલવા દેવામાં માનસિંહનો એક ગૂઢ ઉદ્દેશ હતો, જે યથાસ્થાને સ્વયં પ્રકાશિત થશે.

આ સમયે જોધપુરનિવાસીઓ વિવેકવિચાર તથા ન્યાય સર્વથા ભૂલી ગયા હતા. જો કોઈ માણસ કોઇનું ખૂન કરે તો તેની તપાસ કરી તેને શિક્ષા કરવાની વાત તો દૂર રહી, પરંતુ ખુનીની વિરુદ્ધ એક શબ્દ પણ કોઇ ઉચ્ચારતું નહોતું. અન્ન નહિ મળવાથી સનિકો પ્રાણત્યાગ કરવા લાગ્યા. રાજપૂતસૈનિકો પણ ધર્મભ્રષ્ટ થઈ ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ત્યજી સર્વ પ્રાણીઓનું માંસ ખાઇને જીવન ધારણ કરવા લાગ્યા. સામંતો સ્વેચ્છાચાર અને સ્વચ્છંદતાથી વર્તવા લાગ્યા અને મહારાજા સંપૂર્ણરીતે તેમને હસ્તગત થઈ ગયા. તેઓ કોઇ પણ કાર્ય સ્વતંત્રતાપૂર્વક કરી શકતા નહોતા. જ્યાં જુઓ ત્યાં સામંતોનીજ સત્તા પ્રસરી હતી. બ્રિટિશ એજંટ ત્રણ અઠવાડીઆં સુધી જોધપુરમાં રહ્યા, તે અરસામાં તેમણે મહારાજા માનસિંહની ગુપ્તરીતે મુલાકાત લીધી. માનસિંહે તેમની સમક્ષ પોતાની શોચનીય અવસ્થાનું સર્વ વૃત્તાંત આદિથી અંતસુધી નિવેદન કર્યું. કર્નલ ટૉડને તેમનાપ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન થઈ અને તે ઉભયની વચ્ચે ગાઢી મિત્રતા બંધાઈ. બ્રિટિશએજંટે વિદાય લેતી વખત કહ્યું: " આપે જે જે વિપત્તિઓમાંથી મુક્તિ પ્રાપ્ત કરી છે, તે સર્વ મને સારીરીતે વિદિત છે અને આપ શી રીતે તે સર્વ વિપત્તિઓમાંથી ઉદ્ધાર પામ્યા હતા, તે પણ હું સારીપેઠે જાણું છું. આપનાં ચાતુર્યથી આપની ઘણી વિપત્તિઓનો નાશ થયો છે અને હવે આપ બ્રિટિશસરકારના મિત્ર થયા છો, તેથી જે જે વિપત્તિઓ શેષ છે તેમાંથી આપ શીઘ્ર મુક્ત થઇ શકશો. આપ બ્રિટિશસરકારપર નિર્ભર રહો, માત્ર થોડાજ દિવસમાં આપના સર્વ મનોરથ સફળ થશે. "

આ વચનો મહારાજા માનસિંહે શાંતરીતે સાંભળ્યાં; પરંતુ પોતાના હૃદયનો ભાવ જરા પણ પ્રદર્શિત કર્યો નહિ. તેઓ શાંત અને ગંભીર મૂર્તિજ ધારણ કરી રહ્યા. થોડી વારે તેમણે સસ્મિત કહ્યું: " એક મિત્રતરીકે આપ મારા રાજ્યમાં જે સુધારાઓ જોવાની ઇચ્છા રાખો છો તે સર્વ એક વર્ષમાં આપ જોઇ શકશો." કર્નલ ટૉડે ઉત્તર આપ્યોઃ " જો આપની ઇચ્છા હોય તો એથી અર્ધ સમયમાંજ એ સુધારાઓ થઇ શકશે. " કર્નલ ટૉડે મહાશય વિલ્ડરની પેઠે મહારાજા માનસિંહને બ્રિટિશ સેનાની સહાય લેવાને અત્યંત આગ્રહ કર્યો; પરંતુ મારવાડેશ્વરે તેનો સ્વીકાર કર્યો નહિ; આથી કર્નલ ટૉડ પોતાનું દૂતકાર્ય સફળ નહિ થયેલું જોઇ અત્યંત દુઃખિત થયા હતા.

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ જણાવે છે કે આ સમયે નિમ્નલિખિત વિષયોપર મહારાજા માન-

સિંહને વિશેષ લક્ષ આપવાની આવશ્યકતા હતીઃ-

(૧) ઉત્તમ પ્રકારનો શાસનપ્રબંધ

(૨) રાજ્યની ઉપજ વધારવાનો પ્રયાસ

(૩) ખાલસાભૂમિની વ્યવસ્થામાં સુધારો

(૪) મહારાજાએ અન્યાયપૂર્વક સામંતોની ભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો છે, તેથી ભયંકર અસંતોષાગ્નિ પ્રદીપ્ત થયો છે; માટે તેનો સંતોષકારક નિકાલ કરવો ઉચિત છે.

(૫) મહારાજા માનસિંહે જે વિદેશી પગારદાર સેના રાખી છે, તેની પુનઃ વ્યવસ્થા કરી તેમાં સુધારો કરવાની આવશ્યકતા છે.

(૬) મારવાડના દક્ષિણ ભાગના મેર લોકો, ઉત્તર ભાગના લરખારી લોકો, સરાઇ લોકો તથા પશ્ચિમ ભાગમાં વસતા ખોસાલોકો લુંટફાટ, ચોરી ઇત્યાદિ વિવિધ પ્રકારના ઉપદ્રવો કરે છે; માટે તેમના ઉપદ્રવના નિવારણને અર્થે તથા શાંતિની રક્ષાને અર્થે પોલીસની સંખ્યામાં વધારો કરવો જોઇએ.

(૭) વાણિજ્યપર જે કર લેવામાં આવે છે, તેથી વાણિજ્યકાર્ય પ્રાયઃ બંધ થઇ ગયું છે. વળી જે થોડો વ્યાપાર ચાલે છે, તેમાં લુંટફાટનો ભય છે; માટે વ્યાપારની વૃદ્ધિને અર્થે ઉચિત પ્રબંધ કરવો જોઇએ.

કર્નલ ટૉડના આ ઉલ્લેખપરથી પ્રતીત થાય છે કે તે સમયે મારવાડમાં ભયંકર અરાજકતા પ્રસરી ગઇ હતી. એક સ્વતંત્ર જાતિનું પતન થાય છે, ત્યારે જે જે દુશ્ચિન્હો પ્રકટ થાય છે, તે સર્વ ચિન્હો આ સમયે મારવાડમાં દૃષ્ટિગોચર થતાં હતાં. વિલાસિતા, અનૈક્ય, વૈરભાવ ઇત્યાદિ દુર્ગુણોથી આ સમયે મારવાડના રાજપૂતોનું બલ સર્વથા લુપ્ત થઇ ગયું હતું. સર્વ રાજપૂતો મૃતવત્ જણાતા હતા. આ મહાવિપત્તિકાળમાં જે રાઠોડનેતાઓ જીવંત હતા, તે કેવળ ધ્વંસ કરનારી નીતિનું અવલંબન કરી રાજનું બળ ન્યૂન કરવાને અને પોતાનો સ્વાર્થ સાધવાને માટે જન્મભૂમિનો નાશ કરવાને પ્રવૃત્ત થયા હતા. કર્નલ ટૉડ જોધપુરથી ગયા ત્યારે પણ રાઠોડોના ઘોર ઉપદ્રવો ચાલુજ હતા. તેઓ પૈશાચિક મૂર્તિ ધારણ કરી ભીષણ અત્યાચાર કરી ભયંકર અશાંતિ ફેલાવી રહ્યા હતા. સંપત્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી હો કિંવા વૈર લેવાની ઇચ્છાથી હો, ગમે તે કારણથી હો; પરંતુ મુખ્ય મંત્રી અને તેના અનુયાયી સામંતોએ રાજ્યમાં ચોતરફ ઘોર અત્યાચાર કરવા માંડ્યા. સ્વદેશપ્રેમ કોણ જાણે કયાં ચાલ્યો ગયો! માનસિંહે કર્નલ ટૉડની આગળ પ્રતિજ્ઞા કરી હતી કે, હું એક વર્ષની અવધિમાં રાજ્યમાં આવશ્યક સુધારા કરી લઇશ; તોપણ તેઓ મંત્રી અને સામંતોનાં ભયંકર કૃત્યોનો જરાપણ પ્રતિરોધ કરી શકયા નહિ. મુખ્ય મંત્રીએ સૌથી પહેલાં ગોદવાડ દેશના મુખ્ય સ્થાન ધાણેરાવને પોતાના અધિકારમાં લઇ લીધું. તેણે ધાણેરાવના ઠાકોરની પાસેથી એક વર્ષની ખંડણી કરતાં પણ અધિક રૂપિયા લીધા અને ત્યારપછી તેને પુનઃ તેનો પ્રદેશ સોંપી દીધો. ધાણેરાવના ઠાકોરને જે પ્રકારનો દંડ ભોગવવો પડયો તે પ્રકારનો દંડ અનેક નીચી શ્રેણીના સામંતો અને સરદારોને પણ સહન કરવો પડયો હતો. આ અત્યાચારી દિવાનના ભ્રાતાએ સમૃદ્ધિશાળી ગોદવાડના સામંતોપર દંડનો એવો સખ્ત બોજો નાખ્યો કે તેઓ ત્રાહ્ય ત્રાહ્ય પોકારવા લાગ્યા. તેમનાં કષ્ટની સીમા રહી નહિ. મુખ્ય મંત્રીએ ગોદવાડ દેશનું ચાણોદ પ્રગણું હસ્તગત કરી લીધું અને ત્યાર પછી તેણે મરુભૂમિના એક મુખ્ય સામંત આહવાપતિના રાજ્યમાં પણ હસ્તક્ષેપ કર્યો; પરંતુ મહાવીર ચાંપાના વંશજે તેને સગર્વ સ્પષ્ટરીતે જણાવ્યું કેઃ "આ દેશ કાંઈ આજકાલથી અમારા તાબામાં નથી અને તમે કદિપણ અમને ભય દર્શાવીને તમારો સ્વાર્થ સાધી શકશો નહિ."

મુખ્ય મંત્રી અખેચંદે આ પ્રકારે મારવાડના ઘણા સામંતો ઉપર અત્યાચાર કર્યો. જેમનાપર હજી અત્યાચાર થયો નહોતો તેઓ પણ થોડા સમયમાં પોતાનાપર ભયંકર આપત્તિ આવી પડશે, એવી આશંકા કરવા લાગ્યા. અખયચંદ થોડા સામંતોને પોતાના હાથમાં લઇને તેમની સહાયથી મારવાડનો વિધ્વંસ કરી રહ્યો હતો. કર્નલ ટૉડના ગમન પછી મહારાજા માનસિંહ રાજકાર્યપ્રતિ ઉદાસીન-

તા પ્રદર્શિત કરી પૂર્વવત્ એકાંતવાસનું સેવન કરવા લાગ્યા. આથી સામંતોની આશાલતા સર્વથા સૂકાઈ ગઇ. થોડો કાળ વ્યતીત થયા પછી અખૈચંદ અને ફતેહરાજની વચ્ચે ઘોર વૈમનસ્ય પેદા થયું. જો કે ફતેહરાજ માનસિંહનો મિત્ર હોય તેવું વર્તન કરતો હતો તથા તેનો પ્રેમપાત્ર હતો, જો કે માનસિંહની પ્રિયરાણી ફતેહરાજપર વિશેષ પ્રસન્ન રહેતી હતી, જો કે ઘણા સામંતો તેના સહાયક હતા; તથાપિ ચતુર અખૈચંદે સમસ્ત સેના હસ્તગત કરી રાજ્યના સર્વ કિલ્લાઓ પોતાના તાબામાં લઇ લીધા. જોધપુરપર પણ તેણે પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને ફતેહરાજને ભયભીત કરી દીધો. ફતેહરાજને પોતાના શત્રુની સત્તા ઘટાડી તેનું દમન કરવાનો કોઇપણ ઉપાય સૂઝયો નહિ. અખૈચંદે ફતેહરાજનો તિરસ્કાર કરી નિર્ભય બની પૂર્વવત્ ઘોર અત્યાચાર કરવા માંડયા. અંતે ફતેહરાજે અખૈચંદનો નાશ કરવાને માટે પ્રપંચજાળનો વિસ્તાર કર્યો. આ વાત સાંભળી તે રાજધાની છોડી કિલ્લામાં ચાલ્યો ગયો.

જોતજોતામાં છ માસ વ્યતીત થઇ ગયા. સમસ્ત મારવાડમાં અખૈચંદની હાક વાગી રહી હતી. અખૈચંદની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું કોઈ પણ સાહસ કરી શકતું નહોતું. મહારાજા માનસિંહ તો અખૈચંદના હાથમાં કાષ્ઠની પુતળીની પેઠે નાચવા લાગ્યો. અખૈચંદે પોતાની સત્તાનો દુરુપયોગ કરી અત્યાચાર અને ઉત્પીડનથી સમસ્ત સામંતો અને પ્રજાનું ધન લૂંટી લઈ પોતાની અને પોતાના અનુચરોની સંપત્તિ વધારી દીધી. આવો પ્રકાર ચાલી રહ્યો હતો, એવામાં એક દિવસ સહસા એવી અફવા ફેલાઇ કે: " અખૈચંદનું પતન થયું છે. " વાસ્તવમાં મહારાજા માનસિંહ અખૈચંદને શિક્ષા કરવાને માટેજ હાલમાં ઉન્મત્તતાનું બહાનું કરીને એકાંતમાં રહેતા હતા. અમે પૂર્વે જણાવી ગયા છીએ કે મહારાજા રાજકાર્યપ્રત્યે ઉદાસીનતા દર્શાવતા હતા તેનું એક ગૂઢ કારણ હતું અને તે ગૂઢ કારણ આજ હતું. ચતુર માનસિંહ માત્ર સુસંધિની પ્રતીક્ષા કરી રહ્યા હતા. સુસંધિ મળતાં તેમણે અખૈચંદને તેના સાથીઓસહિત રાજધાનીમાં બોલાવ્યો અને તે સર્વને બંદીવાન કરીને તેમણે કહ્યું કે: " તમે રાજા અને પ્રજાનું જે ધન લૂંટયું છે, તે સર્વ બતાવો, નહિ તો તમને પ્રાણદંડ કરવામાં આવશે. " સર્વ જણે રાજાને લૂંટી લીધેલી સંપત્તિ બતાવવા માંડી. મંત્રી અને તેના સાથીઓએ ચાળીસ લાખ રૂપિયાની એક યાદી તૈયાર કરી અને તે મહારાજાને આપી. મહારાજાએ આ સર્વ સંપત્તિ જપ્ત કરી અને તે સર્વ માણસોને ભયંકર કષ્ટ આપીને એક પછી એક આ સંસારમાંથી વિદાય કર્યાં. નગજી કિલ્લેદારે રાજકુમાર છત્રસિંહને દુરાચારમાં ફસાવ્યો હતો, તેને તથા મુલજી ધાંધલ નામના જાગીરદારને વિષનો પ્યાલો આપીને મારી નાખવામાં આવ્યા અને તેમનાં શબ ફતેહપોલ નામના દ્વાર આગળ ફેંકી દેવામાં આવ્યાં. મુલજી ધાંધલનો બંધુ જીવરાજ, બિહારીદાસ ખીચી અને એક દરજી એ ત્રણ જણનાં મસ્તક કાપીને ફેંકી દેવામાં આવ્યાં. વેદપાઠી વ્યાસ શિવદાસ અને શ્રીકૃષ્ણજ્યોતષીને પણ દેહાંતદંડ ભોગવવો પડયો. ઉપરોક્ત નગજી કિલ્લેદાર અને મુલજી ધાંધલની હકિકત આ પ્રમાણે છે:-તેમણે રાજા છત્રસિંહની પાસેથી પુષ્કળ ધન તથા જવાહીર આદિ લીધું હતું અને તેઓ તેમના મૃત્યુ પૂર્વે પોતપોતાના નગરમાં ચાલ્યા ગયા હતા. રાજાની પાસેથી જે દ્રવ્ય તેમને પ્રાપ્ત થયું હતું, તે દ્વારા તેમણે કિલ્લા બંધાવ્યા હતા. જ્યારે રાજા માનસિંહ પુનઃ સિંહાસનપર આરૂઢ થયા ત્યારે તેમણે સર્વ સરદારોના અપરાધ ક્ષમા કરનારૂં વિજ્ઞાપન બહાર પાડયું. આ વિજ્ઞાપન વાંચ્યા પછી નગજી અને મુલજી નિશ્ચિંત થઇ જોધપુરમાં આવ્યા અને પોતપોતાના પદપર સ્થિત થયા. પ્રથમ તો મહારાજા કાંઇ પણ બોલ્યા નહિ; પરંતુ આ સમયે તેમણે ઈતર માણસોની સાથે તેમને પણ બંદીવાન કર્યાં. તેમણે ભય બતાવી તેમની પાસેથી પોતાના પુત્રનું આપેલું જવાહીર કઢાવી લીધું અને પછી ઉપર જણાવ્યા પ્રમાણે તેમનો નાશ કરી નાખ્યો. આ સમયે અખૈચંદના સર્વ મિત્રોને બંદીવાન કરવામાં આવ્યા. તેમાંથી જેમણે રાજધન બતાવ્યું તેમને પાછળથી મુકત કરવામાં આવ્યા. એમ કહેવાય છે કે આ સમયે માનસિંહે આ પ્રકારે એક કરોડ રૂપિયા સંગ્રહિત કર્યાં હતા; પરંતુ કર્નલ ટૉડ ટીકા કરે છે કે તેમને એથી અર્ધા રૂપિયા પણ ભાગ્યેજ મળ્યા હશે.

જો મહારાજા માનસિંહ કેવળ અત્યાચારી અખૈચંદનેજ પ્રાણદંડ કરત અને અન્ય વિદ્રોહી-

ઓને તેમના અપરાધ પ્રમાણે હલકી સજા કરત તથા કેવળ ઉદ્ધત સામંતોનીજ ભૂમિ હસ્તગત કરીને સંતુષ્ટ રહેત તો તેઓ બીજા સામંતોની પ્રશંસા અને સહાય પ્રાપ્ત કરી શકત; પરંતુ તેમણે તેમ નહિ કરતાં જે જે પ્રજાજન અને સામંતો ઉપર તેમને સંદેહ આવ્યો તે સર્વ ઉપર એકસરખી રીતે અત્યાચાર કરવા માંડયો. ધીમે ધીમે તેમના અત્યાચારનો વિસ્તાર ઘણોજ વધી ગયો. જે ઉચ્ચ શ્રેણીના સામંતો તેમના દરબારમાં ઉચ્ચ આસનપર વિરાજતા હતા, જેમને ઉચ્ચ સન્માન મળતું હતું તથા જેઓ વિશાળ પ્રદેશના અધિકારી હતા તેમનો નાશ કરવાનો પણ મહારાજાએ નિશ્ચય કર્યો. માત્ર એક ઘટનાને લીધેજ તેઓ અખૈચંદની સાથે મરતાં બચી ગયા હતા અને તે ઘટના તેમનું પલાયન હતું. પોકર્ણના સામંત સાલમસિંહ, નીમાજના સામંત સુરતાનસિંહ, આહોરના સામંત ઓનાડ-સિંહ અને તેમના તાબાના નીચી શ્રેણીના અનેક સામંતો અખૈચંદની સાથે મળીને રાજ્યશાસન ચલાવ-તા હતા. તેઓ પ્રતિદિન રાજસભામાં જઇ અખૈચંદની કાર્યપદ્ધતિમાં અનુમતિ આપી તેને સહાય કરતા હતા; પરંતુ જ્યારે અખૈચંદ બંદીવાન બન્યો ત્યારે તેઓ સર્વ અત્યંત ભયભીત બની ગયા. તેમનો ભય નિવૃત્ત કરવાને માટે મહારાજા માનસિંહે તેમની પાસે એક દૂત મોકલીને તેમને જણાવ્યું કે: “ તમારી ઉપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરવામાં આવશે નહિ. માત્ર અત્યાચારી અને મહા દુર્ગુણી અખૈચંદને શિક્ષા કરવાનીજ મારી ઇચ્છા હતી અને તે ઇચ્છા પૂર્ણ થઇ છે; ” પરંતુ મહારાજાના હૃદયનું કપટ સામંતો સારીરીતે જાણી ગયા હતા. મહારાજાની પ્રપંચજાળ તેમનાથી ગુપ્ત નહોતી. મહારાજા પોકર્ણના સામંતનો વંશ જડમૂળથી ઉખેડી નાખવાનો પ્રયત્ન ગુપ્તરીતે કરતા હતા. ઓ-નાડસિંહ માનસિંહના પરમપ્રિય મિત્ર હતા. આ ઓનાડસિંહના એક વિશ્વાસુ સેવકને મહારાજાએ આજ્ઞા કરી કે તમે સમસ્ત સામંતોને તેડીને રાજસભામાં આવો; પરંતુ સમસ્ત સામંતો સાવધાન હતા. તેમણે ઉક્ત સેવકનાં વચનોપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. તેજ દિવસની રાત્રિએ માનસિંહનો વૈરાગ્નિ ભયંકરરૂપે પ્રજ્વલિત થઇ ઉઠયો—તે રાત્રે જોધપુરમાં દારુણ અને હૃદયભેદક ઘટના બની.

નીમાજના સામંત સુરતાનસિંહ પોતાની સેનાસહિત રાજધાનીમાં રહેતા હતા. જો કે તેમણે મહારાજાપર તેમના ઘોર વિપત્તિના કાળમાં અનેક ઉપકારો કર્યા હતા; પરંતુ તેઓ આ સમયે સર્વ ઉપકારો ભૂલી ગયા. તેમણે આઠહજાર સૈનિકો અને પુષ્કળ તોપો લઇને સુરતાનસિંહના મકાનપર આક્રમણ કર્યું. વીરશ્રેષ્ઠ સુરતાનસિંહની પાસે કેવળ એકસો એંશી સેવકો હતા. જ્યારે રાજાની તોપો-ના મુખમાંથી ગોળા નીકળવા લાગ્યા, ત્યારે તેઓ નગ્ન તલવાર ગ્રહણ કરી પોતાના મકાનમાંથી બહાર નીકળ્યા અને શત્રુઓની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેમણે વીરપુરુષની પેઠે શત્રુપક્ષના શતાવધિ મનુષ્યોનો સંહાર કરી રણભૂમિમાં પ્રાણત્યાગ કર્યો. તેમના કેટલાક સેવકો પોતાના પ્રાણની રક્ષા કરી સુરતાનસિંહના શિશુપુત્રની સંભાળ લેવાને માટે રણભૂમિ છોડી નીમાજ તરફ દોડી ગયા. નીમાજ-ના સામંતની પેઠે પોકર્ણના સામંત સાલમસિંહની ઉપર પણ આક્રમણ કરીને તેમના પ્રાણ નષ્ટ કરવાનો મહારાજાનો વિચાર હતો; પરંતુ સુરતાનસિંહે અદ્ભુત વીરતા દર્શાવી અનેક નગરવાસીઓનો સંહાર કર્યો હતો, તેથી તેમણે એ જાતનો ઉપદ્રવ કરવાનો વિચાર માંડી વાળ્યો. સાલમસિંહ સમગ્ર રાત્રિ અતિ સાવધાન રહી, પાછલી રાત્રે લાગ જોઈ પોતાના વતન તરફ ચાલ્યા ગયા.

જે રાત્રિએ રાજધાની જોધપુરમાં આ હૃદયભેદક ઘટના બની તેજ રાત્રે મહારાજાએ ફતેહરા-જને બોલાવી તેને મુખ્ય મંત્રીના પદપર નિયુક્ત કરી દીધા. ગત સેનાપતિ ઇન્દ્રરાજના પુત્ર ફતેહ-રાજ મહારાજના પરમ પ્રેમપાત્ર હતા. મહારાજાએ તેમને મુખ્યમંત્રીના પદપર અભિષિક્ત કરીને કહ્યું: “ હું આટલા દિવસસુધી આપને મંત્રી બનાવી શકયો નહોતો તેનું કારણ આપના ધ્યાનમાં આવ્યુંજ હશે. ” મહારાજાનાં આ વચનોનો ભાવાર્થ અમારા સુજ્ઞ પાઠકો સારી રીતે જાણી ગયા હશે. મહારાજા માનસિંહે અખૈચંદ તથા તેના સહાયકોને મારી, નીમાજના સામંતનો વધ કરી તથા પોકર્ણના સામંતને નસાડી મૂકી જે ધનનો સંચય કર્યો તે દ્વારા તેમણે પરદેશી પગારદાર સેનાનો બાકી પગાર ચૂકવી આપી તેમને સંતુષ્ટ કર્યાં. જે સિંધી તથા પઠાણસેના આટલા દિવસસુધી પગાર-ને માટે આર્તનાદ કરી અસંતોષ પ્રકાશિત કરતી હતી તથા અત્યંત કષ્ટ સહન કરતી હતી તેનાં સર્વ

દુઃખો હવે દૂર થયાં. જે સામંતો મહારાજાના વિરોધી હતા અને અખેચંદના વધથી તેમનાપ્રતિ અત્યંત રુષ્ટ થયા હતા, તેઓ પણ હવે તેમનાથી અતિ ભયભીત થવા લાગ્યા. મહારાજાએ શીઘ્ર પોતાના રાજ્યમાં એવો ઢંઢેરો પીટાવ્યો કે મારવાડમાં શાંતિ સ્થાપન કરવાને માટે અમે બ્રિટિશ-સેનાની સહાય માગી છે. આ ઢંઢેરાનું ઘણું સારૂં પરિણામ આવ્યું. સમસ્ત વિરોધી સામંતો ચૂપ થઇ ગયા. જો તેઓ આવો ઢંઢેરો ન ફેલાવત તો રુષ્ટ સામંતો તેમને કદાચ પદભ્રષ્ટ કરત.

નીમાજના સામંત જોધપુરમાં માર્યા ગયા કે તરતજ તેમના વિશ્વાસુ અનુચરો તેમના શિશુ-બાળકના પ્રાણની રક્ષા કરવાને માટે નીમાજમાં ચાલ્યા ગયા. મહારાજા માનસિંહે શીઘ્ર નીમાજપર આક્રમણ કરવાને માટે સેના રવાના કરી. નીમાજનિવાસીઓ પોતાની રક્ષા કરવાને માટે સુસજ્જ થયા. મહારાજાએ પોતાની મહોર સાથેનો પત્ર સુરતાનસિંહના બાલકપર મોકલી આપ્યો અને તેદ્વારા જણાવ્યું કે તમને ક્ષમા કરીને તમારા પિતાની ભૂમિ તમને સમર્પણ કરવામાં આવી છે; પરંતુ નીમાજના માણસોના મનમાં સંદેહ આવ્યો કે મહારાજાનાં આ વચનો અસત્ય તો નહિ હોય ? અને તેઓ તેનું પાલન કરશે તેની પણ શું જામીનગીરી છે ? જ્યારે તેમણે પોતાના મનનો સંદેહ મહારાજાના મોકલેલા સેનાપતિની આગળ પ્રદર્શિત કર્યો, ત્યારે તેણે સોગંદપૂર્વક જણાવ્યું કે, હું મહારાજે કહેવરાવ્યું છે તિથી કદિ પણ વિપરીત વર્તન થવા દઇશ નહિ; પરંતુ મહારાજા માનસિંહને માટે અત્યંત શોક અને લજ્જાની વાત છે કે તેમનાં વચનોપર વિશ્વાસ રાખીને નીમાજનો શિશુસામંત જ્યાં પોતાના કિલ્લામાંથી નીકળીને મહારાજાની સેનાની છાવણીમાં ગયો કે તરતજ તેમના ઉપરોક્ત વચનનો ભંગ થઇ ગયો. તરતજ એક રાજકર્મચારીએ તેના હાથમાં મહારાજાના હસ્તાક્ષરયુક્ત એક પત્ર મૂકી તેને કહ્યું કે: “ મહારાજાએ તમને બંદીવાન કરીને રાજદરબારમાં લઈ આવવાની મને આજ્ઞા કરી છે.” મહારાજા માનસિંહનું આ કૃત્ય જેટલું ઘૃણિત હતું, તેટલુંજ પગારદારસેનાના સેનાપતિનું આ સમયનું કાર્ય પ્રશંસનીય હતું. સેનાપતિ જાણતો નહોતો કે મહારાજા આ શિશુસામંતને હસ્તગત કરીને તેનો નાશ કરવાની અભિલાષા રાખે છે; પરંતુ જ્યારે વસ્તુસ્થિતિ સમજાઇ ત્યારે તેણે પરમ ક્રોધિત થઇ કહ્યું: “ ના, એમ કદિપણ બનશે નહિ. મારા કહેવાપર સર્વ પ્રકારે વિશ્વાસ મૂકીને આ બાલક મારે તાબે થયો છે. મહારાજાએ ભલે પોતાની પ્રતિજ્ઞા ભંગ કરવાની ઇચ્છા રાખી હોય, પરંતુ હું તો અવશ્ય મારી પ્રતિજ્ઞાનું પાલન કરીશ અને એને એકાદ નિર્વિઘ્ન સ્થાનમાં મૂકી આવીશ.” સેનાપતિએ પોતાના કહેવા પ્રમાણેજ કર્યું. તેણે મહારાજાની જરા પણ સ્પૃહા રાખ્યા વિના ઉપરોક્ત બાલકને લઈ અરવલ્લી પર્વત ઓળંગ્યો અને તેને મેવાડમાં મૂકી આવ્યો.

જે માનસિંહ આજપર્યંત રાજકાર્યપ્રત્યે ઉદાસીનતા બતાવી એક ઉન્મત્ત માણસની પેઠે એકાંત ઓરડામાં રહેતા હતા, જે આજસુધી સામંતોના અત્યાચાર, સ્વેચ્છાચાર, ઉત્પીડન, લૂંટ વગેરે મૌન રહીને જોતા હતા, જે અંગ્રેજસરકારદ્વારા વારંવાર આગ્રહી થયા છતાં તેની સેનાની સહાય લેવાને રાજી થયા નહોતા, તેજ માનસિંહ હવે યથાર્થ રાજપૂત બની વીરમૂર્તિ ધારણ કરી રાજકીય રંગભૂમિપર આવીને વિરાજમાન થયા. મહારાજા માનસિંહે કઠોર અને સખ્ત નીતિનું અવલંબન કરી, લોહનો શાસનદંડ હાથમાં ગ્રહણ કરી અપરાધીઓને ભયંકર શિક્ષા કરવા માંડી હતી; તોપણ સત્યની રક્ષા કરવાને માટે અમારે કહેવું જોઇએ કે તે સમયે મારવાડમાં ચોતરફ જે ભયંકર ઉપદ્રવો ફેલાઈ રહ્યા હતા, તેનું દમન કરવાને માટે તેમ કરવાની જરૂરજ હતી. મારવાડમાં શાંતિની સ્થાપના કરવાને માટે તેમણે જે નીતિ ગ્રહણ કરી હતી તે ન્યાયયુક્ત હતી, એમ કહ્યાવના અમે રહી શકતા નથી. આ પ્રકારની કઠોર નીતિનું અવલંબન કર્યા વિના મહારાજા માનસિંહ કદિ પણ પોતાના રાજ્યમાં શાંતિ સ્થાપન કરી શકત નહિ. મહારાજા સર્વથા સામર્થ્યહીન થઇ ગયા હતાં તેથી તેમની ઉદાર રાજનીતિ કદિપણ ઇચ્છિત શાંતિ સ્થાપન કરી શકત નહિ.

પરંતુ તેમણે અખેચંદ વગેરેને પ્રાણદંડ દઈ નીમાજ વગેરે પ્રદેશો હસ્તગત કરી ધીમે ધીમે એક એક કરીને સર્વ સામંતોને હતવીર્ય કરી દીધા. કોઇ પણ એક સામંત મહારાજા માનસિંહની પગારદાર દશ હજાર સૈનિકોની બનેલી બળવાન સેનાની સામે ઉભા રહેવાની શક્તિ ધરાવતો નહોતો; વળી તેઓ સર્વ એકત્રિત થઇને પણ મહારાજાની સામે થઈ શકતા નહોતા; કારણ કે અં-

ગ્રેજસેનાનો ભય સામે મેં વિકાસીને ઉભો હતો. માનસિંહે સામંતોપર ભીષણ અત્યાચાર કરવા માંડયા, તેથી તેઓ કેટલાક માસમાં અત્યંત પીડિત થઇ પોતાની જાગીર છોડી આસપાસનાં રાજ્યોમાં નાસી ગયા. મહારાજા માનસિંહે બ્રિટિશસરકારની સાથે સંધિ કરી હતી, તેથી તેઓ પોતાનો ઉદ્દેશ પાર પાડી શકયા; નહિ તો તેઓ કદિ પણ પોતાનું અભીષ્ટ સિદ્ધ કરી શકત નહિ. મારવાડના ગત કોઇ પણ ગમે તેવા પ્રબલ પ્રતાપશાળી અને સાહસિક રાજા આ પ્રકારે સામંતોને દેશમાંથી હાંકી કાઢવાને શક્તિમાન થયા નહોતા.

મારવાડના સામંતોએ જન્મભૂમિનો ત્યાગ કરી કોટા, મેવાડ, બિકાનેર અને જયપુરમાં જઈ નિવાસ કર્યો. રાજાના પરમ પ્રિય ગણાતા ઓનાડસિંહ પણ આ વિપત્તિમાંથી બચ્યા નહિ. માનસિંહ જે સમયે ભીમસિંહદ્વારા પરાસ્ત થઇને ઝાલોરના કિલ્લામાં રહેતા હતા, તે સમયે ઓનાડસિંહ તેમના પ્રધાન સહાયક હતા અને તેઓ પણ તેમની સાથેજ રહેતા હતા.તેમણે માનસિંહને સહાય કરવાને માટે પોતાની સ્ત્રીના અલંકારોસુદ્ધાં વેચી નાખ્યા હતા. રાજપૂતો ગમે તેવી આપત્તિમાં પણ સ્ત્રીના નાકની નથ વેચતા નથી, કારણ કે તેઓ નાકમાંથી નથ કાઢવાનું કાર્ય અતિ અપશુકનભરેલું માને છે; તે છતાં ઓનાડસિંહે પોતાની સ્ત્રીની નથ સુદ્ધાં માનસિંહને સહાય કરવાને માટે વેચી નાખી હતી. તેમનું આ સમસ્ત ધન માનસિંહે શત્રુઓના હાથમાંથી પોતાની રક્ષા કરવા માટે વાપર્યું હતું. જે સમયે માનસિંહ પાલી નામના વાણિજ્યપ્રધાન નગરમાં ગયા હતા અને જે સમયે તેઓ અશ્વહીન સ્થિતિમાં હતા, તે સમયે શત્રુઓએ તેમને હસ્તગત કરવાનો પ્રયાસ કર્યો હતો અને આ સમયે જો ઓનાડસિંહે તેમનો ઉદ્ધાર કર્યો ન હોત તો તેમની શી સ્થિતિ થાત તેનો વિચાર આવતાં અમારી લેખિની કંપાયમાન થાય છે. જે સમયે મારવાડના સમસ્ત સામંતોએ માનસિંહનો પક્ષ છોડી ધોકલસિંહનો પક્ષ ગ્રહણ કર્યો હતો, તે સમયે જે ચાર સામંતો માનસિંહનો પરિત્યાગ કરી ગયા નહોતા, તેમાં ઓનાડસિંહ પણ એક હતા. જે સમયે જયપુરનો રાજા જોધપુરને લૂંટી તેનો સમસ્ત માલ પોતાના દેશમાં લઇ જતો હતો, તે સમયે ઉપરોક્ત ચાર સામંતોએ મહાવીરતા પ્રકાશિત કરી તેની પાસેથી તે માલ ઝુંટવી લીધો હતો. જ્યારે છત્રસિંહનું મૃત્યુ થયું, ત્યારે માનસિંહના હાથમાં પુનઃ રાજ્યભાર સોંપવાને માટે ઓનાડસિંહેજ સૌથી અધિક ઉદ્યોગ કર્યો હતો; પરંતુ આ સમયે માનસિંહ તે સર્વ ઉપકારો ભૂલી ગયા. આ પ્રકારે ઇ૦ સ૦ ૧૮૨૧ માં મારવાડના સામંતોનો અધિક ભાગ દેશનિકાલ થઇ ગયો. અંતે તેમણે મહાકષ્ટથી પીડિત થઇ બ્રિટિશ સરકારપર મધ્યસ્થ થવાને માટે પ્રાર્થનાપત્ર મોકલ્યો. તે પ્રાર્થનાપત્ર મોકલવાને એક વર્ષ વ્યતીત થઈ ગયું; પરંતુ બ્રિટિશસરકારે તે પ્રતિ કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. સામંતોએ કર્નલ ટૉડના કાનપર પોતાની શોચનીય અવસ્થાનું વર્ણન નાખવામાં પણ કાંઈ ત્રુટિ કરી નહિં; પરંતુ તેમને નિષ્ફળતા સિવાય કાંઈ પણ પ્રાપ્ત થયું નહિ.

ઇ૦ સ૦ ૧૮૨૩ પર્યંત મારવાડની રાજકીય સ્થિતિ આ પ્રકારની હતી. જો મહારાજા માનસિંહ પૈશાચિક અત્યાચાર ન કરત તો તેઓ શાંતિનું સામ્રાજ્ય સ્થાપન કરી શકત અને પોતાના હિતને માટે તથા રાજ્યના કલ્યાણને માટે જે સુધારાઓ આવશ્યક હતા તે સારી રીતે કરી શકત. શાસનપ્રણાલી સુધારી સામંતોનો વિધ્વંસ કર્યા વિના તેમનું દમન કરવાની શક્તિ માનસિંહમાં હતી, પરંતુ તેમણે તેમ નહિ કરતાં બ્રિટિશસરકારની સહાયનો ડર બતાવી સામંતોનો સંપૂર્ણ વિધ્વંસ કરી નાખ્યો. આથી તેઓ પ્રજાને પ્રિય થવાને બદલે અપ્રિય રાજા થઇ પડયા હતા. કર્નલ ટૉડ જણાવે છે કે: "રાજપૂતજાતિની એક પ્રધાન શાખાએ મરુભૂમિમાં રાજ્ય સ્થાપન કર્યું ત્યારથી બ્રિટિશરાજ્ય સાથે તેને સંધિ થઇ ત્યાંસુધી જે જે ઘટનાઓ બની તેનું સંક્ષિપ્ત વર્ણન અમે કરી ગયા છીએ. હવે સાંપ્રતમાં મારવાડરાજ્યની જે શોચનીય અવસ્થા છે અને બ્રિટિશસરકારે તેના સંબંધમાં જે અસ્થિર નીતિ ગ્રહણ કરી છે, તે સબંધે બે બોલ કહ્યા વિના અમે રહી શકતા નથી. રાજપૂતોની સાથે આપણે જે સંધિ થઇ છે, તે સમસ્ત સંધિઓની મૂળ નીતિ કેવી અસ્થિર અને અપૂર્ણ હતી, તે મારવાડની વર્તમાન શોચનીય દશા હસ્તામલકવત્ દર્શાવી રહી છે. જો શીઘ્ર આ રોગની ચિકિત્સા કરવામાં નહિ આવે અને રાજપૂતોની દશા શીઘ્ર સુધારવામાં નહિ આવે તો ભવિષ્યમાં

અવર્ણનીય મહાસંકટો ઉપસ્થિત થશે અને આપણી ઉપર ઘોર વિપત્તિ આવી પડવાનો ભય ઉત્પન્ન થશે. રાજપૂતો પોતાની ભૂમિપરના પોતાના અધિકારને અવિનાશી કહેતા આવ્યા છે અને તેનું રક્ષણ કરવાને સર્વ પ્રકારે સમર્થ જણાયા છે. પોતાના આ અધિકારની રક્ષાને માટે કોઇ કોઇ વાર હજારો રાજપૂતોએ રણભૂમિમાં પ્રાણ આપ્યા છે અને વારંવાર તેમણે ભીષણ અત્યાચાર અને ઉપદ્રવ સહન કર્યા છે. ગિઝની અને ઘોરી, લોદી અને તૈમુર—આ સર્વ જાતિના મુસલમાનો અને મહારાષ્ટ્રીઓના અત્યાચાર સહન કરીને તેમણે પોતાની ભૂમિની રક્ષા કરી છે. પોતાના દેશના અને પોતાની જાતિના રાજાના અત્યાચારો પણ તેમણે સહન કર્યા છે અને તેમણે આ અત્યાચારીઓનું પતન પણ જોયું છે. જો રાજપૂતોમાં અંતઃકલહ ઉત્પન્ન ન થાત તો તેઓ ઉન્નતિને શિખરે પહોંચત અને ભારતવર્ષમાં પોતાનું મસ્તક વીરતાપૂર્વક ઉઠાવી શકત; પરંતુ તેમનામાં જાતીયદ્વેષ અને માંહોમાંહેનો કલહ ઉત્પન્ન થયો તેથી તેમનું પતન થયું. તેમનો આત્મવિચ્છેદ અને અનૈક્ય જોઇ લૂંટારાઓનાં દલ તેમના દેશમાં ઘુસી ગયાં અને તેમણે તેમનું સત્ત્વ ચૂસી લીધું. મહારાષ્ટ્રીય તસ્કરો અને પઠાણપિશાચો રાજસ્થાનના પ્રત્યેક પ્રાંતમાં પ્રવેશી ગયા અને રાજપૂતોની મૂર્ખતાનો લાભ લઇ તેમની સંપત્તિ તેઓએ લૂંટી લીધી.અંતે અંગ્રેજોની સાથે મિત્રતા કરવાથી તેમનું રક્ષણ થયું.-ન્યાય, ક્ષમા અને સત્યતા એ અંગ્રેજજાતિની મહાશક્તિનો પાયો છે. અંગ્રેજોએ રાજપૂતોની પાસેથી અન્ય કાંઇની પણ આશા રાખી નહોતી, માત્ર તેમની રક્ષા કરવાને અને તેમના રાજ્યમાં શાંતિની સ્થાપના કરવાને માટે જે વસ્તુની અપેક્ષા હતી, તેનીજ આશા રાખી હતી; અને બ્રિટિશસરકારની મિત્રતાથી રાજપૂતોની રક્ષા તથા તેમના રાજ્યમાં શાંતિની સ્થાપના અવસ્ય થઈ શકત; પરંતુ મારવાડની જે શોચનીય અવસ્થાનું અમે વર્ણન કર્યું છે, તેને સુધારવાને માટે બ્રિટિશસરકારે શું કર્યું છે; તે અમારા પાઠકો સારી રીતે સમજી શકશે. જો સરકાર એમ કહે કે મારવાડની આંતરિક રાજ્યવ્યવસ્થામાં' હસ્તક્ષેપ કરવાની અમારે શરત નથી તો અમારો ઉત્તર એ છે કે, જે સમયે રાજા રાજપૂતસામંતોપર અત્યાચાર કરે અને તેમનો હક્ક રદ કરે તે સમયે સામંતોનો પક્ષ ગ્રહણ કરવો, એ સરકારનું પરમ કર્તવ્ય છે. જો આવા સમયમાં આપણે તટસ્થ રહીએ તો તેમની શાસનપ્રણાલિમાં સલાહ આપવાનું પણ આપણે બંધ કરવું જોઇએ કે જેથી તેઓ સ્વાધીનતાપૂર્વક શાસન ચલાવી શકે. જો કેટલીક બાબતમાં હસ્તક્ષેપ કરવામાં આવે અને કેટલીક બાબતમાં તટસ્થ વૃત્તિ ધારણ કરવામાં આવે તો આપણી રાજનીતિ ન્યાપુરઃસર ગણી શકાય નહિ. ન્યાયની રક્ષા કરવાને માટે આપણે નિઃસ્વાર્થ ભાવથી ઉભય પક્ષોપર સમાન દૃષ્ટિ રાખવી જોઇએ. રાજપૂતોની સ્થિતિ સુધારવાને માટે વિશેષ દયામૂલક અને ઉદાર નીતિ ગ્રહણ કરવાની આવશ્યકતા છે. રાજપૂતોની ઉન્નતિ અને કલ્યાણ કરવાને માટે આપણે સદા ચિંતા રાખવી જોઇએ. આમ કરવાથી આપણા રાજ્યમાં પણ શાંતિ અને શ્રીવૃદ્ધિ થશે. અભયસિંહના વંશજોએ મારવાડના રાજ્યમાં મહાઉપદ્રવ અને અશાંતિ ફેલાવી દીધી છે; માટે પ્રસંગ મળતાં એ વંશના રાજાને પદભ્રષ્ટ કરીને ઇડરપતિના એક પુત્રને સિંહાસનારૂઢ કરવો, એ આપણું પ્રથમ કર્તવ્ય છે. જો આપણે મરુભૂમિમાં સ્વચ્છંદી અને સ્વેચ્છાચારી રાજતંત્ર ચાલવા દઇશું અને સામંતોને થયેલા અન્યાયનું નિવારણ કરવાને માટે તેમાં હસ્તક્ષેપ નહિ કરીએ તો આપણે સામંતોને સર્વથા નિરાશ અને ક્રોધોન્મત્ત કરી મૂકીશું. અમે રાઠોડસામંતોનાં કરેલાં ભયંકર કાર્યોનું વર્ણન કરી ગયા છીએ, તો રાઠોડસામંતો કયું કાર્ય ન કરી શકે એમ છે? ધાડપાડુ પિંઢારાઓ અને લૂંટારા મહારાષ્ટ્રીઓએ જે કાર્યો કર્યાં છે, તેથી પણ ભયંકર કાર્યો કરવાને અસંતુષ્ટ રાઠોડો ઉદ્યત થાય તો કેવો હૃદયભેદક કાંડ ઉપસ્થિત થાય ? કેવી અરાજકતા અને કેવા અત્યાચાર દૃષ્ટિગોચર થાય ? એમ કહેવાય છે કે સંકટમાં આવી પડેલા રાઠોડોએ અકથનીય કષ્ટ નહિ સહન થઇ શકયાથી બ્રિટિશસરકાર પાસે સહાય માગી હતી. એમ કહેવાય છે કે સરકાર તેમની વહારે ધાઇ નહિ તેથી તેમણે હતાશ થઇ અંતિમ ઉપાયનું અવલંબન કર્યું—તેમણે જીવપર આવી રાજા માનસિંહના હૃદયમાં કટાર ઘુસાડી દીધી![1] જો આ વાત સત્ય હોય તો આવું વૈર ઉચિત દંડરૂપ માની શકાશે. તેમણે એવી આશા ધારણ કરી હતી કે આ પ્રકારનો ઉદ્યોગ કર્યા વિના આપણું કાર્ય

1 કર્નલ ટૉડે પોતાને દેશ જતી વખત જો આ વાત લખી છે તે સંપૂર્ણરીતે સત્ય નથી.

સફળ થનાર નથી અને અંતે તેજ પ્રકાર સત્ય નિવડયો. વળી એમ સાંભળવામાં આવ્યું છે કે સાંપ્રત જોધપુરના સિંહાસનપર ભીમસિંહનો પુત્ર વિરાજમાન છે. આ ઘટના પણ વિચારવાયોગ્ય છે. પૂર્વે જે લોકોએ ધોકલસિંહનો પક્ષ ગ્રહણ કર્યો હતો, તેઓજ હાલમાં ભીમસિંહના પુત્રના સાથી થયા હશે. કહેવાય છે કે પોકર્ણના સામંતે તેના મંત્રી થવાનો સ્વીકાર કર્યો હતો; પરંતુ વાસ્તવમાં પ્રધાનમંત્રીના પદપર આહવાના સામંત[1] અને ચાંપાવત શાખાના નેતાનો અધિકાર છે. તેમનો આ અધિકાર મૂળથી ચાલ્યો આવે છે; તેમ નહિ થવાથીજ વિવાદ, વિદ્રોહ, રક્તપાત અને પ્રપંચ ચોતરફ દૃષ્ટિગોચર થાય છે. જો ઇડરનો કોઇ રાજકુમાર મારવાડના સિંહાસનપર અભિષિક્ત થયો હોત તો આ સર્વ બખેડા નિવૃત્ત થઇ ગયા હોત. જો સમસ્ત રાઠોડોની એક જાતીયસમિતિ ભરવામાં આવે અને આ પ્રશ્નની મીમાંસા કરવામાં આવે તો દશમાંથી નવ જણનો મત ઇડરના કોઇ રાજકુમારને મારવાડના સિંહાસનપર આરૂઢ કરવાનો થશે. આમ કરવાથી બ્રિટિશ સરકાર પણ નિર્ભય થઇ આભ્યંતરિક વિષયોમાં હસ્તક્ષેપ કરવાની ફરજમાંથી મુક્ત થશે, સહસ્રાવધિ રાઠોડોને શાંતિ પ્રાપ્ત થશે અને અમારી ચિંતા પણ નિવૃત્ત થશે."

---

1 ઇ૦ સ૦ ૧૮૨૩ માં કર્નલ ટૉડ જ્યારે ભારતવર્ષને ચિરકાળને માટે છોડી પોતાના દેશમાં ચાલ્યા ગયા હતા, તે સમયે આહવાના સામંત દેશનિકાલ થઇને મેવાડમાં રહેતા હતા.

# अध्याय १६ मो

મારવાડનો આધુનિક ઇતિહાસ—માનસિંહની સાથે બ્રિટિશસરકારે સૌથી પ્રથમ કરેલી સંધિનો ઉલ્લેખ—સંધિપત્ર—તે સંધિપત્રો પ્રત્યે માનસિંહે પ્રકટ કરેલી અસંમતિ—માનસિંહે બ્રિટિશસરકાર વિરુદ્ધ કરેલું આચરણ—દેશનિકાલ થયેલા સામંતોએ માગેલી બ્રિટિશ.સરકારની સહાય—સરકારે પાડેલી ના—એજંટની મધ્યસ્થતાથી મહારાજા અને સામંતોના વિવાદની નિવૃત્તિ—મહારાજાએ સામંતોને કરેલી ક્ષમા—મેરવાડાના સંબંધમાં સરકારની સાથે માનસિંહે કરેલી સંધિ—રાઠોડસામંતોએ પુન: કરેલો ઉપદ્રવ—ધોકલસિંહે મારવાડનું સિંહાસન પ્રાપ્ત કરવાની પુન: ધારણ કરેલી ઇચ્છા—જયપુરના મહારાજાએ મારવાડપર આક્રમણ કરવાનો કરેલો ઉદ્યોગ—માનસિંહે બ્રિટિશ સરકારની માગેલી સહાય—સરકારે પાડેલી ના—બ્રિટિશસરકારે આભ્યંતરિક વ્યવસ્થામાં હસ્તક્ષેપ કરવાનો કરેલો અસ્વીકાર—ધોકલસિંહનું પલાયન—બ્રિટિશ-સરકારે જયપુરના મહારાજાને મારવાડપર આક્રમણ કરતાં કરેલો અટકાવ—માનસિંહનો ઉદ્ધાર—સંધિપત્ર અનુસાર માનસિંહે સહાયતરિકે બ્રિટિશસરકારને આપેલા પંદરસેં સૈનિકો—સરકારે તે સેનાનો કાઢેલો દોષ—તેના બદલામાં માનસિંહે પ્રતિવર્ષે એક લાખ પંદરહજાર રૂપિયા આપવાનો કરેલો સ્વીકાર—સંધિબંધન—મેરવાડાના સંબંધમાં બીજી વાર થયેલી વ્યવસ્થા—વૃદ્ધાવસ્થામાં માનસિંહે ધર્માચાર્યો ઉપર દર્શાવેલી શ્રદ્ધા—તેમના ઉપદેશથી રાજ્યમાં થયેલો અસંતોષનો ફેલાવો—રાઠોડસામંતોએ કરેલો ઉત્પાત—મારવાડમાં રાજકીય ઉપદ્રવ-બ્રિટિશ-સેનાએ મારવાડમાં કરેલો પ્રવેશ—બ્રિટિશસરકારની સાથે મહારાજાએ કરેલી સંધિ—સંધિ-પત્ર—રાજ્યમાં :થયેલા સુધારા—મેરવાડાના સંબંધમાં અંતિમ વ્યવસ્થા—મહારાજા માનસિંહનું મૃત્યુ.

---

રાજપૂતોપર મહાન ઉપકાર કરનાર મહાત્મા ટૉડે જે સમયપર્યંતનો વિસ્તૃત ઇતિહાસ આપ્યો છે, ત્યાર પછીથી આજસુધીનો ઇતિહાસ આપવો એ પણ અમે અમારૂં કર્તવ્ય ગણીએ છીએ અને મેવાડના ઇતિહાસમાં અમે યથાશક્તિ પાછલો ઇતિહાસ આપવાનો પ્રયત્ન કર્યો છે. કર્નલ ટૉડે રાજસ્થાનના પોલિટિકલ એજંટતરીકે રાજપૂતોની મધ્યમાં દીર્ઘકાળપર્યંત નિવાસ કરી રાજસ્થાનના પ્રત્યેક રાજા, પ્રત્યેક પ્રધાનકવિ, પ્રત્યેક રાજદ્વારી પુરુષ, પ્રત્યેક ભાટ અને ચારણની સહાયથી રાજસ્થાનનો ઇતિહાસ તૈયાર કર્યો હતો. તેમણે સ્વયં રાજસ્થાનના પ્રત્યેક ભાગમાં ભ્રમણ કરી રાજપૂતકવિઓના લખેલા ગ્રંથો સંગ્રહ કરી આ વિસ્તૃત ઇતિહાસની રચના કરી હતી; પરંતુ અમને એટલી અનુકૂળતા મળી નથી. માટે અમે યથાશક્તિ પરિશ્રમ કરી જે કાંઈ અલ્પસ્વલ્પ સામગ્રી મળી તે પાઠકોની સન્મુખ સાદર કરીએ છીએ. અત્યુચ્ચ હિમાલયના શિખરની સાથે એકાદ ટેકરો હરિફાઈ કરવા નીકળે તેવું અમારૂં આ કાર્ય છે. મહાત્મા ટૉડનું જ્ઞાન, શિક્ષણ, દૂરદર્શિતા, રાજપૂતોનાં ચરિત્રની વિજ્ઞતા અને સામર્થ્ય એ અમારા કરતાં વિશેષ હતાં, એ અમે સ્વીકારીએ છીએ; માટે પાઠકોને અમારાં લખેલાં પરિશિષ્ટથી કર્નલ ટૉડના ઇતિહાસ જેટલો આનંદ નહિ મળે એ સ્વાભાવિક છે.

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ જ્યાંસુધી રાજસ્થાનમાં રહ્યા ત્યાંસુધીનો ઇતિહાસ તેમણે લખ્યો અને ત્યાર પછી તેમણે સ્વદેશમાં જઇ તે વિસ્તૃત ઇતિહાસ છપાવી પ્રસિદ્ધ કરવામાં પોતાના જીવનનો શેષભાગ વ્યતીત કર્યો. તેમનો ઇતિહાસ છપાઇને પ્રસિદ્ધ થયા પછી જે ઘટનાઓ બની તે તેની સાથે સંયુક્ત થઇ શકી નથી. માનસિંહ જે સમયે મારવાડના સિંહાસનપર વિરાજમાન હતા તે સમયેજ મહાત્મા ટૉડ રાજસ્થાન છોડીને ઇંગ્લાંડમાં ગયા હતા, તેથી તેઓ માનસિંહના શાસનકાળના અંતિમ ભાગનો ઇતિહાસ પ્રસિદ્ધ કરી શકયા નથી.

મહારાજા માનસિંહના શાસનકાળના પાછલા ભાગનો ઇતિહાસ આપ્યા પૂર્વે બીજા એક વિષયનો ઉલ્લેખ કરવાની અમારી અભિલાષા છે. આ વિષયનો ઉલ્લેખ કર્નલ ટૉડે નહિ કર્યો તેનું કારણ એ છે કે કાંતો તેમને તે વિષય વિદિત નહિ હોય અથવા તો તેનો ઉલ્લેખ કરવા જેટલો તે વિષય તેમને મહત્ત્વનો નહિ લાગ્યો હોય; પરંતુ અમને એ વિષય મહત્ત્વનો લાગે છે, માટે અમે એનો ઉલ્લેખ કરવો પરમાવશ્યક માનીએ છીએ. ઇ૦ સ૦ ૧૮૧૭ માં મહારાજા માનસિંહની સાથે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને જે સંધિ થઇ હતી, તેનો ઉલ્લેખ કર્નલ ટૉડે કર્યો છે; પરંતુ તે પૂર્વે ઇ૦ સ૦ ૧૮૦૩ માં ઉપરોક્ત ઉભયપક્ષોની વચ્ચે જે સંધિ થઇ હતી, તેનો કાંઇ પણ ઉલ્લેખ તેમણે કર્યો નથી. મહારાજા માનસિંહ અગીઆર વર્ષપર્યંત ઝાલોરના કિલ્લામાં રહ્યા પછી અંતે રાજા ભીમસિંહનું મરણ થયું અને તેઓ મારવાડના સિંહાસનપર અભિષિકત થયા. તે સમયે અર્થાત્ ઇ૦ સ૦ ૧૮૦૩ માં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ મહારાષ્ટ્રીય લૂંટારાઓના નેતા સિંધિઆ અને હોલ્કરની સત્તા સર્વથા લુપ્ત કરી દેવાને માટે મહા સમરાગ્નિ પ્રદીપ્ત કરી દીધો હતો. પ્રબળ પરાક્રમશાલી અંગ્રેજીસેનાએ સિંધિઆનો સંપૂર્ણ પરાભવ કરી હોલ્કરની પૂંઠ પકડી. આ સમયે રાજસ્થાનના રાજાઓએ મહારાષ્ટ્રીય નેતાઓને આશ્રય આપ્યો નહિ. આ સમયે ઇસ્ટ ઈંડીઆ કંપનીએ મારવાડના નવીન મહારાજાની સાથે સંધિ કરવાનો નિશ્ચય કર્યો. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ વિચાર કર્યો કે:— "આ વખતે જો મારવાડપતિની સાથે સંધિ કરવામાં આવશે, તો સિંધિઆ અને હોલ્કરનું દમન ઘણી સરલતાથી થઇ શકશે, અને રાજસ્થાનના રાજાઓની સાથે ચિરસંબંધ થઇ જશે."

મહામાનનીય ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના નેતા જનરલ લેક સિંધિઆનો પરાભવ કરી હોલ્કરને પકડવાને માટે ગયા હતા. તેમણે ભારતવર્ષના ગવર્નર જનરલ લોર્ડ વેલેસ્લીની સંમતિથી મહારાજા માનસિંહની પાસે સંધિનો પ્રસ્તાવ મોકલ્યો. મહારાજા માનસિંહે આ પ્રસ્તાવનો સ્વીકાર કર્યો. આથી સરહિંદ નામના સ્થાનમાં સંવત ૧૮૬૦ ના પોષ માસની છઠ્ઠને દિવસે સંધિપત્ર તૈયાર કરવામાં આવ્યો આ સંધિપત્ર નીચે મુજબ હતો.

## સંધિપત્ર

મહામાનનીય ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સાથે મહારાજાધિરાજ રાજરાજેશ્વર માનસિંહ બહાદૂરની મિત્રતા અને સંધિસંબંધી પત્ર મહામાનનીય ઇસ્ટ ઇન્ડીઆ કંપની તરફથી મહામાન્ય રિચર્ડ માર્કિવસ વેલેસ્લી, નાઇટ, ગ્રેટબ્રિટનના મહામાન્ય અધીશ્વરના માનનીય પ્રિવિકાઉન્સીલર, ભારતવર્ષના ગવર્નર જનરલ, સમસ્ત સેનાના કેપ્ટન જનરલ અને પ્રધાનસેનાપતિની આજ્ઞા પ્રાપ્ત કરી ભારતવર્ષની સેનાના સેનાપતિ મહામાન્ય જનરલ લેકે અને સ્વયં મહારાજા માનસિંહ બહાદૂરે નિર્ધારિત કરેલો સંધિપત્ર.

(૧) માનનીય ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સાથે મહારાજાધિરાજ માનસિંહ બહાદૂર તથા તેમના ઉત્તરાધિકારીઓની દૃઢ અને ચિરસ્થાયી મિત્રતા સ્થાપિત થઈ છે.

(૨) ઉભય રાજ્યોની વચ્ચે મિત્રતા સ્થાપિત થઈ છે માટે એક પક્ષના શત્રુમિત્ર બીજા પક્ષના શત્રુમિત્ર માનવા. આ નિયત કરેલી વ્યવસ્થા યાવચ્ચંદ્રદિવાકરૌ ઉભય રાજ્યોએ નિભાવવી.

(૩) માનનીય કંપની મહારાજાધિરાજના અધિકારનીચેના દેશોના શાસનના સંબંધમાં કોઇ પણ પ્રકારનો હસ્તક્ષેપ કરશે નહિ અને તેમની પાસેથી ખંડણી પણ માગશે નહિ.

(૪) કંપનીએ હિંદુસ્તાનના જેટલા દેશો પોતાના અધિકારમાં લઇ લીધા છે, તે જીતી લેવાને કોઇ તૈયાર થાય તો મહારાજાએ પોતાના તાબાની સમસ્ત સેના સહાયને માટે મોકલવી અને શત્રુનો

નાશ કરવાને માટે યથાશક્તિ પ્રયાસ કરવો તથા મિત્રતા અને કૃતજ્ઞતા પ્રકાશ કરવાનો કોઇપણ પ્રસંગ ગુમાવવો નહિ.

(૫) પ્રસ્તુત સંધિપત્રના બીજા ધારાઅનુસાર ઉભય રાજ્યો વચ્ચે મિત્રતા સ્થાયી રહે તથા કોઇ વિદેશી શત્રુ મારવાડપર આક્રમણ ન કરી શકે તેટલા માટે ઇસ્ટિ ઇન્ડીઆ કંપનીના માણસો સમીપમાં રહેશે. જો મારવાડેશ્વરને કોઈ ભિન્ન રાજ્યના અધીશ્વરની સાથે કોઇ પ્રકારનો મતભેદ વા વિવાદ ઉપસ્થિત થાય તો મહારાજાએ તે વિવાદની હકિકત ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સમક્ષ સાદર કરવી. બ્રિટિશસરકાર નિષ્પક્ષપાતપણે આ વિવાદની તપાસ કરશે; પરંતુ જો પ્રતિવાદીના દોષથી આ તપાસ કરવાની અનુકૂળતા પ્રાપ્ત ન થાય તો તો મહારાજાએ સહાયને માટે બ્રિટિશ-સરકારને પ્રાર્થના કરવી. આ પ્રાર્થનાનો બ્રિટિશસરકાર સ્વીકાર કરશે. હિંદુસ્થાનના અન્યાન્ય રાજાઓની સાથે એવી શરત કરવામાં આવી છે કે આ પ્રકારની સહાય કરવામાં જે વ્યય થાય તે જે પક્ષ હારે તેને આપવો પડશે અને આજ શરત મારવાડેશ્વરની સાથે પણ રહેશે. મારવાડના મહા-રાજાએ આ શરત સ્વીકારી છે.

(૬) જો કે મહારાજા વાસ્તવમાં પોતાની સેનાના સ્વામી છે; પરંતુ જે સમયે યુદ્ધ થાય અથવા યુદ્ધનાં પૂર્વલક્ષણો જણાય, તે સમયે અંગ્રેજીસેનાની સાથે મહારાજાની સેનાએ જોડાવું પડશે અને અંગ્રેજીસેનાના સેનાપતિની આજ્ઞા તથા સમ્મતિ અનુસાર તેને વર્તવું પડશે.

(૭) કંપની સરકારની આજ્ઞાસિવાય કોઇપણ અંગ્રેજ વા ફ્રેંચ પ્રજાને અથવા યૂરોપ-ખંડના કોઇપણ નિવાસીને મહારાજા પોતાના કર્મચારીતરિકે નિયુક્ત કરી શકશે નહિ તથા કોઇ પણ કારણથી પોતાના રાજ્યમાં તેને પ્રવેશ કરવા દેશે નહિ.

ઉપરોક્ત ધારાઓથી યુક્ત આ સંધિપત્ર મહામાન્યવર જનરલ જિવાર્ડ લેકના તાબાના સર-હિંદ નામના સ્થાનમાં ઇ૦ સ૦ ૧૮૦૩ ના ડિસેમ્બરની ૨૨ મી તારીખે, હીજરી સન ૧૨૧૮ ના રમજાન માસની ૧ લી તારીખે અને સંવત ૧૮૬૦ ના પોષ માસની નવમીને દિવસે તૈયાર કરવામાં આવ્યો છે અને તેપર ઉપરોક્ત દિવસની મહારાજાધિરાજ માનસિંહની મહોર છાપવામાં આવી છે; તથા નિયમાનુસર હસ્તાક્ષરઃ કરાવવામાં આવ્યા છે. આ સંધિપત્ર સર્વ પ્રકારે સ્વીકૃત કરવામાં આવ્યો છે.

કંપનીની મહોર

( હસ્તાક્ષર ) વેલેસ્લી ગવર્નર જનરલ

ઇ૦ સ૦ ૧૮૦૪ ના જાન્યુઆરીની ૧૫ મી તારીખે આ સંધિપત્ર સંપૂર્ણપણે માન્ય રાખવામાં આવ્યો.

( હસ્તાક્ષર ) જી. એન. બાર્લો

( „ ) જી. ડડનિ.[1]

મારવાડના મહારાજાએ હોલ્કરને સહાય કરવી નહિ એવા ઉદ્દેશથી અંગ્રેજસરકાર તેમનીસાથે ઉપરોક્ત સંધિ કરવાને પ્રવૃત્ત થઇ હતી; પરંતુ ઇ૦ સ૦ ૧૮૦૪ માં અંગ્રેજોએ નસાડેલા હોલ્કરને મહારાજાએ પોતાના રાજ્યમાં આશ્રય આપ્યો હતો, તેથી બ્રિટિશસરકાર તેમનાપર અસંત ક્રોધિત થઇ અને મહારાજા પણ તેની સામે થયા. ઈ૦ સ૦ ૧૮૦૪ માં ઉપરોક્ત સંધિ રદ કરવામાં આવી. આ વખતે ઇસ્ટિ ઇન્ડીઆ કંપનીને મારવાડના મહારાજાપર એટલો ક્રોધ આવ્યો હતો કે જેના પરિણામે તે તેમની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ નહિ રાખવો એવો નિશ્ચય કરી બેઠી હતી; પરંતુ ઇ૦ સ૦ ૧૮૧૮ માં તેણે મહારાજાની સાથે પુનઃ સંધિ કરી. આ સમયના ધારા મહારાજાના સંબંધમાં અગાઉ કરતાં વિશેષ અનિષ્ટકારક હતા. બીજા સંધિપત્રમાં ખંડણી આપવાની જે શરત લખવામાં આવી હતી તે પ્રથમ સંધિપત્રમાં જોવામાં આવતી નથી. જો માનસિંહ તે સંધિપત્રપર હસ્તાક્ષર કરીને ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સાથે મિત્રતા કરી લેત તો અમીરખાંદ્વારા મારવાડરાજ્યનો વિધ્વંસ થાત નહિ. સવાઇસિંહ, ધૌકલસિંહ અને જયપુરના મહારાજા મારવાડનો નાશ કરી શકત નહિ અને સિંધીઆ મારવાડને જીતી લઇને ચોથ ગ્રહણ કરી શકત નહિ; પરંતુ મારવાડના નસીબમાં અંગ્રેજ-

૧ મહાશય એચિસનના 'સંધિઓ' નામના ગ્રંથના ચોથા ગ્રંથમાં પૃષ્ઠ ૪૫ મું જુઓ.

સરકારને ખંડણી આપવાનું લખ્યું હશે, તેથીજ મહારાજા માનસિંહે અવિચારથી પ્રથમ સંધિપત્રનો સ્વીકાર કર્યો નહિ.

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ ઇ૦ સ૦ ૧૮૨૩ સુધીનો મારવાડનો ઇતિહાસ લખી ગયા છે અને ત્યારપછીનો ઇતિહાસ અમે લખ્યો છે. મહારાજા માનસિંહે સામંતોને દેશનિકાલ કરી પ્રજાને અત્યંત દીનહીન દશામાં નાખી મારવાડમાં સર્વત્ર ભયંકર અશાંતિ, અત્યાચાર, અન્યાય અને સ્વેચ્છાચારનો પ્રબળ અગ્નિ પ્રજ્વલિત કરી દીધો હતો. તે દશ્યો કર્નલ ટૉડે જોયાં હતાં; પરંતુ મહારાજા માનસિંહને બ્રિટિશસરકારની આધીનતા સ્વીકાર્યા પછી પોતાના રાજ્યમાં શાંતિ સ્થાપન કરવાની પ્રબળ અભિલાષા ઉત્પન્ન થઈ. આલોક અને પરલોક એ ઉભય લોકમાં તારનાર ગુરુદેવ દેવનાથનું મૃત્યુ થયા પછી તેઓ ઉન્માદને લીધે એકાંતમાં રહ્યા હતા, તે સમયે તેમના પુત્ર છત્રસિંહ તેમના પ્રતિનિધિસ્વરૂપે સિંહાસનપર આરૂઢ થઇને રાજશાસન ચલાવતા હતા. આ દીર્ઘ સમયમાં જે સામંતોએ અને રાજદ્વારી નેતાઓએ રાજભંડાર લૂંટીને રાજ્યનું સત્ત્વ ચૂસી લીધું હતું તેમને માનસિંહે બીજી વાર રાજ્યની લગામ હાથમાં લઇ ભીષણ દંડ કર્યો. સામંતોએ મેવાડ, કોટા, બિકાનેર અને જયપુર ઇત્યાદિ રાજ્યોમાં નાસી જઇ બ્રિટિશપ્રતિનિધિ કર્નલ ટૉડની પાસે મારવાડના રાજાની વિરુદ્ધ એક અરજી કરી. આ અરજીમાં તેમણે એવી પ્રાર્થના કરી હતી કેઃ-" બ્રિટિશસરકારે મધ્યસ્થ થઇ અમારી પૈતૃકભૂમિ અમને પાછી અપાવવાની અને મહારાજા માનસિંહ ભવિષ્યમાં અમારા ઉપર કોઇપણ પ્રકારનો અત્યાચાર કરે એવો પ્રબંધ કરવાની કૃપા કરવી. " પરંતુ બ્રિટિશસરકારે પોતાની તે સમયની રાજનીતિ અનુસાર મારવાડના કોઇપણ આભ્યંતરિક વિષયમાં હસ્તક્ષેપ કરવાની ના પાડી અને મહાવિપત્તિમાં પડેલા સામંતોની પ્રાર્થનાપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ; પરંતુ સામંતોએ ઇ૦ સ૦ ૧૮૨૪માં જ્યારે બ્રિટિશ સરકારની પુનઃ સહાય માગી ત્યારે તે મૌન રહી શકી નહિ.

મહાશય વિલ્ડર આ સમયે કર્નલ ટૉડના પદપર રાજપૂતાનાના પોલિટિકલ એજંટ સ્વરૂપે નિયુક્ત હતા. તેમણે ભારતવર્ષના નામદાર ગવર્નર જનરલની આજ્ઞાથી મહારાજા માનસિંહની સમક્ષ એવો પ્રસ્તાવ સાદર કર્યો કેઃ-" આ સામંતોની ઉપર દયા કરી એમના અપરાધો ક્ષમા કરી એમની જપ્ત કરેલી જાગીરો એમને પાછી સોંપી દેવી." સામંતો ઉપર માનસિંહ અત્યંત રુષ્ટ હતા; કારણકે તેમણે પ્રથમથીજ તેમની સત્તા નષ્ટ કરવાનો ઉદ્યોગ કર્યો હતો, તેથી તેમણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો હતો કે આ સામંતો ઉપર કદિપણ દયા કરવી નહિ. જો તેમની ઉપર દયા કરીને તેમને જાગીરો પાછી સોંપવામાં આવશે તો તેઓ પુનઃ મારી વિરુદ્ધ પ્રપંચજાળ રચશે અને મને વિપત્તિમાં નાખશે. મહાશય વિલ્ડરે તેમની આગળ વારંવાર ઉપરોક્ત પ્રસ્તાવ રજુ કર્યો, ત્યારે તેમણે એવો પ્રત્યુત્તર આપ્યો કેઃ-"જો દેશનિકાલ થયેલા સર્વ સામંતો મારી વિરુદ્ધ પ્રપંચ ન રચવાની પ્રતિજ્ઞા કરે અને બ્રિટિશસરકાર તેની જોખમદારી પોતાને શિર લે તો હું એમના અપરાધ ક્ષમા કરી એમના દેશો એમને પણ પાછા સોંપી દઉં; જો તેઓ પુનઃ અસંતોષકારક વર્તન કરશે તો હું પુનઃ તેમને મારી ઇચ્છાનુસાર દંડ કરીશ અને તે સમયે બ્રિટિશસરકાર કોઇપણ પ્રકારનો હસ્તક્ષેપ કરી શકશે નહિ. જો સરકાર આ સર્વ શરતોથી યુક્ત પ્રતિજ્ઞાપત્ર લખી આપે તોજ હું તેમની ભૂમિ તેમને પાછી સોંપીશ." મહારાજાનો આ ઉત્તર મહાશય વિલ્ડરને પ્રાપ્ત થયો કે તરતજ તેમણે તે નામદાર ગવર્નર જનરલ બહાદૂરને જણાવ્યો. વળી તેમણે તે સમાચાર મારવાડના દેશનિકાલ થયેલા સામંતોપર પણ પહોંચાડયા. નામદાર ગવર્નર જનરલે મહારાજા માનસિંહના પ્રત્યેક પ્રસ્તાવનો સ્વીકાર કર્યો. આહવા, આસોપ, નીમાજ તથા રિયાં (રાસ) આદિ પ્રદેશોના સામંતોએ પણ આ પ્રસ્તાવ સ્વીકાર્યો. કેવલ બૂડસ અને ચંડાવલના ઠાકોરોએ તેમનો સ્વીકાર કર્યો નહિ. સામંતો અને મહારાજાની વચ્ચે નીચે પ્રમાણે સંધિ થઇ. મહારાજા માનસિંહના મુખ્યમંત્રી ફતેહરાજે સંધિપત્રપર તેમની તરફથી હસ્તાક્ષર કર્યાં.

**સ્વેચ્છાચારી ઠાકોરોપતિ દયા પ્રકાશિત કરનારૂં મહારાજા માનસિંહનું સંધિપત્ર**

બૂડસ અને ચંડાવલના ઠાકોરોની રાજાનુગ્રહ અને ક્ષમાપ્રાપ્તિને માટે બ્રિટિશસરકારદ્વારા ભલામણ કરાવવાની ઇચ્છા નથી; અને આહવા, આસોપ નીમાજ અને રાસના સામંતો જો કે કોઇ

પણ પ્રકારે ક્ષમાયોગ્ય નથી, પરંતુ બ્રિટિશ સરકારને રાજી કરવાને માટે મહારાજા વખ્તસિંહના શાસનકાળમાં તેઓ જે જે પ્રદેશોના અધિકારી હતા, તે તે દેશો તેમને આજની તારીખથી છ માસની અવધિમાં પાછા સોંપી દેવામાં આવશે; પરંતુ મહારાજાને સંતોષ આપવાને માટે નામદાર ગવર્નર જનરલ બહાદૂરને નિમ્નલિખિત ભાવાર્થનો પ્રતિજ્ઞાપત્ર લખી આપવો પડશે. જો આ સામંતો પોતાની પ્રતિજ્ઞા પાળે નહિ અથવા કાંઇ અપરાધ કરે તો મહારાજા પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરી શકશે.

વર્તમાન સમયમાં એકમાત્ર બ્રિટિશ સરકારની ભલામણ અને અનુગ્રહથીજ સામંતોના અપરાધ ક્ષમા કરવામાં આવ્યા છે. હવે જો તેઓ નિરુપદ્રવી બની મહારાજાના આધીનમાં રહેશે અથવા મહારાજાની આજ્ઞાનુસાર રાજકાર્યમાં નિયુક્ત થશે તો તેમને વિશેષ પુરસ્કાર આપવામાં આવશે. જે નિકૃષ્ટ શ્રેણીના ઠાકોરોને હદપાર કરવામાં આવ્યા છે, તેઓ જો મહારાજાની સાથે સંતોષકારક રીતે વર્તશે તો તેમને પુનઃ તેમનો પૂર્વ અધિકાર આપવામાં અવશે; પરંતુ બ્રિટિશસરકાર તેમની તરફથી કાંઇ ભલામણ કરી શકશે નહિ.

(હસ્તાક્ષર) ફતેહરાજ દિવાન

મારવાડના મુખ્યમંત્રી ફતેહરાજે મહારાજા માનસિંહની તરફથી ઉક્ત સંધિપત્રપર હસ્તાક્ષર કર્યા અને મહારાજાના પૂર્વ પ્રસ્તાવાનુસાર પોલિટિકલ એજંટ મહાશય વિલ્ડરે તેમને નિમ્નલિખિત પ્રતિજ્ઞાપત્ર લખી આપ્યો.

" મહારાજા માનસિંહ દેશનિર્કાલ થયેલા સામંતોને બ્રિટિશસરકારની ભલામણ અનુસાર પૈતૃક અધિકાર પાછો સોંપવાને રાજી થયા છે. હું આ કાર્ય પાર પાડવાને બ્રિટિશસરકારના મોકલવાથી આવ્યો છું. જો ભવિષ્યમાં આ સામંતોમાંથી કોઇપણ કોઇ પ્રકારનો અપરાધ કરશે અથવા મહારાજાની ઇચ્છાવિરુદ્ધ કાંઇ કાર્ય કરશે તો સંધિપત્રમાં જણાવ્યા પ્રમાણે તે વખતે મહારાજા પોતાની ઇચ્છાનુસાર પોતાની સંપૂર્ણ સત્તાનો ઉપયોગ કરશે. આ સમયે સામંતોની તરફથી બ્રિટિશસરકાર કોઇ પણ પ્રકારનો હસ્તક્ષેપ કરી શકશે નહિ. મહારાજાના વિશેષ સંતોષને માટે નામદાર ગવર્નર જનરલની તરફથી એક બીજો પ્રતિજ્ઞાપત્ર પણ આપવામાં આવશે."

તા .૨૫ મી ફેબ્રુઆરી, ઇ૦ સ૦ ૧૮૨૪

(હસ્તાક્ષર) એફ૦ વિલ્ડર
પોલિટિકલ એજંટ

જો કે ઉપરોક્ત સંધિપત્ર પ્રમાણે કાર્ય કરવાને મહારાજા માનસિંહ સંમત થયા, જો કે તેમણે માત્ર બ્રિટિશસરકારને રાજી કરવાને માટેજ દેશપાર થયેલા સામંતો પૈકી અનેક સામંતો પ્રત્યે દયા પ્રકાશિત કરી, તોપણ તેમણે નિકૃષ્ટ પંક્તિના સામંતોપર દયા કરી નહિ. જો કે નીમાજ આદિના સામંતોને બ્રિટિશસરકારની કૃપાથી પોતાનો પૈતૃક અધિકાર પ્રાપ્ત થયો હતો, પરંતુ મહારાજા માનસિંહ તેમનાપર અત્યંત રુષ્ટ રહેતા હતા.

ઇ૦ સ૦ ૧૮૨૪ માં બનેલી એક બીજી ઘટના પણ વર્ણન કરવા યોગ્ય છે. ઇ૦ સ૦ ૧૮૧૭ માં બ્રિટિશસરકારની સાથે મહારાજા માનસિંહને જે સંધિ થઇ હતી, તદનુસાર બ્રિટિશસરકાર મારવાડની આભ્યંતરિક શાસનવ્યવસ્થામાં હસ્તક્ષેપ કરતી નહોતી. મહારાજા માનસિંહ પોતાની ઇચ્છાનુસાર પોતાના દેશનું શાસન ચલાવતા હતા; પરંતુ બ્રિટિશ સરકારે સામંતોની પ્રાર્થના સ્વીકારી મહારાજાને સમજાવી તેમની ભૂમિ પાછી અપાવી. એ ઘટના સ્પષ્ટરીતે જણાવે છે કે તેણે આવશ્યકતા જણાવાથી મારવાડની આભ્યંતરિક વ્યવસ્થામાં હસ્તક્ષેપ કર્યો હતો. આજ કારણથી મહારાજા માનસિંહે સંધિપત્રમાં એવી શરત લખાવી લીધી હતી કે બ્રિટિશસરકાર આવી કોઇ બીજી બાબતમાં પુનઃ હસ્તક્ષેપ કરી શકશે નહિ. મહાશય વિલ્ડરે તેમને જે પ્રતિજ્ઞાપત્ર લખી આપ્યો હતો, તે આપણને સુવિદિત છે; પરંતુ નામદાર ગવર્નર જનરલે તેમને પ્રતિજ્ઞાપત્ર લખી આપ્યો હતો કે નહિ તે કાંઇ જાણી શકાતું નથી.

પૂર્વે થયેલી સંધિ પ્રમાણે મહારાજા માનસિંહ બ્રિટિશસરકારની આધીનતા સ્વીકારી પ્રતિવર્ષે ૧૦૮૦૦૦ રૂપિયા આપવાને સંમત થયા, તોપણ ઇ૦ સ૦ ૧૮૨૪ પર્યંત તેને મારવાડની ભૂમીપર પગ મૂકવાનો અધિકાર પણ પ્રાપ્ત થયો નહોતો. ક્યાં તો મારવાડમાં પ્રવેશ કરવાના ઉદ્દેશથી

અથવા તો બીજો કોઇ રાજકીય હેતુ સિદ્ધ કરવાને માટે ઇ૦ સ૦ ૧૮૨૪ માં બ્રિટિશસરકારે મેવાડેશ્વરની પેઠે મારવાડેશ્વરની પાસે પણ એવો પ્રસ્તાવ કર્યો કેઃ-"મેરવાડાના પહાડી મીના તથા મેર લોકો અત્યંત ઉદ્ધત અને તોફાની છે. આ લોકો જોધપુરરાજ્યની સીમામાં જઇ લૂંટફાટ વગેરે અનેક પ્રકારના ઉપદ્રવો કરે છે, તેથી તેઓનું દમન કરવાની અમારી અભિલાષા છે. અમે તે કાર્યને માટે એક અંગ્રેજદલ તૈયાર કર્યું છે, માટે આપના રાજ્યમાં તેને પ્રવેશ કરવા દેવો." આ સમાચાર સાંભળતાંની સાથેજ મહારાજા માનસિંહે બ્રિટિશસરકારની ઇચ્છાનુસાર એક આધીન સામંતની પેઠે તેને સહાય કરવાને માટે કેટલાક સામંતોને સેના આપીને મોકલી દીધા. અંગ્રેજદલે પહાડીલોકોનું સંપૂર્ણ દમન કર્યું. પછી સરકારે એવો પ્રસ્તાવ કર્યો કેઃ-"પહાડી મીના અને મેર લોકોને દાબમાં રાખવાને માટે એક પૃથક્ ટુકડી નિયુક્ત કરવાની અમારી અભિલાષા છે. આ સેનાનો વ્યય પૂર્ણ કરવાને માટે મહારાજાએ વાર્ષિક પંદર હજાર રૂપિયા આપવા પડશે. મેરવાડામાં મહારાજાનાં ચાંગ અને કોટ કિરાના નામના બે પ્રગણાનાં જે એકવીસ ગામો છે, તે મહારાજાએ આઠ વર્ષ સુધી અમને આપવાં પડશે. અમે તેમાં શાસન ચલાવીશું અને પંદર હજાર રૂપિયા સિવાય જે વિશેષ ઉપજ થશે તે મહારાજાને આપી દઇશું. પંદર હજાર રૂપિયા નવીન સેનાના વ્યયને માટે અમારી પાસે રહેશે." મહારાજા માનસિંહે એક પણ શબ્દ બોલ્યા વિના શીઘ્ર બ્રિટિશસરકારના આ પ્રસ્તાવનો સ્વીકાર કર્યો, આથી તેની વચ્ચે નીચે પ્રમાણે સંધિ થઇ.

### મેરવાડાના પ્રાંતના અધિકારસંબંધી જોધપુરરાજ્યનું સંધિપત્ર

મેરવાડાના સમસ્ત ભાગોમાં આવશ્યક સેના નિયુક્ત કરી સર્વ ઉપદ્રવો નિવારણ કરવાનું મહારાજામાં સામર્થ્ય છે; પરંતુ બ્રિટિશ સરકારને સંતુષ્ટ કરવાની મહારાજાની ઇચ્છા છે, તેથી મેરવાડાના સર્વ ભાગોમાં સુશાસન ચલાવવાની બ્રિટિશસરકારની ઇચ્છા પરિતૃપ્ત કરવાને માટે મહાશય વિલ્ડરના અભિપ્રાય અનુસાર ત્યાં જે નવીન સેના રાખવામાં આવશે તેના નિર્વાહને માટે મહારાજા વાર્ષિક પંદર હજાર રૂપિયા આપશે. મારવાડના તાબાનાં ચાંગ, ચિતાર તથા અન્યાન્ય ખાલસા ગામો આઠ વર્ષને માટે બ્રિટિશસરકારને આપશે; પરંતુ તે ગામોમાંથી જે મહેસુલ ઉત્પન્ન થાય તેનો હિસાબ તપાસવાને માટે મારવાડેશ્વર તરફથી એક કારભારી ત્યાં રહેશે. તેની ઉપજમાંથી ઉપરોક્ત રકમ લઇ શેષ રૂપિયા મારવાડેશ્વરને આપવા જોઇશે. જે સમયને માટે આ ગામો આપવામાં આવશે તે સમય વ્યતીત થઈ ગયા પછી ઉક્ત વાર્ષિક પંદર હજાર રૂપિયા આપશે નહિ અને તે ગામો મહારાજા પુનઃ પોતાના અધિકારમાં લેશે. ૪ થી રજબ, ૧૨૩૯ હિજરી

(હસ્તાક્ષર) વ્યાસ સુરતરામ વકીલ

મહારાજા માનસિંહની તરફથી વકીલ વ્યાસ સુરતરામે ઉક્ત સંધિપત્રપર હસ્તાક્ષર કર્યા અને બ્રિટિશસરકારના પોલિટિકલ એજંટ મહાશય એફ. વિલ્ડરે નિમ્નલિખિત સંધિપત્રપર પોતાના હસ્તાક્ષર કર્યા.

"બ્રિટિશસરકારને વિશ્વાસપૂર્વક મારવાડના મેરવાડા પ્રાંતનાં જે ગામો આપવામાં આવ્યાં છે તેની મહેસુલના જેટલા રૂપિયા ઉપજશે તેમાંથી નવીન સેનાના વ્યયને માટે પંદર હજાર રૂપિયા રાખી શેષ સર્વ મહારાજાને પાછા સોંપવામાં આવશે તથા આઠ વર્ષ પછી ઉક્ત ગામો મહારાજાને સોંપી દેવામાં આવશે અને પંદર હજાર રૂપિયા પણ ગ્રહણ કરવામાં આવશે નહિ." તા. ૫ મી માર્ચ સને ૧૮૨૪

ઉપરોક્ત સંધિપત્ર ઉપરથી સારીરીતે વિદિત થાય છે કે મહારાજા માનસિંહ પહાડી મીના અને મેર લોકોનું દમન કરવાને સમર્થ હતા; તે છતાં પણ તેમણે માત્ર બ્રિટિશસરકારને સંતુષ્ટ કરવાને ખાતરજ ઉક્ત ગામો તેને આઠ વર્ષને માટે સમર્પણ કર્યાં હતાં. બ્રિટિશસરકારે મેરવાડાપર અધિકાર કરીને કેવી રીતે તેનું શાસન ચલાવ્યું હતું તેનું વર્ણન આગળ આવશે.

જે રીતે ઉદયસિંહ સૌથી પહેલાં અકબરને શરણે થયા હતા, તેવીજ રીતે મહારાજા માનસિંહ સૌથી પ્રથમ અંગ્રેજ સરકારને શરણે થયા. ઇ૦ સ૦ ૧૮૨૪ માં જો કે મહારાજા માનસિંહે બ્રિટિશ સરકારની ભલામણથી દેશનિકાલ થયેલા સામંતોને ક્ષમા કરીને તેમની ભૂમિસંપત્તિ પુનઃ તેમને

સોંપી; પરંતુ તેમની સાથે સારી વર્તણુક રાખી નહિ અને નિકૃષ્ટ પંક્તિના સામંતોપર તો તેમણે જરા પણ દયા કરી નહિ, તેથી તેમની વિરુદ્ધ પુનઃ પ્રપંચજાળનો વિસ્તાર થવા લાગ્યો. અવિચારને લીધે તથા ઉચ્ચ પ્રકારની રાજનીતિજ્ઞતાના અભાવને લીધે મહારાજા માનસિંહ બાલ્યાવસ્થાથીજ વિપત્તિના સાગરમાં ગોથાં ખાતા આવ્યા હતા. તેમણે જાણે વિપત્તિને તો પોતાનો સાથી અને મિત્ર માનીનેજ આ સંસારમાં જન્મ લીધો હતો. થોડા વખત તેઓ વિપત્તિથી મુક્ત રહ્યા, પરંતુ ઇ૦ સ૦ ૧૮૨૪ માં સામંતોને પુનઃ જાગીર સોંપ્યા પછી પુનઃ તેઓ તેમની સાથે કઠોર વ્યવહાર ચલાવવા લાગ્યા, તેથી પુનઃ તેમની વિરુદ્ધ પ્રપંચો રચાવા લાગ્યાં. ઇ. સ. ૧૮૨૭ માં બ્રિટિશસરકારના સાંભળવામાં આવ્યું કે સામંતમંડળ મહારાજા માનસિંહને પદભ્રષ્ટ કરવાને માટે પુનઃ કટિબદ્ધ થયું છે.

પોકર્ણના સામંત સવાઇસિંહે જે રીતે ધોકલસિંહના પક્ષનું અવલંબન કરીને મારવાડનો વિધ્વંસ કરી નાખ્યો હતો, તેજ પ્રકારે અસંતુષ્ટ સામંતોએ પુનઃ તેનો પક્ષ ગ્રહણ કરી માનસિંહને પદભ્રષ્ટ કરવાનો પ્રયાસ કરવા માંડયો. તેમણે પુનઃ જયપુરના મહારાજાની સહાયથી જોધપુરપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો. સર્વ સામંતો પોતપોતાનાં દલસહિત જયપુરમાં એકત્રિત થવા લાગ્યા. હતઉદ્યોગ ધોકલસિંહે પુનઃ મારવાડનું સિંહાસન ભોગવવાની આશાથી ઉત્તેજિત થઈ ઉક્ત સામંતોની સાથે મળવામાં એક ક્ષણનો પણ વિલંબ કર્યો નહિ. અત્યારસુધી જયપુરના મહારાજા સવાઈ જયસિંહે કોઇ પણ રાજ્યપર આક્રમણ કર્યું નહોતું, કારણ કે તેમણે બ્રિટિશસરકારની સાથે તે પ્રકારની સંધિ કરી હતી; તે છતાં પણ આ પ્રસંગે તેઓ સાહસ ધારણ કરી, ધોકલસિંહને સહાય કરવાને માટે મારવાડપર આક્રમણ કરવાને ઉદ્યત થયા.

આ સમયે પ્રબલ બ્રિટિશસરકારનો પ્રતાપ ભારતવર્ષમાં સર્વત્ર પ્રસરી ગયો હતો અને ચોતરફ તેની હાક વાગી રહી હતી; તે છતાં પણ રાઠોડસામંતો, ધોકલસિંહ અને જયપુરના મહારાજા તેનાથી લવલેશ પણ ભીતિગ્રસ્ત થયા નહિ. રણભેરી વાગવા લાગી અને રાઠોડસામંતો સ્વજાતિની આ અત્યંત શોચનીય પતિતાવસ્થામાં તેના શેષ અસ્તિત્વનો લોપ કરવાને માટે પુનઃ નગ્ન તલવાર પોતાના હાથમાં લઇ મારવાડ તરફ ધસવા લાગ્યા. મારવાડનું ભાગ્યાકાશ જોતજોતામાં કાળાં વાદળોથી આવૃત થઈ ગયું, મહારાજા માનસિંહને ચોતરફ અંધકાર દૃષ્ટિગોચર થવા લાગ્યો અને તેમને સર્વત્ર શત્રુઓની ભયંકર ભ્રુકુટીજ જણાવા લાગી. આ સમયે તેમનો આધાર માત્ર બ્રિટિશસરકાર ઉપરજ હતો; પરંતુ બ્રિટિશસરકારે મારવાડની આભ્યંતરિક વ્યવસ્થામાં હસ્તક્ષેપ કરવાની ના પાડી મહારાજાને નિરાશ કર્યા. તેણે મહારાજાને સહાય આપવાની ના પાડી; પરંતુ બીજી રીતે તેમને લાભ કરી આપ્યો. જયપુરના મહારાજાની સાથે બ્રિટિશસરકારને પૂર્વે જે સંધિ થઈ હતી તેમાં એક એવી શરત હતી કે જયપુરના મહારાજાએ હિન્દુસ્થાનના કોઈ પણ દેશી રાજાપર આક્રમણ કરવું નહિ, કિંવા કોઇની સાથે પણ યુદ્ધ કરવું નહિ; પરંતુ આ શરતનો ભંગ કરીને જયપુરના મહારાજા મારવાડપર આક્રમણ કરવાને તૈયાર થયા, તેથી બ્રિટિશસરકારે પોતાની અત્યંત અપ્રસન્નતા પ્રદર્શિત કરી તેમનાપર એક પત્ર લખી મોકલ્યો અને તેમને મારવાડપર આક્રમણ કરવાની મના કરી. બ્રિટિશસરકારની આ ભયંકર ગર્જનાથી ભયભીત થઇને જયપુરના મહારાજાએ શીઘ્ર તે કાર્ય બંધ કર્યું. બ્રિટિશસરકારે જયપુરના રાજાની પેઠે ધોકલસિંહને પણ ભય બતાવીને અન્યત્ર જવાની આજ્ઞા કરી. ધોકલસિંહ ભયભીત થઇને ઝજ્જુર નામના સ્થાનમાં ચાલ્યો ગયો. મારવાડના જે સામંતો સ્વજાતિનું શેષ અસ્તિત્વ લોપ કરવાને માટે ઉદ્યત થયા હતા, તેઓ બ્રિટિશસરકારના ભયથી જયપુરના મહારાજા અને ધોકલસિંહને દબાઈ ગયેલા જોઈ સંપૂર્ણરીતે નિરાશ થઈ ગયા. તેમાંના કેટલાક સામંતો પુનઃ માનસિંહને શરણે ગયા અને તેમની આધીનતા સ્વીકારી પૂર્વવત્ પોતાની જાગીરનો ઉપભોગ લેવા લાગ્યા. મહારાજા માનસિંહ હવે નિર્ભય થયા અને પોતાના સૌભાગ્યની પ્રશંસા કરી નિષ્કંટક રાજ્ય ભોગવવા લાગ્યા.

જો કે બ્રિટિશસરકારે આ સમયે રાજસ્થાનના પ્રત્યેક પ્રાંતમાં પોતાના સંપૂર્ણ પ્રતાપ અને પ્રભુત્વનો વિસ્તાર કરી દીધો હતો, જો કે ભારતના સર્વ પ્રાચીન રાજવંશીઓ ઈસ્ટ ઇન્ડીઆ કંપનીને આધીન થઇ ગયા હતા, જો કે અંગ્રેજોના ભીષણ સિંહનાદથી ભારતવર્ષ કંપાયમાન

થઇ ગયો હતો; તોપણ ઇ૦ સ૦ ૧૮૩૨ માં એક પ્રચંડ તસ્કરદલે નાગોરની સીમામાં ભયંકર અત્યાચાર કરવા માંડયા. તેના અત્યાચારથી ચોતરફ હાહાકાર મચી ગયો. બ્રિટિશસરકારે આ લૂંટારાઓનું દમન કરવાનો નિશ્ચય કર્યો. પૂર્વે મારવાડપતિ માનસિંહની સાથે બ્રિટિશસરકારને જે સંધિ થઇ હતી, તેની આઠમી શરત એવી હતી કે બ્રિટિશસરકારની આજ્ઞા થતાંજ મહારાજાએ પંદરસે[1] અશ્વારોહીઓની સેના મોકલીઆપવી.આ શરત અનુસાર આ પ્રસંગે બ્રિટિશસરકારે મહારાજાને દોઢહજાર અશ્વારોહીઓ મોકલવાની આજ્ઞા કરી. સંધિબંધન થયા પછી મહારાજા સદા તેની શરતોનું પાલન કરતા આવ્યા હતા અને આ સમયે પણ તેમણે કિંચિત્ પણ વિલંબ કર્યા વિના પંદરસેં અશ્વારોહીઓ મોકલી આપ્યા. રાઠોડ અશ્વારોહીઓએ અંગ્રેજ દલની સાથે મળીને શીઘ્ર અત્યાચારી લોકોનું દમન કર્યું. ત્યાર પછી બ્રિટિશસરકારે મહારાજાને જણાવ્યું કે:-" આપે જે રાઠોડસેના મોકલી હતી તે અશિક્ષિત છે, માટે અમે જોધપુરને માટે એક ખાસ સેના તૈયાર કરવાની અભિલાષા રાખીએ છીએ.આ સેનાનો સંપૂર્ણ ખર્ચ અ.પને આપવો પડશે." અગાઉ મહારાજાએ ૧૫૦૦.અશ્વારોહીઓ આપવા એવી જે શરત થઇ હતી તે મહારાજાને લાભકારક હતી, કારણ કે તે સેના મહારાજાના આધીનમાં રહેતી હતી; પરંતુ આ સમયે બ્રિટિશસરકાર તે સેના ચિરકાલને માટે પોતાના કબજામાં રાખવાને માટે તે શરતમાં ફેરફાર કરવાને તૈયાર થઇ. ભારતવર્ષના ગવર્નર જનરલના રાજપૂતાનાના પોલિટિકલ એજંટ મહાશય એચ. ડબ્લ્યુ. ટ્રૈવેલિયને બ્રિટિશસરકારની તરફથી મહારાજા માનસિંહની સમક્ષ એવો પ્રસ્તાવ સાદર કર્યો કે:-"આપ જે પંદરસેં અશ્વારોહીઓ આપવાને કબૂલ થયા છો તે શરતમાંથી આપને મુકત કરવાને બ્રિટિશસરકાર તૈયાર છે; પરંતુ જે નવીન સેના તૈયાર થશે તેના વ્યયને માટે આપને વાર્ષિક ૧૧૫૦૦૦ રૂપિયા આપવા પડશે." મહારાજાએ શીઘ્ર આ પ્રસ્તાવ સ્વીકાર્યો. આ રીતે ઇ૦ સ૦ ૧૮૩૫ માં પૂર્વસંધિની ઉક્ત આઠમી શરતમાં ફેરફાર કરવામાં આવ્યો. પૂર્વસંધિમાં " જોધપુરરાજ્યને જ્યારે આવશ્યકતા ઉપસ્થિત થશે ત્યારે દોઢ હજાર અશ્વારોહીઓની સેના આપવી પડશે " એવા જે શબ્દો હતા તેને બદલે હવે " વાર્ષિક એક લાખ પંદરહજાર રૂપિયા આપવા પડશે " એ શબ્દો મૂકવામાં આવ્યા. આ પ્રકારે ઉક્ત શરતમાં સંવત ૧૮૯૨ ના પોશ વદ ૨ તા. ૧ લી ડિસેમ્બર સને ૧૮૩૫ ને દિને ફેરફાર કરવામાં આવ્યો હતો અને તે ફેરફારવાળા સંધિપત્રપર નામદાર ગવર્નર જનરલની તરફથી રાજપૂતાનાના પોલિટિકલ એજંટ મહાશય એચ. ડબ્લ્યુ. ટ્રૈવેલિયને હસ્તાક્ષર કર્યા હતા.

આ પ્રકારે બ્રિટિશસરકારે મહારાજા માનસિંહની પાસેથી વાર્ષિક એક લાખ પંદર હજાર રૂપિયા ગ્રહણ કરવાની વ્યવસ્થા કરી, એક સ્વતંત્ર સેના નિર્માણ કરી અને તેને અજમેરમાં પોતાને આધીન રાખી.

ઉક્તઘટના બની તે પૂર્વે મહારાજા માનસિંહે બ્રિટિશસરકારની એક બીજી આજ્ઞાનું પાલન કરવાનો પણ સ્વીકાર કર્યો હતો. મહારાજાના તાબાના મેરવાડા પ્રદેશના મીના અને મેર લોકોનું દમન કરવાને માટે બ્રિટિશસરકારે ઇ૦ સ૦ ૧૮૨૪ માં તેમાંનાં આઠ ગામો આઠ વર્ષને માટે પોતાના તાબામાં લીધાં હતાં અને તેની ઉપજના પંદર હજાર રૂપિયા તે પ્રતિવર્ષે ગ્રહણ કરતી હતી; પરંતુ જ્યારે તે મુદત પૂરી થઇ ત્યારે પોલિટિકલ એજંટ મહાશય ટ્રૈવેલિયને મહારાજા માનસિંહની સમક્ષ પ્રસ્તાવ કર્યો કે:-" બ્રિટિશસરકાર આ ગામોને પુનઃ ૯ વર્ષપર્યંત પોતાને આધીન રાખવાની અભિલાષા ધરાવે છે. મીના અને મેર લોકોનું દમન કરવાને માટે જે સેના તૈયાર થઇ છે અને જેના વ્યયને માટે આપ વાર્ષિક પંદર હજાર રૂપિયા આપો છો, તે સેના સ્થાયી રહેશે અને આપને તેના ખર્ચને માટે નિયત રૂપિયા પણ આપવા પડશે; અને જો જરૂર પડશે તો તેની નિકટનાં બીજાં સાત ગામો પણ ઉકત નિયમાનુસાર આપવાં પડશે." મહારાજા માનસિંહ બ્રિટિશસરકારને સદા સંતુષ્ટજ રાખતા આવ્યા હતા, તેથી આ પ્રસંગે પણ કિંચિત્ વિલંબ સેવ્યા વિના પોલિટિકલ એજંટનો ઉપરોકત પ્રસ્તાવ તેમણે સ્વીકાર્યો. ઇ૦ સ૦ ૧૮૩૬ ના ઑકટોબરની ૨૩ મી તારીખે ઉપર પ્રમાણેના ફેરફાર સાથે નવીન સંધિપત્ર તૈયાર કરવામાં આવ્યો. આ સંધિપત્રપર મહારાજાની તરફથી તેમના વકીલ વ્યાસ સવાઇરામે અને સરકારની તરફથી મહાશય એચ. ડબ્લ્યુ. ટ્રૈવે-

[1] ઇ૦ સ૦ ૧૮૧૭ ના સંધિપત્રમાં ૫૦૦ અશ્વારોહીઓ મોકલવા એવી વિગત છે.

સિયને હસ્તાક્ષર કર્યા.

જે દેશનો રાજા પ્રજાની સંમતિ લઇને રાજશાસન ચલાવે છે, તે દેશમાં કદિપણ શાંતિનો ભંગ થતો નથી અને રાજાની ઉપર પણ કોઇ પ્રકારની વિપત્તિ આવતી નથી; પરંતુ જે દેશમાં રાજા પોતાની ઇચ્છાનુસાર રાજતંત્ર ચલાવે છે તથા પાશવબળથી પ્રજાના મસ્તકપર પદાઘાત કરે છે, તે દેશની શાંતિ શીઘ્ર લુપ્ત થઇ જાય છે; અને પાછળથી પ્રજાનું નૈતિક બળ અત્યંત પ્રબળ થઇને રાજાના પાશવબળને દબાવી દે છે. જગતના પ્રત્યેક દેશનો ઇતિહાસ વાંચવાથી જણાય છે કે પ્રાચીન કાળમાં પાશવબળની પ્રબળતા હતી, પરંતુ વર્તમાન કાળમાં તે બળ સર્વથા વિનષ્ટ થઇ ગયું છે. પ્રથમ તો પ્રજા તે પાશવબળ સહન કરે છે, પરંતુ ધીમે ધીમે તે એટલું અસહ્ય થઇ પડે છે અને પ્રજા તેથી એટલી બધી વ્યાકુલ થઇ ઉઠે છે કે તે જીવપર આવીને તેનો પ્રતીકાર કરે છે અને પાશવબળનો સંપૂર્ણ નાશ કરી દે છે. ઔરંગઝેબે પ્રચંડ પાશવબળનો ઉપયોગ કર્યો હતો તેથીજ ભારતવર્ષમાંથી મોગલસામ્રાજ્યનો લોપ થયો છે. દક્ષિણમાં જ્યારે યવનોએ અત્યાચાર કરવા માંડયો, ત્યારે થોડાં વર્ષો સુધી તો મહારાષ્ટ્રીય લોકો અત્યંત નિર્બળ બની ગયા; પરંતુ પાછળથી તેમણેજ સબળ થઇને યવનસામ્રાજ્યનો અંત આણ્યો. મહારાજા માનસિંહને જન્મપર્યંત વિપત્તિઓ સહન કરવી પડી હતી, તેનું કારણ તેમણે વાપરેલું પાશવબળજ હતું. તેમણે સામંતોની ઉપર પાશવબળનો પ્રયોગ કરીને પોતાને હાથેજ પોતાના રાજ્યનો પાયો ઉખેડવા માંડયો હતો. તેમણે સાધારણ પ્રજા ઉપર અત્યાચાર નહિ કરવાથી તેની પ્રીતિ સંપાદન કરી હતી અને તેથીજ તેમણે સામંતોના પંજામાંથી અનેકવાર પોતાનું રક્ષણ કર્યું હતું. તેમણે પોતાની વૃદ્ધાવસ્થામાં બ્રાહ્મણોની સલાહથી પુનઃ સામંતોની ઉપર અત્યાચાર કરવા માંડયા. તેઓ પુનઃ પોતાના પાશવબળનો પ્રયોગ કરવા લાગ્યા. આથી મારવાડમાં શીઘ્ર અસંતોષાગ્નિ પુનઃ પ્રજ્વલિત થઇ ઉઠયો. વિદ્રોહ, અશાંતિ અને અરાજકતા ચોતરફ પ્રસરી ગઇ. થોડા સમયમાં રાઠોડોનું સંપૂર્ણ ઉન્મૂલન થઇ જવાનાં પૂર્વચિન્હો દૃષ્ટિગોચર થવા લાગ્યાં.

આ પુણ્યમય ભારતક્ષેત્રમાં શું રાજા અને શું પ્રજા, શું શ્રીમંત અને શું રંક-સર્વ માણસો વૃદ્ધાવસ્થામાં પારલૌકિક સુખનો સંચય કરવાને પ્રવૃત્ત થાય છે અને મહારાજા માનસિંહે પણ તેમજ કર્યું. મહારાજા માનસિંહની વૃત્તિ ધર્મ તરફ વિશેષ હતી, એમાં તો કિંચિત્ પણ શક નથી અને તેથીજ તેઓ બ્રાહ્મણોપર વિશેષ શ્રદ્ધા રાખતા હતા; પરંતુ તેમના પ્રેમપાત્ર બ્રાહ્મણો શાસ્ત્રજ્ઞાનથી હીન હોઇ કેવળ ધનનો સંગ્રહ કરવાને અને પોતાના પ્રભુત્વનો વિસ્તાર કરવાને વિશેષ સાવધાન રહેતા હતા. પ્રાચીન ઋષિમુનિઓનાં જ્ઞાન, વિદ્યા, વિચાર અને સદ્‌ગુણ તેમનામાં નહોતાં. રાજ્ય અને સમાજનાં સુખની અભિવૃદ્ધિ કરવા પ્રત્યે તેમનું ધ્યાન કિંચિન્માત્ર પણ નહોતું. તેઓ કેવળ પોતાનો સ્વાર્થ સાધવાનેજ પ્રવૃત્ત રહેતા હતા. મહારાજા માનસિંહ તેમના મોહનમંત્રથી મુગ્ધ થઇ ગયા હતા. તેમની સલાહ અનુસાર તેઓ લોહદંડ ચલાવવા લાગ્યા તેથી મારવાડમાં ભયંકર વિદ્રોહાગ્નિ ફેલાઈ ગયો.

મારવાડની આવી સ્થિતિ જોઇ ઇ૦ સ૦ ૧૮૩૯ ની વર્ષાઋતુના અંતિમ ભાગમાં અને શરદ્‌ઋતુના પ્રારંભમાં બ્રિટિશસરકારની આજ્ઞાથી કર્નલ સધર્લેંડે વિશ્વવિજયી બ્રિટિશ સેનાસહિત તે દેશમાં પ્રવેશ કર્યો. મહારાજા માનસિંહે આદરસહિત આ સેનાનું સ્વાગત કર્યું. તે સેનાએ જોધપુર હસ્તગત કરી લીધું અને મહારાજા માનસિંહ કર્નલ સધર્લેંડની આજ્ઞા પાળવાને તત્પર થયા. બ્રિટિશ સેનાપતિના પ્રસ્તાવ અનુસાર મહારાજા અને બ્રિટિશસરકારની વચ્ચે નિમ્નલિખિત સંધિ થઇ:—

### બ્રિટિશસરકાર સાથે મહારાજા માનસિંહનો સંધિપત્ર

"માનનીય બ્રિટિશસરકારની સાથે જોધપુરરાજ્યને દીર્ઘકાળથી મિત્રતા છે. પૂર્વની સંધિથી તે મિત્રતા દૃઢતાપૂર્વક સ્થાપિત થઇ છે. ઉભય રાજ્યો વચ્ચે પરસ્પર મિત્રભાવ આજપર્યંત વિદ્યમાન છે અને ભવિષ્યમાં પણ એજ પ્રકારે મિત્રભાવ સ્થાયી રહેશે.

સાંપ્રતમાં બ્રિટિશસરકાર અને જોધપુરના મહારાજાની વચ્ચે કર્નલ જૉન સધર્લેંડદ્વારા નિમ્નલિખિત ધારાઓથી મુક્ત-સંધિ થઇ છે.

(૧) આ રાજ્યમાં સુશાસનની સ્થાપના કરવાને માટે પરસ્પર મૈત્રી રાખવાને મહારાજા તથા બ્રિટિશસરકારના પ્રતિનિધિ સંમત થયા છે; માટે રાજ્યના સર્વ કર્મચારીઓએ સુશાસનના નિયમ પાળવા. મહારાજાએ પોતાના તાબાના રાજકર્મચારીઓ તથા સામંતોને તેમના ચિરપ્રચલિત અધિકાર આપ્યા છે.

(૨) બ્રિટિશ પોલિટિકલ એજંટ તથા જોધપુરના મહારાજાએ સાથે મળીને પરસ્પરની સલાહથી નિયત નિયમો અનુસાર રાજકાર્ય કરવું.

(૩) ચિરપ્રચલિત રીતિને માન આપીને શાસન ચલાવવું.

(૪) કર્નલ સધર્લેંડના જોધપુરના કિલ્લામાં અંગ્રેજીસેના રાખવાના પ્રસ્તાવને મહારાજાએ સ્વીકાર્યો છે.

(૫) શ્રીજીના મંદિરના તથા જોગેશ્વરના મંદિરના પૂજારીઓ તથા હિંદુ સિવાયની અન્ય જાતિઓના ધર્મગુરુઓ, અનુચરો તથા ઉમરાવો, રાજકુટુંબીઓ, મુત્સદ્દીઓ, રાજકર્મચારીઓ આદિ જે જે પ્રકારનો અધિકાર ભોગવતા આવ્યા છે તેમાં કાંઇ ન્યૂનાધિકતા કરવામાં આવશે નહિ.

(૬) જે જે નિયમો નિશ્ચિત કરવામાં આવ્યા છે તે તે નિયમો પ્રમાણે રાજકર્મચારીઓએ કાર્ય કરવું. જો કોઈ આ નિયમોનું પાલન કરવામાં અસમર્થ નિવડશે તો મહારાજાની સાથે મસલત કરી તેના પદપર અન્ય મનુષ્યને નિયત કરવામાં આવશે.

(૭) જેની જાગીર તથા અધિકાર મહારાજાએ જપ્ત કર્યાં હોય તેને ન્યાયપૂર્વક તે પુનઃ આપવામાં આવશે; પરંતુ તેને રાજાને આધીન રહેવું પડશે.

(૮) મારવાડનું રાજ્ય ચિરસ્થાયી રાખવું, તેનું હિત કરવું તથા મહારાજાના સન્માનની રક્ષા કરવી, એ કંપનીનો મુખ્ય ઉદ્દેશ છે;તેથી તે મહારાજાનું સન્માન કદિ પણ ન્યૂન નહિ કરવાની પ્રતિજ્ઞા કરે છે.

(૯) મારવાડરાજ્યને નિયત ખંડણી તથા સેનાનો વ્યય બ્રિટિશસરકારને આપવો પડશે. જેને હાનિ થઇ હશે તેની હાનિ પ્રમાણ મળતાં પૂર્ણ કરવામાં આવશે. જેણે હાનિ કરી હશે તેની પાસેથી તે રકમ વસુલ કરવામાં આવશે.

(૧૦) જે પ્રકારે મહારાજાએ સરદારોના અનેક અપરાધો ક્ષમા કરી તેમની જાગીરો તેમને પ્રત્યર્પણ કરી છે,તે પ્રકારે બ્રિટિશસરકાર પણ જોગેશ્વરના મંદિરના જે ધર્માચાર્યો, ઉમરાવો તથા રાજકર્મચારીઓપ્રત્યે અસંતુષ્ટ થઇ હતી, તેમના અપરાધો ક્ષમા કરે છે.

(૧૧) રાજધાનીમાં એક અંગ્રેજ એજંટ નિયુક્ત રહેશે. કોઇ મનુષ્ય ઉપર કોઇપણ પ્રકારનો અત્યાચાર કરી શકશે નહિ. જે છ ધર્મસંપ્રદાયો છે તેના કોઇપણ વિષયપર હસ્તક્ષેપ કરવામાં આવશે નહિ; અને મારવાડમાં જે પશુપક્ષીઓને પવિત્ર માનવામાં આવે છે, તેને મારવામાં આવશે નહિ.

(૧૨) જો છ માસ, એક વર્ષ વા દોઢ વર્ષમાં મારવાડમાં સુશાસનનો પ્રચાર થઇ જશે તો પોલિટિકલ એજંટ અને સમસ્ત અંગ્રેજીસેના જોધપુરનો કિલ્લો છોડીને ચાલ્યાં જશે. જો પ્રસ્તુત કાર્ય ઉપર કહેલા સમયપૂર્વે સિદ્ધ થશે તો સરકાર પરમપ્રસન્ન થશે.

(૧૩) આ સંધિપત્ર ઇ૦ સ૦ ૧૮૩૯ ના સપ્ટેમ્બર માસની ૨૪ મી તારીખે જોધપુરમાં તૈયાર કરવામાં આવ્યો છે. આ પત્ર લેફ્ટેનન્ટ કર્નલ સધર્લેંડદ્વારા ભારતવર્ષના નામદાર ગવર્નર જનરલની પાસે સ્વીકાર અને સુધારવાને માટે મોકલવામાં આવશે અને તેની એક નકલ નામદાર ગવનર જનરલની તરફથી મહારાજાને મળશે.

ભારતવર્ષના નામદાર ગવર્નર જનરલ લોર્ડ જ્યોર્જ ઓકલેન્ડ જી. સી. બિ. દ્વારા સત્તા મળવાથી આ સંધિપત્ર કર્નલ સધર્લેંડે તૈયાર કર્યો છે.

(હસ્તાક્ષર) રૂદ્રમલ વકીલ
(હસ્તાક્ષર) ફોજમલ વકીલ

આ સંધિપત્ર તૈયાર થતાંજ કર્નલ સધર્લેંડ રાજ્યમાં સુધારા કરવાને પ્રવૃત્ત થયા. જે બે માણુસોએ મહારાજા માનસિંહના રાજ્યમાં અસંતોષનો અગ્નિ પ્રદીપ્ત કર્યો હતો, તેમને કર્નલ સધર્લેંડે

પદચ્યુત કર્યો. જોગેશ્વર અને શ્રીજીના મંદિરના પૂજારીઓ કે જે અશાંતિના મૂળસ્વરૂપ હતા, તેમના ઉપર પણ કર્નલ સધર્લેંડે હસ્તક્ષેપ કરવાની તૈયારી કરી; પરંતુ મહારાજાએ કોઇપણ પ્રકારે તે કાર્યમાં પોતાની સંમતિ આપી નહિ. અંતે મહારાજાએ પોતાના ચિરશત્રુ સામંતોના અપરાધ ક્ષમા કર્યા એટલે સધર્લેંડે ઉક્ત બ્રાહ્મણોના અપરાધ પણ ક્ષમા કર્યા. કર્નલ સધર્લેંડે એવો પ્રસ્તાવ કર્યો હતો કેઃ–" આ ધર્મયાજકો કોઇપણ રાજકાર્યમાં હસ્તક્ષેપ કરે નહિ, એવી શરત સંધિપત્રમાં લખવી જોઇએ. " પરંતુ મહારાજાએ તે પ્રત્યે વાંધો લઇને જણાવ્યું કેઃ–" ધર્માચાર્યો કાંઈ રાજદ્વારી પુરુષો-વા રાજકર્મચારીઓ ગણાતા નથી, તેથી એવી શરત સંધિપત્રમાં સમાવિષ્ટ કરવાની કાંઈ આવશ્યકતા નથી." મારવાડના છ ધર્મસંપ્રદાયના મુખ્ય ચાલકોના આગ્રહથી મહારાજાએ તેમના ઉપર કોઈ પણ પ્રકારનો હસ્તક્ષેપ થઇ શકે નહિ, એવી શરત કરાવી હતી. આ શરતપ્રત્યે કર્નલ સધર્લેંડ કાંઇ પણ વાંધો લઇ શકયા નહિ. મારવાડની અશાંતિનું નિવારણ કરવાને માટે તેના મૂળસ્વરૂપ સામંતોને સંતુષ્ટ કરવાને મહારાજાએ તેમના અધિકાર પ્રત્યર્પણ કર્યા. આથી સુપ્રસન્ન થઇ તેમણે મહારાજાની આધીનતા સ્વીકારી. ત્યાર પછી કર્નલ સધર્લેંડે સંધિપત્રની શરત અનુસાર રાજ્યના પ્રધાન પ્રધાન કર્મચારીઓ, મંત્રીઓ તથા સામંતોને બોલાવીને મારવાડમાં સુશાસન સ્થાપન કરવાને માટે ચિરપ્રચલિત રીતિ અનુસાર ધારાઓ નિયત કરી દીધા. ધીમે ધીમે તેમણે પોતાના સર્વ ઉદ્દેશો ફળીભૂત કર્યા. મારવાડના પ્રત્યેક પ્રાંતમાં પુનઃ શાંતિદેવી વિરાજમાન થઇ. અંગ્રેજીસેના પાંચ માસપર્યંત જોધપુરમાં રહી પુનઃ પોતાના મુકામપર ચાલી ગઇ. મહારાજા માનસિંહ નિર્વિઘ્ન થઇ શાંતિનો ઉપભોગ લેવા લાગ્યા. તેમનો સ્વેચ્છાચાર અને પાશવબળ વાપરવાની રાજનીતિ સર્વથા લુપ્ત થઇ ગઇ અને બ્રિટિશ પોલિટિકલ એજંટની સત્તા સંપૂર્ણરીતે મારવાડમાં સ્થાપિત થઇ ગઈ.

બ્રિટિશ એજંટે મહારાજા માનસિંહની પાસેથી મેરવાડાનાં જે આઠ ગામો બીજીવાર નવ વર્ષને માટે લીધાં હતાં, તેની અવધિ ઈ૦ સ૦ ૧૮૪૩ માં સમાપ્ત થઇ. તેમણે આ વર્ષે ઉક્ત ગામો તથા બીજાં સાત ગામો માલાની નામના પ્રદેશસહિત પુનઃ મહારાજાની પાસેથી લીધાં. માત્ર માલાની પ્રદેશમાંથીજ પ્રતિવર્ષે ૬૮૮૨ રૂપિયા સંગ્રહિત કરીને પોલિટિકલ એજંટે જોધપુરના મહારાજાને આપ્યા હતા.

હવે મહારાજા માનસિંહ દીર્ઘકાળપર્યંત આ સંસારમાં રહ્યા નહિ. તેમણે ઇ૦ સ૦ ૧૮૪૩ના સપ્ટેમ્બરની ૫ મી તારીખે પુત્રહીન અવસ્થામાં આ માયામય શરીરનો ત્યાગ કર્યો. મહારાજા માનસિંહના ચરિત્રની સમલોચના કરવી અત્રે આવશ્યક ધારતા નથી; કારણ કે તે હસ્તામલકવત્ સ્પષ્ટ છે.



# अध्याय १७ मो

મારવાડના સિંહાસનના અધિકારીને ચુંટી કાઢવાને માટે બ્રિટિશસરકારે માનસિંહની રાણી અને રાઠોડસામંતો પ્રતિ કરેલી માગણી–મારવાડના સિંહાસનપર અભિષિક્ત થવાને માટે ધોકલસિંહે કરેલી પ્રાર્થના–તેની પ્રાર્થનાનો થયેલો અસ્વીકાર–અહમદનગરના મહારાજા તખ્તસિંહને અભિષિક્ત કરવાને માટે રાણી અને સામંતોએ કરેલો પ્રસ્તાવ–તખ્તસિંહનો પરિચય–ઇડર અને અહમદનગરનું સંક્ષિપ્ત વર્ણન–કર્નલ ટૉડની પૂર્વકામનાનું સફળ થવું–બ્રિટિશસરકારે આપેલી સંમતિ–મહારાજા તખ્તસિંહનો અભિષેક–મહારાજા તખ્તસિંહે અહમદનગરને પોતાને સ્વાધીનકરવાને માટે ધારણ કરેલી ઈચ્છા–ઈડરપતિએ લીધેલો વાંધો–મહારાજા તખ્તસિંહે અહમદનગરપરનો છોડેલો દાવો–કુમાર યશવંતસિંહનું મારવાડ પાછું ફરવું–ઈડરરાજ્યની સાથે અહમદનગરનું મિલન–મહારાજા તખ્તસિંહના શાસનના સંબંધમાં સામંતોએ પ્રગટ કરેલો અસંતોષ–બ્રિટિશ.સરકારે અમરકોટના કિલ્લાપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર–મારવાડપતિએ તે કિલ્લો પ્રાપ્ત કરવાને માટે કરેલી પ્રાર્થના–તે કિલ્લો આપવાની સરકારે પાડેલી ના–કિલ્લાના બદલામાં નુકસાની આપવાની માગણી–દુર્ગસંબંધી શેષ હકીકત–તે સંબંધી સ્વીકારપત્ર–૧૮૫૭ના સિપાઈના બળવાપ્રસંગે મહારાજા તખ્તસિંહે બ્રિટિશસરકારને આપેલી સહાય–આ સહાયના પુરસ્કારતરિકે અંગ્રેજી રાજપ્રતિનિધિએ મારવાડના રાજવંશને આપેલી દત્તકપુત્ર ગ્રહણ કરવાની સનંદ–સનંદપત્ર–તખ્તસિંહે ઘાણેરાવપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર–સામંતોએ લીધેલો વાંધો–અસંતોષ–વિદ્રોહનાં ચિન્હો–તેનું નિવારણ–અજમેરના દરબારમાં મહારાજા તખ્તસિંહનું અશિષ્ટાચરણ–દોષારોપ, દંડ અને મહારાજા તખ્તસિંહનું મૃત્યુ.

---

મહારાજા માનસિંહનું મૃત્યુ થતાં મારવાડનું સિંહાસન સુનું થઇ ગયું. ગત મહારાજાના એકના એક પ્રાણાધિક પુત્ર છત્રસિંહ તેમની પૂર્વેજ મૃત્યુ પામ્યા હતા અને તેમણે કોઇ પણ માણસને પોતાના ઉત્તરાધિકારીતરિકે દત્તક લીધો નહોતો. આથી સૌથી પ્રથમ એક પ્રશ્ન ઉપસ્થિત થયો કે હવે સિંહાસનપર કોણ બેસે ? બ્રિટિશસરકારે આ પ્રશ્નની મીમાંસા કરવાને માટે માનસિંહની રાણી, સામંતો અને રાજકર્મચારીઓની સમક્ષ એવો પ્રસ્તાવ રજુ કર્યો કે અનાદિથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે મારવાડના સિંહાસનપર કોનો અધિકાર છે તેનો નિર્ણય આપ પોતેજ કરી લ્યો. જે સમયે મારવાડમાં સર્વત્ર આ પ્રશ્ન ચર્ચાઈ રહ્યો હતો, તે સમયે હતભાગી ધોકલસિંહે પુનઃ મરુભૂમિનું સિંહાસન પ્રાપ્ત કરવાને માટે બ્રિટિશસરકારપર એક પ્રાર્થનાપત્ર મોકલી આપ્યો. સર્વ પ્રજા ધોકલસિંહપર અપ્રસન્ન છે, એમ જણાવાથી બ્રિટિશસરકારે તેની પ્રાર્થનાનો અસ્વીકાર કર્યો.આથી ધોકલસિંહની આશા ચિરકાલને માટે વિલુપ્ત થઇ ગઇ.રાણી અને સામંતોએ અનાદિથી ચાલતી આવેલી રીતિ અનુસાર મુંબઇ ઇલાકામાં આવેલા ગુજરાત પ્રાંતના અહમદનગરના રાજા તખ્તસિંહને મારવાડના સિંહાસનના ઉત્તરાધિકારીતરિકે ચુંટી કાઢ્યા અને તેમને રાજતિલક કરવાને

બ્રિટિશસરકારને પ્રાર્થના કરી.

મહારાજા તખ્તસિંહ કોણ છે અને તેમને મારવાડના રાજાતરિકે શામાટે ચુંટી કાઢવામાં આવ્યા તે સંબંધે કેટલીક હકીકત જણાવવાને અમે અત્રે પ્રવૃત્ત થઇએ છીએ. કર્નલ ટૉડ જણાવે છે. કેઃ- મારવાડપતિ મહારાજા અજિતસિંહના તૃતીય પુત્ર આનંદસિંહને ઇડરના મહારાજાએ તથા તેમના ચતુર્થ પુત્ર રાયસિંહને માળવામાં આવેલા જાવરાના[1] મહારાજાએ દત્તક લીધા હતા; પરંતુ કર્નલ માલિસન તથા અચિસન આદિના ગ્રંથો જોવાથી પ્રતીત થાય છે કે મહારાજા અજિતસિંહના બે પુત્રોએ ઇ० સ० ૧૭૨૯ માં સેનાસહિત ઇડર અને અહમદનગરપર આક્રમણ કર્યું હતું અને તે પ્રદેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. તખ્તસિંહ ઉક્ત અહમદનગરપતિ રાયસિંહના[2] પ્રપૌત્ર હતા. અહમદનગરપતિ પૃથ્વીસંહે તખ્તસિંહના પુત્ર યશવંતસિંહને દત્તક લીધા હતા અને પૃથ્વીસિંહના મૃત્યુ પછી તખ્તસિંહ યશવંતસિંહના નામથી રાજશાસન ચલાવતા હતા. મારવાડની રાણી અને સામંતોને જણાયું કે મહારાજા અજિતસિંહના વંશમાં માત્ર તખ્તસિંહજ સિંહાસનના યોગ્ય અધિકારી છે. તેઓ નિકટના આપ્ત અને સુપાત્ર હોવાથી સર્વ જણે એકમત થઇ તેમને મારવાડનું સિંહાસન આપવાને માટે બ્રિટિશસરકારની સમક્ષ પ્રસ્તાવ રજુ કર્યો. મહાશય ટૉડ જણાવી ગયા હતા કે પિતૃહંતા અભયસિંહ અને વખ્તસિંહના મહાપાપના ફલતરિકે અનેક ઉત્તરાધિકારીઓ મારવાડનો વિધ્વંસ કરતા આવ્યા છે; માટે માનસિંહને પદભ્રષ્ટ કરી અજિતસિંહના વંશજ ઇડરપતિના કોઇએક પુત્રને મારવાડના સિંહાસનપર અભિષિક્ત કરવો ઉચિત છે. મહાત્મા ટૉડે ઇ० સ० ૧૮૨૩ માં આ ઉલ્લેખ કર્યો હતો અને ઇ० સ० ૧૮૪૩ માં તદનુસારજ કાર્ય બન્યું. મહારાણી અને સામંતોએ તખ્તસિંહને મારવાડનું સિંહાસન આપવાને માટે રજુ કરેલા પ્રસ્તાવને બ્રિટિશ સરકારે શીઘ્ર સમ્મતિ આપી અને તેઓ સિંહાસનારૂઢ થયા. તેમનો અભિષેક ઘણી ધામધૂમસહિત કરવામાં આવ્યો હતો.

મહારાજા તખ્તસિંહ મારવાડના સિંહાસનપર અભિષિક્ત થયા અને તેમણે અહમદનગરનું રાજ્ય પણ પોતાને આધીન રાખવાને માટે પોતાના પુત્ર યશવંતસિંહને શીઘ્ર ત્યાં મોકલી દીધા; પરંતુ આ સમયે ઇડરના મહારાજાએ આ સંબંધે એક ભયંકર વિવાદ ઉપસ્થિત કર્યો. તેમણે જણાવ્યું કે મહારાજા તખ્તસિંહ મારવાડના સિંહાસનપર આરૂઢ થયા છે માટે અહમદનગરના રાજ્યપર તેમનો કિંચિત્ પણ અધિકાર નથી. અહમદનગર ઇડરની સાથે સંયુક્ત છે માટે તે હવે ઇડરના અધિકાર નીચે આવશે. મહારાજા તખ્તસિંહે કહેવરાવી મોકલ્યું કે હું પોતે અહમદનગરનો અધીશ્વર નથી, પરંતુ મારા પુત્ર યશવંતસિંહને સ્વર્ગસ્થ મહારાજા પૃથ્વીસિંહે દત્તક લીધા છે, માટે તેઓ અહમદનગરના અધિકારી છે. મેં કેવળ યશવંતસિંહના નામથી અહમદનગરનું શાસન ચલાવ્યું હતું, માટે હું મારવાડના સિંહાસનપર અભિષિક્ત થયો છું, તે છતાં પણ યશવંતસિંહનો અધિકાર નષ્ટ થયો નથી. ઇડરપતિએ આનો એવો ઉત્તર મોકલ્યો કેઃ-" જો કે યશવંતસિંહને દત્તક લેવામાં આવ્યા હતા, તોપણ આપે જ્યારે ગત વર્ષપર્યંત અહમદનગરના અધીશ્વરતરિકે રાજશાસન ચલાવ્યું હતું ત્યારે તો પ્રથમથીજ યશવંતસિંહનો અધિકાર લુપ્ત થઇ ગયો છે; માટે આપે મારવાડનું સિંહાસન ગ્રહણ કર્યું તેની સાથેજ અનાદિથી ચાલી આવેલી રીતિ અનુસાર અહમદનગરપરનો આપનો અધિકાર લુપ્ત થયો છે. " આ પ્રકારે કેટલાંક વર્ષોસુધી ચર્ચા ચાલી. બ્રિટિશસરકારે ઇડરના મહારાજાની દલીલ ન્યાયી અને અનાદિથી ચાલી આવતી રીતિને અનુકૂળ માની તેનો સ્વીકાર કર્યો. આથી મહારાજા તખ્તસિંહને અહમદનગરપરનો પોતાનો દાવો છોડી દેવાની ફરજ પડી. કુમાર યશવંતસિંહ ૭ વર્ષ સુધી અહમદનગરનું શાસન ચલાવી મારવાડમાં પાછા આવ્યા અને અહમદનગરને ઇ० સ० ૧૮૪૮ માં ઇડરના રાજ્યમાં સંયોજી દેવામાં આવ્યું.

રાજા માનસિંહના શાસનથી મારવાડ સર્વથા છિન્નભિન્ન થઇ ગયું હતું. નવીન મારવાડેશ્વર તખ્તસિંહના શાસનનો આરંભ થયો તે વખતે સમસ્ત રાઠોડો આશા કરવા લાગ્યા કે તેઓ ન્યાય-

1 આ વાત અસત્ય છે.

2 એઓ રાયસિંહના નહિ પરંતુ અનંતસિંહના પ્રપૌત્ર હતા.

પૂર્વક રાજ્ય ચલાવી શાંતિજલનું સિંચન કરશે અને પ્રજાનું કલ્યાણ કરશે; પરંતુ અફસોસ ! રાઠોડોની આ આશા ફલવતી થઇ નહિ. તેઓ રાજકાર્યના પ્રત્યેક ભાગ ઉપર સ્વયં દ્દષ્ટિ નહિ રાખતાં કેવળ મંત્રીઓની ઉપર તેનો સમસ્તભાર નાખી દઇ નિશ્ચિંત થઇ બેઠા. મંત્રીઓ આ સુઅવસરનો લાભ લઇ પોતપોતાની ઇચ્છાનુસાર રાજશાસન ચલાવવા લાગ્યા. અને કેવળ મહારાજાનું મન સંતુષ્ટ રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આ કારણથી સમસ્ત મારવાડમાં પુનઃ અસંતોષનો અગ્નિ પ્રજ્વલિત થઇ ગયો; પરંતુ મહારાજા માનસિંહના સમયમાં તેના ખરાબ શાસનથી જે પ્રકારે ચારે તરફ પીડન, અત્યાચાર, ઉપદ્રવ અને વિદ્રોહ ફેલાઇ ગયો હતો, તેવું દૃશ્ય મહારાજા તખ્તસિંહના સમયમાં દષ્ટિગોચર થયું નહોતું, એટલું તો અમારે સત્યને ખાતર કહેવુંજ જોઇએ. પ્રજાએ મહારાજા તખ્તસિંહના શાસનના પ્રારંભમાં પોતાના કલ્યાણની જેટલી આશા રાખી હતી તેટલી આશા ફળીભૂત થઇ નહિ,

વિખ્યાત અમરકોટનો કિલ્લો અને તેના તાબાનો પ્રદેશ ઇ૦ સ૦ ૧૭૮૦ માં મારવાડના રાજ્યમાં સંયુકત થઇ ગયો હતો; પરંતુ મારવાડની અધોગતિના સમયમાં સિંધદેશમાં આવેલા તાલપુરના અમીરે ઇ૦ સ૦ ૧૮૨૩ માં ઉકત કિલ્લો તથા તેના તાબાનો પ્રદેશ જીતી લીધો. પછી બ્રિટિશસરકારે જ્યારે સિંધદેશને જીતી લીધો ત્યારે તેણે ઉકત કિલ્લાપર પણ પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. સંધિપત્ર પ્રમાણે બ્રિટિશસરકારે આ કિલ્લો મારવાડપતિને આપવાનો વિચાર કર્યો, તથાપિ પાછળથી તેણે પોતાનો એ વિચાર ફેરવી નાખ્યો અને જ્યારે મહારાજા તખ્તસિંહે એ કિલ્લાની માગણી કરી ત્યારે બ્રિટિશસરકારે તેમને જણાવ્યું કેઃ-" અમરકોટની સીમાના દુર્ગો અમારાં અનેક કામોમાં ઉપયુકત થઈ પડશે અને આ દેશથી તમને કાંઇ ખાસ ફાયદો થવાનો સંભવ નથી; માટે એ દેશ અમારા અધિકારમાં રાખવાનો અમે નિશ્ચય કર્યો છે. આપને એથી જેટલા રૂપિયાની હાનિ થશે તેટલા રૂપિયા આપવાને અમે તૈયાર છીએ. " બ્રિટિશસરકારની આવી વર્તણૂક જોઇ મહારાજા તખ્તસિંહ અત્યંત આશ્ચર્યચકિત થયા; પરંતુ તેઓ નિરુપાય હતા તેથી મૌન ધરીને બેસી રહ્યા. તેઓ મસ્તક નમાવી બ્રિટિશસરકારની આજ્ઞાને તાબે થયા. ઇ૦ સ૦ ૧૮૪૭ ના માર્ચ માસની છઠ્ઠી તારિખે બ્રિટિશસરકારે મહારાજા તખ્તસિંહને જણાવ્યું કેઃ-" પહેલાંની સંધિ પ્રમાણે તમે સેનાના વ્યયના વાર્ષિક એક લાખ પંદર હજાર રૂપિયા આપો છો તેમાંથી દશહજાર રૂપિયા છોડી દેવામાં આવે છે. હવે તમારે પ્રતિવર્ષે એક લાખ પાંચ હજાર રૂપિયા આપવા અને તેના બદલામાં તમારે અમરકોટ દેશ ચિરકાલને માટે બ્રિટિશસરકારને આપવો પડશે. " આ દેશ હસ્તગત કરતી વખત બ્રિટિશસરકારે કાંઇ નવીન સંધિ કરી નહોતી, પરંતુ જોધપુરના રાજમંત્રીએ પોલિટિકલ એજંટપર મોકલેલો નિમ્નલિખિત પત્ર સ્વીકારીનેજ પોતાનો તે ઉદ્દેશ પાર પાડયો છે.

**ઈ૦ સ૦ ૧૮૪૭ ના મે ની ૧૫ મી તારિખે જોધપુરના રાજમંત્રીએ પોલિટિકલ એજંટપર મોકલેલો પત્ર**

અમે ગત માસની ૬ ઠ્ઠી તારીખે પત્ર લખીને એવી માગણી કરી છે કેઃ-" મહારાજાએ અમરકોટનો કિલ્લો બ્રિટિશસરકારને સોંપી દેવો તથા તેની હાનિ પૂર્ણ કરવાને માટે મહારાજા સેનાના વ્યયને માટે જે વાર્ષિક ૧૧૫૦૦૦ રૂપિયા આપે છે તેમાંથી ૧૦૦૦૦[1] રૂપિયા ઓછા આપવા " તેના સંબંધમાં મહારાજા જણાવે છે કેઃ—

" અમરકોટનો કિલ્લો અમારો છે અને તેપર અમારો સંપૂર્ણ અધિકાર છે, આ વાત સર્વ પ્રકારે સુપ્રસિદ્ધ છે અને બ્રિટિશસરકારને પણ તે સુવિદિત છે. આ અમરકોટનો કિલ્લો જ્યાંસુધી બ્રિટિશસરકારના અધિકારમાં રહેશે ત્યાંસુધી તેને અમે અમારો કહી શકીશું; પરંતુ કોઇ સમયે બ્રિટિશસરકાર એ કોઇને અર્પણ કરવાની ઇચ્છા કરે તો અમનેજ પાછો આપવો, બીજા કોઇને આપવો નહિ; કારણ કે અમરકોટ અમારો છે. અમો રાજસ્થાનની ભૂમિને સર્વથી શ્રેષ્ઠ માનીએ છીએ, માટે જે દિવસે અમરકોટ અમારા હાથમાં આવશે તે દિવસે અમે અતીવ પ્રસન્ન થઇશું.

હાલમાં બ્રિટિશસરકારને ખંડણીતરિકે જે ૧૦૮૦૦૦ રૂપિયા આપવામાં આવે છે તેમાંથી વાર્ષિક ૧૦૦૦૦ ની છૂટ મૂકવી પડશે. "

આ પત્ર ઇ૦ સ૦ ૧૮૪૭ ના જૂનની ૧૭ મી તારિખે નામદાર ગવર્નર જનરલે સ્વીકારી તે

[1] મૂળસંધિ પત્ર પ્રમાણે ખરી રકમ ૧૦૮૦૦૦ રૂપિયા છે.

પ્રત્યે પોતાની અનુમતિ દર્શાવી હતી.

ઇ૦ સ૦ ૧૮૫૭ માં સમસ્ત ભારતવર્ષમાં સિપાઇઓનો બળવો જાગ્યો. આ સમયે નાના સાહેબ કાનપુર અને અલાહાબાદમાં શતાવધિ અંગ્રેજ સ્ત્રી, પુરુષો અને બાલકોનો વધ કરી પોતાની પાપી વૈરવૃત્તિ તૃપ્ત કરવા લાગ્યો. આ સમયે મિરત, દિલ્હી અને લખનૌમાં સિપાઇઓ સંહારક મૂર્તિ ધારણ કરી અંગ્રેજ રાજકર્મચારીઓ તથા અંગ્રેજ સૈનિકોને બંદીવાન કરી તેમની સન્મુખ તેમની સ્ત્રીઓનું સતીત્વ નષ્ટ કરવા લાગ્યા તથા બાલકોને ભાલાની અણીથી ભેદીને તેમનો સંહાર કરવા લાગ્યા. સર્વ અંગ્રેજો જીવ લઇને જ્યાં ફાવે ત્યાં નાસવા લાગ્યા. આ સમયે દિલ્હીના નામમાત્રના પાદશાહે આ વિદ્રોહનો લાભ લઇ ભારતવર્ષમાં પુનઃ યવનસામ્રાજ્યનો વિસ્તાર કરવાને માટે મસ્તક ઉઠાવ્યું. આ સમયે પ્રત્યેક અંગ્રેજના મુખમાંથી હાહાકારધ્વનિ નીકળવા લાગ્યો. સિપાઇઓએ શહેરે શહેર અને ગામે ગામ પોતાના તાબામાં લઇ લીધાં અને બ્રિટિશશાસન લુપ્ત થવા લાગ્યું. જે સમયે આ પ્રકારની હૃદયભેદક ઘટનાઓ બની રહી હતી તે સમયે બ્રિટિશસરકારે ભારતવર્ષના અન્યાન્ય રાજાઓની પેઠે મારવાડના૰ રાજાની પાસે પણ સહાય માગી. મહારાજા તખ્તસિંહે ઇ૦ સ૦ ૧૮૧૭ માં થયેલી સંધિ અનુસાર શીઘ્ર આ મહાવિપત્તિમાં બ્રિટિશસરકારને સહાય કરવા માટે પોતાની સેના મોકલી આપી. ઇ૦ સ૦ ૧૮૩૫ માં બ્રિટિશસરકારે જોધપુરરાજ્યમાં શાંતિ સ્થાયી રાખવાને માટે એક નવીન સેના તૈયાર કરી હતી અને તેને અજમેરમાં રાખી હતી. આજ સેનાના વ્યયને માટે મહારાજાની પાસેથી પ્રતિવર્ષે ૧૧૫૦૦૦ રૂપિયા લેવામાં આવતા હતા; પરંતુ સિપાઇઓનો બળવો થયો ત્યારે આ સેના પણ વિદ્રોહી બની ગઇ. મહારાજા તખ્તસિંહે આ વિદ્રોહી સેનાનું દમન કરી અંગ્રેજોને જોધપુરમાં આશ્રય આપ્યો. વિદ્રોહ શાંત થયા પછી બ્રિટિશસરકારે આ ઉપકારના પુરસ્કારતરિકે અન્યાન્ય દેશીરાજાઓની પેઠે મહારાજા તખ્તસિંહને પણ નમ્નલિખિત સનંદ અર્પણ કરીઃ-

"મહારાણી વિકટોરિયાની એવી અભિલાષા છે કે ભારતવર્ષના સર્વ વર્તમાન રાજાઓનાં રાજ્યો ભવિષ્યમાં તેમના વંશજોના અધિકારમાં રહેશે અને તેમના વંશનાં પદસન્માન અક્ષત રહેશે. તેમને અથવા તેમના ઉત્તરાધિકારીઓને પુત્ર નહિ હોય તો તેઓ અથવા તેમના ઉત્તરાધિકારીઓ હિંદુવિધાન અથવા પોતાના વંશની રીતિ અનુસાર દત્તકપુત્ર ગ્રહણ કરી શકશે અને સરકાર તે વાતને સંમતિ આપશે.

જ્યાંસુધી તેમનો વંશ રાજભક્ત રહેશે અને તેમને બ્રિટિશસરકારની સાથે જે સંધિ થઇ છે તે પર જ્યાંસુધી તેઓ વિશ્વાસ રાખશે ત્યાંસુધી કોઇ પણ પ્રકારે આ વચનનો ભંગ કરવામાં આવશે નહિ.

(હસ્તાક્ષર) કૅનિંગ"

ઇ૦ સ૦ ૧૮૬૭ માં મારવાડમાં એક શોચનીય ઘટના બની. એ વર્ષમાં ધાણેરાવનો સામંત પુત્રહીન દશામાં મરણ પામ્યો અને તેના ભ્રાતાએ સામંતપદ ગ્રહણ કર્યું; પરંતુ મહારાજા તખ્તસિંહે તેનું આ કાર્ય ચિરપ્રચલિત રીતિથી વિરુદ્ધ માની ધાણેરાવ પ્રદેશ હસ્તગત કરી લેવાને માટે એક સેના મોકલી. રાજસેનાએ ધાણેરાવપર શીઘ્ર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. આથી ઘણા સામંતો અસંતુષ્ટ થઇને વિદ્રોહનાં પૂર્વલક્ષણ પ્રકાશિત કરવા લાગ્યા. મહારાજા તખ્તસિંહે પોતાના અનેક પુત્રોમાંથી એકને ધાણેરાવ પ્રદેશ આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી, પણ સામંતોને તે પસંદ પડી નહિ. તેમણે મહારાજાનું આ કાર્ય અત્યંત અન્યાયી માની બ્રિટિશસરકારની સમક્ષ તેમની વિરુદ્ધ ફરિયાદ કરી. તેમણે મારવાડેશ્વરપર એવા આરોપ મૂક્યા કે-"મહારાજા સામંતોને રાજસભામાં બોલાવતા નથી, તેમણે ધાણેરાવપર અન્યાયપૂર્વક અધિકાર કર્યો છે અને તેઓ પોતાની ઇચ્છાનુસાર સર્વપર અત્યાચાર કરે છે." સામંતો વિદ્રોહ કરવાને તત્પર થઈ ગયા હતા; પરંતુ માત્ર બ્રિટિશસરકારના ભયથીજ તેમના મનની ઇચ્છા મનમાં રહી ગઇ હતી. બ્રિટિશસરકારે મહારાજાને રાજ્યમાં શાંતિસ્થાપન કરવાને અને સામંતોનો અસંતોષ નિવારણ કરવાને કહ્યું.

ઇ૦ સ૦ ૧૮૭૦ માં મહારાજા તખ્તસિંહે અભિમાનને વશ થઇ દુર્બુદ્ધિપૂર્વક એક અતિ નિંદ્યકાર્ય કરી પોતાની જાતને કલંકિત કરી. આજ વર્ષમાં ભારતવર્ષના ગવર્નર જનરલ લૉર્ડ મે-

યોએ રાજપૂતાનામાં ભ્રમણ કરતી વખત અજમેરમાં દરબાર ભર્યો. રાજસ્થાનના સર્વ દેશી રાજાઓ-ને આ દરબારમાં આમંત્રણ કરવામાં આવ્યું. આ આમંત્રણને માન આપી રાજસ્થાનના અન્યાન્ય રાજાઓની પેઠે મહારાજા તખ્તસિંહ પણ પોતાના કુમાર યશવંતસિંહની સાથે અજમેરમાં ગયા. દરબાર ભરાયા પૂર્વે સર્વ રાજાઓએ મળી એવો નિશ્ચય કર્યો કે દરબારમાં ચિરપ્રચલિત રીતિ અનુસાર ઉદયપુરના મહારાણાને સૌથી પ્રથમ આસન આપવું; પરંતુ આથી મહારાજા તખ્તસિંહે અત્યંત અપ્રસન્ન થઇ કહ્યું કેઃ-" જો ઉદયપુરના મહારાણાથી ઉચ્ચ આસન મને આપવામાં નહિ આવે તો હું દરબારમાં જઇશ નહિ." અંતે મોટા અંગ્રેજ રાજકર્મચારીઓના કાનપર આ વાત નાખવામાં આવી ત્યારે તેમણે ઉત્તર આપ્યો કેઃ-"અમે ચિરપ્રચલિત રીતિમાં કાંઇ પણ ફેરફાર કરી શકતા નથી." મહારાજા તખ્તસિંહે તો પોતાની માગણીપર ધ્યાન નહિ આપવામાં આવે તો દરબારમાં નહિ જવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. પોલિટિકલએજંટ અને કુમાર યશવંતસિંહ મહારાજાને વારંવાર સમજાવવા લાગ્યા. તેમણે કહ્યું કેઃ-"બ્રિટિશસરકારના નિર્ણયને માન આપવું એ અ૫નો ધર્મ છે. ઉદયપુરના મહારાણાને ચિરપ્રચલિત રીતિ અનુસાર પ્રથમ આસનપર વિરાજવા દઇ તેમના સન્માનની આપે રક્ષા કરવી જોઇએ." પરંતુ મહારાજા તખ્તસિંહ એકના બે થયા નહિ.

નિયત સમયે સર્વ રાજાઓ દરબારમાં એક પછી એક આવી પોતપોતાના આસનપર વિરાજમાન થયા. સર્વ આવ્યા પણ મહારાજા તખ્તસિંહ આવ્યા નહિ, તેથી સર્વ આતુરનયને તેમની પ્રતીક્ષા કરવા લાગ્યા. ઘણી વાર થઇ પરંતુ તેમણે દર્શન દીધાં નહિ. નામદાર ગવર્નર જનરલ લૉર્ડ મેયો બહાદૂરે દરબારનો નિયત સમય વ્યતીત થઇ ગયા પછી એક કલાકપર્યંત મહારાજા તખ્તસિંહની વાટ જોઇ; તે છતાં પણ મહારાજા તખ્તસિંહનાં દર્શન થયાં નહિ. આથી નામદાર ગવર્નર જનરલે મહારાજા તખ્તસિંહનું આસન ખાલી રાખીને દરબારનાં કાર્યોનો પ્રારંભ કર્યો. દરબારનું કાર્ય સમાપ્ત થયા પછી અંગ્રેજ રાજકર્મચારીઓએ ઠરાવ કર્યો કે, મારવાડપતિ મહારાજા તખ્તસિંહે નામદાર ગવર્નર જનરલ લૉર્ડ મેયોના આમંત્રણની ઉપેક્ષા કરી તેમના ઉચ્ચ પદને અપમાન કર્યું છે; માટે તેમના પ્રતિ પણ તેવોજ વ્યવહાર રાખવો ઉચિત છે. નામદાર ગવર્નર જનરલ તરફથી મહારાજા તખ્તસિંહપર નિમ્નલિખિત ભાવાર્થનો પત્ર શીઘ્ર મોકલવામાં આવ્યો. તેમાં લખ્યું હતું કેઃ-" કાલે પ્રભાત થતાંની સાથેજઆપ આપના અનુચરોને લઇ અજમેર છોડીને આપના રાજ્યમાં ચાલ્યા જશો." ઇતર સર્વ રાજાઓએ અજમેરથી વિદાય થતી વખત નામદાર ગવર્નર જનરલના મુકામપર જઇ તેમની મુલાકાત લીધી હતી. નામદાર ગવર્નર જનરલે સર્વ રાજાઓને પોતાની મુલાકાતનું સન્માન આપ્યું હતું; પરંતુ આ સન્માન મહારાજા તખ્તસિંહને આપવામાં આવ્યું નહોતું. જે સમયે તેઓ અજમેરથી જવા લાગ્યા, તે સમયે ચિરપ્રચલિત રીત અનુસાર તેમના સન્માનાર્થે તોપો પણ ફોડવામાં આવી નહોતી. તેમના સન્માનાર્થે જેટલી તોપો ફોડવામાં આવતી હતી, તેમાંથી બે આ વખતે ઘટાડી નાખવામાં આવી. આ પ્રકારે મહારાજા તખ્તસિંહ અપમાનિત, કલંકિત અને દંડિત થઇને બીજે દિવસે પ્રાતઃકાળમાંજ પોતાના રાજ્યમાં જવાને અજમેરથી નીકળ્યા. મહારાજા તખ્તસિંહે મહા અશિષ્ટાચરણ કર્યું હતું, તોપણ તેમના કુમાર યશવંતસિંહે તો પ્રથમથીજ નામદાર વાઇસરૉયની આજ્ઞાને માન આપવાને પુષ્કળ આગ્રહ કર્યો હતો. દરબારની સમાપ્તિ થયા પછી કુમાર યશવંતસિંહ નામદાર વાઇસરૉયના મુકામપર ગયા હતા અને તેમની મુલાકાત કરી નિયમપૂર્વક અનેક રીતે તેમના મનનું સમાધાન કર્યું હતું. આથી નામદાર વાઇસરૉય પરમ સંતુષ્ટ થયા હતા.

આ પ્રકારે મહારાજા તખ્તસિંહ પોતાના જીવનના અંતિમ ભાગમાં વૃથા અપમાનિત થઇ ઇ૦સ૦ ૧૮૭૩ માં માયામય શરીરનો ત્યાગ કરી પરલોકમાં પધાર્યા.

# अध्याय १८ मो

**મહારાજા યશવંતસિંહનો અભિષેક-શાસનવ્યવસ્થામાં સુધારો-મહારાજાનું કલકત્તામાં આવવું-ભારતના ભાવી સમ્રાટની સાથે થયેલી મુલાકાત-મહારાજાને પ્રથમ શ્રેણીના ભારતનક્ષત્રની ઉપાધિની થયેલી પ્રાપ્તિ-દિલ્હીના રાજસૂય યજ્ઞમાં મહારાજાનું જવું-સ્મારકપતાકા અને પદકની પ્રાપ્તિ-સન્માનસૂચક તોપની સંખ્યાવૃદ્ધિ-મારવાડના ઇતિહાસનો ઉપસંહાર.**

મહારાજા તખ્તસિંહનો સ્વર્ગવાસ થયા પછી તેમના જ્યેષ્ઠ કુમાર યશવંતસિંહ ઈ૦ સ૦ ૧૮૭૩માં તેમના સિંહાસનપર વિરાજમાન થયા અને તેઓ ઉત્તમ પ્રકારે મારવાડનું શાસન કરવા લાગ્યા. મહારાજા યશવંતસિંહના સદ્ગુણો તેમની વિજ્ઞતા, રાજનીતિજ્ઞતા અને કાર્યકુશળતા સુપ્રસિદ્ધ છે. બ્રિટિશસરકાર તેમનાપ્રત્યે મૂળથીજ પ્રસન્ન થઇ હતી, તેથી તેણે તેમનો અભિષેક થતાંની સાથેજ ભારતેશ્વરી મહારાણી શ્રી વિક્ટોરિયાના નામથી તેમને પત્ર લખીને અભિનંદન આપવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. મહારાજા યશવંતસિંહે ઉત્તમ પ્રકારે રાજશાસન ચલાવી પોતાની પ્રજાનો ઉત્કર્ષ કર્યો. તેમણે સામંતોનો પરસ્પરનો વિદ્વેષ નિવૃત્ત કર્યો અને રાજ્યમાં સર્વત્ર શાંતિની સ્થાપના કરવાને માટે યોગ્ય અમલદારો નિયુક્ત કર્યા. વળી તેમણે રાજ્યની ઉપજ વધારવાને માટે યોગ્ય ઉપાયો કરવામાં ત્રુટી કરી નહિ.

ઈ૦ સ૦ ૧૮૭૫માં જ્યારે ભારતના ભાવી સમ્રાટ અને તે સમયના યુવરાજ આ દેશમાં આવ્યા ત્યારે ભારતસરકારે તેમનું સન્માન વધારવાને માટે હિન્દના સર્વ દેશી રાજાઓને કલકત્તામાં આવવાને નિમંત્રણ કર્યું. હિંદના વાઇસરૉય લૉર્ડ નાર્થબ્રૂકના આમંત્રણથી મહારાજા યશવંતસિંહ પોતાના અનુચરોની સાથે કલકત્તામાં ગયા. યુવરાજ ઈ૦ સ૦ ૧૮૭૫ના ડિસેમ્બર માસની ૨૩ મી તારિખે કલકત્તામાં આવ્યા, તે સમયે ભારતવર્ષના અન્યાન્ય રાજાઓની પેઠે મારવાડપતિ મહારાજા યશવંતસિંહે તેમને પરમ સન્માન આપ્યું. ત્યાર પછી તેમણે ભાવી સમ્રાટની મુલાકાત લીધી અને ભાવી સમ્રાટે તેમને વળતી મુલાકાત આપી. ઈ૦ સ૦ ૧૮૭૬ના જાન્યુઆરીની ૧ લી તારીખે યુવરાજે કલકત્તાના કિલ્લામાં એક મોટો દરબાર ભર્યો. આ દરબારમાં પણ મહારાજા યશવંતસિંહને આમંત્રણ કરવામાં આવ્યું હતું અને તેમનું ત્યાં પરમ આદરસત્કારસહિત સ્વાગત કરવામાં આવ્યું હતું. આ દરબારમાં ભારતવર્ષના કેટલાક પ્રથમ શ્રેણીના રાજાઓને ભાવી સમ્રાટે પોતાને હાથે મહાસન્માનસૂચક ઉપાધિઓ આપી હતી; તેમાં મહારાજા યશવંતસિંહ પણ એક હતા. મરુક્ષેત્રના વિજેતા શિયોજીએ સાધારણ 'રાવ'ની ઉપાધિ ભોગવી હતી અને ત્યાર પછી તેમના વંશજ ઉદયસિંહને પાદશાહ અકબરના તરફથી "રાજા"ની ઉપાધિ મળી હતી, પાછળથી દિલ્હીના પાદશાહ તરફથી તેમને 'મહારાજાધિરાજ રાજરાજેશ્વર'ની ઉપાધિ પ્રાપ્તથઇ હતી અને આ સમયે તેઓ પહેલીજવાર એક પરદેશી ઉપાધિથી વિભૂષિત થયા. દેશી રાજાઓ, રાજકર્મચારીઓ અને પ્રજાજનોનું સન્માન વધારવાને માટે ભારતેશ્વરી વિક્ટોરિયાએ 'ભારતનક્ષત્ર' નામની એક નવીન ઉપાધિ ઉપજાવી હતી. આ

ઉપાધિને ત્રણ શ્રેણીમાં વિભક્ત કરી નાખવામાં આવી હતી. મહારાજા યશવંતસિંહ બહાદૂરને પ્રથમ શ્રેણીની ઉપાધિ મળી હતી. ભારતના ભાવી સમ્રાટે સ્વહસ્તે મહારાજાના ગળામાં આ ઉપાધિનો ચાંદ પહેરાવ્યો હતો. તેમના વિદેશ વિભાગના સેક્રેટરીએ સભાસ્થાનમાં ઉચ્ચ સ્વરે મારવાડપતિને નિમ્નલિખિત શબ્દોથી સંબોધન કર્યું હતું:–"મહારાજા સર યશવંતસિંહ બહાદૂર, નાઇટ, ગ્રાંડ કમાન્ડર ઓફ ધી સ્ટાર ઑફ ઇન્ડીઆ." મારવાડપતિ આ પ્રકારે પરમ સન્માનિત થવાથી અત્યંત પ્રસન્ન થયા અને ત્યારપછી તેઓ પોતાના પાટનગરમાં ચાલ્યા આવ્યા.

બ્રિટિશ મહારાણી વિક્ટોરિયાએ ઈ૦ સ૦ ૧૮૭૭માં 'ભારતેશ્વરી'ની ઉપાધ ધારણ કરી, ત્યારે દિલ્હીમાં જે રાજસૂયયજ્ઞ[1] કરવામાં આવ્યો હતો,તેમાં મહારાજા યશવંતસિંહ બહાદૂર પણ પધાર્યા હતા. ઇ૦ સ૦ ૧૮૭૬ના ડિસેમ્બરની ૨૮ મી તારિખે મહારાજા સર યશવંતસિંહજી બહાદૂર ભારતવર્ષના વાઇસરૉય લૉર્ડ લિટનની મુલાકાત લેવાને ગયા હતા. આ વખતે તેમના સન્માનાર્થે સત્તર તોપો ફોડવામાં આવી હતી અને બ્રિટિશસેનાએ અંગ્રેજી ઢબે તેમને સલામી આપી હતી. ભારતવર્ષની સરકારના વૈદેશિક મંત્રીએ સામા આવીને મહારાજાનું આદરપૂર્વક સ્વાગત કર્યું હતું અને પરમ સન્માનપૂર્વક તેમને રાજમહાલયમાં લઇ ગયા હતા.વાઇસરૉય લૉર્ડ લિટને સિંહાસનથી થોડે દૂર સામે આવી મહા આદરપૂર્વક તેમનો હાથ પકડી તેમને પોતાના જમણા હાથપર આસન આપ્યું હતું. ત્યારપછી તેઓ તેમને ક્ષેમકુશળતાના સમાચાર પૂછવા લાગ્યા હતા. મારવાડના રાજવંશે બ્રિટિશસરકારને સહાય કરી હતી, તેથી વાઇસરૉય સાહેબ અત્યંત પ્રસન્ન થયા હતા. ત્યારપછી બે અંગ્રેજ સૈનિકોએ સુવર્ણ દંડ સાથે સંયુક્ત એવી બે રમણીય પતાકાઓ તેમની સન્મુખ લાવીને ખડી કરી દીધી.[2] વાઇસરૉય શીઘ્ર પોતાના આસનપરથી ઉઠીને તે પતાકાની પાસે ગયા અને નિમ્નલિખિત સુમધુર શબ્દોસહિત તે તેમને અર્પણ કરી:–

"મહારાજ ! આપના વંશનાં રાજચિન્હોથી અંકિત એવી આ પતાકા મહામાન્ય મહારાજ્ઞીના ઉપહારસ્વરૂપ છે. તેમણે "ભારતેશ્વરી "ની ઉપાધ ધારણ કરી તેના સ્મારકચિન્હતરિકે તેઓ આપને આ પતાકા ભેટ આપે છે.

ઈંગ્લાંડના સિંહાસન અને આપના રાજવંશની વચ્ચે જે દઢ સંબંધ છે તે સદા સ્થાયી રહે અને આપનાં સત્તા, સુખ અને સ્વતંત્રતા અખંડિત રહે એવી સ્થિતિ જોવાની તેમની અભિલાષા છે."

મહારાજા સર યશવંતસિંહ બહાદૂરે પરમ આદરપૂર્વક તે પતાકાનો સ્વીકાર કર્યો. ત્યાર પછી લૉર્ડલિટને ભારતેશ્વરીની મૂર્તિથી અંકિત એક સુવર્ણ પદક મહારાજના ગળામાં નાખી કહ્યું:—

"મહારાજા ! મહામાન્ય ભારતેશ્વરીની આજ્ઞાનુસાર મેં આપને આ પદકથી વિભૂષિત કર્યા છે. હું આશા રાખું છું કે આપ એને દીર્ઘકાળપર્યંત ધારણ કરશો અને આપના ઉત્તરાધિકારીઓ એને દીર્ઘકાળપંત સાચવી રાખશે."

મારવાડના મહારાજાએ પરમ આદરપૂર્વક પોતાના ગળામાં ઉપરોક્ત પદક પહેરી લીધું. ત્યાર પછી નામદાર વાઇસરૉયે સસ્મિત કહ્યું: "આપની સલામીની તોપોની સંખ્યા વધારવામાં આવી છે." આ સમય સુધી મહારાજા બ્રિટિશસામ્રાજ્યના કોઈપણ ભાગમાં જતા તો તેમના સન્માનાર્થે સત્તર તોપો ફોડવામાં આવતી હતી, પરન્તુ હવે પછી સત્તરને બદલે ઓગણીસ તોપોનો નિયમ થયો. આ પ્રકારનું સન્માન નામદાર વાઇસરૉયદ્વારા પ્રાપ્ત કર્યા પછી મહારાજા પોતાના મુકામપર ચાલ્યા ગયા. બીજે દિવસે અર્થાત્ ડીસેમ્બરની ૨૭મી તારિખે નામદાર વાઇસરૉયે મહારાજા યશવંતસિંહની મુલાકાત લીધી. મહારાજાએ પરમ આદરપૂર્વક તેમને ગ્રહણ કર્યા. ત્યાર પછી ઇ૦ સ૦ ૧૮૭૭ના જાન્યુઆરીની ૨૭ તારિખે મહારાજા દિલ્હીના રાજસૂયયજ્ઞમાં પધાર્યા અને ત્યારપછી તેઓ પોતાની રાજધાનીમાં ચાલ્યા ગયા. મહારાજાના વર્તમાન દિવાન અથવા મુખ્ય મંત્રી મહેતા વિજયસિંહને તેમની

૧ દિલ્હી-દરબાર ૨ આ સુવર્ણદંડના શિરોભાગપર સુવર્ણનો રાજમુકુટ હતો અને તેની નીચે પતાકા હતી. પતાકાની એકબાજુએ જોધપુરરાજ્યનું ચિન્હ અંકિત હતું અને બીજી બાજુએ "કેસરે હિંદ" એ શબ્દો લખવામાં આવ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૭૭ના દિલ્હી દરબારમાં આવી પતાકા સર્વ રાજાઓને આપવામાં આવી હતી.

દક્ષતા, વિજ્ઞતા અને કાર્યકુશલતાને માટે ઈ૦ સ૦ ૧૮૭૭ના જાન્યુઆરીની પહેલી તારિખે રાજસૂયયજ્ઞપ્રસંગે બ્રિટિશસરકારે સન્માનસૂચક 'રાયબહાદુર'ની ઉપાધિ અર્પણ કરી હતી. પંડિત શિવનારાયણ આ વખતે મહારાજાના ખાનગી મંત્રીનું કાર્ય કરતા હતા.

સાંપ્રતમાં મારવાડના પ્રત્યેક પ્રાંતમાં શાંતિદેવી વિરાજમાન થઇ રહી છે. સુશાસનના પ્રતાપથી રાજા અને પ્રજા વચ્ચે કોઇ પણ પ્રકારના ઝગડા ઉપસ્થિત થતા નથી. અંતસ્થ કલહ, જાતિવિદ્વેષ, પ્રપંચજાળ, પહાડી લોકોનો અત્યાચાર આ સર્વનો લોપ થઇ ગયો છે. ચોતરફથી 'શાંતિ! શાંતિ!' એજ ધ્વનિ કર્ણગોચર થાય છે. વાણિજ્યકાર્ય અસ્ખલિતરીતે ચાલે છે અને ખેડુતો નિર્વિઘ્નતાથી ધાન્ય ઉત્પન્ન કરી રહ્યા છે. હાલમાં મારવાડમાં પ્રત્યેક કાર્ય ન્યાયપુરઃસર કરવામાં આવે છે. કર ઉઘરાવવામાં કોઇ પણ પ્રકારની મુશ્કેલી નડતી નથી. રાજધાનીમાં કેટલાંક વિદ્યાલયો સ્થાપિત થયાં છે; અને અંગ્રેજી ભાષાની કેળવણી સુદ્ધાં આપવામાં આવે છે. રાજ્યના ભિન્ન ભિન્ન ભાગોમાં શિક્ષાલયો સ્થાપિત કરવામાં આવ્યાં છે. વળી અંગ્રેજી પ્રણાલીનાં ચિકિત્સાલયો (હૉસ્પીટલો)ની પણ ત્રુટિ નથી. રાજ્યની શ્રીવૃદ્ધિને માટે પણ ખંતપૂર્વક પ્રયાસ કરવામાં આવે છે. આ સર્વ પ્રકારની અનુકૂળતાઓ અને સુખો હોવા છતાં પણ અમારે કહેવું પડે છે કે રાઠોડવીર શિયોજીના સમયમાં રાઠોડોમાં જે શૂરવીરતા, પરાક્રમ, પ્રતાપ,બળ,પ્રભુતા, પ્રતિભા, તેજસ્વિતા, સાહસ, રાજનીતિજ્ઞતા અને દૃઢપ્રતિજ્ઞતા હતી, તે આજ ક્યાં છે? અરે! તેમણે યવનોને આધીન રહીને પણ જે કીર્તિ સંપાદન કરી હતી તેનો શતાંશ પણ આજે ક્યાં છે? બ્રિટિશસરકારની શીતલ છાયાનીચે રહીને તેમણે પોતાના ઉપરોક્ત સમસ્ત ગુણોનો પુનઃ વિકાસ કરવો જોઇએ. અસ્તુ.



# अध्याय १९ मो[1]

મારવાડનો વિસ્તાર અને જનસંખ્યા-મારવાડમાં રહેતા પરદેશીઓ-જાટ, રાજપૂત, બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર જાતિ-મૃત્તિકાના ગુણાગુણ-વનસ્પતિ-ખનિજ પદાર્થો-લવણસરોવર-સંગેમરમરના પાષાણની ખાણ-કલાઈ, સીસું અને લોઢાની ખાણ-ફટકડી-શિલ્પકાર્ય-વાણિજ્ય-સ્થાનો-વાણિજ્યદ્રવ્યની આયાત તથા નિકાશના પશ્ચિમ ભારતનાં વાણિજ્યપ્રધાન સ્થાનો-પાલી-વણિક્‌જાતિ-ખેરતરા અને ઓસવાલ-કૂતા-વાણિજ્યદ્રવ્યવાહી વણિકદલ-આયાત તથા નિકાસ થતી વસ્તુઓનાં નામ-વાણિજ્યદ્રવ્યના રક્ષક ચારણો-વાણિજ્યની અવનતિ-તેનું કારણ-અફીણનો વ્યાપાર-મૂંડવા અને બાલોતરા-ભિલોતનો મેળો-ન્યાયવિભાગ-દંડ કરવાની રીતિ-સાધારણ ખર્ચ-કેદીઓપર મહારાજાની કૃપા-સૂર્ય અને ચંદ્રગ્રહણપ્રસંગે, રાજકુમારના જન્મપ્રસંગે તથા રાજ્યાભિષેકપ્રસંગે કેદીઓને છોડી મૂકવા-સોગન અર્થાત્ અગ્નિ, જલ અને તપ્ત તેલથી કરવામાં આવતી અપરાધિઓની પરીક્ષા-પંચાયત-મહેસુલ અને તેનો સંગ્રહ કરવાની પદ્ધતિ-સાધારણ કર-અંગકર-ઘાસનો કર-કિવારી અથવા દ્વારકર-કિવારીકરની ઉત્પત્તિનું કારણ-અન્ય પ્રકારના કરો-તેનું પરિમાણ-ત્રની અર્થાત્ કરસંગ્રાહક-લવણનું મહેસુલ-સૈનિકોની સંખ્યા-પગારદાર સેના-સામંતોના તાબાની સેના-સામંતોનીસૂચી.

કર્નલ ટૉડે મારવાડનો ઇતિહાસ લખી રહ્યા પછી અન્યાન્ય જ્ઞાતવ્ય વિષયોનો એક અધ્યાય લખ્યો છે. જો કે આ અધ્યાયમાં તેમના સમયની મારવાડની સ્થિતિનું ચિત્ર આલેખવામાં આવ્યું છે અને હાલમાં પ્રાય: તેની સર્વ સ્થિતિ પરિવર્તિત થઈ ગઈ છે; તથાપિ અત્રે તે અધ્યાયનો અનુવાદ કરવો એ અમારૂં કર્તવ્ય છે. આ અધ્યાય વાંચવાથી પાઠકોને મારવાડની તે સમયની સ્થિતિવિષે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થશે. આ અધ્યાય વાંચવાથી મારવાડની તે સમયની અને વર્તમાન સ્થિતિમાં શું પરિવર્તન થયું છે તથા તે દેશની ઉન્નતિ થઇ છે કે અવનતિ તે પાઠકો સારીરીતે સમજી શકશે. અત્રે અમે અમારો કાંઇ પણ મત આપ્યા વિના કેવળ કર્નલ ટૉડના લખાણનો અવિકૃત અનુવાદજ કરીશું.

કર્નલ ટૉડ જણાવે છે કે:-મારવાડની રાજધાની જોધપુર છે અને તે પશ્ચિમમાં ગિરાપ તથા પૂર્વમાં અરવલ્લીનાં શિખરપર આવેલા શ્યામગઢ સુધીના સપાટ પ્રદેશની વચ્ચે આવેલું છે. આ સપાટ ભૂમિની લંબાઈ ૨૭૦ માઇલ છે. મારવાડનો કોઇ પણ ભાગ આટલો વિસ્તૃત નથી. શિરોહીની સીમાથી મારવાડની ઉત્તર સીમાસુધી ૨૦૦ માઇલની સપાટભૂમિ છે. ડીડવાના અને ઝાલોરના ઇશાનકોણથી સાંચોરની સીમા સુધીની પૃથ્વીનું પરિમાણ ૩૫૦ માઇલ છે. મારવાડની ચારે સીમા વાંકી ચૂંકી છે અને એક એક સીમાનો છેડો એક એક ઇતરરાજ્યમાં પ્રવેશી ગયો છે. ત્રિકોણમિતિની સહાયવિના મારવાડના વિસ્તારનું યથાયોગ્ય પરિમાણ કાઢવું અશક્ય છે અને અત્રે તેનું પ્રયોજન પણ નથી.

કેવળ લૂણી નદીએજ મુખ્યત: મરુદેશના ભિન્ન ભિન્ન પ્રદેશોના ભાગ પાડી દીધા છે. આ લૂણી નદીએ મારવાડના પૂર્વ સીમાતપર આવેલા પુષ્કર સરોવરમાંથી નીકળી પશ્ચિમ તરફ જઇ

૧ મૂળ અંગ્રેજી ગ્રંથમાં આ અધ્યાય ૧૬ મો છે.

મારવાડ દેશને બે ખંડોમાં વિભક્ત કરી નાખ્યો છે. તે નદી મારવાડના ફળદ્રૂપ અને દરિદ્ર પ્રદેશની સીમારૂપે સ્થિત છે. આ નદીના દક્ષિણકિનારાથી અરવલ્લીના શિખરપર્યંતનો વિસ્તૃત પ્રદેશ અધિક સમૃદ્ધિશાળી છે અને તેની ઉત્તર તરફનો પ્રદેશ પણ અતિ કંગાલ નથી. જોધપુરથી બાલોતરા સુધી એક કલ્પિત રેખા ખેંચવામાં આવે તો કયો ભાગ ફળદ્રૂપ છે અને કયો કંગાલ છે, તેની સારી માહિતી મળશે. આ કલ્પિત રેખાની દક્ષિણે ડીડવાના, નાગોર, મેડતા, પાલી, સોજત, ગોદવાડ, સિવાના, ઝાલોર, ભીનમાલ અને સાંચોર[1] આવેલાં છે. આ પ્રદેશોમાંના ઘણા ફળદ્રૂપ છે અને તેની વસ્તી પણ ઘન છે, અર્થાત્ આ ભાગમાં પ્રતિચોરસમાઇલે ૮૦ મનુષ્યો વાસ કરે છે.

આ કલ્પિત રેખાની ઉત્તર તરફના પ્રદેશો આથી ભિન્ન પ્રકારના છે; તેમાં ફલોદી, પોકર્ણ વગેરે કેટલાંક પ્રધાન નગરો છે. ત્યાં માણસની વસ્તી પ્રતિચોરસમાઇલે ૩૦ મનુષ્યોની છે. મારવાડની એકંદર જનસંખ્યા ૨૦ લાખની છે.

મારવાડમાં જાટોની સંખ્યા સમસ્ત વસ્તીના $\frac{5}{8}$ જેટલી છે, રાજપૂતોની સંખ્યા $\frac{1}{8}$ જેટલી છે અને શેષ સર્વ બ્રાહ્મણો, વૈશ્યો તથા શૂદ્રો છે. મારવાડમાં રાજપૂત સ્ત્રી, પુરુષ અને બાલકોની સંખ્યા પાંચલાખની હશે અને તેમાંથી પચાસ હજાર રાજપૂતો શસ્ત્ર ધારણ કરવાની શક્તિ ધરાવે છે.

ભારતવર્ષનાં છત્રીસ રાજકુળોમાં રાઠોડજાતિને ઉચ્ચ આસન પ્રાપ્ત થયું છે. જો કે હાલમાં રાઠોડજાતિએ અફીણના સેવનથી પોતાની અવનતિ કરી છે; તથાપિ પ્રબલ પ્રતાપશાળી યવનશાસનના સમયમાં તે અતિ ઉન્નત હતી. જે રીતે યવનરાજ્ય તરફથી તેને વારંવાર યુદ્ધ કરવા માટે કારણ આપવામાં આવતું હતું, તેમ જો હાલ તેને કોઇ કારણ મળે તો તે પુનઃ પોતાની તીક્ષ્ણ તેજસ્વિતા પૂર્વવત્ પ્રકાશિત કરે એમાં કિંચિત્ પણ સંદેહ નથી. સમ્રાટ ઔરંગઝેબે ઘોર અત્યાચાર કરી રાઠોડજાતિની અવનતિ કરી તેની જાતીય શક્તિ ક્ષીણ કરી નાખી હતી અને વર્તમાન રાજા માનાસંહે પણ તેની રહીસહી શક્તિ ક્ષીણ કરી નાખી છે. જ્યારે મારવાડના પ્રત્યેક ભાગમાં પુનઃ શાંતિનું સામ્રાજ્ય પ્રસરી જશે, ત્યારે ક્ષયને પ્રાપ્ત થયેલી રાઠોડજાતિની જનસંખ્યા પુનઃ વૃદ્ધિંગત થશે. રાજાએ કરેલા ભીષણ અત્યાચાર, શઠતા, પ્રપંચ, સ્વેચ્છાચાર તથા નૈતિક બળ અને અવિશ્વાસથી રાઠોડોનું જાતીયત્વ તથા નૈતિક બળ સર્વથા લુપ્ત થઇ ગયું. રાજસ્થાનની અન્ય જાતિઓ કરતાં રાઠોડોનાં નૈતિક બળ અને જાતીયમહત્તા થોડા સમય પૂર્વે વિશેષ હતાં. થોડાં વર્ષ પૂર્વે મરુક્ષેત્રના લોકપ્રિય રાજા અતિ સુગમતાથી "એક બાપકા બેટા પચાસ હજાર તરવાર રાઠોરાન" ને એકત્રિત કરવાને સમર્થ હતા. આ પચાસહજાર સૈનિકોમાંના પાંચહજાર અશ્વારોહી હતા. આ અર્ધલાખ સૈનિકો ઉપરાંત મારવાડના મહારાજા પોતાના સામંતોની સેના અને પગારદાર વિદેશી સેના પણ એકત્રિત કરી શકતા હતા. સમસ્ત ભારતવર્ષમાં રાઠોડોની અશ્વારોહી સેના સર્વોત્તમ ગણાતી હતી. રાઠોડ અશ્વારોહીઓના જેવા સાહસિક અને વીરપુરુષ બીજા કોઇ પણ નહોતા. મરુભૂમિનાં કેટલાંક સ્થાનોમાં ખાસ કરીને બાલોતરા અને પુષ્કરમાં જે ઘોડાનું બજાર ભરાય છે તેમાં કચ્છ, કાઠીઆવાડ અને મુલતાન તથા જંગલમાંથી ઉત્તમોત્તમ અશ્વો આવે છે. મારવાડના પશ્ચિમ સીમાંતપર આવેલા લુણી નદીના કિનારાપરના કેટલાક દેશોમાં અતિ મૂલ્યવાન અને શ્રેષ્ઠ ઘોડા ઉત્પન્ન થાય છે. તેમાં રાડધડાના અશ્વો પ્રથમ શ્રેણીના ગણાય છે; પરંતુ ગત વીસ વર્ષથી જે રાજકીય શોચનીય ઘટનાઓ બની રહી છે, તેથી આ અશ્વો એકત્રિત કરવાના સર્વ માર્ગો બંધ થઇ ગયા છે. રાડધડા, કચ્છ અને જંગલના અશ્વો એકત્રિત કરીને તેમાંથી જે અશ્વોની ઉત્પત્તિ કરવામાં આવતી હતી, તે કાર્ય હવે સર્વથા બંધ થઇ ગયું છે. સિંધુ નદીના પશ્ચિમ ભાગમાંથી જે અશ્વો લાવવામાં આવતા હતા, તે પણ હાલ શીખોને લીધે બંધ થઇ ગયા છે. પૂર્વે જે સમયે મરુભૂમિમાં લૂંટવાની વૃત્તિ ભયંકરરૂપે પ્રચલિત હતી, તે સમયે ઘોડાઓનો વિશેષ ખપ પડતો હતો. તે સમયે ઘણા માણસો ઘોડા રાખતા હતા; પરંતુ હાલમાં લૂંટવાની વૃત્તિ સર્વથા બંધ થઇ ગઇ છે, તેથી હવે ઘોડાઓનો ખપ પણ ઝાઝો પડતો નથી. અંગ્રેજી રાજ્યદ્વારા જે શાંતિ સ્થાપન થઈ છે, તેનુંજ આ ફળ છે.

જે સમયે દેશમાં અંતર્વિપ્લવ શરૂ થવાથી શત્રુઓના કરાલગ્રાસમાંથી મારવાડની રક્ષા કરવી

[1] આ દેશમાં કેવલ બ્રાહ્મણોનીજ વસ્તી છે; તેમને સાંચોરા બ્રાહ્મણ કહેવામાં આવે છે.

કઠિન થઇ પડી હતી, તે સમયે ચાર હજાર રાઠોડ અશ્વારોહીઓ એકત્રિત થતા હતા; પરંતુ દેશ ઉપર મહા ભયંકરવિપત્તિ આવી પડયા વિના આ પ્રકારે ચારહજાર અશ્વારોહી એકત્રિત થઈ શકતા નહોતા. રાઠોડસામંતો પાંચસેંની ઉપજપર એક અશ્વારોહી અને બે પાયદલના હિસાબથી મહારાજાને સહાય કરતા હતા. ઉચ્ચ શ્રેણીના સામંતોની એક યાદી યથાસ્થાનપર આપવામાં આવી છે.

**મૃત્તિકાના ગુણાગુણ**-મારવાડમાં ચાર પ્રકારની મૃત્તિકા છેઃ વેકલૂ, ચીકણી, પીળી અને સફેદ. પ્રથમ જાતિની મૃત્તિકા દેશના ઘણા ભાગમાં પ્રાપ્ત થાય છે. આ મૃત્તિકામાં ચીકાશનો ભાગ ઘણો થોડો છે અને રેતીનો ભાગ અત્યંત વધારે છે. આ પ્રકારની જમીનમાં બાજરો, મગ, મઠ, તલ અને જુવાર ઇ૦ ધાન્ય ઉત્પન્ન થાય છે; તેમાં તડબૂચ પણ થાય છે. ચીકણી મૃત્તિકાનો રંગ શ્યામ છે. આ મૃત્તિકા ડીડવાના, મેડતા, પાલી અને ગોદવાડાના સામંતશાસિત પ્રદેશમાં થાય છે. આમાં ઘઉં આદિ ધાન્યો પેદા થાય છે. પીળી મૃત્તિકા હળદરના જેવા રંગની છે. તેમાં રેતીનો ભેગ હોય છે અને તે વિશેષતઃ બનસરૂ, જોધપુર, ઝાલોર, બાલોતરા વગેરે પ્રદેશોના કોઇ કોઇ ભાગમાં પ્રાપ્ત થાય છે; તેમાં જવ, કોકના ઘઉં, તંબાકુ અને કાંદા વગેરે શાકભાજી ઉત્પન્ન થાય છે. સફેદ રંગની મૃત્તિકામાં ખેતી થતી નથી. મુશળધાર વૃષ્ટિ થયા પછી આ ભૂમિમાં કેટલુંક અન્ન ઉત્પન્ન થાય છે. આ પ્રકારની ભૂમિમાં બાજરો ઓછો થાય છે.

લૂણી નદીના દક્ષિણ તટપર આવેલાં પાલી, સોજત તથા ગોદવાડ આદિ સ્થાનોની મૃત્તિકા પર્વતશિખરમાંથી નીકળેલી નાની નાની નદીઓના પ્રવાહથી ફળદ્રૂપ બની જાય છે. આ સ્થાનોમાં બાજરા સિવાય ઇતર સર્વ પ્રકારનાં અનાજ ઉત્પન્ન થાય છે. નાગોર અને મેડતાના પ્રદેશમાં કૂવાનાં પાણીવડે ખેતી થાય છે અને તેમાં ઘણાં કિંમતી ધાન્યો ઉત્પન્ન થાય છે. પશ્ચિમાચલમાં પાંચસેં-દશ ગામો છે. ઝાલોર, સાંચોર અને ભીનમાલના વિસ્તૃત પ્રદેશો એ ખાલસા અર્થાત્ મરુભૂમિના અધીશ્વરની ખાસ ભૂમિ છે અને તે પર તેમનો સીધો અધિકાર છે. આ પ્રદેશોની મૃત્તિકા અત્યંત શ્રેષ્ઠ છે. આબુ પર્વતપરથી નીકળેલી નાની નાની નદીઓ આ ભૂમિમાં થઇને જાય છે, તે નદીઓએ તેમજ દક્ષિણમાંની બીજી પણ વિસ્તૃત નદીઓએ આ ભૂમિની ફળદ્રૂપતા વધારી દીધી છે; પરંતુ પૂર્વે આ ભૂમિમાં જેટલું ધાન્ય ઉત્પન્ન થતું હતું તેનો ત્રીજો ભાગ પણ રાજા માનસિંહના અરાજકતામય શાસનકાળમાં ઉત્પન્ન થતો નહોતો. સોહરાઇ અને સિંધ દેશના લૂંટારાઓ આ ખાલસા ભૂમિમાં આવીને કૃષિકારોનાં ધનધાન્ય લૂંટી જતા હતા. આ દેશની શ્રેષ્ઠભૂમિમાં ઘઉં, જવ, જુવાર, મગ અને તલની પેદાશ વિશેષ થાય છે અને રેતાળ જમીનમાં કેવળ બાજરો, મગ અને તલજ ઉત્પન્ન થાય છે. ઉત્તર દેશના લૂંટારાઓએ આવીને આ પ્રદેશના કૃષિકારોનાં ધનધાન્ય લૂંટી લઇ હજારો માણસોનો વિનાશ કર્યો હતો. જો મારવાડના સિંહાસનપર શ્રેષ્ઠ નૃપતિ હોત તો લોકોને આ ઉપદ્રવ સહન કરવો પડત નહિ. જો કે મારવાડના દક્ષિણ ભાગના કૂવાઓમાં પુષ્કળ પાણી ભરેલું છે, તોપણ મેવાડમાં જેટલા કૂવા છે તેટલા મારવાડના તે ભાગમાં નથી. નાગોર પ્રદેશમાં પાંચસેં છ નગરો અને ગામો છે અને તે મારવાડના યુવરાજનો પ્રદેશ ગણાય છે. આ પ્રદેશમાં અતિ પ્રાચીન કાળથી ખેતીની સગવડને માટે ઘણા કૂવા ખોદાવવામાં આવ્યા છે અને ઇતર પ્રદેશોના ખેડુતો કરતાં અહીંના ખેડુતોને જલની સહાય વિશેષ મળતી આવી છે.

**ખનિજ પદાર્થો**-જો કે મારવાડની ભૂમિ ફળદ્રૂપ નથી, તોપણ તેમાં એક અતિ મૂલ્યવાન ખાણ વિદ્યમાન છે. ભારતવર્ષના અન્યાન્ય દેશોના લોકો પણ આ ખાણમાંથી નીકળેલી વસ્તુને આદરસહિત ગ્રહણ કરે છે. પંચભદ્રા, ડીડવાના અને સાંભરનાં લવણસરોવરો ધનની ઉપજનાં મુખ્ય દ્વાર છે. આ સરોવરોમાંથી ઉત્પન્ન થયેલું લવણ ભારતવર્ષનાં સર્વ સ્થાનોમાં જાય છે. વળી મારવાડના પૂર્વ ભાગમાં મકરા નામનું સ્થાન છે, ત્યાં સંગેમરમરના પાષાણ થાય છે. આ પાષાણોદ્વારાજ યવનશાસનના સમયમાં ભારતનાં પ્રધાન નગરોમાં ઉંચા ઉંચા મહાલયો બાંધવામાં આવતા હતા. દિલ્હી અને આગ્રાની સમસ્ત ઇમારતો, મસ્જીદો શિવાલયો અને સમાધિમંદિરોમાં મારવાડના સંગેમરમર વપરાતા હતા. મારવાડના મહારાજાને આ પાષાણોની પુષ્કળ ઉપજ થઇ હતી; પરંતુ યવનસામ્રાજ્યનો સંગેમરમરની મોટી મોટી ઇમારતો બાંધવાનો સમય જતો રહ્યો છે, તેથી

હાલમાં આ પાષાણોદ્વારા અગાઉના જેવી ઉપજ થવાનો સંભવ નથી. જોધપુર અને નાગોરની નિ-કટ શ્વેત પાષાણના ટુકડાઓ અને ખાણો ઉપલબ્ધ થાય છે. મહાલયો બાંધવામાં વપરાતા પાષાણો મારવાડ દેશમાં અધિક પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. સોજત નામના સ્થાનમાં કલાઈ અને સીસું ઉત્પન્ન થાય છે. પાલી નામના સ્થાનમાં ફટકડી અને ભીનમાલ તથા ગુજરાતની પાસેના ભાગમાં લોઢાની ખાણ પ્રાપ્ત થાય છે.

**કારીગીરી**-વાણિજ્યદૃષ્ટિથી જોવાથી પ્રતીત થાય છે કે મારવાડની કારીગીરી ઉત્તમ નથી. મારવાડમાં મુખ્યતઃ સુતરનું જાડું કાપડ અને કામળ બનાવવામાં આવે છે; પરંતુ આ વસ્ત્રો પરદેશમાં મોકલવામાં આવતાં નથી. તેનો વપરાશ તે દેશમાંજ થાય છે. બંદુક, તલવાર તથા ઇતર શસ્ત્રાસ્ત્રો રાજધાનીમાં તથા પાલીમાં બનાવવામાં આવે છે. વળી પાલીમાં એક પ્રકારની લોઢાની પેટી તથા યૂરોપની કલઇની પેટીઓના જેવી પેટી બનાવવામાં આવે છે. રાંધવાને માટે કઢાયાં વગેરે ઉત્તમ બને છે અને તેના બનાવનાર કારીગરોને હમેશાં રોજી મળ્યા કરે છે.

**વાણિજ્યનું પ્રધાનસ્થાન**—સમસ્ત રાજપૂતરાજ્યોમાં એક એક પ્રધાન વાણિજ્યસ્થાન છે. મેવાડમાં ભીલવાડા, બિકાનેરમાં ચુરૂ અને જયપુરમાં માલપુરા જે પ્રકારે વાણિજ્યનાં પ્રધાનસ્થાનો છે, તે પ્રકારે મારવાડમાં પાલી વાણિજ્યનું મુખ્ય સ્થળ છે. એ નગર માત્ર રાજસ્થાનનાં ઉક્ત વાણિજ્ય-પ્રધાન સ્થાનોનું પ્રતિસ્પર્ધીજ નથી; પરંતુ સમસ્ત રાજસ્થાનનું પ્રધાન વાણિજ્યસ્થાન છે અર્થાત્ એ સ્થાન સર્વ વાણિજ્યસ્થાનોમાં મુખ્ય છે. મારવાડના વણિકોનો નવદશાંશ ભાગ જૈન ધર્મ પાળે છે. ખેતરા નામના વણિક શાખાના હજારો મનુષ્યો વ્યાપારાર્થે ભારતના અનેક પ્રાંતોમાં જાય છે. ઓસિયા નામના સ્થાનના જે લોકો ઓસવાલ નામથી વિખ્યાત છે, તેમની સંખ્યા એક લાખની હશે. આ લોકોની ઉત્પત્તિ રાજપૂતોમાંથી થઈ છે; પરંતુ જે અંગ્રેજોએ હિંદુજાતિના ઇતિહાસની ખોજ કરી છે, તેઓ આ વાત જાણતા નહોતા. શતદ્રુથી હિંદી મહાસાગર સુધીના વિસ્તૃત દેશમાંથી મારવાડના વણિકો દ્રવ્ય ખેંચી લાવે છે. જૈનસમાજમાં પિતાની સર્વ સંપત્તિ કેવળ જ્યેષ્ઠ પુત્રનેજ મળવાની રીતિ પ્રચલિત નથી. એ સમાજમાં એવો રિવાજ છે કે પિતાની સર્વ સંપત્તિ સર્વ પુત્રોની વચ્ચે સરખે ભાગે વહેંચી આપવામાં આવે છે અને મધ્ય એશિયાની જીત જાતિ તથા કેલ્ટરની જુત જાતિની પેઠે સૌથી નાના પુત્રને બમણો હિસ્સો આપવામાં આવે છે.જો પિતાની જીવંત દશામાં તેની સંપત્તિ વહેંચવામાં આવે તો નાનાપુત્રને આ પ્રકારે બમણો હિસ્સો મળે છે; અર્થાત્ પિતા પોતાની સંપત્તિ પોતાના સર્વ પુત્રોને સરખેભાગે વહેંચી આપે છે અને પોતાના નિર્વાહ ને માટે પોતાનો પણ એક હિસ્સો પાડે છે. તેના મરણ પછી તેનો હિસ્સો તેના નાના પુત્રને મળે છે. આ રિવાજ હાલમાં સર્વ સ્થળે પ્રચલિત છે કે નહિ તે કહી શકાતું નથી; પરંતુ એક સમયે આ રિવાજનો પુષ્કળ પ્રચાર હતો તેનું પ્રત્યક્ષ પ્રમાણ વિદ્યમાન છે. મારવાડની જે જે જાતિઓ વાણિજ્યવ્યવસાય કરે છે, તેની સૂચી આપવામાં આવે તો એક મોટો અધ્યાય લખવો પડે. જૈન લોકોના એક ધર્મગુરુએ ઘણાં વર્ષો સુધી પરિશ્રમ કરીને એક સૂચી બનાવવા માંડી હતી. તેણે વાણિજ્યવ્યવસાયી અઢારસેં વર્ણોનાં નામોનો સંગ્રહ કર્યો હતો; પરંતુ તેને દૂર દેશની વાણિજ્યવ્યવસાયી બીજી પણ દોઢસો વર્ણોનાં નામો મળ્યાં તેથી તેણે આખરે કંટાળીને તે કાર્ય અપૂર્ણજ છોડી દીધું.

પાલી પૂર્વ અને પશ્ચિમના દેશોમાં સર્વપ્રધાનવાણિજ્યસ્થાન હતું.ત્યાં ભારતવર્ષના કાશ્મીર વગેરે ઇતર પ્રદેશો અને ચીનનાં વાણિજ્યદ્રવ્યો આવતાં હતાં અને ત્યાંથી યૂરોપ, આફ્રિકા, ઇરાન, અરબસ્તાન વગેરે દેશોમાં વાણિજ્યદ્રવ્યો જતાં હતાં. કચ્છ અને ગુજરાતમાંથી હાથીદાંત, તાંબું, ખજૂર, ગુંદર, નાળીએર, બનાત, રેશમી અને સુતરાઉ વસ્ત્રો, ચંદન, કપૂર, રંગો, ઔષધો, કોફી, મસાલા, ગંધક ઇ૦ અસંખ્ય પદાર્થો ગાડાં ભરી ભરીને પાલીમાં લાવવામાં આવતા હતા અને ત્યાંથી છીંટનાં વસ્ત્રો, સુકાં ફળો, જીરૂં, મુલતાની હિંગ, ખાંડ, સોડા, અફીણ (કોટા અને માળવાનું), ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો, ક્ષાર, શસ્ત્રો, રંગેલી કામળો તથા મારવાડનું મીઠું ઇ૦ વસ્તુઓ પરદેશ જતી હતી.

સુઇવાહ, સાંચોર, ભીનમાલ તથા ઝાલોર થઇને અનેક વાણિજ્યપદાર્થો પાલીમાં આવતા હતા. ચારણો વાણિજ્યદ્રવ્યથી ભરેલી પોઠોની સાથે રક્ષકસ્વરૂપે જતા હતા; કારણ કે તેઓ પૂજ્ય

ગણાય છે. આ ચારણોપ્રત્યે લોકોની અપૂર્વ ભક્તિ હોય છે અને તેથી તેઓ તેમને માન આપે છે તથા તેમના શાપનો ભય રાખે છે. તેમને જેટલું માન આપવામાં આવે છે તથા તેમનો જેટલો ભય રાખવામાં આવે છે, તેટલો બીજા કોઇનો પણ રાખવામાં આવતો નથી. આ ચારણો પોઠોની સાથે જતા હોવાથી લૂંટારાઓ પણ તેમને લૂંટવાની હામ ભીડી શકતા નહોતા. જો કે ચારણો તલવાર અને ઢાલ લઇને પોતાનાં શરીરની રક્ષા કરી શકતા નહોતા, પરંતુ તેઓ પોતાનાં શરીરમાં ઘાવ કરીને લૂંટારાઓને નરકવાસનો ભય બતાવતા, તેથી લૂંટારાઓ તેમનાપર આક્રમણ કરતા નહોતા. જો તસ્કરો પોઠ ઉપર આક્રમણ કરતા તો ચારણ રક્ષકો કટાર લઇ પોતાના શરીરના એકાદ ભાગ ઉપર ઘાવ કરતા. આથી પણ જો તસ્કરો લૂંટકાર્ય બંધ નહિ કરતા તો અંતે તેઓ આત્મઘાત કરતા. તેઓ લૂંટારાઓને સપરિવાર આત્મઘાત કરવાનો ભય દર્શાવતા. તેઓ કહેતા કે, " આ નરહત્યાનું ભયંકર ફળ અવશ્ય તમને ભોગવવું પડશે. " ગત વીસ વર્ષમાં વિસ્તૃત વાણિજ્યકાર્ય સર્વથા બંધ થઇ ગયું છે. જો કે હાલમાં ભારતવર્ષમાં સર્વત્ર શાંતિ સ્થાપન થઇ ગઇ છે; પરંતુ અગાઉ આ દેશમાં લૂંટફાટ કરવાની રીતિ ભયંકરરીતે પ્રચલિત હતી; તે છતાં પણ વર્તમાન સમય કરતાં તે સમયે વાણિજ્યકાર્ય દશગણું અધિક ચાલતું હતું. ઘણા માણસો આ વાતને અસત્ય માનશે, પરંતુ એ વાત સર્વથા સત્ય છે. વર્તમાન કાળમાં એકહથ્થુ વ્યાપારની પ્રણાલીએ મારવાડમાં જેવી હાનિ કરી છે તેવી હાનિ સરાઈ, બહારવટીઆ અને લૂંટારાઓનાં આક્રમણે પણ કરી નહોતી. પૂર્વે લૂંટારાઓની તલવાર અને ભાલાથી રક્તપાત થતો હતો, પરંતુ હાલમાં તો રક્તજ સૂકાઇ ગયું છે. ઇસ્ટ ઇંડિયા કંપનીએ અફીણ અને લવણનો ઇજારો રાખીને તે વસ્તુઓ ઇતર દેશોમાં સંપૂર્ણ છૂટથી જઇ શકે નહિ એટલા માટે તેનાપર ભારે જકાત નાખી હતી. આથી મારવાડના અફીણ અને લવણના તે વ્યાપારમાં પ્રચંડ વિઘ્ન ઉપસ્થિત થયું અને તે વ્યાપાર ધીમે-ધીમે મંદ પડી ગયો. ઇસ્ટ ઇંડીઆ કંપનીએ પોતાનો સ્વાર્થ સાધવા માટે આ પ્રકારે રાજાનું અહિત કર્યું.

આ દેશમાં પ્રતિવર્ષે બે મેળા ભરાય છે. એક મેળો મૂંડવા નામના સ્થાનમાં અને બીજો બાલોતરામાં ભરાય છે. આ મેળાઓમાં હાથી, ઘોડા, ગાય વગેરે પશુઓ વેચાય છે. તદુપરાંત ભારતના અન્યાન્ય ભાગોમાંથી વણિકો અને વ્યાપારીઓ અનેક પ્રકારના પદાર્થો વેચવાને માટે લાવે છે. આ મેળાઓમાં પુષ્કળ માલ ખપે છે. આ મેળાઓમાં ભારતનાં અનેક સ્થાનોનાં મનુષ્યો આવે છે, પરંતુ હાલમાં અગાઉના જેવી તેની ભવ્યતા અને સુંદરતા રહી નથી.

**ન્યાયખાતું**–રાઠોડસમાજમાં ન્યાયકાર્ય અત્યંત શિથિલ ચાલે છે. જે મનુષ્ય રાજદ્રોહ અને રાજકીય અપરાધ કરે તેને સખ્ત દંડ આપવામાં આવે છે. રાજકીય અપરાધ સિવાય ઇતર કોઇ પણ અપરાધને માટે સખ્ત સજા થતી નથી. રાજદ્વારી અપરાધીને શિક્ષા કરવાને માટે રાજા પોતાનું સર્વ સામર્થ્ય વાપરે છે; પરંતુ કોઇ મનુષ્ય એકાદ સામંતની વિરુદ્ધ અથવા સાધારણ મનુષ્યની વિરુદ્ધ તે પ્રકારનું આચરણ કરે તો તેને સહસા ક્ષમા તો કરવામાં આવતી નથી; પણ તેનાપ્રત્યે દયા બતાવવામાં આવે છે. અરે કોઇ માણસ એક મનુષ્યનું ખૂન કરે તોપણ તેને દંડ, કેદ, તેની સંપત્તિ જપ્ત કરવી અથવા તેને દેશનિકાલ કરવો એવી એવી ક્ષુદ્ર સજા કરવામાં આવતી હતી; ચોર ઇત્યાદિ સાધારણ અપરાધીઓને દ્રવ્યદંડ અથવા કેદની શિક્ષા કરવામાં આવતી હતી અને તેનો અન્નવસ્ત્રાદિનો ખર્ચ તેની સંપત્તિમાંથી વસુલ કરવામાં આવતો હતો. જો ચોરની કાંઇ સંપત્તિ ન હોય તો તેને શારીરિક દંડ કરવામાં આવતો હતો. રાજા વિજયસિંહના મૃત્યુ પછી ન્યાયમંદિર શૂન્ય થઇ ગયું હતું. જો કે મહારાજા વિજયસિંહ અપરાધીઓપર વિશેષ દયા કરતા હતા, તોપણ તેમની ન્યાયબુદ્ધિની આજપર્યંત મુક્તકંઠે પ્રશંસા કરવામાં આવે છે. તેમણે કદિપણ કોઇ મનુષ્યને પ્રાણદંડની શિક્ષા કરી નહોતી કિંવા તે પ્રકારની શિક્ષા કરવામાં પોતાની સંમતિ આપી નહોતી. તેઓ કેદીઓપર અત્યંત દયા રાખતા હતા. તેમની દયાળુતાની આજપર્યંત પ્રશંસા થાય છે. તેમને લીધેજ આ વદંતિ પ્રચારમાં આવી છે કે:–"ઘરમાં રાબડી નથી મળતી, પરંતુ કારાગૃહમાં લાડુ મળે છે." જયપુરની પેઠે જોધપુરના કેદીઓને પણ દાતા લોકોના દાનથી પાળવામાં આવે છે. આ વાત સર્વને સુવિદિત છે કે વણિક લોકો–ખાસ કરીને જૈનધર્માવલંબીઓ જે કેદીઓને ભોજન

ન આપે તો તેઓ ક્ષુધાથી સંતપ્ત થઇ મરણને શરણ થાય એમાં કિંચિત્ પણ સંશય નથી. ધનવાન વ્યાપારીઓ કેદીઓને ભોજન આપે છે, તેથી મહારાજા પોતાનું દ્રવ્ય તે કામમાં ખર્ચતા નથી; કારણ કે તેઓ આપે તો કેદખાનાનો ઉપરિ તે હજમ કરી જાય. એકવાર જે માણસને કેદમાં નાખવામાં આવે છે, તેની પુનઃ કોઇ તપાસ લેતું નથી. આથી કેદીઓના કષ્ટની સીમા રહેતી નથી; પરંતુ કેદીઓને આ મહાકષ્ટમાંથી બીજીરીતે મુક્ત થવાની આશા હોય છે. પ્રત્યેક સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ પ્રસંગે, રાજકુમારના જન્મપ્રસંગે અને રાજ્યાભિષેકપ્રસંગે કેદીઓને મુક્ત કરવામાં આવે છે. આ રીતિ અનાદિથી ચાલી આવે છે. કેદી લોકો આતુરનયને આ સુઅવસરની પ્રતીક્ષા કર્યા કરે છે.

મારવાડમાં "સોગન" નામક એક ન્યાયપ્રણાલી પ્રચલિત છે, અર્થાત્ "સોગન" (શપથ)-દ્વારા તહોમતદારના અપરાધનો નિર્ણય કરવામાં આવે છે.રાજપૂતાનાના ઇતર દેશોમાં પણ આ પ્રણાલી પ્રચલિત છે; પરંતુ હાલમાં સમાજની સ્થિતિ અને લોકોના મનોભાવ બદલાઇ ગયાથી આ પ્રકારની પ્રથા ઉપર ઘણાને વિશ્વાસ આવતો નથી. હાલમાં માત્ર કોટાના જાલિમસિંહજ આ પ્રકારની પ્રથાનો ઉપયોગ કરે છે; પરંતુ તેઓ પણ હાડોતીની ડાકણોપ્રત્યે હાલમાં ઉદાસીન થઈ ગયા છે. હાડોતીની ડાકણોની તપાસ જલદ્વારા થાય છે. આ પ્રકારે તપાસ કરવાની પ્રથા, આ પ્રકારે અપરાધીઓના અપરાધ નો નિર્ણય કરવાની પ્રથા અનાદિથી ભારતવર્ષમાં પ્રચલિત છે. રાવણ સીતાજીને હરી લઇ ગયો હતો, ત્યારે શ્રીરામચંદ્રજીએ સીતાજી પોતાના સતીત્વનું રક્ષણ કરી શકયાં છે કે નહિ તેનો નિર્ણય કરવાને માટે તેમની તપાસ અગ્નિદ્વારા કરી હતી. જલ અને અગ્નિદ્વારા તપાસ કરવાની પ્રથા સિવાય બીજી પણ એક પ્રથા પ્રચલિત છે, અર્થાત્ તહોમતદારના હાથપર તપ્ત તેલ નાખીને તેના અપરાધીપણા કિંવા નિરપરાધીપણાનો નિર્ણય કરવામાં આવે છે, પરંતુ અત્રે જણાવવાની જરૂર છે કે વાદી અથવા પ્રતિવાદી કોઈ પણ આ પ્રકારે ન્યાય મેળવવા ઇચ્છતા નથી પણ જ્યારે પંચાયતદ્વારા કિંવા બીજા કોઇ પણ પ્રકારે પણ તેના મુકર્દમાનો નિર્ણય ન થઇ શકયો હોય, ત્યારે અંતે આ પ્રથાનું અવલંબન કરવામાં આવે છે.

મારવાડમાં સર્વ દિવાની મુકર્દમાઓની તપાસ પંચાયતદ્વારા કરવામાં આવે છે. જો કોઇ મનુષ્યને પંચાયતદ્વારા સંતોષ ન મળે તો તે પોતાનો મુકર્દમો રાજાની સન્મુખ સાદર કરી શકે છે પરંતુ તેમ કરવામાં તેને પ્રથમ પંચાયતની સંમતિ પ્રાપ્ત કરવી પડે છે. વળી રાજાની સન્મુખ પોતાનો દાવો રજુ કરવા માટે તેને ચોક્કસ રકમ આપવી પડે છે. આ પ્રકારના મુકર્દમાઓ ઘણુ હોતા નથી. પંચાયતની પ્રથા અત્યંત સરલ છે.વાદીને પ્રથમ પોતાના જીલ્લાના હાકેમ અથવા પોતાન ગામના પટેલની આગળ પોતાનો મુકર્દમો રજુ કરવાનો હોય છે. ત્યાર પછી વાદી અને પ્રતિવાદ પોતપોતાની ઇચ્છાનુસાર જે એક અથવા બે ગામોનાં નામ જણાવે તે ગામોમાં પંચાયત ભરવામ આવે છે. જે જે ગામોમાં પંચાયત ભરવાની હોય તે તે ગામોના પટેલોપર પ્રથમથી તે વિષેને સંદેશો મોકલવામાં આવે છે. પટેલ પોતાના કારકુનોને લઇને "અથાઈ" અર્થાત્ ગ્રામ્ય ન્યાયમંદિરમાં જાય છે અને સાક્ષીઓને બોલાવીને સોગંદપૂર્વક તેમની જુબાની લે છે. સાક્ષીઓ "ગાદીની આણ" કહીને સોગંદ લે છે. સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા હિરોડોટસ જણાવે છે કે પ્રાચીન સાઇથીઅન લોકો પણ આજ પ્રકારે સોગંદ લેતા હતા; પરંતુ "ગાદીની આણ" કહીને અધિકાંશે રાજપૂતોજ સોગંદ લે છે. ઈતર જાતિઓનો સોગંદ લેવાનો પ્રકાર તેમના પોતપોતાના ધર્માનુસાર છે તપાસ સંપૂર્ણ થઇ રહ્યા પછી પંચાયતનો અભિપ્રાય નિર્દિષ્ટ કરવામાં આવે છે અને તે પત્રપઃ ત્યાર પછી હાકેમ પોતાની મહોર લગાવે છે. હવે કાં તો પંચાયતના નિર્ણયને માન આપવામાં આવે છે કે કાં તો રાજાની સન્મુખ પુનઃ મુકર્દમો રજુ કરવામાં આવે છે. રાજપૂતાનામાં પ્રાચીનકાળથી આ પ્રથા પ્રચલિત છે

**રાજકર**—મારવાડમાં રાજકર અનેક પ્રકારના છે અને તેમાં ચાર મુખ્ય છેઃ–

(૧) ખાલસા અથવા રાજાની સ્વતઃની ખાસ ભૂમિનું મહેસૂલ

(૨) લવણનો કર

(૩) આયાત અને નિકાસ થતા માલપરની જકાત

(૪) હાંસિલ નામના પ્રકીર્ણ કરો

જો કે અર્ધ શતાબ્દી પૂર્વે અર્થાત્ રાજા વિજયસિંહના શાસનકાળમાં મારવાડની ઉપજ સોળલાખ રૂપિયાની થતી હતી અને તેનો અર્ધ ભાગ તો કેવળ લવણના કરમાંથીજ ઉત્પન્ન થતો હતો; પરંતુ વર્તમાન કાળમાં મારવાડપતિની એકંદર ઉપજ દશલાખ રૂપિયાથી અધિક નથી. પૂર્વે સમસ્ત સામંતોની ઉપજનો સરવાળો કરવાથી સમગ્ર મારવાડની ઉપજ પ્રાયઃ પચાસ લાખ રૂપિયાની થતી હતી; પરંતુ હાલમાં તેથી અર્ધા રૂપિયા પણ ઉપજતા હોય તે વિષે શક છે. સામંતો પાસે જે સેના છે, તેમાં પાયદલ સિવાય અશ્વારોહી સૈનિકોની સંખ્યા પાંચ હજારની છે. પ્રત્યેક સામંતને એક હજાર રૂપિયાની ઉપજપર એક અશ્વારોહી અને બે પાયદલ સૈનિકો રાખવા પડે છે. આ રીતે જે સામંતને પ્રતિવર્ષે દશહજારની ઉપજ હોય તેને દશ અશ્વારોહી અને વીસ પાયદલ સૈનિકો રાખવા પડે છે. યુદ્ધસમયમાં અથવા ઇતર કોઇ પ્રસંગે રાજાની આજ્ઞાનુસાર સામંતોને તેને સહાય કરવી પડે છે.

મારવાડપતિની દશ લાખની ઉપજ તે છે કે જે રાજખજાનામાં જાય છે. તે ઉપરાંત જે રાજકર્મચારીઓ રાજાની ખાસ ભૂમિમાંથી જાગીર ભોગવે છે, તેનું મહેસુલ આ દશ લાખમાં ગણવામાં આવતું નથી.

પ્રજાની પાસેથી ભિન્ન ભિન્ન પ્રકારના કર લેવામાં આવે છે. ભારતવર્ષમાં પ્રાચીનકાળમાં માત્ર અનાજનોજ કર લેવામાં આવતો હતો. એ કરને મારવાડમાં 'બટાઇ' અર્થાત્ 'વહેંચણી' કર કહેવામાં આવે છે. ક્ષેત્રમાં પાકેલા અનાજનો અર્ધ ભાગ રાજાને આપવામાં આવે છે અને અર્ધભાગ ખેડુતના ઘરમાં રહે છે. પ્રાચીનકાળમાં રાજા ધાન્યનો $\frac{1}{6}$ અથવા $\frac{1}{8}$ ભાગ કર તરીકે લેતા હતા, તેને બદલે વર્તમાન કાળમાં અર્ધ ભાગ લેવામાં આવે છે. તદુપરાંત,. ખેડુતને અનાજની રખવાળી તથા ભાગ પાડવાની ક્રિયામાં ભાગ લેનાર માણસોની મહેનતના પૈસા આપવા પડે છે. દશમણ ધાન્યપર બે રૂપિયા આપવા પડે છે; તેમાંથી રખવાળ અને કોટવાળ (કે જે ધાન્યના ભાગ પાડે છે તે)-ની મહેનતના પૈસા આપતાં જે કાંઇ બચે છે, તેને ગામનો પટેલ અને તલાટી વહેંચી લે છે. મહારાજાના ઘોડા અને ઇતર પશુઓના ખોરાકને માટે પ્રત્યેક ખેડુતની પાસેથી એક એક ગાડી જુવાર અથવા બાજરીની કડબ લેવામાં આવતી હતી; પરંતુ સાંપ્રતમાં તેની કિંમત અર્થાત્ એક એક રૂપિયો પ્રત્યેક ખેડુતની પાસેથી લેવામાં આવે છે. જે સમયે દુષ્કાળ પડવાનો સંભવ જણાય છે, તે સમયે ખેડુતોની પાસેથી રૂપિયા લેવામાં આવતા નથી; પરંતુ કડબજ લેવામાં આવે છે. પટેલ, તલાટી આદિ કર્મચારીઓના નિર્વાહ અર્થે ખેડુત અને રાજા એ ઉભયની પાસેથી ધાન્યનો અમુક અંશ લેવામાં આવે છે. આ ખર્ચને માટે પ્રતિમણે પાશેર ધાન્ય લેવામાં આવે છે. પટાવતો અથવા સામંતોના તાબાના ખેડુતો રાજાની ખાલસા ભૂમિના ખેડુતો કરતાં ઘણા સુખી હોય છે, કારણ કે સામંતો પોતાના ખેડુતોની પાસેથી ધાન્યના કેવળ $\frac{1}{3}$ ભાગજ ગ્રહણ કરે છે. તદુપરાંત તેઓ પ્રતિ સો વિઘાંએ બાર રૂપિયાનો કર લે છે. ખેડુતો આ કર ઘણી ખુશીથી આપે છે.

આ સિવાય મારવાડમાં જેટલાં સ્ત્રીપુરુષો નિવાસ કરે છે, તેમને એક એક રૂપિયો કર આપવો પડે છે. આ કરને "અંગકર" કહેવામાં આવે છે.

વળી "ઘાસમારી" નામનો પશુઓપર લેવાતો કર મારવાડમાં પ્રચલિત છે. પ્રત્યેક ઘેટા અથવા બકરાપર એક આનાનો કર લેવાય છે, ભેંસપર આઠ આનાનો કર લેવામાં આવે છે અને ઉંટ ઉપર ત્રણ રૂપિયાનો કર લેવામાં આવે છે.

"કિવાડી" નામનો કર સૌથી અધિક પીડાકારી છે. "કિવાડ" શબ્દનો અર્થ "દ્વાર" છે. મહારાજા વિજયસિંહે આ કરની મૂળ ઉત્પત્તિ કરી હતી. તેમના શાસનકાળના અંતિમ ભાગમાં મારવાડના સમસ્ત સામંતો વિદ્રોહી બની પાલીમાં એકત્રિત થયા હતા અને તેમણે મહારાજાને પદભ્રષ્ટ કરવાને માટે પ્રપંચ રચ્યો હતો. આ સમયે મહારાજા વિજયસિંહ તેમને હાથમાં લેવાને માટે ત્યાં ગયા; પરંતુ સામંતો કોઇ પણ પ્રકારે તેમના હાથમાં આવ્યા નહિ. તેઓ ત્યાંથી પાછા ફરી

જોધપુરનિકટ આવ્યા તો તેમણે પાટનગરનાં દ્વાર બંધ જોયાં. ભીમસિંહે રાજસિંહાસનપર અભિષિક્ત થઇ નગરનાં દ્વાર બંધ કરાવી દીધાં હતાં; ત્યારે તેમણે સેના એકત્રિત કરવાને માટે પ્રજાની સહાય માગી. પ્રજાએ પ્રત્યેક ઘરદીઠ ત્રણ ત્રણ રૂપિયા ઉઘરાવી આપ્યા. હવે જે પ્રજાજનોએ ભીમસિંહના પક્ષનું અવલંબન કર્યું હતું તેમને દંડિત કરવાને માટે હો કિંવા રાજ્યની ઉપજ વધારવાને માટે હો, કારણ ગમે તે હો, પરંતુ તેમણે પાછળથી તે કર ચિરસ્થાયી કરી દીધો. તે સમયથી પ્રજા સતત ત્રણ રૂપિયા કર આપતી આવી હતી; પરંતુ જે સમયે મહારાજા માનસિંહની વિરુદ્ધ પ્રપંચનો વિસ્તાર થયો અને પઠાણોએ મહારાજાની ખાલસા ભૂમિપર અધિકાર કરી લીધો, તે સમયથી તેમણે ત્રણ રૂપિયાને બદલે દશ રૂપિયા લેવા માંડયા; પરંતુ આ કર એકસરખીરીતે લેવામાં આવતો નથી. સૌથી પ્રથમ પ્રત્યેક નગર અને ગામમાં જેટલાં ઘરો હોય છે, તેની ગણત્રી કરવામાં આવે છે. ત્યાર પછી ઘરના સ્વામીની સ્થિતિ પ્રમાણે તેની પાસેથી કર ગ્રહણ કરવામાં આવે છે. દરિદ્ર મનુષ્ય બે રૂપિયા આપે છે તો શ્રીમંતને વીસ રૂપિયા આપવા પડે છે. સામંતોના અધિકારનીચેના પ્રદેશોમાંથી પણ આ કર વસુલ કરવામાં આવે છે; પરંતુ ખાસ કૃપાતરિકે કેટલાકને મુક્તિ પણ મળે છે.

મારવાડમાં વાણિજ્યકરના કેટલા રૂપિયા પૂર્વે ઉત્પન્ન થતા હતા, તે નીચેની યાદીપરથી જણાશે; પરંતુ હાલમાં એટલી ઉપજ નથી. પૂર્વ કાળમાં વાણિજ્યકરની ઉપજ અધિક હતી અને વર્તમાનકાળમાં ન્યૂન છે તેનું કારણ સ્પષ્ટજ છે. પ્રત્યેક દેશમાં વાણિજ્યકરની ઉપજની ન્યૂનાધિકતાનો આધાર વ્યાપારની અવનતિ કિંવા ઉન્નતિ ઉપર રહેલો છે. જે સમયમાં લૂંટ, અત્યાચાર, પીડન, વિજાતીઓનાં આક્રમણ અને દુર્ભિક્ષનું અસ્તિત્વ હોય તે સમયમાં વ્યાપારની સ્થિતિ કેવી હોય છે, તે સહેજે સમજી શકાય એમ છે. નિમ્નલિખિત યાદી પ્રાચીન સરકારી દફતરોમાંથી ઉધ્ધૃત કરવામાં આવી છે માટે એમાં શંકાને કિંચિત્ પણ અવકાશ નથી.

| સ્થાન | રૂપિયા |
|---|---|
| જોધપુર | ૭૬૦૦૦ |
| નાગોર | ૭૫૦૦૦ |
| ડીડવાના | ૧૦૦૦૦ |
| પર્વતસર | ૪૪૦૦૦ |
| મેડતા | ૧૧૦૦૦ |
| કોલિયા | ૫૦૦૦ |
| ઝાલોર | ૨૫૦૦૦ |
| પાલી | ૭૫૦૦૦ |
| જેસોલ અને બાલોતરાના મેળા | ૪૧૦૦૦ |
| ભીનમાલ | ૨૧૦૦૦ |
| સાંચોર | ૬૦૦૦ |
| ફલોદી | ૪૧૦૦૦ |
| એકંદર | ૪,૩૦,૦૦૦ |

હાણીઓ અર્થાત્ કરસંગ્રાહકો પ્રધાન નગરોમાં રહે છે અને તેમને નિયત વેતન મળે છે; તથા નીચી શ્રેણીના કર્મચારીઓને સો રૂપિયાપર અમુક રકમ મળે છે. આ વાણિજ્યકર ધાન્ય ઉપર પણ લેવામાં આવે છે. એક જીલ્લામાંથી બીજા જીલ્લામાં લઇ જવામાં આવતાં દેશી કે પરદેશી સર્વ પ્રકારનાં ધાન્યોપર જકાત લેવામાં આવે છે.

જે પ્રકારે વાણિજ્યકરની અને ભૂમિની મહેસુલની ઉપજ ઘટી ગઈ છે તે પ્રકારે લવણદ્વારા થતી ઉપજ પણ પૂર્વ કરતાં ઓછી થઈ ગઇ છે; તથાપિ એની ઉપજ ઘણીજ નિશ્ચિત છે, એમાં કિંચિત્ પણ શક નથી. પૂર્વે મારવાડમાં લવણદ્વારા કેટલી ઉપજ થતી હતી, તે નીચેની યાદીપરથી પ્રતીત થશેઃ—

| સ્થાન | રૂપિયા |
|---|---|
| પંચભદ્રા | ૨૦૦૦૦૦ |
| ફલોદી | ૧૦૦૦૦૦ |
| ડીડવાના | ૧૧૫૦૦૦ |
| સાંભર | ૨૦૦૦૦૦ |
| નાવા | ૧૦૦૦૦૦ |
| એકંદર | ૭,૧૫,૦૦૦ |

લવણના વ્યાપારમાં અદ્યાપિ હજારો માણસો અને લક્ષાવધિ પશુઓ રોકાયેલાં રહે છે. વણજારા લોકોના હાથમાં આ વ્યાપાર છે. કેટલાક વણજારાઓની પાસે તો ૪૦૦૦૦ બળદો લવણ વહન કરવાને માટે હોય છે. સિંધુતટથી ગંગાતટપર્યંત સમસ્ત દેશમાં આ લવણ જાય છે અને તે "સાંભર લવણ" ના નામથી ઓળખાય છે. જો કે ભિન્ન ભિન્ન સરોવરોમાંનું લવણ ભિન્ન ભિન્ન પ્રકારનું હોય છે; પરંતુ પંચભદ્રાનું લવણ સર્વમાં શ્રેષ્ઠ ગણાય છે.

ભૂમિપર ક્યારાઓ બનાવવામાં આવે છે અને તેપર નકુલનું ઘાસ નાખવામાં આવે છે. આથી લવણ શીઘ્ર તૈયાર થાય છે. પવનને લીધે પાણીમાં જે તરંગ ઉત્પન્ન થાય છે તેથી ઘાસ સરલતાથી કિનારાપર નીકળી જાય છે. મીઠું તૈયાર થયા પછી તેને તોળીને એક સ્થાનપર તેનો ઢગલો કરવામાં આવે છે અને તેપર કેટલીક જાતની વનસ્પતિ નાખીને તેને બાળવામાં આવે છે. આથી હવાના ફેરફારની મીઠા ઉપર કાંઇપણ અસર થતી નથી અને તે જામીને ગઠ્ઠા બની જાય છે.

અતિ પ્રાચીન કાળમાં મારવાડના રાજાની ખાસ ઉપજ એકંદર ત્રીસલાખ રૂપિયાની થતી હતી તથા સામંત અને મંત્રીસમાજની ઉપજ પચાસ લાખ રૂપિયાની થતી હતી. આ ઉપજની યાદી નીચે પ્રમાણે છેઃ—.

| | |
|---|---|
| (૧) ખાલસા અથવા રાજાની ખાસ ભૂમિમાં આવેલાં ૧૪૮૪ ગામો અને નગરોની ઉપજ | રૂા. ૧૫૦૦૦૦૦ |
| (૨) વાણિજ્યકર | રૂા. ૪૩૦૦૦૦ |
| (૩) લવણ કર | રૂા. ૭૧૫૦૦૦ |
| (૪) હાંસિલ અર્થાત્ પ્રકીર્ણ કરો | રૂા. ૩૦૦૦૦૦ |
| (કે જે નિશ્ચિત હોતા નથી) એકંદર | રૂા. ૨૯૪૫૦૦૦ |
| સામંત અને મંત્રીસમાજની ઉપજ | રૂા. ૫૦૦૦૦૦૦ |
| સર્વ મળીને | રૂા. ૭૯૪૫૦૦૦ |

આ પ્રકારે પ્રાચીનકાળમાં મારવાડના રાજા તથા સામંતો અને મંત્રીઓની બધી મળીને રૂપિયા એંશી લાખની ઉપજ થતી હતી. વર્તમાનકાળમાં હાલ એનો અર્ધો ભાગ પણ ઉપજતો નથી, એ વાત સર્વથા સત્ય છે; તોપણ મારવાડના પ્રાચીન મંત્રીઓના વંશજોની પાસે અદ્યાપિ પુષ્કળ દ્રવ્ય છે એમાં યત્કિંચિત્ પણ સંશય નથી. આ લોકો અત્યંત શ્રીમંત છે અને તેમણે પરદેશમાંથી પણ અઢળક દ્રવ્ય પ્રાપ્ત કરેલું છે. આ દેશના મનુષ્યો સ્વભાવતઃ સમસ્ત દ્રવ્ય ગુપ્ત રાખે છે. તેઓ લેણદેણનો વ્યવહાર રૂપિયાથી કરતા નથી, તેથી દ્રવ્યની વૃદ્ધિ થતી નથી. જ્યારે મહારાજા વિજયસિંહે નાગોરની અનેક ઇમારતો તોડાવી નખાવી હતી, ત્યારે તેમને તેમાંથી પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત થયું હતું.

**સેનાબળ**—હવે માત્ર મારવાડની યુદ્ધસામગ્રીવિષે વિવેચન કરવાનું શેષ રહ્યું છે. ઉપજની ન્યૂનાધિકતા સાથે સેનાની ન્યૂનાધિકતાને ઘાડો સંબંધ છે. ઉપદ્રવી સામંતોનું દમન કરવાને માટે મારવાડના મહારાજાએ એક સમયે પગારદાર સેના રાખી હતી. આ સેનામાં કેવળ પાયદળ રોહિલાઓ અને અફ્ઘાનોજ વિશેષ હતા. આ સર્વ સૈનિકો બંદુકધારી હતા. તેમની સાથે તોપો પણ રાખવામાં આવી હતી. આ સૈનિકો યુદ્ધકળામાં અત્યંત નિપુણ હતા. તેઓ રાઠોડઅશ્વારોહીઓના પ્રચંડ પ્રતિસ્પર્ધી થઇ પડયા હતા. આ પ્રકારે કેટલાંક વર્ષો વ્યતીત થયા પછી મહારાજા માનસિંહે તે સેના વધારીને તેમાં સાડાત્રણ હજાર પાયદળ, પંદરસેં અશ્વારોહીઓ અને પંદર તોપો રાખી હતી. હિંદાબ-

ખાં નામના એક પાણીપતના નિવાસીને આ સેનાનો નાયક બનાવવામાં આવ્યો હતો. વિજયસિંહના શાસનકાળથી આ મનુષ્ય મારવાડની સેવા કરતો હતો અને રાજાની પાસે તેનું ઘણું સારૂં વજન હતું. મહારાજા માનસિંહની સાથે તેને ગાઢી મિત્રતા થઇ હતી અને તેઓ તેને સન્માનપૂર્વક "કાકા" કહીને બોલાવતા હતા. આ પગારદાર સેનાસિવાય મારવાડમાં એક બીજું પણ સૈન્ય હતું. આ સૈન્યનું નામ વિષ્ણુસ્વામી હતું અને કાયમદાસ નામનો એક મનુષ્ય તેનો નાયક હતો. આ સેનામાં સાતસેં પાયદળ, ત્રણસેં અશ્વારોહી અને કેટલાક ધનુર્ધારી હતા. યૂરોપમાં દારૂગોળાનો ઉપયોગ થવા માંડયો તે પૂર્વે ભારતવર્ષમાં ઘણા પ્રાચીનકાળથી યુદ્ધમાં ધનુષબાણનો ઉપયોગ કરવામાં આવતો હતો. એક સમયે મારવાડના રાજાની પાસે અગીઆર હજાર વિદેશી સૈનિકો હતા. આ વિદેશી સેનામાં અઢી હજાર અશ્વારોહી, કેટલાક ધનુર્ધારી અને ૫૦ તોપો હતી. માસિક પગાર ઉપરાંત ભિન્ન ભિન્ન દળના સેનાપતિઓને જાગીરો આપવામાં આવતી હતી. આથી મારવાડના સામંતોને રાજાની સાથે ભયંકર ઝગડો થયો હતો, જેનું વર્ણન અમે પૂર્વે કરી ચૂકયા છીએ. ઉદ્ધત અને અસંતુષ્ટ સામંતોનું દમન કરવાને માટે આ ફાજલ સેના રાખવામાં આવી હતી, તેથી રાજ્યનું બળ અત્યંત હીન થઇ ગયું હતું અને તે વિધ્વંસ પામવાની અણીપર આવી પહોંચ્યું હતું. આ વિદેશી પગારદાર સેનાને લીધેજ મારવાડના સામંતો અને રાજા વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થયું હતું અને પરસ્પરનો વિશ્વાસ નષ્ટ થઈ ગયો હતો.

રાજપૂતજાતિના પતનકાળમાં કેવળ મારવાડમાંજ નહિ, પરંતુ રાજસ્થાનના સર્વ પ્રદેશોમાં સામંતો અને રાજાઓ વચ્ચે ભયંકર ઝગડા જાગ્યા હતા. રાજપૂતોનું પતન થયા પૂર્વે સર્વ સામંતોએ અત્યંત ઉદ્ધત બની રાજાની સામે શસ્ત્ર ધારણ કર્યાં હતાં; પરંતુ કેટલાક સામંતોએ આ ભયંકર આપત્તિમાં રાજાને સહાય પણ કરી હતી. જે દેશમાં સામંતપ્રથા પ્રચલિત હોય તે દેશના રાજા જો બુદ્ધિમાન, ચતુર અને બળવાન હોય છે તો ત્યાંના સામંતો કદિપણ વિદ્રોહનો અગ્નિ પ્રજ્વલિત કરી શકતા નથી. રાજા બળહીન હોય છે તોજ સામંતો પોતાનું બળ વધારી તેને હેરાન કરે છે. અંગ્રેજી શાસનનો પ્રચાર થયા પછી એક પણ સામંતે રાજાની વિરુદ્ધ માથું ઉંચકયું નથી.

મેવાડમાં પ્રધાન સામંતો સોળ છે, જયપુરમાં બાર છે તથા મારવાડમાં આઠ છે. તેમની યાદી નીચે આપવામાં આવે છે. આ સામંતો પાંચસેંની ઉપજપર રાજાને એક એક અશ્વારોહીની સહાય આપવાને સમર્થ થયા હતા.

## મારવાડના પ્રથમ શ્રેણીના સામંતો

| નંબર | નામ | શાખા | નિવાસસ્થાન | ઉપજ | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| ૧ | કેસરીસિંહ | ચાંપાવત | આહવા | ૧૦૦૦૦૦ | આ સામંત મારવાડમાં સૌથી શ્રેષ્ઠ છે. એમની અર્ધી ભૂમિ મૂળ શાખાની છે અને શેષ અર્ધી પોતાના કુળની નિકૃષ્ટ શાખાઓની ભૂમિ બળપૂર્વક હસ્તગત કરીને તેઓએ મેળવેલી છે. |
| ૨ | બખ્તાવરસિંહ | કૂંપાવત | આસોપ | ૫૦૦૦૦ | |
| ૩ | સાલિમસિંહ | ચાંપાવત | પોકર્ણ | ૧૦૦૦૦૦ | પોકર્ણના સામંત મારવાડના સર્વ સામંતોમાં અધિક સામર્થ્યવાન ગણાય છે. |
| ૪ | સુરતાનસિંહ | ઉદાવત | નીમાજ | ૫૦૦૦૦ | |
| ૫ | × | મેડતિયા | રિયાં | ૨૫૦૦૦ | સમસ્ત રાઠોડજાતિમાં મેડતિયા અધિક સાહસિક વીર ગણાય છે. |
| ૬ | અજિતસિંહ | મેડતિયા | ઘાણેરાવ | ૫૦૦૦૦ | પૂર્વે આ પ્રદેશ મેવાડના સોળ સરદારોમાં-ના એકના અધિકારમાં હતો; પરંતુ પાછળથી મારવાડના રાજાએ તેને પોતાના અધિકાર નીચે લઇ લીધો છે. એ પ્રદેશનું અતિ વિશાળ પાટનગર હાલ આખું ખંડિયેર બની ગયું છે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ | × | કરમસોત | ખીમસર વા ફીમસર | ૪૦૦૦૦ | આ શહેર અતિ મોટું હતું, પરંતુ હાલમાં તેની તે સ્થિાત રહી નથી. |
| ૮ | × | ભાટી | ખેજડલા | ૨૫૦૦૦ | મારવાડના પ્રથમ શ્રેણીના સરદારોમાં માત્ર આ પ્રદેશ ના સરદાર વિદેશી છે. |

## મારવાડના દ્વિતીય શ્રેણીના સરદારો

| નંબર | નામ | શાખા | નિવાસસ્થાન | ઉપજ | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| ૧ | શિવનાથસિંહ | ઉદાવત[1] | કુચામન | ૫૦૦૦૦ | આ સામંત પરમ સામર્થ્યવાન હતા. |
| ૨ | સુરતાનસિંહ | જોધા | ખારીકાદેવ | ૨૫૦૦૦ | |
| ૩ | પૃથ્વીસિંહ | ઉદાવત | ચંડાવલ | ૨૫૦૦૦ | |
| ૪ | તેજસિંહ | ઉદાવત | ખાદા | ૨૫૦૦૦ | |
| ૫ | ઓનાડસિંહ | ભાટી[2] | આહોર | ૨૧૦૦૦ | એમને દેશનિકાલ કરવામાં આવ્યા હતા. |
| ૬ | જીતસિંહ | કૂંપાવત | વગડી | ૪૦૦૦૦ | |
| ૭ | પદ્મસિંહ | કૂંપાવત | ગજસિંહપુરા | ૨૫૦૦૦ | |
| ૮ | × | મેડતિયા | મીટરી | ૪૦૦૦૦ | |
| ૯ | કર્ણસિંહ | ઉદાવત | મારોત | ૧૫૦૦૦ | |
| ૧૦ | જાલિમસિંહ | ચાંપાવત | મારોટ | ૧૫૦૦૦ | |
| ૧૧ | સવાઈસિંહ | જોધા | ચાપુર | ૧૫૦૦૦ | |
| ૧૨ | × | × | બૂડસ | ૨૦૦૦૦ | |
| ૧૩ | શિવદાનસિંહ | ચાંપાવત | કાવટા(મોટા) | ૪૦૦૦૦ | |
| ૧૪ | જાલિમસિંહ | ચાંપાવત | હરસોલાવ | ૧૦૦૦૦ | |
| ૧૫ | સાંવલસિંહ | ચાંપાવત | દીગોદ | ૧૦૦૦૦ | |
| ૧૬ | હુકમસિંહ | ચાંપાવત | કાવટા(નાના) | ૧૨૦૦૦ | |

મારવાડના આ સામંતો જાગીરોનો ઉપભોગ કરી રાજાની સેવા કરે છે. માત્ર આપત્તિના પ્રસંગે સહાય કરનાર બીજા કેટલાક સામંતો છે; જેમનાં નામો આ યાદીમાં આપવામાં આવ્યાં નથી. વાદમેર, કોટડા, જસોલ, ફલસૂંદ, બડગાંવ, બાંકડા, કાલિન્દ્રિ અને વાફદાના સામંતો ઉપરોક્ત પ્રકારના સામંતોમાં પ્રધાન છે. જો રાજા તેમને સંતુષ્ટ રાખે છે તો તેઓ પોતાની પ્રબળ સેનાસહિત તેમને સહાય કરવાને એકત્રિત થાય છે. ઉપરોક્ત યાદી એક અતિ પ્રાચીન પુસ્તકમાંથી ઉધ્ધૃત કરવામાં આવી છે, માટે તે વર્તમાનકાળને લાગુ પાડવી યુક્ત નથી. અનેક રાજકીય પરિવર્તનોથી સામંતોની સ્થિતિમાં પણ પરિવર્તન થયું છે. પૂર્વે સામંતો પાંચસેંની ઉપજપર એક અશ્વારોહી અને બે પાયદળ સૈનિકો પ્રસંગોપાત મહારાજાને સહાય કરવાને માટે રાખતા હતા; પરંતુ હાલમાં તેમની જાગીર અને ઉપજ ન્યૂન થઇ ગઇ છે, તેથી તેમને પાંચસેને બદલે હજારની ઉપજપર તેટલા સૈનિકો રાખવાનો હુકમ થયો છે.

૧ મેડતીઆ ૨ ચાંપાવત

ઈ૦ સ૦ ૧૮૮૬ માં મહાશય અચીસને પોતાના પુસ્તકમાં એવો ઉલ્લેખ કર્યો છે કેઃ–" જોધપુરરાજ્યની ભૂમિનો વિસ્તાર ૩૫૬૭૨ વર્ગમાઈલ છે અને પ્રજાની સંખ્યા ૧૭૭૩૬૦૦ છે. રાજ્યની ઉપજ સાડાસત્તર લાખ રૂપિયાની છે; તેમાં લવણુની ઉપજ પ્રાયઃ પાંચ લાખ રૂપિયાની થાય છે. મહારાજાની પાસે ૬૦૦૦ કરતાં અધિક સૈનિકો નથી. સ્થાનિક પોલિટિકલ એજંટ વકીલસમિતિના સભાપતિનું કાર્ય કરે છે. મારવાડની સાથે બિકાનેર, જેસલમીર, કૃષ્ણગઢ, શિરોહી અને પાલણપુરને જો સીમાસંબંધી કાંઇ વિવાદ ઉપસ્થિત થાય અથવા કાંઇ ઉપદ્રવ ઉત્પન્ન થાય તો ઉપરોક્ત સમિતિજ તેનો નિર્ણય કરે છે. આ સમિતિમાં ઉદયપુર, જયપુર વગેરે દેશોના વકીલો એકત્રિત થાય છે. પ્રતિવર્ષે એકવાર અજમેર, નાગોર અને આબુશૃંગપર આ સમિતિનું અધિવેશન થાય છે."

ઈ૦ સ૦ ૧૮૧૮ માં મહાશય ટૉમસ વ્હીલરે પોતાના ગ્રંથમાં લખ્યું હતું કેઃ–" મારવાડની ભૂમિનું પરિમાણુ ૩૬૬૭૦ વર્ગમાઇલ છે અને પ્રજાની સંખ્યા પ્રાયઃ ૨૦૦૦૦.૦૦ તથા વાર્ષિક ઉપજ ૨૫૦૦૦૦૦ રૂપિયાની છે."



# अध्याय २० मो

**આધુનિકસ્થિતિ–જોધપુરમાં બ્રિટિશરેસિડેંસીની સ્થાપના–ઋતુ–અનાજ–સ્વાસ્થ્ય–શાસનવિભાગ–ફોજદારી અદાલત–જાગીરદારી અદાલત–અપીલકોર્ટ–વકીલસમિતિ–વાણિજ્યકર–અફીણના વ્યાપારની ઉપજ તથા ખર્ચ–ઋણ–સીમાનો નિર્ણય–રેલ્વે–લુંટારાઓનું દમન–મારવાડના વર્તમાન સૈનિકોની સંખ્યા–ઉપસંહાર**

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડે મારવાડની જનસંખ્યા, ઉપજ, ખેતી ન્યાય ઇ૦ ના સંબંધમાં જે ઉલ્લેખ કર્યો છે તેનો અવિકૃત અનુવાદ અમે આપી ગયા છીએ; પરંતુ તેમના સમયથી વર્તમાનકાળસુધીમાં તેમાં ઘણો ફેરફાર થઇ ગયો છે, માટે અમે મારવાડની હાલની સ્થિતિનું વર્ણન કરવાને પ્રવૃત્ત થઇએ છીએ. કર્નલ ટૉડના સમયમાં મારવાડની જે સ્થિતિ હતી, તેની સાથે તેની હાલની અવસ્થાની તુલના કરવાથી પાઠકગણ કયી કયી બાબતમાં પરિવર્તન થયું છે, તે સારીરીતે સમજી શકશે. કયા કયા વિષયમાં તેની ઉન્નતિ થઈ છે અને શી શી બાબતમાં તેની અધોગતિ થઇ છે, તે પાઠકોને સારીરીતે સમજાશે. પશ્ચિમ રાજપૂતાનાના અંગ્રેજ રેસિડેંટ લેફ્ટેનન્ટ કર્નલ પી. ડબલ્યુ. પાવલેટે ઇ૦ સ૦ ૧૮૮૩ ના એપ્રીલ માસની ૧૭ મી તારીખે મારવાડના શાસનસંબંધે ભારતવર્ષની સરકાર પાસે જે વિસ્તૃત વૃત્તાંત મોકલ્યું હતું, તેનોજ સાર અમે અત્રે પાઠકોની સન્મુખ સાદર કરીએ છીએ. એક સરકારી અમલદારે આ વૃત્તાંત લખ્યું છે માટે તેની સત્યતાપર સંદેહ લાવવાનું આપણને કાંઇ પ્રયોજન નથી.

### અંગ્રેજ રેસિડેંટનો મુકામ

પ્રસ્તુત વર્ષમાં અર્થાત્ ઇ૦ સ૦ ૧૮૮૨–૮૩ માં લેફ્ટેનન્ટ કર્નલ પી. ડબલ્યુ. પાવલેટ અંગ્રેજ-સરકારના મારવાડના પ્રતિનિધિના પદપર નિયુક્ત હતા. અંગ્રેજ રેસિડેંટ આટલા દિવસપર્યંત એરિનપુરામાં પોતાનું મુખ્ય કાર્યાલય સ્થાપન કરીને રહેતા હતા; પરંતુ ભારતવર્ષની સરકારે પોતાનો રાજકીય ઉદ્દેશ સંપૂર્ણરીતે સિદ્ધ કરવાને માટે ઇ૦ સ૦ ૧૮૮૨ ના જુલાઇ માસમાં એ કાર્યાલય એરિનપુરાથી ખસેડીને જોધપુરમાં સ્થાપિત કર્યું.

### ઋતુ

પ્રસ્તુત વર્ષમાં જોધપુરમાં એકંદર ૧૨ ઈંચ વૃષ્ટિ થઈ હતી. આ વૃષ્ટિ કાંઇ ઠીક ગણાય નહિ. વરસાદની તંગીને લીધે રાજ્યની પ્રધાન પ્રધાન નદીઓ જાન્યુઆરી માસમાંજ સૂકાઈ ગઇ. રાજ્યનાં અન્યાન્ય સ્થાનોમાં પણ વરસાદની તંગી હોવાને લીધે પાણીનું કષ્ટ પડ્યું હતું.

### ધાન્ય

જલના અભાવથી અગાઉ કરતાં પ્રસ્તુત વર્ષમાં ઓછું ધાન્ય ઉત્પન્ન થયું હતું.

### સ્વાસ્થ્ય

પ્રસ્તુત વર્ષમાં ભયાનક મોંઘવારી થઇ નહોતી. રાજ્યમાં દેશી અને અંગ્રેજી પ્રણાલીનાં ઔષધાલયો સ્થાપન કરવામાં આવ્યાં છે તથા ડૉક્ટરો નિયુક્ત કરવામાં આવ્યા છે. મારવાડના મહારાજા રાજકોશમાંથી ચિકિત્સા વિભાગને માટે સર્વ પ્રકારની સહાય આપે છે.

બ્રિટિશરેસિડેંટ લેફ્ટેનન્ટ કર્નલ પાવલેટ આગલા વર્ષના સંબંધમાં ઉલ્લેખ કરતાં જણાવે

છે કેઃ–" ગત વર્ષમાં જોધપુરમાં હડકાયલાં કુતરાંએ વિશેષ ઉપદ્રવ કર્યો હતો હડકાયલ કુતરાના દંશથી ગતવર્ષમાં ૪૪ કરતાં પણ અધિક મનુષ્યો મરણ પામ્યાં હતાં. આથી મહારાજાએ કુતરાંને પકડીને એક સ્થાને બાંધવાની આજ્ઞા ફરમાવી; પરંતુ આ સમાચાર સાંભળતાં રાજધાનીના સમસ્ત વણિકો અને વ્યાપારીઓ અત્યંત અપ્રસન્ન થયા અને સર્વ જણે પોતપોતાની દુકાન બંધ કરીને હડતાલ પાડી.વળી તેઓ સંખ્યાબંધ નગરનાં મુખ્ય મુખ્ય સ્થાનોમાં એકત્રિત થઇ રાજકર્મચારીઓને ભય દર્શાવવા લાગ્યા.

મારવાડના નિવાસીઓ અનાદિથી પશુપક્ષીઓપર દયા રાખતા આવ્યા છે. અધિક શું લખું ? જ્યારે દુષ્કાળ પડે છે ત્યારે મનુષ્યો પ્રથમ પશુપક્ષીઓને ભોજન કરાવે છે અને પછી પોતે ભોજન કરે છે. ઉપરોક્ત રાજાજ્ઞાથી વણિકો શામાટે રુષ્ટ થયા હતા તે આ હકિકતપરથી સારીરીતે સમજી શકાશે. ત્રણ દિવસ પછી અસંતુષ્ટ વણિકોના નેતાને પકડીને મહારાજાની સન્મુખ લઇ જવામાં આવ્યો. આથી સર્વ વણિકો ભયભીત થયા અને તેમણે રાજાજ્ઞા શિરસાવંદ્ય કરી."

## શાસનવિભાગ

ઑક્ટોબર માસમાં મહારાજ પ્રતાપસિંહ સી. એસ. આઈ. " મુસાહિબઆલા " ની ઉપાધિ પ્રાપ્ત કરી રાજ્યના મુખ્ય મંત્રીના પદપર નિયુક્ત થયા. એઓ આ પદપર નિયુક્ત થયા તે પૂર્વે તેમણે અત્યંત પરિશ્રમ કરી લુંટફાટ દાબી દઇ લુંટારાઓને બંદીવાન કરી રાજ્યમાં શાંતિની સ્થાપના કરી હતી. આ કારણથી ' એમનાદ્વારા રાજ્યની અવ્યવસ્થા સરલતાથી નિવૃત્ત થશે ' એવો વિચાર કરી મારવાડના મહારાજાએ તેમને મુખ્ય મંત્રીના પદપર નિયુક્ત કર્યા. મહારાજ પ્રતાપસિંહ પ્રાચીન કાળના રાઠોડોના જેવા અત્યંત સાહસિક મહાવીર અને રાજનીતિજ્ઞ છે. એમના શાસનકાળમાં મારવાડમાં સુખશાંતિનો પ્રસાર થવાની વિશેષ આશા રહે છે.

મહેતા વિજયસિંહ અને પંડિત શિવનારાયણ પૂર્વપદપર સ્થિત રહી અતિ પ્રશસ્યરીતે કાર્ય કરે છે. મારવાડના બીજા એક પ્રધાન રાજકર્મચારી ખાનબહાદુર ફૈઝુલ્લાખાં હાલમાં પોલીસ વિભાગમાં છે. પ્રાચીન તત્ત્વની ખોજ કરવાનો ભાર પણ તેમના ઉપરજ છે.

## કેળવણી ખાતું

મારવાડના મહારાજા યશવંતસિંહ બહાદુરે પોતાના રાજ્યમાં શિક્ષણનો પ્રચાર કરવાને માટે પુષ્કળ પ્રયાસ કર્યો છે. ગતવર્ષમાં કેળવણીને માટે મહારાજાએ ઉદાર સહાય કરી હતી.

## ફોજદારી કોર્ટ

અલવરના મુન્શી મખદૂમબક્ષ જોધપુરના ફોજદાર છે. મખદૂમબક્ષે જ્યારે પોતાની જગ્યાનો ચાર્જ લીધો, ત્યારે ૩૭૪૬ મુકર્દમાનો નિકાલ કરવાનો બાકી હતો. ગત વર્ષમાં તેમણે પ્રાયઃ આ સર્વ મુકર્દમાઓનો ફેંસલો કરી નાખ્યો. તેમાંથી માત્ર ૭૨ મુકર્દમાઓજ શેષ રહ્યા. ઉપરોકત મુકર્દમાઓની સાથે તેમણે ૮૫૦ નવીન ફોજદારી મુકર્દમાઓનો નિર્ણય પણ કર્યો હતો. દેશીરાજાઓ જેવી શીઘ્રતાથી મુકર્દમાનો ફેંસલો કરે છે, તેવી શીઘ્રતાથી મખદૂમબક્ષે મુકર્દમાની તપાસ કરી નહોતી. તેઓ સર્વ હકિકત સાંભળી તેપર સંપૂર્ણ વિચાર કરી ન્યાય આપતા હતા.

## દિવાની અદાલત

મહેતા અમૃતલાલને દિવાની મુકર્દમાઓનો ફેંસલો આપવાનું કામ સોંપવામાં આવ્યું છે. ગત વર્ષની પૂર્વેના વર્ષમાં ૫૩૪૦ દિવાની મુકર્દમા હતા અને ગત વર્ષમાં એકંદર ૧૧૪૨ મુકર્દમાઓ ઉપસ્થિત થયા હતા. આ સર્વ મુકર્દમાઓમાંથી ૪૧૦૦ નો ફેંસલો કરી નાખવામાં આવ્યો છે.

## જાગીરદાર કોર્ટ

મારવાડના જાગીરદારોના મુકર્દમાઓની તપાસ કરવાને માટે ગત વર્ષમાં "જાગીરદાર કોર્ટ" નામની એક નવીન અદાલત સ્થાપિત કરવામાં આવી છે. ઉચ્ચ શ્રેણીના સામંતો અને રાજકુટુંબીઓ આ અદાલતમાં તપાસનું કામ કરે છે. આ અદાલતનું કાર્ય અત્યારસુધી સંતોષદાયક રીતે થયું નથી; માટે બ્રિટિશભારતના એક ઉચ્ચ કક્ષાના ન્યાયાધીશને અહીંઆં ન્યાયાધીશતરિકે નિયુક્ત કરવાનો વિચાર કરવામાં આવ્યો છે. એમ કરવાથી સંતોષકારક કામ થવાનો સંભવ છે.

### અપીલ કોર્ટ

પૂર્વે પણ અપીલ કાર્ય થતું હતું અને તે મહારાજા સ્વયં કરતા હતા; પરંતુ તેમને અનેક કાર્યોની ઉપાધિ હોવાથી દીર્ઘકાળે મુકદ્દમાઓના ફેંસલા થતા હતા. આથી ગતવર્ષમાં એક સ્વતંત્ર અપીલ કોર્ટની સ્થાપના કરવામાં આવી છે. કવિરાજ મુરારિદાનને આ કોર્ટના ન્યાયાધીશતરિકે નિયુક્ત કરવામાં આવ્યા છે. આ કોર્ટનું કાર્ય ઉત્તમ પ્રકારે થાય છે. કવિરાજ મુરારિદાને જ્યારે પોતાના પદનો ચાર્જ લીધો, ત્યારે ૧૩૮ મુકદ્દમાઓ શેષ હતા. ત્યાર પછી ગત માર્ચ માસના અંતિમ ભાગસુધીમાં ૧૬૧ નવીન મુકદ્દમા ઉપસ્થિત થયા હતા. આ સર્વ મુકદ્દમાઓમાંથી ન્યાયાધીશે ૨૭૩ મુકદ્દમાઓનો ફેંસલો કર્યો હતો. મારવાડના સગીર સામંતોની ભૂસંપત્તિની રક્ષાનો ભાર પણ આજ ન્યાયાધીશની ઉપર નિર્ભર છે.

### વકીલસમિતિ

મારવાડમાં જે વકીલસમિતિ છે તેનો ઉલ્લેખ પૂર્વે કરવામાં આવ્યો છે. પશ્ચિમ રાજપૂતાનાનાં ભિન્નભિન્ન રાજ્યોના વકીલો અર્થાત્ પ્રતિનિધિઓ આ સમિતિમાં એકત્રિત થઇને સીમા સંબંધી તકરારો તથા ઇતર પ્રકારના વિવાદોના ફેંસલા કરે છે. ઇ० સ० ૧૮૮૨ના એપ્રિલ માસની ૧ લી તારીખથી ઈ० સ० ૧૮૮૩ ના માર્ચની ૩૧ મી તારીખસુધીમાં આ સમિતિમાં એકંદર ૧૨૮ મુકદ્દમાઓ આવ્યા હતા. તેમાંથી ૯૨ મુકદ્દમાઓનો ફેંસલો થઇ ગયો છે અને એકંદર ૭૫૫૮ રૂ. ૧૦ આના ૮ પાઇ ની ડીક્રી થઇ હતી. આમાંના ૧૩ મુકદ્દમાઓની અપીલ થઇ હતી; તેમાંના ૮ નો ફેંસલો મંજુર રહ્યો છે, ૧ રદ કરવામાં આવ્યો અને ૪ ની તપાસ હજી બાકી છે.

ઉપરોક્ત ૯૨ મુકદ્દમાઓની વિગત નીચે પ્રમાણે છેઃ—

લૂંટના ૧૫, શસ્ત્રપ્રહારના ૨, લૂંટ અને ખૂનના ૫, રાજમાર્ગમાં ચોરીના ૧૦, રાજમાર્ગમાં ચોરી અને શસ્ત્રાઘાતના ૨, રાજમાર્ગમાં લૂંટ અને ખૂનના ૩, ચોરીના ૧૯, ચોરી અને ખૂનનો ૧,ખૂનના ૩,બળપૂર્વક દ્રવ્ય ખૂંચવી લેવાના ૨,પશુહરણના ૧૨ અને વિવિધ પ્રકારના અપરાધના ૧૮.

### વાણિજ્યકર

મારવાડપતિએ વાણિજ્યકરના ખાતાને પણ ગતવર્ષે સંપૂર્ણરીતે સુધાર્યું છે. મારવાડમાં આયાત થતા માલ તથા મારવાડથી નિકાશ થતા માલપર લેવાતી જકાત ઉપરાંત વ્યાપારપર બાર પ્રકારની જકાત લેવામાં આવતી હતી; પરંતુ આ બાર પ્રકારની જકાત સમસ્ત મારવાડ દેશમાં એકસરખીરીતે લેવામાં આવતી નહોતી. અફીણપર ભિન્નભિન્ન સ્થળે ભિન્નભિન્ન પ્રમાણમાં જકાત લેવામાં આવતી હતી. દોલતપુરામાં જેટલાં અફીણપર રૂ. ૨॥ ની જકાત લેવામાં આવતી હતી તેટલાજ અફીણપર નાગોરમાં રૂ. ૧૭ ની જકાત લેવાતી હતી. કેટલાક વ્યાપારીઓને જકાત આપવી પડતી હતી અને કેટલાકને તેમાંથી સર્વથા મુક્તિ મળી હતી. ધાન્ય ઉપર પણ જકાત લેવામાં આવતી હતી. જો કોઇ માણસ કાષ્ઠ અથવા ફળ લાવતું તો નગરના દ્વારપર તેને જકાત આપવી પડતી; પરંતુ હાલમાં બ્રિટિશસરકારના પ્રસ્તાવથી મારવાડપતિએ આયાત અને નિકાશ થતા માલ ઉપર તેમજ રાજ્યના એક ભાગમાંથી બીજા ભાગમાં જતા માલ ઉપરજ માત્ર જકાત લેવાનો નિયમ રાખ્યો છે. બીજી સર્વ પ્રકારની જકાત કાઢી નાખી છે. ધાન્ય ઉપર જે કર લેવામાં આવતો હતો, તે દૂર કરવામાં આવ્યો છે તથા સામંતોના પ્રદેશોમાં જે " માપા " નામનો કર પ્રચલિત હતો તે પણ હાલમાં કાઢી નાખવામાં આવ્યો છે. " માપા " કર સામંતો લેતા હતા. આ કર દૂર કરવાથી સામંતોને હાનિ થઈ છે; પરંતુ તેમને થયેલી હાનિ પૂર્ણ કરવાની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. અફીણ ઉપરનો કર વધારીને નિત્ય ઉપયોગમાં આવતી વસ્તુઓપરનો કર ઘટાડી દેવામાં આવ્યો છે. ગત ૨૦ મી ડિસેમ્બરથી આ ફેરફાર કરવામાં આવ્યો છે. કેટલાંક વર્ષો પૂર્વે કર્નલ વેલ્ડરે આ પ્રકારનો સુધારો કરવાનો પ્રસ્તાવ કર્યો હતો, પરંતુ તે માન્ય કરવામાં આવ્યો નહોતો; પણ હાલમાં ગવર્નર જનરલના સહાયક એજન્ટ મહાશય હડસને આ સુધારો કરાવ્યો છે. પૂર્વે મારવાડપતિને વાણિજ્યકરનો ખર્ચ બાદ કરતાં ચોખ્ખી પાંચ લાખ રૂપિયાની ઉપજ થતી હતી. ત્યાર પછી સાત લાખની ચોખ્ખી ઉપજ થવા લાગી; પરંતુ હાલમાં આગલી પ્રણાલીમાં સુ-

ધારો થઈ નવીન વ્યવસ્થા થઇ છે, તેથી મારવાડપતિને પચાસ હજાર રૂપિયાની હાનિ થઇ છે. આ વર્ષમાં વાણિજ્યકરનો ૯૧૪૦૦૦ રૂપિયાની ઉપજનો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે, તેમાંથી સાડા-છ લાખ રૂપિયા રાજકોશમાં જશે અને શેષ ખર્ચમાં વપરાશે. જો કે મહારાજાને હાલમાં અર્ધ લાખ રૂપિયાની હાનિ થઇ છે, તોપણ કર ઘટવાથી વાણિજ્યની વૃદ્ધિ થશે અને પરિણામે અધિક ઉપજ થશે. મહાશય હડસને જે સુધારો કર્યો છે, તેથી સંતુષ્ટ થઇને મહારાજાએ તેમનેજ થોડા વધુ સમયપર્યંત તે વિભાગમાં રાખવાને બ્રિટિશસરકારને પ્રાર્થના કરી છે.

### અફીણનો વ્યાપાર

કર્નલ ટૉડે વારંવાર જણાવ્યું છે કે રાજપૂતોના શ્રેષ્ઠ ગુણોનો નાશ કરનાર કેવળ એક અ-ફીણજ છે. મહાબળવાન અને દ્રઢપ્રતિજ્ઞ રાજપૂતો અફીણનું પુષ્કળ સેવન કરી સર્વથા કર્મહીન થઇ ગયા છે. તેમની જાતીય શક્તિ ધીમેધીમે ઘટતી જાય છે, તેનું કારણ પણ તેજ છે. કર્નલ ટૉડે રાજપૂતોની અફીણની ટેવ છોડાવવાને માટે ઘણો પ્રયાસ કર્યો હતો. દુર્ભાગ્યવશાત્ તેમનો ઉદ્દેશ સ-ફળ થયો નહિ; કારણ કે તેમને શીઘ્ર રાજસ્થાનનો ત્યાગ કરીને ચાલ્યા જવું પડયું. તેમના ગમન પછી રાજસ્થાનમાં અફીણનો પ્રચાર દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતો જાય છે. રાજપૂતાનાના પ્રત્યેક રાજ્ય-માં પૂર્વે જેટલું અફીણ વપરાતું હતું, તે કરતાં હાલમાં ત્યાં અત્યંત અધિક અફીણ વપરાય છે. ગવર્નર જનરલના રાજપૂતાનાના એજંટ લેફ્ટેનન્ટ કર્નલ ઇ. આર. સી. બ્રેડફર્ડ, સી. એસ. આઇ.એ ઇ० स० ૧૮૮૩ ના ઑગસ્ટની ૨૭ મી તારિખે રાજપૂતાનાનું શાસનવૃત્તાંત ભારતસરકારપર મોક-લ્યું હતું, તેમાં તેમણે જણાવ્યું હતું કેઃ–“ રાજપૂતાનાના મુખ્ય મુખ્ય શ્રીમંત વ્યાપારીઓ 'હુંડી'-નો વ્યાપાર છોડી અધિક ધન પ્રાપ્ત કરવાની આશાથી અફીણના વ્યાપાર તરફ ઝુકયા છે.મોટા મોટા વ્યાપારીઓએ ગામોના સ્થાનિક વ્યાપારીઓને અફીણને માટે આગળથી રૂપિયા આપી દીધા છે. આ સ્થાનિક વ્યાપારીઓ ખેડુતોને રૂપિયા આપે છે અને ખેડુતો તેમને અફીણ આપે છે. ત્યાર પછી તે વ્યાપારીઓ નગરના મોટા વ્યાપારીઓપર તે અફીણ મોકલી આપે છે. અફીણના વ્યાપારની સાથે સમાજને ઘણો ગાઢો સંબંધ છે. હાલમાં અફીણનું વેચાણ અત્યંત વધી પડયું છે. અફીણના છોડની ખેતી ઘણી વધારે કરવામાં આવે છે અને તેને માટે કૂવાઓ પણ પુષ્કળ ખોદવામાં આવ્યા છે. જે ભૂમિને અફીણની ખેતીને માટે સારી માનવામાં આવતી હતી, પરંતુ જે મુંબઇના માર્ગથી દૂર આવી હતી તેમાં આજસુધી બીજી વસ્તુઓની ખેતી કરવામાં આવતી હતી; પણ હાલમાં રાજપૂતાના-માલવા રેલ્વેની સ્થાપના થવાથી હવે તેમાં અફીણના છોડ ઉછેરવામાં આવે છે. ” લેફ્ટેનન્ટ કર્નલ બ્રૅડફર્ડે સમસ્ત રાજપૂતાનાના સંબંધમાં ઉપરોક્ત મત પ્રદર્શિત કર્યો છે. આ પરથી મારવાડમાં પણ અફીણની ખેતીની વૃદ્ધિ થઈ છે, એવું અનુમાન સરલતાથી કરી શકાય છે. અફીણની ખેતીની વૃદ્ધિનું શુભ ફલ માત્ર એટલુંજ આવ્યું છે કે ઝાઝા કૂવાઓ ખોદાયા છે. આ કૂવાઓ તથા તળાવોથી પ્રસંગપર ગળીની ખેતીને ઘણો ફાયદો થશે. ખેડુતો અને વ્યાપારીઓને તથા રાજાને અફીણના વ્યા-પારની વૃદ્ધિથી દ્રવ્યની પ્રાપ્તિ થાય છે, એ વાત સાચી છે; પરંતુ તેની સાથે રાજપૂતોની અફીણ ખાવાની ટેવ વધતી જાય છે, તે દેશને ભયંકર હાનિ કરે છે. જેવી રીતે દારૂની કિંમત ન્યૂન થ-વાથી તેનો ખપ વધે છે, તે પ્રમાણે અફીણની કિંમત સસ્તી થવાથી તેનું સેવન કરનારાઓની સં-ખ્યા પણ વૃદ્ધિંગત થાય છે. રાજસ્થાનમાં આમજ બન્યું છે. ચીન વગેરે દેશોમાં જે ઉત્તમ પ્રકાર-નું અફીણ વપરાય છે તેવું અફીણ રાજસ્થાનમાં વપરાતું નથી. આ દેશમાં બટ્ટી નામનું એક પ્ર-કારનું અફીણ થાય છે, જેની કિંમત ઉત્તમ પ્રકારના અફીણ કરતાં પ્રતિમણે ૪૦ વા ૫૦ રૂપિયા ઓછી હોય છે. રાજપૂતો આ હલકા પ્રકારના અફીણનું સેવન કરે છે.

### ઉપજ અને ખર્ચ

કર્નલ ટૉડે મારવાડની ઉપજ અને ખર્ચની જે યાદી તૈયાર કરી છે તે અમે યથાસ્થાને આપી ગયા છીએ. અંગ્રેજ રેસિડેન્ટ લેફ્ટેનન્ટ કર્નલ પાવલેટે ઇ० स० ૧૮૮૨ ની મહારાજાની ઉપજ તથા તેમનો ખર્ચ નીચે પ્રમાણે જણાવ્યો છેઃ–

| | |
|---|---|
| ઉપજ | રૂપિયા ૩૨૫૩૨૩૯ |
| ખર્ચ | ,, ૩૦૫૫૭૪૬ |

મહારાજાએ ઉપરોક્ત વર્ષમાં રેલ્વેને માટે જે ૪૫૪૭૭૮ રૂપિયા કરજે લીધા હતા તે ખર્ચની યાદીમાં લખવામાં આવ્યા નથી. કર્નલ ટૉડના સમય કરતાં હાલમાં મારવાડની ઉપજ વધી છે એમાં કાંઇ સંશય નથી; પરંતુ આટલા દીર્ઘકાળના સુશાસનથી ઉપજ જેટલી વૃદ્ધિંગત થવી જોઇએ તેટલી થઇ નથી. પૂર્વ કરતાં હાલમાં શાસનને માટે વિશેષ ખર્ચ કરવામાં આવે છે.

### કરજ

મારવાડના મહારાજાપર હજી કેટલુંક કરજ છે. ઇ૦ સ૦ ૧૮૮૨ ના જુલાઇ માસની ૧ લી તારીખસુધીમાં તેમનાપર રૂા. ૧૩૭૮૦૦૦ નું કરજ હતું; પરંતુ ઇ૦ સ૦ ૧૮૮૩ના અંતમાં તે ન્યૂન થઇ ગયું હતું અર્થાત્ મહારાજાપર કેવળ ૧૨૦૦૦૦૦ નુંજ કરજ રહ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૮૨ માં મારવાડના મહારાજાની ભગિનીનો વિવાહ બુંદીના એક રાજકુમારની સાથે કરવામાં આવ્યો હતો,તે પ્રસંગે રૂપિયા ત્રણલાખનો ખર્ચ થયો હતો. રેસીડેંટે મહારાજાના કરજ સંબંધે ઉલ્લેખ કરતાં અંતે આશા રાખી હતી કેઃ—"વર્તમાન મુખ્ય મંત્રી મહારાજ પ્રતાપસિંહદ્વારા સરલતાથી આ કરજ અદા થઈ જશે."

### સીમાંતનિર્ધારણ

મારવાડના આભ્યંતરિક શાસનના ઇતર પ્રશ્નોની સાથે મહારાજાને વારંવાર સામંતોની સાથે સીમાના સંબંધમાં પણ ઝગડા ઉપસ્થિત થતા હતા. સીમા નિશ્ચિત કરવાને માટે ઇ૦ સ૦ ૧૮૮૨ ના જાન્યુઆરી માસમાં કૅપ્ટન લેકને નિયુક્ત કરવામાં આવ્યા હતા. એ વર્ષમાં એમણે ૧૩ પ્રગણાંઓની સીમા નિશ્ચિત કરી દીધી હતી. કૃષ્ણગઢની સીમાથી લઇને મારવાડના છેક દક્ષિણ ભાગસુધીના અને અરવલ્લીના શિખરથી લઈને બિકાનેરરાજ્યસુધીના અઢીસેં માઇલના પ્રદેશની સીમા નિશ્ચિત કરી દેવામાં આવી છે. તેમણે એકંદર ૧૩૫ સીમાઓ નિશ્ચિત કરી છે. આ કાર્યમાં ૩૦૦૦૦ રૂપિયાનો ખર્ચ થયો છે. આ રૂપિયામાંનો ઘણો ભાગ વાદીપ્રતિવાદી તરફથી સંગ્રહિત થવાનો સંભવ છે. જે સીમાઓના સંબંધમાં સાધારણ વિવાદજ નહિ; પરંતુ મહાભયંકર ઉપદ્રવ ઉપસ્થિત થવાનો સંભવ હતો, તે સંબંધે કેપ્ટન લેકે સૌથી પહેલી તપાસ કરી. સંતોષની વાત છે કે પંચાયતદ્વારા ઘણી સરલતાથી તેનો નિર્ણય થઇ ગયો છે. રાસના સામંતની સીમાના સંબંધમાં ભયંકર ઝગડો ઉપસ્થિત થવાનો સંભવ હતો તેથી કૅપ્ટન લેકે સૌથી પહેલાં તેની તપાસ કરીને સંતોષકારક નિર્ણય કર્યો હતો.

### બંધ

ખેતીની ઉન્નતિને માટે મહારાજાએ ઇ૦ સ૦ ૧૮૮૪ માં અનેક સ્થાનોપર બંધ બંધાવ્યા છે. આથી ઘણો લાભ થશે. મારવાડ રાજ્યમાં અધિક જલની પ્રાપ્તિ કરવાની ઘણી આવશ્યકતા છે.

### રેલ્વે

બ્રિટિશશાસનનું અધિક સ્મરણીય કાર્ય રેલ્વે છે. રેલ્વેના વિસ્તારથી વ્યાપારમાં ઘણી અનુકૂળતા થઇ છે. પ્રજાને અતિ અલ્પ મૂલ્યે અને અતિ સ્વલ્પ સમયમાં દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં જવાને ઘણી સુગમતા મળી છે. રેલ્વેથી જે પ્રમાણે ભારતવર્ષના એક પ્રાંતમાં વસતા લોકો બીજા પ્રાંતના લોકોના ધાડા પરિચયમાં આવ્યા છે, તે પ્રમાણે બ્રિટિશશાસનની દ્રઢતાને માટે પણ તે અતિ ઉપયુક્ત સાધન થઇ પડ્યું છે. પચીસ કરોડની વસ્તીવાળા વિરાટ્ ભારતદેશમાં સત્તર હજાર અંગ્રેજસૈનિકો અને એક લાખ પચીસ હજાર દેશી સૈનિકોની સહાયથી અંગ્રેજસરકાર શાસન ચલાવી શકે છે, એ પણ રેલ્વેનાજ પ્રતાપ છે. ભારતના એક પ્રાંતમાં વિગ્રહ વા વિદ્રોહ ઉપસ્થિત થતાંની સાથેજ બ્રિટિશ સરકાર રેલ્વેદ્વારા ઘણી સુગમતાથી તે પ્રાંતમાં પોતાની સેના લઇ જઈ શકે તેમ છે. ઇ૦સ૦૧૮૫૭ના સિપાઇઓના બળવાપ્રસંગે રેલ્વેની સગવડ નહોતી તેથીજ બ્રિટિશસરકાર શીઘ્રતાથી વિદ્રોહનાં મથકોમાં સેના મોકલી શકી નહોતી; પરંતુ હાલમાં રેલ્વેનો વિસ્તાર વધી ગયો છે તેથી બ્રિટિશસરકારની એક મોટી આપત્તિ દૂર થઇ છે.

ભારતવર્ષના પ્રત્યેક પ્રાંતમાં રેલ્વેનું અસ્તિત્વ થઈ ગયું છે. રેલ્વેથી દેશી રાજાઓને પણ લાભ થયો છે એ વાત અવશ્ય સ્વીકારવીજ પડશે. રાજસ્થાનના એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં જવામાં પૂર્વે કેટલાં કષ્ટો સહન કરવાં પડતાં હતાં, તે અમારા પાઠકોને સુવિદિત છે. કર્નલ ટૉડે મારવાડમાં પ્રવાસ કરતી વખત કેટલાં કષ્ટો સહન કર્યાં હતાં, તે તેમના ભ્રમણવૃત્તાંતમાં સારી રીતે જણાવવા-

આં આવ્યું છે. વર્તમાન કાળમાં રાજપૂતાનામાં રેલ્વેનો વિસ્તાર થઇ ગયો છે. રાજપૂતાનામાલવા નામની મુખ્ય રેલ્વે લાઇનમાંથી શાખા નીકળીને સર્વ રાજપૂતરાજ્યોમાં પ્રસરી ગઈ છે. બ્રિટિશ રેસિડેંટ ઇ૦ સ૦ ૧૮૮૨-૧૮૮૩ના રિપોર્ટમાં લખે છેઃ-"જોધપુરની શાખારેલ્વે જુલાઇ માસમાં પાલી સુધી પહોંચી ગઇ છે. ગત માર્ચ માસના અંતસુધીમાં આ શાખા રેલ્વેને જેટલી ઉપજ થઇ છે, તે સર્વ રેલ્વેમાંજ વાપરવામાં આપી છે. લુણી નદીના તટથી ચવાં ગામ સુધી અવશ્ય આ શાખાનો વિસ્તાર કરવામાં આવશે. હાલમાં આ શાખાની લંબાઇ માત્ર સાડા નવ કોશનીજ છે; પરંતુ ચવાં ગામ સુધી તેનો વિસ્તાર થવાથી તેની લંબાઇ સાઢી બાવીસ કોશની થશે. એમ થશે ત્યારે જોધપુર રેલ્વેથી નવ કોશ દૂર રહેશે. મને આશા છે કે ચાલુ વર્ષના અંત સુધીમાં આ શાખાનું કામ પૂરું થશે. મહાશય ડબ્લ્યુ હોમ આ શાખારેલ્વેના મેનેજર તથા એન્જીનીઅર છે. આ રેલ્વે મહારાજાએ પોતાના ખર્ચે તૈયાર કરાવી છે. આ રેલ્વેથી મારવાડના વ્યાપારને પુષ્કળ લાભ થવાનો સંભવ છે."

### લુંટફાટનું દમન

મારવાડનો ઇતિહાસ વાંચવાથી પાઠકોના જાણવામાં અવશ્ય આવ્યુંજ હશે કે ચોરી તથા લૂંટફાટ મરુભૂમિમાં ચિરકાલથી પ્રચલિત હતાં. પર્વતમય પ્રદેશમાં વસતા ભીલ, મીના વગેરે જાતિઓ ચોરી અને લૂંટફાટ કરીનેજ પોતાનો નિર્વાહ કરતી હતી. વળી નીચી શ્રેણીના સામંતો પણ કોઇ કોઇ વખત લૂંટારાદલના નેતા બનીને રાજ્યમાં મહાઅશાંતિ ઉત્પન્ન કરતા હતા. આ લૂંટારા તથા ચોરોનું દમન કરવાને માટે મારવાડના મહારાજાએ ઇ૦ સ૦ ૧૮૮૨માં પુષ્કળ પ્રયાસ કર્યો હતો અને તેમને ઘણી સફળતા પણ મળી હતી. મહારાજ પ્રતાપસિંહ મહોદયને આ લૂંટારાઓનું દમન કરવાના પુરસ્કારતરીકેજ મંત્રીપદ પ્રાપ્ત થયું છે. ભીલ, મીના અને બાબરી લોકોની ઉપર વિશેષ દૃષ્ટિ રાખીને તેમને ખેતીનું શિક્ષણ આપવાને માટે ઘણો સારો પ્રબંધ કરવામાં આવ્યો છે. પોલીસની સંખ્યામાં વૃદ્ધિ કરવામાં આવી છે. શાસનકાર્યમાં સુધારો કરીને સર્વ પદોપર યોગ્ય કર્મચારીઓને નિયુક્ત કરવામાં આવ્યા છે. ઇ૦ સ૦ ૧૮૮૨માં લૂંટારાઓનું દમન કરવાને માટે મારવાડની સેના વધારવામાં આવી છે. મહારાજ પ્રતાપસિંહે પુષ્કળ ડાકુઓ તથા ચોરોને પકડીને તેમને સખ્ત શિક્ષા કરી છે, એથી લૂંટારાઓ તથા ચોરોનો સર્વથા લોપ થવાની આશા રહે છે.

### મારવાડની વર્તમાન સેના

| વિભાગ | | પ્રકાર | સંખ્યા |
|---|---|---|---|
| ગોલંદાજ | | યુદ્ધ ક્ષેત્રની તોપો | ૫૫ |
| | | સાધારણ કાર્ય માટેની તોપો | ૪૦ |
| | | અન્યાન્ય તોપો | ૧૨૫ |
| | | સાધારણ કાર્ય માટેની તોપો | ૩૫ |
| | | જંગી તોપો | ૧૮૦ |
| | | જંગી કાર્યની તોપો | ૧૫ |
| | | ગોલંદાજ સૈનિકો | ૩૨૦ |
| | | તોપો ખેંચનારા અશ્વો | ૧૨ |
| | | તોપો ખેંચનારા બળદો | ૨૮ |
| | | તોપો ખેંચનારાં ખચ્ચરો | ૬ |
| અશ્વારોહી અને પાયદલ | અશ્વારોહી | શિક્ષિત ઘોડેસ્વારો | ૯૬૦ |
| | | સામંતો અને જાગીરદારોના તાબાનાં ઘોડેસ્વારો | ૧૮૦૦ |
| | | અન્યાન્ય નિયમિત ઘોડેસ્વારો | ૭૩૬ |
| | | ઘોડેસ્વારો | ૩૬૯૬ |
| | પાયદલ | નિયમિત પાયદલ | ૧૪૭૭ |
| | | કિલ્લાની રક્ષા કરવાને માટે નિયુક્ત થયેલું પાયદલ | ૧૧૪૦ |
| | | નાગા અને બીજી જાતિઓનું પાયદલ | ૮૫૧ |
| | | તહેસીલના સિપાઇઓ અને નાજિરો | ૨૪૮૬ |
| | | પાયદલ | ૫૯૫૪ |

કર્નલ ટૉડે મારવાડની સેનાની જે યાદી આપી છે તે અમે યથાસ્થાન સાદર કરી છે; તે યાદી અને પ્રસ્તુત યાદી એ ઉભયનો મુકાબલો કરવાથી પાઠક મારવાડની તે સમયની અને વર્તમાન સમયની સ્થિતિની તુલના સારીરીતે કરી શકશે. એક સમયે મારવાડેશ્વરની પતાકાનીચે ૫૦૦૦૦ રાઠોડ-સૈનિકો એકત્રિત થઇ શત્રુસામે ઝુઝતા હતા. આજે મારવાડની આ અતિ અલ્પ સેના જોઇને હૃદય વ્યાકુલ થઇ ઉઠે છે, પરંતુ તેની સાથે હર્ષ પણ થાય છે; કારણ કે પૂર્વે ૫૦૦૦૦ સૈનિકો વિદ્યમાન હોવા છતાં શાંતિ નહોતી, જ્યારે આજે અત્યલ્પ સેના હોવા છતાં પણ બ્રિટિશસરકારની કૃપાથી પૂર્ણ શાંતિ વિરાજમાન થઇ રહી છે.

જે રાઠોડજાતિએ પોતાના બાહુબળથી મારવાડ હસ્તગત કર્યો હતો, જે જાતિના લોકો એક સમયે મહાવીરતરીકે પ્રસિદ્ધ થયા હતા, જેણે એક સમયે ભારતનું ગૌરવ વધાર્યું હતું તેજ જાતિ આજે ઘોર નિદ્રામાં પડી છે. આ જાતિ પુનઃ પોતાનું મસ્તક ઉન્નત કરીને ભારતવર્ષનાં લુપ્ત થયેલાં ગૌરવનો પુનરુદ્ધાર કયારે કરશે, તે નિશ્ચયપૂર્વક કહી શકાય એમ નથી. બ્રિટિશસરકારની શીતલ છાયાનીચે તેને પોતાની ઉન્નતિ કરવામાં કોઇ પણ પ્રકારની અડચણ નથી.

## મારવાડની વર્તમાન દશા

મારવાડનું રાજ્ય રાજપૂતાનામાં સૌથી મોટું છે. એની ઉત્તરે બિકાનેર અને શેખાવાટી છે. શેખાવાટી એ જયપુરરાજ્યનો એક ભાગ છે. પૂર્વ તરફ જયપુર અને કિશનગઢ; અગ્નિકોણમાં અજમેર,મેરવાડા અને મેવાડ;દક્ષિણમાં શિરોહી તથા પાલણપુર;પશ્ચિમે કચ્છનું રણ અને સિંધ;અનેવાયુકોણમાં જેસલમીરનું રાજ્ય છે. ૨૪ અંશ ૩૬ કલા ઉત્તર અક્ષાંશથી, ૨૭ અંશ ૪૨ કલા ઉત્તર અક્ષાંશ સુધી અને ૭૦ અંશ ૬કલા પૂર્વ દેશાંતરથી, ૭૫ અંશ ૨૪ કલા પૂર્વ દેશાંતર સુધી આ દેશનો વિસ્તાર છે.એનો વિસ્તાર ૩૭૦૦૦ વર્ગમાઇલ છે. રાજધાની જોધપુરથી અરવલ્લી પર્વત સુધીનો ભાગ ફળદ્રૂપ છે. લૂણી નદીને લીધે ભૂમિની ફળદ્રૂપતામાં વૃદ્ધિ થઇ છે. આ દેશમાં ખારૂં પાણી વિશેષ છે અને કોઇ કોઇ સ્થળે ઝેરી પાણી પણ હોય છે. સાંભર, ડીડવાના અને પંચધારામાં પુષ્કળ લવણ થાય છે. સાંભર ઝીલથી સાત આઠ કોશ પશ્ચિમ તરફ મકરાના નામનું ગામ છે. ત્યાં સ્વચ્છ શ્વેત પાષાણની ખાણ છે. એ પાષાણને સંગેમરમર કહેવામાં આવે છે. ગોદવાડ પ્રગણાનાં ઘાણેરાવ સ્થાનની પાસે પણ એવાજ પાષાણની બીજી એક ખાણ છે. રાજધાની જોધપુર પહાડ ઉપર અતિ દઢરીતે બાંધવામાં આવેલું છે. ગ્રીષ્મઋતુમાં અહીંઆં પાણીને માટે ઘણું કષ્ટ પડે છે. નાગોર જોધપુરથી ઇશાન કોણમાં આવેલું છે. પાલી જોધપુરથી અગ્નિકોણમાં ૧૮ કોશના અંતરપર આવેલું પ્રસિદ્ધ નગર છે. નાગોરનો તલભૂમિનો દુર્ગ રાજસ્થાનમાં અતિ પ્રસિદ્ધ છે. જોધપુરથી દક્ષિણ તરફ ૩૫ કોશપર ઝાલોરનો પ્રસિદ્ધ દુર્ગ આવેલો છે. આ દુર્ગ મારવાડમાં સર્વથી મજબૂત છે. જોધપુરથી પૂર્વ તરફ ૪૦ કોશપર મેડતા નામનું પ્રસિદ્ધ નગર છે; તે સિવાય મારવાડમાં સોજત, પચપધરા, ફલોદી, પોકર્ણ અને બાલોતરા વગેરે પ્રસિદ્ધ નગરો છે. કુચામન, નીમાજ, રિયાં, જયપુર, આહવા, આસોપ, મારોઠ, જસોલ, વાઢમેર અને સાંચોર વગેરે સ્થાનો પણ જાણવાયોગ્ય છે. બાલોતરામાં એક મોટો મેળો ભરાય છે.

ઇ૦ સ૦ ૧૮૯૧ માં મારવાડમાં ૨૫૨૪૦૩૦ મનુષ્યોની વસ્તી હતી. મારવાડના લોકો બહુધા ઘુમટના આકારનાં ઘરોમાં વસે છે. જોધપુરમાં પાઘડી અને પીતળનાં વાસણો ઘણાં બને છે. મારવાડરાજ્યની વર્ષિક ઉપજ ૪૧૦૦૦૦૦ રૂપિયાની છે. જોધપુરનગર ૭ માઇલ લાંબા કોટથી આવૃત છે. આ દઢ કોટમાં ૭૦ દ્વારો છે. જોધપુરનગરમાં પુષ્કળ પાષાણનાં ઘરો અને મંદિરો છે. ત્યાંનાં તળાવોપર પાકા ઘાટ બાંધવામાં આવેલા છે. ઇ૦ સ૦ ૧૮૯૧ની ગણત્રી વેળા એ નગરમાં ૬૨૦૦૦ મનુષ્યો સતાં હતાં જોધપુરથી ત્રણ માઇલના અંતરપર મારવાડની પ્રાચીન રાજધાની મંદોરનાં ખંડીએરો દૃષ્ટિગોચર થાય છે.

સંવત ૧૯૪૩ માં મહારાજ પ્રતાપસિંહને સરકાર તરફથી કે૦ સી૦ એસ૦ આઇ૦ ની ઉપાધિ પ્રાપ્ત થઇ. તેઓ સંવત ૧૯૪૪ માં રાજરાજેશ્વરી વિક્ટોરયાની જ્યુબિલીના મહોત્સવમાં ભાગ લેવા ઇંગ્લાંડ ગયા અને ત્યાં તેમને લેફ્ટેનન્ટ કર્નલની ઉપાધિ મળી. મહારાજ પ્રતાપસિંહજીએજ

રાજકુમાર સરદારસિંહજીને શિક્ષણ આપ્યું છે. આથી તેઓ સર્વ પ્રકારની કળા અને રાજવિદ્યામાં ચતુર તથા પ્રવીણ થઇ ગયા છે.

હાલમાં રાજકાર્ય કાઉન્સિલ (રાજસભા) દ્વારા કરવામાં આવે છે. આ સભામાં પોકર્ણના સામંત મંગલસિંહજી ચાંપાવત, કવિરાજ મુરારિદાનજી, પંડિત શિવનારાયણજી તથા મુન્શી હરદયાલસિંહજી મુખ્ય સભાસદ છે. મહારાજ પ્રતાપસિંહજી મહારાજા સાહેબ યશવંતસિંહજીના ત્રીજા ભાઇ છે અને મહારાજ જાલિમસિંહજી સૌથી નાના ભાઈ છે. અંતે અમે પરમાત્માને એજ પ્રાર્થના કરીએ છીએ કે મારવાડરાજ્યની સર્વ પ્રકારે વૃદ્ધિ કરો અને વર્તમાન મહારાજાસાહેબ બહાદૂરને ધન, સુત, સંપત્તિનું ઉત્તમ સુખ આપો.

જોધપુરરાજ્યના વર્તમાન નૃપતિ શ્રીમાન મહારાજાધિરાજ સરદારસિંહજી બહાદૂર મહાવિદ્વાન અને યોગ્ય રાજા છે. વર્તમાન કાળમાં જોધપુર રાજ્યની શાસનવ્યવસ્થા રાજપૂતાનાનાં રાજ્યોમાં સર્વથી શ્રેષ્ઠ છે. સમસ્ત પ્રજા અને જાગીરદારો સુખી છે. જોધપુરરાજ્યની ઘોડેસ્વાર પલટણ અત્યુત્તમ છે. ઇ૦સ૦ ૧૯૦૯ ના ડિસેમ્બર માસમાં ભારતવર્ષના ગવર્નર જનરલ લોર્ડ મિંટો જોધપુરમાં પધાર્યા હતા અને તેમણે રાજરાજેશ્વર ભારતસમ્રાટનો આજ્ઞાપત્ર વાંચી સંભળાવ્યો હતો. મહારાજા સર્વ પ્રકારે સુયોગ્ય અને ઉત્તમ રાજનીતિજ્ઞ હોવાથી અંગ્રેજસરકાર તેમને પરમ સન્માન આપે છે.

મહારાજા સરદારસિંહજી બહાદૂરને બે રાજકુમાર છે. જ્યેષ્ઠ કુમારનું નામ શ્રીસુમેરસિંહ બહાદુર છે.

હાલમાં મારવાડમાં રેલ્વેનો પુષ્કળ પ્રસાર થઈ ગયો છે. જોધપુર—બિકાનેરરેલ્વે તથા મારવાડરેલ્વેનો વિસ્તાર એટલો બધો વધી ગયો છે કે પ્રાયઃ સર્વ મુખ્ય સ્થાનોના લોકોને આગગાડીની સગવડ મળી છે. મારવાડજંકશન, પાલી, કરલા, સાલાવાસ, લૂણી જંકશન જોધપુર, પીપાડ, મેડતા, ખજવાના, મૂંડવા, નાગોર, બાલોતરા, પચપધરા, કુલેરા, કુચામન, આદિ સ્થાનોમાં રેલ્વે થઈ ગઈ છે. આથી વ્યાપારની ઘણી ઉન્નતિ થઇ છે.

**જોધપુરનો ઇતિહાસ સમાપ્ત**

# खण्ड २ जो–बिकानेरनुं राज्य

## अध्याय १ लो

બિકાનેરરાજ્યની સ્થાપનાનું વર્ણન–આર્યરાજાઓની દિગ્વિજયની રીતિ–રાજ્યપ્રતિષ્ઠા તથા આ દેશના આદ્યનિવાસી જાટોની તત્કાલીન સ્થિતિ–શીખ જાતિની સંખ્યા–રાજપૂતાનાના પશ્ચિમ ભાગમાં તથા ભારતવર્ષના ઉત્તર ભાગમાં જાટ લોકોની પુષ્કળ સંખ્યા–શાસનકાર્ય–ધર્મપંથ–બિકાજીના અભ્યુદયના સમયમાં તે પ્રદેશના જાટોનાં નગરો–બીકાજીને જય પ્રાપ્ત થવાનું મૂળ કારણ–જાટનેતાઓએ સ્વેચ્છાથી બીકાજીની સ્વીકારેલી આધીનતા–તેમની શરતો–બીકા અને જાટલોકોએ જોહિયા લોકોપર કરેલું આક્રમણ–બીકાજીને પ્રાપ્ત થયેલો જય–બીકાજીએ ભાટીઓની પાસેથી નાગોર દેશ જીતી લઇ ઇ૦ સ૦ ૧૪૮૯ માં બિકાનેર રાજધાનીના કરેલી સ્થાપના–તેમના કાકા કાંધલે લુટેલો ઉત્તર ભાગ–બિકાજીનું મૃત્યુ–તેમના પુત્ર લુનકરણનો અભિષેક–તેમનું ભાટીઓની પાસેથી અનેક દેશો જીતી લેવું–તેમના પુત્ર જેતસિંહનો અભિષેક–બિકાનેરની રાજ્યસત્તાનો વિસ્તાર–રાયસિંહે કરેલી સિંહાસનપ્રાપ્તિ–બિકાનેરના જાટોની સ્વાધીનતાનો નાશ–રાજસત્તાની પ્રબલતા–અકબરની સાથે રાયસિંહનું મિલન–તેમનું સન્માન અને સામર્થ્યવૃદ્ધિ–જોહિયાઓનો વિદ્રોહ અને તેમનું દમન–જોહિયાઓના તાબાના દેશોમાં સિકંદરના આક્રમણનાં ચિન્હો–રાજભ્રાતા રામસિંહે કરેલો પૂનિયાના જાટોનો પરાજય–રાયસિંહની કન્યા સાથે શાહજાદા સલીમનો વિવાહ–રાયસિંહનું મૃત્યુ–તેના પુત્ર કરણસિંહનો અભિષેક–કરણસિંહના ત્રણ પુત્રોએ યવનસમ્રાટનાં હિતને માટે કરેલો પ્રાણત્યાગ–સર્વથી નાના પુત્ર અનુપસિંહને થયેલી સિંહાસનપ્રાપ્તિ–તેમણે કાબુલના વિદ્રોહનું કરેલું નિવારણ–તેમનું મૃત્યુ કેવીરીતે થયું તેસંબંધે મતભેદ–સ્વરૂપસિંહનો અભિષેક–તેનું હનન–સુજાનસિંહ, જોરાવરસિંહ, ગજાસિંહ અને રાજસિંહને અનુક્રમે થયેલી સિંહાસનપ્રાપ્તિ–રાજસિંહના સાવકા ભાઇએ તેમને વિષ આપી સિંહાસનની કરેલી પ્રાપ્તિ–માંહોમાંહેનો વિગ્રહ–જોધપુરપર આક્રમણ–બિકાનેરની વર્તમાન સ્થિતિ–બિદાવાટીનું વૃત્તાંત.

---

વર્તમાન વિજિતભારતની પતિત આર્યજાતિના ગૌરવસ્વરૂપ અને આર્યશાસનના શેષ સ્મૃતિચિન્હસ્વરૂપ બે પ્રધાન રાજપૂત રાજવંશોના ઇતિહાસનું વર્ણન કરી હવે અમે રાઠોડવંશની શાખા બિકાનેરના રાજવંશનો ઇતિહાસ લખવાને પ્રવૃત્ત થઇએ છીએ. પ્રકૃતિની અકૃપાને પ્રાપ્ત થયેલી મરુભૂમિમાં કાન્યકુબ્જના રાજવંશના સિયોજી નામના માણસે પ્રથમ રાજ્યસ્થાપન કર્યું ત્યારથી મારવાડના વર્તમાન મહારાજા જસવંતસિંહના શાસન સુધીની સર્વ જાણવાયોગ્ય વાતો પાઠકની સન્મુખ સાદર કરવામાં આવી છે અને હવે અમને આશા છે કે સુજ્ઞ પાઠકો રાઠોડરાજવંશરૂપી વૃક્ષની એક પ્રધાનશાખાનો જાણવાયોગ્ય ઇતિહાસ વાંચવામાં પ્રમાદ સેવશે નહિ.

રાજપૂતાનાનાં રાજ્યોમાં બિકાનેરનું રાજ્ય દ્વિતીય શ્રેણીનું ગણાય છે. આ રાજ્ય મારવાડની એક શાખા છે અને એના રાજા રાઠોડવંશીય છે. એના આદ્ય અધીશ્વરે મારવાડના ઉત્તર ભાગમાં આવેલો દેશ જીતી આ રાજ્યની સ્થાપના કરી હતી અને મારવાડના મધ્ય ભાગમાં આવેલા એ રાજ્યની ઉત્તમ પ્રકારે રક્ષા કરી હતી.

સંવત ૧૫૧૫ (ઇ૦ સ૦ ૧૪૫૯) માં મહાવીર જોધાએ પોતાની પ્રાચીન રાજધાની મંદોરનો ત્યાગ કરી જોધપુર નામની નવીન રાજધાનીની સ્થાપના કરી હતી. આ વૃત્તાંત અમારા પાઠકોએ મારવાડના ઇતિહાસમાં વાંચ્યું છે.જે સમયે મારવાડના મહારાજા નવીન રાજધાનીમાં આવ્યા, તે સમયે તેમના દ્વિતીય કુમાર બિકાજી પોતાના કાકા કાંધલની સાથે ત્રણસેં રાઠોડસૈનિકોને લઇ પિતૃરાજ્યની વૃદ્ધિ કરવાને માટે બહાર પડયા. બિકાજીના ગમનપૂર્વે તેમના ભ્રાતા બિદાજીએ અત્યંત પ્રાચીન મોહિલોની નિવાસભૂમિપર આક્રમણ કરી તેમને પરાસ્ત કરી તેમનો દેશ જીતી લીધો હતો. પોતાના ભ્રાતા બિદાજીની આ જયપ્રાપ્તિથી ઉત્સાહિત થઇને બિકાજી દિગ્વિજય કરવાને માટે બહાર નીકળ્યા.

ભારતવર્ષની આર્યપ્રજામાં દિગ્વિજયની રીતિ ચિરકાલથી પ્રચલિત છે. આપણાં શાસ્ત્રો, પુરાણો અને ઇતિહાસમાં દિગ્વિજયના સંબંધમાં અનેક કથાઓ પ્રાપ્ત થાય છે. વીરવ્રતધારી ક્ષત્રિયો દિગ્વિજયની રીતિને વીરધર્મનું પ્રધાન અંગ માનતા હતા. રાજનીતિજ્ઞો અને વીર પુરુષો આ રીતિને કદિ પણ નિંદનીય ગણતા નથી. જે સમયે ભારતવર્ષ સ્વાધીન હતું, તે સમયે વીરતાનો પરમ આદર હતો. તેજ કારણથી સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગના આર્યરાજાઓ દિગ્વિજય કરવાને માટે બહાર નીકળી અઢળક દ્રવ્ય ઉપાર્જન કરી, યશ અને સન્માનથી વિભૂષિત થઇ પોતાની અદ્ભુત વીરતાને માટે પ્રશંસા પામી ધરણી ધ્રૂજાવતા પુનઃ પોતાના પાટનગરમાં આવતા હતા. પૂર્વે ભારતવર્ષ કદિપણ એક રાજાના છત્રનીચે રહ્યું નહોતું. અતિ પ્રાચીન કાળમાં સૂર્યવંશ અને ચંદ્રવંશ એવા બે મુખ્ય રાજવંશો વિદ્યમાન હતા. આ ક્ષત્રિય રાજવંશોમાંથી ધીમે ધીમે અનેક શાખાઓ નીકળી ભારતવર્ષના અનેક ભાગોમાં પ્રસરી ગઇ. આ સૂર્ય અને ચંદ્રવંશમાં જ્યારે કોઇ મહા વીર પ્રકટ થતો હતો, ત્યારે તે દિગ્વિજય કરવાને માટે બહાર પડી પોતાના બાહુબળથી નાનાં નાનાં રાજ્યો જીતી લઈ ચક્રવર્તી રાજાની ઉપાધિ ધારણ કરતો હતો; જો કે આ મહાવીર ભિન્ન ભિન્ન રાજ્યોને જીતી અતુલ ધન અને પરમ સુંદરસ્ત્રીઓ હરી લાવતો હતો; પરન્તુ તે કદિ પણ કૂટનીતિનું અવલંબન કરતો નહોતો. તે કદિ કોઇ પણ રાજવંશનો સમૂળ વિધ્વંસ કરતો નહોતો, તેમજ કોઇનું રાજ્ય ખાલસા કરતો નહોતો. પૂર્વે દિગ્વિજય કરવાને બહાર પડનાર રાજા યુદ્ધ કરવાની ઇચ્છા ધરાવનાર માણસની સાથેજ યુદ્ધ કરતો હતો. જે પોતાને અસમર્થ જણાવી યુદ્ધ કર્યા વિનાજ આધીનતા સ્વીકારતો હતો, તેની સાથે તે કદિ પણ યુદ્ધ કરતો નહોતો. દિગ્વિજયી રાજા વીરધર્મને અનુસરી કોઇપણ જાતિ કિંવા રાજ્યનો વિધ્વંસ કરતો નહોતો. અલ્પ કાળ વ્યતીત થઇ ગયા પછી ચક્રવર્તી રાજા અને માંડલિક રાજાઓની વચ્ચે મિત્રતા અને વૈવાહિક સંબંધ થઇ જતો હતો. જો કે મોટાં રાજ્યોના વીરકુમારો સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરવાની અભિલાષાથી અન્ય દેશોપર આક્રમણ કરી તેને પોતાના અધિકારમાં લઇ લેતા હતા, તોપણ તેઓ કદાપિ તે દેશને કઠોર પરાધીનતાની શૃંખલામાં પરિબદ્ધ કરીને ત્યાંની પ્રજાનું સર્વસ્વ લૂંટી લેતા નહોતા. તેઓ વીરધર્મઅનુસાર યુદ્ધ કરી, દેશ જીતી, ત્યાંના નિવાસીઓની સાથે મળીને સંતોષકારક રીતે શાસન કરતા હતા. પ્રજા તેમને પોતાના માની અપૂર્વ શાંતિ અને સુખનો ઉપભોગ કરતી હતી. ઘણી વખત નવીન રાજા થવાથી વિદ્યા, કળાની ઉન્નતિ થઈ દેશમાં સુખશાંતિનો પ્રચાર થતો હતો. મારવાડના રાજકુમાર બિકાજીએ પણ આજ પ્રકારનો દિગ્વિજય કરી નવીન રાજ્યની સ્થાપના કરી હતી. તેઓ કાં તો વિજય પ્રાપ્ત કરવો કે કાં તો મરવું એવાજ નિશ્ચયસાથે બહાર નીકળ્યા હતા અને ઇશ્વરકૃપાથી તેમને વિજયજ મળ્યો.

મારવાડના રાજકુમાર બિકાજી કેવળ ત્રણસેં રાઠોડોને લઇને દિગ્વિજય કરવાને માટે બહાર પડયા. તેમણે જાંગલ નામના સ્થાનપર જઇ સાંખલા નામની પ્રાચીનજાતિપર આક્રમણ કર્યું. દારુણ યુદ્ધ થયા પછી રાઠોડોએ સાંખલા લોકોને પરાસ્ત કરીને તેમનો નાશ કર્યો. આ પ્રથમ યુદ્ધમાં સંપૂર્ણ વિજય પ્રાપ્ત કર્યા પછી બિકાજીને પુંગલદેશના ભાટીઓની સાથે પરિચય થયો. પુંગલપતિએ

બિકાજીને મહાવીર જાણી તેમની સાથે પોતાની એક કન્યાનો વિવાહ કર્યો. પુંગલપતિએ ધાર્યું કે વીર બિકાજીની સાથે યુદ્ધ કરવા કરતાં તેમની સાથે સંબંધ જોડી આપણા રાજ્યની રક્ષા કરવી ઠીક છે. બિકાજીને પણ આજ વાત પસંદ પડી. તેમણે ધાર્યું કે જ્યારે એણે આપણને કન્યા આપી છે, ત્યારે એના રાજ્યપર અધિકાર કરવો ઉચિત નથી. તેમણે આવો વિચાર કરી ભાટીઓની સ્વાધીનતામાં કોઇ પણ પ્રકારનો હસ્તક્ષેપ કર્યો નહિ. તેમણે કોડમદેસર નામના સ્થાનપર નવીન દુર્ગ બંધાવ્યો અને તેમાં નિવાસ કર્યો. પછી તેઓ ધીમે ધીમે આસપાસના પ્રદેશો જીતી તેમને પોતાના અધિકાર-માં લેવા લાગ્યા. અસીમ સાહસિક રાઠોડોની ગતિ કોઇ પણ રોકી શક્યું નહિ. આ પ્રકારે બિકાજી નાનાં નાનાં રાજ્યો જીતી લઇ મહાબળવાન રાજા થઇ પડ્યા. વિજયી બિકાજી ધીમે ધીમે પોતાના રાજ્યની સીમા વધારી અંતે જાટોના દેશમાં જઇ પહોંચ્યા. આ દેશમાં જાટો અનાદિથી નિવાસ કરતા હતા. બિકાજીએ આ કૃષિકાર જાટોમાં સામંતપ્રણાલીનો વિસ્તાર કર્યો તે પૂર્વે તેઓની સ્થિતિ કેવી હતી, તેનો અત્રે ઉલ્લેખ કરીએ છીએ.

કર્નલ ટૉડ જણાવે છે કે ટૉમિરિસ તથા સાઇરસના સમયથી લાહોરના વર્તમાન જાટ રાજા-ની કારકીર્દિ સુધી પ્રાચીન એશિયાની સર્વ જાતિઓમાં જાટોની સંખ્યા સૌથી અધિક છે. વર્તમાન લાહોરપતિના ઉત્તરાધિકારી જો તેમના જેવા ઉદ્યોગી અને પ્રતિભાશાળી નિવડે તો જાટજાતિનો પુનઃ અભ્યુદય થઇ તેઓ મધ્ય એશિયાના પોતાના મૂળનિવાસસ્થાનના સિંહાસનપર બેસી શકે. તેઓ તે દેશ તરફ ઘણા આગળ વધ્યા છે.[1]

ઇસ્વી સનની પાંચમી શતાબ્દીમાં પંજાબમાંજ જટ્ટ વા જાટરાજ્યની સ્થાપના હતી, પરન્તુ કયા સમયમાં તેની મૂળ સ્થાપના થઇ હતી, તે આપણે જાણી શકતા નથી. જ્યારે મુસલમાનો ભારત-વર્ષમાં પોતાની સત્તાનો વિસ્તાર કરવાને ઉદ્યત થયા હતા, ત્યારે આ જાટજાતિએ તેમની વિરુદ્ધ શસ્ત્ર ધારણ કરી તેમનો પ્રતીકાર કર્યો હતો. મહમૂદે જે સમયે સિંધુનદીનું ઉલ્લંઘન કરવાની ચેષ્ટા કરી હતી, તે સમયે આ જાટજાતિએ પોતાના બાહુબળથી તેનો પ્રતિરોધ કરી પોતાના રાજ્યની રક્ષા કરી હતી તથા તૈમુરે જે સમયે આ જાટોની સામે ભયંકર સંગ્રામ કર્યો હતો, તે સમયે તેમણે અદ્ભુત બળ અને પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું. સમ્રાટ બાબરે સ્વયં એવો ઉલ્લેખ કર્યો છે કેઃ "જ્યારે જ્યારે મેં ભારતવર્ષમાં મારી શાસનશક્તિ સ્થાપન કરવાનો ઉદ્યોગ કર્યો હતો, ત્યારે ત્યારે જાટોએ મારી સામે શસ્ત્ર ધારણ કર્યાં હતાં.[2]" પંજાબના ખેડુતો જે સમયે મુસલમાનધર્મથી આક્રાંત થયા તે સમયે પ્રધાન્યતઃ આ જાટ લોકોએ તથા પંજાબના લડાયક લોકોએ નાનકે સ્થાપન કરેલા ધર્મનું અવલંબન કરી શીખ નામ ધારણ કર્યું.[3]

આ જાતિને જૂતિ, જિતિ, જિત, જૂટ વા જાટ કહેવામાં આવતી હતી. ત્રણ શતાબ્દી પૂર્વે ભારતવર્ષમાં અન્યાન્ય જાતિઓ કરતાં આ લોકોની સંખ્યા અધિક હતી.

અમે પૂર્વેજ જણાવી ગયા છીએ કે આ જાટલોકોએ પ્રથમ ભારતવર્ષમાં કયે સમયે આવીને નિવાસ કર્યો તે જાણી શકાતું નથી; પરંતુ જે સમયે રાઠોડગણ આ જાટજાતિને જીતવાને પ્રવૃત્ત થયા હતા, તે સમયે આ લોકોમાં જે આચારવિચારો પ્રચલિત હતા તેપરથી સ્પષ્ટરીતે સિદ્ધ થાય છે કે આ લોકોની ઉત્પત્તિ સાઇથિયન લોકોમાંથી થઇ છે. આ લોકો કેવલ ખેતીઉપરજ પોતાનો નિર્વાહ ચલાવતા હતા. તેમના નેતાઓ કદિ પણ તેમની ઉપર સત્તા ચલાવતા નહોતા. તેઓ કેવલ

---

૧ કર્નલ ટૉડે પંજાબપતિ રણજિતસિંહને જાટ કહ્યા છે. તેઓ લખે છે કેઃ-"રણજિતસિંહે દીર્ઘકાળથી પેશા-વરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો છે અને કાબુલપર પણ પોતાનો અધિકાર સ્થાપિત કરવાની તેમની ઇચ્છા છે. કાબુલની વર્તમાન છિન્નભિન્ન અવસ્થામાં તેમની આશા પૂર્ણ થવાની વિશેષ અનુકૂલતા છે."

૨ પાદશાહ બાબરે લખ્યું છે કેઃ-"પહેલા રબિઉલની ૧૪મી તારીખ અને શુક્રવારને દિવસે (ઇં૦સ૦૧૫૨૫ ના ડિસેંબરની તા ૨૯ મી) હું શિયાલકોટમાં ગયો. મેં હિંદુસ્થાનપર જ્યારે જ્યારે આક્રમણ કર્યું ત્યારે ત્યારે જાટ અને ગુર્જર લોકો પર્વત અને ઝાડીઓમાંથી આવીને બળદ અને પાડાઓ તથા ભેંસો લઈ જવાને માટે અમારાપર તુટી પડતા હતા."

૩ મહાશય એલ્ફિન્સ્ટન જે સમયે અંગ્રેજસરકારના દુતતરીકે કાબુલમાં ગયા તે સમયે કર્નલ પિટમેન તેમની સાથે ગયા હતા. કર્નલ પિટમેને લખ્યું છે કેઃ-"કાબુલના જાટ ખેડુતો મુસલમાન છે. એ દેશમાં શિખ ખેડુતો ઘણા થોડા દૃષ્ટિગોચર થાય છે. પંજાબી જાટ ખેડુતો શીખ લોકોની સંપૂર્ણ આધીનતામાં છે."

તેમને ઉપદેશ અને સલાહજ આપતા હતા. માતા ભવાની એક જાટની કન્યા હતી, એવા વિશ્વાસથી તેઓ ભવાનીની આરાધના કરે છે. આ સિવાય તેમણે હિંદુધર્મની કોઇ પણ વિધિ ગ્રહણ કરી નથી; અર્થાત્ હિંદુધર્મની સાથે તેમને કોઇ પણ પ્રકારનો બીજો સંબંધ નથી. અગાઉ જાટલોકો ઝક્ષરતીસના કિનારાપરથી જે મૂર્તિપૂજાની વિધિઓ ભારતવર્ષમાં લાવ્યા હતા, તેને વિખ્યાત મુસલમાન સાધુ શેખ ફરીદે નષ્ટ કરી દીધી. આથી તેમની કોઇ નિશ્ચિત ધર્મવિધિ રહી નથી. મરુક્ષેત્રના જાટો મૂર્તિપૂજક પણ હતા અને તેઓ મુસલમાની ધર્મ પાળતા હતા. તેઓ પોતાને એક પૃથક્ જાત માનતા હતા.અમને એક પુનિયા જાટે કહ્યું હતું કે, "અમારી આદિ નિવાસભૂમિ પંજાબની બહાર છે." બિકાજીએ મારવાડની જે છ જાટ શાખાઓનું દમન કરીને પોતાનો આધકાર સ્થાપિત કર્યો હતો.તેમાંની એક શાખાનું નામ અશીખ હતું. ઓક્સસ અને ઝક્ષરતીસના કિનારાપર વસતી જે ચાર જાટજાતિઓએ એકિટ્રયાના ગ્રીક રાજ્યનો નાશ કર્યો હતો, તેના નેતાનું નામ અસિ હતું. ઉક્ત ઉભય નામો વચ્ચે કેટલી સદૃશતા છે તે સ્પષ્ટરીતે સમજી શકાય એમ છે.

તૈમૂર અને બાબરના મધ્યકાળમાં રાઠોડોએ જાટોને પરાજિત કર્યા હતા. તૈમૂર ચગતાઇ વંશનો મૂળ પુરુષ હતો અને તેણે ટ્રેન્સ ઓકસીઆમાંથી મરુક્ષેત્રમાં અસંખ્ય જાટોને નસાડી મૂકયા હતા.

મધ્ય એશિઆ જગતની સમસ્ત જાતિઓનું ઉત્પત્તિસ્થાન છે. જાટો ત્યાંથી નીકળીને સિંધુ નદીની પૂર્વ તરફ આવ્યા હતા. બિકાજીએ આ જાટોને પરાસ્ત કરીને પોતાનું રાજ્ય સ્થાપન કર્યું હતું. આ જાટોએ ઘણા દીર્ઘકાળપૂર્વે ભારતભૂમિમાં આવીને નિવાસ કર્યો હતો.

બિકાનેર રાજ્યના પ્રાયઃ સર્વભાગ જાટોની નિમ્નલિખિત છ શાખાઓથી પરિપૂર્ણ છેઃ-

૧ પૂનિયા, ૨ ગોદા, ૩ સારન, ૪ અસિધ, ૫ વેનિવાલ અને ૬ જોયા. જો કે અંતિમ શાખાને ઘણા લોકોએ ભાટીઓની શાખા કહી છે, પરન્તુ એ વાત સત્ય નથી.

બિકાનેરના જાટોની પ્રત્યેક શાખા જૂદા જૂદા વિભાગમાં વિભક્ત થઇ ગઇ છે અને તે વિભાગો ભિન્ન ભિન્ન જીલ્લાઓમાં વિભક્ત થઇ ગયા છે. તેઓ છ વિભાગ ઉપરાંત રાજપૂતોની પાસેથી ખૂંચવી લીધેલા બીજા પણ બાગોર, ખારીપટ્ટા અને મોહિલ નામના ત્રણ વિભાગોમાં વસે છે. જાટોના છ વિભાગ બિકાનેરના મધ્ય અને ઉત્તર ભાગમાં સ્થિત છે અને બીજા ત્રણ વિભાગો દક્ષિણ અને પશ્ચિમ તરફ છે.

છ વિભાગો નીચે પ્રમાણે છેઃ-

| નંબર | વિભાગ | ગામસંખ્યા | જીલ્લાનાં નામ |
|---|---|---|---|
| ૧ | પૂનિયા | ૩૦૦ | ભાદરાં, અજિતપુર, સીધ્રમુખ, રાજગઢ, દાદર, ચોહ સાંકુ વગેરે. |
| ૨ | વેનીવાલ | ૧૫૦ | ભૂખરખા, સુંદરી, મનોહરપુર, કૂઇ બાઇ વગેરે. |
| ૩ | જોયા | ૬૦૦ | જેતપુર, કંવાની, મહાજન, પીપાસર, ઉદયપુર વગેરે. |
| ૪ | અસિધ | ૧૫૦ | રાવતસર, વિરામસર, દાદૂસર, ગુંડઇલી, કોજર, ફુઆગ વગેરે. |
| ૫ | સારન | ૩૦૦ | ખૂચાવાસ, સોવાઇ, બાદનૂ, સિરસિલા વગેરે. |
| ૬ | ગોદારા | ૭૦૦ | પુંદરાસર, ગોસેનસર (મોટા), શેખસર, ગડસીસર,ગરીબદેસર,રંગીસર કાલુવગેરે. |
| | | ૨૨૦૦ | |

ત્રણ વિભાગો નીચે પ્રમાણે છેઃ-

| | | | |
|---|---|---|---|
| ૧ | બાગોર | ૩૦૦ | બિકાનેર, નાર,કિલા, રાજાસર, સતાસર, છતરગઢ, રિંદીસર, વીતનખ, ભવાનીપુર, જયમલસર વગેરે. |

| | | | |
|---|---|---|---|
| ૨ | મોહિલા | ૧૪૦ | ચોપુરા (મોહિલોની રાજધાની), સાવંતા, હીરાસર, ગોપાલપુર, ચારવાસ, વીદાસર, લાડન, મલસીસર, ખરબૂજારા, |
| ૩ | ખારીપટ્ટા અર્થાત્ મીઠાનો જીલ્લો | ૩૦ | કોટ ૪૦ |
| | એકંદર કુલ ગામો | ૨૬૭૦ | |

કર્નલ[1] ટૉડના વિધાનનો પ્રતીકાર કરવાને માટે અમે કોઇ પણ રીતે ખુશી નથી; પરન્તુ સત્યની રક્ષાને માટે અમારે તેમ કરવું પડે છે. કર્નલ ટૉડ જણાવે છે તે પ્રમાણે જાટો મધ્ય એશિયાની જટ્ટ જાતિના વંશજો નથી.આજ પ્રકારે તેમણે રાજપૂતોને પણ વિદેશી પ્રજામાંથી ઉત્પન્ન થયેલાજણાવ્યા છે. જ્યાં જ્યાં તેમણે જરા પણ નામનું સાદૃશ્ય જોયું છે અથવા આચારવિચારમાં કિંચિન્માત્ર પણ સમાનતા જોઇ છે ત્યાં ત્યાં તેમણે અનુમાન કરવામાં ભૂલ કરી છે. તેમણે માત્ર જાટોનેજ નહિ; પરંતુ બ્રાહ્મણો અને ક્ષત્રીઓને પણ મધ્ય એશિયામાંથી ભારતવર્ષમાં આવેલા જણાવ્યા છે.[1] અહીંઆંની પ્રાચીન અસભ્ય જાતિઓને જીતી લઇ તેમણે પોતાનું રાજ્ય સંસ્થાપન કર્યું હતું, એવી તેમની માન્યતા છે. એલ્ફિન્સ્ટન, કોલબ્રુક વગેરે વિદ્વાનોએ પણ આજ મતનું સમર્થન કર્યું છે. આધુનિક મેક્ષમૂલર આદિ વિદ્વાનોનો પણ આજ મત છે. આથી શિક્ષિત દેશીઓનો પણ તેજ મત થઇ ગયો છે; પરંતુ અમે આ મતના સમર્થક નથી. આપણાં શાસ્ત્રો પુરાણો, ઇતિહાસ વગેરેમાં એ વિષે કાંઇ પણ પ્રમાણ ઉપલબ્ધ થતું નથી. આપણા મહાભારત આદિ ગ્રંથોપરથી જ્ઞાત થાય છે કે ભારતવર્ષની અનેક જાતિઓ મ્લેચ્છ થઇને મધ્યએશિયા તરફ ચાલી ગઈ હતી. આપણા દેશના સંબંધમાં, આપણી જાતિના સંબંધમાં અને આપણા ઇતિહાસના સંબંધમાં યૂરોપીઅન લોકો જે મત ધરાવે છે, તે પર જેઓ વેદવાક્ય પ્રમાણે વિશ્વાસ રાખે છે, તેમની વિરુદ્ધ અમે કાંઇ પણ કહેવાની અભિલાષા રાખતા નથી. અલબત્ત અમે એટલું તો અવશ્ય કહીશુંજ કે તમારે જો આ દેશને લગતા કોઇપણ વિષય ઉપર મત બાંધવો હોય તો હિંદુઓનાં શાસ્ત્ર, પુરાણ, અને ઇતિહાસનું પરિશીલન કર્યા પછી બાંધવો. તેમ કરવાથી સર્વ ભ્રમનો નાશ થશે.

બિકોજી મંદોરનો ત્યાગ કર્યા પછી થોડા વર્ષની અવધિમાં ૨૬૭૦ ગામોના અધીશ્વર બન્યા; પરંતુ આટલા વિસ્તૃત પ્રદેશપર સત્તા સ્થાપિત કરવાને માટે તેમને પોતાની પ્રબલ શક્તિનો પ્રયોગ કરવાની આવશ્યકતા પડી નહોતી; કારણ કે ત્યાંના નિવાસીઓએ પોતાની ઇચ્છાથી જરાપણ સામે થયા વિના તેમની આધીનતા સ્વીકારીને તેમને પોતાના અધીશ્વર બનાવ્યા હતા. વર્તમાન સમયમાં ઉપરોક્ત સંખ્યાનાં અર્ધાં ગામો પણ તેમના વંશજોના અધિકારમાં નથી. વર્તમાન બિકાનેરપતિ સૂરત - સિંહના અધિકારનાં ગામોની સંખ્યા પૂરી ૧૩૦૦ની પણ નથી.

બિકાજી મારવાડના જે ભાગમાં પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે બહાર પડયા હતા, તે ભાગના જાટ તથા જોહીઆ લોકો અત્યંત દરિદ્ર હતા. તેઓ કેવળ પશુઓનું પરિપાલન કરીને પોતાની આજીવિકા ચલાવતા હતા. તેમનું ધન, તેમની સંપત્તિ અને તેમનું સર્વસ્વ કેવળ પશુઓજ હતા. તેઓ સંખ્યાબંધ ઢોરો પાળતા હતા. તેઓ પશુઓને વેચતા; તેમનું ઘી દૂધ વેચતા અને ઘેટાં વગેરેનું ઉન પણ વેચતા. સારસ્વત બ્રાહ્મણો તેમની પાસેથી પુષ્કળ ઉન ખરીદ કરતા હતા. સારસ્વત બ્રાહ્મણો તેમના દેશમાં યાજનકાર્ય કરવા ઉપરાંત વાણિજ્યકાર્ય પણ કરતા હતા. જાટ અને જોહિયા લોકો આ વ્યાપારીબ્રાહ્મણોની પાસેથી ઉન, ઘી, દૂધ વગેરેના બદલામાં ઘઉં, ચોખા ૪૦ વસ્તુઓ પણ લેતા હતા.

વીરશ્રેષ્ઠ બિકાજી જે સમયે નવીન રાજ્ય સ્થાપન કરવાની ઇચ્છાથી આ જાટ અને જોહિયા લોકોને જીતવાને માટે વીરતાજનક ગર્વથી કૂચ કરતા હતા, તે સમયે તેમની કામના પરિપૂર્ણ થવાને માટે એક અતિ અનુકૂળ સંયોગ તેમને પ્રાપ્ત થયો. આથી તેમણે યુદ્ધ કર્યા વિના અત્યંત સરલતાથી એક વિસ્તીર્ણ દેશનું રાજ્ય પ્રાપ્ત કરી લીધું. ક્ષીણ અને દુર્બલ બંગાળીઓએ જે પ્રમાણે

૧ કર્નલ ટૉડ જણાવે છે કેઃ–"જાટોએ પ્રથમ પોતાને બિયાનાના યદુવંશીતરીકે ઓળખાવ્યા હતા. આથીજ તેમનું આદિ નિવાસસ્થાન કંદહારમાં હતું એવી જનશ્રુતિ પ્રચલિત થઈ છે."

સુરાજઉદ્દૌલાના ઘોર અત્યાચાર અને ઉપદ્રવોથી પીડિત થઇને અંગ્રેજોના કરકમલમાં જનની જન્મભૂમિને સમર્પણ કરી દીધી હતી, તે પ્રમાણે જાટોએ પણ યુદ્ધ કર્યા વિના વીરકેસરી બિકાજીના હસ્તકમળમાં પોતાની જન્મભૂમિનો શાસનભાર સમર્પણ કરી દીધો.

અનેક પૃથક્ પૃથક્ કારણોના યોગથી બિકાજીને રાજ્ય પ્રાપ્ત કરવાની અનુકૂળતા પ્રાપ્ત થઇ હતી. જાટોએ પ્રાચીન સાઇથીઅન લોકોની શાસનપ્રણાલીનો ત્યાગ કરી રાજપૂતોની શાસનપ્રણાલી સ્વીકારી. રાજપૂતોની શાસનપ્રણાલીની સાથે સામંતપ્રથાનો પણ તેમનામાં પ્રવેશ થયો. જો કે બિકાજીના બંધુ બિદાજીએ મોહિલોને પરાસ્ત કરીને અને તેમના દેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરીને, બિકાજીને માટે જયપ્રાપ્તિનો માર્ગ સ્વચ્છ બનાવી દીધો હતો; પરન્તુ જે પાપથી જગતનાં સર્વ રાજ્યો નાશ પામ્યાં છે, તે પાપો જાટોમાં વર્તમાન ન હોત તો બિકાજી કદિ પણ યુદ્ધ કર્યા વિના તેમનો દેશ પોતાના અધિકારમાં લઇ શકત નહિ. જાટોનાં છ કુળોમાંનાં જોહિયા અને ગોદારા નામનાં કુલો અધિક સામર્થ્યવાન હતાં; પરંતુ તે ઉભયમાં વિદ્વેષ પુષ્કળ વધી ગયો હતો, તેથીજ જોધાનો વંશજ સરલતાથી તેમના સિંહાસનપર વિરાજમાન થયો. બિકાજીની જયપ્રાપ્તિનું એક બીજું કારણ એ પણ હતું કે ઉપરોક્ત ઘટના બની તે પૂર્વે મહાબળવાન મોહિલજાતિની સાથે તેમને ભયંકર શત્રુતા હતી અને બિદાજીએ રાઠોડોની સેનાસહિત તેમના દેશમાં પ્રવેશ કરી અદ્દ્ભુત વીરતાથી તેમનો વિધ્વંસ કરી નાખ્યો હતો. આથી તેમના ભયથી જાટો બિકાજીને શરણે આવ્યા. વળી તેમના રાજ્યની નિકટજ જેસલમીરનું રાજ્ય સ્થિત હતું અને ત્યાંના ભાટી લોકો અત્યંત પ્રબલ થઈ જાટોની ઉપર ભયંકર અત્યાચાર કરતા હતા. જ્યારે જાટ લોકોને આ ભાટીલોકોના ભીષણ ઉપદ્રવોમાંથી સ્વજાતિની રક્ષા થવી અસંભવિત જણાઇ, ત્યારે તેમણે યુદ્ધ કર્યા વિનાજ બિકાજીની આધીનતા સ્વીકારી લીધી. વળી બિકાજીના તાબાના મહાબળવાન રાઠોડોએ અદ્દ્ભુત પરાક્રમ પ્રદર્શિત કરી જંગલના નિવાસીઓનો નાશ કરી નાખ્યો હતો, તેથી જાટોએ તેમને શરણે આવવા સિવાય પોતાની રક્ષાનો બીજો કોઇ પણ ઉપાય જોયો નહિ.

ગોદારા જાટોએ મહાસંશયમાં પડી બિકાજીને તાબે થવું ઉચિત છે કે નહિ, તેનો નિશ્ચય કરવાને માટે પોતાની એક જાતીય સભા બોલાવી. તેમણે તે સભામાં પુષ્કળ વાદવિવાદ અને તર્કવિતર્ક કર્યા પછી એવો નિર્ણય કર્યો કે રાઠોડવીર બિકાજીને સંતુષ્ટ કરવા એ આપણું પરમ કર્તવ્ય છે.

ગોદારા શાખાનો નેતા પાંડુ[1] સેખાસરમાં નિવાસ કરતો હતો. પાંડુથી બીજે નંબરે નિયાના નેતાને સન્માન મળતું હતું. સર્વ જાટો સમાનભૂમિનો ઉપભોગ લઈ પશુનું પરિપાલન કરી જીવન-નિર્વાહ કરતા હતા.

ગોદારા જાટોએ પોતાની જાતીયસભામાં જે નિર્ણય કર્યો, તે અનુસાર તેમણે સેખાસર અને રૂનિયાના અધિનાયકને રાઠોડરાજકુમાર બિકાજીની નિકટ મોકલી આપ્યા.

વીરવર બિકાજીની પાસે જઇ તેમણે નિમ્નલિખિત વ્યવસ્થા અનુસાર રાજસિંહાસન ભોગવવાનો પ્રસ્તાવ કર્યો:-

(૧) જોહિયા તથા ઇતર જે જે શાખાના જાટો ગોદારાની સાથે શત્રુતા રાખે છે તથા તેમના પર અત્યાચાર કરે છે, તેની વિરુદ્ધ બિકાજીએ ગોદારાનો પક્ષ ગ્રહણ કરી શસ્ત્ર ધારણ કરવાં.

(૨) ભાટીઓ પુનઃ આક્રમણ કરી ન શકે તેટલા માટે બિકાજીએ પશ્ચિમ તરફની સીમાનું રક્ષણ કરવું.

(૩) આ દેશના નિવાસીઓના ચિરપ્રચલિત અધિકાર ઉપર કોઇ પણ પ્રકારનો હસ્તક્ષેપ કરવો નહિ.

ઉભય જાટનેતાઓએ બિકાજીની સન્મુખ જઇ ઉપરોક્ત ત્રણ નિયમો તેમને કહી સંભળાવ્યા.

---

[1] પાંડુ પટ્ટણના મુસલમાન ફકીર શેખ ફરીદના નામપરથી આ ગામનું નામ શેખાસર પડ્યું હતું. આ સ્થાનમાં શેખ ફરીદની એક દરગાહ અદ્યાપિ વિદ્યમાન છે. માતા ભવાનીની આરાધના કર્યા પૂર્વે જાટ લોકો શેખફરીદપ્રત્યે ઘણો ભક્તિભાવ રાખતા હતા. આથીજ કર્નલ ટૉડે આ લોકોને સાઇથીયન જાતિમાંથી ઉત્પન્ન થયેલા અને મુસલમાનોમાંથી હિંદુ થયેલા માન્યા હોય એમ જણાય છે. આજે હિંદુસ્થાનમાં સર્વત્ર ઘણા હિંદુઓ મુસલમાન પીરોની ભક્તિ અને પૂજા કરે છે, તેથી શું તેમને મુસલમાન કહી શકાશે ? માટે જાટોને મુસલમાન કહેવા ઉચિત નથી.

રાજનીતિવિશારદ બિકાજીએ આ શરતો તરતજ સ્વીકારી લીધી. જ્યારે યુદ્ધ કર્યાં વિના રાજ્ય મળતું હોય ત્યારે એવો કોણ હોય કે જે આવી શરતોનો સ્વીકાર ન કરે ? ગોદારા લોકોએ તેને તરતજ પોતાનો અધીશ્વર બનાવ્યો. તેમણે પ્રત્યેક ઘરદીઠ એક એક રૂપીઓ અને સો વીઘાં જમીનપર બે રૂપીઆ રાજાને ભરવાનો નિયમ ઠરાવ્યો. આ નિયમ સ્વીકારવામાં પણ બિકાજીએ વિલંબ કર્યો નહિ. બીજી કોઇપણ જાતિએ અન્યને શરણે જતી વખત આ રીતે પોતાના અધિકારની રક્ષા કરી છે ? પરંતુ જાટજાતિએ તેમ કર્યું. ઉક્ત ઉભય ગોદારા જાટોએ બિકાજીને સ્પષ્ટ રીતે જણાવ્યું કેઃ–"આપ અથવા આપના ઉત્તરાધિકારીઓ અમારા જાતીય અધિકાર ઉપર કોઇ પણ પ્રકારનો હસ્તક્ષેપ કરી ન શકે તે માટે પ્રમાણ શું છે? આપ શું જામીનગરી આપો છો?" ધર્મની સાથે રાજનીતિને શું સંબંધ છે, તે બિકાજી સારી પેઠે જાણતા હતા;અને તે એમ પણ સારી પેઠે જાણતા હતા કે કૂટરાજનીતિનું અવલંબન કરીને આપણો સ્વાર્થ સાધવો એ કોઇ પણ પ્રકારે ઇષ્ટ નથી. જે પ્રજાએ સમર કર્યા વિના તેમની આધીનતા સ્વીકારી હતી, તે પ્રજાની સાથે કેવું વર્તન રાખવું ઇષ્ટ છે, તેનો તેમણે શીઘ્ર નિશ્ચય કરી લીધો. તેમણે તેમનો ભય નિવૃત્ત કરવાને માટે ઉત્તમ ઉપાય ખોળી કાઢ્યો. આ ઉપરથી બિકાજીના રાજ્યચાતુર્યનો ઉત્તમ પરિચય મળે છે. બિકાજીએ તત્કાળ ગોદારા લોકોને પ્રત્યુત્તર આપ્યો કેઃ–"હું અથવા મારા ઉત્તરાધિકારીઓ કદિ પણ તમારા ચિરપ્રચલિત અધિકારમાં હસ્તક્ષેપ કરશું નહિ અને તેના પ્રમાણતરિકે મારો અને મારા ઉત્તરાધિકારીઓનો અભિષેક થશે, ત્યારે તમે અને તમારા ઉભયના વંશજો મને અને મારા વંશજોને રાજતિલક કરશો." જુઓ, આ કેવી ઉદાર રાજનીતિ છે ?

જે પ્રકારે વીરશ્રેષ્ઠ બિકાજીએ યુદ્ધ કર્યા વિના અત્યંત સરલતાથી માત્ર પોતાના બળનો ભય દર્શાવીને જાટો ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો, તે પ્રકારે ભાગ્યેજ કોઇએ રાજ્યની સ્થાપના કરી હશે. રાજસ્થાનમાં રાજપૂતવીરોએ પ્રાચીન અસભ્ય જાતિઓને પરાસ્ત કરીને જે જે રાજ્યો સ્થાપન કર્યાં છે, તેનાં કાંઇ ને કાંઇ સ્મૃતિચિન્હ આજપર્યંત વિદ્યમાન છે. મેવાડના આદિનિવાસી ભીલ લોકોના નેતાએ ગિહલોત વંશના આદિપુરુષને જે પ્રકારે રાજ્યપદપર અભિષિક્ત કરી, તેમને રાજતિલક કર્યું હતું, તેજ પ્રકારે આજે પણ ભીલનેતાદ્વારા ઉદયપુરના મહારાણાને રાજતિલક થાય છે. આજે પણ મેવાડના મહારાણાના અભિષેકપ્રસંગે ઓગના શાખાના ભીલોના નેતા પોતાના હાથના અંગુઠાનું છેદન કરીને તે રક્તવતી મહારાણાના મસ્તકપર તિલક કરે છે અને પોતાના હાથવતી તેમને સિંહાસનપર બેસાડે છે; તેમજ ઉન્દરી જાતિના ભીલનેતા રાજતિલક કરતી વખત એક ચાંદીના પાત્રમાં ધાન્ય, રૂપિયા વગેરે મૂકીને તે નજર કરે છે. અંબર અથવા જયપુરના આદિનિવાસી મીના લોકોનો નેતા પણ રાજાના અભિષેકપ્રસંગે આ પ્રકારે તેમને રાજતિલક કરે છે. બૂંદી અને કોટા એ ઉભય રાજ્યો આજપર્યંત હાડોતીના પ્રાચીન સ્વામીઓના નામથી ઓળખાય છે.

મહારાજા બિકાજીએ યુદ્ધ કર્યાં વિના રાજ્યનીસ્થાપના કરી હતી, તેનાં બે સ્મૃતિચિન્હો તેમના ઉત્તરાધિકારીઓએ જાળવી રાખ્યાં છે. બિકાજીના મસ્તકપર પાંડુએ રાજતિલક કર્યું હતું, તેથી હજી પણ તેના વંશજોનો નેતા બિકાનેરના અધીશ્વરને રાજતિલક કરે છે. અભિષેકપ્રસંગે મહારાજા તેને પચ્ચીસ સુવર્ણમુદ્રા આપે છે. આ રાજાનું પ્રતિજ્ઞાપાલનનું આ કેવું ઉત્તમ દૃષ્ટાંત છે ! આવાં દૃષ્ટાંતો જગતમાં ઘણાંજ થોડાં પ્રાપ્ત થાય છે. આ પરથી સ્પષ્ટરીતે વિદિત થાય છે કે પ્રતિજ્ઞાપાલનની મહત્તા અને પ્રજાના હૃદયપર અધિકાર પ્રાપ્ત કરવાની રીતિ બિકાજી સારી પેઠે જાણતા હતા. બીજું સ્મૃતિચિન્હ નીચે જણાવવામાં આવે છેઃ–

બિકાજીએ જે સ્થાનપર પોતાનીરાજધાની સ્થાપિત કરી તે સ્થાન એક જાટના તાબામાં હતું તેમણે તેને કહ્યું કેઃ " આ સ્થળ મને આપો, હું અહીંઆં રાજધાની સ્થાપિત કરીશ. " જો તેમણે ધારત તો પોતાની ચતુરાઇ અને કૂટરાજનીતિજાળનો વિસ્તાર કરી તે સ્થાનપર અધિકાર કરી શકત પરંતુ તેમણે તેમ કર્યું નહિ. તેમની ઉપરોક્ત માગણી સાંભળી ઉક્ત જાટે કહ્યુંઃ " આ સ્થાન આપવાને હું તૈયાર છું; પરંતુ રાજધાનીની સાથે મારૂં નામ જોડવું પડશે. !" બિકાજીએ તરત તે વાતને સ્વીકાર કર્યો. આથીજ રાજધાનીનું નામ બિકાનેર પડ્યું; કારણ કે ઉક્ત જાટનું નામ નેરાં હતું.

દીવાળી અને હોળીના પર્વપર હજીપણ શેખાસર અને રૂનિયાના વર્તમાન જાટનેતાઓ બિકાનેરના અધીશ્વર તથા સમસ્ત રાઠોડસામંતોને તિલક કરે છે. રૂનિયાનો નેતા ચાંદીના પાત્રમાં ચંદનાદિ સામગ્રીઓ મૂકીને તેને હાથમાં પકડે છે અને શેખાસરનો નેતા તેમાંથી ચંદનાદિ લઇ પોતાના હાથવતી મહારાજાના મસ્તકપર તિલક કરે છે. મહારાજા આ પ્રસંગે તેમને ઉપહારતરિકે એક સુવર્ણમુદ્રા અને પાંચ રૂપિયા આપે છે. જાટનેતાઓ તિલક કરી રહ્યા પછી સામંતો પોતપોતાના પદ પ્રમાણે મહારાજાને તિલક કરે છે. રાજાની તરફથી કેટલીક સુવર્ણમુદ્રા શેખાસરના સામંતને પ્રાપ્ત થાય છે અને કેટલીક રૂપાની મુદ્રા રૂનિયાના સામંતને મળે છે.

વિજયી બિકાજીએ જાટો ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કરી પ્રતિજ્ઞા લીધી કે:–" હું અને મારા ઉત્તરાધિકારીઓ કદિપણ આપના પૈતૃક અધિકાર ઉપર હસ્તક્ષેપ કરશું નહિ " આ વચનો સાંભળી જાટો અત્યંત પ્રસન્ન થયા. તેમણે ગોદારાજાટોના દેશ ઉપર પ્રથમ અધિકાર સ્થાપિત કરી પછી પાસેના જોહિયાના દેશને જીતવાનો સંકલ્પ કર્યો. જોહિયા અને ગોદારાની ગોદારાની વચ્ચે દીર્ઘકાળથી વૈમનસ્ય ચાલતું હતું, તેથી ગોદારાજાટોની પ્રાર્થના પ્રમાણે પરમ પરાક્રમી અને અસીમ સાહસિક વીર બિકાજી જોહિયાઓને પરાસ્ત કરવાને ચાલ્યા. અલ્પ સમયમાં બિકાજીએ ગોદારાલોકોની એટલી બધી પ્રીતિ સંપાદન કરી લીધી કે તે જાટો તેમની આજ્ઞા થતાં શીઘ્ર શસ્ત્ર ધારણ કરીને યોદ્ધા બની ગયા અને પોતાના શત્રુઓપર આક્રમણ કરવાને ચાલ્યા. જોહિયાઓની વસ્તી માત્ર મરુક્ષેત્રના ઉત્તરભાગમાંજ નહિ; પરંતુ સતલજ નદીના તટપર્યંત હતી. તેમના તાબાના દેશમાં ૧૧૦૦ ગામો હતાં; પરંતુ ત્રણ શતાબ્દીઓમાં ' જોહિયા ' નામ સુદ્ધાંનો લોપ થઇ ગયો.

જોહિયાઓનો મુખ્ય નેતા શેરસિંહ મરુપાલ નામના સ્થાનમાં નિવાસ કરતો હતો. વિજયી બિકાજી પોતાની પરાક્રમશાળી સેનાને સાથે લઇ શેરસિંહની ઉપર આક્રમણ કરવાને ચાલ્યા. શેરસિંહે પણ સમસ્ત જોહિયાઓને એકત્રિત કરીને પોતાની રક્ષા કરવાની તૈયારી કરી. ઉભય પક્ષો વચ્ચે દારુણ યુદ્ધ ચાલ્યું. બિકાજીને આ સમય પૂર્વે અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત થયો હતો; પરંતુ આ સમયે તેઓ પરાસ્ત થયા. શત્રુગણ પરમ પરાક્રમ દર્શાવી આક્રમણકારીઓને નિઃાશ કરવા લાગ્યા. અંતે બિકાજીએ પ્રપંચ કરી શેરસિંહના પ્રાણનો નાશ કર્યો અને ઉત્સાહપૂર્વક શત્રુગણપર આક્રમણ કરી મરુપાલભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને જોહિયાઓને નિરુપાય બની રાઠોડોની આધીનતા સ્વીકારવી પડી.

વિજયી બિકાજીએ આ પ્રકારે માત્ર અલ્પ સેનાની સહાયથી એક એક કરીને અનેક પ્રદેશો હસ્તગત કરી લીધા અને એક સુવિસ્તૃત રાજ્યની સ્થાપના કરી. ત્યારપછી તેમણે પશ્ચિમ તરફ દિગ્વિજય કરવાને માટે કૂચ કરવા માંડી. પાશ્ચિમાત્ય સીમાની નિકટના ભાટીરાજ્યના અધીશ્વરે દીર્ઘકાળ પૂર્વે જાટોના હાથમાંથી વાગોર નામનો પ્રદેશ જીતી લીધો હતો. બિકાજીએ આ સમયે સ્વસેનાસહિત ત્યાં જઇ તે પ્રદેશને ભાટીઓના ગ્રાસમાંથી મુક્ત કર્યો. બિકાજીએ આ પ્રકારે પોતાના પિતાની રાજધાની મંદોરમાંથી દિગ્વિજય કરવાને બહાર નીકળી ત્રીસ વર્ષની અવધિમાં અનેક સ્થાનોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને તેમણે હવે વાગોર પ્રદેશમાં પોતાની રાજધાની સ્થાપવાનો નિશ્ચય કર્યો. તેમણે પોતાના નિશ્ચયાનુસાર નેરા નામના જાટની પાસેથી પૂર્વોક્ત પ્રદેશ લઇ સંવત ૧૫૪૫ ( ઇ૦ સ૦ ૧૪૮૯ ના મે માસની ૧૫ મી તારિખે ) ના વૈશાખ માસમાં બિકાનેર નામની નવીન રાજધાની સ્થાપિત કરી.

અમે પૂર્વે જણાવી ગયા છીએ કે બિકાજી પોતાના કાકા કાંધલની સાથે દિગ્વિજય કરવાને માટે બહાર નીકળ્યા હતા. વીરશ્રેષ્ઠ કાંધલે પોતાની વીરતા અને ચાતુર્યથી પોતાના ભત્રીજા બિકાજીને આ નવીન રાજ્યની સ્થાપના કરવામાં પુષ્કળ સહાય કરી હતી. બિકાજીએ મંદોરનો ત્યાગ કરી ત્રીસ વર્ષપર્યંત સતત પોતાનો અધિકાર સ્થાપિત કરવામાં લિપ્ત રહી અંતે જ્યારે નવીન રાજધાનીની સ્થાપના કરીને પોતાની શાસનશક્તિ સારી રીતે દૃઢ કરી લીધી ત્યારે વીરશ્રેષ્ઠ કાંધલે પોતાના તાબાના રાઠોડોને પોતાની સાથે લઇ બિકાનેરનો ત્યાગ કરી ઉત્તર તરફ એક સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરવાને માટે યાત્રા કરી. રાઠોડવીર કાંધલે

પોતાની સાહસિક સેનાની સહાયથી ક્રમશઃ સિયાગ, વેનીવાલ અને સારણ નામક ત્રણ જાટ શાખાના માણસોને પરાસ્ત કરી પોતાની શાસનશકિત શીઘ્ર પ્રબળ કરી લીધી. આ કાંધલજીના વંશજો આજપર્યંત બિકાનેરના ઉત્તર ભાગમાં વસે છે. આ લોકો કાંધલોત રાઠોડ કહેવાય છે. ઉપરોકત ત્રણ જાતના ત્રણ દેશો જો કે બિકાનેરરાજ્યના પ્રધાન અંશસ્વરૂપ હતા; પરંતુ કાંધલોત રાઠોડોએ બિકાનેરના મહારાજાને સંપૂર્ણરીતે પોતાના અધીશ્વર માન્યા નહિ. તેઓ માત્ર એક કુટુંબીતરીકે તેમને સન્માન આપતા હતા. જ્યારે બિકાનેરરાજ્ય તરફથી તેમની પાસે ખંડણી માગવામાં આવતી; ત્યારે તેઓ પ્રત્યુત્તર આપતા કેઃ-" શું અમારા આદિપુરુષ કાંધલજી આ દેશપર અધિકાર ભોગવી ગયા નથી ? શું તેમણેજ બિકાજીને રાજ્યપદપર અભિષિકત કર્યા નહોતા ? અમારા પૂર્વજેજ બિકાને અધીશ્વર બનાવ્યા હતા, તો બિકાજીના વંશજ બિકાનેરના મહારાજાને અમારી પાસેથી ખંડણી લેવાનો શું અધિકાર છે ? "

તેજસ્વી વીર કાંધલ એક સ્વતંત્ર રાજ્યની સ્થાપના કર્યા પૂર્વેજ આ સંસારમાંથી ચાલ્યા ગયા. જ્યારે તેઓ હિસારના કિલ્લાપર અધિકાર કરવાને ગયા, ત્યારે દિલ્લીના યવનસમ્રાટના પ્રતિનિધિએ તેમનો વધ કર્યો. જો કાંધલ વધુ સમય જીવંત રહ્યા હોત તો તેઓ એક સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરત, એમાં કિંચિત્ પણ શક નથી.

મહારાજા બિકાજી નવીન રાજધાની બિકાનેરની સ્થાપના કર્યા પશ્ચાત્ ઝાઝા દિવસ સુધી રાજ્ય ભોગવી શકયા નહિ. તેમણે ભારતવર્ષમાં એક નવીન રાજ્યની પ્રતિષ્ઠા કરી, સંવત ૧૫૫૧ માં પોતાના માયામય શરીરનો ત્યાગ કર્યો. બિકાજીએ જે પૂંગલના ભાટીરાજાની કન્યા સાથે વિવાહ કર્યો હતો, તેના ગર્ભથી લૂનકરણ અને ગડસી નામના બે પુત્રો ઉત્પન્ન થયા. તેમાંનો જ્યેષ્ઠકુમાર પોતાના પિતાના સિંહાસનપર અધિષ્ઠિત થયો અને કનિષ્ઠ કુમાર ગડસીએ અડસીસર અને ગડસીસર નામનાં બે નગરોની સ્થાપના કરી. તેના અનેક વંશજો આજે ગડસિયોત બિકાના નામથી પ્રસિદ્ધ છે અને તેઓ ગડસીસર અથવા ગરીબદેસર નામના સ્થાનમાં નિવાસ કરે છે. ઉપરોકત ઉભય દેશોમાંના પ્રત્યેક દેશમાં ચોવીસ ચોવીસ ગામો[1] છે. વિજયી બિકાજીના જ્યેષ્ઠ કુમાર લૂનકરણે રાજપદપર અભિષિકત થઇ પોતાના રાજ્યની પાશ્ચિમાત્ય સીમા વધારવાને માટે એક એક કરીને ભાટીઓના અનેક દેશ જીતી લીધા. જે સમયે લૂનકરણ પોતાના બાહુબળથી બિકાનેરરાજ્યની સીમા વૃદ્ધિંગત કરી રહ્યા હતા, તે સમયે તેમના ચાર પુત્રોમાંથી જ્યેષ્ઠ પુત્ર મહાજન નામનો દેશ અને ૧૪૪ ગામો લઇ સ્વતંત્ર રીતે રહેવાની ઇચ્છા પ્રદર્શિત કરી.મહારાજાએ તત્કાળ તેની ઇચ્છા પૂર્ણ કરી. તેણે ઉપરોકત પ્રદેશ પોતાના અધિકારમાં લઈ પૈતૃક સિંહાસનનો સર્વ અધિકાર પોતાના લઘુ ભ્રાતા જેતસીને અર્પણ કરી દીધો. સંવત ૧૫૬૯ માં લૂનકરણનું મૃત્યુ થયું, ત્યારે જેતસી પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયો. તેના બીજા બે ભ્રાતાએ પણ બે સ્વતંત્ર પ્રદેશો અને બીજી થોડી ભૂમિ લીધી. જેતસીને ત્રણ પુત્રો ઉત્પન્ન થયા. પ્રથમ કલ્યાણમલ, બીજા શિવજી અને ત્રીજા અશ્વપાલ. જેતસિંહ (જેતસી) પણ બિકાજીના જેવાજ તેજસ્વી હતા. તેમણે સ્વાધીન ગિરાશિયાઓના નેતા પૈકી તારનોત નામના પ્રદેશના અધિનાયકને યુદ્ધમાં પરાસ્ત કરી તે પ્રદેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. પછી તેમણે તે પ્રદેશનો અધિકાર પોતાના દ્વિતીયપુત્ર શિવજીને અર્પણ કરી દીધો. બિકાજી અને કાંધલે મરુભૂમિના આ ભાગમાં પ્રવેશ કર્યા પૂર્વે રાઠોડવીર બિદાજીએ પોતાની રાઠોડસેનાસહિત આવી ત્યાં પોતાની છાવણી નાખી હતી અને ત્યાં તેનાજ વંશજો અધિકાર ભોગવતા હતા. વીરશ્રેષ્ઠ જેતસિંહે તે બિદાજીના વંશજોનેજ પરાસ્ત કરીને તેમની પાસેથી વાર્ષિક ખંડણી લેવા માંડી. વાર્ષિક ખંડણી સિવાય તે દેશપર પોતાનો કાંઇપણ અધિકાર તેમણે રાખ્યો નહિ.

સંવત ૧૬૦૩ માં જેતસિંહ પરલોકવાસી થયા, ત્યારે કલ્યાણમલ પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા. જો કે કલ્યાણમલના શાસનસમયમાં બિકાનેરની કાંઇપણ ઉન્નતિ થઇ નહિ, તેમ કાંઇ પરિવર્તન પણ થયું નહિ; પરંતુ તેમણે દીર્ઘકાળપર્યંત નિર્વિઘ્નતાપૂર્વક રાજ્ય કર્યું. તેમને

[1] આ મરુભૂમિના દૂરના દેશોનાં જુદાં વિસ્તૃત વર્ણન કરવામાં આવશે નહિ; કારણ કે તે સર્વ ગ્રામો એક-સરખાં હતાં, માત્ર પ્રામોનાં નામ અને સ્થાન ભિન્ન હતાં.

ત્રણ પુત્રો ઉત્પન્ન થયા. પ્રથમ રાયસિંહ, બીજા રામસિંહ અને ત્રીજા પૃથ્વીસિંહ. સંવત ૧૬૩૦ માં કલ્યાણસિંહનું મૃત્યુ થયું, ત્યારે રાયસિંહની ઉપર રાજછત્ર શોભાયમાન થયું.

રાયસિંહના શાસનસમયથી બિકાનેરના ગૌરવની વૃદ્ધિ થવા લાગી. આટલા દિવસપર્યંત બિકાનેર એક અત્યંત નાનું રાજ્ય ગણાતું હતું;પરંતુ સાહસિક અને રાજનીતિચતુર વીર રાયસિંહે પોતાના રાજ્યની ઉન્નતિ કરવાને માટે ભીષણ પ્રયત્ન કરવા માંડયો. આ સમયે દિલ્લીના સિંહાસનપર પાદશાહ અકબર વિરાજમાન હતો. ભારતવર્ષના અનેક રાજપૂતરાજાઓએ દિલ્હીશ્વરને આધીન રહી પોતાની ઉન્નતિ કરી હતી અને યવનસમ્રાટની કૃપા સંપાદન કરી હતી, તેથી રાયસિંહે પણ વિચાર કર્યો કે:–"આવા અનુકૂળ સંયોગોમાં કેવળ બિકાનેરરાજ્યથી સંતુષ્ટ રહેવું ઉચિત નથી. અન્યાન્ય દેશી રાજાઓની પેઠે કીર્તિ અને સન્માન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો ઇષ્ટ છે. એક દિવસ એવો અવશ્ય આવશે કે જ્યારે દિલ્હીશ્વર બિકાનેરને હસ્તગત કરવાની ચેષ્ટા કરશે અને જ્યારે ભારતવર્ષના મહાબળવાન રાજાઓ પણ પોતાની સ્વાધીનતાની રક્ષા કરી શકયા નથી તો મારી તે શી ગણતરી? માટે ઉચિત તો એ છે કે પ્રથમથીજ હું યવનપાદશાહની સાથે મિત્રતા કરી લઉં." રાયસિંહ સિંહાસનપર બેઠા તે સમયપર્યંત જાટલોકો પોતાના ચિરપ્રચલિત અધિકારનું સંરક્ષણ સારીરીતે કરતા આવ્યા હતા. હવે દિનપ્રતિદિન જાટોની સંખ્યા વૃદ્ધિંગત થતી જતી હતી; પરંતુ તેમનો રાજકીય અધિકાર ધીમે ધીમે ન્યૂન થતો જતો હતો. પરાધીનતાની શૃખલામાં પરિબદ્ધ થવાથી હવે ધીમે ધીમે તેમનું બળવિક્રમ લુપ્ત થતું જતું હતું. તેમનું બળ જેમ જેમ ન્યૂન થતું જતું હતું, તેમ બિકાનેરરાજ્યનું જોર વૃદ્ધિંગત થતું જતું હતું; પરંતુ કાળની વિચિત્ર લીલાથી જાટોની સ્વતંત્રતા છીનવી લેનાર બિકાનેરના રાજાને પણ દિલ્હીશ્વરની પરતંત્રતાની ધુંસરી ધારણ કરવી પડી.

પિતાનું પરલોકગમન થયા પછી રાયસિંહ સ્વયં તેમની ભસ્મ લઇને ગંગાજી ગયા. રાયસિંહે જેસલમીરના રાજાની એક કન્યાની સાથે વિવાહ કર્યો હતો અને દિલ્હીશ્વર અકબરે પણ તેજ રાજાની એક બીજી કન્યા સાથે લગ્ન કર્યું હતું. આથી રાયસિંહને પ્રથમથીજ અકબરની સાથે સગાઇનો સંબંધ હતો. તેઓ પિતાજીની ભસ્મ ગંગાજીમાં પધરાવીને પાદશાહની રાજધાનીમાં ગયા. સગાઇનો સંબંધ હોવાથી પાદશાહની સાથે પરિચય કરવાને તેમને ઘણી અનુકૂળતા મળી. અંબરના મહારાજા માનસિંહે પણ આ સમયે પાદશાહ અકબરની સભામાં પરમ સન્માન પ્રાપ્ત કર્યું હતું. આજ માનસિંહે બિકાનેરના મહારાજા રાયસિંહનો પરિચય પાદશાહની સાથે કરાવ્યો. રાયસિંહપર સૌભાગ્યની કૃપાદૃષ્ટિ થવાથી સમ્રાટ અકબરે પોતાના હિંદુઆપ્તજનનું પરમ આદરપૂર્વક સ્વાગત કરી તેમને ચાર હજાર અશ્વારોહીઓની સેનાના અધિનાયક બનાવ્યા અને તેમને 'મહારાજ' ની ઉપાધિ આપી, હિસારદેશનો શાસનભાર સમર્પણ કર્યો. બિકાજી તો નવીન રાજ્યની સ્થાપના કરીને સામાન્ય રાવજ બન્યા હતા; પરંતુ આ સમયે રાયસિંહે 'મહારાજ' ની ઉપાધિ ધારણ કરી બિકાનેરનું ગૌરવ વૃદ્ધિગત કર્યું. આ પ્રકારે પાદશાહની કૃપા થવાથી ભારતવર્ષના રાજાઓમાં બિકાનેર અને બિકાનેરપતિનું નામ સુવિખ્યાત થઇ ગયું. વળી પાદશાહે મારવાડદેશપર આક્રમણ કરી નાગોર જીતી લીધું અને તે રાયસિંહને સમર્પણ કરી દીધું. આથી રાયસિંહનું સન્માન અગાઉ કરતાં પણ વિશેષ વૃદ્ધિગત થઇ ગયું. ભાગ્યવાન રાયસિંહ આ પ્રકારે સમ્રાટ અકબરદ્વારા સન્માનિત થઇ તથા પ્રૌઢ સત્તા પ્રાપ્ત કરી પોતાના રાજ્યમાં ચાલ્યા આવ્યા. તેમને જે સન્માન મળ્યું હતું, તેથી રાજસ્થાનમાં તેમની પ્રતિષ્ઠા ઘણીજ વધી ગઈ. તેમણે બિકાનેરમાં જઇ પોતાના કનિષ્ઠ ભ્રાતા રામસિંહને એક સેના આપી ભાટીઓના પ્રધાનસ્થાન ભટનેરપર અધિકાર કરવાને મોકલી આપ્યો. રામસિંહે રાઠોડોની સેનાની સહાયથી અતિ સરલતાથી તે પ્રદેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો.

જોહિયાજાટો પશુપાલન અને ખેતીનો ક્ષુદ્ર વ્યવસાય કરતા હતા; તે છતાં પણ તેઓ ભારતની વીરજાતિઓની પેઠે સ્વતંત્રતાને ઘણીજ ચાહતા હતા. જો કે બિકાનેરના મહારાજાએ તેમનું સ્વાધીનતારૂપી રત્ન ખુંચવી લીધું હતું, જો કે જોહિયાઓના દેશપર રાઠોડોની સત્તા વજ્રવત્ દૃઢ થઇ ગઇ હતી; તે છતાં પણ તેઓ પોતાની લુપ્ત સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાને માટે હતઉદ્યોગ થઇને બેઠા નહોતા. રાયસિંહ જે સમયે યવનસમ્રાટદ્વારા સન્માનિત થઇને પોતાની રાજધાની તરફ જતા હતા તે

સમયે જોહિયાઓ પોતાની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાને માટે ઉદ્યોગ કરતા હતા. રાયસિંહે આ સમાચાર સાંભળી તે વિદ્રોહીદલનું દમન કરવાને માટે રાઠોડોની સેના પુનઃ તેમની ભૂમિમાં મોકલી આપી. જોહિયા લોકો પુનઃ પોતાનું મસ્તક ઉઠાવી ન શકે તથા પુનઃ રાઠોડોની સામે થવાનું સાહસ ન કરી શકે તેટલા માટે રાઠોડોએ તેમની ભૂમિમાં જઇ તેમને સંપૂર્ણરીતે દલિત કરવાનો પ્રયત્ન કર્યો. ભયંકર સમરાગ્નિ પ્રજ્વલિત થઈ ઉઠયો. સહસ્રાવધિ જોહિયાજાટો સ્વતંત્રતાની રક્ષાને માટે સંગ્રામભૂમિમાં પ્રાણાર્પણ કરવા લાગ્યા. અંતે રણવીર રાઠોડોએ તે દેશને સર્વથા ઉજ્જડ કરી દઇને યથાર્થ મરુદેશ (મૃત મનુષ્યોની ભૂમિ) બનાવી દીધો. ત્યારથી અત્યારપર્યંત આ દેશ જનશૂન્ય અવસ્થામાં છે. જો કે આ દેશનાં અનેક નગરો અને ગામોમાં જોહિયાજાટોનાં પુષ્કળ પ્રાચીન સ્મૃતિચિન્હો વિદ્યમાન છે; પરંતુ હાલમાં ત્યાંથી જોહિયાજાતિનું નામ સુદ્ધાં પણ લુપ્ત થઇ ગયું છે.

જોહિયાઓના અધિકારનીચેની ભૂમિના લોકો પ્રખ્યાત ભારતવિજેતા સિકંદરનું નામ આજપર્યંત સંભારે છે. તેનાં સ્મૃતિચિન્હો પણ આજપર્યંત ઉપલબ્ધ થાય છે. દાદૂસર નામના સ્થાનમાં રંગમહલ નામના એક મહાલયનું ખંડિયેર અદ્યાપિ વિદ્યમાન છે. એમ કહેવાય છે કે દાદૂસર પ્રાચીન રાજવંશની રાજધાની હતું. મહાવીર સિકંદર જે સમયે ભારતવર્ષ જીતવાને આવ્યો હતો, તે સમયે તેણે દાદૂસરપર આક્રમણ કરીને ત્યાંના અધીશ્વરને પરાસ્ત કરી રાજધાનીનો વિધ્વંસ કરી નાખ્યો હતો; પરંતુ આ વાત સત્ય લાગતી નથી. કર્નલ ટૉડનું અનુમાન એવું છે કે સિકંદરના જે એક સેનાપતિએ સમુદ્રતટપર રાજ્ય સ્થાપિત કર્યું હતું, તેનાજ કોઇ વંશજે અહીંઆં આવીને એ રાજધાનીનો નાશ કર્યો હશે.

વીરશ્રેષ્ઠ રામસિંહ પોતાના બંધુની આજ્ઞાથી જોહિયા લોકોનું સંપૂર્ણરીતે દમન કરી, તેઓ કદિ પણ પુનઃ મસ્તક ઉઠાવી ન શકે એવી રીતે તેમને પાદાક્રાંત કરી, પોતાની સત્તા સંપૂર્ણરીતે સ્થાપિત કરી, પોતાની રાઠોડસેનાને સાથે લઇ, પૂનિયાજાટોની વિરુદ્ધ યુદ્ધ કરવાને ચાલ્યા. બિકાજીના વંશજોએ ગોદારા અને જોહિયા લોકોનું દમન કરી પોતાની સત્તાનો વિસ્તાર કરી લીધો હતો ખરો; પરન્તુ તેઓ હજી પૂનિયા લોકોને જીતી શક્યા નહોતા. પૂનિયાજાટો હજીસુધી સ્વાધીન હતા. મહારાજા રાયસિંહે તેમનું દમન કરીને પોતાના રાજ્યની સીમા વૃદ્ધિંગત કરવાને માટે પોતાના લઘુ ભ્રાતા રામસિંહને આજ્ઞા આપી અને તે પ્રમાણે રામસિંહ તેમની સામે યુદ્ધ કરવાને ગયા. ભયંકર યુદ્ધ થયા પછી મહા બળવાન રાઠોડોએ વિજય પ્રાપ્ત કરી પૂનિયા લોકોનો દેશ હસ્તગત કરી લીધો. વિજેતા રામસિંહે તે દેશમાં પોતાનું રાજ્ય સ્થાપિત કરી ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો; પરંતુ દુર્ભાગ્યવશાત્ તેઓ સ્વાધીનતાની રક્ષાને માટે પ્રાણાંતપર્યંત યત્ન કરનાર પૂનિયાજાટોના હાથથી થોડાજ દિવસમાં માર્યા ગયા. રામસિંહનું મૃત્યુ થયા પછી પણ રાઠોડગણોએ પોતાની સત્તા સ્થાયી રાખવામાં ત્રુટી કરી નહિ. તે દેશનાં સર્વ પ્રધાન પ્રધાન સમૃદ્ધિશાળી નગરો રાઠોડોને તાબે થઇ ગયાં. તે દેશમાં વસતા રાઠોડો રામસિંહોત કહેવાય છે. રામસિંહોતોએ બિકાનેરના અધીશ્વરની આધીનતા સ્વીકારી હતી; પરંતુ કાંધલોતોએ તેમની સંપૂર્ણ આધીનતા સ્વીકારી નહિ. વળી જે પ્રકારે કાંધલોતો બિકાનેરના મહારાજાને યુદ્ધના સમયમાં સહાય આપતા નહોતા તે પ્રમાણે રામસિંહોતો પણ સહાય આપતા નહોતા. બિકાનેરના મહારાજા તેમના બળથી પોતાને કદિપણ બળવાન માનતા નહોતા. સીધમુખ અને સાંખૂ એ રામસિંહોતોની બે પ્રધાન નિવાસભૂમિ હતી.

આ પ્રકારે પૂનિયા લોકોની ભૂમિ રાઠોડોને હસ્તગત થતાંની સાથે મરુભૂમિનો ૭ જાટ શાખાના તાબાનો દેશ તેમના તાબામાં આવી ગયો. આ સમયે જાટો ખેતી અને પશુપાલનનો વ્યવસાય કરીને કાળક્રમણ કરતા હતા, તેથી તેઓ ઘણી સરળતાથી રાઠોડોને તાબે થઇ ગયા.

જો કે બિકાજીના વંશજ રાયસિંહે રાજ્યચાતુર્ય વાપરી સૌથી પહેલાં યવનસમ્રાટની આધીનતા સ્વીકારી હતી; તોપણ તેઓ સાહસ, તેજસ્વિતા અને શૌર્યમાં કોઇપણ પ્રકારે હીન નહોતા. તેમના કાર્યક્ષેત્રની મર્યાદા જેમ જેમ વૃદ્ધિંગત થતી ગઇ, તેમ તેમ તેમની સાહસિકતા અને શૂરતા અધિકાધિક પ્રકાશિત થતી ગઇ અને અલ્પ સમયમાં તેમનો ગૌરવસૂર્ય સંપૂર્ણ કળાથી પ્રકાશી નીકળ્યો. રામચંદ્ર અને લક્ષ્મણનાં બાહુબળનો પ્રકાશ થવામાં લંકાનું યુદ્ધજ મૂળ કારણ હતું. જો રાવણ

સીતાનું હરણ ન કરત તો તે ઉભય સૂર્યવંશી વીરોની આટલી બધી પ્રશંસા આપણા સાંભળવામાં આવત નહિ. આજ પ્રકારે મહારાજા રાયસિંહને જ્યારે દિલ્હીશ્વરની કૃપાથી વિશાળ કાર્યક્ષેત્ર હાથ લાગ્યું, ત્યારે તેમને પોતાના પૂર્વજો કરતાં વિશેષ ગૌરવ અને કીર્તિ પ્રાપ્ત કરવાની સારી અનુકૂળતા મળી. દિવસાનુદિવસ તેમનું કાર્યક્ષેત્ર અધિકાધિક વિસ્તૃત થતું ગયું. તેઓ ક્રમશઃ ભારતવર્ષના અનેક પ્રાંતોમાં રાઠોડોના બાહુબળનો પૂર્ણ પરિચય કરાવવા લાગ્યા. સમ્રાટ અકબરે પોતાના શાસન-કાળમાં ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં જે જે યુદ્ધો કર્યા હતાં, તે સર્વ યુદ્ધોમાં રાયસિંહે જઇ પોતાનાં અસીમ સાહસ અને અપરિમિત બાહુબળનો પરિચય કરાવ્યો હતો. રાયસિંહે અમદાવાદના શાસનકર્તા મીરજા મહમદહુસેનની સામે પરમ વીરતાથી યુદ્ધ કરીને તેને પરાસ્ત કર્યો અને તે શહેર-પર અધિકાર કર્યો, તેથી પાદશાહે તેમને ઘણું માન આપ્યું હતું. હવેથી પાદશાહ તેમને મહાવીર ગણવા લાગ્યો અને તેમને સૌથી અધિક માન આપવા લાગ્યો. સમ્રાટ અકબર પરમપરાક્રમી હિંદુ રાજાઓની સાથે સગપણનો સંબંધ જોડી ભારતવર્ષમાં મુસલમાનશાસનને દૃઢ કરવાની ઉત્કટ ઇચ્છા ધરાવતો હતો. આથી તે હિંદુરાજાઓમાંથી જેમને પરમ સાહસિક અને મહાબળવાન જોતો તેમને હસ્તગત કરવાને માટે તેમનાં બળવિક્રમનો ઉચ્ચ પુરસ્કાર આપી તેમના હૃદયપર અધિકાર કરી લેતો હતો. રાયસિંહનું બળ અને પરાક્રમ જોઇને અકબર પરમ પ્રસન્ન થયો અને તેણે તેમનું સન્માન વિશેષ વધાર્યું. જો કે રાયસિંહની સાથે તેને સાંસારિક સંબંધ પૂર્વથી હતો; તથાપિ તેને વિશેષ દૃઢ કરવાને ખાતર તેણે પોતાના પુત્ર સલીમ(જેણે પાછળથી જહાંગીર નામ ધારણ કર્યું હતું)ની સાથે રાયસિંહની કન્યાનો વિવાહ કરવાની માગણી કરી. મહારાજા રાયસિંહ સમય પ્રમાણે વર્તનાર અને રાજનીતિ-ચતુર હતા; તેથી તેમણે અન્યાન્ય રાજપૂતરાજાઓને પણ મુસલમાનરાજવંશની સાથે વૈવાહિક સંબંધ જોડતા જોઇને આ પ્રસ્તાવપ્રત્યે કાંઇ પણ વાંધો લીધો નહિ. વિવાહ અતિ ધામધૂમથી કરવામાં આવ્યો. આ વિવાહના પરિણામે હતભાગી પર્વેઝનો જન્મ થયો. આ પ્રકારે મહારાજા રાય-સિંહે સૌથી પહેલાં બિકાનેરનાં નામ અને યશનો ભારતવર્ષમાં વિસ્તાર કરી પાદશાહદ્વારા સન્માનિત થઇ સંવત ૧૬૮૮ (ઇ૦ સ૦ ૧૬૩૨)માં પરલોકગમન કર્યું.

મહારાજા રાયસિંહના મૃત્યુ પછી તેમના એકના એક પુત્ર કરણસિંહ[૧] તેમના સિંહાસનપર વિરા-જમાન થયા. કરણસિંહ પોતાના પિતાની જીવિત અવસ્થામાં દિલ્હીના સમ્રાટના તાબામાં બે હજાર અશ્વારોહીઓના સેનાપતિ બની દોલતાબાદના શાસનકર્તા થયા હતા. કરણસિંહને સુલતાન દારા શિકોહની સાથે ઘણી સારી મૈત્રી હતી. પાદશાહની પ્રીતિ દારા શિકોહપર થાય એમ કરવાને માટે કરણ-સિંહે ઘણો પ્રયાસ કર્યો હતો, તેથી દારાનો પ્રતિપક્ષી મુખ્ય સેનાપતિ કે જેના હાથનીચે કરણ-સિંહ હતા તેણે તેમના પ્રાણ લેવાને માટે ગુપ્ત પ્રપંચ રચ્યો હતો. પરન્તુ બૂંદીના મહારાજે પ્રથમથી કરણસિંહને ચેતાવી દીધા, તેથી કરણસિંહે ઘણી સહેલાઇથી પોતાના શત્રુની દુષ્ટ કામના વ્યર્થ કરી દીધી. કરણસિંહે અનેક વર્ષો સુધી પ્રબલ પ્રતાપસહિત રાજ્ય કર્યું અને ત્યારપછી તેઓ નિમ્નલિ-ખિત ચાર પુત્રો છોડી મરણ પામ્યાઃ-

૧ પદ્મસિંહ ૨ કેશરીસિંહ ૩ મોહનસિંહ ૪ અનુપસિંહ

કરણસિંહના ચાર કુમારો પૈકી પ્રથમ બેએ યવનસમ્રાટના કાર્યમાં પોતાનાં જીવનનું બલિદાન આપ્યું. જે સમયે પાદશાહની સેના બીજાપુરમાં યુદ્ધમાં લિપ્ત હતી, તે સમયે પદ્મસિંહ અને કેશરીસિંહ રાઠોડોની સેનાસહિત પાદશાહની તરફથી અસીમ સાહસિકતા સાથે રણભૂમિમાં લડયા હતા અને અંતે રણમાં પડયા હતા. કરણસિંહના તૃતીય પુત્ર મોહનસિંહના મરણનો જે ઉલ્લેખ ફરિસ્તાએ દક્ષિણના ઇતિહાસમાં કર્યો છે, તે અત્રે આપવાનું અમે ઉચિત ધાર્યું છે; કારણ કે એ પરથી ક્ષત્રિયજાતિ

૧ કરણસિંહ તો રાયસિંહના પૌત્ર હતા. રાયસિંહ સંવત ૧૬૬૮માં મરણ પામ્યા હતા.તેમને ચાર પુત્ર દલપતસિંહ, શૂરસેન કિસનસિંહ અને ભૂપતસિંહ હતા, રાયસિંહની પછી દલપતસિંહ સિંહાસનપર અધિષ્ઠિત થયા હતા. તેઓ સંવત ૧૬૭૦માં પાદશાહની સેના સામે યુદ્ધ કરી મરણ પામ્યા ત્યારે શૂરસેન રાજા થયા. તેમનો દેહાંત સંવત ૧૬૮૮ માં થયો. તેમની પછી કરણસિંહ ગાદીપર બેઠા હતા, આ રીતે ઉપરોક્ત લેખમાં દલપતસિંહ અને શૂરસેન એ બે રાજાઓનું વર્ણન નથી.

પોતાનાં પદ અને સન્માનની રક્ષાને અર્થે પ્રાણાર્પણ કરવાને કેવી રીતે તયાર થાય છે, તે પ્રતીત થાય છે.

જે સમયે પાદશાહની સેના દક્ષિણ જીતી લેવાને ગઇ તે સમયે કરણસિંહના ચારે કુમારો પણ રાઠોડોની સેના લઇને તેની સાથે ગયા હતા. દક્ષિણમાં પહોંચ્યા પછી એક સમયે શાહજાદા મોઆઝિમની છાવણીમાં તેના સાળાની સાથે મોહનસિંહને એક મૃગના બચ્ચાને માટે ઝગડો થયો. ક્રમશઃ આ ઝગડો એટલો વધી ગયો કે ઉભય ક્રોધથી ઉન્મત્ત બની ગયા અને કમરમાંથી તલવાર ખેંચી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. આ દ્વંદ્વયુદ્ધમાં મોહનસિંહ કપાઇને નીચે પડયા. આ સમાચાર શીઘ્ર રાઠોડોની છાવણીમાં પદ્મસિંહની નિકટ મોકલવામાં આવ્યા. અસીમ સાહસિક પદ્મસિંહ પોતાના ભ્રાતાના અપમાન અને મરણની ખબર સાંભળી ક્રોધિત સિંહની પેઠે કંપાયમાન બની હાથમાં નગ્ન તલવાર લઇ કેટલાક રાઠોડસેવકોસહિત મોઆઝિમની છાવણીમાં જઇ પહોંચ્યા. ત્યાં તેમણે જે દશ્ય જોયું તેથી તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમના ભ્રાતાનું શરીર ભૂમિપર પડેલું હતું, તે રક્તથી સર્વથા ખરડાઈ ગયું હતું અને તેમાંથી પ્રાણપક્ષી ઉડી ગયું હતું; તે છતાંપણ શત્રુ છાતીપર ચઢી બેઠો હતો. આ દશ્ય જોઇ રાઠોડવીર પદ્મસિંહની આંખોમાંથી અગ્નિની ચિણગારીઓ ઝરવા લાગી. પદ્મસિંહની ભયંકર મૂર્તિ અને ક્રોધિત મુદ્રા જોઇ હત્યા કરનાર યવનના હૃદયમાં મહા ભય ઉત્પન્ન થયો. રાઠોડોના હાથથી આપણું મૃત્યુ અવશ્ય થશે, એમ જાણી તેણે તથા તેના અનુયાયીઓએ જીવ લઇ કાયર પુરુષોની પેઠે છાવણીમાંથી નાસી જવાની ચેષ્ટા કરી. શાહજાદો પણ આ સમયે છાવણીમાં હતો; પરંતુ તેથી કિંચિત્ પણ ભય નહિ પામતાં પદ્મસિંહ મહાક્રોધિત બની સિંહની પેઠે ગર્જના કરી પોતાના ભ્રાતાની હત્યા કરનારનો વધ કરવાને માટે તેની પૂંઠે દોડયા.

પદ્મસિંહે ક્રોધોન્મત્ત બની પોતાના શત્રુપર તલવારનો એવો સખ્ત પ્રહાર કર્યો કે તેથી વચ્ચે આવેલા એક સ્તંભના પણ બે ટુકડા થઇ ગયા અને ઉક્ત હત્યાકારીના પણ બે ખંડ થઇ ગયા. પોતાના શત્રુને ઉચિત દંડ કરી પદ્મસિંહ પોતાના ભ્રાતાનું શબ લઇ પાદશાહની છાવણીનો ત્યાગ કરી પોતાના સ્થાનપર ચાલ્યા આવ્યા. જયપુર, જોધપુર, હાડોતી વગેરે જે જે દેશના રાજાઓ આ સમયે ત્યાં હતા તે સર્વને બોલાવી પદ્મસિંહે હૃદયભેદક ભાષણદ્વારા તેમને જણાવ્યું કેઃ-" પાપાત્મા યવનોએ મોહનસિંહના પ્રાણનો નાશ કરી સમસ્ત રાજપૂતજાતિનું અપમાન કર્યું છે; માટે હવે પાદશાહને આધીન રહી તેને કોઇપણ પ્રકારે સહાય કરવી એ રાજપૂતમાત્રને ઉચિત નથી. " તેમનાં આ વચનો સાંભળી સર્વ રાજપૂતોએ કહ્યું: " શીઘ્ર આ છાવણી છોડી સર્વ જણે પોતપોતાના રાજ્યમાં ચાલ્યા જવું ઉચિત છે. " અને તેઓ સર્વ પોતપોતાની સેના સજ્જ કરી પાદશાહની છાવણી છોડી પોતપોતાના રાજ્યમાં જવાને તૈયાર પણ થયા. શાહજાદા મોઆઝિમે તેમને સમજાવવાને માટે, એક બુદ્ધિમાન મુસલમાન અમીરને મોકલ્યો. તેણે આવી રાજપૂતરાજાઓને અનેક પ્રકારે સમજા૦ પરંતુ તેમણે તેની વાતપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. તે અમીરે કહ્યું: " વીરશ્રેષ્ઠ પદ્મસિંહે મોહનસિંહની હત્યા કરનારનો વધ કરીને ઉચિત વૈર લીધું છે; તેથી શાહજાદા તેમનાપર કિંચિત્ પણ ક્રોધિત થયા નથી; ઉલટું તેથી તેઓ પ્રસન્ન થયા છે. " પરંતુ ક્રોધિત થયેલા રાજપૂતોએ તેની કોઇપણ વાત સાંભળી નહિ. સર્વ રાજપૂતરાજાઓ પોતપોતાની સેના લઇ પાદશાહની છાવણી છોડી દશકોશના અંતરપર ચાલ્યા ગયા. અંતે મહાવિપત્તિ આવી પડેલી જોઇ શાહજાદો પોતે તેમને સમજાવવાને ગયો. તેણે તેમને આશ્વાસન આપી હાનિ પૂર્ણ કરવાની પ્રતિજ્ઞા કરી, ત્યારે રાજપૂતો પુનઃ તેની છાવણીમાં આવ્યા. આ ઘટના બન્યા પછી મહારાજ પદ્મસિંહ તથા કેસરીસિંહ બીજાપુરના યુદ્ધમાં માર્યા ગયા. ફરિસ્તાના ઇતિહાસમાં કેશરીસિંહની વીરતાનું એક વિશેષ ઉદાહરણ આપવામાં આવ્યું છે. એક સમયે કેશરીસિંહે પાદશાહની સન્મુખ તેની આજ્ઞાથી એક મહાબળવાન યુદ્ધ કર્યું હતું અને તેનો વધ કરી તેમણે કેશરી નામ પ્રાપ્ત કર્યું હતું. આ પૂર્વે તેમનું નામ શું હતું તે તેઓ જાણતા નથી. કેશરીસિંહે ઉક્ત સિંહને મારી પાદશાહને સંતુષ્ટ કર્યો, તેથી પાદશાહે તેમને પુરસ્કારમાં પચ્ચીસ ગામ આપ્યાં. વળી કેશરીસિંહે દક્ષિણના એક રાજાના હબસી જાતિના મહાબળવાન સેનાપતિને તલવારથી મારી નાખી વિશેષ યશ તથા ગૌરવની પ્રાપ્તિ કરી હતી.

રાજા કરણસિંહનો સ્વર્ગવાસ થયા પછી તેમના સૌથી નાના પુત્ર અનુપસિંહ સંવત ૧૭૩૦ ( ઈ૦ સ૦ ૧૬૭૪ ) માં તેમના સિંહાસનપર વિરાજમાન થયા. મહારાજ રાયસિંહના સમયથી પાદશાહના દરબારમાં બિકાનેરના રાજાઓની પ્રતિષ્ઠા ઘણી વધી હતી. બિકાનેરના રાજવંશ તરફથી પાદશાહને અનેકવાર સહાય મળી હતી અને તેણે પણ તેમને ઉચિત પુરસ્કાર આપ્યો હતો. મહારાજ-અનુપસિંહ એક મહા વીર અને અસીમ સાહસિક પુરુષ હતા. પાદશાહે તેમને પાંચ હજાર અશ્વારોહીના મનસબદાર બનાવ્યા હતા અને તેમને પોતાના દેશનો અધિકાર આપ્યા ઉપરાંત બીજાપુર તથા ઔરંગાબાદના શાસનનો ભાર પણ અર્પણ કર્યો હતો. અનુપસિંહે પ્રબળ પ્રતાપસહિત રાજશાસન ચલાવી અનેકવાર પોતાની વીરતાનો પરિચય કરાવ્યો હતો અને પોતાના વંશનું ગૌરવ બમણું વધારી દીધું હતું. જે સમયે કાબુલનો અફઘાન શાસનકર્તા દિલ્લીના પાદશાહપ્રત્યે વિદ્રોહી બન્યો તે સમયે પાદશાહે મારવાડપતિને તેનું દમન કરવાને મોકલ્યા હતા. તેમની સાથે બિકાનેરના મહારાજા અનુપસિંહ પણ પાદશાહની આજ્ઞાથી પોતાની સેનાસહિત કાબુલમાં ગયા હતા અને તેમણે વિદ્રોહનું દમન કરવામાં ઘણી સહાય કરી હતી. વિદ્રોહ શાંત થઇ ગયા પછી તેઓ પોતાના રાજ્યમાં પાછા આવ્યા. ત્યારપછી તેમણે પાદશાહને આધીન રહી અનેક યુદ્ધોમાં યશ પ્રાપ્ત કર્યો હતો. તેમના મૃત્યુસંબંધે ફરિસ્તા અને રાજપૂતઇતિહાસકારોની વચ્ચે મતભેદ છે. ફરિસ્તા જણાવે છે કે રાજા અનુપસિંહ દક્ષિણમાં મરણ પામ્યા હતા; પરંતુ રાઠોડોના ઇતિહાસપરથી પ્રતીત થાય છે કે મહારાજા અનુપસિંહ પોતાની સેનાસહિત દક્ષિણમાં ગયા તે સમયે તેમને પાદશાહના પ્રધાન સેનાપતિની સાથે છાવણીમાં કાંઇક ઝગડો થયો, તેથી તેઓ અત્યંત સંતપ્ત થઇ દક્ષિણ છોડી પોતાના રાજ્યમાં ચાલ્યા આવ્યા અને ત્યારપછી તરત તેમનું અવસાન થયું. આ અંતિમ વૃત્તાંત અમે સત્ય[1] માનીએ છીએ. મહારાજા અનુપસિંહ સ્વરૂપસિંહ અને સુજાનસિંહ નામના બે કુમારો છોડી પરલોકવાસી થયા હતા.

સંવત ૧૭૬૫ [2] (ઇ૦ સ૦ ૧૭૦૯ ) માં સ્વરૂપસિંહ પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા; પરંતુ તેઓ ઝાઝા દિવસસુધી રાજ્યશાસન ચલાવી શક્યા નહિ. મહારાજ અનુપસિંહ પાદશાહની સેવા કરતા હતા, તેથી તેમને તેની તરફથી ઓડની દેશ મળ્યો હતો; પરંતુ પોતાના જીવનના અંતિમ ભાગમાં તેમણે પાદશાહની સાથેનો સર્વ સંબંધ ત્યાગ કર્યો તેથી તે દેશ તેમની પાસેથી પુનઃ લઇ લેવામાં આવ્યો. સ્વરૂપસિંહે પોતાની સેના પોતાની સાથે લઇ ઓડની દેશપર આક્રમણ કર્યું. આજ યુદ્ધમાં તેઓ માર્યા ગયા. તેમની પછી તેમના લઘુભ્રાતા સુજાનસિંહ[3] રાજ-સિંહાસન ઉપર વિરાજમાન થયા; પરંતુ તેમના રાજત્વકાળમાં કોઈ સ્મરણીય ઘટના બની નહોતી. સંવત ૧૭૯૩ [4] ( ઇ૦ સ૦ ૧૭૩૭ ) માં જોરાવરસિંહ બિકાનેરના સિંહાસન ઉપર વિરાજમાન થયા; પરંતુ તેમના શાસનકાળમાં પણ કોઇ સ્મરણીય ઘટના બની નહિ.

દશ વર્ષપર્યંત રાજ્ય કરી જોરાવરસિંહ આ અસાર સંસારને છોડીને ચાલ્યા ગયા. હવે વીરશ્રેષ્ઠ ગજસિંહ બિકાનેરના સિંહાસનપર અધિષ્ઠિત થયા. સુજાનસિંહ અને જોરાવરસિંહના શાસનસમયમાં કોઇપણ પ્રકારની સ્મરણીય ઘટના બની નહોતી; પરંતુ મહારાજા ગજસિંહનો રાજત્વકાળ અનેક ઐતિહાસિક ઘટનાઓથી પરિપૂર્ણ હતો. મહારાજા ગજસિંહ વાસ્તવમાં એક યથાર્થ રાઠોડવીર હતા. તેમણે ૪૧ વર્ષપર્યંત રાજ્ય કરીને પોતાના રાજ્યની સીમા અને પોતાના ગૌરવની અત્યંત વૃદ્ધિ કરી. બિકાનેરની સરહદપર વસતા ભાટીઓ તથા ભાવલપુરના નવાબની સાથે કેટલાંક વર્ષોસુધી સતત યુદ્ધ કરી તેમણે પોતાના બાહુબળનો ઉત્તમ પરિચય કરાવ્યો. મહારાજા ગજસિંહે ભાટીઓની પાસેથી રાજાસર, કાલયા, રાનિયાર, સત્યસર, બ્રાન્નપુરા, મુતાલાઇ વગેરે અનેક પ્રદેશો જીતી લીધા. તદુપરાંત તેમણે અન્ય શત્રુઓને જીતીને તેમના અનેક પ્રદેશો લીધા અને ભાવલપુરના નવાબની સાથે

૧ બિકાનેરના એક ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કે, મહારાજ અનુપસિંહ સંવત ૧૭૫૫ માં ઓડની (દક્ષિણમાં) સ્વર્ગવાસી થયા હતા અને તેમની સાથે ૧૮ રાણીઓ સતી થઈ હતી.

૨ બિકાનેરના એક ઐતિહાસિક ગ્રંથમાં સંવત ૧૭૫૫ આપ્યો છે.

૩ સુજાનસિંહ સં૦ ૧૭૫૭માં સિંહાસનપર બેઠા હતા.

૪ બિકાનેરના ઇતિહાસમાં સંવત ૧૭૯૨ના માઘ વદી ૫ લખી છે.

યુદ્ધ કરીને તેની પાસેથી અનુપગઢ નામનો કિલ્લો હસ્તગત કરી લીધો. આ કિલ્લો તેમના રાજ્યની સીમામાં આવેલો હોવાથી તે તેમને અત્યંત ઉપયોગી હતો. 'દાઉદના પુત્રો' [1] પોતાના રાજ્યની સીમામાં કોઈપણ પ્રકારનો ઉપદ્રવ કરી ન શકે તથા અનુપગઢપર પુનઃ અધિકાર સ્થાપિત કરી ન શકે તેટલા માટે તેમણે અનુપગઢની પશ્ચિમ તરફની ભૂમિ સર્વથા વિધ્વસ્ત કરી નાખી અને તેમાંના સર્વ કૂવા માટી નખાવીને પૂરાવી દીધા.

મહારાજા ગજસિંહને ૬૧ પુત્રો થયા હતા; પરંતુ તેમાંના કેવળ ૭ પુત્રો વિવાહિતા સ્ત્રીના ઉદરથી થયા હતા. તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ–

(૧) છત્રસિંહ
(૨) રાજસિંહ
(૩) સુરતાનસિંહ
(૪) અજબસિંહ
(૫) સૂરતસિંહ
(૬) શ્યામસિંહ

ઉપરોક્ત ૭ પુત્રોમાંથી છત્રસિંહનું મૃત્યુ બાલ્યાવસ્થામાંજ થયું હતું અને રાજસિંહનો નાશ સૂરતસિંહની માતાએ વિષપ્રયોગથી કર્યો હતો. આથી સુરતાનસિંહ અને અજબસિંહને ભય પેદા થયો કે અમે પણ બંધુ રાજસિંહની પેઠે માર્યા જઈશું. તેઓ અત્યંત ભયભીત થઈ પિતાનું નગર છોડી જયપુરમાં ચાલ્યા ગયા. આ પ્રકારે સૂરતસિંહને અત્યંત સરલતાથી રાજ્યની પ્રાપ્તિ થઈ. શ્યામસિંહ બિકાનેરની અંતર્ગત એક નાના દેશનો અધિકાર પ્રાપ્ત કરી ત્યાંજ નિવાસ કરવા લાગ્યા. મહારાજા ગજસિંહ પરમ તેજસ્વિતાપૂર્વક ૪૧ વર્ષપર્યંત રાજ્ય કરી પરલોકવાસી થયા હતા. તેમની પછી સંવત ૧૮૪૩ ( ઇ૦ સ૦ ૧૭૮૭ ) માં રાજપૂતોની રીતિ અનુસાર સિંહાસન તો રાજસિંહને પ્રાપ્ત થયું હતું; પરંતુ તેમની સાક્ષાત્ પિશાચિની સ્વરૂપ સાવકી માતાના હૃદયમાં અત્યંત વિદ્વેષાગ્નિ પ્રજ્વલિત થઈ ઉઠયો, તેથી તેઓ પૂરા પંદર દિવસ પણ રાજસિંહાસન ભોગવી શક્યા નહિ. ગજસિંહના પાંચમા પુત્ર સૂરતસિંહની માતાએ પોતાના હાથથી વિષ આપીને રાજસિંહના જીવનને સમાપ્ત કરી નાખ્યું. તેઓ માત્ર તેર દિવસસુધી બિકાનેરના સિંહાસનપર વિરાજમાન રહ્યા હતા. માતા જેવી પિશાચબુદ્ધિની હતી તેવાજ કઠોર હૃદયનો પુત્ર પણ હતો. રાજસિંહના મૃત્યુ પછી સૂરતસિંહ પિશાચ મૂર્તિ ધારણ કરી બિકાનેરના રાજવંશને ઘોર કલંક આરોપિત કરવાને પ્રવૃત્ત થયો.

મહારાજા રાજસિંહને પ્રતાપસિંહ અને જયસિંહ નામના બે પુત્રો હતા. સૂરતસિંહની પિશાચિની માતાની એવી ઈચ્છા હતી કે રાજસિંહને મારીને શીઘ્ર હું મારા પુત્રને સિંહાસનપર અભિષિક્ત કરીશ; પરંતુ ચતુર સૂરતસિંહને સારીરીતે વિદિત હતું કે બિકાનેરના વીરસામંતો અને મંત્રીગણોની સમક્ષ આ ભયંકર હત્યાકાંડ કર્યા પછી સિંહાસનપર આરૂઢ થવું અતિ કઠિન અને વિપત્તિથી ભરેલું છે; તેથી તેણે પોતાની પાપમય અભિલાષા પોતાના મનમાંજ રાખી અને તે બહારથી બંધુના મરણ માટે શોક પ્રદર્શિત કરી ભવિષ્યમાં ભયંકર કાર્ય કરવાની પોતાના મનમાં યોજના ઘડવા લાગ્યો. પિશાચબુદ્ધિવાળો સૂરતસિંહ પ્રથમ અમાત્યગણ, સામંતો અને પ્રજાનાં હૃદય આકર્ષવાને માટે રાજસિંહના બાલપુત્રને સિંહાસનપર અભિષિક્ત કરી પોતે રાજપ્રતિનિધિસ્વરૂપે રાજશાસન કરવા લાગ્યો. તેણે ક્રમશઃ અઢાર માસપર્યંત પરમ ચાતુર્ય અને સાવધાનીથી રાજ્ય કર્યું; તથા પ્રધાન સામંતો અને અમાત્યોને હસ્તગત કરવાને માટે તેમને અતિ મૂલ્યવાન ઉપહારો આપ્યા. સામંતો હસ્તગત થતાંની સાથે 'આપણી અભિલાષા સરલતાથી પૂર્ણ થશે' એમ ધારી તે ચાતુર્યજાળનો વિસ્તાર કરવા લાગ્યો. તેણે અઢાર માસપર્યંત પોતાનો ગુપ્ત ઉદ્દેશ કોઇની પણ આગળ પ્રદર્શિત કર્યો નહિ. અઢાર માસ વ્યતીત થઇ ગયા પછી જ્યારે તેને જણાયું કે તેના બાહ્યકૃપા અને નમ્રતાભરેલા વ્યવહારથી સામંતો તેનાપર પ્રસન્ન થઇ ગયા છે, ત્યારે તેણે સૌથી પ્રથમ પોતાના હૃદયનો પાપી ઉદ્દેશ પોતાના વિશેષ અનુગત મહાજન અને ભાદરાંના સામંતોને કહી સંભળાવ્યો. જો કે ઉક્ત ઉભય સામંતો તેના અનુગામી હતા, તથાપિ તેઓ તેના હૃદયનો આ ઉદ્દેશ જાણી અત્યંત દુઃખી અને ભયભીત થયા; પરંતુ ચતુર સૂરતસિંહે તેમને અધિક ભૂમિ આપી સરળતાથી પોતાને વશ કરી લીધા, તો પણ તે ઉભય સ્વાર્થલંપટ અને રાજદ્રોહી સામંતોની પિશાચબુદ્ધિ સૂરતસિંહને તેનું પાપી કાર્ય પૂર્ણ

[1] ભાવલપુરના આદિ અધીશ્વરનું નામ દાઉદખાં હતું. તેના વંશજોને રાઠોડો 'દાઉદ પોતરા' કહેતા હતા.

કરવાને સહાય આપવાની તૈયારીની વાત શીઘ્ર પ્રકાશમાં આવી. બિકાનેરના દિવાન બખ્તાવરસિંહ સૂરતસિંહના આ પૈશાચિક ઉદ્દેશથી જ્ઞાત થઇ પોતાના સુકુમાર સ્વામીની રક્ષા કરવાને તત્પર થયા. તેમના કુલમાં ચાર પેઢી થયાં બિકાનેરની દિવાનગીરી ચાલી આવતી હતી, તેથી તેઓ રાજાનું ખાધેલું નિમકહલાલ કરવાને તત્પર થાય તેમાં શું આશ્ચર્ય ? પરંતુ તેમણે સૂરતસિંહની આ પ્રપંચજાળના સમાચાર એટલા મોડા જાણ્યા હતા કે તેઓ કોઇપણ પ્રકારે તે જાળને છિન્નભિન્ન કરી શક્યા નહિ. તેમનાપર મહાવિપત્તિ આવી પડી. સૂરતસિંહે બખ્તાવરસિંહને પોતાના મહાશત્રુ ગણી તત્કાળ તેમને પકડીને બંદીવાન બનાવી દીધા. સૂરતસિંહ સારીપેઠે જાણતો હતો કે બખ્તાવરસિંહ મારા રાજ્યપ્રાપ્તિના માર્ગમાં કંટકસ્વરૂપ છે, તેથી તેણે પ્રથમ તેમને કારાગૃહમાં નાખ્યા અને પછી સમસ્ત બાધાઓ દૂર કરવાને માટે ભટિંડા વગેરે પ્રદેશમાં સેના સંગ્રહિત કરવા માંડી. તે સારીપેઠે જાણતો હતો કે હું પાશવબળની સહાયવિના સરળતાથી મારા મસ્તકપર રાજમુકુટ ધારણ કરી શકીશ નહિ; તેથી તે શીઘ્ર અતિ સાવધાનીથી સેના લઇને રણભૂમિમાં ઉપસ્થિત થયો. સૂરતસિંહની પાપી કામના•પ્રકટ થયા પૂર્વેથીજ બાળરાજાની અત્યંત ગુપ્તરીતે રક્ષા થતી હતી. સૂરતસિંહે પ્રચંડ સેના એકત્રિત કરી બિકાનેરના સર્વ સામંતોપર આજ્ઞાપત્ર મોકલી તેમને રાજધાનીમાં આવવાને આજ્ઞા કરી;પરંતુ બે સિવાયના સમસ્ત સામંતોએ તેની આજ્ઞાનો અનાદર કરી ત્યાં જવાની ના પાડી. માત્ર મહાજન અને ભાદરાંના સામંતોએ રાજભક્તિના મસ્તકપર પદાઘાત કરી સૂરતસિંહની આધીનતા સ્વીકારી. ઇતર સામંતોએ સૂરતસિંહની પાપી અભિલાષા જાણ્યા છતાં પણ પોતપોતાની સેના લઇ રાજધાનીમાં આવી તેનું બળ છિન્નભિન્ન કરી નાખ્યું નહિ. તેઓ પ્રમાદી બની પોતપોતાના કિલ્લામાં ભરાઇ રહ્યા.

જ્યારે સૂરતસિંહે સામંતોને પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા જોયા ત્યારે તેણે પોતાની સેના લઇ તેમનું દમન કરવાને માટે કૂચ કરી. તેણે સૌથી પ્રથમ નોહર નામક સ્થાનમાં જઇ ભૂકરકાના સામંતને મીઠાં વચનથી પોતાની પાસે બોલાવ્યો અને તેને નોહરના કિલ્લામાં બંદીવાન બનાવી પૂરી દીધો. ત્યારપછી તેણે અજિતપુરા નામનું સ્થાન લુંટી સાંખૂપર આક્રમણ કર્યું. સાંખૂના સામંત દુર્જનસિંહે અસીમ સાહસ અને વીરતાપૂર્વક પોતાની રક્ષા કરી અને અંતે જ્યારે તેણે પોતાનું બળ અત્યંત ન્યૂન થઇ ગયેલું જોયું ત્યારે તેણે શત્રુને તાબે ન થતાં અત્યંત શોકાકુલ થઈ આત્મઘાત કર્યો. સૂરતસિંહે વિજય પ્રાપ્ત કરી દુર્જનસિંહના પુત્રોના હાથપગ બંધાવી દીધા અને સાંખૂ પ્રદેશના પ્રધાન સરદારોની પાસેથી દંડસ્વરૂપે બાર હજાર રૂપિયા લીધા. રાજસિંહાસનના લોભી સૂરતસિંહે આ પ્રકારે પ્રથમ પ્રયાસમાં સફળતા પ્રાપ્ત કરી બિકાનેરના પ્રધાન વાણિજ્યસ્થાન ચૂરૂને ઘેરી લીધું. તે ૭ માસપર્યંત તેને ઘેરી રહ્યા,પરંતુ તે હસ્તગત થયું નહિ; પણ ત્યારપછી બીજા એક ઉપાયથી તેના સૌભાગ્યનું દ્વાર ખુલી ગયું. ભૂકરકાના જે સામંતને તેણે નોહરના કિલ્લામાં કેદ કર્યો હતો, તે બિકાનેરના રાજ્યમાં એક મહા સામર્થ્યવાન સામંત ગણાતો હતો. તેણે બંદી અવસ્થામાં વિચાર કર્યો કે: " અવશ્ય સૂરતસિંહની અભિલાષા પૂર્ણ થઇ જશે; કારણ કે સર્વ સામંતો એકમત નથી. પ્રત્યેક જણ પોતપોતાના કિલ્લાની રક્ષા કરવામાં નિયુક્ત છે, તો સૂરતસિંહને એક પછી એક સર્વ સામંતોને પરાસ્ત કરતાં શી વાર લાગવાની હતી ? આ રીતે અંતે તેનો વિજયજ થશે અને આપણે તેના ક્રોધાગ્નિમાં બળીને ભસ્મીભૂત થઈ જઇશું. " માત્ર તેણેજ આવો વિચાર કર્યો નહોતો, પરંતુ કારાગૃહમાં પડેલા સર્વ સામંતોની આવીજ ધારણા હતી, તેથી સર્વ બંદીવાન સામંતો પોતાનાં જીવન અને જાગીરની રક્ષા કરવાને માટે સૂરતસિંહને સિંહાસનપર અભિષિક્ત કરવાને સંમત થયા. સૂરતસિંહે બંદીવાન સામંતોનાં વચનપર વિશ્વાસ રાખી તેમને કારાગૃહમાંથી મુક્ત કર્યા અને ચૂરૂના નાગરિકોની પાસેથી બે લાખ રૂપિયા લઇ તે પરથી ઘેરો ઉઠાવી લીધો.

આ પ્રકારે સૂરતસિંહ પોતાના પાશવિક બળની સહાયથી બિકાનેરના પ્રત્યેક પ્રાંતમાં પોતાના કઠોર શાસનનો વિસ્તાર કરી સામંતોને હસ્તગત કરી રાજધાનીમાં પાછો આવ્યો; ત્યારપછી તે બિકાનેરના બાળમહારાજાને આ સંસારમાંથી વિદાય કરવાના ઉપાય શોધવા લાગ્યો; પરંતુ તેની તે ઘૃણિત આશા સફળ થવાના માર્ગમાં અનેક વિઘ્નો ઉપસ્થિત થવા લાગ્યાં. જો કે તે અને તેની માતા પિશાચબુદ્ધિવાળાં હતાં, તોપણ તેની ભગિનીનું કોમળ હૃદય દયાના ભંડારરૂપ હતું. તે સારીરીતે જાણી

ગઇ હતી કે મારો ભાઇ સૂરતસિંહ કોઇ ને કોઇ દિવસ અવશ્ય આ સુકુમાર બાળકનો વધ કરાવશે. આથી તે નિત્ય તે બાલભૂપાલને પોતાની નિકટ રાખતી હતી અને કદિ પણ તેને પોતાની દૃષ્ટિ બહાર જવા દેતી નહોતી. સૂરતસિંહે પોતાની ભગિનીને હસ્તગત કરવાને માટે તેને અનેક પ્રલોભનો બતાવ્યાં, પરંતુ તે તેની ઇચ્છાને તાબે થઈ નહિ. અંતે તેણે એક બીજો ઉપાય ખોળી કાઢયો. તેની તે દયામયી ભગિની કે જે રાજસિંહના સુકુમાર બાળકને સદા પોતાની ગોદમાં રાખતી હતી તે હજી અવિવાહિતા હતી. આથી તેણે તેનું લગ્ન કરીને તેને પોતાના મહાલયમાંથી દૂર કરવાની પેરવી કરવા માંડી. તેણે નરવરના દ્રવ્યહીન રાજાપર કહેવરાવી મોકલ્યું કે તમે મારી ભગિનીના હાથની માગણી કરો.

ભારતવર્ષના સુપ્રસિદ્ધ રાજા નળદ્વારા નરવરના રાજાની ઉત્પત્તિ થઈ હતી; પરંતુ દુષ્ટ સિંધિઆએ તેની અત્યંત દુર્ગતિ કરી નાખી હતી. તે આ સમયે અત્યંત દરિદ્રાવસ્થામાં આવી પડયો હતો. સિંધિઆએ નરવરના અભેદ્ય કિલ્લાપર અધિકાર કરી તેની સમસ્ત સંપત્તિ લૂંટી લીધી હતી, તેથી રાજા નળના વંશજ ધનના અભાવથી ભયંકર કષ્ટ પામી રહ્યા હતા. આથી તેમણે પહેરામણીમાં દ્રવ્ય પ્રાપ્ત કરવાની આશાથી તત્કાળ સૂરતસિંહની ભગિનીના હાથની માગણી કરી. રાજભગિની આ સમાચાર સાંભળી અત્યંત દુઃખિત થઇ, નેત્રોમાં અશ્રુ લાવી, સૂરતસિંહના ચરણમાં પડીને બોલી:– "બંધુ ! મારી વય હાલમાં અધિક થઇ ગઈ છે અને હું સર્વદા કુંવારીજ રહેવા ઇચ્છું છું; માટે આપ મારો વિવાહ કરશો નહિ." વળી તે બુદ્ધિશાળી રાજકુમારીએ નરવરના રાજાપર કહેવરાવી મોકલ્યું કે:–"અગાઉ મેવાડના મહારાણાની સાથે મારો વિવાહ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો, માટે આપ મારૂં પાણિગ્રહણ કરવાનો વૃથા ઉદ્યોગ કરશો નહિ. વાગ્દાન કરેલી કન્યાની સાથે લગ્ન કરીને આપ હિંદુધર્મનું અપમાન કરશો નહિ." પરંતુ તેનો એક પણ પ્રયત્ન ફળીભૂત થયો નહિ. તેના કરુણાસ્પદ રોદનથી સૂરતસિંહનું પાષાણમય હૃદય દ્રવીભૂત થયું નહિ. તેણે તે અબળાનાં વચનોપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. ગમે તે પ્રકારે પોતાની ભગિનીને ઘરબહાર કાઢવી એજ તેનો પ્રધાન ઉદ્દેશ હતો; કારણ કે તે બહાર ગયા વિના તે તેના ભત્રીજાનો વધ કરીને નિષ્કંટક રાજ્ય કરી શકે એવો સંભવ નહોતો, તો પછી તે તેની ભગિનીની પ્રાર્થના શામાટે સાંભળે ? તે દયાવતી રાજકુમારીના સર્વ પ્રયત્નો, સર્વ બાધાઓ અને સર્વ વાંધાઓ નિષ્ફળ થયા. સૂરતસિંહે નરવરના રાજાને પહેરામણીમાં ત્રણ લાખ રૂપિયા આપવાનો સ્વીકાર કર્યો, એટલે તેઓ પરમ આનંદિત થઈ વિવાહ કરવાને આવ્યા. તે રાજકુમારી પુનઃ પોતાના ભ્રાતાની પાસે ગઇ અને તેને અત્યંત કરુણાજનક સ્વરથી રુદન કરીને પુષ્કળ સમજાવ્યો; પરંતુ તે એકનો બે થયો નહિ. અંતે દૃઢપ્રતિજ્ઞ પિશાચબુદ્ધિ સૂરતસિંહે બળાત્કારે પોતાની ભગિનીનો વિવાહ નરવરના રાજાની સાથે કરી દીધો. આટલા દિવસપર્યંત તે રાજકુમારીએ પોતાના ભ્રાતા સૂરતસિંહનો પાપી મનોભાવ પોતાના મનમાં ગુપ્ત રાખ્યો હતો, કોઇપણ દિવસ સાહસ કરીને તેની સમક્ષ તે વિષે તેણે જરાપણ ચર્ચા કરી નહોતી; પરંતુ જ્યારે તેણે જોયું કે હવે કોઇપણ પ્રકારે બાળમહારાજાના જીવનની રક્ષા થઇ શકે એમ નથી, ત્યારે તેણે ક્રોધ અને દુઃખને વશ થઇ સૂરતસિંહના મુખપર કહ્યું કેઃ "ભાઇ ! હું આપનો ગુપ્ત વિચાર સારીરીતે જાણું છું. આપ બાળરાજાના પ્રાણનો નાશ કરવાને માટે મને ઘરમાંથી બહાર કાઢવાને તૈયાર થયા છો." પાષાણહૃદય સૂરતસિંહ પોતાની ભગિનીનાં આ વચનો સાંભળી કિંચિત્પણ ક્ષોભ પામ્યા વિના દૃઢતાપૂર્વક બોલ્યોઃ "ના, મારા મનમાં કદિપણ એ અભિલાષાનો ઉદય થયો નથી." રાજકુમારી બોલીઃ "જો આપના હૃદયમાં ખરેખર આ ઘૃણિત અને પાપી આશાને સ્થાન ન મળ્યું હોય તો આપ સર્વની સમક્ષ પરમેશ્વરનું નામ લઇને પ્રતિજ્ઞા કરો કે હું મારા સુકુમાર ભત્રીજાનો વધ કરીશ નહિ." પરંતુ અફસોસ ! તે બિચારી કન્યાની વાત કોણ સાંભળે? દયાવતી રાજકુમારી પોતાને સાસરે ગઇ ત્યાર પછી થોડાજ દિવસમાં કપટી સૂરતસિંહે મહાજનના સામંતને પોતાની નિકટ બોલાવીને તેને આજ્ઞા કરી કે:–"તમે તમારા હાથથી શિશુનૃપતિનો નાશ કરીને મારા અભિષેકનો માર્ગ ખુલ્લો કરી લો." જો કે મહાજનનો સામંત રાજદ્રોહી હતો, પરંતુ તે આ ભયંકર કાર્ય કરવાને કોઇપણ પ્રકારે તૈયાર થયો નહિ. અંતે દુષ્ટ સૂરતસિંહે જાતે પોતાના હાથથી પોતાના ભત્રીજાના ગળામાં તલવાર મારીને તેનું જીવન નષ્ટ કરી દીધું ! !

રાજહંતા સૂરતસિંહે આ પ્રકારે પોતાના સૌભાગ્યના માર્ગમાંના પ્રધાન કંટકને દૂર કરીને બિકાજીના પવિત્ર સિંહાસનપર અભિષિક્ત થઇને તેને કલંકિત કર્યું. જો કે ક્રૂર સૂરતસિંહે કરેલી ભયંકર હત્યાથી સમસ્ત રાઠોડજાતિ અગાધ શોકસમુદ્રમાં ડૂબી ગઈ, પરન્તુ સમસ્ત સામંતોમાંથી કોઇ પણ સાહસ કરીને તેની સામે થઇ શક્યો નહિ. જે સુરતાનસિંહ અને અજબસિંહ પ્રાણ જવાના ભયથી પ્રથમથીજ જયપુરમાં જતા રહ્યા હતા, તેઓ સૂરતસિંહના આ પૈશાચિક કૃત્યના સમાચાર સાંભળી અત્યંત ક્રોધિત થયા અને સૂરતસિંહને તેનું ઉચિત ફળ આપવાને માટે ભટનેર નામના સ્થાનમાં આવી ઉપસ્થિત થયા. તેમણે બિકાનેરના સમસ્ત અસંતુષ્ટ સામંતોને પોતાની પાસે બોલાવી પિશાચબુદ્ધિવાળા સૂરતસિંહને પદચ્યુત કરવાને માટે યુદ્ધની તૈયારી કરી. સમસ્ત ભાટીગણો ઉભય રાજકુમારોની પતાકાનીચે એકત્રિત થયા, પરંતુ ઘણા રાઠોડસામંતો સૂરતસિંહના ભયંકર અત્યાચારોનું સ્મરણ કરી તેની સામે મસ્તક ઉઠાવવાનું સાહસ કરી શક્યા નહિ. આ તરફ ચતુર સૂરતસિંહે અનેક સામંતોને લાંચ આપી પોતાને આધીન કરી લીધા, તેથી ઉક્ત રાજકુમારોના માર્ગમાં પ્રચંડ વિઘ્નો ઉપસ્થિત થવા લાગ્યાં. સૂરતસિંહના ભયથી અનેક રાઠોડસામંતો પાછા હઠી ગયા, તોપણ તેમણે કેવળ ભાટીઓની સેનાસહિત તેની સામે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. ચતુર સૂરતસિંહે વિચાર કર્યો કે શત્રુપક્ષનું બળ વૃદ્ધિંગત થવા દેવું ઉચિત નથી. આવો વિચાર કરીને તેણે શીઘ્ર પોતાની સેનાસહિત પોતાના ભ્રાતાઓપર આક્રમણ કર્યું. વાગોર નામના સ્થાનમાં ભયંકર યુદ્ધ થવા માંડ્યું. ઉભયપક્ષના સૈનિકોએ અપૂર્વ પરાક્રમ સાથે યુદ્ધ કરી રણભૂમિમાં રુધિરની નદી વહેવરાવી. ત્રણ હજાર ભાટીઓની સેનાનો નાશ કરી સૂરતસિંહે વિજય પ્રાપ્ત કર્યો. કાળચક્રની ગતિથી અધર્મનો જય થયો ! સૂરતસિંહ આ પ્રકારે પોતાના શત્રુઓનો નાશ કરી નિષ્કંટક રાજસિંહાસનપર આરૂઢ થયો. તેનાં સર્વ વિઘ્નો નિવૃત્ત થઈ ગયાં. આ ભયંકર યુદ્ધના સ્મૃતિચિન્હતરિકે સૂરતસિંહે તે રણભૂમિમાં 'ફતેહગઢ' નામનો એક કિલ્લો બંધાવ્યો.

વિજયી સૂરતસિંહ સ્વદેશ અને વિદેશમાં પોતાની શાસનશક્તિ દૃઢ કરવાની ઇચ્છાથી એક પ્રબળ દલસહિત બહાર નીકળ્યો. સર્વથી પહેલાં તેણે ઉદ્ધત સ્વભાવના બિદાવતોના તાબાના દેશપર આક્રમણ કર્યું અને તેમને પરાસ્ત કરીને તેમની પાસેથી દંડસ્વરૂપે પચાસહજાર રૂપિયા લીધા. ચૂરનો સામંત સુરતાનસિંહ અને અજબસિંહને સહાય કરવાનો છે એવી વાત પૂર્વે સાંભળવામાં આવેલી હોવાથી સૂરતસિંહે પુનઃ તે નગરપર આક્રમણ કર્યું અને તેને લૂંટી લીધું. વિજયી સૂરતસિંહે આ પ્રકારે ક્રમશઃ અનેક દેશોપર આક્રમણ કરી તેમને લૂંટી લઇ અંતે ભાદરાંનીનિકટના છાનીના કિલ્લાને ઘેરી લીધો; પરંતુ ત્યાંના મહાબળવાન સામંતોએ પરમ પરાક્રમ દર્શાવી પોતાનું રક્ષણ કર્યું. સૂરતસિંહ છ માસપર્યંત તે કિલ્લાને ઘેરી રહ્યો; પરંતુ તેને કોઈ પણ પ્રકારે ત્યાં વિજય મળ્યો નહિ, તેથી તે પોતાની સેનાસહિત રાજધાનીમાં પાછો ફર્યો.

રાજા સૂરતસિંહ આ પ્રકારે પાશવિક બળની સહાયથી પોતાની શાસનશક્તિ દૃઢ કરી પ્રબલ પ્રતાપસહિત રાજ્ય કરવા લાગ્યો; પરંતુ સામંત અને પ્રજાને અત્યંત અસંતુષ્ટ થયેલાં જોઇ તે તેને હસ્તગત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો.તેનાં અન્યાયાચરણ ચાલુ હોવાછતાં પણ કોઇ તેની વિરુદ્ધ આંદોલન કરી શકે નહિ અને અસંતોષ ફેલાવી શકે નહિ, એવો બંદોબસ્ત કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેના સૌભાગ્યના બળથી આ સમયે તેને એક સુસંયોગ પણ મળી ગયો. બિકાનેરની સીમાપર આવેલા ભાવલપુરના નવાબની સાથે દીર્ઘકાળથી તેને વૈર ચાલ્યું આવતું હતું. વિવાદ સીમાસંબંધે હતો અને તે માટે બિકાનેરના સામંતોએ અનેકવાર યુદ્ધભૂમિમાં જઇને વીરતા પ્રકાશિત કરી હતી. હવે એમ બન્યું કે આ સમયે ભાવલપુરના નવાબ ભાવલખાંએ પોતાના તાબાના તિબારો નામના પ્રદેશના ફીરણી જાતિના સામંત ખુદાબક્ષપર આક્રમણ કર્યું. આ સામંતે શીઘ્ર સૂરતસિંહનું શરણ ગ્રહણ કર્યું અને પોતાના અધીશ્વર ભાવલખાંની સામે યુદ્ધ કરવાને તેને ઉત્તેજિત કરવા લાગ્યો. સૂરતસિંહે ધાર્યું કે રાઠોડો પરમ પ્રસન્નતાથી આ યુદ્ધમાં જોડાશે અને મારો અન્યાય તથા કઠોર આચરણ વિસરી જશે. ખુદાબક્ષે સૂરતસિંહનું શરણ ગ્રહણ કર્યું કે તરતજ તેણે મહાન ચાતુર્ય વાપરી તેને વીસ ગામો અર્પણ કરી દીધાં અને તેને ખર્ચને માટે પ્રતિદિન સો રૂપિયા આપવાની પોતાના કોશાધ્યક્ષને આજ્ઞા ફરમાવી.

ફીરણીલોકો ભાવલપુરમાં સૌથી અધિક બલવાન અને પરમ સાહસિક હતા. રાજા સૂરતસિંહે આજ લોકોની સહાયથી પોતાના રાજ્યની સીમા વધારવાનો નિશ્ચય કર્યો. તેણે ખુદાબક્ષને કહ્યું કેઃ–"હું તમને સહાય કરવાને માટે સર્વ પ્રકારે તૈયાર છું; પરંતુ આપ મને કાંઇ પ્રત્યુપકાર કરશો?" ખુદાબક્ષે તત્ક્ષણ ઉત્તર આપ્યોઃ 'હું આપના રાજ્યનો સમુદ્રસુધી વિસ્તાર કરવામાં સારીરીતે સહાય કરીશ.' સૂરતસિંહે ખુદાબક્ષનાં આ વચનથી પરમ પ્રસન્ન થઇ રાઠોડસામંતો ઉપર શીઘ્ર યુદ્ધના સમાચાર મોકલી દીધા. જો કે બિકાનેરના સર્વ સામંતો સૂરતસિંહથી અસંતુષ્ટ થઇ ગયા હતા; તે છતાં પણ તેઓ યુદ્ધના સમાચાર સાંભળી રણભૂમિમાં પોતાનું પરાક્રમ દર્શાવવાને માટે પોતપોતાની સેના લઇ રાજધાનીમાં આવવા લાગ્યા. તિઆરોનો સામંત પાંચસેં પાયદલ અને ત્રણસેં અશ્વારોહીની સેનાસહિત બિકાનેરમાં આવ્યો હતો; તેમાં બિકાનેરના નિમ્નલિખિત સામંતોની નિમ્નલિખિત સેનાનો ઉમેરો થયો.

| સામંતનું નામ | પાયદલ | અશ્વારોહી | બંદુકધારી |
|---|---|---|---|
| ભૂકરકાના સામંત અભયસિંહ | ૨૦૦૦ | ૩૦૦ | ૦ |
| પૂંગલના સામંતરાવ રામસિંહ | ૪૦૦ | ૧૦૦ | ૦ |
| રાનેરના સામંત હાથીસિંહ | ૧૫૦ | ૮ | ૦ |
| સતીસરના સામંત કરણસિંહ | ૧૫૦ | ૯ | ૦ |
| જસાના આરોહના સામંત અનૂપસિંહ | ૨૫૦ | ૪૦ | ૦ |
| ઇમનસરના સામંત ખેતસિંહ | ૩૫૦ | ૬૦ | ૦ |
| જાંગલના સામંત વેનીસિંહ | ૨૫૦ | ૯ | ૦ |
| વિતનોના સામંત ભૂમસિંહ | ૬૧ | ૨ | ૦ |
| એકંદર | ૩૬૧૧ | ૫૨૮ | ૦ |
| મોજી પુરિહરની તોપો | ... | ... | ૨૧ |
| રાજાના તાબાની વિદેશી સેના અથવા ખાસ પાયગા | ૦ | ૨૦૦ | ૦ |
| ગંગાસિંહના તાબાની સેના | ૧૫૦૦ | ૨૦૦ | ૪ |
| દુર્જનસિંહના તાબાની સેના | ૬૦૦ | ૬૦ | ૪ |
| શીખ સામંતો – અનોકસિંહ | ૦ | ૩૦૦ | ૦ |
| શીખ સામંતો – લાહોરીસિંહ | ૦ | ૨૫૦ | ૦ |
| શીખ સામંતો – બુધસિંહ | ૦ | ૨૫૦ | ૦ |
| અફઘાન સામંત સુલતાનખાં તથા મહમદખાનની સેના | ૦ | ૪૦૦ | ૦ |
| એકંદર | ૫૭૧૧ | ૨૧૮૮ | ૨૯ |

રાજા સૂરતસિંહે આ પ્રકારે પ્રબલ સેના એકત્રિત કરી પોતાના દિવાનના પુત્ર વીરશ્રેષ્ઠ જેતરાવ મહેતાને તેનો મુખ્ય સેનાપતિ બનાવ્યો. સંવત ૧૮૫૬ ના માઘ માસની ત્રયોદશીને દિવસે રાઠોડસેના ભાવલપુરના રાજ્યપર અધિકાર કરવાને માટે કૂચ કરવા લાગી. મુખ્ય સેનાપતિ જેતરાવે કુનસર, રાજસર, કેલી તથા રાનેરમાં થઇને અનોહાગઢમાં આવી ત્યાં છાવણી નાખી અને ત્યાંથી કૂચ કરી શિવગઢ, મોજગઢ[1] તથા ફૂલરામાં ક્રમશઃ મુકામ કર્યો. હિંદુસિંહ નામક એક ભાટીસરદારે તેની સાથે મળી પરમ સાહસિકતાથી મોજગઢપર અધિકાર કરી પોતાનું નામ અક્ષય કર્યું. તેણે પ્રબલ પરાક્રમથી મોજગઢની દિવાલપર ચઢી જઈ કિલ્લામાં પ્રવેશ કરી ફીરણી જાતિના મહમદ મારૂફનો સેનાસહિત વિધ્વંસ કરી નાખ્યો અને તેની સ્ત્રીને બંદીવાન બનાવી બિકાનેર મોકલી દીધી. તે સ્ત્રીએ બિકાનેરના રાજાને પાંચહજાર રૂપિયા અને ચારસેં ઉંટ આપી તેના ત્રાસમાંથી મુક્તિ પ્રાપ્ત કરી. વિજયી સેનાએ ત્યાર પછી ફુલરાપર આક્રમણ કર્યું અને તેના અધીશ્વર પાસેથી એકલાખ પચીસહજાર રૂપિયા અને કેટલીક અતિ મૂલ્યવાન વસ્તુઓ લઇ તેનો પીછો છોડયો.

[1] પૂર્વે આ સ્થળનું નામ ખુલ્લુર હતું. મારવાડમાં જેમ ફૂલરા એ એક અત્યંત પ્રાચીન નગર છે તેમ ખુલ્લુર પણ પ્રાચીન સ્થાન હતું.

વિજયી રાઠોડસેના આ પ્રકારે ભાવલપુરના રાજ્યની સીમામાં પોતાની સત્તા સ્થાપિત કરતી કરતી સિંધુનદીથી દોઢ કોશના અંતરપર ખેરપુર નામના સ્થાનમાં આવી પહોંચી. આ સમયે ભાવલપુરના ઇતર અસંતુષ્ટ સામંતો પણ જેતરાની સાથે મળી ગયા; પરંતુ ચતુર ભાવલખાં પોતાની ઉપર મહાવિપત્તિ આવી પડેલી જોઈ તથા રાઠોડસેનાને સર્વ સ્થળે વિજય પ્રાપ્ત કરતી જોઈ અત્યંત ભયભીત થઇ સાવધાનતાપૂર્વક શત્રુઓની ગતિ રોકવાની ચેષ્ટા કરવા લાગ્યો. જો જેતરા શીઘ્ર રાજધાનીપર આક્રમણ કરત તો અવશ્ય રાઠોડોને વિજય પ્રાપ્ત થાત અને તેમની પતાકા ભાવલપુરના કિલ્લાપર ફરકત; પરંતુ તેણે પોતાનો સમય વૃથા નષ્ટ કર્યો. આ સુસંધિનો લાભ લઇ ભાવલપુરના નવાબે પોતાના તાબાના જે સામંતો શત્રુપક્ષમાં ભળી ગયા હતા, તેમને અનેક છલબલથી પોતાના પક્ષમાં આકર્ષવા માંડયા. આથી રાઠોડોની સેનાનું બળ ધીમે ધીમે ન્યૂન થવા લાગ્યું. ચતુર જેતરાવે પ્રત્યક્ષ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવાનો ઓછો સંભવ ધારી ભાવલપુરના નવાબને ધમકી આપી તેની પાસેથી યુદ્ધ કર્યા વિનાજ પુષ્કળ દ્રવ્ય દંડસ્વરૂપે લીધું અને તે બિકાનેરમાં મોકલી આપ્યું. આજ કાર્યથી સંતુષ્ટ થઇને તેણે ભાવલપુરનો ઘેરો ઉઠાવી લીધો. આ કારણથી સૂરતસિંહે તેનાપ્રત્યે અત્યંત અસંતુષ્ટ થઇ તેનું સેનાપતિપદ ખુંચવી લીધું અને તેનું માન ન્યૂન કરી નાખ્યું.

રાજા સૂરતસિંહ આ પ્રકારે બિકાનેરરાજ્યનો વિસ્તાર કરવાને માટે ભાવલપુરપર આક્રમણ કર્યા પછી ઝાઝા દિવસ સુધી શાંતિ ભોગવી શકયો નહિ. વાગેરના યુદ્ધમાં જે ભાટીલોકો પરાસ્ત થયા હતા, તેમણે પોતાને થયેલા ઘોર અપમાનનું વૈર લેવાને માટે યુદ્ધની તૈયારી કરી સૂરતસિંહપર આક્રમણ કર્યું; પરંતુ સૂરતસિંહે આટલા અરસામાં પ્રજાનાં હૃદયપર અધિકાર મેળવી પોતાનું બળ પુષ્કળ વધારી દીધું હતું, તેથી તે તેમના આક્રમણથી યત્કિંચિત્ પણ ભયભીત થયો નહિ. તે અત્યંત ક્રોધિત થઇ ભાટીઓના આક્રમણની ગતિ રોકવાને માટે ચાલ્યો. પ્રચંડ યુદ્ધાગ્નિ પ્રદીપ્ત થઇ ઉઠયો. રણક્ષેત્ર માનવરુધિરથી ખરડાઇ ગયું. સૂરતસિંહે વિજય પ્રાપ્ત કરી ભાટીઓની આશાલતા છિન્નભિન્ન કરી નાખી. જો કે ભાટીઓ આ યુદ્ધમાં પરાસ્ત થઇને પલાયન કરી ગયા હતા, તોપણ સંવત ૧૮૬૧ સુધી વચ્ચે વચ્ચે સૂરતસિંહની સાથે તેમનું યુદ્ધ ચાલતું રહ્યું; પરંતુ ઉકત સાલમાં તો સૂરતસિંહે ભાટીઓને સર્વથા બળહીન કરવાની પ્રતિજ્ઞા કરી અને શીઘ્ર તેણે તેમના પ્રધાન સ્થાન ભટનેરપર આક્રમણ કર્યું. ભટનેરના યવન અધીશ્વર જાબ્તાખાને છ માસપર્યંત પરમ સાહસપૂર્વક પોતાની રક્ષા કરી અંતે રાજા સૂરતસિંહના કરકમલમાં પોતાની સમસ્ત સેનાસહિત પોતાની સર્વ સંપત્તિ સમર્પણ કરી દીધી. રાજા સૂરતસિંહે ભટનેરને પોતાના રાજ્યમાં સંયોજી દીધું અને તે જાબ્તાખાન રહાનિયા નામના સ્થાનમાં નિવાસ કરવા લાગ્યો.

ઉપરોકત ઘટના બન્યા પછી રાજા સૂરતસિંહે પોતાનાં બળવિક્રમનો પ્રકાશ કરી પોતાના ગૌરવની સાથે રાજ્યની સીમા વધારવાની ઇચ્છાથી પુનઃ રણભૂમિમાં ચરણ મૂકયા. આ સમયે સવાઇસિંહે ધોંકલસિંહને મારવાડના સિંહાસનપર અભિષિક્ત કરવાને માટે જયપુરના મહારાજા તથા સમસ્ત રાઠોડસામંતોની સહાયથી મારવાડપતિ માનસિંહની સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. સવાઇસિંહે બિકાનેરના રાજા સૂરતસિંહને પણ સહાયને માટે પ્રાર્થના કરી. રાજા સૂરતસિંહે સવાઇસિંહની પ્રાર્થનાનુસાર તેને જે સહાય કરી હતી, તેનું વૃત્તાંત મારવાડના ઇતિહાસમાં આવી ગયું છે. પ્રથમ સૂરતસિંહે પોતાનાં બળવિક્રમ પ્રકાશિત કરીને મારવાડની અંતર્ગતનો ફલોદી દેશ હસ્તગત કરી લીધો; પરંતુ જ્યારે તેણે જોયું કે ધોંકલસિંહના પક્ષને જય મળવો કાંઇ સુગમ નથી, ત્યારે તે શીઘ્ર તેનો પક્ષ છોડી પોતાની રાજધાનીમાં ચાલ્યો આવ્યો. માનસિંહે પોતાની શાસનશકિત દૃઢ કરી ફલોદીપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને ત્યાર પછી તેઓ બિકાનેરપર આક્રમણ કરવાને તત્પર થયા. આથી સૂરતસિંહે અત્યંત ભયભીત થઇને તેમની સાથે સંધિ કરી અને તેમને દંડસ્વરૂપે પુષ્કળ રૂપિયા આપીને પોતાની રક્ષા કરી. સૂરતસિંહે માનસિંહના વિરોધી બની ધોંકલસિંહનો પક્ષ ગ્રહણ કરવામાં મૂર્ખતાજ વાપરી હતી અને તેનું ઉચિત ફળ તેને શીઘ્ર મળ્યું. અપમાન સાથે નાસી આવી તેણે પોતાની મહત્તા અને ગૌરવ ઉભયનો લોપ કર્યો. તેણે પોતાના નાના રાજ્યની પાંચ વર્ષની ઉપજ ખર્ચી નાખીને ધોંકલસિંહને અત્યંત સાહસપૂર્વક સહાય કરી હતી; પરંતુ તેનું વિ-

પરીત પરિણામ આવવાથી રાજા સુરતસિંહ માનસિક વેદનાથી પીડિત થઇ ભયંકરરીતે બિમાર પડયો. અપમાન, અનુતાપ અને દ્રવ્યનાશના શોકથી પીડિત થઇ ભયંકર રોગનો ભોગ બની રાજા સુરતસિંહ મૃતઃપ્રાય થઇ ગયો. સર્વ માણુસોએ તેના જીવનની આશા છોડી દીધી. વૈદ્યો પણ હતાશ થઇ ગયા. મરણુસમયની ધાર્મિક ક્રિયાઓ પણ કરવામાં આવી; પરંતુ પોતાના દુર્ભાગ્યવશાત્ કિંવા સૌભાગ્યવશાત્ રાજા સુરતસિંહ મરણુ પામ્યો નહિ. ભયાનક મૃત્યુના મુખમાંથી નીકળી તે શીઘ્ર રોગમુક્ત થયો.

રાજા સુરતસિંહે નવજીવન પ્રાપ્ત કર્યા પછી કર્નલ ટૉડ પોતાના દેશમાં ચાલ્યા ગયા હતા, તેથી તેઓ સુરતસિંહના શાસનની સાથેજ બિકાનેરના ઇતિહાસની પૂર્ણાહુતિ કરી ગયા છે. અમે પાછળનો ઇતિહાસ લખીશું; પરંતુ તે પૂર્વે કર્નલ ટૉડ ઉપસંહારમાં જે જણાવી ગયા છે તે પાઠકોની સમક્ષ સાદર કરવાની રજા લઇએ છીએ. તેઓ જણાવે છે કેઃ " સુરતસિંહે પ્રજાની પાસેથી બળપૂર્વક કર લેવામાં કોઇ પણ પ્રકારની ત્રુટિ કરી નહોતી. તે એમ ધારતો હતો કે બ્રાહ્મણોને ધન આપીને ધર્મકાર્ય કરીશ એટલે મારાં સર્વ પાપો નિવૃત્ત થઇ જશે. આ કારણુથી લોભી બ્રાહ્મણો સદોદિત તેની આસપાસ ભમ્યા કરતા હતા. સુરતસિંહની પાસેથી બ્રાહ્મણો સદા પુષ્કળ ધન કઢાવતા હતા. રાજા સુરતસિંહ જેવો લોભી હતો, તેવોજ તે અત્યાચારી, ક્રૂર અને નિષ્ઠુર હતો. ભૂકરકાના સામંતોએ તેનાપર અનેક વાર અનેક ઉપકારો કર્યા હતા; પરંતુ તેણે તેમનો પણુ વધ કર્યો હતો. રાજ્યના પ્રધાન સામંતોમાંથી સીધમુખના નાહરસિંહ, ગુંદાઇલના ગુમાનસિંહ અને જ્ઞાનસિંહને પણુ એજ પ્રકારે માર્યા હતા. રાજા સુરતસિંહે ચૂરૂપર ત્રીજીવાર આક્રમણુ કરીને તે દેશ જીતી લીધો હતો.

રાજા સુરતસિંહના અત્યાચાર જેમ જેમ વૃદ્ધિંગત થવા લાગ્યા, તેમ તેમ રાજકાર્યોપરથી તેની વૃત્તિ ઉઠતી ગઇ અને બિકાનેરરાજ્યની ઉપજ તથા જનસંખ્યા ન્યૂન થતી ગઇ. ઉત્તર ભાગના સામંતોએ તેની આધીનતા સ્વીકારી નહિ અને ભાટી લૂંટારાઓ બિકાનેરના આશ્રવતની જાટોની ઉપર આક્રમણુ કરીને તેમની સંપત્તિ લૂંટી લેવા લાગ્યા. તેઓ તેમનાં પશુઓનું હરણુ કરી તેમનાં ક્ષેત્રોમાંથી ધાન્ય ચોરી જતા. આથી જાટલોકોએ પોતાના જાનમાલનું રક્ષણુ કરવાને માટે તે દેશ છોડી નાસી જવાનો વિચાર કર્યો; કારણુ કે તેઓ ક્ષુધાથી પીડિત થઇ મરણુ પામવાની અણીપર આવી પહોંચ્યા હતા. આ પ્રકારના અત્યાચાર અને ઉપદ્રવોથી પીડિત થઈને અનેક જાટ ખેડુતો બ્રિટિશસરકારના તાબાના હાંસી અને હરિયાના પ્રદેશમાં ચાલ્યા ગયા. ત્યાં તેમનું પરમ આદરપૂર્વક સ્વાગત કરવામાં આવ્યું. આ સમયે બ્રિટિશસરકારે બહાદૂરખાં તથા અન્યાન્ય માણુસોના તાબાના પ્રદેશો પણુ હસ્તગત કરી લીધા હતા. જ્યારથી ઉપરોક્ત પ્રદેશો બ્રિટિશ-સરકારના તાબામાં આવ્યા ત્યારથી બિકાનેરના ઉત્તરભાગના નિવાસીઓને બમણું કષ્ટ ભોગવવું પડતું હતું; કારણુ કે બહાદૂરખાંના પક્ષના માણુસો ત્યારથી તસ્કરવૃત્તિનું અવલંબન કરી તેમની ઉપર ઘોર અત્યાચાર કરતા હતા. તે રંક લોકો તેમના ઉપદ્રવોનું નિવારણુ કરવાના કાંઇ ઉપાય કરી શકતા નહોતા; તે છતાં પણુ બિકાનેરના કેટલાક ભાગોના જાટોએ તસ્કરોના હાથમાંથી પોતાના જાનમાલનું રક્ષણુ કરવાના આવશ્યક ઉપાયો કર્યા હતા. તેઓ પોતાની રક્ષા નિમ્નલિખિત ઉપાયથી કરતા હતાઃ-પ્રત્યેક ગામના જાટો માટીનો એક ઉંચો ટેકરો બનાવી તેની ઉપર એક પહેરેદાર રાખતા હતા. જો તે પહેરેદાર દૂરથી તસ્કરને જોતો તો તરતજ સર્વને સાવધાન કરવાને માટે અતિ જોરથી ડંકો વગાડતો. આ ડંકાનો અવાજ સાંભળી ગામના સર્વ લોકો સાવધાન થઈ જતા. એક ગામના ડંકાનો અવાજ સાંભળી બીજા ગામના લોકો પણુ પોતપોતાના ડંકા વગાડતા હતા. આ રીતે એક ડંકાનો અવાજ થતાં ક્રમશઃ અસંખ્ય ડંકા વાગતા અને અનેક ગામનાં મનુષ્યો એકત્રિત થઇને ચોરોને નસાડી મૂકતા. તસ્કરોનું બળ એટલું બધું વધી ગયું હતું કે સર્વ ખેડુતો ઢાલ, તલવાર અને પ્રચંડ ભાલા ગ્રહણુ કરીને પોતપોતાના ધાન્યની રક્ષા કરતા હતા. બિકાજીની પછી ત્રણુસેં ત્રેવીસ વર્ષે સુરતસિંહે જાટોની વસ્તીથી પરિપૂર્ણ એવા પોતાના રાજ્યની આવી દીનહીન દશા કરી નાખી.

બિદાવાટી હાલમાં બિકાનેર રાજ્યનો એક મુખ્ય ભાગ છે અને તેમાં રાવ બિદાજીના વંશજો નિવાસ કરે છે. આ બિદાવાટીના સંબંધમાં અત્રે અમે કાંઇક કહેવાને પ્રવૃત્ત થઇએ છીએ. ત્યારપછી

અમે બિકાનેરની પ્રાકૃતિક અવસ્થાનું વર્ણન કરીશું. પાઠકોને પ્રથમથીજ વિદિત છે કે રાવ બિકાજી દિગ્વિજય કરવાને બહાર નીકળ્યા તે પૂર્વે તેમના ભ્રાતા રાવ બિદાજીએ રાઠોડોની પ્રાચીન રાજધાની મંદોર-માંથી સેનાસહિત બહાર નીકળી પોતાનું રાજ્ય સ્થાપન કર્યું હતું. તેમણે પ્રથમ મેવાડના મહારાજાના તાબાના ગોહવાડ દેશમાં યુદ્ધ કર્યું અને તેઓ ત્યાં પોતાનું રાજ્ય સ્થાપન કરવાને તૈયાર થઇ ગયા; પરંતુ રાણા-ની પ્રબળ સેના તેમની સામે થઇ, તેથી તેઓ શીઘ્ર તે દેશ છોડી ઉત્તર તરફ ચાલ્યા ગયા. તેઓ મોહિલ લોકોના અધીશ્વરના આધીનમાં રહેવા લાગ્યા. એમ કહેવાય છે કે આ મોહિલજાતિ યદુવંશની એક શાખા છે; પરંતુ કેટલાક લોકો તેને ક્ષત્રિયવંશની એક સ્વતંત્ર શાખા જણાવે છે. મોહિલો-ના અધીશ્વર છાપર નામના સ્થાનમાં રહેતા હતા અને ઠાકોરની ઉપાધિ ધારણ કરી ૧૪૪ ગામો અને નગરોપર અધિકાર કરતા હતા. આ ઠાકોરને જીતીને તેમની ભૂમિપર અધિકાર સ્થાપિત કરવાનો બિદાજીએ વિચાર કર્યો; પરંતુ તેમની સાથે પ્રકટ યુદ્ધ કરવાથી પોતાના મનની અભિલાષા પૂર્ણ થવાનો તેમને સંભવ જણાયો નહિ. આથી તેઓ અન્ય ઉપાયથી પોતાની અભિલાષા પૂર્ણ કરવાને પ્રવૃત્ત થયા. તેમણે જે ઉપાયનું અવલંબન કર્યું તેથી મોહિલપતિને તેમનાપર કિંચિત્ પણ સંદેહ આવ્યો નહિ. બિદાજીએ મોહિલપતિને મારવાડની એક રાજકુમારીની સાથે વિવાહ કરવાની સલાહ આપી. રાઠોડવીર-વંશની સાથે વૈવાહિક સંબંધ જોડવો એ અતિ ગૌરવાન્વિત કાર્ય છે એમ ધારી મોહિલપતિ શીઘ્ર તેમ કરવાને તૈયાર થયા. માત્ર થોડાજ દિવસમાં બિદાજી ચાતુર્યજાળનો વિસ્તાર કરી રાઠોડરાજકુમારીને છાજે તેવી સેના સજ્જ કરી તેને તથા કન્યાને પોતાની સાથે લઇ છાપરમાં આવ્યા. તે સર્વ માણસો અતિ ગુપ્તરીતે છાપરમાં આવ્યાં હતાં. તેમનું પરમ આદરપૂર્વક સ્વાગત કરી મોહિલપતિએ તેમને કિલ્લામાં મુકામ આપ્યો. કન્યા અને તેનાં આપ્તજનો રથમાંથી ઉતરીને કિલ્લામાં ગયાં, પરંતુ તેમની પાછળના શતાવધિ રાઠોડસૈનિકોએ રથ અને પાલખીમાંથી નીકળી અતિ વેગથી મોહિલપતિ તથા તેમના સામંતોપર આક્રમણ કર્યું. વિવાહની સામગ્રી અંત્યેષ્ટિક્રિયામાં કામ લાગી. બિદાજીની ચ-તુરાઇ સફળ થઇ. આ સમાચાર સાંભળી મારવાડના રાજાએ શીઘ્ર તેમને સહાય કરવાને માટે બીજા રાઠોડો મોકલી આપ્યા. આ સૈનિકોની સહાયથી બીદાજીએ મોહિલોની સત્તા સર્વથા લુપ્ત કરી દઇને પોતાની શાસનશક્તિ દૃઢ કરી. તેમના પિતા જોધાએ તેમને સહાય આપી તેના બદલામાં તેમણે પોતાના નવીન રાજ્યનું લાડનૂ નામનું પ્રગણું અને બીજાં બાર ગામો તેમને અર્પણ કર્યાં. આ સમસ્ત પ્રદેશ અદ્યાપિ માર-વાડના તાબામાં છે. બિદાજીનું પરલોકગમન થયા પછી તેમના પુત્ર તેજસિંહે પોતાના પિતાના નામથી બીદાસર નામની નવીન રાજધાનીની સ્થાપના કરી. બિદાવત શાખા બિકાનેરમાં સૌથી અધિક બલવાન છે. બિકાનેરના મહારાજા સર્વ લોકોની પાસેથી પોતાની ઇચ્છા પ્રમાણે કર લેતા હતા; પરંતુ આ બિદાવત લોકો પાસેથી તેઓ કદિપણ ઇચ્છાનુસાર કર લઇ શકયા નથી. તેમનો વિસ્તૃત દેશ ફળદ્રૂપ છે. વર્ષાઋતુમાં રેતીના ટેકરાઓપરથી પાણી ઢળી આવીને આ ભૂમિમાં એકત્રિત થાય છે. આ ભૂમિમાં ઘઉં પુષ્કળ ઉત્પન્ન થાય છે. સમસ્ત બિદાવાટીનાં ૧૪૪ ગામોમાં વર્તમાન સમયમાં ૪૦ થી ૫૦ હજાર માણસો વસે છે, તેમાંનો ૩/૪ ભાગ રાઠોડોનો છે; પરંતુ આ અમે નિશ્ચયપૂર્વક કહી શકતા નથી. આ દેશ બાર ભાગોમાં વિભક્ત છે, તેમાં પાંચ શ્રેષ્ઠ છે. આ દેશના મૂળ નિવાસી મોહિલો પ્રાયઃ નાશ પામ્યા છે. આ દેશમાં મોહિલોનાં ૨૦ કુટુંબો પણ ભાગ્યેજ હશે. શેષ વસ્તીમાં અધિકાંશ જાટ ખેડુતો અને વાણિજ્યકાર્ય કરનારા લોકોનો છે."

# अध्याय २ जो

બ્રિટિશસરકારની સાથે સંધિ કરવાને માટે સૂરતસિંહે કરેલો પ્રયત્ન-બ્રિટિશસરકારે સંધિ કરવાનો કરેલો અસ્વીકાર-રાજા સૂરતસિંહનું સ્વેચ્છાચારી શાસન- રાજદ્રોહ-બ્રિટિશસરકારની સાથે થયેલી સંધિ-સંધિપત્ર-ખંડણીમાંથી મુક્ત થવું-શાંતિ સ્થાપન-રાજા સૂરતસિંહનો પરલોકનિવાસ-તેના ચરિત્રની સમાલોચના-રત્નસિંહનો અભિષેક-પીડત સામંતો અને પ્રજાની નવીન આશા-જેસલમીરરાજ્યની સાથે વિવાદ-ઉભયરાજ્યની વચ્ચે યુદ્ધ થવાની તૈયારી-જયપુર અને મેવાડના અધીશ્વરોની રણશય્યા-રાણા રત્નસિંહનું સેનાસહિત જેસલમીરમાં જવું-બ્રિટિશસરકારે યુદ્ધમાં નાખેલું વિઘ્ન-સંધિપત્ર અનુસાર તેણે રત્નસિંહપર મોકલેલો પ્રસ્તાવ-શાંતિની-સ્થાપના મેવાડના મહારાણાએ મધ્યસ્થ થઈ વિવાદના કરેલી નિવૃત્તિ-ઉભય રાજાઓએ પૂર્ણ કરેલા પરસ્પરના ક્ષતિ-અસંતુષ્ટ સામંતો-પુનઃ પ્રગટ કરેલાં વિદ્રોહનાં લક્ષણો-તેમનું દમન કરવાને માટે રત્નસિંહે બ્રિટિશ રેસિડેન્ટની સમીપ સહાય અર્થે કરેલી પ્રાર્થના-સહાય આપવાને રેસિડેન્ટે આપેલું વચન-આ વચનનું પાલન થવામાં ગવર્નર જનરલે લીધેલો વાંધો-સંધિપત્રનો પોતાની ઇચ્છા પ્રમાણે બ્રિટિશસરકારે કરેલો અર્થ-જેસલમીરપતિની સાથે રત્નસિંહને પુનઃ થયેલો વિવાદ-બ્રિટિશસરકારે તેની કરેલી તપાસ-ઉભય રાજાઓની વચ્ચે થયેલી મિત્રતા-રત્નસિંહે પોતાના રાજ્યની વૃદ્ધિ કરવાને માટે કરેલી ચેષ્ટા-વાણિજ્યકરની નવીન વ્યવસ્થા-રાજા રત્નસિંહનું મૃત્યુ.

---

જે સમયે મહારાજા સૂરતસિંહ મૃત્યુના મુખમાંથી મુક્ત થઇ નવીન જીવન પ્રાપ્ત કરી પુનઃ પોતાના રાજ્યમાં ભયંકર શાસન ચલાવવા લાગ્યો, તે સમયે કર્નલ ટૉડ પોતાનું પ્રિય નિવાસસ્થાન રાજસ્થાનને છોડીને ઈંગ્લાંડમાં ચાલ્યા ગયા હતા. તે કારણથી તેઓ બિકાનેરનો પાછળનો ઇતિહાસ લખી શક્યા નથી; માટે અમે તે સ્વતંત્ર રીતે લખવાને પ્રવૃત્ત થઇએ છીએ.

રાજા સૂરતસિંહ જે સમયે મારવાડના મહારાજા માનસિંહદ્વારા પરાસ્ત થયો તે સમયે વિજયી બ્રિટિશસિંહે ભારતવર્ષના અનેક પ્રાંતોમાં પોતાનો અધિકાર સ્થાપિત કરી ભાવી પ્રબળ શાસનશક્તિનો પાયો નાખ્યો હતો. સૂરતસિંહે પોતાની દુર્બુદ્ધિવશ થઇને માનસિંહની વિરુદ્ધ ધોકલસિંહનો પક્ષ ગ્રહણ કરી પોતાના રાજ્યની પાંચ વર્ષની ઉપજ વૃથા ગુમાવી દીધી હતી, તેથી તેનું આર્થિક બલ ઘટી ગયું હતું. માનસિંહની સેના પ્રચંડ દાવાનલની પેઠે જ્યાં બિકાનેરની સીમામાં આવી કે તરતજ સૂરતસિંહનું હૃદય ભયથી કંપાયમાન થઇ ઉઠયું. તેણે ધાર્યું કે આ વિપત્તિમાંથી બચવું કઠિન છે અને આપણા રાજ્યનો વિધ્વંસ થવાનો પૂર્ણ સંભવ છે. આવો વિચાર કરી તેણે ભારતવર્ષમાં એકમાત્ર બ્રિટિશસરકારને વિશેષ બળવાન જોઇ ઇ૦ સ૦ ૧૮૦૮માં તેનાપર સંધિ માટે પ્રસ્તાવ મોકલ્યો. બ્રિટિશસરકાર આ સમયે પોતાની શાસનશક્તિનો વિસ્તાર કરવામાં પૂર્ણરીતે નિમગ્ન હતી; તેથી તેણે સૂરતસિંહના પ્રસ્તાવપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. બ્રિટિશસરકારે સૂરતસિંહને જણાવ્યું કેઃ—"યમુનાપારના કોઇ પણ દેશીરાજાને આશ્રય આપવામાં આવતો નથી તથા તેની સાથે સંધિ કરવામાં આવતી નથી." કર્નલ ટૉડે આ ઘટનાનું વર્ણન શામાટે કર્યું નહિ તે અમે સમજી શકતા નથી.

રાજા સૂરતસિંહે કઠોર રોગના પંજામાંથી મુક્ત થઇ પુનઃ પ્રજા ઉપર ભયંકર અત્યાચાર કરવા માંડયા અને સામંતોપ્રતિ પણ કઠોર વ્યવહાર કરવા માંડયો. આથી રાજ્યના પ્રત્યેક પ્રાંતમાં પુનઃ ભયંકર અસંતોષનો અગ્નિ પ્રદીપ્ત થયો.સૂરતસિંહે પોતાનો ખાલી ખજાનો પૂર્ણ કરવાને માટે પુષ્કળ કર વધારી દીધા અને પ્રત્યેક સામંતના તાબાના દેશમાં જઈ તેમની સમસ્ત સંપત્તિ લૂંટી લીધી. માનાસિંહના આક્રમણદ્વારા તેને જે હાનિ થઇ હતી, તે પૂર્ણ કરવાને માટે તેણે આ પ્રકારનાં દુષ્કર્મો કરવા માંડયાં. આથી સામંતો અને પ્રજાજનો તેને સાક્ષાત્ રાક્ષસ ગણવા લાગ્યા; પરંતુ તેઓ નિર્બળ હોવાથી તેમને ગુપચુપ સર્વ ઉપદ્રવો સહન કરવા પડતા હતા. જો કે સર્વ સામંતો એકત્રિત થઇને સૂરતસિંહને સરલતાથી પદચ્યુત કરવાનું સામર્થ્ય ધરાવતા હતા, તોપણ તેમને જયપ્રાપ્તિવિષે સંદેહ હોવાથી તેઓ તેની વિરુદ્ધ બંડ કરવાનું સાહસ કરી શકતા નહોતા. ભયને લીધે કોઇપણ સૂરતસિંહ-ની વિરુદ્ધ આચરણ કરી શકતું નહોતું. આથી સૂરતસિંહના અત્યાચારોનો સ્રોત અસ્ખલિત રીતે વહેતો હતો.

સૂરતસિંહનું જીવન અનેક પ્રકારનાં પાપોથી કલંકિત થઇ ગયું હતું, તેથી તે આ પાપોમાંથી મુક્ત થવાને માટે બ્રાહ્મણોને પુષ્કળ ધન આપતો હતો. દરિદ્રી બ્રાહ્મણોને તે પોતાની પાસે રાખી તેમનું પોષણ કરતો અને તેમને પુષ્કળ સન્માન આપતો. વળી તે દેવસેવા તથા ઇશ્વરચિંતન વગેરેમાં પણ પ્રવૃત્ત રહેતો હતો. જે દુરાચારી લોકો તેની બાલ્યાવસ્થાના સંગી હતા, તેમને તેણે પોતાના કર્મચારીતરિકે નિયુક્ત કર્યા હતા અને તેઓ પ્રજા ઉપર ઘોર અત્યાચાર કરતા હતા. જો કે રાજા સૂરતસિંહે પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવાને માટે બ્રાહ્મણોની સેવા કરવા માંડી હતી તથા દેવકાર્ય-માં લિપ્ત રહેવા માંડયું હતું, તથાપિ તે દુરાચરણ કરવામાંથી પોતાનો હાથ જરાપણ પાછો ખેંચતો નહોતો. એક તરફ રાજાએ પોતાનો ખજાનો પૂર્ણ કરવાને માટે લોહદંડ ધારણ કર્યો હતો અને બીજી તરફ ચોરોનો ઉપદ્રવ અત્યંત વધી પડયો હતો. આવી અરાજકતા અને અંધેરને લીધે લોકોને પોતાના જાનમાલનું રક્ષણ કરવું કઠિન થઇ પડયું હતું. અંતે સામંત લોકો વધુ અત્યાચાર સહન કરી શકયા નહિ. તેઓ પ્રકટરીતે સૂરતસિંહના વિરોધી તરીકે બહાર પડયા.

બ્રાહ્મણોને ધનાદિ આપી પાપમાંથી મુક્તિ મેળવવાની ઇચ્છા રાખનાર સૂરતસિંહ રાજ્યમાં સર્વત્ર પ્રબળ અસંતોષનો અગ્નિ પ્રદીપ્ત થયેલો તથા સામંતોને વિદ્રોહી બનેલા જોઇ અત્યંત ભયભીત થઇ ગયો. તે પોતાના પ્રાણની રક્ષા, પોતાના સિંહાસનની રક્ષા અને પોતાના રાજ્યની રક્ષાને માટે અત્યંત વ્યાકુળ બન્યો અને ચોતરફ આશ્રય પ્રાપ્ત કરવાને માટે વલખાં મારવા લાગ્યો. પિંઢારાઓની સાથે યુદ્ધ કર્યા પૂર્વે ઇ૦ સ૦ ૧૮૨૮ માં બ્રિટિશસરકાર રાજસ્થાનના સર્વ રાજાઓની સાથે સંધિ કરવાને પ્રવૃત્ત થઇ હતી. બિકાનેરનો રાજા સૂરતસિંહ આ સુઅવસરનો લાભ લઇ શીઘ્ર સંધિ કરવાને તત્પર થયો. તેણે તરતજ પરમ આનંદપૂર્વક પોતાના દૂતને બ્રિટિશસરકારના કર્મચારીની પાસે દિલ્લી મોકલી દીધો. રાજનીતિચતુર સૂરતસિંહ સારીપેઠે જાણી ગયો હતો, કે અંગ્રેજસરકારની સહાયથી અવશ્ય હું વિદ્રોહી સામંતોનું દમન કરી શકીશ; તેથી તેણે આગ્રહસહિત બ્રિટિશસરકાર-ની સાથે ઘણી શીઘ્રતાથી સંધિ કરી લીધી. રાજા સૂરતસિંહને આ સમયે સ્વપ્નમાં પણ કલ્પના નહોતી કે મારા ઉત્તરાધિકારીઓ આજ સંધિને લીધે સદાને માટે બ્રિટિશસરકારને આધીન રહેશે.

રાજા સૂરતસિંહનો પ્રતિનિધિ કાશીનાથ ઓઝા દિલ્હીમાં ગયો અને તેણે બ્રિટિશસરકારની સાથે નીચે પ્રમાણે સંધિ કરી:-

## સંધિપત્ર

માનનીય બ્રિટિશસરકારની સાથે બિકાનેરના અધીશ્વર મહારાજા સૂરતસિંહ બહાદૂરને આ સંધિ થઇ છે. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના ભારતવર્ષના ગવર્નર જનરલ માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ તરફથી મહાશય ચાર્લ્સ થિયો ફિલાસ મેટ્કાફને સંપૂર્ણ સત્તા મળવાથી તથા રાજરાજેશ્વર શ્રીમાન સૂરતસિંહની તરફથી ઓઝા કાશીનાથને સંપૂર્ણ સત્તા મળવાથી તેમણે આ સંધિપત્ર નિર્માણ કર્યો છે. આ સંધિપત્રના નિયમો નીચે પ્રમાણે છે:-

(૧) માનનીય કંપનીની સાથે મહારાજા સૂરતસિંહ તથા તેમના ઉત્તરાધિકારી અથવા એમના

પદપર જે અભિષક્ત હોય તેમણે ચિરસ્થાયી મિત્રતા રાખવી અને ઉભયપક્ષે પરસ્પરના હિત-પ્રત્યે ધ્યાન રાખવું. એકપક્ષના શત્રુમિત્ર ઉભયપક્ષના શત્રુમિત્ર ગણવામાં આવશે.

(૨) બ્રિટિશસરકારે બિકાનેર અને તેના તાબાના દેશોનું તેના શત્રુઓના હાથમાંથી રક્ષણ કરવાનો ભાર માથે લીધો છે.

(૩) મહારાજા સૂરતસિંહ તથા તેમના ઉત્તરાધિકારીઓ અથવા તેમના સિંહાસનપર જે અભિષિક્ત હોય તેમણે બ્રિટિશસરકારના આધીનમાં રહેવું અને બ્રિટિશસરકારનું સ્વામિત્વ સ્વીકારવું. તેઓ અન્ય કોઇ પણ રાજા અથવા રાજ્યની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ રાખી શકશે નહિ.

(૪) બ્રિટિશસરકારની આજ્ઞા વા અનુમતિ સિવાય મહારાજા અથવા તેમના ઉત્તરાધિકારી વા તેમના સિંહાસનપર વિરાજમાન થનાર વ્યક્તિ કોઈ પણ રાજા વા રાજ્યની સાથે સંધિ કરી શકશે નહિ; પરંતુ તેઓ પોતાના સગા તથા મિત્રરાજાઓની સાથે નિયમાનુસાર પત્ર વ્યવહાર કરી શકશે.

(૫) મહારાજા અથવા તેમના ઉત્તરાધિકારી વા પદાભિષિક્ત કોઈની ઉપર અત્યાચાર કરી શકશે નહિ. જો દૈવયોગથી કોઇની સાથે વિવાદ ઉપસ્થિત થાય તો તેની તપાસ તથા દંડ કરવાનો ભાર બ્રિટિશસરકારના શિરપર રહેશે.

(૬) બિકાનેરરાજ્યના અનેક માણસોએ રાજમાર્ગપર લૂંટ ચલાવી છે તથા આ સંધિમાં આબદ્ધ થયેલાં ઉભય રાજ્યોના શાંતિનો ભંગ કર્યો છે તથા ઉભય રાજ્યોની શાંતપ્રિયપ્રજા ઉપર અત્યાચાર કર્યા છે. અંગ્રેજસરકારના તાબાના દેશના નિવાસીઓની બિકાનેરના ચોર અને લૂંટારાઓએ પુષ્કળ સંપત્તિ લૂંટી લીધી છે. આ સંપત્તિ પાછી આપવાનો અને પોતાના રાજ્યમાંથી ચોર અને લૂંટારાઓનો જડમૂળથી નાશ કરવાનો મહારાજા સ્વીકાર કરે છે. જો મહારાજા ચોર અને ડાકૂઓનો નાશ કરવાને સમર્થ નહિ થશે અને જો તેઓ સરકારને પ્રાર્થના કરશે તો તેમને સરકાર તરફથી સહાય મળશે. આ કાર્યને માટે સરકારને જે સેના રાખવી પડશે તેનો સર્વ વ્યય મહારાજાને આપવો પડશે. જો તેઓ ખર્ચ આપવામાં કોઇ પણ પ્રકારની આનાકાની કરશે તો તેના બદલામાં તેમને પોતાના રાજ્યની કેટલીક ભૂમિ અંગ્રેજસરકારને આપવી પડશે અને સરકાર તે દેશની ઉપજમાંથી સેનાનો ખર્ચ કાઢી લઇ તે દેશ પુનઃ મહારાજાને આપી દેશે.

(૭) મહારાજાના રાજ્યના જે ઠાકોરો અને અન્યાન્ય લોકો વિદ્રોહી બની ગયા છે અને જેમણે તેમની સત્તાનો અનાદર કર્યો છે, તેમનું દમન કરવાને માટે જો મહારાજા બ્રિટિશસરકારને પ્રાર્થના કરશે તો સરકાર તેમનું દમન કરશે. આ કાર્યને માટે જે સેના રાખવામાં આવશે તેનો ખર્ચ પણ મહારાજાને આપવો પડશે. જો મહારાજા આ ખર્ચ આપવાને સમર્થ થશે નહિ તો તેના બદલામાં તેમને બ્રિટિશસરકારને પોતાના રાજ્યનો કેટલોક ભાગ આપવો પડશે અને બ્રિટિશસરકાર એ ભાગની ઉપજમાંથી ખર્ચ લઈ પુનઃ તે મહારાજાને સોંપી દેશે.

(૮) બિકાનેરના મહારાજા પોતાના સામર્થ્ય પ્રમાણે બ્રિટિશસરકારને સેનાની સહાય કરશે.

(૯) મહારાજા તથા તેમના ઉત્તરાધિકારીઓ તથા તેમના પદાભિષિક્ત પોતાના રાજ્યનું શાસન સ્વતંત્રતાપૂર્વક કરશે; તેમના રાજ્યમાં બ્રિટિશસરકારના શાસનનો વિસ્તાર થશે નહિ.

(૧૦) બ્રિટિશસરકારની એવી અભિલાષા છે કે કાબુલ અને ખોરાસાન વગેરે દેશોમાંથી વાણિજ્યદ્રવ્ય નિર્વિઘ્નતાપૂર્વક આવી શકે તેટલા માટે બિકાનેર અને ભટનેર રાજ્યના માર્ગની ઉત્તમ પ્રકારે રક્ષા થવી જોઇએ. મહારાજા ઉક્ત ઉદ્દેશ સફળ કરવાનો પ્રયત્ન કરવાનો સ્વીકાર કરે છે. વણિક લોકો નિર્વિઘ્નતાપૂર્વક આવ—જાવ કરી શકે અને તેમને ચોરો તથા ડાકૂઓ કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ કરી શકે નહિ તથા હાલમાં લેવામાં આવતા વાણિજ્યકરમાં કિંચિત્ પણ વૃદ્ધિ કરવામાં આવે નહિ એવો પ્રબંધ કરવાને મહારાજા કબૂલ થાય છે.

(૧૧) આ એકાદશ ધારાઓથી યુક્ત સંધિપત્ર મહાશય ચાર્લ્સ થિયો ફિલાસ મેટકાફ અને ઓઝા કાશીનાથદ્વારા તૈયાર થઈ તેનાપર તેમના હસ્તાક્ષર થયા છે અને મહોર અંકિત કરવામાં

આવી છે. આ સંધિપત્ર મહામાન્ય ગવર્નર જનરલ તથા રાજરાજેશ્વર શ્રીમાન સૂરતસિંહ બહાદૂર-દ્વારા સ્વીકૃત થયો છે.

દિલ્હી, તા. ૯ મી માર્ચ ૧૮૧૮

(હસ્તાક્ષર) સી. ટી. મેટ્કાફ
(હસ્તાક્ષર) ઓઝા કાશીનાથ

(હસ્તાક્ષર) હેસ્ટિંગ્સ

(નામદાર ગવર્નર જનલરની નાની મહોર)

ગોગરાના કિનારાપર પાત્રાસ્થા ઘાટની નિકટના શિબિરમાં માન્યવર ગવર્નર જનરલનો આ સંધિપત્ર ૧૮૧૮ ઇ૦ સ૦ ની ૨૧ મી માર્ચે તૈયાર થયો.

(હસ્તાક્ષર) જે. ઍડમ
નામદાર ગવર્નર જનરલના સેક્રેટરી

રાજા રાયસિંહે જે પ્રકારે પાદશાહ અકબરની આધીનતા સ્વીકારી હતી તે પ્રકારે સૂરતસિંહે બ્રિટિશસરકારની આધીનતા સ્વીકારી; પરંતુ જે પ્રકારે મેવાડ, મારવાડ, અંબર વગેરે બળવાન રાજાઓને બ્રિટિશસરકાર સાથે સંધિ કરીને તેમને ખંડણી આપવી પડી હતી, તે પ્રકારે સૌભાગ્યવશાત્ તેને અંગ્રેજસરકારને ખંડણી આપવી પડી નહિ. તેને ખંડણીમાંથી મુક્તિ મળી તેનું કારણ એ હતું કે મહારાષ્ટ્રીઓને બિકાનેરરાજ્યે કદિ પણ ચોથ આપી નહોતી, તેથી બ્રિટિશસરકારે પણ તેની પાસે ખંડણીની માગણી કરી નહિ. મહારાષ્ટ્રીઓનાં દલથી અત્યંત પીડિત થઈને રાજસ્થાનના સર્વ રાજાઓ તેને ચોથ આપતા હતા; પરંતુ મહારાષ્ટ્રીઓએ બિકાનેરરાજ્યપર કદિ પણ આક્રમણ કર્યું નહોતું, તો પછી તેને ચોથ ક્યાંથી આપવી પડે ? મેવાડ અને મારવાડના રાજાઓ મહારાષ્ટ્રીઓને જેટલી ખંડણી આપતા હતા તેટલીજ ખંડણી તેમણે બ્રિટિશસરકાર સાથે સાંધબંધન કરતી વખત તેને આપવાનો સ્વીકાર કર્યો; પરંતુ બિકાનેરના રાજાએ કદિ પણ મહારાષ્ટ્રીઓને ખંડણી આપી નહોતી, તેથી કંપની પણ તેની પાસેથી કાંઇ કર લઇ શકી નહિ. જોકે બિકાનેરના મહારાજા બ્રિટિશસરકારને આધીન ગણાયા, તોપણ હજીસુધી તેઓ તેને કાંઇ પણ ખંડણી આપતા નથી.

અંગ્રેજસરકારની સાથે મહારાજા સૂરતસિંહને સંધિ થતાંની સાથેજ તેના વિરોધી સામંતો અત્યંત ભયભીત થયા. પ્રબળ પરાક્રમશાળી અંગ્રેજી સેના અવશ્ય કોઇ દિવસ આવીને અમારો સંપૂર્ણ વિધ્વંસ કરી નાખશે એવો ભય પામી તેઓ મૌન ધારણ કરી સૂરતસિંહના અત્યાચાર સહન કરવા લાગ્યા. બ્રિટિશસેનાએ શીઘ્ર બિકાનેરમાં જઇ મહારાજાની આજ્ઞાનુસાર શાંતિ સ્થાપન કરી અને ત્યાર પછી તે ચોર તથા ડાકૂઓનું દમન કરીને ચાલી ગઇ.

જોકે બિકાનેરરાજ્યમાં બાહ્ય શાંતિ સ્થાપન થઇ ગઇ હતી તોપણ સામંતો તથા પ્રજાના હૃદયમાં અસંતોષનો અગ્નિ ગુપ્તરીતે પૂર્વવત્ અત્યંત પ્રજ્વલિત થઈ ઉઠયો હતો.

મહારાજા સૂરતસિંહે ઇ૦ સ૦ ૧૮૨૪ માં આલોકનો ત્યાગ કર્યો. અંગ્રેજસરકારની સાથે સંધિ થઇ તે સમયે જોકે રાજ્યમાં અધિકાંશે શાંતિ સ્થાપન થઈ ચૂકી હતી, પરંતુ મહારાજાના મૃત્યુપૂર્વે અસંતુષ્ટ સામંતોએ પુનઃ વિદ્રોહ ઉપસ્થિત કરી દીધો. રાજ્યમાં સર્વત્ર વિદ્રોહાગ્નિ પ્રસરી રહ્યો. અફઘાનીસ્તાન-માંથી પુષ્કળ વાણિજ્યદ્રવ્યો બિકાનેરના રાજ્યમાં થઈ ભારતવર્ષના અનેક પ્રાંતોમાં જતાં હતાં, તેથી ઉપરોક્ત સંધિમાં એક એવી શરત પણ કરવામાં આવી હતી કે ગાડાં ભરીને વાણિજ્યદ્રવ્યો લઈ જનારા વણિકો ઉપર બિકાનેરના સામંતોદ્વારા કોઇપણ પ્રકારનો અત્યાચાર થવા દેવો નહિં; પરંતુ જ્યારે સામંતોએ વિદ્રોહ ફેલાવી મૂક્યો ત્યારે મહારાજા તેમનું દમન કરવાને સર્વથા અશક્ત હતા.

મહારાજા સ્વયં માનતો હતો કે હું ઘોર પાતકી છું અને સમસ્ત જગત મને મહાપાપી કહેશે; પરંતુ તેની વીરતાના સંબંધમાં કિંચિત્ પણ સંદેહને અવકાશ નથી. તેણે અનેકવાર યુદ્ધ-ભૂમિમાં જઇ પ્રશંસનીય વીરતા પ્રદર્શિત કરી હતી. તેનું રાજ્ય નાનું હતું અને તેનું સેના-બળ પણ ન્યૂન હતું, તેથી તેણે પોતાનું કાર્યક્ષેત્ર પણ મર્યાદિતજ રાખવું જોઇતું હતું. જો તે મોટાં મોટાં કામો હાથમાં ન લેત તો તેને વૃદ્ધાવસ્થામાં કદિપણ આપત્તિગ્રસ્ત અને હીનબળ થવું

ફક્ત નહિ; પરંતુ તે દુર્બુદ્ધિવશ થઇને મારવાડપતિ માનસિંહની સામે યુદ્ધમાં લિપ્ત થયો, તેજ તેની અવનતિનું કારણ બન્યું. મહારાજા સૂરતસિંહ મારવાડપતિનો વિરોધી બન્યો તેનું કાંઇ કારણ કર્નલ ટૉડે જણાવ્યું નથી; પરંતુ અનુમાન કરી શકાય છે કે તેના હૃદયમાં એક ગૂઢ અને મહાન ઉદ્દેશ ગુપ્ત રહ્યો હતો. આ મહત્વાકાંક્ષા તૃપ્ત કરવાને માટેજ તે ધન અને સેનાનો નાશ કરવાને પ્રવૃત્ત થયો હતો. તે દૃઢ શ્રદ્ધાપૂર્વક માનતો હતો કે:-' અવશ્ય માનસિંહ પરાસ્ત થશે અને ધોકલસિંહ મારવાડના સિંહાસનપર વિરાજમાન થશે અને આમ થશે એટલે અવશ્ય મને ધોકલસિંહ તરફથી મહાન પારિતોષિક મળશે.' પરંતુ ભત્રીજાને મારીને રાજસિંહાસન પચાવી પાડનાર મહાપાપી સૂરતસિંહની આ આશા ફળીભૂત થઇ નહિ.

મહારાજા સૂરતસિંહનો પરલોકવાસ થયા પછી તેનો પુત્ર રત્નસિંહ રાજસિંહાસનપર વિરાજમાન થયો. રત્નસિંહ સિંહાસનપર અભિષિક્ત થતાંની સાથેજ બિકાનેરના સમસ્ત સામંતો અને પ્રજાના મનનો ભાવ સહસા પરિવર્તિત થઈ ગયો. સર્વ લોકોએ ધાર્યું કે હવે સૂરતસિંહનો પરલોકવાસ થયો છે, તેથી સર્વ અત્યાચારોનો અંત આવ્યો છે. તેઓ નવીન રાજાના શાસનમાં મંગલ અને શાંતિની આશા હૃદયમાં ધારણ કરી સ્વસ્થ થયા. મહારાજા સૂરતસિંહના મૃત્યુ પૂર્વે રાજ્યમાં જે અશાંતિ, ઉત્પીડન અને અત્યાચારે સમુદ્રની તરંગમાળાની પેઠે ઉછાળા મારીને બિકાનેરનો સંપૂર્ણ વિધ્વંસ કરી નાખ્યો હતો, તે સર્વ અદૃશ્ય થઇ ગયાં. ચોર અને ડાકૂઓના ઉપદ્રવોથી ઉત્પન્ન થયેલી અરાજકતા નવીન રાજાના શાસનનો પ્રારંભ થતાંની સાથે કોણ જાણે કયાં જતી રહી!

રત્નસિંહ સિંહાસનપર અધિષ્ઠિત થતાંની સાથેજ તેઓ એક મહાન યુદ્ધમાં ગયા. જેસલમીરની દુષ્ટ પ્રજાએ અને રાજકર્મચારીઓએ ત્યાંનો રાજા સગીર હતો તે યોગનો લાભ લઈ બિકાનેરની સીમામાં આવી ત્યાંની પ્રજા ઉપર ઘોર અત્યાચાર કરવા માંડયા. તેઓ બિકાનેરની પ્રજાની સમસ્ત સંપત્તિ લૂંટી લઇ જવા લાગ્યા. આથી રત્નસિંહે અત્યંત કુપિત થઈ જેસલમીરના મહારાજાને યુદ્ધ કરવા માટે આવાહન કર્યું અને જયપુર તથા મેવાડ વગેરે દેશોના રાજા પાસે સહાય માગી. રત્નસિંહના આ આવાહનથી જેસલમીરનો રાજા કિંચિત્ પણ ભયભીત થયો નહિ. તે બમણા ઉત્સાહથી રત્નસિંહનો પ્રતીકાર કરવાને માટે તૈયારી કરવા લાગ્યો. જેસલમીર અને બિકાનેરના રાજાની સેના જેમ તૈયાર થઇ, તેમ જયપુર અને મેવાડના રાજાઓની સેના પણ સુસજ્જ થઇને જેસલમીરની સીમામાં આવી પહોંચી. દીર્ઘકાળથી ઉભય રાજ્યોની વચ્ચે જે ઝગડો ચાલતો હતો, તેનો અંતિમ નિર્ણય કરવાને માટે ઉભયે યુદ્ધ કરવું આવશ્યક માન્યું; પરંતુ યુદ્ધનો પ્રારંભ થયા પૂર્વેજ એક ખાસ કારણથી ઉભય રાજાઓ યુદ્ધથી વિમુખ થયા. આ કારણ બ્રિટિશસરકારનો વાંધો હતો. સૂરતસિંહે બ્રિટિશસરકારની સાથે સંધિ કરતી વખત સ્વીકાર કર્યો હતો કે હું અથવા મારા ઉત્તરાધિકારી કોઇપણ દેશી રાજ્યપર આક્રમણ કરશું નહિ અને આ સમયે મહારાજા રત્નસિંહ ઉક્ત શરતનો ભંગ કરવાને પ્રવૃત્ત થયા હતા. તેમના આ આચરણથી બ્રિટિશસરકાર તેમના ઉપર અત્યંત ક્રોધિત થઈ અને તેમને કહેવરાવી મોકલ્યું કે:-"આપ સંધિમાં થયેલી શરત પ્રમાણે જેસલમીર રાજ્યપર આક્રમણ કરી શકો નહિ. આપના ઝગડાની મીમાંસાનો ભાર મેવાડના મહારાણાના હાથમાં સોંપો. તેઓ તેનો નિર્ણય કરશે." બ્રિટિશસરકારની તરફથી આ સંદેશો આવતાંની સાથેજ મહારાજા રત્નસિંહે યુદ્ધ કરવાનું માંડી વાળ્યું. બ્રિટિશસરકારની સમ્મતિથી મેવાડના મહારાણાએ બિકાનેર અને જેસલમીરરાજ્ય વચ્ચેના ઝગડાની તપાસ કરી. ઉભય રાજાઓએ પરસ્પરની હાનિ પૂર્ણ કરી આપી અને વિવાદાગ્નિ અલ્પ કાળને માટે શાંત થયો.

ઉક્ત વિવાદનો નિર્ણય થઇ ગયા પછી બીજે વર્ષે અર્થાત્ ઈ૦ સ૦ ૧૮૩૦ માં મહારાજા રત્નસિંહ દેશના આંતરિક ઝગડામાં લિપ્ત થયા. મહારાજા સૂરતસિંહના શાસનના અંતિમ ભાગમાં જે પ્રકારે બિકાનેરના સામંતોએ પ્રકટરીતે વિદ્રોહી બની તેમને પદભ્રષ્ટ કરવાનો સંકલ્પ કર્યો હતો, તે પ્રકારે આ વર્ષમાં પણ તેમણે પુનઃ રાજદ્રોહી બની ભયંકર ઉપદ્રવ ઉપસ્થિત કર્યો. આ સામંતોની વિદ્રોહિતાથી મહારાજા રત્નસિંહ અત્યંત ભયભીત થઈ ગયા. તેઓ ઇતર રાજાની સહાયવિના સામંતોનું દમન કરવાનું સામર્થ્ય ધરાવતા નહોતા, તેથી તેમણે સંધિની શરત પ્રમાણે બ્રિટિશ-

રકારની પાસે સહાય માગી. તેમણે સંધિપત્રની છઠ્ઠી અને સાતમી શરતોનો નિર્દેશ કરી બિકાનેર રાજ્યની રક્ષા અને વિદ્રોહી સામંતોનું દમન કરવાને માટે દિલ્લીમાં અંગ્રેજ રેસિડેન્ટની નિકટ પ્રાર્થનાપત્ર મોકલ્યો. રેસિડેન્ટ શીઘ્ર સહાય આપવાને માટે તૈયાર થયા; પરંતુ આ સમાચાર મળતાં-ની સાથે નામદાર ગવર્નર જનરલે પોતાનો અસંતોષ પ્રદર્શિત કરી રેસિડેન્ટને આજ્ઞા કરી કેઃ–"દેશી રાજાઓના આંતરિક ઝગડાઓ શાંત કરવાને માટે કદિપણ સહાય કરવાની નથી. જો કોઇ વિશિષ્ટ કારણથી સરકાર સ્વયં સહાય કરવાને આજ્ઞા કરે તો તે જૂદી વાત છે. હાલમાં બિકાનેર રાજ્યની સ્થિતિ એવી નથી કે તેને સહાયની આવશ્યકતા હોય." નામદાર ગવર્નર જનરલની આ આજ્ઞા પ્રાપ્ત થતાં રેસિડેન્ટે બિકાનેરના મહારાજાને સેનાની સહાય આપી નહિ.

મહારાજા રત્નસિંહના જાણવામાં જ્યારે આવ્યું કે બ્રિટિશસરકારની તરફથી હવે સહાય મળવાની આશા નથી, ત્યારે તેમણે શીઘ્ર પોતાના સામર્થ્ય અનુસાર સામંતોનું દમન કરવાની ચેષ્ટા કરી; પરંતુ તેમની તે ચેષ્ટા સફળ પણ થઇ નહિ એટલામાં એક વિવાદાગ્નિ પ્રજ્વલિત થઈ ઉઠયો. જોકે જેસલમીરના મહારાજાની સાથેના વિવાદનો નિર્ણય થઇ ગયો હતો, તોપણ ઈ૦ સ૦ ૧૮૪૫ માં ઉભય રાજાઓની વચ્ચેનો તે વિવાદ એટલો પ્રબળ થઇ ગયો કે બ્રિટિશસરકારને પુનઃ શાંતિ સ્થાપન કરવાને માટે એક અંગ્રેજ રાજકર્મચારીને તેમનો મધ્યસ્થ બનાવવો પડયો. આ અંગ્રેજરાજકર્મચારીએ કાર્યક્ષેત્રમાં ઉતરી વિવાદનો એવો સંતોષકારક ફડચો કરી નાખ્યો કે ઉભય રાજાઓ પોતાની દીર્ઘકાળની શરતો ભૂલી ગયા અને તેમની વચ્ચે પરસ્પર મિત્રતાનો સંબંધ સ્થાપિત થઇ ગયો.

કર્નલ માલેસન જણાવે છે કેઃ–" મહારાજા રત્નસિંહે આ ઉપદ્રવોની વચ્ચેજ હિસારની સીમાપર્યંત પોતાના રાજ્યનો વિસ્તાર કરવાને ભીષણ યત્ન કર્યો હતો; પરંતુ બ્રિટિશસરકારે તેમની આશા ફળીભૂત થવા દીધી નહિ. "

વાણિજ્યની વૃદ્ધિને અર્થે બ્રિટિશસરકાર વિશેષ પ્રયત્ન કરતી હતી. એક સમયે બિકાનેરમાં ઘણો સારો વ્યાપાર ચાલતો હતો. કાબુલથી અનેક પ્રકારનાં વાણિજ્યદ્રવ્યો બિકાનેરમાં થઇને ભારતવર્ષનાં અનેક સ્થળોમાં જતાં હતાં. ઈ૦ સ૦ ૧૮૧૮ માં બ્રિટિશસરકારે બિકાનેરના મહારાજાની સાથે સંધિ કરીને એવી શરત કરી હતી કે બિકાનેરના રાજ્યમાં થઇને વાણિજ્યદ્રવ્યો નિર્વિઘ્નતાપૂર્વક જવા દેવાં. ઇ૦ સ૦ ૧૮૪૪ માં અંગ્રેજસરકારે વાણિજ્યની વૃદ્ધિને માટે મહારાજાની નિકટ એક નવીન પ્રસ્તાવ ઉપસ્થિત કર્યો. જે વાણિજ્યદ્રવ્યો બિકાનેરમાં થઇને સિરસા અને ભાવલપુરમાં જતાં હતાં તે સર્વ દ્રવ્યોપર બિકાનેરના મહારાજા વિશેષ જકાત લેતા હતા. બ્રિટિશસરકારે ઉપરોક્ત વર્ષમાં આ જકાત ન્યૂન કરવાનો પ્રસ્તાવ સાદર કર્યો.

મહારાજા રત્નસિંહે પચીસ વર્ષપર્યંત રાજ્ય કરીને ઈ૦ સ૦ ૧૮૫૨ માં પરલોકવાસ કર્યો.



# अध्याय ३ जो

સરદારસિંહનો અભિષેક-રાજપૂતજાતિનું સાહસ તથા બલવિક્રમ ન્યૂન થવાનું કારણ-યવનશાસન કરતાં બ્રિટિશશાસનમાં રાજપૂતજાતિની સ્થિતિમાં થયેલો ફેરફાર-બ્રિટિશસરકારપ્રત્યે સરદારસિંહની ભક્તિ-સિપાઇઓના બળવાપ્રસંગે સરદારસિંહે બ્રિટિશસરકારને આપેલી સહાય-બ્રિટિશસરકારે સરદારસિંહને આપેલો પુરસ્કાર-અંગ્રેજ રાજપ્રતિનિધિએ સરદારસિંહને એકતાળીસ ગામો યાવચ્ચંદ્રદિવાકરો સમર્પણ કરવાં-દાનપત્ર-સામંતોની સાથે થયેલો વિવાદ-બ્રિટિશસરકારે આપેલાં ગામોમાં કરેલી કરની વૃદ્ધિ-તે ગામોના લોકોએ કરેલી ફરિયાદ-ગામનિવાસીઓના પૂર્વાધિકાર અક્ષત રાખવાને માટે સરદારસિંહને બ્રિટિશસરકારે કરેલો આગ્રહ-કરવૃદ્ધિ-બિદાવાટીના સામંતોને આપેલી નવી સનંદ-મહારાજા સરદારસિંહનું મૃત્યુ-નવીન મંત્રીસમાજને અર્પણ કરેલો શાસનભાર-વર્તમાન મહારાજા ડુંગરસિંહનો અભિષેક-મંત્રીસમાજ-અમરસિંહે મહારાજાના પ્રાણનો નાશ કરવાની કરેલી ચેષ્ટા-તીર્થયાત્રા-માનનીય યુવરાજની સાથે મહારાજાની થયેલી મુલાકાત-રાજપૂતરાજાઓનું સામંતોની સાથેના સંબંધમાં થયેલું પરિવર્તન-મહારાજાએ સામંતોની ખંડણી વધારવાનો કરેલો પ્રસ્તાવ-તેના સંબંધમાં પંચાયતનું નિયુક્ત થવું-વધારેલો કર આપવાને સામંતોએ કરેલો અસ્વીકાર-બિદાસરના સામંતોની ખંડણીમાં કરેલી વૃદ્ધિ-પ્રધાન પ્રધાન સામંતોએ વધારે કર આપવાને કરેલો અસ્વીકાર-સામંતોએ ઉપસ્થિત કરેલા ત્રણ પ્રસ્તાવો-અમરસિંહની કારાગૃહમાંથી થયેલી મુક્તિ-તેના પુત્ર રાવને મળેલી રાજાની ઉપાધિ-નોરવા દેશના સામંતો-મહારાજાએ તેમનો અધિકાર લઇ લેવો-નિકૃષ્ટ શ્રેણીના સામંતોએ વધારેલો કર આપવાને કરેલો અસ્વીકાર-તેમણે કર ઘટાડવાને મહારાજા ડુંગરસિંહને કરેલી પ્રાર્થના-મહારાજાએ તે પ્રાર્થનાનો કરેલો અસ્વીકાર-એસિસ્ટંટ પોલિટિકલ એજંટે સામંતોને રાજધાનીમાં બોલાવી તેમને વર્ધિત કર આપવાને કરેલી આજ્ઞા-સામંતોએ પ્રકાશિત કરેલો અસંતોષ-તેમનું નાસી જવું-તેમને દંડ આપવાને કરેલી તૈયારી-બિકાનેરના પ્રધાન સેનાપતિ હુકમસિંહનું સેનાસહિત સામંતોની સામે જવું-વિદ્રોહી સામંતોએ કરેલી યુદ્ધની તૈયારી-હુકમસિંહે મહાજન રાવતસર, અને ગાંધેલી દેશપર સ્થાપિત કરેલો અધિકાર-સામંતોએ લીધેલો બિદાસરના કિલ્લામાં આશ્રય-તેમણે કરેલી યુદ્ધની તૈયારી-વિદ્રોહીઓનું દમન કરવાને માટે મહારાજાએ માગેલી બ્રિટિશસરકારની સહાય-સેનાની સહાય્ય આપવાને બ્રિટિશસરકારનું તૈયાર થવું-અંગ્રેજી સેનાનું બિકાનેરમાં થયેલું આગમન-અંગ્રેજીસેના અને મહારાજાની સેનાએ બિદાસરના કિલ્લાપર નાખેલો ઘેરો-સામંતોએ યુદ્ધ કરવાને માટે કરેલી પ્રતિજ્ઞા-એસીસ્ટંટ પોલિટિકલ એજંટે સામંતોની પાસે મોકલેલો દૂત અને તેમને શરણે આવવાની કરેલી ભલામણ-સામંતોએ આપેલો ઉત્તર-બિદાસરના કિલ્લાપર થયેલી ગોળાની વૃષ્ટિ-સામંતોનું શરણે આવવું-અંગ્રેજીસેનાએ પ્રાચીન દુર્ગનો કરેલો વિધ્વંસ-વિદ્રોહી સામંતોને કારાગૃહમાં મોકલવા-ભારતવર્ષના સ્ટેટસેક્રેટરીનો આ યુદ્ધસંબંધી અભિપ્રાય-બિકાનેરના આભ્યંતરિક શાસનસંબંધે અંગ્રેજ એ૦ પોલ-

**ટિકલ એજંટે પ્રકાશિત કરેલો અસંતોષ-શાસનવ્યવસ્થાસંબંધી અભિપ્રાય-તે સંબંધે વર્તમાન પોલિટિકલ એજંટનો અભિપ્રાય-ઉપસંહાર.**

---

પોતાના પિતાના પરલોકવાસ પછી ઇ૦ સ૦ ૧૮૫૨માં સરદારસિંહ તેમના સિંહાસનપર વિરાજમાન થયા. સરદારસિંહના અભિષેકના સમયથી બિકાનેરની રાજશક્તિ ક્રમશઃ હીનબલ થવા લાગી.. જે બળ, વિક્રમ, સાહસ અને શૂરતા ઇ૦ ગુણો રાઠોડજાતિના અલંકાર હતા, તે સર્વ સર્વથા લુપ્ત થઇ ગયા. રાજપૂતજાતિની વીરતા સર્વાંશે લુપ્ત થઇ ગઇ. યવન પાદશાહોના વખતમાં વારંવાર યુદ્ધ ચાલતું હોવાથી રાજપૂતોની શૂરવીરતાનો પ્રકાશ થવાના પ્રસંગો પ્રાપ્ત થયા હતા; પરંતુ સરદારસિંહના સમયમાં રાજપૂતોના ક્ષાત્રધર્મનો સર્વથા હ્રાસ થઇ ગયો. માત્ર બિકાનેર અને રાજસ્થાનજ નહિ; પરંતુ સમસ્ત ભારતવર્ષ શિથિલ થઈ ગયું. સર્વત્ર યુદ્ધની ચર્ચા બંધ પડી ગઇ અને નિશ્ચળ શાંતિ પ્રસરી રહી. આ શાંતિના સમયમાં જો દેશી રાજાઓ અંગ્રેજસરકારની પેઠે કૃત્રિમ યુદ્ધોથી પોતાની સેનાની સમરકુશળતાનું રક્ષણ કરત તો તેની વીરતા, ધીરતા અને સાહસિકતા અચળ રહેત. વિદ્યા અવગત હોવા છતાં પણ જો તેનો અભ્યાસ રાખવામાં ન આવે તો તેની અધોગતિ થાય છે; તેજ પ્રમાણે યુદ્ધવિદ્યા પણ તેનો અભ્યાસ સતત્ ચાલુ રાખ્યા વિના ફળીભૂત થતી નથી. જો તેનો અભ્યાસ ચાલુ રાખવામાં ન આવે તો બળ, વિક્રમ અને સાહસ અવનતિને પ્રાપ્ત થાય છે. કોઈ પણ વીરજાતિ તલવાર અને ભાલા હાથમાં ગ્રહણ કર્યાં વિના સો વર્ષપર્યંત મૌન ધારણ કરીને બેસી રહે તો શું તેમાં વીરતા રહી શકે છે ? કદિ નહિ. આ ઉપરથી અમે એમ કહેવા માગતા નથી કે દેશીરાજાઓએ પરસ્પર યુદ્ધ કરતા રહેવું; પરંતુ અમે માત્ર એટલુંજ કહેવા માગીએ છીએ કે દેશી રાજાઓએ આલસ્ય અને વિલાસમાં પોતાનો સમય વ્યતીત નહિ કરતાં બલવિક્રમસંપન્ન રહેવું જોઇએ. અંગ્રેજસરકારને અનેક સ્થાનોપર સેનાની આવશ્યકતા પડે છે, તો દેશી રાજાઓ અને સામંતોની સેનાને પોતાની સેવામાં નિયુક્ત કરવી જોઇએ, કે જેથી તેનું બળ સ્થાયી રહે. મુસલમાનસમ્રાટોએ પણ દેશી રાજાઓની સહાયથીજ પ્રભુત્વ સંપાદન કર્યું હતું. જો બ્રિટિશસરકાર રાજપૂતસેનાને પોતાની સેનામાં નિયુક્ત કરે તો તેનું બળ અને સાહસ વૃદ્ધિને પ્રાપ્ત થશે. વળી બ્રિટિશસરકારે રાજપૂતજાતિને એવું શિક્ષણ આપવું જોઇએ કે જેથી તેને પોતાના આચારવિચાર અને સ્વધર્મનું સારીરીતે જ્ઞાન થાય. આમ કરવાથી રાજપૂતો પોતાનું ગૌરવ પુનઃ પ્રાપ્ત કરશે.

મહારાજા સરદારસિંહ બિકાનેરના સિંહાસનપર વિરાજમાન થઇ સારીરીતે જાણી ગયા હતા કે ભારતવર્ષના દેશી રાજાઓ સમયના પરિવર્તનથી સર્વથા કર્તવ્યવિમુખ થઇ ગયા છે; માટે આવા સમયમાં વિશ્વવિજયી બ્રિટિશસિંહની આધીનતા સ્વીકારી તેનું મન પ્રસન્ન રાખવું ઉચિત છે.

નવીન મહારાજાને કેવળ પાંચ વર્ષોજ રાજ્ય કરતાં થયાં હતાં, એવામાં ભારતવર્ષમાં એક ભયંકર ઘટના બની. ઇ૦ સ૦ ૧૮૫૭માં સિપાઇઓનો બળવો ભયંકરરીતે ફાટી નીકળ્યો. હજારો અંગ્રેજોની હત્યા થઇ અને શેષ અંગ્રેજો ત્રાહ ત્રાહ પોકારવા લાગ્યા. આવા મહાન વિપત્તિકાળમાં મહારાજા સરદારસિંહ બ્રિટિશસરકારને સહાય કરવાને બહાર પડયા. બિકાનેરની નિકટના હાંસી અને હિસાર દેશપર બ્રિટિશસરકારનો અધિકાર હતો. ત્યાંની અંગ્રેજસરકારના તાબાની દેશીસેનાએ વિદ્રોહ કરી અંગ્રેજોપર આક્રમણ કરવા માંડયું; આ સમયે બિકાનેરના મહારાજાએ અત્યંત સાહસપૂર્વક વિદ્રોહીદલનું દમન કર્યું અને જે અંગ્રેજો ભયભીત થઇને નાસવાની તૈયારી કરતા હતા,તેમને પરમ આદરપૂર્વક પોતાની રાજધાનીમાં આશ્રય આપ્યો. મહારાજા સરદારસિંહે પોતાની શક્તિ અનુસાર બ્રિટિશસરકારને સહાય આપવામાં ત્રુટી કરી નહિ.

દેશી રાજાઓની સહાયથી સૌભાગ્યવશાત્ આ મહા વિદ્રોહાનલ શાંત થઇ ગયો અને ભારતવર્ષમાં બ્રિટિશશાસનશક્તિ પુનઃ સ્થાપિત થઇ ગઈ. નામદાર ગવર્નર જનરલના રાજપૂતાના એજંટે મ-

હારાજા સરદારસિંહની પુષ્કળ પ્રશંસા કરી અને સ્વયં ગવર્નર જનરલ તથા વાઇસરૉય લૉર્ડ કૅનિંગે પરમ સંતુષ્ટ થઇ અન્યાન્ય સહાયક રાજાઓની પેઠે બિકાનેરના મહારાજાને એક મહા મૂલ્યવાન ઉપહાર આપ્યો. સિપાઇવિદ્રોહ થયા પૂર્વે ભારતવર્ષના દેશી રાજાઓનાં મનમાં એવો ભય પેદા થયો હતો કે આપણે જો પુત્રહીન અવસ્થામાં પ્રાણત્યાગ કરીશું તો આપણી રાણી આર્યરીતિ અનુસાર પોષ્યપુત્ર વા દત્તક ગ્રહણ કરી શકશે નહિ અને આપણું રાજ્ય બ્રિટિશસરકાર હસ્તગત કરી લેશે; પરંતુ બળવો શાંત થયો પછી બ્રિટિશસરકારે દેશી રાજાઓની આ બીક દૂર કરવાને માટે તેમને સનંદ આપી હિંદુરીતિ અનુસાર દત્તકપુત્ર ગ્રહણ કરવાની પરવાનગી આપી તથા તે દત્તકપુત્ર રાજ્યાસન પ્રાપ્ત કરી શકશે અને બ્રિટિશસરકાર તેમનાં રાજ્યો હસ્તગત કરશે નહિ; એવું તેણે અભયવચન આપ્યું. મહારાજા સરદારસિંહે બ્રિટિશસરકારને જે સહાય કરી હતી, તે માટે તેણે અન્યાન્ય રાજાઓની પેઠે તેમને પણ સનંદ આપી. આ સનંદ નીચે પ્રમાણે છેઃ–

### સનંદપત્ર

મહામાન્ય મહારાણીની એવી અભિલાષા છે કે દેશી રાજાઓ સાંપ્રતમાં જે દેશોનું શાસન કરે છે તે સર્વ દેશો યાવચ્ચંદ્રદિવાકરૌ તેમના અધિકારમાં રહેશે અને તેમનાં પદસન્માનને સદા અક્ષત રાખવામાં આવશે. હું જણાવું છું કે જો આપને અથવા આપના ઉત્તરાધિકારીઓને પુત્ર ન હોય તો આપ અથવા આપના રાજ્યના ભાવી શાસનકર્તા હિંદુવિધાન અને આપના કુલાચાર પ્રમાણે દત્તકપુત્ર ગ્રહણ કરી શકશે. આ કાર્યમાં બ્રિટિશસરકારની સંપૂર્ણ સંમતિ છે.

જ્યાંસુધી આપના વંશજો રાજ્યભક્ત રહેશે અને બ્રિટિશસરકારની સાથે થયેલી સંધિના નિયમાનુસાર વર્તન કરશે, ત્યાંસુધી દત્તકવિધાનમાં કોઇ પણ પ્રકારે બાધા ઉપસ્થિત કરવામાં આવશે નહિ.

(હસ્તાક્ષર) કૅનિંગ

ગવર્નરજનરલ અને વાઇસરૉય, હિંદ

મહારાજા સરદારસિંહે બ્રિટિશસરકારને જીવને જોખમે જે સહાય કરી હતી, તેના બદલામાં માત્ર એક મૂલ્યવાન ઉપહાર અને એક સનંદ આપવી પૂરતી નથી; એમ ધારી નામદાર ગવર્નર જનરલે ઈ૦સ૦ ૧૮૬૧માં મહારાજાને હિસાર દેશનાં ૪૧ ગામો અર્પણ કર્યાં. કેટલાંક વર્ષો પૂર્વે આ ગામો તેમની પાસેથીજ લેવામાં આવ્યાં હતાં. આ ગામોના સંબંધમાં નિમ્નલિખિત દાનપત્ર મહારાજાને અર્પણ કરવામાં આવ્યોઃ–

### બિકાનેરના મહારાજાને આપેલાં ગામોનો સનંદપત્ર

નામદાર ગવર્નર જનરલના રાજપૂતાનાના એજંટના વિજ્ઞાપનમાં પ્રકાશિત કરવામાં આવ્યું છે કે વિદ્રોહના સમયમાં મહારાજા સરદારસિંહ બહાદૂરે બ્રિટિશસરકારપ્રત્યે રાજભક્તિ દર્શાવી સહાય કરી છે. તેમણે પોતાનું દ્રવ્ય ખરચીને અનેક અંગ્રેજોનાં જીવનની રક્ષા કરી છે તથા સરકારને બીજી પણ અનેક રીતની સહાય કરી છે. આથી બ્રિટિશસરકાર તેમનાપર પ્રસન્ન થઇ છે અને તેણે તેમને ધન્યવાદ તથા ઉપહાર આપ્યો છે. આ ઉપરાંત, આ સમયે તે તેમનાપર પરમ પ્રસન્ન થઇને તેમને એકતાળીસ ગામો અર્પણ કરે છે. આ ગામોનો સર્વ અધિકાર મહારાજાને આપવામાં આવે છે. એ ગામો મહારાજાના રાજ્યમાં સંયોજી દેવામાં આવ્યાં છે અને એમના રાજ્યના જે ધારાઓ છે તેજ ધારાઓ પ્રસ્તુત ગામોને પણ લાગુ પડે છે. આ ગામોની યાદી પણ અત્રે આપવામાં આવી છે. ઈ૦સ૦ ૧૮૬૧ના પ્રથમ (જાન્યુઆરી) માસની પ્રથમ તારીખથી આ સનંદનો ઉપયોગ થશે.

## ગામોની યાદી

| સંખ્યા | ગામોનાં નામ | વાર્ષિક ઉપજ | રિમાર્ક |
|---|---|---|---|
| ૧ | સાવૂરા | ૩૦૦ | – |
| ૨ | માનકટીવી | ૧૭૦ | |
| ૩ | ખાડખાડા | ૪૬૦ | ઈ૦ સ૦ ૧૮૬૫–૬૬ માં એની ઉપજ ૫૬૦ રૂપિયા થઇ હતી. |

| | | | |
|---|---|---|---|
| ૪ | ઉદિયાખાડા | ૪૦૬ | |
| ૫ | કામપુરા | ૧૩૭ | ઈ૦ સ૦ ૧૮૬૫-૬૬ માં એની ઉપજ રૂપિયા ૨૩૫ થઈ હતી. |
| ૬ | સોલાવાલી | ૨૩૪ | |
| ૭ | મૂલાકાખાડા | ૪૫૧ | |
| ૮ | વાસીહર | ૫૦૦ | |
| ૯ | ગીલવાલા | ૪૧૦ | |
| ૧૦ | સહારન | ૩૫૦ | |
| ૧૧ | ફૂલચંદ | ૨૫૦ | |
| ૧૨ | સૂરાવાલી | ૯૪૮ | |
| ૧૩ | ચંદવાલી | ૨૦૦ | |
| ૧૪ | પીરકામડિયા | ૭૪૦ | |
| ૧૫ | પુન્યાવાલી ઉર્ફે જગરાની | ૨૦૭ | |
| ૧૬ | પુહાની | ૪૫૧ | |
| ૧૭ | મગરાની | ૫૩૪ | |
| ૧૮ | માસાની | ૩૪૬ | |
| ૧૯ | ટિવિવારાજેફા | ૮૮૯ | |
| ૨૦ | રઉઆખાડા | ૧૯૯ | |
| ૨૧ | રાતિખાડા | ૧૬ | ૧૮૬૫-૬૬ માં એની ઉપજ રૂપિયા ૨૩૫ ની થઈ. |
| ૨૨ | કિસનપુરા | ૧૨૦ | ૧૮૭૦-૭૧ માં એની ઉપજ રૂપિયા ૩૦૦ ની થઇ. |
| ૨૩ | સલીમગઢ | ૧૭ | ૧૮૭૦-૭૧માં એની ઉપજ રૂ.૧૩૦ ની થઈ. |
| ૨૪ | ધારુઇ | ૨૧૦ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૩૪૦ „ „ |
| ૨૫ | સિલાવનાખુર્દ | ૧૯૪ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૨૨૬ „ „ |
| ૨૬ | વૈરવાલા કલ્યાન | ૨૮૦ | |
| ૨૭ | સિલવાના કલ્યાન | ૨૪૧ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૩૬૬ „ „ |
| ૨૮ | તલવારા કલ્યાન | ૭૫૭ | |
| ૨૯ | જલાલાબાદ | ૧૭૬ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૨૭૬ „ „ |
| ૩૦ | મોહરવાલા | ૪૮૨ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૫૫૪ „ „ |
| ૩૧ | અસિતાવાલી | ૨૨૩ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૨૬૧ „ „ |
| ૩૨ | રામસર | ૨૫૮ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૩૦૮ „ „ |
| ૩૩ | દુવલીખર્દ | ૩૯૪ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૪૫૪ „ „ |
| ૩૪ | રામનગર | ૨૦૦ | |
| ૩૫ | દુવલી કલ્યાન | ૭૩૦ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૭૮૦ „ „ |
| ૩૬ | મીર્જાવાલી | ૩૫૧ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૪૨૩ „ „ |
| ૩૭ | ચાઉવાલી | ૩૧૦ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૩૬૦ „ „ |
| ૩૮ | બુરહાનપુરા | ૧૭૪ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૨૨૫ „ „ |
| ૩૯ | ખૈરવાલી | ૧૮૧ | ૧૮૬૫-૬૬માં „ રૂ.૨૩૧ „ „ |

| | | |
|---|---|---|
| ૪૦ | શિવધનપુરા | ૪૭૩ |
| ૪૧ | ખાન્દાનિયા | ૨૮૫ |
| | કુલ રૂા. | ૧૪૨૯૧ |

બિકાનેરના મહારાજા સરદારસિંહ બહાદુરે બ્રિટિશસરકાર ઉપર અનેક ઉપકારો કરીને જે ૪૧ ગામો પ્રાપ્ત કર્યાં હતાં, તે અવશ્ય યોગ્ય પુરસ્કારજ હતો.

મહારાજા સરદારસિંહના શાસનકાળમાં સીમાનો વિવાદ પુનઃ પ્રબળ થઇ ગયો. ઇ૦ સ૦ ૧૮-૬૧ માં બિકાનેરના રાજાને મારવાડના રાજાની સાથે સીમાના સંબંધમાં વિવાદ ઉપસ્થિત થયો અને મહાસંગ્રામનાં પૂર્વલક્ષણો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. બિકાનેરની સીમાના નિવાસીઓએ મારવાડની સીમામાં જઇ ત્યાંની પ્રજા ઉપર ઘોર અત્યાચાર કરવા માંડયા. અંતે બ્રિટિશસરકારે મધ્યસ્થ થઈ સર્વ ઉપદ્રવો શાંત કરી દીધા.

અમે વારંવાર જણાવ્યું છે કે રાજા દુર્બલ હોવાથીજ તેમના તાબાના સામંતો પ્રબળ થઇને પોતાની સત્તાનો વિસ્તાર કરવાની અભિલાષા ધારણ કરે છે. મહારાજા સુરતસિંહના શાસનસમયમાં બિકાનેરના સામંતોએ અનેકવાર રાજાની સામે શસ્ત્ર ધારણ કર્યાં હતાં. રત્નસિંહના શાસનકાળમાં પણ સામંતોનો અસંતોષ ચાલુજ હતો અને મહારાજા સરદારસિંહના શાસનકાળમાં પણ તેમનો અસંતોષાગ્નિ પ્રચંડ જ્વાલાસહિત પ્રદીપ્ત થઇ ઉઠયો.મહારાજા સરદારસિંહે બિકાનેરના સમસ્ત સામંતોની ખંડણી વધારવાનો વિચાર કર્યો તેથી રાજ્યમાં પુનઃ ઉપદ્રવ ઉત્પન્ન થયા. ખાસ કરીને બ્રિટિશસરકારે મહારાજાને તરતનાંજ અર્પણ કરેલાં ૪૧ ગામોપર મહારાજાએ કર વધારવાનો પ્રયાસ કર્યો તેથી ઉપદ્રવો ઘણા વધી પડયા. ઉક્ત ગામોના નિવાસીઓ અત્યારસુધી બ્રિટિશસરકારને તાબે હતા અને હવે જ્યારે તેમણે પોતાનાપર નવીન બોજો આવી પડતો જોયો, ત્યારે તેઓ અત્યંત અસંતુષ્ટ થઈ ગયા અને તેઓ શીઘ્ર બિકાનેરના મહારાજાની વિરુદ્ધ બ્રિટિશસરકારની પાસે ફરિયાદ કરવાને તૈયાર થઇ ગયા. તેમનો પ્રાર્થનાપત્ર પ્રાપ્ત થતાંની સાથેજ બ્રિટિશરાજકર્મચારીએ મહારાજા સરદાર-સિંહપર પત્ર લખી પોતાનો અસંતોષ પ્રકટ કર્યો અને પ્રજાનો પૂર્વાધિકાર અક્ષત રાખવાનો તેમને આગ્રહ કર્યો. વળી તેમણે તે ગામોમાં યોગ્ય કર્મચારીઓ નિયુકત કરવાનો પણ આગ્રહ કર્યો. મહા-રાજા સરદારસિંહને ભારતવર્ષના નામદાર ગવર્નર જનરલનો આ પત્ર મળતાં તેમની આજ્ઞાનું પાલન કરવામાં તેમણે કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ; પરંતુ સંવત ૧૫૪૫ માં રાવ બિકાજીએ બિકાનેર-રાજ્યની પ્રતિષ્ઠા કરી ત્યારથી સંવત ૧૯૨૬પર્યંત જે સામંતો એકધારા કર આપતા આવ્યા હતા, તેમના ઉપર તે કરનો વધારો કરી રાજકોષની ઉપજ વધારવામાં આવી. બિકાજીના સમયથી જે સામંતો પ્રત્યેક અશ્વારોહી દલપર વાર્ષિક ૧૦૦) રૂપિયા, પ્રત્યેક ઉંટના દલપર વાર્ષિક ૫૦) રૂપિયા અને પ્રત્યે પાયદલ સેનાપર ૨૫) રૂપિયા આપતા આવ્યા હતા, તેમનાપર આ સમયે આ કરમાં વધારો કરેલો હોવાથી ઉંચી નીચી સર્વ શ્રેણીના સામંતો પરમ અસંતુષ્ટ થઇ ગયા અને તેથી રાજ્યમાં અ-શાંતિનાં ચિન્હો પુનઃ દૃષ્ટિગોચર થવા લાગ્યાં; પરંતુ મેજર ( હાલના કર્નલ ) પાવલેટ કે જેઓ તે સમયે અંગ્રેજસરકાર તરફથી પોલીટિકલ એજંટ નિમાયા હતા, તેમણે આ અસંતોષ નિવૃત્ત કરવાને માટે એવી વ્યવસ્થા કરી કે સામંતોએ પ્રત્યેક અશ્વારોહી દલપર વાર્ષિક રૂા. ૨૦૦) પ્રત્યેક ઉંટના દલ પર વાર્ષિક રૂા. ૧૦૦) તથા પ્રત્યેક પાયદલ સેનાપર રૂા. ૫૦) આપવા. જોકે આ કર પૂર્વના કરતાં બમણો હતો તોપણ બ્રિટિશસરકારના ભયથી સામંતો તેની વિરુદ્ધ કાંઇપણ બોલવાનું સાહસ કરી શકયા નહિ. ઉક્ત કરને માટે તૈયાર કરેલા દસ્તાવેજપર સકળ સામંતોએ હસ્તાક્ષર કર્યા અને આ રીતે અશાંતિનો અંત આવ્યો.

અમારાં પાઠકપાઠિકાઓએ રાવ બિકાજીના તાબાના બિદાવાટી દેશનું વૃત્તાંત વાંચ્યું હશે. જો કે આ દેશ બિકાનેરરાજ્યની અંતર્ગત હતો, તોપણ તેને એક નાનું રાજ્ય ગણવામાં આવતું હતું. મહા-રાજા રત્નસિંહની પૂર્વેના બિકાનેરના રાજાએ બીદાવાટીના સામંતોપર કોઇપણ પ્રકારનો કર લાગુ પાડયો નહોતો; કારણ કે રાવ બિકાજીએ બિકાનેર રાજ્યની સ્થાપના કરી તેની પૂર્વે ૭ વર્ષપર અર્થાત્ સંવત ૧૫૪૦ માં તેમના ભ્રાતા બિદાજીએ આ બિદાવાટી રાજ્યની સ્થાપના કરી હતી. બિકાજી અને બિદાજીએ ઉભય સહોદર ભ્રાતા હતા.તેમની માતાએ બિદાજીની સાથે બિદાવાટીમાં આવી નિવાસ કર્યો હતો.

આથી બિકાજીએ પ્રતિજ્ઞા કરી હતી કે મારી માતાએ બિદાવાટીમાં નિવાસ કર્યો છે, માટે હું તથા મારા વંશજો કદિ પણ તે દેશપર આક્રમણ કરશું નહિ. રત્નસિંહે બિકાજીની આ પ્રતિજ્ઞાનો અનાદર કરી બિદાવાટીના સામંતોની પાસેથી નિયમિત કર લેવા માંડયો. મહારાજા સરદારસિંહે પણ આ પ્રકારે સંવત ૧૯૨૬માં બિદાવાટીના સામંતોની પાસેથી વાર્ષિક પચાસહજાર રૂપિયા નિયત કરી ગ્રહણ કર્યા.

આ કરને લીધે ઉત્પન્ન થયેલી અશાંતિ નિવૃત્ત થયા પછી મહારાજા સરદારસિંહ ઇ૦ સ૦ ૧૮૭૨ના જાનેવારી માસમાં પરલોકવાસી થયા.

મહારાજા સરદારસિંહનું મૃત્યુ પુત્રહીન અવસ્થામાં થવાથી બિકાનેરનું સિંહાસન શૂન્ય બની ગયું. એથી બ્રિટિશસરકારની આજ્ઞાનુસાર મંત્રીસમાજ સ્થાપન કરી તેના હાથમાં શાસનનો ભાર સોંપવામાં આવ્યો. પ્રધાન અંગ્રેજકર્મચારી આ મંત્રીસમાજનો સભાપતિ બની શાસન કરવા લાગ્યો. આ પ્રકારે કેટલાક સમયપર્યંત રાજ્યવ્યવસ્થા ચાલ્યા પછી નવીન મહારાજા નિયુક્ત કરવાને માટે પ્રયાસ કરવામાં આવ્યો. રાણી અને સામંતોએ વિચાર કર્યો કે સુરતસિંહના કુટુંબમાંથી કોઇ પણ રાજકુમારનો અભિષેક કરવો ઉચિત છે. પછી તેમણે લાલસિંહ નામના એક બુદ્ધિમાન પુરુષના પુત્ર ડુંગરસિંહને દત્તકતરિકે ગ્રહણ કરવાનો ઠરાવ કર્યો. બ્રિટિશસરકાર પ્રથમથીજ વચનબદ્ધ થઇ હતી કે જો બિકાનેરના મહારાજા પુત્રહીન અવસ્થામાં ગત થાય તો મહારાણી હિંદુ રીતિ અનુસાર ગમે તે માણસને પુત્રસ્વરૂપે ગ્રહણ કરી શકશે. આથી બ્રિટિશસરકારે જરાપણ વાંધો ઉઠાવ્યા સિવાય ડુંગરસિંહને બિકાનેરના મહારાજાતરિકે સ્વીકાર્યા અને તેમનો અભિષેક કરવામાં પોતાની સંમતિ આપી. ડુંગરસિંહ નાની વયમાંજ રાજાની ઉપાધિ ધારણ કરી મોટી ધામધૂમસહિત બિકાનેરના સિંહાસનપર શોભાયમાન થયા.

મહારાજા ડુંગરસિંહ અલ્પવયસ્ક હોવાથી તેઓ રાજકાર્ય કિંચિત્ પણ જાણતા નહોતા, તેથી તેમના હાથમાં સંપૂર્ણ રાજ્યવ્યવસ્થાનો ભાર સોંપવો ઉચિત નહિ ધારી બ્રિટિશસરકારે એક મંત્રીસમાજ નિયુક્ત કર્યો. મહારાજાના પિતા લાલસિંહ આ મંત્રીસમાજના સભાપતિતરિકે નિયુક્ત થયા અને મહારાવ, હરિસિંહરાવ, યશવંતસિંહ, મહેતા માનમલ અને મંગનહીરાલાલ એ સર્વે તે સમાજના સભાસદ બન્યા.

ઇ૦ સ૦ ૧૮૭૫માં મહાજનના સામંત અમરસિંહે મહારાજા ડુંગરસિંહને વિષ દઇ તેમના જીવનનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો. આથી મહારાજા તેનાપર અત્યંત ક્રોધિત થયા અને તેને પ્રાણદંડ તો કર્યો નહિ, પરંતુ બાર વરસની કેદની શિક્ષા કરી. અમરસિંહ કારાગૃહમાં ગયા પછી તેનો પુત્ર રામસિંહ પોતાના પિતાના પદપર નિયુક્ત થયો.

મહારાજા ડુંગરસિંહ મોટી વયના થયા, ત્યારે પણ ઉક્ત મંત્રીસમાજજ રાજ્યશાસન કરતો હતો. મહારાજા ઇ૦ સ૦ ૧૮૭૬માં હરદ્વાર અને ગયાની યાત્રાએ ગયા અને ત્યાંથી પાછા ફરતી વખતે આગ્રામાં જઇ તેમણે ભારતના ભાવી સમ્રાટ યુવરાજ બહાદૂરની મુલાકાત લીધી. મહામાનનીય યુવરાજ બહાદૂરે પરમ આદરપૂર્વક મહારાજાનું સ્વાગત કર્યું અને તેમનું સન્માન વધારવામાં કાંઇ પણ ત્રુટિ કરી નહિ.

રાજપૂત રાજાઓની પૂર્ણ સ્વાધીનતા લુપ્ત થતાં અને તેમની અવસ્થા પરિવર્તિત થતાં તેમનો સામંતો સાથેનો સંબંધ પણ બદલાઈ ગયો. રાજપૂતરાજાઓ જે સમયે સંપૂર્ણતઃ સ્વાધીનતાનું અમૃતમય ફળ ભોગવતા હતા, પોતાના બાહુબળથી રાજ્યનું શાસન અને સંરક્ષણ કરતા હતા અને અંગ્રેજસરકારની રાજનીતિ જાણતા નહોતા, તે સમયે તેઓ પોતાના સામંતોની પાસેથી કદિ પણ કરસ્વરૂપે નગદ રૂપિયા લેતા નહોતા. સામંતો પોતાની જાગીરના પ્રમાણમાં યુદ્ધપ્રસંગે સેનાની સહાયતા કરતા હતા તથા તેમને પ્રતિવર્ષે કેટલાક માસપર્યંત રાજાની પાસે રહી શાસનકાર્યમાં સહાય કરવી પડતી હતી. યવનશાસનના સમયમાં દેશી રાજાઓની સ્વાધીનતા પોતાના ઉચ્ચપદપરથી પતિત થઇ હતી તોપણ તેમણે તે સમયમાં કદિપણ સામંતોની પાસેથી રોકડા રૂપિયા લીધા નહોતા. તે સમયમાં સામંતો પોતાના અધીશ્વરની સાથે યવનસમ્રાટની આજ્ઞાનુસાર ભારતના અનેક પ્રાંતોમાં

સેનાસહિત યુદ્ધ કરવાને જતા હતા; પરંતુ અંગ્રેજીરાજ્યમાં આ પદ્ધતિ પરિવર્તિત થઇ ગઇ. સાંપ્રત દેશમાં ચોતરફ શાંતિદેવી વિરાજમાન છે, કોઇપણ દેશી વા વિદેશી રાજાના આક્રમણનો ભય નથી અને સામંતોને અંગ્રેજસરકારની આજ્ઞાનુસાર સમરક્ષેત્રમાં જવું પડતું નથી; તેથી હવે તેમને પોતાના અધીશ્વરોને સેનાની સહાય કરવાની આવશ્યકતા રહી નથી. બુદ્ધિમાન અંગ્રેજસરકારે પ્રત્યેક દેશી રાજ્યને નિર્વિઘ્ન રાખવાને માટે તેની પાસેથી વાર્ષિક કેટલાક લાખ રૂપિયા લઇ સ્વતંત્ર સેનાની સ્થાપના કરી છે અને તેને પોતાને આધીન રાખી છે. આથી રાજાઓપર ખર્ચનો બોજો વધ્યો છે અને સામંતોને સેના રાખવાની આવશ્યકતા રહી નથી. વસ્તુસ્થિતિનું આવું પરિવર્તન થવાથી રાજાઓને પોતાના તાબાના સામંતોની પાસેથી સેનાના બદલામાં રોકડ રૂપિયા લેવા પડે છે. આને માટે દેશી રાજાઓ અને સામંતોની વચ્ચે કેટલીકવાર વિવાદ અને યુદ્ધ પણ થયાં છે.

બિકાનેરના સહાયક પોલિટિકલ એજંટ મહાશય એ. રિચાર્ડસ ઇ૦ સ૦ ૧૮૮૩ ના મે માસની ૧૧ મી તારિખે પ્રકટ થયેલા બિકાનેરરાજ્યના રિપોર્ટમાં જણાવે છે કેઃ-" ઇ૦ સ૦ ૧૮૭૦ માં દશ વર્ષને માટે કર આપવાની જે વ્યવસ્થા થઇ હતી, તે ચાર વર્ષ થયાં સમાપ્ત થઇ છે. ઇ૦ સ૦ ૧૮૮૨ ના એપ્રિલ માસમાં કરની વ્યવસ્થા કરવા માટે એકત્રિત થવાને સામંતોને આજ્ઞા કરવામાં આવી. પાંચ માસ પછી સર્વ સામંતો બિકાનેરમાં એકત્રિત થયા અને તેમણે શ્રીમાન મહારાજાને નિવેદન કર્યું કે આ કાર્ય એક પંચાયતના હાથમાં સોંપવું જોઇએ. તેમની આ પ્રાર્થના સ્વીકારવામાં આવી. ચાર સામંતો અને ચાર રાજકર્મચારીઓની એક પંચાયત નિયુક્ત કરવામાં આવી. ઉક્ત મહાશયોએ ત્રણ માસપર્યંત ઉક્ત પ્રશ્નનો નિર્ણય કરવાને માટે અત્યંત પરિશ્રમ કર્યો છે. ઠાકોરો (સાધારણ જનસમૂહમાં સામંતો ઠાકોરો તરિકે ઓળખાય છે.) નો વાંધો એવો છે કે ઇ૦ સ૦ ૧૮૭૦ માં જેમના ઉપર રૂ. ૨૦૦) નો કર લાગુ પાડવામાં આવ્યો હતો તેઓ તેથી અધિક રકમ આપી શકતા નથી. વળી તેમણે પોતાના પટા પણ પાછા આપી દીધા છે. કરની રકમ ઘટાડવાના સંબંધમાં વિચાર ચાલે છે. આશા રાખવામાં આવે છે કે અલ્પ સમયમાં આ પ્રશ્નનો નિર્ણય થઇ જશે. "

બિકાનેરના મહારાજાએ અન્યાન્ય સામંતોની પેઠે બિદાવાટીના સામંતોની પાસેથી પણ રૂ. ૫૦,૦૦૦ ને બદલે રૂ. ૮૬,૦૦૦ લેવાનો ઠરાવ કર્યો. જો કે મહારાજા રત્નસિંહની પેઠે સરદારસિંહે ઉક્ત સામંતોની પાસેથી ૫૦,૦૦૦ રૂપીઆ કર સારૂ ગ્રહણ કરી તેમને એવી સનંદ લખી આપી હતી કે તમારા ઉપર કદિપણ કર વધારવામાં આવશે નહિ; પરંતુ મહારાજા ડુંગરસિંહે આ સનંદનો અનાદર કરી ઉક્ત કર વધારી દીધો. આ કર વધવાથી ધીમે ધીમે ભયંકર ઉપદ્રવો ઉપસ્થિત થવા લાગ્યા.

મહારાજા ડુંગરસિંહે કરમાં વધારો કરી રાજ્યના પ્રધાન પ્રધાન સામંતોને મહાવિપત્તિમાં નાખ્યા. તેઓ અત્યંત અસંતુષ્ટ થયા; પરંતુ અંગ્રેજસરકારના પ્રતિનિધિએ પણ રાજાનો પક્ષ ગ્રહણ કર્યો હતો, તેથી તેઓ ચું કે ચાં કરી શક્યા નહિ અને અંતે તેમણે દસ્તાવેજપર હસ્તાક્ષર કર્યા; પરંતુ તેમણે વધારાનો કર આપ્યા પૂર્વે મહારાજાની સમક્ષ એવો પ્રસ્તાવ રજુ કર્યો કે મહાજનના ભૂતપૂર્વ સામંત અમરસિંહને આપને વિષ દઇને મારી નાખવાના આરોપસર કારાગૃહમાં નાખવામાં આવ્યો છે, તેને આ સમયે છોડી દેવો; કારણ કે તેણે ખરેખર વિષ આપવાનો પ્રયત્ન કર્યો હતો એ વાતનું કોઇ પ્રબળ પ્રમાણ ઉપલબ્ધ થતું નથી; અને જો તેણે ખરેખર વિષ દેવાનો પ્રયત્ન કર્યો હોય તોપણ તે ઇ૦ સ૦ ૧૮૭૮ થી કારાગૃહમાં રહ્યો છે, તેથી તેને પોતાના અપરાધનું પ્રતિફળ મળી ગયું છે. વળી રાવતસરના સામંતોને પદચ્યુત કરીને આપે તેમના તાબાનો દેશ લઇ લીધો છે, તે તેમને પાછો સોંપી દેવો અને તેમને પૂર્વે જેવું સન્માન મળતું હતું તેવું સન્માન હવે પણ આપવું. વળી ગાંધેલી તથા જસાનાના સામંત મેઘસિંહને પણ તેમનો પૂર્વાધિકાર પાછો સોંપવો.[1] મહારાજા

[1] મહાજનના સામંતના કર્મચારી લક્ષ્મીચંદ મહેતાએ 'સિવિલ એન્ડ મિલિટરી ગેઝેટ' નામના વર્તમાનપત્રમાં જે પત્ર પ્રકાશિત કરાવ્યો છે અને જે પત્ર ઇ૦ સ૦ ૧૮૮૪ના જુલાઇની ત્રીજી તારીખના ઇન્ડીયન મિરરમાં ઉદ્ધૃત થયો છે; તેમાંથી અમે આ હકીકત પ્રાપ્ત કરી છે.

ડુંગરસિંહે સામંતોની આ અભિલાષા શીઘ્ર પૂર્ણ કરી દીધી.તેમણે અમરસિંહને કારાગૃહમાંથી મુકત કર્યો; એટલુંજ નહિ પરંતુ તેના પુત્ર મહારાવ રામસિંહને 'રાવરાજા ' ની ઉપાધિ અર્પણ કરી તેનું સન્માન વધાર્યું. જસાનાના ઠાકોર અને તેમના ભ્રાતા જોરાસરના ઠાકોરને પણ તેમના પૂર્વાધિકાર પાછા સોંપવામાં આવ્યા. નોખાના સામંતના કામદાર અર્થાત્ પ્રધાન રાજકર્મચારીએ બિકાનેરના રાજાનો અપરાધ કર્યો હતો, તેથી મહારાજાએ તે સામંતને આજ્ઞા કરી કે તમારા કામદારને શીઘ્ર દરબારમાં મોકલી આપવો; પરંતુ ઉકત સામંતે આ રાજાજ્ઞાનું પાલન નહિ કરતાં પોતાના કામદારને લઇ અન્ય દેશ તરફ પ્રયાણ કર્યું. આથી મહારાજાએ નોખા પ્રગણાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો.

જો કે મહારાજા ડુંગરસિંહ બહાદૂરે સામંતોની ઉકત પ્રાર્થનાનો સ્વીકાર કર્યો હતો અને તેઓ ઉકત વર્ધિત કર આપવાને સંમત થયા હતા; પરંતુ નિકૃષ્ટ શ્રેણીના સામંતો તો તે કરથી અસંતુષ્ટજ રહ્યા. તેઓ કોઇપણ પ્રકારે તે વધારાનો કર આપવાને ખુશી નહોતા. અંતે સર્વ જણે મળી ડુંગરસિંહપર એવા સમાચાર મોકલ્યા કે અમે આ કર આપવાને અસમર્થ છીએ; માટે અમને આ કરમાંથી મુકત કરવાની કૃપા થવી જોઇએ. મહારાજાએ આના ઉત્તરમાં કહેવરાવી મોકલ્યું કે રાજ્યના પ્રધાન પ્રધાન સામંતો આ વર્ધિત કર આપે છે, માટે આ વિષયમાં હું તમારી કોઇપણ વાત સાંભળી શકતો નથી. આથી નીચી શ્રેણીના સામંતો નિરાશ થઇ રાજ્યમાં ઉપદ્રવ કરવા લાગ્યા.

આ સમયે મેજર રિચાર્ડસનીબદલી અન્ય સ્થળે થઇ અને કેપ્ટન ટાલવટ તેના પદપર નિયુકત થયો. કેપ્ટન ટાલવટે બિકાનેરમાં આવી મહારાજાના મુખથી સમસ્ત વૃત્તાંત સાંભળી લીધું. આ વૃત્તાંત સાંભળી તે સમજી ગયો કે આ રાજ્યમાં જે ગડબડ ચાલી રહી છે, તેનું નિવારણ સરલતાથી થઈ શકશે નહિ. તેણે સમસ્ત સામંતોને બોલાવીને આજ્ઞા કરી કેઃ-"કેટલાક સામંતોને બમણો અને કેટલાકને ત્રણગણો કર આપવો પડશે અને સર્વને પહેલા સંધિપત્રના પાંચમા ધારા અનુસાર એક સંધિપત્રપર હસ્તાક્ષર કરવા પડશે." સામંતોએ આ પ્રસ્તાવથી અત્યંત અસંતુષ્ટ થઇ જણાવ્યું કે હાલમાં જે કર વધારવામાં આવ્યો છે, તેમાં ઘટાડો કરવાની જરૂર છે. વળી સર્વની પાસેથી એકસરખો કર લેવો જોઇએ. કેપ્ટન ટાલવટ સારીરીતે જાણતો હતો કે આ સામંતો અસંતુષ્ટ થઇ ગયા છે, માટે તેઓ સરળતાથી વર્ધિત કર આપશે નહિ; તેથી તેણે સર્વને જણાવ્યું કેઃ-" જો તમે અમારો નિયત કરેલો કર નહિ આપો તો તેનું તમને ઉચિત ફળ મળશે." આ વચનો સાંભળી સામંતો અત્યંત ક્રોધિત થયા અને શીઘ્ર રાજધાની છોડીને ચાલ્યા ગયા.

આ પ્રકારે સર્વ સામંતો જ્યારે રાજા અને પોલિટિકલ એજંટની આજ્ઞાનો અનાદર કરી રાજધાની છોડીને ચાલ્યા ગયા; ત્યારે મહારાજા ડુંગરસિંહ અત્યંત ક્રોધિત થઇ સામંતોનું દમન કરવાને માટે ઉચિત ઉપાય શોધવા લાગ્યા; પોલિટિકલ એજંટ પણ તેમને સહાય કરવાને તત્પર થયો. અંતે રેસિડેન્ટની સંમતિ પ્રમાણે બિકાનેરના પ્રધાન સેનાપતિ હુકમસિંહને મહારાજાએ આજ્ઞા આપી કેઃ-" વિદ્રોહી સામંતોની ભૂમિ એકદમ જપ્ત કરો." પ્રધાન સેનાપતિ હુકમસિંહ સૈન્ય લઇ રાજાની આજ્ઞાનું પાલન કરવાને માટે બહાર પડયો. આ સમાચાર સાંભળી સર્વ વિદ્રોહી સામંતો પોતપોતાના હિતની રક્ષા કરવાને માટે રાજાની સેના સામે યુદ્ધ કરવાને પોતપોતાની સેના અને પોતાનાં કુટુંબીજનોને લઇ મહાજન નામના સ્થાનમાં એકત્રિત થયા. પ્રધાન સેનાપતિએ થોડે દૂર છાવણી નાખી વિદ્રોહી સામંતોપર સંદેશો મોકલ્યો કેઃ-" મહારાજાની એવી આજ્ઞા છે કે તમારે તમારાં નગરો અને કિલ્લાઓ મને સોંપી દેવાં. તમારા ઉપદ્રવોની શાંતિ થયા પછી તમને તમારાં નગરો અને કિલ્લાઓ પાછા સોંપી દેવામાં આવશે." સામંતોએ જોયું કેઃ"આ સમયે ઘોર વિપત્તિ ઉપસ્થિત થઇ છે. મહારાજાની સેના સામે યુદ્ધ કરવાનું આપણામાં સામર્થ્ય નથી અને દીર્ઘકાળસુધી અહીંઆં રહેવું પણ અશકય છે." પછી તેઓ દુર્ભેદ્ય કિલ્લામાં જવું ઉચિત ધારી બિદાવાટી દેશના બિદાસર નામના દુર્ભેદ્ય કિલ્લામાં ચાલ્યા ગયા. બિદાવાટીના સામંતોએ પણ વર્ધિત કર આપવાની ના પાડી હતી, તેથી તેઓ વિદ્રોહી સામંતોના નેતા બન્યા. આ રીતે અસંખ્ય સામંતોએ ઉકત કિલ્લામાં એકત્રિત થઇ મહારાજાની સામે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો.

સામંતોને આ પ્રકારે વિદ્રોહી થયેલા જોઇ મહારાજા ડુંગરસિંહે કૅપ્ટન ટાલવટને જણાવ્યું કે અંગ્રેજી સેનાની સહાયવિના આ વિદ્રોહાગ્નિ શાંત કરવાનો ઇતર ઉપાય નથી. તેણે રાજપૂતાનાના ગવર્નર જનરલના એજંટ કર્નલ બેડફર્ડને આ સમાચાર જણાવ્યા અને તેણે બ્રિટિશસરકારની સંમતિ લઇ શીઘ્ર ઇ૦ સ૦ ૧૮૧૮ ના સંધિપત્ર અનુસાર અંગ્રેજીસેનાને મહારાજાને સહાય કરવાની આજ્ઞા કરી. સત્વર પ્રબલ અંગ્રેજી સેના યુદ્ધની તૈયારી કરવા લાગી. રૉયલ આર્ટિલરી નામનું ગોલંદાજદલ, વુર્સેસ્ટર રેજીમેંટ, મેરવાડાદલ, એરનપુરનાં પાયદલનાં ૪૦૦ માણસો દિલ્હી રેજીમેંટનાં ૧૫૦ માણસો, ત્રણ તોપો-આ રીતે અંગ્રેજી સેના સજ્જ થઇ. જનરલ જિલેસ્પી આ સેનાના પ્રધાન સેનાપતિ હતા.[1] ઇ૦ સ૦ ૧૮૩૦ માં જ્યારે મહારાજા રત્નસિંહે વિદ્રોહી સામંતોનું દમન કરવાને માટે બ્રિટિશરેસિડેન્ટની પાસે સેનાની સહાય માગી હતી અને તે તેમ કરવાને તત્પર થયો હતો, ત્યારે બ્રિટિશસરકારે તેને સહાય કરતાં અટકાવ્યો હતો. આ સમયે બ્રિટિશસરકારે સંધિના ધારાનો એવો અર્થ કર્યો હતો કે, અંગ્રેજસરકાર બિકાનેરરાજ્યના આભ્યંતરિક ઝગડા અને વિદ્રોહનું દમન કરવાને માટે સેનાની સહાય આપવાને બંધાયેલી નથી; પરંતુ જે સમયે મહારાજા સૂરતસિંહની સાથે સંધિ થઇ તે સમયે કેવળ તેમને સહાય આપવાને તે બંધાઈ હતી અને તેમને સહાય આપી હતી પણ ખરી; પરંતુ આ સમયે મહારાજા રત્નસિંહને તે સેનાની સહાય આપી શકતી નથી; પણ આશ્ચર્યની વાત છે કે મહારાજા ડુંગરસિંહને તે આભ્યંતરિક ઉપદ્રવ અને વિદ્રોહ નિવૃત્ત કરવાને માટે સહાય કરવાને તત્પર થઈ.

બિકાનેર રાજ્યના પ્રધાન સેનાપતિ હુકમસિંહે મહારાજાની આજ્ઞાનુસાર શીઘ્ર સેનાસહિત બિદાવાટીમાં જઇ બિદાસરનો કિલ્લો ઘેરી લીધો. આ તરફ અંગ્રેજી સેના પણ જનરલ જીલેસ્પીની સાથે આવી બિકાનેરની સેનાની સાથે મળી ગઇ. પોલિટિકલ એજંટ કૅપ્ટન ટાલવટ પણ શીઘ્ર ત્યાં જઇ પહોંચ્યો. રાજાની સેના અને અંગ્રેજીસેના આવી પહોંચી છે એવા સમાચાર સાંભળી બિદાવાટીના સામંતો તથા ઇતર વિદ્રોહી સામંતો રાઠોડોનું બાહુબળ દર્શાવવાને માટે સજ્જ થયા. જો કે આજે રાઠોડોનું બળવિક્રમ લુપ્ત થઈ ગયું છે, જો કે તેમનું જાતીય બળ સર્વથા ક્ષીણ થઇ ગયું છે, જો કે રાજસ્થાનમાં વીરોની ઝાઝી સંખ્યા રહી નથી, કિંબહુના એમ કહેવું પણ અનુચિત નહિ ગણાશે કે રાજપૂતજાતિનું વિશ્વવિખ્યાત સાહસ તથા શૌર્ય આજે માત્ર શબ્દોમાં સમાવિષ્ટ થયેલું છે; તથાપિ ઉક્ત એકત્રિત થયેલા વિદ્રોહી સામંતો રાજા અને અંગ્રેજસરકારની સંયુક્ત સેનાની સામે યુદ્ધ કરવાને તત્પર થયા. તેમણે એટલા માટે પણ રણક્ષેત્રમાં જવાની પ્રતિજ્ઞા કરી હતી કે પાછળથી જયપુર, જોધપુર, જેસલમીર અને મેવાડ વગેરે દેશોના સામંતો તેમને ભીરુ અને કાયર કહીને તેમનો ઉપહાસ ન કરે.[2]

વિદ્રોહી સામંતોની સાથે આગળ કેવો વ્યવહાર રાખવામાં આવ્યો હતો, તેનું વર્ણન અમે પૂર્વે કરી ગયા છીએ. આ સમયે કૅપ્ટન ટાલવટે સર્વ વિદ્રોહી સામંતોપર એવો સંદેશો મોકલ્યો કે:- "કિલ્લાની અંદર તમારો જે પરિવાર હોય તેમને અન્ય સ્થાનપર મોકલી લો." સામંતોએ આ સૂચનાનો શીઘ્ર અમલ કર્યો. સંદેશો સાંભળતાં તેઓ સારી પેઠે સમજી ગયા હતા કે આ સમયે અમારા ઉપર કાંઇ જેવું તેવું સંકટ આવી પડયું નથી. ત્યારપછી કૅપ્ટન ટાલવટે એમ પણ કહેવરાવી મોકલ્યું કે:-"તમે બિદાસરનો કિલ્લો શીઘ્ર અમને સોંપી લો." કૅપ્ટન ટાલવટની આ આજ્ઞા સાંભળી સામંતોએ જણાવ્યું કે:-"બિકાસિંહે સંવત ૧૫૪૫ માં બિકાનેર રાજ્યની પ્રતિષ્ઠા કરી હતી. તેમના લઘુ ભ્રાતા બિદાસિંહે તે પૂર્વે અર્થાત્ સંવત ૧૫૪૦ માં બિદાવાટી રાજ્યની સ્થાપના કરી હતી. બિકાસિંહે શપથ લઇને પ્રતિજ્ઞા કરી હતી કે આ રાજ્યમાં મારી માતાએ નિવાસ કર્યો છે, માટે હું કિંવા મારા ઉત્તરાધિકારીઓ કદિ પણ આ રાજ્ય પર આક્રમણ કરીશું નહિ. આ વાત બિકાનેરના ઇતિહાસમાં સારીરીતે પ્રકાશિત થઇ ચૂકી છે. આ કારણથી તે સમયથી કોઈ પણ રાજાએ બિદાસરપર હસ્તક્ષેપ કર્યો નથી. જ્યાંસુધી કરની ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવશે નહિ ત્યાંસુધી અમે

---

૧ ઇ૦ સ૦ ૧૮૮૪ ના જુલાઈ માસની ૩ જી તારીખનું 'ઇન્ડીયન મિરર' જુઓ.

૨ ઇ૦ સ૦ ૧૮૮૪ ના જુલાઇની ૩ જી તારીખનું ઇન્ડીઅન મિરર જુઓ.

આ બિદાસરમાં નિર્વિઘ્નતાપૂર્વક રહીશું." ઉક્ત સામંતોના[1] આ શબ્દો સાંભળી ઉક્ત કેપ્ટન સારીરીતે સમજી ગયો કે રાઠોડસામંતો અંગ્રેજી સેના જોઇ કિંચિત્ પણ ભયભીત થયા નથી અને તેઓ પોતાના તેજસ્વી સ્વભાવાનુસાર યુદ્ધ કરવાને તૈયાર છે. આથી તેણે શીઘ્ર બિદાજીના બનાવેલા કિલ્લાપર મારો ચલાવવાની આજ્ઞા કરી. ઇ૦ સ૦ ૧૮૮૩ ના ડીસેમ્બરની ૧૬ મી તારીખે અંગ્રેજી સેના અને બિકાનેરના મહારાજાની સેનાએ બિદાસરપર તોપના ગોળાની વૃષ્ટિ કરવા માંડી. દીર્ઘ કાળના અંતર પછી ભયંકર સમરાનલ પ્રજ્વલિત થયો. એક તરફ પ્રબલ પરાક્રમી અંગ્રેજી સેના હતી અને બીજી તરફ અનેક ક્ષીણબલ રાઠોડસામંતો કેવલ જાતીયગૌરવ અને રાજપૂતોના સન્માનની રક્ષા કરવાને માટે પોતાને બલહીન જાણ્યા છતાં પણ એકત્રિત થયા હતા. નિરંતર ગોળાની વૃષ્ટિ કરીને અંગ્રેજી સેનાએ તે પ્રાચીન કિલ્લાને વિધ્વસ્ત કરી નાખ્યો. અંતે ઉક્ત વિદ્રોહી સામંતો ઈ૦ સ૦ ૧૮૮૩ ના ડિસેમ્બરની ૨૫ મી તારીખે અંગ્રેજી સેનાને તાબે થયા. વિજયી અંગ્રેજી સેનાએ બિદાસરના કિલ્લા સિવાય ઇતર કેટલાક કિલ્લાઓ પણ તોડીફોડીને નષ્ટભ્રષ્ટ કરી નાખ્યા.

બિદાસરમાં એકત્રિત થયેલા સામંતો બ્રિટિશસેનાના કબજામાં ગયા કે તરતજ તેમને રાજદ્વારી કેદીતરિકે દિલ્હીનાં કારાગૃહમાં મોકલી દેવામાં આવ્યા. ત્યાં તેઓ બંદિવાનતરિકે રહેવા લાગ્યા. આ બંદીસામંતોના સંબંધમાં તે સમયે કાંઇ પણ તપાસ કિંવા નિર્ણય કરવામાં આવ્યો નહિ; પરંતુ એવી આશા રાખવામાં આવતી હતી કે બ્રિટિશસરકાર શીઘ્ર બિકાનેરના મહારાજાની સાથે મસલત કરીને તેમના સંબંધમાં સારી વ્યવસ્થા કરશે.

ઉપરોક્ત ઘટનાના વિષયમાં ઈંગ્લાંડની પાર્લામેંટની હાઉસ ઑફ લૉર્ડ્ઝ નામની સભામાં ભારતવર્ષના સેક્રેટરી ઑફ સ્ટેટ્સ અર્લઑફ કીમ્બર્લીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:"જ્યારે સામંતોએ બિકાનેરના મહારાજાની સામે વિદ્રોહ કર્યો અને તેઓ તે વિદ્રોહનું નિવારણ કરવાને સમર્થ થયા નહિ, ત્યારે તેમણે ભારતવર્ષની સરકાર પાસે સહાય માગી. ભારતવર્ષની સરકારે તેમને સહાય કરવાને માટે જનરલ જીલેસ્પીના હાથનીચે ૧૮૦૦ સૈનિકો મોકલી આપ્યા. સંતોષની વાત છે કે ઉક્ત સેનાએ બિકાનેરરાજ્યમાં જઇ એક પણ મનુષ્યના પ્રાણનો નાશ કર્યો નહિ. તેણે કેટલાક કિલ્લાનો વિધ્વંસ કર્યા સિવાય કાંઇ પણ અનિષ્ટ કર્યું નથી. આ વિષયના સંબંધમાં માત્ર આટલુંજ કહેવાનું છે."[2]

અત્યંત દુઃખનો વિષય છે કે મહારાજા ડુંગરસિંહના શાસનના સંબંધમાં સાધારણ પ્રજા અને સામંતોની પેઠે બ્રિટિશસરકારે પણ અસંતોષ પ્રકાશિત કર્યો છે. જો કે અંગ્રેજીસેનાએ પૂર્વોક્ત વિદ્રોહ નિવૃત્ત કરવાને માટે મહારાજા ડુંગરસિંહને સર્વ પ્રકારે સહાય કરી હતી, પરંતુ ભૂતપૂર્વ પોલિટિકલ એજંટ મેજર રિચાર્ડસે ઇ૦ સ૦ ૧૮૮૧-૮૨ ના રાજપૂતરાજ્યોના રિપોર્ટમાં મહારાજા ડુંગરસિંહના શાસનના સંબંધમાં જે અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે, તેપરથી સારીરીતે જાણી શકાય કે તે સમયે બિકાનેરરાજ્યમાં ઉચિત પ્રકારની શાસનવ્યવસ્થા નહોતી; પરંતુ મેજર રચાર્ડસ બીજા વર્ષના અર્થાત્ ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ રિપોર્ટમાં જણાવે છે કે:-"બિકાનેરનું શાસન કરનાર મંત્રીસમાજમાં કેવલ એક વ્યક્તિનું પરિવર્તન થયું છે. મહારાવ હરિસિંહ કે જેઓ દરબારના વંશપરંપરાગત રાજકર્મચારી હતા અને જેઓ અનેક વર્ષોથી મંત્રીસમાજના પ્રધાન સભ્ય હતા, તેઓ ગત ઑક્ટોબર માસમાં સ્વર્ગવાસી થયા છે. તેમના પદ પર તેમના ભ્રાતા રાવ યશવંતસિંહને થોડા સમયને માટે નિયુક્ત કરવામાં આવ્યા છે. યશવંતસિંહ પૂર્વે મંત્રીસમાજના સભાસદ હતા; પરંતુ તેઓ પોતાના કર્તવ્યપાલનમાં દૃઢ નહિ હતા તેથી ઈ૦ સ૦ ૧૮૭૯ માં તેમને પદચ્યુત કરવામાં આવ્યા હતા; પણ તેમના ભ્રાતાનું મૃત્યુ થવાથી તેમને આ સમયે પુનઃ સભાસદ બનાવવામાં

૧ મહાજનના સામંતના કર્મચારીએ 'સિવિલ એન્ડ મીલીટરી' ગેઝેટમાં આ વાત પ્રકાશિત કરી છે અને ઈ૦ સ૦ ૧૮૮૪ ના જુલાઈની ૩જી તારીખના 'ઇન્ડિયન મિરર'માં આ વાત ઉદ્ધૃત થઈ છે.

૨ લંડનના 'ટાઇમ્સ' પત્રમાં આ હકીકત પ્રકાશિત થઈ છે અને તે ઇ૦સ૦ ૧૮૮૪ના ઓગસ્ટની ૬ઠી તારીખના 'ઇન્ડીયન મિરર'માં ઉદ્ધૃત થઇ છે.

આવ્યા છે. ગત માર્ચ માસમાં ગવર્નર જનરલના એજંટ બિકાનેરમાં આવ્યા, ત્યારથી માનનીય મહારાજા સોમ અને ગુરૂવારને દિવસે પ્રજાની ફરિયાદ સાંભળે છે; અને એવી આશા રાખવામાં આવે છે કે તેમની આ પદ્ધતિથી મંત્રીસમાજના શાસનકાર્યની ગેરવ્યવસ્થા દૂર થઇ જશે. ભૂતપૂર્વ મહારાજા કૃષિકારોના હિતપ્રત્યે વિશેષ લક્ષ્ય આપતા હતા; પરંતુ વર્તમાન મહારાજા રાજ્યકર્મચારીઓપ્રત્યે અત્યંત મૃદુ વર્તન રાખે છે." ગવર્નર જનરલના રાજપૂતાનાના એજંટ લેફ્ટેનન્ટ કર્નલ ઇ. આર. સિ. બેડફર્ડ, સી. એસ. આઇ. એ ઇ૦ સ૦ ૧૮૮૩ના ઓગસ્ટની ૨૭મી તારીખે નામદાર ગવર્નર જનરલપર લખ્યું હતું કે:–" બિકાનેરના નામદાર મહારાજા સર્વ પ્રકારે આરોગ્ય છે; પરંતુ તેઓ પ્રજાપ્રત્યે ભેદભાવ રાખે છે અને મહાલયની બહાર શું બને છે, તે કાંઇ પણ જાણતા નથી. રાજ્યના સુશાસનને માટે શું શું કામ કરવાની અગત્ય છે, તેનો તેઓ નિશ્ચય કરી શકતા નથી. માત્ર સંતોષની વાત એટલીજ છે કે હું ત્યાં હતો ત્યારે તેમણે સ્વયં પ્રજાની ફરિયાદ સાંભળવાનો વિચાર કર્યો હતો અને એ દ્વારા પ્રજાનું કલ્યાણ કરવાની અભિલાષા પ્રદર્શિત કરી હતી. આ સામાન્ય કાર્યથી પણ પ્રજાને લાભ થવાનો સંભવ છે."

ઉપસંહારમાં અમારે માત્ર એટલુંજ કહેવાનું છે કે જો કે અમે બ્રિટિશ પોલિટિકલ એજંટનાં ઉપરોક્ત વચનોપર ઝાઝો વિશ્વાસ રાખતા નથી, તથાપિ અમે અન્યાન્ય લક્ષણોથી સારીરીતે જાણી ગયા છીએ કે બિકાનેરરાજ્યના આભ્યંતરિક શાસનના સંબંધમાં સુવ્યવસ્થા કરવી ઉચિત છે. અમે આશા રાખીએ છીએ કે મહારાજા મહાપરિશ્રમ કરી અમારી આ અભિલાષા પૂર્ણ કરશે અને સામંતમંડળ તથા પ્રજાનાં હૃદય જીતી લેવાને સમર્થ થશે.

## બિકાનેરની વર્તમાન અવસ્થા.

આ બિકાનેરદેશ જોધપુરની ઉત્તરે છે. ભૂમિના પ્રમાણમાં એ રાજપૂતાનાનું બીજું અને નિવાસીઓના પ્રમાણમાં ચોથું રાજ્ય છે. એનું ક્ષેત્રફળ ૨૨૩૪૦ વર્ગમાઇલ છે અને ઇ૦ સ૦ ૧૮૯૧ની વસ્તીની ગણત્રી પ્રમાણે એમાં ૮૩૧૨૧૦ માણસો વસે છે. એની વાર્ષિક ઉપજ ૧૮૦૦૦૦૦ રૂપિયા છે. આ દેશમાં નદીઓ નથી. લોકો કૂવામાંથી પાણી કાઢીને તેનો ઉપયોગ કરે છે. નગરના કૂવા ૩૦૦ ફીટ સુધી ઉંડા છે, બહાર ૨૦ ફીટ ખોદવાથી પાણી નીકળે છે. અહીંઆં જેવા ઘોડા, ગાય, ભેંસ તથા બળદ થાય છે, તેવા સમસ્ત ભારતવર્ષમાં થતા નથી. અહીંઆં ઇમારતો એટલી મોટી હોય છે કે મોટાં શહેરો ઘણે દૂરથી દૃષ્ટિગોચર થાય છે. સડકો વાંકી અને સાંકડી છે. આ દેશમાં અનેક ઘરો પાષાણનાં છે અને તે પર મનોહર ચિત્રો આળેખેલાં હોય છે. આ રાજ્યમાં એક કૉલેજ અને બીજાં અનેક વિદ્યાલયો છે. સંવત ૧૯૪૪માં મહારાજા ડુંગરસિંહના કનિષ્ઠ ભ્રાતા

### મહારાજ રાજરાજેશ્વર નરેંદ્રશિરોમણિ શ્રીગંગાસિંહજી બહાદૂર

બિકાનેરના સિંહાસનપર બિરાજમાન થયા; તે સમયે તેમની વય પ્રાયઃ દશ વર્ષની હતી, તેથી રાજપૂતાનાના પોલિટિકલ એજંટ મેજર ટાલબટ સી. આઇ. ઇ. ના આધિપત્યનીચે એક કાઉન્સીલ નિમવામાં આવી અને તે દ્વારા રાજ્યશાસન થવા લાગ્યું. હાલમાં શ્રીમાન મહારાજા કોલેજમાં શિક્ષણ લઇ યોગ્યતા પ્રાપ્ત કરી અધિકારસંપન્ન થયા છે. એમણે વિલાયતની યાત્રા પણ કરી છે. તેઓ ઉત્તમ પ્રકારે પ્રજાપાલન કરે છે. એમની કારકીર્દિમાં બિકાનેરની ઉન્નતિ થવાની પ્રબળ આશા રાખવામાં આવે છે. શ્રીપ્રભુ મહારાજાને ચિરંજીવ કરી પ્રજાપાલનમાં તત્પર રાખો એજ અંતિમ અભ્યર્થના.



# अध्याय ४ थो

**બિકાનેરની પ્રાચીન અને વર્તમાન અવસ્થા વચ્ચે ભેદ–બિકાનેરની ભુમિનું પરિમાણ–મનુષ્યોની સંખ્યા–જાટ જાતિ–સારસ્વત બ્રાહ્મણ–ચારણ–માળી અને હજામ–રાજપૂત–પ્રાકૃતિક સ્થિતિ–અનાજ અને વનસ્પતિની ઉત્પત્તિ–ખેતાનાં હથિયારો–જલ–લવણસરોવરો–પ્રાકૃતિક સૌંદર્ય–ખનિજપદાર્થ–પશુ, વાણિજય અને શિલ્પ–ધાતુ–મેળા–રાજ્યવ્યવસ્થા અને મહેસુલ–ખાલસા ભુમિનું મહેસુલ–ધુંઆવેરો–અંગવેરો–વાણિજયકર–પુપાચેતી અથવા હળવેરો–માલભા–પ્રાચીન ભુમિકર–ધાતુકર–દંડ અને ખુશાલી–સામંતોના તાબાની પ્રાચીન સેનાની યાદી–પ્રાચીન રાજસેનાની સંખ્યા–બિકાનેરના પ્રધાન પ્રધાન સામંતોનાં નામ અને ધામ–મહેસુલ અને સેના–વિદેશી સેના–આધુનિક સ્થિતિ–મહેસુલ–સ્વાસ્થ્ય–ચિકિત્સાલય–મહેસુલસંબંધી મુકર્દમાઓ–દિવાની અદાલત–ફોજદારી અદાલત–કેદીઓની સંખ્યા–વિદ્યાલય.**

અંગ્રેજોને આ દેશ અત્યંત અપરિચિત હતો. તેઓ આ દેશને સંપૂર્ણતઃ મરુક્ષેત્ર ધારતા હતા. આ દેશ અતિ પ્રાચીન કાળમાં ઘણો સમૃદ્ધિવાન હતો, એવી જનશ્રુતિ પ્રચલિત છે; પરંતુ વર્તમાન સમયમાં તે અતિ નિકૃષ્ટ અવસ્થામાં છે. તેની પ્રાચીન અને અર્વાચીન અવસ્થામાં ઘણો ભેદ છે. જે સમયે રાજપૂતોએ આ દેશના નિવાસી જાટોપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો, તે સમયથી ગત ત્રણસેં વર્ષોમાં આ દેશની જે અવનતિ થઇ છે, તે જોઇને આપણી પ્રાયઃ ખાત્રી થાય છે કે આ ભૂમિ અવશ્ય એક સમયે ફળદ્રુપ અને શ્રીમંત લોકોથી પરિપૂર્ણ હતી. જો કે આ દેશમાં હાલ રેતી ઘણી વધી ગઇ છે, તથાપિ આ દેશ આજે પણ પુષ્કળ માણસોની ધાડી વસ્તીને ધાન્ય પૂરું પાડવાને સમર્થ છે, એમાં કિંચિત્ પણ શક નથી. બિકાનેરના ભૂતપૂર્વ રાજાઓ રણક્ષેત્રમાં સ્વજાતિના દશ હજાર સૈનિકો લઇ જઇ શકતા હતા. જો કે આ પ્રચંડ દલના વ્યયને માટે તેમને યવનપાદશાહની તરફથી પોતાના દેશ ઉપરાંત કેટલીક ભૂમિ પ્રાપ્ત થઇ હતી, તોપણ તેઓ કેવલ પોતાના રાજ્યની ઉપજથી ઉક્ત સેનાનું પાલન કરવાને સમર્થ હતા. ભૂમિની અફળદ્રુપતા સિવાય આ શોચનીય અવસ્થાનાં બીજાં કારણો હતાં. એક તરફ આ દેશની પ્રજા ચોર અને લૂંટારાનો ઉપદ્રવ સહન કરતી હતી અને બીજી તરફ અત્યાચારી રાજાઓ કર વધારતા હોવાથી તે અંત્યંત પીડિત થતી હતી. પ્રજા રાજાને જે કર આપતી હતી તેનું યત્કિંચિત્ પણ પ્રતિફળ તેને મળતું નહોતું. આવી અવસ્થામાં પણ તે અધિક વિધ્વંસ પામી નહિ એ એક આશ્ચર્યની વાત છે. બિકાજીએ જે ગામો અને નગરો બળપૂર્વક પોતાના અધિકારમાં લીધાં હતાં અને જે સ્થાનોના નિવાસીઓએ સ્વેચ્છાથી તેની આધીનતા સ્વીકારી હતી, તેમાંનાં અર્ધા ભાગનાં ગામો અને નગરોનાં કાંઇપણ ચિન્હો આજે ત્રણ શતાબ્દીઓના અંતર પછી આપણને પ્રાપ્ત થતાં નથી અને શેષ ધીમે ધીમે તેજ દશા તરફ તણાતાં જાય છે. એક સમય એવો હતો કે જ્યારે વાણિજ્યના પદાર્થોથી ભરેલાં પુષ્કળ ગાડાંઓ આ રાજ્યમાં આવતાં હતાં અને તેનાં મહેસુલથી આ દેશની આમદાની વૃદ્ધિંગત થતી હતી; પરંતુ વર્તમાન સમયમાં આ રાજ્યની શાંતિ નષ્ટ થયાથી અને ચોર તથા લૂંટારાઓની વૃદ્ધિ થયાથી પૂર્વવત્ વાણિજ્યના પદાર્થો આવતા નથી. આથી બિકાનેરના મહારાવને હાનિ થઇ છે; એટલુંજ નહિ પરંતુ વાણિજ્યનાં પ્રધાન સ્થાન ચૂરૂ, રાજગઢ અને રેની વગેરેની અવનતિ થયાથી પ્રજાને પણ પુષ્કળ નુકશાન થયું છે. પૂર્વે સિંધ અનેક

ગંગાજીની તટપરના પ્રદેશમાંથી પુષ્કળ વાણિજ્યપદાર્થો આ દેશમાં આવતા હતા; પરંતુ હાલમાં તે સ્થિતિ પરિવર્તિત થઇ છે. આથી માત્ર બિકાનેરનીજ નહિ પરંતુ તેની નિકટનાં જેસલમીર વગેરે રાજ્યોની પણ અવનતિ થઇ છે. બિકાનેરની પેઠે આ સમસ્ત રાજ્યોમાં સુશાસનના અભાવથી ચોર અને લૂંટારાઓ પુષ્કળ વધી ગયા છે. બિકાનેરના બિદાવતો જેવા અત્યાચારી અને તસ્કર છે તેવાજ જેસલમીરના માલદેવોત અને જયપુરના સેખાવતો પણ છે. અધિક પશ્ચિમ તરફનાં મરુક્ષેત્રના સરાઇ, ખોસા અને રાઠોડલોકો પણ આવાજ લૂંટારા બની ગયાછે.આ પાછલા લોકો અરબસ્તાનના બદુલોકોના જેવા આચારવિચારમાં ભ્રષ્ટ થયેલા છે. કર્નલ ટૉડના આ શબ્દો વાંચીને અમારા પાઠકો બિકાનેરની તે સમયની આભ્યંતરિક સ્થિતિ કેવી હતી, તેનું અનુમાન સરળતાથી કરી શકશે. જોકે આજે તે સમયને અનેક વર્ષો વ્યતીત થઇ ગયાં છે, તથાપિ અમારે અત્યંત શોક સાથે કહેવું પડે છે કે આ દીર્ઘ કાળમાં બિકાનેર રાજ્યની સ્થિતિમાં ઉચિત સુધારો થયો નથી. જોકે ચોરો અને લૂંટારાઓનો અધિકતર ઉપદ્રવ નષ્ટ થઇ ગયો છે, જોકે આભ્યંતરિક સુશાસનને માટે અનેક ઉપાયો કરવામાં આવે છે; તથાપિ હજી રાજ્યમાં સંપૂર્ણશાંતિ વિરાજમાન થઇ નથી. જોકે અન્યાન્ય રાજપૂતરાજ્યોમાં વ્યાપારની ઘણી ઉન્નતિ થઇ છે, તોપણ આ દીર્ઘકાળમાં બિકાનેર વાણિજ્યની બાબતમાં તેટલી ઉન્નતિ કરી શકયું નથી.

**બિકાનેરની ભૂમિનું પરિમાણ**–કર્નલટૉડ જણાવે છે કે,:-"આ રાજ્યનો પુંગલથી રાજગઢ સુધીનો દેશ અધિક વિસ્તૃત છે અને તેનું પરિમાણ પ્રાયઃ એકસો એંશી માઇલનું છે; અને ભટનેરથી મહાજન પ્રગણાની વચ્ચેના પ્રદેશની ઉત્તર-દક્ષિણ લંબાઇ પ્રાયઃ એકસો સાઠ માઇલની છે. સંપૂર્ણ બિકાનેરરાજ્યની ભૂમિનું પરિમાણ ૨૨૦૦ માઇલથી અધિક નથી. પૂર્વે આ વિસ્તૃત દેશમાં ૨૭૦૦ નગરો અને ગામો હતાં; પરંતુ વર્તમાન સમયમાં તેની અર્ધી સંખ્યા પણ નથી." મહાશય ઍચિસને ઇ૦ સ૦ ૧૮૭૬ માં લખ્યું છે કે, બિકાનેરની ભૂમિનું પરિમાણ ૧૭૬૭૬ વર્ગ માઇલ છે.

**મનુષ્યોની સંખ્યા**–કર્નલ ટૉડ જે સમયે રાજસ્થાનમાં હતા તે સમયે બિકાનેરના નિવાસીઓની સંખ્યા કેટલી હતી તેનું અનુમાન તેમના નિમ્નલિખિત શબ્દોપરથી થઇ શકશે. તેઓ લખે છે કે, કોઇ પણ ઉદાહરણ આપ્યાવિના આ ઉજ્જડ પ્રદેશની જનસંખ્યા સંતોષદાયકરીતે જાણી શકાશે નહિ. જેતપુરની પશ્ચિમ તરફનો દેશ હાલમાં સર્વથા ઉજ્જડ થઈ ગયો છે અને ત્યાંથી ભટનેર સુધીના દેશની પણ પ્રાયઃ તેવીજ સ્થિતિ થઇ છે. ઉત્તર-પૂર્વ સીમાપરના પ્રદેશની જનસંખ્યા અતિ સ્વલ્પ છે અને બિકાનેરથી જેસલમીર રાજ્યની સીમા સુધીના યામોત્તરરેખાપરના પ્રદેશની સ્થિતિ પણ તેવીજ છે. ઉકત સ્થાનોની વચ્ચેના આભ્યંતરિક પ્રદેશની જનસંખ્યા સર્વત્ર સમાન છે અને તે મારવાડના ઉત્તરભાગની બરાબર છે. બિકાનેરરાજ્યનાં મુખ્ય બાર નગરોનાં મનુષ્યોની ચોક્કસ ગણત્રી તથા શેષ નગરો તથા ગામોનાં મનુષ્યોનો અડસટ્ટો અમે નીચે આપ્યો છે. ઉકત અડસટ્ટો સારી માહિતી ધરાવનાર લોકોની પાસેથી મેળવવામાં આવ્યો છે. આ પરથી બિકાનેર રાજ્યમાં કેટલી વસ્તી હશે તેનું પ્રાયઃ ચોક્કસ અનુમાન કરી શકાય છે.

| મુખ્ય નગરો | ઘર સંખ્યા |
|---|---|
| બિકાનેર | ૧૨૦૦૦ |
| નોહર | ૨૫૦૦ |
| ભાદરાં | ૨૫૦૦ |
| નારૈની | ૧૫૦૦ |
| રાજગઢ | ૩૦૦૦ |
| ચૂરુ | ૩૦૦૦ |
| મહાજન | ૮૦૦ |
| જેતપુર | ૧૦૦૦ |
| બિદાસર | ૫૦૦ |
| રત્નગઢ | ૧૦૦૦ |

દેશનોક ........................................ ૧૦૦૦
સનથાલ ........................................ ૫૦

કુલ ઘરોની સંખ્યા ૨૮૮૫૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૦ ગામોનાં | ઘરની સંખ્યા | ૨૦૦ | એટલે | કુલ સંખ્યા | ૨૦૦૦૦ |
| ૧૦૦ ગામોનાં | ,, ,, | ૧૫૦ | ,, | ,, | ૧૫૦૦૦ |
| ૨૦૦ ગામોનાં | ,, ,, | ૧૦૦ | ,, | ,, | ૨૦૦૦૦ |
| ૮૦૦ નાનાં ગામોનાં | ,, ,, | ૩૦ | ,, | ,, | ૨૪૦૦૦ |
| | | | | એકંદર ઘરોનીસંખ્યા | ૧૦૭૮૫૦ |

હવે જો પ્રત્યેક ઘર દીઠ પાંચ મનુષ્યો ગણવામાં આવે તો એકંદર આશરે ૫૩૯૨૫૦ માણસોની વસ્તી ગણાય આથી દરમાઇલે ૨૫ મનુષ્યોની વસ્તી આવે કે જે અતિશયોક્તિયુકત હોય એમ માનવાને કાંઇ કારણ નથી. આ ઉપરથી નક્કી થાય છે કે બિકાનેરની મરુભૂમિની જનસંખ્યા સ્કૉટલેંડના હાઇલેંડની જનસંખ્યા બરાબર થાય છે. અહીંઆંના નિવાસીઓનો ¾ ભાગ જાટલોકોનો બનેલો છે અને શેષ તે દેશના વિજેતા બિકાજીના વંશજો છે; તેમાં સારસ્વતબ્રાહ્મણો, ચારણો, ભાટો તથા અન્યાન્ય કેટલીક જાતિઓનો સમાવેશ થયેલો છે. તેમજ કેટલાક નિકૃષ્ટ પંક્તિના લોકો પણ બિકાનેરમાં વસે છે; પરંતુ તેમની સંખ્યા ભાગ્યેજ રાજપૂતોના દશમે ભાગે હશે. હાલમાં અગાઉ કરતાં વિશેષ શાંતિ સ્થાપન થયાથી બિકાનેરની જનસંખ્યા વૃદ્ધિંગત થઇ છે.

**જાટજાતિ**–કર્નલ ટૅાડ જણાવે છે કે, અહીંઆંના નિવાસીઓમાં જાટોની સંખ્યા અધિક છે અને તેઓ સૌથી અધિક સમૃદ્ધિવાન પણ છે. જાટોના પ્રાચીન નેતાઓના પ્રતિનિધિ ભૂમીઆ જમીનદારો વિશેષ ધનવાન છે, પરંતુ તેમનું ધન તેમને જરાપણ ઉપયોગી નથી; કારણ કે રાજ્યના ભયથી તેઓ સદા ચીથરીઆહાલે રહે છે. તેઓ કેવલ વિવાહાદિક પ્રસંગે અધિક દ્રવ્ય વ્યય કરે છે. તે સમયે તેઓ રાજમાર્ગપર માણસો રાખીને અનિમંત્રિત પ્રવાસીઓને સુદ્ધાં પોતાને ઘેર લઇ જાય છે અને તેમને ભોજન કરાવે છે. જેમ વધારે મનુષ્યોને ભોજન કરાવવામાં આવે છે, તેમ તેમની વિશેષ કીર્તિ ફેલાય છે.

**સારસ્વતબ્રાહ્મણો**—આ દેશમાં પુષ્કળ સારસ્વતબ્રાહ્મણો નિવાસ કરે છે. તેઓ સગર્વ જણાવે છે કે જાટલોકોએ આ દેશમાં નિવાસ કર્યો તે પૂર્વે અમારા પૂર્વજો આ ભૂમિના સ્વામી હતા. આ લોકો શાંતિપ્રિય અને ઉદ્યોગી છે. તેઓ બ્રાહ્મણ હોવા છતાં પણ માંસ ખાય છે, તંબાકુનું સેવન કરે છે, કૃષિકાર્ય કરે છે અને પવિત્ર ગાયની લેવડદેવડનો ધંધો પણ કરે છે.

**ચારણો**—આ દેશના નિવાસીઓમાં ચારણો સૌથી અધિક પવિત્ર અને પૂજનીય ગણાય છે. વીરરાજપૂતો બ્રાહ્મણોના ધર્મોપદેશ કરતાં ચારણોની વીર રસાત્મક ગાથાપ્રતિ વિશેષ ભાકત દર્શાવે છે. દેશના સમસ્ત રાઠોડો ચારણોને સન્માન આપે છે. ચારણોને 'પ્રાચીન કાવ્યો'ને માટે જાગીરો મળી છે એમનેવિષે વિસ્તૃત વર્ણન જેસલમીરના ઇતિહાસમાં કરવામાં આવશે.

પ્રત્યેક રાજપૂતકુટુંબમાં માળી અને હજામ અવશ્ય હોય છે. સર્વ ગામોમાં તેમની વસ્તી હોય છે અને તેઓ રાજપૂતોના રસોયાનું કામ પણ કરે છે.

**ચૂહડ અને થોરી**—આ લોકો સ્વભાવતઃ ચોર હોય છે. ચૂહડ લાખી જંગલના અને થોરી મેવાડના નિવાસી છે. બિકાનેરના પ્રાયઃ સમસ્ત સામંતો આ ચૂહડ અને થોરી જાતિના નેતાઓને પગાર આપી સેવકતરિકે રાખે છે. આ લોકો કઠિનકાર્ય પ્રસંગે ઘણા ઉપયોગી થઇ પડે છે. ભાદરાંના સામંતે પોતાના તાબાના સમસ્ત રાજપૂતોને વિદાય કરીને કેવલ ચૂહડ અને થોરી જાતિના માણસોનેજ પોતાની પાસે રાખ્યા હતાં. ચૂહડ લોકો પરમ વિશ્વાસુ ગણાય છે. સીમાન્ત અને નગરની રક્ષાનો ભાર તેમના હાથમાં સોંપવામાં આવે છે. પ્રત્યેક શબની દહનક્રિયાપ્રસંગે તેઓ એક એક આનો કર સ્વરૂપે લે છે. આ પરથી એવું અનુમાન કરી શકાય છે કે તેઓ આ દેશના આદ્ય નિવાસી છે.

**રાજપૂત**—બિકાનેરના રાઠોડોનાં વીરત્વમાં કાંઈ પણ પરિવર્તન થયું નથી. ભારતની અન્યાન્ય

ન્ય વીરજાતિઓની પેઠે બિકાનેરના રાઠોડોએ પણ વીરતરિકે પ્રસિદ્ધિ મેળવી છે. જે પ્રકારે મારવાડ, અંબર અને મેવાડના વીર રાજપૂતો અનેક વર્ષોપર્યંત મરાઠાઓ અને પઠાણોદ્વારા પીડિત થયા હતા, તે પ્રકારે બિકાનેરના રાઠોડો દૂર પ્રદેશમાં વસતા હોવાથી તેમનાદ્વારા કદિ પણ પીડિત થયા નથી; પરંતુ તેમને રાજ્યના આભ્યંતરિક અત્યાચારોથી વિશેષ દુઃખ ભોગવવું પડ્યું છે. પૂર્વ તરફ વસતા રાજપૂતો કરતાં આ રાઠોડો અધિક વહેમો ધરાવતા નથી. તેઓ ખાનપાનના વિષયમાં વિશેષ આચાર પાળતા નથી. તેઓ જેના હાથનું જલ પીએ છે તેના હાથનું ભોજન પણ ખાય છે. આ લોકો સાહસિક, સહનશીલ, સરલહૃદય અને ધૈર્યવાન હોવાથી જો તેમને યોગ્ય યુદ્ધશિક્ષા આપવામાં આવે તો તેઓ જગતના સર્વોત્તમ યોદ્ધા બની શકે; પરંતુ તેમણે જ્યારથી આ દેશમાં વસવા માંડયું ત્યારથી તેઓ માદકદ્રવ્યોપર અત્યંત આસક્તિ રાખવા લાગ્યા છે. અફીણ અને ગાંજાએ વર્તમાન રાજપૂતોમાં પોતાની પ્રબલ સત્તા પ્રસારી છે.

**પ્રાકૃતિક અવસ્થા**—આ રાજ્યનાં કેટલાંક સ્થાનો સિવાય અન્ય સર્વ ભૂમિ થોડે ઘણે અંશે રેતાળ છે. પૂર્વથી પશ્ચિમ સીમા સુધીના સૌથી અધિક પહોળા ભાગો સંપૂર્ણતઃ રેતાળ છે. ટીંબા અર્થાત્ રેતીના નાના નાના ડુંગરો આ રાજ્યના મધ્યભાગમાંથી શરૂ થાય છે. તેમાંની મુખ્ય ડુંગરાવલી જેસલમીર તરફ ગઇ છે અને તેમાંથી નાની નાની શાખાઓ નીકળીને પ્રત્યેક દિશામાં ગઇ છે. અન્ય પક્ષે એમ પણ કહી શકાશે કે આ પ્રધાન ડુંગરાવલી સિંધુ નદીની પૂર્વ તરફની ખીણોમાંથી શરૂ થઈ બિકાનેરના હૃદયમાં આવીને સમાઇ ગઇ છે. ઉત્તરપૂર્વ ભાગમાં રાજગઢથી નોહર તથા રાવતસર સુધીની માટી ઉત્તમ છે. આ માટીનો રંગ કાળો છે અને તેમાં કેટલીક રેતી મિશ્રિત થયેલી છે, તે ખેતીને માટે ઉપયુક્ત છે અને તેમાં જલ અત્યંત નિકટ પ્રાપ્ત થાય છે. આ દેશમાં ઘઉં, ચણા અને ચોખા અધિક પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. ભટનેરથી ગારાના કિનારા સુધીની ભૂમિ પણ આજ પ્રકારની છે. મોહિલોના તાબાનો સમસ્ત દેશ રેતાળ છે. રેતીના ડુંગરોનો આ દેશના ઉત્તર ભાગમાં અંત આવી જાય છે. પ્રત્યેક વર્ષની વર્ષાઋતુમાં ચારે તરફ પાણી જાય છે. અહીંઆં ઘઉંનો પાક ઘણો સારો થાય છે; જો કે મૃત્તિકા સારી નહિ હોવાથી અહીંઆં બીજાં અનાજ ઉત્પન્ન થતાં નથી. માળવાની ફળદ્રુપ ભૂમિ કરતાં આ મરુભૂમિનો બાજરો અત્યુત્તમ છે. મેવાડ અને મારવાડનાં શ્રેષ્ઠ ધાન્યોની સાથે તુલના કરતાં આ દેશનો બાજરો ઉત્તમ ગણાયો છે. જે વર્ષમાં પુષ્કળ બાજરો ઉત્પન્ન થાય છે તે વર્ષમાં અહીંઆંના નિવાસીઓ બે વર્ષ સુધી પહોંચે એટલો બાજરો સંગ્રહી ને રાખી લે છે. બાજરાની ખેતીમાં અધિક જલનું પ્રયોજન હોતું નથી. યોગ્ય સમયે વરસાદ આવે તો પુષ્કળ ધાન્ય ઉત્પન્ન થાય છે.

બાજરા સિવાય તલ અને મઠ પણ અહીંઆં ઉત્પન્ન થાય છે. તલ અને મઠ એ મનુષ્ય અને પશુ એ ઉભય જાતિઓને માટે ઉપયોગમાં આવે છે. તલનું તેલ રાંધવા અને બાળવાના કામમાં આવે છે. ઘઉં, ચણા અને જવ ફળદ્રુપ જમીનમાં ઉત્પન્ન થાય છે. અમે અત્રે કેવળ બિકાનેરનાં મુખ્ય મુખ્ય ધાન્યોનો નિર્દેશ કર્યો છે.

જે ભૂમિમાં ઘઉં ઉત્પન્ન થાય છે તેમાં કપાસ પણ પાકે છે. આ દેશના કપાસના છોડ સાતથી દશ વર્ષ સુધી ફળે છે. આ દેશના લોકો કપાસનાં જીંડવાં તોડી લઇને તે વૃક્ષની શાખા કાપી નાખે છે અને કેવલ થડની રક્ષા કરે છે. આ વૃક્ષ પ્રતિવર્ષે વૃદ્ધિંગત થતું જાય છે અને અંતે તે અતિ પ્રચંડ બની જાય છે. આ દેશમાં કપાસ ઘણો પાકે છે. અન્ય દેશોમાં આવા મોટા કપાસના છોડ દૃષ્ટિગોચર થતા નથી.

આ દેશમાં મનુષ્યના આહારને માટે અનેક પ્રકારની શાકભાજી ઉત્પન્ન થાય છે. ગાય ઇ૦ પશુઓને ખવરાવવાને માટે પણ ઉત્તમ ધાન્ય વાવવામાં આવે છે. જુવાર, કચરી, કાકડી અને મોટાં મોટાં તડબુચ અહીંઆં પુષ્કળ ઉત્પન્ન થાય છે. તડબુચ ઘણાં ઉપયોગી છે; કારણ કે જે સમયે દુર્ભિક્ષ પડે છે અથવા જે સમયે શાકભાજીની આપદા પડે છે તે સમયે તેને વાપરવામાં આવે છે. તેના કકડા કરીને તડકામાં સુકવવામાં આવે છે અને જ્યારે જરૂર પડે ત્યારે તેને વાપરવામાં આવે છે. આ ફળનો મોટો વ્યાપાર ચાલે છે અને જે સમયે અન્યાન્ય ફળોનો સારો

પાક થાય છે તે સમયે પણ માણસો એને આદરપૂર્વક ખાય છે. શુષ્ક તડબુચનો લોટ સ્વાસ્થ્યસંરક્ષણને માટે ઘણો ઉપયોગી છે. સમુદ્રયાત્રાના સમયમાં સામુદ્રિક રોગને માટે આ ફળને અત્યંત પ્રયોજનીય ધારીને આ ગ્રંથકારે આ જાતનાં કેટલાંક ફળોપ્રયોગને માટે કલકત્તે[1] મોકલ્યાં હતાં. આપણાં ભારતીય જહાજો આ ફળ પુષ્કળ સંખ્યામાં પ્રાપ્ત કરી શકે એમ છે; કારણ કે જેટલી આવશ્યકતા હોય તેટલી એની ખેતી થઈ શકશે. આથી જહાજવાળાઓ અને આ મરુભૂમિના નિવાસીઓને સારો લાભ થશે. ભારતવર્ષના મધ્યપ્રદેશમાં જે તડબુચ ઉત્પન્ન થાય છે તેના કરતાં આ દેશનાં તડબુચ અત્યંત શ્રેષ્ઠ માનવામાં આવે છે અને આ મરુસ્થલમાં પ્રવાસ કરનાર પ્રવાસીઓ જણાવે છે કે અહીંઆંના ટીંબાપર જે જે સ્થળે તડબુચ થાય છે તે તે સ્થળે આ ફળથી અશ્વારોહી અને અશ્વોની તૃષા સુદ્ધાં નિવૃત્ત થઇ શકે છે.[2]

આ શુષ્ક દેશના નિવાસીઓનું સર્વસ્વ વરસાદની ઉપર નિર્ભર છે. આ લોકોને પ્રાયઃ પ્રતિ સાત વર્ષને અંતરે દુર્ભિક્ષની આશંકા રહે છે. આ કારણથી જે જે દ્રવ્યો મનુષ્યના આહારને માટે ઉપયુક્ત હોય તે તે સર્વ અહીંઆંના નિવાસીઓ ઘણી સંભાળસહિત સંગ્રહિત કરી રાખે છે. રંક લોકો મુખ્યત્વે કરીને ભૂરટ, ખૂર, હિરારૂ, સેવન ઇ૦ ફળોનું ચૂર્ણ કરી તેને બાજરાના લોટની સાથે મિશ્રિત કરીને ખાય છે. બનબેર, બૈર, કરીર વગેરે નાનાં નાનાં ફળો પણ ઘણા નિકૃષ્ટ પંક્તિના લોકો સંગ્રહિત કરી રાખે છે. ખેજડાવૃક્ષની છાલ કે જે અતિ તીખી હોય છે તેને પણ તેઓ સંગ્રહિત કરે છે અને તેને સુકવી તેનો મેંદો બનાવી ખાય છે. સારાંશ, કે ખાવાયોગ્ય કોઇપણ વસ્તુનો સંગ્રહ અને ઉપયોગ કરવામાં અહીંઆંના લોકો ત્રુટિ કરતા નથી.

ફળવાળા મોટાં વૃક્ષો અહીંઆં પ્રાપ્ત થતાં નથી. માત્ર રાજધાનીમાં કેટલેક સ્થળે આંબા અને આમલી ઉછેરવામાં આવી છે; પરંતુ અહીંઆં બાવળ, પીલુ અને જાલ નામનાં નાનાં નાનાં ફળવાળાં વૃક્ષો અધિક ઉત્પન્ન થાય છે. વળી અહીંઆં સેહુડા વૃક્ષો પણ ઉત્પન્ન થાય છે, આ વૃક્ષોની ઉંચાઈ વીસફીટની હોય છે. આ વૃક્ષો ઇમારત બાંધવાના કામમાં આવે છે. ભારતવિખ્યાત લીમડા પણ અહીંઆં ઉત્પન્ન થાય છે. આ વૃક્ષો આ દેશને માટે ઘણાં અગત્યનાં છે. આ દેશના નિવાસીઓ કૂવાની ચોતરફ આ વૃક્ષો ઉછેરીને તેમાં રેતી પડતી અટકાવે છે.

બિકાનેરમાં મદાર ( આંક ) નાં વૃક્ષો પુષ્કળ થાય છે. તે જેવાં પ્રચંડ થાય છે તેવાં મજબૂત પણ થાય છે; તેમાંથી રેષા નીકળે છે અને તેનાં મજબૂત તથા ટકાઉ દોરડાં વણાય છે. આ દોરડાં મુંજનાં દોરડાં કરતાં ઉત્તમ થાય છે. મુંજ અહીંઆં બિદાવાટીમાં થાય છે.

**ખેતીનાં હથિયારો**—અહીંઆંનાં ખેતીનાં હથિયારો સાધારણ હોય છે; પરંતુ તે અહીંઆંની ખેતીને માટે ઘણાં ઉપયોગી છે. અહીંઆંનું હળ કેવળ એક બળદ કિંવા ઉંટદ્વારા ચલાવી શકાય છે. ખાસ કરીને માટી જ્યારે અત્યંત કઠિન બની જાય છે, ત્યારે માળી લોકો બે બળદ વા ઉંટદ્વારા હળ ચલાવે છે. સર્વ ખેડુતો ઓરણીનો ઉપયોગ કરે છે, કે જે દ્વારા અનાજનો એકએક કણ પૃથક્ પૃથક્ થોડે થોડે અંતરે વાવી શકાય છે.

**જલ**—આ મરુદેશની ભૂમિમાં લાંબી ઉંડાઇએ પાણી પ્રાપ્ત થાય છે. રાજધાનીની નિકટ દેશનખ નામના સ્થાનમાં બસેં ત્રણસેં ફીટ ખોદવાથી જલ દૃષ્ટિગોચર થાય છે. થલ અર્થાત્ રણમાં ૬૦ ફીટ કરતાં અધિક ખોદ્યા વિના મનુષ્ય પી શકે એવું પાણી નીકળતું નથી. ૩૦ ફીટ ખોદવાથી જે પાણી નીકળે છે તે પશુઓને પીવા યોગ્ય હોય છે. પ્રત્યેક કૂવાની ચોતરફ લીમડાનાં વૃક્ષોની દિવાલ બનાવી દેવામાં આવે છે, જેથી તેની અંદર રેતી જતી અટકે છે.[3]

---

૧ કર્નલ ટોડ જણાવે છે કે, મેં ઇ૦ સ૦ ૧૮૧૩માં મહાશય મોરક્રાફ્ટની ઉપર પરીક્ષાને માટે આ ફળના કેટલાક નમુના મોકલ્યા હતા; પરંતુ તેનું પરિણામ શું આવ્યું તે કાંઇ જણાયું નથી.

૨ મહાશય બેરો પોતાના દક્ષિણ આફ્રિકાવિષે લખેલા પુસ્તકમાં જણાવે છે કે આ દેશમાં તડબુચના વેલા પોતાની મેળે ઉગે છે અને તડબુચ પુષ્કળ થાય છે.

૩ સમસ્ત મુખ્ય નગરોમાં માળી જલ વેચે છે. તે પાણીનો ઇજારો રાખે છે. પ્રાયઃ પ્રત્યેક ઘરમાં હોજ હોય છે. વર્ષાઋતુમાં તેમાં પુષ્કળ પાણી ભરી લેવામાં આવે છે. આ હોજ ઇંટ વા પાષાણના બનાવવામાં આવે છે.

હિંદુસ્થાનના રણમાં કેટલાંક લવણસરોવરો 'શીર' નામથી ઓળખાય છે; પરંતુ તેમાંનું કોઈપણ મારવાડના સરોવર સમાન નથી. મોટામાં મોટું સરોવર શીર નામના નગરની નિકટ આ-વેલું છે. ઉકત નગરનું નામ પણ સરોવરના નામપરથીજ પડયું છે. ઉકત સરોવરનો ઘેરાવો પ્રાયઃ ૭ માઈલનો હશે. બીજું એક લવણ સરોવર ચૌપુરની પાસે આવેલું છે, જેનો ઘેરાવો બે માઈલનો છે. આ ઉભય સરોવરોની ઉંડાઈ પ્રાયઃ પાંચ ફીટ હશે. ગ્રીષ્મઋતુમાં પાણી સદંતર વરાળ થઈને ઉડી જાય છે અને લવણનાં ચોસલાં બાઝી જાય છે. ઉકત ઉભય સરોવરોનું લવણ દક્ષિણ ભાગના સરોવરો કરતાં ઓછી કિંમતનું ગણાય છે.

**પ્રાકૃતિક સૌંદર્ય**—આ દેશમાં પ્રાકૃતિક સૌંદર્ય યતિંચિત્ પણ નથી. આ દેશમાં નેત્રોને આનંદ આપે એવાં દશ્યો ઘણાં થોડાં છે; પરંતુ અમે અહીંઆં એવાં માણસો જોયાં છે કે જેમને અન્ય દેશના ઉત્તમ આહાર કરતાં અહીંઆંની રાબડી અને બાજરાના રોટલા અત્યંત પ્રિય લાગે છે. આ લોકો હિમમંડિત પર્વતરાજ હિમાલય કરતાં આ દેશના નાના નાના રેતાળ ડુંગરોને અધિક પ્રેમદષ્ટિથી જુએ છે. અમારા પાઠકો અને પાઠિકાઓ સારીરીતે જાણે છે કે જે દેશમાં મનુષ્યનો જન્મ થાય છે તેજ દેશ તેને અધિક પ્રિય લાગે છે.

**ખનિજ પદાર્થ**—અહીંઆં ખનિજ પદાર્થોની ઉપજ ઘણી ઓછી છે. રાજ્યના કેટલાક ભા-ગોમાં શુદ્ધ પથ્થરની ખાણો છે. રાજધાની બિકાનેરથી તેર કોશ ઉત્તર-પશ્ચિમમાં પૂસિયારા નામના સ્થાનમાં આવેલી ખાણમાંથી વાર્ષિક બેહજારની ઉપજ થાય છે. બિદાસર અને બિરામસરમાં તાંબા-ની ખાણો છે; પરંતુ વિરામસરની ખાણમાંથી તો ખર્ચના જેટલી પણ ઉપજ થતી નથી અને બિ-દાસરની ખાણમાંથી ૩૦ વર્ષો થયાં તાંબુ કાઢવામાં આવે છે, તેથી ત્યાંથી પણ હવે લાભ થવાનો સંભવ નથી.

કોલાદ નામના સ્થાનની નિકટની એક ખાણમાંથી એક પ્રકારની તેલમિશ્રિત માટી નીકળે છે અને તેને વાણિજ્યના ઈતર પદાર્થોની પેઠે વિદેશમાં મોકલવામાં આવે છે. આથી રાજ્યને વાર્ષિક, પંદરસેં રૂપિયાની આવક થાય છે. આ માટી મનુષ્યના વાળ-શરીર સાફ કરવાને માટે વિશેષ ઉપયોગમાં આવે છે અને એમ પણ સાંભળવામાં આવ્યું છે કે કેટલીક સ્ત્રીઓ લાવણ્ય અને બુદ્ધિની વૃદ્ધિ કર-વાને માટે આ માટીને ખાય છે.

**પશુ**—આ મરુક્ષેત્રની ગાયો અતિ શ્રેષ્ઠ છે. તેમજ અહીંઆંનાં ઉંટને પણ લાદવાના કામમાં અને યુદ્ધભૂમિમાં સ્વારી કરવાના કામમાં ઉપયોગમાં લેવામાં આવે છે. તેમનું મૂલ્ય પણ અધિક ઉ-પજે છે અને ભારતવર્ષમાં અહીંઆંનાં ઉંટો સર્વથી શ્રેષ્ઠ ગણાય છે. આ ઉંટોનાં મસ્તક ઘણાં સુંદર થાય છે.વળી અહીંઆં મેઢાં પણ પુષ્કળ થાય છે અને અહીંઆં સ્વાભાવિકરીતે જે ઘાસ, વેલા, વનસ્પતિ ઉગે છે તેથી તેમના આહારમાં પણ કાંઈ ત્રુટિ રહેતી નથી. મોટાં હરણ તથા પ્રત્યેક જાતિનાં હરણ અહીંઆં દષ્ટિગોચર થાય છે. વળી આ મરુભૂમિની લોંકડી ઘણી સુંદર હોય છે. શ્રુગાલ અને હરણજ માત્ર નહિ, પરંતુ સિંહ સુદ્ધાં બિકાનેરના રાજ્યમાં પ્રાપ્ત થાયછે.

**વાણિજ્ય અને શિલ્પ**—બિકાનેરના રાજ્યમાં રાજગઢ એ વાણિજ્યનું પ્રધાન નગર છે. આ સ્થાનમાં વાણિજ્યદ્રવ્યોથી ભરેલાં ગાડાં સર્વ દેશોમાંથી આવે છે. પંજાબ અને કાશ્મીરના પ-દાર્થો હાંસી હિસાર થઈને અહીંઆં આવે છે અને પૂર્વ તરફના રેશમ, સુંદર ઝીણાં વસ્ત્રો, ગળી,ખાંડ, લોઢું, ત્રાંબું વગેરે પદાર્થો દિલ્લી, રિવાડી અને દાદરી થઈને આવે છે. હાડોતી અને માલવાથી અ-ફીણ આવે છે. ઉકત દેશોમાંથી સમસ્ત રાજપૂત રાજ્યોમાં અફીણ જાય છે. સિંધથી જેસલમીર થઈ મુલ્તાન તથા શિકારપુરથી ખજૂર, ઘઉં, ચોખા અને સ્ત્રીઓને માટે લુંગી નામનાં રેશમી વસ્ત્ર તથા ફળાદિ આવે છે. વળી સમુદ્રતટપરના દેશોમાંથી કલાઈ, ઔષધિ, નાળીએર, હાથીદાંત વગેરે વસ્તુઓ પાલીનગરમાં આવે છે અને ત્યાંથી બિકાનેરમાં જાય છે. બિકાનેરમાં આ સઘળી વસ્તુઓ

---

અને તેને સર્વ ઠેકાણેથી ઢાંકી રાખવામાં આવે છે. કેવલ એક દ્વાર ખુલ્લું રાખવામાં આવે છે; જે દ્વારા પવન પ્રવેશ કરી શકે છે. બારીનાં તેનાં સર્વ દ્વારો બંધ કરીને તેને તાળાં મારવામાં આવે છે; તેમાં એક વર્ષ સુધી પાણી ઉત્તમ અવસ્થામાં રહે છે.

વિદેશમાંથી આવે છે અને અહીંઆંથી પણ કેટલીક વસ્તુઓ વિદેશમાં જાય છે. પૂર્વે અહીંઆંનો આયાત નિકાશ વ્યાપાર ઘણો બહોળો હતો તેથી તેના કરદ્વારા રાજ્યને પણ ઘણી ઉપજ થતી હતી.

ઉન—આ મરુભૂમિમાં અસંખ્ય મેંઢાં ઉત્પન્ન થાય છે અને તેમના શરીરપરના ઉનનાં અનેક પ્રકારનાં વસ્ત્રો બને છે. આ ઉનમાંથી સ્ત્રીપુરુષોને પહેરવાયોગ્ય પોશાક બને છે. આ ઉનનો પોશાક શ્રીમંત અને રંક સર્વ પહેરી શકે છે. આ ઉનમાંથી ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ સર્વ પંક્તિનાં વસ્ત્રો યંત્રોદ્વારા બનાવવામાં આવે છે. ઉનની જાડી ધાબળી ત્રણ રૂપિયે જોટને ભાવે વેચાય છે અને પાતળી મુલાયમ ધાબળી ત્રીસ રૂપિયે જોટાને ભાવે વેચાય છે. ત્રીસ રૂપિયાના ભાવવાળી ધાબળી દેખાવમાં અતિ સુંદર હોય છે અને તેને શાલ કહેતાં પણ કાંઇ હરકત નથી. એની પાઘડી પણ બનાવવામાં આવે છે. આ પાઘડીની લંબાઈ ૪૦ થી ૬૧ ફીટ સુધીની હોય છે. તે એવો બારિક હોય છે કે આટલી લાંબી હોય છતાં મસ્તકપર કાંઇપણ બોજો જણાતો નથી, તેમજ તે દેખાવમાં પણ મોટી લાગતી નથી.

ભેંસ, બકરી અને ગાય ૪૦ પશુઓના દૂધમાંથી જે ઘી નીકળે છે તે પણ અહીંઆંના વાણિજ્યનો એક પ્રધાન પદાર્થ ગણાય છે.

લોહકળા—બિકાનેરના કારીગરો લોઢાના અનેક પ્રકારના પદાર્થો ઉત્તમરીતે બનાવે છે. રાજધાની અને પ્રધાન પ્રધાન નગરોમાં લોઢાંનાં કારખાનાં છે. આ કારખાનાંઓમાં છરી, તલવાર, ચપ્પુ ભાલા, બંદુક વગેરે વસ્તુઓ બને છે. વળી અહીંઆંના શીલ્પીઓ હાથીદાંતની અનેક વસ્તુઓ બનાવે છે; તેમાં સ્ત્રીઓની પહેરવાની ચૂડી અને કડાં મુખ્ય છે.

આ દેશના અંદરના ભાગમાં વપરાશમાં આવતાં જાડાં કપડાં અહીંઆં પુષ્કળ બને છે.

મેળા—કાર્તિક અને ફાલ્ગુન માસમાં કોલાદ અને ગજનેર નગરમાં પ્રતિવર્ષે મેળા ભરાય છે; અને આ મેળામાં આસપાસનાં સ્થાનોમાંથી અનેક વણિકો આવે છે. આ મેળામાં મરુભૂમિનાં ઉંટ તથા ગાયો અને મુલ્તાન તથા લખ્ખી જંગલના અશ્વો વેચાવાને માટે આવે છે; પરંતુ આધુનિક સમયમાં આ મેળાનું પૂર્વગૌરવ રહ્યું નથી; કારણ કે હાલમાં આ દેશનો વ્યાપાર સર્વથા નષ્ટ થઇ ગયો છે.

રાજકર—પૂર્વે બિકાનેરના રાજા પોતાને માટે અનેક પ્રકારના કર લેતા હતા. ખાલસા અથવા રાજાની પોતાની ખાનગી ભૂમિનો કર, ખેતીનું મહેસુલ અને દંડ એ ત્રણ રાજાની ઉપજનાં પ્રધાન દ્વાર હતાં; પરંતુ રાજાની ઉપજ વાર્ષિક પાંચ લાખ રૂપિયાથી અધિક થતી નહોતી. જો રાજસ્થાનના અન્ય રાજપૂતરાજ્યોની સાથે આ રાજ્યની તુલના કરવામાં આવે તો અન્ય રાજ્યો કરતાં આ રાજ્યમાં સામંતોની ભૂમિ અધિક છે એમ આપણને વિદિત થશે. એનું કારણ કેવલ એ છે કે બિદાવત અને કાંધલોતરાઠોડોએ સૌથી પહેલાં આ દેશના અધિક ભાગપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. આ ઉભય શાખાના સામંતોની એકત્રિત પૃથ્વી બિકાજીની ભૂમિ કરતાં પણ વધી ગઇ હતી અને બિદાવતો તથા કાંધલોતોએ પોતાના તાબાની ભૂમિનો કોઇ પણ ભાગ બિકાજીને આપ્યો નહોતો. તેઓ બિકાજીને નામમાત્રના અધીશ્વર માનતા હતા. રાજગઢ, રેવી, નોહર, ગારા, રત્નગઢ અને ચૂરૂ આ પ્રગણાં બિકાનેરના મહારાજાની ખાલસાભૂમિ છે. ચૂરૂ પ્રગણું હાલ થોડા દિવસ થયાંજ મહારાજાએ ખાલસા કર્યું છે.

કર્નલ ટૉડના સમયમાં બિકાનેરમાં નિમ્નલિખિત છ પ્રકારના કર ઉઘરાવવામાં આવતા હતાઃ ખાલસાકર, ધુંઆ વેરો, અંગવેરો વણિજ્યકર, કૃષિવેરો અને માલબા.

**૧–ખાલસા કર**—પૂર્વે ખાલસાભૂમિની મહેસુલની વાર્ષિક બે લાખ રૂપીઆની ઉપજ થતી હતી; પરંતુ વહેમ અને વિશેષ ખર્ચને લીધે બિકાનેરના મહારાજાએ પોતાની ખાલસાભૂમિનો ૩ ભાગ ગુમાવી દીધો છે. પહેલાં આ ખાલસા ગામોની સંખ્યા ૨૦૦ની હતી, પરંતુ હાલમાં કેવળ ૮૦ થી અધિક નથી; અને આ ૮૦ ગામોનું મહેસુલ એક લાખ રૂપિયાથી અધિક નથી. સુરતસિંહ સ્વચ્છંદી માણસ છે. તે માત્ર પાત્ર કુપાત્ર—કર્તવ્યાકર્તવ્યનો વિચાર કર્યા વિના જેને ચાહે તેને ઇનામ આપી દે છે. બ્રાહ્મણ અને એક ઉંટના હાંકનારને તે એકસરખીરીતે ઇનામ આપે છે. તે ખાલસાભૂમિ-

ની ઉપજમાંથી પોતાનો ખર્ચ ચલાવે છે અને તંગી પડે છે ત્યારે પ્રજાનાં ગજવાંપર ત્રાપ મારે છે.

૨-ધુંઆવેરો-જો કે આ કરને સાધારણતઃ ધુમ્રનો કર ગણવામાં આવે છે, પરંતુ વાસ્તવમાં એને અગ્નિવેરો કહેવો જોઇએ. ભોજન તો સકલ મનુષ્યોને જોઇએજ, સકલ માણસોએ રસોઇ તો કરવીજ જોઇએ; પરંતુ કર નાખવાને માટે ધુમાડીઆં કિંવા કાચની બારી પ્રજાનાં ઘરમાં હોતી નથી, તેથી સુરસિંહના કોષાધ્યક્ષે ધુમાડો ઘરનાં જાળીઆંમાંથી બહાર નીકળે તે પહેલાં તેની પાસેથી કર લેવાની યોજના રચી છે; અર્થાત્ પ્રત્યેક ઘરમાંથી એક એક રૂપિયો ધુંઆવેરાનો લેવામાં આવે છે. જો પ્રબળ સામર્થ્યવાન સામંતો આ કરમાંથી મુકત થયા ન હોય તો આ વેરાની ઉપજ ઘણી મોટી થઇ ગઇ હોત. મુખ્ય સામંતો આ વેરો આપતા નથી, તોપણ હાલમાં આ કરની ઉપજ એક લાખ રૂપીઆની થાય છે. રાજા લૂણકરણના જયેષ્ઠ કુમાર રત્નસિંહે બિકાનેરનું સિંહાસન છોડી કેવળ મહાજન પ્રગણું ગ્રહણ કર્યું હતું, તેઓ પણ આ ધુંઆવેરો આપતા નથી. અન્યાન્ય કરો જે પ્રકારે વધારવામાં આવે છે, તે પ્રકારે આ કર વધારવામાં આવતો નથી. જો કોઇ ગામમાં ઘરની સંખ્યા ઘટી જાય તો તેમાંથી પૂર્વના જેટલા કરના રૂપિયા સંગ્રહીત કરવામાં આવતા નથી; પરંતુ ઘરની સંખ્યાના પ્રમાણમાંજ રૂપિયા લેવામાં આવે છે. આ ધુંઆવેરો કેવલ જેસલમીર અને બિકાનેરના રાજ્યમાં પ્રચલિત છે.

૩-અંગવેરો-આ અંગવેરો રાજા અનુપસિંહે પ્રચલિત કર્યો હતો. આ એક પ્રકારે સંપત્તિવેરો કહી શકાશે. પ્રત્યેક પુખ્ત વયના પુરુષને એક અંગ ગણવામાં આવે છે અને તેની પાસેથી ચાર આના અંગવેરા તરિકે લેવામાં આવે છે. ગાય, બળદ, ભેંસ ઇત્યાદિ પશુઓને પણ અંગવેરો લાગુ પડે છે. દશ બકરી અને એક ભેંસનું એકજ અંગ ગણવામાં આવે છે; પરંતુ એક ઉંટને ચાર અંગની સમાન ગણવામાં આવે છે અને તે પર એક રૂપિયાનો કર લેવામાં આવે છે. રાજા ગજસિંહે આથી બમણો કર લીધો હતો. જો કે આ કર વારંવાર અનેક રીતે બદલાય છે, તથાપિ એદ્વારા વાર્ષિક બે લાખની ઉપજ થાય છે.

૪-વાણિજ્યકર-આ કર અધિક પરિવર્તનશીલ છે. મહારાજા સુરતસિંહની કારકીર્દિમાં એને અધિક હાનિ પહોંચી છે. પૂર્વે એકમાત્ર રાજધાનીમાંથી વાણિજ્યકરની જેટલી ઉપજ થતી હતી તેટલી સમસ્ત રાજ્યમાંથી થતી નહોતી. પૂર્વે પ્રસ્તુત કરદ્વારા બે લાખ કરતાં અધિક રૂપિયાની ઉપજ થતી હતી; પરંતુ હાલમાં તેની એક લાખ કરતાં પણ ઓછી ઉપજ છે. આ ઉપજમાંથી અર્ધી ઉપજ તો બિકાનેર રાજ્યનાં પ્રધાન વાણિજ્યનગર રાજગઢમાંથીજ થાય છે. ચોર અને લૂંટારાઓનો અધિક ઉપદ્રવ હોવાથી પંજાબ સાથેનો વ્યાપાર સર્વથા બંધ પડી ગયો છે. પૂર્વે મુલ્તાન, ભાવલપુર અને શિકારપુરના વાણિજ્યલોકો બિકાનેર રાજ્યમાં થઇને વાણિજ્યદ્રવ્યો પૂર્વ તરફ લઇ જતા હતા; પરંતુ હાલમાં તે વ્યાપાર પણ નષ્ટ થઇ ગયો છે. આનું કારણ રાજ્યની સ્થિર રાજનીતિનો અભાવ એજ છે. હાલમાં માત્ર વાણિજ્યકરની ઉપજ એટલીજ છે કે સો મણ અનાજ વેચાય વા તેનો વિદેશમાં નિકાશ થાય તો તે પર ચાર રૂપિયા લેવામાં આવે છે. કર્નલ ટૉડે મહારાજા સુરતસિંહે અંગ્રેજસરકારની સાથે સંધિ કરી તે પૂર્વે બિકાનેરરાજ્યમાં વાણિજ્યની જે અવસ્થા હતી, તેનું અત્રે ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે; પરંતુ અહીંઆં અમે પરમ આનંદપૂર્વક પ્રકાશિત કરીએ છીએ કે સાંપ્રતમાં (અર્થાત્ હિંદી લેખકે આ ગ્રંથનો અંગ્રેજીમાંથી અનુવાદ કર્યો તે સમયે) બિકાનેર રાજ્યમાં વાણિજ્યની અધિક ઉન્નતિ થઇ છે અને તેથી રાજ્યની ઉપજ પણ વધી ગઇ છે.

૫-કૃષિવેરો-કૃષિકાર્યમાં જેટલાં હળ વપરાય છે તેમાંનાં પ્રત્યેક હળપર પાંચ રૂપિયાનો કર લેવામાં આવે છે. પૂર્વે કૃષિકારોની પાસેથી અનાજ લેવામાં આવતું હતું. ખેતરમાં જેટલું અનાજ પાકતું તેમાંનો ચોથો ભાગ રાજાને મળતો હતો; પરંતુ રાજા રાયસિંહે આ પદ્ધતિ બંધ કરી અને એક બીજો કર નાખ્યો, જેથી જાટકૃષિકારો અત્યંત આનંદ પામ્યા; કારણ કે જ્યારે ધાન્ય ગ્રહણ કરવાની રીતિ પ્રચલિત હતી તે સમયે રાજ્યના કર્મચારીઓ જેમ ફાવે તેમ કૃષિકારોને કષ્ટ આપતા હતા. પૂર્વે આ વેરાદ્વારા બેલાખ રૂપિયાની ઉપજ થતી હતી; પરંતુ ઉપજનાં અન્યાન્ય સાધનોની પેઠે કૃષિની પણ ક્રમશઃ અવનતિ થઇ, તેથી આ કરદ્વારા થતી ઉપજ પણ ઘટી ગઇ છે. હાલમાં આ કરની

માત્ર એક લાખ પચ્ચીસ હજાર રૂપિયાની ઉપજ થાય છે. કર્નલ ટાડના સમય પછી રાજ્યમાં સંપૂર્ણ શાંતિ વિરાજમાન થવાથી કૃષકાર્યનો અભ્યુદય થયો છે અને તેથી રાજ્યની ઉપજ પણ વધી છે, એમ અમે પરમ સંતોષપૂર્વક કહી શકીએ છીએ.

૬–**માલભાં**–આ દેશના આદિ નિવાસી જાટ લોકો સ્વેચ્છાથી જે સમયે બિકાજી અને તેમના ઉત્તરાધિકારીઓની આધીનતાનો સ્વીકાર કરી તેમની પ્રજા બન્યા તેસમયે તેમણે પોતે આ કર આપવાનું કબૂલ કર્યું હતું, તેથી આ કર આજપર્યંત એકસરખીરીતે ચાલ્યો આવે છે. માલ શબ્દનો અર્થ ભૂમિ છે, માટે એને ભૂમિ કર કહેતાં કાંઇ હરકત નથી. બિકાનેરરાજ્યની પ્રજા પાસેથી તેઓ જેટલી ભૂમિ ખેડે છે તે પર દર સો વીઘાં જમીને આ કરના બે રૂપિયા લેવામાં આવે છે. હાલમાં આ કરદ્વારા પચાસ હજાર રૂપિયા પણ સંગ્રહિત થતા નથી....…..........…….........

### ઉપજની યાદી

| | |
|---|---|
| ૧ ખાલસાકર[1] | ૨૦૦૦૦૦ |
| ૨ ધુંઆવેરો | ૧૦૦૦૦૦ |
| ૩ અંગવેરો | ૨૦૦૦૦૦ |
| ૪ વાણિજ્યકર[2] | ૭૫૦૦૦ |
| ૫ કૃષિવેરો | ૧૨૫૦૦૦ |
| ૬ માલભા (ભૂમિકર) | ૫૦૦૦૦ |
| એકંદર | ૭૫૦૦૦૦ રૂપિયા |

ઉપરોક્ત કરો સિવાય બીજા પણ કેટલાક પ્રકારના કરો લેવામાં આવે છે અને તેદ્વારા રાજા સૂરતસિંહનો રાજભંડાર પૂર્ણ કરવામાં આવે છે.

ધાતુ ઇનામનો કર પ્રતિ ત્રણ વર્ષે લેવામાં આવે છે. આ કર પ્રત્યેક હળપર પાંચ રૂપિયા લેવામાં આવે છે. રાજા જોરાવરસિંહે આ કર પ્રચલિત કર્યો હતો. કેવલ આસિયાગતિનાં ૫૦ ગામ અને બેનીવાલનાં ૧૦ ગામ આ કરમાંથી મુક્ત છે. ઉક્ત ગામોના નિવાસીઓ સીમાની રક્ષા કરે છે, તેથી તેમની પાસેથી આ કર લેવામાં આવતો નથી. પ્રધાન પ્રધાન સામંતો પણ આ કર આપતા નથી. આ કરદ્વારા એક લાખ રૂપિયાની પણ આમદાની થતી નથી.

કર્નલ ટૉડ જણાવે છે કે:–"ઉપરોક્ત નિયમિત કર ઉપરાંત વર્તમાન મહારાજા સૂરતસિંહે સ્વેચ્છાચારી વર્તણુકથી બીજા અનેક કર પ્રજાપર નાખ્યા છે અને રાજાના કર્મચારીઓ પણ પોતાનું ઉદર પરિપૂર્ણ કરવાને માટે કૃષિકારો અને મજુરોપર ઘોર અત્યાચાર કરે છે. તેઓ તેમને અનેક કષ્ટો આપી તેમની પાસેથી પૈસા કઢાવે છે. આ પ્રકારના ઉપાયોથી મહારાજા સૂરતસિંહે પોતાની આમદાની બમણી કરી દીધી છે." પરમ સંતોષનો વિષય છે કે વર્તમાન મહારાજા ડુંગરસિંહ બહાદૂર પોતાની પ્રજાની પાસેથી કોઇ પણ કર જોરજુલમથી લેતા નથી.

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડે ઇ૰સ૰ ૧૮૧૩માં લખ્યું છે કે:–દંડ અને ખુશાલી નામના ઇતર કરો

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ નાહર | જીલ્લાનાં | ૮૪ | ગામોનું મહેસુલ | ૧૦૦૦૦૦ | રૂપિયા |
| રૈની | ,, | ૨૪ | ,, ,, | ૧૦૦૦૦ | ,, |
| રાણિયા | ,, | ૪૪ | ,, ,, | ૨૦૦૦૦ | ,, |
| જાથોલી | ,, | ૧ | ,, ,, | ૫૦૦૦ | ,, |
| સમસ્ત ખાલસા ભૂમિનું મહેસુલ | | | | ૧૩૫૦૦૦ | ,, |

હવે રાજગઢ, ચૂરૂ અને અન્યાન્ય કેટલાક દેશો ખાલસા ભૂમિમાં આવી ગયા છે.

૨ પ્રાચીન સમયના વાણિજ્યકરની યાદી

| | |
|---|---|
| જુનકરણ ગામનો વાણિજયકર ... ... ... | ૨૦૦૦ રૂ. |
| રાજગઢનો વાણિજયકર ... ... ... | ૧૦૦૦૦ ,, |
| સેખાસરનો ,, ... ... ... | ૫૦૦૦ ,, |
| રાજધાની બિકાનેરનો ,, ... ... ... | ૭૫૦૦૦ ,, |
| ચૂરૂ અને અન્યાન્ય નગરોનો ,, ... ... ... | ૪૫૦૦૦ ,, |
| એકંદર | ૧૩૭૦૦૦ રૂપિયા |

પણ આ રાજ્યમાં પ્રચલિત છે. રાજાની આજ્ઞાનો અનાદર કરનાર અપરાધી મનુષ્યની પાસેથી દંડ નામનો કર બલપૂર્વક લેવામાં આવે છે અને ખુશાલી નામનો કર પ્રજાને સંતોષપ્રદર્શનતરિકે આપવો પડે છે. સામંતો, વણિકો અને સમસ્ત સાધારણ જનસમૂહની પાસેથી આ કર લેવામાં આવે છે. નિકૃષ્ટ પંક્તિની પ્રજા પણ આ કરમાંથી મુક્ત નથી. દંડ નામનો કર ગ્રહણ કરવાને માટે ચૌદ કર્મચારીઓ નિયુક્ત કરવામાં આવ્યા છે. પ્રત્યેક જીલ્લામાં એક એક કર્મચારી રહે છે. આ કર્મચારીઓ સ્વચ્છંદીરીતે આ કર ગ્રહણ કરે છે. એકવાર ગાંધોલીના સામંત ત્રણ વર્ષના સામટા દશ હજાર રૂપીઆ બે વર્ષમાં આપવાને તૈયાર થયા હતા જેથી ત્રીજે વર્ષે તેમને કર આપવો પડે નહિ; પરંતુ તેમની આ માગણી કરસંગ્રાહકે માન્ય કરી નહિ, તેથી તે સામંતે અત્યંત ક્રોધિત થઈ કર સંગ્રાહકને પોતાના નગરમાંથી હાંકી કાઢ્યો અને તેઓ પોતાના અધીશ્વરની સામે ખડા થયા. અત્યંત સ્વચ્છંદીરીતે કર સંગ્રહ કરવાનાં બીજાં અનેક પ્રમાણો ઉપલબ્ધ થાય છે. તેમાંનું એક પ્રમાણ નીચે આપવામાં આવે છેઃ–

રાજા સૂરતસિંહે જે સમયે બિકાનેરના સમસ્ત રાઠોડસેનાની સહાયથી ભટનેર જીતી લઇ પોતાના રાજ્યની સીમા વૃદ્ધિંગત કરી, તે સમયે તેણે પોતાના વિજયથી ઉદ્દીપ્ત થઈ યુદ્ધખર્ચને માટે પોતાના રાજ્યના પ્રત્યેક ઘરપર દશ રૂપીઆનો વેરો નાખ્યો. સૂરતસિંહના વિજયથી પ્રજાને આ પ્રકારનો આનંદ (!) થાય ત્યારે તેના પરાજયથી તેમને કેટલો શોક (!) થાય વારૂ ?

સામંતશાસનની રીતિ જે દેશમાં પ્રચલિત હોય તે દેશમાં સામંતો કેટલી સેનાનો સંગ્રહ શકે તેનો આધાર તે દેશના રાજાના ચારિત્ર ઉપર હોય છે. જો સૂરતસિંહ સર્વજનપ્રિય હોત તો તે એકાદ પ્રબલ સમર ઉપસ્થિત થતાં બિકાજીના વંશના દશ હજાર રાજપૂતો એકત્રિત કરી શકત, જેમાં બારસેં તો ઉત્તમ અશ્વારોહીઓ હોત અને વિદેશી સેના તો જૂદીજ; પરંતુ સમાજની પ્રત્યેક શાખા અધોગતિને પ્રાપ્ત થઇ હોય એવી વર્તમાન પરિસ્થિતિમાં ઉપરોક્ત સંખ્યાનો અર્ધ ભાગ પણ એકત્રિત થવો કઠિન છે. રાજાની પોતાની ખાસ સેના આ પ્રમાણે છેઃ—એક વિદેશી દલ, પાંચસેં પાયદલ, પાંચ તોપ અને અઢીસેં અશ્વારોહીઓ. આ સર્વ વિદેશી સેનાપતિને આધીન છે. એ સિવાય બિકાનેર રાજધાનીના કિલ્લાની રક્ષાને માટે એક સ્વતંત્ર દલ રાખવામાં આવ્યું છે, જેનો સેનાપાત એક પુરીહર જાતિનો રાજપૂત છે. તેને પોતાના તાબાની સેનાના ખર્ચને માટે પચ્ચીસ ગામો આપવામાં આવ્યાં છે.

## મહારાજા સૂરતસિંહના શાસનસમયની વિદેશી સેના

| | અશ્વારોહી | પાયદલ | તોપ |
|---|---|---|---|
| સુલતાનખાં | ૦ | ૨૦૦ | ૦ |
| અનોખસિંહ શિખ | ૦ | ૨૫૦ | ૦ |
| બુધસિંહ દેવડા | ૦ | ૨૦૦ | ૦ |
| ફુજનાસંહ | ૭૦૦ | ૪ | ૪ |
| ગંગાસંહ | ૧૦૦૦ | ૨૫ | ૬ |
| એકંદર વિદેશી | ૧૭૦૦ | ૬૭૯ | ૧૦ |
| મોટી તોપો | | | ૨૧ |
| | ૧૭૦૦ | ૬૭૯ | ૩૧ |

## બિકાનેરના સામંતોની યાદી

| સામંતોનાં નામ | કુલ | નિવાસસ્થાન | મહેસુલની ઉપજ | સેનાની સંખ્યા. | | વિશેષ |
|---|---|---|---|---|---|---|
| | | | | પાયદલ | અશ્વારોહી | |
| વરીશાલ | બિકાવત | મહાજન | ૪૦૦૦૦ | ૫૦૦૦ | ૧૦૦ | આ શાખાના મૂળપુરુષે–રાજા લુનકરણના ઉત્તરાધિકારીએ ૧૪૯ ગામો પ્રાપ્ત કરી સિંહાસનપરનો પોતાનો અધિકાર છોડી દીધો. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| અભયસિંહ | વનીરોત | ભૂકરકા | ૨૫૦૦૦ | ૫૦૦૦ | ૨૦૦ | બિકાનેરના સૌથી પ્રધાન સામંત આ છે. |
| અનુપસિંહ | બિકાવત | જસાના | ૫૦૦૦ | ૪૦૦ | ૪૦ | |
| પ્રેમસિંહ | ,, | બાઇ | ૫૦૦૦ | ૪૦૦ | ૨૫ | |
| ચૈનસિંહ | વનીરોત | સાવહ | ૨૦૦૦૦ | ૨૦૦૦ | ૩૦૦ | |
| હિંમતસિંહ | રાયોત | રાવતસર | ૨૦૦૦૦ | ૨૦૦૦ | ૩૦૦ | |
| શિવસિંહ | વનીરોત | ચૂરૂ | ૨૫૦૦૦ | ૨૦૦૦ | ૨૦૦ | |
| ઉમેદસિંહ } | બિદાવત | બિદાસર } | ૫૦૦૦૦ | ૧૦૦૦૦ | ૨૦૦૦ | |
| જૈતસિંહ } | | સાઉન્દવા } | | | | |
| બહાદુરસિંહ } | | મેનનસર } | | | | |
| સૂર્યમલ્લ } | | તિનદીસર } | | | | |
| ગુમાનસિંહ } | નારનોત | કાટર } | ૪૦૦૦૦ | ૪૦૦૦ | ૫૦૦ | |
| અતાઈસિંહ } | | કુટચોર } | | | | |
| શેરસિંહ | | નિમ્બાજી | ૫૦૦૦ | ૫૦૦ | ૧૨૫ | |
| દેવીસિંહ } | | સીધમુખ } | | | | |
| ઉમેદસિંહ } | | કારીપુરા } | | | | |
| સુરતાનસિંહ } | નારનોત | અજીતપુરા } | ૨૦૦૦૦ | ૫૦૦૦ | ૪૦૦ | |
| કર્ણીદાન } | | વિપાસર } | | | | |
| સુરતાનસિંહ | કછવારા | નયનાવાસ | ૪૦૦૦ | ૧૫૦ | ૩૦ | આ ઉભય વિદેશી સામંતો છે. એક જયપુરનો છે અને બીજો પ્રાચીન પંવાર વંશનો છે. |
| પદ્મસિંહ | પંવાર | જૈસીસર | ૫૦૦૦ | ૨૦૦ | ૧૦૦ | |
| કિસનસિંહ | બિકાવત | હયાદીસર | ૫૦૦૦ | ૨૦૦ | ૫૦ | |
| રાવસિંહ | ભાટી | પુંગલ | ૬૦૦૦ | ૧૫૦૦ | ૪૦ | જેસલમીરના ભાટીઓની પાસેથી પુંગલ દેશ ખુંચવી લેવામાં આવ્યો છે. |
| સુલતાનસિંહ | ,, | રાજાસર | ૨૫૦૦ | ૨૦૦ | ૫૦ | |
| લખનેરસિંહ | ,, | સનેર | ૨૦૦૦ | ૪૦૦ | ૭૫ | |
| કરનીસિંહ | ,, | સતીસર | ૧૦૦૦ | ૨૦૦ | ૯ | |
| ભૂમસિંહ | ,, | ચક્કરા | ૧૦૦૦ | ૬૦ | ૪ | |
| આ ચારસામંતો બિકાજીએ પ્રથમ તાબે કરેલા દેશના છે. | | | | | | |
| ૧ ભાનસિંહ | ભાટી | વિહચનાક | ૧૫૦૦ | ૬૦ | ૬ | |
| ૨ જાલિમસિંહ | ,, | ગરવીઆના | ૧૦૦૦ | ૪૦ | ૪ | |
| ૩ સરદારસિંહ | ,, | સુરજીરા | ૮૦૦ | ૩૦ | ૨ | |
| ૪ કાયતસિંહ | ,, | રનદિસર | ૬૦૦ | ૩૨ | ૨ | |
| ચંદસિંહ | કરમસોત | નોરવા | ૧૧૦૦૦ | ૧૦૦૦ | ૫૦૦ | આ સામંતે અગીઆર વર્ષ થયાં જોધપુરના મહારાજા પાસેથી ૨૭ ગામો લઇને અહીંઆં નિવાસ કર્યો છે. |
| સતીદાન | રૂપાવત | વદીલહ | ૫૦૦૦ | ૨૦૦ | ૨૫ | |
| ભૂમસિંહ | ભાટી | જાંગલૂ | ૨૫૦૦૦ | ૪૦૦ | ૯ | |
| કેતસી | ,, | જામીનસર | ૧૫૦૦૦ | ૫૦૦ | ૧૫૦ | |
| ઇશ્વરીસિંહ | મંડલા | સારૅકા | ૧૧૦૦૦ | ૨૦૦૦ | ૧૫૦ | ગામસંખ્યા ૨૭ |
| પદ્મસિંહ | ભાટી | કુદસૂ | ૧૫૦૦ | ૬૦ | ૪ | |
| કલ્યાણસિંહ | ,, | નયનિયાહ | ૧૦૦૦ | ૪૦ | ૨ | |
| | | એકંદર | ૩૩૧૪૦૦ | ૪૩૫૭૨ | ૫૪૦૨ | |

**ભૂમિકર**-કર્નલ ટૉડે મહારાજા સૂરતાસંહના શાસનસમયની બિકાનેરરાજ્યની આમદાનીની યાદી આગળ આપી છે. હવે આપણે તેની આધુનિક સ્થિતિનું અવલોકન કરીશું. ઈ૦ સ૦ ૧૮૮૨-૮૩ ના રાજપૂતરાજ્યના રિપોર્ટમાં બિકાનેરના સહાયક પોલિટિકલ એજન્ટે લખ્યું છે કે:-"દરબાર જણાવે છે કે ગત વર્ષની ઉપજ અને ખર્ચનો યથાર્થ હિસાબ અદ્યાપિ થયો નથી, હજી તે અપૂર્ણ છે, માટે તેની યથાર્થ યાદી આપવાને અસમર્થ છું; તોપણ એટલું તો નિશ્ચિત છે કે ગત વર્ષમાં રાજ્યની આમદાની એકંદરે ઠીક હતી. વીસ વર્ષથી હનુમાનગઢ પ્રગણાના મહેસુલમાં ૨૫૦૦૦ રૂપિયાનો અને ટીવી પ્રગણાનાં મહેસુલમાં ૭૦૦૦ રૂપિયાનો વધારો થયો છે. એમ વિદિત થાય છે કે એ સમયે રાજ્યની ઉપજ બારલાખ રૂપિયાની હતી અને ખર્ચ પણ તેટલોજ હતો." આ શબ્દો વાંચી અમારા પાઠકો સરલતાથી અનુમાન કરી શકશે કે બિકાનેરની આમદાની ક્રમશઃ વૃદ્ધિંગત થતી ગઇ છે. ખાસ કરીને વર્તમાન વર્ષમાં સામંતોની ખંડણીમાં વધારો કરવામાં આવ્યો છે, તેથી આ-ગામી વર્ષમાં ઉપજ ઘણી વૃદ્ધિંગત થઈ જશે. પૂર્વવ્યવસ્થાના સંબંધમાં અમારે માત્ર એટલુંજ કહેવાનું છે કે ઉપજના જેટલો ખર્ચ રાખવો કોઇ પણ પ્રકારે ઉચિત નથી. રાજભંડાર દ્રવ્યથી પરિપૂર્ણ રાખવો આવશ્યક છે. આ વાત સત્ય છે કે શાસનવ્યવસ્થામાં સુધારો થવાથી ખચ વધ્યો હતો; તોપણ તે ઉચિત કહેવાય નહિ. આમદાની પ્રમાણે રાજ્યવ્યવસ્થામાં સુધારો કરવાથી તેને શોભા મળે છે. પોલિટિકલ એજંટ વિશ્વાસપૂર્વક માનતો હતો કે વર્તમાન સમયમાં વ્યય કર્યા ઉપરાંત બે લાખ રૂપિયા બચે છે. જો આ વાત સત્ય હોય તો તે પરમ સંતોષનો વિષય છે.

**સ્વાસ્થ્ય**-ઉક્ત રિપોર્ટમાં મેજર રૅાબર્ટસ જણાવે છે કે:-"નવેમ્બર અને ડીસેમ્બર માસમાં શીતળાના રોગનો પ્રબલતાપૂર્વક પ્રાદુર્ભાવ થયો હતો. અહીંઆંની પ્રજા રસી મૂકાવવાથી થતા લાભવિષે અજ્ઞાન છે. ગત વર્ષમાં ૨૭૨ માણસોને શીતળાની રસી મૂકવામાં આવી હતી. સમગ્ર રાજ્યની જનસંખ્યાના પ્રમાણમાં આ સંખ્યા ઘણી ઓછી છે. નગરના સ્વાસ્થ્યને માટે અનેક લા-ભદાયક ઉપાયો કરવામાં આવ્યા છે."

**ચિકિત્સાલય**-સમસ્ત બિકાનેરરાજ્યમાં કેવળ એક ચિકિત્સાલય છે. આ ચિકિત્સાલય રાજધાનીમાં આવેલું છે. ગત વર્ષમાં આ ચિકિત્સાલયમાં ૫૪ રોગીઓએ જઇ ચિકિત્સા કરાવી હતી અને ૩૬૭૪ રોગીઓએ ફક્ત દવા લીધી હતી. ચિકિત્સકોના પગાર અને ઔષધિનાં મૂલ્યમાં દરમાસે ૧૪૩૪ રૂપિયાનો ખર્ચ થયો હતો.

**મુકર્દમા**-પોલિટિકલ એજંટ લખે છે કે:-"ગત વર્ષમાં ૩૧૬ મુકર્દમા નોંધાયા હતા અને આ-ગલાં વર્ષના ૨૨૭ મુકર્દમાનો નિર્ણય કરવાનો બાકી હતો; તેમાંથી ૨૭૧ મુકર્દમાનો ફેંસલો થઇ ગયો છે અને ઇ૦ સ૦ ૧૮૧૩ના માર્ચની ૩૧મી તારીખ સુધીમાં ૩૧૭ મુકર્દમાઓની તપાસ કરવાની બાકી છે."

**દિવાની અદાલત**-ગત વર્ષમાં બિકાનેરની સદર દિવાની અદાલતમાં ૫૮૮ નવીન મુકર્દમાઓ આવ્યા હતા અને આગલાં વર્ષના ૪૨૧ મુકર્દમાઓની તપાસ બાકી હતી. આ રીતે થયલા એકંદર ૧૦૦૯ મુકર્દમાઓમાંથી ગત વર્ષમાં ૬૪૦ ની તપાસ સમાપ્ત થઇ ગઇ છે. બિકાજીના વંશજો કેવા ન્યાયપ્રિય છે તે આ યાદીપરથી પ્રતીત થાય છે.

**ફોજદારી અદાલત**-મેજર રિચાર્ડસ લખે છે કે: "૧૨૩૧ મુકર્દમાઓ નોંધાયા હતા, તેમાંથી ૭૧૭ની તપાસ સમાપ્ત થઇ ગઇ છે અને ૫૧૪ મુકર્દમાઓની તપાસ બાકી છે. એકંદર ૧૦૮૦અપ-રાધીઓને પકડવામાં આવ્યા છે.

| | મનુષ્યો |
|---|---|
| કારાગૃહની સજા પામનાર | ૩૪૦ |
| દ્રવ્યનો દંડ પામનાર | ૨૫૫ |
| છોડી મૂકવામાં આવેલા | ૨૪૬ |
| નાસી ગયેલા | ૧૫ |
| જામીનપર છૂટેલા | ૧૩૯ |

| | |
|---|---|
| મરી ગયેલા | ૧૬ |
| દેશનિકાલ થયેલા | ૮ |
| હજી જેની તપાસ થાય છે તેવા | ૬૧ |

બાલકન્યાની હત્યા કરવાનો એક પણ અપરાધ થયો નથી.

બિકાનેરના કારાગૃહમાં નિમ્નલિખિત અપરાધીઓ કેદ પડેલા છેઃ-

| | |
|---|---|
| જન્મ પર્યંત | ૧૩ |
| ૧૪ વર્ષને માટે | ૫ |
| ૧૨ " " | ૩ |
| ૧૦ " " | ૨ |
| ૯ " " | ૧ |
| ૮ " " | ૨ |
| ૭ " " | ૧૩ |
| ૬ " " | ૭ |
| ૫ વર્ષને માટે | ૧૪ |
| ૫ વર્ષથી ઓછાને માટે | ૯૮ |
| ૯ માસથી ઓછાને માટે | ૩૩ |
| વિચારાધીન | ૨૧ |
| એકંદર | ૨૧૨ મનુષ્ય |

ઉપરોક્ત કેદીઓમાં ૧૯૬ પુરુષ અને ૧૬ સ્ત્રીઓ છે. સામંતોના તાબાના દેશોમાં તપાસ કરીને અપરાધીઓને આ કારાગૃહમાં મોકલવામાં આવ્યા હતા, તેમને યાદીમાં લખવામાં આવ્યા નથી."

**વિદ્યાલય**—બિકાનેરમાં અદ્યાપિ એક પણ સરકારી વિદ્યાલય નહોતું. ઇ૦ સ૦ ૧૮૮૩ ના ફેબ્રુઆરીની ૨૭ મી તારીખે એક સરકારી વિદ્યાલય સ્થાપિત થયું છે. આ વિદ્યાલયનું નામ વર્તમાન મહારાજાના નામપરથી " ડુંગરસિંહ કૉલેજ " રાખવામાં આવ્યું છે. અમે જણાવવાની રજા લઇએ છીએ કે આ રાજ્યમાં જેટલી વિદ્યોન્નતિ થશે તેટલીજ રાજ્યની શ્રીવૃદ્ધિ પણ થશે; માટે શિક્ષાના વિષયમાં દ્રવ્યનો બહોળો વ્યય કરવો એ મહારાજાનું કર્તવ્ય છે.



# अध्याय ५ मो

**ભટનેરની મૂળ સ્થાપના અને તેનું નામકરણ-ભટનેરનો જાટજાતિની ઐતિહાસિક શ્રેષ્ઠતા-વૈરસિંહની છાવણીની સ્થાપના-ભીશેને થયેલી ઉત્તરાધિકારની પ્રાપ્તિ-તેણે અંગીકાર કરેલો મુસલમાની ધર્મ-રાવ દુલીચ-હુસેનખાં-હુસેન મુહમ્મદ-ઈમામ મુહમ્મદ-બહાદુરખાં-જાબ્તાખાં-દેશની વ્યવસ્થા-પ્રાકૃતિક પરિવર્તન-પ્રાચીન પ્રાસાદોના ધ્વંસાવશેષ-પ્રાણી અને ઉદ્ભિજ્જ તત્ત્વ-પ્રાચીન નગરોની યાદી-મરુક્ષેત્રમાં પ્રાપ્ત થયેલાં તીરનાં માથાં જેવાં માથાંવાળા અક્ષરો.**

ભટનેર કે જે વર્તમાન સમયમાં બિકાનેરના સંપૂર્ણ અધિકારમાં છે તે ઘણાં વર્ષો પૂર્વે એક શ્રેણીના જાટોનું સ્વતંત્ર નિવાસસ્થાન હતું. આ જાટજાતિ એક સમયે એટલી બળવાન હતી કે તે રાજાની સાથે પણ વિરોધ કરીને તેને ઘોર વિપત્તિમાં નાખતી હતીઃ અને રાજાની ઉપર જ્યારે શત્રુનું આક્રમણ થતું હતું ત્યારે તે રાજાને ઘણી સારી સહાય કરતી હતી. ભાટી જાતિએજ આ દેશમાં પ્રથમ નિવાસ કર્યો હતો, એ વાત સુપ્રસિદ્ધ છે; પરંતુ તેનું નામ ભટનેર પડ્યું તે સાથે તે જાતિને કાંઇપણ સંબંધ નથી. એક મહાબળવાન રાજાના ભાટને આ દેશ ઈનામમાં મળ્યો હતો અને તેણે એનું નામ ભટનેર પાડ્યું હતું. વળી એનું નામ ભટનેર પડ્યું તેના સંબંધમાં જેસલમીરના ઇતિહાસમાં એક બીજી હકિકત પ્રાપ્ત થાય છે. આ હકિકત વાંચવાથી પ્રતીત થાય છે કે આ દેશમાં ભાટીજાતિએ નિવાસ કર્યો હતો તેથી તેનું નામ ભટનેર પડ્યું છે; પરંતુ ભાટીજાતિ એ રાજ્યની આદ્યસંસ્થાપક નથી. તેનો સમસ્ત ઉત્તરભાગ મરુસ્થળીના પ્રાચીન ભૌગોલિક વર્ણનમાં 'નેર' નામથી પ્રસિદ્ધ છે. જ્યારે ભાટીજાતિની કેટલીક શાખાએ મુસલમાનધર્મ અંગીકાર કર્યો ત્યારે તેમણે મુખ્ય ભાટીજાતિથી ભિન્ન ઓળખાવાને માટે ભાટીને બદલે ભટ્ટી નામ ધારણ કર્યું હતું.

કર્નલ ટૉડ જણાવે છે કે, ભટનેરના તાબાનો ભૂખંડ અને તેની ઉત્તરે જે ભૂમિ ગાડાનદીના તટપર્યંત ગઇ છે તે ભૂમિ અધુના જનશૂન્ય અવસ્થામાં છે; પરંતુ તે પૂર્વે આવી જનશૂન્ય નહોતી. હું કેટલાંક એવાં પ્રાચીન સમયનાં નગરોની યાદી પ્રકાશિત કરીશ, કે જે પૂર્વે વિશેષ પ્રસિદ્ધ હતાં અને જેના પૂર્વગૌરવનાં ચિન્હો અદ્યાપિ વિદ્યમાન છે. આ નગરોનો ઇતિહાસ જોવાથી અમારાં ભટનેરના વર્ણનનું સમર્થન કરનારાં અનેક પ્રમાણો અવશ્ય પ્રાપ્ત થશે.

આ ભટનેર પ્રદેશ મધ્ય એશિયામાંથી હિંદુસ્થાનમાં આક્રમણ કરનાર લોકોના માર્ગમાં આવેલો હોવાથી તેને ઇતિહાસમાં ઘણી પ્રસિદ્ધિ મળી છે. જાટ જાતિએ ગઝનીના મહમદની સાથે સિંધુનદીમાં જલયુદ્ધ કરીને તેના માર્ગમાં વિઘ્ન નાખ્યું હતું. આ જાતિના પૂર્વપુરુષોએ ઉક્ત યુદ્ધ થયું તે પૂર્વે દીર્ઘકાળપર મારવાડ અને પંજાબમાં નિવાસ કર્યો હતો. આપણે આ જાતિનો છત્રીસ રાજકુલોમાં સમાવેશ થયેલો જોઇએ છીએ, તેથી સરલતાથી અનુમાન થઈ શકે છે કે ભારતવિજેતા સુલતાન મહમુદના સમયથી અનેક શતાબ્દી પૂર્વે આ જાટલોકોએ પ્રબલ રાજકીય સામર્થ્ય પ્રાપ્ત કર્યું હતું. શાહબુદ્દીને ભારતવર્ષપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો ત્યાર પછી બાર વર્ષે અર્થાત્ ઈ૦ સ૦ ૧૨૦૫ માં તેના ઉત્તરાધિકારી કુતબુદ્દીને સ્વયં મરુક્ષેત્રના ઉત્તરભાગમાં વસતા જાટોની સામે યુદ્ધ કર્યું હતું; કારણ કે તે સમયે જાટોએ યવનોના તાબાનો હાંસી દેશ બળપૂર્વક ખુંચાવી લીધો હતો.

ફીરોઝની ઉત્તરાધિકારિણી હતભાગિની રઝિયાબેગમને જે સમયે સિંહાસન છોડવાની ફરજ પડી તે સમયે તે જાટોને શરણે ગઈ હતી. જાટોએ તેને આશ્રય આપ્યો; એટલુંજ નહિ પરંતુ પ્રાચીનકાળના ટૅગ્રિરિસની પેઠે ધાડકરલોકોની સાથે મળીને રઝિયાના શત્રુઓની સામે યુદ્ધ કરવાને તેઓ ગયા. આ સમયે તેઓ રઝિયાના હાથ નીચે રહી તેની આજ્ઞાનું પાલન કરતા હતા; પરંતુ દુર્ભાગ્યવશાત્ રઝિયા શત્રુઓને પ્રતિફળ આપી શકી નહિ. તેણે રણક્ષેત્રમાં પોતાના જીવનનું બલિદાન આપી પોતાનું ગૌરવ વૃદ્ધિંગત કર્યું. પછી ઇ૦સ૦ ૧૩૯૭ માં જે સમયે તૈમૂરે ભારતવર્ષપર આક્રમણ કર્યું, ત્યારે તેણે અત્યંત ક્રોધપૂર્વક ભટનેરપર હલ્લો કર્યો હતો. આ આક્રમણનું કારણ એ હતું કે તૈમૂરે જે સમયે મુલતાનપર આક્રમણ કર્યું હતું, તે સમયે જાટોએ તેના માર્ગમાં ભયંકર બાધા ઉપસ્થિત કરી હતી અને તેના સૈન્યને અસ્તવ્યસ્ત કરી નાખ્યું હતું. આથી તૈમૂરે ક્રોધિત થઈ સેનાસહિત ભટનેરપર આક્રમણ કર્યું અને જાટોનો ભયંકરરીતે નાશ કર્યો. ભટ્ટી અને જાટ લોકો એવી રીતે એકબીજા સાથે મળી ગયા હતા કે તેમને બે જાતિ કહેવી કઠિન છે. અમે આ સંબંધે ભાટીઓના ઇતિહાસમાં વિશેષ વિવેચન કરીશું. હાલ અમે રાઠોડોએ ભટનેરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો, તે સમયનો તેનો ઇતિહાસ આપવાને પ્રવૃત્ત થઇએ છીએ.

તૈમૂરે ભટનેરપર આક્રમણ કર્યું તે પછી અલ્પસમયમાં મરોઠ અને ફૂલરાના કેટલાક ભાટી લોકોએ પોતાના નેતા વૈરસિંહના હાથ નીચે બહાર પડી ભટનેરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. આ સમયે એક મુસલમાન ભટનેરનો શાસનકર્તા હતો. તે તૈમૂરનો અમલદાર હતો વા દિલ્હીના પાદશાહનો સૂબો હતો તે જણાયું નથી; પરંતુ તે ઘણું કરીને તૈમૂરનો અમલદાર હતો. તેનું નામ ચિગાતખાં હતું. તેણે જાટોની પાસેથી ભટનેર ખુંચવી લીધું હતું.

વૈરસિંહ સત્તાવીશ વર્ષપર્યંત ભટનેરમાં રાજ્ય કરી પરલોકવાસી થયો. તત્પશ્ચાત્ તેનો પુત્ર ભીરો ભટનેરનો અધીશ્વર થયો. ભીરોના શાસનસમયમાં ચિગાતખાંના ઉત્તરાધિકારીએ દિલ્હીના યવનસમ્રાટની સહાય લઈ ભટનેરપર બે વાર આક્રમણ કર્યું; પરંતુ બન્નેવાર તેને પલાયન કરવું પડ્યું. વૈરસિંહના વંશજોએ તેની પુષ્કળ હાનિ કરી; પણ ચિગાતખાંના વંશજોએ પ્રબલ પરાક્રમસહિત ત્રીજીવાર ભટનેરપર આક્રમણ કરી તેને ઘેરો ઘાલ્યો અને ભીરોને ઘોર વિપત્તિમાં નાખી દીધો. ભીરોએ દીર્ઘકાળપર્યંત પોતાની રક્ષા કરી; પરંતુ અંતે જ્યારે તેણે જોયું કે ભોજનના અભાવથી સેનાસહિત પ્રાણત્યાગ કરવાની સંપૂર્ણ સંભાવના છે ત્યારે તેણે સંધિની સૂચના આપનાર સફેદ પતાકા કિલ્લાપર લગાડી દીધી અને પોતાના કિલ્લાની રક્ષા કરવાને માટે આક્રમણકારીઓની ઉપર સંધિનો પ્રસ્તાવ મોકલ્યો. આક્રમણ કરનારાઓએ એવો સંદેશો મોકલ્યો કે જો તમે મુસલમાનધર્મનો સ્વીકાર કરો અથવા તમારી કન્યા દિલ્હીના પાદશાહના કરકમલમાં સમર્પણ કરો તો તમારૂં રાજ્ય વિધ્વસ્ત કરવામાં આવશે નહિ. ભીરોએ આ ઘોર વિપત્તિમાંથી પોતાના પ્રાણની રક્ષા કરવાનો કોઈ અન્ય ઉપાય નહિ જોઈ શીઘ્ર યવનધર્મનો સ્વીકાર કર્યો. આજ સમયથી મુસલમાન ભાટીઓએ હિન્દુ ભાટીઓથી પૃથક્ ઓળખાવાને માટે ભટ્ટીનામ ધારણ કર્યું. ભીરોની પછી તેના છ વંશજોએ ક્રમશઃ ભટનેરનું શાસન કર્યું હતું. કહેવાની જરૂર નથી કે તે સર્વ પણ મુસલમાનધર્મનાજ અનુયાયી હતા. ભીરોની છઠ્ઠી પેઢીએ રાવ દુલિચ ઉર્ફે હયાતખાં થયો. હયાતખાં જે સમયે ભટનેરના સિંહાસનપર વિરાજમાન હતો તે સમયે બિકાનેરના અધીશ્વર મહારાજા રાયસિંહે તે પ્રદેશ તેના હાથમાંથી ખુંચવી લીધો. આ રીતે ભટનેર બિકાનેરના મહારાજાના તાબામાં આવ્યું અને ભીરોના વંશજોએ ફતેહાબાદમાં નિવાસ કર્યો. હયાતખાંના મૃત્યુ પછી તેના હુસેનખાં નામના પૌત્રે રાજા સુજનસિંહની પાસેથી પુનઃ ભટનેર ખુંચવી લીધું. હુસેન મુહમ્મદ અને ઇમામ મુહમ્મદના સમયમાં આ દેશ ભીરોના વંશજોના અધિકારમાં રહ્યો. અંતે મહારાજા સૂરતસિંહે બહાદુરખાંના શાસનસમયમાં ભટનેર પુનઃ પોતાના અધિકારમાં લઇ લીધું.[1]

[1] સંવત ૧૮૫૭ ઈ૦ સ૦ ૧૮૦૧માં વિખ્યાત વીર જ્યોર્જ ટૉમસે ત્રણ લાખ રૂપિયા લઇને આ દેશ ભાટીઓને સોંપી દીધો હતો; પરંતુ બીજે વર્ષે રાઠોડોએ પુનઃ તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો.

કર્નલ ટૅાડ જણાવે છે કે:-હાલમાં જાબ્તાખાં રેની નામના સ્થાનમાં નિવાસ કરે છે અને તે કેવળ પચ્ચીસ ગામની ઉપજપર નિર્વાહ કરે છે. બિકાનેરના મહારાજા રાયસિંહે પોતાની રાણીના નામથી આ રેની નગર સ્થાપિત કર્યું હતું. આ નગર ઇમામ મુહમ્મદે પોતાના અધિકારમાં લઈ લીધું હતું. જાબ્તાખાં હાલમાં ચોરી અને લૂંટફાટનો ધંધો કરે છે અને આ રીતે તેણે વાર્ષિક ત્રણ લાખની ઉપજની સંપત્તિ મેળવી છે. તેના અત્યાચાર અને લૂંટફાટના ભયથી સમસ્ત દરિદ્ર જાટો પોતાના પ્રાણ અને સંપત્તિના સંરક્ષણને માટે સદા શંકિત રહે છે. પૂર્વ તરફ બ્રિટિશ મુલકો પાસે આવેલા હોવાથી તે તરફ તે લૂંટફાટ કરી શકતો નથી, આથી તે ઉત્તર તરફ લૂંટફાટ કર્યા કરે છે. તેથી ઉત્તર ભાગ જનશૂન્ય બની ગયો છે. એક સમયે આ દેશનાં બીડોમાં પુષ્કળ પશુઓ ચરતાં હતાં. બિકાનેરની ઉત્તર સીમાથી ગાડા નદીપર્યંતનો દેશ અધિક ફળદ્રુપ છે, અહીંઆં જમીનની સપાટીની નિકટજ જલ પ્રાપ્ત થાય છે અને આ દેશમાં રેતાળભૂમિનું તો નામ પણ નથી. આથી અહીંઆં કૃષિકાર્ય ઉત્તમ પ્રકારે થતું હતું; પરંતુ અનેક શતાબ્દીઓ થયાં કગ્ગર અથવા હાકડા નદી સુકાઇ ગઇ છે, તેથી આ દેશ જનશૂન્ય બની ગયો છે. લોકો કહે છે કે પ્રાચીન કાળમાં આ નદી ફૂલરાની નિકટ થઇને પશ્ચિમ તરફ જતી હતી. ફૂલરામાં આ નદીનાં ચિન્હો અદ્યાપિ વિદ્યમાન છે. ફૂલરાની નિકટ થઇ આ નદી આગળ જતી હતી અને ઉચ્ચ નામના સ્થાનમાં સિંધુ નદીની સાથે મળી જતી હતી. નેર અર્થાત્ મરુક્ષેત્રની રેતીથી આ નદી ધાટના અધીશ્વર રાવ હમીરના શાસનસમયમાં પૂરાઇ ગઇ હતી. જો કોઇ અંગ્રેજ આ ભારતીય મરુક્ષેત્રમાં ભ્રમણ કરતો કરતો જાય તો તેને અમરકોટની નિકટ ચોર નામના સ્થાનમાં અત્યંત પ્રાચીન સોઢા જાતિના રાજકુમારો મળશે અને જો આ રાજવંશનો કવિ જીવિત હશે તો તેના મુખથી તે આ સ્મરણીય ઇતિહાસની ઘણી વાતો સાલ ઇ૦ સહિત સરલતાથી સાંભળી શકશે તથા આ પ્રાકૃતિક અને રાજકીય પરિવર્તન શી રીતે થયું તે પણ જાણી શકશે. અત્યંત પ્રાચીન કાળનાં પ્રધાન પ્રધાન નગરોનાં ચિન્હો આજે પણ આ દેશની રેતીના માર્ગમાં વિદ્યમાન છે. આ સર્વ ચિન્હોથી ઉક્ત પ્રદેશ એક સમયે જાહોજલાલી ભોગવતો હતો એ વાત સરલતાથી પ્રમાણિત થાય છે. ભટનેરની પશ્ચિમ તરફ એક રંગમહેલ પ્રાપ્ત થાય છે, જેના ભૂગર્ભમાંનાં દિવાનખાનાં, ઓરડા વગેરે અદ્યાપિ સુરક્ષિત અવસ્થામાં છે. આ સર્વ ચિન્હો ઐતિહાસિક પ્રમાણોથી ભરપૂર છે. ભટનેરથી સાડાબાર કોશ દક્ષિણમાં દંદૂસર નામનું સ્થાન છે, ત્યાંના એક અતિ વૃદ્ધ નિવાસીએ અમારા પ્રશ્નના ઉત્તરમાં આ દેશની પ્રાચીન અવસ્થા સંબંધે કહ્યું હતું કે, જ્યારે પંવારવંશના રાજા આ સમસ્ત પ્રદેશપર રાજ્ય કરતા હતા, ત્યારે સિકંદર રૂમીએ તેના ઉપર આક્રમણ કરી આ દેશનો વિધ્વંસ કરી નાખ્યો હતો.

કર્નલ ટૅાડ જણાવે છે કે બ્રિટિશરાજ્યના સીમાંત હાંસી હિસારથી જો આપણે આ દેશમાં પ્રવેશ કરીએ તો ઉપરોક્ત કથન ક્યાંસુધી સત્ય છે, તેની કસોટી થઇ શકશે. અહીંઆં દંતકથા અનુસાર પ્રાચીન પરમાર જાતિના મહાલયોના ધ્વંસાવશેષ આપણને પ્રાપ્ત થાય છે. વળી અધિક પશ્ચિમ તરફ આવેલા પ્રદેશના સંબંધમાં પણ આવીજ દંતકથા પ્રચલિત છે. દંતકથાઓ તો રાજધાનીઓનાં નામ સુદ્ધાં જણાવે છે, પરંતુ હાલમાં તેનાં કાંઇ ચિન્હો દષ્ટિગોચર થતાં નથી. આ પ્રદેશમાં ઘણી સરળતાથી યાત્રા કરી શકાય છે. માર્ગમાં કાંઇ પણ કષ્ટ પડતું નથી. આ દેશની આવી અવસ્થા ખરેખર પ્રવાસીઓને માટે અતિ અનુકૂળ છે. આ સ્થાનમાં ભ્રમણ કરવાથી રાજપૂતાનાનાં ઉત્તર મરુક્ષેત્રનાં અનેક પ્રાચીન તત્ત્વો ઘણી સુગમતાથી જ્ઞાત થઇ શકે છે. ત્યાંની અનેક દંતકથાઓ તથા ભિન્ન ભિન્ન જાતિના સામાજીક આચારવિચારો પ્રાચીન તત્ત્વના શોધકોને અતિ ઉપયુક્ત છે. જો કે આ દેશમાં ઉદ્ભિજ્જ અને પશુઓ ઘણાં ઓછાં છે, તથાપિ અહીંઆં કૃષિકાર્ય અતિ સુગમતાથી થઇ શકે છે. અહીંઆંની વનસ્પતિ તથા પશુઓ ગંગાજીના કિનારાપરના પ્રદેશમાં થતી વનસ્પતિ અને પશુઓથી ભિન્ન છે અને તે ઘણે અંશે આફ્રિકાની જગવિખ્યાત મરુભૂમિમાં થતાં પશુઓ તથા વનસ્પતિની સાથે મળતાં આવે છે. ભટ્ટી, ખોસા, રાજડ, સરાઇ, માંગલિયા, સોઢા અને બીજી અનેક જાતિઓ અવલોકનને માટે વિશાળ ક્ષેત્ર સાદર કરે છે. પ્રાણીતત્ત્વવેત્તાઓ અહીંઆંનાં મનુષ્યોના આચારવિચારની તપાસ કર્યા પછી પશુઓની તપાસ કરી શકશે. અહીંઆં જંગલી ગધેડાં અને

પ્રત્યેક શ્રેણીનાં હરિણ આદિ પશુઓ થાય છે. અહીંઆંની ભેંસો સાધારણ ઘાસ ખાઇ દોઢ મહિના સુધી જલ પીતી નથી. અહીંઆં લવણસરોવરો પણ છે. આ દેશમાં અનેક પ્રકારનાં ધાન્યો ઉત્પન્ન થાય છે. અહીંઆંનાં મનુષ્યો વિલાસી હોતાં નથી અને તેમનામાં સભ્યતાનાં અનેક ચિન્હો પ્રાપ્ત થાય છે. અહીંઆંના વર્તમાન નિવાસીઓ વૃક્ષોની શાખાઓથી કુટિ બનાવે છે. તેને સાધારણતઃ 'ઝૂંપડા' કહેવામાં આવે છે. આ કુટિને અંદરથી માટીવતી લીંપવામાં આવે છે. આ કુટિઓ આફ્રિકાના નિવાસીઓની કુટીઓ કરતાં શ્રેષ્ઠ હોય છે.

ટૉડ મહાશયે આ દેશનાં પ્રાચીન નગરોની યાદી આ પ્રમાણે વર્ણવી છેઃ—

આભોર, વણજારાનું નગર રંગમહેલ, સોદલ વા સૂરતગઢ, માચોતલ, રાયતીવંગ, કાલીવંગ, કલ્યાનસર, ફૂલરા, મરોટ, તલવારા, ગિલવારા, ભુન્ની, માનિકખર, સૂરસાગર, ભામેલી, કોરીવાલા અને કાલધરાની, ફૂલરા અને મરોટ આજપર્યંત પ્રસિદ્ધ છે. પહેલાં અત્યંત પ્રાચીન સમયમાં અર્થાત્ પરમારવંશીઓના આદિ શાસનસમયમાં એની ગણના 'નવકોટી મારુકા' માં થતી હતી. જૈન લોકોના ખીલા જેવાં માથાંવાળા અક્ષરોના લેખો અત્રે ઘણા પ્રાપ્ત થાય છે. મરુક્ષેત્રના દુર્લભા નામના સ્થાનમાં અમને આ પ્રકારનો એક તામ્રપત્ર પ્રાપ્ત થયો હતો. નવ શતાબ્દીઓ વ્યતીત થવાથી તે વિધ્વસ્ત થઇ ગયો છે. ફૂલરા દેશમાં લાખો ફૂલાણી નિવાસ કરતો હતો. પાઠકો આ માણસના નામથી સુપરિચિત છે. લાખો ફૂલાણી, અણહિલપુરનો સિદ્ધરાજ અને ધારનો ઉદયાદિત્ય એ ત્રણે સમકાલીન હતા.

ઉપર અમે કર્નલ ટૉડનાજ શબ્દો જણાવ્યા છે. ભટનેર દેશ જો કે ઝાઝો વિસ્તૃત નથી, તોપણ તે એક અત્યંત પ્રાચીન રાજ્ય છે, એમાં તો કિંચિત્ પણ સંદેહ નથી. કર્નલ ટૉડે જે નગરોની યાદી પ્રકાશિત કરી છે તે નગરો સમયના પ્રભાવથી લુપ્ત થઇ ગયાં છે; પરંતુ જે ચિન્હો આજે છિન્નવિચ્છિન્ન અવસ્થામાં પ્રાપ્ત થાય છે, તેની તપાસ કરવાને જો પ્રાચીન તત્ત્વના શોધકો બહાર પડશે તો અનેક પ્રાચીન તત્ત્વો પ્રકાશિત થઇ શકશે. મરુક્ષેત્રમાં રાઠોડોની શાસનશક્તિનો વિસ્તાર થયો તેની અનેક શતાબ્દીઓ પૂર્વે પરમારવંશીય રાજાઓ આ દેશમાં પ્રબળ પ્રતાપસહિત રાજ્ય કરતા હતા અને તેમના બાહુબળથી એક સમયે સમસ્ત ભારતવર્ષ કંપાયમાન થતો હતો. મેસેડોનિયાના જગદ્વિખ્યાત વીર એલેકઝાંડરે આ દેશના અધીશ્વરની સામે યુદ્ધ કર્યું હતું. જ્યારે આજસુધી આ દેશના ઉક્ત અધીશ્વરોની દંતકથાઓ પ્રચલિત છે, ત્યારે સરલતાથી અનુમાન થઈ શકે છે કે તેઓ કાંઈ સામાન્ય બળ ધરાવતા નહોતા. એલેકઝાંડરે આ દેશપર આક્રમણ કર્યું હતું, એ વાત કર્નલ ટૉડ સ્વીકારતા નથી; પરંતુ જ્યારે 'સિકંદર રૂમીએ રંગમહેલ ઇત્યાદિનો વિધ્વંસ કર્યો હતો' એવી વાત સહસ્રાવધિ લોકોમાં પ્રચલિત છે, ત્યારે તેનો અવિશ્વાસ આપણે શી રીતે કરી શકીએ ?

એલેકઝાંડરે ભારતવર્ષ જીતી લેવાના ઉદ્દેશથી આ દેશપર આક્રમણ કરીને વીરતા દર્શાવી હતી, તેનું વર્ણન અનેક ઐતિહાસિક પુસ્તકોમાં પ્રાપ્ત થાય છે; પરંતુ કોઇપણ ગ્રંથમાં તેણે રંગમહેલનો વિધ્વંસ કર્યો હતો, એમ જણાવવામાં આવ્યું નથી. તેથી કર્નલ ટૉડે ઉક્ત વાતના સંબંધમાં સંદેહ પ્રકાશિત કર્યો છે; પરંતુ અમે વિશ્વાસપૂર્વક માનીએ છીએ કે એલેકઝાંડરે મરુક્ષેત્રમાં જે પ્રધાન પ્રધાન સ્થળોએ યુદ્ધ કર્યું તે સિવાય કોઇપણ સમરક્ષેત્રનું વર્ણન ઇતિહાસવેત્તાઓએ કર્યું નથી. બૅકિટ્રયાના જે ગ્રીક રાજાએ રંગમહેલપર આક્રમણ કર્યું હતું, તેનો નિર્દેશ પણ કોઇ ઐતિહાસિક ગ્રંથમાં પ્રાપ્ત થતો નથી. આવી અવસ્થામાં એલેકઝાંડરે રંગમહેલપર આક્રમણ નહોતું કર્યું, એમ આપણે નિશ્ચયપૂર્વક શી રીતે કહી શકીએ ? સિકંદર રૂમીએ આ દેશ જીતી લઇ રંગમહેલનો વિધ્વંસ કર્યો હતો, એ વાત જ્યારે સેંકડો વર્ષોથી પ્રચલિત છે ત્યારે અન્ય પ્રમાણોના અભાવમાં આ દંતકથા ગ્રહણ કરવા યોગ્ય છે.

ભટનેર હાલમાં બિકાનેરના અધિકારમાં છે. જો કે આ દેશની સ્થિતિ હાલમાં અધિકાંશે પરિવર્તિત થઇ ગઇ છે; પરંતુ એવી કોઇ પણ વિશિષ્ટ રાજકીય ઘટના સાંપ્રતમાં બની નથી કે જેનો વિસ્તારસહિત ઉલ્લેખ કરવાનું પ્રયોજન હોય, માટે અત્રે અમે અટકીએ છીએ.

**બિકાનેરનો ઇતિહાસ સમાપ્ત**





## जैसलमेर।

(१) भीमसिंह, सन नहीं मालूम,
(२) [illegible]सिंह,—,,—
(३) अमरसिंह,—,,—
(४) जसवंतसिंह, १७०२
(५) बुधसिंह, (कुछही रोज राज किया)
(६) तेजसिंह, (बूहरपर) वो शख्स कि जो विना अधिकार किसीका राज पाट छीन ले—
(७) अखैसिंह, १७२२
(८) मूलराज, १७६२
(९) गजसिंह, १८२०
(१०) रणजीतसिंह, १८४६
(११) बैरीसाल, १८५४
(१२) महारावलशालिवाहन १८९१

# खण्ड ३ जो-जेसलमीरनुं राज्य

## अध्याय १ लो

જેસલમીરરાજ્યનું પ્રાચીન નામ-જેસલમીરના ભાટીરાજપૂતો યદુવંશી હોવાનું પ્રમાણ-ભારતવર્ષના અધીશ્વર 'ભરતદ્વારા થયેલી તેમની ઉત્પત્તિ-પ્રાચીન ભારતવાસીઓની સમુદ્રયાત્રા-યદુવંશનાં પ્રાચીન નગરો-પ્રયાગ, મથુરાં અને દ્વારિકાં-તેમનો માંહોમાંહેનો કલહ-યદુવંશના નેતા દ્વારિકાંપતિ શ્રીકૃષ્ણના વંશનો વિસ્તાર-તેમના પ્રપૌત્ર નાભ અને ખીરનો દ્વારિકામાંથી થયેલો દેશનિકાલ-નાભે મરુભૂમિમાં કરેલી રાજ્યસ્થાપના-જાડેજા અને યદુભાન-નાભનો પરલોકવાસ થયા પછી મરુભૂમિમાં થયેલો પ્રતિબાહુનો અભિષેક-તેમના પુત્રો-સુબાહુ-રાજા ગજ-તેમણે ગજનીની કરેલી સ્થાપના-સિરિયા અને ખોરાસાનના અધીશ્વરોએ રાજા ગજપર કરેલું આક્રમણ-ઉભય રાજાઓનો થયેલો પરાજય-રાજા ગજે કાશ્મીરપર કરેલું આક્રમણ-તેમનો વિવાહ-ખોરાસાનપતિએ બીજી વાર કરેલું આક્રમણ-ગજનું મૃત્યુ-ગજનીનો અધિકાર-કુમાર શાલિવાહનનું પંજાબમાં આગમન-તેમણે સંવત ૭૨ માં શાલીવાહન નગરની કરેલી સ્થાપના-પંજાબ જીતી લેવું-દિલ્લીના તુંવાર વંશીય જયપાલની કન્યાનું પાણિગ્રહણ-ગજનીપર પુનઃ સ્થાપિત કરેલો અધિકાર-બાલંદનો અભિષેક-તેમના અનેક વંશજો-તેમણે જીતેલા દેશ-બાલંદે શાલિવાહન નગરમાં કરેલો નિવાસ-તેમના પૌત્ર ચાકિતોને ગજનીનું રાજ્ય સમર્પણ કરવું-ચાકિતોએ ગ્રહણ કરેલો મુસલમાન ધર્મ-તેનો ખોરાસાનના સિંહાસનપર અભિષેક-ચાકિતોદ્વારા એક મોગલ શાખાની થયેલી ઉત્પત્તિ-બાલંદનું મૃત્યુ-તેમના પુત્ર ભાટીનો રાજ્યાભિષેક-યદુવંશનું નામ પરિવર્તિત થઈ તેનું નામ ભાટી વંશ પડવું-મંગલરાવને થયેલી રાજ્યપ્રાપ્તિ-તેમના ભ્રાતા મનસુરરાવ તથા તેના પુત્રોનું ગારા નદી પાર જવું અને લખ્ખી જંગલપર અધિકાર કરવો-મંગલરાવના પુત્રોનું અધઃપતન-તેમના રાજપૂત નામનો લોપ-તેમના વંશજોને આભીરિયા અને જાટના ઉપાધિ પ્રાપ્ત થવી-તક્ષક જાતિ-તક્ષશીલની રાજધાનીની થયેલી શોધ-મંગલરાવનું મરુભૂમિમાં આગમન-મરુભૂમિની જાતિઓ-મંગલરાવના પુત્ર મંડમરાવનો અમરકોટના મહારાજાની કન્યા સાથે થયેલો વિવાહ-તેનો પુત્ર કેહર-ઝાલોરના દેવડાગણોની સાથે મિત્રતા-તણોટની સ્થાપના-કેહરનો અભિષેક-વારાહજાતિનો તણોટપર અધિકાર-સંવત ૭૮૭માં તણોટનો થયેલો ધ્વંસ-બરાહજાતિની સાથે સંધિબંધન-સમાલોચના.

એક સમયે ભારતવર્ષમાં ક્ષત્રિય નૃપતિઓનાં સાહસ, શૂરતા, વીરતા અને તેજસ્વિતા સૂર્યનાં તીક્ષ્ણ કિરણોની પેઠે અત્યંત ઉગ્ર પ્રભાવ પ્રસારી રહ્યાં હતાં. એક સમયે ક્ષત્રિઓ ઉન્નતિના શિખરપર આરૂઢ થયા હતા; પરંતુ અફસોસ! સાંપ્રતમાં તેઓ અધઃપતનના ઉંડા કૂપમાં ડૂબ્યા છે. તે ક્ષત્રિયકુલનો ભારત; તે અર્જુન, કર્ણ, દુર્યોધનનો ભારત; તે દિલીપ, અજ, રામ, લક્ષ્મણનો ભારત આજે અવનતિમાં પડયો છે. જે ચંદ્રમા અને સૂર્ય આકાશરૂપી વિમાનમાં બેસી એક સમયે આનંદિત નેત્રોથી ભારતવર્ષમાં પોતાના વંશજોની વીરલીલા જોઇ પોતાના મનમાં

સંતોષ પામતાં હતા, તેજ ચંદ્ર અને સૂર્ય આજે વિરાજમાન છે અને તેમના અનેક વંશજો આજે રાજદંડ ધારણ કરી રહ્યા છે; પરંતુ અફસોસ! આજે કેવું વિચિત્ર દૃશ્ય દૃગ્ગોચર થાય છે! જે સૂર્ય અને ચંદ્રવંશી ક્ષત્રિય રાજાઓ શતાવધિ વર્ષો પૂર્વે મધ્યાહનના સૂર્યની પેઠે જગતમાં વિરાજમાન હતા, તેજ વીર ક્ષત્રીઓ આજે અસ્ત થયેલા દીપકની પેઠે પડી રહ્યા છે. વાલ્મીકિ અને વ્યાસ પોતાની સુમધુર વાણીથી જે સૂર્ય અને ચંદ્રવંશની કીર્તિનાં કીર્તન કરી ગયા છે, જેમની ગાથા આજે પણ આ ઘોર સ્મશાનમાં પડેલા ભારતની પૂર્વસ્મૃતિ જાગૃત કરી મૃતસંજીવનમંત્રનો પ્રચાર કરવાને સમર્થ છે તેજ બે વીર વંશોની ગૌરવગરિમા અફસોસ! આજે માત્ર દંતકથામાં આવી રહી છે! જે ગૌરવગરિમાનાં કિરણો સમસ્ત જગતમાં વ્યાપ્ત થઇ ગયાં હતાં, તે ગૌરવગરિમાનો સૂર્ય આજે તેજ-વિહીન બની ગયો છે. ઘોર સ્મશાનમાં આ વીરજાતિ જાણે અનંત નિદ્રામાં સૂતી છે. કેવલ મનો-હારિણી આશા મંદસ્વરે કહેતી જણાય છે કે, "કર્મ કરો અને ધૈર્ય ધારણ કરો."

આ બે અત્યંત પ્રાચીન વિશ્વવિદિત વીર ક્ષત્રિયવંશો પૈકી એક વીરવંશના ઇતિહાસનું વર્ણન કરવાને અત્રે અમે પ્રવૃત્ત થઇએ છીએ. જે પવિત્ર દેવવંશે એક સમયે સમસ્ત ભારતવર્ષમાં પોતાની શાસનશક્તિનો વિસ્તાર કરી અમર્યાદ ગૌરવ પ્રાપ્ત કર્યું હતું, જે વંશનાં અકથનીય બલ-વિક્રમ, નીતિ અને ધાર્મિકતાનું ઉજ્જવલ વર્ણન ઇતિહાસમાં સુવર્ણાક્ષરથી અંકિત છે, તે ચંદ્રવંશ-નું વર્ણન અત્રે અમે કરીએ છીએ. જે પવિત્ર ચંદ્રવંશમાં શ્રીકૃષ્ણ ભગવાને અવતાર લઇ ભારત-વર્ષમાં અનંત લીલા કરી હતી, જેમના નામસ્મરણથી આજે ભકતવૃંદો આનંદોન્મત્ત બની જાય છે, તેજ ચંદ્રવંશનું વર્ણન કરવાને અત્રે અમે તત્પર થયા છીએ. જે હરિના નામથી સમસ્ત ભાર-તવર્ષમાં આજે પ્રેમભક્તિનો અખંડ સ્રોત વહી રહ્યો છે; જેમના નામથી પાપી, સંતપ્ત, સાધુ અને ભકતો એ સર્વ એક પ્રેમની શૃંખલામાં પરિબદ્ધ થયા છે; જેમનાં નામથી શાક્ત, શૈવ અને મુસલમાનો એક જાતિના બની ગયા છે; સાંપ્રતના નિરાકારવાદીઓ 'જ-લમાં હરિ, સ્થલમાં હરિ, અનંત આકાશમાં હરિ,' એમ માની જેના માહાત્મ્યના કીર્તનમાં નિમગ્ન છે; દેશી ખ્રિસ્તીઓ ઇશની સાથે જેનું નામ જોડી હાથમાં કરતાલ લઇ 'ઇશ હરિ' નો ધ્વનિ ઉઠાવે છે; તેજ હરિના વંશનું વર્ણન કરવાને અત્રે અમે પ્રવૃત્ત થઇએ છીએ. અંગ્રેજીનું શિક્ષણ પામેલા યુવકો! તમેજ કહો કે બ્રાહ્મ, ખ્રિસ્તી અને આર્યસમાજીઓ તે મોરમુકુટધારી બંસીધરના નામનું સ્મરણ અન્યરીતે કરે છે કે નહિ? અમે કહીએ છીએ કે વાલ્મીકિએ જે પ્રકારે નારદજીની પાસેથી ઉપદેશ ગ્રહણ કરી પોતાની મુક્તિનું દ્વાર ખોલવાને માટે 'મરા મરા' શબ્દનો ઉચ્ચાર કરી જંગલમાં અજ્ઞાતરીતે રામનામનું કીર્તન કર્યું હતું, તે પ્રકારે બ્રાહ્મ અને ઇસાઇઓ શું હરિના નામનું કીર્તન કરતા નથી? લોકો હરિને ગમે તે રીતે ભજે તોપણ પરિણામ તો એકનું એકજ આવે છે. હરિ સ્વયં કહી ગયા છે કેઃ-"મને જે ભાવથી જે ભજે છે, તેજ ભાવથી હું તેને દર્શન દઉં છું અને તેજ ભાવથી તેની કામના પૂર્ણ કરૂં છું." અને આથીજ અમે કહીએ છીએ કે શીખ, ઇસાઇ અને મુસલમાન તે દયાળુ હરિના નામનું જે ભાવથી ઉચ્ચાર કરે છે તે ભાવથી હરિ તેમની મનઃકામના પરિપૂર્ણ કરે છે.

વિદેશી ભાષાથી શિક્ષિત થયેલા વીસમી શતાબ્દીના અભક્ત હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, બ્રાહ્મ, નાસ્તિક તથા અદ્ભુત જીવ! તમે કહો છો કેઃ-"કૃષ્ણ લંપટ હતા, તેઓ કદિ ઇશ્વર હોઇ શકે નહિ." અમે કહીએ છીએ કે આ તમારો ભ્રમ છે. જ્ઞાન જણાવે છે કે આ સંસારમાં પ્રત્યેક સ્ત્રીપુરુષ પ્રકૃતિની છાયાસ્વરૂપ છે. સ્ત્રીપુરુષોની નાની શક્તિ અનંત શક્તિની સાથે જડિત છે. જે સ્ત્રીપુરુષ અનંત શક્તિની સાથે પોતાનું અત્યંત ક્ષુદ્ર 'અસ્તિત્વ' મેળવી દઇને આ પૃથ્વીપર વિરાજમાન રહે છે, તે નરનારી દેવદેવી છે; અને જે નરનારી પોતાના આત્માની તે મહાન શક્તિનો અનુભવ કરવાને અસમર્થ બની પોતાના ક્ષુદ્ર 'અસ્તિત્વ'ને પ્રબલ બના-વી કુમાર્ગે ચાલે છે, તેઓ આ સંસારમાં પિશાચપિશાચિણી છે. જો તમે તમારા દેહમાં ઇશ્વરનું અસ્તિત્વ માનતા ન હો તો તમે શી રીતે કહી શકશો કે ઇશ્વર સર્વવ્યાપક છે? શું આથી ઇશ્વરની વ્યાપકતા કુંઠિત થતી નથી? તમે અવતારવાદનો સ્વીકાર કરતા નથી તેમાં કાંઇ હરકત નથી;

પરંતુ જ્ઞાન કહે છે કે મનુષ્યની સ્વલ્પ શક્તિ પવિત્રતાપૂર્વક અનંત શકિત સાથે મળીને મનુષ્યને દેવતા બનાવી દે છે; માટે તમારે સ્વીકાર કરવો પડશે કે અનંત શકિતની સાથે શ્રીકૃષ્ણની સ્વલ્પ શકિતએ મળી જઇને તેમને દેવસ્વરૂપે સંસારમાં પૂજ્ય બનાવી દીધા હતા, પરંતુ આ વાત કુતર્ક કરનારાઓને માટે છે. અમારા સિદ્ધાંત અને વૈદિક માન્યતાઅનુસાર શ્રીકૃષ્ણ સાક્ષાત્ ઇશ્વર છે અને પ્રેમી ભકતો તથા સાધુઓ જ્ઞાનનેત્રોથી જોઇ શકે છે કે હરિ એ સમસ્ત જીવોનું આશ્રયસ્થાન છે, હરિનું નામ એ સંસારનો સાર છે અને શ્રીકૃષ્ણ સ્વયં ઇશ્વરના અવતાર છે.

ઇશ્વરને નહિ માનનાર નાસ્તિકો ઇશ્વરનું અસ્તિત્વ યત્કંચિત્ પણ માનતા નથી. તેઓ કહે છે કે તમે જેને ઇશ્વર કહો છો તે અજ્ઞાત અને અજ્ઞેય છે. તેમના ગુરુદેવે આ ભારતવર્ષમાં અનેક હજાર વર્ષો પૂર્વે આજ વાત કહી હતી. પછી તેનું ખંડન પણ અહીંઆંજ થઇ ગયું છે. પોતાના ભકતજનોને હરિ કહી ગયા છે કે:-"હું દુર્જ્ઞેય છું. પ્રેમ, ભકિત, યોગ અને પવિત્રતાવિના મને કોઇ પ્રાપ્ત કરી શકતું નથી." જ્યાં વસ્તુસ્થિતિ આવી છે ત્યાં ભકિત, યોગ, સાધના અને પવિત્રતા સિવાય તે દુર્જ્ઞેય હરિનું દર્શન કોણ કરી શકશે ? કેવલ યુકિતથી તેનું જ્ઞાન મેળવવું અત્યંત કઠિન છે. હે નવીન સભ્યતાના ઉપાસકો ! તમારા ગુરુઓ પ્રેમ, ભકિત, યોગ, સાધન, ભજન, પૂજનથી રહિત છે, તેથી તેઓ કેવલ અર્ધમાર્ગે જઇ અંધકારમાં અથડાય છે અને ત્યાંથી પોતાના મૂળ સ્થાને પાછા ફરે છે. તમે પણ તેમનું અનુકરણ કરો છો. તમે અહંકારથી ગર્જના કરીને કહેશો કે:- 'શું મિલ, સ્પેન્સર ઇત્યાદિ વિશ્વવિખ્યાત મહાન પંડિતો, વૈજ્ઞાનિકો અને નૈયાયિકો પણ ભ્રમમાં પડી શકે ?" હવે અમે કહીએ છીએ કે:-"જો આધુનિક વૈજ્ઞાનિક પંડિતો અભ્રાન્ત હોય તો અમારા પૂર્વના ઋષિમુનિઓ પણ અભ્રાન્ત શામાટે ન હોઇ શકે ?" તમે કહેશો કે:-"ઋષિમુનિઓ અસભ્ય અને જંગલી હતા, માટે તેમનો તે સમયનો મત હાલમાં ચાલી શકે એમ નથી" આનો ઉત્તર એ છે કે:-"અમારા ઋષિમુનિઓ અસભ્ય નહોતા, પરંતુ તેઓ મહાન તત્ત્વવેત્તા હતા." હવે અમે ખ્રિસ્તી પંડિતોને પ્રશ્ન કરીશું કે, તમે ઇસુને ઇશ્વરનો પુત્ર શામાટે માનો છો અને તેનું ભજન તથા આરાધના કરવાને શામાટે પ્રવૃત્ત થાઓ છો ?

આપણે પરતંત્ર દેશમાં જન્મ લીધો છે. આપણો જાતીય ધર્મ, જાતીય આચારવિચાર, જાતીય વ્યવસ્થા-એ સર્વ મૃતવત્ પડયાં છે. એક માત્ર ઉદરનિર્વાહ કરવાને માટે અને દ્રવ્યોપાર્જન કરવાને માટે આપણા લોકોઆમતેમભ્રમણ કરી રહ્યા છે. એવાશિક્ષિત માણસો ઘણાંજ થોડા છે કે જેઓ જ્ઞાનની શોધમાં નિમગ્ન હોય. આપણા જાતીય ધર્મની શિક્ષા રામાયણ અને મહાભારતમાંથી પ્રાપ્ત થઇ શકે છે; પરંતુ આપણને વિદ્યાલયમાં શિક્ષકદ્વારા આપણા ધર્મની કિંવા નીતિની શિક્ષા પ્રાપ્ત થતી નથી. વિદેશી ભાષાના શિક્ષણના પ્રભાવથી વિજાતીય ધર્મનો મર્મ આપણને જેટલો જ્ઞાત છે, તેનો એક શતાંશ પણ આપણે આપણા પોતાના ધર્મના સંબંધમાં જાણતા નથી. આપણે એટલું પણ કહી શકતા નથી કે દશરથને કેટલી રાણીઓ હતી અને તેમના પુત્રોનાં નામ શું હતાં ? આપણી જાતિના પતનનું હૃદયભેદક દૃશ્ય આપણી દૃષ્ટિસન્મુખ આવીનેઉભું છે. તમે મિલ અને કૉમ્ટના શિષ્યો છો, તમને પરદેશી ઇસુના જન્મવિષે પ્રશ્ન કરવામાં આવે તો તમે તત્ક્ષણ તેનું મનોહર વર્ણન કરશો, લ્યૂથરના પંથની વ્યાખ્યા કરશો, મિલ, કૉમ્ટના મતની વ્યાખ્યા કરશો; પરંતુ જો તમને શ્રીકૃષ્ણના જન્મવિષે પ્રશ્ન કરવામાં આવે તો તમે એકદમ મૂંગા બની જશો. શ્રીકૃષ્ણે ભગવદ્ગીતામાં શું કહ્યું છે, એવો પ્રશ્ન જો કરવામાં આવે તો તમને ચારે બાજુ અંધકાર દેખાશે; અને ઇસુએ પહાડપર બેસીને કેવું વ્યાખ્યાન આપ્યું હતું, એવો પ્રશ્ન પૂછવામાં આવે તો તમે તત્ક્ષણ તેનો ઉત્તર આપી શકશો. તમારી જન્મભૂમિમાં, તમારી જાતિમાં, વેદ, પુરાણ, ન્યાય, સ્મૃતિ, દર્શન, વિજ્ઞાન ઇત્યાદિ સર્વ શાસ્ત્રો છે, એમ તમે સાંભળ્યું છે; પરંતુ તે શી વસ્તુ છે તે જાણવાને તમે ભૂલેચૂકે પણ ઇચ્છા કરતા નથી. તેમાં જે અમૂલ્ય રત્નો વિદ્યમાન છે તેને ગ્રહણ કરવાનો તમે યત્કિંચિત પણ પ્રયત્ન કરતા નથી. તેને ગ્રહણ કરવાની તમારી જરાપણ ઇચ્છા નથી. તમારી જનની જન્મભૂમિ આ દુર્લભ ધનથી ધનવતી છે અને તમે તેનાં સંતાનો વિદેશી ભાષાની શિક્ષા ગ્રહણ કરો છો—આ પ્રકારનું ધન પ્રાપ્ત કરવાને માટે સાત સમુદ્રપારના લોકોને બારણે ભીખ માગો.

છો ! તમારા પોતાના ઘરમાં ધન છે કે નહિ, તેની તમે ભૂલેચૂકે પણ તપાસ કરતા નથી અને રસ્તાના ભિખારી બનીને અત્યંત અલ્પધનથી હાલમાં ધનિક બનેલી વિદેશી જાતિની આગળ તેને માટે પ્રાર્થના કરો છો. ધાર્મિક નિબંધ લખતાં તમારા વિદેશી ગુરુઓના અનેક મતો તમે ઉદ્ધૃત કરો છો; પરંતુ તમારા પૂર્વજો જે ધર્મને આશ્રયે પોતાનું જીવન વ્યતીત કરી ગયા છે, તે સનાતન હિંદુધર્મના શાસ્ત્રોમાંથી બે શ્લોક ઉદ્ધૃત કરતાં પણ તમને લાજ લાગે છે ! તમારા ગુરુ મેક્ષમૂલરે કરેલો ઋગ્વેદસંહિતાનો અંગ્રેજી અનુવાદ વાંચ્યા વિના વેદનું રહસ્ય જાણવાનો તમારે માટે કોઇ અન્ય ઉપાય નથી. આ રીતે માત્ર અંગ્રેજી ભાષામાં આપણા શાસ્ત્રના થયેલા અનુવાદમાંજ તમારૂં જ્ઞાન સીમાબદ્ધ છે. તમને જો પ્રશ્ન કરવામાં આવે કે ઇ૦ સ૦ ૪૪૯થી મહારાણી વિક્ટોરિયાના સમયસુધીમાં ઇંગ્લાંડમાં જે મુખ્ય મુખ્ય ઘટના બની હોય તેનું વિવરણ કરો તો તમે શીઘ્ર સાલ, મહિના અને તારીખસહિત તેનું વર્ણન કરશો; પરંતુ જો તમને કહેવામાં આવે કે ચંદ્રવંશની મુખ્ય મુખ્ય ઘટના વર્ણવો, તો તમે એકદમ પાષાણપ્રતિમાવત્ સ્તબ્ધ બની જશો. તમને જો પ્રશ્ન કરવામાં આવે કે મહારાણી વિક્ટોરિયાના પિતાનું નામ શું હતું તો તમે તે એક પળમાં જણાવશો; અને જો તમને પૂછવામાં આવે કે જહાંગીરના પિતામહનું નામ શું હતું તો તે પણ તમે ઝટ જણાવશો; પરંતુ જો તમને એવો પ્રશ્ન કરવામાં આવે કે શ્રીકૃષ્ણના પ્રપિતાનું નામ શું હતું તો તમે તરત મૂંગા બની જશો. હે શિક્ષિત મહોદયો ! જો તમને પૂછવામાં આવે કે તમારા પ્રપિતામહનું નામ શું તો તમારૂં મુખ શ્યામ શામાટે પડી જાય છે ? જ્યારે તમારા હૃદયમાં જાતીય ધર્મજ્ઞાન, શાસ્ત્રજ્ઞાન કિંચિત્ પણ રહ્યું નથી, ત્યારે શ્રીકૃષ્ણનું નામ સાંભળી તમને ઘૃણા ઉત્પન્ન થાય એમાં શું આશ્ચર્ય ? અને સત્ય છે કે ભક્ષ્યાભક્ષ્યનો લેશપણ વિવેક રાખ્યા વિના જે નિરંતર મદ્યમાંસનું સેવન કરે છે અને સદા જે પ્રાણીઓનો ધ્વંસ કરવાને તત્પર રહે છે તેમના હૃદયમાં ધર્મભાવ ટકીજ શકે ક્યાંથી ? હે સ્વદેશી શિક્ષિત પુરુષો ! આ તત્ત્વ જાણવાને માટે જુઓ શ્રીમદ્ ભાગવતમાં શું લખ્યું છે:—

**निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ।**
**पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः ॥**

અમે અંતઃકરણપૂર્વક અમારા સ્વદેશી ભ્રાતાઓને ભલામણ કરીએ છીએ કે તમારે શ્રીમદ્ભાગવત અને ભગવદ્ગીતાનું અધ્યયન અવશ્ય કરવું જોઇએ. જેઓ સંસ્કૃત ભાષાથી અજ્ઞાત છે, તેઓ જો આ પુસ્તકોનો અનુવાદ વાંચશે તો શ્રીકૃષ્ણ કોણ હતા, તેની તેમને પ્રતીતિ થશે. ત્યારે તેમના મનમાં શ્રીકૃષ્ણના સંબંધમાં જે ભ્રમ અને અવિશ્વાસ છે તે નિવૃત્ત થઇ જશે. ત્યારે તમે સારી રીતે જાણશો કે સમસ્ત વિલાયતનાં ધાર્મિક પુસ્તકો અને મિલ, કૉમ્ટ, સ્પેન્સર વગેરેનાં વૈજ્ઞાનિક પુસ્તકો એકત્ર કરીએ તોપણ તેમાંથી શ્રીમદ્ભાગવત અને ભગવદ્ગીતાના ઉપદેશનો એક શતાંશ પણ પ્રાપ્ત થશે નહિ. ઉત્તમ અવલોકનકારો આ વાત મુક્તકંઠે સ્વીકારે છે કે પ્રત્યેક ધર્મ કાલક્રમે કરીને અજ્ઞાન અને મૂર્ખ લોકોના દોષથી વિકૃત બની જાય છે; અને ધર્મસંસ્થાપકોનાં ચરિત્રો તેમના ઉપાસકોની રુચિઅનુસાર ભિન્ન ભિન્ન પ્રકારનાં બની જાય છે; પરંતુ તત્ત્વવેત્તાઓ તેનાં તત્ત્વો જાણે છે. ત્યારે હવે અમે પ્રશ્ન કરીએ છીએ કે શું આ દેશના શિક્ષિત યુવકો ચિરકાલપર્યંત શ્રીકૃષ્ણપ્રત્યે ઘૃણા ધરાવતા રહેશે ? આ સ્થળે તે દયામય કૃષ્ણના ચરિત્રનું વર્ણન અને તેમના માહાત્મ્યનું વિવરણ તથા શ્રીમદ્ભાગવત અને ભગવદ્ગીતા ઇત્યાદિ ગ્રંથોનું રહસ્ય આપવું અપ્રાસંગિક છે, માટે અમે અત્યંત શોકસહિત તેમ કરતાં અટકીએ છીએ; પરંતુ અમે અમારા દેશના આશારૂપ પુરુષોને કહીએ છીએ કે આ ઘોર સ્મશાનવત્ ભારતવર્ષમાં મહાશક્તિની સાધનાની આવશ્યકતા છે, તેમજ મૃતસંજીવનમંત્રના પ્રચારની જરૂર છે માટે આ મરુક્ષેત્રમાં હરિનામરૂપી અમૃતનું સિંચન કરી પ્રેમભક્તિનાં પ્રબળ આંદોલનો પ્રસારો. આ કુસંપના સાગરમાં ડુબી ગયેલા દેશમાં હવે અમે શૈવ અને વૈષ્ણવોની વચ્ચે વિવાદ થતો જોવા ઇચ્છતા નથી. અમે કેવળ સંપનેજ જોવા માગીએ છીએ. અમે તે સર્વેશ્વર હરિ અને યોગમાયાની શક્તિ એકત્ર કરવા માગીએ છીએ. અમે પુરુષ અને પ્રકૃતિનો સંયોગ થએલો જોવા ઇચ્છીએ છીએ અમે માનીએ છીએ કે કેવળ વિજાતીય

શિક્ષાથી જાતીય ઉન્નતિ કદિપણ થઇ શકશે નહિ. જાતીય ધર્મ અને જાતીય શાસ્ત્રની શિક્ષાવિના ઉન્નતિ થઇ શકશે નહિ. સંપ એજ ઉન્નતિનું મુખ્ય સાધન છે. હે ભારતવાસીઓ! તમે હવે મિલ, કૅામ્ટ અને સ્પેન્સરને એક બાજુએ મૂકી દો અને તમારાં પોતાનાં શાસ્ત્રો તરફ દૃષ્ટિ ફેંકો. તમારા ઘરમાં જે અમૂલ્ય ધન પડેલું છે, જેનો તમે અનાદર કરો છો, જેના આશ્રયથી તમે આ ભવસાગર સરળતાથી તરી શકશો તે ધન તરફ આંખ ઉઘાડીને જુઓ. બંધુઓ! મહાશકિતના ધ્વનિની સાથે આજે શ્રીહરિનો નામના ધ્વનિના સંયોગનું પ્રયોજન છે. બંધુઓ! સ્મરણમાં રાખો કે અંતે હરિ નામજ એક સારપદાર્થ છે.

મહર્ષિ વ્યાસજીએ પોતાની અમૃતમય વાણીથી જે પવિત્ર હરિવંશની કથા વર્ણવી છે, જે હરિવંશનું મહાભારતમાં વર્ણન આવે છે, જે હરિવંશ આર્યધર્માવલંબી પ્રત્યેક મનુષ્યના આદરને પાત્ર છે, તેજ હરિવંશના પાછળના રાજાઓનું વર્ણન કરવાને અમે પ્રવૃત્ત થયા છીએ. સર્વ જીવોના આધારસ્વરૂપ દયામય શ્રીકૃષ્ણની માનવલીલા સમાપ્ત થઇ અને તેઓ વૈકુંઠધામમાં ગયા ત્યાંસુધીનું તેમના વંશનું વૃત્તાંત કવિકુલપતિ વ્યાસજીએ આપ્યું છે, માટે આ સ્થળે તેમની પછીના રાજાઓનો ઇતિહાસ આપવો ઉચિત છે. જે આર્યસંતાનોએ હરિવંશનો ઈતિહાસ મહાભારતમાં વાંચ્યો છે, જેમણે યદુવંશના ધ્વંસનું વૃત્તાંત વાંચ્યું છે, તેઓ શેષ યદુવંશીઓની શી અવસ્થા થઈ તે આજપર્યંત જાણતા નથી; માટે આ ઇતિહાસ તે સંબંધે પ્રકાશ પાડશે એવી અમે આશા રાખીએ છીએ. જે દયામય હરિ આ ભારતવર્ષમાં અવર્ણનીય અનંત લીલા કરી ગયા છે, તેમના કયા વંશજો સાંપ્રતમાં ભારતવર્ષમાં વિદ્યમાન છે, તે પાઠકો આ ઇતિહાસ વાંચવાથી સારીરીતે જાણી શકશે અને તેથી તેમને અપૂર્વ આનંદ થશે. જે હરિ ભારતવર્ષમાં પ્રેમભક્તિનો સંપૂર્ણ પરિચય કરાવી ગયા છે, જે હરિએ પ્રાણીઓની મુક્તિનો માર્ગ સ્વચ્છ બનાવી દીધો છે, જેમણે મિત્રતા તથા રાજનીતનો ઉજ્જ્વળ આદર્શ દર્શાવ્યો છે, જે દયામય ભગવાને ભારતવર્ષને પવિત્ર કર્યો છે, તેમના ચરણકમલનું ધ્યાન ધરી હવે અમે ઇતિહાસનો આરંભ કરીએ છીએ.

મરુસ્થલીનો જે ભાગ હાલમાં જેસલમીરના નામથી વિખ્યાત છે, તેમાં ઉક્ત હરિના વંશજોનું વર્તમાનકાળમાં રાજ્ય છે. જેસલમીર નામ આધુનિક છે. પ્રાચીન દંતકથામાં એ મરુ નામથી પ્રસિદ્ધ છે. મરુ અથવા મેરનો અર્થ રેતીનો ટેકરો છે. મરુક્ષેત્રમાં આ જેસલમીરનો પ્રદેશજ પાષાણમય અને ફળદ્રુપ છે. એ સ્વતંત્ર હિંદુરાજવંશનું રાજ્ય છે અને એની પ્રાકૃતિક અવસ્થા દર્શનીય છે. આ દેશના લોકોના આચારવિચાર, આ દેશમાં થતી ખેતી તથા વૃક્ષો ખરેખર વિચિત્ર અને જાણવાયોગ્ય છે; પરંતુ આ દેશમાં જે જાતિ નિવાસ કરે છે તેનો ઇતિહાસ તો તેથી પણ વધુ જાણવાયોગ્ય છે અને ઉપયોગી છે.

જેસલમીરમાં ભાટીલોકો વસે છે. આ ભાટીલોકો યદુ વા જાદવવંશની એક શાખા છે, કે જે આજથી ત્રણ હજાર વર્ષ પૂર્વે સમસ્ત ભારતવર્ષના નેતા હતા અને હાલમાં ભારતવર્ષના એક ખુણામાં રાજ્ય કરનાર જેસલમીરના મહારાજા પોતાને તે વંશમાં ઉત્પન્ન થયેલા જણાવે છે, કે જે એક સમયે યમુનાના તટથી લઇને પૃથ્વીના છેડા સુધી રાજ્ય કરતા હતા.[1]

આ યદુવંશીઓનો શૃંખલાબદ્ધ ઇતિહાસ હાલમાં પ્રાપ્ત થવો અશક્ય છે, કે જે દ્વારા ઉક્ત મતનું સમર્થન થઇ શકે; પરંતુ તેઓ પોતાની વંશાવલીની રક્ષા કરતા આવ્યા છે તે પરથી પ્રમાણિત થાય છે કે ઘણે અંશે આ વાત સત્ય છે. યદુવંશીઓના ઇતિહાસની ખોજ કરવાથી અમારા મનમાં બે અનુમાનો ઉત્પન્ન થયાં છે અને તે અવશ્ય માન્ય પણ થઇ શકશે. પહેલું અનુમાન તો એ છે કે આ ભાટીઓ સીથિયનવંશમાંથી ઉત્પન્ન થયેલા છે; અને બીજું અનુમાન એ છે કે તેઓ આર્ય છે. જો આપણે અત્યંત પ્રાચીન કાળના ઐતિહાસિક સમયપ્રત્યે દૃષ્ટિ ફેંકીએ કે જ્યારે હિંદુઓ અને સીથિયનો એકજ હતા અને જ્યારે તેમણે એકબીજાથી પૃથક્ થઇને ભિન્ન ભિન્ન રાજ્યો સ્થાપન કર્યાં હતાં, તો આપણને વિદિત થાય છે કે કારપીઅન સમુદ્રથી ગંગાનદીના તટપર્યંત વસતા ભિન્નભિન્ન

---

[1] શ્રીકૃષ્ણે જે દ્વારિકાપુરી સ્થાપન કરી તેનું પ્રથમ નામ જગતકુંઠ હતું. ગ્રંથકારે જગતકુંઠનો અર્થ પૃથ્વીનો છેડો કર્યો છે, પરંતુ તેનો વાસ્તવિક અર્થ સ્વર્ગ છે. મૂળ ગ્રંથમાં 'પૃથ્વીનો છેડો' છે. હિંદીઅનુવાદક

શાખાના લોકો એકજ ભાષા બોલનાર અને એકજ ધર્મ પાળનાર એક બૃહત્ જાતિના મનુષ્યો હતા. આ અતિ પ્રાચીનકાલમાં સીથિયન લોકોનું મુખ્ય સામ્રાજ્ય વિનષ્ટ થઇ ગયું ત્યારપછી બુધના પુત્ર ભરતે ભારતવર્ષમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપિત[1] કર્યું (એને ઇન્ડોસીથિયન રાજ્ય કહેવામાં આવ્યું છે.) હતું. તે સાર્વભૌમ મહારાજા ભારતના વંશજ ભાટીઓ હાલમાં મરુસ્થલીના એક સંકીર્ણ ખૂણામાં શાસન કરે છે.

રાજકુલોએ (અર્થાત્ સૂર્યવંશી અને ચંદ્રવંશીઓએ) ભારતવર્ષમાં પ્રથમ નિવાસ કર્યો હતો, એવું અનુમાન કરવું વ્યર્થ છે. રાજકુલોએ આ દેશમાં પ્રવેશ કર્યો તે પૂર્વે અહીંઆં ભીલ, મીના, કાબા વગેરે લોકો વસતા હતા.[2] કેટલાક લોકો જણાવે છે કે આ ભીલ અને મીના લોકો પણ રાજકુલોમાંથીજ ઉત્પન્ન થયા છે, પરંતુ તેઓ રાજકૌશલ્યવિહીન હોવાથી આ શોચનીય દશાને પ્રાપ્ત થયા છે; પણ આ વાતની સત્યતા સિદ્ધ કરે એવાં કોઈ પ્રમાણો ઉપલબ્ધ થતાં નથી, તેથી આ વાત અમે અત્રે તેવીને તેવીજ છોડીશું. પ્રાચીન હિંદુજાતિની સત્તા અને તે સત્તાના વિસ્તારના સંબંધમાં આધુનિક પુરાતત્ત્વવેત્તાઓએ ભ્રાન્ત અને સંકીર્ણ મત પ્રદર્શિત કર્યા છે. ઘણા લોકોએ એવો મત પ્રદર્શિત કર્યો છે, કે મુસલમાનોએ ભારતવર્ષપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો ત્યાર પછી હિંદુસમાજમાં અટક નદીને પેલે પાર નહિ જવું તથા સમુદ્રપર્યટન નહિ કરવું એવા જે કુસંસ્કારો પ્રચલિત: થયા છે, તે ચિરકાલથી આ સમાજમાં પ્રચલિત છે. જો નવીન અને સત્ય મત ગ્રહણ કરવા કરતાં પ્રાચીન અને ભ્રમમૂલક મત છોડવાનું કામ અધિક કઠિન ન હોય તો સરલતાથી જ્ઞાત થશે કે હિંદુઓમાં જલપર્યટન નહિ કરવાની જે રૂઢિ પ્રચલિત છે તે અત્યંત આધુનિક છે. પ્રાચીન કાળના હિંદુઓ જલયુદ્ધમાં નિપુણ અને સામર્થ્યસંપન્ન હતા અને તેથી તેઓ આફ્રિકા[3], અરબસ્તાન, ઇરાન અને ઑસ્ટ્રેલિયન આર્કિપેલેગો[4] દ્વીપપુંજની સાથે વ્યવહાર રાખતા હતા.

હિંદુ લોકો અનાદિ કાળથી ભારતવર્ષની સીમાની અંદરજ વ્યવહાર ચલાવતા આવ્યા છે, એમ કહેવું અતિ હાસ્યજનક છે. પુરાણો જો કે અપૂર્ણ અને કાલ્પનિક વર્ણનથી યુક્ત છે, તોપણ તે અને મનુસ્મૃતિ ઇ૦ કેટલાક હિંદુઓના પ્રાચીન ગ્રંથોદ્વારા પ્રમાણિત થાય છે કે ઓકસસ નદીથી ગંગાનદીના તટપર્યંતના સર્વ દેશોમાં હિંદુઓનું આવાગમન થતું હતું. પુરાણોનાં અલંકારિક

---

૧ પૌંડ્રક, ઉડ, દ્રવીડ, કંબોજ, યવન, પારદ, પલ્હવ, ચીની, કિરાત અને શક આ જાતિઓ ક્ષત્રિય હોવા છતાં પણ પવિત્ર ધાર્મિક વિધિનું પાલન નહિ કરવાથી તથા બ્રાહ્મણોની સેવા નહિ કરવાથી ક્રમશઃ નીચવર્ણ અર્થાત શુદ્રત્વને પ્રાપ્ત થઇ. (જુઓ મનુ૦ અધ્યાય ૧૦ શ્લોક ૪૩–૪૪) નહુશના તૃતીય ૧ પુત્ર યયાતિના પંચમ પુત્ર યવન ૨ દ્વારા આયોનિયન લોકોની ઉત્પત્તિ થઇ હોવી જોઇએ. શક લોકો એશિયાની શકજાતિ છે. પલ્હવ લોકો પ્રાચીન પારસિક વાહૂબે જાતિ છે તે ચીની ચીન (ચાયના) દેશના નિવાસીઓ છે. ખો શબ્દની સાથે શક શબ્દ મળવાથી ખોશાક શબ્દની ઉત્પત્તિ થઈ છે. પોટેલમિવે એને કાસિમામોન્ટસ કહ્યા છે. કોકેસસ એ ખોશાકા શબ્દનો અપભ્રંશ છે.

૨ હાલમાં બહુધા કાબાજાતિનો લોપ થઈ ગયો છે. શ્રીકૃષ્ણના સમયમાં એ જાતિ સૌરાષ્ટ્રમાં જંગલી સ્થિતિમાં વિદ્યમાન હતી. એક જંગલી ભીલદ્વારા શ્રીકૃષ્ણ ઘાયલ થયા ત્યારે તે ભીલે તેમની પાસે આવી હાથ જોડી કહ્યું: "આ કાર્ય અજાણતાં મારાથી થયું છે. આપને ઘાયલ કરવાની મારી ઇચ્છા નહોતી, માટે આપ મને ક્ષમા કરો." ત્યારે શ્રીકૃષ્ણે તેને ક્ષમા કરી કહ્યું: "રામાવતારમાં મેં તારો વધ કર્યો હતો, માટે આ અવતારમાં તેં મને મારી યથાર્થ વેર લીધું છે." આ પરથી પ્રતીત થાય છે કે શ્રીરામચંદ્રે સૌરાષ્ટ્રના નિવાસીઓને આધીનતાની શૃંખલામાં પરિબદ્ધ કરી સભ્ય બનાવ્યા હતા. વળી એમ જણાય છે કે શ્રીકૃષ્ણના મૃત્યુ પછી કાબા લોકોએ તેમના વંશજોને લુંટી લીધા હતા.

૩ ગૅમ્બિયા અને સેનિગાલ નદીની સમીપ તંબાકુંડા વગેરે નગરો છે અને તે સર્વ નગરોનાં નામને છેડે કુંડા શબ્દ આવે છે

૪ મહાશય માસ્ડૅન તથા સર વિલિયમ જોન્સ હિંદુ સાહિત્યની તપાસ કરતાં એવા નિર્ણયપર આવ્યા છે કે

---

૧ યયાતિ નહુષના તૃતીય પુત્ર નહોતા, પરંતુ દ્વિતીય પુત્ર હતા. (જુઓ ભાગ૦ સ્કં૦ ૯ અ૦ ૧૮.)

૨ યયાતિના પંચમ પુત્રનું નામ યવન નહોતું. યયાતિને યદુ, તુર્વસુ, દ્રુહ્યુ, અનુ અને પુરુ એ પાંચ પુત્રો હતા. (જુઓ ભાગ૦ સ્કં૦ ૯ અ૦ ૧૮)

હિંદી અનુવાદક

વર્ણનદ્વારા પ્રતીત થાય છે કે એશિયાનો મધ્ય ભાગ કે જે આજે સાધારણતઃ મ્લેચ્છ દેશ કહેવાય છે, ત્યાંથી હિંદુસ્થાનમાં વિદ્યા અને જ્ઞાનના અનેક સ્રોતો આવ્યા હતા. મનુએ પણ પુરાણોના આ મતની પુષ્ટિ કરી છે, જેદ્વારા પ્રતીત થાય છે કે અતિ પ્રાચીન કાળમાં શાકદ્વીપથી ગંગાના તટ-પર્યંત એકજ (સનાતન) ધર્મનો પ્રચાર હતો.[1]

---

માડાગાસ્કરથી પૂર્વદ્વીપ પર્યંત જે માલિયન ભાષા પ્રચલિત છે તેમાં પુષ્કળ સંસ્કૃત શબ્દો મળેલા છે અને આ ભાષા બોલનાર લોકોએ મુસલમાનધર્મ ગ્રહણ કર્યો તેની ઘણી શતાબ્દીઓ પૂર્વે તેઓ ઘણા સંસ્કૃત શબ્દોનો પ્રયોગ કરતા હતા. તેઓ વિશ્વાસપૂર્વક માને છે કે આ સંબંધ ગુજરાતથી જારી થયો હતો. આ દ્વીપવાસીઓ-ની દંતકથાઓમાં રામાયણ અને મહાભારતની ઘણી વાતો આવે છે. (જુઓ એશિયાટિક રિસર્ચીસ વૉ૦ ૬ પૃ૦ ૨૨૬)

મહાશય માર્સડને પોતાનો ઉપરોક્ત મત પ્રદર્શિત કર્યો પછી ઉપરોક્ત દ્વીપો બ્રિટિશસરકારના તાબામાં આવ્યા. આથી ત્યાંનાં પ્રાચીન મકાનોની તપાસ કરવામાં આવી અને તેપરથી પ્રતીત થયું કે ઉપરોક્ત દ્વીપોમાં સૂર્યવંશીઓએ જઈ પોતાના મહાલયો બંધાવ્યા હતા. ત્યાંનાં મંદિરોમાં દેવદેવીઓની મૂર્તિઓ તથા ત્યાંના ગ્રંથો-માંની ધાર્મિક તથા વીરરસાત્મક વાતો ઉક્ત મતને વિશેષ પુષ્ટિ આપે છે. વળી અતિ દીર્ઘકાળથી ભારતવાસીઓ મિસરના લોકોની સાથે વ્યવહાર રાખતા હતા. આનાં પણ તપાસ કરવાથી અનેક પ્રમાણો પ્રાપ્ત થાય છે. ભારતવા-સીઓએ સિંહલદ્વીપદ્વારા મિસરની સાથે સાથી પહેલાં સંબંધ સ્થાપિત કર્યો હતો. લંકાના વિજેતા રામચંદ્રની પાસે પણ તેમના પૂર્વપુરુષ સગરની પેઠે મહાન નૌકાબળ હતું, એમાં સંદેહ નથી. હું દીર્ઘકાળથી એવો વિચાર ધરાવતો હતો કે લંકા એ પ્રાચીન ઈથોપિયા દેશ છે. પ્રાચીન લેખકોના જણાવ્યા પ્રમાણે ઈથોપિયન લોકો ભારત-વર્ષમાં ઉત્પન્ન થયા હતા અને આ લોકોદ્વારાજ મિસરમાં શિક્ષા અને સભ્યતાની વૃદ્ધિ થઇ હતી.

૧ અગ્નિપુરાણમાં જે સૃષ્ટિનું વર્ણન છે તેમાં સાત દ્વીપોનો ઉલ્લેખ છે. તે સાત દ્વીપોમાં શાકદ્વીપ પણ એક દ્વીપ છે. શાકદ્વીપનિવાસીઓ ભૂપદ્વારા ઉત્પન્ન થયા છે અને તેઓ શાકેશ્વર કહેવાય છે. ભૂપના પુત્રોનાં નામ જુલુદ, સુકુમાર, માનીચક, કુરમ, ઉત્તર, દરવિક અને દ્રુમ હતાં. તેમાંના પ્રત્યેકે પોતપોતાનાં નામથી એક એક ખંડ(દેશ-ભાગ) સ્થાપિત કર્યો હતો. જેમકે સુકુમારખંડ વગેરે. ત્યાંના પ્રધાન પ્રધાન પર્વતોનાં નામ જુલુદ, રૈવત, શ્યામ, ઈંદક, અમકીરીમ અને કેસરી છે. સાત પ્રધાન નદીઓ મગ, મગધ, અસ્વર્ણા ઈ૦ છે. અહીંઆંના નિવાસીઓ પ્રાચીનકાળમાં સૂર્યોપાસક હતા. સાદી સમજશક્તિથી અમે કહી શકીએ છીએ કે શાકદ્વીપ એજ પ્રાચીન સીથિયા દેશ હતો; અને શાકેશ્વર (મનુના જણાવેલા શક) તથા પાશ્ચાત્ય દેશોના ઈતિહાસમાં પ્રસિદ્ધ થયલા શાકિ લોકોજ પાર્થિયન લોકોના આદિપુરુષ હતા. તેમના આદિ અધીશ્વરનુંજ નામ અરશક હતું. અસ્વર્ણ નામની સાથે અરક્ષસ નામની સાદૃશ્યતા સ્પષ્ટ છે. [ અરક્ષસ એ ઝક્ષરતીસનો અપભ્રંશ છે. ] શાકદ્વીપના પ્રથમ નૃપ-તિના પુત્ર જુલુદનેજ તાતાર લોકોના ઇતિહાસવેત્તા અબુલગાઝીએ જુલ્ડસ કહ્યો છે. અબુલગાઝીએ હિંદુઓની પેઠે એક પર્વતશ્રેણીને પણ તેજ (જુલ્ડસ) નામ આપ્યું છે. પુરાણ અને તાતારના ઈતિહાસમાં આ સમાનતા ક્યાંથી આવી ?*

એક બ્રાહ્મણનેતાને વિષ્ણુજીના ગરુડ શાકદ્વીપમાંથી જંબુદ્વીપમાં લઈ આવ્યા હતા. આથી શાકદ્વીપના બ્રાહ્મણો જંબુદ્વીપમાં પરિચિત થયા. જુઓ એશિયાટિક રિસર્ચીસ વૉ૦ ૫, પૃ૦ ૫૩ માં મહાશય ફ્રૅાસ્બૂકનો લેખ.

---

* કર્નલ ટોડનો ઉપરોક્ત મત અમે પુરાણસંગત માનતા નથી. તેમણે પુરાણમાં જે ઉલ્લેખ હોવાની વાત લખી છે તે પુરાણમાં છેજ નહિ અને નામોમાં પણ ઘણો ગોટાળો છે. માર્કંડેય પુરાણમાં એવો ઉલ્લેખ છે કે મનુને દશ પુત્રો થયા; તેમનાથી સમસ્ત પૃથ્વી વ્યાપ્ત થઇ ગઈ અને પ્રિયવ્રતે પોતાના પુત્રોને સર્વદ્વીપોનું રાજ્ય આપ્યું.

प्रियव्रतोऽभ्यषिञ्चत्तान् सप्त सप्तसु पार्थिवान्। द्वीपेषु तेषु धर्मेण द्वीपांस्तांश्च निबोध मे॥
जम्बूद्वीपे तथाग्नीध्रं राजानं कृतवान् पिता। प्लक्षद्वीपेश्वरोऽप्यथापि तेन मेधातिथिः स्मृतः॥
शाल्मले तु वपुष्मन्तं ज्योतिष्मन्तं कुशाह्वये। क्रौञ्चद्वीपे द्युतिमन्तं हव्यं शाकाह्वये सुतम्॥
पुष्कराधिपतिश्चैव सवनं कृतवान् सुतम्।

પ્રિયવ્રતે જંબુદ્વીપમાં પોતાના પુત્ર અગ્નિધ્રને, પ્લક્ષદ્વીપમાં મેધાતિથિને, શાલ્મલિમાં વપુષ્માનને, કુશદ્વીપમાં જ્યોતિષ્માનને, ક્રૌંચમાં દ્યુતિમંતને, શાકદ્વીપમાં હવ્યને અને પુષ્કરમાં સવનને સ્થાપિત કર્યા હતા. ભાગવતમાં ઉક્ત પુત્રોનાં નામ આ પ્રમાણે લખ્યાં છેઃ- અગ્નિધ્ર, ઇધ્મજિવ્હ, યજ્ઞબાહુ, હિરણ્યરેત, ઘૃતપૃષ્ઠ, મેધાતિથિ, તથા વિતિહોત્ર. શાકદ્વીપનું વર્ણન મત્સ્યપુરાણના ૧૨૨મા અધ્યાયમાં આવે છે.

शाकद्वीपस्य वक्ष्यामि यथावदिह निश्चयम्। जम्बूद्वीपस्य विस्ताराद्द्विगुणस्तस्य विस्तरः॥
तत्र पुण्या जनपदा चिराच्च म्रियते जनः। कल्पायुषः प्रतिदिशं निषिद्धा वर्षपर्वताः॥

યદુવંશના નેતા શ્રીકૃષ્ણ નિજધામમાં પધાર્યા ત્યારપછી યદુવંશીઓ ભારતવર્ષ છોડી અન્યત્ર ચાલ્યા ગયા તેના સંબંધમાં દેશીય ઇતિહાસમાં જે વર્ણન ઉપલબ્ધ થાય છે, તે પ્રત્યે આપણે પ્રથમ

---

रत्नाकराद्रिनामानः सानुमन्तो महाचिताः । उभयत्रावगाढौ च लवणक्षीरसागरौ ॥
शाकद्वीपे तु वक्ष्यामि सप्त दिव्यान्महाचलान् । देवर्षिगंधर्वयुतः प्रथमो मेरुरुच्यते ॥
प्रागायतः स सौवर्ण उदयो नाम पर्वतः । तस्यापरेण सुमहान् जलधारो महागिरिः ॥
स वै चन्द्रः समाख्यातः सत्रौषधिसमन्वितः । नारदो नाम चैवोक्तो दुर्गशैलो महाचितः ॥
तत्राचलौ समुत्पन्नौ पूर्वं नारदपर्वतौ । तत्रापरेण सुमहान् श्यामो नाम महागिरिः ॥
यत्र श्यामत्वमापन्नाः प्रजाः पूर्वमिमाः किल । स एव दुंदुभिर्नाम श्यामपत्रतसन्निभः ॥
तस्यापरेण रजतो महानस्तो गिरिः स्मृतः । स वै सोमक इत्युक्तो देवैर्यत्रामृतं पुरा ॥
तस्यापरेचाम्बिकेयः सुमनाश्चैव स स्मृतः । आम्बिकेयात्परो रम्यः सर्वौषधिनिषेवितः ॥
विभ्राजस्तु समाख्यातः स्फाटिकस्तु महान्गिरिः । सैवेह केशवेत्युक्तो यतो वायुः प्रवाति च ॥

અર્થાત્ શાકદ્વીપનો વિસ્તાર જંબુદ્વીપથી બમણો છે. ત્યાં પુણ્યાત્મા પુરુષોનો નિવાસ છે. તેઓ દીર્ઘકાળ જીવે છે. ત્યાં પ્રતિદિશામાં સાત પર્વતો છે. જે લવણ અને ક્ષીરસાગરની સાથે મળે છે. પહેલો દેવર્ષિ ગાંધર્વોથી યુક્ત એવો સુમેરુ પર્વત છે; તેની આગળ જલધારા નામનો પર્વત છે. તે પર પુષ્કળ ઔષધિઓ પ્રાપ્ત થાય છે, તેને ચંદ્રપણ કહેવામાં આવે છે. તેની આગળ નારદ નામનો પર્વત છે, તેની આગળ શ્યામ પર્વત છે, જ્યાંની પ્રજા પૂર્વે શ્યામત્વને પ્રાપ્ત થઈ હતી. વળી એક દુંદુભી નામનો પર્વત છે, તેની આગળ અસ્ત અથવા રજત નામનો પર્વત છે, તેને સોમક પણ કહેવામા આવે છે. તેની આગળ અંબીકેય છે, જેને સુમના પણ કહેવામાં આવે છે. તેની આગળ સર્વ ઔષધિઓથી યુક્ત એવો સ્ફાટિકનો વિભ્રાજ નામનો પર્વત છે, જે કેશવ પણ કહેવાય છે, જ્યાંથી વાયુ પણ ચાલે છે. વળી સાત નદીઓ પણ બબ્બે નામવાળી છે. સુકુમારી વા શિવજલા, સુકુમારી વા તપઃસિદ્ધા, નંદા વા પાવની, શિવિકાઈક્ષુ વા કુહૂ, વેણુકા વા અમૃતા, સુકૃતા વા ગભસ્તિ, ઈત્યાદિ. આપણો પુરાણોક્ત શાકદ્વીપ અને કર્નલ ટૉડનો સિથિયા એકજ દેશ છે કે પૃથક તેનું અનુમાન પાઠકો સહજ કરી શકશે. અગ્નિપુરાણમાં પણ શાકદ્વીપના રાજાનું નામ ભૂપ નથી અને કર્નલ ટૉડે તેમના પુત્રોનાં જે નામ લખ્યાં છે તે પણ યથાર્થ નથી. કેવળ એકાદ નામ મળતું આવે છે.

શાકદ્વીપના નિવાસીઓને મ્લેચ્છત્વ શી રીતે પ્રાપ્ત થયું, તત્સંબંધે કર્નલ ટૉડ જણાવે છે કે, તેમણે "બ્રાહ્મણોને પોતાના દેશમાં વસવા દીધા નહિ તેથી તેઓ મ્લેચ્છ થઇ ગયા." પરંતુ પુરાણમાં એવો ઉલ્લેખ નથી. અમે પ્રથમ ખંડમાં જણાવી ગયા છીએ કે સગરે શકાદિકને આ દેશમાંથી હાંકી કાઢયા, તેથી તેઓ મ્લેચ્છ થઈ ગયા હતા. પરન્તુ કર્નલ ટૉડે મહાશય કોલબ્રુકનો મત ગ્રહણ કર્યાથી આ ભ્રમ થયો છે. સહસ્રાવધિ વર્ષોની વાતની મીમાંસા માત્ર અનુમાનથી કરી શકાય નહિ. સૂર્ય તથા ચંદ્રવંશીઓ મધ્ય એશિયાની સિથિયન જાતિમાંથી ઉત્પન્ન થયા છે અને મધ્ય એશિયા એજ સર્વનું આદિ સ્થાન છે, એવો જે અંગ્રેજી સિદ્ધાંત છે તે સર્વથા ભ્રાંતિપૂર્ણ છે. આર્યજાતિના ઐતિહાસિક ગ્રંથો અને પુરાણો વાંચવાથી આ મહાન પ્રશ્નનું નિરાકરણ થઇ શકે એમ છે. અનુમાન કરવાથી ઘણી ભૂલો થાય છે.

કર્નલ ટૉડ જણાવે છે કે: 'યદુવંશ આદિથી ઉત્પન્ન થયો છે એ વાતનું ઇતિહાસમાં કોઈ પ્રમાણ ઉપલબ્ધ થતું નથી.' પરન્તુ અમે કહી શકીએ છીએ કે મહાભારત, હરિવંશ અને શ્રીમદ્ભાગવતમાં એ વાતનાં અનેક પ્રમાણો પ્રાપ્ત થાય છે. તેમાં તે વંશનુ શૃંખલાબદ્ધ વૃત્તાંત છે. ત્યાર પછી કર્નલ ટૉડ જણાવે છે કે: 'સૂચિ જોવાથી પ્રતીત થાય છે કે યદુવંશ ચંદ્રવંશમાંથી ઉત્પન્ન થયો છે.' પરન્તુ તે વાત પણ ખોટી છે અને યદુવંશીઓ સીથિયન જાતિના હતા એ વાત પણ ભ્રમમૂલક છે. હા, એટલી વાત અમે માનીએ છીએ કે પૂર્વે સર્વલોકોની ભાષા એક હતી; પરન્તુ સીથિયા દેશ એ શાકદ્વીપ છે એ વાત અમે માનતા નથી. શક લોકોની ઉત્પત્તિ થઇ તે પૂર્વે શાકદ્વીપ હતો અને શકાદિક મ્લેચ્છ થઈ ગયા ત્યાર પછી તેમની સાથેનો સર્વ સંબંધ તૂટી ગયો હતો એ વાત અમે આગળ લખી ગયા છીએ. જ્યારે સગરના સમયથી શક લોકોની સાથેનો સર્વ સંબંધ તૂટી ગયો હતો, ત્યારે ચંદ્રવંશના આદિપુરુષ તે મ્લેચ્છ જાતિમાંથી શી રીતે ઉત્પન્ન થયા ? ચન્દ્રવંશનું વૃક્ષ જોવાથી વિદિત થાય છે કે, શકજાતિની સાથે યદુવંશને કિંચિત્ પણ સંબંધ નહોતો. આપણાં પુરાણોમાં આર્ય નૃપતિઓને આદિ કાળથી આ દેશના નિવાસી જણાવ્યા છે, માટે તેમનું આગમન મધ્યએશિયામાંથી થયું હતું, એ વાત ભ્રાંતિમૂલક છે. માત્ર અનુમાન જાતીયઇતિહાસનું ખંડન કરી શકતું નથી. હા, આ વાત સત્ય હોઇ શકે કે અહીંઆંથી કાઢી મૂકેલા લોકો મ્લેચ્છ થઇ જાય અને પાશ્ચાત્ય દેશોમાં પણ ચાલ્યા જાય. કર્નલ ટૉડ જણાવે છે કે, નહુષના તૃતીય પુત્રનું નામ યાતી હતું અને તેના

લક્ષ્ય આપીશું. આ[1] ઇતિહાસ યદુવંશીઓ છિન્નભિન્ન થઇને ભારતવર્ષની બહાર ચાલ્યા ગયા હતા, એ વાત પ્રમાણિત કરે છે. જોકે યદુવંશના આદિ પુરુષ બુધથી શ્રીકૃષ્ણપર્યંત પચાસ[2] પુરુષો થઇ ગયા હતા, તોપણ બુદ્ધે જે માર્ગથી ભારતવર્ષમા આવી સૂર્યવંશી કુમારી ઇલાની[3] સાથે લગ્ન કર્યું હતું ( ઇલાથી તેના વંશનો વિસ્તાર થયો હતો ) તે માર્ગ યદુવંશીઓ ભૂલી ગયા નહોતા. જેસલમીરના ઇતિહાસપરથી પ્રતીત થાય છે કે ચંદ્રવંશી યાદવોની આદિ નિવાસભૂમિ

---

પંચમ પુત્ર યવનદ્વારા યવનજાતિની ઉત્પત્તિ થઇ હતી; પરંતુ અમને તો એ વાતમાં પણ ભ્રમ પ્રતીત થાય છે, કારણ કે પુરાણમાં એવું પ્રમાણ છે કેઃ—

यदोस्तु यादवा जातास्तुर्वसोर्यवनाः सुताः।
द्रुह्योस्तु वै सुता भोजा अनोस्तु म्लेच्छजातयः ॥( મત્સ્યપુરાણ અ. ૩૪ )

યદુથી યાદવ, તુર્વસુથી યવન, દ્રુહ્યુથી ભોજ અને અનુથી મ્લેચ્છ જાતિની ઉત્પત્તિ થઇ. પિતાએ યદુને શાપ દીધો હતો કે તારા વંશમાં ચક્રવર્તી રાજા થશે નહિ. મત્સ્યપુરાણના દશમા અધ્યાયમાં એવો ઉલ્લેખ છે કે વેનના મૃત શરીરમાંથી મ્લેચ્છજાતિ પ્રકટ થઈ અને યવનપતિ નિઃસંતાન હોવાથી તેની સ્ત્રીએ ગર્ગની સાથે સંભોગ કર્યો, જેથી કાલયવન ઉત્પન્ન થયો. તેણે મ્લેચ્છ જાતિના ઘણા લોકોને એકત્રિત કર્યા. ભિન્ન ભિન્ન સમયે ભારતવર્ષમાં કયા કયા લોકોને મ્લેચ્છત્વ પ્રાપ્ત થયું હતું તેનો ઉલ્લેખ વિષ્ણુ પુરાણ ભાગ ૫ અધ્યાય ૨૩ માં છે. આ સર્વપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે, ચંદ્ર તથા સૂર્યવંશીઓ આ દેશના આદિ નિવાસીઓ છે અને તેમનું આગમન સીથિયા દેશમાંથી આ દેશમાં થયું હતું, એવો કર્નલ ટૉડનો સિદ્ધાંત અનુમાનિક છે, પ્રામાણિક નથી.

ભારતવર્ષની પ્રાચીન કાળની સીમા વર્તમાન સીમા કરતાં વિસ્તૃત હતી. આર્યજનોના નિવાસની ભૂમિ આર્યાવર્ત કહેવાતી હતી, અને આર્યાવર્તની વસ્તી જેમ જેમ વૃદ્ધિંગત થવા લાગી તેમ તેમ તે અન્ય ભાગોમાં પ્રસરવા લાગી. મહારાજા ભરતના સમયથી એનું નામ ભારતવર્ષ થયું અને ઇંદુવંશની સ્થાપના થયા પછી એ દેશ ઇંદોસ્થાન કહેવાયો. હવે એ હિંદોસ્થાન કહેવાય છે. સૂર્ય અને ચંદ્રવંશના ક્ષત્રિયો તથા બ્રાહ્મણો, ઈતર વંશના ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો અને સંકરજાતિની વસ્તી વધવાથી ધીમે ધીમે તેઓ દક્ષિણ તરફ જવા લાગ્યા અને ત્યાં વસવા લાગ્યા. સામ્રાજ્યભ્રષ્ટ અને જાતિથી પતિત થયેલા લોકો ભારતવર્ષમાંથી બહાર નીકળી બીજા ભાગોમાં તથા મધ્ય એશિયામાં ગયા. માત્ર આજ વાત સત્ય છે. સીથિયા દેશથી ભારતવર્ષમાં લોકો આવ્યા હતા અને તેમના જ્ઞાનનો વિસ્તાર આ દેશમાં થયો હતો, એ વાત શાસ્ત્રસંગત નથી. માત્ર અહીંઆંથી જે લોકો અન્ય દેશોમાં ગયા હતા, તેમની સાથે અહીંઆંના વૈશ્યોનું વાણિજ્યકાર્ય ચાલતું હતું અને તેમનું આવાગમન થતું હતું. ભારતવર્ષના લોકો મધ્ય એશિયામાં જઇને મ્લેચ્છત્વને પ્રાપ્ત થયા હતા. આર્યજાતિ પાશ્ચિમાત્ય દેશો સુધી ફેલાઇ ગઈ હતી. હિંદી અનુવાદક

૧ કર્નલ ટૉડે એશિયાટિક રિસર્ચીસના તૃતીય વોલ્યુમમાં યદુવંશીઓનું વર્ણન કર્યું છે. અંગ્રેજી પાઠકોએ તે જોઇ લેવું અને અમે દેશી પાઠકોને હરિવંશ અને મહાભારત જોવાની ભલામણ કરીએ છીએ. હિંદી અનુવાદક

૨ એક વંશસૂચિમાં ચંદ્રથી શ્રીકૃષ્ણપર્યંત બાવન પેઢી પ્રાપ્ત થાય છે. હિંદી અનુવાદક

૩ ભાગવતદ્વારા પ્રતીત થાય છે કે બુદ્ધ પોતાનાં પાપો નષ્ટ કરવાને માટે ધર્મકાર્ય કરવાને અને ઇલાની સાથે વિવાહ કરવાને ભારતવર્ષમાં આવ્યા હતા. ઈલાના ગર્ભથી બુધને પુરૂરવા નામક પુત્ર થયો. તેણે મથુરાંમાં પોતાની રાજધાની પ્રતિષ્ઠિત કરી. પુરૂરવાને ૭ પુત્રો થયા, આયુ વગેરે. તેઓ ભારતવર્ષમાં ઇંદુવંશીતરિકે વિખ્યાત છે. હવે ઉક્ત આયુ એ તાતાર લોકોનો પણ આદિ પુરુષ છે અને ' આયુ ' શબ્દનો અર્થ તેમની ભાષામાં ચંદ્ર થાય છે. ચંદ્રને રાજપૂતો પણ દેવ માને છે અને તાતાર લોકો પણ દેવ માને છે. આ રીતે પ્રાચીન કાળમાં ઉક્ત ઉભય જાતિઓની વચ્ચે સાદૃશ્ય હતું, એમ માનવાને ઘણાં કારણો મળે છે અને તેટલા માટે યદુવંશીઓને ઇન્ડો-સીથિયન કહીએ તો કાંઇ હરકત નથી.*

---

* કર્નલ ટૉડે બુધનું જે વૃત્તાંત લખ્યું છે તે પણ અસ્તવ્યસ્ત છે. ભાગવતના નવમસ્કંધમાં જ્યાં બુધનું વર્ણન છે, ત્યાં ક્યાંય પણ એમ લખવામાં આવ્યું નથી કે બુધ પોતાનાં પાપની નિવૃત્તિ કરવાને માટે મધ્ય એશિયામાંથી ભારતવર્ષમાં આવ્યા હતા. શ્રીકૃષ્ણની પછી યદુવંશીઓ ભારતવર્ષનો ત્યાગ કરી મધ્ય એશિયામાં ચાલ્યા ગયા હતા, એ વાત પણ સત્ય નથી. મહાભારત અને ભાગવત વાંચવાથી અમારા પાઠકો સારી રીતે જાણી શકશે કે યદુવંશીઓએ પરસ્પર યુદ્ધ કરીને રણક્ષેત્રમાંજ શયન કર્યું હતું; તેમાંનો કોઇ માણસ મધ્ય એશિયામાં ગયો નહોતો તેમજ યદુવંશીઓને નાસી જવાનું કાંઈ કારણ પણ નહોતું. ઉક્ત યુદ્ધમાં સમસ્ત યદુવંશીઓ નાશ પામ્યા, માત્ર એક વજ્ર બચ્યો હતો અને ત્યાં બીજો કોઈ શત્રુ પણ નહોતો, તો પછી બચેલા માણસો મધ્ય એશિયામાં નાસી ગયા એ વાત શી રીતે માની શકાય ? વળી આયુના પુત્ર નહુષદ્વારા યદુવંશની ઉત્પત્તિ થઈ છે, માટે તાતાર લોકોની સાથે યદુવંશીઓને કાંઇ પણ સંબંધ નથી. હિંદી અનુવાદક

પ્રયાગ[1] હતી અને પાછળથી પુરુરવાએ મથુરાંમાં રાજધાની સ્થાપિત કરી હતી અને તે રાજધાની ઘણાં વર્ષો સુધી રહી હતી. આજ યાદવોદ્વારા છપ્પન કુલની ઉત્પત્તિ થઈ. આ વિખ્યાત વંશમાં શ્રીકૃષ્ણે જન્મ લઇ દ્વારિકાંની પ્રતિષ્ઠા કરી.

કુરુક્ષેત્રમાં[2] યદુવંશીઓનાં છપ્પન કુલોનો જે ભયંકર સંગ્રામ થયો હતો અને ત્યાર પછી [3]દ્વારિકાંમાં જે ભયંકર યુદ્ધ થયું હતું, તે હિંદુ ઇતિહાસપાઠકોને અપરિચિત નથી. ઇ૦ સ૦ પૂ૦ ૧૧૦૦ માં[4] આ ઘટના બની હતી એવું અનુમાન કરવામાં આવે છે. આ વંશ છિન્નભિન્ન થઈ ગયો અને ઘણાં માણસોએ ભારતવર્ષનો ત્યાગ કર્યો. તેમાં શ્રીકૃષ્ણના બે પુત્રો પણ હતા. આ વંશના દૈવી નેતા શ્રીકૃષ્ણની આઠ પ્રધાન રાણીઓ હતી. આમાંની પ્રથમ અને સાતમી[5] રાણીનાં સંતાનોને હાલ આપણે હિંદુ કહી શકતા નથી.

સર્વ રાણીઓમાં રાણી રુક્મિણીજ પ્રધાન હતી. તેના પુત્રોમાં પ્રદ્યુમ્ન સર્વથી શ્રેષ્ઠ હતો. તેણે વિદર્ભ દેશની રાજકુમારીની સાથે વિવાહ કર્યો હતો. તેના ગર્ભથી આનરુદ્ધ[6] અને વજ્ર એ બે પુત્રો ઉત્પન્ન થયા. વજ્રદ્વારા ભાટીઓની ઉત્પત્તિ થઇ છે. વજ્રને નાભ અને ખેર (ક્ષીર) નામના બે પુત્રો થયા હતા.

દેશી ઇતિહાસલેખકના વર્ણનપરથી પ્રતીત થાય છે કે જે સમયે યાદવગણો દ્વારિકાંના યુદ્ધમાં વિધ્વસ્ત થઇ ગયા અને કૃષ્ણ ભગવાન સ્વર્ગમાં ચાલ્યા ગયા, તે સમયે વજ્ર મથુરાંથી પોતાના પિતાને મળવાને માટે જતા હતા; પરંતુ તેઓ વીસ કોશ ગયા હશે એવામાં તેમને એવા સમાચાર મળ્યા કે તમારાં સમસ્ત કુટુંબીઓનો નાશ થયો છે. આ સમાચાર સાંભળતાં તેમણે તે સ્થળેજ પ્રાણ છોડી દીધા. હવે નાભરાજ સિંહાસનપર અભિષિકત થઇ મથુરાંમાં રહ્યા અને ક્ષીર દ્વારિકાંમાં ચાલ્યા ગયા.[7]

---

૧ હાલમાં એને અલાહાબાદ કહેવામાં આવે છે. અહીંઆં ગંગા અને યમુનાનો સંગમ થાય છે. ગ્રીક ઇતિહાસવેત્તાઓએ એને પ્રાસિક કહ્યું છે.

૨ કુરુક્ષેત્રમાં યદુવંશનાં છપ્પન કુળોનું યુદ્ધ થયું નહોતું; ત્યાં તો કૌરવ પાંડવનું યુદ્ધ થયું હતું. પાંડવોનાં યુદ્ધને યદુવંશીઓનું યુદ્ધ કહેવું એ ભ્રાંતિ છે. **હિંદી અનુવાદક**

૩ વળી યાદવોનું યુદ્ધ દ્વારિકાંમાં થયું નહોતું, કિંતુ પ્રભાસપાટણ આગળ થયું હતું. **હિંદી અનુવાદક**

૪ કુરુક્ષેત્ર અને પ્રભાસપાટણનાં યુદ્ધો દ્વાપરના અંત અને કલિના આદિમાં થયાં હતાં, જેને આજે ૫૦૦૦ કરતાં અધિક વર્ષો વ્યતીત થઇ ચૂક્યાં છે. આ વાત અમે પ્રથમ ભાગમાં જણાવી ગયા છીએ. **હિંદી અનુવાદક**

૫ સાતમી રાણીનું નામ જાંબુવતી હતું અને તેના જ્યેષ્ઠ પુત્રનું નામ સાંબ હતું. આ સાંબ સિંધુનદીના ઉભય તટપર આવેલા પ્રદેશોનો અધીશ્વર બન્યો હતો. આથી સિંધમાં સાંબ વંશની ઉત્પત્તિ થઇ અને તે વંશમાંથી જાડેજા લોકો ઉત્પન્ન થયા. મીનગઢ આગળ જે સાંબ લોકો એલેકઝાંડરની વિરુદ્ધ ખડા થયા હતા, તે શ્રીકૃષ્ણના વંશજોજ હોવાનો સંભવ છે. જાડેજા લોકોના ઇતિહાસમાં એવું વર્ણન છે કે: "તેમના પૂર્વજો સામ વા સીરિયા દેશમાંથી આવ્યા હતા" પરન્તુ ઉક્ત ઇતિહાસવેત્તાઓ જાણતા નહોતા કે 'સામ' એ તો કેવળ ઉપનામ છે. **હિંદી અનુવાદક**

૬ કર્નલ ટૉડે અહીંઆં પણ ભૂલ કરી છે. વાસ્તવમાં વજ્ર એ અનિરુદ્ધના ભ્રાતા નહિ, પણ પુત્ર હતા. જેમકે

**प्रद्युम्न आसीत्प्रथमः पितृवद्रुक्मिणीसुतः। स रुक्मिणो दुहितरमुपयेमे महारथः॥**
**तस्यां ततोऽनिरुद्धोभूभागायुतबलान्वितः। स चापि रुक्मिणः पौत्रीं दौहित्रो जगृहे ततः॥**
**वज्रस्तस्यामवद्यस्तु मौसलादवशेषितः। प्रतिबाहुरभूत्तस्मात्सुबाहुस्तस्य चात्मजः॥२॥**

(ભાગવત ૧૦મો સ્કન્ધ ૯૦મો અધ્યાય)

**तथा च-अनिरुद्धात्सुभद्रायां वज्रोनाम नृपोऽभवत्।**
**प्रतिबाहुर्वज्रसुतश्चारुस्तस्य सुतोऽभवत्॥** (ગરુડપુ૦ અ૦ ૧૪૪)

અર્થાત્ શ્રીકૃષ્ણના જ્યેષ્ઠ પુત્ર પ્રદ્યુમ્ને રુકમની પુત્રીની સાથે વિવાહ કર્યો. તેને મહા બળવાન અનિરુદ્ધ ઉત્પન્ન થયો. તેણે રુકમની પૌત્રી સાથે વિવાહ કર્યો. તેનો પુત્ર વજ્ર થયો. યાદવોનાં યુદ્ધમાં માત્ર એજ એક બચ્યો. તેનો પુત્ર પ્રતિબાહુ અને તેનો સુબાહુ થયો. વળી ગરુડપુરાણમાં પણ એવો ઉલ્લેખ છે કે અનિરુદ્ધની સુભદ્રા (એ કદાચિત રુકમની પૌત્રીનું નામ હશે) નામની સ્ત્રીના ગર્ભથી વજ્ર નામનો પુત્ર જન્મ્યો; વજ્રનો પુત્ર પ્રતિબાહુ થયો અને તેનો પુત્ર ચારુ થયો.

આ શ્લોકોપરથી પ્રતીત થાય છે કે વજ્ર અનિરુદ્ધનો લઘુભ્રાતા નહોતો; તેમજ વજ્રને ક્ષીર અને નાભ નામના બે પુત્રો પણ નહોતા; કિન્તુ વજ્રનો પ્રતિબાહુ નામનો પુત્ર હતો અને તેનો સુબાહુ થયો. સુબાહુનો પુત્ર શાંતસેન થયો અને તેનો સતસેન થયો. શ્રીમદ્‌ભાગવત અને હરિવંશમાં આ પ્રમાણે ઉલ્લેખ છે, માટે કર્નલ ટૉડનો ઉક્ત મત અમને માન્ય નથી. **હિંદી અનુવાદક**

૭ આ કથા પણ અમને મૂળ ભાગવત અનુસાર પ્રતીત થતી નથી. મૂળ ભાગવતમાં તો એવો ઉલ્લેખ છે

યાદવોએ સમસ્ત ભારતવર્ષમાં પોતાના પ્રબલ પ્રતાપથી પોતાની શાસનશક્તિનો વિસ્તાર કરી જે છત્રીસ રાજકુલોપર અત્યાચાર કર્યો હતો, તે સર્વ હવે વેર લેવાને પ્રવૃત્ત થયા. અંતે તેમના ઉપદ્રવથી નાભ પવિત્ર દ્વારિકાં નગરીમાં નાસી ગયો. ત્યારપછી તે પશ્ચિમ ભાગમાં મરુસ્થલીના સિંહાસનપર અભિષિક્ત થયો. ભાગવતમાં અહીં સુધીનો ઇતિહાસ પ્રાપ્ત થાય છે. હવે અમે મથુરાંના બ્રાહ્મણ શુકધર્મના લખેલા ઇતિહાસમાંથી ભાટીલોકોનું ઐતિહાસિક વૃત્તાંત આપીશું.[1]

નાભના એક પુત્રનું નામ પ્રતિબાહુ હતું. ક્ષીરને જાડેચા અને યદુભાનુ[2] નામના પુત્રો થયા. યદુભાનુ એક સમયે તીર્થયાત્રા કરવાને ગયા હતા, ત્યારે એક દિવસ તેમની કુલદેવીએ તેમને નિદ્રામાંથી જાગૃત કર્યા અને તેમને કહ્યું કેઃ-" તમને જે વર માગવાની ઇચ્છા હોય તે માગો. હું તે તમને આપીશ. " રાજકુમારે કહ્યું કેઃ-" હે દેવિ ! મને એક રાજ્ય આપો કે જ્યાં હું નિવાસ કરૂં. " દેવી બોલીઃ " તમે આ ડુંગરોપર શાસન કરો. " એમ કહીને તે દેવી અંતર્ધાન થઇ ગઇ. પ્રાતઃકાળમાં જ્યારે યદુભાનુ જાગૃત થયા, ત્યારે તેમને રાત્રિની ઘટનાનું સ્મરણ થયું. એવામાં દૂરથી કોલાહલ થતો તેમને સંભળાયો. તેમણે તપાસ કરી તો તેમને જણાયું કે આ દેશના રાજાએ પુત્રહીન અવસ્થામાં પ્રાણત્યાગ કર્યો છે, તેથી કોઇને રાજ્યપદપર અભિષિક્ત કરવાને માટે ખટપટ ચાલે છે. પ્રધાન રાજમંત્રીએ કહ્યું કેઃ-" મને સ્વપ્નમાં જણાયું છે કે શ્રીકૃષ્ણના એક વંશજ બિહાડમાં[3] આવ્યા છે; માટે તેમને શોધી કાઢો અને રાજતિલક કરો. " આ શબ્દો સાંભળી ઘણા

---

કે યદુવંશનો ધ્વંસ થયા પશ્ચાત્ વજ્ર મથુરાંમાં આવ્યા અને અર્જુને તેમને સારી રીતે સમજાવી મથુરાંના સિંહાસનપર અભિષિક્ત કરી દીધા. દેશી ઇતિહાસવેત્તાએ ઉપરોક્ત હકીકત શ્રીમદ્ભાગવત જોયાવિના લખી હોવી જોઇએ.

જો કર્નલ ટૅાડે દેશી ઇતિહાસકારનાં વર્ણનનો અવિકલ અનુવાદ કર્યો હોય, તો તે ઇતિહાસકારનો ભ્રમ છે; નહિ તો કર્નલ ટૅાડની ભૂલ માનવી પડશે. વજ્રનું અવસાન પણ થયું નહોતું અને નાભને રાજ્યાર્પણ મળ્યું નહોતું. શ્રીમદ્ભાગવતની અનેક પોથીઓ છે અને તે સર્વમાં એકજ પ્રકારનું વર્ણન છે.

હિંદી અનુવાદક

૧ શુકધર્મનો ગ્રંથ પણ સાશંક છે. એવું કયું ભાગવત છે કે જેમાં નાભના નાસી જવાની વાત લખી છે ?

હિંદી અનુવાદક

૨ કર્નલ ટૅાડે મૂળ ગ્રથમાં યદુભાનુને બદલે યદભાન શબ્દ લખ્યો છે અને અંતિમ 'ભાન'નો અર્થ 'અગ્નિબાણ' કર્યો છે તથા તેપરથી તેઓ પ્રાચીન કાળમાં દારૂગોળાનો ઉપયોગ હિંદુસ્થાનમાં થતો હતો, એમ દર્શાવે છે; પરન્તુ તેમણે ઉકત શબ્દને છિન્નભિન્ન કરી તેનો અર્થ દૂષિત કરી નાખ્યો છે. જો તેઓ એમ જાણતા હોત કે ભાનુ શબ્દનો અર્થ સૂર્ય થાય છે તો તેઓ કદિ પણ ઉપર પ્રમાણે લખત નહિ.

હિંદી અનુવાદક

૩ ભાટી ઇતિહાસમાં જે ભૌગોલિક વર્ણન આપવામાં આવ્યું છે તે પરમ વિશ્વસનીય છે. વર્તમાન સમયમાં જો જેસલમીરના કોઇ નિવાસીને પૂછવામાં આવે કેઃ-'યદુકાડાંગ, યદુગિરિ વા બિહાડ કયાં છે ? ' તો તે બતાવી શકશે નહિ; પરંતુ બાબરનાં સ્મરણોનો જે ગ્રંથ મહાશય આર્સકિને અનુવાદિત કર્યો છે તેમાં આપણને તેનો પત્તો લાગી શકે છે. ઈ૦ સ૦ ૧૫૧૭ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખે બાબરે સિંધ દેશપર આક્રમણ કર્યું હતું. ત્યાં તેને સિંધુનદી ઉતર્યા પછી બિહાડ નગરનો પતો લાગ્યો હતો. આ ભાગમાં ૨૫૦૦ વર્ષો પૂર્વે શ્રીકૃષ્ણના વંશજોએ રાજ્ય સ્થાપન કર્યુ હતું. બાબર પોતાના ઉકત ગ્રંથમાં જણાવે છે કેઃ-"બિહાડથી સાત કોશ ઉત્તરે એક પર્વત આવેલો છે." જફરનામા (તૈમૂરનો ઈતિહાસ)માં એ પર્વતને યદુગિરિ જણાવ્યો છે. પહેલાં મને આ નામની ઉત્પત્તિ શી રીતે થઈ તે વિદિત નહોતું, પરંતુ પાછળથી મારા જાણવામાં આવ્યું કે આ પર્વતમાં એકજ પિતાદ્વારા ઉત્પન્ન થયેલી બે જાતો વસે છે. એક જાતિનુ નામ યદુ હતું અને બીજાનું નામ જનજુહા હતું. અતિ પ્રાચીનકાળથી તેઓ આ પર્વતમય પ્રદેશમાં શાસન કરતા આવ્યા છે. તેમની સત્તા નિલાબથી બિહાડપર્યંત હતી. તેઓ પોતાની સત્તા ભ્રાતૃતા અને મિત્રતાભરેલી રીતે ચલાવે છે. તેઓ પ્રજાની પાસેથી પોતાની ઇચ્છાનુસાર કાંઈ પણ કર લઈ શકતા નથી. અત્યંત પ્રાચીનકાળથી બાંધેલા નિયમ અનુસારજ તેઓ પ્રજાની પાસેથી કર લેતા હતા. યદુવંશ અનેક શાખાઓમાં વિભક્ત થઈ ગયો છે અને જનજુહા વંશ પણ તેજ પ્રમાણે વિભક્ત થયો છે.તેમના પ્રધાન નેતાને 'રાય'ની ઉપાધિ હોય છે.

(જુઓ આર્સકિનનો બાબરનો ઇતિહાસ પૃ૦ ૨૫૪)

આ હિંદુ નિવાસીઓએ બાબરના સમયપર્યંત પોતાના આચારવિચારની એકસરખીરીતે રક્ષા કરી હતી

માણુસો તેમને શોધવાને માટે નીકળ્યા. યદુભાન મળતાં તેઓ તેમને પોતાના નગરમાં લઇ ગયા. સર્વની સંમતિથી યદુભાન તે દેશના સિંહાસનપર અધિષ્ઠિત થયા. તેઓ પોતાના બાહુબળથી એક પ્રબળ સામર્થ્યવાન રાજા ગણાયા. ક્રમશઃ તેમના વંશજોની સંખ્યા વૃદ્ધિંગત થતી ગઇ. તેમણે જે દેશમાં રાજ્ય કર્યું તે દેશ યદુગિરિ નામથી વિખ્યાત થયો છે.

નાભના પુત્ર પ્રતિબાહુએ મરુસ્થલીના રાજા બની શ્રીકૃષ્ણના ચિન્હતરિકે વિશ્વકર્માનું બનાવેલું રાજછત્ર શિરપર ધારણ કર્યું. તેમને બાહુબલ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. બાહુબલનું લગ્ન માલવાના રાજા વિજયસિંહની કન્યા કમલાની સાથે થયું. વિજયીસિંહે તેમને લગ્નની પહેરામણીમાં એક હજાર ખોરાસાન દેશના ઘોડા, એકસો હાથી, પુષ્કળ હીરા, મોતી અને સુવર્ણ, પાંચસેં સુંદર દાસીઓ, રથ[1] અને સુવર્ણના અનેક પલંગો આપ્યા. પરમારવંશની કમલાવતી પટરાણી બની અને તેને સુબાહુ નામનો એક પુત્ર જન્મ્યો.

બાહુ અશ્વપરથી તૂટી પડી મરણ પામ્યો. તેના પુત્ર સુબાહુએ અજમેરના ચૌહાણવંશના રાજા નંદની કન્યા સાથે વિવાહ કર્યો. તે વિવાહિતા સ્ત્રીએ વિષ દઇને સુબાહુને મારી નાખ્યો.

સુબાહુને રજ નામનો એક પુત્ર થયો હતો. તેણે બાર વર્ષપર્યંત રાજ્ય કર્યું. તેણે માલવાના રાજા વેરસીની કન્યા સૌભાગ્યસુંદરીની સાથે વિવાહ કર્યો. સૌભાગ્યસુંદરીને ગર્ભાવસ્થામાં એક એવું સ્વપ્ન જણાયું કે તેને ઉદરે એક હાથી જન્મ્યો છે. જ્યારે જ્યોતિષીઓને આ વૃત્તાંત જણાવવામાં આવ્યું ત્યારે તેમણે કહ્યું કેઃ–" રાણીને ઉદરે એક મહા બલવાન પુત્ર જન્મ લેશે." પુત્રનો જન્મ થતાં જ્યોતિષીઓના કહેવા પ્રમાણે તેનું નામ ગજ રાખવામાં આવ્યું. ગજ યુવાવસ્થામાં આવ્યો ત્યારે પૂર્વ દેશના રાજા યદુભાનુએ પોતાની કન્યાના પાણિગ્રહણને માટે તેનીપર નાળીએર મોકલ્યું. આ સમયે એવા સમાચાર પણ પ્રાપ્ત થયા કેઃ–" મ્લેચ્છોએ પૂર્વે સુબાહુપર આક્રમણ કર્યું હતું તે પ્રમાણે તેઓ હમણાં યદુવંશીઓપર ચઢી[2] આવે છે. તેઓ સમુદ્રતટથી આવે છે. ખોરાસાનનો ફરીદશાહ ચાર લાખ અશ્વારોહીઓને લઇને આવ્યો છે અને સમસ્ત પ્રજા ભયથી નાસાનાસ કરી રહી છે. " રાજાએ યથાર્થ સમાચાર મેળવવાને માટે એક દૂત રવાના કર્યો અને તે સ્વયં પણ શીઘ્ર સેના લઇ શત્રુઓનું દમન કરવાને માટે હરિયૂ નામના સ્થાનપર જઇ પહોંચ્યો. આ સમયે શત્રુદલે ત્યાંથી બે કોશનાં અંતરપર કુંજ[3] શહેરમાં છાવણી નાખી હતી.

---

તેનું આ યથાર્થ પ્રમાણ છે. બાબરે જન જૂહાજતિનો જે ઉલ્લેખ કર્યો છે તે અવશ્યમેવ જોહિયા જાતિ છે. શતદ્રુના તટપર આ જોહિયા જાતિ વિશેષ પ્રસિદ્ધ થઈ હતી. જોહીઆ વિષે પાછળ વર્ણન આવશે. આ જાતિના ઇતિહાસનો એક નાનો ગ્રંથ મેં રૉયલ એશિયાટિક સોસાયટીને સુપ્રત કર્યો છે. બાબરના કહેવા પ્રમાણે જોહીઆ લોકો અને યદુવંશીઓ એકજ કુલમાંથી ઉત્પન્ન થયા છે. જોહીઆ લોકો સંભવતઃ ભટ્ટીના ભ્રાતાદ્વારા ઉત્પન્ન થયા હશે. ભટ્ટીએ યદુવંશને બદલે પોતાના વંશનું નામ ભટ્ટીવંશ રાખ્યું હતું. આ પરથી જણાય છે કે જ્યારે જ્યેષ્ઠ શાખાને ગજનીમાંથી હાંકી કાઢવામાં આવી ત્યારે તે યદુગિરિમાં પોતાના આપ્તોને આવીને મળી. બાબર આ યદુગિરિના અનુપમ સૌંદર્યથી પરમ મોહિત થયો હતો. તે જણાવે છે કે આ ભૂમિ કાશ્મીર સમાન લાગે છે.

૧ પ્રાચીન કાળમાં પરમાર લોકો મધ્ય ભારતવર્ષના મહા બળવાન શાસનકર્તા હતા. સુંદર દાસીઓ, સુવર્ણના પલંગો વગેરે વસ્તુઓ હિંદુ રાજકુમારીઓને પહેરામણી તરિકે આપવામાં આવતી હતી.

૨ સુબાહુ અને તેના પુત્ર તથા પૌત્રનાં શાસનસંબંધી વૃત્તાંત ગમે તેટલું અપૂર્ણ હોય, પરંતુ ખોરાસાનના ફરીદ અને તેના સહયોગી રૂમના પાદશાહે ગજપર આક્રમણ કર્યું હતું એ વાતનું પ્રબલ પ્રમાણ આપણને ઍન્ટિઓકસના ઇતિહાસમાંથી પ્રાપ્ત થાય છે. ઉક્ત પાદશાહોએ ઇ૦સ૦ પૂર્વે ૨૦૪માં બૅક્ટ્રિયા તથા ભારતવર્ષપર આક્રમણ કર્યું હતું. આ પાદશાહોની સામેનાં યુદ્ધમાં જે સિથિયાપતિ માર્યો ગયો હતો તેણે ભારતવર્ષના રાજા સોફાગસેનની પાસેથી ખંડણીતરિકે હાથી લીધા હતા એ વૃત્તાંત આજપર્યંત આપણને પ્રાપ્ત થાય છે. વળી મિસરના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે સોફાગસેનસ ગજનીના યદુવંશીઓનો અધીશ્વર હતો. એમ પ્રતિત થાય છે કે સુબાહુ અને ગજ એ ઉભય નામોનું સંમિશ્રણ કરીને ગ્રીક ઇતિહાસવેત્તાએ સોફાગસેનસ નામ ઉપજાવી કાઢ્યું હતું.

૩ કોઈ પણ ભૌગોલિક પુસ્તકમાં હરિયૂ અને કુંજ શહેરનાં નામ આપવામાં આવ્યાં નથી. સર વિલિયમ જણાવે છે કે, "ખોરાસાનમાં કુંજરે શાખ અને બલ્ખમાં પિકેર નામનાં નગરો છે. "

ઉભય પક્ષોની વચ્ચે ભયંકર સમરાગ્નિ પ્રદીપ્ત થયો. આ યુદ્ધમાં આક્રમણ કરનાર યવનોના ત્રીસ હજાર માણસો નાશ પામ્યાં અને તેમનો સખ્ત પરાભવ થયો. હિંદુઓના કેવલ ચાર હજાર માણસો આ યુદ્ધમાં માર્યાં ગયાં. પછી યવનોની શેષ સેના પુનઃ લડવાને આવી. નરેશ્વર રજે આ સમયે પણ પૂર્વવત્ પોતાના પ્રબલ બાહુબલથી સમરમાં પોતાના શત્રુઓને પરાસ્ત કરી દીધા. આ સમયે તેનો પુત્ર ગજ પૂર્વદેશના રાજા યદુભાનુની પુત્રી હંસાવતીની સાથે વિવાહ કરી પોતાની સ્ત્રીની સાથે રણક્ષેત્રમાં આવ્યો હતો. આ રણક્ષેત્રમાં નરપતિ રજ શત્રુઓના શસ્ત્રાઘાતથી ક્ષત-વિક્ષત થઇ મરણ પામ્યા. ખોરાસાનપતિ બે યુદ્ધોમાં સંપૂર્ણતઃ પરાસ્ત થયો અને અંતે તેણે મૂર્તિપૂજકોના રાજ્યમાં કુરાનનો[1] પ્રચાર કરવાને અને મહમદ પયગંબરના નિયત કરેલા ધારા સ્થાપિત કરવાને માટે રૂમના પાદશાહની પાસે સેનાની સહાય માગી. જે સમયે યવનો આ પ્રકારે પોતાનું બળ સંગ્રહિત કરતા હતા તે સમયે રાજા ગજે પોતાના મંત્રીઓની એક સભા બોલાવી અને તેઓ સ્વદેશનું સંરક્ષણ શી રીતે કરવું તે વિષે વિચાર કરવા લાગ્યા.

આ દેશમાં એવો કોઇપણ કિલ્લો નહોતો કે જેમાં રહી અસંખ્ય શત્રુઓની સામે સંગ્રામ કરી શકાય. આથી સર્વની સંમતિ લઇ રાજા ગજે ઉત્તર તરફના પર્વતપર એક અતિ પ્રચંડ કિલ્લો બંધાવ્યો. હવે રાજા ગજ પોતાના રાજ્યનું સંરક્ષણ કરવાને માટે પોતાની કુલદેવીની ઉપાસના કરવા લાગ્યા; પરંતુ દેવીએ રાજાને કહ્યું કેઃ—“ હિંદુઓના શાસનનો લોપ થશે. ” તે છતાં પણ તેણે તેને નવા બંધાવેલા કિલ્લાનું ગજની નામ રાખવાની આજ્ઞા કરી. જે સમયે કિલ્લો યથાર્થ રીતે બંધાઇને તૈયાર થયો તે સમયે રાજા ગજને સમાચાર મળ્યા કે રૂમ અને ખોરાસાન એ ઉભય દેશોના અધીશ્વરો પોતપોતાની સેના લઇ અત્યંત નિકટ આવી પહોંચ્યા છે.

“રૂમીપતિ ખુરાસાનપતિ, હય ગય પાખ્ખડ પાય;
ચિંતા તેરે ચિત લગી, સુનિયો યદુપતિ રાય. ”

પછી રાજા ગજ યુદ્ધનો ડંકો વગડાવવા લાગ્યો, સેના સજ્જ કરવા લાગ્યો અને સરદારોને પારિતોષિક આપવા લાગ્યો. તેણે જ્યોતિષીઓને બોલાવી તેમને રણમાં જવા માટે શુભ મુહૂર્ત જોવાની આજ્ઞા કરી. જ્યોતિષીઓએ કહ્યું કેઃ—“ હમણાં શુભ મુહૂર્ત છે, માટે આજ ક્ષણે સમરભૂમિ તરફ કૂચ કરવા માંડશો તો અવશ્ય વિજય પ્રાપ્ત થશે. ”

માઘ માસના શુકલ પક્ષની ત્રયોદશી અને ગુરૂવારને દિવસે એક પ્રહર દિન ચઢ્યો ત્યારે રણ-યાત્રાની સૂચના આપનાર રણશીંગુ વાગ્યું. તે દિવસે મહારાજાએ કેવલ આઠ કોશનીજ કૂચ કરી છાવણી નાખી. ઉક્ત ઉભય મ્લેચ્છ રાજાઓ પણ પોતપોતાની સેના લઇ કૂચ કરવા લાગ્યા; પરંતુ તેજ રાત્રે ખોરાસાનપતિએ ઉદરરોગથી પ્રાણત્યાગ કર્યો. જ્યારે રૂમના શાહ સિકંદરની પાસે એવા સમાચાર પહોંચ્યા કે શાહ મમરેઝનું મૃત્યુ થયું છે, ત્યારે તે ભયભીત થઇ બોલી ઉઠયો કેઃ—“જ્યારે આપણે મર્ત્યલોકના માનવીઓ મોટી મોટી યોજનાઓ ઘડીએ છીએ ત્યારે દૈવની ઇચ્છા કાંઇ જૂદીજ હોય છે. ” તે છતાં પણ તે યવનોનું પ્રચંડ સૈન્ય લઇને આગળ ચાલ્યો. હાથીની પીઠપર હોદ્દો રાખવામાં આવ્યો અને સૈનિકો નિયમિતરીતે કૂચ કરવા લાગ્યા. તેમના પાદધ્વનિથી દિશાઓ કંપવા લાગી અને ભયંકર રણભેરી વાગવા લાગી. સેનાનું ભયંકર પૂર આગળ અને આગળ ધસવા લાગ્યું, ધૂળ ઉડવાથી આકાશ આવૃત્ત થઇ ગયું અને સર્વત્ર અંધકાર છવાઇ ગયો. રાજા ગજ અને તેમના મંત્રીઓએ કુલદેવતાની પૂજા કરી, યોગિનીઓને રક્ષાને માટે પાછળ રાખી અસીમ સાહસપૂર્વક આગળ કૂચ કરવા માંડી. હવે ઉભય પક્ષો સામસામે થયાં. યોદ્ધાઓ ક્રોધિત થયેલા સિંહની પેઠે એક-બીજાપર આક્રમણ કરવા લાગ્યા. પૃથ્વી કંપાયમાન થઇ ગઇ. આકાશમાં અંધકાર છવાઇ ગયો. આ ઘોર અંધકારમાં વીરોની ઉજ્જ્વલ તલવાર સિવાય ઇતર કોઇ પણ વસ્તુ દૃગ્ગોચર થતી નહોતી. સમરનાં વાજાં વાગવા લાગ્યાં. ઘોડાના વિકટ શબ્દોએ રણભૂમિને કંપાયમાન કરી દીધી. ભાદરવા મહિનાની કાળી વાદળીઓની પેઠે પલટણો પરસ્પર અથડાવા લાગી. ચોતરફ યોદ્ધાઓનો સિંહનાદ

1 છઠું તર્જુમાના ૨૫૭ મા પૃષ્ઠમાં એવો ઉલ્લેખ છે કે મરાહુર મકામ પલાસીએ પણ આજ તરાીખથી પ્રચંડ સેના એકત્રિત કરી હતી અને તેમાં તેને ફતેહ મળી હતી.

થવા લાગ્યો. તલવારની ધારથી સેંકડો વીરોનાં શરીર છિન્નભિન્ન થઇ પૃથ્વીપર પડવા લાગ્યાં અને રુધિરની નદી વહેવા લાગી. ઉભય પક્ષોની વચ્ચે પ્રબલ સમરાગ્નિ પ્રદીપ્ત થઇ ઉઠયો. યદુરાય, યવનપાદશાહ અને ઉભયપક્ષના સરદારોએ અસીમ વીરતા પ્રકાશિત કરી પોતાની કીર્તિ ઉજ્જ્વલ કરી. મહા પરાક્રમી યોદ્ધાઓનાં શબથી યુદ્ધભૂમિ પરિપૂર્ણ ભરાઇ ગઇ. યોદ્ધાઓ પોતાના સ્વામીને માટે અસીમ સાહસપૂર્વક પ્રાણત્યાગ કરવા લાગ્યા. અંતે યવનપાદશાહની સેના પરાસ્ત થઇને નાસી ગઇ. તેના પચ્ચીસ હજાર સૈનિકો યુદ્ધભૂમિમાં કપાઇ ગયા હતા. શેષ હાથીઘોડા અને સર્વસ્વ મૂકી પ્રાણ લઇને નાસી ગયા. આ ભયાનક રણભૂમિમાં કેવળ સાત હજાર હિંદુઓએ પોતાના જીવનની આહુતિ આપી હતી. શીઘ્ર હિંદુઓની સેનામાં વિજયનો ડંકો વાગવા લાગ્યો અને યદુવંશી રાજા જયલક્ષ્મી પ્રાપ્ત કરી ગૌરવસહિત પોતાની રાજધાનીમાં પાછા ફર્યા.

મહારાજા ગજ આ પ્રકારે જય પ્રાપ્ત કરી પોતાની રાજધાનીમાં આવી વિરાજમાન થયા. યદુવંશી (ભટ્ટી) ઈતિહાસવેત્તાના મત પ્રમાણે મહારાજા ગજ ધર્મરાજ યુધિષ્ઠિરના સંવત ૩૦૦૮ માં વૈશાખની[1] શુદ તૃતીયા અને રવિવારને દિવસે રોહિણી નક્ષત્રમાં ગજનીના સિંહાસનપર વિરાજમાન થયા અને યદુવંશીઓનું શાસન કરવા લાગ્યા.

આ વિજયને લીધે તેમની શાસનશક્તિ અત્યંત પ્રબલ થઇ ગઇ. તેમણે ક્રમશઃ પશ્ચિમ તરફના સર્વ દેશો જીતી લઇ અંતે કાસ્મીરના રાજા કંદર્પકેલીને પોતાની પાસે આવવાની આજ્ઞા કરી; પરંતુ રાજા કંદર્પકેલીએ તેમની આજ્ઞાનું પાલન કર્યું નહિ. તેણે કહેવરાવી મોકલ્યું કે જ્યાંસુધી હું રણભૂમિમાં પરાસ્ત થઇશ નહિ ત્યાંસુધી જો સમસ્ત બ્રહ્માંડ મારાપર તૂટી પડશે તોપણ હું અન્ય રાજાની પાસે જઇશ નહિ. રાજા ગજ કંદર્પકેલીનો આ ઉત્તર સાંભળી અત્યંત ક્રોધિત થયા અને તેઓ શીઘ્ર કાસ્મીર જીતી લેવાને માટે સ્વસૈન્યસહિત કૂચ કરવા લાગ્યા. તેમણે ઘોર યુદ્ધ કરી કાસ્મીર જીતી લીધું અને કંદર્પકેલીની કન્યાની સાથે વિવાહ કર્યો. આ રાણીના ગર્ભથી રાજા ગજને શાલીવાહન નામનો એક પુત્ર થયો.

જ્યારે આ રાજકુમારની વય બાર વર્ષની થઇ ત્યારે એવા સમાચાર પ્રાપ્ત થયા કે મ્લેચ્છ લોકો પુનઃ ખોરાસાનથી યુદ્ધ કરવાને માટે ચઢી આવ્યા છે. આ સમાચાર પ્રાપ્ત થતાંજ રાજા ગજ પોતાની કુલદેવીના મંદિરમાં ગયો અને તેમાં એકલો બેસી તે દેવીની ઉપાસના કરવા લાગ્યો. તેમણે ત્રણ દિવસપર્યંત દેવીની ઉપાસના કરી. ત્યાર પછી ચોથે દિવસે દેવીએ તેમને દર્શન દીધાં અને કહ્યું કેઃ—“ તમારા હાથમાંથી શત્રુઓ આ સમયે અવસ્ય ગજની છીનવી લેશે, પરંતુ પ્રસંગ પ્રાપ્ત થતાં તમારા વંશજો પુનઃ આ ગજની પોતાના અધિકારમાં લઇ લેશે; પણ તેઓ હિંદુતરિકે નાહ, પરંતુ મુસલમાન બનીને આ શહેરપર અધિકાર સ્થાપિત કરશે. તમે તમારા પુત્ર શાલીવાહનને પૂર્વ દેશ તરફ હિંદુસમાજમાં મોકલી દો. શાલીવાહન ત્યાં જઈ પોતાનું નવીન રાજ્ય સ્થાપન કરશે. તેને પંદર પુત્રો થશે અને ક્રમશઃ તેના વંશનો વિસ્તાર થશે. તમે આ સમયે ગજનીની રક્ષાને માટે રણક્ષેત્રમાં શયન કરશો, પરંતુ પરલોકમાં આપને તેનો ઉત્તમ પુરસ્કાર પ્રાપ્ત થશે. ”

ગજે દેવીના મુખથી આ ભવિષ્યકથન સાંભળી શીઘ્ર પોતાનાં કુટુંબીઓ અને મિત્રમંડલીને બોલાવી તેમને પોતાના પુત્ર શાલીવાહનની સાથે જ્વાળામુખી[2] તીર્થની યાત્રાનું બહાનું કરી પૂર્વ દેશમાં મોકલી દીધાં.

થોડા સમયમાં શત્રુઓનું દલ ગજનીથી પાંચ કોશના અંતરપર આવી પહોંચ્યું. રાજા ગજ પોતાના કાકા શ્રીદેવને ગજનીની રક્ષા કરવાને માટે નિયુક્ત કરી સ્વયં સેનાને સાથે લઈ શત્રુઓપર આક્રમણ કરવાને માટે કૂચ કરવા લાગ્યા. ખોરાસાનના અધીશ્વરે પોતાની સેનાને પાંચ ભાગોમાં વિભક્ત કરી પોતાના શત્રુપર આક્રમણ કર્યું. ક્રમશઃ ભીષણ સમરે અત્યંત ભયંકર સ્વરૂપ ધારણ

---

૧ કર્નલ ટૉડે ઉક્ત સમયને ભ્રાંતિપૂર્ણ કહ્યો છે, પરંતુ અમે માનીએ છીએ કે તે સત્ય છે.

**હિંદી અનુવાદક.**

૨ જ્વાળામુખીને હિંદુઓનું પવિત્ર તીર્થ માનવામાં આવ્યું છે, તે સિવાલીક પર્વતપર આવેલું છે.

કર્યું. અંતે ખોરાસાનપતિ અને રાજા ગજ એ ઉભય રણભૂમિમાં માર્યા ગયા. પાંચ પ્રહર સુધી સંગ્રામ ચાલ્યો. આ યુદ્ધમાં એક લાખ મ્લેચ્છો અને ત્રીસ હજાર હિંદુઓનાં જીવનનું બલિદાન અપાયું. પછી ખોરાસાનપતિના પુત્રે ગજનીપર આક્રમણ કર્યું. શ્રીદેવે ત્રીસ દિવસ સુધી પ્રબળ પરાક્રમપૂર્વક ગજનીની રક્ષા કરી અને અંતે જોહર[1] કર્યા. આ યુદ્ધમાં નવ હજાર વીર હિંદુઓનો સંહાર થયો.૩૦

જ્યારે આ હૃદયભેદક અને પરમ શોચનીય હકિકત શાલીવાહનના સાંભળવામાં આવી ત્યારે તેઓ મહા શોકસાગરમાં નિમગ્ન થયા અને તેઓ પોતાની દિલગીરી દર્શાવવાને માટે બાર દિવસપર્યંત પૃથ્વીપર સુતા. અંતે તેમણે પંજાબમાં આવી નદનદીઓથી પરિપૂર્ણ એવી એક ભૂમિપર પોતાના માણસોને એકત્રિત કર્યા અને ત્યાં નવીન નગર સ્થાપન કર્યું. તેમણે આ નગરનું નામ પોતાના નામપરથી શાલીવાહનપુર રાખ્યું. આસપાસની ભૂમિના જમીનદારોએ તેમને પોતાના અધીશ્વરતરિકે સ્વીકાર્યા. મહારાજા વિક્રમાદિત્યના સંવત ૭૨ ના ભાદરવા માસની અષ્ટમી અને રવિવારને દિવસે શાલીવાહનપુર નગરની સ્થાપના થઇ હતી.[2]

શાલીવાહને ધીમે ધીમે પંજાબના સર્વ ભાગો જીતી લીધા. તેમને પંદર પુત્રો ઉત્પન્ન થયા, જે સર્વ રાજા થયા. તે પૈકી તેરનાં નામ નીચે પ્રમાણે છેઃ—

૧ બાલંદ, ૨ રસાલ, ૩ ધર્માંગદ, ૪ બચ્ચ, ૫ રૂપા, ૬ સુંદર, ૭ લેખ, ૮ જસકર્ણ, ૯ નીમા, ૧૦ માત, ૧૧ નેપક, ૧૨ ગાંગેવ, ૧૩ જગેવ.

આ સમસ્ત રાજકુમારોએ પોતાનાં બાહુબલથી એક એક સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી પોતાની શાસનશક્તિનો વિસ્તાર કર્યો.

બાલંદ યુવાવસ્થામાં આવતાંજ દિલ્હીના તુંવારવંશી અધીશ્વર જયપાલે પોતાની કન્યાના પાણિગ્રહણને માટે તેનાપર પ્રચલિતરીતિ અનુસાર નાળીએર મોકલ્યું. બાલંદે આદરસહિત તેનો સ્વીકાર કર્યો. તેઓ[3] દિલ્હીપતિની પુત્રીનું પાણિગ્રહણ કરવાને માટે મહાસમારોહસહિત ગયા. મહારાજા જયપાલે સામા આવી તેમને પરમ આદરસત્કાર આપવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. તેઓ પોતાની નવવિવાહિતા વધૂની સાથે શાલીવાહનપુરમાં આવ્યા. ત્યાર પછી શાલીવાહને પોતાના પિતાના મૃત્યુનો બદલો લેવાને માટે પોતાની સેના સજ્જ કરી. તેઓ વીરસાજથી સુસાજ્જત થઇ મ્લેચ્છોનો સંહાર અને ગજનીનો ઉદ્ધાર કરવાને માટે અટક નદીને પેલેપાર જઇ શત્રુ પક્ષના નેતા જલાલની વીસહજાર સેનાની સામે ખડા થયા. આ સમરમાં સમસ્ત મ્લેચ્છો માર્યા ગયા. મહારાજા શાલીવાહને જયલક્ષ્મી પ્રાપ્ત કરી ગર્વસહિત પોતાના પિતાની રાજધાની ગજનીપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. અલ્પ સમયપર્યંત ગજનીમાં રહી અંતે તેમણે પોતાના જ્યેષ્ઠ કુમાર બાલંદને ત્યાંના રાજ્યશાસનનો સમસ્ત ભાર અર્પણ કર્યો અને તેઓ પોતાની મૂળ રાજધાની શાલીવાહનપુરમાં પાછા આવ્યા; પરંતુ હવે ઝાઝા સમય સુધી આ સંસારમાં રહેવાનું તેમના ભાગ્યમાં નહોતું. શીઘ્ર તેમનું મૃત્યુ થયું. મહારાજા શાલીવાહને તેત્રીસ વર્ષ અને નવ માસપર્યંત રાજ્યછત્ર ધારણ કર્યું હતું.

પોતાના પિતાનું મૃત્યુ થયા પછી બાલંદ સિંહાસનપર અધિષ્ઠિત થયા. તેમના અન્યભ્રાતાઓ પંજાબના સમસ્ત પર્વતમય ભાગોમાં સ્થાપિત થઇ ચૂક્યા હતા; પરંતુ હવે મ્લેચ્છો પુનઃ પ્રબલ થઇ ઉઠયા. તેમણે પુનઃ પોતાના આધિપત્યનો વિસ્તાર કરી પરમ ઉદ્યોગપૂર્વક ગજનીની ચોતરફના દેશો પોતાના અધિકારમાં લઇ લીધા. આ સમયે બાલંદનો કોઇપણ મુખ્ય મંત્રી નહોતો. તેઓ એકલાજ

---

૧ જોહર વા જુહારની રીતિવિષે પાઠકોએ પ્રથમ ભાગમાં યથાસ્થાનપર વાંચ્યું હશે.

૨ ગઝનીથી નાઠેલા યદુવંશીઓએ વિ૦ સં૦ ૭૨ ( ઈ૦ સ૦ ૧૬ ) માં શાલિવાહનપુરની સ્થાપના કરી હતી. શાલિવાહનપુર પંજાબમાં કયા સ્થાનપર આવ્યું હતું તે નિર્ધારિત થઈ શકતું નથી, પરંતુ એમ પ્રતીત થાય છે કે તે લાહોરની અત્યંત નિકટ હતું.

૩ યદુવંશી ઈતિહાસવેત્તાએ પ્રાચીન અને અર્વાચીન કાળની ઐતિહાસિક ઘટનાઓને મિશ્રિત કરી દીધી છે. તેણે શૃંખલાબદ્ધ ઐતિહાસિક વૃત્તાંત લખ્યું નથી. તુંવાર રાજવંશની સુચિ[illegible]થી શાલિવાહનનો સમકાલીન કોઈ જયપાલ રાજા દિલ્હીના સિંહાસનપર હતો એમ પ્રતીત થતું નથી.

પોતાના રાજ્યના સમસ્ત ભાગોપર દેખરેખ રાખતા હતા. તેમને સાત પુત્રો થયા.

૧ ભટ્ટી, ૨ ભૂપતિ, ૩ કલૂરાવ, ૪ ઝંઝ,[1] ૫ સહરાવ, ૬ ભૈંસડેચ, ૭ મંગરેવ.

બાલંદના દ્વિતીય પુત્ર ભૂપતિને ચાકેતા નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. તેનાદ્વારા ચાકેતા જાતિની ઉત્પત્તિ થઇ. ચાકેતાને નીચે લખેલા આઠ પુત્રો ઉત્પન્ન થયા:—

૧ દેવસી, ૨ ભૈરાં, ૩ ક્ષેમકર્ણ, ૪ નાહર, ૫ જયપાલ, ૬ ધરસી, ૭ વિજલીખાન, ૮ સાહસમંદ.

બાલંદ પોતાના પૌત્ર ચાકેતાના હાથમાં ગજનીના શાસનનો ભાર અર્પણ કરી શાલીવાહનપુરમાં પાછા આવ્યા; પરંતુ આ સમયે મ્લેચ્છો એટલા બધા પ્રબલ બની ગયા હતા અને તેમની સંખ્યા પણ ક્રમશ: એટલી બધી વધી ગઇ હતી કે ચાકેતાએ ઉક્ત મ્લેચ્છોની સેના પોતાના સૈન્યમાં યુક્ત કરી દીધી અને અનેક મ્લેચ્છોને પોતાના સામંત બનાવ્યા. આ મ્લેચ્છસામંતો અને સૈનિકોએ મહારાજા ચાકેતાને નિવેદન કર્યું કે: " જો આપ આપનો પિતૃધર્મ છોડી દ્યો તો અમે આપને બલખબુખારાના સિંહાસનપર અભિષિક્ત કરીશું." ઉક્ત દેશમાં કેવલ ઉસ્બેક જાતિજ નિવાસ કરતી હતી; અને ત્યાંના રાજાને એકાદ પુત્ર પણ નહોતો. તેને કેવલ એક પરમસુંદર કન્યા હતી. તેનાપર મોહ પામી ચાકેતાએ તેનું પાણિગ્રહણ કર્યું અને અંતે તે તે દેશનો અધીશ્વર બન્યો. આ સમયે તેના હાથનીચે અઠ્ઠાવીસહજાર અશ્વારોહીઓ આવ્યા. બલખ અને બુખારાની વચ્ચે એક પ્રચંડ નદી વહે છે. ચાકેતા બાલ્હીક ( બલખ ) થી હિંદુસ્થાન સુધીના વિસ્તૃત દેશનો નૃપતિ બન્યો. આ ચાકેતાદ્વારાજ ચાકેતા મોગલજાતિની ઉત્પત્તિ[2] થઇ છે.

બાલંદના તૃતીય પુત્ર કલૂરાવને આઠ પુત્રો ઉત્પન્ન થયા. તેના વંશજો કલર નામથી ઓળખાય છે. તેના આઠ પુત્રોનાં નામ નીચે પ્રમાણે છે:—

૧ શિવદાસ, ૨ રામદાસ, ૩ અરસો, ૪ કિસતન, ૫ સમોહ, ૬ ગંગૂ, ૭ જસ્સૂ, ૮ ભાગૂ.

આ સર્વ જણે મુસલમાની ધર્મ અંગીકાર કર્યો. તેમના વંશજોની સંખ્યા પુષ્કળ વધી પડી. તેઓ ઉપરોક્ત નદીના પશ્ચિમ તટપર આવેલા પહાડી દેશમાં નિવાસ કરતા હતા અને તેઓ પ્રસિદ્ધ લૂંટારા હતા.[3] બાલંદના ચતુર્થ પુત્ર ઝંઝને સાત પુત્રો ઉત્પન્ન થયા:-

૧ ચંપૂ, ૨ ગોકુલ, ૩ મેઘરાજ, ૪ હંસા, ૫ ભાંદો, ૬ રાસૂ, ૭ જગ્ગૂ.

એના વંશજો ઝંઝ નામથી ઓળખાયા. બાલંદના ઇતર પુત્રો પણ ભિન્ન ભિન્ન શાખાના સ્થાપક બન્યા.

બાલંદનો જ્યેષ્ઠ પુત્ર ભટ્ટી પોતાના પિતાના સિંહાસનપર અધિષ્ઠિત થયા. ભટ્ટીએ પોતાના

---

૧ બાબરે યદુગિરિની યદુવંશમાંથી ઉત્પન્ન થયેલી જે જનજૂહી જાતિનો ઉલ્લેખ કર્યો છે તેજ જોહિયા વા જદુ જાતિ છે અને ઉક્ત ઝંઝ એ જાતિનો આદિપુરુષ હતો.

૨ ભારતવર્ષના પ્રાચીન યદુવંશી રાજાએ બલ્ખમાંજ મુસલમાની ધર્મ અંગીકાર કર્યો હતો. ચાકેતાઓનો નેતા તમૂચીન કે જે જંઘીસખાંના નામથી પ્રસિદ્ધ છે, તેને મૂર્તિપૂજક જણાવવામાં આવ્યો છે, એમાં કિંચિત્ પણ સંશય નથી; અને મુહમ્મદ ખ્વારઝમના પિતા તકશને પણ મૂર્તિપૂજક જણાવવામાં આવ્યા છે. એકને જટ વા જૂતિ જાતિના અને બીજાને તાક વા તક્ષકજાતિના જણાવવામાં આવ્યા છે. ઉક્ત ઉભય પુરુષોદ્વારાજ એશિયાની બે પ્રધાનજાતિઓ ઉત્પન્ન થઈ છે.

૩ પૂર્વે લખવામાં આવી ચૂકયું છે કે બાલંદના પંદર ભ્રાતાઓએ પંજાબના પર્વતમય ભાગોમાં પોતપોતાનાં રાજ્યો સ્થાપિત કર્યાં હતાં અને તેના પુત્રોએ સિંધુ નદીની પશ્ચિમે દામાનમાં પોતાનાં રાજ્યો સ્થાપન કર્યાં હતાં. સમસ્ત અફઘાનજાતિ નિયુજ (અર્થાત્ યાહુદી વંશમાંથી ઉત્પન્ન થઈ છે, એ જાણી લોકોનું કુતૂહલ વૃદ્ધિંગત થાય છે. આથી એવું અનુમાન થાય છે કે તેઓ મૂળ યદુવંશી હતા. તેમણે મુસલમાન ધર્મમાં દીક્ષિત થઈ યદુ શબ્દને યાહુદી શબ્દમાં ફેરવી નાખેલો હોવો જોઇએ. અફઘાનેનો પ્રધાન વંશ યુસુફજઈ કહેવાય છે અને કાબુલ એ તેનું આદિ નિવાસસ્થાન છે. વળી તેમની એક શાખા આજે પણ જાદુન કહેવાય છે. બાલંદના વંશજોએ સિંધુ નદીની પૂર્વ તરફનો પહાડી પ્રદેશ જીતી લીધો હતો અને તેઓ આજપર્યંત તેજ દેશમાં નિવાસ કરે છે. અફઘાનો યાહુદી લોકોમાંથી ઉત્પન્ન થયા નથી; પરંતુ યદુવંશમાંથી ઉત્પન્ન થયા છે, એ વાત સિદ્ધ કરનારાં પ્રમાણો ઉપલબ્ધ થયાં છે અને તે વાસ્તવમાં માનનીય પણ છે.

પ્રબલ પરાક્રમ અને બાહુબલથી ચૌદ રાજાઓને જીતી લીધા અને તેમની સમસ્ત સંપત્તિપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. તેમના ધનનું પરિમાણ એટલું બધું હતું કે તે ચોવીસ હજાર ખચ્ચરોપર લાદી શકાય. સાઠહજાર અશ્વારોહીઓ અને અસંખ્ય પાયદલ સિપાઇઓ તેમના તાબામાં હતા. મહારાજા ભટ્ટીએ સિંહાસનપર બેસતાંવેંતજ પોતાની સમસ્ત સેના લાહોરમાં એકત્રિત કરી અને કનકપુરના રાજા વીરભાનુ વાઘેલાની વિરુદ્ધ યુદ્ધ કરવાની તૈયારી કરી. શીઘ્ર કનકપુરમાં ભયંકર સમરાગ્નિ પ્રદીપ્ત થયો અને તે રણક્ષેત્રમાં વીરભાનુના ચાળીસહજાર યોદ્ધાઓનો નાશ થયો.

ભટ્ટીને બે પુત્રો થયા. એકનું નામ મંગલરાવ અને બીજાનું નામ મસૂરરાવ વા મહીસૂરરાવ હતું. આ મહાવીર ભટ્ટીથીજ ભટ્ટીવંશનું નામ ચાલ્યું. શતાવધિ વર્ષોથી આ વંશ યદુવંશના નામથી વિખ્યાત હતો; પરંતુ હવેથી તે ભટ્ટીવંશના નામથી પ્રસિદ્ધ થયો.

ભટ્ટીનું મૃત્યુ થયા પછી તેમનો પુત્ર મંગલરાવ પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયો; પરંતુ તે પોતાના પિતાના જેવો ભાગ્યશાળી નહોતો. થોડા સમયમાંજ ગજનીના અધીશ્વર ધુંધીએ પોતાના અસંખ્ય યોદ્ધાઓસહિત શીઘ્ર લાહોરપર આક્રમણ કર્યું; પરંતુ મંગલરાવે આ મ્લેચ્છોની સેના સામે યુદ્ધ કરવાની તૈયારી કરી નહિ. તે પોતાના જ્યેષ્ઠ કુમારને લઈ નદીતટપરના જંગલમાં નાસી ગયો. શાલીવાહનપુરના જે સ્થાનમાં રાજકુટુંબનાં માણસો રહેતાં હતાં તેમને શત્રુદલે ઘેરી લીધાં;પરંતુ ભટ્ટીનો બીજો પુત્ર મહીસૂરરાવ ત્યાંથી નાસીને લખ્ખી જંગલમાં જઇ વસ્યો.લખ્ખી જંગલમાં કેવળ કૃષિકારોજ વસતા હતા,તેથી મહીસૂરરાવે અતિ સરળતાથી તેમને પરાધીનતાની શૃંખલામાં પરિબદ્ધ કરી પોતાનું રાજ્ય સ્થાપિત કર્યું. મહીસૂરરાવને બે પુત્રો ઉત્પન્ન થયા. તેમાંના એકનું નામ અભયરાવ અને બીજાનું નામ શરણરાવ હતું. મોટા અભયરાવે પોતાના બાહુબલથી સમસ્ત લખ્ખી જંગલમાં પોતાની શાસનશક્તિનો વિસ્તાર કર્યો. ક્રમશઃ તેના વંશજોની સંખ્યા વધવા લાગી અને તેઓ આભોરિયા ભટ્ટીના નામથી ઓળખાયા. શરણરાવ પોતાના ભત્રીજાની સાથે ઝગડો કરી અન્ય સ્થાનપર ચાલ્યો ગયો અને ત્યાં તેના વંશજો વખત જતાં કૃષિકારની શ્રેણીમાં આવી પહોંચ્યા. તેઓ સાધારણતઃ શારણ ( ચારણ ) નામથી પ્રસિદ્ધ થયા.[૨]

ભટ્ટીનો જ્યેષ્ઠ પુત્ર મંગલરાવ કે જે મ્લેચ્છોના ભયથી પોતાના પિતાની રાજધાની શાલીવાહનપુર છોડીને નાસી ગયો હતો તેને નિમ્નલિખિત છ પુત્રો હતાઃ—

૧ મંડમરાવ, ૨ કલરસી, ૩ મુંદરાજ, ૪ શિવરાજ, ૫ ફૂલ, ૬ કેવલ.

જે સમયે મંગલરાવ પોતાના પિતાના રાજ્યમાંથી નાસી ગયો તે સમયે લોકોએ ગુપ્તરીતે તેના પુત્રોની રક્ષા કરી હતી. તક્ષક જાતિનો[૩] સતીદાસ નામનો એક ભૂમીઓ હતો. તેના પૂર્વજો પ્રાચીન ભટ્ટી રાજાથી પાદાક્રાંત થઈ અત્યંત દીન દશામાં પડયા હતા. તેણે પ્રાચીન વૈર લેવાને માટે વિજેતા

---

૧ દેશી ઇતિહાસવેત્તાનો મત એવો છે કે લાહોર અને શાલિવાહનપુર એ એકજ રાજધાની હતી; પરંતુ પાછળથી જાણવામાં આવ્યું છે કે ઉક્ત ઉભય નામો એકજ નગરનાં નહોતાં. ઉક્ત નગરો એકબીજાની નિકટ હતાં. શાલિવાહનપુર વા શાલપુર પંજાબમાં કયે સ્થાને હતું તેનો નિર્ણય કરી શકાતો નથી.

૨ કર્નલ ટૉડ જણાવે છે કેઃ-" જાટોનું નિવાસસ્થાન કંદહાર હતું; " પરંતુ જાટો સ્વયં કહે છે કે કંદહારમાં યદુવંશીઓનો નિવાસ હતો. હવે કોની વાતપર આપણે વિશ્વાસ મૂકવો ? દેશી ઇતિહાસવેત્તા એવું પ્રમાણ આપે છે કે ચારણદ્વારા જાટોની ઉત્પત્તિ થઈ છે અને તેઓ યદુવંશી છે. કર્નલ ટૉડે અનેક સ્થળે જાટોની સાદશ્યતા મધ્ય એશિયાની જીત જાતિની સાથે બતાવી છે. તેમણે કિંચિન્માત્ર સાદશ્યતા જોઇનેજ આ પ્રકારનો વિચિત્ર સિદ્ધાંત સ્થાપન કર્યો છે. તેમણે લખ્યું છે કે બિયાના અને ભરતપુરના જાટો કંદહારથી આવ્યા હતા અને તેઓ યદુવંશી છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે; પરંતુ ચારણના વંશજો જાટ શામાટે કહેવાયા તે કહી શકાતુ નથી. અમે કહી શકીએ છીએ કે શરણ અવસ્ય પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનો કોઇ મહાન અપરાધ કરી સમાજથી બહિષ્કૃત થયો હતો અને તેજ કારણથી તેના વંશજોની અવનતિ થઇ હતી. હિંદી અનુવાદક

૩ કર્નલ ટૉડ જણાવે છે કે યદુવંશીઓ પંજાબના સિંહાસનપર અધિષ્ઠિત થયા તેના સંબંધમાં એક અત્યંત મહત્વની વાત અહીંઆં જાણવાયોગ્ય છે. મેં એક સ્થાનપર ટાકજાતિનું સંક્ષિપ્ત વૃત્તાંત લખ્યું છે અને ત્યાર પછી

મ્લેચ્છરાજને નિવેદન કર્યું કે મંગલરાવના અનેક પુત્રો અને તેના કુટુંબનાં ઇતર માણસો આ નગરમાં એક વણિકના ઘરમાં રહે છે. મ્લેચ્છરાજે તેના આ શબ્દો સાંભળી શીઘ્ર તેની સાથે પોતાની સેના મોકલી દીધી. સતીદાસ આ સેનાની સાથે ઉક્ત વણિકને ઘેર ગયો. તે વણિકનું નામ શ્રીધર હતું. સતીદાસ તેને પકડીને રાજાની સન્મુખ લઇ આવ્યો. મ્લેચ્છરાજે શ્રીધરને કહ્યું:-" જો તમે શાલીવાહનના કુળના પ્રત્યેક રાજકુમારને મારી સન્મુખ નહિ લાવો તો સ્મરણમાં રાખજો કે તમારા કુટુંબના એકપણ માણસને જીવતું છોડીશ નહિ." મ્લેચ્છરાજના આ શબ્દોથી અત્યંત ભયભીત થઇ શ્રીધરે નમ્રતાપૂર્વક તેને જણાવ્યું કે:-" મારે ત્યાં રાજાનો એક પણ પુત્ર નથી; અને કેટલાક છોકરાઓ મારા ઘરમાં રહે છે, તે એક ભૂમીઆના પુત્ર છે. તે ભૂમીઆપર મારૂં લહેણું છે અને તે યુદ્ધના સમયમાં નાસી ગયો છે." મ્લેચ્છરાજે ઉક્ત શાહુકારનાં આ વચનોપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ અને તેણે શીઘ્ર ઉક્ત બાલકોને પોતાની સન્મુખ લાવવાની આજ્ઞા કરી. જ્યારે ઉક્ત શાહુકારે જોયું કે પાદશાહની આજ્ઞા માન્યાવિના છૂટકો નથી તેમજ કુમારોના પ્રાણ બચાવવાનો ઇતર કાંઇ માર્ગ નથી, ત્યારે તેણે રાજકુમારોને કૃષિકારના બાલકોના વેષમાં તેની સન્મુખ આણ્યા. મ્લેચ્છ અને ભૂમીઆઓની કન્યા સાથે તેમના વિવાહ કર્યા. આ પ્રકારે શાલીવાહનના કુલના જે રાજકુમારો શ્રીધરના ઘરમાં હતા, તેમાંના કલરસીના વંશજો કલોરિયાજાટ અને મુંદરાજ તથા શિવરાજના વંશજો મુંદાજાટ તથા શીવરાજાટ કહેવાયા; અને રાજકુમાર ફૂલ તથા રાજકુમાર કેવલને હજામ તથા કુંભારતરિકે મ્લેચ્છરાજની સન્મુખ ઓળખાવ્યા હતા તેથી તેમને તે જાતિમાં નાખી દેવામાં આવ્યા.

મંગલરાવ ગાડા નદીના તટપરના જંગલમાં રહેતા હતા, ત્યાંથી તેમણે નીકળીને નદી ઓળંગી એક નવીન દેશપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપિત કર્યું. આ સમયે બરાહા[1] જાતિ ઉક્ત નદીના તટપર નિવાસ કરતી હતી. તેમની પૂર્વે ત્યાં બૂત લોકોનો બૂતા નામનો[2] રાજપૂત રાજા હતો. વળી ત્યાં પુંગલદેશના[3] પરમારો, ધાત દેશના સોઢા અને લુદ્ર દેશના લુદ્ર[4] રાજપૂતો પણ નિવાસ કરતા હતા. મંગલરાવે આ રાજાઓની પાસે આશ્રય લીધો અને સોઢા જાતિના અધીશ્વરની સંમતિથી તેમણે લુદ્ર, બરાહા અને સોઢા જાતિનાં નિવાસસ્થાનની વચ્ચેના ભૂખંડપર પોતાનો નિવાસ કર્યો. જ્યારે મંગલરાવનું મૃત્યુ થયું ત્યારે તેમનો પુત્ર મંડમરાવ પોતાના પિતાના પદપર વિરાજમાન થયો.

મંડમરાવ પોતાના પિતાની સાથે શાલીવાહનપુરથી નાસી ગયો હતો. આસપાસના રાજાઓએ તેને મંગલરાવનો યથાર્થ ઉત્તરાધિકારી ગણી તેના અભિષેકના પ્રસંગે તેનાપર કિંમતી ભેટો મોકલી આપી. અમરકોટના સોઢા જાતિના રાજાએ પોતાની કન્યા તેને અર્પણ કરવાની પોતાની ઇચ્છા જણાવી. મંડમરાવે શીઘ્ર તેની માગણી કબૂલ કરી અને અમરકોટમાં મોટી ધામધૂમસહિત તેનો વિવાહ થયો. મંડમરાવને ત્રણ પુત્રો ઉત્પન્ન થયા:—

---

મને ટાકજાતિની પ્રાચીન રાજધાની જડી. પૂર્વે મેં એવું અનુમાન કર્યું હતું કે તક્ષશિલાનગરનું નામ કોઈ મનુષ્યના નામપરથી પડ્યુ હશે; પરંતુ હવે મને સમજાય છે કે ત્યાંના અધીશ્વરો તક્ષક વા નાગવંશના રાજાઓ હતા તે પરથી ઉક્ત નામ પડ્યું છે. બાબરે પોતાના પુસ્તકમાં જણાવ્યું છે કે:-" પશ્ચિમમાં એક જંગલ છે જેને બાજાર વા ટાક કહેવામાં આવે છે અને ત્યાંના રાજાનું નામ તાક છે." ટાકનગર દીર્ઘકાળથી દામાનની રાજધાની હતું. મહાશય એલ્ફીન્સ્ટનના નકશામાં જે બારતાક નામનું સ્થાન છે અને જેને બાબરે ટાક કહ્યું છે તે અટકથી કેટલાક કોશને અંતરે આવેલું છે. જે તક વા તક્ષક અર્થાત્ નાગવંશ એક સમયે સમસ્ત ભારતવર્ષમાં વિસ્તારિત થયો હતો, તેનાજ નામપરથી નિઃસંદેહ ઉક્તનગર અને નદીનાં નામ પડયાં છે.

૧ બરાહા જાતિ રાજપૂતોની એક શાખા છે. તેઓ હાલમાં મુસલમાન થઈ ગયા છે.

૨ આ બૂતા રાજપૂતજાતિનો હાલમાં લોપ થઇ ગયો છે.

૩ અત્યંત પ્રાચીનકાળથી પરમારલોકો પુંગલમાં નિવાસ કરતા આવ્યા છે. સ્મરણાતીત કાળથી અમરકોટને સોઢા રાજવંશ મરુક્ષેત્રમાં નિવાસ કરતો આવ્યો છે. એલેક્ઝાંડરે જે સગદા જાતિનો ઉલ્લેખ કર્યો છે, તે જાતિ આજ છે એમ પ્રતીત થાય છે.

૪ લુદ્રદેશનું વર્ણન પાછળ પ્રકટ કરવામાં આવશે.

૧ કેહર, ૨ મૂલરાજ,[1] ૩ ગોગલી.

કેહર પરમ તેજસ્વી અને અસીમ સાહસિક પુરુષ હતો. એક સમયે આરોરથી[2] કેટલાક સો ઘોડાઓ વાણિજ્યદ્રવ્ય લઇને મુલતાન તરફ જતા હતા. આ સમાચાર સાંભળતાંવેંતજ કેહરે પોતાના કેટલાક યોદ્ધાઓને ઉંટના વ્યાપારીઓનો વેષ પરિધાન કરાવ્યો અને તેમને ઉક્ત ઘોડાઓની પાછળ મોકલ્યા. તેમણે અતિ શીઘ્રતાથી જઇ પંચનદના તટપર ઉક્ત ઘોડાઓપર આક્રમણ કર્યું અને તેમની પીઠપરનું સમસ્ત દ્રવ્ય લુંટી લઇ તેઓ પાછા પોતાના સ્થાનપર ચાલ્યા આવ્યા. આ પ્રકારનાં છલચાતુરીનાં કાર્યથી તેનું નામ સર્વત્ર વિખ્યાત થયું. પછી ઝાલોરના આલનસિંહ દેવડાએ મંડમરાવના યુવાવસ્થામાં આવેલા પુત્રોપર નાળીએર મોકલ્યાં. તેનો તેમણે સ્વીકાર કર્યો અને વિવાહકાર્ય મોટા સમારોહપૂર્વક સમાપ્ત થયું. વિવાહ થઈ ગયા પછી તેઓ પોતાના સ્થાનમાં ચાલ્યા ગયા. કેહરે પોતાની કુલદેવી તન્નોમાતાના નામથી એક કિલ્લાનો પાયો નાખ્યો, પરંતુ તે કિલ્લો બંધાઇને તૈયાર થયો તે પૂર્વે મંડમરાવનું મૃત્યુ થઇ ગયું.

કેહર પોતાના પિતાના પદપર અભિષિક્ત થયો. તે રાજસિંહાસનપર બેઠા ત્યાર પછી બરાહા જાતિના અધીશ્વર યશોરથે[3] તનોટનો કિલ્લો અમારી સરહદમાં બંધાવવામાં આવ્યો છે,એમ જણાવી સેનાસહિત આક્રમણ કર્યું; પરંતુ મૂલરાજે પરમ પરાક્રમપૂર્વક તનોટની રક્ષા કરી. અંતે બરાહા લોકોને પરાસ્ત કરીને નસાડી મૂક્યા.

સંવત ૭૮૭ (ઇ૦સ૦૭૩૧)ના માઘ માસની પૂર્ણિમા અને મંગળવારને દિવસે તનોટનો કિલ્લો બાંધવાનું કામ સમાપ્ત થઇ ગયું; અને દેવી તન્નો માતાનું પવિત્ર મંદિર ત્યાં સ્થાપિત થયું. અલ્પ સમય પછી બરાહારાજની સાથે સંધિ થઇ અને આ સંધિનું પરિણામ એ આવ્યું કે મૂલરાજની કન્યાની સાથે બરાહાપતિનો વિવાહ થયો.

મુરક્કામાં યદુ ભાટીઓની રાજધાની સ્થાપિત થઇ ત્યાંસુધીનોજ તેમનો પ્રાચીન ઇતિહાસ આપવો અમે આવશ્યક માનીએ છીએ. જો કે એક સુવિસ્તૃત અને વિખ્યાત વંશનો પ્રાચીન ઇતિહાસ અતિ સંક્ષેપમાં સમાવી દેવામાં આવ્યો છે; પરંતુ તેની સાથે જે ટીકાટિપ્પણો આપવામાં આવ્યાં છે તે દ્વારા પાઠકોનાં મનપર ઘણો પ્રકાશ પડશે અને તેમને યથાર્થ અનુમાન કરવામાં તે દ્વારા સહાય મળશે. ભાટીઓનો ઇતિહાસ નિમ્નલિખિત ચાર યુગોમાં વિભક્ત થયો છેઃ—

પ્રથમ—યદુવંશના પૂર્વપુરુષ હરિનો યુગ.

દ્વિતીય—જે યદુવંશીઓ ભારતવર્ષમાંથી નાસી ગયા અથવા જેમણે સ્વેચ્છાથી હરિકુલ અથવા પાંડવોની સાથે ભારતવર્ષનો ત્યાગ કરી સિંધુ નદીની પશ્ચિમ તરફના દેશોમાં ગમન કર્યું, જેમણે મરુસ્થલિમાં નિવાસ કર્યો, ગજની રાજ્યની સ્થાપના કરી અને રૂમ તથા ખોરાસાનના પાદશાહોની સાથે યુદ્ધ કર્યું તેમનો યુગ.

તૃતીય—જેઓ જાબુલીસ્થાનથી નાસી આવ્યા, જેમણે પંજાબમાં નિવાસ કર્યો અને જેમણે શાલિવાહનપુર નામક નવીન રાજધાનીની સ્થાપના કરી તેમનો યુગ.

ચતુર્થ—જેઓ પંજાબમાંથી નાઠા, જેઓ મરુભૂમિના પર્વત ઉપર વસ્યા અને જેમણે તનોટનો દુર્ગ બંધાવ્યો તેમનો યુગ.

આ યદુવંશના પ્રાચીન ઇતિહાસનું કેટલુંક વર્ણન અન્યત્ર[4] આપ્યું છે, તેથી તે વિષે અત્ર

---

૧ મૂલરાજને ત્રણ પુત્રો થયા હતા. તેમનાં નામ રાજપાલ, લોહવા અને ચૂવર હતાં. જ્યેષ્ઠકુમાર રાજપાલને રેન્નુ અને ગેચૂ નામના બે પુત્રો થયા. રેન્નુને નિમ્નલિખિત પાંચ પુત્રો ઉત્પન્ન થયાઃ—ચોકર, પોહર, ભુખ, કલસુ અને જયપાલ. તેમના પુત્રોએ પણ એક એક શાખાની સ્થાપના કરી.

૨ ઈ૦ ૧૮૧૧માં સિંધુનદીની ખીણમાં આ અત્યંત પ્રાચીન રાજધાની જોઇને હું પરમ આનંદ પામ્યો. અબુલફઝલે રાજા શીયરની જે રાજધાની આલોરનો ઉલ્લેખ કર્યો છે, તે આજ રાજધાની છે.

૩ ઉર્દુ તર્જુમામાં જશરથ નામ આપ્યું છે.

૪ કર્નલ ટૉડે રૉયલ એશિયાટિક સોસાયટિના પુસ્તકના તૃતીય વૉલ્યુમમાં યદુવંશીઓના ઇતિહાસની સમાલોચના કરી છે.

વિશેષ વિવેચન કરવું અનાવાસ્યક છે. ભિન્ન ભિન્ન સ્થળેથી પ્રાપ્ત થયેલી સત્ય ઘટનાઓ અને ભૌગોલિક પ્રમાણોથી સાધારણતઃ આ ઇતિહાસપર વિશ્વાસ રાખી શકાય છે અને યદુવંશી રાજાઓનું રાજ્ય મધ્ય એશિયામાં હતું અને મુસલમાનોનો અભ્યુદય થતાં તેમને ત્યાંથી નાસીને પુનઃ ભારતવર્ષમાં આવવું પડયું હતું એ વાત સત્ય માની શકાય છે. ગ્રીક ઇતિહાસવેત્તાઓનાં પુસ્તકોમાં આપણને આ વાતનાં પ્રમાણો પ્રાપ્ત થાય છે કે ગ્રીકવીર આન્ટિયોકસ આજ દેશમાં સોફાગસેન નામના ઇન્ડોસીથિયન રાજાના હાથથી માર્યો ગયો હતો. આ પરથી વિદિત થાય છે કે સીરિયા અને બેકિટ્રયાના અધીશ્વરની સાથે યદુવંશીઓએ યુદ્ધ કર્યું હતું. અનુમાન કરી શકાય છે કે સુબાહુ અને તેન પુત્ર ગજદ્વારા સોફાગસેન નામની ઉત્પત્તિ થઇ હશે. આ વાત અધિક સંભવિત છે; કારણ કે ગ્રીક ઇતિહાસમાં એવાં પણ પ્રમાણો પ્રાપ્ત થાય છે કે ગજનીના યદુવંશી રાજાઓએ ખોરાસાનના રાજાઓની સાથે યુદ્ધ કર્યાં હતાં.

સેઇસ્તાન અને ખીણની ઉભય બાજુએ પ્રાચીનકાળમાં યદુવંશની એક બીજી શાખા વસતી હતી. સીંદસમ્માનવંશ સાંબદ્વારા ઉત્પન્ન થયો છે; અને ગ્રીક ઇતિહાસવેત્તાઓએ આ વંશને સાંબ કહ્યો છે તથા આજ વંશના એક રાજાએ સિકંદરે ભારતવર્ષપર આક્રમણ કર્યું તે વખતે તેની સામે ભયંકર વિઘ્ન ઉપસ્થિત કર્યું હતું. આ વંશની રાજધાનીનું નામ સાંબકાકોટ વા સામ્બનગરી હતું અને આ નગરી અદ્યાપિ સિંધુ નદીના તટપર વિદ્યમાન છે. ગ્રીકોએ તેનું નામ મીનગઢ આપ્યું છે.

ચગતાઇ લોકો યદુવંશમાંથી ઉત્પન્ન થયા છે, એ અનુમાન અતિ મહત્વનું છે. મેવાડના રાણાઓના આદ્ય પુરુષ બાપ્પારાવે ચિતોડમાં પોતાની રાજધાની સ્થાપિત કરી ત્યાં પોતાના પુત્રોને મૂકીને મધ્ય ભારતનો પરિત્યાગ કરી ખોરાસાન તરફ ગમન કર્યું હતું.[૧] આ પ્રમાણોદ્વારા વિદિત થાય છે કે અતિ દૂરના પ્રદેશોમાં પણ હિંદુધર્મ પ્રચલિત હતો અને ભારતવર્ષ તથા મધ્ય એશિયાની વચ્ચે અસ્ખલિત વ્યવહાર ચાલતો હતો. ટ્રાન્સ, ઓક્ષિયાના અને પંજાબમાં આ વિષે તપાસ કરવાથી પુષ્કળ ઐતિહાસિક ઘટનાઓ જાણી શકાય તેમ છે. તત્ત્વશોધકો જંગલી આફ્રિકાને બદલે જો આ પ્રદેશોમાં શોધખોળ કરે તો તેમને અધિક મહત્ત્વનાં ઐતિહાસિક તત્ત્વો પ્રાપ્ત થઇ શકે; કારણ કે આ સ્થાનો સભ્યતાની જન્મભૂમિ છે.



૧ પોટાલમી સાહેબના જ્યુગ્રાફિયેસે સોગદિયાનાં ભૌગોલિક વૃત્તાંતમાં પાંડુ નામ પ્રાપ્ત થયું છે અને ઇવાન હેકલે હિરાત શબ્દની ઉત્પત્તિ હરિ શબ્દમાથી થયેલી જણાવી છે.

૨ હિરાતની નિકટ મર્વ પ્રદેશ છે, ત્યાં ભારતવર્ષના પાંડુકુલ તથા હરિકુલના માણસો ગયા હતા. આ દૂરના દેશોમાં જો તપાસ કરવામાં આવે તો પુષ્કળ શિલાલેખો પ્રાપ્ત થવાનો સંભવ છે. સમરકંદનાં તોરણદ્વારપર હમીરી ભાષામાં જે લેખ કોતરવામાં આવ્યો છે, તે અતિ ઉપયોગી છે. બૌદ્ધોનાં દેવમંદિરો તથા બામિયાની ગુહાઓમાં અત્યંત ઉપયોગી અને જાણવાલાયક લેખો પ્રાપ્ત થાય છે.

# अध्याय २ जो

ખલીફા વલીદનો સમકાલીન રાજા કેહર—તેના વંશજોએ સ્થાપન કરેલી ભિન્ન ભિન્ન શાખાઓ—કેહરે સૌથી પહેલાં સપાટ ભુમિમાં પોતાના રાજ્યનો કરેલો વિસ્તાર—તેનો વધ—તનુને મળેલો તેનો અધિકાર—બરાહા અને બુતા એ ઉભય જાતિઓપર કરેલું આક્રમણ—મુલ્તાનના રાજાએ તનોટના કિલ્લાપર નાખેલો ઘેરો—તેનો પરાજય—બૂતાની રાજકુમારોની સાથે થયેલો તનુનો વિવાહ— તેના પુત્રો—તનુને પ્રાપ્ત થયેલો ગુપ્ત દ્રવ્યભંડાર—બીજનોટ દુર્ગનું બંધાવું—તનુનું થયેલું મૃત્યુ—વિજયરાવને તેના પદની થયેલી પ્રાપ્તિ—ભટ્ટીઓના અધિપતિપર આક્રમણ કરવાને માટે લંગાજાતિ તથા બરાહાજાતિએ રચેલું ષડયંત્ર અને વિજયરાવે તેનાપર કરેલું આક્રમણ—વિજયરાવ અને તેના સ્વજનોનો વિશ્વાસઘાતપૂર્વક થયેલો વધ—એક બ્રાહ્મણદ્વારા દેવરાજના જીવનની થયેલી રક્ષા—તનોટપર સ્થાપિત કરેલો અધિકાર—ત્યાંના નિવાસીઓનો કરેલો વધ—બૂતાવન નામક સ્થાનમાં પોતાની માતાની સાથે દેવરાજને થયેલો મેળાપ—દેવરાવલની સ્થાપના અને બૂતા જાતિના સ્વામીએ તેપર કરેલું આક્રમણ—દેવરાજે તેને ઘેરીને તેનો કરેલો વધ—એક યોગીની સાથે ભટ્ટિ રાજાનો મેળાપ અને રાજાએ સ્વીકારેલી તેની શિષ્યતા—તેની રાવની ઉપાધિ બદલાઈને રાવલની ઉપાધિ થવી—દેવરાજે લંગાઓનો કરેલો વધ—લંગાઓએ સ્વીકારેલી તેની આધીનતા—લંગા જાતિનો ઇતિહાસ—દેવરાજે લુદ્રરાજપૂતોની રાજધાની લુદ્રવાપર સ્થાપિત કરેલો અધિકાર—ધારના રાજાના અપમાનનો લીધેલો બદલો—સ્વદેશહિતૈષીતાનું ઉત્કૃષ્ટ પ્રમાણ—ધારપર કરેલું આક્રમણ—લુદ્રવામાં પાછું આવવું—ખડાલ નામક સ્થાનમાં ખોદાવેલાં સરોવરો—તેનો થયેલો વધ—રાવલ મુંદને તેના પિતાનું સિંહાસન પ્રાપ્ત થવું—તેણે પિતાના મૃત્યુનું લીધેલું વૈર—તેના પુત્ર બાછુનો અણહિલપુરપાટણના વલ્લભસેનની પુત્રી સાથે થયેલો વિવાહ—ગજનીના મહમદના સમકાલીન રાજાઓ—કેટલાક ઘોડા પકડવા—પાછુ ભટ્ટિઓનું બોહિયાઓની પાસેથી પુંગલ જીતી લેવું—દુસ્સજે ખીચીઓપર કરેલું આક્રમણ—તેનું પોતાના ત્રણ ભ્રાતાઓની સાથે ખેડ પ્રદેશમાં જવું અને ગિહલોત રાજાની કન્યા સાથે વિવાહ કરવો—બાછરાવનું મૃત્યુ—દુસ્સજને થયેલી સિંહાસનપ્રાપ્તિ—સોઢા જાતિના રાજા હમીરે કરેલું આક્રમણ—હમીરના શાસનસમયમાં કગ્ગર નદીનો પ્રવાહ રોકાઈ જવાની—દંતકથા—દુસ્સજના પુત્રો—કનિષ્ઠ કુમાર લાંઝાવિજય રાવનો અણહિલપુરના રાજા સિદ્ધરાજ સોલંકાની કન્યા સાથે થયેલો વિવાહ—દુસ્સજના અન્યાન્ય પુત્રો— જયસલ અને વિજયરાવ—લાંઝાવિજયરાવના પુત્ર ભોજદેવને દુસ્સજનું મૃત્યુ થયા પશ્ચાત્ લુદ્રવાના સિંહાસનની થયેલી પ્રાપ્તિ—પોતાના ભત્રીજા ભોજદેવની વિરુદ્ધ જયસલે રચેલું ષડયંત્ર—ઘોરના સુલતાનની પાસેથી માગેલી સહાય અને અરોડ નામના સ્થાનમાં તેની સાથે મળવું—સુલતાનની સાથે મિત્રતા રાખવાની કરેલી પ્રતિજ્ઞા—ભોજદેવને પદભ્રષ્ટ કરવાને માટે મહમદ તરફથી મેળવેલો સહાય—લુદ્રવાપર આક્રમણ કરી તેને લૂંટી લેવું—ભોજદેવનો વધ—જયસલનું ભાટીઓના રાવલ બનવું—લુદ્રવાનો કરેલો ત્યાગ—

**નવીન રાજધાનીને માટે સ્થળ પસંદ કરવું-બ્રહ્મસર કુંડપરનો દૈવી લેખ-જેસલમીર રાજધાનીની સ્થાપના-જયસલનું મૃત્યુ-દ્વિતીય શાલીવાહનનું સિંહાસનપર બેસવું.**

પૂર્વ અધ્યાયમાં જે ભિન્ન ભિન્ન ઘટનાઓનું વર્ણન કરવામાં આવ્યું છે, તેમાં જે જે તારીખ અને સાલ આપવામાં આવ્યાં છે તે સંદેહાત્મક છે, એમાં કાંઈ શક નથી; પરંતુ હવે અમે ભટ્ટીજાતિનો સંપૂર્ણતઃ વિશ્વાસપાત્ર ઇતિહાસ આપવાને પ્રવૃત્ત થઇએ છીએ. ગજનીના યદુવંશી રાજાએ યુધિષ્ઠિર સંવતના ૩૦૦૮ મા વર્ષમાં રૂમ અને ખોરાસાનના[1] અધીશ્વરોને પરાસ્ત કર્યા હતા, એમ અન્યત્ર જણાવવામાં આવ્યું છે; પરંતુ અમે આ કાળ સત્ય માનતા નથી. વળી સંવત ૭૨ માં શાલિવાહને પોતાના કુટુંબીજનોની સાથે જાબુલીસ્થાનથી નાસીને પંજાબમાં નિવાસ કર્યો હતો, એ વાતપર પણ અમે શ્રદ્ધા કરતા નથી;[2] પરંતુ યદુવંશી ભટ્ટીઓએ મરુભૂમિમાં પ્રથમ રાજ્ય સ્થાપન કરીને તેના પ્રમાણસ્વરૂપે સંવત ૭૮૭ (ઇ૦ સ૦ ૭૩૧) માં તનોટ દુર્ગ બંધાવ્યો હતો, એ વાત અમે સંપૂર્ણતઃ સત્ય માનીએ છીએ.

ભટ્ટીજાતિના ઇતિહાસમાં જે કેહરનું નામ વિશેષ પ્રસિદ્ધ જણાય છે અને જેનાં અસીમ સાહસ અને વીરતાનું વર્ણન પૂર્વે કરવામાં આવ્યું છે, તે અવશ્ય ખલીફા વલીદનો સમકાલીન હતો. તેણે ભારતભૂમિમાં પોતાનો અધિકાર સ્થાપન કરીને સિંધ દેશના ઉત્તર ભાગમાં અંટરોડ નામના નગરમાં સૌથી પ્રથમ પોતાની રાજધાની સ્થાપન કરાવી હતી.

કર્નલ ટૉડે જે યદુભટ્ટીઇતિહાસપ્રણેતાના ગ્રંથમાંથી ભટ્ટીવંશનો પ્રાચીન ઇતિહાસ ઉધ્ધૃત કર્યો છે, તેમાં એવો ઉલ્લેખ છે કે કેહરને પાંચ પુત્રો ઉત્પન્ન થયાઃ-તનુ, ઉત્તેરાવ,[3] ચહા, ખાફરિયા અને આથહીન. આ સર્વ પુત્રોને અનેક પુત્રો ઉત્પન્ન થયા.

કેહરના પુત્રોએ પોતપોતાનાં નામથી પોતપોતાની જૂદી શાખા સ્થાપન કરી. કેહર તથા તેના પુત્રપૌત્રાદિ સર્વ વીરપુરુષ હતા અને તેમણે ચન્ન જાતિના રાજપૂતોના તાબાના અનેક દેશો જીતી લીધા.[4] આ રાજપૂતોએ વિલક્ષણ પ્રકારે કેહરપર વેર લીધું. જે સમયે કેહર મૃગયા ખેલવામાં નિમગ્ન

---

૧ પાદશાહ બાબરે લખ્યું છે કે ભારતવર્ષના નિવાસીઓ સિંધુ નદીના પશ્ચિમ તટ તરફના પ્રદેશને ખોરાસાન કહેતા હતા.

૨ ભટ્ટી લોકોએ પંજાબનો ત્યાગ કર્યો ત્યાર પછી જો કે અગીઆરસેં વર્ષો વ્યતીત થઇ ગયાં છે અને શાલીવાહનના વંશજોનો ધર્મ, ભાષા વગેરેમાં ફેરફાર થઈ ગયો છે; પરંતુ ઉકત પ્રદેશમાં અદ્યાપિ એવાં અનેક ભૌગોલિક પ્રમાણો પ્રાપ્ત થાય છે કે જે ત્યાં ભટ્ટીઓનો અધિકાર હોવાની સાક્ષી આપે છે. શાલિવાહનપુરની પાસે 'ભટ્ટીકાપીંડિ' તથા 'ભટ્ટીકાચક' વગેરે આવેલાં છે.

(કર્નલ ટૉડે ભટ્ટીઇતિહાસકારે આપેલા સમયપર તો અવિશ્વાસ પ્રકટ કર્યો છે; પરન્તુ અમે તેમનાથી ભિન્ન અભિપ્રાય ધરાવીએ છીએ. ભટ્ટીઇતિહાસકારે સન, તારીખ, માસ, વાર, તિથિ અને નક્ષત્ર સુદ્ધાંનો ઉલ્લેખ કર્યો છે, તો તેપર શી રીતે અવિશ્વાસ રાખી શકાય? આપણા દેશમાં ચાલતા સંવત્સરપ્રત્યે પાશ્ચિમાત્ય પંડિતોને વિશ્વાસ નથી અને કર્નલ ટૉડે પણ તેમનુંજ અનુકરણ કર્યું છે. આપણા દેશમાં ચિરકાલથી અનેક પ્રકારના સંવત, સન અને શક પ્રચલિત છે અને રાષ્ટ્રવિપ્લવથી અનેકનો લોપ થયો છે તથા તેને સ્થાને નવીન સંવત, સન તથા શક પ્રચલિત થયાં છે. આવી સ્થિતિમાં યદુભટ્ટીઓના ઇતિહાસકારે જે જે સંવતોનો ઉલ્લેખ કર્યો છે, તે તે સંવતો જો અખંડ ચાલ્યા આવ્યા હોત તો તે સંબંધે મત પ્રદર્શિત કરવાને અમે સમર્થ થાત; પરંતુ તે સર્વ ચાલુ રહ્યા નથી, તોપણ યુધિષ્ઠિરના સંવતના સંબંધમાં કોઈ પણ પ્રકારની શંકા નથી; પરંતુ કર્નલ ટૉડે યુધિષ્ઠિરના સંવતના સંબંધમાં પણ શંકા દર્શાવી છે તેનું કારણ એ છે કે તેથી અન્ય અંગ્રેજોની માન્યતા ખોટી ઠરે છે.)

૩ ઉત્તેરાવને પાંચ પુત્રો ઉત્પન્ન થયાઃ સુરના, સેહસી, જીવા, ચાકો અને અભો. તેમના વંશજો સાધારણતઃ ઉતેરાવ કહેવાય છે.

૪ ચન્નજાતિ હાલમાં લુપ્ત થઇ ગઈ છે.

હતો તે સમયે તેમણે તેના પ્રાણનો નાશ કર્યો.

કેહરના મૃત્યુ પછી તંનુજી પોતાના પિતાના સિંહાસનપર અભિષિક્ત થયા. તેમણે પ્રબલ પરાક્રમસહિત વરાહા[1] જાતિ અને મુલતાનની લંગા જાતિના તાબાના દેશોપર આક્રમણ કરી તેમનો વિધ્વંસ કરી નાખ્યો; પરંતુ ત્યાર પછી હુસેનશાહે લોહ બખ્તર પરિધાન કરી લંગા,[2] દુદી,[3] ખીચી,[4] મુગલ,[5] જોહિયા, જૂદ અને સૈદ જાતિના દશહજાર અશ્વારોહીઓ લઇને યાદવોપર આક્રમણ કર્યું. તે વરાહાજાતિના રાજ્યમાં પહોંચતાંની સાથેજ તે જાતિ તેની સાથે મળી ગઇ. આ સર્વ લોકોને પોતાનાપર પ્રચંડ બળ સાથે ચઢી આવેલા જોઇ તન્નુજી કિંચિત્ પણ ભયભીત થયા નહિ; પરંતુ તેઓ તેમનાપર તેટલાજ બળથી સામા થયા. ચાર દિવસપર્યંત યદુવંશપતિ તન્નુજીએ અતુલ પરાક્રમસહિત પોતાની રક્ષા કરી અને પાંચમા દિવસે પોતાના કિલ્લાનાં દ્વાર ખુલ્લાં કરી દેવાની આજ્ઞા આપી. તેમની આજ્ઞાનુસાર કિલ્લાનાં દ્વાર ખોલી દેવામાં આવ્યાં. તન્નુજી અને તેમનો વીરપુત્ર વિજયરાવ એ ઉભય પોતાની સર્વ યાદવ સેનાસહિત હાથમાં નગ્ન તલવાર ગ્રહણ કરી શત્રુઓની સામે ઉભા રહ્યા. યદુવંશી ક્ષત્રિયવીરોનાં પ્રબલ પરાક્રમથી શીઘ્ર સર્વ શત્રુઓ પરાસ્ત થઇ ગયા. સર્વથી પહેલાં વરાહાજાતિ નાસી ગઇ અને તેની પછી ઇતર જાતિઓ પણ જીવ લઇને પલાયન કરી ગઇ. રણમાં વિજય પ્રાપ્ત કરી તન્નુજીએ શત્રુઓની છાવણીપર આક્રમણ કર્યું અને તેમનું સર્વ દ્રવ્ય લૂંટી લીધું. આ શત્રુઓ પરાસ્ત થઇને નાસી ગયા પછી બૂતાવનના બૂતા રાજપૂતોના અધીશ્વર જીજૂએ તન્નુજી ઉપર નાળીએર મોકલ્યું. વિવાહ થઇ ગયા પછી તન્નુજીને મુલતાનના અધીશ્વરની સાથે સંધિ થઇ અને ઉભય વચ્ચે ગાઢ મિત્રતા બંધાઇ.

તન્નુજીને નિમ્નલિખિત પાંચ પુત્રો ઉત્પન્ન થયાઃ—વિજયરાવ, મુકુર, જયતુંગ, આલન અને રાખેચા.

તેમના દ્વિતીય પુત્ર મુકુરને ઘેર માહપાનો જન્મ થયો. માહપાને મહોલા અને દિકાઉ નામના પુત્રો થયા. આ દિકાઉએ પોતાના નામથી એક વિશાળ તળાવ ખોદાવ્યું હતું. તેમના પુત્રોએ સુતારનો ધંધો કરવા માંડયો અને તેઓ આજપર્યંત "મુકુર સુતાર" ના નામથી ઓળખાય છે.[6]

તન્નુજીના ત્રીજા પુત્ર જયતુંગને રત્નસી અને ચોહર નામના બે પુત્રો ઉત્પન્ન થયા. રત્નસી દીર્ઘકાળથી વિધ્વસ્ત થઇ ગયેલા બિક્રમપુર નગરમાં જઇ વસ્યા. ચોહરને કોલા અને ગિરિરાજ નામના બે પુત્રો ઉત્પન્ન થયા અને તેમણે કોલાસર તથા ગિરિરાજસર નામનાં બે નગરો સ્થાપન કર્યાં. તન્નુજીના ચતુર્થ પુત્ર આલનને નિમ્નલિખિત ચાર પુત્રો ઉત્પન્ન થયા. દેવસી, ત્રિપાલ, ભવાની તથા રોકેચો.

દેવસીના વંશજો રબારી અર્થાત્ ઉંટપાલકો થયા અને રોકેચોના ઉત્તરાધિકારીઓ વણિક બન્યા અને તેઓ ઓસવાલ ગણાવા લાગ્યા.[7]

---

૧ આ ઇન્ડોસીથિયન જાતિઓને પશુનાં નામ લાગુ પાડવામાં આવ્યાં છે. વરાહનો અર્થ સુવર થાય છે અને નૂમરી શબ્દનો અર્થ લોંકડી થાય છે. તક્ષક શબ્દનો અર્થ સર્પ છે અને અશ્વનો અર્થ ઘોડો છે. અમારા સ્વજાતિબંધુઓ પુરાણાદિનાં પઠનથી આ નામોની ઉત્પત્તિનું કારણ સારીરીતે સમજી શકશે.

૨ કર્નલ ટોડ જણાવે છે કે લંગા જાતિ અગ્નિ કુલની ચાર પ્રધાન શાખાઓ પૈકી સોલંકી શાખામાંથી ઉત્પન્ન થઈ છે. ત્યાર પછી લંગા લોકો મુસલમાન થઈ ગયા હતા. તેઓ સિંધુ નદીની પશ્ચિમ તરફ અલમાન દેશમાં નિવાસ કરતા હોય એ સંભવિત છે.

૩ પાદશાહ બાબરે ભારતવર્ષપર પોતાનો અધિકાર સ્થાપિત કરતી વખત માર્ગમાં જે જાતિઓની સામે પોતે શસ્ત્ર વાપર્યાં હતાં તે સર્વનાં નામોનો ઉલ્લેખ તેણે કર્યો છે; પરંતુ માત્ર દુદી જાતિનો ઉલ્લેખ કર્યો નથી.

૪ અહીં કવિ જણાવે છે કે ખીચી જાતિ ઉત્તર ભાગમાં નિવાસ કરતી હતી અને સિંધુ સાગર અર્થાત્ પંજાબના દોઆબમાં એક પ્રદેશ તેના અધિકારમાં હતો.

૫ આ ખોકર જાતિજ ગકવડ જાતિ હોય એવો સંભવ છે. બાબરે તેને ધોકર લખી છે.

૬ મુકુરની રખાત પુત્રોની ગણના રાજપૂતોમાં થઈ નથી. તેમની ગણના તેમની માતાની જાતિમાં થઈ છે.

૭ ભારતવર્ષમાં ઓસવાલ જાતિ સર્વથી ધનવાન હતી અને તેની સંખ્યા પણ વિશેષ હતી તે લોકો પ્રથમ ઓસિયા નગરમાં આવીને રહ્યા હતા, તેથી તેઓ ઓસવાલના નામથી પ્રસિદ્ધ થયા. તેઓ વાસ્તવમાં શુદ્ધ રાજ-

તન્નુજીને વિજાસની દેવીની કૃપાથી એક સ્થાનેથી પુષ્કળ ગુપ્ત દ્રવ્ય પ્રાપ્ત થયું. તેમણે તે ધનની સહાયથી એક મહા પ્રચંડ કિલ્લો બંધાવ્યો અને તેનું નામ બિજનોટ રાખ્યું. આજ કિલ્લામાં તેમણે સંવત ૮૧૩ (ઇ૦ સ૦ ૭૫૭) ના માઘ માસની ત્રયોદશીને દિવસે રોહિણી નક્ષત્રમાં દેવીની મૂર્તિ સ્થાપિત કરી. તેઓ એંશી વર્ષસુધી અતુલ પરાક્રમસહિત રાજ્ય કરી સ્વર્ગમાં ચાલ્યા ગયા.

સંવત ૮૭૦ ( ઇ૦ સ૦ ૮૧૪ ) માં વિજયરાવ પોતાના પિતાના સિંહાસનપર અધિષ્ઠિત થયા. તેમણે રાજ્યસિંહાસનપર બેઠા પછી પોતાની જાતિના જૂના શત્રુ વરાહાલોકોની સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. તેમણે શીઘ્ર તેમને પરાસ્ત કરી તેમની સર્વ સંપત્તિ લૂંટી લીધી. તેમને સંવત ૮૯૨ માં બૂતાજાતિની રાણીના ગર્ભથી એક કુમાર ઉત્પન્ન થયો, તેનું નામ દેવરાજ રાખવામાં આવ્યું. આ પ્રસંગે વરાહાલોકો અને લંગાલોકો પોતાના શત્રુઓને પરાસ્ત કરવાને માટે પરસ્પર મળી ગયા અને તેમની સામા થયા; પરંતુ અસીમ સાહસિક વિજયરાવે પોતાના પિતાની પેઠે વીરતા પ્રકાશિત કરીને તેમને રણક્ષેત્રમાં પરાસ્ત કરીને નસાડી મૂકયા. જ્યારે વરાહા અને લંગાલોકોને પોતાના શત્રુઓપર રણક્ષેત્રમાં વિજય મેળવવો અશક્ય જણાયો ત્યારે તેમણે પ્રપંચનો વિસ્તાર કરી તેમનો નાશ કરવાનો વિચાર કર્યો. દીર્ઘકાળથી પ્રજ્વલિત થયેલો વૈરાગ્નિ શાંત કરવાને માટે વરાહાજાતિના અધીશ્વરે પોતાની કન્યાનો વિવાહ વિજયરાવના પુત્ર દેવરાજની સાથે કરવાનો પ્રસ્તાવ કર્યો. ભટ્ટીરાજને પ્રપંચનો ગંધ પણ આવ્યો નહોતો, તેથી તેઓ પોતાના પુત્ર દેવરાજ અને આઠસેં જાતિબંધુઓને લઇને વરાહાપતિની રાજધાની ભટિંડામાં ગયા. તેઓ ત્યાં પહોંચ્યા કે તરતજ દુરાચારી વરાહોએ સંહારક મૂર્તિ ધારણ કરી સહસા તેમનાપર આક્રમણ કર્યું અને તેમને તથા તેમનાં સર્વ માણસોને કાપીને ખંડ ખંડ કરી નાખ્યાં. જ્યારે કુમાર દેવરાજે જોયું કે હવે મૃત્યુ નિકટજ છે, ત્યારે તેમણે પોતાના પ્રાણની રક્ષાને માટે વરાહારાજના પુરોહિતનું શરણ ગ્રહણ કર્યું. વરાહાલોકોએ કુમારનો વધ કરવાને માટે પુરોહિતના ઘરપર આક્રમણ કર્યું. પુરોહિતે જ્યારે પોતાના તથા કુમાર દેવરાજના મસ્તકપર ભયંકર વિપત્તિ આવી પડેલી જોઇ, ત્યારે તેણે કુમારના ગળામાં જનોઇ નાખીને કહ્યું કેઃ– " જેને આપ શોધો છો તે મારે ઘેર આવ્યો નથી." ત્યાર પછી તે પુરોહિતે દેવરાજની સાથે એક થાળીમાં ભોજન પણ કર્યું. આ ઘટના જોઇ વરાહોએ ધાર્યું કે, જેને અમે દેવરાજ ધારતા હતા તે દેવરાજ નથી. તે તો ક્ષત્રિય છે અને આ માણસ તો બ્રાહ્મણ છે. જો આ માણસ બ્રાહ્મણ ન હોત અને ક્ષત્રિય હોત તો પુરોહિત એની સાથે બેસીને કદિપણ ભોજન કરત નહિ.) આવો વિચાર કરી તેમણે પુરોહિતના ઘરનો ત્યાગ કર્યો અને ભટ્ટીઓની રાજધાની તનોટપર આક્રમણ કર્યું. કિલ્લામાં જેટલાં માણસો હતાં તે સર્વને તેમણે એક પછી એક મારી નાખ્યાં.

પ્રાણ જવાના ભયથી ભયગ્રસ્ત થઇને દેવરાજ દીર્ઘકાલપર્યંત વરાહાજાતિની વચ્ચે ગુપ્ત રીતે રહ્યા. અંતે સુઅવસર જોઇ તેઓ પોતાના માતામહ બૂતાવનના અધીશ્વરની પાસે ચાલ્યા ગયા. તેમણે નનસાલમાં પોતાની માતા પાસે જઇ તેમના ચરણનાં દર્શન કર્યાં. જે સમયે શત્રુઓએ તનોટના કિલ્લાને પોતાના આધકારમાં લઇ ત્યાંનાં પ્રત્યેક સ્ત્રીપુરુષના પ્રાણનો નાશ કર્યો, તે સમયે દેવરાજની માતા પૂર્વ જન્મના પુણ્યથી પોતાના પ્રાણ બચાવીને નાસીછૂટી હતી. દેવરાજનું મુખ જોઇ તે દુઃખિની માતા પરમ પ્રસન્ન થઈ. કુંવરના મસ્તકપરથી લવણ ઓવારી તેને પાણીમાં નાખી બોલીઃ "હે પુત્ર ! તારા શત્રુઓનો આજ પ્રમાણે નાશ થઈ જાઓ. " દેવરાજ દીર્ઘકાળપર્યંત પરાધીન અવસ્થામાં રહ્યા; અંતે તેમણે અત્યંત વ્યાકુળ થઇને પોતાના માતામહની પાસે એક ગામ માગ્યું. બૂતાવનના અધીશ્વરે પ્રથમથીજ તેમને એક ગામ આપવાનું કહ્યું હતું; પરંતુ જ્યારે તેના કુટુંબનાં માણસોએ આ વાત જાણી ત્યારે તેઓ તેને અત્યંત ભય દર્શાવીને બોલ્યાં કેઃ–" જો તમે દેવરાજને ગામ આપશો તો આ રાજ્યનું ઘણુંજ અનિષ્ટ થશે; માટે આપ એને

---

પૂતો છે. તેમનામાં એક શાખા નથી; પરંતુ પરમાર, સોલંકી, ભાટી, ઈત્યાદિ સમસ્ત શાખાઓ છે. તેઓ સર્વ જૈનધર્મનું અવલંબન કરે છે. ભારતવર્ષમાં સર્વત્ર આ ઓસવાલ લોકો વાણિજ્ય કરે છે. તેઓ સાધારણ રીતે મારવાડી કહેવાય છે. મારવાડ દેશપરથી તેમને મારવાડી કહેવામાં આવતા હશે, એવું અનુમાન સરલતાથી થઈ શકે છે; પરંતુ વાસ્તવમાં તેમ નથી.

ગામ આપશો નહિ." ભૂતાવનપતિએ પોતાનાં કુટુંબીજનોનાં વચનથી શંકિત પોતાના નિકટના પ્રદેશમાં ગામ નહિ આપતાં દૂરના ભાગમાં ઘણી થોડી ભૂમિ આપી. દેવરાજે આ ભૂમિમાં કેકય નામના એક શીલ્પીની સહાયથી ભટનેર[1] નામનો એક કિલ્લો બંધાવ્યો. તત્પશ્ચાત્ તેમણે થોડા દિવસમાં એક મહાપ્રચંડ કિલ્લો બંધાવ્યો અને પોતાના નામપરથી તેનું નામ દેવગઢ વા દેવરાવલ[2] રાખ્યું. સંવત ૯૦૯ ના માઘ માસની પંચમીને સોમવારે[3] આ કિલ્લાની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી.

જ્યારે ભૂતાવનના અધીશ્વરના સાંભળવામાં આવ્યું કે તેના દોહિત્રે કિલ્લો તૈયાર કર્યો છે, ત્યારે તેણે ક્રોધિત થઇને તે કિલ્લાને તોડી નાખવાને માટે એક સેના મોકલી. દેવરાજે આ સમાચાર સાંભળતાંની સાથે કિલ્લાની કુંચી પોતાની માતાને સોંપીને તેને પોતાના માતામહની પાસે મોકલી આપી અને સેનાના જે નેતા હતા તેમને કિલ્લો લેવાને માટે બોલાવી મંગાવ્યા. તે એકસોવીસ નેતાઓને હું કિલ્લો આપવાને રાજી છું, એવું બહાનું કરીને કિલ્લાની અંદર લઇ ગયો અને તેમણે એક એક કરીને સર્વને મારી નાખ્યા. સેના નેતાઓના અભાવથી છિન્નભિન્ન થઇને નાસી ગઇ. દેવરાજે ઉક્ત નેતાઓની લાશોને કિલ્લાની બહાર ફેંકાવી દીધી.

દેવરાજ જે સમયે ગુપ્તરીતે વરાહોના રાજ્યમાં રહેતા હતા, તે સમયે એકવાર એક યોગીએ તેમના પ્રાણ બચાવ્યા હતા. થોડા દિવસ પછી તે યોગી દેવરાજની પાસે આવ્યો અને તેમને સિદ્ધ પુરુષની ઉપાધિ આપી. આ યોગીમાં એવી શક્તિ હતી કે તે પ્રત્યેક ધાતુને સુવર્ણ બનાવી શકતો હતો. દેવરાજ જે ઘરમાં રહેતા હતા, તે ઘરમાં ઉક્ત યોગી થોડા દિવસપર્યંત રહ્યો હતો અને તેણે ત્યાં પોતાની વૈજ્ઞાનિક ક્રિયા કરી હતી. એક દિવસ તે યોગી રસથી ભરેલો ઘડો મૂકીને ક્યાંક ગયો. આ ઘડામાંના રસના એક બુંદનો દેવરાજની તલવારની સાથે સ્પર્શ થતાં તે આખી તલવાર સુવર્ણની બની ગઈ. આ ઘટના જોઇ દેવરાજ તે ઘડાને લઇને નાઠા અને તેની સહાયથીજ તેમણે દેવરાવલ કિલ્લો બંધાવ્યો. દીર્ઘકાળ પછી આવીને યોગીએ એવા સમાચાર સાંભળ્યા કે દેવરાજ સાંપ્રતમાં રાજસિંહાસનપર વિરાજમાન થયા છે. તેણે શીઘ્ર દેવરાજની મુલાકાત કરીને તેમને કહ્યું કેઃ "જો તમે મારા શિષ્ય બનીને યોગીનો વેષ ધારણ કરશો તો તમે મારો ઘડો લઇ આવ્યા છો તે વાત હું કોઇને પણ કહીશ નહિ." દેવરાજે શીઘ્ર ગુરુની આજ્ઞા માન્ય કરી. દેવરાજે ગુરુની આજ્ઞાનુસાર ગેરુવાં વસ્ત્રો પરિધાન કર્યાં અને તેઓ હાથમાં કમંડલ લઇને પોતાની પ્રજાનાં દ્વારપર ભિક્ષા માગવા લાગ્યા. તેમને એવી ભિક્ષા મળતી હતી કે તેમનું કમંડલ સુવર્ણ અને મોતીઓથી પરિપૂર્ણ થઇ જતું હતું. યદુવંશની ચિર ઉપાધિ 'રાય'ને બદલે તે સમયે યોગીએ તેમને રાવલની ઉપાધિ આપી. ત્યાર પછી યોગીએ દેવરાજને પુનઃ રાજતિલક કર્યું અને "જ્યાંસુધી યદુવંશ રહેશે ત્યાંસુધી આ પ્રમાણે રાજતિલક થયા કરશે" એવી પ્રતિજ્ઞા તેમની પાસે લેવરાવી. ત્યારપછી યોગી બાવા અંતર્ધાન[4] થઇ ગયા.

જ્યારે દેવરાજની ઉન્નતિ થઇ અને તેમનું સેનાબળ વધી પડયું, ત્યારે તેમણે યદુવંશીઓના પ્રચંડ શત્રુ વરાહલોકોને ઉચિત શિક્ષા આપવાનો નિશ્ચય કર્યો અને આ નિશ્ચય અલ્પ સમયમાંજ તેમણે સફળ કર્યો. તેમણે વરાહ લોકોનો સંપૂર્ણ પરાભવ કર્યો તેમની કુલવધૂઓના ઘુંઘટ સુદ્ધાં પોતાના હાથથી ખોલ્યા. આ પ્રકારે વરાહજાતિને ઉચિત ફળ આપીને તેઓ દેવરાવલમાં ચાલ્યા આવ્યા. ત્યારપછી તેમણે પોતાના શત્રુ લંગાલોકોપર આક્રમણ કરીને તેમને ઉચિત શિક્ષા આપવાનો નિશ્ચય કર્યો. લંગાલોકોનો યુવરાજ સેનાસહિત અલીપુર નામના સ્થળમાં વિવાહ કરવાને માટે જતો હતો, તે સમયે તેમણે તેનાપર આક્રમણ કર્યું અને અલ્પ સમયમાં એક સહસ્ર લંગાઓનો વધ કરી નાખ્યો. લંગાઓએ આ સમયે પરાસ્ત થઇ દેવરાજની આધીનતા સ્વીકારી. લંગા-

---

૧ બાટના અર્થાત્ ભાગ વહેંચનો એ પરથી આ કિલ્લાનું નામ ભટનેર પડયું છે. કલકત્તાનું નામ કરણ પણ આજ પ્રકારે થયું છે. ખાલકાટા ઉપરથી તેનું નામ કલકત્તા પડયું છે.

૨ મહાશય એલ્ફીન્સ્ટન જે સમયે બ્રિટિશસરકારના દૂતતરિકે કાબુલમાં ગયા હતા તે સમયે તેમણે દેવરાવલમાં વિશ્રામ કર્યો હતો. આ કિલ્લાપરથી ભૂતા રાજપૂતોનું રાજ્ય કયાં હતું તે પ્રમાણિત થાય છે.

૩ ઉર્દૂ તરજુમામાં પુષ્ય નક્ષત્ર પણ લખ્યું છે.

૪ ઉર્દૂ તરજુમામાં તે યોગીનું નામ બાબારત્ત લખ્યું છે.

ગણુ પરમ પરાક્રમી રાજપૂતો હતા.

લંગાલોકો રાજપૂત હતા અને તેઓ અગ્નિકુલની ચાર શાખાઓ પૈકી ચૌલુક્ય વા સોલંકી શાખા .ની સાથે સંબંધ ધરાવતા હતા. તેમનું આદિસ્થાન નવકોટ દેશમાં હતું.

સંવત ૭૮૭ (ઈ૦ સ૦ ૭૩૧) માં ભટ્ટીનેતાએ તનોટ દુર્ગ બંધાવ્યો ત્યારથી લઇને સંવત ૧૫૩૦ (ઇ૦ સ૦ ૧૪૭૪) પર્યંત અર્થાત્ ૭૪૩ વર્ષપર્યંત સીમાને માટે ભાટીજાતિની સાથે લંગાલોકોનું યુદ્ધ ચાલ્યું હતું; પરંતુ ત્યારપછી તે વિવાદાગ્નિ સર્વથા શાંત થઈ ગયો. ત્યાર પછી અલ્પ કાળમ બાબરે ભારતવર્ષપર આક્રમણ કર્યું અને તેણે તેને જીતી લઇ મુલતાનને પણ પોતાનાં સામ્રાજ્યમ સંયોજી દીધું. આ સમયે લંગાજાતિનો અધિકાર લુપ્ત થઈ ગયો. તવારિખ ફરિસ્તામાં આ લોકોને મુલતાનના શાસક કહ્યા છે. અને તેમનો જાણવા યોગ્ય ઇતિહાસ પણ તેમાં ઉપલબ્ધ થાય છે. આ વંશના પાંચ રાજાઓ પૈકી પ્રથમ રાજા હીજરી સન ૭૪૭ (ઈ૦ સ ૧૪૪૩) માં અર્થાત્ ચાચકના મૃત્યુ પૂર્વે ત્રીસ વર્ષપર રાજ્ય કરતો હતો. તે મુસલમાન ઇતિહાસ વેત્તાના હાથથી લખાયેલા ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કે જ્યાંસુધી ખીજરખાં સૈયદ દિલ્લીન સિંહાસનપર વિરાજમાન હતો ત્યાંસુધી તેણે શેખ યુસુફને પોતાના પ્રતિનિધિસ્વરૂપે મુલતાનમ નિયુક્ત કરીને રાખ્યો હતો. શેખ યુસુફે મુલતાનમાં રહી પોતાનાં ઉત્તમ આચરણોથી આસપાસન પ્રદેશના રાજાઓનાં મન હરણ કરી લીધાં. આ રાજાઓમાં લંગાજાતિનો અધીશ્વર રાય સેહરા પણ એક હતો. રાય સેહરાએ મુલતાનમાં જઇ શેખ યુસુફને બોલાવી તેના કરકમલમાં પોતાની પુત્રી આપ વાની ઇચ્છા પ્રકટ કરી અને તેને આધીન રહી તેની સેવા કરવાને પણ તે કબૂલ થયો. શેખ યુસુ તેના પ્રસ્તાવનો સ્વીકાર કર્યો. આ સમાચાર પવનવેગે સર્વત્ર પ્રસરી ગયા. રાય સેહરે યુસુફને આટ બધું સન્માન શામાટે આપ્યું, તે વાત કાંઈ ઝાઝા દિવસપર્યંત ગુપ્ત રહી નહિ. તેણે થોડા સમયમ શેખ યુસુફને બંદીવાન કરી દીધો અને તેને દિલ્લીમાં મોકલી આપ્યો. અને પોતાનું નામ કુતુબુદ્દી રાખી મુલતાનના સુબાની પદવી પ્રાપ્ત કરી.

ફરિસ્તામાં રાય સેહરા તથા તેના જાતિબંધુ લંગાલોકોને અફઘાન જણાવ્યા છે; પરંતુ ભટ્ટ વંશના ઇતિહાસમાં તેમને એક સ્થળે પઠાણ અને બીજે સ્થળે રાજપૂત જણાવવામાં આવ્યા છે. પઠાણો અને અફઘાનો તે સમયમાં મુસલમાન ધર્મ પાળતા હતા કે નહિ તે સ્પષ્ટરીતે જણાતું નથી. તેમને જે રાયની ઉપાધિ પ્રાપ્ત થઇ છે તે પરથી સિદ્ધ થાય છે કે તેઓ કોઇ સમયે હિંદુ હતા. અફઘાનજાતિ યાહુદ ધર્મ પાળતી હતી, એ વાતને મહાશય એલ્ફિન્સ્ટને અસત્ય ઠેરવી છે. તેઓ જણાવે છે, કે અફઘાન લોકો ની પસ્તો ભાષા સંસ્કૃતમાંથી ઉત્પન્ન થઈ છે. તેમાં ઝંદ ભાષાના અનેક શબ્દો ઉપલબ્ધ થાય છે; પરં હિબ્રુ ભાષાનો કોઇ પણ શબ્દ તેમાં નથી. હું જણાવી ચૂકયો છું કે અફઘાન લોકો યદુવંશમાંથી ઉ ત્પન્ન થયા છે અને યદુ શબ્દ અપભ્રષ્ટ થવાથીજ યાહુદી વા જૂજી શબ્દની ઉત્પત્તિ થઇ છે. આ મ કોઇ પણ પ્રકારે અસત્ય ઠેરવી શકાય એમ નથી. અફઘાનજાતિમાંથી યાહુદી લોકોની ઉત્પત્તિ થ નથી, એવો મહાશય એલ્ફીન્સ્ટનનો અભિપ્રાય અમે સત્ય માનીએ છીએ.

દેવરાવલની દક્ષિણ તરફ લોદ્રરાજપૂતો નિવાસ કરતા હતા. તેમની રાજધાનીનું નામ લુદ્ર હતું. આ નગર અતિ વિસ્તૃત હતું અને તેને બાર મોટા મોટા દરવાજા હતા. લુદ્ર રાજપુરોહિતે કોઇ કારણથી રાજાની સાથે વિવાદ થવાથી અંતે દેવરાજની પાસ આશ્રય ગ્રહણ કર્યો અને તેણે લુદ્રવાના રાજાને પદભ્રષ્ટ કરી તેનું સિંહાસન હસ્તગ કરવાને દેવરાજને સલાહ આપી. દેવરાજે રાજપુરોહિતોની સલાહ અનુસાર લુદ્રવાના રાજાપર એવો સંદેશ મોકલ્યો કે હું આપની કન્યાની સાથે વિવાહ કરવાની અભિલાષા ધરાવું છું. લુદ્રવાના રાજાએ દેવરાજ ને પોતાની કન્યા આપવામાં મહાન ગૌરવ માન્યું અને શીઘ્ર તેમનો પ્રસ્તાવ સ્વીકાર કરી લીધો. વીર શ્રેષ્ઠ દેવરાજ બારસેં અસીમ સાહસિક અશ્વારોહીની સેનાને પોતાની સાથે લઇ વરરાજા બની લુદ્રવ રાજધાનીમાં આવી પહોંચ્યા. તેમને માટે શીઘ્ર નગરનું દ્વાર ખોલી દેવામાં આવ્યું; પરંતુ દેવરાજ પોતાના સેવકો અને પોતાના સૈનિકોની સાથે નગરમાં પ્રવેશતાંની સાથેજ યુદ્ધનો આરંભ કરી દીધો

લોદ્ર[1] ગણો પરાસ્ત થઈ ગયા અને દેવરાજ તેમના સિંહાસનપર અભિષિક્ત થયા. પછી તેઓ લોદ્રપતિની કન્યાની સાથે વિવાહ કરી યાદવોનું એક દલ લોદ્રવામાં મૂકી દેવરાવલમાં પાછા ચાલ્યા આવ્યા. દેવરાજ આ સમયે છપ્પન હજાર અશ્વારોહી અને એક લાખ[2] ઉંટોના અધીશ્વર થયા.

આ સમયે યશોકર્ણ નામનો વૈશ્ય ધારાનગરીમાં થઈને જતો હતો. ધારાપતિ વૃજભાનુએ તેને ધનવાન માનીને બંદીવાન કરી લીધો અને તેનું સમસ્ત ધન લૂંટીને તેને છોડી દીધો. યશોકર્ણ દેવરાવલમાં જઇ નેત્રોમાં અશ્રુ ભરી નમ્રતાપૂર્વક મહારાજા દેવરાજને કહેવા લાગ્યોઃ "મહારાજ ! ધારાપતિએ મને વિનાકારણ બંદીવાન કરીને મને અનેક કષ્ટો આપ્યાં છે અને મારૂં સમસ્ત ધન લૂંટી લીધું છે. તેણે મારાપર કેવા અત્યાચારો કર્યાં હતા, તેનું એક પ્રમાણ હું આપને બતાવું છું. મારા ગળામાં બાંધેલાં દોરડાંનું ચિન્હ અદ્યાપિપર્યંત વિદ્યામાન છે." દેવરાજ યશોકર્ણનાં ગળામાં દોરડાંનું ચિન્હ જોઇને પોતાના મન સાથે બોલ્યાઃ "આથી તો મારૂં મોટું અપમાન થયું છે. ધારાનગરીના પરમાર રાજાએ યશોકર્ણનું જે અપમાન કર્યું છે, તે જાણે મારૂં પોતાનુંજ અપમાન કર્યું છે." આવો વિચાર કરી તેઓ અસંત ક્રોધિત થઇ ગયા અને તેમણે તત્કાળ પ્રતિજ્ઞા કરી કેઃ-"હું આ અપમાનનો બદલો લીધા વિના જલપાન કરીશ નહિ."

પ્રતિજ્ઞા કરે છે તો અનેક જણ, પરંતુ તેનું પાલન કરનાર માણસો તો વિરલજ હોય છે; તોપણ રાજપૂતો પોતાની પ્રતિજ્ઞાનું પાલન કેવી રીતે કરે છે, તે પાઠકોએ આ ઇતિહાસમાં અનેક સ્થળે વાંચ્યું હશે અને તેપરથી તેમની ખાત્રી થઈ હશે કે રાજપૂતો પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા વિના કદિ પણ રહેતા નથી. દેવરાજે કરેલી પ્રતિજ્ઞા કાંઇ સાધારણ નહોતી; કારણ કે ધારાનગરી દેલરાવલથી ઘણે દૂર હતી અને એક દિવસમાં ત્યાં જઇ વિજય પ્રાપ્ત કરવો એ કાંઇ સહેલું કાર્ય નહોતું. ધારાનગરીમાં વિજય પ્રાપ્ત કર્યા વિના જલને સ્પર્શ કરવો નહિ, એવી તેમણે પ્રતિજ્ઞા કરી હતી. ધારાનગરીમાં પહોંચતાં કેટલાક દિવસ લાગે એમ હતું અને તે સઘળો સમય જલપાન કર્યા વિના જીવંત રહેવું અશક્ય હતું; અને તેઓ પ્રતિજ્ઞા ભંગ કરવાને તો તૈયાર નહોતા. અંતે મંત્રીઓએ તેમને સલાહ આપી કેઃ-"ધારાનગરીમાં પરમાર લોકો વસે છે, ત્યાંનો રાજા પરમાર છે અને આપણી સેનામાં પણ પુષ્કળ પરમારો છે; માટે આપ માટીની એક કૃત્રિમ ધારાનગરી બંધાવો અને પરમાર સૈનિકોને તેની રક્ષા કરવા માટે નિયુક્ત કરો. પછી તે કૃત્રિમ ધારાનગરી ઉપર આક્રમણ કરી વિજય મેળવી આપની પ્રતિજ્ઞા પૂર્ણ કરો." આ સલાહ અનુસાર શીઘ્ર કાર્યારંભ થયો. દેવરાજની સેનામાં જેટલા પરમારો હતા, તે સર્વ રાજાની આજ્ઞાથી હાથમાં તલવાર અને ભાલા ગ્રહણ કરી ઉક્ત કૃત્રિમ ધારાનગરીની રક્ષા કરવાને ઉભા રહ્યા. વીરશ્રેષ્ઠ દેવરાજે પોતાના કેટલાક સૈનિકોની સાથે તે પર આક્રમણ કર્યું. ઉભય પક્ષો વચ્ચે ભયંકર સમરાગ્નિ પ્રદીપ્ત થયો. તે સમયે પરમાર સૈનિકો બોલ્યાઃ-

દોહા-જહાં પંવાર તહાં ધાર હૈ, જહાં ધાર તહાં પંવાર;<br>
ધારક બિનાં પંવાર નહિ, નહિ પંવાર બિન ધાર.

આનો અર્થ એ છે કે જે સ્થાનપર પરમાર છે તે સ્થાનપર ધારજ છે અને જે સ્થાનપર ધાર છે તે સ્થાનપર પરમાર પણ છે. પરમારસિવાય ધાર નથી અને ધારસિવાય પરમાર નથી.

પરમારોની સેના પોતાના નેતા તેજસિંહ અને સારંગના હાથનીચે રહી મહાન પરાક્રમસહિત તે કૃત્રિમ ધારાનગરીની રક્ષા કરવા લાગી. તે ભયંકર યુદ્ધમાં એકસોત્રીશ પરમારો માર્યા ગયા

---

૧ લોદ્ર લોકો રાજપૂતજાતિની કયી શાખામાં ઉત્પન્ન થયા છે તે કાંઈ જાણી શકાતું નથી; પરંતુ એક સમયે જે પરમાર શાખાના લોકો મરુક્ષેત્રના અધીશ્વર હતા, તે શાખામાંથી લોદ્ર લોકો ઉત્પન્ન થયા હોય એ સંભવિત છે. ભટ્ટી જાતિદ્વારા તેમની વર્તમાન રાજધાની જેસલમીરની સ્થાપના થઈ તે પૂર્વે લુદ્રવાજ ભટ્ટીઓની રાજધાની હતી. લુદ્રવા અત્યંત પ્રાચીન નગરી કહેવાય છે; પરંતુ તે હાલમાં સર્વથા વિધ્વસ્ત થઈ ગઈ છે. સાંપ્રતમાં તેમાં ભરવાડ લોકોજ નિવાસ કરે છે. મરુક્ષેત્રનાં અનેક પ્રાચીન નગરો હાલમાં વિધ્વસ્ત થઈ ગયાં છે અને નિરંતર યુદ્ધજ તેનું કારણ છે. મને લુદ્રવામાં વનરાજના સમયનો અર્થાત્ દશમી શતાબ્દીનો એક તામ્રપત્ર પ્રાપ્ત થયો હતો. તે જૈન ભાષામાં લખેલો હતો. આ પરથી પ્રતીત થાય છે કે તે સમયે એ દેશમાં જૈનધર્મ પ્રચલિત હતો.

૨ લખનારથી આ સંખ્યા અધિક લખાઈ હોય એમ જણાય છે.

અને દેવરાજે તે કૃત્રિમ ધારાનગરી જીતીને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. જે પરમારસનિકોએ રણભૂમિમાં મહાવીરતા પ્રદર્શિત કરીને જીવનનો ત્યાગ કર્યો હતો, તેમની અસીમ વીરતાથી દેવરાજે પ્રસન્ન થઇ તેમની સ્ત્રીસંતતિનાં ભરણપોષણને માટે ભૂમિ અર્પણ કરી. ભારતસિવાય અન્ય કયા દેશના રાજાએ આ રીતે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે ? રાજપૂતરાજાઓ જે પ્રતિજ્ઞા કરતા હતા તેનો ભંગ તેઓ જાન જતાં સુધી કરતા નહોતા. ક્ષત્રિયોની આજ રીતિ હતી, પણ આજકાલના અંગ્રેજી ભાષાભિજ્ઞ પુરુષો ક્ષત્રિયોને જંગલી જણાવીને તેમનો ઉપહાસ કરે છે, પરંતુ અમે કહી શકીએ છીએ કે ક્ષત્રિયોએ જે પ્રમાણે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે તે પ્રકારે ઇતર કોઇ પણ શિક્ષિત, સભ્ય અને ઉન્નતિશીલ દેશના રાજાઓએ પોતાની પ્રતિજ્ઞા પાળી નથી. અરે! તેમના સહસ્રાંશે પણ ઇતર દેશવાસીઓ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરી શક્યા નથી.

દેવરાજે આ પ્રકારે પોતાની પ્રતિજ્ઞા પાળી જલ ગ્રહણ કર્યું. થોડા દિવસ પછી તેમણે પોતાની બળવાન સેના સુસજ્જ કરી ધારાનગરી જીતી લેવાને માટે કૂચ કરવા માંડી. ધારાપતિ વૃજભાનુએ તેમની ગતિ રોકવાને માટે પ્રથમથીજ પોતાના રાજ્યની સરહદપર પોતાની સેના મોકલી હતી; પરંતુ અતુલ પરાક્રમશાળી યાદવોની સેનાએ પ્રલયકાલી મેઘમાલાની પેઠે પરમારોપર આક્રમણ કરીને તેમને સર્વથા છિન્નભિન્ન કરી નાખ્યા. દેવરાજે અંતે ધારાનગરીપર આક્રમણ કર્યું. ધારાપતિ વૃજભાનુએ ધન, પ્રાણ અને રાજ્યની રક્ષાને માટે પાંચ દિવસપર્યંત યુદ્ધ કર્યું અને અંતે તેઓ આઠસેં સૈનિકોસહવર્તમાન રણભૂમિમાં પડ્યા. દેવરાજે ધારાનગરીના અત્યંત પ્રાચીન કિલ્લાના શિખરપર પોતાની વિજયપતાકા ફરકાવી અને તત્પશ્ચાત્ તેઓ લુદ્રવા નગરીમાં પાછા આવ્યા.

દેવરાજને મુંદ અને છેણો નામક બે પુત્રો ઉત્પન્ન થયા. છેણોને પાંચ પુત્રો થયા, જે સર્વ છેણોરાજપૂતના નામથી વિખ્યાત છે. જે ખડાલ નામક દેશમાં દેરાવર આવેલું હતું તે દેશમાં દેવરાજે મોટાં મોટાં અનેક સરોવરો ખોદાવ્યાં. તનોટ નામક સ્થાનમાં જે સરોવર ખોદાવવામાં આવ્યું હતું, તે તનોટસરના નામથી પ્રસિદ્ધ છે. વળી તેમણે પોતાન નામપરથી એક વિશાળ સરોવરનું નામ દેવસર રાખ્યું હતું. એક સમયે દેવરાજ પોતાની સાથે થોડા માણસો લઇને મૃગયા ખેલવાને ગયા. આ સુસંધિનો લાભ લઇ છાનિયા જાતિના છવ્વીસ માણસોએ દેવરાજપર આક્રમણ કરી તેમનો વધ કર્યો. દેવરાજે બાવન[1] વર્ષપર્યંત અતુલ પરાક્રમસહિત રાજ્ય કર્યું.

દેવરાજના અવસાન પછી તેમના જ્યેષ્ઠ કુમાર મુંદજી પિતાના સિંહાસનપર વિરાજમાન થયા. તેમણે બાર દિવસપર્યંત અશૌચ દશામાં રહી પિતાની અંત્યેષ્ટિક્રિયા સમાપ્ત કરી અને ત્યાર પછી તેમનો રાજ્યાભિષેક થયો. ૬૮ કૂપોના જલમાં ૧૦૮ ભિન્ન ભિન્ન પવિત્ર વૃક્ષોનાં પત્રો નાખી તેને ઉષ્ણ કરી તેવતી મુંદે સ્નાન કર્યું અને એક પતિવ્રતા સ્ત્રીએ મુંદના મસ્તકપરથી સુગંધિત દ્રવ્યોનાં ઓવારણાં લીધાં. તેમની સન્મુખ પંચામૃત રાખવામાં આવ્યું. સુવર્ણ, ચાંદી, મણિ, મુક્તા, રાજછત્ર, અનેક પ્રકારનાં સુગંધિત દ્રવ્યો, દર્પણ, એક રાજકુમારી, એક રથ, એક પતાકા, એક બીલીનું વૃક્ષ, કાગળ, બે માછલી, એક અશ્વ, એક મોટો શંખ, એક કમલ, ચામર, નાળીએર, લીલા રંગની માટી અને નૈવેદ્ય વગેરે વસ્તુઓ તેમની સમક્ષ લાવીને રાખવામાં આવી. એક વ્યાઘ્રચર્મ ઉપર રાજકુમારને યોગીવેશે બેસાડવામાં આવ્યા. આ વ્યાઘ્રચર્મ ઉપર સાત દ્વીપોનું ચિત્ર આલેખવામાં આવ્યું હતું. તેમના ઉપર શ્વેત ચમ્મરવતી વાયુ ઢોળાવા લાગ્યો. તેઓ પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા. રાજપુરોહિતે આશીર્વાદ દીધા અને સામંતો ઉપહાર આપવા લાગ્યા. મુંદજીએ પિતાના સિંહાસનપર વિરાજમાન થતાંનીસાથેજ તેમનું ખૂન કરનારાઓપર વેર લેવાનો નિશ્ચય કર્યો. તેમણે સેના સજ્જ કરી કૂચ કરવા માંડી. હત્યા કરનારાઓ પ્રથમથીજ પોતાની રક્ષા કરવાને માટે તૈયાર રહ્યા હતા. મુંદજીએ આક્રમણ કરી શત્રુપક્ષનાં આઠસેં માણસોનો નાશ કરી તેમને ઉચિત ફળ આપ્યું. રાવલ મુંદજીને વાછુ નામનો માત્ર એક પુત્ર હતો. જ્યારે કુમાર વાછુની વય ચૌદ વર્ષની થઇ તે સમયે પાટણના સોલંકી રાજા વલ્લભસેને પોતાની કન્યાના વિવાહ તેની સાથે કરવાની માગણી કરી નાળીએર મોકલ્યું. વાછુરાવે પાટણમાં જઇ સોલંકી રાજકુમારીનું પાણિગ્રહણ કર્યું.

[1] ચારણ રામનાથ રત્નૂના રચેલા ઈતિહાસમાં તેમની વય ૧૩૦ વર્ષની જણાવી છે.

રાવ મંધજી (મુંદજી)નું અવસાન થયા પછી વાછુરાવ સંવત ૧૦૩૫માં શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની દ્વાદશી ને શનીવારને દિને પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા. તેમનો રાજ્યાભિષેક પણ પૂર્વોક્ત પ્રકારેજ કરવામાં આવ્યો. વાછુને પાંચ પુત્રો થયા. તેમનાં નામો આ પ્રમાણે છે:-(૧)દૂસાજી (૨) સિંહ (૩) બાપેરાવ (૪) ઇનિવે અને (૫) મૂલઅપસા. આ પાંચ પુત્રોના વંશજો અનેક શાખામાં વિભક્ત થઇ ગયા.

એક સમયે એક અશ્વનો વ્યાપારી તેમના રાજ્યમાં થઇને એકસો અશ્વો લઇને જતો હતો. તેમાંના સર્વોત્તમ અશ્વની કિંમત એક લાખ રૂપિયા હતી. આ અશ્વ સિંધુ નદીના પશ્ચિમતટપર વસતા ગાજીખાં નામના એક પઠાણનો હતો. દૂસાજીએ પોતાના ભ્રાતા અને પોતાની સેનાસહિત તે પઠાણ-પર આક્રમણ કર્યું અને તેઓ તેનો સંહાર કરી તે અશ્વને વિજયના ચિન્હસ્વરૂપે લઇ આવ્યા.

સિંહને એક પુત્ર હતો. તે પુત્રનું નામ સચ્ચારાય હતું. તેના પુત્ર બલ્લાને રત્ન અને જગ્ગા નામના બે કુમારો ઉત્પન્ન થયા. તેમણે મંદોરના પુરિહરજાતિના અધીશ્વર જગન્નનાથપર આક્રમણ કરીને તેનાં પાંચસેં ઉંટો જીતી લીધાં. તેમના વંશજો સિંહરાવ રાજપૂતોના નામથી ઓળખાય છે.

બાપેરાવને બે પુત્રો ઉત્પન્ન થયા. તેમાંના એકનું નામ પાહુર અને બીજાનું નામ માંદન હતું. પાહુરને વીરમ અને તોલર નામના બે પુત્રો ઉત્પન્ન થયા. તેમના અસંખ્ય વંશજો પાહુ રાજપૂતો કહેવાય છે. પાહુ રાજપૂતોએ પોતાનાં નિવાસસ્થાન બિક્રમપુરમાંથી નીકળીને દેવી ઝાલ સુધીની જોહિયા લોકોની સમસ્ત ભૂમિ હસ્તગત કરી લીધી. પછી તેમણે પુંગલમાં પોતાની રાજધાની સ્થાપિત કરીને ત્યાં અગણિત કૂવા ખોદાવ્યા. આ સર્વ કૂવાઓ પાહુકૂપના નામથી વિખ્યાત છે.

મારવાડ તાબાના નાગોરની નિકટ આવેલા ખારટૂ નામના સ્થાનમાં ખીચી જાતિનો યદુરાય નામનો એક મહાબળવાન અને અસીમ સાહસિક વીર નિવાસ કરતો હતો. આ માણસ એટલો બધો સાહસિક હતો કે તેણે પુંગલનગરીસુધી જઇને તેનું સર્વસ્વ લુંટી લઇ જયતુંગ ભાટીઓનો સંહાર કર્યો હતો. આ બળવાન પુરુષના ઉપદ્રવો નિવૃત્ત કરવાની અને તેને ઉચિત દંડ આપવાની અભિલાષાથી દૂસાજીએ એક વખત ગંગાજીમાં સ્નાન કરવા જવાનું બહાનું કરી તેના દેશપર આક્રમણ કર્યું અને તેનો તથા તેનાં નવસેં માણસોનો સંપૂર્ણ વિધ્વંસ કરી નાખ્યો.

ગહિલોતોના અધીશ્વર પ્રતાપસિંહ જે ખેડ દેશમાં રહેતા હતા, તેમાં દૂસાજી પોતાના ત્રણ ભાઇઓને લઇને ગયા અને તે સર્વ બંધુઓએ પ્રતાપસિંહની કન્યાઓ સાથે વિવાહ કર્યા. આ ખેડ દેશમાં યદુવંશીઓએ મુકતહસ્તે દ્રવ્યનો વ્યય કર્યો હતો. થોડા દિવસ પછી બલૂચી લોકો ખડાલ-રાજ્યપર ભયંકર અત્યાચાર કરતા જણાયા. આથી તેમની સાથે યદુપતિને દારુણ યુદ્ધ થયું. આ યુદ્ધ-માં પાંચસે બલૂચીઓ માર્યા ગયા અને શેષ સર્વ નાસી ગયા. વાછુરાવનું અવસાન થયા પછી તેમના પુત્ર દૂસાજી સંવત ૧૧૦૦ ના આષાઢ માસમાં તેમના સિંહાસનપર વિરાજમાન થયા.

દૂસાજીના મસ્તકપર રાજછત્ર વિરાજમાન થયા પછી થોડા દિવસમાં સોઢા જાતિના અધી-શ્વર હમીરસિંહે પોતાની સેનાસહિત દૂસાજીપર આક્રમણ કર્યું. તેણે તેમની પુષ્કળ સંપત્તિ લુંટી લીધી. દૂસાજીએ હમીરસિંહ પાસે દૂત મોકલીને તેને કહેવરાવી મોકલ્યું કે:-" આપણે દીર્ઘકાળથી મિત્રતા ધરાવીએ છીએ; માટે આપ અમારા રાજ્યમાં લૂંટફાટ કરો, એ ઉચિત નથી." પરંતુ હમીર-સિંહે તેમનાં આ વચનોપર કિંચિત્ ધ્યાન પણ આપ્યું નહિ. ત્યારે દૂસાજી અત્યંત ક્રોધિત થઇ રાજધાની ધાટમાં ગયા અને અપૂર્વ પરાક્રમથી હમીરસિંહને પરાસ્ત કરી દીધો. દૂસાજીને જેસલદેવ અને વિજયરાવ નામના બે પુત્રો થયા. તેમણે મેવાડના રાણાની કુમારી સાથે વિવાહ કર્યો હતો. તેને ઉદરે તેમની વૃદ્ધાવસ્થામાં એક બીજો પુત્ર ઉત્પન્ન થયો. આ પુત્રનું નામ લાંઝાવિજયરાવ રાખવામાં આવ્યું. દૂસાજીનો પરલોકવાસ થયા પછી રાજ્યના સમસ્ત નેતાઓ અને સામંતોએ આ ત્રીજા પુત્ર લાંઝા વિજયરાવને સિંહાસનપર અભિષિક્ત કર્યો. લાંઝાવિજયરાવને સિંહાસન પ્રાપ્ત થયું તે પૂર્વે તેમનો વિવાહ સોલંકીવંશના સિદ્ધરાજ જયસિંહની કન્યાની સાથે થયો હતો. વિવાહપ્રસંગે જયસિંહ-ની રાણીએ લાંઝાવિજયરાવના મસ્તકપર તિલક કરતાં કહ્યું હતું કે:-"વત્સ ! અમારા રાજ્યની ઉત્તર તરફનો નવીન રાજા આ રાજ્યની સાથે શત્રુતા ધરાવે છે અને અમને કષ્ટ આપે છે; માટે આપ

અમારા ઉત્તરપ્રાંતની રક્ષા કરજો."[1]પાટણની સોલંકિની રાણીના ગર્ભથી લાંઝાને એક પુત્ર ઉત્પન્ન થયો અને તેનું નામ ભોજદેવ રાખવામાં આવ્યું. આ ભોજદેવની પચ્ચીસ વર્ષની વય થતાં તેમના પિતાનું મૃત્યુ થયું અને તેથી તેઓ લુદ્રવાના સિંહાસનપર વિરાજમાન થયા.

દૂસાજીનું મૃત્યુ થયા પૂર્વે દીર્ઘકાળપર ધારાનગરીના રાજેશ્વર ઉદયાદિત્યના વંશજ રાયધવલ પરમારની ત્રણ કન્યાઓમાંની એકની સાથે સોલંકી વંશના સિદ્ધરાજના પુત્ર જયપાલ વા અજયપાલનો વિવાહ થયો; અને બીજી કન્યાની સાથે ભટ્ટીરાજકુમાર વિજયરાયે તથા ત્રીજી કન્યાની સાથે ચિતોડના રાણાએ વિવાહ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. ભટ્ટીજાતિના અધીશ્વર સાતસેં અશ્વારોહીઓની સેનાને લઇને લુદ્રવાથી નીકળીને ધારાનગરીમાં વિવાહ કરવાને માટે ગયા. આ સમયે સિસોદીઆ અને સોલંકી રાજાઓ પણ ત્યાં પહોંચી ગયા હતા. ભટ્ટીરાજ વિવાહ કર્યા પછી લુદ્રવામાં ચાલ્યા ગયા અને તેમણે ત્યાં ગયા પછી મહાદેવજીનું એક અત્યંત મોટું મંદિર બંધાવ્યું તથા તેની સામે એક વિશાળ તળાવ ખોદાવ્યું. આ પરમારરાજકન્યાના ઉદરથી તેમને રાહડ નામનો પુત્ર ઉત્પન્ન થયો અને તેને નેતસી તથા કેકસી નામના બે પુત્રો પેદા થયા.

ભટ્ટીઇતિહાસવેત્તા જણાવે છે કેઃ–" ભોજદેવ દીર્ઘકાળપર્યંત લુદ્રવાના સિંહાસનપર નિશ્ચિત રહી શકયા નહિ. અલ્પ સમયમાં તેમના કાકા જયસલદેવે તેમની વિરુદ્ધ ભયંકર ષડયંત્રનો વિસ્તાર કર્યો; પરંતુ ભોજદેવ સદા પાંચસેં સોલંકી રાજપૂતવીરોથી રક્ષિત રહેતા હતા, તેથી જયસલ કોઇ પણ પ્રકારે તેમના શરીરપર હસ્તક્ષેપ કરી શક્યા નહિ. આ સમયે પાટણના અધીશ્વર ભારતવર્ષની રક્ષા કરવાને માટે ગજનીના શાહબુદ્દીન ઘોરીની સાથે યુદ્ધ કરવામાં લિપ્ત હતા. શાહબુદ્દીન ઘોરીએ ઠઠ્ઠા નામનું નગર જીતીને પાટણના અધીશ્વરને પરાસ્ત કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. રાજનીતિનિપુણ જયસલદેવ સારી પેઠે સમજતા હતા કે ભોજદેવને પરાસ્ત કરી તેમના સિંહાસનપર આરૂઢ થવું, એ કાંઈ સહેલું કાર્ય નથી. આથી તેઓ ઘણા ચિંતાગ્રસ્ત રહ્યા. અંતે તેમણે એક ઉપાય શોધી કાઢયો. તેમણે શાહબુદ્દીનની સાથે મળી જઇને અણહિલપુર પાટણપર આક્રમણ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. તેમણે ધાર્યું કે જે સેના ભોજદેવના શરીરનું રક્ષણ કરવાને માટે નિયત થયેલી છે તે અણહિલપુર પાટણપર આપણું આક્રમણ થતાંની સાથે ભોજદેવને છોડીને ચાલી જશે અને આપણો મનોરથ સરલતાથી સિદ્ધ થઇ જશે. પોતાના મનમાં આવો નિશ્ચય કરી જયસલદેવે પોતાના પ્રધાન પ્રધાન બસેં અસીમ સાહસિક અશ્વારોહીઓને પોતાની સાથે લઇને પંજાબ તરફ ગમન કર્યું. આ સમયે શાહબુદ્દીન ઘોરી ઠઠ્ઠા નગર જીતી ત્યાં એક યવનદલ રાખી સિંધદેશની પ્રાચીન રાજધાની અરોડ નગર તરફ જતો હતો. જયસલદેવ તેની મુલાકાત કરવાને માટે યારોડમાં ગયા. શાહબુદ્દીને જયસલદેવનો સારો આદરસત્કાર કર્યો. જયસલદેવે પોતાના મનનો ઉદ્દેશ તેને કહી સંભળાવ્યો. તે સાંભળી શાહબુદ્દીન પરમ પ્રસન્ન થયો અને ઉભયની વચ્ચે શીઘ્ર મિત્રતા થઇ ગઇ. શાહબુદ્દીને કરીમખાં નામના એક સેનાપતિને હજાર સૈનિકોસહિત જયસલદેવને સહાય કરવાને માટે મોકલ્યો. ભોજદેવને પરાસ્ત કરી લુદ્રવાનું સિંહાસન હસ્તગત કરવું એ જયસલદેવનો ઉદ્દેશ હતો. વીરશ્રેષ્ઠ જયસલદેવે યવનોની સેના પોતાની સાથે લઇ લુદ્રવાપર આક્રમણ કર્યું અને ભયંકર યુદ્ધાગ્નિ પ્રજ્વલિત કરી દીધો. આ ભયંકર યુદ્ધમાં ભોજદેવનું મરણ થયું અને તેમની શેષ સેનાએ જયસલદેવની આધીનતા સ્વીકારી લીધી. જયસલદેવે લુદ્રવાના નિવાસીઓને પોતપોતાની સંપત્તિ અન્યત્ર લઇ જવાને માટે બે દિવસની અવધિ આપી. ત્રીજે દિવસે યવનસેનાપતિ કરીમખાં લુદ્રવા લૂંટી ભકુખર દેશમાં ચાલ્યો ગયો.

આ પ્રકારે વીરશ્રેષ્ઠ જયસલદેવે લુદ્રવાના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. હવે જયસલદેવને જણાયું કે લુદ્રવા એક એવા સ્થાનપર સ્થિત છે કે શત્રુઓ ઘણી સુગમતાથી તેને હસ્તગત કરી શકે છે અને આવા સ્થાનપર રાજધાનીની રક્ષા કોઇપણ પ્રકારે કરી શકાતી નથી. આથી તેમણે

૧ કુમારપાલચરિત નામક પુસ્તકમાં અણહિલપુરપાટણના રાજાઓનો ઈતિહાસ આપવામાં આવેલો છે. તેમાં સિદ્ધરાજનો શાસનસમય સંવત ૧૧૫૨ થી ૧૨૦૧ સુધી અર્થાત ઈ૦ સ૦ ૧૦૯૪ થી ઈ૦ સ૦ ૧૧૪૫ સુધીનો લખ્યો છે.

રાજધાની બદલવાનો નિશ્ચય કર્યો. તેમણે લુદ્રવાથી પાંચ કોશના અંતરપર પોતાની રાજધાની સ્થાપિત કરવાનો નિશ્ચય કર્યો. આ સ્થળ તેમણે શામાટે પસંદ કર્યું તેની હકિકત આ પ્રમાણે છેઃ-જયસલદેવે એકવાર એક બ્રાહ્મણને એક પાષાણુપર બેઠેલો જોયો. બ્રહ્મસર નામના એક કુંડની પાસે તેની કુટિ હતી. જયસલદેવ તે પૂજનીય બ્રાહ્મણને પ્રણામ કરીને તેની સામે આવીને ઉભો રહ્યો અને તેમણે પોતાના આવવાનો ઉદ્દેશ તેને જણાવ્યો. તે બ્રાહ્મણે નિકટમાંજ આવેલા ત્રિકૂટ પર્વતનો ઇતિહાસ કહેવા માંડયો.તે બોલ્યો કેઃ-" ત્રેતાયુગમાં કાક વા કાગ નામનો એક ઋષિ આ કુંડની નિકટ વાસ કરતો હતો. આ યોગીનાજ નામથી આ કુંડમાથી નીકળતી નદી વિખ્યાત થઈ. પાંડુકુલતિલક અર્જુન એકવાર આ કુંડની યાત્રા કરવાને માટે આવ્યા હતા. તે સમયે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું હતું કેઃ-' ભવિષ્યમાં એક વખત મારોજ એક વંશજ આ ત્રિકૂટ પર્વતપર રાજધાની સ્થાપિત કરશે. ' શ્રીકૃષ્ણનાં આ વચનો સાંભળતાંની સાથેજ અર્જુને કહ્યું કેઃ-' હે પ્રભો ! જો અહીંઆં રાજધાની સ્થાપિત થશે તો ત્યાંના નિવાસીઓને પાણીનું અત્યંત કષ્ટ પડશે; કારણ કે આ નદીનું જલ નિર્મલ નથી. ' અર્જુનના આ શબ્દો સાંભળીને શ્રીકૃષ્ણ ભગવાને પોતાના ચક્રથી તે પર્વતને ભેદી નાખ્યો; તરતજ તેમાંથી સ્વચ્છ પાણીવાળી નદી નીકળી. આ નદીમાંથી એક પાષાણુ નીકળ્યો, જેમાં નિમ્નલિખિત આશયની એક કવિતા કોતરેલી હતી. તે યોગીએ આ કવિતા જયસલને વાંચી સંભળાવી.

(૧) હે યદુવંશાવતંસ ! હે નૃપતિ ! આપ આ દેશમાં પધારો અને આ શિખરપર ત્રિકોણ કિલ્લો બંધાવો.

(૨) લુદ્રવાનો વિધ્વંસ થઈ ગયો છે, પરંતુ ત્યાંથી પાંચ કોશના અંતરપર તેથી વિશેષ મજબૂત સ્થાન વિદ્યમાન છે.

(૩) હે યદુકુલતિલક જયસલદેવ! લુદ્રવાનો ત્યાગ કરી આ સ્થાનપર રાજધાનીની પ્રતિષ્ઠા કરો.

જે સ્થાનનો નિર્દેશ ઉકત શિલાલેખમાં હતો, તેને માત્ર યોગીજ જાણતો હતો. તે યોગીનું નામ ઇસાલ હતું. તેણે પોતાનો સ્વાર્થ સાધવાને માટે જયસલદેવને માત્ર એટલું કહ્યું હતું કેઃ-" દુર્ગની પશ્ચિમ તરફ જે ક્ષેત્રો છે તેનું નામ "ઇસાલનાં ક્ષેત્રો" એવું રાખવું અને સદા તેની રક્ષા કરવી. તમે જે દુર્ગ બંધાવવાના છો તે બીજી જાતિઓદ્વારા બેવાર લૂંટાશે અને રુધિરની નદી વહેશે; તથા થોડા વખતને માટે આપના વંશજો સર્વ સંપત્તિવિહીન બની જશે. "

સંવત ૧૨૧૨ (ઇ૦ સ૦ ૧૧૫૬) ના શ્રાવણ માસના કૃષ્ણપક્ષની દ્વાદશી ને રવિવારને દિને જયસલમીર ( જેસલમીર ) રાજધાનીની સ્થાપના થઇ અને ત્યાર પછી લુદ્રવાના સમસ્ત નિવાસીઓ પોતાની સર્વ સંપત્તિ લઈ નવીન રાજધાની જેસલમીરમાં આવી નિવાસ કરવા લાગ્યા. જયસલદેવને કેલન અને શાલિવાહન નામના બે પુત્રો થયા હતા. રાજાએ અતુલ પરાક્રમશાલી પાહુ જાતિના એક વિદ્વાન પુરુષને પોતાનો મુખ્ય મંત્રી અને સલાહકાર બનાવ્યો. ભટ્ટીજાતિના જૂના શત્રુ ચન્ના રાજપૂતોએ પુનઃ લોદીદેશપર આક્રમણ કર્યું; પરંતુ તેઓ પરાસ્ત થયા. જયસલદેવ આ ઘટના બન્યા પછી પાંચ વર્ષપર્યંત જીવંત રહ્યા. તેમનું અવસાન થયા પછી તેમના નાના પુત્ર શાલિવાહન તેમના સિંહાસનપર વિરાજમાન થયા.



# अध्याय ३ जो

જયસલદેવના પુત્ર કેલનજીને થયેલી દેશનિકાલની સજા–શાલિવાહનનો અભિષેક–કાટી વા કાઠી લોકોના અધિપતિપર કરેલું આક્રમણ–તેમની ઉત્પત્તિ–બદ્રીનાથના યદુવંશી રાજાનું મૃત્યુ થવાથી તેની ગાદીપર બેસવાને માટે એક યદુવંશી રાજકુમારને થયેલી પ્રાર્થના–શાલિવાહનની ગેરહાજરીમાં તેમના પુત્ર બિજલદેવે સિંહાસનપર સ્થાપન કરેલો પોતાનો અધિકાર–શાલિવાહનનું ખડાલ દેશમાં જવું અને બલુચીઓની સામે યુદ્ધ કરવું–બિજલદેવે આપઘાતથી કરેલો પ્રાણત્યાગ–કેલનજીને પાછો બોલાવી સિંહાસનપર અધિષ્ઠિત કરવો–તેના પુત્રોએ શાખાઓની કરેલી સ્થાપના–ખિજરખાંએ ખડાલપર પુનઃ કરેલું આક્રમણ–કેલને ખિજરખાંપર આક્રમણ કરી પોતાના ભાઈના મૃત્યુનું લીધેલું વૈર–કેલનનું મૃત્યુ–ચાચકદેવને સિંહાસનની થયેલી પ્રાપ્તિ–તેમનું ચન્નારાજપુતોને નસાડી મૂકવું–અમરકોટના સોઢા રાજપુતોનો કરેલો પરાજય–રાઠોડોએ મરુક્ષેત્રમાં આવી કરેલો ઉપદ્રવ–ચાચકદેવનું મૃત્યુ–તેમના પુત્ર કરણનું સિંહાસનપર અધિષ્ઠિત થવું–કરણના જ્યેષ્ઠ ભ્રાતા જેતસિંહે કરેલો જેસલમીરનો ત્યાગ–કરણનું મૃત્યુ–લાખણસેનનું સિંહાસનપર અધિષ્ઠિત થવું–તેની ઉન્મત્તતા–તેના પુત્ર પુન્યપાલનું સિંહાસનપર બેસવું–પુન્યપાલને પદભ્રષ્ટ કરવો–તેના પૌત્ર રણગદેવે મરોટ અને પુંગલપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર– પુન્યપાલને પદભ્રષ્ટ કર્યા પછી જેતસિંહને પાછો બોલાવી તેમને સિંહાસનપર અધિષ્ઠિત કરવા–અલ્લાઉદ્દીને જે સમયે મંદોરના પડિહાર રાજાપર આક્રમણ કર્યું તે સમયે જેતસિંહે મંદોરરાજને આપેલો આશ્રય–જેતસિંહના પુત્રોએ લુંટેલી સુલ્તાનની દિલ્લીના પાદશાહની ખંડણી–યવનપાદશાહે દિલ્લીપર કરેલું આક્રમણ–જેતસિંહ અને તેમના પુત્રોએ યુદ્ધને માટે કરેલો ઉદ્યોગ–જેસલમીરપર ઘેરો–યવનોનું પ્રથમ આક્રમણ વ્યર્થ કરવું–ભાટીઓએ રણક્ષેત્રમાં રાખેલી સેના–જેતસિંહનું મૃત્યુ–જેતસીના પુત્ર રત્નસિંહ અને આક્રમણકારીઓના એક સેનાપતિની વચ્ચે વિચિત્ર મિત્રતા– મૂલરાજને થયેલી સિંહાસનની પ્રાપ્તિ–યવનોએ પુનઃ રાજધાનીપર કરેલું આક્રમણ–તેમનો બીજીવાર થયેલો પરાજય–દુર્ગમાં રહેલી સેનાપર પડેલું અત્યંત કષ્ટ–યુદ્ધવિષે વિચાર કરવાને મળેલી સભા–જૌહરની રીતિ–રત્નના મુસલમાન મિત્રે તેના ઉભય પુત્રોપ્રતિ રાખેલું ઉદાર વર્તન–અંતિમ આક્રમણ–રાવલ મુલરાજ અને રત્નના પ્રધાન પ્રધાન આપ્તોએ રણભુમિમાં કરેલો પ્રાણત્યાગ–યવનોએ જેસલમીરપર સ્થાપન કરેલો અધિકાર–તેમણે તેનો કરેલો વિધ્વંસ અને ત્યાગ.

યદુવંશાવતંસ જયસલદેવે નવીન રાજધાની જેસલમીરની સ્થાપના કરી ત્યારપછી તેઓ બાર વર્ષપર્યંત જીવિત રહ્યા અને તેમણે અતુલ પરાક્રમસહિત રાજ્ય કર્યું. જેસલમીરનું નામ વીરશ્રેષ્ઠ જયસલદેવપરથી પડ્યું છે, એ સુસ્પષ્ટજ છે. જેસલમીર આજપર્યંત યદુવંશીઓના અધિકારમાં છે અને તેનું મૂળ નામ હજી સુધી સ્થાયી રહ્યું છે. પાહુજાતિના એક વિદ્વાન પુરુષને જેસલમીરનો મુખ્ય મંત્રી બનાવવામાં આવ્યો હતો,એ વાત પૂર્વે જણાવવામાં આવી છે. આ માણસે જેસલમીરના રાજ્યમાં પોતાની પ્રબલ સત્તાનો વિસ્તાર કર્યો.આ મંત્રી એટલો બધો સામર્થ્યવાન બની ગયો હતો કે તેને પ્રસન્ન રાખવાને માટે સર્વ માણસો પોતપોતાની શકિતઅનુસાર પ્રયત્ન કરતા હતા. તેની ઇચ્છા પ્રમાણેજ શાસનકાર્ય ચાલતું હતું. રાવલ

જયસલદેવને કેલન અને શાલિવાહન નામના બે પુત્રો હતા, એ પાઠકોને સુવિદિત છે. પ્રચલિત રીતિ અનુસાર પ્રથમ યુવરાજ કેલન પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયો હતો; પરંતુ તેથી મુખ્ય મંત્રી અત્યંત અપ્રસન્ન થઈ ગયો. તેણે તરત તેને પદભ્રષ્ટ અને દેશનિકાલ કર્યો. મુખ્ય મંત્રીના આ કાર્યપરથી રાજ્યમાં તેની સત્તા કેવી પ્રબલ હતી, તે સારી પેઠે સમજાય છે. કેલનને દેશનિકાલ કર્યા પછી મંત્રીએ શાલિવાહનને સિંહાસનારૂઢ કર્યો. સંવત ૧૨૨૪ ( ઇ૦ સ૦ ૧૧૬૮ ) માં આ ઘટના બની.

યદુકુલદિવાકર પ્રથમ શાલિવાહનની પેઠે આ દ્વિતીય શાલિવાહને પણ પોતાનાં બાહુબળ અને પરાક્રમથી પોતાનું નામ સર્વત્ર વિખ્યાત કરી મૂકયું.

ઝાલોર અને અરવલ્લીના મધ્ય ભાગમાં કાટી વા કાઠી[1] નામની એક જાત નિવાસ કરતી હતી. જગભાનુ નામનો એક મનુષ્ય આ જાતિનો અધીશ્વર હતો. શાલિવાહને રાજદંડ ધારણ કર્યા પછી સૌથી પ્રથમ તેમણે જગભાનુની સાથે યુદ્ધ કરવાનો વિચાર કર્યો. તેમણે શીઘ્ર તેનાપર આક્રમણ કર્યું અને તેને રણભૂમિમાં પરાસ્ત કરીને નસાડી મૂકયો. રાવલ શાલિવાહને વિજય પ્રાપ્ત કરી કાઠી જાતિના સમસ્ત અશ્વો અને ઉંટો પોતાના અધિકારમાં લઈ લીધાં અને ત્યાર પછી તેઓ પોતાના નગરમાં પાછા ચાલ્યા આવ્યા. આ યુદ્ધદ્વારા શાલિવાહનની કીર્તિ વિશેષ પ્રસરી અને સર્વ માણસો તેમના બાહુબળની પ્રશંસા કરવા લાગ્યા. શાલિવાહનને ત્રણ પુત્રો ઉત્પન્ન થયાઃ (૧) બીજલદેવજી (૨) બાનર અને (૩) હંસૂ. યદુવંશના જે પ્રથમ શાલિવાહને ગજનીમાંથી આવીને પંજાબમાં શાલિવાહનપુરમાં પોતાની રાજધાની સ્થાપિત કરી હતી, તેમનાજ પુત્રે બદ્રીનાથના પર્વતપર એક સ્વતંત્ર રાજ્ય સ્થાપન કર્યું હતું. તે યદુવંશી રાજા પર્વતશિખરપર આટલા દિવસપર્યંત રાજશાસન ચલાવતા આવ્યા હતા. જેસલમીરના સિંહાસનપર જે સમયે દ્વિતીય શાલિવાહન અભિષિક્ત થયા તે સમયે ઉકત બદ્રીનાથના યદુવંશી અધીશ્વરે પુત્રહીન અવસ્થામાં પ્રાણત્યાગ કર્યો. આથી ત્યાંના સામંતોએ એક યદુવંશીને ત્યાંના સિંહાસનપર અભિષિકત કરવાને માટે શાલિવાહનની પાસે કેટલાક સામંતોને મોકલી આપી તેમને બદ્રીનાથનું સિંહાસન ગ્રહણ કરવાની પ્રાર્થના કરી. આથી તેમણે પોતાના પુત્ર હંસૂને સ્વજાતીય રાજાના સિંહાસનની રક્ષાને અર્થે બદ્રીનાથમાં મોકલી આપ્યો; પરંતુ રાજકુમાર હંસૂ બદ્રીનાથમાં પહોંચતાંની સાથેજ મરણ પામ્યો. હંસૂની સ્ત્રી ગર્ભવતી હતી તેને તો માર્ગમાંજ પ્રસવવેદના ઉપસ્થિત થઈ. તેણે પલાશવૃક્ષની નીચે એક પુત્રને જન્મ આપ્યો, તેથી તે કુમારનું નામ પલાશીઆ રાખવામાં આવ્યું. આજ બાલકુમાર બદ્રીનાથના રાજસિંહાસનપર અભિષિકત થયો. તે કુમારના નામપરથી તે રાજનું નામ પણ પલાશીઆ રાખવામાં આવ્યું અને તેના ઉત્તરાધિકારીઓ પણ પલાશીઆ ભાટીના નામે ઓળખાવા લાગ્યા.

આ સમયે શિરોહીના દેવડા માનસિંહે રાવલ શાલિવાહનની પાસે પોતાની કન્યા આપવાનો પ્રસ્તાવ કરી નાળીએર મોકલ્યું. શાલિવાહન પોતાના જ્યેષ્ઠ કુમાર બીજલદેવને રાજ્યની રક્ષાનો ભાર સોંપી સ્વયં વિવાહ કરવાને માટે શિરોહી ગયા. શાલિવાહનના ગયા પછી બે ચાર દિવસમાં બીજલદેવના ધાઈ ભાઇએ એવી અફવા ફેલાવી કે રાવલ શાલિવાહન માર્ગમાં એક વ્યાઘ્રની સાથે યુદ્ધ કરતાં મરણ પામ્યા છે, આટલું કરીનેજ તે શાંત રહ્યો નહિ; પરંતુ તેણે બીજલદેવને વિધિઅનુસાર રાજસિંહાસનપર અભિષિક્ત કરવાને માટે પુષ્કળ પ્રયાસ કર્યો અને અંતે તેને રાજા બનાવ્યો. બીજલદેવ પોતાના ધાઇ ભાઈની સંમતિથીજ સર્વ કાર્ય કરતો હતો. થોડા દિવસ પછી રાવલ શાલિવાહન શિરોહીથી પાછા આવ્યા તો તેમણે પોતાના પુત્ર બીજલદેવને સંપૂર્ણ રાજસત્તા પોતાના હાથમાં લઇ સિંહાસનપર વિરાજતો જોયો. આ સમયે પુત્ર બીજલદેવે પિતા શાલિવાહનપ્રત્યે કિંચિત્ પણ ભકિત દર્શાવી નહિ; પરંતુ સ્પષ્ટરીતે તેમને કહ્યું કે:–" જેસલમીરના સિંહાસનપર હવે આપનો કાંઇ પણ અધિકાર નથી. આપ પદચ્યુત થયા છો, માટે હવે આપની જ્યાં ઇચ્છા હોય ત્યાં વિચરો. " શાલિ-

[1] સિકંદરે ભારતવર્ષપર આક્રમણ કર્યું તે સમયે જે કાઠીજાતિએ પ્રબળ પરાક્રમ દર્શાવી તેના માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત કર્યું હતું, તેજ કાઠીજાતિ આ છે. તે તે સમયે મુલતાનમાં રહેતી હતી. તેમાંની એક શ્રેણીના લોકો સૌરાષ્ટ્રની અંતર્ગત કાઠિયાવાડમાં આવીને રહ્યા હતા અને યદુભટ્ટીરાજે તેમનાપર આક્રમણ કર્યું હતું.

વાહને પોતાની સર્વ પ્રજાને પણ જ્યારે બીજલદેવના પક્ષમાં મળી ગયેલી જોઈ ત્યારે તેમને પોતાનો અધિકાર પુનઃ સ્થાપિત થવો અસંભવિત જણાયો અને તેઓ જેસલમીરનો ત્યાગ કરી દેરાવરના તાબાના ખડાલ પ્રદેશમાં ચાલ્યા ગયા. તેઓ આ શોચનીય અવસ્થામાં દીર્ઘકાળપર્યંત જીવિત રહ્યા નહિ. તે પ્રદેશમાં ખીજરખાં બલુચીએ વિગ્રહ ઉપસ્થિત કર્યો. રાવલ શાલિવાહન તેનું દમન કરવાને માટે ગયા અને પોતાના ત્રણસેં સેવકોની સાથે ત્યાં માર્યા ગયા. પિતા શાલિવાહનને રાજ્યમાંથી કાઢી મૂકી બીજલદેવ પણ દીર્ઘ કાળપર્યંત રાજ્યસુખ ભોગવી શકયો નહિ. એક વખત એવું બન્યું કે તેમણે કોઇ કારણથી ક્રોધને વશ થઇ પોતાના ધાઈ ભાઈપર તલવાર ચલાવી. આથી તેણે પણ તેમનાપર અસિનો પ્રહાર કર્યો. આથી અત્યંત લજ્જિત થઈ બીજલદેવે આત્મહત્યા કરી પોતાના જીવનનો અંત આણ્યો.

શાલિવાહન અને તેમના પાપી પુત્ર બીજલદેવ એ ઉભય આ સંસારમાંથી વિદાય થઇ ગયા. હવે જેસલમીરના રાજસિંહાસનપર કોને અભિષિક્ત કરવો, તે પ્રશ્ન ઉપસ્થિત થયો. પુષ્કળ તર્કવિતર્ક ચાલ્યા પછી એવો નિશ્ચય કરવામાં આવ્યો કે શાલિવાહનના જ્યેષ્ઠ બંધુ કેલનને રાજસિંહાસનપર અધિષ્ઠિત કરવા. તેમને દેશનિકાલ કરવામાં આવ્યા હતા; પરંતુ આ સમયે તેમને પાછા બોલાવવામાં આવ્યા. ઈ૦ સ૦ ૧૨૦૦ માં કેલન પોતાના પિતાના સિંહાસનપર પચાસ વર્ષની વયે અભિષિક્ત થયા. કેલનને નિમ્નલિખિત ૭ પુત્રો ઉત્પન્ન થયા હતાઃ-(૧) ચાચકદેવ (૨) પાલ્હન (૩) જયચંદ (૪) પીતમસી (૫) પીતમચંદ (૬) ઓસરાડ.

તેમના બીજા અને ત્રીજા કુમારના વંશજોની સંખ્યા અગણિત થઈ અને તેઓ નન્હીં[1] કહેવાવા લાગ્યા.

આ સમયે ખીજરખાંએ બીજીવાર પોતાના પાંચ હજાર અશ્વારોહીઓની સેનાસહિત સિંધુનદી પારથી આવીને પુનઃ ખડાલપર આક્રમણ કર્યું. પૂર્વે આજ ખીજરખાંએ રાવલ શાલિવાહનને પરાસ્ત કર્યા હતા. હવે જ્યારે કેલનના સાંભળવામાં આવ્યું કે ખીજરખાંએ પોતાની સેનાસહિત પુનઃ ખડાલ દેશપર આક્રમણ કર્યું છે, ત્યારે તેમણે તેની સાથે યુદ્ધ કરવાને માટે તત્કાળ સાત હજાર યાદવોની સેના સજ્જ કરી અને રણભૂમિમાં જઇને તેની સાથે ભયંકર યુદ્ધ કર્યું. આ દારુણ યુદ્ધમાં ખીજરખાંએ પાંચસેં[2] સૈનિકોની સાથે પૂંઠ બતાવી. આ પ્રકારે પરમ વીરતાપૂર્વક શત્રુને પરાસ્ત કરી કેલન પોતાના પાટનગરમાં પાછા આવ્યા. તેમણે ઓગણીસ વર્ષપર્યંત રાજ્ય કરી પરલોકવાસ કર્યો.

રાવલ કેલનનું અવસાન થયા પછી તેમના જ્યેષ્ટ પુત્ર ચાચકદેવ સંવત ૧૨૭૫ ( ઇ૦ સ૦ ૧૨૧૯ ) માં જેસલમીરના રાજસિંહાસનપર અભિષિક્ત થયા. તેમણે સિંહાસનપર બેસતાંની સાથેજ ચન્ના રાજપૂતોની સાથે ભયંકર યુદ્ધ કર્યું. આ સમયે યદુપતિએ બેહજાર ચન્ના રાજપૂતોનો વિધ્વંસ કરીને ચૌદસેં ગામોને પોતાના અધિકારમાં લઈ લીધી અને ચન્નાજાતિને તે દેશમાંથી ચિરકાળને માટે હાંકી કાઢી. ચન્નારાજપૂતો અત્યંત ભયભીત થઇ જોહિયાઓના દેશમાં જઇ વસ્યા. વિજયથી ગર્વિત થયેલા ચાચકદેવે થોડા દિવસ પછી સોઢાના અધીશ્વર રાણા અમરસી[3] પર આક્રમણ કર્યું. ચાચકદેવે વિનાકારણ પોતાના દેશપર આક્રમણ કરેલું જોઇ અમરસી અત્યંત વિસ્મિત થયો. તે શીઘ્ર ચાર હજાર અશ્વારોહીઓની સેનાને એકત્રિત કરી રણભૂમિમાં આવી પહોંચ્યો. યાદવોનાં મહાપરાક્રમથી સોઢાના પરમાર રાજપૂતો પરાસ્ત થઇને પોતાની રાજધાની છોડી અમરકોટમાં નાસી ગયા. અંતે અમરસીએ પોતાની એક કન્યા ચાચકદેવને આપીને આ મહાવિપત્તિમાંથી મુક્તિ પ્રાપ્ત કરી.

આ સમયે કાન્યકુબ્જનાં રાઠોડો મરુભૂમિમાં આવીને ધીમેધીમે પોતાની શાસનશક્તિનો વિસ્તાર કરતા જતા હતા. રાઠોડગણોએ પોતાના બાહુબલથી ચોતરફ અત્યાચાર કરવાનો પ્રારંભ કરી દીધો હતો; તેથી રાવલ ચાચકદેવ સોઢાજાતિના અધીશ્વરની સેનાને પોતાની સેના સાથે મેળવી ઉદય પામતા રાઠોડોનું દમન કરવાનો વિચાર કર્યો. જસૌલ અને બાલોતરાપર રાઠોડોએ પોતાનો

---

૧ ઉર્દૂ તરજુમામાં તેમને જેસર અને સીહાના નામથી ઓળખાતા જણાવવામાં આવ્યા છે.
૨ ઉર્દૂ તરજુમામાં ૧૫૦૦ છે.
૩ ઉર્દૂ તરજુમામાં રોનસી છે.

અધિકાર સ્થાપિત કર્યો હતો, તેથી યદુપતિએ તે સ્થાનોપર આક્રમણ કર્યું. ઉભયપક્ષો વચ્ચે દારુણ યુદ્ધ થયું. અંતે રાઠોડવીર છાડા અને તેના પુત્ર ટીડાએ રણભૂમિમાં વિજય પ્રાપ્ત કરવાની આશા છોડી રાવલ ચાચકદેવની સાથે એક રાઠોડરાજકુમારીના વિવાહ કરી તેમનો ક્રોધાગ્નિ શાંત કર્યો.

રાવલ ચાચકદેવ પ્રબળ પરાક્રમસહિત બત્રીસ વર્ષપર્યંત રાજ્ય કરી સુરલોકમાં સિધાવ્યા. તેમના જીવિતકાળમાંજ તેમના એકના એક પુત્ર તેજરાવ બેતાળીસ વર્ષની વયે વસંત (શીતળા)રોગથી ગ્રસિત થઇ આ સંસાર છોડીને ચાલ્યા ગયા. તેજરાવના જેતસી અને કર્ણસી નામના બે પુત્રો હતા. કનિષ્ઠ કર્ણસીની ઉપર દાદાની મમતા ઘણીજ હતી, તેથી તેમણે મરણશય્યાપર શયન કરતી વખત પોતાના સમસ્ત સામંતો અને કુટુંબીજનોને બોલાવી કહ્યું: " આપ મારાં અંતિમ વચનો માનો અને મારા નાના પૌત્ર કર્ણસીને મારા ઉત્તરાધિકારીતરિકે રાજસિંહાસનપર અભિષિક્ત કરો."

રાવલ ચાચકદેવનું મૃત્યુ થયા પછી તેમની અંતિમ આજ્ઞાનુસાર સામંતમંડળે કર્ણસીને જેસલમીરના સિંહાસનપર અભિષિક્ત કર્યા. પોતાના નાના બંધુને સિંહાસનપર અધિષ્ઠિત થતો જોઇ જ્યેષ્ઠ બંધુ જેતસી અસંત દુઃખિત અને લજ્જિત થઇ પોતાની જન્મભૂમિ છોડી ગુજરાતમાં ગયો અને ત્યાંના મુસલમાન અધીશ્વરના તાબામાં રહેવા લાગ્યો. જે સમયે રાવલ કર્ણસી જેસલમીરના સિંહાસનપર વિરાજમાન થયા તે સમયે મુજફ્ફરખાં પાંચ હજાર અશ્વારોહીઓની સેનાસહિત નાગોરમાં જઇ ત્યાંના હિંદુઓપર ભયંકર અત્યાચાર કરી તેમને દુઃખિત કરી રહ્યો હતો. આ સમયે નાગોરથી[1] પાંચકોશના અંતરપર વરાહાજાતિના અધીશ્વર ભગોતીદાસ પંદરસેં અશ્વારોહીઓનું પાલન કરતા હતા. ભગોતીદાસની એક કન્યા અત્યંત રૂપવતી છે, એવી જનશ્રુતિ સર્વત્ર પ્રસરી ગઇ હતી. દુરાચારી યવન મુજફ્ફરખાંએ તે કન્યાનાં રૂપલાવણ્યની પ્રશંસા સાંભળીને તેને હસ્તગત કરવાની ઇચ્છાથી ભગોતીદાસની પાસે એક દૂત મોકલ્યો. પાપી મ્લેચ્છના હાથમાં પોતાની કન્યા સમર્પણ કરવી કોઇ પણ પ્રકારે ઉચિત નથી, એમ માની ભગોતીદાસે તે દૂતને સ્પષ્ટરીતે કહી દીધું કેઃ-"હું યવનને મારી કન્યા આપી શકતો નથી." પરંતુ ભગોતીદાસ સારી પેઠે જાણતો હતો કે મુજફ્ફરની સાથે યુદ્ધ કરવાનું મારામાં સામર્થ્ય નથી; તેથી તેણે પોતાની સમસ્ત સંપત્તિ અને કુટુંબનાં માણસોને લઈને જેસલમીરપતિને શરણે જવાનો નિશ્ચય કર્યો. તેઓ સપરિવાર જેસલમીર તરફ જવા નીકળ્યા. આ વાત જ્યારે દુરાચારી મુજફ્ફરખાંના સાંભળવામાં આવી, ત્યારે તેણે શીઘ્ર પોતાની સેનાસહિત તેની પૂંઠ પકડી. તેણે માર્ગમાં ભગોતીદાસને પકડી પાડયો. ઉભય પક્ષો વચ્ચે દારુણ યુદ્ધ થવા માંડ્યું. યવનોની સેના અધિક હતી, તેથી તેમણે ઘણી સરલતાથી ચારસેં વરાહાવંશી રાજપૂતોનો વધ કરીને ભગોતીદાસને પરાસ્ત કરી નાખ્યો અને તેઓ તેની પરમ સુંદર કન્યા તથા તેના કુટુંબની અન્યાન્ય સ્ત્રીઓને બંદી કરીને લઇ ગયા. આ મહા અપમાનનું વૈર લેવાની અભિલાષાથી ભગોતીદાસ જેસલમીરમાં ગયા અને ત્યાંના અધીશ્વરને મુજફ્ફરના અત્યાચારની વાત કહી સંભળાવી. કર્ણસીએ પાપી મુજફ્ફરના ભયંકર અત્યાચારનીવાત સાંભળી શીઘ્ર પોતાની બળવાન સેના લઇ મુજફ્ફરપર આક્રમણ કર્યું. રાવલ કર્ણસીએ મુજફ્ફરની સાથે ઘોર યુદ્ધ કરી તેના ત્રણ હજાર સૈનિકોનો નાશ કર્યો અને ભગોતીદાસની કન્યા તથા તેના કુટુંબની અન્યાન્ય સ્ત્રીઓને પાછી લાવીને તેમણે તેને સોંપી. કર્ણસી અઠ્ઠાવીસ વર્ષપર્યંત રાજ્ય કરી સ્વર્ગમાં સિધાર્યા.

કર્ણસીની પછી તેમના પુત્ર લાખણસેન સંવત ૧૩૨૭ (ઇ૦ સ૦ ૧૨૭૨)માં પિતાના સિંહાસનપર વિરાજમાન થયા. તેઓ અતિ ભોળા દીલના હતા; પરંતુ તેમના શરીરમાં એક પ્રકારનો ઉન્માદ રહેતો હતો. એક દિવસ રાત્રિના સમયે શિયાળવાંને ઉચ્ચસ્વરે પોકારતાં જોઇ લાખણસેને પોતાના મંત્રીઓને બોલાવીને પૂછ્યું કેઃ-"આ શિયાળ આટલા જોરથી શામાટે પોકારે છે?" મંત્રીઓએ ઉત્તર આપ્યો કેઃ-"મહારાજ ! દારુણ શીતથી પીડિત થઇને એ જનાવરો પોકાર કરી રહ્યાં છે." આ ઉત્તર સાંભળી રાજાએ આજ્ઞા આપી કે-:"પ્રત્યેક શૃગાલને એક એક વસ્ત્ર સીવડાવી આપો.!" થોડા દિવસ પછી રાજાએ પુનઃ તેમનો પોકાર સાંભળ્યો; એટલે પુનઃ તેમણે પોતાના મંત્રીઓને બોલાવી મંગાવ્યા અને તેમને પૂછ્યું કેઃ-"શું તમે આ શૃંગાલોને વસ્ત્ર આપ્યાં નથી ?" તેમણે પ્રત્યુ-

[1] ઉર્દૂ તરજુમામાં ૧૫ કોશ છે.

ત્તર આપ્યો કે:-" મહારાજ ! એમને ડગલા આપવામાં આવ્યા છે!" ત્યારે લાખણસેન બોલ્યાઃ "તો પછી એ આટલો બધો શોર શામાટે કરી રહ્યાં છે ? ઠીક, હવે એમને માટે મકાન તૈયાર કરાવો." રાજકર્મચારીઓએ તત્કાળ તેમની આજ્ઞા શિરસાવંદ્ય કરી અને શૃગાલોને માટે ઇમારતો બંધાવી. આજપર્યંત શૃગાલોને માટે બંધાવવામાં આવેલાં કેટલાંક મકાનો વિદ્યમાન છે. આ લાખણસેન કાનડદેવ સોનગઢાના સમકાલીન હતા. તેમના પ્રાણ તેમની રાણીના શુકનના જ્ઞાનથી બચ્યા હતા. તેમની સોઢાવંશી રાણી તેમનાપર પોતાનો વિશેષ કાબુ ચલાવતી હતી. આ રાણીએ પોતાના પિતાની રાજધાની અમરકોટમાંથી પોતાનાં અનેક કુટુંબીજનોને જેસલમીરમાં બોલાવી તેમના હાથમાં રાજ્યનાં ભિન્ન ભિન્ન ખાતાંઓ સોંપ્યાં હતાં; પરંતુ પાછળથી તેના ઉન્મત્ત સ્વામી લાખણસેને તે સર્વ રાજકર્મચારીઓનો વધ કરીને તેમની લાશોને નગરની બહાર ફેંકાવી દીધી હતી. આ ઉન્મત્ત રાજા ચાર વર્ષપર્યંત યદુવંશીઓના રાજસિંહાસનપર સ્થિત રહ્યા હતા.

લાખણસેનની પછી તેમના પુત્ર પુણ્યપાલે જેસલમીરનો રાજમુકુટ ધારણ કર્યો. તે રાજા અત્યંત ક્રોધી સ્વભાવનો હતો, તેથી સર્વ સામંતો તેનાપર અપ્રસન્ન રહેતા હતા અને અંતે તેમણે તેને પદભ્રષ્ટ કર્યો. જેતસી પૂર્વે ગુજરાતના યવનશાસનકર્તાઓની સાથે મળી ગયા હતા, તેમને બોલાવીને આ સમયે સિંહાસનપર આરૂઢ કરવામાં આવ્યા. આ પ્રમાણે પુણ્યપાલ પોતાનાજ દોષથી પદભ્રષ્ટ થયો અને જેસલમીર રાજ્યથી થોડેક દૂર જઇ ત્યાં પોતાને રહેવા માટે એક સ્થાન નિશ્ચિત કર્યું. થોડા સમયમાં તેને એક પુત્ર ઉત્પન્ન થયો તેનું નામ લાખનસી રાખવામાં આવ્યું. આ લાખનસીના પુત્ર રાણિંગદેવજીએ ખરલ જાતિના એક રાજપૂતની સાથે મળીને ષડયંત્રનો વિસ્તાર કર્યો. તેમણે જોહિયા લોકોની સાથે મળી જઇ મરોટ અને થોરી નામક લૂંટારાજાતિના અધિકારમાંથી પુંગલ દેશ જીતી લીધો. ઉક્ત લૂંટારાઓના નેતાએ રાવની ઉપાધ ધારણ કરી હતી. તેને બંદીવાન બનાવીને રાણિંગદેવે પુંગલદેશ હસ્તગત કર્યો અને તેઓ ત્યાંજ સહકુટુંબ રહેવા લાગ્યા. રાણિંગદેવને સાદોલ નામનો એક પુત્ર હતો. તે જેવો વિષયવિલાસી હતો તેવો વીર પણ હતો.

જેતસી સંવત ૧૩૩૨ (ઇ૦ સ૦ ૧૨૭૬)માં જેસલમીરના સિંહાસનપર અભિષિક્ત થયા. તેમને મૂલરાજ અને રત્નસી નામના બે પુત્રો ઉત્પન્ન થયા. મૂલરાજના પુત્ર દેવરાજે ઝાલોરના સોનગઢા જાતિના અધીશ્વરની એક કન્યાનું પાણિગ્રહણ કર્યું. જ્યારે પાદશાહ મહમુદે મંદોરના પુરિહર જાતિના રાણા રૂપસીપર આક્રમણ કર્યું, ત્યારે મંદોરપતિએ પરાસ્ત થઇને પોતાની બાર કુંવરીઓની સાથે જેસલમીરપતિનો આશ્રય ગ્રહણ કર્યો. જેસલમીરપતિએ તેમને અભયવચન આપીને તેમના નિવાસને માટે વારૂ નામના સ્થાનમાં એક મકાન આપ્યું.

સોનગઢા વંશની રાણીના ગર્ભથી દેવરાજને જંધન, સિરવન અને હમીર નામના ત્રણ પુત્રો થયા. હમીર મહાબળવાન વીર હતા. તેમણે મહબોદના કંપોહસેનપર આક્રમણ કરી તેની રાજધાનીમાંથી પુષ્કળ સંપત્તિ લૂંટી લીધી. હમીરને ત્રણ પુત્રો ઉત્પન્ન થયા. તેમાંના જ્યેષ્ઠનું નામ જેતુ, બીજાનું નામ લુનકર્ણ અને ત્રીજાનું મીરો હતું. આ સમયે અલ્લાઉદ્દીને ભારતવર્ષના રાજાઓની સામે ભયંકર યુદ્ધાગ્નિ પ્રજ્વલિત કરી દીધો હતો. મુલતાન અને ઠઠ્ઠા એ પ્રદેશો આ સમયે દિલ્હીપતિ અલ્લાઉદ્દીનના અધિકારમાં હતાં. ઉક્ત ઉભય પ્રદેશોનું રાજધન પંદરસેં અશ્વો અને પંદરસેં ખચ્ચરોની પીઠપર લાદીને ભકખર નામક સ્થાનેથી દિલ્હી તરફ લઇ જવામાં આવતું હતું. આ સમસ્ત ધન લૂંટી લેવાની ઇચ્છાથી જેતસિંહના પુત્રો અત્યંત ગુપ્તરીતે માર્ગમાં ઉભા રહ્યા. આ સમસ્ત રાજકુમારો વૈશ્યનો વેષ ધારણ કરી સાતસેં અશ્વારોહીઓ અને બારસેં ઉષ્ટ્રારોહીઓ (ઉંટસ્વાર)ને લઇને બહાર પડ્યા હતા. પંજાબમાંની એક નદીને તીરે તેમને ચારસેં મુગલ અને ચારસેં પઠાણ અશ્વારોહીઓ ઉક્ત સમસ્ત રાજધન લઇને જતા જણાયા. ભાટીઓએ પાદશાહની તે સેનાની પાછળ પાછળ જવા માંડયું. થોડેક દૂર ગયા પછી મુસલમાનોએ એક સ્થાનપર મુકામ નાખ્યો. ભાટીઓ પણ આજ સ્થળે રહ્યા. જ્યારે રાત્રિ પડી અને સમસ્ત મુસલમાનો નિદ્રાગ્રસ્ત થયા ત્યારે ભાટીઓએ તેમનાપર છાપો માર્યો અને તેમનું સમસ્ત દ્રવ્ય લૂંટી લઈ તેઓ જેસલમીર ચાલ્યા ગયા. મુગલ અને પઠાણ સૈનિકોમાંથી સૌભાગ્યવશાત્ જે બે ચાર જણ બચ્યા હતા, તેમણે પાદશાહની સન્મુખ જઇ રોદન

કરી તેને ભાટીઓના અત્યાચારનું સમસ્ત વૃત્તાંત કહ્યું. પાદશાહે તરતજ ભાટીરાજકુમારોપર વૈર લેવાને માટે સેના સજ્જ કરવાની આજ્ઞા આપી. પાદશાહની સેના અજમેરની પાસે આવેલા સાગર નામના સ્થાનમાં પહોંચી એટલે યદુપતિ રાવલ જેતસીને તેની ખબર થઇ. તેઓ આ સમાચાર સાંભળી નિશ્ચિંત રહ્યા નહિ, પરંતુ તેમણે પ્રબલ ઉદ્યોગ કરી શત્રુઓના કરાલગ્રાસમાંથી પોતાની રક્ષા કરવાને માટે પોતાની સેના સજ્જ કરી. તેમણે કિલ્લામાં પુષ્કળ ધાન્યનો સંચય કર્યો અને કિલ્લાની ચારે દિવાલોપર પાષાણના મોટા મોટા ટુકડાઓ રાખ્યા. શત્રુઓની સેના કિલ્લાની સમીપ આવે કે તરતજ તેની ઉપર પાષાણોની વૃષ્ટિ કરીને તેનો નાશ કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. વળી તેમણે વૃદ્ધ મનુષ્યો, પોતાનો પરિવાર અને રણવાસની સ્ત્રીઓને મરુભૂમિમાં મોકલી દીધી. રાવલ જેતસી આ પ્રકારે પોતાની રક્ષાની તૈયારી કરી પોતાના બે પુત્રો અને પાંચ હજાર સૈનિકોને પોતાની સાથે લઈ કિલ્લામાં રહેવા લાગ્યા. જ્યારે યવનસેના આવી ત્યારે તેઓ દેવરાજ અને હમીરના હાથ નીચેની સેનાને લઇ યવનોના મોર્ચા તોડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આ વખતે અલ્લાઉદ્દીન સ્વયં આવ્યો નહોતો. તે તો અજમેર તરફજ રહ્યો હતો; પરંતુ અસંખ્ય ખોરાસાની સૈનિકોએ જેસલમીરને ઘેરો ઘાલ્યો. જેસલમીરના ૫૬ બુર્જોની રક્ષાને માટે ત્રણ હજાર સાતસેં યોદ્ધા તૈયાર થઇને ઉભા હતા અને આવશ્યકતા જણાતાં બીજા બે હજાર સૈનિકોની સહાય કિલ્લામાંથી મળે એમ હતું. પ્રથમ અઠવાડીઆમાં જ્યારે યવનસેના મોર્ચાબંદી તૈયાર કરતી હતી, ત્યારે ભાટીઓની સેનાના અસ્ત્રાઘાતથી સાત હજાર યવનો માર્યા ગયા; પરંતુ મીર મહબૂબખાં અને અલીખાં નામના બે સેનાપતિઓ શેષ માણસોની સાથે રણભૂમિમાં સ્થિત રહ્યા. મુસલમાનોને માટે મંદોરથી જે અનાજ આવતું હતું, તેને દેવરાજ અને હમીર લુંટી લેતા હતા. આ પ્રકારે આઠ વર્ષપર્યંત ઉભય પક્ષો વચ્ચે યુદ્ધ ચાલ્યું. આઠ વર્ષ પછી જેસલમીરપતિ જેતસી આ સંસારમાંથી વિદાય થયા. તેમની દહનક્રિયા કિલ્લામાંજ કરવામાં આવી. જેતસી અઢાર વર્ષપર્યંત રાજ્ય કરી ત્યાર સ્વર્ગમાં પધાર્યા હતા.

આ પ્રકારે દીર્ઘકાળપર્યંત સમર ચાલુ રહ્યો; પરંતુ પાછળથી રત્નસિંહ અને યવન સેનાપતિની સાથે મિત્રતા થઇ ગઈ. તેઓ પ્રતિદિન પોતાની છાવણી છોડી એક ખીજડાના વૃક્ષની નીચે મળતા હતા. તેમની સાથે આ વખતે ઘણા થોડા સેવકો રહેતા હતા. તેઓ ત્યાં પ્રતિદિન અનેક પ્રકારની વાતચીત કરતા હતા; પરંતુ જે સમયે તેમની વચ્ચે યુદ્ધ થતું ત્યારે તેઓ અપૂર્વ વીરતા બતાવી એકબીજાની સામે લડતા હતા.

જેતસીનું અવસાન થયા પછી તેમના પુત્ર મૂલરાજે સંવત ૧૩૫૦ (ઇ૦ સ૦ ૧૨૯૪)માં શત્રુઓથી ઘેરાયેલા પોતાના કિલ્લામાં રાજતિલક ધારણ કર્યું. યાદવશ્રેષ્ઠ રત્નસિંહ યવનયોદ્ધા મહબૂબખાંની સાથે નિત્યનિયમ પ્રમાણે ઉક્ત વૃક્ષની નીચે બેસીને વાર્તાલાપ કરતા હતા તે સમયે કિલ્લામાં મૂલરાજનો રાજ્યાભિષેક થતો હતો. અભિષેકના મહોત્સવનો આનંદધ્વનિ સાંભળી નવાબ મહબૂબખાંએ વિસ્મિત થઇ રત્નસિંહને પ્રશ્ન કર્યો:-"મિત્ર! આ આનંદોત્સવ શામાટે થઇ રહ્યો છે?" રત્નસિંહે તરતજ તેને આનંદોત્સવનું યથાર્થ કારણ કહી સંભળાવ્યું. નવાબ મહબૂબખાંએ તે સમાચાર સાંભળી કહ્યું:-"મિત્ર! આપણી વચ્ચે જે મિત્રતા થઇ ગઇ છે અને આપણે પ્રતિદિન જે વાર્તાલાપ કરીએ છીએ, તેની ખબર અલ્લાઉદ્દીનને કાને પહોંચી ગઈ છે અને તેણે મારાપર એવો સંદેશો મોકલ્યો છે કે:- 'તમારા દોષથીજ જેસલમીરનો કિલ્લો હસ્તગત થયો નથી.' તેમજ તેણે મારાપર ક્રોધિત થઈ કિલ્લો શીઘ્ર હસ્તગત કરવાની મને આજ્ઞા કરી છે; આથી હું કાલે પ્રાતઃકાળથીજ કિલ્લો હસ્તગત કરવાને માટે ભીષણ પ્રયત્ન કરવા માંડીશ."

નવાબ મહબૂબખાંનાં આવાં વચનો સાંભળી રત્નસિંહ કિંચિત્ પણ ભયભીત થયા નહિ. તેઓ નિયત સમયે પોતાના કિલ્લામાં ચાલ્યા આવ્યા.

બીજે દિવસે પ્રભાતકાળ થતાંની સાથેજ યવનસેનાપતિ મહબૂબખાંએ સમસ્ત યવનસેનાસહિત જેસલમીરના કિલ્લાપર આક્રમણ કર્યું. ઉભય પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. યવનો કિલ્લાપર અધિકાર કરવાને માટે પ્રબળ પરાક્રમથી યુદ્ધ કરવા લાગ્યા અને યાદવો ભીષણ બળપૂર્વક

પોતાની રક્ષા કરવા લાગ્યા. આ ભયાનક યુદ્ધમાં નવહજાર યવનો માર્યા ગયા. હવે નવાબ મહબૂબખાં શેષ યવનસેનાસહિત પોતાના પ્રાણ બચાવવાને માટે રણભૂમિમાંથી નાસી ગયો; પરંતુ તેણે પાછળથી પુષ્કળ સૈનિકો એકત્રિત કરી પુનઃ કિલ્લાપર આક્રમણ કર્યું. યવનો પુનઃ એક વર્ષપર્યંત કિલ્લાને ઘેરી રહ્યા. હવે કિલ્લાની અંદર રહેલા ભાટીઓને અનાજની પુષ્કળ તંગાશ પડવા લાગી. જેસલમીરપતિને હવે પોતાની રક્ષા કરવી અશક્ય લાગી. શત્રુની સેનાને ભેદીને નાસી શકાય એમ પણ નહોતું, તેથી તેમણે પોતાના જ્ઞાતિબાંધવો, કુટુંબીજનો અને સરદારોને બોલાવીને કહ્યું કેઃ-"કેટલાંક વર્ષોથી આપણે આપણી રાજધાનીનું રક્ષણ કરીએ છીએ; પરંતુ હવે આપણી પાસે ભોજનની સામગ્રી કાંઇ નથી, તેમજ બહારથી અનાજ લાવી શકાય તેમ પણ નથી; કારણ કે શત્રુઓએ આપણને પૂરેપૂરા ઘેરી લીધા છે, માટે હવે આપણે શું કરવું તેની કાંઈ સલાહ આપો."રાજાનાં આ વચનો સાંભળી સિહર અને વિક્રમસી નામના બે સામંતો બોલ્યા કે રણવાસની સ્ત્રીઓએ જૌહરવ્રતનું અવલંબન કરી અગ્નિમાં બળીને ભસ્મીભૂત થવું અને પુરુષોએ રણભૂમિમાં પોતાના જીવનનું બલિદાન આપવું ઉચિત છે. યાદવો અનાજની તંગીથી પીડિત છે, એ વાતની યવનોને કિંચિત્ પણ ખબર નહોતી. તેઓ અંતે હતોત્સાહ, વ્યાકુળ અને નિરાશ થઈ કિલ્લાનો ઘેરો છોડી ચાલ્યા ગયા. યાદવસેના દીર્ઘકાળથી કિલ્લાની રક્ષા કરતી આવી છે, માટે તે અત્યંત બળવાન છે અને કિલ્લાપર હવે ઝાઝો સમય ઘેરો રાખી મૂકવો વૃથા છે.

સમ્રાટની સેનાને નાસતી જોઇ રત્નસિંહે યવનસેનાપતિના નાના બંધુને કિલ્લામાં બોલાવ્યો અને તેને ઘણું માન આપ્યું. નવાબ મહબુબખાંના ભ્રાતાએ કિલ્લામાં પ્રવેશતાંની સાથેજ જોઇ લીધું કે યાદવો અનાજની તંગીને લીધે કષ્ટ ભોગવી રહ્યા છે. તે શીઘ્ર કિલ્લામાંથી બહાર નીકળ્યો અને યવન સેનામા જઇ મળ્યો. તેણે પોતાના ભ્રાતાને કિલ્લાની અંતઃસ્થિતિની સર્વ હકિકત કહી સંભળાવી. નવાબ મહબુબખાં આ શુભ સમાચાર સાંભળતાંની સાથેજ તત્કાળ પોતાની સેનાસહિત જેસલમીર તરફ ચાલ્યો અને તેણે પુનઃ તેને ઘેરી લીધું. જ્યારે યદુપતિ મૂલરાજે જોયું કે યવનોએ પુનઃ કિલ્લાપર ઘેરો નાખ્યો છે, ત્યારે તે અત્યંત વિસ્મિત થયા. ઘણી તપાસ કરતાં જણાયું કે રત્નસિંહના દોષથીજ જેસલમીરપર ગયેલી આપત્તિ પુનઃ આવી પડી છે.

મૂલરાજે અત્યંત ક્રોધિત થઇ રત્નસિંહને બોલાવી તેને ખૂબ ઠપકો આપ્યો અને કહ્યું કેઃ-"આ સમયે તમારા દોષથીજ આપણા ઉપર મહાવિપત્તિ આવી પડી છે. તમે પાપી યવનોની સાથે મિત્રતા કરીને પોતાનાજ પગમાં જાણી બુઝીને કુહાડો માર્યો છે. બોલો, હવે બચવાનો શું ઉપાય છે? આ મહા વિપત્તિમાંથી જેસલમીરનો ઉદ્ધાર શી રીતે થઈ શકશે? રણવાસની રાણીઓનાં સતીત્વની રક્ષા શી રીતે થઇ શકશે? આ સમયે યવનોએ બમણા જોરથી કિલ્લાને ઘેરી લીધો છે, માટે હવે આપણી રક્ષા થવાની કિંચિત્ પણ આશા મને નથી."

જ્યેષ્ઠ બંધુનાં આવાં વચનો સાંભળી વીર રત્નાસહ તેજસ્વિતાપૂર્વક બોલ્યાઃ-"આવા વિપત્તિકાળમાં આપણા સન્માનની રક્ષા થવાનો માત્ર એક ઉપાય છે. યવનોના હાથમાં જવા કરતાં આત્મોત્સર્ગ કરવો વિશેષ ઉચિત છે; અને યદુવંશીઓનો એજ ધર્મ છે. યવનોની સંખ્યા અધિક છે અને આપણી પાસે ભોજનની કાંઇ પણ સામગ્રી રહી નથી. આવી સ્થિતિમાં વિજયની આશા રાખવી વૃથા છે. યવનોની આધીનતા સ્વીકારવા કરતાં આત્મઘાત કરીને મરવું સારૂં છે. જો એકવાર યવનસેના આ પવિત્ર જેસલમીરના કિલ્લામાં આવીને એપર પોતાનો અધિકાર કરી લેશે તો તે આપણી ઉપર અત્યાચાર કરવામાં કોઇ પણ પ્રકારની ત્રુટિ રાખશે નહિ. આપણી પવિત્ર સતીસાધ્વીઓનાં અંગને યવનોના અપવિત્ર કરનો સ્પર્શ થશે તો આપણાં કુલને ઘોર કલંક લાગશે; અને યવનગણ આ કામ તો સૌથી પહેલુંજ કરશે. માટે સૌથી પહેલાં રાણીઓને જૌહરવ્રતનું અવલંબન કરવાની આજ્ઞા આપવી જોઇએ. અમરાપુરીસમાન આ જેસલમીરની સુંદર નગરીમાં જે સુંદર સુંદર મહાલયો બંધાવવામાં આવ્યા છે, તેમાં આ પાપી યવનો નિવાસ કરશે. આ સર્વ આપણે કદિ પણ સહન કરી શકીશું નહિ; માટે આપણે આ સર્વ મહાલયોને તોડીને છિન્નભિન્ન કરી નાખવા અને આપણી પાસે જેટલી સંપત્તિ છે તે સર્વને નદીનાં પાણીમાં ફેંકી દો. ત્યારપછી આપણે યદુવંશીઓ હાથમાં નગ્ન તલવાર લઇ

રણભૂમિમાં જઇ શત્રુઓનો સંહાર કરીશું અને અંતે તેમાં પ્રાણ આપીશું. આ પ્રકારે આપણે પવિત્ર યદુવંશના સન્માનની રક્ષા કરી શકીશું." વીરશ્રેષ્ઠ રત્નસીની આ સલાહ મહારાજા મૂલરાજને પસંદ પડી અને તેમણે સમસ્ત સામંતો તથા કુટુંબીજનોને એકત્રિત કરીને કહ્યું કેઃ—"આપ સર્વનો જન્મ વીર-વંશમાં થયો છે. આપ સદાસર્વદા ક્ષત્રિયધર્મનું પાલન કરતા આવ્યા છો. આપના જેવું પરાક્રમ કયા ક્ષત્રિયોએ દર્શાવ્યું છે ? સંગ્રામભૂમિમાં મહાબળવાન હાથી પણ આપની સન્મુખ ટકી શકતો નથી. આપે આપણા સન્માનની રક્ષા કરવાને માટે તલવાર હાથમાં ગ્રહણ કરી છે, તો હવે એ તલવારથી શત્રુઓનો સંહાર કરવાને માટે અગ્રેસર થાઓ."

યદુપતિ મૂલરાજ આ પ્રકારે સમસ્ત યાદવોને ઉત્તેજિત કરી રત્નસીને પોતાની સાથે લઇ રણ-વાસમાં ગયા. ઉભય ભ્રાતાઓએ સર્વ રાણીઓ અને પોતાનાં કુટુંબની સ્ત્રીઓને એકત્રિત કરીને કહ્યું કેઃ—" અમે અમારો ધર્મ સાચવવાને માટે આ મહાવિપત્તિમાં આત્માર્પણ કરવાનો નિશ્ચય કર્યો છે. આ સમયે આપણે જે દશામાં આવી પડ્યા છીએ તેમાંથી ઉદ્ધાર પામવાનો કાંઇ ઉપાય અમને સૂઝતો નથી. તેથી હવે અમે નિરાશ થયા છીએ. દુરાચારી યવનોને વિજય મળતાંની સાથેજ તેઓ અમારા પ્રાણનો નાશ કરીને આપણી સર્વ સંપત્તિ લૂંટી લેશે તથા તમારૂં સતીત્વ નષ્ટ કરશે, એમાં કિંચિત્ પણ શક નથી; માટે તમારે સુહાગ[1] વ્રતનું અવલંબન કરવું ઉચિત છે. તમે સર્વ જોહર-વ્રતનું પાલન કરી તમારા પ્રાણનો ત્યાગ કરો. અમે શીઘ્ર સુરલોકમાં આવીને તમને મળીશું. યદુપતિ મૂલરાજની સોઢાવંશી પટ્ટરાણીએ પોતાના પતિનાં આવાં વચનો સાંભળી વિનીતભાવથી હસતાં હસતાં કહ્યુંઃ—" હે નાથ ! જોહર વ્રતનું અવલંબન કરવાને માટે આજ રાત્રે અમે સઘળી તૈયારી કરીશું અને કાલે પ્રાતઃકાળ થતાંની સાથેજ અમે સર્વ સુરપુરમાં ચાલ્યાં જઇશું." કહેવાની જરૂર નથી કે પટ્ટરાણીની પેઠે અન્યાન્ય સર્વ સ્ત્રીઓએ અર્થાત્ સમસ્ત યાદવકુલલલનાઓએ પ્રજ્વલિત અગ્નિમાં પોતાનાં જીવનની આહુતિ આપવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો.

તેજ દિવસે રાત્રને સમયે યદુવંશી સમસ્ત સ્ત્રીઓએ પોતાનાં સતીત્વની રક્ષાને અર્થે જોહર-વ્રતની તૈયારી કરવા માંડી. પ્રભાત થતાંજ રણવાસનાં દ્વારપર હૃદયભેદક દૃશ્ય દૃષ્ટિગોચર થયું. સર્વ બાલા, પ્રૌઢા અને વૃદ્ધા સ્ત્રીઓ સ્નાન કરી, રેશમી વસ્ત્રો પરિધાન કરી, દેવતાનું પૂજન કરી, હરિ-કીર્તન કરતી એકત્રિત થઇ અને તેમણે આપ્તવર્ગ તથા જાતિબંધુઓને પ્રણામ કરીને જોહરવ્રતનો પ્રારંભ કર્યો. પ્રચંડ અગ્નિજ્વાલાની અંદર રાજકુલની લલનાઓ પોતાનાં શરીરની આહુતિ આપવા લાગી. બાલિકાથી લઇને વૃદ્ધાપર્યંત સર્વ મળીને ચોવીસ હજાર સ્ત્રીઓએ અગ્નિમાં પ્રવેશ કરીને પ્રાણનો ત્યાગ કર્યો. કોઇ કોઇ સ્ત્રીઓએ તો તલવારવતી પોતાના મસ્તકનું છેદન કરીને પણ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. અગ્નિના તેજની સાથે સતીત્વના તેજનો સંયોગ થતાં પ્રચંડ પ્રકાશ દૃષ્ટિગોચર થવા લાગ્યો. સમસ્ત જેસલમીરમાં આ પ્રકાશ પ્રસરી ગયો. તે સમયે યાદવોએ સ્ત્રીઓનાં બહુમૂલ્ય વસ્ત્રો અને આભૂષણો પણ અગ્નિમાં ફેંકી દીધાં. રાજમહાલયની સર્વ વસ્તુઓ ભસ્મીભૂત થઇ ગઇ. રણવાસની એક પણ વસ્તુ શત્રુઓના સ્પર્શને માટે શેષ રાખવામાં આવી નહિ. યદુપતિ મૂલરાજે આ સમયે યદુવંશને નાશની અણીપર આવેલો જોયો. હવે તેઓ પણ મનમાં અત્યંત દુઃખિત થઇ સર્વ જાતિબંધુઓ અને કુટુંબીજનોની સાથે સ્નાન કરી, કુલદેવતાનું પૂજન કરી, રંક લોકોને પુષ્કળ દ્રવ્યનું દાન કરી રણમાં જવાની તૈયારી કરવા લાગ્યા. સર્વ માણસોએ બખ્તર પહેરી મસ્તકમાં તુલસીની શાખા ખોસી અને ગળામાં શાલિગ્રામની મૂર્તિ બાંધી, મસ્તકપર મોર[2] ધારણ કર્યો અને પરસ્પર અંતિમ આલિંગન કર્યું. ત્યારપછી તેઓ કિલ્લાની બહાર નીકળી શત્રુસેનાપર તૂટી પડયા. અસંખ્ય શત્રુઓનો સંહાર કર્યો પછી તેઓ લડતા લડતા રણમાં પડયા. પોતાના પૈતૃકધર્મ અને સન્માન-

---

૧ સ્વામીનું મૃત્યુ થયા પૂર્વે સતી સ્ત્રી પ્રજ્વલિત અગ્નિમાં બળીને ભસ્મીભૂત થાય તેને સુહાગવ્રત કહે-વામાં આવે છે.

૨ રણભૂમિમાં મૃત્યુ થવાથી સ્વર્ગની અપ્સરાઓની સાથે વિવાહ થાય છે, એવી ક્ષત્રિયોની માન્યતા હોય છે; તેથી વિવાહપ્રસંગે જેવો મોર ધારણ કરવામાં આવે છે તેવો મોર બાંધીને તેઓ રણક્ષેત્રમાં જાય છે. એટલે કે તેઓ રણભૂમિમાં મૃત્યુ પામવાનો સંકલ્પ કરીનેજ જાય છે.

ની રક્ષાને અર્થે આ પ્રકારે ત્રણ હજાર આઠસેં યાદવવીરોએ રાજાની સાથે પ્રાણાર્પણ કર્યું.

રત્નસીને ઘડસી અને કાનડ નામના બે પુત્રો હતા. આ સમયે ઘડસીની વય બાર વર્ષની હતી. રત્નસીએ તે ઉભય કુમારોના પ્રાણની રક્ષા કરવાને માટે શત્રુઓના નેતા મહબૂબખાંપર કહેવરાવી મોકલ્યું કેઃ—" આપને મારા આ ઉભય કુમારોના જીવનની રક્ષા કરવી પડશે. " મુસલમાનનેતા મહબૂબખાંએ તે દૂતની સન્મુખજ શપથ લઇને કહ્યું કેઃ—" હું મારા મિત્રના બે પુત્રોના પ્રાણની રક્ષા કરીશ. " ત્યાર પછી મહબૂબખાંએ પોતાના બે વિશ્વાસુ સેવકોને રત્નસીની પાસે મોકલી આપ્યા. રત્નસીએ પોતાના પુત્રોને અંતમવાર છાતી સાથે ચાંપ્યા અને તેમના શિરપર હાથ ધરીને તેમને આશીર્વાદ આપ્યા. ત્યારપછી તેમણે તેમને ઉક્ત સેવકોની સાથે મહબૂબખાંની પાસે મોકલી આપ્યા. ઘડસી અને કાનડ એ ઉભય મહબૂબખાંના શિબિરમાં પહોંચતાં તેણે તેમને પરમ આદરપૂર્વક ગ્રહણ કર્યા અને તેમના મસ્તકપર હાથ ફેરવી તેમને ધૈર્ય આપી અભયવચન આપ્યું. મહબૂબખાંએ તત્કાળ તે ઉભય કુમારોની સેવામાં બે બ્રાહ્મણોને નિયુક્ત કરી દીધા.

સૂર્યોદય થતાંની સાથેજ મહબૂબખાંની સમસ્ત સેના કાલરૂપ ધારણ કરીને જેસલમીરનો કિલ્લો હસ્તગત કરવાને માટે ચાલી. શત્રુસેનાને આવતી જોઇ યદુપતિ મૂલરાજ ત્રણ હજાર આઠસેં વીર યોદ્ધાઓની સાથે સમરસાગરમાં કૂદી પડયા. આ ભયંકર યુદ્ધમાં વીરશ્રેષ્ઠ રત્નસી એકસોવીસ યવનોનો સંહાર કરી ચિરનિદ્રામાં સૂઈ ગયા. ક્રમશઃ યુદ્ધાગ્નિ અધિકાધિક પ્રજ્વલિત થતો ગયો. યદુપતિ મૂલરાજે કેટલાક સો યવન સૈનિકોનો વિધ્વંસ કરી અંતે રણશય્યાપર શયન કર્યું. વિજયી યવનો વીરનાદથી જેસલમીરને કંપિત કરતા કિલ્લામાં જઇ પહોંચ્યા. યવનસેનાપતિ મહબૂબખાંએ મૂલરાજ અને રત્નસીની લાશ રણભૂમિમાંથી શોધી મંગાવી યદુવંશીઓની વિધિઅનુસાર તેમની દહનક્રિયા કરાવી. સંવત ૧૩૫૧ (ઇ૦ સ૦ ૧૨૯૫) માં આ પ્રકારે યદુવંશનો વિધ્વંસ થઇ ગયો. દેવરાજ હજી યુદ્ધ કરતા હતા, એવામાં તેઓ જ્વરથી પટકાઇ પડયા. યવનસેના આ પ્રકારે યદુવંશનો સંહાર કરી બે વર્ષપર્યંત જેસલમીરના કિલ્લામાં રહી. ત્યાર પછી નવાબ મહબૂબખાં કિલ્લાની દિવાલ છિન્નભિન્ન કરી નાખી સમસ્ત દરવાજાઓમાં તાળાં લગાવી ત્યાંથી ચાલ્યો ગયો. યદુવંશીઓમાં તેનો જીર્ણોદ્ધાર કરવાનું કિંવા તેની રક્ષા કરવાનું સામર્થ્ય નહોતું.



# अध्याय ४ थो

વિધ્વસ્ત થયેલા જેસલમીરમાં મહોબાના રાઠોડોનું આગમન અને તેમણે ત્યાં કરેલો નિવાસ-ભટ્ટીસામંત દૂદાજીએ રાઠોડોનો કરેલો પરાભવ-દૂદાએ ધારણ કરેલી રાવલની ઉપાધિ-તેમણે ચોરેલા સમ્રાટ ફીરોઝશાહના અશ્વો-બીજીવાર જેસલમીરપર થયેલું આક્રમણ અને પુન: જોહરવ્રતનું થયેલું પાલન-દૂદાનો વધ -ભટ્ટીરાજના ઉભય કુમારોને સ્વાધીનતાની થયેલી પ્રાપ્તિ-રાવલ ઘડસીને થયેલી જેસલમીરના રાજ્યની પ્રાપ્તિ અને તેમણે ત્યાં કરેલો નિવાસ-દેવરાજનો પુત્ર કેહર અને તેના ભાગ્યનો થયેલો ઉદય-જસહડના વંશજોએ ઘડસીનો કરેલો વધ-ઘડસીની વિધવા રાણીનું કેહરને દત્તકતરીકે ગ્રહણ કરવું-કેહરને થયેલી રાજસિંહાસનની પ્રાપ્તિ-વિમલાદેવીનું પ્રજ્વાલિત ચિતાપર ચઢવું-હમીરના પુત્રોને પ્રાપ્ત થયેલો ઉત્તરાધિકાર-મેવાડના રાણાએ જેતસી પાસે વિવાહનો મોકલેલો પ્રસ્તાવ-પ્રસ્તાવનો ભંગ-ઉભય ભ્રાતાઓનો થયેલો વધ-રાવ રાણિંગદેવનો અનુતાપ-કેહરના પુત્રો-જ્યેષ્ઠ કુમાર સોમનું ગિરાબમાં જવું અને ત્યાંજ નિવાસ કરવો-પિતાના વધનો બદલો લેવાને માટે રાણિંગદેવના પુત્રોએ અંગીકાર કરેલો મુસલમાની ધર્મ-યદુરાજે જપ્ત કરેલી તેમની સમસ્ત સંપત્તિ-અબોરિયા ભાટીઓની સાથે તેમનું થયેલુ સંમિલન-જપ્ત કરેલી ભૂમિમાં કેહરના તૃતીય પુત્ર કેલણનું વાત્સલ્ય-ખડાલમાથી દાહિયાઓને પરાસ્ત કરીને નસાડી મૂકવા-ઠટ્ટા વા ગારા દેશમાં કેલણે બાંધેલો કેહર નામક દુર્ગ-અમીરખાં દુરાઈના આધિપત્યનીચે જોહિયા અને લંઘા લોકોએ કરેલું આક્રમણ અને તેમનો પરાજય-ચાહિલ અને મોહિલ લોકોને તાબે કરવા-પંચનદ રાજ્યમાં સ્થાપિત કરેલો અધિકાર-રાવલ કેલણે સમાવંશની એક કન્યાનું કરેલું પાણિગ્રહણ-સમા-જાતિની હકીકત-કેલણે સમારાજ્યપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર-તેમનું સિંધુ નદીને પોતાની સીમામાં લેવું-ચાચકને થયેલી રાજ્યસિંહાસનની પ્રાપ્તિ-મરોટમાં સ્થાપન કરેલી રાજધાની-મુલતાનના અધિનાયકના હાથનીચે કેટલાક લોકોએ કરેલું આક્રમણ-તેમને બીજીવાર થયેલી વિજયપ્રાપ્તિ-પંચનદમાં રાખેલી એક સેના-બૂંદી જાતિના અધીશ્વર મહિપાલનો કરેલો પરાભવ-અસનીકોટ-તે વિષે પ્રચલિત જનશ્રુતિ-સાતલમેરની સાથે વિવાહ-તેનું ફલ-હેબતખાં-રાવ ચાચકે પીલીબંગા દેશપર કરેલું આક્રમણ ખોકરનું વૃત્તાંત-લંઘા લોકોનું તેમની સેનાને દીનાપુરથી નસાડી મૂકવું-રાવ ચાચકની બિમારી-મુલતાનના અધીશ્વરને યુદ્ધને માટે કરેલું આહ્વાન-દીનાપુરમાં ગમન-ચાચકનો વધ-કમ્બોહે પોતાના પિતાના ટંટાનું લીધેલું વૈર-વરસલે દીનાપુરમાં પુન: સ્થાપન કરેલી રાજધાની-કિરોરમાં જવું-લંઘા અને બલુચોએ કરેલું આક્રમણ-તેમનો કરેલો પરાભવ-રાવલ બેરસીની સાથે રાવલ વરસલનો થયેલો મેળાપ-બાબરનું મુલતાન જીતવું-ત્યાર પછીના છ રાજાઓનું વર્ણન.

---

ગત અધ્યાયમાં જે યદુવંશીઓના વિધ્વંસનું વર્ણન કરવામાં આવ્યું છે, તે ઘટના બન્યા પછી કેટલેક વર્ષે મહોબાના નેતા માલાજીના પુત્ર જગમાલે રાજધાની જેસલમીરને વિધ્વસ્ત અવસ્થામાં પડેલી જોઇને તથા ત્યાં કોઇપણ યદુવંશીનો નિવાસ નહિ જોઇને સ્વયં તેપર અધિકાર સ્થાપિત કરી તેને રાજધાની બનાવવાનો વિચાર

કર્યો. વાસ્તવમાં યદુવંશનો પ્રાયઃ સંપૂર્ણ લોપ થઇ ગયો હતો. આ અવસરનો લાભ લઇ ઉકત રાઠોડ સામંત ભાટીઓની અનાથ રાજધાનીપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાની અભિલાષાથી તેપર આક્રમણ કરે એમાં શું આશ્ચર્ય ? જગમાલ રાઠોડે સાતસેં ગાડી અનાજ અને અસંખ્ય સૈનિકોને તથા આપ્તજનોને પોતાની સાથે લઇ જેસલમીરમાં પ્રવેશ કર્યો; પરંતુ તેની મનોકામના પૂર્ણ થઇ નહિ. ભટ્ટીરાજવંશી જસહડના પુત્ર દૂદા અને તિલોકસીના સાંભળવામાં જ્યારે આ વાત આવી ત્યારે તેમણે સ્વયં ત્યાં રાજધાની સ્થાપિત કરી રહેવાનો વિચાર કર્યો. તેઓ પોતાના કુલગૌરવની રક્ષા કરવાને માટે સમસ્ત કુટુંબીજનો અને સૈનિકોને પોતાની સાથે લઇ શીઘ્ર જેસલમીરમાં આવી પહોંચ્યા. તેમણે તત્કાળ રાઠોડોપર આક્રમણ કર્યું અને ભયંકર યુદ્ધ કરી તેમની સર્વ સંપત્તિ લૂંટી લીધી. આ રીતે રાઠોડો ભાટીઓદ્વારા પૂર્ણ પરાભવ પામી પલાયન કરી ગયા.

વિજયી દૂદાએ પ્રબલ પરાક્રમ અને અપૂર્વ બાહુબળથી રાઠોડોને નસાડી મૂકી પોતાના વંશની પ્રાચીન રાજધાની હસ્તગત કરી લીધી. પ્રજાવર્ગે પણ સંતુષ્ટ થઇ તેમને જેસલમીરના સ્વામી તરિકે સ્વીકારી રાવલની ઉપાધિ આપવામાં કાંઈ વિલંબ કર્યો નહિ. દૂદાએ જેસલમીરના રાજસિંહાસનપર અધિષ્ઠિત થઈ ત્યાંનાં છિન્નભિન્ન થઇ ગયેલાં મકાનો અને કિલ્લાની પુનઃ મરામત કરાવી. જેસલમીર કેટલાંક વર્ષો પછી પુનઃ પોતાનું પૂર્વસ્વરૂપ ધારણ કરી પ્રેક્ષકોની દૃષ્ટિને આનંદ આપવા લાગ્યું.

રાવલ દૂદાને પાંચ પુત્રો ઉત્પન્ન થયા. તેમના ભ્રાતા તિલોકસી મહાવીરતરિકે પ્રખ્યાત હતા. તેમણે પોતાના બાહુબળથી બલુચી મુસલમાનો, માંગોલિયાઓ, દેવડાઓ અને આબુ શિખર તથા ઝાલોરના સોનગઢાઓને પરાસ્ત કરીને પોતાની વીરતાની પરાકાષ્ઠા દર્શાવી હતી. તિલોકસીને વારંવાર વિજય મળવાથી તેઓ એવા સાહસિક થઇ ગયા હતા કે તેમણે પોતાની સેનાસહિત અજમેરપર આક્રમણ કરી પોતાના બાહુબળનો પરિચય કરાવ્યો હતો. ફીરોજશાહ પોતાના અનેક ઉત્તમોત્તમ અશ્વોને અજમેરથી આનાસાગરમાં સ્નાન કરાવવાને માટે સદા મોકલતો હતો. એક સમયે વીરશ્રેષ્ઠ તિલોકસીએ તે અશ્વોને નીડરતાપૂર્વક હસ્તગત કરી લીધા. પછી તેઓ જેસલમીરમાં ચાલ્યા ગયા. અલ્લાઉદ્દીનનો કોપ થવાથી જે પ્રમાણે જેસલમીર એક વખત સર્વથા વિધ્વસ્ત થઇ ગયું હતું, તેજ પ્રમાણે આ સમયે પાદશાહ ફીરોજશાહ પણ તેમનો સંપૂર્ણ નાશ કરવાને તત્પર થયો.

જ્યારે સમ્રાટ ફિરોજશાહના સાંભળવામાં આવ્યું કે જેસલમીરના અધીશ્વરના ભ્રાતા તિલોકસીએ અસીમ સાહસપૂર્વક અમારા બહુમૂલ્ય અશ્વો તેમના રક્ષકોના હાથમાંથી ખુંચવી લીધા છે, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે શીઘ્ર જેસલમીરનો વિધ્વંસ કરવાને માટે એક બલવાન સેના મોકલી. પૂર્વવત્ આ સમયે પણ ભયંકર યુદ્ધાગ્નિ પ્રજ્વલિત થયો. પ્રબલ પરાક્રમશાળી યવનોના પંજામાંથી પોતાની રક્ષા થવી કઠિન જાણી, યદુવંશીઓના અધીશ્વર દૂદા અને તિલોકસીએ રણવાસની સોળહજાર રાણીઓને ભસ્મીભૂત કરીને સોળસેં[1] સ્વજાતીય સૈનિકોની સાથે યુદ્ધક્ષેત્રમાં પ્રાણત્યાગ કર્યા અને પોતાના કુલના ગૌરવની રક્ષા કરી. રાવલ દૂદાએ દશ વર્ષપર્યંત જેસલમીરમાં રાજ્ય કર્યું હતું. આ સમયે પણ જેસલમીરની અવસ્થા પૂર્વવત્ બની ગઇ.

સંવત ૧૩૬૨ ( ઇ૦ સ૦ ૧૩૦૬ ) માં રાવલ દૂદા પોતાના કુટુંબીઓની સાથે રણભૂમિમાં માર્યા ગયા. આ યુદ્ધમાં પૂર્વોક્ત નવાબ મહબૂબખાંનું મૃત્યુ થવાથી તેના મિત્ર રત્નસીના બે પુત્રોની રક્ષાનો ભાર તેના બે પુત્રો ગાઝીખાં અને ઝુલફીકારખાંના હાથમાં સોંપવામાં આવ્યો. આ અરસામાં એકવાર કાનડ અત્યંત ગુપ્તરીતે જેસલમીરમાં આવ્યો હતો. તેના જ્યેષ્ઠ બંધુ ધડસીએ મહોબાના સામંતની ભગિની સાથે વિવાહ[2] કર્યા. જે સમયે ધડસી વિવાહની ધામધૂમમાં પડયો હતો, તે સમયે તેના સગા સોનંગદેવે આવીને તેની મુલાકાત લીધી. સોનિંગદેવ પ્રચંડકાય અને મહા બળવાન હતા. વિવાહકાર્ય સમાપ્ત થયા પછી ધડસી મહાબળવાન સોનિંગદેવને પોતાની સાથે દિલ્હી લઇ ગયો.

---

૧ ઉર્દૂ તરજુમામાં ૧૭૦૦ છે.

૨ ઉર્દૂ તરજુમામાં એવો ઉલ્લેખ છે કે વિમળાદેવીના વિવાહ દેવડાની સાથે કરવામાં આવ્યા હતા.

દિલ્હીના સમ્રાટને આ વિરાટકાય વીરપુરુષને જોઇ તેમના બાહુબળની પરીક્ષા કરવાની ઇચ્છા થઇ. ખોરાસાનના અધીશ્વરે દિલ્હીના પાદશાહને એક લોહધનુષ્ય ઉપહારસ્વરૂપે આપ્યું હતું. આ ધનુષ્યની પ્રત્યંચા ચઢાવવી એ કાંઈ સહેલી વાત નહોતી. પાદશાહે ધાર્યું કે આ હિંદુવીરના સામર્થ્ય-ની પરીક્ષા કરવા માટે આ ધનુષ ઉપયુક્ત થઇ પડશે. તેણે ધાર્યું કે આ હિંદુવીર આ ધનુષ્યપર બાણ ચઢાવવાને કદિ પણ શક્તિવાન થશે નહિ; પરંતુ વીરશ્રેષ્ઠ સોનિંગદેવે તે ધનુષ્યને એટલું વાળી દીધું કે તેના બે ટુકડા થઇ ગયા. પાદશાહ આ હિંદુવીરનું અદ્‌ભુત બાહુબળ જોઇ તેમને પરમ આદર-પૂર્વક પોતાના મહાલયમાં લઇ ગયો. આ અરસામાં તૈમૂરશાહે દિલ્હીપર આક્રમણ કર્યું. ધડસીએ પાદશાહના પક્ષમાં રહી એટલી વીરતા પ્રદર્શિત કરી કે શત્રુના સમસ્ત ઉપદ્રવો સર્વથા શાંત થઇ ગયા. પાદશાહે ધડસીનાં આ અસીમ બલવિક્રમથી પરમ પ્રસન્ન થઈ તેમના પિતાની રાજધાની જેસ-લમીરના શાસનનો ભાર તેમને સમર્પણ કર્યો અને પ્રચલિત નિયમાનુસાર તેમને સનંદ લખી આપી. વળી તેણે તેમને જેસલમીરના કિલ્લાનો જીર્ણોદ્ધાર કરવાની પણ આજ્ઞા આપી.

આ રીતે યદુવંશનું ભાગ્યાકાશ પુનઃ નિર્મલ થઇ ગયું. ધડસી માત્ર પોતાના બાહુબળ અને પરાક્રમથીજ સૌભાગ્યલક્ષ્મીના ખોળામાં બેસી જેસલમીરના યદુવંશીઓની લુપ્ત કીર્તિને પુનઃ પ્રકા-શિત કરવાને માટે પ્રવૃત્ત થયા. તેમની જાતિ અને કુટુંબનાં માણસો અનેક સ્થાનોમાં નિવાસ કરતાં હતાં, તે સર્વને ધડસીએ બોલાવ્યાં અને મહેબાના અધીશ્વર તથા પોતાના પરમ મિત્ર જગ-માલની સહાયથી મહા પ્રચંડ સૈન્ય તૈયાર કરી જેસલમીરમાં જઈ ત્યાં ચોતરફ શાંતિ સ્થાપન કરી પોતાની શાસનશક્તિનો વિસ્તાર કર્યો. હમીર અને તેના પક્ષકારોએ ધડસીને આવેલા જોઇ તેમને યદુપતિસ્વરૂપે સ્વીકાર્યા; પરંતુ જસહડના પૌત્રો ધડસીને રાજા થયેલો જોઇ પ્રસન્ન થયા નહિ.

અમારા પાઠકોએ પ્રથમાધ્યાયમાં વીરશ્રેષ્ઠ દેવરાજનું વૃત્તાંત વાંચ્યું છે. દેવરાજે મંદોરના અધી-શ્વર રાણા રૂપડાની કન્યા સાથે વિવાહ કર્યો હતો. આજ રાજકુમારીના ગર્ભથી કેહર નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો. જે સમયે પાદશાહની સેનાએ જેસલમીરને ઘેરી લીધું હતું, તે સમયે ઉક્ત કેહર અને તેની માતા એ ઉભયને મંદોરમાં મોકલી દેવામાં આવ્યાં હતાં. જે સમયે કેહરની વય બાર વર્ષની હતી તે સમયે તેને પોતાના માતામહના ગોવાળોની સાથે જંગલમાં જવાનો અભ્યાસ હતો. તે પોતાની સાથે કેટલાંક બાળકોને પણ લઇ લેતો અને તેમની સાથે જંગલમાં ખેલકૂદ કર્યા કરતો. એક સમયે કેહર રમતો રમતો જઇને એક સર્પના રાફ-ડાની પાસે સૂઈ ગયો. કેહરને નિદ્રા આવી ગઇ. તે સમયે તે રાફડામાંથી એક સર્પ નીકળ્યો અને પોતાની ફેણવતી કેહરના મસ્તકપર છાયા કરીને બેસી રહ્યો. થોડીવારે એક ચારણ[1] ત્યાં થઇને જવા લાગ્યો. તેણે તે પરમ સુંદર બાલકના શિરપર સર્પની છાયા જોઇને તત્કાળ મંદોરપતિને સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યું. રાણા શીઘ્ર તે સ્થાનપર ગયા અને ઉપરોક્ત ઘટના તેમના પણ જોવામાં આવી. તેઓ સમજી ગયા કે આ એક શુભ ચિન્હ છે અને કેહર એક સમયે અવશ્ય રાજા થશે.

ધડસી પ્રબલ પ્રતાપસહિત રાજ્ય કરતા હતા, પરંતુ રાણી વિમલાદેવીને એક પણ પુત્ર થયો નહિ; તેથી તેમનું મન અત્યંત શોકાકુલ રહેવા લાગ્યું. તેમણે અંતે નિરુપાય થઇ રાણીને એક પુત્ર ખોળે લેવાની સલાહ આપી. રાણીએ પોતાના સ્વામીની આજ્ઞાનુસાર પોતાના રાજ્યમાં જેટલા યદુવં-શી ભાટીઓના પુત્રો હતા તે સર્વને બોલાવ્યા. તે સૌમાંથી તેણે કેહરને ચુંટી કાઢ્યો. ધડસી કેહરને દત્તકસ્વરૂપે ગ્રહણ કરે છે, એ સમાચાર સાંભળી જસહડના પૌત્રો અત્યંત અસંતુષ્ટ થયા અને તેઓ જેસલમીરપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાના ઉપાય શોધવા લાગ્યા. આ સમયે ધડસી એક મહા પ્રચંડ સરોવર ખોદાવતા હતા અને તેને જોવાને માટે તેઓ પ્રતિદિન જતા હતા. નિત્યનિયમ પ્રમાણે તેઓ એક દિવસ સરોવર જોવાને જતા હતા, એવામાં જસહડના પૌત્રોએ તેમનાપર આક્રમણ કરી તેમના પ્રાણનો નાશ કર્યો.

સાધ્વી વિમલાદેવીએ જ્યારે જસહડના પૌત્રોએ પોતાના સ્વામીના કરેલા ખૂનના વર્ત-માન સાંભળ્યા ત્યારે તે સારી રીતે ચેતી ગઈ કે આ પાપીઓએ રાજ્યલોભથીજ આ ભયંકર કાર્ય

[1] મૂળ તરજુમામાં ભાટ લખ્યો છે.

કર્યું છે. આથી તેણે તત્ક્ષણ કેહરને જેસલમીરના અધીશ્વર બનાવી તેના નામની આણ ફેરવી દીધી અને ઉક્ત દુરાચારીઓનો મનોરથ નિષ્ફળ કર્યો. વિમલાદેવી ક્ષત્રિયોની રીતિ અનુસાર પોતાના સ્વામીની ચિતાપર ચઢવાને તેજ વખતે તૈયાર થાત, પરંતુ કેટલાંક કારણોથી તેણે તે કાર્ય કેટલાક માસ પછી કર્યું. તેના સ્વામીએ જે સરોવર બંધાવવાનો આરંભ કર્યો હતો, તેને પૂર્ણ કરાવવાનું હતું અને વળી બાલક કેહરની સુરક્ષાને માટે પણ થોડા સમયની અપેક્ષા હતી. છ માસ પછી તે સરોવર બંધાઇને તૈયાર થઈ ગયું. વિધવા રાણીએ પોતાના સ્વામીના નામપરથી તેનું નામ "ઘડસીસર" રાખ્યું. હવે શત્રુઓ કેહરના પ્રાણનો નાશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા; અને રાણી પ્રજ્વલિત ચિતામાં પડી ભસ્મીભૂત થઇ સુરલોકમાં ચાલી ગઇ. રાણી વિમલાદેવી ચિતામાં પડતી વખત કહી ગઇ હતી કેઃ–"હમીરના પુત્રનેજ કેહરનો ઉત્તરાધિકારી બનાવજો." હમીરને બે પુત્રો હતાઃ જેતસી અને લૂનકર્ણ.

જેતસીની યુવાવસ્થા આવતાં ચિતોડના રાણા કુંભાએ તેમનાપર વિવાહનું નાળીએર મોકલી આપ્યું. ભટ્ટીરાજકુમાર પોતાના અનેક સેવકોને લઇને વિવાહ કરવાને માટે મેવાડ તરફ ચાલ્યા. અરવલ્લીથી બારકોશ દૂર જતાંજ તેમને સાંકલા મેહરાજ નામના સાલબનીના સુપ્રસિદ્ધ સામંત મળ્યા. તે દિવસે તેમણે ત્યાં વિશ્રામ કર્યો અને બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ પોતાના પ્રવાસનો પ્રારંભ કર્યો. આ સમયે એક તેતરપક્ષી બોલતું બોલતું તેમના જમણા[1] હાથ તરફથી ચાલ્યું ગયું. સાંકલા મેહરાજનો સાળો પક્ષીઓની બોલીપરથી શુભાશુભ જાણવામાં અતિ ચતુર હતો. તેમણે તરત જણાવ્યું કેઃ–"આપણી જમણી બાજુએથી તેતર બોલતું બોલતું જાય, એ અપશુકન છે અને એથી અમંગળ થવાનો સંભવ છે." તેનાં આ વચન સાંભળી જેતસીએ પોતાના અશ્વની લગામ ખેંચી અને તે દિવસે ત્યાંજ વિશ્રામ કર્યો. તે સમયે તે પક્ષીને પકડવામાં આવ્યું તો તે એક આંખ-વિનાનું જણાયું. બીજે દિવસે પ્રભાત થતાંજ જેતસીએ પુનઃ યાત્રારંભ કર્યો. આ સમયે થોડા અંતર-પર એક વાઘણનો પોકાર સાંભળવામાં આવ્યો. જેતસીએ મેહરાજના સાળાને તેનો અર્થ પૂછ્યો. તેણે પ્રત્યુત્તર આપ્યો કેઃ–"આપ અહીંઆંજ વિશ્રામ કરો અને એક નવયુવકને હજામડીના વેષે કમલમેર મોકલી આપો. તે ત્યાં જઇને ત્યાંની યથાર્થ સ્થિતિની ખબર લાવશે. આ રીતે રાણા કુંભાની ચતુરતા સરલતાથી આપણને જ્ઞાત થશે અને આ અપશુકનો થવાનું કારણ શું છે તે પણ વિદિત થશે."

શીઘ્ર એક સાહસિક યુવકને હજામડીનો વેષ સજાવી કમલમેર મોકલવામાં આવ્યો. તેણે ઉક્ત છલવેષે રણવાસમા જઇ સર્વ બાતમી મેળવી. વાસ્તવમાં ચિતોડના રાણાએ કુમાર જેતસીનું અમંગલ કરવાનોજ પ્રયત્ન કર્યો હતો. તે યુવકે જેતસીની પાસે આવી તેમને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. જેતસીએ તેનાં વચનપર વિશ્વાસ રાખી રાણા કુંભાપર અત્યંત કોપાયમાન થઇ તેની કન્યાની સાથે વિવાહ કરવાનો વિચાર માંડી વાળ્યો અને મેહરાજની કન્યા મારુનું પાણિગ્રહણ કર્યું. આથી રાણો કુંભો જેતસીપર અત્યંત ક્રોધિત થયો; પરંતુ તે જેતસીપર વૈર લઇ શકયો નહિ.[2] અંતે તેણે મનનો ક્રોધ મનમાંજ સમાવી પોતાની કન્યા ચાગરોનના વિખ્યાત ખીચી રાજા અચલદાસને સમર્પિત કરી. આ ઘટના બન્યા પછી જેતસી પુંગલદેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે ગયા અને ત્યાં પોતાના ભ્રાતા લૂનકર્ણ તથા પોતાના સાળાની સાથે રણભૂમિમાં શયન કર્યું. આ સમયે તેમની સાથે તેમના એકસોવીસ સેવકો માર્યા ગયા. પુંગલપતિ રાણિંગદેવ[3] જાણતો નહોતો કે મેં જેસલમીરપતિના અત્યંત નિકટના બે સગાઓને મારી નાખ્યા છે. જ્યારે તેણે આ વાત જાણી ત્યારે તે અત્યંત દુઃખિત થયો અને તેણે તે માટે કાળાં વસ્ત્રો પરિધાન કરી સમસ્ત ભારતવર્ષના પ્રત્યેક તીર્થની યાત્રા

૧ ઉર્દુ તરજુમ.માં એવો ઉલ્લેખ છે કે એક તેતર જમણા હાથ તરફથી બોલ્યું.

૨ અહીંઆં અમે કર્નલ ટોડના શબ્દોનો અવિકલ અનુવાદ કર્યો છે. જેતસીનો વેષધારી યુવક કમલમેરમાં શું જોઈ આવ્યો અને રાણાએ શી લજ્જાથી બદલો લીધો નહિ તે તેમણે જણાવ્યું નથી.

૩ આ રાણિંગદેવનું વૃત્તાંત પ્રથમ ખંડમાં યથાસ્થાને આપવામાં આવ્યું છે.

કરી. આ રીતે પોતાનાં પાપનો નાશ કરી તે પુનઃ પોતાના પાટનગરમાં ચાલ્યો આવ્યો. રાવલ કેહરે તેને ક્ષમા કરી ધૈર્ય આપ્યું.

કેહરને નિમ્નલિખિત આઠ પુત્રો થયાઃ—

( ૧ ) સોમ — એમના અગણિત વંશજો 'સોમભાટી'ના નામથી વિખ્યાત છે.
( ૨ ) લખમણ
( ૩ ) કેલણજી — એમણે પોતાના બાહુબળથી પોતાના જ્યેષ્ઠબંધુના અધિકારમાંથી વિક્રમપુર જીતી લીધું અને તેઓ પોતાના અનુચરોને લઇને ગીરાયમાં જઇ વસવા લાગ્યા.
( ૪ ) કલકરન
( ૫ ) સાતલ — એમણે પોતાના નામથી સાતલમેર રાજધાની સ્થાપિત કરી.
( ૬ ) બીજૂ
( ૭ ) તન્નૂ
( ૮ ) તેજસી

નાગોરના રાઠોડ અધીશ્વરપર પોતાના પિતાનું વૈર લેવાને માટે જે સમયે રાણિંગદેવના પુત્રોએ યવનધર્મનું અવલંબન કર્યું, તે સમયે તેઓ પૂંગલ અને મરોટના ઉત્તરાધિકારથી વંચિત થઇ આભારિયા ભાટીઓની સાથે જઇ મળ્યા અને તેમનું નામ મોમન અર્થાત્ મુસલમાન ભાટી રાખવામાં આવ્યું. આ સમયે રાવલ કેહરના તૃતીય પુત્ર કેલણે પૂંગલ અને મરોટપર પોતાનો અધિકાર સ્થાપિત કરી વિક્રમપુરને પણ પોતાના અધિકારમાં લઇ લીધું. આ ઉપરાંત યદુવંશની શોચનીય દશામાં દાહિયા રાજપૂતોએ તેમની જે પ્રાચીન રાજધાની દેરાવલપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો, તે પણ તેમણે પોતાના અધિકારમાં લઇ લીધું.

કેલણે બ્યાસ નદીની નિકટ પોતાના પિતાના નામથી એક કિલ્લો બંધાવ્યો. હવે જોહિયા અને લંગાઓની સાથે ભાટીઓને પુનઃ વિવાદ ઉપસ્થિત થયો. લંગાઓના નેતા અમીરખાં[1] દુરાઇએ કેલણ ઉપર આક્રમણ કર્યું; પરંતુ કેલણે ક્ષત્રિયોચિત વીરતાથી અમીરખાંનો સંપૂર્ણ પરાભવ કર્યો. કેલણ આ સમયે પોતાના બાહુબળથી એટલા વિખ્યાત થઇ ગયા હતા કે તેમનું નામ સાંભળી ચાહિલ, મોહિલ અને જોહિયા લોકો થરથર કંપી ઉઠતા હતા. કેલણે ધીરે ધીરે પંજાબ દેશપર્યંત પોતાની સત્તાનો વિસ્તાર કર્યો. કેલણે સમાજામવંશની એક રાજકુમારી સાથે વિવાહ કર્યો. આ સમાજામવંશમાં રાજસિંહાસનને માટે એક મહાન વિવાદાગ્નિ પ્રજ્વલિત થયો હતો. કેલણે મધ્યસ્થ થઇને તે વિવાદનો અંત આણ્યો. તેમણે સમાજામવંશના સુજાઅતજામ નામના જે નેતાના પક્ષનું સમર્થન કર્યું હતું, તે કેલણની સાથે મરોટમાં આવ્યો. બે વર્ષ પછી સુજાઅતનું અવસાન થયું. હવે કેલણે સમાજામવંશના સર્વ દેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. આથી સિંધુ નદીના તટપર્યંત તેમના રાજ્યનો વિસ્તાર થયો. કેલણે ૭૨ વર્ષની વયે શરીર છોડયું.

કેલણનો સ્વર્ગવાસ થયા પછી ચાચકદેવ તેમના સિંહાસનપર અધિષ્ઠિત થયા. આ સમયે ભાટીઓનો અધિકાર ગાડા નદીના તટપર્યંત થઇ ગયો હતો, તેથી મુલતાનનો યવન અધીશ્વર તેમનાપર અત્યંત ક્રુદ્ધ થઈ ગયો હતો. ચાચકદેવ મરોટ નામના સ્થાનમાં જઇ ત્યાં પોતાની રાજધાની સ્થાપિત કરી રહેવા લાગ્યા. થોડા દિવસ પછી મુલતાનના અધીશ્વરે પુનઃ યદુવંશીઓનો વિધ્વંસ કરી નાખવાની અભિલાષાથી ઘણી મોટી તૈયારી કરી. લંગા, જોહિયા, ખીચી વગેરે જે જે જાતિઓને પ્રાચીન કાળથી ભાટીઓની સાથે શત્રુતા ચાલી આવતી હતી તે સર્વ મુલતાનપતિની સાથે જઇ મળી. અન્યપક્ષે ચાચકદેવ મુલતાનપતિને યુદ્ધ કરવા માટે તૈયાર થયેલો જોઇ સાવધાન થયા અને તેમણે સાત[2] હજાર અશ્વારોહીઓ તથા ચૌદ હજાર પાયદલ સૈનિકો એકત્રિત કરી બ્યાસ નદીની

[1] ઉર્દૂ તરજુમામાં અમીરખાં પીરી નામ લખવામાં આવ્યું છે.
[2] ઉર્દૂ તરજુમામાં ૧૧ હજાર છે.

સમીપ જઇ ઉક્ત યવનની સામે અસીમ સાહસપૂર્વક યુદ્ધ કર્યું. ઉભયપક્ષો વચ્ચે દારુણ યુદ્ધ થવા માંડયું. આ યુદ્ધમાં યવનો પરાસ્ત થઇને નાસી ગયા. વીરશ્રેષ્ઠ ચાચકદેવે શત્રુઓની છાવણીમાંથી પુષ્કળ સામાન લૂંટી લીધો અને તેઓ પૃથ્વીને કંપાયમાન કરતા પુનઃ મરોટમાં ચાલ્યા આવ્યા; પરંતુ આટલાથીજ યુદ્ધાગ્નિ શાંત થયો નહિ. મુલતાનપતિએ પ્રથમ પરાજયનો બદલો લેવાને માટે બીજે વર્ષે મહાપ્રચંડ સેનાસહિત આક્રમણ કર્યું. આ સમયે થયેલા સંગ્રામમાં ૭૪૪ ભટ્ટી અને ૩૦૦૦ મુલતાનીઓ માર્યા ગયા. મુલતાનપતિ બીજીવાર પરાસ્ત થયો. હવે ચાચકદેવના રાજ્યની સીમા ઘણી વધી ગઇ. તેમણે અસનીકોટ નામના કિલ્લામાં પોતાના પુત્રના હાથનીચે એક સેના રાખી અને તેઓ સ્વયં પૂંગલમાં ચાલ્યા આવ્યા. ત્યાર પછી તેમણે ઢૂંઢીના અધીશ્વર મહિપાલપર આક્રમણ કર્યું અને તેને પરાસ્ત કર્યો. પછી તેમણે જેસલમીરમાં આવી પોતાના ભ્રાતા લખમણની મુલાકાત કરી.

અસનીકોટના તાબામાં જેટલાં ગામો હતાં, તે સર્વની ઉપજ તેમણે જેસલમીરમાં લાવીને ખરચી નાખી. ચાચકદેવ જે સમયે જેસલમીરથી પોતાની રાજધાનીમાં આવતા હતા, તે સમયે વારૂ સ્થાનના જંજરાજે તેમની મુલાકાત લીધી. આ માણસ પુષ્કળ બકરાંઘેટાં પાળતો હતો. વરજાંગ નામનો એક રાઠોડ લૂંટારો પાસેના ગામમાંથી કોઇ કોઇ વખત આવીને તેનાં પશુઓ ચોરી જતો હતો. જંજે વિચાર કર્યો કે ચાચકદેવનું શરણ ગ્રહણ કરવાથી મારાં બકરાંઘેટાંનું રક્ષણ થશે. આવા ઉદ્દેશથી તેણે ભારે ભારે કિંમતનાં બકરાંઘેટાં ચાચકદેવને ભેટ આપ્યાં. વરજાંગ એક મહા વીર હતો. તેણે સાતલમેર નામના વાણિજ્યના પ્રધાન સ્થાનને એક ભાટીસામંતની પાસેથી પોતાના બાહુબળથી ખુંચવી લીધું હતું. વરજાંગનું નામ સાંભળતાંજ મરુભૂમિના નિવાસીઓ થર થર કંપતા હતા. વીરશ્રેષ્ઠ ચાચકદેવ જંજને અભયવચન આપીને ચાલ્યા ગયા. તેઓ જતી વખત તેને કહેતા ગયા હતા કેઃ–'જો વરજાંગ તમારાપર પુનઃ અત્યાચાર કરશે તો હું તેને ઉચિત ફળ આપીશ.' થોડા દિવસ પછી રાવ ચાચકદેવ જંજના તાબાના દેશમાં ગયા અને તેની મુલાકાત લીધી. જંજે પુનઃ તેમને વરજાંગના અત્યાચારની વાત કહી સંભળાવી અને તેમની સહાય માગી. ચાચકદેવે જંજની પ્રાર્થના લક્ષમાં લઇ સાતલમેરના લૂંટારાનું દમન કરવાને માટે પોતાની સમસ્ત સેના એકત્રિત કરી. પછી તેમણે સીતાજાતિના અધીશ્વરની સાથે સંધિ કરી. આ નવીન મિત્ર ત્રણ હજાર અશ્વારોહીઓની સેના પોતાની સાથે લઇ ચાચકદેવની પડખે આવી ઉભો રહ્યો. નગરમાંથી નીકળીને બહાર જતા શ્રીમંત માણસોપર આક્રમણ કરીને ચાચકદેવે તેમને લૂંટી લીધા અને તેમને બંદીવાન બનાવ્યા. શ્રીમંત નાગરિકોએ મુક્તિ પ્રાપ્ત કરવાને માટે પુષ્કળ દ્રવ્ય આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી; પરંતુ ચાચકદેવે તેમને જણાવ્યું કેઃ–"જો તમે આ સ્થાન છોડીને જેસલમીર આવો અને ત્યાં નિવાસ કરો તો તમને સુખેથી મુક્ત કરવામાં આવશે." ૩૬૫ મોટા મોટા વ્યાપારીઓએ ચાચકદેવની આ આજ્ઞા માન્ય કરી અને તેઓ પોતાની સર્વ સંપત્તિ સાથે જેસલમીરમાં જઇ રહ્યા.

વરજાંગના ત્રણ પુત્રોને બંદીવાન બનાવવામાં આવ્યા હતા. વીરશ્રેષ્ઠ ચાચકદેવે તેમાંના વચલા અને નાના પુત્રની વય ઘણી નાની જોઇને તેમને મુક્ત કર્યા; પરંતુ જ્યેષ્ઠ કુમાર મેરાને તેના પિતા વરજાંગની સારી ચાલની જામીનગીરીતરિકે પોતાની પાસે બંદીવાન કરી રાખ્યો. ચાચકદેવે જે સીતા જાતિના અધીશ્વરની સાથે આ ઘટના બન્યા પૂર્વે મિત્રતા કરી હતી, તેની પૌત્રી સાલદેવીની સાથે તેમણે પોતાના વિવાહ કર્યા. પહેરામણીમાં તેમને પચાસ અશ્વો, પાંત્રીસ દાસીઓ, ચાર પાલખી અને બસેં ઉંટ પ્રાપ્ત થયાં. આ સર્વ વસ્તુઓ લઈ ચાચકદેવ મરોટ નગરમાં ચાલ્યા આવ્યા.

ઉપરોક્ત ઘટના બન્યા પછી બે વર્ષે વીરશ્રેષ્ઠ ચાચકદેવે પીલબંગના અધિપતિની સાથે યુદ્ધ કર્યું. એક ભાટીની પાસેથી એક મૂલ્યવાન અશ્વ લૂંટી લેવામાં આવ્યો, તે આ વિગ્રહનું મૂળ હતું. ચાચકદેવ પીલબંગેશ્વરને પરાસ્ત કરીને તેની રાજ્યધાનીનું દ્રવ્ય લૂંટવા લાગ્યા; પરંતુ એવામાં યદુવંશના જૂના વૈરી લંગા લોકોએ આ સુસંધિનો લાભ લઇ ચાચકદેવના દિનાપુરના કિલ્લાપર આક્રમણ કર્યું અને ત્યાંની સમસ્ત સેનાને પરાસ્ત કરી.

આ તરફ ચાચકદેવે યુદ્ધ ચાલુજ રાખ્યું. તેમણે અનેક દેશો જીતી લીધા. આ પ્રકારે તેમણે પંજાબ-

પર્યંત પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. અંતે વૃદ્ધાવસ્થામાં જ્યારે ચાચકદેવ ભયંકર રોગ-થી ગ્રસ્ત થયા અને જ્યારે તેમણે જાણી લીધું કે હવે મારો અંતકાળ નિકટ આવ્યો છે અને રોગ-માંથી મુક્ત થવાની આશા મિથ્યા છે, ત્યારે તેમણે દીર્ઘકાળ સુધી કષ્ટ ભોગવીને મરણ પામવાને બદલે ક્ષત્રિયોની રીતિ પ્રમાણે પ્રાણત્યાગ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. ક્ષત્રિયો દૃઢ શ્રદ્ધાપૂર્વક માને છે કે શત્રુઓના ભીષણ શસ્ત્રાઘાતથી મૃત્યુ થાય તો આપણને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આથીજ યુદ્ધ-માં મરવું, એને તેઓ પરમ ધર્મ માને છે અને આજ કારણથી તેઓ આમરણ યુદ્ધકાર્યમાંજ ઉદ્યુક્ત રહે છે. આવા વિશ્વાસથી તેઓ રણભૂમિમાં જે આત્મોત્સર્ગ કરે છે, તેથી તેમનાં ગૌરવ અને મહિમાની અત્યંત પ્રશંસા થાય છે. વીરશ્રેષ્ઠ ચાચકદેવ ક્ષત્રિયોના શિરોભૂષણસ્વરૂપ હતા; તેઓ જીવનપર્યંત યુદ્ધકાર્યમાં નિયુક્ત રહ્યા હતા. આવા મહાન ક્ષત્રિય રણભૂમિમાં પ્રાણત્યાગ કરવાનો સંકલ્પ કરે એમાં શું આશ્ચર્ય[1] છે?

તેમણે પોતાના એક દૂતને લંગાજાતિના અધીશ્વરની પાસે મોકલી તેનાદ્વારા તેને એવી ખબર કરી કે:–" ચાચકદેવ રોગશય્યાપર પડ્યા છે. દીર્ઘકાળપર્યંત કષ્ટ ભોગવીને મરણ પામવા કરતાં તેમણે ક્ષત્રિયવીરોની પેઠે શત્રુની તલવારદ્વારા પોતાના પ્રાણ છોડવાનો સંકલ્પ કર્યો છે, માટે તેમણે આપની સાથે યુદ્ધ કરવાની પ્રાર્થના કરી છે." મુલતાનના રાજાએ ઉક્ત દૂતના શબ્દોપર વિશ્વાસ મૂક્યો નહિ. તે પોતાના મન સાથે બોલ્યો: " ચાચકદેવ મને છળ કરીને સમરભૂમિમાં બોલાવી પોતાની ગુપ્ત અભિલાષા સિદ્ધ કરવા માગતો જણાય છે. આથીજ તેણે યુદ્ધની માગણી કરી છે." આવો વિચાર કરી તે દૂતને કહેવા લાગ્યો: " તમારા સ્વામી પ્રપંચ જાળનો વિસ્તાર કરીને મારો નાશ કરવાની અભિલાષા રાખે છે; માટે હું યુદ્ધ કરીશ નહિ." મુલતાનના રાજાનો આ ઉત્તર સાંભળી દૂતે શપથ લઇ કહ્યું: " રાજન્! આપ વૃથા સંદેહ ધારણ કરો છો. મહારાજા ચાચકદેવ ખરેખર દુઃસાધ્ય રોગથી પીડિત છે અને તેમને હવે બીજી કાંઇ પણ ઇચ્છા નથી; પરંતુ તેઓ અંતસમયે માત્ર એક ક્ષત્રિયવીરને છાજે તેવી રીતે મરવા માગે છે. તેઓ આ કારણથી માત્ર સાતસેં[2] વીરોની સાથેજ રણભૂમિમાં આવશે. આપ આપના મનને વૃથા સંદેહથી ચિંતાતુર કરશો નહિ અને મારા સ્વામીની આ મનોકામના પૂર્ણ કરો." મુલતાનના રાજાને હવે દૂતનાં વચનપર વિશ્વાસ આવ્યો અને તે બોલ્યો: " હું ચાચકદેવની મનોકામના પૂર્ણ કરવાને માટે યુદ્ધ કરવાને તૈયાર છું." દૂતે જઇને આ વાત ચાચકદેવને કહી સંભળાવી. વીરશિરોમણી ચાચકદેવના આનંદ-નો પાર રહ્યો નહિ. જે જે સેનાપતિઓ અને સૈનિકોએ સદા ચાચકદેવની સાથે રહીને યુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો હતો, તેમાંથી સાતસેં વીરોને ચાચકદેવે ચૂંટી કાઢ્યા. આ સાતસેં વીરોએ પણ પોતાના સ્વામીની અભિલાષા પૂર્ણ કરવાને માટે રણભૂમિમાં પ્રાણાર્પણ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. ચાચક-દેવે રણભૂમિમાં જવા પૂર્વે પોતાના રાજ્યની પૂર્ણ વ્યવસ્થા કરી લીધી. સીતાજાતિની રાણીના ગર્ભથી તેમને જે ગજસિંહ નામક પુત્ર થયો હતો, તેને તેમણે તેની માતાની સાથે નનસાલમાં મોકલી દીધો. તેમને સોઢાજાતિની રાણી લીલાવતીના ગર્ભથી વરસલ, કમ્બોહ અને ભીમદેવ એ ત્રણ પુત્રો ઉત્પન્ન થયા હતા. ચોહાણવંશી રાણી સૂરજદેવીના ગર્ભથી રણધીર અને રન્તૂ નામક બે પુત્રો થયા હતા. વીરશિરોમણિ ચાચકદેવે આ પાંચ પુત્રોપૈકી જ્યેષ્ઠ પુત્ર વરસલને પોતાનો ઉત્તરાધિકારી બનાવ્યા અને તેમને ખડાલ (આ દેશના મુખ્ય નગરનું નામ દેરાવર છે) સિવાયનો પોતાનો સમસ્ત દેશ અર્પણ કર્યો. તેમણે ખડાલ દેશ રણધીરને અર્પણ કર્યો. વરસલ સત્તર હજાર સૈનિકોને પોતાની સાથે લઈ પોતાની રાજધાની ફિરોહરમાં[3] ચાલ્યા ગયા.

આ પ્રકારે વીરવર ચાચકદેવે પોતાનું રાજ્ય પોતાના બે પુત્રોને વહેંચી આપ્યું અને ત્યાર પછી તેઓ

---

૧ ટ્રાન્સકિમઆના પ્રાચીન વીરો રોગગ્રસ્ત થતાં હાથમાં તલવાર લઇ રણક્ષેત્રમાં પ્રાણ ત્યાગ કરતા હતા. આ પ્રથા અંતે જુટલેંડ પર્યંત ફેલાઇ હતી.

૨ ઉર્દૂ તરજુમામાં ૫૦૦ છે.

૩ ફિરોહરનો મોટો કિલ્લો રાવ કેહરે બંધાવ્યો હતો. તે ભાવલપુરથી બાવીસ કોશના અંતરપર હતો; પરંતુ હાલમાં તેનું કાંઈ ચિન્હ પ્રાપ્ત થતું નથી.

પોતાના જીવનનો ત્યાગ કરવાને માટે ઉક્ત સાતસેં વીરોસહિત દીનાપુરના રણ તરફ ચાલ્યા. ત્યાં પહોંચતાં તેમને સમાચાર મળ્યા કે મુલતાનનો રાજા અહીંઆંથી બે કોશના અંતરપર છાવણી નાખીને પડેલો છે. આ સમાચાર સાંભળીને તેમનું હૃદય આનંદથી પ્રફુલ્લિત થયું. તેમણે સ્નાન કરી નિર્મળ ચિત્તે અસ્ત્રશસ્ત્ર તથા ઇષ્ટદેવનું પૂજન કર્યું અને દીનદરિદ્રીને ધનરત્નાદિ લૂંટાવીને આ માયામય સંસારપરથી પોતાનું મન પરાવૃત્ત કરી તેને પરમાત્મામાં લીન કર્યું.

થોડીવાર પછી રણવાદ્યોનો નાદ સંભળાવા લાગ્યો. ઉભયપક્ષની સેના સામસામે થતાંની સાથેજ વીરશ્રેષ્ઠ ચાચકદેવે પોતાના સાતસેં સૈનિકોસહિત મુલતાનના અધીશ્વરના કેટલાક હજાર સૈનિકોની સામે યુદ્ધ કરવા માંડયું. તેમણે બે ઘડી સુધી વીરતા દર્શાવી પોતાના સાતસેં સૈનિકોની સાથે રણભૂમિમાં ચિરનિદ્રામાં શયન કર્યું. આ સાતસેં માણસોએ મુલતાનના બે હજાર સૈનિકોનો વધ કર્યો હતો. ચાચકદેવે આ પ્રકારે સંગ્રામભૂમિમાં ચિરકાળને માટે શયન કર્યા પછી મુલતાનપતિ પોતાના પાટનગરમાં ચાલ્યો ગયો.

જે સમયે રણધીર દેરાવરમાં પોતાના પિતાની ઉત્તરક્રિયા કરતા હતા, તે સમયે ચાચકદેવના દ્વિતીય પુત્ર કમ્બોહે શોકોન્મત્ત થઇ ત્યાંને ત્યાંજ પ્રતિજ્ઞા કરી કેઃ-" મુલતાનપતિએ મારા પિતાને અન્યાયથી માર્યા છે, માટે હું અવશ્ય તેનો બદલો લઇશ." કુંભાએ ( કમ્બોહે ) તત્કાળ પોતાની સાથે એક સેવક લઇ મુલતાન તરફ પ્રયાણ કર્યું. જ્યાં મુલતાનપતિનાં સૈન્યની છાવણી હતી, તે સ્થળની આસપાસ બાવીસ હાથની પહોળાઇની એક ખાઇ હતી. કુંભાએ રાત્રિના સમયે અશ્વારૂઢ થઇ સાહસપૂર્વક ખાઈ કૂદી પોતાના અશ્વને તંબુનાં દોરડાંવતી બાંધ્યો. પછી તેઓ મુલતાનપતિનાં જેવાં વસ્ત્રો પરિધાન કરી પહેરેદારની દૃષ્ટિ સન્મુખથીજ શિબિરમાં પ્રવેશ્યા. આ સમયે મુલતાનનો રાજા નિદ્રા લેતો હતો. કુંભાએ તેજ અવસ્થામાં તેનો શિરચ્છેદ કર્યો. ત્યાર પછી તેઓ શીઘ્ર તે છાવણીમાંથી ચતુરતાપૂર્વક નીકળી આવી દેરાવરમાં પોતાના બંધુને મળ્યા.

વરસલ દીનાપુરમાં પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કરી કિરોહરમાં ચાલ્યા ગયા. તેમના જૂના શત્રુ લંગા લોકોએ હેબતખાંની સહાયથી તેમનાપર આક્રમણ કર્યું; પરંતુ વરસલે પોતાના અતુલ પરાક્રમથી તેમને પરાસ્ત કરીને નસાડી મૂક્યા. આ સમયે[1] હુસેનખાંએ વિક્રમપુરપર આક્રમણ કર્યું; પરંતુ વરસલે તેને પણ પરાસ્ત કર્યો.

સંવત ૧૫૩૦ ( ઇ. સ. ૧૪૭૪ ) માં વરસલે વિક્રમપુરનો કોટ અને કિલ્લો બંધાવ્યો.

હવે કેવલ રાવલ કેલણના વંશજોની સાથેના પંજાબના સામંતોના સીમાંતસંબંધી નાના નાના વિગ્રહોનું વૃત્તાંત આવે છે. આ વિગ્રહોમાં એકવાર એક પક્ષની હાર થતી તો બીજી વખત તેની જીત થતી. તે સંબંધી નિરસ વર્ણન અમે લંબાવવા ઇચ્છતા નથી. અંતે કેલણના વંશજોએ ગાડા નદીના ઉભય કિનારાઓની પાસેના પ્રદેશોને વહેંચી લીધા અને તેઓ તેમાં સ્વતંત્રતાપૂર્વક રાજ્ય કરવા લાગ્યા. આ ઘટના બન્યા પછી થોડા દિવસમાં દિલ્લીના સમ્રાટ બાબરે લંગાઓના અધિકારમાંથી મુલતાન છીનવી લીધું અને ત્યાં મુસલમાન સૂબો નિયુક્ત કર્યો. આ સમયે કિરોહર, દીનાપુર, પૂંગલ અને મરોટના યદુવંશીઓએ પોતાનાં રાજ્યની રક્ષાને અર્થે મુસલમાનધર્મનો સ્વીકાર કર્યો.

ત્યાર પછી ભટ્ટીઇતિહાસવેત્તા મુખ્ય વંશવૃક્ષ મૂકીને શાખાનું વર્ણન કરે છે અને રાવલ જેત, લૂનકરણ, ભીમ, મનોહરદાસ અને સુબલસિંહનાં નામો ગણાવ્યે જાય છે. રાવલ સુબલસિંહના શાસનકાળથીજ જેસલમીરની રાજકીય સ્થિતિ પરિવર્તિત થઇ ગઇ.

---

[1] ઉર્દૂ તરજુમામાં હુસેનખાં બલ્લોચ લખવામાં આવ્યું છે.

# अध्याय ५ मो

જેસલમીરના રાજ્યના ઉત્તરાધિકારીનું બદલાવું-યવનસમ્રાટે તેમને અર્પણ કરેલી જેસલમીરની ગાદી-તેમણે યવનસમ્રાટની આધીનતાનો કરેલો સ્વીકાર-બાબરે કરેલા આક્રમણના સમયમાં જેસલમીરના રાજ્યની સીમા-લુણકર્ણસિંહનો સ્વર્ગવાસ થયા પછી તેમના પુત્ર અમરસિંહનુ સિંહાસનપર અધિષ્ઠિત થવું-અમરસિંહે બલુચપ્રદેશમાં કરેલી ટીકાદોડ-તે યુદ્ધમાં તેમને મળેલો વિજય-ચના રાજપૂતોનું વિદ્રોહી થવું-બિકાનેરવાસી રાઠોડોના ઉપદ્રવોનો ભટ્ટીસામંતોએ કરેલો પ્રતીકાર સીમાસંબંધી વિવાદનું મૂળ-ભટ્ટીશાકોની થયેલી જીત-સામંતોની વચ્ચે ઝગડો થયાથી બિકાનેર અને જેસલમીરના અધીશ્વરોની વચ્ચે ઉપસ્થિત થયેલો ટંટો-બિકાનેરના રાજા અનુપસિંહે અપમાનનો પ્રતીકાર કરવાને માટે પોતાના સામંતોને કરેલું નિમંત્રણ-જેસલમીરપર આક્રમણ કરનાર રાઠોડોનો થયેલો પરાજય-રાવલે પુંગલપર પુનઃ સ્થાપિત કરેલો પોતાનો અધિકાર-બાડમેરપતિને માંડલિકોની શ્રેણીમાંથી મુક્ત કરવા-અમરસિંહનું મૃત્યુ-જસવંતસિંહનું રાજસિંહાસનપર અધિષ્ઠિત થવું-જેસલમીરનું પતન-રાઠોડોના હાથમાંથી પુંગલ, બાડમેર અને ફલોદીનું દૂર થવું-દાઉદના પુત્રોએ ખડાલથી ગાડા સુધી સ્થાપન કરેલો પોતાનો અધિકાર-અક્ષયસિંહનો અભિષેક-તેજસિંહે પોતાના હાથમાં લીધેલું જેસલમીરનું શાસન-તેજસિંહને પુનઃ થયેલી રાજ્યપ્રાપ્તિ-તેમણે ચાળીસ વર્ષપર્યંત કરેલું રાજ્યશાસન-બાવલખાંએ ખડાલપર સ્થાપન કરેલો પોતાનો અધિકાર-રાવલ મૂલરાજ-સ્વરૂપસિંહ મહેતાને પ્રાપ્ત થયેલું રાજમંત્રીનું પદ-તેણે ધારણ કરેલી ભટ્ટિસામંતોપ્રત્યે ઘૃણા-યુવરાજ રાયસિંહે સ્વરૂપસિંહનો કરેલો વધ-રાવલ મૂલરાજનું બંદી થવું-રાયસિંહે સિંહાસનપર બેસવાને પાડેલી ના-એક રાજપૂત રમણીએ મૂલરાજની કેદમાંથી કરેલી મુક્તિ-મૂલરાજને પુનઃ થયેલી રાજ્યપ્રાપ્તિ-યુવરાજ રાયસિંહને થયેલી દેશનિકાલની શિક્ષા-તેનું જોધપુરમાં ગમન-ભટ્ટિસામંતોએ કરેલો વિદ્રોહ-દંડતરીકે જપ્ત થયેલી તેમના તાબાની સમસ્ત ભૂમિ અને સર્વ કિલ્લાઓનો થયેલો વિધ્વંસ-બારવર્ષ પછી પુનઃ તેમને આપેલો ભુમિનો અધિકાર-રાયસિંહે કરેલો એક વાણિકનો શિરચ્છેદ-તેનું પુનઃ જેસલમીરમાં આવવું-તેને દેવાના કિલ્લામાં મોકલવો-સાલિમસિંહને થયેલી મંત્રીપદની પ્રાપ્તિ-તેનું ચરિત્ર-તેનું શત્રુના હાથમાં સપડાવું-પણ જોરાવરસિંહની સહાયથી મુક્ત થવું-તેની ભાભીની સાથે મળીને તેનો નાશ કરવાને રચેલું ષડયંત્ર-જોરાવરસિંહને આપેલું વિષ-મહેતાએ તેના બંધુ અને તેની સ્રીનો કરેલો વધ-દેવાના કિલ્લામાં લાગેલી આગ-રાયસિંહનું આગમાં પડીને બળી મરવું-તેના પુત્રોનો થયેલો વધ-ગજસિંહને રાજ્ય અર્પણ કરવું-મૂલરાજના કનિષ્ઠ પુત્રોનું બિકાનેરમાં નાસી જવું

-મંત્રીની યાવચ્ચંદ્રદિવાકરૌ સત્તા-ભટ્ટીઇતિહાસની સમાલોચના.

પાઠકો સારી પેઠે જાણે છે કે જેસલમીરના સ્વામી ધડસીનું શોચનીય મૃત્યુ થયા પછી તેમની રાણીએ પોતાના દત્તક પુત્ર કેહરને જેસલમીરનું સિંહાસન સમર્પણ કર્યું હતું; તે છતાં પણ તે પ્રજ્વલિત ચિતામાં બેસતી વખત એમ પણ કહી ગઈ હતી કે:-'હમીરના પુત્રને જેત અને લૂનકરણને કેહરના દત્તક કરી તેમને રાજ્યના ઉત્તરાધિકારી બનાવશો." આ કારણથી કેહર જેસલમીરના સિંહાસનપર બેઠા અને તેમને આઠ પુત્રો થયા; તે છતાંપણ જેત અને લૂનકરણજ તેમના ઉત્તરાધિકારી ગણાયા; પણ જેતને રાજ્ય પ્રાપ્ત થયા પૂર્વેજ તે પૂંગલ દેશ જીતી લેવાની ઇચ્છાથી ત્યાં જઇ સમરક્ષેત્રમાં મૃત્યુ પામ્યો. લૂનકરણ પણ તેજ સમરમાં મૃત્યુ પામ્યો. જેતને પુત્ર થયો નહોતો, તેથી લૂનકરણના વંશજોનાજ અધિકારમાં જેસલમીર રહ્યું. લૂનકરણને ત્રણ પુત્રો થયા (૧) હરરાજ (૨) માલદેવ અને (૩) કલ્યાણદાસ.

કેહરનું મૃત્યુ થયા પછી લૂનકરણના જ્યેષ્ઠ કુમાર હરરાજે જેસલમીરનાં સિંહાસનપર વિરાજમાન થવું જોઇતું હતું;કિંતુ હરરાજ કેહરની સમક્ષજ મરણ પામ્યો હતો, તેથી હરરાજનો પુત્ર ભીમ જેસલમીરના સિંહાસનપર અભિષિક્ત થયો. ભીમના રાજત્વકાળનો કાંઇ પણ ઇતિહાસ કર્નલ ટૉડે પ્રકાશિત કર્યો નથી. વધુ સ્પષ્ટતાને ખાતર અત્રે અમે લૂનકરણની વંશાવલી સાદર કરીએ છીએ:-

લુનકરણ

| હરરાજ | માલદેવ | કલ્યાણદાસ |
|---|---|---|
| ભીમ | કેતસી | મનોહરદાસ |
| નાથુ | દયાદાસ | રામચંદ્ર |
| | સુબલસિંહ | |

ભીમનું મૃત્યુ થયા પછી તેનો પુત્ર નાથુ જેસલમીરના સિહાસનપર અભિષિક્ત થયો. નાથુને સિંહાસન પ્રાપ્ત થયા પછી અતિ અલ્પ સમયમાં તે બિકાનેરની એક રાજકુમારીનું પાણિગ્રહણ કરવાને ગયો. લગ્ન કરીને પાછા ફરતાં તેણે જેસલમીરની અંતર્ગત ફલોદી પ્રદેશમાં મુકામ કર્યો; તે વખતે કલ્યાણદાસના પુત્ર મનોહરદાસે સિંહાસન પ્રાપ્ત કરવાના લોભથી એક સ્ત્રીદ્વારા વિષ દેવરાવી તેને મારી નખાવ્યો. નાથુના મૃત્યુ પછી મનોહરદાસે જેસલમીરનો રાજમુકુટ પોતાના મસ્તકપર ધારણ કર્યો. મનોહરદાસે પોતાના બંધુના પુત્રને મારી નાખીને કેટલોક વખત રાજ્ય કર્યું. તેણે પોતાનો અંતકાળ નિકટ આવતી વખત પોતાના પુત્ર રામચંદ્રને સિંહાસનારૂઢ કરવાને માટે પુષ્કળ પરિશ્રમ કર્યો; પરંતુ તે હત્યારાના વંશમાં કોઇને પણ સિંહાસનની પ્રાપ્તિ થઈ નહિ. તેના મરણ પછી લૂનકરણના વચલા પુત્ર માલદેવનો પ્રપૌત્ર સુબલસિંહ જેસલમીરના સિંહાસનપર અભિષિક્ત થયા. સુબલસિંહ સુશીલ, સદ્‌ગુણી અને બહાદૂર હતા.

રામચંદ્ર અત્યંત ઉપદ્રવી અને દુર્ગુણી હતો, તેથી પ્રજાએ તેમને પોતાના રાજાતરીકે પસંદ નહિ કરતાં ધીર અને શાંત પ્રકૃતિના સુબલસિંહને પસંદ કર્યા. તેમને સિંહાસન મળ્યું તેનાં બીજાં પણ કેટલાંક કારણો હતાં. સુબલસિંહ અંબરપતિના ભાણેજ હતા. તેઓ અંબરપતિના હાથનીચે યવનોના તાબાના પેશાવર નગરમાં એક ઉચ્ચ પદપર નિયુક્ત હતા. એક સમયે પહાડી અફઘાન લૂંટારાઓએ યવનસમ્રાટનો ખજાનો લૂંટવાનો પ્રયાસ કર્યો હતો; પરંતુ સુબલસિંહની અદ્‌ભુત વીરતાથી તેઓ સફળ થયા નહોતા. આ કારણથી તેઓ યવનસમ્રાટને અત્યંત પ્રિય હતા. સુબલસિંહે પોતાના સદ્‌ગુણોથી સર્વ નરેશોમાં માન પ્રાપ્ત કર્યું. મનોહરદાસના મરણ પછી યવનસમ્રાટે જોધપુરના રાજા જસવંત-

સિંહને આજ્ઞા કરી કેઃ-"તમે શીઘ્ર રામચંદ્રનો હક્ક રદ કરી મુખ્લસિંહને જેસલમીરના સિંહાસનપર અભિષિક્ત કરો." મહારાજા જસવંતસિંહને આ આજ્ઞા પ્રાપ્ત થતાંની સાથેજ તેમણે સુપ્રસિદ્ધ નાહરખાંની સાથે એક સેના મોકલી મુખ્લસિંહને જેસલમીરના સિહાસનપર અધિષ્ઠિત કરવાને તેને કહ્યું.નાહરખાંએ શીઘ્ર પોતાના સ્વામીની આજ્ઞાનું પાલન કર્યું. મુખ્લસિંહે જેસલમીરના સિંહાસનપર બેસી નાહરખાંને પુરસ્કારમાં પોકર્ણદેશનો અધિકાર યાવચ્ચંદ્રદિવાકરૌ અર્પણ કરી દીધો. આ વખતથી પોકર્ણ જેસલમીરના રાજ્યથી અલિપ્ત થઇ જોધપુરના રાજ્યમાં સંયુક્ત થઇ ગયું.

રાવલ જયસલ અને તેમના ઉત્તરાધિકારીઓ જ્યાંસુધી તલવારથી પોતાના રાજ્યની રક્ષા કરતા હતા અને તેને વૃદ્ધિંગત કરતા હતા,ત્યાંસુધી તેનો કાંઇપણ ભાગ અન્યના અધિકારમાં ગયો નહોતો. નાહરખાં ને આપેલું પોકર્ણજ સૌથી પહેલાં જેસલમીરથી પૃથક થયું. ત્યારપછી વિસ્તૃત જેસલમીરનું અંગ ક્રમશઃ કપાતુંજ આવ્યું છે. પાદશાહ બાબરને વિજય પ્રાપ્ત થયો તે પૂર્વે જેસલમીરરાજ્યની સીમા ઉત્તરમાં ગાડા નદી, પશ્ચિમમાં મહેરાણુ વા સિંધુ અને પૂર્વ તથા દક્ષિણમાં બિકાનેર અને મારવાડ સુધી હતી. બિકાનેર અને મારવાડના રાઠોડરાજા બસેં વર્ષથી જેસલમીરના ભાગો છીનવી લેતા આવ્યા હતા. રાવલ મુખ્લસિંહે જેસલમીરના સિંહાસનપર બેસી અતિ પ્રશંસનીય રીતે રાજ્ય ચલાવ્યું. જ્યારે તેઓ સ્વર્ગમાં સિધાવ્યા ત્યારે તેમના પુત્ર અમરસિંહે રાજતિલક ધારણ કર્યું. આ સમયે તેઓ બલુચીઓની સાથે યુદ્ધ કરવામાં પ્રવૃત્ત થયા હતા. તેમણે યુદ્ધક્ષેત્રમાંજ રાજતિલક ધારણ કર્યું. બલુચીઓનો પરાજય કરી અમરસિંહ પોતાની રાજધાનીમાં આવ્યા. થોડા દિવસ પછી ચન્ના રાજપૂતોએ પૂર્વવત્ પુનઃ રાજ્યના પૂર્વ અને ઉત્તર ભાગમાં ઉપદ્રવ અને અત્યાચાર કરવા માંડયા; ત્યારે રાવલ અમરસિંહે સ્વયં સેનાસહિત જઇ તેમનો પરાજય કર્યો. અમરસિંહે આ લોકોને આધીન બનાવી તેમની વર્તણુકમાં સંપૂર્ણ ફેરફાર કરી નાખ્યો. તેઓ તેમને લીધેજ ભવિષ્યમાં સદ્ગુણી બન્યા.

હવે જેસલમીર અને બિકાનેરના સામંતોની વચ્ચે વિવાદ ઉપસ્થિત થયો આથી ઉભય દેશોના રાજાઓ પોતપોતાની સેના લઇ રણભૂમિમાં આવીને ઉપસ્થિત થયા. બિકાનેરના કાંધલોત રાઠોડો દીર્ઘ કાળથી જેસલમીરની સીમાપર ભયંકર અત્યાચાર કરતા હતા. જેસલમીરના તાબાના વિક્રમપુરના સુંદરદાસ અને દલપત નામના સામંતો કાંધલોતોનાં દુરાચરણથી ક્રોધિત થઇ તેમનું દમન કરવાને માટે તૈયાર થયા. દલપત બોલ્યોઃ 'ચાલો આપણે રાઠોડોની ભૂમિપર આક્રમણ કરી જગતમાં કીર્તિ પ્રસારીએ." ત્યારપછી તે ઉભય સામંતોએ પોતાની સેના લઇ પરમ સાહસપૂર્વક બિકાનેર રાજ્યના સીમાંતપર આવેલાં જાજૂ નામના નગરપર આક્રમણ કર્યું અને તેને લૂંટીને બાળી મૂકયું. કાંધલોતગણોને આથી અત્યંત ક્રોધ ચઢયો. પછી તેમણે પ્રચંડ દલ સાથે જેસલમીરની સીમાપર આક્રમણ કરી યદુવંશીઓપર વૈર લીધું. આથી વૈર વધ્યું. ઉભય પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. આ યુદ્ધમાં ભાટીગણોએ બસેં રાઠોડોને મારીને વિજય પ્રાપ્ત કર્યો. રાઠોડો પરાસ્ત થઇ નાસી ગયા. પોતાના તાબાના સામંતોને વિજય મળેલો જોઇ રાવલ અમરસિંહને પરમ આનંદ થયો.

બિકાનેરના રાજા અનુપસિંહ આ સમયે દક્ષિણમાં પાદશાહની સેવા કરતા હતા. ભાટીઓએ રાઠોડોને પરાસ્ત કર્યા છે, એવા સમાચાર જ્યારે તેમના સાંભળવામાં આવ્યા ત્યારે તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે તત્કાળ પોતાના શિબિરમાંથી બહાર નીકળી પોતાના મુખ્ય મંત્રીની સાથે પોતાના રાજ્યમાં એવો સંદેશો મોકલ્યો કેઃ-"શસ્ત્ર ધારણ કરી શકે એવા સમસ્ત રાઠોડોએ જેસલમીર જીતવાને માટે શસ્ત્ર ધારણ કરીને તૈયાર થવું. કાંધલોતોએ શીઘ્ર વિક્રમપુરના જેવી જેસલમીરની સ્થિતિ કરવી, નહિ તો તેઓ વિશ્વાસઘાતી ગણાશે." સમસ્ત રાજ્યમાં મુખ્ય મંત્રીએ આ ઢંઢેરો પિટાવી દીધો. હવે સર્વ રાઠોડો હાથમાં શસ્ત્ર ધારણ કરી જેસલમીરપર આક્રમણ કરવાને માટે એકત્રિત થવા માંડયા. અપમાનિત રાજા અનૂપસિંહે રાઠોડોને સહાય કરવાને માટે હિસારથી એક પઠાણ સેનાપતિની સાથે એક દલ મોકલી આપ્યું. આ તરફ જેસલમીરના સ્વામી રાવલ અમરસિંહે રાઠોડોને યુદ્ધની તૈયારી કરતા

જોઇ તત્કાળ સમસ્ત ભાટીસેના એકત્રિત કરી. અમરસિંહ ચતુર અને રણકુશળ હતા. તેમણે વિચાર કર્યો કે રાઠોડોને જેસલમીરની સીમામાં આવવા દેવા નહિ; પરંતુ બિકાનેરની સીમામાંજ તેમનાપર આપણે આક્રમણ કરવું. અમરસિંહે આવો વિચાર કરી બિકાનેરની સરહદપરનાં નગરોપર આક્રમણ કરી તેમને લૂંટવા માંડયાં. તેમણે અગણિત રાઠોડોને મારી પૂંગલ પ્રદેશ પુનઃ પોતાના રાજ્યમાં સંયુક્ત કરી દીધો. તદુપરાંત તેમણે બાડમેર અને કોટડાના સામંતોને પણ પોતાને આધીન કરી લીધા. રાવલ અમરસિંહે આ પ્રકારે મહા શૂરવીરતા સાથે જેસલમીરનું રાજ્ય ભોગવી સંવત ૧૭૫૮ (ઇ૦ સ૦ ૧૭૦૨)માં આ જગતનો ત્યાગ કર્યો. તેમને આઠપુત્રો થયા. તેમાંના જ્યેષ્ઠ પુત્રનું નામ યશવંતસિંહ હતું. શેષ સાતમાંથી કેવલ હરિસિંહનું નામજ આપણને ઉપલબ્ધ થાય છે. જ્યેષ્ઠ કુમાર યશવંતસિંહની એક કન્યાની સાથે મેવાડના યુવરાજનો વિવાહ થયો હતો. યશવંતસિંહના મરણપર્યંતનો ઇતિહાસ એક યદુભટીઇતિહાસ વેત્તાએ લખ્યો છે અને ત્યારપછીનો જેસલમીરનો ઇતિહાસ બીજા ઇતિહાસવેત્તાએ લખ્યો છે. આ બીજો ઇતિહાસવેત્તા કર્નલ ટૉડના સમયમાં જીવિત હતો.કર્નલ ટૉડે ઘણી તપાસ કરીને આ ઇતિહાસવેત્તાના આધારપરથીજ જેસલમીરના ઇતિહાસનો અંતિમ ભાગ લખ્યો છે. આ ભાગ શોચનીય અને હૃદયભેદક ચિત્રોથી અંકિત છે. એમા શ્રીકૃષ્ણના વંશનું અર્થાત્ જેસલમીરના રાજાઓનું અધિક પતન થયેલું જણાય છે.

અમરસિંહના મરણ પછી જેસલમીરનો ગૌરવસૂર્ય શ્યામ વાદળાંથી આવૃત્ત થઈ ગયો. જયસલ અને તેમના કેટલાક ઉત્તરાધિકારીઓ પોતાના બાહુબળથી પોતાનાં રાજ્યની સીમા સારી રીતે વિસ્તૃત કરી ગયા હતા. અમરસિંહે પણ પોતાના પૂર્વજોને પગલે ચાલીને પોતાનું રાજ્ય વધાર્યું હતું; પરમ પરાક્રમી અમરસિંહનો સ્વર્ગવાસ થયા પછી યાદવોની અવનતિ થવા માંડી. હવે બિકાનેરના રાઠોડોને તેમનું દમન કરવાની સુસંધિ પ્રાપ્ત થઇ. તેમણે સંહારકમૂર્તિ ધારણ કરી જેસલમીરની શોચનીય દશા કરી. તેમણે જૂની શત્રુતા પુનઃ પ્રજ્વલિત કરી પુનઃ યુદ્ધાગ્નિ પ્રદીપ્ત કરી દીધો. તેમણે થોડા વખતમાં જેસલમીરના અધિકારમાંથી પૂંગલ, બાડમેર, ફલોદી વગેરે અનેક વિશાળ પ્રદેશો હસ્તગત કરી લીધા અને બિકાનેરના રાજ્યમાં સંયોજી દીધા. રાઠોડોની પેઠે શિકારપુરના એક અફઘાન સેનાપતિ દાઉદખાંને પણ જેસલમીરના આધપતિ અમરસિંહનાં મરણ પછી વિશેષ અનુકૂળ સંધિ પ્રાપ્ત થઇ. તેણે બલપૂર્વક ગાડા નદીની પાસેનો જેસલમીરના તાબાનો પ્રદેશ છીનવી લીધો. અમરસિંહના મરણ પછી થોડા દિવસમાં આ પ્રકારે જેસલમીરનો પુષ્કળ ભાગ અન્ય જાતિઓના હાથમાં જતો રહ્યો.

અમરસિંહના મરણ પછી તેમનો પુત્ર જસવંતસિંહ જેસલમીરના સિંહાસનપર અભિષિક્ત થયો. માનનીય ટૉડે એના શાસનના સંબંધમાં કાંઇ પણ ઉલ્લેખ કર્યો નથી; પરંતુ આગળપાછળનો ઐતિહાસિક સંબંધ તપાસવાથી પ્રતીત થાય છે કે જસવંતસિંહના શાસનકાળમાં જેસલમીરની અવનતિજ થઇ છે, ઉન્નતિ થઈ નથી. જસવંતસિંહને નિમ્નલિખિત પાંચ પુત્રો થયાઃ-(૧) જગતસિંહ (એમણે આત્મઘાત કર્યો હતો) (૨) ઇશ્વરીસિંહ (૩) તેજસિંહ (૪) સરદારસિંહ (૫) સુલતાનસિંહ. આત્મહત્યા કરનાર જગતસિંહને નિમ્નલિખિત ત્રણ પુત્રો થયાઃ-(૧) અખૈસિંહ (૨) બુધસિંહ (એમનું મૃત્યુ વસંત (શીતળા) રોગથી થયું હતું) (૩) જોરાવરસિંહ.

ચિરપ્રચલિત રીતિ અનુસાર જસવંતસિંહના મૃત્યુ પછી અખૈસિંહને સિંહાસનની પ્રાપ્તિ થવી જોઇતી હતી; પરંતુ અખૈસિંહને નાનો બાળક જોઇ તેના કાકા તેજસિંહે બળપૂર્વક રાજસિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. અખૈસિંહ અને જોરાવરસિંહ એ ઉભય બંધુઓ પોતાના પ્રાણ બચાવવાને માટે દિલ્લીમાં નાસી ગયા. આ સમયે રાવલ જસવંતસિંહના બંધુ હરિસિંહ દિલ્લીના સમ્રાટની સેવામાં નિયુક્ત હતા. અખૈસિંહ અને તેમના નાનાબંધુએ હરિસિંહનું શરણ ગ્રહણ કર્યું. હરિસિંહે પોતાના બંધુના પૌત્રોને પોતાને શરણે આવેલા જોઇ તત્કાળ પ્રતિજ્ઞા કરી કેઃ-"હું શીઘ્ર જેસલમીર જઇ તેજસિંહને પદભ્રષ્ટ કરીશ." થોડા દિવસમાં હરિસિંહ જેસલમીરમાં ગયા. જેસલમીરમાં એક એવી પ્રથા પ્રચલિત હતી કે ત્યાંના રાજા વર્ષના અંતિમ ભાગમાં એક દિવસ પોતાના સમસ્ત સામંતો, કુટુંબીજનો અને પ્રજાજનોને લઇને ઘડસીસરોવરને તટે જતા હતા. રાજા પ્રથમ, પોતાના હાથમાં એક મુઠી રેતી ભરી સરોવરમાં ફેંકતા અને ત્યાર પછી સર્વ સામંતો, રાજકુટુંબીઓ,

સૈનિકો અને પ્રજાજનો એક એક મુઠી રેતી સરોવરમાંનાખતા હતા.આ ક્રિયાને "લ્હાસ" કહેવામાં આવતી હતી. આથી તે સરોવર વર્ષાંતે સ્વચ્છ થઇ જતું હતું. હરિસિંહે જેસલમીરમાં આવી વિચાર કર્યો કે જે સમયે તેજસિંહ આ "લ્હાસ" ની ક્રિયા કરવાને પ્રવૃત્ત થાય તે સમયે મારે મારો ઉદ્દેશ પાર પાડવો જોઇએ. થોડા સમયમાં "લ્હાસ"નો દિન આવી પહોંચ્યો. આ સમયે પોતાની યોજના અનુસાર હરિસિંહે તેજસિંહપર આક્રમણ કર્યું, પણ તેમનો ઉદ્દેશ પાર પડયો નહિ. તેઓ તેજસિંહનો સંપૂર્ણ પરાભવ કરી શકયા નહિ. આ ભયંકર યુદ્ધમાં અસંખ્ય માણસો માર્યા ગયા. તેજસિંહ એવી સખ્ત રીતે ઘાયલ થયો કે, તેથીજ તેના પ્રાણ ગયા.

તેજસિંહનું મરણ થયા પછી તેનો ત્રણ વર્ષનો પુત્ર સવાઇસિંહ જેસલમીરના સિંહાસનપર અભિષિક્ત થયો. રાજપદથી વંચિત રહેલા અખેસિંહે જેસલમીરના સમસ્ત ભટ્ટિસરદારોપર એવો સૂચનાપત્ર મોકલ્યો કે:-" ન્યાયપુરઃસર જેસલમીરનું સિંહાસન મારૂં છે અને તેજસિંહે મહા અન્યાય કરીને મને રાજપરથી વિમુખ રાખ્યો હતો. હવે તેનો બાલપુત્ર સિંહાસનપર બેઠો છે, પરંતુ વાસ્તવમાં તેનો સિંહાસનપર કાંઇપણ અધિકાર નથી. હું મારી સમશેરના બળથી જેસલમીરનું સિંહાસન હસ્તગત કરવા ઇચ્છું છું, માટે જે પ્રજા રાજભક્ત હોય તેને હું સહાયને માટે નિમંત્રણ કરૂં છું." અખેસિંહના આ સૂચનાપત્રનો પ્રચાર થતાંની સાથેજ જેસલમીરના શતાવધિ ભટ્ટીસરદારો આવીને તેમને મળવા લાગ્યા. અખેસિંહની પાસે પ્રચંડ દળ એકત્રિત થયું. આ સેનાની સાથે અખેસિંહે જેસલમીરપર આક્રમણ કર્યું અને અસીમ વીરતા દર્શાવી ત્રણ કિલ્લા હસ્તગત કરી લીધા. સુકુમાર સવાઇસિંહનું જીવન અલ્પ સમયમાં નષ્ટ થઇ ગયું. હવે અખેસિંહ રાજસિંહાસનપર વિરાજમાન થયા.

રાવળ અખેસિંહે આ પ્રકારે મહાકષ્ટથી સિંહાસન પ્રાપ્ત કર્યું અને ચાળીસ વર્ષપર્યંત રાજ્ય કર્યું. તેમણે આટલાં વર્ષપર્યંત સુખપૂર્વક રાજ્ય ચલાવ્યું; પરંતુ તેમના શાસનકાળમાં દાઉદખાંના પુત્ર ભાવલખાંએ જેસલમીરના તાબાના દેરાવર અને ખડાલ દેશ પોતાના ભાવલપુરરાજ્યમાં લઇ લીધા હતા.

રાવલ અખેસિંહનું મૃત્યુ થયા પશ્ચાત્ સંવત ૧૮૧૮ (ઇ૦ સ૦ ૧૭૬૨) માં મૂલરાજ જેસલમીરના સિંહાસનપર બેઠો. મૂલરાજને ત્રણ પુત્રો થયાઃ-(૧) રાયસિંહ (૨) જેતસિંહ અને (૩) માનસિંહ. મૂલરાજના શાસનકાળમાં તેના મંત્રીના દોષથી ભટ્ટીરાજ્યની સ્થિતિ સર્વથા ભ્રષ્ટ થઇ ગઇ. તેના મંત્રીનું નામ સ્વરૂપસિંહ હતું. એ જાતે વૈશ્ય હતો અને જૈનધર્મનું અવલંબન કરતો હતો. એ મહેતાકુલમાં ઉત્પન્ન થયો હતો. આ સ્વરૂપસિંહ ઘણો તોફાની અને સ્વેચ્છાચારી હતો અને તે ભાટીસામંતો પ્રત્યે અત્યંત દ્વેષ રાખતો હતો. તેણે મંત્રીપદપર આવીને જેસલમીરરાજ્યની સ્થિતિ અતિ શોચનીય બનાવી દીધી. તે સ્વેચ્છાચારી હતો, તેથી જેસલમીરમાં સર્વત્ર અશાંતિ અને અસંતોષનો અગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠયો. ભાટીસરદારોપર મહા અત્યાચાર થવા લાગ્યા. સ્વરૂપસિંહ એક વેશ્યાપર આસક્ત હતો; પરંતુ તે વેશ્યા તેનાપર કિંચિત્ પણ લક્ષ આપતી નહોતી. તે અયાક જાતિના રાજપૂત સરદારસિંહપર પ્રેમ રાખતી હતી. આથી સ્વરૂપસિંહ સરદારસિંહનું અનિષ્ટ કરવાને ઉદ્યુક્ત થયો. તેના અત્યાચારથી દુઃખિત થઇને સરદારસિંહે અંતે યુવરાજ રાયસિંહને તે વાત જણાવી અને તેમની સહાય માગી. સ્વરૂપસિંહ રાયસિંહને નિત્ય આપવાની રકમ ન્યૂન કરતો જતો હતો, તેથી તેઓ તેનાપર અત્યંત ખિન્ન થયા હતા. જ્યારે તેમણે સરદારસિંહની વાત સાંભળી, ત્યારે તત્કાળ તેમણે મંત્રીને ઉચિત ફળ આપવાનો સંકલ્પ કર્યો. તેમને એવી સલાહ મળી કે રાજ્યમંત્રી સ્વરૂપસિંહનો વધ કર્યાં વિના રાજ્યનું મંગળ થવાની સંભાવના નથી. યુવરાજે પણ તેમજ કરવાનો નિશ્ચય કર્યો. એક સમયે મંત્રી સ્વરૂપસિંહ રાજસભામાં રાવલ મૂલરાજની સમક્ષ બેઠો હતો અને સમસ્ત સામંતો અને સરદારો તેની ચોતરફ વિરાજમાન હતા, તે સમયે રાયસિંહે સભામાં જઇ સ્વરૂપસિંહને મારી નાખવાને માટે મ્યાનમાંથી તલવાર કાઢી. સ્વરૂપસિંહે આ આકસ્મિક વિપત્તિ જોઇ મહારાજા મૂલરાજને સહાયને માટે પ્રાર્થના કરી; પણ રાયસિંહની સમશેરે ઘણી શીઘ્રતાથી સ્વરૂપસિંહનું મસ્તક ધડથી પૃથક્ કર્યું. સામંતો સારી પેઠે જાણતા હતા કે રાવલ મૂલરાજના તરફથી અધિકાર મળવાથીજ સ્વરૂપસિંહ સ્વેચ્છાચારી વર્તન કરતો હતો; આથી તેમણે આ વખતે મૂલરાજનો શિરચ્છેદ કરવાની

માગણી કરી; પરંતુ યુવરાજે આ હૃદયભેદક કૃત્ય કરવાની સ્પષ્ટ ના પાડી.

પોતાના પુત્રની સંહારકમૂર્તિ અને સામંતોની ક્રોધદષ્ટિ જોઇને મૂલરાજ પ્રાણ જવાના ભયથી અંતઃપુરમાં ચાલ્યા ગયા. આ તરફ સામંતોએ વિચાર કર્યો કે હવે રાવલ મૂલરાજ જો સિંહાસન-પર રહેશે તો આપણો નાશ થશે. જ્યારે આપણે તેમની સન્મુખજ તેમનો વધ કરવાનો પ્રસ્તાવ કર્યો છે, ત્યારે હવે અવશ્ય તે આપણને મારી નખાવશે. આવો વિચાર કરી તેમણે તત્ક્ષણ રાયસિંહને કહ્યું કેઃ-" આપ રાજસિંહાસનપર વિરાજમાન થાઓ. આજેજ અમે આપને રાજતિલક કરીએ છીએ; અને જો આપ અમારો આ પ્રસ્તાવ સ્વીકારશો નહિ તો અમે આપના બંધુને સિંહાસનપર અભિષિક્ત કરી દઇશું." રાયસિંહે સમસ્ત સામંતોનો એકમત જોઈ પોતાના પિતાને કેદ કર્યા અને પોતે રાજ્યભાર ગ્રહણ કરવાનો સ્વીકાર કર્યો. થોડાજ દિવસમાં તેમના નામથી રાજ્યવ્યવસ્થા ચાલવા લાગી; પરંતુ સામંતોના ઘણા આગ્રહ છતાં પણ રાયસિંહ સિંહાસનપર બેઠા નહિ. તેઓ સદા અન્ય આસનપર બેસતા હતા.

રાવલ મૂલરાજ સિંહાસનપરથી ચ્યુત થઇ બંદીદશામાં ત્રણચાર માસપર્યંત રહ્યા; પરંતુ ત્યાર પછી તેમની ભાગ્યલક્ષ્મી પ્રસન્ન થઇ ગઇ. તેમને બંધનમાંથી મુક્ત કરવાને માટે એક રમણીનું હૃદય વ્યાકુલ થઇ ગયું. આ રમણી કોણ હતી? પાઠકગણ! આ રમણી ઉક્ત ષડયંત્રના નિયામક અને રાયસિંહના પ્રધાન સલાહકારની સ્ત્રી હતી. તેનો જન્મ માહેચા જાતિમાં થયો હતો. માહેચા એ રાઠોડોની એક શાખા છે. તે જેસલમીરના પ્રધાન સામંત અનુપસિંહની સ્ત્રી હતી. અનુપસિંહ મુખ્ય મંત્રીને મારી નખાવી રાજાને બંદીવાન બનાવી પોતે મુખ્ય મંત્રી બની બેઠો હતો. તેની સ્ત્રીએ વિચાર કર્યો કે, જો મારા સ્વામીનું મૃત્યુ થાય તો રાજ્યમાં શાંતિ સ્થાપન થાય અને રાજા કારાગૃહમાંથી મુક્ત થાય. આવો વિચાર કરી તેણે પોતાના સ્વામીનું કાસળ કાઢવાનો નિશ્ચય કર્યો. વળી તેણે ધાર્યું કે રાયસિંહે મનની દુર્બળતા બતાવી સામંતોની સલાહથી રાજાને બંદીવાન કર્યો છે, માટે તેની સત્તાનો પણ લોપ કરવો જોઇએ. રાઠોડરમણીએ આ ભયંકર કાર્ય કરવાનું શામાટે માથે લીધું તે વિષે કાંઇ વિશેષ માહિતી ઇતિહાસ આપતો નથી, પરંતુ માત્ર રાજભક્તિજ આનું મુખ્ય કારણ માની શકાય છે. ગમે તે કારણ હો, પરંતુ ઉક્ત રાઠોડરમણીએ પોતાના પુત્ર જોરાવરસિંહને પોતાની પાસે બોલાવ્યો અને તેને પોતાના હૃદયનો ભાવ કહી સંભળાવ્યો. પુત્રે માતાની સલાહ માની. માતા બોલીઃ "વત્સ! રાયસિંહને પદભ્રષ્ટ કર અને મૂલરાજને મુક્ત કર. જો આ કામમાં તારા પિતા-બાધા કરે તો તેનો વધ કરવાને પણ ચૂકીશ નહિ. એ મરણ પામશે તો હું ખુશીથી સતી થઇને સ્વર્ગારોહણ કરીશ." માતાનો આ ભયાનક ઉદ્દેશ પાર પાડવાને માટે કુમાર જોરાવર-સિંહ તત્કાળ તત્પર થઇ ગયો. રાઠોડરમણીએ આ પ્રકારે પોતાના પુત્રની પાસે પ્રતિજ્ઞા કરાવી અને પોતાના દિયર અર્જુનસિંહ તથા બારૂના સામંતને બોલાવી મંગાવ્યા તથા તેમની પાસે પણ મૂલ-રાજનો ઉદ્ધાર કરવાને માટે પ્રતિજ્ઞા કરાવી.

રાવલ મૂલરાજ ત્રણ માસ અને ચાર દિવસપર્યંત કારાગૃહમાં રહ્યા. તેઓ પોતાના મનમાં ધારતા હતા કેઃ-" મારા કુલાંગાર પુત્રના દોષથી મારે શેષ જીવન કારાગૃહમાંજ વ્યતીત કરવું પડશે. હવે કારાગૃહમાથી મુક્ત થવાની કિંચિત્ પણ આશા નથી." જેસલમીરમાં અનુપસિંહની સત્તા ઘણી પ્રબળ થઇ ગઇ હતી અને રાયસિંહ તેનીજ આજ્ઞાનું પાલન કરતા હતા. જેસલમીરમાં વસતા કોઇપણ માણસને આશા નહોતી કે મૂલરાજ જીવિત દશામાં કારાગૃહમાંથી મુક્ત થશે; પરંતુ ત્રણ માસ અને ચાર દિવસ વ્યતીત થઇ ગયા પછી ઉક્ત રાઠોડરમણીના પ્રસ્તાવથી જોરાવરસિંહ, અર્જુન-સિંહ અને મેઘસિંહ પુષ્કળ સૈનિકોને પોતાની સાથે લઇને કારાગૃહમાં ધુસી ગયા અને મૂળરાજને બંધનમાંથી મુક્ત કર્યા. રાવલ મૂલરાજે ધાર્યું કેઃ-" કુલાંગાર રાયસિંહે કોણ જાણે કેવો દુષ્ટ ઉદ્દેશ પાર પાડવાને માટે મને કારાગૃહમાંથી મુક્ત કરવાનો પ્રપંચ રચ્યો હશે." આથી તેમણે પ્રથમ તો બહાર નીકળવાની સ્પષ્ટ નાજ પાડી. અંતે જ્યારે જોરાવરસિંહે પોતાની માતાએ કરેલા પ્રયત્નની વાત કહી સંભળાવી ત્યારે તેઓ તે રાઠોડરમણીને સહસ્રશઃ ધન્યવાદ આપતા કારાગૃહમાંથી બહાર નીકળ્યા અને રાજસિંહાસનપર બેઠા.

જે સમયે જોરાવરસિંહ, અર્જુનસિંહ અને મેઘસિંહે રાવલ મૂલરાજનો ઉદ્ધાર કર્યો; તે સમયે રાયસિંહ રાજશય્યાપર નિદ્રાદેવીની ગોદમાં પડેલા હતા. મૂલરાજ સિંહાસનપર બેઠા કે તરતજ નગારાં વાગવા લાગ્યાં. આ નગારાંના ધ્વનિથી રાયસિંહની નિદ્રાનો ભંગ થઇ ગયો. પોતાના પિતા કારાગૃહમાંથી નીકળીને રાજસિંહાસનપર વિરાજમાન થયા છે, એ વાત શીઘ્ર તેમના જાણવામાં આવી. મૂલરાજના દૂતે રાયસિંહની પાસે જઇ દેશનિકાલની શિક્ષાનો આજ્ઞાપત્ર અને દેશનિકાલની સજાના ચિન્હસ્વરૂપ કાળાં વસ્ત્રો, કાળા મ્યાનવાળી તલવાર, કાળી પાઘડી અને કાળી ઢાલ તેની શય્યાનિકટ મૂકી અને તેમને કહ્યું કે:—" કાળો ઘોડો નીચે ઉભો છે." રાયસિંહે હતાશ થઈ પિતાની આજ્ઞાનું પાલન કર્યું. તેમણે તત્કાળ શ્યામ વસ્ત્રો પરિધાન કરી શ્યામ અશ્વપર આરૂઢ થઇ જેસલમીરનો ત્યાગ કર્યો. જે સામંતો મૂલરાજના વિરોધી અને રાયસિંહના પક્ષપાતી હતા, તેમને પણ પોતાના સેવકોસહિત રાયસિંહની સાથેજ જવું પડ્યું. રાયસિંહે રાજધાનીમાંથી બહાર નીકળી કોટરા તરફ પોતાનો અશ્વ ફેંક્યો. જેસલમીરના દક્ષિણ સીમાંતપર આવેલા કોટરાનગર જ્યારે સર્વ માણસો પહોંચ્યાં ત્યારે સામંતોના નેતાએ રાયસિંહને સંબોધીને કહ્યું:—" આ નગર આપણે લૂંટી લેવું જોઇએ. " કિંતુ રાયસિંહ આ શબ્દો સાંભળી અપ્રસન્ન થયા અને બોલ્યા: " જન્મભૂમિ આપણી જનનીસ્વરૂપ છે; માટે જે રાજપૂત જન્મભૂમિપર અત્યાચાર કરશે, તેને હું મારો શત્રુ ગણીશ." રાયસિંહનાં આ વચનો સાંભળી સામંતોએ ત્યાં લૂંટફાટ કરી નહિ.

પોતાના કૃત્યનું યથાર્થ ફળ પ્રાપ્ત કરી રાયસિંહ જેસલમીર છોડી જોધપુરના રાજાની પાસે આવ્યા. જે સામંતો તેમની સાથે જેસલમીરથી નીકળ્યા હતા, તેઓ શિવ, કોટરા અને બાઢમેરમાં રહેવા લાગ્યા. આ પ્રકારે તેમને બાર વર્ષો વ્યતીત થઇ ગયાં. સામંતોએ ગુપ્તરીતે પહેલાં ત્રણ વર્ષોમાં જેસલમીરનાં અનેક ગામો લૂંટીને પુષ્કળ દ્રવ્ય એકત્રિત કર્યું હતું. તેમણે રાજધાની જેસલમીરની નિકટનાં ગામો અને નગરો પણ લૂંટી લીધાં હતાં. તે સામંતોના આવા ઉપદ્રવો અને અત્યાચારો જોઇને મૂલરાજે સમસ્ત વિદ્રોહી સામંતોનાં ઘરો ખોદાવી નખાવ્યાં અને તે સ્થળે કૂવા ખોદાવ્યા. વળી તેમણે તેમના સર્વ પ્રદેશો તેમની પાસેથી ખુંચવી લઇ પોતાના રાજ્યમાં સંયોજી દીધા. આ રીતે બાર વર્ષપર્યંત સામંતોએ દેશનિકાલની સજા ભોગવ્યા પછી મૂલરાજે તેમના અપરાધ ક્ષમા કર્યા અને તેમને તેમના પ્રદેશો પાછા અર્પણ કર્યા. ત્યારપછી સામંતોએ પણ પ્રતિજ્ઞા કરી એકનિષ્ઠાથી રાજસેવા કરવા માંડી.

દેશનિકાલ થયેલા રાયસિંહે અઢી વર્ષપર્યંત જોધપુરના રાજા વિજયસિંહની પાસે નિવાસ કર્યો. મહારાજા વિજયસિંહ રાયસિંહપ્રત્યે પુત્રવત્ સ્નેહ રાખતા હતા. આ પ્રકારે તેઓ પરમ આદર અને સન્માનપૂર્વક જોધપુરમાં રહેતા હતા; પરંતુ તેમણે પોતાના ઉચ્છૃંખલ સ્વભાવથી ત્યાં પણ એક અનિષ્ટકારક કામ કર્યું. રાયસિંહે જોધપુરમાં એક વણિકની પાસેથી થોડા રૂપિયા કરજે લીધા હતા. એક સમયે રાયસિંહ મહારાજા વિજયસિંહની સાથે મૃગયા ખેલવાને જતા હતા, એવામાં તે વણિકે આવી મહારાજા વિજયસિંહની દુહાઇ દઈ રાયસિંહની પાસે પોતાનું દ્રવ્ય માગ્યું. રાયસિંહે પોતાના પિતાની દુહાઇ દઇ તે વણિકને પોતાના અશ્વની લગામ છોડી દેવાને કહ્યું; કિંતુ તે શ્રીમંત વણિકે હઠ કરી કહ્યું કે:—" મૂલરાજની દુહાઇ હું શામાટે માનું ? " રાયસિંહે આ વચનો સાંભળતાંની સાથેજ પરમ ક્રોધિત થઇ પોતાની સમશેરવતી તે વણિકનું મસ્તક કાપીને ધડથી પૃથક્ કર્યું અને તત્કાળ પોતાના ઘોડાને જેસલમીર તરફ ફેરવ્યો. તેમણે જતી વખતે કહ્યું કે:—" પરાયા અન્નથી પેટ ભરનારના કરતાં પૈસા આપીને ખરીદેલા ગુલામની કિંમત પણ અધિક હોય છે. " રાયસિંહ સહસા જેસલમીરમાં આવ્યા તેથી ત્યાંની સમસ્ત પ્રજા તેમનાં દર્શન કરવાને આવવા લાગી. મૂલરાજે પોતાના જ્યેષ્ઠકુમાર રાયસિંહને જેસલમીરમાં આવેલા જોઇ દૂતદ્વારા પૂછાવ્યું કે:—" અહીંઆં કેમ આવ્યા છો ? " રાયસિંહે કહેવરાવી મોકલ્યું કે:—" હું તીર્થયાત્રા કરવાને જાઉં છું, તેથી એકવાર જન્મભૂમિનાં દર્શન કરવાને માટે આવ્યો છું." રાવલ મૂલરાજે પોતાના કપૂત પુત્રની આ વાત સત્ય માની નહિ. તેમણે ધાર્યું કે રાયસિંહ અવશ્ય પુનઃ કાંઇક પ્રપંચ રચવાને આવ્યો છે, આથી તેમણે તરત

રાયસિંહના નોકરોના હાથમાંથી શસ્ત્રો લઇ લીધાં અને રાયસિંહને દેવાના કિલ્લામાં મોકલી દીધા.

રાજસ્થાનમાં ચિરકાળથી એવી રીતિ પ્રચલિત છે કે ઉચ્ચ દરજ્જાનો કર્મચારી મરણ પામતાં તેનું પદ તેના પુત્રને સમર્પણ કરવામાં આવે છે. આ રીતિઅનુસાર મૂલરાજે પોતાના જૂના મંત્રી સ્વરૂપસિંહનું મૃત્યુ થયા પછી તેના પુત્ર સાલિમસિંહને મંત્રી બનાવ્યો હતો. જે સમયે સ્વરૂપસિંહનું મૃત્યુ થયું તે સમયે સાલિમસિંહની વય અગીઆર વર્ષની હતી. આ નાની ઉંમરમાંજ તેના હૃદયમાં વૈરવૃત્તિનો અંકુર ફૂટયો હતો અને હમણાં તો તે અંકુર ફાલી ફૂલીને વિશાળ વૃક્ષ બની ગયો હતો. રાજપૂતોના જેવી સાહસિકતા અને વીરતા સાલિમસિંહમાં નહોતી, તોપણ તે ક્રૂર અને ક્રોધી હતો અને પોતાના પ્રત્યેક શત્રુને તે સર્પના જેવો વિષમય દંશ દેવાને ચૂકતો નહોતો. તેનું શરીર સ્ત્રીના જેવું કોમલ હતું અને તેના શબ્દો વિનયશીલ તથા નમ્ર હતા. તે નમ્ર શબ્દોથી મનુષ્યને આશા અને આશ્વાસન આપવામાં એકકો હતો, પરંતુ તે કોઇનું પણ કાર્ય સિદ્ધ કરતો નહોતો. તે બહારથી જેટલો નમ્ર અને સરલ જણાતો હતો તેટલોજ તે હૃદયમાં ક્રૂર હતો. સાલિમસિંહ જૈન મતાવલંબી હતો; પરંતુ તે કદિપણ પોતાનો ધર્મ પાળતો નહોતો. જૈનલોકો માને છે કે રાત્રિએ અંધારામાં બેસી રહેવું ઠીક, પરંતુ દીપક પ્રદીપ્ત કરવો ઉચિત નથી; કારણ કે તેમ કરવાથી પતંગાદિ બળીને ભસ્મીભૂત થાય છે; પણ સાલિમસિંહ આવી માન્યતાને માન આપતો નહોતો.

તે એવો પિશાચસ્વરૂપ હતો કે વિદેશીઓદ્વારા દીર્ઘકાળમાં જેટલા ભાટીલોકો માર્યા ગયા હતા, તેથી અધિક માત્ર થોડા દિવસમાં તેના ષડયંત્રથી માર્યા ગયા. હવે એવી ઘટના બની કે મારવાડના રાજા વિજયસિંહ મૃત્યુ પામ્યા અને તેમના સિંહાસનપર ભીમસિંહ અભિષિકત થયા. જેસલમીરપતિએ મારવાડના નવીન રાજાને અભિનંદન આપવાને માટે સાલિમસિંહને પોતાના પ્રતિનિધિસ્વરૂપે મારવાડમાં મોકલ્યા. સાલમસિંહે ત્યાં જઇ ભીમસિંહને અભિનંદન આપ્યું અને જ્યારે તે પાછો ફરતો હતો તે સમયે જેસલમીરના સામંતોએ તેને માર્ગમાં પકડીને કેદ કરી લીધો. સાલિમસિંહની સલાહથીજ સામંતોના પ્રદેશો મૂલરાજે ખુંચવી લીધા હતા, તેથી તેમણે આ સમયે તેને પ્રાણદંડ આપવાનો નિશ્ચય કર્યો; પરંતુ જ્યાં એક સામંતે તેનો શિરચ્છેદ કરવાને માટે પોતાની સમશેર ઉઠાવી કે તરતજ તેણે મૃત્યુને સમીપ આવેલું જોઇ આંખમાં અશ્રુ લાવી પોતાના શિરપરની પાઘડી ઉતારી જોરાવરસિંહના ચરણમાં પડી ગદ્‌ગદ્‌કંઠે કહ્યું:-" મારા પ્રાણ બચાવો. " શત્રુ પણ શરણે આવે તો તેની રક્ષા કરવી એ રાજપૂતોનો ધર્મ છે, તેથી જે સાલિમસિંહે સામંતોના સર્વસ્વનો નાશ કર્યો હતો તેને આજે તેમણે બચાવ્યો. સાલિમસિંહનો શિરચ્છેદ કરવાને માટે બહાર કઢવામાં આવેલી તલવાર પુનઃ મ્યાન કરવામાં આવી. જે રાજપૂતરમણીએ પોતાના રાજાને કારાગૃહમાંથી મુકત કરવાને માટે પોતાના પ્રાણાધિક પતિનો વધ કરાવવાનો પણ સંકલ્પ કર્યો હતો તેજ રાજપૂતરમણીના સપુત પુત્રે આજે નરપિશાચ સાલિમસિંહના પ્રાણ બચાવ્યા. રાજાને કારાગૃહમાંથી મુકત કરી તેને સિંહાસનપર બેસાડનાર જોરાવરસિંહે આજે સાલિમસિંહના જીવનનું રક્ષણ કર્યું. જોરાવરસિંહે જો કે મૂલરાજને કારાગૃહમાંથી મુકત કરી સિંહાસનપર અધિષ્ઠિત કર્યો હતો, જો કે રાવલ મૂલરાજ જોરાવરસિંહના મોટા ઋણમાં બંધાયેલા હતા, તોપણ દુરાત્મા સાલિમસિંહે પોતાની સત્તાનો દુરુપયોગ કરી મૂલરાજને તેને દેશનિકાલ કરવાની સલાહ આપી હતી અને તેથી તે દેશનિકાલ થયા હતા; પરંતુ આ સમયે તેજ જોરાવરસિંહે પોતાના કટ્ટા શત્રુ સાલિમસિંહના પ્રાણની રક્ષા કરી. સાલિમસિંહે જેસલમીરમાં જઇ દેશનિકાલ થયેલા સામંતોના પ્રદેશો પુનઃ રાજાને અપાવી દીધા; પરંતુ તેમને પૂર્વવત્ રાજસભામાં સત્તા મળી નહિ. કેવળ જોરાવરસિંહનેજ પૂર્વવત્ સમસ્ત અધિકાર પ્રાપ્ત થયા.

જે સમયે રાયસિંહ દેવાના કિલ્લામાં બંદીવાનસ્વરૂપે રહેતા હતા, તે સમયે તેમના જ્યેષ્ઠ કુમાર અભયસિંહ અને ધોકલસિંહ દેશનિકાલ થયલા સામંતોની સાથે બાઢમેરમાં રહેતા હતા. રાવલ મૂલરાજે વારંવાર દૂત મોકલીને સામંતોને પોતાના પૌત્રોને જેસલમીરમાં મોકલી દેવાને કહેવરાવ્યું; પરંતુ સામંતોએ તેમની માગણીપર કિંચિત્ પણ ધ્યાન આપ્યું નહિ. ત્યારે તેમણે પોતાની સેનાસહિત જઇ બાઢમેરને ચોતરફથી ઘેરી લીધું.

દેશનિકાલ થયેલા સામંતોએ પરમ પરાક્રમપૂર્વક કિલ્લાની રક્ષા કરી; પરંતુ અંતે અનાજની તંગી પડવાથી તેઓ રાજાને તાબે થયા. તેમણે મૂલરાજને તેમના બે પૌત્રોને આપતી વખત કહ્યું કેઃ-" આપે એમના પ્રાણની રક્ષા કરવાને માટે શપથ લેવા પડશે" જ્યારે જોરાવરસિંહ જામીન થયા ત્યારે તેમણે મૂલરાજને ઉક્ત ઉભય કુમારો સમર્પણ કર્યાં. રાવલ મૂલરાજે તે કુમારોને તેમના પિતાની પાસે દેવાના કિલ્લામાં મોકલી દીધા. થોડા દિવસ પછી દેવાના કિલ્લામાં ભયંકર આગ લાગી. આ આગમાં રાયસિંહ અને તેમની સ્ત્રી એ ઉભય બળીને ભસ્મીભૂત થયાં; પરંતુ સૌભાગ્યવશાત્ અભયસિંહ અને ધોકલસિંહ બચી ગયા. સાલિમસિંહે સ્વયં તે કુમારોને જોરાવરસિંહના હાથમાં સોંપી તેમને જેસલમીરના રાજ્યની બહાર રાયગઢમાં મોકલી દીધા હતા. અભયસિંહ અને ધોકલસિંહ નિકટ હશે તો સામંતો ષડયંત્ર રચી મૂલરાજને પદભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરશે, એવા ભયથી સાલિમસિંહે તેમને જેસલમીરથી દૂર કાઢી નિશ્ચિંતતા પ્રાપ્ત કરી હતી; પરંતુ જોરાવરસિંહના મનમાં એવો સંદેહ આવ્યો કેઃ-"કુમારોને રાજધાનીથી આટલે બધે દૂર કાઢવામાં સાલિમસિંહનો કાંઇ દુષ્ટ હેતુજ હોવો જોઇએ" આથી તેમણે મૂલરાજની સમક્ષ નિર્ભયતાપૂર્વક જણાવી દીધું કેઃ-"આપના સિંહાસનના ઉત્તરાધિકારી અભયસિંહના જીવનને માટે હું જામીન થયો છું. જ્યારે તેમને રાજસિંહાસનપર અભિષિક્ત થવાનો સમય આવે, તે સમયે તેઓ રાજધાનીથી ઘણે દૂર હોય એ ઠીક નહિ. તેમને રાજધાનીમાં રાખીને રાજકાર્યની શિક્ષા આપવી એ આપનું કર્તવ્ય છે."

જોરાવરસિંહનો આવો અભિપ્રાય સાંભળી મહેતા સાલિમસિંહનું હૃદય કંપી ઉઠયું. તે પોતાના મન સાથે બોલ્યોઃ " જોરાવરસિંહના જેવો પ્રતાપશાલી સામંત રાજસભામાં ખડો થઈ રાજાને આવી સલાહ આપે, એ મારે માટે હિતાવહ નથી, એથી મારૂં અમંગલ થવાનીજ સંભાવના છે; માટે જોરાવરસિંહનું કાસળ કાઢવું જોઇએ." જોરાવરસિંહને ખેતસી નામનો એક બંધુ હતો. આ ખેતસીની સ્ત્રી સાથે સાલિમસિંહે રાજસ્થાનની રીતિ અનુસાર બંધુભગિનીનો સંબંધ જોડયો. સાલિમસિંહે પોતાની પૈશાચિક અભિલાષા પૂર્ણ કરવાને માટે પોતાના સૌભાગ્યના માર્ગમાં જે જે કંટકો હતાં, તેને ઉખેડી નાખવાને ખેતસીની સ્ત્રીની સહાય લેવાનો સંકલ્પ કર્યો. તેણે ઉક્ત સ્ત્રીને પોતાને ઘેર બોલાવી તેની સાથે પુષ્કળ વાર્તાલાપ કર્યા પછી ચતુરતાપૂર્વક તેને કહ્યુંઃ " શું તમારી એવી ઇચ્છા નથી કે તમારા સ્વામી જોરાવરસિંહનું પદ પ્રાપ્ત કરી જેસલમીરના મુખ્ય સામંત બને ?" ખેતસીની સ્ત્રી સાલિમસિંહનું કપટ સમજી શકી નહિ, ત્યારે તેણે સ્પષ્ટરીતે પોતાના મનનો ભાવ તેને કહી સંભળાવ્યો. તે બોલ્યોઃ "તમારા સ્વામી રાજસભામાં પ્રધાન સામંત બની શકે એમ છે; પરંતુ તમારે જોરાવરસિંહને દૂર કરવો પડશે. " દુરાકાંક્ષાથી ઉત્તેજિત થઇ તે સ્ત્રી સાલિમસિંહે દર્શાવેલા માર્ગનું અનુસરણ કરવાને તત્પર થઇ; પરંતુ તે સમયે સાલિમસિંહે જોરાવરસિંહને મારી નાખવાનો ઉપાય બતાવ્યો નહિ. થોડા દિવસ પછી જ્યારે તેણે તે સ્ત્રીને તે દુષ્કાર્ય કરવાને અત્યંત આતુર જોઇ,ત્યારે તે બોલ્યોઃ "હું તમને મારે હાથે પ્રાણઘાતક વિષ આપીશ. આ વિષને તમે જોરાવરસિંહનાં ભોજનમાં મિશ્રિત કરી દેશો.આથી જોરાવરસિંહ અવશ્ય મરણ પામશે; અને એમ થશે એટલે તરતજ તમારા સ્વામીને પ્રધાન સામંતનું પદ મળશે." તે દુષ્ટ સ્ત્રીએ પોતાના સ્વામીના ઐશ્વર્યની વૃદ્ધિ કરવાની અભિલાષાથી સુસંધિ જોઇ તેમના ભોજનમાં વિષ મિશ્રિત કરી તેમને તે ખવરાવી દીધું. આથી તે વીર સામંત ઇહલોકનો ત્યાગ કરી સ્વર્ગમાં ચાલ્યા ગયા. આ પ્રકારે કૃતઘ્ન સાલિમસિંહે વીર જોરાવરસિંહને મારી નાખી પોતાના સૌભાગ્યનો માર્ગ સ્વચ્છ કરી નાખ્યો અને ખેતસી જેસલમીરનો પ્રધાન સામંત બન્યો.

પાપીષ્ટ સાલિમસિંહે જેસલમીરના સર્વોત્તમ સામંતને મારી નખાવી સંહારકમૂર્તિ ધારણ કરી ક્રમશઃ અનેક માણસોની હત્યા કરવા માંડી. તેણે કોઈ વખત વિષ તો કોઇ સમય તલવારદ્વારા બારૂ, ડાંગરી ઇત્યાદિ પ્રદેશોના સામંતોને મારી નખાવ્યા. ખેતસી પોતાના બંધુનું મરણ નિપજાવવામાં સહાયક હતો કે નહિ તે જાણી શકાતું નથી.

તેણે પ્રધાન સામંતનું પદ પ્રાપ્ત કર્યું ખરૂં; પરંતુ પાપાચારી સાલિમસિંહના સમયમાંજ તેના જીવનનો પણ અંત આવ્યો. ખેતસી અને સાલિમસિંહ વચ્ચે એક વાર વિવાદ ઉપસ્થિત થયો. સાલિમસિંહે અભયસિંહને જેસલમીરના ઉત્તરાધિકારથી સર્વથા વંચિત કરી મૂલરાજના નાના પુત્ર માનસિંહ

ના પુત્ર ગજસિંહને રાજ્યાધિકારમાં આપવાની ઇચ્છા જ્યારે પ્રદર્શિત કરી ત્યારે ખેતસીએ તે પરત્વે પોતાની સંમતિ આપી નહિ. આથી અભયસિંહ અને ધોકલસિંહને મારી નાખ્યા વિના પોતાની અભિલાષા પૂર્ણ થવાનો માર્ગ નહિ જોઇ તેણે સૌથી પ્રથમ ખેતસીને કહ્યું:-"તમે આ ઉભય કુમારોનો વધ કરો." આ પાપી વચનો સાંભળી ખેતસી પરમ ક્રોધિત થયો અને બોલ્યો:-"મારા સ્વામીના વંશજોને મારવાની વાત તો દૂર રહી, પરંતુ તેમને મારવાના કાર્યમાં હું સહાય પણ કરીશ નહિ." સાલિમસિંહે જ્યારે ખેતસીનાં આ વચનો સાંભળ્યાં ત્યારે તે મનમાં બોલ્યો કે:-"હવે તને પણ હું તારા ભાઇની પાસે મોકલું છું." થોડા દિવસ પછી ખેતસી પોતાના સાળા[1] સ્વરૂપસિંહની સાથે બાલોતરા પ્રદેશની અંતર્ગત ફૂલિયો નામના સ્થાનમાં વિવાહના ઉત્સવમાં ભાગ લેવાને ગયો. સાલિમસિંહે તેને આજ વખતે મારી નખાવવાનો નિશ્ચય કર્યો. વિવાહકાર્ય સમાપ્ત થયા પછી જ્યારે ખેતસી અને સ્વરૂપસિંહ પાછા ફર્યા અને જેસલમીરની સીમામાં વિજોરાય નામના સ્થાનપર આવ્યા, ત્યારે સાલિમસિંહના ગુપ્તચરે તેને પરમ આદરપૂર્વક કિલ્લામાં લઇ જઇ તેનો વધ કર્યો. થોડી વાર પછી તેના શબને દહન કરવાને માટે કિલ્લામાંથી બહાર કાઢવામાં આવ્યું. ખેતસીની સ્ત્રીના સાંભળવામાં જ્યારે આવ્યું કે, મારા સ્વામીને મારી નાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, ત્યારે તે પોતાના પતિને ઘેર આવેલો નહિ જોઈ સાલિમસિંહને પોતાનો પરમ હિતૈષી માની તેને ઘેર ચાલી ગઇ. તે પોતાની સાથે પોતાના નાના પુત્રને પણ લઇ ગઇ હતી. દુરાત્મા સાલિમસિંહે તેને આશ્રય આપ્યો; પરંતુ પોતાનાજ ષડયંત્રથી ખેતસીનું મૃત્યુ થયું છે, તે વાત તેણે તેને કહી નહિ. તે સ્ત્રી હવે સાલિમસિંહને ઘેર રહેવા લાગી. એક નોકર તે સ્ત્રીને પ્રતિદિન ભોજન આપી જતો હતો. ચાર પાંચ દિવસ પછી તે નોકરે આવી તેને કહ્યું કે:-"તમારા સ્વામી અને બંધુ એ ઉભય માર્યા ગયા છે." આ હૃદયભેદક વાત સાંભળી તે સ્ત્રીના શોકનો પાર રહ્યો નહિ. હવે એ વાત પણ તેના જાણવામાં આવી કે દુષ્ટ સાલિમસિંહેજ ખેતસી અને સ્વરૂપસિંહનો વધ કરાવ્યો છે. તેણે તેનાપર વૈર લેવાને માટે દૃઢ પ્રતિજ્ઞા કરી; પરંતુ તેની તે પ્રતિજ્ઞા કદિ પણ પૂર્ણ થઇ નહિ. થોડા વખતમાં તેનું પોતાનુંજ મોત થયું. સાલિમસિંહે તેને મરાવી નાખી કે તે સ્વયં આત્મઘાત કરીને મરી ગઈ, તે કાંઇ જાણી શકાતું નથી. આ પ્રકારે તેને જોરાવરસિંહનું ખૂન કરવા માટે ઉચિત ફળ મળ્યું.

નરાધમ સાલિમસિંહે એક એક કરીને અનેક ભટ્ટીસામંતોનો વધ કરાવ્યો અને ત્યાર પછી તે રાજવંશનો પણ ધ્વંસ કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. જેસલમીરના ખરા ઉત્તરાધિકારી અભયસિંહ અને ધોકલસિંહ રામગઢમાં રહેતા હતા. નરપિશાચ સાલિમસિંહે ષડયંત્રજાલનો વિસ્તાર કરીને અભયસિંહ, ધોકલસિંહ, તેમની સ્ત્રી અને તેમનાં નાનાં નાનાં બાળકોને પણ મારી નખાવ્યાં. આ ભયંકર હત્યા કર્યા પછી તેણે રાવલ મૂલરાજના કનિષ્ઠ પુત્ર માનસિંહના પુત્ર ગજસિંહને જેસલમીરના ઉત્તરાધિકારીતરિકે પ્રકાશિત કર્યો. ગજસિંહના ચાર બંધુઓ પિશાચબુદ્ધિ સાલિમસિંહના કરાલગ્રાસમાંથી પોતાના જીવનની રક્ષા કરવાને માટે જેસલમીરનો ત્યાગ કરી બિકાનેરમાં જઇ ત્યાંના રાજાના આશ્રયનીચે રહેવા લાગ્યા. નીચે આપેલી વંશાવળી વાંચવાથી પાઠકો સારીરીતે જાણી શકશે કે દુષ્ટ સાલિમસિંહે જેસલમીરના રાજવંશની કેવી શોચનીય દશા કરી દીધી હતી.

મૂલરાજ

- રાયસિંહ (આગમાં બળી[2] મુઆ)
  - અભયસિંહ (વિષથી મરણપામ્યા)
  - ધોકલસિંહ (વિષ(થી મરણપામ્યા)
- જેતસિંહ (કાણુા)
  - મહાસિંહ (કાણુા)
- માનસિંહ (અશ્વપરથી પતિત થઇ મરણ પામ્યા)
  - તેજસિંહ (દેશનિકાલ)
  - દેવીસિંહ (દેશનિકાલ)
  - ગજસિંહ
  - કેશરીસિંહ (દેશનિકાલ)
  - ફતેહસિંહ (દેશનિકાલ)

૧ ઉર્દૂ તરજુમામાં ભાઈ લખ્યો છે.

૨ ઉર્દૂ તરજુમામાં એવો ઉલ્લેખ છે કે તેઓ વિષ આપ્યાથી મરણ પામ્યાં હતા.

મહાસિંહ કાણો હતો. હિંદુશાસ્ત્ર પ્રમાણે કાણાને રાજસિંહાસનનો અધિકાર મળતોજ નથી; તેથી મહાસિંહનો પોતાનો અધિકાર જતો રહ્યો: આથી તેનું જીવન સાલિમસિંહના કરાલગ્રાસમાં નષ્ટ થયું નહિ.

રાજસ્થાનમાં જ્યારથી મંત્રીઓની પ્રભુતા વધી ગઇ ત્યારથી રાજાઓ તેમના હાથમાં પૂતળાં પેઠે નાચવા લાગ્યા. રાવલ મૂલરાજ જેસલમીરના સિંહાસનપર ૫૮ વર્ષપર્યંત રહ્યા, અને તેમના પિતા ૪૦ વર્ષપર્યંત રાજ્ય ભોગવી ગયા હતા. આ પિતાપુત્રે મળીને પ્રાયઃ એક શતાબ્દીપર્યંત રાજ્ય કર્યું. પિતાપુત્રે મળીને. એક શતાબ્દીપર્યંત રાજ્ય કર્યું હોય એવું બીજું કોઈ ઉદાહરણ જગતના ઇતિહાસમાં ઉપલબ્ધ થાય એ વિષે મને સંદેહ છે. મૂલરાજ અને તેમના પિતાએ જે શતાબ્દીમાં રાજ્ય કર્યું તે શતાબ્દીમાં યદુવંશી ભાટીઓમાં ભારે પરિવર્તન થયું છે અને તેમનું પતન થયું છે. જો આપણે મૂલરાજના પિતામહ રાવલ જસવંતસિંહના શાસનસમયપર દૃષ્ટિપાત કરીએ તો આપણને જેસલમીરરાજ્યની સીમા તે સમયે અતિ વિસ્તૃત જણાય છે. ઉત્તરસીમા ગાડા નદીપર્યંત, (આ નદી જેસલમીરનારાજ્યને મુલતાનથી પૃથક્ કરે છે) પશ્ચિમ સીમા, પંજાબ અને સિંધના ફળદ્રપ પ્રદેશપર્યંત તેનો વિસ્તાર આપણે જસવંતસિંહના રાજત્વકાળમાં જોઇએ છીએ. તે સમયથી થોડા દિવસપૂર્વે તેની સીમા તેથી પણ વિસ્તૃત હતી. તે સમયે તેની દક્ષિણે ધાત રાજ્ય હતું અને શિવ, કોટડા તથા વાઢમેર દેશ જેસલમીરરાજ્યની અંતર્ગત હતા; પરંતુ હાલમાં તે મારવાડમાં છે. વર્તમાનકાળમાં જે ભાવલપુર રાજ્ય જુદું છે, તે પણ તે સમયે જેસલમીરરાજ્યની અંતર્ગત હતું. :રાઠોડોએ જેસલમીરની પશ્ચિમ સીમાના ઘણા પ્રદેશો પોતાના અધિકારમાં લઇ લીધા છે.



# अध्याय ६ ठ्ठो

**બ્રિટિશસરકારની સાથે રાવલ મૂલરાજે કરેલી સંધિ-સંધિપત્રનું તૈયાર થવું-મૂલરાજનું મૃત્યુ-તેમના પૌત્ર ગજસિંહનું સિંહાસનારૂઢ થવું-તેઓ મંત્રીના હાથમાં રમકડું બની ગયા-સંધિપત્રનો તૃતીય ધારો-રાજકીય પ્રશ્નો-સાલિમસિંહનું પુનઃશાસન કરવું-સાલિમસિંહના અત્યાચાર અને ઉપદ્રવોનું વૃદ્ધિંગત થવું-તેણે જેસલમીરના મુખ્ય પ્રધાનનું પદ પોતાના ઉત્તરાધિકારીઓને અપાવવાને કરેલો પરિશ્રમ-બ્રિટિશદૂતે વરિષ્ટ સરકારને કરેલો રિપોર્ટ-પલ્લીવાલ લોકોનું પોતાની જાતે દેશનિકાલ થવું-વણિકના કુટુંબને જામીનતરિકે રાખવાં-બલપૂર્વક રાજકર લેવો-સાલિમસિંહની સંપત્તિ-બારૂના માલદેવોત લોકોનો ઇતિહાસ-બિકાનેરના રાઠોડાએ તેમનો કરેલો ધ્વંસ-વિશ્વાસઘાતકતા-બ્રિટિશસરકારની પાસે માગેલી સહાય-સહાયની પ્રાપ્તિ થવી-તેનું પરિણામ-રાવલ ગજસિંહનું ઉદયપુરમાં આગમન-રાણાની કન્યા સાથે તેમનો થયેલો વિવાહ.**

સંવત ૧૮૧૮માં રાવલ મૂલરાજ જેસલમીરના સિંહાસનપર અધિષ્ઠિત થયા હતા અને તેમણે ઈ० સ० ૧૮૧૮માં ઇસ્ટ ઇન્ડીઆ કંપની સાથે સંધિ કરી. ભારતવર્ષના પ્રત્યેક રાજપૂતરાજાએ બ્રિટિશસરકારની સાથે સંધિ કરી લીધી હતી, ત્યાર પછી જેસલમીરના રાજાએ તેની સાથે સંધિ કરી. જે દિલ્હીમાં રાજપૂતરાજાઓના પ્રતિનિધિઓએ સંધિપત્ર લખ્યા હતા, તેજ દિલ્હીમાં જેસલમીરના મૂલરાજના દૂતે પણ સંધિપત્ર તૈયાર કર્યો. આ સંધિપત્ર નીચે પ્રમાણે છેઃ—

માનનીય બ્રિટિશ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સાથે જેસલમીરના સ્વામી મહારાવલ મૂલરાજ બહાદૂરને આ સંધિ થઈ છે. કંપની તરફથી માર્ક્વિસ ઑફ હેસ્ટિંગ્સ કે. જી. ભારતના ગવર્નર જનરલદ્વારા સંપૂર્ણ સત્તાપ્રાપ્ત મહાશય ચાર્લ્સ થિયોફિલસ મેટ્કાફ અને મહારાજાધિરાજ મહારાવલ મૂળરાજ બહાદૂરની તરફથી સંપૂર્ણ સત્તાપ્રાપ્ત મિશ્ર મતિરામ અને ઠાકોર દોલતસિંહ હાજર છે.

૧—માનનીય બ્રિટિશ કંપની અને જેસલમીરના સ્વામી રાવલ મૂલરાજ બહાદૂર, તેમના ઉત્તરાધિકારીઓ અને વંશજોની વચ્ચે ચિરસ્થાયી મિત્રતા, સંબંધ અને હિતની એકતા રહેશે.

૨—મહારાવલ મૂલરાજના વંશજોજ ક્રમશઃ ઉત્તરાધિકારી બની સિંહાસનપર અધિષ્ઠિત થશે.

૩—જેસલમીરરાજ્યનું પતન કરવાને માટે જો કોઇ રાજા સેના લઇને આક્રમણ કરે અથવા ઉક્ત રાજ્યમાં કોઈ મોટો ઝગડો ઉપસ્થિત થાય અને જેસલમીરના રાજાથી તેનું નિવારણ ન થઇ શકે તો બ્રિટિશસરકાર ઉક્ત રાજ્યની રક્ષામાટે પોતાના સામર્થ્ય પ્રમાણે સહાય કરશે.

૪—મહારાવલ તથા તેમના ઉત્તરાધિકારીઓ અને સિહાસનાભિષક્ત અડગરીતે બ્રિટિશસરકારના આશ્રિત રહી તેને સહાય કરશે અને તેનું આધિપત્ય સ્વીકારશે.

૫—આ પાંચ ધારાઓથી યુક્ત એવો સંધિપત્ર ચાર્લ્સ થિયોફિલસ મેટ્કાફ અને મિશ્ર મતિરામ

અને ઠાકોર દોલતસિંહદ્વારા નિર્માણ કરવામાં આવ્યો છે. એ ઉભય બાજુના હસ્તાક્ષર અને મોહરોથી યુક્ત છે. મહામાનનીય ગવર્નર જનરલ અને મહારાજાધિરાજ મહારાવલ મૂલરાજ બહાદૂરદ્વારા આ સંધિપત્ર સ્વીકૃત થતાં આજની તારીખથી છ અઠવાડીઆંની અંદર ઉભય પક્ષો વચ્ચે આપલેનું કાર્ય સમાપ્ત થઈ જશે.

દિલ્લીમાં આજે ઈ૦ સ૦ ૧૮૧૮ના ડિસેમ્બર માસની ૧૨ મી તારીખે આ સંધિપત્ર લખવામાં આવ્યો છે.

(હસ્તાક્ષર) મતિરામ મિશ્ર
(હસ્તાક્ષર) ઠાકોર દોલતસિંહ
(હસ્તાક્ષર) સી. ટી. મેટ્કાફ

ઉક્ત સંધિપત્ર લખાયા પછી રાવલ મૂલરાજ બે વર્ષ સુધી જીવંત રહ્યા. તેમનું મૃત્યુ ઈ૦ સ૦ ૧૮૨૦માં થયું. એમણે ૫૮ વર્ષપર્યંત રાજ્ય કર્યું હતું; પરંતુ તેઓ નામમાત્રના રાજા હતા. સાલિમસિંહ અને તેના પિતાએજ આ સઘળા વખતમાં પોતાની ઇચ્છાનુસાર જેસલમીરમાં રાજ્યપ્રબંધ કર્યો હતો. મૂલરાજ તેજહીન હતા અને મંત્રીના હાથમાં માત્ર એક રમકડા તરીકે હતા. જે સમસ્ત ગુણો ક્ષત્રિયરાજાઓમાં હોવા જોઇએ, તેમાંનો એક પણ ગુણ મૂલરાજમાં નહોતો. તેમની જીવંત અવસ્થામાંજ નરપિશાચ સાલિમસિંહે તેમના વંશજોની શોચનીય દુર્ગતિ કરી હતી. તેમના પુત્રો અને પૌત્રોને મારી નાખ્યા હતા. આથી કહી શકાય છે કે મૂલરાજને કારાગૃહમાંથી મુક્ત કરનાર રાજપૂતરમણીમાં જેટલું સાહસ અને શૌર્ય હતું તેટલું પણ સાહસ અને શૌર્ય મૂલરાજમાં નહોતું. મૂલરાજને ઇતિહાસમાં યાદવકુળની અધોગતિ કરનાર કહેવામાં આવેલ છે.

મૂલરાજનું મૃત્યુ થયા પછી તેમના પૌત્ર ગજસિંહ જેસલમીરના સિંહાસનપર અભિષિક્ત થયા. પાપી સાલિમસિંહે પોતાની પ્રભુતા ચિરસ્થાયી રાખવાને માટેજ ગજસિંહને પોતાના હાથમાંનું રમકડું માની મૂલરાજના પુત્રો અને પૌત્રોને મારી તેમજ કાઢી મૂકીને તેમને ઉત્તરાધિકારીતરિકે જાહેર કર્યા હતા. ગજસિંહ પણ મૂલરાજની પેઠે સાલિમસિંહના હાથનું રમકડું બની જેસલમીરના સિંહાસનપર બેઠા. ગજસિંહ કોઇપણ રાજકાર્યમાં હસ્તક્ષેપ કરી શકે નહિ, સામંતો અને પ્રજાસાથે તેમને કોઈ પણ પ્રકારે પ્રીતિ ન થાય અને તેઓ સદા સાલિમસિંહના સેવક તથા આજ્ઞાધારી બનીને રહે, એવીજ કેળવણી સાલિમસિંહે તેમને બાલ્યાવસ્થાથી આપી હતી. તેમના પિતામહ મૂલરાજ જે પ્રકારે સાલિમસિંહનાં આચરણો જોઇને મનમાં ને મનમાં મુંઝાઇને મૌન રહેતા હતા, તેજ પ્રકારે આ નવીન રાજા પણ મૌન રહેવા લાગ્યા. સાલિમસિંહે ગજસિંહને બાલ્યાવસ્થાથીજ સામંતસમાજ અને સમસ્ત પ્રજાજનોથી અલિપ્ત રાખ્યા હતા, તેથી કોઇની પણ સાથે તેમનો પ્રેમ બંધાયો નહોતો. સાલિમસિંહે તેમને આવી દશામાં રાખી તેઓ કોઇપણ કામ કરવાનું સાહસ ન કરી શકે એવી તેણે તજવીજ રાખી હતી. ગજસિંહ સિંહાસનારૂઢ થયા ત્યારપછી ચતુર સાલિમસિંહે પોતાના સેવકો તેમની પાસે નિયુક્ત કર્યા. તેઓ ગજસિંહની સમક્ષ સાલિમસિંહની ઘણી પ્રશંસા કર્યા કરતા અને તેમને દેવસમાન દર્શાવતા હતા. ગજસિંહ કયે વખતે શું વાત કરે છે, એક દિવસમાં તેમના મનના ભાવ શી શી રીતે બદલાય છે, તેની ઉક્ત સેવકો સૂક્ષ્મ તપાસ રાખતા હતા અને સાલિમસિંહને વારંવાર તેનો રિપોર્ટ કરતા હતા. રાવલ ગજસિંહ, તેમની રાણીઓ અને તેમના કુટુંબનાં સકલ મનુષ્યો સંપૂર્ણરીતે સાલિમસિંહની દયાપર નિર્ભર રહેતાં હતાં; પણ દુરાત્મા સાલિમસિંહ વખતોવખત ગજસિંહપર પણ નિર્દયતા પ્રકાશિત કરવાને ચૂકતો નહોતો. જો કોઇ વખત રાવલ ગજસિંહને એકાદ ઘોડો ખરીદવો હોય તો તેમને સાલિમસિંહને પ્રાર્થના કરવી પડતી અને જો તેઓ કોઇને કાંઇ આપવા માગતા તો તેમને સાલિમસિંહની આજ્ઞા લેવી પડતી હતી. ગજસિંહ જો દશ રૂપિયા માગે અને સાલિમસિંહ પાંચ પણ આપે તો તેને પોતાનું અહોભાગ્ય માનતા હતા ! આ સર્વ હકિકતપરથી અમારા પાઠકો જાણી શકશે કે મૂલરાજના મૃત્યુ પછી જેસલમીરના રાજામાં ફેરફાર થયો; પરંતુ સાલિમસિંહની પ્રભુતા કિંચિત્ પણ ન્યૂન થઈ નહિ. વધુ શું કહેવું? તે દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતી ગઈ.

જેસલમીર સાથેની સંધિનો દસ્તાવેજ જે તારીખે સમાપ્ત થયો ( ઈ૦ સ૦ ૧૮૧૮ ના ડિસેમ્બરની ૧૨ મી તારીખ ) તે તારીખ જોવાથી વિદિત થાય છે કે જેસલમીરના મહારાવલેજ દેશી

રાજાઓમાં સૌની પછી બ્રિટિશસરકારનો આશ્રય લીધો હતો. મૂલરાજે સાલિમસિંહની પ્રધાનતરિકેની કારકીર્દિમાં દીર્ઘકાળપર્યંત અત્યંત કષ્ટસહિત રાજ્ય કર્યું હતું અને વિશેષતઃ તે બ્રિટિશ સરકારની સાથે સંધિ નહિ કરે તો સારૂં એવી સાલિમસિંહની ઇચ્છા હતી; કારણ કે તે મૂળથીજ ચેતી ગયો ગયો હતો કે બ્રિટિશસરકારની સાથે મૂલરાજની સંધિ થયાથી મારી સત્તા અને પ્રભુતા ઘટી જશે.

પરંતુ સાલિમસિંહે જ્યારે જોયું કે સમસ્ત રાજસ્થાનમાં કેવલ જેસલમીરનું રાજ્યજ બ્રિટિશ સરકારને આધીન નથી અને મારા અત્યાચાર તથા ઉપદ્રવોથી પીડિત થયેલા રાજ્યમાં શત્રુઓની સંખ્યા વૃદ્ધિંગત થઈ ગઇ છે, માટે જો આપણે અંગ્રેજોની સાથે સંધિ નહિ કરીએ અને શત્રુઓ જો અંગ્રેજોની સાથે મળીને આપણાપર આક્રમણ કરશે તો મહા અનિષ્ટ થવાની સંભાવના છે. આવો વિચાર કરીને સાલિમસિંહે મૂલરાજને અંગ્રેજસરકારની સાથે સંધિ કરવાની સલાહ આપી હતી. જ્યારે સંધિ થઇ ગઇ ત્યારે સાલિમસિંહનો ઉકત ભય વિનષ્ટ થયો. સાલિમસિંહને બહુધા એવો મજબૂત ભય રહેતો હતો કે મારા અત્યાચારથી પીડિત થઇને ગજસિંહના જે અન્ય ભ્રાતાઓ જેસલમીરને છોડી બિકાનેરમાં નાસી ગયા છે તેઓ કદાચ એકત્રિત થઇને રાજ્યપર આક્રમણ કરશે; પરંતુ અંગ્રેજોની સાથે સંધિ થયાથી તેના ત્રીજા ધારા અનુસાર સાલિમસિંહનો તે ભય પણ જતો રહ્યો. ત્રીજા ધારામાં " બહારથી કોઇ આક્રમણ કરશે તો બ્રિટિશસરકાર પોતાની સેનાની સહાય કરશે " એવી શરત હોવાથી ગજસિંહના ભ્રાતાઓ કદિપણ મારી આ અખંડ પ્રભુતામાં બાધા કરી શકશે નહિ, એવી સાલિમસિંહને ખાત્રી થઇ. બ્રિટિશ સરકારની સાથે સંધિ થયાપછી પણ સાલિમસિંહ સુધર્યો નહિ; પરંતુ દિવસાનુદિવસ તેના અત્યાચારો વૃદ્ધિંગત થતા ગયા.

કર્નલ ટૉડ જણાવે છે કેઃ–" જેસલમીર રાજ્યને માટે બ્રિટિશસરકારની સાથે સંધિ થવી અત્યંત આવશ્યક હતી અને તેથી તેને શીઘ્ર મોટો લાભ થશે. જેસલમીરનું રાજ્ય ભવિષ્યમાં અર્ધી શતાબ્દી સુધી સ્વતંત્ર રહી શકે કે નહિ તે એક સંદેહાત્મક વાત હતી. જે દિવસે બ્રિટિશસરકારની સાથે જેસલમીરના સ્વામીની સંધિ થઇ, તે દિવસથી જેસલમીરની સ્થિતિ નિશ્ચિત થઇ ગઇ. જેસલમીરની શાસનશકિત દિવસાનુદિવસ હીન થતી જતી હતી અને રાજ્યની સીમા ઘટીને તે કેવળ રાજધાનીમાંજ સમાઈ રહેવાની અણીપર હતી; કારણ કે એક તરફ સમસ્ત ભાવલપુરનું રાજ્ય જેસલમીરના ઉત્તરભાગનું બની ગયું છે અને બીજી તરફ સિંધ, બિકાનેર અને મારવાડના રાજાઓ જેસલમીરના ઘણા પ્રદેશો પોતાને તાબે કરતા જતા હતા. આ ત્રણે રાજાઓ જ્યારે જ્યારે જેસલમીરને નિર્બળ જોતા, ત્યારે ત્યારે તેઓ તેમાંથી અમુક ભાગ ખુંચવી લઇને પોતાના રાજ્યની સીમા વધારતા હતા; અને વિશ્વાસઘાતી સાલિમસિંહના દુરાચરણોને લીધેજ અન્ય રાજાઓની સાથે ઝગડો ઉઠતો હતો. જેસલમીરનું રાજ્ય નામમાત્રની સ્વતંત્રતા ભોગવતું હતું, તેનું કારણ પણ કેટલાંક વર્ષો સુધી અન્ય રાજ્યોમાં અરાજકતા ફેલાઇ હતી તે હતું. તેનો થોડો ઘણો બચાવ થયો તેનું કારણ પણ તેજ હતું. જો મારવાડ અને બિકાનેર વગેરે રાજ્યોમાં અરાજકતા ફેલાત નહિ તો નિઃસંદેહ જેસલમીરનું રાજ્ય પૃથ્વીના ઘણાજ નાના ટુકડાપર જણાત. હવે બ્રિટિશસરકારની સાથે સંધિ થયા પછી સર્વ રાજાઓએ જાણી લીધું છે કે જે કોઈ જેસલમીરપર આક્રમણ કરશે તેની સામે બ્રિટિશસરકાર જેસલમીરનો પક્ષ ગ્રહણ કરીને યુદ્ધ કરવાને તત્પર થશે. આથી સિંધીઓ, દાઉદના પુત્રો અને રાઠોડોએ પૂર્વે જેમ જેસલમીરપર આક્રમણ કરીને તેના કેટલાક પ્રદેશો પોતાના રાજ્યમાં સંયોજી દીધા હતા, તેમ કરવું તેમણે બંધ કરી દીધું. જો બ્રિટિશસરકાર સમસ્ત રાજસ્થાનમાં એકલા જેસલમીરની સાથે સંધિ ન કરત તો જેસલમીરને પોતાના શત્રુઓની અસંખ્ય સેનાના મુખમાં અસહાય અવસ્થામાં પતિત થવું પડત, અત્યાચારોથી તે બળીને ભસ્મીભૂત થાત અને ભટ્ટીજાતિ નષ્ટભ્રષ્ટ થઇ જાત. સ્વાધીન દેશી રાજ્યોમાં કેવલ જેસલમીરેજ પ્રથમ ગંગા અને સિંધુના તટપરનાં રાજ્યોની સાથે વાણિજ્યનો વ્યવહાર સ્થાપન કર્યો હતો; પરંતુ અંતઃકલહ અને અશાંતિથી તે વાણિજ્યનો સ્રોત ,સર્વથા બંધ થઇ ગયો. હવે અનંત શાંતિ અને વિશ્વાસ સ્થાપન કર્યા સિવાય વાણિજ્ય ચાલી શકશે નહિ. કેવળ વાણિજ્યની ઉન્નતિ કરવાને માટેજ બ્રિટિશસરકારે જેસલમીરની સાથે મિત્રતા કરી છે; પરંતુ જો આપણે ભવિષ્ય તરફ

દૃષ્ટિ ફેંકીએ, જો આપણે અન્ય દેશના લોકો ભારતપર આક્રમણ કરશે એવી શંકા કરીએ તો આપણને જણાશે કે વિદેશી શત્રુઓ અરબસ્તાનથી સમુદ્રના કિનારે કિનારે જલમાર્ગદ્વારા આવી ભારતવર્ષને જીતી શકે એમ છે. આ વિદેશીઓના ભારતપરના આક્રમણનો ભય દૂર કરવાને માટે બ્રિટિશસરકારનો જેસલમીરપરનો અધિકાર અતિ લાભદાયક થશે; કારણ કે આપણે જેસલમીરમાં પ્રવેશ કરી સિંધના ઉત્તરભાગમાં જઇ ત્યાંથી સમુદ્રતટપર પહોંચી ભારતપર આક્રમણ કરનારનો સારીરીતે પ્રતીકાર કરી શકીશું.

દુષ્ટ સાલિમસિંહ અંગ્રેજોની સાથે સંધિ થયા પછી પોતાના શત્રુઓનો ભય દૂર થયેલો જાણી પૂર્વવત્ ભયંકર સ્વરૂપ ધારણ કરી જેસલમીરરાજ્યનો વિધ્વંસ કરવાને પ્રવૃત્ત થયો. બ્રિટિશસરકારની સાથે સંધિ થયાથી અત્યંત લોભી અને શઠ સાલિમસિંહને જે શકિત પ્રાપ્ત થઇ તેનું વર્ણન કરવું અશક્ય છે.[1] તેણે ભયંકર અત્યાચાર કરીને દેશની પરમ દુર્દશા કરી દીધી. અન્ય રાજ્યોનાં આક્રમણનો ભય દૂર થયો; પરંતુ સાલિમસિંહે રાજા અને સામંતોના કુટુંબના રુધિરમાં હાથ ખરડયા હતા, તે કલંક ગમે તેવા સત્ય વા કૃત્રિમ અનુતાપથી ધોવાઈ જાય એમ નહોતું. વણિકો, કૃષિકારો અને રબારી તથા ભરવાડો સાલિમસિંહની પ્રત્યે ઘણા ક્રુદ્ધ રહેતા હતા અને તેઓ તેના કસમની કિંમત પોતાના દેશની રેતીના એક કણ જેટલી પણ ગણતા નહોતા.

બ્રિટિશસરકારની સાથે સંધિ થયા પછી થોડા સમયસુધી સાલિમસિંહે રાજ્યપ્રબંધમાં ચિત્ત લગાડવાનો દેખાવ કર્યો; પરંતુ તેની આ વૃત્તિ ઝાઝા દિવસસુધી નભી નહિ. જે મહાપાપના કીચડમાં તેણે હાથ બોળ્યા હતા, તેથી તે સર્વના મનથી ઉતરી ગયો હતો. આથી તે વધુ ક્રોધિત થઇ પોતાના મૂળ સ્વભાવ અનુસાર પાપી કામ કર્યા વિના પોતાના જીવનને કષ્ટદાયક સમજવા લાગ્યો અને તેણે જેસલમીરમાં પુનઃ અત્યાચાર કરવા માંડયા. તેણે કેટલાક દિવસસુધી શાંતિ ધારણ કરી તેનું કારણ એ હતું કે બ્રિટિશસરકારની સાથે થનાર સંધિમાં તેને એક એવો ધારો ઉમેરાવવાની ઇચ્છા હતી કે મારા ઉત્તરાધિકારીઓ સિવાય જેસલમીરના મુખ્યમંત્રીના પદપર કોઇપણ અધિષ્ઠિત થઇ શકશે નહિ. તેણે પોતાના વંશજોજ જેસલમીરને લૂંટતા રહે એવી પેરવી કરી હતી.

પરંતુ જ્યારે તેણે જોયું કે બ્રિટિશસરકાર તેની અભિલાષા પૂર્ણ કરતી નથી, ત્યારે તેણે ભયંકર સ્વરૂપ ધારણ કરી જેસલમીરના રાજ્યમાં અસહ્ય અને અકથનીય અત્યાચારો કરવા માંડયા. બ્રિટિશસરકારના દૂતે સાલિમસિંહના આ હૃદયભેદક અત્યાચારો જોઈ ઇ૦ સ૦ ૧૮૨૧ ના ડિસેમ્બર ની ૧૭ મી તારીખે ઉક્ત હકિકત સરકારમાં લખી જણાવી. તેણે લખ્યું કે, "જેસલમીરના રાવલે આપની સાથે જે શરત કરી હતી, તેનો તેઓ અનાદર કરતા જણાય છે. આપણા આશ્રયમાં રહેવા છતાં પણ પ્રજા ભયંકર અત્યાચાર અને કષ્ટો સહન કરે, એ એક ઘોર કલંકનો વિષય છે." મહેતા સાલિમસિંહને તેના અત્યાચારોવિષે કહેવાથી કાંઈપણ ફળ નિષ્પન્ન થયું નહિ. તે અત્યાચારોથી પીડિત થયેલા લોકોને જૂઠા કહીને પોતાના અપરાધ છુપાવવા લાગ્યો. તે ચતુરાઇથી કહેવા લાગ્યો કે, હું સદા ન્યાય અને દયાથી વર્તતો આવ્યો છું. ત્યાર પછી તેણે બમણા ઉદ્યોગથી નિરપરાધીઓને બમણો દંડ કરી પ્રજાનું સર્વસ્વ હરણ કરવા માંડયું. મહેતા સાલિમસિંહના ભયંકર અત્યાચારથી જેસલમીરની સમસ્ત પ્રજા દુઃખી બની ગઇ. સમસ્ત રાજસ્થાનને આથી નુકશાન થયું; કારણ કે પલ્લિવાલ જાતિના શ્રીમંત વણિકોની પાસેથી દ્રવ્ય લઇને જેસલમીરના વણિકો સમસ્ત હિંદુસ્થાનમાં વ્યાપાર કરતા હતા; પરંતુ સાલિમસિંહના અત્યાચારથી આ ધનવાન લોકો પૈકી પ્રાયઃ પાંચ હજાર માણસો પોતાની જન્મભૂમિ છોડી નિઃસહાય બની અન્ય પ્રદેશોમાં ચાલ્યા ગયા. વળી જે વણિકોએ અન્ય દેશોમાં દ્રવ્ય પેદા કીધું હતું તેઓ પણ સાલિમસિંહના ભયથી સ્વદેશમાં આવી શક્યા નહિ. આ વણિકોના જેસલમીરમાં વસતાં કુટુંબોને સાલિમસિંહે જામીનગીરીમાં રાખ્યાં હતાં.

---

[1] સાલિમસિંહના સંબંધમાં બાબુ લોકનાથ ઘોષ તેમના પુસ્તકમાં લખે છે કેઃ-સારાસાર વિવેકમાં સાલિમસિંહ જેવો બેદરકાર હતો, તેવોજ વર્તનમાં અનિયમિત હતો. તેણે રાવલ કુટુંબમાં લગભગ બધાં સંબંધીઓને મારી નાખ્યાં, વેપારીઓને કનડીને નુકશાન પહોંચાડ્યું, તેમજ જેસલમીર શહેરને ક્રૂરતાથી ખાલી કરાવ્યું.

—( ધી મોડર્ન હીસ્ટરી ઑફ ઇન્ડીયન ચીફ્સ-રાજાઝ )

જેસલમીર રાજ્યની ખેતી સર્વથા વિનષ્ટ થઈ ગઇ અને સુરક્ષિતતાના અભાવને લીધે દેશપરદેશનો વ્યાપાર નાશ પામ્યો. સાલિમસિંહ પ્રજાનું ધન ખુંચવી લઇ પોતાની ત્રિજોરી ભરવા લાગ્યો. તે જોરજૂલમથી પ્રજા પાસેથી રાજ્યકર લેવા લાગ્યો.

જે સમયે આ ઘટના બનતી હતી, તે સમયે કર્નલ ટૅાડ રાજસ્થાનમાં વિદ્યમાન હતા, તેથી તેમણે સાલિમસિંહના અકથનીય અત્યાચારો પ્રત્યક્ષ જોયા હતા. તેઓ જણાવે છે કેઃ-"સાલિમસિંહે બે કરોડ રૂપિયા એકત્રિત કર્યાં છે, એમ ખાત્રીપૂર્વક જણાવવામાં આવે છે. આ દ્રવ્ય સમસ્ત ભારતવર્ષમાં ફેલાયું છે. મહેતા સાલિમસિંહે આટલું દ્રવ્ય વણિક લોકોની પાસેથી બળપૂર્વક છીનવી લઇને કેવળ બાર વર્ષમાં એકત્રિત કર્યું છે.[1] આ વાત પણ પ્રસિદ્ધ છે કે જેસલમીરના રાજાનાં સમસ્ત બહુમૂલ્ય આભૂષણો, હીરા, જવાહીર વગેરે સાલિમસિંહે ચતુરાઇથી હસ્તગત કરી તેમને અન્ય સ્થાનમાં છુપાવી રાખ્યાં છે. વણિકો, વ્યાપારીઓ પોતાનાં કુટુંબોને જેસલમીરથી અન્ય દેશમાં લઇ જવાને માટે પ્રતિદિન બ્રિટિશસરકારની પરવાનગી મેળવવાને પ્રાર્થના કરે છે; પણ નરપિશાચ સાલિમસિંહના ભયથી કોઇપણ વણિક પોતાના કુટુંબને અન્ય દેશમાં લઇ જવાનું સાહસ કરી શકતો નથી. જોકે સાલિમસિંહ બ્રિટિશસરકારના કહેવાથી વણિકોને પરવાના આપે છે, પરંતુ જેસલમીરનો ત્યાગ કરીને જનારા લોકોને તે માર્ગમાં મારીને લૂંટી લે છે."

બ્રિટિશસરકારની સાથે રાજસ્થાનના રાજાઓને સંધિ થઇ તેનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે સમસ્ત રાજપુતાનાના રાજપૂતરાજાઓમાં પરસ્પર વિવાદ ઉપસ્થિત થાય તો બ્રિટિશસરકારે મધ્યસ્થ બનવું. હાલમાં જેસલમીરની સીમામાં એક વિવાદ ઉપસ્થિત થયો છે. આ વિવાદનું નિર્મૂલન કરવાને માટે બ્રિટિશસરકાર પ્રથમ ધારાનું પાલન કરશે. અમે અહીંઆં આ વિવાદનું સવિસ્તર વૃત્તાંત લખી જેસલમીરનો ઇતિહાસ સમાપ્ત કરવા ઇચ્છીએ છીએ. બારૂ પ્રદેશના માલદેવોતોદ્વારા ભયંકર વિવાદ ઉપસ્થિત થયો છે અને તેના પરિણામમાં ઉભય રાજ્યોની વચ્ચે મહાસંગ્રામ થવાનો ભય પેદા થયો છે. રાઠોડોનાં આક્રમણનો ભય એટલો બધો પ્રબળ છે કે બ્રિટિશસરકારને અવશ્ય મધ્યસ્થ બનવું પડશે. માલદેવોતોની ઉપર બિકાનેરવાસીઓની ખફાદષ્ટિ થઇ છે, તેનું મૂળ કારણ સાલિમસિંહજ છે. સાલિમસિંહે માલદેવોતોને જડમૂળથી ઉખેડી નાખવાને માટેજ પ્રપંચ કર્યો હતો. સાલિમસિંહે આ પ્રપંચ શામાટે રચ્યો હતો, તે નીચે લખેલી હકિકતપરથી જણાશે.

માલદેવોત, કેલન, વરસંગ, પોહર અને તેજમાલોત આ સર્વ ભાટીજાતિના લોકો છે; પરંતુ તેઓ લૂંટફાટ કરતા હોવાથી બિદુઇન, કુજ્જાક અને પિંઢારા લોકોની પેઠે તેઓ લૂંટારાતરિકે ઓળખાય છે. માલદેવોત લોકોની ઉત્પત્તિ રાવ માલદેવદ્વારા થઇ છે અને તેઓ બારૂપ્રદેશનાં અઢાર ગામોમાં નિવાસ કરે છે. આ બારૂ પ્રદેશ ખારીપટ્ટા નામક સ્થાનની નિકટ છે. બિકાનેરના રાઠોડોએ ભટ્ટીઓના હાથમાંથી ઉક્ત ખારીપટ્ટા પ્રદેશ છીનવી લીધો છે. વાસ્તવમાં ભટ્ટીલોકો રાઠોડોપર વૈર લેવાનો ઘણો હક્ક ધરાવે છે; કારણકે રાઠોડોએ ભટ્ટીઓના ઘણા પ્રદેશો પોતાના બાહુબળથી છીનવી લીધા છે. પ્રાયઃ પચ્ચીસ વર્ષપૂર્વે બિકાનેરના રાઠોડો ઘણા બળવાન બની ગયા હતા અને તેમણે બારૂદેશપર આક્રમણ કરી નીચ પાશવકર્મ કરવામાં ત્રુટિ કરી નહોતી. તે સમયે રાઠોડોએ બારૂપ્રદેશપર આક્રમણ કરી મનુષ્યભક્ષક રાક્ષસોની પેઠે ત્યાંના આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો સર્વને મારી નાખી ગામ અને નગરો ઉજ્જડ કરી નાખ્યાં હતાં. વળી તેમણે કૂવાઓ પૂરી દીધા અને પશુઓ તથા ધનધાન્યાદિ લૂંટી લીધાં. જેઓ સૌભાગ્યવશાત્ રાઠોડોના હાથમાંથી બચ્યા હતા, તેઓ મરુક્ષેત્રના એક પરમ ગુપ્ત સ્થાનમાં જઇ વસ્યા હતા. ધીમે ધીમે ત્યાંજ તેમના વંશની વૃદ્ધિ થઇ. પાછળથી જ્યારે જેસલમીરમાં બ્રિટિશસરકારનો અધિકાર સ્થાપિત થયો, ત્યારે ઉક્ત ભટ્ટીલોકો પુનઃ સાહસ કરી પોતાનાં લજેલા અને નષ્ટભ્રષ્ટ થઇ ગયેલા સ્થાનમાં આવી વસવા લાગ્યા. જ્યારે સાલિમસિંહને આ વાતની ખબર થઈ ત્યારે તે ભટ્ટીઓપર કૂપિત થયો. તે માલદેવોતોને પુનઃ બારૂ પ્રદેશમાં આવીને વસેલા જોઇ માલદેવોતોના પ્રધાન શત્રુ બિકાનેરના રાઠોડોની પેઠે હૃદયમાં બળી ઉઠયો અને તેણે શેષ માલદેવોતોનો ધ્વંસ કરવાને માટે રાઠોડોને પુનઃ બોલાવ્યા. સાલિમસિંહ સહજ કહી

[1] હિંદી તરજુમામાં વીસ વર્ષ છે.

શક્ત કે માલદેવોત લોકો ચોરી અને લૂંટફાટ કરીને નિર્વાહ કરે છે, માટે તેમનું દમન કરવામાં દોષ નથી; પરંતુ મૂળ વાત એ છે કે માલદેવોત લોકો લૂંટારા હતા તે કારણથી તે તેમનો નાશ કરાવવા માગતો નહોતો. પાઠકોને સારી પેઠે પ્રથમથીજ જ્ઞાત છે કે નીચ સાલિમસિંહે તલવાર અને વિષ-દ્વારા જેસલમીરના ઘણા સામંતોને મારી નાખ્યા હતા અને તે પ્રમાણે તેણે બારૂપ્રદેશના સામંતને પણ મારી નાખ્યો હતો. બારૂનો સામંત રાજકુમાર રાયસિંહનો મહાશુભેચ્છક અને તેની સત્તા વધારવામાં સહાયક હતો; તેથીજ સાલિમસિંહે તેના જીવનનો દીપક બૂઝાવી નાખ્યો હતો. તે આટલું કરીનેજ શાંત રહ્યો નહિ, પરંતુ તે બારૂ પ્રદેશના સમસ્ત નિવાસીઓને શત્રુવત્ જોવા લાગ્યો. તેના હૃદયમાં રાત્રિદિવસ કેવળ એટલીજ ચિંતા રહેતી હતી કે હું કયી ઘડીએ અને કેવી રીતે બારૂ પ્રદેશને સર્વથા ઉજ્જડ કરી દઉં. બારૂના માલદેવોત લોકોએ પરોક્ષરીતે બ્રિટિશસરકારપર એક ઉપકાર કર્યો હતો, તેથી સાલિમસિંહને તે લોકોપર વૈર લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. જે સમયે પેશ્વાની સાથે બ્રિટિશસરકારને સંગ્રામ થયો, તે સમયે પેશ્વાનો એક કર્મચારી ઉંટો ખરીદવાને માટે જેસલમીરમાં આવ્યો હતો. તે ચારસેં ઉંટ ખરીદી જેસલમીરની સીમા છોડી બિકાનેરરાજ્યમાં પહોંચ્યો કે તરતજ બારૂપ્રદેશના અધિનાયકે પોતાનું સૈન્ય લઇ ઉક્ત કર્મચારીપર છાપો માર્યો અને તેનાં ઉંટો છીનવી લીધાં. આથી બિકાનેરના સ્વામીને મહા અપમાન લાગ્યું અને શીઘ્ર તેણે એક પ્રબલ સેના પોતાની સાથે લઇ માલદેવોતોનું દમન કરવાને માટે કૂચ કરી. જો સાલિમસિંહ ગુપ્તરીતે બિકાનેરના સ્વામીને માલદેવોતોનું દમન કરવાને માટે ઉત્તેજિત ન કરત તો તે કદિપણ સેનાસહિત આટલી શીઘ્રતાથી માલદેવોતોપર આક્રમણ કરત નહિ. સાલિમસિંહે જોકે ગુપ્તરીતે બિકાનેરના સ્વામીને ઉત્તેજિત કર્યો હતો, પરંતુ પ્રકટરીતે તો તે સંગ્રામની વિરુદ્ધજ પડયો. સાલિમસિંહ ધારતો હતો કે બિકાનેરનો સ્વામી માલદેવોતોને નષ્ટ કરી દેશે, પરંતુ તે આપણું કાંઇ અનિષ્ટ કરનાર નથી; પણ પરિણામ તેથી વિપરીત આવ્યું. બિકાનેરની પ્રબલ સેનાએ શીઘ્ર માલદેવોતોના નોખા અને બારૂપ્રદેશોમાં જઇ તેમનો નાશ કર્યો અને માલદેવોતોના અધિનાયકને મારી નાખ્યો તથા ગામોના સર્વ કૂવાઓ પૂરી દીધા. બિકાનેરવાસીઓ આ પ્રકારે માલદેવોતોનું દમન કરી શીઘ્રતાથી બિક્રમપુર તરફ ચાલ્યા અને જેસલમીરની ખાસ ભૂમિમાં વસતી પ્રજાપર ભયંકર અત્યાચાર કરવા લાગ્યા. હવે સાલિમસિંહ જાગૃત થયો. માલદેવોતોનો નાશ થયા ઉપરાંત જ્યારે રાજ્યના સર્વસ્વનો નાશ થતો તેણે જોયો ત્યારે તેણે પોતાની ચતુરતાનો ત્યાગ કરી સંધિની શરત અનુસાર અંગ્રેજોને શરણે જઇ તેમની સેનાની સહાય માગી. બ્રિટિશસરકારે સંધિની શરત પ્રમાણે પોતાની સેના મોકલી જેસલમીરપર આક્રમણ કરનારને હઠાવી દીધા. બિકાનેરનો અધીશ્વર અંગ્રેજી સેના સાથે નહિ લડતાં પોતાની રાજધાનીમાં પાછો ફર્યો. જે ઉદ્દેશથી તે યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયો હતો, તે ઉદ્દેશ પૂર્ણ થયેલો હોવાથી તેને હવે સમરાગ્નિ પ્રદીપ્ત રાખવો આવશ્યક લાગ્યો નહિ.

---

જે સમયે ગજસિંહ જેસલમીરના સિંહાસનપર વિરાજમાન હતા તે સમયે સાલિમસિંહ પોતાની ઇચ્છાનુસારજ કાર્ય કરતો હતો. તેમની કારકીર્દિમાંજ કર્નલ ટૉડ રાજસ્થાનનો પરિત્યાગ કરી ઇંગ્લાંડ ચાલ્યા ગયા. તેમણે જેસલમીરના ઇતિહાસનો ઉપસંહાર નીચે પ્રમાણે કર્યો છેઃ—"મુખ્ય મંત્રી સાલિમસિંહનાં કાર્યોનું વૃત્તાંત લખ્યા પછી જેસલમીરના રાવલના સંબંધમાં કાંઇ પણ લખવાનું શેષ રહેતું નથી. જે ગજસિંહ હાલમાં જેસલમીરના સિંહાસનપર બેઠા છે અને જેના જ્યેષ્ઠ ભ્રાતાઓએ પ્રાણના ભયથી નાસી બિકાનેરમાં શરણ લીધું છે, તે સાલિમસિંહના સ્વાર્થનું સાધન છે, એ વાત પ્રસિદ્ધ છે. તેઓ માત્ર હવે ઘોડા લઇને ગુપચુપ એકાંત સ્થાનમાં બેસી રહેવાથીજ સંતુષ્ટ રહે છે. ચતુર સાલિમસિંહે ધાર્યું કે મેવાડના રાણાની કન્યા સાથે રાવલ ગજસિંહનો વિવાહ થશે તો મારૂં સન્માન અધિક વૃદ્ધિગત થશે અને લાભ પણ અધિક મળશે. આથી તેણે મેવાડના રાણાની પાસે આ પ્રસ્તાવ મોકલ્યો. રાણાએ શીઘ્ર પ્રસન્ન થઇ ગજસિંહની પાસે રાજપૂતોની રીતિ અનુસાર નાળીએર મોકલ્યું. ગજસિંહે તેને સાદર ગ્રહણ કર્યું. મેવાડપતિએ જેવી રીતે આ સમયે ગજસિંહપર નાળીએર મોકલ્યું, તે પ્રકારે તેમણે પોતાની બીજી કન્યાને માટે બિકાનેરના સ્વામીપર અને એક

પૌત્રીને માટે કૃષ્ણગઢના રાજાપર પણ નાળીએર મોકલ્યાં. મહારાવલ ગજસિંહ પોતાની સેના અને સામંતોની સાથે જે સમયે ઉદયપુરમાં પહોંચ્યા તે સમયે બિકાનેર અને કૃષ્ણગઢના ઉભય રાઠોડ સ્વામીઓ પણ વિવાહનિમિત્તે ત્યાં ગયા. આ લગ્નપ્રસંગે સિસોદીઆઓની રાજધાનીમાં ભારે મહોત્સવ થયો. ચાર રાજવંશોનું આ સમયે પુનઃ સમ્મિલન થયું. ગજસિંહ પોતાની રાણીની સાથે પરમ સુખપૂર્વક રહેવા લાગ્યા. ઉદયપુરની રાજકુમારીને એક પુત્ર થયો. તે રાણાવતજી (રાણીજી)ની ઉપર સર્વની ભક્તિ વધી ગઇ. સાલિમસિંહને ઘણું સન્માન મળ્યું અને સમસ્ત પ્રજાએ પણ આનંદ પ્રદર્શિત કર્યો. પછી રાણી અને રાજા ઉભય પ્રજાની સાથે પ્રેમપૂર્વક વર્તવા લાગ્યાં."[1]



[1] કર્નલ ટૉડ જણાવે છે કેઃ—"મરૂભૂમિની ઉક્ત રાણીના કેટલાક પત્રો મને પ્રાપ્ત થયા છે; જે દ્વારા વિદિત થયું કે સાલિમસિંહના જેવો મનુષ્ય તેના અને તેના સ્વામીના ભાગ્યનો નિર્ણાયક હતો તેથી તેને સહાયને માટે પોતાના પિતા અને પોતાના મિત્રોની તરફ જોવું પડતું હતું."

# अध्याय ७ मो

**સૂચના–જાતિની સ્વાધીન અને પરાધીન અવસ્થાનાં ભિન્ન દૃશ્યો–દેશી રાજાઓની વર્તમાન અવસ્થા–સાલમસિંહના અત્યાચાર–ઈતર રાજાઓના દેશ લઈ લેવાની સાલિમસિંહની અભિલાષા–બ્રિટિશસરકારે તે કાર્યમાં હાથ નાખતાં તેને કરેલો અટકાવ–સાલિમસિંહનો વધ કરવાનો પ્રયત્ન–સાલિમસિંહનું માર્યા જવું–સાલિમસિંહના ઉભય પુત્રોને થયેલી મંત્રીપદની પ્રાપ્તિ–સાલિમસિંહના પુત્રદ્વારા તેની સાવકી માતા અને તેના યારનું માર્યા જવું–રાવલ ગજસિંહે તેને આપેલો કારાગૃહવાસ–તેના પક્ષકારોને થયેલો અસંતોષ–તેને છોડવાને ગજસિંહે પાડેલી ના–આ કાર્યમાં હસ્તક્ષેપ કરવાની બ્રિટિશસરકારની અનિચ્છા–ગજસિંહે પોતાના હાથમાં લીધેલો રાજ્યભાર–રાજ્યમાં થયેલી શાંતિની સ્થાપના–બ્રિટિશસરકારની સાથે થયેલી પરમ મિત્રતા–તેમણે બ્રિટિશસરકારને આપેલી સહાય–બ્રિટિશસરકારે તેમને આપેલો ધન્યવાદ–પંજાબના યુદ્ધમાં બ્રિટિશસરકારને ગજસિંહદ્વારા મળેલી સહાય–બ્રિટિશસરકારે રાવલ ગજસિંહને આપેલા ત્રણ કિલ્લા–ગજસિંહનું મૃત્યુ–રણજિતસિંહને થયેલી સિંહાસનની પ્રાપ્તિ–તેમને બ્રિટિશસરકારની તરફથી મળેલી વંશપરંપરાગત ગાદીની સનંદ–રણજિતસિંહનું મૃત્યુ–જેસલમીરના વર્તમાન રાજા–વૈરીશાલના શાસનનું વર્ણન.**

ઈતિહાસકાર કર્નલ ટૉડનો લખેલો વિસ્તૃત ઇતિહાસ અમે ગત અધ્યાય સુધીમાં આપી દીધો છે. પ્રસ્તુત અધ્યાયમાં અમે ત્યાર પછીથી વર્તમાન સમયસુધીના ઇતિહાસનો સારાંશ પ્રકાશિત કરીએ છીએ.

જાતિની સ્વાધીન અવસ્થામાં રાજા, સામંતો અને સમસ્ત પ્રજા જે પ્રમાણે એક પ્રકારના ચૈતન્યથી યુક્ત હોય છે, તેવી સજીવતા તેની પરાધીન અવસ્થામાં જણાતી નથી. પરાધીન અવસ્થામાં જાતિની તેથી વિપરીત દશા થાય છે. પરાધીન જાતિ વા નામમાત્રની સ્વાધીનજાતિની જીવનશક્તિ સર્વથા ક્ષીણ થઈ જાય છે. આલસ્ય, વિલાસિતા, સ્વજાતિદ્વેષ, અનૈક્ય વગેરે દુર્ગુણો જાતિને એકદમ નિર્બલ બનાવી દે છે; તેથી જાતિની પરાધીન વા નામમાત્રની સ્વાધીન અવસ્થામાં કોઇ પણ પ્રકારની વિશિષ્ટ રાજકીય ઘટના દૃષ્ટિગોચર થતી નથી. તેવા સમયમાં રાજાથી લઇને હલકી પંક્તિના કૃષકાર સુધીનાં સર્વ માણસો કેવલ આહારવિહારમાંજ પ્રસન્ન રહીને કાળ નિર્ગમન કરે છે. તેવા વખતમાં જાતિનું મનુષ્યત્વ લુપ્ત થઈ જાય છે અને કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ વા સજીવતા દૃષ્ટિગોચર થતી નથી. આવા વખતમાં જાતિ અનંત નિદ્રામાં પડી જાય છે. તે પરાધીન વા નામમાત્રની સ્વાધીન જાતિ સ્વપ્નમાં પણ પોતાનું પૂર્વગૌરવ સ્મરી પોતાના પૂર્વજોની પેઠે પોતાની જન્મભૂમિ, સ્વજાતિ, સ્વસમાજ વા સ્વધર્મને માટે આત્મભોગ આપવાને પ્રવૃત્ત થતી નથી. ભારતવર્ષના વર્તમાન દેશી રાજાઓના રાજ્યનું જે લોકો અવલોકન કરે છે, તેઓ આ વાતનો અવશ્ય સ્વીકાર કરશે કે સર્વ દેશી રાજાઓ, સમસ્ત મહાપરાક્રમી સામંતોનાં સંતાનો અને સમસ્ત અસીમ સાહસિક પ્રજા હાલમાં નિદ્રામાં ઘોરે છે. પચાસ વર્ષ પૂર્વે પ્રત્યેક દેશી રાજ્ય સજીવતા દર્શાવતું હતું. પ્રત્યેક પ્રાંતમાં

રાજકીય ઘટનાઓ બનતી હતી; પરંતુ આજે સર્વ રાજાઓ અને સામંતો અનંત નિદ્રામાં સુઇ ગયા છે.

વિધિના લેખથી આજે નાનો સરખો ઈંગ્લાંડદ્વીપ ભારતના ભાગ્યનો નિર્ધારક બન્યો છે. વિધિના લેખથી બ્રિટિશસરકારની સાથે સંધિ કરીને દેશી રાજાઓ આનંદ માને છે. હાલમાં દેશી રાજાઓનાં રાજ્યમાં કોઇ પણ પ્રકારની રાજકીય ઘટના બનતી નથી; તેથી કર્નલ ટૉડ રાજસ્થાનનાં રાજ્યોની પૂર્ણસ્વાધીન તથા અર્ધસ્વાધીન દશાનું જે ચિત્ર આલેખી ગયા છે તે પ્રકારનું ઉત્તેજક અને કીર્તિમય દૃશ્ય અમે પાઠકોની દૃષ્ટિસન્મુખ સાદર કરી શકતા નથી.

દુષ્ટ સાલિમસિંહ જે સમયે જેસલમીરના સિંહાસનપર મહારાવલ ગજસિંહને અધિષ્ઠિત કરી પોતાની ઇચ્છાનુસાર સર્વ રાજ્યપ્રબંધ કરતો હતો, તે સમયેજ કર્નલ ટૉડ પોતાને પ્રિયક્ષેત્ર રાજસ્થાનનો ત્યાગ કરીને પોતાની જન્મભૂમિ ઇંગ્લાંડમાં ચાલ્યા ગયા હતા. આથી જેસલમીરનો ઇતિહાસ ગજસિંહ સિંહાસનપર અધિષ્ઠિત થયો તેની સાથેજ સમાપ્ત થઇ ગયો છે. હવે અમે ત્યાર પછીનો ઇતિહાસ લખવાને પ્રવૃત્ત થઇએ છીએ.

જે સમયે મહારાવલ ગજસિંહે પોતાના મસ્તકપર રાજમુકુટ ધારણ કર્યો તે સમય તેઓ સગીર વયના હતા. નીચ સાલિમસિંહ ગજસિંહને રાજતિલક થયું ત્યારપછી ચાર વર્ષપર્યંત જીવંત રહેલો; પરંતુ તે ચાર વર્ષમાં તેનાં અત્યાચાર, ઉત્પીડન અને ભયંકર સ્વાર્થિતાએ જેસલમીરનો સર્વાંશે નાશ કરી નાખ્યો. તેણે શ્રેષ્ઠ પંકિતના સામંતો અને ધનવાનવણિકોને મહાકષ્ટ આપી લુંટી લીધા અને સમસ્ત પ્રજા સાથે પોતાની ઇચ્છાનુસાર વર્તન કર્યું. કર્નલ માલેસન પોતાના ગ્રંથમાં લખે છે કે:–"સાલિમસિંહ પોતાના સ્વામીના નામથી ઇતર રાજાઓની ભૂમિ ધીમે ધીમે દબાવ્યા કરતો; એટલુંજ નહિ પરંતુ સર્વ ભૂમિ પોતાના કબજામાં રાખવાને માટે કલકત્તે જવાનો ભય પણ દર્શાવતો હતો. જો કે તે રાવલને સ્પષ્ટરીતે કહેતો હતો કે સંધિની શરત અનુસાર અન્ય રાજાઓની સીમામાં હસ્તક્ષેપ કરવો સર્વ પ્રકારે અશક્ય છે." દુષ્ટ સાલિમસિંહે જેસલમીરની ભારે ખરાબી કરી હતી; પરંતુ અંતે તે પોતાના પાપના બોજાતળે દબાઈ ગયો. આ વાત પ્રસિદ્ધ છે કે તે નરપિશાચના હાથમાંથી રાજ્યની રક્ષા કરવાને માટે રાવલ ગજસિંહે ઇ૦ સ૦ ૧૮૨૪માં તેને મારી નાખવાને એક મારો નિયુક્ત કર્યો. આ સમયે સાલિમસિંહ એટલો બધો ભયભીત થઇ ગયો કે તેણે પોતાના કુટુંબનાં સર્વ માણસોને પોતાની જાગીરમાં મોકલી દીધાં. તેજ વર્ષમાં દુરાત્મા સાલિમસિંહના પાપી પ્રાણ તેના કલુષિત શરીરને છોડીને ચાલ્યા ગયા. કર્નલ માલેસન જણાવે છે કે:–"સાલિમસિંહે એવા વિશ્વાસસહિત પ્રાણત્યાગ કર્યો હતા કે મંત્રીપદપર સદા મારા વંશજોજ રહેશે." અત્રે અમે સાલિમસિંહના ચરિત્રના સંબંધમાં વિશેષ કહેવા માગતા નથી. ફક્ત એટલુંજ કહેવું પૂરતું છે કે પવિત્ર હરિવંશમાં સાલિમસિંહ કલંકરૂપે પેદા થયો હતો અને તે પોતાની પ્રચંડ પ્રભુતાથી આ જગતમાં ઘૃણિત કાર્યો કરી ગયો છે.

જેસલમીરના મુખ્યમંત્રીનું પદ પોતાના જ્યેષ્ઠ કુમારને મળે અને તેની પછી તેના જ્યેષ્ઠ પુત્રને મળે એવી રીતે ક્રમશઃ તે પદ પોતાના ઉત્તરાધિકારીઓને સદા મળતું રહે; એટલા માટે સાલિમસિંહે પોતાની જીવિત અવસ્થામાં અત્યંત પ્રયાસ કર્યો હતો. જો કે બ્રિટિશસરકારે તેની ઉક્ત પ્રકારની માગણીમાં સંમતિ આપી નહિ, કિંતુ પાપાત્મા સાલિમસિંહે બલપૂર્વક ગજસિંહ અને સમસ્ત સામંતોની પાસે એવો એકરાર કરાવી લીધો, કે જેસલમીરમાં તમારા વંશજો સિવાય કોઇ પણ મુખ્યમંત્રીના પદપર અધિષ્ઠિત થઇ શકશે નહિ." જેસલમીરના સર્વ સામંતો અને કર્મચારીઓ સાલિમસિંહના ભક્ત હતા અને તેઓ તેની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરતા હતા; તથા તેમણે પોતાનો સ્વાર્થ સાધવાને માટેજ સાલિમસિંહના વંશજોને મુખ્યમંત્રીનું પદ અપાવવાનો પ્રયત્ન કર્યો હતો. સાલિમસિંહના મૃત્યુ પછી તેના અનુયાયી રાજકર્મચારીઓએ એવો પ્રપંચ રચ્યો કે જેથી ગજસિંહને તેના જ્યેષ્ઠ પુત્રનેજ મુખ્યમંત્રી બનાવવો પડયો; પરંતુ તેજ સમયે એવો પણ ઠરાવ કરવામાં આવ્યો કે ઉક્ત જ્યેષ્ઠ પુત્ર સિવાય સાલિમસિંહની બીજી સ્રીના ગર્ભથી ઉત્પન્ન થયેલા કનિષ્ઠ પુત્રને પણ મંત્રીપદ આપવું. આ રીતે

સાલિમસિંહનો જ્યેષ્ઠ પુત્ર પોતાના સાવકાભાઇની સાથે મંત્રીનું કામ કરવા લાગ્યો. સાલિમસિંહ જેવો ક્રૂર હતો, તેવોજ ક્રૂર તેનો જ્યેષ્ઠ પુત્ર પણ નિવડ્યો. કર્નલ[1] માલેસન જણાવે છે કેઃ-"સાલિમસિંહના જ્યેષ્ઠ પુત્રે પોતાની ઉકત સાવકી માતાને એક નોકરની સાથે પ્રેમમાં પડેલી જોઇ અથવા સંદેહથી તે કુલટાને અને તેના યારને બન્નેને મારી નાખ્યાં. આથી[2] ગજસિંહ કે જેઓ હવે યોગ્ય વયના થયા હતા તેમણે તેને કારાગૃહમાં પુરી દીધો. આથી કેદમાં પડેલા મંત્રીના પક્ષના કર્મચારીઓ રાજા ગજસિંહપર અત્યંત અપ્રસન્ન થયા અને તેમણે મહા ઉપદ્રવ મચાવી દીધો; પરંતુ રાવલ ગજસિંહે કોઇ પણ પ્રકારે તેને કારાગૃહમાંથી મુક્ત કરીને તેને મંત્રીપદ આપ્યું નહિ. પોતાના પ્રત્યે જે સામંતો અને કર્મચારીઓ અપ્રસન્ન થયા હતા, તેમને તેમણે બ્રિટિશસરકારના હાથમાં સોંપી દેવાની ધમકી આપી. બ્રિટિશસરકાર મહારાજા ગજસિંહની ઇચ્છાને અનુકૂળ હતી, તેથી સમસ્ત અસંતુષ્ટ સામંતો ઉપદ્રવ છોડી ચૂપ થઇ ગયા."

જેસલમીરના કાળસ્વરૂપ મહેતા સ્વરૂપસિંહના વંશજોના હાથમાંથી મંત્રીપદ દૂર કરી હવે યોગ્ય વયમાં આવેલા મહારાવલ ગજસિંહે પોતાના હાથમાં રાજ્યશાસનનો ભાર લીધો. ગજસિંહે સમસ્ત રાજ્યતંત્ર પોતાના હાથમાં લેતાંજ જેસલમીરમાં શાંતિ સ્થાપિત થઇ ગઈ. અત્યાચાર, ઉત્પીડન અને અસંતોષના સ્થાનમાં શાંતિ, ન્યાય અને સંતોષ દૃષ્ટિગોચર થવા લાગ્યો. જેસલમીરની સર્વ પ્રજા દીર્ઘકાળથી કષ્ટ ભોગવતી આવી હતી, સર્વ શ્રેણીનાં મનુષ્યો ધન અને પ્રાણને માટે ભયભીત રહેતાં હતાં; પરંતુ હવે રાજા ગજસિંહે પોતાના હાથમાં રાજદંડ ગ્રહણ કરી પ્રજાને પુત્રવત્ ગણીને તેનું પાલન કરવા માંડયું અને રાજ્યમાં શાંતિ સ્થાપન કરી. તેઓ સારીપેઠે જાણતા હતા કે દીર્ઘકાળથી જેસલમીરમાં અરાજકતા પ્રસરી રહી છે, સ્વરૂપસિંહ અને સાલિમસિંહનાં સ્વચ્છંદી વર્તનથી રાજ્ય સર્વથા વિધ્વસ્ત થઈ ગયું છે, સમસ્ત પ્રજાનું ધન લૂંટાઇ ગયું છે, પ્રજાની જાતીય જીવનશક્તિ ક્ષીણ થઇ ગઇ છે અને રાજ્યનું બળ જતું રહ્યું છે; માટે સમયની ગતિ જોઇ અંગ્રેજ સરકારની સાથે મિત્રભાવ રાખવો જોઇએ. તેમણે પોતાના મરણપર્યંત બ્રિટિશસરકારની સાથે સારી રીતે મિત્રતા નિભાવી હતી. ઈ૦ સ૦ ૧૮૩૮-૩૯ માં પંજાબમાં બ્રિટિશસરકારને યુદ્ધ કરવું પડયું તે સમયે જેસલમીરના સ્વામી ગજસિંહે ઉંટ આદિની સહાયથી બ્રિટિશસરકારપર એટલો બધો ઉપકાર કર્યો હતો કે તે માટે બ્રિટિશસરકારે મહારાવલ ગજસિંહને પોતાના સાચા મિત્ર ગણી ઘણો ધન્યવાદ આપ્યો.

કર્નલ માલેસન જણાવે છે કેઃ-"ઈ૦ સ૦ ૧૮૪૪ માં સિંધદેશ જીતી લીધા પછી શાહગઢ, ઘડસિયા અને કોટરા નામના ત્રણ કિલ્લા કે જે દીર્ઘકાળપૂર્વે જેસલમીરના રાજ્યની પાસેથી ઇતર રાજાએ ખુંચવી લીધા હતા, તે સર્વ પુનઃ જેસલમીરના સ્વામીને સોંપી દેવામાં આવ્યા. બ્રિટિશસરકારની આજ્ઞાનુસાર મીરઅલી મુરાદે આ ત્રણે કિલ્લાઓ મહારાવલ ગજસિંહને આપી દીધા; પરંતુ એ સમયે તેના સંબંધમાં બ્રિટિશસરકારે મહારાવલને કોઇ સનંદ આપી નહિ."

મહારાવલ ગજસિંહ જે પ્રકારે બ્રિટિશસરકારના પ્રેમપાત્ર બન્યા હતા, તે પ્રકારે તેમણે પ્રજાનાં હૃદય પણ જીતી લીધાં હતાં; પરંતુ અત્યંત શોકની વાત છે કે તેઓ અધિક સમય સુધી રાજ્યસુખ ભોગવી શકયા નહિ. ઈ૦ સ૦ ૧૮૪૬ માં મહારાવલ ગજસિંહે માયામય શરીર છોડી પરલોકવાસ કર્યો. કર્નલ ટૉડે લખ્યું છે કે, ગજસિંહને મેવાડની રાજકુમારીના ગર્ભથી એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ હતી; પરંતુ તેમની પછીના ઇતિહાસવેત્તાઓ જણાવે છે કે ગજસિંહ અપુત્રાવસ્થામાંજ મરણ પામ્યા હતા. આથી સ્પષ્ટરીતે જણાય છે કે રાણાની કુમારીના ગર્ભથી જે પુત્રઉત્પન્ન થયો હતો તે બાલ્યાવસ્થામાંજ મરણ પામ્યો હતો.

મહારાવલ ગજસિંહે અપુત્રાવસ્થામાં પ્રાણત્યાગ કર્યો, તેથી તેમની વિધવા રાણીએ ગજસિંહના

---

૧ તેના સંબંધમાં બાબુ લોકનાથ ઘોષના હિંદુસ્તાનના રાજરજવાડા વગેરેના ઇતિહાસમાં જણાવ્યું છે કે તે તેના પિતાના જેવોજ દુર્ગુણો ધરાવતો હતો.

૨ બાબુ લોકનાથ ઘોષે પોતાના પુસ્તકમાં એવો ઉલ્લેખ કર્યો છે કે, "તેણે પોતાનો સાવકો ભાઈ જે મંત્રીપદપર નિયુક્ત હતો તેને મારી નાખ્યો."

ભત્રીજા રણુજિતસિંહને દત્તકતરિકે ગ્રહણુ કર્યો. રણુજિતસિંહે સિંહાસનપર અધિષ્ઠિત થઇ ઘણી દક્ષતાપૂર્વક રાજ્યશાસન કર્યું. તેમના શાસનસમયમાં ભારતવર્ષમાં વિખ્યાત સિપાઇઓનો બળવો થયો. રણુજિતસિંહે આ બળવાના સમયમાં બ્રિટિશસરકારને સહાય કરવામાં કોઇપણુ પ્રકારની ત્રુટી કરી નહિ. ઇ૦ સ૦ ૧૮૬૨ માં જ્યારે બ્રિટિશસરકારે ભારતના દેશી રાજાઓને દત્તકપુત્ર ગ્રહણુ કરવાની સનંદ આપી, ત્યારે મહારાવલ રણુજિતસિંહને પણુ તે સનંદ પ્રાપ્ત થઇ. રણુજિતસિંહના શાસન-સમયમાં જેસલમીરમાં કોઇ પણુ વિશિષ્ટ રાજકીય ઘટના બની નહિ. ઇ૦ સ૦ ૧૮૬૪ ના જૂન માસમાં રણુજિતસિંહ આ જગત છોડી પરલોકમાં સિધાવ્યા.

ગજાસંહની પેઠે રણુજિતસિંહે પણુ અપુત્રાવસ્થામાં દેહનો ત્યાગ કર્યો હતો; તેથી રણુજિત-સિંહની રાણીએ પોતાના દિયેર વૈરીસાલને દત્તકતરિકે ગ્રહણુ કર્યા. આ સમયે મહારાવલ વૈરીસાલ પંદર વર્ષની વયના હતા.

રણુજિતસિંહની રાણીએ વૈરીસાલને દત્તક લીધા તો ખરા; પરંતુ તેઓ કોઇ પણુ પ્રકારે તે સમયે સિંહાસનપર બેસવાને રાજી થયા નહિ. જ્યારે સર્વ માણુસોએ તેમને આગ્રહ કર્યો ત્યારે તેમણે એવો વાંધો ઉઠાવ્યો કેઃ–"હું વિશ્વાસપૂર્વક માનું છું કે જેસલમીરનો સ્વામી બનીને હું સુખી થઇશ નહિ." મહારાવલ વૈરીસાલે આમ શામાટે કહ્યું તેનું અનુમાન પાઠકો સરલતાથી કરી શકે એમ છે. ગજસિંહ અને રણુજિતસિંહ ઘણા થોડા સમયમાંજ સિંહાસન છોડીને ચાલ્યા ગયા હતા, તેથી તેમણે હિંદુસમા-જમાં પ્રચલિત વિચારાનુસાર એમ ધાર્યું હશે કે રાજા થવાથી અધિક સમય સુધી જીવી શકાતું નથી. આ રીતે મહારાવલ વૈરીસાલ સિંહાસનપર બેઠા નહિ તે માટે સર્વ માણુસો નારાજ થયાં. જ્યારે બ્રિટિશસરકારને આ સંબંધે પૂછવામાં આવ્યું, ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કેઃ–"હાલ એ પ્રશ્ન ઉપસ્થિત કરવાની જરૂર નથી; કારણુ કે મહારાવલ હજી સગીર બાલક છે. જ્યારે તેઓ મોટા થશે ત્યારે અવશ્ય તેમનો ભાવ બદલાઇ જશે." આથી ઉક્ત પ્રશ્નસંબંધી ચર્ચા બંધ થઇ ગઇ અને મહારાવલ વૈરીસાલના પિતા કેસરીસિંહ પોતાના પુત્રના નામથી રાજ્યશાસન કરવા લાગ્યા.

મહારાવલ વૈરીસાલનો મનોભાવ બદલાતાં અધિક વિલંબ લાગ્યો નહિ. બીજેજ વર્ષે અર્થાત્ ઇ૦ સ૦ ૧૮૬૫ ના ઑક્ટોબર માસમાં તેમણે જણાવ્યું કેઃ–"હું સિંહાસનપર બેસવાને તૈયાર છું." આ વાત સાંભળી રાજધાનીના લોકો પરમ આનંદ પામ્યા. બ્રિટિશસરકારના પોલિટિકલ એજંટે મોટા સમારોહસહિત મહારાવલ વૈરીસાલને રાજતિલક કરાવી દીધું. શ્રીકૃષ્ણુના વંશાવતંસ શ્રીમન્મહા-રાવલ વૈરીસાલસિંહ બહાદૂર કે જેઓ જેસલમીરના વર્તમાન મહારાજા છે, તેઓ પરમ બુદ્ધિમત્તા અને નિપુણુતાપૂર્વક રાજ્યશાસન કરે છે. હાલમાં રાજ્યમાં ચોતરફ અખંડ શાંતિ વિરાજમાન છે. સ્વાર્થપરાયણુતા, સ્વજાતિવિદ્વેષ, અસંતોષ અને અત્યાચારોની પીડા હાલમાં સર્વથા અદૃશ્ય થઇ ગયાં છે.



# अध्याय ८ मो

**જેસલમીરનું ભૌગોલિક વર્ણન–જેસલમીરનો વિસ્તાર–ગ્રામ અને નગરોની સંખ્યા–લવણુ-સરોવર–કાનોદસર–મૃત્તિકા–નિપજ–કૃષિ–શિલ્પ અને વાણિજ્ય–રાજકર–ભૂમિકર અને વાણિજ્યકર–કૃષિકારોની પાસેથી સંગ્રહિત કરવામાં આવતો ભુમિકર–ધુંઆકર–થાળી વા આહારકર–દંડ અથવા જોરજુલમથી લીધેલી સંપત્તિ–મંત્રી સાલિમસિંહે જોરજુલમથી કરેલો સંપત્તિનો સંગ્રહ–રાજ્યનો ખર્ચ–જેસલમીરનિવાસી ભટ્ટીઓ–તેમની આકૃતિ અને પહેરવેશ–અફીણુ અને તંબાકુપ્રત્યે ભટ્ટીગણુનો પૂર્વાનુરાગ–પાલીવાલ બ્રાહ્મણુ જાતિ–તેનો ઇતિહાસ–તેની સંખ્યા–તેનું દ્રવ્ય અને તેનો ધંધો–વિચિત્ર પૂજાવિધ–પોકર્ણુબ્રાહ્મણુજાતિ–જાટજાત–જેસલમીરનો કિલ્લો.**

કર્નલ ટૉડે જેસલમીરરાજ્યનો રાજકીય ઇતિહાસ વર્ણવ્યા પછી ત્યાંની ભૌગોલિક, પ્રાકૃતિક, સામાજિક અને અન્યાન્ય જાણુવાયોગ્ય બાબતો વિસ્તારપૂર્વક લખી છે. તેઓ જણાવે છે કે જેસલમીરની ભૂમિ ખાડાટેકરાવાળી છે. તેનો વિસ્તાર પ્રાય: ૧૫૦૦૦ વર્ગમાઇલ છે. આ વિસ્તૃત[1] પ્રદેશમાં નગર, ગામ અને નાના નાના કસ્બાઓની સંખ્યા અઢીસેંથી અધિક નહિ હોય. કેટલાક લોકોનું એવું અનુમાન છે કે ગ્રામનગરાદિની સંખ્યા ત્રણુસેં હશે અને કેટલાક કહે છે કે બસેં હશે; પરંતુ પાછલી વાત સત્ય લાગે છે. ઇ૦ સ૦ ૧૮૧૫ માં જેસલમીરની બરાબર વસ્તી કેટલી હતી તે જાણુવાને માટે આગળ અમે પાઠકોની સમક્ષ એક વિશ્વાસ પાત્ર સૂચી સાદર કરીશું.

ગ્રેટબ્રિટનનાં દ્વિતીય શ્રેણીનાં નગરમાં જેટલાં મનુષ્યો વસે છે, તેના પ્રમાણુમાં આ ૧૫૦૦૦ વર્ગમાઇલના વિસ્તારવાળા રાજ્યમાં વસતાં મનુષ્યોની સંખ્યા ઘણી ઓછી છે; તેમાંની અર્ધી વસ્તી તો કેવલ પાટનગરમાંજ છે. પાટનગરને છોડી દઇએ તો પ્રત્યેક વર્ગમાઇલમાં બેથી ત્રણુ મનુષ્યો વસતાં જણુાય છે.

કર્નલ ટૉડ જણુાવે છે કે જેસલમીરની પૃથ્વીનું પરિમાણુ પંદરહજાર માઇલ છે; પરંતુ કર્નલ માલેસને ઇ૦ સ૦ ૧૮૭૫ માં લખ્યું છે કે જેસલમીરના રાજ્યનો વિસ્તાર ૧૨૨૫૨ વર્ગમાઇલ છે. કર્નલ ટૉડના ઉલ્લેખપરથી પ્રતીત થાય છે કે ઇ૦ સ૦ ૧૮૫૫ માં જેસલમીરની મનુષ્યસંખ્યા ૭૪૪૦૦ હતી. મહાશય અચિસને ઇ૦ સ૦ ૧૮૬૪ માં તે[2] ૧૩૭૦૦ અને બાબુ લોકનાથ ઘોષે ઇ૦ સ૦ ૧૮૭૯ માં તે ૭૫૦૦૦ લખી છે. આ પરથી સહજ જાણી શકાય છે કે અખંડ શાંતિ ભોગવવાથી ભારતવર્ષનાં અન્યાન્ય દેશી રાજ્યોની વસ્તી જે પ્રમાણે વધી છે, તે પ્રમાણે જેસલમીરની જનસંખ્યા વધી નથી; પરંતુ સમાનજ રહી છે.

---

૧ ઇ૦ સ૦ ૧૮૯૬ માં છપાયેલા હિંદના દેશી રાજ્યો નામના પુસ્તકમાં ૧૬૪૪૭ વર્ગમાઇલ ભૂમિ લખવામાં આવી છે. ઇ૦ સ૦ ૧૮૮૧ ના વસ્તીપત્રકમાં ૧૦૮૧૪૩ મનુષ્યો પ્રાપ્ત થાય છે અને તે સમયે રાજ્યની આમદાની ૧૫૮૦૦૦ રૂપિયા હતા. જેસલમીરની ઉત્તરે બહાવલપુર રાજ્ય, પૂર્વે બિકાનેર અને મારવાડ, દક્ષિણે મારવાડ અને પશ્ચિમે સિંધદેશ આવેલો છે. ૨૬ અંશ ૫ કલા ઉત્તર અક્ષાંશથી ૨૮ અંશ ૨૪ કલા ઉત્તર અક્ષાંશ સુધી અને ૬૯ અંશ ૩૦ કલા પૂર્વદેશાંતરથી ૭૨ અંશ ૫૦ કલા પૂર્વદેશાંતરપર્યંત જેસલમીર રાજ્ય છે.

૨ આ સંખ્યા ખોટી જણાય છે. ખરી ૭૩૧૦૦ હોવી જોઇએ.

## જેસલમીરરાજ્યની જનસંખ્યાની સૂચિ

| નગરોનાં નામ | ખાલસા અને સામંતશાસિત | ઘરોની સંખ્યા | મનુષ્યનીસંખ્યા | રિમાર્ક |
|---|---|---|---|---|
| જેસલમીર | રાજધાની | ૭૦૦૦ | ૩૫૦૦૦ | |
| બિક્રમપુર | સામંતશાસિત | ૫૦૦ | ૨૦૦૦ | બીજાં પણ ૨૪ ગામો છે. |
| સેરૂરો | ,, | ૩૦૦ | ૧૨૦૦ | હાલમાં અહીંઆં કેલણુ ભટ્ટી જાતિ વસે છે. |
| નચના | ,, | ૪૦૦ | ૧૬૦૦ | રાયેલોત સામંત |
| કટોરી | ,, | ૩૦૦ | ૧૨૦૦ | |
| કાવાહ | ,, | ૩૦૦ | ૧૨૦૦ | |
| કોલદરૂ | ,, | ૨૦૦ | ૮૦૦ | |
| સત્તોહ | ,, | ૩૦૦ | ૧૨૦૦ | |
| જીંજીનીયાલી | ,, | ૩૦૦ | ૧૨૦૦ | અહીંઆંના સામંત જેસલમીરના પ્રધાનસામંત છે. |
| દેવીકોટ | ખાલસા | ૨૦૦ | ૮૦૦ | |
| ભાપ | ,, | ૨૦૦ | ૮૦૦ | |
| બલાના | સામંતશાસિત | ૧૫૦ | ૬૦૦ | |
| સત્યાસોહ | ,, | ૧૦૦ | ૪૦૦ | |
| વારૂ | ,, | ૨૦૦ | ૮૦૦ | અહીંઆં માલદેવોત લોકો વસે છે. |
| ચાન | ,, | ૨૦૦ | ૮૦૦ | |
| લોહરિક | ,, | ૧૫૦ | ૬૦૦ | |
| નાનતલ્લો | ,, | ૧૫૦ | ૬૦૦ | |
| લાહતી | ,, | ૩૦૦ | ૧૨૦૦ | |
| ડાંગરી | ,, | ૧૫૦ | ૬૦૦ | |
| વિજ્જેરાય | ખાલસા | ૨૦૦ | ૮૦૦ | |
| મુંદાઈ | ,, | ૨૦૦ | ૮૦૦ | |
| રામગઢ | ,, | ૨૦૦ | ૮૦૦ | |
| વરસલપુર | સામંતશાસિત | ૨૦૦ | ૮૦૦ | |
| ગિરાજસર | ,, | ૧૫૦ | ૬૦૦ | |
| એકંદર ૨૪ | | ૧૨૩૫૦ | ૫૬૪૦૦ | |
| જેસલમીરના રાજ્યમાં બે હજાર પચ્ચીસ ગામ અને ગામડાં છે. પ્રત્યેક ગામમાં બારથી પચાસ સુધી ઘર છે. પ્રત્યેક ઘરનાં ચાર માણસને હિસાબે કુલ ગ્રામ્યનિવાસી જનસંખ્યા ૧૮૦૦૦ થાય. | | | ૧૮૦૦૦ | |
| | | એકંદર . | ૭૪૪૦૦ | |

ભુમિ—જેસલમીરનો અધિક ભાગ થલ વા રોહી અર્થાત્ ઉજ્જડ વનનો બનેલો છે. જોધપુરની સીમાપર આવેલ હોવારથી સિંધદેશની સીમા આગળ આવેલા ખાડા નામના સ્થાન સુધીની ભૂમિ સર્વથા રેતાળ અને જલરહિત છે. તેમાં વચ્ચે વચ્ચે રેતીના ઢગલા છે અને કોઇ કોઇ ભાગમાં નાનાં નાનાં જંગલો આવેલાં છે. હોવારથી ખાડાસુધીની આ રેષા કે જે જેસલમીરને બે ભાગમાં વિભક્ત કરે છે, તે ફળરૂપ અને ઉજ્જડ ભૂમિને પણ જૂદી કરે છે. ઉત્તર તરફનો ભાગ ઉજ્જડ છે અને દક્ષિણ તરફનો ભાગ મગરા તથા રોઇ નામના નાના નાનાપહાડોથી યુક્ત છે.આ નાની નાની પર્વતમાળા આ રાજ્યનું ભૂતત્વ જાણવાને માટે વિશેષ મહત્ત્વની છે.આ પર્વતશ્રેણી કચ્છભુજમાંથી નીકળી ભૂમિની પ્રાકૃતિક અવસ્થા અનુસાર કયાંક સ્થુલ અને કયાંક સૂક્ષ્મસ્વરૂપે જણાય છે. ચોહતન નામના સ્થાનની પેઠે કોઈ કોઇ સ્થાનપર તેણે વાસ્તવિક પર્વતનું સ્વરૂપ પણ ધારણ કર્યું છે અને ત્યાંથી આગળ તે સૂક્ષ્મ આકારમાંજ છે; પરંતુ જેસલમીરમાં જેટલી પર્વતશ્રેણીઓ છે, તે સર્વ પર્વતના આકારમાં છે. રાજધાની જેસલમીરના પર્વતના શિખરની ઉંચાઈ ૨૫૦ ફીટ છે અને તે યથાર્થ પર્વતજ જણાય છે. ભટ્ટીઓની રાજધાની જેસલમીર પર્વતની શ્રેણીઓની વચ્ચે આવેલું છે અને તેની આસપાસ પંદર પંદર માઇલપર્યંત ભિન્ન ભિન્ન પર્વતશ્રેણીઓ ફેલાયેલી છે. એક પર્વતશ્રેણી જેસલમીરથી ઉત્તરપશ્ચિમમાં પાંત્રીસ માઇલના અંતરપર રામગઢ પર્યંત ગઇ છે અને બીજી એક પૂર્વ તરફથી ચાલી જોધપુરરાજ્યમાં થઇ પોકર્ણ આગળ ગઈ છે; અને ત્યાંથી પાછી ઉત્તર તરફ ફલોદી સુધી ગઇ છે. તે પુનઃ ત્યાંથી છિન્નભિન્ન અવસ્થામાં ઉત્તર તરફ પચ્ચીસ માઇલના અંતરપર ગારિયાલા સુધી ગઇ છે. આ પર્વતશ્રેણી રેતીવાળા પથ્થરોથી પૂર્ણ છે અને તેમાં ગેરુ અધિકાંશે પ્રાપ્ત થાય છે. જેસલમીરના નિવાસીઓ આ ગેરુમાં પોતાનાં પહેરવાનાં વસ્ત્રોને રંગે છે.[1]

આ અફળદ્રૂપ શિખરશ્રેણીઓ અને રેતીના ટેકરાઓ એજ માત્ર આ પ્રદેશના એકસરખા દેખાવમાં ભંગ પાડે છે. માર્ગના પરિશ્રમિત મનુષ્યને આશ્રય અને છાયા આપવાને માટે અહીંઆં વૃક્ષો નહિ જેવાંજ છે. આ એક મોટો સીમારહિત ઉજ્જડ ભૂભાગ છે. અહીંઆં માત્ર કોઇ કોઇ સ્થળે એ ચાર વટવૃક્ષો દૃષ્ટિગોચર થાય છે.

સમસ્ત જેસલમીરરાજ્યમાં એક પણ સ્રોતસ્વતી નદી નથી; પરંતુ રેતીના ટેકરાપરથી વર્ષાઋતુમાં પાણી ઉતરી આવવાથી કોઇ કોઇ સ્થળે ખારી તલાવડી બની એકાદ બે મહિનાઓ સુધી રહે છે. ઘણી તલાવડીઓ એથી અધિક સમય સુધી રહેતી નથી; પરંતુ કેટલીક તલાવડીઓ ઝાઝી વૃષ્ટિને લીધે અધિક જલસંચય થવાથી આખું વર્ષ કાયમ રહે છે.આમાંના એક તળાવનું નામ કાંનોદસર છે. આ તળાવ કાનોદથી મોહનગઢ સુધી નવ માઇલના વિસ્તારમાં છે અને એમાં બારેમાસ પાણી રહે છે. વર્ષાઋતુમાં આ વિશાળ સરોવર જલપૂર્ણ બની જાય છે અને તેમાંથી એક નાની નદી નીકળી પૂર્વ તરફ પંદર કોશ સુધી ચાલી જાય છે. એ સરોવરમાં જ્યાંસુધી પાણી રહે છે, ત્યાંસુધી તે નદી પણ સુકાઈ જતી નથી. આ સરોવરમાં જે મીઠું થાય છે તે રાજાનું ગણાય છે અને તેથી રાજાને કેટલીક ઉપજ પણ થાય છે.

કૃષિ અને નિપજ—જો કે આ રેતાળ પ્રદેશ બહારથી ફળદ્રૂપ દેખાતો નથી; પરંતુ પ્રકૃતિએ વાસ્તવમાં તેની ફળદ્રૂપતાનો લોપ કર્યો નથી. વસ્તુતઃ અહીંઆં પુષ્કળ ધાન્ય ઉત્પન્ન થાય છે. વિશેષતઃ અહીંઆં બાજરો અધિક થાય છે. એક મોસમમાં અહીંઆં એટલો બધો બાજરો પેદા થાય છે કે તેથી ત્રણ વર્ષ સુધી ખેડુતોનો નિર્વાહ થાય છે. અહીંઆંનાં નિવાસીઓ કેવળ સિંધ પ્રદેશમાંથી ઘઉં લાવે છે. બે ત્રણ વાર સારી પેઠે વૃષ્ટિ થયા પછી અહીંઆંના ખેડુતો બાજરો વાવે છે. પછી તે બાજરો ઝાઝી મહેનતવિના પાકે છે. ધાન્ય તૈયાર થાય છે, ત્યારે જો એકાદ ભારે વરસાદ થાય તો તેથી સર્વ ધાન્ય નષ્ટ થઇ જાય છે. ભારતવર્ષનાં અન્ય સ્થાનોની અપેક્ષાએ આ પ્રદેશનો બાજરો ઘણો સારો ગણાય છે. જે સમયે અધિક બાજરો પેદા થાય છે તે સમયે તે રૂપિયાનો દોઢમણ વેચાય છે; પરંતુ તે અનેક વર્ષો સુધી આવા મોટા જથામાં પાકતો નથી. અહીંઆંનાં નિવાસીઓ પાંચ પાંચ વર્ષને અંતરે અધિક બાજરો પાકવાની આશા રાખે છે. આ દેશમાં જુવાર પણ થાય છે; પરંતુ તે

[1] ટૉડે ટીપ્પણમાં એવો ઉલ્લેખ છે કે એમાં પીળારંગના પથ્થર થાય છે, જે ઘસી લોકો પોતાનાં મકાનો રંગે છે.

કોઇ કોઇ સ્થળે થાય છે. નાની નાની પર્વતમાળાની ખીણોમાં મગ, તલ, અને ગવાર નામનાં એક પ્રકારનાં ફળ થાય છે. આ ગવારફલ અત્યંત સ્વાદિષ્ટ હોવાથી ભારતના અનેક પ્રદેશોમાં મોકલવામાં આવે છે. જેસલમીરની રાજધાનીની ચારે બાજુએ જે જે સ્થાનપર પાણી લઇ જવાની સવડ છે, ત્યાં ત્યાં શ્રેષ્ઠ ઘઉં, હળદર અને ફળવાળાં વૃક્ષો પુષ્કળ થાય છે. આ દેશમાં ચોખા થતા નથી; પરંતુ તે સિંધદેશમાંથી લાવવામાં આવે છે.

**ખેતીનાં ઓજારો**—જે દેશની માટી પોચી હોય છે, તે દેશની ખેતીના કામમાં સામાન્ય ઓજારો વપરાય છે. આ દેશમાં કૃષિકારો બે પ્રકારનાં હળોનો ઉપયોગ કરે છે. એક પ્રકારનાં હળની સાથે કેવળ એક વા બે બળદ જોડવામાં આવે છે અને બીજા પ્રકારનાં હળની સાથે ઉંટ જોડવામાં આવે છે.

**કારીગીરી**—અહીંઆં કારીગીરીનું કોઇપણ કામ ઉત્તમ બનતું નથી. અહીંઆંના વણકરો જાડાં કપડાં વણે છે અને વણાટકામને માટે ઉપયુક્ત એવી કપાસ ઈ૦ ચીજો થાય છે, તે સર્વ બહાર મોકલી દેવામાં આવે છે. આ રેતાળ પ્રદેશમાં જે મેંઢાં થાય છે તેમનાં અંગપરથી ઉન કાપી લઇ તેમાંથી ધાબળી, કામળ, પીછોડી[1] અને નાના પ્રકારની પાઘડીઓ બનાવવામાં આવે છે. આચરી નામના સ્થાનની કાળી માટીમાંથી પાણીનાં અને રાંધવાનાં અનેક પાત્રો બનાવવામાં આવે છે. અહીંઆં બનાવવામાં આવતાં સમસ્ત વસ્ત્રો સારાં હોતાં નથી.

**વાણિજ્ય**—જેસલમીરને વાણિજ્યસ્થાનતરિકે જે પ્રસિદ્ધિ મળી છે તે માત્ર તેના આંતરિક વાણિજ્યને માટે મળી નથી. જેસલમીર એ ભારતવર્ષના ઘણા ભાગોના વાણિજ્યનું સંગમસ્થાન છે. ભારતના પૂર્વભાગમાંથી વાણિજ્યનાં સમસ્ત દ્રવ્યો જેસલમીરદ્વારા સિંધુ નદીની ખીણ અને તેની પેલી તરફના પ્રદેશોમાં મોકલવામાં આવે છે. બીજી તરફહૈદરા બાદ, રોઠી, ભકખર, શિકારપુર અને સિંધની દક્ષિણમાંથી વાણિજ્યના પદાર્થો ભારતવર્ષના પૂર્વભાગમાં લાવવામાં આવે છે. ગંગાની સમીપના પ્રદેશો તથા પંજાબમાંથી પણ વાણિજ્યદ્રવ્યો જેસલમીરમાં આવે છે, દુઆબની ગળી, કોટા અને માળવાનું અફીણ, બિકાનેરની પ્રસિદ્ધ સાકર અને જયપુરમાં બનેલાં લોઢાનાં ઓજારો જેસલમીરદ્વારા શિકારપુર[2] અને સિંધના નીચેના ભાગમાં મોકલવામાં આવે છે. આફ્રિકાથી આવેલા હાથીદાંત, રંગ, નાળીએર, ઔષધિ અને સુખડ આ દેશમાં સિંધદેશના દક્ષિણ ભાગમાંથી લાવવામાં આવે છે. ભાગલપુરથી સૂકો મેવો આવે છે.

**મહેસુલ અને કર**—જેસલમીરના રાજાની આમદાની પૂર્વે ચાર લાખ રૂપિયાથી અધિક હતી. તેમાંના એક લાખ કરતાં અધિક રૂપિયા ભૂમિની મહેસુલમાંથી ઉત્પન્ન થતા હતા. પહેલાં[3] માત્ર વાણિજ્યકર એજ આ રાજ્યની નિશ્ચિત મોટી આમદાની હતી, કિંતુ મંત્રી સાલિમસિંહના અત્યાચારોને લીધે અને તેથી ઉદ્ભવેલી ભટ્ટીસામંતોની લૂંટફાટથી વાણિજ્ય ન્યૂન થઇ જતાં વાણિજ્યકરની ઉપજ પ્રાયઃ સર્વથા નષ્ટ થઇ ગઇ. પહેલાં આ વાણિજ્યકરદ્વારા ત્રણ લાખ રૂપિયાની આમદાની થતી હતી. આ વાણિજ્યકરને દાણ કહેવામાં આવે છે અને તેને લેનાર કારકુન દાણી કહેવાય છે. રાજધાનીમાંથી જે પ્રધાન માર્ગો રાજ્યમાં ચોતરફ ગયા છે, તે સકલ માર્ગોપર એક નિર્ધારિત સ્થાનમાં દાણી રહે છે.

**ભૂમિનું મહેસુલ**—ભૂમિમાં જેટલું ધાન્ય ઉત્પન્ન થાય છે, તેમાંનો પાંચમો હિસ્સો અને કેટલેક સ્થળે સાતમો હિસ્સો કૃષિકારો રાજાને આપે છે. રાજા કદિ પણ ૧/૫ થી અધિક કિંવા ૧/૬ માંથી

---

૧ કર્નલ ટૉડ જણાવે છે કે, "હું કેટલીક પીછોડીના જોટા વિલાયતમાં લઈ ગયો હતો. ત્યાં લોકોને તે ઘણા પસંદ પડયા. આ દેશમાં શિયાળામાં શાલતરિકે આ પીછોડીઓ વાપરી શકાય એમ છે. તે દેખાવમાં પણ ઘણી સોહામણી હોય છે."

૨ શિકારપુર સિંધુનદિની પશ્ચિમે એક પ્રધાન વાણિજ્યસ્થાન છે.

૩ કર્નલ ટૉડ જણાવે છે કે, "સામંતો તરફની ઉપજ કેટલી હતી તે હું નિશ્ચિતસ્વરૂપે જાણી શક્યો નથી. રાજસ્થાનનાં અન્ય રાજ્યોના સામંતોની ઉપજ કરતાં તે બમણી અર્થાત બે લાખ રૂપિયા હોવી જોઈએ. આ સામંતો રાજાને આવશ્યકતા પડતાં સાતસેં અશ્વારોહીઓ આપે છે."

મૂલ અનાજ લેતા નથી. રાજા મહેસુલતરિકે જે અનાજ લે છે, તેને પાલીવાલબ્રાહ્મણો અથવા વણિકો નગદ રૂપિયા આપીને ખરીદી લે છે અને આ રૂપિયા રાજકોષમાં મોકલી દેવામાં આવે છે.

ધુંઆકર—ત્રીજો કર ધુંઆકર છે. હાલમાં એ રાજ્યનો સૌથી વિશેષ નિશ્ચિત કર છે. ધુંઆ શબ્દથી રસોઇની સૂચના થાય છે. એ કરને થાળીકર પણ કહેવામાં આવે છે. થાળી એટલે ભોજનપાત્ર. એની ઉપજ પ્રતિવર્ષે વીસ હજાર રૂપિયા થાય છે. આ કરમાંથી કોઈ પણ ગૃહ મુક્ત નથી.

દંડ—આ પ્રદેશમાં દંડ નામનો એક બીજો કર પ્રચલિત છે. આ કર પ્રજાને કષ્ટદાયક છે. રાજાને જ્યારે દ્રવ્યની આવશ્યકતા પડે છે, ત્યારે આ કરથી તે પૂર્ણ કરવામાં આવે છે. જેસલમીરમાં આ કર સંવત ૧૮૩૦ અર્થાત્ ઈ૦ સ૦ ૧૭૭૪ માં પ્રચલિત થયો હતો. તે સમયે તે વધારાના ધુંઆ વા થાળીકરના નામથી ઓળખાતો હતો. જે વણિકો વ્યાજે રૂપીઆ ધીરી પોતાની આજીવિકા ચલાવતા હતા, તેમની પાસેથીજ પ્રથમ તે કર લેવામાં આવ્યો. પ્રથમ આ કરના માત્ર ૨૭૦૦ રૂપિયાજ નિશ્ચિત થયા હતા. મેશ્રીવણિકોએ તો પોતાનો હિસ્સો જરા પણ વાંધો લીધા વિના આપ્યો; પરંતુ ઓસવાલવણિકોએ આપ્યો નહિ. આથી તેમને પકડી કારાગૃહમાં પૂરવામાં આવ્યા. તેમણે આ સજાથી કર તો આપ્યો; પરંતુ કારાગૃહમાંથી મુકત થયા પછી બધા ઓસવાલ વણિકોએ એકત્રિત થઇ પ્રતિજ્ઞા કરી કે અમે મરણપર્યંત કદિ પણ રાજા મૂલરાજનું મુખ જોઇશું નહિ. આ પ્રતિજ્ઞા તેમણે અનેક વર્ષોસુધી અક્ષરશઃ પાળી હતી. જેસલમીરનો રાવલ મૂલરાજ જે સમયે રાજધાનીના રાજમાર્ગમાં થઇને જતો, તે સમયે ઓસવાલવણિકો પોતાની દુકાન બંધ કરી ઘરમાં જઇ બેસતા. આ રીતે ઘણાં વર્ષો સુધી તેઓ કદિપણ રાજાનું મુખ જોતા નહોતા. ઓસવાલ વણિકોની આ પ્રતિજ્ઞાથી રાજા મૂલરાજને અત્યંત અનુતાપ થતો હતો. રાજધાનીના જે શ્રેષ્ઠ, પ્રતિષ્ઠિત અને શ્રીમંત શાહુકારો હોય તેજ મુખ નહિ જુએ, એથી મોટું દુઃખ રાજાને બીજું શું હોઇ શકે ? આથી રાજા ઉક્ત વણિકોને પ્રસન્ન કરવાને માટે આમંત્રણ વિના ઓસવાલ વણિકોના મુખ્ય મુખ્ય નેતાઓને ઘેર ગયો અને તેણે તેમની સમક્ષ પીછોડી પાથરી[1] ક્ષમાની યાચના કરી. વળી તેણે પોતાના હસ્તાક્ષરસહિત એક પત્રપર લખી આપ્યું કેઃ “ જો વણિકો સદા ધુંઆકર આપ્યા કરશે તો હું કદિપણ તેમની પાસેથી દંડ નામનો કર લઇશ નહિ. ” આથી ઓસવાલવણિકો પ્રસન્ન થયા. મૂલરાજે સંવત ૧૮૪૧ માં અને ૧૮૫૨ માં રૂપિયાની આવશ્યકતા હોવાથી ઉક્ત વણિકોની પાસેથી અનુક્રમે તેત્રીસ હજાર અને ચાળીસ હજાર રૂપિયા વ્યાજે લીધા હતા. થોડા સમય પછી તેણે શિરસ્તા પ્રમાણે તે રૂપિયા ચૂકવી દીધા હતા.

ટૉડ સાહેબે લખ્યું છે કેઃ “ ગજસિંહ સિંહાસનપર અધિષ્ઠિત થયો, ત્યારથી અત્યારસુધીમાં અર્થાત્ બે વર્ષના અરસામાં સાલિમસિંહે વર્દ્ધમાન નામના એક મોટા શ્રીમંત અને પ્રતિષ્ઠિત શાહુકારની પાસેથી ચૌદલાખ રૂપિયા જોરજુલમથી કઢાવ્યા છે. ઉક્ત શાહુકારના પૂર્વજો સમસ્ત રાજસ્થાનમાં માન અને કીર્તિ પામ્યા હતા. સાલિમસિંહે અનેકવાર જોરજુલમ કરીને તેમનું સમસ્ત ધન હરી લીધું છે.”

કર્નલ ટૉડે જે સમયે આ ઇતિહાસ લખ્યો તે સમયે જેસલમીરના રાજાનો ખર્ચ કેટલો હતો તે નિમ્નલિખિત સૂચીપરથી જણાશેઃ—

| | રૂપિયા |
|---|---|
| બારખર્ચના[2]................................................ | ૨૦૦૦૦ |
| રોજગાર સરદારખર્ચના[3]........................................ | ૪૦૦૦૦ |

૧ આને હિંદી ભાષામાં ‘પલ્લા પસારના’ કહેવામાં આવે છે. આ નમવાનું એક ચિન્હ છે.

૨ આ ખાતામાં રાજાના પોતાના અનુચરો, અંગરક્ષકો અને ગુલામોનો સમાવેશ થયેલો છે. આ લોકોને પગારમાં સીધુ મળે છે અને નગરમાં મહેનતમજુરી કરીને તેઓ પોતાનો બીજો ખર્ચ નિભાવે છે. આ લોકોની સંખ્યા ૧૦૦૦ હશે.

૩ જે સામંતો રાજધાનીમાં રહીને રાજકાર્ય કરે છે,તેમના ભોજનમાટેના વ્યયનું નામ રોજગાર સરદાર છે. પહેલાં જે સામંતો રાજધાનીમાં રહેતા હતા તેમને રાણીની પાસેથી ભોજનનો ખર્ચ મળતો હતો; પરંતુ આ રીતિ માથાકૂટભરેલી હોવાથી તે દૂર કરવામાં આવી. ત્યારથી સામંતોના નિત્યવ્યયને માટે તેમની યોગ્યતાનુસાર આઠ આનાથી સાત રૂપીઆ સુધી તેમને આપવામાં આવે છે. એનો વાર્ષિક ૪૦૦૦૦રૂપીઆનો ખર્ચ આવે છે.

સેબંદી વા પગારદાર સૈન્યના ખર્ચના[1]........................................ ૭૫૦૦૦
રાજાના પોતાના ઘોડા, ૧૮ હાથી, ૨૦૦ ઉંટ તથા ગાડીઓના ખર્ચના......૩૫૦૦૦
પાંચસેં અશ્વારોહીઓના ખર્ચના..............................................૬૦૦૦૦
રાણીના જાતખર્ચના .................................................... ૧૫૦૦૦
તોશાખાના (પોશાક)ના ખર્ચના.............................................. ૫૦૦૦
દાનના ખર્ચના............................................................ ૫૦૦૦
પાકશાળાના ખર્ચના........................................................ ૫૦૦૦
અતિથિસેવા તથા મિજબાનીના............................................. ૫૦૦૦
પર્વોત્સવના ............................................................ ૫૦૦૦
પ્રતિવર્ષે ખરીદવામાં આવતા ઘોડા, ઉંટ, બળદ ઇત્યાદિના..................૨૦૦૦૦

એકંદર રૂ. ૨૯૦૦૦૦

મંત્રીઓ અને ઇતર, રાજકર્મચારીઓને વાણિજ્યકરમાંથી પગાર આપવામાં આવે છે અને કેટલાકને ભૂમિ પણ મળે છે. પહેલા કોઇ કોઈ સાલ કેવળ વાણિજ્યકરજ આ સમસ્ત વ્યયને માટે પૂરતો થઇ પડતો હતો. અગાઉ વાણિજ્યકરની આમદાની પ્રાયઃ ૩૦૦૦૦૦ રૂપિયા થતી હતી.

**જાતિઓ**—જે ભાટીલોકો હાલમાં જેસલમીરની વર્તમાન સીમામાં વસે છે તે સર્વ હિંદુ છે; પરંતુ ઉત્તર અને પશ્ચિમ સીમાંતપર જે ભાટીઓ વસે છે તેમને મુસલમાનોની સાથે ઝાઝો વાણિજ્ય વ્યવહાર હોવાથી તેમના પ્રાચીન આચારવિચારો કેટલેક અંશે પરિવર્તિત થઇ ગયા છે. જે ભાટીઓ દીર્ઘકાળથી ફૂલરા અને ગાડા તરફ રહે છે, તેઓ સ્વજાતિથી પૃથક્ થઇને મુસલમાન બની ગયા છે અને તેમનો સર્વ વ્યવહાર મુસલમાનોની સાથે ચાલે છે. રાઠોડ, ચૌહાણ અને સીસોદીઆઓના જેવી વીરતા હાલમાં ભાટીજાતિમાં નથી; તોપણ કછવાહા, નિરૂકા વા શેખાવતો કરતાં તે અધિક સાહસિક અને વીર ગણાય છે. ભાટી રાજપૂતો રાઠોડોના જેવા બળવાન અને કછવાહાઓના જેવા ઉંચા નથી; પણ તેઓ ઉકત ઉભય જાતિઓ કરતાં દેખાવમાં વિશેષ સુંદર અને યાહુદીઓની પેઠે લાવણ્યયુકત હોય છે. ભાટીજાતિ રાજસ્થાનના સમસ્ત રાજપૂતોની સાથે લગ્નવ્યવહાર રાખે છે.

**પહેરવેશ**—ભાટીલોકો શ્વેત વસ્ત્ર વા છીંટનો જામો પહેરે છે. આ જામો ઘુંટણસુધી લાંબો હોય છે. તેઓ કમરમાં કમરબંદ બાંધે છે. તેમના પાયજામા પહોળા હોય છે, પરંતુ પગની ઘુંટી આગળ તે મજબૂત રીતે વળગેલા હોય છે. તેઓ મસ્તકપર લાલ રંગની પાઘડી બાંધે છે. એમના કમરબંદમાં એક જમૈયો ખોસેલો હોય છે, તેઓ ડાબી પીઠપર ઢાલ રાખે છે અને તલવાર પણ સાથે લઇને ફરે છે. હલકી પંકિતના લોકો ધોતીયું પહેરે છે અને પાઘડી બાંધે છે. ભાટીજાતિની સ્ત્રીઓ સાધારણતઃ ૩૦ ફીટ (૧૦) ગજ લાંબા બારિક ઉનના કપડાનો ઘાઘરો પહેરે છે અને તેજ કપડાની સાડી ઓઢે છે. આ દેશની સર્વ સ્ત્રીઓ હાથીદાંત વા કોઇ પશુનાં હાડકાંની ચૂડીઓ પહેરે છે, જેદ્વારા સ્કંધથી કાંડાંસુધી તેમના હાથ ભરાઇ જાય છે. ઉભય હાથની ચૂડીઓની કિંમત ૧૬ રૂપિયાથી લઇને ૩૫ રૂપિયા સુધી થાય છે. સ્ત્રીઓ પોતાના હાથમાં ચાંદીનાં કડાં પણ પહેરે છે. જે સ્ત્રીના હાથમાં ચાંદીનાં કડાં નહિ હોય તે પોતાને અભાગિની સમજે છે. રંક રાજપતાણીઓ ઘણી મજબૂત હોય છે અને તેઓ કૃષિનાં સમસ્ત કાર્યો કરે છે.

અન્યાન્ય રાજપૂત જાતિઓની પેઠે ભાટીજાતિ પણ અફીણ ખાય છે. અમલપાણી લીધા પછી તેઓ હુક્કો પીએ છે. આ સમયે તેઓ નિશામાં એવા ચકચૂર બની જાય છે કે તેમના શરીરપર કાંઈ આઘાત કરવામાં આવે તોપણ તે તેમને લાગતો નથી.

હરિવંશાવતંસ ભાટીઓની પેઠે અહીંઆં પાલીવાલ જાતિના બ્રાહ્મણો વસે છે. તેમની સંખ્યા પ્રાયઃ ભાટીઓની બરાબર છે; પરંતુ તેઓ ભાટીઓ કરતાં અધિક શ્રીમંત છે. મારવાડમાં રાઠોડોની વસ્તી થઇ તે પૂર્વે આ પાલીવાલ બ્રાહ્મણોના પૂર્વજો પાલી વા પલ્લી નામના સ્થાનમાં વસતા હતા. બારમી શતાબ્દીમાં જે સમયે શિયોજીએ કનોજથી જઇ મારવાડનું પાલી નામનું સ્થાન જીતી

[1] કિલ્લામાં જે પગારદાર ૧૦૦૦ સેના રહે છે તે સેબંદી કહેવાય છે; તેનો ખર્ચ રૂ. ૭૫૦૦૦ છે.

લીધું તે સમયથી આ પાલીવાલ બ્રાહ્મણના ભાગ્યનો અસ્ત થયો છે. શિયોજીએ પાલીવાલોને જીતી લીધા ખરા; પરંતુ તેમને સર્વથા નષ્ટ કર્યા નહિ. જ્યારે એક મુસલમાન પાદશાહે તે સ્થાન જીતી લીધું અને મારવાડના સમસ્ત લોકોની સાથે પાલીવાલ બ્રાહ્મણોની પાસેથી પણ કર માગ્યો, ત્યારે તેમણે જણાવ્યું કે અમે બ્રાહ્મણ છીએ, તેથી અમારી પાસેથી કોઇએ પણ કર લીધો નથી અને અમે કોઇને કર આપીશું પણ નહિ. આ શબ્દો સાંભળી ઉક્ત પાદશાહ નારાજ થયો અને તેણે તેમના પ્રધાન પ્રધાન નેતાઓને કેદ કરી લીધા; પરંતુ તેમણે કોઈ પણ પ્રકારે જ્યારે તેને કર આપ્યો નહિ, ત્યારે તેણે તેમને દેશનિકાલની સજા કરી. તેજ સમયથી પાલીવાલ બ્રાહ્મણોનો અધિક ભાગ જેસલમીરમાં આવ્યો છે. વળી કેટલાક બ્રાહ્મણો બિકાનેર, ધાટ અને સિંધુ નદીની ખીણમાં પણ જઈ વસ્યા છે. આ પાલીવાલ બ્રાહ્મણો જેસલમીરના પ્રધાન વ્યાપારીઓ ગણાય છે. દેશી અને વિદેશી સમસ્ત વાણિજ્યવ્યવસાય આજ લોકો કરે છે. તેઓ કૃષિકારોને પ્રથમથી રૂપિયા આપી તેમનું ધાન્ય ખરીદે છે. આ લોકો દેશનું સમસ્ત ઘી તથા ઉન ખરીદી વિદેશમાં મોકલે છે.

જેસલમીરમાં પોકર્ણજાતિના બીજા બ્રાહ્મણો વસે છે. તેમની સંખ્યા બે હજાર હશે. મારવાડ અને બિકાનેરમાં પણ અનેક પોકર્ણ બ્રાહ્મણો છે. આ લોકો ખેતી કરે છે અને પશુઓનું પાલન કરે છે. તેઓ વાણિજ્યવ્યવસાય કરતા નથી. તેમની ઉત્પત્તિનું વર્ણન અદ્ભુત છે. તેઓ પહેલાં ખોદવાનું કામ કરતા હતા. તેઓ પુષ્કર સરોવર ખોદતા હતા, તે સમયે દેવ તેમનાપર પ્રસન્ન થયા અને તેમને પોકર્ણ બ્રાહ્મણની ઉપાધિ આપી. તેઓ કોદાળાની પૂજા કરે છે.

આ દેશમાં જાટ વગેરે બીજી અનેક જાતિઓ વસે છે.

**જેસલમીરનો કિલ્લો**—આ મરુભૂમિના રાજાનો કિલ્લો એક અલિપ્ત અઢીસેં ફીટ ઉંચા શિખરપર આવેલો છે. તેની ચોતરફ અભેદ્ય દિવાલ છે, આ કિલ્લાને ચાર દરવાજા છે; પરંતુ કિલ્લાપર તોપ ઘણી ઓછી છે. શહેર કિલ્લાની ઉત્તરે આવેલું છે અને તેની ચોતરફ પણ દિવાલ આવેલી છે. શહેરને ત્રણ દરવાજા અને બે ગુપ્ત દ્વારો છે. રાજધાનીમાં શ્રીમંત વ્યાપારીઓનાં અનેક મનોહર મકાનો દૃષ્ટિગોચર થાય છે; પરંતુ શહેરના મોટા ભાગમાં છાપરાં આવેલાં છે. રાજમહાલય જેમ સુંદર છે, તેમ વિશાળ પણ છે. જો રાજાને સામંતોની સાથે મિત્રભાવ હોય તો તે પોતાના ઉંટપર આરૂઢ થઇને લડનારી સેના સિવાય પાંચ હજાર પાયદલ અને એક હજાર અશ્વારોહીઓ એકત્રિત કરી શકે છે.



# खण्ड ४ थो–जयपुरनुं राज्य

## अध्याय १ लो

જયપુરનું પ્રાચીન નામ ઢુંઢાડ અથવા અંબર છે–કછવાહા લોકોએ આ દેશ હસ્તગત કરી લીધો તેથી એનું નામ કછવાહા પડયું–ઢુંઢાડનું વૃત્તાંત–કછવાહા લોકોનું મૂળ વર્ણન–રાજા નળે નરવર રાજ્યની કરેલી સ્થાપના–ઢૂલેરાયને હદપાર કરવા–તેમણે કરેલી ઢુંઢાડની સ્થાપના–ઢૂલેરાય સંબંધે પ્રચલિત જનશ્રુતિ–મીનાના અધીશ્વરપ્રત્યે ઢૂલેરાયનું દુર્વર્તન–બડગુજરજાતિના અધીશ્વરની કન્યાનું પાણિગ્રહણ–તેમના ઉત્તરાધિકારીપદની પ્રાપ્તિ–રાજ્યસીમાનો વિસ્તાર–રામગઢમાં રાજધાનીની સ્થાપના–અજમેરની રાજકન્યાની સાથે તેમનો વિવાહ–મીનાઓની સાથેના યુદ્ધમાં તેનો પ્રાણત્યાગ–તેમના પુત્ર કાકિલે ઢુંઢાડપર સ્થાપિત કરેલો અધિકાર–મેદલજીએ અંબર તથા અન્યાન્ય સ્થાનોપર સ્થાપિત કરેલો અધિકાર–રણદેવે કરેલી જીત–કુંતલે પ્રાપ્ત કરેલો વિજય–પજોનીને[1] થયેલી સિંહાસનપ્રાપ્તિ–અહીંઆંના આદિનિવાસીઓનું વૃત્તાંત–મીનાજાતિ–પજોનીએ દિલ્લીના અધીશ્વર પૃથ્વીરાજની ભગિની સાથે કરેલો વિવાહ–યુદ્ધમાં તેમણે બતાવેલું પરાક્રમ–કાન્યકુબ્જની રાજનંદિનીના સ્વયંવરપ્રસંગે થયેલા મહાયુદ્ધમાં તેમનો થયેલો નાશ–મલેસીજીને થયેલી સિંહાસનપ્રાપ્તિ–તેમના ઉત્તરાધિકારીઓ–પૃથ્વીરાજે બારાકોટડી અર્થાત બાર પ્રધાન સામંત શાખાની કરેલી સ્થાપના–ભારમલ્લે મુસલમાન પાદશાહની સાથે પ્રથમ સ્થાપેલો સંબંધ–રાજપૂતરાજાઓપૈકી ભગવાનદાસે યવનસમ્રાટને કરેલું કન્યાદાન–તેમની કન્યા સાથે જહાંગીરનો વિવાહ–તે કન્યાના ગર્ભથી થયેલો ખુશરૂનો જન્મ–માનસિંહને થયેલી સિંહાસનપ્રાપ્તિ–તેમનું સામર્થ્ય, પ્રતાપ અને પ્રભુત્વ–તેમનું અવસાન–રાવ ભાવસિંહજી–મહારાજા માનસિંહના ભ્રાતા[2] મીરજા રાજા જયસિંહને થયેલી સિંહાસનપ્રાપ્તિ–પોતાના વંશને લાગેલા કલંકની તેમણે કરેલી નિવૃત્તિ–યવનસમ્રાટને કરેલી અધિક સહાય–પુત્રે કરેલા વિષપ્રયોગથી તેમનો પ્રાણત્યાગ–રામસિંહ–બિશનસિંહ.

---

અંગ્રેજોએ રાજપૂતાનાનાં રાજ્યોનાં યથાર્થ નામ બદલી તેમને રાજધાનીનાં નામ આપ્યાં છે. ઉદાહરણાર્થ તેમણે મારવાડ અને મેવાડનાં રાજ્યોને જોધપુર અને ઉદયપુરનાં રાજ્યો કહ્યાં છે. જે ભૂભાગને હાડોતી કહેવો જોઈએ, તેને તેમણે બુંદી અને કોટાનાં રાજ્યનું નામ અર્પણ કર્યું છે. આજપર્યંત તેઓ તેને હાડોતી કહેતા નથી. તેમણે ઢુંઢાડ નામનો તો કદિ પણ ઉલ્લેખ કર્યોજ નથી. તેમણે ઢુંઢાડરાજ્યને અંબર વા જયપુરરાજ્યને નામે ઓળખાવ્યું છે.

કછાવા વા કછવાહા જે રાજ્યમાં નિવાસ કરે છે, તેને હાલ સાધારણરીતે જયપુર કહેવામાં આવે છે. આ કારણથી ભારતવર્ષના પ્રાચીન દેશોનાં નામો વિસ્મૃતિસાગરમાં લય પામી ગયાં છે. મહાભારત અને રામાયણ ઇત્યાદિ ગ્રંથોમાં ભારત–

---

૧ [illegible] છે.

૨ મીરજા રાજા જયસિંહ એ માનસિંહના ભ્રાતા નહિ પરંતુ પ્રપૌત્ર હતા.

વર્ષનાં સ્થાનો અને દેશોનાં જે નામો ઉપલબ્ધ થાય છે, તે સર્વ આજે લુપ્ત થઈ ગયાં છે. તે તો ઘણે ભાગે પ્રબળ રાજકીય વિપ્લવો અને પરિવર્તનોનાં મુખમાં પતિત થઈને લુપ્ત થઇ ગયાં છે; પરંતુ અંગ્રેજો તો વિનાકારણજ સ્થળોનાં નામો બદલી નાખે છે. આથી ઇતિહાસને મોટો ધોકો પહોંચે છે.

ચોહાણો અને રાઠોડોએ જે પ્રકારે ભિન્નભિન્ન સમયે રાજસ્થાનની ભિન્ન ભિન્ન જાતિઓને જીતી લઇને ભિન્ન ભિન્ન રાજ્યો સ્થાપિત કર્યાં હતાં, તે પ્રકારે જયપુરનું રાજ્ય પણ સ્થાપિત થયું હતું. આ રાજ્યમાં ભિન્ન ભિન્ન જાતિઓ વસે છે અને તે સર્વને કછવાહાલોકોએ ભિન્ન ભિન્ન સમયે વશ કરીને પોતાનું રાજ્ય સ્થાપન કર્યું છે. જે વિસ્તૃતરાજ્ય હાલમાં જયપુરના નામથી વિખ્યાત છે, તેને પૂર્વે ઢૂંઢાડ કહેવામાં આવતું હતું. ઢૂંઢાડ એ એક પ્રાચીન સ્થળવિશેષનું નામ છે. બનેર નામના સ્થાનની પાસે ઢૂંઢ નામનું જે એક વિખ્યાત શિખર હતું, તેપરથીજ ઢૂંઢાડ નામની મૂળ ઉત્પત્તિ થઇ છે. આ ઢૂંઢ શિખરના સંબંધમાં ચોહાણલોકોમાં એક જનશ્રુતિ પ્રચલિત છે અને તે આ પ્રમાણે છે:—"ચોહાણજાતિના અજમેરના વિખ્યાત રાજા વિસલદેવે આ ઢૂંઢ શિખરપરજ તપસ્યા કરી હતી. તેઓ પોતાની પ્રજાપર ઘોર અત્યાચાર કરતા હતા, તેથી તેમને રાક્ષસની યોનિ મળી હતી. તે રાક્ષસ અતિ ક્રૂરતાપૂર્વક પ્રજાનો સંહાર કરતો હતો. પછી અંતે ત્યાંની પ્રજાએ તેમના પૌત્રને તે રાક્ષસની સન્મુખ ધર્યો. પોતાના પૌત્રનાં પ્રેમયુક્ત વચનોથી વિસલદેવને શુદ્ધિ આવી અને તેમણે પ્રાયશ્ચિત્ત કરવાને માટે યમુનાતટપર જઇ પ્રાણત્યાગ કર્યો."

કર્નલ ટૉડે આ જનશ્રુતિનો જે ઉલ્લેખ કર્યો છે, તે સંબંધે અમારે માત્ર એટલુંજ કહેવાનું છે કે તેનો ઘણો અંશ અસત્ય છે. આ વાત સરલતાથી સમજી શકાય એવી છે કે મહારાજા વિસલદેવ પ્રજા ઉપર અત્યાચાર કરતા હતા, તેથી તેમને રાક્ષસની ઉપાધિ આપવામાં આવી હતી. તેઓ પ્રજાજનોને મારીને તેમનાં શબોને ખાઇ જતા હતા, એ શું સંભવિત છે! જ્યારે તેમને જ્ઞાનની પ્રાપ્તિ થઇ, ત્યારે તેમણે પોતાનાં પાપના નિવારણને માટે ઢૂંઢના શિખરપર તપસ્યા કરી હશે. આજ મત આપણને વાજબી લાગે છે.

કર્નલ ટૉડ જણાવે છે કે કોશલરાજ્ય (જેની રાજધાની અયોધ્યા છે)ના અધીશ્વર મહારાજા રામચંદ્રના દ્વિતીય પુત્ર કુશદ્વારા કછવાહા વંશની ઉત્પત્તિ થઇ છે. એમ જણાય છે કે કુશ અથવા તેમના કોઇ વંશજે પોતાના પિતાની રાજધાનીનો ત્યાગ કરી શોણ નદીને કિનારે રોહતાસ નામનો વિખ્યાત કિલ્લો બંધાવ્યો[1] હતો. તેમની કેટલીક પેઢીએ નળ નામના રાજા થયા. તેમણે સંવત ૩૫૧ (ઇ० સ० ૨૯૫) માં આ સ્થાનનો પરિત્યાગ કરી પશ્ચિમ તરફ જઇ નરવર વા નિષધ[2] નામની રાજધાની સ્થાપિત કરી. જનશ્રુતિદ્વારા જણાય છે કે આ વિખ્યાત રાજધાની સ્થાપિત થયા પૂર્વે

૧ બિહારમાં હાલ જે રોહતાસગઢ છે, તે રાજા હરિશ્ચંદ્રના પુત્ર રોહિતાશ્વે બંધાવ્યો હતો.

કર્નલ ટૉડનાં લખાણમાં અમને અનેક સ્થળે સંદેહ ઉત્પન્ન થાય છે. અમે આગળ જે સૂર્યવંશની સૂચિ પ્રકાશિત કરી છે તેમાં પાઠકોએ વાંચ્યું હશે કે કુશનો પુત્ર અતિથિ, તેનો પુત્ર નિષધ અને તેનો પુત્ર નળ હતો. લાહોર, ગ્વાલિયર અને નરવર વા નિષધ એ સર્વ રાજધાનીઓ એક કાળે સ્થાપિત થવી અસંભવિત છે. વળી કર્નલ ટૉડ જણાવે છે કે નરવરનું બીજું નામ નિષધ છે અને તે રાજા નિષધે પોતાના નામપરથી પાડ્યું હતું; પરંતુ વાસ્તવમાં રાજા નળે જે રાજધાની સ્થાપિત કરી હતી, તેજ નરવર નામથી વિખ્યાત છે. હિંદી અનુવાદક

૨ એક ઐતિહાસિક લેખ ઉપરથી પ્રતીત થાય છે કે રાજા નળે સંવત ૩૫૧માં રાજધાની નરવરની પ્રતિષ્ઠા કરી હતી; પરંતુ તે સમયના શિલાલેખોપરથી આ વાત ગ્રહણ કરવામાં આવી છે કે ઐતિહાસિક જનશ્રુતિપરથી ગ્રહણ કરવામાં આવી છે, તે હું જાણતો નથી; પરન્તુ નળથી દુલેરાય સુધીમાં ૩૩ રાજાઓ થયા હતા, એ વાતનું અધિક સમર્થન થાય છે. જો એમ ધારવામાં આવે કે તેમાંના પ્રત્યેકે ૨૨ વર્ષ રાજ્ય કર્યું હતું તો ૭૨૬ વર્ષો એકંદરે થાય છે. દુલેરાયને ૧૦૨૩ માં હદપાર કરવામાં આવ્યા તેમાંથી ૭૨૬ વર્ષો બાદ કરવાથી ૨૯૭ વર્ષો બચે છે. આથી ૫૪ વર્ષનું અંતર રહે છે. જો આપણે પ્રત્યેકનો શાસનકાળ ૨૧ વર્ષનો ગણીએ તો બહુજ થોડું અંતર રહે છે. આથી સંવત ૩૫૧માં રાજા નળે ઉક્ત રાજધાની સ્થાપિત કરી હતી, તેનું સંપૂર્ણ રીતે સમર્થન થાય છે.

કુશાવહ લોકોએ બીજાં પણ કેટલાંક નગરો સ્થાપિત કર્યાં હતાં; તેમાં પહેલાંનું નામ [1]લાહર છે. આ નગર જે પ્રદેશમાં આવેલું છે તેને હજી પણ કછવાગર કહેવામાં આવે છે અને બીજાનું નામ ગ્વાલિયર છે. રાજા નળના ઉત્તરાધિકારીઓ "પાલ" ની ઉપાધિથી ઓળખાતા હતા. (આ ઉપાધિ રાજપૂતોમાં માનનીય ગણાય છે.) રાજા નળની ૩૩ મી પેઢીએ સોઢાસિંહના પુત્ર દૂલેરાયને દેશનિકાલ કરવામાં આવ્યા. તેમણે સંવત ૧૦૨૩ (ઇ૦ સ૦ ૯૬૭) માં ઢૂંઢાડ રાજ્યની સ્થાપના કરી.

જે વંશમાં કોશલના રામ, નિષધના નળ અને મારોમીના પ્રિયકર ઢોલારાવ ઉત્પન્ન થયા છે, તે વંશને અવશ્ય ગૌરવાન્વિત માનવો પડશે. ભારતવર્ષમાં કુશવંશમાં ઉત્પન્ન થયેલા પુરુષો પોતાના કુલગૌરવના સ્મરણાર્થે વર્ષમાં એક દિવસ મહાસમારોહસહિત સૂર્યદેવનો ઉત્સવ કરે છે. આ ઉત્સવપ્રસંગે મંદિરમાંથી એક પરમ સુંદર રથ—કે જે સૂર્યરથના નામથી ઓળખાય છે—કાઢવામાં આવે છે અને તેની સાથે આઠ અશ્વો જોડવામાં આવે છે. રામચંદ્રજીના વંશજ કછવાહાપતિ આ રથપર આરૂઢ થઇ પોતાની રાજધાનીમાં ભ્રમણ કરે છે.

હવે આપણે અંબરરાજ્યની સ્થાપના વિષે બોલીશું. અમારા પાઠકો જાણી ચૂક્યા છે કે રામચંદ્રજીના પુત્ર કુશદ્વારાજ કછવાહાવંશની ઉત્પત્તિ થઇ છે. કુશના વંશજોમાંનો એક માણસ અયોધ્યા છોડીને અન્યત્ર ચાલ્યો ગયો અને તેણે નરવર વા નિષધ રાજ્યની સ્થાપના કરી. નળથી સોઢાદેવ સુધીના ૨૩ પુરુષોએ આ નરવરનું શાસન ચલાવ્યું. ત્યાર પછી સોઢાદેવના[2] પુત્ર દૂલેરાયે નવીન રાજ્યની સ્થાપના કરી. જ્યારે નરવરના અધીશ્વર સોઢાદેવનું મૃત્યુ થયું, ત્યારે તેમના ભ્રાતાએ બલપૂર્વક પોતાના સુકુમાર ભત્રીજા પાસેથી રાજ્ય ઝૂંટવી લીધું. દુલેરાયની માતા પોતાના દિયરનો આવો ભયંકર અત્યાચાર જોઇ અત્યંત દુઃખિત થઇ અને પોતાના બાળકની રક્ષા કરવાને વ્યાકુળ બની ગઇ. તેણે અંતે કંગાલ ભિખારણનો વેષ ધારણ કર્યો અને પોતાના બાળક દૂલેરાયને ઝોળીમાં બાંધી નગરમાંથી બહાર નીકળી ગઇ. તેણે ધાર્યું કે જ્યારે મારા દિયરે બલપૂર્વક સિંહાસન છીનવી લીધું છે, ત્યારે તે નિષ્કંટક બનવાને માટે અવશ્ય મારા પુત્રનો નાશ કરશે. સોઢાદેવની રાણી આવો વિચાર કરી પોતાના પુત્રના પ્રાણની રક્ષા કરવાને માટે ભિખારણનો વેષ ધારણ કરી રાજધાનીનો ત્યાગ કરી ગઇ. તે પોતાના પુત્રને ઝોળીમાં બાંધી અનેક કોશપર્યંત એકલી ચાલી ગઇ અને અંતે તે ખોહગામ (આ ગામ જયપુરથી અઢી કોશના અંતરપર છે.) નિકટ જઈ પહોંચી. આ સમયે તે ગામમાં મીનાલોકોનો નિવાસ હતો. તે ગામની સમીપ જઇ તેણે પોતાના પુત્રને ઝોળીમાંથી બહાર કાઢયો. એક તો તે રાણી એટલે તેણે કોઇ દિવસ મહાલયમાંથી બહાર પગ મૂકેલો નહિ, તેથી ચાલવાથી તેને પુષ્કળ શ્રમ થયો હતો. વળી ક્ષુધા અને તૃષાએ તેનાપર આક્રમણ કર્યું હતું તે તો જુદું. આવી પરિસ્થિતિમાં તેના શોકનો પાર રહ્યો નહિ. આ મહાવિપત્તિથી તે અધીરી બની ગઇ. ચોતરફ વિપત્તિની ભયંકર મૂર્તિને જોઇ તેનું હૃદય કંપવા લાગ્યું. આવી અવસ્થામાં તે પુત્રને એક વૃક્ષનીચે મૂકીને કાંઇ ફલફલાદિની શોધ કરવાને ગઇ. જ્યારે તે પાછી આવી ત્યારે તેને જણાયું કે એક સર્પ પુત્રના મસ્તકપર પોતાની ફેણ પ્રસારીને બેઠો છે. આ ભયંકર દૃશ્ય જોઇ તેને જાણે વજ્રઘાત ન થયો હોય! તેવું દુઃખ લાગ્યું. તે આકુલવ્યાકુલ બની રુદન કરવા લાગી. દૈવયોગે એક બ્રાહ્મણ તેની પાસે થઇને જતો જણાયો. તેણે આ દૃશ્ય જોઇ રાણીને આશ્વાસન આપીને કહ્યું: "આપ નિર્ભય બની શાંત થાઓ. આપને ભયભીત થવાનું કાંઇ પ્રયોજન નથી. ઉલટો આપને આનંદ થવો જોઇએ; કારણ કે આપનો પુત્ર એક સમયે રાજા થશે." બ્રાહ્મણનાં આ વચનો સાંભળી રાણીને પરમાનંદ પ્રાપ્ત થયો. તે શાંત થઈ બોલી: "ભવિષ્યમાં શું થશે તેની તો મને કાંઇ ચિંતા નથી; પરંતુ હાલમાં મને એ ચિંતા છે કે બાલક ઘણા સમયથી ક્ષુધાથી પીડિત છે. એને ખવડાવવા માટે કોઇ વસ્તુ ક્યાં મળશે? આ ચિંતા મારૂં કલેજું કોરી ખાય છે." ત્યારે તે બ્રાહ્મણે રાણીને ખોહગામનો માર્ગ દર્શાવી કહ્યું કે:–"આપ ખોહગામમાં જાઓ, ત્યાં આપને આશ્રય મળશે." આ અરસામાં સર્પ તો ક્યારનો ચાલ્યો ગયો હતો. હવે રાણી ઉક્ત બ્રાહ્મણનાં વચનથી ધૈર્ય ધારણ કરી પોતાના બાળકને લઇ ખોહગામ તરફ ચાલી. રાણીએ નગરમાં

[1] ઉર્દૂ વર્ણમાળામાં એને લાહર લખવામાં આવ્યું છે.  [2] ક્યાંક ક્યાંક એને સોઢસિંહ લખ્યો છે.

પ્રવેશ કરતાંજ એક સ્ત્રીને જોઇ તેને પૂછ્યું: " જો કોઇ મને અહીંઆં દાસીતરિકે રાખે અને મને ખવરાવે તો હું તેને ત્યાં રહેવાને રાજી છું. " ઉક્ત સ્ત્રી ખોહગામના રાજાની દાસી હતી. તે તે ભિખારણના વેષવાળી સ્ત્રીને રાજાના રણવાસમાં લઇ ગઈ. મીનારાણીએ તેને કહ્યું:–" હું આજથી તને દાસીતરિકે રાખું છું. " સોઢાદેવની રાણી મીનારાણીની અન્યાન્ય દાસીની સાથે રહેવા લાગી. તેણે કોઇને પણ પોતાનો પરિચય આપ્યો નહિ. આ પ્રકારે કેટલાક દિવસ વ્યતીત થઈ ગયા. એક દિવસ મીનારાણીની આજ્ઞાથી સોઢાદેવની રાણીએ ભોજન તૈયાર કર્યું. મીનારાજા લાલનસી આ ભોજન જમી અતીવ પ્રસન્ન થઇ બોલ્યો: " ભોજન તો હું નિત્ય જમું છું; પરંતુ આજના જેવો સ્વાદ કદિપણ આવ્યો નથી. આજનું ભોજન ઘણુંજ સ્વાદિષ્ટ છે. " તરતજ છદ્મવેશી સૂર્યવંશી રાણીને રાજાના મહાલયમાં બોલાવવામાં આવી અને તેણે તેનો પરિચય પૂછ્યો. રાણીએ સર્વ હકિકત અક્ષરશઃ સત્ય કહી સંભળાવી. રાજા આશ્ચર્યચકિત થયો. તેને તેનાપ્રત્યે ઘણો સ્નેહ ઉત્પન્ન થયો અને તે હવે તેને ભગિની કહીને બોલાવવા લાગ્યો. તેના પુત્રને તે પોતાના ભાણેજવત્ ગણવા લાગ્યો અને ઉત્તમ પ્રકારે તેનું લાલનપાલન કરવા લાગ્યો. દૂલેરાય લાલનસીના આશ્રયમાં રહી જેમ જેમ પોતાની વય વધવા લાગી તેમ તેમ ક્ષત્રિયધર્મનું શિક્ષણ વિશેષ ખંતથી લેવા લાગ્યા. આ સમયે દિલ્લીના સિંહાસનપર તુંવારવંશના ક્ષત્રિયો વિરાજતા હતા. તેમણે સમસ્ત ભારતવર્ષમાં પોતાની પ્રભુતાનો વિસ્તાર કરી દીધો હતો. ભારતવર્ષના સર્વરાજાઓ તેમને ખંડણી ભરતા હતા. જ્યારે દૂલેરાયની વય ચૌદ વર્ષની થઈ ત્યારે મીનારાજે તેમને દિલ્લીમાં ખંડણી ભરવાને માટે મોકલ્યા.

દૂલેરાય દિલ્લીમાં પાંચ વર્ષપર્યંત રહ્યા. આ અરસામાં તેમને મીનાજાતિના કવિની સાથે વિશેષ પરિચય થયો. દિલ્લીમાં રહી તુંવારરાજવંશીઓનો પ્રબળ પ્રતાપ જોવાથી તેમના મનપર અતિ ઉચ્ચ સંસ્કારો પડયા અને તેમના હૃદયમાં રાજમુકુટ ધારણ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. પોતાની રક્તવાહિનીઓમાં રાજરુધિર વહે છે એ વાત યુવાવસ્થામાં તેમના જાણવામાં આવી અને તેથી રાજ્યાસન પ્રાપ્ત કરવાની તેમની આકાંક્ષા ક્રમશઃ વિશેષ બલવતી થતી જતી હતી.

તેમણે પોતાના હૃદયનો ભાવ મીનાકવિને કહી સંભળાવ્યો અને તેમને પૂછ્યું કે:–"મારી આ અભિલાષા શી રીતે પૂર્ણ થઇ શકશે ? આ મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ કરવાને માટે આપ કાંઇ ઉપાય બતાવી શકો છો ?" કવિએ ઉત્તર આપ્યો:"આપ આપના આશ્રયદાતા મીનારાજનું દમન કરીને તેનું રાજ્ય ખુંચવી લ્યો. દિવાળીના પર્વપર સમસ્ત મીનાલોકો ચિરપ્રચલિત રીતિ અનુસાર એક સરોવરમાં સ્નાન કરવાને માટે જશે. આપ તે સમયે આપનું દલ લઇ તેમનાપર આક્રમણ કરજો. તેમનાં માણસોનો નાશ થશે, એટલે આપ નિર્વિઘ્ને રાજ્ય કરી શકશો. " કવિની સલાહથી દૂલેરાય દિલ્લીથી પુષ્કળ રાજપૂતસેના પોતાની સાથે લઇ દિવાળીના પર્વપર ખોહગામમાં ગયા. આ સમયે સર્વ મીનાલોકો સરોવરમાં સ્નાન કરવાને ગયા. દૂલેરાયે શીઘ્ર તેમનાપર આક્રમણ કરી તેમનાં શબોથી સમસ્ત સરોવર ભરી નાખ્યું. જે મીનાકવિએ દૂલેરાયને આ કૃત્ય કરવાની સલાહ આપી હતી, તેના પ્રાણ પણ બચ્યા નહિ. દૂલેરાયે સ્વહસ્તે તેનું મસ્તક છેદી નાખ્યું. તેમણે તેને મરતી વખત કહ્યું કે:–" જે માણસ પોતાના સ્વામીની સાથે વિશ્વાસઘાત કરે છે, તે કદિ પણ અન્યનો વિશ્વાસપાત્ર બની શકતો નથી. " આ પ્રકારે દૂલેરાયે મીનાઓના શાસનનો લોપ કરીને ખોહગામને પોતાના અધિકારમાં લઇ લીધું. આ ખોહગામ દૂલેરાયના અધિકારમાં આવવાથી ઢૂંઢાડ, અંબર વા વર્તમાન જયપુર રાજ્યની ઉત્પત્તિ થઇ.

જે દૂલેરાય બાલ્યાવસ્થામાં પિતાના રાજ્યથી પરાઙ્મુખ થઈ અનાથ અવસ્થામાં ખોહગામમાં આવ્યા હતા, તેજ દૂલેરાયના ઉપર આજે ભાગ્યલક્ષ્મીની પ્રસન્નતા થવાથી તેઓ ખોહગામ ઉપર અધિકાર કરવા લાગ્યા. હવે તેમને પોતાના રાજ્યનો વિસ્તાર કરવાની અતિ પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ. તે સમયે વર્તમાન જયપુરથી ૧૫ કોશ પૂર્વ તરફ બાણગંગાને તટે દ્યોસા નામના સ્થાનમાં બડગુજરજાતિના રાજપૂતો સ્વતંત્રતાપૂર્વક નિવાસ કરતા હતા. દૂલેરાયે પોતાની સેનાસહિત બડગુજરોના કિલ્લા સમીપ જઇ તેમના અધીશ્વરને કહેવરાવી મોકલ્યું કે:–" તમે તમારી કન્યાનો વિવાહ મારી સાથે કરો. " બડગુજરપતિએ દૂલેરાયનો આ સંદેશો સાંભળી પ્રત્યુત્તર આપ્યો કે:– " એમ શી રીતે બની શકશે ? આપણે ઉભય સૂર્યવંશી છીએ. આપણી વચ્ચે સો પેઢીનો પણ અંતર

નથી; માટે મારી કન્યાનો વિવાહ તમારી સાથે કોઇ પણ પ્રકારે થઈ શકશે નહિ." બડગુજરપતિનાં આ વચનો સાંભળી દૂલેરાયે તેમને સમજાવ્યા કે:-" સો પેઢીનું અંતર થઈ ગયું છે. હવે લગ્ન કરતાં કાંઇ અડચણ નથી." અંતે બડગુજરપતિએ દૂલેરાયની માગણી આનંદપૂર્વક સ્વીકારી અને તેમના કરકમલમાં પોતાની કન્યા સમર્પણ કરી. વળી તેમને પુત્ર હતો નહિ, તેથી પોતાનું રાજ્ય પણ તેમને સોંપી દીધું. આ પ્રકારે દિનપ્રતિદિન દૂલેરાયની પ્રભુતા અને સત્તા વૃદ્ધિંગત થતી ગઈ. જેમ જેમ તેમને નવા પ્રદેશો મળતા ગયા, તેમ તેમ તેમનો રાજ્યલોભ પણ વૃદ્ધિંગત થતો ગયો. માચી નામના સ્થાનમાં રાવ નાટુ નામનો એક મીનો રાજ્ય કરતો હતો.તેને પરાસ્ત કરવાની દૂલેરાયને ઇચ્છા ઉત્પન્ન થઇ. તેમણે પોતાની સેનાસહિત તેનાપર આક્રમણ કર્યું, તે સમરભૂમિમાં ઉતર્યો; પરંતુ દૂલેરાયના અતુલ બાહુબળની આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. મીનાસેના સંપૂર્ણ પરાભવ પામી. વિજયી દૂલેરાયને ખોહગામ કરતાં માચી વિશેષ રમણીય અને વિશેષ સુંદર જણાયું, તેથી તેમણે વિચાર કર્યો કે:-" અહીંઆં રાજધાની સ્થાપન કરવી જોઇએ." આ વિચાર તેમણે શીઘ્ર અમલમાં આણ્યો અને ખોહગામથી પોતાનો મુકામ ઉઠાવી લાવી માચીમાં રાખ્યો. ત્યાં તેમણે એક નવીન કિલ્લો બંધાવ્યો અને પોતાના વિશ્વવિખ્યાત પૂર્વજ રામચંદ્રજીના સ્મરણાર્થે તેનું નામ રામગઢ રાખ્યું.

તે પછી દૂલરાયે અજમેરની રાજકુમારી ભારોની સાથે વિવાહ કર્યો. એક સમયે તેઓ પોતાની રાણી સાથે જમવાય માતાના મંદિરમાં જઇ દર્શન કરી પાછા ફરતા હતા, એવામાં માર્ગમાં તેમણે પોતાના દેશના અગીઆર હજાર મીનાઓને તેમનો માર્ગ રોકીને ઉભેલા જોયા. વીરશ્રેષ્ઠ દૂલેરાયે તેમની સાથે નિર્ભયતાપૂર્વક યુદ્ધ કર્યું. શત્રુપક્ષની સેના અધિક હતી, તેથી દૂલેરાયની સેના તેની સામે ટકી શકી નહિ. ક્રોધિત થયેલા સિંહની પેઠે દૂલેરાયે પોતાની સમશેરથી શતાવધિ મીનાઓના પ્રાણનો સંહાર કર્યો અને અંતે તેઓ પણ ચિરનિદ્રામાં સુઇ ગયા. દૂલેરાયનું અવસાન થતાં તેમની સમસ્ત સેના છિન્નભિન્ન થઇ ગઇ. આ સમયે દૂલેરાયની રાણી ગર્ભવતી હતી, તેથી તે ત્યાંથી મહામુસ્કેલીથી નાસી શકી. દૂલેરાય મહાવીર અને પરમ સાહસિક ક્ષત્રિય હતા.

દૂલેરાયનું મૃત્યુ થયા પછી તેમની વિધવા રાણીને પુત્ર જન્મ્યો. એનું નામ કાકિલ રાખવામાં આવ્યું હતું. આ પુત્રે પિતાના સિંહાસનપર અભિષિક્ત થઈ ઢુંઢાડરાજ્ય જીતી લીધું. તેમના પુત્ર મેદલ પણ મહાપરાક્રમી વીર હતા. તેમના સમયમાં અંબરમાં રાવ ભત્તો નામનો એક સુસાવત જાતિનો મીનો રાજ્ય કરતો હતો. આ રાજા મીનાજાતિમાં સર્વશ્રેષ્ઠ હતો. મેદલરાવે સેનાસહિત તેનાપર આક્રમણ કરી તેનો પરાભવ કર્યો અને અંબરરાજ્ય હસ્તગત કરી લીધું. મેદલરાવે આ પ્રકારે પોતાના પિતાના રાજ્યનો વિસ્તાર કરી થોડા દિવસમાં નાંદલાજાતિના મીનાઓનો સખ્ત પરાભવ કરી તેમને આધીનતાની શૃંખલામાં પરિબદ્ધ કર્યાં અને ગતોર નામનો દેશ પોતાના અધિકારમાં લઇ લીધો.

દૂલેરાયના વંશજોનો સૌભાગ્યસૂર્ય ધીમે ધીમે પૂર્ણ કળાથી પ્રકાશવા લાગ્યો. મેદલરાવનો સ્વર્ગવાસ થયા પછી તેમના ઉત્તરાધિકારી હણુદેવે રાજછત્ર ધારણ કર્યું. આ સમયે ચોતરફ ઘણા મીના લોકો સ્વતંત્રતાપૂર્વક રાજ્ય ચલાવતા હતા. આથી તેમણે પોતાના પિતાની પેઠે પોતાના રાજ્યનો વિસ્તાર કરવાને માટે મીનાલોકોની સાથે યુદ્ધ કરવા માંડયું. તેઓ મરણપર્યંત યુદ્ધકાર્યમાં લિપ્ત રહ્યા હતા. હણુદેવનું મૃત્યુ થયા પછી તેમના પુત્ર કુંતલે રાજદંડ ધારણ કર્યો. તેમણે પોતાના બાહુબલથી સમસ્ત પહાડી લોકોપર પોતાની સત્તા બેસાડી. આ સમય ભૂદવાડ નામના સ્થાનમાં એક ચૌહાણરાજા રાજ્ય કરતો હતો. કુંતલની સાથે આ ચૌહાણપતિની કન્યાના વિવાહ કરવાનો પ્રસ્તાવ થયો અને તેઓ પોતાની સમસ્ત સેના લઇ ભૂદવાડ તરફ પ્રયાણ કરવા લાગ્યા; પરંતુ તેમની મીનાપ્રજાએ માગણી કરી કે:-"તમે આ રાજ્યની સીમાનું ઉલ્લંઘન કરીને પરરાજ્યમાં જાઓ છો, માટે રાજ્યના ચિન્હસ્વરૂપે નગારૂં અને પતાકા અહીંઆં મૂકતા જાઓ." રાવ કુંતલે મીનાઓનો આ પ્રસ્તાવ સ્વીકાર્યો નહિ. આથી ઉભયપક્ષોની વચ્ચે ભયંકર સંગ્રામ થયો. આ સંગ્રામમાં પુષ્કળ મીના માર્યા ગયા અને શેષનો સખ્ત પરાજય થયો. આ વિજયથી રાવ કુંતલનો અધિકાર દૃઢરીતે સ્થાપિત થઇ ગયો.

કુંતલનો પરલોકવાસ થયા પછી એક મહાન ધનુર્ધર કુશાવહ રાજસિંહાસનપર વિરાજમાન થયો. એનું નામ પજોનીજી હતું. વીર રાજપૂતોમાં એનું નામ સુપ્રસિદ્ધ છે અને એની પુષ્કળ પ્રશંસા થાય છે. સુપ્રસિદ્ધ કવિ ચંદ બરદાયીએ દિલ્હીશ્વર પૃથ્વીરાજનાં ગુણગાન જે મધુર કાવ્યમાં કર્યાં છે, તેજ કાવ્યમાં આ વીરશ્રેષ્ઠનાં પરાક્રમની પ્રશંસા પણ કરી છે.

અત્રે કર્નલ ટૉડ જણાવે છે કેઃ-'આ વિસ્તૃત ઇતિહાસમાં પૂર્વે આપણે અનેકવાર જોઇ આવ્યા છીએ કે રાજસ્થાનના આદ્ય અસભ્ય નિવાસીઓએ પરાધીનતા અને દાસત્વની શૃંખલામાંથી વિમુક્ત થવાને માટે પુષ્કળ પ્રયત્ન કર્યો છે; અને તેવીજ રીતે ઢૂંઢાડ દેશના આદ્યનિવાસીઓ પણ તેજ પ્રકારનો પ્રયાસ કરતા હતા. ઢૂંઢાડની આદ્ય, શુદ્ધ તથા અમિશ્રિત મીનાજાતિ પ્રથમ પાંચ શાખામાં વિભક્ત હતી. અજમેરથી યમુનાતટપર્યંત જે 'કાલીખો' નામની પર્વતમાળા છે, તેજ મીનાઓનું આદિ નિવાસસ્થાન હતું. તેમણે ત્યાં અંબરરાજ્યની સ્થાપના કરી હતી. તેમણે પોતાની કુલદેવી 'અંબા'પરથી તેનું નામ અંબર રાખ્યું હતું. મીનાલોકો અંબાદેવીને 'ઘાટારાણી' અર્થાત્ પવિત્ર દેવી પણ કહે છે. આ પર્વતશ્રેણીમાં ભિન્ન ભિન્ન શાખાના મીનાઓના તાબામાં ખોહગ્રામ, માચી ઇત્યાદિ નગરો હતા. બાબર અને હુમાયુના સમયમાં તેમજ કુશાવહપતિ ભારમલ્લના સમયમાં પણ મીનાજાતિ અત્યંત બળવાન હતી. તેમનું બળવિક્રમ જોઇને રાજપૂતો સદા તેમના ઉપદ્રવની આશંકા રાખતા હતા. આ સ્વતંત્ર મીનાઓના તાબામાં એક નાહન નામની અત્યંત પ્રાચીન નગરી હતી. ભારમલ્લે મુગલોની સહાયથી આ નગરીનો વિધ્વંસ કર્યો હતો. એક પ્રાચીન ઐતિહાસિક કાવ્યમાં નાહનના મીનાલોકોના સામર્થ્યનું વર્ણન આ પ્રમાણે છેઃ—

બાવન કોટ છપ્પન દરવાજા, મીના મર્દ નાહનકા રાજા;
ખૂડો રાજ નાહનકો, જબ ભૂસમેં બાટો માંગો.

આ કવિતાનો અર્થ એવો છે કેઃ-'નાહનના પરાક્રમી મીનારાજાના પાટનગરને બાવન કોટ અને છપ્પન દરવાજા હતા; પરંતુ જ્યારે તેણે ભૂસામાં પણ ભાગ માગ્યો ત્યારે તેનું રાજ્ય નાશ પામ્યું." જે સમયે અફઘાન પાદશાહો દિલ્હીના સિંહાસનપર વિરાજમાન હતા, તે સમયે મીનાલોકો અત્યંત બળવાન હતા. પૃથ્વીરાજના માંડલિક પજોનીથી લઇને બાબરના સમકાલીન ભારમલ્લ સુધીના કુશાવહ રાજાઓ નાહનપર પોતાનો અધિકાર સ્થાપન કરવાને સમર્થ થયા નહોતા. અંતે ભારમલ્લે નાહનનો વિધ્વંસ કરીને તે સ્થળે મલિવાણુ નામનું નગર સ્થાપન કર્યું. આ નગરજ સાંપ્રતમાં રાજાવત સામંતોની નિવાસભૂમિ છે.

'મીના' શબ્દની જોડણી અને ઉચ્ચારમાં ભેદ છે. કેટલાક લોકો 'મેના' કહેવાય છે. 'મેના' શબ્દનો અર્થ 'અસલ' અથવા 'અમિશ્ર' છે. આવી અસલ જાતિ તો સાંપ્રતમાં કેવલ એક છે અને તેનું નામ ઓસારા છે. હવે 'મીના' શબ્દનો અર્થ મિશ્ર છે. આ મિશ્રજાતિ 'બારાપાલ' અર્થાત્ બાર શાખાઓમાં વિભકત છે. આ લોકો ચૌહાણ, તુંવાર, પુરિહર, યાદવ, કુશાવહ, સોલંકી, સાંકલા, ગિહલોત ઇત્યાદિ રાજપૂતોનાં વીર્યથી અને મેના સ્ત્રીઓના ગર્ભથી ઉત્પન્ન થયા છે. આ વર્ણસંકર પ્રજા પાછળથી પાંચહજાર બસેં પ્રશાખાઓમાં વિભકત થઇ છે. જાગા, ધોલી, બાડોમ વગેરે તેમના વહીવંચાઓ (બારોટો) આ પ્રશાખાઓની વંશાવળી સુરક્ષિત રાખે છે. અમિશ્રિત ઓસારાજાત સાંપ્રતમાં અત્યંત વિરલ જણાય છે; પરંતુ મિશ્રજાતિ મધ્ય અને પશ્ચિમભારતના સમસ્ત પર્વતો અને દુર્ગમ પ્રદેશોમાં પ્રસરી ગઇ છે. આ પરથી જાણી શકાય છે કે રાજપૂતો આ પ્રદેશના નેતા છે અને કોળી, ભીલ, મીના, ગોંડ અને સાર્હરીઆ અથવા સાર્જા વગેરે લોકો આદ્યનિવાસી છે. મીનાજાતિના ધર્મ, આચાર, વિચાર ઇત્યાદિવિષે એક પૃથક્ પ્રકરણમાં વિવેચન કરવામાં આવશે.

પજોની[1] જેમ અતિ ઉચ્ચ કુલમાં ઉત્પન્ન થયો હતો, તેમ તે અત્યંત સુંદર અને અનેક ગુણોથી વિભૂષિત હતો. આ કારણથી દિલ્હીના ચૌહાણસમ્રાટ પૃથ્વીરાજે પોતાની ભગિનીનો વિવાહ તેની

[1] પજોની વા પજ્જૂનરાય પૃથ્વીરાજનો બનેવી નહિ, પરંતુ સાળો હતો.

સાથે કર્યો હતો. વીર પૃથ્વીરાજે સિંહાસનપર આરૂઢ થતાંની સાથેજ ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રાંતોના ૧૮૦ રાજાઓને પોતાના પાટનગરમાં બોલાવ્યા હતા; તેમાં રાવ પજોનીજીને સર્વોચ્ચ આસન આપવામાં આવ્યું હતું પૃથ્વીરાજે જે જે યુદ્ધો કર્યાં તે સર્વમાં પજોનીજીએ પોતાનું અપૂર્વ પરાક્રમ દર્શાવ્યું હતું. તેણે અનેક યુદ્ધોમાં પોતાની સમશેરનો અદ્દભુત પ્રભાવ દર્શાવીને મહાન યશ પ્રાપ્ત કર્યો હતો. જે સમયે શાહબુદ્દીન ઘોરી પહેલવહેલો ભારતવર્ષ જીતી લેવાને આવ્યો, તે સમયે વીરશ્રેષ્ઠ પજોનીજી પોતાની સેના લઇને તેની સામે ગયો હતો. તેણે આ સમયે અસીમ વીરતા દર્શાવી શાહબુદ્દીનનો પૂર્ણ પરાભવ કર્યો. શાહબુદ્દીન રણભૂમિમાંથી નાસી ગયો. વિજયી પજોની ગિજની સુધી તેની પાછળ ગયો. ત્યાર પછી પજોનીએ ચંદેલાઓની નિવાસભૂમિ મહોબાને પોતાના અધિકારમાં લઇ લીધું. દિલ્હીશ્વર પૃથ્વીરાજે જ્યારે કનોજપતિ જયચંદની કન્યા સંયોગિતાનું હરણ કર્યું ત્યારે તેમની વચ્ચે જે ભયંકર સંગ્રામ થયો હતો, તેમાં પૃથ્વીરાજની તરફથી ચોસઠ રાજાઓ લડયા હતા; તેમાં પજોની પણ એક હતો. આ સમયે પૃથ્વીરાજને જયચંદની સાથે પાંચ દિવસપર્યંત નિરંતર યુદ્ધ થયું હતું; પરંતુ અંતે પૃથ્વીરાજ સંયોગિતાને નિર્વિઘ્ને પોતાના નગરમાં લઇ ગયા હતા. આ યુદ્ધમાં પજોનીએ પરમ વીરતાપૂર્વક લડતાં લડતાં રણભૂમિમાં પોતાના પ્રાણત્યાગ કર્યા હતા. પજોનીની સાથે મેવાડના ગોવિંદરાય નામના ગિહલોત[1] સામંત પણ હતા અને તે ઉભયે તેજ સમયમાં ચિરનિદ્રામાં શયન કર્યું હતું. કવિકુલચૂડામણિ ચંદે પોતાના કાવ્યમાં વીરશ્રેષ્ઠ પજોનીની ઘણીજ પ્રશંસા કરી છે. જે સમયે ગોવિંદરાય રણમાં પડયા તે સમયે શત્રુઓ આનંદથી નૃત્ય કરવા લાગ્યા; પરંતુ તેમનો આનંદ ઝાઝીવાર ટકયો નહિ. તત્કાળ વીરકેસરી પજોની સિંહનાદ કરી શત્રુઓ ઉપર તૂટી પડયો. તે પોતાના ઉભય હસ્તોથી શત્રુઓ ઉપર શસ્ત્ર ચલાવવા લાગ્યો. વીરશ્રેષ્ઠ પજોનીની ઉપર એકદમ ચારસેં શત્રુઓ તૂટી પડયા; પરંતુ પજોનીની સાથે કેહરી, પીપા, બાહુ, નારસિંહ અને કચ્ચર[2]રાય નામના પાંચ વીર ભ્રાતાઓ હતા. તેમણે પ્રબલ પરાક્રમથી તેનું રક્ષણ કર્યું. ચોતરફથી તલવાર અને ભાલાના[3] પ્રહાર થવા લાગ્યા. શતાવધિ માથાં રણભૂમિમાં પડવા લાગ્યાં. રુધિરની નદી વહેવા લાગી. પજોનીએ એતમાદ ઉપર આક્રમણ કર્યું. થોડીવારમાં તેમણે એતમાદનું મસ્તક ભૂમિભેગું કર્યું; પરંતુ આ ઘટના બની કે તરતજ ખાનનો ભાલો પજોનીના હૃદયમાં ઘુસી ગયો. કૂર્મ[4] (કુશાવહ) રણમાં પડયો. સ્વર્ગની અપ્સરાઓ પજોનીને પરણવાને માટે પરસ્પર ઝગડો કરવા લાગી. ઉત્તરપ્રદેશના સૈનિકોથી રણભૂમિ ભરાઇ ગઇ. મનુષ્યોનાં કપાઈ ગયેલાં મસ્તકોથી મહાદેવજીની મુંડમાલા વધી ગઈ. જે સમયે પજોની અને ગોવિંદ યુદ્ધમાં માર્યા ગયા, તે સમયે એક પહોર[5] દિવસ બાકી હતો. હવે જંજીરમાંથી મુકત થયેલા સિંહની પેઠે અત્યંત ક્રોધિત થઇ વીરશ્રેષ્ઠ પાલ્હન પોતાના બંધુને સહાય કરવાને માટે શત્રુઓની સામે આવી પહોંચ્યા. પજોનીના ભ્રાતા પાલ્હન પોતાના પુત્રની સાથે કર્ણસમાન વીરતા દર્શાવવા લાગ્યા. અંતે તે ઉભયે યુદ્ધભૂમિમાં પોતાના પ્રાણત્યાગ કર્યા. સૂર્યલોકમાં તેમને પરમ આદરપૂર્વક આસન પ્રાપ્ત થયું. થોડીવારે પૃથ્વીરાજની સેનાના અદ્દભુત

---

૧ મેવાડથી કોઇ પણ સામંત પૃથ્વીરાજની સાથે કનોજ ગયો નહોતો.

૨ પીપા, અજાનબાહુ, નરસિંહ તથા કચ્ચર એ પજુનરાયના ભ્રાતા નહોતા; પરંતુ અન્યાન્ય જાતિના સામંતો હતા.

૩ ચંદકવિના આ પ્રકારના વર્ણનથી એવો બોધ થાય છે કે જે સમયે દિલ્હીપતિ પૃથ્વીરાજની સાથે કન્યકુબ્જપતિ જયચંદને અંતિમ યુદ્ધ થયું, તે સમયે જયચંદના પક્ષમાં એક યવનસેના પણ હતી; પરંતુ ભારતવર્ષના ઇતિહાસમાં આવો કોઈ પણ ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી. જયચંદની સાથે પૃથ્વીરાજને ઉક્ત યુદ્ધ થયું ત્યાર પછી યવનોની સેનાએ ભારતવર્ષમાં આવી દિલ્હી જીતી લીધું હતું, તે પૂર્વે ભારતવર્ષમાં યવનસેના હતી નહિ.

૪ જયપુરના રાજાઓ જે પ્રકારે કછવાહાની ઉપાધિથી વિખ્યાત હતા, તે પ્રકારે તેઓ કૂર્મ પણ કહેવાતા હતા. તેમને કૂર્મની ઉપાધિ શાથી પ્રાપ્ત થઈ તેનું કાંઈ વિશેષ કારણ કર્નલ ટૉડે જણાવ્યું નથી; પરંતુ એક સ્થાને તેમણે લખ્યું છે કે, રાજા કુશવાહના પિતાનું નામ કૂર્મ હતું તેથી કછવાહાઓને એ નામ પ્રાપ્ત થયું છે.

હિંદી અનુવાદક

૫ છદું તર્ણુઆમાં એક ઘડી છે.

બાહુબળથી પરાસ્ત થઇને કનોજની સેનાએ પીઠ દર્શાવી.

કવિ ચંદ અત્રે પોતાની આલંકારિક ભાષામાં વર્ણન કરે છે કેઃ–"ગંગા ભયભીત થઇ, ચંદ્ર ચંચળ થયો, દશે દિક્‌પાલ ડગી ગયા અને ભયંકરરીતે રુદન કરવા લાગ્યા. કનોજની સેનાની ગતિ રોકાઇ ગઇ. પજ્જોનીએ જયચંદની ઢાલ કાપીને ખંડ ખંડ કરી નાખી હતી.પજ્જોનીનું મૃત્યુ થતાં તેમના પુત્રે તેમની અંત્યેષ્ટિ ક્રિયા કરી. પજ્જોની પૃથ્વીરાજને ઢાલસ્વરૂપ હતા. તેમણે કનોજના વીરોને ભીષણ શસ્ત્રાઘાતના ઉપહાર અર્પણ કર્યા હતા. તેમની વીરતાનું વર્ણન કરવાની કવિઓમાં પણ શક્તિ નથી. તેમણે અસંખ્ય વીરોનાં મસ્તક કાપીને તેમના પ્રાણનો નાશ કર્યો હતો. તેમણે મરતી વખત એવા શબ્દો કહ્યા હતા કેઃ–"મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું છે. તેમાંથી અર્ધું આયુષ્ય તો નિદ્રામાં વ્યતીત થાય છે. તેમાંનો કેટલોક ભાગ બાલ્યાવસ્થામાં નષ્ટ થઈ જાય છે, એટલે કર્મક્ષેત્રમાં ઉતરવાને માટે મનુષ્યને ઘણોજ થોડો સમય મળે છે; પરંતુ હું ઇશ્વરનો આભાર માનું છું કે તેણે મને શસ્ત્રાઘાત સહન કરવાની શક્તિ આપી છે." તેઓ મરણશય્યાપર શયન કરીને આ શબ્દો બોલતા હતા, એવામાં તેમણે પોતાના પ્રિય પુત્રને શત્રુઓની સામે પરમ વીરતાપૂર્વક યુદ્ધ કરતો જોયો. તે એક સાચા વીરપુરુષની પેઠે શત્રુઓનો સંહાર કરતો હતો. આ દૃશ્ય જોઇ તેમના આત્માને પરમ સંતોષ થયો. મલેસીજીના શરીરપર શત્રુઓએ સાત અસિના ઘા કર્યા હતા. તેમનો અશ્વ સર્વાંગ રુધિરથી ભીંજાઇ ગયો હતો. આ યુદ્ધમાં પજ્જોનીના પુત્રે અદ્‌ભુત પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું."

આ પ્રકારે ચંદ કવિએ પજ્જોનીના પુત્ર મલેસીજીના ગુણોની અતીવ પ્રશંસા કરી છે. પોતાના પિતાની પછી અંબરના સિંહાસનપર તેઓજ વિરાજમાન થયા હતા. કર્નલ ટૉડે જે ઐતિહાસિક ગ્રંથમાંથી આ વૃત્તાંત સંગ્રહિત કર્યું છે તેમાં મલેસીજીના શાસનસમયની કોઇ વિશિષ્ટ ઘટનાનો ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી; પરંતુ રાજવાડાની દંતકથાઓ અને કાવ્યોમાં પજ્જોનીના ઉત્તરાધિકારીઓનાં બલવિક્રમની પુષ્કળ પ્રશંસા સાંભળવામાં આવે છે. આવા એક કાવ્યમાં એવું વર્ણન છે કે મલેસીએ માંડુના નૃપતિની સાથે રૂત્રાહિ નામના સ્થાનમાં ભયંકર યુદ્ધ કરીને વિજય પ્રાપ્ત કર્યો હતો.[1] મલેસીજીની પછી નિમ્નલિખિત અગીઆર રાજાઓ અંબરના સિંહાસનપર બેઠાઃ (૧) બીજલદેવજી (૨) રાજદેવજી (૩) કલ્હણજી (૪) કુંતલજી (૫) જોણસીજી (૬) ઉદયકર્ણ (૭) નારસિંહજી (૮) વનવીરજી (૯) ઉદ્ધરણજી (૧૦) ચંદ્રસેનજી અને (૧૧) પૃથ્વીરાજજી.

કર્નલ ટૉડે ઉપરોક્ત અગીઆર રાજાઓના શાસનકાળનો કાંઇ પણ ઇતિહાસ આપ્યો નથી. કેવલ પૃથ્વીરાજના સમયમાં અંબરરાજ્યમાં એક મહાન ઐતિહાસિક ઘટના બની હતી. પૃથ્વીરાજને સત્તર પુત્રો ઉત્પન્ન થયા હતા; તેમાંના પાંચ અકાળ મૃત્યુ પામ્યા હતા અને બાર જીવંત હતા. પૃથ્વીરાજે આ બાર પુત્રોને પોતાનું રાજ્ય બાર ભાગે વહેંચી આપ્યું. આજ કારણથી અંબરનું રાજ્ય "બારાકોટડી'ના નામથી પ્રસિદ્ધ છે. જે સમયે પૃથ્વીરાજે આ બાર પુત્રોને પોતાનું રાજ્ય વહેંચી આપ્યું, તે સમયે અંબરનું રાજ્ય ઘણું નાનું હતું, તેથી તેમના પ્રત્યેક પુત્રને ઘણી થોડી ભૂમિ મળી હતી; પરંતુ સાંપ્રતમાં તે બાર રાજકુમારના વંશજોમાંના પ્રત્યેક તે સમયના અંબરરાજની ભૂમિ જેટલી ભૂમિ ભોગવે છે. મલેસી અને પૃથ્વીરાજની વચ્ચેના કાળમાં મૂળ રાજ્ય કરતાં એક શાખા અધિક પ્રબળ થઇ ગઇ હતી. આ ઘટના ઉદયકર્ણના શાસન સમયમાં બની હતી. તેમના પુત્ર બાલાજીએ પિતાના રાજ્યનો ત્યાગ કરી અમૃતસર નામનું નગર અને તેના તાબાનો પ્રદેશ જીતી લીધો અને ત્યાં પોતાની રાજધાની સ્થાપિત કરી. તેમના પુત્ર શેખાજીએ પોતાના પિતાના સિંહાસનપર બેસી પોતાના બાહુબળથી રાજ્યનો વિસ્તાર

૧ પાલન પજ્જની જીતી મહોબા કનોજ લડાઈ, માંડુ મલેસી જીતી સર રુત્રાહિકા.
રાજા ભગવાનદાસ જીતી મેવાસી લાડ, રાજા માનસિંહ જીતી ખોતન ફોજ ડુવાકી.
એનો અર્થ એ છે કેઃ–પાલન અને પજ્જોનીએ મહોબા અને કનોજના યુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો; મલેસીએ રુત્રાહિના સમરમાં વિજય પ્રાપ્ત કરી માંડુપર અધિકાર સ્થાપિત કર્યો; રાજા ભગવાનદાસને મેવાસીમાં વિજય મળ્યો; અને રાજા માનસિંહે ખોતનની સેનાને પરાસ્ત કરી. આ પરથી પ્રતીત થાય છે કે એક સમયે રાજપૂત-રાજાઓએ કાબુલ તરફના પ્રદેશોમાં પણ વિજય પ્રાપ્ત કર્યો હતો.

ઘણો વધારી દીધો. તે વિસ્તૃત રાજ્યનું નામ પોતાના નામપરથી શેખાવટી પાડ્યું. શેખાવટી રાજ્યનો વિસ્તાર સાંપ્રતમાં દશહજાર વર્ગમાઇલનો છે. આ રાજ્યના સંબંધમાં યથાસ્થાન વિશેષ વર્ણન કરવામાં આવશે.

પૃથ્વીરાજ સિંધુનદીના તટપર આવેલા દેવલ નામના પવિત્ર તીર્થમાં ગયા હતા, ત્યાં તેમના પોતાના પુત્ર ભીમે તેમનું ખૂન કર્યું હતું. ભીમે જે પ્રકારે પોતાના પિતાના પ્રાણ લીધા હતા, તે પ્રકારે તેના પુત્ર આસકર્ણે તેનો નાશ કર્યો હતો. ભીમે પોતાના પિતાનો વધ કર્યો તેથી તે સર્વને અપ્રિય થઇ પડયો હતો અને સર્વ તેનાપ્રતિ ઘૃણાની દૃષ્ટિથી જોતા હતા. રાજકુટુંબના સમસ્ત માણસોએ એક દિવસ એકત્રિત થઈ આસકર્ણને કહ્યું કે:–" આપ ભીમને મારીને રાજવંશનું કલંક દૂર કરો. ત્યાર પછી આપ તીર્થયાત્રા કરીને એ પાપનો નાશ કરજો. " આસકર્ણે આ સલાહ વ્યાજબી માની પોતાના પિતાના જીવનરૂપી દીપકને શાંત[1] કરી દીધો. અંબરના રાજવંશના ઇતિહાસમાં આ ઉભય મહાપાપીઓનાં નામ લખવામાં આવ્યાં નથી. આ પ્રકારે કલંકિત માણસોનાં નામો સંસારમાંથી લુપ્ત થાય એજ ઉચિત છે.

દૂલેરાયના સમયથી લઇને પૃથ્વીરાજના સમયપર્યંત અંબરના સર્વ રાજાઓ સંપૂર્ણ સ્વતંત્રતાપૂર્વક રાજ્ય ભોગવતા હતા. જે સમયે તુંવારવંશી[2] પૃથ્વીરાજ દિલ્લીના સિંહાસનપર વિરાજમાન હતા તે સમયે રાવ પજોની તેમના માંડલિક હતા; પરંતુ તેમના રાજ્યની અંતસ્થ વ્યવસ્થામાં તુંવારરાજાએ કિંચિત્ પણ હસ્તક્ષેપ કર્યો નહોતો. પજોનીને પૃથ્વીરાજની સાથે સાંસારિક સંબંધ થઈ ગયો હતો, તેથી તેઓ દિલ્લીમાં પરમ આદરપૂર્વક રહેતા હતા. અંબરના રાજાઓમાં સર્વથી પહેલાં ભારમલ્લે યવનસમ્રાટની સમક્ષ પોતાનું મસ્તક ઝુકાવ્યું હતું. તેમણેજ યવનસમ્રાટની સાથે પહેલવહેલો સંબંધ બાંધ્યો હતો. બાબરે જે સમયે ભારતવર્ષમાં પોતાની પ્રભુતાનો વિસ્તાર કર્યો, તે સમયે ભારમલ્લે તેની આધીનતા સ્વીકારી લીધી; ત્યાર પછી તેમણે હુમાયુની પાસેથી " પંચહજારી મનસબ " ની પદવી મેળવી.ભારમલ્લના શાસનના સંબંધમાં કાંઈ વિશેષ ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી.

ભારમલ્લના પુત્ર ભગવાનદાસે અંબરના સિંહાસનપર અધિષ્ઠિત થઈ યવનસમ્રાટની સાથેનો પોતાનો સંબંધ વિશેષ મજબૂત બનાવ્યો. સમસ્ત ભારતવર્ષમાં તેણેજ સૌથી પ્રથમ રાજપૂતના પવિત્ર રુધિરને કલંકિત કર્યું. રાજા ભગવાનદાસ પાદશાહ અકબરનો પરમ મિત્ર અને પ્રેમપાત્ર હતો. રાજનીતિ નિપુણ અકબરે દિલ્લીના સિંહાસનપર અધિષ્ઠિત થઇ વિચાર કર્યો કે: "ભારતવર્ષમાં મુગલ સામ્રાજ્યને દૃઢ અને ચિરસ્થાયી કરવાને માટે પ્રજાનાં હૃદય જીતી લેવા ઉપરાંત આ દેશના પ્રાચીન રાજવંશોની સાથે મિત્રતા કરવાની પણ આવશ્યકતા છે. માત્ર તલવારની સહાયથી ભારતવર્ષપર અધિકાર કરવો અશક્ય છે. કઠોર દંડ, તલવારનું બળ અને સ્વેચ્છાચારપૂર્વક જે અધિકાર કરવામાં આવે છે તે ચિરસ્થાયી હોતો નથી. તે વિષમય પરિણામ ઉપજાવે છે; પરંતુ અનેક ભાષા બોલનાર અને અનેક ધર્મમાં વિભકત થયેલા ભારતવાસીઓપર જો દયા અને ન્યાયપૂર્વક શાસન ચલાવવામાં આવશે તો મોગલસામ્રાજ્ય ચિરસ્થાયી અને દૃઢ થશે. " આવો વિચાર કરી અકબરે ભારતવર્ષના રાજાઓની સાથે મિત્રતા કરવા માંડી હતી. તેણે ભગવાનદાસને કેવી રીતે હસ્તગત કર્યો હતો, તે કાંઈ જાણી શકાતું નથી; પરંતુ એવું અનુમાન કરી શકાય છે કે તેનું સન્માન અને ગૌરવ વધારવાની

---

૧ રાજપૂતોના ઇતિહાસમાં એવો ઉલ્લેખ છે કે આસકર્ણ પોતાના પિતાનો વધ કરીને પોતાના પાપની નિવૃત્તિને અર્થે તીર્થયાત્રા કરવાને ગયો હતો; અને જ્યારે તે ત્યાંથી પાછો ફર્યો ત્યારે તેને યવનસમ્રાટે (હુમાયુ વા બાબરે) રાજાની ઉપાધિ અર્પણ કરી, નરવરનું રાજ્ય સમર્પણ કર્યું. નરવરના રાજવંશમાંથી અંબરના રાજવંશની ઉત્પત્તિ થઈ છે, એ વાત પાઠકોને પ્રથમથીજ વિદિત થઇ ચૂકી છે. આ ઉભય રાજ્યોમાંથી એકનો રાજા અપુત્રાવસ્થામાં મરણ પામે તો બીજાનો રાજકુમાર તેના સિંહાસનપર વિરાજમાન થાય છે. જયપુરના રાજા જયસિંહનું મૃત્યુ અપુત્રાવસ્થામાં થયું હતું, તે સમયે નરવરના એક રાજકુમારને અંબરના સિંહાસનપર અભિષિક્ત કરવામાં આવ્યો હતો.

૨ પૃથ્વીરાજ તુંવારવંશી નહોતા, ચોહાણવંશી હતા.

લાલચ આપીનેજ તેણે તેને હાથમાં લીધેલો હોવો જોઇએ. ભગવાનદાસ પાદશાહને એટલો બધો આ- ધીન થઇ ગયો હતો કે તે તેને પ્રસન્ન કરવાને માટે પોતાના પરમ પવિત્ર વંશની પવિત્રતા પણ ભૂલી ગયો. તે સમસ્ત ભારતવર્ષમાં સૌથી પહેલાં યવનસમ્રાટની સાથે વૈવાહિક સંબંધ જોડતાં કિંચિત્ પણ લજ્જિત થયો નહિ. ભગવાનદાસે કુમાર સલીમ (જેણે પાછળથી જહાંગીર નામ ધા- રણ કર્યું હતું ) ની સાથે પોતાની કન્યાનો વિવાહ કર્યો. આ[1] વિવાહના ફલસ્વરૂપે હતભાગી ખુશરૂનો જન્મ થયો.

ભગવાનદાસના[2] ભત્રીજા માનસિંહ અકબરની સભામાં ઉજ્જ્વલ મણિસ્વરૂપ હતા. સમ્રાટ- ની પાસે રહીને તેમણે અતિ મહાન કાર્યો કર્યાં હતાં. તેમણે ખુતનથી સમુદ્રતટપર્યંતના સમસ્ત દેશો પોતાની સમશેરના બળથીજ યવનરાજના અધિકારમાં મૂકયા હતા. માનસિંહે ઓરીસ્સા[3] તથા આસામ જીતી લઈ યવનસમ્રાટને તાબે કર્યાં હતા. તેમના બાહુબળથી ભયભીત થઇને કાબૂલે પણ હિંદુસ્થાનના સમ્રાટની અધીનતા સ્વીકારી હતી. માનસિંહ ક્રમશઃ બંગાળા, બિહાર, દક્ષિણ અને કાબૂલના સુબા થયા હતા. રાજપૂતરાજાઓની સાથે સંબંધ જોડીને અકબરે[4] પોતાનું સામર્થ્ય વધારવાની જે અભિલાષા રાખી હતી, તે માનસિંહે પૂર્ણ કરી. રાજા માનસિંહની સત્તા અકબરના રાજ્યમાં એટલી પ્રબળ થઇ ગઇ હતી કે, ખુદ પાદશાહ પણ તેમનાથી ભયભીત થતો હતો; અને અંતે તેણે તેમને મારી નાખવાનો પ્રયત્ન કર્યો હતો. અકબરે માનસિંહને વિષ આપવાનો પ્રયત્ન કરી પો- તાનોજ નાશ કેવી રીતે કર્યો, તેનું વર્ણન પૂર્વે આવી ગયું છે; છતાં પણ પ્રસંગવશાત્ સંક્ષેપમાં

---

૧ મુસલમાન ઇતિહાસવેત્તા જણાવે છે કે હીજરી સન ૯૯૩( ઇ૦સ૦ ૧૫૮૬ )માં આ વિવાહ થયો હતો. આ સમયે અંબરના રાજકુટુંબમાંથી રાજા ભગવાનદાસ,* તેનો દત્તકપુત્ર માનસિંહ અને તેનો પૌત્ર આ ત્રણે જણ સમ્રાટની સેનામાં સેનાપતિતરિકે વિશેષ માન પામ્યા હતા. વિશેષતઃ માનસિંહે સૌથી અધિક પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. જે સમયે પાદશાહના બંધુઓ વિદ્રોહી બની ગયા તે સમયે માનસિંહે તેમનો વિદ્રોહ દાબી દીધો હતો. રાજા ભગવાનદાસ જે સમયે સમ્રાટના વંશના એક સેનાનીના હાથનીચે કાશ્મીરના યુદ્ધમાં લિપ્ત હતો, તે સમયે માનસિંહે ખૈબરઘાટના બળવાન અફઘાનોનું દમન કર્યું અને તેનો પુત્ર કાબૂલમાં પાદશાહના પ્રતિનિધિ તરિકે નિયુક્ત થયો. ફરિસ્તાના ઇતિહાસમાં આ વિષે વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે.

૨ કર્નલ ટૉડ જણાવે છે કેઃ-" ભગવંતદાસને ત્રણ બંધુ હતા. સૂરતસિંહ, માધોસિંહ અને જગતસિંહ. માનસિંહ આ જગતસિંહનોજ પુત્ર હતો. "

૩ મુસલમાનોના ઐતિહાસિક ગ્રંથ ફરિસ્તામાં એવો ઉલ્લેખ છે કેઃ-" માનસિંહે જ્યારે ઓરિસ્સા પ્રાંત જીતી લીધો ત્યારે અકબરે તેને ૧૨૦ હાથી ઉપહારસ્વરૂપે આપ્યા હતા. "

૪ ફરિસ્તા આ વાતનો સ્વીકાર કરે છે. તે જણાવે છે કે જે સમયે માનસિંહ કેવળ કુમારની ઉપાધિ ધરા- વતા હતા, તે સમયે તેઓ બિહાર, હાજીપુર અને પટનાના શાસનકર્તાના પદપર નિયુક્ત થયા અને જે વર્ષે તેઓ ઉક્તપદપર નિયુક્ત થયા તેજ વર્ષમાં અર્થાત્ ઈ૦ સ૦ ૧૫૮૯ માં તેમના કાકા રાજા ભગવાનદાસનું× મૃત્યુ થયું. કછવાહા રાજાની કન્યાના ઉદરે કુમાર ખુશરૂનો જન્મ આ ઘટના બની તે પૂર્વે થયો હતો અને તે સમયે સારો મહોત્સવ કરવામાં આવ્યો હતો. માનસિંહે પ્રતાપાદિત્યને પરાસ્ત કરી બંગાળાદેશ જીતી લીધો હતો, એ વાત પાઠકોને અપરિચિત નથી.

---

* આ નામ ખોટું છે ખરું નામ ભગવાનદાસ નહિ; પરંતુ ભગવંતદાસ છે. માનસિંહ જગતસિંહનો પુત્ર ન- હોતો; પરંતુ જગતસિંહ માનસિંહનો પુત્ર હતો. માધવસિંહ માનસિંહનો બંધુ હતો, સૂરતસિંહ નહિ. સૂરસિંહ પણ રાજા ભગવંતદાસનો પુત્ર અને માનસિંહનો ભ્રાતા હતો. ભગવંતદાસે માનસિંહને દત્તક લીધો નહોતો તેમજ તેણે પોતાની પુત્રી પણ શાહજાદા સલીમની સાથે પરણાવી નહોતી. કર્નલ ટૉડને સત્ય ઇતિહાસ ઉપલબ્ધ થયો નહિ તેથી આવી ભૂલ થઈ છે. સત્ય વાત એ છે કે રાજા ભારમલ્લે પ્રથમ અકબરની સાથે પોતાની પુત્રીનો વિવાહ કર્યો હતો અને તેના પુત્ર ભગવાનદાસે પોતાની પુત્રી શાહજાદા સલીમની સાથે પરણાવી હતી. આ ભગવાનદાસ વસ્તુતઃ રાજા ભગવંતદાસનો બંધુ થતો હતો, તે કાંઈ અંબરનો રાજા નહોતો. અકબરે તેને "બાંકા કછવાહા"ની ઉપાધિ આપી હતી. આજે તેના વંશજો "બાંકા કછવાહા" કહેવાય છે અને તેઓ લિવાણુ પ્રદેશના સ્વામી છે.

× રાજા ભગવાનદાસ નહિ પરંતુ ભગવંતદાસ. આ ભગવંતદાસ રાજા માનસિંહનો કાકો નહોતો; પરંતુ પિતા હતો.

જણાવીએ છીએ કે માનસિંહની પ્રબલ પ્રભુતા અસહનીય લાગવાથી સમ્રાટ અકબરે અત્યંત ઘૃણિત ઉપાયથી અર્થાત્ વિષપ્રયોગથી તેમનો નાશ કરવાની ચેષ્ટા કરી હતી; પરંતુ તેના દુર્ભાગ્યથી તે વિષ તે પોતે ખાઈ ગયો અને થોડીવારમાં નિશ્ચેષ્ટ થઇ યમરાજની પાસે પોતાના કૃત્યનો જવાબ આપવાને ચાલ્યો ગયો.

સમ્રાટ અકબરે જે સમયે મરણશય્યાપર શયન કર્યું; તે સમયે પોતાના ભાણેજ ખુશરૂને સિંહાસનપર અધિષ્ઠિત કરવાને માટે રાજા માનસિંહે પ્રપંચજાળનો વિસ્તાર કર્યો હતો. સમ્રાટ અકબર જો આ વાત જાણત તો તે ભાવી ઉપદ્રવોનું ઉન્મૂલન કરવાને માટે પ્રથમથીજ સલીમને રાજમુકુટ અર્પણ કરી દેત. રાજા માનસિંહ બંગાળાના સૂબાતરીકે નિયુક્ત થયા હતા, તેથી તેઓ તે દેશમાં ગયા; પરંતુ તેમણે રચેલા પ્રપંચનો વિસ્તાર તો વધતોજ ગયો; પણ તેમના તથા ખુશરૂના પ્રતિપક્ષીઓએ કુમાર ખુશરૂને પકડી કારાગૃહમાં પૂર્યો અને તેના સેવકોને નિર્દયરીતે મારી નાખ્યા. રાજા માનસિંહ પરમ ચતુર હતા, તેથી તેમણે તે વખતે તો પોતાના પ્રતિપક્ષીઓપર વૈર લીધું નહિ; પરંતુ તેઓ સુસંધિની પ્રતીક્ષા કરતા રહ્યા અને ગુપ્તરીતે પોતાના ભાણેજના પક્ષનું સમર્થન કરતા રહ્યા. રાજા માનસિંહ વીસ હજાર રાજપૂતસૈનિકોના અધિનાયક હોવાથી અત્યંત બળવાન હતા, તેથી પ્રકટરીતે તેમનું દમન કરવું પાદશાહની શક્તિ બહાર હતું; પરંતુ એમ કહેવાય છે કે માનસિંહને દશ કરોડ રૂપિયાની લાંચ આપીને પાદશાહે તેમને પોતાને હસ્તગત કરી લીધા હતા. મુસલમાન ઇતિહાસવેત્તાના વિધાનપરથી જ્ઞાત થાય છે કે માનસિંહે હીજરી સન ૧૦૨૪ (ઇ૦ સ૦ ૧૬૧૫) માં બંગાળામાં દેહ છોડી હતી;[1] પરંતુ એક અન્યગ્રંથપરથી જણાય છે કે તેઓ ઉત્તર તરફ ખિલજીલોકોની સામે યુદ્ધ કરવાને ગયા હતા ત્યાં હીજરી સન ૧૦૨૨ માં તેઓ માર્યા ગયા હતા.

રાજા[2] ભગવાનદાસનો સ્વર્ગવાસ થયા પછી માનસિંહ જયપુરના સિંહાસનપર અધિષ્ઠિત થયા હતા. માનસિંહના શાસનકાળમાં અંબરરાજ્યે ભારતનાં અન્યાન્ય રાજ્યો કરતાં વિશેષ પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. સમ્રાટ અકબરની રાજસભામાં માનસિંહને જેટલું સન્માન મળતું હતું, તેટલું ઇતર કોઇપણ દેશી રાજાને મળતું નહોતું. તેમણે પોતાના બાહુબળથી અનેક દેશો જીત્યા હતા. તેઓ ઇતર દેશોમાંથી જે દ્રવ્ય લૂંટી લાવતા હતા, તેથી નાના સરખા અંબરરાજ્યની સંપત્તિ ક્રમશઃ વૃદ્ધિંગત થતી જતી હતી. અંબરનું રાજ્ય રાજસ્થાનમાં એક ક્ષુદ્ર રાજ્ય ગણાતું હતું; પરંતુ માનસિંહના સમયમાં તે ક્ષુદ્ર રાજ્યની સીમા પણ વધી અને ભારતવર્ષમાં તેની પ્રસિદ્ધિ પણ વધી. અત્યારસુધી કુશાવહો કાંઈ અતિ પરાક્રમી વીર ગણાતા નહોતા; પરંતુ ભગવાનદાસ અને માનસિંહના સમયમાં કુશાવહોનાં દલોએ ખતનથી સમુદ્રતટપર્યંતનો સમસ્ત દેશ પોતાનાં અતુલ પરાક્રમ અને બાહુબળથી જીતી લઇ પોતાની જાતિનું ગૌરવ વધાર્યું. રાજા માનસિંહની સેના પાદશાહની સેના કરતાં અધિક બળવાન તથા સાહસિક ગણાતી હતી. માનસિંહ અકબરના સમયમાં પ્રશંસનીય અને ચિરસ્મરણીય કાર્યો કરીને સ્વર્ગે સિધાવ્યા. તેમની પછી તેમના પુત્ર રાવ ભાવસિંહ અંબરના સિંહાસનપર અભિષિક્ત થયા. સ્વયં સમ્રાટે તેમનો અભિષેક કરી તેમને "પંચહજારી મનસબ" ની અતિ સન્માનનીય ઉપાધિ આપી હતી. આ રાજા અતિ અજ્ઞાન અને મદ્યપાનમાં સદાસર્વદા મગ્ન રહેનારો હતો. થોડા કાળપર્યંત રાજ્ય કર્યા પછી અધિક મદિરાપાન કરવાથી હીજરી સન ૧૦૩૦ માં તેના પ્રાણ ગયા. એના શાસનકાળમાં કોઇ વિશિષ્ટ ઐતિહાસિક ઘટના બની નહોતી.

ભાવસિંહનું મૃત્યુ થયા પછી તેનો પુત્ર મહાસિંહ[3] રાજસિંહાસનપર બેઠો; પરંતુ એ પણ પોતાના પિતાની પેઠે અત્યંત ઇંદ્રિયલોલુપ અને મદ્યપાનસેવક હતો, તેથી અલ્પ સમયમાં તે પણ આ સંસાર છોડીને ચાલ્યો ગયો. રાજા માનસિંહ જેવા સદ્‌ગુણી હતા, તેવાજ તેમના આ વંશજો દુર્ગુ-

---

૧ રાજપૂતોના ઇતિહાસપરથી પ્રતીત થાય છે કે માનસિંહનું મરણ સંવત ૧૬૯૮ (ઇ૦ સ૦ ૧૬૪૨) માં થયું હતું.

૨ ભગવંતદાસ.

૩ મહાસિંહ ભાવસિંહનો પુત્ર નહોતો; પરંતુ તે માનસિંહના કુંવર જગતસિંહનો પુત્ર હતો.

ણી હતા. રાજા માનસિંહની વીરતા, રાજનીતિજ્ઞતા અને સાહસિકતા પૈકી કોઇપણ ગુણ તેમનામાં નહોતો; આથી તેમના શાસનકાળમાં અંબરરાજ્યની પ્રભુતા અને પ્રતાપ સર્વથા ક્ષીણ થઇ ગયાં. આ સમયમાં જોધપુરના અધીશ્વરે દિલ્હીના સમ્રાટની દરબારમાં પોતાની મહત્તાનો વિસ્તાર કરી લીધો. મહાસિંહના મૃત્યુ પછી અંબરના સિંહાસનપર કોણ બેસે, એ મહાવિકટ પ્રશ્ન ઉપસ્થિત થયો. વિખ્યાત રાજપૂતનંદિની જોધાબાઇની સાથે જહાંગીરનો વિવાહ થયો હતો. આ પ્રખ્યાત રાણીની સલાહથી પાદશાહ જહાંગીરે જગતસિંહના પૌત્ર જયસિંહને અંબરનું રાજ્ય સમર્પણ કર્યું. એમ કહેવાય છે કે જહાંગીરના આ કૃત્યથી તેની પ્રિયતમા નૂરજહાન પરમ સંતુષ્ટ થઈ હતી. જોધાબાઈ અને જહાંગીર જે સમયે અંબરનું સિંહાસન કોને આપવું તત્સંબંધે મસલત કરતાં હતા તે સમયે જયસિંહ અંતઃપુરની નીચે ઉભો હતો. મસલત થઈ રહ્યા પછી જહાંગીરે ઝરૂખામાં નીકળી જયસિંહને અભિનંદન આપી કહ્યું કેઃ–"આપ જોધાબાઇને સલામ કરો. આપને સિંહાસનપ્રાપ્તિ થઈ છે અને તેનું કારણ જોધાબાઇજ છે;" પરંતુ રાજસ્થાનની રીતિઅનુસાર કોઇપણ રાજા કોઈ રાજપૂત રાજકુમારીને સલામ કરી શકતો નથી, તેથી પાદશાહની આજ્ઞા થવા છતાં પણ જયસિંહ તેનો અનાદર કરીને બોલ્યોઃ" હું આપના રણવાસની અન્યાન્ય સ્ત્રીઓને સલામ કરવાને તૈયાર છું, પરંતુ જોધાબાઇને તો કદિ પણ સલામ કરીશ નહિ." આથી જોધાબાઇને કિંચિત્ પણ અપમાન લાગ્યું નહિ. તે મંદ હાસ્ય કરી બોલીઃ" તેથી કાંઇ હાનિ નથી, હું આપને અંબરનું રાજ્ય આપી ચૂકી છું."

રાજા માનસિંહની પછીના બે અયોગ્ય રાજાઓને લીધે અંબરરાજ્યની પ્રભા અત્યંત મંદ થઈ ગઈ હતી. રાજા જયસિંહે સિંહાસનપર બેસી પોતાનાં બુદ્ધિબળ, નીતિબળ અને બાહુબળથી રાજ્યની સંસ્કૃતિ કરી અને થોડાં વર્ષમાં અંબરરાજ્યને પોતાનું લુપ્ત ગૌરવ પુનઃ પ્રાપ્ત થયું. જયસિંહ મીરજા રાજાને નામે વિખ્યાત હતા. માનસિંહે જે પ્રકારે અકબરના શાસનકાળમાં પોતાનાં સામર્થ્ય અને અદ્દભુત બાહુબળનો પરિચય કરાવી અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી હતી તે પ્રકારે મીરજા રાજા જયસિંહે પણ ક્રૂર પાદશાહ ઔરંગઝેબના શાસનકાળમાં પોતાનું અદ્દભુત સામર્થ્ય દર્શાવી અમર કીર્તિ પ્રાપ્ત કરી હતી. ઔરંગઝેબના સમયમાં જે જે યુદ્ધો થયાં હતાં, તેમાંનાં પ્રાયઃ સર્વમાં જયસિંહ વિદ્યમાન હતા. તેમણે અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કર્યો હતો. ઔરંગઝેબે જયસિંહની વીરતાથી પરમ સંતુષ્ટ થઇ તેમને છ હજારી મનસબની પદવી આપી હતી. ઔરંગઝેબના શાસનકાળના ઇતિહાસમાં પાઠકોએ જયસિંહની વીરતાનું વૃત્તાંત વાંચ્યું હશેજ. જે મહાવીર શિવાજી મહારાષ્ટ્રીઓના આગ્રનેતા હતા, જેમનું નામ સાંભળી યવન સમ્રાટની સેના કંપાયમાન થતી હતી, જેમનાદ્વારા પાદશાહની સેના વારંવાર પરાસ્ત થઈ હતી તેજ શિવાજીને અંબરપતિ જયસિંહ દિલ્હીના પાદશાહની સન્મુખ લાવ્યા હતા. જો કે તેઓ વિધર્મી પાદશાહની આજ્ઞાથી શિવાજીને દિલ્હીમાં લઇ ગયા હતા ખરા, પરંતુ તેમણે એક સાચા રાજપૂતવીરની પેઠે શિવાજીની આગળ શપથ લઇને કહ્યું હતું કેઃ "પાદશાહ આપનો એક વાળ પણ વાંકો કરશે નહિ, આને માટે હું જવાબદાર છું." આ રાજપૂતવીરની પ્રતિજ્ઞાપર વિશ્વાસ રાખીને શિવાજી દિલ્હી ગયા હતા; પરંતુ તેઓ યવનસમ્રાટની રાજધાનીમાં પહોંચ્યા કે તરતજ ઔરંગઝેબ તેમના પ્રાણ લેવાની ચેષ્ટા કરવા લાગ્યો. આથી જયસિંહે પાદશાહનો કિંચિત્ પણ ડર નહિ રાખી પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવાને માટે શિવાજીને દિલ્હીમાંથી નસાડી મૂકવામાં સહાય કરી હતી. આ પ્રકારે તેમણે પોતાના કુલગૌરવનું રક્ષણ કર્યું હતું. આજ કારણથી પાદશાહ જયસિંહપર અપ્રસન્ન રહેતો હતો. ઔરંગઝેબ સિંહાસનારૂઢ થયો તે પૂર્વે દિલ્હીનું સિંહાસન હસ્તગત કરવાને માટે શાહજહાનના પુત્રોમાં ભારે વિવાદ ઉપસ્થિત થયો હતો. તે સમયે મીરજા રાજા જયસિંહે પ્રથમ તો દારાનો પક્ષ ગ્રહણ કર્યો હતો; પરંતુ પાછળથી તેનો પક્ષ છોડી દેવાથી તેની સિંહાસનપ્રાપ્તિની સર્વ આશા લુપ્ત થઇ ગઈ. જયસિંહે પોતાના રાજનીતિજ્ઞતાના બળથી અનેક મહાકાર્યો કર્યાં હતાં અને તેથી ઔરંગઝેબે તેમનું બળ ક્ષીણ કરવાને માટે પ્રતિજ્ઞા કરી હતી. મીરજા રાજા જયસિંહની પાસે બાવીસ હજાર અશ્વારોહીઓ હતા અને બાવીસ પ્રથમ શ્રેણીના સામંતો પણ તેમના હાથનીચે નિયુક્ત હતા. એક વખત મીરજા રાજા જયસિંહે

રાજદરબારમાં બેસી પોતાના બે હાથમાં બે પ્યાલા પકડી એકને સતારા અને બીજાને દિલ્હીનું નામ આપી તેમાંના એકને જોરથી જમીનપર પટકી કહ્યું હતું કે:—" આ સતારાનું તો પતન થયું. હવે દિલ્હીનું ભાગ્ય મારા જમણા હાથમાંજ છે. એનો પણ આટલીજ સરળતાથી નાશ કરવાને હું શક્તિવાન છું." મીરજા રાજા જયસિંહ કેવા બળવાન હતા, તે તેમનાં આ વચનોપરથી સારીરીતે સમજાશે. જો તેઓ ધારત તો ઔરંગઝેબનું પતન કરી શકત. અત્યંત બળવાન મનુષ્યસિવાય આવાં ગર્વિત વચનો કોણ ઉચ્ચારી શકે ? પરંતુ આ ગર્વિત વચનોથીજ તેમનો કાળ થયો. જયસિંહ-નાં આ ગર્વિત વચનોની વાત ઔરંગઝેબના કાનસુધી પહોંચી ગઈ હતી. જો કે ઔરંગઝેબ પ્રબળ પરાક્રમી પાદશાહ હતો, તોપણ તે જયસિંહનું અનિષ્ટ કરવાને પ્રત્યક્ષરીતે કોઇપણ કાર્ય કરવાનું સાહસ કરી શક્યો નહિ. દુરાચારી ઔરંગઝેબ તલવાર અને વિષદ્વારા ભારતના પ્રધાન પ્રધાન રાજપૂતવીરોના પ્રાણનો નાશ કરીને નિષ્કંટક થયો હતો અને જયસિંહનો પણ આખરે તેણે નાશ કર્યો. જે ઘૃણિત ઉપાયથી તેણે જસવંતસિંહના પ્રાણનો નાશ કર્યો હતો, તેજ ઉપાયથી તેણે જયસિંહને પણ આ સંસારમાંથી વિદાય કર્યા. તેણે જયસિંહના કુટુંબમાં પોતાની પ્રપંચ-જાળનો વિસ્તાર કર્યો. રાજપૂતોમાં જ્યેષ્ઠ કુમારને સિંહાસનનો અધિકાર હોય છે, નાના પુત્રને કદિપણ સિંહાસનપ્રાપ્તિ થઈ શકતી નથી; પરંતુ દુરાચારી ઔરંગઝેબે જયસિંહના કનિષ્ઠ પુત્ર કીરતસિંહને હાથમાં લઇને કહ્યું કે:—" જો તમે તમારા પિતા જયસિંહનો નાશ કરશો તો રાજપૂતો-ની ચિરપ્રચલિત રીતિના મસ્તકપર લત્તાપ્રહાર કરીને તમારા મસ્તકપર રાજમુકુટ ધારણ કરા-વવામાં આવશે અને તમારા જ્યેષ્ઠ બંધુ રામસિંહનો હક્ક રદ કરવામાં આવશે. " હતભાગી અને મૂર્ખ કીરતસિંહે પાપાત્મા ઔરંગઝેબની પ્રપંચજાળમાં ફસીને શીઘ્ર તેનો મનોરથ સફળ કર્યો. રાજ-પૂતકુલાંગાર કીરતસિંહે અફીણની સાથે વિષ મેળવી પોતાના જન્મદાતાને તે પાઇ તેના પ્રાણનો નાશ કર્યો. જયસિંહે આ પ્રકારે પોતાના કુલકલંક પુત્રના હાથથી વિષપાન કરી પ્રાણત્યાગ કર્યો. પિતૃહંતા કીરતસિંહ પોતાના મહાપાપના પુરસ્કારતરીકે રાજતિલક પ્રાપ્ત કરવાને માટે નરપિશાચ ઔરંગઝેબની પાસે ગયો; પરંતુ પાદશાહે તેનો મનોરથ પૂર્ણ કર્યો નહિ. તેણે માત્ર તેને કામા નામ-નો એક પ્રદેશ જાગીરતરીકે આપ્યો.

મહાવીર જયસિંહનું મૃત્યુ થયા પછી તેમના જ્યેષ્ઠ પુત્ર રામસિંહ અંબરના સિંહાસનપર અભિષિક્ત થયા. રામસિંહ ઔરંગઝેબના તરફથી " ચાર હજારી મનસબ " ની પદવી પ્રાપ્ત કરી આસામના નિવાસીઓની સામે યુદ્ધ કરવાને ગયા. સંવત ૧૭૪૬ માં રામસિંહનું મૃત્યુ થતાં તેમના પુત્ર વિસનસિંહ અંબરના રાજસિંહાસનપર અભિષિક્ત થયા. હવે દિનપ્રતિદિન અંબરરાજ્યનું ગૌરવ ક્ષીણ થતું જતું હતું. હવે પાદશાહના દરબારમાં તેની પૂર્વપ્રભુતા તથા સન્માન રહ્યાં નહોતાં. વિસનસિંહને પાદશાહ તરફથી " ત્રણ હજારી મનસબ " મળી. તેઓ ઝાઝા દિવસ રાજ્યસુખ ભોગવી શકયા નહિ. તેઓ સંવત ૧૭૫૬ માં બહાદુરશાહની સાથે કાબુલમાં ગયા, ત્યાં તેમનું મૃત્યુ થયું.



# अध्याय २ जो

**પ્રાચીન અને મધ્યકાળના ક્ષત્રિયો–પાશ્ચિમાત્ય અને પ્રાચ્ય દેશોનું ભાવી સંમિલન–સવાઈ જયસિંહનો રાજ્યાભિષેક–આઝિમશાહની સાથે તેમને થયેલી મિત્રતા–સમ્રાટનું અંબરરાજ્ય ખાલસા કરવું–જયસિંહનું પાદશાહની સેનાને નસાડી મૂકવું–જયસિંહનો સ્વભાવ અને તેમનું ચરિત્ર–તેમની જ્યોતિષવિદ્યાનું જ્ઞાન–મુસલમાન સામ્રાજ્યમાં ફેલાયેલ અશાંતિસમયે તેમનું આચરણ–અનેકવિવાહની પ્રણાલીનું વિષમય ફળ–જયસિંહના ગુણો–જયસિંહની અશ્વમેધ યજ્ઞ કરવાની ઈચ્છા–તેમણે સંગ્રહિત કરેલા તથા લખેલા દુષ્પ્રાપ્ય અને અતિ મૂલ્યવાન ઐતિહાસિક, પૌરાણિક તથા વૈજ્ઞાનિક ગ્રંથો–તેમનું મૃત્યુ.**

વીરમાતા ભારતભૂમિમાં સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓ જે પરાક્રમ દર્શાવી ગયા છે, તે ઇતિહાસના પાઠકોથી અજ્ઞાત નથી. રામાયણ અને મહાભારત આદિ ગ્રંથોમાં આજ સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓનું અતુલ પરાક્રમ, અમિત સાહસ અને પ્રબલ પ્રતાપ સારીરીતે વર્ણિત છે. તેમની અનુપમ અને અક્ષય કીર્તિ અદ્યાપિ સ્થાયી છે. તેમના વંશજોનો જે ઇતિહાસ અમે આ ગ્રંથમાં આપ્યો છે, તે પરથી પાઠકો સારીરીતે જાણી ચૂક્યા હશે કે તેમણે પણ પોતાના પૂર્વજોનુ ગૌરવ સુરક્ષિત રાખ્યું છે. જો આ લોકો ભારતની સ્વતંત્રતાના સમયમાં અથવા વાલ્મિકિ કિંવા વ્યાસજીના સમયમાં ઉત્પન્ન થયા હોત તો તેઓ માત્ર રાજસ્થાનના ઇતિહાસમાં અને રાજપૂતજાતિમાંજ નહિ, પરંતુ સમસ્ત જગતમાં પરમોજ્જ્વલ કીર્તિ પ્રાપ્ત કરત અને તેમના યશરૂપી સૂર્યનાં ઉજ્જવલ કિરણોથી સમસ્ત ભૂમંડલ પ્રકાશિત થઇ જાત. મહાભારત અને રામાયણમાં જે ક્ષત્રિયવીરોનાં પ્રતાપ, પ્રભુત્વ, સાહસ, પ્રતિભા અને શૂરવીરતાનો સ્રોત વહેતો આપણે જોઇએ છીએ, તેમની સાથે જો મધ્યકાળના રાજપૂતોની તુલના કરવામાં આવે તો રાજપૂતો પોતાના પૂર્વજોથી કોઇ પણ પ્રકારે ઉતરતા જણાશે નહિ. મેવાડ, મારવાડ, બિકાનેર, જેસલમીર અને જયપુરના રાજપૂતરાજાઓ પોતાના અદ્ભુત બાહુબળથી યવનપાદશાહોને કંપાયમાન કરી ગયા છે. જો તેઓ ધારત તો ભારતવર્ષમાં યવનશાસનનો લોપ કરી શકત; પરંતુ તેમના હ્રદયમાં એવી પ્રેરણાજ થઇ નહોતી. જેમણે ઇાતહાસનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેઓ સારી પેઠે જાણે છે કે યવનોનો જે પ્રબલ પ્રતાપ વિસ્તાર પામ્યો હતો, તેનું મૂળ કારણ રાજપૂતોનું બાહુબળજ હતું. પાદશાહ અકબરના સમયમાં યવનશાસન સુદૃઢ કરવાને માટે રાજપૂતોએ તેને સહાય કરી હતી. જો અકબર રાજપૂત રાજાઓને સન્માન, જાગીર તથા પુરસ્કાર આપી તથા અંતે તેમની સાથે વૈવાહિક સંબંધ જોડી પોતાના હાથમાં ન લેત તો તે કદિપણ પોતાની પ્રબલ સત્તાનો વિસ્તાર કરી શકત નહિ; પરંતુ ઔરંગઝેબે પોતાના રાજ્યનો પાયો લૂલો કરી નાખ્યો તેનું કારણ તેણે રાજપૂતો સાથે કરેલું દુર્વર્તન હતું. તેણે કૂટરાજનીતિ, ચાતુર્ય, છલકપટ, ભય, દંડ અને વિષની સહાયથી દેશીરાજાઓને વશ તો કર્યાં હતા; પરંતુ તેનાજ પરિણામે યવનરાજ્યનો નાશ થયો હતો. રાજપૂતોની સાથે ખરાબ વર્તણુક રાખવાથીજ તેનાં પ્રતાપ અને પ્રભુતા રસાતાલમાં ગયાં હતાં. જો ઔરંગઝેબ પણ અકબરની પેઠે અનેક અને

પ્રીતિદ્વારા દેશી રાજાઓને હસ્તગત કરત તો તેના મરણ પછી મોગલસામ્રાજ્યની આવી શોચનીય દશા કદિપણ થાત નહિ. ઔરંગઝેબના મૃત્યુપછી રાજપૂતો ભારતવર્ષમાંથી યવનરાજ્યનું નામ સુદ્ધાં લુપ્ત કરી દેત; પરંતુ ઇશ્વરની ઇચ્છા બીજી હતી. તેને એક મહાન કાર્ય સિદ્ધ કરવું હતું, તેથી રાજપૂતો શાંત રહ્યા. અંતે મહારાષ્ટ્રીય લોકોએ શસ્ત્ર ધારણ કરી યવનરાજ્યની અને સમસ્ત પ્રાચીન રાજવંશોની વિરુદ્ધ યુદ્ધ કરી તેમનાં ઉન્નત મસ્તક અવનત કરી દીધાં.

આ મહાન કાર્ય શું હતું ? પશ્ચિમ અને પૂર્વનો સંયોગ. જગતના ઇતિહાસથી જેઓ જ્ઞાત છે તેઓ સારી પેઠે જાણે છે કે એક અલૌકિક ઐતિહાસિક ઘટનાને માટેજ ઇશ્વરે પૂર્વ અને પશ્ચિમનો સંયોગ કર્યો છે. આ ભારતભૂમિજ જગતની બાળલીલાનું ક્ષેત્ર છે. ધર્મ, સભ્યતા અને વિજ્ઞાનની ઉત્પત્તિ આ ભારતમાંથીજ થઇ છે. આ દેશમાંથી જે વિદ્યા અન્ય દેશોમાં ગઈ છે તેણે તેમને ઉન્નત કર્યા છે. પાશ્ચિમાત્ય દેશોને હાલમાં એણેજ ઉન્નત કર્યા છે. વિદ્વાનોનું એવું અનુમાન છે કે હવે પશ્ચિમમાંથી જ્ઞાનવિજ્ઞાન પૂર્વમાં આવી પૌર્વાત્ય દેશોને પુનઃ ઉન્નતિના શિખરપર આરૂઢ કરશે. આ મહાન ઐતિહાસિક ઘટનાનો ભાર કેવલ અંગ્રેજોનાં શિરપરજ રાખવામાં આવ્યો છે. આપણા દેશને અંગ્રેજી શાસનથી ઘણો લાભ થયો છે અને પાશ્ચાત્ય તથા પ્રાચ્ય દેશોનું મિલન થયાથી આ પ્રાચીન આર્યક્ષેત્ર એક દિવસ ઉન્નતિના ઉચ્ચ આસનપર વિરાજમાન થશે, એવી દૃઢ આશા રહે છે. આર્યલોકો પુનઃ એક દિવસ જ્ઞાનવિજ્ઞાનથી વિભૂષિત થઇ પોતાનું પૂર્વ ભાગ્ય પ્રાપ્ત કરશે. જ્યારે આવો રૂડો દિન આવશે, ત્યારે આપણા આર્યલોકોની કીર્તિ દિગંતમાં ગાજી રહેશે. આર્યલોકો પુનઃ નવજીવન પ્રાપ્ત કરી નવીન યુગમાં નવીન કાર્યો કરશે. બુદ્ધિમાન અને વિચારવંત મનુષ્યો આ સમજી શકે છે. માત્ર મૂર્ખ લોકોજ અંગ્રેજી રાજ્યના કાંઈ ફાયદા જોતા નથી. મૂર્ખલોકો અંગ્રેજી રાજ્યથી ભારતવર્ષનાં ધન, બલ અને જીવનનો નાશ થતો જુએ છે; પરંતુ જેમણે ધૈર્યપૂર્વક સ્થિરદૃષ્ટિથી અવલોકન કર્યું છે, તેઓ સારી રીતે જાણે છે કે પશ્ચિમના અત્યંત તેજસ્વી પ્રકાશે ભારતવર્ષમાં આવી ભારતવાસીઓને ઉન્નતિનો માર્ગ દર્શાવ્યો છે. જે પ્રાચીન હિંદુજાતિ એક સમયે જગતના ગુરુતરિકે ગણાતી હતી, તે આજે સત્ત્વશૂન્ય બની પરાવલંબી થઇ ગઈ છે અને દાસત્વની શૃંખલામાં બંધાએલી પ્રજા ગણાય છે; પરંતુ તેની ઉન્નતિને માટેજ પૌર્વાત્ય અને પાશ્ચિમાત્યશિક્ષાનો સંયોગ થયો છે. હિંદુધર્મ હિમાલયની પેઠે અભેદ્ય, અચલ અને અટલ છે અને તેનો પાયો સંપૂર્ણતઃ દૃઢ છે. જો કે આજે ચોતરફ એવો ભયંકર પોકાર પડી રહ્યો છે કે: “ હિંદુધર્મ ગયો, હિંદુસમાજ નષ્ટ થયો અને હિંદુલોકો પરિવર્તનના વિશાળ મુખમાં ગેપ થઈ ગયા છે;” પરંતુ વિચારવંત મનુષ્યો જોઈ શકે છે કે હિંદુધર્મ અને હિંદુસમાજ કદિપણ નષ્ટ થનાર નથી. પૂર્વ અને પશ્ચિમનું સંમેલન થયું છે તેથીજ આપણું હિત થશે અને ભવિષ્યમાં તેદ્વારાજ હિંદુજાતિનાં સામાજિક રીતિનીતિ, આચાર, વિચાર, શિક્ષા, સભ્યતા, જ્ઞાન, બુદ્ધિ, શિલ્પ, વિજ્ઞાન તથા પ્રતિભા અને તેજ નવીન સંસ્કારને પ્રાપ્ત થશે. આ ઉપયુક્ત પ્રકાશની કાંઇક ઝાંખી હાલમાં આપણને થઇ રહી છે. તે નવીન યુગમાં હિંદુધર્મ નષ્ટ થશે નહિ, હિંદુજાતિ નષ્ટ થશે નહિ, હિંદુઓનું કાંઇ પણ જશે નહિ, તેનું સર્વસ્વ રહેશે અને તે નવજીવન પ્રાપ્ત કરી, નવીન રીતિથી સમસ્ત નવીન બલ મેળવી પુનઃ ઉન્નતિના શિખરપર આરૂઢ થશે. હાલમાં હિંદુધર્મ અને હિંદુસમાજમાં વિદેશી તત્ત્વો પ્રવેશી ગયાં છે અને સર્વ દશા વિપરીત દૃષ્ટિગોચર થાય છે; પરંતુ ભવિષ્યમાં તે નવીન ઉપયુક્ત રૂપમાં ઘડાઇને તૈયાર થશે. સમયના પ્રબલ સ્રોતને રોકવાની કોનામાં તાકાત છે ? સહસ્ર પ્રકારનાં બલથી યુક્ત એવો રાજા વા પ્રબલ સામર્થ્ય ધરાવનાર સમાજ કદિ પણ આ સ્રોતને અટકાવી શકનાર નથી. સમય આવતાં હિંદુસમાજની ઉન્નતિ અવશ્ય થશે. એક દેશ વા એક જાતિની અવસ્થા ચિરકાલપર્યંત કદિપણ એકસરખી રહી શકતી નથી, એ વાત કયા ઇતિહાસવેત્તાને વિદિત નથી ? જે હિંદુજાતિ અસંખ્ય ઉપદ્રવો અને અનેક પ્રકારના અત્યાચાર સહન કર્યાં છતાં પણ અદ્યાપિ ભારતવર્ષમાં વિદ્યમાન રહી છે, જે હિંદુધર્મ જુલમી યવનસમ્રાટોનાં ભયંકર આક્રમણો અને અત્યાચારોથી કિંચિત્ પણ વિચલિત થયો નથી, તે જાતિ અને તે ધર્મ અવશ્ય એક દિવસ પુનઃ ઉન્નતિ પ્રાપ્ત કરશેજ. વિચારવંત મનુષ્યો આ વાત સારી પેઠે જાણે છે.

પૂર્વ અને પશ્ચિમનો સંયોગ કરવાને માટેજ ભારતવર્ષમાં અંગ્રેજોનું આગમન થયું છે, પૂર્વ અને પશ્ચિમનો સંયોગ કરવાને માટેજ અંગ્રેજોદ્વારા મુસલમાની રાજ્યનો ધ્વંસ થયો છે અને પૂર્વ તથા પશ્ચિમનો શુભ સંયોગ કરવાને માટેજ સમસ્ત પ્રકારનાં સામર્થ્યથી સંપન્ન એવા રાજપૂતરાજાઓએ દિલ્લીના સિંહાસનપર અધિષ્ઠિત થવાને માટે યત્ન કર્યો નહોતો.

પ્રસ્તુત પ્રકરણમાં જયપુરના રાજા સવાઇ જયસિંહનો ઇતિહાસ લખવામાં આવશે. રાજપૂત રાજવંશમાં જયપુરપતિ સવાઇજયસિંહ સર્વોચ્ચ સિંહાસનને માટે યોગ્ય હતા. એમણે ઇતિહાસમાં પરમ પ્રશંસા પ્રાપ્ત કરી છે અને એમના વખતમાં લોકોનાં મુખથી સૌથી પહેલાં એમની પ્રશંસા થતી હતી. જેમણે ભારતવર્ષના ઐતિહાસિક ગ્રંથો વાંચ્યા છે, તેમને આ સમસ્ત વાતો સુવિદિત છે. આ વિશાલ ઇતિહાસસાગરમાં સર્વ રાજાઓ કેવલ ક્ષત્રિયધર્મપાલન અને બાહુબલને લીધેજ ભારતવર્ષમાં ચિરકીર્તિ સંપાદન કરતા જણાયા છે; પરંતુ રાજા સવાઇ જયસિંહે કેવલ ક્ષત્રિયધર્મ અને બાહુબલથીજ નહિ; પરંતુ વિદ્યાની ઉન્નતિ કરવાના અને સમાજને સુધારવાના પ્રયાસ કરીને પણ પોતાનું નામ ભારતના ઇતિહાસમાં અમર કર્યું છે. તેમણે જ્યોતિષશાસ્ત્રની ઉન્નતિ કરવાને માટે નવીન પદ્ધતિથી ભારતવર્ષનાં ચાર પ્રધાન સ્થાનોમાં વેધશાળા સ્થાપન કરી છે. આ વેધશાળાઓ અદ્યાપિ તેમની અક્ષયકીર્તિની ઘોષણા કરી રહી છે. વિજિત ભારતવર્ષમાં કેવલ એક જયસિંહદ્વારાજ જ્યોતિષશાસ્ત્રની ઉન્નતિ થઇ છે, એમ જ્યોતિષીઓ મુક્તકંઠે સ્વીકારે છે. રાજસ્થાનના ઇતર રાજપૂતોનાં ગૌરવનો પ્રકાશ કેવલ ભારતવર્ષમાંજ ફેલાયો હતો; પરંતુ સવાઇ જયસિંહના યશનો સૂર્ય એટલો ઉંચે ચઢી ગયો હતો કે તેણે દૂર દૂર સુધી પોતાનાં કિરણોનો ઉજ્જવલ પ્રકાશ ફેલાવ્યો હતો. પાશ્ચિમાત્ય દેશોના જ્યોતિષીઓ પણ મુક્તકંઠે સવાઇજયસિંહની પ્રશંસા કરે છે; પરંતુ શોકની વાત છે કે કર્નલ ટૉડ આવશ્યકતા હોવા છતાં પણ તે મહાપુરુષનું વિસ્તૃત જીવનચરિત્ર આ ઇતિહાસમાં આપી શક્યા નથી. જો તેઓ સવાઇજયસિંહના જીવનની પ્રધાન પ્રધાન ઘટનાઓનું વિસ્તૃત વર્ણન કરત તો તે દ્વારા એક મોટો સ્વતંત્ર ગ્રંથ રચી શકાત. કર્નલ ટૉડ જેમ સવાઈ જયસિંહનું વિસ્તૃત જીવનચરિત્ર આપી શકયા નથી, તેમ અમે પણ તેમનું વિસ્તૃત ચરિત્ર અહીંઆં પ્રકાશિત કરી શકતા નથી, તે માટે અત્યંત દિલગીર છીએ.

પ્રથમ જયસિંહ જેવી રીતે મીર્જારાજા કહેવાતા હતા, તેમ દ્વિતીય જયસિંહ સવાઇ કહેવાતા હતા. તેઓ સંવત ૧૭૫૫ (ઇ૦ સ૦ ૧૬૯૯) માં અર્થાત્ ઔરંગઝેબ સિંહાસનારૂઢ થયો ત્યાર પછી ૪૪ વર્ષે રાજસિંહાસનપર અધિષ્ઠિત થયા. ત્યાર પછી છ વર્ષે ઔરંગઝેબનું મૃત્યુ થયું. તેમણે દક્ષિણના યુદ્ધમાં પોતાના બાહુબલનો વિશેષ પરિચય આપ્યો હતો; અને ઔરંગઝેબના મૃત્યુપૂર્વે જ્યારે તેના કુમારોમાં સિંહાસનને માટે અગ્નિ પ્રદીપ્ત થઈ ઉઠયો હતો તે સમયે તેમણે ઔરંગઝેબના ઉત્તરાધિકારીતરિકે જાહેર થયેલા આઝિમશાહના પુત્ર બેદારબખ્તનો પક્ષ ગ્રહણ કર્યો હતો; અને તેજ રાજકુમારને સહાય કરવાને માટે તેઓ ધોલપુરના યુદ્ધમાં પ્રવૃત્તિ થયા હતા. દુઃખનો વિષય છે કે ઉક્ત સંગ્રામમાં બેદારબખ્ત માર્યો ગયો અને શાહઆલમ (બહાદુરશાહ) દિલ્લીના તખ્તપર અધિષ્ઠિત થયો. આ સમયે જયપુરનું રાજ્ય ખાલસા કરી નાખવામાં આવ્યું; કારણ કે રાજા સવાઇ જયસિંહ બેદારબખ્તના સહાયક અને શાહઆલમના વિરોધી હતા. પાદશાહ શાહઆલમે એક વિશિષ્ટ વ્યક્તિને જયપુરના શાસનકર્તાતરિકે નિયુક્ત કરીને મોકલી આપી; પરંતુ વીરશ્રેષ્ઠ સવાઇ જયસિંહે પાદશાહનો આ અન્યાય જોઇ અત્યંત ક્રોધિત થઇ સિંહસમાન ગર્જના કરી, કછવાહાઓની સમસ્ત સેના સજ્જ કરી, નગ્ન તલવાર હાથમાં ધારણ કરી પોતાના પૈતૃક રાજ્યમાંથી સમ્રાટની સમસ્ત સેનાને નસાડી મૂકી તેઓને પોતાના મહાન બાહુબલનો પરિચય કરાવ્યો. આ સમયથી જયસિંહના હૃદયમાં યવનસમ્રાટના વંશપ્રત્યે ક્રોધ અને ઘૃણા ઉત્પન્ન થઇ અને તેમણે યવનસામ્રાજ્યનો નાશ કરવાને માટે મારવાડના અધીશ્વર મહારાજા અજિતસિંહની સાથે મિત્રતા કરી સંધિ સ્થાપન કરી.

આ વિખ્યાત રાજપૂત જયસિંહ ૪૪ વર્ષપર્યંત અંબરના સિંહાસનપર સ્થિત રહ્યા. તેમને વારંવાર ભયંકર યુદ્ધોમાં ભાગ લેવો પડતો હતો. તેઓ મેવાડ અને બુંદીના રાજાઓના પ્રબલ [illegible] ઉક્ત રાજ્યોના ઇતિહાસમાં તેમની વીરતાવિષે વર્ણન કરવામાં આવ્યું છે, માટે અહીંઆં તેનો [illegible]

કંટાળાભરેલો લાગશે એમ ધારી તેવિષે અમે કાંઇ લખતા નથી. જે સમયે ભારતવર્ષમાં અત્યંત અરાજકતા પ્રસરી રહી હતી અને જે સમયે તૈમૂરના વંશજોનું સિંહાસન છિન્નભિન્ન થઇ પૃથ્વીભેગું થવાની તૈયારીમાં હતું, તે સમયે મહારાજા સવાઇ જયસિંહ ભયંકર યુદ્ધો અને વિપત્તિઓમાં ગુંથાઇ ગયા હતા; પરંતુ વીરતાને માટે તેમનું નામ અક્ષય બન્યું નથી. રાજપૂતવીરોનું પ્રજ્વલિત અગ્નિસમાન સાહસ તેમનામાં નહોતું; પરંતુ તેમનામાં રાજ્યશાસન ઉત્તમરીતે ચલાવવાની અને પ્રપંચ રચવાની વિશેષ શક્તિ હતી. આ શબ્દો કર્નલ ટૉડના છે; પરંતુ અમે (હિંદી લેખક) તેમના અંતિમ શબ્દોનું સમર્થન કરી શકતા નથી. ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ આ વિસ્તૃત ઇતિહાસના પ્રત્યેક સ્થાનમાં સત્યની રક્ષા કરવાને માટે વિશેષ પ્રયત્ન કરી ગયા છે, એ વાત અમે શિર ઝુકાવી કબૂલ કરીએ છીએ; તેઓ ઉદારહૃદય, દેવસ્વરૂપ અને રાજપૂતજાતિના યથાર્થ મિત્ર હતા, એ વાતનો રાજપૂતજાતિ પણ સ્વીકાર કરે છે. તેઓ રાજસ્થાનનાં ભિન્ન ભિન્ન રાજ્યોનો ઇતિહાસ સમભાવથી લખી ગયા છે, એ વાત સત્ય છે; પરંતુ એટલું તો કહ્યા વિના અમને ચાલતુંજ નથી કે તેમને મેવાડના અધીશ્વર અને મેવાડના નિવાસીઓ સર્વથી અધિક પ્રિય હતા. મારવાડ, બિકાનેર, જેસલમીર, જયપુર, કોટા અને બુંદી રાજ્યના અધીશ્વર અને નિવાસીઓની અપેક્ષાએ મેવાડના અધીશ્વર અને ત્યાંના નિવાસીઓપર તેમને વિશેષ સ્નેહ, પ્રેમ, દયા અને મમતા હતાં. તેમના તેઓ પરમ મિત્ર હતા. અભાગિની કૃષ્ણાકુમારીના પિતા મહારાણા ભીમસિંહની સાથે તેમને દૃઢ મિત્રતા હતી, તેથી તેમણે મહારાણા ભીમસિંહનું જે ચરિત્ર વર્ણવ્યું છે, તેમાં તેમનાપ્રતિના પ્રેમનો ઘણો પરિચય પ્રાપ્ત થાય છે. જો સવાઇ જયસિંહની સાથે પણ તેમને તે પ્રકારની મિત્રતા અને મમતા હોત તો તેઓ કદિપણ એમ લખી શકત નહિ કે જયસિંહની શૂરવીરતા અને સાહસિકતા અન્ય રાજાઓથી હીન હતી. ભારતવર્ષના ઐતિહાસિક ગ્રંથોમાં અને ખુદ કર્નલ ટૉડના ગ્રંથમાં અમે જયસિંહનાં બલવિક્રમનું જે વર્ણન વાંચ્યું છે, તે દ્વારા કદિપણ એવો સિદ્ધાંત નીકળી શકતો નથી કે સવાઇ જયસિંહની વીરતા ઇતર રાજાઓ કરતાં ઓછી હતી. જો કે રાજા માનસિંહના જેવા દિગ્વિજયી અને મહાન વીર તો તેઓ નહોતા; તોપણ તેઓ પોતાની બરોબરીના વીરોમાં એક અગ્રણી પુરુષ ગણાતા હતા.

કર્નલ ટૉડ જણાવે છે કે, રાજનીતિ અને ન્યાયના સંબંધમાં શ્રી સવાઇ જયસિંહનું જીવન[1] ઉચ્ચ આસનપર વિરાજમાન થવાને લાયક છે. અંગ્રેજોએ રાજપૂતાનાના રાજાઓની બુદ્ધિ અને દક્ષતાના સંબંધમાં અત્યંત હલકો અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે; પરંતુ જયસિંહનું જીવન વાંચવાથી

---

[1] શ્રી સવાઇસિંહના જીવનને માટે અંબરના મહાલયમાં પુષ્કળ સામગ્રી વિદ્યમાન છે તેમાં એક 'કલ્પદ્રુમ' નામનો પણ ગ્રંથ છે. આ ગ્રંથમાં સવાઈ જયસિંહનાં કરેલાં પ્રધાન પ્રધાન કાર્યોનો ઉલ્લેખ છે. 'એકસો નવ ગુણ જયસિંહકા' એ નામના ગ્રંથમાં સવાઈ જયસિંહનાં કેટલાંક કાર્યોનો ઉલ્લેખ છે. સવાઈ જયસિંહે પોતાના સમયના રાજાઓ અને સામંતોની સાથે જે પત્રવ્યવહાર કર્યો હતો તેનો જો અનુવાદ કરવામાં આવે તો અનુવાદકનો પરિશ્રમ સફળ થાય. અંગ્રેજ લેખકો પુષ્કળ પરિશ્રમ કરીને હિંદવાસીઓના આચારવિચારવિષે જે વર્ણન કરી ગયા છે, તે કરતાં ઉક્ત ગ્રંથ વાંચવાથી હિંદવાસીઓની રહેણીકરણી અને આચારવિચારવિષે અધિક જ્ઞાન પ્રાપ્ત થશે. તેમના સમયની ભારતવર્ષની એક પ્રધાન ઐતિહાસિક ઘટનાના સંબંધમાં અર્થાત્ ફર્રુખશીઅરની પદચ્યુતિના સંબંધમાં સવાઇ જયસિંહે લખેલો એક પત્ર અમારા હાથમાં આવ્યો છે. આ પત્ર તેમણે રાણાને લખ્યો હતો.

કર્નલ ટૉડને એવી આશા હતી કે, કોઇ અંગ્રેજ રેસીડેંટ જયપુરરાજ્યનો સવિસ્તર ઈતિહાસ લખશે; પરંતુ શોકની વાત છે કે તેમની ઉક્ત આશા અદ્યાપિ પૂર્ણ થઇ નથી. જયપુરરાજ્યના મહાન ઉચ્ચપદપર દીર્ઘકાળથી સુશિક્ષિત બંગાલીઓ નિયુક્ત રહેતા આવ્યા છે. જો તેઓ ધારત તો પોતાની માતૃભાષામાં વા અંગ્રેજી ભાષામાં જયપુરરાજ્યનો ઇતિહાસ લખી તેને પ્રકાશિત કરી શકત અને એ રીતે પ્રાચીન ઇતિહાસનો ઉદ્ધાર કરી શકત; પરંતુ શોકની વાત છે કે ઘણી અનુકૂળતા હોવા છતાં પણ તેમણે તે કાર્યમાં હસ્તક્ષેપ કર્યો નથી. જયપુરના વર્તમાન સુશિક્ષિત મહારાજા જો ધારે તો તેઓ સરલતાથી પોતાના પૂર્વજોનો વિસ્તૃત પદ્ધતિસર ઇતિહાસ અને પત્રો પ્રકટ કરી શકે એમ છે.

તેમને પોતાનો આ અભિપ્રાય બદલવો પડશે. જયસિંહે પોતાના નામથી જયપુર વા જયનગર નામની એક નવીન રાજધાની સ્થાપન કરી. આ રાજધાની તેમના સમયમાં શિલ્પ અને વિજ્ઞાનની અધિષ્ઠાત્રી દેવી બની ગઈ હતી. આ નવીન નગરીએ અત્યંત પ્રાચીન અંબરરાજધાનીનો પ્રકાશ લુપ્ત કરી દીધો. આ નવીન રાજધાની પ્રાચીન પાટનગરથી ત્રણ કોશના અંતરપર સ્થિત છે, તોપણ તેનો કોટ અંબરની સાથે લાગેલો છે. સમસ્ત ભારતવર્ષમાં માત્ર રાજધાની જયપુરજ નિયમિત રીતે બંધાયેલ છે. રાજધાની જયપુરના સમસ્ત રાજમાર્ગો નિયમપૂર્વક બંધાવવામાં આવ્યા છે. એવી જનશ્રુતિ છે કે વિદ્યાધર નામના એક બંગાલીની કલ્પનાઅનુસાર રાજધાની જયપુરની રચના કરવામાં આવી હતી. સવાઇ જયસિંહે જ્યોતિર્વિદ્યા અને ઇતિહાસ વગેરેના સંબંધમાં જે જે શોધખોળ કરી તે સર્વમાં ઉક્ત વિદ્યાધર તેમનો અતિ પ્રસિદ્ધ સહયોગી હતો. તે સમયમાં પ્રાયઃ સમસ્ત રાજપૂતો જ્યોતિર્વિદ્યા અને સામુદ્રિકવિદ્યા સારી રીતે જાણતા હતા; પરંતુ જયસિંહે તો વિજ્ઞાનમાં પણ પ્રવેશ કર્યો હતો. તેમણે કેવળ વિજ્ઞાનનું જ્ઞાન સંપાદન કર્યું એટલુંજ નહિ,પરંતુ તેને પ્રયોગમાં પણ મૂક્યું હતું. તેમણે જ્યોતિર્વિદ્યામાં એટલી બધી પ્રગતિ કરી હતી કે દિલ્હીના પાદશાહ મહંમદશાહે તેમને પંચાંગના સંસ્કારનો ભાર સમર્પણ કર્યો હતો. તેઓ ગ્રહ, નક્ષત્ર, ગતિ, વિધિ, ચંદ્રમા અને સૂર્યનો ઉદય તથા અસ્ત અને ગ્રહણ ઇ૦ જ્યોતિષના વિષયો સારી પેઠે જાણતા હતા. તેમણે પોતાના બુદ્ધિબળથી આવિષ્કાર અને નિરીક્ષણને માટે અનેક યંત્રોની રચના કરી હતી અને દિલ્હી, જયપુર ઉજ્જયિની કાશી,[1] મથુરાં, ઈ૦ સ્થળોમાં મોટી મોટી વેધશાળાઓ બંધાવી તેમાં ઉક્ત યંત્રો સ્થાપિત કરાવ્યાં હતાં. આ યંત્રોદ્વારા ગણના કરવામાં તેઓ એટલા પારંગત બની ગયા હતા કે તેથી મોટા મોટા જ્યોતિષીઓ પણ આશ્ચર્યચકિત થઈ જતા હતા. જયસિંહે ઉક્ત સમસ્ત યંત્રો શોધી કાઢ્યા પૂર્વે સમરકંદના રાજજ્યોતિષી ઉલગબેગનાં બનાવેલાં યંત્રોનો ઉપયોગ કર્યો હતો;પરંતુ તે યંત્રોદ્વારા તેમને ઇપ્સિત ફલની પ્રાપ્તિ થઇ નહિ. ક્રમશઃ સાત વર્ષોપર્યંત ભિન્ન ભિન્ન વેધશાળાઓમાં નિરીક્ષણ કર્યા પછી તેમણે સ્વયં નવીન યંત્રો બનાવ્યાં હતાં. જે સમયે સવાઈ જયસિંહ આ વૈજ્ઞાનિક કાર્યમાં નિમગ્ન થયા હતા, તે સમયે પોર્ટુગાલથી ઇમેન્યુઅલ નામનો એક પાદરી ભારતવર્ષમાં આવ્યો. સવાઇ જયસિંહે તેને પોર્ટુગાલના રાજ્યમાં જ્યોતિર્વિદ્યાની કેટલી ઉન્નતિ થઇ છે, તે વિષે પ્રશ્ન પૂછ્યા અને તેની સાથે પોતાના કેટલાક વિશ્વાસુ સેવકોને જ્યોતિષસંબંધી જ્ઞાન મેળવવાને માટે પોર્ટુગાલના રાજા ઇમેન્યુઅલની રાજસભામાં મોકલ્યા. પોર્ટુગાલના રાજા ઇમેન્યુઅલે જયપુરપતિ જયસિંહની પાસે ઝેવિયર ડિસિલ્વા નામના એક પ્રવીણ જ્યોતિષીને મોકલી[2] આપ્યો. ઝેવિયર ડિસિલ્વાએ જયપુરમાં આવી પોર્ટુગાલના ડેલા હાયરનાં બનાવેલાં સર્વ યંત્રો મહારાજા સવાઇ જયસિંહને આપ્યાં. મહારાજા જયસિંહે આ યંત્રની પરીક્ષા કરી તેના સંબંધમાં નિમ્નલિખિત અભિપ્રાય પ્રદર્શિત કર્યો:—"આ સર્વ યંત્રોની ગણના અને સિદ્ધાંત યથાર્થ પરીક્ષા કરવાથી જ્ઞાત થાય છે. ચંદ્રનું સ્થાન નિયત કરનાર યંત્રમાં અર્ધાડીગ્રીનો ફરક છે,આથી તે અત્યંત ભ્રામક છે. જો કે અન્યાન્ય ગ્રહોના સંબંધમાં એટલો બધો ફરક નથી.ડેલા હાયરના યંત્રથી સૂર્ય અને ચંદ્રગ્રહણના સંબંધમાં યથાર્થ ગણના થઇ શકતી નથી, તેથી ૬ મિનિટનો ફરક પડે છે." મહારાજા જયસિંહે તુર્કી જ્યોતિષીનાં પીત્તળનાં યંત્ર અને ગણનાવિધિના સંબંધમાં પણ આજ પ્રકારનો અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે. તેમનું અનુમાન એવું હતું કે હિપાર્કસ અને ટૉલેમીનાં બનાવેલાં યંત્રો પણ આવાંજ હતાં. ખાત્રીવાળાં યંત્રોથીજ ડીલા હાયરની ગણના ખાત્રીવાળી થઇ છે, એમ તેઓ માનતા હતા. ખરેખર, મહારાજા જયસિંહ પોતાનાં બનાવેલાં યંત્રોને માટે ગૌરવના અધિકારી થયા છે. ડૉકટર ડબ્લ્યુ. હંટરે જયસિંહનાં યંત્રો અને ગણનાવિધિની સત્યતાના સંબંધમાં તપાસ કરી હતી અને તેથી તેઓ પ્રસન્ન

1 કાશીની વેધશાળા અમારા અનેક પાઠકોએ અવશ્ય જોઈ હશેજ. સમસ્ત યંત્રો અને ઓજારો તે વેધશાળામાં અદ્યાપિ વિદ્યમાન છે; પરંતુ તેનો ઉપયોગ હાલમાં કરવામાં આવતો નથી. એ વેધશાળા જોઈ અનેક પાશ્ચાત્ય જ્યોતિષીઓએ જયસિંહની પરમ પ્રશંસા કરી છે.

2 પોર્ટુગાલની રાજધાની લિસ્બનના રાજમહાલયમાં આ સંબંધે કાંઈ દસ્તાવેજ પ્રાપ્ત થાય છે કે નહિ તેની ખાત્રી કરવાની જરૂર છે.

થયા હતા.

જ્યોતિષના સંબંધમાં મહારાજા સવાઇ જયસિંહે પુષ્કળ શ્રમ અને કાળજીથી કેટલાક નિયમો શોધી કાઢયા હતા; અને તેજ નિયમો પ્રમાણે આજે નક્ષત્રોની ગતિ, ગ્રહણ વગેરેની ગણના કરી પંચાંગ તૈયાર કરવામાં આવે છે.

કર્નલ ટૉડ મહારાજા સવાઇ જયસિંહની જ્યોતિષવિષયક નિપુણતાના સંબંધમાં જે અભિપ્રાય પ્રદર્શિત કરી ગયા છે,તે દ્વારા શું પ્રકટ થાય છે, તેનું અનુમાન અમારા પાઠકો સરલતાથી કરી શકશે. આ વાત નિર્વિવાદ છે કે મહારાજા સવાઇ જયસિંહે ભારતવર્ષમાં જ્યોતિષશાસ્ત્રનો પુનરુદ્ધાર કરી તેને નવીન જીવન સમર્પણ કર્યું છે. આ કાંઇ જેવું તેવું કાર્ય કહેવાય નહિ. તેઓ જ્યોતિર્વિદ્યાના એક મહાસમર્થ પંડિત હતા એટલુંજ નહિ, પરંતુ તેઓ શોધક પણ હતા. તેમણે જે યંત્રો શોધી કાઢયાં છે તે દ્વારા કેવલ ભારતવર્ષમાંજ નહિ;પરંતુ યૂરોપમાં પણ તેમની કીર્તિ પ્રસરી ગઇ છે.તેમણે યૂરોપના મહાન જ્યોતિષીઓની ભૂલો પણ દર્શાવી આપી હતી, એજ વાત સિદ્ધ કરે છે કે તેમણે જ્યોતિષશાસ્ત્રમાં ઘણી પ્રગતિ કરી હતી. તેઓ કેવલ ભારતવર્ષના પ્રાચીન જ્યોતિષશાસ્ત્રના ગ્રંથો સંગ્રહિત કરીનેજ શાંત રહ્યા નહિ; પરંતુ તેમણે ભારતવર્ષની બહારના દેશોમાં મુસલમાનો અને ખ્રિસ્તીઓના જે જે ગ્રંથો પ્રચલિત હતા,તે સર્વને પણ પુષ્કળ દ્રવ્યનો વ્યય કરી મોટી યુક્તિથી સંગ્રહિત કર્યાં હતા.તેમણે રેખાગણિતની ત્રિકોણમિતિ અને નેપાયરનાં રચેલાં ગણિતનાં પુસ્તકોનો સંસ્કૃતમાં અનુવાદ કર્યો હતો તેમણે યૂરોપમાંથી વૈજ્ઞાનિક યંત્રો અને ગ્રંથો મંગાવ્યા હતા. તેમણે પુષ્કળ ધનનો વ્યય કરીને કેવલ જ્યોતિષશાસ્ત્રના ગ્રંથોનો સંગ્રહ કર્યો હતો; એટલુંજ નહિ પરંતુ રાજકાર્યમાં પ્રવૃત્ત રહ્યા છતાં પણ દીર્ઘકાળપર્યંત પોતાની બુદ્ધિનો વ્યય કરી જ્યોતિષશાસ્ત્રની પરમ ઉન્નતિ કરી હતી. તેમનાં આ મહાન કાર્યથી તેમની કીર્તિ દિગંતમાં પ્રસરી ગઇ છે.

પ્રાચીન તથા અર્વાચીન સમસ્ત વૈજ્ઞાનિકોને નાસ્તિક માનવામાં આવે છે. તેઓ પોતાના વિજ્ઞાનના બલથી જગતના પ્રાકૃત પદાર્થોના ગુણધર્મ તપાસી નવીન નવીન સત્યતત્ત્વોનો પ્રચાર કરે છે અને તેથી સર્વશક્તિમાન સર્વશ્રેષ્ઠ પરમેશ્વરના અસ્તિત્વવિષે કેટલાક લોકોને અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. આકાશમાં અનેક રંગોથી યુક્ત અને મોહક મેઘધનુષ્ય જોઇને આપણું મન પ્રફુલ્લિત થઈ જાય છે અને ભાવિક ભક્ત ઇશ્વરની આ ગહન લીલા જોઈ ભક્તિના આનંદમાં લીન થઇ જાય છે; પરંતુ વિજ્ઞાનીઓ નાક ચઢાવીને કહે છે કે: 'એમાં કાંઇ નથી ! સૂર્યનાં કિરણ અને જલનું મિલન થવાથી મેઘધનુષ્ય બન્યું છે.' વિજ્ઞાનીઓના આ કથનમાં પ્રેમ નથી,ભક્તિ નથી,ઇશ્વર પ્રત્યેનો કાંઇ સ્નેહ નથી, તેઓ માત્ર રાસાયનિકક્રિયાથીજ મેઘધનુષ્યની ઉત્પત્તિ થયેલી જણાવે છે. ભાવિક ભક્તો જે દશ્યને જોઇને અનંત શક્તિમાન પ્રભુના અગાધ સામર્થ્યનું સ્મરણ કરે છે, તેમાં વૈજ્ઞાનિકો કેવલ રસાયનની ક્રીડાજ જુએ છે. તેઓ ઇશ્વરની અનંત શક્તિનો સ્વીકાર કરતા નથી. પાશ્ચાત્ય દેશોના ટિંડાલ વગેરે આધુનિક વૈજ્ઞાનિકો નાસ્તિક છે. ટિંડાલે વિજ્ઞાનની સહાયથી જગતના સમસ્ત પદાર્થોનું પૃથક્કરણ કરી એક રાસાયનિક પદાર્થ પ્રાપ્ત કર્યો છે.તેણે અણુ અને પરમાણુની પરીક્ષા કરી જણાવ્યું છે કે: " આ જગતમાં કોઇક અજ્ઞેયતત્ત્વ છે અને તે અજ્ઞેયપદાર્થનેજ જો તમે સૃષ્ટિનું મૂળ અને ઇશ્વર કહેતા હો તો ભલે કહો. "

પ્રાચીન અને આધુનિક વિજ્ઞાનીઓને આ અનંત વિશ્વનાં અસંખ્ય ગ્રહનક્ષત્રાદિની ગતિક્રિયા તપાસતાં કયાંય પણ તે સર્વશક્તિમાન શાંતિમય મૂર્તિ પ્રાપ્ત થઇ નથી; પરંતુ વિજ્ઞાનવિશારદ સવાઇ જયસિંહ તેમનાજ માર્ગપર ચાલ્યા હતા; તોપણ તેમણે આ સમસ્ત ગ્રહનક્ષત્રો વગેરે પાર્થિવ પદાર્થોનાં દશ્યોમાં શું જોયું હતું ? શોધખોળનાં સામ્રાજ્યમાં તેઓ નિમગ્ન હતા, તે સમયે તેમના હૃદયનો તાર કેવા સૂરથી વાગી ઉઠયો હતો ? આ અનંત વિશ્વરૂપી પુસ્તકના પ્રત્યેક પૃષ્ઠમાં તે અનંત પ્રેમમયી મૂર્તિ–તે પરમ શાંતિમયી પ્રતિમાનું દર્શન કરી તેમના હૃદયે કેવા તાનથી પ્રેમભક્તિનું ગાન ગાયું હતું ? વિજ્ઞાનવિશારદ સવાઇ જયસિંહ પોતાનાં રચેલા ગ્રંથની પ્રસ્તાવનાના પ્રારંભમાં લખે છે કેઃ–" જગદીશ્વરના અનંત મહિમાનો જય થાઓ. મહાસમર્થ તત્ત્વદર્શીઓની અતિ સૂક્ષ્મ વસ્તુનું અન્વેષણ કરનારી બુદ્ધિ તે મહેશ્વરના અનંત વિશ્વના એક અણુની વ્યાખ્યા કરવામાં પણ

પોતાની અસમર્થતા સ્વીકારે છે; અને જ્યોતિષીઓ કે જે અનંત આકાશનું માપ કાઢવાને પ્રયાસ કરે છે, તેઓ પોતે પણ તારી મહાન શક્તિ જોઈ આશ્ચર્યચકિત થઇ જાય છે અને પોતાની ક્ષુદ્રતા સ્વીકારે છે. આવી તારી અગાધ શક્તિનો જય થાઓ. જે રાજાઓનો પણ રાજા છે એવા પરમ પવિત્ર પ્રભુના ચરણમાં આપણે મસ્તક અર્પણ કરીશું. જેની નોંધપોથીમાં આકાશના મહાન ગ્રહો અને નક્ષત્રો એ તો કેવળ થોડાંક પાનાં છે; અને જેના રાજકોષમાં તારકો અને સૂર્યો એ તો માત્ર નાના નાના સિક્કા છે તે મહા પ્રભુની અનંત શક્તિનો જય થાઓ!

તેની સર્વ મંગલમય અગાધ શક્તિ જાણવાને હિયાર્કસ સર્વથા અસમર્થ અને અજ્ઞાન છે અને તેટલા માટે તે પોંચાં કરડે છે અને તે જગદીશ્વરનાં મહાન સામર્થ્ય જાણવાને ટોલેમી એક ક્ષુદ્ર ચામાચીડિયું છે. તે કદિ પણ સત્યરૂપી સૂર્યનો પ્રકાશ જોઇ શકતો નથી અને યુક્લિડની ભૂમિતિ એ તે મહાપ્રભુની યોજના જાણવાની અપૂર્ણ રૂપરેખા છે."

ભજન, પૂજન, સાધન, પ્રેમ અને ભક્તિથી હીન એવા પાશ્ચાત્ય પ્રાચીન અને અર્વાચીન વૈજ્ઞાનિકો સૃષ્ટ પદાર્થોની શોધમાં નિમગ્ન રહી તે મંગલમય દેવાધિદેવનું દર્શન કરી શક્યા નથી; પરંતુ પ્રેમ અને ભક્તિની લીલાભૂમિ ભારતવર્ષમાં જયસિંહે વૈજ્ઞાનિક શોધખોળમાં પ્રવૃત્ત રહ્યા છતાં પણ ઇશ્વરનું સર્વત્ર દર્શન કર્યું છે. તેમણે સૃષ્ટપદાર્થોમાં કેવલ રસાયનની ક્રીડાજ જોઈ નથી; પરંતુ પરમેશ્વરની અગાધ શક્તિનું દર્શન કર્યું છે અને તેમણે પોતાના ગ્રંથમાં ઉક્ત પાશ્ચાત્ય વિદ્વાનો-પર જે પ્રહાર કર્યા છે તે સર્વથા યુક્ત છે. તેમણે પ્રધાન વૈજ્ઞાનિકોના અનીશ્વરવાદપર જે તીક્ષ્ણ પ્રહાર કર્યા છે, તે માટે તેઓ ખરેખર આપણી પ્રશંસાને પાત્ર છે. જયપુરપતિ પુનઃ લખે છે કેઃ–"તે અનંત જ્ઞાનની અમર્યાદ સૃષ્ટિ જોઇ સવાઇ જયસિંહ મુગ્ધ બની ગયો છે. જે દિવસથી તેના હૃદ-યમાં જ્ઞાનનો સંચાર થયો ત્યારથી તે પરિપક્વ થયું ત્યાંસુધી તે સદા ગણિતશાસ્ત્રના અભ્યાસમાં નિમગ્ન રહ્યો હતો અને તેનું મન સદા ગણિતશાસ્ત્રના અત્યંત કઠિન પ્રમેયોનું સ્પષ્ટીકરણ કરવામાંજ નિમગ્ન રહેતું હતું. મહાન વિશ્વકર્તાની સહાયથી તેણે વિશ્વનાં સૂત્રો અને નિયમોનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કર્યું છે."[1]

સવાઈ જયસિંહે જ્યોતિર્વિદ્યા અને ગણિતશાસ્ત્રના સંબંધમાં અનેક ભાષાઓમાં લખાયેલા ગ્રંથોનો સંગ્રહ કરી તેનો અનુવાદ સંસ્કૃતમાં કર્યો હતો.તેઓ પુષ્કળ પરિશ્રમપૂર્વક ઉક્ત ઉભય શાસ્ત્રોનો અભ્યાસ કરી તેના મહાસમર્થ પંડિત બન્યા હતા. તેમણે અનેક સ્થાનોપર વેધશાળા સ્થાપન કરી, જ્યોતિર્વિદ્યાને લગતાં યંત્રો બનાવી,ગણનાની રીતિ નિયત કરી ભારતવર્ષની જ્યોતિર્વિદ્યાની ઘણી ઉન્નતિ કરી હતી; એટલુંજ નહિ પરંતુ તેમણે યુરોપના પ્રધાન પ્રધાન જ્યોતિષીઓને પોતાની પાસે બોલાવી તેમનું મહા આદરભાવપૂર્વક પરમ સન્માન કર્યું હતું. તેમણે વિદ્યાધર જેવા પ્રસિદ્ધ બંગાલી જ્યો-તિષીઓ તેમજ અન્યાન્ય જ્યોતિષશાસ્ત્રવેત્તાઓને પોતાની રાજધાનીમાં તેડાવ્યા હતા અને તેમને-પરમ આદરપૂર્વક જાગીરો આપી હતી. આ પરથી સરલતાથી અનુમાન થઇ શકે છે કે ભારતવર્ષમાં તેમના સમયથીજ જ્યોતિર્વિદ્યાની અધિક ઉન્નતિ થઇ છે અને તેના જ્ઞાનનો બહોળો પ્રસાર થયો છે.[2]

---

૧ અમારી પૂર્ણ ઇચ્છા હોવા છતાં પણ કેટલાંક કારણવશાત્ જયસિંહના રચેલા વૈજ્ઞાનિક ગ્રંથો અને ગણના-વધિવિષે કાંઈ પણ ઉલ્લેખ અત્રે કરી શકતા નથી અને તે માટે અમે અત્યંત દિલગીર છીએ વિલાયતના ડૉ૦ હંટર એશિયાટિક રિસર્ચીસના પાંચમા વોલ્યુમના ૧૦૭ મા પૃષ્ઠમાં મહારાજા જયસિંહનાં બનાવેલાં યંત્રો અને ગણનાપ્રણાલીવિષે એક નિબંધ લખી ગયા છે. અંગ્રેજી ભાષાભિજ્ઞ પાઠકો તે નિબંધ વાંચી તે વિષે માહિતિ પ્રાપ્ત કરી શકશે. તે લેખ વાંચવાથી મહારાજા જયસિંહ જ્યોતિષશાસ્ત્રના કેવા સમર્થ પંડિત હતા તે તેમને વિદિત થશે.

૨ ડૉ૦ હંટર જે સમયે ભારતવર્ષમાં આવ્યા હતા,તે સમયે તેમણે જયસિંહની બંધાવેલી વેધશાળાઓ અને તેમનાં બનાવેલાં યંત્રાદિ જોયાં હતાં અને તે જોઇ તેમણે તેમની બુદ્ધિમત્તાની પુષ્કળ પ્રશંસા કરી હતી. જે સમયે તેઓ ઉજ્જયિનીમાં ગયા તે સમયે તેમને એક યુવાન પંડિતની સાથે કેટલીક વાતચીત થઈ હતી. તે પંડિતનો પિતામહ મહારાજા જયસિંહનો પરમ મિત્ર હતો અને તેને મહારાજાની તરફથી જ્યોતિષરાયની ઉપાધિ તથા જાગીર

ઉક્ત વેધશાળાઓ બંધાવ્યા ઉપરાંત સવાઇ જયસિંહે યાત્રાળુઓને માટે પોતાના રાજ્યમાં અનેક સ્થાનોપર પુષ્કળ દ્રવ્યનો વ્યય કરીને ધર્મશાળાઓ પણ બંધાવી હતી. કેટલાક રાજાઓની પેઠે માત્ર કીર્તિને ખાતર સવાઈ જયસિંહે અતિથિશાળાઓ અને ધર્મશાળાઓ બંધાવી નહોતી; પરંતુ તેમનું હૃદય ઉદાર હતું, અન્યનું દુઃખ જોઇને તેઓ દુઃખી થતા હતા અને તેથી તેમણે લોકોનાં હિતને માટેજ ધર્મશાળાઓ બંધાવી હતી.

કર્નલ ટૉડે આગળ જણાવ્યું છે કે સવાઈ જયસિંહ અન્યાન્ય રાજપૂત વીરોના જેવા પરમ સાહાસક નહોતા; પરંતુ તેઓ આ સ્થળે લખે છે કેઃ “ જે સમયે ભારતવર્ષમાં અવિશ્રાંત યુદ્ધનો અગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો હતો અને યવનસમ્રાટની સભામાં પ્રપંચજાળનો વિસ્તાર થઇ રહ્યો હતો, તે સમયે સવાઇ જયસિંહ પણ તેમાંથી મુક્ત રહ્યા નહોતા. આ ભયંકર ઉપદ્રવની વચ્ચે રહ્યા છતાં પણ તેમણે વિજ્ઞાનની આટલી ઉન્નતિ કરી હતી. રાષ્ટ્રવિપ્લવ, યવનસામ્રાજ્યનો વિધ્વંસ, ધૂમ્રકેતુવત્ મહારાષ્ટ્રીઓનો અકસ્માત્ અભ્યુદય, આ સર્વ ભયંકર વિપત્તિઓમાંથી તેમણે અંબરરાજ્યની ધનસંપત્તિની રક્ષા કરી હતી; એટલુંજ નહિ પરંતુ તેની ઉન્નતિ કરી હતી. આ વાતનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે અવશ્ય આપણને સ્વીકાર કરવો પડે છે કે મહારાજા સવાઇ જયસિંહ એક અસાધારણ પુરુષ હતા. તેઓ સારી પેઠે જાણી ગયા હતા કે મોગલસામ્રાજ્યનું પતન શીઘ્ર થશે અને તેથી તેમણે તે રાજ્યની પતિત અવસ્થાનો લાભ લઇ પોતાના રાજ્યની ઉન્નતિ કરવા પ્રત્યે લક્ષ્ય રાખ્યું હતું; તોપણ તેમણે યવનસમ્રાટની સાથે વિશ્વાસઘાત કર્યો નહોતો. જે સમયે ફર્રૂખશિયરના પ્રાણ લેવાનો અને તેના હાથમાંથી સિંહાસન ખુંચવી લેવાનો પ્રપંચ રચાતો હતો તે સમયે જે કેટલાક સાધારણ રાજાઓ ફર્રૂખશિયરના પક્ષમાં ઉભા રહ્યા હતા, તે પૈકી મહારાજા સવાઇ જયસિંહ પણ એક હતા. જે પ્રકારે તૈમૂરના અન્યાન્ય વંશજો અસીમ સાહસ અને બલવિક્રમથી વિભૂષિત હતા, તે પ્રકારે જો ફર્રૂખશિયર તેના એક અંશનો પણ અધિકારી હોત તો સવાઈ જયસિંહ વગેરે તેના પક્ષના રાજાઓ તેને માટે પ્રાણ સુદ્ધાં આપી દેત. ” કર્નલ ટૉડે અહીંઆં સત્યની યથાર્થરીતે રક્ષા કરી છે. કર્નલ ટૉડના ઉપરોક્ત શબ્દોપરથીજ વ્યક્ત થાય છે કે અંબરપતિ જયસિંહ એક અસીમ સાહસિક પુરુષ હતા, એમાં કિંચિત્ પણ શક નથી. જો કે રાજસ્થાનના ઇતિહાસમાં આપણે અનેક રાજાઓને મહાબલવાન, અસીમ સાહસિક, દૃઢપ્રતિજ્ઞ અને મહાનીતિવાન જોઈએ છીએ; પરંતુ આપણે કોઈને પણ જયસિંહની પેઠે સર્વગુણસંપન્ન જોતા નથી.

મેવાડના ઇતિહાસમાં મહારાજા સવાઈ જયસિંહના મહારાણાની સાથેના રાજકીય અને વૈવાહિક સંબંધના વૃત્તાંતમાં તેમના જીવનની ઘણી ખરી હકીકત આવી ગઈ છે. જે સમયે ઉભય સૈયદભ્રાતાઓએ પોતાના સ્વામી ફર્રૂખશિયરને મારી નાખી રાજ્યમાં પોતાનું પ્રબલ સામર્થ્ય પ્રદર્શિત કર્યું, તે સમયે તેમણે નિષ્પ્રયોજન શત્રુઓ નહિ વધારવાનું ડહાપણ વાપર્યું હતું; અને મહારાજા જયસિંહ પણ પોતાના સ્વામી ફર્રૂખશિયરને કાપુરુષ જોઈ તેનું સંરક્ષણ કરવાનો ઉદ્યોગ છોડી પોતાની રાજધાનીમાં આવ્યા તથા પોતાના પરમપ્રિય વિષય જ્યોતિષશાસ્ત્ર અને ઇતિહાસના અભ્યાસમાં નિમગ્ન થયા. ફર્રૂખશિયરના મૃત્યુ પછી મોગલરાજ્યમાં રાજવિપ્લવો થયા કરતા હતા અને ત્રણ વર્ષ પછી અર્થાત્ ઈ૦ સ૦ ૧૭૨૧ માં સમ્રાટ મહમ્મદશાહે પોતાના શત્રુ ઉભય સૈયદભ્રાતાઓનું કાસળ કાઢી નાખ્યું. આ ઘટના બનતાંની સાથેજ સૈયદ ભ્રાતાઓના ઉપદ્રવોનો અંત આવ્યો. આ ત્રણ વર્ષો દરમ્યાન સવાઇ જયસિંહે રાજકીય બાબતોમાં ભાગ ન લેતાં સંપૂર્ણ વિશ્રાંતિ લીધી હતી એમ જણાય છે. મહમ્મદશાહે પોતાના માર્ગમાંથી સૈયદભ્રાતાઓનાં વિઘ્નો દૂર કર્યા પછી સવાઈ જયસિંહને જ્યોતિષશાસ્ત્રની શોધખોળને માટે પોતાની પાસે બોલાવ્યા અને પાછળથી તેમને અનુક્રમે આગ્રા અને માળવાના સૂબાતરિકે નિયુક્ત કર્યા. આ સ્થાયી શાંતિના સમયમાં સવાઈ જયસિંહે

પાંચ હજારની ઉપજવાળી જાગીર મળી હતી; પરંતુ દુર્ભાગ્યવશાત્ અત્યાચારી મહારાષ્ટ્રીઓના ઉપદ્રવથી તે જાગીર સર્વથા વિધ્વસ્ત થઈ ગઈ. ડૉ૦ હંટર જણાવે છે કે ઉક્ત યુવક જ્યોતિષશાસ્ત્રનો મહા પંડિત હતો. ડૉ૦ હંટર ઉજ્જયિનીથી ચાલ્યા ગયા પછી થોડા સમયમાં અર્થાત્ ઈ૦ સ૦ ૧૭૯૩ માં ઉક્ત પંડિતે પ્રાણત્યાગ કર્યો હતો.

ઉકત વેધશાળાઓ બંધાવી હતી, કે જે ભારતવર્ષના તે સમયના કૃષ્ણઇતિહાસમાં ઉજ્જવલ પ્રકાશ ફેંકી રહી છે.[1]

જો કે સવાઇ જયસિંહ જ્યોતિષશાસ્ત્ર અને ઇતિહાસની ઉન્નતિ કરવામાં રત રહ્યા હતા, તોપણ તેઓ એક દિવસ પણ સ્વજાતિના હિતની રક્ષા કરવામાં કિંવા અંબરનું ગૌરવ વધારવામાં હતઉદ્યોગ થયા નહોતા. તેમણે સમ્રાટની પાસે ઉચ્ચપદ પ્રાપ્ત કરી જે જજીઆવેરો દીર્ઘકાળથી પ્રચલિત હતો તે દૂર કરવાનો ઉદ્યોગ કર્યો અને તેમાં તેમને સર્વ પ્રકારે સફલતા પ્રાપ્ત થઈ. અંબરરાજ્યની નિકટ જાટો અત્યંત બળવાન બની ક્રમશઃ મસ્તક ઉઠાવી તે રાજ્યને માટે કંટકસમાન બની ગયા હતા; પરંતુ મહારાજા જયસિંહે તેમને ચતુરાઇથી દાબી દીધા. ઇ૦ સ૦ ૧૭૩૨ માં જ્યારે જયસિંહ પુનઃ માળવાના સુબાતરિકે નિયુકત થયા, તે સમયે મહારાષ્ટ્રીઓ નવીન બળથી બળવાન બની દક્ષિણમાંથી બહાર નીકળ્યા અને અન્યાન્ય દેશો જીતી લઈ યવનસામ્રાજ્યને વિનષ્ટ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આ સમયે મહારાજા સવાઈ જયસિંહ સારીપેઠે ચેતી ગયા કે મહારાષ્ટ્રીય લોકોના હાથમાંથી યવનસામ્રાજ્યની રક્ષા થવી કઠિન છે અને તેથી તેઓ પોતાના રાજ્યની રક્ષા કરવાને શીઘ્ર પ્રવૃત્ત થયા. કર્નલ ટાડ જણાવે છે કે જયસિંહે મહારાષ્ટ્રીય નેતા બાજીરાવની સાથે શા કારણથી સંધિ કરી હતી, તે સમજાતું નથી. જયસિંહનાં સામર્થ્ય અને સહાયથીજ બાજીરાવ માળવાનો સૂબો બન્યો હતો. તે સમયના દેશી ઇતિહાસવેત્તાએ જણાવ્યું છે કે તેઓ એક ધર્મના હોવાથી તેમની વચ્ચે આવી મિત્રતા બંધાઇ હતી; તો પણ અમે ધારીએ છીએ કે તેમની મિત્રતાનું ઉક્ત કારણ સિવાય અવશ્ય કોઈ ઈતર પ્રબલ કારણ હોવું જોઇએ. જયસિંહના આ આચરણથી મહારાષ્ટ્રીઓની સાથે તેમને શત્રુતા થઈ નહિ. બાજીરાવ માળવાનો સૂબો બન્યો, તેના સંબંધમાં દેશી ઇતિહાસકાર સ્પષ્ટરીતે જણાવે છે કે મહારાષ્ટ્રીઓનો હિંદુસ્થાનમાં પ્રવેશવાનો માર્ગ મહારાજા જયસિંહેજ સ્વચ્છ કરી આપ્યો હતો; પરંતુ મહારાજા જયસિંહે પોતાના ઉકત આચરણથી મહારાષ્ટ્રીઓના મન ઉપર જે અધિકાર સંપાદન કર્યો હતો, તે તેમના સ્વામી યવનસમ્રાટને માટે વિશેષ લાભદાયક નિવડયો હતો; કારણ કે માત્ર તેને લીધેજ મહારાષ્ટ્રીઓનો પ્રબળ પ્રતાપ અને તેમનો દેશપર અધિકાર સ્થાપિત કરવાનો સ્રોત થોડા દિવસને માટે થોભી ગયો હતો; પરંતુ પાછળથી તે સ્રોત સમ્રાટની રાજધાની દિલ્લીપર્યંત પહોંચી ગયો અને કેટલાંક વર્ષો પછી ઇ૦ સ૦ ૧૭૩૯ માં નાદિરશાહે ભારતવર્ષપર આક્રમણ કર્યું. આ સમયે રાજપૂતવીરો પોતાના સ્વાર્થપ્રત્યે વિશેષ લક્ષ્ય આપી સમ્રાટના પક્ષમાં ઉભા રહી નાદિરશાહની સામે યુદ્ધ કરવાને ગયા નહિ; કારણ કે તેઓ સારીપેઠે જાણી ગયા હતા કે તલવારનું બલ કિંવા બુદ્ધિચાતુર્ય પણ નાદિરશાહના આક્રમણનો વેગ રોકી શકશે નહિ. રાજપૂતો યવનસમ્રાટને માન આપતા હતા; પરંતુ અયોગ્ય અને ઘ્રુણિત યવનશાસનપદ્ધતિએ દીર્ઘકાળથી દેશી રાજાઓનો યવનસમ્રાટો સાથેનો સંબંધ છિન્નવિચ્છિન્ન કરી નાખ્યો હતો.

મહારાજા સવાઇ જયસિંહ એકસો નવ ગુણોથી વિભૂષિત હતા. આવા સદ્‌ગુણસંપન્ન પુરુષ અસાધારણ ગણાય તેમાં કાંઇ શક નથી. આથી તેઓ સમસ્ત રાજસ્થાનમાં અદ્વિતીય પ્રસિદ્ધને પ્રાપ્ત થયા હતા. આગળ જણાવ્યા પ્રમાણે તેમના ગુણોના સંબંધમાં એક ગ્રંથ પણ રચાયો હતો. કર્નલ ટૉડે મહારાજા જયસિંહના એકસો નવ ગુણો પૈકી કેટલાક ગુણોસંબંધી કથાઓ સંગ્રહિત કરી હતી; પરંતુ શોકની વાત છે કે તેમણે તે સર્વ કથાઓ પ્રકાશિત કરી નથી, તથાપિ અહીંઆં તેમણે કેટલીક ઘટનાઓનો ઉલ્લેખ કર્યો છે. આ ઘટનાઓના સંબંધમાં અમારો કાંઇપણ અભિપ્રાય પ્રદર્શિત કર્યા પૂર્વે અમે તેનો અવિકલ ઉલ્લેખ કરીએ છીએ. કર્નલ ટૉડે આ ઘટનાઓને અનેક પત્ની પરણવાના રિવાજના વિષમય ફલસ્વરૂપે જણાવી છે.

કર્નલ ટૉડ જણાવે છે કેઃ-મહારાજા વિસનસિંહને બે પુત્રો ઉત્પન્ન થયા હતા. એકનું નામ જયસિંહ અને બીજાનું નામ વિજયસિંહ હતું. ઉભયનો જન્મ ભિન્નભિન્ન માતાઓના ગર્ભથી

[1] મહારાજા જયસિંહના જણાવ્યા પ્રમાણે તેમણે ઇ૦ સ૦ ૧૭૨૮ માં જ્યોતિષની ગણનાપ્રણાલી અને ગ્રંથરચનાનું કાર્ય સમાપ્ત કર્યું હતું અને તે પૂર્વે સાત વર્ષપર્યંત તેઓ તેના અભ્યાસ અને શોધખોળમાં નિમગ્ન રહ્યા હતા.

થયો હતો. વિજયસિંહની માતાએ તેના રક્ષણવિષે શંકા ધારણ કરી તેને પોતાના પિતાને ઘેર મોકલી આપ્યો. જ્યારે વિજયસિંહ પોતાના માતામહને ઘેર મોટો થયો, ત્યારે તેની માતાએ તેને પાદશાહની દયા અને અનુગ્રહને પાત્ર થવાને માટે દિલ્લી મોકલી દીધો. માતાએ પોતાના પુત્રને દિલ્લીના દરબારમાં મોકલતી વખત દરબારના પ્રધાન પ્રધાન અમીરઉમરાવો અને રાજકર્મચારીઓને હસ્તગત કરવાને માટે તેમને રૂસ્વત આપવાસારૂ તેના હાથમાં પોતાના કિંમતી અલંકારો અર્પણ કર્યા. વિજયસિંહે આ સમસ્ત અલંકારો પાદશાહના મુખ્યમંત્રી કમરૂદ્દીનખાંને ઉપહારતરિકે આપી તેને હસ્તગત કરી લીધો. વિજયસિંહ પાદશાહની પાસે રાજકાર્યમાં નિયુક્ત થવાની કિંવા સૈન્યમાં નેતા બનવાની ઇચ્છાથી દિલ્લીમાં ગયો નહોતો. ત્યાં જવામાં તેનો ઉદ્દેશ અંબરરાજ્યમાં વસવા નામનો જે અત્યંત ફળદ્રુપ પ્રદેશ હતો, તેનો સંપૂર્ણ અધિકાર પોતાના હાથમાં લેવાનો હતો. અંબરપતિ જયસિંહે પોતાના સાવકાભાઇની આ મનઃકામના પૂર્ણ કરવામાં એક મુહૂર્તનો પણ વિલંબ કર્યો નહિ. વિજયસિંહ જો કે પોતાના ભ્રાતાના આ પ્રકારના સ્નેહ અને દયાથી અત્યંત પ્રસન્ન થયો; પરંતુ તેની અને જયસિંહની માતા વચ્ચે શોકયદ્વેષ વૃદ્ધિંગત થવા લાગ્યો. વિજયસિંહની માતાએ પોતાના પુત્રને જણાવ્યું કેઃ—"વસવા પ્રદેશ આપણા હાથમાં આવ્યો તેમાં શું દી વળ્યો? તું જઇને મુખ્ય મંત્રીક મરૂદ્દીનને કહે કે જો તમે પાદશાહની સંમતિથી જયસિંહને પદભ્રષ્ટ કરી મને અંબરના સિંહાસનપર અધિષ્ઠિત કરશો તો તમને પુરસ્કારતરિકે પાંચ કરોડ રૂપિયા આપવામાં આવશે અને સમ્રાટ જે સમયે આજ્ઞા કરે તે સમયે પાંચ હજાર અશ્વારોહીઓની સહાય આપીશ." વિજયસિંહે પોતાની માતાની ઉક્ત આજ્ઞાનું પાલન કરવામાં યત્કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. તેણે તત્કાળ મુખ્ય મંત્રી કમરૂદ્દીનની પાસે જઇ તેને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. કમરૂદ્દીને શીઘ્ર તે વૃત્તાંત પાદશાહને નિવેદન કર્યું. સમ્રાટે સર્વ હકિકત સાંભળી ઉત્તર આપ્યોઃ—"અચ્છા! જયસિંહને સિંહાસનભ્રષ્ટ કરી વિજયસિંહને અંબરનું રાજ્ય આપવામાં આવશે; પરંતુ વિજયસિંહ પાંચ કરોડ રૂપિયા અને આવશ્યકતા પડતાં પાંચ હજાર અશ્વારોહીઓની સહાય આપશે, એ બાબતનો તેનો જામીન કોણ છે?" મંત્રીએ ઉત્તર આપ્યોઃ—"હું તેનો જામીન છું." પાદશાહે મુખ્ય મંત્રીના વચનપર વિશ્વાસ રાખી તત્કાળ વિજયસિંહને અંબરના રાજ્યમાટે આપવાની સનંદ તૈયાર કરવાની તેને આજ્ઞા કરી. સવાઇ જયસિંહે ખાન દૌરાનખાં નામના એક ચતુર મુસલમાનસરદારને પોતાનો 'પઘડીબદલ ભાઈ' બનાવ્યો હતો. ઉક્ત મુસલમાનસરદાર પાદશાહની પાસે ઉચ્ચપદપર સ્થિત હતો. જે સમયે તેણે ગુપ્તરીતે એવા સમાચાર સાંભળ્યા કે જયસિંહને પદભ્રષ્ટ કરી વિજયસિંહને અંબરના તખ્તપર અધિષ્ઠિત કરવાની તૈયારી ચાલી રહી છે, ત્યારે તેણે કૃપારામ નામના એક દૂતને ગુપ્તરીતે આ સમસ્ત સમાચાર કહી સંભળાવ્યા અને દૂત કૃપારામે તે સર્વ વર્તમાન તત્કાળ જયસિંહની ઉપર મોકલી આપ્યા. આ સમયે દિલ્લીના પાદશાહની સભામાં કમરૂદ્દીનખાં પોતાના પ્રબલ સામર્થ્યનો ઉપયોગ કરી પરમ ઉચ્ચ સ્થાનપર આરૂઢ થઇ બેઠો હતો. જયસિંહે જ્યારે કૃપારામનો પત્ર વાંચ્યો, ત્યારે તેઓ અત્યંત દુઃખિત થયા અને તેમણે પોતાના વિશ્વાસુ નાજરને બોલાવી તે પત્ર આપ્યો. નાજરે પત્ર વાંચી જણાવ્યુંઃ "આ ભયંકર કાર્યમાં તલવારના બળની આવશ્યકતા નથી, ધનનું બળ પણ વ્યર્થ છે; માત્ર પ્રપંચથીજ એમાં આપણો વિજય થશે અને પ્રપંચીદ્વારાજ પ્રપંચનો પ્રતીકાર થશે." પછી તેમણે નાજરની સલાહથી પોતાના રાજ્યના પ્રધાન પ્રધાન સામંતોને બોલાવી મંગાવ્યા. નાથાવત શાખાના પ્રધાન નેતા મોહનસિંહ, બાંસખોના સામંત દીપસિંહ કુંભાની, શિવબરન, સામંત જોરાવરસિંહ, નરૂના સામંત હિંમતસિંહ, ઝોલાયના સામંત કુશલસિંહ, મોજાબાદના સામંત ભોજરાજ અને માવલીના સામંત ફતેસિંહ ઈત્યાદિ સર્વ સામંતો એકત્રિત થયા. જયસિંહે તેમને પોતાની ઉપર આવી પડનારી આપત્તિની વાત કહી સંભળાવી અને તેમને જણાવ્યું કેઃ—"આપે મને અંબરના સિંહાસનપર અભિષિક્ત કર્યો છે અને મારા ભ્રાતા કે જે માત્ર વસવાપ્રદેશ પ્રાપ્ત કરીને સંતુષ્ટ થઇ ગયા હતા, તેમને નવાબ કમરૂદ્દીન બલપૂર્વક અંબરરાજ્ય અર્પણ કરે છે." આ શબ્દો સાંભળી સમસ્ત સામંતોએ અંબરપતિને ધૈર્ય આપતાં કહ્યુંઃ—"આપ કિંચિત્ પણ ચિંતા કરશો નહિ. જો આપ વિજયસિંહને વસવાપ્રદેશ આપવામાં દત્તચિત્ત હો તો

અમે પ્રતિજ્ઞાપૂર્વક કહીએ છીએ કે અમે સમસ્ત ઉપદ્રવો શાંત કરીશું. " જયસિંહે ઉક્ત સામંતો-નાં હૃદયમાં વિશ્વાસ ઉત્પન્ન કરવાને માટે વસવાપ્રદેશનો સમસ્ત અધિકાર વિજયસિંહને આપનારી સનંદ તત્કાળ તૈયાર કરાવી અને તે સામંતોને અર્પણ કરી વિજયસિંહના પ્રતિનિધિતરિકે તે પ્રદેશની સર્વ વ્યવસ્થા કરવાને તેમને કહ્યું. અંબરમાં જ્યારે આ કાર્ય સમાપ્ત થયું ત્યારે સર્વ સામંતોએ પોતાનો એક એક મંત્રી વિજયસિંહની પાસે મોકલ્યો અને તેને જે કહેવું હતું તે નિવેદન કર્યું. વિજયસિંહે સામંતોના પ્રતિનિધિઓને સ્પષ્ટરીતે જણાવ્યું કેઃ-" મને મારા ભ્રાતાની પ્રતિજ્ઞા અને તેની વાતપર યત્કિંચિત્ પણ વિશ્વાસ નથી; " પરંતુ ઉક્ત પ્રતિનિધિઓએ ' બારાકોટડી અંબરકા' અર્થાત્ અંબરના રાજવંશની બાર પ્રધાન શાખાઓનાં નામથી ' સીતારામ ' નો ઉચ્ચાર કરી એવી પ્રતિજ્ઞા કરી કેઃ-" જો જયસિંહ પોતાની પ્રતિજ્ઞા નહિ પાળે તો અમે સર્વ આપનો પક્ષ ગ્રહણ કરીશું અને આપને અંબરના સિંહાસનપર અધિષ્ઠિત કરીશું. "

ઘણી સમજાવટ પછી વિજયસિંહે ઉક્ત પ્રતિનિધિઓની સલાહ માન્ય કરી અને મહારાજા-સવાઇ જયસિંહની મોકલેલી વસવાપ્રદેશના સમસ્ત અધિકારની સનંદ ગ્રહણ કરી. વિજયસિંહ ઉક્ત સનંદ લઇ પોતાના પરમ હિતૈષી કમરૂદ્દીનખાંની પાસે ગયો અને તેને સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યું.વિજયસિંહની વાત સાંભળી ખાન સંતુષ્ટ થયો નહિ પણ તેણે વિચાર કરી ખાનદૌરાનખાં તથા કૃપારામને આજ્ઞા આપી કે તમે ઉભય વિજયસિંહની સાથે જાઓ અને એમને વસવાના અધિકારીના પદપર સ્થિત કરો. અંબરના સામંતો વિજયસિંહને રાજી થયેલા જોઇ અસંત પ્રસન્ન થયા અને ઉભય ભ્રાતાઓ-ની વચ્ચે ભ્રાતૃપ્રેમ સ્થાપિત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સામંતોના પ્રસ્તાવથી વિજયસિંહ પોતા-ના ભ્રાતાની મુલાકાત કરવાને કબૂલ થયો; પરંતુ તેણે જણાવ્યું કે હું જયસિંહને મળવાને માટે રાજધાનીમાં જઇશ નહિ. અંતે ચોમૂ સ્થળ તેમની મુલાકાતને માટે નિશ્ચિત કરવામાં આવ્યું; પરંતુ વિજયસિંહે ત્યાં નહિ જતાં જયપુરની પશ્ચિમે ત્રણ કોશના અંતરપર સાંગાનેર નગરમાં પોતાનો મુકામ નાખ્યો.

આ તરફ મહારાજા જયસિંહ પોતાના સાવકાભાઇ વિજયસિંહને મળવા જવાને માટે દરબાર-માંથી બહાર નીકળતા હતા, એવામાં નાજરે આવી મહારાજાને જણાવ્યું કેઃ-"મહારાણી માતાએ મને આપની પાસે મોકલ્યો છે. તેમણે કહ્યું છે કેઃ 'બન્ને[1] લાલજીઓનો પરસ્પર મેળાપ થાય અને સદ્ભાવ સ્થાપિત થાય એવું આનંદદાયક દશ્ય જોવાથી મને શામાટે વંચિત રાખવામાં આવી છે?" મહારાજાએ સામંતોને કહ્યું કે " જો આપ મહારાણી માતાની આ માગણીપ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હો તો તેઓ આવશે." સામંતોએ તરત પ્રત્યુત્તર આપ્યો કેઃ-"અમને તેમાં કાંઇપણ વાંધો નથી. મહારાણીમાતા ભલે આવે. "

સામંતોની સંમતિ મળતાં નાજરે શીઘ્ર મહારાણી માતાને માટે પાલખી સજ્જ કરવાની આજ્ઞા આપી. રાણીની અનુગામિની અંતઃપુરની સ્ત્રીઓને માટે ત્રણસેં રથો સજ્જ કરવામાં આવ્યા; પરંતુ પાલખીની અંદર વૃદ્ધા રાણીને બદલે મહાવીર ભટ્ટીસામંત ઉગ્રસેન વિરાજમાન થયો અને પ્રત્યેક રથમાં સ્ત્રીઓને બદલે બબ્બે અત્યંત વિશ્વાસુ " શિલહપોશ " અર્થાત્ શસ્ત્રધારી સૈનિકો સુસજ્જિત થઇને બેઠા. સામંતો તો પ્રથમથીજ મહારાજાની સાથે ચાલ્યા ગયા હતા. તેમને આવી તૈયારીની સ્વપ્નમાં પણ કલ્પના આવી નહોતી. જયસિંહ અને બુદ્ધિમાન નાજરની સલાહથીજ આ તૈયારી થઈ હતી. ઉગ્રસેન અને રથમાં બેઠેલા શસ્ત્રધારી સૈનિકો સિવાય કોઇ પણ પ્રજાજનને આ વાતની ખબર નહોતી. જે સમયે પાલખી અને ત્રણસેં રથો મહાધામધૂમસહિત રાજમાર્ગમાં ચાલવા લાગ્યા તે સમયે રાજસ્થાનની પ્રચલિત રીતિઅનુસાર રાજાના સેવકોએ પાલખીપર સુવર્ણની મુદ્રાની વૃષ્ટિ કરી. સર્વ લોકો એમજ માનતા હતા કે પાલખીમાં વૃદ્ધા રાણીજ જાય છે. રાજમાર્ગમાં પુષ્કળ ભીડ થઇ અને દીનદરિદ્ર લોકો મુદ્રા લૂંટી મહારાજાના ગુણાનુવાદ ગાવા લાગ્યા. ઉક્ત ઉભય રાજભ્રાતાઓનું સંમિલન થવાની વાત સાંભળી લોકો આનંદોદધિમાં નિમગ્ન થઈ ગયા.

મહારાજા જયસિંહ અને સામંતગણ પ્રથમથીજ સાંગાનેરમાં આવી રાજમાતાની પ્રતીક્ષા કરતા

[1] રાજપૂતમાતાઓ પુત્રને લાડમાં ' લાલજી ' કહીને બોલાવે છે.

હતા; એવામાં એક દૂતે આવીને જણાવ્યું કે રાણીસાહિબા સાંગાનેરના મહાલયમાં ચાલ્યાં ગયાં છે. આ સમાચાર પ્રાપ્ત થતાંજ મહારાજા જયસિંહ અશ્વારૂઢ થઇ મહાલયની તરફ ચાલ્યા. માર્ગમાંજ જયસિંહની સાથે વિજયસિંહનો મેળાપ થયો. ઉભય ભ્રાતાઓએ પરસ્પર મળીને આલિંગન કર્યું અને તેઓ સ્નેહપૂર્વક વાર્તાલાપ કરવા લાગ્યા. જયસિંહે પોતાના સાવકાભ્રાતાને જણાવ્યું:-"જો તમારી અભિલાષા અંબરના સિંહાસનપર બેસવાની હોય તો હું પ્રસન્ન થઇ તમને અંબરનું રાજ્ય સોંપી દઈશ અને હું વસવાપ્રદેશમાં જઇને રાજ્ય કરીશ." જયસિંહના આ પ્રેમભરેલા શબ્દો સાંભળી વિજયસિંહનું હૃદય પીગળી ગયું અને તેમણે તત્કાળ પ્રત્યુત્તર આપ્યો કે:-"હવે મારી આશા પૂર્ણ થઇ ગઇ છે." આ પ્રકારે અલ્પકાળપર્યંત આ ઉભય ભ્રાતાઓ અને સામંતોની વચ્ચે વાર્તાલાપ થયા પછી તેઓ ચાલવાની તૈયારીમાં હતા એવામાં પાલખીમાંની મહારાણી (!) તરફથી નાજરે આવી કહ્યું કે:-" જો સામંતો અહીંઆંથી થોડીવાર સુધી દૂર ચાલ્યા જાય તો મહારાણી અહીંઆં આવી પોતાના ઉભય પુત્રોનાં મુખ જોશે; અગર તો આપજ મહારાણીના ઓરડામાં ચાલો." મહારાજા જયસિંહે કહ્યું:-"સામંતોને પૂછો. જે તેમનો મત હોય તે મારો મત છે એમ જાણવું." સામંતોએ ઉક્ત ઉભય ભ્રાતાઓને મહારાણીની પાસે જવાની રજા આપી અને તેઓ પોતે ત્યાંથી ચાલ્યા ગયા. થોડીવાર પછી મહારાજા જયસિંહ પોતાના ભ્રાતા વિજયસિંહને લઇ મહારાણીના ઓરડા તરફ ચાલ્યા. ઓરડાનાં દ્વારપર એક પહેરેદાર ખોજો ઉભો હતો. જયસિંહે પોતાની કમરમાંથી તલવાર કાઢી અને કહ્યું કે માતાની પાસે જવું તેમાં તલવારનું શું પ્રયોજન છે ? આ પ્રમાણે બોલી તેમણે ઉક્ત પહેરેદારને પોતાની તલવાર આપી દીધી. વિજયસિંહે પણ પોતાના ભ્રાતાનું અનુકરણ કર્યું. ત્યારપછી નાજરે ઓરડાનું દ્વાર ખોલ્યું. વિજયસિંહ ઓરડામાં પ્રવેશ્યો ખરો; પરંતુ ત્યાં તે માતાના સ્નેહાલિંગનને બદલે વિરાટકાય ભટ્ટીસામંત ઉગ્રસેનના પ્રબલ આક્રમણમાં ફસી પડયો. ઉગ્રસેને તત્કાળ વિજયસિંહના હાથપગ બાંધી દીધા અને તેને પાલખીમાં નાખી દીધો. પાલખી જે પ્રકારે સાંગાનેરમાં આવી હતી, તે પ્રકારે હવે તે રાજધાની અંબર તરફ ચાલી. સર્વ સામંતોએ એમજ ધાર્યું કે વૃદ્ધરાણી મહાલયમાંથી રાજધાની તરફ જાય છે. એક કલાક પછી મહારાજા જયસિંહને એવા સમાચાર પ્રાપ્ત થયા કે, વિજયસિંહ બંદીવાન બની કિલ્લામાં જઇ પહોંચ્યો છે. અલ્પ સમય પછી મહારાજા જયસિંહ સામંતોને આવી મળ્યા; પરંતુ શસ્ત્રધારીઓની સાથે મહારાજાને એકલાનેજ જોઇને સર્વ સામંતોએ આમતેમ દૃષ્ટિ ફેંકી પૂછ્યું: " વિજયસિંહ કયાં છે ?" તત્કાળ જયસિંહે પ્રત્યુત્તર આપ્યો કે:-" મારા ઉદરમાં છે. અમે ઉભય વિસનસિંહના પુત્રો છીએ. તેમાં હું વડો છું. જો તેને રાજ્ય આપવાની તમારી ઇચ્છા હોય તો મને મારી નાખીને મારા પેટમાંથી તેને કાઢી લો. કેવળ તમારા હિતને માટેજ હું વિશ્વાસઘાતી થયો છું. વિજયસિંહ અવશ્ય તમારા અને મારા શત્રુઓને અંબરમાં બોલાવત અને તેથી તમારો નાશ થઇ જાત." તેમનાં આ વચનો સાંભળી સર્વ સામંતો વિસ્મિત થઇ ગયા; પરંતુ અન્ય કોઈ ઉપાય નહિ હોવાથી તેઓ ચુપચુપ ત્યાંથી ચાલ્યા ગયા. સાંગાનેરની બહાર યવનસમ્રાટની છ હજાર અશ્વારોહી સેના વિજયસિંહના આગમનની પ્રતીક્ષા કરતી હતી. પ્રધાનમંત્રી કમરૂદ્દીનખાંએ ઉક્ત સેના વિજયસિંહને સહાય કરવાને માટે મોકલી હતી. વિજયસિંહના આગમનને વિલંબ થયેલો જોઈ ઉક્ત સેનાના નેતાએ પૂછ્યું:-"વિજયસિંહ કયાં છે ?" જયસિંહે ઉત્તર આપ્યો:-" તમને આ પ્રશ્ન પૂછવાનો કાંઇપણ અધિકાર નથી. તમે તમારા સ્થાનપર ચાલ્યા જાઓ, નહિ તો હું તમારા સમસ્ત અશ્વો છીનવી લઇશ." ઉક્ત સેના કાંઇ પણ ઉપાય નહિ જોઇ પાછી ફરી. આ રીતે વિજયસિંહ બંદી થયો.

અંબરના રાજજ્યોતિષીના એકસોનવ ગુણોના આદર્શસ્વરૂપ આ ગુણના સંબંધમાં નીતિવેત્તા ગમે તેવો અભિપ્રાય પ્રદર્શિત કરે; ( કારણ કે એને ગુણને બદલે અવગુણ કહી શકાય એમ છે ) પરંતુ તેમણે આ કાર્ય પરમ ચતુરાઈપૂર્વક પાર પાડયું હતું, તે વાતનો અસ્વીકાર તો કોઇપણ કરી શકે એમ નથી; અને જેમાં પ્રપંચની જરૂર પડે એવાં કાર્યમાં તેમણે ઉક્ત ઉપાય લીધો તે માટે ખરેખર તેમની તથા નાજરની બુદ્ધિને ધન્યવાદ ઘટે છે. માત્ર ઉક્ત નાજરજ આ પ્રપંચ-

જાળમાં તેમનો પ્રધાન સહાયક હતો. આવા પ્રસંગે પ્રપંચજાળનો વિસ્તાર કરવો એ ન્યાયસંગત છે; કારણ કે વિજયસિંહ યવનસમ્રાટના પ્રબળ સામર્થ્યવાન મુખ્યમંત્રીની સહાયથી મોડે યા વહેલે અવશ્ય પોતાના ભ્રાતાને સિંહાસનભ્રષ્ટ કરત. વિજયસિંહ બંદીવાન બન્યા પછી તેનું શું થયું તે કાંઇ જાણવામાં આવ્યું નથી. આ સ્થળે અમે એટલું કહેવા માગીએ છીએ કે કર્નલ ટૉડે અવગુણ શબ્દનો પ્રયોગ નહિ કર્યો હોત તો સારૂં. જયસિંહ પોતાના પિતાના જ્યેષ્ઠ પુત્ર હતા. રાજપૂતોની રીતિ અનુસાર, રાજધર્મ અનુસાર અને હિંદુઓની સમાજવ્યવસ્થા અનુસાર તેઓ પોતાના પિતાના સિંહાસનના અધિકારી હતા અને ક્ષત્રિયોની રીતિ અનુસાર તેમણે ચતુરાઇપૂર્વક શત્રુઓના હાથમાંથી પોતાના સિંહાસનની રક્ષા કરી હતી, તેથી તેમનું કાર્ય કદિપણ નિંદ્ય ગણી શકાય એમ નથી. તેમણે પરમ ચાતુર્યપૂર્વક પ્રપંચજાળનો વિસ્તાર કરી રક્તનું એક બિંદુ પણ ન વહેવરાવી રાજ્યના હિતની રક્ષા કરી હતી અને તેથી તેમનું એ કાર્ય અવશ્ય તેમના ગુણનું પરિચાયક હતું. જ્યારે કર્નલ ટૉડ સ્વયં પાછળથી એમ સ્વીકારે છે કે જયસિંહનું ઉક્ત કાર્ય ન્યાયસંગત હતું, ત્યારે તત્સંબંધે અધિક કહેવાની અમે જરૂર જોતા નથી.

કછવાહાઓના રાજ્યની અને રાજધાનીની સર્વ પ્રકારની ઉન્નતિ કેવલ એક જયસિંહદ્વારાજ થઇ હતી. તેમની પૂર્વે જે કછવાહા રાજાઓ અંબરના સિંહાસનપર રાજ્ય કરી ગયા હતા, તેઓ માત્ર વ્યક્તિગત સામર્થ્ય અને મોગલસમ્રાટની રાજસભામાં માન તથા પ્રભુતાની થયેલી પ્રાપ્તિને લીધે કેટલેક અંશે રાજદ્વારી પુરુષોતરિકે પ્રસિદ્ધ થયા હતા. તેમના રાજ્યનું એથી અધિક ગુરુત્વ વા પ્રભુત્વ નહોતું; અને જો કે બાબરથી ઔરંગઝેબ સુધીના સર્વ મોગલસમ્રાટોની સાથે અંબરના રાજાઓને ધાડો સંબંધ હતો; તોપણ દિલ્લીના અંતિમ રાજપૂતસમ્રાટના સમકાલીન પજ્જોનીના શાસનસમયથી અત્યાર સુધી અંબરનો કોઇપણ રાજા પોતાના પિતૃરાજ્યની અતિ સામાન્ય સીમા વૃદ્ધિગત કરી શક્યો નહોતો. ઔરંગઝેબના મૃત્યુ પછી જ્યારે ભારતવર્ષમાં મહાન્ રાજ્યક્રાંતિ થઇ અને સમસ્ત યવનસામ્રાજ્ય ખંડ ખંડમાં વિભક્ત થઇ ગયું તે સમય પૂર્વે અંબર વાસ્તવમાં રાજ્યસ્વરૂપે ગણાતું નહોતું. ઔરંઝેબના મૃત્યુ પછી જે સમયે રાજ્યમાં ચોતરફ ભયંકર ઉપદ્રવો થવા લાગ્યા, તે સમયે સવાઇ જયસિંહ પાદશાહના પ્રતિનિધિસ્વરૂપે આગ્રાના શાસનકર્તાના પદપર સ્થિત હતા. આ આગ્રાપ્રાંતમાં તેમના પિતૃરાજ્યનો પણ સમાવેશ થઇ જતો હતો. આ સમયનો લાભ લઇ તેમણે પોતાના રાજ્યની સીમા ઘણી વધારી દીધી અને તેને સારીરીતે દૃઢ કર્યું.

દૂલેરાયની પછી અંબરના સિંહાસનપર કેટલાક રાજાઓ બેઠા હતા. પજ્જોનીના શાસનસમય સુધી કછવાહા રાજ્યનું અંગ કેટલેક અંશે વૃદ્ધિગત થયું હતું; પરંતુ તેની પછીનો કોઇપણ રાજા પોતાના બાહુબલથી રાજ્યની સીમા વૃદ્ધિંગત કરવાને સમર્થ થયો નહોતો. જો કે મીર્જારાજા જયસિંહ વા માનસિંહ દિલ્લીના સમ્રાટના પરમ પ્રેમપાત્ર હતા તેમજ તેઓ મહાવીર હતા; તોપણ તેઓ પોતાનું પિતૃરાજ્ય યત્કિંચિત્ પણ વધારી શક્યા નહોતા. માત્ર સવાઇ જયસિંહેજ અંબરરાજ્યની સીમા વૃદ્ધિંગત કરી.

દેવતી અને રાજોર નામના સ્વતંત્ર દેશોપર સવાઇ જયસિંહે કેવી રીતે પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો, તેનું વર્ણન કર્નલ ટૉડે નીચે પ્રમાણે કર્યું છે. આ વર્ણનમાં રાજપૂતજાતિનું ચારિત્ર્ય અને ખાસ કરીને સવાઇ જયસિંહનું ચારિત્ર્ય સંપૂર્ણરીતે વ્યક્ત થાય છે. તેઓ જણાવે છે કે જે સમયે મહારાજા જયસિંહ અંબરના સિંહાસનપર વિરાજમાન થયા, તે સમયે અંબર, દેવસા અને વસાઉ એ ત્રણ પ્રગણાં તેમના અધિકારમાં હતાં. આ ત્રણે પ્રગણાંના સમુદાયનું નામ અંબરરાજ્ય હતું. રાજ્યની પશ્ચિમ બાજુના દેશો યવનસમ્રાટના અધિકારમાં હતા અને તેનો સંયોગ અજમેરની સાથે થઇ ગયો હતો. શેખાવાટી રાજ્ય કે જેની ઉત્પત્તિ અંબરના રાજ્યમાંથી થઇ હતી, તેનું અંગ તે સમયે અંબરરાજ્ય કરતાં મોટું હતું. ઉક્ત શેખાવાટીરાજ્ય નિમ્નલિખિત ચાર સીમાઓથી આબદ્ધ હતું. દક્ષિણે ચાતસુ નામનો દુર્ગ હતો, પશ્ચિમે સાંભર સરોવર આવ્યું હતું, પશ્ચિમોત્તરે હસ્તિના અને પૂર્વમાં દેવસા તથા સાઉ હતાં. કોટડીબંદ અર્થાત્ બાર પ્રધાન સામંતકુળો તે સમયે આ પરિમિત ભૂમિનાં અધિકારી હતાં. તેનું પરિમાણ અતિ સામાન્ય હતું.

દેવતી નામક ક્ષુદ્ર અને અત્યંત પ્રાચીન રાજયની રાજધાનીનું નામ રાજોર હતું. બડગૂજર જાતિનો રાજા તેમાં શાસન કરતો હતો. કછવાહાલોકો જે પ્રકારે રામચંદ્રના પુત્ર કુશદ્વારા ઉત્પન્ન થયા છે, તે પ્રકારે બડગૂજરલોકો તેમના પુત્ર લવદ્વારા ઉત્પન્ન થયા છે. આ બડગૂજરલોકો યવન-સમ્રાટના ઘરમાં કન્યાદાન કરવાનું કામ અત્યંત ઘૃણિત અને અપમાનસૂચક ગણતા હતા. તેઓ કદિપણ યવનસમ્રાટના ઘરમાં પોતાની કન્યા વા ભગિની આપતા ન હતા; આથી તેમણે રાજપૂતજાતિમાં વિશેષ સન્માન પ્રાપ્ત કર્યું હતું. જે સમયે કછવાહારાજાએ યવનસમ્રાટના વંશમાં કન્યા આપી પોતાનો વંશ કલંકિત કર્યો અને પોતાને પદ તથા માનમાં ઉંચે ચડેલો માનવા લાગ્યો, તે સમયે બડગૂજર જાતિએ પોતાની સ્ત્રીઓનાં સતીત્વની રક્ષા કરવાને માટે તેમને પ્રજ્વલિત અગ્નિમાં નાખી ભસ્મીભૂત કરી દીધી હતી. આથી તેમના જાતીય કવિએ તેમની અક્ષય કીર્તિની ભારે સ્તુતિ કરી હતી. જે સમયે મહારાજા સવાઇ જયસિંહ યવનસમ્રાટના સૂબાસ્વરૂપે નિયુક્ત થયા હતા, તે સમયે ઉક્ત દેવતીરાજ્ય-નો બડગૂજરજાતિનો અધિપતિ પોતાની સેનાસહિત ગંગાજીની નિકટ અનૂપ શહેરમાં સમ્રાટના સૈન્યમાં હતો. તેણે આ સમયે દેવતીના રાજયનો ભાર પોતાના ભ્રાતાને સમર્પણ કર્યો હતો. એક સમયે તે જંગલમાં વરાહનો શિકાર કરવા જવાની ઉતાવળમાં હતો અને તેથી તેણે પોતાની ભોજાઇને તત્કાળ ભોજન પીરસવાને કહ્યું. તેની ભોજાઇ તેની આટલી બધી વ્યાકુલતા જોઇ મોં ચઢાવી બોલી:"આપ એટલા બધા ઉતાવળા બની ગયા છો કે જાણે જયસિંહની સાથે યુદ્ધ કરી તેના હૃદયમાં ભાલો માર-વાનેજ ન જતા હો !" આ શબ્દોએ બડગૂજરપતિના ભ્રાતાના હૃદયને ભેદી નાખ્યું. અમારા પાઠકોને સ્મરણ હશે કે કછવાહારાજવંશના આદિ પુરુષ દૂલેરાયે નરવરથી નીકળી સૌથી પ્રથમ બડગૂજરોના તાબાના દ્યોસા નામના સ્થાનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. પોતાની ભોજાઇનો ઉકત ટોણો સાંભળી બ-ડગૂજરપતિના ભ્રાતાએ તત્ક્ષણ એવી પ્રતિજ્ઞા કરી કે: "હું ઠાકોરજીના સોગંદ લઈને કહું છું કે જ્યાંસુધી હું જયસિંહનાં હૃદયમાં ભાલાનો આઘાત કરીશ નહિ, ત્યાંસુધી કદિપણ તમારા હાથનું ભોજન ગ્રહણ કરીશ નહિ." ઉકત વીરે આવી પ્રતિજ્ઞા કરી તત્કાળ પોતાની સાથે દશ શસ્ત્રધારી અશ્વારોહીઓ લઇ અંબરતરફ ગમન કર્યું. તેણે અંબરના "ધૂલકોટ" (ધૂળનો કોટ)ની પાસે પોતાનો મુકામ નાખ્યો. સ-પ્તાહ વીત્યું, પખવાડીઉં વીત્યું, મહિનો ગયો, બે મહિના ગયા, આ પ્રકારે કેટલાક મહિના વ્યતીત થઇ ગયા; પરંતુ તેને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની સંધિ પ્રાપ્ત થઈ નહિ. પછી તે પોતાના અશ્વો વેચીને તેદ્વારા ઉત્પન્ન થયેલા દ્રવ્યથી પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. એક પછી એક તેના સર્વે અશ્વો વેચાઈ ગયા. અંતે જ્યારે સમસ્ત અશ્વો પણ વેચાઇ ગયા અને દ્રવ્ય પણ ખૂટી ગયું,ત્યારે તેણે પોતાના અનુચરોને વિદાય કરી દીધા અને પોતે એકલોજ ત્યાં રહીને જયસિંહના વક્ષઃસ્થળમાં ભાલો ઘોંચી દેવાની સંધિની પ્રતીક્ષા કરવા લાગ્યો. તેની પાસે જે થોડું દ્રવ્ય હતું તે પણ જ્યારે સમાપ્ત થઇ ગયું, ત્યારે તેણે પોતાનું ઉદર ભરવાને માટે અસ્ત્રશસ્ત્ર વેચવાનો આરંભ કર્યો. આ પ્રકારે તેણે સમસ્ત હથીઆરો વેચી નાખ્યાં. સર્વ ચીજ વેચી નાખી તેણે પોતાની પાસે કેવલ એક વસ્ત્ર અને એક ભાલો રાખ્યો. જ્યારે તેની પાસે એક ફૂટીબદામ પણ ન રહી ત્યારે તેણે ત્રણ દિવસપર્યંત અપવાસ કર્યાં. ચોથે દિવસે તેણે પોતાની પાઘડી વેચી નાખી અને તેદ્વારા ઉત્પન્ન થયેલા દ્રવ્યથી અનાજ ખરીદી પોતાની ક્ષુધા નિવૃત્ત કરી. તે દિવસે મહારાજા સવાઈ જયસિંહ કિલ્લાની બહાર નીકળ્યા. તેઓ પર્વતમય માર્ગ તરફ નહિ જતાં મોરા નામના સરલ માર્ગ તરફ જતા હતા, એવામાં એક ભાલો તીક્ષ્ણ વેગથી આવી તેમના સુખાસનના ખૂણા સાથે અથડાયો. તેમના અનુચરો પોતાની સમશેર નગ્ન કરી તે ખૂનીને કાપી નાખવાને દોડી ગયા; પરંતુ મહારાજા જયસિંહે તેમને ઉચ્ચસ્વરે કહ્યું:"એને મારી નાખશો નહિ. એને જીવંત પકડીને રાજધાનીમાં લઇ જાઓ." ત્યાર પછી તે દૃઢપ્રતિજ્ઞ ખૂનીને રાજસભામાં મહારાજા જયસિંહની સમક્ષ લઈ જવામાં આવ્યો. જયસિંહે પ્રશ્ન કર્યો: "તમે કોણ છો અને શામાટે મારા તરફ ભાલો ફેંક્યો હતો ?" ઉકત પ્રતિજ્ઞાબદ્ધ વીરે સાહસપૂર્વક પ્રત્યુત્તર આપ્યો: "હું દેવતીના બડગૂજરપતિનો ભ્રાતા છું અને મેં મારી ભોજાઇના એક ટોણાથી આપના હૃદયમાં ભાલો મારવા-ની પ્રતિજ્ઞા કરી હતી. હવે મને મારી નાખો વા છોડી દો. જેમ આપની ઇચ્છામાં આવે તેમ કરો." કેટલાક દિવસપર્યંત પોતાનો ઉદ્દેશ સફળ કરવાને માટે તે પ્રતીક્ષા કરતો હતો રહ્યો અને ક્રમશઃ પોતાના

અશ્વો અને શસ્ત્રો વેચીને તેણે પોતાનો નિર્વાહ કર્યો હતો તથા તે ત્રણ ચાર દિવસપર્યંત સર્વથા નિરાહાર રહ્યો હતો. આ સર્વ વૃત્તાંત સાંભળી ચતુર મહારાજા જયસિંહે પુખ્ત વિચાર કરી તે દઢપ્રતિજ્ઞ વીરને તત્કાળ છોડી મૂકયો; અને તેને મૂલ્યવાન વસ્ત્રો ઉપહારતરીકે આપી તથા પચાસ અશ્વારોહીઓ આપી તેના રાજ્યમાં મોકલી દીધો. તે દઢપ્રતિજ્ઞવીરે પોતાના રાજ્યમાં આવી પોતાની ભોજાઇને સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યું. રાણીએ કહ્યું:"તમે સૂતેલા સર્પને જાગૃત કર્યો છે. તમારા આ કાર્યથી હવે રાજ્ય શીઘ્ર નષ્ટ થશે." રાણી સારીપેઠે જાણતી હતી કે જયસિંહ દેવતીના રાજ્યપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે સંધિની પ્રતીક્ષા કરતો હતો અને દુર્ભાગ્યવશાત્ આ પ્રસંગ તેને પ્રાપ્ત થયો છે. વડીલોની સલાહથી રાજકુલની સ્ત્રીઓ અને બાળકોને અનૂપ શહેરના રાજાની પાસે મોકલી આપવામાં આવ્યાં[1] અને દેવતી તથા રાજોરના કિલ્લામાં યુદ્ધની તૈયારી થવા લાગી.

ઉક્ત ઘટનાને ત્રણ દિવસ વ્યતીત થયા પછી સવાઇ જયસિંહે પોતાના સમસ્ત સામંતોને દરબારમાં બોલાવ્યા અને તેમને બનેલી સર્વ હકીકત કહી સંભળાવી. પછી તેણે કહ્યું: "હવે શીઘ્ર દેવતીપર અધિકાર સ્થાપિત કરવો એ આપણું કર્તવ્ય છે. જે વીરની અભિલાષા હોય તેણે આ બીડું ઝડપી દેવતીના અધીશ્વરની સામે યુદ્ધ કરવાને જવું."અંબરના પ્રધાન સામંત ચૌમૂપતિ મોહનસિંહે સવાઇ જયસિંહને જણાવ્યું કે: "દેવતીના રાજાની સામે યુદ્ધ કરવું એ મહાવિપત્તિદાયક છે;કારણ કે તે દિલ્હીના સમ્રાટની સભામાં એક માનનીય પુરુષ ગણાય છે. તે પોતાની સેનાસહિત સમ્રાટના તાબામાં રહે છે." તેના આ અભિપ્રાયને અંબરના અન્યાન્ય પ્રધાન સામંતોએ પણ અનુમોદન આપ્યું. આથી સર્વ સામંતો ભયભીત બની ગયા અને કોઇએ પણ સાહસ કરી તે વિપત્તિજનક યુદ્ધનું બીડું ઝડપ્યું નહિ. આ પ્રકારે એક માસ વ્યતીત થઇ ગયો. ત્યાર પછી દેવતીના રાજાની સામે યુદ્ધ કરવાનો પ્રશ્ન પુનઃ ઉપસ્થિત થયો; પરંતુ સામંતોપૈકી કોઈ પણ પોતાના પ્રધાન નેતા મોહનસિંહના અભિપ્રાયવિરુદ્ધ બોલ્યો નહિ.આ કાર્યમાં કોઇને પણ આગળ પડેલો નહિ જોઈ અંતે દોઢસો જમીનદારોના અધિપતિ ફત્તેસિંહ બનબીર પોતાએ બીડું ઝડપ્યું. મહારાજા જયસિંહે શીઘ્ર ફત્તેસિંહના તાબામાં પાંચહજાર અશ્વારોહી સેના આપવાની આજ્ઞા કરી. ફત્તેસિંહ પોતાની સાથે સેના લઇ દેવતી પાસે ગયો. ત્યાં તેના સાંભળવામાં આવ્યું કે બડગૂજરપતિનો ભ્રાતા રાજોર છોડી ગંગોરના મેળામાં ગયો છે. આથી તેણે તે તરફ પ્રયાણ કર્યું. ઉક્ત સ્થળથી થોડે દૂર રહી તેણે એવો સંદેશો મોકલ્યો કે:-"ફત્તેસિંહ બનબીર પોતાના રામરામ.હવે હું તમારી નિકટજ આવી પહોંચ્યો છું". બડગૂજરપતિનો યુવાન ભ્રાતા આ સમયે મેળામાં મદોન્મત્ત થઇને ઘુમતો હતો.દૂતે જઇ તેના હાથમાં ફત્તેસિંહનો પત્ર મૂકયો.પત્ર વાંચીને તરતજ તેણે ઉક્ત દૂતનો શિરચ્છેદ કરવાની આજ્ઞા આપી; પરંતુ જયપુરની સેનાએ શીઘ્ર તેનાપર આક્રમણ કરી તેને તેના સેવકોસહિત બંદીવાન કરી દીધો અને તેના અન્ય સાથીઓને કાપીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. રાજોરની રાણી ચૌમૂનઃ કછવાહાસામંતની ભગિની હતી. જે સમયે તે પ્રસવકાળની પીડાથી સૂતિકાગૃહમાં ગઇ હતી, તે સમયે ફત્તેહસિંહની સેનાએ રાજોરપર આક્રમણ કરી તેને પોતાના અધિકારમાં લઇ લીધું. પ્રસવકાળની વેદનાથી કંટાળેલી રાજોરની રાણીએ અશ્રુપૂર્ણ નેત્રે વિજયી ફત્તેસિંહને કહ્યું: "ભ્રાતા ! મારા ગર્ભમાં રહેલા બાળકની રક્ષા કરજો" પરંતુ એવામાં તેને સ્મરણ થયું કે માત્ર મારાજ ટોણાથી રાજોરપર આ આપત્તિ આવી પડી છે, તેથી તેણે મનમાં વિચાર કર્યો કે ઝગડો વધારવાને માટે હવે મારે જીવવાનું શું પ્રયોજન છે? પછી તેણે તત્કાળ પોતાના સુકુમાર હૃદયપર તલવાર મારી પોતાના પ્રાણત્યાગ કર્યો. બડગૂજરલોકોનાં કપાયેલાં મસ્તકોને એક કપડામાં બાંધી વિજયી જયપુરીવીરો જયજયકારધ્વનિથી પૃથ્વીને કંપાયમાન કરતા જયપુરમાં આવી પહોંચ્યા. જયસિંહે પોતાના પ્રાણ લેવાની અભિલાષા રાખનાર ઉક્ત દઢપ્રતિજ્ઞ બડગૂજરરાજકુમારના કપાયેલા મસ્તકને પોતાની પાસે લાવવાની આજ્ઞા કરી. તત્કાળ ઉક્ત મસ્તક તેની સમક્ષ લાવીને હાજર કરવામાં આવ્યું. અંબરનો પ્રધાન સામંત મોહનસિંહ પોતાના આપ્તનું કપાયેલું મસ્તક જોઇ અશ્રુવૃષ્ટિ કરવા લાગ્યો. મોહનસિંહને આ પ્રકારે રોતો જોઇ જયસિંહને લાગ્યું કે એણેજ મને વેર લેતાં એક માસ-

1 ઉક્ત નૃપતિના વંશજો અદ્યાપિ અનૂપ શહેરની જાગીર ભોગવે છે.

શ્રીમંત અટકાવ્યો છે; માટે એ અવશ્ય વિશ્વાસઘાતી અને રાજદ્રોહી છે. પછી તેમણે મોહનસિંહને તિરસ્કાર-પૂર્વક કહ્યું:“ જ્યારે મારા પ્રાણ લેવાને માટે મારી તરફ ભાલો ફેંકવામાં આવ્યો હતો, ત્યારે તો તમારાં નેત્રમાં અશ્રુનું એક બિંદુ પણ આવ્યું નહોતું.” આ પછી તેમણે ચૌમૂપ્રદેશ ખાલસા કરી તે સામંત-ને દેશનિકાલ કર્યો. મોહનસિંહ આ પ્રકારે અંબરમાંથી હદપાર થયા પછી ઉદયપુરના મહારાણાને શરણે ગયો. જયસિંહે આ રીતે બડગૂજરોના હાથમાંથી દેવતી અને રાજોરપ્રદેશ જીતી લઇ તેમને પોતાના રાજ્યમાં સંયોજી દીધા. આ દેશો હાલમાં માચેરી નામથી વિખ્યાત છે.[1]

કર્નલ ટૉડ જણાવે છે કે:-જયસિંહના દોષો પૈકી એક અતિ મોટો દોષ એ હતો કે તેઓ મદિરા-પાન કરતા હતા. તેઓ મહુડાં અને ચોખાનો દારૂ પીતા હતા. જો કે અંબરના રાજવંશના ઇતિહા-સમાં તેમના આ દુર્ગુણવિષે કાંઈ પણ ઉલ્લેખ નથી, જો કે જયસિંહના ચારિત્ર્યમાં અનેક દોષો હતા, તોપણ તેઓ તે સમયના રાજપૂતોમાં પરમ પ્રશંસનીય પુરુષ હતા અને તેમનું નામ અવશ્ય ઇતિ-હાસમાં ચિરસ્મરણીય રહેશે.

સવાઇ જયસિંહના શાસનસમયપૂર્વે રાજા માનસિંહે અંબરમાં જે રાજમહાલય બંધાવ્યો હતો, તે નવીન રાજધાનીના ખાનગી ગૃહસ્થોનાં મકાનો કરતાં પણ ઘણે દરજ્જે નિકૃષ્ટ હતો, તોપણ તે રાજકુટુંબનું નિવાસભુવન હતું. મીર્જારાજા જયસિંહે તે મહાલયમાં કેટલાક ઓરડાઓ બંધાવ્યા હતા, પરંતુ તે પણ રાજમહાલયને શોભે એવા નહોતા. આથી સવાઈ જયસિંહે તેની પાસેજ એક પરમ સુંદર મહાલય બંધાવ્યો.[2] સંવત ૧૭૮૪ ( ઈ૰ સ૰ ૧૭૨૮ ) માં સવાઇ જયસિંહે જયપુર નામની નવીન રાજધાની સ્થાપિત કરી. જયપુરના ઇતિહાસપરથી પ્રતીત થાય છે કે તે સમયે રાજા મલ્લ જયસિંહના મુસાહિબના પદપર નિયુક્ત હતા, કૃપારામ જયપુરના દૂતતરિકે દિલ્લીમાં હતા અને બુધસિંહ કુંભાની દક્ષિણમાં યવનસમ્રાટની છાવણીમાં દૂતસ્વ-રૂપે રહેતા હતા. આ સર્વ રાજકર્મચારીઓ વિખ્યાત અને ઉચ્ચ શ્રેણીના હતા. જયપુરનગરની વર્તમાન સ્થિતિનું વર્ણન અમે પાછળથી યથાસ્થાને આપીશું.

મહારાજા જયસિંહ રાજનીતિ, શાસનનીતિ, સમાજનીતિ તથા ધર્મશાસ્ત્રમાં મહાપંડિત હતા, એ વાતનું પ્રમાણ આપવાની કાંઇ આવશ્યકતા નથી. રાજસ્થાનના રાજપૂતોમાં કન્યાના વિવાહ-પ્રસંગે તથા શ્રાદ્ધાદિ કાર્યોમાં પુષ્કળ ધનનો વ્યય થતો હતો અને ઘણા લોકો તે કારણથી બાલકન્યા-ઓને સૂતિકાગૃહમાંજ મારી નાખતા હતા; તેમજ એથી ઘણી સ્ત્રીઓ આત્મહત્યા કરીને પ્રાણત્યાગ કરતી હતી. મહારાજા જયસિંહે જોયું કે આથી તો સમાજનું મહા અનિષ્ટ થઈ રહ્યું છે અને તેથી તેમણે સમસ્ત રાજપૂતજાતિને માટે એવો પ્રબંધ કર્યો કે કોઇએ પણ વિવાહ અને શ્રાદ્ધાદિ કાર્યોમાં અધિક વ્યય કરવો નહિ. આ પ્રકારે સમાજના કલ્યાણને માટે અનેક નિયમો નિયત કરી તેમણે તેનો પો-તાના રાજ્યમાં પ્રચાર કર્યો હતો. અમારા પાઠકોએ રાજસ્થાનના પ્રથમ ભાગમાં આ વિષે વિસ્તૃત વર્ણન વાંચ્યું હશે, તેથી અમે અત્રે તેનો ઉલ્લેખ કરવો આવશ્યક માનતા નથી. એમાં કિંચિત્ પણ શક નથી કે માત્ર સમાજસુધારાના કાર્યથીજ જયસિંહનો કીર્તિસૂર્ય સદાસર્વદા સોજ્જ્વલ પ્રકાશ ફેંકતો રહેશે. આ મહાપુરુષના મસ્તિષ્કમાં શા શા જનહિતકારક વિચારો સ્ફૂર્યા હતા, તેની શોધ કરવાને માટે જયપુરરાજ્યનાં દફતરમાં 'એકસોનવ ગુણ જયસિંહ કા' એ ગ્રંથની તપાસ કરવી જોઇએ.[3] મહારાજા જયસિંહ માત્ર હિંદુઓપ્રત્યેજ નહિ પરંતુ સર્વ જાતિઓપ્રત્યે દયા રાખતા હતા. શું પ્રા-

૧ રાજોર એક અત્યંત પ્રાચીન દેશ ગણાતો હતો અને તે દેશમાં બડગૂજરજાતિ ઘણા દીર્ઘકાળથી વસતી હતી. ચંદકવિએ આ જાતિની વીરતાની ઘણી પ્રશંસા કરી છે. આ જાતિ પૃથ્વીરાજના સમયમાં વિશેષ પ્રસિદ્ધ હતી.

૨ ઉક્ત સ્થાનપર મીર્જારાજા જયસિંહે ત્રણ મહાલયો બંધાવ્યા હતા. મહારાજા સવાઈ જયસિંહે તે મહાલયો તોડી નહિ નખાવતાં તેની સાથે એક નવીન મહાલય બંધાવ્યો. હિંદુ રાજાઓ પોતાના પૂર્વજોની કીર્તિનો લોપ કરવા ઇચ્છતા નથી અને તેજ કારણથી સવાઈ જયસિંહે પ્રાચીન મહાલયો તોડી નખાવ્યા નહોતા.

૩ મહારાજા જયસિંહે પુષ્કળ પરિશ્રમ અને દ્રવ્યવ્યય કરીને રાજપૂતાનાના ભિન્ન ભિન્ન રાજવંશોનો પ્રાચીન ઇતિહાસ સંગ્રહિત કર્યો હતો. તેમણે રાજવલી અને રાજતરંગિણી નામના પ્રાચીન ઐતિહાસિક ગ્રંથો સંગ્રહિત કર્યા હતા; એટલુંજ નહિ પરંતુ તે સિવાય અનેક મૂળ અને અનુવાદિત ગ્રંથો પ્રાપ્ત કર્યા હતા. તેમના સંગ્રહિત કેટલા વૈજ્ઞાનિક ગ્રંથો પ્રકાશિત કરવાથી સમાજને ઘણો લાભ થશે.

હાણુ, શું જૈન અને શું મુસલમાન-સર્વને તેઓ સમાનભાવથી જોતા હતા. જૈન લોકોને વિદ્યા અને જ્ઞાનમાં આગળ વધેલા જોઇ જયસિંહ તેમનાપર અત્યંત અનુગ્રહ કરતા હતા. એમ પણ પ્રતીત થાય છે કે મહારાજા જયસિંહે જૈન લોકોના ઇતિહાસ અને ધર્મનો સ્વયં અભ્યાસ કર્યો હતો. વિદ્યાધર નામનો પંડિત કે જે વૈજ્ઞાનિક શોધમાં તેમનો મુખ્ય સહાયક હતો, તેનીજ બુદ્ધિના પ્રભાવથી જયપુર રાજધાનીની રચના થઇ હતી. તે જૈનધર્માવલંબી હતો. વિદ્યાધર સુપ્રસિદ્ધ રાજા સિદ્ધરાજ જયસિંહના મુખ્ય મંત્રી અને ગુરુ નેહરવાલાના વિખ્યાત પંડિત હેમાચાર્યનો વંશજ હતો.

સવાઇ જયસિંહને એક વાર અશ્વમેધયજ્ઞ કરવાની અભિલાષા ઉત્પન્ન થઇ. આ એક અતિ ઉચ્ચ અભિલાષા હતી, એમાં કિંચિત્ પણ શક નથી. પાંડુવંશના જન્મેજયથી કનોજના અંતિમ રાજા જયચંદ સુધી જેમણે જેમણે અશ્વમેધયજ્ઞ કર્યો હતો, તે સર્વનો નાશ થઇ ગયો છે. આ યજ્ઞનો મુખ્ય ઉદ્દેશ સમસ્ત રાજાઓમાં પ્રધાનતા પ્રાપ્ત કરવી એ હોય છે. જો કે મહારાજા જયસિંહ દિલ્હીના પાદશાહની સભામાં પ્રબલ સામર્થ્યવાન પુરુષ ગણાતા હતા, જો કે તેઓ પોતાના અશ્વને ગંગાના તટપર્યંત સ્વેચ્છાનુસાર નિર્વિઘ્નતાથી વિચરણ કરાવવાને સમર્થ હતા, કોઇ પણ રાજા તેમના અશ્વને પકડવાનું સાહસ કરવાને સમર્થ નહોતો; તોપણ જો તેમનો અશ્વ મારવાડ તરફ જાત તો અવશ્ય રાઠોડરાજા તેને પકડી પોતાની અશ્વશાળામાં રાખી લેત અથવા તેમનો અશ્વ ચંબલના તટપર જાત તો હાડાજાતિનો રાજા અવશ્ય પોતાનાં જીવન અને સિંહાસનને વિપત્તિમાં નાખીને પણ તેને પકડી લેત. સવાઇ જયસિંહે પુષ્કળ દ્રવ્યનો વ્યય કરી પરમ સુંદર યજ્ઞશાળા બંધાવી. આ યજ્ઞશાળાના સ્તંભો અને છતને ચાંદીથી મઢી લેવામાં આવ્યાં હતાં; પરંતુ દુઃખની વાત છે કે જયસિંહના ભ્રષ્ટ વંશજ જગતસિંહે ચાંદીનાં પત્રાં ઉખેડી લેવરાવ્યાં અને જયસિંહે જે વૈજ્ઞાનિક ગ્રંથો અત્યંત પરિશ્રમ અને દ્રવ્યવ્યય કરીને સંગ્રહિત કર્યા હતા, તેનો અર્ધભાગ તેણે જયપુરની એક સાધારણ વેશ્યાને આપી દીધો.

મહારાજા સવાઈ જયસિંહ ૪૪ વર્ષપર્યંત રાજ્ય કરી સંવત ૧૭૯૯ (ઇ૦ સ૦ ૧૭૪૩) માં મરણ પામ્યા અને તેમની વિવાહિતા રાણી તથા તેમની કેટલીક ઉપપત્નીઓ તેમની સાથે સતી થઈ. તેમની સાથેજ જયપુરમાંથી વિજ્ઞાનનો પણ લોપ થઇ ગયો.

સમસ્ત રાજસ્થાનના ઇતિહાસમાં મહારાજા સવાઇજયસિંહના રાજ્યનું પ્રકરણ સૌથી વિશેષ ઉજ્જવલ પ્રકાશ આપી રહ્યું છે અને ચિરકાળપર્યંત તેમની કીર્તિ રહેશે. ઇતર રાજપૂતરાજાઓની કારકીર્દિમાં કેવલ રણભેરીનો ભયંકર ધ્વનિ, રણટંકાર, ભૈરવનાદ, તલવારોનો ઝણઝણાટ અને વીરોનો જયધ્વનિજ કર્ણગોચર થતો હતો; પરંતુ સવાઇ જયસિંહના રાજ્યમાં તે સિવાય સમાજ-સુધારાના નિયમો, ઉન્નતિના ઉપાયો, વિજ્ઞાનની પ્રકાશમાન જ્યોતિ, કાવ્યની મધુર વાણી, ઇતિહાસનો સોજ્જવલ પ્રકાશ અને જાતીય ગૌરવની પ્રચંડ પ્રભા પણ પોતાનાં કિરણો ફેંકી રહી હતી. આવા રાજ્યને કોણ ભૂલી શકે ?

# अध्याय ३ जो

ઇશ્વરીસિંહનો જયપુરના સિંહાસનપર થયેલો અભિષેક–અનેકવિવાહનું વિષમય ફલ–સવાઈ જયસિંહના દ્વિતીય પુત્ર માધોસિંહે અંબરના સિંહાસનપર અધિકાર સ્થાપિત કરવાને કરેલો ઉદ્યોગ–મેવાડના રાણાએ ઈશ્વરીસિંહની પાસે મોકલેલો દૂત–તેમનું મહાવિપત્તિમાં આવી પડવું–ઇશ્વરીસિંહે મહારાષ્ટ્રીયનેતાનો ગ્રહણ કરેલો આશ્રય–રાણાની સાથે ઈશ્વરીસિંહને થયેલું યુદ્ધ–ઇશ્વરીસિંહને મળેલો વિજય–કોટા અને બુંદી જીતી લેવામાં ઈશ્વરીસિંહે મહારાષ્ટ્રીય નેતાઓની લીધેલી સહાય–મહારાણાએ પોતાના ભાણેજ માધોસિંહને અંબરના સિંહાસનપર અભિષિક્ત કરવાને માટે પુનઃ કરેલી યુદ્ધની તૈયારી–તેમણે ગ્રહણ કરેલો હોલ્કરનો આશ્રય–ઈશ્વરીસિંહનો વિષદ્વારા થયેલો નાશ–માધોસિંહનો અંબરના સિંહાસનપર થયેલો અભિષેક–ઉદયભાણ–જાટજાતિનું વર્ણન–જાટરાજે અંબરરાજપર કરેલું આક્રમણ–અંબરની સેનાની સાથે જાટોને થયેલો સંગ્રામ–માચેરીના સામંતને પુનઃ મળેલો પોતાનો અધિકાર–માધોસિંહનું મૃત્યુ–પૃથ્વીસિંહ–તેમનું મૃત્યુ–પ્રતાપસિંહ–માધોસિંહની વિધવા પટરાણીની ફીરોઝપર થયેલી કૃપા–માચેરીના સામંતની સ્વાધીનતા–ખુશાલીરામે કરેલો પ્રપંચજાળનો વિસ્તાર–ફીરોઝના પ્રાણનો નાશ–પટરાણીનું મૃત્યુ–મહારાષ્ટ્રીઓની સાથે વિવાદ–પ્રતાપસિંહે ગ્રહણ કરેલો રાજ્યભાર–તેણે તુંગાના સમરમાં મેળવેલો વિજય–પાટણના સમરમાં બનેલી શોચનીય ઘટના–પ્રતાપસિંહપર આવી પડેલી વિપત્તિ–મહારાષ્ટ્રીઓ વગેરેએ જયપુરપર કરેલું આક્રમણ–પ્રતાપસિંહનું મૃત્યુ.

---

સર્વગુણસંપન્ન મહારાજા જયસિંહનો પરલોકવાસ થયા પછી તેમના જ્યેષ્ઠ પુત્ર ઇશ્વરીસિંહ જયપુરના સિંહાસનપર અભિષિક્ત થયા. આ સમયે જયપુરનું રાજ્ય કેવલ રાજસ્થાનમાંજ નહિ; પરંતુ સમસ્ત ભારતવર્ષમાં એક મહા બળવાન રાજ્યતારકે ગણાતું હતું. કુશાવહોની સેનાને સર્વત્ર વીરસેનાતરિકે સન્માન મળતું હતું. આ સમયે જયપુરરાજ્યની સીમા નિશ્ચિત થઈ ગઈ હતી. રાજકોષ દ્રવ્યથી પરિપૂર્ણ હતો. મંત્રીસમાજમાં રાજનીતિચતુર પુરુષો નિયુક્ત હતા અને સેના પણ રણવિદ્યામાં પારંગત હતી. ઇશ્વરીસિંહ પોતાના પિતાના જ્યેષ્ઠ પુત્ર હતા, તેથી સિંહાસન તેમનેજ પ્રાપ્ત થયું. તેમના શાસનકાળમાં કેટલાંક વર્ષો સુધી કાંઇ વિશિષ્ટ ઘટના બની નહિ. પછી ઇ૦ સ૦ ૧૭૪૭માં તેઓ પોતાની સેનાસાથે દુર્રાનીઓની સામે યુદ્ધ કરવાને માટે સતલજ નદીને તટે ગયા. આ સમરમાં તેમણે ભીરુતા દર્શાવી હતી. પાદશાહનો મુખ્ય સેનાપતિ કમરુદ્દીનખાં માર્યો જવાથી તેઓ પોતાની સેનાસહિત રણભૂમિમાંથી નાસી ગયા. કેટલાક તેમની આ ભીરુતાને ઉત્તમ રાજ્યનીતિ પણ ગણે છે; પરંતુ તેમની રાણી તેમના આ કૃત્યથી અત્યંત અપ્રસન્ન થઇ હતી. એક રાજપૂતકુલમાં પેદા થયેલા માણસને કાપુરુષની પેઠે રણભૂમિમાંથી નાસતો જોઇ કયી રાજપૂતબાલા ક્રોધિત ન થાય ?

સર્વગુણસંપન્ન અને અસાધારણ પુરુષ સવાઈ જયસિંહને ઘેર જન્મ લઈ ઇશ્વરીસિંહે તેમના નામને કલંક લગાડયું હતું. તેઓ પિતાના ગૌરવની રક્ષા કરવા માટે ઉપયુક્ત ગુણો ધરાવતા હતા. તેમને સિંહાસનપર અભિષિક્ત થઇ પોતાની પ્રજાને પ્રસન્ન કરવાનો સુઅવસર મળ્યો હતો; પરંતુ તેં

મનામાં ક્ષત્રિયોચિત તેજસ્વિતા અને સાહસિકતા નહોતી, તેથી શીઘ્ર તેમનું અધઃપતન થવા લાગ્યું.

પાઠકોએ પ્રથમ ભાગમાં વાંચ્યું હશે કે જે સમયે મેવાડ, મારવાડ અને અંબર એ ત્રણ બળવાન રાજ્યના અધીશ્વરોએ દિલ્હીના પાદશાહની વિરુદ્ધ પરસ્પર દૃઢ સંધિ કરી હતી,તે સમયે તેમનામાં પરસ્પર વૈવાહિક સબંધ પણ સ્થિર થઈ ગયો હતો. આ સંધિનું પરિણામ એ આવ્યું કે મારવાડપતિએ સમસ્ત ગુજરાતદેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને અંબરરાજ્યના અધીશ્વર સવાઇજયસિંહે પોતાના રાજ્યની આસપાસના પ્રદેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. આ સમયે તેમણે શેખાવાટીના અધીશ્વરને પોતાનો માંડલિક બનાવી તેની પાસેથી ખંડણી લેવા માંડી હતી. એક બાજુ જેવી રીતે ઉક્ત સંધિનું ફળ મંગલદાયક થયું, તેવી રીતે બીજી બાજુએ તેનું વિષમય ફળ આવ્યું. અંબર અને મારવાડના રાજવંશ દિલ્હીના યવનપાદશાહના વંશમાં કન્યા અર્પણ કરી પવિત્ર આર્યરક્તને કલંકિત કરતા આવ્યા હતા. સમસ્ત ભારતવર્ષમાં માત્ર મેવાડના રાણાએજ પ્રાણાંતપર્યંત પોતાની કન્યા યવનપાદશાહને આપી નહોતી. આ કારણથી રાણાના વંશને આજપર્યંત ભારતવર્ષમાં સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત થાય છે. જ્યારથી મારવાડ અને અંબરના રાજાઓએ મુસલમાનોને કન્યા આપવા માંડી,ત્યારથી મેવાડના રાણાએ તેમની સાથે વૈવાહિક સંબંધ બંધ પાડયો હતો; પરંતુ આ નવીન સંધિબંધન થવાથી પુનઃ કન્યાવ્યવહાર શરૂ થયો. પ્રથમ સવાઇ જયસિંહની સાથેજ રાણાએ પોતાની કન્યા પરણાવી; પરંતુ તેમણે તેમની સાથે એવી શરત કરી કે આ રાજકુમારીના ગર્ભથી જે પુત્ર ઉત્પન્ન થાય તે જો નાનો હોય તોપણ જ્યેષ્ઠ કુમારના ભોગે તેને સિંહાસન આપવું; ને જો પુત્રી જન્મે તો તેને કદિ પણ યવનના વંશમાં અર્પણ કરવી નહિ. જયસિંહને મેવાડની રાજનંદિનીના ગર્ભથી એક પુત્રની પ્રાપ્તિ થઇ. આ પુત્રનું નામ માધોજી રાખવામાં આવ્યું. આ પુત્રના સન્માનનું રક્ષણ કરવા માટે જયસિંહે પોતાની જીવિત અવસ્થામાંજ માધોસિંહના મામા સંગ્રામસિંહની સલાહથી તેમને પોતાના રાજ્યનાં ટોંક, રામપુરા, ફાગી અને માલપુરા નામનાં ચાર પ્રગણાંઓ અર્પણ કરી દીધાં. તદુપરાંત રાણા સંગ્રામસિંહે પોતાના ભાણેજને મેવાડતાબાના રામપુરા અને ભાનપુરા નામનાં બે પ્રગણાંઓ અર્પણ કર્યા. આ સર્વ પ્રગણાંઓની એકંદર ઉપજ ૮૪ લાખ રૂપિયાની હતી.

ઇશ્વરીસિંહ સવાઇ જયસિંહના જ્યેષ્ઠ પુત્ર હોવાથી તેઓ અંબરના સિંહાસનપર આરૂઢ થયા. પ્રથમ પાંચ વર્ષોસુધી કોઇએ પણ માધોસિંહના પક્ષનું સમર્થન કર્યું નહિ; પરંતુ આ પાંચ વર્ષોમાં ઇશ્વરીસિંહે જે અયોગ્યતા દર્શાવી તેથી તેઓ સામંતોને અપ્રિય થઇ પડયા. તેમના આચરણથી અસંતુષ્ટ થઇ અંબરના સામંતોએ ઇશ્વરીસિંહને પદભ્રષ્ટ કરી તેમને સ્થાને માધોસિંહને અભિષિક્ત કરવાનો નિશ્ચય કર્યો. અત્યારસુધી રાજકુમાર માધોસિંહ પોતાના પિતા અને પોતાના મામાએ અર્પણ કરેલી જાગીર સંતોષપૂર્વક ભોગવતા હતા. તેમણે કદિ સ્વપ્નમાં પણ પોતાના પિતાનું સિંહાસન પ્રાપ્ત કરવાની અભિલાષા ધારણ કરી નહોતી અને રાણાએ પણ માધોસિંહને સિંહાસનારૂઢ કરવાને માટે કાંઈ વિશેષ પ્રયત્ન કર્યો નહોતો; પરંતુ જ્યારે અંબરના રાજદ્વારી પુરુષોએ માધોસિંહ અને તેમના મામા જગતસિંહની સમક્ષ માધોસિંહને સિંહાસનાભિષિક્ત કરવાનો પ્રસ્તાવ સાદર કર્યો, ત્યારે તેઓ તે કાર્ય કરવાને સંમત થયા. હવે ઇશ્વરીસિંહના અધઃપતનનો પ્રારંભ થયો. મેવાડના રાણા જગતસિંહે અંબરપતિ ઇશ્વરીસિંહપર એવો સંદેશો મોકલ્યો કેઃ–" સવાઈ જયસિંહ મરણશય્યાપર એવી પ્રતિજ્ઞા કરી ગયા હતા કે અન્ય પુત્રો જ્યેષ્ઠ હોવા છતાં પણ માધોસિંહને સિંહાસન અર્પણ કરવું; માટે આપ માધોસિંહને અંબરનું રાજ્ય સોંપી દો. " આ સમાચાર સાંભળતાંની સાથેજ ઇશ્વરીસિંહને જાણે વજ્રાઘાત થયો હોય તેવું દુઃખ લાગ્યું. તેઓ ચોતરફ અંધકાર જોવા લાગ્યા. તેઓ સારી પેઠે સમજી ગયા કે આટલા દિવસ પછી જ્યારે રાણાએ આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે, ત્યારે એનો નિવેડો સરલતાથી આવનાર નથી. અંતે રાજ્યરક્ષાનો કોઇપણ ઉપાય નહિ જોઇ, ઇશ્વરીસિંહે મહારાષ્ટ્રીયનેતા આપાજી સિંધિયાની સાથે સંધિ કરી અને તેની સહાય પ્રાપ્ત કરી. મેવાડના મહારાણાએ આ સમાચાર સાંભળ્યા કે તરતજ તેમણે યુદ્ધની માગણી કરી. બુંદી અને કોટાના અધીશ્વરોએ માધોસિંહના પક્ષનું સમર્થન કર્યું અને તેઓ મેવાડના મહારાણાની સાથે મળી ગયા. રાજમહલ નામના

સ્થાનપર ઉભયપક્ષની સેનાઓ મળી અને એકબીજાની સામે યુદ્ધ કરવા લાગી. સિસોદીઆઓના વીરત્વની પ્રભા આ સમયે સર્વથા નિસ્તેજ થઈ ગઇ હતી, તેથી રાણાને વિજય પ્રાપ્ત થયો નહિ; મહાબળવાન મહારાષ્ટ્રીઓએ પ્રબળ પરાક્રમ દર્શાવીને મેવાડ, બુંદી અને કોટાની એકત્રિત સેનાને પરાસ્ત કરી દીધી. આથી માધોસિંહની આશાનું આકાશ સર્વથા અંધકારથી છવાઈ ગયું.

ઇશ્વરીસિંહે મહારાષ્ટ્રીઓની સહાયથી વિજય પ્રાપ્ત કરી ગર્વોન્મત્ત બની આપાજી સિંધિયાની સહાયથી બુંદી અને કોટાના રાજ્યપર આક્રમણ કર્યું. આ આક્રમણ કરવામાં બુંદી અને કોટાના રાજાપર વૈર લેવા સિવાય તેમનો બીજો કોઇપણ હેતુ નહોતો; પરંતુ આપાજીનો ઉદ્દેશ કોઈ જૂદોજ હતો. તેનો વિચાર દ્રવ્ય અને અધિકાર મેળવવાનો હતો. કોટાના અધીશ્વરે પરમ પરાક્રમ અને વીરતાપૂર્વક દીર્ઘકાળપર્યંત પોતાની રક્ષા કરી. આ યુદ્ધમાં આપાજીનો એક હાથ કપાઇ ગયો; તથાપિ અંતે કોટા અને બુંદી એ ઉભયના રાજાઓ મહારાષ્ટ્રીયદલથી પરાસ્ત થઇ ગયા. આપાજીએ ઉભયરાજાઓની પાસે પોતાને ખંડણી આપવાની શરત કરાવી. ઇશ્વરીસિંહ આપાજીની સહાયથી ઉક્ત સમરમાં વિજય પ્રાપ્ત કરી નિર્વિઘ્નતાથી રાજ્યસુખ ભોગવવા લાગ્યા ખરા, પરંતુ અતિ અલ્પ સમયમાં ઘનઘોર વાંદળાંઓએ તેમના સૌભાગ્યસૂર્યને આવૃત કરી દીધો.

ઇશ્વરીસિંહે જે પ્રકારે મહારાષ્ટ્રીયનેતા આપાજીની સહાય લીધી હતી, તે પ્રકારે હવે મેવાડના મહારાજાએ બીજા મહારાષ્ટ્રીયનેતા હોલ્કરની સહાય લીધી. રાણાએ હોલ્કરને જણાવ્યું કે:—" જો તમે ઇશ્વરીસિંહને સમરમાં પરાસ્ત કરીને પદભ્રષ્ટ કરશો અને માધોસિંહને અંબરના સિંહાસનપર અભિષિક્ત કરશો તો હું તમને છેતાળીસ લાખ રૂપીઆ આપીશ. " દ્રવ્યલોભી હોલ્કરે આ પ્રસ્તાવ શીઘ્ર સ્વીકાર્યો. શીઘ્ર યુદ્ધની તૈયારી થવા લાગી; પરંતુ ઇશ્વરીસિંહના સાંભળવામાં જ્યારે આ સમાચાર આવ્યા ત્યારે તેમણે હોલ્કરની સામે યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કરવો અશક્ય ધારી કાયરની પેઠે વિષપાન કરી પ્રાણત્યાગ કર્યો. ઇશ્વરીસિંહનું મૃત્યુ થયા પછી માધોસિંહ નિર્વિઘ્નતાપૂર્વક તેમના સિંહાસનપર અભિષિક્ત થયા. હોલ્કરે માધોસિંહના પક્ષનું સમર્થન કર્યું હતું તેના બદલામાં તેમણે પોતાને પોતાના પિતા તથા મામા તરફથી જે ૮૪ લાખ રૂપિયાની ઉપજના પ્રદેશો મળ્યા હતા, તે સર્વ તેને સમર્પણ કરી દીધા.

માધોસિંહ ક્ષત્રિયોચિત ગુણોથી વિભૂષિત હતા. સાહસ, વીરતા, રાજનીતિજ્ઞતા, ઉચ્ચાભિલાષા તથા એકાગ્રતા ઈત્યાદિ ગુણોથી તેમણે શીઘ્ર સમસ્ત સામંતો અને પ્રજાનો પ્રેમ આકર્ષિત કર્યો. ઇશ્વરીસિંહના શાસનસમયમાં અંબરનું રાજ્ય પ્રભાહીન થઇ ગયું હતું; પરંતુ માધોસિંહ સિંહાસનાભિષિક્ત થયા પછી તેની પ્રભા ઉત્તરોત્તર અધિકાધિક પ્રકાશિત થવા લાગી. જો કે માધોસિંહે મહારાષ્ટ્રીયનેતા હોલ્કરની સહાયથી સિંહાસન પ્રાપ્ત કર્યું હતું અને તેને ૮૪ લાખની ઉપજની ભૂમિ અર્પણ કરી હતી, તોપણ તેઓ સારી પેઠે જાણતા હતા કે મહારાષ્ટ્રીયલોકોનું દમન કર્યા વિના અથવા તેમને રાજસ્થાનમાંથી હાંકી કાઢ્યા વિના આપણું કલ્યાણ થઇ શકનાર નથી. સિંહાસનારૂઢ થયા પછી થોડા વખતમાંજ તેમણે પોતાની વીરતા અને રાજનીતિજ્ઞતાનો પરિચય કરાવ્યો. કર્નલ ટૉડ માધોસિંહવિષે પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે જણાવે છેઃ " જો તેઓ ઉદયભાણ જાટના કાર્યમાં હસ્તક્ષેપ ન કરત અને તેમનું જીવન થોડા વધુ કાળસુધી સ્થાયી રહ્યું હોત તો અવશ્ય તેઓ રાઠોડોની સાથે મળીને મહારાષ્ટ્રીઓની સત્તા ચૂર્ણ કરી દેત; " પરંતુ તેમના જાટશત્રુઓ વારંવાર તેમના કાર્યમાં વિક્ષેપ નાખતા હતા. જો કે જાટજાતિનો ઇતિહાસ હવે સુપ્રસિદ્ધ થઇ ગયો છે, તોપણ તે જાતિ સાધારણ કૃષિકરની સ્થિતિમાંથી અર્ધશતાબ્દીમાં એક પ્રબલ જાતિ શી રીતે બની તે વિષે થોડો ઉલ્લેખ અત્રે કરવો અપ્રાસંગિક ગણાશે નહિ. આ જાતિ અંગ્રેજોના ઉત્તમોત્તમ સેનાપતિઓની સામે યુદ્ધમાં ટકી શકી હતી.

આ જાતિ એક સમયે રાજસ્થાનનાં છત્રીસ રાજકુલોમાં પ્રતિષ્ઠા પામી હતી; પરંતુ પાછળથી તે અવનતિના મુખમાં સપડાઇ હતી. અંતે તેણે પુનઃ પોતાનું મસ્તક ઉન્નત કર્યું. જે વીરપુરુષે સૌથી પહેલાં પોતાનું કૃષિકાર્ય છોડયા વિના પોતાને પીડા આપનાર શત્રુઓની વિરુદ્ધ અસિ ધારણ કરી હતી, તેનું નામ ચૂડામણિ હતું. ઔરંગઝેબના ઉત્તરાધિકારીઓને રાજ્યને માટે અંદોઅંદર [illegible]

કરતા અને રુધિરની નદી વહેવરાતા જોઇ દિલ્લીશ્વરના તાબાના થુન અને સિનસીની ગામના જાટોએ પોતાના ગામમાં નાના નાના કિલ્લા બંધાવ્યા અને તેઓ લૂંટફાટ કરવા લાગ્યા. તેઓ થોડા વખતમાં ' કજ્જાક ' અર્થાત્ લૂંટારાના નામથી પ્રસિદ્ધ થયા. તેમણે દિલ્હીના સમ્રાટ ફર્રુખશીઅરના મહાલયસુધી લૂંટ કરવાનું સાહસ કર્યું હતું. આ સમયે દિલ્હીની રાજસભામાં બે સૈયદભ્રાતાઓ સર્વની ઉપર સત્તા ચલાવતા હતા. જ્યારે તેમણે જાટોને મસ્તક ઉંચકતાં જોયા ત્યારે તેમણે તેમનું દમન કરવાને માટે અંબરરાજ સવાઇ જયસિંહને કહ્યું. સવાઇ જયસિંહે આ આજ્ઞાનું પાલન કરવાને માટે શીઘ્ર સેના લઇ થુન અને સિનસીનીપર ઘેરો નાખ્યો; પરંતુ તે નિષ્ફળ થયો અને જાટો પોતાના માટીના કિલ્લાની રક્ષા કરવાને સમર્થ થયા. અંતે સવાઇ જયસિંહ હતાશ થઇ જાટોના કિલ્લા છોડી પોતાના પાટનગર તરફ ચાલ્યા ગયા.

આ ઘટના બન્યા પછી અલ્પ સમયમાં ચૂડામણિએ પોતાના નાના બંધુ વદનસિંહને કેદ કર્યો; કારણ કે તે અત્યંત ઉપદ્રવી હતો. તે ઘણાં વર્ષસુધી બંદીવાન રહ્યો. અંતે અંબરરાજ જયસિંહે મધ્યસ્થ થઇ વદનસિંહને મુક્ત કરાવ્યો અને તેને તેના જ્યેષ્ઠ-ભ્રાતા ચૂડામણિ પાસે કેટલીક ભૂમિ પણ અપાવી. વદનસિંહ મુક્ત થતાંની સાથે જયપુરમાં જઇ પહોંચ્યો અને તેણે જયસિંહને થુનપર અધિકાર કરવાને ઉત્તેજિત કર્યા. વદનસિંહની ભલામણથી જયસિંહે શીઘ્ર પોતાની સેના લઇ જાટોની ભૂમિમાં જઇ થુનના કિલ્લાને ઘેરી લીધો. જાટપતિ ચૂડામણિએ પૂર્વવત્ પ્રબલ પરાક્રમસહિત છ માસપર્યંત પોતાની રક્ષા કરી; પરંતુ પોતાને હીનબલ થયેલો જોઇ અંતે તે પોતાના પુત્ર મોહનસિંહને પોતાની સાથે લઇ તે કિલ્લામાંથી નાસી ગયો. ત્યારપછી અંબરરાજે શીઘ્ર થુનના કિલ્લાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. પછી તેમણે વદનસિંહને જાટજાતિના અધીશ્વરસ્વરૂપે ડીગ નામના સ્થાનમાં અભિષિક્ત કર્યો. આ ડીગ પાછળથી અતિ પ્રસિદ્ધ સ્થળ બન્યું.

વદનસિંહને અનેક સંતાનો થયાં. તેમાંના સૂર્યમલ્લ, શોભારામ, પ્રતાપસિંહ અને વીરનારાયણ નામના ચાર પુત્રોએ પોતાના બાહુબળથી વિશેષ યશ પ્રાપ્ત કર્યો. વદનસિંહે પોતાના બાહુબળથી દિલ્લીશ્વરના તાબાના અનેક પ્રદેશો પોતાના અધિકારમાં લઇ લીધા. તેણે પ્રથમ વેર નામના સ્થાનમાં એક કિલ્લો બંધાવ્યો અને તે પોતાના પુત્ર પ્રતાપસિંહને સમર્પિત કરી દીધો. તેણે પોતાના જ્યેષ્ઠપુત્ર સૂર્યમલ્લને પોતાનું સિંહાસન અર્પણ કર્યું.

સૂર્યમલ્લના પૂર્વજોએ સ્વજાતિની ઉન્નતિ કરવાને માટે જે જે મનોરથો સેવ્યા હતા, તેને પ્રત્યક્ષ કાર્યમાં ઉતારવાનું સાહસ અને બળ સૂર્યમલ્લમાં વિદ્યમાન હતું. સૂર્યમલ્લે પોતાના પિતાના આસનપર અધિષ્ઠિત થઈ સૌથી પ્રથમ ભરતપુરના અધીશ્વર ખેમાને પરાસ્ત કરી તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. ખેમા તેનો સગો હતો.

સંવત ૧૮૨૦ (ઇ૦ સ૦ ૧૭૬૪)માં સૂર્યમલ્લે યવનસમ્રાટની રાજધાની દિલ્લીસુધી લૂંટફાટ કરવાનો વિચાર કર્યો; પરંતુ તેનો આ મનોરથ પૂર્ણ થયો નહિ. એક સમયે તે મૃગયા ખેલવાને ગયો હતો એવામાં બલુચીઓના એક દળે તેનાપર ભયંકર આક્રમણ કર્યું અને તેનો વધ કર્યો. સૂર્યમલ્લને જવાહિરસિંહ, રત્નસિંહ, નવલસિંહ, નાહરસિંહ અને રણજિતસિંહ નામના પાંચ પુત્રો હતા. આ ઉપરાંત તેણે એક હરદેવબખ્સ નામના સુકુમાર બાલકને પણ દત્તકસ્વરૂપે ગ્રહણ કર્યો હતો. તે એક સમયે શિકાર કરવા જતો હતો, એવામાં માર્ગમાં તેને આ બાળક મળ્યો હતો. ઉક્ત પાંચ પુત્રોમાંથી પહેલા બે કણબી જાતિની વિવાહિતા સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયા હતા. ત્રીજો પુત્ર માલણના ગર્ભથી ઉત્પન્ન થયો હતો અને શેષ બે પુત્રો સૂર્યમલ્લની સ્વજાતિની સ્ત્રી અર્થાત્ જાટજાતિની સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયા હતા.

સૂર્યમલ્લનું મૃત્યુ થયા પછી જે સમયે જવાહિરસિંહ તેના સિંહાસનપર અભિષિક્ત થયો તેજ સમયે માધોસિંહના મસ્તકપર પણ અંબરનો રાજમુકુટ શોભાયમાન થયો. જવાહિરસિંહે સિંહાસનપર બેસતાંની સાથેજ માધોસિંહની સાથે શત્રુતા કરી. આ શત્રુતાનો પ્રથમ ઉદ્દેશ તો એ હતો કે જેથી માધોસિંહ મહારાષ્ટ્રીઓનો પરાજય ન કરી શકે અને બીજો ઉદ્દેશ એ હતો કે જયપુરરાજ્યને આધીન માચેરીના સામંતને પરાસ્ત કરી એ દેશપર પોતાનો અધિકાર જયપુરરાજ્યે કરી લીધેલ

હતો તેથી જવાહિરસિંહે માચેરીના સામંતનો પક્ષ લઈ તેને મદદરૂપ થવા ધાર્યું હતું. હીજરી સન ૧૧૮૨ માં જવાહિરસિંહ અંબરપતિને વારંવાર પ્રાર્થના કરવા લાગ્યો કેઃ-"મને કામાદેશ અર્પણ કરો" પરંતુ અંબરરાજ માધોસિંહે તે પ્રત્યે કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. આથી જવાહિરસિંહે અંબરપતિની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી પોતાની સેના સજ્જ કરી જયપુરરાજ્યમાં થઇને પુષ્કરતીર્થ તરફ કૂચ કરવા માંડી. ચિરપ્રચલિત રીતિઅનુસાર જવાહિરસિંહે જયપુરના મહારાજાને પોતાના આગમનવિષે ખબર આપવી જોઇતી હતી અને જો જયપુરપતિએ તેને પોતાના રાજ્યમાં થઇને જવાની રજા આપી હોત તોજ તેણે જયપુરરાજ્યમાં પ્રવેશ કરવો જોઇતો હતો; પરંતુ જવાહિરસિંહે તેમ કર્યું નહિ. તેણે જયપુરના મહારાજાની આજ્ઞા લીધાવિનાજ તેમના રાજ્યમાં થઇને પુષ્કરતીર્થતરફ પ્રયાણ કરવા માંડ્યું. જે સમયે જવાહિરસિંહ પુષ્કરતીર્થમાં ગયો તે સમયે ત્યાં મારવાડના મહારાજા પણ વિદ્યમાન હતા. આ ઉભય રાજાઓનો પુષ્કરતીર્થમાં મેળાપ થયો. જો કે જવાહિરસિંહ જાટજાતિનો હતો તે છતાં પણ સૂર્યવંશી મારવાડપતિએ તેની સાથે પાઘડી બદલીને મિત્રતા બાંધી. આ સમયે અંબરપતિ રોગગ્રસ્ત થયા હતા અને તેમની આજ્ઞાથી તેમના બે ભ્રાતા હરસહાય અને ગુરુસહાય રાજકાર્ય કરતા હતા. જે સમયે ઉક્ત ઉભય ભ્રાતાઓને કર્ણે જવાહિરસિંહની જયપુરના રાજ્યમાંથી આજ્ઞા લીધા વિના પુષ્કરતીર્થ ગયાની વાત પડી, ત્યારે તેમણે માધોસિંહને તે સમાચાર કહ્યા અને તેમને પૂછ્યું કેઃ-"બોલો, હવે આ સમયે આપણે શું કરવું જોઇએ ?" આ સમાચાર સાંભળી માધોસિંહ અત્યંત ક્રોધાયમાન થયા અને બોલ્યા કેઃ "જવાહિરસિંહને એક એવા આશયનો પત્ર લખો કે હવે અમારા રાજ્યમાં કદિપણ આવીશ નહિ; અને સામંતોને સેના સજ્જ કરવાની આજ્ઞા આપો. જો જવાહિરસિંહ ગર્વિત થઇને પૂર્વવત્ પુનઃ આપણા રાજ્યમાંથી જઇ આપણું અપમાન કરે તો આપણે સામંતોસહિત તેનાપર આક્રમણ કરી તેને ઉચિત દંડ આપવો." શીઘ્ર માધોસિંહની આજ્ઞાનુસાર કાર્ય કરવામાં આવ્યું. જવાહિરસિંહ કાંઈ ડરી જાય એવો માણસ નહોતો. તે માધોસિંહની સાથે યુદ્ધ કરવાના સંકલ્પસહિતજ પોતાને ઘેરથી નીકળ્યો હતો, તેથી તેણે માધોસિંહના પત્રપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. તે પાછા ફરતી વખત જયપુરરાજ્યમાં થઇને પોતાના પાટનગર તરફ ચાલ્યો. જવાહિરસિંહના આ આચરણથી સંગ્રામનું બીજારોપણ થયું. માધોસિંહની આજ્ઞાનુસાર જયપુરના સમસ્ત સામંતોએ જવાહિરસિંહને ઉચિત દંડ આપવાને માટે પ્રબલ વેગથી તેનાપર આક્રમણ કર્યું. ઉભયપક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ થવા લાગ્યું. આ યુદ્ધમાં અંબરરાજ્યના પ્રાયઃ સર્વ પ્રધાન નેતાઓ માર્યા ગયા; પરંતુ અંતે અંબરપતિનો જય થયો અને જવાહિરસિંહ રણભૂમિ છોડીને નાસી ગયો. ... ...

જવાહિરસિંહનું મૃત્યુ થયા પછી તેનો કનિષ્ઠ ભ્રાતા રત્નસિંહ રાજસિંહાસનપર અધિષ્ઠિત થયો. રત્નસિંહને વૃંદાવનના એક ગોસ્વામીની સાથે ગાઢી મિત્રતા હતી. ઉકત ગોસ્વામીએ તેને કહ્યું કેઃ-"હું કિમીઓ જાણું છું અને રાસાયનિક પ્રયોગદ્વારા નિકૃષ્ટ ધાતુને સુવર્ણ બનાવી શકું છું." રત્નસિંહે તેનાં વચનોપર વિશ્વાસ રાખી સુવર્ણ પ્રાપ્ત કરવાની આશાથી તેને પુષ્કળ રૂપિયા આપ્યા. ગોસ્વામીએ તેને કહ્યું કે અમુક દિવસે આપને સુવર્ણના રૂપિયા આપીશ. જ્યારે બતાવેલી અવધિ નિકટ આવી, ત્યારે તે પાખંડી ગોસ્વામીને ભય ઉત્પન્ન થયો કે, 'આ દગાબાજીમાં તો મારા પ્રાણનો નાશ થવાનો સંભવ છે.' આથી અંતે તેણે રત્નસિંહના હૃદયમાં છરી મારી તેના પ્રાણ લીધા. આ પ્રકારે રત્નસિંહનું મૃત્યુ થયા પછી તેનો નાનો પુત્ર કેશરીસિંહ તેના સિંહાસનપર અધિષ્ઠિત થયો અને તેનો કાકો નવલસિંહ તેના નામથી રાજકારભાર ચલાવવા લાગ્યો. કેશરીસિંહની પછી રણજિતસિંહ જાટોના સિંહાસનપર અભિષિક્ત થયો. આ રણજિતસિંહ પોતાના બાહુબળથી ભારતવર્ષમાં વિશેષ પ્રસિદ્ધિ પામ્યો છે. અંગ્રેજ સેનાપતિ લૉર્ડ લેકે તેના ભરતપુરના કિલ્લાપર આક્રમણ કર્યું; તે સમયે તેણે પોતાની અમિત તેજસ્વિતા અને પ્રચંડ બાહુબળ પ્રદર્શિત કર્યું હતું. ઇતિહાસવેત્તાઓ તેની પુષ્કળ પ્રશંસા કરે છે. અંગ્રેજ સેનાપતિ પણ તેની અદ્ભુત વીરતા જોઇને આશ્ચર્યચકિત થઇ ગયો હતો. રણજિતસિંહ ઇ० સ० ૧૮૨૫ માં મરણ પામ્યો. એને રણધીરસિંહ, બલદેવસિંહ, હરદેવસિંહ અને લક્ષ્મણસિંહ નામના ચાર પુત્રો હતા. રણધીરસિંહ પોતાના પિતાના સિંહાસનપર અધિષ્ઠિત થયો. તેની પછી રણધીરસિંહનો નાનો પુત્ર રાજસિંહાસનપર

બેઠો અને તેનો કાકો તેના વાલીતરિકે રાજકાર્ય કરવા લાગ્યો. અંગ્રેજોએ તેને પદભ્રષ્ટ કરવાને માટે ભરતપુરના કિલ્લાપર આક્રમણ કર્યું. ઘણા દિવસ સુધી તેઓ ઘેરો રાખી રહ્યા. ત્યારપછી તેમને વિજય પ્રાપ્ત થયો.વિજયી સેનાએ ભરતપુરનો રાજખજાનો અનેપ્રજાની સમસ્ત સંપત્તિ લૂંટી લીધી.

હવે પુનઃ અંબરરાજ્ય તરફ દૃષ્ટિ ફેરવીશું .અંબરના રાજાને જાટસેના સાથે યુદ્ધ થયું તેનાપરિણામમાં માચેરીના સામંતને પુનઃ પોતાની ભૂમિ પ્રાપ્ત થઈ. નરુકા શાખાનો પ્રતાપસિંહ નામનો રાજપૂત અંબર તાબાના માચેરી પ્રદેશનો અધીશ્વર હતો.કોઈ મહાઅપરાધથી માધોસિંહે પ્રતાપસિંહને દેશનિકાલ કરીને માચેરી હસ્તગત કરી લીધું હતું. પ્રતાપસિંહ પદભ્રષ્ટ થયા પછી જાટરાજા જવાહિરસિંહને શરણે ગયો. જવાહિરસિંહે તેને આશ્રય આપી તેના પદનું સન્માન રક્ષવાને અર્થે તેને પોતાના રાજ્યમાં થોડી ભૂમિ આપી. પ્રતાપસિંહની પાસે ખુશાલીરામ નામનો એક મંત્રી હતો અને જયપુરના દરબારમાં તેના તરફથી નંદરામ નામનો એક કર્મચારી વિરાજતો હતો. પ્રતાપસિંહ દેશનિકાલ થયા પછી ઉક્ત ઉભય કર્મચારીઓએ પણ જાટરાજ્યનો આશ્રય લીધો. જો કે પ્રતાપસિંહ, ખુશાલીરામ અને નંદરામ જાટ-પતિની કૃપાદૃષ્ટિથી નિર્વિઘ્નતાપૂર્વક ભરતપુરમાં રહીને તેની દાન કરેલી ભૂમિ ભોગવતા હતા, તો-પણ તેઓના હૃદયમાં સદાસર્વદા સ્વદેશાભિમાન જાગૃત રહેતું હતું. તેઓ સ્વદેશ અને સ્વજાતિનાં થયેલા અપમાનને પોતાનુંજ અપમાન માનતા હતા. જે સમયે જવાહિરસિંહ ગર્વોન્મત્ત બની જય-પુરના મહારાજાની રજા લીધા વિના જયપુર રાજ્યમાં થઈ પુષ્કરતીર્થમાં ગયો તે સમયે પ્રતાપ-સિંહ અને તેના કર્મચારીઓને મોટું અપમાન લાગ્યું અને તેઓ જાટપતિના આશ્રય અને જાગી-રનો પરિત્યાગ કરીને પુનઃ જયપુરરાજ્યમાં ચાલ્યા ગયા. જે દિવસે અંબરની સેના અને જાટસેના વચ્ચે ઘોર યુદ્ધ ઉપસ્થિત થયું, તે દિવસે પ્રતાપસિંહ પોતાની સેનાસહિત અંબરપતિના પક્ષમાં જઇ જાટોનો નાશ કરવા લાગ્યો. આ યુદ્ધમાં જાટ પરાસ્ત થઇ ગયો. પ્રતાપસિંહને અંબરપતિએ પરમ આદરપૂર્વક ગ્રહણ કર્યો. આ યુદ્ધ થયા પછી માધોસિંહ માત્ર ચાર દિવસપર્યંત જીવિત રહ્યા હતા. તેમણે પ્રતાપસિંહની અપૂર્વ સ્વદેશભક્તિ જોઇ તેના સર્વ અપરાધો ક્ષમા કર્યા અને તેનો માચેરી પ્રદેશ પુનઃ તેને અર્પણ કરી દીધો. પ્રતાપસિંહે પોતાના આશ્રયદાતા જાટપતિની સામે યુદ્ધ કર્યું તેટલા માટે કેટલાક માણસોએ તેને કૃતઘ્ન કહ્યો છે; પરન્તુ અમે તેને કૃતઘ્ન કહી શકતા નથી. અમે તેને સાચો સ્વદેશભક્ત કહીએ છીએ.

સત્તર વર્ષપર્યંત રાજ્ય કરીને માધોસિંહઅતિસારના રોગથી મૃત્યુ પામ્યા.જો માધોસિંહ થોડો વધુ વખત જીવતા રહ્યા હોત તો તેઓ કુશાવહોનું બળ વધારી શકત.તેઓ મૃત્યુ પામ્યા તે સમયે તેમના પુત્રની વય અતિ અલ્પ હતી તેથી દિવસાનુદિવસ કુશાવહોની શક્તિ ક્ષીણ થવા લાગી.માધોસિંહે અનેક નગરોની સ્થાપના કરી હતી; તેમાં તેમણે સૌથી શ્રેષ્ઠ માધોપુર નામનું નગર બંધાવ્યું. આ રમણીય માધોપુર રાજસ્થાનના સૌથી વિશેષ સુરક્ષિત વાણિજ્યસ્થાન રણથંભોરના કિલ્લાની પાસે સ્થિત છે. માધો-સિંહ જ્યોતિષવિદ્યામાં પારદર્શી હતા અને તેમણે પોતાના પિતા સવાઇ જયસિંહના અનેક ગુણો-પર સ્વામિત્વ મેળવ્યું હતું. તેમના શાસનકાળમાં જયપુરમાં અનેક પંડિતો આવતા હતા અને તે સમયે જયપુરનગરની સમક્ષ પવિત્ર બનારસની પ્રભા પણ ઝાંખી પડી ગઇ હતી. માધોસિંહને બે રાણીઓના ગર્ભથી પૃથ્વીસિંહ અને પ્રતાપસિંહ નામના બે પુત્રો ઉત્પન્ન થયા. માધોસિંહનો સ્વર્ગ-વાસ થયા પછી તેમનો શિશુકુમાર પૃથ્વીસિંહ અંબરના સિંહાસનપર અભિષિક્ત થયો.પૃથ્વીસિંહની માતા નાની રાણી હતી અને પ્રતાપસિંહની માતા પટ્ટરાણી હતી, તેથી પ્રતાપસિંહની માતાજ પૃથ્વીસિંહની વતી રાજકારભાર ચલાવવા લાગી. આ રાણી ચંદ્રાવતકુલમાં ઉત્પન્ન થઇ હતી અને તે મહત્ત્વાકાંક્ષી તથા દૃઢસ્વભાવની હતી; પરંતુ તેણે ફીરોઝ નામના એક માવતની સાથે પ્રેમ બાંધ્યો હતો, તેથી તેનું માન ઘણું ઘટી ગયું હતું. તેણે ફીરોઝને રાજસભાનો સભાસદ બનાવ્યો, તેથી સામંતો અસંત અપ્રસન્ન થયા અને રાજધાની છોડી પોતાની જાગીરમાં જઇ રહેવા લાગ્યા. રાણીએ તેમની કિંચિત્ પણ સ્પૃહા રાખ્યાવિના પોતાની ઇચ્છા પ્રમાણે રાજકારભાર ચલાવવા માંડયો. તેણે મહારાષ્ટ્રીયસેના-પતિ અંબાજીના હાથનીચેની પગારદાર સેના પોતાની પાસે રાખી અને તેનાદ્વારા રાજકર સંગ્રહિત કરવા માંડયો. આ સમયે આરતરામ નામનો એક માણુસ અંબરનો દિવાન હતો. વળી

ખુશાલીરામ વહોરા પણ મંત્રી હતો. ખુશાલીરામ ઉચ્ચ શ્રેણીનો રાજનીતિજ્ઞ હતો; પરંતુ ફીરોઝની પ્રભુતા અને પ્રબલતાએ તેને સર્વથા સામર્થ્યહીન બનાવી દીધો. ફીરોઝ રાણી અને રાજ્ય ઉપર સંપૂર્ણ આધિપત્ય ભોગવતો હતો. નવ વર્ષપર્યંત અંબરનું રાજ્ય આવી નિંદનીય રીતે ચાલ્યું અને એ અવધિ પછી અંબરપતિ પૃથ્વીસિંહ અશ્વપરથી પતિત થઇ પરલોકવાસી થયા; પરંતુ આ સમયે પ્રજાના મનમાં એવો પ્રબળ સંદેહ ઉત્પન્ન થયો કે પટરાણીએ પોતાના કુમાર પ્રતાપસિંહને રાજ્ય અપાવવાને માટે પૃથ્વીસિંહને વિષ આપીને મારી નાખ્યો છે. જો કે પ્રતાપસિંહની માતા પટરાણી હતી તોપણ પૃથ્વીસિંહની શૈશવાવસ્થામાં તેના હાથમાં અંબરનું રાજતંત્ર ગયું, એ એક ભયંકર ભૂલ હતી; કારણ કે પૃથ્વીસિંહનો નાશ થવાથી તેનો સ્વાર્થ સિદ્ધ થવાનો સંભવ હતો. પૃથ્વીસિંહ મરણપર્યંત પોતાની સાવકી માતાની શાસનશૃંખલા દૂર કરી શક્યા નહોતા. તેમની બાલ્યાવસ્થામાંજ બિકાનેર અને કૃષ્ણગઢની રાજકુમારીઓની સાથે તેમના વિવાહ થયા હતા. કૃષ્ણગઢની રાજનંદિનીના ગર્ભથી તેમને માનસિંહ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો હતો. આ શિશુ માનસિંહ દીર્ઘકાળસુધી અંબરરાજ્યના કંટકસ્વરૂપ રહ્યો હતો. માનસિંહની માતાએ પ્રથમ તેને લઈને ગુપ્તરીતે કૃષ્ણગઢમાં જવાનો વિચાર કર્યો; પરંતુ કુમાર ત્યાં નિર્વિઘ્નતા પૂર્વક રહી શકશે નહિ, એવા ભયથી પાછળથી તેણે તે વિચાર માંડી વાળ્યો અને તે તેને લઇને પરબારી સિંધિયાની છાવણીમાં ચાલી ગઇ. તે સમયથી તે સિંધિયાને આશ્રયે ગ્વાલીઅરમાં રહેવા લાગ્યો.[1]

પૃથ્વીસિંહનું અકાળ મૃત્યુ થયા પછી અંબરના સૂના સિંહાસનપર પટ્ટરાણીના પુત્ર પ્રતાપસિંહ સરલતાથી અધિષ્ઠિત થયા. ખુશાલીરામને રાજાની ઉપાધિ આપી અંબરનો મુખ્ય અમાત્ય બનાવવામાં આવ્યો. પ્રતાપસિંહનો અભિષેક કરવામાં તેણે ઘણી સહાય કરી હતી. મુખ્ય મંત્રીના પદપર વિરાજમાન થઇ તે ક્રમશઃ પોતાની પ્રભુતાનો વિસ્તાર કરવા લાગ્યો. તે સૌથી પહેલાં પોતાના પ્રધાન શત્રુ ફીરોઝની સત્તાનો સંપૂર્ણ લોપ કરવાને વિશેષ પ્રયત્ન કરવા લાગ્યો. તેણે પોતાનો આ મનોરથ સિદ્ધ કરવાને માટે જે ઉપાયો લીધા, તેથી તેના જૂના સ્વામી માચેરીના સામંતને સંપૂર્ણ સ્વાધીનતા પ્રાપ્ત થઈ. પ્રતાપસિંહનો અભિષેક થયો તે પ્રસંગે અંબરરાજ્યના સર્વ સામંતો યથાનિયમ દરબારમાં વિદ્યમાન હતા; પરંતુ માત્ર માચેરીના સામંતજ તેમાં હાજર નહોતા. ફીરોઝરૂપી કંટક દૂર કરવાને માટે તેણે રાજ્યમાં જેમ બને તેમ વિશેષ ઉપદ્રવ ફેલાવવા માંડયો. તેણે સામંતોને ખાનગી સૂચના આપી કે તમે રાજાને કર ભરશો નહિ. આટલું કરીનેજ તે શાંત રહ્યો નહિ; પરંતુ તેણે દિલ્લીના પાદશાહની મિત્રતા બાંધી. આ રીતે ફીરોઝને દૂર કરવાને માટે તે ભગીરથ પ્રયત્ન કરવા લાગ્યો.

આ સમયે નજફખાં દિલ્લીના સમ્રાટનો પ્રધાન સેનાપતિ હતો. જાટોનો ઉપદ્રવ અત્યંત વધી જવાથી પાદશાહે તેને તેમનું દમન કરવાની આજ્ઞા આપી. તેણે મહારાષ્ટ્રીઓની સહાય લઇ જાટોપર આક્રમણ કર્યું. રાજનીતિચતુર ખુશાલીરામે આ સુસંધિનો લાભ લઇ પોતાના પૂર્વપ્રભુ માચેરીના સામંતપર એવો સંદેશો મોકલ્યો કેઃ—" તમે તમારી સેના લઈ પાદશાહના સેનાપતિની સાથે મળી જાઓ અને જાટોની સામે યુદ્ધ કરો." પાદશાહની સેના જે સમયે મહારાષ્ટ્રીઓની સહાયથી જાટોને આગ્રામાંથી નસાડી મૂકી તેમની રાજધાની ભરતપુરપર આક્રમણ કરવા જતી હતી, તે સમયે માચેરીનો સામંત ખુશાલીરામની સલાહઅનુસાર આમંત્રણવિના આવી પાદશાહના સેનાપતિને મળ્યો. આ સમયે જાટોનો નેતા નવલસિંહ હતો. પાદશાહના પક્ષની એકત્રિત સેનાએ જાટોપર પ્રબલ વેગથી આક્રમણ કરી તેમનો સંપૂર્ણ પરાભવ કર્યો. આ યુદ્ધમાં માચેરીના સામંતે પ્રબલ પરાક્રમ દર્શાવી પાદશાહપર મહાન ઉપકાર કર્યો, તેથી પાદશાહે સુપ્રસન્ન થઇ તેને રાવરાજાની ઉપાધિ અર્પણ કરી અને તેને અંબરના રાજ્યથી પૃથક્ કરી મુગલસામ્રાજ્યનો માંડલિક બનાવ્યો.

---

[1] માનસિંહને બે ત્રણવાર અંબરનું સિંહાસન પ્રાપ્ત કરવાના સંયોગ મળ્યા હતા. બ્રિટિશ રેસિડેંટે ઇ૦ સ૦ ૧૮૧૨ના માર્ચની ૨૧ મી તારીખે હિંદીસરકારને જે પત્ર લખ્યો હતો તે વાંચો. ઇ૦ સ૦ ૧૮૨૦ માં જયપુરના સામંતો જ્યારે રાજા જગતસિંહના અત્યાચારોથી કુપિત થયા હતા, તે સમયે તથા ઉક્ત રાજાના મૃત્યુ સમયે માનસિંહને સિંહાસન પ્રાપ્ત થવાની સંભાવના હતી.

હવે રાજા ખુશાલીરામે ફીરોઝનો શીઘ્ર નાશ કરવાનો પ્રયત્ન કરવા માંડયો. તેણે અંબરના સમસ્ત સામંતોને એકત્રિત કરી પાદશાહની સેના સાથે મળવાની તૈયારી કરી. પ્રતાપસિંહની માતાએ પણ ખુશાલીરામના આ કાર્યપ્રત્યે કાંઇ વાંધો લીધો નહિ. ઉલટું આ સંધિનો લાભ લઇ તે પોતાના યાર ફીરોઝનું સન્માન વધારવાને માટે પાદશાહને સંતુષ્ટ કરવાની ચેષ્ટા કરવા લાગી. ખુશાલીરામ પોતે અંબરની સેનાના સેનાપતિસ્વરૂપે જવા ઇચ્છતો હતો; પરંતુ માધોસિંહની પટ્ટરાણીએ તેને બદલે ફીરોઝને સેનાપતિના પદપર નિયુક્ત કરી તેને ખુશાલીરામની સાથે દિલ્હી મોકલ્યો. આ ઉચ્ચપદજ ફીરોઝના કાળરૂપ થયું. ફીરોઝ અંબરના પ્રધાન સેનાપતિસ્વરૂપે પાદશાહના મુખ્ય સેનાપતિના શિબિરમાં ગયો. ખુશાલીરામે માચેરીના રાવરાજાની સાથે મળીને ફીરોઝરૂપી કંટક દૂર કરવાનો પ્રપંચ રચ્યો હતો; પરંતુ આ સમયે તેને નિષ્ફળ થતો જોઇ ઉભયે તેને દૂર કરવાનો બીજો ઉપાય શોધી કાઢયો. રાવરાજા ફીરોઝને મળી મધુર સંભાષણ,પ્રીતિભરેલાં વચનો તથા સૌજન્યદ્વારા તેનો વિશ્વાસપાત્ર બની ગયો. ફીરોઝ તેને પોતાનો પરમમિત્ર ગણવા લાગ્યો. રાવરાજાએ આ પ્રકારે ફીરોઝને હસ્તગત કરી શીઘ્ર વિષપ્રયોગથી તેના પ્રાણ લીધા. આ પ્રકારે ફીરોઝરૂપી કંટક દૂર થયો. ત્યાર પછી માચેરીના સામંતે ખુશાલીરામની સાથે મળી અંબરનો શાસનભાર માથે લીધો.

ફીરોઝનું મૃત્યુ થયા પછી અલ્પ સમયમાં પટ્ટરાણી પણ મૃત્યુ પામી. આ સમયે પણ પ્રતાપસિંહની વય ઘણી નાની હતી, તેથી તેઓ બીજા કોઇ માણસની સહાયવિના રાજપ્રબંધ ચલાવવાને સમર્થ નહોતા. માચેરીના સામંત અને ખુશાલીરામ શાસનકાર્ય ચલાવતા હતા; પરંતુ તેઓ મહત્ત્વાકાંક્ષી હોવાથી પરસ્પર લડી પડયા અને અંબરરાજ્ય શીઘ્ર મહાવિપત્તિમાં આવી પડયું.ખુશાલીરામની પ્રાર્થનાથી વિખ્યાત યોદ્ધા હમદાનીખાંના હાથનીચે યવનસમ્રાટની એક સેના અંબરમાં આવી. થોડા સમયમાં અંબરરાજ્યમાં ભયંકર ઉપદ્રવો ઉપસ્થિત થયા. પાદશાહની સેનાને અંબરમાંથી હાંકી કાઢવાને માટે અંબરના સામંતોના એક સમૂહે મહારાષ્ટ્રીઓની સાથે સંધિ કરવાનો વિચાર કર્યો. ઘડીમાં સંધિ થતી અને ઘડીમાં તેને તોડી નાખવામાં આવતી. આથી મહારાષ્ટ્રીઓનો ઉપદ્રવ પણ વધી પડયો. થોડા સમયપર્યંત રાજ્યમાં સર્વત્ર ઘોર અશાંતિ, ભયંકર અત્યાચાર અને દારુણ રુધિરસ્રોતનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું. ત્યાર પછી પ્રતાપસિંહ યોગ્ય વયે પહોંચ્યા અને તેમણે રાજતંત્ર પોતાના હસ્તમાં લીધું. તેમણે રાજતંત્ર પોતાના કરમાં લઇ થોડા વખતમાં સમસ્ત વિપત્તિઓ છિન્નભિન્ન કરી નાખી અને ખુશાલીરામ તથા માચેરીના સામંત એ ઉભયની આશા નિષ્ફળ કરી મહારાષ્ટ્રીઓનું દમન કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી.

આ સમયે અત્યાચારી મહારાષ્ટ્રીઓએ ભારતના પ્રત્યેક પ્રાંતમાં ભયંકર અત્યાચાર કરવાનો પ્રારંભ કરી દીધો હતો; માત્ર જયપુરમાંજ નહિ; પરંતુ રાજસ્થાનના પ્રત્યેક ભાગમાં મહારાષ્ટ્રીઓનો ભારે ઉપદ્રવ હતો અને તેમણે રાજસ્થાનની પ્રજાની અતુલ સંપત્તિ લૂંટી લીધી હતી. અંબરપતિ પ્રતાપસિંહે સિંહાસનપર અધિષ્ઠિત થતાંની સાથેજ પોતાનું અસીમ સાહસ અને અદ્ભુત રાજ્યચાતુર્ય દર્શાવવા માંડયું. તેઓ સારી રીતે જાણી ગયા હતા કે રાજસ્થાનમાં જ્યાંસુધી મહારાષ્ટ્રીઓનો પગ છે, ત્યાંસુધી ત્યાંની પ્રજાનું મંગળ કદિપણ થઇ શકનાર નથી. આ સમયે (ઇ૦ સ૦ ૧૭૮૭)માં મારવાડના સિંહાસનપર મહારાજા વિજયસિંહ વિરાજમાન હતા. પ્રતાપસિંહે મારવાડરાજની પાસે એક દૂત મોકલીને તેમને ખબર કરી કે:-" મહાપાપી મહારાષ્ટ્રીઓ આપણી ઉપર ભયંકર અત્યાચાર કરીને આપણને અત્યંત પીડિત કરી રહ્યા છે, માટે તેમનું દમન કરવું એ આપણું પરમ કર્તવ્ય છે. આ શત્રુઓનું દમન કરવાને માટે સમસ્ત રાજપૂતરાજાઓએ એકત્રિત થઇ તેમની સામે યુદ્ધ કરવું જોઇએ. જ્યારે તેમનો સંપૂર્ણ પરાભવ થશે, ત્યારેજ આપણે નિશ્ચિંતતાપૂર્વક રાજ્ય કરી શકીશું. સ્વયં રણભૂમિમાં જઇને મહારાષ્ટ્રીઓની સામે યુદ્ધ કરવાની મારી અભિલાષા છે; માટે જો આપ આપની રાઠોડસેનાને સહાય માટે મોકલી આપો તો આપણા મહારાષ્ટ્રીય શત્રુઓનો સંપૂર્ણ પરાભવ થઇ રાજસ્થાન નિષ્કંટક બની જશે." મહારાજા વિજયસિંહને પોતાના જાતિબંધુનો આ પત્ર પ્રાપ્ત થતાંની સાથેજ તેમણે શીઘ્ર તેમને સહાય કરવાને માટે તૈયારી કરી. આ સમયપૂર્વે મહારાજા વિજયસિંહે મહાવિપત્તિમાં સપડાવાથી પોતાના તાબાનો અજમેરપ્રદેશ મહારાષ્ટ્રીઓને આપી દીધો હતો, તેથી આ સમયે તેઓ અજમેરપ્રદેશ તેમના હાથમાંથી પુનઃપ્રાપ્ત કરવાને માટે પ્રતાપસિંહને સહાય કરવા-

ને તત્પર થયા. તેમણે મહાબળવાન રાઠોડસામંત જવાનદાસને સેનાપતિના પદપર નિયુક્ત કરી પોતાની સેના પ્રતાપસિંહની પાસે મોકલી આપી.

તુંગા નામના સ્થાનપર મહારાષ્ટ્રીયનેતા સિંધિયા અને તેના ફ્રેંચ સેનાપતિ ડિવાઇને પ્રબલ વેગથી મારવાડ અને અંબરની એકત્રિત સેનાપર આક્રમણ કર્યું. ઉભય પક્ષો વચ્ચે ભયંકર સમરાગ્નિ પ્રજ્વલિત થઇ ગયો. ઉભય પક્ષના સૈનિકો જીવસટ્ટ યુદ્ધ કરવા લાગ્યા. ઘણીવાર સુધી યુદ્ધ થયા પછી સિંધિયા પરાસ્ત થયો અને સમસ્ત અસ્ત્રશસ્ત્ર તથા દ્રવ્યાદિને રણભૂમિમાં મૂકી તે પલાયન કરી ગયો. વિજયી રાઠોડ અને કુશાવહસેનાએ પરમ આનંદ પામી શત્રુપક્ષનો સર્વ સામાન લૂંટી લઇ માંહોમાંહે વહેંચી લીધો. આ પ્રસંગે અંબરના મહારાજા પ્રતાપસિંહ સ્વયં રણભૂમિમાં આવ્યા હતા. આ યુદ્ધ ઇ૦ સ૦ ૧૭૮૯ માં થયું હતું. મહારાજા પ્રતાપસિંહે આ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો. પછી એક મહોત્સવ કરી રંક લોકોને ૨૪ લાખ રૂપિયાનું દાન કર્યું હતું.

આ [1]તુંગાના સમરમાં મહારાજા પ્રતાપસિંહને વિજય પ્રાપ્ત થવાથી તેમની સુકીર્તિ સમસ્ત રાજસ્થાનમાં પ્રસરી ગઇ. તેઓ પૂર્ણ પ્રતાપથી પોતાના પિતાનું રાજ્ય કરવા લાગ્યા. અંબરમાં સર્વત્ર શાંતિદેવીનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું. પ્રજા નિર્વિઘ્ન થઇ સુખશાંતિનો ઉપભોગ લેવા લાગી; પરંતુ આ શાંતિ દીર્ઘકાળપર્યંત સ્થાયી રહી નહિ. રાજપૂતોના ભાગ્યમાં અશાંતિજ લખેલી હતી. જો કે માધોજીસિંધિયા તુંગાના યુદ્ધમાં પરાસ્ત થઇને પલાયન કરી ગયો હતો, તોપણ થોડાં વર્ષમાં તેણે મહાબળ સંચિત કર્યું અને તે પોતાની પ્રચંડ સેના લઇ મારવાડનો વિધ્વંસ કરવાને માટે આવ્યો.

પ્રતાપસિંહની માગણીથી મહારાજા વિજયસિંહે પોતાની સેના તુંગાના યુદ્ધમાં મોકલી આપી હતી. હવે તેમને પ્રતાપસિંહની પાસે સહાય માગવાનો પ્રસંગ આવ્યો. તેમણે પોતાના પ્રચંડ શત્રુના આક્રમણની ગતિ રોકવાને માટે પ્રતાપસિંહની પાસે એક દૂત મોકલી તેમને સહાય કરવાને પ્રાર્થના કરી. વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહે શીઘ્ર પોતાની સેના મારવાડમાં મોકલી આપી; પરંતુ રાઠોડકવિએ કુશાવહોને અપમાન લાગે એવું કાવ્ય રચવાથી તેમણે રાઠોડોનો પક્ષ છોડી દીધો. ઉક્ત કાવ્યથી તેઓ પોતાનું એવું મહા અપમાન થયેલું સમજ્યા કે તેઓ રાઠોડોને ભયંકર વિપત્તિમાં નાખતાં કિંચિત્ પણ લજ્જિત થયા નહિ. અંબરનો સેનાપતિ ગુપ્તરીતે મહારાષ્ટ્રીયનેતાને મળી ગયો હતો; પરંતુ રાઠોડોને આ ઘટનાની લેશ પણ ખબર નહોતી. ત્યાર પછી પાટણ નામના સ્થાનમાં રાઠોડોએ મહારાષ્ટ્રીઓપર પૂર્વવત્ પ્રબલ પરાક્રમપૂર્વક આક્રમણ કર્યું. કુશાવહોની સેનાએ રાઠોડોને સહાય કરી નહિ. તે તટસ્થજ ઉભી રહી. રાઠોડો કુશાવહોનો પ્રપંચ સમજી ગયા; પરંતુ તેઓ કિંચિત્ પણ ભયભીત થયા નહિ. તેમણે અપૂર્વ તેજસ્વિતાપૂર્વક યુદ્ધ ચાલુ રાખ્યું; પરંતુ અંતે રાઠોડોનો પરાભવ થયો અને મહારાષ્ટ્રીઓને વિજયલક્ષ્મી પ્રાપ્ત થઈ. પાટણના યુદ્ધમાં કુશાવહોની સહાય નહિ મળવાથીજ રાઠોડો પરાસ્ત થયા હતા; પરંતુ મહારાજા પ્રતાપસિંહે જ્યારે આ વાત જાણી ત્યારે તેઓ અત્યંત દુઃખિત થયા. જો પ્રતાપસિંહ પૂર્વવત્ આ સમયે પણ સ્વયં રણભૂમિમાં ગયા હોત તો કુશાવહોની સેનાને તેઓ આ ચિરકલંકમાંથી બચાવી શકત અને પોતાનું ગૌરવ વૃદ્ધિંગત કરી શકત.

પાટણના યુદ્ધમાં રાઠોડોનો પરાજય થયો અને પ્રતાપસિંહની તેમની સાથેની મિત્રતા તૂટી ગઇ તેથી ઇ૦ સ૦ ૧૭૯૧માં તુકાજીહોલ્કરે જયપુરપર આક્રમણ કરી પ્રતાપસિંહને પરાસ્ત કર્યા. પ્રતાપસિંહે આ સમયે મહાવિપત્તિમાં આવી પડીને તુકાજીને ખંડણી આપવાનો સ્વીકાર કર્યો. પાછળથી તેમને અમીરખાનને આ ખંડણી આપવી પડી હતી. આ સમયથી ઇ૦ સ૦ ૧૮૦૩ માં પ્રતાપસિંહનું મૃત્યુ થયું ત્યાંસુધી જયપુરનું રાજ્ય મહાદુર્દશામાં રહ્યું. આ અરસામાં મહારાષ્ટ્રીઓ દેશમાં લૂંટફાટ કરીને પ્રજાનું સત્યાનાશ વાળતા હતા.

પ્રતાપસિંહના રાજત્વકાળનો ઇતિહાસ લખવા બેસીએ તો યવનરાજ્યની અંતિમ અવસ્થાનો સમસ્ત ઇતિહાસ લખવો પડે. પ્રતાપસિંહે પચ્ચીસ વર્ષપર્યંત રાજ્ય કર્યું. તેઓ પરમ સાહસિક રાજા હતા. તેમનું બુદ્ધિબળ પણ કાંઈ ન્યૂન નહોતું, તોપણ લૂંટપ્રિય તસ્કરોના ઉપદ્રવો અને રાજ્યના સામંતોના માંહોમાંહેના કલહની સામે તેમની સાહસિકતા અને બુદ્ધિચાતુર્ય સફળતા પ્રાપ્ત કરી

[1] આ સમરનું વર્ણન રાજસ્થાનના ઇતિહાસના પ્રથમ ભાગમાં વર્ણિત થઈ ચૂક્યું છે.

શક્યાં નહિ. માચેરીપ્રદેશ યવનસામ્રાજ્યમાં સંયુક્ત થઇ ગયો, તેથી જયપુરના રાજ્યની ઉપજ અતિ ન્યૂન થઇ ગઇ હતી. વળી તેમના પૂર્વજોએ જે અઢળક દ્રવ્ય સંચિત કર્યું હતું તે પણ મહારાષ્ટ્રીઓના તાબામાં જતું રહ્યું. તેમની પાસેથી મહારાષ્ટ્રીઓએ એકંદર ૮૦ લાખ રૂપીઆ લીધા હતા. પૂર્વે અંબરના ખજાનામાં એટલું દ્રવ્ય હતુ કે માધોસિંહ જ્યારે સિંહાસનાભિષિક્ત થયા ત્યારે તેમણે મુઠી ભરી ભરીને રૂપિયાની વૃષ્ટિ કરી હતી અને મહારાજા પ્રતાપસિંહને જ્યારે તુંગાના યુદ્ધમાં વિજય મળ્યો, ત્યારે તેમણે ૨૪ લાખ રૂપિયાનું દાન કર્યું હતું.

યવનસામ્રાજ્યનો અંતકાળ નિકટ આવી પહોંચ્યો ત્યારે ભારતવર્ષમાં મહારાષ્ટ્રીઓ અને જાટો વિશેષ પ્રબળ થઇ ગયા હતા. તેમનાદ્વારા મુગલોની પ્રભા અત્યંત મંદ થઇ ગઇ અને પ્રાચીન રાજપૂતરાજ્યો પણ તેજહીન બની ગયાં. થોડા સમય પછી પિંઢારાનાં દળે મસ્તક ઉન્નત કરી સર્વત્ર અરાજકતા પ્રસારી દીધી. અંતે પરિણામ એ આવ્યું કે મોગલસામ્રાજ્યનો અંત આવી ગયો, મહારાષ્ટ્રીઓ અને જાટોની ગતિનો પ્રતિરોધ થયો, પિંઢારાઓ દંડિત થયા, રાજપૂતજાતિની જીવનશક્તિ ન્યૂન થઇ ગઈ અને એક નાના દ્વીપના નિવાસી અંગ્રેજો પ્રબળ થઈ ભારતવર્ષમાં તેમનાં રાજ્યની સ્થાપના થઇ નવીન યુગનો આરંભ થયો. જ્યારે ચોતરફથી અનેક જાતિઓએ લૂંટફાટ કરવા માંડી ત્યારે જયપુરના મહારાજા તેમનું દમન કરી શક્યા નહિ. સામંતોનો કુસંપ એજ માત્ર અંબરરાજ્યની અવનતિનું કારણ નથી; પરંતુ પિંઢારા, જાટ ઇત્યાદિ લોકોનાં સતત આક્રમણથી રાજસ્થાનનાં અન્યાન્ય રાજ્યોની પેઠે જયપુરરાજ્યની પણ અવનતિ થઇ હતી. જો આ સમયે મેવાડ, મારવાડ, અંબર, બિકાનેર, જેસલમીર વગેરે દેશોના રાજાઓ એકત્રિત થઇ સ્વદેશાભિમાનથી ઉત્તેજિત બની ભયાનક સિંહનાદ કરી શત્રુઓની સામે યુદ્ધ કરત તો મહારાષ્ટ્રીઓ અને પિંઢારાઓ રાજસ્થાનની આવી શોચનીય દશા કદિ પણ કરી શકત નહિ. તુંગાના યુદ્ધમાં કેવળ મારવાડના મહારાજાની સહાયથીજ પ્રતાપસિંહે મહારાષ્ટ્રીઓને પરાસ્ત કરી દીધા હતા તેમજ પાટણના યુદ્ધમાં રાઠોડકવિએ દુર્બુદ્ધિને વશ થઇ નિંદનીય કવિતા રચીને કુશાવહો અને રાઠોડો વચ્ચે કુસંપ કરાવ્યો ન હોત તો સિંધિયા રાજસ્થાનમાં કદિ પણ પગ મૂકવાને સમર્થ થાત નહિ.

ઇશ્વરીસિંહના સમયમાં અંબરના રાજ્યની સાથે મહારાષ્ટ્રીઓને પ્રથમ સંયોગ થયો હતો અને માધોસિંહના શાસનકાળમાં મહારાષ્ટ્રીઓ અંબરમાંથી ઘણું દ્રવ્ય ખેંચી ગયા હતા; પરંતુ પ્રતાપસિંહે તુંગાના યુદ્ધમાં મહારાષ્ટ્રીઓને પરાસ્ત કરી મહાન કીર્તિ પ્રાપ્ત કરી હતી. પ્રતાપસિંહ એક મહાવીર અને બુદ્ધિવાન રાજા હતા, એમાં કિંચિત્ પણ શક નથી; પરંતુ કેવલ કાળના પ્રભાવથીજ તેઓ અંબરરાજ્યમાં ચાલતા ઉપદ્રવોનું નિવારણ કરી શક્યા નહોતા.

# अध्याय ४ थो

મહારાજા જગતસિંહનો સિંહાસનપર થયેલો અભિષેક–મહારાષ્ટ્રીઓના અત્યાચારથી રાજપૂતરાજ્યોનો થયેલો વિધ્વંસ–બ્રિટિશસરકારની સાથે સંધિ કરવાને માટે મહારાજા જગતસિંહે પ્રથમ કરેલો પ્રસ્તાવ–સંધિબંધન–સંધિપત્ર–હોલ્કરની વિરુદ્ધ યુદ્ધ કરવાને જગતસિંહનું અંગ્રેજસેનાપતિ લોર્ડ લેકની સાથે મળી જવું–મેવાડના રાણાની કન્યા કૃષ્ણાકુમારી સાથે વિવાહ કરવાને માટે જગતસિંહે મેવાડમાં મોકલેલો ઉપહાર–મારવાડપતિ માનસિંહનું તે સમસ્ત ઉપહારદ્રવ્ય લુંટી લેવું–માનસિંહના આ કૃત્યથી જગતસિંહને ચડેલો ક્રોધ–સિંધિયા–માનસિંહની વિરુદ્ધ જગતસિંહે કરેલું યુદ્ધ–પોકર્ણના સામંત સવાઇસિંહનું જગતસિંહની સાથે મળી જવું–જયપુરમાં લક્ષ કરતાં પણ અધિક સેનાનું એકત્રિત થવું–માનસિંહની સાથે થયેલું યુદ્ધ–માનસિંહનું નાસી જવું–જગતસિંહનું રાજધાની જોધપુર લુંટવું–જોધપુરનો કિલ્લો ઘેરી લેવો–અમીરખાંએ જયપુરપર કરેલું આક્રમણ–જગતસિંહનું રણક્ષેત્ર છોડી કલંકિત થઈ પોતાના રાજ્યમાં નાસી જવું–મહારાષ્ટ્રીઓએ જયપુરપર કરેલું આક્રમણ–તેમણે લીધેલી ચોથ–અંગ્રેજસરકારની સાથે બીજીવાર સંધિ કરવાનો વિચાર–સંધિબંધન–સંધિપત્ર–જગતસિંહના ચારિત્ર્યના સંબંધમાં કર્નલ ટોડનો અભિપ્રાય–જગતસિંહનું મૃત્યુ–મોહનસિંહ–મોહનસિંહનો અભિષેક કરવા માટે રચાએલા પ્રપંચનું વિષમય ફલ–રાજસિંહાસનનો અધિકારી નિયુક્ત કરવો–રાજપૂતરીતિની અજ્ઞાનતાથી નિપજેલું વિષમય ફલ–મોહનસિંહને જયપુરના સિંહાસનપર અભિષિક્ત કરવાથી થતો રાજપૂતરીતનો અનાદર–પ્રચલિત રીતિના નાશનું કારણ–તે સંબંધે બ્રિટિશ કર્મચારીનું આચરણ–મોહનસિંહના અભિષેક સામે યથાર્થ સિંહાસનાધિકારીનો વાંધો–નાજરનું વિપત્તિમાં આવી પડવું–જાતીયયુદ્ધની સંભાવના–જગતસિંહની વિધવા રાણીને પુત્ર થયો છે એવી ખબર ફેલાવી–સમસ્ત ઉપદ્રવોની શાંતિ–જયસિંહનો જન્મ.

મહારાજા પ્રતાપસિંહનો સ્વર્ગવાસ થયા પછી જગતસિંહ અંબરના સિંહાસનપર અધિષ્ઠિત થયા. કર્નલટૉડે મહારાજા જગતસિંહના શાસનકાળનો કાંઇ ઝાઝો ઇતિહાસ આપ્યો નથી. તેમનાં નેત્રાસન્મુખ જગતસિંહ રાજ્ય કરતા હતા, પરંતુ તેમનો રાજ્યપ્રબંધ અત્યંત કલંકિત અને તેમનું ચારિત્ર્ય અત્યંત ઘૃણિત હોવાથી તેમણે તેનું વિશેષ વર્ણન કર્યું નથી; પણ અમે આ નીતિનું અવલંબન કરી શકતા નથી. જ્યારે કોઇપણ રાજવંશનો ઇતિહાસ લખવામાં આવે ત્યારે ગમે તેવા દુષ્ટ અને દુરાચારી રાજાનો ઇતિહાસ પણ યથાર્થ લખવો જોઇએ, એવો અમારો આધીન મત છે. કોઇના પ્રતિ પણ ઉપેક્ષા દર્શાવવી એ લેખકનું કર્તવ્ય નથી; માટે અમે જગતસિંહના શાસનસમયનો ઇતિહાસ યથેતિ આપીએ છીએ. કર્નલ ટૉડે તેમના સંબંધમાં થોડોક ઉલ્લેખ કર્યો છે તે અમે પાછળ આપીશું.

મહારાજા જગતસિંહે ઈ૦ સ૦ ૧૮૦૩ માં અંબરનો રાજમુકુટ પોતાના મસ્તકપર ધારણ કર્યો. આ સમયે માત્ર અંબરજ નહિ; પરંતુ સમસ્ત રાજપૂતરાજ્યો અવનતિને પ્રાપ્ત થયાં હતાં. જો કે દુરાચારી ઔરંગઝેબના મરણ પછી રાજસ્થાનના સમસ્ત રાજપૂતરાજાઓએ પોતાના રાજ્યની સીમા અને પોતાનું બળ વૃદ્ધિંગત કરી લીધું હતું, તોપણ યવનરાજ્યના પતનની સાથે મહારાષ્ટ્રીઓનો ઉદય થયો અને તેમનાં દલનાં દલ રાજસ્થાનમાં આવીને રાજપૂતોનાં સુખ અને શાંતિને નષ્ટભ્રષ્ટ કરવા લાગ્યાં.

જો કે યવનસમ્રાટો પિશાચસ્વરૂપ ધારણ કરી કોઇ કોઇ વખત રાજપૂતરાજ્યોનો વિધ્વંસ કરી નાખતા હતા,તોપણ તેથી રાજપૂતોની જાતીયશક્તિ કદિં પણ લોપ થઈ નહોતી. ઉલટું યવન-સમ્રાટને આધીન રહીને અંબર, મારવાડ વગેરેના રાજાઓએ પોતાની ઉન્નતિ ઉત્તમ પ્રકારે કરી લીધી હતી. યવનલોકોના શાસનકાળમાં રાજપૂતોએ ધન, સંપત્તિ, સન્માન, કીર્તિ તથા બલને વૃદ્ધિંગત કરવામાં કોઇ પણ પ્રકારની ત્રુટિ કરી નહોતી; પરંતુ મહારાષ્ટ્રીઓનાં દલે રાજસ્થાનમાં પ્રવેશ કરી ત્યાંનાં પ્રત્યેક રાજ્યોમાં લૂંટફાટ કરીને પ્રજાની સમસ્ત સંપત્તિ હરણ કરી લીધી. મહારાષ્ટ્રીઓના અ-ત્યાચારથી પ્રજાનાં સુખ અને શાંતિનો સંપૂર્ણ લોપ થયો. વાણિજ્યવ્યાપાર બંધ પડી ગયો.કૃષિકારો-એ કૃષિકાર્યને તિલાંજલિ આપી અને સર્વત્ર શૂન્યતા પ્રસરી રહી. આ રીતે રાજસ્થાનનાં પ્રત્યેક રાજ્યની દશા અત્યંત શોચનીય બની ગઇ. મહારાષ્ટ્રીઓના હોલ્કર અને સિંધિયા એ બે પ્રધાન નેતા હતા. તદુપરાંત અમીરખાં વગેરે પઠાણ લૂંટારાઓએ પણ રાજસ્થાનમાં ઉપદ્રવ કરવામાં કાંઇ ત્રુટિ રાખી નહિ. જો કે તુંગાના સમરની પેઠે એક બીજા યુદ્ધમાં રાજપૂતરાજાઓએ એકત્રિત થઇ લૂંટારાઓને પરાસ્ત કર્યા હતા; પરંતુ તે યુદ્ધ બાર પખાલ પાણીમાં ચપટી લોટ સમાન હતું.મહારાજા જગતસિંહ અંબરના સિંહાસનપર અધિષ્ઠિત થયા તે પૂર્વે દીર્ઘકાળથી મહારાષ્ટ્રીઓના ભયંકર અત્યાચાર શરૂ થઇ ગયા હતા, પણ તેમના સિંહાસનારૂઢ થયા પછી તો તેમના અત્યાચારની ભયંકરતામાં વિશેષ વૃદ્ધિ થઇ. આ મહાવિપત્તિના કાળમાં આશાજનક વાત એ હતી કે ઈસ્ટ ઇન્ડીઆ કંપની બં-ગાળામાં પોતાનો સંપૂર્ણ અધિકાર સ્થાપિત કરી ધીરે ધીરે ભારતવર્ષના ઇતર પ્રાંતોમાં પોતાની સત્તા પ્રસારતી જતી હતી. બ્રિટિશસિંહે જોયું કે મહારાષ્ટ્રીઓનું દમન કર્યા વિના સમસ્ત ભારતવર્ષ હસ્ત-ગત કરવું દુર્ઘટ છે. આથી તે મહારાષ્ટ્રીઓને પાદાક્રાંત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. બ્રિટિશસરકાર સારીપેઠે જાણતી હતી કે મહારાષ્ટ્રીય લૂંટારાઓના સિંધિયા અને હોલ્કર એ બે નેતાઓ રાજપૂત-રાજાઓ ઉપર ભયંકર અત્યાચાર કરી રહ્યા છે અને તેથી તેમને ભારે હાનિ થઇ રહી છે; આથી તેણે વિચાર કર્યો કે જો તેઓ અમારી સાથે સંધિ કરે તો તેમને વિશેષ લાભ થાય.આવો વિચાર કરી બ્રિટિશસરકારે અંબરપતિ મહારાજા જગતસિંહની સાથે સંધિ કરવાનો પ્રસ્તાવ ઉપસ્થિત કર્યો. મહારાજા જગતસિંહે રાજસિંહાસનપર અધિષ્ઠિત થઇ જોયું કે એક તરફ યવનસામ્રાજ્ય જેવી રીતે સાતસેં વર્ષનું જીવન ભોગવી લુપ્ત થતું જાય છે, તેવી રીતે બીજી તરફ બ્રિટિશસામ્રાજ્ય ઉત્ત-રોત્તર પોતાની ઉન્નતિ કરતું જાય છે. વળી તેમણે પોતાના મનમાં એવો વિચાર કર્યો કેઃ—" મહારા-ષ્ટ્રીઓ સમસ્ત શ્રેણીનાં મનુષ્યોને પીડિત કરી તેમની સર્વ સંપત્તિ લૂંટી લઇ અનેક દેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી નવીન રાજ્યની સ્થાપના કરતા જાય છે, તોપણ બ્રિટિશસરકારના જેટલો દૃઢ પાયો મહારાષ્ટ્રીઓનો નથી; તેથી બ્રિટિશસરકારની સાથે સંધિ કરવી વિશેષ લાભદાયક છે. "

બ્રિટિશસરકારની સાથે મહારાજા જગતસિંહને જે પ્રથમ સંધિ થઇ તે વિષે કર્નલ ટૉડે કાંઇ પણ ઉલ્લેખ કર્યો નથી. મહાશય એચિસન પોતાના ગ્રંથમાં આ સંધિસંબંધે લખે છે કેઃ—"રાજપૂત રાજ્યોપરથી મુસલમાનોના પ્રભુત્વનો લોપ થયા પછી તેપર મહારાષ્ટ્રીઓના પ્રભુત્વનો વિસ્તાર થયો. ઈ૦ સ૦ ૧૮૦૩ માં અંગ્રેજોની સાથે જયપુરના મહારાજાને સંધિ થઇ. આ સમયે જગતસિંહ જયપુરના મ-હારાજા હતા. બ્રિટિશસરકારે રાજપૂતરાજાઓને પોતાના મિત્ર બનાવી મહારાષ્ટ્રીય દલનું દમન કરવા-ની નીતિ અંગીકાર કરી અને તે નીતિ અનુસાર ઈ૦ સ૦ ૧૮૦૩ માં તેણે જયપુરના મહારાજાની સાથે સંધિ કરી. "

જો કે મહારાજા જગતસિંહ અંગ્રેજોની સાથે સંધિ કરવાને સંમત થયા હતા, તોપણ તે સમયે

બ્રિટિશસરકારની વિશેષ પ્રભુતા ભારતવર્ષપર સ્થાપિત થઇ નહોતી; તેથી તેમણે તે સંધિપત્રપર પોતાના હસ્તાક્ષર કર્યા નહોતા. તેમણે બ્રિટિશસરકારની સાથે કેવલ સાધારણ મૈત્રીસંબંધ સ્થાપિત કર્યો હતો. તેમની વચ્ચે નિમ્નલિખિત ધારાઓથી યુક્ત સંધિ થઇ.

## સંધિપત્ર

માનનીય બ્રિટિશ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની સાથે રાજરાજેન્દ્ર જગતસિંહ બહાદૂરની મિત્રતાનો આ સંધિપત્ર છે. ગવર્નર જનરલ માર્ક્વિસ ઑફ વેલેસ્લી તથા ભારતવર્ષમાં રહેલી સમસ્ત સેનાના કૅપ્ટન જનરલ જિરાર્ડ લેક બ્રિટિશ ઇસ્ટ ઇન્ડીઆ કંપની તરફથી મહારાજા જગતસિંહ બહાદૂરની સાથે આ સંધિ કરે છે.

(૧) માનનીય બ્રિટિશ ઇસ્ટ ઇન્ડીઆ કંપની અને મહારાજા જગતસિંહ બહાદૂર તથા તેમના ભાવી ઉત્તરાધિકારીઓમધ્યે દૃઢ અને ચિરસ્થાયી મિત્રતા સ્થાપિત થઇ છે.

(૨) એક પક્ષના શત્રુ બીજા પક્ષના શત્રુસ્વરૂપ અને એક પક્ષના મિત્ર બીજા પક્ષના મિત્રસ્વરૂપ ગણવામાં આવશે. ઉભય રાજ્યો આ નિયમ ચિરકાળપર્યંત સાચવશે.

(૩) મહારાજાધિરાજ જગતસિંહ સાંપ્રતમાં જે દેશના અધિકારી છે, તે દેશના શાસનમાં બ્રિટિશસરકાર હસ્તક્ષેપ કરશે નહિ અને તેમની પાસે ખંડણી પણ લેશે નહિ.

(૪) માનનીય કંપનીએ હિંદુસ્થાનના જે ભાગોપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો છે, તે ભાગોપર જો કોઇ શત્રુ આક્રમણ કરવાનો પ્રયત્ન કરે તો મહારાજાધિરાજે કંપનીને સહાય કરવાને માટે પોતાના તાબાની સમસ્ત સેના મોકલવી અને શત્રુને પરાસ્ત કરવાનો પ્રયત્ન કરવો. આમ કરીને પોતાની મિત્રતાનો યથાર્થ પરિચય આપવામાં કિંચિત્ પણ ત્રુટિ કરવી નહિ.

(૫) પ્રસ્તુત સંધિપત્રની બીજી કલમ પ્રમાણે મિત્રતા સ્થાપિત થવાથી બ્રિટિશસરકાર મહારાજાધિરાજના દેશોનું શત્રુઓના હાથમાંથી સંરક્ષણ કરવાને તત્પર રહેશે. જો મહારાજાની સાથે કોઇ બીજાં રાજ્યને વિવાદ ઉપસ્થિત થાય તો મહારાજાએ પ્રથમ બ્રિટિશસરકારની નિકટ વિવાદનું કારણ રજુ કરવું અને બ્રિટિશસરકારે સલાહસંપથી તે ઝગડાનું નિવારણ કરવાની ચેષ્ટા કરવી. જો મહારાજાના પ્રતિપક્ષીના દોષથી કોઈપણ પ્રકારની ઉચિત તપાસ થઈ શકે નહિ તો મહારાજાએ કંપનીની પાસે સેનાની સહાયને માટે પ્રાર્થના કરવી. આ પ્રાર્થનાનો સ્વીકાર કરવામાં આવશે અને જે સેનાની સહાય કરવામાં આવશે તે સંબંધી સર્વ વ્યય ભારતવર્ષના અન્યાન્ય રાજાઓની પેઠે મહારાજાની પાસેથી લેવામાં આવશે. મહારાજાએ આ વ્યય આપવાનો સ્વીકાર કર્યો છે.

(૬) વાસ્તવમાં મહારાજા પોતાની સેનાના પ્રભુ છે; પરંતુ યુદ્ધના સમયમાં તે સેના અંગ્રેજી સેનાના સેનાપતિની આજ્ઞા પ્રમાણે કાર્ય કરશે.

(૭) બ્રિટિશસરકારની સંમતિવિના મહારાજા પોતાનાં રાજકાર્યમાં કોઈ અંગ્રેજ, ફ્રેંચ વા ઇતર જાતિના યૂરોપીઅનને નિયુક્ત કરી શકશે નહિ અથવા કોઇ પણ યૂરોપીઅનને પોતાના રાજ્યમાં આશ્રય આપી શકશે નહિ.

ઉપરોક્ત સાત ધારાઓથી યુક્ત આ સંધિપત્ર મહામાન્ય જનરલ જીરાર્ડ લેક તરફથી સરહિંદ નામના સ્થાનમાં સંવત ૧૮૬૦માં(ઇ૦સ૦૧૮૦૩ના ડિસેમ્બરની ૧૨ મી તારીખે)તૈયાર કરવામાં આવ્યો છે અને તેજ દિવસે તેપર હસ્તાક્ષર કરી મહોર કરવામાં આવી છે.

| બ્રિટિશ ઇ. ઇંડીઆ કંપનીની મહોર |
|---|

(હસ્તાક્ષર) વેલેસ્લી

ના૦ ગવર્નરજનરલે આ સંધિપત્રનો ઇ૦ સ૦ ૧૮૦૪ના જાન્યુઆરીની ૧૫ મી તારીખે સ્વીકાર કર્યો.

(હસ્તાક્ષર) જી૦ એચ૦ બાર્લો

„ જી૦ ડડનિ

આ સંધિપત્ર વાંચવાથી પાઠકને સારી રીતે જ્ઞાત થશે કે બ્રિટિશસરકાર મિત્રભાવેજ મહારાજા જગતસિંહના રાજ્યની શત્રુઓના પંજામાંથી રક્ષા કરવાને સમ્મત થઇ હતી. આ સમયે મહારાષ્ટ્રીઓ ભયંકર અત્યાચાર કરીને જયપુરના રાજ્યને નષ્ટભ્રષ્ટ કરી રહ્યા હતા. આ કારણથી મહારાજા જગતસિં-

હને બ્રિટિશસરકારની સહાય લેવાનું ઉચિત લાગ્યું. ઉપરોક્ત સંધિપત્રપર મહારાજા જગતસિંહે હસ્તાક્ષર પણ કર્યા નહોતા અને બ્રિટિશસરકારને ખંડણી આપવાનો પણ સ્વીકાર કર્યો નહોતો; તે પરથી જણાશે કે જે સમયે આ સંધિ થઇ તે સમયે મહારાજા જગતસિંહ અને બ્રિટિશસરકાર એ ઉભય સમય કક્ષામાં હતા.

જો કે મહારાજા જગતસિંહે બ્રિટિશસરકારની સાથે સંધિ કરી, તોપણ તેમની મિત્રતા દીર્ઘકાળપર્યંતસ્થાયી રહી નહિ. મહાશય એચીસન પોતાના ગ્રંથમાં લખે છે કે: " જયપુરના મહારાજા સંધિપત્રના નિયમોનું પાલન કરવામાં ત્રુટિ કરવા લાગ્યા." વળી લૉર્ડ કૉર્નવાલીસે દેશી રાજાઓની સાથેનાં સંધિબંધનો સર્વથા તોડી નાખવાનો સંકલ્પ કર્યો હતો. તેમણે સ્પષ્ટરીતે જાહેર કર્યું કે, " જયપુરરાજ્ય સાથેની સંધિ રદ કરવામાં આવે છે; કારણ કે બ્રિટિશસરકાર જે શરતે જયપુરરાજ્યની રક્ષા કરવાને તત્પર થઇ છે,તે પ્રકારે તે તેની રક્ષા કરી શકશે નહિ." મહારાજા જગતસિંહે કયા નિયમોનું પાલન કર્યું નહોતું તે કાંઇ ઇતિહાસપરથી જણાતું નથી. લૉર્ડ કૉર્નવૉલીસનો એવો મત હતો કે દેશી રાજાઓની સાથે સંધિ કરવાથી બ્રિટિશસરકારને કાંઇ પણ લાભ થવાનો સંભવ નથી. આથી તેમણે દેશી રાજાઓની સાથે થયેલી સંધિઓ રદ કરી. તે મુજબ અન્ય રાજાઓની પેઠે જયપુરરાજ્યની સાથે થયેલી સંધિ પણ તેમણે રદ કરી.

પરંતુ લોર્ડ કૉર્નવૉલીસની આવી આજ્ઞા થઇ તે પૂર્વે મહારાજા જગતસિંહે હોલ્કરની સાથે અંગ્રેજોને યુદ્ધ થયું તે પ્રસંગે બ્રિટિશસરકારને સહાય કરી હતી અને તેથી લોર્ડ લેકે તેમને સદા સહાય કરવાનું વચન આપ્યું હતું; તે છતાં પણ સર જ્યોર્જ બાર્લોએ ગવર્નરજનરલના હુકમને માન આપી જયપુરરાજ્યની સાથે થયેલી સંધિ રદ કરી દીધી.

હવે જયપુરરાજ્યને મહારાષ્ટ્રીઓનાં દલ પુનઃ નષ્ટભ્રષ્ટ કરવા લાગ્યાં. જયપુરના મહારાજાએ લોર્ડ લેકની સાથે મળીને હોલ્કરની વિરુદ્ધ શસ્ત્ર ધારણ કર્યાં હતાં, તેથી મહારાષ્ટ્રીઓએ જગતસિંહનું સર્વસ્વ નાશ કરવાનો સંકલ્પ કર્યો હતો.

ત્યાર પછી મહારાજા જગતસિંહે અત્યંત ખરાબ કાર્યમાં હાથ નાખ્યો. આ સમયે જયપુરરાજ્યનું ભાગ્યાકાશ સ્યામ અને ઘનઘોર અભ્રોથી આવૃત થઇ થયું હતું. માંહોમાંહેના દ્વેષથી સમસ્ત રાજસ્થાન આ સમયે અવનતિપથપર ચાલતું હતું. આવા વિપત્તિના સમયમાં મહારાજા જગતસિંહે અત્યંત અનિષ્ટકારક કાર્ય કર્યું. જો કે પ્રથમ તો તેમણે રાજપૂતોચિત શૂરવીરતા, બલવિક્રમ તથા પાંડિત્ય દર્શાવ્યું; પરંતુ પાછળથી તેમણે કલંકિત કાર્ય કર્યું.

જે સમયે મહારાજા જગતસિંહ અંબરના સિંહાસનપર વિરાજમાન હતા, તે સમયે મેવાડના સિંહાસનપર મહારાણા ભીમસિંહ અને મારવાડના સિંહાસનપર માનસિંહ વિરાજમાન હતા. આ ત્રણે રાજાઓ સમાન હતા. માનસિંહની સાથે તેના સમસ્ત સામંતોને વિરોધ હતો. ખાસ કરીને મારવાડનો પ્રધાન સામંત પોકર્ણાધિપતિ મહારાજાની સાથે ઘોર વિદ્વેષ ધરાવતો હતો. માનસિંહની પહેલાં મહારાજા ભીમસિંહ મારવાડના સિંહાસનપર વિરાજમાન હતા. આ ભીમસિંહના મૃત્યુ પછી તેમની રાણીને એક પુત્ર ઉત્પન્ન થયો. તેનું નામ ધૌકલસિંહ રાખવામાં આવ્યું. પોકર્ણનો સામંત સવાઇસિંહ ધૌકલસિંહને મારવાડના સિંહાસનનો ઉત્તરાધિકારી બનાવી માનસિંહને વિપત્તિમાં નાખવાને તત્પર થયો. રાજનીતિચતુર સવાઇસિંહે વિચાર કર્યો કેઃ-" હું એકલો માનસિંહને સિંહાસનપરથી પદભ્રષ્ટ કરી શકનાર નથી, માટે ઘણા માણસોની સહાય લેવી જોઇએ.' આવો વિચાર કરી તેણે પોતાનો ઉદ્દેશ પાર પાડવાને માટે ગુપ્તરીતે પ્રપંચજાળનો વિસ્તાર કર્યો. તેણે વિચાર કર્યો કેઃ-" જો હમણાં અંબર અને મારવાડના અધીશ્વરોની વચ્ચે કોઇ કારણથી ઝગડો ઉપસ્થિત થાય તો ધૌકલસિંહને માટે રાજ્યપ્રાપ્તિનો માર્ગ સરલ અને સ્વચ્છ થઇ જાય.' તેની આ કલ્પના સિદ્ધ થવાનો પ્રસંગ થોડા સમયમાં આવી પહોંચ્યો. મેવાડના મહારાણા ભીમસિંહને કૃષ્ણાકુમારી નામની એકકન્યા હતી. આ કન્યા સમસ્ત રાજસ્થાનમાં પરમ સુંદર રાજકુમારી ગણાતી હતી. તેનાં અનુપમ રૂપલાવણ્યનીની પ્રશંસા આ લેખિનીથી થઇ શકે એમ નથી. આ પરમ રૂપવતી રાજકુમારીની સાથે પ્રથમ મારવાડના:સ્વર્ગસ્થ મહારાજા ભીમસિંહના વિવાહ થવાનો પ્રસ્તાવ ઉપસ્થિત થયો હતો; પરંતુ ભીમસિંહ અકાળ મૃત્યુ પામ્યા, તેથી

તે પ્રસ્તાવ પણ નષ્ટ થયો. હવે કુટિલહૃદય સવાઇસિંહ આ કૃષ્ણાકુમારીના નિમિત્તથી સમસ્ત રાજસ્થાનમાં ભયંકર ઉત્પાત મચાવવા લાગ્યો. તેણે બહારથી માનસિંહની સાથે મિત્રતા કરી અને પ્રપંચજાળનો વિસ્તાર કરી ગુપ્તરીતે અંબરપતિ જગતસિંહપર એવો સંદેશો મોકલ્યો કે:-"રાણા ભીમસિંહની કન્યા પરમ રૂપવતી છે, માટે આપ તેના હાથની માગણી કરો." સવાઇસિંહ સારી પેઠે જાણતો હતો કે જગતસિંહ અત્યંત ઈંદ્રિયલોલુપ પુરુષ છે, માટે તે કૃષ્ણાકુમારીના રૂપલાવણ્યના સમાચાર સાંભળી અવસ્ય તે રમણીરત્ન પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરશે; અને વાસ્તવમાં બન્યું. પણ તેમજ જગતસિંહે કૃષ્ણાકુમારીની સુંદરતાની પ્રશંસા સાંભળી શીઘ્ર સવાઇસિંહની સલાહઅનુસાર પુષ્કળ દ્રવ્ય ખર્ચી ચારહજાર સૈનિકોને મેવાડમાં મોકલી આપ્યા અને કૃષ્ણાકુમારીના હાથની માગણી કરી.

જ્યારે સવાઇસિંહના સાંભળવામાં આવ્યું કે અંબરથી મેવાડ તરફ નાળીએર મોકલવામાં આવ્યું છે, ત્યારે તેણે માનસિંહની સન્મુખ જઇ તેમને મિત્રતાના આડંબરથી કહ્યું કે:-"મહારાજ ! મેવાડપતિ મહારાણા ભીમસિંહની રૂપવતી કન્યા કૃષ્ણાકુમારીની સાથે સ્વર્ગસ્થ મહારાજા ભીમસિંહના વિવાહનો પ્રસ્તાવ ઉપસ્થિત થયો હતો; પરંતુ હાલના અંબરપતિએ નાળીએર મોકલ્યું છે. જો જગતસિંહને કૃષ્ણાકુમારી પ્રાપ્ત થશે, તો આપના અપમાનનો પાર રહેશે નહિ. મારવાડના અધીશ્વરસ્વરૂપેજ ભીમસિંહની સાથે મેવાડની રાજનંદિનીના વિવાહનો પ્રસ્તાવ ઉપસ્થિત થયો હતો અને આપ પણ હાલમાં મારવાડના અધીશ્વરજ છો; માટે જો આપને બદલે જગતસિંહ કૃષ્ણાકુમારીનું પાણિગ્રહણ કરશે તો મારવાડના સિંહાસનને મહાકલંક લાગશે." જગતસિંહની પેઠે માનસિંહ પણ સવાઇસિંહની પ્રપંચજાળમાં ફસી પડ્યા. તેઓ શીઘ્ર ત્રણ હજાર રાઠોડોની સેના લઇને બહાર પડ્યા. હીરાસિંહ નામનો એક દ્રવ્યલોભી સૈનિક પણ પોતાની સેનાસહિત માનસિંહને આવી મળ્યો. જગતસિંહે જે ચાર હજાર સૈનિકો મેવાડ તરફ મોકલ્યા હતા, તે મેવાડ પહોંચે તે પૂર્વેજ માનસિંહે તેમનાપર આક્રમણ કરી તેમનો સર્વ સામાન લૂંટી લીધો અને તેમને છિન્નભિન્ન કરીને નસાડી મૂક્યા.હવે સવાઇસિંહને પોતાનો ઉદ્દેશ ફળીભૂત થવાનો સંભવ જણાવા લાગ્યો.

મારવાડપતિ માનસિંહે અંબરપતિ જગતસિંહના સૈનિકોને છિન્નભિન્ન કરી દઇ તેમનો સમસ્ત સામાન લૂંટી લીધો હતો, તેથી જગતસિંહના હૃદયમાં ભયંકર ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો. તેમણે માનસિંહના આ કૃત્યથી પોતાને દારુણ અપમાન થયેલું માન્યું અને માનસિંહને તેનો ઉચિત દંડ આપવાને માટે તથા પોતાનાં સન્માન અને ગૌરવની રક્ષા કરવાને માટે આવસ્યક પ્રયત્ન કરવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો. આ સમયે મહારાષ્ટ્રીયનેતા સિંધિયા રાજસ્થાનના રાજાઓમાં કુસંપ વધારી ઘડીમાં એકનો તો ઘડીમાં બીજાનો પક્ષ ગ્રહણ કરી અઢળક દ્રવ્ય લૂંટી રહ્યો હતો. માનસિંહ અને જગતસિંહની વચ્ચે ભયંકર વિદ્વેષાગ્નિ પ્રજ્વલિત થયો છે, એવા સમાચાર મળતાંજ તે પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરવાની અભિલાષાથી કાર્યક્ષેત્રમાં ઉતર્યો. તેણે અંબરપતિ જગતસિંહપર એવો સંદેશો મોકલ્યો કે જો તમે મને અમુક કર નહિ આપો તો હું તમારો નાશ કરીશ; પરંતુ જગતસિંહે સિંધિયાની ધમકીપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. આથી સિંધિયાએ અત્યંત ક્રોધિત થઇ પ્રતિજ્ઞા કરી કે હું કૃષ્ણાકુમારીનો વિવાહ જગતસિંહની સાથે કદિ પણ થવા દઇશ નહિ. પછી તેણે પોતાનું એક દલ ઉદયપુર તરફ મોકલી આપ્યું.

લુપ્તપ્રતાપ અને હતબલ મહારાણા ભીમસિંહ મહારાષ્ટ્રીય દલના આગમનના સમાચાર સાંભળીને અત્યંત ભયભીત થયા અને તેમણે જગતસિંહને સહાયને માટે પ્રાર્થના કરી. જગતસિંહે સિંધિયાના આક્રમણના સમાચાર સાંભળી તથા મહારાણા ભીમસિંહની પ્રાર્થના સાંભળી કેટલાક હજાર સૈનિકો ઉદયપુર તરફ મોકલી આપ્યા. સિસોદીઆ અને કુશાવહસૈનિકોએ મળી મહારાષ્ટ્રીઓનો પ્રતિરોધ કર્યો. સિંધિયાએ હવે મેવાડના મહારાણાની પાસે એવો પ્રસ્તાવ કર્યો કે:-"તમે કોઇપણ પ્રકારે તમારી કન્યા જગતસિંહને સમર્પણ કરશો નહિ; અને જયપુરનીજ સેના તથા દૂત મેવાડમાં આવ્યા છે તેમને શીઘ્ર વિદાય કરી દેજો." જો કે મહારાણા ભીમસિંહ આ સમયે અત્યંત હીનબલ હતા, તે છતાં પણ તેમણે સિંધિયાનો આ પ્રસ્તાવ સ્વીકાર્યો નહિ. તેમણે સિંધિયાને મેવાડમાં આવતો અટકાવવાને ભગીરથ પ્રયત્ન કર્યો; પરંતુ તે સિસોદીઆ અને કુશાવહોની સેનાને હઠાવીને મેવાડમાં આવી પુ-

પ્હોંચ્યો. તે પોતાની સાથે આઠ હજાર સૈનિકોને લાવ્યો હતો. મહારાષ્ટ્રીઓના અત્યાચાર અને ઉપદ્રવોનું સ્મરણ થતાં મહારાણાના ભયનો પાર રહ્યો નહિ અને અંતે તેઓ નિરુપાય થઇ સિંધિયાને તાબે થઈ ગયા. સિંધિયાની આજ્ઞાનુસાર મહારાણાએ અંબરપતિના દૂત અને સેનાને મેવાડમાંથી વિદાય કરી દીધાં. આથી જયપુરની સેના લાચાર બની જે માર્ગે આવી હતી, તે માર્ગે પાછી ચાલી ગઈ.

આ તરફ મહારાજા જગતસિંહે માનસિંહની વિરુદ્ધ યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. ચતુર સવાઇસિંહ સ્વર્ગસ્થ મહારાજા ભીમસિંહના પુત્ર ધૌકલસિંહને પોતાની સાથે લઈ અંબરપતિને આવી મળ્યો. જગતસિંહે ધૌકલસિંહને મારવાડના અધિકારીતરિકે સ્વીકાર્યો; ત્યાર પછી શીઘ્ર તેઓ એક લાખ સૈનિકોને લઇ મારવાડ જીતવાને ચાલ્યા. આ સમય પૂર્વે જયપુરનો કોઇ પણ રાજા એક લાખ યોદ્ધાઓને લઇને કદિ યુદ્ધ કરવાને ગયો નહોતો, તેથી અવશ્ય આપણે જગતસિંહને મહાબળવાન રાજા કહી શકીશું. આ સમયે જયપુરનો ખજાનો પણ અતુલ ધનથી પરિપૂર્ણ હતો. આ ધનના બળથી જગતસિંહે મહારાષ્ટ્રીઓ અને પઠાણોને પણ પોતાના દળમાં મેળવી લીધા હતા. ગાંગોલી નામના સ્થાનમાં પ્રથમ યુદ્ધ થયું. આ સમરમાં માનસિંહ સંપૂર્ણ પરાભવ પામ્યા અને મારવાડના સમસ્ત સામંતોએ સવાઇસિંહની સલાહથી માનસિંહનો પક્ષ છોડી ધૌકલસિંહનો પક્ષ ગ્રહણ કર્યો. જગતસિંહને ઘણી સરલતાથી વિજય મળ્યો. માનસિંહ પરાસ્ત થઇ રણભૂમિ છોડી નાસી ગયા અને જગતસિંહના માણસોએ તેમની છાવણી લૂંટી લીધી. માનસિંહનો પરાભવ થવાથી જગતસિંહે ધાર્યું કે હવે માનસિંહ કૃષ્ણાકુમારીનું પાણિગ્રહણ કરવાનો પ્રસ્તાવ કરશે નહિ; પરંતુ તેમની આ આશા વ્યર્થ હતી. ચતુર સવાઇસિંહે તેમને જણાવ્યું કે:—"માનસિંહ અદ્યાપિ પરાસ્ત થયો નથી; માટે તેનો સંપૂર્ણ પરાજય કર્યા પછી મેવાડમાં જઇ કૃષ્ણાકુમારીનું પાણિગ્રહણ કરવું એ આપણું કર્તવ્ય છે." જગતસિંહે સવાઇસિંહની આ સલાહ સ્વીકારી.

માનસિંહ યુદ્ધમાં પરાસ્ત થઈ પોતાની રાજધાની જોધપુરમાં ચાલ્યા ગયા. જયપુરના મહારાજાની વિજયી સેનાએ શીઘ્ર રાજધાની જોધપુરપર આક્રમણ કર્યું અને તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો, એટલે માનસિંહ કિલ્લામાં ચાલ્યા ગયા. હવે જગતસિંહે કિલ્લાને ઘેરી લીધો. તેમની સેના છ માસપર્યંત કિલ્લાને ઘેરીને તોપના ગોળાની વૃષ્ટિ કરતી રહી; પરંતુ કિલ્લાને હસ્તગત કરી શકી નહિ. માનસિંહે ઘણા થોડા માણસોની સહાયથી અતુલ પરાક્રમસહિત પોતાના કિલ્લાની રક્ષા કરી. છ માસપર્યંત નિરંતર એક લાખ માણસો કિલ્લાને ઘેરીને પડી રહ્યા; તેમાં જગતસિંહને પુષ્કળ ખર્ચ થયો, તોપણ તેમનો પરિશ્રમ સફળ થયો નહિ. દુર્ભાગ્યવશાત્ છ માસ પછી જગતસિંહનું ભાગ્યાકાશ ભયંકર શ્યામ વાદળોથી છવાઇ ગયું. તેમની સેનામાં અમીરખાં નામનો એક પઠાણ નિયુક્ત હતો. આ અમીરખાંએ જગતસિંહના તાબામાં રહ્યા છતાં પણ પોતાની સેનાની સહાયથી મારવાડનાં અનેક સ્થાનોપર લૂંટફાટ કરીને પુષ્કળ દ્રવ્ય એકત્રિત કર્યું. આથી જગતસિંહ તેનાપર અત્યંત અપ્રસન્ન થયા અને તેમણે તેનું દમન કરવાનો નિશ્ચય કર્યો. જ્યારે અમીરખાંએ આ વર્તમાન સાંભળ્યા ત્યારે તે જગતસિંહની છાવણીમાં નહિ આવતાં અહીં તહીં ભ્રમણ કરી લૂંટફાટ કરતો રહ્યો. તેનાં આ આચરણથી જગતસિંહ તેનાપર વિશેષ કુપિત થયા અને તેનું દમન કરવાને માટે પોતાનું એક દલ મોકલ્યું. જગતસિંહની સેનાને પોતાની પાસે આવતી જોઇ અમીરખાં પલાયન કરી ગયો. જગતસિંહની સેના ઘણે દૂરસુધી તેની પાછળ ગઇ; પરંતુ તે હાથમાં આવ્યો નહિ. અંતે તે સેનાને જયપુરની બહાર રાખી તેનો સેનાપતિ સ્વયં નગરમાં ચાલ્યો ગયો. આ સુસંધિનો લાભ લઇ અમીરખાંએ તે સેનાપર આક્રમણ કરી તેનો સંપૂર્ણ પરાભવ કર્યો અને પોતાની સેનાસહિત જયપુરમાં પ્રવેશ કરી તે નગર લૂંટી લીધું. જ્યારે જયપુરપતિએ આ વર્તમાન સાંભળ્યા ત્યારે તેઓ પોતાના પાટનગરની રક્ષા કરવી આવશ્યક ધારી જોધપુરના કિલ્લાપરનો ઘેરો ઉઠાવી લઇ પોતાની જન્મભૂમિ તરફ કૂચ કરવા લાગ્યા. તેમને પાછા ફરતા જોઈ રાઠોડોની સેનાએ તેમનાપર આક્રમણ કરી તેમની સમસ્ત સંપત્તિ લૂંટી લીધી. આ ઘોર અપમાન સહન કરી જગતસિંહ પોતાની રાજધાનીમાં ચાલ્યા આવ્યા. આ યુદ્ધમાં જગતસિંહનો ખજાનો અતિ ખાલી થઈ ગયો અને તેના અગણિત સૈનિકો પણ નાશ પામ્યા. આ યુદ્ધથી જગતસિંહનું મહા અનિષ્ટ થયું, એમાં કિંચિત્ પણ શક નથી.

ઉપરોક્ત યુદ્ધમાં જગતસિંહનો ખજાનો અત્યંત ખાલી થઈ ગયો અને તેમના અસંખ્ય સૈનિકો માર્યા ગયા તેથી તેઓ અત્યંત હીનબળ થઇ ગયા. જે કૃષ્ણાકુમારીને માટે તેમણે આટલો ઉદ્યોગ અને આટલો વ્યય કર્યો હતો, તેને તેઓ પ્રાપ્ત કરી શક્યા નહિ. ત્યાર પછી મહારાષ્ટ્રીઓ અને પઠાણો તેમને વારંવાર સતાવવા લાગ્યા. હોલ્કરની સેનાએ અનેકવાર તેમના રાજ્યપર આક્રમણ કરી ઘણા પ્રદેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. મહાબળવાન અમીરખાં હોલ્કરના નામે જયપુરરાજ્યના ઘણા ભાગોપર અધિકાર સ્થાપિત કરી ત્યાંથી મેળવેલી ચોથ પોતે હજમ કરી જતો હતો. આ પ્રકારે જગતસિંહના શાસનકાળનાં પાછલાં થોડાં વર્ષોમાં અંબરરાજ્યની સ્થિતિ અત્યંત શોચનીય બની ગઇ હતી.

મહારાજા જગતસિંહના જીવનના પાછલા ભાગમાં તેમને બ્રિટિશસરકારની સાથે સંધિ થઇ હતી, એ વાત અમારા પાઠકો જાણી ચૂક્યા છે. ઇ૦ સ૦ ૧૮૦૩ માં મહારાજા જગતસિંહે લૉર્ડ વેલેસ્લીની સાથે સંધિ કરી અને તેની શરત પ્રમાણે લૉર્ડ લેકની સાથે મળી હોલ્કરની વિરુદ્ધ યુદ્ધ પણ કર્યું; પરંતુ લૉર્ડ કૉર્નવોલીસે પાછળથી તેમની સાથેની સંધિ રદ કરી દીધી. આથી જગતસિંહના શોક, વિસ્મય અને સંતાપનો પાર રહ્યો નહિ. મહાશય એચિસન પોતાના ગ્રંથમાં જણાવે છે કેઃ—" આ પ્રકારની મિત્રતા વા સંધિબંધનની આવશ્યકતાવિષે ' હોમ ગવર્મેંટ '( ઇંગ્લાંડની કોર્ટ ઑફ ડાયરેક્ટર્સ )ને આશંકા ઉત્પન્ન થવાથી તેણે ઇ૦ સ૦ ૧૮૧૩ માં એવી આજ્ઞા ફરમાવી કે જ્યારે જરૂર પડશે ત્યારે જયપુરરાજ્યને પુનઃ આશ્રય આપવામાં આવશે. હાલમાં નેપાલની સાથે યુદ્ધ ચાલે છે. પિંઢારાઓનું દમન કરી તેમની સાથે રાજકીય પ્રબંધ કરવામાં આવે ત્યાંસુધી આ બાબત મુલ્તવી રાખવામાં આવી છે. "ઇ૦સ૦ ૧૮૧૭માં જ્યારે પુનઃ સંધિનો પ્રસ્તાવ ઉપસ્થિત થયો ત્યારે એમ જણાવવામાં આવ્યું કે હાલમાં જયપુરરાજ્યની સાથે સંધિ કરવાની ઝાઝી આવશ્યકતા નથી; પરંતુ જ્યારે આસપાસનાં સમસ્ત રાજ્યો બ્રિટિશસરકારની સાથે સંધિબંધનથી બંધાઇ ચૂક્યાં અને જયપુરના તાબાનાં નાનાં રાજ્યો પણ પરબારાં બ્રિટિશસરકારની સાથે સંધિબંધનથી જોડાયાં ત્યારે અંતે ઇ૦ સ૦ ૧૮૧૮ માં અંબરરાજ્યની સાથે બ્રિટિશસરકારને સંધિ થઇ. આ સંધિ ઉક્ત વર્ષના એપ્રીલ માસની બીજી તારિખે થઇ હતી.

આ સંધિના સંબંધમાં કર્નલ ટૉડ અન્યત્ર જણાવે છે કેઃ—" બ્રિટિશસરકારે ભારતવર્ષના જે જે રાજાઓને આશ્રય આપ્યો છે તેમાં જયપુરનરેશે સૌથી પાછળ આશ્રય લીધો છે. આ રીતિનું અવલંબન કરવાથી શાંતિનો નાશ કરનાર શત્રુઓને સર્વદાને માટે દૂર કરી શકાશે, એવો પ્રસ્તાવ જ્યારે બ્રિટિશસરકારે જયપુરનરેશની સમક્ષ સાદર કર્યો ત્યારે તેમણે તેનો સ્વીકાર કરવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. " આ સમયે બ્રિટિશસરકારે પિંઢારાઓને સર્વથા વિદલિત કરી નાખ્યા હતા, પેશ્વાને પૂનામાં બંદીવાન કરી ગંગાજીતટે મોકલી આપ્યો હતો, ભોંસલેની અવનતિ કરી નાખી હતી અને સિંધિયાને ભયભીત કરી દીધો હતો.

સેનાપતિ અમીરખાંએ જયપુરના અનેક પ્રદેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો અને જયપુરના મહારાજાની પાસેથી તે ચોથ પણ લેતો હતો. તેના ઉપદ્રવો શાંત કરવાને માટેજ બહુધા જયપુરના મહારાજાએ બ્રિટિશસરકારની સાથે સંધિ કરી હતી. અમીરખાં પોતે પણ બ્રિટિશસરકારને આધીન થવાને તત્પર થયો.

ઇ૦ સ૦ ૧૮૦૩ માં જે સમયે બ્રિટિશસરકારે જયપુરરાજ્યની સાથે સંધિ કરી તે સમયે બ્રિટિશસરકારે તેમની સાથે સંધિ કરવાની મહાન આવશ્યકતા ધારી હતી; પરંતુ જ્યારે બ્રિટિશ સરકારે 'સંધિ રદ કરવામાં આવી છે' એવો પત્ર જયપુરના દરબારમાં મોકલ્યો ત્યારે જયપુરપતિના શોકનો પાર રહ્યો નહિ. તેમણે બ્રિટિશસરકારના આ કાર્યપ્રત્યે દઢરીતે વાંધો ઉઠાવ્યો; તે છતાં પણ બ્રિટિશદૂતપ્રત્યે યોગ્ય સન્માન દર્શાવવામાં તેમણે કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. જયપુરપતિનો જે દૂત વીરશ્રેષ્ઠ લેકની છાવણીમાં ગયો હતો તેણે તીક્ષ્ણ શબ્દપ્રયોગ કરી બ્રિટિશસરકારના ઉપરોક્ત કાર્યપ્રત્યે પોતાનો વાંધો ઉઠાવ્યો. તેણે યથાર્થ મનુષ્યત્વ પ્રકટ કરી ક્રોધપૂર્વક જણાવ્યું કેઃ—" જ્યારથી ભારતવર્ષમાં બ્રિટિશસરકાર પ્રતિષ્ઠિત થઇ છે ત્યારથી તે પોતાનાં કલ્યાણ અને સ્વાર્થ-

ને માટેજ કાર્ય કરે છે એમ પ્રતીત થાય છે. "

આ વાત તો અમે પ્રથમથીજ જણાવી ચૂક્યા છીએ કે બ્રિટિશસરકારે સ્વયં સંધિનો ભંગ કર્યો હતો અને કર્નલ ટૉડ પણ આ વાતને પુષ્ટિ આપે છે. જયપુરના દૂતે જણાવ્યું કેઃ—" અંગ્રેજસરકારે પોતાની સગવડને ખાતર વચન આપ્યું હતું અને તેણે આ પ્રથમવારજ જયપુરની સાથેની સંધિનો ભંગ કર્યો છે; " પરંતુ અમે જણાવીએ છીએ કે જ્યારે પ્લાસીના યુદ્ધથી ભારતવર્ષમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના થઈ ત્યારે લોર્ડ કલાઇવે અમીચંદ સાથે વિશ્વાસઘાત કર્યો હતો; તે અંગ્રેજ રાજ-પુરુષોની પ્રતિજ્ઞા ભંગ થયાનું પ્રથમ દૃષ્ટાંત છે. ઇસ્ટઇન્ડીઆ કંપનીએ જગતસિંહની સાથે થયેલી સંધિનો નિંદનીય રીતે ભંગ કર્યો તેનો બચાવ કરતાં કર્નલ ટૉડ જણાવે છે કે એ તો માર્કિવસ ઑફ વેલેસ્લીની વિશાળ અને ઉદાર રાજનીતિ હતી. જે રાજનીતિનો ઉદ્દેશ ભારતવર્ષના લૂંટારાઓનું દમન કરવાને માટે સમસ્ત દેશી રાજાઓને એકત્રિત કરવાનો હતો, તે રાજનીતિ લૉર્ડ કૉર્નવોલીસે સર્વથા નષ્ટ કરી દીધી. લૉર્ડ કૉર્નવોલીસે ખરેખર પોતાની આ વિશાળ રાજનીતિમાં આપણી ભાવી દુર્દશાજ જોઇ હતી. મહામાનનીય લેક ( જેમના નામનું સ્મરણ શું દેશી અને શું યૂરોપીઅન સર્વ સન્માન સાથે કરે છે) મધ્યસ્થ બની દેશી રાજાઓની સાથે જે મિત્રતા અને સંધિ કરી હતી તેની જો રક્ષા કરવામાં આવત તો દેશી રાજાઓનો અનેક કષ્ટોમાંથી ઉદ્ધાર થાત. ગત અર્ધ-શતાબ્દીમાં રાજસ્થાનનું એટલું અનિષ્ટ થયું હતું કે જેનું વર્ણન કરવું અશક્ય છે. ખાસ કરીને ઇ૦ સ૦ ૧૮૦૩ થી અર્થાત્ પ્રથમ સંધિભંગથી ઇ૦ સ૦ ૧૮૧૮ અર્થાત્ બીજી વાર સંધિબંધન થયું ત્યારસુધીમાં દુરાચારી મહારાષ્ટ્રીઓદ્વારા રાજસ્થાનના રાજાઓનું અત્યંત અનિષ્ટ થયું હતું.

પછી કર્નલ ટૉડ જણાવે છે કે બ્રિટિશસરકાર ઉપર વિશ્વાસ રાખવાનું રાજપૂતજાતિને એક પ્રબળ કારણ મળ્યું હતું અને તે એ હતું કે જ્યારે વઝીરઅલ્લી જયપુરના રાજાને શરણે ગયો ત્યારે બ્રિટિશસરકારે બળપૂર્વક તેને ત્યાંથી હસ્તગત કર્યો. જો ઘોર અપરાધી શત્રુ પણ રાજપૂતોને શરણે જાય તો તેઓ તે શરણાગત મનુષ્યની તનમનધનથી રક્ષા કરે છે. શરણાગતનું રક્ષણ કરવું એ રાજપૂતો પોતાનો પરમધર્મ માને છે. આ સમયે જયપુરના મહારાજા બ્રિટિશસરકારને આધીન અથવા તેના માંડલિક નહોતા; પરંતુ અંગ્રેજસરકારે તેમને બળપૂર્વક તેમના ઉક્ત જાતીયધર્મથી ચ્યુત કર્યા. અંગ્રેજસરકાર ધારે છે કે નરહત્યાકારી મનુષ્ય કૃપાપાત્ર હોઈ શકતો નથી. તે માન્યતાને આધારે બ્રિટિશસરકારેં જયપુરના રાજાને બળપૂર્વક વઝીરઅલ્લીને પોતાને સ્વાધીન કરવાની ફરજ પાડી; કારણ કે તે તેમને પ્રાર્થના કરી શકતી નહોતી.

જયપુરના રાજાને ઉપરોક્ત આપત્તિસિવાય ઇતર અનેક ગુપ્ત વ્યક્તિગત આપત્તિઓ પણ બ્રિટિશસરકારના આ સંધિભંગથી ભોગવવી પડી. તેનું એક ઉદાહરણ અમે નીચે આપીએ છીએઃ—એક અંગ્રેજ રેસિડેંટ જયપુરના રાજદરબારમાં આવ્યો; તેણે સર્વત્ર પોતાની દાષ્ટ નાખી; પરંતુ પોતાના સામર્થ્યનો વિસ્તાર કરવો તેને કઠિન લાગ્યો, તેથી તેણે મંત્રીસમાજને હરકત કરવા માંડી. જે સામંતો ચિરપ્રચલિત રીતિઅનુસાર મંત્રીતરિકે નિયુક્ત થઈ વંશપરંપરાગત સન્માન ભોગવતા હતા, તેઓ સમજી ગયા કે હવે આપણી જાગીરપરથી આપણો અધિકાર ઉડી જશે. જે સામંતો દીર્ઘકાળથી છલ, પ્રપંચ, બળપ્રયોગ વા નૃપતિની કૃપાથી જાગીર અને અધિકાર ભોગવતા હતા, તેમના માર્ગમાં વિઘ્ન નાખવાને ઉક્ત રેસિડેંટે ભગીરથ પ્રયત્ન કર્યો. લૉર્ડ હેસ્ટિંગ્સે તો પોતાની અવલંબિત રાજનીતિનો પ્રયોગ કરીનેજ જયપુરરાજ્ય પોતાને આધીન કર્યું. જો જયપુરના સંબંધમાં તે ઇતર રાજનીતિ વાપરત તો તેની અવલંબિત રાજનીતિને ધક્કો પહોંચત. ઇ૦ સ૦૧૮૦૩ થી ઇ૦સ૦ ૧૮૧૮ સુધીમાં અનેક મહત્ત્વની ઘટનાઓ બની. અમીરખાંએ જયપુરરાજ્યમાં લૂંટફાટ કરવા માંડી, મહારાષ્ટ્રીઓએ રાજસ્થાનમાં પોતાનું પ્રાબલ્ય સ્થાપિત કરી દીધું, ઇત્યાદિ ઘટનાઓ આ અરસામાં બની. અંતે ઇ૦ સ૦ ૧૮૧૮ ના એપ્રિલની ૨ જી તારિખે ૧૦ ધારાઓથી યુક્ત એક સંધિ બ્રિટિશસરકાર અને જયપુરના મહારાજાની વચ્ચે થઇ; અને ત્યારથીજ કછવાહારાજવંશ બ્રિટિશસરકારનો ખંડણી ભરનાર માંડલિક બન્યો.

મહારાજા જગતસિંહે બ્રિટિશસરકારની સાથે પુનઃ શામાટે સંધિ કરી હતી, તે કર્નલ ટૉડે

તથા મહાશય એચિસને સારી રીતે પોતાના ગ્રંથમાં વર્ણવ્યું છે, માટે આ સ્થળે તેના સંબંધમાં અમે કાંઇ અધિક કહેવા ઇચ્છતા નથી; પરંતુ અમારે આટલું તો અવશ્ય કહેવુંજ જોઇએ કે આ બીજી સંધિ મહારાજા જગતસિંહને માટે પ્રથમ સંધિ કરતાં વિશેષ હાનિકારક નિવડી. ખુદ સંધિ-પત્ર વાંચવાથીજ પાઠકો સારી પેઠે સમજી શકશે કે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ પ્રથમ સંધિમાં અંબ-રના રાજા પાસેથી ખંડણીતરિકે એક કોડી પણ લેવાની શરત કરી નહોતી; પરંતુ આ બીજી સંધિથી જયપુરના મહારાજા ચિરકાલને માટે બ્રિટિશસરકારને ખંડણી આપવાને બંધાયા. આ સંધિપત્ર અમે નીચે પ્રકાશિત કરીએ છીએ:—

## સંધિપત્ર

માનનીય બ્રિટિશ ઇસ્ટ ઇન્ડીઆ કંપની અને જયપુરના મહારાજા જગતસિંહ બહાદૂરની વચ્ચે આ સંધિ નિશ્ચિત થઈ. માનનીય માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ કે. જી.ગવર્નર જનરલ તરફથી સંપૂર્ણ અધિકારને પ્રાપ્ત થયેલા તેમના પ્રતિનિધિ મહાશય ચાર્લ્સ થિયોફિલાસ મેટ્કાફ કંપનીના પક્ષમાં અને રાજરાજેન્દ્રશ્રી જગતસિંહ બહાદૂરદ્વારા સંપૂર્ણ સત્તાને પ્રાપ્ત થયેલા ઠાકોર વૈરીસાલ રાવલ જયપુરરાજ્યના પક્ષમાં અત્રે વિદ્યમાન છે.

**પ્રથમ ધારો**—માનનીય કંપની અને મહારાજા જગતસિંહ તથા તેમના ઉત્તરાધિકારીઓ અને સિંહાસનાભિષક્તો વંશપરંપરા આ સંધિને એકસરખી રીતે સદા માને અને એક પક્ષના શત્રુમિત્રો ઉભય પક્ષના શત્રુમિત્રો ગણાય.

**બીજો ધારો**—જયપુરરાજ્યનું રક્ષણ કરવાને અને તે રાજ્યના શત્રુઓનો પરાભવ કરવાને બ્રિટિશસરકાર તૈયાર રહેશે.

**ત્રીજો ધારો**—મહારાજા જગતસિંહ, તેમના ઉત્તરાધિકારીઓ તથા સિંહાસનાભિષિક્તો બ્રિટિશ સરકારને આધીન રહી તેને સહાય કરે અને જે રાજાઓએ બ્રિટિશસરકારની આધીનતા સ્વીકારી છે તેમની સાથે તથા અન્ય રાજાઓની સાથે તેઓ કોઈ પણ પ્રકારનો સંબંધ રાખે નહિ.

**ચોથો ધારો**—મહારાજા તથા તેમના ઉત્તરાધિકારીઓ અને સિંહાસનાભિષિક્તો બ્રિટિશ સર-કારની સંમતિવિના કોઇ પણ રાજ્ય અથવા રાજાની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ સ્થાપિત કરી શકશે નહિ; પરંતુ મિત્રતા અને સગાઈનો સંબંધ ધરાવતા રાજાઓની સાથે સાધારણ પત્રવ્યવહાર કરી શકશે.

**પાંચમો ધારો**—મહારાજા, તેમના ઉત્તરાધિકારીઓ વા સિંહાસનાભિષિક્તો કોઈ પણ રાજા ઉપર અત્યાચાર વા આક્રમણ કરી શકશે નહિ; કોઈ રાજાની સાથે જો કાંઈ ઝગડો ઉપસ્થિત થાય તો તેની તપાસ અને ઉચિત દંડનો ભાર બ્રિટિશસરકારના શિરપર રહેશે.

**છઠો ધારો**—નિમ્નલિખિત વ્યવસ્થાનુસાર જયપુરરાજ્યને વંશપરંપરા બ્રિટિશસરકારના દિલ્લીના રાજકોષમાં ખંડણી ભરવી પડશે:—

જયપુરરાજ્યમાં કેટલાંક વર્ષોથી અત્યાચાર અને લૂંટફાટ (મહારાષ્ટ્રીઓદ્વારા) પ્રબલતાપૂર્વક થતી આવે છે, તે કારણથી આ સંધિની તારિખથી પહેલા એક વર્ષની સમાપ્તિપર્યંતની ખંડણી છોડી દેવામાં આવે છે.

| | |
|---|---|
| બીજું વર્ષ ... ... ... ... ... | ૪ લાખ રૂપિયા |
| ત્રીજું વર્ષ ... ... ... ... ... | ૫ લાખ રૂપિયા |
| ચોથું વર્ષ ... ... ... ... ... | ૬ લાખ રૂપિયા |
| પાંચમું વર્ષ ... ... ... ... ... | ૭ લાખ રૂપિયા |
| છઠ્ઠું વર્ષ... ... ... ... ... ... | ૮ લાખ રૂપિયા |

પાછળથી જયાંસુધી રાજ્યની આમદાની ચાળીસ લાખથી અધિક નહિ થાય ત્યાંસુધી પ્રતિવર્ષે આઠ લાખ રૂપિયા ખંડણીતરિકે આપવા પડશે.

અને જે સમયે રાજયની ઉપજ ચાળીસ લાખ રૂપિયાથી અધિક થશે તે સમયે નિયમિત આઠ લાખ રૂપિયા સિવાય વૃદ્ધિંગત થયેલી આમદાનીનો $\frac{1}{6}$ ભાગ બ્રિટિશસરકારને આપવો પડશે.

સાતમો ધારો—બ્રિટિશસરકારને આવશ્યકતા પડે ત્યારે જયપુરરાજ્યને પોતાના સામર્થ્ય અનુસાર સેનાની સહાય તેને આપવી પડશે.

આઠમો ધારો—મહારાજા, તેમના ઉત્તરાધિકારીઓ તથા સિંહાસનાભિષિકતો ચિરપ્રચલિત રીતિઅનુસાર પોતાના તાબાના રાજ્યમાં સંપૂર્ણ સત્તાધારી શાસનકર્તાતરિકે રહેશે; એ રાજ્યમાં બ્રિટિશસરકાર પોતાનાં ફોજદારી અને દિવાની ખાતાં સ્થાપિત કરશે નહિ.

નવમો ધારો—મહારાજા જો બ્રિટિશસરકારપર વિશ્વાસ રાખી તેનો પ્રેમ આકર્ષિત કરશે તો તેમની ઉન્નતિ અને કલ્યાણને માટે વિશેષ વિચાર કરવામાં આવશે.

દશમો ધારો—દશ ધારાઓથી યુકત આ સંધિપત્ર મહાશય ચાર્લ્સ થિયોફિલાસ મેટ્કાફ અને ઠાકોર વૈરીસાલ નાથાવતે તૈયાર કર્યો છે. આ સંધિપત્રપર તેમના હસ્તાક્ષર અને મહોર વિદ્યમાન છે. મહામાનનીય ગવર્નર જનરલ અને રાજરાજેન્દ્ર શ્રી જગતસિંહ બહાદુરદ્વારા આજની તારિખથી એક માસની અંદર આ સંધિ દૃઢ થશે.

ઈ. સ. ૧૮૧૮ ના એપ્રિલની ૨ જી તારીખે આ સંધિપત્ર દિલ્લીમાં તૈયાર થયો.

(હસ્તાક્ષર) સી. ટી. મેટ્કાફ રેસિડેંટ<br>
(હસ્તાક્ષર) ઠાકોર વૈરીસાલ નાથાવત<br>
(હસ્તાક્ષર) હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ

આ સંધિપત્ર મહામાનનીય ગવર્નરજનરલદ્વારા તેમના તુલસીપુરની નિકટના મુકામપર ઈ૦સ૦ ૧૮૧૮ ના એપ્રિલની ૧૫ મી તારિખે સ્વીકૃત થયો.

(હસ્તાક્ષર) જે. એડમ<br>
ગવર્નર જનરલના સેક્રેટરી

જો કે મહારાજા જગતસિંહ આ બીજીવારની સંધિ કરવાને સંમત થયા હતા; પરંતુ એથી જયપુરરાજ્યે ચિરકાલને માટે પોતાનું સ્વાધીન ઉન્નત મસ્તક અવનત કરી દીધું. તેમને પ્રતિવર્ષે આઠ લાખ રૂપિયાની ખંડણી આપવાનો સ્વીકાર કરવો પડયો; પરંતુ મહારાજા જગતસિંહના શાસનના દોષથી આ સમયે જયપુરરાજ્યની દશા એવી શોચનીય બની ગઇ હતી કે તેને અંગ્રેજોનો આશ્રય ગ્રહણ કર્યા વિના છૂટકો નહોતો. જો તે બ્રિટિશસરકારનો આશ્રય ગ્રહણ ન કરત તો તેનું અત્યંત અનિષ્ટ થવાની સંભાવના હતી. મહારાજા જગતસિંહે આ સંધિબંધન થયા પછી અલ્પ સમયપર્યંત રાજ્ય ભોગવ્યું. ઈ૦ સ૦ ૧૮૧૮ માં ઉકત સંધિબંધન થયા પછી થોડા સમયમાં તેમણે આ સંસારનો ત્યાગ કર્યો.

ઈ૦ સ૦ ૧૮૦૩ માં તેઓ સિંહાસનપર અભિષિકત થયા હતા અને તેમણે સત્તર વર્ષ રાજ્ય કર્યું હતું. તેઓ પોતાના સમયના અને પોતાની જાતિના રાજાઓમાં સૌથી ભ્રષ્ટ રાજા હતા. તેમના સમયમાં જે જે ઘટનાઓ બની, તેનું જો સંપૂર્ણ વર્ણન કરવામાં આવે તો એક અત્યંત મોટો ગ્રંથ રચાય.તેમની કારકીર્દિમાં અંબરરાજ્યપર વિદેશીઓએ આક્રમણ કરી તેને ઘેરીલીધું.મહારાજાએ તેમનેતાબે થઈ તેમને ખંડણી ભરવાનો સ્વીકાર કર્યો. વચ્ચે વચ્ચે જ્યારે આક્રમણકારીઓએ પોતાની અસાવધાનતા દર્શાવી હતી ત્યારેજ માત્ર તેમણે પોતાની વીરતા, પ્રદર્શિત કરી હતી. તેમના સમયમાં રાજદરબારમાં પણ ભય કર પ્રપંચ રચાયો હતો અને તેમાં તલવાર તથા છરીનો પ્રયોગ થયો હતો.તે નૃપતિ રસકપૂર નામની એક સ્ત્રીપર આસકત હતા. તેમના જીવનમાં એક પણ સદ્ગુણ દૃષ્ટિગોચર થયો નથી. જે રાજપૂતકુલકલંક હતા અને જેથી રાજપૂતોની ઉજ્જ્વલ કીર્તિને ઝાંખ પહોંચી હતી તે માણસનું વિશેષ વર્ણન લખી અમે આ ઇતિહાસનાં પૃષ્ઠો અપવિત્ર કરવા માગતા નથી. ઉદયપુરની રાજનંદિની કૃષ્ણાકુમારીને પ્રાપ્ત કરવાને માટે તેમણે અતિ નિંદનીય પ્રયાસ કર્યો હતો, જેનું વર્ણન પાછળ થઇ ચૂકયું છે; તે કાર્યમાં અને બીજાં પણ વૃથા કામોમાં તેમના અનેક લાખ રૂપિયા વૃથા ખર્ચાઇ ગયા. કાલીખો નામના સ્થાનમાં મીનાલોકો દીર્ઘકાળથી જયમંદિરના વિશ્વાસુ રક્ષકતરિકે નિયુકત થઇ તે મંદિરની રક્ષા કરતા હતા; પરંતુ જગતસિંહે ઉકત મંદિરનો વિધ્વંસ કરી નાખ્યો. મીનાલોકો પોતાના રાજાને આ દુષ્ટ કાર્ય કરતા જોઇ અત્યંત દુઃખિત

ગયા અને કેટલાક તો આત્મઘાત કરીને પોતાના પ્રાણત્યાગ કર્યા. સવાઈ જયસિંહના બંધાવેલા પરમસુંદર પાટનગર જયપુરની આસપાસ ચોરો અને લૂંટારાઓ ઉભરાઈ જતા હતા. વાણિજ્ય અને વ્યાપાર સર્વથા બંધ થઈ ગયો હતો. સર્વત્ર અરાજકતા ફેલાઇ ગઈ હતી. રાજા જગતસિંહ પ્રમાદી હતા, તેથી તેમના કર્મચારીઓ પ્રજાપર અત્યાચાર કરી તેમનો માલ લૂંટી લેતા હતા; આથી કૃષિકારોએ કૃષિકાર્યનો પરિત્યાગ કર્યો. રાજદરબારમાં એક દિવસ કોઈ દરજીનું[1] પ્રભુત્વ રહેતું તો બીજે દિવસે કોઇ વણિકનું પ્રાબલ્ય રહેતું અને ત્રીજે દિવસે કોઇ બ્રાહ્મણની સત્તા જામી જતી. આ પ્રકારે જેઓ સત્તા ભોગવતા તેમને થોડા દિવસમાં જેલજાત્રા પણ ભોગવવી પડતી. નાહરગઢ નામના કિલ્લામાં ફોજદારી ગુન્હેગારોને બંદીવાનતરિકે રાખવામાં આવતા હતા; તેમાંજ ખાસકરીને ઉક્ત સત્તાધારી માણસોની સત્તાનો નાશ કરી તેમને કેદીતરીકે મોકલી દેવામાં આવતા હતા. આવા સત્તાધારી માણસોપ્રત્યે સામંતો અત્યંત ઘૃણા ધરાવતા હતા. જગતસિંહ રસકપુરપર આસક્ત થયા હતા, તેથી તેમને સિંહાસનભ્રષ્ટ કરવાને માટે ભારે ચર્ચા ચાલવા લાગી. તે કાર્ય સિદ્ધ કરવાને માટે સમસ્ત તૈયારી કરવામાં આવી. અંબરના રાજકર્મચારીઓએ રસકપૂરને નાહરગઢમાં મોકલી દેવાનો વિચાર કર્યો; પરંતુ તેમનો તે વિચાર નિષ્ફળ થયો. જગતસિંહે તે મુસલમાન સ્ત્રીના પ્રેમમાં લુબ્ધ થઇ અંધ બની તેને પોતાના અર્ધા રાજ્યની સ્વામિની બનાવી અને પોતે અર્ધુંજ રાજ ભોગવવા લાગ્યા. મહારાજા જયસિંહે જે અમૂલ્ય ગ્રંથોનો સંગ્રહ કર્યો હતો, તેનો અર્ધો ભાગ પણ જગતસિંહે તે કુલટાને આપી દીધો. તે સર્વ ગ્રંથો વિધ્વસ્ત થઈગયા. તે કુલટાનાં સંબંધીઓમાં દ્રવ્ય લૂંટાવવામાં આવ્યું. આટલું કરીનેજ જગતસિંહ શાંત રહ્યા નહિ, પરંતુ તેમણે તે સ્ત્રીના નામના સિક્કા પડાવ્યા અને તેનો પ્રચાર કર્યો. તે એકવાર તે સ્ત્રીની સાથે અશ્વારૂઢ થઇ ફરવા ગયા હતા. તે સમયે તેમણે સામંતોને યથાર્થ રાણીઓના જેવુંજ સન્માન આપવાને આજ્ઞા ફરમાવી; પરંતુ રાજપૂતસામંતોનાં હૃદય ગર્વથી પૂર્ણ રહે છે, તેથી તેઓ આ આજ્ઞાનું પાલન શી રીતે કરી શકે? મિશ્ર શિવનારાયણ નામનો જે બ્રાહ્મણ દિવાન હતો તે ઉક્ત વેશ્યાને પોતાની કન્યા કહીને બોલાવતો હતો; પરંતુ દૂનીના અસીમ સાહસિક સામંત ચાંદસિંહે પરમ ક્રોધિત થઈ કહ્યું હતું કેઃ–"રસકપૂરના કાર્યમાં હું કદિપણ સહાય કરીશ નહિ." તેનાં આ વચનો સાંભળી જગતસિંહે તેનો રૂ. બે લાખનો દંડ કર્યો. બે લાખ રૂપિયા દૂની પ્રદેશની ચાર વર્ષની આમદાની હતી.

મનુમહારાજ રાજાને સિંહાસનભ્રષ્ટ કરવાની જે વ્યવસ્થા લખી ગયા છે તે વ્યવસ્થાનુસાર જગતસિંહને પદભ્રષ્ટ કરવાનું યથાર્થ કારણ આ સમયે પ્રાપ્ત થયું હતું; અને સામંતોએ તે કાર્ય સિદ્ધ કરવાને માટે ગુપ્તરીતે સર્વ તૈયારી પણ કરી મૂકી હતી, પરંતુ દુર્ભાગ્યવશાત્ તેમનું યોજના પ્રકાશિત થઇ ગઈ. અંતે કેટલાક બુદ્ધિમાન મંત્રીઓએ રાજાના સન્માનની રક્ષાઅર્થે દીર્ઘ વિચાર કર્યો. તેમણે રસકપૂરના કલંકિત ચારિત્ર્યવિષે અનેક વાતો રાજાને કહી, જે તેમણે વિશ્વાસપૂર્વક માની લીધી. રસકપૂરને જે ધનસંપત્તિ આપવામાં આવી હતી તે સર્વ શીઘ્ર જપ્ત કરવાની તેમણે આજ્ઞા કરી અને તેને બંદી બનાવી દીધી. તે સ્ત્રી કારાગૃહમાંથી નીકળી નાસી ગઇ. જગતસિંહે આ ઘટનાપર યત્કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. ત્યારપછી કેટલાંક વર્ષોસુધી જગતસિંહે જયસિંહનું પવિત્ર સિંહાસન કલંકિત કર્યું. ઇ૦ સ૦ ૧૮૧૮ ના ડિસેમ્બરની ૨૧ મી તારિખે તેમનું મૃત્યુ થયું.

રાજા જગતસિંહનું મૃત્યુ પુત્રહીન અવસ્થામાં થયું હતું. તેમને પુત્ર નહોતો તેમજ તેમણે પોતાના જીવનકાળમાં પણ કોઇને પોતાના ઉત્તરાધિકારી તારકે નિયુક્ત કર્યો નહોતો. રાજપૂતોમાં એવી રીતિ પ્રચલિત છે કે જો રાજાને પુત્ર ન હોય તો તેમનું મૃત્યુ થયા પછી કોઈ બાલક વા યુવકને દત્તકતરિકે ગ્રહણ કરવામાં આવે છે અને દત્તકપુત્રના હાથથીજ રાજાની દહનક્રિયા કરાવવામાં આવે છે. આથી જગતસિંહનું મૃત્યુથતાંજ નરવરના ભૂતપૂર્વ રાજાના પુત્ર મોહનસિંહને અંબરના ઉત્તરાધિકારી તરિકે નિયુક્ત કરવામાં આવ્યો.

૨૧ મી ડિસેમ્બરને દિવસે જગતસિંહનું મૃત્યુ થયું; પરંતુ મંત્રીઓ સારીપેઠે જાણતા હતા

૧ ફીરોઝ ખવાસ નામનો એક મનુષ્ય જાતનો હજામ હતો. તે બાલ્યાવસ્થામાં હજામનું કાર્ય કરતો હતો, પરંતુ પાછળથી જગતસિંહે આ મનુષ્યને પોતાના દૂત તરીકે લૉર્ડ લેકની પાસે પણ મોકલ્યો હતો.

કે પ્રાચીન પ્રણાલીઅનુસાર દેશમાં આપખુદ સત્તા ચલાવવી હવે અશક્ય છે. હવે આપણે આધીન પ્રજાપર યત્કિંચિત્ પણ જોહુકમીદોર ચલાવી શકીશું નહિ. બ્રિટિશસરકારનું કામ રાજા અને પ્રજા વચ્ચેનો વિરોધ નિવૃત્ત કરવો એ હતું, તેથી તેણે ધાર્યું કે જો અમે જયપુરના રાજપુરુષોની પ્રાચીન પ્રણાલીઅનુસાર રાજાના દત્તકપુત્ર ગ્રહણ કરવાના કાર્યમાં હસ્તક્ષેપ કરીશું તો તેઓ અમારા એ કાર્યને આક્રમણસમાન લેખશે.

નવીન રાજા નિયુક્ત કરવાના સંબંધમાં રાજસ્થાનમાં જે રીતિ પ્રચલિત છે તેનો અત્રે ઉલ્લેખ કરવાથી ભવિષ્યમાં તે વિશેષ ઉપયોગી થઇ પડશે. જ્યેષ્ઠ રાજકુમારને સિંહાસનપર અભિષિક્ત કરવાની પ્રણાલી સમસ્ત રાજપૂતોમાં પ્રચલિત છે. એકાદ બે સ્થાનોમાંજ તેનો અનાદર દૃષ્ટિગોચર થાય છે. આ સંબંધે મનુમહારાજ પૂર્ણ વ્યવસ્થા કરી ગયા છે; પરંતુ મધ્યયુગના રાજપૂતો મનુની કેટલીક આજ્ઞાઓનું પાલન કરતા નહોતા. પ્રચલિતરીતિ અને પૂર્વદૃષ્ટાંત અનુસાર રાજસિંહાસનપર કિંવા સામંતના પદપર જ્યેષ્ઠ કુમારનેજ અધિષ્ઠિત કરવામાં આવે છે. જ્યેષ્ઠ કુમારને ' પાટવીકુમાર ' વા ' રાજકુમાર ' કહેવામાં આવે છે, જ્યારે અન્યાન્ય રાજપુત્રોને કેવલ ' કુમાર '-જ કહેવામાં આવે છે. સર્વ રાજ્યોમાં 'પાટવીકુમાર' અને ' પટ્ટરાણી ' હોય છે. ' પટ્ટરાણી ' ની સત્તા રાણીઓની અપેક્ષાએ અધિક હોય છે. રાજાના મરણ પછી જો પાટવીકુમાર સગીર હોય તો પટ્ટરાણી સર્વ રાજ્યવ્યવસ્થા ચલાવે છે. ' પટ્ટરાણી ' ને ' માજી ' પણ કહેવામાં આવે છે. સૌથી પહેલાં પ્રાચીન રાજ્ય મેવાડમાં પટ્ટરાણીએ રાજ્યશાસન ચલાવ્યું હતું. તે જે સમયે રાજકાર્ય કરતી હતી, તે સમયે અનેક સામંતો તેને સહાય કરતા હતા, તેમજ રાજકર્મચારીઓ પણ નિયમાનુસાર પોતપોતાની ફરજ બજાવતા હતા.

જો કોઈ રાજા પુત્રહીન અવસ્થામાં મૃત્યુ પામે અને તેનો કોઇ નિકટનો આપ્ત વા સહોદર ન હોય તો રાજકુટુંબમાંના અનેક માણસોમાંથી એકાદને સિંહાસનના અધિકારીતરિકે ચૂંટી કાઢવામાં આવે છે. ઘણા જણો દાવો ન કરે એટલા માટે રાજકુટુંબની હદ પરિમિત કરવામાં આવી છે. મેવાડમાં રાણાવતશાખાના સર્વોત્તમ સામંતો કે જેમને 'જોબાબા' ની ઉપાધિ પ્રાપ્ત થઈ છે, તેમનેજ કેવળ સિંહાસનના અધિકારી ઠરાવ્યા છે. મારવાડરાજ્યમાં જોધાવંશી અર્થાત્ ઈડરના રાજવંશના માણસોને ઉક્ત અધિકાર છે. બૂંદીરાજ્યમાં ડુંગારિવંશ, કોટારાજ્યમાં પલાઈતાનો આપજીવંશ, બિકાનેરરાજ્યમાં મહાજનના સામંતો અને જયપુરરાજ્યમાં રાજા માનસિંહના વંશજો કે જેઓ રાજાવત કહેવાય છે તેઓ ઉક્ત સંયોગોમાં સિંહાસનના અધિકારી ગણાય છે; પરંતુ ઉક્ત રાજાવતશાખામાં પણ જે કુલો માનસિંહના જન્મપૂર્વે સ્થાપિત થયેલાં છે તેમાં અને માનસિંહની પછીનાં કુલોમાં ભેદ છે. પહેલાં માધાની કહેવાય છે અને પાછલાં માનસિંહોત કહેવાય છે. રાજાવતશાખામાં પુષ્કળ ઉપશાખાઓ છે. તેમાં ઝીલાંયના સામંતો સૌથી શ્રેષ્ઠ ગણાય છે. આ સામંતોના નેતામાં શારીરિક કિંવા માનસિક કોઇ પણ પ્રકારની ખામી ન હોય તો તે ઉક્ત સંયોગોમાં જયપુરના સિંહાસનનો અધિકારી થઈ શકે છે; અને આ ચિરપ્રચલિતરીતિ ત્યાગ કરવી અનુચિત છે. જો કે સંધિપત્રના આઠમા ધારાઅનુસાર મહારાજા અને તેમના ઉત્તરાધિકારીઓ પોતાના રાજ્યમાં તથા પોતાની પ્રજા ઉપર સર્વ પ્રકારની સત્તા ધરાવે છે અને બ્રિટિશસરકારે પ્રત્યક્ષ વચન આપ્યું હતું કે કોઇ પણ પ્રશ્નનો નિર્ણય અન્યાયપૂર્વક કરવામાં આવશે નહિ; પરંતુ બ્રિટિશસરકારના રાજ્યામલમાં મોહનસિંહ જયપુરના સિંહાસનપર અભિષિક્ત થયો, એ ઘણું અયોગ્ય કાર્ય બન્યું. જયપુરનું રાજ્ય કોને મળવું જોઇએ તે સંબંધે અમે આગળ સૂચનારૂપે કાંઇક લખ્યું છે, આ સ્થળે તેનું સવિસ્તર વર્ણન કરીએ છીએ કે જેથી ભવિષ્યમાં દત્તકપુત્રસંબંધે નિર્ણય કરવો સુગમ થઇ પડે.

મોહનસિંહ નામનો જે બાળક જગતસિંહનું મૃત્યુ થતાં પ્રભાતમાંજ જયપુરના સિંહાસનપર અભિષિક્ત થયો તે નરવરરાજ્યના ભૂતપૂર્વ રાજા મનોહરસિંહનો પુત્ર હતો. સિંધિયાએ ઉક્ત મનોહરસિંહને સિંહાસનથી ચ્યુત કરી રાજ્યમાંથી કાઢી મૂક્યો હતો. આ વાત તો અમે આગળ જણાવી ગયા છીએ કે આઠ શતાબ્દી પૂર્વે નરવરના રાજવંશમાંથી જયપુરના રાજવંશની ઉત્પત્તિ

થઇ હતી; પરંતુ નરવરનો અધીશ્વર પુત્રહીન અવસ્થામાં મૃત્યુ પામ્યો તેથી નરવરના સામંતોએ અંબરપતિને એક પુત્ર આપવાની પ્રાર્થના કરી. આથી અંબરના અધીશ્વર પૃથ્વીરાજે પોતાના પુત્રને નરવરના સિંહાસનપર અધિષ્ઠિત કરવાને મોકલી આપ્યો. ઉક્ત મોહનસિંહ પૃથ્વીરાજના પુત્રની ચોદમી પેઢીએ ઉત્પન્ન થયો હતો અમે આગળ જણાવ્યું છે કે મોહનસિંહનો અભિષેક પ્રચલિત રીતિથી સંપૂર્ણતઃ વિપરીત હતો; કારણ કે અંબરના રાજા જ્યારે પુત્રહીન અવસ્થામાં મરણ પામે ત્યારે માઘોસિંહ અને માનસિંહના ઉત્તરાધિકારીઓ કે જેઓ રાજાવત કહેવાય છે તેમાંના ઝિલાયના સામંતને સૌથી પહેલાં અંબરરાજના પદપર નિયુક્ત થવાને અધિકાર મળવો જોઇએ. જો તે અયોગ્ય હોય તો બીજા કેટલાક સામંતોનો જયપુરના સિંહાસનપર હક્ક હતો.

વળી સંધિપત્રના છઠ્ઠા અને સાતમા ધારામાં પણ બ્રિટિશસરકારે મોટી ભૂલ કરી છે. તે ધારાથી અનૈક્યનું બીજારોપણ કરવામાં આવ્યું છે. આશ્રિતના હૃદયમાં જરાપણ અવિશ્વાસ આવ્યો અથવા આશ્રયદાતાનો સ્વભાવ જરાપણ લોભી બન્યો કે તરતજ અનૈક્ય દૃષ્ટિગોચર થશે. આ ધારાથી જયપુરના સર્વસત્તાધારી મહારાજા રાજ્યની ઉપજ ચાળીસ લાખથી આધક થઈ છે કે નહિ તે દર્શાવવાને માટે રેસીડેંટની આગળ રાજ્યનો સર્વ હિસાબ રજુ કરવાને બંધાયા છે.[1]

નિમ્નલિખિત કારણોથી રાજ્યાભિષેકની ચિરપ્રચલિત રીતિનો ભંગ કરી મોહનસિંહનો અભિષેક કરવામાં આવ્યો હતો. જગતસિંહનું મૃત્યુ થયું તેસમયે જયપુરના[2] અંતઃપુરમાં મોહન નામનો એક નાઝિર હતો, તેના હાથમાં રાજશાસનની સર્વલગામ હતી. આ નાઝિર મહાબુદ્ધિમાન હતો. તેણે પોતાની ચતુરાઇથી દરબારમાં પ્રબલ સત્તાનો વિસ્તાર ફર્યો હતો. તે ખરેખર રાજભક્ત નહોતો, પરંતુ સ્વાર્થપરાયણ હતો.તેણેજ ઉક્ત મોહનસિંહને જયપુરના સિંહાસનપર અભિષિક્ત કર્યો.આમ કરવાનું કારણ એ હતું કે રાજ્યાભિષેકસમયે મોહનસિંહની વય નવ વર્ષની હતી, જેથી તેની દીર્ઘકાળની સગીર અવસ્થામાં જયપુર રાજ્યમાં પોતાની સંપૂર્ણ સત્તાનો પ્રયોગ કરવાની નાઝિરને આશા હતી. રાજ્યના સર્વોચ્ચ સામંતોપૈકી ડિગ્ગીના મેઘસિંહ નાઝિરના પ્રધાન સહાયક હતા. મેઘસિંહે

---

૧ કર્નલ ટૅાડ જણાવે છે કેઃ-" મેવાડ સાથેની સંધિમાં પણ એવો ધારો દાખલ કરવામાં આવ્યો હતો કે જો રાજ્યની ઉન્નતિ થાય અને આમદાની વધે તો બ્રિટિશસરકારને વધુ કર આપવો; પરંતુ આને બદલે નિયત કર લેવાની વ્યવસ્થા કરવા માટે મેં ભગીરથ પ્રયત્ન કર્યો; પણ તેમાં હું સફળમનોરથ થયો નહિ. પરંતુ હવે મેવાડ અને અંબરની ખંડણી આપવાની પ્રણાલીમાં પરિવર્તન થઈ નવીન વ્યવસ્થા થઈ છે, એ જાણી મને પરમાનંદ પ્રાપ્ત થયો છે. થોડા લાખરૂપિયાથી પણ અધિક રૂપિયા ખર્ચવામાં રાજપૂતાનાનો અસંતોષ દૂર થયો નહિ. જ્યારે મને પ્રત્યેક વસ્તુ ગુમાવી દેવાનો ભય હતો ત્યારે પણ મેં મારો આ અભિપ્રાય નિર્ભયરીતે સરકારને જણાવ્યો હતો; તોપછી હમણાં કે જ્યારે મને સરકાર તરફથી આશા કે ભય કાંઇ નથી ત્યારે હું મારો સત્ય અભિપ્રાય શી રીતે ગુપ્ત રાખી શકું ? આ પ્રદેશોમાં બ્રિટિશશાસનસત્તા સ્થાયી રહે અને જે રાજ્યોએ તેનો આશ્રય ગ્રહણ કર્યો છે તેમાં સુખ, શાંતિ અને સ્વાધીનતાની વૃદ્ધિ થતી રહે એજ મારી અભિલાષા છે. જે માણસોએ રાજપૂતજાતિની યથાર્થ અવસ્થા અને માનસિક ભાવ નહિ જાણી રાજપૂતોની સ્વાધીનતા અધિક સંકુચિત કરવાની ચેષ્ટા કરી છે, તેઓ આ દેશના ભયંકર શત્રુ છે, એમ સારી રીતે પ્રમાણિત થાય છે. ઔરંગઝેબની સાથે રાઠોડોને ત્રીસ વર્ષપર્યંત જે સતત શત્રુતા ચાલી રહી હતી તેનું વર્ણન ઇતિહાસમાં વાંચો. તે રાઠોડોપર અત્યાચાર કરનાર ઔરંગઝેબના વંશજો આજે ક્યાં છે ? નકશા તરફ આંખ ઉઠાવીને જુઓ. રાઠોડોની પીઠ પાછળ રણ અને સન્મુખ અરવલી ખડો છે. હવે કયો શત્રુ રાઠોડોપર આક્રમણ કરવાને તૈયાર છે ? બુભુક્ષિત મરાઠા તથા વિશ્વાસઘાતી નવાબનાં ભાડુતી લશ્કર કે જેને બ્રિટિશસેનાએ હમેશાં ઘણી સહેલાઈથી જીતી લીધાં હતાં, તેના કરતાં રાજપૂતો જો આપણા શત્રુ થાય તો તેઓ આપણે માટે કેટલા ભયંકર નિવડે ? દેશી સેનાને પ્રસન્ન રાખો, રાજપૂતોના મનનું સાંત્વન કરો અને પછી શત્રુઓનો ઉપહાસ કરો ! "

૨ મુસલમાન સમ્રાટોનાં અંતઃપુરના પ્રધાન ખોજા રક્ષકો નાઝિર કહેવાતા હતા. રાજપૂતરાજાઓ પૈકી જયપુર અને બૂંદીના રાજાઓએ યવનસમ્રાટોનું અનુકરણ કરી પોતાનાં અંતઃપુરના રક્ષકોને પણ ઉપરોક્ત ઉપાધિ આપી હતી.

પોતાના ચાતુર્યબલ તથા બાહુબલથી રાજાની ખાસભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. વળી તે અંબરની બાર પ્રધાનસામંતશાખાપૈકી મહા બળવાન[1] ખાંગારોત શાખાના નેતા હતા. પુરોહિત અને ધાઇભાઈ તથા ઈતર દરબારીઓ નાઝિરના કલ્યાણમાં પોતાનું કલ્યાણ સમજતા હતા. તેઓ સારીપેઠે જાણતા હતા કે જો આપણે નાઝિરને પ્રસન્ન રાખીશું તો રાજાની સગીર વયમાં નિર્વિઘ્નતાપૂર્વક આપણા પદપર સ્થિત રહી શકીશું. જો નાઝિર પદભ્રષ્ટ થશે અને તેને સ્થાને કોઇ બીજો અધિકારી નિયુક્ત થશે તો તે પોતાની ઇચ્છાનુસાર કાર્ય કરશે અને પોતાના મિત્રોને રાજ્યનાં સમસ્ત પદોપર નિયુક્ત કરશે. આવો વિચાર કરી રાજકર્મચારીઓએ નાઝિરના પક્ષનું-જ સમર્થન કર્યું હતું.

મોહનસિંહના અભિષેકના સંબંધમાં નાઝિરે સામંતો વા રાણીઓ કોઇની પણ સલાહ લીધી નહોતી. તેણે સર્વ જોખમદારી પોતાના શિરપર વહોરી જયપુરપતિનું મરણ થતાં પ્રભાતકાલમાંજ બાલક મોહનસિંહને સિંહાસનપર અધિષ્ઠિત કર્યો. જગતસિંહની દહનક્રિયા સમાપ્ત થયા પછી બાલક મોહનસિંહે પવિત્ર જળથી સ્નાન કર્યું અને સામંતોએ તેને કછવાહારાજાતરિકે સ્વીકાર્યો. તેનું નામ માનસિંહ રાખવામાં આવ્યું. નાઝિરે સમસ્ત સામંતોની પાસે 'અમે મોહનસિંહના રાજ્યાભિષેકપ્રત્યે સંપૂર્ણ સમ્મતિ ધરાવીએ છીએ ' એ આશયના પ્રતિજ્ઞાપત્રપર હસ્તાક્ષર કરાવી લેવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમણે સાવધાન બની એવો ઉત્તર આપ્યો કે જેથી મોહનસિંહના અભિષેકના સંબંધમાં તેમની સમ્મતિ પણ પ્રકટ થઇ નહિ અને અસમ્મતિ પણ વિદિત થઇ નહિ. થોડા દિવસપર્યંત તે કાર્ય વિચારાધીન રહ્યું. આ સમયે સર્વ જણ અંગ્રેજસરકાર તરફ આંખ ફેરવીને જોવા લાગ્યા. અંગ્રેજોને પ્રસન્ન રાખવા એ નાઝિરની પ્રથમ ચેષ્ટા હતી, તેથી તેણે શીઘ્ર દિલ્હીમાં અંગ્રેજ રેસિડેંટપર એવો સંદેશો મોકલ્યો કે આપે સત્વર જયપુરમાં આપનો એક વિશ્વાસુ કારકુન મોકલવો. રેસિડેંટે તેની માગણી સ્વીકારી અને એક કારકુન મોકલી આપ્યો. જગતસિંહના મૃત્યુ પછી છઠ્ઠે દિવસે રેસિડેંટનો મોકલેલો મુન્શી જયપુરમાં આવી પહોંચ્યો. તેને પોતાના અધિકારી તરફથી નિમ્નલિખિત બાબતોની તપાસ કરવાની આજ્ઞા મળી હતીઃ-" નરવરરાજના પુત્રને અંબરના સિંહાસનપર અભિષિકત કરવાનું કારણ શું છે ? મોહનસિંહનું કુલ કયું છે ? સિંહાસનપર અધિષ્ઠિત થવાનો તેને કાંઈ હક્ક છે કે નહિ ? કોની સમ્મતિથી તેનો અભિષેક થયો છે ? " તે ઉપરાંત તેના વંશની સૂચિ મેળવવાની પણ તેણે આજ્ઞા કરી હતી. વળી આ કાર્યમાં રાણી અને સામંતોની સમ્મતિ છે કે નહિ અને જો હોય તો તેમના હસ્તાક્ષરસહિતનો એક પત્ર લઇ આવવો એવી પણ તેને આજ્ઞા મળી હતી.

ઉક્ત પ્રશ્નોના ઉત્તરો નાઝિરે અને રેસિડેંટના વિશ્વાસુ મુન્શીએ એવા આપ્યા કે જેથી બ્રિટિશસરકારે સંતુષ્ટ થઇ ફેબ્રુઆરીની પ્રથમ તારિખે મોહનસિંહના અભિષેકપ્રત્યે પોતાની સમ્મતિ દર્શાવી અને તેનાપર એક અભિનંદન પત્ર મોકલી આપ્યો. ભરદરબારમાં બ્રિટિશસરકાર તરફથી આવેલા પત્રો વાંચવામાં આવ્યા. નરવરમાં આ પ્રસંગની ખુશાલીમાં વાજાં વાગવા લાગ્યાં અને બાળક મોહનસિંહને પ્રતાપમહાલયમાં લઇ જઇને તેનો અભિષેક કરવામાં આવ્યો. જયપુરના દરબારમાં રહેલા સામંતોના પ્રતિનિધિઓને નાઝિરે પૂછ્યું કેઃ-"આ અભિષેકના સંબંધમાં તમારા સ્વામીઓનો શો અભિપ્રાય છે ? " ત્યારે તેમણે પ્રત્યુત્તર આપ્યો કેઃ-"જો આપે તેમને બોલાવ્યા હોત તો તેઓ આવીને હાજર થાત. " પછી તેમણે જણાવ્યું કેઃ-" અંબરનાં રાણી અને જોધપુરના રાજાનાં ભગિનીના મતપર અમારા સ્વામિનો મત નિર્ભર છે; " પરંતુ રાણીએ પ્રકટરીતે ઉક્ત અભિષેકની વિરુદ્ધ પોતાનો મત પ્રદર્શિત કર્યો હતો. આ વિરોધ થોડા દિવસમાં એટલો પ્રબલ થઈ ગયો કે

૧ ખાંગારોત શાખા બાવીસ ઉપશાખાઓમાં વિભક્ત હતી. તે સર્વની વાર્ષિક આવદાની ૪૦૨૮૦૬ રૂપિયાની હતી. જયપુરપતિને સહાયતરિકે તેઓ ૬૪૩ અશ્વારોહીઓ આપતા હતા. જો કે મેઘસિંહ આ શાખામાં છઠ્ઠા વા સાતમા દરજ્જાના સામંત હતા; પરંતુ તેઓ પોતાની બુદ્ધિ અને તેજસ્વિતાના બળથી તે શાખાના નેતા બની ગયા હતા અને રાજદરબારમાં પણ તેમનું તેજ પ્રકારનું માન હતું.

માર્ચમાસનો પ્રારંભ થાય તે પૂર્વે જયપુરની પ્રજામાં અસંતોષનાં પ્રબલ ચિન્હો દૃષ્ટિગોચર થયાં. ઝિલાયના રાજાવતસામંત કે જેઓ સિંહાસનના અધિકારી હતા તેમણે પોતાના હક્કની રક્ષાઅર્થે શસ્ત્ર ધારણ કરવાનો નિશ્ચય કર્યો અને તેમને સિવાડ તથા ઇસરદાના સામંતો કે જેઓ ઉકત શાખામાં કનિષ્ઠ દરજ્જો ધરાવતા હતા, તેઓ પણ સત્વર સહાય આપવાને તૈયાર થયા.

આ ઉપદ્રવના સમયમાં એક બીજી શાખાએ પણ પોતાનો સિંહાસનપરનો દાવો આગળ ધર્યો. પૃથ્વીસિંહનો પુત્ર કે જેનેવિષે અમે આગળ વર્ણન કરી ગયા છીએ અને જે હાલમાં સિંધિયાને આશ્રયે ગ્વાલિયરમાં રહેતો હતો, તેને જયપુરના સિંહાસનપર અભિષિક્ત કરવાનો ઉદ્યોગ કરવામાં આવ્યો હતો; પરંતુ તેની મૂર્ખતા અને દુર્ગુણના સમાચાર પ્રકાશિત થઇ જવાથી તે ઉદ્યોગ નિષ્ફળ થયો.

આ સર્વ હકિકત વાંચવાથી સારીરીતે પ્રતીત થાય છે કે આ સમયે અંબરરાજ્યમાં એવો કોઇ પણ રાજનીતિજ્ઞ વા સાહસિકવીર નહોતો કે જેઃસર્વ ઉપદ્રવોમાંથી સુરક્ષિત રીતે બહાર નીકળી યથાર્થ હક્કદારને ન્યાય આપે. નાઝિરે દીર્ઘકાળપર્યંત રાજ્યમાં પોતાની પ્રબલ સત્તાનો વિસ્તાર કરવાને માટે નરવરના રાજકુમારને અંબરના સિંહાસનપર અભિષિકત કરી દીધો.આશ્ચર્યની વાત તો એ છે કે યથાર્થ સમયે અર્થાત્ આરંભમાંજ કોઈ પણ સામંતે પ્રકાશિત રીતે તેના આ કાર્યવિરુદ્ધ પોતાનો અભિપ્રાય દર્શાવવાનું સાહસ કર્યું નહિ. આનું કારણ એ હતું કે તે સમયે નાઝિર પ્રબલ સત્તાધારી હતો; પરંતુ જો રાજ્યમાં કોઇ સાહસિક સામંત હોત તો તે કોઇ પણ પ્રકારે પોતાની પ્રબલ સત્તાનો વિસ્તાર કરી શકત નહિં અને બ્રિટિશસરકારે કાંઇ પણ વિશેષ તપાસ કર્યા સિવાય માત્ર એક નાઝિરના શબ્દોપરજ સંપૂર્ણ વિશ્વાસ રાખી ચિરપ્રચલિત રાજપૂતરીતિનો અનાદર કર્યો તે કરત નહિ. અંગ્રેજ રેસિડેંટે પોતાના મુન્શીને જેટલી તપાસ કરવાને માટે મોકલ્યો હતો તેટલી સંપૂર્ણ તપાસ જો કરવામાં આવત તો બ્રિટિશસરકાર કદિ પણ નાઝિરના શબ્દોપર વિશ્વાસ રાખી મોહનસિંહના અભિષેકપ્રત્યે પોતાની સમ્મતિ દર્શાવત નહિં. નાઝિરની સલાહથી બ્રિટિશસરકારે મોહનસિંહને સિંહાસનપર અભિષિક્ત કર્યો તેથી સમસ્ત રાજ્યમાં પ્રબલ અશાંતિ પ્રસરી રહી. બ્રિટિશસરકાર નાઝિરની ચાતુર્યજાળમાં ફસી ગઇ. સર્વ સામંતોમાં અસંતોષ ફેલાયો. રાજાવત સામંતોએ સિંહાસનપ્રાપ્તિને માટે શસ્ત્ર ધારણ કરી મોહનસિંહની વિરુદ્ધ યુદ્ધ કરવાની તૈયારી કરી. શીઘ્ર રાજ્યમાં જાતીય સમરાનલ પ્રજ્વલિત થવાનાં પૂર્વલક્ષણો પ્રતીત થવા લાગ્યાં. અંબરની પટ્ટરાણી અને જોધપુરના રાજાની ભગિની[1] પ્રથમથીજ નાઝિરની ઉપર અત્યંત ક્રોધિત થયેલી હતી. તેણે મૂળથીજ મોહનસિંહના અભિષેકમાં સમ્મતિ આપી નહોતી. તે આ સમયે પ્રબલ વિરોધ પ્રદર્શિત કરવા લાગી. ચતુર નાઝિર ચોતરફથી આપત્તિઓથી ઘેરાઇ ગયો. તે તેમાંથી મુક્ત થવાના ઉપાય શોધવા લાગ્યો. નાઝિરે ધાર્યું કે એકમાત્ર પટ્ટરાણીને સંતોષ થવાથી સમસ્ત ઉપદ્રવોની શાંતિ થઈ જશે. ઉકત પટ્ટરાણી મારવાડના રાજાની ભગિની હતી, તેથી નાઝિર સૌથી પ્રથમ મારવાડપતિને શરણે ગયો અને તેને અનેક પ્રકારે વિનવવા લાગ્યો. નાઝિર ધારતો હતો કે પટ્ટરાણી પોતાના બંધુની આજ્ઞા અવશ્ય માનશે અને મોહનસિંહના અભિષેકપ્રત્યે પોતાની સંમતિ દર્શાવશે. ચતુર નાઝિરે માનસિંહને જણાવ્યું કે, "મહારાજા જગતસિંહ મૃત્યુશય્યાપરથી કહી ગયા છે કે મોહનસિંહનેજ અંબરના સિંહાસનપર અભિષિક્ત કરવો; તેથી તેમની ઇચ્છાનુસારજ મેં મોહનસિંહને અંબરના સિંહાસનપર અધિષ્ઠિત કર્યો છે, માટે આપ આપની ભગિનીને તે કાર્યમાં સમ્મતિ આપવાને કહેશો એવી આશા છે. જો આપ આપની ભગિનીને સમજાવી મોહનસિંહના અભિષેકપ્રત્યે તેમની સંમતિ ખેંચશો તો હમણાં રાજ્યમાં ફેલાયેલી સમસ્ત અશાંતિ લય પામી જશે." મારવાડના રાજા માનસિંહે પ્રત્યુત્તર મોકલ્યો કેઃ-"જયપુરના સિંહાસનપર કોનો અધિકાર છે તે વિષે મત આપવાની મને કિંવા મારી ભગિનીને કાંઇપણ આવશ્યકતા નથી. આ પ્રશ્નનો નિર્ણય કરવાનો ભાર ચિરપ્રચલિત રીતિઅનુસાર બાર સર્વોચ્ચ સામંતો ઉપર છે. તેઓ જો મોહનસિંહના અભિષેકપ્રત્યે સમ્મતિ દર્શાવી સ્વીકારપત્રપર હસ્તાક્ષર કરી આપે તો પછી આવશ્યકતા હશે તો મારી ભગિની તે પર પોતાના હસ્તાક્ષર કરી આપશે."

---

[1] ભગિની નહિ, પરંતુ પુત્રી હતી.

રાજા માનસિંહનો આ ઉત્તર સાંભળી નાઝિરને ચોતરફ અંધકાર દૃષ્ટિગોચર થવા લાગ્યો. તેણે ધાર્યું હતું કે બ્રિટિશસરકાર જ્યારે આપણને અનુકૂલ થઇ છે, ત્યારે બીજા જખ મારે છે; પરંતુ હવે તેને મામલો કાંઇક વિશેષ ગંભીર થયેલો જણાયો. તેણે દીર્ઘ વિચાર કરી એક બીજી પ્રપંચ-જાળનો વિસ્તાર કર્યો. તેણે વિચાર કર્યો કે બ્રિટિશસરકારે તો મોહનસિંહને જયપુરના અધીશ્વર-તરિકે સ્વીકાર્યો છે, હવે એકાદ રાજપૂતરાજાને તેના પક્ષમાં લાવવાની આવશ્યકતા છે. એકાદ સા-મર્થ્યવાન રાજપૂત રાજા જો મોહનસિંહના પક્ષનું સમર્થન કરશે તો અંબરના સમસ્ત સામંતો અને પટ્ટરાણી તરફથી થતા સર્વ ઉપદ્રવો શાંત થઇ જશે. આવો વિચાર કરી તેણે મેવાડના રાણાની પૌત્રી-ની સાથે મોહનસિંહના વિવાહ કરવાનું માગું કર્યું. તેનો દૂત ઉદયપુરમાં ગયો અને તેણે મહારાણાને પોતાનો હેતુ નિવેદન કર્યો ત્યારે તેમણે તરત ઉકત માગું સ્વીકાર્યું. રાણાના જે પ્રબલ સામર્થ્યવાન પ્ર-તિનિધિ દિલ્હીમાં રહેતા હતા તેમણે પણ આ પ્રસ્તાવ સ્વીકાર્યો; પરંતુ રાણાના કેટલાક સામર્થ્યવા-ન રાજપુરુષો આ પ્રસ્તાવની વિરુદ્ધ પડયા, આથી રાણાને હતાશ થઈ ઉકત માગણીનો અસ્વીકાર કરવો પડયો. પાછળથી એવો ઠરાવ કરવામાં આવ્યો કે જયપુરના રાજાની ભગિનીની સાથે રાણાએ લગ્ન કરવું. બારવર્ષ પૂર્વે મહારાણાનો વિવાહ ઉકત સ્ત્રીની સાથે કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો; પરંતુ કોઇ કારણને લીધે તે મુલ્તવી રહ્યો હતો. હમણાં નાઝિરે પુનઃ તે સગાઇ તાજી કરી અને મહારાણાને ઉકત રાજકન્યાનું પાણિગ્રહણ કરવામાટે પુષ્કળ રૂપિયા આપવાની માગણી કરી. મ-હારાણા ભારે આડંબર સાથે જયપુરમાં ગયા હોત, અને સમસ્ત હિંદુ જાતિના અધીશ્વરને સત્કાર સાથે ગ્રહણ કરવાને જયપુરના સમસ્ત સામંતો પોતપોતાનાં સ્થાન છોડી રાજધાનીમાં આવ્યા હોત, આથી નાઝિરનેજ એક પ્રકારે માન મળ્યું હોત; કારણ કે તેણે કરેલી પસંદગીને સામંતોને માન આપવું પડયું હોત. આથી જયપુરના રાજાની સાથે મહારાણાનો સંબંધ અત્યંત દૃઢ થયો હોત; પરંતુ નાઝિર-નાં આ સર્વ સ્વપ્નો મિથ્યા થયાં. કોણ જાણે વિધિએ મોહનસિંહ અને નાઝિરનાં ભાગ્યમાં શું શું લખ્યું હશે? થોડા વખતમાં એક ઘટના એવી બની કે જેથી ઉકત ઉભય પુરુષોનાં ભાગ્યનું ચક્ર પલ-ટાઈ ગયું. અચાનક એવા સમાચાર ફેલાયા કે જગતસિંહની ભટિયાણી રાણી ગર્ભવતી છે.

મહારાજ જગતસિંહ ઇ૦ સ૦ ૧૮૧૮ના ડિસેમ્બરની ૨૧ મી તારિખે મરણ પામ્યા હતા અને ઇ૦ સ૦ ૧૮૧૯ના માર્ચની ૨૪ મી તારિખે એવા વર્તમાન પ્રચલિત થયા કે ભટિયાણી રાણીને આઠ માસનો ગર્ભ છે. આટલા દિવસ સુધી આ સમાચાર ગુપ્ત રહ્યા હતા, તે માટે સૌને અતિ આશ્ચર્ય થયું. ગર્ભના સમાચાર પ્રકાશિત થતાં એપ્રિલ માસની ૧ લી તારિખે ભટિયાની રાણી ખરેખર ગર્ભ-વતી છે કે નહિ તેનો નિર્ણય કરવાને માટે સ્વર્ગસ્થ મહારાજાની સોળ રાણીઓ અને રાજ્યના સ-મસ્ત સામંતોની સ્ત્રીઓ ઉકત રાણીના મહાલયમાં ગઇ. ત્રણ પ્રહરથી પણ અધિક દિવસ ચઢયો ત્યાર સુધી ઉક્ત સ્ત્રીઓએ તપાસ કરી. અંતે તેઓ એવા નિર્ણયપર આવી કે ભટિયાણી રાણી અવશ્ય ગર્ભવતી છે. હવે ઉકત સમાચારના સંબંધમાં યત્કિંચિત્ પણ સંશય રહ્યો નહિ. ઉકત સમા-ચાર સાંભળી સામંતો પરમ સંતોષ પામ્યા અને તેમણે 'જો રાણીને પુત્ર જન્મશે તો અમે તેને અમારા સ્વામીતરિકે સ્વીકારીશું, અન્ય કોઇના પણ પક્ષનું અવલંબન કરીશું નહિ' એવા આશયનો પત્ર તૈયાર કરી સર્વ સામંતોની તેપર સહીઓ લેવા માંડી. નાઝિરની પાસે તેમણે તેની એક નકલ મોકલી આપી અને તેને એવી ભલામણ કરી કે એ બ્રિટિશરેસિડેંટપર મોકલી આપવી. પત્ર તૈયાર થઇ તે પર સર્વ સહીઓ લેવાઇ ગઈ ત્યાંસુધી રાઠોડરાણીની સલાહથી નાઝિરને જરાપણ તે બાબતમાં માથું મારવા દીધું નહોતું. નાઝિર ભટિયાણી રાણીના ગર્ભની વાત સાંભળી અત્યંત ભયભીત થયો; પરંતુ તે એક અંતિમ ઉપાય અજમાવ્યા વિના રહ્યો નહિ. તેણે 'સ્વર્ગસ્થ મહારાજા જગતસિંહની આજ્ઞા-થી મોહનસિંહનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો છે' એવા આશયના એક પત્રપર સમસ્ત સામંતોના હસ્તાક્ષર કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ નાઝિરની વાત અસત્ય છે એમ જાણી કોઇ પણ સામંતે તેપર હસ્તાક્ષર કર્યા નહિ. આ પ્રકારે નાઝિરની અંતિમ ચેષ્ટા પણ વ્યર્થ થઇ.

ભટિયાણી રાણી ગર્ભવતી હોવાની વાત સમસ્ત રાજ્યમાં ફેલાઇ ગઇ. જે સામંત શાખાઓ

સિંહાસનપર દાવો કરતી હતી તે સર્વ શાંત થઇ ગઇ. જગતસિંહનું મૃત્યુ થયા પછી ચારમાસ અને ચાર દિવસ થતાં એપ્રિલની ૨૬ મી તારિખે ભટિયાણીરાણીને એક પુત્ર જન્મ્યો. રાજકુમારના જન્મની વાત સાંભળી સામંતોના આનંદનો પાર રહ્યો નહિ. રાજધાનીમાં અનેક પ્રકારે ઉત્સવો થવા લાગ્યા. મોહનસિંહ અને નાઝિરની સ્થિતિ તો જાણે વજપાત થયો હોય તેવીજ થઇ. સામંતોએ અત્યંત આનંદિત થઈ નવકુમારજયસિંહને પોતાના અધીશ્વરતરિકે સ્વીકાર્યો અને મોહનસિંહને સિંહાસનથી ચ્યુત કરવામાં આવ્યો. તે પૂર્વે જે અવસ્થામાં હતો તેજ અવસ્થાને તે પુનઃ પ્રાપ્ત થયો. આ ઘટનાના વર્તમાન ફેલાતાં સમસ્ત રાજસ્થાનમાં પરમાનંદ વ્યાપી ગયો. એકવાર જે ભયંકર યુદ્ધની તૈયારી થઇ રહી હતી, તે સર્વથા શાંત થઈ ગઈ. આ ઘટના સર્વને માટે મંગલકારી હતી. આ નવીન રાજકુમારના જન્મની સાથે કર્નલ ટૉડે જયપુરનો ઇતિહાસ સમાપ્ત કર્યો છે. ત્યાર પછીનો ઇતિહાસ અમે સ્વતંત્રરીતે સંગ્રહિત કર્યો છે, જે અમે હવે પછીના પ્રકરણમાં આપીએ છીએ.

# अध्याय ५ मो

ભટિયાણીરાણીનું રાજ્યશાસન–રાજમંત્રીપદપર બ્રિટિશસરકારની પસંદગી પામેલા રાવલ વૈરીસાલનું નિયુક્ત થવું–સામંતોએ અન્યાયપૂર્વક ગ્રહણ કરેલી ખાલસાભૂમિ–સામંતોના પ્રતિજ્ઞાપત્ર–વિશ્વાસપૂર્વક રાજ્યકાર્ય સંભાળવાને માટે મુત્સદ્દીગણોએ લીધેલી પ્રતિજ્ઞા–અંબરરાજ્યમાં પુનઃથયેલો અશાંતિનો આવિર્ભાવ–ભટિયાણીરાણીનો કૃપાપાત્ર ઝુંતારામ–વૈરીસાલને પદચ્યુત કરી ઝુંતારામે ગ્રહણ કરેલું મંત્રીપદ–ઝુંતારામનું પ્રબલ પ્રભુત્વ–તેણે રાજ્યમાં પુનઃ અરાજકતા, અત્યાચાર અને ઉત્પીડનનો કરેલો પ્રારંભ–ભટિયાણી રાણીનો પ્રાણત્યાગ–જયપુરના આભ્યંતરિક શાસનમાં હસ્તક્ષેપ કરવાની બ્રિટિશસરકારે કરેલી ચેષ્ટા–મહારાજા જયસિંહનો પ્રાણત્યાગ–તેમના અકાળમૃત્યુના સંબંધમાં સંદેહ–ઝુંતારામે જયસિંહને વિષપ્રયોગ કર્યો હતો એવી ફેલાયેલી અફવા–જયસિંહના જીવનની સમાલોચના–જયપુરના આભ્યંતરિક શાસનપર બ્રિટિશસરકારે કરેલો હસ્તક્ષેપ–ગવર્નર જનરલના એજંટનું જયપુરમાં થયેલું આગમન–વૈરીસાલને પુનઃ થયેલી મંત્રીપદની પ્રાપ્તિ–તેમનાદ્વારા થયેલા શાસનવિભાગની નવીન વ્યવસ્થા–ઝુંતારામે કરેલો પ્રપંચજાળનો વિસ્તાર–બ્રિટિશ એજંટનું ખુન કરવાને થયેલી ચેષ્ટા–તેના સહાયકનું થયેલું ખુન–હત્યાકારીઓનું પકડાવું–તેમને થયેલો પ્રાણદંડ–ઝુંતારામ અને તેના સાથીઓનું યાવજ્જીવન ચુનારના કિલ્લામાં બંદી થવું.

કર્નલ ટૉડે જયપુરરાજ્યનો જેટલો ઇતિહાસ લખ્યો છે તેટલો અમે પૂર્વાધ્યાયમાં આપી ગયા છીએ અને હવે અમે ત્યારપછીનો ઇતિહાસ આપવાને પ્રવૃત્ત થયા છીએ.

અમારા પાઠકો મહારાજા જગતસિંહનું મૃત્યુ, મોહનસિંહનો અભિષેક, જયસિંહનો જન્મ અને મોહનસિંહની સિંહાસનચ્યુતિનું વૃત્તાંત પૂર્વે વાંચી ગયા છે. જયસિંહનો જન્મ થયાથી જયપુરની રાજનૈતિક અવસ્થા પુનઃપરિવર્તિત થઇ ગઇ. રાજસિંહાસનને માટે જે પ્રપંચો થતા હતા, નાઝિરના પ્રપંચથી જાતીયસમરનાં જે પૂર્વલક્ષણો પ્રતીત થતાં હતાં, રાજાવત સામંતોએ અસંતુષ્ટ થઇ સિંહાસનપ્રાપ્તિને અર્થે જે યુદ્ધની તૈયારી કરી હતી તે સર્વનો જયસિંહનો જન્મ થતાંજ અંત આવ્યો. જયસિંહની માતા ભટિયાનીરાણી હતી. તેણે પોતાના પુત્રના નામથી રાજ્યશાસન ચલાવવાનો પ્રારંભ કરી દીધો; પરંતુ બ્રિટિશસરકારે જયપુરમાં સુશાસન, શાંતિ તથા ન્યાય સ્થાપિત કરવાને અને મહારાજાના હિતની રક્ષાને અર્થે વૈરીસાલ નામના એક બુદ્ધિમાન મનુષ્યને જયપુરના મંત્રીપદપર નિયુક્ત કરી દીધો. રાવલ વૈરીસાલ ઉક્ત ઉચ્ચપદ પ્રાપ્ત કરી પોતાના સુકુમાર સ્વામીના હિતની રક્ષા સાથે રાજ્યનું મંગલ કરવાને માટે ભટિયાનીરાણીને રાજ્યશાસનમાં સહાય કરવાને પ્રવૃત્ત થયા.

જયપુરરાજ્યનું પતન થયું તે સમયે અર્થાત્ મહારાજા જગતસિંહની વૃદ્ધાવસ્થામાં અંબરના મહાબળવાન સામંતોએ છલ, કપટ, ચતુરતા તથા બાહુબલથી રાજ્યની ખાલસાભૂમિ પોતાના અધિકારમાં લઇ લીધી હતી; પરંતુ બ્રિટિશસરકારની સહાયથી મહારાજા જગતસિંહને ઉક્ત સમસ્ત

ભૂમિ પ્રાપ્ત થઇ. મહાશય એચિસન જણાવે છે કેઃ–" સંધિનું કાર્ય સમાપ્ત થયા પછી મહારાજા જ-યસિંહે સૌથી પ્રથમ બ્રિટિશસરકારને એવી પ્રાર્થના કરી કે અંબરના સામંતોએ અન્યાયપૂર્વક જે ભૂમિ પોતાના અધિકારમાં લઇ લીધી છે, તે સર્વ તેમની પાસેથી ખુંચવી લેવી અને તેમને તેમની પૂર્વભૂમિ આપવી. સર ડૅવીડ ઑક્ટર્લોનીની મધ્યસ્થતાથી ઉદયપુરના સામંતોની સાથે મહારાણાને જે પ્રકારની સંધિ થઇ હતી તે પ્રકારની સંધિ આ સમયે અંબરના મહારાજાને તેમના સામંતોની સાથે થઇ. સામંતોએ અન્યાયપૂર્વક જે ભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો, તે સર્વ તેમની પાસેથી ખુંચવી લઈ મહારાજાને પુનઃ આપવામાં આવી અને સામંતો ન્યાયપૂર્વક ચિરકાલથી જે હક્ક ભોગવતા આવ્યા હતા, તે હક્ક તેમનો સ્થાયી રહ્યો." જો કે જયપુરના સામંતો અંગ્રેજો સાથેની સંધિનું આ પ્રથમ ફળ જોઇને મનમાં ઘણાજ અસંતુષ્ટ થયા હતા; પરંતુ તેમણે અન્યાય-પૂર્વક રાજાની ખાસભૂમિ હસ્તગત કરી લીધી હતી, તેથી પ્રકટ રીતે પોતાનો અસંતોષ જાહેર કરવાનું સાહસ તેઓ કરી શક્યા નહિ.

મહારાજા જયસિંહની સગીરઅવસ્થામાં અંબરના સામંતો પુનઃ તેમની ખાસભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત ન કરી શકે એટલા માટે બ્રિટિશસરકારના પ્રસ્તાવથી ભટિયાણીરાણીએ સર્વ સા-મંતો પાસે એક પ્રતિજ્ઞાપત્રપર હસ્તાક્ષર કરાવી લીધા. આ પ્રતિજ્ઞાપત્ર અમે નીચે પ્રકાશિત કરીએ છીએઃ—

## પ્રતિજ્ઞાપત્ર

સમસ્ત ઠાકોરો (સામંતો) તથા મુત્સદ્દીઓ તરફથી શ્રીમતી મહારાણીસાહિબાને વિદિત કરવામાં આવે છે કે જ્યાંસુધી મહારાજા જયસિંહજી રાજકાર્ય કરવાને સમર્થ થાય નહિ ત્યાંસુધી અમો પૈકી કોઈપણ પોતાના ઉપયોગને માટે ખાલસાભૂમિનો કોઇપણ અંશ પોતાના અધિકારમાં લઇ શકશું નહિ અને અમે સર્વ વફાદારીથી અમારૂં કર્તવ્ય કરીશું. (હસ્તાક્ષર) રાવલ વૈરીસાલ

| | |
|---|---|
| વાઘસિંહ ચતુરભુજોત | ચેતરામ શાહ |
| કૃષ્ણસિંહ | મંગલસિંહ ખૂભાની |
| બહાદૂરસિંહ રાજાવત | બાંશખો |
| કાયમસિંહ વલ્લભદ્રોત | સવાઇસિંહ કલ્યાણોત |
| લક્ષ્મણસિંહ ઝુંઝનુવાલા | રાય જ્વાલાનાથ |
| ઉદયસિંહ ખાંગારોત | દિવાન અમરચંદ |
| રાજા અભયસિંહ ક્ષેત્રી | વારહટ સ્વરૂપસિંહ |
| રાવ ચતુર્ભુજ | કૂમાવત મોહરવાલા |
| માનસિંહ ખાંગારોત | દિવાન નંદીરામ |
| વૈરીસાલ થૂકારોત | રાય અમરચંદ પલ્લીવાલ |
| સ્વરૂપસિંહ બનવીરપોતા | સિંગી મન્નાલાલ |
| બક્ષી શ્રીનારાયણ | બાલમસિંહ રાણાવત |
| ભારતસિંહ ચાંપાવત | રામલાલ ધાભાઇ |
| અમાનસિંહ પચાનોત | આડતરામ બદંગી |
| શરતસિંહ ચંપાવત | રાવલ વૈરીસાલ |
| શાર્દૂલસિંહ નરૂકા | કૃપારામ શાહ |
| કૃપારામ બકાયાનવીસ | |

સામંતો તથા મુત્સદ્દીઓએ ઇં૦ સ૦ ૧૮૧૯ માં ઉકત પ્રતિજ્ઞાપત્રપર હસ્તાક્ષર કર્યાં. રાય જ્વાલા-નાથ અને દિવાન અમરચંદે એક પત્ર જનરલ ઑક્ટર્લોનીપર મોકલી આપ્યો.

મુત્સદ્દીઓ અર્થાત્ રાજકર્મચારીઓ વફાદારીથી પોતાપોતાનાં કાર્યો કરે અને કોઇપણ પ્રકારે વિદ્રોહી બની શાંતિનો ભંગ ન કરે; એટલામાટે તેમનીપાસે પણ તેજ દિવસે રાજમાતાએ એક પ્રતિજ્ઞાપત્રપર હસ્તાક્ષર કરાવી લીધા. આ પ્રતિજ્ઞાપત્ર નીચે પ્રમાણે પ્રકાશિત કરવામાં આવે છેઃ—

## પ્રતિજ્ઞાપત્ર

સમસ્ત મુત્સદ્દીઓ તરફથી શ્રીમતી મહારાણીસાહિબાને વિદિત કરવામાં આવે છે કે મહારાજા શ્રી સવાઇ જયસિંહ બહાદૂર જ્યાંસુધી રાજશાસન ચલાવવાને સમર્થ થાય નહિ, ત્યાંસુધી જે રાજકાર્યો અમારા હાથમાં સોંપવામાં આવ્યાં છે, તે સમસ્ત કાર્યો કરવાને તથા વખતોવખત જે આજ્ઞાઓ ફરમાવવામાં આવે તે સમસ્ત આજ્ઞાઓનું પાલન કરવાને અમે સદા તત્પર રહીશું. અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે:—

(૧) અમે વફાદારીથી અમારાં કર્તવ્યો કરીશું અને કોઇની પાસેથી પણ લાંચ રૂસ્વત ગ્રહણ કરીશું નહિ.
(૨) પ્રત્યેક ફસલમાં અમે દરબારમાં હિસાબ મોકલીશું.
(૩) અમે કોઇને સખ્ત શિક્ષા કરીશું નહિ.
(૪) રાજ્યશાસનસંબંધી કાર્યમાં અમે માંહોમાંહે કોઇની સાથે પ્રકટ વા ગુપ્તરીતે વિવાદ કરીશું નહિ.

**(હસ્તાક્ષર) રાવ જવાલાનાથ**

| | | |
|---|---|---|
| મુન્શી દયાચંદ | રાય અમૃતરામ | શ્રીનારાયણ બક્ષી |
| દિવાન અમરચંદ | રૂપચંદ દરોગા | સંપતરામ |
| સોજીલાલ | કૃપા કપુર | જીવનરામ |
| કૃપારામ | ચતુર્ભુજ | રામલાલ ધાભાઇ |
| જેતરામ શાહ | દિવાન નૈનિધરાય | જ્ઞાનચંદ |
| લછમન | સિંગી મન્નાલાલ | દેવરામ દરોગા |
| મદનચંદ | ધાસીરામ | મુન્શી શ્રીલાલ |
| ભીહરાજ નારાયણ | આડતરામ | રાવલ વૈરીસાલ |

ઉપરોક્ત ઉભય પ્રતિજ્ઞાપત્રોદ્વારા સારી રીતે પ્રકાશિત થઇ ચૂકયું છે કે જગતસિંહનું મૃત્યુ થયા પછી અંબરરાજ્યમાં શાંતિ તથા ન્યાય સ્થાપિત કરવાને માટે કોઇપણ ઉપાય કરવો બાકી રાખ્યો નહોતો; પરંતુ અત્યંત દુઃખનો વિષય છે કે ઘણા થોડા દિવસમાંજ જયપુરરાજ્યની અવસ્થા અત્યંત શોચનીય બની ગઇ. જો કે ભટિયાણીરાણી પોતાના પુત્રના નામથી શાસન કરતી હતી; પરંતુ તે રાજપૂતસ્ત્રીઓની પેઠે બુદ્ધિમાન, જ્ઞાનવાન અને દૃઢ નહિ હોવાથી તે જીવિત રહી ત્યારસુધીમાં અંબરરાજ્ય નષ્ટભ્રષ્ટ થઇ ગયું. સુખ, શાંતિ અને મંગલના વિચારો અંબરમાંથી સર્વથા લુપ્ત થઇ ગયા. મહાશય એચિસન જણાવે છે કે:—" રાણીનું મૃત્યુ થયું ત્યારસુધી અર્થાત્ ઇ૦ સ૦ ૧૮૩૩ સુધી જયપુરરાજ્ય અરાજકતા અને અત્યાચારની લીલાભૂમિ બની ગઇ હતી." કર્નલ માલેસન જણાવે છે કે:—" શિશુરાજાની સગીરઅવસ્થામાં જયપુરરાજ્ય અરાજકતા અને ઉપદ્રવોનું ક્ષેત્ર બની ગયું હતું."

ભટિયાણીરાણી સચ્ચરિત્રવાન નહોતી.ઝુતારામ નામના એક માણસે રાણીને પોતાની કૌશલ્યજાળમાં ફસાવી અંબરરાજ્યમાં અશાંતિનો અગ્નિ પ્રજ્વલિત કર્યો. બ્રિટિશસરકારે વૈરીસાલને દિવાનના પદપર નિયુક્ત કર્યા હતા; પરંતુ ઝુતારામે વિધવા રાણીના હૃદયપર અધિકાર સ્થાપિત કરી તેની સાથે ઉક્ત મંત્રીપદપર પણ પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. ઝુતારામે ધીમે ધીમે અંબરરાજ્યમાં પોતાની પ્રભુતાનો વિસ્તાર કરી દીધો અને પોતાની સંપૂર્ણ સ્વતંત્રતાનો પરિચય કરાવ્યો. તેણે રાજદરબારમાં અને રાજ્યનાં સમસ્ત ઉચ્ચપદોપર પોતાના પક્ષનાં માણસો નિયુક્ત કરી દીધાં. ઝુતારામે સ્વયં જયપુરરાજ્યમાં પ્રબળ સત્તાનો વિસ્તાર કરી સ્વચ્છંદતાપૂર્વક અત્યાચાર કર્યો; એટલુંજ નહિ પરંતુ તેના નિયુક્ત કરેલા રાજકર્મચારીઓએ પણ રાજ્યના પ્રત્યેક પ્રાંતમાં અત્યાચાર અને ઉપદ્રવોનો ભયંકર અગ્નિ પ્રજ્વલિત કરી દીધો. સંધિઅનુસાર બ્રિટિશસરકાર જયપુરરાજ્યમાંથી જે કર લેવાનો અધિકાર ધરાવતી હતી, તે કર પણ ઝુતારામના શાસનથી ઘણો ન્યૂન થઇ ગયો. ઇ૦ સ૦ ૧૮૩૩ પર્યંત ઝુતારામે આ પ્રકારે આપખુદ શાસન ચલાવી રાજ્યની

ભયંકર પાયમાલી કરી નાખી. તેજ વર્ષમાં ભટિયાણી રાણીનું મૃત્યુ થયું, જેથી ઝુતારામની સત્તાપર ભયંકર વજ્રપાત થયો.

જ્યાંસુધી ભટિયાણી રાણી જીવિત રહી ત્યાંસુધી તે બ્રિટિશસરકારની સાથે થયેલી સંધિના નિયમોનું પાલન કરતી હતી અને બ્રિટિશસરકારને પ્રતિવર્ષે કર આપી દેતી હતી. આથી બ્રિટિશસરકાર તરફથી તેને કોઇપણ પ્રકારની બાધા નડી નહિ; પરંતુ ઇ૦ સ૦ ૧૮૮૩ માં ભટિયાણી રાણીનું મૃત્યુ થતાંજ બ્રિટિશસરકાર ભિન્ન સ્વરૂપ ધારણ કરી જયપુરની રંગભૂમિમાં આવી ઉપસ્થિત થઈ. કર્નલ માલેસન પોતાના ગ્રંથમાં જણાવે છે કેઃ—"બ્રિટિશસરકારના સ્વાર્થની રક્ષા થાય અને નિયમિત ખંડણી મળવામાં કાંઇપણ બાધા ઉપસ્થિત થાય નહિ, તેમજ રાજ્યની આભ્યંતરિક શાસનવ્યવસ્થાપર દેખરેખ રહે, એટલા માટે બ્રિટિશસરકારે પોતાનો એક કર્મચારી જયપુરરાજ્યમાં મોકલી તેના હાથમાં સંપૂર્ણ અધિકાર સોંપવાનું પોતાનું મુખ્ય કર્તવ્ય ધાર્યું. મહાશય આચિસને પોતાના ગ્રંથમાં એવો ઉલ્લેખ કર્યો છે કેઃ—" આ વાત કોણ નહિ સ્વીકારે કે બ્રિટિશસરકારે પોતાનો સ્વાર્થ સાધવાને માટે જયપુરના આભ્યંતરિક શાસનપર હસ્તક્ષેપ કરી સંધિના નિયમોનું અપમાન કર્યું છે ? બ્રિટિશસરકાર પ્રથમથી પ્રતિજ્ઞાબદ્ધ થઇ હતી કેઃ'—અમે કદિપણ જયપુરના આભ્યંતરિક શાસનપર હસ્તક્ષેપ કરીશું નહિ' કેવલ પ્રાપ્ય કર ગ્રહણ કરવાને માટે ઉક્ત પ્રતિજ્ઞાનો ભંગ કરવો એ શું ન્યાયસંગત છે ?

કર્નલ માલેસન જણાવે છે કેઃ—"ઇ૦ સ૦ ૧૮૩૪-૩૫ માં શેખાવાટીમાં શાંતિ સ્થાપન કરવાને માટે બ્રિટિશસરકારે એક અંગ્રેજી સેના મોકલી હતી અને તેથી તેણે તે સમયે સાંભરના લવણસરોવરમાં જયપુરરાજ્યનો જે હિસ્સો હતો, તે પર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. જે સમયે શેખાવાટીસમરની ચર્ચા ચાલતી હતી, તે સમયે જયપુરમાં મહારાજા જયસિંહનું મરણ એવી અવસ્થામાં થયું કે જેથી લોકોનાં હૃદયમાં પ્રબલ સંદેહ ઉત્પન્ન થયો. ઘણા લોકોને એવો સંશય ઉત્પન્ન થયો કે રાજમંત્રી ઝુતારામ અને રાજમહાલયની એક પરિચારિકા વડારણના પ્રપંચથી મહારાજાનું અકાલમૃત્યુ થયું છે. " મહાશય આચિસન પોતાના રચેલા ગ્રંથમાં જણાવે છે કેઃ—"તરુણ મહારાજા જયસિંહ ઇ૦ સ૦ ૧૮૩૫ માં વર્તમાન મહારાજા રામસિંહને બે વર્ષના મૂકી દેવલોક પામ્યા. લોકો એમ ધારે છે કે, જે ઝુતારામ ભટિયાણી રાણીના સમયમાં રાજ્યમાં અસીમ સામર્થ્યનો વિસ્તાર કરી રહેલો હતો અને જે બ્રિટિશસરકારની પસંદગી પામેલા મંત્રી રાવલ વૈરીસાલને પદચ્યુત કરી મંત્રીપદપર સ્વયં આરૂઢ થયો હતો તે ઝુતારામેજ રાજાને વિષપ્રયોગ કરીને મારી નાખ્યા છે. " બાબુ લોકનાથ ઘોષે પોતાના રચેલા ગ્રંથમાં એવો ઉલ્લેખ કર્યો છે કેઃ—" ઇ૦ સ૦ ૧૮૩૫ માં મહારાજા જયસિંહ સત્તર વર્ષની વયે મરણ પામ્યા. એમ માનવામાં આવે છે કે ઝુતારામની આજ્ઞાથી મહારાજાને વિષ આપવામાં આવ્યું હતું."

અત્યંત દુઃખનો વિષય છે, કે મહારાજા જયસિંહ યૌવનના દરવાજામાં પ્રવેશ કરતાં નારકી ઝુતારામદ્વારા માર્યા ગયા. મહારાજા જયસિંહને રાજ્યશાસનનો ભાર પણ પ્રાપ્ત થયો નહોતો. ઝુતારામના હાથમાંજ રાજ્યનું સર્વ તંત્ર હતું. ઝુતારામે શામાટે મહારાજા જયસિંહના ખીલતા જીવનનો નાશ કર્યો હતો, તે પાઠકો સ્વયં સમજી શકશે. માત્ર થોડા દિવસમાંજ મહારાજા જયસિંહ યોગ્ય વયના થઇ સ્વયં રાજ્ય ગ્રહણ કરવાના હતા, આથી નરાધમ ઝુતારામે વિચાર કર્યો કે મહારાજા યોગ્ય વયના થશે, એટલે મારી સત્તા લુપ્ત થઇ જશે અને મારા પ્રાણનો ભાર પણ નાશ થશે. આ કારણથી નરપિશાચ ઝુતારામે મહારાજાના જીવનનો નાશ કરી પોતાનાં જીવનને નિર્વિઘ્ન બનાવી પોતાનો પ્રબલ પ્રતાપ અખંડ રાખવાની ચેષ્ટા કરી હતી. આ રીતે તે દુરાત્માએ ઉક્ત પૈશાચિક કાર્ય કર્યું, પરંતુ તે પાપાત્માને પોતાની કરણીનું ફળ પણ શીઘ્ર મળી ગયું.

ભટિયાણી રાણીનું મૃત્યુ થયા પછી જો કે બ્રિટિશસરકારે જયપુરના આભ્યંતરિક શાસનપર હસ્તક્ષેપ કરવા માંડયો હતો, પરંતુ આ સમયપર્યંત તેણે તેને સંપૂર્ણતઃ પોતાના હાથમાં લીધું નહોતું, મહારાજા જયસિંહનું અકાલમૃત્યુ થતાંજ બ્રિટિશસરકારે જયપુરમાં પ્રવેશ કર્યો. મહાશય આચિસન

જણાવે છે કે: "મહારાજાનું મૃત્યુ થયા પછી ગવર્નર જનરલના એજંટે તેમના મરણનું કારણ-શોધી કાઢવાને તથા રાજ્યશાસનમાં સુધારો કરવાને અને શિશુકુમારની રક્ષા કરવાને જયપુરમાં ગમન કર્યું." ગવર્નર જનરલના એજંટ કર્નલ અલવીસે જયપુરમાં જઈ શીઘ્ર ઝુતારામને પદચ્યુત કરી રાવલ વૈરીસાલને પુનઃ મંત્રીપદપર નિયુક્ત કર્યાં અને તેઓ રાજ્યમાં સર્વત્ર શાંતિસ્થાપન કરવાને માટે ઉદ્યોગ કરવા લાગ્યા. કર્નલ માલેસન જણાવે છે કે: "જે સમયે તેઓ ખંતપૂર્વક રાજ્યવ્યવસ્થા દૃઢ બનાવતા હતા, તે સમયે ઝુતારામે એક પ્રપંચજાળનો વિસ્તાર કર્યો. તેણે કર્નલ અલવીસના પ્રાણ લેવાની ચેષ્ટા કરી અને તેમના સહકારી મહાશય બ્લેક પ્રપંચીઓ દ્વારા માર્યા ગયા; પરંતુ હત્યાકારીઓને શીઘ્ર પકડવામાં આવ્યા. પ્રધાન મંત્રી વૈરીસાલે તેમને પ્રાણદંડ આપવાની આજ્ઞા કરી અને ઝુતારામ તથા અન્ય પ્રપંચીઓ યાવજ્જીવન ચૂનારના કિલ્લામાં બંદી રહ્યા. ઝુતારામને પ્રાણદંડ કરવામાં આવ્યો હોત તોજ તેને તેની કરણીનું ઉચિતફળ પ્રાપ્ત થાત.



# अध्याय ६ ठ्ठो

મહારાજા રામસિંહનો જયપુરના સિંહાસનપર થયેલો અભિષેક–જયપુરના આભ્યંતરિક શાસનપર બ્રિટિશસરકારનો હસ્તક્ષેપ–બ્રિટિશ પોલિટિકલ એજંટે ગ્રહણ કરેલું મહારાજા રામસિંહના રક્ષકનું પદ–શાસનસમાજની સ્થાપના–નવીન શાસનવ્યવસ્થાથી જયપુરમાં પ્રસરેલી શાંતિ અને લોકોનું થયેલું કલ્યાણ–મહારાજા રામસિંહનું શિક્ષણ–મહારાજા રામસિંહની યોગ્ય વય થવી–તેમનો થયેલો રાજ્યાભિષેક–બ્રિટિશસરકારે મહારાજાના હાથમાં અર્પણ કરેલો શાસનભાર–મહારાજાએ પૂર્વશાસનપ્રણાલીની કરેલી રક્ષા–ઈ૦ સ૦ ૧૮૫૭ માં સિપાઇઓના બળવાપ્રસંગે મહારાજા રામસિંહે બ્રિટિશસરકારને કરેલી સહાય–વિદ્રોહનું શમન થયા પછી બ્રિટિશસરકારે પુરસ્કારસ્વરૂપે મહારાજાને અર્પણ કરેલો કોટકાશિમ નામક દેશનો અધિકાર–બ્રિટિશસરકારે મહારાજાને દત્તક પુત્ર ગ્રહણ કરવાની આપેલી સત્તા–મહારાજા રામસિંહે પોતાના રાજ્યમાં પ્રજાના હિતને માટે કરેલાં અનેક કામો–રાજધાનીમાં નવીન નવીન રાજમાર્ગો બનાવવા–રાજધાનીમાં યંત્રદ્વારા પાણી લાવવું–નગરમાં કરેલા સુધારા–ચિત્રશાળા–શિલ્પશાળા–નાટકશાળા–ચિકિત્સાલય વગેરેની સ્થાપના–વાણિજ્યની ઉન્નતિ અર્થે રાજ્યમાં અનેક મોટી મોટી સડકો બંધાવવી–કૃષિની ઉન્નતિ અર્થે રાજ્યના અનેક ભાગોમાં જલાશય બંધાવવાં–રાજ્યમાં રેલ્વેનો કરેલો વિસ્તાર–વિદ્યા પ્રચાર કરવા પ્રત્યે મહારાજાનું સંપૂર્ણ લક્ષ્ય અને તેમણે પુષ્કળ રૂપિયા ખર્ચી અંગ્રેજી કૉલેજ, સંસ્કૃત વિદ્યાલય, સાધારણ વિદ્યાલયો તથા સ્ત્રીશિક્ષણના વિસ્તારને માટે બાલિકાવિદ્યાલયની કરેલી સ્થાપના–જયપુરના રાજ્યકાર્યમાં શિક્ષિત બંગાલીઓનો કરેલો નિયોગ– ઈ૦ સ૦ ૧૮૬૮માં જયપુરમાં દુર્ભિક્ષ પડયો તે સમયે મહારાજાએ પ્રજાને આપેલી સહાય–બ્રિટિશસરકારે મહારાજાનું સંમાન વધારવાને માટે સલામીની તોપોમાં બે તોપોનો કરેલો વધારો–બ્રિટિશસરકારનું મહારાજાને લેવ.ર કાઉન્સીલના સભ્યતરિકે નિયુક્ત કરવું–મહારાજાએ પોતાના સદ્ગુણોથી બ્રિટિશસરકારની પ્રસન્નતાની કરેલી પ્રાપ્તિ–વડોદરાના ગાયકવાડ મલ્હારરાવની તપાસ કરવાને માટે નિમેલી કમીટીમાં મહારાજા રામસિંહને નિયુક્ત કરવા–ભારતના ભાવીસમ્રાટ પ્રિન્સ ઑફ વેલ્સનો સત્કાર કરવાને માટે મહારાજા રામસિંહનું કલકત્તા જવું–કલકત્તાના મહાલયમાં મહારાજા રામસિંહનો પ્રિન્સ ઑફ વેલ્સના સાથે થયેલી મુલાકાત–પ્રિન્સ ઑફ વેલ્સે મહારાજાને આપેલી વળતી મુલાકાત–ભાવીસમ્રાટના સત્કારાર્થે મહારાજાએ જયપુરમાં ઉભાં કરેલાં નાનાવિધ સાધનો–ભાવીસમ્રાટનું જયપુરમાં થયેલું આગમન–મહારાજાએ મોટા સમારોહસહિત તેમને ગ્રહણ કરવા–ભાવીસમ્રાટે મોટા આડંબરસહિત જયપુરમાં કરેલો પ્રવેશ–ભાવીસમ્રાટે શિકારને માટે કરેલું ગમન–વાઘણનો કરેલો શિકાર– ભાવીસમ્રાટના સન્માનાર્થે મહારાજાએ દિવાને આમ નામના સભાગૃહમાં ભરેલો દરબાર–ખાણું–વક્તૃતા–ચંદ્રમહાલયમાં થયેલાં નૃત્ય તથા ગાન–મહારાજાએ ભાવીસમ્રાટને આપેલો બહુમૂલ્ય ઉપહાર–આતશબાજી–ભાવીસમ્રાટે અંબરનું કરેલું અવલોકન–ભાવીસમ્રાટના સ્મરણાર્થે કરેલી

**'આલ્બર્ટ હોલ' ની સ્થાપના-મહારાજા રામસિંહે કરેલા સત્કારથી ભાવીસમ્રાટને થયેલો પરમાનંદ-ભાવીસમ્રાટનું જયપુરથી થયેલું ગમન- ઇ૦ સ૦ ૧૮૭૭ ના જાન્યુઆરીની ૧લી તારિખે બ્રિટિશરાણીએ 'ભારતની રાજરાજેશ્વરી'ની ઉપાધિ ધારણ કરી તે પ્રસંગે મહારાજાનું દિલ્લીમાં જવું-વાઇસરોય લૉર્ડ લિટનનું મહારાજાને સન્માનસહિત ગ્રહણ કરવું-મહારાજાને પતાકા પ્રદાન કરવી-'ભારતની રાજરાજેશ્વરી' ની ઉપાધિના સ્મારક પદકની પ્રાપ્તિ થવી-મહારાજા રામસિંહનું સન્માન વધારવાને માટે સલામીની એકવીસ તોપ નિયત કરવી-તેમને 'કાઉન્સીલર ઑફ ધી એમ્પ્રેસ' નામની ઉપાધિ પ્રાપ્ત થવી-મહારાજા રામસિંહનો સ્વર્ગવાસ.**

---

મહારાજા જયસિંહે સત્તર વર્ષની વયે પ્રાણત્યાગ કર્યો તે સમયે તેમના પુત્ર રામસિંહની વય અતિ અલ્પ હતી. રામસિંહનો જન્મ ઇ૦ સ૦ ૧૮૩૩ માં થયો હતો. તેઓ તેમના પિતાનું અકાલમૃત્યુ થતાં બે વર્ષની વયે અંબરના સિંહાસનપર વિરાજમાન થયા. તે સમયે જયપુરરાજ્યની જીવનશક્તિ સર્વથા ક્ષીણ થઈ ગઈ હતી. સામંતોનો પૂર્વપ્રતાપ લુપ્ત થઈ ગયો હતો. કચ્છવાહાજાતિમાં પુનઃ અરાજકતા પ્રસરી ગઇ હતી. અશાંતિ, અત્યાચાર, ઉત્પીડન અને લુંટફાટનો પ્રચાર થવાથી તથા વિજાતઓનાં આક્રમણથી આ સમયે જયપુર સર્વથા નિર્જીવ બની ગયું હતું. સુઅવસર અને સુયોગ પ્રાપ્ત થવાથી બ્રિટિશસરકારે આ સમયે " જયપુરરાજ્યમાં પોતાની પ્રચંડ શાસનશકિતનો પ્રયોગ કર્યો. મહાશય આચિસન જણાવે છે કેઃ- જયપુરરાજ્યમાં દીર્ઘકાળથી અરાજકતા ચાલતી આવેલી હોવાથી બ્રિટિશસરકારની પુષ્કળ ખંડણી બાકી હતી અને રાજ્યની આમદાની સર્વથા ન્યૂન થઈ ગઈ હતી. આથી બ્રિટિશસરકારે રાજ્યશાસનમાં પુનઃ હસ્તક્ષેપ કરવાનું પોતાનું કર્તવ્ય ધાર્યું. " અમે કહી શકીએ છીએ કે જો અંબરના સામંતો પૂર્વના સામંતોસમાન સાહસિક, બળવાન અને રાજભક્ત હોત તો બ્રિટિશસરકાર કદિપણ પોતાની ખંડણી વસુલ કરવાને માટે બાલકમહારાજાના રક્ષકનું પદ ગ્રહણ કરી જયપુરરાજ્યમાં પોતાની શાસનશકિત ચલાવત નહિ. રાજપૂતરીતિઅનુસાર બાળકમહારાજાના રક્ષકતરીકે કેવલ રાજ્યના ઉચ્ચ શ્રેણીના સામંતજ નિયુકત થવા જોઇતા હતા. કર્નલ માલેસન જણાવે છે કેઃ-"શિશુમહારાજા રામસિંહને બ્રિટિશ પોલિટિકલ એજંટને આધીન રાખવામાં આવ્યા. પોલિટિકલ એજંટદ્વારા એક પ્રતિનિધિશાસનસમાજની સ્થાપના થઇ. પાંચ પ્રધાન સામંતો તે શાસનસમાજના સભ્યોતરિકે નિયુકત થયા અને સમસ્ત મોટાં રાજકાર્યો તેમના અભિપ્રાય અનુસાર થવા લાગ્યાં." કર્નલ માલેસનના ઉપરોક્ત શબ્દોપરથી એમ પ્રતીત થાય છે કે જાણે ઉક્ત પાંચ સામંતોજ જયપુરરાજ્યનું શાસન કરતા હતા, પરંતુ વાસ્તવમાં તેવો પ્રકાર નહોતો. વસ્તુતઃ બ્રિટિશ પોલિટિકલ એજંટજ જયપુર રાજ્યનો કર્તાહર્તા હતો અને ઉકત પાંચ સભાસદો તો તેની આજ્ઞાનુસારજ કાર્ય કરતા હતા. પોલિટિકલ એજંટે પરમ ખંતપૂર્વક જયપુરરાજ્યની અરાજકતા નિવૃત્ત કરી. જયપુરરાજ્યમાં શાંતિ સ્થાપન થવાથી અનેક હિતકારક કાર્યો થવા લાગ્યાં. મહાશય આચિસન જણાવે છે કેઃ-" જયપુરમાં સેનાની સંખ્યા સર્વથા ઘટાડી નાખવામાં આવી અને રાજકાર્યના પ્રત્યેક વિભાગમાં સુધારા કરવામાં આવ્યા. સતી થવાનો રિવાજ, ગુલામીનો વ્યવસાય અને શિશુકન્યાનો વધ કરવાનો રિવાજ દૂર કરવામાં આવ્યા. બ્રિટિશસરકારની ખંડણી ભારે હોવાથી તેણે ઇ૦ સ૦ ૧૮૪૨ માં પાછલાં વર્ષોની બાકીમાંથી રૂપિયા ૪૬લાખ છોડી દીધા અને વાર્ષિક ચાર લાખની ખંડણી નિયત કરવામાં આવી.

મહારાજા રામસિંહ જ્યાંસુધી સગીર અવસ્થામાં રહ્યા ત્યાંસુધી જયપુરરાજ્ય આ પ્રકારે બ્રિટિશ પોલિટિકલ એજંટ અને મંત્રીસમાજદ્વારા શાસિત થયું. દીર્ઘકાળથી અંબરરાજ્યમાં અરાજકતા અને ઉપદ્રવોનો જે સ્રોત વહેતો હતો તે આ સમયમાં સર્વથા નિવૃત્ત થઇ ગયો. મહારાજા રામસિંહને યુદ્ધની શિક્ષા આપવાને માટે યથાસમયે ઉપયુકત પ્રબંધ કરવામાં આવ્યો. પંડિત શિવધન મહારાજાના શિક્ષકતરિકે નિયુકત થયા અને તેમણે તેમને શિક્ષા આપવાને માટે પૂર્ણ પરિશ્રમ

કર્યો. મહારાજાએ સંસ્કૃત અને ફારસીની સાથે અંગ્રેજી ભાષાની પણ શિક્ષા પ્રાપ્ત કરી.

ઈ૦ સ૦ ૧૮૫૭ માં મહારાજા રામસિંહને બ્રિટિશસરકારે સમસ્ત શાસનભાર અર્પણ કર્યો; "પરંતુ તેમની વય તે સમયે ઘણી નાની હોવાથી તેઓએ રાજશાસનના અનેક વિષયોમાં પોલિટિકલ એજંટની સમ્મતિથી પ્રમાદી અને અધિક ખર્ચાળુ પ્રધાન મંત્રી વૈરીસાલને પદચ્યુત કરી તેના પદપર લછમનસિંહને નિયુક્ત કર્યો. આ લછમનસિંહ સર્વ કાર્યોમાં કુશલ અને વિશેષ ચતુર હતા. વળી તેમણે પોતાના ગુરુ પંડિત શિવધનને મહેસુલીખાતાના અધ્યક્ષતરિકે નિયુક્ત કર્યા."

જો કે મહારાજાને સંપૂર્ણ સત્તા પ્રાપ્ત થઇ હતી, તોપણ તેમણે ચિરપ્રચલિત રીતિ અનુસાર સ્વેચ્છાપૂર્વક શાસન ચલાવ્યું નહિ. તેઓ સારી રીતે શિક્ષિત થયા હતા, તેથી તેમણે સ્વભાવતઃજ સુશાસનપ્રત્યે વિશેષ લક્ષ્ય આપ્યું. તેમની સગીર અવસ્થામાં જે શાસનસમાજની સ્થાપના થઇ હતી, તે સમાજ તેમણે આજીવન સ્થાયી રાખી. તેઓ ઉકત મંત્રીસમાજદ્વારાજ શાસન ચલાવતા હતા. સમસ્ત દેશીરાજ્યોમાં એકમાત્ર જયપુરરાજ્યમાંજ મંત્રીસમાજદ્વારા રાજ્યશાસન ચલાવવામાં આવતું હતું. આ પદ્ધતિ સર્વ પ્રકારે પ્રશંસનીય હતી.આ પ્રણાલીથી વારંવાર રાજ્યને અનેક ઉપકારો થયા હતા.

જયપુરપતિ મહારાજા રામસિંહ જે વર્ષમાં સંપૂર્ણ સત્તાના અધિકારી થયા તે વર્ષમાંજ ભારતવર્ષના અંગ્રેજી રાજ્યના મૂળમાં ભયંકર વજ્રપાત થયો. તે વર્ષમાં અર્થાત્ ઈ૦ સ૦ ૧૮૫૭ માં સિપાઇઓનો ભયંકર બળવો ઉદ્દભવ્યો અને તેથી અંગ્રેજીશાસનનો લોપ થવાનો પૂર્ણ ભાસ થવા લાગ્યો. આ મહા કષ્ટના સમયમાં મહારાજા રામસિંહે યથાર્થ મિત્રતા દર્શાવી બ્રિટિશસરકારને પરમ સહાય કરી. તેમણે દ્રવ્ય તથા સેનાની સહાયથી વિપદ્દગ્રસ્ત અંગ્રેજોનું રક્ષણ કર્યું. મહાશય આચિસન જણાવે છે કેઃ-"સિપાઇઓના બળવાના સમયમાં મહારાજા રામસિંહે બ્રિટિશસરકારને ઘણી સહાય કરી અને તેજ કારણથી તેમને પુરસ્કારમાં કોટકાશિમ પ્રગણું પ્રાપ્ત થયું; પરંતુ તેમણે તે પ્રગણું એવી શરતે ગ્રહણ કર્યું કે જ્યારે તે પ્રગણું બ્રિટિશસરકારને આધીન હતું ત્યારે તેની જે મહેસુલ હતી, તેજ ભવિષ્યમાં પણ કાયમ રહે. વળી તેમણે દત્તકપુત્ર ગ્રહણ કરવાનો હક્ક પણ બ્રિટિશસરકારની પાસેથી પ્રાપ્ત કર્યો."

ઉદારચરિત્ર અને પવિત્ર અંતઃકરણના મહારાજા રામસિંહની વય જેમ જેમ વૃદ્ધિંગત થતી ગઈ, તેમ તેમ જયપુરરાજ્યની પ્રજાનું મંગલ કરવાની કામના પણ તેમના મનમાં દૃઢ થતી ગઇ. તેમણે મંત્રીશાસનસમાજ સ્થાયી રાખી. તેમણે લોકોના સામાજિક આચારવિચારને માન આપ્યું અને બ્રિટિશસરકારનું અનુકરણ કરી વિદ્યાદ્વારા પોતાની પ્રજાની સ્થિતિ પરિવર્તિત કરવાનો યત્ન કર્યો. જયપુરનગરની રચના જો કે પ્રથમથીજ ઉત્તમ બની હતી, પરંતુ મહારાજા રામસિંહે અંગ્રેજી પદ્ધતિઅનુસાર પોતાની રાજધાનીની સુંદરતા વૃદ્ધિંગત કરવાને માટે પુષ્કળ રૂપિયા ખર્ચ્યા. સમસ્ત ભારતવર્ષમાં આજે રાજધાની જયપુર સુંદરતાને માટે પરમ પ્રસિદ્ધ છે. લોકો જયપુરની સુંદરતા જોઇ મુકતકંઠે તેની પ્રશંસા કરે છે; પરંતુ મહારાજા રામસિંહનેજ તેની સુંદરતા આભારી છે, એમ ઇતિહાસ મુકતકંઠે સ્વીકારે છે. મહારાજા રામસિંહે જયપુર નગરીને ભારતવર્ષની રાજધાની કલકત્તા નગરીસમાન સર્વાંગસુંદર બનાવી મૂકી.

જો કે અત્યંત પ્રાચીન કાળના રાજાઓ પોતાની પ્રજાના સ્વાસ્થ્યરક્ષણપ્રત્યે વિશેષ લક્ષ્ય આપતા હતા, તેમજ તે માટે તેઓ ઘણાં કામો કરતા હતા, એ વાત સિદ્ધ કરનારાં અનેક પ્રમાણો પ્રાપ્ત થાય છે; પરંતુ મધ્યકાળના દેશી રાજાઓ એવાં કોઇ પણ કાર્યો કરતા હતા, એમ સિદ્ધ થતું નથી. જલકષ્ટ દૂર કરવાને માટે જોકે દેશી રાજાઓએ મોટાં મોટાં તળાવો અને કૂપો ખોદાવ્યા હતા અને ચાલવાની સગવડને માટે મોટા મોટા લાંબાપહોળા માર્ગો બંધાવ્યા હતા અને રસ્તાની ઉભય બાજુએ વૃક્ષો રોપાવી દીધાં હતાં, પરંતુ તે ઉપરાંત બીજું કોઇ પણ આરોગ્યવર્ધક કાર્ય તેમણે કર્યું નહોતું; પરંતુ મહારાજા રામસિંહે પ્રજાના સ્વાસ્થ્ય તરફ વિશેષ લક્ષ્ય આપી વૈજ્ઞાનિક રીતે વર્તમાન સમયનાં અનેક ઉપયુકત કાર્યો કર્યાં. ભારતવર્ષની રાજધાની કલકત્તામાં જેવી મ્યુનિસપાલીટી છે, તેવી આદર્શ મ્યુનિસિપાલીટી જયપુરમાં સ્થાપન કરી તેમણે યોગ્ય સદ્દગૃહસ્થોને તેના સભાસદતરિકે નિયુકત કર્યા; પરંતુ અંગ્રેજસરકારના તાબાની મ્યુનિસિપાલીટીઓ જે પ્રકારે

પ્રજાની પાસેથી ધન લઇને પ્રજાના સ્વાસ્થ્યને માટે પ્રબંધ કરે છે, તે પ્રકારે મહારાજા રામસિંહની રાજધાનીમાં બન્યું નહિ. ઉલટું તેમણે પોતાના ભંડારમાંથી કેટલાક લાખ રૂપિયા કાઢી આપી અનેક આરોગ્યવર્ધક કાર્યો કર્યાં અને આજપર્યંત તેજ પ્રકારે જયપુરમાં કારોબાર ચાલે છે.

જો કે પૂર્વે રાજધાની જયપુરના રાજમાર્ગો વૈજ્ઞાનિકરીતે બનાવવામાં આવ્યા હતા, પરંતુ તેમની સંખ્યા ઘણી થોડી હતી; પણ મહારાજા જયસિંહના શાસનસમયમાં તેમની સંખ્યા ઘણી વધી ગઇ અને તેમની સુંદરતામાં પણ અત્યંત વધેરો થયો. વળી તેમણે રાજધાનીની પેઠે રાજ્યનાં અનેક સ્થાનોમાં સડક બંધાવી પ્રજાપર વિશેષ ઉપકાર કર્યો છે. સડકોની સાથે પાણી નીકળી જવાને માટે મોટી મોટી ગટરો રાખવામાં આવી છે. વળી નગરનિવાસીઓને સરલતાથી શુદ્ધ પાણી મળી શકે એવો પણ પ્રબંધ કરવામાં આવ્યો છે. આજપર્યંત અનેક ઉચ્ચ શ્રેણીનાં દેશી રાજ્યોમાં ગેસની રોશની નથી, પરંતુ મહારાજા રામસિંહના પુષ્કળ પરિશ્રમ તથા પુષ્કળ દ્રવ્યવ્યયથી તેમની રાજધાની જયપુરનગરી સૂર્યની કાંતિસમાન પ્રકાશમાન થઇ પોતાની સુંદરતા વૃદ્ધિંગત કરી રહી છે. જો કે પ્રાચીન ગ્રંથોમાં આપણે દેશીરાજાઓની રાજધાનીની સુંદરતા તથા રાજોદ્યાનની રમણીયતા-વિષે વર્ણન વાંચીએ છીએ, તોપણ તેમાં આપણને ક્યાંય પણ એવો ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી કે તેમણે કદિપણ સાધારણ પ્રજાના સ્વાસ્થ્યના રક્ષણને માટે વૈજ્ઞાનિકરીતે તે ઉદ્યાન તૈયાર કરાવવાની ચેષ્ટા કરી હોય; પરંતુ બુદ્ધિમાન રાજા રામસિંહે ભારતવર્ષની વર્તમાન રાજધાની કલકત્તાનો આ-દર્શ ગ્રહણ કરી રામનિવાસ નામનો એક સુંદર ઉદ્યાન તૈયાર કરાવી રાજધાની જયપુરનાં નિવાસી-ઓપર વિશેષ ઉપકાર કર્યો. સારાંશ, સાધારણ પ્રજાનું સ્વાસ્થ્ય તથા રાજધાનીની સુંદરતા વધારવાને માટે મહારાજા રામસિંહે પુષ્કળ રૂપિયા ખર્ચી પ્રજાના હિતને માટે અનેક કાર્યો કર્યાં. તેમણે માત્ર પ્રજાનું સ્વાસ્થ્ય અને નગરની સુંદરતા વધારવાનેજ પ્રયાસ કર્યો નહિ, પરંતુ શિક્ષા અને સભ્યતાના પ્રચારને માટે પણ અનેક પ્રયત્નો કર્યા. ચિત્રશાળા, શિલ્પશાળા, ટાઉનહોલ, નાટકશાળા, રોગીનિ-વાસસ્થાન, ચિકિત્સાલય વગેરેની સ્થાપના પણ તેમણે કરી. મહારાજા રામસિંહના આ કલ્યાણમય કાર્યથી પ્રાચીન જયપુર નવીન જીવન પ્રાપ્ત કરી નવીન મૂર્તિ ધારણ કરી અન્યાન્ય રાજ્યોની રાજધાનીઓપ્રતિ તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગ્યું અને મહારાજાનાં શિક્ષા, રુચિ, જ્ઞાન તથા બુદ્ધિની ઉચ્ચ સ્વરથી પ્રશંસા કરવા લાગ્યું.

મહારાજા રામસિંહ કેવલ રાજધાનીની ઉન્નતિ કરીનેજ શાંત રહ્યા નહિ. સમસ્ત રાજ્યની પ્રત્યેક શ્રેણીની પ્રજાના મંગલ પ્રત્યે તેમનું પૂર્ણ ધ્યાન રહેતું હતું, તેથી તેમણે રાજધાનીની પેઠે પોતાના રાજ્યમાં સર્વત્ર વાણિજ્યકાર્યની ઉન્નતિ અને વ્યાપારીઓની સગવડને માટે પુષ્કળ દ્રવ્ય ખર્ચી અનેક સડકો બંધાવી તથા કૃષિકારોના હિતને માટે પણ પુષ્કળ રૂપિયા ખર્ચી અનેક સ્થાનોમાં તળાવો ખોદાવ્યાં; તેમજ વાણિજ્યની ઉન્નતિ કરનારૂં ઓગણીસમી શતાબ્દીનું પ્રબલ સાધન જે રેલ્વે તેનો વિસ્તાર પણ તેમણે પોતાના રાજ્યમાં કર્યો. આ કાર્યમાં તેમણે પોતાના રાજભંડારમાંથી રૂપિયા ખર્ચ્યા હતા અને આજપર્યંત પ્રતિવર્ષે તેજ પ્રકારે પુષ્કળ દ્રવ્ય ખર્ચવામાં આવે છે.

બુદ્ધિમાન મહારાજા રામસિંહ સારી રીતે જાણતા હતા કે આ સંસારમાં એકમાત્ર શિક્ષા-થીજ અનેક જાતિઓ અને અનેક રાજ્યોની ઉન્નતિ થઇ છે અને આપણા રાજ્યમાં જેટલો શિક્ષાનો પ્રચાર વધશે, તેટલીજ લોકોની અતિ ઉન્નતિ થશે. મહારાજા સવાઇ જયસિંહ જો કે ઉચ્ચ કોટિના શિક્ષિત પુરુષ હતા, જો કે તેમણે શિક્ષિત પંડિતોનું સન્માન વધારવાને માટે પુષ્કળ દ્રવ્યનો વ્યય કર્યો હતો, જો કે તેમણે શાસ્ત્રની ઉન્નતિને માટે અત્યંત પ્રયાસ કર્યો હતો, પરંતુ અમારે મુક્તકંઠે સ્વીકારવું પડે છે કે તેમણે પોતાના રાજ્યમાં સાર્વત્રિક કેળવણીનો પ્રચાર કરવાને માટે પ્રયાસ કર્યો નહોતો; પરંતુ મહારાજા રામસિંહે ઉચ્ચ શિક્ષાના પ્રભાવથી સાર્વત્રિક શિક્ષણનું મહત્વ ઓ-ળખ્યું અને તેમણે સર્વસાધારણ પ્રજાને શિક્ષણ આપવાને માટે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું. તેમણે રાજધાની જયપુરમાં સંસ્કૃત વિદ્યાલય સિવાય ઉર્દુ વિદ્યાલય અને અંગ્રેજી વિદ્યાલયની પણ સ્થાપના કરી. તેઓ કેવલ આટલુંજ કરીને સંતુષ્ટ રહ્યા નહિ, પરંતુ તેમણે શિલ્પના શિક્ષણને માટે પણ એક સ્વતંત્ર વિદ્યાલય સ્થાપિત કર્યું. જયપુરનું શિલ્પકાર્ય ભારતવર્ષમાં સર્વોત્તમ ગણાય છે અને એ

શિલ્પવિદ્યાર્થીઓને નવીન વૈજ્ઞાનિક પદ્ધતિનું શિક્ષણ પણ પ્રાપ્ત થવા લાગ્યું, તેથી તેમના હાથથી બનતું શિલ્પકાર્ય અધિક શ્રેષ્ઠ થયું છે. વળી મહારાજા રામસિંહે રાજધાનીમાં અનેક કન્યા પાઠશાળાઓ પણ સ્થાપન કરી છે. આ સર્વ વિદ્યાલયો આજે અમૃતમય ફલ આપી રહ્યાં છે અને એક સમય એવો પણ આવશે કે ઉક્ત વિદ્યાલયો જયપુરની કીર્તિ દિગંતમાં ગજાવી મૂકશે.

જો કે મહારાજા રામસિંહને તેમના પૂર્વપુરુષોની પેઠે રાજ્યની સંપૂર્ણ સત્તા પ્રાપ્ત થઇ હતી અને જો તેઓ ધારત તો સ્વેચ્છાપૂર્વક રાજ્યશાસન ચલાવી શકત; પરંતુ તેમણે પ્રજાના કલ્યાણાર્થે પ્રાચીન શાસનપ્રણાલી બદલી નાખી. તેમની સગીર અવસ્થામાં શાસનકાર્ય ચલાવવાને માટે જે મંત્રીસમાજની સ્થાપના થઇ હતી તેને તેમણે પોતાની પ્રૌઢાવસ્થામાં પણ સ્થાયી રાખી. તેમને સ્વભાવતઃજ રાજ્યશાસનના સર્વ વિભાગોપર સંપૂર્ણ દેખરેખ રાખવાનો અવકાશ મળતો નહોતો, તેથી તેમણે પ્રત્યેક વિભાગપર એક એક શિક્ષિત મનુષ્યની યોજના કરી અને તે વિભાગની સંપૂર્ણ જવાબદારી તેનેજ સોંપી દીધી. અમે પૂર્વે જણાવી ચૂકયા છીએ કે જે સમયે મહારાજા રામસિંહે રાજ્યભાર પોતાના હાથમાં ગ્રહણ કર્યો તે સમયે તેમની વય ઘણી નાની હતી અને તેથી તેઓ રાજ્યશાસનની અનેક બાબતોમાં બ્રિટિશ પોલિટિકલ એજંટની સલાહ લેતા હતા; પરંતુ જેમ જેમ તેમની વય વૃદ્ધિંગત થતી ગઇ તેમ તેમ તેમની વિદ્યા અને બુદ્ધિનો પણ વિકાસ થતો ગયો અને જ્યારે તેમની વય તેમજ બુદ્ધિ સંપૂર્ણ વિકાસને પ્રાપ્ત થઈ, ત્યારે બ્રિટિશ પોલિટિકલ એજંટે તેમના હાથમાં રાજ્યશાસનનો સંપૂર્ણ ભાર સમર્પણ કરી દીધો.

આજે અનેક વિદ્વાન બંગાળીઓ અનેક દેશીરાજ્યોમાં અધિકાર પ્રાપ્ત કરી તેમનું મંગળ કરે છે; પરંતુ અમે મુક્તકંઠે કહી શકીએ છીએ કે જયપુરરાજ્યમાં શિક્ષિત બંગાળીઓની જેવી પ્રબળતા જોવામાં આવે છે તેવી તેમની પ્રબળતા ઇતર કોઇ પણ રાજ્યમાં દૃષ્ટિગોચર થતી નથી. કલકત્તાના વિખ્યાત બાબુ રામકમલ સેનના પુત્ર બાબુ હરમોહન સેન જયપુરરાજ્યમાં સન્માનસહિત પધાર્યા હતા. હરમોહન બાબુના વંશજો આજે જયપુરરાજ્યનાં અનેક પદોપર નિયુક્ત થઇ બંગાળીજાતિની દક્ષતા અને યોગ્યતાનો સોજ્જ્વલ પરિચય આપી રહ્યા છે. મહારાજા રામસિંહ કેવલ સેનવંશથીજ નહિ પરંતુ શિક્ષિત બંગાલી માત્રથી સંતુષ્ટ થયા હતા. આથી તેમણે અનેક બંગાળી બ્રાહ્મણો અને કાયસ્થોને રાજ્યનાં ભિન્ન ભિન્ન ઉચ્ચ પદોપર નિયુક્ત કર્યા. શિક્ષિત બંગાળીઓથી મહારાજા રામસિંહ એટલા બધા સંતુષ્ટ થયા હતા કે તેમણે રાજ્યશાસનના પ્રત્યેક વિભાગની સંપૂર્ણ જોખમદારી તેમના હાથમાં સોંપી દીધી. ખાનગી મંત્રીના પદપર પણ તેમણે એક વિદ્વાન બંગાળીને નિયુક્ત કર્યા. ઉચ્ચવંશોદ્ભવ બાબુ સંસારચંદ્ર સેન મહારાજાના ખાનગી મંત્રીતરિકે નિયુક્ત થયા. તેમણે મહારાજાના અવસાનપર્યંત પરમ ચતુરાઇપૂર્વક કાર્ય કરી જયપુરરાજ્યનું કલ્યાણ કર્યું. તેમના કાર્યથી મહારાજા રામસિંહ તેમનાપર અત્યંત પ્રસન્ન થયા હતા. તેમણે બાબુ મોતીલાલને તેમના સહકારી તરિકે નિયુક્ત કર્યા હતા.

વિ૦ સ૦ ૧૮૬૮ માં રાજસ્થાનમાં ભયંકર દુર્ભિક્ષ પડયો. આ સમયે મહારાજા રામસિંહે પ્રજાનું કષ્ટ દૂર કરવાને પોતાના ભંડારમાંથી પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું. તેમણે પ્રજાની પાસેથી કર લેવો બંધ કર્યો અને રંક લોકોને માટે ભોજનનો સારો પ્રબંધ કરી દીધો. આ સમયે મહારાજાનો ખજાનો અત્યંત ખાલી થઇ ગયો. મહારાજાના આ પારમાર્થિક કાર્યથી બ્રિટિશસરકાર તેમનાપર પરમ પ્રસન્ન થઇ અને તેણે તેમનું સન્માન વધારવાને માટે સલામીની તોપોમાં બે તોપોનો વધારો કર્યો. પૂર્વે જયપુરના મહારાજા જ્યારે અંગ્રેજી પ્રદેશમાં જતા, ત્યારે તેમને સત્તર તોપોનું માન મળતું હતું, પરંતુ હવે બ્રિટિશસરકારે એવી આજ્ઞા પ્રકાશિત કરી કે મહારાજા રામસિંહને જીવનપર્યંત ઓગણીસ તોપોનું માન આપવું.

મહારાજા રામસિંહ ઓગણીસમી શતાબ્દીની ઉત્તમ વૈજ્ઞાનિક પ્રણાલીથી રાજ્યસંસ્કાર અને સુશાસન પ્રબંધ કરી સફલમનોરથ થયા. તેમની યોગ્યતા જોઈ બ્રિટિશસરકાર પરમ સંતુષ્ટ થઇ. ભારતવર્ષના વાઇસરૉયે તેમને વડી ધારાસભાના સભાસદતરિકે નિયુક્ત કર્યા. ધારાસભામાં તેમણે વિશેષ દક્ષતા પ્રકાશિત કરી. આથી બીજીવાર પણ તેમને ધારાસભાના સભ્ય બનાવવામાં આવ્યા.

મહામાનનીયા ભારતેશ્વરીએ જે સમયે ભારતવર્ષના દેશી રાજાઓનું સન્માન વધારવાને માટે તેમને ભારતનક્ષત્રની ઉપાધિ અર્પણ કરી, તે સમયે અન્યાન્ય રાજાઓની પેઠે મહારાજા રામસિંહને પણ ઉક્ત ઉપાધ પ્રાપ્ત થઇ હતી. જયપુરના વિખ્યાત મહારાજા માનસિંહ, મીરજા રાજા જયસિંહ અને મહાન પંડિત મહારાજા સવાઇ જયસિંહ જે પ્રકારે પોતાની યોગ્યતાથી મુસલમાનસમ્રાટની સભામાં પરમ પ્રસિદ્ધ થયા હતા, તે પ્રકારે મહારાજા રામસિંહે સૌથી પ્રથમ અંગ્રેજી દરબારમાં કીર્તિ, યશ અને સન્માનની પ્રાપ્તિ કરી હતી. ભારતવર્ષના રાજાઓપૈકી એકમાત્ર મહારાજા રામસિંહજી બ્રિટિશસરકારને અધિક પ્રિય હતા. તેમણે બ્રિટિશસરકારની એટલી બધી પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી કે ઇ૦ સ૦ ૧૮૭૫ માં જ્યારે વડોદરાના હતભાગી અધીશ્વર મલ્હારરાવ ગાયકવાડપર અંગ્રેજ રેસિડેંટ કર્નલ ફેરરને વિષ દેવાનો આરોપ મૂકવામાં આવ્યો અને તેને અયોગ્ય શાસન ચલાવવા માટે બંદી કરી તપાસને માટે ઉભો કરવામાં આવ્યો, ત્યારે તેની તપાસ કરવાને માટે જે કમીશન નિયત કરવામાં આવ્યું હતું તેમાં ભારતવર્ષના વાઇસરૉય લૉર્ડ નોર્થબ્રુકે મહારાજા રામસિંહને યોગ્ય પુરુષ ધારી તેમને સભ્યતરિકે નિયુક્ત કર્યા હતા. તેમણે અન્યાન્ય સભ્યોની સાથે ન્યાયાસનપર વિરાજમાન થઇ ગાયકવાડના મુકદ્દમાના સંબંધમાં પોતાનો સ્વતંત્ર મત પ્રકાશિત કરી વિશેષ પ્રશંસા પ્રાપ્ત કરી હતી.

ઇ૦ સ૦ ૧૮૭૫ ના અંતિમ ભાગમાં ભારતના ભાવીસમ્રાટ બ્રિટનના યુવરાજ માનનીય પ્રિન્સ ઓફ વેલ્સ બહાદૂર ભારતવર્ષમાં ભ્રમણ કરવાને માટે આવ્યા. પોતાના ભાવીસમ્રાટનો સત્કાર કરી તેમને સન્માન આપવાને માટે સંપૂર્ણ ભારતવર્ષ એકદિલથી તત્પર થયો. ભારતવર્ષના સમસ્ત લોકો પરમ આનંદથી ઉન્મત્ત થઈ ગયા. ભારતના ભાવીસમ્રાટને પોતાના રાજ્યમાં લાવી તેમનું વિશેષ સન્માન કરવાનો અનેક દેશીરાજાઓએ પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો; પરંતુ સમસ્ત દેશીરાજાઓનો આ મનોરથ પૂર્ણ કરવાનું કામ ભાવીસમ્રાટને માટે અવશ્ય અશક્ય હતું; પણ જયપુરપતિ મહારાજા રામસિંહ તો બ્રિટિશસરકારને અસાધારણરીતે પરમપ્રિય થઇ પડયા હતા, વળી જયપુર નગર સમસ્ત ભારતવર્ષમાં એક દર્શનીય શહેર છે, તેથી પ્રિન્સ ઓફ વેલ્સ બહાદૂરે મહારાજાના પ્રસ્તાવાનુસાર જયપુરની મુલાકાત લઈ મહારાજાના આતિથ્યનો સ્વીકાર કરવાનો ઠરાવ કર્યો. મહારાજા રામસિંહ બહાદૂરની સાથે તેમની કારકીર્દિમાં આવેલા પ્રાયઃ સમસ્ત વાઇસરૉયોને ધાડી મિત્રતા થઈ હતી. વિશેષ કરીને અર્લ ઑફ મેયો મહારાજા રામસિંહના પરમ મિત્ર હતા. જે સમયે અર્લ ઑફ મેયોને આંદામાન ટાપુમાં પાપાત્મા શેરઅલ્લીએ મારી નાખ્યા તે સમયે મહારાજા રામસિંહે યથાર્થ શોક પ્રદર્શિત કર્યો હતો. પોતાના પ્રિય મિત્રના સ્મરણનિમિત્તે તેમણે પોતાની રાજધાની જયપુરમાં 'મેયો હોસ્પિટલ' ની સ્થાપના કરી અને અર્લ ઑફ મેયોનું એક ધાતુનું બાવલું ઉભું કર્યું. જે સમયે ભારતવર્ષમાં પ્રિન્સ ઓફ વેલ્સનું આગમન થયું, તે સમયે લૉર્ડ નોર્થબ્રુક વાઇસરૉયના પદપર સ્થિત હતા. લોર્ડ નોર્થબ્રુકની સાથે પણ મહારાજાને વિશેષ મિત્રતા થઈ ગઈ હતી, તેથી ભાવીસમ્રાટનું ભારતવર્ષમાં આગમન થયું તે પૂર્વે તેમણે મહારાજા રામસિંહને કલકત્તા આવવાને આમંત્રણ કર્યું હતું.

બ્રિટિશસરકારના પરમ ભક્ત મહારાજા રામસિંહ બહાદૂર યથાસમયે પોતાના અનુચરો સાથે કલકત્તામાં જઈ પહોંચ્યા. વાઇસરૉય લોર્ડ નોર્થબ્રુકે પરમ આદરસન્માનસહિત મહારાજાને રાજમહાલયમાં લઈ જઇ તેમના આગમનમાટે પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો. મહારાજા કલકત્તામાં જે સ્થાનમાં રહેતા હતા, તે સ્થાનમાં વાઇસરૉય નિત્ય જઇ તેમની મુલાકાત લેતા હતા. ઇ૦ સ૦ ૧૮૭૫ ના ડિસેમ્બરની ૨૩ મી તારીખે ભાવી સમ્રાટ પ્રિન્સ ઑફ વેલ્સ બહાદૂર કલકત્તામાં આવ્યા. તેમનું પરમ આદરસન્માનસહિત સ્વાગત કરવાને માટે પ્રિન્સેસ ઘાટપર એક મોટી સભા થઇ. તે સભામાં આમંત્રિત દેશી રાજાઓ પણ વિરાજમાન થયા. મહારાજા રામસિંહ બહાદૂર પણ યોગ્ય સમયે તે સભામાં જઇ પહોંચ્યા. વાઇસિરોય લૉર્ડ નોર્થબ્રુકે તે સ્થળે મહારાજા રામસિંહ બહાદૂરનો યુવરાજની સાથે વિશેષ પરિચય કરાવ્યો. બીજે દિવસે અર્થાત ડીસેમ્બરની ૨૪ મી તારિખે ૧૦ વાગે અંબરપતિ મહારાજા રામસિંહ બહાદૂર યુવરાજની મુલાકાત કરવાને માટે સરકારી મહાલયમાં ગયા. તેઓ સરકારી મહાલયની પ્રધાન સીઢીપર ચઢયા કે તરતજ યુવરાજના મંત્રી મેજર ઍન્ડર્સન તથા

મેજર સારટારિયસ અને બે એઠી કાંગોએ આગળ આવી પરમ આદરપૂર્વક મહારાજાનું સન્માન કર્યું અને ઉભય બાજુએ ઉભેલી સેનાએ તેમને સલામી આપી. વળી આજ સમયે કિલ્લાપર તોપો છૂટી. ભાવીસમ્રાટ સિંહાસનપરથી નીચે ઉતરી કેટલાક કદમ આગળ આવી સ્વયં મહારાજાના હસ્ત ગ્રહણ કરી તેમને લઇ ગયા અને તેમણે પોતાની નિકટના સિંહાસનપર તેમને બેસાડયા.પરસ્પર ક્ષેમકુશળતાના સમાચાર પૂછાયા બાદ બીજી ઘણી વાતચીત થઈ અને ત્યારપછી પ્રચલિત રીતિઅનુસાર અત્તર છાંટી તાંબૂલ આપવામાં આવ્યું. ત્યારપછી મહારાજાએ સન્માનસહિત વિદાય લીધી. ભાવીસમ્રાટ ડીસેમ્બરની ૨૯ મી તારીખે મહારાજાને વળતી મુલાકાત આપવાને ગયા. મહારાજાએ પણ તેમને પરમ આદરપૂર્વક ગ્રહણ કર્યાં. ભાવીસમ્રાટે કેટલાક દિવસપર્યંત જયપુર નગરમાં રહી સમસ્ત ઉત્સવો જોયા. મહારાજાની સાથે નિમ્નલિખિત સુશિક્ષિત રાજપુરુષો તથા સામંતો કલકત્તામાં ગયા હતાઃ—ઠાકોર કિશોરીસિંહ, ઠાકોર કરણસિંહ, ઠાકોર ઝુઝારસિંહ, રાવળ રાજા સંગ્રામસિંહ, અર્જુનલાલસિંહ, જોરાવરસિંહ, પ્રતાપસિંહ, અને કરમસિંહ. મહારાજા રામસિંહ કલકત્તાના ઉત્સવો સમાપ્ત થઈ ગયા પછી પોતાની રાજધાનીમાં આવ્યા.

ભારતના ભાવીસમ્રાટ પ્રિન્સ ઑફ વેલ્સ બહાદૂરનું પરમ આદરસહિત જયપુરમાં સ્વાગત કરવાને માટે મહારાજા રામસિંહ બહાદૂરે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતું. ફેબ્રુઆરીની ૪થી તારિખે પ્રિન્સ ઑફ વેલ્સ બહાદૂર જયપુરમાં ગયા. તેમના સન્માનને માટે મહારાજાએ અગાઉથી ઘણી તૈયારી કરી હતી. યુવરાજને સંતુષ્ટ કરવાને માટે તથા તેમના સન્માનની રક્ષા કરવાને માટે પ્રયાસ કરવામાં તેમણે કિંચિત પણ ત્રુટિ કરી નહિ. યુવરાજના આગમનપ્રસંગે નગરના સમસ્ત લોકો આનંદથી પરિપૂર્ણ થઇ ગયા. સમસ્ત પ્રજા, સંપૂર્ણ સેના તથા સમસ્ત જમીનદારો આનંદોન્મત્ત બની ગયા. જયપુરના મહારાજાએ હિંદુ પ્રણાલી અનુસારજ યુવરાજનો સત્કાર કર્યો. પતાકા, વાદ્ય,સેના,પૂજા,—સમસ્ત વસ્તુઓ તથા ક્રિયાઓ આર્યપ્રણાલી અનુપજ હતાં. આ દૃશ્ય પરમ આનંદદાયક લાગતું.હતું. જે સમયે યુવરાજ જયપુરથી ૮૨ માઇલના અંતરપર હતા તે સમયે જયપુરની રાજપતાકા ફરકવા લાગી અને તેમના સન્માનને માટે તોપો છૂટવા લાગી. જ્યારે યુવરાજની ગાડીઘોસા સ્ટેશનપર આવી પહોંચી તે સમયે કિલ્લાપરથી તોપોનો ધ્વનિ થવા લાગ્યો. જયપુરના મહારાજા પ્રથમથીજ પોતાના રાજમંત્રી અને પ્રધાન પ્રધાન સરદારોની સાથે જયપુરના સ્ટેશનપર યુવરાજનું આદરસહિત સ્વાગત કરવાને માટે ઉપસ્થિત હતા. સ્ટેશનને અતિ સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું. પુષ્પમાળા તથા રાજચિન્હયુક્ત પતાકા ઇત્યાદિથી સ્ટેશનની શોભામાં કાંઇપણ ખામી રહી નહોતી. એક તરફ પાયદલ સેના સ્ટેશનપર યુવરાજને માન આપવાને માટે ખડી રહી હતી. થોડી થોડી વારે મધુર વાજાં વાગતાં હતાં. રેલ્વેસ્ટેશનથી લઇને શિવાપોલપર્યંત માર્ગની બન્ને બાજુએ ઘોડેસ્વાર ઉભા રહી શાંતિની રક્ષા કરી રહ્યા હતા અને શિવપોલ ગેટથી કૃષ્ણપોલ ગેટપર્યંત માર્ગની બન્ને બાજુએ રાજપાયદલ અને નાગા પાયદલ ઉભું હતું. વળી સમસ્ત જાગીરદારો પણ ઠાઠમાઠસહિત અશ્વારૂઢ થઇ યુવરાજને માન આપવાને માટે તેમની પ્રતીક્ષા કરી રહ્યા હતા. શિવપોલ ફાટકની સન્મુખજ યુવરાજને માટે સુસજ્જિત હાથી ઉભો હતો.

સ્ટેશનપર યુવરાજનું આગમન થતાંજ ત્યાં ઉભેલી સેનાએ તેમના સન્માનાર્થે તોપનો ધ્વનિ કર્યો. ત્યારપછી યુવરાજ સ્ટેશનબહાર નીકળી તૈયાર રાખેલી ઘોડાગાડીપર સવાર થઇ આગળ ચાલ્યા. કેટલાક અંગ્રેજ અશ્વારોહીઓ તેમની પાછળ ચાલતા હતા અને કેટલાક તેમની આગળ ચાલતા હતા. માર્ગમાં જમીનદાર, સરદાર અને જાગીરદારોએ દેશી રીતિઅનુસાર તેમને સન્માન આપ્યું. શિવપોલ ગેટ આગળ જઇ તેઓ મહારાજાની સાથે સુસજ્જિત હાથીપર આરૂઢ થયા. યુવરાજના સમસ્ત કર્મચારીઓ તથા સેવકો તેમના હાથીની પાછળ પાછળ આવવા લાગ્યા. અંગ્રેજો જમણી તરફ ઉભા હતા, દેશીઓ ડાબી તરફ ઉભા હતા અને વચ્ચે હાથી ચાલતો હતો. યુવરાજ શિવપોલ ગેટથી આગળ ચાલ્યા કે તરતજ પુનઃતોપોનો ધ્વનિ કર્ણગોચર થવા લાગ્યો. માર્ગમાં જયપુરના પ્રધાન પ્રધાન શ્રેણીના બ્રાહ્મણોએ ઘંટાનાદ તથા શંખનાદ કરી યુવરાજની આરતી ઉતારી. યુવરાજની આગળ અસંખ્ય પાયદલ, અગણિત પતાકાધારી વગેરે ચાલતા હતા, તેમજ અસંખ્ય દેશી નાચનારાઓ

નાચ કરતા કરતા આગળ વધતા હતા. આ દૃશ્ય યુવરાજ તથા સમસ્ત માણસોને મોહિત કરતું હતું. યુવરાજને ભારતવર્ષમાં આર્યરીતિઅનુસાર આવું સન્માન બીજે ક્યાંય પણ પ્રાપ્ત થયું નહોતું. રાજમાર્ગમાં ઉભેલાં લક્ષાવધિ મનુષ્યોના આનંદધ્વનિથી આકાશ ગાજી રહ્યું. લોકોનો આવો પવિત્ર આનંદ યુવરાજે બીજે ક્યાંય પણ જોયો નહોતો, તેમજ બીજે ક્યાંય પણ તેમને આવું સન્માન પણ પ્રાપ્ત થયું નહોતું. જયપુરના મહારાજાએ યુવરાજને આપેલા આવા સન્માનની ખબર સાંભળી શ્રીમતી મહારાણી પણ પરમ આનંદિત થયાં. શિવપોલ ગેટથી નિમ્નલિખિત ક્રમથી યુવરાજની સ્વારી નીકળી હતી: —

અશ્વારોહી જમાદાર
દેશી પદાતિનું એક દલ
અશ્વારોહી નગર કોટવાલ
બૃહત રાજપતાકાધારી બે હાથીઓ
એક પ્રાસાદરક્ષક સેના.
ઉંટપર આરૂઢ થયેલા ગોલંદાજો
રાજપતાકાધારી ઘોડેસ્વારો
અશ્વારોહી નગારાંવાળા
સાદા અશ્વારોહી
તાજીમી સરદારોના કુમારો
ખાસ ચોકીના કર્મચારીઓ
રાજકર્મચારીઓ
વાજાંવાળાઓ
મહારાજાના અશ્વારોહી વાજાંવાળાઓ
રાજપતાકાધારીઓ

ભાલાધારી દલ
હલકારા
રાજચિન્હધારીઓ
તલવાર ખેલનાર
મહારાજાના ખવાસ
મહારાજા રામસિંહ અને પ્રિન્સ ઓફ વેલ્સ
હાથીપર આરૂઢ થયેલા ઢાલવાળા બે સામંતો
ખાસ ચોકીના બે અશ્વારોહી કર્મચારીઓ
હાથીપર આરૂઢ થયેલા માણસો
યુવરાજના સહચર
અંગ્રેજ કર્મચારીઓ
દેશી સામંતો
અંગ્રેજીસેના
હાથીપર આરૂઢ થયેલા વાજાંવાળાઓ
અશ્વારોહી નાયબ કોટવાળ

યુવરાજ કૃષ્ણપોલ ગેટ પસાર કરી ગયા પછી સમસ્ત સેના અને અનુચારોસહિત અંગ્રેજ રેસીડેંટના મુકામ તરફ ગયા. તેઓ ત્યાં પહોંચ્યા તે સમયે મહારાજાની પાયદલસેનાએ તેમને સન્માન આપ્યું અને તોપધ્વનિ કરવામાં આવ્યો. યુવરાજને રેસીડેંન્સીમાં પહોંચાડી મહારાજા પોતાના મુકામપર ચાલ્યા આવ્યા અને ત્યારપછી અલ્પ સમયમાં તેઓ યુવરાજની મુલાકાત કરવાને ગયા. આ સન્માન આપતી વખત જયપુરની સમસ્ત સેના રાજમાર્ગમાં ઉભી હતી. યુવરાજના સહચરો અને અંબરના સામંતો હાથીપર આરૂઢ થઇને આવતા હતા. હાથીની સંખ્યા ઘણી હતી.

યુવરાજનું આગમન થયું તે સમયે પોલિટિકલ એજંટ મહાશય વેનને પુષ્કળ રૂપિયાનો વ્યય કરી યુવરાજના નિવાસમાટેના ખાસ મકાનને સજાવ્યું હતું. પ્રિન્સલૂઈ, વુર્ટેમ્બર્ગલોર્ડ શેફિલ્ડ અને લોર્ડ કૅરિંગ્ટન યુવરાજની સાથેજ રહેતા હતા, તેથી તેઓ પણ યુવરાજનાજ મકાનમાં રહ્યા. અન્યાન્ય રાજકર્મચારીઓ અને સેવકો ઇતર સ્થાનોમાં ચાલ્યા ગયા. યુવરાજપ્રત્યે ભકિત દર્શાવી તેમની કૃપા સંપાદન કરવાને માટે મહારાજા એક સાધારણ મકાનમાં રહેતા હતા. આથી લૉર્ડ મેયો તેમનાપર પરમ પ્રસન્ન થયા અને તેમણે મહારાજા રામસિંહની ગણના પરમ મિત્રોમાં કરી. ફેબ્રુઆરીની ૪થી તારીખે એક મોટું ખાણું આપવામાં આવ્યું. તે સિવાય તે દિવસે કાંઈ મહત્ત્વની ઘટના બની નહિ.

બીજે દિવસે પ્રભાત થતાંજ નગરમાં એવા સમાચાર ફેલાઈ ગયા કે યુવરાજ શિકાર ખેલવાને જશે. આથી તેમનાં દર્શન કરવાને માટે જે લોકો મહાલયની સન્મુખ ઉભા હતા તેઓ હતાશ થઇને ચાલ્યાં ગયાં. પ્રાતઃકાળ થતાંજ યુવરાજ ભોજન કરી લૉર્ડ આઇલ્સફર્ડ, લૉર્ડ કૅરિન્ટન, લૉર્ડઆલ્ફ્રેડ, પેજેટ, મેજર બ્રૉડફર્ડ, જોધપુરના રાજાના પ્રતાપસિંહ અને કિશોરસિંહ નામના બે બંધુઓ તથા મહારાજા રામસિંહ એટલા જણ શિકાર ખેલવાને ગયા. તેઓ પ્રથમ મિજિકાબાગ નામના સ્થાનમાં ગયા અને ત્યાં તેમણે ભોજન લીધું. ભોજન કરી રહ્યા પછી તેઓ સર્વ જંગલમાં ગયા. નગરથી ક

સાહેબના અંતરપર ઝાલાના નામના જંગલમાં શિકાર ખેલવાનો પ્રારંભ થયો. યુવરાજ કિશોરસિંહ અને પોતાના એક સહચરની સાથે ઘોડાપર બેસી એક ઉચ્ચ સ્થાનપર ચાલ્યા ગયા અને મેજર મહારાજા બેડફર્ડ, પ્રતાપસિંહ તથા શિકારીઓ નીચેથી વ્યાઘ્રને નસાડવા લાગ્યા. થોડા સમય પછી એક વિરાટકાય વાઘણે દેખાવ દીધો. તે નાસવાની તૈયારી કરતી હતી, એવામાં મહારાજા તથા પ્રતાપસિંહે તેનાપર ગોળી છોડી. તે વાઘણ યુવરાજથી ૪૦ હાથ દૂર હતી, એવામાં તેમણે તેનાપર ગોળી છોડી. તે ગોળી તેની ડાબી બગલમાં લાગી. ગોળી ખાધા છતાં પણ વાઘણ નાસતી હતી એવામાં યુવરાજે તેનાપર બીજી ગોળી છોડી. તે ગોળી તેના પુચ્છમાં વાગી. આ ગોળી લાગતાંજ વાઘણ થોડી મંદ થઇ. હવે યુવરાજે તેનાપર ત્રીજી ગોળી છોડી; પરંતુ તે આ વખતે એક વૃક્ષની ઓથમાં હોવાથી તે તેને લાગી નહિ. બે ગોળી લાગવાથી તે અધિક દૂર જઇ શકી નહિ. તે અંતે એક પથ્થર ઉપર જઇને બેસી ગઈ. પ્રતાપસિંહે તેને શોધી કાઢી અને તે વાતની યુવરાજને ખબર કરી. યુવરાજે ત્યાં જઇ કહ્યું કે આ વાઘણ મરી ગઇ છે; પરંતુ પ્રતાપસિંહે કહ્યું કે એ હજી મરી નથી. આથી યુવરાજે પુનઃ તેને એક ગોળી મારી, પરંતુ તે ગોળી ખાલી ગઈ. બીજી ગોળી મારતાં તરતજ તે વાઘણે પ્રાણ છોડયા. ત્યાર પછી પ્રતાપસિંહ અને યુવરાજે હાથીપરથી ઉતરી વાઘણની પાસે જઇ તેની તપાસ કરી. હવે તેનામાં પ્રાણનો અંશ પણ રહ્યો નહોતો, તેથી તેમણે તેને હાથીપર લાદી રેસીડંસીમાં લઈ જવાની આજ્ઞા કરી. યુવરાજે ભારતવર્ષમાં આવી આ પ્રથમવારજ વાઘણનો શિકાર કર્યો હતો. આથી તેમની પ્રસન્નતાનો પાર રહ્યા નહિ. આ વાઘણ દેખાવમાં અત્યંત મોટી હતી, યુવરાજનું આગમન રેસીડેંસીમાં થતાંજ મહારાજા રામસિંહ પોતાના દરબારના સમસ્ત સભ્યોની સાથે તેમની સન્મુખ આવી ખડા થયા. વાઘણને પગનીચે રાખવામાં આવી; ત્યારપછી ફોટોગ્રાફરે ફોટો લીધો.

યુવરાજ વાઘણનો શિકાર કરી પાંચમી ફેબ્રુઆરીને દિને રેસીડેંટની સાથે જયપુરમાં ગયા. પરમ આનંદને લીધે જયપુર નગર પ્રફુલ્લિત બની ગયું. ચોતરફ શોભા છવાઈ રહી હતી. રાજપ્રાસાદ અને રાજમાર્ગ અત્યંત રમણિક દેખાતા હતા. લક્ષાવધિ દીપકો પ્રજ્વલિત થયાથી નગરની શોભામાં મણા રહી નહોતી. રેસીડંસીથી રાજમહાલય ત્રણ માઇલ દૂર હતો. સમસ્ત માર્ગમાં પતાકા ફરફરી રહી હતી. પ્રકાશમાન દીપકોથી બજારની શોભા અધિક વૃદ્ધંગત થઇ હતી. વન, નગર, રાજમહાલય વગેરે સર્વ પ્રકાશમાન હોવાથી સર્વનાં નેત્રો મોહિત થઇ ગયાં હતાં. યુવરાજ આ પરમ પ્રભામય દૃશ્ય જોઇને અત્યંત સંતુષ્ટ થયા અને પોતાનો આનંદ તેમણે પ્રકાશિતરીતે મહારાજાને જણાવ્યો. ભારતવર્ષના અન્યાન્ય રાજાઓ કરતાં જયપુરના મહારાજાએજ આ પ્રસંગે પોતાના પાટનગરની શોભા વિશેષ વધારી હતી. તેમણે પોતાના પાટનગરને શોભાયમાન કરવાને ખર્ચની જરાપણ મણા કરી નહોતી. દીપકની શોભા તો અવર્ણનીયજ હતી, મહારાજાની ઇચ્છા એવી હતી કે જ્યાંસુધી યુવરાજ જયપુરમાં રહે ત્યાંસુધી ત્યાં ગૅસની રોશની રાખવી; પરંતુ રેલ્વે કંપનીના દોષથી ગેસની સામગ્રી એકત્રિત થઇ શકી નહિ. મહારાજાનો આ મનોરથ સિદ્ધ ન થયો તેટલા માટે તેઓ પરમ દુઃખિત થયા હતા.

બીજે દિવસે રાત્રીના સાત વાગે દિવાને આમ નામના મોટા સભાગૃહમાં એક દરબાર ભરવામાં આવ્યો. આ ગૃહ અત્યંત સ્વચ્છ અને સુંદર સુંદર વસ્તુઓથી સજ્જ કરવામાં આવ્યું હતું. એની સુંદરતા જોઇ જોનારનાં મન મોહિત થતાં હતાં. આ ગૃહમાં બારસેં ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. યુવરાજ અને મહારાજાને બેસવાને માટે બે રત્નજડિત આસનો તેની વચ્ચે સ્થાપિત હતાં. સંધ્યાસમયે યુવરાજ આ સભાગૃહમાં આવ્યા. આ સમયે જયપુરના સમસ્ત સામંતો, જાગીરદારો અને પ્રધાન પ્રધાન રાજકર્મચારીઓ તે સભામાં વિદ્યમાન હતા. આ દરબારમાં કેટલાક અંગ્રેજ અને દેશી રાજપુરુષોનો યુવરાજની સાથે પરિચય કરાવવામાં આવ્યો. ત્યારપછી યુવરાજે જોધપુરના મહારાજાના ઉભય ભ્રાતા મહારાજ પ્રતાપસિંહ અને મહારાજ કિશોરસિંહને પોતાના ભારત-ભ્રમણના સ્મારકચિન્હતરીકે બે પદકો પુરસ્કારમાં આપ્યાં. જયપુરના પ્રધાન પ્રધાન સામંતોએ યુવરાજને પુષ્કળ રૂપીઆ નજર કર્યાં, પરંતુ યુવરાજે તેને સ્પર્શ કરી સર્વ પાછા ફેરવ્યા. દરબાર સમાપ્ત થયા પછી જયપુરના મહારાજાએ યુવરાજને ઉત્તમ કારીગરીના અનેક નમુના ઉપહારતરીકે

આપ્યા. યુવરાજે આ સમસ્ત નમુના જોઈ પરમ સંતોષ પ્રદર્શિત કર્યો. ત્યારપછી યુવરાજ અને એકસો અંગ્રેજ રાજપુરુષો ખાણું લેવા ઉઠયા. ભોજન સમાપ્ત થયા પછી યુવરાજ તેમને માટે ખાસ સજાવેલા દિવાનખાનામાં ગયા. મહારાજા રામસિંહે ઉકત દિવાનખાનામાં જઇ હિંદુસ્થાની ભાષામાં મહારાણી વિકટોરિયા, યુવરાજ તથા બ્રિટિશસરકારપ્રાત ભકિત, અનુરક્તિ અને સન્માન પ્રદર્શિત કરનારૂં એક વ્યાખ્યાન આપ્યું. તેનો અંગ્રેજી ભાષામાં છપાયેલો અનુવાદ સર્વ અંગ્રેજોના હાથમાં આપવામાં આવ્યો. ઉકત વ્યાખ્યાન સમાપ્ત થયા પછી યુવરાજનો પ્રસ્તાવથી મહારાણી વિકટોરિયાના સ્વાસ્થ્યનિમિત્તે તેમજ મહારાજા રામસિંહના સ્વાસ્થ્યનિમિતે સુરાપાન કરવામાં આવ્યું. ત્યારપછી મહારાજાએ યુવરાજને ઉપહારતરિકે અનેક વસ્તુઓ આપી. એક કિંમતી અને સુંદર તલવાર, મોટી મોટી છરીઓ, અત્તરદાન ઇત્યાદિ બહુમૂલ્ય વસ્તુઓ દર્શાવી યુવરાજને વિશેષ સન્માન આપવામાં આવ્યું. યુવરાજે પરમ આનંદ પ્રદર્શિત કર્યો. મહારાજે યુવરાજને એક ૧૪ હજાર રૂપિયાના મૂલ્યનું અત્તરદાન ઉપહારતરિકે આપ્યું હતું. આ અત્તરદાન દેખાવમાં ઘણું સુંદર હતું.

ત્યારપછી યુવરાજ મહારાજાની સાથે ચંદ્રમહલ નામની નૃત્યવાટિકામાં દેશી નાચ જોવાને ગયા. નૃત્ય કરનારાઓએ કિંમતી પોશાક પહેર્યો હતો અને તેઓ પોતાની સુંદર છબીથી સભાગૃહ શોભાયમાન તથા પ્રકાશમાન કરી રહ્યા હતા. યુવરાજ આ નૃત્ય જોઇ અત્યંત સંતુષ્ટ થયા. વિશ્રાંતિભવનમાં યુવરાજે મહારાજાની સાથે ઘણીવાર સુધી વાર્તાલાપ કર્યો અને મહારાજાને એક ચિરોટ તથા પોતાના નામસહિતનું એક દિવાસળીનું બોકસ ઉપહારમાં આપ્યું. રાત્રિના સમયે અગ્નિક્રીડા(આતસબાજી પણ મહા ધામધુમસહિત કરવામાં આવી. લંડનની બ્રુક કંપનીએ રૂપિયા દશ હજાર લઇ આતસબાજી તૈયાર કરી હતી. તેને જોઇ સમસ્ત પ્રેક્ષકોને પરમ આનંદ પ્રાપ્ત થયો અને સર્વજણે જયધ્વનિ કર્યો. યુવરાજ બે પ્રહર રાત્રિ વ્યતીત થયા પછી રેસીડંસીમાં ચાલ્યા ગયા. આ વેળા જયપુરની શોભા જેવી થઈ હતી, તેવી તેની શોભા કદિ પણ થઇ નહોતી.

પાંચમી ફેબ્રુઆરી અને રવિવારને દિવસે કોઈ મહત્વનો ઉત્સવ થયો નહિ. યુવરાજ ભોજન કર્યા પછી જયપુરરાજ્યનું પ્રાચીન પાટનગર અંબર જોવાને ગયા. ત્યાંના પ્રાચીન કીર્તિસ્થંભો અને પરમ રમણીય દૃશ્ય જોઇને યુવરાજે સંતોષ પ્રદર્શિત કર્યો. અંબર જોઇને પાછા આવતી વખત તેમણે 'એડવર્ડ હૉલ' નામના પોતાના નામના અસાધારણ મકાનનો પાયો નાખવાની ક્રિયા કરી. યુવરાજ જયપુરમાં પધાર્યા તે ઘટનાના સ્મારકચિન્હતરિકે મહારાજા રામસિંહે પુષ્કળ દ્રવ્ય ખર્ચી આ મકાન બંધાવ્યું હતું. બીજે દિવસે કાંઇ પણ મહત્વની ઘટના બની નહિ. ત્યારપછી બીજે દિવસે પ્રભાત થતાંજ યુવરાજ જયપુર છોડી આગ્રા ચાલ્યા ગયા. તેઓ વિદાય થયા ત્યારે રાજમાર્ગની શોભાનો પાર નહોતો. યુવરાજે શિકારીઓને સો રૂપીઆ પુરસ્કારમાં આપ્યા. મહારાજાએ યુવરાજને અનેક વસ્તુઓ ઉપહારમાં આપ્યા ઉપરાંત એક અશ્વયાન (ઘોડાગાડી) પણ આપ્યું હતું. જયપુરના મહારાજાના આતિથ્ય અને સત્કારથી તથા પાટનગરમાં કરેલા મહોત્સવથી યુવરાજ પરમ પ્રસન્ન થયા. ભારતવર્ષના અન્યાન્ય રાજાઓની અપેક્ષાએ જયપુરના મહારાજા યુવરાજના વિશેષ પ્રીતિપાત્ર બન્યા.

જો કે ભારતના ભાવીસમ્રાટ એડવર્ડ અને તત્કાલીન પ્રિન્સ ઑફ વેલ્સ બહાદૂરને ભારતના અનેક દેશી રાજાઓએ સન્માન આપ્યું હતું અને તેમણે પુષ્કળ દ્રવ્ય ખર્ચી અનેક ઉત્સવો કરી તેમનું ગૌરવ વધાર્યું હતું; પરંતુ પાઠકગણ ઉપરોક્ત વૃત્તાંત વાંચી સરલતાથી સમજી શકશે કે જયપુરપતિ મહારાજા રામસિંહે અનેક મહોત્સવો કરી યુવરાજનું મન હરણ કર્યું હતું એટલુંજ નહિ, પરંતુ યથાર્થ પ્રીતિ, નમ્રતા, વિનય અને પાવત્ર ભાવથી તેમને પોતાના મિત્ર બનાવી દીધા હતા. જે શ્રેષ્ઠ સદ્ગુણોથી તેઓ અંગ્રેજમાત્રના હૃદયપર અધિકાર સ્થાપિત કરવાને સમર્થ થયા હતા, તે સમસ્ત સદ્ગુણોથી તેમણે ભારતના ભાવીસમ્રાટને મોહિત કરી લીધા. મહારાજા રામસિંહ સુરક્ષિત અંગ્રેજ સ્રીપુરુષોની સાથે મિત્રતાના સૂત્રમાં બંધાવાને વિશેષ ઉત્સુક હતા. કર્નલ માલેસને પોતાના ગ્રંથમાં જણાવ્યું છે કેઃ—"મહારાજા રામસિંહ અંગ્રેજ સ્રીપુરુષોની સાથે મિત્રતા બાંધવી અત્યુત્તમ માનતા હતા." મહારાજા પોતે એક બુદ્ધિમાન મનુષ્ય હતા અને તેથી તેઓ સ્વભાવતઃજ શિક્ષિત મનુષ્યમાત્રપ્રત્યે પ્રેમ રાખતા હતા. કેવળ અંગ્રેજોનેજ નહિ, પરંતુ સમસ્ત દેશીસમાજને પણ તેઓ પ્રિય થઇ પડ્યા હતા.

ઈ૦ સ૦ ૧૮૭૭ના જાન્યુઆરીની પહેલી તારીખે ગ્રેટબ્રિટન અને આયર્લૅંડની અધિરાજ્ઞી મહારાણી વિક્ટોરિયાએ 'ભારતવર્ષની રાજરાજેશ્વરી'ની ઉપાધિ ધારણ કરી. ભારતવર્ષની પ્રાચીન રાજધાની દિલ્લીમાં આ પ્રસંગે દરબાર ભરવામાં આવ્યો. અહીંઆં ભારતવર્ષના પ્રત્યેક ભાગનાં રાજાઓની પેઠે અંબરના મહારાજાને પણ નિમંત્રણ કરવામાં આવ્યું; આથી તેઓ પોતાના દરબારના સભાસદોને તથા પોતાની સેના અને અનુચરોને પોતાની સાથે લઈને ત્યાં ગયા. તેઓ ત્યાં પહોંચ્યા કે તરતજ પરમ સન્માનપૂર્વક ના૦ વાઇસરૉયે તેમનું સ્વાગત કર્યું. ઈ૦ સ૦ ૧૮૭૬ના ડિસેમ્બરની ૨૬મી તારીખે મહારાજા રામસિંહ બહાદૂર ના૦ વાઈસરૅાય લૉર્ડ લિટનની મુલાકાત લેવાને તેમના મુકામે ગયા. પ્રધાનમાર્ગપર સૌથી પહેલાં અંગ્રેજ અશ્વારોહીઓએ મહારાજાને સલામી આપી. ત્યારપછી ના૦ વાઇસરૅાયના મુકામપર પહોંચતાંજ તે સ્થાનપર ખડી રહેલી અંગ્રેજી સેનાએ શસ્ત્રો નમાવી તેમને સન્માન આપ્યું. ત્યારપછી ના૦ વાઇસરૅાયના વૈદેશિક મંત્રીએ આગળ આવી મહારાજા રામસિંહનું સન્માનસહિત સ્વાગત કર્યું અને તેઓ તેમને ના૦ વાઇસરૅાયની સમક્ષ લઇ ગયા. ના૦ વાઇસરૅાયે પોતાના આસનપરથી ઉતરી કેટલાંક કદમ આગળ આવી મહારાજાને પરમ આદરપૂર્વક લઈ જઇ પોતાની.જમણી તરફના આસનપર બેસાડયા. પછી તેઓ સ્વયં આસનપર બેઠા. તેમની વચ્ચે દીર્ઘકાળપર્યંત વાર્તાલાપ ચાલ્યો. મહારાજા રામસિંહે પોતાના રાજ્યમાં જે લોકહિતકારી કાર્યો કર્યાં હતાં, તે સર્વનું વર્ણન કર્યું. ના૦ વાઇસરૅાયે રામસિંહની ભક્તિ, પ્રીતિ અને અનુરક્તિ જોઇ તેમને હરેક પ્રકારે સહાય કરવાનું વચન આપ્યું. તેઓ મહારાજાના સદ્ગુણોની પ્રશંસા કરવા લાગ્યા. ત્યારપછી બે હાઈલૅંડના સૈનિકોએ એક રાજપતાકા લાવી ના૦ વાઇસરૅાય-ની સન્મુખ રાખી. આ પતાકાની એકબાજુએ " વિક્ટોરિયા કૈસરે હિન્દ " તથા " વિક્ટોરિયા એમ્પ્રેસ, ૧લી જાન્યુઆરી,ઈ૦ સ૦ ૧૮૭૭" અને બીજીબાજુએ જયપુરનું રાજ્યચિન્હ તથા મહારાજા-નું નામ અંકિત હતું. ના૦ વાઇસરૅાય મહારાજા રામસિંહનો હાથ પકડી તેમને આસનપરથી ઉતારી પતાકાની પાસે લઇ ગયા અને બોલ્યાઃ—"મહામાનનીયા મહારાણી વિક્ટોરિયાએ હાલમાં જે ભારત રાજરાજેશ્વરીની ઉપાધિ ધારણ કરી છે, તેના સ્મરણચિન્હતરિકે આપના રાજકુટુંબના રાજચિન્હ-થી યુક્ત આ પતાકા આપને ઉપહારસ્વરૂપે આપવામાં આવે છે. મહામાનનીયા મહારાણી વિશ્વાસપૂર્વક માને છે કે ઈંગ્લાંડના રાજસિંહાસનની સાથે આપના ઉત્તમ રાજકુલને વિશેષ ઘનિષ્ઠ સંબંધ છે. તેઓ આપના વંશની ઉન્નતિ, સ્થાયિત્વ અને દઢતા થાય એમ ઇચ્છે છે. અમને આશા છે કે આપ કદિ પણ આ પતાકાનો ત્યાગ કરશો નહિ."

એમ કહી તેમણે મહારાજાના હાથમાં ઉક્ત રાજપતાકા અર્પણ કરી દીધી.મહારાજાએ મસ્તક નમાવી સન્માનસહિત તેને ગ્રહણ કરી.

પતાકા અર્પણ કરવાની ક્રિયા આ પ્રમાણે સમાપ્ત થઈ ગઇ. ત્યારપછી ના૦ વાઈસરૅાયે ના૦ મહારાણીએ ' ભારતની રાજરાજેશ્વરી ' ની ઉપાધિ ધારણ કરી તેના સ્મરણાર્થે એક સુવર્ણપદક પણ મહારાજાના ગળામાં પહેરાવ્યું. આ પદકની એકબાજુએ ભારતેશ્વરીનું નામ અને તા. ૧ લી જાન્યુ-આરી ઈ૦ સ૦ ૧૮૭૭ એટલું કોતરવામાં આવ્યું હતું તથા બીજીબાજુએ અંગ્રેજી ભાષામાં ' એમ્પ્રે-સ ઑફ ઇન્ડીઆ ' તથા હિંદી અને ઉર્દુ ભાષામાં ' કૈસરે હિન્દ' કોતરવામાં આવ્યું હતું. ના૦ વાઇસ-રૅાયે ઉક્ત પદક અર્પણ કરતી વખત નિમ્નલિખિત વ્યાખ્યાન આપ્યું:—

"મહારાણી અને ભારતની રાજરાજેશ્વરીની આજ્ઞાનુસાર આજે મેં આ પદકથી આપને વિભૂષિત કર્યા છે. આ પદક જે શુભદિવસે આપને અર્પણ કરવામાં આવ્યું છે, તેના સ્મરણને માટે આપ એને ચિરકાલ-પર્યંત ધારણ કરશો અને આપના વંશજો એને વંશપરંપરાગત અલંકારરૂપે જાળવી રાખશે એવી મને આશા છે. "

પતાકા અને પદક આપવાની ક્રિયા સમાપ્ત થયા પછી ના૦ વાઇસરૅાયે મહારાજાને નિવેદન કર્યું કેઃ—" હવે પછી આપને સન્માનસૂચક ૨૧ તોપની સલામી આપવામાં આવશે. " જયપુરના મહારાજાને પ્રથમ સત્તરં તોપોની સલામી મળતી હતી, કારણ કે સંધિમાં તેજ શરત હતી; પરંતુ મહારાજા રામસિંહના ન્યાયી રાજ્યશાસનથી પ્રસન્ન થઇ બ્રિટિશસરકારે પાછળથી તેમાં બે તોપોનો વધારો કર્યો હતો. આ સમયપર્યંત તેમને ઓગણીસ તોપોની સલામી મળતી હતી; પરંતુ હવે તેમને

માટે ૨૧ તોપો નિયત થઈ. આ પ્રકારે ના૦ વાઈસરૉયદ્વારા સન્માનિત થયા પછી મહારાજા રામસિંહ આનંદસહિત તે સ્થાન છોડી ગયા. તેમના આગમન અને ગમનસમયે નિયમિતરીતે તોપોની સલામી થઇ હતી.

બીજે દિવસે (૨૭મી ડિસેમ્બરને દિવસે) મધ્યાન્હ સમયે ના૦ વાઇસરૉય લૉર્ડ લિટન બહાદૂરે મહારાજના આવાસપર જઇ તેમની મુલાકાત લીધી. મહારાજા રામસિંહે પરમ આદરપૂર્વક તેમનો સત્કાર કરી પોતાના શ્રેષ્ઠ ગુણોનો પરિચય આપ્યો.

ઇ૦ સ૦ ૧૮૭૭ના જાન્યુઆરીની ૧લી તારીખે મધ્યાહ્નસમયે મહાન દરબારમાં લૉર્ડ લિટને મહારાણીની 'ભારતની રાજરાજેશ્વરી' ની ઉપાધિ જાહેર કરી. આ સમયે રાજપૂતાનાના રાજાઓના પ્રતિનિધિસ્વરૂપે ઉદયપુર અને જયપુરના મહારાજાઓએ ઉઠી નિવેદન કર્યું કેઃ-"મહામાનનીયા મહારાણીએ ભારતની રાજરાજેશ્વરીની ઉપાધિ ધારણ કરી છે, તે માટે રાજપૂતાનાના સમસ્ત રાજાઓ અચળ રાજભક્તિપૂર્વક તેમને અભિનંદન આપે છે અને તેઓ પ્રાર્થના કરે છે કે આ સમાચાર શીઘ્ર મહારાણીની પાસે મોકલવાની કૃપા કરવી."

ઉક્ત ઉપાધિધારણના સ્મારકતરિકે ભારતની રાજરાજેશ્વરીની તરફથી ' કાઉન્સીલર ઑફ ધી એમ્પ્રેસ ' નામની એક નવીન પદવી નિયત કરવામાં આવી. આ ઉપાધિ અર્પણ કરતી વખત ના૦ વાઇસરૉયે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તેપરથી તેનો આશય ઉત્તમ પ્રકારે પ્રકટ થાય છે. તેમના શબ્દો આ પ્રમાણે છેઃ-" સમ્મિલિત રાજ્ય ( યુનાઇટેડ કિંગ્ડમ ) ની મહારાણી અને ભારતની રાજરાજેશ્વરીએ વખતોવખત પ્રયોજનાનુસાર આવશ્યકીય કાર્યોમાં ભારતવર્ષના રાજાઓ અને સરદારોની સલાહ લેવાને માટે, બ્રિટિશસરકારની સાથે તેમનો સંબંધ દૃઢ કરવાને માટે તથા તેથી સામ્રાજ્યનું મંગલ સાધવાને માટે મને નિમ્નલિખિત રાજાઓને આ ઉપાધિ આપવાની સત્તા આપી છે......વગેરે." ભારતવર્ષના જે આઠ દેશી રાજાઓને ઉક્ત સન્માનસૂચક ઉપાધિ પ્રાપ્ત થઈ હતી તેમાં જયપુરના મહારાજા રામસિંહ પણ એક હતા. આ પ્રકારે દિલ્લીના દરબારમાં સન્માન પ્રાપ્ત કરી મહારાજા રામસિંહ યથાસમયે પોતાની રાજધાનીમાં ચાલ્યા આવ્યા.

અત્યંત દુઃખનો વિષય છે કે ઉક્ત ઘટના પછી ઘણા થોડા સમયમાં અર્થાત્ ઇ૦ સ૦ ૧૮૮૦ના સપ્ટેમ્બર માસમાં મહારાજા રામસિંહ બહાદૂરે પ્રાણત્યાગ કર્યો. મહારાજા રામસિંહના જીવનના સંબંધમાં અધિક કહેવાની કાંઇ આવશ્યકતા નથી. ઉપસંહારમાં અમે કેવળ એટલુંજ કહી શકીએ છીએ કે સમસ્ત દેશીરાજાઓમાં મહારાજા રામસિંહ અધિક બુદ્ધિમાન હતા. તેમનો સ્વભાવ ઉદાર હતો. તેઓ ઉન્નતિપ્રિય, સુસંસ્કારી અને પ્રજાપ્રિય હતા. પૂર્વે જયપુરરાજ્યની જેવી અવનતિ થઇ ગઇ હતી, તેવીજ તેમની કારકીર્દિમાં ઉન્નતિ થઈ. તે રાજ્ય તેમના સમયમાં સમસ્ત દેશી રાજ્યો કરતાં ઉચ્ચદરજ્જે પહોંચ્યું. તેમની કારકીર્દિમાં તેમના રાજ્યમાં સમસ્ત અત્યાચાર, અશાંતિ અને અરાજકતાનો નાશ થયો. મહારાજા રામસિંહે જેવાં પ્રજાહિતકારી કામો કર્યાં હતાં, તેવાં કામો આજપર્યંત ભારતવર્ષનાં પાંચ પ્રધાન દેશી રાજ્યોમાં પણ થયાં નથી; તેમજ સર્વ જણ સ્વીકારે છે કે મહારાજાએ ઉક્ત કામો પરોપકારબુદ્ધિથી કર્યાં હતાં. આ કાર્યોથી રાજ્યના ભાવી મંગલનું બીજારોપણ કરવામાં આવ્યું, જે યથાસમયે અંકુરિત તથા પલ્લવિત થઇ અમૃતમય ફળ આપશે, એમાં કાંઇ પણ શક નથી. જો મહારાજા રામસિંહજી અધિક કાળપર્યંત જીવંત રહ્યા હોત તો જયપુરરાજ્યની એથી પણ અધિક શ્રીવૃદ્ધિ અને ઉન્નતિ થાત. જયપુરરાજ્યના ઇતિહાસમાં મહારાજા રામસિંહનું નામ ચિરકાલપર્યંત સુવર્ણાક્ષરથી અંકિત રહેશે. જયપુરની પ્રજા મહારાજા રામસિંહને પોતાને નવજીવન અને નવીન બળ આપનાર તરિકે સ્વીકારે છે અને તેમને પોતાના ઉદ્ધારકર્તાતરિકે માને છે. જો સમસ્ત ભારતવર્ષનાં દેશીરાજસિંહાસનોપર મહારાજા રામસિંહસમાન નૃપતિઓ વિરાજમાન હોય તો ભારતવર્ષનો દુર્દિન તત્કાળ નાશ પામે, એમાં કિંચિત્ પણ શક નથી. રાજપૂતરાજકુલના માર્તંડસ્વરૂપ મહારાજા રામસિંહને અકાલમૃત્યુના મુખમાં પડેલા જોઇ જયપુરની સમસ્ત પ્રજા ગંભીર શોકસાગરમાં નિમગ્ન થઇ હાહાકાર કરવા લાગી. તેના હાહાકારથી આકાશ પરિપ્લુત થઇ ગયું. તેમના વિયોગને માટે બ્રિટિશસરકારે તથા સ્વજાતીય અને વિજાતીય મિત્રમંડળીએ પણ શોક પ્રદર્શિત કર્યો હતો. સર્વગુણસંપન્ન મહારાજા રામસિંહના મરણને માટે શોક ન કરે એવો કોણ છે ?

# अध्याय ७ मो

**મહારાજા માધોસિંહનો અંબરના સિંહાસનપર થયેલો અભિષેક–તેમની સગીર અવસ્થામાં બ્રિટિશ રેસીડન્ટે ગ્રહણ કરેલો જયપુરનો શાસનભાર–શાસનસમાજની સ્થાપના–કૃષ્ણગઢ અને ધ્રાંગધ્રાની રાજકુમારીઓની સાથે મહારાજાનો થયેલો વિવાહ–મહારાજા માધોસિંહનું મુંબઈ અને કલકત્તા તરફ જવું–મહારાજાએ જયપુરમાં શિલ્પશાળાની કરેલી સ્થાપના–મહારાજાનો અભિષેક–બ્રિટિશસરકારે મહારાજાના હાથમાં અર્પણ કરેલો રાજ્યભાર–મહારાજાએ જયપુરમાં ભરેલું પ્રદર્શન–પ્રદર્શનનો ઉદ્દેશ–પ્રદર્શનની સફલતા–મંત્રીસમાજ વા કાઉન્સીલ–કાઉન્સીલની સત્તા–રાજ્યશાસનનાં વિવિધપદોપર સામંતોનો નિયોગ–કાઉન્સીલના સભ્યોનાં નામ–કાઉન્સીલના સભ્યોને નિયમિત વેતન આપવાની કરેલી વ્યવસ્થા–સામંતોની સાથેનો સંબંધ–શેખાવાટીના સામંતોનો અસંતોષ–અસંતોષનું કારણ–અસંતોષનું નિવારણ–બ્રિટિશસરકારપ્રત્યે મહારાજાનો અકૃત્રિમ સદ્ભાવ–આસપાસના રાજાઓની સાથે મહારાજાનો મિત્રભાવ–મહારાજા માધોસિંહસંબંધે બ્રિટિશ પોલિટિકલ એજંટનો અભિપ્રાય–ઉપસંહાર.**

મહારાજા રામસિંહનું મરણ પુત્રહીન અવસ્થામાં થયું; પરંતુ બ્રિટિશસરકારે તેમને દત્તકપુત્ર ગ્રહણ કરવાની સત્તા આપી હતી,તેથી તેમણે પોતાના સામંતો અને કર્મચારીઓની સમક્ષ પોતાના કુટુંબી ઇશરદાના તરુણ ઠાકોર કાયમસિંહને પોતાના ઉત્તરાધિકારીતરિકે નિયુક્ત કર્યા. મહારાજા રામસિંહનું મરણ થયા પછી તેમની રાણી અને સામંતોએ બ્રિટિશસરકારને એવી પ્રાર્થના કરી કે ઠાકોર કાયમસિંહને જયપુરના સિંહાસનપર અભિષિક્ત કરવાની કૃપા કરવી. બ્રિટિશસરકારે તેમની આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. ઠાકોર કાયમસિંહે ચિરપ્રચલિત રીતિઅનુસાર પોતાનું પૂર્વ નામ બદલી નાખ્યું અને પોતાનું નવું નામ માધોસિંહ પાડયું. તેઓ ઇ૦ સ૦ ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસમાં અંબરના સિંહાસનપર વિરાજમાન થઈ રાજ્ય કરવા લાગ્યા. મહારાજા માધોસિંહ જે સમયે અંબરના રાજછત્રનીચે વિરાજમાન થયા, તે સમયે તેમની વય ઓગણીસ વર્ષની હતી. જયપુરના રેસીડેંટ મહાશય જે. પી. સ્ટેટન ઇ૦ સ૦ ૧૮૮૨–૧૮૮૩ ના રિપોર્ટમાં જણાવે છે કેઃ–" જે સમયે મહારાજા જયપુરના સિંહાસનપર અભિષિક્ત થયા નહોતા તે સમયે તેમણે કાંઈ ઉપયુક્ત શિક્ષા પ્રાપ્ત કરી નહોતી; તેથી બે વર્ષ સુધી જયપુરનું રાજ્ય રેસીડેંટની સલાહાનુસાર એક કાઉન્સીલ વા મંત્રીસમાજદ્વારા શાસિત થયું. તરુણમહારાજા ક્રમશઃ શિક્ષા પ્રાપ્ત કરવા લાગ્યા. " મહારાજા સગીર અવસ્થામાં જયપુરના સિંહાસનપર અભિષિક્ત થયા; પરંતુ બ્રિટિશસરકારે પોતાની અવલંબિત રાજનીતિઅનુસાર તત્કાળ તેમના હાથમાં શાસનભાર અર્પ્યો નહિ. જયપુરરાજ્ય દીર્ઘકાળથી જે મંત્રીસમાજદ્વારા શાસિત થતું આવ્યું હતું, તેનાજ હાથમાં બ્રિટિશસરકારે શાસનકાર્ય રહેવા દીધું. વાસ્તવમાં મહારાજા માધોસિંહ પૂર્વે એક સાધારણ પ્રદેશના સામંત હતા. તેઓ કદિ અંબરના સિંહાસનપર વિરાજમાન

થશે, એવી કોઇને કલ્પના પણ નહોતી; તેથી તેમને રાજ્યશાસનને માટે ઉપયુક્ત એવી શિક્ષા આપવામાં આવી નહોતી. તેઓ ઓગણીસ વર્ષની વયે સિંહાસનપર અભિષિક્ત થયા; પરંતુ એટલી વયે સંપૂર્ણ શાસન ચલાવવું તેમને માટે અશક્ય હતું, તેથી જ્યાંસુધી મહારાજા અજ્ઞાનાવસ્થામાં રહ્યા ત્યાંસુધી રેસીડેંટની સલાહથી મંત્રીસમાજ શાસન કરતો રહ્યો.

મહારાજા માધોસિંહ બહાદૂર અંબરના સિંહાસનપર પ્રતિષ્ઠિત થયા ત્યારપછી તેમણે કૃષ્ણગઢ અને કાઠિયાવાડમાં આવેલા ધ્રાંગધ્રાની રાજકુમારીઓની સાથે લગ્ન કર્યાં. આ વિવાહમાં મહારાજાને ૨૨૭૪૫૭ રૂપિયાનો ખર્ચ થયો. અનેકવિવાહની પ્રણાલી સદા વિષમય ફલનીજ ઉત્પત્તિ કરે છે, પરંતુ અત્યંત શોકનો વિષય છે કે સુશિક્ષિત દેશી રાજાઓ પણ અદ્યાપિ આ અનિષ્ટકારક રીતિનો ત્યાગ કરતા નથી. ભારતવર્ષના દેશી રાજાઓ સ્મરણાતીતકાળથી અનેકવિવાહ કરતા આવ્યા છે અને તેમણે તેનાં વિષમય ફળ ભોગવ્યાં છે; તે છતાં પણ હજી તેઓ તેનો અનાદર કરતા નથી. જ્યાંસુધી દેશી રાજાઓને સારી રીતે ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત થશે નહિ, ત્યાંસુધી કદિપણ અનેકવિવાહનો રિવાજ દૂર થવાની આશા નથી.

મહારાજા માધોસિંહ ઇ૰ સ૰ ૧૮૮૧ માં મુંબઈ, કલકત્તા અને ગયાજીમાં ગયા. ત્યાંથી પાછા ફર્યા પછી જયપુરમાં તેમણે એક ઉન્નતિમૂલક કાર્ય કર્યું. તેમણે ઇ૰ સ૰ ૧૮૮૧ ના ઑગસ્ટની ૨૩ મી તારિખે જયપુરમાં એક 'ઇકૉનૉમિક એન્ડ ઇન્ડસ્ટ્રીયલ મ્યુઝિઅમ' નામની સંસ્થાની સ્થાપના કરી. અનેક પ્રતિષ્ઠિત પુરુષોની સમક્ષ કર્નલ વૉલ્ટરે તેની પ્રતિષ્ઠા કરી. ડૉકટર હિંડલીને તેના વ્યવસ્થાપકતરિકે નિયુક્ત કરવામાં આવ્યા. મહારાજા માધોસિંહે આ હિતકારક કાર્યમાં પુષ્કળ રૂપિયાનો વ્યય કર્યો. આ મ્યુઝિયમથી પ્રજાપર મોટો ઉપકાર થયો.

ઇ૰ સ૰ ૧૮૮૨ ના સપ્ટેમ્બર માસમાં મહારાજા માધોસિંહ બહાદૂર બાવીસ વર્ષના થયા તેથી રાજપૂતરીતિઅનુસાર તે સમયે તેમને સંપૂર્ણ શાસનભાર અર્પણ કરવામાં આવ્યો. આટલા સમયસુધી તેઓ સગીર ગણાતા હતા તેમજ રાજકાર્યથી અજાણ્યા હતા તેથી બ્રિટિશસરકારે તેમના હાથમાં સંપૂર્ણ શાસનભાર અર્પણ કર્યો નહોતો; પરંતુ આ સમયે તેઓ સર્વ પ્રકારે સુશિક્ષિત થયા તેમજ યોગ્ય વયે પહોંચ્યા તેથી બ્રિટિશસરકારે ભારે ધામધૂમસહિત મોટો મહોત્સવ કરી તેમના હાથમાં સમસ્ત રાજ્યનો ભાર અર્પણ કર્યો.

જો કે મહારાજા માધોસિંહને સંપૂર્ણ શાસનભાર પ્રાપ્ત થયો હતો; તોપણ તેઓ હજીપણ રાજ્યની પ્રધાન પ્રધાન બાબતોમાં પોલિટિકલ એજંટની સમ્મતિ લઇને કાર્ય કરતા હતા. જયપુરના રેસીડેન્ટ મહાશય જે. પી. સ્ટેટન ઇ૰ સ૰ ૧૮૮૨-૮૩ના રિપોર્ટમાં જણાવે છે કે:-"ગત સપ્ટેમ્બર માસની છઠ્ઠી તારીખે મહારાજા માધોસિંહને સંપૂર્ણ શાસનસત્તા પ્રાપ્ત થઇ; પરંતુ તે સમયે આવશ્યક જણાવાથી એવી વ્યવસ્થા કરવામાં આવી કે જ્યાંસુધી મહારાજા રાજકાર્યમાં સંપૂર્ણ રીતે નિપુણ ન થાય ત્યાંસુધી તેમણે સર્વ બાબતોમાં રેસીડેંટની સલાહ લઇને કાર્ય કરવું અને તેમની સગીર અવસ્થામાં મંત્રીસમાજદ્વારા જે જે વ્યવસ્થા નિયત થઇ છે તેમાં રેસીડેંટની સમ્મતિવિના તેમણે કાંઇપણ ફેરફાર કરવો નહિ."

ભારતવર્ષનાં અન્યાન્ય દેશીરાજ્યો કરતાં જયપુરમાં વિશેષ પ્રજાહિતકારી કામો થયાં છે, એ વાત સર્વ લોકો મુક્તકંઠે સ્વીકારે છે. બુદ્ધિમાન મહારાજા રામસિંહે જે પ્રકારે પુષ્કળ દ્રવ્ય ખર્ચી પોતાના રાજ્યમાં અનેક હિતકારક અને મંગલકારક કામો કર્યાં હતાં, તે પ્રકારે મહારાજા માધોસિંહ પણ તેવાંજ કામો કરવા લાગ્યા, એ અતિ સંતોષનો વિષય છે. ઇ૰ સ૰ ૧૮૮૩ ના જાન્યુઆરી માસમાં જયપુરમાં એક અભૂતપૂર્વ કામ થયું. આવું કાર્ય અદ્યાપિ કોઇ પણ દેશી રાજ્યમાં થયું નથી. આ કામ તે શિલ્પકાર્યનું પ્રદર્શન હતું. આવા પ્રદર્શનથી શિલ્પ અને વાણિજ્યની ઉન્નતિ થવાનો સંપૂર્ણ સંભવ છે, એ વાતનો સમસ્ત શિક્ષિત પુરુષો સ્વીકાર કરશે.

મહારાજા માધોસિંહે પોતાના રાજ્યમાં શિલ્પ અને વાણિજ્યની ઉન્નતિ કરવાને માટે કેટલાક લાખ રૂપિયા ખર્ચીને ઉક્ત પ્રદર્શન ભર્યું હતું. ઉકત પ્રદર્શનના ઉદ્દેશના સંબંધમાં જયપુરના રેસીડેંટ જણાવે છે કે:-"રાજપૂતાના અને તેની આસપાસના પ્રદેશોમાં શિલ્પની ઉન્નતિ થાય એવા

ઉદ્દેશથી આ પ્રદર્શન ભરવામાં આવ્યું છે. આ(જયપુર)રાજ્ય તથા તેની નિકટના પ્રદેશોમાં ક્યાં ક્યાં દ્રવ્યો ઉત્પન્ન થાય છે તથા શિલ્પીઓ શું શું માલ બનાવે છે, તે જાણવામાં આવે અને ભિન્ન ભિન્ન દ્રવ્યો ઉત્પન્ન કરનાર, તેનો પાકો માલ તૈયાર કરનાર અને તેને ખરીદનાર એ સર્વના એકત્રિત થવાથી જનસમાજને નવું નવું શીખવાનું મળે એ આ પ્રદર્શનનો ઉદ્દેશ છે. જયપુરના ઈકોનોમિક અને ઈંડસ્ટ્રીયલ મ્યુઝિઅમમાં જે દ્રવ્યો સંગ્રહિત કરવામાં આવ્યાં હોય તથા જે બાકી રહ્યાં હોય તે સર્વનો સંગ્રહ કરવો એવો આ પ્રદર્શનનો ઉદ્દેશ છે."

ડૉકટર હિંડલીએ સૌથી પ્રથમ પ્રદર્શન ભરવાનો શુભ પ્રસ્તાવ મહારાજાની સન્મુખ સાદર કર્યો હતો. મહારાજાએ ઉક્ત પ્રસ્તાવને કલ્યાણકારક ધારી શીઘ્ર તે માન્ય કર્યો અને તેને પાર પાડવાની આજ્ઞા કરી. આ પ્રદર્શનમાં જે ખર્ચ થયો તે સર્વ રાજભંડારમાંથી આપવામાં આવ્યો હતો. પ્રીન્સ ઑફ વેલ્સના સ્મરણાર્થે 'આલ્બર્ટ હોલ' નામનું જે સુંદર મકાન બંધાવવામાં આવ્યું હતું, તેમાં આ પ્રદર્શન ભરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. જયપુરના એક એકઝીક્યુટિવ એન્જીનીયર મેજર જેકબે ઘણા થોડા સમયમાં પ્રદર્શનની સર્વ વ્યવસ્થા કરી દીધી.

રેસીડેંટ જણાવે છે કેઃ—"ધીમે ધીમે જૂદાં જૂદાં દ્રવ્યો સંગ્રહિત થવા લાગ્યાં. થોડા સમયમાં દસ હજાર પદાર્થોનો સંગ્રહ થઈ ગયો. ગવર્નર જનરલના રાજપૂતાનામાં રહેતા એજંટ કર્નલ બ્રૅડફર્ડ અને મહારાજા માધોસિંહદ્વારા ઇ૦ સ૦ ૧૮૮૩ ના જાન્યુઆરીની ૧લી તારીખે ઉકત સ્થાનમાં આ પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું અને તે માર્ચની બીજી તારીખે બંધ થયું. આ બે માસમાં ૮૫૪ અંગ્રેજો અને ૨૩૬૯૫૪ દેશીઓ ઉક્ત પ્રદર્શન જોવાને ગયા હતા. તેમાં ઘણા રૂપિયાની ચીજો વેચાઈ પણ હતી.

"પ્રદર્શનમાં આવેલાં સમસ્ત દ્રવ્યોના ગુણાગુણ તથા ઉત્કૃષ્ટાપકૃષ્ટતાની પરીક્ષા કરી યોગ્ય કારીગરને પુરસ્કાર આપવાને માટે મુંબઇ, લાહોર, કલકત્તા અને અલાહાબાદ ઇત્યાદિ સ્થળેથી મહાશય ગ્રિફિથ્સ, મહાશય કિપલીંગ વગેરે નિષ્પક્ષપાત શિક્ષિત પુરુષો જૂરર અર્થાત્ પરીક્ષકતરીકે આવ્યા હતા. બસેંથી અધિક માણસોને પુરસ્કાર આપવામાં આવ્યો. આ પ્રદર્શન ભરવાને માટે જે પ્રકારે મહારાજાએ રૂપિયા ખર્ચ્યા હતા તે પ્રકારે પુરસ્કાર પણ તેમણેજ આપ્યો હતો."

રાજપૂતાનામાં રહેતા બ્રિટિશ એજંટે આ પ્રદર્શનના સંબંધમાં ઈ૦સ૦ ૧૮૮૩ ના ઑગસ્ટની ૨૧ મી તારીખે લખ્યું હતું કે:—" જાન્યુઆરીની ૧ લી તારિખે હું જયપુરમાં ગયો, તે સમયે પ્રદર્શન ખુલ્લું મૂકાઈ ગયું હતું. તેને સારી રીતે સફળ કરવાને માટે દ્રવ્ય ખર્ચવામાં તથા પરિશ્રમ કરવામાં કોઈ પણ પ્રકારની ત્રુટિ કરવામાં આવી નથી. આ પ્રદર્શનમાં પુષ્કળ રૂપિયા ખર્ચાયા છે. આ પ્રદર્શનમાં જેટલી વસ્તુઓ વેચાઇ છે તેટલી વસ્તુઓ રાજપૂતાનાના કોઈ પણ પ્રદર્શનમાં વેચાઈ નથી. આજ તેની લાભદાયકતાનું પ્રત્યક્ષ પ્રમાણ છે."

પાઠકો અંગ્રેજ રાજપુરુષના ઉક્ત અભિપ્રાયથી જયપુરનું ઉકત પ્રથમ પ્રદર્શન કેવું શુભ ફલદાયક નિવડ્યું હતું, તે સારીપેઠે જાણી ગયા હશે. મહારાજા માધોસિંહ બહાદૂરે રાજ્યભાર ગ્રહણ કરી ઉકત પ્રથમ શુભ કાર્ય કરવામાં જેવો ઉત્સાહ પ્રદર્શિત કર્યો હતો, તેવો ઉત્સાહ તેમણે સદા કાયમ રાખી પુષ્કળ દ્રવ્ય ખર્ચી અનેક પ્રજાહિતકારક કામો કર્યાં હતાં.

જો કે મહારાજા માધોસિંહને રાજ્યની સંપૂર્ણ સતા પ્રાપ્ત થઇ હતી, જો કે તેઓ ધારત તો પોતાની સંપૂર્ણ સત્તાનો પ્રયોગ કરી પૂર્વવત જયપુરમાં વ્યક્તિગત યથેચ્છાચારથી શાસન ચલાવી શકત, પરંતુ પરમ સંતોષનો વિષય છે કે તેમણે વ્યક્તિગત સ્વેચ્છાચારી શાસનપ્રણાલીનું અનુસરણ નહિ કરતાં ગત મહારાજા રામસિંહની રાજનીતિનુંજ અવલંબન કર્યું. ભારતવર્ષના સમસ્ત દેશીરાજાઓનાં રાજ્યોમાં વ્યકિતગત યથેચ્છાચારી રાજનીતિ પ્રચલિત છે, એમાં કિંચિત્ પણ સંશય નથી; પરંતુ એકમાત્ર મહારાજા રામસિંહ બહાદૂરેજ સાધારણ પ્રજાના કલ્યાણને માટે તથા રાજ્યની ઉન્નતિ કરવાને માટે મંત્રીસમાજના હાથમાં સંપૂર્ણ શાસનભાર અર્પણ કર્યો હતો. આ પ્રણાલીથી શાસન ઉત્તમ પ્રકારે ચાલે છે અને ન્યાયનું સારી રીતે રક્ષણ થાય છે. આથી મહારાજા માધોસિંહ બહાદૂરે પણ તેજ રાજનીતિનું અવલંબન કરી પોતાની સુરુચિ તથા પ્રજાપ્રેમનો ઉત્તમ પરિચય કરાવ્યો.

જયપુરની વર્તમાન શાસનવ્યવસ્થાના સંબંધમાં રેસીડેંટ મહાશય જે. પી. સ્ટેટન ઈ૦ સ૦ ૧૮૮૩ ના મે ની ૧૭ મી તારિખે જણાવે છે કેઃ–"અન્યાન્ય સામાન્ય રાજ્યોની અપેક્ષાએ જયપુરની શાસનવ્યવસ્થા અતિ ઉત્તમ છે, એમ કહેવાને કાંઈ હરકત નથી. દેશી રાજ્યોમાં જેમ એક મનુષ્યના હાથમાં સમસ્ત શાસનસત્તા રહે છે, તેમ અહીંઆં નથી.

"મહારાજાની સગીર વયમાં સ્વાભાવિકરીતેજ મંત્રીસમાજના હાથમાં શાસનસત્તા હતી; પરંતુ ત્યારપછી પણ ઉકત મંત્રીસમાજ સ્થાયી રહ્યો છે. મહારાજાના સભાપતિત્વ નીચે ઉકત કાઉન્સીલ અનેક શુભ કાર્યો કરી રહી છે. મહારાજા જે સમયે સ્વયં રાજધાનીમાં ઉપસ્થિત નહોતા તે સમયે પણ શાસનકાર્ય નિયમિતરીતે થતું હતું. સર્વ મહત્ત્વનાં કાર્યો મહારાજા અને કાઉન્સીલના સભાસદોની સંમતિથીજ કરવામાં આવે છે.

"આ કાઉન્સીલદ્વારા રાજ્યશાસનના સર્વ વિભાગોનાં કાર્યો ઉત્તમ પ્રકારે કરવામાં આવે છે.

"આ રીતિ જયપુરરાજ્યમાં દીર્ઘકાળથી પ્રચલિત છે. અર્ધશતાબ્દીપૂર્વે ગત મહારાજા રામસિંહની સગીર અવસ્થામાં આ કાઉન્સીલની સ્થાપના થઇ હતી અને હાલમાં તે સર્વાંગ સંપૂર્ણ બની છે. ઉક્ત મહારાજાનું મૃત્યુ થયું તે પછી આ કાઉન્સીલની સત્તા વધી છે. શાસનના પ્રત્યેક વિભાગમાં સભ્યોની ઉપયુકત સંખ્યા નિયુકત છે.

"મહારાજાની સગીર વયમાં રેસીડેંટને આધીન રહી કાઉન્સીલ જે પ્રકારે કાર્ય કરતી હતી તે પ્રકારે હાલમાં તે મહારાજાને આધીન રહી કાર્ય કરે છે. કાઉન્સીલના અધિવેશનને માટે નિયમિત સમય નિયુકત કરવામાં આવ્યો છે અને તેજ સમયે કાઉન્સીલ મળે છે.

"આ રાજ્યમાં બીજાં પણ એકાદ બે શુભ કાર્યો થયાં છે. અહીંઆં રાજમંત્રીના પદપર, વકીલના પદપર તથા અન્યાન્ય અનેક પદોપર સામંતોને તથા તેમના કુટુંબીઓને નિયુકત કરવામાં આવ્યા છે. અન્યાન્ય દેશી રાજ્યોના સામંતો આ પ્રકારે રાજ્યપદોપર નિયુકત થવા પ્રત્યે ઘૃણા ધરાવે છે અને રાજા પણ તેમને વિશ્વાસપૂર્વક નિયુકત કરતા નથી; આથી તેમાં રાજકર્મચારી નામની એક શ્રેણી પ્રબળ થઇ પોતાને માટે દ્રવ્યસંચય કરવાની ચેષ્ટા કરે છે, તે પોતાના સ્વામીના હિતપ્રત્યે દૃષ્ટિ રાખતી નથી."

દેશીરાજ્યોનાં છિદ્ર જોનારા રેસિડેંટ જેવા અધિકારી પણ જ્યારે જયપુરની શાસનવ્યવસ્થા સંબંધે આ પ્રકારનો સંતોષકારક અભિપ્રાય પ્રદર્શિત કરે છે, ત્યારે અમારા પાઠકો સરલતાથી અનુમાન કરી શકશે કે ઉક્ત રાજ્યનો શાસનપ્રબંધ અવશ્ય સંતોષદાયક છે અને મહારાજા માધોસિંહ બહાદુર ઉકત ઉદાર રાજનીતિના દૃઢ પરિપોષક છે.

જયપુરની કાઉન્સીલ વા શાસનસમાજ ત્રણ પ્રધાન ભાગોમાં વિભક્ત છેઃ–(૧) મહેસુલી ખાતું (૨) શાસનવિભાગ અને (૩) સમર, વૈદેશિક તથા અન્યાન્ય વિભાગ. મહારાજા રામસિંહનું મૃત્યુ થયા પછી ઇ૦ સ૦ ૧૮૮૦ માં ઉકત ત્રણપ્રધાન ભાગોમાં નિમ્નલિખિત સભ્યો નિયુકત થયાઃ—

**મહેસુલી વિભાગ**

૧–ડિગ્ગીના ઠાકોર પ્રતાપસિંહ  ૨–ઠાકોર શંભુસિંહ  ૩–બાબૂ યદુનાથ સેન

**શાસનવિભાગ**

૧–અગરના ઠાકોર સામંતસિંહ  ૨–ઠાકોર સમંદર કરણ  ૩–મીર કુરબાનઅલી

**સમર, વૈદેશિક તથા અન્યાન્ય વિભાગો**

૧–ચૌમૂના ઠાકોર ગોવિંદસિંહ  ૨–પુરોહિત રામપ્રસાદ  ૩–બાબૂ કાંતિચંદ્ર મુખોપાધ્યાય

ઉપરોકત સભ્યોમાંથી પુરોહિત રામપ્રસાદ ઈ૦ સ૦ ૧૮૮૩ ના ઑગસ્ટની ૧૩ મી તારીખે મરણ પામ્યા અને ઇ૦ સ૦ ૧૮૮૨ માં બાબુ યદુનાથ સેન તથા ઠાકોર સમંદર કરણે પેન્શન લઇ પદત્યાગ કર્યો. આ ત્રણ સભ્યોની જગ્યાપર નવીન સભાસદો નિયુકત થયા છે.

રેસીડેંટના ઉલ્લેખપરથી પ્રતીત થાય છે કે મહારાજાએ જે સમયે સ્વજાતીય ત્રણ સામંતોને કાઉન્સીલના સભ્યતરિકે નિયુકત કર્યા, તે સમયે તે સર્વ મૂલ્યવાન જાગીરો ભોગવતા હતા; પરંતુ તેમણે કાઉન્સીલમાં નિયુકત થઇ રાજકાર્ય કરવાના બદલામાં મહારાજાની પાસે બીજી સ્થાયી જાગી-

રેની માગણી કરી; પણ મહારાજા તેમને સ્થાયી જાગીર આપી શકે તેમ નહોતું, તેથી તેમણે ઇ૦ સ૦ ૧૮૮૩માં પ્રત્યેક સભ્યને નિયમિત વેતન આપવાની રીતિ પ્રચલિત કરી. આ બૃહત્ ઇતિહાસમાં અનેક સ્થળે પાઠકોએ વાંચ્યું હશે કે જે રાજ્યમાં સામંતોની સાથે અધિપતિને મતાંતર અને વિવાદ-ઝગડા થાય છે, તે રાજ્ય નષ્ટ થાય છે. જે રાજ્યમાં સામંતપ્રથા પ્રચલિત હોય છે તે રાજ્યમાં સામંતોજ નૃપતિનું પ્રધાનબળ અને સાધન હોય છે. નૃપતિએ જેમ સામંતોપ્રત્યે સદ્-ભાવ રાખવો જોઇએ અને તેમના ચિરહક્કનું રક્ષણ કરવું જોઇએ, તે પ્રકારે રાજાપ્રત્યે અકૃત્રિમ રાજ્યભક્તિ પ્રદર્શિત કરી તેમની આજ્ઞાનું પરિપાલન કરવું એ સામંતોનું આવશ્યક કર્તવ્ય છે. જો ઉભયપક્ષ પોતાની મર્યાદા ચૂકે તો સામંતો અને નૃપતિની વચ્ચે ભારે ઝગડો ઉપસ્થિત થાય છે. રાજસ્થાનનાં રાજપૂતરાજ્યોમાં પ્રથમથીજ સામંતપ્રથા પ્રચલિત છે અને શતાવધિ વર્ષોથી સામંતો અનેક રાજદ્વારીહક્કો ભોગવતા આવ્યા છે. તેમના હક્કોપર કોઈપણ પ્રકારનો હસ્તક્ષેપ થવાથી વિપત્તિ આવી પડવાના અનેક દાખલા બન્યા છે; માટે રાજપૂતરાજાઓએ સામંતોના હક્ક અક્ષત રાખવા જોઇએ તેમજ સામંતોએ પણ નિર્દિષ્ટ કરેલી રાજકીયસત્તાની સીમાનું ઉલ્લંઘન કરવું જોઇએ નહિ. વર્તમાન મહારાજા માધોસિંહે સામંતોપ્રત્યે અનુરાગ દર્શાવી તેમને રાજ્યનાં અનેક જોખમદાર પદોપર નિયુક્ત કર્યાં; પરંતુ અત્યંત દુઃખનો વિષય છે કે અંબરના સામંતોપૈકી અનેક અલ્પબુદ્ધિના સામંતોએ એક અત્યંત શોચનીય ઘટના ઉપસ્થિત કરી.

જયપુરની સીમામાં પોલિસનો બંદોબસ્ત સારો નહિ હોવાથી પંજાબતરફથી વારંવાર ફરિયાદ થતી હતી, આથી જયપુરના મહારાજાએ ઉક્ત સીમામાં રહેતા સામંતોને સારો બંદોબસ્ત રાખવાની સખ્ત આજ્ઞા કરી. તેમની આ આજ્ઞા વાસ્તવમાં અત્યંત આવશ્યક હતી; પરંતુ દુર્ભાગ્ય-વશાત્ તે આજ્ઞાની ભાષા કાંઇક કઠોર હતી, તેથી શેખાવાટીના સામંતો અને ઇતરસામંતોએ એમ માની લીધું કે નાની નાની બાબતોમાં દીર્ઘકાળથી અમારી જે સત્તા ચાલી આવે છે, તેનો લોપ કરવાને મહારાજા પ્રવૃત્ત થયા છે. આથી ભયાનક ઘટના ઉપસ્થિત થઈ. શેખાવાટીના સામંતોએ રાજ્યના અન્યાન્ય પ્રબળ સામર્થ્યશાળી સામંતોની સાથે મળી ભારે ઝગડો ઉપસ્થિત કર્યો."

રેસીડેંટ જણાવે છે કેઃ-"ઇ૦ સ૦ ૧૮૮૩ના જાન્યુઆરી માસમાં જ્યારે ગવર્નર જનરલના એજંટ અહીંઆં આવ્યા હતા, તે સમયે મહારાજાએ ઉક્ત સામંતોને જયપુરમાં બોલાવ્યા અને તેમને નિષ્કપટભાવથી વસ્તુસ્થિતિ સમજાવી. તેમણે નમ્રવચનોથી તેમને શાંત કર્યા, જેથી ઝગડો નિવૃત્ત થઇ ગયો; પરંતુ એક સમયે આ ઝગડાથી ભયંકર અનિષ્ટ થવાનાં ચિન્હો જણાતાં હતાં."

ગવર્નર જનરલના રાજપૂતાનામાં રહેતા એજંટ લેફ્ટેનન્ટ કર્નલ ઇ. આર. બ્રૅડફર્ડ આ ઝગડા-સંબંધે લખે છે કેઃ-"હું જયપુરમાં હતો તે સમયે શેખાવાટીના સામંતો દરબારમાં આવ્યા. તેમને મહારાજાની સાથે કેટલીક બાબતને માટે જે ઝગડો ઉપસ્થિત થયો હતો તે ચિરકાળપર્યંત રહેવાની સંભાવના હતી; પરંતુ અત્યંત સંતોષનો વિષય છે કે ઉભયપક્ષનું અમંગળ કરનાર ઝગડો શીઘ્ર નિવૃત્ત થઇ ગયો."

મહારાજા માધોસિંહે સામંતોપ્રત્યે જે અનુરાગ દર્શાવ્યો તેથી તેમના રાજ્યની પરમ ઉન્નતિ થઈ. મહારાજા સારી પેઠે જાણે છે કે જ્યાંસુધી સામંતો ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરશે નહિ ત્યાંસુધી રાજ્યનું મંગળ થશે નહિ, તેમજ રાજ્યમાં શાંતિ પણ ફેલાશે નહિ. તેથી તેઓ સામંતોના પુત્રોને શિક્ષણ આપવા તરફ વિશેષ ધ્યાન આપે છે અને તેમને વિદ્યા પ્રાપ્ત કરવાને માટે સર્વ પ્રકારે ઉત્સાહિત કરતા રહે છે. રાજધાની જયપુરમાં ઉચ્ચ શ્રેણીનાં વિદ્યાલયો છે અને ઘણા વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે.

આ વાત આપણે અવશ્ય સ્વીકારવી જોઇએ કે ભારતના દેશી રાજાઓનું મંગલ કરવાને માટેજ જગદીશ્વરે બ્રિટિશસરકારના હાથમાં ભારતવર્ષ સોંપ્યું છે. જે રાજપૂતરાજાઓએ સાતસેં વર્ષપર્યંત મુસલમાનસમ્રાટોની આધીનતા સ્વીકારી હતી, તેઓ હાલમાં બ્રિટિશસરકારના માંડલિક ગણાય છે; માટે તેમણે બ્રિટિશસરકારપ્રત્યે સદ્ભાવ રાખવો એ તેમનેમાટે પરમ આવશ્યક છે. મહારાજા રામસિંહ વખતને બરાબર ઓળખતા હતા અને તેઓ રાજ્યચાતુરીમાં પ્રવીણ હતા તેથી તેમણે બ્રિ-

ટિશસરકારના પ્રેમપાત્ર બની વિશેષ સન્માન પ્રાપ્ત કર્યું હતું. વર્તમાન મહારાજા માધોસિંહ પણ તેમનુંજ અનુકરણ કરી બ્રિટિશસરકારના પ્રેમપાત્ર બની રાજ્યનું મંગલ કરે છે. બ્રિટિશ એજંટ જણાવે છે કે:–" જયપુરરાજ્યને બ્રિટિશસરકારની સાથે જે સંધિ થઇ હતી, તેનું હાલમાં વિશ્વાસપૂર્વક પાલન કરવામાં આવે છે અને મહારાજા રેસીડેંટની સાથે સદા પ્રીતિજનક વ્યવહાર રાખે છે." જ્યારે બ્રિટિશ એજંટે સ્વયં ઉક્ત અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે, ત્યારે આપણે અવશ્ય સ્વીકારવું પડે છે કે મહારાજા માધોસિંહ યથાર્થ પ્રકારે મહારાજા રામસિંહની રાજનીતિનું અનુસરણ કરે છે.

ભારતના પતનનું કારણ દેશીરાજાઓમાં રહેલો પરસ્પર અવિશ્વાસ, અનૈક્યતા અને વિવાદ તથા સ્વજાતિદ્વેષ છે. જો દેશીરાજાઓ પરસ્પર વિશ્વાસ રાખી એકતાના સૂત્રમાં બંધાત તો ભારતવર્ષની અવનતિ કદિપણ થાત નહિ. વર્તમાન બ્રિટિશસરકારના શાંતિપૂર્ણ શાસનમાં એકધર્મી રાજાઓ જેટલા અકૃત્રિમ મિત્રતાના સૂત્રમાં પરિબદ્ધ થશે તેટલીજ તેમની ઉન્નતિ થશે. અત્યંત સંતોષનો વિષય છે કે અંબરરાજ માધોસિંહને રાજસ્થાનના અન્યાન્ય રાજાઓની સાથે પરમ મિત્રતા છે. જયપુરના રેસિડેંટ મહાશય સ્ટેટન જણાવે છે કે:–" મહારાજા માધોસિંહને નિકટના રાજાઓની સાથે સાધારણતઃ સારી મિત્રતા છે. આ પ્રકારની મિત્રતાને લીધેજ અનેક રાજાઓએ જયપુરના પ્રદર્શનમાં બહુમૂલ્ય દ્રવ્યો મોકલ્યાં હતાં. જો તેઓ મિત્રતા ધરાવતા ન હોત તો આવી આશા ક્યાંથી રાખી શકાત ?"

વર્તમાન મહારાજા માધોસિંહના સંબંધમાં રાજપૂતાનામાં રહેતા ગવર્નર જનરલના એજંટ કર્નલ બ્રેડફર્ડે જે લખ્યું છે, તે અમે આ સ્થાને પ્રકટ કરી જયપુરરાજ્યના ઈતિહાસનો ઉપસંહાર કરવાની ઇચ્છા રાખીએ છીએ. કર્નલ બ્રેડફર્ડ જણાવે છે કે:–"મહારાજાનો અભિષેક થયા પછી તેમણે સ્વયં રાજકાર્યમાં સારી રીતે મન પરોવ્યું. તેમનો અભિષેક થયા પૂર્વે તેમને સર્વ વિષયોનું જ્ઞાન મેળવવાનો સુઅવસર પ્રાપ્ત થયો નહોતો; પરંતુ હાલમાં તેમણે સંપૂર્ણ વિષયોનું જ્ઞાન શીઘ્ર પ્રાપ્ત કરી લેવાનો વિશેષ આગ્રહ ધારણ કર્યો છે. જયપુરનું ભવિષ્યમાં કેવું મંગલ થશે, તે સંબંધે વર્તમાન સમયમાં કંઇ અભિપ્રાય પ્રદર્શિત કરી શકાય એમ નથી; પરંતુ મહારાજા સાંપ્રતમાં રાજ્યશાસનપ્રત્યે જેવું લક્ષ્ય આપે છે, તેવુંજ લક્ષ્ય જો તેઓ સદા આપતા રહે તથા તેમણે રાજ્યશાસનના પ્રત્યેક વિભાગનો સુપ્રબંધ કરવાને જેવો આગ્રહ ધર્યો છે તેવોજ આગ્રહ જો તેઓ સદા રાખે તો સરલતાથી અનુમાન કરી શકાય છે કે સર્વ પ્રગતિશીલ દેશીરાજ્યોમાં જયપુર અગ્રેસર ગણાશે." કર્નલ બ્રેડફર્ડના આ શબ્દો જયપુરના વર્તમાન મહારાજાના સંપૂર્ણ ગુણોના પરિચાયક છે. મહારાજા માધોસિંહના શાસનથી ભવિષ્યમાં જયપુરરાજ્યની પરમોન્નતિ થઇ પ્રજાનું વિશેષ કલ્યાણ થશે, એવી આશા રાખી શકાય છે; અને જગદીશ્વરપ્રત્યે અમારી એટલીજ પ્રાર્થના છે કે મહારાજા માધોસિંહ દીર્ઘજીવન પ્રાપ્ત કરી જયપુરનું સિંહાસન પૂર્ણ પ્રકાશિત તથા ગૌરવાન્વિત કરે અને ભાવી ઈતિહાસલેખક તેમનું શાસનવૃત્તાંત ઉજ્જ્વલતાપૂર્વક ચિત્રિત કરવાને સમર્થ થાય.



# अध्याय ८ मो

**જયપુરની ચારે સીમાનું પરિમાણ—જયપુરની વસ્તી—જાટ, બ્રાહ્મણ અને રાજપૂતજાતિ—જયપુરની મૃત્તિકા—કૃષિ—મહેસુલ—અંબરના તાબાના સત્તર પ્રદેશની સૂચિ—પ્રાચીન રાજ્યકરની સુચિ—વર્તમાન રાજકર—વાણિજ્ય—લવણવિભાગ—શિલ્પ—રેલ્વે—ટેલીગ્રાફ—સ્વાસ્થ્યવિભાગ—ચિકિત્સાવિભાગ—શાંતિરક્ષાવિભાગ—જયપુરની કૉલેજ—ચાંદપોલવિદ્યાલય—રાજપૂતવિદ્યાલય—સંસ્કૃત કૉલેજ—મેયોકૉલેજ—સ્ત્રીશિક્ષા—સમરવિભાગ—સામંતોના પ્રાચીન અને આધુનિક સુચિ—જયપુરનાં કેટલાંક પ્રાચીન ઐતિહાસિક સ્થાનો.**

કર્નલ ટૉડે જયપુરરાજ્યનું ભૌગોલિક તથા કેટલાક બીજા વિષયોસંબંધી વર્ણન એક સ્વતંત્ર અધ્યાયમાં લખ્યું છે. અમે આ સર્વ વર્ણન વર્તમાન સમયના કેટલાક જાણવા યોગ્ય સમાચારોની સાથે પાઠકોની સમક્ષ સાદર કરીએ છીએ.

કર્નલ ટૉડ સૌથી પ્રથમ લખે છે કે: “ કછવાહા લોકો આઠસેં વર્ષમાં પંદર હજાર વર્ગમાઇલના વિસ્તારવાળી ભૂમિપર ફેલાઇ ગયા છે અને તેમાંના ચાળીસ હજાર માણસો હાથમાં નગ્ન તલવાર લઈને પોતાની જન્મભૂમિની અને પોતાના રાજ્યની રક્ષા કરવાને માટે અનેક વાર રણક્ષેત્રમાં ઝુઝયા છે. આવી વીરજાતિનો ઇતિહાસ જાણવાનું મન કોને ન થાય? ‘ જન્મભૂમિ ’ એ શબ્દ એક રાજપૂતના હૃદયમાં જાદુઇ અસર ફેલાવે છે. એક રાજપૂતની આગળ તેની પત્નીનું નામ કદિ ઉચ્ચારવું જોઇએ નહિ તેમજ તેની જન્મભૂમિવિષે કદિ પણ અપમાનસૂચક શબ્દ બોલવો જોઇએ નહિ; નહિ તો તે એકદમ પોતાની સમશેર ખેંચે છે. આ સંબંધી અનેક વાતો ઇતિહાસમાં અનેક સ્થળે વર્ણવવામાં આવી છે; તે છતાં અનભિજ્ઞ પરદેશી પરમ સાહસપૂર્વક કહે છે કે:—“ રાજસ્થાનમાં સ્વદેશહિતૈષિતા તથા કૃતજ્ઞતાસૂચક કોઈ શબ્દજ પ્રચલિત નથી. ” અમે કહીએ છીએ કે જે વિદેશીઓ રાજપૂતોની દેશહિતૈષિતાવિષે સંદેહ કરે છે, તેઓ રાજપૂતજાતિવિષે કાંઇ જ્ઞાન ધરાવતા નથી. ”

## ચોતરફની સીમા અને ભૂમિનું માપ

કર્નલ ટૉડ અંબરરાજ્યની સીમાના સંબંધમાં જણાવે છે કે:—“ અંબર તથા તેના તાબાના પ્રદેશની સીમા નકશાતરફ દૃષ્ટિ નાખવાથી ઉત્તમ પ્રકારે વિદિત થાય છે. પશ્ચિમે મારવાડની સીમાપર સાંભરસરોવરપર્યંત અને પૂર્વમાં જાટસીમાપર સૌથનગરપર્યંત જયપુરરાજ્યની પહોળી પટી ગયેલી છે. એની પહોળાઇ એકસોવીસ બ્રિટિશમાઇલ છે, જ્યારે ઉત્તરદક્ષિણ શેખાવાટી સહિત તેની લંબાઈ એકસોએંશી માઇલ છે. એની આકૃતિ એકસરખી નથી. ખાસ અંબરરાજ્યનું ક્ષેત્રફળ સાડાનવ હજાર વર્ગમાઇલ છે અને તેના તાબાના શેખાવાટીપ્રદેશનું ક્ષેત્રફળ પાંચ હજાર ચારસેં વર્ગમાઇલ છે. આ રીતે તેનું એકંદર ક્ષેત્રફળ ચૌદ હજાર નવસેં વર્ગમાઇલ છે. મહાશય આચિસને ઇ૦ સ૦ ૧૮૬૪માં લખ્યું છે કે:—“ જયપુરરાજ્યનું ક્ષેત્રફળ ૧૫૦૦૦ વર્ગમાઇલ છે;” પરંતુ બાબુ લોકનાથ ઘોષે પોતાના રચેલા ગ્રંથમાં લખ્યું છે કે:—“ અંબરનું ક્ષેત્રફળ ૧૫૨૫૦ વર્ગમાઇલ છે. ”

## વસ્તી

કર્નલ ટૉડ જણાવે છે કે:—“ આ રાજ્યમાં વસ્તી કેટલી છે, તેનો નિર્ણય કરવો એ કાંઈ સહજ

કામ નથી; પરંતુ સાધારણ રીતે એવું અનુમાન કરવામાં આવે છે કે અંબરમાં પ્રત્યેક માઇલે ૧૫૦ અને શેખાવાટીમાં પ્રતિમાઇલે ૮૦ મનુષ્યો વસે છે. "

ઉભય પ્રદેશોની સરેરાશ વસ્તીની ગણત્રી કાઢતાં પ્રતિમાઇલે ૧૨૪ મનુષ્યોના હિસાબથી ૧૮૫૮૭૦ માણસો થાય છે; પરંતુ જ્યારે આપણે જોઇએ છીએ કે આ રાજ્યમાં પુષ્કળ માણસોથી ભરપૂર એવાં મોટાં મોટાં મકાનો વિદ્યમાન છે, ત્યારે ઉકત સંખ્યાવિષે આપણા હૃદયમાં શંકા ઉત્પન્ન થાય છે. ખાસ જયપુરરાજ્યમાં એકંદર ચારહજાર નગરો અને ગામો છે અને તેના તાબાનાં શેખાવાટીનાં નગરો તથા ગામોની સંખ્યા એથી અર્ધી છે. મહાશય આચિસને ઇ૦ સ૦ ૧૮૬૪માં અને મહાશય માલેસને ઇ૦ સ૦ ૧૮૭૪ માં અંબરની માનવસંખ્યા ૧૯૦૦૦૦૦ જણાવી છે અને બાબુ લોકનાથ ઘોષે તેમની પછી ૧૯૯૫૦૦૦ માણસોની સંખ્યા લખી છે. હવે શાંતિના સમયમાં અંબરરાજ્યની મનુષ્યસંખ્યા દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતી જાય છે, એ સહજ ધ્યાનમાં આવશે.

કર્નલ ટૉડ જણાવે છે કે, ઉકત નિવાસીઓમાં ભિન્ન ભિન્ન જાતિનાં માણસો કેટલાં છે તેનો નિર્ણય કરવો અત્યંત કઠિન છે; તોપણ એટલું તો ખાત્રીપૂર્વક કહી શકાય છે કે રાજપૂતોની સંખ્યા અન્ય સર્વ જાતિઓની એકંદર સંખ્યા કરતાં ઘણી થોડી છે; પરંતુ માત્ર મીનાસિવાયની પ્રત્યેક જાતિ કરતાં તેમની સંખ્યા અધિક છે. આપણે જાણીને પરમ આશ્ચર્ય પામીએ છીએ કે આ રાજ્યમાં અદ્યાપિ મીનાઓની સંખ્યા અધિક રહી છે. નીચે પ્રધાન જાતિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમનો ક્રમ સંખ્યાના પ્રમાણમાં ગોઠવવામાં આવેલ છેઃ—

## જાતિવિભાગ

(૧) મીના (૨) રાજપૂત (૩) બ્રાહ્મણ (૪) વૈશ્ય (૫) જાટ (૬) ધાકર વા કિરાર(કિરાત) (૭) ગૂજર.

**મીના**—મીનાજાતિ ભિન્ન ભિન્ન બત્રીસ શાખાઓ વા શ્રેણીઓમાં વિભક્ત છે. તેમની પ્રત્યેક શાખાનું વર્ણન કરવામાં ગ્રંથ અતિ વધી જાય.રાજસ્થાનના પ્રત્યેક રાજ્યમાં બહુધા આ મીના-જાતિ વસે છે, તેથી એક સ્થળે તેમનું સ્વતંત્ર વર્ણન કરવાનો ઇરાદો રાખ્યો છે.મીનાલોકો જયપુર-માં સર્વ રાજકીયહકકો અને અનુગ્રહો ભોગવે છે, જે પરથી સિદ્ધ થાય છે કે નરવરના હદપાર થયેલા રાજકુમારને મીનાલોકોએજ સિંહાસનપર અભિષિકત કર્યા હતા. મીનાલોકો જે હક્ક ભોગવે છે તે દ્વારા પ્રતીત થાય છે કે પ્રથમ કછવાહારાજાએ તેમને જીતી લઇને તેમનાપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો નહોતો, કિંતુ મીનાગણોએ પોતાની ઇચ્છાથી તેને રાજાતરિકે સ્થાપિત કર્યો હતો. વળી આ વાત સિદ્ધ કરનારૂં બીજું પ્રમાણ એ છે કે કાલીખોહ નામના સ્થાનના મીનાઓ જયપુરના પ્રત્યેક નૃપતિના અભિષેકપ્રસંગે પોતાના શરીરમાંથી રુધિર કાઢીને તેને રાજતિલક કરતા હતા.જો કે આ પ્રકારે રાજતિલક કરવાની પ્રથા અને અન્ય કેટલીક પ્રાચીન રીતિઓ (જેમકે મેવાડના રાણાનો ભીલદ્વારા થતો અભિષેક) સાંપ્રતમાં દૂર થઇ ગઇ છે; પરંતુ પૂર્વે તેનો પ્રચાર હતો તેથી સિદ્ધ થાય છે કે વર્તમાન સમયમાં પતિત થયેલા મીનાલોકો અવશ્ય પૂર્વે આ દેશના અધીશ્વર હતા.મીનાલોકો આજે પણ જયપુરરાજ્યનાં કેટલાંક અત્યંત જોખમદારપદપર વિરાજે છે. જયગઢના રાજભંડાર અને રાજદફતરપર તેમની દેખરેખ છે, મહારાજાના અંગરક્ષકોતરિકે તેઓ નિયુકત થયેલા છે અને રાજાના અંતઃપુરની રક્ષાનો ભાર પણ તેમના હાથમાં સોંપવામાં આવેલો છે. અંબરમાં કછવાહારાજવંશ પ્રથમ સ્થાપિત થયો તે સમયે મીનાલોકો સમસ્ત રાજચિન્હોનો ઉપયોગ કરતા હતા અને મહારાજાના જીવનની રક્ષાનો ભાર પણ તેમના હાથમાં સોંપવામાં આવ્યો હતો; પરંતુ પાછળથી તેઓ રાજચિન્હોનો ઉપયોગ કરે એ અ-ત્યંત અસંગત માનવામાં આવ્યું અને તેમનો તે હક્ક રદ કરવામાં આવ્યો. અંતે મીનાલોકોએ ડંકા-નિશાનનો ઉપયોગ કરવાની પરવાનગી માગી; પરંતુ જયપુરના મહારાજાએ તે પણ અસંગત કાર્ય માન્યું. અંતે મીનાલોકોએ તોફાન મચાવ્યું; પરંતુ તેમાં તેમનો ઘણો રકતપાત થયો અને તેમને સંપૂર્ણ નિષ્ફળતા પ્રાપ્ત થઇ.મીના,જાટ,કિરાર વા કિરાત એ જાતિઓ અંબરની પ્રધાન કૃષિ-વ્યવસાયી જાતિઓ છે અને તે જાતિઓના ઘણા માણસો વિશાળ ભૂમિના માલિક છે.

જાટ—જાટોની સંખ્યા પ્રાયઃ મીનાઓના જેટલી છે અને તેમના તાબાની ભૂમિ પણ પ્રાયઃ મીનાઓની ભૂમિ જેટલીજ છે. સર્વ કૃષિકારોમાં જાટલોકો વિશેષ ઉદ્યોગી છે.

બ્રાહ્મણ—કેટલાક બ્રાહ્મણો ધર્મકાર્ય કરે છે અને ઘણા બ્રાહ્મણો અન્ય લૌકિક ધંધા પણ કરે છે. સમસ્ત રાજસ્થાનમાં બ્રાહ્મણોની સંખ્યા જયપુરરાજ્યમાંજ અધિક છે. જયપુરરાજ્યમાં બ્રાહ્મણો-ની સંખ્યા અધિક છે, તેથી એવું અનુમાન કરશો નહિ કે અંબરના રાજાઓ ઇતર રાજાઓ કરતાં અધિક ધાર્મિક છે; ઉલટા તેઓ અધિક પાતકી નિવડયા છે.

રાજપૂત—જો આવશ્યકતા હોય, જો સ્વજાતિના હિત અને ગૌરવને માટે સમરમાં જવાનું હોય તો *એક પિતાના ત્રીસ હજાર વંશજો એકત્રિત થઇ શકે છે. આ સંખ્યામાં નરૂકા અને શેખાવત સામંતોને પણ અંતર્ભૂત કરવામાં આવ્યા છે. જો કે કછવાહાગણોએ લોકપ્રિય રાજા પજોની, રાજા માન અને મીરજા રાજા જયસિંહના આધિપત્યનીચે અન્યાન્ય જાતિના રાજપૂતોની પેઠે પરમ વીરતા પ્રદર્શિત કરી ઉચ્ચ પ્રશંસા મેળવી હતી; પરંતુ વર્તમાન સમયમાં રાઠોડો જેવા સાહસિક અને પરાક્રમી ગણાય છે, તેવા તેઓ નથી. મોગલોની સાથે તેમને ધાડો સંબંધ હતો, તેમજ મોગલદરબારના સમસ્ત દુર્ગુણો તેમનામાં પ્રવિષ્ટ થયા હતા તેથી તેમની અવનતિ થઈ;પરંતુ મહારાષ્ટ્રીઓદ્વારા તેમની સૌથી અધિક અવનતિ થઇ.પણ કર્નલ ટૉડના મોગલોનીસાથેના સંબંધથી કછવાહાઓની અવનતિ થઈ છે, એ મતનું અમે સમર્થન કરી શકતા નથી. મોગલોની સાથેના ધાડા સંબંધથી કછવાહાલોકોની અવનતિ થઇ નહોતી, પરંતુ ઉન્નતિ થઇ હતી. મહારાજા માનસિંહ, મીરજા રાજા જયસિંહ તથા સવાઇ જયસિંહના આધિપત્યનીચે કછવાહાલોકોએ મોગલસમ્રાટની તરફથી સમસ્ત ભારતવર્ષમાં સ્થળે સ્થળે યુદ્ધ કરી પોતાના અતુલનીય વિક્રમનો સોજ્જ્વલ પરિચય કરાવ્યો હતો.જ્યાંસુધી મહાબળવાન મહારાષ્ટ્રીય લૂંટારાઓએ કછવાહાલોકોની જાતીયજીવનશક્તિના મૂળમાં પ્રબળ આઘાત કર્યો નહોતો ત્યાંસુધી તેઓ વીરત્વ, બલ, વિક્રમ અને સાહસથી વિહીન થયા નહોતા, એવી અમારી માન્યતા છે અને એજ માન્યતા ન્યાયસંગત છે. અર્ધશતાબ્દીપૂર્વે કર્નલ ટૉડ કછવાહાજાતિના સંબંધમાં જે મત પ્રદર્શિત કરી ગયા છે, તેથી અધિક સંતોષદાયક મત પ્રદર્શિત કરવાને અમે અસમર્થ છીએ. કછવાહા લોકો સાંપ્રતમાં દુર્ભાગ્યવશાત્ ઘોરનિદ્રામાં પડેલા છે. રાજપૂતજાતિનું બલ, વિક્રમ, સાહસ, શૌર્ય—એ સર્વ ગુણો જાણે ચિરનિદ્રામાં શયન કરી ગયા હોય એમ લાગે છે. તેમના આ નિદ્રિત સદ્ગુણો પુનઃ જાગૃત થઇ ભારતવર્ષમાં તેમની કીર્તિ કયારે ગજાવશે તે તો પ્રભુજ જાણે.

**મૃત્તિકા, કૃષિ અને વનસ્પતિ**—કર્નલ ટૉડ જયપુરરાજ્યના કૃષિકાર્યના સંબંધમાં જણાવે છે કે ઢુંઢાડરાજ્યમાં સર્વ પ્રકારની મૃત્તિકા પ્રાપ્ત થાય છે અને ખરીફ વા હેમંતિક અને રવી વા સંતી એ ઉભય પાકો સમપ્રમાણમાં નીપજે છે. હેમંતિક ધાન્યમાં જુવાર કરતાં બાજરો અધિક થાય છે અને સંતી ધાન્યમાં ઘઉં કરતાં જવ વિશેષ પાકે છે. હિંદુસ્થાનના સર્વ ભાગોમાં જે જે ધાન્યો તથા ફળ, કંદ, મૂળ આદિ થાય છે તે સર્વ અંબરરાજ્યમાં બહુધા નીપજે છે; માટે તે સંબંધે વિસ્તૃત વર્ણન કરવાનું કાંઇ પ્રયોજન નથી. પૂર્વે અહીંઆં શેરડી બહુ થતી હતી, પરંતુ કેટલાંક કારણોથી કૃષિકારોને તેની અધિક ખેતી કરવાથી ભારે નુકશાન સહન કરવું પડયું, તેથી હાલમાં તેનો પાક અતિ ન્યૂન થઇ ગયો છે. શેરડીની ખેતીપર રૂ. ૪ થી ૬ સુધીનું મહેસુલ નિયત કરવામાં આવ્યું છે; પરંતુ તેને કાપી લેવામાં આવે તે પૂર્વે ખેડુતની પાસેથી રૂ. ૬૦ બીજા લેવામાં આવે છે. અંબરરાજ્યનાં અનેક સ્થાનોમાં કપાસનો પાક ઘણો થાય છે, તેમજ ગળી અને હિંદુસ્થાનના બીજા રંગો પણ અહીંઆં પુષ્કળ થાય છે. રાજસ્થાનના અન્ય સ્થાનોમાં જેવાં હળ વપરાય છે,તેવાંજ હળ આ રાજ્યમાં પણ વપરાય છે.

**મહેસુલ**—અર્ધશતાબ્દીપૂર્વે અંબરરાજ્યમાં જે મહેસુલ લેવામાં આવતું હતું તેના સંબંધમાં કર્નલ ટૉડ જણાવે છે કેઃ—" આ દેશના મહેસુલની સ્થિતિ સદા સમાન રહી નથી. મહેસુલ કદિ વધે છે તો કદિ ઘટે છે, તેથી તેનો ખરો હિસાબ આપવો કષ્ટસાધ્ય છે. અમને અંબરરાજ્યના પ્રાચીન

અને વર્તમાન કાળના મહેસુલની કેટલીક વિગતો પ્રાપ્ત થઈ છે. રાજ્યનાં મોટાં મોટાં દફતરોમાં જીલ્લાનાં નામ, મહેસુલ, નગરવાસીઓપર નાખવામાં આવેલા કર, વાણિજ્યકર અને ઇતર નાના પ્રકારની આમદાનીની વિગત લખવામાં આવી છે; પરંતુ તે સર્વ અત્રે પ્રકાશિત કરવાનું કાંઇ પ્રયોજન નથી. ખાસ ઢૂંઢાડ અથવા જયપુરરાજ્યનું મહેસુલ, સામંતોના તાબાની ભૂમિનું મહેસુલ, વાણિજ્યકર વગેરે મળીને એકંદર આમદાની એક કરોડ રૂપિયાની હતી; પરંતુ પાછળથી બળવાન મહારાષ્ટ્રીઓ તથા માચેરીના નરૂકા સામંતોએ અંબરરાજ્યના સત્તર સમૃદ્ધિવાન પ્રદેશો છીનવી લીધા હતા, તેથી તે આમદાનીમાં ઘટાડો થયો હતો.

**અંબરના જે સત્તર પ્રદેશો મહારાષ્ટ્રીઓ વગેરેએ છીનવી લીધા હતા તેની સૂચિ નીચે આપવામાં આવી છેઃ—**

૧ કામા
૨ ખોરી
૩ પહાડી } જનરલ પીરને પોતાના સ્વામી સિંધિયાને માટે આ ત્રણપ્રદેશો અંબર રાજ્યમાંથી છીનવી લીધા હતા. ત્યારપછી જાટોએ તે ઇજારે રાખ્યા હતા, જે હજી તેમના કબજામાં છે.

૪ કાંતિ

૫ ઉકરોદ

૬ પુંદાપુન

૭ ગાજીકા થાના

૮ રામપુરા ( ખિરદા )   એ માચેરીના રાવના અધિકારમાં છે.

૯ ગૌનરાઇ

૧૦ રાજાઇ

૧૧ પૂર્વીનાઇ

૧૨ મોજપુર રસાના

૧૩ કાનોઢ વા કાનોદ[૧] (આ પ્રદેશ ડિવાઇને જીતી લઇ મુરતજાખાં ભડેચને આપી દીધો હતો અને લોર્ડ લેકે તે કાર્યમાં સંમતિ આપી હતી.)

૧૪ નારનોલ

૧૫ કોટપૂતલી ( ઇ૦ સ૦ ૧૮૦૩–૦૪ માં લોર્ડ લેકે મહારાષ્ટ્રીઓને પરાસ્ત કરી તેમની પાસેથી આ પ્રદેશ છીનવી લઇ ખેતડીના અભયસિંહને અર્પણ કર્યો હતો.)

૧૬ ટોંક
૧૭ રામપુરા } રાજા માધોસિંહે આ ઉભય પ્રદેશો હોલ્કરને આપી દીધા અને લોર્ડ હેસ્ટિંગ્સે અમીરખાંને આ પ્રદેશોનો અધિપતિ બનાવ્યો.

આ પ્રદેશો મુસલમાનસમ્રાટની પાસેથી જયપુરના રાજાને સેનાના ખર્ચના બદલામાં મળ્યા હતા. રાજા પૃથ્વીસિંહના શાસનસમયમાં અંબરરાજ અને તેમના તાબાના સામંતોની એકંદર ઉપજ રૂ. ૭૭ લાખની હતી અને રાજા પ્રતાપસિંહના શાસનના અંતિમ ભાગમાં અર્થાત્ સંવત ૧૮૫૮ ( ઇ૦ સ૦ ૧૮૦૨ ) માં તેમની આમદાની પ્રાયઃ ૧૯ લાખ રૂપિયાની હતી.

## ખાલસા વા ખાસભૂમિની આમદાની

સંવત્ ૧૮૫૮ માં જે સમયે મહારાજા જગતસિંહ સિંહાસનપર વિરાજમાન થયા, તે સમયની અંબરરાજ્યની આમદાનીની સૂચિ નીચે પ્રમાણે છેઃ—

| | રૂપિયા |
|---|---|
| રાજાના પોતાના પ્રબંધ નીચે અથવા ઇજારે આપેલી ભૂમિની આમદાની | ૨૦૫૫૦૦૦ |
| દેવડી તાલુકા (રાજાના અંતઃપુરના ખર્ચને માટે નિયુક્ત કરેલી ભૂમિની આમદાની) | ૫૦૦૦૦૦ |
| શાગિર્દ પેશા (રાજદરબારના સેવકોને માટે નિયત કરેલી ભૂમિની આમદાની) | ૩૦૦૦૦૦ |

૧ અંબરના બાર પ્રધાન સામંતો પૈકી અમરસિંહ ખાંગારોત આ પ્રદેશના અધીશ્વર હતા.

| વિગત | રૂ. |
|---|---|
| રાજમંત્રી, દિવાન વગેરે કર્મચારીઓના તાબાની ભૂમિની આમદાની | ૨૦૦૦૦૦ |
| સિલહપોષ નામની સેનાની જાગીરની આમદાની | ૧૫૦૦૦૦ |
| પાયદલ અને અશ્વારોહીઓની ખાલસાભૂમિની એકંદર ઉપજ | ૭૧૪૦૦૦ |
| ખાસ આમદાની કુલ રૂ. | ૩૯૧૯૦૦૦ |
| જયપુરના સામંતોના તાબાની ભૂમિની આમદાની | ૧૭૦૦૦૦૦ |
| બ્રાહ્મણોને અર્પણ કરેલી ઉદક અથવા બ્રહ્મોત્તર ભૂમિની આમદાની | ૧૬૦૦૦૦૦ |
| દાણ અને માપા અર્થાત્ વાણિજ્યકર અને ખેતીનું મહેસુલ | ૧૯૦૦૦૦ |
| જયપુરની કચેરી ( શહેરીઓપર નાખવામાં આવેલા કર, દંડ ઈત્યાદિ ) | ૨૧૫૦૦૦ |
| ટંકેશાળ | ૬૦૦૦૦ |
| હુંડી, ભાડું, વીમો ઇ૦ | ૬૦૦૦૦ |
| અંબરરાજ્યના દંડની ઉપજ | ૧૨૦૦૦ |
| જયપુરનગરના દંડની ઉપજ | ૮૦૦૦ |
| બિદત અર્થાત્ સાધારણદંડની ઉપજ | ૧૬૦૦૦ |
| સબ્જીમંડી અર્થાત્ શાકબજારની આમદાની | ૩૦૦૦ |
| એકંદર કુલ રૂ. | ૭૭૮૩૦૦૦ |
| શેખાવાટીદેશની આમદાની | ૩૫૦૦૦૦ |
| જયપુરના રાજાવત વગેરે સામંતોના[1] તાબાના પ્રદેશોની આમદાની | ૩૦૦૦૦ |
| હાડોતીના સામંતોની[2] આમદાની | ૨૦૦૦૦ |
| હાડોતીની એકંદર આમદાની | ૪૦૦૦૦૦ |
| બધી મળીને એકંદર કુલ રૂ. | ૮૧૮૩૦૦૦ |

જગતસિંહ જે સમયે સિંહાસનપર વિરાજમાન થયા તે સમયે અંબરરાજ્યની આવદાની એંશી-લાખથી અધિક હતી; તેમાંની અર્ધી ઉપજ રાજાની ખાલસા અર્થાત્ ખાસભૂમિની હતી. રાજસ્થાનના અન્યાન્ય સર્વ રાજાઓની ઉપજ કરતાં આ ઉપજ લગભગ બમણી હતી. બ્રિટિશસરકારની સાથે અંબરના રાજાને જ્યારે સંધિ થઇ ત્યારે તેમણે પોતાની ખાસ ૪૦ લાખ રૂપિઆની આમદાનીમાંથી બ્રિટિશસરકારને આઠ લાખ રૂપિઆ કરસ્વરૂપે આપવાનો સ્વીકાર કર્યો હતો અને ચાળીસ લાખ રૂપિયાથી જેટલી આમદાની અધિક થતી જાય તેનો $\frac{5}{16}$ ભાગ તે ઉપરાંત તેમણે આપવો એવો ઠરાવ કરવામાં આવ્યો હતો.

અર્ધશતાબ્દી પૂર્વે કર્નલ ટૉડે જયપુરની આમદાનીસંબંધે ઉપરોક્ત લેખ લખ્યો હતો; પરંતુ ત્યાર પછી અવશ્ય જયપુરરાજ્યની સ્થિતિ પરિવર્તિત થઇ ગઇ છે. ઇ૦ સ૦ ૧૮૬૪માં મહાશય આચિસને લખ્યું હતું કેઃ-" જાગીર અને દાનતરિકે ઘણી ભૂમિ આપી દેવાથી રાજ્યની આમદાની ઘણી ઘટી ગઇ છે. હાલમાં રાજાને એકંદર ૩૬૦૦૦૦૦ રૂપિયાની પ્રાપ્તિ થાય છે. સાંભરસરોવરનો અધિક ભાગ જયપુરનરેશના તાબામાં છે; તેમાંના મીઠાની ઉપજ રૂ. ૪૦,૦૦૦ થાય છે. "

કર્નલ માલેસને જયપુરપતિની સમસ્ત આમદાની રૂ. ૩૬ લાખની જણાવી છે. પાઠકોએ આગળ વાંચ્યું હશે કે જયપુરપતિને બ્રિટિશસરકારને આઠ લાખને બદલે ચાર લાખ રૂપિયા ખંડણીસ્વરૂપે આપવાનું નક્કી થયેલ છે. અત્યંત સંતોષનો વિષય છે કે પૂર્ણ શાંતિ અને સુશાસનને લીધે વર્તમાન સમયમાં જયપુરના મહારાજાની આમદાની રૂ. ૪૦ લાખથી પણ અધિક થાય છે. ઈ૦ સ૦ ૧૮૮૧-૮૨ના રિપોર્ટમાં એવો ઉલ્લેખ છે કે, ઇ૦ સ૦ ૧૮૮૦-૮૧ની આવદાની ૫૨૪૨૧૭૬ રૂપિયા હતી અને ખર્ચ ૫૫૮૬૯૩૦ થયો હતો, એવું અનુમાન કરવામાં આવે છે; પરંતુ યથાર્થ આમદાની ૫૫૦૧૧૬૨ રૂપિયાની અને ખર્ચ ૪૯૮૫૮૬૬ રૂપિયાનો હતો, જેથી ૫૧૫૨૯૬ રૂપિયાની બચત રહી હતી. નીચે મુખ્ય મુખ્ય ઉપજ લખવામાં આવે છે:—

૧ વરવારા, ખીરની, સાવર, ઇશરદા વગેરે

૨ બલવાન અને ઉદંડ.

| | રૂ. |
|---|---|
| વેતનના બદલામાં આપેલી જાગીરની ઉપજ | ૨૭૩૪૨૪૮ |
| લવણની આમદાની | ૭૧૩૬૬૦ |
| વાણિજ્યની આમદાની | ૭૧૨૯૮૯ |
| સામંતોની ખંડણીની આમદાની | ૫૧૨૪૯૬ |

મુખ્ય મુખ્ય ખર્ચની સૂચિ આ પ્રમાણે છે:—

| | |
|---|---|
| જીર્ણોદ્ધારકાર્ય | ૪૪૯૯૦૯ |
| સેના | ૮૦૯૩૭૭ |
| શાસનવિભાગનો વ્યય | ૩૪૯૨૭૯ |
| શિક્ષાવિભાગ | ૪૮૩૧૧ |
| દાન વગેરે | ૨૨૬૪૬૦ |
| રાજકુટુંબમાં થતા વિવાહનો વ્યય | ૨૨૭૪૫૭ |
| બ્રિટિશસરકારને આપવામાં આવતી ખંડણી | ૪૦૦૦૦૦ |

બીજાવર્ષની અર્થાત્ ઇ૦ સ૦ ૧૮૮૧–૮૨ની આમદાનીના સંબંધમાં ઉક્ત રિપોર્ટમાં એવો ઉલ્લેખ છે કે:–"એ વર્ષમાં કુલ રૂા. ૪૯૫૮૭૬૩ની આમદાની થઇ હતી અને રૂા. ૪૮૮૫૯૯૯ નો ખર્ચ થયો હતો. આથી રૂા. ૭૨૭૬૪ની બચત થઇ હતી. ઇ૦ સ૦ ૧૮૮૦–૮૧ની આમદાની કરતાં આ વર્ષની આમદાની સારી નથી. કોઇપણ દેશની આમદાની સદા સમાન રહેતી નથી. રાજ્યની આમદાની અનેક કારણોથી વધતીઘટતી રહે છે. મહારાજા જગતસિંહના શાસનસમયમાં અથવા તેપૂર્વે રાજાની ઇચ્છાનુસાર રાજ્યની આમદાનીનો વ્યય ગમે તે કાર્યમાં થતો હતો, અથવા કોઇ કોઇ સમયે તેનો અપવ્યય પણ થતો હતો; પરંતુ વર્તમાન સમયમાં તેમ થતું નથી. મહારાજા રામસિંહના શાસનસમયમાં રાજ્યની આમદાની સારી હતી અને તે હિતકારી કામોમાં વપરાતી હતી તથા વર્તમાનમહારાજા માધોસિંહ પણ મહારાજા રામસિંહનું અનુકરણ કરીને અનેક હિતકારક કામોમાં તેનો સદ્વ્યય કરે છે."

**વાણિજ્ય**—ઇ૦ સ૦ ૧૮૮૧–૮૨માં અંબરરાજ્યની આમદાની ઘટવાનું બીજું કારણ એ હતું કે મહારાજા માધોસિંહે પોતાના રાજ્યમાં વાણિજ્યની વૃદ્ધિ કરવાને માટે અફીણ સિવાય સમસ્ત વાણિજ્યદ્રવ્યોપરનો કર કાઢી નાખ્યો. આથી એક રીતે આમદાની ઘટી ગઇ તો ખરી, પરંતુ વાણિજ્યની વૃદ્ધિ થવાથી આમદાનીની વૃદ્ધિ થવાનો સંપૂર્ણ સંભવ છે. મહારાજાએ અન્યાન્ય વાણિજ્યદ્રવ્યોપરનો કર દૂર કરી અફીણપર ભારે કર નાખ્યો. શાસનરિપોર્ટપરથી પ્રતીત થાય છે કે:–"ગત બાર માસમાં વાણિજ્યકરની આમદાની ૭૩૧૦૯૫ રૂપિયાની થઇ. તે પૂર્વેનાં વર્ષમાં ૭૨૬૫૪૧ રૂપિયાની ઉપજ થઇ હતી. આ પરથી પ્રતીત થાય છે કે ક્રમશઃ વાણિજ્યકરની ઉપજ વૃદ્ધિંગત થતી જાય છે."

રેલ્વેના વિસ્તારથી વાણિજ્યની ઉન્નતિ અધિક થવાની સંભાવના છે.

**લવણવિભાગ**—સાંભરસરોવરનો અધિક ભાગ જયપુરના અધીશ્વરના તાબામાં છે. બ્રિટિશ-સરકારે જયપુરના મહારાજાની સાથે એક નવીન સંધિ કરી પ્રતિવર્ષે કેટલાક રૂપિયા આપવાની શરત કરી ઉક્ત સરોવરનો ઇજારો લઇ લીધો છે. મહારાજા ઉક્ત સંધિઅનુસાર પોતાના રાજ્યમાં કોઇ પણ સ્થળે મીઠું બનાવી શકતા નથી. મહારાજાએ બ્રિટિશસરકારને સાંભરસરોવર ઇજારે આપી દીધું તેથી તેમને લાભને બદલે કેટલી હાનિ થઇ છે તેનો હિસાબ કાઢવો અશક્ય છે; પરંતુ અમે કહી શકીએ છીએ કે એથી બ્રિટિશસરકારને અવશ્ય લાભજ થયો છે.

**જીર્ણોદ્ધારવિભાગ**—જયપુરરાજ્યમાં જીર્ણોદ્ધારનો એક પૃથક્ વિભાગજ છે. રાજપૂતાનાના ઇ૦ સ૦ ૧૮૮૨–૮૩ ના રિપોર્ટપરથી પ્રતીત થાય છે કે ઉક્ત વર્ષમાં મહારાજાને જીર્ણોદ્ધારવિભાગમાં ૮ લાખ રૂપિયાથી અધિક ખર્ચ થયો હતો. તે ઉપરાંત નવી ઇમારત બંધાવવામાં ૯૬૮૪૨ રૂપિયાનો ખર્ચ થયો હતો. આ વિભાગમાં પ્રાસાદઆદિ બંધાવવા, સડકો બંધાવવી અથવા સુધરાવવી

કૂવાઓ ખોદાવવા, જયપુરનગરમાં પાણીના નળનો બંદોબસ્ત રાખવો, ઉદ્યાનો તથા જંગલોની રક્ષા કરવી વગેરે કાર્યોનો સમાવેશ થાય છે.

ઈ૦ સ૦ ૧૮૮૨–૮૩ માં આ વિભાગમાં તળાવાદિ ખોદાવવામાં રૂા. ૨૩૮૬૨૪ નો ખર્ચ થયો હતો. આ સિવાય આ વિભાગમાં આ વર્ષમાં રૂા. ૧૪૦૧૫૬ નો ખર્ચ થયો હતો.ઈ૦ સ૦ ૧૮૬૮ થી ઉક્ત વર્ષપર્યંતમાં મહારાજાને કૂવા ખોદાવવામાં એકંદર ૧૪૮૦૭૯૪ રૂપિયાનો ખર્ચ થયો હતો. કૂવા ખોદાવવાથી કૃષિકાર્યની ઉન્નતિ થવા સાથે મહારાજાની આમદાની વૃદ્ધિંગત થવાનો સંભવ છે.

**શિલ્પ**–જયપુરનાં શિલ્પદ્રવ્યો સમસ્ત ભારતવર્ષમાં પ્રસિદ્ધ છે. પૂર્ણશાંતિનો પ્રસાર થવાથી તથા ગત અને વર્તમાન ઉભય રાજાઓના વ્યય, ઉત્સાહ અને પરિશ્રમથી પ્રાચીન શિલ્પની ઉન્નતિ ક્રમશઃ થતી ગઇ છે. જયપુરનાં વિદ્યાલયમાં ઈ૦ સ૦ ૧૮૮૨–૮૩ માં એક શિલ્પશાળાની સ્થાપના કરવામાં આવી. આ શિલ્પશાળામાં ઉક્ત વર્ષમાં ૧૦૩ વિદ્યાર્થીઓ શિક્ષણ પ્રાપ્ત કરતા હતા. આ વિદ્યાલયમાં હુશીઆર શિક્ષકોદ્વારા અનેક પ્રકારનાં શિલ્પકાર્યની શિક્ષા આપવામાં આવે છે. પોતાના રાજ્યમાં શિલ્પની ઉન્નતિ કરવાને માટે મહારાજા ઘણો પરિશ્રમ કરે છે. ઈ૦ સ૦ ૧૮૮૨–૮૩ માં જયપુરના મહારાજાએ પુષ્કળ રૂપિયાનો ખર્ચ કરી શિલ્પનું પ્રદર્શન ભર્યું હતું, જે શિલ્પની ઉન્નતિ કરવા પ્રત્યે તેમને કેટલો અનુરાગ છે તે સિદ્ધ કરે છે.

**રેલ્વે**–રાજપૂતાના સ્ટેટ રેલ્વેનો જયપુર રાજ્યમાં ૧૦૫ માઇલપર્યંત વિસ્તાર થયો છે. આ રાજ્યમાં સર્વ મળીને ૨૨ સ્ટેશનો છે. જયપુરનું સ્ટેશન ઘણું મોટું છે. રેલ્વેના વિસ્તારથી જયપુર-રાજ્યને અનેક લાભો થયા છે.

**તાર**–જયપુરરાજ્યનાં સમસ્ત સ્ટેશનોપર તાર ઓફીસ હોવા ઉપરાંત રાજધાનીમાં પણ એક ટેલીગ્રાફ ઑફીસ છે.

**સ્વાસ્થ્ય અને પોસ્ટવિભાગ**–જયપુરરાજ્યમાં બ્રિટિશસરકારના તાબાની ૨૦ પોસ્ટ ઑફીસો છે. તે સિવાય રાજ્યના તાબાની પણ પોસ્ટ ઓફીસો છે અને તેમાં પણ ઉત્તમ પ્રકારે કામ ચાલે છે. પ્રજાની સ્વાસ્થ્યરક્ષાપ્રત્યે મહારાજાનું વિશેષ લક્ષ્ય છે. રાજધાની જયપુરમાં મ્યુનિસિપાલીટી છે. સર્વ કાર્યોમાં કુશળ એવા પુરુષને તેના સભાપતિના પદપર નિયુક્ત કરવામાં આવ્યા છે. શહેરસુધરાઇ, સ્વાસ્થ્યરક્ષા, ગેસની રોશની, રાજમાર્ગોની સફાઈ વગેરે કાર્યો ઉત્તમ પ્રકારે કરવામાં આવે છે. મ્યુનિસિપાલીટીની દેખરેખથી જયપુરનગરના લોકોની આરોગ્યતા દિનપ્રતિદિન સુધરતી જાય છે. કેટલાંક વર્ષોપૂર્વે રાજધાની જયપુરની વસ્તી કેવલ ૧૨૫૨૮૫ માણસોની હતી. ઈ૦ સ૦ ૧૮૮૨–૮૩ માં જયપુરરાજધાનીમાં ૨૦૮૫ છોકરાઓ અને ૧૮૧૪ છોકરીઓનો જન્મ થયો અર્થાત્ એકંદર ૩૮૯૯ જન્મ થયા. એ વર્ષમાં પુરુષ ૧૧૪૦, સ્ત્રી ૧૧૪૪ અને બાળક ૧૪૦૭ મળી એકંદર ૩૬૯૧ મરણો થયાં. નિમ્નલિખિત સૂચિપરથી પ્રતીત થાય છે કે મ્યુનિસિપાલીટીની સ્થાપનાથી જયપુરનગરમાં સ્વાસ્થ્યની સારી વૃદ્ધિ થઈ છેઃ–

| ઇ. સ. | જન્મ | મૃત્યુ |
|---|---|---|
| ૧૮૭૯–૮૦ | × | ૬૬૬૬ |
| ૧૮૮૦–૮૧ | ૨૩૧૧ | ૫૩૫૦ |
| ૧૮૮૨–૮૩ | ૩૮૩૯ | ૩૫૯૧ |

જયપુરરાજધાનીની ચોતરફ મોટો કોટ બાંધવામાં આવ્યો છે. મુડદાંઓને બાળી મૂકવાને માટે નગરની બહાર મોકલવામાં આવે છે, તેથી નગરના દરવાજા આગળ મૃત્યુસંખ્યાની સૂચિ બનાવવાનું કામ સુગમ થઇ પડ્યું છે.

**ચિકિત્સાવિભાગ**–અંગ્રેજી ચિકિત્સાપ્રણાલી તથા અંગ્રેજી ઔષધિઓનો ઉપયોગ કરવા પ્રત્યે રાજપૂતો દીર્ઘકાળથી ઘૃણા ધરાવતા હતા; પરંતુ સમયના પરિવર્તનથી હાલમાં અનેક રાજપૂતો અંગ્રેજી ચિકિત્સાપ્રણાલીના પક્ષપાતી થયા છે. રાજ્યનાં નિઃસહાય દરિદ્રીઓના પ્રાણની રક્ષા કરવાને માટે તથા તેમના રોગોની નિવૃત્તિ કરવાને માટે મહારાજા પ્રતિવર્ષે પુષ્કળ દ્રવ્યનો વ્યય કરે છે. બ્રિટિશ રેસીડેંટના ચિકિત્સક ડૉક્ટર હેંડલી મહારાજાના ચિકિત્સાવિભાગના અધ્યક્ષ છે.

ભારતવર્ષના ભૂતપૂર્વ વાઇસરૉય સ્વર્ગસ્થ લૉર્ડ મેયો જયપુરના કૈલાસવાસી મહારાજા રામસિંહના પરમ મિત્ર હતા. તે લૉર્ડ મેયોના સ્મરણચિન્હતરિકે મહારાજાએ પુષ્કળ રૂપિયા ખર્ચી 'મેયો હોસ્પિટલ' નામક ચિકિત્સાલયની સ્થાપના કરી હતી. તદુપરાંત કારાગૃહમાં પણ એક ચિકિત્સાલય છે. જયપુરરાજ્યમાં સર્વ મળી બીજાં ૨૨ ચિકિત્સાલયો છે.

ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ માં સમસ્ત ચિકિત્સાલયોમાં એકંદર ૧૨૨૬૯ રોગીઓની ચિકિત્સા કરવામાં આવી હતી. આ સંખ્યા પૂર્વ વર્ષકરતાં અધિક હતી. સંખ્યા વૃદ્ધિગંત થવાનું કારણ એ હતું કે ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ માં બે નવીન ચિકિત્સાલયોની સંસ્થાપના થઇ હતી. હવે પ્રજા અંગ્રેજી ચિકિત્સાપ્રણાલીની વિશેષ પક્ષપાતી થતી જાય છે.

વળી જયપુરમાં શીતળા કાઢવાની પ્રણાલી પણ પ્રચલિત થઈ છે. ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ માં એકંદર ૩૦૯૯૬ મનુષ્યોને શીતળા કાઢવામાં આવ્યા હતા. પૂર્વ કરતાં આ વર્ષે ૧૧૪૮૫ અધિક મનુષ્યોને શીતળા કાઢ્યા હતા.

**શાન્તિરક્ષાવિભાગ**-જે રાજ્યમાં સર્વ પ્રકારે શાંત વિરાજમાન રહે છે, તે રાજ્યમાં પ્રજાની ઉન્નતિ સુગમતાથી થાય છે. અશાંતિ, અત્યાચાર, ઉત્પીડન અને અરાજકતા રાજ્યનો વિધ્વંસ કરે છે; પરંતુ જો પ્રજાના પ્રાણ તથા ધનની રક્ષા કરવામાં આવે અને વાણિજ્ય તથા કૃષિનો વિકાસ કરવામાં આવે તો રાજ્યની ઉન્નતિનાં દ્વાર આપોઆપ ખુલી જાય છે. જયપુરના મહારાજાની પ્રાર્થનાથી પંજાબના લેફટેનન્ટ ગવર્નરના એકસ્ટ્રા એસિસ્ટંટ કમીશનરે મહારાજકિશન નામના એક યોગ્ય કર્મચારીને જયપુરના શાંતિવિભાગના અધ્યક્ષતરિકે નિયુક્ત કરી મોકલી આપ્યો. તેણે ઉક્ત પદ ગ્રહણ કરી અંબરમાં શાંતિસ્થાપન કરી. શાંતિવિભાગની અવસ્થા હાલમાં સંતોષદાયક છે.

**વિશેષ શાંતિવિભાગ**-બ્રિટિશ ભારતવર્ષમાં જે પ્રકારે ઠગી અને ડકાયતી નિવારણ કરવાને માટે એક સ્વતંત્ર વિભાગ છે,તે પ્રકારે જયપુરના મહારાજાએ પણ ડકાયતી, લૂંટફાટ તથા રાજ્યના સીમાંતપર થતા ઉપદ્રવો ઈત્યાદિનું નિવારણ કરવાને માટે એક સ્વતંત્ર ખાતાની સ્થાપના કરી છે. એ ગિરાઇપોલીસ કહેવાય છે. કુંવર નારાયણસિંહ નામના એક સાહસિક પુરુષ આ વિભાગના અધ્યક્ષ છે. તેમના ઉત્તમ શાસનથી હાલમાં અંબરરાજ્યની સમસ્ત પ્રજા નિર્ભય બની વાણિજ્ય અને કૃષિકાર્યમાં નિમગ્ન થઇ છે.

**કારાગૃહ**-જયપુરના કારાગૃહની સ્થિતિ હાલ અતિ ઉત્કૃષ્ટ છે. પાઠકોએ આ ઇતિહાસમા અનેક સ્થળે રાજપૂતરાજ્યનાં કારાગૃહોનું શોચનીય વૃત્તાંત વાંચ્યું હશે. વાસ્તવમાં અનેક કારાગૃહો યમસદનસમાન હતાં. કેદીઓ અનેક કારાગૃહોમાં ભૂખ્યા પડી રહેતા હતા; પરંતુ જયપુરના કારાગૃહની વર્તમાન સ્થિતિ એથી વિપરીત છે. હાલમાં જયપુરમાં સુધરેલી રીતે કારાગૃહ બંધાવવામાં આવ્યાં છે અને કેદીઓને શિલ્પાદિ અનેક પ્રકારની શિક્ષા આપવામાં આવે છે. વળી કેદીઓનાં સ્વાસ્થ્યપ્રત્યે પણ વિશેષ લક્ષ આપવામાં આવે છે. જયપુરના ગતવર્ષના રિપોર્ટપરથી પ્રતીત થાય છે કે ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ માં ત્યાંનાં કારાગૃહમાં પ્રતિદિન ૬૦૦ બંદીવાનો રહેતા હતા. પૂર્વ કરતાં હાલમાં તેમની મૃત્યુસંખ્યા ઓછી છે. આ વર્ષમાં કેદીઓએ જે વસ્તુઓ બનાવી હતી, તેના વેચાણથી ૧૪૧૮ રૂપિયાની આમદાની થઇ હતી.

**સતી**-જો કે સતી થવાનો રિવાજ સર્વથા બંધ પડી ગયો છે,પરંતુ હાલમાં પણ અનેકરાજપૂતસ્ત્રીઓ પોતાના મરણ પામેલા સ્વામીની સાથે ચિતામાં ભસ્મ થવાની ચેષ્ટા કરે છે. જો કે સર્વની ચેષ્ટા સફળ થતી નથી પરંતુ એકાદ બે સ્થાનમાં કોઇ કોઇ સ્ત્રીઓ પોતાનાં કુટુંબીઓની સહાયથી પ્રજ્વલિત અગ્નિમાં બળીને ભસ્મીભૂત થઈ છે. જયપુરના રેસીડેંટ મહાશય સ્ટેટન જણાવે છે કે:-"ઇ૦ સ૦ ૧૮૮૨ ના ઓકટોબર માસમાં જયપુરતાબાના એક નગરના એક ઠાકોરની વિધવાસ્ત્રીએ ચિતાના અગ્નિમાં જીવન વિસર્જન કર્યું. દરબારમાં આ સમાચાર પહોંચતાંજ માણસો મોકલવામાં આવ્યા. જે લોકો આ કાર્યમાં લિપ્ત હતા, તે સર્વને પકડી મંગાવવામાં આવ્યા. તેમની તપાસ કરી પ્રધાન અપરાધીઓને સખ્ત મજુરી સાથે એક વર્ષના કારાગૃહવાસની શિક્ષા કરવામાં આવી અને અન્યાન્ય અપરાધીઓને ત્રણ ત્રણ માસના કારાગૃહવાસની શિક્ષા કરવામાં આવી."

**શિશુકન્યાવધ**–રાજસ્થાનમાં દીર્ઘકાળથી શિશુકન્યાની હત્યા કરવાનો રિવાજ પ્રચલિત હતો. યોગ્ય વર નહિ મળવાથી તથા વિવાહમાં અધિક ધન ખર્ચવાને અસમર્થ હોવાથી કન્યાનો જન્મ થતાંજ રાજપૂતો તેનો વધ કરતા હતા. આ રીત હાલમાં સર્વથા દૂર થઈ ગઈ છે. મહાશય સ્ટ્રેટન જણાવે છે કે ગત વર્ષથી આજપર્યંત કોઇ પણ શિશુકન્યાની હત્યા થઈ નથી.

**શિક્ષાવિભાગ**–જે જાતિ જેટલી શિક્ષિત હોય છે, તેટલીજ તેની ઉન્નતિ થાય છે. શિક્ષા એ સર્વ જાતિની ઉન્નતિનું મૂળ છે. શિક્ષાથીજ મનુષ્ય યથાર્થ મનુષ્યતા પ્રાપ્ત કરી શકે છે. જયપુરના સ્વર્ગસ્થ મહારાજા રામસિંહ વિદ્યાપ્રચારનું યથાર્થ મહત્ત્વ સમજતા હતા અને તેથીજ તેમણે જયપુરરાજ્યમાં વિદ્યાનું બીજારોપણ કર્યું હતું; તેમજ થોડા સમયમાંજ તેમણે આ અમૂલ્ય શિક્ષારૂપી વૃક્ષને અમૃતમય ફળ આવેલું જોયું હતું. દેશીરાજ્યોમાં શિક્ષાનો જેટલો વિસ્તાર થયો છે તેટલીજ પ્રજાની જીવનશક્તિ દૃઢ થઇ છે; અને રાજપૂતોમાં જો કાંઇ નવીન જીવનનો સંચાર થયો હોય તો તેનું કારણ પણ વિદ્યાજ છે. સ્વર્ગસ્થ મહારાજા રામસિંહ સંસ્કૃત, અંગ્રેજી, હિંદી, ઉર્દુ ઇત્યાદિ ભાષાઓના શિક્ષણના વિસ્તારને માટે પ્રતિવર્ષે પુષ્કળ રૂપિયા ખર્ચતા હતા. તેઓ સારી પેઠે જાણતા હતા કે અંગ્રેજીભાષાનો પ્રચાર આપણા રાજ્યમાં થવાથી પ્રજા સ્વદેશોન્નતિને માટે ઘણો પ્રયાસ કરી શકશે; તેથી તેમણે અંગ્રેજીભાષાના અભ્યાસને માટે જયપુરમાં અનેક અંગ્રેજીશાળાઓની સ્થાપના કરી હતી. ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ના રિપોર્ટપરથી અમે જયપુરના શાસનવિભાગના સંબંધમાં નિમ્નલિખિત હકીકત સંકલિત કરી છે.

**કૅાલેજ**–રાજધાની જયપુરમાં 'મહારાજકૅાલેજ' નામની એક ઉચ્ચ શ્રેણીની કૅાલેજ છે. ઇ૦ સ૦ ૧૮૪૪માં આ કૅાલેજની સ્થાપના થઇ હતી. આ કૅાલેજ કલકત્તાના વિશ્વવિદ્યાલયના અધિકારનીચે છે. આ કૅાલેજના ત્રણ વિભાગો છેઃ-(૧) અંગ્રેજી, (૨) સંસ્કૃત અને હિંદી તથા (૩) ફારસી અને ઉર્દુ. ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩માં તેમાં સર્વ મળીને ૯૮૨ વિદ્યાર્થીઓ હતા. પ્રતિદિન સરાસરી ૭૩૧ છાત્રો વિદ્યાલયમાં હાજર રહેતા હતા. આગલા વર્ષમાં છાત્રોની સંખ્યા ૮૮૬ હતી. અંગ્રેજી ભાગમાં ૮૦૯ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરે છે. અન્યાન્ય ભાગોમાં પણ છાત્રોને અંગ્રેજી શિક્ષા આપવામાં આવે છે. કૅાલેજના સમસ્ત વિદ્યાર્થીઓના દ્વિભાગને અંગ્રેજી શિક્ષણ આપવામાં આવે છે. ઉક્ત વર્ષમાં કૅાલેજનો ખર્ચ ૨૪૩૧૫ રૂપિયાનો થયો હતો; તેમાં વિદ્યાર્થીઓને ૩૩૪૪ રૂપિયા આપવામાં આવ્યા હતા. કૅાલેજના વિદ્યાર્થીઓમાં ૭૮૧ હિંદુ, ૧૯૮ મુસલમાન, ૨ ખ્રિસ્તી અને ૧ પારસી હતો. અનેક સુશિક્ષિત બંગાલીઓ આ કૅાલેજના અધ્યાપકતરિકે નિયુક્ત થયેલા છે. તેઓ છાત્રોને પરિશ્રમ અને સંભાળપૂર્વક ભણાવતા હોવાથી કૅાલેજની ઉન્નતિ ક્રમશઃ થતી જાય છે. ગવર્નરજનરલના રાજપૂતાનામાં રહેતા એજંટ કર્નલ બ્રૅડફર્ડે લખ્યું છે કેઃ-" જયપુરની કૅાલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યા વૃદ્ધિંગત થઇ છે. આ કૅાલેજમાંથી કલકત્તાના વિશ્વવિદ્યાલયમાં ફર્સ્ટ આર્ટની પરીક્ષા આપવાને માટે નવ વિદ્યાર્થીઓ ગયા હતા, તેમાંથી ત્રણ પાસ થયા છે અને દશ વિદ્યાર્થીઓ પ્રવેશકપરીક્ષા આપવાને ગયા હતા, તેમાંથી એક પાસ થયો છે."

**ચાંદપોલવિદ્યાલય**–જયપુર રાજધાનીમાં ચાંદપોલ નામનું એક સ્થાન છે. ત્યાં ઉક્ત કૅાલેજની એક શાખા સ્થાપન કરવામાં આવી છે. આ શાખા ઇ૦ સ૦ ૧૮૮૨ માં સ્થાપન થઇ હતી. ઉક્ત વર્ષમાં આ વિદ્યાલયમાં ૪૯ હિંદુ અને ૫ મુસલમાન મળીને એકંદર ૫૪ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરતા હતા. આ વિદ્યાલયમાં હિંદી અને ઉર્દુની શિક્ષા આપવામાં આવે છે.

**રાજપૂતવિદ્યાલય**–રાજ્યના સામંત વગેરે ઉચ્ચ રાજપૂતોના પુત્રોને વિદ્યાભ્યાસ કરાવવાને માટે રાજધાનીમાં ઇ૦ સ૦ ૧૮૬૨ માં એક વિદ્યાલય સ્થાપન કરવામાં આવ્યું હતું. ઇ૦સ૦ ૧૮૮૨-૮૩ માં આ વિદ્યાલયમાં ૩૫ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરતા હતા; તેમાં ૩૧ હિંદુઓ અને ૪ મુસલમાનો હતા. આ વર્ષમાં પ્રતિદિન સરાસરી ૧૫ વિદ્યાર્થીઓની હાજરી રહેતી હતી. આ વિદ્યાલયમાં ત્રણ ભાગો છે. આ વર્ષમાં આ વિદ્યાલયમાં કુલ ખર્ચ ૪૪૩૨ાા રૂપિયાનો થયો હતો.

**સંસ્કૃતકૉલેજ**—ઇ૦ સ૦ ૧૮૪૪માં રાજધાનીમાં આ સંસ્કૃત કૉલેજની સ્થાપના થઇ. આ કૉલેજમાં સંસ્કૃત સિવાય હિંદી ભાષા પણ શિખવવામાં આવે છે. ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ માં આ કૉલેજના છાત્રોની સંખ્યા ૨૬૧ હતી અને તે પૂર્વના વર્ષમાં છાત્રોની સંખ્યા ૨૧૨ હતી. પ્રતિદિન સરાસરી ૧૦૦ વિદ્યાર્થીઓ હાજર રહેતા હતા. આ વર્ષમાં કુલ રૂ૦ ૭૫૧૬ નો વ્યય થયો હતો.

**પ્રાથમિક શિક્ષણની શાળાઓ**—રાજધાનીની બહાર પ્રાથમિક શિક્ષણની શાળાઓ ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ માં ૪૬ હતી; તેમાં ૨૬ માં ઉર્દુ અને ૨૦ માં હિંદીની શિક્ષા આપવામાં આવે છે. તેમાં આ વર્ષમાં વિદ્યાર્થીઓની કુલસંખ્યા ૧૦૬૫ હતી.

**સહાય આપેલાં વિદ્યાલયો**—રાજધાની જયપુર અને રાજ્યનાં અન્યાન્ય સ્થળોમાં ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ માં રાજ્ય તરફથી સહાય પ્રાપ્ત કરનારાં (ગ્રાન્ટ લેનારાં) વિદ્યાલયોની સંખ્યા ૪૧૦ હતી; તેમાંનાં ૩૦૩ માં હિંદીની અને ૧૦૭ માં ઉર્દુની શિક્ષા આપવામાં આવે છે. તેમાં આ વર્ષમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૮૨૨૦ હતી.

**મેયોકૉલેજ**—દેશી રાજકુમારો અને સામંતોના કુમારોને વિદ્યાભ્યાસ કરાવવાને માટે અજમેરમાં મેયોકૉલેજની સ્થાપના કરવામાં આવી છે. આ કૉલેજમાં જયપુરના બાર રાજકુમારોને અને સામંતકુમારોને ભણાવવાનો ખર્ચ મહારાજા સ્વયં આપે છે.

**સ્ત્રીશિક્ષણ**—સ્વર્ગસ્થ બુદ્ધિમાન મહારાજા રામસિંહ સ્ત્રીશિક્ષણ તરફ વિશેષ અનુરાગ ધરાવતા હતા અને તેમણે પોતાના રાજ્યમાં સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરવાને માટે પુષ્કળ પરિશ્રમ કર્યો હતો; તેમજ તેઓ તે કાર્યમાં સફળ પણ થયા હતા. ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ માં રાજધાની જયપુર તથા શહેરમાં ૧૦ અને અન્યત્ર ૩ એ રીતે એકંદર ૧૩ કન્યાપાઠશાળાઓ હતી. કન્યાઓને હિંદી અને ઉર્દુ ભાષાની શિક્ષા આપવા ઉપરાંત ઘરનાં કામોનું તથા હુન્નરકળાનું શિક્ષણ પણ આપવામાં આવે છે. આ વર્ષમાં કન્યાઓની સંખ્યા ૭૬૨ હતી. પ્રતિદિન સરાસરી ૫૪૭ કન્યાઓ પાઠશાળામાં હાજર રહેતી હતી. આ વર્ષમાં કન્યાપાઠશાળાઓનો કુલ ખર્ચ રૂ. ૬૧૫૦ નો થયો હતો.

શિક્ષણજ માણસને ખરૂં મનુષ્યત્વ આપે છે. આર્યશાસનના સમયમાં સાધારણ લોકશિક્ષણ સારી રીતે પ્રચલિત હતું એમ સિદ્ધ કરનારૂં કોઇ પણ પ્રમાણ આપણને પ્રાપ્ત થતું નથી. આર્યશાસનના સમયમાં જે શ્રેણીના લોકો વિદ્યાના બળથી બળવાન થયા હતા તે શ્રેણીના લોકોજ માત્ર મનુષ્યત્વ પ્રાપ્ત કરી પોતાની ઉન્નતિ કરવાને સર્વ પ્રકારે સમર્થ થયા હતા. જો આર્યરાજ્યમાં સાધારણ લોકશિક્ષણ સારી રીતે પ્રચલિત થયું હોત તો સામંતપ્રથાથી દેશીરાજ્યોમાં જે ભયંકર ઘટનાઓ બની હતી, તેનું નિવારણ અવશ્ય થયું હોત. ઉચ્ચ શ્રેણીના સામંતોપૈકી અનેકને અદ્યાપિ શિક્ષણનો સ્વાદ પ્રાપ્ત થયો નથી. વધુ શું કહીએ! તેમને પોતાની સહી કરતાં પણ આવડતું નથી. કેટલાંક સો વર્ષપૂર્વે યૂરોપમાં જેમ ઉચ્ચશ્રેણીના સન્માનિત સામંતો અને નાઇટો ઘોર અજ્ઞાનતિમિરમાં ડૂબેલા હતા તેવોજ પ્રકાર રાજસ્થાનનો પણ હતો. યૂરોપના સામંતો પૂર્વે સહી કરવાની આવશ્યકતા પડતાં કાગળપર પોતાના શસ્ત્રનું ચિન્હ અંકિત કરી દેતા હતા; તેજ પ્રમાણે રાજસ્થાનના ઉંચી શ્રેણીના ઘણા સામંતો પણ પોતાના શસ્ત્રનું ચિન્હ પત્રપર અંકિત કરતા હતા. સંતોષનો વિષય છે કે હવે તે સમય રહ્યો નથી. હાલમાં શિક્ષણની જ્યોતિનો પ્રકાશ ધીમે ધીમે રાજસ્થાનમાં ફેલાતો જાય છે. પૂર્વના રાજાઓ અને સામંતોએ જો સાધારણ લોકશિક્ષણનો પ્રચાર કર્યો હોત તો તેઓ પોતાની પરમોન્નતિ કરી શક્યા હોત.

જયપુરના શિક્ષણવિભાગની વ્યવસ્થા રાજસ્થાનનાં સમસ્ત રાજ્યો કરતાં શ્રેષ્ઠ છે, એ વાતમાં સર્વ મુક્તકંઠે સ્વીકાર કરે છે. અમે આશા રાખીએ છીએ કે વર્તમાન મહારાજાના શાસનસમયમાં જયપુરરાજ્યમાં વિદ્યાની હજી પણ અધિક ઉન્નતિ થશે.

**સમરવિભાગ**—ઇ૦ સ૦ ૧૮૦૩ માં અંબરના મહારાજાએ તેર હજાર વિદેશીસૈનિકો પોતાના તાબામાં રાખ્યા હતા; તેમાં તોપખાનાંસહિત દશ કંપનીપાયદલ, ચાર હજાર નાગાસેના તથા સાતસેં અશ્વારોહીસેના હતી. તે ઉપરાંત સામંતો પ્રાયઃ ચાર હજાર શિક્ષિત અશ્વારો-

હીઓ પૂરા પાડતા હતા. રાજ્યનું સંરક્ષણ કરવાને માટે આટલી સેના પૂરતી હતી; પરંતુ જો કોઈ વિદેશીનું આક્રમણ થાય તો કચ્છવાહાસૈનિકોની વીસ હજાર સેના એકત્રિત થઈ શકતી હતી. મહાશય આચિસને ઇ૦ સ૦ ૧૮૬૪ માં લખ્યું છે કેઃ–" જયપુરની રણકુશલ સેનામાં ૪૫૨ ગોલંદાજો, ૪૬૦૦ પાયદલ, ૫૧૪૨ અશ્વારોહી અને ૪૦૯૬ નાગાસૈનિકો છે."

વર્તમાન સેનાની આ પ્રમાણે છેઃ–સંખ્યા ૭૬૮ ગોલંદાજ, ૧૦૫૦૦ પાયદલ, ૩૫૩૦ અશ્વારોહી ૪૦૯૬ નાગા સૈનિક અને ૭૮ તોપખાનાં સમરવિભાગમાં પ્રતિવર્ષે સરાસરી ૮૦૧૦૦૦ રૂપિયાનો ખર્ચ થાય છે.

બ્રિટિશસરકારના પ્રતાપથી હાલમાં ભારતવર્ષમાં સર્વત્ર શાંતિદેવીનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે, તેથી જયપુરની સેના દીર્ઘકાળથી કાર્યહીન અવસ્થામાં પડી રહી છે. ગમે તેવી વીર સેના હોય તે પણ જો દીર્ઘસમયપર્યંત આલસ્યમાં લીન રહે તો તેનું સામર્થ્ય નષ્ટ થાય છે. સેના જેમ રણક્ષેત્રમાં અધિક ઉપસ્થિત થાય તેમ તેનો ઉત્સાહ, તેનું બળ તથા તેનું વિક્રમ અધિક વૃદ્ધિંગત થાય છે. મુસલમાનપાદશાહોના સમયમાં જયપુરના માનસિંહ, મીરજારાજા જયસિંહ વગેરે રાજાઓના હાથનીચેની સેના ભારતની સમસ્ત સેનાઓમાં અધિક પરાક્રમી તથા વીર ગણાતી હતી. આ જયપુરની સેનાએ એક વખત બંગાળાદેશ જીત્યો હતો. દેશીરાજાઓની સેનાને હાલમાં કોઇપણ પ્રકારનું કાર્ય નથી; પરંતુ તેમનું બળ અને તેમનો ઉત્સાહ વૃદ્ધિંગત કરે એવું કાર્ય તેમની પાસેથી લેવું ઉચિત છે.

**સામંતો**—જયપુરપતિ પૃથ્વીરાજે પોતાના બાર પુત્રોને બાર પ્રધાન સામંતો બનાવ્યા હતા. કર્નલ ટૉડ ઉક્ત બાર પુત્રોનાં નામ તથા પોતાના સમયના સામંતોનાં નામ નીચે પ્રમાણે લખી ગયા છેઃ–

| પૃથ્વીરાજના પુત્રોનાં | કુટુંબનાં નામ | તેમના તાબાના પ્રદેશોનાં નામ | વર્તમાન સામંતોનાં નામ | આમદાની રૂ. | સેનાની સંખ્યા |
|---|---|---|---|---|---|
| ચતુર્ભુજ | ચતુર્ભુજોત | પવાર, વગરૂ | વાઘસિંહ | ૧૮૦૦૦ | ૨૮ |
| કલ્યાણસિંહ | કલ્યાણોત | લાટવાડા | ગંગાસિંહ | ૨૫૦૦૦ | ૪૭ |
| નાથૂ | નાથાવત | ચૌમૂ | કિસનસિંહ | ૧૧૫૦૦૦ | ૨૦૫ |
| બલભદ્ર | બલભદ્રોત | અચરોલ | કાયમસિંહ | ૨૮૮૫૦ | ૫૭ |
| જગમાલ અને તેનો પુત્ર ખેંગાર | ખાંગારોત | ટોડરી | પૃથ્વીસિંહ | ૨૫૦૦૦ | ૪૦ |
| સુરતાનસિંહ | સુરતાનોત | ચાંદસર | ૦ | ૦ | ૦ |
| પચાયન | પચાનોત | સંભૂરા | સવેસિંહ | ૧૭૭૦૦ | ૩૨ |
| ગોગા | ગોગાવત | ધૂલી | રાવ ચાંદસિંહ | ૭૦૦૦૦ | ૮૮ |
| કાયમાસંહ | ખૂંભાની | બાંસખો | પદ્મસિંહ | ૨૧૫૩૫ | ૩૧ |
| કુંભાજી | કુંભાવત | માહર | રાવત સ્વરૂપસિંહ | ૨૭૫૩૮ | ૪૫ |
| સૂરતસિંહ | શિવબરન પોતા | નૈનદિર | રાવત હરિસિંહ | ૧૦૦૦૦ | ૧૯ |
| બનવીર | બનવીર પોતા | વાટકા | સ્વરૂપસિંહ | ૧૯૦૦૦ | ૩૫ |

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ પૃથ્વીરાજની બનાવેલી ઉક્ત 'બારાકોટરી' અર્થાત્ બાર સામંતોની સૂચી પ્રકાશિત કરી નીચે એક બીજી સૂચી આપે છે. તે સમયે જયપુરરાજ્યમાં કેટલી શાખાઓ હતી, પ્રત્યેક શાખાના કેટલા સામંતો હતા, એકંદર કેટલી આમદાની થતી હતી તથા યુદ્ધપ્રસંગે રાજાને કેટલા અશ્વારોહીઓ સામંતો તરફથી મળતા હતા, તેનો તેમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે:—

| | શાખાનાં નામ | પ્રત્યેક શાખાના સામંતોની: સંખ્યા | એકંદર આમદાની રૂા. | અશ્વારોહી સેના |
|---|---|---|---|---|
| પ્રથમ શ્રેણીના બાર સામંતો | ચતુર્ભુજોત | ૬ | ૫૩૮૦૦ | ૯૨ |
| | કલ્યાણોત | ૧૯ | ૨૪૫૧૯૬ | ૪૨૨ |
| | નાથાવત | ૧૦ | ૨૨૦૮૦૦ | ૩૭૧ |
| | બલભદ્રોત | ૨ | ૧૩૦૮૫૦ | ૧૫૭ |
| | ખાંગારોત | ૨૨ | ૪૦૨૮૦૬ | ૬૪૩ |
| | સુલતાનોત | ૦ | ૦ | ૦ |
| | પાચ્યાનોત | ૩ | ૨૪૭૦૦ | ૪૫ |
| | ગોગાવત | ૧૩ | ૧૬૭૯૮૦ | ૨૭૩ |
| | કુંભાની | ૨ | ૨૨૭૮૭ | ૩૫ |
| ૧ | કુંભાવત | ૬ | ૪૦૭૩૮ | ૬૮ |
| | શિવબરન પોતા | ૩ | ૪૯૫૦૦ | ૭૩ |
| | બનવીર પોતા | ૩ | ૨૬૫૭૫ | ૪૮ |
| | રાજાવત | ૧૬ | ૧૯૮૧૩૭ | ૩૯૨ |
| | નરૂકા | ૬ | ૯૧૦૬૯ | ૯૨ |
| | ખાંકાવત | ૪ | ૩૪૬૦૦ | ૫૩ |
| | પૂર્ણમલોત | ૧ | ૧૦૦૦૦ | ૧૯ |
| ૨ | ભાટી | ૪ | ૧૦૪૦૩૯ | ૨૦૫ |
| | ચૌહાણ | ૪ | ૩૦૫૦૦ | ૬૧ |
| | બડગૂજર | ૬ | ૩૨૦૦૦ | ૫૮ |
| | ચંદાવત | ૧ | ૧૪૦૦૦ | ૨૧ |
| | સીકરવાર | ૨ | ૪૫૦૦ | ૮ |
| | ગૂજર | ૩ | ૧૫૩૦૦ | ૩૦ |
| | રાંગડ | ૬ | ૨૯૧૧૦૫ | ૫૪૯ |
| | ખેતડી | ૪ | ૧૨૦૦૦૦ | ૨૮૧ |
| | બ્રાહ્મણ | ૧૨ | ૩૧૨૦૦૦ | ૬૦૬ |
| | મુસલમાન | ૯ | ૧૪૧૪૦૦ | ૨૭૪ |

મહાશય આચિસન ઇ૦ સ૦ ૧૮૬૪ માં પોતાના ગ્રંથમાં જયપુરરાજ્યના સામંતોની નિમ્નલિખિત સૂચી પ્રકાશિતકરી ગયા છે;પરંતુ વર્તમાન સમયમાં સામંતોમાં તેથી પણ અધિક પરિવર્તન થઇ ગયું છે.

| શાખા | તેમના તાબાના દેશો | પ્રધાન સામંતોની આમદાની | ઉપવંશની સંખ્યા | એકંદર આમદાની | |
|---|---|---|---|---|---|
| પૂર્ણમલ્લોત | નીંમેડા | ૧૦૦૦૦ | ૧ | ૧૦૦૦૦ | |
| ભીમપોતા | ( અધિકારમાંથી તેમના તાબાના દેશો જતા રહ્યા) | ૦ | ૦ | ૨૦૦૦ | બાર પ્રધાન સામંતો |
| નાથાવત | ચૂરન | ૧૦૦૦૦ | ૧૦ | ૨૪૭૦૦ | |
| પચ્યાનોત | સાંભર | ૧૭૭૦૦ | ૩ | ૦ | |
| સુલતાનોત | સૂરત | ૨૨૦૦૦ | ૦ | ૧૩૦૦૦૦ | |
| ખાંગારોત | ડિગ્ગી | ૫૦૦૦ | ૨૨ | ૦ | |
| રાજાવત | ચંદલાઈ | ૨૦૦૦૦ | ૨૬ | ૨૪૫૦૦૦ | |
| પ્રતાપજી | નથી | ૦ | ૦ | ૧૦૦૦૦૦ | |
| બલભદ્રોત | આચરોલ | ૨૮૮૫૦ | ૨ | ૧૬૭૯૦૦ | |

૧ ફકત ચાર શાખાઓ કછવાહા જાતિની હતી; પરંતુ ઉપરોકત બાર પ્રધાનસામંતોના અધિકારમાં તે નહોતી, ઉપરોકત બાર પ્રધાન સામંતો વિદેશીય છે;તેમાં અનેક જાતિ અને વર્ણ છે.

૨ વર્તમાન સમયમાં ફકત સામંતોમાં અત્યંત પરિવર્તન થઈ ગયું છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સુરદાસ | નથી | ૦ | ૦ | ૨૩૭૮૭ | |
| કલ્યાણોત | કાલવાર | ૨૫૦૦૦ | ૧૮ | ૪૦૭૩૮ | |
| ચતુર્ભુજોત | બગરૂ | ૪૦૦૦૦ | ૬ | ૪૯૫૦૦ | |
| ગોગાવત | દૂની | ૭૦૦૧૦ | ૧૩ | ૨૬૫૭૫ | |
| કુંભાની | ભાનુક | ૨૧૦૦૦ | ૨ | ૩૦૦૦૦ | અન્યાન્ય |
| કુંભાવત | મહાર | ૨૭૫૩૮ | ૬ | ૩૪૬૦૦ | સામંતો |
| સુવર્ણપોતા | નીનધાર | ૧૦૦૦૦ | ૩ | ૦ | |
| વનવીરપોતા | વાટકો | ૧૯૦૦૦ | ૩ | ૦ | |
| નરૂકા | ઉનિયારા | ૨૦૦૦૦ | ૬ | ૦ | |
| બાંકાવત | લવાન | ૧૫૦૦૦ | ૪ | ૦ | |

અંબરરાજ્યનાં કેટલાંક પ્રાચીન નગરોનાં નામ પ્રકાશિત કરી અમે આ ઇતિહાસનો ઉપસંહાર કરીએ છીએ. તપાસ કરવાથી આ સર્વ નગરોમાં અનેક પ્રાચીન પ્રમાણો ઉપલબ્ધ થશે.

મોરા અથવા મોરધ્વજ—એ દેવશાહથી નવ કોશના અંતરપર સ્થિત છે. મોરધ્વજ નામના એક ચૌહાણરાજાએ એ નગર બંધાવ્યું હતું.

આમાનેર—એ લાલસોટથી ત્રણ કોશ પૂર્વમાં સ્થિત છે. એ નગર અત્યંત પ્રાચીન છે. એ પૂર્વે એક ચૌહાણરાજાની રાજધાની હતી.

માનગઢ—એ થેલાઇથી પાંચ કોશના અંતરપર છે. એ ડુંગરપર એક પ્રાચીનનગર અને કિલ્લાના ધ્વંસાવશેષના રૂપમાં છે. કચ્છવાહાઓના શાસનકાળપૂર્વે ઢૂંઢાડના રાજાઓએ તેની સ્થાપના કરી હતી.

અમરગઢ—એ ખુશાલગઢથી ત્રણકોશના અંતરપર છે. નાગવંશીઓએ એની સ્થાપના કરીહતી.

વરોટ—એ માચેરીથી ત્રણ કોશના અંતરપર છે. એવી જનશ્રુતિ પ્રચલિત છે કે પાંડવોએ એની સ્થાપના કરી હતી.

પાટણ અને ગનીપુર—આ ઉભય નગરો દિલ્લીના પ્રાચીન તુંવારરાજાઓએ બંધાવ્યાં હતાં.

ખેરાર અથવા ખંડાર—એ રણથંભોરની નિકટ છે.

ઓટગીર—એ ચંબલના તટપર આવેલું છે.

અંબર વા આંબકેશ્વર—પ્રાચીન રાજધાની અંબરમાં એક કુંડ છે અને તેમાં શિવલિંગ છે. અર્ધું લિંગ કુંડના જલમાં ડુબેલું છે. જે દિવસે કુંડના જલમાં સર્વલિંગ ડુબી જશે તે દિવસે જયપુરરાજ્યનું પતન થશે. આ સ્થાનમાં અનેક શિલાલેખો પણ છે.[1]

[1] મૂળ પુસ્તકમાં અંબરના વર્ણનના કેવળ ૮ અધ્યાયો છે. પ્રથમ ચાર અધ્યાયોમાં જયપુરરાજ્યનો વંશપરંપરાગત ઇતિહાસ આથી ત્રણ અધ્યાયોમાં શેખાવાટીનો ઇતિહાસ લખ્યો છે. તે પછી એક અધ્યાયમાં જયપુરરાજ્યનું ભૌગોલિક વર્ણન અને ઉપસંહાર છે.

પરંતુ આ વાત લક્ષમાં રાખવાની છે કે આ અને અનુવાદ બંગાળીભાષામાંથી કરવામાં આવ્યો છે. બંગાળીલેખકે જયપુરનો ઇતિહાસ આઠ અધ્યાયો સુધી વધારી તેની પછી શેખાવાટીનો ઇતિહાસ લખ્યો છે અને ત્યારપછી પુનઃ જયપુરના ઇતિહાસનું પરિશિષ્ટ લખ્યું છે. આ પ્રકારે કર્નલ ટૉડના આઠ અધ્યાયોને બંગાળી અનુવાદકે તેર અધ્યાયોમાં સમાપ્ત કર્યાં છે.

# जयपुरराज्यना इतिहासनुं परिशिष्ट

જયપુરના ઇતિહાસનું ભાષાંતર થઇ તે મુદ્રિત થયા પછી અમને જયપુરના દરબારના એક ઉચ્ચ મનુષ્યની કૃપાથી " જયવંશ " નામનું એક મહાકાવ્ય પ્રાપ્ત થયું. આ કાવ્ય સીતારામ નામના એક કવિએ સંસ્કૃતમાં રચ્યું છે. આ કાવ્યમાં કુશાવહ વા કછવાહા રાજવંશના આદ્યપુરુષ સોઢદેવથી તૃતીય જયસિંહના શાસનકાળપર્યંતનું વર્ણન પ્રવાહિત ધારાની પેઠે આપવામાં આવ્યું છે. અમે આદિથી અંતપર્યંત તે કાવ્ય વાંચ્યું તો અમને અનેક સ્થળોપર ઇતિહાસવેત્તા કર્નલ ટૉડના વર્ણનથી ભિન્ન વર્ણન પ્રાપ્ત થયું. કર્નલ ટૉડે અર્ધશતાબ્દીથી અધિક સમય પૂર્વે કછવાહાલોકોના લખેલા અનેક અત્યંત પ્રાચીન ગ્રંથો જોઈ જયપુરરાજ્યનો ઇતિહાસ લખ્યો હતો; અને " જયવંશ " ના પ્રણેતા કવિશ્રેષ્ઠ સીતારામે જયપુરના મહારાજા તૃતીય જયસિંહની આજ્ઞાથી સંવત ૧૯૪૨ માં ઉક્ત ગ્રંથ લખ્યો હતો. આ કવિએ પણ અવશ્ય જયપુરના રાજાના મહાલયમાંના પ્રાચીન ગ્રંથો અને દફતરો જોઇનેજ પોતાનો ગ્રંથ રચ્યો છે; માટે ઉક્ત ઉભય લેખકો પૈકી કોનું વર્ણન શુદ્ધ અને કોનું ભ્રમપૂર્ણ છે તેનો નિર્ણય કરવો એ કાંઈ સહજ વાત નથી.

.તોપણ અમારે એટલું તો કહેવુંજ જોઇએ કે કર્નલ ટૉડે જેવા નિષ્પક્ષપાતથી જયપુરરાજ્યનો ઇતિહાસ લખ્યો છે તેવો નિષ્પક્ષપાત " જયવંશ " ના પ્રણેતા સંપૂર્ણતઃ સાચવી શક્યા નથી. તેમનું કાવ્ય ભારતવર્ષના પ્રાચીન કવિઓનાં કાવ્યોની પેઠે કલ્પનાથી જડિત અને ઉચ્ચ પ્રશંસાથી પરિપૂર્ણ છે. અનેક જાણવા જેવી અને મહત્ત્વની ઐતિહાસિક ઘટનાઓને તેમાં છોડી દેવામાં આવી છે. જયપુરના રાજવંશે દિલ્લીના મુસલમાનસમ્રાટની સાથે જે સગાઈ સ્થાપન કરી હતી અને ગાઢો સંબંધ જોડ્યો હતો તથા તેની આધીનતા સ્વીકારી હતી તે વિષે કાંઇપણ ઉલ્લેખ ઉક્ત કાવ્યમાં દૃષ્ટિગોચર થતો નથી. કર્નલ ટૉડે નિષ્પક્ષપાતથી જે સંપૂર્ણ ઐતિહાસિકસત્ય અને તથ્ય પ્રકાશિત કર્યું છે, તેને ઉક્ત કાવ્યમાં સ્થાન મળ્યું નથી; પરંતુ અમે એમ પણ કહી શકતા નથી કે ઉક્ત કાવ્ય સંપૂર્ણતઃ ભ્રાંતિથી પરિપૂર્ણ છે, માટે આપણે ઉક્ત ઉભય લેખકોનાં વર્ણન સાવધાનીથી તપાસવાં જોઇએ.

કર્નલ ટૉડ સંસ્કૃત ભાષાના વિદ્વાન નહોતા. તેમણે આ વાત પોતાના ગ્રંથમાં અનેક સ્થાને સ્વીકારી છે. તેમના ગુરુ યતિ જ્ઞાનચંદ્ર પ્રાચીન ગ્રંથો વાંચી મુખથી તેની વ્યાખ્યા કરી તેનો અર્થ કર્નલ ટૉડને સમજાવતા હતા અને તેઓ તત્કાળ તેને અંગ્રેજી ભાષામાં લખી લેતા હતા. જો કે યતિ જ્ઞાનચંદ્ર મહા સમર્થ વિદ્વાન હતા તથાપિ તેઓ શીઘ્રતાથી વ્યાખ્યા કરતા હતા તેથી કોઇપણ સ્થાને તેમનાથી ભૂલ ન થઇ હોય અથવા તેમણે કોઇ જાણવાજેવી વાત છોડી દીધી નહિ હોય અથવા કર્નલટૉડે ભાષાંતર કરતી વખત કોઇ વિશિષ્ટ સ્થાનનું નામ વા કોઇ કાવ્યનો અર્થ વિપરીત લખી દીધો ન હોય એમ માની શકાતું નથી. મોટા મુનિઓ પણ ભૂલ કરી દે છે, તો પછી યતિ જ્ઞાનચંદ્રે વા કર્નલ ટૉડે ભૂલ કરી ન હોય એ વાત સંભવિત નથી. તેમજ "જયવંશ" ના પ્રણેતાએ ભૂલ ન કરી હોય એ વાત પણ સંભવિત નથી; તોપણ તેઓ સંસ્કૃતના એક વિખ્યાત પંડિત હતા; તેમણે સ્વયં રાજમહાલયમાંના અનેક ગ્રંથો જોઈ જયપુરના પ્રાચીન રાજાઓનો ઇતિહાસ સંગ્રહિત કર્યો હતો, માટે તેમણે થોડી ભૂલો કરી હોય એમ લાગે છે.

જે જે ઘટનાઓ સંબંધે ઉભયનો એકમત નથી તેનો અમે અત્યંત સંક્ષેપમાં અત્રે ઉલ્લેખ કરીએ છીએ.

જયપુરના ઇતિહાસના પ્રથમ અધ્યાયમાં કર્નલ ટૉડે જણાવ્યું છે કેઃ—" રાજા નળની ૩૩મી પેઢીએ મહારાજા સૂરસિંહનું મરણ થયા પછી તેમના ભ્રાતાએ બળપૂર્વક સિંહાસનપર અધિકાર સ્થાપિત

કરી પોતાના બંધુના પુત્ર દૂલેરાયને અધિકારથી ચ્યુત કર્યો; ” પરંતુ ‘જયવંશકાવ્ય’માં અન્ય પ્રકારનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. તેમાં કવિએ જે વર્ણન કર્યું છે તેનો સારાંશ એ છે કેઃ—“નિષધદેશની અંતર્ગત આવેલી રાજધાનીમાં ઈશસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. ઈશસિંહને સોઢદેવ નામનો પુત્ર ઉત્પન્ન થયો. જ્યારે [1]સોઢદેવ યુવાવસ્થામાં આવ્યો ત્યારે તેણે પોતાના પિતાની આજ્ઞા લઇ ગુર્જરદેશના યોધા નામના રાજ્યપર આક્રમણ કર્યું. પ્રબળ યુદ્ધ કરી ઉક્ત દેશ જીતી લઈ તેણે ત્યાં પોતાની સત્તાનો વિસ્તાર કર્યો અને પોતાના પિતાને ત્યાં જઈ વસવાને કહ્યું.” તેથી તેના પિતા ઈશસિંહ સહકુટુંબ ઉક્ત દેશમાં જઇ ત્યાં નિવાસ કરવા લાગ્યા. ત્યાર પછી થોડા સમયમાં સોઢદેવ પૂર્વ તરફ આવેલા માચીપ્રદેશના મહારાજાની સામે યુદ્ધ કરવાને ગયો. માચીના રાજા અને તેના માંડલિકોની સામે સોઢદેવને ભયંકર યુદ્ધ થયું. આખો દિવસ યુદ્ધ થયા પછી રાત્રિના સમયે જ્યારે કુલદેવી પ્રસન્ન થઇ ત્યારે તેણે સોઢદેવને પ્રત્યક્ષ દર્શન દીધું અને તેને અભયવચન આપ્યું. બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ પુનઃ પ્રબળ યુદ્ધનો પ્રારંભ થયો. દેવીના વરથી સોઢદેવે માચીના રાજા અને તેના માંડલિકોના પ્રાણ લઇ વિજય પ્રાપ્ત કર્યો. તેણે માચીનગરમાં પોતાની દેવીનું મંદિર બંધાવ્યું. માચીદેશ જીત્યા પછી સોઢદેવે [2]ખોહ નામનો દેશ જીતી લીધો અને ત્યાં પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. પોતાના પિતા ઇશસિંહની આજ્ઞાથી સોઢદેવે ઉક્ત ખોહદેશમાં નિવાસ કર્યો. થોડા સમય પછી તેના પિતા ઇશસિંહ આ સંસારમાંથી વિદાય થઇ ગયા, ત્યારે ઇ૦ સ૦ ૧૦૨૩માં સોઢદેવ પોતાના પિતાના રાજ્યપર અભિષિક્ત થઇ પ્રબળ પ્રતાપસહિત રાજ્ય કરવા લાગ્યો.

ઈતિહાસવેત્તા કર્નલ ટૉડે સોઢદેવના શાસનનો કાંઇ પણ ઉલ્લેખ કર્યો નથી. કેવળ તેમણે એટલું જણાવ્યું છે કે તેના પુત્રે ખોહદેશ જીતી લીધો હતો; પરંતુ જયવંશના પ્રણેતા જણાવે છે કે સોઢદેવે સ્વયં ખોહદેશ જીતી લીધો હતો. આ પરથી અનુમાન કરી શકાય છે કે કર્નલ ટૉડે જ્ઞાનચંદ્રના અનુવાદના દોષથીજ આ પ્રમાણે લખ્યું હશે અથવા કર્નલ ટૉડે જે ગ્રંથની સહાય લીધી હતી તેમાં એજ પ્રમાણે જણાવ્યું હશે.

કર્નલ ટૉડે સોઢદેવના પુત્ર દૂલેરાયના સંબંધમાં જે કાંઇ લખ્યું છે તેનું સમર્થન જયવંશના કર્તાએ કર્યું નથી. કર્નલ ટૉડે સોઢદેવના પુત્રનું નામ દૂલેરાય જણાવ્યું છે; પરંતુ જયવંશકારે તેમનું નામ દુર્લભસિંહ લખ્યું છે.‘દુર્લભ’ અપભ્રષ્ટ થઇ ‘દૂલે’ કદિ બની શકતો નથી. કર્નલ ટૉડે અનેક સ્થાનોમાં નામની અદલાબદલી કરી છે. જયવંશના કર્તા જણાવે છે કે, સોઢદેવનું મરણ થયા પછી તેના પુત્ર દુર્લભસિંહ પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા હતા. દુર્લભસિંહ અતુલ પરાક્રમસહિત રાજ્ય કરતા હતા.કર્નલ ટૉડે દૂલેરાયપર આવી પડેલી આપત્તિ, તેમણે ખોહદેશના મીના અધીશ્વરનો ગ્રહણ કરેલો આશ્રય તથા તેમણે મીનાપતિનો કરેલો પ્રાણનાશ એજ ઘટનાઓનો ઉલ્લેખ કર્યો છે. તે ઘટનાઓ જયવંશના પ્રણેતાએ કિંચિત્ પણ વર્ણવી નથી. કર્નલ ટૉડ જણાવે છે કે “ દૂલેરાયનું મૃત્યુ થયા પછી તેમની વિધવા રાણીને એક પુત્ર ઉત્પન્ન થયો, જેનું નામ કાકિલ રાખવામાં આવ્યું;—” પરંતુ જયવંશના પ્રણેતાએ લખ્યું છે કેઃ, “ દુર્લભસિંહને કાકિલ નામનો પુત્ર ઉત્પન્ન થયો; જ્યારે કાકિલ યોગ્ય વયનો થયો ત્યારે તેના પિતાએ તેને ભાંડારેજ જીતવાને માટે મોકલ્યો. કુમાર કાકિલે પોતાની પ્રબળ સેનાની સહાયથી ભાંડારેજપતિને પરાસ્ત કરી તે દેશપર પોતાના પિતાનો અધિકાર સ્થાપિત કર્યો અને ત્યાર પછી તે પોતાની રાજધાનીમાં પાછો ફર્યો. ” અહીંઆં ઉક્ત ઉભય લેખકોનો મતભેદ પુનઃ દૃષ્ટિગોચર થાય છે. હવે કોની વાત સત્ય છે તેનો નિર્ણય કરવો એ કાંઈ સરલ કાર્ય નથી.

---

૧ કર્નલ ટૉડે સૂરસિંહ લખ્યું છે. અંગ્રેજી ભાષામાં ‘ઢ’ અક્ષર નથી તેથી તેમણે ‘ઢ’ને સ્થાને ‘ર’નો પ્રયોગ કર્યો હશે.

૨ પાઠકોને જયપુરના ઇતિહાસપરથી વિદિત થયું હશે કે સોઢદેવના પુત્ર દુલેરાયે પોતાના આશ્રયદાતા મીનાલોકોના અધીશ્વરની હત્યા કરીને ખોહગામપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો; પરંતુ જયવંશના કર્તા જણાવે છે કે સોઢદેવે ખોહદેશ જીતી લીધો હતો. એમ જણાય છે કે કર્નલ ટૉડે જ્ઞાનચંદ્રના મુખથી “ખોહ” શબ્દ સાંભળી ભૂલથી ખોહગામ લખી દીધું હશે.

કર્નલ ટૅાડ જણાવે છે કે કાકિલની પછી તેનો પુત્ર માઇદલ અથવા માદલ તેના સિંહાસન-પર અધિષ્ઠિત થયો અને તેની પછી તેના પુત્ર હનુએ રાજસિંહાસન પ્રાપ્ત કર્યું; પરંતુ જયવંશમાં માઇદલ વા માદલ નામનો યત્કિંચિત્ પણ ઉલ્લેખ નથી. જયવંશકારે કાકિલના પુત્રનું નામ હનુદેવ લખ્યું છે.

કર્નલ ટૅાડ જણાવે છે કે હનુદેવની પછી તેના પુત્ર કુંડલને રાજ્યસિંહાસન પ્રાપ્ત થયું; પરંતુ જયવંશના પ્રણેતાએ લખ્યું છે કે હનુદેવનો પુત્ર જ્ઞાનદેવ હતો. અહીંઆં પુનઃ મતભેદ દૃષ્ટિ-ગોચર થાય છે.

કર્નલ ટૅાડ જણાવે છે કે ત્યારપછી પંજન વા પજુન કછવાહાઓના સિહાસનપર વિરાજમાન થયો: જયવંશકારે તેનું નામ પ્રજ્ઞેન જણાવ્યું છે; પરંતુ અમારા જાણવામાં 'પજવન' આવ્યું છે. અહીંઆં પણ સ્પષ્ટ મતભેદ છે.

કર્નલ ટૅાડે મલેસી પછીના જે અગીઆર રાજાઓની નામાવળી પ્રકાશિત કરી છે તેને બદલે જયવંશકારે દશ નામો આપ્યાં છે. અમે નીચે ઉભય સૂચિઓ પ્રકટ કરીએ છીએ:—

| કર્નલ ટૅાડની સૂચિ | જયવંશના પ્રણેતાની સૂચિ |
|---|---|
| ૧ બીજલ | ૧ બીજર |
| ૨ રાજદેવ | ૨ રાજદેવ |
| ૩ કલ્યાણ | ૩ કીલન |
| ૪ કુંતલ | ૪ કુતિલક |
| ૫ જવાનસિંહ | ૫ જૂનસી |
| ૬ ઉદયકરણ | ૬ ઉદયકરણ |
| ૭ નરસિંહ | ૭ નૃસિંહ |
| ૮ વનવીર | ૮ ઉદ્ધરણ |
| ૯ ઉદ્ધારણ | ૯ ચંદ્રસેન |
| ૧૦ ચંદ્રસેન | ૧૦ પૃથ્વીરાજ |
| ૧૧ પૃથ્વીરાજ | |

ઉપરોકત ઉભય સૂચિઓમાં શું ભેદ છે, તે સરલતાથી જાણી શકાય છે. કર્નલ ટૅાડે જ્યાં અગી-આર નામો લખ્યાં છે, ત્યાં જયવંશના કર્તાએ દશ નામોજ લખ્યાં છે. જયવંશના પ્રણેતાએ વન-વીરના નામનો લેશ પણ ઉલ્લેખ કર્યો નથી. તેણે પોતાના ગ્રંથમાં સ્પષ્ટરીતે જણાવ્યું છે કે નૃસિંહનો પુત્ર ઉદ્ધરણ હતો.કર્નલ ટૅાડે પોતાની ઇચ્છાથી કાંઇપણ આધારવિના નૃસિંહના પુત્રને વનવીર બનાવી દીધો હોય એ વાત અમે માની શકતા નથી. તેમણે જે ગ્રંથના આધારે ઉકત સૂચિ પ્રકટ કરી છે તેમાં અવશ્ય વનવીરનો ઉલ્લેખ હશે.

જયવંશના પ્રણેતાએ પૃથ્વીરાજના એકના એક પુત્ર ભારમલ્લનું વર્ણન કર્યું છે, પરન્તુ કર્નલ ટૅાડે પૃથ્વીરાજને સત્તર પુત્રો હતા એમ જણાવ્યું છે; પણ આ સ્થળે અમને કર્નલ ટૅાડની વાત વિ-શેષ સત્ય લાગે છે. પૃથ્વીરાજને ભારમલ્લસિવાય બીજા પુત્રો હતા એ વાત સિદ્ધ કરનારાં અનેક પ્રમાણો પ્રાપ્ત થાય છે. પૃથ્વીરાજે અંબરરાજ્ય બાર ભાગોમાં વિભકત કરીને પોતાના બાર પુત્રોને વહેંચી આપ્યું હતું એ વાત સર્વ કોઈ જાણે છે; અને તેજ કારણથી અંબરમાં 'બારાકોટ-રી'ની ઉપાધિથી ઓળખાતા પ્રધાનસામંતો વિદ્યમાન છે. અમને એમ જણાય છે કે જયવંશ-કારે આ સ્થાને ઐતિહાસિકતથ્યને તિલાંજલિ આપી છે.

કર્નલ ટૅાડ જણાવે છે કે પૃથ્વીરાજના દ્વિતીય પુત્ર ભીમે પોતાના પિતાનો વધ કર્યો હતો; પરંતુ જયવંશકારે એવો ઉલ્લેખ કર્યો નથી. તેણે પૃથ્વીરાજના સ્વાભાવિક મૃત્યુનો ઉલ્લેખ કર્યો છે. અમારૂં અનુમાન એવું છે કે જયવંશકારે રાજવંશનું કલંક ગુપ્ત રાખવાને માટેજ ઉકત દુઃખ-દાયક ઘટનાનો ઉલ્લેખ કર્યો નહિ હોય.

જયવંશના પ્રણેતાએ લખ્યું છે કે ભારમલના પુત્ર ભગવતદાસ હતા; પરંતુ કર્નલ ટૅાડે તેમને

ભગવાનદાસ જણાવ્યા છે. વળી કર્નલ ટૉડે રાજા ભગવાનદાસની પાદશાહ અકબર સાથેની જે મિત્રતાનો ઉલ્લેખ કર્યો છે, તે સંબંધે જયવંશકાર સર્વથા મૌન રહ્યા છે.જયવંશકારે ભૂલથી પણ કોઇપણ ઠેકાણે નથી લખ્યું કે યવનપાદશાહની સાથે મહારાજા ભગવાનદાસને મિત્રતા હતી અથવા સગાઈ વા માંડલકત્વનો સંબંધ હતો. ભગવાનદાસની કન્યાની સાથે કુમાર સલીમના વિવાહ થયાની વાત માત્ર કર્નલ ટૉડેજ નહિ, પરંતુ અન્યાન્ય ઇતિહાસવેત્તાઓએ પણ લખી છે; પણ જયવંશકારે તેનો કાંઇપણ ઉલ્લેખ કર્યો નથી.

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ જણાવે છે કે ભગવાનદાસના ભત્રીજા અને ઉત્તરાધિકારી માનસિંહ હતા; પરંતુ જયવંશકારે જણાવ્યું છે કે માનસિંહ ભગવાનદાસના પુત્ર હતા.અહીંઆં કર્નલ ટૉડનીજ ભૂલ જણાય છે. કર્નલ ટૉડ લખે છે કે ભગવાનદાસને ત્રણ ભ્રાતાઓ હતા; સૂરતસિંહ, માધોસિંહ અને જગતસિંહ; પરંતુ જયવંશના પ્રણેતા જણાવે છે કે માનસિંહની કનકાવતી રાણીના ગર્ભથી જગતસિંહનો જન્મ થયો હતો. અમને એમ જણાય છે કે કર્નલ ટૉડે જગતસિંહને માનસિંહના પુત્ર નહિ લખતાં ભૂલથી માનસિંહને જગતસિંહના પુત્ર જણાવ્યા હશે. જગતસિંહ માનસિંહના પુત્ર હતા એવું વૃત્તાંત અનેક સ્થળે પ્રાપ્ત થાય છે.

જયવંશના પ્રણેતાએ લખ્યું છે કે, રાજા ભગવાનદાસે પોતાના પુત્ર માનસિંહ અને પોતાના પૌત્ર જગતસિંહસહિત ભારતવર્ષના અનેક પ્રદેશોમાં વિજય પ્રાપ્ત કર્યો હતો. માનસિંહની પેઠે જગતસિંહ એક મહાન ધનુર્ધારી હતા.તેમણે પોતાના પિતાની સાથે અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કરી પરમ યશ મેળવ્યો હતો; પરંતુ તેમનું અકાળમૃત્યુ થઇ ગયું, જેથી ભગવાનદાસ અને માનસિંહ ઉંડા શોકસાગરમાં નિમગ્ન થયા. અલ્પ સમય પછી માનસિંહ ગુર્જરદેશ જીતવાને માટે ગયા; આ સમયે રાજા ભગવાનદાસ સંસાર છોડી ગયા.ત્યાર પછી માનસિંહ અંબરના સિંહાસનપર વિરાજમાન થયા અને પોતાના પૌત્ર (જગતસિંહના પુત્ર) મહતસિંહની સાથે[1] અનેક દેશો જીતવાને માટે બહાર પડ્યા. દુર્ભાગ્યવશાત્ મહતસિંહનું અકાળમૃત્યુ થયું. આ પ્રબલ શોકથી થોડા સમય પછી માનસિંહે પણ પોતાના પ્રાણત્યાગ કર્યા. આ સ્થાને કર્નલ ટૉડ કરતાં અમને જયવંશકારનો ઉલ્લેખ વિશેષ સત્ય લાગે છે.

કર્નલ ટૉડે લખ્યું છે કે આ પછી જગતસિંહના પૌત્ર જયસિંહ અંબરના સિંહાસનપર વિરાજમાન થયા. જયવંશકારે પણ એમજ જણાવ્યું છે. વળી તેમની પછી તેમનો પુત્ર રામસિંહ જયપુરના તખ્તપર બેઠો, એ વાત પણ ઉભય ગ્રંથો માન્ય રાખે છે. ત્યારપછી કર્નલ ટૉડે લખ્યું છે કેઃ- "રામસિંહનું મૃત્યુ થયા પછી તેના પુત્ર વિશનસિંહ વા વિષ્ણુસિંહ અંબરના સિંહાસનપર પ્રતિષ્ઠિત થયા;" પરંતુ જયવંશકાર જણાવે છે કે, "રામસિંહના પુત્ર કૃષ્ણસિંહ હતા. તેમનો વર્ણ શ્યામ હતો, તેથી તેમનું નામ કૃષ્ણસિંહ રાખવામાં આવ્યું હતું. રામસિંહે પોતાના પુત્ર કૃષ્ણસિંહની સાથે દક્ષિણના યુદ્ધમાં ગમન કર્યું હતું. રણભૂમિમાં રામસિંહ શત્રુઓના પ્રહારથી ઘાયલ થયા. આથી કૃષ્ણસિંહે મહાક્રોધિત થઇ શત્રુઓપર પ્રબળ વેગથી હલ્લો કર્યો અને તેમનાપર અસ્ત્રોની વૃષ્ટિ કરવા માંડી; પરંતુ શત્રુઓના પ્રહારથી કૃષ્ણસિંહ રણભૂમિમાં માર્યા ગયા. આ કૃષ્ણસિંહના પુત્ર વિષ્ણુસિંહ છે. રામસિંહનું મૃત્યુ થયા પછી તેમના પૌત્ર વિષ્ણુસિંહ અંબરના મહારાજા થયા." વિષ્ણુસિંહના પુત્રો જયસિંહ અને વિજયસિંહ હતા, આ વાત ઉભય ગ્રંથકારો સ્વીકારે છે. કર્નલ ટૉડ જણાવે છે કે, જગતસિંહ અશ્વમેધ યજ્ઞ કરવાને ગયા હતા. કવિ સીતારામ પણ જણાવે છે કે, તેમણે મહાસમારોહસહિત અશ્વમેધયજ્ઞ પૂર્ણ કર્યો હતો અને તે અનુષ્ઠાનમાં તેમને પુષ્કળ ખર્ચ થયો હતો.

કર્નલ ટૉડ જણાવે છે કે, જયસિંહના જ્યેષ્ઠ પુત્ર ઇશ્વરીસિંહે શત્રુઓના ભયથી વિષપાન કરી આત્મહત્યા કરી હતી; પરંતુ જયવંશકાર જણાવે છે કે, ઇશ્વરીસિંહે મલ્લારીદેશ જીતી લઇ ત્યાંના રાજાને લત્તાપ્રહાર કર્યો હતો અને તે મલ્લારીપતિએજ તેમને વિષ દઇને મારી નાખ્યા હતા. કવિસીતારામે પોતાના કાવ્યગ્રંથમાં જયપુરના રાજવંશનાં કલંકો કોઇપણ સ્થળે પ્રકાશિત કર્યાં નથી અને આ સ્થાને પણ તેમણે ઇશ્વરીસિંહના ગૌરવની રક્ષાને અર્થે ઉક્ત ઘટના પ્રગટ ન કરી હોય એવું

1 જયપુરરાજ્યના ઇતિહાસની પ્રથમ અધ્યાયની ટિપ્પણી જુઓ.

અનુમાન કરવું કાંઇ અસંગત નથી. જયપુરના સિંહાસનને માટે ઇશ્વરીસિંહ અને માધવસિંહની વચ્ચે પ્રબળ વિવાદ ઉપસ્થિત થયો હતો અને મહાસંગ્રામ થયો હતો; પરંતુ કવિ સીતારામે તેનો કિંચિત્ પણ ઉલ્લેખ કર્યો નથી.

ઇશ્વરીસિંહની પછી માધવસિંહ જયપુરના સિંહાસનપર વિરાજમાન થયા, એ વાત ઉભય ગ્રંથકારો સ્વીકારે છે.માધવસિંહને પૃથ્વીસિંહ અને પ્રતાપસિંહ એ બે પુત્રો હતા. કવિ સીતારામે જણાવ્યું છે કે પૃથ્વીસિંહે એકજ વર્ષ રાજ્ય કર્યાં પછી શરીર છોડયું અને ત્યારપછી પ્રતાપસિંહ રાજા થયા. પ્રતાપસિંહના પુત્ર જગતસિંહના સંબંધમાં કવિ સીતારામે કાંઇપણ ઉલ્લેખ કર્યો નથી. જગતસિંહના પુત્ર જયસિંહ હતા.જયસિંહની આજ્ઞાથીજ કવિ સીતારામે 'જયવંશ' નામક મહાકાવ્ય નિર્માણ કર્યું હતું.

તૃતીય જયસિંહના પુત્ર રામસિંહ અને તેમના દત્તકપુત્ર વર્તમાન મહારાણા માધોસિંહ છે.

જયપુરરાજ્યનો ઇતિહાસ સમાપ્ત

# खण्ड ५ मो-शेखावाटीनुं राज्य

## अध्याय १ लो

શેખાવતશાખાની ઉત્પત્તિનું વર્ણન-અંબરરાજ્યના ઉદયકરણના તૃતીય પુત્ર બાલોજી-દ્વારા ઉક્ત શાખાની થયેલી ઉત્પત્તિ-મોકલજી-મુસલમાનધર્મપ્રચારક શેખ બુરહાન-તેના આશીર્વાદથી મોકલસિંહને થયેલો પુત્રલાભ-પુત્રને શેખાજી નામ અર્પણ કરવું-શેખાજી-દ્વારા થયેલો રાજ્યવિસ્તાર-રાયમલ્લ-સુજા-રાયસાલ-તેની વીરતાનો પ્રકાશ-સમ્રાટ અકબરે તેને શાસનની આપેલી સનંદ-ખંડેલા અને ઉદયપુરની પ્રાપ્તિ-તેની વીરતા અને તેનું ચરિત્ર-ગિરિધરજી-તેમની હત્યાનું વર્ણન-દ્વારકાદાસ-તેમનું સિંહની સાથેનું વિચિત્ર યુદ્ધ-ખાન-જહાન લોદીની સાથે થયેલા યુદ્ધમાં તેમના પ્રાણનો થયેલો નાશ-વરસિંહદેવ-બહાદુરસિંહ-ઓરંગઝેબે ખંડેલાના દેવમંદિરનો વિધ્વંસ કરવાને કરેલી આજ્ઞા-બહાદુરસિંહનું રાજધાની છોડીને નાસી જવું-દેવમંદિરની રક્ષાને અર્થે સુજનસિંહે કરેલી પ્રતિજ્ઞા-યવનસેનાની સાથે થયેલું યુદ્ધ-મંદિરનો વિધ્વંસ-સમ્રાટની સેનાએ ખંડેલારાજ્યપર સ્થાપિત કરેલો અધિકાર-કેસરીસિંહ અને ફતેહસિંહ એ ઉભય ભ્રાતાઓની વચ્ચે ખંડેલા રાજ્યની થયેલી વહેંચણી-ફતેહસિંહના પ્રાણનો નાશ-કેસરીસિંહે દિલ્લીના સમ્રાટની સત્તાનો કરેલો અસ્વીકાર-સમ્રાટની સેનાસાથે કેસરીસિંહે કરેલું યુદ્ધ-તેના પ્રાણનો થયેલો નાશ-યવનસેનાનું તેના પુત્ર ઉદયસિંહને બંદીવાન કરવું-ઉદયસિંહનું બંદીવાનતરીકે અજમેરમાં રહેવું-ખંડેલા-પર પુન: સ્થાપિત કરેલો અધિકાર-ઉદયસિંહની મુક્તિ અને તેને થયેલી ખંડેલાની પ્રાપ્તિ-મનોહરપુરપતિની વિરુદ્ધ ઉદયસિંહે કરેલું યુદ્ધ-પ્રપંચજાળ-અંબરપતિ જયસિંહે ખંડેલા-પર નાખેલો ઘેરો-ઉદયસિંહનું નાસી જવું-તેના પુત્ર સવાઇસિંહે ખંડેલાની કરેલી પ્રાપ્તિ-સવાઇસિંહે અંબરરાજની આધીનતાનો કરેલો સ્વીકાર-ખંડેલાના કરેલા વિભાગ-સવાઇ-સિંહનું મૃત્યુ.

---

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ પ્રથમ જયપુરરાજ્યના ઇતિહાસનું વર્ણન કરીને પછી મૂળ રાજવંશમાંથી ઉત્પન્ન થયેલી એક શાખાના અધિકારનીચેના શેખાવટી નામના સ્વતંત્ર રાજ્યનો ઇતિહાસ આપે છે. તેઓ જણાવે છે કે હાલમાં આ શાખા અત્યંત પ્રબલ છે. તેનું મૂળ રાજ્ય જયપુરસમાન છે. જો કે આ શાખાના કોઇ લખેલા ધારા નથી, તેમજ સ્થાયી રાજસભા નથી કિંવા તેનો કોઈ પ્રધાન નેતા નથી; પરંતુ સામંતો અને સાધારણ પ્રજાના હિતની રક્ષા કરવાને અર્થે સર્વ માણસો એકસૂત્રમાં પ્રતિબદ્ધ થયેલા છે. જો કે આ લોકોમાં કોઇ નિર્દિષ્ટ રાજનીતિ નથી તોપણ જ્યારે કોઈ પ્રજાજન વા સામંતના હિતનો નાશ કરવાને કોઇ ઉદ્યુક્ત થાય છે, ત્યારે શેખાવાટીના સમસ્ત સામંતો ઉદયપુરમાં એકત્રિત થાય છે અને તે મુકર્દમાવિષે ચર્ચા ચલાવી તેનો યોગ્ય નિર્ણય કરે છે.

આ શાખાની ઉત્પત્તિના સંબંધે નીચે પ્રમાણે હકિકત ઉપલબ્ધ થાય છે. અંબરના રાજા ઉદયકરણનો તૃતીય પુત્ર બાલોજી સંવત ૧૪૪૫ (ઇ૦સ૦ ૧૩૮૯)માં અંબરના સિંહાસનપર અભિષિક્ત થયો હતો. શેખાવાટીના સરદારો આ બાલોજીનાજ વંશજો છે. બાલોજીના સમયની અંબરની રાજકીય અવસ્થા પ્રતિ આપણે દૃષ્ટિપાત કરીએ તો આપણને વિદિત થાય છે કે હાલ શેખાવાટીના તાબામાં જે પ્રદેશ છે તે સમસ્ત પ્રદેશ તે સમયે ચૌહાણ અથવા તુંવારલોકોના હાથમાં હતો. તેમને કોઇ કોઇ વખત મુસલમાનોના અત્યાચાર અને પીડનથી પીડિત થઇને તેમની આધીનતા સ્વીકારવી પડતી હતી.

હાલમાં શેખાવતશાખાના જે લોકો વિદ્યમાન છે, તે સર્વના આદિપુરુષ બાલોજી હતા. બાલોજીના પૌત્રને અમૃતસર પ્રદેશની પ્રાપ્તિ થઇ, એમ ઇતિહાસપરથી જ્ઞાત થાય છે; પરંતુ તેમણે તે પ્રદેશ પોતાના બાહુબળથી પ્રાપ્ત કર્યો હતો કે ઇતર કોઇ પ્રકારે તેમને તેની પ્રાપ્તિ થઇ હતી, તે વિષે કાંઇ પણ માહિતી મળતી નથી.તેમને ત્રણ પુત્રો થયા:-(૧) મોકલજી (૨)ખેમરાજજી અને (૩) ખારદ. પોતાના પિતાનું મૃત્યુ થયા પછી મોકલજી તેમના સિંહાસનપર અધિષ્ઠિત થયા. બાલોજીના દ્વિતીયપુત્ર ખેમરાજજીના પુત્રો બાલાપોતાની અવટંકથી ઓળખાયા. તેમના એક પુત્રને અંબરના બારાકોટરી નામના સામંતકુલમાં દત્તકતરિકે ગ્રહણ કરવામાં આવ્યો હતો. ખારદને એક કુમન નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો. તેના વંશજો કુમાવત કહેવાયા;પરંતુ હાલમાં તેમનો પ્રાયઃ લોપ થઇ ગયો છે.

મોકલજી દીર્ઘકાળપર્યંત પુત્રહીન અવસ્થામાં રહ્યા અને અંતે એક મુસલમાનફકીરના આશીર્વાદથી તેમને એક પુત્ર ઉત્પન્ન થયો. તે ફકીરના સન્માનને અર્થે તે પુત્રનું નામ શેખાજી રાખવામાં આવ્યું. રાજપૂતાનાના સમસ્ત શેખાવતસરદારોના આદિ પુરુષ શેખાજી છે. ઉકત મુસલમાન ફકીરનું નામ શેખ બુરહાન હતું. તેની દરગાહ અચરોલથી ત્રણ કોશના અંતરપર અને મોકલના નિવાસસ્થાનથી સાત કોષના અંતરપર વિદ્યમાન છે. ઉપરોકત ઘટના તૈમુરના આક્રમણ પછી અલ્પ સમયમાં બની હતી. તે પરથી અનુમાન કરી શકાય છે કે ઉકત ફકીર ધર્મપ્રચારનું કાર્ય કરવાને માટે તૈમૂરની પાછળ રહ્યો હશે. તે રાજપૂતોમાં મુસલમાનધર્મનો પ્રચાર કરવામાં સફળ થયો નહિ હોય; પરંતુ અતિથિ અને શરણાગતપાલક રાજપૂતો અવશ્ય તેનું રક્ષણ અને પ્રતિપાલન કરતા હતા.

શેખ બુરહાન ભ્રમણ કરતો કરતો એક સમયે અમૃતસર નગરની બહાર એક વિસ્તૃત મેદાનમાં જઇ પહોંચ્યો. દૈવયોગે મોકલજી પણ તે સ્થાનપર વિદ્યમાન હતા. શેખ બુરહાન મોકલજીની સમીપ જઇ તેમને સલામ કરીને બોલ્યો:-"આપ મને કાંઇ ભિક્ષા આપશો?" મોકલજીએ નમ્રતાપૂર્વક કહ્યું:- "આપની જે ઇચ્છા હોય તે પૂરી કરવાને હું તૈયાર છું." શેખ બુરહાને થોડું દૂધ માગ્યું.મોકલજીને પૂર્ણ શ્રદ્ધા હતી કે આ ફકીરમાં દૈવીશક્તિ છે; તેથી તેમણે થોડા વખતપર જેનું દૂધ દોહી લેવામાં આવ્યું હતું, એવી એક ભેંસ મંગાવી.શેખ બુરહાને તે ભેંસનાં ખાલી થઇ ગયેલાં સ્તનમાંથી પુષ્કળ દૂધ કાઢયું. આ આશ્ચર્યજનક કાર્ય જોઇ મોકલજીનો સમસ્ત સંદેહ વિનષ્ટ થયો અને તેમણે ઉકત ફકીરની પાસે એવો આશીર્વાદ માગ્યો કે મને એક પુત્ર થાય. મોકલજીની આશા પૂર્ણ થઇ અને યથાસમયે ફકીરના આશીર્વાદઅનુસાર મોકલજીની રાણીને એક પુત્ર જન્મ્યો. ફકીરના સન્માનને ખાતર ઉક્ત બાળકનું નામ "શેખા" રાખવામાં આવ્યું. બુરહાને એવી પણ આજ્ઞા ફરમાવી હતી કે:-'એ બાલકને જીવનપર્યંત મુસલમાનબાળકની પેઠે બદ્દી નામની માળા ધારણ કરાવવી. એ માળાને જ્યારે ઉતારવામાં આવે ત્યારે પીરની દરગાહમાં તેને લટકાવવી. વળી એ બાળકને નીલવર્ણનો જામો તથા ટોપી પહેરાવવાં; તેમજ એણે કદિપણ સુવરનું માંસ તથા જેમાં રુધિર રહ્યું હોય એવું કોઈ જાતનું માંસ ખાવું નહિ.' તદુપરાંત ઉકત ફકીરે મોકલજીને જણાવ્યું કે:-'એ બાલકના વંશમાં જ્યારે પુત્ર જન્મે ત્યારે એક બકરાનો બલિ આપવો, કુરાનના કલમા પઢાવવા અને બકરાના રુધિરથી બાલકને સ્નાન કરાવવું. જો કે ઉકત ઘટનાને ચારસેં વર્ષો વ્યતીત થઈ ગયાં છે, તથાપિ મોકલજીએ ઉકત ફકીરના દર્શાવેલા નિયમોનું પાલન કરવાની પ્રતિજ્ઞા કરી હતી તેનું અદ્યાપિ શબ્દશઃ પાલન કરવામાં આવે છે. મોકલજીના અસંખ્ય વંશજો દશહજાર માઇલના વિસ્તારની ભૂમિમાં નિવાસ કરે છે અને તે સર્વ અદ્યાપિ ઉકત નિયમનું શ્રદ્ધાપૂર્વક પાલન કરે છે. જો કે ચિરપ્રચલિત રીતિઅનુસાર સર્વ રાજપૂતો પ્રતિવર્ષે એકવાર વરાહ(સુવર)નો શિકાર કરીને તેના માંસનું ભક્ષણ કરે છે; તથાપિ

શેખાવતોએ કદિપણ વરાહનો શિકાર કર્યો નથી. જો કે કાળના પરિવર્તનથી શેખાવતબાળકોને બહ્‌ી પહેરાવવી તથા તેને દરગાહમાં રાખી આવવી વગેરે પ્રથા હાલમાં પ્રબલ નથી; તથાપિ આજે પણ પ્રત્યેક શેખવાતકુલમાં પુત્ર જન્મે છે તો તે બે વર્ષપર્યંત નીલવર્ણનું ઝભલું ટોપી પહેરે છે. વળી શેખ બુરહાનના સન્માનનું એક પ્રબલ ચિન્હ એ છે કે શેખાવતોની પીતવર્ણની પતાકાની કોરપર નીલવર્ણની પટ્ટી લગાડવામાં આવે છે. શેખાવતો દૃઢ રીતે માને છે કે જે શેખાવત દીર્ઘ અંતર, પ્રમાદ વા ઇતર કોઇ કારણથી પોતાના બાળકોને બહ્‌ી બાંધતા નથી તેઓ કદિપણ ઉન્નતિ પ્રામતા નથી. રાજપૂતજાતિના ચારિત્ર્યનું એક જ્વલંત દૃષ્ટાંત એ છે કે અમૃતસર અને તેની આસપાસના પ્રદેશને અંબરરાજ્યમાં સંયોજી દેવામાં આવ્યો છે; તોપણ શેખ બુરહાનની દરગાહ અદ્યાપિ સુરક્ષિત છે અને તે પર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરવામાં આવતો નથી. જે માણસ ઉકત દરગાહને આશ્રયે જાય છે, તેને રાજા બલપૂર્વક પકડી શકતો નથી. આ દરગાહની નિકટના તાલા નામના નગરમાં ઉક્ત શેખના સોથી અધિક વંશજો નિવાસ કરે છે અને તેઓ પોતાની જમીનનું મહેસુલ જરાપણ ભરતા નથી.

શેખાજી પોતાના પિતાનું મૃત્યુ થયા પછી સિંહાસનપર અભિષિકત થયા.તેમણે પોતાના બાહુબળથી પોતાની આસપાસના પ્રદેશમાંથી ૩૬૦ ગામો જીતીને પોતાના રાજ્યમાં સંયોજી દીધાં. શેખાજીના બાહુબળ અને પ્રતાપના સમાચાર શીઘ્ર અંબરના અધીશ્વરના સાંભળવામાં આવ્યા. તેણે તરતજ પોતાની સેનાને શેખાજીપર આક્રમણ કરવાને મોકલી આપી; પરંતુ તેમણે પુનીપઠાણોની સહાયથી પોતાના સ્વામી અંબરરાજની સેનાને નસાડી મૂકી. પ્રસ્તુત સમયે ઉકત દેશના સર્વ સામંતો અંબરપતિને પોતાના અધીશ્વરસ્વરૂપે માનતા હતા અને તે પ્રદેશમાં જે વછેરો ઉત્પન્ન થતો તેને અંબરરાજને નજર કરવામાં આવતો હતો;[1] પરંતુ શેખાજીએ પોતાનાં બાહુબળ અને પ્રબલ પ્રતાપથી પોતાનો દેશ અંબરરાજ્યથી સર્વથા મુકત કરી લીધો અને તેઓ પોતે સ્વતંત્ર રાજા બની ગયા. શેખાવાટીનું રાજ્ય દીર્ઘકાળપર્યંત અર્થાત્ અંબરપતિ સવાઇ જયસિંહના સમયપર્યંત સ્વતંત્ર રહ્યું. સવાઈ જયસિંહે દિલ્હીના સમ્રાટને આધીન થઇ તેનાદ્વારા ઉચ્ચપદપર નિયુકત થઇ સમ્રાટની સેનાની સહાયથી શેખાવાટીપર આક્રમણ કર્યું અને ત્યાંના અધીશ્વરને પરાસ્ત કર્યો તથા તેને અંબરના માંડલિકતરિકે સ્થાપિત કરી તેની પાસેથી નિયમાનુસાર ખંડણી લીધી.

શેખાવાટીના આદ્યનેતા શેખાજીએ દીર્ઘકાળપર્યંત પ્રબલ પ્રભુતાનો વિસ્તાર કરી દેહ છોડી. તેમની પછી તેમના પુત્ર રાયમલ્લ તેમના સિંહાસનપર અભિષિકત થયા. રાયમલ્લનાં શાસન અને બલવિક્રમસંબંધે ઇતિહાસમાં કાંઇ ઉલ્લેખ જણાતો નથી. રાયમલ્લની પછી સૂજા અમૃતસરના સિંહાસનપર અધિષ્ઠિત થયા. તેમને ત્રણ પુત્રો થયા. (૧) નૂનકરણ (૨) રાયસાલ અને (૩). ગોપાલ. તેમની પછી તેમના જ્યેષ્ઠ કુમાર નૂનકરણ અમૃતસરના સિંહાસનપર વિરાજમાન થયા. રાયસાલ લામ્બી નામના પ્રદેશના અને ગોપાલ ઝાડલી નામના પ્રદેશના સામંતતરીકે સ્થાપિત થયા. રાયસાલના એક કૃત્યથી શેખાવાટીના સૌભાગ્યનો સૂર્ય શીઘ્ર ઉદિત થયો.

શેખાવાટીના અધીશ્વર નૂનકરણની પાસે દેવીદાસ નામનો એક વણિક મંત્રી હતો. દેવીદાસ પરમ તેજસ્વી અને ચતુર પુરુષ હતો. એક સમયે દેવીદાસે વાતવાતમાં પોતાના રાજાને કહ્યું કેઃ— " પિતાની સંપત્તિપર અધિકાર સ્થાપિત કરવાને બદલે પોતાનાંજ બળ અને પરાક્રમથી સૌભાગ્યનો ઉદય કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે અને ઇશ્વરની કૃપા પણ તેથીજ સંપાદન થઇ શકે છે. " નૂનકરણે આ અભિપ્રાયનું સમર્થન ન કરતાં તેનું દૃઢતાપૂર્વક ખંડન કર્યું અને તેને જણાવ્યું કેઃ—"તમારૂં કહેવું કદિ પણ ન્યાયસંગત હોઇ શકતું નથી અને જો તે તમને સત્ય લાગતું હોય તો મારા બંધુ રાયસાલની પાસે લામ્બીમાં જઇને તેનો પ્રયોગ કરો. " નૂનકરણે તે મંત્રીને તત્કાળ પદચ્યુત કર્યો; પરંતુ દેવીદાસે પોતાનો અભિપ્રાય જરા પણ બદલ્યો નહિ અને તે શીઘ્ર અમૃતસરનો ત્યાગ કરી પોતાની

---

૧ પાઠકોને સ્મરણ હશે કે પ્રાચીન ઇરાનીસામ્રાજ્યમાં પણ આજ પ્રકારની રીતિ પ્રચલિત હતી.આજ પ્રકારે ઇરાનીસામ્રાજ્યના તાબાંના દેશોમાંથી સૂબાઓ વછેરા નજર કરતા હતા. હિરોડોટસ જણાવે છે કે, માત્ર આર્મિનિયામાંથીજ એક વર્ષમાં વીસ હજાર વછેરા ઇરાન મોકલવામાં આવતા હતા.

સંપત્તિ તથા કુટુંબસહવર્તમાન લાખ્ખીમાં ગયો. રાયસાલે તેનું પરમ આદરપૂર્વક સ્વાગત કર્યું; પરંતુ તેની ઉપજ ઘણી થોડી હોવાથી ચતુર દેવીદાસને તેની પાસે રહી તેની ઉપર બોજાસમાન થઇ પડવું ઉચિત લાગ્યું નહિ. તેણે ધાર્યું કેઃ—" હું જે મંતવ્ય સિદ્ધ કરવાને અર્થે બહાર નીકળ્યો છું તેને માટે અહીંઆં વિસ્તૃત કાર્યક્ષેત્ર નથી. " આવો વિચાર કરી તેણે રાયસાલને સ્પષ્ટરીતે જણાવ્યું કેઃ—" હું દિલ્હીમાં યવનસમ્રાટની પાસે જવાની અભિલાષા રાખું છું અને હું આપને ભલામણ કરૂં છું કે આપ પણ આપના ભાગ્યની પરીક્ષા કરવાને માટે મારી સાથે દિલ્હીમાં ચાલો. " રાયસાલ એક ઉચ્ચાભિલાષી વીરપુરુષ હતો. તેણે દેવીદાસની ઉક્ત સલાહ માન્ય કરી અને પોતાની સાથે વીસ અશ્વારોહીઓને લઇને તે દિલ્હીમાં ગયો. આ સમયે અફઘાનલોકોના આક્રમણનો પ્રતિરોધ કરવાને માટે સમ્રાટની એક સેના સજ્જ થઇ રહી હતી. રાયસાલ પોતાના વીસ અશ્વારોહીઓની સાથે તે સેનાની સાથે જોડાયો. રણભૂમિપર તેણે અદ્ભુત પરાક્રમ દર્શાવી શત્રુપક્ષના એક નેતાનું મસ્તક ઉડાવી દીધું. તેનું આ પરાક્રમીકાર્ય સમ્રાટના મુખ્ય સેનાપતિના જોવામાં આવ્યું. રાયસાલના આ કૃત્યથીજ તે દિવસે સમ્રાટની સેનાને વિજય પ્રાપ્ત થયો. રાયસાલ કોણ હતો અને ક્યાં રહેતો હતો તેની યત્કિંચિત્ પણ ખબર મોગલસેનાપતિને નહોતી, તેથી યુદ્ધ સમાપ્ત થયા પછી તેણે તેને વિષે તપાસ કરી; પરંતુ એક વિશિષ્ટ કારણથી રાયસાલ પોતાના જાતિબંધુઓથી તટસ્થ રહ્યો હતો. આથી તેને વિષે કાંઇપણ હકીકત સેનાપતિને ઉપલબ્ધ થઇ શકી નહિ. આથી પ્રધાન સેનાપતિએ એવી આજ્ઞા ફરમાવી કે સેનાના પ્રત્યેક શ્રેણીના સરદારો કે જેઓ રણક્ષેત્રમાં ઉપસ્થિત હતા તે સકલે " જીઆફત " માં આવી હાજર થવું. ધીમે ધીમે જીઆફતમાં સર્વ શ્રેણીના સરદારો જઇને પ્રધાન સેનાપતિની સન્મુખ ઉપસ્થિત થઇ તેને નમન કરવા લાગ્યા. ઉક્ત આજ્ઞાનુસાર રાયસાલ પણ ત્યાં ગયો. તેને પોતાની સન્મુખ જોતાંજ મોગલસેનાપતિએ તેને ઓળખી લીધો. તેણે તેનાં નામ તથા કુલની પૃચ્છા કરી. અમૃતસરના મહારાજા નૂનકરણ પણ પોતાની સેનાસહિત તે સ્થળે ઉપસ્થિત હતા. તેમણે ત્યાં રાયસાલને જોઇ ઇર્ષ્યાવશ થઈ તેનો તિરસ્કાર કરી કહ્યુંઃ—"મારી આજ્ઞાવિના અહીંઆં શામાટે આવ્યા છો ? " પરંતુ નૂનકરણે પ્રદર્શિત કરેલા તિરસ્કારથી રાયસાલને કિંચિત્ પણ હાનિ થઇ નહિ. પ્રધાનસેનાપતિએ વીરશ્રેષ્ઠ રાયસાલનો સમ્રાટ અકબરને પરિચય કરાવ્યો અને તેનાં બલવિક્રમની અત્યંત પ્રશંસા કરી. સમ્રાટ અકબર સદા ગુણવાન મનુષ્યોને ઉચિત પુરસ્કાર આપતો હતો. તેણે શીઘ્ર રાયસાલને "રાયસાલ દરબારી" ની ઉપાધિ આપી અને પોતાની કૃપાના વિશિષ્ટ ચિન્હસ્વરૂપે ચંદેલરાજપૂતોના અધિકારનીચેના રેવાસો તથા કાસલી નામના બે દેશોનો અધિકાર તેને અર્પણ કર્યો. રાયસાલનો પોતાનાજ બાહુબળથી અભ્યુદય થવાનો આ રીતે સૂત્રપાત થયો. તેણે પોતાને સોંપાયેલા દેશપર અધિકાર કર્યો ન કર્યો એટલામાં તેને સમ્રાટ તરફથી આમંત્રણ થયું; તેથી તેને પુનઃ દિલ્હીમાં જવું પડયું. આ સમયે સમ્રાટની સેના ભટનેરપર આક્રમણ કરવા જવાની તૈયારીમાં હતી. સમ્રાટ અકબરે રાયસાલને મહાપરાક્રમી વીર જાણી તેને પણ ઉક્ત સેનાની સાથે મોકલી આપ્યો. આ પ્રસંગે રાયસાલે જે અપૂર્વ શૌર્ય પ્રદર્શિત કર્યું તેથી સમ્રાટ તેનાપર વિશેષ સંતુષ્ટ થયો અને તેને ખંડેલા તથા ઉદયપુર નામના બે પ્રદેશોની સનંદ આપી. આ સમયે ઉક્ત ઉભય પ્રદેશો નુરભાણરાજપૂતોના અધિકારમાં હતા; પરંતુ ઉક્ત રાજપૂતો સમ્રાટની સત્તાને માન આપતા નહોતા તથા વારંવાર અત્યાચાર, ઉત્પીડન અને લૂંટફાટ કરીને ત્રાસ આપતા હતા; તેથી તેમની પાસેથી તે પ્રદેશો ખુંચવી લેવાનો અકબરનો મનોભાવ હતો.

ઉક્ત પ્રદેશોમાંથી નુરભાણરાજપૂતોને હાંકી કાઢવાનું કાર્ય અત્યંત કઠિન હતું; તેથી રાયસાલે યુક્તિપ્રયુક્તિથી તે કાર્ય સિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. તે ધીમે ધીમે પોતાની કૌશલ્યજાળનો વિસ્તાર કરવા લાગ્યો. રાયસાલે ભટનેરના યુદ્ધમાં જવા પૂર્વે ખંડેલાના અધીશ્વરની એક કન્યાનું પાણિગ્રહણ કર્યું હતું. વિવાહપ્રસંગે રાયસાલના શ્વસુરે તેને અતિ ક્ષુદ્ર પહેરામણી આપી, તેથી તેણે વિશેષ પહેરામણીની માગણી કરી; પરંતુ તેણે ધીરજ ખોઇને કહ્યું કેઃ—" મારી પાસે હવે કાંઇ નથી. જોઇએ તો આ ડુંગરના પથરા તૈયાર છે." આ વેણે રાયસાલનું હૃદય ભેદી નાખ્યું અને

અને તેથી તે હવે પોતાનું સૈન્ય લઇને ખંડેલા તરફ ગયો. રાયસાલને સેનાસહિત આવતો જોઇને ખંડેલાનો અધીશ્વર અત્યંત ભયભીત થયો અને પોતાની રક્ષાનો કાંઇ પણ ઉપાય નહિ જોઇ નગર છોડીને નાસી ગયો. તે નગરના નિવાસીઓએ રાયસાલની આધીનતા સ્વીકારી. આથી તે નગર શેખાવાટીનું એક પ્રધાન નગર ગણાયું. રાયસાલના વંશજો રાયસાલોત કહેવાય છે અને તેઓ શેખાવાટીના દક્ષિણ ભાગમાં નિવાસ કરે છે તથા એજ વંશમાંથી પાછળથી ઉત્પન્ન થએલી એક બીજી સિદ્ધાની નામની શાખા ઉત્તર ભાગમાં નિવાસ કરે છે. રાયસાલે ખંડેલાપર અધિકાર સ્થાપિત કર્યા પછી કેટલેક વર્ષે ઉદયપુર પોતાના આધકારમાં લીધું. ઉદયપુર પૂર્વે તુરબાણુરાજપૂતોના તાબામાં કસુંબીના નામથી પ્રસિદ્ધ હતું.[1]

રાયસાલ પોતાના યથાર્થ અધીશ્વર અંબરરાજ માનસિંહની સાથે મેવાડના મહારાણા પ્રતાપ સિંહની સામે યુદ્ધ કરવાને ગયો હતો. કાબુલના તાબાના કોહિસ્તાનના અફઘાનોની સામે દિલ્હીશ્વરે જે સેના મોકલી હતી તેની સાથે પણ રાયસાલ ગયો હતો. રાયસાલે પ્રત્યેક યુદ્ધમાં મહાવીરતા પ્રદર્શિત કરી સમ્રાટની પાસેથી પુષ્કળ પુરસ્કાર પ્રાપ્ત કર્યો હતો. રાયસાલનું મરણ ક્યારે થયું તે વિષે કાંઇ હકિકત પ્રાપ્ત થતી નથી. પોતાના પિતાની સંપત્તિ પ્રાપ્ત કરવા કરતાં બાહુબળથી પોતાના સૌભાગ્યનો ઉદય કરવો અધિક શ્રેષ્ઠ છે, એવાં દેવીદાસનાં વચનોને રાયસાલે સંપૂર્ણ રીતે સત્ય ઠરાવ્યાં હતાં.

વીરશ્રેષ્ઠ રાયસાલે પોતાના તાબાના દેશમાં સુશાસન ચલાવી સંપૂર્ણ રીતે શાંતિ સ્થાપન કરી દેહ છોડી. તેણે પોતાના તાબાના દેશને સાત ભાગોમાં વિભક્ત કર્યો અને તે પોતાના સાત પુત્રોને વહેંચી આપ્યો. આ સાત પુત્રોદ્વારા અસંખ્ય વંશજો અને શાખાઓની ઉત્પત્તિ થઇ અને આ લોકો પોતાના આદિપુરુષના નામાનુસાર ભોજાની, સિદ્ધાની, લાડખાની, તાજખાની, પરશુરામપોતા, હરરામપોતા એવી અવટંકથી ઓળખાયા.

રાયસાલના નિમ્નલિખિત સાત પુત્રોને નિમ્નલિખિત દેશો મળ્યા હતાઃ—

| | |
|---|---|
| ૧ ગિરિધરજી | ખંડેલા અને રૈવાસા. |
| ૨ લાડખાન | ખાચરિયા વાસ |
| ૩ ભોજરાજ | ઉદયપુર |
| ૪ તિરમલરાવ | કાસલી અને ૮૪ ગામો |
| ૫ પરશુરામ | વિબાઇ |
| ૬ હરરામજી | મુંદરી |
| ૭ તાજખાન | ૦ |

રાયસાલના જ્યેષ્ઠ પુત્ર ગિરિધરજીને તેમના રાજ્યનો મુખ્ય ભાગ મળ્યો હતો અને તેમણે પોતાના પિતાની પેઠે અદ્ભુત સાહસ, શૌર્ય તથા બળવિક્રમ પ્રકાશિત કરી દિલ્હીના યવનસમ્રાટદ્વારા "ખંડેલાના રાજા" ની ઉપાધિ પ્રાપ્ત કરી હતી. આ સમયે ભારતવર્ષના યવનસામ્રાજ્યમાં ભારે ગરબડ મચી રહી હતી. મેવાતના પહાડી પ્રદેશના મેવજાતિના પહાડી તસ્કરોએ ભારતવર્ષની રાજધાનીની આસપાસના પ્રદેશમાં પુષ્કળ લૂંટફાટ કરવા માંડી. યવનસમ્રાટે વીરવંશી ખંડેલાપતિ ગિરિધરજીને સર્વ પ્રકારે યોગ્ય જાણી તેમને ઉક્ત દસ્યુદલના નેતાને જીવિત પકડી લાવવાને વા મારી નાખવાને આજ્ઞા કરી. ગિરિધરજી આ જોખમભરેલું કાર્ય આવે લઇ વિચાર કરવા લાગ્યા કેઃ—" જો એક પ્રચંડ સેના લઇને આ દસ્યુલોકોને પકડવા જઇશું તો તેઓ અવશ્ય ભયભીત થઇને પહાડની કંદરાઓમાં નાસી જશે અને સુગમતાથી આપણા હાથમાં આવી શકશે નહિ." આવો વિચાર કરી તેમણે પોતાની સાથે ઘણી નાની સેના લીધી અને તેઓ અસીમ સાહસપૂર્વક તેઓનાં પહાડી સ્થાનોમાં ભ્રમણ કરવા લાગ્યા. એક સ્થળે આ લૂંટારાઓનો નેતા જણાતાં

[1] તુરબાણુ એ ચોહાણજાતિની એક શાખા હતી. આ તુરબાણુરાજપૂતોએ આ દેશમાં પોતાની સત્તા પ્રસારી હતી અને કસુંબી કે જે હાલમાં ઉદયપુર નામથી પ્રસિદ્ધ છે તે તેમનું પાટનગર હતું. આ તુરબાણુરાજ કુંભાણીને રાજ્યત્વ ... [illegible] ... કરવાને માટે એકત્રિત થતા હતા.

તેમણે તેનાપર આક્રમણ કર્યું. ઉભયદલોની વચ્ચે ભયંકર સંગ્રામ ચાલવા લાગ્યો. આ સંગ્રામમાં અસીમ બલવિક્રમ પ્રકાશિત કરી ગિરિધરજીએ દસ્યુદલને પરાસ્ત કર્યું અને તેના નેતાને યમદ્વારે પહોંચાડી દીધો. તેમના આ પરાક્રમીકૃત્યથી પાદશાહે તેમનાપર પરમ પ્રસન્ન થઇ તેમને "રાજા"ની ઉપાધિ અર્પણ કરી; પરંતુ અત્યંત શોકની વાત છે કે ગિરિધરજી ઝાઝા દિવસ આ સંસારમાં જીવંત રહ્યા નહિ. તેઓ એકવાર યમુનાજીમાં સ્નાન કરી રહ્યા હતા, એવામાં સમ્રાટની રાજસભાના એક ઉચ્ચપદાધિકારી દુષ્ટ યવને અત્યંત શોચનીય પ્રકારે તેમનો સંહાર કર્યો. આ સંહાર કેવી રીતે કરવામાં આવ્યો તેનું વર્ણન નીચે કરવામાં આવે છેઃ—

એક સમયે ખંડેલારાજ ગિરિધરજીનો એક અનુચર દિલ્હીના એક લુહારની કોઢમાં બેસીને પોતાના સ્વામીની તલવાર તૈયાર કરાવતો હતો. તે સમયે એક મુસલમાન ત્યાં આવ્યો. તેણે ઉક્ત રાજપૂત અનુચરને જંગલી માણસ ગણી તેની મશ્કરી કરવા માંડી. ઉક્ત રાજપૂતે પોતાની માતૃભાષામાં તેને નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યા. આથી પેલો મિયાંભાઇ તેની વિશેષ મજાક કરવા લાગ્યો અને લુહારની ભઠ્ઠીમાંથી એક બળતો અંગારો લઇ તેની પાઘડીમાં મૂકી દીધો. હજી પણ ઉક્ત રાજપૂત કુપિત થયો નહિ. પેલો મિયાંભાઇ ખડખડ હસવા લાગ્યો. થોડી વારમાં રાજપૂતની પાઘડી સળગી ઉઠી. હવે તેજસ્વી રાજપૂતથી આ અપમાન સહન થઈ શક્યું નહિ. તેણે ઝટ પોતાની સમશેર પકડી અને આવી ભયંકર મશ્કરી કરનાર મુસલમાનના બે ટુકડા કરી નાખ્યા. પેલો મુસલમાન પાદશાહની સભાના એક પ્રતિષ્ઠિત અમીરનો સેવક હતો. ઉક્ત અમીર ખંડેલારાજના સેવકદ્વારા પોતાના અનુચરનું ખૂન થયાની વાત સાંભળી અત્યંત ક્રોધિત થયો અને પોતાના અનુચરોની સાથે ખંડેલારાજના નિવાસસ્થાનપર પહોંચ્યો. ખંડેલારાજ ગિરિધરજી તે સમયે ત્યાં નહોતા. તેઓ આ સમયે એકલાજ શસ્ત્રહીન અવસ્થામાં યમુનામાં સ્નાન કરી રહ્યા હતા. ઉક્ત મુસલમાન અમીરે યમુનાના તટપર જઇ કાયરની પેઠે શસ્ત્રહીન ખંડેલારાજ ગિરિધરનો વધ કર્યો.

ખંડેલારાજને કેટલાક પુત્રો હતા, તેમાંના જ્યેષ્ઠ પુત્ર દ્વારકાદાસ પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા. તેઓ સિંહાસનપર અભિષિક્ત થયા પછી અલ્પ સમયમાં એક ભયંકર પ્રપંચજાળમાં ફસાયા. શેખાવતકુલની પ્રધાનશાખાના આદિપુરુષ નૂનકરણનો એક વંશજ મનોહરપુરનું સિંહાસન ભોગવતો હતો. તેણે જાતિવૈર ચરિતાર્થ કરવાને માટે દ્વારકાદાસને એક મહાવિપત્તિમાં નાખવાની ગુપ્તરીતે ચેષ્ટા કરી. આ અરસામાં એકવાર દિલ્હીનો સમ્રાટ શિકારમાં સિંહને પકડી લાવ્યો. તેણે સિંહની સાથે મનુષ્યનું યુદ્ધ થતું જોવાની ઇચ્છાથી પોતાના રાજ્યમાં વસતા વીરોને આહ્વાન કર્યું. આ સમયે મનોહરપુરપતએ પાદશાહની સમક્ષ આવીને તેને જણાવ્યું કેઃ—"અમારા કુલનો રાયસાલોત દ્વારકાદાસ કે જે વિખ્યાત વીર નાહરસિંહનો શિષ્ય છે તેજ આ સિંહની સાથે યુદ્ધ કરવાને સમર્થ છે." પાદશાહે આ વચનો સાંભળી દ્વારકાદાસને સિંહની સાથે યુદ્ધ કરવાને આજ્ઞા કરી. દ્વારકાદાસ સારી રીતે ચેતી ગયા હતા કે મનોહરપુરપતિએ મારા પ્રાણનો નાશ કરવાને માટે આ પ્રપંચજાળનો વિસ્તાર કર્યો છે; પરંતુ તેથી તેઓ કિંચિત્ પણ વિચલિત વા ભયભીત થયા નહિ. તેઓ તરતજ પાદશાહની આજ્ઞા શિરસાવંદ્ય કરી સિંહની સાથે યુદ્ધ કરવાને તત્પર થયા. રંગભૂમિ મનુષ્યોથી ભરાઇ ગઇ. દ્વારકાદાસ સ્નાન કરી એક પિત્તલના પાત્રમાં પૂજાની સમસ્ત સામગ્રી લઇ રંગભૂમિમાં આવી પહોંચ્યા અને તે ભયંકર સિંહની સામે થયા. મનોહરપુરપતિ ધારતો હતો કે દ્વારકાદાસ નિઃશસ્ત્ર થઇ પૂજાની સામગ્રી લઈ એક ઉન્મત્ત મનુષ્યની પેઠે મહાબળવાન સિંહની સામે આવીને ઉભો રહ્યો છે; તેથી અવશ્ય તેનાં સો વર્ષો પૂરાં થવા આવ્યાં છે. દ્વારકાદાસને પૂજાની સામગ્રીસહિત સિંહની સમક્ષ ઉભેલા જોઇને પાદશાહ અત્યંત વિસ્મિત થયો. દ્વારકાદાસે સિંહની સામે જઈ સૌથી પહેલાં તેના મસ્તકપર ચંદનનું તિલક કર્યું અને ત્યારપછી તેના ગળામાં માળા નાખી તેની પૂજા કરવા માંડી. સિંહ ધીમેથી આગળ જઈ દ્વારકાદાસના મુખકમલને પોતાની જીભથી ચાટવા લાગ્યો. દ્વારકાદાસ યથાર્થ ભક્તની પેઠે નિર્ભય થઇને અચળ બેસી રહ્યા. થોડા સમય પછી તેઓ પાદશાહની આજ્ઞાથી ત્યાંથી ચાલ્યા ગયા. સિંહ કિંચિત્ પણ ક્રોધિત થયો નહિ, તેમજ તેણે તેમનાપર આક્રમણ કરવાની ચેષ્ટા પણ કરી નહિ. આ ઘટના જોઇ સર્વ પ્રેક્ષકો અત્યંત વિસ્મિત

થયા. યવનસમ્રાટે ધાર્યું કે દ્વારકાદાસ પાસે અવશ્ય દૈવીમંત્ર છે. તેણે તેમને પોતાની સમીપ બોલાવીને કહ્યું:—"આપની ઇચ્છામાં આવે તે માગો. હું આપની ઇચ્છા પૂર્ણ કરવાને તૈયાર છું." દ્વારકાદાસ માત્ર એટલુંજ બોલ્યા કે:—"હું મારા ભાગ્યબળથીજ આ મહાવિપત્તિમાંથી બચ્યો છું. આપ આવી વિપત્તિમાં અન્ય કોઈ પણ મનુષ્યને નાખશો નહિ. બસ, મારી આજ પ્રાર્થના છે."

એમ જણાય છે કે દ્વારકાદાસ તે સમયના સુપ્રસિદ્ધ મહાયોદ્ધા ખાનજહાનલોદીદ્વારા માર્યા ગયા હતા; અને ખાનજહાનલોદી પણ દ્વારકાદાસના હાથથી માર્યો ગયો હતો. તેમના વધની કથા આ પ્રમાણે છે:—

ખાનજહાન અને દ્વારકાદાસ એ ઉભય પરમ મિત્ર હતા. એકવાર દિલ્હીનો સમ્રાટ ખાનજહાનપ્રતિ અત્યંત કુપિત થયો અને તેણે દ્વારકાદાસને આજ્ઞા કરી કે:—'તમે શીઘ્ર જાઓ અને ખાનજહાનના જીવંત વા મૃતશરીરને લાવીને હાજર કરો.' આ આજ્ઞા સાંભળી દ્વારકાદાસના શોકનો પાર રહ્યો નહિં. તેઓ મહા મુંઝવણમાં આવી પડયા. તેમણે ખાનજહાનપર એવો સંદેશો મોકલ્યો કે, 'તમને જીવંત વા મૃત પકડવાનું અત્યંત ઘૃણિત કાર્ય પાદશાહે મને સોંપ્યું છે; માટે કાં તો તમે મારે તાબે થાઓ, નહિ તો નાસી જાઓ.' પરન્તુ ઉક્ત વીરે કાયરની પેઠે પલાયન કરવા કરતાં મિત્રના હાથે મરવુંજ વધારે ઉચિત ધાર્યું. ફરિસ્તામાં ખાનજહાનના જીવન અને તેના પરાક્રમસંબંધી સંપૂર્ણ વિવેચન પ્રાપ્ત થાય છે અને તેની સાથે દ્વારકાદાસનું વર્ણન પણ તેમાં છે. ઉક્ત ઉભયવીરો સંગ્રામભૂમિપર ઉપસ્થિત થઈ એકબીજાની સમશેરથી માર્યાં ગયા હતા.

દ્વારકાદાસના પુત્ર વીરસિંહદેવ પોતાના પિતાના પદપર વિરાજમાન થયા. વીરસિંહદેવ યવનસમ્રાટની આજ્ઞાથી પોતાની સેનાસહિત પાદશાહની સેનામાં ભળી દક્ષિણમાં ગયા હતા. ત્યાં પોતાનું બળવિક્રમ પ્રકાશિત કરી તેમણે પાદશાહને સંતુષ્ટ કર્યો અને તેની પાસેથી કર્નાલાદેશના શાસનકર્તાનું પદ પ્રાપ્ત કરી પ્રબલ પ્રતાપસહિત તે દેશનું શાસન કર્યું. વીરસિંહદેવ પોતાના અધીશ્વર અંબરપતિને આધીન નહિ રહેતાં સ્વતંત્રરીતે શાસન કરતા હતા, એમ ખંડેલાના ઇતિહાસનો લેખક જણાવે છે; પરંતુ કર્નલ ટૉડ જણાવે છે કે:—"મીરજા રાજા જયસિંહ એ સમયે સમ્રાટની સભામાં સર્વ રાજપૂત રાજાઓ કરતાં અધિક સન્માન ભોગવતા હતા અને તેઓ એક પ્રસિદ્ધ તથા મહાબળવાન સેનાની ગણાતા હતા તેમજ વીરસિંહદેવ તેમને આધીન રહી તેમની આજ્ઞાનું પાલન કરતા હતા."

વીરસિંહદેવને નિમ્નલિખિત સાત પુત્રો ઉત્પન્ન થયા:—(૧) બહાદૂરસિંહ (૨)અમરસિંહ (૩) શ્યામસિંહ (૪)જગદેવ (૫)ભૂપાલસિંહ (૬)મોકરીસિંહ તથા (૭)પ્રેમસિંહ. વીરસિંહદેવે બહાદૂરસિંહને યુવરાજપદપર અભિષિક્ત કર્યા અને અન્યાન્ય પુત્રોને રાજ્યનો એક એક પ્રદેશ જાગીરમાં આપ્યો. તેઓ પોતાના જ્યેષ્ઠકુમાર બહાદૂરસિંહને પોતાની રાજધાનીમાં મૂકી પોતાની સેનાસહિત સમ્રાટની સેનામાં ભળી દક્ષિણમાં ગયા; પરંતુ તેઓ ત્યાં પહોંચ્યા ત્યારપછી તેમના સાંભળવામાં આવ્યું કે બહાદૂરસિંહ સ્વયં રાજાની ઉપાધિ ધારણ કરી શાસન કરવા લાગ્યા છે. આ સમાચાર સાંભળી વીરસિંહદેવને પોતાના પુત્રના આ કૃત્યમાટે અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો અને તેઓ પોતાની સાથે ચાર સ્વારોને લઇને પોતાની રાજધાની તરફ ચાલ્યા. તેમણે ખંડેલાથી એક કોશના અંતરપર આવેલા એક ગામમાં જઈ એક જાટસ્ત્રીને ઘેર મુકામ કર્યો અને તે સ્ત્રીને ભોજન તૈયાર કરવાને માટે કહ્યું. વળી તેમણે તેને એમ પણ કહ્યું કે:—"અમારા અશ્વોને સાવધાનીપૂર્વક સંભાળજો. ચોર લઇ ન જાય તેની તપાસ રાખજો." આ વચન સાંભળી તે સ્ત્રી બોલી:—"શું અહીંઆં બહાદૂરસિંહનું રાજ્ય નથી? તમે માર્ગમાં સુવર્ણમુદ્રા ફેંકી આવો, તોપણ તેને કોઇ સ્પર્શ કરશે નહિ." પોતાના પુત્રના ઉત્તમ શાસનની આવી પ્રશંસા સાંભળીને વૃદ્ધ વીરસિંહદેવ એટલા પ્રસન્ન થયા કે તેઓ જે છળવેષે આવ્યા હતા, તેજ વેષે પાછા પોતાની છાવણીમાં ચાલ્યા ગયા. વીરસિંહદેવનું મૃત્યુ દક્ષિણમાંજ થયું.

પોતાના પિતાનું મૃત્યુ થયા પછી બહાદૂરસિંહ તેમના પદપર નિયમિત રીતે અભિષિક્ત થયા. આ સમયે દિલ્હીનો સમ્રાટ ઔરંગઝેબ સ્વયં દક્ષિણમાં પોતાની સેનાસહિત રહેતો હતો અને મરાઠાઓની સાથે યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયો હતો. બહાદૂરસિંહ પણ પોતાની સેનાસહિત દક્ષિણમાં જઈ સમ્રાટની સેનામાં ભળી ગયા; પરંતુ બહાદૂરખાં નામના એક પ્રતિષ્ઠિત મુસલમાને બહાદૂરસિંહનું અપમાન કર્યું અને પાદશાહે તેને ઉચિત દંડ કર્યો નહિ, તેથી તે તેજસ્વી રાજપૂતવીર યવનસેના

છોડીને ચાલ્યા ગયા. આ કારણથી મનસબદાર સરદારોની સૂચીમાંથી તેમનું નામ કાઢી નાખવામાં આવ્યું. આ અરસામાં ઔરંગઝેબે હિંદુપ્રજાપર જજીઆવેરો નાખ્યો અને સર્વ હિંદુમંદિરોનો નાશ કરવાની આજ્ઞા ફરમાવી.[1]

બહાદૂરસિંહને બહાદૂરખાં નામના જે મુસલમાન સેનાપતિની સાથે શત્રુતા થઇ હતી તેજ બહાદૂરખાંને ઔરંગઝેબે ખંડેલામાં જજીઆવેરો લેવાને માટે મોકલ્યો. બહાદૂરખાં સમ્રાટની સેનાસહિત ખંડેલાની સમીપ આવી પહોંચ્યો કે તરતજ ખંડેલારાજ બહાદૂરસિંહ કાપુરુષની પેઠે પોતાની રાજધાની છોડીને નાસી ગયા. ખરેખર, તેમણે આ ઘૃણિતકાર્ય કરીને પોતાના નામપર કલંક લગાડ્યું હતું. તેમણે યથાર્થ રાજપૂતવીરની પેઠે મુસલમાનોની સામે લડીને રણભૂમિમાં પ્રાણત્યાગ કરવા જોઇતા હતા,પરન્તુ પલાયન કરવું નહોતું. સમ્રાટની સેના નિર્વિઘ્નતાપૂર્વક ખંડેલાથી બે કોશના અંતરપર આવી પહોંચી. બહાદૂરસિંહના પલાયનની વાત સમસ્ત શેખાવાટીદેશમાં પ્રસરી ગઇ. યવનો ખંડેલામાં આવી હિંદુમંદિરોનો વિધ્વંસ કરવા લાગ્યા. આ સમયે રાયસાલના દ્વિતીય પુત્ર ભોજરાજના વંશજ સુજાનસિંહ ચાપોલિના અધીશ્વર હતા. તેમણે જ્યારે આ સમાચાર સાંભળ્યા, ત્યારે તેમણે યથાર્થ રાજપૂતવીરની પેઠે મહાક્રોધિત થઇ એવી પ્રતિજ્ઞા કરી કેઃ–'હું અવસ્ય ખંડેલાન સમસ્ત હિંદુમંદિરોની રક્ષા કરીશ; નહિ તો પ્રાણાર્પણ કરીશ.' જે સમયે પાદશાહની સેનાએ ખંડેલામાં પ્રવેશ કર્યો તે સમયે સુજાનસિંહ મારવાડની સીમામાં વિવાહ કરવાને માટે ગયા હતા. તેઓ યવનોના આગમનની વાત સાંભળી શીઘ્ર પોતાની નવવધૂસહિત પોતાના પાટનગરમાં ચાલ્યા આવ્યા અને તેને પોતાની માતાની પાસે મૂકી પોતે તેની અંતિમ વિદાય લઇ ખંડેલા તરફ ચાલ્યા. તેમનાં સર્વ કુટુંબીજનો તેમને જવાને માટે મના કરવા લાગ્યાં અને બોલ્યાં કેઃ–"પાદશાહની સેના ખંડેલાનાં મંદિરો તોડવાને આવી છે; માટે ખંડેલાના રાજા બહાદૂરસિંહ તેનો પ્રતિકાર કરવાનો પ્રયત્ન કરશે. આપને એ કામમાં હસ્તક્ષેપ કરવાનું કાંઇ પ્રયોજન નથી." આ વચનો સાંભળી અત્યંત ક્રોધિત થઇ સુજાનસિંહે પ્રત્યુત્તર આપ્યો કેઃ–"શું હું રાયસાલનો વંશજ નથી? યવનો આપણાં પવિત્ર દેવમંદિરો તોડી નાખે અને હું તેમનો પ્રતીકાર ન કરું એ યોગ્ય કહેવાય કે? શું યથાર્થ રાજપૂત આ અપમાન સહન કરી શકશે?" સુજાનસિંહની દૃઢતા જોઇ તેમનાં કુટુંબીજનોમાંથી ૬૦ વીરો તેમને સહાય કરવા માટે ચાલ્યા. આ નાની સેનાસહિત સુજાનસિંહે ખંડેલામાં પ્રવેશ કર્યો. યવનસેનાપતિ બહાદૂરખાંએ સ્વપ્નમાં પણ એવી કલ્પના કરી નહોતી કે કોઇ રાજપૂત મારી સામે લડવાને આવશે; તેથી જ્યારે તેણે સુજાનસિંહના આગમનના વર્તમાન સાંભળ્યા ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે સારીપેઠે જાણતો હતો કે જ્યારે રાજપૂતો એક કાર્ય કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરે છે ત્યારે તેઓ પ્રાણાંતપર્યંત તેને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે; તેથી તેણે સુજાનસિંહના બે બુદ્ધિમાન મંત્રીઓને સલાહ કરવાના ઉદ્દેશથી પોતાની પાસે બોલાવ્યા. તેઓ જ્યારે તેની છાવણીમાં આવ્યા ત્યારે તેણે તેને ઉદ્દેશીને કહ્યું કેઃ–'જો કે પાદશાહે મને સમસ્ત દેવમંદિરોનો વિધ્વંસ કરવાની આજ્ઞા આપીને મોકલ્યો છે, પરન્તુ જો તમે નિયમિત રીતે અમારી આધીનતા સ્વીકારશો અને મંદિરોના સમસ્ત સુવર્ણકલશો અમને અર્પણ કરી દેશો તો અમે સંતુષ્ટ થઈશું અને તમારાં મંદિરો તોડીશું નહિ.' આ વચનો સાંભળી રાજપૂતોએ બહાદૂરખાંને પુષ્કળ દ્રવ્ય આપવાની માગણી કરી, તેને જણા-

૧ પાપાત્મા ઔરંગઝેબના સેવકોએ તેની ઉક્ત આજ્ઞાનું પાલન કેવી સખ્ત રીતે કર્યું હતું તેનાં પ્રત્યક્ષ પ્રમાણ પ્રત્યેક નગર અને ગામનાં દેવાલયોનાં છિન્નભિન્ન ખંડિયેરો અને ખંડિત મૂર્તિઓ છે. લાહોરથી કન્યાકુમારી સુધીના પરમ-વિસ્તૃત દેશમાં એવી કોઈપણ પ્રાચીન મૂર્તિ નથી કે જેનું કોઈ પણ અંગ ઔરંગઝેબની આજ્ઞાથી ખંડિત કરવામાં આવ્યું નહિ હોય. નર્મદાના એક લઘુદ્વીપમાં ૐકારજીની મૂર્તિ છે, તેણે પોતાની પ્રબલ શક્તિ પ્રકાશિત કરી હતી. નરાધમ ઔરંગઝેબે તેને તોડતી વખત કહ્યું હતું કેઃ–" જો તું યથાર્થ દેવ હોય તો તારી શક્તિ પ્રકટ કરી મારી આજ્ઞા વ્યર્થ કર. " અને ખરેખર ! ૐકારજીના મસ્તકપર શસ્ત્રપ્રહાર થતાંજ તેમના મુખ અને નાકમાંથી રુધિરની ધારા નીકળી. આ દૃશ્ય જોઇ પાપીયવનોએ બીજી વાર તે પર કુહાડાનો ઘાવ કરવાની હિંમત ધરી નહિ. જો કે ૐકારજીએ ઔરંગઝેબને પ્રકટરીતે કોઇપણ પ્રકારનો દંડ કર્યો ન હોતો; પરંતુ તે સમયથી તેમના પ્રત્યે હિંદુમાત્રની દૃઢ ભક્તિ થઈ અને આ દેશની સમસ્ત મૂર્તિઓ કરતાં ૐકારજીની અધિક પૂજા થવા લાગી.

વ્યું કે આપ દેવમંદિરોના કલશોને હાથ લગાડશો નહિ; પરંતુ બહાદૂરખાંએ કહ્યું કેઃ—"તમારે દ્રવ્ય ઉપરાંત કલશો પણ આપવા પડશે." બહાદૂરખાંનો આવો દુરાગ્રહ જોઈ તે બેમાંનો એક રાજપૂત અત્યંત ક્રોધિત થયો અને પોતાની ધીરજ ખોઇને ગર્જના કરી બોલ્યો કેઃ—"શું તમે કલશ ઉતારશો ?" પછી તે માટીનો એક કલશ બનાવી બોલ્યોઃ—'શું તમે કલશ લેવાને તૈયાર થયા છો ? વારૂ, પ્રથમ આજ કલશને તો હસ્તસ્પર્શ કરો.' ઉક્ત રાજપૂતનાં આવાં ક્રોધપૂર્ણ વચનો સાંભળી બહાદૂરખાં પણ મનમાં રાજપૂતજાતિની સાહસિકતાને સહસ્રશઃ ધન્યવાદ આપવા લાગ્યો;પરંતુ તેણે કલશો લેવાનો દુરાગ્રહ છોડયો નહિ. અંતે ઉક્ત ઉભય રાજપૂતો તેની છાવણીમાંથી ચાલ્યા ગયા. તેઓ જતી વખત પોતાનો લડવાનો નિશ્ચય જણાવી ગયા.

અમે જે સમયની હકિકત જણાવીએ છીએ તે સમયપર્યંત ખંડેલામાં એક પણ કિલ્લો નહોતો; તોપણ જે ઉચ્ચડુંગરપર તે સ્થિત હતું તે પર ચઢવાના માર્ગના મધ્યભાગમાં એક દરવાજો હતો. સુજાનસિંહે પોતાના કેટલાક સૈનિકોને તે દરવાજાપર મૂકયા અને તેઓ સ્વયં નગરના મુખ્ય મંદિરની રક્ષા કરવાને રહ્યા. તેઓ સારીપેઠે જાણતા હતા કે મુસલમાનોની સંખ્યા અધિક છે અને તેમની સામે લડતાં અમારો પરાભવ થવાની સંપૂર્ણ સંભાવના છે; તોપણ તેઓ યથાર્થ રાજપૂતવીરની પેઠે પોતાના ધર્મની રક્ષાને માટે અટલભાવથી શત્રુઓના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા. અલ્પ સમય પછી પાપાત્મા ઔરંગઝેબની સેનાએ આગળ વધી ઉક્ત દરવાજાપર ઉભા-રહેલા રાજપૂતોપર ગોળીબાર કરવા માંડયો. રાજપૂતો પણ પ્રબળ પરાક્રમથી તેમની સામે ઝુઝયા. અંતે મુસલમાનોની સામે લડતાં લડતાં સમસ્ત રાજપૂતો નાશ પામ્યા. હવે વિજયી મુસલમાનો મંદિરની રક્ષા કરનારા રાજપૂતોપર આક્રમણ કરવાને આગળ ચાલ્યા. મુસલમાનોને પોતાની સામે આવતા જોઇ સુજાનસિંહ અને તેમના અનુચરો મંદિરમાંની પ્રતિમાને પ્રણામ કરી,હાથમાં તલવાર લઇ,રૌદ્રમૂર્તિ ધારણ કરી શત્રુઓપર તૂટી પડયા.તેઓ શત્રુઓનો ભયંકર સંહાર કરવા લાગ્યા;પરંતુ મુસલમાનોની સંખ્યા ઘણી મોટી હતી અને રાજપૂતો તો મુઠ્ઠીભર હતા.અંતે તેઓ મુસલમાનોનાં શસ્ત્રના ભોગ થવા લાગ્યા. અન્ય સર્વ રાજપૂતો મરણ પામ્યા પછી સુજાનસિંહ રણભૂમિમાં સર્વદાને માટે નિદ્રાવશ થયા.રણવિજયી મુસલમાનોએ તત્કાળ મંદિરને તોડી નાખી મૂર્તિઓને ચૂર્ણવિચૂર્ણ કરી નાખી. તેમણે જ્યાં મંદિરો હતાં ત્યાં મસ્જીદો બંધાવી અને મસ્જીદની દિવાલમાં મૂર્તિઓના ટુકડા પૂરાવી દીધા. સમસ્ત રાજસ્થાનમાં એવું એક પણ પ્રસિદ્ધ નગર નથી કે જેમાં પાપાત્મા ઔરંગઝેબે મંદિરો તોડી નાખવાને માટે સેના ન મોકલી હોય અને જેમાં મંદિરોની રક્ષા કરવાને માટે રાજપૂતોએ પોતાના પ્રાણનું બલિદાન નહિ આપ્યું હોય. યવનસેનાપતિ બહાદૂરખાંએ આ પ્રકારે ખંડેલા હસ્તગત કરી ત્યાં પોતાની એક પલટણ મૂકી. વળી રાજા બહાદૂરસિંહના હાથનીચે જે રાજકર્મચારીઓ નિયુક્ત હતા તે સર્વને વિજયી બહાદૂરખાંએ પોતાના હાથનીચે તેમનાં પ્રાચીન પદોપર નિયત કર્યા.

કાયર બહાદૂરસિંહ ખંડેલાની નિકટનાજ એક નગરમાં નિવાસ કરતા હતા. થોડા સમય પછી ત્યાંના દિવાનની સહાયથી તેમને બહાદૂરખાંની તરફથી ખંડેલારાજ્યની પેદાશનો કેટલોક ભાગ મળ્યો. તેમને ધાન્ય ઉપર મણની પાછળ એક શેર અને વાણિજ્ય ઉપર એક રૂપિયે એક પૈસો મળવા લાગ્યો. આ પ્રકારે રાજા બહાદૂરસિંહ મહાકષ્ટથી પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો. ત્યાર પછી પાદશાહે તેમને બાગ અને મહાલય પણ સમર્પણ કર્યાં. ત્યારપછી દિલ્લીમાં જ્યારે બે સૈયદ ભ્રાતાઓનો પ્રબલ પ્રતાપ વિસ્તારિત થયો હતો ત્યારે બહાદૂરસિંહે તેમને સંતુષ્ટ કરીને પોતાનું સમસ્ત રાજ્ય પ્રાપ્ત કર્યું; પરંતુ ખંડેલામાં પાદશાહની એક સેના રહેવા લાગી. આ સેનાનો સમસ્ત વ્યય રાજા બહાદૂરસિંહ આપતા હતા. રાજા બહાદૂરસિંહને ત્રણ પુત્રો હતા; ( ૧ ) કેસરીસિંહ ( ૨ ) ફત્તેસિંહ અને ( ૩ ) ઉદયસિંહ.

બહાદૂરસિંહનું મૃત્યુ થયા પછી કેસરીસિંહ પોતાના પિતાના સિંહાસનપર અભિષિક્ત થયા.તેમણે પોતાના પૂર્વજોની પેઠે પાદશાહની આધીનતાનો સ્વીકાર કરવાના ઉદ્દેશથી પોતાની સમસ્ત સેનાસહિત પાદશાહી લશ્કરની છાવણી તરફ પ્રયાણ કર્યું અને પોતાની અભિલાષા પાદશાહની આગળ વ્યક્ત કરી. બહાદૂરસિંહના પતનની સાથે રાયસાલની જ્યેષ્ઠ શાખામાંથી ઉત્પન્ન થયેલા મનોહરપુરના અધીશ્વરે

પાદશાહના દરબારમાં પોતાની સત્તા ઘણી વધારી દીધી હતી. જ્યારે કેસરીસિંહ પાદશાહની આગળ પોતાના કુલની પૂર્વકીર્તિ સંપાદન કરવાને માટે ગયા, ત્યારે મનોહરપુરપતિના હૃદયમાં ઇર્ષ્યાગ્નિ પ્રજ્વલિત થયો અને તેણે તેમના સર્વ મનોરથ વિફળ કર્યા. મનોહરપુરપતિએ કેસરીસિંહના બંધુ ફત્તેસિંહને પોતાના હાથમાં લીધો અને તેને કહ્યું કેઃ–" આપ પણ બહાદૂરસિંહના પુત્ર છો અને ખંડેલાદેશપર આપનો પણ હક્ક છે. શું આપ એકલા કેસરીસિંહને રાજ્યસુખ ભોગવવા દેશો ? મારી તો ભલામણ એ છે કે આપ કેસરીસિંહની પાસેથી રાજ્યનો અર્ધ હિસ્સો લઈ લ્યો. " મૂર્ખ ફત્તેસિંહે મનોહરપુરપતિનાં ઉકત વચનોથી ઉત્તેજિત થઇને દુરાકાંક્ષાને વશ થઈ પોતાના જ્યેષ્ઠ બંધુની સાથે ઝગડો કરવા માંડયો. ખંડેલાના દિવાનને તે ઉભય ભ્રાતાઓની વચ્ચે વિવાદાગ્નિ પ્રજ્વલિત થયેલો જોઈ એવી ચિંતા ઉત્પન્ન થઈ કે આથી તો રાજ્યનો સંપૂર્ણ નાશ થશે; તેથી તેણે રાજમાતાની પાસે જઈ તેમને સમસ્ત વૃત્તાંત નિવેદન કર્યું અને જણાવ્યું કેઃ–" આપના ઉભય પુત્રોના અને ખંડેલારાજ્યના કલ્યાણનિમિત્તે તેમને રાજ્ય સરખે ભાગે વહેંચી આપવું ઉચિત છે." રાજમાતાએ તત્કાળ આ પ્રસ્તાવપ્રત્યે પોતાની સમ્મતિ પ્રકટ કરી અને ખંડેલારાજ્ય તેમને વહેંચી આપ્યું. સમસ્ત રાજ્યના પાંચ ભાગ કરી ત્રણ ભાગ કેસરીસિંહને અને બે ભાગ ફત્તેસિંહને આપવામાં આવ્યા. આ સમયથી ઉભય ભ્રાતાઓનો પરસ્પરપ્રત્યેનો પ્રેમ સર્વથા નષ્ટ થઈ ગયો અને તેમને એકબીજાનું મુખ જોવું પણ રુચતું નહિ. રાજા કેસરીસિંહ રાજધાની ખંડેલાનો ત્યાગ કરી કવટા નામના સ્થાનમાં રહેવા લાગ્યા. કોઇ કોઇ વખત જ્યારે તેઓ ખંડેલામાં જતા ત્યારે ફત્તેહસિંહ ત્યાંથી ચાલ્યો જતો હતો. આ પ્રકારે ઉભય ભ્રાતાઓની વચ્ચે ભયંકર વિદ્વેષ ચાલતો હતો. આ સમયે મનોહરપુરપતિ શેખાવતકુલનો મુખ્યનેતા બની ગયો. રાજા કેસરીસિંહને ઉકત દિવાને ખાનગીમાં કહ્યું કે ફત્તેસિંહનો વધ કરવો જોઇએ અને મનોહરપુરપતિની પ્રબલતાનો નાશ કરવો જોઈએ. રાજા કેસરીસિંહે આ પ્રસ્તાવનો સ્વીકાર કર્યો. ચતુર દિવાનજીએ ઉભય ભ્રાતાઓની વચ્ચે મેળ કરાવવાનો ઉદ્દેશ જણાવી કવટા તરફ જવાની તૈયારી કરી. ફત્તેહસિંહને તો સ્વપ્નમાં પણ ખબર નહોતી કે મારા પ્રાણનો નાશ કરવાને માટે આ માણસ પ્રપંચજાળનો વિસ્તાર કરી રહ્યો છે, તેથી જ્યારે દિવાનની માગણી થઈ ત્યારે તે તેની સાથે કવટા તરફ જવાને ખુશીથી તૈયાર થયો. તે પોતાના બંધુની સાથે મિત્રતા કરવાને તેની પાસે ગયો તો તેણે તલવારવતી તેનું શિર ઉડાવી દીધું. વળી આ હત્યાના મૂળ કારણસ્વરૂપ દિવાનજીને પણ તેની કરણીનું ફળ તત્કાળ પ્રાપ્ત થયું. કેસરીસિંહે જે તલવાર ફત્તેસિંહની ગરદનપર મારી હતી તેજ તલવાર તેણે દિવાનજીની ગરદનપર પણ વાપરી; જેથી તે પણ શીઘ્ર આ લોકમાંથી વિદાય થઇ ગયો.

રાજા કેસરીસિંહે ભ્રાતૃવધનું મહાપાતક કરી તેની સમસ્ત સ્થાવર અને જંગમ સંપત્તિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને દિલ્હીના પાદશાહપ્રત્યે ભક્તિ પ્રદર્શિત કરી પોતાની સત્તા દૃઢ કરી લીધી. આ રીતે સમસ્ત ખંડેલારાજ્યપર પોતાનો અધિકાર સ્થાપિત કરી તેમણે રેવાસોની અજમેરના રાજકોષમાં જતી ખંડણી અને ખંડેલાની નારનોલના રાજકોષમાં જતી ખંડણી પણ બંધ કરી દીધી. આ સમયે સૈયદઅબ્દુલ્લા દિલ્હીના પાદશાહનો મુખ્ય મંત્રી હતો. તે કેસરીસિંહની આવી અરાજભક્તિ જોઈ અત્યંત ક્રોધિત થયો અને તેમને શિક્ષા કરવાને માટે તેણે ખંડેલામાં એક સેના મોકલી; પરંતુ કેસરીસિંહે આ વખતે સમસ્ત શેખાવતોને સંતુષ્ટ કરીને પોતાના હાથમાં લીધા હતા અને તેઓ આ રીતે મહાબળવાન બની ગયા હતા. સમ્રાટની સેનાના આગમનના સમાચાર સાંભળી તેમણે સમસ્ત શેખાવતસરદારોને પોતપોતાની સેના લઇને આવવાની આજ્ઞા કરી. આ આજ્ઞા સાંભળી જાતીયસ્વત્વ અને સન્માનની રક્ષા કરવાને માટે સમસ્ત રાયસાલોત એકત્રિત થવા લાગ્યા. અરે,કેસરીસિંહના ચિરશત્રુ મનોહરપુરપતિએ પણ આ પ્રસંગે તેમને સહાય કરવાને માટે પોતાના ધાવભાઇને સેના આપીને મોકલ્યો. રાજા કેસરીસિંહ આ પ્રકારે સ્વજાતીયસેનાના બળથી બળવાન બની પાદશાહની સેના સામે યુદ્ધ કરવાને ચાલ્યા. ખંડેલારાજ્યની સીમાન્તપર આવેલા દેવલી નામના સ્થાનમાં ઉભયપક્ષો વચ્ચે ભયંકર સમરાગ્નિ પ્રજ્વલિત થઇ ગયો. રાજા કેસરીસિંહની જય પ્રાપ્ત કરવાની આશા અલ્પ સમયમાં વિનષ્ટ થઇ ગઈ. માંહોમાંહેના કુસંપ અને

દુર્ભાગ્યથી તેમના સૌભાગ્યનું દ્વાર શીઘ્ર બંધ થઈ ગયું. રાજા કેસરીસિંહનો વિજય મનોહરપુરપતિનો પ્રાવબાઇ સહન કરી શકયો નહિ. તે પોતાની સેનાસહિત તેમનો પક્ષ છોડી સહસા રણભૂમિમાંથી પાછો હઠી ગયો. આ સમયે રાજા કેસરીસિહ બીજી પણ એક વિપત્તિમાં આવી પડયા. કાસલીના મહાપરાક્રમી સામંત રણમાં પડયા. તેમણે અદ્દભુત પરાક્રમ પ્રદર્શિત કરી શત્રુઓનો ભયંકર સંહાર કર્યો હતો અને તેથી કેસરીસિંહ તેમનાપર સંપૂર્ણ ભરોસો રાખતા હતા. કેસરીસિંહને મહાવિપત્તિમાં ફસાયેલા જોઇને દાંતા વા દાતાદેશનો અને લાડખાનીશાખાનો અધીશ્વર પોતાનો સ્વાર્થ સાધી લેવાને ઉધુકત થયો; કારણ કે તેના સ્વાર્થની સિદ્ધિને અર્થે આ સંધિ અતિ ઉત્તમ હતી. તે કાપુરૂષની પેઠે રણભૂમિનો ત્યાગ કરી રાજા કેસરીસિંહના તાબાના આવેલ દેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે પોતાની સેનાસહિત તે તરફ ચાલ્યો ગયો.

જે સમયે રણભૂમિમાં ચોતરફ રાજા કેસરીસિંહના નામનો જયઘોષ થઇ રહ્યો હતો, તેજ સમયે ઉક્ત વિપત્તિ તેમનાપર આવી પડી. સ્વજાતિના લોકોનું આવું દુર્વર્તન જોઇ કેસરીસિંહ વિષાદપૂર્ણ હૃદયસહિત બોલ્યા:-" અફસોસ! જો આ સમયે ફત્તેસિંહ જીવિત હોત તો આ લોકો આ પ્રકારે કદિ પણ રણભૂમિમાં પૂંઠ દર્શાવત નહિ. " જો કે ઉપરોકત ઉભય સામંતો કેસરીસિંહનો પરિત્યાગ કરીને ચાલ્યા ગયા તોપણ તેથી તે કિંચિત્ પણ વિચલિત થયા નહિ. તેમણે રાયસાલોતવીરને છાજે તેવી રીતે રણક્ષેત્રમાં પ્રબળ પરાક્રમ દર્શાવવાને દૃઢ પ્રતિજ્ઞા કરી. ઉભય પક્ષની સેના અદ્દભુત શૌર્યથી યુદ્ધ કરવા લાગી. કેસરીસિંહે પોતાના કનિષ્ઠ ભ્રાતા ઉદયસિંહને પોતાની પાસે બોલાવ્યો અને તેને પોતાનું સંરક્ષણ કરવાને માટે રણભૂમિનો પરિત્યાગ કરવાની સલાહ આપી.તેમણે તેને જણાવ્યું કે હું સ્વયં રણક્ષેત્રમાં રહીશ, કારણ કે આપણા કુલને કલંકિત કરવાની મારી ઇચ્છા નથી; પરંતુ તમે અહીંઆંથી ચાલ્યા જાઓ. જો તમે પણ રણક્ષેત્રમાં માર્યા જશો તો આપણો વંશ સર્વથા લુપ્ત થઈ જશે. રાજા કેસરીસિંહનાં આ વચનો સાંભળી ઇતર સામંતો પણ ઉદયસિંહને રણભૂમિનો ત્યાગ કરવાની સલાહ આપવા લાગ્યા. આ ઉપરાંત તેમણે કેસરીસિંહને પણ રણભૂમિનો ત્યાગ કરવાનો આગ્રહ કર્યો; પરંતુ તેઓ બોલ્યા: " નહિ, હવે જીવંત રહેવાની મારી ઇચ્છા નથી. મારા મસ્તકપર બે મહાપાપોની રેખા અંકિત થઇ છે. મેં મારા બંધુનો વધ કર્યો છે અને વિવાહપ્રસંગે બિકાનેરના ચારણકવિને કાંઈ પણ પારિતોષિક આપ્યું નહોતું તેથી તેણે મને શાપ દીધો છે. આ બે કલંકોમાં કાયરની પેઠે રણભૂમિમાંથી પલાયન કરવાનું ત્રીજું કલંક ઉમેરવું કોઈ પણ રીતે ઉચિત નથી." આટલું કહીને તેમણે પુનઃ ઉદયસિંહને રણભૂમિનો ત્યાગ કરવાનો આગ્રહ કર્યો. ત્યારે ઉદયસિંહ પોતાની ઇચ્છા નહિ હોવા છતાં પણ જ્યેષ્ઠબંધુની આજ્ઞા શિરસાવંદ્ય કરી ત્યાંથી ચાલ્યો ગયો.

ખંડેલારાજ્ય શત્રુઓના હાથમાં ન જાય અને તે દેશપર શેખાવતવંશનું રાજ્ય અચળ રહે એટલા માટે રાજા કેસરીસિંહે પ્રચલિત રીતિ અનુસાર મેદિની માતાને રુધિર, માંસ અને માટીના પિંડ અર્પણ કરવાનો સંકલ્પ કર્યો. તેમણે શીઘ્ર પોતાના શરીરમાંથી એક માંસનો ટુકડો કાપી કાઢયો; પરંતુ તેમાંથી આવશ્યક રુધિર નીકળ્યું નહિ, ત્યારે તેમણે પોતાના અંગમાંથી બીજો ટુકડો કાપીને તેમાથી નીકળેલા રુધિરવતી પોતાનો સંકલ્પ પૂર્ણ કર્યો. કવિએ મંત્રોચ્ચાર કર્યો અને વિધિઅનુસાર પિંડદાનકર્મ સમાપ્ત કર્યું. ત્યારપછી કવિએ જણાવ્યું કે મેદિની માતાએ દાન ગ્રહણ કર્યું છે. આપની પછી સાત પુરુષો ખંડેલાપર રાજ્ય કરશે.

રાજા કેસરીસિંહ આ પ્રકારે પૃથ્વીમાતાને રુધિર, માંસ અને માટીના પિંડનું દાન કરી, સંહારક મૂર્તિ ધારણ કરી, હાથમાં નગ્ન તલવાર લઈ સમરસાગરમાં કૂદી પડયો. મનોહરપુર અને દાંતાની સેનાએ વિશ્વાસઘાત કરી પૂંઠ બતાવી હતી અને કેસરીસિંહની સેનાનું બળ પણ અત્યંત ક્ષીણ થઇ ગયું હતું, તે છતાં પણ તેમણે અતુલ પરાક્રમપૂર્વક શત્રુઓની સાથે સંગ્રામ કર્યો. અંતે યવનસેનાને વિજય પ્રાપ્ત થયો અને વીરશ્રેષ્ઠ કેસરીસિંહ જન્મભૂમિને માટે રણશય્યાપર અનંત નિદ્રામાં સુતા. ઉદયસિંહ ખંડેલામાં ગયો, પરન્તુ પાદશાહની વિજયીસેનાએ ખંડેલા હસ્તગત કરી ઉદયસિંહને બંદીવાન કર્યો. ખંડેલાદેશપર પાદશાહનો અધિકાર સ્થાપિત થઈ ગયો. ઉદયસિંહ બંદીવાનતરિકે ત્રણ વર્ષપર્યંત અજમેરના કિલ્લામાં રહ્યો. ત્રણવર્ષ પછી ઉદયપુર અને કાસલીના સામંતોએ

સમ્રાટની સેનાનો વિધ્વંસ કરીને પુનઃ ખંડેલાને સ્વતંત્ર કરવાનો વિચાર કર્યો; પરંતુ એમ કરવાથી અજમેરના કિલ્લામાં કેદ રહેલા રાજા ઉદયસિંહપર વિપત્તિ આવી પડશે એવી આશંકાથી તેમણે ગુપ્તરીતે એક દૂત ઉદયસિંહની પાસે મોકલી આપ્યો અને તેની સાથે એવો સંદેશો કહેવરાવ્યો કેઃ– "અમે ખંડેલાપર પુનઃ અધિકાર સ્થાપિત કરવાનો નિશ્ચય કર્યો છે; પરંતુ આપને આ યોજનામાં અજમેરનો સૂબો ભાગીદાર નહિ સમજે એટલા માટે તેને અમારો નિશ્ચય વિદિત કરી દેશો." આ સંદેશો કહીને દૂત પાછો ફર્યો. ત્યારપછી ઉક્ત ઉભય સામંતોએ પોતાની સેનાસહિત સહસા ખંડેલાપર આક્રમણ કર્યું અને પાદશાહની સેનાને પરાસ્ત કરી તેના સેનાપતિ દેવનાથ તથા ત્રણસેં તુર્કોનો વધ કર્યો. ઉદયસિંહે આ ઘટના બન્યા પૂર્વે ઉક્ત સામંતોની યોજના અજમેરના સૂબાને જણાવી દીધી હતી, તેથી તેને તેનાપર કિંચિત્ પણ સંશય આવ્યો નહિ. જ્યારે તે સૂબાએ ખંડેલાપર ઉક્ત સામંતોએ સ્થાપિત કરેલા અધિકારની અને દેવનાથ તથા તેના હાથનીચેના સૈનિકોના વધની ખબર સાંભળી, ત્યારે તે અત્યંત શોકાકુલ થયો; પરન્તુ તેનો કાંઇ ઉપાય ચાલે એમ નહોતું. તેને ખંડેલાપર પુનઃ અધિકાર સ્થાપિન કરવાની કિંચિત્ પણ આશા રહી નહિ; તેથી તેણે ઉદયસિંહની સાથે સંધિ કરી. ઉદયસિંહે તેને જણાવ્યું કેઃ–"જો તમે મને કારાગૃહમાંથી મુક્ત કરશો તો હું પુનઃ ખંડેલાદેશ પાદશાહના હાથમાં સમર્પણ કરાવી શકીશ." ઉદયસિંહનાં આ વચનો સાંભળી અજમેરનો સૂબો બોલ્યોઃ– "હું તમને મુક્ત તો કરૂં, પરંતુ તમે તમારી પ્રતિજ્ઞાનું પાલન કરશો તેનું શું પ્રમાણ છે ?" ત્યારે યુવક ઉદયસિંહે પ્રત્યુત્તર આપ્યોઃ–"મારે બંધુ વા કોઇ કુટુંબીજન નથી.કેવલ એક વૃદ્ધ માતા છે. મારી જામીનગીરીતરિકે તેઓ આપની પાસે બંધાવાન રહેશે." ઉદયસિંહના કહેવા પ્રમાણે તેની વૃદ્ધ માતા અજમેરના કારાગૃહમાં રહી. અંતે ઉદયસિંહે પોતાની પ્રતિજ્ઞાનું પાલન એવી રીતે કર્યું કે અજમેરનો સૂબો તેની ભક્તિ અને વિશ્વાસપાત્રતા જોઇ પરમ પ્રસન્ન થયો. ઉદયસિંહે ઉક્ત સૂબાને પુષ્કળ દ્રવ્ય આપ્યું, તેથી તેણે પરમ સંતુષ્ટ થઇ તેને ખંડેલાદેશનો અધિકાર સમર્પણ કર્યો.

ઉદયસિંહ આ પ્રકારે પોતાના રાજ્યનો પુનરુદ્ધાર કરી ખંડેલાના સિંહાસનપર વિરાજમાન થયો. પછી તરતજ તે પોતાના સમસ્ત સરદારોને અને તેમની સેનાને એકત્રિત કરવા લાગ્યો. મનોહરપુરપતિના વિશ્વાસઘાતથીજ ખંડેલાનું પતન થયું હતું તેથી તેને ઉચિત દંડ આપવાને માટે તેણે શીઘ્ર પ્રચંડ સૈન્ય એકત્રિત કર્યું. મનોહરપુરપતિએ ઉદયસિંહના સૈન્યને પોતાના નગરપર આક્રમણ કરવા આવતું જોઇને પોતાના ધાવભાઇના હાથમાં સેનાનો ભાર અર્પણ કરી તેને યુદ્ધ કરવાને મોકલ્યો; પરંતુ ઉદયસિંહની સેનાનો સાક્ષાત્કાર થયાપૂર્વેજ તે જીવ લઇને પલાયન કરી ગયો. ઉક્ત વિજયી સૈન્યે શીઘ્ર સરલતાથી મનોહરપુરને ઘેરી લીધું. મનોહરપુરપતિ પોતાના નગરને શત્રુઓદ્વારા ઘેરાયલું જોઈ આ વિપત્તિ દૂર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. કાસલીના સામંત દીપસિંહ આ ઘેરામાં એક અગ્રેસર હતા. મનોહરપુરપતિએ બે દૂતોને દીપસિંહની પાસે મોકલી તેમને જણાવ્યું કેઃ–"ઉદયસિંહ મનોહરપુરપર પોતાનો અધિકાર સ્થાપિત કરીને કાસલીને પણ હસ્તગત કરશે એ નિશ્ચયપૂર્વક માનજો." દીપસિંહને આ સંદેશો મળતાં તેપર તેમનો સંપૂર્ણ વિશ્વાસ બેઠો અને બીજે દિવસે પ્રાતઃકાળમાં તેઓ રણભૂમિનો ત્યાગ કરી પોતાની સેનાસહિત પોતાના નગરમાં ચાલ્યા ગયા. ઉદયસિંહ દીપસિંહના પલાયનનો કાંઈ પણ અર્થ સમજી શક્યો નહિ. તેને મનોહરપુરપતિના ઉક્ત સંદેશાની કાંઇ ખબર નહોતી. તેણે દીપસિંહને સેનાસહિત નાસતા જોઈ શીઘ્ર તેમની પૂંઠ પકડી. મનોહરપુરપર અધિકાર સ્થાપિત કરીને તેના અધીશ્વરપર વૈર નહિ લઇ શકયાથી ઉદયસિંહ ક્રોધથી ઉન્મત્ત થઇ ગયો હતો. દીપસિંહ સારીપેઠે જાણી ગયા કે હું કોઇ પણ પ્રકારે ઉદયસિંહના આક્રમણની ગતિને રોકી શકનાર નથી, તેથી તેમણે કાસલી છોડી જયપુરના મહારાજાનો આશ્રય ગ્રહણ કર્યો. ઉદયસિંહે કાસલીપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો; પરન્તુ મનોહરપુરપતિ તેના પંજામાંથી બચી ગયો. મહાવીર જયસિંહ આ સમયે જયપુરના સિંહાસનપર વિરાજમાન હતા. તેમણે શરણાગત દીપસિંહને અભયવચન આપીને કહ્યું કેઃ–"જો તમે પ્રતિજ્ઞાપૂર્વક મારી આધીનતા સ્વીકારી મને ખંડણી આપવાને અને મારા સામંતતરિકે રહેવાને કબૂલ થાઓ તો હું ઉદયસિંહની પાસેથી કાસલી જીતીને તમને સમર્પણ કરીશ અને ઉદયસિંહને ઉચિત દંડ આપીશ." દીપસિંહે આ ધૈર્યદાયક વચનોપર વિશ્વાસ

મૂકી શીઘ્ર અંબરરાજ્યની આધીનતા સ્વીકારી નિયમાનુસાર કરારપત્રપર હસ્તાક્ષર કર્યાં અને પ્રતિવર્ષે ચાર હજાર રૂપિયાની ખંડણી આપવાનો પણ સ્વીકાર કર્યો.

આ પ્રકારે દીર્ઘકાળ પછી શેખાવતસામંતોની ઉપર જયપુરનરેશનું આધિપત્ય સ્થાપિત થવાનો પુનઃ સૂત્રપાત થયો. અમારા પાઠકોને સારી રીતે સ્મરણમાં હશે કે જે સમયે શેખાવતસામંતોની સંખ્યા અતિ અલ્પ હતી તે સમયે તેમના નેતાએ જયપુરપતિને વછેરા નજર કરવાનો અસ્વીકાર કર્યો હતો અને તેથી તે ઉભયની વચ્ચે ભયંકર યુદ્ધ ઉપસ્થિત થયું હતું. આ યુદ્ધના પરિણામમાં શેખાવતનેતા અંબરરાજ્યના પંજામાંથી સર્વ પ્રકારે મુક્ત થઇ ગયો હતો; પરન્તુ હવે પુનઃ અંબરરાજની સત્તા શેખાવતલોકોના પ્રદેશમાં સ્થાપિત થવાનો પ્રસંગ આવ્યો. કાસલીના સામંત દીપસિંહે અંબરરાજની આધીનતા સ્વીકારીને તેમને ખંડણી આપવાની કબૂલાત આપી ત્યાર પછી કેટલેક દિવસે અંબરપતિ જયસિંહ ગંગાજીમાં સ્નાન કરવાને ગયા, ત્યારે દીપસિંહને પણ પોતાની સાથે લેતા ગયા. જયસિંહે ગંગાજીમાં સ્નાન કરી બ્રાહ્મણો તથા દીનદરિદ્રીઓને દાન આપવાની અભિલાષાથી એક સેવકને પૂછ્યું:-"આજે દાન લેવાને માટે કોણ હાજર છે?" રાજાનાં આ વચનો સાંભળી કાસલીના સામંતે શીઘ્ર જયસિંહની સન્મુખ આવી અંગરખાની ચાળ પહોળી કરી કહ્યું:- "હું આપની કૃપાનો પ્રાર્થી છું." મહારાજા જયસિંહે સહાસ્ય કહ્યું:-"આ દાન લેવાનો અધિકાર તો કેવલ બ્રાહ્મણ, સંન્યાસી અને દરિદ્રીઓને છે. આપને શું જોઇએ છે?" દીપસિંહે તત્કાળ ઉત્તર આપ્યો:- "ફત્તેસિંહના પુત્રને ખંડેલાદેશના જે ભાગપર તેનો હક્ક છે તે ભાગ કૃપા કરીને અપાવો.બસ, આજ મારી પ્રાર્થના છે." મહારાજા જયસિંહે ગંગાજીના તટપર ઉભા રહીને પ્રતિજ્ઞા કરી કે,"હું આપની પ્રાર્થના પૂર્ણ કરીશ."

ઈ૦ સ૦ ૧૭૧૬માં આ ઘટના બની. આ સમયે જાટજાતિ નવીન બળ પ્રાપ્ત કરી પોતાનું મસ્તક ઉન્નત કરી રહી હતી અને અંબરના રાજા જયસિંહ દિલ્હીના પાદશાહના સેનાપતિ હતા. સમસ્ત નીચશ્રેણીના રાજાઓ તેમના તાબામાં રહેતા હતા. કરોલી, ભદાવર, શિવપુર તથા અન્યાન્ય દેશોના તૃતીય શ્રેણીના રાજાઓની સાથે ખંડેલાનો રાજા ઉદયસિંહ પણ આ સમયે પોતાની સેનાસહિત જયપુરના મહારાજાને આધીન રહેતો હતો. મહારાજા જયસિંહે જાટોના થુન નામના કિલ્લાપર ઘેરો નાખ્યો. આ સમયે ઉક્ત રાજાઓની સાથે ખંડેલાપતિ ઉદયસિંહ પણ તેમની સાથે ગયો હતો; પરંતુ ઉદયસિંહે પોતાનું કર્તવ્ય યથાર્થ રીતે બજાવ્યું નહિ તેથી જયપુરના મહારાજાએ તેને ઠપકો આપ્યો. જયસિંહ ઉદયસિંહના સ્વામી અને પાદશાહના પ્રતિનિધિ હોવાથી તેમનાપ્રતિ સન્માન દર્શાવવાની તેની ફરજ હતી; પરંતુ તે તેથી વિરુદ્ધ વર્તન કરી જયસિંહના ઠપકાથી અત્યંત ક્રોધિત થઇ ઉક્ત સ્થાન છોડી ચાલ્યો ગયો. જયસિંહ દીર્ઘકાળપર્યંત થુનના કિલ્લાને ઘેરી રહ્યા. અંતે થુનપતિ ચૂડામણે ગુપ્તરીતે પાદશાહના મંત્રી સૈયદની સાથે સંધિ કરી લીધી. આથી જયસિંહ પોતાના કાર્યમાં નિષ્ફળ થયા. તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. રાજા ઉદયસિંહને ઉક્ત સંધિના એક સાધનતરિકે ધારી જયસિંહે તેને ઉચિત દંડ આપવાનો નિશ્ચય કર્યો.

ઉદયસિંહે ખંડેલાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી ઉદયગઢ નામક એક દુર્ભેદ્ય કિલ્લો બંધાવ્યો હતો. જ્યારે તેણે જયસિંહ આક્રમણ કરનાર છે એવા સમાચાર સાંભળ્યા, ત્યારે તેણે પોતાની સેનાસહિત ઉક્ત કિલ્લામાં પ્રવેશ કર્યો અને તેમાં તે સંભાળપૂર્વક રહેવા લાગ્યો. આ તરફ જયસિંહે સેનાપતિ બાજીદખાંના હાથનીચેની સમસ્ત રાજસેના અને સામંતસેના લઇ ઉદયગઢપર ઘેરો નાખ્યો. ઉદયસિંહ ઉદયગઢમાં એક માસપર્યંત રહ્યો; પરંતુ જ્યારે તેની અન્નસામગ્રી સમાપ્ત થઇ ગઈ અને ક્ષુધાથી મરણ પામવાનો વખત આવ્યો, ત્યારે તેણે ઉક્ત કિલ્લાનો પરિત્યાગ કર્યો અને તે મારવાડમાં નારૂ નામના સ્થાનમાં ચાલ્યો ગયો. ઉદયસિંહના પુત્ર સવાઇસિંહ પોતાના પિતાને કિલ્લાનો પરિત્યાગ કરતો જોઇ વિજયી જયસિંહને તાબે થયા અને તેમણે કિલ્લાની ચાવી તેમના હાથમાં સોંપીને ક્ષમાને માટે પ્રાર્થના કરી. મહારાજા જયસિંહે પરમ આદરપૂર્વક તેમનો સત્કાર કર્યો તથા તેમને ક્ષમા કરી અને તેમને અંબરની આધીનતા સ્વીકારવાને કહ્યું. કાસલી-

ના અધીશ્વરની પેઠે સવાઇસિંહે જયપુરના મહારાજાની આધીનતા સ્વીકારી કરારપત્રપર હસ્તાક્ષર કર્યા અને પ્રતિવર્ષે એક લાખ રૂપિયા ખંડણીતરિકે આપવાનો સ્વીકાર કર્યો. પાછળથી આ-રક-મમાંથી ૧૫ હજાર રૂપિયા કમી કરવામાં આવ્યા અને ત્યાર પછી તે રકમ પણ ઓછી કરી તેમને પ્રતિવર્ષે માત્ર ૬૪ હજાર રૂપિયાજ આપવા પડતા. જ્યારે અંબરપતિનો પ્રતાપ છેક ન્યૂન થઈ ગયો અને મરાઠા તથા પઠાણોએ જયપુરના રાજ્યમાં ચોતરફ અત્યાચાર કરવા માંડયો ત્યારે અંબરપતિ ખંડેલાના રાજા પાસેથી ખંડણી લેવાને અશક્ત થઇ ગયા. વળી આ સમયે ખંડણીની રકમ પણ પૂર્વેના જેટલી નહોતી. જો કે મહારાજા જયસિંહે ઉદયસિંહના પુત્ર સવાઇસિંહને ખંડેલાના અધી-શ્વરતરિકે સ્થાપી તેમને શેખાવતશાખાના નેતા બનાવ્યા હતા; પરંતુ તેમણે ગંગાજીના તટપર કાસલીના અધીશ્વરની સન્મુખ જે પ્રતિજ્ઞા કરી હતી તેનું પાલન કરવાનો નિશ્ચય તેમણે યત્કિંચિત્ પણ શિથિલ કર્યો નહિ. ફત્તેસિંહ ખંડેલારાજ્યના બે ભાગોનો ઉપભોગ લેતા હતા તે પ્રમાણે તે ભાગો તેમના પુત્ર ધીરસિંહને પણ આપવામાં આવ્યા. સવાઇસિંહને ખંડેલાનો અધિકાર પ્રાપ્ત થયા પછી તેઓ પોતાની સેનાસહિત પોતાના અધીશ્વર જયપુરનરેશની પાસે ચાલ્યા ગયા. આ વર્તમાન સાંભળતાંની સાથેજ ઉદયસિંહે લાડખાનીરાજપૂતોની સેના એકત્રિત કરી સહસા ઉદયપુરપર આક્ર-મણ કર્યું અને તેને પોતાના અધિકારમાં લઇ લીધું. પુત્ર સવાઇસિંહે પિતા ઉદયસિંહનાં આ આચર-ણની વાત જયપુરનરેશને કહી સંભળાવી. જયપુરના મહારાજાએ શીઘ્ર સવાઇસિંહની સાથે પોતાની સેના ઉદયપુર તરફ મોકલી તેમને ઉદયસિંહને પદભ્રષ્ટ કરવાની આજ્ઞા કરી. સવાઇસિંહે પોતાના અધીશ્વરની આજ્ઞાનુસાર શીઘ્ર જયપુરની સેનાસહિત ઉદયગઢપર આક્રમણ કર્યું અને પોતાના પિતાને ત્યાંથી નસાડી મૂકયો. ઉદયસિંહ પુનઃ નારૂમાં નાસી ગયો. તેણે પોતાના જીવનનો શેષ ભાગ નારૂ-માંજ વ્યતીત કર્યો. તેના પુત્ર સવાઇસિંહ તેના ખર્ચને માટે પ્રતિદિન :પાંચ રૂપિયા આપતા હતા. તેનું મૃત્યુ થયાપૂર્વેજ તેના પુત્ર સવાઇસિંહ આ સંસારમાંથી વિદાય થઇ ગયા. સવાઇસિંહને ત્રણ પુત્રો હતાઃ (૧) વૃંદાવન (૨) શંભુસિંહ અને (૩) કુશલસિંહ તેમના જ્યેષ્ઠ કુમાર વૃંદાવન ખંડેલાના સિંહાસનપર અધિષ્ઠિત થયા. શંભુસિંહને રાનોલી અને કુશલસિંહને પીપરોલી પ્રદેશ મળ્યો.



# अध्याय २ जो

વૃંદાવનદાસ–તેમણે અંબરપતિ માધવસિંહને કરેલી સહાય–માધવસિંહનું વૃંદાવનદાસને ખંડેલાનું સંપૂર્ણ રાજ્ય આપવું–વૃંદાવનદાસની સાથે ઇંદ્રસિંહને થયેલું યુદ્ધ–વૃંદાવને પ્રજા અને બ્રાહ્મણોની પાસેથી બળપૂર્વક લીધેલા કર–તેથી બ્રાહ્મણોએ કરેલો આત્મઘાત–બ્રાહ્મણોને આપેલું ધન–ઇંદ્રસિંહને પુનઃ પોતાના પિતાના અધિકારની થયેલી પ્રાપ્તિ–ખંડેલાના ઉભય રાજાઓની વચ્ચે થયેલો ઝગડો–પુનઃ થયેલું યુદ્ધ–નજફકુલીખાંનું આક્રમણ–પાપોનો નાશ થવાને માટે વૃંદાવનદાસે બ્રાહ્મણોને આપેલું ભુમિદાન–તેમના પુત્ર ગોવિંદસિંહપર આવી પડેલી આપત્તિ–વૃંદાવનદાસે પુત્રના હાથમાં ખંડેલારાજ્યનો આપેલો અધિકાર–ગોવિંદસિંહની હત્યા–નરસિંહને પોતાના પિતાનો પ્રાપ્ત થયેલો અધિકાર–શેખાવાટીદેશપર મહારાષ્ટ્રીઓએ કરેલો અત્યાચાર–મહારાષ્ટ્રીઓએ ખંડેલારાજ્યપર આક્રમણ કરવાને કરેલો ઉદ્યોગ–સંધિનો પ્રસ્તાવ–મહારાષ્ટ્રીઓએ ખંડેલાના બે સામંતોની કરેલી હત્યા–વેર લેવાને માટે ઇંદ્રસિંહે કરેલો ઉદ્યોગ–ઇંદ્રસિંહનું મૃત્યુ–પ્રતાપસિંહ–મહારાષ્ટ્રીઓને આપેલી ખંડણી–નરસિંહ અને પ્રતાપસિંહનો ખંડેલાપર અધિકાર–સીકરના સામંતોની પ્રબલતાનો વિસ્તાર–સીકરના સામંતોનું દમન કરવાને માટે નંદરામ હલદિયાનું સેનાસહિત થયેલું આગમન–તેમની વચ્ચે થયેલી સંધિ–પ્રતાપસિંહે સમસ્ત ખંડેલાદેશપર સ્થાપિત કરેલો અધિકાર–રાવલ ઇંદ્રસિંહ–ચામુના સામંતને પદસન્માનની થયેલી પ્રાપ્તિ–નરસિંહે પુનઃ પ્રાપ્ત કરેલો પૈતૃક અધિકાર–સ્વાધીનતાની રક્ષાને માટે શેખાવાટીના સમસ્ત સામંતોનું એકત્રિત થવું–નંદરામ હલદિયાને પદચ્યુત કરવો–રાડારામ–શેખાવાટીના અધીશ્વરની સાથે અંબરરાજને થયેલી સંધિ–અંબરરાજે સંધિનો કરેલો ભંગ–નરસિંહે અંબરરાજને ખંડણી આપવાનો કરેલો અસ્વીકાર–અંબરરાજે ખંડેલારાજ્યપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર–યુક્તિથી નરસિંહને બંદીવાન કરી તેમને અંબરના કારાગૃહમાં નાખવા.

---

વૃંદાવનદાસ જે સમયે ખંડેલાના સિંહાસનપર અધિષ્ઠિત થયા તે સમયે અંબરનું સિંહાસન હસ્તગત કરવાને માટે માધવસિંહ ઇશ્વરીસિંહની સાથે યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયો હતો. વૃંદાવનદાસ પ્રથમથીજ માધવસિંહના પક્ષનું સમર્થન કરીને પોતાના સામર્થ્યાનુસાર તેને સહાય કરતા હતા. જે સમયે માધવસિંહ અંબરના સિંહાસનપર અધિષ્ઠિત થયા તે સમયે તેમણે પોતાના ઉપર ઉપકાર કરનાર વૃંદાવનદાસપર પ્રત્યુપકાર કરવાનો વિચાર કર્યો. વૃંદાવનદાસે જયપુરના મહારાજની આ ઇચ્છા જાણી તેમને પ્રાર્થના કરી કેઃ–"ખંડેલાનું રાજ્ય બે ભાગોમાં વિભક્ત છે અને તેની ઉપર બે અધીશ્વરો રાજ્ય કરે છે. આથી અમારી વચ્ચે દીર્ઘકાળથી ઝગડો ચાલે છે; માટે વૃથા રક્તપાત દૂર કરવાને માટે એકના હાથમાં સંપૂર્ણ ખંડેલાદેશ સોંપી દેવો ઉચિત છે. આમ કરવાથી પુનઃ પરસ્પરમાં કલેશ થશે નહિ." આ સમયે ખંડેલાના બીજા ભાગનો અધીશ્વર ફતેસિંહના પુત્ર ધીરસિંહનો સગીર પૌત્ર ઇંદ્રસિંહ હતો. અંબરપતિ માધવસિંહે વૃંદાવનદાસની ઇચ્છા પરિપૂર્ણ કરવાને માટે શીઘ્ર તેમને પાંચ હજાર સૈનિકો આપી ઇંદ્રસિંહને નસાડી મૂકવાની આજ્ઞા કરી. વૃંદાવનદાસ પાંચ હજાર સૈનિકોને લઇને શીઘ્ર ખંડેલામાં ગયા અને

તેમણે ઈંદ્રસિંહપર આક્રમણ કર્યું. ઈંદ્રસિંહ પ્રબળ પરાક્રમપૂર્વક કેટલાક માસપર્યંત કિલ્લામાં રહ્યો; પરંતુ અંતે મહાબળવાન શત્રુઓના કરાલગ્રાસમાંથી પોતાનું સંરક્ષણ કરવું અસંભવિત માની તેણે તે કિલ્લાનો પરિત્યાગ કર્યો અને તે પારાસોલી નામના સ્થાનમાં ચાલ્યો ગયો. વૃંદાવનદાસે ત્યાં જઇ પુનઃ ઈંદ્રસિંહપર આક્રમણ કર્યું. તે થોડા સમયપર્યંત પોતાની રક્ષા કરી શક્યો, પરંતુ અંતે તેણે તાબે થવુંજ ઉચિત ધાર્યું; પણ આ સમયે તેના સૌભાગ્યથી એક વિચિત્ર ઘટના બની, જેથી તેણે પોતાનો ઉદ્ધાર કર્યો; એટલુંજ નહિ પરંતુ પુનઃ પોતાના પિતાના રાજ્યપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો.

અંબરરાજ માધવસિંહે વૃંદાવનદાસની સાથે જે પાંચ હજાર સૈનિકો મોકલ્યા હતા, તેમનો પગાર આપવાનો ભાર વૃંદાવનદાસની ઉપરજ રાખવામાં આવ્યો હતો; પરંતુ વૃંદાવનદાસના પૂર્વજો પોતાના ખજાનાની રક્ષા સારી રીતે કરી શકયા નહોતા, તેથી તેમણે ઉકત સેનાનો પગાર આપવાને માટે અન્ય ઉપાયનું અવલંબન કરવાનો નિશ્ચય કર્યો. તેમણે સર્વ પ્રજા અને દેવાલયોના પૂજારીઓ પાસેથી જોરજુલમથી કર લેવા માંડયો. તેમણે અન્યાયપૂર્વક બ્રાહ્મણોની પાસેથી કર લીધો તેથી તેઓ અત્યંત ક્રોધિત થઇ તેમનો ધિક્કાર કરી તેમને શાપ દેવા લાગ્યા; પરંતુ વૃંદાવનદાસે તેમના શાપપ્રત્યે કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ, કારણ કે આ સમયે તો કોઇપણ પ્રકારે ધનનો સંચય કરવો એ પરજ તેમનું ધ્યાન લાગી રહ્યું હતું. બ્રાહ્મણોના શાપપર જ્યારે વૃંદાવનદાસે યત્કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ, ત્યારે તેમણે રાજસ્થાનમાં દીર્ઘકાળથી ચાલતી આવેલી પ્રણાલી અનુસાર આત્મઘાત કરી તેનું પાપ વૃંદાવનદાસપર નાખવાનો પ્રયાસ કર્યો. તેમનાં દલનાં દલ વૃંદાવનદાસની સન્મુખ જઇ પોતાનાં શરીરપર શસ્ત્રાઘાત કરી પોતાના પ્રાણનું બલિદાન આપવા લાગ્યાં. આ બ્રહ્મહત્યાઓને લીધે વૃંદાવનદાસ પોતાની જાતિમાં પતિત ગણાવા લાગ્યા. અંબરેશ્વર માધવસિંહે વૃંદાવનદાસને બ્રાહ્મણોની પાસેથી બલપૂર્વક કર લેતા જોઈ અને તેથી બ્રહ્મહત્યાઓ થતી જોઈ પોતાને પણ પરોક્ષરીતે બ્રહ્મહત્યાઓના પાપના ભાગી માની શીઘ્ર પોતાની સેનાને અંબરમાં બોલાવી મંગાવી અને દંડિત બ્રાહ્મણોને પોતાના રાજ્યમાં તેડાવી તેમને ૨૦ હજાર રૂપિયા આપ્યા. આ રીતે અન્યાયી કાર્યથી વૃંદાવનદાસ ક્ષીણબળ થઇ ગયા અને ઘોર વિપત્તિમાં આવી પડેલો ઈંદ્રસિંહ પોતાના અનુચરોને પુનઃ એકત્રિત કરી અંબરપતિની કૃપા સંપાદન કરવાને બહાર પડયો. આ સમયે માચેરીના રાવ અંબરરાજના ક્રોધમાં આવી પડયાથી ખુશાલીરામ વોહરા અંબરરાજની તરફથી સમસ્ત સેના લઇને માચેરીના રાવપર આક્રમણ કરવાને માટે જતો હતો. ઇંદ્રસિંહ આ સુસંધિ જોઇ આમંત્રણવિનાજ પોતાની સમસ્ત સેનાસહિત તે સેનામાં ભળી ગયો. માચેરીના રાવે ધાર્યું કે આ સમયે આપણું સંરક્ષણ થવું અશકય છે, તેથી તેણે શીઘ્ર જાટોના અધીશ્વરની પાસે જઇ તેનું શરણ ગ્રહણ કર્યું. આ રીતે ઈંદ્રસિંહે અંબરરાજપર ઘણીવાર ઉપકાર કર્યા ત્યારે તેઓ તેનાપર સુપ્રસન્ન થયા. ઇંદ્રસિંહે વળી તેમને ભેટતરિકે ૫૦ હજાર રૂપિયા પણ આપ્યા. હવે અંબરરાજે નિયમાનુસાર તેને સનંદ આપી, તેના પિતાનું રાજ્ય પુનઃ તેને સમર્પણ કરી દીધું.

જો કે ઈંદ્રસિંહને પોતાના સ્વામી અંબરરાજની તરફથી સનંદ મળી; પરંતુ વૃંદાવનદાસની સાથે તો પૂર્વવત્ હજી પણ તેને શત્રુતાજ ચાલતી હતી. ખંડેલાના ઉભય રાજાઓએ પોતપોતાના કિલ્લા સેનાથી બરાબર પૂર્ણ કરીને પરસ્પર લડવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. આ માંહોમાંહેના ઝગડાએ ધીમે ધીમે એવું ભયંકર સ્વરૂપ ધારણ કર્યું કે તેના જેવું અન્ય દૃષ્ટાંત ઇતિહાસમાં કવચિતજ ઉપલબ્ધ થશે. તેમણે સાંસારિક સંબંધને તિલાંજલિ આપીને એકબીજાની સામે અત્યંત ભયંકર રીતે લડવા માંડયું.

વૃંદાવનદાસની પાસે પ્રચંડ સેના હતી અને ઇંદ્રસિંહે પણ પ્રજાપ્રત્યે અસીમ પ્રેમ દર્શાવી તેનું મન જીતી લઈ પોતાનો પક્ષ પ્રબલ કરી લીધો હતો. ઇંદ્રસિંહ એક સમયે પોતાની સેના લઇને વૃંદાવનદાસના ઉદયગઢ ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે જતો હતો ત્યારે તેના પ્રતિપક્ષી વૃંદાવનદાસનો કનિષ્ઠ પુત્ર રઘુનાથસિંહ તેની સાથે મળી પોતાના જન્મદાતાની સામે યુદ્ધ

કરવાને તૈયાર થયો. વૃંદાવનદાસે ઉક્ત રઘુનાથસિંહને કુચોર નામક પ્રદેશનો અધિકાર સોંપ્યો હતો; પરંતુ તેણે પોતાના પિતાની નામરજી હોવાછતાં પણ અન્ય ત્રણ પ્રદેશો પોતાના અધિકારમાં લઇ લેવાનો વિચાર રાખ્યો હતો. આથી ઉક્ત ત્રણ પ્રદેશો હસ્તગત કરવાને માટે તે પોતાના પિતાના શત્રુની સાથે મળી ગયો હતો. વૃંદાવનદાસ ઇંદ્રસિંહનું બળ ન્યૂન કરવાને માટે પોતાની કેટલીક સેના લઇ કુચોરપર આક્રમણ કરવાને ચાલ્યા. ત્યારે રઘુનાથસિંહે ઈંદ્રસિંહનો સાથ છોડી પોતાના ભાણેજ[1] રાનોલીના સામંત પૃથ્વીસિંહને પોતાની સાથે લઇ કુચોરની રક્ષા કરવાને માટે તે તરફ કૂચ કરવા માંડી. વૃંદાવનદાસે કુચોરપર આક્રમણ કર્યું તો ખરૂં, પરંતુ રઘુનાથસિંહના માણસોએ ઉત્તમ પ્રકારે પોતાના નગરનું રક્ષણ કર્યું તેથી તેમને નિષ્ફળ થઇ પાછા ફરવું પડયું; પરંતુ તેઓ નિર્વિઘ્ને પોતાના નગરમાં જઈ શકયા નહિ. માર્ગમાં ઇંદ્રસિંહ અને રઘુનાથસિંહે તેમને ઘેરી લીધા. વળી તેમણે બહારનો કોઇ પણ મનુષ્ય ખંડેલાનગરમાં પ્રવેશ ન કરી શકે એટલા માટે તે નગરના દરવાજા બંધ કરી દીધા. આ ઉપરાંત તેમણે ઉદયગઢપર પણ આક્રમણ કર્યું. ઇંદ્રસિંહે ઉદયગઢપર આક્રમણ કરવાને માટે પોતાના નિકટના આપ્ત અને ચિરાનાના સામંત નારસિંહને મોકલ્યો હતો. નારસિંહે ઉક્ત કિલ્લો હસ્તગત કરવાને માટે પોતાનું સમસ્ત બળવિક્રમ વાપર્યું; પરંતુ વૃંદાવનદાસના જ્યેષ્ટ પુત્ર ગોવિંદસિંહે અલૌકિક પરાક્રમથી તેનું સંરક્ષણ કર્યું. કેટલાક દિવસપર્યંત પ્રતદિન ખંડેલાનગરની બહાર યુદ્ધ થતું રહ્યું. આ યુદ્ધમાં પિતા, પુત્ર, કાકા, ભત્રીજા તથા જાતિબંધુઓ સંહારકમૂર્તિ ધારણ કરીને એકબીજાની સામે લડયા. અંતે ઉભય પક્ષો અત્યંત તેજહીન થઇ ગયા; પરંતુ વૃંદાવનદાસ વિશેષ બલહીન બની ગયા. તેમણે ઇંદ્રસિંહનો પૂર્વાધિકાર તેમને આપ્યો અને આ રીતે ખંડેલાનો કુસંપ શાંત થયો.

જો કે ખંડેલામાં એકવાર શાંતિનું સામ્રાજ્ય સ્થાપિત થઈ ગયું; પરંતુ શીઘ્ર એક શત્રુએ પુનઃ અશાંતિનો અગ્નિ પ્રદીપ્ત કરી દીધો. આ સમયે લુપ્તપ્રતાપ અને હીનબલ દિલ્લીશ્વરનો સેનાપતિ નજફકુલીખાં મોગલરાજ્યની ઝાંખી પડતી જ્યોતને પુનઃ એકવાર પ્રદીપ્ત કરવાની આશાથી શેખાવાટીપર ચઢી આવ્યો. માચેરીનો વિશ્વાસઘાતી રાવ યવનસેનાપતિને સહાય કરતો હતો. વાસ્તવમાં તેજ તેને તેડી લાવ્યો હતો. તેણે પ્રત્યેક સામંત ઉપર ભીષણ અત્યાચાર કરી બલપૂર્વક દ્રવ્ય લેવા માંડયું. નવલગઢના નવલસિંહ, ખેતડીના બાઘસિંહ, બસાઉના સૂર્યમલ વગેરે સિદ્ધાનીશાખાના સામંતો તે યવનસેનાપતિએ નિયત કરેલા દંડસ્વરૂપ કેટલાક લાખ રૂપિયા આપવાને અસમર્થ થઇ પડયા; આથી નજફકુલીખાંએ તેમને બંદીવાન કર્યા. અંતે જ્યારે શેખાવાટીના દીન દરિદ્રી કૃષિકારોએ તેટલી રકમ સંગ્રહિત કરીને તે યવનસેનાપતિને આપી ત્યારે તે સરદારોને મુક્તિ પ્રાપ્ત થઇ.

ખંડેલારાજ્યમાંથી કલેશ દૂર થયા પછી ધનલોભી બ્રાહ્મણો દિનપ્રતિદિન વૃંદાવનદાસને બ્રહ્મહત્યાઓ વગેરે મહાપાતકોનો ભય દર્શાવીને તેમને તેમની નિવૃત્તિઅર્થે પ્રાયશ્ચિત્ત કરી ભૂમિ સંપત્તિનું દાન કરવાને માટે ઉત્તેજિત કરવા લાગ્યા. બ્રાહ્મણોના આગ્રહથી કંટાળી વૃંદાવનદાસ પ્રતિદિન એક એક પ્રદેશ તેમને દાનમાં આપી દેવા લાગ્યા. આ રીતે તેમને પોતાના વંશજોની સંપત્તિનો નાશ કરતા જોઈ તેમના જ્યેષ્ઠકુમાર ગોવિંદસિંહ અત્યંત શોકાકુલ થયા અને તેઓ પોતાના પિતાને તે કાર્યથી પરાવૃત્ત કર્યા વિના રહી શકયા નહિ. અંતે વૃંદાવનદાસે પોતાના પુત્ર ગોવિંદસિંહને ખંડેલા રાજ્ય સમર્પણ કરી પોતાના નિર્વાહને માટે પાંચ નગરો પોતાના અધિકારમાં રાખ્યાં.

જો કે ગોવિંદસિંહ પોતાના પિતાની જીવિતાવસ્થામાં ખંડેલાના સિંહાસનપર અભિષિક્ત થયા હતા, તોપણ દીર્ઘકાળપર્યંત તેમને રાયસાલોતોના અધીશ્વરનું પદ પ્રાપ્ત થઇ શકયું નહિ. તેઓ જે વર્ષમાં સિંહાસનપર વિરાજમાન થયા તે વર્ષમાં વર્ષાદ બરાબર નહિ આવવાથી પૂરતું ધાન્ય ઉત્પન્ન થયું નહિ અને તેથી પ્રજામાં ચોતરફ હાહાકાર વર્તી રહ્યો તથા પ્રજા મહેસુલમાંથી મુક્તિ પ્રાપ્ત કરવાને માટે પ્રાર્થના કરવા લાગી. નારોલીના માંડલિક સામંતે આ સમયે મહારાજા ગોવિંદસિંહને એવી સલાહ આપી કે આપ એકવાર રાજ્યમાં ભ્રમણ કરીને સ્વદૃષ્ટિથી કૃષિની અવસ્થા જોઇ આવો, કે જેથી પ્રજાની પાસેથી મહેસુલ લેવું કે નહિ તેનો યથાર્થ પ્રકારે નિર્ણય થઇ શકે.

[1] ઉર્દૂ તરજુમામાં ભત્રીજો છે.

બહાર નીકળવાને માટે તેમણે બ્રાહ્મણોને મુહૂર્ત પૂછ્યું, તો તેમણે પોષમાસની અમાવાસ્યાને દિવસે તેમને બહાર નીકળવાનો નિષેધ કર્યો; પરંતુ ગોવિંદસિંહે તેમનાં વચનપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ અને કૃષિની અવસ્થાનું અવલોકન કરવાને માટે તેઓ તેજ દિવસે બહાર પડયા. તેમનો એક કાંજરોલી નિવાસી સેવક હતો, તેને તેમણે કેટલીક બહુમૂલ્ય વસ્તુઓ સાચવી રાખવાને માટે આપી હતી; પરંતુ તે સેવકે પોતાની નિષ્કાળજીથી તે વસ્તુઓ ગુમાવી દીધી, તેથી ગોવિંદસિંહે તેને ઘણો ઠપકો આપ્યો. તે સેવકે પોતાના નિર્દોષપણાનાં ઘણાં પ્રમાણો આપ્યાં; પરંતુ રાજા ગોવિંદસિંહે તેનાં વચનપર કિંચિત્ પણ વિશ્વાસ રાખ્યો નહિ. પોતાના સ્વામીને આ પ્રકારે અત્યંત ક્રોધિત થયેલા જોઇ તેને ભારે દંડ મળવાની આશંકા થઈ અને તેથી તેણે રાત્રિના સમયે ગોવિંદસિંહના પ્રાણ લઇ લીધા. ગોવિંદસિંહને પાંચ પુત્રો હતાઃ-(૧) નરસિંહ, (૨) સૂર્યમલ (એમને દોદિયા દોદિયા મળ્યો હતો,) (૩) બાઘસિંહ, (૪) જવાનસિંહ અને (૫) રણજીતસિંહ. આ સર્વ પુત્રોના વંશનો વિસ્તાર થયો હતો.

પોતાના પિતાનું શોચનીય મૃત્યુ થયા પછી નરસિંહ ખંડેલાના સિંહાસનપર વિરાજમાન થયા. વારંવાર વિગ્રહ અને પ્રસંગોપાત દંડ થયા છતાં પણ શેખાવાટીના અધીશ્વરોએ પોતપોતાના પ્રદેશોનો વિસ્તાર વૃદ્ધિંગત કરી દીધો હતો અને તેમની પ્રજાની સંખ્યા પણ વધી ગઇ હતી. અતુલ બલશાલી મોગલસમ્રાટનો વંશજ હવે નામમાત્રનો પાદશાહ હતો અને શેખાવાટીના નિકટના અધીશ્વર અંબરરાજને થોડીક ખંડણી, સન્માન અને પ્રસંગોપાત સેનાની સહાય મળવાથી તેઓ અત્યંત સંતુષ્ટ થયા હતા; તેથી તેઓ શેખાવાટીના અધીશ્વરની સ્વાધીનતા ઉપર કિંચિત્ પણ હસ્તક્ષેપ કરવાનો પ્રયાસ કરતા નહોતા; પરંતુ દુર્ભાગ્યવશાત્ આ સમયે બીજા શત્રુઓએ આવીને દર્શન દીધું. આ શત્રુઓ હિંદુ હોવા છતાં મુસલમાનો કરતાં અધિક ઉત્પીડક અને વિધ્વંસ કરતા હતા. આ શત્રુઓ થોડા વખતથીજ ઉદય પામેલા મહારાષ્ટ્રીઓ હતા.

જ્યારે મહારાષ્ટ્રીઓના નેતાના તાબાના ફ્રેંચસેનાપતિ ડિબાઇનને મેડતાના યુદ્ધમાં વિજય પ્રાપ્ત થયો ત્યારે તેના હાથનીચેના મહારાષ્ટ્રીઓએ કેટલાંક દલોમાં વિભક્ત થઇને શેખાવાટીમાં લૂંટફાટ કરવા માંડી. તેઓ પ્રત્યેક દુર્બલ સામંત અને તેમના પુત્રોને બંદીવાન કરીને લઇ જવા લાગ્યા. આથી સામંતો પોતાનું સર્વસ્વ વેચી મહારાષ્ટ્રીઓને ધન આપવાનો સ્વીકાર કરતા. કેટલાક સામંતો મહારાષ્ટ્રીઓને દ્રવ્ય આપવાને અશકત હોવાથી તેમને બંદીખાનામાંજ રહેવું પડયું હતું; પરંતુ પાછળથી મહારાષ્ટ્રીઓને તેમને સંભાળવામાં વિશેષ કષ્ટ પડતું હોવાથી તેમને પણ છોડી દેવામાં આવ્યા હતા.

મહારાષ્ટ્રીઓના અત્યાચારની નિમ્નલિખિત વાતપરથી તેઓ કેવા ક્રૂર હતા તેનું અનુમાન પાઠકો સારી રીતે કરી શકશે. મેડતાનું યુદ્ધ થયા પછી મહારાષ્ટ્રીય દલે શેખાવાટીમાં જઇ સૌથી પહેલાં બીબાઇ ઉપર આક્રમણ કર્યું. ત્યાંના રહેવાસીઓ આ નરરાક્ષસોના ભયંકર પંજામાંથી બચવાનો કાંઇ પણ ઉપાય નહિ જોઇ પોતપોતાની સંપત્તિ લઇ આસપાસનાં મુખ્ય નગરોમાં નાસી જવા લાગ્યાં. કેવળ ૮૦ રાજપૂતવીરો જાતીયગૌરવની રક્ષા કરવાને માટે બીબાઇના કિલ્લામાં થોભી શત્રુઓની પ્રતીક્ષા કરવા લાગ્યા. મહારાષ્ટ્રીઓએ બલપૂર્વક તે કિલ્લાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો; પરંતુ ઉકત ૮૦ રાજપૂતોમાંથી એક પણ નાસી ગયો નહિ. તેઓ શત્રુઓની સામે લડતાં લડતાં એક પછી એક મરણશય્યાપર શયન કરવા લાગ્યા. આ રીતે તે સમસ્ત રાજપૂતોએ પોતાના પ્રાણનું બલિદાન આપ્યું. મહારાષ્ટ્રીઓ તે કિલ્લાપર પોતાનો અધિકાર સ્થાપિત કરીને ખંડેલા તરફ કૂચ કરવા લાગ્યા. તેમણે માર્ગમાં અત્યાચાર કરવામાં કાંઇપણ ત્રુટિ કરી નહિ.

તેમણે ખંડેલાથી બે કોશના અંતરપર આવેલા હોદીગાંગ નામના સ્થાનમાં જઇ ત્યાં પોતાની છાવણી નાખી. ત્યાંથી તેમણે દૂત મોકલી ખંડેલાઅધીશ્વર નરાસંહ તથા ઇંદ્રસિંહની પાસેથી વીસહજાર રૂપિયાની ખંડણી માગી. મહારાષ્ટ્રીય દૂતદ્વારા[1] આ સમાચાર સાંભળી નરાસંહ તથા

[1] મહારાષ્ટ્રીય લૂંટારાઓના નેતાના મંત્રી તથા દૂતતરીકે કેવળ બ્રાહ્મણોજ નિયુકત થતા હતા. બ્રાહ્મણો જેમ ચતુર હોય છે તેમ પ્રયોજન હોય ત્યારે અસીમ સાહસિકતા પણ પ્રદર્શિત કરે છે. દૂતતરીકે કામ કરવામાં બ્રાહ્મણો સર્વથી ચતુર હોય છે. તેઓ વિખ્યાત પાશ્ચિમાત્ય રાજનીતિજ્ઞ મકીયાવલીને પણ હઠાવે એવા હોય છે.

ઇંદ્રસિંહે તેમની સાથે પોતાના બે બુદ્ધિમાન સામંતોને મહારાષ્ટ્રીયનેતાની સાથે સંધિ કરવાને માટે મોકલી આપ્યા. આ સામંતોનાં નામ નવલસિંહ તથા દલેલસિંહ હતાં.

ઉક્ત ઉભય સામંતો પોતાની સાથે નરસિંહ તથા ઇંદ્રસિંહના બે રાજકર્મચારીઓને પણ લઈ ગયા હતા. જ્યાંસુધી ઉપરોક્ત રકમ વસુલ થાય નહિ ત્યાંસુધી તે રાજકર્મચારીઓને જામીનગીરીમાં મહારાષ્ટ્રીઓની પાસે રાખવાના હતા. ઉક્ત સામંતોએ મહારાષ્ટ્રીયનેતાની સાથે વાતચીત કરી ખંડણી તરિકે વીસહજાર રૂપિયા આપવાનો સ્વીકાર કર્યો અને જ્યારે તેઓ ઉક્ત રાજકર્મચારીઓને ત્યાંજ છોડી નગરમાં જવાને તૈયાર થયા, ત્યારે મહારાષ્ટ્રીયનેતાએ તેમને કહ્યું કેઃ—“ તમારે સ્વયં અહીંઆં રહેવું પડશે. ” આ વચનથી પોતાનું મહાઅપમાન થયેલું ગણી તેમાંના એક જણે કહ્યુંઃ “ એમ કદિ પણ બનશે નહિ, ” એમ કહી તે સામંત પોતાના નોકરની પાસેથી હુક્કો લઇ પીવા લાગ્યો. આ ઘટના જોઇ એક અસભ્ય દક્ષિણીએ ઉક્ત સામંતના હાથમાંથી બલપૂર્વક તે હુક્કો ખુંચવી લઇને ફેંકી દીધો. એ સામંત આ અપમાન સહન કરી શક્યો નહિ. તેણે તરતજ મ્યાનમાંથી તલવાર કાઢી તે દક્ષિણીનું મસ્તક છેદવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એટલામાં મહારાષ્ટ્રીયનેતાએ પિસ્તોલના બારથી તેનું મસ્તક ભેદી નાખ્યું. દલેલસિંહની સાથે જે સેવકો હતા, તેઓ આ ઘટના જોઈ અત્યંત ક્રોધિત થયા અને તેઓ પોતાના સ્વામીનું વૈર લેવાને ઉદ્યત થયા; પરંતુ મહારાષ્ટ્રીઓએ એકે એકને કાપી નાખ્યા.

ખંડેલાના એક ભાગના અધીશ્વર ઇંદ્રસિંહ મહારાષ્ટ્રીઓ સાથેની મસલતનું પરિણામ જાણવાની ઉત્કંઠાથી પોતાના કેટલાક સેવકોને લઇને તેમની છાવણી તરફ જતા હતા; પરંતુ તેમની છાવણીની નિકટ તેઓ ગયા ત્યારે તેમણે તેમના જાતિબંધુઓની હત્યાના સમાચાર સાંભળ્યા. ઇંદ્રસિંહના સેવકોએ તેમને પાછા ફરવાની સલાહ આપી;પરંતુ તેમણે પ્રત્યુત્તર આપ્યોઃ—“ નહિ, એમ કદિપણ હું કરીશ નહિ. મારા કુટુંબીજનોની હત્યા કરવામાં આવી છે,તેથી હું તેમનું વૈર લીધા વિના અપમાનિત થઇને કદિપણ ખંડેલામાં જઇશ નહિ. અહીંઆંથી અપમાનિત દશામાં પાછા ફરવા કરતાં મરણ પામવું બહેતર છે.” ઇંદ્રસિંહ આ વીરોચિત વચન ઉચ્ચારી પોતાના અશ્વપરથી ઉતરી પડયા અને તેને છોડી દીધો. તેમણે પોતાના સેવકોને પણ અશ્વપરથી ઉતરી પડવાની આજ્ઞા કરી. સર્વ જણે નગ્ન તલવાર હસ્તમાં ગ્રહણ કરી શત્રુની છાવણીમાં પ્રવેશ કર્યો અને ભયંકર વેગથી મહારાષ્ટ્રીઓની ઉપર આક્રમણ કર્યું. આ સમયે મહાબુદ્ધિમાન મહારાષ્ટ્રીઓ છાવણીમાં હતા. ઇંદ્રસિંહ પોતાના થોડા સેવકોસહિત અદ્ભુત પરાક્રમ દર્શાવી મહારાષ્ટ્રીઓનો સંહાર કરવા લાગ્યા; પરંતુ અંતે તેઓ કપાઇ મુઆ. દલેલસિંહને લીધેજ આ ઘટના બની હતી; પરંતુ દલેલસિંહ હજી અત્યંત ઘાયલ થયા છતાં પણ જીવતા હતા.

મોગલ અને પઠાણ લોકોના સમસ્ત અવગુણો ધરાવનાર જંગલી અને અસભ્ય મહારાષ્ટ્રીય લુંટારાઓએ આ પ્રકારે શેખાવાટીમાં ભયંકર અત્યાચારનો સૂત્રપાત કર્યો. માત્ર શેખાવાટીમાંજ તેમણે આવા અત્યાચાર કર્યા નહોતા; પરંતુ સતલજ નદીથી લઇને સમુદ્રપર્યંતના સમસ્ત દેશમાં આવેલાં પ્રત્યેક નગર અને પ્રત્યેક ગામમાં તેમણે આવાં પૈશાચિક કર્મો કરી પોતાની નીચતાનો પરિચય કરાવ્યો હતો.

રાવ ઇંદ્રસિંહ મહારાષ્ટ્રીઓની છાવણીમાં માર્યા ગયા ત્યાર પછી તેમના પુત્ર પ્રતાપસિંહે પોતાની માતાની સાથે ખંડેલાથી પાંચ કોશના અંતરપર પર્વતશૃંગપર આવેલા શિકરાઇ નામના અભેદ્ય કિલ્લામાં નિવાસ કર્યો. આ સમયે પ્રતાપસિંહની વય ઘણી નાની હતી અને તેઓ રાજકાર્યમાં કાંઈપણ સમજતા નહોતા. મહારાષ્ટ્રીઓના પંજામાંથી રાજ્ય અને અલ્પવયસ્ક કુમારનું રક્ષણ કરવાને રાજ્યના મુખ્ય માણસોએ સમસ્ત અનાજ તથા માલમિલ્કત વેચીને મહારાષ્ટ્રીઓની અભિલાષા પૂર્ણ કરી. ખંડેલામાંથી દ્રવ્યસંચય કરી મહારાષ્ટ્રીય લુંટારાઓએ સિદ્ધાનીશાખાના તાબાના દેશપર આક્રમણ કર્યું. તેમણે સૌથી પ્રથમ ઉદયપુરપર આક્રમણ કરી ત્યાંની સમસ્ત સંપત્તિ લુંટી લઇ તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. તેમણે અતુલ ધન પ્રાપ્ત કરવાની આશાથી સમસ્ત દિવાલો તોડી નખાવી અને તેની નીચેની જમીન ખોદી નખાવી. આ રીતે ચાર દિવસપર્યંત તેમણે અત્યાચાર-

નો સતત સ્રોત વહેવરાવ્યો. આ રીતે ઉદયપુરનો સંપૂર્ણ વિધ્વંસ કરી તેમણે ઉત્તર તરફ સિંહાના, ઝુંઝુનુ તથા ખેતડી વગેરે શહેરો લૂંટવાને પ્રયાણ કર્યું.

મહારાષ્ટ્રીયલૂંટારાઓના ગયા પછી પ્રતાપસિંહ અને નરસિંહ ખંડેલામાં આવી રાજ્ય કરવા લાગ્યા; પરંતુ હજી તેઓ ખંડેલામાં આવીને સ્વસ્થ રીતે બેઠા પણ નહોતા એવામાં તેમના અધીશ્વર અંબરરાજે તેમની પાસે ખંડણીની માગણી કરી.પ્રતાપસિંહે પોતાના રાજ્યમાં જેટલું અન્ન ઉત્પન્ન થયું હતું તેનો ચતુર્થાંશ આપી અંબરપતિને સંતુષ્ટ કર્યાં; પરંતુ નરસિંહે પોતાના પૂર્વજોની પેઠે ઉદ્ધતાઇ કરી અંબરપતિને એક પાઇ પણ પરખાવી નહિ. તેમણે અંબરેશ્વરને જણાવ્યું કેઃ–" જો આવી રીતે અમે ખંડણી આપીએ તો પછી સાધારણ જમીનદારમાં અને અમારામાં ભેદ શો ? "

આ સમયે શેખાવતકુલની એક સાધારણ શાખાના સામંતે અલૌકિક પરાક્રમ અને બાહુબળ દર્શાવી પોતાનું મસ્તક ઉન્નત કર્યું. આ સામંતનું નામ દેવીસિંહ હતું.તે કાસલીના રાવ તિરમલ્લનો વંશજ હતો અને તેના તાબામાં સીકર પ્રદેશ હતો. દેવીસિંહ ખંડેલારાજના તાબાનો સામંત હતો, તે છતાં પણ તેણે પોતાના બાહુબળથી ધીમે ધીમે લોહાગઢ, ખોહ વગેરે પચ્ચીસ નગરો અને કિલ્લાઓપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. જે સમયે તેના અધીશ્વર નરસિંહ અંબરપતિની ઈતરાજીમાં આવી પડયા ત્યારે તેણે આ સુસંધિનો લાભ લઇ રેવાસોપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાનો ઉદ્યોગ કર્યો; પરંતુ એવામાં તેનો દેહાંત થયાથી તેનો મનોરથ અપૂર્ણ રહી ગયો. દેવીસિંહને પુત્ર નહોતો તેથી તેણે પોતાના મૃત્યુપૂર્વે સાહપુરાના સામંતના પુત્ર લક્ષ્મણસિંહને દત્તકસ્વરૂપે ગ્રહણ કરી તેને પોતાનો ઉત્તરાધિકારી બનાવ્યો હતો. દેવીસિંહે દુર્બલ સામંતોપર અત્યાચાર કરી અનેક ગામો તથા નગરો પોતાના અધિકારમાં લઈ લીધાં હતાં, તેથી અંબરનરેશ તેનાપર અત્યંત ક્રોધિત થયા હતા અને તેમણે પોતાના મંત્રી દોલતરામના ભ્રાતા નંદરામને તેના રાજ્યપર આક્રમણ કરી ખંડણી લઇ આવવાની આજ્ઞા કરી હતી. મહારાજાની આજ્ઞાનુસાર નંદરામ હલદિયાએ લક્ષ્મણસિંહપર આક્રમણ કર્યું. સીકરપતિ દેવીસિંહે જે જે સામંતોનો દેશ બલપૂર્વક છીનવી લીધો હતો, તે તે સર્વ આ ઘટના વિદિત થતાંની સાથેજ પોતપોતાની સેનાસહિત આવી નંદરામ હલદિયાની સેનામાં ભળી ગયા. ખંડેલાના અધીશ્વર પણ તેની સાથે મળી ગયા. તિરમલ્લના વંશની અન્યાન્ય શાખાના સામંતો અર્થાત્ કાસલી, વિલારા વગેરેના સામંતો પણ નંદરામની સેનામાં ઉમેરાયા. સિદ્ધાનીશાખાના લોકો કે જેઓ રાયસાલોતના કામમાં કદિપણ હસ્તક્ષેપ કરતા નહોતા તેઓ પણ આ સમયે પોતપોતાની સેનાસહિત જયપુરના સેનાપતિની સાથે ભળી ગયા. સીકરપતિ દેવીસિંહે આ રીતે સર્વ સામંતોને પોતાના શત્રુ બનાવ્યા હતા, તે ઉપરથા ઉઅનુમાન કરી શકાય છે કે તે કાંઈ સાધારણ પુરુષ નહોતો. તે ચતુર રાજનીતિજ્ઞ અને પ્રપંચનો વિસ્તાર કરવામાં પારંગત હતો. તેણે સૌથી પહેલાં અંબરરાજની સભાના સભાસદોની સાથે મૈત્રી સ્થાપન કરી હતી; કારણ કે તે સારીપેઠે જાણતો હતો કે રાજસભાના સભાસદોની સાથે મિત્રતા રાખવાથી મેં જે દેશોપર અધિકાર સ્થાપિત કરી દીધો છે, તે દેશો સદા હું મારા અધિકારમાં રાખી શકીશ. તેણે ખાસકરીને રાજમંત્રીની સાથે ગાઢી મિત્રતા કરી હતી અને આ સમયે તે મિત્રતાનો લાભ તેને મળ્યો. આ સમયે એક ચંદાવતસામંત, સીકરના દિવાન અને ધાવભાઇએ લક્ષ્મણસિંહના પ્રતિનિધિસ્વરૂપે નંદરામની નિકટ જઇને તેને પ્રાર્થના કરી કેઃ–"દેવીસિંહના બાલપુત્રને ક્રોધિત થયેલા શેખાવતોના હાથમાં સોંપશો નહિ." નંદરામે પ્રત્યુત્તર આપ્યો કેઃ–" આ પ્રસંગે તમારી ઇચ્છા પરિપૂર્ણ થવાનો માત્ર એક માર્ગ મને જણાય છે, એથી આપ સરલતાથી લક્ષ્મણસિંહનું રક્ષણ પણ કરી શકશો અને હું પણ રાજાની આજ્ઞાનું પાલન કરવાને સમર્થ થઇશ. આપ પુષ્કળ સૈનિકો એકત્રિત કરીને સીકરની રક્ષા કરવાને પ્રવૃત્ત થાઓ; જેથી રાજાનો આ પ્રયત્ન નિષ્ફળ થશે અને હું આપની સાથે મળી ગયો છું એ વાત પણ કોઇ જાણી શકશે નહિ." દેવીસિંહ ફત્તેપુરના તાબાનો ઘણો પ્રદેશ લૂંટીને પુષ્કળ દ્રવ્ય લઇ ગયા હતા તેથી લક્ષ્મણસિંહના પક્ષનાં માણસોએ વિપુલ દ્રવ્ય ખર્ચીને અલ્પ સમયમાં દશ હજાર સૈનિકો એકત્રિત કર્યા અને તેઓ સીકરની રક્ષા કરવાને ઉદ્યુકત થયા. આ તરફ

નંદરામ ગુપ્ત મસલત અનુસાર સીકરને ઘેરી લઈ માત્ર યુદ્ધ કરવાનો ઢોંગ કરવા લાગ્યો. વાસ્તવમાં તેણે યથાર્થ રીતે યુદ્ધ કર્યું નહિ. કેટલાક દિવસપર્યંત આ પ્રકારે કૃત્રિમ યુદ્ધ કરી નંદરામે જયપુરમાં પોતાના ભ્રાતા પર એવા આશયનો પત્ર લખ્યો કેઃ—"સીકરપર અધિકાર સ્થાપિત કરવાનું કામ કોઇ પણ પ્રકારે સુગમ નથી. વળી સીકરપતિ લક્ષ્મણસિંહ આધીનતા સ્વીકારી દંડસ્વરૂપે બે લક્ષ રૂપિયા આપવાને સમ્મત થયા છે. મારો અભિપ્રાય એવો છે કે આ રકમ લઇ સીકરનો ઘેરો ઉઠાવી લેવો જોઇએ." નંદરામે ઉકત પત્રના પ્રત્યુત્તરની પણ પ્રતીક્ષા ન કરી. લક્ષ્મણસિંહની પાસેથી દંડસ્વરૂપે બે લક્ષ રૂપિયા અને લાંચના એક લક્ષ રૂપિયા લઇ તેણે સીકરનો ઘેરો ઉઠાવી લીધો. આ પ્રકારે સીકરપતિ લક્ષ્મણસિંહ નિર્વિઘ્નતાથી પોતાના તાબાના પ્રદેશોનો ઉપભોગ લેવા લાગ્યો. ખાસ કરીને આ પ્રસંગે ખંડેલાના ઉભય અધીશ્વર નરસિંહ તથા પ્રતાપસિંહની વચ્ચે કલહ ઉપસ્થિત થયાથી નંદરામનો સ્વાર્થ સરલતાથી સિદ્ધ થયો.

ખંડેલાના અધીશ્વર નરસિંહ અંબરરાજની આજ્ઞાનુસાર ખંડણી આપવાને પ્રથમથીજ અસમ્મત હોવાથી તેઓ તેમની ખફાદૃષ્ટિમાં આવી પડયા હતા. આ સંધિનો લાભ લઇ ખંડેલાનો બીજો અધીશ્વર પ્રતાપસિંહ નરસિંહને ચિરકાલને માટે પદભ્રષ્ટ કરી ખંડેલાપ્રદેશપર પોતાનો સંપૂર્ણ અધિકાર સ્થાપન કરવાને માટે પોતાની શક્તિઅનુસાર ચેષ્ટા કરવા લાગ્યો. તેણે જયપુરના સેનાપતિ નંદરામની આગળ એવો પ્રસ્તાવ કર્યો કેઃ—"ખંડેલાની સર્વ ખંડણી હું એકલો આપીશ, માટે તમે એનો સંપૂર્ણ અધિકાર મને સોંપો. જ્યારે મહારાજા મને આજ્ઞા ફરમાવશે ત્યારે હું સેનાસહિત તેમની સેવા કરવાને તત્પર થઇશ. વળી મારો અભિષેક કરવામાં આવશે ત્યારે હું પુષ્કળ દ્રવ્ય મહારાજાને નજરાણાતરિકે આપીશ." નંદરામે તત્કાળ પ્રતાપસિંહના આ પ્રસ્તાવનો સ્વીકાર કર્યો.

નંદરામની છાવણીમાં નાથાવતશાખાનો નેતા અને સામોતનો સામંત રાવલ ઇંદ્રસિંહ હતો. તેણે નરસિંહના સર્વસ્વનો નાશ થતો જોઇને તેમને છાવણીમાં બોલાવ્યા અને તેણે તેમને જણાવ્યું કેઃ— "આપના પ્રતિસ્પર્ધી પ્રતાપસિંહને સમસ્ત ખંડેલાદેશનો અધિકાર સોંપવાને માટે સનંદ તૈયાર કરવામાં આવી છે. આપને શીઘ્ર પદભ્રષ્ટ કરવામાં આવશે; માટે જો આપ હજી પણ અંબરરાજની આજ્ઞાનું પાલન કરવાને સંમત થાઓ તો હું આપના અધિકારનું સંરક્ષણ કરવાને યત્ન કરીશ;" પરંતુ નરસિંહ કોઇપણ પ્રકારે અંબરરાજને ખંડણી આપવાને કબૂલ થયા નહિ, તેથી ઈંદ્રસિંહે તેમને શીઘ્ર પોતાના પ્રાણની રક્ષાને માટે છાવણી છોડીને તથા ખંડેલાનો ત્યાગ કરીને નાસી જવાની સલાહ આપી. તેણે નિવેદન કર્યું કેઃ—"જો આપ અહીંઆં રહેશો તો મેં આપના પક્ષનું સમર્થન કરવાને માટે જે પ્રયત્ન કર્યો છે, તે પ્રકટ થઇ જશે અને તેથી મારાપર પણ વિપત્તિ આવી પડશે. જો આપ ખંડણી આપવાને સંમત થયા હોત તો કાંઇપણ વિપત્તિની સંભાવના નહોતી." તે દિવસે રાત્રિને સમયે ઇંદ્રસિંહે પોતાના ૬૦ અનુચરોસહિત અત્યંત ગુપ્તરીતે નરસિંહને ગોવિંદગઢમાં મોકલી દીધા. નરસિંહે બીજે દિવસે પ્રભાત થતાંજ પોતાના કિલ્લા ગોવિંદગઢમાં નિર્વિઘ્નતાથી પ્રવેશ કર્યો; પરંતુ ઈંદ્રસિંહને જે ભય હતો તે ખરો પડયો. તેણે ગ્રહણ કરેલી સાવચેતી નિષ્ફળ થઇ. તેણે નરસિંહને છાવણીમાંથી ગોવિંદગઢ મોકલી દીધા તેથી નંદરામ તેનાપર કૂપિત થયો અને તેણે તેને રાજક્રોધનો ભય દર્શાવ્યો; પરંતુ તેજસ્વી વીર ઇંદ્રસિંહે જણાવ્યું કેઃ—"મેં રાજપૂતોચિત કાર્ય કર્યું છે અને તેનું ફળ ભોગવવાને માટે હું તૈયાર છું. તેનો મને કિંચિત્ પણ ભય નથી." આથી ઇંદ્રસિંહપ્રત્યે અંબરપતિ અત્યંત ક્રોધિત થયા.

નાથાવતશાખાના સામંતોમાં સામોત અને ચૌમૂના સામંતો મુખ્ય હતા. તેમાં પ્રથમ શાખાના સામોતના સામંત અધિક સન્માનિત હતા. તેમને રાવલની ઉપાધિ પ્રાપ્ત થઇ હતી અને તેઓ નીચી પંક્તિના અગણિત સામંતોની ઉપર સત્તા ચલાવતાં હતા; પરંતુ ચૌમૂના સામંત દીર્ઘકાળથી સામોતના સામંતના ઉકત પદ, સન્માન અને સત્તાની ઇર્ષ્યા કરતા હતા અને તેવે પોતે પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતા હતા; તેથી ઉભય સામંતકુળોની વચ્ચે અનેકવાર ઝગડાબખેડા થતા અને રક્તપાત પણ થતો હતો. જ્યારે ઉપરોક્ત પ્રકારે સામોતના સામંત ઇંદ્રસિંહ અંબરરાજની કોપદૃષ્ટિમાં આવી પડ્યા, ત્યારે તે અનુકૂળ સંધિનો લાભ લઇ ચૌમૂના સામંત શીઘ્ર જયપુરની રાજસભામાં આવ્યા અને નાથાવતશાખાના

સર્વશ્રેષ્ઠ સામંતનું પદ તથા ઉપાધિ પ્રાપ્ત કરવાને અર્થે અંબરના મહારાજને પુષ્કળ રૂપિયા નજર કરવાને તૈયાર થયા. જયપુરના મહારાજ ચૌમૂના સામંતની ઉક્ત પ્રાર્થનાથી શીઘ્ર તેમની અભિલાષા પૂર્ણ કરવાને સંમત થયા. આ સમયે પણ સામોતનો સામંત ઈંદ્રસિંહ નંદરામની સમીપજ નિવાસ કરતો હતો. ઇંદ્રસિંહને શીઘ્ર અંબરરાજની તરફથી એવા આશયની આજ્ઞા થઇ કે, 'તમે જે અપરાધ કર્યો છે તેના દંડસ્વરૂપે અમે તમારો દેશ અમારા અધિકારમાં લઇ લીધો છે; માટે તમે સત્વર સામોતથી દૂર થઇ જાઓ.' સામોતના સામંત ઇંદ્રસિંહે રાજાની ઉક્ત આજ્ઞા પ્રાપ્ત થતાં તેનું પાલન કરવામાં કિંચિન્માત્ર પણ આનાકાની કરી નહિ; પરંતુ યથાર્થ રાજભક્તની પેઠે આજ્ઞાપત્રિકા મસ્તકપર ધારણ કરી શીઘ્ર સામોત તરફ ગમન કર્યું. ત્યાં તેની જે કાંઈ ધનસંપત્તિ હતી તે સર્વને લઇ તે પોતાના કુટુંબસહિત ચિરકાલને માટે સામોતનો ત્યાગ કરી નિરાશ્રિત અવસ્થામાં મારવાડના રાજ્યને આશ્રયે ચાલ્યો ગયો. અલ્પ અવધિ પછી સામોતના તેજ અધીશ્વરની સ્ત્રીને અંબરરાજની તરફથી પીપલી નામના ગામનો અધિકાર પ્રાપ્ત થયો. ઇંદ્રસિંહ વૃદ્ધાવસ્થામાં પોતાના મૃત્યુને અત્યંત નિકટ આવેલું જોઇ અંતે પોતાની જન્મભૂમિમાં અને સ્વજાતિમાં પ્રાણત્યાગ કરવાને માટે તે ગામમાં ચાલ્યો ગયો. ઈંદ્રસિંહની આવી રાજભક્તિપરથી પ્રતીત થાય છે કે તે પરમ પ્રશંસનીય પુરુષ હતો. ઇંદ્રસિંહ સ્વભાવથીજ અસીમ સાહસિક અને વીરપુરુષ હતો. જો તે ધારત તો અવશ્ય પુષ્કળ સેના એકત્રિત કરીને અંબરરાજના ઉક્ત અન્યાયમૂલક આચરણની વિરુદ્ધ ખડા થઇ પોતાના પિતાની ભૂમિની રક્ષા કરી શકત; પરંતુ તેણે કેવળ રાજભક્તિને લીધેજ સ્વાર્થત્યાગ કર્યો હતો.

હવે આપણે ખંડેલાતરફ દષ્ટિપાત કરીશું. ખંડેલાપતિ નરસિંહ અંબરપતિની ખફાદષ્ટિમાં આવી પડયા હતા. અંબરના સેનાપતિ નંદરામ હલદિયાએ જ્યારે ખંડેલાના સમસ્ત પ્રદેશના અધિકારની સનંદ પ્રતાપસિંહને અર્પણ કરી, ત્યારે તે પરમ પ્રસન્ન થઈ પોતાની સેનાસહિત ખંડેલામાં આવ્યો. તેણે ખંડેલાપર અધિકાર સ્થાપિત કરી સૌથી પહેલાં નરસિંહે નગરની રક્ષા અર્થે જે દુર્ગસ્વરૂપ તોરણ બંધાવ્યું હતું અને જેની ઉપરથી તેમણે પ્રતાપના પિતાની ઉપર ગોળાની વૃષ્ટિ કરી હતી, તે તોરણ તોડી નાખીને ભૂમિભેગું કરવાની આજ્ઞા કરી. આ તોરણની ઉપર ગણેશની એક મૂર્તિ હતી. ગણેશદેવતા સિદ્ધિદાતા અને સર્વ કલાના વિધાતાતરિકે પૂજાય છે. દુર્ભાગ્યવશ તોરણ તૂટતાંની સાથે તે ગણપતિની મૂર્તિ પણ તૂટીફૂટીને ચૂર્ણ થઈ ગઇ; તે છતાં પણ પ્રતાપસિંહ તે તોરણને ભૂમિભેગું કરી, ખંડેલાના શાસનનો બંદોબસ્ત કરી રેવાસોપર અધિકાર સ્થાપિત કરવાને માટે ગયો. પોતાના બાહુબળથી રેવાસો જીતી પ્રતાપસિંહે નંદરામ હલદિયાના અધિકારનીચેની કેટલીક સેના લઇ જે ગોવિંદગઢ નામના કિલ્લામાં નરસિંહ રહેતા હતા તેપર આક્રમણ કર્યું. તેણે ગોવિંદગઢથી બે કોશ અને રાનોલીથી ચાર કોશના અંતરપર આવેલા ગોરા નામના સ્થાનપર છાવણી નાખી. રાનોલીના જે સામંતો અદ્યાપિ પોતાના અધીશ્વર હતભાગી નરસિંહના પક્ષમાં રહ્યા હતા, તેમણે પોતાનો દૂત હલદિયાની પાસે મોકલીને તેને કહેવરાવ્યું કેઃ–"અંબરરાજને જે કર નરસિંહની પાસેથી મળે છે તે સર્વ અમે આપવાને તૈયાર છીએ અને જો આપ નરસિંહને તેનો પૂર્વાધિકાર અર્પણ કરશો તો આપને યથેષ્ટ પુરસ્કાર આપવામાં આવશે." આ પ્રસ્તાવથી નંદરામે પુષ્કળ ધન પ્રાપ્ત થવાની આશાથી પુનઃ પ્રપંચજાળનો વિસ્તાર કર્યો. તેણે થોડી સેનાસહિત ખંડેલામાં જઇ ઉક્ત સામંતોને કહેવરાવી મોકલ્યું કેઃ–"ગોવિંદગઢથી નરસિંહની સેના પાસે રાત્રિના સમયે અમારાપર આક્રમણ કરાવજો. આક્રમણ થતાં અમે સેનાસહિત પરાસ્ત થઇને શીઘ્ર ત્યાંથી નાસી જઇશું. આમ કરવાથી પ્રતાપસિંહ કાંઈ જાણી શકશે નહિ અને આપણું કાર્ય સિદ્ધ થઇ જશે." નંદરામનો ઉક્ત ગુપ્ત સંદેશો સાંભળી નરસિંહના સૂર્યમલ અને બાધસિંહ નામના બે ભ્રાતાઓ ગોવિંદગઢથી દોઢસો સશસ્ત્ર સૈનિકો લઈ રાત્રિના સમયે બહાર પડયા અને તેમણે હલદિયાની સેનાપર કૃત્રિમ આક્રમણ કર્યું, જેથી તે પરાસ્ત થઇ તત્કાળ નાસી ગઇ અને તે શુભપ્રસંગે ઉક્ત વિજયી સેનાએ ખંડેલાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. આ ઘટનાથી પ્રતાપસિંહ અત્યંત ક્રોધિત થયો અને તેણે નરસિંહનો અધિકાર વ્યર્થ કરવાને માટે એક પ્રવેશદ્વારપર પુષ્કળ સૈનિકો મૂકવાની આજ્ઞા કરી; પરંતુ નરસિંહની સેનાએ

પ્રથમથીજ તે સ્થાનપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો; તેથી પ્રતાપસિંહની તે કામના પણ નિષ્ફળ થઇ. નરસિંહના પક્ષની સેનાનાં દલનાં દલ આવીને ખંડેલામાં પ્રવેશ કરવા લાગ્યાં. પ્રતાપસિંહે બીજો કોઇ ઉપાય નહિ જોઇ પોતાના શત્રુઓને પાણીનો ત્રાસ આપવાને માટે કૂવાઓ પૂરી દેવાની આજ્ઞા કરી. આથી નરસિંહની સેનાને પ્રતાપસિંહની સેનાની સાથે એક પ્રબલ યુદ્ધ થયું અને ઉભયપક્ષોના ઘણા માણસો ઘાયલ થયા. અંતે નંદરામ હલદિયાએ ઉભયપક્ષમાં અંબર-રાજની પંચરંગી પતાકા ફરકાવીને યુદ્ધ અટકાવ્યું અને નંદરામના પ્રસ્તાવથી અંતે ઉભય-પક્ષોની વચ્ચે સંધિ નિયત થઈ. આ સંધિઅનુસાર પ્રતાપસિંહનો રેવાસોદેશપર અધિકાર થયો અને નરસિંહને ખંડેલારાજ્યનો સમસ્ત પૈતૃકઅધિકાર પ્રાપ્ત થયો.

જો કે ઉક્ત સંધિઅનુસાર ખંડેલાપ્રદેશમાં શાંતિ સ્થાપિત થઇ ગઇ; પરંતુ એ ઉભય કુલોની વચ્ચેનો ઝગડો સર્વથૈવ શાંત થયો નહિ. કોઇ કોઇ વખતે તેઓ એકબીજાપર આક્રમણ કરવા લાગ્યા. ગંગોર નામના પર્વોત્સવપ્રસંગે એકવાર મોટો ઝગડો થયો. અંતે એક બીજી મહત્ત્વની ઘટના બન્યાથી શેખાવાટીના સમસ્ત સામંતો એકત્રિત થયા. રાનોલીના સામંતે પ્રતાપસિંહના તાબાના એક સરદારને બંદીવાન કર્યો તેથી શીઘ્ર સમસ્ત શેખાવતો ચમકી ઉઠયા. અંતે સકલ સામંતોએ એકમતથી પોતાના સ્વામી અંબરરાજને મધ્યસ્થ બનાવ્યા. અંબરપતિએ આ ઝગડાની તપાસ કરી અપરાધી મનુષ્યોને દંડ દીધો એટલે સમસ્ત ઉપદ્રવો દૂર થઇ ગયા.

શેખાવાટીના ઉત્તર તરફના સિદ્ધાનીનામની શાખાના સામંતો અને રાયસાલોતોની વચ્ચે ઉક્ત પ્રકારે અવિશ્રાંત વિવાદ ચાલ્યો, તેથી અનિષ્ટકારક પરિણામ આવ્યું અને તેજ કારણથી શેખાવાટી દેશપર અંબરરાજના અધિકારનો વિસ્તાર ક્રમશઃ વધતો ગયો. અંબરપતિના કરસંગ્રાહક નંદરામ હલદિયાને છલ, બલ, ચતુરાઇ અને પ્રપંચથી અનેક પ્રદેશો હસ્તગત કરી પોતાની સ્વાધીનતાપર હસ્તક્ષેપ કરતો જોઇ શેખાવતસરદારો અત્યંત અપ્રસન્ન થયા. આ સમયની પૂર્વે ઉક્ત સામંતો અથવા નાના નાના દેશના રાજાઓ જયપુરપતિની સંપૂર્ણ આધીનતામાં હોવા છતાં પણ તેમને કોઇ પણ પ્રકારનો કર આપતા નહોતા. માત્ર જ્યારે કોઇ સામંત મરણ પામે ત્યારે તેનો ઉત્તરાધિકારી પોતાના અભિષેકપ્રસંગે અંબરરાજને પોતાના વર્ગનો સૌથી અધિક સામર્થ્યવાન પુરુષ સમજીને તેને કેટલાક રૂપિયા ભેટમાં આપતો હતો; પરંતુ હવે અંબરરાજની સેના વારંવાર સરહદપર દોડધામ કરતી હતી, તેથી સિદ્ધાનીઓએ પોતાના હિતની રક્ષા કરવી આવશ્યક ધારી. નંદરામ હલદિયાએ નવલગઢના સામંતોના તાબાના તુઇનગરને ઘેરી લીધું અને રાનોલીદેશપર પ્રતાપસિંહનો અધિકાર સ્થાપિત કરવાને માટે તેપર આક્રમણ કરી તેને પણ પાયમાલ કરી નાખ્યો. આથી સમસ્ત સિદ્ધાની સામંતો મહાક્રોધિત થઇ ઉઠયા. જો કે તે લોકો દીર્ઘકાળથી રાયસાલોતોની સાથે વિગ્રહ કરી તેમના દુશ્મન બની બેઠા હતા; તે છતાં પણ હવે તે ઉભય પક્ષે વિચાર્યું કે આ સમયે એકબીજા-થી અલગ રહેવું અશક્ય છે, તેથી તેઓ શેખાવતશાખાના માંહોમાંહેના ઝગડા સર્વથા નિવૃત્ત કરી દઇ સર્વ એકમત અને એકસંપ થઇ જાતીય સ્વાધીનતા અને ચિરઅધિકારની રક્ષાને અર્થે આગ્રહપૂર્વક તૈયાર થયા. પૂર્વે જે ઉદયપુર નામના સ્થાનમાં સમસ્ત શેખાવતસામંતો કોઇ જાતીય પ્રશ્નની મીમાંસા કરવાને વા પોતાના હિતની રક્ષા કરવાને માટે એકત્રિત થતા હતા, તેજ ઉદયપુ-રમાં આ સમયે તેઓએ સમસ્ત શેખાવતનેતાઓ તથા સામંતોને એકત્રિત થવાની સૂચના આપી દીધી. કોઇના મનમાં કોઇ પણ પ્રકારનો સંદેહ ઉપસ્થિત ન થાય અને કોઈ પણ માણસ પ્રપંચ ન રચી શકે, તથા ઉક્ત જાતીયસમિતિમાં કોઇ કોઇપણ પ્રકારનું અનિષ્ટ કરી શકે નહિ વા પૂર્વઝગડાનું સ્મરણ કરીને વેર લઇ શકે નહિ, તેટલા માટે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો કે સર્વ માણસોએ જાતીય પ્રાચીન 'લૂનધાવ'ની ક્રિયા કરવી અર્થાત્ મીઠામાં હાથ નાખી પરસ્પર સદ્ભાવ રાખવાને માટે સોગંદ લેવા.

શીઘ્ર સર્વ સિદ્ધાનીસામંતો પોતાના અનુચરોસહિત નિયત કરેલા સમયે ઉક્ત ઉદયપુર સ્થાનપર આવી પહોંચ્યા. કેવલ ખંડેલાના અધીશ્વર પ્રતાપસિંહ અને નરસિંહ સિવાય સમસ્ત

રાયસાલોત સામંતો પણ તે જાતીયમહાસમિતિમાં આવી પહોંચ્યા. નરસિંહ અને પ્રતાપસિંહની વચ્ચે ઝગડો સદાથી ચાલ્યો આવતો હતો, તેથી તેમને પરસ્પર અધિક અવિશ્વાસ ઉત્પન્ન થયો હતો, તેથી તેઓ કોઇ પણ પ્રકારે ઉક્ત સમિતિમાં સામિલ થવાનું સાહસ કરી શક્યા નહિ. યથોચિત સમયે ઉક્ત જાતીયસમિતિમાં સર્વની સંમતિથી કાર્ય કરવામાં આવ્યું. સમસ્ત શેખાવાટીદેશના સામંતો-માં જે અંતસ્થ ઝગડો હતો તેને ચિરકાલને માટે તેમણે તિલાંજલિ આપી. ત્યાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે જો બે સામંતોની વચ્ચે ઝગડો ઉપસ્થિત થાય તો વર્તમાન સમયમાં જેમ અંબરરાજને તેની મીમાંસા કરવાને માટે નિયુક્ત કરવામાં આવે છે, તેમ ભવિષ્યમાં કરવામાં આવશે નહિ. તે વિવાદનો નિર્ણય અથવા કોઇપણ જાતીયહિતની રક્ષા કરવાનું કાર્ય ઉદયપુરમાં જાતીયસમિતિ ભરીને તે દ્વારાજ કરવામાં આવશે અને જો અંબરરાજ બલપૂર્વક અમારા જાતીયહિતપર હસ્તક્ષેપ કરશે તો આવશ્યકતાનુસાર સમસ્ત સામંતોની સેના એકત્રિત થઇ અંબરરાજની સામે ખડી થશે.

શેખાવાટીના સમસ્ત સામંતોને આ પ્રકારે એક મનુષ્યની પેઠે ઉભા થયેલા અને દૃઢપ્રતિજ્ઞ જોઇને જયપુરપતિ અત્યંત ભયભીત થયા. નંદરામ હલદિયાના અત્યાચાર અને ઉપદ્રવોથીજ શેખાવાટી-ના સામંતોએ આ પગલું ભર્યું છે, એમ જાણી જયપુરેશ્વરે શીઘ્ર નંદરામને પદભ્રષ્ટ કર્યો અને તેના પદપર રોડારામ નામક એક મનુષ્યને નિયુક્ત કર્યો અને તેને સેનાસહિત શેખાવાટીમાં મોકલ્યો. વળી તેને નંદરામ હલદિયાને બંદીવાન કરીને જયપુરમાં મોકલી આપવાની આજ્ઞા પણ આપી. નંદરામ હલદિયા જયપુરપતિની આ આજ્ઞાના સમાચાર સાંભળી પહેલેથીજ પલાયન કરી ગયો. તે ચેતી ગયો હતો કે જો હું પકડાઈ જઇશ તો અવશ્ય મને જયપુરના કારાગૃહમાં બંદીવાન કરવામાં આવશે. જયપુરરાજે ઉક્ત નંદરામ અને તેનો ભ્રાતા કે જે અંબરના પ્રધાન રાજમંત્રીના પદપર નિયુક્ત થઇને નંદરામના અત્યાચારો અને ઉપદ્રવોમાં સહાય કરતો હતો, તેની સમસ્ત જાગીર અને ધનસંપત્તિ જપ્ત કરી લીધી.

નવો નીમેલો સેનાપતિ જાતનો દરજી હતો. તે નંદરામ હલદિયાને બંદિ કરવાને તથા તેના તાબાની સમસ્ત સેનાને નષ્ટ કરવાને માટે પુષ્કળ યત્ન કરવા લાગ્યો. નંદરામ હલદિયા જોકે પહેલાં અંબરરાજનો સેવક હતો; પરંતુ આ સમયે તેમણે તેની સમસ્ત સંપત્તિ જપ્ત કરી તેથી હવે તે પોતાના પૂર્વ સ્વામીને પોતાનો પ્રબલ શત્રુ ગણીને ચોતરફ અત્યાચાર કરવા લાગ્યો અને ગામે ગામ અગ્નિ લગાડવા માંડયો. નવીન સેનાપતિએ નંદરામને પકડવાને અને તેના અત્યાચારોનું નિવા-રણ કરવાને માટે અંતે શેખાવાટીના સમ્મિલિત સામંતોને સહાયતાને માટે પ્રાર્થના કરી; પરંતુ શેખાવાટીના સામંતો અનુભવથી ડહાપણવાળા બન્યા હતા, તેથી તેમણે તેને સહસા સહાય આપી નહિ; પરંતુ તેઓ આ પ્રકારની સહાયની કિમ્મતતરિકે સૌથી પહેલાં યથોચિત સંધિ તથા અંબરપતિની સાથે ભાવી રાજનૈતિક સંબંધ નિર્ધારિત કરવાને તૈયાર થયા. તે સંધિ નીચે પ્રમાણે થઇ હતી:—

**સંધિપત્ર**

પ્રથમ ધારો—નંદરામ હલદિયાએ બલપૂર્વક જેતુઇ અને ગ્વાલા ઇત્યાદિ નગરોપર અધિકાર સ્થાપિત કરી દીધો છે, તે નગરો તેના પૂર્વસ્વામીઓને પાછાં આપવાં.

દ્વિતીય ધારો—શેખાવતસામંતો પ્રથમથી પોતાની ઇચ્છાનુસાર જે કર આપતા આવ્યા છે, તે સિવાય કર ગ્રહણ કરવાની અંબરરાજને સત્તા રહેશે નહિ. શેખાવાટીના સામંતો પોતપોતાનો સ્વી-કારેલો કર અંબરની રાજધાનીમાં મોકલતા રહેશે.

તૃતીય ધારો—કોઇપણ કારણથી અંબરરાજની સેના કદિ શેખાવાટીમાં પ્રવેશ કરી શકશે નહિં; કારણ કે તેને લીધેજ ખંડેલાનાં યુદ્ધમાં વૃથા રક્તપાત થયો છે.

ચતુર્થ ધારો—સમ્મિલિત સામંતો અંબરપતિને સહાય કરવાને માટે એક સેના મોકલશે; પરંતુ તે સેના જેટલા સમયપર્યંત અંબરરાજ્યના કાર્યમાં નિયુક્ત રહેશે, તેટલા સમયપર્યંત તેનો ખર્ચ તેમને આપવો પડશે.

ઉક્ત નવીન સેનાપતિની મધ્યસ્થતાથી આ સંધિ અંબરરાજ અને શેખાવતસામંતોની વચ્ચે થઈ. ઉક્ત સમ્મિલિત સામંતોએ સહાયકસેનાના વ્યયને માટે દશહજાર રૂપિયા આગળથી

લઇ પોતપોતાના અનુચરોસહિત જયપુરમાં જઇ પોતાના અધીશ્વરને સન્માન દર્શાવ્યું. જયપુરપતિએ તેમનું સન્માન તે સમયે સ્વીકાર્યું પણ ખરૂં; અને તેમને નંદરામ તથા તેની સેનાને શીઘ્ર પકડવાની આજ્ઞા આપી. અનિરુદ્ધશેખાવતે શીઘ્ર કાર્યક્ષેત્રમાં ઉતરી પ્રથમ તે ગામોનો ઉદ્ધાર કર્યો કે જેને નંદરામે બલપૂર્વક ખુંચવી લઇ પોતાના અધિકારમાં રાખ્યાં હતાં; પરંતુ સામંતગણ શીઘ્ર જાણી ગયા કે જો કે અમે સંધિઅનુસાર અંબરરાજને યથેષ્ટ સહાય કરીએ છીએ તોપણ અંબરપતિ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરી અમારા હિતની રક્ષા કરતા નથી. તેમણે ઉકત ગામોમાંથી નંદરામની સેનાને નસાડીમૂકી હતી; પરંતુ રોડારામની સેના આ સમયે તે ગામોપર નિર્વિઘ્નતાપૂર્વક અધિકાર ભોગવતી હતી. આ ઘટના જોઈ સમ્મિલિત સામંતો અત્યંત દુઃખિત થયા અને તેમણે શીઘ્ર મસલત કરીને મહારાજાને સંધિના નિયમો પાળવાની ફરજ પાડવાનો સંકલ્પ કર્યો. રોડારામની સેના જે નંદરામની પાસેથી ખુંચાવી લીધેલાં ગામોમાં નિવાસ કરતી હતી, તે સમસ્ત ગામોપર શેખાવતસામંતોએ આક્રમણ કર્યું અને રોડારામની સેનાને ત્યાંથી દૂર કરીને તે ગામો તેમના પૂર્વ અધિકારીઓને સોંપી દીધાં.

આ અરસામાં અંબરપતિએ ખંડેલાના રાજા નરસિંહની પાસે બાકી કર વસુલ કરવાને માટે એક દૂત મોકલ્યો; પરંતુ નરસિંહે તેને મારી ઠોકીને નસાડી મૂકયો. આ દૂત અંબરરાજના મંત્રીના કુટુંબનો હતો. તે ઉક્ત પ્રકારે અપમાનિત અને તાડિત થયો તેથી તે જયપુરના મહારાજાની નિકટ જઇ નેત્રોમાં જલ ભરી તેમના ચરણમાં પોતાની પાઘડી ઉતારી બોલ્યોઃ–" નરસિંહે મારૂં ઘોર અપમાન કર્યું છે. " અંબરના મહારાજાએ સમસ્ત વૃત્તાંત સાંભળી શીઘ્ર આજ્ઞા આપી કે ખંડેલારાજ્ય ખાલસા કરી નાખો અને નરસિંહને બંદીવાન કરીને સત્વર જયપુરમાં ખેંચી લાવો.

શીઘ્ર આશારામ નામના એક સેનાપતિને સેનાસહિત ખંડેલાપર અધિકાર સ્થાપિત કરવાને માટે મોકલવામાં આવ્યો. નરસિંહ ગોવિંદગઢમાં જઇ પોતાના અધીશ્વર અંબરપતિપ્રત્યે ઉપેક્ષા દર્શાવવા લાગ્યા. આશારામ ખંડેલામાં જઇને તરતજ નરસિંહ તથા પ્રતાપસિંહ એ ઉભયને એક સાથે પકડવાને માટે પ્રપંચજાળનો વિસ્તાર કરવા લાગ્યો. નરસિંહ તો ગોવિંદગઢમાંજ રહેતા હતા; પરંતુ પ્રતાપસિંહ પોતાનાપર કોઇ પણ વિપત્તિની સંભાવના નહિ ધારી જયપુરની સેનાની સાથે ખંડેલામાંજ નિવાસ કરતો હતો. પ્રતાપસિંહ ધારતો હતો કે નરસિંહના અપરાધથી કેવલ તેનાજ હિસ્સાના ખંડેલારાજ્યપર જયપુરરાજ્યનો અધિકાર સ્થાપિત થવાની સંભાવના છે. આ તરફ આશારામે પ્રતાપસિંહને કોઇ પણ પ્રકારનો ભય નહિ દર્શાવી કેવલ નરસિંહને પકડવાને માટે સૌથી પ્રથમ પ્રપંચજાળનો વિસ્તાર કર્યો. આશારામે મનોહરપુરપતિ નરસિંહને કહેવરાવી મોકલ્યું કે તમને કોઈ પણ પ્રકારનું શારીરિક દુઃખ દેવામાં આવશે નહિ. રાજપૂતલોકો પ્રતિજ્ઞા અને સોગંદની ઉપર ચિરકાલથી વિશ્વાસ મૂકતા આવ્યા છે. શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી પ્રતિજ્ઞાનો ભંગ કરવો નહિ એ રાજપૂતજાતિનો સ્વાભાવિક ધર્મ છે. મનોહરપુરપતિ આશારામનાં વચનથી બંધાયા અને તેની ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી તેઓ ગોવિંદગઢથી બહાર નીકળ્યા તથા ખંડેલામાં જઇ પહોંચ્યા. આશારામે તેમનું આદરસહિત સ્વાગત કરી બાકી કરના સંબંધમાં સંધિ કરવાનો પ્રસ્તાવ રજુ કર્યો. સંધિપત્ર તૈયાર થવા લાગ્યો. નરસિંહ છાવણી છોડી ગયા ત્યાર પછી આશારામ પણ પોતાની સેના લઈને ત્યાંથી કેટલેક દૂર ચાલી ગયો. ચતુર આશારામે આ પ્રકારે નરસિંહને અસાવધાન અને ગાફિલ કરી દીધા અને પછી ત્રીજે દિવસે પાછા ફરી મધ્યરાત્રિને સમયે તેમનું ઘર ઘેરી લઈ તેમને તત્કાળ છાવણીમાં જવાની આજ્ઞા કરી. નરસિંહ આશારામની આ પ્રપંચજાળથી અત્યંત ક્રોધિત થઇ આત્મહત્યા કરવાને ઉદ્યત થયા; પરંતુ આશારામે તેમનો તે ઉદ્યોગ પણ નિષ્ફળ કરી દીધો, એટલે નરસિંહ કેટલાક વિશ્વાસુ રાજપૂતોની સાથે આશારામની છાવણીમાં ગયા.

નરસિંહને હસ્તગત કરી તેણે પ્રતાપસિંહને બોલાવ્યો. પ્રતાપસિંહ નિર્ભયતાપૂર્વક તેની છાવણીમાં ચાલ્યો આવ્યો. પ્રતાપસિંહ ધારતો હતો કે આ સમયે અવશ્ય હું સમસ્ત ખંડેલાદેશનો અધીશ્વર થઈશ; પરંતુ ચતુર આશારામે તેને ઘોર વિપત્તિમાં નાખવાની તૈયારી કરી હતી, તેની તેને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. બીજે દિવસે પ્રતાપસિંહ અને નરસિંહ જે સમયે શસ્ત્રહીન અવસ્થામાં ભોજન કરતા

હતા, તે સમયે આશારામની આજ્ઞાથી એક ટુકડીએ સહસા તે ઉભયને બંદીવાન કરી લીધા. તેમને ઘોર અપરાધીઓની પેઠે જંજીરોથી જકડીને એક બંધ ગાડીમાં પૂરી પાંચસેં અશ્વારોહીઓ સાથે જયપુરમાં મોકલી દીધા. જયપુરમાં તેમને રાજાના કારાગૃહમાં બંદીવાનતરિકે પૂરવામાં આવ્યા. આ પ્રકારે ઉક્ત ઉભય રાજાઓ બંદીવાન થયા તેથી જયપુરના મહારાજા અને તેમનો મંત્રી એ ઉભય અત્યંત ખુશી થયા અને તેઓ આશારામને ધન્યવાદ આપવા લાગ્યા. આશારામે રાજાની આજ્ઞાથી સત્વર સમસ્ત ખંડેલાદેશપર અંબરરાજનો ખાસ અધિકાર સ્થાપિત કરી શાંતિની રક્ષાઅર્થે ત્યાં પાંચસેં સિપાઇઓ રાખ્યા. જે હલકી પંક્તિના સામંતો ખંડેલાના ઉક્ત ઉભય રાજાઓના તાબામાં હતા, તે સર્વને આશારામે તેમનાં પૂર્વપદપર સ્થાયી રાખી તેમને નિયમિતરીતે કર આપવાની ફરજ પાડી અને તેમની પાસે એવી પ્રતિજ્ઞા કરાવી લીધી કે અમે કદિ કોઇપણ પ્રકારે શાંતિભંગ અથવા ઉપદ્રવ કરીશું નહિ. આ પ્રકારે ખંડેલારાજ્ય પુનઃ અવનતિના કૂપમાં પતિત થઇ પરાધીન બની ગયું.



# अध्याय ३ जो

**અંબરપતિની વિરુદ્ધ વાઘસિંહનો વિદ્રોહ-વાઘસિંહની સાથે જ્યોર્જ ટૉમસનું મળવું-ભયંકર યુદ્ધ-વાઘસિંહનું ખંડેલાના કિલ્લામાં જવું-હનુમંતસિંહે તેની સેના અને તેના બંધુનો કરેલો વધ-વાઘસિંહનું પુનઃ ખંડેલાના કિલ્લાનું જીતવું-અંબરરાજનું ખંડેલા દેશમાં જમાબંધીને માટે એક બ્રાહ્મણનું મોકલવું-એ બ્રાહ્મણનું અપમાનિત થવું-સંગ્રામસિંહનો વિદ્રોહ-તેણે કરેલી લુટફાટ-તેનું મૃત્યુ-જોધપુરની વિરુદ્ધ અંબરરાજ અને શેખાવતસામંતોએ કરેલી એકસંપી-અંબરરાજની સાથે શેખાવતોને થયેલી નવીન સંધિ-નરસિંહ અને પ્રતાપસિંહની કારાગૃહમાંથી થયેલી મુક્તિ-મારવાડના યુદ્ધમાં નરસિંહનું થયેલું મૃત્યુ-અભયસિંહને થયેલી પિતાના પદની પ્રાપ્તિ-અંબરરાજનો વિશ્વાસઘાત-હનુમંતસિંહે ગોવિંદગઢ અને ખંડેલા વગેરેપર સ્થાપિત કરેલો અધિકાર-ખુશાલીરામને થયેલો મુક્તિલાભ અને તેને થયેલી જયપુરરાજ્યના ,મંત્રીપદની પ્રાપ્તિ-ખંડેલાના ખંડીઆ સામંતોને થયેલા નવીન સનંદની પ્રાપ્તિ-અભયસિંહ તથા પ્રતાપસિંહને થયેલી પોતાના પિતાના અધિકારની ,પ્રાપ્તિ મહમદશાહની વિરુદ્ધ શેખાવાટીના સામંતોએ સેનાસહિત કરેલું ગમન-અંતસ્થ કલહ-સીકરના સામંત લક્ષ્મણસિંહે ખંડેલાપર કરેલું આક્રમણ-હનુમંતસિંહે પ્રદર્શિત કરેલી વીરતા-તેનું મૃત્યુ-લક્ષ્મણસિંહે ખંડેલાપર સ્થાપિત કરેલો અધિકાર-ખંડેલાના ઉભય અધીશ્વરોનું ચિરકાલને માટે પૈતૃક અધિકારથી વંચિત થવું-તેમને હદપાર કરવા-રાજમંત્રીની ,સાથે લક્ષ્મણસિંહને થયેલો વિવાદ-વિવાદનું ફળ-સિદ્ધાનીઓનો .ઈતિહાસ-લાડખાનીલોકો-શેખાવાટીની મહેસુલ.**

હવે દીનારામ વોહરા ( ઈ૦ સ૦ ૧૭૯૮-૯૯ ) માં જયપુરનો મુખ્ય મંત્રી હતો. તે આશારામે ખંડેલાપર અધિકાર સ્થાપિત કર્યો તે જોઈ શીઘ્ર રાજધાનીનો ત્યાગ કરી સિદ્ધાની સામંતોની પાસેથી કર વસુલ કરવાને માટે શેખાવાટી તરફ ચાલ્યો. દીનારામ ઉદયપુરમાં આશારામની સેના સાથે મળી સિદ્ધાનીસામંતોના તાબાના દેશોમાં આવેલા પરશુરામપુર નામના નગરમાં સેનાસહિત ગયો. ત્યાં જઈ તેણે સમસ્ત સામંતોપર આજ્ઞાપત્ર મોકલી સત્વર તેમને ખંડણી ભરવાને ફરમાવ્યું; આટલુંજ કરીને તે સ્વસ્થ રહ્યો નહિ, પરંતુ તેણે શીઘ્ર ખંડણી વસુલ કરવાને માટે પ્રત્યેક પ્રદેશમાં એક એક અશ્વારોહી દલ પણ મોકલી આપ્યું. આ પ્રકારે મોકલવામાં આવતું અશ્વારોહી દલ ધુસ કહેવાય છે. જ્યાંસુધી સામંત કર આપવાને વિલંબ કરે ત્યાંસુધી પ્રતિદિન નિર્ધારિત દ્રવ્ય તે તેની પાસેથી લે છે અને જો સામંત તે આપવાની ના પાડે તો તેની સાથે યુદ્ધ કરવાનો વિચાર કરવામાં આવે છે. જ્યારે જયપુરનો રાજમંત્રી એ અપમાનકારક ઉપાયથી કર લેવાને ઉદ્યત થયો; ત્યારે સમસ્ત સિદ્ધાનીસામંતોએ અત્યંત ક્રોધિત થઈ સર્વની સહી સાથેનો એક પત્ર તેનાપર મોકલી આપ્યો. તે પત્રમાં એમ લખ્યું હતું કે, ' તમે એક મુહૂર્તનો પણ વિલંબ નહિ કરતાં તમારી સેનાને પાછી બોલાવી લ્યો અને તમે સેનાસહિત ઝુંઝુનુમાં ચાલ્યા જાઓ. જો તમે

આમ નહિ કરો તો તમારે તેનું અનિષ્ટકારક ફળ ભોગવવું પડશે. જો તમે ઝુંઝનુમાં જશો તો સામંતોના કરના જે દશ હજાર રૂપિયા એકત્રિત થયા છે, તે તમને શીઘ્ર મળશે.' શેખાવાટીના સમસ્ત સામંતોએ એકમત થઇ ઉક્ત પત્ર લખ્યો હતો; પરંતુ ખંડેલાના બંદીરાજાનો ભ્રાતા વાઘસિંહ કોઇ પણ પ્રકારે તેમાં સમ્મત થયો નહિ. શેખાવાટીદેશના સમસ્ત સામંતોએ એકત્રિત થઇ થોડાજ દિવસોપૂર્વે અંબરરાજની ઉપર મહાન ઉપકાર કર્યો હતો અને નંદરામની પ્રબળતા વિનષ્ટ કરવાને માટે અંબરની સેનાને સહાય કરી હતી; તે છતાં પણ અંબરપતિએ તેનું વિપરીત પ્રતિફળ આપ્યું, તેથી વાઘસિંહ તેનાપર અત્યંત ક્રોધિત થયો હતો. અંબરરાજની સાથે શેખાવતોને પહેલાં જે સંધિ થઇ હતી તેના એક ધારામાં એવો પણ ઉલ્લેખ હતો, કે શેખાવતો જ્યાંસુધી કર આપતા રહે ત્યાંસુધી અંબરરાજે શેખાવાટીદેશમાં સેના મોકલવી નહિ. સંધિના આ ધારાનો ભંગ કરી અંબરની સેનાએ જ્યારે શેખાવાટીદેશમાં પ્રવેશ કર્યો, ત્યારે વાઘસિંહે તત્કાળ પોતાના બાહુબળથી પોતાની જન્મભૂમિની રક્ષા કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. વાઘસિંહનો આ સંકલ્પ જાહેર થતાંજ ખેતડીના પાંચસેં રાજપૂતો તેને આવી મળ્યા. વાઘસિંહે તે દલની સહાયથી સીકરના અધીશ્વરની પાસેથી સિંઘાના અને ફતેપુરનો કર લઈ તે સમયના સુપ્રસિદ્ધ જ્યોર્જ ટૉમસ નામક યૂરોપીઅન સેનાપતિને પોતાની પાસે બોલાવી લીધો. જ્યોર્જ ટૉમસ આ સમયે વિવાદગ્રસ્ત રાજપૂતજાતિના ગમે તે એક પક્ષમાં નિયુક્ત થઇ ધનોપાર્જન કરવાને માટે વ્યગ્ર થઇ રહેલો હતો. તે પોતાના થોડાક શિક્ષિત સિપાઇઓસહિત વાઘસિંહની સાથે મળી ગયો. વાઘસિંહ આ સુપ્રસિદ્ધ સેનાનાયકની સહાય મળતાં સત્વર અંબરરાજની સાથે બાથ ભીડવાને તૈયાર થયો. જો કે આ સમયે જયપુરરાજની પાસે પગારદાર અને સામંતસેના મળીને વાઘસિંહ અને ટોમસની સેના કરતાં વિશેષ માણુસો હતા, તોપણ જ્યોર્જ ટોમસ પોતાની સામાન્ય નાની શિક્ષિતસેનાની સહાયથી સમસ્ત રાજસ્થાનમાં સર્વના ભયનું કારણ થઇ પડયો હતો. આથી જ્યારે તેણે પોતાની સેનાસહિત વાઘસિંહના પક્ષનું અવલંબન કર્યું, ત્યારે રાજપક્ષની સેના સંખ્યામાં અધિક હોવા છતાં પણ બલમાં હીન થઇ ગઇ. જ્યોર્જ ટોમસે જયપુરની સેનાપર એવા બળવિક્રમપૂર્વક આક્રમણ કર્યું કે જયપુરનો સેનાપતિ રોડારામ તેના આક્રમણનો વેગ સહન નહિ થઇ શકવાથી રણક્ષેત્ર છોડીને પલાયન કરી ગયો. ટોમસે જયપુરની ઘણી તોપો હસ્તગત કરી લીધી. પ્રધાન સેનાપતિની ભીરુતાથી જયપુરને જે કલંક લાગ્યું તેને નિવૃત્ત કરવાને તથા તોપખાનું પુનઃ પોતાને હસ્તગત કરવાને માટે અંબરરાજની તરફથી ચૌમૂના સામંત રણજિતસિંહે સંપૂર્ણ સામંતસેના એકત્રિત કરી પ્રબલતાપૂર્વક જ્યોર્જ ટોમસપર આક્રમણ કર્યું. આ પ્રબળ સમરમાં રણજિતસિંહને વિજય પ્રાપ્ત થયો. જો કે તેમણે શત્રુપક્ષના હાથમાંથી તોપખાનું છીનવી લીધું તોપણ તેઓ અત્યંત ઘાયલ થયા અને તેમની સેના પણ ઘણી મારી ગઇ. ખાંગારોતશાખાના બે નેતાઓ બહાદૂરસિંહ અને પહાડસિંહ પણ ગોળાના આઘાતથી હત થયા; પરંતુ અંતે જ્યોર્જ ટોમસનો સંપૂર્ણ પરાભવ થયો અને પ્રાણના ભયથી તેની સમસ્ત સેના નાસી ગઇ.

જયપુરના કારાગૃહમાં બંદીવાન દશામા પડેલા ખંડેલાના બે અધીશ્વરો નરસિંહ અને પ્રતાપસિંહ વાઘસિંહને ઉદ્યોગી અને પ્રભાવશાળી જાણી પોતાની સરલતાથી મુક્તિ થવાની આશા ધારણ કરવા લાગ્યા. વળી તેમણે પોતાની આ આશા પૂર્ણ કરવાને માટે તેનાપર ઉત્સાહસૂચક સંદેશો પણ મોકલ્યો. તદુપરાંત તેઓ રોડારામની સહાય મેળવવાને પણ પ્રયાસ કરવા લાગ્યા. તેઓ પોતાનો આ ઉદ્દેશ પાર પાડવાને માટે રોડારામની સાથે ગુપ્ત રીતે મસલત કરવા લાગ્યા. રોડારામે કહેવરાવી મોકલ્યું કે જો પ્રબલ રાયસાલોતસેનાનું એક દલ મારી સાથે મળી જાય તો હું આપની આશા પૂર્ણ કરી શકું. આ કાર્યને માટે વાઘસિંહનેજ પસંદ કરવામાં આવ્યો. વાઘસિંહ પોતાના સામર્થ્યને માટે સુપ્રસિદ્ધ હતો. જે રાજપુરુષ હાલમાં અંબરરાજની તરફથી ખંડેલામાં શાસન કરતો હતો, તે પણ વાઘસિંહના પ્રભુત્વની સહાયથીજ ખંડેલાદેશનું મહેસુલ વસુલ કરી ભૂમિસંબંધી નવીન વ્યવસ્થા કરવાને સમર્થ થયો હતો. તેને હસ્તગત કરી રાખવાને માટે ઉક્ત શાસકે તેને ખંડેલામાં રહેવાની આજ્ઞા કરી હતી. વાઘસિંહ ઘણી થોડી સેનાસહિત ખંડેલાના મહાલયમાં નિવાસ કરતો

હતો. એવામાં જયપુરના સેનાપતિએ વાઘસિંહને એક સ્વજાતીયસેના સહિત આવીને મળવાની આજ્ઞા આપી, તેથી વાઘસિંહ પોતાના ભ્રાતા લક્ષ્મણસિંહને ખંડેલામાં મૂકી પોતે જયપુરના સેનાપતિને જઈ મળ્યો.

ખંડેલાના પૂર્વસ્વામી રાજ્યકેદી પ્રતાપસિંહના પુત્ર હનુમંતસિંહે જ્યારે સાંભળ્યું કે વાઘસિંહ રાજાની સેનાની સાથે મળી ગયો છે, ત્યારે તેણે આ શુભ અવસર જાણી ખંડેલાનો કિલ્લો જીતી લેવાનો વિચાર કર્યો. રાત્રિના સમયે તેણે કેટલીક સશસ્ત્ર સેનાસહિત ખંડેલા આગળ આવી દુર્ગની દિવાલનું ઉલ્લંઘન કરી, કિલ્લામાં પ્રવેશ કરી સાવધાનતાપૂર્વક ખંડેલાની સમસ્ત સેના અને લક્ષ્મણસિંહનો વધ કરી તે કિલ્લો જીતી લીધો. વાઘસિંહ આ સમયે રાનોલીમાં હતો. તેણે જ્યારે દુર્ગ હનુમંતસિંહના હાથમાં ગયાની અને પોતાના ભ્રાતાનો વધ થયાની વાત સાંભળી, ત્યારે તેણે શીઘ્રતાથી ખંડેલામાં આવી તેને ઘેરી લીધો. વાઘસિંહ બહારથી અસ્ત્ર ચલાવવા લાગ્યો અને હનુમંતસિંહ અંદરથી ગોળાની વૃષ્ટિ કરવા લાગ્યો; પરંતુ હનુમંતસિંહે ઘણી નાની વયના લક્ષ્મણસિંહની હત્યા કરી હતી, તેથી નગરવાસીઓ તેનાપર અત્યંત ક્રોધિત થયાં હતાં. આથી તેઓ આ સમયે વાઘસિંહને પ્રબળ સહાય આપવા લાગ્યાં. સ્ત્રીઓ સુદ્ધાં તેને સહાય કરવા લાગી. વાઘસિંહ પ્રબળ વિક્રમપૂર્વક કિલ્લો જીતવાને પ્રવૃત્ત થયો. હનુમંતસિંહની સેનાએ પોતાના પ્રભુપર ભયંકર વિપત્તિ આવેલી જોઇ જીવસટ્ટે યુદ્ધ કરવા માંડયું; પરંતુ જયની આશા નહિ રહેવાથી અંતે તેણે સંધિના પ્રસ્તાવની સૂચના આપનારી શ્વેત પતાકા દર્શાવી કિલ્લાનો દરવાજો ખોલી મૂકયો. વાઘસિંહ સાનંદ કિલ્લામાં પ્રવેશી ગયો. અંદર જઇ તેણે પોતાના સુકુમાર ભ્રાતાની હત્યા કરનાર હનુમંતસિંહપર ઉચિત વૈર લેવાનો ઇરાદો રાખ્યો હતો; પરંતુ તે પ્રથમથીજ કિલ્લાની બહાર નીકળીને નાસી ગયો હતો. આથી વાઘસિંહની વૈર લેવાની આકાંક્ષા મનમાં ને મનમાંજ રહી ગઇ.

આ તરફ દીનારામને રાજમંત્રીના પદપરથી ભ્રષ્ટ કરવામાં આવ્યો અને માનજીદાસ તે પદપર નિયુક્ત થયો. રોડારામ પૂર્વકથિત યુદ્ધમાં પરાજિત અને કલંકિત થયો નહોતો, તેથી તે અદ્યાપિ શેખાવાટીદેશના કરસંગ્રાહકના પદપર નિયુક્ત હતો. તેણે ખંડેલાના એક બ્રાહ્મણને વાર્ષિક વીસ હજાર રૂપિયાનો જમાબંધીનો ઇજારો આપ્યો હતો. તેણે પ્રથમ વર્ષમાં અદ્દભુત લાભ દર્શાવ્યો. આથી તેને પુનઃ બે વર્ષનો ઇજારો આપવામાં આવ્યો. આ સમયે જયપુરરાજ્યની સિલહપોશસેના ( કર ઉઘરાવનારી સેના ) એ બ્રાહ્મણના હાથનીચે હતી. એ બ્રાહ્મણ આ સેનાની સહાયથી ખંડેલાના જે સામંતો અત્યારસુધી સ્વાધીનતાપૂર્વક રહેતા હતા, તેમની પાસેથી પણ બલપૂર્વક કર સંગ્રહ કરવાને પ્રવૃત્ત થયો. જે સામંતોએ તેને કર આપવાનો અસ્વીકાર કર્યો તેમનાપર તેણે સેનાસહિત આક્રમણ કરી તેમના કિલ્લા હસ્તગત કરી લીધા. આ રીતે તેણે અનેક સામંતોને સંપત્તિવિહીન કર્યા. જો કે જયપુરપતિએ પ્રતાપસિંહ અને નરસિંહને બંદીવાન કરીને સંપૂર્ણ ખંડેલાદેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો; પરંતુ તેમણે એ ઉભય અધીશ્વરોની ખાસ ભૂમિસિવાયના સંપૂર્ણ ભૂખંડના અધીશ્વરોની સાથે સંધિ કરીને તેમની પાસેથી નિયમિતરીતે કર લેવાનો બંદોબસ્ત કર્યો હતો; પણ આ સમયે ઉક્ત બ્રાહ્મણે તેમનાપર પણ આક્રમણ કરીને અત્યાચાર કરવા માંડયો. આથી ખંડેલાના સમસ્ત રાયસાલોતસામંતો અત્યંત ક્રોધિત થયા અને તેમણે તેનાપર વૈર લેવાને માટે સંહારકમૂર્તિ ધારણ કરી સેના સજ્જ કરી. તેમને નરસિંહ અને પ્રતાપસિંહની તરફથી એવા સમાચાર પ્રાપ્ત થયા કે હવે તેમને જયપુરના કારાગૃહમાંથી મુક્ત થવાની કાંઇ પણ આશા નથી. આથી તેમનો ક્રોધ વૃદ્ધિંગત થયો. જ્યારે સમસ્ત આશા નષ્ટ થાય છે, ત્યારે રાજપૂતજાતિ પરમ ક્રોધિત થઇને મહા ભયંકર કાંડ ઉપસ્થિત કરી દે છે. આજ નિયમાનુસાર ખંડેલાના સામંતોએ પણ પોતાની ઉપર અત્યાચાર કરનાર માણસોપર અત્યંત ભયાનક વૈર લેવાનો દૃઢ સંકલ્પ કર્યો. તેમણે સૌથી પહેલાં ઉક્ત બ્રાહ્મણના અધિકારનીચેના ખંડેલાનગરપર આક્રમણ કર્યું. દારુણ યુદ્ધ થવા લાગ્યું. બ્રાહ્મણની પાસે સાત હજાર દાદુપંથી સેના હતી, તથાપિ સમ્મિલિત સામંતોએ તે સેનાને વિધ્વસ્ત કરી ઉક્ત બ્રાહ્મણને નસાડી મૂકી નગર લૂંટી લીધું. આ પ્રકારે તેમણે પહેલેજ સપાટે જયલક્ષ્મી પ્રાપ્ત કરી, જયધ્વનિથી શેખાવાટીને કંપાયમાન કરી, પછી જયપુરરાજ્યમાં પ્રવેશ કરી અ-

નેક ગામો અને નગરો લૂંટી લીધાં. જયપુરની મહારાણીની ખાસભૂમિમાં જઇને તેઓ તેનો વિધ્વંસ કરવા લાગ્યા. આથી જયપુરના મહારાજા અત્યંત ક્રોધિત થયા અને તેમનું દમન કરવાને માટે તેમણે પુનઃ એક નવીન સેના મોકલી. ઉભય પક્ષોની વચ્ચે ભયંકર સંગ્રામ થયો. અંતે સામંતો અત્યંત હીનબલ થઇ ગયા. રાનોલી અને બીજા અનેક પ્રદેશોના સામંતોએ અંતે જયપુરનાથની સાથે સંધિ કરી તેમની આધીનતા સ્વીકારી; પરંતુ રાયસાલની કનિષ્ઠ શાખામાં ઉત્પન્ન થયેલા સામંતોએ કોઇ પણ પ્રકારે તેમની આધીનતા સ્વીકારી નહિ. તેમણે સ્વદેશનો ત્યાગ કરી બિકાનેર અને મારવાડમાં જઇ ત્યાંના અધીશ્વરોનું શરણ ગ્રહણ કર્યું. પ્રતાપસિંહના જાતિબંધુ સૂજાવાસના સામંત સંગ્રામસિંહ મારવાડમાં અને વાઘસિંહ તથા સૂર્યસિંહ બિકાનેરમાં ચાલ્યા ગયા. ત્યાંના રાજાઓએ તેમને અભયવચન આપી તેમના ભરણપોષણને માટે જાગીરો અર્પણ કરી. તેઓ અલ્પ સમયપર્યંત આ પ્રકારે રહ્યા અને પછી પુનઃ પ્રબલ સેના એકત્રિત કરી જયપુરનો વિધ્વંસ કરવાને માટે ચાલ્યા.

વીરશ્રેષ્ઠ સંગ્રામસિંહ ઉક્ત ઘરબારવિનાના સામંતવૃંદના નેતાના પદપર નિયુક્ત થઇ શીઘ્ર અંબરમાં ગયા અને તે દેશના અનેક ભાગો લૂંટી તેનો વિધ્વંસ કરવા લાગ્યા. વળી તેઓ અનેક સ્થાનોના નિવાસીઓની પાસેથી દંડ લઇને જયપુરરાજ્યના નાના નાના કિલ્લાઓપર આક્રમણ કરી ક્રૂર રીતે રાજ્યની સેનાનો નાશ કરવા લાગ્યા. ઉક્ત સમ્મિલિત સામંતોએ આ પ્રકારે ચોતરફ અશાંતિનું સામ્રાજ્ય ફેલાવી અંતે રાજધાની જયપુરની અત્યંત નિકટ જઇ ખોહનગર લૂંટી લીધું. આ સ્થળે તેમણે પુષ્કળ ઘોડાની લૂંટ કરી હતી. સંગ્રામસિંહ એક પછી એક વિજય પ્રાપ્ત કરીને અંતે એટલા બળવાન થઈ ગયા કે તે ગમે તેવાં અસીમ સાહસનાં કામ કરવાને કિંચિત્ પણ વિલંબ કરતા નહોતા. તેમના આ પ્રકારના ઉપદ્રવ અને અત્યાચારથી પ્રજાને ઘણું સંકટ સહન કરવું પડયું અને અંતે જયપુરમાં ચોતરફ લોકો હાહાકાર પોકારવા લાગ્યા. તેઓ સંગ્રામસિંહદ્વારા પોતાની સમસ્ત સંપત્તિનો નાશ થયેલો જણાવી સહાયને માટે પ્રાર્થના કરવા લાગ્યા. આ સમાચારથી જયપુરના મહારાજા ભયભીત થઈ શીઘ્ર વિદ્રોહીઓના નેતા સંગ્રામસિંહની સાથે સંધિ કરવાને તૈયાર થયા. વિસાયાપ્રદેશના સિદ્ધાનીસામંત સ્યામસિંહે જયપુરના મહારાજાના પ્રતિનિધિસ્વરૂપે સંગ્રામાસંહની પાસે જઇ સંધિનો પ્રસ્તાવ ઉપસ્થિત કર્યો અને ભવિષ્યમાં જયપુરેશ્વરનું કાંઈ પણ અનિષ્ટ નહિ કરવાને માટે રાજપૂતરીતિઅનુસાર સંગ્રામસિંહને વચનબદ્ધ કરી લીધા. સંગ્રામસિંહે સ્યામસિંહનાં વચનપર વિશ્વાસ મૂકી રાજધાની જયપુરમાં જઈ જયપુરપતિનો સાક્ષાત્કાર કરવાની સમ્મતિ પ્રકટ કરી. કેટલાક દિવસ પછી તેજસ્વી વીર સંગ્રામસિંહે પોતાની વિજયી સેનાસહિત જયપુરનગરમાં પ્રવેશ કર્યો. તેઓ નગરમાં ગયા કે તરતજ અનેક જાતિના લોકો એકત્રિત થઇ તેમનાપર તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકવા લાગ્યા. વિશેષતઃ પગારદાર શીખોએ જોયું કે પોતાનામાંના કોઇનો ઘોડો તો કોઈનું ઉંટ સંગ્રામસિંહે છીનવી લીધું હતું, તેની સાથેજ તેમણે જયપુરમાં પ્રવેશ કર્યો છે; પરંતુ સંગ્રામસિંહની પ્રતિભા જોઈ કોઇપણ પોતાના અશ્વ કે ઉંટને પાછા લેવાની પ્રાર્થના અથવા દાવો કરી શક્યું નહિ.

રાજમંત્રી માનજીદાસે મનમાં એવો વિચાર કર્યો હતો કે સંગ્રામસિંહ નગરમાં પ્રવેશ કરે કે તરતજ કોઈને કોઇ પ્રકારે તેમને બંદીવાન કરી તે કાંટાને ઉખેડી નાખવો, જો કે જયપુરપતિની પાસેથી તેમણે પોતાનું સંરક્ષણ કરવાનું વચન લીધું હતું. જયપુરના મહારાજા પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે તો તેમને કેવું મહાકલંક લાગે તેની તેણે કિંચિત્ પણ પરવા કર્યાવિના સંગ્રામસિંહને બંદીવાન કરવાનો નિશ્ચય કર્યો. સ્યામસિંહ કે જેઓ રાજાના શબ્દપર વિશ્વાસ રાખીને સંગ્રામસિંહની સાથે વચનબદ્ધ થયા હતા, તેમને મંત્રીના ગુપ્ત હેતુની ખબર પડતાં તરતજ તેમણે સંગ્રામસિંહને સમસ્ત હકિકત કહી દીધી. ૪૮ કલાક પછી જયપુરના મહારાજાને ખબર મળી કે સંગ્રામસિંહ જયપુરનો ત્યાગ કરી તંવરાવાટી ચાલ્યા ગયા છે અને તંવર તથા લાડખાનીરાજપૂતો પણ તેમની સાથે મળી ગયા છે. સંગ્રામસિંહ આ સમયે એક હજાર અશ્વારોહીઓના નેતા હતા.

સંગ્રામસિંહે પોતાની સેનાનું બલ વધારી અસીમ સાહસપૂર્વક જયપુરપતિની ખાસભૂમિમાં પ્રવેશ કરી ગામો અને નગરો લુંટવા માંડયાં. તે સૌથી પહેલાં પ્રત્યેક ગામ અને નગરના નિવાસીઓ-

ની પાસેથી કર લેવાને માટે દૂત મોકલવા લાગ્યા. જે લોકો તેમની માગણી પૂર્ણ કરતા તેમનાપર તો તેઓ કોઇપણ પ્રકારનો અત્યાચાર કરતા નહિ; પરંતુ જે લોકો તેમને કર આપતા નહિ તેમના પ્રધાન પ્રધાન નેતાઓને બંદીવાન કરીને તે લઇ જતા. અંતે જ્યારે તેમની પાસેથી કર મળતો ત્યારે તેઓ તેમને છોડી મૂકવાને ક્ષણમાત્રનો પણ વિલંબ કરતા નહિ; પરંતુ જે લોકોએ તેમને જરા પણ કર આપવાની સ્પષ્ટ ના પાડી તેમનાં ગામો અને નગરો લૂંટી લઇ તેમનું સમસ્ત ધન ઉંટપર લાદીને તેઓ લઇ જવા લાગ્યા. સંગ્રામસિંહે આ પ્રકારે જયપુરરાજની ખાસભૂમિનાં ઘણાં સ્થાનો લૂંટી અંતે જયપુરની બીજી રાણીના અધિકારનીચેના માધોપુરપર ઘેરો નાખ્યો. ત્યાં ભયંકર યુદ્ધ થયું તેમાં સહસા એક ગોળી આવીને સંગ્રામસિંહના મસ્તકમાં લાગી અને તે આઘાતથીજ તેમના પ્રાણ ગયા. તેમના શબને શીઘ્ર રાનોલીમાં લઈ જઈ ત્યાં તેને અગ્નિદાહ કરવામાં આવ્યો. સંગ્રામસિંહના મૃત્યુ પછી તેમનો પુત્ર પોતાના પિતાના મૃત્યુનો બદલો લેવાને માટે તેમના જેવોજ મહાપરાક્રમી બની ચોતરફ અત્યાચાર અને લૂંટફાટ કરવા લાગ્યો. અંતે જયપુરપતિએ તેની સાથે સંધિ કરીને તેને તેના પિતાના તાબાનો સુજાવાસ દેશ અર્પણ કરી દીધો અને તેના લૂંટારૂદલને ભગ્ન કરી નાખ્યું.

જે સમયે આ ઘટના બની તે સમયે અંબરના સિંહાસનપર મહારાજા જગતસિંહજી વિરાજમાન હતા અને રાયચંદ અંબરના મુખ્ય મંત્રીના પદપર નિયુક્ત હતો. આ સમયે સમસ્ત રાજસ્થાનમાં પરમ સૌંદર્યવાન કૃષ્ણાકુમારીને લીધે મહા યુદ્ધાનલ પ્રજ્વલિત થઇ ઉઠયો હતો. આ યુદ્ધના યોગથી શેખાવાટીના સામંતોની પૂર્વશોચનીય અવસ્થા આ સમયે અધિક શોચનીય બની હતી. આ સમયે પોકર્ણના સામંત સવાઇસિંહે મારવાડપતિ ભીમસિંહના પુત્ર ધોકલસિંહને પોતાની સાથે લઇ જયપૂરના મહારાજાનો આશ્રય ગ્રહણ કર્યો હતો. જયપુરના મુખ્ય મંત્રી રાયચંદે જગતસિંહની સાથે કૃષ્ણાકુમારીનું લગ્ન કરવાને યથાસાધ્ય પ્રયત્ન કર્યો.તેણે પોતાના સ્વામીની સેના વૃદ્ધિંગત કરવાને માટે શીઘ્ર શેખાવાટીના અસંતુષ્ટ સામંતોને હસ્તગત કરવાનો પ્રયત્ન કર્યો. મંત્રીવર રાયચંદે સૌથી પહેલાં પોતાના ભત્રીજા કૃપારામને શેખાવાટીના સામંતોની પાસે મોકલ્યો. કૃપારામે તેમની પાસે જઇ કૃષ્ણસિંહને પોતાનો પ્રતિનિધિ બનાવ્યો અને તેના પ્રયાસથી સર્વ શેખાવતસામંતો સેનાસહિત ઉદયપુરના માર્ગમાં એકત્રિત થવા લાગ્યા.

આ શુભ અવસરપર અંબરરાજની કૃપાથી પોતાની પૂર્વસ્વાધીનતા પ્રાપ્ત કરવાને સમર્થ થઇ ઉક્ત સામંતો પોતાના સર્વશ્રેષ્ઠ નેતા ખંડેલાપતિ નરસિંહ અને પ્રતાપસિંહનો બંદીવાન અવસ્થામાંથી ઉદ્ધાર કરવાને પ્રયત્ન કરવા લાગ્યા. મહારાજા જગતસિંહ પોતાનો સ્વાર્થ સાધવાને માટે શીઘ્ર શેખાવાટીના સમ્મિલિત સામંતોની કામના પૂર્ણ કરવાને તત્પર થયા. કૃપારામે તત્કાળ અંબરપતિ મહારાજા જગતસિંહની તરફથી સંધિ કરી. આ સમયે એવો પણ કરાર થયો કે જ્યાંસુધી શેખાવતસામંતો અંબરપતિને કર આપતા રહેશે, ત્યાંસુધી તેઓ કોઈ પણ પ્રકારે તેમના દેશની આંતરિક વ્યવસ્થામાં હસ્તક્ષેપ કરી શકશે નહિ. કૃપારામ અને કૃષ્ણસિંહે રાજધાની જયપુરમાં જઈ મહારાજા જગતસિંહની સન્મુખ ઉક્ત આશયનો સંધિપત્ર સાદર કર્યો. મહારાજાએ તત્ક્ષણ તેપર હસ્તાક્ષર કર્યા; આથી શેખાવાટીના નેતા દશ હજાર સૈનિકો લઇને અંબરપતની આધીનતામાં રહી યુદ્ધ કરવાને તૈયાર થયા. મહારાજાએ જ્યાંસુધી તેઓ રણક્ષેત્રમાં રહે ત્યાંસુધી તેમનો ખર્ચ આપવાનો સ્વીકાર કર્યો.

પોકર્ણનો સામંત સવાઇસિંહ ધોકલસિંહને લઇને પહેલેથીજ ખેતડી નામના સ્થાનમાં આવી પહોંચ્યો હતો. શેખાવતસામંતોની સાથે સંધિ થઇ એટલે પોકર્ણના સામંતનો ભત્રીજો શ્યામસિંહ ચાંપાવત કૃપારામની સાથે ખેતડી ગયો અને ત્યાંથી ધોકલસિંહને લઇને સમ્મિલિત શેખાવતોના શિબિરમાં આવ્યો. અંબરના ભૂતપૂર્વ મહારાજા પ્રતાપસિંહની કન્યા અને મારવાડપતિ ભીમસિંહની રાણી આનંદકુમારીએ પોતાના સેવકોની સાથે તે છાવણીમાં જઈ ધોકલસિંહને પોતાના દત્તકપુત્રસ્વરૂપે ગ્રહણ કર્યો. ત્યાર પછી સર્વ માણસો રાજધાની જયપુરમાં આવ્યાં અને ત્યાંથી એક લાખ કરતાં પણ અધિક સૈનિકો સંહારકમૂર્તિ ધારણ કરી મારવાડ જીતવાને માટે રવાના થયા.

સમ્મિલિતસેના ખંડેલાથી દશ કોશના અંતરપર ખટુ નામના સ્થાનમાં જઇને બિકાનેરના મહારાજા તથા અન્યાન્ય સહાયકોની પ્રતીક્ષા કરવા લાગી. આ સમયે શેખાવાટીના સમ્મિલિત

નેતાઓએ અંબરના મહારાજાને એવી પ્રાર્થના કરી કે:–"અમારા યથાર્થ સ્વામી નરસિંહ અને પ્રતાપસિંહને હમણાં મુક્ત કરવા જોઇએ; કારણ કે અમે અન્ય સમ્મિલિત નેતાઓના જેવાજ તે પ્રસિદ્ધ વીરોની આધીનતામાં રહીને યુદ્ધ કરવાની ઇચ્છા રાખીએ છીએ." સમ્મિલિત શેખાવતોની આ પ્રાર્થનાનો અસ્વીકાર કરવામાં આવે તો મહાસંકટ ઉપસ્થિત થવાનો સંભવ હતો; તેથી અંબરપતિએ શીઘ્ર તેમનો મનોરથ પૂર્ણ કર્યો. દીર્ઘકાલપર્યંત કારાગૃહવાસનાં દુઃખ સહન કર્યાં પછી નરસિંહ અને પ્રતાપસિંહ મુક્તિ પ્રાપ્ત કરી પોતાની સેનાને આવી મળ્યા. ખંડેલાના ભૂતપૂર્વ અધીશ્વર વૃંદાવનદાસ કે જેઓ કેટલાંક ગામોનો અધિકાર પ્રાપ્ત કરી એકલા રહેતા હતા, તેઓ વૃદ્ધાવસ્થામાં પણ આ મહાયુદ્ધપ્રસંગે સ્વસ્થ રહી શક્યા નહિ. તેઓ પણ હાથમાં સમશેર ગ્રહણ કરી અંબરના પક્ષમાં મળવાને માટે આવ્યા. આજપર્યંત જયપુરનો કોઇપણ રાજા 'શેખાજી' ના આટલા બધા વંશજોને એકત્રિત કરવાને સમર્થ થયો નહોતો. રાયસાલોત, સિદ્ધાની, ભોજાની અને લાડખાની લોકો જગતસિંહની પતાકાનીચે એકત્રિત થઇ મારવાડમાં જવાને તત્પર થયા. કૃષ્ણાકુમારીને માટે જગતસિંહની સાથે મારવાડપતિ માનસિંહને જે યુદ્ધ થયું હતું, તેનું વર્ણન પાઠકોએ મારવાડ અને જયપુરના ઇતિહાસમાં સારી રીતે વાંચ્યું હશે, તેથી તેનો અહીંઆં પુનઃ ઉલ્લેખ કરવાનું પ્રયોજન નથી. અમે અત્ર કેવળ એટલુંજ કહીએ છીએ કે આ યુદ્ધમાં શેખાવતોની સેનાએ જગતસિંહની કીર્તિ અપકીર્તિમાં એકસરખો ભાગ લીધો હતો. આ યુદ્ધમાં ખંડેલારાજ નરસિંહ અને વૃદ્ધ વૃંદાવનદાસ એ ઉભયના પ્રાણ ગયા.

નરસિંહના મૃત્યુ પછી તેમનો પુત્ર અભયસિંહ પોતાના પિતાના પદપર સ્થિત થયો. અંતે જ્યારે મહારાજા જગતસિંહ મારવાડનો ત્યાગ કરી, પોતાના રાજ્યમાં ચાલ્યા આવ્યા,ત્યારે તે પોતાની સેના લઇ શેખાવાટીમાં ચાલ્યો ગયો; પરંતુ મહારાજા જગતસિંહ સંધિના નિયમનો ભંગ કરી અભયસિંહને ખંડેલાનું રાજ્ય આપવાને અસમ્મત થયા. આથી અભયસિંહે અત્યંત દુઃખિત થઇ માચેરીના રાજા બખ્તાવરસિંહનો આશ્રય ગ્રહણ કર્યો;પરંતુ બખ્તાવરસિંહે તેની સાથે અતિ નિકૃષ્ટ પ્રતિનો વ્યવહાર ચલાવ્યો તેથી તે અસંતુષ્ટ થઈ માત્ર એક પખવાડીઉં રહી માચેરીનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. આ સમયે દેવંસા સ્થાનમાં મહારાષ્ટ્રીઓનો નેતા બાપુસિંધિઆ નિવાસ કરતો હતો. ખંડેલાનો બીજો અધીશ્વર પ્રતાપસિંહ પોતાના પુત્રની સાથે તેને શરણે ગયો. આ તરફ હનુમંતસિંહ રાજપૂતસ્વભાવસિદ્ધ બળવિક્રમપૂર્વક આ સમયે પુનઃ ગોવિંદગઢપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે ઉદ્યોગ કરવા લાગ્યો. તેણે સમસ્ત સમાચાર મેળવી સાઠ તેજસ્વી સૈનિકોને સંધ્યાસમયે એક નદીના તટપર છુપાવી રાખ્યા. અર્ધરાત્રિના સમયે તેઓ પહાડીમાર્ગથી એક એક કરીને કિલ્લા તરફ જવા લાગ્યા. તેમણે ગુપ્તરીતે કિલ્લાની દિવાલપર ચઢી દુર્ગ–રક્ષક સેનાનો સંહાર કરવા માંડયો. અલ્પ સમયમાં કિલ્લામાંની સમસ્ત સેના જાગૃત થઇ, એટલે ઉભય પક્ષોની વચ્ચે ભયંકર સંગ્રામ થવા લાગ્યો. પરાક્રમી વીર હનુમંતસિંહે શત્રુપક્ષનાં પુષ્કળ માણસોનો વધ કર્યો અને અવશેષ સેનાને નસાડી મૂકી શીઘ્ર ગોવિંદગઢપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. તે ઘોર રાત્રિમાં શેખાવતોએ વિજયાનંદથી ઉન્મત્ત થઈ નગારૂં વગાડયું.આ નગારાનો ધ્વનિ સાંભળી આનંદિત થઇ લાડખાની,મીના તથા અન્યાન્ય જાતિના રાજપૂતો શીઘ્રતાથી કિલ્લામાં પ્રવેશ્યા. હનુમંતસિંહના જયધ્વનિથી ગોવિંદગઢ કંપાયમાન થઇ ગયો. કેટલાંક અઠવાડિયાં પછી મહાવીર હનુમંતસિંહે બે હજાર સૈનિકો એકત્રિત કરી અંબરના મહારાજાની સામે પ્રબળ યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. તેણે પરમ સાહસિકતાપૂર્વક આક્રમણ કરી ખંડેલા અને તેની નિકટનાં અન્યાન્ય સ્થાનો એક પછી એક હસ્તગત કરી લીધાં. જયપુરના મહારાજાની જે સેના કિલ્લામાં રહેતી હતી તે વિજયી હનુમતસિંહના આગમનના સમાચાર સાંભળી પ્રાણ જવાના ભયથી ચોતરફ નાસવા લાગી. ખુશીઆલી નામનો પ્રસિદ્ધ પ્રપંચી પુરુષ આ સમયે ખંડેલામાં દરોગાતરિકે રહેતો હતો. તેણે પરમ ભયભીત થઈ અંબરમાં નાસી જઈ જયપુરપતિને પરાજયનું વૃત્તાંત કહી સંભળાવ્યું. જો કે અંબરપતિના તરફથી તેને એકસો સૈનિકોના ખર્ચના પૈસા મળતા હતા; તોપણ તે દુર્ગની રક્ષાને માટે કેવલ ત્રીસ માણસો પોતાની પાસે રાખીને બાકીનું દ્રવ્ય ઉચાપત કરી જતો હતો. આજ કારણથી હનુમંતસિંહને સરલતાથી

વિજય પ્રાપ્ત થયો હતો.

ખુશીઆલીના મુખથી હનુમંતસિંહે ખંડેલાપર પોતાના બાહુબળથી અધિકાર સ્થાપિત કરી દીધો છે, એવા વર્તમાન સાંભળી અંબરના મહારાજા અત્યંત ક્રોધિત થયા અને ખંડેલાપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે રતનચંદ નામના એક સેનાપતિને બે પાયદલસેના તથા એક ગોલંદાજસેના આપીને ખુશીઆલીની સાથે મોકલ્યો. વળી તેમણે એવી આજ્ઞા ફરમાવી કે આ વખતે જો ખુશીઆલી ખંડેલાપર અધિકાર સ્થાપિત કરી શકે નહિ, તો તેનો ઉચિત દંડ કરવો. ખુશીઆલી નવીન સેના લઈ ગર્વસહિત ખંડેલા તરફ જવા લાગ્યો. તેના આગમનના વર્તમાન સાંભળી હનુમંતસિંહે તેને નગરમાં પ્રવેશ નહિ કરવા દેવાની પ્રતિજ્ઞા કરી અને તે તેની પ્રતીક્ષા કરવા લાગ્યો. ખુશીઆલીની સેના તેની સમક્ષ ગઈ એટલે તેણે તેની સાથે પ્રબલ-યુદ્ધ કરી તેને નસાડી મૂકી; પરંતુ તેને સંપૂર્ણ વિજય મળવાનો પ્રસંગ આવ્યો તે સમયે તે એકાએક ઘાયલ થયો અને તેણે પોતાની સેના કિલ્લામાં મોકલી દીધી. ખુશીઆલી દરોગાએ પાછા ફરી કિલ્લાને ઘેરી લીધો. વીર હનુમંતસિંહે બીજીવાર શત્રુસેનાપર આક્રમણ કરી સિલહપોશસેનાના ૩૦ માણસો મારી નાખ્યા. જો કે ખુશીઆલી કોઇ પણ પ્રકારે કિલ્લો હસ્તગત કરી શકયો નહોતો, તોપણ કિલ્લામાંનું પાણી સમાપ્ત થઇ જવાથી હનુમંતસિંહે તેને તાબે થવાનો નિશ્ચય કર્યો; પરંતુ તે તેને તાબે થાય તે પૂર્વે જયપુરના મહારાજા તરફથી ખુશીઆલીએ તેને પાંચ ગામોનો અધિકાર આપવાનો પ્રસ્તાવ કર્યો. હનુમંતસિંહે શીઘ્ર પાંચ ગામો પ્રાપ્ત કરી કિલ્લો છોડી દીધો.

વિખ્યાત ખુશીઆલીરામ વોહરા અર્ધશતાબ્દી પૂર્વેથી અંબરરાજના દરબારમાં વિલક્ષણ પ્રતાપ અને પ્રભુત્વ ચલાવતો આવ્યો હતો. રાજા પ્રતાપસિંહે તેને અત્યંત ખરાબ માણસ જાણીને તેને જન્મપર્યંત કારાગૃહમાં પૂરવાની આજ્ઞા કરી હતી, તેમજ વોહરાકુટુંબના કોઇપણ માણસને રાજમંત્રીના પદપર નિયુક્ત કરવો નહિ, એવી ઇચ્છા પ્રકટ કરી હતી: અમે જે સમયનું વૃત્તાંત લખીએ છીએ તે સમયે ખુશીઆલીરામ કારાગૃહમાં પોતાની વૃદ્ધાવસ્થા વ્યતીત કરતો હતો; પરંતુ તેના સૌભાગ્યવશ જયપુરના મહારાજાએ તેને કારાગૃહમાંથી મુક્ત કર્યો અને તેને રાજમંત્રીના પદપર સ્થિત કર્યો. શેખાવાટીના સામંતોએ તેની પાસે અનેક પ્રતિનિધિઓ મોકલીને તેને પ્રાર્થના કરી કે:-"આપ કૃપા કરીને અમારા પિતાના તાબાના દેશો અમને પાછા સોંપો." સૌભાગ્યવશ ખુશીઆલીરામે ઉક્ત સામંતોની પ્રાર્થના પૂર્ણ કરવાને માટે અંબરના મહારાજાની સમક્ષ એવો પ્રસ્તાવ સાદર કર્યો કે:-"સામંતોજ રાજ્યનું પ્રધાનબલ છે અને તેમના સંતુષ્ટ રહેવાથીજ રાજ્યનું મંગલ છે. જો કે શેખાવાટીના સામંતો દીર્ઘકાળથી સ્વચ્છંદી બની અનેક પ્રકારના ઉપદ્રવો કરતા આવ્યા છે; તોપણ જ્યારે સમસ્ત જાતિની ઉપર આપત્તિ આવી પડે છે, ત્યારે તેઓ મહારાજની આધીનતા સ્વીકારી આપણા પક્ષનું સમર્થન કરી સેનાની સહાય આપવાને કોઇપણ પ્રકારની ત્રુટી કરતા નથી. મારવાડની સાથે ઝગડો થયો ત્યારે શેખાવાટીના સામંતોએ દશહજાર સૈનિકોની સાથે અંબરની સેનામાં ભળી મહારાજપર મહાન ઉપકાર કર્યો હતો. વિશેષતઃ જો શેખાવાટીના સામંતોની સાથે આપણો સદ્ભાવ નહિ હોય તો કોઇ સમયે મહારાષ્ટ્રીઓ અંબરમાં પ્રવેશ કરી મહાભયાનક કાંડ ઉપસ્થિત કરી દેશે, એવી આશંકા રહે છે; માટે મારો મત એવો છે કે આ સામંતોને સર્વ પ્રકારે સંતુષ્ટ કરી તેમને આપણા હાથમાં રાખવા ઇષ્ટ છે." ખુશીઆલીરામ વોહરાનાં આ વચનો સાંભળી અંબરના મહારાજા બોલ્યા કે:-"આપને જે ઠીક લાગે તે કરો." રાજાની આજ્ઞા પ્રાપ્ત થતાં ખુશીઆલીરામે શેખાવતોની સાથે એક નવીન સંધિ કરી. આ સંધિમાં એવો કરાર કરવામાં આવ્યો કે રાયસલોતોએ વાર્ષિક ૬૦ હજાર રૂપિયાની ખંડણી આપવી અને હાલમાં રૂપિયા ૪૦ હજારનું નજરાણું આપવું. આ કરાર સકલ સામંતોએ સ્વીકાર્યો અને ખંડેલાનગર તથા તેના તાબાના પ્રદેશોના અધીશ્વરોને પુનઃ નવીન શાસનસનંદ આપવામાં આવી. આ પ્રકારે પદભ્રષ્ટ થયેલા ખંડેલાના ઉભય અધીશ્વરો અભયસિંહ તથા પ્રતાપસિંહને પુનઃ પોતાના પિતાના અધિકારની પ્રાપ્તિ થઇ.

જો કે નવીન શાસનસનંદપર અંબરના મહારાજા તથા તેમના મુખ્યમંત્રીએ પોતાના હસ્તાક્ષર કર્યાં; પરંતુ આ સમયે જેટલી નાગાસેના ખંડેલાના કિલ્લામાં તથા શેખાવાટીદેશની સીમામાં આવેલા

કિલ્લાઓમાં રહેતી હતી તે કોઇપણ પ્રકારે અભયસિંહ તથા પ્રતાપસિંહને ઉકત દેશ સોંપવાને સમ્મત થઈ નહિ. વીરશ્રેષ્ઠ હનુમંતસિંહે ધાર્યું કે ખુશીઆલીરામ વોહરાએ ચતુરાઇથી ચાળીસ હજાર રૂપિયા ભેટમાં લઈ અમને છેતર્યા છે અને તેણે ગુપ્તરીતે પોતાના માણસોને અમને અમારો દેશ પાછો નહિ સોંપવાની આજ્ઞા આપી છે. દીર્ઘવિચાર કર્યા પછી તેણે ખંડેલાના ઉભય અધીશ્વરોની નિકટ એવો પ્રસ્તાવ સાદર કર્યો કે:–" આપ મને કેટલી સેના આપશો ? હું ગમે તેમ કરીને ખંડેલા દેશ હસ્તગત કરવાને પ્રયાસ કરીશ. " અભયસિંહ અને પ્રતાપસિંહની પાસે આ સમયે પાંચસેં શસ્ત્રધારી સેવકો હતા, તેમાંથી વીસ તેજસ્વી વીરોને ચુંટી કાઢી હનુમંતસિંહ તેમની સાથે ઉદયગઢના દ્વારપર જઇ પહોંચ્યો. તેણે પોતાનો ખરો પરિચય નહિ આપતાં કિલ્લામાં કહેવરાવી મોકલ્યું કે હું હનુમંતસિંહનો દૂત છું અને તેની પાસેથી આવ્યો છું. કિલ્લાના અધ્યક્ષે તેને વીસ શસ્ત્રધારીઓની સાથે કિલ્લામાં પ્રવેશ કરવા દીધો. પછી વીસ શસ્ત્રધારીઓ તેની પાછળ કિલ્લાના દ્વારપર આવીને ઉભા. તેઓ પણ કિલ્લામાં પ્રવેશ્યા. થોડા સમય પછી બીજા પણ શસ્ત્રધારીઓ કિલ્લાના દ્વારપર આવીને એકત્રિત થયા. હવે હનુમંતસિંહે પોતાનો યથાર્થ પરિચય આપ્યો અને અંબરના અધીશ્વર તથા રાજમંત્રીનાં હસ્તાક્ષરસહિતની નવીન શાસનસનંદ દર્શાવી તે બોલ્યો:–" જો તમે આજ પળે આ કિલ્લાનો પરિત્યાગ કરીને ચાલ્યા નહિ જાઓ તો આ તલવારવતી હું એકે એકના પ્રાણનો નાશ કરી નાખીશ. " વીરશ્રેષ્ઠ હનુમંતસિંહને આ પ્રકારે દૃઢપ્રતિજ્ઞ અને બલવાન જોઇ નાગાઓ પ્રાણ જવાના ભયથી શીઘ્ર કિલ્લો છોડીને પલાયન કરી ગયા. અભયસિંહે અને પ્રતાપસિંહે દીર્ઘકાળ પછી પોતાના પિતાના વિધ્વસ્ત થયેલા દેશપર અધિકાર સ્થાપિત કર્યો અને તેઓ ઉકત હનુમંતસિંહની સલાહથી પોતાની પ્રાચીન શત્રુતા છોડી સલાહસંપથી રહેવા લાગ્યા.

અભયસિંહ અને પ્રતાપસિંહને રાજ્ય મળ્યા પછી અલ્પ અવધિમાં વિખ્યાત પહાણલૂંટારો અમીરખાં વિકાળસ્વરૂપ ધારણ કરીને અંબરરાજ્યમાં આવ્યો. મહારાજા જગતસિંહે તેનું દમન કરવાને માટે પોતાની તથા સામંતોની સેના તૈયાર કરી. પૂર્વસંધિ અનુસાર ખંડેલાપતિ અભયસિંહ અને પ્રતાપસિંહની સેના પણ જગતસિંહની સેનામાં આવી મળી. અમીરખાંના પ્રધાન સેનાપતિ મહમ્મદશાહની સામે ઉકત દલ દૂનીના સામંત રાય ચંદસિંહના આધિપત્યનીચે શીઘ્ર ગયું. ધોમગઢમાં મહમ્મદશાહ રહેતો હતો. ઉકત સેનાએ તે કિલ્લો ઘેરી લીધો. અંતે કિલ્લો સંપૂર્ણ રીતે હસ્તગત થવાનો પ્રસંગ આવી પહોંચ્યો; પરંતુ એક સાધારણ કારણથી રાજપૂતસેનાના સર્વ હેતુ નિષ્ફળ થયા.

શેખાવતસેનાના એક દલે આ સમયે ટોંકના તાબાનું એક નગર જીતી તેને લૂંટી લીધું. તેમાં એક ગોગાવત શાખાનો માણસ મરણ પામ્યો. વિજયી શેખાવતોની સેનાએ તેની સમસ્ત સંપત્તિ લૂંટી લીધી. ઉકત મરણ પામેલા માણસના પુત્રો શીઘ્ર ગોગાવતોના નેતા રાય ચંદસિંહની પાસે ગયા અને તેને સમસ્ત વૃત્તાંત કહી સંભળાવી તેની સહાય માગી. ચંદસિંહે તેમને પોતાની પૈતૃકસંપત્તિપર પુનઃ અધિકાર સ્થાપિત કરવામાં સહાય કરવાને માટે કેટલાક બખ્તરવાળા સિપાઇઓ આપ્યા. શેખાવતો તેમને તેમની સંપત્તિ પાછી આપવાને કોઇપણ પ્રકારે સમ્મત થયા નહિ. તેમણે ઉલટંપક્ષે પોતાનું દલ વિશેષ પ્રબલ કર્યું. આ વર્તમાન સાંભળી ચંદસિંહ પરમ ક્રોધિત થયો અને તેણે ગોગાવતોને સહાય કરવાને પુષ્કળ માણસો મોકલી આપ્યા. આથી શેખાવતો અને ગોગાવતોમાં પરસ્પર યુદ્ધ થવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. શેખાવાટીના બે સામંતો સમસ્ત શેખાવતસામંતોની સેના લઈ યુદ્ધક્ષેત્રમાં આવીને ઉભા. ચંદસિંહને ઉકત ગોગાવતોની સાથે નિકટનો સંબંધ હતો તેથી તેણે પણ પુષ્કળ માણસો મોકલી આપ્યા. શીઘ્ર અંબરના સમસ્ત સામંતોની સેનાએ આત્મવિગ્રહ ઉપસ્થિત કરી મહાસમરાગ્નિ પ્રજ્વલિત કરી દીધો. કેવળ સીકરના સામંતજ આ વિવાદથી તટસ્થ રહ્યા. ઝગડો ઘણો વધી ગયો, ત્યારે ખાંગારોતશાખાના સામંતે મધ્યસ્થ બનીને કહ્યું કે:–" ઉભય પક્ષોનું-સન્માન જળવાય એવી રીતે ઝગડાનો નિકાલ લાવવો ઉચિત છે. જો કે ખંડેલાપતિ ગોગાવતોની સંપત્તિ લૂંટીને પોતાના દેશમાં લઇ ગયા છે, તથાપિ તેઓ તે સમસ્ત સંપત્તિ મુખ્ય સેનાપતિની પાસે પાછી મોકલી આપશે એટલે ઉભય પક્ષોનું સન્માન જળવાશે. " શેખાવતો તત્કાળ ઉકત સલાહ પ્રમાણે વર્તવાને સમ્મત થયા. આથી જો કે ઝગડો નિવૃત્ત થયો; પરંતુ ચંદસિંહ સંતુષ્ટ થયો નહિ.

વિગ્રહ શાંત થયો અને ભોમગઢનો અવરોધ છોડી દેવામાં આવ્યો. સમસ્ત સામંતો પોતપોતાનાં દેશમાં ચાલ્યા ગયા. સીકરનો સામંત લક્ષ્મણસિંહ કે જે આ ઝગડામાં સામેલ થયો નહોતો, તેણે શેખાવાટીના ઉભય અધીશ્વરોને અસરલ માર્ગથી ખંડેલાનગર તરફ જતા જોઈ તત્ક્ષણ ખંડેલાપર અધિકાર સ્થાપિત કરવાનો નિશ્ચય કર્યો. તે તત્કાળ પોતાની સેના સીકરમાં લઇ ગયો અને ત્યાંથી એકદમ ખંડેલા તરફ ધસ્યો. તેણે પ્રથમ સીસોહ નામના સ્થાનપર ઘેરો નાખ્યો, અને અનેક પ્રકારનાં ચાતુર્ય તથા છલકપટથી તે સ્થાનપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. જે પઠાણની સામે પહેલાં કેટલાક દિવસપર્યંત સીકરપતિને યુદ્ધ કરવું પડયું હતું; તે પઠાણને બે લાખ રૂપિયા આપવાના કરીને તેની સહાય મેળવવાને માટે તેણે પ્રયાસ કર્યો. આ દ્રવ્યની લાલચથી મન્નૂ અને મહોબતખાં નામના બે પઠાણ સેનાપતિઓ શીઘ્ર સીકરપતિને આવી મળ્યા. સીકરપતિ લક્ષ્મણસિંહ ખંડેલાપર અધિકાર સ્થાપિત કરવાને ઉદ્યત થયો છે, એવા વર્તમાન વીરશ્રેષ્ઠ હનુમંતસિંહના કર્ણે પહેલાંથીજ પહોંચ્યા હતા. આથી તેણે આ ભયંકર વિપત્તિમાં અભયસિંહ અને પ્રતાપસિંહના હિતની રક્ષાને અર્થે પઠાણસેનાપતિઓપર સંદેશો મોકલ્યો કેઃ—"જો તમે ખંડેલાપતિની સામે યુદ્ધ નહિ કરો તથા ખંડેલામાં પ્રવેશ પણ નહિ કરો તો તમને રૂ. ૫૦૦૦૦ આપવામાં આવશે." પરંતુ દુરાચારી મહોબતખાંએ ઉક્ત રકમ લેવા છતાં પણ અધિક રૂપિયાની લાલચથી પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો અને લક્ષ્મણસિંહને સંપૂર્ણ સહાય કરી.

વીરશ્રેષ્ઠ હનુમંતસિંહ પઠાણ સેનાપતિ મહોબતખાંના આ વર્તનથી અત્યંત ક્રોધિત થયો અને તે શીઘ્ર ખંડેલાની રક્ષાને અર્થે ઉપયુકત તૈયારી કરવા લાગ્યો; પરંતુ વિપક્ષીઓના નેતા લક્ષ્મણસિંહે પોતાના પિતાના સંચિત કરેલા અઢળક દ્રવ્યની સહાયથી પોતાનો પક્ષ ઘણોજ મજબૂત બનાવ્યો હતો. તેણે શીઘ્ર રેવાસો અને અન્યાન્ય નગરોપર પોતાનો અધિકાર સંસ્થાપિત કરી દીધો. વિજયી લક્ષ્મણસિંહે ત્યાર પછી પોતાની પ્રબલ સેનાસહિત ખંડેલાનગરપર આક્રમણ કર્યું; પરન્તુ વીરશ્રેષ્ઠ હનુમંતસિંહે ઉક્ત કિલ્લામાં સુરક્ષિત રીતે રહી દૂરના કોટાના કિલ્લામાં દીર્ઘકાળપર્યંત પહોંચી શકે એટલા ખાદ્યપદાર્થો ગુપ્ત રીતે સંગ્રહિત કરાવવા માંડયા અને ત્રણ અઠવાડીઆં સુધી ખંડેલાના કિલ્લાની રક્ષા કરી. અંતે આ અવધિ પછી જ્યારે તેના સાંભળવામાં આવ્યું કે કોટાનો કિલ્લો સર્વ પ્રકારની સંપત્તિથી પૂર્ણ થઈ ગયો છે, ત્યારે તે હાથમાં નાગી તલવાર ગ્રહણ કરી સ્વસેનાસહિત કિલ્લાની બહાર નીકળ્યો અને શત્રુઓનો ભયંકર રીતે સંહાર કરવા લાગ્યો. આ પ્રકારે તે શત્રુપક્ષને ભેદી સુરક્ષિત રીતે કોટાના કિલ્લામાં ચાલ્યો ગયો.આ સમયે સમસ્ત સામંતોએ અભયસિંહ અને પ્રતાપસિંહને માટે પોતાના પ્રાણસુદ્ધાં આપવાનો નિશ્ચય કર્યો હતો અને તે માટે તેઓ કોટાના કિલ્લામાં એકત્રિત થયા હતા.

સીકરનો સામંત લક્ષ્મણસિંહ ખંડેલાના ઉભય અધીશ્વર અભયસિંહ અને પ્રતાપસિંહનો તાબાનો સામંત હતો. તે નિષ્કૃષ્ટશ્રેણીનો સામંત હતો; છતાં પણ તેણે પોતાના સ્વામીના અધિકારનો લોપ કરવાની ચેષ્ટા કરી તેથી અન્યાન્ય સામંતો અત્યંત ક્રોધિત થયા અને ઘણા સામંતો અભયસિંહ તથા પ્રતાપસિંહને સહાય કરવા લાગ્યા; પરંતુ ચતુર લક્ષ્મણસિંહે તેમાંના કેટલાકને દ્રવ્યની લાંચ આપી હસ્તગત કરી લીધા અને જેઓ લાંચથી ફસાયા નહિ તેમના પ્રદેશમાં તેણે પઠાણસેના મોકલી. આથી તેમને પોતાનું સંરક્ષણ કરવાની જરૂર પડી, જેથી તેઓ ખંડેલાપતિને સહાય કરી શકયા નહિ. જો કે કેટલાક સામંતોએ અંબરરાજની નિકટ એવી પ્રાર્થના કરી કે સીકરપતિએ અન્યાયપૂર્વક ખંડેલાપર આક્રમણ કર્યું છે; પરંતુ અંબરરાજે તેમની પ્રાર્થનાપર લક્ષ્ય આપ્યું નહિં. શેખાવાટીના ઉકત ઉભય અધીશ્વરોને લીધેજ ભોમગઢનો અવરોધ નિષ્ફળ થયો છે એમ જાણી અંબરપતિ તેમનાપર અત્યંત ક્રોધિત થયા અને તેમનું પતન પણ તેમની ઇચ્છાથીજ થયું.

વીરશ્રેષ્ઠ હનુમંતસિંહ કોટાના કિલ્લામાં આવી કિલ્લાની બહાર પ્રબલ લક્ષ્મણસિંહની પ્રતીક્ષા કરવા લાગ્યો. લક્ષ્મણસિંહે પઠાણસેનાની સહાયથી ખંડેલાપર અધિકાર સ્થાપિત કરી કોટાપર પણ ઘેરો નાખ્યો. હનુમંતસિંહે કિલ્લાની બહારજ ખડા રહી ત્રણ માસપર્યંત શત્રુઓની આશા વ્યર્થ કરી. અંતે એ મુદત પછી શત્રુઓએ અતુલ વિક્રમસહિત તેનાપર આક્રમણ કર્યું. સકલ માણસો-

એ હનુમંતસિંહને કિલ્લામાં પ્રવેશ કરવાની સલાહ આપી;પરંતુ પ્રબલ પરાક્રમશાળી હનુમંતસિંહે કહ્યું કે:- " જ્યારે ખંડેલાનો કિલ્લો ચિરકાલને માટે શત્રુઓના હાથમાં ગયો છે, ત્યારે હવે કિલ્લામાં પ્રવેશવા-ની આવશ્યકતા શી છે ? " તેણે રાજપૂતસ્વભાવસુલભ તેજસ્વિતાપૂર્વક પોતાની સેનાને ઉત્તેજિત કરીને કહ્યું:-" કાં તો શત્રુઓનો સંહાર કરો અને કાં તો તમારાં જીવનનું બલિદાન આપો. " આમ બોલી તત્ક્ષણ તેણે હાથમાં નગ્ન સમશેરસહિત શત્રુઓપર આક્રમણ કર્યું અને તેમને પરાસ્ત કરી દીધા; પરંતુ નાઠેલી સેના પુનઃ સહસા દોડી આવી અને ઉભય પક્ષોની વચ્ચે પ્રભાતકાલથી સંધ્યા-પર્યંત ઘોર યુદ્ધ ચાલ્યું. અંતે હનુમંતસિંહે પ્રચંડ વેગથી શત્રુદલના વ્યૂહને ભેદી સમસ્ત સેના નસાડી મૂકી. તેણે નાસતી સેનાની પૂંઠ પકડી; પરંતુ અત્યંત ખેદનો વિષય છે કે તેનાં તોપખાનાંની સન્મુખ પહોંચતાં અચાનક એક ગોળાના આઘાતથી તેના પ્રાણ ગયા. હનુમંતસિંહનું મૃત્યુ થતાંની સાથેજ શત્રુ-પક્ષનો જય થયો. નેતાનું મૃત્યુ થતાં આવરુદ્ધ સેનાએ કિલ્લામાં પ્રવેશ કર્યો. આ સમરમાં હનુમંતસિંહની પાસે અધિક સેના નહોતી.બીજે દિવસે પ્રભાત થતાં કિલ્લામાંની સેનાએ હનુમંતસિંહના શબને અગ્નિસં-સ્કાર કરી શકાય અને ઘાયલ થયેલા માણસોને અન્ય સ્થાને મોકલી શકાય એટલા માટે થોડા સમય સુધી યુદ્ધ મુલતવી રાખવાની લક્ષ્મણસિંહને પ્રાર્થના કરી. લક્ષ્મણસિંહે આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. તે સમયે અભયસિંહ અને પ્રતાપસિંહની સાથે સંધિ કરવાનો પ્રસ્તાવ ઉપસ્થિત કરવામાં આવ્યો; પરંતુ ખંડેલાના તે ઉભય અધીશ્વરોએ તે પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો. હનુમંતસિંહના મૃત્યુના વર્તમાન સાંભળ-તાંની સાથેજ ઉદયપુરનો અધીશ્વર કે જે પ્રથમથી અભયસિંહ અને પ્રતાપસિંહના પક્ષનું સમર્થન કરતો આવ્યો હતો, તેણે પુનઃ કેટલીક સેના સાથે ભોજનની સામગ્રી કિલ્લામાં મોકલી આપી. જો ખે-તડીનો સામંત આ સમયે હોત તો તે પણ અવશ્ય સહાય કરત; પરંતુ તે આ સમયે જયપુરમાં હતો. તેણે પોતાના પુત્રને બિસાઉદેશના સામંતની સમ્મતિથી કાર્ય કરવાની આજ્ઞા ફરમાવી હતી; પરંતુ તે સામંત લાંચ અને જીતાયેલા દેશોમાં ભાગ પ્રાપ્ત કરવાની શરતથી લક્ષ્મણસિંહના પક્ષમાં ભળ્યો હતો. આથી ખેતડીના સામંતના પુત્રે અભયસિંહ અને પ્રતાપસિંહને સહાય કરી નહિ.તેમની સેનાએ કયાંયથી પણ સહાય નહિ મળવાથી વીરરાજપૂતોના ધર્મ પ્રમાણે તેઓએ સાધારણ બાજરાના રોટલા ખાઇને બીજાં પણ પાંચ અઠવાડીઆં સુધી કિલ્લાની રક્ષા કરી. અંતે ખાદ્યપદાર્થોના અભાવથી કિલ્લામાંની સેનાના પ્રાણ જવાનો પ્રસંગ આવી પહોંચ્યો, ત્યારે સર્વ તાબે થવાનો વિચાર કરવા લાગ્યા. આ સમયે અવરોધ-કારી લક્ષ્મણસિંહે એવો સંદેશો મોકલ્યો કે હું અભયસિંહ અને પ્રતાપસિંહને દશ ગામોનો અધિકાર આપવાને તૈયાર છું, માટે તમે તાબે થાઓ. આ પ્રસ્તાવ સાંભળી કિલ્લામાંની સેના તેને તાબે થઇ. પ્રતાપસિંહે તો પાંચ ગામો લેવાનો સ્વીકાર કર્યો, પરંતુ અભયસિંહ પોતાના કુલગૌરવનું સ્મરણ કરી પાંચ ગામો લેવાને સમ્મત થયો નહિ. જો કે પ્રતાપસિંહે પાંચ ગામોપર થોડા દિવસ સુધી અધિકાર ભોગવ્યો; પરંતુ તે પછી દુરાચારી લક્ષ્મણસિંહે તેને તેથી વંચિત કરી દીધો. ઇતિહાસવેત્તા કર્નલ ટૉડ જણાવે છે કે ઇ૦ સ૦ ૧૮૧૪ માં ખંડેલાના અંતિમ ઉભય અધીશ્વરો અભયસિંહ અને પ્રતાપસિંહ ઝુંઝુનુ નામના સ્થાનમાં અત્યંત દારિદ્રમાં કાળ નિર્ગમન કરતા હતા. આ સમયે સિંહાની સામંતો ફંડ એકઠું કરીને તેમને પ્રતિદિન પાંચ રૂપિયા વ્યયને માટે આપતા હતા.

ઇ૦ સ૦ ૧૮૧૪માં જ્યારે અંબરના રાજમંત્રીના પદપર મિશ્ર શિવનારાયણ વિરાજમાન હતો, તે સમયે અફઘાનલોકોના નેતા અમીરખાંએ જયપુરપતિની પાસે નવ લાખ રૂપિયાની ખંડણી માગી. અંબરના રાજાનો ખજાનો આ સમયે સર્વથા ખાલી થઈ ગયો હતો. રાજમંત્રીએ અન્ય કોઇ ઉપાય નહિ જોઈ અંતે સીકરના સામંત લક્ષ્મણસિંહપ્રતિ દૃષ્ટિ નાખી. લક્ષ્મણસિંહે જયપુરપતિની સમ્મતિવિના બલપૂર્વક ખંડેલાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો અને આ સમય-પર્યંત તેને જયપુરેશ્વરની તરફથી ખંડેલાના શાસનની સનંદ મળી નહોતી. તેણે દીર્ઘકાળપર્યંત શાસન-સનંદ પ્રાપ્ત કરવાને માટે મહા પ્રયાસ કર્યો હતો;પરંતુ તે અદ્યાપિ સફળ થયો નહોતો. આ સમયે મિશ્ર શિવનારાયણે તેને જણાવ્યું કે:-" જો તમે સ્વયં પાંચ લાખ રૂપિયા અને સિંહાનીસામંતોની પાસેથી ચારલાખ રૂપિઆ એકત્રિત કરી અમીરખાંને આપશો તો તમને ખંડેલાની શાસનસનંદ આ-પવામાં આવશે. " લક્ષ્મણસિંહે આ પ્રસ્તાવનો સ્વીકાર કર્યો. આ સમયે અમીરખાં રાનોલીમાં નિવાસ

કરતો હતો. લક્ષ્મણસિંહે ત્યાં જઇ તેને નવલાખ રૂપિયા આપ્યા અને તેની પાસેથી રસીદ લઇ તે જયપુરપતિની પાસે મોકલી આપી. આથી જયપુરપતિએ લક્ષ્મણસિંહને ખંડેલાનો પટો આપ્યો.

લક્ષ્મણસિંહ શાસનસનંદ પ્રાપ્ત થવાથી પરમ આનંદિત થઈ જયપુરમાં ગયો અને ખંડેલાની એક વર્ષની ખંડણી મહારાજને અગાઉથી આપી દીધી. જયપુરપતિ જગતસિંહે ૫૭ હજાર રૂપિયાની ખંડણી નિયત કરી તેને ખિલત, પોશાક અને આભૂષણ અર્પણ કર્યાં તથા તેને પોતાના હાથથી અભિષિક્ત કરી દીધો. આ રીતે રાયસાલના અંતિમ વંશજ અભયસિંહ અને પ્રતાપસિંહનો પૈતૃક અધિકાર સદાને માટે લુપ્ત થઇ ગયો અને ખંડેલાદેશ શેખાવતોની એક નિકૃષ્ટ શાખામાં ઉત્પન્ન થયેલા લક્ષ્મણસિંહના અધિકારમાં ગયો. પાઠકોના સ્મરણમાં હશેજ કે એક બ્રાહ્મણે જયપુરપતિની પાસેથી ખંડેલાદેશનો ઇજારો લીધો હતો અને તેણે સામંતોપર આક્રમણ કરી તેમને તથા પ્રજાને પુષ્કળ દુઃખ દીધું હતું; પરંતુ આ સમયે તે અપમાનિત થઇને જયપુરમાં આવ્યો અને તેણે પોતાના આશ્રયદાતા મિશ્ર શિવનારાયણનું શરણ ગ્રહણ કર્યું. અંતે તેણે કૃતઘ્ન બની ચાતુર્ય અને પ્રપંચજાળનો વિસ્તાર કરી શિવનારાયણને રાજાની સમીપ એવો કલંકિત કર્યો કે તેથી તેણે આત્મહત્યા કરી. અંતે ઉક્ત બ્રાહ્મણે અસીમ સાહસપૂર્વક પ્રપંચજાળના બળથી અંબરનું મંત્રીપદ પ્રાપ્ત કર્યું. લક્ષ્મણસિંહે અંબરની રાજસભામાં આવી ત્યાં પોતાની બુદ્ધથી પોતાની પ્રભુતાનો વિસ્તાર કર્યો. આ સમયે ઉક્ત બ્રાહ્મણ રાજમંત્રીના પદપર સ્થિત હતો. તે ચતુર બ્રાહ્મણે લક્ષ્મણસિંહને આ પ્રકારે પોતાની પ્રભુતા વૃદ્ધિંગત કરતો જોઇ પોતાનાં સામર્થ્ય અને આધકારનો લોપ થવાની આશંકાથી કોઇપણ પ્રકારે તેને રાજકોપમાં નાખવાની ચેષ્ટા કરી. તેણે ગુપ્તરીતે લક્ષ્મણસિંહના નવીન ખંડેલાદેશપર આક્રમણ કરવાની પોતાની સેનાને આજ્ઞા આપી. સિદ્ધાનીરાજપૂતોએ પોતાનો પૂર્વ અધિકાર પુનઃ પ્રાપ્ત કરવાની આશાથી જયપુરની સેના સાથે મળી ખંડેલાપર આક્રમણ કર્યું. બ્રાહ્મણમંત્રી લક્ષ્મણસિંહનું પતન કરવાને પ્રયાસ કરવા લાગ્યો ખરો, પરંતુ લક્ષ્મણસિંહની રાજનૈતિક ચતુરાઇથી તે સફળમનોરથ થઇ શક્યો નહિ. લક્ષ્મણસિંહ ખંડેલાની રક્ષાને અર્થે સ્વયં ત્યાં નહિ જતાં જયપુરમાંજ રહ્યો; પરંતુ તેણે અત્યંત ગુપ્તરીતે પઠાણનેતા જમશેદખાંની પાસે પુષ્કળ દ્રવ્ય મોકલ્યું અને તેને સહાય કરવાની પ્રાર્થના કરી. જમશેદખાંએ શીઘ્ર સેનાસહિત આવી જયપુરની સેનાપર આક્રમણ કર્યું અને તેની છાવણીમાંની સમસ્ત સંપત્તિ લૂંટી લીધી. જયપુરની સેનામાં ઉક્ત બ્રાહ્મણમંત્રી સ્વયં પણ હતો. તે આ આકસ્મિક વિપત્તિથી અત્યંત ક્રુદ્ધ થયો અને તેણે અન્ય ઉપાય નહિ જોઈ જયપુર તરફ કૂચ કરી. તેણે જયપુરમાં જઈ લક્ષ્મણસિંહને પકડવાનો પ્રયાસ કર્યો; પરંતુ લક્ષ્મણસિંહ પ્રાણના ભયથી કેવલ પાંચસેં અશ્વારોહીઓ પોતાની સાથે લઇ રાજધાની છોડી શીઘ્રતાથી નાસી ગયો. રાજમંત્રીએ કેટલેક દૂર સુધી તેની પૂંઠ પકડી; પરંતુ તે હાથમાં આવ્યો નહિ. આથી રાજમંત્રીએ પાટનગરમાં પાછા આવી લક્ષ્મણસિંહ અને તેના પક્ષના સમસ્ત સામંતોની સંપત્તિ પોતાના અધિકારમાં લઇ લીધી. જમશેદખાંના ભયથી ઉક્ત બ્રાહ્મણમંત્રી જયપુર તરફ કૂચ કરવા લાગ્યો ત્યારે સિદ્ધાનીસામંતોએ અભયસિંહને નેતા બનાવી પ્રબલતાપૂર્વક ખંડેલાપર આક્રમણ કર્યું; પરંતુ અંતે તેઓ પરાસ્ત થઇને નાસી ગયા. આ પ્રકારે અભયસિંહની અંતિમ આશા નાશ પામી.

શેખાજીના જ્યેષ્ઠપુત્ર રાયસાલને સાત પુત્રો ઉત્પન્ન થયા હતા. તેમાં ચોથો પુત્ર તિરમલ હતો. તેને રાવની ઉપાધિ તથા કાસલી દેશનાં ૮૪ ગામોનો અધિકાર પ્રાપ્ત થયો. તિરમલનાં પુત્ર હરિસિંહે પોતાના બાહુબલથી ફત્તેપુરના કાયમખાની લોકોની પાસેથી બીલાડા નામનું સ્થાન અને તેના તાબાનાં ૧૨૫ ગામોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને થોડા સમય પછી રેવાસોનાં બીજાં પણ પચ્ચીસ ગામોપર બલપૂર્વક અધિકાર કર્યો. હરિસિંહના પુત્ર શિવસિંહે કાયમખાનીઓની પાસેથી તેમનું પાટનગર ફત્તેપુર જીતી લીધું અને ત્યાંજ નિવાસ કરવા માંડયો. શિવસિંહના પુત્ર ચાંદસિંહે સીકરની સ્થાપના કરી. આ ચાંદસિંહના વંશમાં ઉત્પન્ન થયેલા દેવીસિંહે પોતાના નિકટના સંબંધી શાહપુરાના ઠાકોરના પુત્ર લક્ષ્મણસિંહને દત્તકતરિકે ગ્રહણ કર્યો. લક્ષ્મણસિંહે જે સમયે સીકરપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો તે સમયે તેની અવસ્થા ઘણી સારી હતી તેમજ તેણે પોતાનાં બુદ્ધિબલથી પોતાના દેશની અવસ્થા ઘણી સુધારી હતી. લક્ષ્મણસિંહે ખંડેલાપર અધિકાર સ્થાપન

કર્યા પૂર્વે પોતાના ખંડિયા સામંતોને હીનબલ કરવાને માટે તેમના દેશો વિધ્વસ્ત કરી નાખ્યા. તેણે પોતાની માતૃભૂમિ શાહપુરાના દુર્ગને પણ વિધ્વસ્ત કરી ભૂમિભેગો કર્યો અને બીલાડા, ભટાતી તથા પાસલીના કિલ્લાઓનો પણ નાશ કર્યો. લક્ષ્મણસિંહ આવા પ્રતાપપૂર્વક રાજ્ય કરતો હતો તેથી તેનો જન્મદાતા પિતા પણ અત્યંત દુઃખિત થઇ પોતાનો દેશ છોડી જોધપુરમાં ચાલ્યો ગયો અને ત્યાંના મહારાજાના આશ્રયે રહેવા લાગ્યો.

આ સમયે લક્ષ્મણસિંહના તાબાનો દેશ દૃઢ અને ઉન્નત સ્થિતિમાં હતો. ગામ અને નગરની સંખ્યા ૧૫૦૦ હતી અને તે દ્વારા આઠલાખ રૂપિયાની ઉપજ થતી હતી. લક્ષ્મણસિંહે પોતાનું નામ અક્ષય કરવાને માટે લક્ષ્મણગઢ[1] નામનો એક કિલ્લો બંધાવ્યો અને અન્યાન્ય અનેક સ્થાનોને પણ દુર્ગબદ્ધ કર્યાં. પોતાના દેશની રક્ષાને અર્થે તેણે અલીગોલ નામની બંદુકધારી સેનાની રચના કરી હતી. તેની પ્રત્યેક સેનામાં એક એક ગોલંદાજદલ હતું. તે સિવાય તેના તાબામાં એક હજાર શિક્ષિત અશ્વારોહીઓ હતા. તેમાં પાંચસેં પગારદાર અને પાંચસેં જાગીરદાર હતા. લક્ષ્મણસિંહ એવો પ્રબલ બની ગયો હતો કે જો જયપુરપતિ અંગ્રેજ સરકારની સાથે સંધિ કરીને તેની લૂંટફાટની રીતિ દૂર ન કરત તો તેણે જે પઠાણસેનાની સહાયથી ખંડેલાપર[2] પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો તે સેનાની કુમકથી તે સમસ્ત શેખાવાટીદેશપર પોતાનો અધિકાર સ્થાપન કરી શકત.

અર્ધશતાબ્દીથી પણ ઘણા કાળપૂર્વે કર્નલ ટૉડે ખંડેલાદેશનો જે ઇતિહાસ લખ્યો છે તેમાં અનેક કારણોથી અમે કાંઇ પણ વૃદ્ધિ કરી શકતા નથી, તે માટે અમને અત્યંત શોક થાય છે.

અમે અત્રે શેખાવાટીના રાજવંશની એક પ્રબલ શાખાનું અર્થાત્ સિદ્ધાનીઓનું સંક્ષિપ્ત વર્ણન કરીશું. રાયસાલના તૃતીય પુત્ર ભોજરાજથી સિદ્ધાનીઓની ઉત્પત્તિ થઈ છે. રાયસાલે જે સમયે પોતાના સાત પુત્રોમાં પોતાનું રાજ્ય વિભક્ત કરી નાખ્યું તે સમયે ભોજરાજને ઉદયપુર નગર અને તેના તાબાના દેશો મળ્યા હતા. ભોજરાજના વંશજોની સંખ્યા પુષ્કળ વધી પડી. પાછળથી તેઓ ભોજાની નામથી ઓળખાયા. તેમનું મુખ્ય સ્થાન ઉદયપુર હતું. ઉદયપુર ઘણા પ્રાચીન કાળથી શેખાવતોના પ્રધાન સમિતિસ્થાનતરિકે પ્રસિદ્ધ થયું હતું. આ ઉદયપુરમાં[3] અનેક સમયે શેખાવતનેતાઓએ એકત્રિત થઇ જાતીય એકતા સાધી હતા.

ભોજરાજની કેટલીક પેઢીઓ થઈ ગયા પછી તેના વંશનો જગરામ નામનો માણસ ઉદયપુરની ગાદીપર અધિષ્ઠિત થયો. તેના છ પુત્રોમાંથી જ્યેષ્ઠનું નામ સાધુ હતું. તે દશેરાના પર્વોત્સવપર કાંઈ કારણથી પોતાના પિતાની સાથે ઝગડો કરી તેનું રાજ્ય છોડી અન્ય સ્થાને પોતાની ઉન્નતિ કરવાને ચાલ્યો ગયો. વર્તમાનકાળમાં સિદ્ધાનીલોકો જે ભૂખંડમાં નિવાસ કરે છે તે સમસ્ત દેશ તે સમયે ફત્તેપુરના અફ્ઘાન જાતિના કાયમખાની[4] નવાબને તાબે હતો.તે નવાબ દિલ્હીના સમ્રાટને ખંડણી આપી તે દેશનું શાસન કરતો હતો. સાધુ પોતાના પિતાના રાજ્યનો ત્યાગ કરી ઉક્ત નવાબની પાસે ગયો. તેણે તેનો અતિ ઉત્તમ રીતે આદરસત્કાર કર્યો. સાધુ પોતાનાં બાહુબલ અને બુદ્ધિબળથી શીઘ્ર તે નવાબનો એવો વિશ્વાસપાત્ર અને પ્રેમપાત્ર બની ગયો કે નવાબે તેને સમસ્ત કાર્યોનો ભાર અર્પણ કર્યો. આના સંબંધમાં બે હકિકત પ્રકટ થઇ છે અને તે ઉભય વિશ્વાસયોગ્ય છે. એકપરથી પ્રતીત થાય છે કે નવાબને પુત્ર નહોતો, તેથી તેણે સાધુને દત્તકસ્વરૂપે ગ્રહણ કરી તેને ઉક્ત ઝુંઝુનુ દેશ તથા તેના તાબાનાં ૮૪ ગામો અર્પણ કર્યાં અને નવાબનું મૃત્યુ થયા પછી તે દેશપર સાધુએ પોતાનો અધિકાર સ્થિર રાખ્યો. બીજી હકિકત એવી છે કે સાધુએ ઉક્ત

૧ સંવત ૧૮૬૨ ( ઈ૦ સ૦ ૧૮૦૬ )માં એક ઉચ્ચ શિખરપર આ કિલ્લો બંધાવવામાં આવ્યો હતો. આજ સ્થળપર પ્રાચીન કાળમાં એક કિલ્લો હતો; પરંતુ તે આ સમયે વિધ્વસ્ત અવસ્થામાં હતો. લક્ષ્મણગઢ જયપુરની પેઠે ઉત્તમ પ્રકારે બંધાવવામાં આવ્યો હતો.

૨ ખોકર રાજપૂતોદ્વારા ખંડેલા નામની ઉત્પત્તિ થઇ છે. ખંડેલા નગરમાં ચાર હજાર ઘરો છે અને તેના તાબાનાં ગામોની સંખ્યા ૮૦ છે.

૩ ઉદયપુરનું પ્રાચીન નામ કાઇસ છે અને તેના તાબામાં ૪૫ ગામો છે;જે ચાર ભાગોમાં વિભક્ત છે.

૪ કાયમખાની લોકો અફ્ઘાન નથી, પણ તેઓ ચોહાણજાતિના રાજપૂતો છે.

નવાબના દેશોમાં પોતાનો અધિકાર સારીપેઠે જમાવી તે વૃદ્ધ નવાબને કહ્યું કેઃ–" આપે મને જે શાસનભાર અર્પણ કર્યો છે, તે હું મારા પોતાના હાથમાંજ રાખવાની ઇચ્છા રાખું છું. આપના નિર્વાહને માટે મેં કેટલાંક ગામો નિયુક્ત કર્યાં છે, માટે આપ ત્યાં જઇને તેનો ઉપભોગ લ્યો. " નવાબે જોયું કે સાધુની પ્રબલતા દેશમાં વધી ગઇ છે, માટે મારો પક્ષ દૃઢ કરી એની સામે થઇ શકાય એમ નથી; તેથી તે પોતાના નિવાસસ્થાન ઝુંઝનુનો ત્યાગ કરીને ફત્તેપુરમાં નાસી ગયો અને ત્યાં તેણે પોતાના એક આપ્તનો આશ્રય ગ્રહણ કર્યો. તેના આ સગાએ સાધુને ઝુંઝનુમાંથી શીઘ્ર નસાડી મૂકવાને માટે પોતાની સેના સજ્જ કરી. સાધુએ આ આપત્તિપ્રસંગે પોતાના પિતાની સહાય માગી. જો કે તેનો પિતા તેનાપર અત્યંત કુપિત થયો હતો, તોપણ તેણે તેને સહાય કરવાનો નિશ્ચય કર્યો. ઉદયપુરપતિ જગરામનો બીજો એક પુત્ર આ સમયે મીરજારાજા જયસિંહના તાબામાં સેનાસહિત રહેતો હતો. જગરામે તેનાપર પત્ર લખી તેને જણાવ્યું કે તમે જયપુરના મહારાજાની પાસેથી સહાયતાને માટે સેના લઇ સાધુને જઇ મળો. ઉક્ત પુત્ર આ પત્ર પ્રાપ્ત થતાં અંબરના મહારાજાની કૃપાથી તેની કેટલીક શિક્ષિત સેના અને તોપખાનું પોતાની સાથે લઇ સાધુની પાસે પહોંચી ગયો. સાધુએ પોતાના ભ્રાતાની સહાયથી ફત્તેપુર અને ઝુંઝનુ એ ઉભય દેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. સાધુએ આ પ્રકારે કાયમખાનીનવાબને દૂર કરી ફત્તેપુર અને તેના તાબાનો સમસ્ત પ્રદેશ પોતાના ઉક્ત ભ્રાતાને આપી દીધો; અને ઉક્ત ઉભય ભ્રાતાઓએ પૂર્વકરાર પ્રમાણે અંબરના મહારાજાને પોતાના સ્વામીતરિકે સ્વીકાર્યા અને પોતાના વંશના પ્રત્યેક અભિષેકપ્રસંગે તેમને ભેટ આપવાનો પણ સ્વીકાર કર્યો. વીરશ્રેષ્ઠ સાધુએ થોડા સમય પછી સિંહાની પ્રદેશ પોતાના બાહુબલથી હસ્તગત કરી લીધો. આ પ્રકારે સાધુના અધિકારનીચે સહસ્રથી અધિક ગામો અને નગરો આવ્યાં. પોતાના મૃત્યુથી થોડા સમય પૂર્વે તેણે પોતાની સમસ્ત ભૂમિ પોતાના પાંચ પુત્રોને વહેંચી આપી. તેના પુત્રોનાં નામ આ પ્રમાણે હતાંઃ–(૧) જોરાવરસિંહ (૨) કિશનસિંહ (૩) નવલસિંહ (૪) કેસરીસિંહ અને (૫) પહાડસિંહ. સાધુના વંશજો તેના નામપરથીજ સિદ્ધાનીતરિકે ઓળખાયા.

સાધુના જ્યેષ્ઠપુત્ર જોરાવરસિંહને પોતાના ભાગ ઉપરાંત સૌથી મોટું ચોકેડી નામનું નગર અને તેના તાબાનાં ૧૨ ગામો તથા હાથી, પાલખી વગેરે સર્વ રાજચિન્હો પ્રાપ્ત થયાં; પરંતુ પાછળથી સાધુના વચલા પુત્ર કિશનસિંહના વંશજોએ જોરાવરસિંહના વંશજોને અધિકારથી વંચિત કરી તેમના સમસ્ત દેશો પોતાના તાબામાં લઇ લીધા. સાધુના જ્યેષ્ઠપુત્ર જોરાવરસિંહના વંશજો હાલમાં કેવળ સામાન્ય ચોકેડીદેશપર અધિકાર ધરાવે છે. જો કે જોરાવરસિંહના વંશજો માત્ર ચોકેડીના અધીશ્વર છે, તોપણ તેઓ કુલમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે.

સાધુના અન્ય ચાર પુત્રોના વંશજોમાં નિમ્નલિખિત પુરુષો સૌથી વિશેષ સામર્થ્યવાન છેઃ—

૧ ખેતડીના અભયસિંહ, ૨ બિસાઉના શ્યામસિંહ, ૩ નવલગઢના જ્ઞાનસિંહ, અને ૪ સુલ્તાનોના શેરસંહ.

સાધુએ પોતાના નાના પુત્રોને સિંહાના, ઝુંઝનુ તથા સૂર્યગઢ ( પ્રાચીન ઓરીછા ) વગેરે કેટલાક દેશો આપ્યા હતા. ખેતડીના અભયસિંહે ઉક્ત સિંહાના અને તેના તાબાનાં ૧૨૫ ગામો પોતાના અધિકારમાં લઈ લીધાં; પરંતુ ઉક્ત કનિષ્ઠશાખાના વંશજોની સંખ્યા દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતી ગઈ અને તેમના દેશો પણ તેમની વૃદ્ધિની સાથે ખંડખંડમાં વિભક્ત થઇ ગયા.

સીકરના સામંત લક્ષ્મણસિંહે જે પ્રકારે પોતાના બાહુબલથી અને અનેક અસત્ય ઉપાયોથી રાયસાલોતપર પોતાની પ્રધાનતા અને પ્રભુતાનો વિસ્તાર કર્યો તેજ પ્રકારે ઉક્ત અભયસિંહે પણ પોતાના બાહુબલથી અને ઘૃણિત ઉપાયોથી સિદ્ધાનીઓમાં મસ્તક ઉઠાવ્યું. સીકરના સામંતે ખંડેલાની જ્યેષ્ઠશાખાને સર્વથા લુપ્ત કરી દીધી; પરંતુ ખેતડીના સામંત અભયસિંહે કેવળ સાધુની જ્યેષ્ઠશાખાનેજ નહિ પણ તેની કનિષ્ઠ શાખાને પણ નષ્ટ કરવામાં ત્રુટિ કરી નહિ. શેરસિંહના વંશજોને સુલ્તાનો દેશના સિંહાસનપરથી અત્યંત ક્રૂર રીતે પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા. તેનું વૃત્તાંત આ પ્રમાણે છેઃ—

વીરશ્રેષ્ઠ સાધુના સૌથી કનિષ્ઠ પુત્ર પહાડસિંહને ભૂપાલ નામનો એક પુત્ર થયો; પરંતુ તે લુહારૂ જીતતી વખત મરણ પામ્યો, તેથી પહાડસિંહે પોતાના ભત્રીજા અને ખેતડીના સામંત બાઘસિંહના કનિષ્ઠ પુત્રને દત્તકસ્વરૂપે ગ્રહણ કર્યો; પરંતુ જે સમયે પહાડસિંહ મરણ પામ્યો તે સમયે તેની વય ઘણી નાની હોવાથી તે પોતાના પિતાના ઘરમાં રહેવા લાગ્યો. બાઘસિંહે* તેનો ક્રૂર રીતે વધ કરી સુલ્તાનો પોતાના રાજ્યમાં સંયોજી દીધું; પરંતુ આથી લોકો તેનાપર અત્યંત ક્રોધિત થયા અને તેના પ્રત્યે અત્યંત ઘૃણા દર્શાવવા લાગ્યા. તે મરણ પામ્યો ત્યારે તેના શબપ્રત્યે પણ લોકોએ ઘૃણા દર્શાવી હતી.

રાયસાલોત અને સિદ્ધાનીલોકોનું વર્ણન કરી હવે અમે લાડખાનીલોકોનું સંક્ષિપ્ત વર્ણન કરવાને પ્રવૃત્ત થઇએ છીએ. લાડખાની શબ્દનો અર્થ ' પ્રિય પ્રભુ ' છે; પરંતુ લાડખાની લોકો રાજપૂતાનામાં વિખ્યાત લૂંટારા હતા, તેથી આ નામનો દુરુપયોગ કરવામાં આવ્યો છે એમ કહીશું તો ખોટું નથી. લાડલા શબ્દનો પ્રયોગ સર્વસાધારણમાં બાલકોપ્રત્યે સ્નેહ પ્રકાશ કરવાને માટે કરવામાં આવે છે. રાયસાલના ઉક્ત પુત્રના આ નામની સાથે ખાં શબ્દનો સંયોગ શા કારણથી થયો અને તેના કનિષ્ઠ પુત્રનું નામ ' તાજખાં ' શા કારણથી રાખવામાં આવ્યું તે જાણી શકાતું નથી. બીજા એક મુસલમાનફકીરના સન્માનાર્થે ખાં શબ્દનો સંયોગ કરવામાં આવ્યો હતો કે કેમ તે અમે જાણતા નથી. ઉકત લાડખાંએ મારવાડરાજ્યની સીમામાં આવેલો અંબરના તાબાનો દાંતા-રામગઢ નામનો પ્રદેશ પોતાના બાહુબલથી પોતાના અધિકારમાં લઈ લીધો. તેના પિતાને પાદશાહની સભામાં ઘણું સન્માન મળતું હતું, તેથી તેને ઉકત દેશ પ્રાપ્ત થયો હતો એમ માનવાને કારણ મળે છે. આ દેશ સિવાય તેને નોસલનો ટપ્પો પ્રાપ્ત થયો હતો. એકંદરે ૮૦ ગામોપર તેનો અધિકાર સ્થાપિત થયો. તેમાંનાં કેટલાંક મારવાડ અને બિકાનેરના રાજાનાં હતાં. તે ગામોમાં લૂંટફાટ ન થાય એટલા માટે તેમણે તે તેને આપ્યાં હતાં. લાડખાની લોકો પિંઢારાસમાન ભયંકર લૂંટારા ગણાતા હતા. તેઓ ઇચ્છા થતાંજ પાંચસેં અશ્વો એકત્રિત કરી શકતા હતા. તેમના અધીશ્વર જયપુરના રાજા જો કે પ્રસંગોપાત તેમની પાસે ખંડણીની માગણી કરતા હતા; પરંતુ તેમનો દેશ અત્યંત દુર્ગમ અને તેમનો રામગઢ નામનો કિલ્લો અત્યંત દુર્ભેદ્ય હતો,તેથી તેઓ તેમની માગણી-પર ઘણું થોડું ધ્યાન આપતા હતા; પરંતુ જ્યારે જયપુરના મહારાજાની તરફથી અમીરખાંના જેવા લૂંટારાનું દલ ત્યાં પહોંચતું હતું, ત્યારે તેમને વાર્ષિક વીસહજાર રૂપિયા આપવા પડતા હતા. પાઠકો-એ આ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે કર્નલ ટૉડે આ વૃત્તાંત ઇ૦ સ૦ ૧૮૧૪ માં લખ્યું હતું. વર્તમાન સમયમાં તેમની અવસ્થા ઘણી પરિવર્તિત થઇ ગઇ છે.

કર્નલ ટૉડ શેખાવાટીના ઇતિહાસના ઉપસંહારમાં આ પ્રદેશની ઉપજની એક સૂચી પ્રકટ કરે છે, જે નીચે પ્રમાણે છેઃ—

| દેશ | ઉપજ રૂ. |
|---|---|
| સીકરના સામંત લક્ષ્મણસિંહ ને ખંડેલાની ઉપજ સીકરસહિત | ૮૦૦૦૦૦ |
| ખેતડીના અભયસિંહ ને લૉર્ડ લેકનાં આપેલાં કોટપુતલી નામના સ્થાનની ઉપજસહિત | ૬૦૦૦૦૦ |
| બસાઉના શ્યામસિંહ ને તેના ભ્રાતા રણજિતસિંહ કે જેને તેણે મારી નાખ્યો હતો તેની રૂ. ૪૦૦૦ ની ઉપજસહિત | ૧૯૦૦૦૦ |
| નવલગઢના જ્ઞાનસિંહની ઉપજ મંડાવાનાં ૫૦ ગામોસહિત | ૭૦૦૦૦ |
| મેદસરના લક્ષ્મણસિંહની ઉપજ | ૩૦૦૦૦ |

*બાઘસિંહે પોતાના પુત્રનો વધ કરી સુલ્તાનોને ખેતડીની સાથે સંયોજી દીધું. તેને પોતાનાં કર્માનુસાર ફળ મળ્યું. તેના કુટુંબનાં સર્વ માણસોએ તેનાપ્રત્યે ઘૃણા દર્શાવી. તેઓ તેના મુખપર થુંક્યાં અને તેના મસ્તક-પર ધૂળ નાખી. તે કોઈને પણ પોતાનું મુખ બતાવી શકતો નહોતો. તેની સ્ત્રીએ પણ તેનું મુખ જોવું છોડી દીધું. ત્યારે તેણે પોતાના પુત્ર અભયસિંહના નામથી રાજ્ય કરવા માંડ્યું. આ ઘટના બન્યા પછી બાઘસિંહ [illegible] વર્ષપર્યંત જીવંત રહ્યો; પરંતુ તે કદિ પણ ખેતડીના પોતાના મકાનની બહાર નીકળ્યો નહિ.

| | |
|---|---|
| સાધુના જ્યેષ્ઠ પુત્ર જોરાવરસિંહના ૨૭ પ્રપૌત્રોના તાબાના તાંઈન તથા તેની સાથે જોડાયેલા પ્રદેશની ઉપજ | ૧૦૦૦૦૦ |
| ઉદયપુરવાટીની ઉપજ | ૧૦૦૦૦૦ |
| મનોહરપુરની ઉપજ[1] | ૩૦૦૦૦ |
| લાડખાનીઓની ઉપજ | ૧૦૦૦૦૦ |
| હરરામજીઓની ઉપજ | ૪૦૦૦૦ |
| ગિરધરપોતાઓની ઉપજ | ૪૦૦૦૦ |
| નાના સામંતોના તાબાના દેશોની ઉપજ | ૨૦૦૦૦૦ |
| કુલ્લે રૂ. | ૨૩૦૦૦૦૦ |

જયપુરના મહારાજાને નિમ્નલિખિત દેશોમાંથી નિમ્નલિખિત રકમની ખંડણી મળે છેઃ—

| | |
|---|---|
| સિદ્ધાની | ૨૦૦૦૦૦ |
| ખંડેલા | ૬૦૦૦૦ |
| ફતેપુર | ૬૪૦૦૦ |
| ઉદયપુર અને બવાઇ | ૨૨૦૦૦ |
| કાસલી | ૪૦૦૦ |
| કુલ રૂ. | ૩૫૦૦૦૦ |

શેખાવાટીના સામંતોની ઉપજ અને ખંડણીમાં ગત પચાસ વર્ષોમાં ઘણું પરિવર્તન થઇ ગયું છે.

શેખાવાટીરાજ્યનો ઇતિહાસ સમાપ્ત

૧ મનોહરપુરનો અધીશ્વર જયપુરપતિની સામે થયો હતો તેથી મહારાજ જગતસિંહે તેના પ્રાણ લઈ તેની સમસ્ત ભૂમિ હસ્તગત કરી લીધી હતી અને તે શેખાવાટીના અન્યાન્ય સામંતોને વહેંચી આપી હતી.

# खण्ड ६ ठ्ठो–बूंदीनुं राज्य

## अध्याय १ लो

હાડોતીપ્રદેશ–અગ્નિકુલની ઉત્પત્તિનું વૃત્તાંત–આબુપર્વત–ચોહાણજાતિને થયેલી મેહકાવતી (મેકાવતી), ગોલકોંડા અને કોકણદેશની પ્રાપ્તિ–અજમેરની સ્થાપના–અજયપાલ–માણિકરાય–યવનોનું પ્રથમ આક્રમણ–અજમેરપર અધિકાર–સાંભરના લવણસરોવરની ઉત્પત્તિનું વૃત્તાંત–માણિકરાયનો વંશ–ચોહાણોનો રાજપૂતાનામાં પ્રવેશ–મુસલમાનોની સાથે યુદ્ધ– અજમેરના બિલ્હણદેવ–મેડીનો ગોગા ચોહાણ–મહમૂદે તે ઉભયનો કરેલો વધ–તેમના તાબાના રાજાઓનું સેનાસહિત એકત્રિત થવું–હાડાજાતિની ઉત્પત્તિ–અનુરાજે આસેરદેશની કરેલી પ્રાપ્તિ–તેના રાજ્યનો નાશ–અસ્થિપાલે આસેર દેશપર કરેલો પોતાનો અધિકાર–રાવહમીર–રાવચંદ–અલ્લાઉદ્દીને આસેરપર કરેલો અધિકાર–ત્યાં તેણે કરેલો નિવાસ–તેના પુત્ર કોલ્હને કરેલો પઠાર દેશપર અધિકાર–રાવ વાગા–તેણે મયનાલપર કરેલો અધિકાર–બંબાવદા કિલ્લો બંધાવવો–દિગ્વજય–રાવ દેવા–બુંદી રાજધાનીની સ્થાપના.

રાજસ્થાનનો જે ભાગ હાડોતીના નામથી પ્રસિદ્ધ છે, તેમાં બે રાજ્યો આવેલાં છે. એકનું નામ બૂંદી છે અને બીજાનું નામ કોટા છે. બૂંદીકોટા પ્રથમ એકજ રાજ્ય હતું; પરંતુ ત્રણસેં વર્ષો થયાં તે બે ખંડોમાં વિભક્ત થઈ ગયું છે. આ ઉભય રાજ્યોની વચ્ચે ચંબલ નદી વહે છે અને તેજ તે રાજ્યોની સીમાસ્વરૂપ છે. હાડાવંશીય રાજપૂતો આ દેશના નિવાસી છે. તેમનાંજ નામ ઉપરથી આ દેશનું નામ હાડોતી પડયું છે. તેમાંના બૂંદીરાજ્યનો ઇતિહાસ લખવાને અમે પ્રવૃત્ત થઇએ છીએ.

ચોહાણકુલની ચોવીસ શાખાઓમાંથી આ હાડા નામની શાખા શ્રેષ્ઠ ગણાય છે. અજમેરના અધીશ્વર માણિકરાયના પુત્ર અનુરાજ આ શાખાના આદિપુરુષ છે. માણિકરાયે સંવત ૭૪૧ (ઇ૦ સ૦ ૬૮૫)માં સૌથી પ્રથમ ભારતવર્ષના ઇતર રાજાઓની સાથે મળીને મુસલમાનોની સાથે મહાયુદ્ધ કર્યું હતું.

ઇતિહાસવેત્તા કર્નલ ટૉડે ચોહાણજાતિની ઉત્પત્તિ જાણવાને માટે વિખ્યાત કવિ ચંદનો આશ્રય લીધો છે. મહાકવિ ચંદે પોતાની અમૃતમયી લેખિનીદ્વારા અગ્નિકુલની ઉત્પત્તિસંબંધે જે કાંઈ વર્ણન કર્યું છે. તેની સત્યતાવિષે વર્તમાનકાળમાં સંદેહ ઉત્પન્ન થવાનો સંભવ છે, તે છતાં પણ અત્રે અમે તેનો ઉલ્લેખ કરીએ છીએ. ચંદકવિએ જણાવ્યું છે કેઃ–“ વીર અને તેજસ્વી ક્ષત્રિય રાજાઓ અનાચારમાં પ્રવૃત્ત થઇ પરશુરામના ક્રોધને પાત્ર થયા. પરશુરામે એકવીસવાર પૃથ્વીને ક્ષત્રિયહીન કરી. તે સમયે અનેક ક્ષત્રિયોએ પોતાના જીવનની રક્ષા કરવાને માટે પોતાને ક્ષત્રિય નહિ જણાવી ભાટતરિકે ઓળખાવ્યા હતા અને ઘણાઓએ સ્ત્રીનો વેષ ધારણ કરી પરશુરામના ક્રોધાગ્નિમાંથી મુક્તિ મેળવી હતી. આ પ્રકારે પુષ્કળ ક્ષત્રિયોએ પોતાના જીવનની રક્ષા કરી હતી. પરશુરામે સમસ્ત સકળ બ્રાહ્મણોને અર્પણ કર્યું અને તેમને શાસન ચલાવવાની આજ્ઞા કરી. નર્મદા નદી–

ના તટપર આવેલા માહેશ્વરનગરના હૈહયજાતિના રાજા સહસ્રાર્જુને પરશુરામના પિતાનો સંહાર કરી અંતિમ યુદ્ધ ઉપસ્થિત કર્યું હતું. ”

બ્રાહ્મણોનાં પ્રધાનશસ્ત્રો શાપ અને આશીર્વાદ હોય છે. આથી તેઓ શાસન ચલાવી શક્યા નહિ. રાજ્યપાલન, શાંતિરક્ષા તથા દુષ્ટોનું દમન કરવાની કોઇનામાં પણ શક્તિ નહોતી; તેથી રાજ્યમાં સર્વત્ર અરાજકતા પ્રસરી રહી હતી. જ્યાં દષ્ટિપાત કરો ત્યાં અશાંતિરૂપી ભયંકર અગ્નિ પ્રજ્વલિત થયેલો દષ્ટિગોચર થતો હતો. લોકો મૂર્ખ, અજ્ઞાન અને અધાર્મિક બની ગયા હતા. લોકો પવિત્ર ધર્મગ્રંથોને પદદલિત કરીને પાપમાર્ગમાં પ્રવૃત્ત થવા લાગ્યા અને તસ્કર, લૂંટારા તથા અસુર અને દાનવલોકો પ્રજાપર ઘોર અત્યાચાર કરવા લાગ્યા.[1] દેશની આવી સ્થિતિ જોઈ અત્યંત દુઃખિત થઇ મહાવીર વિશ્વામિત્રે મનમાં વિચાર કર્યો કે ક્ષત્રિયોની ઉત્પત્તિ કરવી આવશ્યક છે. આવો વિચાર કરી તેઓ આબુના શિખરપર ગયા કે જ્યાં ઋષિમુનિઓનો નિવાસ હતો અને જે સ્થળ તેમણે જપ, તપ તથા યજ્ઞયાગથી પવિત્ર કર્યું હતું. તેમણે આ સ્થળે જઇને ક્ષત્રિયોની ઉત્પત્તિ કરવાને માટે યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. તેમની ઇચ્છાથી સમસ્ત ઋષિઓ અને મુનિઓ સાગરતટે જઇ સૃષ્ટિકર્તાની આરાધના કરવાને પ્રવૃત્ત થયા. સૃષ્ટિકર્તાએ તેમને પુનઃ ક્ષત્રિયોની ઉત્પત્તિ કરવાની આજ્ઞા કરી. આ આજ્ઞા પ્રાપ્ત થતાંજ ઋષિમુનિઓ ઇંદ્ર, બ્રહ્મા, રુદ્ર, વિષ્ણુ અને અન્યાન્ય દેવતાઓની સાથે આબુશિખરપર આવ્યા. યજ્ઞનો શીઘ્ર પ્રારંભ કરવામાં આવ્યો. ગંગાજીના પવિત્ર જલથી યજ્ઞકુંડ પવિત્ર કરી દેવતાઓએ યોદ્ધાઓ ઉત્પન્ન કરવા માંડયા. દેવપતિ ઇંદ્રે દર્ભની એક પુતળી બનાવી તેને પ્રજ્વલિત અગ્નિકુંડમાં નાખી. ત્યાર પછી તેમણે જ્યાં સંજીવન મંત્રનો ઉચ્ચાર કર્યો કે તરતજ તેમાંથી એક વીર પુરુષ “ માર માર ” શબ્દ કરતો બહાર નીકળ્યો. આ વીરપુરુષનું નામ પ્રમાર રાખવામાં આવ્યું અને દેવતાઓએ તેને આબુ, ધાર તથા ઉજ્જયિની દેશનો અધિકાર સોંપ્યો.

ત્યારપછી સર્વ મળીને બ્રહ્માજીને તેમના પોતાના અંશમાંથી એક ક્ષત્રિયવીર ઉત્પન્ન કરવાને પ્રાર્થના કરવા લાગ્યા. ત્યારે બ્રહ્માજીએ એક પુતળી બનાવી તે અગ્નિકુંડમાં નાખી. તરતજ તેમાંથી એક વીર નીકળ્યો. તેના એક હાથમાં ખડ્ગ અને બીજા હાથમાં વેદ શોભી રહ્યા હતા. તેનું નામ ચૌલુકય વા સોલંકી રાખવામાં આવ્યું. તેને અનલપુર (અણુહિલપુર) પાટણનું રાજ્ય મળ્યું.

ત્યાર પછી રુદ્રદેવે એક વીરપુરુષની ઉત્પત્તિ કરી. તેમણે એક પુતળી બનાવી તેને ગંગાજલમાં સ્નાન કરાવી અગ્નિકુંડમાં નાખી કે તરતજ તેમાંથી એક કૃષ્ણવર્ણ ભયંકર મૂર્તિવાળા વીરપુરુષનો ઉદ્દભવ થયો. દાનવોની સામે યુદ્ધ કરવા મોકલવામાં આવતાં તેનો પગ સરી ગયો તેથી તેને પુરિહર નામ આપવામાં આવ્યું અને તેને દ્વારપાલનું કામ સોંપવામાં આવ્યું. તેને મરુભૂમિના નવ દેશો આપવામાં આવ્યા.

સર્વથી પાછળ વિષ્ણુ ભગવાને ચોથો વીર ઉત્પન્ન કર્યો. તેમણે એક પુતળી બનાવી વિધિઅનુસાર અગ્નિકુંડમાં નાખી તો તેમાંથી ચાર હાથવાળો એક અસ્ત્રશસ્ત્રથી સજ્જીત યોદ્ધો ઉત્પન્ન થયો. તેને ચાર હાથ હોવાથી તેનું નામ ચતુર્ભુજ વા ચૌહાણ પડયું. સમસ્ત દેવતાઓએ તેને આશીર્વાદ દઇને મેહકાવતી નગરીનું રાજ્ય સોંપ્યું. હાલમાં તે નગર ગઢામંડલાના નામથી વિખ્યાત છે. દ્વાપરમાં તે મેહકાવતી નામથી પ્રસિદ્ધ હતું.

આ પ્રસંગનું વર્ણન કરતાં કવિ ચંદ જણાવે છે કેઃ-“ જે સમયે યજ્ઞની પૂર્ણાહુતિ થવા આવી હતી, તે સમયે અસુરો અને દાનવો તે તરફ આતુર દષ્ટિ ફેંકી રહ્યા હતા અને તેમના બે નેતા અગ્નિકુંડની ઘણીજ નિકટ હતા. યજ્ઞના કાર્યની સમાપ્તિ થતાં ક્ષત્રિયોની ઉત્પત્તિનું કાર્ય પણ સમાપ્ત થયું. ઉપરોક્ત ચારે ક્ષત્રિય વીરોને દાનવોની સાથે યુદ્ધ કરવાને મોકલી આપવામાં આવ્યા. ઉભય પક્ષોની વચ્ચે દારુણ યુદ્ધ થવા લાગ્યું. ક્ષત્રિયો અસુરોને જેમ જેમ મારતા જતા હતા, તેમ તેમ

[1] કર્નલ ટોડ જણાવે છે કેઃ-“ કવિ ચંદે જે ચોર અને લૂંટારા જાતિઓનો ઉલ્લેખ કર્યો છે, તે ઉત્તરપશ્ચિમ એશિયાની સીથિયન જાતિ હશે. આ લોકો બ્રાહ્મણો ઉપર પણ કિંચિત્ દયા કરતા નહોતા. ” પરંતુ અમારૂં એવું અનુમાન છે કે કવિ ચંદે આ સ્થાનપર ભારતવર્ષની મીના વગેરે જંગલી જાતિઓનોજ ઉલ્લેખ કર્યો છે. ત્રેતાયુગમાં પરશુરામના સમયમાં ભારતવર્ષમાં સીથિયન જાતિ હતી, એ વાતનું કોઈ પ્રમાણ શાસ્ત્રમાંથી પ્રાપ્ત થતું નથી.

તેમના રુધિરમાંથી નવીન અસુરો ઉત્પન્ન થઇ યુદ્ધ કરવા લાગતા હતા. આથી દાનવોની સેના જરાપણ ઘટતી નહોતી. અંતે નવા ઉત્પન્ન થયેલા ચારે ક્ષત્રિયવીરોની કુલદેવીઓ પોતાના અનુચરોની સાથે રણક્ષેત્રમાં જઈ મરણ પામેલા અસુરોનાં રક્તનું પાન કરવા લાગી. આથી રુધિરમાંથી અસુરો ઉત્પન્ન થઈ શકયા નહિ." આ ચારે દેવીઓનાં નામ ચંદકવિએ પોતાના ગ્રંથમાં નીચે પ્રમાણે આપ્યાં છેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ચૌહાણની કુલદેવી... | ... | ... | ... | ...આશાપૂર્ણા |
| પુરિહરની કુલદેવી... | ... | ... | ... | ...ગાજનમાતા |
| સોલંકીની કુલદેવી... | ... | ... | ... | ...ખીંવજમાતા |
| પરમારની કુલદેવી... | ... | ... | ... | ...સિચિયારમાતા |

સમસ્ત દૈત્યોનો નાશ થતાંની સાથેજ જયધ્વનિથી આકાશ ગુંજી રહ્યું. દેવલોકો સ્વર્ગમાંથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને પોતપોતાનાં વાહનોપર આરૂઢ થઈ રણભૂમિમાં જઇ વિજયી વીરોને ધન્યવાદ આપવા લાગ્યા.

છત્રીસ કુલના ક્ષત્રિયોમાં અગ્નિકુલના ક્ષત્રિયો સર્વથી શ્રેષ્ઠ છે. શેષ સર્વ સ્ત્રીઓના ગર્ભથી ઉત્પન્ન થયા છે. ચૌહાણોનો ગોત્રોચ્ચાર આ પ્રમાણે છેઃ-" સામ વેદ, સોમ વંશ,માધ્યંદિની શાખા, વત્સ ગોત્ર, પંચપ્રવર જનોઈ, ચંદ્રભાગા નદી, ભૃગુ નિશાન, અંબિકા ભવાની, બાલન પુત્ર,કાલભૈરવ, આબુ-અચલેશ્વર મહાદેવ, ચતુર્ભુજ ચૌહાણ.×"

જે સમયે સમસ્ત ભારતવર્ષના ધર્મદ્રોહીઓનું દમન કરવાને માટે વીરપુરુષોની પુનઃ ઉત્પત્તિ કરવાના ઉદ્દેશથી આબુશૃંગપર દેવતાઓની મહાસમિતિ થઇ, તે સમયે હિંદુઓનો બીજો યુગ ચાલતો હતો. હવે અહીંઆં તપાસ કરવાની જરૂર છે કે જે વીરોને બ્રાહ્મણોએ આ સમયે હિંદુસમાજમાં ક્ષત્રિયોતરિકે ગ્રહણ કર્યા, તે કોણ હતા ? કાં તો એ લોકો આ દેશના અસભ્ય મૂળવતનીઓ હશે અથવા તો તેઓ વિદેશી હશે અને બ્રાહ્મણોએ તેમને બળવાન જોઇને પોતાના ધર્મમાં દીક્ષિત કરી લીધા હશે. આ દેશના અસભ્ય મૂળ નિવાસીઓ અને વિદેશી લોકોનાં શરીરને ધ્યાનમાં લેવામાં આવે તો આ બાબતનો નિર્ણય સરલતાથી થઇ શકે એમ છે. આ દેશના મૂળવતનીઓ શ્યામવર્ણના, ઠીંગણા અને પ્રતિભાવિહીન હોય છે;પરંતુ અગ્નિકુલના ક્ષત્રિયો તો પાર્થિયન ક્ષત્રિયો સમાન સબળ, સુંદર અને પ્રતિભાવાન હતા. પ્રાચીનકાળમાં સાઇથિયનલોકોમાં જેવાં વીરરસનાં કાવ્યોનો સ્રોત વહેતો હતો તેવાંજ કાવ્યો આ ક્ષત્રિયોમાં પણ વિદ્યમાન છે. પરશુરામે જ્યારે ક્ષત્રિયોનો નાશ કરી નાખ્યો ત્યારે થોડા સમયપર્યંત બ્રાહ્મણોએ ભારતવર્ષમાં રાજ્ય કર્યું હતું; પરંતુ તેઓ અત્યંત દુર્બળ હતા, તેથી સાઇથિયનલોકો તેમનાપર ઘોર અત્યાચાર કરતા હતા. આ મહાવિપત્તિમાંથી મુક્ત થવાને માટે બ્રાહ્મણોએ સાઇથિયન લોકોના એક દલને હિંદુધર્મમાં દીક્ષિત કરી તેમને રાજ્યશાસનનો ભાર સોંપ્યો. આજ લોકો ચૌહાણ, પુરિહર, સોલંકી અને પરમાર નામથી પ્રસિદ્ધ થયા.[1]

×કવિ ચંદે પોતાના લખેલા રાસામાં એકમાત્ર ગોત્રસિવાય વેદ, પ્રવર વગેરે કશાનો પણ ઉલ્લેખ કર્યો નથી. રાસામાં માત્ર એટલોજ નિર્દેશ છે કેઃ—

આસાપૂર કહે મો નામં, પુજ્જે પુત્ર પૌત્ર ધન ધામં;
કુલહ ગૌત્ર મુઝ થપ્પૈ નામં, અપ્પોં ઋદ્ધિ અચલ્લહ તામં.

પરંતુ ચોહાણોનો ગોત્રોચ્ચાર આ પ્રમાણે છેઃ-વત્સગોત્ર, સામવેદ, કૌથમીશાખા, ગોભિલ સૂત્ર, આપ્રવાન, જમદગ્નિ, ચ્યવન, ભાર્ગવઔર્વજ, પાંચપ્રવર, આશાપુરાકુલદેવી, શ્રીકૃષ્ણકુલદેવતા, ચંદ્રભાગાનદી, મયુરપક્ષી, વામશિખા, નામપાદ, ધ્વજરક્ષક ગરુડ અને આયુધ ખડ્ગ.

૧ અમે કહી શકીએ છીએ કે કર્નલ ટૉડે ભ્રમથીજ આ વાત લખી છે. વર્તમાન કલિયુગમાં હિંદુધર્મની શોચનીય દુર્દશા થઇ છે, તોપણ કોઇ વિધર્મી અને વિજાતિ હિંદુધર્મ અંગીકાર કરી હિંદુસમાજમાં દાખલ થવાને સમર્થ થયો નથી; તો અત્યંત પ્રાચીન સમયમાં જ્યારે હિંદુધર્મ-પરમ પવિત્ર રૂપમાં પ્રબલતાસહિત ભારતવર્ષમાં પ્રચલિત હતો, તે સમયે વિશ્વામિત્ર વગેરે ઋષિઓએ અને બ્રાહ્મણોએ ભારતવર્ષની બહારના ઇન્ડો સાઇથિક ( ઇન્ડોસીથિક )લોકોને પોતાના ધર્મમાં દીક્ષિત કરી તેમને રાજ્યભાર અર્પણ કર્યો હોય એ કદિપણ સંભવિત નથી. જગતના અન્ય ધર્મોમાં ગમે તે માણસ પ્રવેશ કરી શકે છે; પરંતુ હિંદુધર્મમાં કોઇપણ વિજાતીય

ઉપરોક્ત ચાર કુલોમાંથી ચૌહાણોએજ સૌથી પહેલાં પોતાના રાજ્યનો વિસ્તાર ઘણો વધારી દીધો હતો. વળી પ્રાયઃ સમસ્ત પૃથ્વીપર પરમારોનું રાજ્ય હતું એવી લોકવદંતિ આજપર્યંત સુપ્રસિદ્ધ છે. જ્યારે પરમારોની ગૌરવગરિમા ઉન્નતિના શિખરપર ચઢીને સંપૂર્ણ તેજથી પ્રકાશતી હતી; ત્યારે ચૌહાણોનો ગૌરવસૂર્ય ધીમે ધીમે અસ્તાચલમાં જતો હતો.

ચૌહાણોના ઇતિહાસપરથી પ્રતીત થાય છે કે એક સમયે તેમણે સર્વની ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપિત કર્યું હતું; પરંતુ તે અધિક કાળસુધી સ્થાયી રહ્યું નહિ. મેહકાવતીથી માહશ્વરીપુરીપર્યંતના અને નર્મદાની આસપાસના સમસ્ત પ્રદેશોમાં ચૌહાણોનું રાજ્ય હતું. દક્ષિણમાં માંડુ, આસેર, ગોલકોંડા અને કોંકણસુધી તથા ઉત્તરમાં ગંગાજીના તટપર્યંત તેમના રાજ્યનો વિસ્તાર થઇ ગયો હતો. મહાકવિ ચંદ જણાવે છે કેઃ—"રાજધાની મેહકાવતીના બાવન કિલ્લામાં ચૌહાણરાજની આણ માનવામાં આવતી હતી. ચૌહાણોએ પોતાના બાહુબળથી ઠઠ્ઠા, લાહોર, મુલ્તાન તથા પેશાવર વગેરે[1] દેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી અંતે ભારતના શિખરપર્યંત પોતાની સત્તા પ્રસારી દીધી હતી. અસુરો ચૌહાણરાજના ભયથી પલાયન કરી જતા હતા. દિલ્લી અને કાબુલમાં પણ ચૌહાણરાજનો અધિકાર ચાલતો હતો. ચૌહાણરાજેજ નેપાલનું રાજ્ય માલ્હનને[2] સમર્પણ કર્યું હતું."

ગઢમંડલાનું પ્રાચીન નામ મેહકાવતી હતું, એ વાત પૂર્વે જણાવવામાં આવી ગઈ છે. આ મેહકાવતીના રાજાઓ દીર્ઘકાળથી "પાલ" ની ઉપાધિથી ઓળખાતા હતા. એમ કહેવાય છે કે તેઓ પશુઓનું પાલન કરતા હતા, તેથી તેમને એ ઉપાધિ આપવામાં આવી હતી. આહીરલોકોએ એક સમયે સમસ્ત ભારતવર્ષ ઉપર અધિકાર કર્યો હતો. તેઓએ માત્ર "આહીરવાડા"નેજ પોતાના સ્મારકચિન્હતરીકે છોડી દીધેલ છે. આ 'આહીર' શબ્દ 'પાલ' જાતિનો પર્યાય છે અને આહીરજાતિ પાલજાતની એક શાખામાત્ર છે. પાલો અથવા પાલીઓદ્વારા પ્રાચીનકાળમાં જે નગરો સ્થાપિત થયાં હતાં, તેમાં ભલેસા, ભોજપુર, દીપ, ભૂપાલ, આઇરણ, ગાર્સપુર વગેરે[3] મુખ્ય છે.

---

મનુષ્યને પ્રવેશ કરવાનો અધિકાર નથી. મુસલમાન વગેરે વિજાતીય લોકોએ વૈષ્ણવધર્મ અંગીકાર કર્યો હતો; પરંતુ તેઓ કદિપણ વૈષ્ણવ ધર્માવલંબી હિંદુસમાજમાં દાખલ થવાને શક્તિમાન થયા નહોતા, માટે પ્રાચીન કાળમાં બ્રાહ્મણોએ વિજાતીય લોકોને હિંદુધર્મમાં દીક્ષિત કર્યા હતા, એ વાત કદિ પણ સંભવિત હોઈ શકે નહિ, અને ચંદ કવિએ માત્ર કલ્પનાથીજ નવીન ચાર ક્ષત્રિય શાખાઓની ઉત્પત્તિ થયેલી જણાવી હોય તો તે પણ સંભવિત છે. કારણ કે બ્રહ્માએ સૃષ્ટિ નિર્માણ કરતી વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ બનાવી હતી, ત્યાર પછી તેમણે કદિ પણ કોઈ વર્ણની પુનઃ ઉત્પત્તિ કરી હોય એવો ઉલ્લેખ શાસ્ત્રમાં નથી. આપણે અનુમાનથી કહી શકીએ છીએ કે પરશુરામે ક્ષત્રિયોનો સંપૂર્ણ સંહાર કરી નાખ્યો હોય એ બનવાયોગ્ય નથી. જો કે તેમણે અનેક યુદ્ધોમાં પુષ્કળ ક્ષત્રિયોનો સંહાર કર્યો હતો, તથાપિ ભારતવર્ષના સર્વ ભાગોમાં અનેક ક્ષત્રિય રાજાઓ તે સમયે વિદ્યમાન હતા, એ વાતનું પ્રમાણ પ્રાપ્ત થઇ શકે છે; માટે અસભ્ય તથા જંગલી જાતિઓએ બ્રાહ્મણોપર ઘોર અત્યાચાર કરીને હિંદુધર્મને ઘણી હાનિ પહોંચાડી હોય અને તેથી બ્રાહ્મણોએ બચેલા ક્ષત્રિયોમાંથી ચાર ક્ષત્રિયવીરોને પુનઃ દીક્ષિત કરી તેમને ચાર દેશોનો રાજ્યભાર સોંપ્યો હોય તો તેમાં શું આશ્ચર્ય છે? અથવા મંત્રબલથી ચાર ક્ષત્રિવીરોનું ઉત્પન્ન થવું પણ હિંદુશાસ્ત્રાનુસાર અસંભવિત નથી.

૧ મુસલમાનઇતિહાસવેત્તાઓએ આ ઘટનાનો સ્વીકાર કર્યો છે. સંવત ૭૪૬ માં જે સમયે મુસલમાનલોકોએ પહેલી વાર હિંદુસ્થાનપર આક્રમણ કર્યું; તે સમયે લાહોર અને અજમેરના હિંદુરાજાઓ ચૌહાણ જાતિના હતા અને તેઓ પ્રબલ પરાક્રમસહિત મુસલમાનોની સામે થયા હતા. આ વાત નિઃસંદેહ છે કે તે સમયે અજમેર એ ચૌહાણોની પ્રધાન રાજધાની હતી.

૨ માલ્હન એ ચૌહાણોની એક શાખા છે અને અલેકઝાંડરે ભારતવર્ષપર આક્રમણ કર્યું ત્યારે સમુદ્રતટપર જે મલ્લીલોકો તેની સામે થયા હતા, તે આ માલ્હનલોકોજ હોવા જોઈએ. આ શાખા હાલમાં લુપ્ત થઇ ગઈ છે અને પાંચ શતાબ્દી પૂર્વે પણ તે ઝાઝી પ્રસિદ્ધ નહોતી. બૂંદીના હાડાજાતીના એક અધીશ્વરે એક માલ્હન સ્ત્રીનું પાણિગ્રહણ કર્યું હતું; પરંતુ અંતે એક ચતુર ભાટે પ્રાચીન ગ્રંથથી પ્રમાણિત કર્યું કે તે માલ્હન સ્ત્રી તેની સગોત્રિયા હતી, ત્યારે બૂંદીના ઉકત અધીશ્વરે તે સ્ત્રીનો ત્યાગ કર્યો હતો.

૩ દીપ, ભોજપુર,ભેલસા વગેરે કેટલાંક નગરોમાં અનેક પ્રાચીન સ્મૃતિચિન્હો વિદ્યમાન છે. વીસ વર્ષપૂર્વે અમે ભ્રમણ કરતા કરતા આઇરન નગરમાં જઇ પહોંચ્યા. ત્યાં અમે બે નદીઓના સંગમસ્થાનપર એક મોટો સ્તંભ

મેહકાવતીના અજયપાલ નામના એક રાજાએ અજમેરની સ્થાપના કરી તારાગઢ નામનો અજેય કિલ્લો બંધાવ્યો. અજયપાલનું નામ આજપર્યંત અતિ પ્રસિદ્ધ છે. આ રાજા ચક્રવર્તી અર્થાત્ અનેક નૃપતિઓના અધીશ્વર હતા. તેઓ કયા કાળમાં રાજ્ય કરતા હતા તેનો નિર્ણય કરવો કઠિન છે.

પાલીભાષાનાં કેટલાંક તામ્રપત્રો અને શિલાલેખો પ્રાપ્ત થાયછે; પરંતુ જ્યાં સુધી તેપરની ભાષાસમજાઇ નથી, ત્યાંસુધી અજયપાલના સમયનો નિર્ણય થઇ શકશે નહિ. મેહકાવતીથી કુમાર પૃથ્વીપહાડ [1]અજમેરમાં આવ્યો હતો, જો કે તે શા કારણથી આવ્યો હતો તેનો નિશ્ચય થઈ શકયો નથી; પરંતુ એમ જણાય છે કે અજમેરના રાજાને પુત્ર નહિ હોવાથી પૃથ્વીપહાડને અજમેર લાવવામાં આવ્યો હતો. માત્ર તેની એકજ સ્ત્રી (તે સમયે તે લોકોમાં અનેક સ્ત્રી પરણવાનો રિવાજ પ્રચલિત નહોતો.) ના ગર્ભથી ચોવીસ પુત્રો ઉત્પન્ન થયા. તેમાંના એકના વંશજ માણિકરાય હતા. માણિકરાય સંવત ૭૪૧ ( ઇ૦ સ૦ ૬૮૫ ) માં અજમેર અને સાંભરના અધીશ્વર હતા.

માણિકરાયના સમયથી ચૌહાણો પ્રકાશમાં આવ્યા. સંવત ૭૪૧ ( હીજરી સન ૬૩ ) માં જ્યારે મુસલમાનસેનાએ રાજસ્થાનામાં પ્રવેશ કર્યો હતો, તે વખતે અજમેરના સિંહાસનપર દુર્લભ વા દૂલેરાય નામના રાજા વિરાજમાન હતા. યવનોની સાથે યુદ્ધ કરતાં રાજા દૂલેરાય મરણ પામ્યા. તેમનો એકનો એક સાત વર્ષનો પુત્ર કિલ્લાની અગાશીપર ખેલતો હતો તે પણ શત્રુઓના પ્રહારથી અકાળ મૃત્યુ પામ્યો. દુર્લભરાયે રોશનઅલી નામના એક ધર્મપ્રચારકપર ઘોર અત્યાચાર કર્યો હતો, તેથી યવનોએ સિંધદેશમાંથી અજમેરમાં આવી યુદ્ધ કર્યું હતું. આથીજ મુસલમાનો આ યુદ્ધને ધર્મયુદ્ધ કહે છે. એમ કહેવાય છે કે ઉકત ધર્મપ્રચારકનો અંગુઠો કાપી નાખવામાં આવ્યો હતો. તે મુલ્લાં મક્કામાં ગયો અને મુસલમાનોને અજમેરના રાજપૂતો ઉપર વૈર લેવાને માટે ઉશ્કેરવા લાગ્યો. શીઘ્ર મુસલમાનસૈનિકો વેષ બદલી અશ્વના વ્યાપારી બની અજમેરમાં આવ્યા. તેમણે દુર્લભરાય અને તેમના પુત્રનો નાશ કરી ગઢ અને મહેલો વગેરેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. જો કે આ વૃત્તાંત બાળકોની વાત જેવું લાગે છે; પરંતુ ઇતર કેટલીક ઘટનાઓદ્વારા તે પ્રમાણિત થયું છે, માટે તેની સત્યતાવિષે શંકા લાવવાનું કાંઈ પણ પ્રયોજન નથી. ખલીફા ઉમ્મરે બરાબર આજ સમયે સિંધદેશમાં એક સેના મોકલી હતી. તે સેનાનો સેનાપતિ અબુલઆસ સિંધની પ્રાચીન રાજધાની આલોરપર આક્રમણ કરતી વખત માર્યો ગયો હતો. એમ જણાય છે કે આજ સેનાએ સ્વજાતિના ધર્મપ્રચારકને થયેલા અપમાનથી અત્યંત ક્રોધિત થઇ તથા ધાર્મિક જુસ્સાથી ઉત્તેજિત થઇ અપમાનકારી રાજપૂતોપર આક્રમણ કર્યું હતું.

જે કારણથી અને જે સ્થિતિમાં દુર્લભરાયનું મૃત્યુ થયું અને અજમેર પોતાના હાથમાંથી જતું રહ્યું, તે ચૌહાણો કદિ પણ વિસરી શકયા નહિ. તેઓ દુર્લભરાયનો પુત્ર લોઠ કે જે આ સમરમાં માર્યો ગયો હતો, તેને આજપર્યંત દેવપેઠે પૂજે છે. વિશેષ શું કહીએ? લોઠ પોતાના પગમાં જે ઘુઘરી પહેરતો હતો, તેની રાજપૂતો દેવાલંકારતરિકે પૂજા કરે છે અને તેના સન્માનાર્થે પોતાનાં બાળકોને ઘુઘરી પહેરાવતા નથી.

કવિચંદ[2] જણાવે છે કે:–"દુર્લભરાયના ઉત્તરાધિકારી લોઠદેવ જ્યેષ્ઠ શુદ ૧૨ ને સોમવારે સ્વર્ગવાસી થયા હતા."

લોઠદેવના કાકા માણિકરાયે સંવત ૭૪૧ માં યવનોએ: અજમેરપર આક્રમણ કર્યું, ત્યારે તેમની

---

જોયો. આ સ્તંભ ત્રીસ ફીટ ઉંચો હતો અને તેની ઉપર એક મનુષ્યની મૂર્તિ વિરાજમાન હતી. આ મૂર્તિના શિરપર મુકુટ શોભતો હતો અને સ્તંભના નીચલા ભાગપર એક ગોધાની મૂર્તિ કોતરેલી હતી. અમે તેનું ચિત્ર કાઢી તે મહાશય કાલ્બુકપર મોકલી આપ્યું; પરંતુ અમારી પાસે તેની કોઇ નકલ નથી.

૧ આ સ્થાન અજયમેર અર્થાત અજેયશિખર તથા અજયગઢ અર્થાત અજેયદુર્ગના નામથી પણ પ્રસિદ્ધ થયું; પરંતુ આ વાત પ્રસિદ્ધ છે કે રાજપૂતાનાના પ્રવેશદ્વારસ્વરૂપ આ સ્થાનમાં ચૌહાણરાજ અજયપાલ રાજ્ય કરતા હતા તેથી તેનું નામ અજમેર પડયું હતું.

૨ પૃથ્વીરાજ રાસામાં આ વાતનો ઉલ્લેખ ક્યાંય પણ આવ્યો નથી. કોઇ અન્ય સ્થળે કવિ ચંદે એ વાત લખી હોય તો હોય. મીર રોશનઅલીને લીધે મુસલમાનો અને ચૌહાણોની વચ્ચે જે યુદ્ધ થયું હતું તેના સંબંધમ

સામે યુદ્ધ કર્યું હતું. આ સમયે મુસલમાનોએ અજમેરપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો અને માણિકરાય નિર્દય શત્રુઓના હાથમાંથી પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે રણક્ષેત્રમાંથી નાસી ગયા હતા. આ સમયે શાકંભરી દેવીએ તેમને દર્શન દઇને કહ્યું કેઃ-"તમે અહીંઆં રાજ્ય સ્થાપન કરો. આજે તમે અશ્વારૂઢ થઇ અહીંઆંથી જ્યાંસુધી જશો ત્યાંસુધી તમારા રાજ્યની સીમાનો વિસ્તાર[1] થશે; પરંતુ તમે અહીંઆં પાછા ફરો ત્યાંસુધી પાછા ફરીને જોશો નહિ." માણિકરાયનો અશ્વ અતિ મજબૂત અને બળવાન હતો. તેમણે તેનાપર આરૂઢ થઇ દેવીની આજ્ઞાનુસાર શીઘ્ર ભ્રમણ કરવા માંડયું. થોડે દૂર ગયા પછી તેઓ દેવીની આજ્ઞા ભૂલી ગયા અને તેમણે પાછળ ફરીને જોયું. તેમને આ સમયે પાછળનો સર્વ પ્રદેશ ઉજ્જડ થઇ ગયેલો જણાયો. આ દેખાવ જોઇ તેઓ અત્યંત આશ્ચર્યચકિત થયા. રાજસ્થાનના સુપ્રસિદ્ધ લવણસરોવરનું મૂળ આજ છે. માણિકરાયે આ લવણસરોવરનું નામ દેવીના નામ ઉપરથી શાકંભરી સરોવર પાડયું અને તે સરોવરના એક નાના દ્વીપ ઉપર તે દેવીની પ્રતિષ્ઠા કરી. આ દેવીની પ્રતિમા આજપર્યંત તે સ્થળે વિરાજમાન છે. શાકંભરી શબ્દ અપભ્રષ્ટ થતાં હાલ તે સાંભર[2] કહેવાય છે.

માણિકરાય ઉત્તર પ્રદેશના ચૌહાણોના આદિપુરુષ હતા. તેમણે થોડા સમય પછી અજમેરપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. તેમને અનેક સંતાનો થયાં. તેમના વંશજોએ રાજસ્થાનના પશ્ચિમ ભાગમાં ફેલાઇને અનેક શાખાઓની સ્થાપના કરી. તેમના વંશજો સિંધ દેશ સુધી પ્રસરી ગયા છે. ખીચી, હાડા, મોયલ, નિરવાન ભદોરિયા, ભૂરેચા, ધનેરિયા (ધુંધેરિયા) અને બાગડેચા વગેરે સમસ્ત શાખાઓ આ માણિકરાયદ્વારા ઉત્પન્ન થઈ છે. ખીચીશાખાના માણસોએ ઘણે દૂર આવેલા દોઆબ નામના સ્થાનમાં જઇને નિવાસ કર્યો. આ સ્થાનને સાધારણ રીતે સિંધુસાગર કહેવામાં આવે છે. આ દેશનો વિસ્તાર બેટવાથી સિંધુ નદીપર્યંત ૧૩૬ માઇલનો છે. તેમની રાજધાનીનું નામ ખીચીપાટણ હતું. હાડાલોકોએ હરિયાના દેશની અંતર્ગત આવેલાં અસી વા હાંસી નામનાં સ્થાનને જીતી લઇ ત્યાં નિવાસ કર્યો અને એક શાખાના લોકો ગોવાલકુંડમાં ગયા. આને હાલમાં ગોલકોંડા કહેવામાં આવે છે. ત્યાંથી નીકળી તેમણે આસેર નામના સ્થાનપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. મોયલોને નાગોરની ચોતરફના પ્રદેશો મળ્યા. ભદોરિયાઓને ચંબલના તટપરનો એક પ્રદેશ પ્રાપ્ત થયો. આ દેશ તેમનાજ નામપરથી ભદાવર કહેવાય છે અને આજપર્યંત તે દેશ તેમના અધિકારમાં છે. ધુંધેરિયાઓએ[3] શાહાબાદ નામના સ્થાનમાં જઇ ત્યાં નિવાસ કર્યો; પરંતુ સમયના પરિવર્તનથી તે દેશ કોટાના હાડા લોકોના હાથમાં ગયો. બીજી એક શાખાએ

---

મીરાંસમય નામના એક પદ્યાત્મક પુસ્તકમાં ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. આ પુસ્તકને ચંદબરદાયીકૃત પૃથ્વીરાજરાસાનો એક ભાગ માનવામાં આવે છે અને ઉપરોકત ઘટના પૃથ્વીરાજના સમયમાં બની હતી એમ તેમાં જણાવવામાં આવ્યું છે; પરંતુ આ કોઈ અન્ય કવિની કપોલકલ્પના હોય એમ જણાય છે; કારણ કે 'કનોજ સમય' નામના ગ્રંથમાં ઉપરોકત ઘટના પૃથ્વીરાજના પ્રપિતાના સમયમા બનેલી જણાવી છે.

૧ બૂંદીના રાજાઓની વંશાવલીમાં એવો ઉલ્લેખ છે કે દેવીએ એવું વરદાન આપ્યું હતું કેઃ-" તમે જેટલી પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવશો તેટલી પૃથ્વી સર્વથા ચાંદીની થઈ જશે; પરંતુ દુર્ભાગ્યવશાત્ માણિકરાયે દેવીની આજ્ઞાનો ભંગ કરી પાછળ જોયું, તો સર્વ ભૂમિ ચાંદીને બદલે મીઠાંની થઈ ગઈ."

૨ સંવત સાતસો એકતાલિસ, માહોત વાલી વેશ;
સાંભર આયો તુતિસરસ, માણિકરાય નરેશ.

દિલ્હીના પાદશાહ ફિરોઝશાહના મકાનની નિકટ આ વંશના એક રાજાનો સ્મૃતિસ્તંભ છે, તે પર શાકંભરી શબ્દ કોતરેલો છે. તે વિષે સર વિલિયમ જોન્સ,મહાશય કોલ્બુક અને કર્નલ વિલ્ફર્ડે ઘણાં અનુમાનો કર્યાં છે.

૩ વંશભાસ્કરના આધારપરથી લખાયેલી બૂંદીના રાજાઓની વંશાવલીમાં એવો ઉલ્લેખ છે કે, ચૌહાણવંશના આદિ પુરુષથી ૧૩૩ મી પેઢીએ માણિકરાયનો જન્મ થયો હતો. તેમને ૧૦ પુત્રો થયા હતા. તેમના તૃતીય પુત્ર હરિસિંહે સિંધદેશ જીતી લઇ ત્યાં પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને તેના વંશજો ધુંધેરિયાચૌહાણ કહેવાયા; પરંતુ આજકાલ ધુંધેરિયા ચૌહાણોનો અધિક ભાગ બુંદેલખંડ અને માલવામાં ચંબલનદીના તટપર વસેલો

નાડોલમાં નિવાસ કર્યો; પરંતુ તેમનું ચૌહાણ નામ કદિપણ પરિવર્તિત થયું નહિ.

આ શાખાનાં સંખ્યાબંધ માણસો રાજસ્થાનમાં ફેલાઇ ગયાં હતાં. તેમણે પોતાનાં બાહુબળથી અનેક સ્થાનોપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો અને સ્વતંત્રતાનો ઉપભોગ લીધો હતો. ઘણા લોકો પોતાના કરતાં બળવાન જાતિના તાબામાં રહીને શાસન કરતા હતા. આ સર્વ લોકોનો ઇતિહાસ અતિ મહત્ત્વનો છે; પરંતુ તે અત્રે અપ્રસ્તુત છે, તેથી તેને છોડી દેવામાં આવ્યો છે. જેગા ગ્રંથમાં માણિકરાયથી વિસલદેવસુધી અગીઆર રાજાનાં નામ લખવામાં આવ્યાં છે. આ અગીઆરમાંથી હર્ષરાજનું વર્ણન કરવું અત્રે વિશેષ પ્રયોજનીય છે. જૈગામાં તથા હમીરરાસામાં હર્ષરાજનાં પરાક્રમોની ઘણીજ પ્રશંસા કરવામાં આવી છે. વીરશ્રેષ્ઠ હર્ષરાજનું આધિપત્ય અરવલ્લીના શિખરથી આબુના શિખરપર્યંત તથા પૂર્વમાં ચંબલતટપર્યંત વિસ્તારિત હતું. તેમણે સંવત ૮૧૨થી ૮૨૭ (હીજરી ૧૩૮થી ૧૫૩) પર્યંત રાજ્ય કર્યું હતું. તેમણે રણભૂમિમાં શત્રુઓનો સંહાર કરી 'અરિમર્દન'ની ઉપાધિ પ્રાપ્ત કરી અંતે રણભૂમિમાંજ પોતાના પ્રાણત્યાગ કર્યા હતા. તવારીખ ફરિસ્તામાં એવો ઉલ્લેખ છે કે હીજરી સન ૧૪૩ માં મુસલમાનોની સંખ્યા પુષ્કળ વધી ગઇ હતી. તેમણે પર્વતપરથી ઉતરી કિરમાન, પેશાવર અને તેની આસપાસના સર્વ પ્રદેશો પોતાના અધિકારમાં લઈ લીધા. અજમેરના રાજાના કુટુંબી લાહોરના રાજાએ પોતાના ભ્રાતાને ઉક્ત અફઘાનોની સામે યુદ્ધ કરવાને મોકલ્યો. તેણે કાબૂલના ખિલજી અને ઘોરીલોકોની સામે યુદ્ધ કર્યું; પરંતુ અંતે તેને પરાસ્ત થઇને મુસલમાનધર્મ સ્વીકારવો પડયો. તેને પાંચ મહિનામાં સાત યુદ્ધો કરવાં પડયાં હતાં. રાજપૂતો સખ્ત પરાભવ પામીને નાસી ગયા; પરંતુ જ્યાં શીતઋતુ વ્યતીત થઇ ગઇ કે તરતજ રાજપૂતો પુનઃ નવીન દલ તૈયાર કરીને પેશાવરમાં આવી પહોંચ્યા. પુનઃ ભયંકર સમરાગ્નિ પ્રદીપ્ત થયો. આ સમયે રાજપૂતો કદિ મુસલમાનોને યુદ્ધમાં પરાસ્ત કરી નસાડી મૂકીને કોહિસ્થાનસુધી પોતાનો અધિકાર સ્થાપિત કરી દેતા અને કદિ મુસલમાનો નવીન સેનાનો સંગ્રહ કરી તેમને પરાસ્ત કરીને નસાડી મૂકતા.

અજમેરના અધીશ્વરે સ્વયં આ યુદ્ધમાં ભાગ લીધો હતો કે નહિ તે કાંઈ રાજપૂતોના ઇતિહાસમાંથી જાણી શકાતુ નથી. હમીરરાસાપરથી પ્રતીત થાય છે કે હર્ષરાજની પછી દુજગનદેવ વા દુર્જદેવે રાજમુકુટ ધારણ કર્યો હતો. તેમની સેનાના શિબિર ભટનેરપર્યંત સ્થાપિત થયા હતા. દુજગનદેવે નાસિરૂદ્દીન નામના મુસલમાન સુલ્તાનને પરાસ્ત કરીને તેની પાસેથી બારસેં અશ્વો ખુંચવી લીધા હતા. આથી તેમને "સુલતાનગ્રાહ"ની ઉપાધિ પ્રાપ્ત થઇ હતી. "સુલતાન ગ્રાહનો" અર્થ "રાજા-

---

જણાય છે. બુંદેલખંડના ધુંધેરિયા લોકો ધંધેરા કહેવાય છે અને બુંદેલા લોકોની સાથે તેમનો વ્યવહાર છે. (સિંધપર મુસલમાનોનું આક્રમણ થયા પછી આ લોકો ત્યાંથી નાસી શાહાબાદમાં જઈ વસ્યા હોય એ વાત સંભવિત છે.)

૧ નાડોલ એક સમયે પરમ સમૃદ્ધિશાલી પ્રદેશ હતો.તે પ્રદેશના સ્થાનિક ઈતિહાસ અને તામ્રપત્રારથી આ વાતનાં પ્રમાણો પ્રાપ્ત થાય છે. આઠમી શતાબ્દીમાં આ પ્રદેશમાં રાજ્ય સ્થાપિત થયું,બારમી શતાબ્દીમાં તેનું પતન થયું અને તેના મધ્યકાળમાં અર્થાત્ સંવત ૧૦૩૯ (ઇ૦ સ૦ ૯૮૩) માં ત્યાંના સિંહાસનપર રાવ લાખનસી વિરાજમાન હતા. તેમણે નાહરવાલાના અધીશ્વરની સાથે પ્રબલ પરાક્રમપૂર્વક યુદ્ધ કર્યું હતું. નિમ્નલિખિત કવિતા તેમના શૌર્યનું પ્રમાણ આપે છેઃ-

'સંવત દશસો ઉનચાલીસ, બાર્ઈ ખોતા પાટન,
દાન ચોહાન અગાવી, મેવાડ દાની દંડ લરિ;
તિસવાર રાવ લક્ષ્મણ થપ્પી, જો આરંભે સો કરિ.

અર્થાત " સંવત ૧૦૩૯ માં પાટણ નગરનાં આગલાં તોરણદ્વારમાં ચોહાણરાજે દાણ લીધું અને તેમણે મેવાડપતિની પાસેથી પણ ખંડણી લીધી. તેઓ જે ધારતા તે કરતા. "

સબક્તગીન અને તેના પુત્ર મહમૂદે લક્ષ્મણસિંહના શાસનકાળમાં નાડોલપર આક્રમણ કરી તેને લૂટી લીધું અને કિલ્લાનો વિધ્વંસ કરી નાખ્યો; પરંતુ પાછળથી પ્રસગ મલતાં નાડોલરાજે પુનઃ પોતાનો લુપ્ત પ્રતાપ સજીવન કર્યો. તેરમી શતાબ્દિમાં આ વંશની પ્રચંડ સેના અલ્લાઉદ્દીનની સામે યુદ્ધ કરી નષ્ટ થઈ હતી. શાહબુદ્દીને જે સમયે ભારતવર્ષપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો,તે સમયે નાડોલપતિ પણ તેને ખંડણી આપી તેના માંડલિક બન્યા હતા.

ને બંદીવાન બનાવનાર" એવો થાય છે. વિખ્યાત મહમૂદના પિતા સબક્તગીનનુંજ નામ નાસિરૂદ્દીન હતું. અલપ્તગીનના પંદર વર્ષના શાસનકાળમાં સબક્તગીને વારંવાર ભારતવર્ષપર આક્રમણ કર્યું હતું. ત્યારપછી કર્નલટૉડે અજમેરના અન્યાન્ય રાજાઓના શાસનનું વૃત્તાંત છોડી વિસલદેવના શાસનકાળનો ઇતિહાસ વર્ણવવા માંડયો છે. ઉપરોક્ત રાજાઓના સમયમાં કેવળ મુસલમાનોની સાથે થયેલા સંગ્રામસિવાય ઇતર કોઇ પણ મહત્ત્વની ઘટના બની નથી. હાડાજાતિના ઇતિહાસકારોના મતાનુસાર વિસલદેવના પિતાનું નામ ધર્મગજ હતું; પરંતુ જૈનોના ઇતિહાસમાં તેને વીર વેલનદેવ જણાવ્યું છે. આપરથી પ્રતીત થાય છે કે વીર વેલનદેવ એજ યથાર્થ નામ હતું. તેઓ પરમ ધાર્મિક હતા, તેથી તેમને 'ધર્મગજ'ની ઉપાધિ મળી હતી. દિલ્લીના વિજયસ્તંભમાં જે શિલાલેખ છે, તેદ્વારા પણ આજ અનુમાનનું સમર્થન થાય છે. વીર વેલનદેવના શાસનસમયમાં સુલતાન મહમૂદે અંતિમવાર ભારતવર્ષપર આક્રમણ કર્યું હતું. વેલનદેવ તે સમયે મહાબળવાન રાજા ગણાતા હતા. તેમણે મહમૂદનો સંપૂર્ણ પરાજય કરી તેને અજમેરથી નસાડી મૂકી અતુલ યશ પ્રાપ્ત કર્યો હતો; પરંતુ આજ પ્રસંગે તેઓ મરણ પામ્યા હતા.

જે સમયે સુલતાન મહમૂદ[1] પ્રથમવાર ભારતવર્ષને લૂંટવાને આવ્યો તે સમયે એક મહાબળવાન ચૌહાણવીરે પરમ વીરતા પ્રકાશિત કરી પોતાનું નામ અમર કર્યું હતું. આ વીરનું નામ ગોગા હતું અને તેઓ વિખ્યાત ચૌહાણરાજા વાચાના પુત્ર હતા. આ ગોગા સતલજ નદીના તટથી હરિયાના પર્યંતના સમસ્ત જંગલમય વિસ્તૃત દેશપર અધિકાર ભોગવતા હતા.

સતલજના તટપર મેડા વા 'ગોગાકી મેડી' નામની તેની રાજધાની હતી. વીરશ્રેષ્ઠ ગોગાએ સુલતાન મહમૂદના કરાલ ગ્રાસમાંથી પોતાની રાજધાનીની રક્ષા કરવાને માટે તેની સાથે ભયંકર યુદ્ધ કર્યું હતું અને તેમાં અતુલનીય વીરતા પ્રદર્શિત કરી પોતાના ૪૫ પુત્રો અને ૬૦ ભત્રીજાઓસહિત પ્રાણ વિસર્જન કર્યાં હતા. રવિવાર અને નોમની તિથિએ મહાવીર ગોગાએ આ સંસારનો ત્યાગ કર્યો હતો. સમસ્ત રાજસ્થાનનાં છત્રીસ રાજકુળો આ તિથિને પરમ પવિત્ર માનીને તે દિવસે ગોગાના સમાધિમંદિરમાં એકત્રિત થાય છે. ખાસકરીને મરુક્ષેત્રના નિવાસીઓ ગોગાનું સ્મરણ અધિક ભક્તિપૂર્વક કરે છે. મરુભૂમિમાં "ગોગાકા થલ" નામે એક સ્થાન આજપર્યંત વિદ્યમાન છે. ગોગાનો "જવાદિયા" નામનો રણાશ્વ હતો, તેથી રાજપૂતો આજપર્યંત પોતાના સમરાશ્વને "જવાદિયા"[2] કહે છે.

આ સમયે મહમૂદ પોતાની સેના મરુક્ષેત્રમાં થઇને લઇ ગયો હોય એમ જણાય છે. મહમૂદે જ્યાં અજમેરપર આક્રમણ કર્યું કે તરતજ ચૌહાણરાજ તે સ્થાન છોડીને ચાલ્યા ગયા. યવનોએ અજમેર અને તેની આસપાસનો પ્રદેશ લૂંટી લઇ તેનો વિધ્વંસ કરી નાખ્યો; પરંતુ રાજપૂતોએ પરમતેજસ્વિતાપૂર્વક ગઢ અને મહેલોની રક્ષા કરી. તેમણે મહમૂદને પરાસ્ત તથા ઘાયલ કરીને ચૌહાણરાજના તાબાના નાડોલ નગરમાં નસાડી મૂકયો; પરંતુ મહમૂદે તે સમયે નાડોલને લૂંટી લઇને તેનો વિધ્વંસ કરી નાખ્યો અને નાહરવાલા રાજ્યપર અધિકાર સ્થાપિત કરી દીધો. ત્યારપછી તેણે તે પ્રદેશના લોકોપર ઘોર અત્યાચાર કરવા માંડયા. આથી સર્વ લોકો તેની સામે થયા. મહમૂદ પ્રાણ જવાના ભયથી મરુભૂમિના પશ્ચિમ ભાગમાં થઇને સમુદ્રની તરફ નાસી ગયો.

૧ મહમૂદગઝનવીએ ઈ૦ સ૦ ૧૦૧૦ થી ઈ૦ સ૦ ૧૦૨૪ પર્યંત હિંદુસ્થાનપર બાર હુમલા કર્યા હતા અને તેણે કાશીપર્યંત મુસલમાની દીનનો પ્રભાવ નાખ્યો હતો. તેનાં બાર આક્રમણો હિંદુસ્થાનના ઈતિહાસમાં પ્રસિદ્ધ છે.

૨ રાજપૂતઇતિહાસલેખકો જણાવે છે કે ગોગાને એક પણ પુત્ર નહોતો તેથી તે અત્યંત શોકમાં પોતાનો સમય વ્યતીત કરતો હતો. એક સમયે તેની કુલદેવીએ તેનાપર પ્રસન્ન થઈ તેને બે જવ આપ્યા. ગોગાએ તેમાંનો એક જવ પોતાની રાણીને અને બીજો પોતાની ઘોડીને ખવરાવ્યો. ઉક્ત જવ ખાવાથી ઘોડીને એક વછેરો ઉત્પન્ન થયો. તે વછેરો જવને લીધે ઉત્પન્ન થયેલો હોવાથી ગોગાએ તેનું નામ 'જવાદિયા' પાડયું. ઉદયપુરના રાણાએ પ્રસ્તુત ગ્રંથકારને કાઠિયાવાડનો એક રણાશ્વ ઉપહારતરીકે આપ્યો હતો, તેનું નામ પણ જવાદિયા હતું. જો કે ઉક્ત અશ્વ દેખાવમાં સર્વથા સાદો હતો; પરંતુ તેનાપર સ્વારી કર્યા પછી તે પોતાની પ્રબલ શક્તિ સારી રીતે જણાવતો હતો. તેના જેવો અશ્વ પ્રસ્તુત ગ્રંથકારે કદિ પણ જોયો નથી. પ્રસ્તુત ગ્રંથકાર ઉક્ત જવાદિયાને અને મૃગરાજ નામના એક અશ્વને પોતાના દેશમાં લઈ જવાને માટે ઉદયપુરથી સમુદ્રતટપર્યંત લઈ ગયો હતો; પરંતુ

દિલ્લીપતિ પૃથ્વીરાજના પ્રધાનકવિ ચંદ બરદાઇએ પોતાના વિખ્યાત રાસામાં રાજા વિસલદેવની વીરતાનું વર્ણન અત્યુત્તમ પ્રકારે કર્યું છે.

કવિ ચંદે વિસલદેવનો શાસનસમય સંવત ૯૨૧નો જણાવ્યો છે; પરંતુ કર્નલ ટૉડ તેને ભૂલ માને છે.

વિસલદેવ તે સમયના સર્વ હિંદુરાજાઓના મુખ્ય નેતા ગણાતા હતા. કવિ ચંદ જણાવે છે કે:-"વિસલદેવને હિંદુજાતિના નેતા ગણીને યવનલુંટારો મહમૂદ તેમની સાથે યુદ્ધ કરવાને આવ્યો. આ સમયે સર્વ આર્ય રાજાઓ વિસલદેવની પતાકાનીચે પોતપોતાની સેનાસહિત એકત્રિત થયા. માત્ર અણહિલપુરપાટણનો ચાલુક્ય રાજા આવ્યો નહોતો. શેષ સર્વ રાજાઓ આ મહાસમિતિમાં એકત્રિત થયા હતા." અણહિલપુરપાટણના અધિપતિ સિવાય જે જે રાજાઓ વિસલદેવની પતાકાનીચે એકત્રિત થયા હતા, તે સર્વનાં નામ ચંદ કવિએ જણાવ્યાં છે અને તે પ્રસંગનું અત્યુત્તમ વર્ણન કર્યું છે.

જયતના હાથમાં અજમેરની રક્ષાનો ભાર સોંપી વિસલદેવે તેને જણાવ્યું કે:-"મેં આપના વિશ્વાસપર અજમેર અર્પણ કર્યું છે અને હવે હું અણહિલપુર જઇશ. હું જોઉં છું તો ખરો કે અણહિલપુરનો ચાલુક્ય રાજા નાસીને ક્યાં જશે?" વિસલદેવે આ પ્રમાણે કહી પોતાની સેનાસહિત અજમેર નગરીનો ત્યાગ કર્યો અને વિસલતાલ[1] નામના સરોવરના તટપર જઇ ત્યાં મુકામ નાખ્યો. પછી તેમણે પોતાના મિત્ર અને ઋણી રાજાઓને સેનાસહિત શીઘ્ર એકત્રિત થવાને કહેવરાવી મોકલ્યું. મંડોરના મોહનસી[2] પડિહારે સેનાસહિત આવી તેમના ચરણને વંદન કર્યું. તેની પછી વીરોના અલંકારસ્વરૂપ ગિહલોત અને તુંવાર (૧) તથા પાવાસર અને મેવાતના અધીશ્વર મહેશ આવ્યા. (૨) પછી ગાડજાતિના રામ આવીને ઉપસ્થિત થયા. (૩) પછી દ્રોણપુરના મોયલે (૪)અધીશ્વરને ખંડણી મોકલી ન આવી શકવાને માટે ક્ષમા માગી. બલોચરાજે (૫) હાથ જોડી દર્શન દીધું. બામનીના

---

સમુદ્રયાત્રા કરતી વખતે ઘોર અનિષ્ટ થવાની સંભાવના હોવાથી તેણે મૃગરાજને એક મિત્રને ઉપહારતરીકે આપી દીધો અને જવાહિયાને છસેં માઈલના અંતરપર પુનઃ રાણાની પાસે મોકલી આપ્યો તથા તે સાથે એવો સંદેશો મોકલ્યો કે વિજયાદશમીના પર્વપર જે રણોત્સવ થાય છે, તેમાં આ અશ્વની સૌથી પહેલી પૂજા કરજો. આશા છે કે તેમણે આ આજ્ઞાનું પાલન કર્યું હશે.

૧ જો કે વિસલદેવે આ અતિ વિશાળ સરોવર હજાર વર્ષો પૂર્વે બંધાવ્યું હતું, તોપણ તે આજપર્યંત વિસલતાલના નામથી પ્રસિદ્ધ છે. જહાંગીર બાદશાહે આ 'વિસલતાલ'ના તટપર એક અતિ મોટું મકાન બંધાવ્યું હતું અને ઇંગ્લાંડના રાજા પ્રથમ જેમ્સના મોકલેલા દુતનો તેણે આજ મહાલયમાં સત્કાર કર્યો હતો.

૨ આ પરથી પ્રતીત થાય છે કે પરિહારજાતિ અજમેરના ચૌહાણઅધીશ્વરને આધીન હતી.

૩ ચંદકવિએ ચિતોડના મહારાજાને 'વીરોના અલંકાર' જણાવ્યા છે. વાસ્તવમાં ગિહલોતકુલના ચિતોડરાજ અજમેરપતિની પાસે પોતાની સેનાસહિત મિત્રસ્વરૂપે ગયા હતા અને યવનોની સામે લડયા હતા. જે રીતે આ સમયે ચિતોડરાજ તેજસિંહ અજમેરપતિની પાસે મિત્રસ્વરૂપે ગયા હતા, તેજ પ્રકારે બારમી શતાબ્દીમાં વિસલદેવના વંશજ દિલ્હીના સમ્રાટ પૃથ્વીરાજની પાસે તેજસિંહના પૌત્ર સમરસિંહ ગયા હતા. વળી તેમણે મિત્રસ્વરૂપેજ એકત્રિત થઈને અણહિલપુરના અધીશ્વરની વિરુદ્ધ યુદ્ધ કર્યું હતું. તેજસિંહ સંવત ૧૧૨૦ ( ઈ૦ સ૦ ૧૦૬૪ ) માં ચિતોડના રાજસિંહાસનપર વિરાજમાન થયા હતા. તેઓ વિસલદેવની સાથે મળી યવનોની સામે યુદ્ધ કરતાં માર્યા ગયા. કવિ ચંદની ઉક્ત સૂચિમાં ઉદયાદિત્યનું નામ ઉપલબ્ધ થાય છે. કર્નલ ટૉડે તામ્રપત્રો જોઇ તેમનો જે સમય નિશ્ચિત કર્યો છે,તે રૉયલ એશિયાટિક સોસાયટિના પ્રથમ વોલ્યુમના ૩૨૩ મા પૃષ્ઠમાં પ્રકાશિત થઈ ચૂકયો છે.

( ૧ ) કર્નલ ટૉડે એવું અનુમાન કર્યું છે કે ઉક્ત તુંવારરાજા દિલ્હીના તુંવારસમ્રાટનો કોઈ માંડલિક હશે.

( ૨ ) મેવાતમાં મેવ જાતિનો રાજા રાજ્ય કરતો હતો. મેવજાતિ સર્વત્ર વિખ્યાત છે. આ જાતિએ પાછળથી મુસલમાનીધર્મ અંગીકાર કર્યો હતો.

( ૩ ) ગૌડજાતિ વિશેષ પ્રસિદ્ધ હતી અને ચૌહાણસમ્રાટના માંડલિક રાજાઓમાં ગૌડરાજ મહાવીર ગણાતો હતો.

( ૪ ) મોયલ લોકોવિષે અન્યત્ર પૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે.

( ૫ ) આ બલોચજાતિએ પાછળથી મુસલમાનીધર્મ અંગીકાર કર્યો હતો.

અધીશ્વર (૬) સિંધુ છોડી અહીંઆં આવ્યા. પછી ભટનેર (૭) થી નજર (કર) અને ઠઠ્ઠા (૮) તથા મુલતાન (૯) થી નાલબંદી આવી. દેરાવરના ભટ્ટી ભૂમિઆલોકો (૧૦) વિસલદેવની આજ્ઞા પ્રાપ્ત થતાંની સાથેજ આવીને એકત્રિત થયા. માલનવાસના બે જાદવો (૧૧) પણ શીઘ્ર આવીને ઉભા રહ્યા. મોરી (૧૨) બડગૂજર(૧૩) અંતર્વેદના કછવાહા(૧૪) આવીને એકઠા થયા. મેરલોકો વિસલદેવના ચરણોની પૂજા કરતા આવ્યા. (૧૫)ત્યારપછી જયતના આધિપત્યનીચે તાખતપુરની સેના આવીને ઉપસ્થિત થઇ. (૧૬) નૂર-ભાણુ (૧૭)ડોડા (૧૮)ચંદેલા અને (૧૯)દાહિમાના અધીશ્વરોની સાથે (૨૦) ઉદયાદિત્ય પરમાર વગેરે રાજાઓ (૨૧) અશ્વારૂઢ થઇ શીઘ્ર આવી પહોંચ્યા.

ચંદકવિ ભારતવર્ષના અંતિમ ચૌહાણરાજા પૃથ્વીરાજની સભામાં "રાજકવિ" હતા. તેમનાં રચેલાં પ્રસિદ્ધ કાવ્યોમાં પૃથ્વીરાજના ગુણ ઉત્તમ પ્રકારે વર્ણવવામાં આવ્યા છે. કવિ ચંદે પૃથ્વી-રાજના પૂર્વજોની નામાવલી સંગ્રહિત કરી હતી. અત્યંત પ્રાચીનકાળના કવિઓના ગ્રંથોમાંથી ચંદ વગેરે કવિઓએ જે ઇતિહાસ ઉધ્ધૃત કર્યો છે, તે રાજપૂતાનાના પ્રાચીનકાળના રાજાઓના વંશની સૂચિ તૈયાર કરવામાં અતિ ઉપયોગી છે.

મેવાડના અત્યંત પ્રાચીનકાળના એક ઐતિહાસિક કાવ્યમાંથી ઉક્ત ક્ષત્રિયરાજાઓની સૂચિ ઉધ્ધૃત કરવામાં આવી છે. કર્નલ ટૅાડે માણિકરાયથી લઇને ચૌહાણસમ્રાટ પૃથ્વીરાજસુધીના જે પ્રધાન રાજાઓનાં નામ લખ્યાં છે, તેમાંના સૌથી અધિક તેજસ્વી વીર વિસલદેવના સમયનો અત્રે નિર્ણય કરવો અત પ્રયોજનીય છે. તેમણે સૌથી પહેલાં અનલથી લઇને લાખનસી સુધીની જે સૂચિ આપી છે, તેનો અત્રે અમે આધાર લીધો છે.

કર્નલ ટૅાડ જણાવે છે કેઃ-"મહાકવિ ચંદે વિસલદેવનો શાસનસમય સંવત ૯૨૧ લખ્યો છે; પરંતુ તે તેમની ભૂલ છે. વાસ્તવમાં વિસલદેવે સંવત ૧૦૬૬થી સંવત ૧૧૩૦ પર્યંત રાજ્ય કર્યું હતું. ચંદકવિએ પોતાના ગ્રંથમાં જણાવ્યું છે કે ચૌહાણરાજ વિસલદેવની વીરતાના સ્મરણચિન્હતરિકે નિગમબોધ નામના સ્થાનમાં એક કીર્તિસ્થંભ સ્થાપિત કરવામાં આવ્યો હતો. ઉક્ત નિગમબોધ દિલ્લીથી થોડે દૂર યમુનાના તટપર છે. દિલ્લીના પાદશાહ ફીરોઝશાહના મહાલયની સન્મુખ આવેલા વિખ્યાત કીર્તિસ્થંભના શિખરપર જે વિશાલદેવ વા વિસલદેવ નામ કોતરેલું છે તે કીર્તિસ્થંભ કવિશ્રેષ્ઠ ચંદલિખિત નિગમબોધ નામના સ્થાનનો કીર્તિસ્થંભજ છે. તે નિગમબોધથી ઉખેડીને ઉક્ત

---

( ૬ ) બામનીદેશને અન્યત્ર બામનવાસો કહેવામાં આવ્યો છે. તેનું મૂળ નામ બ્રાહ્મણાબાદ વા દેવલ હતું એજ સ્થાનપર ઠઠ્ઠાનગર આવેલું છે.

( ૭ ) જેસલમીરનો ઇતિહાસ જુઓ.

( ૮-૯ ) ઉક્ત દેશના સોઢા, સમા અને સોમરા વગેરે લોકોપર ચોહાણો અધિકાર ભોગવતા હતા.

( ૧૦ ) યથાસ્થાનપર એ સંબંધે વર્ણન કરવામાં આવ્યું છે.

( ૧૧ ) માલનવાસ ક્યાં હતો તે જાણી શકાતું નથી.

( ૧૨-૧૩-૧૪ ) પાઠકોને આનું વર્ણન યથાસ્થાનપર વિદિત થઇ ચૂક્યું છે.

( ૧૫ ) મેરલોકો આડાવલા (અરવલ્લી) ના શિખરપર નિવાસ કરે છે.

( ૧૬ ) આ સ્થાનનું વર્તમાન નામ ટોંડા છે, એ ટોંકની નિકટ આવેલું છે; અને એ સ્થાનપર અનેક પ્રાચીન કીર્તિસ્તંભો વિદ્યમાન છે.

( ૧૭ ) શેખાવાટીના ઇતિહાસદ્વારા પ્રતીત થાય છે કે નૂરભાણલોકો અજમેરના મહારાજાને ખંડણી આપતા હતા.

( ૧૮-૧૯ ) ડોડા અને ચંદેલાજાતિ પ્રસિદ્ધ છે. ચંદેલાઓએ એક સમયે પૃથ્વીરાજની સામે યુદ્ધ કર્યું હતું. પૃથ્વીરાજે તેમની પાસેથી મહોબા અને કાલિંજર તથા સમસ્ત બુંદેલખંડ છીનવી લઇ તેપર પોતાનો અધિ-કાર સ્થાપિત કરી દીધો હતો.

( ૨૦ ) દાહિમા બિયાનાના અધીશ્વર હતા. તેમને ધરણીધર પણ કહેવામાં આવતા હતા.

( ૨૧ ) ઉદયાદિત્ય સમસ્ત ભારતવર્ષમાં પરમ પ્રસિદ્ધ હતા.

સ્થાનપર સ્થાપિત કરવામાં આવ્યો છે.[1]

## ચોહાણોનું વંશવૃક્ષ

અનલ { અથવા અગ્નિપાલ[2] એઓ ચોહાણકુલના આદિપુરુષ હતા. એઓ વિક્રમાદિત્યથી ૬૫૦ વર્ષપૂર્વે અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયા હતા. એમણે તુર્ક લોકોને જીતી લઇ મેહકાવતીમાં રાજધાની સ્થાપિત કરી અને ત્યારપછી કોંકણ, અસીર તથા ગોલકોંડા દેશ જીતી લીધા.

|

સુબાહુ

|

માલન ( એમના વંશજો માલનચોહાણ કહેવાય છે. )

|

ગલનસૂર

|

સં૦ ૨૦૨ અજયપાલ ( એમણે અજમેર નગરની સ્થાપના કરી. )

|

દૂલારાય { એઓ હિ૦ સ૦ ૬૮૫ માં મુસલમાનોના હાથથી માર્યા ગયા અને એમનાથીજ ચોહાણોના રાજ્યનો નાશ થયો.

|

સં૦ ૭૪૧ માણિકરાય { એમણે સાંભરમાં ચોહાણોની રાજધાની સ્થાપિત કરી,સાંભરીરાવની ઉપાધિ પ્રાપ્ત કરી, ત્યારથી ચોહાણો સાંભરીરાવ કહેવાય છે.

|

સં૦ ૮૨૭ [3]હર્ષરાજ

|

[4]વીર બિલનદેવ

|

સં.૧૦૬૬-૧૧૩૦ વિસલદેવ

|

સારંગદેવ ( એઓ સુકુમાર વયમાં મરણ પામ્યા. )

|

આના { એમણે અજમેરમાં આનાસાગર નામનું તળાવ બંધાવ્યું, જે અદ્યાપિ તેમનાં કીર્તિગાન કરી રહ્યું છે.

|

---

1 એશિયાટિક રિસર્ચીસ વોલ્યુમ ૧ લું, પૃષ્ઠ ૩૭૯ તથા વોલ્યુમ ૭ મું, પૃષ્ઠ ૧૮૦ અને વોલ્યુમ ૧૬ મું, પૃષ્ઠ ૪૫૩ માં કર્નલ ટૉડે આ સંબંધે જે લખ્યું છે તે જોવાયોગ્ય છે.

હિંદી અનુવાદક

2 અગ્નિપાલ એ પરમાર કુલના આદિપુરુષ હતા. ચોહાણકુલના આદિપુરુષનું નામ તો ચતુર્બાહુ માનજી વા ચૌહાણજી હતું. ત્યારપછી જે સુબાહુ અને ગલનસૂર નામ આપવામાં આવ્યાં છે તે પણ ખોટાં છે. કર્નલ ટૉડે રાસાના આધારપરથી ઉક્ત સૂચિ આપી છે; પરંતુ રાસાના છંદો બરાબર સમજી નહિ શકાયાથી આ પ્રમાણે ભૂલ થઈ છે. ઉક્ત વંશાવલી રાસામાં આપેલી વંશાવલીની સાથે પણ મળતી નથી અને વંશભાસ્કરની સૂચિ સાથે પણ મળતી નથી.

3 એમણે નાજીરુદ્દીન વા સબક્તગીનને શિકસ્ત આપી હતી.

4 એઓ મહમૂદ ગઝનવીની સામે અજમેરની રક્ષાઅર્થે યુદ્ધ કરતાં માર્યા ગયા હતા. એમનું બીજું નામ ધર્મગજ હતું.




દિલ્લીના ઉકત કીર્તિસ્તંભપર સાલનો ઉલ્લેખ આ પ્રમાણે છેઃ– ૧૫ વૈશાખ સંવત ૧૨૨૦ જો આ લેખ સત્ય હોય તો વિસલદેવની સાથે તેને કાંઈ પણ સંબંધ નથી. વાસ્તવમાં વિસલદે ચૌહાણુતિલક પૃથ્વીરાજની[7] પૂર્વે થયા હતા. ૧૨૨૦ માં તો પૃથ્વીરાજ દિલ્હીમાં શાસન કરતા હત અને તેઓ સંવત ૧૨૪૯ માં માર્યા ગયા. બીજી એક કવિતા વાંચવાથી અવશ્ય પ્રતીત થાય છે ઉક્ત કીર્તિસ્તંભપર જે સાલ આપવામાં આવી છે, તે ભ્રમમૂલક છે. સંવત ૧૨૨૦ ને બદલે સંવત ૧૧૨૦ વાંચવું યોગ્ય છે. તેજ સમયે વિસલદેવે આર્યાવર્તમાંથી યવનોને નસાડયા હતા. સંસ્કૃત ભાષામાં એકડો અને બગડો એ અંકો પ્રાયઃ એકસરખા છે, આથી સરલતાથી ભૂલ થવાનો સંભવ છે; પરંતુ અન્યપક્ષે જો તેને સં૦૧૨૨૦ માનવામાં આવે તો ઉકત કીર્તિસ્તંભ ચૌહાણુપ પૃથ્વીરાજનો સિદ્ધ થાય છે.

વિસલદેવથી પૃથ્વીરાજના શાસનસમયસુધીમાં બીજા ૭ રાજાઓ થઇ ગયા હતા, માટે ઉ સાલ લખવામાં ભૂલ થયેલી છે એમાં કિંચિત્ પણ શક નથી.

---

૧ એમણે દિલ્હીના તુંવારરાજા અનંગપાલની કન્યા રૂકાબાઈની સાથે વિવાહ કર્યો હતો.

૨ એમને દિલ્હીનું રાજ્ય પ્રાપ્ત થયું અને એઓ ઈ૦ સ૦ ૧૧૯૩ માં શાહબુદ્દીનદ્વારા માર્યા ગયા.

૩ એ મુસલમાન થઈ ગયો હતો.

૪ એઓ દિલ્હીની રક્ષા કરતાં માર્યા ગયા.

૫ એઓ પૃથ્વીરાજના દત્તકપુત્ર હતા. એમનું નામ દિલ્હીના એક સ્તૂપપર કોતરવામાં આવ્યું છે.

૬ લખનસીને ૨૨ પુત્રો થયા હતા, જેમાંના સાતદ્વારા સાત ચૌહાણશાખા સ્થાપિત થઇ. નીમરાણા સરદાર નંદસિંહ ઉક્ત લખનસીની ૨૬ મી પેઢીએ ઉત્પન્ન થયા છે.

૭ ચૌહાણરાજનું આદિ નિવાસસ્થાન હાંસી વા અસી હતું. આ સ્થાનનાં ખંડિયેરમાંથી સંવત ૧૨૨૪ અનેક શિલાલેખ પ્રાપ્ત થયા છે. એના સંબંધમાં કર્નલ ટૉડે રાયલ એશિયાટિક સોસાયટિના પ્રથમ વોલ્યુમ ૧૩૩ મા પૃષ્ઠમાં જે લેખ લખ્યો છે તે જોવા યોગ્ય છે.

કર્નલ ટૅાડ જણાવે છે કે, મારા અભિપ્રાય પ્રમાણે પહેલી કવિતામાં [1]વિસલદેવવિષે લખવામાં આવ્યું છે અને બીજી કવિતામાં તેના વંશજ પૃથ્વીરાજવિષે ઉલ્લેખ છે. એમ જણાય છે કે પૃથ્વીરાજે વિસલદેવની વાર્ષિક જયંતિપ્રસંગે ઉક્ત સ્મરણસ્તંભમાં પોતાની કીર્તિની કવિતા અંકિત કરાવી હતી. પૃથ્વીરાજે વિસલદેવની પેઠે પોતાના બાહુબલથી યવનોને અવશ્ય પરાસ્ત કર્યા હ . યવનઇતિહાસવેત્તાઓએ સ્પષ્ટરીતે જણાવ્યું છે કે ભારતવર્ષનો ઉત્તરભાગ સંપૂર્ણરીતે જીતી લીધા પૂર્વે શાહબુદ્દીન વારંવાર યુદ્ધમાં પરાસ્ત થયો હતો.

પ્રથમ કવિતા વિસલદેવસંબંધે લખવામાં આવી છે. કવિ ચંદના લખ્યા પ્રમાણે વિસલદેવે સંવત ૧૧૨૦ ( ઇ૦ સ૦ ૧૦૬૪ )માં યવનોને હાંકી કાઢવાને માટે પુષ્કળ વીરો એકત્રિત કર્યા હતા અને એ ઘટનાના સ્મારકચિન્હતરિકેજ ઉક્ત સ્તંભ સ્થાપિત કરવામાં આવ્યો છે.

વિસલદેવના આધિપત્યનીચે જે રાજાઓ પોતપોતાની સેનાસહિત એકત્રિત થયા હતા, તેમની નામાવલી કવિ ચંદના ગ્રંથમાં પ્રકટ કરવામાં આવી છે. તેમાંના ચાર રાજાઓનો સમય નિર્ણીત થયો છે; પરંતુ અમે તેમાંના એક રાજાનો સમય સંપૂર્ણરીતે સત્ય માનીએ છીએ, શેષ ત્રણના સમય વિષે અમને પૂરેપૂરી ખાત્રી નથી. ધારનગરના અધીશ્વર અને પરમાર રાજા ભોજના પુત્ર ઉદયાદિત્યનો સમય મેં અનેક શિલાલેખોદ્વારા પ્રમાણિત કર્યો છે. ઉદયાદિત્ય નિઃસંદેહ સંવત ૧૧૦૦ અને ૧૧૪૦ની વચ્ચે થઇ ગયા. ઉદયાદિત્ય પોતાની સેનાસહિત વિસલદેવને[2] સહાય્ કરવાને આવ્યા હતા. એ બાબતમાં નિમ્નલિખિત ત્રણ પરોક્ષ પરંતુ પ્રબલ પ્રમાણ છેઃ–

પ્રથમ–કવિ ચંદના ગ્રંથમાં " દેરાવલથી ભૂમિઆ ભટ્ટીઓ આવ્યા હતા " એવો ઉલ્લેખ છે.

દ્વિતીય–વળી ઉક્ત ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કેઃ–" યમુના તથા ગંગાની વચ્ચેના અંતર્વેદદેશથી કછવાહાઓ આવ્યા હતા; " કારણકે કછવાહાલોકોએ નરવરનો ત્યાગ કરી જે અંબરની રાજધાની સ્થાપન કરી હતી તે ઉક્ત સમયે અપ્રસિદ્ધ હતી.

તૃતીય પ્રમાણ મેવાડમાં પ્રાપ્ત થયેલો એક શિલાલેખ છે.આ શિલાલેખમાં એવો ઉલ્લેખ છે કે સમરસિંહના પિતામહ તેજસિંહ વિસલદેવના મિત્ર હતા. એમ પ્રતીત થાય છે કે વિસલદેવ ૬૪ વર્ષપર્યંત જીવંત રહ્યા હતા. જો એવું અનુમાન કરવામાં આવે કે ઉક્ત સંવત ૧૧૨૦ એ તેમના શાસનનો મધ્યકાળ હતો, તો એવો નિર્ણય કરી શકાય છે કે તેઓ સંવત ૧૦૮૮ થી સંવત ૧૧૫૨ ૫ (અર્થાત્ ઇ૦ સ૦ ૧૦૩૨થી ઇ૦ સ૦ ૧૦૯૬પર્યંત )જીવિત હતા,કિંતુ જ્યારે એમ પ્રકાશિત થઇ ચૂક્યું છે કે વિસલદેવના પિતા ધર્મગજ વા વીર બિલનદેવ ( હમીરરાસા નામના ગ્રંથમાં એમનું નામ માલનદેવ આપવામાં આવ્યું છે.) મહમૂદના અંતિમ આક્રમણપ્રસંગે અજમેરની રક્ષા કરતાં માર્યા ગયા હતા; ત્યારે અવશ્ય એવો નિર્ણય કરી શકાય છે કે વિસલદેવનો જન્મ તેથી દશ વર્ષપૂર્વે અર્થાત્ સંવત ૧૦૭૮માં થયો હતો; કારણ કે તે યુદ્ધ થયું તે સમયે તેઓ બાલક હતા.

વિસલદેવ દિલ્હીના તુંવારરાજા જયપાલ, ગુજરાતના રાજા દુર્લભ અને ભીમ, ધારના અધીશ્વર ભોજ અને ઉદયાદિત્ય તથા મેવાડના મહારાણા પદ્મસિંહ અને તેજસીના સમકાલીન હતા; અને તેઓ પ્રબલ દલના નેતાતરિકે જે યવનનેતાની સામે ખડા થયા હતા, તે અવશ્ય મહમૂદ હતો. વિસલદેવે મહમૂદને રાજપૂતાનાના ઉત્તરભાગમાંથી હાંકી કાઢી આર્યધર્મ અને આર્યગૌરવની રક્ષા કરી હતી. મહમૂદ છેલ્લી વાર ઉક્ત પ્રદેશમાંથી સિંધદેશમાં નાસી ગયો હતો અને તેની વિરુદ્ધ વિરમદેવે અજમેરના અધીશ્વરની સાથે મળીને જે યુદ્ધ કર્યું, તે હીજરી સન ૪૧૭ ( ઇ૦ સ૦ ૧૦૨૬ વા સંવત ૧૦૮૨ )માં થયું હતું; પરંતુ ચંદકવિ લખે છે કે તે યુદ્ધ સંવત ૧૦૮૬માં થયું હતું.

વિસલદેવે ગુજરાતના રાજાની સામે યુદ્ધ કરી જે સ્થાનપર વિજય પ્રાપ્ત કર્યો હતો તથા પોતાના બાહુબલથી શત્રુઓને પરાસ્ત કર્યા હતા, તે સ્થાનપર તેના વિજયના ચિન્હસ્વરૂપે વિસલનગરન પ્રતિષ્ઠા કરવામાં આવી. આ યુદ્ધવિષે અત્રે અમે વિસ્તૃત વર્ણન કરત, પરંતુ હાલ તે મોકુફ રાખી જગદ્વિખ્યાત પૃથ્વીરાજના શાસનના વર્ણન સાથે તેનું વર્ણન કરીશું.કાલિક જુહનેર નામના સ્થાનમ

૧ પ્રાચીન નામ વિશલદેવજ ઠીક લાગે છે વિસલદેવ તો માત્ર તેનો અપભ્રંશ છે.

૨ કર્નલ ટૅાડે વિસલદેવ અને વિશાલદેવ એ ઉભય નામો લખ્યાં છે.

વિસલદેવનો ધોધ (અર્થાત્ તપસ્યાનું સ્થાન)હતો,એ વાત અમારા પાઠકોએ ઇતિહાસમાં અનેક સ્થળે વાંચી હશે

હાડાજાતિના રાજકવિ ગોવિંદરામે પોતાના 'રાજગ્રંથ'માં લખ્યું છે કે વિસલદેવના પુત્ર અનુરાજદ્વારા હાડાજાતિની ઉત્પત્તિ થઇ છે; પરંતુ ખીચીજાતિના રાજકવિ મગજીએ પોતાના ગ્રંથમાં એવો ઉલ્લેખ કર્યો છે કે અનુરાજ માણિકરાયનો પુત્ર હતો અને તે ખીચીવંશનો આદિપુરુષ હતો; પરંતુ આપણે હાડાકવિ ગોવિંદરામનું અનુસરણ કરીશું.

ગોવિંદરામ જણાવે છે કે અનુરાજને સીમાંતપરના અસિ (સાધારણ રીતે એને હાંસી કહેવામ આવે છે.) નામના દેશનો અધિકાર પ્રાપ્ત થયો હતો. અનુરાજનો પુત્ર અસ્થિપાલ અને સંધુસાગ દેશની અંતર્ગત આવેલા ખીચીપુરપાટણના આદિપ્રતિષ્ઠાતા અજયરાજનો પુત્ર અગનરાજ એ ઉભય રાજકુમારો પોતાના ભાગ્યોદયને માટે ગોલકોંડાના ચૌહાણરાજા રણધીરની પાસે ગયા; પરં દુર્ભાગ્યવશાત્ કજલીવનના જંગલી લોકોએ એકસાથે અસિ અને ગોલકોંડાપર આક્રમણ કર્યું. સમયે ચૌહાણરાજ રણધીર પોતાના પુત્રોસહિત અસીમ બલવિક્રમ પ્રકાશિત કરી રણક્ષેત્રમ મરણ પામ્યા. તેમના કુટુંબમાંથી માત્ર સુરાબાઇ નામની એક કન્યા બચી અને તે શત્રુઓના હા થમાંથી પોતાની જાતની રક્ષા કરવાને માટે ગોલકોંડાનો ત્યાગ કરી અસિ તરફ નાસી ગઇ; પરં જંગલી લોકોએ અસિપર પણ ભયંકર આક્રમણ કર્યું. શત્રુઓના આગમનના સમાચાર પ્રાપ્ત થતાંન સાથેજ અસિપતિ અનુરાજ પણ રાજધાની છોડીને નાસી ગયા; પરંતુ તેના પુત્રોએ શત્રુઓના આગ મનની વાટ નહિ જોતાં મહાપરાક્રમસહિત તેમની સામે હુમલો કર્યો. ઉભય સૈન્યોની વચ્ચે ભયંકર સમરાગ્નિ ઉપસ્થિત થયો. આ ઘોર યુદ્ધમાં શત્રુપક્ષનો નેતા માર્યો ગયો અને અસ્થિપાલ ભયંકર રીતે ઘાયલ થયા. શત્રુસેના જીવ લઇને શીઘ્ર નાસવા લાગી; પરંતુ અસ્થિપાલે ઘાયલ અવસ્થામાંજ તેની પૂંઠ પકડી, પણ ઘણે દૂર ગયા નહિ એટલામાં તેઓ અચેતન થઇ ગયા અને નીચે તૂટી પડ્યા. આ તરફ સુરાબાઇ આશ્રય પ્રાપ્ત કરવાની આશાથી અસિ તરફ જતી હતી; પરં માર્ગમાંજ તે પરિશ્રમિત થઇ ક્ષુધાતૃષાની વેદનાને લીધે જીવનની આશાથી વંચિત થઇ એ પીંપળાના વૃક્ષની નીચે તૂટી પડી. તે છેક મૃત્યુના દ્વારપર આવી પહોંચી હતી;પરંતુ તે પીંપળાન વૃક્ષની નીચે પડી કે તરતજ તે વૃક્ષના બે ખંડ થઇગયા અને તેમાંથી ચૌહાણોની કુલદેવી આશાપૂર્ણા એ બહાર નીકળી તેને દર્શન દીધાં. દેવીનાં દર્શન થતાંજ સુરાબાઇ નેત્રોમાં અશ્રુ લાવી ગદ્‌ગદ્ કી પોતાના કુટુંબપર આવી પડેલી વિપત્તિનું વર્ણન કરવા લાગી. કજલીવનના જંગલીલોકોએ ગોલકોંડાપર આક્રમણ કરી તેના પિતા તથા દ્વાદશ બંધુઓને મારી નાખ્યા હતા અને તે એકલીજ પોતાના પ્રાણની રક્ષા કરવાને માટે આ તરફ નાસી આવી હતી; એ સર્વ હકીકત તેણે પોતાન કુલદેવીને નિવેદન કરી. ત્યારે દેવીએ તેને અભયવચન આપી કહ્યું:–"વત્સ! હવે તારે કાંઇ પણ ભય રાખવો નહિ. તારા સ્વજાતીય એક ચૌહાણવીરે શત્રુપક્ષના નેતાને મારી નાખ્યો છે અને તે તારી અત્યંત નિકટમાંજ છે." એમ કહી દેવી આશાપૂર્ણા સુરાબાઇને પોતાની સાથે અસ્થિપાલ જ્યાં ઘાયલ અને અચેતન દશામાં પડ્યો હતો, ત્યાં તેડી ગઈ. દેવીની કૃપાથી અસ્થિપાલનું શરીર સાજું બની ગયું અને તે ચૈતન્ય તથા બલ પ્રાપ્ત કરી ચૌહાણોના વિખ્યાત પૈતૃક અભેદ્ય કિલ્લા આસેરગઢમાં ચાલ્યા ગયા.[1]

હાડાજાતિના આદ્યપુરુષ અસ્થિપાલને સંવત ૧૦૮૧[2] (ઇ૦ સ૦ ૧૦૨૫) માં આસેરનો કિલ્લો પ્રાપ્ત થયો હતો. હવે પ્રતીત થાય છે કે સુલતાન મહમૂદે છેલ્લીવાર મુલતાનથી આવી મરુક્ષેત્રને વચ્ચે છોડી અજમેરપર હીઝરી સન ૪૧૭ (ઇ૦ સ૦ ૧૦૨૨)માં આક્રમણ કર્યું હતું. આ પરથી આપણે નિર્ણય કરી શકીએ છીએ કે આ અસ્થિપાલના પિતા અનુરાજે ગઝનીના

[1] એવી જનશ્રુતિ પ્રચલિત છે કે સુરાબાઇએ અસ્થિપાલનાં છિન્ન ભિન્ન ગાત્રો યથાસ્થાને જોડી દીધાં અને દેવીએ મંત્રિત જલ છાંટી તેમને સજીવન કર્યા. ઉક્ત પ્રકારે હાડો એકત્રિત થવાથી અસ્થિપાલને જીવન પ્રાપ્ત થયું તેથી તેમના વંશજો 'હાડા' કહેવાયા; પરંતુ તેમણે અસીરાજ્ય ગુમાવી દીધું તેથી તેમને 'હાસ' (હાડ) નામની પ્રાપ્તિ થઈ હોય એ વળી અધિક સંભવિત લાગે છે.

[2] હાડાજાતિના કવિએ પોતાના ગ્રંથમાં ઉક્ત ઘટનાનો સંવત ૯૮૧ લખ્યો છે; પરંતુ કર્નલ ટૉડ તેને ભૂલભરેલો જણાવે છે.

સુલતાનના આક્રમણપ્રસંગેજ પોતાનું જીવન અને અસિનો ત્યાગ કર્યો હતો. આજ સમયે મુસલમાન-વિજેતા મહમૂદે અજમેરનો વિધ્વંસ કર્યો હતો.

હિંદુકવિએ તેને 'કજલીવનનો અસુર' કહ્યો છે; પરંતુ સુલતાન મહમૂદે કયા વર્ષમાં સેના-સહિત દક્ષિણમાં પ્રવેશ કર્યો હતો અને ગોલકોંડા જીતી લીધું હતું, તે મુસલમાનઇતિહાસકારો જણાવતા નથી; માટે કવિ ગોવિંદરામે પોતાના ગ્રંથમાં કજલીવનના જંગલીઓના જે નેતાનું વર્ણન કર્યું છે, તે સુલતાન મહમૂદજ હતો, એમ સરલતાથી ખાત્રીપૂર્વક માની શકાતું નથી. જો ઉક્ત સમયે મહમૂદ ગોલકોંડામાં ગયો હોત તો મુસલમાનલેખકોપૈકી કોઇ તે વિષે અવશ્ય ઉલ્લેખ કરત.અમારો એવો અભિપ્રાય છે કે દક્ષિણના કોઇ પર્વતમય પ્રદેશનું નામ કજલીવન[1] હશે, પરંતુ તેનું સ્થાન નિશ્ચિત કરવું એ અમારા સામર્થ્યથી બહાર છે. આ સમસ્ત હકીકતપરથી તાત્પર્ય એ નીકળે છે કે ઉત્તર અને દક્ષિણમાં રાજપૂતરાજાઓ રાજ્ય કરતા હતા અને તેમના વંશજોએ દક્ષિણના આદિનિ-વાસીઓની સાથે મળીને નૂતન મિશ્રમરાઠાજાતિ ઉત્પન્ન કરી. આ મરાઠાઓએ પોતાના પૂર્વજોનાં નામ અને શૌર્યવીર્યાદિ ગુણો પ્રાપ્ત કર્યા;પરંતુ જાદવ,તુંવાર,પંવાર ઇત્યાદિ પ્રાચીન રાજપૂતવંશનાં નામોની રક્ષા કરવાને બદલે પોતાનાં જન્મસ્થાનપરથી નિંબાલકર,ફાલકિયા,પાટણકર વગેરે ઉપનામોધારણ કર્યાં.

અસ્થિપાલને ચંદ્રકરણ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. ચંદ્રકરણનો પુત્ર લોકપાલ થયો. લોક-પાલને બે પુત્રો થયા; હમીર અને ગંભીર. આ ઉભય મહાપુરુષ નિવડયા. દિલ્લીપતિ પૃથ્વીરાજના શાસતસમયમાં તેમણે તેમના હાથનીચે નોકરી કરી અનેક યુદ્ધોમાં મહાવીરતા પ્રકાશિત કરી.દિલ્લી-પતિ પૃથ્વીરાજના તાબામાં જે ૧૦૮ માંડલિક રાજાઓ હતા,તે સર્વમાં ઉક્ત ઉભય ભ્રાતાઓએ વિશેષ પ્રસિદ્ધ પ્રાપ્ત કરી હતી. એવું અનુમાન થઇ શકે છે કે અસિદેશ જો કે દિલ્લીના સમ્રાટને સંપૂર્ણ રીતે આધીન નહોતો, તથાપિ તેના અધીશ્વર ચૌહાણસમ્રાટને વિશેષ સન્માન આપતા હતા.

ચૌહાણવંશના શિરોમણિ રાજા પૃથ્વીરાજ કાન્યકુબ્જના અધીશ્વર જયચંદની સાથે ઘોર સંગ્રામ કરી તેની કન્યા અનંગમંજરી ( સંયોગિતા ) ને બલપૂર્વક હરી લાવ્યા હતા, તે પ્રસંગનું ઉત્તમ વર્ણન ચંદકવિએ પોતાના ગ્રંથમાં કર્યું છે અને તેમાં તેમણે વીરશ્રેષ્ઠ હમીર અને ગંભીરના બલવિક્રમની પરમ પ્રશંસા કરી છે.

ચંદકવિએ લખ્યું છે કે:–" ત્યારપછી હાડારાવ હમીર પોતાના ભ્રાતા ગંભીરની સાથે રણતુરંગિની-પર આરૂઢ થઈ પોતાના અધીશ્વર પૃથ્વીરાજની સન્મુખ જઈ બોલ્યા: 'જંગલેશ ![2] અમે જયચંદની સેનાનો વિધ્વંસ કરવાને તત્પર થયા છીએ. આપ નિર્ભયતાપૂર્વક ચાલો. નૌકા જે પ્રકારે સાગરના વક્ષઃસ્થલને દલિત કરીને ચાલે છે, તે પ્રકારે અમારી રણતુરંગિનીઓ યુદ્ધક્ષેત્રમાં ચાલશે.' "

કવિના પાછળના ઉલ્લેખપરથી પ્રતીત થાય છે કે જયચંદના હાથનીચે જે મહાબલવાન રાજાઓ એક-ત્રિત થયા હતા, તેમાંના કાશીરાજઉપર ઉક્ત ઉભય ભ્રાતાઓએ આક્રમણ કર્યું. કવિ ચંદે લખ્યું છે કે:– " વીરશ્રેષ્ઠ હમીરે વીરતાપૂર્વક આગળ ધસી ગર્વસહિત એવો સિંહનાદ કર્યો કે તેથી કૈલાસમાં ભગવતી દુર્ગાનું સિંહાસનસુદ્ધાં કંપાયમાન થઇ ગયું. ઉક્ત ઉભય વીર ભ્રાતાઓએ અતુલ બલવિક્રમ પ્રકાશિત કરી રણભૂમિમાં પ્રાણત્યાગ કર્યો. "

હમીરને કાલકર્ણ નામનો એક પુત્ર હતો. શાહબુદ્દીને જે સમયે કગ્ગરના યુદ્ધમાં ભારતની સ્વા-ધીનતાનો નાશ કર્યો તે સમયે વીરશ્રેષ્ઠ કાલકર્ણ પૃથ્વીરાજના આધિપત્યનીચે રણક્ષેત્રમાં ઝુઝયો હતો. કાલકર્ણના પુત્રનું નામ મહામુગ્ધ હતું. તેને રાવ ચાચા નામનો પુત્ર થયો. તેના પુત્રનું નામ રાવ ચંદ હતું.

ક્રૂર યવનપાદશાહ અલ્લાઉદ્દીને ચૌહાણજાતિના સમસ્ત સ્વતંત્ર રાજાઓનાં શાસનનો લોપ

---

૧'કજલીવન'નો અર્થ 'હાથીઓનું જંગલ' છે. રાજપૂતો જણાવે છે કે ગજનાશહેર યદુવંશી રાજા ગજદ્વારા સ્થાપિત થયું હતું. અમે રાયલ એશિયાટિક સોસાયટિને પ્રાચીન હિંદુ ભૂગોળનું એક પુસ્તક ભેટ કર્યું છે. ઉક્ત ભૌગોલિક પુસ્તકમાં ગંગાજીના તટપરના સમસ્ત પહાડી પ્રદેશને 'કજલીવન' વા 'ગજલીબ' જણાવવામાં આવ્યો છે. અબુલફઝલના જણાવ્યા પ્રમાણે બિજેરપ્રાંતમાં 'ગજલીગઢ' નામનું એક સ્થલ છે. ત્યાં સુલતાનો, ચાહો અને સુસોફાઈઝ જાતિઓ વસતી હતી.

૨ પૃથ્વીરાજની એક ઉપાધિ જંગલેશ પણ હતી.

કર્યો, તે સમયે રાવ ચંદના શાસનનો પણ લોપ થયો. આસેરગઢનો કિલ્લો અત્યંત અભેદ્ય ગણાતો હતો; પરંતુ અલ્લાઉદ્દીને પોતાના બાહુબળથી તે કિલ્લો જીતી લઈ રાવ ચંદનો કુટુંબસહિત નાશ કર્યો. માત્ર રાવ ચંદના રેનસી નામના એક અઢી વર્ષના પુત્રને તેણે બચાવ્યો. તે ચિતોડના મહારાણાનો ભાણેજ થતો હતો, તેથી અલ્લાઉદ્દીને ઉક્ત કિલ્લો જીતી લીધા પછી તેને ચિતોડપતિની પાસે મોકલી દીધો. રેનસી પોતાના મામાને ઘેર ઉછરી વ્યવહારકુશળ થયો, ત્યારે એક સમયે તેણે સેનાસહિત ભિંસરોરના વિધ્વસ્ત કિલ્લાપર આક્રમણ કરી ત્યાંથી ડુંગાનામક ભીલનેતાને હાંકી કાઢયો.

આ ભિંસરોરનો કિલ્લો પૂર્વે મેવાડને આધીન હતો; પરંતુ અલ્લાઉદ્દીને ચિતોડપર આક્રમણ કર્યું તે સમયે તેણે તે કિલ્લાને વિધ્વસ્ત કરી નાખ્યો હતો અને ત્યાર પછી ઉક્ત ડુંગાએ અનુકૂળતા પ્રાપ્ત થતાં ઉકત સ્થાન પોતાના તાબામાં લઇ લીધું હતું.

રેનસી વા રેનસિંહ[1]ને કુલન અને કનકલ નામના બે પુત્રો થયા. જ્યેષ્ઠકુમાર કુલન કષ્ટસાધ્ય રોગથી ગ્રસ્ત હોવાથી ગંગાજીના તટપર કેદારનાથની યાત્રા કરવાને ગયો. અહીંઆં તેને શીઘ્ર આરોગ્યતા પ્રાપ્ત થઇ. કેદારનાથ ઘણા દિવસની મંજલપર આવેલું હતું, તોપણ તેણે ત્યાં જતાં પાલખી વા ઘોડાપર સ્વારી કરી નહોતી. તે દેવાધિદેવ કેદારનાથને પરમ પ્રસન્ન કરવાને માટે જમીનપર લાંબો થઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતો કરતો ભિંસરોરથી કેદારનાથના મંદિરસુધી ગયો હતો. આવી કઠિન યાત્રા કરતો કરતો છ માસે તે બીંદાઘાટ આગળ આવી પહોંચ્યો. આ સ્થાનપર તેણે એક પર્વતશૃંગમાંથી નીકળેલી બાણગંગા નામની નાની નદીમાં સ્નાન કર્યું. આથી તેને પોતાના શરીરમાંનો ઘણો રોગ નિવૃત્ત થયેલો જણાયો. અહીંઆં તેને દેવાધિદેવ કેદારનાથે જણાવ્યું કેઃ–" હે વત્સ ! હું તારી ભક્તિથી પરમ પ્રસન્ન થયો છું અને હવે તું સર્વરીતે નીરોગી થયો છે. આજથી તું પઠારદેશનો અધીશ્વર થયો છે." ઉક્ત સમસ્ત પઠારદેશ પૂર્વે ચિતોડના રાણાના અધિકારમાં હતો; પરંતુ ક્રૂર અલ્લાઉદ્દીન ત્યાંનો વિખ્યાત કિલ્લો જીતી લઇ ત્યાંના અસંખ્ય ગિહલોતોનો નાશ કર્યો અને તે દેશમાંથી રાણાનો અધિકાર ન્યૂન કરી નાખ્યો; તેથી અહીંઆંના આદ્યનિવાસી મેરલોકોએ આ સુઅવસરનો લાભ લઇ પોતાના પર્વતમય આદિનિવાસસ્થાનનો ઘણો ભાગ હસ્તગત કરી લીધો.

આ વાત પ્રસિદ્ધ છે કે પૂર્વકાળમાં પરમારજાતિના રાજા હૂન આ પઠાર[2] દેશના અધિપતિ હતા અને મેનાલ નામના સ્થાનમાં તેમની રાજધાની હતી. ઉક્ત સ્થાનમાં ઉક્ત પ્રાચીન હૂન રાજાનાં અનેક સ્મૃતિચિન્હો વિદ્યમાન છે. આઠમી શતાબ્દીમાં જે સમયે ચિતોડપર સૌથી પહેલું આક્રમણ થયું હતું, તે સમયે હૂનોના નેતા અંગતસિંહે મહારાણાને સહાય કરી હતી અને એમ જણાય છે કે વિખ્યાત વારોલીનું મંદિર પણ હૂનરાજાએજ બંધાવ્યું હતું.

કોલ્હનના પૌત્ર રાવ બાંગાએ ઉકત પ્રાચીન મેનાલપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને તેણે પઠારની પશ્ચિમ તરફ એક પર્વતશૃંગપર બમોદાનો કિલ્લો બંધાવ્યો. પૂર્વમાં ભિંસરોર અને પશ્ચિમમાં બમોદા અને મેનાલથી લઇને સમસ્ત પઠારદેશ હાડાજાતિના અધિકારમાં આવી ગયો. ત્યારપછી હાડાલોકોએ માંડલગઢ, બિજોલિયા, બેગૂં, રત્નગઢ અને ચૌરાઈતગઢ ઇત્યાદિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. આથી તેમના રાજ્યની સીમા ઘણી વધી ગઈ.

રાવ બાંગાને બાર પુત્રો થયા. તે સર્વેએ પઠારદેશનો વિસ્તાર વધારી પોતાના વંશની વૃદ્ધિ કરી. રાવ બાંગાની પછી રાવ દેવા રાજસિંહાસનપર અધિષ્ઠિત થયો. રાવ દેવાને હરરાજ[3] હથજી અને સમરસી એ ત્રણ પુત્રો થયા.

હાડા લોકોએ આ રીતે પોતાનો અધિકાર સ્થાપન કરી પ્રસિદ્ધિ મેળવી, ત્યારે દિલ્લીના પાદશાહનું ધ્યાન

૧ વંશભાસ્કરમાં તેનું રતનસિંહ નામ આપ્યું છે.

૨ પૂર્વે મધ્યભારતવર્ષને પઠાર દેશ કહેવામાં આવતો હતો. કોલ્હણને જે દેશ મળ્યો હતો, તેમાંનો એક દશાંશ ભાગ તેણે અનુજને આપ્યો હતો.

૩ હરરાજને બાર પુત્રો થયા, તેમાં હાળુ સર્વથી મોટો હતો. હાળુની વીરતાનું વર્ણન કર્નલ ટૅાડના બીજા ભ્રમણવૃત્તાંતમાં પ્રકટ થશે. એણેજ બંબાવદા (બમોદા) પ્રદેશ જીતી લીધો હતો.

તેમના પ્રતિ આકર્ષાયું. તે સમયે [1]સિકંદર લોદી દિલ્હીના સિંહાસનપર સ્થિત હતો. તેણે તત્કાલીન હાડાનરેશને દિલ્હીમાં બોલાવ્યા. રાવ દેવા દિલ્હીના પાદશાહની આજ્ઞા શિરસાવંદ્ય કરી પોતાના જ્યેષ્ઠ પુત્રને બમ્બોદાના સિંહાસનપર અધિષ્ઠિત કરી પોતાના કનિષ્ઠ પુત્ર સમરસીની સાથે દિલ્હીમાં ગયા. હાડા-જાતિનો કવિ જણાવે છે કે રાવ દેવા દીર્ઘકાળપર્યંત દિલ્હીમાં રહ્યા; પરંતુ પાદશાહને રાવ દેવાનો એક ઘોડો તેમની પાસેથી લેવાની પ્રબલ ઇચ્છા થઇ અને તેઓ કોઇપણ પ્રકારે તે ઘોડો આપવાને સ-મ્મત થયા નહિં, તેથી તેમને પોતાના દેશમાં જવાની તૈયારી કરવી પડી. દિલ્હીના પાદશાહની પાસે એક એવો ઘોડો હતો કે તે અશ્વપર સવાર થઇ પોતાનો પગ પલળવા દીધા વિના નદીપાર તે જઇ શકતો હતો. રાવ દેવાએ સમ્રાટના પ્રધાન અશ્વપાલને લાંચ આપી તેને પોતાના હાથમાં લીધો અને પઠારદેશની એક ઘોડી સાથે તેનો સંગમ કરાવી એક વછેરો ઉત્પન્ન કર્યો. આ વછેરો થોડાં વર્ષમાં ઉછરી મોટો ઘોડો બની ગયો. પાદશાહે આ ઘોડો લેવાની પ્રબલ ઇચ્છા પ્રદર્શિત કરી. રાવ દેવાએ પાદશાહની આ અભિલાષાથી પરિચિત થઇ ધીમે ધીમે દિલ્હીથી ગુપ્ત રીતે પોતાના કુટું-બનાં માણસો અને સભાસદોને પોતાની માતૃભૂમિમાં મોકલી દીધાં અને અંતે તેઓ પોતે હાથમાં તલવાર ગ્રહણ કરી ઉક્ત શ્રેષ્ઠ અશ્વપર આરૂઢ થઇ પાદશાહના મહાલયની સન્મુખ ગયા. પાદશાહ આ સમયે ઝરૂખામાં વિરાજમાન થયો હતો. રાવ દેવાએ નીચેથી પાદશાહને સલામ કરી કહ્યું:— "જહાંપનાહ ! સલામ ! આપ નામદારે કોઇ પણ રાજપૂતની પાસે આ ત્રણ વસ્તુઓ કદિ પણ મા-ગવી નહિં; તેનો ઘોડો, તેની સ્ત્રી અને તેની તલવાર." આમ કહી રાવ દેવાએ ઘણી શીઘ્રતાથી પોતાનો અશ્વ દોડાવ્યો અને તેઓ ઘણા વેગથી થોડા સમયમાં નિર્વિઘ્નતાપૂર્વક પઠારદેશમાં જઇ પહોંચ્યા.

રાવ દેવા બમ્બોદાદેશનો સમસ્ત અધિકાર પહેલેથીજ પોતાના જ્યેષ્ઠ પુત્ર હરરાજને આપી ગયા હતા. આથી તેઓ ત્યાં નહિ જતાં બુંદાનાલ નામના જે સ્થાનપર તેમના પૂર્વજે કષ્ટસાધ્ય રોગ-માંથી મુક્તિ પ્રાપ્ત કરી હતી, તે સ્થાનમાં ગયા. આ સ્થાનમાં મીના અને ઉસારા જાતિ નિવાસ કરતી હતી અને તેમનાપર જેતા નામનો સરદાર રાજ્ય કરતો હતો. તે સમયે તે દેશમાં એક પણ યોગ્ય નગર નહોતું. ખીણની સીમાપર છોબંધ દિવાલ અને દરવાજા હતા અને તેની અંદર મીના-લોકો પોતાની ઇચ્છાનુસાર પર્ણકુટીઓ બનાવીને રહેતા હતા. અહીંઆંના નિવાસીઓ ચિતોડનો વિધ્વંસ થયો તે પૂર્વે ત્યાંના મહારાણાને આધીન હતા; પરંતુ હાલમાં મહારાણાની સત્તા ન્યૂન થઈ ગઇ હતી, તેથી રામગઢનો ખીચીજાતિનો અધીશ્વર રાવ ગાંગા આ દેશના નિવાસીઓની પાસેથી બલપૂર્વક ખંડણી લેતો હતો. રાવ ગાંગાનાં ઉત્પીડન અને અત્યાચારમાંથી પોતાના દેશની રક્ષા કર-વાન માટે ઉસારા અને મીનાજાતિએ તેની સાથે એવી સંધિ કરી કે અમે તમને પ્રતિ બે મહિને પૂર્ણિમાને દિવસે બુંદાનાલની સીમા બહાર ચોથ આપીશું. આ સંધિઅનુસાર તેમણે દીર્ઘકાળ-પર્યંત ખંડણી આપી. અંતે જ્યારે રાવ દેવા તે દેશમાં જઇ પહોંચ્યા, ત્યારે તેમણે આ સર્વ હકીકતથી પરિચિત થઇ મીના અને ઉસારા લોકોને રાવ ગાંગાના ઉત્પીડનમાંથી બચાવવાને માટે ઉક્ત ચોથ રદ કરવાની પ્રતિજ્ઞા કરી. રાવદેવાને વીર પુરુષ જાણી ઉસારા અને મીનાલોકોએ તેમનાપર વિશ્વાસ સ્થાપન કર્યો અને તેઓ રાવ ગાંગાના પંજામાંથી પોતાનો ઉદ્ધાર થયેલો જોવાને અતિ આતુર બની ગયા.

યથાસમયે રાવ ગાંગા પોતાની સેનાસહિત બુંદાનાલદેશની સીમાપર પૂર્વવત્ ખંડણી લેવાને માટે આવી પહોંચ્યો; પરંતુ તે સમયે ચોથ આવેલી નહિ જોઇ તે અત્યંત વિસ્મિત થયો. અંતે રાવ દેવાને અશ્વારૂઢ થઇને સેનાસહિત દૂરથી આવતા જોઇને તેણે પૂછ્યું: "આ કોણ ચાલ્યો આવે છે ?" તપાસ કરતાં થોડી વારે તેને સમાચાર મળ્યા કે: "પઠારના મહારાજા આવે છે." રાવ ગાંગાનો અશ્વ પણ રાવ દેવાના ઉક્ત શ્રેષ્ઠ અશ્વથી ઉતરે એવો નહોતો. રામગઢની નજીક પાર્વતી નદીના તટપર ખીચીરાજ રાવ ગાંગાની ઘોડી ચરતી હતી, એવામાં પાર્વતી નદીના ગર્ભમાંથી એક

[1] આ વાત ખોટી છે;કારણ કે સિકંદર લોદી તો દેવાચતજીના સમય પછી ૨૦૦ વર્ષે અથવા રાવ નારાયણદાસના સમયમાં દિલ્હીના સિંહાસનપર સ્થિત હતો.

અશ્વ આવ્યો અને તેણે ઉક્ત ઘોડીને ગર્ભાધાન કરાવ્યું, જેથી ઉક્ત અશ્વનો જન્મ થયો. તે અશ્વ જેમ અદ્દ્ભુત સામર્થ્ય ધરાવતો હતો, તેમ સુશિક્ષિત પણ હતો. રાવ ગાંગા તે અશ્વપર આરૂઢ થઇ મહાવેગથી પઠારપતિ રાવ દેવાની તરફ ચાલ્યો.

શીઘ્ર ઉભય પક્ષોની વચ્ચે ભયંકર યુદ્ધાગ્નિ પ્રજ્વલિત થઇ ગયો. આ યુદ્ધમાં રાવ દેવાને વિજય પ્રાપ્ત થયો અને રાવ ગાંગા યુદ્ધભૂમિ છોડીને પલાયન કરી ગયો. પઠારપતિ રાવ ગાંગાના અશ્વનાં બલ તથા ગુણની કસોટી કરવાને માટે તેની પાછળ ગયા. રાવ ગાંગાએ ખીણ છોડી શીઘ્ર ચંબલ નદીમાં પ્રવેશ કર્યો. રાવ દેવા અત્યંત વિસ્મિત થઇ ચોતરફ જોવા લાગ્યા, તો થોડા સમયમાં તેમને રાવ ગાંગા ચંબલ નદીને સામે પાર ગયેલો જણાયો. આ ઘટના જોઇ તેમણે અત્યંત વિસ્મિત થઇ કહ્યું:-"રાજપૂત! તમને ધન્ય છે! આપનું નામ શું?" તેમને શીઘ્ર ઉત્તર મળ્યોઃ "ગાંગો ખીચી" રાવ દેવા બોલ્યા:-"મારૂં નામ દેવા હાડા છે. આપણે ઉભય જાતિબંધુઓ છીએ. આપણામાં કદિ પણ પરસ્પર શત્રુતા હોવી જોઇએ નહિ. આ ચંબલનદી આપણા રાજ્યની સીમા છે."

સંવત ૧૩૯૮ (ઇ૦ સ૦ ૧૩૪૨) માં મીના અને ઉસારાજાતિના અધીશ્વર જેતાએ રાવ દેવાને પોતાના રાજાતરિકે સ્વીકાર્યા. રાવ દેવએ ઉક્ત બુંદાનાલ નામના દેશના મધ્યભાગમાં બૂંદી નામના એક નગરની સ્થાપના કરી અને અંતે તેજ હાડાજાતિનું પાટનગર બની ગયું. પૂર્વોક્ત ઘટનાથી જો કે ચંબલનદી ઉક્ત રાજ્યની પૂર્વસીમાતરિકે નિશ્ચિત થઇ હતી; પરંતુ હાડાજાતએ શીઘ્ર તે નદી ઓળંગી પોતાનાં બલવિક્રમથી ઘણો વિસ્તૃત પ્રદેશ પોતાના અધિકારમાં લઈ લીધો. થોડા સમયમાં હાડાલોકોનાં બલવિક્રમની વાત દિલ્હીના પાદશાહને કાને પહોંચી. તેમણે પાદશાહના સેનાપતિની સાથે મળી પોતાનો અધિકાર એટલો બધો ફેલાવ્યો કે બૂંદીરાજ્યની સીમાનો વિસ્તાર માલવાસુધી થઈ ગયો. ત્યારપછી આ સમસ્ત વિસ્તૃત દેશ હાડોતી નામથી પ્રસિદ્ધ થયો.



# अध्याय २ जो

રાવ દેવાએ બુંદીમાં સ્થાપેલી રાજધાની—ઉસારાલોકોનો વધ—રાવ દેવાએ રાજ્યનો કરેલો ત્યાગ—સમરસીનો અભિષેક—ચંબલની પૂર્વ તરફના પ્રદેશસુધી થયેલો તેમના રાજ્યનો વિસ્તાર—કોટિયાભીલાપર કરેલું આક્રમણ—અને તેમનો કરેલો વધ—કોટાની ઉત્પત્તિનું વૃત્તાંત—નાપાજીના અભિષેક—ટોડાના સોલંકીની સાથે થયેલો વિવાહ—નાપાજીનો વધ—હામાજીના અભિષેક—પઠારદેશમાં ચિતોડના રાણાએ પોતાના સત્તાનો વિસ્તાર કરવાને કરેલો પ્રયત્ન—હામાજીએ રાણાની સંપૂર્ણ સત્તાનો કરેલો અસ્વીકાર—હામાએ રાણાપર કરેલું આક્રમણ—રાણાની પ્રતિજ્ઞા—વિચિત્ર જનશ્રુતિ—વીરસિંહ—વૈરીસાલ—રાવભાંડા—દુર્ભિક્ષ—તેમનાસંબંધમાં ચાલતી જનશ્રુતિ ભાંડાના ભ્રાતા બાજ્ઞ તેમનો કરેલો દેશનિકાલ અને તેમણે મુસલમાનધર્મનો કરેલો અંગીકાર—અમરસિંહે બુંદીપર સ્થાપન કરેલો પોતાનો અધિકાર—નરાયણદાસે મુસલમાન થઈ ગયેલા પોતાના કાકાઓની સાથે કરેલું યુદ્ધ અને અમરસિંહનો કરેલો વધ—નારાયણદાસે બુંદીપર સ્થાપન કરેલો પોતાનો અધિકાર—નારાયણદાસના સંબંધમાં ચાલતી જનશ્રુતિ—નારાયણદાસે ચિતોડના રાણાને કરેલી સહાય—નારાયણદાસનો વિજય—રાણા રાયમલ્લની ભત્રીજી સાથે થયેલો નારાયણદાસનો વિવાહ—તેમનું મૃત્યુ—રાવસૂર્યમલ્લ—રાણા રત્નસિંહની ભગિનીની સાથે તેમનો થયેલો વિવાહ—મૃગયા—રાણા રત્નસિંહે સૂર્યમલ્લનો કરેલો વધ—સૂર્યમલ્લનું લેવાયેલું વેર—રાવ સુરતાસિંહ—તેનું દુષ્ટ વર્તન—રાવ અર્જુનસિંહનો અભિષેક—તેમનું પ્રશંસનીય મૃત્યુ—બુંદીના સિંહાસનપર રાવ સુરજનસિંહનો થયેલો અભિષેક.

---

રાવ દેવાએ સંવત ૧૩૯૮ ( ઇ૦ સ૦ ૧૩૪૨ ) માં મીના વગેરે લોકોની પાસેથી બૂંદી ઝુંટવી લઇને ત્યાં પોતાની રાજધાની સ્થાપિત કરી. આ સમયથી આ સમસ્ત દેશ હાડોતી નામથી પ્રસિદ્ધ થયો. હાડાજાતિના રાજકવિ એવો ઉલ્લેખ કરી ગયા છે કે રાવ દેવાએ જ્યારે બૂંદીમાં પોતાની રાજધાનીની સ્થાપના કરી, ત્યારે ત્યાં હાડાલોકોના કરતાં મીનાલોકોની સંખ્યા અધિક હતી. જો કે મીનાલોકો રાવ દેવાને પોતાનો અધીશ્વર માનતા હતા, તોપણ તેઓ તેમનું સામર્થ્ય ન્યૂન કરવાને ચૂકતા નહોતા. વળી એમ પણ જણાવવામાં આવે છે કે મીનાજાતિના નેતાએ ઉદ્ધતાઇ અને ઉચ્છૃંખલતા વાપરી રાવ દેવાની કન્યાના કરની માગણી કરવાની ધૃષ્ટતા કરી હતી.અસભ્ય અને નીચ મીનાજાતિના નેતાનો આ અનુચિત પ્રસ્તાવ થતાં રાવ દેવાએ પરમ ક્રોધિત થઇ તેને ઉચિત દંડ આપવાનો નિશ્ચય કર્યો.તેમની પાસે હાડાલોકો થોડા હતા અને મીનાઓની સંખ્યા અધિક હતી, તેથી તેમણે બંબાવદાથી હાડાઓને અને ટોડાથી સોલંકીઓને બોલાવી મંગાવ્યા અને તેમની સહાયથી પ્રાયઃ સમસ્ત ઉસારાઓ અને મીનાઓનો વધ કર્યો.

મીનાલોકોનો ધ્વંસ કર્યા પછી બૂંદીરાજ દેવાએ બીજીવાર રાજ્યનો પરિત્યાગ કર્યો. પ્રથમ તેઓ પોતાના જ્યેષ્ઠકુમાર હરરાજના હાથમાં બંબાવદારાજ્યનો ભાર સમર્પણ કરીને દિલ્હીમાં ચાલ્યા ગયા હતા. ત્યારપછી તેમણે કદિપણ બંબાવદાપર પોતાનો અધિકાર કર્યો નહોતો અને આ બીજીવાર પણ તેઓ પોતાના કનિષ્ઠપુત્ર સમરસીને નવીન બૂંદીના રાજ્યનો ભાર સોંપીને ચાલ્યા ગયા. રાવ દેવાએ આ કારણથી રાજ્યનો ત્યાગ કર્યો તે કાંઇ સ્પષ્ટ રીતે જાણી શકાતું નથી; માત્ર એટલુંજ અનુમાન

કરી શકાય છે કે મીનાના વંશનો વિધ્વંસ કર્યાથી રાવ દેવાનું હૃદય અત્યંત વ્યથિત થયું હતું અને તેજ કારણથી રાજ્યપ્રત્યે તેમને વિરક્તિ ઉત્પન્ન થઈ હતી. રાજપૂતરાજા પોતાના પુત્રને રાજ્યભાર અર્પણ કર્યાપછી રાજધાનીમાં રહેતો નથી; કારણ કે ત્યારપછી તેના હાથમાં કાંઈ પણ સત્તા રહેતી નથી, તેનો પુત્રજ સર્વ રાજ્યતંત્ર ચલાવે છે. આવી પરિસ્થિતિમાં વૃદ્ધરાજાને રાજધાનીમાં રહેવું ઉચિત લાગતું નથી. આવી પ્રાચીન પ્રણાલીઅનુસાર રાવ દેવા બૂંદીનો ત્યાગ કરી ત્યાંથી પાંચ કોશના અંતરપર અમરથુન નામના એક ગામમાં રહેવા લાગ્યા. ત્યારપછી તેઓ કદિ પણ બૂંદી વા બંબાવદામાં ગયા નહોતા. આ પ્રકારે રાજા જ્યારે રાજ્યનો પરિત્યાગ કરે છે, ત્યારે તેને વાસ્તવમાં મરણ પામેલોજ માનવામાં આવે છે. બાર દિવસપર્યંત રાજકુટુંબમાં અશૌચ(સૂતક) પાળવામાં આવે છે. તે પછી રાજાની પ્રતિમાની દહનક્રિયા કરવામાં આવે છે. રાવ દેવાએ રાજ્યનો પરિત્યાગ કર્યા પછી બૂંદી અને બંબાવદા એ ઉભયદેશોના રાજાઓ સ્વતંત્રતાપૂર્વક રાજ્યશાસન ચલાવવા લાગ્યા.

સમરસીને ત્રણ પુત્રો થયા. તેમાંના જ્યેષ્ઠ નાપાજી તેમની પછી સિંહાસનપર અભિષિક્ત થયા. તેમના દ્વિતીયપુત્ર હરપાલ જજાવર ગામ પ્રાપ્ત કરી ત્યાં રહેવા લાગ્યા. તેમના અનેક વંશજો હરપાલપોતાના નામથી ઓળખાય છે. તેમના તૃતીયપુત્ર જેતસિંહે સૌથી પહેલાં ચંબલનદીને પેલે પાર હાડાજાતિના પ્રતાપ અને પ્રભુત્વનો વિસ્તાર કર્યો. તેઓ એક સમયે પોતાના સશસ્ત્ર અનુચરોની સાથે કેતૂનદેશના તુંવારઅધીશ્વરની મુલાકાત કરવાને ગયા હતા. તેઓ મુલાકાત કરીને પાછા ફરતા હતા, તે સમયે તેમણે માર્ગમાં ભીલોના દેશપર આક્રમણ કરી તેમને પરાસ્ત કરી દીધા. હાડાસૈનિકોએ અસંખ્ય ભીલોનો નાશ કર્યો. તેમણે ભીલોના કિલ્લાની નિકટજ તેમના નેતાનો સંહાર કર્યો અને તે યુદ્ધના સ્મારકતરિકે એક હાથીની મૂર્તિ ત્યાં સ્થાપન કરી. આ હાથીની પ્રતિમા કોટાના કિલ્લાની નિકટ ચાર ઝોંપરા નામના સ્થાનપર સ્થિત છે. કોટિયા નામના ભીલોની એક જાતિપરથી કોટા નામની ઉત્પત્તિ થઇ છે.[1]

૧ જેતસિંહ અને તેમના કેટલાક વંશજોએ ઉક્ત કિલ્લાને અને તેની આસપાસના પ્રદેશને પોતાના અધિકારમાં જાળવી રાખ્યો હતો; પરંતુ તેમની પાંચમી પેઢીએ ઉત્પન્ન થયેલા ભોનંગસીના શાસનસમયમાં બૂંદીના રાવ સૂર્યમલ્લે તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. જેતસિંહનો સુરજન નામનો એક પુત્ર હતો તેણે આ ભીલોનાં નિવાસ સ્થાનનું નામ કોટા પાડયું હતું અને તેની ચોતરફ કોટ બંધાવ્યો હતો. સુરજનના પુત્ર ધીરદેવે બાર વિશાળ સરોવરો ખોદાવ્યાં. નગરની પૂર્વ દિશામાં આવેલું વિશાળ સરોવર પણ તેમણેજ બંધાવ્યું હતું. આ સરોવર હજી પણ તેમના નામથી ઓળખાય છે, જો કે હાલમાં તે તેના 'કિશોરસાગર' એવા નવીન નામથી વિશેષ પ્રસિદ્ધ છે. ધીરદેવનો પુત્ર ખંધલ હતો અને ખંધલનો પુત્ર ભોનંગસી હતો. ભોનંગસીના હાથમાંથી કોટારાજ્ય બંદીના અધીશ્વરના તાબામાં ગયું હતું; પરંતુ પાછળથી તેણે નિમ્નલિખિત ઉપાયથી પુનઃ તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. ધાકર અને કેસરખાં નામના બે પઠાણોએ કોટા હસ્તગત કરી લીધું અને મદિરા તથા અફીણના અત્યંત સેવનથી ઉન્મત્ત બનેલા ભોનંગસીને બૂંદીમાં હાંકી મૂકવામાં આવ્યો. તેની સ્ત્રી પોતાના સ્વામીની સમસ્ત સેના લઈ કેતૂન નામના સ્થાનમાં ચાલી ગઈ આ કેતૂન નગરની આસપાસનાં ૩૬૦ ગામો હાડાલોકોના અધિકારમાં હતાં. દેશનિકાલ થયેલા ભોનંગસીને પોતાનાં દુર્વ્યસન માટે ઘણો પશ્ચાત્તાપ થયો અને તેણે દારૂ તથા અફીણની લત છોડી દઈ પોતાનાં કુટુંબીજનોની પાસે આવવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. ભોનંગસીની સ્ત્રી આ ખબર સાંભળી અત્યંત પ્રસન્ન થઈ. ઉક્ત બુદ્ધિમતી સ્ત્રીએ પોતાના સ્વામીને કોટાપર અધિકાર સ્થાપિત કરવાની એક અદ્ભુત યુક્તિ બતાવી.તે સ્ત્રી સારી પેઠે જાણતી હતી કે જો આપણે સૈન્યબળથી કોટાપર અધિકાર સ્થાપિત કરવાની ચેષ્ટા કરીશું તો પઠાણોદ્વારા સમૂળ નષ્ટ થઈશું; માટે ચાતુર્યથી કામ કરવુંજ યુક્ત છે. વસંતઋતુના ફાલ્ગુનોત્સવમાં રાજપૂતસમાજનાં સર્વ બંધનો સર્વથા છિન્નભિન્ન થઇ જાય છે અને સ્ત્રીપુરુષ સર્વ સ્વચ્છંદતાપૂર્વક આમોદપ્રમોદ કરે છે. ભોનંગસીની રાણીએ કેતૂનની સમસ્ત રાજપૂતયુવતીઓને કહેવરાવી મોકલ્યું કેઃ—" ચાલો આપણે સર્વ કોટાના પઠાણોની સાથે હોળી ખેલીશું. " બીજી તરફ તેણે કોટાના પઠાણોને પણ કહેવરાવ્યું કેઃ—" અમે રાજપૂતસ્ત્રીઓ આપની સાથે હોળી ખેલવાને આવનાર છીએ. " પઠાણો કોટાની ભૂતપૂર્વ રાણીના આ સંદેશાથી પરમ પ્રસન્ન થયા અને તેઓ આતુરતાપૂર્વક તેમની પ્રતીક્ષા કરવા લાગ્યા. આ તરફ ભોનંગસીની રાણીએ અત્યંત ગુપ્તરીતે હાડાજાતિના પરમ સુંદર નાની વયના યુવકોને સ્ત્રીવેષ સજાવી વૃદ્ધા ધાત્રીની સાથે કોટામાં મોકલી આપ્યા. ઉક્ત છળવેષીયુવકો હાથમાં અબીલગુલાલ લઈ તાળી વગાડતા વગાડતા હોળી ખેલવાને માટે ગયા. ભોનંગસી સ્વયં પણ તેમની સાથે છદ્મવેષ ધારણ કરીને ગયો હતો. યથાસમયે તેઓ સર્વ કોટામાં પહોંચ્યા. છળવેષી યુવકો કોટામાં જઈ પઠાણોનાં મુખ અને શરીરપર ગુલાલ છાંટવા લાગ્યા. એવામાં

સમરસીનો સ્વર્ગવાસ થયા પછી નાપાજી બૂંદીના રાજસિંહાસનપર અભિષિક્ત થયા. નાપાજીની અદ્ભુત વીરતાનું વર્ણન ભટ્ટગ્રંથમાં ઉત્તમ પ્રકારે કરવામાં આવ્યું છે. નાપાજીએ ટોડા દેશના સોલંકીઅધીશ્વરની એક કન્યાની સાથે વિવાહ કર્યો હતો. આ સોલંકીરાજા અણહિલપુરના પ્રાચીન રાજાઓના વંશજ હતા. એક સમયે નાપાજી ટોડા રાજ્યમાં ગયા હતા, ત્યાં તેમણે એક પરમ સુંદર સંગેમરમરનો સ્તંભ જોયો. આ સુંદર સ્તંભ જોઇ તેમણે પોતાની પત્નીને આજ્ઞા કરી કે:–"તમે તમારા પિતાની પાસે આ સ્તંભ માગી લેજો." તે સ્ત્રીએ પોતાના પિતાની પાસે તે સ્તંભની માગણી કરી. આ માગણી સાંભળી તે પૂર્ણ કરવાની વાત તો દૂર રહી, પરંતુ તેમણે અપમાનકારક ઉત્તર આપ્યો. તેમણે કહ્યું:–"એમ તો કોઇ દિવસ હાડારાજ મારી સ્ત્રીની પણ માગણી કરશે." આટલું કહીનેજ તે શાંત રહ્યો નહિ, પરંતુ તેમણે નાપાજીને શીઘ્ર પોતાનું નગર છોડી જવાની આજ્ઞા કરી. જો કે નાપાજી આ અપમાનથી અત્યંત ક્રોધિત થયા, પરંતુ તેમણે તે સમયે પ્રકટ રીતે પોતાના શ્વસુરની સાથે ઝગડો કરવો ઉચિત ધાર્યો નહિ. તેઓ શીઘ્ર પોતાના રાજ્યમાં ચાલ્યા આવ્યા. આ સમયથી તેઓ પોતાની સોલંકિનીરાણીનો તિરસ્કાર કરવા લાગ્યા. તેમણે તેને પોતાના શયનગૃહમાં સુદ્ધાં આવવાની મના કરી દીધી. સોલંકિનીરાણીએ થોડા દિવસ સુધી આ દુઃખ સહન કરી પોતાના પિતાને સમસ્ત વૃત્તાંત કહેવરાવી મોકલ્યું.

શ્રાવણ માસની તૃતીયા રાજપૂતોમાં કજલીત્રીજના નામથી પ્રસિદ્ધ છે. આ દિવસે પ્રત્યેક રાજપૂત અવશ્ય પોતાની પત્નીની પાસે વિહાર કરવાને જાય છે. આ પવિત્ર પર્વને દિવસે બૂંદીરાજ નાપાજીએ પોતાના સમસ્ત સામંતોને ઘેર જવાની આજ્ઞા કરી. આ કારણથી બૂંદી સર્વથા સામંતવિહીન બની ગયું. આ સુસંધિનો લાભ લઇ ઉક્ત સોલંકિની રાણીનો ભ્રાતા પોતાના કેટલાક વિશ્વાસુ શસ્ત્રધારી અશ્વારોહીઓને લઇને રાત્રિના સમયે અત્યંત ગુપ્તરીતે બૂંદીમાં આવ્યો અને તેણે રાજમહાલયની અંદર ધુસી પોતાની તીક્ષ્ણ તલવારથી નાપાજીના શરીરના ટુકડેટુકડા કરી નાખ્યા. આ રીતે તે પોતાના બનેવીના પ્રાણનો નાશ કરી બૂંદામાંથી નાસી ગયો. તે દિવસે જે સામંતો બૂંદીમાંથી વિદાય થયા હતા, તે પૈકી એકની સ્ત્રી ઘણી બિમાર હતી, તેથી તે સામંતે થોડેસુધી જઇ પાછા બૂંદી આવવાનો નિશ્ચય કર્યો. તે માર્ગમાં બેસીને અફીણનું સેવન કરતો હતો, એવામાં ટોડાનો રાજકુમાર નાપાજીના જીવનનો નાશ કરી પોતાના સેવકોની સાથે હાસ્યવિનોદ કરતો કરતો જતો જણાયો. બૂંદીના ઉક્ત સામંતે જ્યાં પોતાના અધીશ્વરના વધની વાત સાંભળી કે તરતજ તેણે પોતાની તલવાર કાઢી ટોડાના રાજકુમારપર આક્રમણ કર્યું. તેની અસિના પ્રહારથી રાજકુમારનો એક હસ્ત કપાઇને દૂર જઇ પડ્યો. તેના સેવકોએ તેને લઇ અતિ શીઘ્રતાથી પોતાના અશ્વોને હંકાર્યાં. ઉક્ત સામંત સોલંકીરાજકુમારનો હાથ પોતાના દુપટ્ટામાં બાંધી બૂંદીમાં ચાલ્યો આવ્યો. તે કપાયેલા હાથમાં સુવર્ણનું એક કડું પણ હતું.

બૂંદીમાં હાહાકાર પ્રવર્તી રહ્યો હતો. નાપાજી માર્યા ગયા હતા. સોલંકિનીરાણી કે જેના ભ્રાતાએ તેના સ્વામીનું ખૂન કર્યું હતું, તે પોતાના પતિનું શબ ખોળામાં લઇ રાજપૂતરીતિ અનુસાર ચિતાપર ચઢવાને તૈયાર થઇ. તે આવા દારુણ શોકના સમયમાં પણ પોતાના ભ્રાતાને મહાવીર કહીને તેની પરમ પ્રશંસા કરવા લાગી. સોલંકિની રાણીએ પોતાના પતિના શરીરપર થયેલા સર્વ ઘાવોને તેમનાં તેટલાં મુખ માન્યાં અને દેવને પ્રાર્થના કરી કે:–"હે દેવ ! આ સર્વ મુખોમાં હું પાન આપી શકું માટે મને એટલા હાથ આપ.[1] " જે સમયે તે ચિતાપર ચઢવાની તૈયારી કરતી હતી, તે સમયે

ઉક્ત વૃદ્ધા ધાત્રીએ ભોનંગસીને પઠાણનેતા કેસરખાંની સમીપ ઉપસ્થિત કર્યો. કેસરખાંને જોતાંજ તેણે પોતાના હાથમાંનું અબીલપાત્ર તેના મસ્તકપર ફૂટીમાર્યું. તત્કાળ પૂર્વસંકેત અનુસાર ઉક્ત , ત્રણસેં હાડાયુવકો પોતાનાં વસ્ત્રમાંથી તલવાર કાઢી પઠાણોનો સંહાર કરવા લાગ્યા. થોડા સમયમાં પઠાણનેતા અને તેના તાબાના સમસ્ત યવનો યમદ્વાર પહોંચી ગયા અને ભોનંગસીએ કોટાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. પઠાણનેતા કેસરખાંએ કોટાનગરમાં જે મસજીદ બંધાવી હતી તે અદ્યાપિ વિદ્યમાન છે. ભોનંગસીનું મૃત્યુ થયા પછી ડુંગરસી કોટાના અધીશ્વર થયા. બૂંદીના અધીશ્વર સૂર્યમલ્લે તેમને પદભ્રષ્ટ કરી કોટાને પોતાના રાજ્યમાં સામેલ કરી દીધું.

[1] મુખ જેટલા હાથ આપવા માટે દેવને પ્રાર્થના કરવાની વાત જૂદું તત્ત્વમાં પણ છે.

ઉક્ત સામંત ટોડાના રાજકુમારનો કપાયેલો હાથ લઇને તેની પાસે આવ્યો અને તેણે તેને પોતાના દુપટ્ટામાંથી.તે હાથ બહાર કાઢીને રાણીની આગળ મૂકયો.રાણીએ તત્કાળ તે હાથમાંનું કડું ઓળખ્યું અને તે ચેતી ગઇ કે આ હાથ મારા ભ્રાતાનોજ છે; તોપણ તે કિંચિત્ પણ શોકાકુલ થઈ નહિ. ચિતાપર ચઢયાપૂર્વે તેણે ખડીઓકલમ મંગાવી પોતાના ભ્રાતાપર એવા આશયનો પત્ર લખ્યો કે:-"આપનો હાથ કપાઇ ગયો છે, તેથી આપના વંશને મહાકલંક લાગ્યું છે; માટે જેમ બને તેમ શીઘ્ર એ કલંક નિવૃત્ત કરવાને ઉદ્યોગ કરો; નહિ તો આપના વંશજોને સર્વ એક હાથવાળા સોલંકીના વંશજો કહીને તેમનો ઉપહાસ કરશે."પોતાની ભગિનીનો આવો પત્ર વાંચી ટોડાના રાજકુમારે દિવાલની સાથે જોરથી મસ્તક અફાળી પોતાના જીવનનો અંત આણ્યો.

નાપાજીને ત્રણ પુત્રો હતા:-(૧) હામાજી (૨) નૈરંગ અને (૩) થરદ. તેમાંથી હામાજી સંવત ૧૪૪૦ માં પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા. નૈરંગના વંશજો નૈરંગપોતા અને થરદના વંશજો થરદહાડાના નામથી ઓળખાય છે.

અમે આગળ જણાવી ચૂકયા છીએ કે રાવ દેવાએ બૂંદીરાજ્યની સ્થાપના કર્યા પૂર્વે પઠારદેશ અને બંબાવદા પોતાના જ્યેષ્ઠકુમાર હરરાજને સમર્પણ કર્યા હતા. હરરાજનું મરણ થયા પછી તેમના જ્યેષ્ઠ પુત્ર હાલુહાડા પઠારના અધીશ્વર થયા. હાલુની સાથે ચિતોડના મહારાણાને વિવાદ ઉપસ્થિત થયો. મહારાણાએ પઠારદેશને બળપૂર્વક પોતાના અધિકારમાં લઇ લીધો અને બંબાવદાનો સંપૂર્ણ વિધ્વંસ કરી નાખ્યો. આ પ્રકારે સ્વતંત્ર પઠારરાજ્યનો અંત આવ્યો.

અલ્લાઉદ્દીને ચિતોડનો વિધ્વંસ કરતાંની સાથેજ રાણાનો પ્રબલ પ્રતાપ લુપ્ત થઇ ગયો અને ત્યારપછી દીર્ઘકાળપર્યંત ચિતોડની ગાદીપર હતવીર્ય રાણાઓ બેઠા હતા. આ અરસામાં ચિતોડના સામંતોએ અને માંડલિકરાજાઓએ રાણાની સામે મસ્તક ઉઠાવીને પોતાની ભૂમિ સ્વતંત્ર કરી દીધી હતી; પરંતુ ત્યારપછી પુનઃ ચિતોડના રાણાઓ પ્રબળ થયા અને તેઓ સામંતોને તથા નાના નાના રાજાઓને આધીનતાની શૃંખલામાં બાંધવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. આ સમયે ચિતોડના રાણાએ સૌથી પ્રથમ બૂંદીના અધીશ્વર હામાજી તરફ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ ફેરવી. મહારાણાએ હામાજીપર એવો સંદેશો મોકલ્યો કે:-" જે દેશમાં રાજધાની બૂંદી સ્થિત છે, તે દેશ રાણાના અધિકારમાં છે; માટે તમારે અમારી આધીનતા સ્વીકારી નિયમિતરીતે ખંડણી ભરી અમારી સેવા કરવાને માટે અમારા દરબારમાં હાજર રહેવું પડશે." રાણાનો આવો સંદેશો સાંભળી બૂંદીરાજ હામાજીએ એવો પ્રત્યુત્તર વાળ્યો કે:-" હું કોઇ પણ સમયે કોઇપણ પ્રકારે તમારે આધીન નથી. હું કાંઇ તમારો માંડલિક નથી. જો કે આપના પ્રભુત્વપ્રત્યે મને માન છે અને તેનો હું સ્વીકાર કરૂં છું; પરંતુ અમે તલવારના બળથી આ દેશ પ્રાપ્ત કર્યો છે, કાંઇ આપના પટાના બળથી પ્રાપ્ત કર્યો નથી." વાસ્તવમાં મહારાણા અને હામાજી એ ઉભયના ઉપરોક્ત શબ્દો કેટલેક અંશે સત્ય હતા. હામાજીના પૂર્વપુરુષ રણસી વા રાયસીને અસીરગઢમાંથી દૂર કરવામાં આવ્યો હતો, તે સમયે ચિતોડના મહારાણાએ તેને આશ્રય આપ્યો હતો; તેમજ તેને ભિંસરોરપર અધિકાર સ્થાપિત કરવામાં સહાય આપી હતી. અલ્લાઉદ્દીને ચિતોડપર આક્રમણ કર્યું તે પૂર્વે સમસ્ત પઠારદેશ મહારાણાના અધિકારમાં હતો; પરંતુ અલ્લાઉદ્દીને ચિતોડ જીતી લીધું ત્યારપછી રાણાનો પ્રતાપ અને પ્રભુત્વ સર્વથા નષ્ટ થઈ ગયું અને તે સમયે ભૂમીઆ તથા આદ્યનિવાસી મીના વગેરે લોકોએ ફક્ત સુસંધિનો લાભ લઈ પોતાના પિતૃદેશપર અધિકાર સ્થાપિત કરી દીધો; પરંતુ અંતે હાડાજાતિએ તેમના હાથમાંથી પઠારદેશ જીતી લીધો.

જો કે હામાજીએ કહ્યું કે અમારા પૂર્વજોએ તલવારના બલથી બૂંદીરાજ્યની સ્થાપના કરી હતી, તોપણ મહારાણાએ તે વાત માનવાની ના પાડી અને જણાવ્યું કે માત્ર થોડો વખત અમારી સત્તા દૂર થઈ તેથી કાંઇ તમને સદાને માટે સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત થઈ શકે નહિ; માટે તમારે અમારા માંડલિકતરિકે અમારી આધીનતા સ્વીકારવી. દીર્ઘ વિચાર કર્યા પછી હાડારાજ હામાજીએ જણાવ્યું કે પ્રત્યેક વર્ષે દશેરા અને દીવાલીનાં પર્વપર અમે સેનાસહિત આપની રાજધાની ચિતોડમાં હાજર થઇશું અને અભિષેકપ્રસંગે આપના હાથથી રાજતિલક ગ્રહણ કરીશું; પરંતુ સામાન્ય સામં-

તોની પેઠે હમેશાં ચિતોડમાં રહેવાનું અમારાથી કદિ પણ બની શકશે નહિ. હામાજીના આ ઉત્તરથી મહારાણા કોઇપણ પ્રકારે સંતુષ્ટ થયા નહિ અને તેમણે રાવ દેવાના વંશને કાં તો ચિરકાળને માટે સંપૂર્ણ આધીનતાની જંજીરમાં બાંધવો કે કાં તો તેને પઠારમાંથી સંપૂર્ણ રીતે દૂર કરવો એવો સંકલ્પ કર્યો. હાડારાજ હામાજી રાણાના આ નિશ્ચયની વાત સાંભળી કિંચિત્ પણ ભયભીત થયા નહિ; પરંતુ તેમણે દૃઢ નિશ્ચય કર્યો કે આ પ્રસંગે પ્રાણાર્પણથી પણ સ્વાધીનતાની રક્ષા કરવી.

ચિતોડના મહારાણાએ શીઘ્ર પોતાના સામંતો અને પોતાની સેનાસહિત બુંદી જીતી લેવાને માટે પ્રયાણ કર્યું. તેમણે બુંદીથી કેટલાક કોશના અંતરપર નિમોરિયા નામના સ્થાનમાં પોતાની છાવણી નાખી. મહારાણાના આગમનની વાત સાંભળી હામાજીએ શીઘ્ર સ્વજાતીય પાંચસેં સૈનિકોને તૈયાર કર્યા. હામાજીના હાથનીચેના વીરો કેસરી વસ્ત્રો પરિધાન કરી સંહારક મૂર્તિ ધારણ કરી કૂચ કરવા લાગ્યા. ઘોરરાત્રિના સમયે ઉક્ત પાંચસેં વીરોએ મહાક્રોધિત થઇ નિમોરિયામાં મહારાણાની છાવણીમાં જઇ સિસોદિયા વીરોને સાવધાન કર્યાં વિના તેમનો સંહાર કરવા માંડયો. રાણા એકાએક પોતાને શત્રુદલથી ઘેરાયેલા જોઇ જીવ લઇને ચિતોડ તરફ નાસી ગયા. હાડાલોકોની તીક્ષ્ણ તલવારના આઘાતથી અગણિત સિસોદીઆ સૈનિકો અને સામંતો માર્યા ગયા. હામાજી વિજય પ્રાપ્ત કરી પરમ આનંદિત થઇ રાજધાની બુંદીમાં ચાલ્યા ગયા.

હિંદુકુલતિલક મહારાણા ઉક્ત અતિ સામાન્ય સેનાથી પરાસ્ત અને અપમાનિત થઇ રાજધાનીમાં આવ્યા અને બુંદીરાજપર વૈર લેવાને માટે મહાક્રોધથી ઉન્મત્ત થઇ સેનાનો સંગ્રહ કરવા લાગ્યા. તેમણે પ્રતિજ્ઞા કરી કે જ્યાંસુધી હું બુંદીના અધીશ્વરને નહિ જીતી લઉં ત્યાંસુધી અન્નજલ ગ્રહણ કરીશ નહિ. રાજપૂતોની પ્રતિજ્ઞા તેમના શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી નિષ્ફળ થતી નથી. મહારાણાની ઉક્ત પ્રતિજ્ઞાની વાત સાંભળી મંત્રીઓ તથા સામંતો આત ચિંતાતુર થયા. તેમની ચિંતાનું કારણ એ હતું કે બુંદી ૩૦ કોશના અંતરપર હતું અને પરાક્રમી હાડાવીરો પ્રાણાર્પણ કરીને પણ તેની રક્ષા કરે એવા હતા. આથી સરલતાથી વિજય પ્રાપ્ત કરવો અસંભવિત હતો. તેઓ મહારાણાને ઉક્ત કઠિન પ્રતિજ્ઞા રદ કરવાને વારંવાર આગ્રહ કરવા લાગ્યા; પરંતુ ચિતોડના મહારાણા એકવાર પ્રતિજ્ઞા કર્યા પછી તેનું પાલન ન કરે એ બનવાજોગજ નહોતું. મહારાણા બુંદીપર વિજય પ્રાપ્ત કર્યા સિવાય અન્નજલ ગ્રહણ કરે એ અશક્ય હતું. અંતે તેમનાં કુટુંબીજનોએ એક વિચિત્ર ઉપાયથી તેમને આ કઠોર પ્રતિજ્ઞાના પાશમાંથી મુક્ત કર્યા. તેમણે તેમની સમક્ષ એવો પ્રસ્તાવ રજુ કર્યો કે અમે ચિતોડમાંજ એક કૃત્રિમ બુંદીદુર્ગ બનાવીએ અને આપ સેનાસહિત તેપર આક્રમણ કરી તે પર અધિકાર સ્થાપિત કરો અને એ રીતે આપની પ્રતિજ્ઞા પૂર્ણ કરો. પોતાના સામંતોની સલાહથી મહારાણા ઉક્ત પ્રસ્તાવમાં સમ્મત થયા. શીઘ્ર ચિતોડમાં કૃત્રિમ બુંદીદુર્ગ તૈયાર થઈ ગયો. ખરા બુંદીદુર્ગમાં જેટલા ભાગો હતા તથા જેટલાં સ્થાનો હતાં તે સર્વ આ કૃત્રિમ દુર્ગમાં યથાસ્થળે ગોઠવવામાં આવ્યાં અને નામ પણ ત્યાંનાં નામ પ્રમાણેજ રાખવામાં આવ્યાં. શિલ્પીઓએ બુંદીનો અવિકલ નમૂનોજ બનાવી દીધો. ચિતોડના મહારાણાની પાસે પઠારના હાડાઓની એક સેના હતી. કુંભા વેરસી તે સેનાનો પ્રધાન નેતા હતો. એક સમયે વેરસી મૃગયાથી પાછો ફરતો હતો, એવામાં માર્ગમાં તેણે ઉક્ત દુર્ગ બંધાતો જોયો. તે કુતૂહલવશ તેને જોવાને તેની નિકટ ગયો. વેરસીના સાંભળવામાં આવ્યું કે આ કૃત્રિમ દુર્ગપર અધિકાર સ્થાપન કર્યા સિવાય મહારાણા અન્નજલ ગ્રહણ કરનાર નથી. આ વાત સાંભળતાંજ તેના હૃદયમાં જાતીયગૌરવની રક્ષા કરવાની ભાવના ઉદય પામી અને તેણે કહ્યું કે:–" આ બુંદીનો કિલ્લો કૃત્રિમ છે, તોપણ મહારાણાના પંજામાંથી અમે એનું રક્ષણ કરીશું. "

કિલ્લો બાંધવાનું કામ સમાપ્ત થઇ ગયું. રાણાની ઉપર તે સમાચાર મોકલવામાં આવ્યા. રાણા પોતાની સેના લઇ કૃત્રિમ કિલ્લાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે કૂચ કરવા લાગ્યા. મહારાણાએ આજ્ઞા આપી કે કિલ્લામાં સમસ્ત સિસોદીઆસેનાએ રહેવું અને ખાલી બંદુકના અવાજ કરવા. તેમણે કિલ્લાની રક્ષા કરવાનો આ ઉપાય બતાવ્યો હતો; પરંતુ જેવા તેઓ કિલ્લાની સમીપ ગયા કે તરતજ ખાલી બંદુકના અવાજને બદલે ખરી ગોળી સણસણાટ કરી

કિલ્લાની બહાર નીકળી મહારાણાની સેનાપર પડવા લાગી. રાણાએ આ આશ્ચર્યકારક ઘટનાનું મૂળ શોધી કાઢવાને માટે એક દૂતને કિલ્લાની અંદર મોકલ્યો. ઉકત માટીના કિલ્લાના દ્વારપર દૂત ગયો કે તરતજ વેરસીએ તેને જણાવ્યું કેઃ–"તમે રાણાની પાસે જઇને કહો કે તમે હાડાજાતિના આ કૃત્રિમ કિલ્લાપર પણ સરલતાથી અધિકાર સ્થાપિત કરીને હાડાજાતિના મસ્તકપર કલંક લગાડી શકશો નહિ." હાડાઓના નેતા વેરસીએ મહારાણાને યોગ્ય સન્માનસહિત કિલ્લાપર અધિકાર સ્થાપિત કરવા આવવાને આહ્વાન કર્યું. તેણે શીઘ્ર ઉક્ત નાના કૃત્રિમ કિલ્લાના દ્વારમાં પોતાની ચાદર બિછાવી મહારાણાના આગમનની પ્રતીક્ષા કરવા માંડી. શીઘ્ર ઉભય પક્ષોની વચ્ચે દારુણ સમર ઉપસ્થિત થયું. પોતાની જાતિના ગૌરવની રક્ષાને અર્થે વેરસી તથા તેના હાથનીચેના હાડાઓએ પ્રબલ પરાક્રમપૂર્વક યુદ્ધ કરી અંતે પ્રાણત્યાગ કર્યાં.[1] અસંખ્ય સિસોદીઆઓનાં આક્રમણની સામે તેઓ કેટલીવાર ટકી શકે?

હિંદુપતિ રાણાએ ઉકંત પ્રકારે કૃત્રિમ બૂંદીગઢ જીત્યા પછી કદિપણ યથાર્થ બૂંદીપર અધિકાર સ્થાપિત કરી હામાજીને દંડ દેવાની વા પઠારમાંથી હાડાજાતિને હાંકી કાઢવાની અભિલાષા ધારણ કરી નહિ; કારણ કે તેઓ સારી રીતે જાણી ગયા હતા કે હાડાજાતિ અત્યંત બળવાન અને અસીમ સાહસિક છે અને તેઓ આપણાપર વિપત્તિ આવતાં આપણને સારી રીતે સહાય કરશે. આથી તેમણે હાડાલોકોને પુનઃ અસંતુષ્ટ કર્યાં નહિ; પરંતુ હામાજી જેટલે અંશે આપણી આધીનતા સ્વીકારવાને સમ્મત છે, તેટલાથી સંપૂર્ણ રીતે સંતોષ માનવો, એ આપણું કર્તવ્ય છે એવો તેમણે નિશ્ચય કર્યો.

વીરશ્રેષ્ઠ હામાજી સોળ વર્ષપર્યંત બૂંદીના સિંહાસનપર વિરાજમાન રહી સ્વર્ગમાં ગયા. હામાજીને બે પુત્રો ઉત્પન્ન થયા હતા. વીરસિંહ અને લાલા. લાલાને ખુટકર નામનો પ્રદેશ પ્રાપ્ત થયો. તેને નોવર્મ અને જેતા નામના બે પુત્રો થયા. તેના અગણિત વંશજો નોવર્મપોતા અને જેતાવતના નામથી વિખ્યાત થયા. હામાજીના જ્યેષ્ઠપુત્ર વીરસિંહે બૂંદીના રાજછત્રનીચે પંદર વર્ષપર્યંત બેસી રાજ્ય કર્યું. તેમને ત્રણ પુત્રો થયા. વૈરીસાલ, જવદ અને નીમા. જવદદ્વારા ત્રણ શાખાઓની ઉત્પત્તિ થઇ અને નીમાના વંશજો નીમાવતના નામથી વિખ્યાત થયા. વીરસિંહના પુત્ર વૈરીસાલે પચાસ વર્ષપર્યંત રાજ્ય કરી સંવત ૧૫૨૬ માં પ્રાણત્યાગ કર્યાં. તેમને નિમ્નલિખિત સાત પુત્રો ઉત્પન્ન થયાઃ—(૧) રાવ ભાંડા (૨) રાવ સાંડા (૩) અખેરાજ (૪) રાવ ઉધો (૫) રાવ ચૂડા (૬) સમરસિંહ અને (૭) અમરસિંહ. પ્રથમ પાંચ વીરોથી પાંચ શાખાઓનો વિસ્તાર થયો; પરંતુ સમરસિંહ અને અમરસિંહે હિંદુધર્મ છોડી મુસલમાનધર્મનું અવલંબન કર્યું હતું.

રાવ ભાંડા દાન, વીરતા અને ચતુરાઇના પ્રભાવથી સમસ્ત રાજસ્થાનમાં પોતાનું નામ અક્ષય કરી ગયા છે. તે સમયે તેમના જેવો નિષ્કામ દાતા સમસ્ત રાજસ્થાનમાં બીજો કોઇ નહોતો. સંવત ૧૫૪૨ ( ઇ૦ સ૦ ૧૪૮૬ ) માં જે સમયે સમસ્ત રાજસ્થાનમાં દુર્ભિક્ષનો અગ્નિ પ્રબલતાથી પ્રજ્વલિત થઇ અગણિત મનુષ્યોના પ્રાણનો સંહાર કરી રહ્યો હતો, તે સમયે રાવ ભાંડાએ મુક્તહસ્તે અન્ન તથા ધનનું દાન કરી પોતાની સુકીર્તિ પ્રસારી હતી. આ મહાદુર્ભિક્ષવિષે તેમને એક વર્ષપૂર્વે સ્વપ્ન આવ્યું હતું. સ્વપ્નમાં એક કાળા પાડા ઉપર બેસીને દુષ્કાળની મૂર્તિ તેમની સમક્ષ આવી હતી. રાવ ભાંડાએ આવી રીતે દુષ્કાળને જોયો કે તરત તેમણે અસ્ત્રશસ્ત્ર લઈ તેની ઉપર આક્રમણ કર્યું. દુષ્કાળે તેને પોતાની સામે આવી રીતે આવેલો જોઇ કહ્યું:–"ધન્ય ભાંડા! તમે આવ્યા છો તો ખરા, પરંતુ હું કાળ છું, મારા શરીરપર તમારી તલવારનો ઘાવ લાગશે નહિ. સમસ્ત સૃષ્ટિમાં

---

૧ ફ્રાન્સના એક પાદશાહના સંબંધમાં પણ કેટલેક અંશે આને મળતો બનાવ બન્યો હતો. પેરીસ આગળ 'બોઈસ ડિ બુલોન' માં 'મેડ્રિડ' નામનું એક સ્થળ છે, તેનો ઇતિહાસ આ પ્રમાણે છેઃ—જ્યારે પાદશાહ પ્રથમ ફ્રાન્સીસને પોતાના પાટનગરમાં જવાની પરવાનગી મળી ત્યારે તેણે એવી પ્રતિજ્ઞા કરી કે હું 'મેડ્રિડ'માં જઈને રહીશ; પરંતુ સ્વતંત્રતા અને પેરીસના આનંદનો તે પોતાની પ્રતિજ્ઞા પાળવાને માટે ભોગ આપી શક્યો નહિ, તેથી તેના મંત્રીઓએ તેને સલાહ આપી કે અહીંઆંજ એક કૃત્રિમ 'મેડ્રિડ' ઉભું કરો. આથી ઉક્ત પાદશાહે બોઇસ ડી બુલોનમાં કૃત્રિમ 'મેડ્રિડ' સ્થાપિત કર્યું અને ત્યાં તેણે નિવાસ કર્યો.

માત્ર તમેજ સાહસિકતાથી તલવાર લઇને મારાપર આક્રમણ કર્યું છે. હવે હું તમને જે હમણાં કહું છું તે લક્ષપૂર્વક શ્રવણ કરો. હું સંવત ૧૫૪૨માં દર્શન દઇશ. સમસ્ત ભારતવર્ષ મરુભૂમિ બની જશે. તમે પ્રથમથીજ ધાન્યનો સંગ્રહ કરવા માંડજો અને જ્યારે દુર્ભિક્ષ પડે ત્યારે તે લોકોને આપજો. તમારૂં ધાન્ય કદિ પણ સમાપ્ત થશે નહિ." આમ કહીને કાળ તત્ક્ષણ અંતર્ધાન થઇ ગયો. રાવ ભાંડાએ શીઘ્ર કાળની આજ્ઞાનુસાર કામ કરવા માંડ્યું. તેમણે આસપાસનાં સર્વ રાજ્યોમાંથી ધાન્ય સંગ્રહિત કરી લીધું. એમ કરતાં કરતાં એક વર્ષ વ્યતીત થઇ ગયું. બીજે વર્ષે વરસાદ થયો નહિ. શીઘ્ર સમસ્ત ભારતવર્ષમાં મહાભયંકર દુર્ભિક્ષે આવીને દર્શન દીધું. રાવ ભાંડાએ પ્રથમથી ઘઉં, ચોખા વગેરે જે અનાજ એકત્રિત કર્યું હતું તે તેઓ બુભુક્ષિત લોકોને આપવા લાગ્યા. અંતે ભારતવર્ષના દૂર દૂરના ભાગમાં વસતા રાજાઓએ પણ રાવ ભાંડાની પાસે ધાન્યની સહાય માગી. રાવ ભાંડાએ તેમની એ કામના પરિપૂર્ણ કરવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. જો કે આ મહાભયંકર દુર્ભિક્ષના સમયમાં ભારતના ઘણા દેશોનાં પુષ્કળ માણસો મરણ પામ્યાં; પરંતુ બૂંદીનાં સર્વ શ્રેણીનાં મનુષ્યો રાજ્યની સહાયથી દુર્ભિક્ષના પ્રબલ કોપમાંથી પોતાની રક્ષા કરવાને સમર્થ થયાં. રાવ ભાંડાના સ્મરણાર્થે આજે પણ દીનદરિદ્રી લોકોને ધાન્ય વહેંચવામાં આવે છે અને તે 'લંગરકા ગૂધરી' કહેવાય છે.

જો કે રાવ ભાંડ પરમદયાશીલ,પરોપકારી અને પુણ્યવાન રાજા હતા;પરંતુ વિધાતાએ તેમના ભાગ્યમાં અંતસમયે અત્યંત દુઃખ ભોગવવાનું લખ્યું હતું.રાવ ભાંડાના બે કનિષ્ઠ ભ્રાતાઓ સમરસિંહ અને અમરસિંહ મુસલમાનધર્મનું અવલંબન કરી દિલ્હીશ્વરના પરમ પ્રેમપાત્ર બની ગયા હતા.તેઓ દિલ્હીના સમ્રાટની સહાયથી બૂંદીરાજ્ય જીતી લેવાને તૈયાર થયા.રાવ ભાંડા પ્રબલ પરાક્રમી અને મહાબળવાન હતા;પરંતુ સમ્રાટની સેના મોટી અને શિક્ષિત હતી,તેથી તેમનું કાંઇપણ ચાલી શક્યું નહિ. સમરસિંહ અને અમરસિંહે બૂંદીરાજ્યપર પોતાનો અધિકાર શીઘ્ર સ્થાપિત કરી દીધો.ઉક્ત ઉભય યવનધર્માવલંબી ભ્રાતાઓના હાથમાં બૂંદી જઈ પડતાં રાવ ભાંડાએ માતોંદા નામના સ્થાનમાં જઇ પર્વતશિખરપરથી નીચે પડી પ્રાણત્યાગ કર્યો. તેમણે એકંદર એકવીસ વર્ષપર્યંત રાજ્ય કર્યું.ઉક્ત સમરસિંહ અને અમરસિંહે યવન બની સમરકંદી અને અમરકંદી નામ ધારણ કર્યાં હતાં અને એ નામથી તેમણે બૂંદીપર એકંદર અગીઆર વર્ષપર્યંત રાજ્ય કર્યું હતું.

રાવ ભાંડા પોતાની પાછળ બે પુત્રો મૂકી ગયા. એકનું નામ નારાયણદાસ હતું અને બીજાનું નામ નરવદ હતું. નરવદ અંતે માતોંદા ગામનો અધીશ્વર થયો. નારાયણદાસ પણ આજ ગામમાં રહેતા હતા. તેઓ જ્યારે યોગ્ય ઉમરના થયા ત્યારે તેમના વીર હૃદયમાં પોતાના પિતૃરાજ્યનો ઉદ્ધાર કરવાની પ્રબલ કામના ઉત્પન્ન થઇ. નારાયણદાસે શીઘ્ર પહારદેશના સમસ્ત હાડાલોકોને એકત્રિત કરીને તેમને કહ્યું:—"તમે પ્રતિજ્ઞા કરો કે કાં તો અમે બૂંદીપર અધિકાર સ્થાપિત કરીશું કે કાં તો રણભૂમિમાં પ્રાણત્યાગ કરીશું." સમસ્ત હાડાવીરોએ નારાયણદાસનાં ઉક્ત વચનોને માન આપ્યું અને તેમના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા કરવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. અલ્પ સમયમાં નારાયણદાસે પોતાના યવનકાકાઓને કહેવરાવી મોકલ્યું કે:—"હું આપની મુલાકાત કરી આપના ચરણોને વંદન કરવાની અભિલાષા રાખું છું." ઉક્ત યવન બૂંદીપતિઓએ ધાર્યું કે નારાયણદાસ અશિક્ષિત છે, તે ગામડાંમાં રહીને ઉછર્યો છે; માટે તેના તરફથી કાંઇ પણ અનિષ્ટ થવાની સંભાવના નથી. આવો વિચાર કરી તેમણે નારાયણદાસને બૂંદીના દરબારમાં આવવાની પરવાનગી આપી.

ઉભય વિધર્મી કાકાઓની પરવાનગી મળતાં નારાયણદાસ ઘણા થોડા પરંતુ પરમ વિશ્વાસુ અને મહાબળવાન શસ્ત્રધારી અનુચરોને પોતાની સાથે લઇ બૂંદીનગરમાં આવી પહોંચ્યા. તેમણે પોતાના સેવકોને ગુપ્ત રાખી એકલાજ મહાલય તરફ પ્રયાણ કર્યું. નારાયણદાસના ઉક્ત ઉભય કાકાઓ વિપત્તિની લેશ પણ આશંકાવિના શસ્ત્રહીન દશામાં એક ઓરડામાં બેઠા હતા. નારાયણદાસના હાથમાં સમશેર હતી અને તેમના હૃદયમાં વૈરાગ્નિ અત્યંત ભયંકર રીતે પ્રજ્વલિત થઇ રહ્યો હતો. તેમનાં ક્રોધથી આરક્ત બનેલાં નેત્રો જોઇ તેમના ઉક્ત ઉભય કાકાઓ પોતાના પ્રાણ બચાવવાને માટે અતિ શીઘ્રતાથી સુરંગના માર્ગ તરફ દોડ્યા; પરંતુ નારાયણદાસે તેમનો ઉદ્દેશ જાણી લઇ ક્રોધિત સિંહની પેઠે છલાંગ મારી તેમની પૂંઠ પકડી. પ્રથમ તેમણે પોતાના ખડ્ગના પ્રહારથી પોતાના

કાકા સમરસિંહને પૃથ્વીપર તોડી પાડયો. પછી તરતજ તેમણે અમરસિંહનો પીછો પકડયો. હજી અમરસિંહ બીજા ઓરડામાં જઇ શકયો નહોતો, એવામાં નારાયણદાસે પોતાના તીક્ષ્ણ ભાલાવતી તેના શરીરને વીંધી નાખ્યું. પછી તરતજ વીર નારાયણદાસે પોતાના ખડ્ગવતી તે ઉભય દુષ્ટ પુરુષોનાં મસ્તક કાપી નાખ્યાં અને રુધિરથી ભીંજેલાં તે મસ્તકો તેમણે દેવીના મંદિરમાં લઈ જઈ તેને ચઢાવ્યાં, પછી તેમણે જયઘોષ કરી ચોકમાં ઉભેલા પોતાના અનુચરોને બોલાવી લીધા. તેમણે પોતાના સ્વામીની તરફથી સંજ્ઞા પ્રાપ્ત થતાંની સાથેજ નગ્ન તલવાર હાથમાં ગ્રહણ કરી યવનોનો સંહાર કરવા માંડયો. આ સમયે બૂંદીમાં વસતા સમસ્ત હાડાઓ વીર નારાયણદાસની સાથે મળી ગયા અને તેમણે તે શહેરમાંના સર્વ યવનોનો નાશ કરી તેમનાં શબ તિરસ્કારપૂર્વક નગર બહાર ફેંકી દીધાં. રાવ નારાયણદાસે આ પ્રકારે અતુલ વીરતાસહિત યવનોનો સંહાર કરી પોતાના પિતાની રાજધાનીપર પુનઃ અધિકાર સ્થાપિત કર્યો. મહાલયના ઓરડામાં રાવ નારાયણદાસે યુદ્ધ વખતે પોતાની સમશેરનો જે આઘાત કર્યો તે પથ્થરપર તૂટી પડયો હતો તે રુધિરથી ભીંજાયેલા પથ્થરની પૂજા હજીપણ દરવર્ષે દશેરાના તહેવારપર કરવામાં આવે છે.[1]

નારાયણદાસ એક વિરાટકાય મહાબળવાન વીરપુરુષ હતા. પ્રાચીન રાજપૂતવીરોમાંના ઘણા ભય કોને કહે છે તે જાણતાજ નહોતા. નારાયણદાસ પણ તેવા વીરોપૈકી એક હતા. તેઓ સદા એમ કહેતા કેઃ–"હું મોટો છું, વિપત્તિ છોટી (નાની) છે." અને તેમણે પોતાની યુવાવસ્થાથી મૃત્યુપર્યંત જે અસીમ સાહસથી પોતાનું બલવિક્રમ પ્રકાશિત કર્યું હતું, તેદ્વારા તેમનું આ ગર્વપૂર્ણ વાકય સત્ય ઠરે છે; પરંતુ અત્યંત શોકની વાત છે કે તેઓ અસીમ સાહસિક વીરપુરુષ હોવા છતાં પણ અફીણનું અતિ સેવન કરતા હોવાથી તેઓ કદિ કદિ પોતાના સદ્ગુણોનો સારો પ્રકાશ પાડી શકતા નહોતા. તેમના આ ભયંકર વ્યસનને લીધે તેમનાથી કોઈ કોઇ સમયે અત્યંત ખોટાં કામો થઇ જતાં હતાં. નારાયણદાસના સમયમાં સમસ્ત રાજસ્થાનમાં અફીણનો પ્રચાર અતિ પ્રબલ થઇ ગયો હતો. સાધારણ રાજપૂતો પણ એક પૈસાનું અફીણ નિત્ય ખાતા હતા. અનભ્યાસી જો તે સમયે એક પૈસાનું અફીણ ખાતો તો તેના પ્રાણ જતા; પરંતુ નારાયણદાસ એક ટંકે સાત પૈસાનું અફીણ ખાઇ જતા હતા. આથી તેમનાદ્વારા અનેક અપ્રીતિદાયક કામો થઇ જતાં હતાં. તેમનાં આવાં ખરાબ કામોવિષે બૂંદીમાં અદ્યાપિ અનેક જનશ્રુતિઓ પ્રચલિત છે.

નારાયણદાસના સમયમાં ચિતોડના સિંહાસનપર રાણા રાયમલ્લ વિરાજતા હતા. એક સમયે માંડૂ દેશના પઠાણોએ ચિતોડના રાણા રાયમલ્લપર આક્રમણ કરી કિલ્લાને ઘેરી લીધો. પૂર્વસંધિઅનુસાર ચિતોડપતિએ નારાયણદાસને સેનાસહિત આવી સહાય કરવાને કહેવરાવ્યું. આ સંદેશો સાંભળી વીર નારાયણદાસે પોતાના હાડાવીરોમાંથી ૫૦૦ જણને ચુંટી કાઢયા અને તેમને સાથે લઇને તેમણે ચિતોડતરફ કૂચ કરી. તેમણે બૂંદીથી ચાલી માર્ગમાં એક વૃક્ષની નીચે વિશ્રામ કર્યો અને તેઓ નિત્યનિયમાનુસાર અફીણનું સેવન કરી નેત્રો મીંચી સૂઇ ગયા. આ સમયે મક્ષિકા તેમના મુખપર આવીને બેઠી અને તેમાંની કેટલીક તેમના મુખમાં પ્રવેશવાનો પ્રયત્ન કરવા લાગી. એવામાં એક ઘાંચીના સ્ત્રી કૂવાપર જલ ભરવાને જતી હતી તે વૃક્ષની નીચે આવીને ઉભી રહી. તેણે નારાયણદાસને આવી દશામાં સૂતેલા જોઈ તેમના સેવકોને પૂછયું કેઃ–"આ કોણ છે?" ઉત્તર મળ્યો કેઃ–"એઓ બૂંદીના મહા રાવ છે અને હાલમાં ચિતોડપતિને સહાય કરવાને જાય છે." આ ઉત્તર સાંભળી ઉક્ત રમણી બોલીઃ–"અફસોસ! શું મહારાણાને બીજા કોઇની સહાય નહિ મળી કે આ અફીણીની સહાય માગી?" એમ કહેવાય છે કે અફીણનું સેવન કરનારા માણસો નેત્રો મીંચી રાખે છે; પરંતુ તેઓ આસપાસ થતી વાત સારી રીતે સાંભળે છે. મહારાવ નારાયણદાસે ઉક્ત સ્ત્રીનાં વચનો સાંભળી એકદમ પોતાની તંદ્રા દૂર કરી અને તેઓ પોતાની શય્યામાંથી ઉભા થઇ ગંભીર સ્વરથી બોલ્યાઃ–"તું શું કહે છે?" નારાયણદાસની મૂર્તિ આ સમયે અત્યંત ભયંકર બની ગઇ હતી. તેમની આંખમાંથી અગ્નિ ઝરતો હતો. તેમને કાળસમાન ભયંકર બની ગયેલા જોઇ તે સ્ત્રી અત્યંત ભયભીત થઇ અને મહારાવની ક્ષમા માગવા લાગી. નારાયણદાસે કહ્યું કેઃ–"જરાપણ ભય રાખીશ નહિ. તું જે કહેતી

---

[1] કર્નલ ટૉડ લખે છે કેઃ–"બૂંદીના જૂના મહાલયના દ્વારમાં આ પથ્થર ચણેલો મારા જોવામાં આવ્યો હતો."

હતી તે પુનઃ કહે." અને તેમણે તે સ્ત્રીના ગળામાં એક કઠિન લોહદંડ વાળીને અલંકારની પેઠે પહેરાવી દીધો. તે લોહદંડના ઉભય છેડા મળી ગયા અને તે હારની પેઠે તે સ્ત્રીના ગળામાં શોભવા લાગ્યો. પછી તે વીરશ્રેષ્ઠે તેને કહ્યું: "હું જ્યાંસુધી રાણાને સહાય કરીને પાછો આવું નહિ ત્યાંસુધી તું આ લોઢાનો અલંકાર પહેરી રાખજે જો કોઇ યવનવીર આ હાર તારા ગળામાંથી કાઢે તો અવશ્ય કઢાવી લેજે." વાસ્તવમાં તે ધાંચણના ગળામાથી ઉક્ત લોહદંડ કાઢી શકે એવો માણસ નારાયણદાસસિવાય કોઈ પણ નહોતો.

પઠાણોએ ચિતોડને ચોતરફથી એવી રીતે ઘેરી લીધું હતું કે તેમાંથી એક પણ પ્રાણી બહાર નીકળી શકે એમ નહોતું. બુંદીના રાવ નારાયણદાસે પહારના પર્વતમય પ્રદેશમાંથી બહાર આવી પોતાના પાંચસેં વીરોસહિત રાત્રિના સમયે એકદમ પઠાણોની છાવણીપર છાપો માર્યો અને શત્રુઓનો સંહાર કરતાં કરતાં સેનાપતિના શિબિરમાં પ્રવેશ કર્યો. તેમની વિરાટમૂર્તિ અને હાડાસૈનિકોની ભયંકર મુદ્રા જોઈ પઠાણો અત્યંત ભયભીત થયા અને છાવણી છોડી ચોતરફ પલાયન કરવા લાગ્યા. વીર નારાયણદાસ અને તેમના હાથનીચેના હાડાવીરોએ પઠાણોનો સંહાર કરવામાં જરાપણ ત્રુટિ રાખી નહિ. પઠાણો નાસવા લાગ્યા, એટલે બુંદીની સેનાનું નગારૂં વાગવા લાગ્યું. હાડાઓના જયઘોષથી સર્વ દિશાઓ ગાજી રહી. ચિતોડના રાણા રાયમલ્લે બીજે દિવસે પ્રાતઃકાળમાં પોતાના કિલ્લાની દિવાલપરથી જોયું તો તેમને સમસ્ત પઠાણો નાસતા અને રાવ નારાયણદાસ ચિતોડનાં દ્વાર તરફ આવતા જણાયા. મહારાણા રાયમલ્લે પરમ આનંદિત થઈ ચિતોડની બહાર નીકળી નારાયણદાસનું પરમ આદરપૂર્વક સ્વગત કર્યું. સકલ રાજપૂતોએ જય જય શબ્દસહિત ચિતોડમાં પ્રવેશ કર્યો. બુંદીના અધીશ્વર નારાયણદાસે કેવલ પાંચસેં હાડાવીરોની સહાયથી પઠાણોને હાંકી કાઢયા, તેથી રાણાના સિસોદીઆ વીરસામંતો પ્રકટ રીતે તેમની વીરતાની પરમ પ્રશંસા કરવા લાગ્યા. શીઘ્ર મહાલયમાં નારાયણદાસના સન્માનને માટે એક મોટી સભા ભરવામાં આવી. આ સભામાં મેવાડના સમસ્ત સામંતોએ હાજરી આપી બુંદીના મહારાવને સન્માન આપ્યું. જે મહાવીરની સહાયથી ચિતોડની રક્ષા થઈ હતી, તેના મુખનું દર્શન કરવાને માટે રાણાના રણવાસની સ્ત્રીઓ પડદામાંથી જોવા લાગી. જો કે નારાયણદાસ અફીણનું અતિ સેવન કરતા હતા અને તે માટે તેમણે અતિ પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી હતી, તોપણ તેમની મૂર્તિ યથાર્થ ભીમસમાન હતી. તેમને જોઇ રાણાની ભત્રીજીએ તેમની સાથે લગ્ન કરવાની પોતાની ઈચ્છા સખીઓની આગળ પ્રદર્શિત કરી. બીજે દિવસે આ સમાચાર રાણાના કાને પણ પહોંચ્યા. આથી રાવ નારાયણદાસના ઉપકારનો બદલો વાળવાને માટે તેમણે પોતાની ભત્રીજી તેમના કરકમલમાં અર્પણ કરવાનો નિશ્ચય કર્યો. બુંદીના રાવ નારાયણદાસ પણ રાણાના ઘરની કન્યા પ્રાપ્ત કરવામાં મહાસન્માન સમજી તે કન્યા ગ્રહણ કરવાને સમ્મત થયા. મોટી ધામધૂમસહિત તેમનો વિવાહ કરવામાં આવ્યો. નવવિવાહિતા વધૂ સાથે તેઓ ગૌરવપૂર્વક બુંદીમાં ચાલ્યા આવ્યા. એવી વાત પ્રસિદ્ધ છે કે તેઓ દિવસાનુંદિવસ અધિકાધિક અફીણનું સેવન કરવા લાગ્યા અને નિશાના ઘેનમાં તેમણે એક દિવસ રાત્રિના સમયે મેવાડની રાજકુમારીનું અંગ ક્ષતવિક્ષત કરી તેનું અનુપમ સૌંદર્ય નષ્ટ કરી નાખ્યું. બીજે દિવસે પ્રાતઃકાળમાં જ્યારે તેઓ શુદ્ધિમાં આવ્યા, ત્યારે રાણીએ જરા પણ તિરસ્કાર કિંવા દુઃખ પ્રદર્શિત કર્યું નહિ. આથી તેમને એટલી બધી લાગણી થઇ આવી કે તેમણે પોતાની જાતને સહસ્રશઃ ધિક્કાર આપ્યો અને જે પાત્રમાં અફીણ હતું, તે પાત્ર ઉક્ત રાણીના હાથમાં આપી તેઓ બોલ્યાઃ—"હવે હું કદિપણ આ પ્રકારે અધિક અફીણનું સેવન કરીશ નહિ. તેમજ કદિપણ આવું ખોટું કામ કરીશ નહિ." તેજસ્વી વીર નારાયણદાસે પોતાના પિતાના રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો. તેમણે દેશમાં શાંતિ સ્થાપન કરી બત્રીસ વર્ષપર્યંત રાજ્ય કર્યું અને ત્યાર પછી તેઓ સ્વર્ગવાસી થયા.

નારાયણદાસનો સ્વર્ગવાસ થયા પછી તેમના એકના એક પુત્ર સૂર્યમલ્લ સંવત ૧૫૯૦ (ઈ० સ० ૧૫૩૪) માં બુંદીના સિંહાસનપર અધિષ્ઠિત થયા. કવિ કર્ણીદાન જણાવે છે કે સૂર્યમલ્લ પણ પોતાના પિતાની પેઠે દૃઢ, બલિષ્ઠ અને અસીમ સાહસિક પુરુષ હતા.વળી તેઓ લખે છે કે સૂર્યમલ્લના

બાહુ મહાવીર રામચંદ્ર અને પૃથ્વીરાજની પેઠે જંઘાપર્યંત લાંબા હતા[1]

સૂર્યમલ્લ રાજસિંહાસનપર અધિષ્ઠિત થયા તત્પશ્ચાત્ તેમને મેવાડના રાણાના વંશની સાથે પુન: એકવાર વૈવાહિક સંબંધ થયો. તેમણે પોતાની સૂજાબાઇ નામની ભગિની ચિતોડના મહારાણા રત્નસિંહને અર્પણ કરી અને રાણા રત્નસિંહે પોતાની ભગિની રાવ સૂર્યમલ્લના કરકમલમાં સમર્પણ કરી.[2] આવી ફૂલગુંથણી થવાથી મેવાડના મહારાણાની સાથે તેમને દઢ સગપણ સ્થાપિત થયું; પરંતુ અત્યંત દુ:ખની વાત છે કે આ સગપણ અંતે મહાશત્રુતામાં પરિણામ પામ્યું. રાવ સૂર્યમલ્લ પોતાના પિતાની પેઠે મોટા અફીણી હતા. એક સમયે તેઓ ચિતોડમાં જઇ રાજસભામાં પુષ્કળ અફીણનું સેવન કરી આંખ મીંચીને બેઠા હતા, એવામાં મેવાડના પૂર્વભાગમાંના એક સામંતે તેમને અચેત ધારી મશ્કરીમાં તેમના કાનમાં એક આંગળી મારી. આંગળી વાગતાંની સાથેજ સૂર્યમલ્લે પોતાનાં ઉભય નેત્રો ખોલ્યાં અને ક્રોધિત સિંહનીપેઠે ઉઠી પોતાની તલવારના એકજ આઘાતથી ઉક્ત સામંતના બે ટુકડા કરી નાખ્યા. આથી ઉક્ત સામંતના પુત્રના હૃદયમાં પ્રબલ વૈરાગ્નિ પ્રદીપ્ત થઇ ઉઠયો; પરંતુ સૂર્યમલ્લ અત્યંત બળવાન વીર હતા તેમજ મહારાણાના નિકટના સગા હતા, તેથી તે કોઇ પણ પ્રકારે તેમનાપર વૈર લેવાનું સાહસ કરી શકયો નહિ; પરંતુ તેના હૃદયમાં વૈરાગ્નિ ગુપ્ત રીતે બળવા લાગ્યો. તેણે સૌથી પહેલાં રાણા રત્નસિંહને મળી સૂર્યમલ્લ વિદેશી અને વિજાતીય છે, એમ કહી તેમને ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો. વળી તેણે તેમને જણાવ્યું કે:-"સૂર્યમલ્લ રણવાસમાં ગયા હતા તે તેમની ભગિની સૂજાબાઇને મળવા ગયા નહોતા, પરંતુ તેમના હૃદયમાં કોઈ બીજો ઉદ્દેશ હતો." નિમ્નલિખિત ઘટનાથી રાણા રત્નસિંહના હૃદયમાં ઉપરોક્ત વાત સત્યતરિકે અંકિત થઇ ગઈ.

સુંદરી સૂજાબાઇએ પોતાના સ્વામી અને ભ્રાતાને ભોજન કરાવવાને માટે નાનાપ્રકારની વાનીઓ બનાવી અને તેમને રણવાસમાં બોલાવ્યા. રાણા રત્નસિંહ અને સૂર્યમલ્લ ભોજન કરવાને માટે રણવાસમાં ગયા. સૂજાબાઇએ તેમને ભોજન પીરસ્યું અને તે સ્વયં વીંજણાવતી ભોજનપરથી મક્ષિકા ઉરાડવા લાગી. રાજપૂતસ્ત્રીઓ પતિના કુલ કરતાં પિતાના કુલના ગૌરવની રક્ષા કરવાને માટે વિશેષ પ્રયત્ન કરે છે. પિતાના કુલની જો કોઈ નિંદા કરે તો તે કિંચિત્ પણ સહન કરી શકતી નથી. આ કારણથી અનાદિથી રાજસ્થાનમાં અનેક અનિષ્ટ થતાં આવ્યાં છે. જ્યારે રાવ અને રાણા એ ઉભય ભોજન કરીને ઉઠયા, ત્યારે સૂજાબાઇએ વ્યંગમાં કહ્યું કે: 'મારા ભ્રાતાએ સિંહની પેઠે ભોજન કર્યું છે, પરંતુ મારા સ્વામીએ તો તેની સાથે બાલકની પેઠે રમત કરી છે.' આ વચન સાંભળી રાણા રત્નસિંહ પોતાના મનમાં અત્યંત ક્રોધિત થયા. તેમણે ધાર્યું કે મારૂં અપમાન કરવાને માટેજ સૂજાબાઇ અને રાવ સૂર્યમલ્લે આ તાગડો રચ્યો છે.આથી તેઓ આ અપમાનનું વૈર લેવાને ઉત્તેજિત થયા; પરંતુ અતિથિનું અપમાન વા નાશ કરવો એ રાજપૂતો મહાકલંકદાયક માને છે, તેથી રાણાએ તત્કાળ વૈર લીધું નહિ. થોડા દિવસમાં આજ કારણથી સૂજાબાઈ અકાલમૃત્યુવશ થઈ અને રાવ સૂર્યમલ્લ પણ માર્યા ગયા; તેમજ આજ ઘટનાના પ્રતિફળ તરિકે રાણા રત્નસિંહના પણ પ્રાણ ગયા.

રાવ સૂર્યમલ્લ ચિતોડથી વિદાય લઇ બૂંદી જવાને તૈયાર થયા,ત્યારે રત્નસિંહે તેમને જણાવ્યું કે:-"આગામી વસંતઋતુમાં ફાલ્ગુનોત્સવના સમયમાં અમે બૂંદીના વનમાં શિકાર ખેલવાને આવીશું."આ શબ્દો સાંભળી રાવ સૂર્યમલ્લ પરમ આનંદિત થયા અને તેમણે રાણા રત્નસિંહને જરૂર આવવાને આગ્રહ કર્યો. થોડા દિવસમાં ફાલ્ગુનોત્સવ આવી પહોંચ્યો, એટલે રાણા રત્નસિંહ પોતાની સેના અને સામંતોની સાથે પઠારના માર્ગદ્વારા બૂંદી તરફ ચાલ્યા. ચંબલ નદીના પશ્ચિમ તટપર નંદતા નામના સ્થાનના ગહન વનમાં મૃગયા ખેલવી એવો નિશ્ચય કરવામાં આવ્યો.આ વનમાં અગણિત પશુઓ હતાં.તેમાં સિંહથી લઇને સાધારણ સસલાં સુધીનાં સર્વ પ્રકારના પશુઓ વસતાં હતાં.રાણારત્નસિંહ ત્યાં જઈ પહોંચ્યા.

૧ આ પ્રકારના લાંબા બાહુવાળા માણસોને આજાનુબાહુ કહેવામાં આવે છે.

૨ આ વાત અસંગતપ્રતીત થાય છે.રાણા રાયમલ્લની ભત્રીજી નારાયણદાસની સાથે પરણી હતી; માટે નારાયણદાસની પુત્રી સૂજાબાઈના વિવાહ રાણા રત્નસિંહ સાથે થવા અનુચિત છે. વળી રાણા રત્નસિંહ પોતાની ભગિની સૂર્યમલ્લની સાથે પરણાવે એ પણ હિંદુશાસ્ત્ર અને રાજપૂતપ્રથાની વિરુદ્ધ છે. આમાં અવશ્ય કવિઓની કાંઈ ભૂલ છે, અથવા કર્નલ ટૉડ વિદેશી હોવાથી આ વાત બરાબર સમજી શક્યા નથી.

એટલે બૂંદીના અધીશ્વર રાવ સૂર્યમલ્લ પણ પોતાની સેનાસહિત તેમને આવી મળ્યા. પછી તરત ઉક્ત ઉભય મહારાજાઓ પોતપોતાની સેના સાથે મૃગયા ખેલવાને બહાર પડયા. સેના બે ભાગોમાં વિભક્ત થઇ ભયંકર સિંહનાદ કરી આગળ ચાલવા લાગી. તેમનો ભયંકર શબ્દ સાંભળી સિંહ, વ્યાઘ્ર, ચિત્તા, અનેક જાતિના મૃગ, શૃંગાલ, કોલ્હાં, સસલાં વગેરે સર્વ પશુઓ વ્યાકુલ થઈ ચોતરફ નાસવા લાગ્યાં. આ વખતે રાજપૂતોનાં અંગમાં આનંદ સમાતો નહોતો.

આ બીચ જંગલમાં દુષ્ટ રાણા રત્નસિંહે પોતાનો વૈરાગ્નિ શાંત કરવાની ચેષ્ટા કરી. ઉભયની સેના વનપશુઓને નસાડવાને પ્રવૃત્ત થઇ હતી. અને ઉભય રાજાઓ વનના બીજા ભાગમાં એવા સ્થાનપર ઉભા હતા કે નાસતાં પશુઓ તેમની સન્મુખ થઇનેજ નીકળી શકે. તે ઉભય રાજાઓની સાથે આ સમયે કેવળ બબ્બે ચચ્ચાર સેવકોજ હતા. પાઠકોના સ્મરણમાં આ વાત હશેજ કે મેવાડના પૂર્વભાગમાંના એક સામંતે બૂંદીના રાવના કાનસાથે અડપલું કર્યું હતું, તેથી રાવે તેના બે ખંડ કરી નાખ્યા હતા અને આથી તેના પુત્રે પોતાના મનમાં વૈર લેવાની દૃઢ પ્રતિજ્ઞા કરી હતી. આ સમયે તે સામંતનો પુત્ર પણ રાણા રત્નસિંહની પાસે હાજર હતો. રાણા રત્નસિંહે તેને બોલાવીને કહ્યું કેઃ–"હવે સંધિ આવી છે. વરાહનો શિકાર કરો." થોડીવાર પછી ઉક્ત સામંતે ધનુષ્ય ખેંચી તીવ્રવેગથી રાવ સૂર્યમલ્લની તરફ બાણ ફેંક્યું; પરંતુ તીક્ષ્ણ દૃષ્ટિ ધરાવનાર રાવે સામેથી બાણ આવતું જોઈ સ્વયં બાણ છોડી તેને વ્યર્થ કરી નાખ્યું. તેમણે એમ ધાર્યું નહોતું કે રાણા અને ઉક્ત સામંતે મારાપર વૈર લેવાને માટે પ્રપંચ રચ્યો છે. પ્રથમ બાણ વ્યર્થ થયેલું જોઇ રાણાના ધાવભાઇએ સૂર્યમલ્લની તરફ બીજું બાણ છોડયું. હવે રાવ સૂર્યમલ્લ શુદ્ધિમાં આવ્યા. તેમને હવે સમજાયું કે મારા પ્રાણનો નાશ કરવાને માટે પ્રપંચજાળનો વિસ્તાર કરવામાં આવ્યો છે. રાવ સૂર્યમલ્લે આ બીજા બાણને વ્યર્થ કર્યું ન કર્યું એટલામાં દુષ્ટ રાણા રત્નસિંહે પોતાના ઘોડાને શીઘ્રતાથી હાંકી રાવને પોતાના ખડ્ગના આઘાતથી પૃથ્વીપર તોડી પાડયા. રાવ ઘણા ઘાયલ થયા, તોપણ તેમણે તરત ઉઠીને પોતાના ઘાવપર પાટો બાંધ્યો. સારી રીતે વૈર લેવાઇ ગયું છે, એમ ધારી રાણા રત્નસિંહ તત્કાળ તે સ્થાન છોડી જવાને ઉત્સુક થયા. ત્યારે રાવ સૂર્યમલ્લ તે અવસ્થામાં સિંહનાદ કરી બોલ્યાઃ–"નાસો છો કેમ ? નિશ્ચયપૂર્વક જાણી લો કે હવે મેવાડના પતનનો સમય નિકટ આવી પહોંચ્યો છે." રાણાએ આ શબ્દોપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ; પરંતુ તેમણે પોતાનો ઘોડો શીઘ્રતાથી હાંકયો; પણ ઉક્ત સામંતે તેમની પાછળ પાછળ જઇ કહ્યું કેઃ–"હજી કામ સમાપ્ત થયું નથી. રાવ સૂર્યમલ્લ અદ્યાપિ જીવંત છે." આ શબ્દો સાંભળી કાપુરુષ રત્નસિંહે પોતાનો ઘોડો ફેરવ્યો અને તેને રાવ સૂર્યમલ્લની તરફ ફેંકયો. રાણાએ તેમની પાસે જઇ તેમના પ્રાણ લેવાને માટે જ્યાં બીજીવાર ખડ્ગ ઉઠાવ્યું કે તરતજ રાવ સૂર્યમલ્લે ક્રોધિત થયેલા સિંહની પેઠે અંતિમ બલની સાથે ઉઠી રાણાનો પાછલો ભાગ પકડી લીધો અને તેમને અતિ વેગથી ઘોડાપરથી પૃથ્વીપર ખેંચી પાડયા. ઘણીવાર સુધી ઉભયવીરોની વચ્ચે કુસ્તી ચાલી. અંતે તેજસ્વીવીર સૂર્યમલ્લે રાણારત્નસિંહના વક્ષઃસ્થલપર ચઢી બેસી એક હાથવતી તેમનું ગળું પકડયું અને બીજા હાથથી પોતાની તલવાર ખેંચી. જુઓ તેમણે કેવો બદલો લીધો ! ઘાયલ થયેલા વીર સૂર્યમલ્લે તેમની હત્યા કરવાની અભિલાષા ધરાવનાર રાણા રત્નસિંહના હૃદયમાં તરત પોતાની તીક્ષ્ણ ધારવાળી તલવાર ઘોંચી દીધી. રાણાના પ્રાણ તત્ક્ષણ નીકળી ગયા. વીર સૂર્યમલ્લ પણ સંપૂર્ણ રીતે વૈર લઈ પોતાના શત્રુના શબપર પડી શીઘ્ર સ્વર્ગમાં ચાલ્યા ગયા.

આ હૃદયભેદક અને અત્યંત શોચનીય સમાચાર શીઘ્ર બૂંદીનગરના રણવાસમાં પહોંચી ગયા. વીરશ્રેષ્ઠ રાવ સૂર્યમલ્લની માતા પોતાના પુત્રના મૃત્યુના સમાચાર સાંભળી વીરમાતાની પેઠે બોલીઃ–"શું સૂર્ય અસ્ત થઇ ગયો છે ? શું તે એકલોજ મૃત્યુ પામ્યો છે ? ના, એમ કદિપણ બનવાનો સંભવ નથી. તે કોઇ શત્રુના પ્રાણ લઇનેજ આ સંસારમાંથી વિદાય થયો હશે." રાણી વીરમાતાની પેઠે જ્યારે આ વચનો બોલતી હતી, ત્યારે તેનો અગાધ માતૃસ્નેહ ઉછળી આવ્યો અને તેનાં ઉભય સ્તનોમાંથી દૂધ નીકળી પ્રબલ વેગથી પૃથ્વીને પ્લાવિત કરવા લાગ્યું.

રાણી પોતાના એકના એક પુત્રના મૃત્યુના સમાચાર સાંભળી રખેને તે શત્રુનો સંહાર કર્યા વિના મરણ પામ્યો હોય અને એ રીતે તેણે પોતાના કુળને કલંકિત કર્યું હોય એવા ભયથી તે પોતાના

મનમાં અત્યંત દુઃખિત થઈ રહી હતી; એવામાં એક મનુષ્યે રણવાસમાં જઈ વૃદ્ધ રાણીને નિવેદન કર્યું કે રાવ સૂર્યમલ્લે પોતાના શત્રુ રાણા રત્નસિંહના પ્રાણનો નાશ કરીને બદલો લીધો છે. આ શબ્દો સાંભળતાંવેંતજ વૃદ્ધારાણીનું હૃદય આનંદથી ઉભરાઈ ગયું. અલ્પ સમય પછી ચિતોડ અને બૂંદીના રાજ્યમાં બીજી એક શોચનીય ઘટના બની. રાવ સૂર્યમલ્લ અને રાણા રત્નસિંહની રાણીઓએ પોતાના પતિના મૃતશરીરની સાથે પ્રજ્વલિત ચિતામાં પ્રવેશ કર્યો. બૂંદીના મહારાવ અને ચિતોડના મહારાણા જે સ્થાનપર માર્યા ગયા હતા તે સ્થાનપર ઉભયનાં સમાધિમંદિર બંધાવવામાં આવ્યાં; અને સૂજાબાઇનું સમાધિમંદિર નિકટના એક પર્વતશૃંગ ઉપર સ્થાપિત થયું. આ સ્થાન પરમ રમણીય છે. એ અને ઉકત સમાધિમંદિરો ઉકત શોચનીય ઘટનાનું શોકમય સ્મરણ જાગૃત કરે છે.

તેજસ્વીવીર સૂર્યમલ્લનું મરણ થયા પછી તેમનો પુત્ર સુરતાનસિંહ સંવત ૧૫૯૧ ( ઇ૦ સ૦ ૧૫૩૫ ) માં બૂંદીના સિંહાસનપર વિરાજમાન થયો. મેવાડની શકતાવતશાખાના આદ્યપુરુષ શકતસિંહની એક કન્યાની સાથે સુરતાનસિંહનો વિવાહ થયો હતો. આ સમયે બૂંદીરાજ્યમાં તાંત્રિક શૈવોનો ભયાનક પ્રાદુર્ભાવ હતો. પુષ્કળ રાજપૂતો આ તાંત્રિકોની સાથે જોડાઇ રણદેવ કાલભૈરવની ઉપાસના કરતા હતા. તાંત્રિક અનુષ્ઠાનો મહાભયદાયક અને ભયંકર હતાં અને તાંત્રિકલોકો પોતાના ઇષ્ટદેવને પ્રસન્ન કરવાને માટે નરબલિ પણ આપતા હતા. આથી જનસમાજ તેમને સાક્ષાત્ પિશાચ ગણી તેમનાથી ભય પામતોહતો. રાવ સુરતાનસિંહ પોતે પણ તાંત્રિક દલમાં જોડાઇ ગયો અને તેણે કાલભૈરવના મંદિરમાં પોતાની પ્રજાનું બલિદાન આપવા માંડયું. આથી સર્વ સામંતો અને પ્રજાજનો તેનાપર અત્યંત અપ્રસન્ન થયા અને સર્વેએ સંપ કરી શીઘ્ર તેને રાજાસંહાસનથી સ્થુત કરી દીધો. સુરતાનસિંહને ચંબલનદીના તટપર માત્ર એક નાનું ગામડું રહેવાને માટે મળ્યું.તેણે આ ગામનું નામ સુરતાનપુર રાખ્યું. રાવ સુરતાનસિંહને પુત્ર નહોતો તેથી બૂંદીના સામંતોએ માંહોમાંહે મસલત કરી ગત મહારાવ ભાંડાના દ્વિતીયપુત્ર નરબુધના જ્યેષ્ઠપુત્ર અર્જુનસિંહને માતોંદાથી બોલાવી તેમને રાજસિંહાસનપર અભિષિકત કરી દીધા.

રાવ અર્જુનસિંહ બૂંદીના સિંહાસનપર અધિષ્ઠિત થઇ નિયમપૂર્વક રાજ્યપાલન કરવા લાગ્યા.હાડાજાતિના પૂર્વરાજાઓની પેઠે રાવ અર્જુનસિંહ પણ મહાબળશાળી અને અસીમ સાહસિક વીરહતા. ભારતવાસીઓ સાધારણ રીતે કુટુંબવૈર કદિ ભૂલતા નથી. યુગોના યુગોસુધી કુટુંબવૈર વંશપરંપરા ચાલ્યા કરે છે; પરંતુ રાવ અર્જુનસિંહ કુટુંબવૈર સર્વથા ભૂલી ગયા. પાઠકો સારી રીતે જાણે છે કે ચિતોડના રાણા રત્નસિંહ અને રાવ સૂર્યમલ્લ પરસ્પર વૈરભાવથીજ એકબીજાના હાથથી માર્યા ગયા હતા; પરંતુ હમણાં રાવ અર્જુનસિંહ અને રત્નસિંહના પુત્ર (ચિતોડના નવીન મહારાણા) તે શત્રુતા ભૂલી જઇ મિત્રતાના સૂત્રમાં પરિબદ્ધ થયા. ગુજરાતના અધીશ્વર બહાદુરશાહે જે સમયે ચિતોડને ઘેરો ઘાલ્યો, તે સમયે હાડાજાતિના અધીશ્વર સેનાસહિત ચિતોડપતિને સહાય કરવાને ગયા હતા અને તેમની સેના ચિતોડના કિલ્લાના એક બુરજની રક્ષા કરતાં શત્રુઓદ્વારા બળીને ભસ્મીભૂત થઈ ગઇ હતી. આ ઘટનાનું સવિસ્તર વર્ણન મેવાડના ઇતિહાસમાં આવી ગયું છે અને તે સમયે ચિતોડના મહારાણાને સહાય આપનાર અસીમ સાહસિક હાડારાજ રાવ અર્જુનસિંહજ હતા.રાવ અર્જુનસિંહ જે સમયે પ્રબલ પરાક્રમસહિત ચિતોડના એક બુરજની રક્ષા કરતા હતા, તે સમયે બહાદૂરશાહે તે બુરજની નીચે સુરંગ ખોદાવી અને તેમાં દારૂ ભરી તેને સળગાવી દીધી.રાવ અર્જુનસિંહ પોતાની ઉપર મહાભયંકર વિપત્તિ આવી પડયા છતાં પણ ત્યાંથી ડગ્યા નહિ અને હાથમાં નગ્ન તલવારસહિત ત્યાંજ બળીને મરણ પામ્યા. હાડાકવિએ વીરશ્રેષ્ઠ અર્જુનસિંહની આ વીરતાની પરમ પ્રશંસા કરી છે.મેવાડના કવિઓએ પણ તે વીરની પ્રશંસા કરવામાં કિંચિત્ પણ ત્રુટી કરી નથી. એક કવિ જણાવે છે કેઃ—

[1]સોર કિયો બહુ જોર, ધર પરબત આઢી સિલા;
તૈં કાઢી તલવાર, અધિપતિયા હાડા અજા.[2]

---

૧ સોર શબ્દનો અર્થ દારૂ છે.

૨ કવિએ છંદનો નિયમ જાળવવાને અર્જુનસિંહને માટે અજા શબ્દ વાપર્યો છે.

(અર્જુનસિંહના દ્વિતીયપુત્રનું નામ રામસિંહ હતું; તેમના વંશજો રામહાડા કહેવાતા હતા. તેમના ચતુર્થ પુત્રનું

અર્થાત્ અર્જુનસિંહે સુરંગમાંથી નીકળતા અનલરાશિની વચ્ચે એક પાષાણપર બેસી સમશેર કાઢી અને સમસ્ત જગતે તેમનું સ્વર્ગારોહણ અત્યંત આશ્ચર્ય સાથે જોયું.

અર્જુનસિંહને ચાર પુત્રો થયા. તેમાંથી જ્યેષ્ઠકુમાર સુરજનસિંહ સંવત ૧૫૮૯ (ઈ૦ સ૦ ૧૫૩૩) માં પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા.



નામ અખેરાજ હતું; તેમના વંશજો અખેરાજપોતાવતિકે પ્રસિદ્ધ થયા. અર્જુનસિંહના કનિષ્ઠ પુત્રનું નામ કાંધલ હતું; તેમના વંશજો જસાહાડા કહેવાયા.)

# अध्याय ३ जो

રાવ સુરજનસિંહને થયેલી રણથંભોરના કિલ્લાની પ્રાપ્તિ–પાદશાહ અકબરે તે કિલ્લાપર નાખેલો ઘેરો–અકબરે તે કિલ્લામાં વિચિત્ર પ્રકારે કરેલો પ્રવેશ–રાવ સુરજનસિંહનું પાદશાહને તે કિલ્લાનું અર્પણ કરવું–રાવ સુરજનસિંહે અકબરની આધીનતાનો કરેલો સ્વીકાર–સંધિબંધન–અકબરે સુરજનસિંહને આપેલી રાવરાજાની ઉપાધિ–ગોંડવાનાદેશ જીતવાને માટે રાવ સુરજનસિંહનું જવું–તેમને થયેલી જયપ્રાપ્તિ–પાદશાહે તેમને આપેલું સન્માન–રાવ ભોજસિંહને અભિષેક–અકબરે ગુજરાતપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર–હાડારાજ ભોજસિંહે સુરત અને અહમદનગર જીતતી વખત પ્રકાશિત કરેલી મહાન વીરતા–ભોજસિંહનું અપમાન-રાવ રતનસિંહ-સમ્રાટ જહાંગીરની વિરુદ્ધ વિદ્રોહ-રાવ રતનસિંહે વિદ્રોહીઓનો કરેલો પરાજય-હાડોતીના વિભાગ–માધવસિંહને થયેલી કોટારાજ્યની પ્રાપ્તિ–રાવ રતનસિંહનો વધ–તેમના ઉત્તરાધિકારી ગોપાનાથનો વધ–રાવ છત્રસાલનો અભિષેક–રાવ છત્રસાલનું આગ્રાના સુબાતરિકે નિયુક્ત થવું–તેમનું દક્ષિણમાં જવું–તેમણે દોલતાબાદના કિલ્લાપર સ્થાપન કરેલો અધિકાર–ગુલબગામાંની–શાહજહાનના પુત્રોમાં ચાલેલું યુદ્ધ–હાડારાજની સ્વામીભક્તિ–ઉજ્જયિની અને ધોલપુરનું યુદ્ધ–છત્રસાલે પ્રકાશિત કરેલી અદ્દભુત વીરતા–છત્રસાલનું મૃત્યુ–રાવ ભાવસિંહનો અભિષેક–બુંદીપર આક્રમણ–પાદશાહની સેનાનો પરાજય–રાવ ભાવસિંહે પુનઃ પ્રાપ્ત કરેલી પાદશાહની કૃપા–તેમનું ઓરંગાબાદના સુબાતરિકે નિયુક્ત થવું–તેમનું મૃત્યુ–રાવ બુધસિંહે જાજવ નામના સ્થાનપર કરેલું યુદ્ધ–કોટારાજનું મૃત્યુ–રાવ બુધસિંહે પ્રકાશિત કરેલી વીરતા–બહાદુરશાહને થયેલી જયપ્રાપ્તિ–બુંદીરાજની રાજભક્તિ–તેમને નાસી જવાની પડેલી ફરજ–અંબરરાજની સાથે થયેલો વિવાદ–વિવાદનું કારણ–અંબરરાજની મહત્ત્વાકાંક્ષા અંબરરાજની કપટજાળ–સમર–રાવ બુધસિંહનું નાસી જવું–કોટારાજે બુંદીના તાબાના અનેક પ્રદેશોપર સ્થાપિત કરેલો પોતાનો અધિકાર–બુધસિંહનું મૃત્યુ–તેમના બે પુત્રો,

---

રાવ સુરજનસિંહનો અભિષેક થયા પછી બૂંદીની રાજકીય સ્થિતિ પરિવર્તિત થઇ ગઇ. બૂંદીના મહારાજા અત્યારસુધી સર્વ પ્રકારની સ્વતંત્રતા ભોગવતા આવ્યા હતા. તેઓ કોઇપણ રાજાની આધીનતાની શૃંખલામાં પરિબદ્ધ થયા નહોતા: તેઓ માત્ર મેવાડના રાણાને જાતિબંધુ અને આપ્ત ગણીને તેમના પ્રત્યે સન્માન દર્શાવતા હતા; અને જ્યારે રાણા વિપત્તિમાં આવી પડતા ત્યારે તેઓ પોતાની સેનાસહિત તેમને સહાય કરતા હતા; પરંતુ હવે રાવ સુરજનસિંહ પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થઇને પોતાના પૂર્વજોની પેઠે માત્ર બૂંદીરાજ્યમાંજ નહિ, માત્ર રાજસ્થાનમાંજ નહિ; પરંતુ સમસ્ત ભારતવર્ષમાં મહાન કાર્ય કરીને પોતાની સુકીર્તિ પ્રસારવાને પ્રવૃત્ત થયા. તેમણે યવનસામ્રાજ્યમાં મહાન કાર્યો કરી ઉચ્ચ પ્રશંસા પ્રાપ્ત કરી હતી તથા બૂંદીરાજ્યનું ગૌરવ અને સત્તા ધીમે ધીમે વૃદ્ધિંગત કર્યાં હતાં.

બૂંદીના રાજવંશની એક કનિષ્ઠ શાખામાં ઉત્પન્ન થયેલો સામંતસિંહ નામનો મનુષ્ય

સમયે બૂંદીરાજ્યમાં અતિ વિખ્યાત પુરુષ હતો. શેરશાહનું શાસન લુપ્ત થયા પછી ઉક્ત સામંતસિંહે બેદલાના ચૌહાણસામંતની સાથે મળીને રણથંભોર નામનો પરમ પ્રસિદ્ધ કિલ્લો પોતાને અર્પણ કરવાને માટે અફઘાનશાસનકર્તાને પત્ર લખ્યો હતો. અફઘાનશાસનકર્તાએ દીર્ઘ વિચાર કરી તે કિલ્લો સામંતસિંહના હાથમાં સમર્પણ કરી દીધો. બૂંદીરાજ્યના તાબામાં આવો અભેદ્ય અને સુપ્રસિદ્ધ કિલ્લો નહોતો, તેથી સામંતસિંહે તે કિલ્લો રાવ સુરજનસિંહને આપી દીધો. બૂંદીરાજે સામંતસિંહ-પર પરમ પ્રસન્ન થઇ તેને રાજધાનીની નિકટ કેટલીક ભૂમિ આપી. સામંતસિંહ એક મહાબળવાન વીર હતો. તેના વંશજો સામંતહાડાના નામથી પ્રસિદ્ધ છે.

બેદલાના જે ચૌહાણસામંતે ઉક્ત કિલ્લો અફઘાનશાસનકર્તાના અધિકારમાંથી લેવાને વિશેષ સહાય કરી હતી, તેણે રાવ સુરજનસિંહને જણાવ્યું કેઃ-"તમે આ કિલ્લો મેવાડના માંડલિકતરિકે તમારા અધિકારમાં રાખી શકશો,અન્યથા નહિ." રાવ સુરજનસિંહે આ શરતનો સ્વીકાર કરી રણથંભોરના કિલ્લાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. આ રણથંભોરનો કિલ્લો દીર્ઘકાળપર્યંત અજમેરના તાબામાં હતો. ચૌદમી શતાબ્દીમાં વિશલદેવના વંશમાં ઉત્પન્ન થયેલા મહાવીર હમીરના [1]શાસનકાળમાં પ્રબલ યુદ્ધ કરીને ચૌહાણોએ આ કિલ્લો હમીરની પાસેથી લઈ લીધો હતો.

મોગલકુલતિલક અકબરે ભારતના સિંહાસનપર વિરાજમાન થઇ આ પ્રાચીન કિલ્લાપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે ભીષણ પ્રયત્ન કર્યો. તેણે સ્વયં પ્રચંડ સેનાસહિત આવી તે કિલ્લાને ઘેરી લીધો.આ સમયે પરમ તેજસ્વી રાવ સુરજનસિંહે અસીમ બળવિક્રમ પ્રકાશિત કરી આ કિલ્લાની રક્ષા કરી હતી. પાદશાહ કેટલાક સમયસુધી ઉક્ત અભેદ્ય કિલ્લાની દિવાલોને તોડી નાખવાનો પ્રયત્ન કરતો રહ્યો; પરંતુ તેનો સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયો. અંતે તેણે હતાશ થઈ તે કામ છોડી દીધું. રાવ સુરજનસિંહે પણ તાબે થવાનાં કાંઇ ચિન્હો દર્શાવ્યાં નહિ.કેટલાક દિવસ આ પ્રકારે પ્રમાદ અને નિરુદ્યમમાંજ વ્યતીત થઇ ગયા.હવે માનસિંહ રાવ સુરજનસિંહના અધિકારમાંથી તે કિલ્લો લઇ પાદશાહને સમર્પણ કરવાને તત્પર થયો. આ સમયે અંબરનો રાજા ભગવાનદાસ અને તેનો પુત્ર માનસિંહ એ ઉભય અકબરને આધીન થઇ તેની સેવા કરતા હતા. ભગવાનદાસે પોતાની કન્યા અકબરને અર્પણ કરી પોતાના પવિત્ર કુલને કલંકિત કર્યું હતું.

ભીષણ પ્રયત્ન કર્યા છતાં પણ જ્યારે પાદશાહને રણથંભોરનો કિલ્લો હસ્તગત કરવામાં સફળતા પ્રાપ્ત થઇ નહિ,ત્યારે માનસિંહ પ્રપંચથી તે કિલ્લો હસ્તગત કરવાને ઉધુક્ત થયો. બળવાન શત્રુ પણ જો આતિથ્યને માટે પ્રાર્થના કરે તો રાજપૂતો તેનું આતિથ્ય કર્યા વિના રહેતા નથી. આ ઉદાર રાજપૂતસ્વભાવનો લાભ લઇ માનસિંહે રાવ સુરજનસિંહને આતિથ્યને માટે પ્રાર્થના કરી.માનસિંહ જાતનો રાજપૂત અને રાજકુમાર હોવાથી રાવ સુરજનસિંહે તેને પોતાના કિલ્લામાં તેડાવવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ.[2] પાદશાહ અકબર સાધારણ ચોબદારનો વેષ ધારણ કરીને માનસિંહની સાથે કિલ્લામાં પ્રવેશી ગયો. માનસિંહ કિલ્લામાં જઇ રાવ સુરજનસિંહની સાથે વાર્તાલાપ કરતો હતો, તે સમયે સુરજનસિંહના કાકાએ છદ્મવેષી અકબરને ઓળખી લીધો અને શીઘ્ર તેના હાથમાંથી છડી ઝુંટવી લઇને તેને ઉચ્ચ સિંહાસનપર બેસાડયો. ચતુર અકબર બોલ્યોઃ-"રાવ સુરજનસિંહ ! બોલો, હવે આ સમયે શું કરવું જોઇએ?"રાજા માનસિંહે સુરજનસિંહને કહ્યુંઃ-"આપ ચિતોડના રાણાની આધીનતા છોડી રણથંભોરનો કિલ્લો પાદશાહને અર્પણ કરો અને એમના માંડલિક બનો. આપ પાદશાહની આધીનતા સ્વીકારશો કે તરતજ આપને ઉચ્ચ સન્માન પ્રાપ્ત થશે. આપને બાવન પ્રદેશોના રાજાનું પદ આપવામાં આવશે. આ બાવન જીલ્લાઓની ઉપજ આપ અબાધિત રીતે લઇ શકશો. પાદશાહ તેમાંની એક કોડી આપની પાસેથી માગશે નહિ; પરંતુ આપને આપની સમસ્ત સેનાસહિત નિયમ પ્રમાણે પાદશાહની આજ્ઞાનું પાલન

---

૧ પ્રસિદ્ધ ચંદકવિના એક વંશજે ઉક્ત હમીરની વીરતાવિષે એક મહાકાવ્ય રચ્યું છે. આ કાવ્ય હમીરરાસાના નામથી વિખ્યાત છે.

૨ હાડાજાતિના કવિએ માનસિંહને "કલિયુગની છાયા" તરિકે વર્ણવ્યો છે અને તેઓ લખે છે કે માનસિંહે યવનસમ્રાટની આધીનતા સ્વીકારી છે તથા તેની સાથે વૈવાહિક સંબંધ જોડયો છે, તેથી રાજપૂતોના પવિત્ર ગુણો અને શુદ્ધ સામાજિક આચારવિચારો પરિવર્તિત થઈ ગયા છે.

કરવું પડશે. વળી આપ જો ઇતર કોઈ વાજબી માગણી કરશો તો પાદશાહ તે પણ પૂર્ણ કરશે." રાજા માનસિંહે રાવ સુરજનસિંહને પ્રબળ પ્રલોભનો દર્શાવ્યાં હતાં એમાં કિંચિત્ પણ શક નથી. આથી સુરજનસિંહે શીઘ્ર તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને તત્કાળ સંધિના નિયમો લખાવા માંડ્યા. સ્વયં પાદશાહ અકબરે આ સંધિપત્રપર હસ્તાક્ષર કર્યા. આ સંધિપત્રનો સાર નીચે લખવામાં આવે છે. આ સંધિપત્ર વાંચવાથી રાવ સુરજનસિંહે પોતાની સ્વાધીનતા અને પોતાના હક્કની કેવી રીતે રક્ષા કરી હતી તે પાઠકો સારી રીતે જાણી શકશે.[1]

### સંધિના નિયમો

(૧) બૂંદીના રાજા કદિપણ દિલ્લીના રાજવંશમાં પોતાની કન્યા આપશે નહિ.

(૨) જજીઆવેરો આપશે નહિ.

(૩) બૂંદીના મહારાજાને પાદશાહ કદિપણ અટકની પેલી તરફ યુદ્ધ કરવાને મોકલી શકશે નહિ.

(૪) નૌરોજના પર્વને દિવસે પાદશાહના મહાલયમાં મીનાબજાર ભરાય છે; તેમાં જે રાજપૂત-રાજાઓ તથા સામંતોની અંતઃપુરવાસિની સ્ત્રીઓને મોકલવાની રીતિ છે, તે રીતિને બૂંદીના મહારાજા તથા તેના તાબાના સામંતો કદિપણ અનુસરશે નહિ.

(૫) બૂંદીના મહારાજા દિવાનેઆમમાં સશસ્ત્ર જઈ શકશે.

(૬) બૂંદીના મહારાજાનાં પવિત્ર દેવસ્થાનોપર કોઇપણ પ્રકારનો વ્યાઘાત કરી શકાશે નહિ.

(૭) બૂંદીના અધીશ્વર અને તેમના તાબાના સામંતો કદિપણ પોતાની સેનાસહિત કોઇ હિંદુ-રાજાની સેવામાં નિયુક્ત થઇ શકશે નહિ.

(૮) સમ્રાટના માંડલિક રાજાઓના અશ્વારોહીદલના અશ્વોપર જે પાદશાહીચિન્હ અંકિત કરવામાં આવે છે તે બૂંદીના તાબાના અશ્વોપર અંકિત કરવામાં આવશે નહિ.

(૯) જ્યારે બૂંદીના મહારાજા દિલ્હીમાં જશે, ત્યારે ત્યાંના રાજમાર્ગથી મહાલયના લાલ દરવાજા-પર્યંત તેમની સાથે નગારૂં વગાડવામાં આવશે અને બૂંદીના મહારાજા જે સમયે પાદશાહની સન્મુખ જશે તે સમયે તેમને ઘુંટણમંડીએ પડીને પાદશાહને નમન કરવાની ફરજ પાડવામાં આવશે નહિ.

(૧૦) દિલ્હી જે પ્રમાણે પાદશાહનું પાટનગર છે,તે પ્રમાણે બૂંદી હાડારાજનું પાટનગર રહેશે. પાટનગરમાં ફેરફાર કરવામાં આવશે નહિ.

ઉપરોક્ત નિયમોથી યુક્ત સંધિપત્ર તૈયાર થયા પછી પાદશાહ અકબરે રાવ સુરજનસિંહને પુરસ્કાર-સ્વરૂપે હિંદુઓના પવિત્ર તીર્થક્ષેત્ર કાશીધામમાં એક મહાલય બંધાવવાની પરવાનગી આપી. રાવ સુરજનસિંહના પૂર્વજો મેવાડના મહારાણાની આધીનતા સ્વીકારતા હતા;પરંતુ રાવ સુરજનસિંહે હવે મેવાડના રાણાની આધીનતારૂપી શૃંખલા તોડી નાખી દિલ્હીશ્વરની આધીનતા સ્વીકારી. વાસ્તવમાં આ સમયે પ્રબલ પ્રતાપશાલી અકબરના ભયંકર શાસનથી પીડિત થઇને મેવાડના મહારાણા પ્રતાપસિંહ રાજ્યરહિત થઇ વનમાં નિવાસ કરતા હતા. વીરશિરોમણિ પ્રતાપસિંહની આવી દુર્દશા જોઇ રાવ સુરજનસિંહે મોગલપાદશાહનો આશ્રય ગ્રહણ કર્યો અને તેની કૃપાથી પોતાનો ભાગ્યોદય કર્યો. બૂંદીના અધીશ્વર અત્યારસુધી કેવલ "રાવ" ની ઉપાધિ ધારણ કરતા આવ્યા હતા; પરંતુ હવે અકબરે સુરજનસિંહને "રાવરાજા" ની ઉપાધિ અર્પણ કરી. આ ઉપાધિ ધારણ કર્યા પછી સુરજનસિંહ રાજકીય કાર્યક્ષેત્રમાં ઉતર્યા.

સમ્રાટ અકબરે સૌથી પહેલાં રાવરાજા સુરજનસિંહને સેનાપતિના પદપર નિયુક્ત કરી એક સેના આપી ગોંડવાના દેશપર અધિકાર સ્થાપિત કરવાને મોકલી આપ્યા.વીરશ્રેષ્ઠ સુરજનસિંહે પોતાની બળવાન સેનાસહિત ગોંડવાનાપર આક્રમણ કરી ગોંડલોકોની રાજધાની વાડીપર અધિકાર સ્થાપિત કર્યો.આ વિજયના સ્મારકચિન્હતરિકે તેમણે ઉક્ત પાટનગરમાં પોતાના નામથી "સુરજનપોલ" નામનો એક મોટો દરવાજો બંધાવ્યો. આ દરવાજો અદ્યાપિ ઉક્ત નામથી ઓળખાય છે. ગોંડવાનાદેશ જીતીને તેમણે ગોંડલોકોના પ્રધાન પ્રધાન નેતાઓને બંદીવાન બનાવ્યા અને તેમને તેઓ સમ્રાટ અકબરની સમીપ લઈ ગયા; પરંતુ તેમણે તે સાથેજ દયાથી તેમને મુક્ત કરી ગોંડવાનાદેશની કેટલીક ભૂમિ આપવા-

૧ આ પછીનો બૂંદીનો સમસ્ત ઇતિહાસ બૂંદીના રાજના લખેલા ઇતિહાસપરથી લેવામાં આવ્યો છે.

ને પાદશાહને ભલામણ કરી.શીઘ્ર તેમની આ પ્રાર્થના પૂર્ણ કરવામાં આવી. રાવ સુરજનસિંહે પ્રથમ યુદ્ધમાંજ વિજય પ્રાપ્ત કર્યો તેથી પાદશાહે તેમનાપર સુપ્રસન્ન થઈ તેમને પવિત્ર તીર્થ વારાણસી (બનારસ કાશી) અને ચુનાર તથા બીજા પાંચ જીલ્લા અર્પણ કર્યા. સંવત ૧૬૩૨ (ઈ૦ સ૦ ૧૫૭૬) માં રાવ સુરજનસિંહને આ પુરસ્કાર મળ્યો હતો. મેવાડના મહારાણા પ્રતાપસિંહે શાહજાદા [1]સલીમની સાથે હલદીઘાટનું સુપ્રસિદ્ધ યુદ્ધ પણ આજ વર્ષમાં કર્યું હતું.

રાવરાજા સુરજનસિંહે વારાણસીમાં નિવાસ કરી અત્યુત્તમ પ્રકારે તેનું શાસન કર્યું હતું. તેમણે ત્યાંની પ્રજાપ્રત્યે અત્યંત દયા, ન્યાય અને ઉદારતાપૂર્વક વર્તી તેનાપર મહાન ઉપકાર કર્યા હતા. ખાસકરીને તેમના અધિકારનીચે હિંદુઓને પરમ શાંતિ પ્રાપ્ત થઈ. હિંદુઓપર થતા સર્વ અત્યાચારનો લોપ થયો અને તેઓ પરમ સુખ ભોગવવા લાગ્યા. એ પ્રદેશમાં પૂર્વે ચોર અને લુંટારાઓનો ભયંકર ઉપદ્રવ હતો; સમસ્તપ્રજાને પોતાના જાનમાલના રક્ષણવિષે આશંકા રહેતી હતી; પરંતુ રાવ સુરજનસિંહના અધિકારથી ચોર અને લૂંટારાઓનો ભય સર્વથા લુપ્ત થઇ ગયો અને સર્વત્ર સ્થાયી શાંત સ્થાપિત થઇ ગઇ. રાવ સુરજનસિંહે વારાણસી નગર અને ખાસ કરીને તે નગરના જે ભાગમાં તેઓ રહેતા હતા તે ભાગની શોભા ઘણી વધારી દીધી. તેમણે ૮૪ પરમ સુંદર ઇમારતો અને ગંગાજીના તટપર ૨૦ ઘાટ બંધાવ્યા. આ કાર્યમાં તેમનું પુષ્કળ દ્રવ્ય ખર્ચાયું. રાવ સુરજનસિંહ પોતાના ઉત્તમ સદ્‌ગુણો અને ઉત્તમ શાસનથી સર્વના પ્રેમપાત્ર બન્યા હતા. તેમનું અવસાન કાશીધામમાંજ થયું હતું.તેમને ત્રણ પુત્રો હતાઃ–(૧) રાવ ભોજસિંહ,(૨) દૂદાજી ( પાદશાહ અકબર એમને લકડખાં કહીને બોલાવતા હતા. ) અને (૩) રાયમલ. રાયમલને પલાયતાનગર અને તેના તાબાનો પ્રદેશ પ્રાપ્ત થયો. પલાયતા હાલમાં કોટાના તાબાનું પ્રગણું છે અને તેમાં રાયમલોતહાડાઓનો નિવાસ છે.

આ સમયથી પાદશાહ અકબરે દિલ્હીમાંથી રાજધાની ઉઠાવી આગ્રામાં સ્થાપિત કરી. અકબરે આગ્રાનગરને વિસ્તૃત અને શોભાયમાન કરી પોતાના નામપરથી તેનું નામ અકબરાબાદ પાડ્યું. પાદશાહે અકબરાબાદમાં ગયાપછી ગુજરાતપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાનો સંકલ્પ કર્યો અને ત્યાં પ્રચંડ સૈન્ય મોકલી આપ્યું. ત્યારપછી તે સ્વયં કેટલાક ઉષ્ટ્રારોહીસૈનિકોની સાથે તે દેશમાં ગયો. મરુભૂમિના રાજપૂતરાજા જે પ્રકારે એક એક ઉંટપર બબ્બે સૈનિકોને બેસાડીને લઇ જાય છે, તે પ્રમાણે પાદશાહે કરી તે પાંચસે સૈનિકોને ગુજરાતમાં પોતાની સાથે લઈ ગયો. આ સેનામાં પ્રધાન ભાગ રાજપૂતોનો હતો.આ સેનાના સેનાપતિસ્વરૂપે રાવ ભોજસિંહ અને તેમના ભ્રાતા દૂદાજી ગયા હતા. પાદશાહની સેનાએ ગુજરાતમાં જઇ પ્રથમ સુરતપર ઘેરો નાખ્યો. પાદશાહ પણ શીઘ્ર પોતાની આગલી સેનાને જઇ મળ્યો. સુરતની સેના સાથે પાદશાહની સેનાને ભયંકર યુદ્ધ થવા લાગ્યું. આ યુદ્ધમાં રાવ ભોજસિંહે અસીમ વીરતા દર્શાવી શત્રુપક્ષના પ્રધાનનેતાઓનો શિરચ્છેદ કર્યો હતો.આ યુદ્ધમાં પાદશાહને શીઘ્ર વિજય મળ્યો. આ સમયે પાદશાહે રાવ ભોજસિંહને પ્રશ્ન કર્યોઃ–"બોલો, આપને શું પુરસ્કાર જોઇએ છે?" રાવ ભોજસિંહે પ્રત્યુત્તર આપ્યોઃ"પ્રતિવર્ષે વર્ષાઋતુમાં હું મારી રાજધાની બુંદીમાં જઇ સમસ્ત વર્ષાકાળ ત્યાં વ્યતીત કરી શકું, એવી આપની આજ્ઞાની અભિલાષા રાખું છું." પાદશાહે તત્કાળ રાવ ભોજસિંહની આ પ્રાર્થના પૂર્ણ કરી.

પાદશાહ અકબરે એક એક કરીને અનેક રાજ્યો જીતી લીધાં. અકબરે જે જે યુદ્ધો કર્યાં તે સર્વમાં રાજપૂતરાજાઓએ તેની સાથે રહીને તેને વિજય પ્રાપ્ત કરાવી આપ્યો હતો અને પોતાનું ગૌરવ પણ વધારી લીધું હતું. અન્યાન્ય રાજપૂતરાજાઓની પેઠે બૂંદીના રાવ ભોજ પણ અનેક યુદ્ધોમાં અતુલનીય પરાક્રમ પ્રદર્શિત કરી અત્યુચ્ચપદ અને સન્માન પ્રાપ્ત કર્યું હતું. અહમદનગરના પ્રસિદ્ધ યુદ્ધમાં ચાંદબેગમે સાતસેં શસ્ત્રધારિણી સ્ત્રીઓની સાથે પાદશાહના અસંખ્ય સૈનિકોની સામે બાથ ભીડી હતી. આ યુદ્ધમાં ચાંદબેગમે પોતાની સાતસેં શસ્ત્રસેવિકાઓની સાથે અદ્દભુત શૌર્ય દર્શાવી પ્રાણવિસર્જન કરી ભારતના ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું છે. આ પ્રસંગે પાદશાહે રાવ ભોજસિંહને મુખ્ય સેનાપતિતરીકે નિયુક્ત કર્યા હતા. વીરશ્રેષ્ઠ ભોજસિંહે અસીમ સાહસપૂર્વક અહમદનગરના કિલ્લાની

[1] શાહજાદો સલીમ આ યુદ્ધમાં નહોતો; એ યુદ્ધ થયું તે સમયે તેની વય કેવળ ૭ વર્ષની હતી.

દિવાલ ઉલ્લંઘી પોતાની સેનાસહિત તે નગરમાં પ્રવેશ કર્યો અને તેને જીતી લીધો. તેમના આ પરાક્રમથી પાદશાહે પરમ સંતુષ્ટ થઇ તેમને સારો પુરસ્કાર આપી તેમનું પદ અને સન્માન વધાર્યું. રાવ ભોજે પ્રથમ અહમદનગરના જે બુરજપર આક્રમણ કરી તેને હસ્તગત કર્યો હતો તેનું નામ અકબરે તેમના સન્માનને અર્થે " ભોજબુરજ " પાડયું. રાવ ભોજે અકબરનાં અનેક કાર્યો સિદ્ધ કરી તેનાપર અસંખ્ય ઉપકારો કર્યાં હતા અને તેજ કારણથી તેઓ તેને અત્યંત પ્રિય થઈ પડયા હતા; તોપણ એક સમયે તેઓ પાદશાહના ભયંકર કોપમાં આવી પડયા. જ્યારે અકબરની રાજપૂતરાણી જોધબાઈ મરણ પામી ત્યારે પાદશાહે સમસ્ત રાજકર્મચારીઓ અને રાજપૂતરાજાઓને તેને માટે શોકચિન્હ ધારણ કરવાની આજ્ઞા ફરમાવી. વળી તેણે માત્ર રાજપૂતોનેજ નહિ; પરંતુ મુસલમાન અમીરો અને રાજકર્મચારીઓને પણ હિંદુવિધિ પ્રમાણે દાઢીમૂછ મુંડાવવાની આજ્ઞા કરી. તે માત્ર આજ્ઞા ફરમાવીનેજ શાંત રહ્યો નહિ; પરંતુ તેણે સમસ્ત રાજદ્વારીપુરુષોની સફાચટ હજામત કરાવવાને માટે એક ખાસ હજામને નિયુક્ત કર્યો ! આ હજામ અન્યાન્ય ઉમરાવોની હજામત કરીને અંતે બૂંદીના રાવ ભોજસિંહના દિલ્લીમાં આવેલા મકાનમાં પાદશાહની આજ્ઞાનું પાલન કરવાને માટે ગયો. બૂંદીના રાવ ભોજસિંહે તેની પ્રાર્થના સ્વીકારી નહિ; પરંતુ પોતાનાં માણસો પાસે તેને માર મરાવીને પોતાના ઘરની બહાર હાંકી કઢાવ્યો.રાવ ભોજસિંહના શત્રુઓએ આ વાત પાદશાહના કર્ણસુધી પહોંચાડી દીધી. તેઓ માત્ર હજામને મારવાની વાત કહીનેજ શાંત રહ્યા નહિ; પરંતુ તેમણે પાદશાહને જણાવ્યું કેઃ-"બૂંદીના રાવ ભોજસિંહે સ્વર્ગસ્થ મહારાણીના સંબંધમાં પણ અનેક કટુવચનો વાપર્યાં છે." શોકાતુર થયેલા અકબરે આ વર્તમાન સાંભળી ક્રોધોન્મત્ત થયેલા સિંહના જેવું સ્વરૂપ ધારણ કરી રાવ ભોજસિંહના સર્વ સદ્ગુણો ભૂલી જઇ શીઘ્ર આજ્ઞા આપી કેઃ-"રાવ ભોજસિંહને મુસ્કેટાટ બાંધીને બલપૂર્વક તેની દાઢી મૂછ મુંડાવી નાખો." પાદશાહની આ આજ્ઞાના વર્તમાન સાંભળતાંજ રાવ ભોજસિંહ અને તેમના સૈનિકો ક્રોધિત થયેલા સિંહની પેઠે ઉન્મત્ત બની પોતાની સમશેર કાઢી ભયંકર કતલ કરવાને તૈયાર થઇ ગયા. ઉપરોક્ત આજ્ઞા અપાઇ તો ગઇ; પરંતુ અલ્પ સમયમાં અકબરને શુદ્ધિ આવી અને તરતજ તે હાથીપર આરૂઢ થઇ રાવ ભોજસિંહને ત્યાં ગયો.જો પાદશાહ ત્યાં શીઘ્ર જઇ ન પહોંચ્યો હોત તો હાડારાજ ભોજ દિલ્હીમાં રુધિરની નદી વહેવરાવત એમાં કિંચિત્ પણ શક નથી.પાદશાહ અકબર હાથીપરથી નીચે ઉતરી રાવ ભોજસિંહની પ્રશંસા કરી તેમને આશ્વાસન આપવા લાગ્યો. પછી સ્વયં ભોજસિંહ પાદશાહની સમીપ આવી નમ્રતાપૂર્વક બોલ્યાઃ-"મારા સ્વર્ગસ્થ પિતાના નામથી હું આપની ક્ષમા યાચું છું. હું અત્યંત અજ્ઞાન છું અને મૃતમહારાણીના સન્માનાર્થે ક્ષૌરકર્મ કરાવવાને પણ યોગ્ય નથી." પાદશાહ અકબર આ વચનો સાંભળી અત્યંત પ્રસન્ન થયો અને રાવ ભોજસિંહને પોતાની સાથે લઇને દરબારમાં ચાલ્યો ગયો.પાદશાહ અકબરનું મૃત્યુ થયા પછી રાવ ભોજસિંહ પોતાની રાજધાની બૂંદીમાં આવ્યા અને ત્યાં થોડા સમયસુધી રહ્યા પછી તેઓ મૃત્યુ પામ્યા.રાવ ભોજસિંહને ત્રણ પુત્રો હતાઃ-(૧)રાવ રતનસિંહ(૨)હિરદેવનારાયણ[૧] અને (૩) કેશવદાસ.[૨]

અકબરનું મૃત્યુ થયા પછી જહાંગીર ભારતનો પાદશાહ થયો. તે પોતાના પુત્ર પર્વેઝને દક્ષિણના સુબાતરિકે નિયુક્ત કરી તેને બુરાનપુરમાં સનંદ આપી પોતે ઉત્તરમાં ચાલ્યો આવ્યો;પરંતુ જહાંગીરના પુત્ર ખુર્રમે પોતાના ભ્રાતાને મળેલી ઉચ્ચ પદવીથી દ્વેષને વશ થઈ તેનો સંહાર કરવાને માટે પ્રપંચજાળ રચવા માંડી. ખુર્રમે માત્ર પોતાના ભ્રાતાનું ખૂન કરવાનોજ વિચાર રાખ્યો નહોતો; પરંતુ તેણે પોતાના જન્મદાતા જહાંગીરને પદભ્રષ્ટ કરવાની પણ અભિલાષા ધારણ કરી હતી. કુમાર ખુર્રમ રાજપૂત રાજનંદિનીના ગર્ભથી ઉત્પન્ન થયો હતો, તેથી તે પિતૃદ્રોહીના પક્ષમાં બાવીસ રાજપૂતરાજાઓ ભળી ગયા અને તેઓ સર્વ એકત્રિત થઇને જહાંગીરને પદભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ માત્ર બૂંદીના રાવ રતનસિંહે પાદશાહ જહાંગીરને આ મહાવિપત્તિકાળમાં સહાય કરી હતી.આ સંબંધે હાડાકવિ લખે છે કેઃ—

૧ હિરદેવનારાયણને કોટારાજ્યના શાસનની સનંદ મળી હતી તેમણે પંદર વર્ષપર્યંત શાસન ચલાવ્યું હતું.
૨ એમને ચંબલના તટપરનું દીપરી નગર અને તેના તાબાનાં ૨૭ ગામો પ્રાપ્ત થયાં હતાં.

" સરવર ફૂટા જલ બહા, અબ કયા કરો યતન્ન;
જાતા ધર જહાંગીરકા, રાખા રાવ રતન્ન. "

અર્થાત્ સરોવર ફૂટી ગયું છે અને જળ વહી ચાલ્યું છે, હવે યત્ન કરવામાં શો ફાયદો છે ? જહાંગીરનું શાસન તો લુપ્ત થઇ ગયું હતું; પરંતુ રાવ રતનસિંહે તેની રક્ષા કરી છે.

બૂંદીરાજ રતનસિંહે પોતાના માધવસિંહ અને હરિસિંહ નામના બે પુત્રોની સાથે સેના લઇને બુરાનપુરમાં જઇ પિતૃદ્રોહી ખુર્રમ અને તેના રાજપૂત સહાયકોની સાથે ભયંકર સંગ્રામ કરી તેમનો સંપૂર્ણ પરાભવ કર્યો. આ સંગ્રામ[1] સંવત ૧૬૩૫ ( ઇ૦ સ૦ ૧૫૭૯ ) ના કાર્તિકમાસના શુકલ પક્ષની પૂર્ણિમા ને મંગલવારને દિવસે થયો હતો. આ યુદ્ધમાં રાવ રતનસિંહના ઉકત ઉભય પુત્રો ભયંકર રીતે ઘાયલ થયા હતા. આ યુદ્ધમાં રાવ રતનસિહ તથા તેમના ઉકત ઉભય પુત્રોએ મહાન વીરતા પ્રદર્શિત કરી હતી. આ પ્રસંગે તેમને વિજય મળવાથી પાદશાહ જહાંગીરે તેમનાપર પરમ પ્રસન્ન થઇ પુરસ્કારસ્વરૂપે તેમને બુરાનપુરના સુબાતરિકે નિયુકત કર્યા; અને તેમના દ્વિતીયપુત્ર માધવસિંહને પાદશાહે કોટાનગર તથા તેના તાબાનો સમસ્ત પ્રદેશ વંશપરંપરાને માટે અર્પણ કરી દીધો. આ સમયે હાડોતીદેશ બે ભાગોમાં વિભકત થઇ ગયો. રાવ રતનસિંહે પાદશાહપર અનેક ઉપકારો કર્યા હતા અને તેથી તેમને પાદશાહ તરફથી પુષ્કળ પુરસ્કાર મળ્યો હતો.

પરંતુ જહાંગીરે એક ગુપ્ત રાજકીય ઉદ્દેશ સિદ્ધ કરવાને માટેજ રાવ રતસિંહને તથા તેમના પુત્રને ભિન્નભિન્ન દેશ અર્પણ કર્યા હતા. રાવ રતનસિંહ તથા તેમના પુત્ર મહાબળવાન યોદ્ધા હોવાથી પાદશાહને સંદેહ ઉત્પન્ન થયો કેઃ-" આ મહાબળવાન યોદ્ધાઓ જો અસીમ સાહસિક સૈનિકોને હાથમાં લઇ સંપ કરીને રાજ્યની વિરુદ્ધ ખટપટ કરશે તો અવસ્ય તેઓ સરલતાથી મહા અનિષ્ટ કરી શકશે; માટે એ પિતાપુત્રમાં ભેદભાવ ઉત્પન્ન કરવાની આવસ્યકતા છે. " આવો વિચાર કરી પાદશાહે રાવ રતનસિંહને બુરાનપુરનો શાસનભાર અર્પણ કર્યો અને તેમના પુત્ર માધવસિંહને કોટાનું રાજ્ય સમર્પણ કર્યું. પાદશાહે માધવસિંહને કોટાનું રાજ્ય અર્પણ કરતી વખતે તેમને જે સનંદ આપી હતી, તેનું વર્ણન કોટાના ઇતિહાસમાં કરવામાં આવશે.

રાવ રતનસિંહ જે સમયે બુરાનપુરમાં શાસન ચલાવતા હતા, તે સમયે તેમણે ત્યાં એક નગર સ્થાપન કરી પોતાના નામપરથી તેનું નામ " રતનપુર " પાડ્યું હતું. ત્યારપછી તેમણે એક એવું કૃત્ય કર્યું કે જેથી દિલ્હીનો પાદશાહ પણ પ્રસન્ન થયો અને મેવાડના મહારાણા પણ સંતુષ્ટ થયા.

દરિયાખાં નામના એક મુસલમાનસરદારે પાદશાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરી મેવાડમાં જઈ ત્યાંની પ્રજાપર અત્યાચાર કરવા માંડયા. આથી રાવ રતનસિંહે પોતાની સેનાસહિત તેનાપર આક્રમણ કર્યું અને તેને બંદીવાન કરીને પાદશાહની સન્મુખ ખડો કર્યો. દરિયાખાં મહાબળવાન યોદ્ધાતરિકે સુપ્રસિદ્ધ હતો, તેથી તેને પકડવાથી રાવ રતનસિંહના પરાક્રમની પરમ પ્રશંસા થવા લાગી. પાદશાહે તેમની વીરતાથી પરમ સંતુષ્ટ થઈ તેમના સન્માનાર્થે તેમને નોબતો અર્પણ કરી અને તેમની છાવણીને માટે લાલ પતાકા તથા શહેનશાહી મહોત્સવો થાય તે પ્રસંગે પીતપતાકા ફરકાવવાની પરવાનગી આપી. રાવ રતનસિંહના ઉત્તરાધિકારીઓ અદ્યાપિપર્યંત આ સન્માનસૂચક પતાકાઓનો ઉપયોગ કરે છે. રાવ રતનસિંહને માત્ર મુસલમાનસમ્રાટ તરફથીજ સન્માન મળતું નહોતું; પરંતુ સમસ્ત હિંદુજાતિ તેમને પોતાના રક્ષકસ્વરૂપે સન્માન આપતી હતી. પાદશાહના તરફથી તેમને જે સત્તા મળી હતી, તેની સહાયથી તેઓ મુસલમાનોના અત્યાચારથી હિંદુઓનું રક્ષણ ઉત્તમ પ્રકારે કરી શકતા હતા. તેઓ જે સ્થાનપર મુકામ કરતા તે સ્થાનમાં મુસલમાનો ગૌહત્યા કરવાનું સાહસ કોઈ પણ પ્રકારે કરી શકતા નહોતા. તેમણે અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કરી મહાન કીર્તિ સંપાદન કરી હતી અને તેમણે માત્ર હાડાજાતિમાંજ નહિ; પરંતુ સમસ્ત હિંદુજાતિમાં ઉચ્ચ ગૌરવ પ્રાપ્ત કર્યું હતું. તેઓ બુરાનપુરમાં થયેલા એક ભયંકર યુદ્ધમાં મૃત્યુ પામ્યા હતા.

રાવ રતનસિંહને ચાર પુત્રો હતાઃ-(૧) ગોપીનાથ (૨) માધવસિંહ (૩) હરિસિંહ અને (૪) જગ-

૧ ઉર્દૂ તવારીખમાં સંવત ૧૬૮૧ (ઈ૦ સ૦ ૧૬૨૫) લખ્યું છે અને તેજ સત્ય છે;કારણ કે સંવત ૧૬૩૫માં દિલ્હીમાં અકબરપાદશાહ રાજ્ય કરતો હતો.

ન્નાથ. અમે અગાઉ જણાવી ચૂક્યા છીએ કે માધવસિંહ કોટારાજ્યને સ્વતંત્રતાપૂર્વક ભોગવતા હતા. રાવ રતનસિંહના તૃતીય પુત્ર હરિસિંહને ગુંગેર નામનો દેશ પ્રાપ્ત થયો હતો. કર્નલ ટૉડના સમયમાં હરિસિંહના વંશનાં પ્રાયઃ પચાસ કુટુંબો નિમોદા નામના સ્થાનમાં નિવાસ કરતાં હતાં. રાવ રતનસિંહના ચતુર્થ પુત્ર જગન્નાથ પુત્રહીન અવસ્થામાં મરણ પામ્યા. યુવરાજ ગોપીનાથનું જે પ્રકારે મરણ થયું તેથી રાજપૂતચારિત્ર્યના એક અંશનું વિચિત્ર નિદર્શન થઇ શકે છે.

યુવરાજ ગોપીનાથ બલ્દિયાજાતિના એક બ્રાહ્મણની પરમસુંદર સ્ત્રીના પ્રેમમાં મોહિત થઇને અત્યંત ગુપ્તરીતે પોતાની પ્રેમપિપાસા શાંત કરતો હતો. તે પ્રતિદિન રાત્રિના સમયે તે બ્રાહ્મણના ઘરની દિવાલ ઉલ્લંઘીને તેમાં પ્રવેશ કરતો હતો અને ગુપ્તરીતે પોતાનું દુષ્કૃત્ય સિદ્ધ કરી આવતો હતો. આ પ્રકારે કેટલાક દિવસ વ્યતીત થયા; પરંતુ એક દિવસ તે બ્રાહ્મણના પંજામાં ફસાઇ પડ્યો. તે બ્રાહ્મણે અત્યંત ક્રોધિત થઇ તેના હાથપગ બાંધી લીધા અને તેને પોતાના ઘરમાં બંદીવાન બનાવી મૂક્યો. પછી તેણે રાજમહાલયમાં જઇ રાવ રતનસિંહને નિવેદન કર્યું કેઃ–"રાત્રિના સમયે એક ચોરે મારા ઘરમાં પ્રવેશ કરી મારી સ્ત્રીનું સતીત્વ નષ્ટ કરવાની ચેષ્ટા કરી હતી. મેં તેને પકડી લીધો છે. હવે તેને શું શિક્ષા કરવી ઉચિત છે તે આપ ફરમાવો." બૂંદીના રાવ રતનસિંહે પ્રત્યુત્તર આપ્યોઃ—"તેને જાનથ મારી નાખવો એજ ઉચિત દંડ છે." બ્રાહ્મણે શીઘ્ર પોતાને ઘેર આવી એક ખડ્ગ લઇ ગોપીનાથનું મસ્તક ઉડાવી દીધું. ગોપીનાથના પ્રાણ નીકળી ગયા અને ઉક્ત બ્રાહ્મણે તેનું શબ રાજમાર્ગમાં ફેંકી દીધું. રાવ રતનસિંહની પાસે શીઘ્ર એવા વર્તમાન પહોંચ્યા કે યુવરાજ ગોપીનાથ માર્યા ગયા છે. પ્રથમ તો તેમણે યુવરાજના વધ કરનારને પકડીને તેને ઉચિત દંડ આપવાની આજ્ઞા કરી; પરંતુ જ્યારે તેમના જાણવામાં આવ્યું કે તેમની પોતાની આજ્ઞાથીજ બ્રાહ્મણે યુવરાજનો વધ કર્યો છે ત્યારે તેમણે તેને કાંઇપણ દંડ કર્યો નહિ અને મૌનપૂર્વક પુત્રશોક સહન કર્યો.

યુવરાજ ગોપીનાથને બાર પુત્રો હતા. રાવ રતનસિંહે યુવરાજના જ્યેષ્ઠકુમાર સિવાયના સર્વને એક એક પ્રદેશ આપ્યો. આ માણસો રાજ્યના પ્રધાન સામંતો ગણાયા. ગોપીનાથના જ્યેષ્ઠપુત્ર છત્રસાલને બૂંદીનું સિંહાસન પ્રાપ્ત થયું. તેમના ઇતર ચાર પુત્રોને નિમ્નલિખિત પ્રદેશો પ્રાપ્ત થયાઃ–

(૧) ઇંદ્રસિંહ– એમણે ઇંદ્રગઢની સ્થાપના કરી.
(૨) વૈરીસાલ– એમણે બલવન અને ફિલોદી નામનાં બે નગરોની સ્થાપના કરી અને એમને કરવર અને પિપલોદા નામના પ્રદેશો પ્રાપ્ત થયા હતા.
(૩) મોકમસિંહ– એમને આંતરદા નામનો પ્રદેશ પ્રાપ્ત થયો હતો.[૧]
(૪) મહાસિંહ– એમને થાના[૨] પ્રદેશ પ્રાપ્ત થયો હતો.

ગોપીનાથના અન્ય પુત્રોના વંશો લુપ્ત થયા છે, માટે અત્રે તેમનાં નામોનો ઉલ્લેખ કરવો નિષ્પ્રયોજન છે.

રાવ રતનસિંહના સ્વર્ગવાસ થયા પછી ગોપીનાથના જ્યેષ્ઠ પુત્ર શત્રુસાલ (છત્રસાલ) બૂંદીના સિંહાસનપર વિરાજમાન થયા. પાદશાહ શાહજહાને સ્વયં બૂંદીમાં જઇ છત્રસાલનો રાજ્યાભિષેક કર્યો હતો. વળી તેણે તેમનું સન્માન વધારી તેમને પોતાના પાટનગરના સુબાતરિકે નિયુક્ત કર્યા હતા. શાહજહાને જ્યાંસુધી રાજ્ય કર્યું ત્યાંસુધી તેઓ આ પદપર રહ્યા હતા. પાદશાહ શાહજહાને જ્યારે પોતાના ચાર પુત્રોને પોતાના સામ્રાજ્યના ચાર ઇલાકામાં મોકલી આપ્યા ત્યારે છત્રસાલ ઔરંગઝેબ-

૧ ઇંદ્રગઢ, બલવાન અને આંતરદા આ ત્રણ મુખ્ય પ્રદેશો કોટાના જાલિમસિંહે પ્રપંચ કરીને બૂંદીરાજની પાસેથી છીનવી લીધા હતા.

૨ ઉર્દૂ તર્જુમામાં આ પ્રદેશનું નામ 'થાનવા' લખ્યું છે.મહાશય ટાડલખે છે કેઃ–વળી પૂર્વે એ પ્રદેશ યુનવર નામથી વિદિત હતો. ગોપીનાથના બાર પુત્રોમાંથી એક કેવલ થાનાના અધીશ્વરજ આજપર્યંત બૂંદીને આધીન રહ્યા છે.મહાસિંહના વંશજ મહારાજ વિક્રમસિંહ થાનાના આધુનિક અધીશ્વર હતા. તેમના જેવા સન્માનનીય, સાહસિક અને સરલ હૃદયના રાજપૂત આ જગતમાં અન્ય કોઇ ભાગ્યેજ હશે. તેઓ બૂંદીના મહારાજના પરમ પ્રેમપાત્ર અને ખાસ સાચા મિત્ર હતા.

ની સેનાના સેનાપતિતરિકે દક્ષિણમાં ગયા હતા. ઔરંગઝેબે દક્ષિણમાં ભયંકર સમરાગ્નિ પ્રદીપ્ત કરી અનેક કિલ્લાપર પોતાનો અધિકાર સ્થાપન કરી દીધો. ખાસ કરીને દોલતાબાદ અને બેદરના કિલ્લા હસ્તગત કરતી વખતે હાડારાજ છત્રસાલે વિશેષ પરાક્રમ દર્શાવ્યું હતું. સંવત ૧૭૦૯ (ઇ૦ સ૦ ૧૬૫૩)માં પ્રબલ યુદ્ધ થયા પછી કલવર્ગાનો કિલ્લો ઔરંગઝેબના હાથમાં આવ્યો. આ સમયે છત્રસાલે અસીમ સાહસિકતાપૂર્વક કિલ્લાની દિવાલ ઉલ્લંઘી તેને હસ્તગત કર્યો હતો. ઔરંગઝેબે ધામૂની નામનો કિલ્લો હસ્તગત કર્યા પછી દક્ષિણમાં સંપૂર્ણ શાંતિ સ્થાપિત થઇ હતી.

બૂંદીના રાજમહાલયમાં જે ઐતિહાસિક ગ્રંથ છે, તે વાંચવાથી પ્રતીત થાય છે કે જ્યારે દક્ષિણમાં ઉપરોક્ત ઘટના બની રહી હતી, તે સમયે એવી અફવા ફેલાઇ કે સમ્રાટશાહજહાનનું અવસાન થયું છે. લાગલાગટ વીસ દિવસપર્યંત પાદશાહ રાજસભામાં વિરાજમાન થઇ શકયો નહોતો, તેથી આ અફવાને વજન મળ્યું હતું. પાદશાહના પુત્રોમાંથી માત્ર દારાશિકોહ આ સમયે તેની પાસે હતો. તેના ઇતર ભ્રાતાઓએ જ્યારે આ વર્તમાન સાંભળ્યા, ત્યારે તેઓ સિંહાસન પ્રાપ્ત કરવાને માટે શીઘ્ર રાજધાની તરફ કૂચ કરવા લાગ્યા. શુજાએ બંગદેશમાંથી પાટનગર તરફ પર્યટન કરવા માંડ્યું અને ઔરંગઝેબે દક્ષિણમાંથી ચાલવા માંડયું. ઔરંગઝેબે મુરાદને પોતાની સાથે મળી જવાને આગ્રહ કર્યો. ઔરંગઝેબે મુરાદને કહેવરાવી મોકલ્યું કે:—" હું એક ઉદાસીન ત્યાગી માણસ છું. સિંહાસન વા સંસારનાં કોઇપણ સુખની મને લાલસા નથી. માત્ર એકાંતમાં રહી મહમદની આજ્ઞાનુસાર ધર્મકાર્ય કરવું એજ મારા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે. દારા નાસ્તિક છે અને હું ઉદાસીન છું; માટે પાદશાહે શાહજહાનના સર્વ પુત્રોમાંથી એક આપજ સર્વ પ્રકારે સિંહાસનપર અભિષિક્ત થવાને યોગ્ય છો અને આપને સિંહાસનપર વિરાજમાન કરવાને માટેજ હું તૈયાર થયો છું."[1]

પાદશાહ શાહજહાને જ્યારે ઔરંગઝેબની પાપી કામના જાણી, ત્યારે તેણે ગુપ્તરીતે હાડારાજ છત્રસાલને સેનાસહિત રાજધાનીમાં આવવાને આમંત્રણ કર્યું. જ્યારે છત્રસાલને પાદશાહની આ આજ્ઞા પ્રાપ્ત થઈ ત્યારે તેમણે વિચાર કર્યો કે:—" હું પાદશાહને આધીન છું, માટે તેની આજ્ઞાનું પાલન કરવું એજ મારૂં મુખ્ય કર્તવ્ય છે." આવો વિચાર કરી તેઓ શીઘ્ર દક્ષિણની છાવણી છોડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. છત્રસાલ આપણી છાવણી છોડવાનો ઉદ્યોગ કરે છે, એવા વર્તમાન ઔરંગઝેબના કર્ણપટપર અથડાતાંજ તેણે તેમને પ્રશ્ન કર્યો કે:—"આટલી બધી શીઘ્રતાથી છાવણીનો ત્યાગ કરવાનું શું પ્રયોજન છે ? હજી થોડા દિવસ અત્રેજ વિશ્રામ કરો. આપણે સર્વ સાથેજ પાટનગરમાં જઇશું." બૂંદીના અધીશ્વર છત્રસાલે પ્રત્યુત્તર આપ્યો:—" સિંહાસનપર બેઠેલા પાદશાહની આજ્ઞાનું પાલન કરવું એ મારૂં પ્રથમ કર્તવ્ય છે." આમ કહીને તેમણે તત્કાળ શાહજહાનનો આજ્ઞાપત્ર ઔરંગઝેબના હસ્તમાં મૂકી દીધો. દુષ્ટ ઔરંગઝેબે આ પત્ર વાંચીને આજ્ઞા કરી કે:—" તમે આ છાવણી છોડશો નહિ." પછી તેણે પોતાના સેવકોને આજ્ઞા કરી કે:—"છત્રસાલના શિબિરો કોઇને ઉખેડવા દેશો નહિ."

પરંતુ છત્રસાલે ઔરંગઝેબના આવા વર્તનની આશંકા કરીને પ્રથમથીજ પોતાનો સર્વ સામાન તથા પોતાના કેટલાક સૈનિકો પાટનગર તરફ રવાના કર્યા હતા અને હવે તેઓ ઔરંગઝેબની આજ્ઞાનું ઉલ્લંઘન કરી પોતાની શેષ સેના તથા પાદશાહના પક્ષાવલંબીઓને પોતાની સાથે લઇને પરમ સાહસિકતાપૂર્વક ઔરંગઝેબની છાવણી છોડી નર્મદા તરફ ચાલવા લાગ્યા. જો કે ઔરંગઝેબની સેનાએ તેમની પૂંઠ પકડી; પરંતુ તે અસીમ સાહસિક અને મહાબળવાન રાજપૂતસૈનિકોપર આક્રમણ કરી શકી નહિ. આ સમયે પુષ્કળ વરસાદ પડવાથી નર્મદાનદીએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું. રાવ છત્રસાલ નર્મદાનદીના તટપર વસતા કેટલાક સોલંકીસરદારોની સહાયથી તે નદી ઉતરી ગયા. હજી પણ ઔરંગઝેબે તેમની પૂંઠ પકડવી જારીજ રાખી હતી; તે છતાં પણ તે રાવ છત્રસાલને અટકાવી શકયો નહિ. તેઓ નિર્વિઘ્નતાથી પોતાની રાજધાની બૂંદીમાં ચાલ્યા આવ્યા. તેમણે કેટલાક દિવસ સુધી પાટનગરમાં રહી આવશ્યક સુવ્યવસ્થા કરી શાહજહાનની રાજધાની તરફ પ્રયાણ કર્યું. વૃદ્ધપાદશાહ શાહજહાનના દુઃખનો પાર નહોતો. તેની જીવંત દશામાંજ તેના

1 રાજપૂતાનાના ઇતિહાસલેખકે ઔરંગઝેબના ચારિત્ર્યનો સારો અભ્યાસ કરેલો જણાય છે.અન્ય ઇતિહાસકારોએ પણ એજ પ્રકારનો મત પ્રદર્શિત કર્યો છે.

કુલાંગાર પુત્રો તેના હાથમાંથી રાજદંડ છીનવી લેવાનો પ્રયત્ન કરતા હતા; તેના આવા મહાવિપત્તિ-કાળમાં છત્રસાલે તેને સહાય કરવાને માટે પ્રબળ વેગથી તેના પાટનગર તરફ કૂચ કરી.

પિતૃદ્રોહી નરપિશાચ ઔરંગઝેબ છલકપટ અને પ્રપંચજાળનો વિસ્તાર કરી ફતેહાબાદમાં જઇ પહોંચ્યો. મારવાડના મહારાજા જસવંતસિંહ બહાદૂરે ફતેહાબાદમાં ભયંકર સમરાગ્નિ પ્રજ્વલિત કરી દીધો; પરંતુ કૂટનીતિ ધારણ કરી ઔરંગઝેબ આ યુદ્ધમાં સરલતાથી વિજયલક્ષ્મી પ્રાપ્ત કરી શકયો. આ યુદ્ધમાં ઔરંગઝેબને વિજય પ્રાપ્ત થવાથી તેનો સિંહાસનપ્રાપ્તિનો માર્ગ સ્વચ્છ થઈ ગયો. આ યુદ્ધમાં રાવ છત્રસાલ પાદશાહની તરફથી ગયેલા જણાતા નથી. અકબરની સાથે રાવ સુરજનસિંહને જે સંધિ થઇ હતી, તેમાં એક એવી શરત હતી કે સુરજનસિંહ વા તેમના કોઇપણ ઉત્તરાધિકારી કોઇ હિંદુરાજાને આધીન થઈ રણભૂમિમાં જશે નહિ. કદાચ આજ કારણથી રાવ છત્રસાલ મારવાડના રાજાને આધીન થઇ ફતેહાબાદના યુદ્ધમાં ગયા નહિ હોય; પરંતુ બૂંદીના રાજવંશમાં ઉત્પન્ન થયેલા કોટાના અધીશ્વર પોતાના ત્રણ ભ્રાતાઓ તથા પોતાના અગણિત સૈનિકોની સાથે આ યુદ્ધમાં પાદશાહની તરફથી ગયા હતા. તેમણે આ યુદ્ધમાં પરમ પરાક્રમથી લડી રણભૂમિમાં પોતાના પ્રાણ વિસર્જન કરી રાજભકિતની પરાકાષ્ઠા બતાવી હતી.

દુરાચારી ઔરંગઝેબે પોતાના પિતાના સિંહાસનપર અધિકાર કર્યાં પૂર્વે પોતાના જ્યેષ્ઠભ્રાતા દારાની સામે પુનઃ ધોલપુરમાં યુદ્ધ કર્યું. આ યુદ્ધમાં બૂંદીના અધીશ્વર છત્રસાલ વિવાહોચિત પોશાક પરિધાન કરીને ગયા હતા.[1] તેમણે આ પ્રસંગે "દેહં પાતયામિ વા કાર્યં સાધયામિ" એવો દૃઢ સંકલ્પ કર્યો હતો. ભારતવર્ષની યુદ્ધનીતિ એવી છે કે ઉભયપક્ષના રાજાઓ વા પ્રધાન સેનાપતિઓ હાથી વા રથપર આરૂઢ થઈને રણભૂમિમાં જાય છે અને જ્યાંસુધી તેઓ સમરભૂમિનો ત્યાગ કરતા નથી. ત્યાંસુધી સૈનિકો જીવસટ્ટે યુદ્ધ કરે છે. આ પ્રણાલીઅનુસાર આ સમયે દારા હાથીપર આરૂઢ થઇને રણભૂમિમાં ગયો હતો. જો તે થોડો વધુ વખત રણભૂમિમાં, થોભ્યો હોત તો વૃદ્ધપાદશાહ શાહજહાનને ઔરંગઝેબદ્વારા પદચ્યુત થઈ બંદીવાન થવું પડત નહિ; પરંતુ તે એકાએક રણભૂમિમાંથી નાસી ગયો અને તેની સેના પણ તેને નાસતો જોઇને છિન્નભિન્ન થઈ જ્યાં ફાવે ત્યાં પલાયન કરી ગઇ. તેજસ્વી વીર છત્રસાલે ભીરુ અને કાપુરુષ દારાને રણભૂમિમાંથી પલાયન થતો જોઇ અત્યંત દુઃખિત થઇ ગર્વસહિત પોતાના સામંતો અને સૈનિકોને કહ્યું:-" જે કોઇ રણભૂમિમાંથી નાસી જશે તે નરકનો અધિકારી થશે. હું પાદશાહનો તાબેદાર છું. મેં તેમની આજ્ઞાથી રણભૂમિમાં ચરણ મૂકયો છે. મારો ચરણ અટલ છે, માટે કાં તો આ સમયે વિજય મળશે કે કાં તો હું રણક્ષેત્રમાં પ્રાણ વિસર્જન કરીશ." આ તેજસ્વિતાપૂર્ણ વચનો સાંભળી રાજપૂતસામંતો અને સૈનિકો પરમ ઉત્સાહિત થયા. છત્રસાલ હાથીપર આરૂઢ થઇ પોતાના સૈનિકોને શત્રુઓપર આક્રમણ કરવાને માટે વેગપૂર્વક લઇ જતા હતા. એવામાં શત્રુઓના તરફથી એક પ્રજ્વલિત ગોળો આવીને તેમના હાથી પર પડયો. હાથી ઘાયલ થવાથી ઉન્મત્ત થઈ રણભૂમિ છોડીને નાસવા લાગ્યો; પરંતુ મહાવીર છત્રસાલ તે નાસતા હાથીની પીઠપરથી છલાંગ મારીને નીચે કૂદી પડયા. પછી તેમણે અશ્વપર આરૂઢ થઈ પોતાની સમસ્ત સેનાને ગોળાકારમાં એકત્રિત કરી અને જયઘોષથી રણક્ષેત્ર કંપાયમાન કરી ઔરંગઝેબ તરફ વેગપૂર્વક જવા માંડયું. મુરાદ તેમની દૃષ્ટિએ પડતાં તેમણે તેનાપર ભાલાનો પ્રહાર કર્યો; પરંતુ તે પ્રહાર પોતાનું કાર્ય સિદ્ધ કરે તે પૂર્વે શત્રુપક્ષ તરફથી એક ગોળી આવી રાવ છત્રસાલના મસ્તકમાં વાગી. આ ગોળીના આઘાતથી રાવ છત્રસાલની જીવનલીલા સમાપ્ત થઇ ગઇ. તેમના કનિષ્ઠ પુત્ર ભારતસિંહ પણ આ યુદ્ધભૂમિમાં વિદ્યમાન હતા. પિતાનું મૃત્યુ થવાથી તેમના શોકનો પાર રહ્યો નહિ અને તેઓ ક્રોધોન્મત્ત બની મુરાદની સામે યુદ્ધ કરવા લાગ્યા. તેમની સાથે તેમના કાકા મોકમસિંહ અને તેમના બે પુત્રો તથા તેમના ભ્રાતા ઉદયસિંહ પણ હતા. આ સર્વ મહાવીરોએ સંહારકમૂર્તિ ધારણ કરી યુદ્ધ કરવા માંડયું. ભયંકર રીતે યુદ્ધ કર્યાં પછી આ સર્વ વીરોએ રણક્ષેત્રમાં

---

[1] રાજપૂતવીરો એવી પ્રતિજ્ઞા કરીને યુદ્ધભૂમિમાં જાય છે કે કાં તો સંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવો કિંવા શત્રુઓના હાથથી કપાઈ મરવું. તેઓ આ સમયે વરરાજાનો વેષ ધારણ કરીને જાય છે.તેઓ વિશ્વાસપૂર્વક માને છે કે યુદ્ધભૂમિમાં મરવાથી આપણને સ્વર્ગમાં અપ્સરાઓની પ્રાપ્તિ થશે.

આત્મોત્સર્ગ કર્યો. ઉજ્જયિંની અને ધોલપુરના સંગ્રામમાં બૂંદીના બાર રાજકુમારો અને હાડાકુલ-ની પ્રત્યેક શાખાના નેતાઓએ પોતાનાં જીવનનું બલિદાન આપી રાજભક્તિની પરાકાષ્ઠા બતાવી હતી. આવું દૃષ્ટાંત અન્યત્ર કયાંય પણ અમે જોયું નથી.

રાવ છત્રસાલે એકંદર બાવન યુદ્ધોમાં ભાગ લીધો હતો. તેઓ અસીમ સાહસ અને શુદ્ધ રાજ-ભક્તિનું જ્વલંત ઉદાહરણ મૂકી ગયા છે. તેમણે બૂંદીના રાજમહાલયમાં "છત્રમહલ"નામના ભાગ-નો વધારો કર્યો હતો. તેમણે પોતાના ખર્ચે પાટણ નામના નગરમાં "કેશવરાય ભગવાન"નું એક રમણીય મંદિર બંધાવ્યું હતું. સંવત ૧૭૧૫માં રાવ છત્રસાલનું મૃત્યુ થયું. તેમને ચાર પુત્રો હતાઃ-(૧) ભાવસિંહ (૨) ભીમસિંહ (૩) ભગવંતસિંહ અને (૪) ભારતસિંહ. ભીમસિંહને ગુગોર પ્રદેશનો અધિ-કાર આપવામાં આવ્યો, ભગવંતસિંહ મઉના અધિપતિ થયા અને ઉપર જણાવ્યા પ્રમાણે ભારત-સિંહ તો યુદ્ધમાં માર્યા ગયા હતા. જ્યેષ્ઠકુમાર ભાવસિંહને બૂંદીનો રાજમુકુટ પ્રાપ્ત થયો.

હિંદુઓના પરમ શત્રુ ઔરંગઝેબે મોગલસિંહાસનપર અભિષિક્ત થઇ બૂંદીશ્વર રાવ છત્રસાલ-પ્રત્યે તેને જે ક્રોધ અને શત્રુતા હતાં તે તેમના પુત્ર ભાવસિંહપ્રત્યે દર્શાવવા માંડયાં. શિવપુરપ્રદેશ-ના રાજા આત્મારામને ઔરંગઝેબે બોલાવી તેને આજ્ઞા કરી કેઃ-"ઉદ્ધતસ્વભાવના અને રાજદ્રોહી હાડાઓને સંપૂર્ણ પ્રકારે દંડ આપી બૂંદીરાજ્યને રણથંભોરની સાથે સંયોજી દો. મને આશા છે કે જ્યારે હું દક્ષિણમાં જાઉં ત્યારે બૂંદીરાજ્યમાં પ્રવેશ કરીને તમને વિજયને માટે અભિનંદન આપું." રાજા આત્મારામે પાદશાહની આજ્ઞાનુસાર શીઘ્ર બાર હજાર શિક્ષિત સૈનિકોસહિત હાડૌતીદેશમાં જઇ સમશેર અને અગ્નિની સહાયથી ચોતરફ અત્યાચાર કરવા માંડયા. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં પ્રજાનું સર્વસ્વ વિધ્વસ્ત કરી દેતો. તેણે બૂંદીના સર્વોત્તમ સામંત ઇંદ્રગઢાધિપતિના તાબાના ખાતો-લી નગરપર ઘેરો નાખ્યો, ત્યારે હાડાઓ ગુપ્તરીતે એકત્રિત થયા અને તેની સામે યુદ્ધ કરવા લાગ્યા. તેમણે ભીષણ પરાક્રમથી યુદ્ધ કરી આત્મારામને પરાસ્ત કરી નસાડી મૂકયો અને તેનો સર્વ સામાન લુંટી લીધો. હાડાલોકો આટલું કરીનેજ શાંત થયા નહિ; પરંતુ તેમણે આત્મારામપર સંપૂર્ણ વેર લેવાને માટે તેની રાજધાની શિવપુરપર ઘેરો નાખ્યો. પરાસ્ત અને અપમાનિત થયેલો આત્મારામ કલંકનો ભાર શિરપર ધારણ કરી પાદશાહની નિકટ ગયો અને પોતાના પરાભવની હકીકત નિવેદન કરી; આથી ઔરંગઝેબ રાજા આત્મારામપર અત્યંત અપ્રસન્ન થયો અને તેણે તેનો સખ્ત તિરસ્કાર કર્યો.

કપટી ઔરંગઝેબે બૂંદીરાજ્ય હસ્તગત કરવાને માટે હાડાજાતિને મળેલા વિજયપ્રત્યે પો-તાનો સંતોષ દર્શાવ્યો અને રાવ ભાવસિંહને ક્ષમા કરી તેમને પોતાની રાજધાનીમાં આવવાનું આમં-ત્રણ કર્યું. કપટી ઔરંગઝેબનાં વચનપર વિશ્વાસ રાખી તેના પાટનગરમાં જવાને પ્રથમ તો રાવ ભાવ-સિંહ કોઇપણ પ્રકારે કબૂલ થયા નહિ; પરંતુ પાદશાહે તેમને વારંવાર આગ્રહ કરી "આપનું કોઇપણ પ્રકારે અનિષ્ટ કરવામાં આવશે નહિ" એવી સોગંદપૂર્વક પ્રતિજ્ઞા કરી ત્યારે અંતે તેમનું હૃદય પીગળ્યું અને તેઓ પોતાની સેનાસહિત મોગલપાદશાહના પાટનગરમાં ગયા. પાદશાહે રાવ ભાવ-સિંહનું પરમ આદરપૂર્વક સ્વાગત કરી તેમને શાહજાદા મોઆઝીમના હાથનીચે ઔરંગાબાદના મુખ્ય સૂબાતરિકે નિયુક્ત કર્યા.

રાવ ભાવસિંહે ઔરંગાબાદમાં સર્વોત્તમ પદ પ્રાપ્ત કરી ઓરછા અને દતિયાના બૂંદેલા રાજપૂતો-સહિત અનેક યુધ્ધોમાં ભાગ લઇ અતુલ બલવિક્રમ પ્રકાશિત કર્યું હતું. બિકાનેરના રાજા કરણસિંહનો વધ કરવાને માટે ઉક્ત સ્થાનમાં જે પ્રપંચ રચવામાં આવ્યો હતો તેને રાવ ભાવસિંહેજ પોતાની પરમ ચતુરાઇથી છિન્નભિન્ન કરી નાખીને તેમની રક્ષા કરી હતી. રાવ ભાવસિંહે ઔરંગાબાદમાં અનેક સાર્વજનિક ઇમારતો બંધાવી હતી. તેમણે પોતાની વીરતા, દયા અને પવિત્રતાથી ઔરંગાબાદની સર્વ પ્રજા-નાં હૃદયપર દૃઢ અધિકાર કરી લીધો હતો. તેમનું મહત્ત્વ એટલું બધું વધી ગયું હતું કે તેમનાપ્રત્યે શ્રદ્ધા અને ભક્તિ ધારણ કરવાથી અસાધ્ય રોગથી ગ્રસ્ત થયેલા લોકોને સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થતું હતું. સંવત ૧૭૩૮ (ઇ૦ સ૦ ૧૬૮૨) માં રાવ ભાવસિંહનું મૃત્યુ ઔરંગાબાદમાં થયું.

રાવ ભાવસિંહને પુત્ર નહોતો. આથી તેમના ભ્રાતા ભીમસિંહના પુત્ર અનિરુદ્ધસિંહ બૂંદીના સિંહાસનપર વિરાજમાન થયા. ભીમસિંહને ગુગોર નામના પ્રદેશનો અધિકાર પ્રાપ્ત થયો હતો, એ વાત

અમે પૂર્વે જણાવી ગયા છીએ. તેમના પુત્ર કિશનસિંહને ક્રૂર પાદશાહ ઔરંગઝેબે મારી નખાવ્યા હતા; પરંતુ જ્યારે અનિરુદ્ધસિંહ બૂંદીના સિંહાસનપર અભિષેક્ત થયા ત્યારે ઔરંગઝેબે તેમના પ્રત્યે સન્માન દર્શાવવાને માટે એક હાથી તથા બીજી કેટલીક વસ્તુઓ તેમનાપર ઉપહારતરિકે મોકલી આપી. અલ્પ સમય પછી બૂંદીના રાવ અનિરુદ્ધસિંહે મોગલસમ્રાટના પાટનગરમાં જઇ ઔરંગઝેબપ્રત્યે રાજભક્તિ પ્રદર્શિત કરી. થોડા દિવસ પછી ઔરંગઝેબ જ્યારે દક્ષિણમાં યુદ્ધ કરવાને ગયો, ત્યારે અનિરુદ્ધસિંહ પણ પોતાની સેનાસહિત તેની સાથે ગયા. તે દેશમાં એક સમયે પાદશાહના જનાનખાનાની સ્ત્રીઓ શત્રુઓના પંજામાં સપડાઇ, તે સમયે અનિરુદ્ધસિંહે પરમ પરાક્રમથી તેમની રક્ષા કરી હતી. આથી ઔરંગઝેબે તેમનાપર પરમ પ્રસન્ન થઈ તેમને પૂછ્યું: "આપને શું પુરસ્કાર જોઇએ છે ?" વીરશ્રેષ્ઠ અનિરુદ્ધસિંહે ઉત્તર આપ્યો કે:—"મને અન્ય કોઇ પુરસ્કારની અપેક્ષા નથી; પરંતુ માત્ર એટલુંજ માગું છું કે હું સાંપ્રતમાં પાછલાં દલનો સેનાપતિ છું તેને બદલે આપ મને સેનાના અગ્ર દલના સેનાપતિતરિકે નિયુક્ત કરો." ઔરંગઝેબે શીઘ્ર તે વીરની પ્રાર્થના પૂર્ણ કરી. જે સમયે પાદશાહે બિજાપુરપર ઘેરો નાખ્યો હતો, તે સમયે પણ રાવ અનિરુદ્ધસિંહે અતુલનીય બલવિક્રમ પ્રકાશિત કરી પાદશાહને સંતુષ્ટ કર્યો હતો.

ત્યારપછી બૂંદીના પ્રધાન સામંત દુર્જનસિંહની સાથે કલહ કરવાથી રાવ અનિરુદ્ધસિંહ વિપત્તિના મુખમાં પતિત થયા. વિવાદ થયા પછી દુર્જનસિંહ શીઘ્ર દક્ષિણમાંથી નીકળી પોતાના નગરમાં આવ્યા અને પોતાની સેના સજ્જ કરી રાજધાની બૂંદીમાં જઈ તેમણે બલવંતસિંહના મસ્તકપર રાજમુકુટ મૂક્યો. પાદશાહ ઔરંગઝેબે જ્યારે આ સમાચાર સાભળ્યા, ત્યારે તેણે અનિરુદ્ધસિંહને એક બળવાન અને શિક્ષિત સેના આપી, દુર્જનસિંહને ઉચિત દંડ આપવાને માટે મોકલી આપ્યા. અનિરુદ્ધસિંહે સેનાસહિત બૂંદીમાં જઈ દુર્જનસિંહને ઉચિત દંડ આપી બલવંતસિંહને પદચ્યુત કર્યો. દુર્જનસિંહની સર્વ ભૂમિ ખાલસા કરવામાં આવી. ત્યાર પછી રાવ અનિરુદ્ધસિંહ બૂંદીમાં રહી રાજશાસનની સુવ્યવસ્થા કરી. પાદશાહની આજ્ઞાથી અંબરના મહારાજા વિષ્ણુસિંહની સાથે ભારતવર્ષના ઉત્તર ભાગમા સુવ્યવસ્થા કરવાને માટે ગયા. આ ભાગનો સુબો પાદશાહનો પુત્ર શાહઆલમ હતો. તેનું મુખ્ય નિવાસસ્થાન લાહોર હતું. ત્યાં થોડા વખતસુધી રહ્યા પછી અનિરુદ્ધસિંહ મરણ પામ્યા.

રાવ અનિરુદ્ધસિંહને બુધસિંહ અને જોધસિંહ નામના બે પુત્રો હતા. તેમના મરણ પછી તેમના જ્યેષ્ઠ કુમાર બુધસિંહને બૂદીના સિંહાસનની પ્રાપ્તિ થઇ. તેમનો અભિષેક થયા પછી થોડા વખતમાં પાદશાહ ઔરંગઝેબ ઔરંગાબાદમાં એવી સખ્ત રીતે બિમાર પડયો કે તેનું જીવન ટકવાવિષે પણ આશંકા ઉત્પન્ન થઇ. તેનું મૃત્યુ નિકટ આવેલું જાણી રાજ્યના સમસ્ત સામંતો, રાજદ્વારીપુરુષો અને અમીરઉમરાવો તેની આસપાસ એકત્રિત થયા અને તેને આગ્રહ કરવા લાગ્યા કે:—" આપની પછી આપના સિંહાસનપર કોણ બેસે તેનો નિર્ણય આપ અત્યારથીજ કરી જાઓ." મૃત્યુના મુખમાં પડેલા પાદશાહે ઉત્તર આપ્યો: "ઇશ્વરની ઇચ્છાનુસાર તે કાર્ય થશે. હું તો એમ ઇચ્છું છું કે રાજકુમાર બહાદૂર શાહઆલમને સિંહાસન પ્રાપ્ત થાય; પરંતુ કુમાર આઝિમ પણ પોતાના બાહુબળથી સિંહાસન પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરશે." પાદશાહે જે ધાર્યું હતું તેજ થયું. રાજકુમાર આઝિમ દક્ષિણીસેનાની સહાયથી પોતાના જ્યેષ્ઠભ્રાતાની સાથે બાથ ભીડવાને તૈયાર થયો. તેણે પોતાના ભ્રાતાને પોતાના ભાગ્યની અજમાયશ કરવાને ધોલપુરના મેદાનમાં આહ્વાને આવાહન કર્યું. બહાદૂરશાહે પોતાના પક્ષના સમસ્ત રાજપૂતરાજાઓને બોલાવી મંગાવ્યા અને તેમને પોતાની અવસ્થાથી વિદિત કર્યા. આ સમયે બૂંદીના રાવ બુધસિંહ પણ આવ્યા હતા. બુધસિંહની વય આ સમયે ઘણી નાની હતી અને તેઓ પોતાના ભ્રાતા જોધસિંહના અકાળમૃત્યુથી અત્યંત શોકમાં ડૂબી ગયા હતા.[1] જોધસિંહના મૃત્યુના સમાચાર સાંભળતાંની સાથેજ બહાદૂરશાહે બુધસિંહને બૂંદીમાં જઇ પોતાના ભ્રાતાની ઉત્તરક્રિયા કરવાની આજ્ઞા કરી. રાવ બુધસિંહે પ્રત્યુત્તર આપ્યો: "આપને આવી સ્થિતિમાં છોડીને જવું કોઇપણ પ્રકારે ઉચિત નથી. જે ધોલપુરના રણક્ષેત્રમાં અનેક વીરોએ પોતાનું બલવિક્રમ પ્રકાશિત કર્યું છે અને જ્યાં મારા પૂર્વજ છત્રસાલે પ્રાણાર્પણ કર્યું હતું, તે પવિત્ર રણભૂમિમાં પાદશાહના

૧ જોધસિંહના મૃત્યુનું વર્ણન કર્નલ ટૉડના બીજી વારના ભ્રમણવૃત્તાંતમાં આપવામાં આવ્યું છે.

પક્ષમાં રહી શસ્ત્ર ધારણ કરી હું મારા પૂર્વજોની કીર્તિનું રક્ષણ કરીશ. ખાસકરીને અત્યારે મારૂં આજ પરમ કર્તવ્ય છે.”

શાહઆલમ પોતાની સેનાસહિત લાહોરથી અને આઝિમ પોતાના પુત્ર બેદરબખ્ત તથા પોતાની સેનાસહિત દક્ષિણથી કૂચ કરવા લાગ્યો. ઉભયપક્ષની સેના શીઘ્ર ધોલપુરની સમીપ જાજવ નામના સ્થાનમાં સામસામે આવીને ઉભી રહી. તત્કાળ ભયંકર યુદ્ધાગ્નિ પ્રદીપ્ત થયો. ભારતવર્ષના ઇતિહાસમાં આવું ભયંકર યુદ્ધ કદિ પણ નોંધાયું નથી. જો માત્ર મુસલમાનોનીજ સહાયથી શાહજાદાઓ સિંહાસનપ્રાપ્તિને માટે યુદ્ધ કરત તો અન્ય દાખલાઓમાં બન્યું હતું તેમજ આ પ્રસંગે પણ થાત—અર્થાત્ થોડીવાર ભયંકર યુદ્ધ થાત અને ત્યારપછી એક પક્ષના સૈનિકો વિશ્વાસઘાત કરીને બીજા પક્ષમાં ભળી જાત; પરંતુ અહીંઆં વસ્તુસ્થિતિ ભિન્ન હતી. રાજપૂતાનાના સમસ્ત રાજપૂતરાજાઓ ઉભયપક્ષને સહાય કરવાને આવ્યા હતા. તેઓ મુસલમાનશાહજાદાઓના સહાયક બની પોતાનાજ જાતિબંધુઓની સાથે લડતા હતા. દતિયા અને કોટા એ ઉભય પ્રદેશોના રાજાઓ દીર્ઘકાળપર્યંત આઝિમના હાથનીચે દક્ષિણ ભાગમાં રહ્યા હતા. કુમાર આઝિમ તેમની ઉપર અત્યંત પ્રસન્ન રહેતો હતો, તેથી તેમણે પાદશાહ ઔરંગઝેબની અંતિમ અભિલાષાનો અનાદર કરી અન્યાયપૂર્વક કનિષ્ઠકુમાર આઝિમના પક્ષનું અવલંબન કર્યું. બૂંદિના મહારાજા અનિરુદ્ધસિંહની સાથે દતિયાના અધીશ્વરને ગાઢી મિત્રતા હતી અને તે ઉભયે દક્ષિણમાં પ્રબલ પરાક્રમ પ્રદર્શિત કરી મહાન કીર્તિ સંપાદન કરી હતી; પરંતુ આ સમયે દતિયાના રાજાને પોતાના પ્રિય મિત્ર અનિરુદ્ધસિંહના પુત્ર બુધસિંહની સામે ઉભા રહેતાં કિંચિત્ પણ લજ્જા ઉત્પન્ન થઇ નહિ.[1] કોટાના રાજા રામસિંહે પોતાનો એક ગુપ્ત ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે શાહઆલમની વિરુદ્ધ આઝિમના પક્ષનું અવલંબન કર્યું હતું. બૂંદીના મહારાજા પરાપૂર્વથી હાડાજાતિના પ્રધાનનેતાસ્વરૂપે પાદશાહની સભામાં વિરાજમાન થતા હતા અને તેમને સર્વત્ર ઇતર હાડાઓ કરતાં વિશેષ સન્માન મળતું હતું. આ કારણથી કોટાનો રાજા બૂંદીના અધીશ્વરપ્રત્યે અત્યંત દ્વેષ રાખતો હતો. આ સમયે તેણે સુસંધિ જોઇ હાડાજાતિના પ્રધાનનેતા બનવાની તથા ઉચ્ચ સન્માન પ્રાપ્ત કરવાની આશાથી આઝિમના પક્ષનું સમર્થન કર્યું. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે:—“આઝિમનેવિજય પ્રાપ્ત થતાંની સાથે બુધસિંહને દંડ આપવામાં આવશે અને મારી અભિલાષા પૂર્ણ થશે.” ખરૂં પૂછો તો પોતાને વિજય પ્રાપ્ત થયા પૂર્વેજ આઝિમ રામસિંહને હાડાજાતિના પ્રધાનનેતાતરિકે સંબોધીને તેને પરમ સન્માન આપ્યું હતું. યુદ્ધ થયા પૂર્વે કોટાના રાજાએ બુધસિંહની ઉપર એવા આશયનો પત્ર લખ્યો હતો કે:—“તમે શાહઆલમનો પક્ષ છોડી આઝિમનો પક્ષ ગ્રહણ કરો;” પરંતુ આ પત્ર મળતાં બુધસિંહે અત્યંત ક્રોધિત થઇને તેને પ્રત્યુત્તર આપ્યો કે:—“ જે રણક્ષેત્રમાં મારા પૂર્વજોએ અસીમ વીરતા પ્રકાશિત કરી આત્મોત્સર્ગ કર્યો છે, તેજ રણભૂમિમાં અન્યાયપૂર્વક પાદશાહ શાહઆલમની સામે લઢીને મારા કુલને કલંકિત કરવાની મારી ઇચ્છા નથી.” અંતે જાજવના રણક્ષેત્રમાં ઉક્ત ઉભય શાહજાદાઓ તથા રાજપૂતરાજાઓ શસ્ત્ર ધારણ કરી એકબીજાની સામે દારુણ સંગ્રામ કરવા લાગ્યા.

પાદશાહ શાહઆલમની તરફથી બુધસિંહ પ્રધાનસેનાપતિતરિકે નિયુક્ત થયા હતા. તેમણે આ યુદ્ધમાં અતુલનીય સાહસ અને અસીમ શૌર્ય પ્રકાશિત કરી શત્રુઓનો સંપૂર્ણ પરાભવ કર્યો. શાહઆલમ હવે શત્રુશૂન્ય બની નિર્વિઘ્ને ભારતના સિંહાસનપર વિરાજમાન થયા. આ યુદ્ધમાં ઉભયપક્ષના રાજપૂતોનો ઘણો સંહાર થયો. કોટાનો અધીશ્વર રામસિંહ અને દતિઆનો રાજા દલપતસિંહ એ ઉભય આઝિમને ખાતર આ યુદ્ધમાં માર્યા ગયા. આઝિમ અને તેનો પુત્ર બેદરબખ્ત એ ઉભય પણ આ સમરમાં નાશ પામ્યા અને તેમનાં જીવનની સાથે તેમનો સિંહાસનપરનો દાવો પણ વિનષ્ટ થયો.

જાજવના યુદ્ધમાં હાડાવીર બુધસિંહે અસીમ વીરતા પ્રકાશિત કરી હતી, તેથી પાદશાહ બહાદૂરશાહે તેમને રાવરાજાની ઉપાધિ અર્પણ કરી. પાદશાહ બહાદૂરશાહ જ્યાંસુધી જીવંત રહ્યા ત્યાં-

[1] મિત્રના પુત્રની વિરુદ્ધ શસ્ત્ર ધારણ કરવામાં લજ્જા કેવી? રાજપૂતો જેના પક્ષનું અવલંબન કરે છે, તેને માટે પોતાના પુત્રની વિરુદ્ધ પણ શસ્ત્ર ધારણ કરે છે. કર્નલ ટૉડે રાજપૂતોનો ઇતિહાસ ઘણી સારી રીતે લખ્યો છે, પરંતુ ખેદનો વિષય છે કે તેઓ રાજપૂતજાતિના ધર્મ અને સ્વભાવનો મર્મ સારી રીતે જાણી શક્યા નથી.

સુધી તે ઉભયની મિત્રતા અચળ રહી. તેમના મૃત્યુ પછી દિલ્હીના સિંહાસનને માટે રાજ્યમાં ભારે ગરબડ મચી રહી. આ ઉપદ્રવમાં ઔરંગઝેબના સમસ્ત પૌત્રો માર્યા ગયા. ત્યાર પછી ફર્રુખશિયર દિલ્હીના સિંહાસનપર અધિષ્ઠિત થયો. તેના શાસનકાળમાં બારાના બે સૈયદભ્રાતાઓએ અધિકાર પ્રાપ્ત કરી પ્રજા ઉપર ઘોર અત્યાચાર કરી તેમની સંપત્તિ લૂંટી લઇ રાજ્યને નષ્ટભ્રષ્ટ કરી દીધું. અંતે ઉક્ત ઉભય સૈયદભ્રાતાઓએ ફર્રુખશીઅરને પદભ્રષ્ટ કરી તેને મારી નાખવાનો પણ પ્રયત્ન કર્યો. જે સમયે તેમણે પોતાનો ઉક્ત હેતુ સિદ્ધ કરવાને માટે પ્રપંચજાળનો વિસ્તાર કર્યો તે સમયે બૂંદીના મહારાજાએ ઉત્તમ રાજભક્તિ દર્શાવી પાદશાહ ફર્રુખશીઅરની રક્ષા કરવાનો પ્રયત્ન કર્યો હતો. આથી તેમની સાથે ઉભય સૈયદ ભ્રાતાઓએ દિલ્હીમાં ઘોર યુદ્ધ કર્યું. આ ભયંકર સમરમાં બુધસિંહના કાકા જેતસિંહ તથા બીજા અનેક સામંતોએ પોતાનાં જીવનનું બલિદાન આપ્યું.

જાજવની યુદ્ધભૂમિમાં બૂંદી અને કોટા એ ઉભય દેશોના રાજાઓની વચ્ચે જે શત્રુતા ઉત્પન્ન થઇ તે શત્રુતા ભવિષ્યમાં પણ સ્થાયી રહી. કોટાના મહારાજા ભીમસિંહે પોતાના પિતાનું વૈર લેવાને માટે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો અને સુસંધિની પ્રતીક્ષા કરવા માંડી. જ્યારે તેણે ઉભય સૈયદભ્રાતાઓને બૂંદીના મહારાજાના પરમ શત્રુ બનેલા જોયા ત્યારે તેણે તેમની સાથે મળી જઇ તેમને સંતુષ્ટ કરી બુધસિંહપર વૈર લેવાની તૈયારી કરવા માંડી. જે સમયે બુધસિંહ રાજધાનીની બહારના મેદાનમાં પોતાના અશ્વને શિક્ષણ આપતા હતા તે સમયે કોટાના રાજાએ તે સંધિનો લાભ લઇ બૂંદીશ્વરને પકડી તેમને સૈયદભ્રાતાઓના હાથમાં સોંપી દેવાનો નિશ્ચય કર્યો. તેણે મેદાનમાં જે સમયે બુધસિંહને ઘેરી લીધા, તે સમયે જો કે તેમની પાસે ઘણા થોડા સેવકો હતા તોપણ તેમણે પરમ શૌર્યથી તેમની રક્ષા કરી. કોટાના રાજાનો બુધસિંહને હસ્તગત કરવાનો પ્રયત્ન નિષ્ફળ થયો. બુધસિંહ નિર્વિઘ્ને રાજધાની છોડીને ચાલ્યા ગયા. તેમણે જ્યારે સૈયદભ્રાતાઓનું બળ અત્યંત વધી ગયેલું જોયું અને ફર્રુખશીઅરની રક્ષાનો કાંઇ પણ ઉપાય જ્યારે તેમને દૃષ્ટિગોચર થયો નહિ ત્યારે અંતે નિરુપાયે તેમણે દિલ્હી છોડયું. તેમના ગયા પછી થોડા દિવસમાં સૈયદભ્રાતાઓએ ફર્રુખશીઅરને મારી નાખ્યો. હવે રાજ્યમાં ચોતરફ અશાંતિ પ્રસરી રહી. ભારતવર્ષના સર્વ દેશીરાજાઓ સૈયદભ્રાતાઓનું આ ભયંકર કૃત્ય જોઇ પોતાની રક્ષા કરવાને માટે પોતપોતાની રાજધાનીમાં ચાલ્યા ગયા.

હવે અંબરના રાજા જયસિંહે બૂંદીના મહારાજા બુધસિંહને પદભ્રષ્ટ કરવાની ચેષ્ટા કરવા માંડી. બુધસિંહની સાથે અંબરના રાજાને જે શત્રુતા હતી તેનું કારણ આ હતું:–જયસિંહની એક ભાગનીનો દિલ્હીના પાદશાહની સાથે વિવાહ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો; પરંતુ જાજવના યુદ્ધમાં બુધસિંહે અતુલ પરાક્રમ પ્રદર્શિત કરી શત્રુનો સંહાર કર્યો તેથી પાદશાહ તેમનાપર પ્રસન્ન થયો અને તેણે અંબરની રાજકુમારી સાથે સ્વયં વિવાહ ન કરતાં બુધસિંહને તે રાજકુમારી અર્પણ કરવાની આજ્ઞા કરી. જયસિંહે શીઘ્ર પાદશાહની આજ્ઞાનુસાર બુધસિંહની સાથે પોતાની ભગિનીનું લગ્ન કરી દીધું. દુર્ભાગ્યવશાત્ જયસિંહની ભગિનીને કાંઇ પુત્રપ્રાપ્તિ થઈ નહિ. બુધસિંહે મેવાડના સોળ પ્રધાનસામંતોપૈકી બેગૂના સામંત કાલામેઘની કન્યાસાથે વિવાહ કર્યો હતો,તેના ગર્ભથી તેને બે પુત્રોની પ્રાપ્તિ થઈ હતી. આ સાવકાપુત્રોને જોઈ જયસિંહની ભગિનીના મનમાં ઇર્ષ્યાગ્નિ સળગી ઉઠયો. બુધસિંહ જ્યારે પરદેશમાં વસતા હતા ત્યારે તેણે એવી અફવા ફેલાવી કે હું ગર્ભવંતી છું અને પછી તેણે ગુપ્તરીતે એક બાલકને પોતાની પાસે મંગાવ્યો અને તેને પોતાના પુત્રતરીકે જાહેર કર્યો. જ્યારે રાવ બુધસિંહ પોતાની રાજધાનીમાં આવ્યા ત્યારે તે રાણીએ કૃત્રિમપુત્ર તેના હાથમાં રમાડવાને માટે મૂકયો. બુધસિંહ યથાર્થ વૃત્તાંત જાણી ગયા અને રાણીના આ આચરણથી અત્યંત ક્રોધાયમાન થયા. આથી પોતાના ઉભયપુત્રોનું અનિષ્ટ થવાનો સંભવ જાણી તેમણે આ સમસ્ત વૃત્તાંત જયસિંહપર લખી મોકલ્યું. મહારાજા જયસિંહ આ વૃત્તાંત વાંચી અત્યંત ક્રોધિત થયા અને તેમને પોતાની સાવકી ભગિનીપ્રત્યે અત્યંત તિરસ્કાર છૂટયો; પરંતુ તે સ્ત્રી તેમના તિરસ્કારથી કિંચિત્ પણ લજ્જિત થઈ નહિ. તેણે ધાર્યું કે કાં તો મારા સ્વામી બુધસિંહ અને મારા ભ્રાતા જયસિંહે મારા સતીત્વપર સંદેહ ધારણ કર્યો છે અથવા તો એમણે એમ માન્યું છે કે મેં છલ કરી અન્યના પુત્રને મારા પુત્રતરીકે ગણાવી પોતાને ઠગ્યા છે. એમ ધારી તે તત્કા-

જ પોતાના ભ્રાતા જયસિંહની કમરમાંથી તલવાર કાઢી તેમનો સંહાર કરવાને તત્પર થઈ ત્યારે જયસિંહે તત્ક્ષણ ત્યાંથી નાસી પોતાના પ્રાણ બચાવ્યા.

બુધસિંહ તથા પોતાની ભગિનીદ્વારા અપમાનિત થવાથી અંબરના મહારાજા જયસિંહે બૂંદીના મહારાજાને પદભ્રષ્ટ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. પ્રથમ તેમણે બૂંદીના તાબાના ઈંદ્રગઢના સામંત દેવસિંહને બૂંદીના સિંહાસનપર અભિષિક્ત કરવાનો પ્રસ્તાવ ઉપસ્થિત કર્યો; પરંતુ રાજભક્ત દેવસિંહે બૂંદીના સિંહાસનપર વિરાજમાન થવાની સાફ ના પાડી. ત્યારપછી જયસિંહે કરવરના સામંત સાલિમસિંહને બૂંદીનું સિંહાસન આપવાનો પ્રસ્તાવ કર્યો. સાલિમસિંહ બૂંદીના સિંહાસનપર વિરાજમાન થવાને તૈયાર થયો. આ સાલિમસિંહ કરવરનો સામંત હોવા ઉપરાંત તારાગઢનો સુબો હતો.

અંબરના મહારાજા જયસિંહ બુધસિંહને પદભ્રષ્ટ કરવાને તૈયાર થયા તેમાં તેમનો એક બીજો ઉદ્દેશ પણ હતો. આ સમયે જયસિંહ દિલ્લીના પાદશાહની તરફથી માળવા,અજમેર અને આગ્રાના સુબાતરિકે કામ કરતા હતા. પોતાના ઉચ્ચપદનો લાભ લઇને તેમણે અન્યાન્ય રાજાઓની ઉપર પોતાની પ્રબલ સત્તાનો વિસ્તાર કરી તેમને પોતાને તાબે કરવાનો પ્રયત્ન કર્યો. પોતાનો આ હેતુ સિદ્ધ કરવામાં તેમને મોટી અનુકૂળતા એ હતી કે દિલ્લીના મોગલસમ્રાટના વંશમાં ભયંકર કલહ ચાલતો હતો. આ સુસંધિનો લાભ લઇ જયસિંહે પોતાનો ઉપરોક્ત હેતુ સિદ્ધ કરવાને માટે પ્રયત્ન કરવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. ફર્રૂખશીઅરનો વધ થયા પછી જયસિંહ પોતાની સેના લઇ પોતાના પાટનગરમાં આવ્યા અને પોતાનો ઉક્ત હેતુ સિદ્ધ કરવાને માટે ભગીરથ પ્રયત્ન કરવા લાગ્યા.

આ સમયે અંબરરાજ્યનો વિસ્તાર ઘણો થોડો હતો. જયસિંહે સૌથી પ્રથમ પોતાના રાજ્યની સીમાની પાસે જે પ્રદેશો આવેલા હતા તેને હસ્તગત કરવાનો પ્રયત્ન કરવા માંડયો. મોગલપાદશાહની આજ્ઞાથી જે નાના નાના રાજાઓની સેના જયસિંહના હાથનીચે રહેતી હતી, તે સર્વ આ સમયે પણ તેમણે સ્વતંત્રરીતે પોતાના તાબામાં રાખી.

આ સામંતો જયસિંહને ખંડણી પણ આપતા નહોતા અને તેમને પોતાના અધીશ્વર પણ માનતા નહોતા; પરંતુ તેઓ પ્રસંગવશાત્ પોતપોતાની સેના લઇ રણભૂમિમાં જઈ અંબરના મહારાજાના હાથનીચે રહી યુદ્ધ કરતા હતા;પરંતુ શેખાવાટીના સામંત તો આ પ્રકારે પણ કદિ અંબરના મહારાજાના હાથનીચે રહી યુદ્ધ કરતા નહોતા. રાજોરના બડગૂજર અને બિયાનાના જાદવ વગેરે સામંતો પૂર્વે સ્વાધીનતાપૂર્વક રહેતા હતા; પરંતુ મોગલોના શાસનના પતનસમયે શત્રુઓના કરાલગ્રાસમાંથી પોતાની રક્ષા કરવાને પોતાને અસમર્થ સમજી તેઓએ અંબરના મહારાજાનો આશ્રય ગ્રહણ કર્યો હતો અને તેમને આવશ્યકતા પડતાં સેનાની સહાય- કરવાનો સ્વીકાર કર્યો હતો. આ સામંતોને તેમણે હસ્તગત કર્યા હતા; પરંતુ બૂંદીના અધીશ્વર આવી સરલતાથી હસ્તગત થઇ શકે એમ નહોતું, તેથી તેમણે રાવ બુધસિંહને પદચ્યુત કરી તેમને સ્થાને પોતાની ઇચ્છાને માન આપે એવા માણસને અભિષિક્ત કરવાનો પ્રયત્ન કર્યો.

રાવ બુધસિંહ એક સમયે જયપુરમાં જયસિંહના અતિથિતરિકે ગયા. તેઓ ત્યાં રહેતા હતા તે સમયે જયસિંહે પોતાનો દુષ્ટ હેતુ સિદ્ધ કરવાને માટે પ્રપંચ રચવા માંડયો. સૌથી પહેલાં જયસિંહે રાવ બુધસિંહની સમક્ષ એવો પ્રસ્તાવ કર્યો કેઃ–" જો આપ અંબરરાજ્યમાં રહેશો તો હું આપને તથા આપના સેવકોને માટે પ્રતિદિન પાંચસેં રૂપિયા આપીશ. " આ પ્રસ્તાવ કરવામાં જયસિંહનો શો હેતુ હતો તે રાવ બુધસિંહના કાકા સારીપેઠે સમજી ગયા. તેમના આ કાકા હાલમાં તેમની સાથે જયપુરમાં હતા. તેમણે શીઘ્ર બુધસિંહની બેગૂવાળી રાણીપર એવા આશયનો પત્ર લખ્યો કે તમે તમારા ઉભય પુત્રોને લઇને બેગૂ ચાલ્યાં જાઓ.થોડા દિવસ પછી તેમણે રાવ બુધસિંહના સમસ્ત અનુચરોને અત્યંત ગુપ્તરીતે જયપુરની બહાર એકત્રિત કરીને તેમને પોતાના સ્વામીની સર્વ વિપત્તિઓનું વૃત્તાંત કહી સંભળાવ્યું. વળી તેમણે રાવ બુધસિંહને પણ ચેતાવી દીધા.પોતાના કાકાની સલાહાનુસાર રાવ બુધસિંહ શીઘ્ર પોતાના ત્રણસેં હાડાસૈનિકોને લઈ જયપુરની બહાર નીકળ્યા. પોતાના ત્રણસેં સૈનિકોની સહાયથી ગમે તેવાં મહાસંકટમાંથી ઉદ્ધાર પામવાની તેમને આશા હતી.તેઓ આ ત્રણસેં સૈનિકોને લઇને બૂંદી તરફ પ્રયાણ કરવા લાગ્યા ખરા; પરંતુ તેઓ પંચોલા નામના સ્થાનમાં

ગયા એટલામાં જયપુરના પાંચ પ્રધાન સામંતોએ જયસિંહની આજ્ઞાનુસાર પોતાની સેનાસહિત તેમનાપર આક્રમણ કર્યું. રાવ બુધસિંહને શત્રુઓએ ઘેરી લીધા.આ વિપત્તિથી રાવ બુધસિંહ કિંચિત્ પણ ભયભીત થયા નહિ. પોતાના થોડા સૈનિકોસહિત તેમણે અગણિત શત્રુઓની સામે પરમ શૌર્યથી યુદ્ધ કરવા માંડયું. હાડારાજપૂતોએ પોતાનાં પરાક્રમની પરાકાષ્ઠા દર્શાવવામાં કિંચિત્ પણ ત્રુટી કરી નહિ. હાડાઓએ જયપુરના તાબાના ઇશરદા, સેવાડ, ભાવર વગેરેના પ્રધાનસામંતો તથા તેમના હાથનીચેના નિકૃષ્ટશ્રેણીના અનેક સરદારોને મારી નાખ્યા. રાવ બુધસિંહના પણ ઘણા માણસો માર્યા ગયા. આ સામંતોનાં સમાધિમંદિરો આજપર્યંત રાવ બુધસિંહનાં પરાક્રમનાં યશોગાન ગાય છે; પરંતુ પ્રસ્તુત યુદ્ધમાં રાવ બુધસિંહના કાકા પણ માર્યા ગયા. તેમની સેના અત્યંત ઘટી ગઇ. આથી તેઓ શત્રુઓનો વ્યૂહ ભેદીને જવાને બદલે આડમાર્ગે ચાલ્યા અને પહાડીમાર્ગે થઇને નિર્વિઘ્ને બીજી તરફ ચાલ્યા ગયા. આ પ્રકારે જયસિંહે રાવબુધસિંહને નસાડી મૂકીને બૂંદીના સિંહાસનપર કારડના સામંત દલેલસિંહને અભિષિક્ત કર્યો અને તેની સાથે પોતાની પુત્રીનો વિવાહ કર્યો.

અમે આગળ જણાવી ચૂકયા છીએ કે કોટાના રાજવંશને બૂંદીના રાજવંશની સાથે ઘોર શત્રુતા હતી. જો કે ઉકત ઉભય રાજવંશોનું મૂળ એકજ હતું અને ઉભયની નાડીઓમાં એકજ રુધિર વહેતું હતું; તોપણ તેમની વચ્ચે પ્રબળ વૈરભાવ હોવાથી તેઓ એકબીજાનો નાશ કરવાને હમેશાં તત્પર રહેતા હતા. કોટાના રાજાએ આ સમયે બૂંદીના રાવ બુધસિંહને મહાવિપત્તિથી ગ્રસ્ત થયેલા જોઇ પરમ આનંદિત થઈ મારવાડના અધીશ્વર અજિતસિંહ અને સૈયદભ્રાતાઓની સાથે દઢ મિત્રતા કરી અને તેમની સહાયથી હાડૌતીદેશમાં પોતાની સત્તાનો વિસ્તાર કરવા માંડયો. આ સમયે તેણે નિર્ભયતાપૂર્વક ચંબલનદીને પોતાના રાજ્યમાં આવેલી ગણી તે નદીના પૂર્વતટપરના બૂંદીરાજ્યના પ્રાંતો પોતાના અધિકારમાં લઈ લીધા.

આ પ્રકારે રાવ બુધસિંહને ચોતરફથી શત્રુઓએ ઘેરી લીધા.આ મહાવિપત્તિમાં પડયા છતાં પણ તેઓ કિંચિત્ પણ હતાશ થયા નહિ. તેઓ પોતાનાં સ્વાભાવિક પરાક્રમથી પોતાના રાજ્યપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમણે અનેક યુદ્ધો ઉપસ્થિત કર્યાં અને તેમાં તેમના પક્ષના અસંખ્ય હાડાઓ માર્યા ગયા; પરંતુ અભાગી બુધસિંહનો મનોરથ કોઇપણ પ્રકારે સિદ્ધ થયો નહિ. અંતે તેઓ પદભ્રષ્ટ સ્થિતિમાં મરણ પામ્યા.રાવ બુધસિંહને બે પુત્રો હતા. મોટાનું નામ ઉમેદસિંહ અને નાનાનું દીપસિંહ હતું.

રાવ બુધસિંહનો પરલોકવાસ થયા પછી તેમના ઉભય કુમારો પણ મહાવિપત્તિમાં પડયા. તેમના મહાનશત્રુ અંબરના રાજા જયસિંહની ભલામણથી મેવાડના મહારાણાએ બેગૂની જાગીર ખાલસા કરી ઉમેદસિંહ અને દીપસિંહને બેગૂમાંથી હાંકી કાઢયા. નિઃસહાય અને આશ્રયહીન રાજકુમારો પોતાના પિતાના કેટલાક વિશ્વાસુ સેવકોને લઇને પુચેલ નામના દુર્ગમ પ્રદેશમાં ચાલ્યા ગયા. થોડા દિવસ પછી કોટાના રાજા ભીમસિંહનું મૃત્યુ થતાં તેના સિંહાસનપર દુર્જનસાલ અભિષિક્ત થયા. અનાથ ઉમેદસિંહ અને દીપસિંહે અંતે કોટાના રાજા દુર્જનસાલની નિકટ જઈ તેમને સહાયને માટે પ્રાર્થના કરી. મહારાજા દુર્જનસાલ પરમ ઉદાર અને દયાળુ હતા. તેમણે જૂનો વૈરભાવ ભૂલી જઈ ઉમેદસિંહ અને દીપસિંહને સંકટમાંથી વિમુક્ત કર્યા અને તેઓ તેમને બૂંદીનું સિંહાસન પુનઃ અપાવવાને પ્રયત્ન કરવા લાગ્યા.

# अध्याय ४ थो

ઉમેદસિંહે જયપુરની સેનાનો કરેલો પરાજય-ડબલાના નામના સ્થાનમાં થયેલું યુદ્ધ-ઉમેદસિંહનો પરાજય અને પલાયન-તેમની ઘોડીનું મૃત્યુ-ચંબલના ધ્વંસાવશેષમાં તેમણે ગ્રહણ કરેલો આશ્રય-ઉમેદસિંહનું બુંદી જીતવું-બુંદીમાંથી તેમણે કરેલું પલાયન-તેમની સાવકીમાતાએ તેમની સાથે કરેલો મેળાપ-તેમની સાવકીમાતાએ હોલ્કરની પાસે માગેલી સહાય-હોલ્કરે ઉમેદસિંહને બુંદીના સિંહાસનપર અભિષિક્ત કરવાની કરેલી પ્રતિજ્ઞા- યુદ્ધની તૈયારી-જયપુરના રાજાએ ઉમેદસિંહનો બુંદીના મહારાજા તરીકે કરેલો સ્વીકાર-ઉમેદસિંહને બુંદીના રાજ્યની થયેલી પ્રાપ્તિ-મહારાણીઓએ કરેલો અત્યાચાર-ઇંદ્રગઢના કૃતઘ્ન સામંતોનો કરેલો નાશ-ઉમેદસિંહે રાજ્યનો કરેલો પરિત્યાગ--અજિતસિંહનો અભિષેક-પોતાના પિતામહ ઉમેદસિંહપ્રતિ વિષ્ણુસિંહે પ્રકટ કરેલો અવિશ્વાસ-હાડૌતીરાજ્ય છોડીને અંગ્રેજસેનાનું નાસી જવું-ઉમેદસિંહે તે સેનાને કરેલી સહાય-ઉમેદસિંહનું મૃત્યુ-બુંદીના મહારાજાની સાથે બ્રિટિશસરકારે કરેલો સંધિ-સંધિપત્ર-વિષ્ણુસિંહપ્રતિ બ્રિટિશસરકારે દર્શાવેલી કૃપા-વિષ્ણુસિંહનું મૃત્યુ-તેમના ચરિત્રની સમાલોચના-રાવરાજા રામસિંહનો અભિષેક.

---

સંવત ૧૮૦૦ (ઇ૦ સ૦ ૧૭૪૪) માં જ્યારે ઉમેદસિંહના પિતાના શત્રુ રાજા જયસિંહનું મૃત્યુ થયું, તે સમયે ઉમેદસિંહની વય કેવલ તેર વર્ષની હતી. જ્યારે ઉમેદસિંહે જયસિંહના મૃત્યુના સમાચાર સાંભળ્યા, ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે તેમની વય ઘણી નાની હતી, તોપણ તેઓ અસીમ સાહસપૂર્વક પોતાની જાતિના થોડા સેવકોને પોતાની સાથે લઈ બહાર પડ્યા. તેમણે પ્રથમ પાટણ અને ગેનોલી એ ઉભય દેશોપર આક્રમણ કર્યું અને તેનાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. જ્યારે સમસ્ત હાડૌતીદેશમાં એવી અફવા પ્રચલિત થઇ કે બૂંદીના સ્વર્ગસ્થ રાજા બુધસિંહના પુત્ર ઉમેદસિંહ પોતાના પિતાનું સિંહાસન હસ્તગત કરવાને માટે બહાર પડ્યા છે, ત્યારે હાડારાજપૂતોનાં ગાડાં ને ગાડાં ઉમેદસિંહની પતાકાનીચે એકત્રિત થવા લાગ્યાં. કોટાના ઉદાર અધીશ્વર દુર્જનસાલે જ્યારે એવા સમાચાર સાંભળ્યા કે તેર વર્ષનો બાળક ઉમેદસિંહ પરમ વીરતાપૂર્વક પોતાનું સિંહાસન પ્રાપ્ત કરવાને માટે પ્રયાસ કરે છે, ત્યારે તેમણે પરમ આનંદિત થઇ શીઘ્ર પોતાની સેના તેને સહાય કરવાને માટે મોકલી આપી.

જયસિંહનું મૃત્યુ થયા પછી રાજા ઇશ્વરીસિંહ જયપુરના સિંહાસનપર વિરાજમાન થયો; તે પણ પોતાના પિતાનીજ રાજનીતિનું અવલંબન કરતો હતો. તેણે હાડાજાતિની મોટી શાખાની પેઠે તેની નાની શાખાને પણ પોતાના અધિકારમાં લેવાનો સંકલ્પ કર્યો; પરંતુ કોટાના મહારાજા દુર્જનસાલ ઇશ્વરીસિંહની આ અભિલાષાપ્રત્યે ઘૃણા દર્શાવી ઉમેદસિંહને સહાય કરવાને પ્રવૃત્ત થયા. આથી ક્રોધિત થઇ ઇશ્વરીસિંહે કોટાના મહારાજાની સામે યુદ્ધ કરવાનો વિચાર કરી શીઘ્ર તેમનાપર આક્રમણ કર્યું. આ આક્રમણનું પરિણામ શું આવ્યું તે અત્રે જણાવવાની આવશ્યકતા નથી. કોટાના ઇતિહાસમાં તેનો ઉલ્લેખ કરવામાં આવશે.

કોટાથી પાછા ફર્યાં પછી ઇશ્વરીસિંહે બૂહલોહારી નામના સ્થાનમાં જ્યાં ઉમેદસિંહ હતા, ત્યાં

નાનકપંથીઓનું એક દલ મોકલી આપ્યું. આ પહાડી સ્થાનમાં જંગલી મીનાલોકો વસતા હતા. જો કે હાડાલોકોએ આ લોકોની સ્વાધીનતા હરી લીધી હતી, તથાપિ તેમણે હાડારાજાઓપર અનેક ઉપકાર કર્યા હતા. બાળક ઉમેદસિંહની શોચનીય દશા જોઇ મીનાલોકોનું હૃદય તેમનાપ્રતિ આકર્ષિત થયું અને તેઓ તેમને સહાય કરવાને તત્પર થયા. તેમને સહાય કરવાને માટે પાંચ હજાર ધનુષધારી મીનાઓ એકત્રિત થયા. વીરબાળક ઉમેદસિંહે આ મીનાઓની સહાય પ્રાપ્ત કરી વિચોરી નામના સ્થાનમાં શત્રુઓની સામે યુદ્ધ કર્યું. મીનાલોકો પ્રબલ પરાક્રમપૂર્વક શત્રુઓની ઉપર આક્રમણ કરી તેમની છાવણી લૂંટવા લાગ્યા અને મહાવીર ઉમેદસિંહ હાથમાં નગ્ન તલવાર ગ્રહણ કરી જયપુરની સેનાપર આક્રમણ કરી તેનો સંહાર કરવા લાગ્યા. આ સમયે શત્રુપક્ષના અગણિત સૈનિકો માર્યા ગયા. અંતે જયપુરની શેષસેના વીરબાલક ઉમેદસિંહદ્વારા પરાસ્ત થઈ રણભૂમિ છોડી પલાયન કરી ગઈ.

જયપુરના મહારાજાએ જ્યારે ઉમેદસિંહદ્વારા પોતાની સેનાનો પરાભવ થયાની વાત સાંભળી ત્યારે તેમનો સંપૂર્ણ પરાભવ કરવાને માટે તેણે નારાયણદાસ ખત્રીને સેનાપતિતરિકે નિયુક્ત કરી તેના હાથનીચે અઢાર હજાર સૈનિકોને મોકલ્યા. વિચોરીના સમરમાં વિજય પ્રાપ્ત થવાથી ઉમેદસિંહને ભવિષ્યમાં પોતાનું સિંહાસન પ્રાપ્ત થવાની સંપૂર્ણ ખાત્રી થઇ. અત્યારસુધી જે સામંતોએ તેમને સહાય કરી નહોતી, તેઓ પણ હવે આવીને તેમની વિજયપતાકાનીચે એકત્રિત થવા લાગ્યા. ઉમેદસિંહ પોતાના પિતાનું સિંહાસન પ્રાપ્ત કરવાને માટે એટલા આતુર બની ગયા હતા કે તેમણે તે કાર્ય સિદ્ધ કરવાને માટે પ્રાણસુદ્ધાં અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. જયપુરના મહારાજાની સેનાએ ડબલાના નામના સ્થાનમાં છાવણી નાખી. યુદ્ધ કર્યાં પૂર્વે ઉમેદસિંહ આશાપુરીમાતાના મંદિરમાં ગયા અને તેમની પરમ શ્રદ્ધાથી પૂજા તથા પ્રાર્થના કરીને પાછા આવ્યા. તેમણે આશાપુરી માતાના મંદિરમાંથી પાછા ફરતી વખત પ્રતિજ્ઞા કરી કેઃ-"કાં તો હું બૂંદીના સિંહાસનપર મારો અધિકાર સ્થાપિત કરીશ કે કાં તો પ્રાણાર્પણ કરીશ."

અસીમ સાહસિક હાડાસેનાએ પણ ઉમેદસિંહની પેઠે પ્રતિજ્ઞા કરી કે કાં તો રણમાં વિજય પ્રાપ્ત કરીશું કે કાં તો આત્મોત્સર્ગ કરીશું. દિલ્હીના પાદશાહ જહાંગીરે બૂંદીના અધીશ્વર રાવ રતનસિંહને જે રાજપતાકા આપી હતી, તે પતાકા લઇને ઉમેદસિંહ આ સમયે રણભૂમિમાં ગયા. એકત્રિત થયેલા હાડાઓ ડબલાનાની નિકટ ગયા કે તરતજ તેમણે પોતાના શત્રુઓને પોતાનાપર આક્રમણ કરતા જોયા. વીરશ્રેષ્ઠ ઉમેદસિંહ શત્રુઓની પ્રચંડ સેના જોઇ કિંચિત્ પણ ભયભીત થયા નહિ. તેઓ પોતાની સેનાનો વ્યૂહ ચક્રાકારમાં ગોઠવી શત્રુસેનાના વ્યૂહને ભેદવાને આગળ ચાલ્યા. શીઘ્ર ઉભયસેના સામસામે થઇ. હાડાઓએ પ્રબલ સાહસથી જયપુરની સેનાપર આક્રમણ કરી તેને છિન્નભિન્ન કરી નાખી; પરંતુ થોડી વાર પછી શત્રુઓ પુનઃ એકત્રિત થયા અને ઉમેદસિંહની સેનાપર ભયંકર ગોળાઓની વૃષ્ટિ કરવા લાગ્યા; પણ હાડાઓએ આ ગોળાની વૃષ્ટિપર કિંચિત્ પણ ધ્યાન નહિ આપતાં હાથમાં નગ્ન તલવાર લઇ શત્રુઓપર ભીષણ આક્રમણ કર્યું અને તેમના વ્યૂહને પુનઃ ભેદી નાખ્યો. હાડાસેના માત્ર તલવારથીજ યુદ્ધ કરતી હતી અને શત્રુઓ ગોળાની વૃષ્ટિ કરતા હતા તેથી હાડાઓની અધિક હાનિ થઈ. પ્રથમ આક્રમણમાં ઉમેદસિંહના મામા પૃથ્વીસિંહ માર્યા ગયા. તેમની પછી મોટરાના સામંત મર્જાદસિંહ મરણ પામ્યા. તેઓ જયપુરની સેનાના સેનાપતિ નારાયણદાસનો શિરચ્છેદ કરવાનો પ્રયત્ન કરતી વખત મરણ પામ્યા હતા. તે પછી સારનના સામંત પ્રાગસિંહ અને અન્યાન્ય નીચી શ્રેણીના સામંતો મૃત્યુ પામ્યા. પોતાના પ્રધાન પ્રધાન વીરો માર્યા ગયા તે છતાં પણ મહાવીર ઉમેદસિંહ હતાશ થયા નહિ. તેઓ કિંચિત્ પણ ભયભીત થયા વિના અતુલ બલવિક્રમ પ્રકાશિત કરી શત્રુઓનો સંહાર કરવા લાગ્યા; પરંતુ અંતે દુર્ભાગ્યવશાત્ ઉમેદસિંહની ઘોડી ભયંકર રીતે ઘાયલ થઇ. તેના અંગમાંથી રુધિરની ધારા છુટવા લાગી. આ યુદ્ધમાં ઉમેદસિંહે મહાન પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું, તોપણ શત્રુપક્ષની સેના અધિક હોવાથી તેમનો પરાજય થયો અને તેઓ શત્રુના હાથમાં સપડાવાની અણીપર આવી પહોંચ્યા. તેમના સામંતોએ તેમને સલાહ આપી કેઃ-"જો આપ જીવંત રહેશો તો કોઇ ને કોઇ સમયે બૂંદીપર અધિકાર સ્થાપિત કરશો; પરંતુ જો આપ રણ-

ભૂમિમાં પ્રાણાર્પણ કરશો તો તે સર્વ આશા લુપ્ત થશે; માટે આપ યુદ્ધ કરવું છોડી દો."

વીરશ્રેષ્ઠ ઉમેદસિંહ અત્યંત શોકાકુલ અને દુઃખિત થઇ શીઘ્ર રણક્ષેત્રનો ત્યાગ કરી હતાશ થઈ પોતાની શેષ સેનાસહિત સવાલી નામના ઘાટમાં આવ્યા. ઈંદ્રગઢ અતિ નિકટ હતો, તેથી તેઓ ઘાયલ થયેલી ઘોડીપરથી નીચે ઉતરી પડયા. તેઓ જેવા તેનાપરથી નીચે ઉતર્યા કે તરતજ તે ઘોડીએ પોતાના પ્રાણત્યાગ કર્યો. પોતાની પ્રિય ઘોડીનું મૃત્યુ થયેલું જોઇ વીરશ્રેષ્ઠ ઉમેદસિંહનું હૃદય શોકથી પરિપૂર્ણ થઇ ગયું. તેઓ તેની પાસે બેસી રોદન કરવા લાગ્યા. આ ઘોડીનું નામ હુંજા હતું. તે ઇરાનદેશની હતી અને દિલ્લીના પાદશાહે ઉમેદસિંહના પિતા બુધસિંહને તે ઉપહારમાં આપી હતી. બુધસિંહે આ ઘોડીપર આરૂઢ થઈ અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કર્યો હતો. આવી ઉત્તમ ઘોડીનું મરણ થતાં ઉમેદસિંહે શોક કર્યો તે શું આશ્ચર્યની વાત છે ? પાછળથી ઉમેદસિંહને જ્યારે બૂંદીનું રાજ્ય પ્રાપ્ત થયું ત્યારે તેમણે આ ઘોડીની એક સુંદર પાષાણમૂર્તિ નિર્માણ કરાવી તેને બૂંદીના ચોકમાં સ્થાપિત કરી હતી. પ્રત્યેક હાડાવીર આ મૂર્તિને ઉચ્ચ સન્માન આપે છે.[1]

અત્યંત દુઃખિત થઇ ઉમેદસિંહ ઈંદ્રગઢમાં ગયા. આ ઈંદ્રગઢના સામંત બૂંદીરાજ્યના પ્રધાન સામંત ગણાતા હતા.તેઓ ઉમેદસિંહના પિતાના તાબાના સામંત હતા;પરંતુ પાછળથી તેઓ રાજભક્તિના મસ્તકપર પ્રહાર કરીને અંબરના રાજાને તાબે થઇ ગયા. જ્યારે ઉમેદસિંહ તેમની નિકટ ગયા ત્યારે તેમના પ્રતિ તેમણે કિંચિત્ પણ સન્માન દર્શાવ્યું નહિ.ઉમેદસિંહે તેમની પાસે ઘોડો માગ્યો, પરંતુ તે પણ તેમણે આપ્યો નહિ અને તેમને શીઘ્ર ઈંદ્રગઢ છોડી જવાને માટે કહ્યું.ઉમેદસિંહ ઈંદ્રગઢના અધિપતિનાં આવાં આચરણથી અત્યંત દુઃખિત અને ક્રોધિત થયા અને તેમણે ત્યાંનું જલસુદ્ધાં પ્રાશન કર્યા વિના કરવાન તરફ ચાલવા માંડયું. આ પ્રદેશના અધિપતિ ઇંદ્રગઢના સામંતના જેવા કૃતઘ્ની નહોતા. તેમણે ઉમેદસિંહના આગમનના સમાચાર સાંભળી પરમ સંતુષ્ટ થઇ તેમનું માનસહિત સ્વાગત કર્યું અને તેઓ તેમને એક ઘોડો આપી પોતાની શક્તિઅનુસાર તેમને સહાય કરવાને તત્પર થયા. આ સમયે તેમણે શત્રુઓની સામે યુદ્ધ કરવું અશક્ય ધારી પોતાના વિશ્વાસુ હાડાવીરોને વિદાય આપી કહ્યું કે: "હાલ આપ પોતપોતાનાં સ્થાનપર જાઓ. પુનઃ-જ્યારે પ્રસંગ આવશે ત્યારે હું આપની સહાયતા ગ્રહણ કરીશ." આ પ્રકારે પોતાના સર્વ માણસોને વિદાય કરી ઉમેદસિંહ ચંબલનદીના તટપર આવેલા રામપુરા નામના સ્થાનમાં જઇ ત્યાંના પ્રાચીન વિધ્વસ્ત મહાલયમાં રહેવા લાગ્યા.

પરંતુ તેજસ્વી વીર ઉમેદસિંહને ઉક્ત સ્થાનમાં ઝાઝા દિવસ રહેવું પડયું નહિ. કોટાના ઉદાર મહારાજા દુર્જનસાલે આ સમયે તેમને ઘણી સહાય કરી. વળી હાડૌતીના એક ઉચ્ચ શ્રેણીના કવિએ પણ વીરબાળક ઉમેદસિંહનાં અદ્દભુત પરાક્રમ અને સાહસથી મોહિત થઇ તેમને બૂંદીનું સિંહાસન અપાવવાને માટે ઘણો પરિશ્રમ કર્યો. ઉક્ત રાજપૂતકવિ કેવલ લેખિનીનોજ ઉપયોગ કરી જાણતો નહોતો; પરંતુ તે સમશેરનો પણ સારી રીતે ઉપયોગ કરી શકતો હતો. એક તરફથી તે લેખિનીનો ઉપયોગ કરી મહાવીર ઉમેદસિંહની અદ્દભુત વીરતાનાં કાવ્યો રચી હાડાજાતિને ઉત્તેજિત કરતો હતો અને બીજી તરફથી તે સ્વયં પોતાના હાથમા સમશેર ગ્રહણ કરી યુદ્ધભૂમિમાં ઉતરી ઉમેદસિંહના સૌભાગ્યનો માર્ગ સ્વચ્છ કરતો હતો. કોટાના મહારાજાએ આ કવિને પોતાની સેનાનો સેનાપતિ બનાવી શીઘ્ર તેને બૂંદી જીતવાને માટે મોકલી આપ્યો. પરમ તેજસ્વી ઉમેદસિંહે પુનઃ પોતાના ભાગ્યની પરીક્ષા કરવા માટે પોતાના માણસો તથા કોટાની સેનાને લઇ બૂંદીપર આક્રમણ કર્યું.

વારંવાર તોપના ગોળા પડવાથી બૂંદીની દિવાલો વિધ્વસ્ત થઇ ગઈ હતી, તેથી દેશદ્રોહી અને રાજદ્રોહી દલેલસિંહ કે જેને જયસિંહે બૂંદીના સિંહાસનપર અભિષિકત કર્યો હતો તે ઉમેદસિંહના આગમનના સમાચાર સાંભળી શીઘ્ર તેમની ગતિ રોકવાને માટે નગરની બહાર નીકળ્યો; પરંતુ તે કોઈ પણ પ્રકારે સફળમનોરથ થઈ શકયો નહિ. વીરશ્રેષ્ઠ ઉમેદસિંહે ઘણી સરલતાથી બૂંદીનગરપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. દલેલસિંહ પોતાની રક્ષા કરવાને માટે બૂંદીના પ્રધાન કિલ્લા

[1] કર્નલ ટૉડ લખે છે કે:-મેં ઉક્ત મૂર્તિનાં દર્શન કરી તેને પ્રણામ કર્યાં હતા. જો હું હાડાવટીમાં નિવાસ કરતો હોત તો પ્રત્યેક ઉત્સવમાં મેં તે મૂર્તિના ગળામાં હાર પહેરાવ્યો હોત.

તારાગઢમાં આવ્યો ગયો. ઉમેદસિંહે શીઘ્ર તારાગઢને ઘેરી લીધો. જે વીરકવિએ ઉમેદસિંહને ઘણી સહાયતા કરી હતી, તે કવિ પોતાનીજ જાતિના એક વિશ્વાસઘાતી મનુષ્યના હાથથી આ સમયે માર્યો ગયો. તેના મસ્તકપર એક સફેદ ચાદર ઓઢાડી તેના મૃત્યુના સમચાર ગુપ્ત રાખવામાં આવ્યા. અંતે ઉમેદસિંહે ભીષણ પરાક્રમથી તે કિલ્લાપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. દલેલસિંહ ભયભીત થઇ કિલ્લો છોડીને નાસી ગયો. હવે ઉમેદસિંહ પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા.

દલેલસિંહે નાસીને શીઘ્ર જયપુરમાં જઈ ઇશ્વરીસિંહને પોતાના પરાજયના વર્તમાન કહી સંભળાવ્યા. જયપુરનો રાજા આ વર્તમાન સાંભળી અસંત ક્રોધિત થયો અને તેણે વિખ્યાત વીરશ્રેષ્ઠ કેશવદાસ ખત્રીને એક સેના આપી શીઘ્ર બૂંદીપર અધિકાર સ્થાપિત કરવાને મોકલ્યો. ઉમેદસિંહને બૂંદીની વિધ્વસ્ત થઈ ગયેલી દિવાલોની મરામત કરાવવાનો પણ અવકાશ મળ્યો નહિ, એટલામાં તેમણે અંબરની સેનાના આગમનના સમાચાર સાંભળી યુદ્ધને માટે તૈયારી કરી. તેમને અવકાશ નહિ મળવાથી તેઓ યુદ્ધની સારી તૈયારી કરી શકયા નહિ, તેથી અંબરની શિક્ષિત સેના ઘણી સરલતાથી વિજય પ્રાપ્ત કરી શકી. જો કે અંબરની રાજપતાકા બૂંદીના શિખરપર ફરકવા લાગી ખરી; પરંતુ જ્યારે દલેલસિંહને ત્યાંના રાજસિંહાસનપર અભિષિક્ત કરવાનો પ્રસ્તાવ ઉપસ્થિત થયો ત્યારે તે આગલું દુ:ખ સંભારી તેપર બેસવાને કબૂલ થયો નહિ.

ઉમેદસિંહ પુનઃ દુર્ભાગ્યરૂપી સમુદ્રમાં નિમગ્ન થયા. તેમણે પોતાના પિતાના સિંહાસનપર પુનઃ પોતાનો અધિકાર સ્થાપિત કરવાને માટે મારવાડ અને મેવાડના મહારાજાપાસે સહાય માગી; પરંતુ કોઇએ પણ તેમને સહાય આપી નહિ. અંતે નિરુપાય બની તેઓ પોતાની સાથે જે થોડા વિશ્વાસુ સેવકો રહ્યા હતા તેમનીજ સહાયથી પોતાના શત્રુઓનું અનિષ્ટ કરવાને પ્રવૃત્ત થયા. તેઓ બૂંદીરાજ્યના વિનોદિયા નામના ગામમાં ગયા ત્યારે તેમને સર્વ વિપત્તિઓનાં મૂળરૂપ તેમની સાવકી માતાનો મેળાપ થયો. આ ગામમાં જયસિંહની ભગિની નિવાસ કરતી હતી.તેણે પોતાના દોષથી પોતાના સ્વામી અને સાવકાપુત્રોને મહાવિપત્તિમાં નાખ્યા હતા, તેથી તે હવે મનમાં પુષ્કળ અનુતાપ કરતી વિનોદિયા નામના ગામમાં રહી પોતાનો સમય વ્યતીત કરતી હતી. ઉમેદસિંહ 'પોતાની સાવકીમાતા આ ગામમાં નિવાસ કરે છે,એવા સમાચાર સાંભળી શીઘ્ર તેને મળવાને ગયા. તેમણે પોતાની સાવકી માતાનીપાસે જઈ તેની ચરણવંદના કરી. ઉમેદસિંહને આવી શોચનીય દશામાં જોઈ મહારાણીના શોકનો પાર રહ્યો નહિ. તેણે દીર્ઘકાળ સુધી અનુતાપ કરીને એવો નિશ્ચય કર્યો હતો કે જે પ્રકારે મારાદ્વારા બૂંદીના રાજાનું અનિષ્ટ થયું છે, તેજ પ્રકારે તેનું કલ્યાણ કરવાને માટે પણ હું મારી સર્વ શક્તિનો ઉપયોગ કરીશ. તેણે ઘણીવાર સુધી ઉમેદસિંહની સાથે વાર્તાલાપ કરીને અંતે તેમને એવી સલાહ આપી કે:–" તમે દક્ષિણમાં જઈ મહારાષ્ટ્રીયલોકોની સહાય માગો. હું પણ તમારી સાથે આવું છું." આવો નિર્ણય કરીને ઉભય દક્ષિણ તરફ ચાલ્યાં. થોડા દિવસમાં તેઓ મલ્હારરાવ હોલ્કરની છાવણીમાં જઈ પહોંચ્યાં. હોલ્કર જાતનો ભરવાડ હતો. પોતાના સાવકાપુત્રના હિતને અર્થે જયસિંહની ભગિનીએ તેની સાથે બંધુભગિનીનો સંબંધ જોડયો.

જો કે મલ્હારરાવહોલ્કરે નીચ કુલમાં જન્મ લીધો હતો,તથાપિ તેનામાં ઉચ્ચ કુલમાં ઉત્પન્ન થયેલા માણસના જેવા ગુણ હતા. તે રાણીના પ્રસ્તાવનો સ્વીકાર કરી બૂંદીનું રાજ્ય ઉમેદસિંહને અપાવવાને તત્પર થયો. રાણી પ્રથમ તેને જયપુરમાં લઈ ગઇ. આમ કરવામાં તેનો હેતુ અંબરના મહારાજા ઇશ્વરીસિંહને પરાસ્ત કરવાનો હતો; કારણકે ઇશ્વરીસિંહને પરાસ્ત કરવાથી શીઘ્ર બૂંદી હસ્તગત થવાનો સંભવ હતો. અંબરનો રાજા ઇશ્વરીસિંહ હોલ્કરના આગમનના સમાચાર સાંભળી યુદ્ધ કરવાને માટે પોતાની રાજધાની છોડીને તેની સામે ચાલ્યો. આ સમયપૂર્વે તેણે પોતાના મંત્રી કેશવદાસની હત્યા કરી હતી. કેશવદાસને હરસહાય અને ગુરુસહાય નામના બે પુત્રો હતા. તેઓ સદા ઇશ્વરીસિંહપર પોતાના પિતાના મૃત્યુનું વૈર લેવાનો પ્રયત્ન કરતા હતા. આ સુસંધિનો લાભ લઇ તેમણે ઇશ્વરીસિંહનું અનિષ્ટ કરવાને માટે તેને વિપરીત સલાહ આપી કે:–"હોલ્કરનું સૈન્ય ઘણું થોડું છે, માટે જો આપ તેની સામે યુદ્ધ કરશો તો અવશ્ય તેનો પરાભવ થશે." વાસ્તવમાં મહારાષ્ટ્રીયસેના નાની નહોતી;

પરંતુ ઇશ્વરીસિંહને વિપત્તિમાં નાખવાને માટેજ હરસહાય અને ગુરુસહાયે તેને નાની બતાવી હતી. ઇશ્વરીસિંહ ઉક્ત ઉભય ભ્રાતાઓનાં વચનપર વિશ્વાસ રાખીને અંબરના તાબાના બગરૂ નામના સ્થાનમાં ગયા ત્યારે તેમને ખબર પડી કે ખરેખર મને ઠગવામાં આવ્યો છે. આ સબંધે ઉલ્લેખ કરતાં એક હાડા-કવિએ જણાવ્યું છે કેઃ—

મંત્રી મોટો મારિયો, ખતરી કેશોદાસ; જબહી છોડી ઇશરી, રાજ કરનકી આશ.

અર્થાત્ ઇશ્વરીસિંહે જે દિવસે મંત્રી કેશવદાસના પ્રાણનો નાશ કર્યો, તેજ દિવસે તેમણે રાજ્ય કરવાની સંપૂર્ણ આશા છોડી દીધી હતી.

ઇશ્વરીસિંહ ઘણી નાની સેના લઇને હોલ્કરની સામે યુદ્ધ કરવાને ગયો હતો. જ્યારે તેણે શત્રુની પ્રચંડ સેના જોઈ ત્યારે તેણે યુદ્ધમાં વિજય મેળવવો અશક્ય ધારી બગરૂના કિલ્લામાં આશ્રય લીધો. મહારાષ્ટ્રીયનેતા મલ્હારરાવહોલ્કરે શીઘ્ર બગરૂનો કિલ્લો ઘેરી લીધો. ઇશ્વરીસિંહ દશ દિવસપર્યંત બગરૂના કિલ્લામાં રહ્યો. અંતે તે હતાશ થઈ શત્રુની સાથે સંધિ કરવાને તૈયાર થયો. મલ્હારરાવના પ્રસ્તાવથી ઇશ્વરીસિંહે પોતાનો અને પોતાના ઉત્તરાધિકારીઓનો સંપૂર્ણ અધિકાર બૂંદીરાજ્યપરથી ઉઠાવી લીધો અને તે ઉમેદસિંહને અર્પણ કર્યો. ઉક્ત શરત કરવાથીજ તેનો છૂટકો થયો નહિ; પરંતુ તેને તેજ સ્થળે ઉમેદસિંહને બૂંદીના અધીશ્વરતરિકે સ્વીકારવા પડયા. હોલ્કર શીઘ્ર ઉમેદસિંહને લઈને બૂંદીમાં જઈ પહોંચ્યો. તેણે તત્કાળ બૂંદીનું સિંહાસન ઉમેદસિંહને અર્પણ કર્યું. ઉમેદસિંહનો ભારે ધામધૂમસહિત અભિષેક કરવામાં આવ્યો. આ અભિષેકના ઉત્સવપ્રસંગે રાવરાજા ઉમેદસિંહને એવા વર્તમાન પ્રાપ્ત થયા કે ઇશ્વરીસિંહને મહા અપમાનથી આત્મઘૃણા ઉત્પન્ન થઇ અને તેથી તેણે વિષપાન કરી આત્મહત્યા કરી છે.

ઉમેદસિંહ ચૌદ વર્ષપર્યંત વને વન અને પર્વતે પર્વત ભ્રમણ કરીને અનેક કષ્ટો સહન કર્યા પછી સંવત ૧૮૦૫ ( ઇ૦ સ૦ ૧૭૪૯ ) માં પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા. હોલ્કરે તેમને જે સહાય કરી હતી તેના પુરસ્કારમાં તેમણે તેને ચંબલનદીના તટપર આવેલો પાટણપ્રદેશ અર્પણ કર્યો.[૧]

બૂંદીનું રાજ્ય ચૌદ વર્ષપર્યંત અન્ય માણસના અધિકારમાં રહ્યું તે અરસામાં તે નષ્ટભ્રષ્ટ થઇ ગયું હતું. આ દીર્ઘકાળમાં દલેલસિંહે કેવલ એટલું સત્કાર્ય કર્યું કે તેણે રાજમહાલય અને તારાગઢના કિલ્લાની ચારે તરફ દિવાલો બંધાવી. ઉમેદસિંહે પોતાના પિતાના સિંહાસનપર વિરાજમાન થઇને સૌથી પ્રથમ રાજ્યની શ્રીવૃદ્ધિ અને પ્રજાનું કલ્યાણ કરવાપ્રત્યે લક્ષ્ય આપ્યું; પરંતુ મહારાષ્ટ્રીઓના ભીષણ અત્યાચારથી તેમનો તે ઉદ્યોગ સફળ થયો નહિ. જે મહારાષ્ટ્રીઓની સહાયથી તેમણે પોતાના પિતાનું સિંહાસન પ્રાપ્ત કર્યું હતું, તેઓ આ સમયે સમસ્ત રાજસ્થાનમાં ભયંકર અત્યાચાર કરતા હતા. રાજપૂતોમાં માંહોમાંહેનો કલહ પ્રબળ થયેલો હોવાથી મહારાષ્ટ્રીઓ ઘણા ફાવી ગયા હતા.તેજ કારણથી તેઓ અત્યંત સરલતાથી પોતાની પ્રભુતાનો વિસ્તાર કરવાને સમર્થ થયા હતા. મહારાષ્ટ્રીઓના અત્યાચારથી સમસ્ત રાજસ્થાનમાં બૂંદીના રાજ્યને સૌથી વિશેષ હાનિ થઇ. જો વીરશ્રેષ્ઠ ઉમેદસિંહ પોતાના જીવનપર્યંત પોતાના સ્વાભાવિક સાહસ અને પરાક્રમથી બૂંદીરાજ્યનું શાસન કરત, જો તેઓ પોતાની ઇચ્છાથી અકાળે રાજ્યશાસનનો ભાર છોડી ન દેત તો મહારાષ્ટ્રીઓ હાડાઓનું આટલું બધું અનિષ્ટ કદિ પણ કરી શકત નહિ.

કર્નલ ટૅાડ લખે છે કેઃ–"ઉમેદસિંહ મૂળથીજ ધાર્મિક વૃત્તિના હતા; પરંતુ તેમના હાથથી એક દુષ્કાર્ય થયું તેથી તેમના નિર્મલ ચરિત્રમાં એક કલંક લાગી ગયું. જો તેમને આ કલંક લાગ્યું ન હોત તો તેઓ રાજપૂતજાતિના ઇતિહાસમાં સર્વોત્તમ વીર ગણાત."પરંતુ કર્નલ ટૅાડના આ અભિપ્રાયનું અમે સમર્થન કરી શકતા નથી. ઉમેદસિંહે ઇંદ્રગઢના સામંત દેવસિંહપર જે વૈર લીધું તેથી કર્નલ ટૅાડ તેમના ચરિત્રમાં કલંક લાગેલું જણાવે છે; પરંતુ અમે તેને કલંકિત કાર્ય માનતા નથી, કારણ કે ઇંદ્રગઢના સામંતે ઉમેદ-

[૧] ઈ. સ. ૧૮૧૭માં બ્રિટિશસરકારે આ દેશ મહારાષ્ટ્રીઓની પાસેથી ખુંચવી લઈ બૂંદીના મહારાવ( ઉમેદસિંહના પૌત્ર ) ને પુનઃ અર્પણ કર્યો તેથી તેઓ પરમ સંતુષ્ટ થયા. કર્નલ ટૅાડે આ કાર્ય સિદ્ધ કરવામાં પુષ્કળ પરિશ્રમ કર્યો હતો.

ાસંહની નિઃસહાય અવસ્થામાં તેમનાપ્રત્યે કેવું વર્તન ચલાવ્યું હતું તે પાઠકોને સુવિદિતજ છે. તેમણે સંવત ૧૮૧૩ ( ઈ૦ સ૦ ૧૭૫૭ ) માં દેવસિંહપર નીચે પ્રમાણે વૈર લીધું. તેઓ ઉક્ત વર્ષમાં કરવરની સમીપ વિજ્યસેની માતાના મંદિરમાં પૂજા કરવાને માટે ગયા હતા. આ સ્થાન ઇંદ્રગઢની નિકટ-જ આવેલું છે. ઉમેદસિંહે દેવસિંહને પુત્રોસહિત આવી પોતાને મળવાની આજ્ઞા કરી. દેવસિંહના સલાહકારોએ તેને રાજાની આજ્ઞા નહિ માનવાની સલાહ આપી; પરંતુ તેણે તેપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. તે શીઘ્ર પોતાના પુત્રોસહિત ઉમેદસિંહની પાસે ગયો. ઉમેદસિંહે તેનો અને તેના પુત્રોનો સંહાર કરીને તેના કુલનો સંપૂર્ણ લોપ કરી દીધો. તેમણે તેમની ચિતામાંથી નીકળતા ધૂમ્ર-થી આકાશને અપવિત્ર થતું અટકાવવાને માટે તેમનાં શબોને નદીના જલમાં ફેંકાવી દીધાં. આ કાર્ય પછી ઉમેદસિંહે ઇંદ્રગઢ દેવસિંહના ભ્રાતાને સમર્પણ કરી દીધો.

ઉમેદસિંહના આ કૃત્યને કર્નલ ટૉડે મહાપાપી કાર્ય ગણ્યું છે; પરંતુ જ્યારે આપણે દેવીસિંહે તેમને કરેલી હાનિનું સ્મરણ કરીએ છીએ ત્યારે તેને ઉચિત ફળજ મળ્યું હતું એવા ઉદ્ગારો સ્વા-ભાવિકરીતે આપણા મુખમાંથી નીકળી જાય છે. ઉમેદસિંહ જ્યારે ડબલાનાના યુદ્ધમાં પરાસ્ત થઇને ઇંદ્રગઢમાં દેવીસિંહની પાસે ગયા હતા, ત્યારે તેણે તેમની સાથે કેવું દુર્વર્તન ચલાવ્યું હતું તે પાઠકોને સુવિદિત છે. જો ઉમેદસિંહ ધારત તો તેઓ સિંહાસનપર બેઠા પછી શીઘ્ર તે કાપુરુષના ઘૃણિત વર્તનનો ઉચિત દંડ તેને આપી શકત; પરંતુ તેમણે આઠ વર્ષપર્યંત તેને કાંઇપણ શિક્ષા કરી નહિ. આ ઉપરથી તેમના હૃદયની ઉચ્ચતા સ્પષ્ટરીતે પ્રતીત થાય છે. જે માણસે તેમને મહાવિપત્તિના સમયમાં આશ્રય આપ્યો નહોતો અને જે માણસે તેમને એક સાધારણ અશ્વસુદ્ધાં આપ્યો નહોતો, તે માણસપર તેમણે પોતાના અભ્યુદયના સમયમાં કિંચિત્ પણ વૈર લીધું નહોતું; પરંતુ તે માણસ તો હજીયે ઉમેદસિંહપ્રત્યે ઘૃણા ધરાવતો હતો અને તેમનું અનિષ્ટ કરવાની એકપણ સંધિ વૃથા જવા દેતો નહોતો. ઉમેદસિંહે બૂંદીના સિંહાસનપર અધિષ્ઠિત થયા પછી આઠ વર્ષે પોતાની ભગિની-નો વિવાહ અંબરના મહારાજા માધોસિંહની સાથે કરવાને માટે વિધિઅનુસાર નાળીએર મોકલ્યું. માધોસિંહે પોતાની રાજસભામાં પોતાના સામંતો અને કુટુંબીજનોની સમક્ષ પરમ આદરપૂર્વક તે નાળીએરનો સ્વીકાર કર્યો. દૈવયોગથી આ સમયે ઇંદ્રગઢનો સામંત દેવીસિંહ અંબરમાં જઇ પહોંચ્યો. અંબરરાજ માધોસિંહે તેને પ્રશ્ન કર્યો કેઃ-"બુધસિંહની પુત્રી કેવી સુંદરી છે ? તેનાં રૂપગુણની શી સ્થિતિ છે ? " નીચ દેવસિંહે ઉમેદસિંહનું અનિષ્ટ કરવાની સુસંધિ પ્રાપ્ત થયેલી જોઇ એવો પ્રત્યુ-ત્તર આપ્યો કેઃ-" એ કન્યા બુધસિંહના વીર્યથી ઉત્પન્ન થયેલી નથી. " આ વચનો સાંભળી માધો-ાસંહના શોકનો પાર રહ્યો નહિ. તેમણે દુઃખિત હૃદયથી વિવાહનું નાળીએર પાછું ફેરવ્યું. એકવાર સ્વીકૃત થયેલું નાળીએર પાછું ફરે એના જેવું ભયંકર અપમાન રાજપૂતો બીજું કાંઇપણ માનતા નથી. આ અપમાનથી ઉમેદસિંહનું હૃદય અત્યંત દગ્ધ થયું; પરંતુ મારવાડના રાજા વિજયસિંહે ઉમેદસિંહની ઉક્ત ભગિનીની સાથે વિવાહ કરી તેમને પરમ સન્માન આપ્યું.

આ ઘટના જાણ્યાપછી પાઠકો ઉમેદસિંહે લીધેલા વૈરને ઉચિત વા અનુચિત ગણવું તે વિષે સત્ય નિર્ણય કરી શકશે. ઇતિહાસવેત્તા કર્નલ ટૉડે આને કલંક ગણ્યું છે; પરંતુ અમે કહીએ છીએ કે જે રાજપૂત અપમાનનું વૈર લીધાવિના મૌન ધારણ કરીને બેસી રહે છે, તે કાપુરુષ ગણાય છે. ઉમેદસિંહે આઠ વર્ષપર્યંત દેવીસિંહને કાંઇપણ શિક્ષા કરી નહોતી, ત્યારે તેમના જેવો ક્ષમાશીલ મનુષ્ય બીજો કોણ ગણાશે ? તેમણે તેનો અને તેના પુત્રોનો સંહાર કરાવ્યો તેનું મુખ્ય કારણ તેણે તેમની ભગિની અને માતાની કરેલી નિંદાજ હતી. જે સ્ત્રી પોતાના પતિની પ્રજ્વલિત ચિતામાં પ્રાણાર્પણ કરે, તે સ્ત્રીના સતીત્વવિષે કિંચિત્ પણ શંકા લઈ જવી એ કેવું ઘોર પાપ છે, તે પા-ઠકોને સુવિદિત છે. દેવીસિંહે ભરસભામાં માધોસિંહને એમ કહ્યું હતું કેઃ-"ઉમેદસિંહની ભગિની તેના પિતાના વીર્યથી ઉત્પન્ન થઈ નથી." આમ કહીને તેણે તેમની માતાના સતીત્વને મહાકલંક લગાડ્યું હતું. હવે વિચાર કરો કે આ જગતમાં એવો કયો રાજા છે કે જે પોતાના તાબાના સામંતને પો-તાની માતાના સતીત્વપર કલંક લગાડતો જોઇ મૌન ધારણ કરીને બેસી રહે ?

ઉમેદસિંહે દેવીસિંહ અને તેના પુત્રોનો સંહાર કર્યો એ ઉચિતજ કાર્ય હતું, એમાં કિંચિત્

પણ શક નથી. આ કાર્ય કદિપણ કલંકદાયક ગણી શકાય નહિ.

ધીમે ધીમે પંદર વર્ષો અનંતકાળરૂપી સમુદ્રમાં લીન થઇ ગયાં. આ પંદર વર્ષોમાં ઉમેદસિંહ અ-વિશ્રાન્ત પરિશ્રમ કરી પ્રજાનાં નાનાપ્રકારનાં દુઃખોનું નિવારણ કરી સુશાસન કરવામાં પ્રવૃત્ત રહ્યા; પરંતુ તેમનું હૃદય સર્વદા એક વિચારથી શોકાકુલ રહેતું હતું. દેવીસિંહ અને તેના પુત્રોના પ્રાણ-નાશનો વિચાર સર્વદા તેમના હૃદયને ડંખ્યા કરતો હતો. જો કે કોઇપણ માણસે તેમના આ કૃત્ય-પ્રત્યે અસંતોષ પ્રદર્શિત કર્યો નહોતો, જો કે સર્વ માણસે તે વાતને વિસ્મૃતિના સાગરમાં નિમગ્ન કરી દીધી હતી, જો કે તેઓ પોતે માનતા હતા કે દેવીસિંહને ઉચિત દંડજ પ્રાપ્ત થયો છે; તે છતાંપણ તેમનું હૃદય વ્યથિત થતું હતું. તેઓ પોતાને આ કાર્યથી 'મહા અપરાધી ગણી પોતાના પાપની નિવૃત્તિને અર્થે પોતાનું રાજ્ય છોડી દેવાને તત્પર થયા. તેમણે સિંહાસન છોડી ભારતવર્ષનાં સર્વ તીર્થોની યાત્રા કરી ધર્માચરણ અને અનુતાપમાં પોતાનું શેષજીવન વ્યતીત કરવાનો સંકલ્પ કર્યો.

સંવત ૧૮૨૭ (ઇ૦ સ૦ ૧૭૭૧) માં ઉમેદસિંહનું રાજકીયજીવન વિલુપ્ત થઇ ગયું. રાજપૂત-જાતિની ચિરપ્રચલિત રીતિઅનુસાર રાજ ત્યાગની સર્વ વિધિઓ થવા લાગી. તેમના પુત્ર અજિત-સિંહે તેમની એક મૂર્તિ બનાવી વિધિપૂર્વક તેને ચિતામાં બાળીને ભસ્મીભૂત કરી અને તેમણે આશૌચના સર્વ નિયમો પાળ્યા. રાજાના અંતઃપુરમાં હાહાકાર પ્રવર્તી રહ્યો. સર્વત્ર રોદનધ્વનિ કર્ણગોચર થવા લાગ્યો. નિયુક્ત આશૌચકાળ વ્યતીત થયા પછી અજિતસિંહે ક્ષૌરકર્મ કરાવ્યું અને પોતાના પિતાની સાંગોપાંગ ઉત્તરક્રિયા કરી. યથાર્થ મૃત્યુ થતાં જે ક્રિયા કરવામાં આવે છે તે સમસ્ત ક્રિયા આ સમયે કરવામાં આવી. આ ઉત્તરક્રિયા સમાપ્ત થયા પછી અજિતસિંહ મહા ધામધૂમસહિત પો-તાના પિતાના સિંહાસનપર વિરાજમાન થયા.

ઉમેદસિંહે રાજ્યભારનો ત્યાગ કરી શ્રીજીની ઉપાધિ ધારણ કરી (તેઓ જીવનપર્યંત શ્રીજીના નામથીજ ઓળખાયા હતા.) અને કેદારનાથતીર્થમાં જઈ ત્યાં નિવાસ કર્યો. આ તીર્થમાં પઠારના સામંતે અદ્દભુતરીતે આરોગ્યતા પ્રાપ્ત કરી હતી. રાજ્ય છોડી યોગીનો વેષ ધારણ કરી સર્વ તીર્થોમાં ભ્રમણ કરવાથી અને ઇષ્ટદેવતાનું ધ્યાન ધરવાથી સર્વ પ્રકારની શાંતિ પ્રાપ્ત થશે અને મારાથી જે પાપ થયું છે તેનું નિવારણ થઈ જશે, એવા વિચારથીજ ઉમેદસિંહે પોતાનું ઉચ્ચપદ પરિત્યાગ કર્યું હતું. જે રીતે તેમણે ઉચ્ચવંશમાં જન્મ ગ્રહણ કર્યો હતો અને ઉચ્ચપદ પ્રાપ્ત કર્યું હતું તે પ્રકારે તેમનું હૃદય પણ ઉદાર અને ઉચ્ચ હતું. તેમણે ધર્મતત્ત્વની ખોજ કરવાને માટે સમસ્ત ભારતવર્ષમાં જ્યાં જ્યાં ભ્રમણ કર્યું હતું અને તેઓ જે જે મહાત્માઓના સમાગમમાં આવ્યા હતા, ત્યાં ત્યાં અને તે તે મહાત્માઓદ્વારા તેઓ પરમ જ્ઞાનીતરિકે પ્રશંસા પામ્યા હતા. સમસ્ત યોગી, યતિ, બ્રહ્મચારી અને સાધુઓ તથા ભક્તવૃંદો તેમને 'મહાજ્ઞાનીપુરુષતરિકે ઓળખતા હતા અને તે માટે તેઓ તેમને પરમ સન્માન આપતા હતા. ઉમેદસિંહે સ્વદેશી અને પરદેશીરાજ્યનો ઇતિહાસ વાંચ્યો હતો અને તેથી તેઓ કેવળ એવા અનુમાનપર આવ્યા હતા કેઃ—"રાજ્યનું ઐશ્વર્ય અને આડંબર કેવળ આત્માના વિનાશનું કારણ છે; પરંતુ જે રાજા વખતસર એ ઐશ્વર્ય અને આડંબરનો ત્યાગ કરી દેવારાધના તથા પુણ્યસંચય કરવાને પ્રવૃત્ત થાય છે, તેજ યથાર્થ સુખ પ્રાપ્ત કરી શકે છે." તેઓ સારીરીતે જાણતા હતા કે કેવળ કૃષ્ણના મંદિરમાં વા ગંગાતટે રહેવા કરતાં ભારતવર્ષનાં સમસ્ત તીર્થોની યાત્રા કરી ભગવાનનો અનંતમહિમા જાણવો વધુ શ્રેયસ્કર છે. આથી તેમણે શાસ્ત્રપુરાણમાં વાંચેલાં અનેક સ્થળોનું સ્વદૃષ્ટિથી દર્શન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો; પરંતુ ઉમેદસિંહનું પૂર્વજીવન કેવળ ક્ષાત્રધર્મના પરિપાલનમાંજ વ્યતીત થયું હતું, તેથી તેઓ સંપૂર્ણ સંન્યાસીવેષ ધારણ કરી શક્યા નહિ. તેઓ શસ્ત્રોથી સજ્જીત થઈને બહાર નીકળ્યા. આ સમયે યાત્રાળુ મનુષ્યોના માર્ગમાં અનેક વિઘ્નો ઉપસ્થિત થતાં હતાં, તેથી ઉમેદસિંહે પોતાના બાહુબળથી સમસ્ત વિઘ્નો દૂર કરી પોતાનો મનોરથ સિદ્ધ કરવાનો સંકલ્પ કર્યો હતો. તીર્થયાત્રા કરતી વખત અનેક પ્રકારનાં શારીરિક કષ્ટો સહન કરવાં એ અધિક પુણ્યદાયક છે, એવી તેમની માન્યતા હતી. આ સમયે તેમણે બે વીરો પણ મહાકષ્ટથી ધારણ કરી શકે એવાં પ્રચંડ અસ્ત્રશસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેમણે પ્રથમ અસ્ત્રાઘાતનો પ્રતિરોધ કરવાને માટે રૂથી ભરેલો અંગરખો પરિધાન કર્યો અને ત્યારપછી તેમણે ઢાલ, તલવાર, બંદુક, ભાલો, કટાર, જમૈયો,

કુઠાર, દારૂ, ગોળી, તીક્ષ્ણ ધારવાળાં લોહચક્રો, ધનુષ, બાણ ઇત્યાદિ શસ્ત્રાસ્ત્રોથી પોતાનું અંગ શોભાયમાન કર્યું.

વીરયાત્રાળુ ઉમેદસિંહ પોતાની સાથે ઘણા થોડા સેવકોને લઇ કેટલાંક વર્ષો સુધી ઉત્તરમાં ગંગોત્રી, દક્ષિણમાં સેતુબંધ રામેશ્વર, પૂર્વમાં આરાકાનના ગરમ સીતાકુંડ અને ઓરિસ્સા અને પશ્ચિમમાં દ્વારિકાં સુધી ભ્રમણ કરતા રહ્યા. તેઓ માત્ર તીર્થસ્થાનમાંજ જતા નહોતા; પરંતુ પ્રાકૃતિક સૌંદર્યથી પરિપૂર્ણ એવાં પ્રત્યેક સુપ્રસિદ્ધ સ્થાનમાં અને પંડિતોનાં નિવાસસ્થાનમાં પણ ગયા હતા. વચ્ચે વચ્ચે તેઓ પોતાના પૈતૃકરાજ્યની સીમાપર પણ આવતા હતા. આ સમયે કેવળ તેમના રાજ્યનાજ માણસોએ નહિ, પરંતુ સમસ્ત રાજસ્થાનના રાજપૂતોએ તેમને પરમ સન્માનપૂર્વક અભિનંદન આપ્યું હતું. વીર ઉમેદસિંહ જે જે રાજપૂતરાજાના દેશમાં જતા, તે તે તેમના આગમનથી પોતાને પુણ્યવાન માનતા હતા. જેમના રાજમહાલયમાં તેમના ચરણનો સ્પર્શ થતો, તેઓ તેને પવિત્ર થયેલો માનતા. આ સમયે સર્વ રાજાઓ સંસારથી વિરક્ત થયેલા ઉમેદસિંહને મહાત્મા માનતા હતા અને તેમના ઉપદેશાનુસાર કાર્ય કરતા હતા. ઉમેદસિંહ જેને ઉપદેશ કરતા તે તેને પ્રાણાંતપર્યંત પાળતો હતો. તેમના ઉપદેશને સર્વ સર્વાંશે સત્ય માનતા હતા. ઉમેદસિંહના જીવનકાળમાં હાડાલોકો તેમનાપ્રતિ જે પ્રકારે ઉચ્ચ સન્માન દર્શાવતા હતા, તે પ્રકારે તેમના મરણ પછી પણ તેઓ તેમના પ્રતિ ઉચ્ચ સન્માન દર્શાવતા રહ્યા હતા. ઉમેદસિંહનાં વચનો વેદવાક્યવત્ મનાતાં હતાં. તેમનાં જે જે સ્મૃતિ-ચિન્હો હાડાલોકોને પ્રાપ્ત થયાં હતાં, તે તે સર્વ તેમણે દેવદ્રવ્યતરિકે સંગ્રહી રાખ્યાં છે. ઉમેદસિંહ અંતે ભારતવર્ષની સીમાબહાર મકરાનની પાસેના હિંગલાજ નામના સ્થાનમાં ગયા.ત્યાંથી તેઓ અગ્નિદેવના તીર્થમાં જઇ દ્વારિકામાં આવ્યા. જ્યારે તેઓ ત્યાંથી પાછા ફરતા હતા ત્યારે માર્ગમાં તેમને કાબા નામના એક લૂંટારૂદલે ઘેરી લીધા; પરંતુ વીરશ્રેષ્ઠ ઉમેદસિંહે આ લૂંટારાઓની સામે પરમ વીરતાથી યુદ્ધ કરી તેમનો સંપૂર્ણ પરાભવ કર્યો અને તેમના નેતાને બંદીવાન કરી લીધો. તે નેતાએ મુક્તિ પ્રાપ્ત કરવાને માટે સોગંદપૂર્વક જણાવ્યું કે હું હવે કદિ પણ દ્વારિકાંના યાત્રાળુઓપર આક્રમણ કરીશ નહિ.

જો કે ઉમેદસિંહે આ પ્રકારે દીર્ઘકાળપર્યંત તીર્થોમાં ભ્રમણ કરી પુણ્યની સાથે જ્ઞાનનો સંચય કર્યો હતો, જો કે તેમણે રાજસિંહાસન પુનઃ કદિ પણ ગ્રહણ નહિ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો; તોપણ એક ઘટનાએ તેમને પુનઃ સંસારના ચક્રમાં સપડાવી દીધા. તેમના એકના એક પુત્ર અજિતસિંહનું મૃત્યુ થતાં પોતાના સગીર પૌત્રને રાજશિક્ષા આપવાનું અને તેના પ્રતિનિધિતરિકે રાજકાર્ય કરવાનું કામ તેમના શિરપર આવી પડ્યું. આ ઘટનાનું વર્ણન કરતાં અમને બંબાવદાની એક સતીનાં વચનોનું સ્મરણ થાય છે. પોતાના પતિની પ્રજ્વલિત ચિતાપર આરૂઢ થતી વખતે ઉક્ત સતીએ કહ્યું હતું કેઃ–" જો રાવ અને રાણા વસંતીઉત્સવ ( અહેર ) થયા પૂર્વે કદિ એકબીજાને મળશે તો ઉભયનું મૃત્યુ થશે."

વીલહટા નામના ગામમાં મીનાજાતિની એક શાખા નિવાસ કરતી હતી. આ સ્થાનમાં ઉત્તમ આમ્રફળો થતાં હતાં. આ ગામને અજિતસિંહે પોતાના તાબાનું ગામ ધારી તેની ચોતરફ કોટ બંધાવી તેને કિલ્લો બનાવી દીધો. મેવાડના કેટલાક સામંતોની ઉશ્કેરણીથી એક લૂંટારૂદલ તે ગામપર આક્રમણ કરવાને તત્પર થયું. અજિતસિંહે આ લૂંટારાઓને ભયભીત કરવાને માટે તે ગામમાં એક સેના રાખી. મેવાડના મહારાણાએ જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેઓ અત્યંત ક્રોધિત થયા અને તેમણે પોતાના સમસ્ત સામંતો તથા પગારદાર સિંધીસેના લઈ તે ગામપર આક્રમણ કર્યું અને અજિતસિંહને પોતાની છાવણીમાં આવવાને કહ્યું. અજિતસિંહે તેમના શિબિરમાં આવી નમ્ર અને મધુર વચનોથી તેમનું મન એવું હરણ કરી લીધું કે મહારાણા સર્વ વૈરભાવ ભૂલી ગયા. વસંતઋતુ આવી પહોંચી હતી. રમણીય ફાલ્ગુનમાસમાં રાજપૂતો ગૌરીદેવીના બલિદાનતરિકે વરાહનો શિકાર કરે છે. હાડારાજ અજિતસિંહે મહારાણાને નિવેદન કર્યું કે, હમણાં બૂંદીના રાજવનમાં જે ઉત્સવ થનાર છે તેમાં આપ અવશ્ય પધારશો. રાણાએ તત્કાળ આ આમંત્રણનો સ્વીકાર કર્યો. સિસોદીઆઓના અધીશ્વર બીજે દિવસે બૂંદીના મહારાજના આમંત્રણને માન આપવાને માટે પોતાના સામંતોને લીલા રંગનાં વસ્ત્રોથી

સજ્જિત કરી બૂંદીતાબાના નંદતા નામના પહાડી પ્રદેશમાં ગયા.

આ સમયે ઉમેદસિંહ બદરીનાથથી પાછા ફરતા હતા. જ્યારે તેમણે એવા સમાચાર સાંભળ્યા કે અજિતસિંહે મેવાડના મહારાણાની સાથે મળીને વરાહનો શિકાર કરવાનો નિશ્ચય કર્યો છે, ત્યારે તેમણે તત્કાળ પોતાના પુત્રની પાસે એક દૂતને મોકલીને તેને ઉક્ત સતીનાં વચનોનું સ્મરણ કરાવ્યું અને રાણાની સાથે શિકાર કરવાની મના કરી. અજિતસિંહે ઉત્તરમાં કહેવરાવી મોકલ્યું કે:-"આ પ્રસંગે હું કાપુરુષના જેવું આચરણ કોઇપણ પ્રકારે કરી શકીશ નહિ." જોતજોતામાં નિયત કરેલો દિવસ આવી પહોંચ્યો. રાણા યુવક રાવ અજિતસિંહપ્રત્યે મિત્રભાવ દર્શાવી તેમની સાથે મળીને શિકાર કરવાને ચાલ્યા; પરંતુ પહેલા દિવસના ત્રીજા પ્રહરે મેવાડના રાજમંત્રીએ એકાંતમાં રાવ અજિતસિંહની નિકટ આવીને તેમને ક્રોધપૂર્વક જણાવ્યું કે: "વીલહઠા મહારાણાને અર્પણ કરવું પડશે. જો એમ નહિ કરો તો હું એક સિંધી સેનાને મોકલીને તમને બંદીવાન કરાવીશ. મેવાડના મહારાણાએ ખાસ મને આપની પાસે મોકલીને આ સમાચાર કહેવરાવ્યા છે." રાવ અજિતસિંહને મેવાડના રાજમંત્રીનાં આ અપમાનકારક વચનો સાંભળીને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. બીજે દિવસે પુનઃ અજિતસિંહ અને મેવાડના મહારાણા સાથે મળીને મૃગયા ખેલવા ગયા. મૃગયાનું કાર્ય સમાપ્ત થતાં રાણાએ તેમને વિદાય આપી. એવામાં અજિતસિંહને મેવાડના રાજમંત્રીના ઉક્ત અપમાનકારક વચનોનું સ્મરણ થયું. તેઓ રાણાથી થોડે દૂર નીકળી ગયા હતા; પરંતુ તેમને બંદીવાન થવાની આશંકા ઉત્પન્ન થતાં તેઓ પુનઃ રાણાની સન્મુખ આવ્યા. અજિતસિંહને પુનઃ આવેલા જોઈ મેવાડના રાણાને શક ઉત્પન્ન થયો; પરંતુ તેમણે તેમને હસતાં હસતાં પુનઃ વિદાય આપી. રાણાના નમ્ર વ્યવહારથી મોહિત થઇ અજિતસિંહ પુનઃ તેમની સન્મુખથી ચાલ્યા ગયા; પરંતુ તેઓ થોડે દૂર ગયા એટલે પુનઃ તેમના હૃદયમાં ભયંકર વિદ્વેષાગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠયો. હવે તેઓ પોતાના ક્રોધને રોકી શક્યા નહિ. તેમણે તીવ્ર વેગથી દોડી પોતાના ભાલાનો તીક્ષ્ણ પ્રહાર મહારાણા ઉપર કર્યો. આ ભાલાએ મહારાણાનાં અંગને ભેદી તેમના અશ્વના શરીરને પણ ભેદી નાખ્યું. મહારાણા ભયંકર રીતે ઘાયલ થયા. તેઓ અજિતસિંહને પોતાના પરમપ્રિય મિત્ર સમજતા હતા; પરંતુ તેમને પ્રાણઘાતક જોઇને તેમણે માત્ર એટલાજ શબ્દો બોલીને પોતાના પ્રાણત્યાગ કર્યો કે:-"હે હાડા! આ શું કર્યું?" આ પ્રકારે રાણાના જીવનનો નાશ થયો. હાડારાજ અજિતસિંહ આ કાર્યથી પોતાને મહાન ગૌરવ મળેલું સમજી મેવાડના મહારાણાનું 'છત્રઝાંગી' નામનું રાજચિન્હ લઇને પોતાના પાટનગરમાં ચાલ્યા આવ્યા. ઉક્ત રાજચિન્હ તેમણે પોતાના મહાલયમાં રાખ્યું. સંન્યાસી ઉમેદસિંહે પોતાના પુત્ર અજિતસિંહના આ કૃત્યની વાત જ્યારે સાંભળી ત્યારે તેમના હૃદયમાં પ્રબલ આવેશ ઉછળવા લાગ્યો. પોતાના વંશમાં મહાપાપનો પુંજ એકત્રિત થતો જોઇ તેમણે અત્યંત શોક પ્રદર્શિત કર્યો અને તેમણે પ્રતિજ્ઞા કરી કે:-" હવે પછી કદિ પણ હું મારા પુત્રનું મુખ જોઈશ નહિ."

મેવાડના મહારાણા અને અજિતસિંહના વિવાહ કૃષ્ણગઢની બે રાજકુમારીઓની સાથે થયા હતા, તેથી તેઓ દૃઢ સાંસારિક બંધનમાં પરિબદ્ધ થયા હતા. આ કારણથી અજિતસિંહ મારૂં કાંઈપણ અમંગળ કરશે, એવો વિચાર તેમને સ્વપ્નમાં પણ આવ્યો નહોતો; તોપણ રાણાની સ્ત્રીએ તેમને પ્રથમથીજ ચેતાવી દીધા હતા કે તમે અજિતસિંહઉપર કોઇપણ પ્રકારે વિશ્વાસ રાખશો નહિ. આ ઘટના બની તેથી કેટલીક પેઢીપૂર્વે મેવાડ અને બૂંદીના રાજા મૃગયાક્ષેત્રમાં માર્યા ગયા હતા, એ વૃત્તાંત પાઠકો પૂર્વે વાંચી ચૂક્યા છે; પરંતુ તે ઘટના બન્યા પછી ઉક્ત ઉભય રાજવંશ વચ્ચેનો વૈરભાવ સર્વથા લુપ્ત થઇ ગયો હતો. જે દિવસે અજિતસિંહે મેવાડના મહારાણાનો વધ કર્યો તેને આગલે દિવસે મેવાડના મંત્રીએ એક મીજબાની આપી હતી, તેમાં ઉક્ત ઉભય રાજાઓ તથા તેમના તાબાના સામંતો અકપટમિત્રતાથી પરસ્પર મળ્યા હતા. કેટલાંક ઐતિહાસિક પ્રમાણોદ્વારા સિદ્ધ થાય છે કે મેવાડના ઉક્ત મહારાણા અતિ અત્યાચારી હતા, તેથી તેમના સામંતો તેમનાપ્રત્યે અત્યંત ક્રોધિત થયા હતા અને તેમની શીખવણી તથા ઉશ્કેરણીથીજ આ ભયંકર કાર્ય બન્યું હતું. જે સમયે અજિતસિંહે પોતાના પ્રચંડ ભાલાના આઘાતથી રાણાના પ્રાણનો નાશ કર્યો, તે સમયે તેમના એક નીચી શ્રેણીના અનુચર સિવાય કોઇએ પણ તેમની રક્ષા કરવાને માટે પ્રયત્ન કર્યો નહોતો.

મેવાડના સામંતોએ રાણાના જીવનની રક્ષા કરવાને માટે પ્રયત્ન પણ કર્યો નહિ અને તેમના વધકર્તા અજિતસિંહને પકડયા પણ નહિ. રાણા ઘાયલ થયા કે તરતજ તે સર્વ પોતપોતાના પ્રાણની રક્ષા કરવાને માટે તેમને તે શોચનીય દુર્દશામાંજ છોડીને ચાલ્યા ગયા. આપરથી પ્રતીત થાય છે કે મેવાડના મહારાણાનો વધ કરવામાં તેમના સામંતોનો પણ ગુપ્તરીતે હાથ હતો.

રાણાના પ્રાણ ગયા તે સમયે તેમની ઉત્તરક્રિયા કરવાને માટે માત્ર તેમની પત્નીજ ત્યાં વિદ્યમાન હતી. તેણે પોતાના થોડાક અનુચરોને પુષ્કળ દ્રવ્ય આપી ચિતા સજાવવાની આજ્ઞા આપી અને તે સ્વયં રાણાના શબની સાથે બળી મરવાને તત્પર થઈ. પ્રજ્વલિત અગ્નિમાં પોતાના પતિના શબની સાથે શયન કરી તેણે શાપ દીધો કેઃ–"જો અજિતસિંહે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાને માટે મારા પતિના પ્રાણ લીધા હશે તો તેને બે માસમાં ઉચિત ફળ મળશે; અને જો તેણે પ્રાચીન શત્રુતાને વશ થઇને આ કાર્ય કર્યું હશે તો તેને કાંઇ પણ થશે નહિ." તેના મુખમાંથી આ વચનો નીકળ્યાં કે તરતજ જાણે તેના શાપનું સમર્થન કરતી ન હોય તે પ્રમાણે નિકટના એક વૃક્ષની શાખા નીચે તૂટી પડી. ત્યારપછી રાણા તથા સતીની ચિતાની ભસ્મથી બિલાઇતાનું (ચિતાભૂમિ)નું મેદાન સફેદવર્ણનું બની ગયું.

ઉક્ત સતીનો શાપ બે માસમા સફળ થયો.અજિતસિંહના શરીરમાંથી માંસના લોચા આપોઆપ નીકળીને નીચે તૂટી પડવા લાગ્યા.આ પ્રમાણે તેઓ ભયંકર કષ્ટ સહન કરી સર્વની ઘૃણાને પાત્ર થઇ મરણ પામ્યા.

અજિતસિંહનો એકનો એક પુત્ર વિશનસિંહ આ સમયે અજ્ઞાન બાલક હતો. આથી અંતે ઉમેદસિંહને રાજ્યમાં શાસન ચલાવવાની ફરજ પડી. ઉમેદસિંહે બૂંદીરાજ્યથી ચિરકાળને માટે વિદાય ગ્રહણ કરી હતી, તેથી તેમણે રાજધાનીમાં ગયા વિના દૂરથીજ રાજ્યમાં સુશાસન ચલાવવાનો પ્રબંધ કર્યો. તેમણે પોતાના એક બુદ્ધિમાન ધાવભાઇને રાજ્યના મુખ્યમંત્રીતરિકે નિયુક્ત કરી તેને શાસનપદ્ધતિનું ઉત્તમ શિક્ષણ આપ્યું. રાજ્યમાં સુશાસન સ્થાપિત થયાપછી ઉમેદસિંહ પુનઃ તીર્થયાત્રા કરવાને ચાલ્યા ગયા. ત્યારપછી તેઓ સામટાં ચારવર્ષસુધી બૂંદીમાં આવ્યા નહિ. આ અરસામાં તેમણે અનેક તીર્થોની યાત્રા કરી. અંતે વૃદ્ધાવસ્થાને લીધે તેમનું શરીર અત્યંત ક્ષીણ થઇ ગયું. મૃત્યુપૂર્વે થોડાં વર્ષો તેઓ કેદારનાથ તીર્થમાં રહ્યા હતા.

ઉમેદસિંહ જે સમયે અત્યંત વૃદ્ધ થઇને મરવાની અણીપર આવી પહોંચ્યા હતા, તે સમયે તેમના પૌત્ર વિશનસિંહે તેમને લોભી અને વિશ્વાસઘાતી માની તેમની સાથે અત્યંત અનુચિત વર્તન કર્યું. વિશનસિંહે જ્યારે તરુણાવસ્થામાં પ્રવેશ કર્યો ત્યારે રાજ્યના કેટલાક દુર્ગુણી સામંતોએ અને કર્મચારીઓએ ઉમેદસિંહની વિરુદ્ધ પ્રપંચજાળ રચી. તેઓ સારી પેઠે જાણતા હતા કે જો ઉમેદસિંહના જેવા રાજનીતિજ્ઞ અને બુદ્ધિમાન પુરુષની દૃષ્ટિ રાજા ઉપર રહેશેતો તે તેમની સલાહ પ્રમાણે ચાલશે અને તેથી આપણા મનોરથ કોઇપણ પ્રકારે સિદ્ધ થઈ શકશે નહિ. આથી તેઓ સર્વ એકત્રિત થઈ ઉમેદસિંહઉપર વિશનસિંહનો અવિશ્વાસ થઈ જાય અને તે તેમને બૂંદીનાં રાજ્યથી દૂર કરે એવો પ્રયત્ન કરવા લાગ્યા. વિશનસિંહ કાચી ઉંમરનો હોવાથી તેણે ઉક્ત લુચ્ચા લોકોનાં વચનપર વિશ્વાસ રાખ્યો અને તે પોતાના પિતામહ પ્રત્યે ઘૃણિત વર્તન કરવાને પ્રવૃત્ત થયો. તેણે પોતાના એક સેવકની સાથે પોતાના દાદાને કહેવરાવી મોકલ્યું કેઃ–"આપ બૂંદીનું રાજ્ય છોડી વારાણસીમાં જઈ રહો." ઉમેદસિંહ તરતજ બૂંદીનું રાજ્ય છોડી જવાને માટે તત્પર થયા. જે સેવક વિશનસિંહનો સંદેશો લઈને આવ્યો હતો, તેણે ઉમેદસિંહને જવાની તૈયારી કરતા જોઇને કહ્યુંઃ–"આપની ભસ્મ આપના પૂર્વજોની ભસ્મ સાથે રાખવામાં આવશે નહિ." ઉમેદસિંહનું રાજસ્થાનમાં ઘણું સારૂં માન હતું. રાજસ્થાનના લોકો તેમને દેવપેઠે પૂજતા હતા. તેમણે દીર્ઘકાળપર્યંત તીર્થયાત્રા કરી હતી તેથી લોકો તેમને સાધુ માનીને તેમને પરમ સન્માન આપતા હતા. ઉપરોક્ત સમાચાર રાજસ્થાનમાં પ્રચાર પામતાંજ ત્યાંના પ્રાયઃ સર્વ રાજાઓ ઉમેદસિંહને પોતાની રાજધાનીમાં લઇ જવાને માટે તેડવાને આવ્યા અને તેમને અતિ આગ્રહ કરવા લાગ્યા. ઉમેદસિંહની યુવાવસ્થાની વીરતાએ અને વૃદ્ધાવસ્થાની પવિત્રતાએ અંબરરાજ પ્રતાપસિંહના હૃદયપર ઘણો પ્રભાવ પાડયો હતો. તેમણે

સેવકભાવે તેમનાં દર્શન કરી પોતાની રાજધાનીમાં તેમને લઈ જવાને સૌથી વિશેષ આગ્રહ કર્યો. શ્રીજી (ઉમેદસિંહ) અંબર જવાને માટે કબૂલ થયા; પરંતુ પ્રતાપસિંહ તેમને મહા ધામધૂમસહિત જયપુરમાં લઈ જવા ઇચ્છતા હતા, તે ધામધૂમ તેમને પસંદ પડી નહિ.

ઉમેદસિંહને અંબરરાજ્યમાં પરમ આદરપૂર્વક લઈ જવામાં આવ્યા. તેમની સાથે વિશનસિંહે જે દુર્વર્તન ચલાવ્યું હતું તેથી પ્રતાપસિંહના હૃદયમાં અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. તેમણે ઉમેદસિંહને કહ્યું કેઃ–" જો આપના મનમાં સાંપ્રતમાં સંસારની કિંવા રાજ્યની કાંઇ વાસના હોય તો તે પ્રકટ કરો.જો આપની આજ્ઞા હોય તો હું મારી સમસ્ત સેનાસહિત આક્રમણ કરી બૂંદી અને કોટાને જીતી આપના કરકમલમાં અર્પણ કરવાને તૈયાર છું." મહાસાધુ શ્રીજી બોલ્યાઃ–" એ ઉભય રાજ્યો તો મારાં-જ છે. એકમાં મારો પૌત્ર અને બીજામાં મારો ભત્રીજો રાજ્ય કરે છે." પવિત્ર શ્રીજીનાં આ વચનો સાંભળી સર્વ માણસો તેમને મુક્તકંઠે ધન્યવાદ આપવા લાગ્યા.

ઉમેદસિંહ પોતાના મૂર્ખ પૌત્રદ્વારા અપમાનિત થઇ જ્યારે અંબરમાં ગયા, ત્યારે કોટાના ચતુર સુપ્રસિદ્ધ રાજમંત્રી જાલિમસિંહ મધ્યસ્થ થઇ ઉભય વચ્ચેનું વૈમનસ્ય દૂર કરવાને ઉદ્યત થયા. તેમણે બૂંદીમાં જઇ વિશનસિંહને પોતાના પિતામહદ્વારા પોતાના સ્વાર્થની હાનિ થવાનો જે ભય હતો તે ભય ઉત્તમ દલીલોથી નિવૃત્ત કર્યો. જાલીમસિંહના કહેવાથી હવે વિશનસિંહનાં નેત્રો ઉઘડયાં કે સ્વાર્થ-પરાયણ અને લુચ્ચા સામંતો તથા રાજકર્મચારીઓએ મને વિપરીત સલાહ આપીને મારા પિતા-મહપર અવિશ્વાસ ઉત્પન્ન કરાવી તેમને દૂર કરાવ્યા છે. જાલિમસિંહની સલાહથી તે પોતાના પિ-તામહની ક્ષમા માગવાને તૈયાર થયો. જાલિમસિંહે શીઘ્ર વૃદ્ધ ઉમેદસિંહને અંબરથી તેડી મંગાવવાને માટે દૂત મોકલ્યો.

ઉદાર ઉમેદસિંહ પોતાના અજ્ઞાન પૌત્રના સર્વ અપરાધો ભૂલી જઇ બૂંદીમાં ચાલ્યા આવ્યા. ઉભયનો મેળાપ થતાં તેમની આંખમાંથી પ્રેમાશ્રુ ઝરવા લાગ્યાં. ઉમેદસિંહે પોતાના પ્રાણપ્રિય પૌત્રને આલિંગન દઇ સજલનેત્રોથી તેના હાથમાં સમશેર આપી કહ્યુંઃ–" આ સમશેર ગ્રહણ કરો. હું તમારૂં અનિષ્ટ કરનારૂં નથી. જો તમે ધારતા હો કે હું તમારો અશુભચિંતક છું તો આ સમશેરવતી આ વૃદ્ધ અને મરણોન્મુખ પુરુષનો વધ કરો. મને વૃથા કલંકિત કરવાની આવશ્યકતા નથી." યુવક વિશનસિંહ ઉચ્ચ સાદથી રોદન કરતો કરતો પોતાના વૃદ્ધ પિતામહના ચરણોને પકડીને ક્ષમા-યાચના કરવા લાગ્યો. તેણે પોતાના પિતામહને બૂંદીના રાજમહાલયમાં રહેવાને અત્યંત આગ્રહ કર્યો, પરંતુ વૃદ્ધ ઉમેદસિંહ ત્યાં રહેવાને કોઇપણ પ્રકારે સમ્મત થયા નહિ. આ પ્રકારે પિતામહ અને પૌત્ર-ની વચ્ચે પુનઃ સદ્‌ભાવ સંસ્થાપિત થયો અને પ્રપંચીઓની સર્વ આશા નષ્ટ થઇ ગઇ. આ ઘટના જોઇ જાલિમસિંહ પરમ પ્રસન્ન થયા. આ ઘટના બન્યા પછી ઉમેદસિંહ આઠ વર્ષપર્યંત જીવિત રહ્યા. તેમનો અંતકાળ નિકટ આવ્યો ત્યારે વિશનસિંહે તેમની પાસે જઇ તેમને પ્રાર્થના કરી કેઃ– " આપ કૃપા કરીને બૂંદીના રાજમહાલયમાં પધારો. ત્યાં આપના પૂર્વજોની શય્યા બિછાવેલી છે, તે પર શયન કરીને આપ સુખેથી સ્વર્ગે સિધાવો." ઉમેદસિંહે સ્નેહને વશ થઇ વિશનસિંહની પ્રાર્થના-નો સ્વીકાર કર્યો. સુખપાલ ઉપર આરૂઢ થઇને ઉમેદસિંહ બૂંદીમાં આવ્યા. તેઓ જે દિવસે ત્યાં પહોંચ્યા તેજ દિવસે રાત્રિને સમયે તે મહાવીર, મહાજ્ઞાની, મહાપુણ્યવાન અને પરમ પવિત્ર ઉમેદ-સિંહનું શરીર બૂંદીના રાજમહાલયમાં છૂટી ગયું. સંવત ૧૮૬૦ ( ઇ૦ સ૦ ૧૮૦૪ )માં ઉમેદસિંહના જીવનનો સૂર્ય સર્વદાને માટે અસ્ત થઇ ગયો. તેમનું મૃત્યુ થતાં બૂંદીરાજ્યનું ભાગ્યાકાશ ઘનઘોર મેઘજાળથી આવૃત થઈ ગયું. તેમણે પોતાના પિતાનું સિંહાસન પ્રાપ્ત કર્યું તે પછી સાઠ વર્ષપર્યંત તેઓ જીવંત રહ્યા હતા. ઉમેદસિંહના જેવા વીર, રાજનીતિજ્ઞ અને સાધુ રાજા આ જગતમાં ઘણા ઓછા ઉત્પન્ન થયા છે.

કર્નલ ટૉડ જણાવે છે કેઃ–" જે સમયે ઉમેદસિંહ આ સંસારમાંથી વિદાય થઇ ગયા, તે સમય-નો હાડાજાતિનો ઇતિહાસ અનેક ઘટનાઓથી પરિપૂર્ણ હતો. આ અરસામાં કર્નલ મેન્સનના હાથ-નીચે એક અંગ્રેજીદલ આ દેશમાં પહેલીવાર ગયું હતું; પરંતુ તે સમયે વૃદ્ધ ઉમેદસિંહ જીવિત હતા વા નહિ અથવા તેમની સલાહથી કર્નલ મેન્સન બૂંદીરાજ્યમાં પ્રવેશ્યો હતો કે નહિ તે વિષે

કાંઈ કહી શકાતું નથી. બ્રિટિશસરકારની સેનાને બૂંદીરાજે ઘણી સહાય કરી હતી. બ્રિટિશસેના-પર જ્યારે જ્યારે વિપત્તિ આવી પડેલી, ત્યારે ત્યારે તેમણે યથાશક્તિ તેને સહાય કરી હતી. એક સમયે તો તેમણે બ્રિટિશસરકારને સહાય કરી એટલા માટેજ તેમનાપર હોલ્કરે આક્રમણ કર્યું હતું." આ સમયે બ્રિટિશસરકારપ્રત્યે બૂંદીના રાજાએ જે વર્તન કર્યું હતું તત્સંબંધે ઉલ્લેખ કરતાં મહાશય એચીસન જણાવે છે કેઃ–" બ્રિટિશસરકારને સૌથી પ્રથમ ઉમેદસિંહની સાથે સંધિબંધન થયું હતું. ઇ૦ સ૦ ૧૮૦૪ માં જ્યારે કર્નલ મૅન્સનના હાથનીચેની સેના હોલ્કરદ્વારા પરાસ્ત થઇને નાઠી હતી તે સમયે ઉમેદસિંહે પોતાના સામર્થ્યાનુસાર તેને સહાય કરી હતી અને એજ કારણથી હોલ્કર તેમનાપર અત્યંત ક્રોધિત થયો હતો. તેમણે પચાસ વર્ષથી અધિક સમયપર્યંત રાજ્યશાસન ચલાવ્યા પછી ઇ૦ સ૦ ૧૮૦૪માં દેહ છોડી." મહાશય એચિસનના ઉપરોક્ત વિધાનપરથી સ્પષ્ટ રીતે પ્રમાણિત થાય છે કે ઉમેદસિંહે બ્રિટિશસરકારના આ મહાવિપત્તિકાળમાં તેને યથેષ્ટ સહાય કરી હતી; પરંતુ તેમણે બ્રિટિશસરકારને સહાય કરી તેથી તેઓ મહારાષ્ટ્રીયનેતા હોલ્કરના મહાકોપમાં સપડાયા. પણ જે સમયે મહારાષ્ટ્રીઓએ બૂંદીના રાજ્યમાં જઇ પ્રજાનું સર્વસ્વ લૂંટી લીધું અને રાજ્યની સર્વ સંપત્તિ હસ્તગત કરીને રાજાપ્રજા ઉભયની અત્યંત શોચનીય દશા કરી મૂકી, તે સમયે બ્રિટિશસરકારે બૂંદીના મહારાજા વિશનસિંહને કિંચિત્ પણ સહાય કરી નહોતી.

કર્નલ ટૉડ જણાવે છે કે ઇ૦ સ૦ ૧૮૧૭માં બ્રિટિશસરકારે જ્યારે રાજસ્થાનમાં થતા અત્યાચારો અને ઉપદ્રવોને નિવૃત્ત કરવાને માટે સમસ્ત રાજપૂતરાજાઓને બોલાવ્યા, તે સમયે બૂંદીના મહારાજાએજ સાૈથી પ્રથમ બ્રિટિશસરકારની સાથે મિત્રતા કરી હતી. આમ કરવાનું કારણ એ હતું કે આ સમયે બૂંદીના કિલ્લાપર મહારાષ્ટ્રીઓની વિજયપતાકા ફરકી રહી હતી અને બૂંદીના મહારાજાને પ્રજા તરફથી જેટલો કર મળતો હતો, તેથી તેમનો નિર્વાહ થઇ શકે તેમ નહોતું. ઇ૦ સ૦ ૧૮૦૪ માં બૂંદીના મહારાજાએ બ્રિટિશસરકારને યથાશક્તિ સહાય કરી, તેથી મહારાષ્ટ્રીઓએ તેમનાપર આક્રમણ કર્યું; પરંતુ તે સમયે બ્રિટિશસરકારે બૂંદીના મહારાજાને કિંચિત્ પણ સહાય કરી નહોતી, તેથી તેમની આવી શોચનીય દુર્ગતિ થઈ હતી. ઇ૦ સ૦ ૧૮૧૧ના યુદ્ધમાં બૂંદીના મહારાજા બ્રિટિશસરકારની આજ્ઞા અને ઇચ્છાનુસાર કાર્ય કરતા હતા અને તેમના સમસ્ત સૈનિકો પણ બ્રિટિશસરકારની આજ્ઞાનું પાલન કરતા હતા. જ્યારે બ્રિટિશસરકારને ચોતરફથી વિજય પ્રાપ્ત થયો અને સર્વત્ર શાંતિ સ્થાપન થઇ ગઇ ત્યાર પછી બ્રિટિશસરકાર વિશનસિંહને ભૂલી ગઇ નહિ. હોલ્કરે બૂંદીના જે પ્રદેશો બલપૂર્વક હસ્તગત કરી લીધા હતા, જે પ્રદેશો પ્રાયઃ અર્ધશતાબ્દીથી અધિક સમયપર્યંત તેમના અધિકારમાં રહ્યા હતા, તે સર્વ પ્રદેશો બ્રિટિશસરકારે હોલ્કરને પરાસ્ત કરીને જીતી લીધા અને તે બૂંદીના મહારાજાને પાછા સોંપી દીધા. તદુપરાંત બીજા મહારાષ્ટ્રીયનેતા સિંધિયાએ બૂંદીનાં જે પ્રગણાંઓ બલપૂર્વક છીનવી લીધાં હતાં, તે સર્વ પ્રગણાંઓ પણ બ્રિટિશસરકારે મધ્યસ્થ થઇને બૂંદીના મહારાજાને અપાવી દીધાં; પરંતુ આના બદલામાં બૂંદીશ્વરને અમુક રકમ સિંધિયાને આપવી પડી. આ રકમ બૂંદીની પાછલાં દશ વર્ષોની ઉપજ હતી. બ્રિટિશસરકારે બૂંદીના મહારાજાનાં આ કાર્યો કર્યાં તેમાટે તેમણે તેનો ઘણો આભાર માન્યો.તેમણે જણાવ્યું કેઃ–" મેં જે પ્રતિજ્ઞા કરી છે તેનો કદિપણ ભંગ કરવામાં આવશે નહિ. આપ આજ્ઞા કરો ત્યારે આપને માટે આ મસ્તક તૈયાર છે." આ શબ્દો માત્ર અર્થશૂન્ય કૃતજ્ઞતાના શબ્દો નહોતા. જો બ્રિટિશસરકાર તેમની પરીક્ષા કરવા માગત તો તેઓ અને તેમના તાબાના સમસ્ત સામંતો તેને માટે પ્રાણાર્પણ કરત એમાં કિંચિત્ પણ સંદેહ નથી.

કોટાના વૃદ્ધ રાજમંત્રી જાલિમસિંહે ઇન્દ્રગઢ, આંતરદા, ખાતોલી વગેરે બૂંદીરાજ્યના પ્રદેશો હસ્તગત કરી લીધા તેથી રાવરાજા વિશનસિંહ અત્યંત સંતાપિત થયા. તેમણે એક પ્રસંગે જણાવ્યું હતું કેઃ–"બ્રિટિશસરકારે જાલિમસિંહને ઉક્ત પ્રદેશો આપીને મને પક્ષહીન બનાવ્યો છે." વાસ્તવમાં આ વ્યવસ્થા ન્યાયયુક્ત નથી. ન્યાય અને રાજ્યના કલ્યાણને માટે આ વ્યવસ્થામાં પરિવર્તન કરવું ઇષ્ટ છે.

મહાશય એચિસને આ સંબંધે જે લખ્યું છે, તે અત્રે પ્રકટ કરવું અમે ઉચિત માનીએ છીએ. તેઓ લખે છે કેઃ–"પિંઢારાઓના ઉપદ્રવના નિવારણને માટે બૂંદીરાજ્ય વિશેષ આવશ્યક

માનવામાં આવ્યું છે. બૂંદીના રાવરાજા વિશનસિંહે સૌથી પહેલાં બ્રિટિશસરકારની સાથે મિત્રતા કરી અને ઈ૦ સ૦ ૧૮૧૮ના ફેબ્રુઆરીની ૧૦મી તારીખે ઉભયપક્ષની વચ્ચે સંધિ થઈ. જો કે બૂંદીના રાજાની પાસે અધિક સેના નહોતી, તોપણ તેમણે પિંઢારાઓ સાથેના યુદ્ધમાં અંતઃકરણપૂર્વક સહાય કરી હતી. મહારાષ્ટ્રીઓએ બૂંદીના રાજાની અત્યંત શોચનીય દશા કરી હતી; પરંતુ બ્રિટિશસરકાર-ની સાથે સંધિ થતાંની સાથેજ તેમનો ઉક્ત શોચનીય દશામાંથી ઉદ્ધાર થયો." કર્નલ ટૉડની પેઠે મહાશય એચીસને પણ મુકતકંઠે બૂંદીરાજ વિશનસિંહે બ્રિટિશસરકારને સહાય કરી તેનો સ્વીકાર કર્યો છે; માટે આપણે અવસ્ય સ્વીકારવું પડશે કે બૂંદીરાજ સર્વ પ્રકારે બ્રિટિશસરકારના અનુ-ગ્રહને પાત્ર થયા હતા.

બ્રિટિશસરકારની સાથે બૂંદીના રાજા વિશનસિંહને જે સંધિ થઈ હતી, તેના ધારા આ સ્થળે અમે પ્રકટ કરીએ છીએ. ઉદારહૃદય કર્નલ ટૉડ કે જેઓ તે સમયે કૅપ્ટન હતા, તેમણે અંગ્રેજ-સરકારની તરફથી આ સંધિપત્ર તૈયાર કર્યો હતો.

### સંધિપત્ર

મહામાન્ય માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સ કે. જી. ગવર્નર જનરલ બહાદૂરદ્વારા પ્રાપ્ત થયેલી સંપૂર્ણ સત્તાનુસાર કૅપ્ટન જેમ્સ ટૉડે માનનીય બ્રિટિશકંપની તરફથી અને બૂંદીના મહારાજાદ્વારા પ્રાપ્ત થયેલી સંપૂર્ણ સત્તાનુસાર વોહરા તુલારામે ઉક્ત મહારાજા તરફથી માનનીય બ્રિટિશ ઇસ્ટ ઇન્ડીઆ કંપની અને બૂંદીના રાજા મહારાવરાજા વિશનસિંહની સંધિ કરી.

પ્રથમ ધારો—બ્રિટિશસરકાર અને બૂંદીના મહારાજા તથા તેમના ઉત્તરાધિકારી અને તેમના પદપર સ્થિત થયેલા પુરુષની વચ્ચે ચિરસ્થાયી મિત્રતા, સ્વાર્થની સમાનતા અને સંપ વિરાજમાન રહેશે.

દ્વિતીય ધારો—બ્રિટિશસરકાર બૂંદીના મહારાજાના તાબાના સમસ્ત દેશની શત્રુઓનાં આક્રમણ-થી રક્ષા કરશે.

તૃતીય ધારો—બૂંદીના મહારાજાએ ચિરકાલને માટે બ્રિટિશસરકારની પ્રભુતાનો સ્વીકાર કર્યો છે અને બ્રિટિશસરકારની ચિરકાલને માટે સહકારીતા માની છે. બ્રિટિશસરકારની સંમતિવિના બૂંદીના અધીશ્વર બીજા કોઇની સાથે કોઇપણ પ્રકારની સંધિ કરી શકશે નહિ. જો દૈવવશાત્ કોઈ રાજાની સાથે વિવાદ વા મતભેદ ઉપસ્થિત થાય તો બ્રિટિશસરકાર મધ્યસ્થ થઇને તેને ઉચિત દંડ કરશે. રાજા પોતાના રાજ્યના સર્વ પ્રકારથી અધીશ્વર રહેશે અને ઉક્ત રાજ્યમાં બ્રિટિશશાસનનો વિસ્તાર થઈ શકશે નહિ.

ચતુર્થ ધારો—બૂંદીના મહારાજા હોલ્કરને જે ખંડણી આપતા આવ્યા છે, તે ખંડણી લેવાનો સંપૂર્ણ અધિકાર હોલ્કરે બ્રિટિશસરકારને આપ્યો છે. બ્રિટિશસરકારે પોતાની ખુશીથી બૂંદીના મહા-રાજા તથા તેમના ઉત્તરાધિકારીઓને તે ખંડણીમાંથી મુક્ત કર્યા છે. મહારાજા હોલ્કરે બૂંદીરાજ્યના જે પ્રદેશો પોતાના અધિકારમાં લઈ લીધા હતા તે સમસ્ત પ્રદેશો પ્રથમ સૂચિઅનુસાર બ્રિટિશસર-કારે બૂંદીના મહારાજાને પાછા સોંપ્યા છે.

પંચમ ધારો—બૂંદીના મહારાજા અદ્યાપિપર્યંત મહારાજા સિંધિયાને જે કર આપતા આવ્યા છે તે કર તેઓ હવે દ્વિતીય સૂચિઅનુસાર બ્રિટિશસરકારને આપવાનો સ્વીકાર કરે છે.

ષષ્ઠ ધારો—બ્રિટિશસરકારની ભલામણથી બૂંદીના મહારાજા પોતાના સામર્થ્યાનુસાર બ્રિટિશ-સરકારને સેનાની સહાય કરશે.

સપ્તમ ધારો—આ સંધિપત્ર બૂંદીમાં તૈયાર કરવામાં આવ્યો છે અને આજથી એક માસની અવધિમાં મહામાન્યવર ગવર્નર જનરલ તથા બૂંદીના મહારાવ તેનાપર હસ્તાક્ષર તથા મુદ્રાંક કરશે.

બૂંદી, આજની તારીખ ૧૦મી ફેબ્રુઆરી, ઈ૦ સ૦ ૧૮૧૮; તા૦ ૪થી રવિઉલસાની, હિજરી સન ૧૨૨૩; ૫ માઘ સંવત ૧૮૭૪.

આ સંધિપત્રનો મહામાન્યવર ગવર્નર જનરલની આજ્ઞાથી કાનપુરની નિકટની છાવણીમાં

આજે ઇ૦ સ૦ ૧૮૧૮ના માર્ચની પહેલી તારીખે સ્વીકાર થયો.

| ગવર્નર જનરલની મહોર | ( હસ્તાક્ષર ) હેસ્ટિંગ્સ |
|---|---|

## પ્રથમ સૂચિ

સંધિપત્રના ચતુર્થ ધારાનુસાર જે દેશ બ્રિટિશસરકારે રાવ રાજા વિશનસિંહજીને આપ્યા હતા, તેની સૂચિ આ પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| પ્રગણું | બામણગામ |
| ,, | લાખેરી |
| ,, | કારવરનો અર્ધોભાગ |
| ,, | ખરોંધનનો અર્ધોભાગ |
| ,, | પાટણનો અર્ધોભાગ |

## દ્વિતીય સૂચિ

મહારાજા સિંધિયા અદ્યાપિપર્યંત બૂંદીના રાજ્યમાંથી જે ખંડણી લેતા આવ્યા છે, તે સર્વ બૂંદીની સંધિના પંચમ ધારાનુસાર હવે પછી બૂંદીના મહારાજા બ્રિટિશસરકારને આપશે. તેની સૂચિ આ પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| દિલ્હીના શિક્કાના | રૂ. | ૮૦૦૦૦ |
| પાટણપ્રગણાંની મહેસુલનો બે તૃતીયાંશ | ,, | ૪૦૦૦૦ |
| પ્રગણા ઉર્સિલા | | |
| ,, સમેદી | | |
| ,, કરવરનો અર્ધાંશ | | |
| ,, બરૂંધનનો એક તૃતીયાંશ | | |
| બૂંદી તથા અન્યાન્ય સ્થાનોની ચોથ | ,, | ૪૦૦૦૦ |

| રાજાની મહોર | (હસ્તાક્ષર) જેમ્સ ટૉડ |
|---|---|
| | ,, વોહરા તુલારામ |

ઉદાર હૃદયના કર્નલ ટૉડે બ્રિટિશસરકારની તરફથી બૂંદીના મહારાજાની સાથે ઉક્ત સંધિ કરી હતી. તેમણે આ સંધિના સંબંધમાં એવા ઉદ્‌ગાર કાઢ્યા છે કેઃ "ઇ૦ સ૦ ૧૮૧૮ના ફેબ્રુઆરી માસમાં બૂંદીની સાથે સંધિ કરવાથી મને પરમ હર્ષ થયો હતો."

મહાશય એચિસને ઉક્ત સંધિના સંબંધમાં લખ્યું છે કેઃ–" બૂંદીના મહારાવરાજાએ આટલા સમયપર્યંત હોલ્કરને જે ખંડણી આપી હતી, તે ખંડણીમાંથી હવે તેમને મુક્તિ મળી અને હોલ્કરે તેમના જે પ્રાંતો ખુંચવી લીધા હતા, તે સર્વ પણ તેમને પાછા સોંપવામાં આવ્યા. મહારાજા આટલા દિવસસુધી સિંધિયાને જે કર આપતા હતા તે તેઓ બ્રિટિશસરકારને આપવાને સંમત થયા. આ ખંડણીના રૂપિયા ૮૦૦૦૦ નિયત કરવામાં આવ્યા. વળી પાટણપ્રદેશનો જે ભાગ હોલ્કરના અધિકારમાં હતો તે સંધિના ચતુર્થ નિયમાનુસાર બૂંદીના મહારાજાને પાછો સોંપવામાં આવ્યો. પાટણનો જે ભાગ હોલ્કરના અધિકારમાં હતો તેને માટે તેણે વાર્ષિક ૪૦૦૦૦ રૂપિયા ખંડણીતરીકે બૂંદીના મહારાજાની પાસેથી લેવાનો ઠરાવ કર્યો હતો; પરંતુ તે તે રકમ કદિપણ તેમની પાસેથી લઇ શક્યો નહિ. પાટણદેશનો જે ભાગ હોલ્કરના અધિકારમાં હતો તે પરથી તેની સત્તા ઉઠી ગઇ અને બ્રિટિશસરકારે તે માટે તેને વાર્ષિક ૩૦૦૦૦ રૂપિયા આપવાનો ઠરાવ કર્યો."

કર્નલ ટૉડ જણાવે છે કેઃ–"બૂંદીરાજ્યનું કલ્યાણ કરવાને માટે મેં જે આગ્રહપૂર્વક યત્ન કર્યો હતો તે સફલ થયે અન્ય રાજ્યો કોઇ ને કોઇ કારણ ઉપસ્થિત કરી સરકારને કોપિત કરતાં

હતાં; પરંતુ બૂંદીના મહારાજા અન્ય કોઇ રાજ્યની સાથે કોઇ પ્રકારનો ઝગડો નહિ કરતાં શાંતરીતે પોતાની ઉન્નતિ કરી સ્વાધીનતાનો ઉપભોગ લેતા હતા. રાવરાજા વિશનસિંહ પોતાની લુપ્ત થયેલી સ્વાધીનતા પ્રાપ્ત થયા પછી ઘણા થોડા સમયપર્યંત અર્થાત્ ચાર વર્ષપર્યંત જીવિત રહ્યા. તેઓ ઓળાના રોગથી જર્જર થઇને મરણ પામ્યા. આ ભયંકર રોગનું નામ સાંભળી દૃઢ, બળવાન અને અસીમ સાહસિક મનુષ્ય પણ કંપિત અને ભયભીત થઈ જાય છે. આ રોગ ઘણી શીઘ્રતાથી માણસને હીનબલ કરી દે છે. આજ રોગથી આક્રાંત થઇને વિશનસિંહે પરલોકવાસ કર્યો. તેમણે પોતાની રાણીને સતી નહિ થવાની આજ્ઞા આપી પોતાના સગીર પુત્રના વાલીતરિકે બ્રિટિશસરકારના પ્રતિનિધિ કર્નલ ટૉડને નિયુક્ત કર્યા. વિશનસિંહે યુવાવસ્થામાંજ પ્રાણત્યાગ કર્યા. તેમણે સત્તર વર્ષપર્યંત રાજ્ય કર્યું. ઈ૦ સ૦ ૧૮૨૧ના જુલાઈ માસની ૧૪મી તારીખે તેમનો સ્વર્ગવાસ થયો.

કર્નલ ટૉડે મહારાવ વિશનસિંહના રાજ્યની સમાલોચના નીચે પ્રમાણે કરી છેઃ–" મહારાજા વિશનસિંહ નિષ્કપટી અને યથાર્થ રાજપૂત હતા. જો કે તેમનું રાજ્યશાસન ઉજ્જવલ નહોતું, તથાપિ તેમનું હૃદય ઉદાર હતું અને તેઓ ઉદ્યમશીલ હતા. તેમની શુભાશુભ અને હિતાહિત સમજવાની શક્તિ વિલક્ષણ હતી. જે સમયે મહારાષ્ટ્રીઓએ તેમનું સમસ્ત રાજ્ય પોતાના પંજામાં લઈ લીધું અને તેમની સત્તા તથા સુખ ન્યૂન કરી નાખ્યું, તે મહાવિપત્તિના સમયમાં પણ તેમણે પોતાનું મનઃસ્થૈર્ય ગુમાવ્યું નહોતું. તે સમયે તેમણે વીરરાજપૂતની પેઠે માત્ર મૃગયા ખેલવામાંજ સંતોષ પ્રાપ્ત કર્યો હતો. તેમને મૃગયા પરમપ્રિય હતી. તેઓ સિંહનો શિકાર કરવા જતા ત્યારે જો સિંહ પ્રાપ્ત નહિ થતો તો ત્રણચાર દિવસપર્યંત તેઓ સિંહના વિવરમાં પડી રહેતા અને જ્યાંસુધી તેનો શિકાર કરતા નહિ ત્યાંસુધી તેઓ તે સ્થાન છોડતા નહોતા. તેઓ પ્રધાનતઃ પશુરાજ સિંહને પોતાના શિકારનું યોગ્ય પાત્ર માનતા હતા. અન્ય પશુઓ તરફ તેમની દૃષ્ટિ નહોતી. તેમણે પોતાના જીવનમાં પોતાના હાથથી એકસો કરતાં અધિક સિંહોનો શિકાર કર્યો હતો. તદુપરાંત તેમણે અગણિત વ્યાઘ્રોનો પણ વધ કર્યો હતો. તેઓ સંકટપ્રદ પરંતુ આનંદદાયક મૃગયામાં લિપ્ત રહેતા હતા, તેથી તેમનો એક પગ તુટી ગયો હતો; તેથી જન્મપર્યંત તેઓ લંગડા રહ્યા હતા અને તેઓ ઠીંગણા દેખાતા હતા. જ્યારે તેઓ અશ્વારૂઢ થઇને પોતાના મસ્તકપર ભાલો ઘુમાવતા હતા ત્યારે મહાન બલવિક્રમ અને મૂર્તિમંત શૂરવીરતાનાં ચિન્હો તેમની મુખમુદ્રાપર દૃષ્ટિગોચર થતાં હતાં. આ દૃશ્ય જોવાથી સરલતાપૂર્વક પ્રતીત થાય છે કે વિશનસિંહના પરમ પરાક્રમશાલી પૂર્વજોએ જે પ્રકારે એક સમયે જહાંગીર અને શાહઆલમને માટે રણક્ષેત્રમાં મહાવીરતા પ્રકાશિત કરી હતી, તે પ્રકારે વિશનસિંહ પણ બ્રિટિશસરકારને માટે સમશેર ધારણ કરવાનું સામર્થ્ય ધરાવતા હતા. તેઓ પોતાના નાના રાજ્યમાં સ્વેચ્છાચારી વર્તન ચલાવતા હતા. તેનું કારણ એ હતું કે તેઓ એવો દૃઢ મત ધરાવતા હતા કે પોતાની શાસિતપ્રજા અને વિશેષતઃ રાજકર્મચારીઓની તરફથી સન્માન મેળવવાને માટે સ્વેચ્છાચારનુંજ પ્રયોજન છે. "

રાજા વિશનસિંહજીની પાસે એક પૃથક્ ભંડાર હતો. બૂંદીનો રાજમંત્રી તેમાં પ્રતિદિન ૧૦૦ રૂપિયા નાખતો હતો. મંત્રી જો અન્ય કોઇ કાર્યપ્રતિ બેદરકારી બતાવે તો તે સંબંધે માત્ર સાધારણ પૂછપરછ કરવામાં આવતી હતી; પરંતુ જો તે ભંડારમાં રૂપિયા ન નાખે તો તેને વિશેષ ઠપકો આપવામાં આવતો હતો; એટલુંજ નહિ પણ તેને ઈંદ્રજિતનો ભય દર્શાવવામાં આવતો હતો. આ ઈંદ્રજિત કોઇ મોટા દેવતાની મૂર્તિ નહોતી, પરંતુ એક મોટા કદનો જોડો હતો અને તે ભંડાર આગળ એક લોહના ખીલાની સાથે ટાંગી મૂકવામાં આવતો હતો. જો કોઇ બીજો રાજા હોત તો તેણે આ સ્થળે રાજદંડ મેરવ્યો હોત. ઉક્ત જોડો વિશનસિંહે મંત્રીને ભય દર્શાવવાને માટે રાખ્યો હતો. કર્નલ ટૉડના આ કથનપર અમે સરલતાથી વિશ્વાસ મૂકી શકતા નથી. એક રાજમંત્રીને માટે પગરખાંના પ્રહાર કરતાં મોટું અપમાન બીજું શું હોઈ શકે !

અન્ય રાજપૂતરાજ્યોની પેઠે બૂંદીમાં રાજકર્મચારીઓની સંખ્યા પણ ઘણી ઓછી છે. મુખ્યતઃ નિમ્નલિખિત ચાર રાજકર્મચારીઓના હાથમાં શાસનસત્તા રહે છેઃ–(૧) દિવાન વા મુસાહિબ, (૨) ફોજદાર વા કિલ્લેદાર, (૩) બક્ષી, (૪) રિસાલા વા હિસાબખાતાનો પ્રધાન. દિલ્હીના પાદશાહ-

ની સાથે બૂંદીના મહારાજાને સંબંધ થયો હતો તેથી પાદશાહના દરબારના જેવાજ કેટલાક નિયમો તેમણે પોતાના દરબારમાં દાખલ કર્યા હતા. મુખ્યમંત્રીને દિવાન વા મુસાહિબ કહેવામાં આવતો હતો. તેનાજ હાથમાં રાજ્યના સમસ્ત શાસનનો તથા ધનનો ભાર હતો. ફોજદાર વા કિલ્લેદાર બૂંદીના કિલ્લાનો અધ્યક્ષ હતો. આ પદપર કોઇ બીજા રાજપૂતને નિયુક્ત કરવામાં આવતો નહોતો, એ પર માત્ર રાજાનો નિકટનો સંબંધી વા તેમનો ધાવભાઇજ નિયુક્ત થતો હતો. તે રાજાની પગારદાર સેના અને સામંતસેનાનો સેનાપતિ પણ ગણાતો હતો. બક્ષી સર્વ હિસાબ તપાસતો હતો અને રિસાલા દરબાર-નો હિસાબ તપાસતો હતો. મૃતરાજા વિશનસિંહ પોતાના ધનનો કેવળ સંચય નહિ કરતાં તેદ્વારા વ્યાપાર કરતા હતા. આ વાણિજ્યથી પણ તેમને પેદાશ થતી હતી. જો કે મંત્રી તેમને સેંકડે પંદર ટકાની ઉપજ થયેલી બતાવતો હતો; પરંતુ વાસ્તવમાં સેંકડે ત્રીસ રૂપિયાની ઉપજ થતી હતી. આ વાણિજ્યની આમદાનીથી સેના તથા રાજસેવકોનો પગાર પૂરો થતો હતો.રાજા સ્વયં વાણિજ્યમાં હાથ રાખતા હોવાથી મંત્રી જે પદાર્થનું જે મૂલ્ય નિશ્ચિત કરતા તે યથાર્થ ન હોય તોપણ તે પદાર્થનું તે મૂલ્ય સ્થાયી રહેતું. તે વિષે થતી અરજીપર કિંચિત્ પણ લક્ષ્ય આપવામાં આવતું નહિ. આથી મંત્રી સર્વ પ્રજાના પ્રેમપાત્ર બન્યો નહોતો.

વિશનસિંહ પોતાની પાછળ બે પુત્રો મૂકીને મરણ પામ્યા. તેમાં જ્યેષ્ઠકુમાર રાવરાજા રામસિંહ હતા. તેઓ ઇ○ સ○ ૧૮૨૧ ના ઑગસ્ટમાસમાં અગીઆર વર્ષની વયે પોતાના પિતાના સિંહાસન-પર અભિષિક્ત થયા. કનિષ્ઠકુમાર મહારાજ ગોપાલસિંહ રાવરાજા રામસિંહ કરતાં થોડા માસ નાના હતા. રાવરાજા રામસિંહ પોતાના પિતાની પેઠે મૃગયામાં નિમગ્ન રહેતા હતા. આટલી નાની વયમાં પણ તેમણે સૌથી પહેલાં એક જંગલી વરાહનો શિકાર કર્યો હતો, તેથી સામંતોએ પરમ પ્રસન્ન થઇ તેમને નજર[1] આપી હતી. તે પૂર્વે તેઓ નાની તલવારવતી બકરાં ને ઘેટાંનો વધ કરતા હતા. તેમની માતા કૃષ્ણગઢની રાજકુમારી હતી. તે જેમ બુદ્ધિમાન અને સુલક્ષણા હતી તેમ સદા પોતાના પુત્રના મંગલની કામના કર્યા કરતી હતી. આથી વિશેષ આશા રાખી શકાય છે કે જે બ્રિટિશસરકારે આ બૂંદીરાજ્યનો શોચનીય દશામાંથી ઉદ્ધાર કર્યો, તે બ્રિટિશસરકારના આશ્રયથી તે પૂર્વવત્ શ્રીવૃદ્ધિયુક્ત થશે. અમે શુદ્ધ અંતઃકરણપૂર્વક હાડાજાતિનું મંગલ ઇચ્છીએ છીએ.



૧ વિશનસિંહે મૃત્યુસમયે કર્નલ ટૉડને પોતાના પુત્રના રક્ષકતરિકે નિયુક્ત કર્યા. કર્નલ ટૉડ જ્યાંસુધી રાજસ્થાનમાં હતા ત્યાંસુધી તેમણે પોતાનું કર્તવ્ય સંતોષકારક રીતે બજાવ્યું.મહાત્મા ટૉડ મહારાવ રામસિંહને ભાણેજ કહેતા હતા. આ રીતે તેમની વચ્ચે મામાભાણેજનો સંબંધ હતો. કર્નલ ટૉડમહારાજ રામસિંહપ્રત્યે અપૂર્વ પ્રેમ રાખતા હતા. જ્યારે મહારાવ રામસિંહે પ્રથમ વાર શિકાર કર્યો તે સમયે સામંતોની પેઠે કર્નલ ટૉડે પોતે પણ તેમને સન્માનસૂચક ઉપહાર આપ્યો હતો.

# अध्याय ५ मो

મહારાવ રાજા રામસિંહ—કર્નલ ટૉડે મહારાવના રક્ષકનું ગ્રહણ કરેલું પદ—રાજ્યમાં થયેલી સુશાસનવ્યવસ્થા—મંત્રી કૃષ્ણરામ—કૃષ્ણરામનું શોચનીય મૃત્યુ—હત્યાકારીઓના પ્રાણનો થયેલો નાશ—જોધપુરના મહારાજાની સાથે યુદ્ધ કરવાની સુચના—બ્રિટિશસરકારની મધ્યસ્થતાથી સમરનું નિવૃત્ત થવું—મહારાવ રાજા રામસિંહે પોતાના હાથમાં ગ્રહણ કરેલો રાજ્યભાર—પાટણદેશના સંબંધમાં નવીન વ્યવસ્થા—ઇ૦ સ૦ ૧૮૫૭ના સિપાઇઓના બળવા—પ્રસંગે મહારાવ રાજા રામસિંહે બ્રિટિશસરકારને સહાય કરવાની પાડેલી ના—બ્રિટિશસરકાર સાથેનો મહારાવ રાજા રામસિંહનો રાજકીય સંબંધ તુટવો—પુનઃ સદ્‌ભાવ સ્થાપિત થવો—બ્રિટિશસરકારે મહારાવને દત્તકપુત્ર ગ્રહણ કરવાનો આપેલો અધિકાર—દિલ્હીદરબારમાં મહારાવ રાજા રામસિંહનું જવું—તેમને થયેલી સન્માનની પ્રાપ્તિ—પ્રણામીની તોપોમાં થયેલી વૃદ્ધિ—બુંદીનો શાસનસમાજ—પ્રજાની પાણીની તંગી નિવૃત્ત કરવાને માટે કરેલો પ્રયાસ—બુંદીના રાજકુમારોના વિવાહ—વિવાહમાં થયેલો વ્યય—રાજકુમારોની શિક્ષા—મહારાવ રાજા રામસિંહના ચતુર્થ પુત્રનો જન્મ—બુંદીરાજ્યની આમદાની અને ખર્ચનો સુચિ—શાસનવિભાગનો સંસ્કાર—શાંતિરક્ષાવિભાગ—વાણિજ્યકર—પ્રજાને શિક્ષણ આપવાને કરેલી વ્યવસ્થા.

કર્નલ ટૉડે બૂંદીરાજ્યનો જેટલો ઇતિહાસ લખ્યો હતો તેટલો ગત ચતુર્થ અધ્યાયમાં સંપૂર્ણ કરવામાં આવ્યો છે અને હવે અમે આ પંચમ અધ્યાયમાં સારપછીનો ઇતિહાસ લખવાને પ્રવૃત્ત થઇએ છીએ. આ ઇતિહાસ વિશ્વાસપાત્ર પ્રમાણોદ્વારા સંકલિત કરવામાં આવ્યો છે અને અમે તે પાઠકોને પરમ આદર તથા સન્માનપૂર્વક સમર્પણ કરીએ છીએ.

મહારાવ રામસિંહ જી. સી. એસ. આઇ. સી. આઇ. ઇ. બહાદૂર કે જેઓ વર્તમાન સમયમાં બૂંદીનું સિંહાસન ઉજ્જ્વલ કરી રહ્યા છે, તેઓ પોતાના પિતાનું મૃત્યુ થયું તે સમયે કેવલ અગીઆર વર્ષના હતા. મહારાવ વિશનસિંહ બહાદૂરે ઉદારહૃદય મહોદય કર્નલ ટૉડને પોતાના સગીરકુમારના શિક્ષક તથા રક્ષકતરિકે નિયુક્ત કર્યાં હતા; પરંતુ તેઓ મહારાવના મૃત્યુસમયે મેવાડની રાજધાની ઉદયપુરમાં ગયા હતા. જ્યારે મહારાવ વિશનસિંહનું મૃત્યુ થયું અને વિધવામહારાણી તરફથી તેમને પત્ર પ્રાપ્ત થયો, ત્યારે તેઓ ઉદયપુરથી શીઘ્ર બૂંદી તરફ જવાને નીકળ્યા. તેમણે ત્યાં જઇ મહારાણીની સાથે ભાઇબહેનનો સંબંધ સ્થાપિત કર્યો અને બાલક રામસિંહના શિક્ષક તથા રક્ષકતરિકેના પદનો તથા રાજ્યના શાસનનો ભાર પોતાના હાથમાં ગ્રહણ કર્યો. રાજપૂતજાતિના પરમમિત્ર કર્નલ ટૉડે બૂંદીની વિધવારાણીને બહેન કહી રામસિંહને ભાણેજ માની ગત મહારાજા વિશનસિંહની આજ્ઞાનું પાલન કરવામાં કિંચિન્માત્ર પણ વિલંબ કર્યો નહિ. તેમણે શીઘ્ર રામસિંહનું મંગલ કરવાની ઇચ્છાથી બૂંદીરાજ્યમાં સર્વત્ર સુશાસન સ્થાપન કરવાને માટે સુપ્રબંધ કર્યો; અને અલ્પ સમયપર્યંત સ્વયં બૂંદીમાં થોભીને સર્વ વિષયોપર લક્ષ આપ્યું. શાસનસંબંધી સર્વ વ્યવસ્થા કરવામાં તેમણે કિંચિત્ પણ પ્રમાદનું સેવન કર્યું નહિ. કર્નલ ટૉડ જ્યાંસુધી ભારતવર્ષમાં રહ્યા ત્યાંસુધી તેઓ મહારાવ રામસિંહનું કલ્યાણ કરતા રહ્યા; અને સ્વ-

દેશમાં ગયા પછી પણ તેઓ મહારાવનું મંગલ કરવાના ચિંતનમાં રત રહેતા હતા.[1]

મહારાવ વિશ્નાસિંહનો સ્વર્ગવાસ થયા પછી એક પરમ વિદ્વાન અને બુદ્ધિમાન મનુષ્ય બૂંદીના મુખ્ય મંત્રીતરિકે નિયુક્ત થયા. તેમનું નામ કૃષ્ણરામ હતું. જ્યાંસુધી કર્નલ ટૉડ રાજસ્થાનના બ્રિટિશ-સરકારના એજંટતરિકે રહ્યા, ત્યાંસુધી કૃષ્ણરામ તેમની સલાહાનુસાર સર્વ રાજકાર્યો કરતા હતા; પરંતુ તેમનું સ્વદેશગમન થયા પછી કૃષ્ણરામે પોતાની બુદ્ધિ અને રાજનીતિજ્ઞતાના બળથી બાલક મહારાવ રામસિંહનું કલ્યાણ સાધ્યું હતું. કર્નલ માલેસન પોતાના ગ્રંથમાં જણાવે છે કેઃ–" સાડાછ વર્ષપર્યંત કૃષ્ણરામ બૂંદીના મંત્રીના પદપર રહ્યા; તે સમયમાં તેમણે તે રાજ્યનું સમસ્ત ઋણ ચૂકાવી દીધું. તેમણે ચોખ્ખો હિસાબ રાખી કરનો એકે એક રૂપિયો વસૂલ કરી રાજભંડારમાં ભર્યો. તેમણે રાજ્યની ઉપજમાં ત્રણથી પાંચલાખ રૂપિયાનો વધારો કર્યો અને શાસનસંબંધી ખર્ચમાં બે લાખનો ઘટાડો કર્યો. તેમણે રાજ્યશાસનના પ્રત્યેક વિભાગની અવસ્થા સંતોષકારક બનાવી અને તેઓ સેનાને નિયમસર વેતન આપતા હતા. "

અત્યંત શોકની વાત છે કે સર્વગુણસંપન્ન મંત્રી કૃષ્ણરાવ અધિક સમયસુધી બૂંદીરાજ્યનું કલ્યાણ કરી શકયા નહિ. તેમણે શાસનભાર ગ્રહણ કર્યો તે પછી સાડાછ વર્ષે એક ભયંકર ઘટના બનવાથી તેઓ અત્યંત શોચનીય રીતે માર્યા ગયા અને તેમના મરણથી સમસ્ત બૂંદીરાજ્યને જે નુકશાન થયું તેનું વર્ણન કરવું અશકય છે.

કર્નલ માલેસન જણાવે છે કેઃ–" મહારાવ રામસિંહને સિંહાસનપર અભિષિક્ત થયાને નવ વર્ષ થયાં હશે એવામાં એક એવી ઘટના બની કે જો બ્રિટિશસરકાર મધ્યસ્થ થઇ પોતાની શકિતનો પ્રયોગ ન કરત તો બૂંદી અને જોધપુરરાજ્યની વચ્ચે યુદ્ધ ઉપસ્થિત થઇ જાત. મહારાવ રામસિંહે જોધપુરની રાજનંદિનીની સાથે વિવાહ કર્યો હતો. પાછળથી તેમણે પોતાની ઉકત રાણીપ્રત્યે અત્યંત નિષ્ઠુર વર્તન કર્યું હતું. તેમના આ પ્રકારના વર્તનનો અંત આણવાને માટે અને પુનઃ તેઓ તેવું વર્તન ન કરી શકે એવો પ્રબંધ કરવાને માટે ઇ૦ સ૦ ૧૮૩૦ના જાન્યુઆરી માસમાં જોધપુરથી ઘણા સામંતો પોતાના સેવકોને પોતાની સાથે લઇને બૂંદીરાજ્યમાં આવી પહોંચ્યા. તેમનું આગમન થયા પછી ત્રીજે દિવસે તેમનાદ્વારા બૂંદીના પરમ બુદ્ધિમાન અને નિષ્કલંક મંત્રી કૃષ્ણરામ માર્યા ગયા. આથી યુવક રામસિંહે પરમ ક્રોધિત થઇઉકત હત્યાકારીઓને ઉચિત દંડ આપવાનો દૃઢ નિશ્ચય કર્યો. જોધપુરના જે મનુષ્યો બૂંદીના કિલ્લાની અંદર બંદીતરિકે રહેતા હતા, તેમનાપર ગોળાની વૃષ્ટિ કરવા માંડી અને તેમને પાણી મળી ન શકે એવો પ્રબંધ કરવામાં આવ્યો. જોધપુરની સેનાના બે નેતાઓને અને જે મનુષ્યોની સલાહથી ઉકત ભયંકર હત્યા થઈ હતી તેમને નાસતાં પકડવામાં આવ્યા અને રાવરાજાની આજ્ઞાથી તેમને પ્રાણદંડ કરવામાં આવ્યો. નિકૃષ્ટ પંકિતના સૈનિકો તાબે થયા તેમને બૂંદીરાજ્યમાંથી હદપાર કરવામાં આવ્યા. છ દિવસમાં જોધપુરનો સામંત[2] અભૂતસિંહ કે જેણે બૂંદીના રાજમંત્રીને મારી નાખ્યા હતા, તે પણ યુદ્ધમાં માર્યો ગયો. ત્યાર પછી ઉકત અભૂતસિંહના બે મુખ્ય માણસોનો નાશ થતાં બૂંદીના અધીશ્વરે માન્યું કે હવે મારા મંત્રીના ખૂનનો પૂરેપૂરો બદલો લેવાઇ રહ્યો છે."

ઉપરોક્ત કારણથી જોધપુરરાજ્યની સાથે યુદ્ધ થવાની પૂર્ણ સંભાવના હતી; પરંતુ બ્રિટિશસ-રકારે પોતાનો દૂત મોકલી યુદ્ધ થતું અટકાવી શાંતિ સ્થાપન કરી. મહાશય એચિસન લખે છે કેઃ–"મહારાવ રામસિંહની સગીર અવસ્થાના દીર્ઘકાળમાં બ્રિટિશસરકારને બૂંદીરાજ્યની આભ્યંતરિક શાસનવ્યવસ્થામાં અધિક હસ્તક્ષેપ કરવો પડયો હતો. "

મંત્રીશ્રેષ્ઠ કૃષ્ણરામનું મૃત્યુ થયા પછી અલ્પ સમયમાં મહારાવ રામસિંહે બૂંદીનો શાસનભાર પોતાના હાથમાં ગ્રહણ કર્યો અને તેઓ આજપર્યંત સતત શાસન ચલાવતા આવ્યા છે.

મહાશય એચિસનના ગ્રંથમાં એવો ઉલ્લેખ છે કેઃ–" બ્રિટિશસરકારની રાખેલી સેનાનો ખર્ચ આપવાને માટે ઇ૦ સ૦ ૧૮૪૪ માં મહારાજા સિંધિયાએ પાટણપ્રદેશમાં આવેલો પોતાનો ભાગ બ્રિટિશસરકારને સમર્પણ કરી દીધો. આથી બૂંદીના મહારાજાએ ઉકત પ્રદેશ મેળવવાને માટે પ્રયત્ન

૧ કર્નલ ટૉડે આ સંબંધે પોતાનાં બીજીવારના ભ્રમણવૃત્તાંતમાં ઉલ્લેખ કર્યો છે.

૨ તે મારવાડના બાજોલી ગામનો મેર્ડતિઆ રાઠોડ હતો.

ઉપસ્થિત કર્યો. સિંધિયા ઉક્ત પ્રદેશનો અધિકાર મહારાવ રામસિંહને આપવાને સંમત થયો નહિ; પણ ઇ૦ સ૦ ૧૮૪૭ માં ગ્વાલિયરના મહારાજા સિંધિયાની સાથે જે નવીન સંધિ થઇ તેમાં બૂંદીના મહારાવે ગ્વાલિયરના મહારાજાને વાર્ષિક ૮૦૦૦૦ રૂપિયાની ખંડણી આપવાનો સ્વીકાર કર્યો અને ચિરકાલને માટે ઉક્ત પ્રદેશ બૂંદીના મહારાવનો ગણાયો; તથા ઇ૦ સ૦ ૧૮૬૦ ની સંધિઅનુસાર ઉક્ત રૂ. ૮૦૦૦૦ ની ખંડણી બ્રિટીશસરકારને મળવા લાગી. આ પ્રકારે તેમને પાટણપ્રદેશ પ્રાપ્ત થયો. બૂંદીના મહારાવ ઇ૦ સ૦ ૧૮૧૮ ની સંધિઅનુસાર બ્રિટિશસરકારને બૂંદી અને અન્યાન્ય દેશના ચોથસ્વરૂપે જે રૂ. ૪૦૦૦૦ આપતા હતા, તેમાં હવે ઉક્ત પાટણપ્રદેશની ખંડણીના ૮૦૦૦૦ ઉમેરાયા.

અમારા પાઠકો પ્રથમથીજ જાણી ચૂકયા છે કે, ભારતવર્ષના દેશી રાજાઓમાં બૂંદીના મહારાવ ઉમેદસિંહે સૌથી પ્રથમ બ્રિટિશસરકારને મિત્રભાવે સહાય કરી હતી અને ઇ૦ સ૦ ૧૮૧૮ માં મહારાવ વિશનસિંહે બ્રિટિશસરકારની સાથે સંધિ કરી મિત્રતાનો ઉજ્જવલ આદર્શ દર્શાવ્યો હતો; પરંતુ અત્યંત દુઃખનો વિષય છે કે, ઇ૦ સ૦ ૧૮૫૭ માં જે સમયે ભારતવર્ષના પ્રત્યેક પ્રાંતમાં વિદ્રોહાગ્નિ ભડકી ઉઠયો અને તે વિપત્તિનો સમુદ્ર પોતાની તરંગમાળાઓનો વિસ્તાર કરી ભારતમાંથી બ્રિટિશસામ્રાજ્યને લુપ્ત કરવાને તૈયાર થયો, તે સમયે બૂંદીના મહારાવ રામસિંહ બહાદૂરે ઇ૦ સ૦ ૧૮૧૮ ની સંધિ-અનુસાર બ્રિટિશસરકારને સેનાની સહાય કરી નહિ. જે રાજવંશ બ્રિટિશસરકારના પરમ મિત્રસ્વરૂપે પ્રસિદ્ધ હતો, તેજ રાજવંશમાં જન્મ ગ્રહણ કર્યા છતાં મહારાવ રામસિંહે બ્રિટિશસરકારને સહાય કરી પોતાના વંશના ગૌરવની રક્ષા કરી નહિ.આથી બ્રિટિશસરકાર અત્યંત દુઃખિત અને ક્રોધિત થઈ તથા તેણે તત્કાળ બૂંદીના મહારાવ સાથેનો સર્વ સંબંધ તોડી નાખ્યો; પરંતુ સંતોષનો વિષય છે કે આ રીતે ઘણા દિવસસુધી બૂંદીના મહારાવને બ્રિટિશસરકારની ખફાદૃષ્ટિમાં રહેવું પડયું નહિ. ઇ૦ સ૦ ૧૮૬૦ માં બૂંદીના અધીશ્વરની સાથે બ્રિટિશસરકારનો રાજકીય સંબંધ પુનઃ સ્થાપિત થયો અને તે સમયથી આજ-પર્યંત મહારાવપ્રત્યે બ્રિટિશસરકારને પૂર્ણ પ્રીતી રહી છે.

જો કે વર્તમાન સમયના મહારાવ રામસિંહ બહાદૂરે સિપાઈઓના બળવાપ્રસંગે બ્રિટિશસરકારને સહાય આપી નહોતી, તોપણ ઉક્ત વિદ્રોહનું શમન થયા પછી બ્રિટિશસરકારે અન્ય રાજાઓની પેઠે મહારાવને પણ દત્તકપુત્ર ગ્રહણ કરવાની વંશપરંપરાગત સનંદ આપી હતી.

ઇ૦ સ૦ ૧૮૭૭ ના જાન્યુઆરી માસની પહેલી તારીખે ગ્રેટબ્રિટન અને આયર્લાંડની અધિરાજ્ઞી વિકટોરિયાએ દિલ્હીના મહાન દરબારમાં પ્રકટરીતે ભારતની રાજરાજેશ્વરીની ઉપાધિ ધારણ કરી. ઉક્ત દરબારમાં મહારાવ રામસિંહ બહાદૂરને આમંત્રણ થયું હતું અને ભારતવર્ષના વાઇસરૉય લૉર્ડ લીટને અન્યાન્ય રાજાઓની પેઠે તેમને પણ સન્માન આપ્યું હતું. અન્યાન્ય ભૂપાલોની પેઠે મહારાવ રામસિંહને પણ ઉક્ત ઉપાધિ, સ્મારકપતાકા તથા પદકની પ્રાપ્તિ થઇ હતી. મહારાવ રામસિંહની સાથે બ્રિટિશસરકારને આ સમયે જે પરમ મિત્રતા થઈ તેનું બીજું પ્રમાણ એ છે કે, બ્રિટિશસરકારે અન્યાય રાજાઓની પેઠે મહારાવને પણ 'ગ્રાંન્ડ કમાન્ડર સ્ટાર ઑફ ઈંડીઆ' ની નવીન ઉપાધિ અર્પણ કરી. તદુપરાંત તેમને 'કાઉન્સીલર ઑફ ધી એમ્પ્રેસ' ની નવીન ઉપાધિથી પણ વિભૂષિત કરવામાં આવ્યા. વળી તેમના સન્માનની તોપોમાં પણ વૃદ્ધિ કરવામાં આવી. મહારાવને વર્તમાનકાળમાં બ્રિટિશશાસિત દેશમાં સત્તર તોપોની સલામી મળે છે. મહારાવ રામસિંહની સાથેનો બ્રિટિશસરકારનો આ પ્રીતિપૂર્ણ સંબંધ અવશ્ય અતિ આનંદદાયક છે.

વર્તમાન સમયમાં ભારતવર્ષનાં પ્રત્યેક દેશીરાજ્યમાં બ્રિટિશસરકારનો રેસીડેંટ નિવાસ કરે છે. બ્રિટિશરાજનીતિઅનુસાર તે હાલમાં દેશીરાજ્યોનો યથાર્થ શાસનકર્તા છે. રાજાઓ સ્વાધીન હોવા છતાંપણ તેને આધીન હોય છે. રેસીડેંટોને લીધે રાજાઓની સ્વાધીનતા ઘણી ન્યૂન થઇ ગઇ છે. આ રેસીડેંટો પ્રતિવર્ષે દેશીરાજ્યોનો એક રિપોર્ટ તૈયાર કરી ગવર્નર જનરલના એજંટ પાસે મોકલે છે. આ રિપોર્ટને એજંટ ગવર્નર જનરલની પાસે મોકલે છે. બ્રિટિશસરકારનો વૈદેશિક મંત્રી તેને પુસ્તકાકારમાં છપાવી જનસમાજમાં તેનો પ્રચાર કરે છે. રાજપૂતાનાના પોલિટિકલ એજંટે ઇ૦ સ૦ ૧૮૮૧–૮૨ માં બૂંદીના સંબંધમાં જે લખ્યું છે, તેની સમાલોચના ઇ૦ સ૦ ૧૮૮૩ ના મેની ૧૯મી તારીખના 'ઇંડિયન મિરર' માં નીચે પ્રમાણે પ્રકાશિત થઇ હતીઃ—

"ગત વર્ષમાં બૂંદીના મહારાવ અત્યંત બિમાર થઇ ગયા હતા અને તેથી તેમણે રાજ્યશાસનનો અધિક ભાર પોતાના મંત્રી પંડિત ગંગાસહાયને સોંપી દીધો હતો. મહારાવે રાજ્યશાસન ચલાવવાને માટે એક મંત્રીસમાજ નિયુક્ત કર્યો. તેમાં છ સભાસદો હતા. ઉક્ત પંડિતજી આ સમાજના સભાપતિ થયા. એક કર્મચારી સમરવિભાગમાં, એક સાધારણ વિભાગમાં, એક એજન્સી વિભાગમાં, એક શાંતિરક્ષાવિભાગમાં અને એક અપીલવિભાગમાં નિયુક્ત થયો. મહારાવે પોતાની પ્રજાનું જલકષ્ટ દૂર કરવાને માટે યથેષ્ટ પ્રયત્ન કર્યો અને મહારાણીએ પણ તેમાં પૂરતી સહાય આપી. તેમના ખર્ચથી બે કુંડો તૈયાર કરવામાં આવ્યા. મહારાવ જૂની પદ્ધતિને ઘણું માન આપે છે.હજી તેમનું લક્ષ્ય પોતાના રાજ્યમાં અંગ્રેજીશિક્ષણનો પ્રચાર કરવા તરફ ગયું નથી. તેમણે એક નાનું સરખું વિદ્યાલય સ્થાપિત કર્યું છે, જેમાં ૧૨૦ વિદ્યાર્થીઓ ભણે છે; પરંતુ મહારાવે સંસ્કૃતશિક્ષણનો પ્રચાર કરવાને માટે ઘણો પ્રયાસ કર્યો છે, માટે તેઓ અધિક સન્માનને પાત્ર છે."

બૂંદીના રેસીડેંટે ઈ૦ સ૦ ૧૮૮૩ ના મેની ૩ જી તારીખે ગવર્નર જનરલના રાજપૂતાનાના એજંટની પાસે જે રિપોર્ટ મોકલ્યો હતો અને જે ભારતવર્ષની બ્રિટિશસરકારદ્વારા ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ માં રાજસ્થાનના રિપોર્ટમાં પ્રસિદ્ધ થયો હતો, તેનો સંપૂર્ણ અનુવાદ અમે કર્યો છે. તે વાંચી પાઠક બૂંદીરાજ્યની વર્તમાનશાસનવ્યવસ્થાનું યથાર્થ સ્વરૂપ જાણી શકશે.

રેસીડેંટ જણાવે છે કે:-" અમને લખતાં પરમ આનંદ થાય છે કે મહારાવને વિશેષ સ્વસ્થતા પ્રાપ્ત થઈ છે. ગતવર્ષમાં મારવાડના રાજકુલમાં ઉત્પન્ન થયેલી ત્રણ રાજકુમારીઓની સાથે મહારાવના ત્રણ પુત્રોના વિવાહ કરવાને માટે તૈયારી કરવામાં વિશેષ ધ્યાન રોકવામાં આવ્યું. આ વિવાહકાર્ય શીતકાલમાં કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો છે. મહારાવ પોતાના પુત્રોપ્રત્યે એટલો બધો સ્નેહ રાખે છે કે, ડિસેમ્બર માસપૂર્વે જ્યારે મેં તેમની મુલાકાત લીધી ત્યારે મને ખબર પડી કે તેઓ અતિ વૃદ્ધ થયા છે અને તેમની અસ્વસ્થતા પણ વિશેષ છે;તોપણ તેઓ સ્વયં પુષ્કરજીપર્યંત પોતાના પુત્રોની સાથે ગયા હતા અને ત્યાં રહ્યા હતા.

ઉક્ત તીર્થસ્થાનમાં રહેવામાં તેમનો ઉદ્દેશ પોતાના કુટુંબના મંગલને માટે દેવતાની પૂજા કરવાનો હતો; પરંતુ મારવાડના મહારાજાએ વારંવાર દૃઢ આગ્રહ કર્યો તેથી મહારાવ રાજા રામસિંહ બહાદૂર અંતે સ્વકુટુંબસહિત જાન્યુઆરીની ૬ ઠ્ઠી તારીખે પોતાનું વતન છોડી જાન્યુઆરીની ૨૫ મી તારીખે જોધપુરમાં જઈ પહોંચ્યા. ત્યારપછી બે દિવસ સુધી ભારે ઉત્સવ કરવામાં આવ્યો અને વિવાહકાર્ય પણ તેજ અરસામાં સમાપ્ત થઈ ગયું. મહારાવના જ્યેષ્ઠ પુત્રની સાથે મારવાડપતિની એક ભગિનીનો તથા વચલા અને ત્રીજા પુત્રની સાથે મારવાડના મહારાજાની બે ભત્રીજીઓનો વિવાહ કરવામાં આવ્યો. તદુપરાંત મહારાવ રાજા રામસિંહે પોતાના ગતપુત્ર ભીમસિંહના પુત્રની સાથે મહારાજા વખ્તસિંહની પૌત્રીનો વિવાહ કર્યો.[1] મારવાડના મહારાજાએ પરમ આદરપૂર્વક મહારાવ રાજા રામસિંહને સન્માન આપ્યું. આથી તેઓ અત્યંત પ્રસન્ન થયા. શોકની વાત માત્ર એટલીજ હતી કે તે સમયે મારવાડના રાજાની પ્રકૃતિ અસ્વસ્થ હતી. બરાબર ૫૮ વર્ષપૂર્વે મહારાવરામસિંહ બહાદૂરે ચૌદ વર્ષની વયે જોધપુરમાં જઇ ત્યાંના મહારાજા માનસિંહની કન્યા સાથે વિવાહ કર્યો હતો. ઉક્ત રાણીના ગર્ભથીજ કુમાર ભીમસિંહનો જન્મ થયો હતો;-પરંતુ અત્યંત દુઃખનો વિષય છે કે ઈ૦ સ૦ ૧૮૬૮ માં કુમાર ભીમસિંહનું અકાળમૃત્યુ થયું. આથી બૂંદીના સમસ્ત લોકો શોકસાગરમાં ડૂબી ગયા. મહારાવ રાજા રામસિંહ આ સમયે જોધપુરમાં ગયા ત્યારે તેમને 'દ્વારકાનાથ' નામના બાગના મહાલયમાં ઉતારો આપવામાં આવ્યો. આ પ્રસંગે મહારાવને કૃષ્ણગઢના રાજાની સાથે મુલાકાત થઈ. વિવાહ થઇ ગયા પછી તેઓ ફેબ્રુઆરીની ૧૧ મી તારીખે જોધપુર છોડી સ્વકુટુંબસહિત અજમેરમાં ગયા અને ત્યાં રાજપૂતાનામાં રહેતા ગવર્નર જનરલના એજંટ કર્નલ બ્રૅડફર્ડની સાથે મુલાકાત કરી પુષ્કરતીર્થનું દર્શન કર્યા પછી માર્ચની ૧ લી તારીખે પોતાની રાજધાની બૂંદીમાં ચાલ્યા આવ્યા.

"આ વિવાહકાર્યમાં અને જવાઆવવામાં બૂંદીના મહારાવને અઢી લાખ રૂપિયાનો ખર્ચ

[1] આ વાત સર્વથા ખોટી લખવામાં આવી છે; કારણ કે ભીમસિંહને કોઇ પુત્ર પણ નહોતો, તેમજ મહારાજા બખ્તસિંહને કોઈ પૌત્રી પણ હતી નહિ; તો પછી તેમનો વિવાહ ક્યાંથી થાય ?

થયો હતો; અને વિવાહની પહેરામણીમાં અનેક પ્રકારનાં દ્રવ્યો અને અશ્વાદિ સર્વ મળીને તેમને રૂપિયા દોઢ લાખની પ્રાપ્તિ થઇ હતી.

"મહામાનનીય મહારાવ રાજા રામસિંહના ત્રણે કુમારોની વય હાલમાં ક્રમશઃ સાડાતેર, અગીઆર અને નવ વર્ષની છે. તેમને પ્રાચીન હિંદુરીતિઅનુસાર પરમ ખંતપૂર્વક શિક્ષણ આપવામાં આવ્યું છે. જ્યેષ્ઠરાજકુમારે સંસ્કૃત ભાષામાં એટલી પ્રગતિ કરી છે કે બે વર્ષ પછી તેઓ સંસ્કૃતનું શિક્ષણ સમાપ્ત કરી ઉર્દુ શીખવા લાગશે, એવી આશા રાખવામાં આવે છે. હાલમાં તેમને રાજ્યશાસન-સંબંધી શિક્ષણ પણ આપવામાં આવે છે. ત્રણે રાજકુમારોએ શારીરિક વ્યાયામ અને યુદ્ધસંબંધી શિક્ષણ પણ પ્રાપ્ત કર્યું છે. હું મહારાવની મુલાકાત કરવાને માટે મહાલયમાં ગયો તો મારા જોવામાં એવું દૃશ્ય આવ્યું કે મહારાવ સ્વયં મહાલયના એક ઓરડામાં બેસી રાજકુમારોને પિસ્તોલ ચલાવવાનું શિક્ષણ આપી રહ્યા છે. વચલા અને તૃતીય રાજકુમારને માટે બૂંદીરાજ્યની પ્રચલિત રીતિઅનુસાર વાર્ષિક ૨૦૦૦૦ની આમદાનીની જાગીર નિયત કરવામાં આવી છે અને તે ઉભયને માટે જે બે મહાલયો બંધાવવાનો વિચાર કરવામાં આવ્યો હતો તેમાંનો એક મહાલય તો બંધાઇને તૈયાર થઇ ગયો છે અને બીજાને બંધાવવાની સમસ્ત સામગ્રી તૈયાર છે.

"ગત જુલાઇ માસની ૪થી તારીખે મહારાવ રાજા રામસિંહને ત્યાં બીજા એક પુત્રનો જન્મ થયો.[1] તેનું નામ રઘુવરસિંહ રાખવામાં આવ્યું છે. તે મહારાવના ચતુર્થ પુત્ર છે.

"મહારાવે અમને રાજ્યની ઉપજખર્ચની જે સુચિ આપી છે તે વાસ્તવમાં સંવત ૧૯૩૮ (કે જે ગત જુલાઇની ૧લી તારીખે સમાપ્ત થયો છે) ની અનુમાનિક સુચિ છે. ઉપજખર્ચની યથાર્થ સુચિ કેટલાક માસ વ્યતીત થયા પછી તૈયાર થશે. મહારાવના પુત્રોના વિવાહમાં પુષ્કળ દ્રવ્યનો વ્યય થયો છે તેથી બ્રિટિશસરકારને નિયમિતરીતે આપવામાં આવતો કર અટકી પડયો છે; પરંતુ મહારાવે બે ત્રણ વર્ષમાં તે કર વગરવ્યાજે કેટલાક હપ્તાથી ભરી દેવાને કહ્યું છે. તેમના આ પ્રસ્તાવ ઉપર હાલમાં વિચાર કરવામાં આવે છે."

સંવત ૧૯૩૮ (ઇ૦ સ૦ ૧૮૮૨—૧૮૮૩)ની બૂંદીરાજ્યની ઉપજખર્ચની સુચિ નીચે આપવામાં આવે છે:—

### આમદાની

| | રૂપિયા |
|---|---|
| મહેસુલ તથા અનેક નાની નાની તહેસીલોની આમદાની | ૪૭૫૦૦૦ |
| કાપરેન તથા અન્યાન્ય પ્રદેશોના જાગીરદારોની પાસેથી આવેલી ખંડણી | ૨૮૦૦૦ |
| જેલ, વિલ્લા અર્થાત્ વાણિજ્યકર, વનવિભાગ, ઉદ્યાન, કોટપાલ, ટંકશાળ ઇત્યાદિની આમદાની | ૯૦૦૦૦ |
| નાનાપ્રકારની થોડી થોડી આમદાની | ૩૫૦૦૦ |
| એકંદર રૂપિયા | ૬૨૮૦૦૦ |

### ખર્ચ

| | |
|---|---|
| મહારાવનો પોતાનો તથા તેમના કુટુંબનો ખર્ચ | ૪૫૦૬૦ |
| પુણ્યદાન | ૨૨૦૦૦ |
| સેનાનો વ્યય | ૮૮૦૦૦ |
| રાજકર્મચારીઓ તથા મહારાવના કુટુંબના નોકરોનો પગાર | ૭૨૦૦૦ |
| રથ, ઘોડા તથા રાજ્યનાં કાર્યાલયોનો ખર્ચ | ૭૨૦૦૦ |
| હવાલદારો અને તેહસીલ (કર) ઉઘરાવવાનો ખર્ચ | ૫૫૦૦૦ |
| બીજો નાનાપ્રકારનો ખર્ચ | ૭૮૦૦૦ |
| અંગ્રેજસરકારને આપવામાં આવતી ખંડણી, ન્યાયાલય, પુરસ્કાર વગેરે | ૧૨૮૦૦૦ |

[1] આ પણ અસત્ય છે. ચોથો પુત્ર કોઈ હતોજ નહિ. રઘુવીરસિંહ નામ મોટા પુત્રનું છે, કે જેનો વિવાહ જોધપુરમાં થયો હતો અને જે હાલમાં બૂંદીના શાસક છે.

| | |
|---|---|
| પ્રકીર્ણ........................................................ | [illegible] |
| | ૧૫૮૦૦૦ |
| બચત રહેલી સિલિક | ૩૦૦૦૦ |
| એકંદર રૂપિયા | ૧૨૮૦૦૦ |

પોલિટિકલએજંટ કર્નલ બેડફર્ડે લખ્યુંછે કેઃ–"બૂંદીરાજ્યના આભ્યંતરિક શાસનમાં કોઈ વિશેષ પરિવર્તન થયું નથી. ખાલસાભૂમિની જમાબંદીની વિશેષ ઉન્નતિ થઇ નથી. ગતવર્ષમાં કેવળ પચાસ ગામોની જમાબંદી કરવામાં આવી હતી.પહેલા વર્ષનાં જમાબંદી કરેલાં ગામોમાં એનો ઉમેરો કરવાથી ૧૫૦ ની સંખ્યા થાય છે. આ પરિણામ કાંઇ સંતોષદાયક નથી.

" શાંતિરક્ષાવિભાગની અવસ્થા પૂર્વવત્ અસંતોષદાયક રહી છે;પરંતુ સંતોષનો વિષય એ છે કે મહામાનનીય મહારાવે ૧૦૦ મીનાઓને એક જમાદાર તથા બે ઉપજમાદારોના હાથનીચે નિયુક્ત કરી લૂંટફાટનું નિવારણ કરવા પ્રત્યે ધ્યાન આપ્યું છે.

"ગતવર્ષના રિપોર્ટમાં બૂંદીનો મહેસુલવિભાગ સુધારવાનાં જે સાધનોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેનું પરિણામ એ આવ્યું છે કે રાજ્યની આમદાનીમાં રૂા. ૮૦૦૦૦ નો વધારો થયો છે. આ એક જાણવાયોગ્ય બીના છે કે વાણિજ્યકર લેવાની પદ્ધતિમાં સુધારો થયાથી રાજા અને પ્રજા એ ઉભયનું કલ્યાણ થયું છે અને રાજ્યની આમદાની વૃદ્ધિંગત થઇ છે.

"બૂંદીરાજ્યની ભૂમિનું પરિમાણ ૨૩૦૦ માઇલ છે અને પ્રજાનીસંખ્યા ૨૨૪૦૦૦ છે. સેનામાં પાયદલની સંખ્યા ૧૩૭૫ અને અશ્વારોહીઓની સંખ્યા ૧૦૦ તથા તોપોની સંખ્યા ૮૮ છે.

"રાજધાનીમાં જે વિદ્યાલય છે તેના સંબંધમાં હું સારો અભિપ્રાય આપી શકતો નથી,તે માટે હું દિલગીર છું. તેમાં વિદ્યાર્થીઓની સંખ્યા જોઇએ તેટલી નથી. તેમાં પ્રાયઃ ૧૨૦ વિદ્યાર્થીઓ ભણે છે. જે બાર હિંદુવિદ્યાલયો જૂદાં જૂદાં ગામોમાં આવેલાં છે, તેમાં સર્વ મળીને ૪૨૯ વિદ્યાર્થીઓ શિક્ષણ ગ્રહણ કરે છે. સારાંશ, રાજસ્થાનનાં અન્યાન્ય રાજ્યોમાં જેવો વિદ્યાનો પ્રચાર થયો છે તેવો તેનો પ્રચાર બૂંદીરાજ્યમાં થયો નથી. અત્યંત શોકનો વિષય છે કે રાજસ્થાનના અન્યાન્ય રાજાઓના જેવો પ્રયત્ન બૂંદીના અધીશ્વરે અદ્યાપિ વિદ્યાની બાબતમાં કર્યો નથી. બૂંદીરાજ્યની શિક્ષા હજી શૈશવાવસ્થામાં છે; પરંતુ શિક્ષાવિસ્તારને માટે મહારાવને સૂચના કરવામાં આવી છે તેથી આશા રાખી શકાય છે કે ભવિષ્યમાં બૂંદીરાજ્યમાં વિદ્યાની ઉન્નતિ થશે."

બૂંદીરાજ્યનો ઇતિહાસ સમાપ્ત



## कोटा।

(१) माधोसिंह, १६२५.
(२) मुकुंदसिंह, १६३१.
(३) जगतसिंह, १६५८.
प्रेमसिंह, १६७०, (तसवीर नहीं है)
(४) किशोरसिंह, १६७०.
(५) रामसिंह, १६९६.
(६) भीमसिंह, १७०८.
(७) अरजुनसिंह, १७२०,
(८) दुरजनसाल १७२४,
(९) अजीतसिंह, १७५७,
(१०) छत्रसाल, १७५९.
(११) गुमानसिंह, १७६६,
(१२) उम्मेदसिंह, १७७१,
(१३) किशोरसिंह, १८१९,
(१४) रामसिंह, १८२८,
(१५) छत्रसिंह, १८६६,
(१६) महाराव उम्मेदसिंह १८८९.

# खण्ड ७ मो—कोटानुं राज्य

## अध्याय १ लो

બુંદીથી કોટારાજ્યનું પૃથક્ થવું-કોટિયાભીલ-ભીલજાતિ-કોટાના પ્રથમરાજા માધોસિંહ-કોટારાજ્યના સામંતોનું નિર્માણ થવું-માધાની-રાજામુકુંદ-ચાર ભ્રાતાઓએ રાજાને માટે રણભૂમિમાં કરેલું આત્મબલિદાન-જગતસિંહ-પ્રેમસિંહ-તેનું પદભ્રષ્ટ થવું-કિશોરસિંહ-આર્કોટમાં થયેલું તેમનું મૃત્યુ-રામસિંહ-તેમનું જાજવમાં થયેલું મૃત્યુ-ભીલોનો અધિપતિ ચક્રસેન-રાજા ભીમસિંહ-ભીમસિંહે નિઝામ-ઉલ-મુલ્કપર કરેલું આક્રમણ-ભીમસિંહનું મારી જવું-ભીમસિંહના ચરિત્રની સમાલોચના-બુંદીના રાજાની સાથે તેમણે કરેલી શત્રુતા-રાવ અર્જુનસિંહે સિંહાસનપર અભિષિક્ત થઈને કુટુંબીઓની સાથે કરેલો કલહ-શ્યામસિંહનું મારી જવું-મહારાવ અર્જુનસાલ-મહારાષ્ટ્રીઓનો અભ્યુદય-તેમણે કોટાપર કરેલું આક્રમણ-હિમ્મતસિંહ ઝાલાએ કોટાની કરેલી રક્ષા-જાલિમસિંહનો જન્મ-મહારાષ્ટ્રીઓને આપવામાં આવેલી ખંડણી-દુર્જનસાલનું મારી જવું-તેમના ચરિત્રની સમાલોચના-તેમનો શિકારનો શોખ-તેમની રાણીઓ-હિમ્મતસિંહે વ્યાઘ્રનો કરેલો શિકાર-મહારાવ અજિતસિંહ-મહારાવ છત્રસાલ-જયપુરના રાજા માધોસિંહે કોટાપર કરેલું આક્રમણ-ભટવાડાનું યુદ્ધ-જાલિમસિંહ ઝાલા-હાડાજાતિને મળેલો વિજય-અંબરની સેનાનું નાસી જવું-કોટાનું સ્વાધીન થવું-છત્રસાલનું મારી જવું.

કોટાનો હાડારાજવંશ બૂંદીના રાજવંશની એક નાની શાખા છે; માટે કોટાની હાડાજાતિનો પૂર્વઇતિહાસ બૂંદીરાજ્યના ઇતિહાસની સાથે સંયુક્ત થયેલો છે. પાદશાહ શાહજહાન જે સમયે દિલ્હીના સિંહાસનપર વિરાજતો હતો, તે સમયે બૂંદીના રાવ રાજા રત્નસિંહના દ્વિતીય પુત્ર માધોસિંહે પાદશાહની તરફથી લડી પોતાના પ્રબલ પરાક્રમથી બુરાનપુરના સમરમાં વિજય પ્રાપ્ત કર્યો હતો. આથી પાદશાહે તેમનાપર સુપ્રસન્ન થઇ તેમને કોટાપ્રદેશ સમર્પણ કરી દીધો. આ સમયથી માધોસિંહ પોતાના પિતાનું બૂંદીરાજ્ય છોડી સ્વાધીનતાપૂર્વક કોટાનું રાજ્ય ભોગવવા લાગ્યા. આ સમયથી બૂંદી અને કોટા પૃથક્ થઇ ગયાં. માધોસિંહનો જન્મ સંવત ૧૬૨૧ (ઇ० સ० ૧૫૬૫)માં થયો હતો. તેમણે પોતાની ચૌદ વર્ષની વયે અતુલ પરાક્રમ પ્રદર્શિત કરીને બુરાનપુરના યુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો તેથી પાદશાહ શાહજહાને તેમનાપર પૂર્ણ પ્રસન્ન થઈ તેમને ત્રણસોસાઠ નગરો અને ગામોથી પરિપૂર્ણ કોટારાજ્ય પુરસ્કારરૂપે સમર્પણ કરી દીધું. પૂર્વે આ કોટારાજ્ય બૂંદીરાજ્યના પ્રધાનસામંતને આધીન હતું અને તેની [illegible] ભીલ રૂપિયાની હતી. પાદશાહે માધોસિંહને "રાવ" ની ઉપાધિ અર્પણ કરી. આ [illegible] [illegible] પોતાનું શાસન કરવા લાગ્યા.

[illegible] પૂર્વે કોટિયાભીલોનો અધિકાર હતો. આ કોટિયા ભીલના [illegible]

સ્પર્શ કરતા નહોતા. રાજપૂતોએ કોટાપર જે સમયે પ્રથમ અધિકાર સ્થાપિત કર્યો, તે સમયે તે પ્રદેશમાં કેવળ ઝુંપડીઓજ હતી. કોટાનો અધીશ્વર કોટાથી પાંચ કોશના અંતરપર ઇકિલગઢ નામના પ્રાચીન કિલ્લામાં રહેતો હતો. જે સમયે માધોસિંહે દિલ્હીના પાદશાહની તરફથી કોટારાજ્યની સનંદ પ્રાપ્ત કરી તે સમયે તેની સીમા ચોતરફ વધી ગઈ. આ સમયે કોટાની દક્ષિણમાં ગાગરોન અને ઘાટોલી પ્રદેશો આવેલા હતા. આ પ્રદેશોના સ્વામી ખીચીલોકો હતા. પૂર્વ તરફ માંગરોલ અને નાહરગઢ પ્રગણાંઓ હતાં. માંગરોલ ગોંડલોકોના અધિકારમાં હતું અને નાહરગઢ રાઠોડોના અધિકારમાં હતું. નાહરગઢનો સ્વામી પૂર્વે રાજપૂત હતો; તોપણ તેણે પોતાના દેશની રક્ષા કરવાને માટે મુસલમાનધર્મનું અવલંબન કર્યું હતું અને નવાબની ઉપાધિ ધારણ કરી હતી. ઉત્તરમાં કોટારાજ્યની સીમા ચંબલના તટપર સુલતાનપુરપર્યંત હતી. ચંબલ નદીને પેલેપાર નાશતા નામનું એક સ્વતંત્ર નાનું રાજ્ય હતું. આ રાજ્યમાં ૩૬૦ નગરો અને ગામો આવેલાં હતાં. આ રાજ્યમાં નદીઓ ઘણી આવેલી હોવાથી ભૂમિની ફળદ્રૂપતા પણ વધી હતી.

કોટાના રાજા માધોસિંહે પાદશાહની કૃપાથી બળવાન થઇ અલ્પ સમયમાં પોતાના રાજ્યની સીમા ઘણી વધારી દીધી. માધોસિંહના મૃત્યુકાળે માલવાદેશની સીમાપર્યંત તેમના રાજ્યનો વિસ્તાર હતો. માધોસિંહ સંવત ૧૬૮૦માં પાંચ સત્પાત્ર પુત્રોને મૂકીને મરણ પામ્યા. તેમના ચાર પુત્રો કોટારાજ્યના ચાર પ્રધાનસામંતોતરિકે નિયુક્ત થયા અને જ્યેષ્ઠકુમાર સિંહાસનના અધિકારી થયા. બૂંદીના હાડાલોકોથી કોટાના હાડાઓ પૃથક્ ઓળખાઇ આવે એટલા માટે ઉભયરાજ્યોના આદ્યપુરુષોનાં નામપરથી તેમના વંશનાં નામો પડયાં છે. માધોસિંહના વંશજો માધાની નામથી ઓળખાય છે. માધોસિંહના પાંચ પુત્રોનાં નામ નીચે પ્રમાણે છેઃ–

(૧) મુકુંદસિંહ—એઓ કોટાના અધીશ્વર થયા.
(૨) મોહનસિંહ—એમને પલાયતાદેશ પ્રાપ્ત થયો.
(૩) જુઝારસિંહ—એમણે કોટડા અને ત્યારપછી રામગઢ રેલાવન પ્રાપ્ત કર્યાં.
(૪) કનીરામ—એમને કોયલાપ્રદેશ પ્રાપ્ત થયો. ત્યાર પછી તેમણે દિલ્હીના પાદશાહ તરફથી દેહ અને જોરાપ્રદેશના સ્વતંત્ર શાસનની સનંદ મેળવી.
(૫) કિશોરસિંહ—એમને સાંગોપ્રદેશ પ્રાપ્ત થયો.

માધોસિંહનું મૃત્યુ થયા પછી તેમના જ્યેષ્ઠકુમાર મુકુન્દસિંહના મસ્તકપર રાજમુકુટ શોભિત થયો. જે પહાડી પ્રદેશ માલવા અને હાડોતીદેશને પૃથક્ કરે છે તે પ્રદેશમાં મુકુન્દસિંહે એક ઘાટ બંધાવ્યો અને તેનું નામ પોતાના નામપરથી "મુકુન્દદર્રો" વા "મુકુન્દદ્વાર" પાડયું. આજ માર્ગથી ઇ૦ સ૦ ૧૮૦૪માં બ્રિગેડીઅર મેન્સનની સેના પરાસ્ત થઇને નાઠી હતી. મુકુન્દસિંહે પોતાના રાજ્યમાં અનેક અભેદ્ય કિલ્લાઓ અને તળાવો બંધાવ્યાં હતાં. આણુતા નામના સ્થાનમાં આવેલો મનોહર રાજમહાલય તથા "પેટ્રા" તેમણે બંધાવ્યા છે.

રાજા મુકુન્દસિંહ પોતાના પિતાની પેઠે પ્રબલ પરાક્રમી અને અસીમ સાહસિક હતા. રાજસ્થાનના રાજપૂતોએ જેમ અનેકવાર દિલ્હીના સિંહાસનના યોગ્ય અધિકારીના હિતને માટે યુદ્ધ કર્યું હતું, તેમ મુકુન્દસિંહ પણ દિલ્હીશ્વરના હિતને અર્થે રણભૂમિમાં ઉતર્યા હતા. જે સમયે દુરાચારી ઔરંગઝેબે પોતાના જન્મદાતાને બંદીવાન કરીને તેને પદભ્રષ્ટ કરવાને માટે પ્રપંચજાળનો વિસ્તાર કર્યો હતો, તે સમયે પ્રાયઃ પ્રત્યેક રાજપૂતરાજાએ વૃદ્ધ પાદશાહનો પક્ષ ગ્રહણ કરીને ઔરંગઝેબની સામે સમશેર ધારણ કરી હતી. તેમાં રાઠોડલોકો અને બૂંદી તથા કોટાના હાડાલોકો સૌના અગ્રેસર થયા હતા. કોટાના અધીશ્વરમાધોસિંહના પુત્રોએ વૃદ્ધ પાદશાહ શાહજહાનને આ મહાવિપત્તિકાળમાં સહાય કરવાનો નિશ્ચય કર્યો. પાદશાહ શાહજહાનની કૃપાથીજ માધોસિંહને કોટાના રાજ્યની પ્રાપ્તિ થઇ હતી, તેથી તેમણે તેને આ પ્રસંગે વિસારી નહિ મૂકવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. સંવત ૧૭૧૪ માં ઉજ્જયિનીનિકટ નરપિશાચ્ ઔરંગઝેબની સામે રાજપૂતો અને શાહજહાનની એકત્રિત સેનાએ ભયંકર યુદ્ધ કર્યું. આ સંગ્રામમાં ઔરંગઝેબને વિજય પ્રાપ્ત થયો અને તેણે તે સ્થાને ફતેહાબાદ નામના નગરની સ્થાપના કરી. આ સમરમાં રાજપૂતોએ

"દેહં પાતયામિ વા કાર્યં સાધયામિ" એવી પ્રતિજ્ઞા કરીને વરરાજાનો વેશ ધારણ કરી ગમન કર્યું હતું. માધોસિંહના ઉક્ત પાંચ પુત્રો પણ વરરાજાનો વેષ ધારણ કરી હાથમાં નગ્ન સમશેર લઇ રણભૂમિમાં ઉતર્યા હતા. આ પાંચ ભ્રાતાઓને રાઠોડસેનાપતિના દોષથી આ યુદ્ધમાં વિજય પ્રાપ્ત થયો નહિ; પરંતુ તેટલામાટે તેઓ રણભૂમિમાંથી પીઠ બતાવીને નાસી ગયા નહિ. તેમણે અસીમ સાહસ અને વીરતાપૂર્વક યુદ્ધ કરી અંતે રણભૂમિમાં પોતાના પ્રાણવિસર્જન કર્યાં અને એ રીતે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યું. માત્ર સૌથી કનિષ્ઠ ભ્રાતા કિશોરસિંહ રણભૂમિમાંથી પાછા ફર્યા હતા. તેમના શરીરપર પુષ્કળ ઘાવ થયા હતા; પરંતુ તેમની શુશ્રૂષા અને ચિકિત્સા કરવામાં આવતાં તેઓ સાજા થયા. આ કિશોરસિંહે પાછળથી દક્ષિણના યુદ્ધોમાં-ખાસ કરીને બિજાપુરપર અધિકાર કરતી વખત સૌથી અધિક વીરતા પ્રકાશિત કરી હતી; પરંતુ કિશોરસિંહસમાન પરમ પરાક્રમી વીરની સાથે કેવું વર્તન રાખવું જોઇએ તે શાહજાદો નહિ સમજતો હોવાથી અંતે અતિ શોચનીય ઘટના બની હતી.

રાજા મુકુન્દસિંહ રણક્ષેત્રમાં માર્યા ગયા. તેમની પછી તેમના પુત્ર જગતસિંહ કોટાના સિંહાસનપર અભિષિક્ત થયા. દિલ્હીના પાદશાહે તેમને બેહજાર સૈનિકોના મનસબદારતરિકે નિયુક્ત કર્યા. સંવત ૧૭૨૬ સુધી જગતસિંહ દક્ષિણમાં પાદશાહની સેવા કરતા હતા. ઉક્ત વર્ષમાંજ તેઓ અપુત્ર મરણ પામ્યા. આથી તેમની પછી માધોસિંહના ચતુર્થ પુત્ર કનીરામના પુત્ર પ્રેમસિંહ કોટાના સિંહાસનપર અભિષિક્ત થયા.તેમણે પૂરા ૭ માસ પણ અધિકાર ભોગવ્યો નહિ એટલામાં તેઓ પોતાના નિંદનીય કાર્યથી પ્રજાને અપ્રિય થઇ પડયા. કોટાની પંચાયતે તેમને પદભ્રષ્ટ કરી પુનઃ તેમને તેમના પિતાના કોયલાપ્રદેશમાં મોકલી દીધા. તેમના વંશજો અદ્યાપિ તે પ્રદેશમાં વિદ્યમાન છે. માધોસિંહના પંચમ પુત્ર કિશોરસિંહ કે જેઓ રણક્ષેત્રમાં ઘણા ઘાયલ થયા છતાં પણ બચી ગયા હતા તેમને હવે કોટાની પંચાયતે રાજસિંહાસનપર અભિષિક્ત કર્યા. ઔરંગઝેબે દિલ્હીના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો ત્યારપછી કોટાના મહારાજા કિશોરસિંહે ઔરંગઝેબની સેનાની સાથે દક્ષિણમાં મરાઠાઓની સાથેના યુદ્ધમાં- જે સાહસ અને વીરત્વ પ્રકાશિત કર્યું હતું તેની સર્વ માણસોએ મુક્તકંઠે પ્રશંસા કરી હતી. અંતે સંવત ૧૭૪૨ માં આર્કોટના કિલ્લાપર અધિકાર કરતી વખત કિશોરસિંહ મરણ પામ્યા.કિશોરસિંહ હાડાજાતિના આદર્શવીર હતા. તેમના શરીરપર સર્વ મળીને પચાસ ઘાવ થયા હતા. તેઓ ત્રણ પુત્રો મૂકીને સ્વર્ગમાં ગયા હતા:-(૧) વિશનસિંહ (૨) રામસિંહ અને (૩) હરનાથસિંહ.

રાજપૂતોની રીતિઅનુસાર તેમના જ્યેષ્ઠકુમાર વિશનસિંહને તેમના મૃત્યુ પછી કોટાનું સિંહાસન પ્રાપ્ત થવું જોઇતું હતું; પરંતુ તેમણે પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરેલું હોવાથી કિશોરસિંહ તેમનાપ્રત્યે અત્યંત ક્રોધાયમાન થઇ તેમનો ઉત્તરાધિકાર રદ કરી ગયા હતા. વિશનસિંહને સમસ્ત રાજ્યને બદલે કેવળ આણુતા પ્રદેશજ પ્રાપ્ત થયો. વિશનસિંહને પૃથ્વીસિંહ નામનો પુત્ર થયો. તે તેમની પછી આણુતાનો સામંત થયો. તેને અજિતસિંહ નામનો પુત્ર થયો. અજિતસિંહને ત્રણ પુત્રો થયા. (૧) છત્રસાલ (૨) ગુમાનસિંહ અને (૩) રાજસિંહ.

કિશોરસિંહના દ્વિતીય પુત્ર રામસિંહે પોતાના પિતાની સાથે દક્ષિણમાં જઇ મરાઠાઓની સામે યુદ્ધ કરી પરમ પ્રશંસા પ્રાપ્ત કરી હતી. કિશોરસિંહનું મૃત્યુ થતાં કોટાનું સિંહાસન રામસિંહનેજ પ્રાપ્ત થયું. ઔરંગઝેબનું મૃત્યુ થતાં તેના પુત્રોમાં સિંહાસનને માટે ઝગડો જાગ્યો, ત્યારે કોટાના સ્વામી રામસિંહે શાહજાદા આઝિમનો પક્ષ ગ્રહણ કરી શાહજાદા મોઆઝિમની સામે યુદ્ધ કર્યું.તેની સાથે સંવત ૧૭૬૪ માં થયેલા જાજવના યુદ્ધમાં રામસિંહના પ્રાણ ગયા. આ સમરમાં બુંદીના રાજાએ શાહજાદા મોઆઝિમના પક્ષનું અવલંબન કર્યું હતું,એ વાત પાઠકો બૂંદીના ઇતિહાસમાં વાંચી ગયા છે. આ સમરમાં રામસિંહે પોતાની જાતિના વીર બૂંદીશ્વરની સામે યુદ્ધ કર્યું હતું. રામસિંહના હૃદયમાં બૂંદીના મહારાજાને પરાસ્ત કરીને મહાન પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની પ્રબલ કામના ઉત્પન્ન થઇ હતી.આ કારણથી તેમણે તેમનું અનિષ્ટ કરવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહોતી; પરંતુ દુર્ભાગ્યવશાત્ ઉક્ત સમરમાં તેઓ તોપના ગોળાના આઘાતથી મરણ પામ્યા.

રામસિંહનું મૃત્યુ થયા પછી ભીમસિંહ કોટાના રાજા થયા. ભીમસિંહના શાસનસમયમાંજ

કોટારાજ્યનું ધન, સન્માન, સત્તા અને પ્રભુત્વ વૃદ્ધિંગત થયું. હવે તે પ્રથમ શ્રેણીનું દેશીરાજ્ય ગણાવા લાગ્યું. અત્યારપૂર્વે તે તૃતીયશ્રેણીનું રાજ્ય ગણાતું હતું. પાદશાહ બહાદુરશાહનું મૃત્યુ થયા પછી ફર્રૂખશીઅર દિલ્હીના સિંહાસનપર અભિષિક્ત થયો અને એના સમયમાં બે સૈયદભ્રાતાઓની પ્રભુતા ઘણી વધી ગઇ. ચતુર ભીમસિંહે ઉક્ત સૈયદભ્રાતાઓના પક્ષનું અવલંબન કરી પોતાની ઉન્નતિનું દ્વાર ખોલી નાખ્યું. માધોસિંહના સમયથી કોટાના રાજા દિલ્હીના પાદશાહના દરબારમાં તૃતીયશ્રેણીના રાજાતરીકે વિરાજતા હતા અને તેઓ બેહજાર સૈનિકોના મનસબદારતરીકે નિયુક્ત થતા આવ્યા હતા; પરંતુ ઉક્ત ઉભય સૈયદભ્રાતાઓ તેમનાપર એવા પ્રસન્ન થયા કે તેમણે ભીમસિંહને પાંચહજારી મનસબદારતરીકે નિયુક્ત કર્યા અને તેમને પ્રથમ શ્રેણીના રાજા બનાવ્યા. હાડાજાતિની મોટી શાખામાં ઉત્પન્ન થયેલા બૂંદીના અધીશ્વર ફર્રૂખશીઅરનો પક્ષ ગ્રહણ કરી ઉક્ત ઉભય અત્યાચારી સૈયદોની વિરુદ્ધ ખડા થયા. જાજવની રણભૂમિમાં કોટાના અધીશ્વર સૈયદભ્રાતાઓના પક્ષમાં રહી અને બૂંદીના મહારાજા ફર્રૂખશીઅરનો પક્ષ ગ્રહણ કરી સામસામે લડયા. કોટાના રાજા ભીમસિંહે કેવા ઘૃણિત ઉપાયથી બૂંદીના અધીશ્વર બુધસિંહના જીવનનો નાશ કરવાને પ્રયત્ન કર્યો હતો, તે પાઠકો બૂંદીના ઇતિહાસમાં વાંચી ચૂકયા છે. રાજા ભીમસિંહે અંબરના રાજા જયસિંહ અને ઉક્ત ઉભય સૈયદભ્રાતાઓની સાથે મળીને તેમને સર્વ નિંદિત કાર્યોમાં સલાહ આપી હતી. જયસિંહે બુધસિંહના સર્વસ્વનો નાશ કર્યો તેમાં ભીમસિંહનો પણ હાથ હતો, એમાં કિંચિત્ પણ શક નથી. ઉભય સૈયદભ્રાતાઓની કૃપા સંપાદન કરી ભીમસિંહે પશ્ચિમમાં કોટાથી પૂર્વમાં અહીરવાડાસુધી પઠારદેશની સર્વભૂમિ હસ્તગત કરી લીધી. આ વિશાળ ભૂખંડમાં ખીચીલોકોની અને બૂંદીના રાજાની ઘણી ભૂમિ આવેલી હતી. વળી તેમણે સૈયદભ્રાતાઓના અનુગ્રહથી હાડોતીદેશનો સર્વોત્તમ ગાગરોનનો કિલ્લો પણ હસ્તગત કરી લીધો, કે જે કિલ્લો અલ્લાઉદ્દીનની સામે ત્યાંના લોકોએ કરેલા બચાવથી પ્રસિદ્ધ થયો છે. ત્યારપછી તેમણે મઉ, મેદાના, શેરગઢ, બારાં, માંગરોલ અને બડોદા વગેરે ચંબલનદીની પૂર્વ તરફના કિલ્લા પણ પોતાના અધિકારમાં લઇ લીધા.

કોટારાજ્યની દક્ષિણે આવેલા કેટલાક પહાડીદેશોપર ભીલોનો અધિકાર હતો. કોટારાજ્યના દક્ષિણસીમાંતપર થાના નામનું મનોહરસ્થળ છે. ત્યાં ચક્રસેન નામનો ભીલરાજા રાજ્ય કરતો હતો. ભીલોના અધીશ્વરની પાસે પાંચસેં અશ્વારોહી અને આઠસેં ધનુષધારી સૈનિકો હતા. મેવાડથી કોટારાજ્યની સીમાસુધીના સમસ્ત ભીલો ઉક્ત ભીલરાજાને પોતાનો સ્વામી ગણતા હતા. આ ભીલલોકો ધારના રાજા ભોજના સમયથી કોટાના રાજા ભીમસિંહના સમય સુધી પોતાની સ્વાધીનતાની રક્ષા કરતા આવ્યા હતા; પરંતુ ભીમસિંહે તેમનાપર આક્રમણ કરી તેમનો ધ્વંસ કરી તેમના સમસ્ત પ્રદેશો પોતાના અધિકારમાં લઈ લીધા. તેમણે નરસિંહગઢ તથા રાજગઢપાટણ પણ પોતાના અધિકારમાં લઇ લીધું. રાજા ભીમસિંહ જો થોડા વધુ દિવસ જીવિત રહ્યા હોત તો નિઃસંદેહ તેઓ પોતાના રાજ્યની સીમા પર્વતમાલાની બહાર પણ ફેલાવી દેત. અનારસી, ડીગ, મડાવા તથા ચંદાવતોના તાબાના પ્રદેશો પણ તેમણે હસ્તગત કરી લીધા હતા; પરંતુ તેમનો પરલોકવાસ થયા પછી આ સર્વ પ્રદેશો કોટાના રાજ્યમાંથી નીકળી ગયા.

સુપ્રસિદ્ધ કુલીચખાંએ દિલ્લીના પાદશાહની આધીનતાનો અસ્વીકાર કરી તેની વિરુદ્ધ શસ્ત્ર ધારણ કર્યાં અને દિલ્લીના તાબાના પ્રદેશો લૂંટવા માંડયા. આ યોદ્ધાએ પાછળથી દક્ષિણમાં હૈદરાબાદનું રાજ્ય સ્થાપન કર્યું હતું. જે સમયે ઉક્ત કુલીચખાં દિલ્લીથી પલાયન કરી ગયો તે સમયે પાદશાહે તેને પકડવાને માટે અંબરના રાજા જયસિંહ, કોટાના રાજા ભીમસિંહ અને નરવરના રાજા ગજસિંહને મોકલ્યા. ભીમસિંહે કુલીચખાં ઉર્ફે નિજામ–ઉલ–મુલ્કની સાથે પાઘડી બદલીને ભ્રાતૃત્વનો સંબંધ સ્થાપિત કર્યો હતો. કુલીચખાંએ જ્યારે પાદશાહે તેને પકડવાને સેના મોકલી છે, એવા સમાચાર સાંભળ્યા ત્યારે તેણે ભીમસિંહ ઉપર પત્ર લખીને તેમને જણાવ્યું કેઃ–" મેં પાદશાહના દેશોમાં કાંઇ પણ લૂંટફાટ કરી નથી; માટે મારી વિરુદ્ધ જે જે વાતો ચાલતી હોય તે સર્વને તમે મિથ્યા જાણજો. જયસિંહ પ્રપંચી છે અને તે સદા મારો નાશ કરવાને માટે પ્રયત્ન કરે છે; માટે હું આપને પ્રાર્થના કરું છું કે આપ મારી વિરુદ્ધ ચાલતી વાતપર વિશ્વાસ કરશો નહિ અને મારી દક્ષિણની

મુસાફરીમાં કાંઇ પણ પ્રત્યવાય ઉપસ્થિત કરશો નહિ." નિજામ-ઉલ-મુલ્કનો આ પત્ર વાંચી હાડારાજ ભીમસિંહે એવો પ્રત્યુત્તર વાળ્યો કેઃ-"સ્વામીની આજ્ઞાનું પાલન કરવું અને મિત્રતા નિભાવવી એ બેની વચ્ચે એક રેખા છે, તે હું સારીપેઠે જાણું છું. આપનો પ્રતિરોધ કરવાની મને આજ્ઞા મળી છે અને તેજ કારણથી હું આટલે દૂર સેના લઇને આવ્યો છું. મારે અવસ્ય આપની સામે યુદ્ધ કરવું પડશે અને કાલે પ્રાતઃકાળમાંજ હું આપની ઉપર આક્રમણ કરીશ."

"હું કાલે આક્રમણ કરીશ" એ શબ્દોથી ભીમસિંહે પોતાના મિત્રને સાવધાન કરી દીધો. ચતુર નિજામ-ઉલ-મુલ્ક પોતાના રાજપૂતમિત્રને રાજભક્તિના યજ્ઞકુંડમાં મિત્રતાનું બલિદાન આપતો જોઇ યુક્તિથી પોતાનું સંરક્ષણ કરવાને પ્રવૃત્ત થયો. તેણે સિંધુનદીના તટપરના કુરવાઇ ભૌરાસા નામના નગરની પાસે દુર્ગમ પહાડી સ્થાનમાં પોતાની છાવણી નાખી. રાજપૂતો અવસ્ય આજ માર્ગે જશે એમ ધારી નિજામે ( નિજામ-ઉલ-મુલ્કે ) તોપો પણ તૈયાર કરી રાખી. તેણે પોતાની સેનાને અને તોપોને એવી રીતે છુપાવી દીધી હતી કે કોઈ તે સ્થળે તેનું અસ્તિત્વ છે એવું અનુમાન કરી શકે નહિ. આવા ગુપ્ત સ્થાનમાંથી પણ ગોળા સરલતાથી જઇ શકે એવો બંદોબસ્ત તેણે કર્યો હતો.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ વીરવર ભીમસિંહ અફીણનું સેવન કરી પોતાની સમસ્ત સેના અને કુશાવહોની સેનાને લઇને નિજામપર આક્રમણ કરવાને બહાર નીકળ્યા. રાજપૂતોની સેનાને નિકટ આવેલી જોઈ નિજામે તોપગોળાની વૃષ્ટિ કરવા માંડી. આ પ્રસંગે તોપોના ગોળા લાગવાથી રાજા ભીમસિંહ અને રાજા ગજસિંહ એ ઉભય પોતાના હાથીસહિત મરણ પામ્યા. તેમનું મરણ થતાં સર્વ પાયદલ અને અશ્વારોહી સૈનિકો જેમ ફાવે તેમ નાસી ગયા. કુલીચખાંએ વિજય પ્રાપ્ત કરી દક્ષિણ તરફ પ્રયાણ કર્યું. ત્યાં જઇ તેણે હૈદ્રાબાદનું રાજ્ય સ્થાપિત કર્યું અને તે સ્વતંત્રતાપૂર્વક શાસન ચલાવવા લાગ્યો. હૈદ્રાબાદ અદ્યાપિ કુલીચખાંના વંશજોના અધિકારમાં છે.

આ સમયે કોટાની હાડાજાતિપર બે વિપત્તિઓ આવી પડી. એક રાજા ભીમસિંહનું મૃત્યુ અને બીજી કોટાના રાજાના પૂજ્યદેવ વૃજનાથની મૂર્તિનું અદૃશ્ય થવું. પ્રત્યેક રાજપૂતરાજા અનાદિથી સમરક્ષેત્રમાં પોતાના ઇષ્ટદેવની મૂર્તિ લઇ જાય છે. આ મૂર્તિનું તરકસ (ભાથા)દ્વારા રક્ષણ કરવામાં આવે છે. રાજાથી લઇને સામાન્ય સૈનિકસુધીના સર્વ માણસો તેજ દેવના નામના જયધ્વનિ કરીને શત્રુસેનાપર આક્રમણ કરે છે. કોટાની ઉક્ત વૃજનાથની મૂર્તિ સ્વર્ણની હતી. તે ઘણી નાની હતી. આ મૂર્તિએ અનેક યુદ્ધોમાં વિજય અને અસંખ્ય મનુષ્યોનો વિનાશ જોયો હતો. કોટારાજ્યની સેના "જય વૃજનાથકી" એવો ઘોષ કરીને શત્રુસેનાપર આક્રમણ કરતી હતી; પરંતુ કુલીચખાંએ જ્યારે હાડાઓપર ગોળાની વૃષ્ટિ કરી ત્યારે તે મૂર્તિ કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગઈ. દીર્ઘકાળપર્યંત તપાસ કરવાથી તે મૂર્તિના જેવી એક પ્રતિમા પ્રાપ્ત થઇ. આ મૂર્તિને મહાસમારોહસહિત રાજધાની કોટામાં આણવામાં આવી. આ પ્રતિમાનાં દર્શન કરી કોટાના નિવાસીઓ પરમ પ્રસન્ન થયા. ભીમસિંહ ૧૫ વર્ષપર્યંત સિંહાસન ભોગવી સંવત ૧૭૭૬ ( ઇ૦ સ૦ ૧૭૨૦ ) માં ઉપરોક્ત પ્રકારે માર્યા ગયા. તેમણે નિઃસંશય પોતાની વીરતા અને રાજનીતિજ્ઞતાથી પોતાના રાજ્યની ઉન્નતિ કરી હતી.

બૂંદી અને કોટાના રાજા એકજ વંશમાં ઉત્પન્ન થયા હતા, તોપણ તેમની વચ્ચે ભયંકર વિદ્વેષ ચાલ્યો આવતો હતો. આ વિદ્વેષ પ્રથમ રામસિંહ અને બુધસિંહે ધોલપુરના યુદ્ધમાં એકબીજાની સામે શસ્ત્ર ચલાવીને પ્રદર્શિત કર્યો. તેજ પ્રમાણે કોટાના રાજા ભીમસિંહે પણ બૂંદીના અધીશ્વરનું અનિષ્ટ કરવામાં કાંઇ ત્રુટી કરી નહિ. રાજા ભીમસિંહે રાજા બુધસિંહનો વધ કરવાને માટે તેમનાપર કાપુરુષની પેઠે જે આક્રમણ કર્યું હતું તેનું વૃત્તાંત પાઠકો પૂર્વે જાણી ચૂક્યા છે. ત્યારપછી બૂંદીનો રાજવંશ મહાવિપત્તિમાં પડીને અધઃપતિત થયો. રાજા ભીમસિંહે ઉભય સૈયદભ્રાતાઓની સહાયથી બળવાન થઇને બૂંદીશ્વરપર વિપત્તિ પાડવામાં કાંઇ કસર રાખી નહોતી. અંબરના રાજા જયસિંહે જ્યારે બુધસિંહને પદચ્યુત કર્યા ત્યારે તે સુસંધિનો લાભ લઈ રાજા ભીમસિંહે બૂંદીપર આક્રમણ કર્યું અને ત્યાંથી નગારું અને પ્રાચીનકાળનો પ્રસિદ્ધ રણશંખ વગેરે કેટલાંક રાજચિન્હો લૂંટીને કોટામાં આણ્યાં. પાદશાહ જહાંગીરે બૂંદીના રાજા રત્નસિંહને જે પીળી પતાકા આપી હતી

અને જે પતાકાપર હાડાજાતિના અદ્દભુત પરાક્રમનાં અનેક ચિત્રો અંકિત હતાં, તે પતાકાને સુદ્ધાં ભીમસિંહ કોટામાં તાણી લાવ્યા. ઉકત રાજચિન્હો પુનઃ પ્રાપ્ત કરવાને માટે બૂંદીના અધીશ્વરે વારંવાર પ્રયત્ન કર્યાં હતા; પરંતુ તેમના સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા. તેઓ કોઇ પણ પ્રકારે તે રાજચિન્હો પુનઃ પ્રાપ્ત કરી શકયા નહિ. કર્નલ ટૅાડ જણાવે છે કેઃ–"તે સમયથી આજપર્યંત પ્રતિદિન સાયંકાળ થયા પછી કોટાનગરનો દરવાજો બંધ થઇ જાય છે. જો સ્વયં કોટાના મહારાજા રાત્રિના સમયે આવે તો તેમને પણ નગરમાં પ્રવેશ કરવા દેતા નથી. આ સંબંધે નીચે પ્રમાણે વૃત્તાંત પ્રાપ્ત થાય છેઃ–"એક દિવસ કોટાના રાજા દુર્જનસાલ યુદ્ધમાં પરાસ્ત થઇ થોડાક સેવકોસહિત અર્ધરાત્રીના સમયે નગરના દરવાજાપર આવ્યા અને દ્વારપાલપ્રત્યે બોલ્યા કેઃ–"દરવાજો ખોલો;" પરંતુ પૂર્વે સ્વયં તેમણેજ દ્વારપાલને એવી આજ્ઞા ફરમાવી હતી કેઃ–"રાત્રિના સમયે કોઇ પણ પ્રકારે દરવાજો ખોલશો નહિ. રાત્રિના સમયે કોઇપણ માણસને નગરમાં પ્રવેશ કરવા દેશો નહિ." આ કારણથી દ્વારપાળે દરવાજો ખોલવાની સ્પષ્ટ ના પાડી. ત્યારે રાજા દુર્જનસાલે પોતાનો પરિચય આપી તેને દ્વાર ખોલવાની આજ્ઞા કરી; પરંતુ દ્વારપાલના મનમાં શંકા ઉત્પન્ન થઈ કે કોઇ બીજો રાજા આવીને દગાથી દરવાજો ખોલાવે છે, તેથી તેણે અંદરથી કહ્યુંઃ–"રાજાએ રાત્રિના સમયે કોઇ અન્ય સ્થાનપર રહેવું જોઇએ;" પરંતુ રાજાએ પુનઃ આગ્રહ કર્યો. હવે પરમકોપિત થઇ દ્વારપાલે બંદુક બતાવી કહ્યું કેઃ–"અહીંઆંથી ચાલ્યા જાઓ. હું દરવાજો ખોલીશ નહિ. જો તમે માનશો નહિ તો નિરુપાયે મારે આ બંદુક ચલાવવી પડશે." દુર્જનસાલે બંદુક જોઈ ત્યાંથી પાછા હઠી બીજા સ્થાનપર જઇ રાત્રિ વ્યતીત કરી. બીજે દિવસે પ્રાતઃકાળમાં દરવાજો ખોલવામાં આવ્યો. ઉકત દ્વારપાલ પોતાના સાથીને રાત્રિનું વૃત્તાંત કહેતો હતો, એવામાં સામેથી રાજા દુર્જનસાલ આવતા દૃષ્ટિગોચર થયા. રાજાને જોઇ તે દ્વારપાલ વિસ્મિત અને ભયભીત થયો. તે મંદ પગલે રાજાની પાસે જઈ તેમના ચરણમાં પોતાની બંદુક મૂકી ફિકર જોડી દંડવત્ કરી દંડ કરવાને માટે રાજાને આગ્રહ કરવા લાગ્યો. ત્યારે રાજાએ તેનો હાથ પકડી તેને ઉઠાડયો અને તેણે રાજાજ્ઞાનું સખ્તરીતે પાલન કર્યું હતું તે માટે તેની પ્રશંસા કરી. પછી તેમણે તત્કાળ પોતાનાં પહેરેલાં ઉત્તમ વસ્ત્રાલંકાર તેને પુરસ્કારમાં અર્પણ કરી દીધાં."

રાજા ભીમસિંહના સમસ્ત શરીરમાં અસ્ત્રશસ્ત્રના ઘાવોનાં ચિન્હો હતાં તેથી તેઓ કદિપણ પોતાના અંગપરથી વસ્ત્રો ઉતારતા નહોતા. કુરવાઇના યુદ્ધમાં જ્યારે કુલીચખાંએ તોપના ગોળાની વૃષ્ટિ કરી તે સમયે તેમના શરીરમાં અગણિત ઘાવો જોઇને તેમના એક સેવકે તેમને કહ્યુંઃ–"મહારાજ! આપની આ શી સ્થિતિ!" તે સમયે ભીમસિંહે પ્રત્યુત્તર આપ્યો કેઃ–"જે હાડાજાતિના અધીશ્વર તરીકે જન્મ્યો હોય અને જેને પૈતૃક રાજ્યની રક્ષા કરવાની અભિલાષા હોય તેણે આ પ્રકારે અસ્ત્રશસ્ત્રોનાં ચિન્હ અવશ્ય ધારણ કરવાંજ જોઇએ." રાજા ભીમસિંહની પૂર્વે કોટાના કોઇપણ રાજાએ પાદશાહની પાસેથી પાંચહજારી મનસબદારની પદવી પ્રાપ્ત કરી નહોતી. આ મહાસન્માનસૂચક ઉપાધિ સૌથી પ્રથમ ભીમસિંહેજ પ્રાપ્ત કરી. તેજ પ્રમાણે "મહારાવ" ની ઉપાધિ પણ સૌથી પ્રથમ તેમણેજ પ્રાપ્ત કરી. આ ઉપાધિ તેમને દિલ્હીના પાદશાહે આપી નહોતી; પરંતુ રાજપૂતજાતિના મુકુટમણિ અને હિંદુકુલપતિ મેવાડના મહારાણાએ આપી હતી અને દિલ્હીના પાદશાહે પણ તેમની તે ઉપાધિને બહાલી આપી હતી. બૂંદીના ગોપીનાથના વંશજો હાડૌતીદેશના પ્રધાન સામંતો ગણાતા હતા અને તેમના માનાર્થે "આપજી"ની ઉપાધિ તેમને અર્પણ કરવામાં આવી હતી; પરંતુ જ્યારથી તે વંશના ઇંદ્રસાલ ઉદયપુરમાં ગયા ત્યારથી મહારાણાએ તેમને "મહારાજ" ની ઉપાધિ અર્પણ કરી. આ સમયથી આપજીની ઉપાધિ કેવળ કોટાના દ્વિતીય શ્રેણીના માધાની સામંતોના સંબંધમાં વપરાય છે. રાજા ભીમસિંહે ત્રણ પુત્રો મૂકી પરલોકગમન કર્યું. આ ત્રણ પુત્રોનાં નામ આ પ્રમાણે છેઃ–(૧) અર્જુનસિંહ, (૨) શ્યામસિંહ અને (૩) દુર્જનસાલ.

મહારાવ અર્જુનસિંહનો વિવાહ કોટારાજ્યના ભાવીમંત્રી જાલીમસિંહ ઝાલાના પૂર્વજ માધોસિંહની ભગિની સાથે થયો હતો. અર્જુનસિંહ ચાર વર્ષપર્યંત કોટાનું સિંહાસન ભોગવી નિસ્સંતાન

અવસ્થામાં મરણ પામ્યા. અર્જુનસિંહનું મરણ થયા પછી કોટાના સિંહાસનને માટે શ્યામસિંહ અને દુર્જનસાલ એ ઉભયભ્રાતાઓની વચ્ચે યુદ્ધાગ્નિ પ્રજ્વલિત થયો. આ ગૃહકલહમાં લિપ્ત થઈ કોટાના સામંતો પણ અત્યંત દુઃખી થયા. ઉદયપુરના યુદ્ધમાં ઉક્ત ઉભય ભ્રાતાઓએ રાજસિંહાસનને માટે રુધિર-ની નદી વહેવરાવી દીધી. આ ભયાનક યુદ્ધમાં શ્યામસિંહ માર્યા ગયા, તેથી લડાઇ શાંત પડી; પરંતુ જે દુર્જનસાલને પોતાના ભ્રાતાની સામે યુદ્ધ કરવામાં કિંચિત્ પણ લજ્જા ઉત્પન્ન થઈ નહોતી, તેઓ શ્યામસિંહનું મૃત્યુ થતાં ભ્રાતૃવિયોગથી મહાશોકમાં નિમગ્ન થઈ કરુણાજનક રોદન કરી શિર કૂટવા લાગ્યા. "હું ખરાબ મુહૂર્તમાં અનુચિત આશા ધારણ કરી સિંહાસનને માટે મારા ભ્રાતાની સાથે યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયો અને તેમના મૃત્યુનું કારણ થયો" આવો તેઓ અનુતાપ કરવા લાગ્યો. જે સમયે કોટારાજ્યમાં આ દુર્ઘટના બની તે સમયે ત્યાં એક બીજીપણ શોચનીય આપત્તિ આવી પડી. દિલ્લીના પાદશાહે ભીમસિંહપર પ્રસન્ન થઇને તેમને પુરસ્કારસ્વરૂપે જે રામપુરા, ભાયપુરા તથા કલાપતિ નામના ત્રણ સમૃદ્ધિશાલી પ્રદેશો ત્યાંના મૂલરાજાઓની પાસેથી છીનવી લઇને આપ્યા હતા, તે તે રાજાઓએ પુનઃ કોટાના અધીશ્વર પાસેથી ખૂંચવી લીધા.

દુર્જનસાલ સંવત ૧૭૮૦ (ઇ૦ સ૦ ૧૭૨૪)માં કોટાના અધીશ્વર થયા. આ સમયે તૈમૂરવંશના અંતિમ સમ્રાટ મહમદશાહ દિલ્લીના સિંહાસનપર વિરાજમાન હતા. આ સમ્રાટે દુર્જનસાલને સન્માનપૂર્વક દિલ્લીમાં બોલાવ્યા અને તેમને પહેરામણી આપી. દુર્જનસાલની પ્રાર્થનાથી પાદશાહ મહમદશાહે એવો ઢંઢેરો પીટાવ્યો કેઃ—"યમુનાના તીરપર જે જે સ્થાનોમાં હાડાજાતિ નિવાસ કરે છે તે તે સ્થાનોમાં ગોહત્યા કરવી નહિ." દુર્જનસાલ અનેક વિપ્લવકારક ઘટનાઓના કાળમાં કોટાના સિંહાસનપર વિરાજમાન હતા. તેમનાજ શાસનકાળમાં સૌથી પ્રથમ બાજીરાવે મરાઠાઓની સેના લઇને ભારતવર્ષના ઉત્તર ભાગપર અધિકાર કરવાને આક્રમણ કર્યું. આ પ્રસંગે બાજીરાવે હાડૌતી-દેશની પૂર્વસીમાપર આવેલા તારજઘાટ નામના પહાડીમાર્ગમાં થઇને જતાં નાહરગઢ નામના કિલ્લાને જીતી લીધો અને તે દુર્જનસાલને આપી દીધો. ઉક્ત કિલ્લો અને તેના તાબાનો પ્રદેશ એક યવનના હાથમાં હતો. સંવત ૧૭૯૫ (ઇ૦ સ૦ ૧૭૩૯)[1] માંજ મરાઠાઓની સાથે હાડાજાતિને પહેલી વાર સમ્મિલન થયું. હાડારાજ દુર્જનસાલને ઉક્ત કિલ્લો પ્રાપ્ત કરવામાં બાજીરાવપેશ્વાએ જે સહાય કરી તેના બદલામાં તેમણે તેને સેનાનો ખર્ચ આપ્યો હતો. મહારાષ્ટ્રપતિ બાજીરાવની સાથે દુર્જન-સાલને આ વખતે મિત્રતા થઇ ખરી; પરંતુ અત્યંત શોકની વાત છે કે થોડાં વર્ષ પછી મહારાષ્ટ્ર-પતિએ એકદમ તે મિત્રતા તોડી નાખી.

બૂંદીરાજ્યના ઇતિહાસમાં પાઠકોએ વાંચ્યું છે કે અંબરનો રાજા જયસિંહ દિલ્લીના પાદશાહની નોકરીમાં રહી પોતાની શાસનશક્તિ પ્રબલ કરી બૂંદી આદિ દેશોના રાજાઓને હીનબલ કરી તેમને પોતાના માંડલિક બનાવવાનો વિચાર કરવા લાગ્યો હતો. તેના ઉત્તરાધિકારીએ પણ આ મહત્ત્વાકાંક્ષા ધારણ કરી બૂંદીના રાજા બુધસિંહને પદચ્યુત કરી રાજ્યની બહાર હાંકી કાઢ્યા. બુધસિંહ વૃદ્ધાવ-સ્થામાં રાજ્યશોકથી મરણ પામ્યો. ત્યારપછી અંબરના નરેશે મહારાષ્ટ્રીઓના દલથી પરાસ્ત થઈ પોતાની જાતને શતશઃ ધિક્કાર આપી આત્મહત્યા કરી. આ વાત પણ પાઠકોના સ્મરણમાં હશે. ઉક્ત અંબરપતિએ બૂંદીથી બુધસિંહને દૂર કરીને પોતાના એક સામંતને ત્યાંના સિંહાસનપર અધિ-ષ્ઠિત કર્યો અને તેની પાસેથી કર લેવાની વ્યવસ્થા કરી. ત્યારપછી તે વિજયના ગર્વથી ઉન્મત્ત બની કોટારાજ્યપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને કુચ કરવા લાગ્યો. આ સમયે દુર્જનસાલ કોટાના સિંહાસનપર વિરાજમાન હતા. સંવત ૧૮૦૦માં અંબરનરેશ ઇશ્વરીસિંહે કોટા જીતી લેવાની ઇ-ચ્છાથી ત્રણ મહારાષ્ટ્રીયનેતાઓ અને જાટપતિ સૂર્યમલ્લને સેનાસહિત બોલાવ્યા. પછી તેમણે કોટાપર આક્રમણ કર્યું. કોટડી નામના સ્થાનમાં મહાસમર થયા પછી જયપુરના રાજાએ સેનાસહિત કોટાની રાજધાની ઘેરી લીધી. તે સતત ત્રણ માસપર્યંત રાજધાનીપર ઘેરો ઘાલી રહ્યા અને તેને જીતી લેવાને

૧ આ વર્ષમાં જે સમયે બાજીરાવ હાડૌતીપ્રદેશમાં થઇ હિંદુસ્થાનપર અધિકાર સ્થાપિત કરવાને જતા હતા તે સમયે હિમ્મતસિંહ ઝાલા કોટારાજ્યના ફોજદાર હતા. એ વર્ષે શિવસિંહનો અને બીજે વર્ષે જાલિમસિંહનો જન્મ થયો હતો.

માટે તેણે અનેક ઉપાયો કર્યા; પરંતુ વીરશ્રેષ્ઠ દુર્જનસાલે તેની તે અભિલાષા પૂર્ણ થવા દીધી નહિ. અંતે નિરાશ થઇ અંબરનરેશ ઇશ્વરીસિંહ નગરની બહારનાં વૃક્ષો કાપી નાખી તથા ઉપવનો નષ્ટ કરી દઇ પોતાના રાજ્યમાં ચાલ્યો ગયો. આ સમયે મહારાષ્ટ્રીયદલના એક નેતા જયાપ્પા સિંધિયાનો એક હાથ ગોળાથી ઉડી ગયો હતો.

શત્રુદલે જે સમયે કોટાને ઘેરો ઘાલ્યો હતો તે સમયે ઝાલાજાતિનો હિમ્મતસિંહ નામનો એક રાજપૂત કોટાના ફોજદાર અર્થાત્ પ્રધાન સેનાપતિના પદપર નિયુક્ત હતો. તેણે પોતાની વીરતા તથા યુદ્ધકૌશલ્યસહિત કોટાના રાજા દુર્જનસાલપ્રત્યે સ્વામિભક્તિની પરાકાષ્ઠા દર્શાવી. તેની ખટપટ અને મધ્યસ્થતાથીજ દુર્જનસાલને બાજીરાવની તરફથી નાહરગઢનો કિલ્લો પ્રાપ્ત થયો હતો. સંવત ૧૭૯૫ અને સંવત ૧૮૦૦ની વચ્ચે પૂર્વોક્ત ઉભય ઘટનાઓ બની અને તેજ અરસામાં જાલિમસિંહનો જન્મ થયો. જાલિમસિંહ એટલો બધો પ્રસિદ્ધ થયો અને કોટારાજ્યના ઇતિહાસની સાથે તેને એટલો બધો ઘનિષ્ઠ સંબંધ થયો કે કર્નલ ટૉડે તેની વીરતાની ઘણી પ્રશંસા કરી છે.

જયપુરનરેશ ઇશ્વરીસિંહ કોટા જીતવાને સમર્થ નહિ થવાને લીધે જ્યારે પાછો ફર્યો ત્યારે તેજસ્વી વીર દુર્જનસાલે પ્રાચીન શત્રુતા વિસ્મૃત કરી બુધસિંહના પુત્ર ઉમેદસિંહને તેમના પૈતૃક સિંહાસનપર અર્થાત્ બૂંદીના તખ્તપર અધિષ્ઠિત કરવાને ઘણો પરિશ્રમ કર્યો. મહારાષ્ટ્રીયનેતા હોલ્કરની સહાયવિના ઇશ્વરીસિંહને પરાસ્ત કરી બૂંદી હસ્તગત કરી શકાય એમ નહોતું; તેથી દુર્જનસાલે ઉમેદસિંહને હોલ્કરનો આશ્રય ગ્રહણ કરવાની સલાહ આપી. સંવત ૧૮૦૫( ઇ૦ સ૦ ૧૭૪૯ )માં જ્યારે ઉમેદસિંહે હોલ્કરની સહાયથી બૂંદીનું સિંહાસન પ્રાપ્ત કર્યું ત્યારે તેણે પાટણ વગેરે પ્રદેશો હોલ્કરને આપ્યા. હવે હોલ્કરે કોટાના રાજા દુર્જનસાલની પાસેથી પણ કર લેવા માંડયો. તેમણે ઉમેદસિંહપર ઉપકાર કર્યો તો તેના બદલામાં તેને સ્વયં બલવાન હોલ્કરને કર આપવાની ફરજ પડી.

વીરશ્રેષ્ઠ દુર્જનસાલે પોતાના બાહુબળથી અનેક પ્રદેશો જીતી કોટારાજ્યમાં સંયોજી દીધા. ખીચી લોકોના તાબાનો ફૂલવરોદ નામના પ્રદેશ પણ તેમણે પોતાના અધિકારમાં લઈ લીધો હતો. ગૂગોર નામના કિલ્લાપર તેમણે જ્યારે આક્રમણ કર્યું ત્યારે હાડા અને ખીચીલોકોની વચ્ચે ભયંકર યુદ્ધ ઉપસ્થિત થયું. ગૂગોરના સ્વામી બલભદ્રે અસીમ સાહસપૂર્વક તે કિલ્લાની રક્ષા કરી. બલભદ્રે રામપુર વગેરે પ્રગણાંઓના સામંતોને પોતાના પક્ષમાં લઇ હાડાજાતિની સામે પ્રબળ દલ ઉભું રાખ્યું હતું. સંવત ૧૮૧૦ માં ચૌહાણવંશમાંથી ઉત્પન્ન થયેલી હાડા અને ખીચી એ ઉભય શાખાઓ આ પ્રકારે ભયંકર સમરાગ્નિમાં બળવા લાગી. બૂંદીના રાજા મહાવીર ઉમેદસિંહે આ સમયે કોટાના રાજા દુર્જનસાલનો પક્ષ ગ્રહણ કરી સમરમાં મહાવીરતા પ્રદર્શિત કરી. એક માત્ર ઉમેદસિંહની વીરતાથીજ કોટાની રાજપતાકાનું ગૌરવ ઉક્ત સમરમાં સુરક્ષિત રહ્યું હતું. ત્રણવર્ષ પછી દુર્જનસાલ મૃત્યુ પામ્યા. તેઓ સાહસિક રાજા હતા, તેમજ રાજપૂતોમાં જે ગુણોની આવશ્યકતા હોય તે સર્વ ગુણો તેમનામાં વિદ્યમાન હતા. મિલનસારપણું, ઉદારતા અને વીરતા વગેરે સર્વ રાજપૂતોચિત સદ્ગુણો તેમનામાં હતા. તેઓ શિકારના અત્યંત શોખીન હતા. વિશેષતઃ સિંહ અને વ્યાઘ્રનો શિકાર તેમને અત્યંત પ્રિય હતો. તેમના રાજ્યમાંનાં સર્વ જંગલો સિંહ વ્યાઘ્રાદિ હિંસક પશુઓથી પરિપૂર્ણ રહેતાં હતાં અને તે સર્વ જંગલોમાં તેમણે શિકાર કરવાને માટે માંચડાઓ બંધાવ્યા હતા.

જે સમયે દુર્જનસાલ શિકાર ખેલવાને માટે નીકળતા હતા તે સમયે તેઓ પોતાની રાણીઓને પણ પોતાની સાથે લઇ લેતા હતા. તે રાજપૂતવીરાંગનાઓને પણ બંદુક મારવાનું ઉત્તમ શિક્ષણ પ્રાપ્ત થયું હતું. શિકાર માટેના સર્વોચ્ચ માંચડાપર તે સ્ત્રીઓ ભરેલીબંદુક હાથમાં લઇને બેસતી હતી. જે સમયે તેમના માણસો સિંહ વ્યાઘ્રાદિને ઘેરીને તે માંચડાની પાસે લાવતા ત્યારે તે સ્ત્રીઓ બંદુક છોડી તેમનો શિકાર કરતી હતી.

એક સમયે ફોજદાર હિમ્મતસિંહ ઝાલા શિકાર માટેના માંચડાની નીચે પૃથ્વીપર ઉભા હતા. તે સમયે એક વ્યાઘ્ર ક્રોધથી આરક્ત નેત્રો કરી મુખ પહોળું કરી ત્યાં આવીને ઉભો રહ્યો; પરંતુ દુર્જનસાલે તેને મારી નાખવાની આજ્ઞા આપી નહિ. રાજાની આજ્ઞાવિના તેને ગોળી મારવાનું સાહસ કોઇપણ કરી શકયો નહિ. સંધિ જોઇ તે ભયંકર વ્યાઘ્રે અતિ શીઘ્રતાથી હિમ્મતસિંહપર આક્રમણ

કર્યું, તેમણે તરત પોતાની ઢાલ આગળ ધરી અને તેદ્વારા પોતાની રક્ષા કરી. પછી તેમણે અતિ વેગથી વ્યાઘ્રની નિકટ જઈ પોતાની તલવારથી તેના મસ્તકના બે ખંડ કરી નાખ્યા. આવી અસીમ સાહસિકતા અને વીરતા જોઇ દુર્જનસાલ અને સર્વ સામંતો હિમ્મતસિંહની પરમ પ્રશંસા કરવા લાગ્યા.

દુર્જનસાલે અપુત્રાવસ્થામાં પ્રાણત્યાગ કર્યો. તેમણે મેવાડના રાણાની એક કન્યાની સાથે વિવાહ કર્યો હતો. તેમને પુત્ર નહિ થયાથી તેઓ હતાશ થયા અને પોતાના મૃત્યુથી ત્રણ વર્ષપૂર્વે તેમણે પોતાની રાણીને જણાવ્યું કે:–"આપણો પુત્ર કોટાના સિંહાસનપર બેસે એવો વિધિનો લેખ નથી; માટે હવે એક છોકરાને દત્તકસ્વરૂપે ગ્રહણ કરવાની પરમ આવશ્યક્તા છે." પાઠકોના સ્મરણમાં હશે કે કોટાના ભૂતપૂર્વ રાજા મહારાજા રામસિંહનો જ્યેષ્ઠપુત્ર વિશનસિંહ પોતાની માતાની આજ્ઞાથી દક્ષિણની લડાઇમાં ગયો નહોતો, તેથી તે કોટાના રાજસિંહાસનથી ચ્યુત થયો હતો અને તેને કેવલ ચંબલનદીના તટપર આણુતા નામનું પ્રગણું પ્રાપ્ત થયું હતું. જે સમયે દુર્જનસાલે એક છોકરાને દત્તકસ્વરૂપે ગ્રહણ કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી, તે સમયે ઉક્ત આણુતા પ્રદેશમાં ઉક્ત વિશનસિંહના પૌત્ર અજિતસિંહ શાસન કરતા હતા.તેમની અવસ્થા આ સમયે વૃદ્ધ હતી. તેમને ત્રણ પુત્રો હતા; તેમાંથી સૌથી વડા છત્રસાલને દુર્જનસાલે દત્તકસ્વરૂપે ગ્રહણ કરી મહારાણીની ગોદમાં બેસાડી દીધો. જો કે દુર્જનસાલે છત્રસાલને પોતાના પુત્ર તથા ઉત્તરાધિકારીતરિકે રાજ્યમાં જાહેર કર્યો અને સામંતોએ પણ તેને પોતાના ભાવી રાજાતરિકે સ્વીકાર્યો;પરંતુ દુર્જનસાલના મૃત્યુપછી ફોજદાર હિમ્મતસિંહઝાલાએ પોતાની પ્રબલ શક્તિથી આ વ્યવસ્થા વ્યર્થ કરી નાખી. આ સમયે આણુતાના વૃદ્ધ અધીશ્વર હિમ્મતસિંહ જીવંત હતા. હિમ્મતસિંહે અજિતસિંહને રાજસિંહાસનપર અધિષ્ઠિત કરવાનો પ્રયાસ કરવા માંડયો.તેમણે અજિતસિંહના પક્ષનું સમર્થન કરતાં જણાવ્યું કે:–"પુત્રને રાજસિંહાસન પ્રાપ્ત થાય અને પિતા તેના તાબાની પ્રજાતરિકે તેની આજ્ઞાનું પાલન કરે એ ન્યાયવિરુદ્ધ છે. એમ કદિપણ બની શકશે નહિ." કોઇ ગુપ્ત સ્વાર્થ સાધવામાટે વા છત્રસાલને રાજ્ય મળવાથી દેશનું અનિષ્ટ થવાની આશંકા હોવાથી વા ગમે તે કોઇ કારણથી હિમ્મતસિંહે અજિતસિંહનેજ રાજસિંહાસનપર અધિષ્ઠિત કરવાને ઉદ્યોગ કર્યો. હિમ્મતસિંહની સામે કોઇ પણ ચું કે ચાં કરી શકયું નહિ.તેમણે અંતે વૃદ્ધ અજિતસિંહને કોટાના રાજસિંહાસનપર વિરાજમાન કરી દીધા. અઢી વર્ષ પર્યંત રાજ્ય ભોગવી અજિતસિંહ સ્વર્ગમાં સિધાવ્યા. તેમના ત્રણ પુત્રોનાં નામ નીચે પ્રમાણે છે:–(૧) છત્રસાલ (૨) ગુમાનસિંહ અને (૩) રાજસિંહ.

અજિતસિંહનો સ્વર્ગવાસ થયા પછી તેમના જ્યેષ્ઠકુમાર છત્રસાલને કોટાનું રાજસિંહાસન પ્રાપ્ત થયું. વિખ્યાત હિમ્મતસિંહઝાલા આ સમયે જીવંત નહોતા. તેઓ અજિતસિંહની પૂર્વે મરણ પામ્યા હતા. આથી ફોજદારના પદપર તેમના ભત્રીજા જાલિમસિંહ નિયુક્ત થયા હતા.

આ અરસામાં ઇશ્વરીસિંહે આત્મહત્યા કરી તેથી તેનો સાવકો ભાઇ માધોસિંહ જયપુરના સિંહાસનપર બેઠો. ઇશ્વરીસિંહે મહત્ત્વાકાંક્ષાને વશ થઇ હાડાજાતિ અને બૂંદી તથા કોટાના રાજ્યપર અધિકાર સ્થાપિત કરવાને માટે જે આક્રમણ કર્યું હતું તેનું ફળ એ આવ્યું કે તે યુદ્ધમાં પરાસ્ત અને અપમાનિત થયો અને અંતે તેને આત્મહત્યા કરવી પડી; પરંતુ તેની આવી દશા થયેલી જોયા છતાં પણ માધોસિંહનાં નેત્રો ખુલ્યાં નહિ અને તે પુનઃ કોટારાજ્યપર અધિકાર સ્થાપિત કરવાને તૈયાર થયો. માધોસિંહે આક્રમણનું કારણ એવું બતાવ્યું કે કોટાના રાજાઓ પૂર્વે અંબરનરેશના આધિપત્યનીચે રહીને સેનાસહિત પાદશાહની સેવા કરતા હતા, માટે હમણાં પણ કોટાનરેશે અમારા તાબામાં રહેવું જોઇએ; કિંતુ હાડાલોકોએ તેની આ માગણીપ્રત્યે તિરસ્કાર દર્શાવ્યો અને તેઓ જાતીયસ્વાધીનતાની રક્ષાને અર્થે પરમ ઉત્સાહથી સેનાની તૈયારી કરવા લાગ્યા.

અંબરનો રાજા માધોસિંહ સંવત ૧૮૧૭ (ઈ૦ સ૦ ૧૭૬૧) માં પોતાની સંપૂર્ણ સેના સજ્જ કરી હાડાજાતિપર અધિકાર સ્થાપિત કરવાને ઉદ્યત થયો. તે સમયે અબ્દાલીના આક્રમણથી મહારાષ્ટ્રીયવીરો સર્વથા તેજહીન અને ઉત્સાહરહિત બની ગયા હતા. આથી હવે માત્ર કછવાહો અને હાડાલોકોની વચ્ચે રોજ સંગ્રામ ચાલવાનો હતો. માધોસિંહે હાડોતીપ્રદેશપર સેનાસહિત આક્રમણ કર્યો

પૂર્વે ઉનિયારાપ્રદેશપર આક્રમણ કરી તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી તેને પોતાના રાજ્યમાં સંયોજી દીધો. ત્યારપછી તેણે લાખેરી પ્રદેશમાં જઈ હતબલ મરાઠાઓને ત્યાંથી હાંકી કાઢી તે પ્રદેશને પણ પોતાના રાજ્યમાં સંયુક્ત કરી દીધો. આ પ્રકારે વિજય પ્રાપ્ત કરી હૃદયમાં પ્રસન્ન થઈ તેણે પાર અને ચંબલ નદીની વચ્ચે પાલીઘાટમાં પોતાનો મુકામ નાખ્યો. સુલતાનપુરના હાડાસામંતના હાથમાં ઉક્ત પ્રદેશની રક્ષા કરવાનો ભાર સોંપવામાં આવ્યો હતો; પરંતુ માધોસિંહે પ્રબલ વેગથી તેપર આક્રમણ કરી તેને હસ્તગત કરી લીધો. સુલતાનપુરના સામંતે પરમ વીરતાથી કિલ્લાની બહાર નીકળી પોતાનાં કુટુંબીજનોસહિત પ્રબલ સમરાગ્નિમાં પોતાના જીવનની આહુતિ આપી. જે સમયે સુલતાનપુરનો સામંત રણમાં પડયો, તે સમયે તેણે પોતાના ઉભય હસ્તોથી પૃથ્વીને પકડી હતી. વિજેતાઓપૈકી કેટલાક આ ઘટના જોઈ હસવા લાગ્યા; કિંતુ વિચારવંત મનુષ્યો જણાવે છે કે રાજપૂતો મરતી વખત પણ જન્મભૂમિને આલિંગન કરે છે.

જય પ્રાપ્ત કરી પરમ ગર્વિત અને ઉત્સાહિત થઇ કછવાહાલોકો માધોસિંહના જયજયકારથી આકાશપટ તોડી નાખતા કોટારાજ્યની મધ્યે થઇ ચાલ્યા. જ્યારે તેઓ ભટવાડા નામના સ્થાનમાં ગયા ત્યારે તેમણે પાંચહજાર હાડાવીરોને તેમની ગતિ રોકવામાટે સંહારકમૂર્તિ ધારણ કરી ઉભેલા જોયા. કોટારાજ્યની સેના જો કે માધોસિંહની સેના કરતાં સંખ્યામાં ઓછી હતી, તોપણ તે પોતાની પરમપ્રિય સ્વાધીનતા અને પોતાની જન્મભૂમિની રક્ષા કરવામાટે જીવન સમર્પણ કરવાનેજ ઉભી હતી. સૌથી પહેલાં કછવાહારાજ્યની મોટી અશ્વારોહીસેનાએ હાડા જાતની સેનાપર આક્રમણ કર્યું. કોટારાજ્યની અશ્વારોહીસેના નાની હતી તેથી કછવાહાલોકોના અશ્વો થાકેલા હોવા છતાં પણ તેમણે વિજયની ખાત્રીથી વિશ્રાંતિ લીધાવિનાજ તેપર આક્રમણ કર્યું. હાડાલોકોની નાની સેના પ્રબલ પરાક્રમપૂર્વક તેમની સામે થઇ અને તેણે કોઇપણ પ્રકારે પોતાના વ્યૂહનો ભંગ થવા દીધો નહિ. શીઘ્ર માધોસિંહની બીજી સેનાએ હાડાલોકોપર આક્રમણ કર્યું. અશ્વારોહી અને પાયદલ એ ઉભય સૈન્યોનાં એકત્રિત આક્રમણથી રણક્ષેત્રમાં રક્તની નદી વહેવા લાગી; પરંતુ આ સમયે કોટાના ફોજદાર જાલિમસિંહે ચાતુર્યજાળનો વિસ્તાર કર્યો. આ સમયે જાલિમસિંહની વય એકવીશ વર્ષની હતી. હિમ્મતસિંહે તેમને પોષ્યપુત્રસ્વરૂપે ગ્રહણ કર્યા હતા, તેથી તે હિમ્મતસિંહના પદપર નિયુક્ત થઇ આ સમયે કોટાના ફોજદારતરિકે રણક્ષેત્રમાં ઉપસ્થિત થયા હતા. ધીમે ધીમે સમરે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું, એટલે જાલિમસિંહ અશ્વપરથી નીચે ઉતરી પડયા અને તેમણે અસીમ સાહસ તથા વીરતાપૂર્વક શત્રુઓપર આક્રમણ કર્યું. તેમણે પોતાના જીવનમાં બુદ્ધિ અને ચતુરાઇનાં જે જે કામો કર્યાં તેમાં સૌથી પહેલું આ કામ હતું. આ મહાસંકટના સમયમાં તેમણે પરમ ચતુરાઇ દર્શાવી હતી.

મહારાષ્ટ્રીયનેતા મલ્હારરાવહોલ્કર આ સમયે ઉકત રણક્ષેત્રની સમીપજ હતો, કિંતુ [1]પાણીપતના યુદ્ધ પછી તે એવો બલહીન થઈ ગયો હતો કે તે ઉક્ત ઉભય રાજ્યોપૈકી કોઇનો પણ પક્ષ આ સમયે ગ્રહણ કરી શકયો નહિ. જે સમયે સર્વ પ્રકારે માધોસિંહને વિજય પ્રાપ્ત થવાની સંભાવના જણાવા લાગી તે સમયે ચતુર જાલિમસિંહ પોતાના અશ્વપર આરૂઢ થઈ અતિ શીઘ્રતાથી હોલ્કરના શિબિરમાં ગયા અને તેમણે તેને પ્રાર્થના કરી કેઃ—"જો આપ યુદ્ધ કરવાને રાજી ન હો તો માધોસિંહની છાવણી લૂંટી લ્યો. " હોલ્કર પરમ આનંદથી આ કાર્ય કરવાને તત્પર થયો.

છાવણીપર હોલ્કરનું આક્રમણ થતાંજ કછવાહાલોકો ભયના માર્યા રણભૂમિ છોડી ચોતરફ નાસવા લાગ્યા અને હાડાકવિના કથનાનુસાર " હાડાલોકોએ પોતાની નગ્ન સમશેરને શત્રુઓના રુધિરમાં સ્નાન કરાવી સંગ્રામરૂપી તીર્થયાત્રા કરી."

માચેરી, ઇશરદા, બાતકા, વારોલ, અચરોલ વગેરે જયપુરના તાબાના પ્રદેશોના સામંતો ઉક્ત પાંચહજાર હાડાવીરોથી પરાસ્ત થઇને નાસી ગયા. બૂંદીની સેના એકત્રિત થઇ હતી; પરંતુ તે કોટાની સેના સાથે મળી નહિ, તેથી અંબરનરેશના હાથમાં ગયેલો પોતાનો પ્રદેશ મુક્ત કરવા-

[1] આ એક આશ્ચર્યકારક વાત છે કે જે વર્ષમાં નાદિરશાહે ભારતવર્ષપર આક્રમણ કર્યું તે વર્ષમાં જાલિમસિંહનો જન્મ થયો અને અબ્દાલીનું આક્રમણ થયું તે વર્ષમાં તેમણે રાજનૈતિક રંગભૂમિપર પ્રથમ પ્રવેશ કર્યો.

ની સોનેરી તક તેના હાથમાંથી જતી રહી. ઉક્ત સંગ્રામમાં કછવાહાલોકોની પચરંગી પતાકા કોટાની સેનાના હાથમાં આવી ગઇ. હાડાકવિએ હાડાજાતિની આ જીતના વર્ણનમાં જાલિમસિંહની વીરતાની કવિતા ગુંથવામાં વિલંબ કર્યો નહિ. હાડાજાતિ અદ્યાપિ આ કવિતાનું ગાન ગર્વસહિત કરે છે; તેમાંની નિમ્નલિખિત પંક્તિઓ વિશેષ મહત્ત્વની છે:–

"જંગ ભટવાડા રોજીત, નારો જાલિમ ઝાલા;
રંગ એક રંગ ચઢા, રંગ પંચરંગકા."

અર્થાત્ ભટવાડાના યુદ્ધમાં જાલિમસિંહના સૌભાગ્યનો તારો ઉદિત થયો. એ રણક્ષેત્રમાં એક રંગે પાંચ રંગની પતાકાને ઢાંકી દીધી. ( અર્થાત્ અંબરની રાજ્યપતાકા રુધિરથી રંગાઇ ગઇ.)

ઉક્ત ભટવાડાના યુદ્ધથી અંબરના રાજાની પાદશાહના પ્રતિનિધિતરીકેની પ્રભુતા સર્વથા ક્ષય પામી ગઇ. તે સમયથી અદ્યાપિપર્યંત અંબરનો કોઇપણ નરેશ હાડાજાતિપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાનું સાહસ કરી શકયો નથી. જાતીયસ્વાધીનતા અને જન્મભૂમિની રક્ષા અર્થે હાડાજાતિએ ભટવાડાના રણક્ષેત્રમાં જે અસીમ વીરતાપૂર્વક યુદ્ધ કર્યું હતું, તેના સ્મરણાર્થે પ્રતિવર્ષે એક સામરિક મહોત્સવ કરવામાં આવે છે. પ્રતિવર્ષે એકવાર હાડાલોકો એકત્રિત થઇ અંબરનો કૃત્રિમ કિલ્લો બનાવે છે અને જયજયકાર કરી કિલ્લાપર અધિકાર સ્થાપિત કરી તેનો ધ્વંસ કરે છે. ઉપરોક્ત યુદ્ધ થયા પછી છત્રસાલ ઘણા દિવસ જીવંત રહ્યા નહિ. તેમને પુત્ર નહિ હોવાથી તેમના બંધુ કોટાના રાજસિંહાસનપર અધિષ્ઠિત થયા.



# અધ્યાય ૨ જો

**મહારાવ ગુમાનસિંહ-જાલિમસિંહ-તેમનો જન્મ અને તેમનું કુલ-જાલિમસિંહનું પદ-તેમને થયેલી સન્માનની પ્રાપ્તિ-ઝાલાકુલે વંશપરંપરાગત ફોજદારપદની કરેલી પ્રાપ્તિ-જાલિમસિંહે અન્યાયપૂર્વક પ્રભુતાનો વિસ્તાર કરવાથી મહારાવ ગુમાનસિંહને થયેલો અસંતોષ-જાલિમસિંહને પદચ્યુત કરવા-મહારાવે જાલિમસિંહની સમસ્ત સંપત્તિનું કરેલું હરણ-જાલિમસિંહે કોટાનો કરેલો ત્યાગ-તેમનું મેવાડમાં જવું અને રાણાની આધીનતામાં રહેવું-રાણાની તરફથી તેમને 'રાજરાણા'ની ઉપાધિ અને જાગીરની પ્રાપ્તિ થવી-મરાઠાઓ સામે થયેલું યુદ્ધ-જાલિમસિંહનું રણભુમિમાં ઘાયલ થઇ બંદી થવું-તેમનું પુનઃ કોટામાં આવવું-મરાઠાઓએ કોટારાજ્યપર આક્રમણ કરવાની કરેલી ચેષ્ટા-ભુકાયનીનું યુદ્ધ-પ્રશંસનીય વીરતાનો પ્રકાશ-ગુમાનસિંહે જાલિમસિંહપ્રત્યે પુનઃ દર્શાવેલી કૃપા-મહારાવની તરફથી જાલિમસિંહે મરાઠાઓ સાથે કરેલી સંધિ-જાલિમસિંહના મનોરથનું સાફલ્ય-મૃત્યુશય્યામાં પડેલા ગુમાનસિંહે પોતાના પુત્ર ઉમેદસિંહના રક્ષકતરિકે જાલિમસિંહની કરેલી યોજના-તેમણે પોતાના પુત્ર ઉમેદસિંહને સમર્પિત કરેલો રાજ્યાધિકાર-મહારાવ ગુમાનસિંહનું મૃત્યુ-ઉમેદસિંહને થયેલું રાજતિલક-ટીકાદોડ-કેલવાડાપર સ્થાપિત કરેલો અધિકાર-જાલિમસિંહની વિરુદ્ધ રચાયેલો પ્રપંચ-પ્રપંચ રચનારાઓનો થયેલો નાશ-હાડાસામંતોને થયેલી દેશનિકાલની સજા-મોસેનના સામંતનો પ્રપંચ-પ્રપંચોનું ખુલ્લું થવું-બહાદૂરસિંહનું મૃત્યુ-રાજાના ભ્રાતાઓનો કારાગૃહવાસ-જાલિમસિંહની વિરુદ્ધ રચાયેલા પુષ્કળ પ્રપંચો-વીરાંગનાઓએ જાલિમસિંહનો નાશ કરવાને કરેલી ચેષ્ટા-જાલિમસિંહનો થયેલો બચાવ-જાલિમસિંહની સાવધાનતા.**

---

સંવત ૧૮૨૨ (ઈ૦ સ૦ ૧૭૬૬ ) માં ગુમાનસિંહ પોતાના ભ્રાતાના સિંહાસનપર અધિષ્ઠિત થયા. ગુમાનસિંહના મસ્તકપર જે સમયે કોટાનું રાજછત્ર શોભિત થયું તે સમયે તેઓ ભરયુવાવસ્થામાં હતા. તેઓ પરમ સાહસિક અને બુદ્ધિમાન હતા. આ સમયે મહારાષ્ટ્રીયલોકોએ રાજપૂતાનામાં આવી રાજપૂતજાતિનાં સર્વસ્વનો નાશ કરવાનો ઉદ્યોગ કર્યો. જો કે ગુમાનસિંહ તેમના આક્રમણથી પોતાના રાજ્યની રક્ષા કરવાને સર્વ પ્રકારે સમર્થ હતા; પરંતુ અત્યંત શોકની વાત છે કે માત્ર થોડા દિવસસુધીજ રાજ્ય ભોગવી તેમને એક બાલકના હાથમાં પોતાના રાજ્યનો ભાર સમર્પણ કરવો પડયો. ગુમાનસિંહની શાસનપ્રણાલીનું વિવેચન કર્યા પૂર્વે અમે ચિરસ્મરણીય અને મહાનીતિજ્ઞ રાજપુરુષ જાલિમસિંહનો પરિચય કરાવીએ છીએ. મહાન રાજનીતિવિશારદ જાલિમસિંહનું જીવનચરિત્ર એજ કોટાનો અત્યાર પછીનો ઇતિહાસ છે. અત્યાર પછીના ઇતિહાસમાં જાલિમસિંહને લીધેજ કોટારાજ્યનું અસ્તિત્વ છે અને માત્ર કોટાના ઇતિહાસના પ્રત્યેક પૃષ્ઠમાંજ નહિ કિંતુ અર્ધશતાબ્દીપર્યંતનાસમસ્ત રાજપૂતાનાના ઇતિહાસમાં જાલિમસિંહનું પવિત્ર નામ સુવર્ણાક્ષરથી અંકિત છે. જાલિમસિંહ જે રાજ્યમાં રહેતા હતા,તે રાજ્યના તેઓ મહાન રાજનીતિજ્ઞ હતા;પરંતુ તેમની પ્રતિભાના પ્રકાશને માટે તે રાજ્ય ઘણું નાનું હતું. જો તેમને યોગ્ય સંધિ અને અનુકૂળતા પ્રાપ્ત થઇ હોત તો તેઓ કોઈ મહાદેશની મહાપ્રજાનું શાસન અવશ્ય કરી શકત.

જાલિમસિંહ ઝાલાવંશના રાજપૂત હતા. સંવત ૧૭૯૬ (ઈ૦ સ૦ ૧૭૪૦ ) માં જ્યારે નાદિરશાહ પોતાની પ્રબલ સેનાસહિત ભારતવર્ષપર આક્રમણ કરી દિલ્લીના સિંહાસનપર વિરાજમાન થયો અને તૈમૂરના વંશજોને તેણે અંતિમ ઘાવ કર્યો, તે સમયે જાલિમસિંહનો જન્મ થયો. ખરેખર

ભારતવર્ષના ઇતિહાસમાં આ કાળ અતિ મહત્ત્વનો હતો. જો કે આ સમયે તૈમૂરના વંશજોની શાસન-શક્તિ પ્રબલ પ્રતાપસહિત વૃદ્ધિંગત થવી અશક્ય હતી, જો કે દુરાત્મા ઔરંગઝેબે પોતાની કઠોર રાજનીતિથી મોગલશહેનશાહતનાં મૂળમાં પ્રબલ પ્રહાર કર્યો હતો, તથાપિ જો આ સમયે નાદિરશાહ ભારતવર્ષપર અધિકાર સ્થાપિત કરવાને ન આવત તો મોગલશહેનશાહતની શાસનશક્તિ કેટલાક વધુ દિવસપર્યંત પ્રબલ રહી શકત. નાદિરશાહ જે સમયે ભારત જીતી લેવાને આવ્યો તે સમયે મહમ્મદશાહ દિલ્લીના સિંહાસનપર અને મહાવીર દુર્જનસાલ કોટાના રાજસિંહાસનપર વિરાજમાન હતા. જાલિમસિંહનો જન્મ થયો ત્યારપછી અનુક્રમે પાંચ રાજાઓ કોટાનું રાજ્ય ભોગવી પરલોકમાં સિધાર્યા અને છઠ્ઠો રાજા સિંહાસનપર બેઠો ત્યાંસુધી તેઓ જીવંત હતા. ઉક્ત રાજાઓ-પૈકી મહારાવ કિશોરસિંહે તો ૫૦ વર્ષપર્યંત રાજ્ય કર્યું હતું. જો કે જાલિમસિંહ એક નેત્રથી વિહીન હતા, તોપણ તેમણે પ્રથમ ભટવાડાના રણક્ષેત્રમાં જે અસીમ રાજનીતિજ્ઞતા અને વીરતા પ્રદર્શિત કરી હતી, તે તેમના અંતપર્યંત સ્થાયી રહી હતી.

જાલમસિંહના પૂર્વપુરુષ સૌરાષ્ટ્રદેશના ઝાલાવાડપ્રાંતમાં આવેલા હલવદ ગામના સાધારણ સ્થિતિના સામંત હતા. તેમના ભાવસિંહ નામના નાના પુત્રે થોડાક વિશ્વાસુ સેવકોની સાથે પોતાના સૌભાગ્યની પરીક્ષા કરવાને માટે પોતાના પિતાની ભૂમિનો ત્યાગ કરી વિદેશની યાત્રા કરી. આ સમયે ઔરંગઝેબના વંશજોમાં સિંહાસનને માટે પરસ્પર કલહ ચાલતો હતો. દેશનાં અનેક સ્થાનોમાંથી અનેક વીરો આવી ગમે તે એકનો પક્ષ ગ્રહણ કરી પોતાના ભાગ્યની પરીક્ષા કરતા હતા. ભાવસિંહે પણ આજ પ્રકારે તેમાંના એકનો પક્ષ ગ્રહણ કર્યો. જે સમયે મહારાજ ભીમસિંહ કોટાના સિંહાસનપર અધિષ્ઠિત થઇ ઉભય સૈયદભ્રાતાઓની સહાયથી પરમ પરાક્રમપૂર્વક પોતાની સત્તા વધારી રહ્યા હતા, તે સમયે ઉક્ત ભાવસિંહના પુત્ર માધોસિંહ કોટામાં આવ્યા. જો કે આ સમયે માધોસિંહની પાસે કેવલ પચ્ચીસ અશ્વારોહીઓ હતા, કિંતુ મહારાજ ભીમસિંહે તેમને માનનીય ઝાલાવંશનો જાણી પરમ આદરપૂર્વક તેમનું સ્વાગત કર્યું. પાછળથી રાજાને તેમની સાથે મિત્રતા બંધાઈ; એટલુંજ નહિ, પરંતુ તેમણે પોતાના પુત્ર અર્જુનની સાથે માધોસિંહની ભગિનીનો વિવાહ કરી તેમને પોતાના સંબંધી-પણ બનાવ્યા. અલ્પ સમયમાં કોટાના મહારાજા ભીમસિંહે માધોસિંહને નાણુતા પ્રદેશ સમર્પણ કરી દીધો અને તેમને પોતાની સમસ્ત સેનાનો પ્રધાન સેનાપતિ બનાવ્યા. વળી મહારાજા જે કિલ્લામાં રહેતા હતા તે કિલ્લાના અધ્યક્ષતરિકે પણ તેમણે તેમની નિમણુક કરી. માધોસિંહને કોટારાજ્યમાં પ્રબલ સત્તા અને સન્માન પ્રાપ્ત થયું અને તેમના મૃત્યુ પછી મદનસિંહ નામના તેમના પુત્રને તેમના પદની પ્રાપ્તિ થઇ. તેમને બે પુત્રો થયા:–(૧) હિમ્મતસિંહ અને (૨) પૃથ્વીસિંહ. અમે અત્રે ભાવસિંહના વંશની સૂચિ આપીએ છીએ:—

ભાવસિંહ (એમણે ૨૫ અશ્વોસહિત હલવદ છોડયું.)
|
માધોસિંહ
|
મદનસિંહ
|
હિમ્મતસિંહ — પૃથ્વીસિંહ
|
(પૃથ્વીસિંહના પુત્રો:) શિવસિંહ (એમનો જન્મ સં૦ ૧૭૯૫ માં થયો.) — જાલિમસિંહ (જન્મસં૦ ૧૭૯૬)
|
માધોસિંહ
|
મદનસિંહ[1] (વય ૨૧ વર્ષ)

૧ એઓજ વર્તમાન ઝાલાવાડના પ્રથમ રાજા થયા.

રાજપૂતરાજ્યોમાં પ્રધાનમંત્રી અને પ્રધાનસેનાપતિની પદવીઓ વંશપરંપરાગત હોય છે; તેથી મદનસિંહનું મૃત્યુ થયા પછી હિમ્મતસિંહઝાલા કોટારાજ્યના ફોજદાર ( પ્રધાન સેનાપતિ ) થયા. હિમ્મતસિંહ મહાવીર અને મહારાજનીતિજ્ઞ હતા. જે સમયે જયપુરના રાજાએ મહારાષ્ટ્રીયસેનાની સાથે મળી કોટાપર આક્રમણ કર્યું, તે સમયે આ હિમ્મતસિંહેજ પરમ વીરતાપૂર્વક તેની રક્ષા કરી હતી; પરંતુ ચોતરફથી ભયંકર વિપત્તિઓ આવી પડેલી જોઈ તેમણે મરાઠાઓની સાથે સંધિ કરી તેમને ખંડણી આપવાનો સ્વીકાર કર્યો. મહારાજા દુર્જનસાલના મરણ પછી હિમ્મતસિંહે અજિતસિંહને કોટાના સિંહાસનપર અધિષ્ઠિત કર્યા. હિમ્મતસિંહને પુત્ર નહોતો, તેથી તેમણે પોતાના ભત્રીજા જાલિમસિંહને દત્તકસ્વરૂપે ગ્રહણ કર્યા. હિમ્મતસિંહનો પરલોકવાસ થયા પછી જાલિમસિંહ કોટાના ફોજદાર થયા. જાલિમસિંહે ભરયુવાવસ્થામાંજ ભટવાડાના રણક્ષેત્રમાં પરમ વીરતા અને સાહસ પ્રદર્શિત કરી કોટારાજયને અંબરનરેશની આધીનતાની શૃંખલામાંથી ચિરકાળને માટે મુક્ત કર્યું. રાજનૈતિક રંગભૂમિમાં તેમણે સૌથી પ્રથમ પ્રશંસનીય કાર્ય આજ કર્યું; પરંતુ અત્યંત શોકનો વિષય છે કે ઉક્ત ઘટના બન્યા પછી થોડા દિવસમાંજ જાલિમસિંહનો પ્રકાશિત યશરૂપી સૂર્ય ઘનઘોર વાદળોથી આવૃત થઇ ગયો.

ગુમાનસિંહ રાજસિંહાસનપર અધિષ્ઠિત થયા ત્યારપછી થોડા દિવસમાં જાલિમસિંહે કાંઇક વિશેષ સત્તા અને પ્રભુતા પ્રદર્શિત કરી તેથી તેઓ ગુમાનસિંહની દૃષ્ટિમાં ખૂંચ્યા. ઉક્ત કારણથી મહારાજા ગુમાનસિંહ જાલિમસિંહપર એટલા બધા ક્રુદ્ધ થયા કે મહારાજા ભીમસિંહે જાલિમસિંહના પ્રપિતામહ માધોસિંહને નાણુતા નામનો જે પ્રદેશ અર્પણ કર્યો હતો, તે તેમણે તેમની પાસેથી ખૂંચવી લીધો. ઉક્ત નાણુતાપ્રદેશ ચંબલનદીના તટપર છે અને હજીપણ તે ઝાલાવંશને આધીન છે. તે સમયે કોટાના રાજા બૂંદીના સામંતતરિકે ગણાતા હતા. મહારાજા ગુમાનસિંહે સેનાપતિનું પદ અને નાણુતાપ્રદેશ એ ઉભય જાલિમસિંહના મામા ભૂપતસિંહને આપી દીધાં. ભૂપતસિંહ બાંકડોત[1] શાખાનો હતો.

પોતાના સ્વામી ગુમાનસિંહદ્વારા પોતાની પદવી અને જાગીર અન્યના હાથમાં સોંપાયેલી જોઈ જાલિમસિંહે પોતાનું મહા અપમાન થયેલું ગણી કોટારાજ્યનો ત્યાગ કરી અન્ય સ્થળે જવાનો વિચાર કર્યો. ક્યા દેશમાં જવું તેનો નિર્ણય કરતાં તેમને વિશેષ સમય લાગ્યો નહિ. અંબરરાજ્યમાં પ્રવેશવાનું દ્વાર ભટવાડાના યુદ્ધથી પ્રથમથીજ બંધ થઇ ગયું હતું. બીજું મારવાડરાજ્ય તેમને ઉપયુક્ત જણાયું નહિ. આ સમયે જાલિમસિંહની જાતિ અને વર્ણનો એક પ્રધાન નેતા મેવાડના મહારાણાની સભામાં વિરાજમાન હતો. મેવાડના સામંતો બે ભાગમાં વિભક્ત થઈ ગયા હતા. એક ભાગે મહારાણા ઉરસીનો પક્ષ ગ્રહણ કર્યો હતો અને બીજાએ એક અન્ય સિંહાસનાભિલાષી પુરુષના પક્ષનું અવલંબન કર્યું હતું. આથી મહારાણા ઉરસી સિંહાસનપર અધિષ્ઠિત થઇ શકતા નહોતા; પરંતુ પાછળથી મેવાડના પ્રથમ શ્રેણીના સોળ સામંતોપૈકી દેલવાડાના ઝાલાસામંતે રાણા ઉરસીનો પક્ષ ગ્રહણ કરી તેમને મેવાડના સિંહાસનપર અધિષ્ઠિત કરી દીધા. મહારાણાએ ઝાલા સામંતની સહાયથી પોતાના પિતાનું સિંહાસન પ્રાપ્ત કર્યું તેથી તેમણે તે સામંતનાં પ્રતાપ અને પ્રબલ સત્તાની સામે કાંઇપણ વાંધો લીધો નહિ. ઝાલાસામંતે તે રાણાના મન ઉપર એટલો પ્રભાવ સ્થાપિત કરી દીધો કે તેમણે પગારદાર વિજાતીયસેના રાણાના અંગની રક્ષાર્થે નિયુક્ત કરી. સર્વ શક્તિસંપન્ન માણસોએ તેમના આ કાર્યનું સમર્થન કર્યું. જે માણસો તેમના આ કાર્યનું સમર્થન કરતા તેમને તેઓ પોતાની ઇચ્છાનુસાર જાગીર આપતા;તેમજ જે સામંતો તેમના વિરોધીતરિકે કાર્ય કરતા તેમની ભૂમિ તેઓ ખૂંચવી લઇને ખાલસા કરી દેતા.આથી રાજ્યની આમદાની ઘણી વધી ગઇ અને કોઇપણ માણસ ઉક્ત ઝાલાસામંતની વિરુદ્ધ ચૂં કે ચાં કરી શકતો નહિ.

જે સમયે ઝાલાસામંતે ઉક્ત પ્રકારે મેવાડના મહારાણાની રાજસભામાં પોતાના પ્રબલ પ્રતાપનો વિસ્તાર કર્યો હતો, તે સમયે કોટાના ફોજદારના પદપરથી ચ્યુત થયેલા તરુણ જાલિમસિંહ પોતાના સૌભાગ્યની પરીક્ષા કરવાને માટે મેવાડમાં આવ્યા. જાલિમસિંહની પ્રબલ વીરતાની હકીકત પ્રથમથીજ

1 ઉર્દૂ તર્જુમામાં 'બાલાવત' લખ્યું છે.

મહારાણા ઉરસીને વિદિત હતી; તેથી જાલિમસિંહનું આગમન થતાંજ મહારાણાએ તેમનું સન્માનપૂર્વક સ્વાગત કર્યું. સાહસિકતા, નીતિજ્ઞતા, વીરતા અને પ્રતિભાથી જાલિમસિંહ શીઘ્ર મહારાણાના પ્રેમપાત્ર અને વિશ્વાસભાજન બની ગયા. મહારાણા ઝાલાસામંતના હાથમાંનું રમકડું હતા. તેઓ તેમના હાથમાંથી પોતાનો ઉદ્ધાર નહિ થતો જોઇ મનમાં ને મનમાં અત્યંત વેદના પામતા હતા; પરંતુ આ સમયે તેમને તરુણ જાલિમસિંહ પ્રાપ્ત થયા અને તેમને યોગ્ય પુરુષ જાણી તેમણે તેમના હાથમાં પોતાના ઉદ્ધારનો ભાર સમર્પણ કર્યો. જાલિમસિંહે પોતાની ચતુરાઈ, વીરતા, સાહસિકતા અને નીતિજ્ઞતાથી શીઘ્ર ઉક્ત ઝાલાસામંતનો નાશ કર્યો અને મહારાણા ઉરસીને તેમના પંજામાંથી મુક્ત કર્યા. મહારાણાને આ પ્રકારે જાલિમસિંહની સહાયથી સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થઈ અને તેથી તેમણે તેમનાપર પ્રસન્ન થઇ તેમને 'રાજરાણા' ની ઉપાધિ અને મેવાડના દક્ષિણભાગમાં આવેલો ચિત્રખાડિયા[1] નામનો પ્રદેશ પુરસ્કારતરીકે આપ્યાં. આ સમયથી જાલિમસિંહ મેવાડના દ્વિતીયશ્રેણીના સામંત થયા. જો કે ઝાલાસામંતના મૃત્યુથી મહારાણા આધકાંશે નિષ્કંટક થઇ ગયા હતા, તોપણ એક બીજી આપત્તિ તેમના મસ્તકપર ઝઝુમતી હતી. મેવાડના સિંહાસનને માટે દાવો કરનાર મહારાણા ઉરસીનો હરીફ તથા તેના પક્ષના સામંતો તેમના પ્રાણનો નાશ કરવાને યત્ન કરતા હતા. તેમણે રાજ્યમાં વિદ્રોહ ઉપસ્થિત કરી અંતે મરાઠાલોકોની સહાયથી સિંહાસનપર અધિકાર સ્થાપન કરવાનો ઉદ્યોગ કર્યો. જાલિમસિંહની સમ્મતિથી મહારાણાએ શીઘ્ર એક પ્રબલ સેના સજ્જ કરી અને વિદ્રોહીસામંતો તથા તેમના સહાયક મરાઠાઓની સામે યુદ્ધ કર્યું. આ સમરની હકીકત પાઠકોને વિદિતજ છે.[2] આ સમરમાં જે સમયે વિજય પ્રાપ્ત કરવાની સંપૂર્ણ આશા ઉત્પન્ન થઇ તે સમયે દુર્ભાગ્યવશાત્ જાલિમસિંહ ઘાયલ થઇ મરાઠાઓના હાથમાં કેદ પકડાયા. આથી રાજપૂતોને પરાજય પ્રાપ્ત થયો. સુવિખ્યાત મહારાષ્ટ્રીયસેનાપતિ અંબાજી ઈંગલિયાના પિતા ત્ર્યંબકરાવે જાલિમસિંહને કેદ કરી લીધા હતા. આ સમયે તેમની વચ્ચે પરસ્પર મિત્રતા થઇ અને તે મિત્રતાએ જાલિમસિંહનાં ભાવી રાજદ્વારી કાર્યોપર ઘણી અસર કરી.

ઉપરોક્ત સંગ્રામમાં પરાજય પ્રાપ્ત થવાથી મહારાણા ઉરસી અને સંપૂર્ણ મેવાડરાજ્ય વિજેતાઓની દયાપર અવલંબિત થયાં. જ્યારે વિજેતાઓએ ઉદયપુરપર ઘેરો નાખ્યો ત્યારે રાજપૂતોએ પોતાની પરમ વીરતા પ્રદર્શિત કરી; પરંતુ અંતે તેમને મરાઠાઓને આધીન થવું પડ્યું. મરાઠાઓની સાથે આ સમયે જે સંધિ થઇ તેદ્વારા મેવાડરાજ્ય તેમને આધીન થયું. જાલિમસિંહ જ્યારે ઘાયલ દશામાંથી મુક્ત થઇ આરોગ્યને પ્રાપ્ત થયા, ત્યારે તેમણે દીર્ઘ વિચાર કરી એવો નિશ્ચય કર્યો કે લુપ્તપ્રતાપ તથા હીનબલ મહારાણાને વળગી રહેવામાં હવે કાંઇ સાર નથી; કારણ કે એથી કદિ પણ આપણો ભાગ્યોદય થનાર નથી. આવો નિશ્ચય કરી તેઓ ઉદયપુરમાં અધિક દિન રહ્યા નહિ; પરંતુ પોતાના ભાવીસૌભાગ્યના સહચર લાલાજી બલ્લાલની સાથે તેઓ પુનઃ કોટામાં ગયા. ભુકાયનીના યુદ્ધમાં પુષ્કળ મહારાષ્ટ્રીય સૈનિકો માર્યા ગયા તેથી મહારાષ્ટ્રીયનેતા મલ્હારરાવહોલ્કર અત્યંત સાહસહીન બની ગયો હતો; પરંતુ બીજી એક લડાઇમાં તેને વિજય પ્રાપ્ત થયો, તેથી તે મહાદર્પસહિત કોટાપર અધિકાર સ્થાપિત કરવાને માટે કૂચ કરવા લાગ્યો. પોતાના મસ્તકપર વિપત્તિને ઝઝુમતી જોઈ કોટાનરેશ ગુમાનસિંહે પોતાના પક્ષને નિર્બળ જાણી ઉક્ત વિપત્તિમાંથી મુક્ત થવાનો માત્ર એકજ ઉપાય શોધી કાઢ્યો. તેમણે બાંકડોતફોજદારને સંધિ કરવાને માટે મરાઠાઓની છાવણીમાં મોકલ્યો; પરંતુ તે વિફલમનોરથ થઇ પાછો ફર્યો.

ચતુર જાલિમસિંહે જ્યારે જોયું કે કોટારાજ્યનું ભાગ્યરૂપી આકાશ ઘનઘોર વિપત્તિરૂપી વાદળાંથી આવૃત છે, ત્યારે તેમણે તે રાજ્યની રાજનૈતિક રંગભૂમિમાં ઉતરવાનો નિશ્ચય કર્યો. તેમને દૃઢ આશા હતી કે હું અવશ્ય કોટારાજ્યની આપત્તિ નિવૃત્ત કરીશ.

જાલિમસિંહ જો કે કોટામાં આવ્યા તો ખરા, પરંતુ હજી સુધી ગુમાનસિંહ તેમનાપ્રત્યે ગુસ્સે થયેલા હતા કે તેમણે તેમના અપરાધની ક્ષમા કરી તેમને રાજસભામાં બોલાવ્યા નહિ. અંતે જાલિમસિંહે

[1] [illegible]

[2] [illegible]

ગમે તે થાય તોપણ એકવાર મહારાજાની મુલાકાત લેવાનો દઢ નિશ્ચય કર્યો. સૌભાગ્યવશાત થોડા સમયમાં એક એવી ઘટના બની કે જેથી કોટાનરેશ ગુમાનસિંહે તેમના અપરાધો ક્ષમા કર્યા; એટલુંજ નહિ પરંતુ તેમને પોતાની સેવામાં નિયુક્ત કર્યા.

આ સમયે મહારાષ્ટ્રીયસેનાએ કોટારાજ્યના દક્ષિણ ભાગમાં આવી શુકાયનીનો કિલ્લો ઘેરી લીધો. હતો અને સામંતશાખાના હાડાઓના નેતા માધોસિંહ ચારસેં અસીમ સાહસિક હાડાસૈનિકો-સહિત ઉક્ત કિલ્લાની રક્ષા કરતા હતા. મરાઠાઓએ તે કિલ્લો ઘેરી તેને હસ્તગત કરવાને પુષ્કળ ચેષ્ટા કરી; પરંતુ તેઓ કોઈપણ પ્રકારે ઉક્ત કિલ્લાની દિવાલ ભેદી અંદર ઘુસી શક્યા નહિ. કિલ્લો તોડવાને માટે જે જે વસ્તુઓની આવશ્યકતા હોય છે, તે સમસ્ત વસ્તુઓ આ સમયે મરાઠાઓની પાસે નહોતી. અંતે તેમણે એક પ્રચંડ હાથીની સહાયથી ઉક્ત કિલ્લાનું દ્વાર તોડી નાખવાનો પ્રયાસ કર્યો. હાડાસેનાના નાયક માધોસિંહે જ્યારે જોયું કે હવે કિલ્લાની રક્ષા કરવી અશક્ય છે અને શીઘ્ર હાથીના ભયંકર આઘાતથી દરવાજો તૂટી જશે, ત્યારે તેમણે અલૌકિક વીરતા પ્રદર્શિત કરવાનો ઉદ્યોગ કર્યો. જે સમયે મરાઠાલોકોનો હાથી કિલ્લાના દરવાજાપર પ્રબલ વેગથી પોતાના મસ્તકની ટક્કર લગાવી તેને તોડવા લાગ્યો, તે સમયે માધોસિંહ નગ્ન તલવાર લઇ કિલ્લાપરથી હાથીની પીઠપર કૂદી પડયા અને તેમણે શીઘ્ર માવતને મારીને નીચે તોડી પાડયો. પછી તેમણે હાથીના ટુકડે ટુકડા કરી નાખ્યા. જે સમયે માધોસિંહ એકલા કિલ્લાપરથી શત્રુઓની વચ્ચે કૂદી પડયા, તે સમયે અવશ્ય તેમના જીવનની આશા નહોતી; પરંતુ કિલ્લામાંની હાડાસેનાએ પોતાના નાયકને આવી વીરતા દર્શાવતા જોઈ તેમની વહારે ધાવાને કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ. હાડાસેના તત્કાળ કિલ્લાનો દરવાજો ખોલી પ્રબલ સાગરતરંગવત્ મહાવેગથી ધસી શત્રુઓનો સંહાર કરવા લાગી, પણ શત્રુસેના અધિક અને પ્રબળ હોવાથી હાડાસેનાએ પ્રશંસનીય વીરતા પ્રદર્શિત કરી થોડા સમયમાં પોતાનું જીવન વિસર્જન કર્યું; પરંતુ હાડાસેનાએ શત્રુસેનાનો ભયંકર સંહાર કર્યાપૂર્વે જીવન વિસર્જન કર્યું નહોતું. અંતે મરાઠાઓને વિજય પ્રાપ્ત થયો અને તેમણે કોટારાજ્યમાં અત્યાચાર કરી,પીડા આપી તથા લૂંટફાટ કરી સુકેત નામના કિલ્લાને ઘેરો ઘાલ્યો. કોટાનરેશ ગુમાનસિંહને જ્યારે આ સમાચાર પ્રાપ્ત થયા, ત્યારે તેમણે સુકેત કિલ્લાના રક્ષકપર લખી મોકલ્યું કેઃ-“ તમે સેનાસહિત તમારી રક્ષા કરજો, તમારાં અને સમસ્ત સૈનિકોનાં જીવનનો ભોગ આપી દેશો નહિ; કારણ કે આપણા ગૌરવનું રક્ષણ સારી રીતે થઇ ચૂકયું છે.” રાજાની આ આજ્ઞાનુસાર ઉક્ત કિલ્લાના રક્ષકે સમસ્ત સેનાસહિત અર્ધરાત્રિના સમયે ગુપ્તરીતે તે કિલ્લાનો ત્યાગ કર્યો અને રાજધાની કોટાતરફ પ્રયાણ કર્યું; પણ અકસ્માતથી હો કિંવા દગાથી હો, પરંતુ જે માર્ગે તેઓ સર્વ ચાલ્યા તે માર્ગની બન્ને બાજુએ જંગલ બળતું હતું અને મહારાષ્ટ્રીઓ તેના પ્રકાશમાં આક્રમણ કરતા જણાયા. હાડાઓને અગણિત શત્રુઓની સામે યુદ્ધ કરવું પડયું અને તેમાં અનેક હાડાઓ કપાઇ મુઆ.

રાજા ગુમાનસિંહના આ મહાવિપત્તિના સમયમાં જાલિમસિંહ પોતાના નષ્ટ થયેલા ભાગ્યનો પુનરુદ્ધાર કરવાને માટે આમંત્રણવિનાજ ગુમાનસિંહની પાસે જઇ પહોંચ્યા. તેમણે રાજા ગુમાનસિંહને જણાવ્યું કે મારા બાહુબળથી અને ચાતુર્યથી ભટવાડામાં હાડાજાતિને વિજય મળ્યો હતો અને કોટાનું રાજ્ય અંબરનરેશના પંજામાંથી ચિરકાલને માટે બચ્યું હતું; તથા જે મલ્હારરાવહોલ્કર આજે કોટાને તાબે કરવાને પ્રયાસ કરી રહ્યા છે તે હોલ્કરની સહાયથીજ હું ઉક્ત કાર્ય કરી શકયો હતો. આથી રાજા ગુમાનસિંહને લાગ્યું કે વિપત્તિરૂપી સાગરમાંથી તરવાને માટે નૌકાસ્વરૂપ માત્ર જાલિમસિંહજ છે, તેથી તેમણે જાલિમસિંહના સર્વ અપરાધો ક્ષમા કરી તેમના હાથમાં પરસ્પર સંધિ સ્થાપન કરાવવાનો ભાર અર્પણ કર્યો અને તેમને મરાઠાઓની છાવણીમાં મોકલી આપ્યા. ચતુર રાજનીતિજ્ઞ જાલિમસિંહે શીઘ્ર મલ્હારરાવની પાસે જઇ સંધિનો પ્રસ્તાવ કર્યો. તેમને સંતોષજનક ફળ પ્રાપ્ત થયું. સંધિમાં એવો ઠરાવ થયો કે કોટાનરેશ ગુમાનસિંહ મલ્હારરાવહોલ્કરને છ લાખ રૂપિયા આપશે તો તેઓ સેનાસહિત પાછા ફરશે. આ પ્રકારની સંધિથી જાલિમસિંહે કોટારાજ્યની રક્ષા કરી તેથી ગુમાનસિંહે તેમનાપર પ્રસન્ન થઇ તેમના છીનવી લીધેલા પ્રદેશો તેમને [illegible]

સમર્પણ કર્યાં અને બાંકડોતસામંત સંધિ કરાવવાને અસમર્થ થયો હતો તેથી તેને પદભ્રષ્ટ કરી જાલિમસિંહને તેમનું પૈતૃકફોજદારનું પદ પુનઃ સમર્પણ કર્યું; પરંતુ જાલિમસિંહને પોતાનું પૈતૃકપદ પ્રાપ્ત થયું ત્યારપછી અલ્પ સમયમાં કોટાનરેશ ગુમાનસિંહ રોગથી ગ્રસ્ત થયા અને સર્વ માણસોએ તેમના જીવનની આશા છોડી દીધી. મૃત્યુશય્યાપર પડેલા ગુમાનસિંહને એવી ચિંતા ઉત્પન્ન થઇ કે હવે મારા પુત્રની રક્ષાનો ભાર કોના હાથમાં અર્પણ કરૂં ? તેમણે શીઘ્ર એવો વિચાર કર્યો કે એ વખત જાલિમસિંહના હાથથી કોટારાજ્યની રક્ષા થઇ છે, માટે તેમનેજ આ જોખમદારી સોંપવી યુક્ત છે. તેમણે જાલિમસિંહને વિશ્વાસુ અને યોગ્ય માણસ જાણી પોતાના સમસ્ત સામંતોને બોલાવી પોતાના દશ વર્ષના કુમાર ઉમેદસિંહને જાલિમસિંહના ખોળામાં બેસાડી દીધા અને સર્વની સન્મુખ તેમને પોતાના પુત્રના રક્ષકતરિકે નિયુક્ત કર્યા.

રાજા ગુમાનસિંહનું મૃત્યુ થવાથી સંવત ૧૮૨૭ (ઇ૦ સ૦ ૧૭૭૧ )માં ઉમેદસિંહ કોટાના રાજસિંહાસનપર અધિષ્ઠિત થયા. અનાદિથી રાજપૂતોમાં એવી રીતિ પ્રચલિત છે કે જો કોઇ નવીન રાજા રાજ્યસિંહાસનપર બેસે તો તેને શીઘ્ર દિગ્વિજયને માટે જવું પડે છે અને તે સમરમાં જય પ્રાપ્ત કરી અભિષેકની ક્રિયા સમાપ્ત કરે છે. આ પ્રાચીન રીતિઅનુસાર ઉમેદસિંહ પોતાને રાજતિલક થયા પછી પોતાની સેનાસહિત નરવરના રાજવંશમાંથી ઉત્પન્ન થયેલા કેલવાડાના મહારાવ સાથે યુદ્ધ કરવાને ગયા અને તેમની પાસેથી ઉક્ત પ્રદેશ જીતી લઇને તે કોટારાજ્યની સાથે સંયોજી દીધો. કહેવાની જરૂર નથી કે જાલિમસિંહને લીધેજ ઉમેદસિંહને આ વિજય પ્રાપ્ત થયો હતો. ઉમેદસિંહની રક્ષાનો ભાર પોતાના હાથમાં લીધા પછી જાલિમસિંહે સૌથી પ્રથમ પ્રશંસનીય કાર્ય આજ કર્યું. ત્યારપછી પણ તેમણે જે જે કાર્યો કર્યાં તેમાં તેમની ઉચ્ચ પ્રતિભાનો પૂર્ણ પરિચય આપણને પ્રાપ્ત થાય છે. જાલિમસિંહ કોટાના સગીર રાજાના રક્ષક બન્યા પછી અલ્પ સમયમાં એક મહાવિપત્તિની જાળમાં સપડાઇ ગયા. તેઓ ઉચ્ચ પ્રકારની રાજનીતિના જ્ઞાતા હતા અને તેમણે પોતાના ઉચ્ચ રાજ્યચાતુર્યથીજ પોતાની પ્રબલ સત્તા જીવનપર્યંત નિભાવી રાખી હતી. જાલિમસિંહ ગત મહારાવ ગુમાનસિંહના પરમ વિશ્વાસુ મિત્ર હતા; તોપણ તેઓ કોટાના સમસ્ત સામંતોના પ્રેમપાત્ર નહોતા. તેમનો અભ્યુદય અને પ્રતાપ અનેક સામંતો અને રાજપુરુષોની આંખમાં ખટકતો હતો,તેથી તેઓ કોટાના સગીરમહારાવના રક્ષક બની જેમ જેમ સર્વ ઉપર પોતાનો પ્રતાપ ફેલાવવા લાગ્યા તેમ તેમ સામંતો તેમની સત્તાના માર્ગમાં અનેક વિઘ્નો અને બાધાઓ ઉપસ્થિત કરવા લાગ્યા.જાલિમસિંહ ફોજદારના પદ ઉપર હોવાથી કેવલ સૈનિકના વિભાગ ઉપરજ આધિપત્ય ધરાવતા હતા અને મહારાવ જે મહાલયમાં રહેતા હતા તે મહાલય તેમના રક્ષણનીચે હતો તેથી તેઓ દિવાનીવિભાગના રાજકર્મચારીઓની સાથે સંસર્ગમાં આવતા હતા;તોપણ કોઇપણ દિવાનીકાર્યમાં હસ્તક્ષેપ કરવાનો તેમનો અધિકાર નહોતો. દિવાનીવિભાગમાં રાય અખેરામ નામના એક મનુષ્ય સર્વ પ્રકારે યોગ્ય અને ઉચ્ચ પ્રકારની રાજનીતિના જ્ઞાતા હતા. જે સમયે જાલિમસિંહ ફોજદારના પદપર નિયુકત થયા તે સમયે અખેરામ દિવાનીવિભાગના મુખ્યમંત્રી હતા. રાજનીતિમાં નિપુણ એવા અખેરામના સુશાસનથી કોટાની સત્તા, પ્રતાપ અને શાંતિ વૃદ્ધિંગત થયાં હતાં તથા તેને ઉન્નતિ પ્રાપ્ત થઇ હતી; પરંતુ અત્યંત શોકની વાત છે કે અખેરામદ્વારા કોટારાજ્યની ઉન્નતિ થઇ હતી તે છતાં પણ ગુમાનસિંહનું મૃત્યુ થયા પછી થોડા દિવસમાં તેઓ અન્યાયપૂર્વક માર્યા ગયા. જાલિમસિંહની ઉશ્કેરણીથી અખેરામનું ખૂન થયું હતું કે નહિ તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. અખેરામનું મરણ થયા પછી જાલિમસિંહ જ્યારે સૈનિક અને શાસનવિભાગના અધિકારી થવાને પ્રવૃત્ત થયા,ત્યારે તેમના વિરોધીઓની સંખ્યા ઘણી થોડી હતી;પરંતુ તે સમયે પણ જાલિમસિંહ મહા ભયંકર વિપત્તિઓ દૂર કર્યા વિના પોતાની અભિલાષા પૂર્ણ કરી શકયા નહિ.

જાલિમસિંહે ગુમાનસિંહનું મરણ થયા પછી થોડા વખતમાં પોતાને રાજરક્ષકતરિકે પ્રસિદ્ધ કર્યા અને તેઓ સૈનિક તથા શાસન એ ઉભય વિભાગોને પોતાના અધિકારમાં લેવાને ઉદ્યત થયા. આ સમયે કેટલાક સામંતોએ જણાવ્યું કે ગુમાનસિંહે જાલિમસિંહના હાથમાં આટલો બધો અધિકાર સોંપ્યો નહોતો. આવા વિરોધી સામંતોમાં મહારાજ સ્વરૂપસિંહ અને બાંકડોતસામંત પણ હતા.

પાઠકોના સ્મરણમાં હશે કે ઉક્ત બાંકડોતસામંતને પદચ્યુત કરીને મહારાવ ગુમાનસિંહે જાલિમસિંહને ફોજદારનું પદ આપ્યું હતું. તે સિવાય રાજા ઉમેદસિંહનો ધાવભાઇ જશકરણ પણ જાલિમસિંહનો વિરોધી હતો. જશકરણ ચતુર રાજનીતિજ્ઞ હતો. તે બાળક ઉમેદસિંહની પાસે રહેતો હતો અને તેની સંભાળ લેવાને માટેજ નિયુક્ત થયો હતો. ધાવભાઈ જશકરણના ઉત્તેજનથીજ કેટલાક સામંતો જાલિમસિંહના વિરોધી બન્યા હતા.જાલિમસિંહે રાજરક્ષકતરિકે સંપૂર્ણ સત્તાથી કામ ચલાવવા માંડ્યું ત્યારે સૌથી પહેલાં તેઓ ઉક્ત વિરોધીઓના પંજામાં સપડાયા;પરંતુ વિપક્ષીઓની પ્રપંચજાળનો ઝાઝો વિસ્તાર થાય તે પૂર્વે તેમણે પોતાનાં ચાતુર્ય અને કૂટરાજનીતિથી તેને છિન્નભિન્ન કરી નાખી. ધાવભાઇ જશકરણના હાથથીજ મહારાજ સ્વરૂપસિંહ માર્યા ગયા અને બાંકડોતસામંત પોતાના પ્રાણ લઇને નાસી ગયો. ઉક્ત ખૂન કરનારને દેશનિકાલ કરવામાં આવ્યો. જાલિમસિંહે આ કાર્ય એવી શીઘ્રતાથી કર્યું કે સર્વ મનુષ્યો તેમનાથી ભયભીત બની ગયા. જાલિમસિંહે આ રીતે કાંટાથીજ કાંટાને ઉખેડી નાખ્યો. મહારાજ સ્વરૂપસિંહ, ધાવભાઈ જશકરણ અને બાંકડોતસામંત આ ત્રણે પુરુષો જાલિમસિંહના પ્રધાન શત્રુ હતા. તેમણે પ્રથમ ધાવભાઇને પોતાના હાથમાં લઈ તેનાદ્વારા સ્વરૂપસિંહનું કાસળ કઢાવી નાખ્યું અને પાછળથી તેને પણ દેશનિકાલ કર્યો.જ્યારે ધાવભાઈ સ્વયં પણ દેશનિકાલ થયો ત્યારે સર્વના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. જાલિમસિંહની અસીમ સાહસિકતા અને ચતુરાઇ જોઇ અન્ય શત્રુઓ અત્યંત ભયભીત થયા અને તેમણે મહા અનિષ્ટની સંભાવનાથી શત્રુતાને તિલાંજલિ આપી.

મહારાજ સ્વરૂપસિંહની સાથે ધાવભાઇને કાંઇ એવો મોટો વિવાદ થયો નહોતો, કે જેથી તેને તેમના પ્રાણ લેવાનું કારણ મળે; પરંતુ જાલિમસિંહની કૂટનીતિના હથિયારતરિકેજ તેણે એક દિવસ વ્રજવિલાસ નામના સરકારી ઉદ્યાનમાં મહારાજ સ્વરૂપસિંહપર આક્રમણ કર્યું અને પોતાની તલવારવતી તેમનું મસ્તક છેદી નાખ્યું.જ્યારે આ ખૂનની વાત જાલિમસિંહના કાનપર પહોંચી ત્યારે તેમણે અત્યંત ક્રોધ પ્રકાશિત કર્યો અને ધાવભાઇને પ્રથમ કેદ કરીને પાછળથી તેને હાડોતીમાંથી દેશનિકાલ કર્યો. જાલિમસિંહે આ સમયે યુક્તિથી ઉક્ત ખૂનમાં પોતાનો હાથ હતો વા પોતાની સલાહ હતી, એમ પ્રકટ થવા દીધું નહિ; પરંતુ પાપકર્મ કોઇપણ પ્રકારે ગુપ્ત રહી શકે છે ? થોડા વખતમાં જાલિમસિંહનું પાપ પ્રકાશિત થઇ ગયું.ધાવભાઇ જયપુરમાં દેશનિકાલ અને અપમાનિતની સ્થિતિમાં મરણ પામ્યો. અંતે એવી વાત પ્રકટ થઈ કે જાલિમસિંહે ધાવભાઇને જણાવ્યું હતું કે મહારાજ સ્વરૂપસિંહ રાજસિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કરવા માગે છે અને તેથીજ તેઓ મારી વિરુદ્ધમાં ઉતર્યા છે;તેમજ સગીર મહારાવ ઉમેદસિંહના પ્રાણ લેવાનો તેમનો મુખ્ય ઉદ્દેશ છે. ધાવભાઇએ આ બાબતની વિશેષ ખોજ નહિ કરતાં જાલિમસિંહની વાત સત્ય માની લીધી અને મહારાજ સ્વરૂપસિંહને રાજ્યના અભિલાષી ધારી તેમનો વધ કરી નાખ્યો. આ રીતે જાલિમસિંહના મનનો ઉદ્દેશ પાર પડ્યો. ઉક્ત ખૂન થયા પછી કોટાના જે સામંતો જાલિમસિંહના વિરોધી હતા તે સર્વેએ વિરોધ છોડી દીધો અને તત્કાળ અનેક સામંતો તથા શ્રીમંતો પ્રાણભયથી પોતાની જન્મભૂમિ તથા જાગીર છોડીને અન્ય રાજ્યોમાં ચાલ્યા ગયા. જાલિમસિંહે ઉક્ત સામંતોને નાસતાં જરાપણ અટકાવ્યા નહિ. તેઓ નાસતી વખત કહી ગયા કે અમે જાલિમસિંહને આ કૃત્યનો દંડ અવશ્ય આપીશું. નાઠેલા સામંતો જયપુર અને જોધપુરમાં જઇ ત્યાંના રાજાઓનો આશ્રય ગ્રહણ કરવા લાગ્યા. તેમણે રાજસ્થાનના અન્યાન્ય રાજાઓને મળી જાલિમસિંહનો અન્યાય અને અત્યાચાર રોકવાને માટે તથા તેમની સત્તા અટકાવવાને માટે પુષ્કળ પ્રયાસ કર્યો; પરંતુ આ સમયે મહારાષ્ટ્રીયલોકો રાજસ્થાનનાં સમસ્ત રાજ્યોમાં ઘુસી પુષ્કળ ઉપદ્રવ કરવા લાગ્યા હતા, તેથી કોઇપણ રાજા જાલિમસિંહની સામે થવાને તૈયાર થયો નહિ. આ તરફ ચતુર જાલિમસિંહે સુયોગ્ય સંધિ પ્રાપ્ત થતાં જયપુર, જોધપુર વગેરે દેશોના જે જે રાજાઓએ કોટાના સામંતોને આશ્રય આપ્યો હતો, તેમને કહેવરાવી મોકલ્યું કે આ સામંતો કોટારાજ્યના શત્રુ છે અને એવા વિદ્રોહીઓને આશ્રય આપવો કોઇપણ પ્રકારે ઉચિત નથી. રાજાઓની ઉપર આવો સંદેશો જતાં સર્વ નાઠેલા સામંતો નિરાશ બની ગયા. કેટલાક સામંતોએ વિદેશમાં અત્યંત દુઃખિત થઇ પ્રાણત્યાગ કર્યો અને કેટલાકોએ વિદેશી રાજાઓના આશ્રયમાં રહી

તેમના અન્નથી જીવન ધારણ કરવા કરતાં સ્વદેશમાં જવું વિશેષ ઉચિત ધાર્યું. તેમણે જાલિમ-સિંહને કહેવરાવી મોકલ્યું કે અમને જન્મભૂમિમાં આવવાની પરવાનગી આપો. જાલિમસિંહે તેમની પ્રાર્થના પૂર્ણ કરતાં સંકોચ કર્યો નહિ; પરંતુ તેઓ સ્વદેશમાં ગયા કે તરતજ તેમણે તેમને જન્મ-ભૂમિનો ત્યાગ કરવા માટે વિદ્રોહી ગણ્યા અને તેમની છીનવી લીધેલી સમસ્ત જાગીર પાછી આપી નહિ; પરંતુ તેમને નિર્વાહને અર્થે માત્ર થોડી થોડી ભૂમિ આપી. આ પ્રકારે જાલિમસિંહે કોટાના સર્વ સત્તાધારી શાસનકર્તાનું પદ પ્રાપ્ત કરી સૌથી પહેલાં પોતાની અસીમ સાહસિકતા, કૂટનીતિ અને ચાતુર્યજાળનો વિસ્તાર કરી શત્રુઓના પ્રપંચનો નાશ કર્યો તથા પોતાની પ્રબળતા વધારી લીધી; પરંતુ તેથી પણ કોટાના ઉદ્ધત સામંતો નમ્ર બન્યા નહિ. તેઓ જાલિમસિંહને મહા ઉપદ્રવી સમજી સદા શંકિત ભાવથી રહેવા લાગ્યા.

જાલિમસિંહની વિરુદ્ધ બીજીવાર જે પ્રપંચજાળનો વિસ્તાર થયો તે પ્રથમ કરતાં વિશેષ પ્ર-બલ અને દુર્ભેદ્ય હતી. આથુનપ્રદેશનો સામંત દેવસિંહ આ પ્રપંચજાળનો નેતા હતો. ઉક્ત સામંત છ હજારની ઉપજવાળા પ્રદેશનો અધીશ્વર હતો.તે જાલિમસિંહની સત્તા વૃદ્ધિંગત થતી જોઈ તેમનો શત્રુ થયો. તેણે પુષ્કળ દ્રવ્ય ખર્ચી પોતાનો કિલ્લો અત્યંત દૃઢ બનાવ્યો. જે સામંતો જાલિમસિંહથી અસંતુષ્ટ થયા હતા, તે સર્વ શીઘ્ર દેવસિંહને જઇ મળ્યા. ચતુર જાલિમસિંહે ઉક્ત સર્વ સામંતોને એક સ્થળે એકત્રિત થયેલા જોઇ વિચાર કર્યો કે કેવલ રાજ્યની સેનાથી તેમને પરાસ્ત કરવા એ કાંઇ સહજ કાર્ય નથી; માટે બીજા કોઇ ઉપાયથી આ વિપત્તિ દૂર કરવી જોઇએ. આ સમયે દિલ્હીના પાદશાહનો પ્રભાવ લુપ્ત થઇ જવાથી ચોતરફ અશાંતિ ફેલાઇ ગઇ હતી. મરાઠાઓ અને પઠાણો કોઇ વખતે રાજસ્થાનનાં રાજ્યોપર આક્રમણ કરી પ્રજાનું સર્વસ્વ લૂંટી લેતા અને કોઈ વખતે બે રાજ્યોની વચ્ચે ઝગડો થતાં એકનો પક્ષ ગ્રહણ કરી પુષ્કળ દ્રવ્ય કઢાવતા. જાલિમસિંહે આ પ્રસંગે મૌસેજ નામની એક શ્રેણીના નેતાને પોતાના હાથમાં લઇ તેને આથુનના કિલ્લાપર અધિકાર સ્થાપન કરવાને તથા વિદ્રોહીસામંતોનું દમન કરવાને મોકલ્યો. મૌસેજે દ્રવ્યના લોભથી શીઘ્ર આથુનનો કિલ્લો ઘેરી લીધો. ત્યાંના સામંતોએ કિલ્લામાંથી બહાર નીકળી શત્રુઓપર આક્રમણ કર્યું; પરંતુ તેઓ વિજય પ્રાપ્ત કરી શક્યા નહિ. મૌસેજ પ્રબલ પરાક્રમસહિત કેટલાક માસપર્યંત ઉક્ત કિલ્લાને ઘેરી રહ્યો, તેથી કિલ્લામાંના ખાદ્યપદાર્થો સમાપ્ત થઈ ગયા. હવે સર્વ સામંતો એકત્રિત થઇ શી રીતે પ્રાણ બચાવવા તેવિષે વિચાર કરવા લાગ્યા. તેમણે શત્રુઓને પોતાને નિર્વિઘ્ને જવા દેવાને માટે પ્રાર્થ-ના કરી. મૌસેજે જાલિમસિંહની સમ્મતિથી તેમને કિલ્લામાંથી નિર્વિઘ્ને બહાર નીકળી જવા દીધા. સામંતો હતાશ થઇ પોતાની સેનાસહિત કોટારાજ્યનો ત્યાગ કરી અન્ય રાજ્યમાં ગયા. આ પ્ર-કારે જાલિમસિંહે આ બીજીવારના પ્રપંચને પણ છિન્નભિન્ન કરી નાખ્યો. કોટાના ઉક્ત સમસ્ત સામંતો ચાલ્યા ગયા ત્યારપછી જાલિમસિંહે તેમના પ્રદેશો ખાલસા કરી નાખ્યા. જાલિમસિંહના વિરોધીઓનો પ્રધાનનેતા દેવસિંહ વિદેશમાં જઇ દુઃખી દશામાં મરણ પામ્યો. તેના પુત્રોએ કેટલાંક વર્ષો પછી વિદેશમાંથી પાછા આવી પોતાને નિરપરાધી જણાવી જાલિમસિંહપ્રત્યે આશ્રયને માટે પ્રાર્થના કરી; ત્યારે જાલિમસિંહે તેમનાપ્રત્યે દયા પ્રદર્શિત કરી તેમની સમસ્ત પૈતૃક જાગીર તો આપી નહિ; પરંતુ વાર્ષિક પંદર હજાર રૂપિયાની ઉપજવાળો નામોલિયા પ્રદેશ તેમને આપી દીધો. મધ્યમ અને કનિષ્ઠ પંક્તિના જે સામંતો વિદ્રોહી થયા હતા તેમનાપ્રત્યે જાલિમસિંહે ક્ષમા પ્રકાશિત કરી અને તેમને કોટારાજ્યમાં પુનઃ વસવાની પરવાનગી આપી; પરંતુ તેમની શક્તિ એટલી ન્યૂન કરી નાખી કે તેઓ કદિ પણ તેમનું કાંઇપણ અનિષ્ટ કરી શક્યા નહિ.આ ઉભય ઘટનાઓપરથી જાલિ-મસિંહ કેવા ચતુર રાજનીતિજ્ઞ હતા તથા તેમણે કેવી રીતે કોટારાજ્યમાં પોતાનો અખંડ પ્રતાપ ફેલાવ્યો હતો તે પ્રતીત થાય છે.

આ રીતે ઉપસ્થિત થયેલા શત્રુઓની સામે યુદ્ધ કરી, તેમની પ્રપંચજાળનો નાશ કરી પોતાની સત્તા પ્રસારવામાં જાલિમસિંહનો અધિક સમય ગયો. જાલિમસિંહે મેવાડના રાજવંશની એક દૂરની શાખાની કન્યા સાથે વિવાહ કર્યો હતો.આ કન્યાના ગર્ભથી જાલિમસિંહને માધવસિંહ નામક પુત્ર-

* હજુ તેનું વાર્ષિક ૧૦ હજાર છે.

ની પ્રાપ્તિ થઇ. જાલિમસિંહ કોટાનું શાસન કરતા હતા અને ચોતરફની વિપત્તિઓથી ઘેરાયલા રહેતા હતા; તે છતાં પણ તેઓ મેવાડનું કલ્યાણ કરવા તરફ સદા દૃષ્ટિ રાખતા હતા. સંવત ૧૮૪૭ (ઇ૦ સ૦ ૧૭૯૧) માં તેમણે કોટા કરતાં પણ મેવાડના હિતપ્રત્યે વિશેષ લક્ષ્ય આપ્યું હતું, એ વાત પાઠકો મેવાડના ઇતિહાસમાં વાંચી ચૂક્યા છે. તેમણે કોટાના સામંતો, સૈનિકો અને દ્રવ્ય મેવાડના હિતને માટે રોકી રાખ્યું હતું અને એ પ્રકારે કોટાનું અનિષ્ટ કર્યું હતું, એ વાત પાઠકો વાંચી ચૂક્યા છે. સંવત ૧૮૪૭ થી ૧૮૫૬પર્યંત જાલિમસિંહે જે રાજકીયકાર્યો કર્યાં તેનું વર્ણન મેવાડના ઇતિહાસમાં આવી ગયું છે, માટે અત્રે તેનો ઉલ્લેખ કરવો અમે ઉચિત માનતા નથી.

સંવત ૧૮૫૬માં કોટાના સામંતોએ જાલિમસિંહનું શાસન અને સ્વેચ્છાચાર સહન નહિ થઇ શકવાથી તેમને મારી નાખવાને માટે પુનઃ પ્રપંચ રચ્યો. જાલિમસિંહનો જીવનરૂપી દીપક બુઝાવી નાખવા માટે અનેકવાર ગુપ્ત રીતે પ્રપંચો રચાયા; પરંતુ તેઓ સદા સાવધ રહેતા હોવાથી કોઈ પણ સમયે તેમના શત્રુઓની આશા ફળીભૂત થઇ નહિ.સંવત ૧૮૩૩માં આથૂનનો સૌમંત જાલિમસિંહની વિરુદ્ધ ખડો થયો અને અંતે તેને દેશનિકાલની શિક્ષા થઇ, ત્યારપછી ૨૦ વર્ષપર્યંત કોઇએ પણ તેમનો નાશ કરવાની ચેષ્ટા કરી નહિ; પરંતુ ત્યારપછી સંવત ૧૮૫૬માં દશહજારની ઉપજવાળા મોસેન પ્રદેશના સામંત બહાદૂરસિંહે જાલિમસિંહની વિરુદ્ધ પ્રપંચ રચ્યો. જાલિમસિંહે કોટાના જે જે સામંતોની સંપત્તિ છીનવી લીધી હતી, તે સર્વ સામંતો આ સમયે ઉક્ત સામંતની સાથે મળી ગયા. તેમણે એવી ગુપ્તરીતે પ્રપંચ રચ્યો કે તેની કોઇને પણ ગંધ આવી નહિ. માત્ર જે દિવસે તેમણે પોતાનો ઉદ્દેશ પાર પાડવાનો સંકલ્પ કર્યો, તે દિવસે બપોરે જાલિમસિંહને તેની ખબર થઇ. પ્રપંચજાળ રચનારાઓએ જે જે માણસોનાં ખૂન કરવાનાં હતાં, તે તે માણસોનાં નામની સૂચી તૈયાર કરી હતી. તેમાં સપરિવાર જાલિમસિંહને તથા તેમના મિત્ર અને ઉપદેષ્ટા પંડિત લાલાજીનાં ખૂન કરવાનું લખ્યું હતું; તેમણે તેમને ભરદરબારમાં સર્વની સમક્ષ મારી નાખવાનો સંકલ્પ કર્યો હતો; પરંતુ જાલિમસિંહને તેમના ગુપ્તભેદની ખબર પડતાં તેમણે ક્ષણમાત્રમાં પોતાની રક્ષાનો ઉપાય શોધી કાઢ્યો. જે પહેરેદારો તેમના અંગરક્ષકોતરિકે ઉભા હતા તે સર્વને તેમણે દૂર કર્યા અને પ્રબલ પરાક્રમી અશ્વારોહીઓની સેનાને પોતાની અંગરક્ષકસેનાતરિકે નિયુક્ત કરી. આથી જે સમયે પ્રપંચીઓએ જાલિમસિંહની હત્યા કરવાની અભિલાષાથી દરબારપર આક્રમણ કર્યું તે સમયે તેઓ પ્રચંડ અશ્વારોહીઓને હાથમાં શસ્ત્ર લઇને ત્યાં ઉભેલા જોઇને હતાશ બની ગયા. તત્કાળ અશ્વારોહીઓએ તેમનાપર આક્રમણ કર્યું. તેઓ પલાયન કરવા લાગ્યા; પરંતુ અશ્વારોહીઓએ તેમની પૂંઠ પકડી ઘણાને ઝાલી લીધા અને કેટલાક નાસી ગયા. પ્રપંચીઓનો નેતા બહાદૂરસિંહ નાસી જઇ ચંબલનદીના તટપર પાટન નામના સ્થળપર આવેલા હાડાજાતિના કુલદેવતા કેશવરાયના મંદિરમાં ભરાયો. તેણે ધાર્યું કે મેં કેશવરાયના મંદિરમાં આશ્રય લીધો છે તેથી જાલિમસિંહ પ્રાચીન રીતિને માન આપી અહીંઆં આવી મને કદિપણ પકડશે નહિ; પરંતુ તેની આશા શીઘ્ર નષ્ટ થઇ ગઈ. પ્રબલપ્રતાપી જાલિમસિંહે ઉક્ત પ્રાચીન પ્રથાને તિલાંજલિ આપી અને તે મંદિરમાંથી બહાદૂરસિંહને બહાર ઘસડી કાઢી મારી નખાવ્યો.

જાલિમસિંહના પક્ષના માણસોના કથનપરથી પ્રતીત થાય છે કે તેમણે પોતાની રક્ષા વા સ્વાર્થને માટે બહાદૂરસિંહનો નાશ કર્યો નહોતો; પરંતુ તેમના હાથમાં જે મોટી જોખમદારી સોંપાયેલી હતી તે જોખમદારીનું પાલન કરવાને માટે તથા મહારાવ ઉમેદસિંહના હિત અને જીવનની રક્ષાને માટે તેમણે આ કઠોર કાર્ય કર્યું હતું. પ્રપંચીઓનો ઉદ્દેશ એવો હતો કે જાલિમસિંહનું કાસળ કાઢી મહારાવ ઉમેદસિંહને પદભ્રષ્ટ કરવા અને તેમના કનિષ્ઠભ્રાતાને સિંહાસનપર અભિષિક્ત કરી દેવા; પરંતુ આ વાત કેટલે અંશે સત્ય છે તે જાણવાને માટે કંઈ વિશેષ પ્રમાણ પ્રાપ્ત થતું નથી, પણ જાલિમસિંહે સખ્ત હાથે શાસન ચલાવી સામંતોનાં હૃદય ચૂર્ણ કરી નાખ્યાં હતાં તથા મહારાવ ઉમેદસિંહને પોતાના હાથમાંના રમકડાસમાન બનાવી મૂક્યા હતા તે જોતાં આ વાત સત્ય માની શકાયછે.આ સમયે કોટાના રાજપરિવારમાં મહારાવ ઉમેદસિંહના કાકા રાજસિંહ અને તેમના બે ભ્રાતાઓ ગોવર્દ્ધનસિંહ તથા ગોપાલસિંહ જીવંત હતા. આથૂનનો સામંત જે સમયે વિસ્તૃત પ્રપંચ-

જાળ પ્રસારી જાલિમસિંહની સામે ખડો થયો હતો, તે સમયે ગોવર્દ્ધનસિંહ અને ગોપાલસિંહ સિંહાસન પ્રાપ્ત કરવાની લાલસાથી ઉક્ત પ્રપંચજાળમાં સામેળ થયા હતા; પરંતુ તે ભેદ પ્રકાશિત થતાંવેંતજ જાલિમસિંહે ઉક્ત ઉભય ભ્રાતાઓને કેદ કરી લીધા. જ્યેષ્ઠકુમાર ગોવર્દ્ધનસિંહ દશ વર્ષપર્યંત કારાગૃહવાસ સેવી પરલોકમાં ગયો અને ગોપાળસિંહ પણ ઘણાં વર્ષોસુધી કારાગૃહમાં રહી મરણ પામ્યો. મહારાવના કાકા રાજસિંહ દીર્ઘકાળપર્યંત જીવ્યા અને વૃદ્ધ થઇને મરણું પામ્યા; પરંતુ તેઓ કોઇ રાજદ્વારી ખટપટમાં કે પ્રપંચમાં સામેલ થતા નહોતા; તેથી જાલિમસિંહ તેમનાપ્રત્યે આંખ ઉઠાવીને પણ જોઈ શકતા નહોતા. રાજસિંહ નગરની મધ્યે આવેલી દેવમંદિરોની શ્રેણીથી આગળ કદિ પણ જતા નહોતા.

જાલિમસિંહના વિરોધીઓએ તેમની સત્તા ન્યૂન કરવાને અને તેમનું જીવન નષ્ટ કરવાને અનેક ઉપાયો કર્યા. એકંદરે તેમનો નાશ કરવાને માટે અઢારવાર પ્રપંચો રચાવવામાં આવ્યા; પરંતુ તેમણે પોતાના બુદ્ધિબળથી પ્રત્યેક પ્રસંગે પોતાના શત્રુઓનો ઉદ્દેશ વ્યર્થ કરી નાખ્યો. પ્રગટરીતે અને ગુપ્તરીતે, બાહુબળથી અને વિષથી,અસ્ત્રથી અને શસ્ત્રથી અનેકવાર તેમને મારી નાખવા માટે પ્રપંચો રચાયા; પરંતુ રાજમહાલયમાંની રાજપૂતસ્ત્રીઓએ તેમનો વધ કરવા માટે જે પ્રપંચજાળ રચી હતી તે સૌથી ભયાનક હતી. આ પ્રસંગે જાલિમસિંહનાં રૂપસૌંદર્યથી મોહિત થએલી એક રમણીએ જો તેમને ચાતુર્યથી સહાય ન કરી હોત તો તેઓ પોતાની રક્ષા કરી શકત નહિ. એક સમયે કનિષ્ઠ રાજકુમારની માતાએ જાલિમસિંહને રાજમહાલયમાં બોલાવ્યા. જાલિમસિંહ રાજમાતાના આમંત્રણથી મહાલયની નિકટના ઘરમાં ગયા. આ સમયે અનેક રાજપૂતરમણીઓએ નગ્નતલવાર તથા નાનાવિધ અસ્ત્રશસ્ત્રો હાથમાં લઈ જાલિમસિંહપર આક્રમણ કર્યું; અને તેમને તત્કાળ કેદ કરી લીધા. રાજપૂતરમણીઓ કેવી બહાદૂર હોય છે, શસ્ત્રાસ્ત્ર ચલાવવામાં કેવી ચતુર હોય છે તથા કેવી સાહસિક અને બલશાલિની હોય છે, તે જાલિમસિંહ સારી રીતે જાણતા હતા. આ શસ્ત્રાસ્ત્રધારિણી મહાશક્તિઓના પંજામાંથી શી રીતે મુક્ત થવું તે જાલિમસિંહને કાંઈ સૂઝતું નહોતું.સૌભાગ્યવશાત્ ઉક્ત સ્ત્રીઓએ તેમને એકદમ મારી નાખ્યા નહિ; પરંતુ તેઓ તેમનાં મુખ્ય મુખ્ય કામો પૂછવા લાગી. જાલિમસિંહ ઉત્તર આપે તે સમયે તેમને અચાનક મારી નાખવાની તેમની ઇચ્છા હતી. ઉક્ત વીરસ્ત્રીઓ એક પછી એક પ્રશ્ન જાલિમસિંહને પૂછતી હતી તે સમયે મુખ્ય રાણીની અત્યંત બલશાલિની મુખ્ય દાસી મહાભયંકર કાલભૈરવસમાન મૂર્તિ ધારણ કરીને ત્યાં આવી અને કટુવચનોથી જાલિમસિંહનો તિરસ્કાર કરીને બલપૂર્વક તે સર્વ સ્ત્રીઓને ક્રમશઃ ત્યાંથી દૂર કરી. પછી તેણે ઉક્ત મહા ભયંકર વિપત્તિમાંથી જાલિમસિંહનો ઉદ્ધાર કર્યો. જો એ પ્રધાનદાસી આ પ્રસંગે ચતુરાઇથી જાલિમસિંહને મુક્ત ન કરત તો અવસ્ય તેમના પ્રાણ જાત.

જાલિમસિંહના પ્રાણ લેવાને અનેકવાર પ્રપંચો રચાયા હતા અને તે સઘળીવાર તેમણે પોતાના શત્રુઓને વિફલમનોરથ કર્યા હતા; પરંતુ તેમણે પોતાના સર્વ શત્રુઓપર વૈર લીધું નહોતું. જો તેમના સ્થાનપર કોઈ અન્ય માણસ હોત તો તે ઉન્મત્ત થઈને અવશ્ય સકલ શત્રુઓને સખ્ત શિક્ષા કરત. જો કે તેઓ રાત્રીના સમયે પોતાની રક્ષાને માટે એક મજબૂત દિવાનખાનામાં શયન કરતા હતા; પરંતુ તેઓ કદિ પણ નિરર્થક ભયને વશ થયા નહોતા. તેમની તીક્ષ્ણદૃષ્ટિ તેમની સત્તાની સામે કોણ થાય એમ છે,તે તત્કાળ પારખી કહાડતી હતી અને તેઓ તેનાથી પ્રથમથીજ સાવચેત રહેતા હતા.તેમનું પોલિસખાતું એવું કુશળ હતું કે અન્યદેશોમાં તેમના જેવું પોલીસખાતું ભાગ્યેજ હશે. તેઓ કર્મચારીઓને યોગ્ય પગાર આપતા હતા અને ઉત્તમ પ્રકારે કર્તવ્ય બજાવનારને સારૂં પારિતોષિક પણ આપતા હતા. તેઓ રાજ્યનાં ખાતાંઓ ઉપર તીક્ષ્ણદૃષ્ટિ રાખતા હતા; પરંતુ તેઓ કોઇનો પણ સંપૂર્ણ વિશ્વાસ રાખતા નહોતા.તેમના સમયમાં ચોતરફ અત્યાચાર, ઉપદ્રવ, રાજનૈતિકપ્રપંચ, મોટાં મોટાં યુદ્ધો વગેરે થતાં હતાં; તોપણ તેમણે પોતાની ચતુરાઇ, રાજનીતિજ્ઞતા અને રાજકૌશલ્યથી અર્ધ શતાબ્દીપર્યંત પ્રબલ પ્રતાપસહિત રાજ્ય કર્યું હતું.

# अध्याय ३ जो

**જાલિમસિંહની શાસનનીતિ–જાલિમસિંહનો ગુપ્ત ઉદ્દેશ–મેવાડનું કલ્યાણ કરવાને માટે જાલિમસિંહે કોટાના હિતનો કરેલો નાશ–જાલિમસિંહના અત્યાચાર–જાલિમસિંહે રાજ્યમાં કરેલું ભ્રમણ–તેમનું વસ્ત્રાવાસમાં રહેવું–તેમણે શિક્ષણ આપીને તૈયાર કરેલી નવીન સેના–સેનાને વિલાયતી અસ્ત્રશસ્ત્રો આપી પાશ્ચાત્ય રણનીતિનું શિક્ષણ આપવું–કોટાની રાજપ્રણાલી સુધારવી–પટેલો–કર લેવાની રીતિ બદલવી–પટેલોને પુનઃ પોતાના પદની પ્રાપ્તિ થવી-પટેલસમિતિ-તેમની સત્તા-બહોરાગણ–નૂતન પટેલોએ કૃષિકારોપર કરેલો અત્યાચાર–પટેલોને કેદ કરી તેમને દ્રવ્યનો દંડ કરવો અને તેમને બરતરફ કરવા–પટેલની પદવી કાઢી નાખવી.**

---

અમે કોટારાજ્યના જે સમયના ઇતિહાસનું વર્ણન કરીએ છીએ, તે સમયે વાસ્તવમાં જાલિમસિંહજ કોટાના સ્વામી હતા અને મહારાજ ઉમેદસિંહ તો માત્ર તેમના હાથમાંનું રમકડું હતા. જાલિમસિંહનાં રાજદ્વારી કામોવિષે કેટલુંક વિવેચન અમે આગળ કરી ગયા છીએ અને આ અધ્યાયમાં તે વિષે વિશેષ વિવેચન કરીએ છીએ. જાલિમસિંહે કોટારાજ્યમાં પોતાની પ્રબળ સત્તા પ્રસારવાની મહત્ત્વાકાંક્ષા પૂર્ણ કરવાને માટે તે રાજ્યની સંપત્તિ નષ્ટ કરી નાખી અને સેનાને પણ અસંતુષ્ટ બનાવી દીધી. સંવત ૧૮૨૧ માં જે સમયે મેવાડના મહારાણાની સાથે જાલિમસિંહને વાતચીત થઈ તે સમયથી સંવત ૧૮૫૬ સુધી જાલિમસિંહે જે પ્રકારે કોટારાજ્યમાં પોતાનો પ્રબલ પ્રતાપ પ્રસાર્યો હતો, તે પ્રકારે મેવાડરાજ્યમાં પણ પોતાનો પ્રબલ પ્રતાપ અને અધિકાર પ્રસારવાને માટે તેઓ મહાન પ્રયાસ કરતા હતા. તેમણે પોતાની ઉક્ત મહત્વાકાંક્ષા પરિતૃપ્ત કરવાને માટે કોટારાજ્યનો સર્વથા નાશ કરી નાખ્યો અને કૃષિકારોને ગુલામવત્ બનાવી દીધા. સંવત ૧૮૪૦ માં તેમના અત્યાચાર અને ઉત્પીડને ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. જાલિમસિંહે ખેડુતોપર આવપતવેરો નાખ્યો હતો તે આપવાને કૃષિકારો સર્વથા અશક્ત હતા. જાલિમસિંહના સેવકો જ્યારે કૃષિકારોની પાસે કર વસુલ કરવાને જતા ત્યારે જો તેઓ તેમને કર આપતા નહિ તો તેમનાં હળ, ગાય, બળદ વગેરે લઇ જતા હતા. આથી કૃષિકારો હતાશ બની ગયા હતા. પોતાનો નિર્વાહ કેમ ચલાવવો તેની તેમને ભારે ચિંતા હતી. પુષ્કળ કૃષિકારો ભૂખે મરવા લાગ્યા, કેટલાક નાસી જવા લાગ્યા; પરંતુ આ સમયે રાજસ્થાનમાં સર્વત્ર વિપત્તિઓનો વરસાદ વરસી રહ્યો હતો, તેથી તેઓ આશ્રય પણ કોનો ગ્રહણ કરે? જાલિમસિંહે ખેડુતોની પાસેથી હળ, બળદ આદિ ખેતી કરવાની સામગ્રી ખુંચવી લીધી હતી, તેથી ઘણા ખેડુતો પોતાના નિર્વાહનો અન્ય ઉપાય નહિ જોઈ તેમની પાસે પગારદાર નોકરતરિકે રહી ખેતી કરવા લાગ્યા. કોટાના પ્રાયઃ સમસ્ત કૃષિકારોના ભાગ્યમાં આવું દુઃખ લખેલું હતું. આ રીતે જાલિમસિંહ મહારાવ ઉમેદસિંહની તરફથી કોટારાજ્યનાં સમસ્ત ક્ષેત્રોના અધીશ્વર બની ખેતી કરવા લાગ્યા. અત્યારસુધી જે જમીન પડતર હતી, તેમાં પણ તેમણે કૃષિકાર્ય કરવાનો પ્રારંભ કરી દીધો.

જો કે જાલિમસિંહ મેવાડરાજ્યપર પોતાના આધિપત્યનો વિસ્તાર કરવાને માટે કેટલાંક વર્ષોથી સતત પ્રયાસ કરતા હતા અને તે ઉદ્દેશ પરિપૂર્ણ કરવાને માટે તેમણે કોટાના સર્વસ્વનો નાશ કર્યો હતો; પરંતુ અદ્યાપિ તેમની આશા ફળીભૂત થઇ નહોતી. અંતે એક ભયંકર ઘટના બનવાથી તેમની ઉક્ત મહત્ત્વાકાંક્ષાના મૂળમાં ભયંકર આઘાત લાગ્યો. મહારાષ્ટ્રિયનેતા ઇંગલિયાની સાથે જાલિમસિંહને ગાઢી મિત્રતા હતી. હવે એમ બન્યું કે ઉક્ત ઇંગલિયાના વંશજ બાલારાવને મેવાડના મહારાણાએ બંદીવાન કરીને કારાગૃહમાં નાખી દીધો. જાલિમસિંહ તેને મુક્ત કરવાને માટે મહારાણાને કહેવા લાગ્યા તેથી મહારાણાને તેમનાપર અત્યંત ક્રોધ છૂટયો.આથી તેમણે મહારાણાને હસ્તગત કરી મેવાડમાં પોતાની પ્રબલતાનો વિસ્તાર કરવાની જે આશા પોતાના હૃદયમાં સંભાળપૂર્વક પોષી હતી, તે સર્વથા નાશ પામી. હવે જાલિમસિંહ સાવધાન થયા અને તેઓ સારી રીતે સમજી ગયા કે મેં કાલ્પનિક અને ભ્રમમૂલક આશા પૂર્ણ કરવાને માટે નિષ્પ્રયોજન અન્યાયપૂર્વક કોટાની પ્રજાપર અત્યાચાર કરી તેનાં સર્વસ્વનો નાશ કર્યો છે અને હવે તે ચતુર રાજનીતિજ્ઞ પૂર્વોક્ત હાનિ પૂર્ણ કરવાને માટે ખંતપૂર્વક પ્રયાસ કરવા લાગ્યા.

સંવત ૧૮૫૬ માં મોસેનના સામંતે પ્રપંચજાળનો વિસ્તાર કર્યો ત્યાંસુધી જાલિમસિંહ કિલ્લાના મહાલયમાં નિવાસ કરતા હતા. ત્યારપછી પણ ચાર વર્ષપર્યંત તેઓ તેજ મહાલયમાં રહ્યા; પરંતુ સંવત ૧૮૬૦ (ઇ૦ સ૦ ૧૮૦૩–૪) માં બાલારાવને મુક્ત કરાવી મેવાડમાંથી પાછા ફર્યા પછી તેમને તે મહાલય છોડી અન્યત્ર નિવાસ કરવાની ઇચ્છા થઇ. આ સમયે બ્રિટિશસેનાએ એકત્રિત મહારાષ્ટ્રીયદલનાં વિક્રમ અને પ્રતાપનાં મૂળમાં ભયંકર આઘાત કર્યો અને તેના હાથમાંથી ઘણા પ્રદેશો છીનવી લીધા.ત્યારેમહારાષ્ટ્રીઓ દલ વિખેરી નાખી ભારતવર્ષના અનેક પ્રાંતોમાં જઈ લૂંટફાટ તથા અનેક પ્રકારના અત્યાચાર કરવા લાગ્યા.જાલિમસિંહ પોતાની તીક્ષ્ણ બુદ્ધિના પ્રભાવથી ચેતી ગયા કે મહારાષ્ટ્રીય લોકોના આ પ્રકારના અત્યાચારના સમયમાં રાજધાનીના મહાલયમાં ભરાઇ નહિ રહેતાં જે સ્થાનપર તે લોકોદ્વારા આક્રમણ થવાની સંભાવના હોય તે સ્થાનની નિકટ રહેવું ઉચિત છે.રાજધાની છોડવામાં તેમના બે પ્રધાન ઉદ્દેશ હતા. પ્રથમ ઉદ્દેશ કોટાના મહેસુલીખાતામાં સુધારો કરવાનો હતો અને બીજો ઉદ્દેશ મહારાષ્ટ્રીઓનાં આક્રમણનો પ્રતીકાર કરવાનો હતો. વળી રાજધાની છોડવાનું બીજું પણ એક કારણ બતાવવામાં આવે છે. એમ કહેવાય છે કે એકવાર રાત્રિના સમયે જાલિમસિંહના મહાલયની ઉપર એક ઘુવડે વિકટ શબ્દથી પોકાર કર્યો. આથી તેમણે રાજધાનીના સમસ્ત જ્યોતિષીઓને બોલાવીને તેમને ઉક્ત પક્ષીના ભયંકર શબ્દનો શું અર્થ થાય છે, એવો પ્રશ્ન કર્યો. જ્યોતિષીઓએ ગણના કરીને જણાવ્યું કે:–“ હવે આ મહાલયમાં નિવાસ કરવો કોઇ પણ પ્રકારે ઉચિત નથી. એમાં નિવાસ કરવાથી ભવિષ્યમાં અમંગલ અને અનિષ્ટ થવાની પૂર્ણ સંભાવના છે.” જાલિમસિંહે જ્યોતિષીઓના આ કથનથી ઉક્ત મહાલયનો ત્યાગ કર્યો. હાડાજાતિના ઇતિહાસના લેખકે આ વાત જણાવી છે; પરંતુ જાલિમસિંહે ઘુવડના વિકટ શબ્દથી મહાલય છોડી દીધો હતો એ વાત અમે માની શકતા નથી.

ગમે તેમ હો; પરંતુ જાલિમસિંહ શીઘ્ર મહાલયનો ત્યાગ કરી પોતાના અનુચરોને લઇ કોટારાજ્યમાં ભ્રમણ કરવાને નીકળ્યા. ભ્રમણ કરવાથી જાલિમસિંહને કોટારાજ્યની વસ્તુસ્થિતિ સારી રીતે સમજાઇ અને તેમની ખાત્રી થઈ કે મેવાડમાં મારી પ્રભુતાનો વિસ્તાર કરવાને માટે મેં કોટારાજ્યનું મહા અનિષ્ટ કર્યું છે અને પ્રજા અત્યંત શોચનીય દુર્દશામાં આવી પડી છે. વળી તેઓ એમ પણ જાણી ગયા કે મારી કઠોર રાજનીતિને લીધે કોટારાજ્યના કૃષિકારોના એક તૃતીયાંશ ભાગનાં સર્વસ્વનો નાશ થયો છે અને શેષ બે તૃતીયાંશ ભાગ સર્વથા શ્રદ્ધાહીન અને અત્યંત અસંતુષ્ટ થઇ ગયો છે. વળી કોટારાજ્યની મહેસુલમાં જે મોટો ખાડો પડયો છે, તે પણ મારી ખરાબ રાજ્યનીતિનુંજ કુફળ છે એમ તેમને લાગ્યું. આ સમયે વૈશ્ય અને વ્યાપારીસમાજમાં તેમની કિંચિત્ પણ આબરૂ નહોતી. કોઇપણ વૈશ્ય વા કોઇપણ સાહુકાર તેમની વાતપર કિંવા તેમની હુંડીપર વિશ્વાસ રાખતો નહોતો. કોટાની પ્રજા કોઇપણ બાબતની ફરિયાદ લાવતી નહોતી; કારણ કે જાલિમસિંહ તેની ફરિયાદપર કિંચિત્ પણ લક્ષ્ય આપતા નહોતા.ગમે તે પ્રકારે દ્રવ્યસંચય કરવો એજ તેમનો પ્રધાન ઉદ્દેશ હતો. તે સિવાય કોઇપણ વિષયપર તેઓ લક્ષ્ય આપતા નહોતા. પ્રજા વધારાનો કર આપવાને અસમર્થ થતી

ત્યારે તેઓ તેનું સર્વસ્વ છીનવી લેતા;પરંતુ હવે તેમને સમજાયું કે કઠોર અને અન્યાયયુક્ત રાજનીતિના પ્રબલ વેગનો જો હવે પ્રતીકાર નહિ કરીશું તો રાજ્યપર વિપત્તિ આવી પડતાં પ્રજાની સહાય પ્રાપ્ત કરવી અત્યંત કઠિન થઇ પડશે. આથી ઉચ્ચ પ્રતિભાશાલી જાલિમસિંહ શીઘ્ર ઉક્ત પ્રબલ રાજક્ષયરોગનો પ્રતીકાર કરવાને માટે અનેક ઉપાયો શોધી કાઢવાને પ્રવૃત્ત થયા. તેમણે સૌથી પ્રથમ ગાગરોનના અભેદ્ય કિલ્લાની નિકટ એક સ્થાયી છાવણી નાખી. તેઓ કોઇપણ મહાલયમાં નહિ રહેતાં કેવળ તે છાવણીમાં બનાવેલા એક શામિયાનામાં રહેવા લાગ્યા. તેમને આવી સાદી રીતે રહેતા જોઇ અન્યાન્ય સામંતો અને રાજપુરુષો પણ તેજ રીતે રહેવા લાગ્યા. સાદા તંબુઓમાંજ સર્વ પ્રકારનાં રાજકાર્યો થવા લાગ્યાં.

ચતુર જાલિમસિંહે જે સ્થાને પોતાની છાવણી નાખી હતી તે સ્થાન તેમના રાજનૈતિક ઉદ્દેશો પાર પાડવાને માટે સંપૂર્ણ રીતે ઉપયુક્ત હતું. દક્ષિણતરફથી કોટારાજ્યમાં પ્રવેશ કરવાને માટે જે બે પ્રધાન માર્ગો છે, તેની બરાબર વચ્ચેજ ઉક્ત સ્થાન હતું અને ત્યાંથી ભીલોનો પ્રદેશ પણ નિકટજ હતો. શેરગઢ અને ગાગરોન નામના બે દૃઢ કિલ્લાઓ સમીપજ હોવાથી તેમને પોતાની રક્ષા કરવાની વિશેષ અનુકૂલતા પ્રાપ્ત થઇ હતી. જાલિમસિંહે પોતાની સમસ્ત ધનસંપત્તિ તથા યુદ્ધોપયોગી વસ્તુઓ ઉપરોક્ત કિલ્લામાં રાખી અને તેમણે પોતાની શક્તિનુસાર તે કિલ્લાને દૃઢ કરવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. તેમણે શીઘ્ર એક નવીન સેના તૈયાર કરી અને તેને અંગ્રેજી રણનીતિનું જ્ઞાન આપી અંગ્રેજી અસ્ત્રશસ્ત્રો આપ્યાં; સૈનિકોને કૅપ્ટનની ઉપાધિવાળા સેનાપતિઓની સત્તાનીચે મૂક્યા. 'રાજપલટન' નામની તેમની સેના અતિ ઉત્તમ શિક્ષા પામી હતી અને તેણે અનેક યુદ્ધોમાં પરમ વીરતા તથા અસીમ સાહસિકતા પ્રકાશિત કરી હતી. તેમની સેના હમેશાં સુસજ્જ રહેતી હતી અને આજ્ઞા મળતાં એક મુહૂર્તમાં શત્રુઓની સામે થઇ શકતી હતી. રાજધાનીના રાજમહાલયમાં રહેવાથી સેનાને સજ્જ થતાં વિલંબ થવાની સંભાવના હતી; પરંતુ ઉક્ત પ્રકારે છાવણીમાં રહેવાથી તે પ્રતિકૂળતા નિવૃત્ત થઇ ગઇ.

જાલિમસિંહનું અત્યારસુધીનું જીવન રાજનૈતિકપ્રપંચરૂપી સમુદ્રના પ્રબલ તરંગોમાં વ્યતીત થયેલું હોવાથી તેમને ભૂમિની અવસ્થા કિંવા મહેસુલના સંબંધમાં વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવાનો અવસર મળ્યો નહોતો. તેઓ અત્યારસુધી કૃષિકારોની પાસેથી ચિરપ્રચલિત રીતિઅનુસાર રોકડા રૂપિયાને બદલે નિર્ધારિત પ્રમાણમાં અનાજ લેતા હતા; પરંતુ હવે તેમને સારી રીતે સમજાયું કે આ રીતિ સર્વ પ્રકારે અગવડકારક છે. એક તરફ કરસંગ્રાહકો પ્રજા ઉપર અત્યાચાર કરીને તેની પાસેથી અધિક અનાજ ગ્રહણ કરતા હતા, ત્યારે બીજી તરફથી કોઇ કોઇ પ્રજાજનો રાજકર આપતા નહોતા. આ રીતિ રાજાને માટે સર્વથા અહિતકારી અને કેવળ કરસંગ્રાહકો અર્થાત્ પટેલોને માટે ઉદરનિર્વાહનાં સાધનરૂપ જાણી જાલિમસિંહ શીઘ્ર ઉક્ત પ્રજાને માટે અનિષ્ટકારક અને રાજાને માટે ક્ષતિકારક રીતિનો સર્વથા લોપ કરવાને પ્રવૃત્ત થયા.

રાજમંત્રી જાલિમસિંહે સૌથી પ્રથમ ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલાં અનાજ લેવાની રીતિના સંબંધમાં માહિતી એકત્રિત કરી અને પટેલો પ્રજા ઉપર કેવા કેવા અત્યાચાર કરીને પોતાનું ઉદર ભરતા હતા, તે અત્યંત ગુપ્તરીતે જાણી લીધું. પછી તેમણે કોટારાજ્યના સમસ્ત ભાગોના પટેલોને બોલાવી મંગાવ્યા. પટેલો આવ્યા કે તરતજ તેમણે તેમને નિમ્નલિખિત પ્રશ્નો પૂછી ઉપયુક્ત માહિતી મેળવી લીધી. "તમારા તાબામાં કેટલી ભૂમિ છે ? તમે કેટલા કૃષિકારોની પાસેથી કર વસુલ કરો છો ? કેવા ઉપાયથી તમે કર વસુલ કરો છો ? તમારી પોતાની સ્થિતિ કેવી છે ? તમારી આમદાની કેટલી છે ?"

આથી સમસ્તરાજ્યમાં કેટલા કૃષિકારો અને કેટલાં કૃષિક્ષેત્રો છે તથા કેટલું મહેસુલ ઉપજે છે તેની સર્વ માહિતી તેમને મળી ગઇ. આ સર્વ હકીકત પ્રાપ્ત કરી જાલિમસિંહ દેશમાં ભ્રમણ કરવાને નીકળ્યા. ભ્રમણ કરતાં કરતાં તેમણે પ્રત્યેક ગામની જમીનની માપણી કરી અને કયી ભૂમિમાં કયી નદી વહે છે, કયી ભૂમિની ખેતીનો આધાર વરસાદ ઉપર છે, કયી ભૂમિમાં ખેતી સરલતાથી થઇ શકે છે, કયી ભૂમિમાં કઠિનતાથી ખેતી થાય છે,

કયી ભૂમિ પડાઉ છે અને કયી ભૂમિમાં પશુઓને ચરાવવામાં આવે છે, તેનો નિશ્ચય કર્યો. તેમણે પાછળનાં કેટલાંક વર્ષોનો હિસાબ જોઇ ભૂમિની દર વર્ષની એકંદર આમદાની તારવી કાઢી અને પછી તેમણે પૂર્વપ્રચલિત રીતિઅનુસાર કૃષિકારોની પાસેથી ધાન્ય લેવામાં આવશે નહિ; પરંતુ નગદ રૂપિયા લેવામાં આવશે એવો ઠરાવ બહાર પાડયો.

રાજનીતિવિશારદ જાલિમસિંહે મહેસુલના સંબંધમાં નીચે પ્રમાણે વ્યવસ્થા કરી:–"પ્રત્યેક પટેલે પ્રતિવીઘે દોઢ આનાનો કર કૃષિકારોની પાસેથી લેવો. જે કોઇ પટેલ આ નિર્ધારિત કરથી અધિક કાંઇ લેશે તેની ભૂમિ ખાલસા કરવામાં આવશે." આ પ્રકારે પ્રત્યેક પટેલને બાર માસે પાંચથી પંદરહજાર રૂપિયા સુધીની ઉપજ થવા લાગી. પટેલોએ પુનઃ પોતાની પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરવાને માટે દશ, વીસ અને પચાસ હજાર રૂપિયા સુધી જાલિમસિંહને નજર કર્યા. આ પ્રકારે નજરાણાતરિકે જાલિમસિંહે દશ લાખ રૂપિયા પ્રાપ્ત કર્યા અને તે પોતાની ખાલી ત્રિજોરીમાં ભરી દીધા.

આ નવીન વ્યવસ્થા થયેલી જોઇ કૃષિકારોને સુખ મળવાની આશા ઉત્પન્ન થઇ. તેમને લાગ્યું કે હવે અમારાં સુખનો સૂર્ય ઉદિત થયો છે અને હવે પટેલોના અત્યાચાર, ઉત્પીડન અને અન્યાયમાંથી અમે સર્વથા મુક્ત થયા છીએ; પરંતુ બીજી એક આપત્તિ તેમનાપર આવી પડી. જાલિમસિંહે એવી આજ્ઞાનો પ્રચાર કર્યો કે:–"પૂર્વે જેમ કોઇ કોઇ જમીનમાં વર્ષા નહિ થયાથી વા કોઇ નૈસર્ગિક કારણથી ધાન્ય નહિ પાકવાથી કર ઘટાડવામાં આવતો હતો, તેમ હવે થશે નહિ; અને જે જમીનને કૃષિકારો આબાદ કરશે નહિ તેને પટેલ નવીન વ્યવસ્થાનુસાર બીજાને ખેતી કરવાને માટે આપી દેશે. જો આ જમીન કોઇ નહિ રાખે તો તે મારી ખાલસાભૂમિતરિકે ગણાશે." જાલિમસિંહે મહેસુલ વસુલ કરવાનો સમસ્ત ભાર પટેલોને અર્પણ કર્યો.

અત્યારસુધી પટેલો કૃષિકારોપ્રત્યે સ્વેચ્છાચારી વર્તન રાખતા હતા અને વાર્ષિક વા ત્રિવાર્ષિક પટેલવેરો નામનો કર આપતા હતા; પરંતુ જાલિમસિંહે આ સમયે તે કર રદ કર્યો. વળી તેમણે એવી આજ્ઞાનો પ્રચાર કર્યો કે જો પટેલો પ્રજાઉપર કોઇપણ પ્રકારનો અત્યાચાર કર્યા વિના મહેસુલ વસુલ કરશે તો રાજદરબાર તરફથી તેમને આશ્રય અને સન્માન મળશે. પટેલોને ગામરક્ષણનું કામ પણ સોંપવામાં આવ્યું. પટેલોને સંતુષ્ટ કરી રાજ્યનો ઉત્કર્ષ કરવાનો જાલિમસિંહના મનમાં ઉદ્દેશ હતો, તેથી તેમણે પટેલોને સોનાનાં કડાં અને પાઘડી ઇનામતરિકે આપી.

જાલિમસિંહે સમસ્ત પટેલોમાંથી ચાર બુદ્ધિમાન અને ચતુર પટેલોની એક સમિતિ નીમી અને તેઓને તે સમિતિના સભ્યતરિકે નિયુક્ત કરી પોતાની પાસે રાખ્યા. સૌથી પહેલાં તે ચારે પટેલો માત્ર દિવાનીવિભાગનુંજ કાર્ય કરતા હતા; પરંતુ થોડા વખતમાં તેમને ફોજદારીવિભાગનું કાર્યપણ સોંપવામાં આવ્યું. પાછળથી જાલિમસિંહ સમસ્ત રાજ્યવ્યવસ્થામાં તેમની સલાહ લઇને કામ કરતા હતા.

આ પ્રકારે અલ્પ સમયમાં ઉક્ત સમિતિનો અધિકાર મહેસુલ, ન્યાય અને પોલીસ એ ત્રણે ખાતાંઓપર થઇ ગયો. સમસ્ત જગતમાં જાલિમસિંહના પોલીસખાતા જેવું પોલીસખાતું ઇતરં કોઈપણ રાજ્યમાં કોઇપણ સમયે નહોતું. કોટારાજ્યમાં સર્વત્ર ગુપ્તચરો નિયુક્ત કરવામાં આવ્યા હતા અને તેમના પંજામાંથી કોઈપણ માણસ મુક્ત નહોતો.

હવે પટેલો સારીરીતે જાણી ગયા કે જો આપણે પ્રજાને કોઈ પણ પ્રકારનો દંડ કરીશું વા તેના ઉપર કાંઇ અત્યાચાર કરીશું તો તે શીઘ્ર પ્રકાશિત થઈ જશે, આથી તેઓ ઉત્પીડન નહિ કરતાં અન્ય ઉપાયથી ઉદરનિર્વાહ કરવાને ઉદ્યત થયા. રાજસ્થાનમાં બોહરા (વોહરા)નામની એક શ્રેણીના વણિકો છે. તેઓ કોઈ કોઇવાર દીનદુઃખી કૃષિકારો અને પ્રજાજનોને રૂપિયા ધીરીને તેમને સહાય કરે છે. આ વોહરાલોકોનો ધંધો ખુંચવી લેવાનો પટેલોએ નિશ્ચય કર્યો. વોહરાલોકો કૃષિકારોને કૃષિકાર્ય કરવાને માટે પ્રયોજનીય દ્રવ્ય તથા ઓજારો અને બીજ આદિ આપતા હતા. જ્યાંસુધી ધાન્ય પાકીને ઘેર આવે ત્યાંસુધી તેઓ કૃષિકારોને સહાયતા આપતા રહેતા હતા; પરંતુ તેઓ તેમને જે રૂપિયા આપતા હતા તે ધાન્ય ઉત્પન્ન થતાંજ વ્યાજસહિત પાછા લેતા હતા. આ વોહરા લોકો તરફથીજ કૃષિકારોને વિશેષ સહાય મળતી હતી. વોહરાલોકો પોતાના જેટલા રૂપિયા લેણા નીકળે તે કરતાં એક પાઇ પણ વધુ લેતા નહોતા; તેમજ તેઓ કૃષિકારોપર કોઈપણ પ્રકારનો અત્યાચાર કરતા નહોતા, કિંવા તેમને અસંતુષ્ટ કરતા નહોતા; કારણ કે તેઓ સારીપેઠે જાણતા હતા કે જો આ-

પણે કૃષિકારોપર અત્યાચાર કરીશું તો તેઓ આપણી પાસેથી વ્યાજે રૂપિયા લેશે નહિ. તેજ પ્રકારે કૃ
ષિકારો પણ વોહરાલોકોને કોઇપણ પ્રકારે અપ્રસન્ન થવાનું કારણ આપતા નહોતા; કારણ કે તેમ ક
રવાથી તેમની તરફથી કાંઇપણ સહાય મળી શકશે નહિ એવો તેમને ભય હતો. આથી ઉભયપક્ષ સા
વધાનીથી કામ કરતા હતા. એક ગામના વોહરા તેજ ગામના કૃષિકારોને સહાય કરતા હતા અને
કૃષિકારો પણ પોતાના ગામના વોહરાઓને છોડીને અન્ય ગામના વોહરાઓ પાસેથી દ્રવ્ય લેતા નહોતા

રાજરાણા જાલિમસિંહે કૃષિકારોની પાસેથી ધાન્ય ગ્રહણ કરવાની રીતિ રદ કરી તેને બદલે નગદ રૂપિયા ગ્રહણ કરવાની રીતિ પ્રચલિત કરી ત્યાંસુધી કૃષિકારો વોહરાલોકોની સહાયથીજ ખેતી કરતા હતા; પરંતુ હવે જાલિમસિંહે ઉકત નવીન રીતિ પ્રચલિત કરી તેથી પટેલોને હાનિ થઇ. તેઓ સારીપેઠે જાણતા હતા કે જો આપણે માત્ર નિયત કરતાં વિશેષ લઇશું તો જાલિમસિંહ આ પણા સર્વસ્વનો નાશ કરશે. આથી તેઓ પ્રપંચજાળનો વિસ્તાર કરી વોહરાલોકોના ધંધાનો નાશ કરી સ્વયં શાહુકારનું કાર્ય કરવા લાગ્યા. જો આપણે પ્રકટરીતે વોહરાલોકોના ધંધામાં બાધા કરીશું તો રાજરાણા જાલિમસિંહ મહાક્રોધિત થશે; એમ ધારી તેમણે એક મધ્યમાર્ગ શોધી કાઢયો. નવીન રીતિ પ્રચલિત થયા પછી ક્ષેત્રમાં ધાન્ય પાકતાં જે સમયે કૃષિકારોએ પટેલોને ધાન્ય કાપવાની રજા આપવાને અરજ કરી તે સમયે પટેલોએ તેમને જણાવ્યું કે:–“ તમે પહેલાં રાજાનો કર આપો અને ત્યારપછી ધાન્ય કાપો.” દીન કૃષિકારો ધાન્ય કાપી નાખી તેને વેચ્યા વિના રાજાને મહેસુલ ક્યાંથી આપે ? આવી મહાવિપત્તિમાં આવી પડવાથી કૃષિકારો વોહરાલોકોનો આશ્રય ગ્રહણ કરવાનો પ્રયાસ કરવા લાગ્યા; પરંતુ પટેલોએ વોહરાઓને જણાવી દીધું કે:–“ જ્યાંસુધી કૃષિકારોની પાસે રાજાનું લહેણું છે, ત્યાંસુધી તમે કોઇપણ પ્રકારે તેમને વ્યાજે પૈસા આપી શકશો નહિ.” વોહરાઓએ પટેલોના આ શબ્દોથી ભયભીત થઇ કૃષિકારોને પૈસા આપ્યા નહિ. અંતે બીજો કોઇપણ ઉપાય નહિ જોઇ તેઓ પટેલોને શરણે ગયા. તેમણે પોતાના ધાન્યનો કેટલોક ભાગ પટેલોને ત્યાં રાખ્યો. પટેલોને પણ આજ જોઇતું હતું. તેમણે પોતાની ઇચ્છાનુસાર ધાન્યનું મૂલ્ય નિશ્ચિત કરી મહેસુલની પહોંચ આપવા માંડી. વળી કૃષિકારોએ પટેલોના પ્રસ્તાવથી નિમ્નલિખિત આશયના એક પત્રપર હસ્તાક્ષર કરી આપ્યા:–“રાજ્યકર આપવાને માટે અમારી પાસે પૂરતું દ્રવ્ય નહિ હોવાથી તથા તે બીજી જગ્યાએથી પ્રાપ્ત કરવાની અનુકૂળતા નહિ હોવાથી હું સ્વયં ધાન્યનું યથાર્થ મૂલ્ય નિશ્ચિત કરી મારા ધાન્યનો કેટલોક ભાગ પટેલને ત્યાં અવેજમાં મૂકી રૂપિયા લઉં છું. ”

કૃષિકારોની પાસેથી આ પ્રમાણે લખાવી લેવાનું કારણ એ હતું કે જાલિમસિંહ ઉક્ત પત્રને જોઇ એમ માની લે કે કૃષિકારોએ પોતાની ઇચ્છાથી પટેલોની પાસેથી રૂપિયા લીધા છે અને પટેલોએ તેમના ઉપર કોઇપણ પ્રકારનો અત્યાચાર વા બલપ્રયોગ કર્યો નથી. પટેલો આ પ્રકારે વોહરાલોકોના ધંધાનો નાશ કરી પ્રતિવર્ષ પુષ્કળ ધાન્ય સંચિત કરવા લાગ્યા. રાજસ્થાનમાં કોટા રાજ્યજ ધાન્યનું પ્રધાનસ્થાન ગણાયું છે. પટેલો સમસ્ત ધાન્ય વેચી પુષ્કળ દ્રવ્ય સંચય કરવા લાગ્યા. આ તરફ કૃષિકારોની અવસ્થા દિવસાનુદિવસ અધિકાધિક શોચનીય થવા લાગી. અલ્પ સમયમાં પટેલોના અત્યાચારના સમાચાર રાજરાણા જાલમસિંહના કાનસુધી પહોંચી ગયા; પરંતુ પટેલો વખતસર કરસંગ્રહ કરી રાજભંડારમાં મોકલી આપતા હતા તેથી જાલિમસિંહે પહેલાં તો આ અત્યાચાર અને ઉપદ્રવોપર લક્ષ્ય આપ્યું નહિ. સંવત ૧૮૬૭ ( ઇ૦ સ૦ ૧૮૧૧ )પર્યંત આ પ્રકારે કામ ચાલ્યું. ત્યારપછી જાલિમસિંહે મેઘવિનાના વિદ્યુતપાતની પેઠે કોટારાજ્યના પ્રત્યેક પટેલને બંદીવાન કરવાની આજ્ઞા ફરમાવી. શીઘ્ર સર્વ પટેલોને બંદીવાન કરીને તેમની સમીપ આણવામાં આવ્યા. પટેલોએ આટલા વખતસુધી બલપૂર્વક પ્રજાના સર્વસ્વનો નાશ કરીને પુષ્કળ ધન ઉપાર્જન કર્યું હતું, તે સર્વ જાલિમસિંહે રાજ્યભંડારમાં ઉમેરી દીધું. તપાસ ચલાવી તેમની પાસેથી પુષ્કળ રૂપિયા દંડતરિકે લેવામાં આવ્યા. માત્ર એકજ પટેલે પોતાના ઉપાર્જન કરેલા દશ લાખ રૂપિયા અન્ય રાજ્યમાં મોકલી આપ્યા. માત્ર આ એકજ દષ્ટાંતપરથી પટેલોએ આ સમયમાં કેવી રીતે કૃષિકારોના સર્વસ્વનો નાશ કર્યો હતો, તેનું સારીરીતે અનુમાન કરી શકાશે.

જાલિમસિંહે નવીન રીતિથી અનિષ્ટકારક ફલની ઉત્પત્તિ થયેલી જોઇ કોટારાજ્યમાં પુનઃ પૂર્વરીતિનો પ્રચાર કર્યો. જાલિમસિંહ સ્વયં વિશાળ પાયાપર કૃષિ કરતા હતા. તેમને પોતાની કૃષિમાંથી જે પુષ્કળ આમદાની થતી હતી, તેનું વર્ણન આગામી અધ્યાયમાં આપવામાં આવે છે.

# અધ્યાય ૪ થો

જાલિમસિંહની કૃષિ પ્રણાલી—કૃષિકાર્યનો વિસ્તાર—કૃષિની ઉન્નતિ—કોટાનાં કૃષિક્ષેત્રો—ઉત્પન્ન થતાં ધાન્યનું પરિમાણ—મૂલ્ય—સુકાળ અને દુષ્કાળ—તે સમયમાં થયેલું ધાન્યનું મૂલ્ય—જાલિમસિંહે એક વર્ષમાં એક કરોડ રૂપિયાનું વેચેલું ધાન્ય—નિકાસ થતાં ધાન્યપર સ્થાપન થયેલો કર—કરસંગ્રાહકો—અત્યાચાર અને ઉપદ્રવ—કોટા રાજ્યની એકંદર આમદાની—જાલિમસિંહનો અફીણનો ઇજારો—વિધવા વિવાહપર નાખેલો કર—સંન્યાસીઓની ઉપર નાખેલો કર—ઝાડપર નાખેલો કર—જાલિમસિંહ અને કવિ—જાલિમસિંહના સમયમાં કોટારાજ્યની થયેલી અવસ્થા.

જાલિમસિંહની આભ્યંતરિક શાસનપ્રણાલી અને તેમના કૃષિના ઇજારાનું વર્ણન આ અધ્યાયમાં આવશે. કૃષિના ઇજારાથી જાલિમસિંહને ઘણી પ્રસિદ્ધિ મળી છે. કોટા-રાજ્યની કૃષિની અવસ્થા જાલિમસિંહે એવી પરિવાર્તત કરી દીધી હતી કે કોઇપણ પ્રવાસીને ત્યાંનાં હરિયાળાં ક્ષેત્રો જોઇને આનંદ ઉપજ્યાવિના રહે નહિ; પરંતુ કોટાની કૃષિમાં આવું સુંદર પરિવર્તન શાથી થયું અને આ સર્વ ફળદ્રૂપ જમીનનો ઉપભોક્તા કોણ હતો એ જ્યારે તેના જાણવામાં આવે ત્યારે તેનો મનોભાવ બદલાઇ ગયાવિના રહે નહિ. સૌથી પહેલાં જાલિમસિંહે મેવાડનું કલ્યાણ સાધ્યું અને તે દેશમાં પોતાની પ્રબલતાનો વિસ્તાર કરી કોટાનાં સર્વસ્વનો નાશ કર્યો. તેમણે કોટાના કૃષિકારોપર અત્યાચાર કરી તથા સખ્ત કર નાખી તેમનું રુધિર ચૂસી લીધું, તેથી તેઓ પોતાનાં ક્ષેત્રો તથા જન્મભૂમિ છોડી અન્ય રાજ્યોમાં નાસી ગયા. આ રીતે પ્રજાનું ભયંકર અમંગલ કરી જાલિમસિંહે ભવિષ્યમાં રાજભંડાર ખાલી રહેવાની સંભાવના ઉપસ્થિત કરી; પરંતુ તેમને પોતાની યથાર્થ સ્થિતિ સમજાઇ કે તરતજ તેમણે ખેડુતોની પાસેથી ખૂંચવી લીધેલાં કૃષિનાં સાધનોદ્વારા સ્વયં ખેતી કરવા માંડી. આથી અગાઉ કદિપણ દૃષ્ટિગોચર નહિ થયેલી એવી કોટારાજ્યની કૃષની ઉન્નતિ થઇ. જાલિમસિંહે માત્ર ખેડાણ જમીનમાંજ નહિ; પરંતુ ઘોર જંગલમાં પણ કૃષિ કરવા માંડી. જે પથ્થરવાળી જમીનમાં હળ ચાલી શકતાં નહોતાં, તે ભૂમિમાં તેમણે ચાંચવાં અને કોદાળીવતી કૃષિ કરાવવા માંડી. આથી થોડા સમયમાં સમસ્ત કોટારાજ્યમાં પુષ્કળ ધાન્ય ઉત્પન્ન થવા લાગ્યું.

સંવત ૧૮૪૦ ( ઇ૦ સ૦ ૧૭૮૪ માં) જાલિમસિંહની પાસે પોતાનાં ત્રણસેં વા ચારસેં હળો હતાં; પરંતુ પાછળથી તેની સંખ્યા આઠસેં થઇ હતી. જાલિમસિંહે જે સમયે મહેસુલની પ્રચલિત રીતિ રદ કરી અને ધાન્યને બદલે નગદ રૂપિયા લેવાની રીતિ પ્રચલિત કરી, તે સમયે તેમની પાસે હળની સંખ્યા એક હજાર હતી;અને ઇ૦સ૦ ૧૮૨૧ માં જાલિમસિંહનાં પોતાનાં ચારહજાર હળો ફરતાં હતાં અને તેમની પાસે સોળ હજાર બળદો હતા. આપરથી જાલિમસિંહે કૃષિનો વ્યવસાય કેટલો ઉન્નત કર્યો હતો, તે અમારા પાઠકો સમજી શકશે.જાલિમસિંહનાં હળો અને બળદોસિવાય કોટાના અધીશ્વર અને તેમના નિકટના આપ્તોની પાસે એકંદર એકહજાર હળ અને ચારહજાર બળદો હતા,

રાજરાણા જાલિમસિંહ વિસ્તૃત કૃષિકાર્યથીજ રાજસ્થાનમાં અત્યંત પ્રસિદ્ધિ પામ્યા હતા. તેમણે

કૃષિમાંથી પુષ્કળ ધન ઉપાર્જન કર્યું હતું. જે સમયે રાજસ્થાનનાં પ્રધાનપ્રધાન રાજ્યો મહારાષ્ટ્રીઓના અત્યાચાર અને ઉત્પીડનથી ઉન્નતિના ઉચ્ચ શિખરપરથી અવનતિના ઉંડા કૂપમાં પતિત થયાં હતાં, તે સમયે માત્ર જાલિમસિંહદ્વારા કોટારાજ્યનું રક્ષણ થવાની અવશ્યમેવ સંભાવના હતી; પરંતુ જાલિમસિંહના સખ્ત શાસનથી જો કે કોટાના ધન્યધાન્યની રક્ષા સારીરીતે થઇ હતી, તોપણ તેમના કઠોર વર્તનથી રાજ્યના સામંતો અને દીન કૃષિકારોસુદ્ધાં ઉત્પીડિત થઇને તેમનાપર અત્યંત અપ્રસન્ન થઈ ગયા હતા અને તેમના શાસનનો વિનાશ કરવાને માટે સર્વ શ્રેણીનાં મનુષ્યોનાં હૃદયમાં આગ બળતી હતી. જાલિમસિંહે વીરવિક્રમી હાડાસામંતોની ભૂમિ હસ્તગત કરી લીધી હતી અને કઠોર અત્યાચાર સહન નહિ થઈ શકવાથી કૃષિકારો પોતાનાં ક્ષેત્રોનો ત્યાગ કરીને ચાલ્યા ગયા હતા. જે ક્ષેત્રોપર અનાદિથી ખેડુતોનો અખંડ અધિકાર હતો, તે ક્ષેત્રો હવે જાલિમસિંહના તાબામાં આવ્યાં. ખેડુતો ભારે કર આપવાને અસમર્થ હતા તેથી જાલિમસિંહે સ્વેચ્છાચારી વર્તનથી તેમનાં ક્ષેત્રોપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો.

જે ક્ષેત્રો અતિ ફળદ્રૂપ જણાતાં તેને જાલિમસિંહ છલબલ અને ચતુરાઈથી તેના સ્વામીનો અખંડ અધિકાર લુપ્ત કરીને પોતાના તાબામાં લઈ લેતા. જો કે એક તરફ કોટાના કૃષિકાર્યની ઉન્નતિ પ્રશંસનીય હતી; પરંતુ જ્યારે આપણે વિચાર કરીએ છીએ કે દીન કૃષિકારોના સર્વસ્વનો નાશ કરીને અને તેમના પૈતૃક અખંડ અધિકારનો લોપ કરીને જાલિમસિંહે તેમનાં ક્ષેત્રોપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો તથા કૃષિકારોને ખરીદેલા ગુલામોના જેવા બનાવી દઇને તેમની પાસે તેઓ મજુરી કરાવતા હતા; તે જોતાં આપણને તે ઉન્નતિ મંગલકારક લાગતી નથી.[1]

સમસ્ત રાજસ્થાનમાં પ્રબલ સ્વદેશાનુરાગ અને ભૂમિઉપર દૃઢ અનુરક્તિ પ્રચલિત છે. આથી કોટાના કૃષિકારોએ વેચાયેલા ગુલામોની પેઠે પોતાનાજ ક્ષેત્રોમાં મજુરી કરવા માંડી; પરંતુ તેમણે અન્યત્ર જઇ સુખોપભોગની ઇચ્છા કરી નહિ. જાલિમસિંહના પ્રબલ અત્યાચાર અને ઉપદ્રવથી સમસ્ત પ્રજા દેશ છોડી ચાલી ગઇ હતી; પરંતુ તે સમયે રાજસ્થાનમાં સર્વત્ર મહારાષ્ટ્રીઓના ભયંકર અત્યાચાર પ્રવર્તી રહ્યા હતા તેથી કોઇ પણ ઠેકાણે લોકોને સુખ મળ્યું નહિ.આથી તેમણે સ્વદેશમાં પાછા આવી જાલિમસિંહના પ્રબળ અત્યાચાર સહન કરીને પણ ક્ષેત્રોમાં વેચાયેલા ગુલામોની પેઠે મજુરી કરવા માંડી:

કોટાની ભૂમિ માલવાની ભૂમિ સમાન ફળદ્રૂપ અને કઠિન છે. માત્ર એક હળથી આ જમીન ખેડી શકાતી નથી, તેથી જાલિમસિંહ કોકણપ્રદેશમાંની પ્રચલિતરીતિ અનુસાર બે હળનો સાથે ઉપયોગ કરતા હતા. તેમનાં બળદઆદિ પશુઓ પ્રથમ પંક્તિનાં હતાં અને તેઓ જેમ હળ ચલાવવામાં ઉપયોગી હતાં તેમ તોપ ખેંચવામાં પણ ઉપયોગી હતાં. તેઓ નિકટના સ્થાનમાં ભરાતા મેળાઓમાંથી આ પશુઓ ખરીદતા હતા; વિશેષતઃ તેમનાં પ્રિયસ્થાન ઝાલરાપાટનમાં જે વાર્ષિક મેળો ભરાતો હતો તેમાંથી તેઓ અધિક પશુઓ ખરીદતા હતા. મારવાડ અને ઇતર રેતાળ દેશોમાં ઉત્પન્ન થતા શ્રેષ્ઠ બળદો તેમણે ખરીદ્યા હતા; પરંતુ તેઓ રેતાળપ્રદેશને માટે ઉપયુક્ત હોઈ કોટાની ભૂમિને માટે અનુપયુક્ત હોવાથી તેમણે તેમને કાઢી નાખ્યા હતા.

પ્રતિવર્ષે બેવાર કૃષિકાર્ય થતું હતું. એક હળદ્વારા સો વીઘાં જમીન ખેડાતી હતી.આથી ૪૦૦૦ હળોથી એકવાર ૪૦૦૦૦૦ વીઘાં જમીન ખેડાતી હતી અને પ્રતિવર્ષે બેવાર ભૂમિ ખેડાતી હોવાથી ખેડાણભૂમિનો એકંદર આંકડો ૮૦૦૦૦૦ વીઘાંનો થતો હતો.૮૦૦૦૦૦ વીઘાં એ પ્રાયઃ અંગ્રેજી એકર ૩૦૦૦૦૦ ની બરાબર છે. જે જમીનમાં દર વીઘે દશમણ સુધી ઘઉં અને પાંચથી સાતમણ સુધી

[1] બૂંદીરાજ્યમાં કૃષિકારોનો પોતાની જમીનપરનો હક્ક અખંડિત હતો. રાજા અથવા ઇતર કોઈ પણ માણસ કૃષિકારોનો તે હક્ક રદ કરી શકતા નહોતા. કૃષિકારો પોતપોતાની ઇચ્છાનુસાર પોતાની જમીન ગીરવી રાખી શકતા વા વેચી શકતા હતા. એમ કહેવાય છે કે પૂર્વે બૂંદીના એક અધીશ્વરે જમીનપરનો પોતાનો સર્વ હક્ક વેચી દઈ માત્ર કર ગ્રહણ કરવાનો હક્ક રાખ્યો હતો; તેથી કૃષિકારોના જમીનપરના અખંડિત હક્કની ઉત્પત્તિ થઈ. પૂર્વે જો બૂંદીનો કોઈ કૃષિકાર નિયત કર આપવાને અસમર્થ થતો તો રાજા તેની ભૂમિ ખાલસા કરી શકતો નહોતો; એવે વખતે કૃષિકાર તે ભૂમિ અન્યને આપી દેતો જો કોઈ કૃષિકારને કોઈ અપરાધથી દેશનિકાલ કરવામાં આવતો તોપણ તેનો પોતાની ભૂમિપરનો અધિકાર વિનષ્ટ થતો નહોતો. બીજા કૃષિકારને તે આપી શકતો.

બાજરો ઉત્પન્ન ન થાય તે જમનની માટી સારી ગણાતી નથી. આપણે દરવીઘે કમમાં કમ ચાર મણ ઘઉંનો હિસાબ ગણીએ તોપણ ૩૨૦૦૦૦૦ મણ ઘઉં થાય; અને જે વર્ષે અધિક ધાન્ય ઉત્પન્ન થાય તે વર્ષે એક માણી[1] ઘઉંનું મૂલ્ય બાર રૂપિયા હોય છે. કોઇ કોઇ વર્ષે ૧૮ રૂપિયે માણી વેચાય છે. આપણે ૧૨ રૂપિયે માણીનો હિસાબ ગણીએ તોપણ પ્રતિવર્ષે ધાન્યની ઉપજ ૩૨ લાખ રૂપિયા થાય છે.

જાલિમસિંહને કૃષિકાર્યમાં નીચે પ્રમાણે ખર્ચ થતો હતોઃ—

| | રૂપિયા |
|---|---|
| પશુઓનો આહાર, નોકરોનો પગાર અને ક્ષેત્ર તથા હળ આદિને સુધારવાનો ખર્ચ | ૪૦૦૦૦૦ |
| બી ખરીદવાનો ખર્ચ | ૬૦૦૦૦૦ |
| પશુઓ નિરુપયુક્ત થતાં અન્ય પશુઓની ખરીદી કરવાનો ખર્ચ | ૮૦૦૦૦ |
| પ્રકીર્ણ ખર્ચ | ૨૦૦૦૦ |
| | કુલ રૂા. ૧૧૦૦૦૦૦ |

ઉપરોક્ત સૂચિપરથી પ્રતીત થશે કે જાલિમસિંહને કૃષિમાંથી જેટલી ઉપજ થતી હતી તેના એક તૃતીયાંશ ભાગનો પણ ખર્ચ થતો નહોતો.

કોટામાં ખાડામાં અનાજ ભરવામાં આવે છે. મુખ્યતઃ ઉંચી અને સુકી ભૂમિમાં ખાડા બનાવવામાં આવે છે. ખાડામાં એક પ્રકારની વનસ્પતિ બાળવામાં આવે છે અને તેની ઉપર ભુંસું પાથરવામાં આવે છે. પછી તેપર ધાન્ય નાખી ધાન્યનાં મથાળાંપર પુનઃ ભુંસું પાથરવામાં આવે છે અને ત્યાર-પછી ખાડો બંધ કરી દેવામાં આવે છે. છાણ અને માટીનાં ઢાંકણથી ખાડો એવી મજબૂતરીતે બંધ કરી દેવામાં આવે છે કે સખ્ત વર્ષાદથી પણ તેમાંનું ધાન્ય જરા બગડતું નથી. કેટલાંક વર્ષો-સુધી તેમાં ધાન્ય રાખ્યા છતાંપણ તે બગડતું નથી. જાલિમસિંહ આ પ્રકારે અનેક સ્થાનોમાં ૫૦ લાખ મણ સુધી ધાન્યનો સંગ્રહ રાખતા હતા. જે વર્ષે અન્ન ઝાઝું પાકતું નહિ તે વર્ષે ખાડાઓમાંથી આવશ્યકતાનુસાર ધાન્ય બહાર કાઢવામાં આવતું. એક સમયે એક માણી ધાન્ય ૪૦ રૂપિયે વેચાતું હતું અને દુર્ભિક્ષના સમયમાં તેના રૂા. ૬૦) ઉપજતા હતા. તે સમયે આ ખાડાઓ સુવર્ણની ખાણ સમાન ગણાતા હતા. જાલિમસિંહ પ્રતિવર્ષે પ્રાયઃ ૬૦ લાખ મણ ધાન્ય વેચતા હતા. સંવત ૧૮૬૦ (ઈ૦ સ૦ ૧૮૦૪)માં જ્યારે હોલ્કર ભરતપુરરાજ્યમાં આવ્યો અને લૂંટારામહારાષ્ટ્રીઓ રાજસ્થાનના પ્રત્યેક ભાગમાં પ્રસરી ગયા અને જ્યારે સમર તથા દુર્ભિક્ષે એકસાથે મળીને રાજસ્થાનનો વિધ્વંસ કરી નાખ્યો તે સમયે માત્ર કોટારાજ્યમાં ઉત્પન્ન થયેલાં ધાન્યથીજ સમસ્ત રાજસ્થાનના લોકોએ તથા ઉક્ત મહારાષ્ટ્રીયલૂંટારાઓએ નિર્વાહ કર્યો હતો. તે સમયે ધાન્યનું મૂલ્ય પ્રતિમાણીના રૂા. ૫૫) હતા. તે વેળા જાલિમસિંહે પોતાનું ધાન્ય વેચી એક કરોડ રૂપિયા પેદા કર્યાં હતા.

રાજરાણા જાલિમસિંહે કોટાની પ્રજાપર કરનો ભારે બોજો નાખ્યો હતો. કોટારાજ્યની માત્ર કરની ઉપજ ૨૫ લાખ રૂપિયાની થતી હતી. જાલિમસિંહ સ્વીકારે છે કે કૃષિકારોની ભૂમિમાંથી આટલી ઉપજ થાય છે. તેમની પોતાની ભૂમિનો તે આમાં સમાવેશ કરતા નથી.

સંવત ૧૮૬૫ માં જાલિમસિંહે કોટારાજ્યમાંથી નિકાસ થતાં ધાન્યપર એક નવીન કર નાખ્યો. તેમણે નિકાસ થતાં પ્રત્યેક માણી ધાન્યપર દોઢ રૂપિયો લેવા માંડયો. જો કે આ કર ખેડુતોની પા-સેથી લેવામાં આવતો હતો; તોપણ પરોક્ષરીતે તે ખરીદનારોની ઉપર પણ જઈ પડયો હતો. આ કરના સંગ્રાહકોના અધ્યક્ષે આ કર પ્રચલિત થવાથી પરમ સંતુષ્ટ થઇ જાલિમસિંહને એવી સલાહ આપી કે ખેડુત અને ખરીદનાર એ ઉભયની ઉપર એ કર નાખવો આવશ્યક છે. આથી જાલિમસિંહે શીઘ્ર તે પ્રમાણે કર્યું. આથી એકદમ દશલાખ રૂપિયાની પ્રાપ્તિ થઈ. આ નવીન કર પ્રચલિત થવાથી એકજ અનાજપર ચાર પાંચવાર કર લેવાતો હતો, ત્યારપછી તે ખરીદનારને ઘેર પહોંચતું હતું. જો કે કોટા-રાજ્યમાં પુષ્કળ ધાન્ય ઉત્પન્ન થતું હતું; પરંતુ કરનો બોજો ભારે હોવાથી પ્રજા મહાકષ્ટથી પોતાનો સમય વ્યતીત કરતી હતી. કોટારાજ્યમાં સામંતો, તેમના તાબાના મનુષ્યો વા કૃષિકારો કોઇ પણ

૧ રાજપૂતાનામાં ૪૦ શેરનો એક મણ, ૧૨ મણની એક માણી અને ૧૦૦ માણીનો એક મનાસા થાય છે.

કરમાંથી મુક્ત નહોતા. લોકોની ઉપર સ્વેચ્છાચારપૂર્વક કર નાખવામાં આવ્યો અને તેની વિરુદ્ધ કોઇપણ ચું કે ચાં કરી શકતું નહોતું. જે સમયે બ્રિટિશસરકારની સાથે કોટારાજ્યને મૈત્રીસંબંધ જોડવાની સૂચના કરવામાં આવી તે સમયે કોટાની પ્રજાપર કરનો બોજો અતિ ભારે હતો. કર-સંગ્રાહકો લોકોપર એટલો અત્યાચાર કરતા હતા કે જાલિમસિંહ કોઇપણ સમયે કહે કે, "એક લાખ રૂપિયા જોઇએ" તો તેઓ તત્કાળ તેટલી રકમ સંગ્રહિત કરી આપતા. જાલિમસિંહની આજ્ઞા મળતાં તરત તેઓ શું મિત્ર કે શું શત્રુ, શું રાજકર્મચારી કે શું વ્યાપારી, શું શાહુકાર કે શું કૃષિકાર સર્વની ઉપર કર આપવાને માટે આજ્ઞાપત્રિકા મોકલતા. આ આજ્ઞાપત્રિકાની સામે કોઇ વાંધો ઉઠાવતો તો તે વાંધો ગ્રાહ્ય થતો નહિ; એટલુંજ નહિ પરંતુ વાંધો ઉઠાવનારનું મહા અનિષ્ટ થતું. કોઇપણ કર ભરવામાંથી મુક્ત થઇ શકતો નહોતો. જાલિમસિંહના જૂના મિત્ર પંડિત બેલાલને એક વખત કરના પચ્ચીસહજાર રૂપિયા ભરવા પડયા હતા. રાજ્યના એક વિશ્વાસુ સામંતના તાબાના એક માણુસને પાંચહજાર રૂપિયા આપવા પડ્યા હતા. વૈદેશિક મંત્રીને પણ પાંચ-હજાર રૂપિયા આપવા પડયા હતા અને નગરના વ્યાપારીઓપૈકી પ્રત્યેકે ચાર તથા પાંચથી દશહજાર રૂપિયાસુધીનો કર ભર્યો હતો. આ પ્રબલ અત્યાચારથી સર્વ માણસો જાલિમસિંહની ઉપર એવા અપ્રસન્ન થઇ ગયા હતા કે જાલિમસિંહનું શાસન લુપ્ત થવાની અણીપર આવી પહોંચ્યું હતું. સાધારણ પ્રજાએ પોતાનો અસંતોષ પ્રકાશિત કર્યો કે તરતજ કોટાના મહારાવ અ-ત્યંત અસંતુષ્ટ થઈ જાલિમસિંહના પંજામાંથી મુક્ત થવાને પરમ વ્યાકુલ બની ગયા.

જે સમયે બ્રિટિશસરકારની સાથે રાજસ્થાનનાં રાજ્યોને સંધિ થઈ તે સમયે શાસક અને શાસિત સર્વ એક ભૂમિકાપર આવી પડ્યા; કારણ કે બ્રિટિશકાયદો સર્વને સમાનદૃષ્ટિથી જુએ છે. આ સમયે બુદ્ધિમાન જાલિમસિંહ સારીરીતે સમજી ગયા કે હવે આપણાથી પ્રજાઉપર અત્યાચાર થઇ શકનાર નથી અને હવે પ્રજાની સ્થિતિ સુધારવી એ આપણું આવશ્યક કર્તવ્ય છે. જો આપણે એમ નહિ કરીએ તો બ્રિટિશસરકાર આપણાપર અપ્રસન્ન થશે. આવો વિચાર કરી તેમણે અનાજ-પરનો ભારે કર ઘટાડી નાખ્યો અને કૃષિકાર તથા ખરીદનારાઓની પાસેથી ઉચિત કર લેવાની વ્યવસ્થા કરી; પરંતુ તે છતાં પણ તે કરમાંથી પાંચલાખ રૂપિયાની ઉપજ થતી રહી.

જાલિમસિંહ પોતાની ભૂમિમાંથી પંદરલાખ રૂપિયાની આવક કરતા હતા. આ ઉપરાંત, તેમનાં પોતાનાં કુટુંબનાં માણસો અને રાજકુટુંબનાં માણસોની ભૂમિમાંથી પાંચ લાખ રૂપિયાની ઉપજ થતી હતી અને આ પાંચલાખ રૂપિયાની આવકથી તેમનો ખર્ચ નભતો હતો.

ઇંગ્લાંડના પુષ્કળ સાધનસંપન્ન અને બહોળો અનુભવ ધરાવનારા કૃષિકારો જાલિમસિંહવિષે શું ધારશે ? જાલિમસિંહ કે જેમણે ચાળીસ વર્ષપર્યંત કૃષિકાર્યની બારીક વિગતપર લક્ષ્ય આપી તેની ઉન્નતિ કરી હતી, તેમને તેઓ ખરેખર એક અદ્ભુત મનુષ્ય જાણશે. જે જાલિમસિંહ એંશી વર્ષની ઉંમરે પહોંચ્યા છતાં અને અંધ તથા દુર્બલ થયા છતાં કૃષિકાર્યપર સંપૂર્ણ ખંતથી લક્ષ્ય આપતા હતા, તે જાલિમસિંહની માનસિક શક્તિવિષે તેઓ શું ધારશે ? જેમના મસ્તિષ્કમાં પ્રત્યેક પ્રદેશનાં પ્રત્યેક ક્ષેત્ર અને વિશાળ ખાડાઓની વિગત અંકિત રહેતી હતી, જેઓ કોઇપણ વિષયમાં ભૂલ કરતા નહોતા, વૃદ્ધાવસ્થા અને અંધતાને પ્રાપ્ત થયા છતાં પણ જેઓ કયા ક્ષેત્રમાં કયું ધાન્ય ઉત્તમ પ્રકારે પાકશે તેનો નિશ્ચય કરી શકતા હતા, તેમનાં બુદ્ધિબળ અને સ્મરણશક્તિવિષે ઇંગ્લાંડના કૃષિકારો શું મત પ્રદર્શિત કરશે ?

માત્ર કૃષિકાર્યમાંજ કાંઈ જાલિમસિંહનો સમસ્ત સમય વ્યતીત થતો નહોતો. તે તો માત્ર તેમનાં અનેક કાર્યોમાંનું એક કાર્ય હતું. તેમણે જે પ્રકારે રાજ્યશાસન કર્યું હતું તેમાં પ્રબલ શક્તિ અને વિશેષ સાવધાનતાની આવશ્યકતા હતી. વીસહજાર સૈનિકો એકત્રિત કરવા, તેમનું પાલન કરવું, તે-મને શિક્ષા આપવી, કિલ્લાનું રક્ષણ કરવું, શસ્ત્રાસ્ત્રાદિનો સંગ્રહ કરવો, સમરવિભાગના પ્રત્યેક કાર્યપર દૃષ્ટિ રાખવી, ગુપ્તચરોદ્વારા અગત્યની ગુપ્ત બાતમી મેળવવી, રાજ્યના પ્રત્યેક જીલ્લાના અ-ધિકારીઓની પાસેથી આવેલી ખબર સાંભળવી, તેમને યોગ્ય આજ્ઞા આપવી, આ સર્વ કાર્યોમાં અન્ય કોઇ શાસનકર્તાની સમસ્ત શક્તિ ખર્ચાઇ જાત; પરંતુ જાલિમસિંહ આ સર્વ કઠિન અને

ધર્મસાધ્ય કાર્યો કરવા ઉપરાંત વાણિજ્યકાર્ય પણ કરતા હતા, શિલ્પીઓને પણ ઉત્તેજન આપતા હતા, વિદેશી વૈશ્યોને પણ ઉત્તેજન આપતા હતા અને બગિચાની ખેતી પણ કરતા હતા. ત્યારે આવા મનુષ્યની સાથે કોની તુલના કરી શકાય એમ છે ? સાહિત્ય, ન્યાય, દર્શન અને ઇતિહાસની વાતો સાંભળવાને પણ તેઓ વખત ફાજલ પાડી શકતા હતા. તેમણે અનાજનો જે ઇજારો કરી લીધો હતો, તેથી પોતાના રાજ્યનાં અનાજના ભાવપરજ અસર થતી નહોતી; પરંતુ આસપાસનાં રાજ્યોનાં અનાજના ભાવપર પણ તેની અસર થતી હતી. બ્રિટિશસરકારે જે સમયે સમસ્ત માલવાદેશમાં ઉત્પન્ન થતા અફીણનો ઇજારો રાખ્યો હતો, તે સમયે જાલિમસિંહ પણ અફીણના ક્રયવિક્રયકાર્યમાં લિપ્ત થયા હતા અને તેઓ પોતાની ઇચ્છાનુસાર તેના ભાવમાં ઘટાડોવધારો કરતા હતા. તેમણે કોટારાજ્યનાં અનેક સ્થાનોમાં બાગ બનાવ્યા હતા અને તેમાં ઉત્પન્ન થતાં અનેક પ્રકારનાં ફળફૂલ કોટારાજ્યની અનેક બજારોમાં વેચાતાં હતાં. તેમનાં જંગલોમાંથી આવતાં બળતણથી પ્રજા પોતાની રસોઈ કરતી હતી.

જાલિમસિંહે પ્રજાપર એટલા બધા કર નાખ્યા હતા કે કોઈપણ માણસ તેમાંથી મુક્ત નહોતું. જે વિધવા પુનર્લગ્ન કરતી હતી, તેને પણ કર આપવો પડતો હતો અને ભિક્ષાવૃત્તિથી જીવન વ્યતીત કરનાર સંન્યાસીને પણ કર આપવો પડતો હતો. ગિરિકંદરામાં અથવા જે સ્થાનમાં સંન્યાસીઓ વાસ કરતા હતા, તે સ્થાનમાં જાલિમસિંહના માણસો જઇને તેમને પૂછતા હતા કેઃ—"ભિક્ષાવૃત્તિથી તમારે કેટલી ઉપજ થઈ છે ?" આ પ્રકારની પૂછપરછ કરી તેમની યથાર્થ ઉપજનો પત્તો મેળવી તેઓ તેમની પાસેથી કર લેતા હતા. સંન્યાસીઓની ઉપર એક વર્ષપર્યંત કર રહ્યો હતો; પરંતુ અંતે જાલિમસિંહે પોતાના મિત્રોની ભલામણથી તે કર રદ કર્યો હતો. જાલિમસિંહને "ઝાડુબરાર" અર્થાત્ ઝાડુવેરો નાખતાં પણ સંકોચ થયો નહોતો. કોટાના ભાટોએ જાલિમસિંહવિષે અનેક વ્યંગવ્યંજક કાવ્યો બનાવ્યાં હતાં. જાલિમસિંહના પુત્ર માધોસિંહે અંતે ઝાડુવેરો રદ કર્યો હતો.

રાજસ્થાનના સમસ્ત રાજાઓ, સમસ્ત સામંતો અને પ્રત્યેક શ્રેણીના મનુષ્યો ભાટ, ચારણ અને કવિઓને સન્માન આપે છે અને વિવાહ, શ્રાદ્ધાદિક પ્રસંગે તેમને યથાશક્તિ દાન આપે છે. તેઓ આથી દાતાઓવિષે અનેક મનોરમ કાવ્યો રચે છે અને આ કાવ્યો પેઢી દર પેઢી રાજસ્થાનનાં અનેક સ્થાનોમાં ગવાય છે; પરંતુ જાલિમસિંહ ભાટચારણોના પ્રેમપાત્ર નહોતા. કવિઓએ જાલિમસિંહની કીર્તિનાં ગાન ગાયાં નથી. એક દિવસ એક પ્રસિદ્ધ કવિએ જાલિમસિંહની સમક્ષ એક પ્રશંસાત્મક ગીત ગાયું; પરંતુ જાલિમસિંહ તેથી સંતુષ્ટ થયા નહિ અને તેમણે તેને જણાવ્યું કેઃ— "કવિઓ કેવલ મિથ્યા વર્ણન કરે છે. જો તેઓ સત્ય વર્ણન કરતા હોય તો હું આનંદપૂર્વક તે સાંભળું." કવિએ જાલિમસિંહના આ શબ્દો સાંભળી તત્ક્ષણ ઉત્તર આપ્યો કેઃ—"બજારમાં સત્યની કિંમત ઘણી થોડી છે; તે છતાં પણ હું સત્ય કવિતા કરી જાણું છું. સાંભળો" એમ કહી તેણે જાલિમસિંહના ચરિત્રની સત્ય કવિતા જોડીને તેમને ગાઈ સંભળાવી. આ કવિતામાં તેમની પુષ્કળ નિંદા ભરેલી હતી. આથી જાલિમસિંહે મહાક્રોધિત થઈ સમસ્ત ભાટોની ભૂમિ ખાલસા કરી અને તેમને ત્યારપછી કદિપણ પોતાની સમક્ષ આવવા દીધા નહિ.

રાજસ્થાનના રાજાઓ અને શાસનકર્તાઓ બ્રાહ્મણો તથા ભાટોપ્રત્યે અધિક દયા પ્રદર્શિત કરે છે અને જો તેઓ કાંઈ અપરાધ કરે તો તેમને ઘણી થોડી શિક્ષા કરે છે. જો કે જાલિમસિંહ સ્વયં હિન્દુધર્મની વિધિઓ અને ક્રિયાઓને માન આપીને ચાલતા હતા; પરંતુ તેઓ કદિ પણ શાસનકાર્યમાં બ્રાહ્મણો અને ભાટોપ્રત્યે વિશેષ દયા પ્રદર્શિત કરતા નહોતા. બ્રાહ્મણ અથવા ભાટ રાજાની વિરુદ્ધ કાંઇ અપરાધ કરે તો તેઓ કદિ પણ યોગ્ય શિક્ષામાંથી મુક્ત થઇ શકતા નહોતા અને જો તેઓ વાણિજ્ય કરતા તો તેઓનો કોઇપણ પ્રકારનો કર માફ કરવામાં આવતો નહોતો.

કોટારાજ્યની આભ્યંતરીક શાસનવ્યવસ્થા જાલિમસિંહના ગુણો સારી રીતે પ્રદર્શિત કરતી હતી. જે સમયે જાલિમસિંહને કોટાના શાસનનો ભાર પ્રાપ્ત થયો તે સમયે તે રાજ્યની પૂર્વસીમા કેથવાપર્યંત હતી; પરંતુ જાલિમસિંહે તેને પહાડી ખીણસુધી વધારી દીધી અને જે દુર્ગ તે સીમાંતનું રક્ષણ કરે છે તે તેમણે મહારાણીઓની પાસેથી લઈ લીધો. તેમને જ્યારે રાજ્યભાર પ્રાપ્ત

થયો, ત્યારે રાજ્યભંડાર ખાલી હતો અને રાજ્યપર ૩૨ લાખ રૂપિયાનું દેવું હતું. વળી વિદેશી આક્રમણકારીઓના પંજામાંથી દેશનું રક્ષણ કરવાને માટે કેટલાક જીર્ણ કિલ્લા અને કેટલાક સામંતોના તાબાના બેકાબુ સૈનિકો હતા. આથી જાલિમસિંહે પુષ્કળ રૂપિયા ખર્ચી કિલ્લાઓનો જીર્ણોદ્ધાર કર્યો અને તેમાં કેટલીક તોપો મૂકી દીધી. તેમણે ચારહજાર અશ્વારોહીઓને બદલે વીસહજાર સૈનિકોની સેના બનાવી અને તેને ઉત્તમ શિક્ષણ આપ્યું. તેમણે ૧૦૦ તોપો સંગ્રહિત કરી. આ સિવાય સામંતોના તાબામાં પુષ્કળ સેના હતી.

કોટામાં ધાન્ય પુષ્કળ ઉત્પન્ન થાય છે અને જાલિમસિંહની પાસે સારો પગાર મેળવતી મજબૂત સેના છે; તોપણ તે કાંઈ દેશની ઉન્નતિનું ચિન્હ નથી, તેમજ તેથી કાંઇ તેનું રક્ષણ થનાર નથી. કારણ-કે ખરા હક્કદારના હક્ક ડૂબ્યા છે અને જ્યાંસુધી તેમને પોતાના હક્ક મળશે નહિ ત્યાંસુધી કોટારાજ્યનો ઉત્તમ રાજ્યપ્રબંધ નિરુપયોગી છે; કારણ કે તેનો પાયો કાચો છે અને તેથી ભવિષ્યમાં મહાવિપત્તિની આશંકા રહે છે.



# अध्याय ५ मो

જાલિમસિંહની રાજનૈતિક પ્રણાલી–તેમની વૈદેશિક રાજનીતિ–રાજસ્થાનમાં તેમની પ્રબલતા–અંગ્રેજસરકારની સાથે તેમનો પ્રથમ સંબંધ–મૉન્સનનું નાસી જવું–કોયલાના સામંતે પ્રદર્શિત કરેલી મહાન વીરતા–તેણે કરેલો પ્રાણત્યાગ–જાલિમસિંહે અંગ્રેજસરકારને આપેલી સહાય–હોલ્કરનો કોપ–હોલ્કરનું કોટામાં થયેલું આગમન–તેણે રાજધાનીપર આક્રમણ કરવાનો કરેલો ઉદ્યોગ–જાલિમસિંહની સાથે હોલ્કરની મુલાકાત થવી–ઉભયની સંધિ થવી–જાલિમસિંહનું વિદેશીરાજાઓની સભામાં દૂત તરિકે નિયુક્ત કરવું–અમીરખાં અને પિંઢારા નેતાઓપ્રત્યે જાલિમસિંહનો સદ્ભાવ–જાલિમસિંહની ગુપ્ત રાજનીતિ–મહારાવ રાજા ઉમેદસિંહનું ચરિત્ર–મહારાવપ્રત્યે જાલિમસિંહનું આચરણ–પઠાણ દલેલખાં–ઝાલરાપાટન નગરની થયેલી સ્થાપના–મહેરાબખાં.

જાલિમસિંહ પરમ ચતુર અને મહારાજનીતિજ્ઞ હતા. જો જાલિમસિંહ ઇંગ્લાંડમાં જન્મ પામ્યા હોત તો તેઓ પોતાના રાજદ્વારી કાર્યોથી અક્ષય કીર્તિ પ્રાપ્ત કરત. તેમની રાજનીતિ બે ભાગમાં વિભક્ત થઇ શકે:—આભ્યંતરિક અને વૈદેશિક.

જાલિમસિંહની શાસનપ્રણાલી મુખ્યત્વે કરીને ભેદનીતિપર સ્થિર હતી. તેઓ પોતાના દરબારીઓ વા રાજકર્મચારીઓને એકબીજા સાથે મળીને શક્તિસંપન્ન થવાનો અવસર આપતા નહોતા. આ પ્રકારે જાલિમસિંહ પ્રત્યેક કર્મચારી અને દરબારીપર પોતાનું પ્રભુત્વ સ્થાયી રાખતા હતા.

કોટારાજ્ય ભારતવર્ષના હૃદયમાં આવેલું છે. કેટલાંક વર્ષોથી કોટાની ચોતરફનાં રાજ્યોમાં અત્યાચાર, ઉત્પીડન, વિદ્રોહ, રાજશક્તિનો નાશ અને પ્રજાશક્તિનો હ્રાસ થઇ રહ્યો હતો અને તે સર્વ દેશોની પેઠે કોટાની ધનસંપત્તિથી આકર્ષિત થઇને મરાઠા તથા પિંઢારા વગેરે લૂંટારાઓ એ દેશમાં પણ લૂંટફાટ કરવાનો ઉદ્યોગ કરતા હતા; પરંતુ જાલિમસિંહે એવી ઉત્તમરીતે રાજ્યશાસન ચલાવ્યું કે તેમણે અર્ધશતાબ્દીપર્યંત સર્વનાં હૃદયમાં ભય ઉત્પન્ન કરનાર મરાઠાઓનું કાંઇપણ ચાલવા દીધું નહિ. કોટારાજ્યમાં અર્ધશતાબ્દીપર્યંત કોઇપણ ચોર કિંવા લૂંટારો પ્રવેશવાનું સાહસ કરી શક્યો નહિ. જો કે રાજપૂતાનાનાં સમસ્ત રાજ્યોમાં દીર્ઘકાળથી રાજકીય વિપ્લવો, રાજકીય પરિવર્તન, સેનાનો વિનાશ, ક્રમશઃ શાસનશક્તિનો લોપ, દુર્ભિક્ષ, મોંઘવારી અને નૈતિક બલના નાશને લીધે ભયંકર પાયમાલી થઇ રહી હતી; પરંતુ માત્ર જાલિમસિંહે આ દીર્ઘકાળમાં અર્થાત્ તેમની પચ્ચીસ વર્ષની વયથી પ્રાયઃ નેવું વર્ષની ઉંમર સુધી જ્ઞાન, વીરતા, ઉદ્યમ અને ડહાપણના બળથી તેમના હાથમાં સમર્પિત થયેલી સત્તાને ઉત્કટ ભયંકર વિપત્તિના સાગરમાં કિંચિત્ પણ ડગમગવા દીધી નહોતી.

રાજસ્થાનમાં એવો કોઇપણ રાજા નહોતો અને લૂંટારાઓમાં પણ કોઇ એવો નેતા નહોતો કે જેણે કોઇ પણ પ્રકારે જાલિમસિંહની સલાહ અને મત લઇને કાર્ય ન કર્યું હોય. પ્રત્યેક રાજાની સભામાં તેમનો એક એક દૂત રહેતો હતો. જ્યાં તેમને પોતાનો સ્વાર્થ સાધવાની જરાપણ સંધિ મળતી ત્યાં તેઓ કોઇ પણ પ્રકારે પોતાનો સ્વાર્થ સાધી લેતા. મનુષ્યજાતિની આવશ્યકતા, મિથ્યાભિમાન અને દુર્ગુણોનો તેઓ લાભ લઈ લેતા અને રાજસિંહાસનાધિપતિથી લઇને પિંઢારાઓના નેતા સુધીના સર્વ શક્તિસંપન્ન મનુષ્યોની સાથે તેમણે પિતા,કાકા વા ભ્રાતાનો (નામનો) સંબંધ જોડયો હતો. સારાંશ, પોતાના રાજનૈતિક ઉદ્દેશો સાધ્ય કરવાને માટે તેમણે અનેક ઉપાયો કર્યાં હતા.

જો કે જાલિમસિંહ અત્યંત તામસી, ક્રોધી અને અહંકારીસ્વભાવના માણુસ હતા; તોપણ તેઓ સમયપર નમ્રતાની પરાકાષ્ઠા પણ બતાવતા હતા. તેઓ જ્યાં જોતા કે વિનીતભાવ દર્શાવ્યા વિના કાર્યસિદ્ધિ થનાર નથી તે સ્થાનપર તેઓ પોતાનાં પદ અને સામર્થ્યનું અભિમાન મૂકી દઇને પરમ વિનીતભાવ પ્રદર્શિત કરતા. કોઇ કોઇ સમયે પિંઢારાઓના નેતા જેવા સામાન્ય માણુસની ઉપર પણ તેઓ અત્યંત વિનીતભાવથી પત્ર લખતા; અને જ્યાં તેઓ જોતા કે અહીંઆં યુદ્ધ કર્યાં વિના કાર્ય સિદ્ધ થનાર નથી ત્યાં તેઓ પરમ સામર્થ્યવાન અને અત્યંત બહાદૂર રાજાની સાથે પણ રણક્ષેત્રમાં ઉતરવાને સંકોચ કરતા નહિ. જે સમયે રાજસ્થાનમાં સર્વત્ર અશાંતિ અને ઉપદ્રવો ફેલાઇ રહ્યા હતા, તે સમયે તેઓ કોટારાજ્યનું શાસન કરતા હતા. આથી તેમને વારંવાર અન્યાન્ય રાજાઓની સાથે ચાતુર્ય વાપરી પોતાના રાજ્યની રક્ષા કરવી પડતી હતી. ઇ૦ સ૦ ૧૮૦૬ કે ૧૮૦૭ માં જ્યારે જોધપુરની સાથે વિવાદ ઉપસ્થિત થયો, ત્યારે અન્ય ત્રણ રાજાઓએ તેમની સહાય માગી.આ ત્રણે રાજાઓને સંતુષ્ટ કરવાના હતા અને તટસ્થ રહેવું સર્વથા અશકય હતું. તેમણે ઉપરોક્ત ત્રણે રાજાઓના દરબારમાં પોતાના પ્રતિનિધિ મોકલી આપ્યા અને ઉક્ત સર્વ રાજાઓના મધ્યસ્થતરિકે તેઓ ગણાયા; પરંતુ તેમણે વાસ્તવમાં એકપણ રાજાને સહાય આપી નહિ.

જાલિમસિંહની વૈદેશિક રાજનીતિનું સવિસ્તર વર્ણન કરવું વૃથા અને નિરુપયુક્ત છે; માટે અમે ઇ૦ સ૦ ૧૮૦૩-૪માં તેમને બ્રિટિશસરકારની સાથે કેવા સંયોગોવચ્ચે સંબંધ થયો તેનુંજ માત્ર વર્ણન કરીશું. હોલ્કરપર આક્રમણ કરવાને માટે જે સમયે મૉન્સનના આધિપત્યનીચે એક બ્રિટિશસેના મધ્યભારતવર્ષ તરફ ગઇ, તે સમયે જાલિમસિંહે તેને પોતાના રાજ્યમાં આવેલી જોતાંજ બ્રિટિશસેનાની અજિતતાપર વિશ્વાસ રાખીને તેને ખોરાક અને માણુસોની સહાય આપવામાં કિંચિત્ પણ વિલંબ કર્યો નહિ; પરંતુ જે સમયે દુર્ભાગ્યવશાત્ તે બ્રિટિશદલ સમરમાં પરાસ્ત થઇને નાસી આવ્યું તે સમયે બ્રિટિશસેનાપતિ મોન્સને જાલિમસિંહને કોટાના કિલ્લામાં પોતાના સૈન્યને દાખલ કરવાની માગણી કરી, પણ જાલિમસિંહે તેમ કરવાની સ્પષ્ટ ના પાડી અને કહ્યું કેઃ-"મારા શાંતિમય જીવન ગાળનારા નાગરિકોની વચ્ચે તમે તમારૂં શાંતિનો ભંગ કરનારૂં અને છિન્નભિન્ન દલ લાવશો નહિ; કારણુ કે તેથી અરાજકતા ઉત્પન્ન થશે. તમે તમારી સેના મારા કોટની બહાર રાખો. હું તેને ખોરાક પૂરો પાડીશ અને મારી સમસ્ત સેનાને શત્રુઓના પંજામાંથી તમારૂં રક્ષણુ કરવાને મોકલીશ તેમજ જો તમારા શત્રુઓ આક્રમણુ કરશે તો તે પણુ હું સહન કરીશ." આવો પ્રત્યુત્તર તેમણે મોન્સનને આપ્યો. મોન્સને જાલિમસિંહની સલાહ પ્રમાણે કાર્ય કર્યું નહિ. તે બૂંદી અને જયપુરરાજ્યમાં થઇને ચાલ્યો ગયો.અંતે સમસ્ત સેનામાંથી માત્ર તેજ એકલો બચીને સેનાપતિ લેકની પાસે પોતાના પરાજયના સમાચાર લઇ ગયો. અપમાનિત, પરાજિત અને પલાયિત સેનાપતિ મોન્સને સ્વભાવતઃ પોતાના ઉપરીને આ ઘોર કલંકદાયક પરાજયના સમાચાર આપતી વખત પોતાનો અપરાધ ન્યૂન કરવાને માટે અન્ય મનુષ્યોને પણુ પોતાના અપરાધમાં ભાગીદા બનાવ્યા. મૉન્સને જાલિમસિંહના મસ્તકપર ઘોર કલંક લગાડવાની ચેષ્ટા કરી. તેણે કહ્યું કેઃ-"જાલિમસિંહ શત્રુપક્ષની સાથે મળી ગયો છે. અને તેથી તેણે અમે નાઠા ત્યારે અમને કાંઇ પણુ સહાય આપી નહિ." દુઃખની વાત છે કે દીર્ઘકાળપર્યંત બ્રિટિશરાજકર્મચારીઓએ મોન્સનનાં આ વચનો સત્ય માન્યાં; પરંતુ જાલિમસિંહ સંપૂર્ણરીતે નિર્દોષ હતા. તેમણે મોન્સનના પ્રાણુની રક્ષાને માટે ઘણોજ ઉદ્યોગ કર્યો હતો. તેમનીજ આજ્ઞાથી કોયલાનો સામંત લખન મુકુંદરાના ઘાટ આગળ મહારાષ્ટ્રીયદલની ગતિ રોકવાને માટે ગયો હતો. [illegible]

પોતાની સેનાસહિત માર્યો ગયો હતો.

જનરલ મૉન્સન સારી રીતે નાસી જઈ શકે એટલા માટે જે હાડાસેનાએ મહારાષ્ટ્રીયદલની સાથે યુદ્ધ કર્યું હતું, તેમાં કોયલાના સામંત અને બીજા ઘણા હાડાલોકો માર્યા ગયા અને બક્ષી અર્થાત્ સેનાનાયક મહારાષ્ટ્રીઓદ્વારા કેદ પકડાયો. જાલિમસિંહની સેનાએ ઉક્ત પ્રકારે બ્રિટિશસરકારને સહાય કરી હતી. મહારાષ્ટ્રીયનેતા હોલ્કરે દશલાખ રૂપિયાનો દસ્તાવેજ લખાવી લઈને બક્ષીને મુક્ત કર્યો અને તેને જણાવ્યું કે: "જો તમે શીઘ્ર દશલાખ રૂપિયા પહોંચતા નહિ કરો તો તલવાર અને તોપથી સમસ્ત કોટાદેશનો વિધ્વંસ કરી નાખીશ." બક્ષીએ જ્યારે જાલિમસિંહની પાસે જઇ દશલાખ રૂપિયાના દસ્તાવેજની વાત કરી ત્યારે તેમણે તેને કહ્યું કે:–"તમે જે દશલાખ રૂપિયાનો દસ્તાવેજ લખી આપ્યો છે તે મને માન્ય નથી અને એ રકમ હું આપનાર નથી." ત્યારપછી જાલિમસિંહે ઉક્ત બક્ષીને હોલ્કરની પાસે પાછો મોકલી આપ્યો અને હોલ્કરને જણાવ્યું કે,"તમને ફાવે તે રીતે તમે એની પાસેથી દશલાખ રૂપિયા વસુલ કરો."[1] હોલ્કરે તે વખત વૈર લેવાની ધમકી આપી અને જ્યારે તેને સંધિ પ્રાપ્ત થઇ ત્યારે તેણે કોટા રાજ્યમાં જઇ રાજધાનીની નિકટ પોતાની છાવણી નાખી.

તેજસ્વી વીર જાલિમસિંહ હોલ્કરને નિકટ આવેલો જોઈ કિંચિત્ પણ ભયભીત થયા નહિ. તેમણે કિલ્લાપર તોપો ગોઠવી સેનાને સજ્જ થવાની આજ્ઞા કરી. જો તેમણે ગોળાની વૃષ્ટિ કરવા માંડી હોત તો શહેરબહારની સપાટભૂમિમાંનું એકપણ ઘર બચ્યું ન હોત અને જાલિમસિંહની ગુપ્ત આજ્ઞાનુસાર પહાડી ભીલલોકો તેજ વખતે હોલ્કરની છાવણીપર આક્રમણ કરી તેના સમસ્ત દ્રવ્યનો અને તેનાં માણસોનો નાશ કરવાને ઉદ્યુક્ત થાત. હોલ્કરે છાવણી નાખી ઉક્ત બક્ષીના હસ્તાક્ષરયુક્ત દસ્તાવેજ જાલિમસિંહની પાસે મોકલી આપ્યો; પરંતુ જાલિમસિંહે તરત તે દસ્તાવેજની શરત પ્રમાણે દશલાખ રૂપિયા આપવાની સ્પષ્ટ ના પાડી. હવે સમર અનિવાર્ય થઈ પડ્યું. તત્કાળ ઉભયપક્ષના મંત્રીઓની મુલાકાતનો પ્રસ્તાવ ઉપસ્થિત કરવામાં આવ્યો; પરંતુ જાલિમસિંહ મહારાષ્ટ્રીયનેતા હોલ્કરપર સર્વ પ્રકારે અવિશ્વાસ રાખતા હતા, તેથી તેમણે કહેવરાવી મોકલ્યું કે મારી પોતાની ઇચ્છિત વ્યવસ્થાનુસારજ આપણી મુલાકાત થશે, અન્યથા નહિ. જાલિમસિંહની ઇચ્છિત વ્યવસ્થા વિચિત્ર હતી. તેમણે કહ્યું કે આપણે યુદ્ધ વા શાંતિસંબંધે ચંબલનદીના તટ ઉપરજવિચાર કરીશું. હોલ્કરે તેમની આ વ્યવસ્થા કબૂલ રાખી. જાલિમસિંહે બે નૌકાઓ સજ્જ કરી અને પ્રત્યેક નૌકામાં વીસ વીસ સશસ્ત્ર માણસો રાખ્યા અને ત્યારપછી તેઓ એક નૌકામાં બેસી ચંબલ નદીના મધ્ય ભાગમાં જઇ પહોંચ્યા. હોલ્કર પણ શીઘ્ર પોતાના કેટલાક અંગરક્ષકોની સાથે તે સ્થળે જઇ પહોંચ્યો. શીઘ્ર સુંદર ગાલિચા બિછાવી દેવામાં આવ્યા અને ત્યાં ઉક્ત બે અદ્ભુત પુરુષો કે જે બન્ને મળી માત્ર એકજ આંખ ધરાવતા હતા[2] તેમણે શાંતિ સ્થાપન કરવાનો વિચાર કરવા માંડ્યો. અહીંઆં હોલ્કરે જાલિમસિંહને 'કાકા' અને જાલિમસિંહે હોલ્કરને 'ભત્રીજા' ની ઉપાધિ આપી; પરંતુ ઉભયની પાસે માણસો એવી રીતે સજ્જ થઇને ઉભા હતા કે ગમે તે એક પક્ષ તરફથી કિંચિત્ પણ વિશ્વાસઘાતનું ચિહ્ન જણાય તો તત્કાળ તેઓ એકબીજાનો નાશ કરી નાખે એમાં લગાર પણ શક નહોતો. જાલિમસિંહે હોલ્કરને ત્રણ લાખ રૂપિયા આપ્યા અને તે જેમ બને તેમ ત્વરાથી કોટાનો પરિત્યાગ કરીને ચાલ્યો ગયો. બુદ્ધિમાન જાલિમસિંહે આ પ્રકારે હોલ્કરને ત્રણલાખ રૂપિયા આપી તેના પંજામાંથી પોતાના રાજ્યની રક્ષા કરી.

જાલિમસિંહનો સમસ્ત સમય કોટાનાં શાસનકાર્યમાં વ્યતીત થતો હતો તેથી તેમને આસપાસનાં રાજ્યોતરફ દષ્ટિ રાખવાનો અવસર મળતો નહોતો, એ અનુમાન સરલતાથી કરી શકાય એમ છે; પરંતુ કોટારાજ્યનું પ્રત્યક્ષ હિત સાધવાને માટે તેમણે કોટાની દક્ષિણ સીમાની સાથે લાગેલા

---

1. એવું અનુમાન કરવામાં આવે છે કે ઉક્ત હતભાગી બક્ષીએ આ અપમાનથી અત્યંત દુઃખિત થઈ વિષપાન કરી આત્મહત્યા કરી હતી.

2. કર્નલ ટૉડે જાલિમસિંહને અંધ અને હોલ્કરને કાણો [illegible] બન્ને મળીને એકજ આંખ ધરાવતા હતા એમ જણાવ્યું છે. [illegible]

હોલ્કર અને સિંધિઆના દેશોમાં કૃષિકાર્ય આરંભ્યું હતું. તેમણે હોલ્કરની પાસેથી પંચમહાલ અને સિંધિઆની પાસેથી ડિગ, પેરાવા વગેરે પ્રદેશો ઇજારે રાખ્યા હતા. જે સમયે બ્રિટિશસરકારે હોલ્કર અને સિંધિઆ સાથેના યુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો તે સમયે તેણે ઉક્ત પ્રદેશો કોટારાજ્યને સમર્પણ કર્યા. જાલિમસિંહે ઉક્ત ઉભય મહારાષ્ટ્રીયનેતાઓની સાથે મૈત્રી કરી પોતાનો સ્વાર્થ સાધ્યો હતો; એટલુંજ નહિ પરંતુ તેમણે તેમના મંત્રીઓને લાંચ આપીને તેમના પોતાના ગુપ્ત દૂત બનાવ્યા હતા. આ ગુપ્તચરો પ્રત્યેક હિલચાલનો રિપોર્ટ જાલિમ-સિંહપર મોકલતા હતા. વળી જાલિમસિંહે પોતાની પાસે કેટલાક પ્રથમ શ્રેણીના મહારાષ્ટ્રીય-પંડિતો રાખ્યા હતા અને તેમનાદ્વારા તેઓ મહારાષ્ટ્રીયલોકોનાં રાજદ્વારીકાર્યોવિષે માહિતી મેળવી શકતા હતા. જે માણસની સાથે જેવું વર્તન રાખવું યોગ્ય હોય તે માણસપ્રત્યે જાલિમસિંહ તેવુંજ વર્તન રાખતા. વિખ્યાત અમીરખાંની સાથે મૈત્રી સ્થાપન કરીને જાલિમ-સિંહે તેને પોતાના હાથમાં રાખ્યો હતો. લૂંટારો અમીરખાં આવશ્યકતા પડતાં જાલિમસિંહની પાસેથી યુદ્ધોપયોગી સામગ્રી લેતો હતો. જાલિમસિંહે અમીરખાંને રહેવાને માટે શેરગઢ નામનો કિલ્લો સમ-ર્પણ કર્યો હતો, આથી અમીરખાં સંતુષ્ટ થઇને જાલિમસિંહનું હિત સાધતો હતો. જાલિમસિંહ સારી પેઠે જાણતા હતા કે જો આપણે અમીરખાંને હસ્તગત કરીશું નહિ તો તેનાદ્વારા વિશેષ અનિષ્ટ થવાની સંભાવના છે અને આજ કારણથી તેમણે તેને હસ્તગત કરીને તેના પંજામાંથી કોટારાજ્યની રક્ષા કરી હતી.

પિંઢારાઓ પણ જાલિમસિંહપ્રત્યે વિશેષ સદ્‌ભાવ રાખતા હતા. જાલિમસિંહ પિંઢારાઓના પ્રધાન પ્રધાન નેતાઓપ્રતિ સન્માન દર્શાવતા હતા, તેથી તેઓ કોટારાજ્યનું કાંઇપણ અનિષ્ટ કરતા નહોતા. પિંઢારાઓના અનેક નેતાઓને જાલિમસિંહે કોટારાજ્યમાં જાગીર આપી હતી અને તેઓ તે જાગીરમાંજ નિવાસ કરતા હતા. આ પિંઢારાઓની સાથે જાલિમસિંહને એટલો બધો સદ્‌ભાવ સ્થા-પિત થયો હતો કે ઇ૦ સ૦ ૧૮૦૭ માં જે સમયે સિંધિયાએ વિખ્યાત પિંઢારાનેતા કરીમખાંને બંદી કરીને ગ્વાલિયરના કિલ્લાની રક્ષા કરી, તે સમયે જાલિમસિંહે તેની મુક્તિને અર્થે પુષ્કળ રૂપિયા આપ્યા; એટલુંજ નહિ પરંતુ કરીમખાંના ભાવી નિરુપદ્રવીપણાને માટે તેઓ તેના જામીન પણ થયા. આ કાર્યથી તેમના રાજચાતુર્યમાં કાંઇક ખામી જણાઇ; પરંતુ એથી અંતે સિંધિયાને તેની લોભી વૃત્તિની યોગ્ય શિક્ષા મળી.

શરણાગતનું પ્રતિપાલન કરવું, એ રાજપૂતજાતિનો પરમ ધર્મ છે. શત્રુઓ પણ શરણે આવે તો રાજપૂતો તન, મન, ધનથી તેને આશ્રય આપી તેની રક્ષા કરે છે. અન્યાન્ય રાજ્યોના પ્રધાન પ્રધાન સામંતો અથવા માનનીય પુરુષો પણ વિપત્તિકાળમાં કોટામાં આવી જાલિમસિંહને શરણેરહેતા હતા. જાલિમસિંહ ઉત્તમ પ્રકારે તેમને આશ્રય આપી તેમનું રક્ષણ કરતા હતા. મારવાડ અને મેવાડના પુષ્કળ સામંતો કોટારાજ્યમાં આવી જાલિમસિંહના શરણાગત બન્યા હતા. જાલિમસિંહે આ આશ્રિત-સામંતોને તેમના દેશમાંની જાગીરો કરતાં પણ મોટી જાગીરો આપી હતી. આથી રાજપૂતોમાં તેમની કેટલી પ્રશંસા થતી હશે, તેનું અનુમાન સરલતાથી કરી શકાય એમછે. તેઓ શરણાગતોને અભયવચન આપી સન્માનસહિત આશ્રય આપતા; એટલુંજ નહિ પરંતુ તેઓ તેમના રાજાની સાથે થયેલા વિ-વાદો પણ નિવૃત્ત કરતા હતા. આજ કારણથી તેઓ રાજસ્થાનમાં સર્વત્ર 'મધ્યસ્થ' અને 'શાંતસ્થાપક' તરિકે વિખ્યાત થયા હતા. આ કાર્ય તેઓ પરોપકારવૃત્તિથી કરતા કિંવા રાજનીતિના એક અંગ-તરિકે કરતા તોપણ તેમનું એ કાર્ય પરમ પ્રશંસાને પ્રાપ્ત થયું હતું. તેઓ કહેતા કે:—" સર્વ મનુષ્યો વિપત્તિકાળમાં વૃદ્ધ જાલિમસિંહની પાસે આવે છે; કારણ કે પ્રાયઃ તેમનો એવો વિચાર હોય છે કે જા-લિમસિંહ પોતાની મુઠ્ઠીભર જમીનમાંથી સર્વનું પરિપાલન કરી શકશે."

હવે અમે જાલિમસિંહની આભ્યંતરિક રાજનીતિવિષે વિવેચન કરીશું. અમે અત્યારસુધી જાલિ-મસિંહના દીર્ઘશાસનના ઇતિહાસનું વર્ણન કર્યું છે; તેમાં એકવાર પણ કોટાના અધીશ્વર મહારાવ ઉમેદસિંહના નામનો ઉલ્લેખ કરવાનો અવસર અમને પ્રાપ્ત થયો નથી. આનું પ્રધાન કારણ એ છે કે જો કે મહારાવ ઉમેદસિંહ કોટાના સિંહાસનપર વિરાજમાન હતા, તોપણ વાસ્તવમાં જાલિમસિંહના હાથમાં-

જ સર્વ રાજસત્તા હતી. મહારાવ ઉમેદસિંહ નામમાત્રના રાજા હતા. તેઓ જાલિમસિંહના હાથમાં રમકડારવરૂપે હતા. ચતુરચૂડામણિ જાલિમસિંહજ કોટાના યથાર્થ અધીશ્વર હતા; પરંતુ અત્રે અમે જાલિમસિંહની આભ્યંતરિક રાજનીતિનો ઉલ્લેખ કરીએ છીએ, તેથી મહારાવ ઉમેદસિંહને પણ સંભારવાની જરૂર પડે છે.

પાઠકગણ ! મહારાવ ગુમાનસિંહે પોતાના અંતકાળે સગીર ઉમેદસિંહને જાલિમસિંહના રક્ષણનીચે મૂકી તેમને તેના પ્રતિપાલકતરિકે નિયુક્ત કર્યાં હતા. અમે જે સમયનો ઇતિહાસ અત્રે લખીએ છીએ તેથી અર્ધશતાબ્દીપૂર્વેની આ વાત છે. આટલા દીર્ઘકાળ પછી પણ આપણે મહારાવ ઉમેદસિંહને તેની તેજ આશ્રિત દશામાં જોઇએ છીએ. જે દિવસે મહારાવ ગુમાનસિંહે ઉમેદસિંહને જાલિમસિંહની ગોદમાં મૂક્યા, તે દિવસથી અદ્યાપિપર્યંત ચતુરચૂડામણિ જાલિમસિંહ કોટાના અધીશ્વરને આશ્રિત દશામાં રાખતા હતા તેમજ ઉમેદસિંહની પ્રકૃતિ એવી હતી કે તેમણે એક દિવસ પણ જાલિમસિંહની પ્રભુતા લુપ્ત કરવાની અભિલાષા ધારણ કરી નહિ. જાલિમસિંહ સંપૂર્ણ સ્વાધીનતાપૂર્વક શાસન ચલાવવાના અભિલાષી હતા અને ઉમેદસિંહ પણ સંપૂર્ણતઃ તેમના અનુગત થયા. જો કે જાલિમસિંહ પ્રત્યેક રાજકીય કાર્યમાં તેમનો અભિપ્રાય લેતા હતા, તોપણ તેઓ સમસ્ત કાર્યો પોતાની ઇચ્છાનુસાર કરતા હતા. મહારાવ ઉમેદસિંહ એક ઉચ્ચ શ્રેણીના વિચારવંત મનુષ્ય હતા, તેમજ તેઓ રાજપુતસ્વભાવસુલભ અનેક ગુણોથી વિભૂષિત હતા. તેમને શિકાર ખેલવાનો અધિક શોખ હતો અને અશ્વારૂઢ થઇ બંદુક મારવામાં તેઓ પારંગત હતા; પરંતુ જાલિમસિંહે તેમનાપર એટલું બધું આધિપત્ય સ્થાપન કરી દીધું હતું અને તેમને એટલા બધા હસ્તગત કરી લીધા હતા કે તેમણે કદિપણ તેમના પંજામાંથી મુક્ત થવાની અભિલાષા ધારણ કરી હતી કે નહિ તે વિષે સંદેહ છે. જાલિમસિંહ કોઇપણ પ્રકારે કદિ ઉમેદસિંહપર બળ વાપરતા નહોતા. ઉમેદસિંહ જેમ જેમ વયમાં વધતા જતા, તેમ તેમ તેમની ધર્મવૃત્તિ પ્રબલ થતી જતી હતી અને તેઓ કઠોર રાજકાર્યમાંથી મુક્ત થવાને અધિકાધિક પ્રયત્ન કરતા હતા. બુદ્ધિમાન મહારાવ ઉમેદસિંહ સારીપેઠે જાણી ગયા હતા કે રાજકાર્યમાં વિશેષ ભાગ લેવામાં કાંઇ સાર નથી અને તેથી તેમણે તે ઇચ્છાજ છોડી દીધી. ઉમેદસિંહ જેમ જેમ રાજકાર્યપ્રત્યે વિરક્તિ દર્શાવવા લાગ્યા, તેમ તેમ જાલિમસિંહ તેમનું અધિક સન્માન જાળવતા હતા.

અન્ય રાજ્યમાંથી કોઇ રાજદૂત કોટામાં આવતો તો સૌથી પ્રથમ તેને મહારાવ ઉમેદસિંહની સમીપ જવું પડતું હતું. દૂતને રાજાની મુલાકાત થયા પછી તેમની તરફથીજ ઉત્તર મળતો હતો; પરંતુ વાસ્તવમાં ઉમેદસિંહ તે ઉત્તર પોતાની ઇચ્છાનુસાર આપતા નહોતા. મંત્રી જાલિમસિંહ જે લખી આપતા હતા તેજ ઉત્તર તેને આપવામાં આવતો હતો. રાજસ્થાન વા કોઇ ઇતર દેશનો ઉચ્ચ સામંત દેશનિકાલ થઇને કોટામાં આવી આશ્રય વા સહાય માગતો તો મહારાવ ઉમેદસિંહજ તેને તે આપતા હતા; પરંતુ સહાયનું જે પરિમાણ જાલિમસિંહ નિયત કરી આપતા હતા તેને ઉમેદસિંહ વૃદ્ધિગત કરી શકતા નહોતા. જાલિમસિંહના પોતાના પુત્રો પોતાની જાગીરમાં વધારો કરવાને પ્રાર્થના કરતા તો મહારાવ ઉમેદસિંહની ભલામણવિના તેઓ તેમને જાગીર વધારી આપતા નહોતા. બુદ્ધિમાન જાલિમસિંહ સર્વ બાબતોમાં મહારાવ ઉમેદસિંહનો મત એટલે સુધી ગ્રહણ કરતા હતા કે તેઓ પોતાનો પગારસુદ્ધાં મહારાવનો આગ્રહ થાય ત્યારેજ વધારતા હતા. જો પરદેશમાંથી વ્યાપારીઓ પોતાના ઘોડા વેચવાને માટે રાજધાની કોટામાં આવતા તો જાલિમસિંહ સર્વોત્તમ ઘોડા ખરીદી સૌથી પહેલાં મહારાવ ઉમેદસિંહ તથા તેમના પુત્રોને આપતા હતા. ચિરપ્રચલિત રીતિઅનુસાર સમસ્ત રાજદારી કાગળપત્રો, મોહરો અને સર્વ પ્રકારનાં રાજચિન્હો રાજમહાલયની અંદર મહારાવના ખાનગી સેવકોની દેખરેખનીચે રાખવામાં આવતાં હતાં; પરંતુ જાલિમસિંહની અનુમતિવિના કોઇપણ તેનો ઉપયોગ કરી શકતું નહોતું. એક દિવસ મહારાવ ઉમેદસિંહનો કુમાર કિશોરસિંહ જાલિમસિંહના એકના એક પુત્ર માધોસિંહની સાથે પોતાના ઘોડાને શિક્ષા આપતો હતો તે સમયે કિશોરસિંહનું માધોસિંહે અપમાન કર્યું, તેથી જાલિમસિંહે તેને સજાતરિકે પોતાની પૈતૃકજાગીર નંદતામાં મોકલી દીધો. જાલિમસિંહના આ કૃત્યથી તેમની ન્યાયબુદ્ધિ અને રાજભક્તિ સારીરીતે પ્રકાશિત થાય છે.-મહારાજા ઉમેદસિંહે વારંવાર આગ્રહ કર્યો હતો તે છતાંપણ

તેમણે પોતાના પુત્રને ક્ષમા કરી નહોતી.

જાલિમસિંહે મહારાવ ઉમેદસિંહપ્રતિ પ્રદર્શિત કરેલી રાજભક્તિવિષે અનેક જનશ્રુતિઓ પ્રચલિત છે. એક સમયે જાલિમસિંહ કોટાના રાજવંશના દેવમંદિરમાં પૂજા કરતા હતા, એવામાં મહારાવ ઉમેદસિંહના નાના પુત્રોએ તેમાં પ્રવેશ કર્યો. તેઓ જાણતા નહોતા કે જાલિમસિંહ અંદર પૂજા કરે છે. તે સમયે શીતકાળ ચાલતો હતો અને મંદિરમાંની જમીન ભીની હતી. આથી જાલિમસિંહે પોતાના સ્કંધપરની શાલ નીચે પાથરી રાજકુમારોને તેપર બેસીને દેવારાધના કરવાનો આગ્રહ કર્યો. જ્યારે પૂજા સમાપ્ત થઈ, ત્યારે રાજકુમારો તેપરથી ઉઠીને ચાલ્યા ગયા. જાલિમસિંહનો જે સેવક ત્યાં ઉભો હતો તેણે ધાર્યું કે રાજકુમારો આ શાલપર બેઠા હતા, તેથી મારા સ્વામી તેને વાપરશે નહિ. આથી તે તે શાલને નકામી ગણીને તેને એક ખુણામાં નાખી દેવાને ઉદ્યત થયો; પરંતુ જાલિમસિંહે તેના મનનો ભાવ જાણી લઇ તત્કાળ તે શાલ તેના હાથમાંથી ઝુંટવી લીધી અને તેમણે તેને પોતાના શરીરપર નાખી ભક્તિપૂર્વક જણાવ્યું કેઃ-"રાજકુમારના ચરણોથી આ શાલ પવિત્ર થઇ છે." અત્યંત સામર્થ્ય-વાન પુરુષ આ પ્રકારનું આચરણ કરે એ અત્યંત અદ્ભુત વાત છે. જાલિમસિંહે જે પ્રકારે વિનય અને નમ્રતા દર્શાવી પોતાનાં પ્રબલ આધિપત્યનો વિસ્તાર કર્યો હતો, તે પ્રકારે કોઇએ કર્યું નથી. વસ્તુતઃ રાજનીતિ અને ચતુરાઈમાં જાલિમસિંહ પરમ પારંગત હતા.

જાલિમસિંહ ચતુર રાજનીતિજ્ઞ હતા,તેથી તેઓ સેવકો અને કર્મચારીઓ નિયુકત કરવામાં પણ ડહા-પણ વાપરતા હતા, એ એમને માટે સ્વાભાવિકજ છે.તેમનામાં એક એવી શકિત હતી કે જેદ્વારા તેમના કર્મચારીઓ અને સેવકો તેમને વશ થઇ જતા હતા. તેઓ કર્મચારીઓ અને સેવકોપ્રત્યે અતિ દયા પ્રદર્શિત કરતા હતા અને તેમની સાથે મિત્રતા કરી લેતા હતા; તેથી કોઇપણ તેમનું કોઇપણ પ્રકારનું અનિષ્ટ કરતા નહોતા. તેઓ તેમની આવશ્યકતા પૂરી પાડતા હતા અને તેમને પ્રત્યેક બાબતમાં ન્યાયપૂર્વક સીમાબદ્ધ સ્વાધીનતા આપતા હતા; પરંતુ તેઓ તેમને કોઇ પણ પ્રકારે સ્વેચ્છાચારી થવા દેતા નહોતા. તેઓ તેમને કુટુંબના નિર્વાહાર્થે સર્વ સગવડ પૂરી પાડતા હતા. પર્વોત્સવ, વિવાહ, જન્મ અને મૃત્યુપ્રસંગે તેમને મુક્તહસ્તથી દ્રવ્ય આપતા હતા; પરંતુ તેમને કદિપણ સ્વચ્છંદતા, બળાત્કાર વા અન્યાયથી ધન ઉપાર્જન કરવા દેતા નહોતા. પઠાણો અને મહારાષ્ટ્રીય પંડિતો તેમના સૌથી અધિક વિશ્વાસુ કર્મચારી હતા. તેમણે પઠાણોને સેનાખાતામાં નિયુક્ત કર્યા હતા અને મહા-રાષ્ટ્રીયપંડિતોને શાસનકાર્યમાં નિયુકત કર્યા હતા. તેઓ પોતાના જાતિબંધુઓને કદિ કોઇ પણ કાર્યમાં નિયુકત કરતા નહોતા. તેમના શાસનના અંતિમ ભાગમાં એક માત્ર શકતાવત શાખાનો વિશનસિંહ નામનો માણસ ફોજદારના પદપર નિયુકત થયો હતો. દલેલખાં અને મહેરાબખાં નામના બે માણસો જાલિમસિંહના અત્યંત વિશ્વાસુ કર્મચારી અને મિત્ર હતા. આગ્રાના કિલ્લાસિવાય ભારતવર્ષનો બીજો કોઈ પણ કિલ્લો કોટાના વિરાટ કિલ્લાની બરોબરી કરી શકે એમ નથી. આ કિલ્લો દલેલખાંની દેખરેખ નીચે બંધાએલો હતો. ઝાલરાપાટણ નામનું પરમ રમણિક નગર પણ આ દલેલખાંની દેખરેખ નીચેજ બંધાયું હતું. કોટારાજ્યના અન્યાન્ય સમસ્ત કિલ્લાઓનો જીર્ણોદ્ધાર પણ ઉકત દલેલખાંદ્વારાજ થયો હતો.જાલિમસિંહ દલેલખાંપ્રત્યે એટલો બધો પ્રેમ રાખતા હતા કે તેઓ વારંવાર કહેતા કેઃ-" દલેલખાંના મૃત્યુ પછી મને જીવવાની ઇચ્છા નથી." મહેરાબખાં કોટાની પાયદલસેના-નો સેનાપતિ હતો. તેણે પોતાના હાથનીચેની સેનાને ઉત્તમ શિક્ષણ આપી અત્યંત રણનિપુણ બનાવી દીધી[1] હતી. તેના સૈનિકોને પ્રતિમાસે વીસ દિવસનો પગાર મળતો હતો અને બે વર્ષ થયા પછી સર્વ બાકીનો પગાર મળી જતો હતો.

---

[1] જાલિમસિંહે મહેરાબખાંના હાથનીચે એક સેના બ્રિટિશસરકારને આપી હતી. તે સેનાએ હાડોતીની પાસેના હોલકરના સમસ્ત પ્રદેશોપર આઠ દિવસમાં અધિકાર સ્થાપિત કરી દીધો હતો. ઉક્ત સેનાએ જનરલ સર જોન આલ્કમના હાથનીચેની સેના સાથે મળી 'શોદી' કિલ્લાની વિજય ઝુંબેશમાં પરમ પરાક્રમ પ્રદર્શિત કર્યું હતું.

# अयाय ६ ठो

કોટારાજ્યનું રાજનૈતિક પરિવર્તન—બ્રિટિશસરકારની સાથે કોટારાજ્યનો સંધિનો સુત્રપાત—સંધિ સ્થાપન કરવાવિષે જાલિમસિંહનો મત—પિંઢારાઓનું દમન કરવાને માટે સંધિનો પ્રસ્તાવ—સંધિબંધન—સંધિપત્ર—મહારાષ્ટ્રીયનેતા કોટારાજ્યમાંથી જે કર લેતા હતા તે કર બ્રિટિશસરકારે ગ્રહણ કરવો—કરની સુચિ—પિંઢારાઓનું યુદ્ધ—તે યુદ્ધમાં જાલિમસિંહે કરેલી સહાય—તેના પુરસ્કારમાં બ્રિટિશસરકારે કોટારાજ્યને આપેલા કેટલાક પ્રદેશો—કોટાના રાજમંત્રીનું જાલિમસિંહને મળેલું વંશપરંપરાગત પદ—તે માટે બ્રિટિશસરકારે આપેલી સમ્મતિ અને તેમાટેના સનંદપત્રપર તેણે કરેલા હસ્તાક્ષર—બ્રિટિશસરકારે કોટારાજ્યને અર્પણ કરેલા દેશોનો સનંદપત્ર—કોટારાજ્યના અધીશ્વર મહારાવ ઉમેદસિંહ—કોટાના રાજાનો પરિવાર—કિશોરસિંહ—વિશનસિંહ—પૃથ્વીસિંહ—રાજકુમારોનો સ્વભાવ અને ચરિત્ર—જાલિમસિંહના બે પુત્રો, માધોસિંહ અને ગોવર્ધનદાસ—ઉભયનો સ્વભાવ અને ચારિત્ર્ય—બંધુઓમાં કુસંપ—પોતાના પિતાનું સામર્થ્ય ઘટાડવાને માટે ગોવર્ધનદાસે કરેલી ચેષ્ટા—કિશોરસિંહની સાથે પૃથ્વીસિંહ અને ગોવર્ધનદાસનું મિલન—પ્રપંચ—માધોસિંહને થયેલી ફોજદારના પદની પ્રાપ્તિ—મહારાવ ઉમેદસિંહનું મૃત્યુ—કર્નલ ટૅાડનું કોટામાં થયેલું આગમન—રાજદરબારમાં રચાયેલા પ્રપંચના કર્નલ ટૅાડને મળેલા સમાચાર—જાલિમસિંહને થયેલી ભયંકર બિમારી—આરોગ્યપ્રાપ્તિ—કર્નલ ટૅાડદ્વારા જાલિમસિંહને મળેલા સમાચાર—કર્નલ ટૅાડનું રાજનૈતિક આચરણ—જાલિમસિંહનું સામર્થ્ય લુપ્ત કરવાને માટે પ્રકટરીતે થયેલો પ્રયત્ન—કોટાના રાજા કિશોરસિંહને કર્નલ ટૅાડ અને જાલિમસિંહની આજ્ઞાથી સેનાએ મહાલયમાં અટકાયત કરવી—કિશોરસિંહનું મહાલય છોડી બહાર જવું—કર્નલ ટૅાડનું મહારાવ કિશોરસિંહને પુનઃ મહાલયમાં આણવું—ગોવર્ધનદાસને કોટાથી હદપાર કરવો—કર્નલ ટૅાડના ઉદ્યોગથી મહારાવ કિશોરસિંહની સાથે જાલિમસિંહનું થયેલું પુનર્મિલન—મહારાવ કિશોરસિંહનો અભિષેક—જાલિમસિંહે કોટારાજ્યમાંથી દૂર કરેલો દંડ નામનો કર.

---

આ ત્રે અમે કોટારાજ્યના ઇતિહાસનો એક નવીન અધ્યાય લખવાને પ્રવૃત્ત થઇએ છીએ. યવનશાસન પછી મરાઠા, પિંઢારા વગેરે જુલ્મી લૂંટારાઓ પ્રબલ પ્રતાપસહિત ભારતવર્ષની શાંતિનો નાશ કરી રહ્યા હતા તે સમયે ચતુર રાજનીતિજ્ઞ જાલિમસિંહે કોટારાજ્યનું કેવીરીતે રક્ષણ કર્યું હતું, તેનું વર્ણન અગાઉ સારી રીતે કરવામાં આવ્યું છે. જે સમયે સામાન્યવાણિજ્યવ્યવસાય કરનાર ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ જગદીશ્વરની કૃપાથી સમસ્ત ભારતવર્ષમાં પોતાના પ્રબલ પ્રભુત્વનો વિસ્તાર કરી પોતાની શાસનશક્તિ દૃઢ કરી દીધી અને દેશીરાજાઓની અવસ્થામાં પરિવર્તન કરી નાખ્યું, તે સમયનો ઇતિહાસ લખવાને હવે અમે પ્રવૃત્ત થઇએ છીએ. જે રાજપૂતરાજાઓએ એક સમયે પ્રબલ પ્રતાપથી રાજ્યશાસન કરી, અક્ષય કીર્તિ સંચિત કરી હતી; જેમણે અપ્રતિમ વીરતા, અસીમ સાહસ, અનુપમ શૂરવીરતા અને પ્રબલ પરાક્રમ પ્રદર્શિત કરીને અફઘાનિસ્તાનસુદ્ધાં જીતી લીધું હતું; જે રાજપૂતરાજાઓએ એક સમયે પરાક્રમી

યવનપાદશાહોની શાસનશક્તિ હચમચાવી મૂકી હતી; જે રાજપૂતરાજાઓની સહાયથી અકબર, શાહજહાન, ઔરંગઝેબ વગેરે પાદશાહોએ ભારતવર્ષના પ્રત્યેક પ્રાંતમાં પોતાની શાસનશક્તિ પ્રસારી દીધી હતી; જે રાજપૂતરાજાઓથી યવનપાદશાહો મનમાં અત્યંત ભય પામતા હતા; જે રાજાઓનાં પ્રચંડ બાહુબળથી ભારતવર્ષની અન્ય સર્વ જાતિઓ થર થર કંપાયમાન થતી હતી; તેજ રાજપૂતરાજાઓ યુદ્ધ કર્યા વિના, રુધિર વહેરાવ્યા વિના અને જરાપણ વાંધો લીધાવિના શી રીતે બ્રિટિશસરકારની આજ્ઞાનું પાલન કરવાને માટે તૈયાર થયા તે અમારા પાઠકો નિમ્નલિખિત વર્ણનપરથી સારી રીતે સમજી શકશે.

ઇ૦ સ૦ ૧૮૧૭ માં જ્યારે ભારતવર્ષના ગવર્નર જનરલ માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સે પિંઢારાઓની સાથે યુદ્ધ કરવાનું જાહેર કર્યું, તે સમયે તેમણે એમ પ્રકાશિત કર્યું કેઃ–"આ યુદ્ધપ્રસંગે કોઇ પણ તટસ્થ રહી શકશે નહિ. ભારતવર્ષનાં સમસ્ત દેશીરાજ્યોના કલ્યાણને માટે લૂંટારા પિંઢારાઓનો નાશ કરવાની આવશ્યકતા ઉત્પન્ન થઇ છે; માટે જે દેશીરાજા અંગ્રેજસરકારને સહાય નહિ આપે તેને શત્રુ સમજવામાં આવશે." રાજપૂતરાજાઓ બ્રિટિશસરકારની પેઠે શાંતિ અને સુશાસન સ્થાપિત કરવાને માટે અત્યુત્સુક હતા, તેથી તેમને બ્રિટિશસરકારની સાથે સંધિ સ્થાપન કરવાને માટે નિમંત્રિત કરવામાં આવ્યા. તેમને બ્રિટિશસરકારે જણાવ્યું કેઃ–"અમારી સાથે સંધિ સ્થાપન કરવાથી તમે લૂંટારાઓના હાથમાંથી ચિરમુક્તિ પ્રાપ્ત કરી શકશો. તમે અમારી આધીનતા સ્વીકારો એટલે અમે તમારા રાજ્યનું રક્ષણ કરીશું અને તેના બદલામાં તમારે અમને કેટલીક ખંડણી આપવી પડશે."

આ પરથી સારીરીતે જણાય છે કે રાજપૂતરાજાઓની અવસ્થા શોચનીય બની ગઇ હતી અને તેમની જગદ્વિખ્યાત સાહસિકતા, શૂરવીરતા તથા પરાક્રમ સર્વથા લુપ્ત થઇ ગયાં હતાં. આ સમયે રાજપૂતરાજાઓ રાજપૂતોની વીરતાને કલંકિત કરવાને માટે સિંહાસનપર બેઠા હતા. આથી બ્રિટિશસરકારે જરાપણ યુદ્ધ કર્યા વિના તે સકલ રાજાઓને અતિ સરલતાથી પોતાની આધીનતામાં પરિબદ્ધ કરી દીધા. રાણા પ્રતાપસિંહ, મહારાજ જશવંતસિંહ, મહારાજ જયસિંહ ઇત્યાદિ ચિરસ્મરણીય રાજાઓના જેવા રાજાઓ જો આ સમયે વિદ્યમાન હોત તો તેઓ કદિપણ પિંઢારાઓના ભયથી આવી આધીનતા સ્વીકારત નહિ.

બ્રિટિશસરકારના આમંત્રણથી રાજપૂતરાજાઓએ એક પછી એક આવી તેની સાથે સંધિ કરી અને તેઓ તેના માંડલિક બન્યા. રાજસ્થાનના અન્યદેશોનો ઇતિહાસ પાઠકો વાંચી ચુક્યા છે. હવે ઉક્ત આમંત્રણપત્રિકા વાંચી જાલિમસિંહે શું કર્યું તેનું વર્ણન નીચે આવે છે. સૂક્ષ્મદર્શી જાલિમસિંહ શીઘ્ર ચેતી ગયા કે બ્રિટિશસરકારનો આ પ્રસ્તાવ માન્ય કરવાથી આપણને વિશેષ લાભ થશે અને સન્માન પણ અધિક પ્રાપ્ત થશે. આથી તેમણે શીઘ્ર પોતાના દૂતને મોકલી બ્રિટિશસરકારની સાથે સૌથી પહેલાં સંધિ કરી લીધી. ત્યારપછી અલ્પ સમયમાં રાજસ્થાનના સમસ્ત રાજાઓ પણ બ્રિટિશસરકારની સાથે મળી ગયા.

ઉક્ત સંધિના સંબંધમાં મહાશય એચિસન લખે છે કે ઇ૦ સ૦ ૧૮૧૭માં જે રાજપૂતરાજાઓની સાથે સંધિ થઇ તેમાં કોટાના અધીશ્વર પણ એક હતા. આ સમયે બ્રિટિશસરકારે બહારના શત્રુઓનાં આક્રમણમાંથી કોટાની રક્ષા કરવાનો ભાર ગ્રહણ કર્યો અને પહેલાં જે ખંડણી મરાઠાઓને આપવામાં આવતી હતી, તે હવે બ્રિટિશસરકારને આપવાને કોટાના અધીશ્વર સમ્મત થયા. કોટામાંથી સિંધિયાને ખંડણીનો જે હિસ્સો મળતો હતો, તેના સંબંધમાં બ્રિટિશસરકારે સ્વતંત્ર વ્યવસ્થા કરી અને મહારાવ બ્રિટિશસરકારને આવશ્યકતાનુસાર સહાય આપવાને કબૂલ થયા.

અમે મહાશય એચિસનના ગ્રંથમાંથી ઉક્ત સંધિપત્ર નીચે પ્રકાશિત કર્યો છેઃ—

## સંધિપત્ર

પ્રથમ ધારો—એક તરફ બ્રિટિશસરકાર અને બીજી તરફ મહારાવ ઉમેદસિંહ બહાદૂર તથા તેમના ઉત્તરાધિકારીઓ અને સિંહાસનાભિષિક્તો એમની વચ્ચે ચિરસ્થાયી મિત્રતા, સંધિ અને સમ્મિલિત રહેશે.

બીજો ધારો–આ સંધિપત્રપર હસ્તાક્ષર કરનારના શત્રુમિત્રો એકબીજાના શત્રુમિત્રો ગણાશે.

ત્રીજો ધારો–બ્રિટિશસરકાર કોટારાજ્યના રક્ષણનો ભાર ગ્રહણ કરવાને તૈયાર થઈ છે.

ચોથો ધારો–મહારાવ તથા તેમના ઉત્તરાધિકારીઓ અને સિંહાસનાભિષિક્તો ચિરકાલપર્યંત બ્રિટિશસરકારની પ્રભુતા સ્વીકારશે અને અત્યારપૂર્વે કોટારાજ્યને અન્ય રાજ્યોની સાથે જે સંધિ થઇ હોય તે આથી રદબાતલ ગણાશે.

પાંચમો ધારો–બ્રિટિશસરકારની સમ્મતિસિવાય મહારાવ અને તેમના ઉત્તરાધિકારીઓ તથા સિંહાસનાભિષિક્તો અન્ય કોઈ રાજા વા રાજ્યની સાથે કોઇ પણ પ્રકારની સંધિ સ્થાપિત કરી શકશે નહિ; પરંતુ તેઓ પોતાના સ્નેહી અને સગા રાજાઓની સાથે સાંસારિક પત્રવ્યવહાર કરી શકશે.

છઠ્ઠો ધારો–મહારાવ અને તેમના ઉત્તરાધિકારીઓ તથા સિંહાસનાભિષિક્તો કોઇ રાજ્યપર અત્યાચાર વા આક્રમણ કરી શકશે નહિ અને દૈવવશાત્ જો કોઇની સાથે કાંઈ ઝગડો ઉપસ્થિત થશે તો તેનું નિવારણ બ્રિટિશસરકારની મધ્યસ્થતાથી કરવામાં આવશે.

સાતમો ધારો–કોટારાજ્યમાંથી અત્યાર સુધી જે કર મહારાષ્ટ્રીયરાજાઓ અર્થાત્ પેશ્વા, સિંધિઆ, હોલ્કર અને પંવારોને આપવામાં આવતો હતો, તે સમસ્ત કર હવે પછી ચિરકાલપર્યંત બ્રિટિશસરકારને આપવો પડશે.

આઠમો ધારો–અન્ય કોઇ રાજા કોટારાજ્યમાંથી કોઇ પણ પ્રકારના કરનો દાવો કરી શકશે નહિ; અને જો અન્ય કોઇ રાજા કોઇ કરનો દાવો કરશે તો બ્રિટિશસરકાર તેને ઉત્તર આપશે.

નવમો ધારો–બ્રિટિશસરકારની માગણી થતાં કોટારાજ્યને યથાશક્તિ સેનાની સહાય આપવી પડશે.

દશમો ધારો–મહારાવ, તેમના ઉત્તરાધિકારીઓ અને સિંહાસનાભિષિક્તો પોતાના રાજ્યમાં સંપૂર્ણ સત્તા ધરાવશે અને બ્રિટિશસરકાર પોતાની દિવાની તથા ફોજદારી સત્તા કોટારાજ્યમાં ફેલાવી શકશે નહિ.

અગીઆરમો ધારો–અગીઆર ધારાઓથી યુક્ત આ સંધિપત્ર દિલ્હીમાં લખાઇ તે ઉપર એક તરફથી મહાશય ચાર્લ્સ થિઓફિલાસ મેટ્કાફ તથા બીજી તરફથી મહારાજ શિવદાનસિંહ, શાહ જીવનરામ અને લાલા ફૂલચંદના હસ્તાક્ષરસહિત મહોર થઇ છે. મહામાનનીય ગવર્નરજનરલ તથા મહારાવ ઉમેદસિંહ અને તેમના મંત્રી રાજરાણા જાલિમસિંહ એઓ જો કબૂલ કરશે તો આજની તારિખથી એક માસમાં આ સંધિપત્રનો સ્વીકાર કરવામાં આવશે.

દિલ્હી ૨૬ મી<br>ડિસેમ્બર ૧૮૧૭

(હસ્તાક્ષર) સી० ટી० મેટકાફ રેસિડેંટ<br>
" મહારાજ શિવદાનસિંહ<br>
" ફુલચંદ<br>
" રાવરાજા ઉમેદસિંહ બહાદુર<br>
" રાજરાણા જાલિમસિંહ<br>
" હેસ્ટિંગ્સ ગવર્નરજનરલ

ઇ० સ० ૧૮૧૮ ના જાન્યુઆરીની ૨૬ મી તારીખે ઉચર નામના સ્થાનની છાવણીમાં મહામાનનીય ગવર્નરજનરલદ્વારા આ સંધિપત્ર સ્વીકૃત થયો.

(હસ્તાક્ષર) જે० આડામ<br>ગવર્નરજનરલના સેક્રેટરી

ઉપરોક્ત સંધિપત્રદ્વારા પ્રકાશિત થાય છે કે, ઇ० સ० ૧૮૧૮ ના જાન્યુઆરીની ૨૬ મી તારીખથી કોટારાજ્યે બ્રિટિશસરકારની વંશપરંપરાગત આધીનતા સ્વીકારી. અત્યારસુધી મહારાષ્ટ્રીઓ બલપૂર્વક તે રાજ્યમાં જે અત્યાચાર અને ઉપદ્રવ કરતા હતા અને તેની પાસેથી જે કર લેતા હતા, તેનું હવે નિવારણ થઈ ગયું. સિંધિઆ, હોલ્કર, પંવાર અને પેશ્વા એ ચાર પ્રધાનનેતાઓ કોટા રાજ્યમાંથી જે કર ગ્રહણ કરતા હતા, તે હવે કોટાના રાજા પોતાના નવીન સ્વામી અંગ્રેજસરકારને,

આપવાને સમ્મત થયા. મહારાષ્ટ્રીઓ કોટારાજ્યમાંથી કેટલો કર લેતા હતાં તેની સૂચિ અમે મહાશય એચિસનના ગ્રંથમાંથી ઉધ્ધૃત કરીને નીચે પ્રકાશિત કરીએ છીએઃ—

## મહારાષ્ટ્રીઓને આપવામાં આવતા કરની સૂચિ.

(૧) કોટા (૨) સાત કોટડીઓ અને (૩) શાહાબાદ આ ત્રણ પ્રગણાંઓને માટે સ્વતંત્ર કર આપવો પડતો હતો.

### કોટાનો કર

| | | |
|---|---|---|
| નગદ ... ... ... ... ... | ૨૦૦૦૦૦ | રૂપિયા |
| દ્રવ્યાદિ ... ... ... ... ... | ૧૦૦૦૦૦ | ” |
| એકંદરે | ૩૦૦૦૦૦ | ” |
| દ્રવ્યનું મૂલ્ય ઘટવાથી જતી ખોટ | ૨૦૦૦૦ | ” |
| નગદ બચત | ૨૮૦૦૦૦ | ” |
| આ બે લાખ અને એંશીહજાર રૂપિયા ચાંદોડી, ઉજ્જેની અને ઈંદોરી હોવાથી પ્રતિ સેંકડે ૮ રૂપિયા વટાવની ખોટ | ૨૨૪૦૦ | રૂપિયા |
| શેષ | ૨૫૭૬૦૦ | ” |

આ બે લાખ સત્તાવન હજાર છસેં ગુમાનશાહી રૂપિયા દિલ્લીના બે લાખ ચુમ્માલીસ હજાર સાતસેં રૂપિયાની બરાબર થયા. ઉક્ત રકમ નિમ્નલિખિત પ્રકારથી વિભક્ત થતી હતીઃ—

સિંધિઆનો હિસ્સોઃ-

| | | |
|---|---|---|
| નગદ ... ... ... ... ... ... | ૭૭૦૦૦ | રૂપિયા |
| દ્રવ્ય ... ... ... ... ... ... | ૩૮૫૦૦ | ” |
| એકંદરે | ૧૧૫૫૦૦ | ” |
| દ્રવ્યનું મૂલ્ય ઘટવાથી જતી ખોટ | ૭૭૦૦ | ” |
| નગદ બચત | ૧૦૭૮૦૦ | ” |
| આ એક લાખ સાત હજાર આઠસેં રૂપિયા ઉજ્જેની, ચાંદેડી અને ઈંદોરી હોવાથી સેંકડે આઠ ટકાના વટાવથી લાગેલી ખોટ. | ૮૬૨૪ | ” |
| હોલ્કરનેપણસિંધિઆના જેટલીજરકમ મળતી હતી. | ૯૯૧૭૬ | ” |

પંવારનો હિસ્સોઃ-

| | | |
|---|---|---|
| નગદ ... ... ... ... ... ... | ૪૬૦૦૦ | ” |
| દ્રવ્ય ... ... ... ... ... ... | ૨૩૦૦૦ | ” |
| એકંદરે | ૬૯૦૦૦ | ” |
| દ્રવ્યનું મૂલ્ય ઘટવાથી જતી ખોટ | ૪૬૦૦ | ” |
| નગદ બચત | ૬૪૪૦૦ | ” |
| પ્રતિ સેંકડે આઠ ટકાનો વટાવ હોવાથી દેશી રૂપિયા બનાવતાં જતી ખોટ | ૫૧૫૨ | ” |
| શેષ ગુમાનશાહી | ૫૯૨૪૮ | રૂપિયા |

### સાત કોટડીઓનો કર

| | | |
|---|---|---|
| નગદ ... ... ... ... ... બૂંદીના | ૨૨૧૫૮ | રૂપિયા |
| ઘટ સેંકડે પાંચના હિસાબથી ... ... ... ” | ૧૧૦૮ | ” |
| ગુમાનશાહી | ૨૧૦૫૦ | ” |
| અર્થાત્ દિલ્લીના | ૧૯૯૯૭ | ” |

## વિશેષ વિવેચન.

**પ્રથમ કોટડી**

| | | | |
|---|---|---|---|
| આંતરદાનો કર ... ... ... ... | બૂંદીના | ૩૮૦૦ | રૂપિયા |
| ઘટ ( સેંકડે ૫ ના હિસાબથી ) ... ... | ,, | ૧૯૦ | ,, |
| બાકી ગુમાનશાહી ... ... ... ... ... | | ૩૬૧૦ | ,, |

ઉક્ત રકમ નિમ્નલિખિત બે સમાન ભાગોમાં વિભક્ત થતી હતી:—

| | | |
|---|---|---|
| સિંધિઆનો હિસ્સો ... ... ... ... ... | ૧૮૦૫ | રૂપિયા |
| હોલ્કરનો હિસ્સો ... ... ... ... ... | ૧૮૦૫ | ,, |
| | ૩૬૧૦ | |

**બીજી કોટડી**

| | | | |
|---|---|---|---|
| બલવાનનો કર ... ... ... ... | બૂંદીના | ૧૦૦૦ | રૂપિયા |
| ઘટ (સેંકડે ૫ ના હિસાબથી) | | ૫૦ | ,, |
| બાકી ગુમાનશાહી ... ... ... ... | ,, | ૯૫૦ | ,, |

ઉપરોક્ત રકમ નિમ્નલિખિત ત્રણ ભાગોમાં વિભક્ત થતી હતી:—

| | | |
|---|---|---|
| સિંધિયાનો હિસ્સો ... ... ... ... ... | ૪૦૦ | રૂપિયા |
| હોલ્કરનો હિસ્સો ... ... ... ... ... | ૪૦૦ | ,, |
| પંવારનો હિસ્સો ... ... ... ... ... | ૧૫૦ | ,, |
| | ૯૫૦ | ,, |

**ત્રીજી, ચોથી અને પાંચમી કોટડી**

| | | | |
|---|---|---|---|
| કરવર, ગૈંતા અને પીપલાદાનો કર | બૂંદીના | ૩૫૬૦ | રૂપિયા |
| ઘટ ( સેંકડે ૫ ના હિસાબથી ) ... ... ... | ,, | ૧૭૮ | ,, |
| બાકી ગુમાનશાહી ... ... ... ... | ,, | ૩૩૮૨ | ,, |

ઉક્ત રૂપિયાની રકમ નિમ્નલિખિત ત્રણ ભાગોમાં વિભક્ત થતી હતી:—

| | | |
|---|---|---|
| સિંધિઆનો હિસ્સો ... ... ... ... ... | ૧૫૨૦ | રૂપિયા |
| હોલ્કરનો હિસ્સો ... ... ... ... ... | ૧૫૨૦ | ,, |
| પંવારનો હિસ્સો ... ... ... ... ... | ૩૪૨ | ,, |
| | ૩૩૮૨ | ,, |

**છઠ્ઠી અને સાતમી કોટડી**

| | | |
|---|---|---|
| ઈંદ્રગઢ અને ખાતોલીનો કર ... ... ... ... | ૧૩૭૯૮ | રૂપિયા |
| ઘટ સેંકડે ૫ ના હિસાબથી | ૬૯૦ | ,, |
| બાકી ગુમાનશાહી ... ... ... ... ... | ૧૩૧૦૮ | ,, |

ઉક્ત રકમ સિંધિયા અને હોલ્કર સમાનભાગે વેહેંચી લેતા હતા.

**શાહાબાદ પ્રગણાનો કર**

પેશ્વાને ઉક્ત પ્રગણાંમાંથી કેટલા રૂપિયા મળતા હતા તે નિશ્ચિત રીતે જાણી શકાતું નથી; પરંતુ એવું અનુમાન કરી શકાય છે કે તેઓ ૨૫૦૦૦ રૂપિયા લેતા હતા. તેનો અર્ધ ભાગ નગદ અને અર્ધ ભાગ દ્રવ્યોથી પૂરો કરવામાં આવતો હતો.

(હસ્તાક્ષર) સી૦ ટી૦ મેટકાફ<br>
,, રાવરાજા ઉમેદસિંહ<br>
,, રાજરાણા જાલિમસિંહ<br>
,, મહારાજ શિવદાનસિંહ<br>
,, લાલા ફુલચંદ

ઉપરોક્ત સંધિપત્ર વાંચવાથી પાઠકોને સારી રીતે વિદિત થઈ ચૂક્યું હશે કે, ઈ૦ સ૦ ૧૮૧૮ ના

અંતિમ ભાગમાં રાજસ્થાનનાં અન્યાન્ય રાજ્યોની પેઠે કોટારાજ્યનું ભાગ્યચક્ર પણ પરિવર્તિત થઈ ગયું હતું.

મરાઠા, પઠાણ અને પિંઢારાઓની આધીનતાની જંજીર તોડી નાખી જાલિમસિંહ બ્રિટિશસરકારને આધીન થયા. જો કે બ્રિટિશસરકારે દેશીરાજાઓનો મરાઠાઓ અને પિંઢારાઓના હાથમાંથી ઉદ્ધાર કર્યો હતો; પરંતુ ઇતિહાસ સિદ્ધ કરે છે કે બ્રિટિશસરકારે કેવલ પોતાનીજ સેનાદ્વારા નહિ, પણ દેશીરાજાઓની સેનાની સહાયથી પિંઢારા વગેરેનો નાશ કરીને પોતાના પ્રબલ પ્રતાપનો વિસ્તાર કર્યો હતો. જે રાજપૂતરાજાઓ બ્રિટિશસરકારની સાથે સંધિ કરીને તેની આધીનતાના પાશમાં પરિબદ્ધ થયા અને જેમણે ચિરકાલપર્યંત તેની આધીનતામાં રહેવાનો સ્વીકાર કર્યો તેમની અવસ્થા શોચનીય થઈ ગઇ હતી, તોપણ જો તેઓ એકતાનું અવલંબન કરી મહારાષ્ટ્રીઓ અને પિંઢારાઓપર આક્રમણ કરત તો અવશ્ય તેઓ તેમનું પ્રભુત્વ અને પ્રતાપ લુપ્ત કરી શકત; પરંતુ તેમને માટે એકતા થવી અસંભવિત હતી.

હવે યોગ્ય સંધિ પ્રાપ્ત થતાં સમસ્ત ભારતવર્ષ હાથમાં અસ્ત્રશસ્ત્ર ધારણ કરીને ઉઠયું. બે લાખ મનુષ્યો એકજ ઉદ્દેશથી એકત્રિત થઇને ભારતવર્ષમાંથી અત્યાચારી અને ઉપદ્રવી પિંઢારાઓને જડમૂળથી ઉખેડી નાખવાને માટે તત્પર થયા. હાડોતીદેશની સીમામાંજ સૌથી પ્રથમ સમર થવાની સંભાવના હતી, તેથી જાલિમસિંહની પાસે એક અંગ્રેજદૂત* મોકલવાનું કાર્ય અત્યંત આવશ્યક થઈ પડયું. કોટારાજ્યમાંથી જેટલી સેના, સામંતો અને ખોરાક પ્રાપ્ત થઇ શકે તે સંગ્રહિત કરી શત્રુઓની સામે તેનો પ્રયોગ કરી તેમને કોટા અને તેની આસપાસના દેશોમાંથી નસાડી મૂકવાને માટે અંગ્રેજદૂત તૈયાર થયો. કોટામાંથી ઉકત દૂતને એટલી સહાય મળી[1] કે તે જાલિમસિંહની છાવણીમાં પહોંચ્યો ત્યારપછી પાંચદિવસમાં કોટારાજયના પ્રત્યેક ઘાટ અને પ્રધાન પ્રધાન માર્ગના મુખપર સેનાની છાવણીઓ લાગી ગઇ. આ અરસામાં જનરલ સર જોન માલ્કમ દક્ષિણમાંથી ઘણી થોડી સેના લઈ નર્મદાપાર ઉતરી અગણિત શત્રુઓની વચ્ચે થઇ ઉત્તર તરફ જતો હતો. કોટાથી પાંચસેં પાયદલ તથા અશ્વારોહીઓ અને ચાર તોપો ઉકત જનરલને સહાય કરવાને માટે મોકલવામાં આવી હતી. બ્રિટિશસરકારના શાસનના આ ઉજ્જવલ અને ઘટનાપૂર્ણ સમયમાં જ્યારે ગંગાજીના તટથી સમુદ્રપર્યંતનો વિસ્તૃત દેશ રણમદથી ઉન્મત્ત થઇ ગયો હતો, તે સમયે માત્ર જાલિમસિંહની છાવણીજ સમરનું કેંદ્ર બની ગઈ હતી. તે સમયે જાલિમસિંહે અંગ્રેજસરકારને યથાશક્તિ સહાય કરવામાં ત્રુટી કરી નહોતી. તે સમયે તેમણે પિંઢારાઓનો નાશ કરવાને માટે સૈનિકો, અશ્વો અને ખોરાકદ્વારા બ્રિટિશસરકારને સહાય કરી હતી.

જાલિમસિંહે પ્રતાપશાળી બ્રિટિશસરકારની સાથે કોટાનું ભાગ્ય જડિત કર્યું હતું; પરંતુ તેમના હાથનીચે જે મરાઠામંત્રીઓ અને કર્મચારીઓ નિયુકત હતા તે સર્વેએ તેમને અંગ્રેજસરકારની સાથે મિત્રતા નહિ કરવાની ભલામણ કરી હતી; પણ જાલિમસિંહ સારીરીતે જાણી ગયા હતા કે અંગ્રેજોની શાસનશકિત ક્રમશઃ પ્રબલ થતી જાય છે માટે જો તેની સાથે મિત્રતા નહિ કરીએ તો અંતે અનિષ્ટ થવાની સંભાવના છે. તેમણે પોતાની તીવ્રબુદ્ધિથી ભારતવર્ષની રાજનૈતિક અવસ્થાનું પરિવર્તન થતું જોઇનેજ પિંઢારાઓનો નાશ કરવામાં સંપૂર્ણ સહાય કરી હતી. પિંઢારાઓનો નાશ કર્યા પછી બ્રિટિશસરકારે જે દેશોપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો, તે પૈકી ચાર દેશો તેણે જાલિમસિંહને સમર્પણ કરી દીધા. આ ચારે દેશો જાલિમસિંહેજ હોલ્કરની પાસેથી પડાવ્યા હતા; પરંતુ રાજનીતિજ્ઞ જાલિમસિંહે ઉકત ચાર દેશો સ્વયં પુરસ્કારતરિકે નહિ રાખતાં, તે મહારાવ ઉમેદસિંહને અર્પણ કરવાનું કહ્યું. બ્રિટિશસરકારે જાલિમસિંહની આવી દૃઢ રાજભકિતથી સંતુષ્ટ થઈ તેણે શીઘ્ર તેમની કામના પૂર્ણ કરી દીધી.

---

[1] કર્નલ ટૅાડ બ્રિટિશસરકારના એજંટ બની કોટામાં ગયા હતા. તેઓ તે સમયે સિંધિઆની સભામાં એસીસ્ટંટ રેસિડેંટનાં પદપર નિયુક્ત હતા. લૉર્ડ હેસ્ટિંગ્સે તેમને રાજરાણા જાલિમસિંહની પાસે મોકલ્યા. ઈ॰સ॰ ૧૮૧૭ના નવેમ્બરની ૧૨ મી તારિખે ગ્વાલિયરનો ત્યાગ કરી તેઓ ઉક્ત માસની ૨૭મી તારિખે કોટાની દક્ષિણપૂર્વે બાર કોશના અંતરપર રેઉતા નામના સ્થાનમાં આવેલી જાલિમસિંહની છાવણીમાં ગયા.

ઈ૦ સ૦ ૧૮૧૭ ના ડિસેમ્બરની ૨૬ મી તારીખે જ્યારે કોટાના અધીશ્વરની સંધિ સમાપ્ત થઇ, તે સમયે જાલિમસિંહના મંત્રીપદપર બ્રિટિશસરકારે કોઈપણ પ્રકારે હસ્તક્ષેપ કર્યો નહિ. તેમના મંત્રીપણાનો લોપ કરવા કે ન કરવાને માટે સંધિપત્રમાં કોઇપણ શરત દાખલ કરવામાં આવી નહિ;પરંતુ જાલિમસિંહની તરફથી વિશેષ સહાય મળવાથી બ્રિટિશસરકારે ઈ૦ સ૦ ૧૮૧૮ ના ફેબ્રુઆરીની ૨૬ મી તારીખે ઉક્ત સંધિપત્રમાં નિમ્નલિખિત ધારાનો ઉમેરો કર્યો:-

ઉભયપક્ષો સ્વીકારે છે કે કોટારાજ્યના અધીશ્વર મહારાવ ઉમેદસિંહનો પરલોકવાસ થયાપછી જો તેમના જ્યેષ્ઠકુમાર અને ઉત્તરાધિકારી મહારાજ કિશોરસિંહ વિદ્યમાન હોય તો તેમને અને જો તેઓ વિદ્યમાન ન હોય તો તેમના વંશજને ઉક્તરાજ્ય પ્રાપ્ત થશે. આ પ્રકારે તેમના વંશજો વંશપરંપરાથી ચિરકાલપર્યંત કોટાનું રાજ્ય ભોગવશે અને કોટાની સર્વ રાજસત્તા રાજરાણા જાલિમસિંહના હાથમાં રહેશે તથા તેમનો પરલોકવાસ થયા પછી તેમના જ્યેષ્ઠપુત્ર માધોસિંહને તથા તેમની પછી તેમના વંશજોને ક્રમશઃ ઉક્ત રાજસત્તા પ્રાપ્ત થશે.

| | | |
|---|---|---|
| દિલ્હી | (હસ્તાક્ષર ) | સી૦ ટી૦ મેટકાફ |
| ૨૦ મી ફેબ્રુઆરી, | ,, | મહારાવરાજા ઉમેદસિંહ બહાદુર |
| ઈ૦ સ૦ ૧૮૧૮ | ,, | રાજરાણા જાલિમસિંહ |
| | ,, | મહારાજ શિવદાનસિંહ |
| | ,, | લાલા કુશલચંદ |
| | ,, | ગોવિંદરામ |

આ વધારાનો ધારો મહામાનનીય ગવર્નરજનરલદ્વારા ઈ૦ સ૦ ૧૮૧૮ ના માર્ચની ૧ લી તારીખે લખનોમાં સ્વીકૃત થયો.

( હસ્તાક્ષર ) જે૦ આડામ
ગવર્નર જનરલના સેક્રેટરી

આ વધારાના ધારાએ કોટારાજ્યનું જે મોટું અનિષ્ટ કર્યું તે પાઠકોને યથાસ્થાને વિદિત થશે.

પિંઢારાઓનો નાશ કરવામાટે જાલિમસિંહે બ્રિટિશસરકારને વિશેષ સહાય કરી તેથી બ્રિટિશસરકાર તેમને ચાર પ્રગણાંઓ અર્પણ કરવાને તૈયાર થઈ હતી, એમ અમારા પાઠકો વાંચી ચૂકયા છે; પરંતુ જાલિમસિંહે સ્વયં તે પુરસ્કાર ગ્રહણ કરવાની ના પાડી તેથી તેમની કામનાનુસાર તે કોટાના અધીશ્વર મહારાવ ઉમેદસિંહને આપવામાં આવ્યાં. અહીંઆં તેની સનંદ આપવામાં આવે છે:-

**સનંદ**

" બ્રિટિશસરકાર અને કોટાના અધીશ્વર મહારાવ ઉમેદસિંહની વચ્ચે મિત્રતા સ્થાપન થઇ છે અને ઉક્ત મહારાવે અંગ્રેજસરકારને ઘણી સહાય કરી છે, એ વાત સારીરીતે જગજાહેર છે. આ મિત્રતાના ચિન્હસ્વરૂપે મહામાનનીય માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સ, ગવર્નરજનરલ બહાદૂરે કૅપ્ટન ટૉડદ્વારા નિમ્નલિખિત પ્રગણાંઓનો સંપૂર્ણ અધિકાર ઉપરોક્ત મહારાવને અર્પણ કર્યો છે અને તેમની સાથે ઈ૦ સ૦ ૧૮૧૭ ના ડિસેંબરની ૨૬ તારીખે દિલ્હીમાં થયેલી સંધિઅનુસાર મહારાવને શાહાબાદ પ્રગણાંનો જે કર આપવો પડે છે તે કરમાંથી તેમને મુક્ત કરવામાં આવ્યા છે. તેમના ઉત્તરાધિકારીઓ અને સિંહાસનાભિષિક્ત વંશાનુક્રમથી તેનો ઉપભોગ લેશે.

અત્યારપછી મહારાવ પોતાને ઉક્ત પ્રગણાંઓના પ્રભુસ્વરૂપે ગણશે અને સ્નેહાળ વર્તનથી પ્રજાના અનુરાગભાજન થઇ તેને પોતાના અધિકારમાં રાખશે. અન્ય કોઇપણ તેમાં હસ્તક્ષેપ કરી શકશે નહિ.

પ્રગણાં:—૧ ડીગ, ૨ પચપાડ, ૩ અહવાર અને ૪ ગંગરા.

ઈ૦ સ૦ ૧૮૧૯ ના સપ્ટેમ્બરની ૨૫ મી તારીખે મહામાનનીય ગવર્નરજનરલદ્વારા હસ્તાક્ષરસહિત મહોર થઇ. "

જો કે બ્રિટિશસરકારની સાથે મિત્રતા થયા પૂર્વે રાજરાણા જાલિમસિંહ કોટારાજ્યની સમસ્ત રાજસત્તા પોતાના હાથમાં રાખી એકાધિપત્ય ચલાવતા હતા,પરંતુ તે છતાંપણ મહારાવ ઉમેદસિંહ બહાદૂર પોતાને જાલિમસિંહના હાથમાંનું રમકડું માનતા નહોતા; પણ બ્રિટિશસરકારની સાથે સંધિ

થઇ ત્યારથી મહારાવ ઉમેદસિંહ કોટાના નામમાત્રના અધીશ્વર રહ્યા અને જાલિમસિંહ તથા તેમના ઉત્તરાધિકારીઓ યથાર્થ અધીશ્વરો બન્યા. વૃદ્ધ મહારાવ ઉમેદસિંહે જો કે તેથી કોઇપણ પ્રકારનો ઉપદ્રવ વા વાંધો ઉપસ્થિત કર્યો નહિ તેમજ પોતાની જાતનો તિરસ્કાર કરી અસંતોષ પણ પ્રકટ કર્યો નહિ; પરંતુ અંતે તેથી કોટારાજ્યમાં ઉત્પાત થયો.

ઇ૦ સ૦ ૧૮૧૯ ના નવેમ્બર માસપર્યંત કોટામાં સંપૂર્ણ શાંતિ વિરાજમાન રહી; પરંતુ ત્યારપછી મહારાવ ઉમેદસિંહનું મૃત્યુ થતાં સિંહાસનાધિકારીઓનાં હૃદયમાં નવીન ભાવનો ઉદય થવાથી રાજરાણા જાલિમસિંહ એવી શોચનીય દશામાં આવી પડયા કે તેઓ માત્ર પોતાની ચતુરાઇથીજ અંગ્રેજસરકારની સહાય લીધાવિના તે વિપત્તિમાંથી ઉદ્ધાર પ્રાપ્ત કરી શકયા નહિ. મહારાવ ઉમેદસિંહનું મૃત્યુ થયું તે સમયે તેમના ત્રણ કુમારો (૧) કિશોરસિંહ (૨) વિશનસિંહ અને (૩) પૃથ્વીસિંહ જીવિત હતા. તે સમયે યુવરાજ કિશોરસિંહની વય ૪૦ વર્ષની હતી. તેમનો સ્વભાવ મૃદુ અને નમ્ર હતો. તેઓ બંધન જેવી સ્થિતિમાં ઉછર્યા હતા તેથી ધર્મકર્મ અને પવિત્રગ્રંથોમાં તેઓ વિશેષ પારંગત હતા; પરંતુ માનવસમાજવિષે તેઓ કાંઇપણ વ્યાવહારિકજ્ઞાન ધરાવતા નહોતા. તેઓ પોતાના વીરવંશના ઇતિહાસના મહાનજ્ઞાતા હતા અને તેમના હૃદયમાં જાતીયગૌરવનું પૂર્ણ અભિમાન ભરેલું હતું; પરંતુ તેઓ સ્વભાવથી નમ્ર હતા અને તેમને શિક્ષણ પણ તેવાજ પ્રકારનું મળ્યું હતું, તેથી તેઓ પોતાના પિતાના જેવા શાંત બની ગયા હતા. આથી તેમણે પોતાનાં ગૌરવ, સામર્થ્ય અને પ્રભુત્વપ્રત્યે કિંચિત્ પણ લક્ષ્ય નહિ આપતાં જાલિમસિંહદ્વારા કોટારાજ્યનું શાસન થવામાં કાંઇપણ વાંધો લીધો નહિ.

બીજા રાજકુમાર વિશનસિંહ કિશોરસિંહ કરતાં ત્રણ વર્ષે નાના હતા અને તેઓ પણ પોતાના જયેષ્ઠબંધુની પેઠે નમ્ર, સુશિક્ષિત તથા સરલ હતા. તેઓ પણ જાલિમસિંહપર ઘણી શ્રદ્ધા રાખતા હતા; પરંતુ ત્રીજા રાજકુમાર પૃથ્વીસિંહ કે જેમની વય ત્રીસ વર્ષની હતી, તેઓ તેજસ્વી અને બહાદુર હાડાજાતિના આદર્શસ્વરૂપ હતા અને તેઓ રાજપૂતોના સ્વભાવ પ્રમાણે શસ્ત્રભકત પણ હતા.

મહારાવ ઉમેદસિંહના ઉપરોકત ત્રણે પુત્રોમાંથી એકમાત્ર પૃથ્વીસિંહજ જાલિમસિંહને સમસ્ત કોટારાજ્યના કર્તાહર્તા જોઇને તથા પોતાના પિતાને તેમના હાથમાં પુતળાંસમાન રહેલા જોઇને અત્યંત અસંતુષ્ટ થયા હતા. આથી તેમને જાલિમસિંહપ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઇ અને તેમણે જાલિમસિંહના હાથમાંથી પોતાનો તથા પોતાના વંશનો ઉદ્ધાર કરવાને માટે જીવનસુદ્ધાં અર્પણ કરવાનો નિશ્ચય કર્યો. ઉમેદસિંહના ત્રણે પુત્રો પરસ્પર પ્રેમપાશમાં પરિબદ્ધ થઇને સુખપૂર્વક કાળનિર્ગમન કરતા હતા; પરંતુ તેમનો દ્વિતીયપુત્ર વિશનસિંહ જાલિમસિંહના પુત્રોપ્રત્યે અધિક મમતા રાખતો હતો.આથી અનેક માણસોના હૃદયમાં એવો સંદેહ ઉત્પન્ન થયો હતો કે અવશ્ય આમાં કાંઇક ભેદ છે. પ્રત્યેક રાજકુમારને પ્રતિવર્ષ પચ્ચીસહજારની ઉપજવાળી જાગીર મળી હતી અને તેઓ તે જાગીરમાં પોતપોતાના કર્મચારીઓને રાખતા હતા.

રાજરાણા જાલિમસિંહને બે પુત્રો હતાઃ-માધોસિંહ અને ગોવર્ધનદાસ. જયેષ્ઠ માધોસિંહ જાલિમસિંહની વિવાહિતા સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયો હતો, જ્યારે ગોવર્ધનદાસ એક રખાતનો છોકરો હતો; પરંતુ જાલિમસિંહ ગોવર્ધનદાસપ્રત્યે અધિક સ્નેહ રાખતા હતા અને તેમણે માધોસિંહની પેઠે તેને પણ બહોળી સત્તા આપી હતી. અમે જે સમયનું વૃત્તાંત લખીએ છીએ, તે સમયે માધોસિંહની વય ૪૬ વર્ષની હતી. માધોસિંહનું વદન જોવાથી તેને પ્રતાપશાળી પુરુષ કહી શકાતો નહોતો; પરંતુ તેને આળસુ અને અભિમાની કહી શકાતો હતો. મહારાવ ઉમેદસિંહ માધોસિંહપ્રત્યે બાલ્યાવસ્થાથીજ અધિક પ્રેમ રાખતા હતા અને તેની પ્રત્યેક પ્રાર્થના જરાપણ વાંધો લીધા સિવાય પરિપૂર્ણ કરતા હતા. આથી તે પ્રમાદી અને અભિમાની બની ગયો હતો. જે સમયે જાલિમસિંહ રાજધાની છોડી કોટારાજ્યમાં ભ્રમણ કરવાને ગયા, તે સમયે માધોસિંહની વય નાની હતી; તે છતાં પણ તેને તેના પિતાના સ્થાનપર અર્થાત્ ફોજદારના પદપર નિયુક્ત કરવામાં આવ્યો હતો. તે ફોજદારના પદપર આવતાં સમસ્ત સેનાના વેતનાદિનો ભાર તેના હાથમાં સોંપવામાં આવ્યો. આથી પુષ્કળ દ્રવ્ય તેના હાથમાં આવ્યું. રાજ્યના ઇતર કર્મચારીઓની ઉપર જેવી દૃષ્ટિ રાખવામાં આવતી હતી

તેવી માધોસિંહની ઉપર નહોતી. કોઇપણ માણસ માધોસિંહની વિરુદ્ધ કાંઇપણ કહેવાનું સાહસ કરી શકતો નહોતો; પરંતુ માધોસિંહના હાથથી પુષ્કળ ધન વપરાતું હતું તેથી કેટલાક માણસોના મનમાં એવો સંદેહ આવ્યો કે તેણે ધનનો અપવ્યય કર્યો છે. તેણે રાજધાનીથી અત્યંત સુંદર અને રમણિક બગીચા બનાવ્યા, ઉત્તમ ઘોડા ખરીદ્યા અને જલવિહાર કરવાને માટે સુંદર નૌકાઓ તૈયાર કરાવી; પરંતુ રાજકુમારો માધોસિંહનો આ વૈભવ જોઇ શકતા નહોતા. માધોસિંહ જેવાં મૂલ્યવાન વસ્ત્રો પરિધાન કરતો હતો તેવાં વસ્ત્રો તો ખુદ મહારાવ ઉમેદસિંહ પણ વાપરતા નહોતા. માધોસિંહના પિતા જાલિમસિંહ પોતાના પુત્રને આ પ્રકારે વિલાસી અને અત્યંત ખર્ચાળુ જોઇ તેને પોતાના તે દુર્ગુણો તજી દેવાને ઉપદેશ આપતા હતા; પરંતુ તેમના ઉપદેશનું કાંઇપણ ફળ આવ્યું નહિ.

આ સમયે ગોવર્ધનદાસની વય ૨૭ વર્ષની હતી. ગોવર્ધનદાસ ચતુર, સાહસિક, બુદ્ધિમાન અને ચંચલ પુરુષ હતો. માધોસિંહ રાજપરિવારપ્રત્યે અયોગ્ય વર્તન રાખતો હતો; પરંતુ ગોવર્ધનદાસ રાજકુટુંબપ્રત્યે ભક્તિ, પ્રીતિ અને સ્નેહપૂર્ણ વ્યવહાર રાખતો હતો. આથી ગોવર્ધનદાસની સાથે રાજકુમારોને વિશેષ મિત્રતા થઈ હતી. વિશેષતઃ તેજસ્વી વીર પૃથ્વીસિંહના ગુણોની સાથે ગોવર્ધનદાસના ગુણોની ઐક્યતા હોવાથી ઉભય વચ્ચે વિશેષ મિત્રતા થઈ હતી. ગોવર્ધનદાસ જાલિમસિંહની વૃદ્ધાવસ્થાનો પુત્ર હતો તેથી તેઓ સ્વભાવતઃજ માધોસિંહ કરતાં ગોવર્ધનદાસપર અધિક સ્નેહ રાખતા હતા. આથી તેમણે ગોવર્ધનદાસને 'પ્રધાન' ના પદપર નિયુક્ત કર્યો. આ પદમાં કૃષિવિભાગનો સમાવેશ થતો હતો, તેથી ગોવર્ધનદાસ તે ખાતાનો પણ વરિષ્ઠ અધિકારી બન્યો. તે ઉક્ત પદપર પ્રતિષ્ઠિત થતાં રાજ્યનું પુષ્કળ ધન તેના હાથમાં આવ્યું. માધોસિંહ અને ગોવર્ધનદાસ એ ઉભય વચ્ચે કિંચિત્ પણ પ્રેમ નહોતો. તેઓ સદા પરસ્પર શત્રુતા અને કલહમાં નિમગ્ન રહેતા હતા. જાલિમસિંહ ચતુર અને મહાસમર્થ રાજનીતિજ્ઞ હતા; તોપણ તેમણે પોતાના ઉભય પુત્રોને ઉચિત શિક્ષણ આપ્યું નહોતું, તેથી અંતે તેમને ઘણું દુઃખ ભોગવવું પડ્યું.

અમે જે સમયનું વર્ણન કરીએ છીએ તે સમયે અર્થાત્ ઈ૦ સ૦ ૧૮૧૯ના નવેમ્બર માસમાં કોટાના અધીશ્વર મહારાવ ઉમેદસિંહ બહાદૂર અવસાન પામ્યા. તેઓ સ્વર્ગવાસી થયા તે પૂર્વે જ રાજકુટુંબમાં અતિ ગુપ્ત રીતે જે રાજનૈતિકપ્રપંચનું બીજ રોપાયું હતું તે હવે અંકુરિત થઇ પ્રકાશિત થઈ ગયું અને તેથી અત્યંત શોચનીય રાજકીય ઘટના બની. મહારાવ ઉમેદસિંહ જે સમયે આ સંસારમાંથી વિદાય થયા, તે સમયે રાજરાણા જાલિમસિંહ ગાગરોનની છાવણીમાં હતા. તેમને મહારાવના મૃત્યુના સમાચાર પ્રાપ્ત થયા કે તરતજ તેમણે તેમની અંત્યેષ્ટિક્રિયા યથાવિધિ કરવાને તથા યુવરાજ કિશોરસિંહને કોટાના સિંહાસનપર અધિષ્ઠિત કરવાને માટે રાજધાનીતરફ કૂચ કરી.

જે સમયે પોલીટિકલ એજંટ ( કર્નલ ટૅાડ ) મેવાડથી મારવાડમાં ગયા તે સમયે તેમને આ મૃત્યુના વર્તમાન[1] પ્રાપ્ત થયા અને તેમણે વડીસરકારને લખી જણાવ્યું કે, હવે કોટારાજ્યના સંબંધમાં આપણે શી વ્યવસ્થા કરવી ? આ અરસામાં તેઓ કેટલાક દિવસપર્યંત ઉદયપુરમાં વિશ્રામ કરી કોટાના રાજપરિવારની આભ્યંતરિક અવસ્થા જોવાને માટે ત્યાં ગયા. રાજકુમારોના હૃદયના ભાવ

૧ ઈ. સ. ૧૮૧૯ના નવેમ્બરની ૨૧ મી તારીખે રાજરાણા જાલિમસિંહે જે પત્રમાં પોતાના સ્વામીના મૃત્યુના સમાચાર કર્નલ ટૅાડપર મોકલ્યા હતા, તે પત્રનો અનુવાદ અત્રે આપવામાં આવે છેઃ-" રવિવારના દિવસ સુધી મહારાવ ઉમેદસિંહનું સ્વાસ્થ્ય સર્વ પ્રકારે સારૂં હતું. સૂર્યાસ્ત થયા બાદ એક ઘડી પછી તેઓશ્રી વ્રજનાથજીનાં દર્શન કરવાને માટે ગયા. મહારાવ મૂર્તિની સમક્ષ છવાર સાષ્ટાંગ પ્રણામ કરી સાતમીવાર જેવા પ્રણામ કરવા લાગ્યા કે તેઓ તરતજ મૂર્છિત અને અચેત થઈ ગયા. આવી સ્થિતિમાં તેમને મહાલયમાં લાવી શય્યાપર સુવાડવામાં આવ્યા. તે સમયે યથાશક્તિ ચિકિત્સા કરવામાં પણ ત્રુટિ કરવામાં આવી નહિ; પરંતુ સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા. બે ઘડી રાત વીત્યા પછી મહારાવ સ્વર્ગવાસી થયા.

શત્રુને પણ આવો મહાશોક પ્રાપ્ત ન થાઓ! પરંતુ ભગવાનની ઇચ્છાવિરુદ્ધ શું થઈ શકે છે ? આપ અમારા બંધુ છો અને મહારાજ જે રાજકુમારોને મૂકી ગયા છે તેમનાં સન્માન અને મંગલનો ભાર આપના હાથમાં અર્પિત છે. ગત મહારાવના જ્યેષ્ઠ કુમાર મહારાવ કિશોરસિંહ સિંહાસનપર અભિષિક્ત થયા છે. મિત્રની જાણને માટે આ લખવામાં આવ્યું છે. "

બદલાઈ ગયા હતા, તેથી અનિષ્ટ થવાની સંભાવના જાણી કર્નલ ટૅાડ ત્યાં ગયા હતા. કોટામાં ગયા પછી તેમને જણાયું કે વૃદ્ધ જાલિમસિંહ મહાલયનું સુખ છોડીને રાજધાનીથી અર્ધકોશના અંતર-પર છાવણી નાખીને પોતાના વિશ્વાસુ સેવકોની સાથે રહે છે અને તેમનો પુત્ર માધોસિંહ રાજધાની-ના મહાલયમાં રહે છે. તે સમયે નવીન મહારાવ અને તેમના બે કનિષ્ઠ ભ્રાતા પૂર્વવત્ કિલ્લાના મહાલયમાં નિવાસ કરતા હતા. ગોવર્ધનદાસ અને પૃથ્વીસિંહ નવીન મહારાવને સલાહ આપી પોતાના હાથમાં રાખતા હતા અને તેમણે રાજકુમાર વિશનસિંહને પોતાના મંડળમાંથી દૂર રાખ્યો હતો. મહા-રાવ ઉમેદસિંહના પ્રાણ ગયા કે તરતજ માધોસિંહ અને ગોવર્ધનદાસના હૃદયમાં ગુપ્ત રીતે બળતો ક્લેશાગ્નિ ભડકી ઉઠયો અને કિલ્લામાં યુદ્ધ થવાનો ભય ઉપસ્થિત થયો; પરંતુ અદ્યાપિ જાલિમસિંહને આ વિષે કિંચિત્ પણ ખબર નહોતી.

મહારાવ ઉમેદસિંહ પરલોકવાસી થયા ત્યારપછી થોડા દિવસમાં જાલિમસિંહ ભયંકર રોગના પંજામાં સપડાયા. રાજદરબારનાં જે માણસો જાલિમસિંહની શાસનશકિત લુપ્ત કરી મહારાવ કિ-શોરસિંહના હાથમાં રાજ્યનો સમસ્ત ભાર અર્પણ કરવાને માટે ગુપ્ત રીતે તૈયારી કરતા હતા, તેઓ જાલિમસિંહને ભયંકર રીતે રોગના પંજામાં સપડાયેલા જોઈ અત્યંત આનંદ પામ્યા. પોતાની આશા સરલતાથી પાર પડવાનો સંભવ જાણી તેમના આહ્લાદનો પાર રહ્યો નહિ; પરંતુ થોડા દિવસ પછી જાલિમસિંહને સંપૂર્ણ આરોગ્યતા પ્રાપ્ત થઈ, ત્યારે તેઓ પરમ દુઃખિત થઈ શોકસાગરમાં નિમગ્ન થયા; પણ તેમણે જાલિમસિંહની રોગગ્રસ્તદશાના સમયમાં પોતાનાં અભિષ્ટ સાધનની સમસ્ત સામગ્રીઓ તૈયાર કરી રાખી હતી. તેમનો ઉદ્દેશ અને તેમની તૈયારી સમસ્ત પ્રજામાં પ્રકાશિત થઈ ચૂકયાં હતાં, તોપણ વૃદ્ધ જાલિમસિંહ અત્યારસુધી તે વિષે કાંઈ પણ જાણતા નહોતા. બ્રિટિશ પોલીટિકલ એજંટ કર્નલ ટૅાડે સૌથી પહેલાં આ સમાચાર વૃદ્ધ જાલિમસિંહને કહ્યા. તેમણે જાલિમસિં-હને જણાવ્યું કે:–"આપના ઉભય પુત્રો પરસ્પરનું અનિષ્ટ કરવાને માટે સમરની તૈયારી કરી રહ્યા છે અને ભગવાનની ઇચ્છાથી જ્યારે આપનું મૃત્યુ થાય ત્યારે આપના શબની સાથે આપનો શાસનદંડ પણ ભસ્મી-ભૂત થઈ જાય એવી મહારાવ કિશોરસિંહની અભિલાષા છે."

શીઘ્ર કોટામાં ભયંકર રાજદ્વારી ઉત્પાત થયો. રાજરાણા જાલિમસિંહ સાઠ વર્ષપર્યંત પોતાના પ્રબલ પ્રતાપથી કોટાનું શાસન કરી અતુલ સામર્થ્યવાન થયા હતા; પરંતુ આ સમયે તેમનાં પ્રતાપ અને સામર્થ્યનાં મૂળમાં ભયંકર આઘાત લાગવાનો પ્રસંગ આવી પહોંચ્યો. બ્રિટિશસરકારે રાજરાણા જાલિમસિંહને કોટાના રાજમંત્રીપદનો વંશપરંપરાગત અધિકાર આપી તેમને સંપૂર્ણ રાજસત્તા સોંપી હતી, તેનું વિષમય ફળ દષ્ટિગોચર થવા લાગ્યું. બ્રિટિશસરકારે જાલિમસિંહને વંશપરંપરાગત રાજમંત્રીત્વનો અધિકાર આપવામાં કેવો અવિવેક તથા અવિચાર કર્યો હતો, તે હવે સમજાવા લાગ્યું.

બ્રિટિશસરકારે જાલિમસિંહને કોટાના સંપૂર્ણ સત્તાધારી શાસનકર્તા બનાવ્યા, તે કાર્યનું કર્નલ ટૅાડે દઢતાથી સમર્થન કર્યું છે. તેમના અભિપ્રાયાનુસાર બ્રિટિશસરકારે આ ઉચિત કાર્ય કર્યું છે. તેમણે આ કાર્યની ઉચિતતાના સંબંધમાં માત્ર એટલુંજ કારણ દર્શાવ્યું છે કે પિંઢારાઓની સાથે યુદ્ધ થયું તે સમયે જાલિમસિંહે બ્રિટિશસરકાર ઉપર અનેક ઉપકાર કર્યા હતા અને તેના પુરસ્કારત-રિકેજ અંગ્રેજસરકારે તેમને વંશપરંપરાગત રાજમંત્રીત્વ આપ્યું હતું; માટે તે અન્યાયી કૃત્ય કહી શકાય નહિ; પરંતુ અમે અતિ દિલગીર છીએ એ કે અમે કર્નલ ટૅાડના આ મતનું સમર્થન કરી શકતા નથી. અમે પૂછીએ છીએ કે એક અલિપ્ત અને સ્વાધીન રાજ્યના રાજમંત્રી વા પ્રધાન શાસનકર્તાનું પદ એક મનુષ્યને વંશપરંપરાથી આપવાની સત્તા શું બ્રિટિશસરકારને હતી? કદિ નહિ. મહારાવ ઉમેદસિંહ જો યથાર્થ રાજપૂતોના જેવા તેજસ્વી વીર અને ચતુર રાજનીતિજ્ઞ હોત અને તેઓ પોતાના ઉત્તરાધિકારીઓનાં મંગલપ્રત્યે દષ્ટિ રાખત તો શું બ્રિટિશસરકાર જાલિમસિંહને ઉક્ત અધિકાર અર્પણ કરી શકત? જો ઉમેદસિંહ વાંધો લેત તો શું બ્રિટિશસરકાર બલપૂર્વક જા-લિમસિંહને કોટાના કર્તા, હર્તા, વિધાતા બનાવી શકત? શું યૂરોપના કોઈ પણ રાજાએ કોઈ પણ અમાત્યને આ પ્રકારે વંશપરંપરાગત મંત્રીત્વ આપ્યું છે? યૂરોપની વાત તો દૂર રહી; પરંતુ આ ભારતવર્ષમાંજ નિઝામ, હોલ્કર, સિંધિઆ ઇત્યાદિ રાજાઓના કોઇપણ મુખ્યમંત્રીને આ પ્રકારે વંશપર-

રંપરાગત મંત્રિત્વ આપવામાં આવ્યું છે? અમે કહીએ છીએ કે જાલિમસિંહને ઉક્ત પ્રકારે વંશપરંપરાગત મંત્રીપદ આપવાની બ્રિટિશસરકારને કાંઇપણ સત્તા નહોતી. માત્ર મહારાવ ઉમેદસિંહને અત્યંત દુર્બળ જોઇનેજ રાજકૌશલ્યથી પૂર્ણ એવું ઉક્ત કાર્ય કરવામાં આવ્યું હતું. અમે કબૂલ કરીએ છીએ કે જાલિમસિંહે બ્રિટિશસરકારને વિપત્તિના સમયમાં ઘણી સહાય કરી હતી; પરંતુ તેમણે જે સામંતો અને સૈનિકોને ખાદ્યપદાર્થો આદિ આપ્યા હતા તે કોના હતા? શું તે મહારાવ ઉમેદસિંહના નહોતા? આપણે અવશ્ય કબૂલ કરવું પડશે કે કોટાના અધીશ્વરના સામંતો અને સૈનિકો લઇનેજ જાલિમસિંહે બ્રિટિશસરકારને સહાય કરી હતી. ઉત્તમ રાજચાતુર્યના પ્રભાવથી જાલિમસિંહ કોટાના પ્રબલ સામર્થ્યવાન મુખ્યમંત્રી થયા હતા, તોપણ તેઓ વસ્તુતઃ મહારાવ ઉમેદસિંહના પગારદાર નોકર હતા; માટે બ્રિટિશસરકારે ભવિષ્ય તરફ દૃષ્ટિ નહિ ફેંકી જાલિમસિંહને વંશપરંપરાગત મંત્રીપદ આપી કોટાના સંપૂર્ણ સત્તાધારી અધીશ્વર બનાવવામાં તથા મહારાવ ઉમેદસિંહના હાથમાં નામમાત્રનું રાજપદ રહેવા દેવામાં અત્યંત અજ્ઞાનતા પ્રદર્શિત કરી છે. તેના વિષમય ફલતરિકે થોડા દિવસમાં અત્યંત શોચનીય ઘટના બની; જેનું વર્ણન પાઠકો પાછળ વાંચી ચૂકયા છે.

આ ઘટના પ્રસંગે કર્નલ ટૉડે જે રાજનીતિનું અવલંબન કર્યું તે અમને કિંચિત્ પણ રુચ્યું નથી. તેમણે પ્રથમથીજ જાલિમસિંહના સ્વાર્થની રક્ષાર્થે ભગીરથ પ્રયત્ન કરવા માંડયો હતો. તેમણે ઉકત સંધિપત્રના વધારાના ધારાને સંપૂર્ણરીતે પ્રબલ કરવાને માટે પોતાની સમસ્ત શકિતઓનો પ્રયોગ કર્યો હતો; પરંતુ તેમણે તેના સંબંધમાં જે એક વાત કહી છે તે અવશ્ય વિચારવા યોગ્ય છે. તેઓ લખે છે કે બ્રિટિશસરકારે જાલિમસિંહને કોટાનું વંશપરંપરાગત મંત્રિત્વ આપી દાનપત્રપર હસ્તાક્ષર કર્યા હતા; માટે કોઇપણ પ્રકારે તેનું સમર્થન કરવું એ તેનું પ્રધાન કર્તવ્ય છે. જો તે તેમ ન કરે તો રાજપૂતરાજાઓ કદિપણ બ્રિટિશસરકારનાં વચન અને પ્રતિજ્ઞાપર વિશ્વાસ રાખે નહિ. સારાંશ, કર્નલ ટૉડના અભિપ્રાયાનુસાર તેથી બ્રિટિશસરકારના ગૌરવની હાનિ થવાની સંપૂર્ણ સંભાવના હતી, તેથી જાલિમસિંહના પક્ષનું સમર્થન કરવું એ તેનું આવશ્યક કર્તવ્ય થઇ પડયું; પરંતુ કર્નલ ટૉડે અત્યંત ભોળા હૃદયથી આ વાત કહી છે. બ્રિટિશસરકાર પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવાને માટે એ પ્રમાણે કરે એ ઘણી પ્રશંસનીય વાત છે; પરંતુ જો કર્નલ ટૉડ આજપર્યંત જીવિત રહેત અને જો તેઓ મહારાણી વિકટોરિયાના ઇ૦ સ૦ ૧૮૫૭ના વિખ્યાત ઢંઢેરાની પ્રત્યેક પ્રતિજ્ઞા વાંચત તો તેઓ કદિપણ ઉકત પ્રતિજ્ઞાની રક્ષાની દુહાઈ દઇ ખોટા પક્ષનું સમર્થન કરત નહિ.

રાજકુમાર પૃથ્વીસિંહ અને મંત્રીપુત્ર ગોવર્ધનદાસ એ ઉભય ક્ષત્રિયસ્વભાવસુલભ વીરતા, બલ, વિક્રમ અને સાહસિકતાથી યુકત હતા, તેમજ તેઓ રાજનીતિમાં પણ પારદર્શી હતા. તેમણે નવીન મહારાવ કિશોરસિંહને સારીરીતે સમજાવી દીધું કે વૃદ્ધ જાલિમસિંહ અન્યાયથી કોટાના સંપૂર્ણ સત્તાધારી યથાર્થ અધીશ્વર બની બેઠા છે અને બ્રિટિશસરકારે પણ તેની સાથે મળી જઇ માધોસિંહને વંશપરંપરાગત સર્વશકિતસંપન્ન શાસનકર્તાનું પદ આપ્યું છે. અંગ્રેજસરકારની સાથે મહારાવ ઉમેદસિંહને પ્રથમ જે સંધિ થઈ હતી તે સંધિના સમસ્ત ધારાઓ તેમણે મહારાવને અર્થ અને વ્યાખ્યાસહિત સમજાવી દીધા અને તેનો ભાવાર્થ ઉત્તમપ્રકારે તેમના હૃદયપર અંકિત કરી દીધો. મૂલ સંધિપત્રાનુસાર રાજરાણા જાલિમસિંહ કોઇપણ પ્રકારે કોટાનું વંશપરંપરાગત સર્વશકિતસંપન્ન શાસનકર્તાનું પદ ભોગવવાની સત્તા ધરાવતા નહોતા. તેમણે મહારાવ કિશોરસિંહને જણાવ્યું કે, આપ બ્રિટિશસરકારસમક્ષ મૂળ સંધિપત્રાનુસાર કાર્ય કરવાનો પ્રસ્તાવ સાદર કરો. તેમણે મૂળ સંધિપત્રનો દશમો ધારો બતાવી કહ્યું કે:—"આ ધારામાં એવો ઉલ્લેખ છે કે મહારાવ અને તેમના ઉત્તરાધિકારીઓ તથા સિંહાસનાભિષિકતો પોતાના રાજ્યની સંપૂર્ણ સત્તા પોતાના હાથમાં રાખશે. બ્રિટિશસરકાર પ્રથમ આ પ્રમાણે લખી પાછળથી એક ધારો ઉમેરી જાલિમસિંહને વંશપરંપરાગત પૂર્ણ શાસનશકિતસંપન્ન મંત્રીપદ શી રીતે આપી શકે? વળી મૂળ સંધિપત્રમાં મહારાવ ઉમેદસિંહ અને બ્રિટિશ રાજકર્મચારીઓ એ સર્વના હસ્તાક્ષર તથા મહોર છે; પરંતુ વધારાના ધારામાં

તેમ નથી. મહારાવ ઉમેદસિંહને તો ઉક્ત વધારાના ધારાનું અસ્તિત્વ પણ વિદિત હોય એમ જણાતું નથી. ”

કર્નલ ટૉડે બ્રિટિશસરકારના પોલિટિકલ એજંટતરિકે આ સમયે વિચિત્ર વર્તન કર્યું. તેમણે જાલિમસિંહના પક્ષનું અવલંબન કર્યું અને જાલિમસિંહ તથા તેમના ઉત્તરાધિકારીઓ વંશપરંપરાગત શાસનસત્તાનો ઉપભોગ લઈ શકે તથા મહારાવ કિશોરસિંહ તથા તેમના ઉત્તરાધિકારીઓ ચિરકાલપર્યંત કોટાના નામમાત્રના અધીશ્વર રહે એટલા માટે તેમણે પોતાની સમસ્ત શક્તિનો પ્રયોગ કર્યો. તેમણે ઉભયપક્ષોની વચ્ચે રાજકીય વિવાદાનલ પ્રજ્વલિત થયેલ જોઈ પ્રકટરીતે કિશોરસિંહને જણાવી દીધું કે:—“અમે જાલિમસિંહની સમક્ષ પ્રતિજ્ઞા કરી છે, માટે અમે આપની કોઇપણ ઉચ્ચ અભિલાષા તૃપ્ત કરી શકતા નથી. માત્ર જાલિમસિંહજ કોટાના યથાર્થ અધીશ્વર ગણાય છે અને આપ તો કેવળ નામમાત્રના રાજા છો. આપ કોટાના શાસનકર્તા નથી.” સરલતાથી પ્રતીત થાય છે કે કર્નલ ટૉડે કેવળ પોતાના સ્વામી બ્રિટિશસરકારની અવલંબિત નીતિનુંજ સમર્થન કર્યું હતું; પરંતુ મહારાવ કિશોરસિંહે કર્નલ ટૉડના ઉપરોક્ત વચનોની લેશપણ પરવા કરી નહિ. કર્નલ ટૉડે હજી કિશોરસિંહને દૃઢ રહેલા જોઈ અંતે નિશ્ચય કર્યો કે પૃથ્વીસંહ અને ગોવર્ધનદાસની સલાહથી મહારાવે આ રાજકીય વિવાદ ઉપસ્થિત કર્યો છે; માટે જ્યાંસુધી ઉક્ત ઉભય માણસોને દૂર કરવામાં આવશે નહિ, ત્યાંસુધી ,શાંતપ્રકૃતિ મહારાવ કદિપણ આપણા કાબુમાં આવશે નહિ; તેથી તેમણે પ્રથમ પૃથ્વીસિંહ અને ગોવર્ધનદસને દૂર કરવાનો પ્રયત્ન કરવા માંડયો અને આ અતિ નિંદનીય તથા અનાવશ્યક કાર્યમાં જાલિમસિંહ પણ જોડાયા. તેમણે પ્રથમ એવો નિશ્ચય કર્યો કે જે કિલ્લામાં પૃથ્વીસિંહ અને ગોવર્ધનદાસ મહારાવ કિશોરસિંહની સાથે રહે છે, તે કિલ્લાની દિવાલ ઓળંગી ઉક્ત ઉભય પુરુષોને કેદ કરવા; પરંતુ પાછળથી તેમને એવો વિચાર આવ્યો કે આમ કરવાથી મોટી ગરબડ થશે અને અંતે યુદ્ધ થવાથી મહારાવ કિશોરસિંહસુદ્ધાં માર્યા જશે. તેથી તેમણે તે વિચાર છોડી દઇ અંતે એવો નિશ્ચય કર્યો કે કિલ્લાને ચોતરફથી ઘેરી લેવો અને કિલ્લામાં અનાજ જઇ ન શકે એવો પ્રબંધ કરવો. આમ કરવાથી ભોજનના અભાવને લીધે કિશોરસિંહ અવશ્ય આપણે શરણે આવશે. તેમણે આવો વિચાર કરી શીઘ્ર તદનુસાર વર્તન કર્યું. કોટાના યથાર્થ અધીશ્વર કિશોરસિંહ બ્રિટિશસરકારની રાજનીતિના સન્માનાર્થે પોતાનીજ રાજધાનીમાં પરિવેષ્ટિત થયા; પરંતુ કર્નલ ટૉડ અને જાલિમસિંહની આશા પૂર્ણ થઇ નહિ. ભોજનની તંગીને લીધે કર્નલ ટૉડને શરણે નહિ જતાં મહારાવ કિશોરસિંહ પોતાની પ્રજાની ઉપર વિશ્વાસ રાખી પોતાના પૈતૃક રાજ્યની સંપૂર્ણ શાસનસત્તા પ્રાપ્ત કરવાની આશાથી પાંચસેં અશ્વારોહી હાડાઓની સાથે કિલ્લાની બહાર નીકળ્યા. તેમના કુલદેવતા તેમની સાથે હતા, તેમનાં રણવાદ્યથી ચારે દિશા કંપાયમાન થતી હતી, તેમના અંગમાં મૂર્તિમંત સાહસ વિદ્યમાન હતું અને આવી દશામાં તેઓ વિજયપતાકા ઉરાડતા કિલ્લામાંથી બહાર નીકળ્યા. જે સેના કર્નલ ટૉડ અને જાલિમસિંહની આજ્ઞાથી કિલ્લાને ઘેરી રહી હતી, તેણે આ સમયે મહારાવ કિશોરસિંહને કોઇપણ પ્રકારની બાધા કરી નહિ; તેણે ભયભીત થઇને માર્ગ છોડી દીધો અને મહારાવ નિર્વિઘ્નતાથી કિલ્લાનો ત્યાગ કરી પાંચસેં અશ્વારોહીઓસહિત દક્ષિણ તરફ ચાલ્યા.

મહારાવ કિશોરસિંહ કિલ્લાની બહાર નીકળી ગયા છે, એવા સમાચાર સાંભળતાંવેંતજ બ્રિટિશ પોલિટિકલ એજંટ જાલિમસિંહની છાવણીમાં ગયા. ત્યાં ભારે કોલાહલ મચી રહ્યો હતો. તેમણે આવી સ્થિતિ જોઇ વૃદ્ધ જાલિમસિંહને પૂછ્યું કે રાજ્યમાં અશાંતિના વિસ્તારને રોકવાને માટે તમે શું ઉપાય કર્યાં છે વા શું કરવાનો ઇરાદો રાખો છો ? આ સમયે જાલિમસિંહે અતિ અદ્ભુત પ્રત્યુત્તર આપ્યો. તેમણે યથાર્થ રાજભક્તિનું જ્વલંત ઉદાહરણ દર્શાવ્યું. તેમણે કહ્યું: “હું મહારાવને આધીન રહી રાજકર્મ કરીશ. હું નાથદ્વારાના મંદિરમાં જઇ મારા જીવનનો શેષકાળ વ્યતીત કરીશ; પરંતુ મારા સ્વામીનો વિશ્વાસઘાતી થઇ કલંકની કાળી ટીલી લગાડીશ નહિ. ” પોલિટિકલ એજંટે જોયું કે આથી અમારા રાજનૈતિકઉદ્દેશને કાંઇ પણ બાધા નડનાર નથી, તેથી તેમણે કહ્યું કે:— “આપનો આ ઉદેશ ફલીભૂત થાય તેમાં અમને કાંઈ હરકત નથી; પરંતુ આવા રાજકીય ઉપદ્રવના

સમયમાં બેમનથી કામ કરવાથી મહાઅનિષ્ટ થવાની સંભાવના છે." આટલા શબ્દો કહી કર્નલ-ટૉડ જાલિમસિંહની વિદાય લઇ અશ્વારૂઢ થઇ તેમની છાવણીની બહાર નીકળ્યા અને મહારાવની સાથે ગયેલા પાંચસેં અશ્વરોહીઓને રાજ્યમાં અશાંતિ ફેલાવતા અટકાવવાને માટે તેમણે તેમની પૂંઠ પકડી.તેઓ રાજધાનીની દક્ષિણે ત્રણ કોશના અંતરપર આવેલા રંગવાડી નામના ગામના મહાલયમાં ગયા તો તેમને મહારાવના અનુચરો અને સૈનિકો ટુકડીઓમાં વિભક્ત થઇને બાગની બહાર જતા જણાયા અને મહારાવ કિશોરસિંહ પોતાના સામંતો તથા ઉપદેષ્ટાઓની સાથે ભવિષ્યમાં શું કરવું તે વિષે વિચાર કરતા મહાલયમાં બેસી મંત્રણા કરતા જણાયા. યથારીતિ પૂર્વથી સમાચાર પહોંચાડવાનો હમણાં સમયનહોતો તેથી પોલિટિકલ એજંટ ખબર આપ્યા વિનાજ શીઘ્ર મહારાવનીસભામાં પહોંચી ગયા. તેમને મહારાવે ઉચિત માન આપવામાં સંકોચ કર્યો નહિ. થોડીવાર સુધી સન્માનસહિત વાર્તાલાપ થયો. કર્નલ ટૉડે મહારાવ તથા સામંતોને અતિ આગ્રહપૂર્વક ઉપસ્થિત સ્થિતિનું યથાર્થ સ્વરૂપ સમજાવી દીધું. તેમણે સામંતોને જણાવ્યું કે:-" આપે જે વર્તન કર્યું છે તેથી આપ પ્રકટરીતે બ્રિટિશસરકારના શત્રુ થયા છો અને એથી આપના અધીશ્વરનું કાંઇ પણ મંગળ થનાર નથી; પણ તેથી આપનો વિધ્વંસ થવાનો સંભવ છે." પછી કર્નલ ટૉડે ગોવર્ધનદાસની નિકટ જઇ તેને કહ્યું કે:-"આપે આપના પિતાપ્રત્યે વિદ્રોહ અને વિશ્વાસઘાત કર્યો છે અને તેથી આપ તેમના શત્રુ બન્યા છો. આપ મહારાવનું કોઇપણ પ્રકારનું મંગળ કરી શકનાર નથી. આપે કેવળ સ્વાર્થ સાધવાને માટેજ આ ઉપદ્રવ ઉપસ્થિત કર્યો છે;પરંતુ આપને એનો યોગ્ય દંડ મળશે." શીઘ્ર ગોવર્ધનદાસે પોતાની તલવાર કાઢી ગર્વભરિત ઉત્તર આપ્યો; પરંતુ કર્નલ ટૉડે કિંચિત્ સ્મિતસહિત તેના ગર્વથી ભરેલા ઉત્તર તરફ અવજ્ઞા દર્શાવી અને તેમણે મહારાવની સમીપ જઇ કહ્યું: "મહારાવ ! હજી પણ સમય છે. હમણાં હમણાં ભવિષ્યનો વિચાર કરી લ્યો. આપે જે માર્ગનું અવલંબન કર્યું છે તે કોઇપણ પ્રકારે મંગળકારક નથી. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે ન્યાયસંગત અને આપના પદને ઉચિત હોય એવી કોઇ પણ પ્રાર્થના પૂર્ણ કરવાને હું તૈયાર છું; પરંતુ હું કેવલ જાલિમસિંહની સત્તા લુપ્ત કરી શકતો નથી, કારણ કે પ્રજાના વિશ્વાસની રક્ષાને માટે જાલિમસિંહની શાસનસત્તા અક્ષત રાખવી એ અમારૂં કર્તવ્ય છે; પરંતુ આપનાં પદ, સન્માન અને સુખોપભોગ-પ્રત્યે અમે સંપૂર્ણ લક્ષ આપીએ છીએ." પોલિટિકલ એજંટ જ્યારે આ વચનો બોલતા હતા ત્યારે મહારાવ આમતેમ ટહેલતા હતા.પછી પોલિટિકલ એજંટે એકદમ ઉચ્ચ સ્વરે "મહારાવકા ઘોડા લે આઓ" એવી પોતાના માણસને આજ્ઞા કરી અને તરત મહારાવ કિશોરસિંહનું કાંડું પકડયું. ઉભય જણ સભામાંથી બહાર નીકળી ગયા. મહારાવે કાંઇપણ વાંધો લીધો નહિ. અંતે તેમણે ઘોડાની પીઠપર આરૂઢ થઇ કર્નલ ટૉડને માત્ર એટલુંજ કહ્યું કે:-" હું આપની મિત્રતા ઉપરજ સર્વ પ્રકારે નિર્ભર છું." મહારાવના ભ્રાતા પૃથ્વીસિંહે આ સમયે પોતાના મનનો ભાવ પ્રદર્શિત કર્યો; પરંતુ સામંતો મૌન રહ્યા. ગોવર્ધનદાસ અને તેના એકાદ બે માણસોએ આ સમયે જે એક વાત કહી તે પ્રત્યે પોલિટિકલ એજંટે કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. કર્નલ ટૉડ પોતાના કારભારીઓની સાથે અશ્વારૂઢ થઇ મહારાવ કિશોરસિંહને પોતાની સાથે લઈ ચાલ્યા. સર્વ માણસો મૌન રહ્યા, કોઇ ચું કે ચાં કરી શકયો નહિ. આ પ્રકારે કર્નલ ટૉડે મહારાવની સાથે કિલ્લામાં પ્રવેશ કર્યો. પોલિટિકલ એજંટે મહારાવને રાજ-સિંહાસનપર બેસાડી પૂર્વપ્રતિજ્ઞાની પુનરાવૃત્તિ કરી કહ્યું:-"વર્તમાન સંકટકારક સ્થિતિમાં આપ વિશેષ બુદ્ધિપૂર્વક કામ કરશો. આપના ભ્રાતા પૃથ્વીસિંહ અને ગોવર્ધનદાસ એ ઉભયને આપનાથી અલિપ્ત રાખવામાં આવશે અને ગોવર્ધનદાસને હાડોતીથી એકદમ હાંકી કાઢવામાં આવશે." ઉપરોક્ત નિશ્ચયાનુસાર ગોવર્ધનદાસને રાજદ્રોહ કરવા માટે દોષિત ઠરાવી જુનમાસમાં દેશનિકાલની સજા કરી દિલ્હીમાં રાખવામાં આવ્યો; અને તેના સપરિવાર ભરણપોષણ માટે રાજ્યતરફથી પ્રબંધ કરવામાં આવ્યો. મહારાવ કિશોરસિંહ અને રાજરાણા જાલિમસિંહની વચ્ચે પૂર્વવત્ સદ્ભાવ સ્થાપિત કરવાને માટે મહોત્સવની તૈયારી કરવામાં આવી. પ્રજાએ પણ આનંદપૂર્વક તેમાં ભાગ લીધો. મહાલયમાં સર્વ માણસો જાલિમસિંહ તથા તેમના પુત્રને અભિવંદન કરતા હતા. જાલિમસિંહ આ પ્રસંગે, પૂજનીય પિતાના સ્થાનપર સ્થાપિત થયા હતા અને મહારાવ કિશોરસિંહ તથા તેમના

ભ્રાતા પૃથ્વીસિંહ અપરાધી સંતાનની પેઠે ક્ષમા માગવાને તત્પર થયા હતા. તેમણે આગળ ધસી જાલિમસિંહની ચરણવંદના કરવાનો પ્રયાસ કર્યો અને જાલિમસિંહે આ સન્માન નિષ્ફળ કરવાને વ્યર્થ ચેષ્ટા કરી. તેમણે પોતાના અધીશ્વરપ્રત્યે નમ્રભાવથી સન્માન દર્શાવવામાં ત્રુટિ કરી નહિ. પછી તેમની વચ્ચે વિશ્વાસ અને સદ્દભાવપ્રકાશક વાર્તાલાપ થવા લાગ્યો.

માત્ર કર્નલ ટૉડનાં રાજકૌશલ્ય, યત્ન અને ઉદ્યોગથીજ મહારાવ કિશોરસિંહ, પૃથ્વીસિંહ તથા ગોવર્ધનદાસનો ન્યાયસંગત ઉદ્યોગ વ્યર્થ થયો અને મહારાવ પુનઃ કાષ્ઠપુતળાંવત રાજસિંહાસનપર બેઠા. તેજસ્વી વીર ગોવર્ધનદાસને દેશનિકાલની સજા થયા પછી કર્નલ ટૉડે જાલિમસિંહ અને મહારાવની વચ્ચે પુનઃ સદ્દભાવ સ્થાપિત કરાવી દીધો અને જાલિમસિંહે ઐશ્વર્ય, આડંબર તથા રાજસન્માન દર્શાવીને કિશોરાસંહને હસ્તગત કરવાનો ઉદ્યોગ કર્યો. કર્નલ ટૉડે બ્રિટિશરાજનીતિના સન્માનની રક્ષાને માટે કોટાની રંગભૂમિપર ઉકત વિચિત્ર અભિનય કર્યો હતો. તેમણે વિવેકને તિલાંજલિ આપી કૂટ રાજનૈતિક કૌશલ્યજાળનો વિસ્તાર કરી મહારાવ કિશોરાસંહનાં સન્માન,અધિકાર તથા સ્વાધીનતાનો લોપ કરી જાલિમસિંહના પક્ષનું સમર્થન કર્યું હતું. કર્નલ ટૉડે કિશોરાસંહ અને જાલિમસિંહની વચ્ચે સદ્દભાવ સ્થાપિત કરાવ્યા પછી જાહેરરીતે મહારાવનો રાજ્યાભિષેક કરવાની તૈયારી કરી. ખ્ર૦ સ૦ ૧૮૨૦ ના ઑગસ્ટ માસની સત્તરમી તારીખે મોટી ધામધૂમસહિત અભિષેક કરવામાં આવ્યો. મહારાવના પુરોહિતે સૌથી પ્રથમ કિશોરસિંહના મસ્તકપર રાજતિલક કર્યું,ત્યાર પછી કર્નલ ટૉડે મહારાવની નિકટ જઇ તેમને તિલક કર્યું અને તેમના ગળામાં હીરામોતીના ભાત ભાતના અલંકારો પહેરાવી તેમની કમરમાં તલવાર લટકાવી દીધી. મહારાવે બ્રિટિશસરકારને ઉપહારતરિકે એકસો સુવર્ણમુદ્રા આપી. આ પ્રસંગે ભારતવર્ષના ગવર્નર જનરલના નામથી કર્નલ ટૉડે રાજરાણા જાલિમસિંહને અતિમૂલ્યવાન રાજ્યોશાક પહેરામણીરૂપે અર્પણ કર્યો. જાલિમસિંહે આ ઉપહાર પ્રાપ્ત થતાં યોગ્ય શબ્દોમાં પોતાની કૃતજ્ઞતા પ્રદર્શિત કરી અને પચ્ચીસ સુવર્ણમુદ્રા બ્રિટિશસરકારને નજર કરી.

આ જાહેર રાજ્યાભિષેક કરવામાં એક ગુપ્ત ઉદ્દેશ હતો. પ્રથમ માધોસિંહે આગળ ધસી કોટાના ફોજદારતરિકે મહારાવ કિશોરસિંહના મસ્તકપર રાજતિલક કર્યું અને તેમની કમરમાં તલવાર બાંધી તથા નજર આપી. પ્રચલિત રીતિઅનુસાર મહારાવે આ નજર પાછી ફેરવી, માધોસિંહને પહેરામણી આપી કોટાના ફોજદારના પદની વંશપરંપરાગત સનંદ આપી. આ સનંદની પ્રાપ્તિને માટેજ આટલી તૈયારી અને ઉદ્યોગ કરવામાં આવ્યો હતો અને તે ઉદ્યોગ સફળ થયો. કર્નલ ટૉડે લખ્યું છે કેઃ–
"તેમનામાં પુનઃ જે સદ્દભાવ સ્થાપિત થયો તેને વૃદ્ધિંગત કરવાને માટે હું ઉકત અભિષેકનો ઉત્સાહ સમાપ્ત થયા પછી એક માસપર્યંત કોટામાં રહ્યો. આ સમયે મેં મહારાજાને સમજાવ્યું કે આપ હાલ જે સ્થિતિમાં છો તેજ સ્થિતિમાં આપનું કર્તવ્ય કરવું સર્વ પ્રકારે ઉચિત છે. વળી બીજી તરફ મેં માધોસિંહને સમજાવ્યા કે આપને જે પવિત્ર સંધિબંધનથી આ જોખમદારીભરેલું પદ આપવામાં આવ્યું છે, તે દુર્વર્તન નિર્બુદ્ધિતા વા અસાવધાનતાથી ભંગ કરશો નહિ, તેનું સદા પાલન કરશો. કોટા છોડયાપૂર્વે મેં ૪ થી સપ્ટેમ્બરને દિવસે પુનઃ સર્વને એકત્રિત કર્યાં અને તેમનામાં પુનઃ દૃઢ સદ્દભાવ સ્થાપિત કર્યો. જાલિમસિંહ, મહારાવ અને માધોસિંહ એ ત્રણે જણે ભૂતકાળની ઘટનાસંબંધી એકબીજાનો અપરાધ ક્ષમા કરી ભવિષ્યમાં મિત્રભાવથી રહેવાની પ્રતિજ્ઞા કરી."

સત્યનો જય અવશ્ય થાય છે. જો કે કર્નલ ટૉડે પ્રબલ બ્રિટિશસત્તાની સહાયથી કોટાના યથાર્થ અધીશ્વર મહારાવ કિશોરસિંહની સત્તાનો લોપ કરી જાલિમસિંહને વંશપરંપરાગત રાજસત્તા આપી; પરંતુ પાછળથી તે અન્યાય અને અસત્યનો પ્રતીકાર સારી રીતે થઇ ગયો.

મહારાવ અને જાલિમસિંહવચ્ચે ઉપર જણાવ્યા પ્રમાણે મેળ થયો તે સમયે રાજરાણા જાલિમસિંહે પોતાના રાજનૈતિકજીવનના અંતિમ કાર્યતરિકે બે ઉપયુકત કાર્યો કર્યાં. આ કાર્યોથી કોટાના અધીશ્વરપ્રત્યેની તેમની ભક્તિ અને કોટાની પ્રજાપ્રત્યેની તેમની વત્સલતાનું સારી રીતે નિદર્શન થયું. તેમણે પોતાના મૃત્યુકાળે પોતાના જૂના વિશ્વાસુ નોકરોને માટે એક વીલ તૈયાર કર્યું અને મહારાવ કિશોરસિંહ, માધોસિંહ તથા બ્રિટિશ એજંટની પાસે એવી શરત કરાવી લીધી કે જો મારા ઉત્તરાધિકારીઓ પોતાના જૂના કર્મચારીઓને કાર્યમાં નિયુક્ત કરવાને અસમ્મત હોય તો તેમને સંપૂર્ણ

સ્વાધીનતા આપવી અને તેમનાં ભૂતકાળનાં કામોને માટે તેમની પાસેથી જવાબ લેવો નહિ તથા તેમને પોતાની ઇચ્છાનુસાર નિવાસ કરવા દેવો. ઉક્ત આશયના કરારપત્રપર તેમણે ઉક્ત ત્રણે જણના હસ્તાક્ષર કરાવી લીધા હતા.

બીજું ઉત્તમ કામ તેમણે એ કર્યું કે કોટા રાજ્યમાં દીર્ઘકાળથી જે દંડનામનો કષ્ટદાયક કર પ્રચલિત હતો તે તેમણે સર્વથા દૂર કર્યો. આ રક્તશોષક કર દૂર કરવાથી જાલિમસિંહ પોતાની વૃદ્ધાવસ્થામાં કોટાની પ્રજાને અત્યંત પ્રિય થઇ પડયા અને બ્રિટિશસરકાર પણ જાલિમસિંહના આ કાર્યથી તેમનાપર પરમ પ્રસન્ન થઇ. તેમણે પોતાની કીર્તિની રક્ષાર્થે દંડ નામનો કર દૂર કરવાના સ્મરણચિન્હસ્વરૂપે કોટારાજ્યના પ્રત્યેક પ્રધાન પ્રધાન નગરમાં પાષાણના સ્તંભો સ્થાપિત કરાવ્યા અને તે પર ઉક્ત કર દૂર કરવાની આજ્ઞા કોતરાવી.



# अध्याय ७ मो

રાજનૈતિક ઉત્પાતપ્રસંગે કર્નલ ટૉડનો વ્યવહાર–બ્રિટિશસરકારે જાલિમસિંહના પક્ષનું કરેલું સમર્થન–ગોવર્ધનદાસને થયેલી દેશનિકાલની શિક્ષા–ગોવર્ધનદાસનું માલવા દેશમાં રહેવું–કોટામાં પુનઃ થયેલો રાજકીય ઉત્પાત–મહારાવ કિશોરસિંહની સાથે સેનાનું મળી જવું–જાલિમસિંહે મહાલય ઉપર કરેલી ગોળાની વૃષ્ટિ–મહારાવ કિશોરસિંહનું કિલ્લો છોડી બહાર જવું–તેમનું બુંદીમાં જવું–રાજભ્રાતા વિશનસિંહનું જાલિમસિંહની સાથે મળી જવું–ગોવર્ધનદાસે મહારાવની સાથે મળી જવાને કરેલી ચેષ્ટા–તેનું વ્યર્થ થવું–મહારાવે બુંદીનો કરેલો પરિત્યાગ–મહારાવપ્રત્યે હાડાજાતિએ પ્રદર્શિત કરેલી સહાનુભૂતિ–મહારાવનું વૃંદાવનમાં જવું–ગોવર્ધનદાસ અને બ્રિટિશરકારના મોટા દેશી અમલદારોએ રચેલો પ્રપંચ–મહારાવનું સેનાસહિત કોટા તરફ જવું–મહારાવે બહાર પાડેલો ઢંઢેરો અને હાડાજાતિને પોતાના પક્ષમાં ભળવાને કરેલું નિમંત્રણ–મહારાવે બ્રિટિશસરકારસમક્ષ સાદર કરેલો પ્રસ્તાવ–જાલિમસિંહનું આચરણ–મહારાવની વિરુદ્ધ જાલિમસિંહની સેનાસાથે બ્રિટિશસરકારની સેનાએ કરેલી કુચ–સમ્મિલિત સેનાએ મહારાવપર કરેલું આક્રમણ–મહારાવની સેનાએ રચેલો જાલિમસિંહની સેનાનો વ્યુહ–અંગ્રેજસેનાએ તેમાં કરેલી બાધા–અંગ્રેજસેના સાથે યુદ્ધ કરવાની અનિચ્છાથી મહારાવે પોતાની સેનાસહિત રણક્ષેત્રનો કરેલો પરિત્યાગ–અંગ્રેજસેનાએ મહારાવપર પુનઃ કરેલું આક્રમણ–મહારાવનું ઉક્ત આક્રમણ વ્યર્થ કરવું–મહારાવનું સેનાસહિત નાસી જવું–અંગ્રેજીસેનાએ મહારાવની પાયદલસેનાનો કરેલો નાશ–કુમાર પૃથ્વીસિંહનું મૃત્યુ–એ વીરોએ પ્રદર્શિત કરેલી પોતાની વીરતા–કર્નલ ટૉડે મહારાવ તથા તેમની સાથે જોડાએલા સામંતોને ક્ષમા કરવાને બહાર પાડેલો ઢંઢેરો–સામંતોનું પોતપોતાનાં સ્થાનમાં જવું–સમરનું પરિણામ–મહારાવની સાથે સ્થાપન થયેલી નવીન સંધિ–મહારાવને માટે નિર્ધારિત થયેલી જાગીરની સુચિ–કર્નલ ટૉડની વ્યવસ્થા–મહારાવનું પુનઃ પોતાના રાજ્યમાં જવું–વિશનસિંહને રાજધાનીથી અન્ય સ્થાનપર મોકલવો–જાલિમસિંહની સાથે મહારાવ કિશોરસિંહનું થયેલું સમ્મિલન–માધોસિંહની સાથે મહારાવને બંધાયેલો પ્રેમ–જાલિમસિંહનું મૃત્યુ–તેમના જીવનની સમાલોચના.

કર્નલ ટૉડના જેવો રાજપૂતોનો શુભેચ્છક અંગ્રેજ ભારતવર્ષમાં કોઇપણ આવ્યો નથી, એ વાત પાઠકોને મુક્તકંઠે સ્વીકારવી પડશે. રાજપૂતજાતિપ્રત્યે કર્નલ ટૉડ એટલે સુધી અનુરાગ, પ્રીતિ અને સ્નેહ ધરાવતા હતા કે તેમણે પ્રસંગોપાત પોતાના સ્વામી બ્રિટિશસરકારનાં રાજપૂતોને અહિતકારક થઇ પડે એવાં કાર્યોનો પ્રતિવાદ, નિંદા અને કઠોર સમાલોચના કરવામાં પણ ત્રુટિ કરી નથી. દેશીઓના પક્ષનું અવલંબન કરનાર કોઇપણ અંગ્રેજકર્મચારીએ અત્યારસુધી સત્યની રક્ષાર્થે કર્નલ ટૉડના જેવો પ્રયત્ન કર્યો નથી. અમે આ ગ્રંથમાં યથાસ્થાને કર્નલ ટૉડના ઉત્તમ વ્યવહાર, ઉદાર આચરણ તથા નિષ્પક્ષપાત ન્યાય વગેરે સદ્ગુણોની મુક્તકંઠે

પરમ પ્રશંસા કરી છે; પરંતુ આ પ્રસંગે અત્યંત દુઃખસહિત અમને તેમના એક રાજદ્વારીકાર્યની નિંદા કરવાની ફરજ પડે છે. અમે સારી રીતે જાણીએ છીએ કે કર્નલ ટૉડ પોતાના ઉપરિ ભારતવર્ષના ગવર્નર જનરલની આજ્ઞાનુસાર કાર્ય કરતા હતા અને તેથીજ તેમને ઉક્ત શોચનીય કાર્ય કરવાની ફરજ પડી હતી, તોપણ અમારો સ્વતંત્ર મત એવો છે કે જો તેઓ ધારત તો અવશ્ય તે કાર્ય અન્ય પ્રકારે રદ કરી શકત; કારણ કે તેઓ તે કાર્યમાં મધ્યસ્થ અને પ્રધાનનેતા હતા.

જે સમયે મહારાવ ઉમેદસિંહની સાથે બ્રિટિશસરકારને સંધિ થઇ તે સમયે રાજરાણા જાલિમસિંહ કોટાના સર્વસત્તાધારી અધીશ્વરતરિકે અસીમ પ્રતાપ ફેલાવી રહ્યા હતા; પરંતુ તેમને વંશપરંપરાગત સર્વશક્તિસંપન્ન અધીશ્વરપદ આપવાની બ્રિટિશસરકારને શી જરૂર હતી ? અને તેને તે આપવાની સત્તા પણ શું હતી ? જાલિમસિંહે પિંઢારાઓ સાથેના યુદ્ધમાં અને તે પૂર્વે અંગ્રેજસરકારને સંપૂર્ણ સહાય આપી હતી, એ વાત સત્ય છે; પરંતુ કોટાના યથાર્થ અધીશ્વરને મંત્રીના હાથમાં રમકડાંતરિકે રાખીને તેને વંશપરંપરાગત સર્વ રાજસત્તા આપવી એ શું રાજનીતિસંગત છે ? એ શું ધર્મસંગત છે ? એ શું સભ્યતાસંગત છે ? જાલિમસિંહ તો મહારાવ ઉમેદસિંહના પગારદાર નોકરમાત્ર હતા. તેમણે જે સેનાની સહાય, અનાજની સહાય અને આર્થિક સહાય કરી હતી, તે તો સર્વ ઉમેદસિંહની હતી. જાલિમસિંહની પોતાની તો કાંઇ પણ હતી નહિ, તો પછી બ્રિટિશસરકારે યથાર્થ નૃપતિની સત્તાનું હરણ કરી તે સત્તા પુરસ્કારતરિકે પ્રધાનને શામાટે ચિરકાલને માટે આપી? કોઇપણ રાજ્યના ઇતિહાસમાં આપણને આવી ઘટનાનું પ્રમાણ પ્રાપ્ત થતું નથી. એક રાજ્યના પ્રધાન મંત્રીદ્વારા અન્ય રાજાને ઉપકાર થયો હોય તેથી શું ન્યાયના વક્ષઃસ્થળપર, ધર્મના વક્ષઃસ્થળપર અને સત્યના હૃદયપર પદાઘાત કરીને તે રાજ્યના યથાર્થ નૃપતિની સત્તાનો લોપ કરી તે રાજ્યની શાસનસત્તા વંશપરંપરાને માટે ઉક્ત મંત્રીને આપી શકાશે ? જાલિમસિંહદ્વારા કોટારાજ્યમાં ઘણાં સારાં કામો થયાં હતાં,એ વાત સત્ય છે;પરંતુ એ તો તેમણે એક પગારદાર નોકરતરિકે પોતાનું યથાર્થ કર્તવ્ય બજાવ્યું હતું. એ સિવાય વધુ તેમણે શું કર્યું હતું? આ કારણથી તેમને કદિપણ કોટાની શાસનસત્તા વંશપરંપરા મળવી જોઇએ નહિ. આપરથી માત્ર એટલુંજ સમજાય છે કે બ્રિટિશસરકારે ન્યાયપથપર ન ચાલતાં મહારાવ ઉમેદસિંહને અત્યંત અશક્ત અને નમ્ર જોઈ મહારાવની અત્યંત નામરજી છતાં કોટાનું યથાર્થ અધીશ્વરપદ જાલિમસિંહને પ્રદાન કર્યું હતું. એકમાત્ર જાલિમસિંહનેજ જીવનપર્યંત કોટાની શાસનસત્તા ભોગવવાનો અધિકાર આપવામાં આવ્યો હોત તો આટલી બધી હાનિ થાત નહિ; પરંતુ તેમને ઉક્ત સત્તા વંશપરંપરાને માટે આપવી એ કોઇપણ પ્રકારે ન્યાયસંગત નથી. જાલિમસિંહ બુદ્ધિમાન, નીતિજ્ઞ અને શાસનકાર્યમાં સુદક્ષ હતા, તેથી તેમના ઉત્તરાધિકારીઓ પણ તેમના જેવાજ નિવડશે એમ કદિપણ કહી શકાય નહિ; તોપછી બ્રિટિશસરકારે એવો વિચાર શામાટે બાંધ્યો હતો ? બ્રિટિશસરકારે શી રીતે ધાર્યું કે જાલિમસિંહની પેઠે તેમના ઉત્તરાધિકારીઓ પણ કેવળ શાસનસત્તા પ્રાપ્ત કરી સંતુષ્ટ રહેશે અને કોટાના યથાર્થ અધીશ્વરના અનિષ્ટની કામના કદિપણ નહિ કરે ? રાજનીતિજ્ઞ કર્નલ ટૉડે જાલિમસિંહને ઉક્ત અધિકાર અર્પણ કરતી વખત અવશ્ય ઉક્ત વિચાર કર્યો હતો; પરંતુ તેમણે આ વિચાર કર્યા છતાં પણ ન્યાયયુક્ત કાર્ય કર્યું નહિ. બ્રિટિશસરકારે ઉક્ત વિચારહીન કાર્ય કરવામાં પોતાની સમસ્ત શક્તિઓનો પ્રયોગ કરી પ્રત્યક્ષ પક્ષપાત જણાવી આપ્યો છે.

જાલિમસિંહને અન્યાયપૂર્વક કોટાની શાસનસત્તા આપવામાં આવી તેનું વિષમય ફળ ઉત્પન્ન થયું અને તેથી કોટાની શોચનીય સ્થિતિ થઇ, જે નિમ્નલિખિત ઇતિહાસપરથી પાઠકોને વિદિત થશે. આ શોચનીય કાર્યથી કોટારાજ્ય બે ભાગોમાં વિભક્ત થઇ ગયું, કોટાની મૂળ રાજશક્તિ સર્વથા નિસ્તેજ બની ગઇ અને જાલિમસિંહના ઉત્તરાધિકારીઓ કોટાના પ્રાયઃ અર્ધા ભાગના અધીશ્વર બની ગયા. બ્રિટિશસરકારની રાજનીતિથી સામાન્ય ઝાલાકુટુંબ મહાન ઉચ્ચપદપર પ્રતિષ્ઠિત થશે એમ કોણ જાણતું હતું ?

પૂર્વ અધ્યાયમાં અમે કહી ગયા છીએ કે બ્રિટિશપોલિટિકલ એજંટ કર્નલ ટૉડે મધ્યસ્થ બની બ્રિટિશસરકારની પ્રતિજ્ઞાની રક્ષાર્થે મહારાવ કિશોરસિંહને કોટાના સિંહાસનપર પૂતળાંતરીકે

બેસાડી જાલિમસિંહને કોટાના કર્તાહર્તાના પદપર દ્દઢરીતે નિયુક્ત કર્યાં અને તે ઉભયની વચ્ચે પ્રીતિ સ્થાપિત કરાવી કોટારાજ્યનો પરિત્યાગ કર્યો. કર્નલ ટૉડે ધાર્યું હતું કે જ્યારે બ્રિટિશસરકારે આ કાર્યને ન્યાયપુરઃસર કહી તેને સ્થાયી રાખવાને યત્ન કર્યો છે, ત્યારે મહારાવ કિશોરસિંહ તે પ્રત્યે કાંઇ વાંધો લેશે નહિ અને પોતાનું સમસ્ત હિત નષ્ટ થયા છતાં પણ જાલિમસિંહની સાથે સદા સદ્‌ભાવ રાખશે; પરંતુ તેમનું આ અનુમાન શીઘ્ર વ્યર્થ થઈ ગયું. શીઘ્ર કિશોરસિંહના ન્યાય સંગત સ્વાર્થની સાથે જાલિમસિંહના અન્યાયમૂલક સ્વાર્થનું ભયંકર સંઘર્ષણ થયું.

જાલિમસિંહના પુત્ર ગોવર્ધનદાસને સમસ્ત પ્રપંચનું મૂળ જાણી તથા તેની શિખવણીથી ચલિત થઇનેજ કિશોરસિંહ જાલિમસિંહની સત્તાનો લોપ કરવાને ઉદ્યત થયા હતા એમ માની કર્નલ ટૉડ તથા કોટાના મુખ્ય મંત્રીએ ગોવર્ધનદાસને કોટારાજ્યમાંથી હદપાર કર્યો. બંદી ગોવર્ધનદાસને માટે દિલ્હી વા અલાહાબાદ એ સ્થળો નિશ્ચિત કરવામાં આવ્યાં હતાં. તેમાંથી દિલ્હીમાં રહેવાની પોતાની ખુશી ગોવર્ધનદાસે જણાવેલી હોવાથી તેની પ્રાર્થનાનુસાર તેને દિલ્હીમાં રાખવામાં આવ્યો. કર્નલ ટૉડ જણાવે છે કેઃ "તેઓ દિલ્હીમાં સહકુટુંબ રહેતા હતા અને તેમના ભરણપોષણને માટે આવશ્યક જાગીર પણ નિયત કરવામાં આવી હતી. વળી તેમને ભ્રમણ અને વ્યાયામ કરવાને માટે વિસ્તૃતસ્થાન અલાયદું કાઢી આપવામાં આવ્યું હતું.બ્રિટિશસરકારે ત્યાં તેમનાપર દૃષ્ટિ રાખવાને માટે કેટલાક અશ્વરોહીઓ નિયુંકત કર્યા હતા."

જાણુઆના રાજાની રખાતનીપુત્રી સાથે વિવાહ કરવાને માટે ગોવર્ધનદાસને ઇ૦ સ૦ ૧૮૨૧ માં માલવાદેશમાં જવાની પરવાનગી આપવામાં આવી. આ કાર્ય અતિ મૂર્ખતાભરેલું હતું. ગોવર્ધનદાસ ત્યાં ગયો કે તરતજ કોટારાજ્યમાં શાંતિને બદલે ઉશ્કેરણીનાં ચિન્હો દગ્ગોચર થવા લાગ્યાં. કોટા અને બૂંદીરાજ્યમાં પ્રપંચસંબધી પત્રો પકડાયા અને જાલિમસિંહના જૂના વિશ્વાસુ સૈનિકોમાં વિદ્રોહ દગ્ગોચર થયો. સૈફઅલી નામનો ત્રીસ વર્ષનો જૂનો નોકર રાજપલટણનો સેનાપતિ હતો. તે વિશ્વાસપાત્રતા, વીરતા અને દક્ષતાને માટે પરમ પ્રસિદ્ધ હતો; પરંતુ આ વખતે તેણે પોતાના નામમાત્રના અધીશ્વર ( કિશોરસિંહ ) નો પક્ષ ગ્રહણ કર્યો. આ વાત જ્યારે પ્રથમ ફેલાઈ ત્યારે તેને અસત્ય ધારવામાં આવી; પરંતુ પાછળથી તે સત્યતરિકે પ્રતીત થઇ. ચતુર જાલિમસિંહે સૈફઅલીના હાથનીચેની સેના મહાલયમાં જઇ મહારાવની સાથે મળી શકે નહિ એટલા માટે ઉભયની વચ્ચે એક સેના રાખી; પરંતુ મહારાવ સત્વર જલમાર્ગથી જઇ સૈફઅલી અને તેના તાબાની સેનાને પોતાના મહાલયમાં લઇ આવ્યા. આ સમાચાર પ્રસરતાંજ અંધ જાલિમસિંહે પાલખીમાં બેસી પોતાના સૈનિકોસહિત સૈફઅલીની શેષ સેનાપર આક્રમણ કર્યું. તેમણે એક એવા ઉચ્ચ સ્થાનપર તોપો ગોઠવી ગોળાની વૃષ્ટિ કરવા માંડી કે જેથી માત્ર રાજધાનીજ નહિ, પરંતુ ચંબલનદીના ઉભય તટપરનો પ્રદેશ અને મકાનો વિધ્વસ્ત થવા લાગ્યાં. આ રીતે ગોળાની વૃષ્ટિ થવાથી મહારાવ, તેમના ભ્રાતા પૃથ્વીસિંહ અને તેમના અનુચરો નૌકાપર આરૂઢ થઇ નદીપાર ઉતરી બૂંદીમાં ચાલ્યા ગયા. આ તરફ શેષ સેના શસ્ત્ર છોડી જાલિમસિંહને તાબે થઇ. આ રીતે જાલિમસિંહે પ્રબળ ઉદ્યોગ કરી મહારાવે તેમનો અધિકાર નષ્ટ કરવાને કરેલો પ્રયત્ન નિષ્ફળ કરી દીધો. હાડાજાતિનું રાજસિંહાસન શૂન્ય બની ગયું. આ યુદ્ધપ્રસંગે વિશનસિંહ પોતાના ઉભય ભ્રાતાઓથી અલિપ્ત થઈ જાલિમસિંહની સાથે મળી ગયો.

આ ઉપરથી પાઠકોને ચતુરચૂડામણિ જાલિમસિંહ કેવા મનુષ્ય હતા, તે પ્રતીત થઇ ચૂક્યું હશે. તેમણે આ વખતે હડહડતો રાજદ્રોહ કર્યો હતો, એ વાતની કોણ ના પાડશે ? ન્યાયની રીતે જોતાં કિશોરસિંહ જાલિમસિંહના અધીશ્વર હતા; તે છતાં પણ કોટાના મુખ્ય મંત્રીએ પોતાના સ્વામીની વિરુદ્ધ તોપ ચલાવવામાં એક મુહૂર્તનો પણ વિલંબ કર્યો નહિ. જે જાલિમસિંહ એક સમયે કોટામાં લગાર પણ અધિકાર ધરાવતા નહોતા, જેમણે કોટાના અધીશ્વરની કૃપાથી તે રાજ્યમાં પ્રવેશ કર્યો હતો અને ફોજદારનું પદ પ્રાપ્ત કર્યું હતું,જેઓ એક સમયે સર્વસ્વથી વંચિત થઇ ગયા હતા, જેમને ક્ષમા કરીને મહારાવે પુનઃ પોતાની નોકરીમાં દાખલ કર્યા હતા અને પોતાના પુત્રના રક્ષકતરિકે નિયુક્ત કર્યા હતા, તેજ જાલિમસિંહ આજે ઉક્ત મહારાવના પૌત્રની વિરુદ્ધ તોપ ચલાવી પોતાનો સ્વાર્થ

ાખવાને માટે તત્પર થયા છે ! શું આ એક વિચિત્ર રાજનીતિ ન કહેવાય ! શું આ કાર્ય ત્યંત અન્યાયી અને અત્યંત અધર્મી ન ગણાય? જાલિમસિંહે જે આ કાર્ય કર્યું તે બ્રિટિશ-રકારના બળપર કર્યું હતું, એ કહેવાની કાંઇ આવશ્યકતા નથી. જાલિમસિંહ મહારાવ કિશોરસિંહને ાટાની બહાર હાંકી કાઢીનેજ શાંત થયા નહિ; પરંતુ તેમણે ધર્મના મસ્તકપર પદાઘાત કરી મહારાવ કેશોરસિંહનો બંધુ વિશનસિંહ કે જેણે રાજસિંહાસનપ્રાપ્તિની ઇચ્છાથી જાલિમસિંહના પક્ષનું વલંબન કર્યું હતું, તેને કોટાનું રાજપદ આપવાનો પ્રસ્તાવ કર્નલ ટૉડની સમક્ષ રજુ કર્યો; પરંતુ ર્નલ ટૉડે કોઇપણ પ્રકારે જાલિમસિંહના ઉકત ઘૃણિત પ્રસ્તાવમાં પોતાની સમ્મતિ આપી નહિ. ર્નલ ટૉડનું આ કાર્ય અવશ્ય પ્રશંસાપાત્ર હતું એમ કહ્યાવિના અમે રહી શકતા નથી; તોપણ મણે મહારાવને અન્યાય કરી જાલિમસિંહનો પક્ષ ગ્રહણ કર્યો એ તેમને માટે શોભાપ્રદ નથી.

મહારાવ કિશોરસિંહ બ્રિટિશસરકારના હસ્તાક્ષરસહિતના પ્રથમ સંધિપત્રાનુસાર કોટાનું સંપૂર્ણ ાસન પ્રાપ્ત કરવાને માટે અન્ય રાજપૂતરાજાઓની સહાય લેવાને ગયા. અહીંઆં જાલિમસિંહની સ-ાહાનુસાર કર્નલ ટૉડે તથા બ્રિટિશસરકારે મહારાવની વિરુદ્ધ જે કાર્ય કર્યું તેના સંબંધમાં કાંઈ ણા પૂર્વે કર્નલ ટૉડે પોતાની લેખિનીથી આ ઘટનાનું જે વર્ણન કર્યું છે, તેને પ્રકાશિત કરવું અમે ચિત માનીએ છીએ. તેઓ લખે છે કે:–" પ્રજામાં મજબૂત રીતે શાંતિ જાળવવી એ મુખ્ય કામ તું. સંધિની શરતનું યથાર્થ રીતે પાલન કરવાને માટે યોગ્ય માર્ગ આજ હતો; તેથી અમે બૂંદીના ધીશ્વરપર પત્ર લખીને તેમને નિવેદન કર્યું કે નાસીને આવેલા કિશોરસિંહને અતિથિસ્વરૂપે ગ્રહણ કરી તેની સાથે આપ્તજનતરિકે વર્તન કરવામાં કાંઈ વાંધો નથી; પરંતુ જો તે જાલિમસિંહની વિરુદ્ધ યુદ્ધ કરવાને સેના એકત્રિત કરશે તો બૂંદીરાજ્ય તેને માટે સંપૂર્ણ રીતે જવાબદાર ગણાશે. તદુપરાંત આ સમયે નીમચ નામના સ્થાનપર જે અંગ્રેજીસેના રહેતી હતી, તેના સેનાપતિને પણ એવી આજ્ઞા ક-રવામાં આવી કે જાણુઆ અને બૂંદીરાજ્યના મધ્યભાગમાં એક સેના સ્થાપિત કરો અને જો ગોવર્ધન-ાસ મહારાવ કિશોરસિંહની સાથે મળવાને ચેષ્ટા કરે તો તેને મૃત વા જીવિત અવસ્થામાં બંદીવાન કરી લેજો. તેને પકડવાને માટે જે ઉત્તમ પ્રબંધ કરવામાં આવ્યો હતો, તેને ગોવર્ધનદાસે પર્વતમય પ્ર-દેશના એક ગુપ્તમાર્ગેથી જઇને વ્યર્થ કરી દીધો; પણ બૂંદીરાજને ભયભીત અને અનાશ્રિત જોઇને તે મારવાડરાજ્યમાં નાસી ગયો, પરંતુ મારવાડપતિ ગોવર્ધનદાસને આશ્રય આપવાને કોઇપણ પ્રકારે તત્પર થયા નહિ. આથી તેને શીઘ્ર દિલ્હી ચાલ્યા જવાની ફરજ પડી. હવે તેને દિલ્હીમાં મજબૂત અંકુશહેઠળ મૂકવામાં આવ્યો. એમ જણાય છે કે ગોવર્ધનદાસ કિશોરસિંહની સાથે કરેલી મંત્રણા-નુસાર દિલ્હીમાં ગયો હતો; કારણ કે પાછળથી તરતજ મહારાવ કિશોરસિંહ બૂંદી છોડી વૃંદાવન તરફ તીર્થયાત્રા કરવાને ગયા. આ સમયે તેને એવી આશા હતી કે મને મારા કુલદેવતા વ્રજ-નાથજીના મંદિરમાં અવશ્ય શાંતિ અને સંતોષ પ્રાપ્ત થશે. તેમણે પોતાના જીવનનો શેષ ભાગ ધર્મ-ચિંતનમાં વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો હતો. તેઓ જ્યાંસુધી બૂંદીમાં રહ્યા, ત્યાંસુધી પ્રજામાં કોઇ પણ પ્રકારની અશાંતિ દૃષ્ટિગોચર થઈ નહિ. બૂંદી કોટાની અત્યંત નજીક હતી, તેથી સર્વ જણે એમ ધાર્યું હતું કે મહારાવ કિશોરસિંહ જો કે ક્રોધવશ થઇને બૂંદીમાં ચાલ્યા ગયા છે, પરંતુ તેઓ શીઘ્ર પાછા ફરશે; પણ મહારાવ જ્યારે બૂંદી છોડી ઉત્તર તરફ ચાલ્યા ત્યારે સરલતાથી પ્રકાશિત થઇ ગયું કે બૂંદીમાંથી સહાય નહિ મળવાથી હવે તેઓ અન્ય રાજ્યોમાં સહાય પ્રાપ્ત કરવાને જાય છે. રાજસ્થાનના પ્રત્યેક રાજાએ તથા પ્રત્યેક પ્રધાન સામંતે આ વિપત્તિના સમયમાં મહારાજાને આશ્વાસનપત્ર લખી ધૈર્ય આપ્યું હતું અને તેઓ જે જે રાજ્યમાં ગયા તે તે રાજ્યમાં તેમનો કોટાના અધીશ્વરતરીકે પરમ આદરપૂર્વક સત્કાર કરવામાં આવ્યો હતો. માત્ર ભરતપુરનું રાજ્ય કે જે કોટાની અત્યંત નજીક છે, તેણે આ પ્રકારનું ઉચ્ચ સન્માન તેમને આપ્યું નહોતું; પરંતુ તે છતાંપણ વિખ્યાત ભરતપુરના અધીશ્વરે પોતાના કેટલાક પ્રતિનિધિઓને મહારાવ કિશોર-સિંહની પાસે મોકલી ક્ષમા માગી તેમને જણાવ્યું કે હું આપનો સત્કાર કરી નથી શકતો તે માટે અત્યંત દિલગીર છું. હું અત્યંત વૃદ્ધ અને દૃષ્ટિહીન હોવાથી આપને મળવાને પણ આવી શકતો નથી. જાટરાજાએ જેવું સન્માન પોતાને આપવું જોઇતું હતું, તેવું તેણે નહિ આપ્યાથી મહારાવે

અનાદરપૂર્વક તેના પ્રતિનિધિઓને પાછા મોકલી દીધા અને ઉપહારદ્રવ્યો પણ પાછાં મોકલ્યાં. મહારાવના આ ગર્વિત આચરણથી જાટપતિએ શીઘ્ર તેમને ભરતપુરરાજ્યની સીમા છોડી જવાની આજ્ઞા કરી. મહારાવ કિશોરસિંહે થોડા સમયસુધી વૃંદાવન ધામના 'વ્રજકુંજ'માં નિવાસ કર્યો. આ સમયે જયદેવનાં મધુર પદ્યોએ મહારાવના હૃદયમાં રાજમુકુટની અસારતા પ્રતિપાદિત કરી હતી અને રાધાકૃષ્ણની વિચિત્ર લીલાએ કવિ ચંદની ઉત્તેજક વીરગાથા તથા ચોહાણકુળનાં પરાક્રમની કહાણીઓ વિસરાવી દીધી હતી. તેમણે ઉક્ત સ્થાનમાંજ હમેશાં રહેવાનો નિશ્ચય કર્યો; પરંતુ થોડા વખતમાંજ તેમને પોતાના ગત અને વર્તમાન જીવનની વચ્ચેનો ભેદ સમજાયો. તેમણે પોતાની જાતને એક અપરિચિત ભૂમિમાં લોભી મનુષ્યોદ્વારા ઘેરાયેલી જોઇ અને તેઓ એપ્રિલમાસમાં વૃંદાવનમાંથી પાછા કોટાતરફ જવાને તૈયાર થયા. સેતાનસ્વરૂપ ગોવર્ધનદાસ તેમને ત્યાં સ્વસ્થતાપૂર્વક રહેવા દે એમ નહોતું. ગોવર્ધનદાસની ઉપર સખ્ત દેખરેખ રાખવામાં આવતી હતી. તેને બંદીવાનતરિકે રાખવામાં આવ્યો હતો, તોપણ તેણે ઉચ્ચ દરજ્જાના દેશી કર્મચારીઓદ્વારા મહારાવની સાથે અત્યંત ગુપ્ત રીતે પત્રવ્યવહાર ચલાવ્યો હતો. આ વાત પાછળથી પ્રકાશિત થઇ.

ક્રમશઃ રાજકીય અસંતોષ વૃદ્ધિંગત થતો ગયો. ધીમેધીમે પ્રપંચજાળનો વિસ્તાર થવા લાગ્યો અને મહારાવના દુર્ગુણી અનુચરોદ્વારા મિથ્યા આશાભરેલી વાતો ફેલાવવામાં આવી. મહારાવે કેટલીક સેના અને પોતાના વિશ્વાસુ અનુચરોને એકત્રિત કરી હાડોતી તરફ પ્રયાણ કર્યું. તેઓ જે જે રાજ્યમાં ગયા તે તે રાજ્યના અધીશ્વરને તેમણે જણાવ્યુંકે હું બ્રિટિશસરકારની સંમતિથી મારી રાજસત્તા પુનઃ હસ્તગત કરવાને માટે જાઉં છું. દેશીરાજકર્મચારીઓનાં ચિન્હ ધરાવનાર સેવકો અને દિલ્હીના દેશી કોશાધ્યક્ષનો એક એજંટ આ વખતે મહારાવની સાથે હતો. દિલ્હીનો દેશી કોશાધ્યક્ષ તેમને નાણાં પૂરાં પાડતો હતો. આથી સર્વ લોકોને સરલતાથી વિશ્વાસ બેસતો હતો કે મહારાવ અવશ્ય બ્રિટિશસરકારની સમ્મતિથીજ પોતાનો અધિકાર પ્રાપ્ત કરવાને જાય છે. આ કારણથી તેમણે મહારાવના મંગલની કામના પ્રદર્શિત કરી.મહારાવ જેમ જેમ આગળ વધવા લાગ્યા, તેમ તેમ તેમની સેનાની સંખ્યા પણ વૃદ્ધિંગત થવા લાગી. ઇ૦સ૦ ૧૮૨૨ ની વર્ષાઋતુના અંતિમ ભાગમાં મહારાવ પ્રાયઃ ત્રણ હજાર સૈનિકોને પોતાની સાથે લઇ ચંબલનદીના તટપર જઈ પહોંચ્યા. નદીપાર જઈ તેમણે સ્વભાષામાં એક આજ્ઞાપત્ર બહાર પડયો. સ્વભાષામાં આજ્ઞાપત્ર બહાર પાડવામાં તેમનો ઉદ્દેશ એ હતો કે સર્વ રાજપૂતો સરલતાથી તેને સમજી શકે અને તેમના પક્ષનું અવલંબન કરવામાં કિંચિત્ પણ વિલંબ કરે નહિ. ઉક્ત આજ્ઞાપત્રમાં એમ જણાવવામાં આવ્યું હતું, કે બ્રિટિશસરકારની સાથે થયેલી સંધિના નિયમાનુસાર ન્યાયી કામ કરવાને માટે મહારાવ જાય છે; માટે સર્વ હાડારાજપૂતોએ તેમને તે કાર્યમાં સહાય આપવી. આ આમંત્રણાનુસાર સર્વ હાડારાજપૂતો આવી આવીને એકત્રિત થવા લાગ્યા. રાજપૂતજાતિ કેવી રાજભક્ત હોય છે, તેનું પ્રબલ પ્રમાણ આ સમયે દષ્ટિગોચર થયું. જાલિમસિંહની સાથે જે લોકો રક્તના સંબંધથી જોડાયેલા હતા અને જેમના ઉપર જાલિમસિંહે ઘણા ઉપકારો કર્યા હતા, તેમણે સુદ્ધાં આ સમયે જાલિમસિંહનો પક્ષ છોડી દઇ મહારાવ કિશોરસિંહના પક્ષનું અવલંબન કર્યું. તેમને સહાય કરવાને જે માણસો આવ્યા હતા, તેમાંના કેટલાકને તો તેમણે કદિ નેત્રોથી જોયા પણ નહોતા; તેમજ ઘણા માણસો તેમને વિષે પણ કાંઇ જાણતા નહોતા." અહીંઆં અમારો પ્રશ્ન એ છે કે એકમાત્ર જાટરાજ સિવાય સમસ્ત રાજસ્થાનના રાજાઓએ તથા-સામંતોએ મહારાવ કિશોરસિંહપ્રત્યે શામાટે સહાનુભૂતિ દર્શાવી હતી? હાડાજાતિના પ્રત્યેક વીરે મહારાવની સાથે મળી તેમના પક્ષનું સમર્થન શામાટે કર્યું હતું? જાલિમસિંહના આપ્તોએ અને અનુયાયીઓએ તેમનો પક્ષ છોડી કિશોરસિંહનો પક્ષ શામાટે ગ્રહણ કર્યો હતો? બ્રિટિશસરકારના તાબાના ઉચ્ચ પદ ધરાવનાર દેશી કર્મચારીઓએ શામાટે કિશોરસિંહના પક્ષનું અવલંબન કર્યું હતું? કર્નલ ટૉડે સ્વયં આ વાતનો સ્વીકાર કર્યો છે કે કિશોરસિંહને કોટાના પૂર્ણ શાસનસત્તાયુક્ત અધીશ્વર માનીનેજ સર્વ માણસોએ મહારાવના પક્ષનું અવલંબન કર્યું હતું. ત્યારે હવે પ્રશ્ન એ ઉઠે છે કે જ્યારે રાજસ્થાનના સર્વ માણસોએ કિશોરસિંહને કોટાના યથાર્થ અધીશ્વર માનીને તેમનો પક્ષ ગ્રહણ કર્યો હતો, ત્યારે શું બ્રિટિશસરકારે તેમની વિરુદ્ધ કાર્ય કરી ન્યાયના મસ્તકપર

પદાઘાત નહોતો કર્યો ?

મહારાવ કિશોરસિંહે પોતાનો પૈતૃકઅધિકાર પ્રાપ્ત કરવાને માટે સ્વજાતિની પાસે સહાય માગી. તેમનું કાર્ય સફળ થશે એવી આશાથી સર્વ તેમને સહાય કરવા લાગ્યા. મહારાવ કિશોરસિંહની કિંચિત્ પણ એવી ઇચ્છા નહોતી કે બ્રિટિશસરકારની સાથે વિવાદ કરી મારો પૂર્વાધિકાર બલપૂર્વક હસ્તગત કરી લઉં. તેમણે બ્રિટિશસરકારને એમ સમજાવવામાં કિંચિંત્ પણ ત્રુટિ કરી નહિ કે આપે મહાભ્રમમાં પડી અત્યંત અવિચારથી મારો પૈતૃકઅધિકાર લુપ્ત કર્યો છે અને પક્ષપાતથી જાલિમસિંહને કોટાની શાસનસત્તા આપી છે. પોતાને ન્યાય આપવાને માટે તેમણે બ્રિટિશસરકારને વારંવાર પ્રાર્થના કરી. બ્રિટિશસરકાર સાથે સદ્ભાવ કાયમ રાખવાને મહારાવે યથેષ્ટ પ્રયત્ન કર્યો, તે છતાં પણ તેઓ કૃતકાર્ય થયા નહિ. ઈ૦ સ૦ ૧૮૨૧ નાં સપ્ટેમ્બરની ૧૬ મી તારીખે મહારાવ કિશોરસિંહે બ્રિટિશએજંટ કર્નલ ટૉડની ઉપર એક પત્ર મોકલી સંધિનો પ્રસ્તાવ ઉપસ્થિત કર્યો. આ પત્રપરથી મહારાવના મનનો ભાવ સારી રીતે વિદિત થાય છે. આ પત્ર અમે નીચે પ્રકાશિત કરીએ છીએ:—

" મારી આશાઓ શું છે તે જાણવાને માટે ચાંદખાંએ વારંવાર પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. મારી આશાઓ મેં મારા બે વકીલો મીર્જા મુહમ્મદ અલીબેગ અને લાલા શાલિગ્રામદ્વારા આપને જણાવી છે. મેં આપની પાસે સંધિના ધારા મોકલ્યા છે.આપ તે પ્રમાણે કાર્ય કરશો એવી મને આશા છે. આપ બ્રિટિશસરકારના પ્રતિનિધિ હોઇ મને ન્યાય આપશો એવી આશાછે. સર્વત્ર એમજ બને છે કે સ્વામી સ્વામીની પેઠે અને સેવક સેવકની પેઠે વર્તે છે, જે આપનાથી ગુપ્ત નથી.[1]

સંધિના ધારા:—

૧–મહારાવ ઉમેદસિંહના સમયમાં દિલ્હીમાં જે સંધિ થઇ હતી તે સંધિઅનુસાર હું કાર્ય કરીશ.

૨–શ્રીયુક્ત જાલિમસિંહની ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે.તેઓ મહારાવ ઉમેદસિંહના તાબામાં રહી, જે પ્રકારે રાજસેવા કરતા હતા તે પ્રકારે મારે આધીન રહીને પણ સેવા કરે. તેમના હાથમાં સમસ્ત શાસનભાર અર્પણ કરવાને હું તૈયાર છું; પરંતુ મને માધોસિંહની ઉપર સંદેહ અને સંશય ઉત્પન્ન થયો છે. હું તેની સાથે કદિ પણ એકમત થઇ શકીશ નહિ; તેથી હું તેને એક જાગીર આપીશ, તે જાગીરમાં તે રહેશે. તેનો પુત્ર બાપ્પાલાલ મારી પાસે રહેશે અને અન્યાન્ય મંત્રીઓ જે પ્રકારે મારી પાસે રહીને સેવા કરે તે પ્રકારે તે પણ સેવા કરશે. હું તેના સ્વામીતરિકે અને તે મારા સેવકતરિકે વર્તશે. જો તે સેવકતરિકે વર્તશે તો તેને વંશપરંપરાગત મંત્રિત્વ પ્રાપ્ત થશે.

૩–અંગ્રેજસરકાર અથવા અન્યાન્ય રાજાઓની સમીપ જે પત્રાદિ મોકલવાના હશે તે મારી સંમતિ અને ઉપદેશાનુસાર લખાશે.

૪–અંગ્રેજસરકાર અવસ્ય મારા અને તેના જીવનના રક્ષકતરિકે રહેશે.

૫–પૃથ્વીસિંહને મેં જાગીર આપી છે તેમાં તે નિવાસ કરશે. તેની પાસે અને મારા અન્ય ભ્રાતા વિશનસિંહની પાસે જે મનુષ્યો રહેશે તેની નિયોજના હું કરીશ. તે સિવાય મારા સ્વજાતિના માણસો અને કુટુંબીજનોને તેમની મર્યાદાનુસાર જાગીર આપવામાં આવશે અને ચિરપ્રચલિત રીતિઅનુસાર તેઓ મારી પાસે રહેશે.

---

[1] મહારાવ કિશોરસિંહના ઉપરોક્ત પત્રદ્વારા શું પ્રકાશિત થાય છે ? બ્રિટિશસરકારની સાથે સંપૂર્ણ સદ્ભાવ સ્થાયી રાખવાને માટે તેમણે ન્યાય આપવાની પ્રાર્થના કરી છે એ શું ન્યાયસંગત નથી ? 'સ્વામી સ્વામીની પેઠે અને સેવકસેવકની પેઠે વર્તે છે' આ વચન કયી સરકાર અગ્રાહ્ય કરી શકે એમ છે ? સમસ્ત જગત મહારાવના આ ન્યાય અને ધર્મયુક્ત કથનનું સમર્થન કરશે. મહારાવ કિશોરસિંહે પોતાને ન્યાય આપવાને માટે બ્રિટિશસરકારની પાસે સંધિના જે ધારાઓ મોકલી આપ્યા હતા તેના પ્રતિ દૃષ્ટિ નાખવાથી મહારાવના ઉદારહૃદયનું જ્વલંત પ્રમાણ પ્રાપ્ત થશે. મહારાવ સંધિના ધારાનું પાલન કરવા માટે પોતાના હિતને લાત મારીને રાજરાણા જાલિમસિંહનું પદ કાયમ રાખવાને સમ્મત થયા હતા. ઉદ્ધત સ્વભાવના, ગર્વિત અને દુર્ગુણી માધોસિંહને લીધે ઉક્ત રાજકીય ઉપદ્રવ ઉપસ્થિત થયો હતો,તેથી મહારાવ તેને અન્ય સ્થાનપર મોકલવા માગતા હતા અને તેના પુત્રને પોતાની પાસે રાખી તેના મંત્રિત્વની વંશપરંપરાગત રક્ષા કરવાને સમ્મત હતા; પરંતુ સભ્ય બ્રિટિશસરકારની રાજનીતિએ તેમની આ માગણી સ્વીકારી નહિ.

૬–ત્રણ હજાર અંગરક્ષક સૈનિકો અને બાપ્પાલાલ મારી સેવામાં હાજર રહેશે.

૭–રાજ્યની સર્વ ઉપજ પ્રથમતઃ રાજકોષમાં સંગ્રહિત કરવામાં આવશે અને તેમાંથી પછી સર્વ ખર્ચ કરવામાં આવશે.

૮–સમસ્ત કિલ્લેદારો અર્થાત્ દુર્ગરક્ષકો મારાદ્વારા નિયુક્ત થશે અને સમસ્ત સેના મારી આજ્ઞામાં રહેશે. જાલિમસિંહ રાજકર્મચારીઓને તેમનું કર્તવ્ય બજાવવાની સલાહ આપતા રહેશે; પરંતુ તેમાં મારી સમ્મતિ અને મંજુરીની અપેક્ષા રહેશે.

હું આ ધારાઓથી યુક્ત સંધિ કરવાનો પ્રસ્તાવ કરૂં છું.મારી રાજનીતિ આજ છે.

મિતિ આશો શુદી પંચમી સંવત ૧૮૭૧ (ઇ૦ સ૦ ૧૮૨૭) "મહારાવ કિશોરસિંહ."

મહારાવ કિશોરસિંહે બ્રિટિશસરકારની પાસે ઉપરોક્ત જે પ્રસ્તાવ મોકલ્યો તેને કોઇ પણ માણસ અનુચિત કહી શકશે નહિ; પરંતુ તે પ્રસ્તાવ સરકારે માન્ય કર્યો નહિ. બ્રિટિશસરકારે માત્ર જાલિમસિંહના સ્વાર્થ તરફ દૃષ્ટિ રાખી મહારાવનું અકલ્યાણ કર્યું. ઉદારચિત્ત કર્નલ ટૉડે પણ આ કાર્યમ પોતાના સ્વામીની આજ્ઞાનુસાર પાઠ ભજવ્યો. કર્નલ ટૉડ જણાવે છે કેઃ–"જાલિમસિંહની વિશ્વાસુ સેનાપર પણ હવે ભરોંસો રાખી શકાય એમ નથી. જાલિમસિંહે સ્વયં કહ્યું છે કે મારી સેનાપર મારો સંપૂર્ણ વિશ્વાસ નથી. જે સ્વદેશી અને વિદેશી સેનાનું તેમણે પાલન કર્યું હતું તે સેનાના માણસોએ તેમની સામે થઇ કિશોરસિંહના પક્ષનું અવલંબન કર્યું.આ રાજકીયઉપદ્રવના સમયમાં જાલિમસિંહને સર્વ માણસોપર એટલો અવિશ્વાસ આવ્યો હતો કે આ વિપત્તિમાંથી મુક્ત થયા પછી તેમણે કહ્યું હતું કે, "મારા શરીરપર પહેરેલાં વસ્ત્રોમાં સુદ્ધાં જાણે પ્રપંચની ગંધ ભરાઇ ગઇ છે." જો જાલિમસિંહ આ વિપત્તિ જોઇ ગભરાઇ જાત અને ઉચ્ચ સત્તા પ્રાપ્ત કરવાની આશા છોડી દેત તો તેમની અત્યંત-કષ્ટદાયક અવસ્થામાંથી તેમનો ઉદ્ધાર કરવાને બ્રિટિશસરકાર પણ સમર્થ થાત નહિ. જાલિમસિંહને આ રાજકીય ગ્રંથિ છેદી નાખવાને માટે ઘણી સંધિ આપવામાં આવી અને તેમને જણાવવામાં આવ્યું કે જો તમે ધારશો તો તલવારના બળથી પણ એ ગ્રંથિ છેદી શકશો; પરંતુ સર્વ ચેષ્ટા નિષ્ફળ થઇ. જાલિમસિંહ સંધિના ધારા પ્રમાણે વર્તવાને તૈયાર હતા અને તેમના નામમાત્રના પ્રભુ કિશોરસિંહ પણ તેજ પાયા ઉપર ઉભા હતા તથા તેમણે અંગ્રેજસરકારની સાથે થયેલી પ્રથમ સંધિનો એક ધારો એજંટની પાસે મોકલી તેમને જણાવ્યું કે આ ધારો તમને કબૂલ છે કે નહિ? જાલિમસિંહને શાસનસત્તા આપવાને માટે જે વધારાનો ધારો રચવામાં આવ્યો હતો, તે જો મૂળ સંધિપત્રમાં દાખલ કરવામાં આવ્યો હોત તો સમસ્ત ઉપદ્રવો સુગમતાથી દૂર થઇ જાત. આમ થવાથી મૂળ સંધિનો મર્મ કદિપણ દ્વિઅર્થમાં ગ્રહણ કરવામાં આવ્યો ન હોત અને બ્રિટિશસરકારે અન્યાય કર્યો છે એવી ટીકા કોઇ કરી શકત નહિ; તેમજ બ્રિટિશસરકારને શિરે વિશ્વાસઘાતનો દોષ આવત નહિ. વાસ્તવમાં બ્રિટિશસરકારપર મૂકવામાં આવતા આ આરોપ સત્ય નથી; કારણ કે સંધિ કરનારાઓએ વધારાનો ધારો રચીને મૂળ સંધિ રદ કરી હતી. સૌભાગ્યવશાત્ કિશોરસિંહે હાલમાં જે જે માગણીઓ કરી છે, તે બ્રિટિશસરકારની સાથે થયેલી મૂળ સંધિના ધારાથી સર્વથા વિપરીત છે. મહારાવે એવી માગણી કરી હતી કેઃ–" મારા સ્વજાતીય ત્રણ હજાર અંગરક્ષકોને મારી સેવામાં રાખવા. હું મારી ઇચ્છાનુસાર સામંતોને જાગીર આપી શકીશ. સેનાપતિ સ્વયં નિયુક્ત કરીશ." આ માગણીઓ મૂળસંધિના ધારાઓથી સર્વથા વિપરીત છે. વળી તેમણે એવી પણ માગણી કરી હતી કેઃ–"જાલિમસિંહના ઉત્તરાધિકારીઓની સત્તા કેવળ મારા ઉપર નિર્ભર રહેશે." આ માગણી પણ સંધિથી વિરુદ્ધ છે."

શીઘ્ર રણભેરી વાગવા લાગી! બ્રિટિશસરકાર જાલિમસિંહના ઉપકારના બોજાતળે દબાઇ હતી, તેથી તેનો બદલો આપવાને માટે ભારતવર્ષના એક પ્રાચીન ઉચ્ચકુલના રાજપૂતરાજાની શાસનસત્તા લુપ્ત કરવાને તેણે શીઘ્ર પોતાની સેના મહારાવ કિશોરસિંહની સામે ચલાવી. મહારાવ કિશોરસિંહના પિતામહ મહારાવ ગુમાનસિંહનો પ્રતિપાલિત, આશ્રિત તથા અનુગ્રહિત જાલિમસિંહ પણ પોતાની રાજભક્તિ(!)નો ઉજ્જ્વલ(!)આદર્શ દર્શાવવાને માટે સેનાસહિત મહારાવ કિશોરસિંહની સામે યુદ્ધ કરવાને ગયા. કર્નલ ટૉડે લખ્યું છે કેઃ–" હતબુદ્ધિ મહારાવ કિશોરસિંહનો

પ્રપંચકારી અને ખોટી સલાહ આપનાર માણસોના હાથમાંથી ઉદ્ધાર કરવાને, તેમની પતાકાનીચે રાજપૂતોને એકત્રિત થતા અટકાવવાને અને તેમની સમસ્ત ચેષ્ટાઓ વ્યર્થ કરવાને માટે એક અંગ્રેજી સેના બોલાવવામાં આવી. આ સેના જાલિમસિંહની સાથે મળીને આગળ વધવા લાગી. ઉભય સેનાઓ કાલીસિંધુ નામના સ્થાનમાં એકત્રિત થઇ. થોડા દિવસ સુધી પુષ્કળ વરસાદ પડવાથી તે સ્થાનમાં પુષ્કળ કીચડ થઇ ગયો. નદીપણ પાણીથી ઉભરાઇ ગઇ, તેથી તેની સામેપાર જવું સેનાને માટે અશક્ય થઈ પડ્યું. અહીંઆં થોડા દિવસ સુધી વિશ્રામ કરવો પડ્યો તેથી મહારાવનો ઉદ્ધાર કરવાની સુસંધિ હાથમાંથી જતી રહી. મહારાવે પોતાની સામે ઘોર વિપત્તિ આવેલી જોઈ હતાશ થઇ બ્રિટિશસરકારનું અનુસરણ સ્વીકારવાને જણાવ્યું. તેમણે નિવેદન કર્યું કે બ્રિટિશસરકારની મિત્રતા સ્થાયી રાખવાને હું પરમ ઉત્સુક છું; પરંતુ પ્રત્યેક સમયે તેઓ જણાવતા રહેતા હતા કે:—'સન્માનશૂન્ય જીવનનું પ્રયોજન શું છે? શાસનસત્તાવિનાનો રાજા શું કામનો છે? કાં તો મૃત્યુ થાય કે કાં તો સંપૂર્ણ પૈતૃકરાજસત્તા પ્રાપ્ત થાય એજ મારો ઉદ્દેશ છે.'

જાલિમસિંહનું વર્તન પણ આ સમયે મહારાવના વર્તન કરતાં કાંઈ ઓછું વિચિત્ર નહોતું; કારણ કે એક તરફ તેઓ મહારાવપ્રત્યે પ્રકટ રાજભક્તિ દર્શાવતા હતા અને પોતાના ધોળા વાળમાં ધૂળ નાખવાની તેમની અભિલાષા નહોતી; અને બીજી તરફ સંધિના ધારાઅનુસાર પોતાની શાસનસત્તા કાયમ રાખવાની પણ તેમની તેટલીજ પ્રબળ આકાંક્ષા હતી. તેમણે ધાર્યું હતું કે આપણી શાસનસત્તા કાયમ રાખવાને માટે વિશેષ તૈયારીની આવશ્યકતા પડશે નહિ; પરંતુ તેમની આ ધારણા ખોટી પડી. વળી તેમને પોતાની સેના ઉપર વિશ્વાસ નહોતો. તેમને ભય હતો કે સમરપ્રસંગે સૈનિકો અવશ્ય મારી ઉપર શસ્ત્રાસ્ત્ર વાપરશે. આથી સૈનિકોને તેમણે જણાવ્યું કે જો તેમ થશે તો પણ તે વિપત્તિ સહન કરવાને અમે તૈયાર છીએ. વળી તેમણે એમ પણ કહ્યું કે, અમને વંશપરંપરા માટે જે અધિકાર ભોગવવા માટે આપવામાં આવ્યો છે, તે અધિકારની ગમે તે પ્રકારે રક્ષા કરવીજ પડશે; આથી તેનું રક્ષણ અને તે માટે સહવાનું કષ્ટ આ બંને કાર્યોમાં અમારે લક્ષ્ય આપવું પડશે. કે જેથી મહારાવ કિશોરસિંહનાપ્રતિ રાજભક્તિ દર્શાવવા સાથે અમારા સામર્થ્યની પણ રક્ષા થાય. ચતુર જાલિમસિંહે જણાવ્યું કે બ્રિટિશસરકારનીસાથે સંધિ કરી અમે તેમના તરફથી જે આશા રાખીએ છીએ તે તેમણે આપવી જોઇએ. જાલિમસિંહ પોતાના રાજાપ્રત્યે યથાર્થ રાજભક્ત દર્શાવવાને અત્યંત આતુર હતા; પરંતુ અંતે લોભે તેમની તે ભાવનાનો નાશ કરી નાખ્યો. બ્રિટિશસરકારે કેવળ જાલિમસિંહને સંતુષ્ટ કરવાને માટેજ મહારાજા કિશોરસિંહની વિરુદ્ધ વર્તન કર્યું હતું. કર્નલ ટૉડ જો તે સમયે ન્યાયનું રક્ષણ કરવાને માટે જાલિમસિંહને સમજાવી મહારાજા કિશોરસિંહના પક્ષનું અવલંબન કરત તો જાલિમસિંહ કદિ પણ બ્રિટિશસરકારને સંધિનો ધારો દર્શાવી તેનું પાલન કરવાની ફરજ પાડી શકતનહિ.

અંતે યુદ્ધનો નિશ્ચય કરવામાં આવ્યો. જાલિમસિંહની સેના અગ્રભાગે રહે અને બ્રિટિશસેના પાછળ રહે, એવો પ્રબંધ કરવામાં આવ્યો. એના સેનાપતિતરિકે એક અંગ્રેજને નિયુક્ત કરવામાં આવ્યો. ઑક્ટોબર માસની પહેલી તારીખે ઉક્ત સેના કિશોરસિંહપર આક્રમણ કરવાને ચાલી. જાલિમસિંહની સેનામાં ૮ પાયદલ ટુકડી, ૩૨ તોપો અને ૧૪ અશ્વારોહી દલ હતાં. તેમાંની ૫ પાયદલ ટુકડી, ૧૪ તોપો અને દશ અશ્વારોહી દલ સૌથી આગળ ચાલ્યાં.[1] શેષ સર્વ સેનાની સાથે જાલિમસિંહ હજાર હાથના અંતરપર ચાલવા લાગ્યા. બ્રિટિશસેના પૈકી બે પાયદલ ટુકડી, ૭ અશ્વારોહી દલ અને એક ગોલંદાજ ટુકડી જાલિમસિંહની જમણી બાજુએ ચાલવા લાગી; ઉક્ત સેના સૌથી પહેલાં એક વિસ્તૃત મેદાનમાં પહોંચી અને ત્યાંથી આગળ ચાલી એક નાની નદીના તટપર ગઇ. આ પ્રદેશ ઘણો ઉંચો હતો. મહારાવ કિશોરસિંહની સેના નદીને સામે પાર એકત્રિત થઈ હતી. શત્રુઓની સેનાને આવી પહોંચેલી જોઇને મહારાવ કિશોરસિંહે તે સ્થળે પોતાની સમસ્ત સેના એકત્રિત કરી હતી. રાજપલટણ નામની સેના સૈફઅલ્લીના આધિપત્ય નીચે હતી. આગળ જણાવવામાં આવ્યું છે તેમ સૈફઅલ્લીએ જાલિમસિંહનો પક્ષ છોડી મહારાવના પક્ષનું અવલંબન કર્યું હતું. તેની સેનાને ડાબી બા-

---

૧ પાંચ દેશી પાયદળ સેનાના સેનાપતિ લેફ્ટેનન્ટ મી૦ મિલન હતા. આ સાહસિક વીર તરફથી જેવી આશા રાખવામાં આવતી હતી, તેવુંજ તેણે કાર્ય કર્યું હતું.

જુએ રાખી મહારાવ કિશોરસિંહ સ્વયં પોતાના સામંતો અને પાંચસેં હાડા અશ્વારોહીઓને લઈને જમણી તરફ ગયા અને મધ્યભાગમાં અશિક્ષિત સૈનિકોને રાખવામાં આવ્યા. ઉભય સેના નિર્ભય બની પોતપોતાની છાવણીમાંથી બહાર નીકળી અને એકબીજાથી ચારસેં હાથના અંતરપર આવી ઉભી રહી. આ સમયે બ્રિટિશ એજંટે મહારાવ કિશોરસિંહ અને તેમના અનુયાયીઓનો સામે આવેલી વિપત્તિમાંથી ઉદ્ધાર કરવાનો અંતિમ પ્રયત્ન કરવાને માટે બ્રિટિશસેનાપતિને ભલામણ કરીને સમસ્ત સેનાને વિશ્રામ કરવાની આજ્ઞા આપી. પછી બ્રિટિશએજંટે ઉભય સેનાના મધ્યભાગમાં જઇ મહારાવને જણાવ્યું કે, જો તમે સંધિ કરશો તો તમને અને તમારા માણસોને ક્ષમા કરવામાં આવશે અને તમને રાજધાનીમાં લઇ જઇ પુનઃ તમારા પિતાના સિંહાસનપર અભિષિક્ત કરવામાં આવશે. મહારાવ પોતાની દૃષ્ટિસન્મુખ ભાવી નાશ સ્પષ્ટ રીતે જોઇ રહ્યા હતા; પરંતુ તેમણે અગાઉ જે ધારાઓ જણાવ્યા હતા તેમાંનો એક પણ ધારો છોડી દેવાને તેઓ રાજી નહોતા. તેઓ અધિક હઠ કરવા લાગ્યા. તેમણે સ્પષ્ટરીતે જણાવી દીધું કે જો અમે ત્રણ સહસ્ર હાડારાજપૂતોની સાથે કોટામાં પ્રવેશ કરી શકીશું તોજ અમે ત્યાં જઇશું; નહિ તો નહિ જઈએ. તેમને વિચાર કરવાને માટે અર્ધા કલાકનો સમય આપવામાં આવ્યો;પરંતુ તેમણે નમણું આપ્યું નહિ,ત્યારે અંતે બ્રિટિશસેના યુદ્ધ કરવાને માટે આગળ વધી.મહારાવની સેનાએ જમણી બાજુએ એકત્રિત થઈ જાલિમસિંહનો માર્ગ રોકયો.તેમના દલનો ભંગ કરવાને માટે બ્રિટિશસેના.તે તરફ ધસી.

પ્રથમ જાલિમસિંહની સેનાએ તોપના ગોળાની વૃષ્ટિ કરવા માંડી. ત્યારપછી અશ્વારોહી દલ આક્રમણ કરવાને આગળ વધ્યું. ફતેહાબાદ અને ધોલપુરના વિખ્યાત સમરમાં હાડાસેનાએ પ્રબલ વીરતા દર્શાવી યશ પ્રાપ્ત કર્યો હતો અને આ સમયે પણ હાડાલોકો તેવીજ પ્રબલ વીરતાસહિત જાલિમસિંહપર આક્રમણ કરવાને આગળ વધ્યા. અનેક હાડાઓ તોપના ગોળાના ભોગ થઇ પડયા. જો આ સમયે બ્રિટિશસેના આગળ ધસી મહારાવપર આક્રમણ ન કરત તો મહારાવની સેના અવશ્ય જાલિમસિંહની ડાબી બાજુની સેનાને પરાસ્ત કરી નસાડી મૂકત અને જાલિમસિંહ સ્વયં જે સ્થાનપર ઉભા હતા તે સ્થાનપર તે આવી પહોંચત;[1] પરંતુ અંગ્રેજીસેના આવી પહોંચવાથી તેની તે ચેષ્ટા વ્યર્થ થઇ ગઇ. અંગ્રેજસેના સાથે યુદ્ધ કરવું અશક્ય ધારી હાડાલોકો નાસવાને પ્રવૃત્ત થયા. મહારાવ કિશોરસિંહ સ્વજાતીય ચારસેં વીરોની સાથે નદીપાર ઉતરી અર્ધ કોશ દૂર એક ઉચ્ચભૂમિપર જઇને ઉભા રહ્યા. તેમની પાયદલ સેના ભગ્ન થઇ ચોતરફ ફેલાઇ ગઇ. બ્રિટિશસેના શીઘ્રતાથી નદીપાર ઉતરી. પાયદલસેનાએ મહારાવની સેનાને જમણી બાજુએથી નાસી જતાં અટકાવી અને બીજાં બે દલોએ મહારાવપર આક્રમણ કર્યું. આ સમયે પણ બ્રિટિશસેનાપર આક્રમણ નહિ કરવાનો પોતાનો સંકલ્પ મહારાવે દૃઢ રાખ્યો. બ્રિટિશસેનાને પ્રબલતાપૂર્વક આક્રમણ કરતી જોયા છતાં પણ મહારાવની સેનાએ નાસવાનાં કિંવા શરણે થવાનાં કાંઈપણ ચિન્હ બતાવ્યાં નહિ. સર્વ માણસો એકત્રિત થઈ પર્વતની પેઠે દૃઢ ઉભા રહ્યા. બ્રિટિશસેનાપતિ આગળ અને આગળ ધસવા લાગ્યો. તેણે ભારતવર્ષમાં અનેક યુદ્ધોમાં શત્રુપક્ષને બ્રિટિશસેનાની સામેથી નાસતો દીઠો હતો; પરંતુ આ સમયે રાજપૂતો નાઠા નહિ. તેઓ અભેદ્ય વિરાટ પર્વતવત્ ખડા રહ્યા. પાછળથી ઉભય પક્ષોવચ્ચે યુદ્ધ થતાં બ્રિટિશસેના પાછળ હઠી અને બે સાહસિક અંગ્રેજ સેનાનાયકો[2] રણભૂમિમાં માર્યા ગયા; અને પ્રધાન સેનાપતિ[3] મરતાં મરતાં અત્યંત આશ્ચર્યકારક રીતે બચ્યો. એક હાડાવીરે બ્રિટિશસેનાપતિના મસ્તકપર ભયંકર પ્રહાર કરી તેનું શિરસ્રાણ ભેદી નાખ્યું અને તે બીજો પ્રહાર કરવા જતો હતો એવામાં એક બ્રિટિશસૈનિકે પિસ્તોલ મારી તેના પ્રાણ હર્યા. એક મુહૂર્તમાં આ સર્વ કાર્ય બની ગયું હતું. મહારાવે બ્રિટિશસેનાનું આક્રમણ વ્યર્થ કર્યું; પરંતુ ઘણા થોડા સમયમાં અંગ્રેજસેનાના ગોલંદાજ દલે મહારાવની સેનાની સમીપ જઇ તેનાપર તોપના ગોળાની વૃષ્ટિ કરી. મહારાવની સેના શીઘ્રતાથી ચાલવા લાગી અને થોડીવારમાં અદૃશ્ય થઈ ગઈ.

મહારાવ કિશોરસિંહના કનિષ્ઠ ભ્રાતા પૃથ્વીસિંહે હાડાજાતિના સ્વભાવસિદ્ધ બલવિક્રમથી ઉત્તે-

---

૧ કર્નલ ટૉડ જણાવે છે કે જાલિમસિંહની સેનાના બે વિચાર હતા:–કાં તો સમર કરવું કે કાં તો નાસી જવું. આથી હું સ્વયં તેને નાસી જતી અટકાવવાને માટે તેની પાછળ ઉભો હતો.

૨ લેફ્ટેનન્ટ ક્લાર્ક અને રીડ કે જેઓ ચતુર્થ અશ્વારોહીદલના નેતા હતા.

૩ મેજર લેફ્ટેનન્ટ કર્નલ જે. રિ. સી. બી.

જિત થઇ માતૃભૂમિને અર્થે જીવન અર્પણ કરવાનો નિશ્ચય કર્યો. તેઓ કેવળ પચ્ચીસ સૈનિકોને પોતાની સાથે લઇ બ્રિટિશસેનાપર આક્રમણ કરવાને ચાલ્યા. તેઓ ખરેખર મૃત્યુના મુખમાંજ પડવાને જતા હતા. તેમણે બ્રિટિશસેનાપર આક્રમણ કર્યું તો ખરું; પરંતુ તેઓ નિષ્ફળ થયા અને ઘાયલ થઇને ભૂમિપર તૂટી પડયા. તેમને પાલખીમાં બેસાડી છાવણીમાં મોકલી દેવામાં આવ્યા. બ્રિટિશ છાવણીમાં લઇ જઇ તેમની ઉત્તમ પ્રકારે શુશ્રૂષા કરવામાં આવી; પરંતુ તેમના પ્રાણની રક્ષા કોઇપણ પ્રકારે થઈ શકી નહિ. તેમણે બીજે દિવસે પ્રાણત્યાગ કર્યો. તેમણે યથાર્થ વીરની પેઠે વર્તન કર્યું હતું. તેમણે પોતાની આ સ્થિતિને માટે પોતાના ભાગ્યનોજ દોષ કાઢયો, અન્ય કોઇને પણ ઠપકો આપ્યો નહિ. છાવણીની સમીપ એક વૃક્ષને જોઇ તેઓ પોકારી ઉઠયા કે મારો આત્મા મારા પૈતૃક રાજ્યનું આ વૃક્ષ જોઇને આનંદ પામે છે. એક સૈનિકે તેમની તલવાર અને અંગુઠી લઇ લીધી. ત્યારપછી તેમણે પોતાની કટાર, મોતીની માળા અને અન્યાન્ય મૂલ્યવાન અલંકાર એજંટના હાથમાં સોંપી દીધા. વળી તેમણે પોતાના પુત્રની રક્ષાનો ભાર પણ તેમનેજ સોંપ્યો. આ પૃથ્વીસિંહના પુત્ર કોટાના સત્તાશૂન્ય, નામમાત્રના સિંહાસનના ભાવી અધિકારી હતા.

પૃથ્વીસિંહને ભાલાનો આઘાત લાગ્યો હતો. આ આઘાત એટલા જોરથી લાગ્યો હતો કે ભાલો તેમની પીઠ ભેદી વક્ષઃસ્થળપર્યંત ચાલ્યો ગયો હતો. પૃથ્વીસિંહ બોલ્યા કેઃ-"કોઇ શત્રુએ વૈર લેવાને માટેજ મારાપર ભાલાનો આઘાત કર્યો છે. આ ભાલાએ મારા શરીરને એવી રીતે ભેદી નાખ્યું છે કે મને જીવનની કિંચિત્ પણ આશા નથી. જો કે જાલિમસિંહની સેનાએ અંગ્રેજી સેનાની સાથે મળીને મહારાવપર આક્રમણ કર્યું હતું, તોપણ તે તેમની નિકટ જવાનું સાહસ કરી શકતી નહોતી. આપરથી અનુમાન કરી શકાય છે કે કોઇ વિશ્વાસઘાતી મનુષ્યે મહારાવની સેના સાથે મળીને પૃથ્વીસિંહને ભયંકર રીતે ઘાયલ કરી જાલિમસિંહના પુત્ર અને તેમના ઉત્તરાધિકારીઓનો કંટક દૂર કર્યો હશે. કોઇપણ અંગ્રેજસૈનિકે પૃથ્વીસિંહનો પ્રાણ નાશ કર્યો હોય એ વાત અમે માની શકતા નથી. અવશ્ય કોઇ વિશ્વાસઘાતી દેશીએજ તેમના પ્રાણ લીધા હશે; પરંતુ જાલિમસિંહ પોતાના સ્વામીના ભ્રાતાના પ્રાણ લેવાના પાપકર્મમાં ભાગીઆ થયા હતા એમાં તો કિંચિન્માત્ર પણ શક નથી.

પરંતુ અંતે સત્યનોજ જય છે. પાશવબલદ્વારા ધર્મના વક્ષઃસ્થળપર અને ન્યાયના હૃદયપર ગમે તેવો પદાઘાત કેમ ન કરવામાં આવે તોપણ અંતે તો ધર્મ અને ન્યાયનોજ જય થાય છે. લોભી અને વિશ્વાસઘાતી જાલિમસિંહ આટલા દિવસ સુધી જે સ્વામીદ્વારા પ્રતિપાલિત થયા હતા તેજ સ્વામીની સામે આ સમયે તેમણે સંગ્રામ ઉપસ્થિત કરી દીધો;પરંતુ જો બ્રિટિશસરકાર ન્યાય અને ધર્મપ્રત્યે દુર્લક્ષ્ય કરી જાલિમસિંહના પક્ષનું સમર્થન ન કરત તો જાલિમસિંહ સ્વવંશસહિત વિધ્વસ્ત થઇ ઉચિત દંડ પામત એમાં કિંચિત્ પણ શક નથી. કર્નલ ટૉડ જાલિમસિંહની સેનાને નાસી જતી અટકાવવાને માટે સ્વયં તેની પાછળ ઉભા રહ્યા એ તેમણે અત્યંત અન્યાયી કાર્ય કર્યું છે. તેમણે કહ્યું છે કે ઉભયપક્ષોની વચ્ચે સંધિ કરાવવાને માટે યથાશક્તિ ચેષ્ટા કરવામાં આવી હતી; પરંતુ આ વાત પણ નિર્મૂળ છે.તેમણે મહારાવના પ્રસ્તાવોમાંથી એક પણ પ્રસ્તાવ માન્ય રાખ્યો નહોતો. તેમણે જાલિમસિંહની પ્રાર્થનાનુસાર સંધિપત્રનો વધારાનો ધારો માન્ય રાખવાને મહારાવને ફરજ પાડી હતી, તો આપણે શી રીતે માની શકીએ કે તેમણે ઉભયપક્ષોનું હિત જાળવ્યું હતું ! અમે કહી શકીએ છીએ કે રાજપૂતજાતિના પરમ શુભેચ્છક કર્નલ ટૉડે આ સમયે મહારાવપ્રત્યે જે આચરણ કર્યું હતું તે સર્વથા અનુચિત હતું.

કર્નલ ટૉડ જણાવે છે કે મહારાવ કિશોરસિંહે ઊંચા મકાઇના ક્ષેત્રમાં છુપાઈ જઇ મહાવિપત્તિમાંથી પોતાનું રક્ષણ કર્યું.ક્ષેત્રમાં મકાઇના છોડ એટલા ઊંચા અને ઉંચા હતા કે મહારાવનો હાથીસુદ્ધાં તેમાં દૃષ્ટિગોચર થતો નહોતો. પાંચ માઇલપર્યંત આ પ્રકારની મકાઈની ખેતી ચાલી ગઇ હતી. મહારાવ કોટારાજ્યની બહાર નાસી ગયા તેથી તેમની પૂંઠ પકડવામાં આવી નહિ; કારણ કે એકમાત્ર કોટામાંજ તેમનું જવું વિપત્તિકારક માનવામાં આવતું હતું. મહારાવની પાયદલ અને બીજી સેના વિખેરાઇને ચોતરફ નાસી ગઇ. બ્રિટિશઅશ્વારોહીઓદ્વારા તેમના પુષ્કળ સૈનિકો માર્યા ગયા.

મહારાવ અને તેમના હાથનીચેના સૈનિકોએ જે વીરતા પ્રદર્શિત કરી હતી, તે જોઇને તેમના

શત્રુઓએ પણ તેમની પરમ પ્રશંસા કરી હતી. તેઓ વસ્તુતઃ નૈતિક બળથી બળવાન બન્યા હતા. મહારાવ કિશોરસિંહ અને તેમના પક્ષના હાડાવીરોએ અપૂર્વ બલવિક્રમ પ્રદર્શિત કર્યું હતું; પરંતુ આ સ્થળે બે રાજપૂતવીરોની વીરતા તો ખાસ વર્ણવવા યોગ્ય છે. તેમણે તો ખરેખર વીરતાની પરાકાષ્ઠા દર્શાવી હતી. તેમણે જે રાજભક્તિ પ્રદર્શિત કરી હતી, તે ગ્રીસ અને રોમના પ્રાચીન વીરો કરતાં નિકૃષ્ટ પંક્તિની નથી.જે સ્થળે ઉક્ત યુદ્ધ થયું હતું, તે સ્થળનું ભૌગોલિક વર્ણન પૂર્વે આપવામાં આવ્યું છે. જો કે સાધારણ રીતે, તે સ્થળ સપાટ હતું;પરંતુ નદીની આગળ ખાડા ટેકરા વિદ્યમાન હતા. અહીંઆં એક સાંકડી ખીણમાંથી જાલિમસિંહની સેના જઇ રહી હતી,એવામાં તેના ઉપર ગોળીઓ આવીને પડવા લાગી. સમસ્ત સેના આથી અચાનક થંભી ગઇ. સૈનિકોએ જે દિશામાંથી ગોળીઓ આવતી હતી તે દિશા તરફ જોયું તો બે મનુષ્યો ઉચ્ચ પ્રદેશપરથી ગોળીઓ મારતા દૃષ્ટિગોચર થયા. સર્વ માણસો અત્યંત વિસ્મિત થઇ બે મિનિટસુધી મૌન ધારણ કરી ઉભા રહ્યા. ત્યારપછી સેનાપતિએ સેનાને આગળ વધવાને આજ્ઞા આપી; પરંતુ તરતજ સેનાના આગલા ભાગના કેટલાક સૈનિકો ગોળીના આઘાતથી ઘાયલ થયા અને પાછલા ભાગમાં નાસી ગયા. ઉક્ત ઉભય માણસો સતત ગોળીની વૃષ્ટિ કર્યાજ જતા હતા. જાલિમસિંહના સૈનિકો એક બાર પણ ન કરી શકે એટલા સમયમાં ઉક્ત ઉભય માણસો ત્રીસ બાર કરતા હતા.તેમની ગોળીઓએ જાલિમસિંહની સેનાના અનેક માણસોને ઘાયલ કર્યા; પરંતુ તેમનો તો વાળ પણ વાંકો થઇ શકયો નહિ. તેઓ જાણે જાદુથી પોતાનું રક્ષણ કરતા ન હોય તેમ લાગતું હતું. જાલિમસિંહના સૈનિકો ગોળી મારતા હતા તે નિષ્ફળ થતી હતી. અંતે જાલિમસિંહના સૈનિકોએ તેમની સામે બે તોપો ગોઠવી અને ગોળા છોડવા માંડયા. ગોળા પણ તેમની પાસે થઇને નીકળી ગયા. તેઓ પોતાના શત્રુઓનો ઉપહાસ કરી પુનઃ ગોળીની વૃષ્ટિ કરવા લાગ્યા. જાલિમસિંહની સેના આગળ વધવા લાગી.જો કે તે સેનાના અનેક સૈનિકો ઘાયલ થયા હતા, તોપણ ઉક્ત ઉભય વીરોનું બલવિક્રમ જોઇને તેમનું રક્ષણ કરવાની અભિલાષા તેને ઉત્પન્ન થઇ. તે વીરોની સામે ગોળા અને ગોળીઓ છોડવાની મના કરવામાં આવી.સૈનિકોને એવી આજ્ઞા ફરમાવવામાં આવી કે જે કોઇ ઉક્ત વીરોપર આક્રમણ કરવાની હામ ધરાવતા હોય તેમને તેમ કરવાની રજા છે. આ આજ્ઞા પ્રાપ્ત થતાંજ બે રોહિલાઓ હાથમાં નગ્ન તલવાર લઇ ઉક્ત વીરોને પકડવાને ગયા. સર્વ આતુરતાપૂર્વક પરિણામની પ્રતીક્ષા કરવા લાગ્યા.ઉક્ત ઉભય વીરોનું શારીરિક બળ ઘણું થોડું હતું. તેમને ગોળાની કેટલીક કરચ લાગી હતી, જેથી તેઓ હતતેજ થઇ ગયા હતા. વળી જે સ્થાનપર તેઓ ઉભા હતા, તે સ્થાન પણ દ્વંદ્વયુદ્ધને યોગ્ય નહોતું. અંતે તે બન્ને વીરો ઉક્ત રોહિલાઓના હાથથી માર્યા ગયા. ઉક્ત ઉભય હાડાવીરોએ જાલિમસિંહની દશ પાયદલ ટુકડી અને વીસ તોપોસહિત ગોલંદાજદલની ગતિ રોકી હતી; પરંતુ અંતે તેઓ ઉપર જણાવ્યા પ્રમાણે પરલોકવાસી થયા.

હાડોતીના સમસ્ત સામંતો અને પ્રજાજનોએ મહારાવ કિશોરસિંહના પક્ષનું સમર્થન કર્યું હતું, તેપરથી રાજપૂતજાતિના પ્રધાન ગુણો અને તેની ધર્મપરાયણતા ઉત્તમ પ્રકારે પ્રતીત થાય છે. વળી તેની સાથે જાલિમસિંહનું શાસન કેટલું કઠોર હતું અને તે પ્રજાને કેટલો અપ્રિય હતો, તે પણ જણાય છે. જે સામંતે સંધિપ્રસંગે મધ્યસ્થતા કરી હતી અને જેણે જાલિમસિંહના અનુગ્રહથી જાગીર પ્રાપ્ત કરી હતી, તેણે પણ મહારાવના પક્ષનું સમર્થન કર્યું હતું. કર્નલ ટૉડે અનેક સ્થાનપર સ્વીકાર્યું છે કે જાલિમસિંહનાં કઠોર શાસનથી કોટાના પ્રત્યેક શ્રેણીનાં મનુષ્યો અત્યંત અસંતુષ્ટ થઇ ગયાં હતાં; તે છતાં પણ તેમણે અન્યાયી રીતે જાલિમસિંહને વંશપરંપરાગત શાસનસત્તા આપવાને માટે કિશોરસિંહની સામે યુદ્ધ કર્યું હતું !

કર્નલ ટૉડ જણાવે છે કે, મહારાવ કિશોરસિંહ નદીપાર ઉતરી ગયા ત્યાર પછી તરતજ તેમના ઘોડાએ ગોળીના આઘાતથી પ્રાણત્યાગ કર્યો. આપરથી પ્રતીત થાય છે કે મહારાવ કિશોરસિંહનાં જીવનનો નાશ કરવાને માટે જાલિમસિંહની સેનાએ તેમનાપર ગોળી ચલાવી હતી. પ્રાયઃ ચતુર્થ અશ્વારોહીઓસહિત મહારાવ કિશોરસિંહ બૂંદીમાં ચાલ્યા ગયા. અનેક સાહસિક હાડાવીરોએ અપૂર્વ રાજભક્તિ પ્રદર્શિત કરી સ્વધર્મનું પાલન કરવાને માટે પોતાની માતૃભૂમિ, ઘરબાર અને કુટુંબસુખનો

ત્યાગ કરી મહારાવના પક્ષનું અવલંબન કર્યું હતું.

બ્રિટિશસેનાએ ઉક્ત હાડાવીરોની પૂંઠ પકડી નહિ. તેઓ રણભૂમિમાં બ્રિટિશસેના સામે થયા હતા એ વાત સત્ય છે; પરંતુ તેઓ અમારાપર આક્રમણ કરવાને નહિ, પણ પોતાનું રક્ષણ કરવાને સામા થયા હતા; માટે તેમનું તે કાર્ય અવશ્ય યથાર્થ અને ન્યાયસંગત છે. કર્નલ ટૉડે કોટાના યથાર્થ અધીશ્વર મહારાવ કિશોરસિંહને નસાડી મૂકી તેમની સર્વ મહત્ત્વાકાંક્ષા વિધ્વસ્ત કરી દીધી. તેમના ભ્રાતા પૃથ્વીસિંહ માર્યા ગયા અને ગોવર્ધનદાસ દેશપાર થયો. સામંતોએ નહોતું ધાર્યું કે યુદ્ધમાં અમારો પરાજય થશે; તેથી તેમણે પરાજય થાય તો શું કરવું તેની કાંઇપણ તૈયારી કરી રાખી નહોતી જો બ્રિટિશસરકાર આજ્ઞા કરત તો રાજસ્થાનમાં મહારાવ કિશોરસિંહને સહાય કરનાર સામંતોને ક્યાંય પણ પ્રાપ્ત થાત નહિ; પરંતુ તેમનો સર્વથા નાશ કરવો ઉચિત માનવામાં આવ્યો નહિ કારણ કે બ્રિટિશસરકાર સારીપેઠે જાણતી હતી કે તેમણે અનેક કારણોથી મહારાવના પક્ષનું અવલંબન કર્યું હતું અને તેમને મહારાવને સહાય કર્યા વિના છુટકો નહોતો. મહારાવની[1] છાવણીમાંથી બ્રિટિશસરકારે અનેક ગુપ્ત કાગળપત્રો હસ્તગત કરી લીધા હતા. આ કાગળપત્રો વાંચવાથી પ્રતીત થાય છે કે જાલિમસિંહને પરાસ્ત કરવાને માટે મજબૂત તૈયારી કરવામાં આવી હતી અને મહારાવની મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ કરવાને માટે સમસ્ત સાહસિક સામંતોએ સહાય કરી હતી; પરંતુ પાછળથી તે સર્વને કઠોર દંડ[2] મળ્યો.

કર્નલ ટૉડ સારીપેઠે જાણતા હતા કે સંધિનો વધારાનો ધારો કાયમ રાખવાને માટે બ્રિટિશસરકારે મહારાવની વિરુદ્ધ જે કાર્ય કર્યું હતું તે સર્વથા અન્યાયમૂલક હતું. કર્નલ ટૉડ જણાવે છે કે મહારાવની વિરુદ્ધ કાર્ય કરવામાં મેં મારું દુઃખદાયક કર્તવ્ય બજાવ્યું હતું. હું હાડાજાતિનો ભૂતકાળનો ઇતિહાસ જાણતો હતો; પરંતુ માત્ર સંધિના ધારાને અનુસરીનેજ મેં મારું કઠોર કર્તવ્ય બજાવ્યું હતું. કર્નલ ટૉડે ઉક્ત યુદ્ધ સમાપ્ત થયા પછી કોટાનું સર્વ રાજતંત્ર પોતાના હસ્તમાં લીધું અને સમસ્ત સામંતોનો અપરાધ ક્ષમા કર્યો. તેમણે સર્વ સામંતોને પોતપોતાના પ્રદેશમાં આવીને નિવાસ કરવાની પરવાનગી આપી. તેમણે જાલિમસિંહને નિવેદન કર્યું કે જો સામંતોપર કોઇપણ પ્રકારનો અત્યાચાર કરશો તો બ્રિટિશસરકાર તેથી પરમ અસંતુષ્ટ થશે. સામંતો શીઘ્ર પોતપોતાની જાગીરમાં જઇને વસવા લાગ્યા. આ પ્રકારે ક્ષમા કરવાથી સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ. આથી કર્નલ ટૉડને પ્રજા અભિનંદન આપવા લાગી. કર્નલ ટૉડે ઇ૦ સ૦ ૧૮૦૭ માં જ્યારે રાજદ્વારી ક્ષેત્રમાં સૌથી પ્રથમ પ્રવેશ કર્યો, તે સમયે તેમણે કોટારાજ્યમાં એકલા ભ્રમણ કર્યું હતું; અને હાડોતીદેશનું ભૌગોલિક તથા ઐતિહાસિક વર્ણન યથાસાધ્ય એકત્રિત કર્યું હતું. તેઓ રાહતગઢથી સિંધિયાની છાવણી છોડી ઘણા થોડા અનુચરોને પોતાની સાથે લઇ ચંદેરીના બીચ જંગલમાં થઇ સંયુક્ત પ્રાંતોમાં ગયા અને ત્યાંથી પશ્ચિમતરફ આગળ વધી બેટવા અને ચંબલનદીના મધ્યભાગમાં પહોંચ્યા. અહીંઆં તેમણે આ પ્રદેશની સમસ્ત નદીઓના મૂળની ખોજ કરી. બારા નામના સ્થાનમાં જઇ તેમણે પોતાની છાવણી નાખી. ત્યાંથી તેઓ હાડોતીદેશથી સાડાઆઠ કોશના અંતરપર આવેલી કાલીસિંધુ નામની નદીના તટપર જઇ પોતાના સેવકોને વિશ્રામ કર્યાપછી આવવાનું કહી પોતે અશ્વારૂઢ થયા અને પાછા ફરવા લાગ્યા. તેઓ જે સમયે વમોલિયા નામના નગરમાં થઇને ચાલ્યા જતા હતા, તે સમયે કેટલાક માણસોએ તેમને એકદમ પકડી લીધા. તેમણે તેમને જણાવ્યું કે આપને અવશ્ય અહીંઆંના અધીશ્વરની સમીપ આવવું પડશે. જો કે તે સમયે તેઓ અત્યંત દુઃખિત થયા, તથાપિ તેમણે વિચાર કર્યો કે જો આપણે આ સમયે એમના શબ્દોને માન નહિ આપીએ તો આપણું કાર્ય અત્યંત અવિચારી થઇ પડશે; તેથી તેઓ તેમની સાથે ગયા. તેઓ એક બગીચામાં ગયા. ત્યાં તેમણે એક સુંદર મંચની ઉપર વમોલિયાના અધીશ્વરને પોતાના દરબારીઓની સાથે બેઠેલા જોયા. તેમણે

---

[1] પ્રધાન સામંતોએ બેજનદ્વારા જાલિમસિંહપર જે પત્ર મોકલ્યા હતા, તેમાં તેમણે જણાવ્યું હતું કે [illegible]ના નિર્બળ મંત્રીના ઉપદેશાનુસાર અમે તેમના પક્ષનું અવલંબન કર્યું છે.

[2] [illegible] જે [illegible] મસ્તકમાં [illegible] હતો તેને [illegible] [illegible] આવ્યો [illegible] [illegible] [illegible] તેમ [illegible] કરવામાં આવી.

કર્નલ ટૉડનું પરમ સન્માનસહિત સ્વાગત કર્યું. કર્નલ ટૉડે ઉક્ત સભામાં જતી વખતે પોતાના બૂટ કાઢવાની ચેષ્ટા કરી; પરંતુ તેમનું ચિત્ત સ્વસ્થ નહોતું, તેથી તેમની તે ચેષ્ટા સફળ થઇ નહિ. ત્યાર પછી તેમની સન્મુખ ખાદ્યપદાર્થો મૂકવામાં આવ્યા અને તેમના હાથ, મોં વગેરે ધોવાને માટે એક બ્રાહ્મણ જલ લઇને આવ્યો. જો કે તે સમયે તેઓ રાજપૂતજાતિનાં આચારવિચાર તથા ભાષા બરાબર જાણતા નહોતા; પરંતુ તેમણે એક કલાક અત્યંત આનંદમાં વ્યતીત કર્યો. પુષ્કળ વાર્તાલાપ ચાલ્યો. અનેક સુંદરીઓ તેમની તરફ જોવા લાગી. આથી કર્નલ ટૉડને પરમ આશ્ચર્ય થયું. કર્નલ ટૉડની ઘોડી લંગડી થઇ ગઇ હતી, તેથી તેઓ જ્યારે જવાને તૈયાર થયા ત્યારે વમોલિયાના અધીશ્વરે તેમને માટે એક ઉત્તમ ઘોડો સજાવીને તૈયાર રાખ્યો; પરંતુ તેમણે તે ઘોડો ગ્રહણ કર્યો નહિ. કર્નલ ટૉડે પોતાની છાવણીમાં જઈ કેટલાક ઉપહાર વમોલિયાના અધીશ્વરપર મોકલ્યા. આ ઘટના બન્યા પછી ચૌદ વર્ષે કર્નલ ટૉડે મહારાવ કિશોરસિંહની વિરુદ્ધ યુદ્ધ કર્યું. યુદ્ધને બીજે દિવસે વમોલિયાના અધીશ્વરની માતા તરફથી કર્નલ ટૉડને એક પત્ર મળ્યો. તેમણે તેમને આશીર્વચન કહી પૂર્વમિત્રતાનું સ્મરણ કરાવી એવી પ્રાર્થના કરી કે મારા પુત્રે પોતાના સન્માનની રક્ષાર્થે મહારાવના પક્ષનું અવલંબન કર્યું છે, માટે તેનું રક્ષણ કરશો. કર્નલ ટૉડે તેમને જણાવ્યું કે આ પત્રવાહક આપની સમીપ પહોંચશે તે પૂર્વે આપનો પુત્ર આપને આવી મળશે. જાલિમસિંહને સૌથી પ્રથમ જ્યારે કોટાના શાસનકર્તાનું પદ પ્રાપ્ત થયું, તે સમયે આધુનના જે સામંત તેમના પ્રધાન શત્રુતરિકે તેમની વિરુદ્ધ ખડા થયા હતા તેમના ઉત્તરાધિકારી ઉક્ત વમોલિયાના સામંત હતા.

મહારાવ કિશોરસિંહ યુદ્ધમાં પરાસ્ત થયા પછી મેવાડની અંતર્ગત નાથદ્વારામાં ગયા. આ પરથી પ્રતીત થાય છે કે તેમનામાં ધર્મભાવ અતિપ્રબલ હતો. મહારાવે હવે સર્વ રાજખટપટ છોડી દીધી. જાલિમસિંહની ભલામણથી મહારાવની નિકટ એક પત્ર મોકલવામાં આવ્યો. તે પત્રમાં એવો ઉલ્લેખ હતો કે આપ કેવી શરતે કોટારાજ્યમાં આવવા ઇચ્છો છો? મહારાવે લખ્યું કે બ્રિટિશએજંટ જે વ્યવસ્થા કરે તે મારે કબૂલ છે. આવો ઉત્તર મળતાં બ્રિટિશએજંટે એક સંધિપત્ર તૈયાર કર્યો. આ સંધિપત્રમાં મહારાવ અને જાલમસિંહની વચ્ચે ભવિષ્યમાં કાંઈ સંઘર્ષણ ન થાય એવી વ્યવસ્થા કરવામાં આવી હતી; તોપણ મહારાવને તો કેવલ નામમાત્રનાજ રાજા રાખવામાં આવ્યા હતા અને સર્વ સત્તા જાલિમસિંહના હાથમાં સોંપવામાં આવી હતી. પ્રધાન ઉદ્દેશ રાજાની પદમર્યાદા, સુખવિલાસ અને રક્ષાને માટે યોગ્ય પ્રબંધ કરવાનો હતો. મહારાવ કિશોરસિંહના પિતા કિંવા કોટાના કોઇ પણ ભૂતપૂર્વ રાજાને જે રકમ મળતી નહોતી, તે રકમ તેમને માટે નિયત કરવામાં આવી. સમસ્ત રાજપૂતોના નેતા મેવાડના મહારાણાના દરબારમાં જેટલો વ્યય થતો હતો, તેટલો વ્યય મહારાવ કિશોરસિંહને માટે નિશ્ચિત કરવામાં આવ્યો.

કર્નલ ટૉડે પોતાના ગ્રંથમાં મહારાવ કિશોરસિંહની સ્વાધીનતાનો નાશ કરનાર ઉક્ત સંધિપત્ર આપ્યો નથી; અમે મહાશય એચિસનના ગ્રંથમાંથી તે ઉદ્ધૃત કર્યો છેઃ—

## સંધિપત્ર

ગત બે વર્ષમાં રાજ્યમાં જે ઉપદ્રવો થયા છે, તેનું અત્યંત અનિષ્ટકારક પરિણામ આવ્યું છે, તેથી બ્રિટિશસરકાર અસંતુષ્ટ થઈ છે, કોટારાજ્યનું અમંગલ થયું છે અને મારી પોતાની શાંતિને આઘાત થયો છે, એ સર્વ વાત હું—મહારાવ કિશોરસિંહ—સારીપેઠે જાણું છું અને તેથી મેં આજે નિમ્નલિખિત ધારાઓથી યુક્ત સંધિપત્રપર હસ્તાક્ષર અને મહોર કરેલ છે. આ સંધિપત્રના ધારા પ્રમાણે ભવિષ્યમાં હું વર્તન કરીશ. મારી સદિચ્છાના શ્રીનાથજી સાક્ષી છે. જો હું ભવિષ્યમાં આ સંધિપત્રના કોઇ ધારાનો ભંગ કરું તો બ્રિટિશસરકાર તરફથી ભવિષ્યમાં હું કોઇપણ અનુગ્રહ પ્રાપ્ત કરી શકીશ નહિ.

પહેલો ધારો—બ્રિટિશસરકાર જે આજ્ઞા કરશે તે સર્વનું હું આનંદપૂર્વક પાલન કરીશ અને ભવિષ્યમાં મારાં સુખશાંતિ, સ્વતંત્રતા અને સાંસારિક કાર્યના સંબંધમાં કર્નલ ટૉડની મધ્યસ્થતાદ્વારા જે પ્રબંધ કરવામાં આવશે તેની વિરુદ્ધ હું કાંઇપણ વાંધો ઉઠાવીશ નહિ.

બીજો ધારો—મારા પિતા રાજા ઉમેદસિંહની જીવિતદશામાં નાનાજી જાલિમસિંહ જે પ્રકારે

સર્વ રાજતંત્ર ચલાવતા હતા, તે પ્રકારે દિલ્હીની સંધિઅનુસાર અમારા અને અમારા ઉત્તરાધિકારી-ઓનાં નામથી તથા તરફથી નાનાજી જાલિમસિંહને તથા તેમના ઉત્તરાધિકારીઓને શાસનભાર પ્રાપ્ત થશે; અર્થાત્ રાજ્યશાસન, મહેસુલ, સેના, દુર્ગસમૂહ, કર્મચારીઓનો નિયોગ અને તેમની પદચ્યુતિ એ સર્વ તેમના હાથમાં રહેશે. તેમની આ સત્તા સ્વતંત્ર રહેશે. અમે તેમાં હસ્તક્ષેપ કરી શકીશું નહિ.

ત્રીજો ધારો—શાંતિભંગ કરનારને ઉચિત દંડ પ્રાપ્ત થશે. મારા સર્વ ખરાબ સલાહકારો ચાલ્યા ગયા છે વા આપની આજ્ઞાનુસાર મેં તેમને કાઢી મૂકયા છે. ગોવર્ધનદાસ, સૈફુઅલ્લી, મહારાજ બલવંતસિંહ, કાઝી મીરજાં મુહમ્મદઅલી, શેખ હબીબ અને બીજાઓ કે જેમની અનિષ્ટકારક સલાહ પ્રમાણે હું ચાલ્યો હતો, તેમની સાથે ભવિષ્યમાં હું કોઇપણ પ્રકારનો સંબંધ વા પત્રવ્યવહાર રાખીશ નહિ.

ચોથો ધારો—અમારા શરીરની રક્ષાને અર્થે જે સેના નિયત થશે તે સિવાય બીજી કોઇપણ સેના રાખવાને અમે ચેષ્ટા કરીશું નહિ. જે મનુષ્ય નાનાજી જાલિમસિંહના વિરોધીઓની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ રાખશે તેને હું મારા દરબારમાં આવવા દઇશ નહિ.

નાથદ્વારા, તા. ૨૨ મી નવેમ્બર, ઇ૦ સ૦ ૧૮૨૧ (હસ્તાક્ષર) મહારાવ કિશોરસિંહ

જે મહારાવ કિશોરસિંહ એક યથાર્થ રાજપૂતવીરની પેઠે પોતાના પૈતૃકરાજ્યાધિકારની રક્ષાને અર્થે જાલિમસિંહની વિરુદ્ધ ખડ્ગ લઇને ખડા થયા હતા, તેજ મહારાવ કિશોરસિંહને આ સમયે બ્રિટિશસરકારના વેચાયલા ગુલામની પેઠે ઉક્ત સંધિબંધનમાં બદ્ધ થયેલા જોઇને કોઇ તેમને કાયર માને એ સ્વાભાવિક છે; પરંતુ અમે કહીએ છીએ કે એમ માનવામાં તેઓ ભૂલ કરે છે. જો તેઓ પોતાના પૈતૃકઅધિકાર અને સ્વાધીનતાની રક્ષાઅર્થે રણસંગ્રામમાં બહાર પડયા ન હોત તો આપણે તેમને યથાર્થ કાપુરુષ કહી શકત. બ્રિટિશસરકારને અન્યાયીરીતે જાલિમસિંહના પક્ષનું સમર્થન કરતી જોઇ તેમણે રણસંગ્રામમાં ઝોકાવ્યું હતું, તેમનું તે કાર્ય ખરેખર પ્રશંસનીય છે. કોણ કહી શકે છે કે મહાબલવાન બ્રિટિશસિંહની સામે યુદ્ધ કરવાથી પરિણામ શું આવશે તે મહારાવ કિશોરસિંહ જાણતા નહોતા? અમે કહી શકીએ છીએ કે મહારાવ કિશોરસિંહ જો કે જાણતા હતા કે બ્રિટિશ-સરકાર વિપુલ બળશાળી છે, તોપણ તેઓ અંતની ઘડીસુધી માનતા હતા કે બ્રિટિશસરકાર ન્યાયી રાજનીતિના મસ્તકપર પદાઘાત કરી જાલિમસિંહનો પક્ષ ગ્રહણ કરી અમારી સામે સેનાને ચલાવશે નહિ; પરંતુ તેમ થયું નહિ. બ્રિટિશસરકારની સાથે તેમને કાંઇ શત્રુતા નહોતી, તેથી તેમણે માંગરોલના યુદ્ધમાં બ્રિટિશસેનાએ જ્યારે તેમનાપર આક્રમણ કર્યું, ત્યારે માત્ર પોતાની રક્ષાને અર્થે તેની સામે શસ્ત્રપ્રયોગ કરી રણભૂમિનો ત્યાગ કર્યો. ઉક્ત સંધિપત્રદ્વારા સારીરીતે પ્રમાણિત થાય છે કે મહારાવે પોતાની અત્યંત અનિચ્છાથી તેપર હસ્તાક્ષર કર્યાં હતા. બ્રિટિશસરકારે એક રાજ્યમાં એક નામમાત્રનો રાજા અને બીજો સર્વસત્તાધારી રાજા આ પ્રમાણે બે નૃપતિઓ નિયુક્ત કરી અત્યંત અવિચારી કાર્ય કર્યું. પાછળથી આ અનુચિત અને અન્યાયી કાર્ય વ્યર્થ થઇ ગયું, એજ તેની અયોગ્યતાનું પ્રબલ પ્રમાણ છે.

કર્નલ ટૉડે મહારાવ કિશોરસિંહના વ્યયને માટે જે રકમ નિર્ણીત કરી હતી, તેનો ઉલ્લેખ કર્યો નથી; પરંતુ અમે તેની સૂચિ મહાશય એચિસનના ગ્રંથમાંથી ઉધ્ધૃત કરીએ છીએ.

મહારાવ કિશોરસિંહને પોતાના દરબાર અને કર્મચારીઓના વ્યયને માટે નિમ્નલિખિત રકમ ઇ૦ સ૦ ૧૮૨૨ ના જાન્યુઆરીની ૮ મી તારીખથી પ્રતિવર્ષે જાલિમસિંહની તરફથી મળતી હતીઃ—

| મહારાવનો અંગત ખર્ચ | રૂપિયા |
|---|---|
| ૧-શ્રી વ્રજરાજજીની સેવાને માટે | ૪૮૦૦—૦—૦ |
| ૨-દાનને માટે | ૨૨૦૦—૦—૦ |
| ૩-રસોઇને માટે (રોજના પંદર રૂ. પ્રમાણે) | ૫૪૦૦—૦—૦ |
| ૪-રાજમહાલયનો વ્યય | ૬૩૦૬—૯—૯ |
| ૫-રાણીઓના અલંકારને માટે | ૧૨૦૦૦—૦—૦ |
| ૬-મહારાજ અને ઠકુરાણીઓના પોષાક તથા વસ્ત્રાદિને માટે | ૧૮૦૦૦—૦—૦ |

| | |
|---|---|
| ૭-હાથખર્ચ વા ખાનગીવ્યય | ૨૪૦૦૦—૦—૦ |
| ૮-રાજસેવકોના વેતનાદિ વિગેરે | ૧૨૦૦૦—૦—૦ |
| ૯-તબેલાનો ખર્ચ | ૬૭૯૬—૮—૦ |
| ૧૦-ફીલખાના( હસ્તીશાળા )નો ખર્ચ | ૩૨૭૬—૯—૦ |
| ૧૧-રથ, ગાડી, પાલખી ઇત્યાદિનો ખર્ચ | ૧૪૦૩—૫—૬ |
| ૧૨-પાલખી ઉંચકનારા કહારોના પગાર | ૧૨૩૯—૦—૦ |
| **પ્રાસાદરક્ષક સેનાનો વ્યય** | |
| ૧૩-૧૦૦ અશ્વારોહીઓ (પ્રત્યેકને માસિક રૂ.૨૫ના હિસાબથી) | ૩૦૦૦૦—૦—૦ |
| ૨૦૦ પાયદલ સૈનિકો ( બે સુબેદાર, પ્રત્યેકને માસિક ૨૦ ના હિસાબથી; જમાદાર બે, પ્રત્યેકને માસિક ૧૨ ના હિસાબથી; પતાકાધારીને માસિક ૮ ના પાળા હિસાબથી અને સાધારણ પદાતિને ૭ ના હિસાબથી, | ૧૭૫૮૦—૦—૦ |
| ૧૪-ઉંટ ૫ | ૩૧૭—૦—૦ |
| ૧૫-સાંઢણી ૪ | ૪૮૮—૩—૯ |
| ૧૬-બળતણ | ૭૨૦—૦—૦ |
| ૧૭-ઘાસ | ૮૫૦—૦—૦ |
| ૧૮-તેલ, બત્તી આદિ | ૧૮૦૦—૦—૦ |
| ૧૯-રંગ | ૨૦૦—૦—૦ |
| ૨૦-ઇમારતની મરામત | ૩૦૦૦—૦—૦ |
| ૨૧-ઘોડા, ગાય, ઉંટ, બલદ વગેરેની ખરીદી | ૬૦૦૦—૦—૦ |
| ૨૨-તંબુ વગેરે | ૧૦૦૦—૦—૦ |
| ૨૩-ચિકિત્સાલય, ઔષધિ વગેરે | ૪૦૦—૦—૦ |
| ૨૪-લંગરખાના | ૩૦૦—૦—૦ |
| | કુલ રૂ. ૧૬૩૦૭૭-૪-૦ |

( હસ્તાક્ષર ) માધોસિંહ

પૃથ્વીસિંહના પુત્ર નાનાલાલ અને તેમના કુટુંબના ભરણપોષણને માટે કોટાના શાસનકર્તા તરફથી ઇ૦ સ૦ ૧૮૨૨ ના જાન્યુઆરીની ૮ મી તારીખથી પ્રતિવર્ષે કોટાશાહી રૂપિયા ૧૮૦૦૦ ( પ્રતિમાસે રૂ. ૧૫૦૦ ) આપવામાં આવતા હતા.

કર્નલ ટૉડે મધ્યસ્થ થઇ કિશોરસિંહને માટે ઉપરોક્ત રકમ નિયત કરી અને કુમાર માધોસિંહની પાસે પણ એક પત્રપર હસ્તાક્ષર કરાવી લીધા. તેમણે જે પત્રપર કુમાર માધોસિંહના હસ્તાક્ષર કરાવ્યા હતા તે પત્ર પોતાના ગ્રંથમાં આપ્યો નથી; પરંતુ અમે તેને પરમ આવશ્યક ધારી મહાશય એચિસનના ગ્રંથમાંથી ઉધ્ધૃત કર્યો છે. તે પત્ર આ પ્રમાણે છે:—

પ્રથમ ધારો—રાજધાની કોટા, તેમાંના પ્રાસાદો, વિશ્રામસ્થાનો, ઉદ્યાનસમૂહ, ઉમેદગંજમાંના મહાલયો, રંગવાડી, જગપુરા, મુકુંદરા તથા વૃજરાજજી નામનું ઉદ્યાન, ગોપાળનિવાસ અને વૃજવિલાસ નામનું ઉદ્યાન, આ સર્વ મહારાવના અધિકારમાં રહેશે. મહારાવ એ સર્વ સ્થાનોના સંબંધમાં જે પ્રબંધ કરશે તેમાં શાસનકર્તા જાલિમસિંહ કોઇપણ પ્રકારે હસ્તક્ષેપ કરી શકશે નહિ.

રાજધાનીમધ્યેના રાજમહાલયના જે ભાગો રાજરાણા જાલિમસિંહના કુટુંબીઓ અને સેવકોના નિવાસને માટે નિયત કરવામાં આવ્યા છે, તેને મૂળ મહાલયથી પૃથક કરવામાં આવ્યા છે. તેનું પૃથકત્વ સિદ્ધ કરવાને માટે વચમાં જંગલી રાખવામાં આવી છે, તેનું ઉલ્લંઘન કોઇ કરી શકશે નહિ. જાલિમસિંહ ઉક્ત સ્થાનની રક્ષાને અર્થે ૫૦ થી અધિક ચોકીદારો નિયુક્ત કરી શકશે નહિ.

બીજો ધારો—મહારાવ અને તેમના પરિવારના ભરણપોષણને માટે પ્રતિવર્ષે કોટાશાહી એક લાખ ત્રેસઠ હજાર સત્યોતેર રૂપિયા ચાર આના આપવામાં આવશે. આ રકમ મળતાં મહારાવ તેની પહોંચ આપશે અને તે રકમનો હિસાબ તેમને બ્રિટિશસરકારપર [illegible] પડશે.

ત્રીજો ધારો—રાજકુટુંબમાં વિવાહ, જન્મ ઇત્યાદિ પ્રસંગે જે કાંઇ વ્યયની આવશ્યકતા હોય તે ઝાલિમસિંહ પ્રાચીન પ્રણાલીઅનુસાર રાજપદોચિત સન્માનની રક્ષાર્થે આપશે. જો મહારાવ-ને પુત્રપ્રાપ્તિ થશે તો તેમના ભરણપોષણને માટે વધુ રકમ નિયત કરવામાં આવશે.

ચોથો ધારો—દશેરા, જન્માષ્ટમી ઇત્યાદિ સાધારણ ઉત્સવોના સમયમાં મહારાવ અને તેમના પરિવારને અત્યારસુધી જે સન્માન મળતું આવ્યું છે, તે સન્માન તેજ પ્રકારે મળશે. દાનપુણ્યાદિ સાંસારિક કામોના સંબંધમાં મહારાવને સંપૂર્ણ અધિકાર રહેશે અને આજસુધી જે રાજચિન્હો વિદ્યમાન છે, તેની પણ તેજ પ્રકારે રક્ષા કરવામાં આવશે.

પાંચમો ધારો—જે સમયે મહારાવ હવા ખાવાને માટે બહાર જશે તે સમયે તેમની સાથે સમસ્ત રાજચિન્હો મોકલવામાં આવશે અને રાજ્યની એક ટુકડી પણ તેમની સાથે જશે.

છઠ્ઠો ધારો—જે ૧૦૦ અશ્વારોહીઓ અને ૨૦૦ પાયદલ સૈનિકો તેમના અંગરક્ષકતરિકે નિયુક્ત થયા છે તે સંપૂર્ણતઃ મહારાવને આધીન રહેશે. અન્ય કોઈ તેની ઉપર કોઇપણ પ્રકારની સત્તા ધરાવી શકશે નહિ. રાજદરબારના સભાસદો મહારાવને માત્ર પોતાના સ્વામી ગણશે.

સાતમો ધારો—પૃથ્વીસિંહના પુત્ર નાનાલાલ અને તેમના કુટુંબીજનોના ભરણપોષણને માટે વાર્ષિક ૧૮૦૦૦ રૂપિયાની જે રકમ નિયત કરવામાં આવી છે, તેને પણ મહારાવને આપવામાં આવતી રકમનાજ નિયમો લાગુ પડે છે. તેમના પ્રથમ વિવાહપ્રસંગે કોટાના શાસનકર્તા સમસ્ત વ્યય આપશે.

આઠમો ધારો—કોટાના શાસનકર્તા જે સિપાઇઓ અને મુત્સદ્દીઓને પદચ્યુત કરશે વા જેઓ પોતાની ઇચ્છાથી પદત્યાગ કરશે, તેમને મહારાવ પોતાના તાબામાં નિયુક્ત કરી શકશે નહિ કિંવા આશ્રય આપી શકશે નહિ; તેજ પ્રકારે કોટાના શાસનકર્તા પણ મહારાવના બરતરફ કરેલા માણસો-ને નિયુક્ત કરી શકશે નહિ કિંવા આશ્રય આપી શકશે નહિ.

નવમો ધારો—ગવર્નરજનરલના એજંટ તરફથી એક વિશ્વાસુ મનુષ્ય નિત્ય મહારાવની સમીપ હાજર રહેશે અને તેનાદ્વારા પત્રવ્યવહાર ચાલશે.

દશમો ધારો—ગત ઉપદ્રવના સમયમાં મહારાવે જે દેવું કર્યું છે અથવા અત્યારપછી તેઓ જે દેવું કરશે તે ચૂકવવાને માટે ખજાનામાંથી એકપણ રૂપિયો આપવામાં આવશે નહિ.

જે લખવામાં આવ્યું છે તેમાં કાંઈ પણ વ્યતિક્રમ કરવામાં આવશે નહિ.

ફાલ્ગુન સંવત ૧૮૭૮-૭ મી ફેબ્રુઆરી, ઇ૦ સ૦ ૧૮૨૨.

ભવિષ્યમાં કાંઇપણ ઉપદ્રવ ન થાય એટલા માટે ઉક્ત પ્રબંધ કર્નલ ટૉડે કર્યો હતો. અત્યંત શોકનો વિષય છે કે તેઓ એક ઉત્તમ શ્રેણીના રાજપુરુષ હોવા છતાં પણ તેમણે પરિણામનો વિચાર કર્યો નહિ.એક રાજ્યમાં એક રાજા નામમાત્રનો રહે અને બીજો સંપૂર્ણ રાજસત્તા પોતાના હાથમાં રાખે એ વ્યવસ્થા કદિપણ ચિરકાલપર્યંત નભી શકે નહિ, એ વાતનો કર્નલ ટૉડે કિંચિત્ પણ વિચાર કર્યો નહિ. કર્નલ ટૉડ જણાવે છે કે:—“ખરાબ સલાહના ભોગ થઇ પડેલા મહારાવના હૃદયમાં વિશ્વાસ ઉત્પન્ન કરવાની પરમ આવશ્યકતા હતી. તેમણે ઝાલિમસિંહની વિરુદ્ધ જે પગલું ભર્યું હતું તેનાં અનેક કારણોમાં એક કારણ એવું પણ દર્શાવવામાં આવ્યું હતું કે તેમણે પોતાના જીવનના ભયથી તે કાર્ય કર્યું હતું; માટે તેમનો તે ભય નિવૃત્ત કરવાની અને તેમનું મંગલ સાધવાની ચેષ્ટા કરવામાં આવી છે. જે સમયે સમસ્ત ભીતિ અને અવિશ્વાસ દૂર કરી મહારાવ નાથદ્વારાનો ત્યાગ કરી કોટામાં જવાને તત્પર થયા તે સમયે તેમનો કોટાના સિંહાસનપર પુનઃ અભિષેક કરવાને માટે જે પ્રયત્ન કરવામાં આવતો હતો તે નિષ્ફળ કરવાને માટે એક ભયંકર પ્રપંચ રચાયું. એક લંગડો માણસ આ પ્રપંચનો પ્રધાન સૂત્રધાર હતો. તેણે એવી અફવા ફેલાવી કે ઝાલિમસિંહના પુત્રની આજ્ઞાથી મને લંગડો કરવામાં આવ્યો છે અને હું મહારાવનો ભ્રાતા વિશનસિંહ છું. તે મહારાવના નિવાસસ્થાનની છેક નિકટ જઇ પહોંચ્યો. વિશનસિંહના ચહેરાની સાથે તેનો ચહેરો અત્યંત મળતો આવતો હતો; પરંતુ તેની ચતુરાઇ શીઘ્ર પ્રકાશિત થઇ ગઇ અને તેનો પ્રપંચ પકડાઈ ગયો. ઉદયપુરના મહારાણા કિશોરસિંહના અનેવી થતા હતા તેથી તેમણે કિશોરસિંહનો કોટાના સિંહાસનપર પુનઃ

અભિષેક કરવાને માટે વિશેષ પ્રયત્ન કર્યો. તેમણે ઉક્ત પ્રપંચ કરનારને પકડાવીને ઉદયપુર મંગાવી લીધો. તે માણસે શામાટે આવું કાર્ય કર્યું હતું, તે કાંઇ વિદિત થયું નહિ. આ પ્રપંચનું મૂળ શું હતું તે ઘણા દિવસ સુધી ગુપ્ત રહ્યું. ઉક્ત માણસને શીઘ્ર પ્રાણદંડ કરવાંમાં આવ્યો, તેના સંબંધ-માં માત્ર એટલુંજ જાણવામાં આવ્યું છે કે તે માણસ જયપુરનો નિવાસી હતો અને કોઈ ઘોર અપરાધના દંડતરિકે તેને લંગડો કરી નાખવામાં આવ્યો હતો. "

ઉક્ત વિઘ્ન દૂર થયા પછી તરતજ મહારાવ કિશોરસિંહ કન્હૈયાનું મંદિર છોડી પોતાના પિતાના રાજ્ય તરફ ચાલ્યા. રાજરાણા જાલિમસિંહ અને કર્નલ ટૉડ તેમને રાજધાનીમાં લઇ આવવાને સામા ગયા. મહારાવ જ્યારે રાજધાનીમાં પહોંચ્યા ત્યારે સમસ્ત પ્રજાજનોએ પરમ આનંદ પ્રદર્શિત કર્યો. આપરથી પ્રજાની મહારાવપર કેટલી પ્રીતિ હતી, તે પ્રદર્શિત થાય છે. તેમણે બેવાર જે સિંહા-સનનો ત્યાગ કર્યો હતો, તેપર પુનઃ તેઓ અધિષ્ઠિત થયા; પરંતુ તેમની સમસ્ત મહત્ત્વાકાંક્ષાઓ સર્વ-થા નષ્ટ થઇ ગઇ.

રાજમહાલયમાં અત્યારસુધી જે રાજચિન્હો રહેતાં હતાં, તે હવે પણ રહેશે અને પ્રધાન તોરણ-દ્વારપર ઢોલ વગાડનારાઓ રહેશે એવી વ્યવસ્થા કરવામાં આવી. મહારાવના ભ્રાતા વિશનસિંહ કે જેઓ તેમની ક્રોધદૃષ્ટિમાં આવી પડયા હતા, તેમને મહારાવના સંતોષને ખાતર રાજધાનીમાંથી દૂર કરી સ્વકુટુંબસહિત રાજધાનીથી દશ કોશના અંતરપર અણુતાનામના સ્થાનમાં રહેવાની પરવાનગી આપી. મહારાવે તેમને જાગીર પણ વધારી આપી.

કિશોરસિંહની સાથે જાલિમસિંહને પ્રથમવાર તકરાર થઈ હતી, ત્યારે જે પ્રકારે કર્નલ ટૉડે એક માસપર્યંત કોટામાં રહીને ઉભયની વચ્ચે મિત્રતા કરાવી આપી હતી તે પ્રકારે આ બીજી વાર કલહ થયો ત્યારે પણ તેઓ એક માસપર્યંત કોટામાં રહ્યા અને તેમની વચ્ચે પુનઃ મૈત્રી કરાવી આપી. કર્નલ ટૉડ જણાવે છે કે આ સમયે મહારાવે પોતાના સર્વ અપરાધો કબૂલ કર્યા. રાજ-રાણા જાલિમસિંહ અને મહારાવ કિશોરસિંહે એકબીજાના હાથ પકડી ભવિષ્યમાં મિત્રતા સ્થાયી રાખવાને શપથ લીધા અને મહારાવે જે માધોસિંહને પોતાના દુર્ભાગ્યનું મૂળ કારણ ગણ્યા હતા તેમને તેમણે દૃઢ આલિંગન કર્યું. આ સમયે મહારાવને સુખવિલાસ ભોગવવાનો, પોતાની પદમર્યાદા-ની રક્ષા કરવાનો કિંવા કોઇની ઉપર કોઇપણ પ્રકારની સત્તા ચલાવવાનો અધિકાર નહોતો; તેથી તેમને કોઇપણ પ્રકારનું કષ્ટ ન પડે અને કોઇપણ પ્રકારની ત્રુટિ ન પડે, એ બાબતપર લક્ષ્ય રાખવાને માટે એક માણસને નિયુક્ત કરવામાં આવ્યો. આ રીતે પુનઃ સંમિલન થવાથી અને સખ્ય સ્થાપન થવાથી રાજરાણા જાલિમસિંહ પરમ સંતુષ્ટ થયા અને તેમણે સ્પષ્ટ રીતે પોતાનો સંતોષ પ્રકટ કર્યો. જાલિમસિંહને જે નૈતિક કલંક લાગ્યું હતું, તેથી તેઓ અત્યંત દુઃખિત થયા હતા. તેમણે માધોસિંહને પોતાની પાસે બોલાવીને એમ સુદ્ધાં કહ્યું હતું કેઃ—" તમારાં પાપથી મારે દંડ ભોગવવો પડશે."

કર્નલ ટૉડ જણાવે છે કે ૬૦ વર્ષ પૂર્વે ભટવાડાના જે રણક્ષેત્રમાં જાલિમસિંહનો પ્રબલ અ-ભ્યુદય થયો હતો, તેજ રણક્ષેત્રની નિકટ માંગરોલમાં તેમણે પોતાનું ઉક્ત અંતિમ રાજકીય કાર્ય કર્યું. એ એક અત્યંત અદ્ભુત ઘટના છે. પોતાના અભ્યુદયની ઘટનાનું સ્મરણ થતાં આ સમયે તેમના મનમાં કેવા બે ભિન્ન ભાવો ઉત્પન્ન થયા હશે? તેમણે પોતાની તલવારવતી અંબરરાજ્યની આધીનતાની જંજીર કાપી નાખી કોટારાજ્યનો ઉદ્ધાર કર્યો હતો અને તે ઉપકારના બદલામાંજ કોટાના અધીશ્વરે તેમને રાજ્યનું સર્વોત્તમ પદ આપ્યું હતું; પરંતુ તેજ અધીશ્વરના પૌત્રપર જાલિમસિંહે તલવાર ચલાવી. અમે કહી શકીએ છીએ કે જો સુસભ્ય બ્રિટિશસરકાર જાલિમસિંહના પક્ષનું સમર્થન ન કરત તો તેઓ કદિપણ મહારાવ કિશોરસિંહની સામે ઉભા થઈ શકત નહિ. મહારાવ કિશોરસિંહની વિરુદ્ધ તલવાર ચલાવી જાલિમસિંહે જે અન્યાયી કાર્ય કર્યું, તે ચિરકાલપર્યંત ઇતિહાસનાં પૃષ્ઠોમાં તેમની અપકીર્તિ ગજાવશે.

ઉક્ત અત્યંત શોચનીય રાજદ્વારી કાર્ય થયા પછી પુનઃ શાંતિ સ્થાપિત થઇ. કર્નલ ટૉડ જ-ણાવે છે કે ઉક્ત કાર્ય બન્યા પછી થોડા સમયમાં જાલિમસિંહ પુનઃ પોતાની છાવણીમાં ગયા અને રાજ્યમાં જે અશાંતિ, ઉપદ્રવ તથા શાસનવિશૃંખલા ઉત્પન્ન થઇ હતી તે નિવૃત્ત કરવાને માટે શાં-

જ્યમાં પુનઃ ભ્રમણ કરવા લાગ્યા. તેઓ શીઘ્ર અશાંતિનો નાશ કરી શાંતિ સ્થાપન કરવાને સમર્થ થયા. જે રાજકીયઉપદ્રવ સમાજનો સંપૂર્ણ વિધ્વંસ કરવાનાં અને રાજ્યમાં રક્તની નદી વહેવરાવવાનાં ચિન્હો દર્શાવતો હતો તે શીઘ્ર દૂર થઇ ગયો. ઉક્ત ઘટના બન્યા પછી પાંચ વર્ષપર્યંત જાલિમસિંહ જીવંત રહ્યા.

જાલિમસિંહના જીવનની સમાલોચના કરતાં કર્નલ ટૉડ જણાવે છે કે, આ અસાધારણ પુરુષને ઇતિહાસમાં કયું સ્થાન આપવું તે સમજી શકાતું નથી. અમે તેમના જીવનનાં જે જે કાર્યોનો ઉલ્લેખ કર્યો છે તેથી ઘણા પાઠકો જાલિમસિંહના ચારિત્ર્યવિષે અનુમાન કરી શકશે. વસ્તુતઃ જાલિમસિંહે પોતાના ચારિત્ર્યનાં સમસ્ત અંગો જાણવાનો કોઇને અવકાશ આપ્યોજ નથી. તેમના હૃદયના ગુપ્તભાવો એકમાત્ર સર્વાન્તર્યામી જગદીશ્વરસિવાય ઇતર કોઇને પણ જ્ઞાત નહોતા. સમસ્ત રાજસ્થાનમાં તેમના જેવો વિશ્વાસપાત્ર માણસ કોઈપણ નિવડયો નથી. જાલિમસિંહ પોતાના રાજદ્વારીજીવનની ઉષાથી લઇને તેની સંધ્યાપર્યંત સદા એમ કહેતા હતા કે મારા હૃદયની વાત અને હૃદયના ભાવ તે મારૂં હૃદયજ જાણે છે. તેમનો આજ ગુણ તેમના જીવનની ખરી કૂંચી છે. સુખવિલાસના આવેગમાં અને સફલતાના જુસ્સામાં અત્યંત કઠોર સ્વભાવનાં માણસો પણ કદિ કદિ પોતાના હૃદયની વાત પ્રકાશિત કરી દે છે; પરંતુ જાલિમસિંહે કદિ પણ પોતાનો ગુપ્ત મનોભાવ કોઈની આગળ પ્રદર્શિત કર્યો નથી. ઉલ્લાસ, આનંદ, શોક, આશા, વૈરભાવ-આવા આવા મનોવિકારપ્રસંગે પણ જાલિમસિંહના મનની વાત હોઠબહાર નીકળતી નહોતી. તેમની કોઇ કલ્પના અવશ્ય સિદ્ધ થાય એવી હોય તોપણ તેઓ તેને પ્રકટ કરી દેતા નહોતા. તેઓ અતિગંભીરભાવથી દરેક કાર્ય કરતા. જો કે તેમનો સ્વભાવ અત્યંત ઉગ્ર હતો, તોપણ તેમણે પોતાનો આ સ્વાભાવિક દોષ સહેલાઈથી છુપાવી રાખ્યો હતો. તેઓ ધૈર્યપૂર્વક પોતાના સંકલ્પની સિદ્ધિની પ્રતીક્ષા કરતા હતા. તેમણે યુવાવસ્થામાં પણ પોતાના શરીરને કાબુમાં રાખ્યું હતું. તેમણે ચાતુર્ય અને સાવધાનતાથી અનેક પ્રપંચજાળોમાંથી પોતાનું સંરક્ષણ કર્યું હતું. અનેક વિપત્તિસમૂહોને છિન્નભિન્ન કરી તેમણે પોતાનાં કાર્યોમાં સફળતા પ્રાપ્ત કરી હતી. તેઓ બહારથી સરલતા અને નમ્રતા પ્રકાશિત કરતા હતા. વળી તેઓ પ્રત્યેક ધર્મક્રિયાને માન આપતા હતા. તેઓ જે કાર્ય કરવાની પ્રતિજ્ઞા લેતા તે કાર્ય અવશ્યમેવ થશેજ, એવો લોકોને વિશ્વાસ બેસતો. તેઓ ગંભીર, વિચારવાન, સુશીલ અને સરલ હતા; તેથી તેમણે પોતાના હાથનીચેના કર્મચારીઓની અત્યંત પ્રીતિ સંપાદન કરી હતી. તેઓ ખુશામત કરવાના કાર્યમાં અતિ નિપુણ હતા, તેથી સત્તાધારીઓ તેમનાપર પરમ પ્રસન્ન થઈ જતા હતા. તેમની વાર્તાલાપ કરવાની શૈલી એટલી મોહક હતી કે શ્રોતા તેથી મુગ્ધ બની જતા હતા. લોકોનો સારો અભિપ્રાય મેળવવાને માટે તેમણે પુષ્કળ ચેષ્ટા કરી હતી. તેઓ પ્રજાપર અત્યાચાર કરતા હતા, તોપણ તેપર તેમણે ચાતુર્યજાળનું આવરણ ફેલાવ્યું હતું. હાડાસામંતોની ભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી તેમણે તે ભૂમિને અત્યંત ફળદ્રૂપ બનાવી મૂકી. ખંત અને પરિશ્રમથી શું શું બની શકે છે તે તેમણે પોતાના ઉદાહરણથી જગતને સારીરીતે દર્શાવી આપ્યું. તેમણે કોટાની સર્વ શાસનસત્તા પોતાના હાથમાં લઇ તે રાજ્યની પરમ ઉન્નતિ કરી. તેમણે જેટલું ગૌરવ પ્રાપ્ત કર્યું, તેટલું ગૌરવ તેમના પૂર્વપુરુષોને કદિપણ પ્રાપ્ત થયું નહોતું. તેમના પ્રત્યેક કાર્યદ્વારા વિદિત થાય છે કે તેઓ માનવચરિત્રના મહાઅભ્યાસી હતા. તેઓ ધૂર્ત મહારાષ્ટ્રીઓને ઠગી શકતા હતા, તેજસ્વી રાજપૂતોને શાંત પાડી તેમનું દમન કરી શકતા હતા અને અંગ્રેજો કે જેઓ એશિયાવાસીઓના કોઇ પણ ગુણનો સ્વીકાર કરતા નથી તેમની પણ તેમણે પ્રશંસા પ્રાપ્ત કરી હતી. તેઓ પોતાની જાતિની પ્રત્યેક સામાજિક અને ધાર્મિકવિધિને માન આપતા હતા. તેઓ પોતાના સમાજમાં માનનીય ગણાતા હતા. તેમણે પોતાના સમાજના જે જે નિયમોનો ભંગ કર્યો હતો તે અત્યંત ગુપ્તરીતે કર્યો હતો. તેઓ એક તરફ દાતા અને બીજી તરફ કૃપણ, એક તરફ અત્યાચારી અને બીજી તરફ આશ્રયદાતાતરીકે ઉભા રહ્યા હતા. તેઓ એક તરફ સુવર્ણના અલંકાર દાનમાં આપતા હતા તો બીજી તરફ સંન્યાસીઓની પાસેથી પણ કર લેતા હતા. એક તરફ તેમણે કોટાના પ્રાચીન સામંતોને દેશનિકાલ કરી તેમની સમસ્ત ભૂમિપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો અને બીજી તરફ કોઇ વિદેશી આપત્તિ આવવાને માટે તેમને પાર્શ્વ

કરતો તો તેઓ તેનું પરમ આદરપૂર્વક સ્વાગત કરતા હતા અને યથાશક્તિ તેને સહાય તથા આશ્રય આપતા હતા.

અમે પૂર્વે જણાવી ગયા છીએ કે ભાટોની ઉપર તેમને ઘણો તિરસ્કાર હતો અને જાદુગરોની ઉપર પણ તેમને ઘૃણા હતી. તેમણે આ લોકોને કોટામાં પોતાનો વ્યવસાય કરવા દીધો નહિ. કેટલાક લોકો કહે છે કે ભાટો અને જાદુગરોનાં કાર્ય સારાં નહિ હોવાથી જાલિમસિંહે તેમને કોટારાજ્યમાં પોતાનો ધંધો કરતા અટકાવ્યા હતા; પરંતુ સત્ય વાત એ છે કે એક જાદુગરના મંત્રથી તેમને કષ્ટ સહન કરવું પડયું હતું અને ભાટોનાં અસત્યતાપૂર્ણ કાવ્યોથી તેઓ નિંદિત થયા હતા, તેથી તેમણે ઉક્ત લોકોનો ધંધો વિધ્વસ્ત કર્યો હતો. તેમણે ડાકણો ઉપર એવો સખ્ત અત્યાચાર કર્યો હતો કે તેના કરતાં તેમણે તેમને પ્રાણદંડ કર્યો હોત તો ઠીક થાત. તેમણે ડાકણોના હાથમાં તપ્ત લોઢાના ગોળા આપ્યા હતા. લોકો એમ માનતા હતા કે ખરી ડાકણને તપ્ત લોઢાના ગોળા દગ્ધ કરી શકતા નથી. વળી તેમને જળમાં નાખીને પણ તેમની પરીક્ષા કરવામાં આવતી હતી. જો તે જળમાં ડુબી જાય તો તેને નિર્દોષ માનવામાં આવતી હતી અને જો તે બહાર નીકળે તો તેને ડાકણ ગણી દંડ કરવામાં આવતો હતો. જેનાપર ડાકણ હોવાનો આરોપ મૂકવામાં આવ્યો હોય તેની પરીક્ષા કરવાને માટે તેનું મુખ બાંધી લેવામાં આવતું હતું; જો તેથી તેનો શ્વાસ ન રોકાય તો તેને ડાકણ ગણવામાં આવતી હતી. વળી તેની આંખોમાં સુકાં મરચાં વાટીને નાખવામાં આવતાં હતાં. જો તેથી તેની આંખમાંથી પાણી ન નીકળે તો તેને ડાકણ ગણવામાં આવતી હતી અને તેને શિક્ષા કરવામાં આવતી હતી. એમ કહેવાય છે કે ડાકણો પોતાના મંત્રોના પ્રયોગથી અસ્ત્રશસ્ત્રને પણ વ્યર્થ કરી નાખે છે. વળી તેઓ માત્ર દૃષ્ટિપાત કરીને પણ મનુષ્યને મારી નાખવાની શક્તિ ધરાવે છે એમ પણ લોકો માને છે; પરંતુ કોટારાજ્યમાં આવી ડાકણ એક પણ હતી નહિ. કેટલીક વૃદ્ધ ડોશીઓને પણ દુર્ભાગ્યવશાત ડાકણની ઉપાધિ મળી છે. અબુલફઝલે ડાકણને 'જિગરખોર' લખી છે. એમ કહેવાય છે કે આ 'જિગરખોર' પ્રાતઃકાળમાં બાળકોનાં કલેજાં ખાઈ જાય છે.

જે સમયે જાલિમસિંહની વય ૮૫ વર્ષની થઈ હતી, તે સમયે પણ તેઓ આલસ્ય શી વસ્તુ છે તે જાણતા નહોતા. તેઓ સારીપેઠે જાણતા હતા કે પોતાના અશ્વ અને સિંહાસનની રક્ષા કરવી એ રાજપૂતોનો ધર્મ છે. જે સમયે તેમની દર્શનશક્તિ સર્વથા લુપ્ત થઇ ગઇ અને તેઓ સંપૂર્ણતઃ અંધ બની ગયા તથા અશ્વપર આરૂઢ થઇ શિકાર કરવાને અસમર્થ બની ગયા, તે સમયે તેઓ પાલખીપર આરૂઢ થઈ મૃગયા કરવાને જતા હતા. અને તેમની પાછળ કેટલાક હજાર સૈનિકો જતા હતા. શિકારપ્રસંગે તેઓ સામંતોની આગળ લજ્જા અને ભયનો સર્વથા ત્યાગ કરતા હતા અને આનંદથી પુષ્કળ વાર્તાલાપ કરતા હતા. આ પ્રસંગે તેઓ પોતાના અનુચરોની સાથે સંભાષણ કરવામાં રોકાતા. મૃગયા એ રજપૂતોનો એક પ્રધાન આનંદદાયક વ્યાપાર ગણાય છે અને તે સિવાય તેમનું જીવન વિષાદમય બની જાય છે. જાલિમસિંહે મૃગયાના અનુષ્ઠાનમાં લિપ્ત થઇ રાજપૂતોની પ્રીતિ સંપાદન કરી હતી. તેઓ મૃગયાકાર્ય સમાપ્ત થયા પછી વીચ જંગલમાં શતાવધિ સેવકોની સાથે બેસતા અને મૃગયાપ્રસંગની અનેક ઘટનાઓનું વર્ણન કરી હાસ્યદ્વારા સર્વને સંતુષ્ટ કરતા હતા. મૃગયાપ્રસંગે પુષ્કળ લોટ, ઘી, ખાંડ, તરકારી વગેરે પદાર્થો મૃગયાસ્થાનમાં લઇ જવામાં આવતા હતા અને તે સર્વની રસોઇ બનાવી તેનું પરમાનંદપૂર્વક ભોજન કરવામાં આવતું હતું. આવા ઉત્સવ અને આનંદના સમયમાં પણ જાલિમસિંહ પોતાનાં અનેક રાજકાર્યો કરતા હતા. વાણિજ્યનીતિ, વૈદેશિકનીતિ, કૃષિવિભાગ, શાંતિરક્ષાવિભાગ અને સમરવિભાગ વગેરે સંબંધી અનેક કાર્યો તેઓ મૃગયાસ્થાનમાં કરતા હતા. એન્દ્રેડિયા ફ્રૅંકના એસ્ટીલોયસની પેઠે જે સમયે પ્રબલ ઉત્સાહપૂર્વક મૃગયાનું કામ ચાલતું હતું અને જે સમયે બાણોની ઉપરાછાપરિ વૃષ્ટિ થતી હતી તે સમયે જાલિમસિંહ એક પીપળાના વૃક્ષની નીચે બેસી અપરાધીની તપાસ કરી તેને દંડ આપતા હતા. મૃગયાસ્થાનમાં પુરાણોનો પાઠ અને ધાર્મિક ભજનો પણ થતાં હતાં. તેમને સર્વ કાર્ય કરવાનો અવકાશ મળતો હતો. તેઓ કોઇ પણ કાર્ય કરવામાં ઉતાવળ કરતા નહોતા. જે સમયે તેમની દર્શનશક્તિ લુપ્ત થઇ જવાથી તેઓ પોતાના હાથથી પોતાના હસ્તાક્ષર કરી શકતા નહોતા તે સમયે તેઓ પોતાના નામથી અંકિત થયેલી મહોર વાપરતા હતા. એક

વિશ્વાસુ મનુષ્ય સદા તેમની પાસે રહેતો હતો અને તેઓ જે આજ્ઞા કરતા તેને તે પત્રમાં ટપકાવી લેતો હતો. તેમની એક ઇંદ્રિય નષ્ટ થવાથી પણ તેમને કોઈ પ્રકારની હાનિ થઇ નહોતી. તેમજ તેમને કોઇ છેતરી શકતું નહોતું. તેઓ અંધ થયા ત્યારે પણ તેમને કોઇ વસ્ત્ર પરીક્ષા કરવાને આપવામાં આવતું તો તેઓ સ્પર્શમાત્રથી તેના ગુણદોષ કહી બતાવતા હતા.

જાલિમસિંહના જે જે ગુણો અને કાર્યો કર્નલ ટૉડના જોવામાં આવ્યાં હતાં તે સર્વનો ઉલ્લેખ તેમણે કર્યો છે. તેમણે જણાવ્યું છે કે જે સ્થાનપર કોઇપણ પ્રકારનું ધાન્ય ઉત્પન્ન ન થતું હોય તે સ્થાનપર જે મનુષ્ય ધાન્ય ઉત્પન્ન કરી શકે, તે જો ધન્યવાદને પાત્ર હોય તો જાલિમસિંહ અવસ્ય ધન્યવાદને પાત્ર હતા; કારણ કે કોટારાજ્યના જે સ્થાનમાં કદિ તૃણ પણ ઉત્પન્ન થતું નહોતું તે સ્થાનમાં તેમણે અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ ફળફળાદિ ઉત્પન્ન કર્યાં હતાં. તેમણે રાજધાનીની ચોતરફ કઠિન પર્વતની ઉપર માટી નખાવી સિંહલદ્વીપ તથા પશ્ચિમ મહાસાગરના દ્વીપોમાંથી અનેક પ્રકારનાં ફળવૃક્ષો મંગાવી રોપ્યાં હતાં. તેમણે પ્રમાણિત કરી આપ્યું કે કોટારાજ્યમાં જો વૃક્ષો રોપવામાં આવે તો અવશ્ય તેઓ ઉત્તમ ફળ આપે. આ કારણથીજ સર્વત્ર તેમની પ્રશંસા કરવામાં આવે છે. જાલિમસિંહના બાગમાં કાબુલનાં સેબવૃક્ષો, મારવાડના વિખ્યાત કાંગાના બાગનાં દાડમ, સિલહટની સર્વ પ્રકારવી નારંગી, મઉ ગામનાં આમ્રવૃક્ષો, રાજપૂતાનાનાં સમસ્ત પ્રધાન પ્રધાન ફળવૃક્ષો અને દક્ષિણની સ્વર્ણકદલી ( ચંપાકેળ ) સુદ્ધાં પ્રાપ્ત થતાં હતાં. ઉક્ત બાગમાં આવેલાં વૃક્ષોને જલસિંચન કરવાને માટે પર્વતનાં વક્ષઃસ્થળને ખોદીને કુવાઓ ખોદાવવામાં આવ્યા હતા. પ્રત્યેક કૂપ ખોદાવવામાં ત્રીસ ત્રીસહજાર રૂપિયાનો વ્યય થયો હતો. તેઓ પોતાના મિત્રોને પણ પોતાનું અનુકરણ કરવાને કહેતા હતા. તેઓ રસાયનવિદ્યામાં પણ ઉત્તમ પ્રકારે પ્રવીણ થઈ ગયા હતા. તેઓ સ્વયં અત્તર, ગુલાબજળ વગેરે તૈયાર કરતા હતા. તેમનાં અત્તરો બજારમાં વેચાતાં અત્તરો કરતાં શ્રેષ્ઠ બનતાં હતાં. તેમણે કાશ્મીરથી શાલ બનાવનાર વણકરોને બોલાવી શ્રેષ્ઠ દુશાલા તૈયાર કરાવ્યા હતા. પોતાની પદ્ધતિ પ્રમાણે તલવાર અને અન્યાન્ય શસ્ત્રો બનાવવામાં પણ તેમણે પ્રશંસા પ્રાપ્ત કરી હતી.

તેમણે જેઠી નામનું પહેલવાનોનું એક દલ પોતાની પાસે રાખ્યું હતું; તે માટે તેમણે જેવી રીતે લોકોની પ્રશંસા પ્રાપ્ત કરી હતી તેવી રીતે નિંદા પણ પ્રાપ્ત કરી હતી. તેને માટે તેમને વાર્ષિક પચાસહજાર રૂપિયાનો ખર્ચ થતો હતો; પરંતુ તેમના તાબાના પહેલવાનોએ સમસ્ત રાજસ્થાનના પહેલવાનોને પરાસ્ત કર્યા હતા. અન્યાન્ય રાજ્યોના પહેલવાનો કોટામાં આવી તેમની સાથે લડતાં પરાસ્ત થઈ જતા હતા. જાલિમસિંહ જ્યારે યુવાવસ્થામાં હતા, ત્યારે તેઓ પોતાના પહેલવાનોની પાસે સાધારણ કુસ્તી કરાવતા હતા; એટલુંજ નહિ પરંતુ તેઓ પહેલવાનોના હાથમાં વાઘનખ આપતા હતા અને પછી તેમની પાસે કુસ્તી કરાવતા હતાં. આવી કુસ્તીમાં વાઘનખદ્વારા તેમનું અંગ ક્ષતવિક્ષત થઇ જતું હતું; પરંતુ અંતે બૂંદીના મહારાજ ઉમેદસિંહ બહાદુરે આ અતિ ભયંકર કુસ્તી બંધ કરાવી હતી. મહારાજ ઉમેદસિંહ એક સમયે દ્વારકાંથી પાછા ફરી કોટામાં આવ્યા. આ સમયે જાલિમસિંહ અખાડામાં બેઠા હતા અને બે દીર્ઘકાય પહેલવાનો વાઘનખ હાથમાં લઇ પરસ્પર યુદ્ધ કરી રહ્યા હતા. મહારાજ ઉમેદસિંહને અકસ્માત ઉક્ત સ્થાનપર આવેલા જોઇ જાલિમસિંહે ઉક્ત ભયંકર લડાઇ બંધ કરાવી. ઉમેદસિંહે ક્રોધિત થઇ જાલિમસિંહનો અત્યંત તિરસ્કાર કર્યો અને કહ્યું કેઃ "જ્ઞાતિબંધુઓ કિંવા દીનદરિદ્રોની ઉન્નતિને અર્થે એક પાઇ પણ ન ખરચી તમે આ લોકોને દ્રવ્ય આપો છો; અને આ પ્રકારે ખોટો ખર્ચ કરી અકારણ રક્તપાત કરવો એ અતિ અન્યાયી કાર્ય છે." પણ જાલિમસિંહે તેમનાં આ વચનોપર કિંચિત્‌પણ લક્ષ્ય આપ્યું નહિ. આથી ઉમેદસિંહે મહાક્રોધિત થઈ પોતાની ઢાલ ભૂમિપર મૂકી દીધી અને ત્યારપછી એક પછી એક સર્વ શસ્ત્રો પોતાના શરીરપરથી ઉતારી તેપર રાખ્યાં. તેમણે પોતાની તલવાર, બંદૂક, કટાર, ફરસી વગેરે શસ્ત્રો ઢાલની ઉપર મૂકી ઉક્ત પહેલવાનોને કહ્યું:—"તમો પૈકી કોનામાં આ ઢાલને ઉંચકવાનું સામર્થ્ય છે ?" સમસ્ત પહેલવાનો એક પછી એક ત્યાં આવ્યા અને ઢાલને પૃથ્વીપરથી ઉઠાવવાની ચેષ્ટા કરવા લાગ્યા; પરંતુ કોઇપણ તેને ઉઠાવવાને સમર્થ થયો નહિ. અંતે સાઠ વર્ષની વયના મહારાજ ઉમેદસિંહે સર્વની સામે એક હાથવતી તે ઢાલ પૃથ્વીપરથી ઉઠાવી લીધી અને ઘણીવાર સુધી તેને [illegible] તેઓ ત્યાં

ઉભા રહ્યા. સમસ્ત હાડાલોકો ઉક્ત વૃદ્ધ મહાવીરના તે કાર્યથી પરમ પ્રસન્ન થયા અને પહેલ
વાનોએ લજ્જાથી મુખ અવનત કરી દીધાં. જાલિમસિંહે ઉક્ત દૃશ્ય જોયા પછી તે પહેલવાનો
પ્રતિ કદિપણ પ્રેમ પ્રદર્શિત કર્યો નહિ; પરંતુ તેમનો આ દોષ વૃદ્ધાવસ્થાપર્યંત રહ્યો નહિ.

કર્નલ ટૉડે જાલિમસિંહના જીવનની સમાલોચનાની સાથેજ કોટારાજ્યના ઇતિહાસનો ઉપસંહા
કર્યો છે. જાલિમસિંહે કેવલ પોતાનાં સંન્માન તથા શાસનસત્તાની રક્ષાને અર્થે વૃદ્ધાવસ્થામાં પ
રાજ્યકાર્ય છોડ્યું નહોતું. તેમણે સ્વદેશી તથા વિદેશી સમસ્ત શત્રુઓનો વિધ્વંસ કર્યો હતો અને હા
ડોતીરાજ્યના સંબંધમાં તેમની જે જે અભિલાષાઓ હતી,તે સર્વ પૂર્ણ થઇ ગઇ હતી. જો શાસ
સત્તાનો ત્યાગ કરીશું તો લોકો ધારશે કે એમને બરતરફ કરવામાં આવ્યા છે, એમ ધારી તેમણે
સત્તા પોતાના હાથમાંથી છોડી નહોતી. વૃદ્ધાવસ્થામાં જે સમયે તેમનું સ્વાસ્થ્ય સર્વથા નષ્ટ થઈ ગ
તે સમયે પણ તેમના મનમાં વિશ્રાંતિ કિંવા ધર્મચિંતનની ભાવનાનો ઉદય થયો નહિ. જો તે સ
મયે તેઓ પોતાના હાથમાંથી શાસનસત્તા છોડી દેત તો તેમને યથેષ્ટ સન્માન પ્રાપ્ત થાત.



# अध्याय ८ मो

માધોસિંહને કોટાના સર્વશક્તિસંપન્ન શાસનકર્તાના પદની થયેલી પ્રાપ્તિ—તેના સંબંધમાં મહારાવ કિશોરસિંહનું પ્રવર્તન—મહારાવ કિશોરસિંહનું મૃત્યુ—મહારાવ રામસિંહને થયેલી સિંહાસનની પ્રાપ્તિ—માધોસિંહનું મૃત્યુ—તેના પુત્ર મદનસિંહે ગ્રહણ કરેલું કોટાના શાસનકર્તાનું પદ—મહારાવ રામસિંહ અને મદનસિંહનો મતભેદ—મદનસિંહના વર્તનપ્રત્યે કોટાની પ્રજાએ પ્રદર્શિત કરેલો મહાક્રોધ—તેને દૂર કરવાને માટે થયેલો ઉદ્યોગ—બ્રિટિશ સરકારનું કોટારાજ્યનાં સત્તર પ્રગણાં છીનવી લઈ ઝાલાવાડ નામનું નવીન રાજ્ય સ્થાપન કરી તે મદનસિંહને આપવું—મહારાવ રામસિંહે અનિચ્છાપૂર્વક તેમાં આપેલી સમ્મતિ—નવીન સંધિપત્ર—સત્તર પ્રગણાંઓની સુચિ—બ્રિટિશ સરકારનો વ્યવહાર—બ્રિટિશસેનાનો ખર્ચ આપવાને બ્રિટિશ સરકારનું કોટાના મહારાજાને કહેવું—અત્યંત અનિચ્છાથી મહારાવ રામસિંહે તે ખર્ચ આપવામાં આપેલી સમ્મતિ—ઈ૦ સ૦ ૧૮૫૭ના બળવા પ્રસંગે તે નવીન સેનાએ કરેલો વિદ્રોહ—પોલિટિકલ એજંટ અને તેના ઉભય પુત્રોના પ્રાણનો નાશ—મહારાવપ્રતિ અંગ્રેજ સરકારે પ્રકટ કરેલો અસંતોષ—અંગ્રેજ રાજપ્રતિનિધિએ મહારાવને દત્તકપુત્ર ગ્રહણ કરવાની આપેલી સનંદ—મહારાવ રામસિંહનું મૃત્યુ—તેમની રાણીઓએ પ્રજ્વલિત ચિતામાં પ્રાણત્યાગ કરવાને કરેલો પ્રયત્ન—પોલિટિકલ એજંટે તે બાબતમાં લીધેલો વાંધો—મહારાવ છત્રસાલનો અભિષેક—સામંતો ઉપર શાસનભાર નાખવો—બ્રિટિશસરકારે ગ્રહણ કરેલો કોટાના શાસનનો ભાર.

મહાત્મા કર્નલ ટૉડે પોતાના વિસ્તૃત ગ્રંથમાં કોટારાજ્યનો જે ઇતિહાસ આપ્યો છે, તે અમે પૂર્વાધ્યાયમાં વર્ણવી ગયા છીએ. હવે અમે ઇતિહાસનાં અંગને પૂર્ણ કરવાને માટે ત્યારપછીની હકિકત સાદર કરીએ છીએ.

જે જાલિમસિંહને બ્રિટિશસરકારે કોટાના સર્વસત્તાધારી અધીશ્વરતરિકે સ્વીકાર્યા હતા અને જેમનો સ્વાર્થ સાધવાને માટે બ્રિટિશસરકારે દરેક પ્રયત્ન કર્યો હતો, તે જાલિમસિંહનું મરણ ઇ૦ સ૦ ૧૮૨૨ના જૂનની ૨૫મી તારીખે થયું. મહારાવ કિશોરસિંહે પ્રથમથી વચન આપ્યું હતું તે પ્રમાણે તેમણે માધોસિંહ પોતાના પિતાનું પદ ગ્રહણ કરે તેમાં કાંઇપણ વાંધો લીધો નહિ. જો કે માધોસિંહ પિતૃપદ પ્રાપ્ત કરવાને માટે સર્વ પ્રકારે અયોગ્ય હતો, તોપણ મહારાવ કિશોરસિંહે આ સમયે કાંઇ પણ વાંધો લીધો નહિ. મહાશય એચિસને પોતાના ગ્રંથમાં જણાવ્યું છે કે:—"જાલિમસિંહ ઇ૦ સ૦ ૧૮૨૨માં મરણ પામ્યા અને તેમના પુત્ર માધોસિંહ તેમના પદપર વિરાજમાન થયો. માધોસિંહ આ પદને માટે અયોગ્ય હતો એ વાત સારી રીતે પ્રસિદ્ધ થઇ ગઇ હતી; પરંતુ તેણે સંધિના નિયમાનુસાર કિંચિત્ પણ વિઘ્નવિના કોટાનો શાસનભાર ગ્રહણ કર્યો." આ ઘટનાસંબંધે કર્નલ માલેસને પોતાના ગ્રંથમાં એવો અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે કે:"આ માણસ (માધોસિંહ) શાસનકર્તાના પદને માટે અયોગ્ય છે, એ વાત સારી રીતે વિખ્યાત છે; પરંતુ સંધિના નિયમનું પાલન અવશ્ય કરવું જોઇએ, તેથી કોઇએ પણ તેના પ્રમતે વાંધો લીધો નહિ." [illegible]

એક મનુષ્યને વંશપરંપરાગત મંત્રિત્વ આપવામાં આવે એ અતિ અવિચારી કૃત્ય છે અને તેથી અનિષ્ટકારક પરિણામ આવે છે, એ વાત બ્રિટિશસરકાર સારી રીતે જાણતી હતી; તે છતાં પણ તેણે જાલિમસિંહના વંશજોને વંશપરંપરાગત મંત્રીપદ શામાટે આપ્યું તે અમે સમજી શકયા નથી; અને માધોસિંહ શાસનકાર્યને માટે સંપૂર્ણ રીતે અયોગ્ય હતો એ વાત પ્રજા પણ જાણતી હતી; તે છતાં પણ આ સમયે તેને કોટાનો શાસનભાર અર્પણ કરવામાં આવ્યો.

માધોસિંહ શાસનકાર્યને માટે સર્વ પ્રકારે અયોગ્ય હતો, તોપણ તે સારી રીતે જાણતો હતો કે બ્રિટિશસરકારે સંધિબંધનમાં આબદ્ધ થઈને મને તથા મારા વંશજોને સદા કોટાના શાસનકર્તાના પદપર સ્થિત રાખવાની પ્રતિજ્ઞા કરી છે તો હવે ભય શું છે? આથી માધોસિંહે નિર્ભય બની સ્વેચ્છાચારી શાસનથી પોતાની અયોગ્યતાનો ઉગ્ર પરિચય આપી રાજ્યનું અનિષ્ટ કરવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. બ્રિટિશસરકાર તેને સ્વેચ્છાચારથી કોટારાજ્યનું અનિષ્ટ કરતો જોયા છતાં પણ મૌન ધારણ કરી રહી. સંધિપત્રમાં માધોસિંહના પક્ષનું સમર્થન કરવાને માટે બ્રિટિશસરકાર વચનબદ્ધ થઇ હતી, તેથી તે તેને કાંઇપણ કહી શકતી નહોતી.

મહારાવ કિશોરસિંહ સ્વયં પણ સારી રીતે જાણતા હતા કે બ્રિટિશસરકાર માધોસિંહને શાસનકાર્યને માટે સર્વથા અયોગ્ય જાણ્યા છતાં પણ મૌન રહી છે અને કોઈ પણ પ્રકારનો વાંધો લેતી નથી; તે છતાં પણ સંધિના વધારાના ધારાસામે જોઇને તેમણે મૌન રહેવુંજ ઉચિત માન્યું. તેઓ પોતાના હૃદયની જ્વાલા હૃદયમાંજ સમાવતા હતા; પરંતુ તેમને પોતાના પૈતૃક રાજ્યની આવી દુર્દશા અધિક દિવસ સુધી જોવી પડી નહિ. તેઓ ઇ૦ સ૦ ૧૮૨૮ માં સ્વર્ગવાસ પામ્યા. તેઓ જેમ વિદ્વાન, ધીર અને નમ્ર હતા, તેમ પ્રબલ પરાક્રમશાળી બ્રિટિશસરકારના ભક્ત પણ હતા. તેમણે પોતાના હક્કનું રક્ષણ કરવાને માટે જાલિમસિંહની વિરુદ્ધ સેનાસહિત ખડા થઈ પોતાની સાહસિકતાનું જ્વલંત ઉદાહરણ આપ્યું હતું; તેમજ તેમણે સમયનો વિચાર કરી બ્રિટિશસરકારની સાથે પુનઃ સંધિ કરી કાંઇ જેવી તેવી રાજનીતિજ્ઞતા પ્રદર્શિત કરી નહોતી.

કોટાપતિ મહારાવ કિશોરસિંહે અપુત્રાવસ્થામાં પ્રાણત્યાગ કર્યા હતા, તેથી કુમાર પૃથ્વીસિંહના એકના એક પુત્ર નાનાલાલ રામસિંહ નામ ધારણ કરી કોટાના સિંહાસનપર વિરાજમાન થયા.

મહારાવ રામસિંહનો અભિષેક થયો ત્યારપછી થોડા દિવસમાં રાજરાણા માધોસિંહનું અવસાન થયું. માધોસિંહ વિલાસી, અયોગ્ય અને અહંકારી હતો અને તેણે સ્વેચ્છાચારી વર્તનથી કોટાનું ઘણું અનિષ્ટ કર્યું હતું. તેનું મરણ થતાંજ કોટાનાં સુખ અને શાંતિના માર્ગમાંથી એક મોટો કંટક ઉખડી ગયો, એમ ધારશો નહિ; કારણ કે તેના અવસાન પછી સંધિપત્રના ધારાનુસાર તેના પુત્ર મદનસિંહને કોટાના મંત્રીપદની પ્રાપ્તિ થઇ. મદનસિંહના સમયમાં કોટારાજ્યનું એટલું મહાઅનિષ્ટ થયું કે તેની અસર ચિરકાલપર્યંત પહોંચશે; પરંતુ તેથી કોટારાજ્યને એક મોટો લાભ એ થયો કે ત્યાંના અધીશ્વર ચિરકાલને માટે ઉક્ત હાનિકારક સંધિપત્રના પંજામાંથી મુક્ત થઈ શકયા. કર્નલ માલેસન પોતાના ગ્રંથમાં જણાવે છે કેઃ–" આ મુખ્ય મંત્રી અને મહારાવ (રામસિંહ) ની વચ્ચે કદિપણ સદ્ભાવ નહોતો; અને ઇ૦ સ૦ ૧૮૩૪ માં ઉભયની વચ્ચે એવો પ્રબલ વિવાદ ઉપસ્થિત થયો કે મુખ્ય મંત્રીના પદસંબંધે પુનઃ નવીન વ્યવસ્થા કરવી આવશ્યક થઇ પડી." મહાશય એચિસને પોતાના ગ્રંથમાં એવો ઉલ્લેખ કર્યો છે કેઃ– " ઇ૦ સ૦ ૧૮૩૪ માં રામસિંહ અને તેમના મંત્રી મદનસિંહની વચ્ચે પુનઃ વિવાદ ઉપસ્થિત થયો. મંત્રીને દૂર કરવાને માટે પ્રજા શસ્ત્ર ધારણ કરીને ઉભી થઇ અને મહાવિપત્તિ આવી પડવાની સંભાવના જણાઇ. આથી કોટાના અધીશ્વરની સમ્મતિથી કોટારાજ્યને બે ભાગોમાં વિભક્ત કરી જાલિમસિંહના વંશજોના ભરણપોષણને માટે ઝાલાવાડ નામનું સ્વતંત્રરાજ્ય સ્થાપન કરવું ઉચિત ધારવામાં આવ્યું. વાર્ષિક બારલાખની ઉપજનાં સત્તર પ્રગણાં મદનસિંહને આપવામાં આવ્યાં. આ નવીન વ્યવસ્થાનુસાર કોટારાજ્યની સાથે પુનઃ સંધિ થઈ."

એક રાજ્યમાં એક સ્વતંત્ર રાજા અને એક વંશપરંપરાગત સર્વસત્તાધારી મનુષ્ય એવા બે મનુષ્યો એકસાથે રહી શકતા નથી, એ વાત બ્રિટિશસરકાર સારી રીતે જાણતી હતી; તે છતાં પણ

તેણે જાલિમસિંહને કોટાના શાસનકર્તાનું પદ વંશપરંપરાને માટે આપ્યું અને તેનું વિષમય ફલ ઉત્પન્ન થયેલું જોયા છતાંપણ અત્યારસુધી પોતાની સમસ્ત શક્તિનો પ્રયોગ કરીને તે સ્થાયી રાખ્યું;પરંતુ હવે બ્રિટિશસરકારે સ્વીકાર્યું કે અમે જાલિમસિંહને વંશપરંપરાગત શાસનકર્તાપદ આપવામાં મોટી ભૂલ કરી છે, તેથી તેણે પુનઃ એક નવીન કાર્ય કર્યું. તેણે કોટારાજ્યનાં સત્તર પ્રગણાં ખુંચવી લઇ તેનું ઝાલાવાડ નામનું નવીન રાજ્ય સ્થાપન કરી તે જાલિમસિંહના સર્વ પ્રકારે અયોગ્ય અને સર્વ પ્રજાને અપ્રિય એવા ઉત્તરાધિકારી મદનસિંહને અર્પણ કર્યું. જાલિમસિંહે બ્રિટિશસરકારપર અનેક ઉપકારો કર્યા હતા, તેથી તે તેની ઋણી બની હતી અને તે ઋણ તેણે કોટારાજ્યમાંથી સત્તર પ્રગણાં કાઢી લઇ તેના વંશજોને અર્પણ કરી ચૂકવી દીધું.

જ્યારે શરીરના કોઈ ભાગમાં ઘાવ લાગે અને તેને રૂઝવવાનું કાર્ય કઠિન થઇ પડે તથા તેથી સમસ્ત શરીર નાશ પામવાની સંભાવના ઉપસ્થિત થાય, ત્યારે શરીરની રક્ષાને અર્થે તે ભાગ કાપી નાખવોજ ઉચિત છે; અને તેજ નિયમાનુસાર મહારાવ રામસિંહે જ્યારે જાલિમસિંહના વંશજોદ્વારા કોટારાજ્યનું હૃદય ખવાઇ જતું જોયું, ત્યારે તેમણે બ્રિટિશસરકારના પ્રસ્તાવથી પોતાના પૈતૃક રાજ્યનાં ઉક્ત સત્તર પ્રગણાં છોડી દીધાં. વળી બ્રિટિશસરકારે નવીન સંધિ કરી મહારાવ રામસિંહના મસ્તકપર એક બીજો પ્રચંડ બોજો મૂકયો.

## બ્રિટિશસરકારને મહારાવ રામસિંહની સાથે થયેલી સંધિ

૧–દિલ્હીની સંધિના વધારાના ધારાથી રાજરાણા જાલિમસિંહ તથા તેમના ઉત્તરાધિકારીઓ અને સ્થલાભિષિક્તોને કોટારાજ્યની જે શાસનસત્તા આપવામાં આવી છે, તેને રાજરાણા મદનસિંહે છોડી દઇને ઉક્ત ધારો રદ કરવામાં સમ્મતિ આપી છે.

૨–બ્રિટિશસરકારની સલાહથી મહારાવ સૂચિમાં જણાવેલાં સમસ્ત પ્રગણાંઓ રાજરાણા મદનસિંહ તથા તેમના ઉત્તરાધિકારીઓ અને સ્થલાભિષિક્તોને પ્રદાન કરવાને સમ્મત થયા છે.

૩–સૂચિમાં જણાવેલાં પ્રગણાંઓ પૃથક્ કરી હસ્તાંતર કરવામાં જે દ્રવ્યવ્યય થશે તે મહારાવ, તેમના ઉત્તરાધિકારીઓ તથા સ્થલાભિષિક્તો આપશે.

૪–કોટારાજ્યમાંથી જે કર આપવામાં આવતો હતો તે કરમાંથી વાર્ષિક ૮૦૦૦૦ રૂપિયા બાદ કરી શેષ સમસ્ત રકમ બ્રિટિશસરકારને આપવાને મહારાવ, તેમના ઉત્તરાધિકારીઓ તથા સ્થલાભિષિક્તો સમ્મત થાય છે; અને બ્રિટિશસરકાર ઉક્ત ૮૦૦૦૦ રૂપિયાની ખંડણી રાજરાણા મદનસિંહ તથા તેમના ઉત્તરાધિકારીઓની પાસેથી લેશે. રાજરાણાએ સંવત ૧૮૯૫ પૂર્વે ઉક્ત કર પ્રથમ આપવો. કોટારાજ્યનો સમસ્ત વર્તમાન વાર્ષિક કર ૧૩૨૩૬૦ રૂપિયા છે.

૫–મહારાવ પોતાની તરફથી તથા પોતાના ઉત્તરાધિકારીઓ અને સ્થલાભિષિક્તોની તરફથી જણાવે છે કે કોટામાં એક નવીન સેના રાખવામાં આવશે અને બ્રિટિશસરકારને જરૂર જણાશે તો તે સેના એક બ્રિટિશસેનાપતિના તાબામાં રાખવામાં આવશે. આ સ્થાનપર સ્પષ્ટરીતે જણાવવાની જરૂર છે કે કોટામાં આ પ્રકારે સેના રાખવાથી મહારાવ તથા તેમના ઉત્તરાધિકારીઓ અને સ્થલાભિષિક્તોને કોટારાજ્યનું આભ્યંતરિક શાસન ચલાવવામાં કાંઇ પણ હરકત નડશે નહિ.

૬–આ સેનાનો ખર્ચ કોઈ પણ સમયે વાર્ષિક ત્રણલાખ રૂપિયાથી અધિક થશે નહિ.

૭–આ સેનાનો ખર્ચ મહારાવ અને તેમના ઉત્તરાધિકારીઓ તથા સ્થલાભિષિક્તો ખંડણીના રૂપિયાની સાથે પ્રતિ છ માસે આપશે; અને આ ખર્ચ કયારથી આપવો શરૂ કરવો તેનો નિશ્ચય બ્રિટિશસરકાર કરશે.

૮–વળી અહીંઆં સ્પષ્ટરીતે જણાવવાની જરૂર છે કે ઇ૦ સ૦ ૧૮૧૭ ના ડિસેમ્બરની ૨૬ મી તારીખે બ્રિટિશસરકારની સાથે મહારાવ ઉમેદસિંહ બહાદૂરને દિલ્લીમાં જે સંધિ થઇ હતી, તે સંધિના જે જે ધારાઓ વર્તમાન સંધિના ધારાઓથી રદ થયા નથી, તે તે ધારાઓ સ્થાયી રહેશે.

૯–આ સંધિપત્રપર એક તરફથી ઑફીસિયેટિંગ પોલિટિકલ એજંટ કૅપ્ટન જૉન લાડ્લો અને રાજપુતાનામાં રહેતા ગવર્નર જનરલના એજંટ લેફટેનન્ટ એલ. આલ્ભીસના હસ્તાક્ષર અને મહોર તથા

બીજી તરફથી મહારાવ રામસિંહના હસ્તાક્ષર તથા મહોર કરવામાં આવેલ છે; અને આજની તારીખથી બે મહિનામાં મહામાનનીય ગવર્નર જનરલ આ સંધિપત્ર પાછો ફેરવશે.

(હસ્તાક્ષર) જે. લાડલો

કોટા, તા. ૧૦ મી એપ્રીલ ઈ૦ સ૦ ૧૮૩૮

| મહારાવ રામસિંહની મહોર |
|---|

ઑફીસિયેટિંગ પૉલિટિકલ એજંટ
એલ. આલ્બીસ
ગવર્નર જનરલના એજંટ

## સુધિ

રાજરાણા મદનસિંહ તથા તેમના ઉત્તરાધિકારીઓ અને સ્થલાભિષિક્તોને માટે નવીન સંધિપત્ર અનુસાર ઝાલાવાડ નામનું જે નવીન રાજ્ય સ્થાપન કરવામાં આવ્યું છે, તેમાં નિમ્નલિખિત પ્રગણાંઓ આપવાનું નક્કી થયેલું છે:-

૧ ચાંદહાટ, ૨ સકેત, ૩ ચોમહલા, પચપાડ, અવહોર, ડિગ,ગંગરાડ ૪ ઝાલરાપાટણ, ૫ રમગવા, ૬ કોટડાભટ્ટા, ૭ સુરેરા, ૮ રખાઈ, ૯ મનોહરથાના, ૧૦ ફૂલખડોદ, ૧૧ ચાચુરણી, ૧૨ કંકુરની, ૧૩ છીપાબડોદ, ૧૪ શેરગઢનો પૂર્વ તરફનો કેટલોક ભાગ, ૧૫ પરવન, ૧૬ નિવાજનો પૂર્વતરફનો ભાગ અને ૧૭ શાહાબાદ.

અહીંઆં જણાવવાની જરૂર છે કે નરપતિસિંહ ઝાલાવાડરાજ્યથી મહારાવના રાજ્યમાં ચાલ્યા જશે અને તેમની સમસ્તભૂમિ રાજરાણાને પ્રાપ્ત થશે.

કોટા, તા. ૧૦ મી એપ્રિલ ઈ. સ. ૧૮૩૮

| રાજરાણા મદનસિંહની મહોર |
|---|

જે. લાડલો
ઑફીસિયેટિંગ પૉલિટિકલ એજંટ
એલ. આલ્બીસ
ગવર્નર જનરલના એજંટ

વિદેશી વિધર્મી યવનસમ્રાટ શાહજહાંએ જે કોટારાજ્ય સ્થાપન કરી હાડારાજપૂત માધોસિંહને અર્પણ કર્યું હતું, તેને સુસભ્ય બ્રિટિશસરકારે પોતાની કૃતજ્ઞતાનું ઋણ ચૂકવવાને માટે બે ખંડોમાં વિભક્ત કરી નાખ્યું. જાલિમસિંહના અયોગ્ય ઉત્તરાધિકારીને વાર્ષિક બાર લાખની ઉપજનું સ્વતંત્ર રાજ્ય પ્રાપ્ત થયું. કોટાના યથાર્થ અધીશ્વરને કેવળ એ બારલાખ રૂપિયાજ નહિ; પરંતુ બ્રિટિશસેનાના ખર્ચને માટે પણ વાર્ષિક ત્રણ લાખ રૂપિયા બીજા આપવા પડયા. આ રીતે વાર્ષિક પંદરલાખ રૂપિયા ચિરકાલને માટે કોટાપતિની પાસેથી ચાલ્યા ગયા.

બ્રિટિશસરકારની સાથે કોટાના મહારાવ ઉમેદસિંહને જે પ્રથમ સંધિ થઇ હતી, તેમાં આ પ્રકારે સેનાનો ખર્ચ આપવા સંબંધે કાંઇ ઉલ્લેખ નહોતો; પરંતુ આ સમયે સુસંધિ જોઇ બ્રિટિશસરકારે નવીન સેનાની યોજના કરી તેના ખર્ચનો બોજો મહારાવના શિરપર નાખ્યો. ઉક્ત સેનાનો ખર્ચ મહારાવને આપવાનો હતો; પરંતુ તે મહારાવની આજ્ઞાનું પાલન કરવાની નહોતી. તે બ્રિટિશસેનાપતિને આધીન રહેવાની હતી; જો કે મહારાવે આ નવીન સંધિથી વાર્ષિક ૮૦૦૦૦ રૂપિયાની ખંડણીમાંથી મુક્તિ પ્રાપ્ત કરી; પરંતુ તેના બદલામાં વાર્ષિક ત્રણ લાખ રૂપિઆ તેમને વિશેષ આપવા પડયા. મહારાવ રામસિંહ સારી રીતે જાણી ગયા હતા કે આ સમયે વાંધો ઉઠાવવાથી કાંઇપણ લાભ થવાનો સંભવ નથી, ઉલટું હાનિની વિશેષ સંભાવના છે, તેથી તેમણે પ્રબલ પક્ષની આજ્ઞા શિરસાવંદ્ય કરી પોતાના પૈતૃક રાજ્યના નામની રક્ષા કરી; પરંતુ અલ્પ સમયમાં તેમને સમજાયું કે બ્રિટિશસરકારને નિયમિત કર આપવા ઉપરાંત વાર્ષિક ત્રણ લાખ રૂપિયા આપવા સર્વ પ્રકારે અશક્ય છે, તેથી તેમણે શીઘ્ર દીનભાવથી અંગ્રેજસરકારને એ સંબંધે પ્રાર્થના કરી. કર્નલ માલેસન લખે છે કે:-" પ્રથમથીજ અત્યંત અનિચ્છાથી મહારાવ આ નવીન સેના કોટામાં રાખવાને સમ્મત થયા હતા અને તેમણે વારંવાર અરજી કર્યાથી ઈ૦ સ૦ ૧૮૪૪માં ઉક્ત સેનાના ખર્ચને માટે ત્રણ લાખમાંથી એક લાખ રૂપિયા ક્ષમા કરી બે લાખ નિયત કરવામાં આવ્યા. તે સમયે એવો પણ નિશ્ચય કરવામાં આવ્યો કે

જો ફક્ત રૂપિયામાંથી સેનાના ખર્ચની પૂર્તિ નહિ થઇ શકે તો કોટાની ખંડણીમાંથી તેની પૂર્તિ કરવામાં આવશે અને મહારાવને ચેતાવવામાં આવશે કે જો તમે વખતસર રૂપિયા ભરપાઇ નહિ કરી શકો તો ફક્ત સેનાને માટે ખર્ચાયેલી રકમ તથા ખંડણીના બદલામાં કેટલુંક ગામો ગીરવી રાખવામાં આવશે." આથી પણ મહારાવ રામસિંહને, પોતાની વૃદ્ધાવસ્થામાં કેટલીક નચિંતતા પ્રાપ્ત થઇ.

બ્રિટિશસરકારે નવીન સેનાની યોજના કરી તેનો ખર્ચ કોટાપતિની પાસેથી લીધો અને તેને પોતાના છાવણીએ કોટામાં રાખી. ઇ૦ સ૦ ૧૮૫૭ ના વિખ્યાત સિપાઇવિદ્રોહના સમયમાં તે સેનાએ બ્રિટિશસરકારની વિરુદ્ધ શસ્ત્ર ધારણ કરી પોલિટિકલ એજંટ અને તેના ઉભય પુત્રોને મારી નાખ્યા. અંગ્રેજઇતિહાસવેત્તા જણાવે છે કે મહારાવ રામસિંહે ફક્ત વિદ્રોહી સેનાનું દમન કરવાને માટે કોઇપણ પ્રકારની સહાય આપી નહોતી; પરંતુ અમે કહી શકીએ છીએ કે પ્રભુતાહીન મહારાવ રામસિંહમાં તે પ્રબલ વિદ્રોહનું નિવારણ કરવાનું જરાપણ સામર્થ્ય હતું કે નહિ તે એક સંદેહાત્મક વાત છે. મહારાવ રામસિંહના આવા વર્તનથી અસંતુષ્ટ થઇ બ્રિટિશસરકારે તેમના સન્માનને માટે ફોડવામાં આવતી સત્તર તોપોમાંથી ચાર ઘટાડી નાખી તેર તોપોની સલામી નિયત કરી; પરંતુ ઉદારહૃદય વૉઇસરૉય લૉર્ડ કૅનિંગે સિપાઇવિદ્રોહનું શમન થયા પછી જે સમયે ભારતવર્ષના પ્રત્યેક દેશી રાજાને અપુત્રાવસ્થામાં દત્તકપુત્ર ગ્રહણ કરવાની સત્તા આપી, તે સમયે તેમણે મહારાવ રામસિંહને પણ તે સત્તાથી પરાઙ્મુખ રાખ્યા નહિ.

મહારાવ રામસિંહ બહાદુર ઇ૦ સ૦ ૧૮૬૬ ના માર્ચની ૨૭ મી તારીખે ૬૪ વર્ષની વયે મરણ પામ્યા. કર્નલ માલેસન જણાવે છે કે, જ્યારે પ્રજામાં એવી વાત પ્રસરી કે મહારાવનું મૃત્યુ નિકટ આવી પહોંચ્યું છે, ત્યારે તેની સાથે સાથે એવી પણ અફવા લોકોમાં ફેલાઇ કે તેમની રાણીઓ પૈકી એક રાણી તેમની સાથે સતી થનાર છે. આથી આ ઘટના અટકાવવાને માટે બ્રિટિશપોલિટિકલ એજંટે તત્કાળ ઉપયુક્ત પ્રબંધ કર્યો. તેમણે રાજમહાલયનું દ્વાર બંધ કરી તાળું માર્યું અને તેની રક્ષાને માટે સેના નિયુક્ત કરી તથા એવી આજ્ઞા ફરમાવી કે બને ત્યાંસુધી મહારાવના મૃત્યુના સમાચાર રણવાસમાં પહોંચવા દેશો નહિ. રાણીઓ ચાર કલાકપર્યંત મહારાવના મૃત્યુના સમાચાર જાણી શકી નહિ. ત્યારપછી એક રાણીએ કહેવરાવી મોકલ્યું કે હું મારા સ્વામીની સાથે ચિતામાં બળી મરવાને જવા માગું છું, દરવાજો ખોલો; અને જો તમે દરવાજો નહિ ખોલો તો હું તેને તોડી નાખીને બહાર આવીશ. જ્યારે સેનાના માણસોએ દરવાજો ખોલ્યો નહિ, ત્યારે અંતે વ્યાકુલ થઇને તેણે તે દરવાજો તોડી નાખ્યો; પરંતુ સૈનિકોએ તેને કોઇપણ પ્રકારે રાજમહાલયની બહાર જવા દીધી નહિ. બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ નિર્વિઘ્નતાપૂર્વક મહારાવને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. સમયનો કેવો વિચિત્ર મહિમા છે! એક સમયે જે રાજપૂતરાણીઓ સ્વામીનું અનુગમન કરી સતીત્વની પરાકાષ્ઠા દર્શાવતી હતી અને ભારતના ગૌરવની રક્ષા કરતી હતી તે રાણીઓની સ્વર્ગીય આશાનાં મૂળમાં આજે ભયંકર શસ્ત્રપ્રહાર થયો છે.!

મહારાવ રામસિંહના મૃત્યુ પછી તેમના પુત્ર ભીમસિંહ છત્રસાલસિંહ નામ ધારણ કરી કોટાના સિંહાસનપર અભિષિક્ત થયા. તેઓ અદ્યાપિ કોટાનું સિંહાસન ઉજ્જ્વલ કરી રહ્યા છે. મહારાવ છત્રસાલસિંહ જે સમયે સિંહાસનારૂઢ થયા તે સમયે તેમની વય ઘણી નાની હતી. બ્રિટિશસરકારે ઇ૦ સ૦ ૧૮૫૭ પછી મહારાવ રામસિંહપ્રત્યે અસંતુષ્ટ થઇ તોપોની સલામી ઘટાડી દીધી હતી; પરંતુ આ નવીન મહારાવ જે સમયે સિંહાસનારૂઢ થયા તે સમયે પુનઃ સંતુષ્ટ થઇ તેણે પૂર્વવત્ સત્તર તોપો નિયત કરી દીધી.

મહારાવ છત્રસાલસિંહ સિંહાસનાભિષિક્ત થયા તે સમયે તેઓ સગીર વયના હતા, તેથી રાજ્યશાસનભાર એક ઉચ્ચ સામંત અને રાજકર્મચારીઓની ઉપર પડ્યો; પરંતુ અંગ્રેજઇતિહાસવેત્તા જણાવે છે કે તેના શાસનસમયમાં કોટારાજ્યમાં અનેક શોચનીય ઘટનાઓ બની. રાજ્યની આમદાનીમાં ઘટાડો, ઋણમાં વૃદ્ધિ ઇત્યાદિ ઘટનાઓ બનવાથી અંતે બ્રિટિશસરકારને કોટારાજ્યના આભ્યંતરિક શાસનમાં હસ્તક્ષેપ કરવો પડ્યો. ત્યારપછી બ્રિટિશસરકાર કોટારાજ્યનું શાસન સાવધાનીપૂર્વક

કરવા લાગી. ઇ૦ સ૦ ૧૮૭૪ માં જયપુરરાજ્યના ભૂતપૂર્વ મુખ્ય મંત્રી નવાબ સર મુહમ્મદ ફેઝ અલી-ખાં કે૦ સી૦ એસ૦ આઇ૦ કોટાના મુખ્ય મંત્રીના પદપર નિયુક્ત થયા. તેઓ સર્વ બાબતોમાં નામદાર ગવર્નર જનરલના એજંટના અભિપ્રાય અને સલાહાનુસાર કાર્ય કરતા હતા.

અંગ્રેજસરકારની કાળજીથી કોટાના આભ્યંતરિક શાસનમાં વિશેષ પરિવર્તન થઈ ગયું છે. સર્વ વિભાગોમાં સારો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. ન્યાયખાતામાં ઘણો સુધારો થયો છે. વર્તમાન મહારાવ છત્રસાલસિંહ બહાદૂરને હાલમાં કેવલ વાર્ષિક ૧૫૦૦૦૦ રૂપિયા મળે છે. તેઓ રાજકાર્યમાં માહિતગાર થતાં શીઘ્ર તેમને રાજ્યશાસનનો સંપૂર્ણ ભાર અર્પણ કરવામાં આવશે.



# अध्याय ९ मो

**કોટાની વર્તમાન શાસનપ્રણાલી-શાસનસમિતિ-ઉપજખર્ચની સૂચિ-રાજઋણ-રાજસમૃદ્ધિના સમ્બંધમાં નવીન બંદોબસ્ત-ન્યાયવિભાગ-ફોજદારીખાતું-તેનીસુચિ પોલિટિકલ એજંટનો અભિપ્રાય--કારાગૃહવિભાગ-શિક્ષાવિભાગ**

કોટારાજ્ય હાલમાં બ્રિટિશસરકારની કાળજીથી અંગ્રેજીપ્રણાલી અને અંગ્રેજીવ્યવસ્થાનુસાર શાસિત થાય છે. કોટારાજ્યના કર્તા, હર્તા, વિધાતા હાલમાં અસીમ સામર્થ્યવાન અંગ્રેજ પોલિટિકલ એજંટ છે. મહારાવ છત્રસાલસિંહ હાલમાં સગીર છે, તેથી તેઓ કોઈપણ રાજકાર્ય પોતાની ઇચ્છાનુસાર સંપૂર્ણ સ્વતંત્રતાથી કરતા નથી. મહારાવ જ્યારે યોગ્ય વયના થશે ત્યારે અવસ્ય તેમને પૂર્ણ સ્વાધીનતા પ્રાપ્ત થશે અને તે સમયે અંગ્રેજ પોલિટિકલ એજંટ અવસ્ય રાજ્યના આભ્યંતરિક શાસનકાર્યમાં હસ્તક્ષેપ કરશે નહિ.

અમે અવસ્ય સ્વીકારીએ છીએ કે વર્તમાન સમયમાં અગ્રેજસરકારદ્વારા કોટારાજ્ય શાસિત થાય છે, તેથી તેને અનેક લાભો થયા છે. ન્યાયવિભાગ, મહેસુલીખાતું, પોલિસખાતું, સ્વાસ્થ્યવિભાગ ઇત્યાદિ ખાતાંઓ હાલમાં યોગ્ય વ્યક્તિઓના હાથમાં છે અને તેથી તેનાં કાર્યો ઉત્તમ પ્રકારે થાય છે.

કોટારાજ્ય પ્રધાનતઃ એક કાઉન્સીલ વા સમિતિદ્વારા શાસિત થાય છે. કેટલાક માણસો ઉક્ત સમિતિના સભ્ય છે અને તેમાંના પ્રત્યેકના હાથમાં એક એક વિભાગનો શાસનભાર છે. અંગ્રેજ પોલિટિકલ એજંટ ઉક્ત સમિતિના સભાપતિ છે. તેમની સલાહ અને સમ્મતિઅનુસાર કાઉન્સીલના સભ્યો કાર્ય કરે છે. રાજપૂતાનાના ઇ० સ० ૧૮૮૨-૮૩ ના રિપોર્ટમાં રાજપૂતાનામાં રહેતા ગવર્નર જનરલના એજંટ લેફ્ટેનન્ટ કર્નલ બ્રૅડફર્ડ લખે છે કેઃ–"આ રાજ્યનું શાસનકાર્ય પૂર્વવત્ લેફ્ટેનન્ટ કર્નલસી० એ० વેલીના પ્રમુખપણુ નીચે એક સમિતિદ્વારા શાસિત કરવામાં આવે છે." કોટાના પોલિટિકલ એજંટ સ્વયં લખે છે કેઃ–"આ સમિતિના સભ્યોના સંબંધમાં કાંઈપણ પરિવર્તન થયું નથી. સભ્યો પોતાનાં કાર્યો સંતોષકારકરીતે કરે છે અને રાજ્યશાસનના સંબંધમાં સલાહકારતરિકે મને સંપૂર્ણ સહાય કરે છે."

રાજ્યની ઉપજ તથા ખર્ચની વ્યવસ્થા જાણવાથી તેની આભ્યંતરિક વ્યવસ્થા સારી રીતે વિદિત થઈ શકે છે. રાજરાણા જાલિમસિંહના શાસનકાળમાં કોટારાજ્યની ઉપજ કેટલી હતી, તે અમારા પાઠકો યથાસ્થાને જાણી ચૂકયા છે. બ્રિટિશરાજનીતિથી કોટારાજ્ય બે ભાગોમાં વિભક્ત થઇ ગયું; તેથી વાર્ષિક બાર લાખ રૂપિયાની ઉપજ સરલતાથી લુપ્ત થઇ ગઈ. હાલમાં બ્રિટિશસરકારના રાજપ્રબંધથી રાજ્યની ઉપજ કેટલી થઈ છે,તે નિમ્નલિખિત સૂચિમાં પ્રકાશિત કરવામાં આવ્યું છેઃ—

**કોટારાજ્યની ઉપજખર્ચનીસૂચિ-સંવતં ૧૯૩૮**

ઉપજ

| | ચોખ્ખી ઉપજ<br>ઇ० સ० ૧૮૮૧-૮૨<br>રૂ. આ. પા. | આનુમાનિક ઉપજ<br>ઇ० સ० ૧૮૮૨-૮૩<br>રૂ. |
|---|---|---|
| મહેસુલ | ૧૭૭૩૨૧૭૦-૧૧ | ૧૮૫૦૦૦૦ |

| | | |
|---|---|---|
| બચત | ૫૧૪૭૮-૧૦-૧૧ | ૫૦૦૦૦ |
| મીઠાનો કર | ૦—૦—૦ | ૧૬૦૦૦ |
| કોટારાજ્યના જાગીરદારો | ૦—૦—૦ | ૩૨૫૫ |
| છૂટ | ૬૧૫૫૩-૧૨—૦ | ૯૦૦૦૦ |
| કાનૂનગો | ૯૫૪૦—૯—૭ | ૧૦૦૦૦ |
| ઉદ્યાનવિભાગ | ૪૨૯૦—૭—૫ | ૩૫૦૦ |
| ઘાસ | ૮૬૫૩-૧૧—૯ | ૬૦૦૦ |
| કાષ્ઠ | ૧૪૪૪૧—૩—૯ | ૧૩૦૦૦ |
| કર | ૫૬૪૮૦—૬—૦ | ૬૦૦૦૦ |
| તલબાના | ૩૩૫૮૬૪-૧૧—૫ | ૨૭૫૦૦૦ |
| આબકારી | ૧૨૬૨૮—૬—૦ | ૧૨૦૦૦ |
| ટંકશાલ | ૧૩૦૫—૬—૫ | ૩૦૦૦ |
| દંડ | ૧૨૧૪૫—૮—૩ | ૧૫૦૦૦ |
| ફી | ૭૨૩—૨-૧૦ | ૧૦૦૦ |
| સ્ટાંપ | ૨૦૬૪૯—૪—૦ | ૨૦૦૦૦ |
| તગાવી | ૩૭૬-૧૧—૬ | ૧૦૦૦ |
| નાનાવિધ | ૪૪૫૬૪-૧૩—૯ | ૧૦૦૦ |
| વાર્તાવહવિભાગ | ૪૧૯—૫—૯ | ૫૦૦ |
| કારાગૃહવિભાગ | ૧૯૩૩-૧૨—૮ | ૧૫૦૦ |
| વેતનથી બચેલો હિસાબ | ૧૮૯૨૨—૪—૭ | ૧૫૦૦ |
| વિનિમય અને વ્યાજ | ૨૦૯૨૭-૧૧—૫ | ૨૦૦૦૦ |
| વિવિધ પ્રકાર | ૪૬૦૯૨-૧૦—૮ | ૫૦૦૦ |
| એકંદર રૂ. | ૨૪૯૬૨૧૯-૧૧—૭ | ૨૪૫૮૧૭૫ |

### વધારાની ઉપજ

| | | | |
|---|---|---|---|
| ઇ૦ સ૦ ૧૮૭૯ના ઑગસ્ટની પહેલી તારીખથી ઇ૦ સ૦ ૧૮૮૨ના જુલાઇની ૩૧ મી તારીખ સુધી મીઠાનો કર રદ કરી તેને બદલે બ્રિટિશસરકારની પાસેથી ક્ષતિ પૂરવાને માટે લીધેલા રૂપિયા | ૪૮૦૦૦ | | |
| ૨૦ વર્ષ સુધી જાગીરદારોનો કર માફ કરી તેની ક્ષતિ પૂર્ણ કરવાને માટે બ્રિટિશસરકારની પાસેથી લીધેલા રૂપિયા | ૧૫૯૦૫ | | ૬૩૯૦૫ |
| ઇ૦ સ૦ ૧૮૮૧ ના ઑગસ્ટની ૧ લી તારીખનું જેર | | ૪૪૪૮૦૭—૧-૭ | |
| રૂ. એકંદર | | ૩૦૦૪૯૩૧-૧૩-૨ | ૨૫૨૨૦૮૦ |

### ખર્ચ

| | ચોખ્ખો ખર્ચ ઇ૦ સ૦ ૧૮૮૧-૮૨ | આનુમાનિક ઇ૦ સ૦ ૧૮૮૨-૮૩ |
|---|---|---|
| બ્રિટિશસરકારને આપવાની ખંડણી | ૩૮૪૭૨૦—૦—૦ | ૩૮૪૭૨૦—૦—૦ |
| જયપુરના મહારાજાને આપવાની ખંડણી | ૧૪૩૯૭-૧૩—૦ | ૧૪૩૯૭-૧૩—૦ |
| મહારાવનો પોતાનો તથા રણવાસનો ખર્ચ | ૧૫૭૦૦૦—૦—૦ | ૧૫૭૦૦૦—૦—૦ |
| પોલિટિકલ એજંસી ખર્ચ | ૩૦૨૨૨-૧૧—૫ | ૩૦૫૯૪—૦—૦ |
| અશ્વશાળા | ૩૩૧૬૮—૦—૨ | ૩૯૧૦૦—૫—૦ |
| હસ્તીશાળા | ૧૭૩૮૯—૩—૧ | ૧૪૯૭૭—૮—૦ |
| ગૌશાળા | ૭૬૬૦-૧૦—૩ | ૯૮૯૩—૫—૦ |

| | | |
|---|---|---|
| [illegible] | ૯૦૧૨—૦—૦ | ૧૦૩૬૦—૦—૦ |
| ફરાસખાનું | ૬૬૭૮—૫—૦ | ૫૨૭૯—૦—૦ |
| ઘાસ તથા કાષ્ઠ | ૬૧૪-૧૪—૩ | ૭૮૭—૮—૦ |
| અન્યાન્યવિભાગ | ૬૪૫૫—૮—૩ | ૮૦૨૮—૨—૦ |
| સમિતિના સભ્યોનો પગાર | ૧૮૦૪૮—૦—૦ | ૧૮૧૪૪—૦—૦ |
| ઓફીસખર્ચ અને કર્મચારીઓનો પગાર | ૪૬૨૬—૨—૬ | ૪૮૦૫—૦—૦ |
| [illegible]સરદાર | ૧૭૨૦૯-૧૨—૯ | ૧૭૬૯-૧૧—૦ |
| વિલાયત | ૧૦૧૧૯૨—૭—૦ | ૧૧૩૯૦૬—૦—૦ |
| વનવિભાગ | ૪૪૯૫-૧૩—૬ | ૬૫૫૫—૨—૦ |
| છૂટ | ૭૫૩૦૫—૨—૦ | ૯૦૦૦૦—૦—૦ |
| કાનૂનગોહક | ૩૧૨૪-૧૨—૫ | ૪૫૦૦—૦—૦ |
| કરસંગ્રહવિભાગ | ૧૬૭૦૧—૩—૯ | ૧૯૮૮૪—૦—૦ |
| વાર્તાવહવિભાગ | ૫૧૯૭—૩—૦ | ૫૨૭૩-૧૨—૦ |
| હિસાબખાતું | ૭૦૨૬—૦—૦ | ૭૫૯૬—૦—૦ |
| ત્રિજોરીખાતું | ૩૯૫૮—૦—૦ | ૫૫૨૪—૦—૦ |
| પોશાક | ૩૫૪૪—૦—૦ | ૩૬૦૮—૮—૦ |
| ટંકશાળ | ૮૨૧—૦—૦ | ૧૩૨—૦—૦ |
| અપીલકોર્ટ | ૬૨૧૮—૦—૦ | ૬૫૧૬—૦—૦ |
| દિવાની કોર્ટ | ૪૧૧૫—૦—૦ | ૪૧૧૯—૦—૦ |
| ફોજદારીકોર્ટ | ૩૯૭૬—૦—૦ | ૪૦૮૬—૦—૦ |
| પોલીસખાતું | ૧૩૪૦૫-૧૨—૧ | ૧૩૫૨૭—૪—૦ |
| થાણાં | ૧૪૭૪૭-૧૫—૦ | ૧૦૫૨૮—૦—૦ |
| સ્ટાંપવિભાગ | ૫૪૩—૬—૧ | ૭૦૦—૦—૦ |
| સૈનિકખાતાનું કાર્યાલય | ૮૦૭૧—૫—૦ | ૮૧૬૦—૦—૦ |
| ગોલંદાજદલ | ૬૦૨૬૬—૫—૯ | ૬૧૮૯૯—૮—૦ |
| દુર્ગરક્ષકસેના | ૩૦૮૧૬—૪—૬ | ૨૯૧૮૯—૮—૦ |
| નિયમિત અશ્વારોહીસેના | ૭૩૮૯૪-૧૫—૯ | ૭૫૪૨૦—૦—૦ |
| અનિયમિત અશ્વારોહીસેના | ૩૧૦૪૯—૩—૦ | ૩૧૦૫૬—૦—૦ |
| નિયમિત પાયદલ | ૭૮૪૮૧-૧૦—૦ | ૬૯૦૬૭—૦—૦ |
| અનિયમિત પાયદલ | ૧૩૬૫૧૭—૦—૫ | ૧૪૧૯૮૦—૪—૦ |
| વૃત્તિ | ૫૦૦૫—૫—૦ | ૫૬૭૪-૧૪—૦ |
| પૂર્વકાર્યવિભાગ | ૩૩૦૨૨—૦—૬ | ૨૯૯૧૯૬—૦—૦ |
| કારાગૃહવિભાગ | ૧૪૫૬૫—૮—૬ | ૧૫૨૨૪—૮—૦ |
| ઉદ્યાનવિભાગ | ૭૨૫૪—૬—૧ | ૮૦૦૭—૨—૦ |
| બંદોબસ્તવિભાગ | ૪૯૦૨૯—૦—૦ | ૩૯૫૨૮—૮—૦ |
| વકીલોનો પગાર | ૬૧૭૫-૧૦-૧૦ | ૮૭૦૯—૪—૦ |
| ધાર્મિકક્રિયાઓ તથા દાન | ૧૩૧૧૧૭—૦—૯ | ૫૫૦૦—૦—૦ |
| પર્વોત્સવ | ૬૩૦૯—૮—૦ | ૬૬૦૩—૭—૦ |
| વિવાહનો વ્યય | ૫૪૧૨—૫—૬ | ૫૫૦૦—૦—૦ |
| [illegible] અપાતી મદદ | ૩૯૫૮-૧૨—૦ | ૪૦૦૦૦—૦—૦ |
| અતિથિસત્કાર | ૧૮૩૧—૩—૯ | ૨૦૦૦—૦—૦ |
| [illegible] | ૩૪૮૫—૭—૬ | ૩૫૦૦—૦—૦ |

| | | |
|---|---|---|
| સરંજામ | ૮૯૮૯—૦—૧ | ૯૩૭૬—૦—૦ |
| તગાવી | ૧૦—૦—૦ | ૫૦૦—૦—૦ |
| અન્યાન્ય ખર્ચ | ૪૮૦—૮—૮ | ૫૦૦—૦—૦ |
| શિક્ષાવિભાગ | ૩૯૦૪—૭—૦ | ૫૪૫૫—૦—૦ |
| ચિકિત્સાવિભાગ | ૧૦૨૩૮-૧૫—૮ | ૧૦૪૬૨—૦—૦ |
| વિનિમયકર અને વ્યાજ | ૮૮૨—૫—૮ | ૧૦૦૦—૦—૦ |
| વિઝિયત | ૧૨૪૮—૦—૦ | ૧૨૪૮—૦—૦ |
| ઇજલાઇનો ખર્ચ | ૧૫૭૦—૦—૦ | ૧૯૦૮—૦—૦ |
| જુરખાના પ્રતિદાન | ૩૩૪૬—૭—૩ | ૨૫૦૦—૦—૦ |
| મીઠાનો કર નહિ લેવાથી ખોટ પૂરવાને | ૦—૦—૦ | ૩૧૭૫—૦—૦ |
| ભથ્થું | ૬૮૦૦—૦—૦ | ૭૦૦૦—૦—૦ |
| નાનાવિધ | ૨૫૭૫૫—૨—૯ | ૩૫૦૦૦—૦—૦ |
| મકાનનો જીર્ણોદ્ધાર | ૧૦૦૦૦—૩—૦ | ૧૦૦૦૦—૦—૩ |
| મેયો કૉલેજનું બોર્ડિંગહાઉસ | ૨૫૦૧૪-૧૨—૬ | ૨૫૦૦—૦—૦ |
| અજમેરનો કેસરબાગ બનાવવાનો, વૃક્ષો રોપવાનો તથા વાવ બંધાવવાનો ખર્ચ અને બીજા ખર્ચો | ૬૨૨૭-૧૩—૯ | ૦—૦—૦ |
| ઋણશોધ | ૩૩૫૧૧૮—૦—૭ | ૧૫૯૦૫—૦—૦ |
| | ૨૬૪૩૨૨૮-૧૪—૮ | ૧૬૫૮૯૬૦-૧૩—૩ |
| ઇ૦ સ૦ ૧૮૮૧ ના જુલાઇની ૩૧ મી તારીખ સુધીનો વ્યય | ૫૪૫૩૦૫—૬—૬ | |
| | ૩૧૮૮૫૩૪—૫—૨ | |

જે દિવસે બ્રિટિશસરકારે કોટારાજ્યને વિભક્ત કરીને ઝાલાવાડનું નવીન રાજ્ય સ્થાપન કર્યું, તે દિવસથી તેની વાર્ષિક પંદર લાખની ઉપજ ઘટી ગઇ અને તે દિવસથી મહારાવ રામસિંહ ઋણી બની ગયા; પરંતુ વર્તમાન સમયમાં પ્રાયઃ તે દેવું ચૂકવી દેવામાં આવ્યું છે, એ પરમ સંતોષની વાત છે. પોલિટિકલ એજંટ જણાવે છે કેઃ—"ઋણ ચૂકવી દેવામાં જે રૂપિયા આપવા પડે છે તે ખર્ચમાં ગણવામાં આવતા નથી. ઇ૦ સ૦ ૧૮૮૦ અને ૧૮૮૧માં લેણદારોને મૂળ અને વ્યાજતરિકે રૂા. ૩૩૫૧૧૮) આપવામાં આવ્યા હતા. વર્તમાન વર્ષને અંતે અર્થાત્ આવતા જુલાઇની તા૦૩૧મીએ ઋણના ચાર લાખ રૂપિયા આપવામાં આવશે. આથી ત્યારપછી રાજ્યનું ઋણ પ્રાયઃ ત્રણ લાખ રૂપિયા બાકી રહેશે." રાજ્યને ઋણમાંથી મુક્ત કરવાને માટે બ્રિટિશસરકાર અવશ્ય ધન્યવાદને પાત્ર છે.

રાજ્યની આમદાની વૃદ્ધિંગત કરવા પ્રત્યે તેના વર્તમાનશાસકોની દૃષ્ટિ લાગી રહી છે. રાજ્યની ભૂમિ માપીને તેપર કર વધારવામાં આવે છે. પોલિટિકલ એજંટ લેફ્ટેનન્ટ કર્નલ વેલી તે સંબંધે જણાવે છે કેઃ—"મને જણાવવાને ખુશી ઉપજે છે કે કર વધારવાનું કાર્ય સરલતાથી આગળ વધતું જાય છે. દશ પ્રગણાંઓનો નવીન રાજકર નિર્ધારિત થઈ ચૂકયો છે; અને તેમાંનાં નવ પ્રગણાંઓનું મહેસુલ આવી ગયું છે. ઇતર બે પ્રગણાંઓનો નવીન રાજકર નિર્ધારિત કરવાનું કામ આગળ ચાલે છે. તે સમાપ્ત થઇ રહ્યા પછી બીજાં ત્રણ પ્રગણાંઓનો નવીન રાજકર નિર્ધારિત કરવો શેષ રહેશે. ઉપરોક્ત નવ પ્રગણાંઓનાં મહેસુલના નવીન વ્યવસ્થાનુસાર એક વર્ષના ૬૪૧૬૦ રૂપિયા આવી ગયા છે; અર્થાત્ અગાઉ કરતાં સેંકડે પાા ટકાનો વધારો આવ્યો છે." પંડિત શિવબક્ષ ઉક્ત વ્યવસ્થાકાર્યના અધ્યક્ષ હતા. તેમના કાર્યથી પોલિટિકલ એજંટને પરમ સંતોષ થયો હતો. ઉક્ત નવીન બંદોબસ્તના કાર્યના ખર્ચનાં સંબંધમાં પોલિટિકલ એજંટે લખ્યું છે કેઃ—" ગત માર્ચની આખર સુધીમાં આ બંદોબસ્તના કાર્યમાં કુલ રૂ. ૩૨૭૪૧૫)ખર્ચ થયા છે; તેમાં માપણી કરેવામાં

રૂા. ૯૩૪૮૮ નો ખર્ચ થયો છે. આપણીનું કામ સમાપ્ત થયું છે."

સમસ્ત પ્રજાને ન્યાય આપવા પ્રત્યે ઘણું લક્ષ્ય આપવામાં આવે છે. સૈયદ જાફરહુસેન કોટાના મુખ્ય ન્યાયાધીશ છે. તેમના સંબંધમાં પોલીટિકલ એજંટ જણાવે છે કે:—"પ્રથમ રિપોર્ટમાં સૈયદ જાફર હુસેનના સંબંધમાં મેં જે અભિપ્રાય પ્રદર્શિત કર્યો હતો, તેજ અભિપ્રાય વર્તમાન રિપોર્ટમાં પણ હું પ્રદર્શિત કરૂં છું; અર્થાત્ હું એમના કાર્યથી પરમ સંતોષ પામ્યો છું. તેઓ કોટાના સામંતોના મુકર્દમાની તપાસ ઘણી કાળજી અને ખંતથી કરે છે અને તેમને સત્ય ન્યાય આપે છે. તેઓ કોટાની અપીલકોર્ટના જજનું કામ પણ કરે છે."

પોલીસવિભાગનો રિપોર્ટ વાંચવાથી રાજ્યના આભ્યંતરિક શાસનની યથાર્થ સ્થિતિ જાણી શકાશે. અમે અત્રે કોટારાજ્યના ફોજદારી ગુન્હાઓની સૂચિ પ્રકાશિત કરીએ છીએ:—

**કોટારાજ્યના ફોજદારી ગુન્હાઓની સૂચિ-ઈ. સ. ૧૮૮૨-૮૩**

| ગુન્હાઓ | સંખ્યા | મુકર્દમા | પકડાયા | દંડ | મુક્તિ | હરણ કરેલી સંપત્તિનું મૂલ્ય | પશુ | આમદાની રૂપિઆ | પશુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ખૂન | ૨ | ૧ | ૬ | ૧ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| ખૂન કરવાનો પ્રયત્ન | ૪ | ૩ | ૩ | ૧ | ૨ | ૦ | ૩૫ | ૨૧૫—૦—૦ | ૦ |
| અન્યપ્રકારના | ૨૭ | ૮ | ૨૧ | ૭ | ૧૪ | ૧૫૩૧–૬–૩ | ૧૬ | ૧૭૩–૧૩–૬ | ૧ |
| પશુચોરી | ૭૬ | ૫૨ | ૧૦૨ | ૭૬ | ૨૬ | ૦ | ૪૭૪ | ૦ | ૩૩૫ |
| બીજા પ્રકારની ચોરી | ૨૬૨ | ૧૫૨ | ૩૦૪ | ૧૮૨ | ૧૨૩ | ૨૧૭૫૪–૭–૬ | ૦ | ૧૯૫૦–૧૧—૯ | ૦ |
| આત્મહત્યા | ૪૭ | ૨૬ | ૪૭ | ૩૧ | ૧૬ | ૦ | ૦ | ૦ | ૦ |
| વિષપ્રયોગ | ૫ | ૫ | ૫ | ૩ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| વિશેષ આઘાત | ૧૭ | ૧૧ | ૧૩ | ૯ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| મનુષ્યવિક્રય | ૨ | ૨ | ૬ | ૫ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| મનુષ્યચોરી | ૨૮ | ૨૧ | ૫૨ | ૩૦ | ૨૨ | ૪૫૯–૦–૦ | ૦ | ૦ | ૦ |
| ભ્રૂણહત્યા | ૬ | ૫ | ૧૧ | ૪ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ |
| શિશુકન્યાની હત્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કારાગૃહમાંથી પલાયન | ૫ | ૪ | ૫ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ચોરીનો માલ લેવો | ૧૪ | ૮ | ૯ | ૪ | ૫ | ૦ | ૦ | ૬૨—૫—૬ | ૦ |
| ઘરમાં આગ લગાડવી | ૩ | ૨ | ૩ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| બીજા અપરાધો | ૬૨૪ | ૩૧૧ | ૫૨૭ | ૩૮૪ | ૧૪૩ | ૧૦૨૪–૪–૦ | ૧૭ | ૨૫૮—૮—૦ | ૧૦ |
| લૂંટફાટ | ૭ | ૧ | ૧ | ૧ | ૦ | ૨૪૯૦–૪–૩ | ૦ | ૦ | ૦ |
| કુલ | ૧૧૩૦ | ૬૧૩ | ૧૧૧૬ | ૭૪૬ | ૩૭૧ | ૨૭૨૫૯–૬–૦ | ૫૪૨ | ૨૬૬૦—૬—૩ | ૩૪૬ |

ઈ૦ સ૦ ૧૮૮૨–૮૩માં ૧૧૩૧ ગુન્હાઓ થયા હતા અને તેની પાછળનાં વર્ષમાં ૧૦૦૭ ગુન્હાઓ થયા હતા. આથી આ વર્ષે ગુન્હાની સંખ્યા કાંઈક વધી છે. વિશેષતઃ પશુચોરી અને સામાન્ય ચોરીના અપરાધ અધિક થયા છે. પહેલાં કરતાં આ વર્ષમાં અનાજ કમી થયું છે, તેથી આ અપરાધોની સંખ્યા વધી છે. આ રાજ્યના સીમાંતપર ઘોર, ભયાનક અને મોટાં જંગલો છે; તેથી આવા અપરાધો એકદમ દૂર કરવા કઠિન છે.

ગત વર્ષમાં ૯ ધાડ પડી. જો કેટલાંક વર્ષો પૂર્વેની ધાડોની સાથે આની તુલના કરવામાં આવે તો આ પરિણામ અવશ્ય સંતોષકારક જણાશે; કારણકે પૂર્વે ૫૦ કરતાં પણ અધિક ધાડો પડતી હતી.

ઉક્ત નવ ધાડો પૈકી પાંચ તો ઘણી સામાન્ય હતી; કારણ કે તેમાં ઘણી થોડી કિંમતની સંપત્તિ નષ્ટ થઈ હતી.

અમે મુક્તકંઠે જણાવીએ છીએ કે કોટારાજ્યમાં લૂંટફાટનું દમન કરવામાં પોલીસે ઘણું પ્રશંસાપાત્ર કામ કર્યું છે. પહેલાં ધનવાન પ્રજા પોતાના જાનમાલની રક્ષાવિષે શંકિત રહેતી હતી; પરંતુ હવે પોલીસના ઉત્તમ શાસનથી સર્વ પ્રજા નિર્ભય બની ગઈ છે.

વર્તમાન શાસનસમિતિની વ્યવસ્થાહેઠળ અન્ય વિભાગોની પેઠે કારાગૃહની અવસ્થા પણ ઘણી સુ-

ધરી ગઈ છે. પોલિટિકલ એજંટ જણાવે છે કે:–" નવું કારાગૃહ ઘણું સંતોષકારક બન્યું છે અને આગ્રાની સેંટ્રલજેલમાંથી જે એક જેલર પ્રાપ્ત થયા છે, તેમનાદ્વારા કારાગૃહનાં સમસ્ત કાર્યો ઘણી ઉત્તમ રીતે ચાલે છે. કેદીઓનું સ્વાસ્થ્ય ઠીક રહે છે."

ઈ૦ સ૦ ૧૮૮૧ માં ઉક્ત નવીન કારાગૃહમાં કેદીઓ ગયા ત્યાર પછી તેમનું સ્વાસ્થ્ય કેટલું સુધર્યું તે નિમ્નલિખિત સૂચિપરથી પ્રતીત થશેઃ–

| ઈ૦ સ૦ | ૧૦૦૦ ઉપર મૃત્યુ સંખ્યા |
|---|---|
| ૭૯—૮૦ | ૯૧ |
| ૮૦—૮૧ | ૬૨ |
| ૮૧—૮૨ | ૨૯—૯૬ |
| ૮૨—૮૩ | ૧૦ |

પ્રતિદિન કારાગૃહમાં સરાસરી શિક્ષા પામેલા કેદી ૨૮૪ અને કાચા કેદી ૨૧ રહેતા હતા.

શિક્ષાવિભાગના સંબંધમાં ઉક્ત રિપોર્ટમાં લખવામાં આવ્યું છે કેઃ–" બાબુ યદુનાથ ઘોષના પ્રબંધથી કોટાનું વિદ્યાલય ક્રમશઃ ઉન્નત થયું છે. પ્રતિદિન સરાસરી ૨૪૬ વિદ્યાર્થીઓ વિદ્યાલયમાં હાજર રહે છે પૂર્વે કરતાં વિદ્યાર્થીઓની સંખ્યા વૃદ્ધિંગત થઈ છે. આ રાજ્યની નજીક આવેલા બ્રિટિશ-પ્રદેશોના રહેવાસીઓ કેળવણીપ્રત્યે જેટલું લક્ષ્ય આપે છે તેટલું કોટાના નિવાસીઓ આપતા નથી."

કોટાના એક મુખ્યનગરમાં એક નવીન વિદ્યાલય સ્થાપિત થયું છે અને સાધારણ પ્રજાને માટે એજ પ્રકારે જીલ્લાસ્કુલો સ્થાપિત કરવામાં આવે છે.

કોટાના વિદ્યાલયના વિદ્યાર્થીઓ તથા શિક્ષકોની સંખ્યા નીચે લખવામાં આવે છેઃ—

| | અંગ્રેજી | ફારસી | સંસ્કૃત | હિંદી | કુલ |
|---|---|---|---|---|---|
| વિદ્યાર્થી | ૩૮ | ૧૫૨ | ૨૬ | ૨૦૨ | ૪૧૮ |
| શિક્ષક | ૨ | ૪ | ૧ | ૪ | ૧૧ |

કોટાના પોલિટિકલ એજંટની આ વાત અમે માનીએ છીએ કે કોટાના નિવાસીઓ વિદ્યાપ્રત્યે ઓછો અનુરાગ ધરાવતા નથી; તોપણ અમે કહી શકીએ છીએ કે વર્તમાન શાસનસમિતિ રાજ્યનાં અન્ય ખાતાંઓમાં જેટલો ખર્ચ કરે છે તેટલો ખર્ચ કેળવણીખાતામાં કરતી નથી. કેળવણીખાતાનો ખર્ચ ઘણોજ ઓછો છે. પ્રજાની ઉન્નતિ શિક્ષાપરજ નિર્ભર છે. જો પ્રજાની સ્થાયી અને યથાર્થ ઉન્નતિ કરવાનો વર્તમાન શાસનસમિતિનો વાસ્તવિક ઉદ્દેશ હોય તો તેણે શિક્ષાવિભાગનો ખર્ચ શીઘ્ર વધારવો જોઇએ.

કોટારાજ્યનું પરિમાણ પાંચહજાર વર્ગમાઇલ છે અને નિવાસીઓની સંખ્યા પાંચ લાખમાં કાંઇક ઓછી છે. સેનામાં ૪૬૦૦ પાયદલ, ૭૭૦૦ અશ્વારોહીઓ અને ૧૧૯ તોપો છે. સંપૂર્ણ સેના હાલમાં મહારાવના અધિકારમાં છે.

કોટારાજ્યનો ઇતિહાસ સમાપ્ત

# कर्नल टॉडना प्रवासनुं वर्णन

## अध्याय १ लो

ઉદયપુરથી કરેલો પ્રવાસનો પ્રારંભ–માનદેશ્વરનું પ્રાચીન મંદિર–મારતીવાર–ત્યાંનાં જૈન-
મંદિરો–ખેરોદા મેવાડના નિવાસીઓનો કુસંપ–સંગ્રામસિંહની વીરતા–તેમ ખેરોદાની
થયેલી પ્રાપ્તિ–સંગ્રામસિંહનો દત્તકપુત્ર જયસિંહ–પ્રાચ્યદેશોમાં રાજકીય બાબતો
વિષે ચર્ચા કરતી વખત દર્શાવવામાં આવતી સહનશીલતા–ખેરોદાની ભૂમિ
વિષે વર્ણન–હિન્તા–દાનધર્મમાં પુષ્કળ ભૂમિ અર્પણ કરવી–ધર્મનિમિત્તે
સમર્પિત થયેલી ભૂમિમાં હિન્તા અને કુહિઆની સ્થાપના–
રાજા માન્ધાતા–તેમનાસંબંધમાં ચાલતી જનશ્રુતિ–અશ્વમેધ-
યજ્ઞ–તેમણે ઋષીઓને આપેલો મ.ઈનાદેશ–મહારાણી-
ઓની સામે રાજસિંહે પ્રકાશિત કરેલી વીરતા
મેવાડ રાજ્યની સીમા–મસવન–કર્નલ
ટૉડે પોતાની કારકીર્દિમાં ધારણ
કરેલી રાજનીતિ.

---

કર્નલ ટૉડે રાજસ્થાનનો સમસ્ત ઇતિહાસ વર્ણવ્યા પછી પોતાના પ્રવાસનું પણ કર્યું છે; અને આ ભ્રમણવૃત્તાંતની સમાપ્તિની સાથે આ વિરાટ ઇતિહાસ પણ સમાપ્ત થાય છે. હવે પાઠકો આ પ્રચંડ ગ્રંથની સીમાપર આવી પહોંચ્યા છે. અમને આશા છે કે આ ઇતિહાસ વાંચવાથી તેમને સંતોષ પ્રાપ્ત થયો હશે.

રાજસ્થાનના પ્રથમ ખંડમાં કર્નલ ટૉડે પોતાના પ્રવાસનું જે વર્ણન કર્યું છે, તે તેમણે પ્રથમ મારવાડમાં જઇ ત્યાંથી શરૂઆત કરીને તેમણે અનેક પ્રદેશોની પ્રાકૃતિક,સામાજિક,ઐતિહાસિક,રાજકીય અને શાસ્ત્રવિષયક સ્થિતિનું ઉત્તમ વર્ણન કર્યું છે. અમારા પાઠકોને આ વર્ણન સુવિદિત છે. કર્નલ ટૉડ ઉક્ત ભ્રમણ સમાપ્ત થયા પછી ઇ૦સ૦ ૧૮૨૦ના જાન્યુઆરીની ૨૯ મી તારીખસુધી રાજધાની ઉદયપુરમાં રહ્યા અને ત્યારપછી તેઓ ખાસ રાજકીય કામે બૂંદી અને કોટામાં ચાલ્યા ગયા. બૂંદી અને કોટાની રાજકીયસ્થિતિપર દેખરેખ રાખવી એ તેમનું કર્તવ્ય હતું, તેથી તેઓ આ સમયે ત્યાં ગયા હતા. ઉક્ત ઉભય સ્થાનોમાં કર્નલ ટૉડની પૂર્ણ પ્રતિપત્તિ અનિર્જગૃહસ્થ ગયો નહોતો. તેમણે કરેલા પર્યટનનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

ઉદયપુર–ઇ૦ સ૦ ૧૮૨૦ ની જાન્યુઆરીની ૨૯ મી તારીખસુધી હું ઉદયપુરમાં રહ્યો. ત્યારપછી મને ભ્રમણ કરવાની ફરજ પડી. શીતઋતુનું આગમન થતાંજ પ્રકૃતિએ અત્યંત આહ્લાદજનક સ્વરૂપ ધારણ કર્યું. ભારતવર્ષની ભયંકર ગ્રીષ્મઋતુ અને કષ્ટદાયક વર્ષાઋતુના અંતમાં સેવન કરી પછી શીતઋતુને સ્વાસ્થ્યને માટે ઉપયુક્ત અને સુખદાયક ગણે છે.

ખેરોદા–જાન્યુઆરીની ૨૯ મી તારીખે અમે તુલસીખરથી નીકળી ખેરોદાના વિસ્તૃત સરોવરને

કિનારે શિબિર સ્થાપિત કરી દીધા. અમારા માર્ગમાં આવેલી ભૂમિ ઉત્કૃષ્ટ અને ભેજવાળી હતી; પરંતુ તે ભૂમિમાં દીર્ઘકાળથી કૃષિ થઇ નથી. કુભોક નામના સ્થાનથી દોઢમાઇલના અંતરપર બેરસ નામની નદીને પાર અમે ઉતર્યા. આ નદીમાંથી એક સ્રોત નીકળીને દોરોલી નામના ગામ આગળ તેનું એક સરોવર બનેલું છે. આ નદીને કિનારે માનદેશ્વર નામના મહાદેવનું એક પ્રાચીન મંદિર સ્થિત છે. આ મંદિરની બાંધણી જોવાથી તેની પ્રાચીનતા સિદ્ધ થાય છે. આબુપર્વતની સમીપ જે ચંદ્રાવતીનું પ્રસિદ્ધ મંદિર છે તેના જેવીજ બાંધણી આ મંદિરની છે.

અમે ત્યાંથી દક્ષિણદિશામાં અર્ધકોશના અંતરપર આવેલી સૂરજપુરાની સરાઇની પાસે થઇ ભારતીવારના જલપૂર્ણ સ્થાનમાં જઇને ફસી પડયા. આ નગરની ચોતરફ પાણી ભરેલું છે. મેવાડના સોળ સામંતોમાં સર્વોત્તમ કનોરાના સામંત આ નગરના અધીશ્વર છે. આ નગર અત્યંત પ્રાચીન શહેરતરીકે વિખ્યાત છે. એમ કહેવાય છે કે રાજા વિક્રમાજિતના જ્યેષ્ઠભ્રાતા ભર્તૃહરિએ આ નગરની સ્થાપના કરી હતી. એક એવી જનશ્રુતિ પ્રચલિત છે કે એક સમયે આ નગરમાં ૭૫૦ જૈનમંદિરો હતાં અને તે સર્વ મંદિરોમાં એક સાથેજ ઘંટાનાદ થતો હતો. આ મંદિરોમાંથી કેટલાંક મંદિરો છિન્નભિન્ન અવસ્થામાં હાલમાં પ્રાપ્ત થાય છે. આ મંદિરો જોવાથી તેની પ્રાચીનતાવિષે પૂર્ણ ખાત્રી થાય છે. આ મંદિરોમાં કોઇપણ મંદિર અખંડિત નથી. ખેરોદાથી પોણા કોશના અંતરપર ખેરસના નામનું ગામ આવેલું છે. આ ગામ બ્રાહ્મણોના અધિકારમાં છે, અર્થાત્ તે બ્રાહ્મણોને દાનમાં અર્પણ કરવામાં આવેલું છે.

ખેરોદા એક સમૃદ્ધશાળી સ્થાન છે. એની ચોતરફ કોટ છે અને તે કોટની બહાર બે ખાડીઓ છે. આ ઉભય ખાડીઓમાં જ્યારે જરૂર પડે ત્યારે પાણી ભરી શકાય છે. મેવાડની પ્રાચીન રાજધાની ચિતોડ અને નવીન રાજધાની ઉદયપુર એ ઉભય નગરોની બરાબર મધ્યમાં આ ખેરોદાનો કિલ્લો સ્થિત છે. મેવાડમાં જ્યારે માંહોમાંહેનો કલહ ફેલાયેલો હતો, ત્યારે વારંવાર આ સ્થળે યુદ્ધ થતું હતું. ઇ૦ સ૦ ૧૭૪૮ માં જ્યારે ભયંકર અંતસ્થ કલહ ફેલાયો ત્યારે શકતાવત સંગ્રામસિંહના દત્તકપુત્ર અને લાવાના સામંત જયસિંહના આધીનમાં આ પ્રદેશ હતો. આ પ્રદેશની ઉપજ પુષ્કળ છે અને તે અધિક મહત્ત્વના સ્થાનપર આવેલો છે, તેથી કોઇપણ સામંતના હાથમાં એને સમર્પણ કરવો ઉચિત નહિ લાગ્યાથી મહારાણાએ તેને પોતાના સીધા અમલનીચેજ રાખ્યો છે; તોપણ લાવાના સામંતે ૪ થી ૫ ના સંધિપત્રમાં[1] સહી કર્યા પહેલાં ઘણા વાંધા ઉપસ્થિત કર્યા હતા અને જે પ્રદેશને માટે તેના પૂર્વજોએ લોહી રેડયું હતું, તે પ્રદેશ છોડી દીધાપૂર્વે તેણે મહારાણાને ઘણી મહેનત આપી હતી.

ખેરોદાના ઇતિહાસમાં મેવાડના અંતઃકલહનું ઉત્કૃષ્ટ ચિત્ર અંકિત કરવામાં આવ્યું છે. આ અંતઃકલહમાં મેવાડના સર્વોત્તમ શકતાવત સામંત સંગ્રામસિંહ અને ચંદાવત ભૈરવસિંહના પક્ષના અસંખ્ય વીરો માર્યા ગયા હતા. ઇ૦ સ૦ ૧૭૩૩ માં જ્યારે સંગ્રામસિંહ અલ્પવયસ્ક યુવક હતા અને તેમના પિતા શિવગઢના રાવત લાલજી જીવત હતા, તે સમયે તેમણે પોતાના અધીશ્વર રાણાના હાથમાંથી ખેરોદા ખુંચવી લીધું અને તેને ૭ વર્ષપર્યંત પોતાને આધીન રાખ્યું. ઇ૦ સ૦ ૧૭૪૦ માં દેવગઢ, આમોત, કોરાવર વગેરેના સામંતો પોતાના નેતા સાલુમ્બ્રાસામંતની પતાકા નીચે એકત્રિત થઇ દીપ્રા મંત્રીની સંમતિ મેળવી શકતાવતને હાંકી કહાડવાને પ્રવૃત્ત થયા. શકતાવતોએ ચારમાસપર્યંત પોતાના આ શત્રુઓના ત્રાસમાંથી કિલ્લાની રક્ષા કરી. પછી અંતે તેમણે કિલ્લાની શિખરપર સંધિની સૂચના આપનાર શ્વેત પતાકા ફરકાવી દીધી અને આક્રમણકારીઓપર શકતાવતનેતાએ એવો સંદેશો મોકલ્યો કેઃ—" જો તમે મને મારાં કુટુંબ તથા ધનસમ્પત્તિસહિત નિર્વિઘ્ને ભીંદરમાં જવા દો તો હું તમારા હાથમાં કિલ્લો સમર્પણ કરવાને તૈયાર છું." આક્રમણકારીઓએ આ પ્રસ્તાવ સ્વીકાર્યો અને શિવગઢના ઉત્તરાધિકારી ભીંદરમાં ચાલ્યા ગયા. તેમણે ત્યાંજઇ પોતાના શત્રુઓનો નાશ કરવાને માટે સંહારકમૂર્તિ ધારણ કરી, ચોતરફ ઉપદ્રવો કરવા માંડયા. આ સામંતના સંબંધમાં મેવાડમાં અનેક ગાથાઓ જો કે પ્રચ-

[1] આ સંધિપત્ર પ્રથમભાગમાં યથાસ્થાને પ્રગટ થઈ ચૂક્યો છે.

ખ્યાત છે. તેમણે એક સમયે ગુરલી નામના સ્થાનમાં આવી ત્યાંનાં સમસ્ત માણસો અને પશુઓને બંદીવાન કરી લીધાં. હવે કોરાવરના સામંતના પુત્ર જાલિમસિંહ ગુરલીનિવાસીઓને સહાય કરવાને માટે ગયા; પરંતુ સંગ્રામમાં ભયંકર ભાલાઓના આઘાતથી તેમના પ્રાણ ગયા. તેમના મૃત્યુનો બદલો લેવાને માટે સમસ્ત ચંદાવતો સલુંબરના સામંતની પતાકાનીચે એકત્રિત થવા લાગ્યા. મહારાણાએ સ્વયં આ ચંદાવતોના પક્ષનું સમર્થન કર્યું અને તેમને સહાય કરવાને માટે પોતાની સિંધિસેના મોકલી આપી. સર્વ સેનાએ શીઘ્ર ભીંદરને ઘેરી લીધું. આ સમયે કોરાવરના સામંત અર્જુનસિંહે પોતાના પુત્રના મૃત્યુનો બદલો લેવાને માટે સહસા શિવગઢપર આક્રમણ કરી તેને હસ્તગત કરી ત્યાંનાં સર્વ સ્ત્રીપુરુષોના પ્રાણ લીધા. ખેરોદા કેટલાંક વર્ષ સુધી મહારાણાના સીધા અધિકારનીચે રહ્યો અને અંતે તેમણે પરિણામનો વિચાર કર્યાવિના ઝગડાના કારણસ્વરૂપ તે કિલ્લો ભદેસરના ચંદાવતસામંત સરદારસિંહને આપી દીધો.

સંવત ૧૭૪૬ માં ચંદાવતસરદાર મહારાણાની સામે થયા, તેથી તેઓ તેમની કોપદૃષ્ટિમાં આવી પડ્યા. તેમના ચિરશત્રુ શક્તાવતો પોતાના નેતા ભીંદરના સામંતની પતાકાનીચે એકત્રિત થયા અને તેમણે ખેરોદામાં રહેતી સિંધીસેનાને હાંકી કાઢવાને માટે તેપર આક્રમણ કર્યું. કોરાવરના સામંત અર્જુનસિંહ આ સમયે સિંધીસેનાના નાયક દુલીખાંની સાથે કિલ્લામાં રહેલી સેનાને સહાય કરવાને માટે ગયા. કિલ્લાની સમીપજ ભયંકર સમરાગ્નિ પ્રદીપ્ત થયો. આ સંગ્રામમાં સંગ્રામસિંહે પોતાના હાથથી કોરાવરના તાબાના બે સામંતો સીકરવાલ ગોમાન અને રાણાવત ભીમજીનો વધ કર્યો; પરંતુ અંતે ચંદાવતોનેજ રણક્ષેત્રમાં વિજય પ્રાપ્ત થયો અને શક્તાવતો શીઘ્ર ભીંદરમાં ચાલ્યા ગયા. કોટાના જાલિમસિંહ કે જેમણે ઉક્ત ઉભય શાખાના સામંતોની વચ્ચે વૈરભાવ પ્રદીપ્ત કરવાને પુષ્કળ પ્રયત્ન કર્યો હતો અને જેમણે અંતે ઉભયના હસ્તમાંથી ઉક્ત કિલ્લાને પોતે લઇ લેવાનો વિચાર રાખ્યો હતો, તેમણે આ સમયે શક્તાવતોને સહાય કરવાને માટે એક આરબદલ મોકલી આપ્યું. શક્તાવતો આ દલની સાથે મળીને ચંદાવતોપર આક્રમણ કરવાને પ્રવૃત્ત થયા. ચંદાવતોનો મુકામ આ સમયે અકોલાંના સપાટ પ્રદેશમાં હતો. તેઓ શક્તાવતોની સામે યુદ્ધ કરવા લાગ્યા, પરંતુ અંતે પરાસ્ત થઇ ગયા. સિંધીસેનાનો નાયક રણમાં પડતાંની સાથેજ તે સેના છિન્નભિન્ન થઇને ફાવે ત્યાં નાસી ગઈ. સંગ્રામસિંહને ત્રણ ભયંકર ઘાવ થયા હતા; પરંતુ તેથી તેઓ કિંચિત્ પણ પાછા હઠ્યા નહિ. તેમણે ચંદાવતોને નસાડી મુકયા. રાણાએ આથી પ્રસન્ન થઈ તેમને સારૂં સન્માન આપ્યું. આ યુદ્ધ થયા પછી સંવત ૧૭૫૮ ( ઈ૦ સ૦ ૧૭૦૨ ) સુધી ખેરોદાનો કિલ્લો રાણાના સીધા અધિકારનીચે રહ્યો. ત્યાર પછી સંગ્રામસિંહે મહારાણાને દશહજાર રૂપિયા આપીને તે કિલ્લો પોતાના અધિકારમાં લીધો. ઇ૦ સ૦ ૧૮૧૮ માં બ્રિટિશ સરકાર મધ્યસ્થ થઇને મહારાણા તથા તેમના સામંતોની વચ્ચે સંધિ કરાવવાને પ્રવૃત્ત થઇ ત્યાંસુધી તે કિલ્લો શક્તાવતોનાં અસીમ સાહસ, વીરતા અને વિજયનાં ચિન્હસ્વરૂપે તેમના અધિકારમાં હતો. આથી સંગ્રામસિંહના પોષ્ય (દત્તક)પુત્ર લાવાના સામંત જયસિંહે આ કિલ્લો મહારાણાને આપવાની ના પાડી તેમાં કાંઈ આશ્ચર્ય નથી. પોતાના કિલ્લાનું રક્ષણ કરવાને માટે તેમણે કિલ્લામાં સેના એકત્રિત કરી અને તેની અંદરનો કોઇપણ મનુષ્ય તેની બહારના રાણાના માણસોની સાથે વાતચીત ન કરે એવો પ્રબંધ કર્યો. આવાં ક્ષુલ્લક કારણથી મેવાડના સમસ્ત ચંદાવત સામંતો તે કિલ્લાપર આક્રમણ કરવાને દોડી આવ્યા હતા. હમણાંજ મહારાષ્ટ્રીઓના અત્યાચાર અને ઉત્પીડનમાંથી મેવાડની મુક્તિ થઇ હતી; પરંતુ આ સમયે પુનઃ મેવાડના સરદારોની પ્રાચીન શત્રુતા જાગૃત થઇ અને તેણે દેશમાં અશાંતિ ફેલાવી દીધી.

ખેરોદાના કિલ્લાની આ સ્થિતિ હતી, તે સમયે તેના અધીશ્વર જયસિંહ રાજધાની ઉદયપુરમાં મહારાણાની સેવામાં નિયુક્ત હતા. જો કે આ સમયે જયસિંહ વિદ્રોહી ગણાતા હતા; તોપણ અમારા મત પ્રમાણે તેમના હાથથી કાંઈ પણ વિદ્રોહ થયો નહોતો. મહારાણા અને જયસિંહની વચ્ચેના સંબંધમાં લેશમાત્ર વિરોધભાવ જણાતો નહોતો. કિલ્લાની બાબત તેમના કામદારો અર્થાત્ કર્મચારીઓના હાથમાં સોંપી દેવામાં આવી હતી અને તેઓ તો પૂર્વવત્ સ્વામી અને સેવકનો અરબ-

લિત સંબંધ જાળવી રહ્યા હતા. એશિયાનિવાસીઓ અમુક કાર્યના પ્રારંભ અને પરિણામની વચ્ચેના સમયને તે કાર્ય સાથે કાંઇ પણ સંબંધ ધરાવતો ગણતા નથી; પરંતુ યૂરોપવાસીઓ તેમ ગણે છે. વિવાદના સમયમાં એશિયાવાસીઓ અધિક ધૈર્ય પ્રદર્શિત કરે છે.

ખેરોદા પ્રદેશ મેવાડના પ્રથમ શ્રેણીના ખાલસાભાગનો એક વિભાગ છે. નાનાં નાનાં ગામો ઉપરાંત તેમાં ૧૪ શહેરો પણ છે. આ વિભાગની વાર્ષિક ઉપજ ૧૪૫૦૦ રૂપિયાની છે. માત્ર ખેરોદા નગરનીજ ઉપજ ૩૫૦૦ રૂપિયાની છે.

અહીંઆંની ભૂમિ સામાન્યતઃ ત્રણ ભાગોમાં વિભક્ત છેઃ-(૧) પેવિલ. આનું કૃષિકાર્ય કૂવાનાં પાણીથી કરવામાં આવે છે. (૨) ગુરમા. આ ભૂમિની ખેડ પણ જલાશયોના જલદ્વારાજ કરવામા આવે છે. (૩) માળવા-માળ. આ ભૂમિની ખેતી વરસાદથી થાય છે. ખેરોદા પ્રદેશમાં કેવળ બે ઋતુ-ઓમાં ધાન્યની ઉત્પત્તિ થાય છે. ગ્રીષ્મઋતુમાં અને શીતઋતુમાં. પ્રાચીન હિંદુશાસનપ્રણાલીઅનુસાર મહારાણા આ પ્રદેશમાંથી પણ મહેસુલતરિકે ધાન્ય લે છે. ગ્રીષ્મકાળમાં ઘઉં અને ચણા ઉત્પન્ન થાય છે. ગ્રીષ્મકાળનાં ધાન્યનું મહેસુલ લેતી વખતે પ્રથમ સો સો મણના ઢગલા કરવામાં આવે છે, પછી તેમાંથી:પચ્ચીસપચ્ચીસ મણના ચાર ભાગ કરવામાં આવે છે. હાલમાં ગામના સરકારી માણસો દરમણે એક શેર અનાજ લે છે. આ માણસો નીચે પ્રમાણે હોય છેઃ-(૧) પટેલ અથવા ગ્રામાધ્યક્ષ (૨) પટવારી અથવા હિસાબરક્ષક (૩) સાના અથવા પહેરેદાર (૪) [illegible]લાઈ અથવા સંદેશાવાહક અને પશુરક્ષક[1] (૫) કાઠી અથવા સુતાર (૬) લુહાર (૭) કુંભાર (૮) ધોબી (૯) ચમાર અને (૧૦) નાઈ અથવા હજામ. આ નોકરો પૈકી પ્રત્યેકના હાથમાં દર મણે એક શેરના હિસાબે અઢીમણ ધાન્ય જાય છે. આ રીતે ઉપરોક્ત ૧૦ નોકરો ૨૫ મણનો એક ઢગલો પૂરો કરે છે. શેષ ત્રણ ભાગોમાંથી એક ભાગ (૨૫ મણ અનાજ) રાજાના હાથમાં જાય છે. બાકીના બે ભાગોમાંથી યુવરાજના નામે બે મણ પૃથક્ કરવામાં આવે છે અને શેષ સર્વ ધાન્ય કૃષિકારોને મળે છે. ગામના નોકરોને મળેલાં ધાન્યમાંથી પ્રત્યેક મણે ત્રણ શેર અનાજ કાપી લેવામાં આવે છે. આ ત્રણ શેરમાંથી એક શેર યુવરાજના નામે લેવામાં આવે છે. રાણાના પ્રધાન અશ્વપાલના નામે એક શેર લેવામાં આવે છે અને મોદીના નામે એક શેર લેવામાં આવે છે. આ સમસ્ત ધાન્ય રાણાના તાબામાં જાય છે, અર્થાત્ સો મણમાંથી ત્રીસ મણ રાણાને મળે છે. પૂર્વે ½ ભાગ રાણાને મળતો હતો; પરંતુ હાલમા રાણાને $\frac{3}{10}$ ભાગ મળે છે. ગામના નોકરોને ધાન્ય કપાઇને ખળામાં આવે તે પૂર્વે પણ એક વાર ધાન્ય મળે છે. પ્રત્યેક વીઘે ૭ શેર સાત શેર અનાજ તે વખતે તેમને મળે છે.

શીતકાળમા મકાઇ, જુવાર અને બાજરી ઉત્પન્ન થાય છે. આ ધાન્યનું મહેસુલ લેતી વખતે નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવે છેઃ-પ્રતિ સો મણે ચાળીસ મણ રાજાના ભાગમાં જાય છે અને ગામના નોકરોને પ્રતિમણે શેર શેર અનાજ મળે છે. શેષ સર્વ કૃષિકારોના કબજામાં રહે છે.

શેરડી,[2] કપાસ, ગળી, અફીણ, તંબાકુ, તલ વગેરે વસ્તુઓની ખેતી પણ અહીંઆં થાય છે. આ વસ્તુઓના મહેસુલતરિકે રૂપિયા લેવામાં આવે છે. પ્રત્યેક વીઘાપર બે રૂપિયાથી લઇને દશ રૂપિયાસુધી મહેસુલ લેવામાં આવે છે.

હીન્તા-૩૧મી જાન્યુઆરી. માળ નામની રેતીવાળી ભૂમિપર થઇને ત્રણ કોશ ચાલી અમે હીન્તામાં આવી પહોંચ્યા. માળ શબ્દ ઉપરથીજ માળવા નામ પડ્યું છે. અમે સૂર્યોદય થયા પૂર્વે અશ્વારૂઢ થઇને બહાર નીકળી પડયા. પ્રભાતકાળનો સમીર શીતળ અને આનંદદાયક હતો. ઘઉં, ચણા, જવ વગેરે ધાન્યોની ખેતી ઘણી ઉત્તમ હતી અને કૃષિકારોને પુષ્કળ પાક ઉતરવાની આશા હતી. ગામની નવી ઝુંપડીઓ અને નવી ભીંતો પરદેશમાં નાસી ગયેલા લોકોનાં પુનરાગમનની

---

૧ આ માણસ ગામનાં સમસ્ત પશુઓને ચરાવે છે અને પશુઓને ખેતીમાં નુકશાન કરતાં અટકાવે છે.

૨ આ પ્રદેશમાં થતો શેરડીનો પાક અતિ અનિશ્ચિત છે અને એ પાકથી કૃષિકારોને લાભ બદલે હાનિ થાયછે. પ્રથમ તો એનો પાક પૂરા બાર માસે ઉતરે છે; અર્થાત્ અફીણ અને અનાજનો પાક બેવાર ઉતરે છે, ત્યારે શેરડીનો પાક એકજવાર ઉતરે છે. એક વીઘા જમીનમાં ચાસવું, નીંદવું, ગોડવું, બીજ વાવવાં, શેરડી કાપવી વગેરેનો ખર્ચ રૂા. ૨૩૮ થાય છે; જ્યારે ઉપજ માત્ર રૂા. ૨૦૦ થાય છે.

સૂચના કરતી હતી. લોકો અમારા તરફ અભિનંદન તથા હર્ષસૂચક દૃષ્ટિથી જોતા હતા; તોપણ તેમાં કિંચિત્ વિષાદની રેષા પણ દૃગ્ગોચર થતી હતી. થોડી વારે અમે ખેરોદા તાબાના અમરપુરા નામના નાના ગામમાં જઇ ચઢયા. અમારા ડાબા હાથપર માઇનાર નામનું શહેર આવેલું હતું. આ શહેર બ્રાહ્મણોને દાનમાં આપી દેવામાં આવ્યું છે. આ સ્થાન મેવાડના ગત મહારાણાઓની ધર્મ-વૃત્તિનું ઉત્તમ પ્રમાણ છે. રાણાના તાબાની પાંચ હજાર વીઘાં શ્રેષ્ઠ જમીન આળસુ બ્રાહ્મણોને આપી દેવામાં આવી છે. સાંપ્રત સમયમાં આ બ્રાહ્મણોનાં માત્ર પચ્ચીસ કુટુંબોજ ઉક્ત નગરમાં રહ્યાં છે; પરંતુ એમ કહેવાય છે કે ત્રેતાયુગમાં રાજા માન્ધાતા[1]એ તેમને આ નગરમાં પ્રથમ વસાવ્યા હતા. અ-હીંઆંના બ્રાહ્મણો કાંઈ કૃષિકાર્ય કરતા નથી અને જમીન સર્વ ખેડાણવિનાની પડી છે તોપણ તે જપ્ત થઇ શકતી નથી; કારણ કે તેમ કરવાથી સાઠ હજાર વર્ષ નરકમાં રહેવું પડે છે. ખરેખર! આવું મોટું જોખમ ખેડી મહારાણા તેને ખાલસા કરે એ સંભવિત નથી. આવી વાતપર જેઓ શ્રદ્ધા રાખે છે, તેમનો વહેમ દૂર કરવો અતિ કઠિન છે. બ્રાહ્મણોની ભૂમિ લઇ મહાપાપમાં પડવું રાજપૂતોને કદિપણ ઇષ્ટ લાગતું નથી.

પરંતુ હું જોઇને પરમ આનંદ પામ્યો છું કે શક્તાવતશાખાનાં કેટલાંક કુટુંબોએ પોતાના વંશ-ની વૃદ્ધિ થવાથી વિદેશમાં વાસ કરવા જવાને બદલે નરકવાસથી ભયભીત ન થતાં ઉક્ત બ્રાહ્મણોની ભૂમિમાં હીન્તા અને દૂંદિયા નામનાં નગરો સ્થાપિત કર્યાં છે.[2]

પ્રત્યેક વર્ગના હક્કનું રક્ષણ કરવાની ઇચ્છાથી મેં મહારાણાની સમક્ષ એવો પ્રસ્તાવ કર્યો કે:— "જો આપ બ્રાહ્મણોને ઉપયોગ જેટલી ભૂમિ આપી શેષ સર્વ ખાલસા કરો તો સર્વ પાપ મારે માથે લેવાને હું તૈયાર છું. બ્રાહ્મણોને એક હજાર વીઘાં શ્રેષ્ઠ ભૂમિ આપો. તેમને માત્ર ગાય ઇત્યાદિ પશુઓ આપીનેજ સંતોષ ધારણ કરવો જોઇએ નહિ; પરંતુ કૃષિકાર્યને માટે જૂના કૂવાઓની મરામત કરાવવી જોઇએ અને નવા કૂવાઓ ખોદાવવા જોઇએ." આ સમયે એક જ્યોતિષી મહારાણાની સભા-માં બેઠો હતો. આ માણસ થોડી વૈદ્યકવિદ્યા પણ જાણતો હતો. તેણે પોતાના બ્રાહ્મણ ભ્રાતાઓના પક્ષનું સમર્થન કર્યું. મેં તે બ્રાહ્મણોને તામ્રપત્ર લાવવાને કહ્યું; પરંતુ તેઓ તે લાવી શક્યા નહિ.

રાજા માન્ધાતાનું નામ આ દેશમાં અતિ પ્રસિદ્ધ છે. તેઓ પરમારજાતિના અને મધ્ય ભારત-ના રાજા હતા. ધાર અને ઉજ્જયિની તેમની રાજધાની હતી. તેઓ કયા સમયમાં થયા તે કોઇ નિશ્ચિત રીતે જાણતું નથી; પરંતુ સર્વ તેમને રાજા વિક્રમાદિત્યની પૂર્વે થયેલા જણાવે છે. વિક્રમા-દિત્યનો સંવત્સર સમસ્ત ભારતવર્ષમાં પ્રચલિત છે. નર્મદાતટપરનાં સ્થાનોમાં તેમની કીર્તિ અધિક પ્રચલિત છે. પ્રાચીન કાળમાં ચિતોડ અને તેના તાબાનો સમસ્ત પ્રદેશ તેમને[3] આધીન હતો. પર-મારોની આ પ્રદેશમાં અબાધિત સત્તા હતી એ વાત સિદ્ધ કરનારાં અનેક પ્રમાણો ઉપલબ્ધ થાય છે. પુરાતન તત્ત્વવેત્તાઓને આ સ્થળે અનેક ઐતિહાસિક પ્રમાણો મળી શકે છે. હીન્તા અને દૂંદિયા એ ઉભય સ્થાનોની સાથે માન્ધાતાના નામનો સંબંધ જણાય છે. મહારાજા માન્ધાતા દૂંદિયા નામના સ્થાનમાં મહાન આડંબરસહિત અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. આ સ્થાનપર અદ્યાપિ તે સમયનો યજ્ઞકુંડ વિદ્યમાન છે. હીન્તાના બે ઋષીઓ તે સમયે યજ્ઞકાર્યમાં નિયુક્ત હતા. રાજાએ પ્રથમ તેમને દ્રવ્ય આપવા માંડયું; પરંતુ તેમણે તેનો સ્વીકાર કર્યો નહિ. અંતે જ્યારે તેમણે વિદાય લીધી, ત્યારે મહા-

---

૧ રાજા માન્ધાતા યુવનાશ્વના પુત્ર હતા. તેઓ ત્રેતાયુગના આરંભમાં પૈદા થયા. તેમનું બીજું નામ ત્રસદસ્યુ હતું. તેમને લવણાસુરે માર્યો.

૨ કર્નલ ટૉડને આથી ભલે આનંદ થયો હોય; પરંતુ યથાર્થ હિંદુને એથી શોક થયા વગર રહેતો નથી. જે શ-ક્તાવતોએ દેવોત્તરભૂમિ હસ્તગત કરી લીધી તેમણે ક્ષત્રિયધર્મનું પાલન કર્યું નથી અને તેઓ બ્રાહ્મણોની ભૂમિ-નું હરણ કરવાના અપરાધી છે.

હિંદી અનુવાદક

૩ માંન્ધાતા નામના જે ઈતર રાજાઓ પરમારવંશમાં થઇ ગયા છે તેમનું વર્ણન ધાર દેવાસની વંશાવલીમાં આપેલું છે. ધારના અધીશ્વર પરમારવંશી ક્ષત્રીય છે, અને તેઓ પોતાને શકારંભક રાજા વિક્રમાદિત્યના કુળમાં [illegible]

રાજા માન્ધાતાએ તેમને તાંબુલની સાથે માઇનાર દેશનું દાનપત્ર યુક્તિપૂર્વક આપી દીધું. આ ઋષિઓ અયાચક હતા તેથી જ્યાં તેમણે દાન સ્વીકાર્યું કે તરતજ તેમની પવિત્રતા નષ્ટ થઇ અને તેમની દિવ્ય શક્તિ નાશ પામી. તેઓ પોતાની પવિત્રતા અને નિર્લોભિતાના પ્રભાવથી ચમત્કારિક કાર્યો કરતા હતા, પરંતુ તેમણે કરેલા દાનના સ્વીકારથી તેમની અદ્દભુત કાર્યો કરવાની શક્તિ સર્વથા નષ્ટ થઈ ગઇ. શું પાઠકને તેમનાં ચમત્કારિક કાર્યનું એકાદ દૃષ્ટાંત જાણવાની ઇચ્છા છે? તેઓ સ્નાન કરી પોતાનું ધોતીઉં નીચોવી તેમાંથી નીકળેલું પાણી પોતાના મસ્તક ઉપર અંતરિક્ષમાં લટકાવી રાખતા હતા અને તે દ્વારા સૂર્યનાં તીક્ષ્ણ કિરણોથી પોતાનું રક્ષણ કરતા હતા. તેમની આ દૈવી શક્તિ નાશ પામી અને તેઓ હવે કૃષિકાર્ય કરવા લાગ્યા. તેમના ઉત્તરાધિકારીઓ હાલમાં માઈનારપ્રદેશના સ્વામી છે. વળી તેઓ "બડા ચોવીસા" નામના પ્રદેશમાં પણ નિવાસ કરે છે.

આજે પ્રાતઃકાળમાં અમે વામોનીઆ નામના ગામમાં ગયા. આ ગામમાં એક પરમ રમણિક સરોવર છે. આ સરોવરની ચોતરફ પાકા ઓવારા બંધાવેલા છે. આ ગામમાં ચાર હજાર વીઘાં જમીન છે. આ ગામ પૂર્વે રાણાની ખાલસા જમીનમાં હતું; પરંતુ મહારાણાનું બળ ન્યૂન થતાં અને મહારાષ્ટ્રીઓનું આક્રમણ થતાં તે અન્યના અધિકારમાં જતું રહ્યું. અત્યાચારો અને ઉપદ્રવોથી આ ગામ નિર્જન બની ગયું હતું અને તેની તરફ કોઇ ઝાંખીને જોતું પણ નહોતું. સાંપ્રતમાં આ ગામ મોતી પાશવાન નામની મહારાણાની એક રખાતના અધિકારમાં છે. મોતી જણાવે છે કે આ ગામ મારે ત્યાં મહારાણાએ ગીરો મૂક્યું છે; પરંતુ તે કાયદાસર ગીરો મૂકેલું જણાવવું અશક્ય છે.

હીન્તા એ સામંતોના કલહપ્રસંગે એક વિખ્યાત સ્થાન હતું. સાંપ્રતમાં તે શક્તાવતસામંતોના અધિકારમાં છે. સંવત ૧૮૧૨ માં જે સમયે સત્વા નામના મહારાષ્ટ્રીયનેતાએ દશહજાર સૈનિકોસહિત મેવાડપર આક્રમણ કર્યું હતું, તે સમયે હીન્તાનું રક્ષણ કરવાને માટે વીરશ્રેષ્ઠ રાજસિંહે મહાવીરતા પ્રકાશિત કરી હતી. રાજસિંહ ઝાલાકુળના હતા અને તેઓ સાદ્રીના સામંત હતા. રાજપૂતાનાના રાજાઓના શિરોમણિ મહારાણા પ્રતાપસિંહની જે રાજપૂતવીરે રક્ષા કરી હતી, તેનાજ વંશજ આ રાજસિંહ હતા. રાજસિંહ જે સમયે રાજધાનીથી પોતાના નગર સાદ્રી તરફ જતા હતા તે સમયે તેમના સાંભળવામાં આવ્યું કે મહારાષ્ટ્રીઓનું દલ સાનાઇ નામના સ્થલમાં આવ્યું છે. હીન્તાથી સાનાઈ દોઢ કોશના અંતરપર સ્થિત છે. આ વર્તમાન સાંભળતાં તેમના એક મંત્રીએ તેમને સલાહ આપી કે આપણે પાછા હઠી ભીંદર થઈને જવું જોઇએ; પરંતુ રાજસિંહે આ વાતપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ. તેમને વિપત્તિની આશંકા નહિ હોવાથી તેઓ સીધાજ ચાલ્યા ગયા. તેઓ થોડે દૂર ગયા, એવામાં મહારાષ્ટ્રીઓએ તેમનાપર પ્રબલ વેગથી આક્રમણ કર્યું. રાજસિંહની પાસે ઘણા થોડા અશ્વારોહીઓ હતા. મહારાષ્ટ્રીઓએ તેમનાં વસ્ત્રાભૂષણ તથા તેમનું સમસ્ત દ્રવ્ય લૂંટી લીધું અને તેમને અશ્વપરથી ઉતરવાની આજ્ઞા કરી; પરંતુ આ અપમાન રાજસિંહ સહન કરી શકયા નહિ. તેમણે આ અપમાન સહન કરવા કરતાં મરવું બહેતર ધારી પોતાના ત્રણસેં માણસોસહિત દશ હજાર મહારાષ્ટ્રીઓની સાથે દારુણ યુદ્ધ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. રાજસિંહ અને તેમના માણસોએ પરમ પરાક્રમપૂર્વક મહારાષ્ટ્રીઓની સાથે યુદ્ધ કર્યું અને તેમનો વ્યૂહ ભેદી નાખ્યો. રાજસિંહ અકથનીય વીરતા પ્રદર્શિત કરી શત્રુઓના ગ્રાસમાંથી મુક્ત થઇ પોતાની શેષ સેનાસહિત હીન્તાના કિલ્લામાં આવી પહોંચ્યા. ભીંદરના સામંત ખુશાલસિંહની સાથે રાજસિંહને વૈવાહિક સંબંધ અને મિત્રભાવ હતો. તેમણે જ્યારે રાજસિંહની આ આપત્તિના વર્તમાન સાંભળ્યા ત્યારે તેઓ રાજપૂતસ્વભાવને અનુસરી થોડા સૈનિકો એકત્રિત કરી રાજસિંહની કુમકે ધાયા. તેમની પાસે માત્ર પાંચસેં સૈનિકો હતા. આ સર્વ શક્તાવતરાજપૂતો હતા. તેમાંનો પોણો ભાગ અશ્વારોહી અને પા ભાગ પાયદલનો બનેલો હતો. પાયદલસેના મશાલ પ્રદીપ્ત કરી ચાલતી હતી અને અશ્વારોહીઓ તેની ઉભય બાજુએ તેની રક્ષા કરવાને માટે ચાલતા હતા. ખુશાલસિંહ નેતાસ્વરૂપે અગ્રભાગે ચાલતા હતા. તેમણે એવી આજ્ઞા ફરમાવી કે જે માણસ હાર તોડીને ચાલશે તેને બંદુકથી ઉડાવી દેવામાં આવશે. અસીમ સાહસિક પાંચસેં રાજપૂતો ત્રણહજાર મહારાષ્ટ્રીઓના કરાલ ગ્રાસમાંથી રાજસિંહનો ઉદ્ધાર કરવાને માટે ચાલ્યા. તેઓ થોડે દૂર ગયા એટલામાં મહારાષ્ટ્રીઓએ આવીને તેમને ચોતરફથી

ઘેરી લીધા. રાજપૂતોની સંખ્યા અતિ અલ્પ હતી તોપણ તેઓ કિંચિત્ પણ ભયભીત થયા નહિ. તેઓ શીઘ્ર હીન્તાનાં દ્વારપર આવી પહોંચ્યા. જ્યારે મહારાષ્ટ્રીઓએ રાજપૂતોને પોતાના ગ્રાસમાંથી નીકળી જતા જોયા ત્યારે તેમણે " બર્છી દે " એવો શબ્દ કરી પૃથ્વીને કંપાયમાન કરી મૂકી. આ શબ્દ થતાંજ બાર ફીટ લાંબા ભાલા રાજપૂતોની ઉપર પડવા લાગ્યા. ખુશાલસિંહે પોતાની સેનાને ત્યાં ઉભી રાખી પોતાના અશ્વારોહીઓને પાછલા ભાગમાં બોલાવ્યા અને શત્રુઓને નિકટ આવવા દઇ તેમનાપર ગોળીબાર કરવા માંડયો. મહારાષ્ટ્રીયલોકો ખુશાલસિંહના અશ્વારોહીઓના ગોળીબારથી સ્તંભિત થઇ છિન્નભિન્ન થઇ ગયા. ખુશાલસિંહનું દલ થોડા વખતમાં હીન્તા નગરમાં પ્રવેશી ગયું. રાજસિંહે તેને પરમ આદરપૂર્વક ગ્રહણ કર્યું. પછી ખુશાલસિંહે વિચાર કર્યો કે કિલ્લામાં બંદી થઇ રહેવું અને અન્નના અભાવથી મરણ પામવું, તે કરતાં હમણાંજ શત્રુઓની સામે યુદ્ધ કરી તેમને પરાસ્ત કરવા અધિક ઉચિત છે. સર્વ રાજપૂતોએ તેમના આ મતનું સમર્થન કર્યું. ત્યારપછી તેઓ હીન્તાના કિલ્લાની બહાર નીકળી શત્રુસેનાનો વ્યૂહ ભેદી ભીંદરમાં આવી પહોંચ્યા. આ પરમ વીરતાની કથા સમસ્ત રાજસ્થાનમાં સુપ્રસિદ્ધ છે.

મોરવણ—તા. ૩૧ મી જાન્યુઆરી. આ મહિનાના અંતિમ દિવસે અમે મેવાડના સીમાન્તપર આવી પહોંચ્યા. આજે હું મેવાડની ફળદ્રુપભૂમિને અન્યના અધિકારમાં જોઇ તથા નીચ મહારાષ્ટ્રીઓ તથા નિષ્ઠુર પઠાણોને રાજપૂતો ઉપર અધિકાર ભોગવતા જોઇ અત્યંત શોકાકુલ થયો.રાજસ્થાનના પ્રાચીન વીરો કરતાં અર્વાચીન વીરોને અયોગ્ય જોઇ હું અત્યંત હતાશ અને ઉદાસ થયો; તે છતાં પણ સાંપ્રતના મેવાડના વીરો કાંઇ સર્વાંશે અયોગ્ય નથી. મેવાડના વર્તમાન રાણાની સભામાં કેટલાક માણસોને ઉદ્ધત, કેટલાકને દુરાચારી, કેટલાકને પ્રપંચી અને સર્વને ઉદાસીન જોઇ મારૂં સ્વાસ્થ્ય બગડી ગયું હતું. હું મેવાડની ભૂમિને મારી જન્મભૂમિસમાન ગણું છું અને તેના સંબંધમાં મેં ધારણ કરેલી આશાઓ અને તે આશાઓની સિદ્ધિનું સ્મરણ કરીને હું તેસંબંધે એટલુંજ કહેવા માગું છું કેઃ—

" મેવાડ ! ભલે તારામાં અનેક દોષો હોય, પરંતુ તે છતાં પણ હું તને ચાહું છું. "

માત્ર મેવાડનાજ નહિ, પરંતુ સમસ્ત રાજપૂતાનાના સામંતોનો હું ઋણી છું અને મને આશા છે કે ભવિષ્યના રાજપૂતો જન્મભૂમિની રક્ષા કરવા પ્રત્યે વિશેષ લક્ષ્ય આપી અફીણ અને દારૂનો ત્યાગ કરશે અને વિશેષ ઉદ્યોગી બનશે. વૃથા ગપાષ્ટકો અને ગીતોને બદલે યુદ્ધકળા શીખવાને રાજપૂતોએ વિશેષ કાળજી ધરાવવી જોઇએ. મેં અફીણ અને મદ્યપાન વગેરે છોડાવવાને માટે પ્રયાસ કર્યો છે. મેં રાજસિંહાસનના અધિકારીથી લઇને નાનામાં નાના સામંતની પાસે અફીણ અને મદ્યનું સેવન નહિ કરવાની પ્રતિજ્ઞા કરાવી છે. તેમાંના કેટલાક જણે આ પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે; પરંતુ ઘણાએ આ પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે. ખાસકરીને બસીના યુવાન સામંત અર્જુનસિંહે આ પ્રતિજ્ઞાનું સંપૂર્ણરીતે પાલન કર્યું છે. અર્જુનસિંહના પિતામહ તખ્તસિંહપર મહારાષ્ટ્રીઓએ અનેકવાર આક્રમણ કર્યું હતું; પરંતુ તેમણે પરમ પરાક્રમપૂર્વક પોતાના કિલ્લાની રક્ષા કરી હતી; પણ તેમના ઉપર તેમની શાખાના નેતા અને સલુંબરના સામંત ભીમસિંહ ક્રોધાયમાન થયા હતા અને તેમણે સંવત ૧૮૪૬ માં બસીપ્રદેશ પોતાની શાખાના એક નાના સામંતને અર્પણ કરી દીધો હતો; પરંતુ ઉદ્યમશીલ તખ્તસિંહે પોતાના બાહુબળથી પોતાની ભૂમિ પુનઃ પ્રાપ્ત કરી અને ઇ૦ સ૦ ૧૮૧૮ માં બ્રિટિશરાજ્યની સાથે મેવાડનો સંબંધ જોડાયો તથા સર્વ ઉપદ્રવો વિનષ્ટ થયા ત્યાંસુધી તેની રક્ષા કરી. બ્રિટિશસરકારની સાથે મહારાણાને જ્યારે સંધિ થઇ અને મેવાડના સમસ્ત સામંતો તેમને સન્માન આપવાને એકત્રિત થયા, ત્યારે તેજસ્વી તખ્તસિંહ પણ ત્યાં ગયા હતા; પરંતુ રંકતા અને પ્રાચીન શત્રુતાને લીધે વરોતસિંહ કે જેમને તખ્તસિંહના સ્થાન ઉપર સ્થિત કરવામાં આવ્યા હતા. તેમની આશા પૂર્ણ થઇ નહિ. જોકે સાલુમ્બ્રાના સરદારનો તેમને પૂર્ણ ટેકો હતો. જે પ્રકારે વૃદ્ધતખ્તસિંહ મારીપાસે પોતાના પૌત્ર અર્જુનસિંહને લાવ્યા તે પ્રકારે સાલુમ્બ્રાના સરદાર પણ મારી સાથે મિત્રતા કરી- પોતાના આજ્ઞાકારી સેવક વરોતસિંહને મારી સમક્ષ લાવ્યા હતા. અર્જુનસિંહ અને વરોતસિંહની વય સમાન હતી. વરોતસિંહ સુંદર અને બળવાન હતા; અર્જુનસિંહ દુર્બલ અને કૃષ્ણવર્ણ હતા, પરંતુ બુદ્ધિમાન હતા. એક તરફ નિર્બલતા અને ભય હતું તથા બીજી તરફ ગુણ અને ન્યાય હતો; પરંતુ મારે કર્તવ્ય તો [illegible] આપવાનુંજ હતું. વૃદ્ધ ઠાકોર તખ્તસિંહની પ્રાર્થના નિષ્ફળ ગઇ નહિ. તેમણે પોતાની [illegible]પર [illegible]

મૂકી કહ્યું કે: "સ્વધર્મ અને આ તલવાર અત્યારસુધી અમારા હક્કનું સંરક્ષણ કરતાં આવ્યાં છે, પરંતુ હમણાં તે આ બાળકના હિતના રક્ષણાર્થે મહારાણા અને આપના હાથમાં અર્પિત છે; પણ મહારાણાના દરબારમાં દ્રવ્યથી ન્યાયની ખરીદી થાય છે અને રાજાની કૃપા આગળ હક્કનો અનાદર થાય છે." મહારાણાએ જોકે સાલુમ્બ્રાના મતપ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી, તોપણ તેમણે તે કાર્યની તપાસનો ભાર મારા હાથમાં અર્પણ કર્યો હતો. ઉભયપક્ષના માણસોને મારી સમક્ષ ઉભા કરી તેમના કહેવા પ્રમાણે તેમનું એક વંશવૃક્ષ તૈયાર કરવામાં આવ્યું. આપરથી જણાયું કે વરોતસિંહ અતિ દૂરની શાખાનો હતો. આથી મેં રાણાને તે વાત જણાવી અને અર્જુનસિંહના હકનું સમર્થન કર્યું. મહારાણા ખરો પક્ષ સાબીત કરવામાં આવે તો સદા પોતાની ભૂલ સુધારી યથાર્થ ન્યાય આપવાને તત્પર રહેતા, તેથી તેમણે અર્જુનસિંહને ત્રણવર્ષ પૂર્વે જે શાસનસનંદ આપી હતી તેને મંજુર રાખી અને તેમની કમ્મરે તલવાર બાંધી દીધી. આ રીતે અર્જુનસિંહને વિજય પ્રાપ્ત થયો. તેમના પિતામહ તખ્તસિંહને સીમાપર આવેલા જિહાજપુરના કિલ્લાની રક્ષાને માટે સેનાપતિતરિકે મોકલવામાં આવ્યા અને તેમણે તે કાર્ય પરમ ચતુરાઇપૂર્વક પાર પાડયું. આ સમયે અર્જુનસિંહ પણ તેમની સાથે ગયા હતા. તખ્તસિંહ થોડા થોડા સમયને અંતરે પોતાના તાબાના દેશમાં જતા, ત્યારે અર્જુનસિંહ સેનાપતિનું કાર્ય કરતા. તેઓ ઉભય સાથે ચિત્તોડમાં મને મળવાને આવ્યા હતા. અર્જુનસિંહ બે વર્ષપર્યંત પોતાની જાગીરમાં ગયા નહોતા. તે સમયમાં તેમણે પોતાની વિશેષ ઉન્નતિ કરી હતી. તેમણે જે શાખામાં જન્મ લીધો છે તે શાખાનું ગૌરવ વધારવાને તેઓ શક્તિવાન થશે એવાં ચિન્હો જણાય છે. મેં તેમને અનેક પ્રશ્નો પૂછ્યા, તેમાંનો એક પ્રશ્ન એ પણ હતો કે:-" આપે અમલ (અફીણ) નું સેવન કર્યું છે ?" તેમણે પ્રત્યુત્તર આપ્યો: " આપે જેનો નિષેધ કર્યો હતો અને જે ન લેવાને માટે મેં પ્રતિજ્ઞા કરી હતી તેનું જો હું સેવન કરૂં તો અવશ્ય મારૂં સૌભાગ્ય નષ્ટ થાય. "

પરંતુ હવે આપણે મૂળ વાત તરફ વળીશું. ગામની સમસ્ત પંચાયત અર્ધા કલાકથી પ્રચંડ વટવૃક્ષની નીચે બેસી મારા આગમનની પ્રતીક્ષા કરી રહી હતી. હું ત્યાં ગયો કે તરતજ તે લોકોએ મને સરલ સત્યભાષામાં કહ્યું: " ખુશ હે કંપની સાહબકા પ્રતાપસે. " તેમણે મને " હજાર વર્ષ જીવો " એવો આશીર્વાદ આપ્યો. મેં પરમ શાંતિથી અર્ધરાત્રિસુધી તે પંચાયતમાં બેસી ખેતીની પાયમાલી, દ્રવ્યનો નાશ, હદપાર થયેલા લોકો તથા જંગલી ભીલોના ઉપદ્રવોની હૃદયભેદક વાતો સાંભળી.

# अध्याय २ जो

**હીન્તાના સામંત-રાણાની ખાસભૂમિમાંથી હીન્તાને પૃથક કરવાની મુશ્કેલી-શક્તાવત માનસિંહ-તેમનો ઇતિહાસ-નથારાના લાલજી રાવત-ચૂંડિયાવંશની ઉત્પત્તિ-મેવાડના રાણા જગતસિંહ-ચંદ્રભાનુ અને રાજસિંહ-સરદારસિંહને ત્રણ દિવસસુધી પ્રાપ્ત થયેલું રાણાનું પદ-ચૂંડિયાદેશનું પતન-માનસિંહની પ્રાર્થના-એક રાઠોડ બાળકનું ભયંકર ખૂન-તેનું પરિણામ.**

મોડી રાત થઇ છે, તોપણ હું મારા પાઠકોને મારા કેટલાક મિત્રોનો પરિચય કરાવીશ. હીન્તાના સામંત કે જેઓ આ સમયે પોતાના પિતાની જાગીર ફૂનમાં નિવાસ કરતા હતા તેમણે સ્વયં ન આવતાં પોતાના ભ્રાતા અને કર્મચારીઓને મારો સત્કાર કરવાને માટે મોકલી આપ્યા. તેઓ સ્વયં હીન્તામાં આવી શકયા નહોતા તે માટે તેમણે પોતાની દિલગીરી પ્રદર્શિત કરી હતી. તેઓ હીન્તાને આગ્રહપૂર્વક પોતાની ભૂમિ જણાવતા હતા. સંવત ૧૮૨૪ માં મેવાડમાં સામંતોનો વિગ્રહ શરૂ થયો, તે સમયે શકતાવતોએ હીન્તાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. ઈ૦ સ૦ ૧૮૧૮ ના મે માસની ચોથી તારીખે થયેલી વ્યવસ્થાનુસાર હીન્તા પ્રદેશ મહારાણાના સીધા અધિકારમાં સોંપી દેવાનો પ્રસ્તાવ કરવામાં આવ્યો. જો કે હીન્તાના સામંતો

સિદ્ધ કર્યું કે અમે આ પ્રદેશપર અર્ધશતાબ્દીથી અબાધિત સત્તા ભોગવતા આવ્યા છીએ તોપણ રાજ્યવ્યવસ્થાના મૂળસિદ્ધાંતનો ભંગ કર્યાવિના તે પ્રદેશ તે સામંતના અધિકારમાં રાખવો અસંભવિત હતો.

આથી હીન્તાના સંબંધમાં અતિ ઉગ્ર ચર્ચા ચાલી હતી. શક્તાવતશાખાના નેતા અને ભીંદરના સામંત જોરાવરસિંહને હીન્તાપ્રદેશ ખોયાથી અત્યંત દુઃખ થયું હતું. આ પ્રદેશ કરતાં અધિક ઉપજવાળા દશ પ્રદેશો ખોયાથી તેમને જેટલું દુઃખ થયું નહોતું તેટલું દુઃખ તેમને હીન્તા ખોયાથી થયું હતું. પોતાના જાતિબંધુઓનાં રક્તનો ભોગ આપીને મેળવેલો ઉપજાઉ પ્રદેશ જ્યારે તેમના ભ્રાતા ફતેહસિંહે રાણાને સમર્પણ કરી દીધો, ત્યારે પણ તેમને આટલો સંતાપ થયો નહોતો. જ્યારે હીન્તાપ્રદેશ મહારાણાને આપવો કે નહિ એ પ્રશ્નપર ચર્ચા ચાલતી હતી તે સમયે ભીંદરના સામંતે કહ્યું હતું કેઃ—"હીન્તાપ્રદેશ ભીંદરનું દ્વાર છે." અને તેમના ભ્રાતાએ કહ્યું હતું કેઃ—"દીર્ઘકાળથી એની ઉપર શક્તાવતોનો અધિકાર છે." એક મનુષ્યે કહ્યું કેઃ—"રાણાવતે એની ઉપર અન્યાયપૂર્વક અધિકાર સ્થાપિત કર્યો હતો." ત્યારે ભીંદરના સામંતે વિશેષ લાગણીપૂર્વક કહ્યું કેઃ—"હીન્તાદેશ મારી બાપોતિ ભૂમિ છે" આ પ્રશ્નનો નિર્ણય કરવો કાંઇ સુગમ નહોતો. "સંવત ૧૮૨૨ (ઈ૦ સ૦ ૧૭૬૬) પછી અથવા અંતસ્થ કલહોનો પ્રારંભ થયા પછી રાણાના અધિકારનીચેના જે જે કિલ્લાઓ અને પ્રદેશો ગમે તે પ્રકારે સામંતોના તાબામાં ગયા હોય તે તે સર્વ મહારાણાને પાછા સોંપી દેવા" એવી એક કલમ સંધિમાં હતી. તેથી આ પ્રદેશ છોડી શકાય એમ નહોતું. જે કાર્ય ઉપર સુપ્રબંધનો આધાર હતો. તે કાર્ય સિદ્ધ કરવાને માટે દઢતાની આવશ્યકતા હતી. આ સમયે શક્તાવતોએ સઘળો—વખત શુદ્ધ સ્વદેશભક્તિથી ઉત્તેજિત થઇને ઉત્તમ વર્તન કર્યું હતું. આ સમયે પ્રાયઃ સમસ્ત શક્તાવતસામંતોને પોતાની અતિ ફળદ્રુપભૂમિ મહારાણાને સોંપી દેવી પડી હતી. ઉક્ત પ્રદેશ પણ મહારાણાને પાછો સોંપી દેવો પડયો; પરંતુ તેને મહારાણાએ એક વર્ષપર્યંત પોતાના અધિકારમાં રાખીને પુનઃ જોરાવરસિંહને સમર્પણ કરવો એવી વ્યવસ્થા કરવામાં આવી, પણ હીન્તાની સાથે જે દૂદિયાપ્રદેશ અને તેના તાબાની બારસેં એકર જમીન છે તે તે દેશથી અલિપ્ત છે એમ સિદ્ધ થવાથી તેને પ્રથક્ કરવામાં આવી. સામંત જોરાવરસિંહે મહારાણાને દશહજાર રૂપિયા આપ્યા અને મહારાણાએ તેમની કમ્મરે તલવાર બાંધી તેમને તેમના પિતાની ભૂમિ અર્પણ કરી. આથી શક્તાવતસામંતોએ પરમ આનંદ પ્રકાશિત કર્યો.

પટ્ટાવહીમાં હીન્તાની ઉપજ સાત્ હજાર રૂપિયા લખવામાં આવી છે. પૂર્વે હીન્તાના સામંત પોતાની ઉપજના હિસાબે ચોદ અશ્વારોહીઓ અને ચૌદ પાયદલ સૈનિકો મહારાણાને આવશ્યકતા પડતાં તેમને સહાય કરવાને માટે મોકલતા હતા; પરંતુ સાંપ્રતમાં એની ઉપજ ન્યૂન થઇ જવાથી ત્યાંના સામંત પાંચ અશ્વારોહીઓ અને આઠ પાયદલ સૈનિકો મોકલે છે. હીન્તાના વર્તમાન સામંત કૂનના સામંતના પુત્ર છે. હીન્તાના ગતસામંતે તેમને દત્તક પુત્રસ્વરૂપે ગ્રહણ કર્યા હતા. રાજપૂતોની રીતિ પ્રમાણે દત્તકપુત્ર કદિપણ પોતાના જન્મદાતાની સંપત્તિ પ્રાપ્ત કરી શકતો નથી; પરંતુ આ સામંત કૂન અને હીન્તા એ ઉભય પ્રદેશોના સ્વામી થયા છે. આથી તેમને ભિન્ન ભિન્ન કર્તવ્યો કરવાં પડે છે. કૂન પ્રદેશના સામંત ગોલ નામની તૃતીય શ્રેણીના સરદાર ગણાય છે. કૂનના સામંતનું કર્તવ્ય પ્રતિદિન રાણાની સાથે રહીને તેમની સેવા કરવી એ હોય છે અને હીન્તાના સામંતને સ્વદેશ વા વિદેશમાં સેનાપતિનરિકે કાર્ય કરવું પડે છે. તેમને પોતાને રાણાના દરબારમાં રહેવું પડતું હોવાથી તેમણે સેનાપતિનું કાર્ય પોતાની શાખાના માનસિંહ નામના એક નાના સામંતને સોંપ્યું હતું અને તેને ભીલ લોકોના ઉપદ્રવોથી માળવા તરફની સરહદનું રક્ષણ કરવાને માટે છોટીસાદ્રીમાં મોકલ્યો હતો; પરંતુ માનસિંહ પોતાનું કર્તવ્ય બરાબર બજાવી શક્યો નહિ, ત્યારે રાણાએ મને તેમને ઠપકો આપવાને માટે કહ્યું. મેં તેમને કહ્યું કેઃ—"જો તમે અત્યાર પછી તમારૂં કર્તવ્ય યથાર્થ રીતે બજાવવાને નિષ્ફળ થશો તો હીન્તા દેશ પુનઃ રાણા પોતાના અધિકારમાં લઇ લેશે." આ ઉપરથી તેમણે મને બચાવમાં જે કહ્યું તે જાણવાયોગ્ય છે. એ એક લાંબું શોચનીય વૃત્તાંત છે અને તે મેવાડની સામંતપ્રણાલી સાથે નિકટનો સંબંધ ધરાવે છે.

માનસિંહ લાવાના શક્તાવતસામંતની એક નાની શાખામાં ઉત્પન્ન થયો છે. જે સમયે કોરા-

વરના સામંતોની સાથે લાવાના સામંતોને ભયંકર શત્રુતા થઇ અને તે કારણથી જ્યારે કેરાવરના સામંતોએ શિવગઢના કિલ્લામાં જઇ લાલજી રાવત તથા ઇતર સર્વ સામંતો અને તેમનાં કુટુંબોનો વધ કરી તેમનાપર ભયંકર વૈર લીધું ત્યારે તેમના પંજામાંથી જે માણુસો બચ્યાં હતાં તેમાં માનસિંહ પણુ એક હતો. માનસિંહના અધિકારનો નિર્ણુય કરવાને અને તેનો દાવો સિદ્ધ કરવાને માટે અમારે ઘણુા પ્રાચીન કાળની વાત કહેવી પડશે. નથારાદેશ લાલજી રાવતના હાથમાં હતો; પરંતુ કાં તો કોઇ અપરાધને લીધે હો વા દરબારના સભાસદોના પ્રપંચને લીધે હો, પરંતુ રાણુાએ તે દેશ તેમના વિરોધી ચાંપાવત શાખાના એક નેતાને સમર્પણુ કરી દીધો. લાલજી ભીંદરના સામંતની એક શાખામાં ઉત્પન્ન થયા હતા તેથી તેમને પોતાના કુટુંબના નિર્વાહને અર્થે તે જાગીરમાંથી થોડો ભાગ મળતો હતો; પરંતુ આ ઉપજ અત્યંત થોડી હતી. નથારાપ્રદેશ પોતાના અધિકારમાંથી નીકળી ગયા પછી લાલજી ડુંગરપુરના સામંતની પાસે ગયા. આ સામંતે તેમને શિવગઢપ્રદેશ આપી દીધો. આ પ્રદેશ બે દેશોની વચ્ચે આવેલો છે અને તે અતિ દુર્ગમ છે. હવે તેમણે પોતાના પુત્રોની સાથે બહારવટીઆ બની મેવાડના રાજ્યમાં અત્યાચાર કરવા માંડયા. તેઓ પોતાની શાખાના નેતા ભીંદરના સામંતની સાથે મળી ગયા અને તેમના શત્રુની ભૂમિમાં જઇ તેમની સંપત્તિ લૂંટવા લાગ્યા. જ્યારે શત્રુપક્ષની સત્તા દરબારમાં નષ્ટ થતી અને શક્તાવતો તેની જગ્યા લેતા, ત્યારે તેઓ તેમના પક્ષમાં ભળી રાજાના સંરક્ષણુને માટે તત્પર રહેતા. આ રીતે તેઓ કોઇવાર રાજભક્ત તો કોઇ વાર રાજદ્રોહી બની કાળક્રમણુ કરવા લાગ્યા. અંતે કેરાવરના સામંતે શિવગઢમાં તેમનો ભયંકર રીતે વધ કર્યો.

આ વખતે લાલજીના જ્યેષ્ઠ પુત્ર સંગ્રામસિંહ[1] અને તેમના ભત્રીજા જયસિંહ તથા નાહરસિંહ શત્રુના પંજામાંથી બચી ગયા હતા. કેરાવરના સામંતે શિવગઢમાં જઈ સંગ્રામસિંહના વૃદ્ધ પિતા, માતા, ભ્રાતા અને પુત્રોનો સંહાર કર્યો હતો. હવે સંગ્રામસિંહ શિવગઢના અધીશ્વર થયા. તેઓ કેરાવરના સામંતપર વૈર લેવાની સંધિ સદા શોધ્યાજ કરતા હતા. તેઓ પોતાના ભત્રીજાઓની સાથે લાવાના કિલ્લાના કોટપર ચઢી જઇ તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી ખેરોદાની રક્ષા કરવાને માટે ગયા હતા. આથી રાણુાએ તેમનાપર પરમ પ્રસન્ન થઇ તેમના પૂર્વ અપરાધો ક્ષમા કર્યા; એટલુંજ નહિ પરંતુ પોતાના દરબારમાં તેમના શત્રુઓ કરતાં તેમનો દરજ્જો ઘણો વધારી દીધો.

શક્તાવત સંગ્રામસિંહે દૂદિયા સંગ્રામસિંહની પાસેથી લાવાનો કિલ્લો જીતી લીધો હતો. દૂદિયા જાતિ પ્રાચીન રાજપૂતોની એક શાખા છે; પરંતુ તે ઘણી પ્રસિદ્ધ નથી. અમે જે સમયનું વર્ણુન કરીએ છીએ તે સમયે થોડા કાળસુધી તે યશ અને ગૌરવથી યુક્ત થઈ હતી. આ દૂદિયાવંશનો સહસા અભ્યુદય થતાં મેવાડના કવિએ તેનું સુંદર વર્ણુન પોતાના ઐતિહાસિક ગ્રંથમાં કર્યું છે. ચંદ્રભાનુ નામના એક મનુષ્યની પાસે નાહરમગરા અથવા "વ્યાઘ્રપર્વત" ની તળેટીમાં થોડાં વીઘાં જમીન હતી. તેની પાસે માત્ર બે બળદ હતા અને તેની સહાયથી તે તે જમીનમાં કૃષિકાર્ય કરતો હતો. આ સિવાય તેની પાસે કાંઇ બીજી સંપત્તિ હતી નહિ. ચંદ્રભાનુની આ જમીનની નિકટજ રાણુાનું ખાસ મૃગયા ખેલવાનું જંગલ હતું. રાણુા આ જંગલમાં વ્યાઘ્રાદિનો શિકાર કરવાને માટે જતા હતા. એક સમયે હૈમંતિક થાક ઉતારવાને માટે પોતાની જમીનમાં ખેડ કરી દૂદિયા ચંદ્રભાનુ પોતાના બે બળદોને દોરીને ઘર તરફ જતો હતો, એવામાં ઉક્ત જંગલમાંથી કોઇ માણુસનો અવાજ

---

[1] લાલજીના વંશની વંશાવલી આ પ્રમાણે છે:—

લાલજી
- સંગ્રામસિંહ
  - એમનાં સંતાનો શિવગઢમાં માર્યા ગયાં
- શિવસિંહ
  - જયસિંહ
- સુરતાનસિંહ
  - નાહરસિંહ
    - માનસિંહ

આવી તેના કર્ણપટપર અથડાયો. તે માણસ તેને બોલાવતો હતો. દૂદિયા ચંદ્રભાનુ જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જવા લાગ્યો. થોડે દૂર ગયા પછી તેને એક અપરિચિત ઉચ્ચકુલનો માણસ દૃષ્ટિગોચર થયો. તેનો અશ્વ ઝાઝા પરિશ્રમને લીધે દીર્ઘ શ્વાસ લેતો હતો. આ અપરિચિત મનુષ્યે દૂદિયાને પૂછ્યું:"તમે કોણ છો ?" ચંદ્રભાનુએ સગર્વ ઉત્તર આપ્યો:–"હું રાજપૂત છું." ત્યારે તે અપરિચિત મનુષ્યે કહ્યું: "મને ઘણી તરસ લાગી છે; માટે મને પીવાને માટે થોડું જલ આપો." અતિથિસત્કાર કરવો એ રાજપૂતજાતિનો પરમ ધર્મ છે; તેથી તે રંક રાજપૂતે થોડી વારમાં તે માણસને એક જલપૂર્ણ પાત્ર આણી આપ્યું. પછી તેણે પોતાનાં મલિન વસ્ત્રોમાંથી મકાઇના બે રોટલા; ચણાની દાળ અને થોડું ઘી કાઢી પ્રેમપૂર્વક તેને અર્પણ કર્યું. તે ઉચ્ચકુલના માણસે આ સાદા પદાર્થોપ્રત્યે કાંઇ પણ ઘૃણા પ્રદર્શિત નહિ કરતાં આદરપૂર્વક તેનો સ્વીકાર કર્યો. ચંદ્રભાનુ આ પ્રકારે અતિથિસેવા કરી ઘર તરફ જવાની તૈયારીમાં હતો, એવામાં તેણે એક અશ્વારોહી દલને તીક્ષ્ણ ગતિથી પોતાની તરફ આવતું જોયું. તે સ્તબ્ધ થઇને ત્યાંજ ઉભો રહ્યો. અશ્વારોહીઓ આવીને તે અપરિચિત મનુષ્યપ્રત્યે ઘણું સન્માન દર્શાવવા લાગ્યા, તેથી ચંદ્રભાનુએ ધાર્યું કે મારો આ અતિથિ કોઇ સાધારણ મનુષ્ય નથી.

વાસ્તવમાં આ મનુષ્ય ઈતર કોઇ નહિ, પરંતુ મેવાડેશ્વર મહારાણા જગતસિંહ બહાદૂર હતા. તેઓ તે દિવસે નાહરમગરાના જંગલમાં શિકાર કરવાને આવ્યા હતા. મહારાણાએ ચંદ્રભાનુને જે જે પ્રશ્નો પૂછ્યા, તેના તેણે કિંચિત્ પણ ભયભીત થયા વિના ગર્વસહિત યથાર્થ ઉત્તર આપ્યા.[1] મહારાણા તે રંક કૃષિકારના સરલ ઉત્તર સાંભળી અત્યંત પ્રસન્ન થયા અને તેમણે શીઘ્ર પોતાના માણસોને એક અશ્વ લાવવાને આજ્ઞા કરી. અશ્વ આવતાંજ તેમણે દૂદિયા ચંદ્રભાનુને કહ્યું:–"અહીંઆંથી પાંચ કોશના અંતરપર મારી રાજધાની આવેલી છે, ત્યાં તમે આવો." કૃષિકારના વેશમાંજ ચંદ્રભાનુ અશ્વપર ચઢી બેઠો. તેણે ઘોડાપર સ્વારી કરવામાં પોતાની ઉત્તમ દક્ષતા બતાવી. બીજે દિવસે દૂદિયા ચંદ્રભાનુ જ્યારે મહારાણાની સભામાં ગયો, ત્યારે મહારાણાએ તેને એક પોતાનો અતિ કિંમતી પોશાક ઉપહારતરિકે આપ્યો. મહારાણાના વાપરેલા પોશાકને મહાન સૌભાગ્ય અને સન્માનનું ચિન્હ માનવામાં આવે છે, અને આ પોશાક પ્રાપ્ત થયા પછી ચંદ્રભાનુનું ભાગ્ય પણ ઉઘડી ગયું. મહારાણાએ ત્યારપછી તેને કોવારીઆ નામનો પ્રદેશ વંશપરંપરાને માટે અર્પણ કરી દીધો.

ચંદ્રભાનુ અને તેના કલ્યાણકર્તા મહારાણા જગતસિંહ એકજ સમયે મરણ પામ્યા. ત્યારપછી રાણા રાજસિંહ મેવાડના રાજસિંહાસનપર અભિષિક્ત થયા. તેમની સેવામાં ચંદ્રભાનુના પુત્ર સરદારસિંહ રહેતા હતા. ઉભયની વય સમાન હતી, તેથી તેમની વચ્ચે ગાઢી મૈત્રિ થઇ ગઇ. એક સમયે અલ્પવયસ્ક મહારાણા રાજસિંહ પોતાના સમાનવયસ્ક સામંતોને પોતાની સાથે લઈ સુહેલાઇની વાડી નામના એક પરમ રમણીય બગીચામાં ગયા અને ત્યાંના કુંડમાં સ્નાન કર્યું. પછી તે બગીચામાં બેસી સર્વ આમોદપ્રમોદ કરવા લાગ્યા. અલ્પવયસ્ક દૂદિયા સરદારસિંહમાં કાંઇક શારીરિક ખોડ હતી, તે જોઇ મહારાણા તથા અન્ય મનુષ્યો હસવા લાગ્યા.

સરદારસિંહ જ્યારે કુંડમાં ઉતર્યા, ત્યારે તેમણે પાઘડી ઉતારી નહિ, તેથી સર્વજણે અનુમાન કર્યું કે સરદારસિંહના મસ્તકપર વાળ નથી. આ અનુમાન સત્ય છે કે નહિ તેનો નિર્ણય કરવાને માટે એક દિવસ મહારાણા રાજસિંહે સરદારસિંહને કહ્યું કે:–"ચાલો આપણે ઉભય જળમાં મલ્લયુદ્ધ કરીએ." શીઘ્ર મહારાણાના પ્રસ્તાવાનુસાર જલક્રીડા શરૂ થઇ. સરદારસિંહના મસ્તકપરની પાઘડી નીકળીને જળમાં પડી. તેમના મસ્તકપર કેશ નહિ હોવાથી સર્વ જણ હસી પડ્યા. સરદારસિંહ પો-

[1] વાસ્તવમાં રાજપૂત ગમે તેવો હીન કેમ નહિ હોય, પરંતુ જાતીયગૌરવ તેના હૃદયમાં સદૈવ જાગૃત રહે છે.*

* જે સમયે હું આ દેશથી અનભિજ્ઞ હતો તે સમયે જો હું આ દેશનાં કોઈ સ્થાનમાં જતો તો જે મળે તેને રસ્તો પૂછવાની મને જરૂર પડતી. તે સમયે મને રસ્તામાં અકસ્માત મળેલો એકાદ કૃષિકાર "હું રાજપૂત છું" એમ વગર પૂછ્યે કહેતો ત્યારે મને ઘણો આનંદ થતો. આમ કહેવામાં તેનો ભાવ એ હતો કે "હું રાજવંશી છું, માટે મને માન મળવુંજ જોઈએ." વાસ્તવમાં આ પ્રકારના માણસો કૃષિકાર હોવા છતાં પણ ગણ્ય વ્યક્તિઓની ગણનામાં આવે છે અને તેઓની સાધારણ સન્માનપૂર્વક હોય છે.

તાના મનમાં ક્રોધિત થયા. મહારાણાએ સહાસ્ય તેમને પૂછ્યું:-"આપના મસ્તકપરના બાલનું શું થયું ?" સરદારસિંહે ધીમેથી મહારાણાને કહ્યું:-"પૂર્વજન્મમાં હું આપનો શિષ્ય હતો અને આપ યોગી હતા. બદ્રીનાથપર્વતપર જ્યારે આપ તપશ્ચર્યા કરતા હતા, ત્યારે હું આપના યજ્ઞકુંડને માટે કાષ્ઠ મસ્તકપર મૂકીને લાવતો હતો અને તેજ કારણથી મારા મસ્તકપરના બાલ નાશ પામ્યા હતા." આ ઉત્તર સાંભળી મહારાણા અત્યંત ક્રોધિત થયા અને તેમણે તેમને કહ્યું:-"સરદાર ! આ વાતનું પ્રમાણ આપો, નહિ તો તમને દંડ દેવામાં આવશે." સરદારસિંહે પ્રત્યુત્તર આપ્યો: "કોવારીઆના મંદિરમાં જે દેવતા છે, તે મારા આ ઉત્તરની સત્યતા સિદ્ધ કરશે." પછી મહારાણા બીજું કાંઇપણ બોલ્યા નહિ; પરંતુ તેમણે તેમને પ્રમાણ લાવવાની આજ્ઞા કરી.

કોવારીઆ દેશની અંતર્ગત ગોપાલપુર ગામમાં વાગરાવત કુળના લોકો રહેતા હતા. તેમના કુળ-દેવતાનું એક મંદિર તેમના ગામમાં હતું. આ દેવતાનું મુખ વ્યાઘ્રના મુખસમાન હતું. સામંત સરદારસિંહે આ દેવતાની સન્મુખ જઈ તેમની આરાધના કરી, તેથી તેઓ તેમનાપર પ્રસન્ન થયા અને તેમના હાથમાં એક પુષ્પ મૂકી કહ્યું કે:-"તમે આ પુષ્પ લઇ જઇ મહારાણાના હાથમાં આપો. આ પુષ્પ તેમને પ્રમાણ આપશે." તે સામંતે દેવતાની આજ્ઞાનુસાર તે પુષ્પ લઇ જઇ મહારાણાના હાથ-માં આપ્યું. મહારાણાને આ પુષ્પ મળવાથી તથા તે વિષેનું વૃત્તાંત અન્યના મુખેથી સાંભળવાથી હવે તેમને કિંચિત્ પણ સંદેહ રહ્યો નહિ. હવે તેમને પૂરેપૂરો વિશ્વાસ બેઠો કે સરદારસિંહ પૂર્વ જન્મમાં મારા શિષ્ય હતા એ વાત સત્ય છે. તેમણે સુપ્રસન્ન થઈ સરદારસિંહને કહ્યું: " બોલો, આપને શું પુરસ્કાર જોઇએ છે?" તે સામંતે મહારાણાની પાસે કોવારીઆની નિકટ આવેલો લાવા દેશ માગી લીધો.

આ સમયપર્યંત મહારાણા સગીર હતા. તેમની માતાજ તેમના નામથી રાજપ્રબંધ ચલાવતી હતી, તેથી તેમણે પોતાની માતાની પાસે જઇ તેમને સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યું. દુર્ભાગ્યવશાત્ તે દેશ આ સમયે રાજમાતાની જાગીરમાં હતો. જો કે મહારાણીએ સરદારસિંહની પૂર્વજન્મની કથાપર અને દેવતાએ આપેલા પુષ્પની વાતપર કિંચિત્ પણ અવિશ્વાસ કર્યો નહિ; તથાપિ તેમણે પોતાના પુત્રને કહ્યું કે:-" દૂદિયાસરદારને મારી ખાસભૂમિ આપવાને બદલે અન્ય કોઇ ભૂમિ આપો. તમારે જોઇએ તો સમસ્ત મેવાડનું રાજ્ય તેમને આપી દો. " માતાનાં આ વચનો સાંભળી મહારાણા અસંતુષ્ટ થયા અને તેઓ તત્ક્ષણ બોલ્યા: " ઠીક ! હું એને મેવાડનું રાજ્ય આપું છું. " મહારાણા પોતાની પ્રતિજ્ઞાનો કદિ પણ ભંગ કરે એમ નહોતું. તેમણે દૂદિયાસરદારને બોલાવીને કહ્યું: " ત્રણ દિવસ સુધી હું આપને મેવાડનું રાજ્ય અર્પણ કરૂં છું. એ ત્રણ દિવસમાં આપની ઇચ્છા હોય તે પ્રમાણે કરવાને આપ મુખત્યાર છો. મારૂં તોપખાનું, મારો શસ્ત્રભંડાર, મારો ખજા-નો, મારી અશ્વશાળા, મારૂં સિંહાસન અને મારા મંત્રીઓ એ સર્વ ત્રણ દિવસને માટે આપની ઇચ્છાને આધીન છે. "

સરદારસિંહ રાણાની કૃપાથી ત્રણ દિવસપર્યંત મેવાડના સિંહાસનપર વિરાજમાન થયા. તેમણે મેવાડરાજ્યની સર્વ જંગમ સંપત્તિ પોતાના દેશ કોવારીઆમાં મોકલી દીધી. તેઓ ત્રણ દિવસસુધી મેવાડના સિંહાસનપર મંત્રીઓથી આવૃત થઇને બેઠા. ત્રીજે દિવસે રાણાની માતાએ લાવાદેશની સનંદ પોતાના પુત્રની પાસે મોકલી દીધી. ચોથે દિવસે દૂદિયા સરદારસિંહે મેવાડનું રાજ્ય પુનઃ મહારાણાના હાથમાં સોંપી દીધું.

કોવારીઆના પરમ સૌભાગ્યવાન સામંત સરદારસિંહે આ પ્રકારે અઢળક ધન પ્રાપ્ત કર્યું. તેમાંના નવલાખ રૂપિયાનો વ્યય કરી તેમણે પોતાના નવીન પ્રદેશ લાવામાં એક કિલ્લો બંધાવ્યો. વળી તેમણે એક મહાલય અને એક સરોવર બંધાવ્યું. આ સરોવરમાં તેમને એક લાખ રૂપિયાનો ખર્ચ થયો હતો. તેમણે જે ઉત્કૃષ્ટ મહાલય બંધાવ્યો હતો, તેમાંનાં કાચકામ અને ચિનાઇકામની અદ્યાપિ પ્રશંસા થાય છે. એકવાર દારૂગોળો સળગી ઉઠવાથી અર્ધો કિલ્લો નાશ પામ્યો હતો. જો કે પુષ્કળ પૈસા ખરચીને આ કિલ્લાની મરામત કરાવવામાં આવી હતી, તોપણ પાછળથી સિંધિઆની તોપોએ તેની અધિક શોભા નષ્ટ કરી નાખી હતી. લાવાનો મહાલય અદ્યાપિ સમસ્ત મેવાડમાં એક

શ્રેષ્ઠ મહાલય ગણાય છે.

જગમંદિરના નમુના પ્રમાણે રાજધાની ઉદયપુરમાં સરોવરતટે જે મહાલયશ્રેણી બંધાવવામાં આવી છે, તેમાંના એક મહાલયમાં નિવાસ કરવાની સરદારસિંહને સનંદ મળી હતી. જો કે સાંપ્રતમાં આ મહાલય આમાયતના સામંતના અધિકારમાં છે, તોપણ તે અદ્યાપિ 'દૂલિયાકા :મહાલ'ને નામે ઓળખાય છે. સાંપ્રતમાં તે મહાલય ચામાચીડીઆં અને ઘુવડોનું નિવાસસ્થાન બની ગયું છે અને એક વટવૃક્ષ તેના એક ઓરડાની દિવાલ ભેદીને બહાર નીકળેલ છે. લાવામાં મહાલય બંધાવ્યા પછી સરદારસિંહ વીસ વર્ષપર્યંત જીવિત રહ્યા હતા. તેઓ સંવત ૧૮૩૮ (ઇ૦ સ૦ ૧૭૮૨) માં મરણ પામ્યા. તેમને માત્ર એકજ પુત્ર હતો. તેમણે યુવાવસ્થામાં જેવું સન્માન પ્રાપ્ત કર્યું હતું તેવું સન્માન તેમને અંતપર્યંત મળતું હતું; પરંતુ તેમના અવસાનની સાથેજ તેમના વંશનું ગોરવ પણ લુપ્ત થયું. શક્તાવત સંગ્રામસિંહે સરદારસિંહના પુત્ર સંગ્રામસિંહને હાંકી કાઢીને લાવાપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. સરદારસિંહના પુત્રે નિરાશ્રિત બની અતિ દીન દશામાં/પ્રાણત્યાગ કર્યો. ચંદ્રભાનુના પ્રપૌત્ર અને સરદારસિંહના પૌત્ર સાંપ્રતમાં મેવાડના વર્તમાન યુવરાજ જવાનસિંહની સમીપ હજી જીવન વ્યતીત કરે છે. તેમને મહારાણા તરફથી માસિક વેતન મળે છે. તેમની પાસે લેશ પણ ભૂમિ નથી.

સરદારસિંહે વાર્ષિક ૨૪ હજાર રૂપિયાની મહેસુલ આપવાની શરત કરી મહારાણાની પાસેથી લાવાપ્રદેશ પ્રાપ્ત કર્યો હતો. ત્યારપછી કોવારીઆ પ્રદેશ મહારાણાએ ખાલસા કર્યો હતો. લાવાના વિશાળ તળાવમાંથી પાણી લઇને ઘણા કોશ સુધી ખેતી કરવાની ઘણી અનુકૂળતા હતી અને આજ કારણથી તે દેશ મેવાડની દ્વિતીય શ્રેણીની ભૂમિમાં ગણાય છે. સંગ્રામસિંહના સમસ્ત સંતાનો શિવગઢ-માં થયેલી ભયંકર કત્લમાં કપાઇ મુઆં હતાં, તેમનું મૃત્યુ થયા પછી તેમના વચલા ભ્રાતા શિવસિંહ-ના પુત્ર જયસિંહ લાવાના સામંતના પદપર અભિષિકત થયા. સંગ્રામસિંહ જ્યાંસુધી જીવિત હતા, ત્યાંસુધી જયસિંહને કાંઇપણ સંપત્તિ પૃથક્ પ્રાપ્ત થઇ નહોતી. સર્વ સાથે બેસીને એકજ ભાણા-માંથી જમતા હતા. સંગ્રામસિંહના નાના ભ્રાતા સુરતાનસિંહના પુત્ર નાહરસિંહ (માનસિંહના પિતા) કે જેમણે પ્રથમ સંગ્રામસિંહની સાથે રહીને મહાન પરાક્રમો કર્યાં હતાં, તેમણે પોતાના બાહુબલથી બનબલ પ્રદેશ જીતી લીધો હતો, તેથી હવે લાવા પ્રદેશમાંથી ભાગ પાડવાની કાંઈ આવશ્યકતા નહોતી; પરંતુ બનબલ પ્રદેશ પૂર્વે મહારાણાની ખાલસાભૂમિમાં હતો અને ઇ૦સ૦ ૧૮૧૮માં તે પુનઃ ખાલસા થઈ ગયો. હવે નાહરસિંહના પુત્ર માનસિંહે લાવાના સામંત જયસિંહની સમક્ષ એવી પ્રાર્થના કરી કે:—"સંગ્રામસિંહે પોતાના બાહુબલથી આ પ્રદેશ પ્રાપ્ત કર્યો હતો અને હું તેમના ભ્રાતાનો પુત્ર છું; માટે હિંદુશાસનાનુસાર એનાપર મારો પણ હક્ક છે." જયસિંહે માનસિંહનાં આ વચનોપર કિં-ચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ; પરંતુ અંતે તેમણે માનસિંહને પાંચસેં રૂપિયાની પેદાશવાળો જેતપુરા પ્રદેશ સમર્પણ કર્યો. જયસિંહે માનસિંહને જે સનંદ આપી હતી, તેમાં એવો ઉલ્લેખ હતો કે:— "ભત્રીજા માનસિંહ! હમણાં હું તમને જેતપુરા નામનું ગામ અને તેના તાબાની સમસ્ત ભૂમિ અર્પણ કરૂં છું. તમારા વંશજો સપુત હો વા કપુત હો; પરંતુ તેઓ આ ભૂમિનો ઉપભોગ કરશે. મારા આ દાનમાં દેવી ચતુરભુજા સાક્ષી છે. તમે મારા ભત્રીજા છો, માટે જે સમયે અને જે સ્થાનપર હું તમને આજ્ઞા કરૂં તે સમયે અને તે સ્થાનપર તમારે મારી આજ્ઞાનું પાલન કરવું પડશે અને જો તમે તેનું પાલન નહિ કરો તો તમારે તેનું ફળ ભોગવવું પડશે."

ત્યારપછી માનસિંહ પોતાના કર્તવ્યપાલનમાં શિથિલ થયા હોય તેથી કે કોઇ ઇતર કારણથી જયસિંહે જેતપુરા ગામ પુનઃ પોતાના અધિકારમાં લઇ લીધું. માનસિંહે રાજમંત્રીઓની સહાયથી તે પ્રદેશ પુનઃ પ્રાપ્ત કરવા માટે ભગીરથ પ્રયત્ન કર્યો; પરંતુ તે સફળ થયો નહિ. અંતે તેમણે મારી પાસે આવી આ સંબંધે તપાસ કરી નિર્ણય કરવાની પ્રાર્થના કરી. ખેરોદાપ્રદેશ મહારાણાએ લા-વાના અધીશ્વરના તાબામાંથી લઇને ખાલસા કરી દીધો હતો, તેથી તે સામંતની ઉપજ અર્ધી ન્યૂન થઈ ગઇ હતી. આથી અનુમાન કરી શકાય છે કે માનસિંહની પાસેથી જેતપુરા પુનઃ હસ્તગત કરી પોતાની ઉપજ વધારવાને માટે માનસિંહની વિરુદ્ધની કોઇપણ ફરિયાદને વજન આપવાને તે ચૂક્યો

નહોતો. ઇ૦ સ૦ ૧૮૨૦માં જ્યારે હું મારવાડમાં ગયો ત્યારે માનસિંહે પત્રદ્વારા મને વિદિત કર્યું કેઃ—"જયસિંહે મને જેતપુરા ખાલી કરી જવાની આજ્ઞા કરી છે." મેં તેમને પ્રત્યુત્તર વાળ્યો કેઃ—"એ સંબંધે નિર્ણય કરવાનો માત્ર રાણાનેજ અધિકાર છે." મારો આ પ્રત્યુત્તર વાંચી તેઓ રાણાની સભામાં ગયા; પરંતુ ત્યાં તેમને સફળતા પ્રાપ્ત થઇ નહિ. અંતે તેમણે પુનઃ મારો આશ્રય લીધો. માનસિંહને મારી ભલામણથી સાદ્રીના સીમાંતપર સેનાપતિતરિકે નિયુકત કરવામાં આવ્યા હતા; પરંતુ તેમણે પોતાનું કર્તવ્ય અત્યંત નિષ્કાળજીથી બજાવ્યું હતું તેથી મેં તેમને ઘણો ઠંડો આવકાર આપ્યો. તેમણે પોતાના બચાવમાં કર્તવ્ય બજાવવામાં પોતાની નિષ્કાળજીને માટે ઘણી મજબૂત દલીલ કરી અને ઘણાં સબળ કારણો દર્શાવ્યાં. માનસિંહની વય પચ્ચીસ વર્ષની હતી; તે દીર્ઘકાય, બલીષ્ઠ, તેજસ્વી અને સ્વતંત્રતાપ્રિય હતા. તેમનું વદન તેજઃપૂર્ણ હતું. તેમણે મારી પાસે આવી પોતાની સનંદ મને વાંચવાને આપી અને ત્યારપછી તેઓ બોલ્યા કેઃ—"જો હું જયસિંહપ્રત્યેના મારા કર્તવ્યમાં શિથિલ થયો હોઉં તો તેમનું જેતપુરા લઇ લેવાનું કાર્ય ન્યાયપુરઃસર ગણાય. બનબલપ્રદેશ મારા હાથમાંથી ખુંચવી લેવામાં આવ્યો ત્યારથી જયસિંહની સૂચનાથી મારી સેનાની સંખ્યા તેમની સેનાની બરાબર કરવામાં આવી; માટે હવે જેતપુરાને પુનઃ ગ્રહણ કરવાનો તેમને શું હક્ક છે? જે સમયે સંગ્રામસિંહનું મરણ થયું તે સમયે લાવાપ્રદેશ અમારાજ હાથમાં હતો. જો મારી ઇચ્છા હોત તો હું સરલતાથી તે પ્રદેશ મારા અધિકારમાં રાખી શકત. તે સમયે મારા હાથમાંથી લાવાપ્રદેશ લઇ લેવાનું કોઇનામાં સામર્થ્ય નહોતું. જયસિંહને આધીનસામંતોએ કદિ જોયા પણ નહોતા અને તેથી તેઓ જયસિંહને બદલે મને પોતાનો અધીશ્વર માનવાને અવસ્ય તૈયાર થાત. પરંતુ મેં તેમના હક્કને માન આપ્યું; જો કે હાલમાં પણ તેઓ મને બલપૂર્વક પદભ્રષ્ટ કરી શકે એમ નથી. જે સમયે આમાયતના ઠાકોરે રાજધાની તરફ જતાં લાવાની સીમામાં નગારૂં વગાડયું તે સમયે મારા અધીશ્વર જયસિંહનું અપમાન થયેલું સમજી મારા માણસોને એકત્રિત કરી શું મેં તે ઠાકોરને શિક્ષા કરી નહોતી? મારૂં મસ્તક જયસિંહનું છે— તે લાવાના કોટ સાથે લટકેલું છે; પરંતુ જો લાવાના સામંત, મહારાણા અને આપની ઉપર મારી ભકિત ન હોત તો તેઓ કદિપણ બલપૂર્વક જેતપુરા હસ્તગત કરી શકત નહિ. આપના ઉપરની ભકિતને લીધેજ મેં સર્વ સહન કર્યું છે. જો આપ મને તે પુનઃ ગ્રહણ કરવાની આજ્ઞા આપો તો હું અબઘડી તેને હસ્તગત કરી લઉં. જો ન કરૂં તો નાહરસિંહનો પુત્ર નહિ. તેમનો નાનો કિલ્લો કે જે આ હાથથી બંધાયો હતો, તેમાં મારી સ્ત્રીસંતતિએ આશ્રય લીધો હતો; પરંતુ હાલમાં તેઓ પોતાની પૈતૃકભૂમિમાંથી દૂર થયાથી તેમને અન્યત્ર આશ્રય લેવો પડયો છે. બનબલને બદલે મને જે ભૂમિ આપવામાં આવી છે, તે જંગલી અને અધમ દેશ છે. તે ભૂમિમાંથી એક રૂપિયાની ઉપજ કરવાની મારી ઇચ્છા હોય તો તેમાં મારે પ્રથમ પદરનો એક રૂપિયો ખર્ચવો પડે. માત્ર જેતપુરામાંથીજ ઉપજ કરવાની મને આશા હતી અને તેથીજ ઉકત દેશના પટાના અઢીહજાર રૂપિયા મેં આપ્યા હતા. જ્યાંસુધી ઉકત જંગલી અને અધમ ભૂમિમાંથી ઉપજ ન થાય ત્યાંસુધી જેતપુરાની ભૂમિની આમદાનીમાંથી મારા કુટુંબનું અને મારા નોકરોનું પાલન કરવાની મને આશા હતી. જ્યારે મારા હાથમાંથી જેતપુરા લઈ લેવામાં આવ્યું ત્યારે મારા લેણદારોએ કરજ ચૂકવી દેવાને માટે મારાપર દબાણ કર્યું. આ સમયે મારી પાસે જે મૂલ્યવાન વસ્તુઓ હતી, તે સર્વ—મારી સ્ત્રીનાં આભુષણોસુદ્ધાં અને જે અશ્વપર આરૂઢ થઇને હું ગંગાપુરમાં આપને મળવાને આવ્યો હતો તે અશ્વસુદ્ધાં—વેચીને મેં મારા લેણદારોનું દ્રવ્ય આપી દીધું. મેં મારી આ શોચનીય સ્થિતિ પૃથ્વીનાથ (મહારાણા) ને નિવેદન કરી. તેમણે સમસ્ત વૃત્તાંત સાંભળી લઈ મારી પાસે પટાને માટે પાંચસેં રૂપિયા માગ્યા. મેં કહ્યું કે મારા લાભમાં ચૂકાદો આપવાનું વચન આપવામાં આવે તો હું એ રકમ આપું. 'બિકાનેરીજીના[1] નામથી વન આપવામાં આવ્યું; પરંતુ લાવાના સામંતની પાસે જેટલું દ્રવ્ય છે તેટલું જેતપુરાના સરદારની પાસે નથી અને તેણે એક હજાર રૂપિયા આપ્યા એટલે તેનો હક્ક વધારે ન્યાયપૂર્વક ગણાયો! આથી હું મનમાં અત્યંત દુઃખિત થયો અને તેથી સીમાંતની રક્ષા કરવાનું કર્તવ્ય બરાબર બજાવી શકયો નહિ. આથી પઠાણો આવી સાલાઇરાહ નામના સ્થાનના ક્ષેત્રમાં

[1] રાણાની એક રાણી એ બિકાનેરના રાજાની કન્યા હતી.

મારું જે થોડું અનાજ હતું તે લઇ ગયા અને ભેરાવી[1] ગામ પણ હજી જંગલી લોકોના હાથમાં છે. મારી આ અવસ્થા છે. જો મેં અન્યાયી માગણી કરી હોય, જો મેં ન્યાયવિરુદ્ધ કાંઇ પ્રાર્થના કરી હોય તો આપના ધ્યાનમાં આવે તે દંડ મને કરો." આટલા શબ્દો કહી ઠાકોર માનસિંહે પોતાની વાત સમાપ્ત કરી. માનસિંહ કેવલ પોતાની જાતિનાજ નહિ; પરંતુ સમસ્ત મનુષ્યસમાજના આદર્શ-સ્વરૂપ હતા. તેમણે જે અરજ કરી હતી તે યથાર્થ અને જેની વિરુદ્ધમાં કાંઇપણ બોલી ન શકાય એવી હતી.તેમની ભાષા જે ન સમજતા હોય તેમના મનની પણ તેમની ખાત્રી કરી મૂકી હોત,એવી તેમની બોલવાની છટા હતી; પરંતુ ક્ષણિક આવેશની સામે ઉભા રહેવું મારે માટે આવશ્યક હતું, તેથી મેં તેમને કહ્યું કે:–"તમારા પક્ષનું સમર્થન કરવાની સ્થિતિમાં મને મૂકવાનો સર્વોત્તમ માર્ગ એ છે કે તમારે શીઘ્ર સીમાંતપર જઇ તમારું કર્તવ્ય યથાર્થ રીતે બજાવવું અને સંભવતઃ તમારી ગેરહાજરી-થી ત્યાં જે એક શોચનીય કાર્ય બન્યું છે, તેના પ્રધાનકર્તાને તમારે ઉચિત દંડ આપવો કે જેથી મહારાણાની તમારાપર કૃપા થાય." પછી તેમણે મારા તરફથી ઉપહારમાં એક પિસ્તોલ સ્વીકારી મહા તંબુમાંથી વિદાય લીધી.

હવે અમે ઉક્ત શોચનીય ઘટનાના સંબંધમાં વર્ણન કરીશું. છોટીસાદ્રીનો સામંત કે જ્યાં માનસિંહ સેનાસહિત રહે છે, તે એક જંગલી અને પહાડી દેશ છે અને ત્યાં અર્ધજંગલી મીના તથા ભીલલોકો નિવાસ કરે છે. આ પહાડીદેશની લગોલગ કેટલાક નીચી શ્રેણીના સામંતોની જાગીર આવેલી છે. ભીલ અને મીનાલોકો કોઇપણ પ્રકારના અત્યાચાર વા ઉપદ્રવ ન કરી શકે તે પ્રકારનો બંદોબસ્ત રાખવાનું કામ ઉક્ત સામંતોના હાથમાં સોંપેલું હોય છે; પરંતુ અમે જે સમયની વાત કરીએ છીએ, તે સમયે ઉક્ત સામંતો ભીલો તથા મીનાઓનું દમન કરતા નહોતા, પણ ઉલટું તેમને આસપાસના પ્રદેશોમાં ચોરી અને લૂંટફાટ કરવાને ઉત્તેજિત કરતા હતા અને તેમની લૂંટેલી સંપત્તિનો કેટલોક ભાગ પોતે હજમ કરી જતા હતા. આ જાતના લૂંટફાટને ઉત્તેજન આપનારા લોકો-માં એક કાલાકોટના સામંતનો કારભારી હતો. ચંપાન નામના જંગલ તરફ જવાના ઘાટની તળેટીમાં બિલોઇનામનું એક ગામ છે. તેમાં એક રાઠોડજાતિનો રાજપૂત નિવાસ કરતો હતો. તેણે કેટલાંકવીઘાં પર્વત-મય ભૂમિ હસ્તગત કરી તેમાં કેટલાક કૂવા ખોદાવ્યા હતા અને તેમાં તે ખેતી કરતો હતો. તેણે ઘોર પરિશ્રમ કરીને પોતાની જાત, પોતાની સ્ત્રી અને પોતાના એકના એક પુત્રનો નિર્વાહ થાય એટલી સંપત્તિ એકત્રિત કરી હતી. એક દિવસ તે રાઠોડરાજપૂત કૃષિકાર્ય કરી પોતાના ઘર તરફ જતો હતો એવામાં તેની સ્ત્રીનો રુદનધ્વનિ તેને કર્ણગોચર થયો. તે સ્ત્રીએ પોતાના સ્વામીની નિકટ આવી નયનમાં અશ્રુ લાવી કહ્યું: "જંગલના ભીલોએ આપણી પર્ણકુટી લૂંટી લીધી છે. તેઓ આપણાં સર્વ પશુ,આપનો એકનો એક પુત્ર અને આપના સાથી જોગીને પણ બાંધીને લઇ ગયા છે."ઉક્ત રાઠોડરાજપૂત આ શોચનીય હકીકત સાંભળી એક શબ્દ પણ બોલ્યો નહિ; પરંતુ તેણે પોતાની બંદૂક ભરી અને તેને લઇ કાલાકોટ તરફ પ્રયાણ કર્યું. તે કાલાકોટ નગરમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતો, એવામાં તેના પ્રાણાધિક પુત્ર અને ઉક્ત જોગીની શિરશૂન્ય દેહ તેના પગ સાથે અથડાઈ. આ દશ્યની જોઈ તેને જે દુઃખ થયું તેનું વર્ણન કોણ કરી શકે ? દીર્ઘ તપાસને અંતે તેને પ્રતીત થયું કે કાલાકોટના સામંતના અનુયાયી ભીલોએ આ કાર્ય કર્યું છે. ભીલ તસ્કરો જે સમયે ઉક્ત રાઠોડ બાલક અને તેના મિત્ર જોગીને પશુઓસહિત કાલાકોટમાં લઇ ગયા, તે સમયે તે રાઠોડબાલકે કાલાકોટના કારભારીને જોઈ દીનવાણીથી તેને કહ્યું: "મામા ! મારી રક્ષા કરો. મારા પ્રાણના બદ-લામાં જેટલા રૂપિયા તમે માગશો તેટલા રૂપિયા મારા પિતાજી તમને આપશે." વાસ્તવમાં ઉક્ત રાઠોડરાજપૂતની પાસેથી રૂપિયા લેવાના હેતુથીજ ઉક્ત બાલકને બાંધીને લાવવામાં આવ્યો હતો; પરંતુ લોકોમાં જ્યારે એવા સમાચાર ફેલાઈ ગયા કે આ ભયંકર કાર્યમાં કારભારીનો હાથ છે, ત્યારે તેણે પોતાની રક્ષાને અર્થે તે રાઠોડબાલક અને તેના મિત્ર જોગીના પ્રાણનો નાશ કર્યો. ઉક્ત રાઠોડ-રાજપૂતને આ સમાચાર પ્રાપ્ત થતાંજ તેણે ઉક્ત કાલાકોટના કારભારીની શોધ કરવા માંડી. તે જ્યારે તેની પાસે ગયો અને ખુલાસો માગ્યો ત્યારે તે કારભારી બોલ્યો:–"આ ભયંકર ઘટનાના સંબંધમાં

[1] માનસિંહને અનબ્બના બદલામાં સાલાખેડ અને ભેરાવી નામનાં બે ગામો પ્રાપ્ત થયાં હતાં.

હું કાંઇપણ જાણતો નથી." પછી તેણે ઉક્ત રાઠોડને થયેલા નુકસાનમાટે શોક પ્રદર્શિત કરી કહ્યું- "તમારાં જે પશુઓ ચોરાઇ ગયાં છે, તેની ચારગણી કિંમત, તમારી જે સંપત્તિ નષ્ટ થઇ ગઈ છે તેથી બમણી સંપત્તિ અને તપાસ કરવામાં તમને જે ખર્ચ થયો છે, તેથી બમણું દ્રવ્ય તમને આપવાને હું તૈયાર છું. " શોકથી ઉન્મત્ત બનેલા રાઠોડે પ્રત્યુત્તર આપ્યો:-" તમે મારા પુત્રને જીવંત દશામાં લાવી શકો છો ? હું ન્યાય અને વૈર માગું છું, મારે રૂપિયા જોઇતા નથી. મારે હવે રૂપિયા લઈ જીવન ધારણ કરવાનું શું પ્રયોજન છે ?"

ગમે તેવાં ધીરજનાં વચનોથી ઉક્ત રાઠોડનો શોક દૂર થયો નહિ. તેણે પ્રતિજ્ઞા કરી કે:-"પ્રાણ ખઈશ ત્યારેજ મને શાંતિ થશે. " તે મારી પાસે આવ્યો ત્યારે મેં તેને બોધ આપ્યો કે:-" જો તમે કાલાકોટના કારભારીને પકડીને માનસિંહના હાથમાં સોંપો અને તેને બંદી કરો તો તેથી તમારો મનોરથ પૂર્ણ થશે. " આથી તેનો શોક કેટલેક અંશે ન્યૂન થયો અને તેણે મારા તંબુમાંથી વિદાય લીધી; પરંતુ હજી તે મારી છાવણીમાંથી બહાર નીકળ્યો નહિ નીકળ્યો એટલામાં તેને સમાચાર મળ્યા કે ભયંકર કાર્યના કરનાર કાલાકોટના કારભારીને સર્વ અપરાધીઓને દંડ આપનાર શ્રીમહાપ્રભુએ ઉચિત દંડ આપ્યો છે. કાલાકોટના સામંતે ઉક્ત ભયંકર ઘટનાની વાત સાંભળી પોતાના કારભારીનો અત્યંત તિરસ્કાર કર્યો અને તેને પોતાનો અપરાધ કબૂલ કરવાને દબાણ કર્યું; પરંતુ તેણે કહ્યું: " હું ભગવાનના સોગંદ લઇને કહું છું કે મેં આ અપરાધ કર્યો નથી." અંતે તે દેવમંદિરમાં જઇ સોગંદ લેવાને તૈયાર થયો. સામંતે તેના કહેવા પ્રમાણે તેને દેવમંદિર તરફ મોકલી આપ્યો. તે પાપી અશ્વારૂઢ થઈ દેવમંદિરની નિકટ ગયો કે તરતજ તેનું મૃત્યુ થયું. અચાનક તેનું મૃત્યુ થયેલું જોઇ સર્વ લોકો કહેવા લાગ્યા કે સ્વયં ઇશ્વરેજ તેને તેના અપરાધનો ઉચિત દંડ આપ્યો છે. ત્યારપછી તે ભયંકર કાર્ય કરવામાં ઉક્ત કારભારીના જેટલા સહાયકો હતા, તે સર્વને પકડીને તે રાઠોડના મનને શાંત કરવાને તથા પુનઃ કોઇ એવું કાર્ય કરે નહિ એવો કડપ બેસાડવાને માટે બિલોઇના ઘાટમાં તેમને ત્રણ લાકડે લટકાવી દેવામાં આવ્યા. આથી તે રાઠોડરાજપૂતને પરમાનંદ પ્રાપ્ત થયો.

# अध्याय ३ जो

**મોરવણ-તે દેશની નિર્જનતા-મહારાષ્ટ્રીઓએ કરેલા અત્યાચાર અને ઉપદ્રવ-મોરવણનો પ્રાચીન ઇતિહાસ-શિલાલેખ-જૈનમંદિર-વ્યાઘ્રનું આક્રમણ-એક મંદિરના સંબંધમાં ચાલતી જનશ્રુતિ-મહત્ત્વનો શિલાલેખ-ચારણરમણીઓએ કર્નલ ટૉડનો કરેલો સત્કાર-સત્કારની પ્રાચીનરીતિ-મેવાડમાં ચારણોનું આગમન થયું તેસંબંધી ઇતિહાસ-સતીચાકય.**

મોરવણ-તા ૧ લી ફેબ્રુઆરી વાર શનિ-ગઈ કાલે માનસિંહે લાવાના વિવાદસંબંધે વાર્તાલાપ કરીને મારો આખો દિવસ લીધો. આ પ્રદેશની આસપાસના અનેક પ્રદેશો મહારાણાના અધિકારમાંથી જતા રહ્યા હતા, તેથી તેની તપાસ કરવાને માટે અહીંઆં મારે વિશ્રામ કરવો પડયો. મોરવણ પૂર્વે એક સમૃદ્ધિશાળી નગર હતું અને તે આ જીલ્લાનું એક પ્રધાન અંગ ગણાતું હતું. એની વાર્ષિક ઉપજ સાત હજાર રૂપિયાની હતી. આ નગર એક રમણીય ઉચ્ચ સ્થાન ઉપર સ્થાપિત છે અને તેની પશ્ચિમદિશાએ એક પરમ સુંદર સરોવર છે. આ સરોવરના તટપર મોટાં મોટાં આંબલીનાં વૃક્ષો આવી રહેલાં છે. અહીંઆંની ભૂમિ ફળદ્રૂપ છે. અને જલની અનુકૂળતા પણ ઘણી સારી છે; પરંતુ અફસોસ ! કૃષિકાર્ય કરવાને માટે અહીંઆં માણસો નથી. આ નગર સર્વથા વિધ્વસ્ત થઇને મનુષ્યથી વિહીન બની ગયું છે.

જે નરરાક્ષસ પઠાણોએ આ રમણીય નગરનો વિધ્વંસ કર્યો છે તેમનાજ હાથમાં તે નગર ગયું છે; એમ જાણી મારા હૃદયમાં વજ્રાઘાત થયો હોય તેવું દુઃખ પેદા થયું. યુદ્ધના સમયમાં દંડસ્વરૂપે જે દેશો મહારાણાના અધિકારમાંથી તેમના શત્રુઓના અધિકારમાં ગયા હતા તેમાંનો મોરવણ દેશ પણ એક છે. આ દેશોને શત્રુઓએ પોતાના અધિકારમાં ગીરો રાખ્યા હતા. ધનલોભી મહારાષ્ટ્રીઓ અને પઠાણોએ આ દેશોપર પોતાની ઇચ્છાનુસાર અત્યાચાર કર્યા હતા. બ્રિટિશસરકારે મહારાષ્ટ્રીઓપ્રત્યે અયોગ્ય ઉદારતા દર્શાવી છે, એ અતિ શોકની વાત છે. બ્રિટિશસરકારે આ દેશો તેમના મૂળસ્વામીને પુનઃ અર્પણ કરી દેવા જોઇતા હતા. અત્યાચારી અને ઉપદ્રવીઓનું દમન કરવામાં તેમનો અને આપણો ઉભયનો લાભ સમાયેલો છે. જો મહારાષ્ટ્રીઓને મધ્યભારતમાંથી સર્વથા હાંકી કાઢવામાં આવત તો ઠીક થાત. જ્યારે મેં રાજપૂતોના ફળરૂપ દેશની સાથે અત્યાચારી મહારાષ્ટ્રીઓ અને પઠાણો-ની ભૂમિની તુલના કરી ત્યારે હું જાણીને પરમાનંદ પામ્યો કે આ અત્યાચારીલોકો આ ભૂમિમાંથી કાંઇ પણ લાભ પ્રાપ્ત કરી શકતા નથી. તેમની ભૂમિનાં વિશાળ ક્ષેત્રોમાં ઘાસ અને વૃક્ષોસિવાય ઇતર કાંઇ પણ ચીજ થતી નથી.

મોરવણ દેશ પ્રાચીન સમયમાં પરમ પ્રસિદ્ધ હતો. મોરીજાતિ ઉપરથી એ દેશનું નામ મોરિવણ પડયું હતું અને મોરવણ એ મોરિવણ શબ્દનો અપભ્રંશ છે. મોરીલોકોએ ચિતોડની સ્થાપના કરી તે પૂર્વે તેઓ આ દેશમાં શાસન કરતા હતા. 'ચિત્રંગમોરીનો કિલ્લો' એ નામનો એક જીર્ણ કિલ્લો અદ્યાપિ વિદ્યમાન છે. ચિતોડની સ્થાપના કર્યા પૂર્વે મોરીજાતિ આ કિલ્લામાં નિવાસ કરતી હતી. ચિત્રંગ મોરવણમાં ધારરાજ્યના એક માંડલિકતરીકે રાજ્ય કરતા હતા. તેમના રાજ્યનો એક પ્રજાજન હળ ફેરવતો હતો; એવામાં સહસા હળની સાથે એક કઠિન પદાર્થનો સ્પર્શ થયો. શીઘ્ર તે હળ સુવર્ણનું થઇ ગયું. તેણે તે કઠિન પદાર્થને સ્પર્શમણિતરીકે ઓળખ્યો. તે શીઘ્ર તેને પોતાના રાજા ચિત્રંગની પાસે લઇ ગયો અને તેને સમર્પણ કર્યો. ચિત્રંગે આ સ્પર્શમણિની સહાયથી પુષ્કળ સુવર્ણ બનાવ્યું અને તે દ્રવ્યથી મોરવણમાં મોટા મોટા મહાલયો બંધાવી અંતે ચિતોડની રાજધાની સ્થાપન કરી. ' ધોલકોટ ' વા ' મોરીકાપટ્ટન ' નામની જે રાજધાની વર્તમાન મોરવણની પશ્ચિમ તરફ સ્થિત હતી તેનાં ચિન્હો પણ અદ્યાપિ વિદ્યમાન છે. ત્યાંના રહેવાસીઓની મૂર્ખતાને લીધે તેમાં અગ્નિ લાગવાથી તેનો વિધ્વંસ થઇ ગયો હતો. આ ઘટના એવી રીતે બની હતી કે, પાસેના જંગલમાં એક ઋષિ તપ કરતો હતો. ઉક્ત નગરના કેટલાક નિવાસીઓએ તે ઋષિને પકડયો અને તેના મસ્તકપર કાષ્ઠનો બોજો મૂકીને તેને બળાત્કારે શહેરમાં લઈ ગયા. આ ઋષિના શાપથી તે નગર વિધ્વસ્ત થઇ ગયું; પરંતુ આ વાતપરથી માત્ર એટલુંજ અનુમાન કરી શકાય છે કે તે ભૂમિના ગર્ભમાંથી અગ્નિ-જ્વાલા નીકળતી હોવી જોઈએ. હાલમાં મોરવણમાં ત્રણ પ્રાચીન મંદિરો વિદ્યમાન છે. આ મંદિરો પૈકી એકમાં શેષનાગની મૂર્તિ છે. હિંદુઓની માન્યતા પ્રમાણે આ સહસ્ર મસ્તકવાળા નાગે પૃથ્વીને ધારણ કરી છે. પૂર્વે આ દેવતાને માત્ર કુમકુમ ચઢાવવામાં આવતું હતું; પરંતુ હાલમાં તેની દેહપર ચંદન લગાડવામાં આવે છે.

આ દેશના દક્ષિણપશ્ચિમ કોણમાં અઢીકોશના અંતરપર ઉનેર નામનું ગામ છે. આ ગામમાં એક પ્રાચીન શિલાલેખ છે, એવી વાત સાંભળવામાં આવતાંજ મેં મારા વૃદ્ધ ગુરુને તે શિલાલેખની નકલ લાવવાને મોકલી આપ્યા. મારા કહેવા પ્રમાણે તેઓ તે ગામમાં જઈને તે શિલાલેખની નકલ લઈ આવ્યા. આ શિલાલેખ જોવાથી જણાયું કે કાલીન અને ઉનેર એ ગામો બ્રાહ્મણોને આપવામાં આવ્યાં છે. રાણા સંગ્રામસિંહે સંવત ૧૫૭૦ ( ઇ૦ સ૦ ૧૫૧૪ ) માં આ ગામમાં જે ચતુર્ભુજાની દેવીનું મંદિર બંધાવ્યું હતું તેમાં આ શિલાલેખ છે. રાણા જગતસિંહે આ શિલાલેખની નીચે પોતાનું નામ કોતરાવીને તેમાં એવો ઉલ્લેખ કરાવ્યો છે કેઃ—"આ બ્રહ્માર્પણ જમીનપર કોઇએ પણ હસ્તક્ષેપ કરવો નહિ." વળી આ મંદિરના એક સ્થંભ ઉપર એવો લેખ છે કેઃ—"સર્વ વાસંતિક અને હૈમંતિક ધાન્ય લણતી વખતે પ્રત્યેક ક્ષેત્રમાંથી અઢીશેર ધાન્ય દેવતાને અર્પણ કરવું." ગ્રામ્ય પંચાયતે આ લેખ કોતરાવેલો છે.

સંવત ૧૮૪૫ માં જ્યારે મેવાડમાં સર્વત્ર યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે ગ્રામ્યપંચાયતે આ દાન

આપવાનો ઠરાવ કર્યો હતો એમ જણાય છે. ચતુર્ભુજાદેવીના મંદિરની બરાબર સામે એક જૈન મંદિર છે. આ મંદિર સંવત ૧૭૭૪ માં બંધાવવામાં આવ્યું હતું. જે સ્થાનપર આ મંદિર બંધાવવામાં આવ્યું છે તે સ્થાન ખોદતાં તેમાંથી પારસનાથની મૂર્તિ નીકળી હતી. આ મૂર્તિનીજ પ્રતિષ્ઠા ઉક્ત જૈન મંદિરમાં કરવામાં આવી છે. અહીંઆંનાં અનેક સ્થાનોમાં પ્રાચીન કાળનાં અનેક સ્મૃતિચિન્હો ઉપલબ્ધ થાય છે.

૨ જી ફેબ્રુઆરી–આજે કૅપ્ટન વાઘ પોતાના અશ્વની કસોટી કરવાને બહાર નીકળ્યા. તેમનો અશ્વ વેગસહિત દોડીને જંગલમાં ભરાઇ ગયો. તેમને સહસા એક ચોટ લાગી. આજે અમે એક મોટું તીતર જોયું. આ પક્ષી અતિ ખૂબસુરત હોય છે.

આજે પ્રાતઃકાળમાં ઇંગ્લાંડથી અમારો સર્વ વાર્ષિક પગાર આવ્યો. અમે ભોજન કરીને બેઠા હતા એવામાં ગામની તરફથી એક ભયંકર શબ્દ આવતો સંભળાયો. આ શબ્દ સાંભળી અમે સ્તબ્ધ થઇ ગયા અને ઉઠીને ઉભા થયા. આ શબ્દ ક્યાંથી આવ્યો તેની તપાસ કરવાને અમે પ્રવૃત્ત થયા હતા, એવામાં બે હલકારા અને એક બાળક એ ત્રણ માણસો અમારી દષ્ટિએ પડયાં. બાલકના મસ્તકપર દૂધથી ભરેલું એક પાત્ર હતું. હવે અમારી ચિંતા નષ્ટ થઈ. આ માણસો પ્રતિદિન દૂધનો સંગ્રહ કરવાને માટે કેટલાક કોશના અંતરપર જતા હતા. અમારા શિબિરની પાસે આવતાં ઉક્ત બાળકે પેલા હલકારાઓને ઉચ્ચ સ્વરે કહ્યું:–"મામા ! મને છોડી દો. હું તમારો ભાણેજ છું, મામા છોડી દો, મામા છોડી દો." ઉક્ત હલકારાઓએ તે બાળકને મૂર્ખ અને ઘેલો ગણી કાઢયો. તેમણે તેને વેગથી ચાલવાને આજ્ઞા કરી; પરંતુ તે બાળક ઉભો રહીને પૂર્વવત્ ઉચ્ચ સ્વરથી પોકાર કરતો હતો. આથી તેઓ પાછા ફર્યા. શીઘ્ર તેમની દષ્ટિએ એક ભયંકર દસ્ય પડયું. એક મહા પ્રચંડ વ્યાઘ્ર તે બાળકના અંગરખાને પકડી રહ્યો હતો. તેઓ અતિ વેગથી ત્યાં દોડી આવી પોતાની લોઢાથી મઢેલી યષ્ટિકાવતી તે વ્યાઘ્રને મારવા લાગ્યા. વ્યાઘ્રના ભયંકર બરાડા સાંભળી ગામવાસી મનુષ્યો હાથમાં શસ્ત્રાસ્ત્રો લઇને દોડી આવ્યાં.

મોરવણ અને મુગરવાર નામનાં સ્થાનોની વચ્ચે જે કાલો પહાડ નામનો પર્વત આવેલો છે તેપર તે વ્યાઘ્ર નિવાસ કરતો હતો. આ પ્રદેશમાં તે દીર્ઘ સમયથી રહેતો હતો અને કૃષિકારોનાં પશુઓનો વધ કરતો હતો; પરંતુ અત્યાર સુધી કોઇ પણ માણસ તેને મારી શકયો નહોતો. બે દિવસ પૂર્વે આ વ્યાઘ્ર એક ઘાંચીની ભેંસને મારીને નાસી ગયો હતો. આ વ્યાઘ્રપર કદિ કોઇએ બંદૂક અથવા કોઈ બીજી જાતનું અસ્ત્ર વા શસ્ત્ર વાપર્યું નહોતું અને એમ જણાતું હતું કે તે વ્યાઘ્ર કોઇ મનુષ્યપર આક્રમણ કરતો નહોતો અને કદાચિત તે મનુષ્યપર આક્રમણ કરતો તો " મામા ! મને છોડી દો. " એટલા શબ્દો કહેવાથી તે તેને છોડી દેતો હતો. ઉક્ત બાળક આ વાત જાણતો હતો, તેથીજ તેણે "મામા ! મને છોડી દો " એમ કહ્યું હતું; અને આ શબ્દો સાંભળવાથી ઉક્ત હલકારાઓ જલદી તેનું રક્ષણ કરવાને દોડી આવ્યા નહોતા.

૩ જી ફેબ્રુઆરી–આજે અમારા સાથી કૅપ્ટન સાહેબની તબિયત ઘણી બગડી ગઇ હતી તેથી અમે અહીંઆંજ વિશ્રામ કર્યો.

૪ થી ફેબ્રુઆરી–અમારા મિત્ર યતિ પાલોદથી પાછા આવ્યા. મેં તેમને ત્યાંના એક દેવમંદિરમાંથી શિલાલેખ લઇ આવવાને મોકલ્યા હતા. તેમણે ત્યાંથી આવીને જે કહ્યું તેનો ઉલ્લેખ નીચે કરવામાં આવે છેઃ—

" એ મંદિર એક જૈનગૃહસ્થે બંધાવ્યું છે. આ મંદિર બંધાઇને તૈયાર થયું, ત્યારે જૈનોએ પોતાના ઇષ્ટદેવતાની મૂર્તિ એમાં સ્થાપન કરવાનો આગ્રહ કર્યો; પરંતુ માનવદેવે ( દેવજનની ) સ્વયં પ્રકટ થઇને તેને કહ્યું કે આ મંદિરમાં વાસ કરવાની મારી અભિલાષા છે. જૈનધર્મ જો કે હિંદુધર્મથી ભિન્ન છે, તોપણ તે જૈનગૃહસ્થ ઉક્ત દેવીની માગણીનો અસ્વીકાર કરી શકયો નહિ. તેણે દેવીને જણાવ્યું કેઃ–" હું આપની સમક્ષ કોઈ પણ પશુનું બલિદાન આપીશ નહિ. " દેવીએ પ્રસન્નતાપૂર્વક જણાવ્યુંઃ–"તમે ચિતોડના સોનગઢાની પાસે જાઓ. તેઓ સર્વ બલિદાનાદિ કાર્ય કરશે." દેવીની આજ્ઞાનુસાર તે જૈન ચિતોડના સોનગઢાની પાસે ગયો અને દેવીની ઇચ્છા તેમે કહી

સંભળાવી. પછી તેણે ઉક્ત દેવીના મંદિરની પાસે એક પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું. મારા વૃદ્ધ યતિમિત્રે માતાજીના મંદિરમાંથી એક મહત્ત્વના ઐતિહાસિક તત્ત્વની શોધ કરી છે. ત્યાં તેમને એક એવો શિલાલેખ પ્રાપ્ત થયો કે જે અણહિલપુર પાટણના એક પરમ પ્રસિદ્ધ રાજાનો કાળ નિશ્ચિત કરે છે. ત્યાર પછી મને ચિતોડમાંથી એક શિલાલેખ મળ્યો હતો, જેમાં લખેલો સમય ઉક્ત સમયની સાથે સંપૂર્ણતઃ મળતો આવે છે. ઉક્ત ઉભય શિલાલેખોપરથી સારી રીતે પ્રતીત થાય છે કે ઉક્ત સોલંકીરાજાએ એક સમયે નિઃસંશય ગિહલોતોની રાજધાની હસ્તગત કરી લીધી હતી. પાલોદમાંથી જે શિલાલેખ પ્રાપ્ત થયો હતો, તેમાં કેવળ એટલોજ ઉલ્લેખ હતો કેઃ–"કુમારપાલ સંવત ૧૨૦૭ ના પોષમાસમાં પાલોદમાં માતાજીના મંદિરમાં પૂજા કરવાને આવ્યો હતો;" પરંતુ સિસોદીઆઓએ પોતાની જાતિના ગૌરવની રક્ષા કરવાને માટેજ આ પ્રમાણે લખ્યું છે. વળી તેમણે એમ લખ્યું છે કે જે સમયે સિદ્ધરાજે કુમારપાલને દેશનિકાલ કર્યો તે સમયે કુમારપાલે ચિતોડમાં જઇ આશ્રય ગ્રહણ કર્યો હતો અને તે દિલ્લીના ચૌહાણસમ્રાટ પૃથ્વીરાજના બનેવી રાણા સમરસિંહ કે જે ચિતોડના અધીશ્વર હતા તેમનો મુખ્ય મંત્રી નિમાયો હતો.

છઠ્ઠી ફેબ્રુઆરી માર્ગમાં વ્યતીત થઇ.

સાતમી ફેબ્રુઆરીને દિને અમે નિકુંપ નામના સ્થાનથી નીકળી આઠમી તારીખે મુરલા નામના સ્થાનમાં આવી પહોંચ્યા. મુરલા એક શ્રેષ્ઠ ગામ છે. અહીંઆં કુચોલિયા જાતિના ચારણલોકો નિવાસ કરે છે. જો કે આ લોકો ભાટકુલના છે, તોપણ હાલમાં તેઓ વાણિજ્યદ્રવ્યના રક્ષકનું કાર્ય કરી પોતાનો નિર્વાહ કરે છે. આ દેશમાં આ ચારણલોકો સર્વ શ્રેણીના અને સર્વ વર્ણના લોકોદ્વારા પૂજનીય મનાય છે. સર્વ લોકો તેમનાપ્રતિ ભક્તિભાવથી જુએ છે, તેથી કોઇપણ તેમને કનડતા નથી. આ લોકો માફીની જમીનનો ઉપભોગ લે છે અને ચોર તથા લૂંટારાથી ભરેલા માર્ગમાં થઇ નિર્ભયરીતે વાણિજ્યદ્રવ્ય લઇ જાય છે. તેમની રક્ષાહેઠળ જતા માલને ચોર તથા ડાકૂઓ લૂંટી શકતા નથી. માત્ર આ લોકોજ સમસ્ત રાજસ્થાનમાં સ્વતંત્રરીતે વાણિજ્ય કરે છે. રાજા પણ તેમની પાસેથી કર લેતા નથી. આ ચારણલોકોએ અમારો જે પ્રકારે આદરસત્કાર કર્યો, તેથી અમે પરમ આનંદિત થયા. તેઓ એકત્રિત થઇ નગરમાંથી બહાર આવ્યા અને તેમણે અમારો સત્કાર કર્યો. સૌથી આગળ વાજાંવાળા વાજાં વગાડતા વગાડતા ચાલતા હતા. તેની પાછળ સુંદર ચારણસ્ત્રીઓ હાવભાવથી ધીમે ધીમે નૃત્ય કરતી ચાલતી હતી. અંતે મને મુરલાની ચારણસ્ત્રીઓએ બંદી કરી લીધો. ( અર્થાત્ તેઓ મારી આસપાસ ફરી વળી. ) આ દૃશ્ય જેમ નવીન હતું તેમ ચિત્તાકર્ષક પણ હતું. વીર ચારણો સુંદર વસ્ત્રો પરિધાન કરી, મસ્તકપર પાઘડી બાંધી, માળા પહેરી આવ્યા હતા. નાયક વા નેતાઓના ગળામાં સુવર્ણના અલંકારો હતા અને તેમાં પૃથ્વીશ્વરની મૂર્તિ અંકિત હતી. સમસ્ત સ્ત્રીઓએ કાળા ભૂરા રંગના ઘાઘરા અને સુંદર કંચુકી પહેરી હતી અને તેમના સુંદર કાળા કેશકલાપમાં સુવર્ણના અલંકાર ગુંથી દેવામાં આવ્યા હતા. તેમના અંગમાં રમણીય આભૂષણો હતાં અને હાથમાંની ચૂડી અતુલનીય શોભા આપી રહી હતી. આના જેવો ચિત્રનો વિષય જગતમાં ભાગ્યેજ કોઇ ચિત્રકારને પ્રાપ્ત થઇ શકે. સ્ત્રીમંડળી જે પ્રકારે હાવભાવ તથા કટાક્ષથી નૃત્ય કરતી હતી, તેદ્વારા પ્રતીત થતું હતું કે તેઓ સત્કારના બદલામાં કાંઇક પુરસ્કારની ઇચ્છા રાખતી હતી.

મધ્યાહ્ન પછી નાયકો મારા તંબુમાં આવ્યા. સુંદર ચારણસ્ત્રીઓના હાથમાંથી મેં જે મુક્તિ મેળવી હતી, તેનું મૂલ્ય શું હતું તે હવે મને સંપૂર્ણતઃ વિદિત થયું. પાંચસેં વર્ષો પૂર્વે મેવાડના એક રાણા મુરલામાં ગયા હતા. તે સમયે હમણાંની પેઠેજ ચારણીઓએ તેમને બંદીવાન બનાવી દીધા હતા અને જ્યાંસુધી રાણાએ તે સુંદર ચારણકામિનીઓને ભીજબાની આપી નહિ ત્યાંસુધી તેમને પોતાની બંદીદશામાંથી મુક્ત પ્રાપ્ત થઈ નહિ; પરંતુ જે જંજીરે તેમને બંદીવાન કર્યા હતા તે જંજીર કઠિન નહોતી, પણ મૃદુ હતી અને તેમને દીર્ઘકાળપર્યંત બંદીદશામાં રહેવું પડ્યું નહોતું. ચારણોના પ્રધાનનેતાએ મને કહ્યું કેઃ–" આપ રાણાના પ્રતિનિધિતારકે અહીંઆં આવ્યા છો તેથી આપ મહા વિપ્રત્તિમાં સપડાયા હતા; પરંતુ મશ્કરીને તેના છેડાસુધી લઇ જવામાં આવે તો પરિણામ કોણ જાણે કેવું આવે એવા ભયથી સ્ત્રીઓએ આમને જવા દીધા; પરંતુ એમ કરીને તેમણે એક સારી

बीजव्यानी खोई. " में ते नायकने कह्युं:-" आपना प्राचीन रीतरिवाज जोइ हुं अत्यंत प्रसन्न थयो छुं अने आ रिवाजने मान आपवाने पण हुं खुशी छुं. " पछी में तरतज ते स्त्रीओपर अभिनंदननां वचनोसहित बीजव्यानीने माटे रूपिया मोकली आप्या. चारणोनो प्रधाननेता, अन्यान्य नायको अने तेमना पुत्रो घणीवारसुधी मारा तंबुमां रह्या अने तेमणे प्राचीनकाळना अनेक विषयोपर मारी साथे वार्तालाप कर्यो.

आ नानी चारणशाखानो आदिपुरुष राणा हमीरना शासनकाळना प्रारंभमां तेनी साथे गुजरातमांथी आव्यो हतो. जो के आ घटनाने आजे पांचसेंवर्षो व्यतीत थइ गयां छे, तथापि चारणलोकोए पोतानी जातिना गुण, आचारविचार, रीतिरिवाज, पहेरवेश वगेरेमां कोईपण प्रकारनो फेरफार कर्यो नथी. जे लोकोनी अंदर तेओ वसे छे, ते लोकोनी साथे तेओ कोइपण बाबतमां सादृश्य धरावता नथी. वास्तवमां आ लोको भारतवर्षमां विदेशी जेवा जणाय छे. जो के आ लोकोए हिंदुओमां उच्चपद प्राप्त कर्युं छे, तोपण इरानीलोकोनी साथे तेमनुं अत्यंत सादृश्य जणाय छे. तेमनां ढीलां अंगरखां, उंची पाघडी अने लांबी दाढी गेथ्रीसना मंदिरपरनी आकृतिओ साथेनुं तेमनुं सादृश्य सिद्ध करे छे. तेद्वारा तेओ हिंदुओनी चार वर्णमांना होय एम प्रतीत थतुं नथी. आ लोकोए शामाटे अने केवी रीते मेवाडमां आवीने निवास कर्यो, ते जणाववाने अत्रे हुं प्रवृत्त थाउं छुं. मेवाडना इतिहासमां परम प्रसिद्ध थयेला राणा हमीरना हाथमां एक स्थळे दुष्ट रोगनुं चिन्ह हतुं, जेने निवृत्त करवाने माटे तेमणे मकरानना तटपर आवेला हिंगळाजतीर्थनी यात्रा करी. तेओ कच्छभूज देशमां चारणोना एक टोळानी समीप जइ पहोंच्या अने पोताना अश्वपरथी नीचे उतर्या के तरतज एक चारणी युवतीए रसोइ करवी पडती मूकी अने आगळ धसीने राणाना अश्वनी लगाम पकडी. राणाए तेने आ कार्यने माटे धन्यवाद आप्यो अने मश्करीमां कह्युं के:-" हुं आशा राखुं छुं के तमारी रसोइथी मारा सेवको सारी रीते तृप्त थशे." युवतीए कह्युं: " मारी पासे जे रसोइ छे ते आपनी समक्ष सादर करवाने तैयार छुं " राणा बोल्या: " मारा सर्व माणसो भूख्या छे, अने आटला अन्नथी कोइ पण प्रकारे तेमनी क्षुधानी शांति थशे नहि. " युवतीए प्रत्युत्तर आप्यो: " हिंगळाजनी कृपाथी सर्वनी क्षुधा निवृत्त थई जशे. " आम कही तेणे राणा अने तेमना सर्व सेवकोने बेसाडी तेमने सारीरीते भोजन कराव्युं. सर्व जमीने तृप्त थया. पछी निकटमांज ते युवतीए एक नानो सरखो कूवो खोद्यो हतो तेमांनुं जल पी सर्व जणे पोतानी तृषानी शांति करी. हवे सर्व जणनी खात्री थइ के हिंगळाजनी आधष्टात्रीदेवीना कृपाप्रसादथीज आ सर्व थयुं छे. त्यारपछी महाराणा हमीरे उकत तीर्थमां जइ त्यां स्नान करी शीघ्र आरोग्यता मेळवी. त्यारपछी तेओ ते चारणीयुवतीना कुटुंबने पोतानी साथे लइने मेवाडमां आव्या अने तेमणे तेने मुरलानी जागीर आपी. वळी तेमणे चारणोनी पासेथी कदिपण वाणिज्यकर लेवो नहि, एवी आज्ञा फरमावी. उक्त चारणीए महाराणाने अद्‌भुत प्रकारे भोजन कराव्युं हतुं ते घटनाना स्मरणचिन्हतरिके एवी परवानगी आपवामां आवी के जे कोई राणा मुरलामां आवे तेने बंदी करीने चारणस्त्रीओ तेनी पासेथी बीजव्यानी लेशे.

आ मुरला प्रदेशमां हालमां केटलाक हजार नरनारीओ निवास करे छे. जो के आ चारणलोकोना निवासस्थाननी आसपास कृषिकार्यनुं किंचित्‌पण चिन्ह दृष्टिगोचर थतुं नथी, तथापि ए लोको जे सुखवैभवमां दिवस निर्गमन करे छे, ते जोइने परम आश्चर्य थाय छे. आ चारणलोकोमां जेम जेम वंशवृद्धि थती गई तेम तेम कच्छदेशनी प्रचलित रीतिअनुसार तेमनी भूमि असंख्य खंडोमां विभकत थई गइ. पाछळथी भूमिने माटे चारणोमां एक महाझगडो उपस्थित थयो. आ जातीययुद्धमां घणा चारणो मार्या गया अने तेमनी स्त्रीओ सती थइ. ते स्त्रीओए चितापर आरूढ थई पुनः आवा प्रकारनी घटना बने नहि तेटला माटे एम कह्युं के:-"आजपछी मुरलामां कोइए पण खेती करवी नहि. " तेमनां आ वचन प्रमाणे मुरलामां अद्यापि खेती करवामां आवती नथी. सतीओ जे समये चितापर आरूढ थाय छे ते समये तेओ, जे वचन कहे छे तेपर चारणो केटली श्रद्धा अने भकित राखे छे, तेनुं आ ज्वलंत उदाहरण छे. मेवाडमां 'महासतीओ

ફી આન' એ સૌથી મોટા શપથ ગણાય છે. રાજદ્વારીસનદોમાં આ વાક્યનો પ્રયોગ અધિક થતો જોવામાં આવે છે.

નિમ્બેરા અહીંઆંથી સાત માઇલના અંતરપર છે. ત્યાંથી અમે રાણીખેડામાં ગયા. આ શહેર ઘણું મોટું છે. ઉરસીરાણાની રાણીએ પુષ્કળ રૂપિયાનો વ્યય કરીને આ શહેર બંધાવ્યું હતું. વળી તેણે મંદિરો તથા વાવો પણ બંધાવી હતી. અહીંઆંના લોકોએ મારી પાસે આવીને એવી ફરિયાદ કરી કે લઇશ્રાવનના ભંગીએ એક સુવર મારીને અહીંની વાવડીમાં નાખી દીધું છે, તેથી લોકો તે-માંનું પાણી પીતા નથી. તેમને પાણીને માટે દૂર જવું પડે છે. ઉક્ત કાર્ય લઇશ્રાવનના ભંગીએ પોતાના દેણદારને સજા કરવાને માટે કર્યું હતું. તે કાર્ય કરીને તે ભીંદરમાં નાસી ગયો. આખરે તેને નીચે પ્રમાણે સજા મળી. તેનું મુખ કાળા રંગથી રંગી નાખવામાં આવ્યું અને તેને ગધેડાપર બેસાડી તેના ગળામાં ખાસડાંનો હાર પહેરાવી તેને આખા રાણીખેડા ગામમાં ફેરવવામાં આવ્યો. ઉક્ત વાવડીમાંથી પાણી બહાર કાઢી તેમાં ગંગાજલ નાખી, બ્રહ્મભોજન કરાવી તેને શુદ્ધ કરવામાં આવ્યું. અમે રાણીખેડામાં ફરી તેનું અવલોકન કર્યું. કેટલાક લોકો અમારી પાસે નકશીકામ લાવ્યા. પછી અમે ત્યાંના એક જાગીરદાર ખાનસાહેબની મુલાકાત લીધી. તેણે અમારી સારી બરદાસ્ત કર્યા પછી અમે તેને ઘેરથી વિદાય લીધી. પછી સાંજે તે અમારા તંબુમાં આવ્યો. અને અમારે તેની સાથે કેટલીક વાતચીત થઇ. તેણે અમારા પ્રશ્નોના યથોચિત ઉત્તર આપ્યા હતા.

નિમ્બેરા મોટું શહેર છે. તેની દિવાલો અતિ દૃઢ છે. ત્યાં સારો વ્યાપાર ચાલે છે. આ શહેરની આમદાની ત્રણ લાખ રૂપિયા છે.

# अध्याय ૪ થો

પાઠાર દેશ—પાઠારના શિરોભાગથી દેખાતું રમણીય દૃશ્ય—નહેર ખોદાવવાનો પ્રસ્તાવ—ચુકદેવનું મંદિર—દૈત્યોકા હાડ—ચીરજંપ—અફીણનો પાક—બાબર, અકબર અને જહાંગીરે વિદેશમાંથી ભારતવર્ષમાં આણેલાં વિવિધ પ્રકારનાં ફળફુલનાં વૃક્ષો—અફીણનો પાક ઉપજાવવાની પ્રણાલી—અફીણથી રાજસ્થાનનું થયેલું અનિષ્ટ—બ્રિટિશ-સરકારે કરેલો અફીણનો ઇજારો—તેનું વિષમય ફલ.

કનેરા, તા૦ ૧૩–મી ફેબ્રુઆરી આજે મેવાડભૂમિનું એક નવીન દૃશ્ય મારાં નેત્રાસન્મુખ આવ્યું. કેટલાક કોશપર્યંત ગયા પછી હું મેવાડની પૂર્વસીમાના સ્વાભાવિક દુર્ગસમાન પાઠાર પ્રદેશમાં જઇ પહોંચ્યો. જેમ જેમ હું પાઠારની નિકટ જતો હતો, તેમ તેમ મને નીચા પ્રદેશનો અનુભવ થતો જતો હતો. એને દ્વિતીયશ્રેણીનો ખડક અથવા ઉચ્ચ સમતલ ભૂમિ કહેતાં હરકત નથી. જો કે એનાં પશ્ચિમ તરફનાં ભૂપૃષ્ઠથી એનું ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન ચારસેં ફીટથી અધિક ઉચ્ચ નથી, તોપણ તેનાં સર્વોચ્ચ સ્થાનપર ઉભા રહી આસપાસ દૃષ્ટિ ફેંકવાથી પરમ રમણીય દૃશ્ય દૃષ્ટિગોચર થાય છે. નૈતિક રાજનૈતિક વા પ્રાકૃતિક ગમે તે દૃષ્ટિથી તમે તેને જુઓ; પરંતુ તે અતિ સુંદર જણાશે. મેં આવું સુંદર દૃશ્ય કદિ પણ જોયું નહોતું. આ સ્થાનપર ઉભા રહેતાંની સાથેજ મેવાડના ઇતિહાસની સમસ્ત પ્રધાન ઘટના આપણાં અંતર્ચક્ષુની સન્મુખ આવીને ખડી રહે છે. દક્ષિણભાગમાં હિંદુજાતિના ગૌરવનું સ્થાન ચિતોડ વિરાજમાન છે. પશ્ચિમ તરફ ગગનભેદી પહાડો ઉભા રહી નવીન રાજધાની ઉદયપુર અને તેના વીરોની રક્ષા કરી રહ્યા છે. આ ઉચ્ચ સ્થાનની તળેટીમાં જાવરા, રતલામ, નીમચ, નિમ્બેરા,

એથી, રત્નગઢ વગેરે પ્રગણાં આવેલાં છે. આ સમસ્ત પ્રગણાં પઠાણ અને મહારાષ્ટ્રીય લોકોએ છીનવી લીધાં છે. આ રમણીય દેશના રાજપૂતના જેવા મનોભાવ ધરાવનાર એક માણસના હૃદયમાં આ દૃસ્ય જોઇ કેવી લાગણી, કેવી આકાંક્ષા ઉદય પામે તેની કલ્પના પાઠકો સ્વયં કરી શકશે. અમે જે સીત્તેર અંગ્રેજી માઇલના પ્રદેશપર પ્રવાસ કર્યો છે, તે પરમ સુંદર પ્રદેશ છે. ખળખળ વહેતી નદીઓ આ દેશની શોભામાં વૃદ્ધ કરે છે. આ પ્રદેશમાં આવેલાં ગામો અને નગરો એક સમયે મનુષ્યોથી પરિપૂર્ણ હતાં; પરંતુ અફસોસ ! હાલમાં તે ઘણે ભાગે મનુષ્યશૂન્ય બની રહ્યાં છે, તોપણ કોઇ કોઈ સ્થળે હાલમાં પણ પુનઃ શક્તિ અને સમૃદ્ધિનાં પૂર્વલક્ષણો દૃષ્ટિગોચર થાય છે. આ ઉચ્ચ સ્થાનપર ઉભા રહેતાં મારા હૃદયમાં એક અતિ મહત્ત્વની કલ્પનાનો ઉદય થયો હતો. મેવાડની અર્વાચીન રાજધાની ઉદયપુરપર્યંત એક નહેર ખોદાવવાની કલ્પના મારા મનમાં ઉદિત થઇ. આવી એક નહેર[1] ખોદાવવાથી મેવાડના સમસ્ત ક્ષેત્રોમાં દશગણું ધાન્ય ઉત્પન્ન થવાનો સંભવ છે. જો આમ થાય તો દુર્ભિક્ષનો ભય સદાને માટે દૂર થાય. મને આ કલ્પના આવી ખરી, પરંતુ તેને સિદ્ધ કરવાનો માર્ગ શું છે ? ધન કયાં છે? ધનના અભાવથી મારી આ પ્રકારની અનેક આશાઓ મનમાં ને મનમાંજ લય પામી ગઇ છે. જો આવી એક નહેર ખોદાવવામાં આવે તો રાણાને જે ખંડણી આપવી પડે છે, તે તેમાંથી ઉત્પન્ન થાય; એટલુંજ નહિ પરંતુ તેઓ પોતાની પ્રજાપ્રત્યે પણ અધિક દયાવાન થઇ શકે અને પ્રજાના કલ્યાણને માટે પ્રયાસ કરવો એજ આપણું પ્રધાન કર્તવ્ય છે.

પાઠારની ઉચ્ચભૂમિ ફળદ્રુપ છે. અહીંઆં આમ્રવૃક્ષો, મહુડા અને લીમડા પુષ્કળ થાય છે. આ ઉચ્ચ વિસ્તૃત પ્રદેશનાં અનેક સ્થાનોમાં અસંખ્ય ધાર્મિક સ્મૃતિચિન્હો વિદ્યમાન છે. જ્યાં જ્યાં સ્વાભાવિક ઝરણાં, ખીણ વગેરે હોય છે, ત્યાં ત્યાં મહાદેવનું લિંગ દૃષ્ટિગોચર થાય છે. હું જે ઉચ્ચ પર્વતપર ચઢયો હતો, ત્યાંથી એક કોશના અંતરપર આવેલા અંધકારમય પહાડીમાર્ગમાં શુકદેવનો આશ્રમ છે. મને આ માર્ગ પરિચિત નહોતો, તેમજ હાલમાં મારી સાથે ઘોર પરિશ્રમ કરનાર રામગોવિંદ બ્રાહ્મણ પણ ત્યારે નહોતો, તેથી હું શુકદેવનો આશ્રમ જોઇ શકયો નહિ: પરંતુ મેં અન્ય માણસોને પૂછપરછ કરીને ઉકત આશ્રમસંબંધી સર્વ જાણવાયોગ્ય હકીકત પ્રાપ્ત કરી લીધી. શુકદેવનો આશ્રમ એકાંત અને નિર્જનસ્થાનમાં આવેલો છે; પરંતુ ત્યાં અનેક પ્રકારનાં સુગંધી પુષ્પો મોટા જથામાં થાય છે અને પહાડના શિખરપરથી નીકળેલી એક નદી આશ્રમ તરફ વહે છે. શુકદેવજીની મૂર્તિ પહાડના શિખરપર સ્થિત છે. નદીની એક બાજુએ "દૈત્યકા હાડ" એ નામનું એક ઉચ્ચશૃંગ છે. ઐહિક વા પારલૌકિક સુખની અભિલાષા ધરાવનાર માણસ ઉકત શૃંગપરથી નીચે નદીના જળમાં ભૂસ્કો મારે છે. આ ભૂસકાને 'વીરઝંપ' અર્થાત્ 'વીરનો કૂદકો' કહેવામાં આવે છે. આ ભૂસ્કાથી ઘણા માણસો મરી જાય છે; પરંતુ કોઇકોઈ બચી પણ જાય છે. વિશેષતઃ સ્ત્રીઓ પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી આ રીતે નદીમાં ભૂસ્કો મારી પ્રાણત્યાગ કરે છે. એક માણસે મને કહ્યું કે એક સ્ત્રીએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે જો મને પુત્ર જન્મે તો તેને ગોદમાં લઇને હું નદીમાં પડીશ. ઇશ્વરેચ્છાથી તેને પુત્ર થયો અને તેથી તે નદીમાં પડી; પરંતુ આશ્ચર્યની વાત છે કે ઉભયના પ્રાણ બચ્યા. એક ઘાંચી તેમાં કૂદી પડયો હતો તે પણ બચી ગયો હતો. આજ પ્રાંતમાં ૐકારનાથનું મંદિર છે.

૬૦ વર્ષપૂર્વે ચંબલ નદીપર્યંતનો આ સમસ્ત પાઠાર પ્રદેશ મેવાડરાજ્યની અંતર્ગત હતો; પરંતુ હાલમાં કુનેરો સિવાય તેનો સમસ્ત ભાગ સિંધિઆના આધકારમાં છે. બાવીસ ગામોના જીલ્લામાં કુનેરો પ્રધાન નગર છે. સૌભાગ્યવશાત્ તે જીલ્લો કોઇ કારણથી મહારાણાના અધિકારમાં રહ્યો છે; પરંતુ મહાકષ્ટથી મહારાષ્ટ્રીઓના કરાલ ગ્રાસમાંથી તેનું સંરક્ષણ થયું છે. મહારાણાએ તેને પ્રથમ હસ્તગત કરી લીધો હતો. અને તેનાપર અધિકાર સ્થાપિત કરવાનો તેમનો હક્ક છે નહિ

[1] કર્નલ ટાડે જ્યારે સર્વદાને માટે રાજસ્થાનનો ત્યાગ કરી પોતાના દેશમાં નિવાસ કર્યો અને આ ઇતિહાસ લખ્યો તે સમયે તેમણે પોતાની ટીકામાં લખ્યું છે કે: "હમણાં હું મારી નોંધપોથી તપાસીને આ ઇતિહાસ લખું છું અને અધુના(ઇતિહાસ લખાઈ રહ્યા પછી) પણ બેવર્ષ સુધી તે સુખદાયી ખીણમાં વસી નહેર ખોદાવવાનું કામ માથે લેવાને તૈયાર છું હું જો કે મેવાડમાં એક દિવસ પણ સ્વસ્થ રહ્યો નહોતો તોપણ હમણાં હું ત્યાં જવાને તૈયાર છું." રાજપુતોના બાંધવ કર્નલ ટાડની ઉદારતા કેવી અદ્વિતીય છે !

એ પ્રશ્નની ચર્ચા પાછળથી કરવામાં આવી હતી. જો મહારાણા આ પ્રકારે સમસ્ત પાઠારદેશ હસ્તગત કરત તો ઠીક થાત; પરંતુ દુર્ભાગ્યવશાત્ બાકીનો સમસ્ત ભાગ વૃદ્ધ જાલિમસિંહના મિત્ર અને શાંતિપ્રિય લાલાજી બિલાલને ઈજારે આપવામાં આવ્યો હતો; પરંતુ હું પુનઃ કહું છું કે સિંધિઆએ આ સમસ્ત દેશ કેવળ યુદ્ધના ખર્ચના બદલામાં ગીરવે રાખ્યો હતો અને તે ખર્ચ વારંવાર ચૂકવી દેવામાં આવ્યો હતો, તોપણ સિંધિઆએ તે દેશ છોડયો નહિ. પ્રસંગ મળતાં ચંબલની પશ્ચિમ તરફનો સમસ્ત પાઠારપ્રદેશ પુનઃ મેવાડના મહારાણાને આપવો જોઇએ.

રાજસ્થાનના પરમ હિતૈષી કર્નલ ટૉડ રાજપૂત કૃષિકારોને અફીણની ખેતી વિશેષ પ્રમાણમાં કરતા જોઇ અત્યંત દુઃખિત થઇ કહે છે કે વિશેષ ઉપયુક્ત ધાન્યને બદલે અફીણની ખેતી દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતી જાય છે; માટે તે સંબંધે સખ્ત કાયદા ઘડી તેનું દમન કરવું જોઇએ. જ્યારે આ દેશમાં પ્રાચીન શાસનવિધિ પ્રચલિત હતી અર્થાત્ રાજાપ્રજા વચ્ચે પિતાપુત્રનો સંબંધ હતો ત્યારે રાજાની મુખ્ય ઉપજ જમીનમાંથી થતી હતી અને તે સ્વયં કયી ભૂમિમાં કયો પાક કરવો તે નિશ્ચિત કરી આપતો હતો. મેવાડના પ્રાચીન કૃષિસંબંધી ધારાઓમાં એક વિધાન એવું પણ હતું કે પ્રત્યેક કૃષિકારે એક વીઘામાં અફીણની ખેતી કરવી; પરંતુ બ્રિટિશસરકારે અફીણનો ઇજારો કર્યો છે તેથી સર્વ સ્થળે અફીણનો પાક ઘણો વધી ગયો છે. અધિક શું કહીએ ? જે દેશના કૃષિકારો કદિ પણ અફીણની ખેતી કરતા નહોતા, તેઓ પણ હાલમાં અફીણના પાક તરફ ઘણું ધ્યાન આપે છે.

સાધુ ટૉડસાહેબ વળી લખે છે કે:-" મહામારી અને યુદ્ધદ્વારા આ દેશના નિવાસીઓની જે નૈતિક અને શારીરિક અવનતિ થઇ છે તેથી અધિક પ્રમાણમાં એકમાત્ર અફીણથી થઇ છે. આ સર્વનાશક અફીણ કેવી રીતે પ્રચલિત થયું અને કયા પ્રકારે તેની ખેતી થઇ તેનું વર્ણન કરવું અત્રે અયુક્ત નથી. બાબર, અકબર અને જહાંગીર ઇત્યાદિ પોતાનું જીવનચરિત્ર લખનાર પાદશાહોનાં ચરિત્ર વાંચવાથી અમારા જાણવામાં આવ્યું છે કે તેઓ ફળફૂલોનાં વૃક્ષો અને લતાઓ હિંદુસ્તાનમાં લાવ્યા હતા. તેથી અવસ્ય અમે તે પાદશાહોના અત્યંત ઋણી છીએ. જો કે તૈમૂરના વંશજો પોતાના જન્મ અને શિક્ષણના દોષથી અત્યંત સ્વેચ્છાચારી હતા અને તેમણે રાજપૂતાનાનું મહાન અનિષ્ટ કર્યું હતું તથાપિ અમે તેમને સચ્ચરિત્ર, ઇતિહાસલેખક, નીતિજ્ઞ તથા યોદ્ધાસ્વરૂપથી જગતમાં પોતાના સમાન સામયિક રાજાઓની પ્રશંસાનો સંગ્રહ કરતા જોઇને અવસ્ય તેમની કીર્તિનું કીર્તન કરીને તેમના ગૌરવનો અનુભવ કરીએ છીએ.

જીવનની સગવડતા, સુંદરતા અને મોજવિલાસસંબંધી જ્ઞાનની સર્વ શાખામાં મોગલો રાજપૂતો કરતાં વિશેષ પ્રગતિવાન હતા; કારણ કે રાજપૂતો વહેમજાળમાં ફસાઈ પડેલા હતા. સમરકંદનો દરબાર કે જેની સાથે ફર્ગાનના રાજાઓ મિત્રતાભરેલો સંબંધ ધરાવતા હતા, તે બુદ્ધિ અને સુંદરતાની બાબતમાં જગતના સર્વોત્તમ દરબારો પૈકી એક હતો અને ત્યાંના વંશપરંપરાગત જ્ઞાનમાં હિંદવિજેતા બાબરે માત્ર પ્રવાસ અને જગતની સાથેના વારંવારના-પરિચયદ્વારાજ પ્રાપ્ત થઇ શકે એવાં અધિક ઉપયુક્ત અને અધિક જાતનાં જ્ઞાનનો ઉમેરો કર્યો હતો.આથી જ્યારે તે પોતાની બુદ્ધિના પ્રભાવથી ઉત્તેજિત થઈ હિમમંડિત 'કૉકેશસ' છોડી હિંદુસ્થાનની સમતલભૂમિમાં આવી પહોંચ્યો ત્યારે કોઇપણ ચમત્કારિક ઘટના તેની તીવ્ર દૃષ્ટિ અને તેની સુંદર લેખિનીના પંજામાંથી છૂટી શકી નહિ અને મધ્યએશિયાનાં ગિરિશૃંગોપરથી ઉગ્ર ઉષ્ણકટિબંધમાંથી આવવા જેવાં મહત્ત્વનાં સ્થિત્યંતરમાં તેની લેખિનીને પુષ્કળ ખોરાક મળ્યો. પોતાના દેશની નિપજ કરતાં ભિન્ન એવું કોઇપણ પ્રાણી અથવા કોઇપણ વનસ્પતિ તેની નોંધપોથીમાંથી સ્થાન મેળવ્યા વિના રહી નહિ અને તેનો આ ગ્રંથ રાજાપાદશાહના લખેલા સાહિત્યનો એક સર્વોત્તમ નમુનો છે. બાબરની ટીકા જેવો અસંખ્ય વિષયોપર વિવેચન ધરાવનાર અને તેની સાથે અત્યંત સરળ ભાષામાં લખાયેલો ગ્રંથ કોઇ પણ દેશમાં કે કોઇપણ યુગમાં જણાશે નહિ. બાબરે મોટાં અને નાનાં સર્વ કામો તથા સર્વ ઘટનાઓ અતિશયોક્તિભરેલી ભાષામાં નહિ, પરંતુ સરળભાષામાં લખી છે.

અકબર બાબરના દર્શાવેલા માર્ગપર ચાલ્યો હતો અને તેણે ઈરાન તથા તાતારદેશના માળીઓને

હિંદુસ્તાનમાં દાખલ કર્યાં હતા. આ માળીઓએ પિસ્તાં, બદામ વગેરે અનેક પ્રકારનાં ફળ હિંદુસ્થાનમાં ઉત્પન્ન કર્યાં. આ ફળો ઉક્ત સમયપર્યંત હિંદુસ્થાનમાં થતાં નહોતાં. પાદશાહ જહાંગીરનું આત્મજીવનચરિત્ર વાંચવાથી પ્રતીત થાય છે કે તેના શાસનસમયમાં ભારતવર્ષમાં તંબાકુ પ્રવિષ્ટ થઇ હતી, પરંતુ અફીણ બનાવવાને માટે હિંદુસ્થાનમાં ખસખસનો છોડ ક્યારે દાખલ થયો અને તેની ખેતી ક્યારથી થવા લાગી તે આપણે જાણી[1] શકતા નથી. ગમે તેટલા પ્રાચીનકાળથી ઔષધતરિકે અફીણનો ઉપયોગ થતો હોય; પરંતુ વ્યસન-તરિકે તો તેનો ઉપયોગ ઘણા થોડા સમયથી કરવામાં આવે છે. ત્રણસેં વર્ષોથી એનો ઉપયોગ વ્યસન-તરિકે કરવામાં આવે છે. હિંદુસ્થાનનાં પ્રાચીન વીરરસાત્મક કાવ્યો પૈકી કોઇમાં પણ અફીણનો ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી. પૂર્વે અતિથિઓને 'મનવાનો પ્યાલો ' આપવામાં આવતો હતો; પરંતુ અમલ-પાણીનો પ્યાલો કદિ પણ આપવામાં આવતો નહોતો.પૂર્વે ' મનવાના પ્યાલા ' માં પુષ્પનો અર્ક અથવા પુષ્પનું સત્ત્વ આપવામાં આવતું હતું; પરંતુ આજકાલ તેને બદલે અફીણ આપવામાં આવે છે. અફીણ કાઢવાની આધુનિક રીતિનો પ્રચાર થયો તે પૂર્વે ખસખસના છોડના દાંડાને અમુક સમયપર્યંત પાણીમાં બોળી રાખવામાં આવતા હતા અને ત્યારપછી તેમને ચગદીને તેમાંથી રસ નીચોવી કાઢતા હતા. આ રસને તિજારો કહેવામાં આવતો હતો. સર્વ લોકો આ તિજારો પીતા હતા. રાજપૂતાનાના દૂરના દેશોમાં હજી પણ લોકો અફીણ કાઢવાની વર્તમાન પ્રણાલી જાણતા નથી અને તેઓ ઉક્ત પ્રાચીન રીતિઅનુસારજ તિજારો કાઢીને પીએ છે. ચંબલ અને ક્ષીપ્રા નદીનાં મૂળથી તેમના સંગમપર્યંતનો તેમની વચ્ચેનો ભૂખંડ કે જે દુઆબ કહેવાય છે, તેમાંજ પ્રથમ અફીણનો પાક થતો હતો; પરંતુ હાલમાં કેવળ તેટલા ભાગમાંજ નહિ, પણ સમસ્ત માલવા અને રાજપૂતાનાનાં અનેક સ્થાનોમાં-વિશેષતઃ મેવાડ અને હાડોતીના ઘણા ભાગોમાં અફીણની ખેતી થાય છે. કણબી, જાટ, વાણીઆ અને બ્રાહ્મણો એ સર્વ અફીણની ખેતી કરે છે; પરંતુ તેમાં કણબીલોકો સૌથી આગળ છે અને તેની શરૂઆત પણ કણબીઓએજ કરી હતી. કણબીલોકો ઇતર લોકો કરતાં અફીણનો પાક ઉતારવાની પ્રણાલી સારી રીતે જાણે છે તેથી તેઓ તેમના કરતાં સેંકડે વીસ ટકા અફીણનો પાક વધારે ઉતારે છે.

આ એક લક્ષમાં લેવા યોગ્ય વાત છે કે રાજસ્થાનમાં જેમ જેમ સુખ અને શાંતિ ન્યૂન થતી જતી હતી, તેમ તેમ અફીણનો પાક વૃદ્ધિંગત થતો જતો હતો; અને યુદ્ધ, મરકી તથા દુર્ભિક્ષ પોતાની સત્તા વધારીને રાજસ્થાનને જેમ જેમ જનશૂન્ય કરતાં જતાં હતાં તેમ તેમ સર્વનાશક અફીણની ખેતી ઉત્કર્ષ પામતી જતી હતી. મોગલશાસનનો સૂર્યાસ્ત થયા પછી મહારાષ્ટ્રીઓએ ભારતવર્ષમાં પોતાની પ્રબલ સત્તાનો વિસ્તાર કર્યો અને રાજપૂતાનાનો વિધ્વંસ કરી નાખ્યો. આ સમયે રાજસ્થાનના કૃષિકારોએ ઇતર અનાજોને બદલે માત્ર ઘઉં, જવ અને ચણા જેવાં ઉત્તમ પ્રકારનાં અનાજોનીજ ખેતી કરવા માંડી. અંતે મરાઠા, પઠાણ અને પિંઢારાલોકોના અત્યાચાર એટલા બધા વૃદ્ધિંગત થઇ ગયા કે કૃષિકારો સર્વ પ્રકારની ખેતી છોડી માત્ર પોતાના કુટુંબના નિર્વાહ અર્થેજ ઘઉં વગેરે અનાજ પકવવા લાગ્યા અને અફીણનો પાક વધારવા લાગ્યા.

કૃષિકારો મહારાષ્ટ્રીઓના અત્યાચાર અને ઉપદ્રવમાંથી અફીણના પાકનું સંરક્ષણ કરી શકતા હતા અને જો તેઓ લૂંટવા આવે તો થોડા રૂપિયા આપીને તેમનાં મન મનાવવામાં આવતાં હતાં; પરંતુ ઘઉં ઇત્યાદિની ખેતીમાં આમ બની શકતું નહોતું. મહારાષ્ટ્રીયઅશ્વારોહીઓ આવીને એકદમ

1 ઘણા લોકો એમ કહે છે કે અફીણ ભારતવર્ષમાં બાબર, અકબર અને જહાંગીરદ્વારા પ્રવિષ્ટ થયું હતું;પરંતુ એ તેમની ભૂલ છે. પ્રાચીનકાળમાં ભારતવર્ષમાં અફીણનો પાક થતો હતો. આયુર્વેદના મત પ્રમાણે એનો ઔષધતરિકે ઉપયોગ થતો હતો. સંસ્કૃત ભાષામાં એને 'અફેનમ્' 'ખસખસરસમ્' 'નિફેણમ્' અને 'અહિફેણકમ્' કહેવામાં આવે છે. 'રાજનિઘંટુ' નામના પ્રાચીન પુસ્તકમાં એનો ગુણ નીચે પ્રમાણે વર્ણવવામાં આવ્યો છેઃ— "सन्निपात नाशित्वं शुक्रबलमेहकारित्वञ्च" અફીણ ચાર પ્રકારનું થાય છેઃ-(૧) સુશ્વેતવર્ણ-એ અન્નને પચાવે છે. એને જારણ કહેવામાં આવે છે. (૨) કૃષ્ણવર્ણ-એ મૃત્યુકારક છે. એને મારણ કહેવામાં આવે છે. (૩) પીતવર્ણ-એ વય સ્થંભનકારક છે. એ ધારણ કહેવાય છે અને(૪) કર્બૂરવર્ણ-એ મદકારક છે અને સારણ કહેવાય છે.

તેનો નાશ કરી મૂકતા હતા. આજ કારણથી કૃષિકારોને અફીણની ખેતી ઘણી ઉપયોગી જણાઇ હતી. મેવાડમાં જેમ જેમ અત્યાચારોની વૃદ્ધિ થતી જતી હતી, તેમ તેમ માલવામાં અફીણનો પાક વધતો જતો હતો. સંવત ૧૮૪૦ (ઇ૦સ૦ ૧૭૮૪)માં અત્યાચાર અને ઉપદ્રવોનો આરંભ થવાથી પ્રજાએ અન્યત્ર નાસી જવા માંડયું. સંવત ૧૮૫૭ (ઇ૦સ૦ ૧૮૦૧)માં પ્રાણભયથી અન્ય દેશોમાં નાસી જનાર મનુષ્યોની સંખ્યા અત્યંત વધી ગઇ અને સંવત ૧૮૭૪ (ઇ૦ સ૦ ૧૮૧૮) માં સમસ્ત દેશ પ્રાયઃ જનશૂન્ય બની ગયો. જેમ અફીણનો પાક વૃદ્ધિંગત થતો જતો હતો તેમ તેમ તેનો ઉપયોગ પણ વધતો જતો હતો. વિદેશમાં પણ તેનો ઉપયોગ વધવા લાગ્યો.

રાજસ્થાનનાં માણસો માલવાના દક્ષિણ ભાગમાં ચંબલનદીના તટપરના મંદસોર, ખાચરોદા, નીલ વગેરે પ્રદેશોમાં નાસી ગયાં અને ત્યાં આપાસાહેબ તથા તેના પિતાના આશ્રય નીચે શાંતિસહિત નિવાસ કર્યો. ઉકત ઉભય માણસો ફળરૂપ માલવામાં સ્વયં ખેતી કરતા હતા. આપાસાહેબ અને તેના પિતાએ જે ભૂમિમાં કૂવા ખોદાવ્યા હતા, તે ભૂમિમાં તેમણે સ્વાભાવિકરીતેજ બીજા ખેડુતોને ખેતી કરવા દીધી નહિ; પરંતુ તેમણે તેમને પડતરભૂમિ અને કૂવા ખોદાવવાને માટે રૂપિયા આપ્યા. આથી આ ખેડુતોએ તે ભૂમિમાં કૂવા ખોદાવી કૃષિકાર્ય શરૂ કર્યું. તેમણે ઘઉં વગેરે અનાજોની ખેતી સર્વથા છોડી દીધી અને કેવળ મકાઇ, અફીણ અને શેરડીની ખેતીપ્રત્યેજ સંપૂર્ણ લક્ષ આપવા માંડયું.

ક્ષેત્રમાં મકાઇ તથા શણનો પાક ઉતરી ગયા પછી તેના છોડ જડસહિત ઉખેડી લઈ તેમને બાળી મૂકવામાં આવે છે. પછી તેમાં પુષ્કળ જલસિંચન કરીને હળ ફેરવવામાં આવે છે. પછી તેમાં પુષ્કળ છાણનું ખાતર નાખવામાં આવે છે. વર્ષાઋતુમાં એક મોટો ઉંડો ખાડો ખોદી તેમાં છાણ નાખવામાં આવે છે અને થોડા થોડા સમયને અંતરે તેને વાંસવતી ઉથલાવીને તેમાંથી બાષ્પ નીકળી જવા દે છે. જ્યારે તે ખાતર બરાબર તૈયાર થાય છે,ત્યારે તેને ખેતરમાં નાખવામાં આવે છે. જે કૃષિકારોની પાસે ગાય ઇત્યાદિ પશુઓ હોતાં નથી તથા જે ખાતર ખરીદવાની શકિત ધરાવતા નથી તેઓ ભરવાડોને અમુક રકમ આપીને પોતાનાં ખેતરમાં રાત્રે બકરાં, મેંઢાં બેસાડે છે. આ પશુઓની લીંડી ખેતરમાં ખાતરતરિકે કામ આવે છે. ખેતરમાં છ સાત વાર હળ અને કરબ ફેરવવામાં આવે છે. પછી નાના નાના કયારા કરીને તેની લગોલગ પાણીને માટે નીકો કરવામાં આવે છે. આ કયારામાં બીજ વાવી તેમાં પાણી ભરવામાં આવે છે. સાત કે અગીઆર દિવસે બીજ અંકુરિત થાય છે અને પચ્ચીસ દિવસે નવાં નવાં પત્રો નીકળી છોડ શોભાયમાન બની જાય છે. ભોંય જ્યારે સૂકાઇ જાય ત્યારે કૃષિકારના ઘરનાં માણસો ખેતરમાં જઇ છોડને ઉખાડીને પ્રત્યેક છોડને આઠઆઠ ઇંચના અંતરપર રાખે છે અને દાતરડીવતી તેની આસપાસની જમીન ખોદી તેની ચોતરફ માટીનો ઢગલો કરે છે. આ વખતે છોડની ઉંચાઇ પ્રાયઃ ત્રણ ઇંચની હોય છે. છોડ એક માસના થયા પછી તેમને થોડું થોડું પાણી આપવામાં આવે છે. આ પાણી સૂકાઈ જતાં છોડની ચોતરફની માટી પુનઃ ખોદવામાં આવે છે. દશ દિવસ પછી પુનઃ એક વાર પાણી આપવામાં આવે છે, ત્યારપછી એક બે દિવસે છોડને એકાદ બે કળીઓ લાગે છે. હવે પુનઃ તેને જલસિંચન કરવામાં આવે છે અને ૨૪ કે ૩૬ કલાકમાં સમસ્ત કળીઓ ખીલી નીકળે છે. જ્યારે ફૂલોનો અર્ધભાગ ખરી પડે છે, ત્યારે કૃષિકાર પુનઃ છોડના મૂળને પાણી પાય છે. આ વખતે પાણી આપ્યા પછી શેષ સર્વ ફૂલો ખરી પડે છે અને હવે ફળ ઝડપથી વધવા લાગે છે. થોડા સમયમાં પ્રાયઃ સમસ્ત ફૂલો ખરી પડયા પછી ફળની ઉપર એક પ્રકારનું શ્વેત ચૂર્ણ સંચિત થાય છે. હવે કૃષિકારો જાણી જાય છે કે ડીંડવાંપર હથિયાર વાપરવાનો સમય આવી લાગ્યો છે.

હવે ક્ષેત્રને ત્રણ ભાગોમાં વિભક્ત કરવામાં આવે છે. તેમાંના એક ભાગમાં પ્રથમ ફળ(ડીંડવાં)-ને કાપવાનું કાર્ય શરૂ કરવામાં આવે છે. કાપવાંના હથિયારને ત્રણ તીક્ષ્ણ ધાર હોય છે અને તે ડીંડવાંમાં અધિક ઉંડે ન ઉતરી જાય એટલા માટે તેની સાથે સુતરનો દોરો બાંધવામાં આવે છે. આ પ્રકારે ફળને જ્યારે કાપવામાં આવે છે, ત્યારે તેના ચીરામાંથી દૂધ જેવો રસ નીકળીને જામે છે. પ્રાયઃ ત્રણ દિવસપર્યંત ક્રમાનુસાર ડીંડવાંને ભેદવામાં આવે છે. આ ભેદનકાર્ય સૂર્ય તપવા માંડે કે

તરતજ શરૂ કરવામાં આવે છે. પ્રાતઃકાળમાં જામેલો રસ કાઢી લેવામાં આવે છે. ચોથે દિવસે ઉક્ત પ્રકારે પુનઃ એકવાર ડીંડવાંને ભેદી ખાત્રી કરવામાં આવે છે કે હજી તેમાં રસ છે કે નહિ. આ જામેલા રસને પ્રતિદિન પ્રાતઃકાળમાં અળસીના તેલમાં ભીંજવવામાં આવે છે કે જેથી તે સુકાઇ જાય નહિ. ડીંડવાંમાંથી જ્યારે સર્વ રસ બહાર નીકળી જાય છે, ત્યારે તેમાં કેવળ બીજજ રહી જાય છે. આ સમયે કૃષિકારો સમસ્ત ડીંડવાં તોડીને પોતાના ઘરમાં લઇ જાય છે. ત્યાં તેને જમીનપર પાથરવામાં આવે છે, તેપર થોડું પાણી છાંટવામાં આવે છે અને તેપર વસ્ત્ર ઢાંકી તેવી દશામાં તેને બીજા દિવસની સવાર સુધી રાખવામાં આવે છે. બીજે દિવસે પ્રાતઃકાળમાં તેપર બળદ ફેરવી તેને દબાવીને સર્વ બીજ છૂટાં પાડી નાખવામાં આવે છે. આ રીતે સર્વ બીજ બહાર નીકળી આવે છે. હવે કૃષિકારો આ બીજને ઘાંચીને ઘેર મોકલીને તેમાંથી તેલ કઢાવે છે. તેલ કાઢયા પછી જે ખોળ રહે છે, તેને ખેડુતો બાળી નાખે છે; કારણ કે તે વિષમય હોય છે અને તે ખાવાથી પશુઓને ભયંકર નુકસાન થવાનો સંભવ છે.મેવાડનાં અન્ય તેલોની અપેક્ષાએ આ તેલ અધિક પ્રકાશ આપે છે. એક મણ બીજમાંથી બશેર અફીણનો રસ નીકળે છે. ૧૧૨ મણ બીજનું મૂલ્ય હાલમાં રૂા. ૧૨૫)છે.

માલવાની એક વીઘા જેટલી જમીનમાંથી પાશેરથી પોણોશેરપર્યંત અફીણનો રસ નીકળે છે. કૃષિકારો ઉક્ત પ્રકારે રસ સંગ્રહ કરી તેને પ્રચલિત મૂલ્ય પ્રમાણે વ્યાપારીઓને વેચે છે. આ અફીણના રસને વ્યપારીઓ કપડાની થેલીમાં ભરીને પોતાને ઘેર લઈ જાય છે. પછી તેઓ ખસખસના છોડનાં પાંદડાં એકઠાં કરી તેનો બે ત્રણ ઈંચ જાડો થર કરે છે અને તેપર અફીણના લાડવા વાળીને મૂકી દે છે. આ અવસ્થામાં તેને ત્યાં પાંચ ૭ મહિનાપર્યંત રહેવા દે છે. જો રસ પાતળો હોય અને તેમાં તેલ મળી ગયું હોય તો તેમાંથી ૭/૧૦ ભાગ શુદ્ધ અફીણ રહે છે અને જો રસ ઘાડો હોય તો ૮/૧૦ ભાગ રહે છે. આ શુદ્ધ અફીણને વ્યાપારીલોકો રાજપૂતાનામાંથી ખરીદી લે છે અને વિદેશમાં તેને વેચે છે.

મહી નદીને કિનારે કંથલ નામના પ્રદેશમાં(જેમાં પ્રતાપગઢ દેવલિયા સમાઇ જાયછે) પુષ્કળ અફીણ થાય છે અને ત્યાંના કૃષિકારો તેમાં ભેગ કરે છે. આ ભેગવાળું અફીણ ચીનમાં માલવાના અફીણને નામે વેચાય છે. આ અફીણનું મૂલ્ય ઓછું ઉપજે છે. તેમાં નિમ્નલિખિત રીતિથી મિશ્રણ કરવામાં આવે છે. ગોળ અને ગુંદર સમપ્રમાણમાં લેવામાં આવે છે અને તેમાં અર્ધ ભાગ અફીણ ઉમેરવામાં આવે છે. પછી તે સર્વને ચૂલાપર ચઢાવી તેની નીચે સારી રીતે અગ્નિ પ્રજ્વલિત કરવામાં આવે છે. આ સર્વ વસ્તુઓ સારી રીતે મિશ્રિત થઇ ગયા પછી કઢાઇ નીચે ઉતારી લેવામાં આવે છે. ઠંડું પડયા પછી જ્યારે તે સખ્ત થઈ જાય છે, ત્યારે તેને કોથળામાં ભરી લેવામાં આવે છે. આ અફીણ અત્યંત હાનિકારક હોય છે. રાજપૂતાનાના લોકો કદિ પણ આ અફીણનું સેવન કરતા નથી. સંવત ૧૮૫૭ માં ૧૬ થી ૨૧ રૂપિયા સુધીનું પક્કા પાંચ શેર અફીણ મળતું હતું અને સંવત ૧૮૭૬ માં તેનો ભાવ રૂા. ૩૮ થી ૩૯ સુધી છે.

ગત ૪૪ વર્ષથી આ દેશમાં આ હાનિકારક અફીણની ખેતી વધતી ચાલી છે અને હાલમાં બ્રિટિશસરકાર અફીણનો પાક વધારવા ઇચ્છે છે; પરંતુ વાસ્તવમાં તેણે કાયદાની સહાયથી આ મહાહાનિકારક અફીણનો પાક થતો અટકાવવો જોઇએ અથવા નિદાન ૪૪ વર્ષો પૂર્વે તેનો જેટલો પાક થતો હતો, તેટલોજ પાક ઉતારવાની લોકોને ફરજ પાડવી જોઇએ. જો આમ કરવામાં આવશે તો ભવિષ્યની પ્રજા અફીણના બુરા વ્યસનમાં પડતી અટકશે અને તે માટે તે સરકારની ઉત્તમ રાજવ્યવસ્થાની પ્રશંસા કરશે. અફીણનો પાક વધતો અટકાવવો એ આપણો ધર્મ છે; એટલુંજ નહિ પરંતુ તેમાં આપણું હિત પણ સમાયેલું છે. અફીણનું સેવન કરવાથી પ્રજાની શારીરિક અને આર્થિક હાનિ થાય છે અને તે દિવસાનુદિવસ અધોગતિને પ્રાપ્ત થતી જાય છે. આ અફીણની ખેતીને બદલે કપાસ,ગળી અને શેરડીની ખેતી કરવાને લોકોને ઉત્તેજન આપવાથી તેમનાં આયુષ્ય, ધન અને બળમાં વૃદ્ધિ થઇ શકશે. આપણે રાજપૂતાનાનો રાજકીય પતનમાંથી ઉદ્ધાર કર્યો છે; પરંતુ જો આપણે પ્રજાનું નૈતિકબલ વૃદ્ધિંગત નહિ કરીએ તો આપણું અસ્તિત્વ માત્ર ફૂટી બદામની કિંમતનું પણ રહેશે નહિ.

આપણે પણ રાજસ્થાનના સંબંધમાં કવિ બાયરને જેમ ગ્રીસને માટે કહ્યું છે તેમ કહી

શકીએ છીએ કે:–" એ રાજસ્થાન કહેવાય છે, પરંતુ હવે એ જીવંતરાજસ્થાન નથી. "

અફીણના સેવનથી યુવાવસ્થામાંજ મન અને બુદ્ધિ મંદ પડી જાય છે અને શરીર આળસુ અને અસાહસિક બની જાય છે. હું માત્ર આ મોઢેથી કહીનેજ અટક્યો નથી; પરંતુ આ દુષ્ટ વ્યસન છોડાવવાને માટે મેં પ્રયાસ પણ કર્યો છે. મેં સિંહાસનાભિષિક્ત રાણાથી લઇને સામાન્ય માણસ સુધીના લોકો પાસે એવા શપથ લેવરાવ્યા છે કે તેમણે પોતાનાં પ્રિય સંતાનોને કદિ પણ આ પ્રાણ-નાશક અફીણના વ્યસનમાં ફસાવા દેવાં નહિ; પરંતુ જ્યાંસુધી અફીણની ખેતીનો નાશ થશે નહિ ત્યાં-સુધી કેવલ શપથથી શું થનાર છે ?

જો કૃષિકારો પોતાની જમીનમાં અફીણનો પાક કરવાને બદલે ઘઉં વગેરે અનાજનો પાક કરે તો તેમને ઘણો લાભ થશે.

# अध्याय ५ मो

ધારેશ્વર–રતનગઢ ખેરી–ચારણોનું નિવાસસ્થાન–છોટા મતવા–ડુંગરસિંહ–શિવસિંહ–કાલામેઘ–ઉમેદપુરા–ત્યાંનો સામંત–સિંગોલી–ભવાનીનું મંદિર–રાણા મુકુલનો શિલાલેખ–હાડાજાતિની જનશ્રુતિઓ–આલુ હાડા.

ધારેશ્વર, ૧૪ મી ફેબ્રુઆરી–કુનેરોથી ધારેશ્વર ૭ માઇલના અંતરપર આવેલું છે. તેમાં ત્રણ માઇલ સુધીની ભૂમિ ફળદ્રૂપ છે અને શેષ ત્રણ માઇલ સુધીની ભૂમિ પાષાણમય છે. ધારેશ્વર ગામ એક અત્યંત સુંદર અને રમણીય સ્થાનમાં વસેલું છે. પાસેજ સુંદર, નિર્મળ જળવાળી નદી વહી રહી છે અને જમણી બાજુએ ઉંચાં ઉંચાં વૃક્ષોથી ભરેલું શોભાયમાન વન છે. કેટલાક કછવાહારાજપૂતો આ ભૂમિના અધિકારી છે; પરંતુ તેઓ કુનેરોના અધીશ્વરને કરસ્વરૂપે પુષ્કળ રૂપિયા આપે છે. સૂર્યોદય થતાં અમે નાની નાની પર્ણકુટિઓવાળાં ગામો ઉલ્લંઘી આગળ ચાલ્યા. અમે માર્ગમાં અસંખ્ય હરિણોને અમારી તરફ જોતાં અને ધીમે ધીમે ચાલી જતાં જોયાં. આ માર્ગ એટલો બધો પાષાણમય છે કે અહીંઆં અશ્વારૂઢ થઈ હરિણનો શિકાર કરવો અશક્ય છે.

રતનગઢ, ૧૫ મી ફેબ્રુઆરી–રતનગઢ ખેરી અહીંઆંથી નવ માઇલ દૂર છે. ધારેશ્વરથી એક માઇલના અંતરપર કુનેરોની સીમાનો અંત આવ્યો અને ૮૪ ગામો ધરાવનાર ખેરી પ્રદેશની સીમાનો આરંભ થયો. અહીંઆંથી ખેરીસુધીનો માર્ગ ક્રમશઃ ઉંચો થતો ગયો છે; પરંતુ એની ઉંચાઇ મેવાડના સમતલપ્રદેશથી એકસો ફીટ કરતાં અધિક હશે નહિ. આ માર્ગની ચોતરફ જંગલ આવેલું છે અને તેમાં પાષાણના ટુકડા પ્રાપ્ત થાય છે; પરંતુ માર્ગની આસપાસ સ્થળે સ્થળે શ્રેષ્ઠ કાળી માટી પ્રાપ્ત થાય છે. અમે ધારેશ્વરનાલા નામની એક નાની નદીને કિનારે કિનારે ચાલ્યા. આ નદી એક સ્થળે ઉચ્ચ ગિરિશિખરપરથી અતિ તીક્ષ્ણ વેગથી નીચે પડીને અદ્ભુત દૃશ્ય સાદર કરે છે. કેટલાંક નાનાં નાનાં ગામોમાં થઈ અંતે અમે ચારણોના એક નિવાસસ્થાનમાં આવી પહોંચ્યા. અહીંઆં કેટલાક સુરત્નાનિવાસી અમારા મિત્રોનો અમને મેળાપ થયો. તેઓ પોતાનો વિશિષ્ટ હક્ક ભૂલી ગયા નહોતા; પરંતુ તે સ્થળની સ્ત્રીઓ સર્વ વૃદ્ધા હોવાથી બંદી થવામાં કાંઇ મોજ મળવાનો સંભવ નહોતો, તેથી મેં તેમના કળશીઆમાં પાંચ રૂપિયા નાખ્યા અને હું ત્યાંથી આગળ ચાલ્યો. ખેરીનો કિમાસદાર પોતાના ઉચ્ચ પર્વતનુંઉપરના કિલ્લામાંથી પ્રાયઃ બસેં અશ્વારોહીઓ અને પાયદળ સૈનિકો લઇને અમારો સત્કાર કરવાને આવ્યો હતો. તે વૃદ્ધ [illegible] કિલ્લાનો [illegible] છે અને બુદ્ધિમાન તથા સભ્ય છે. [illegible] નિકટજ અમારો

મુકામ નિયત કરવામાં આવ્યો હતો. પંડિત પરમ આદરસત્કારપૂર્વક અમને ત્યાં લઈ ગયો. પછી તેણે અમારા મિત્ર લાલાજી અને મહારાજા સિંધિઆ (કે જેની છાવણીમાં હું બાર વર્ષપર્યંત રહ્યો હતો)ના પ્રતિનિધિતરિકે મારી અભ્યર્થના કરી વિદાય લીધી અને કિલ્લામાં આવવાને મને આગ્રહ કર્યો; પરંતુ તે કિલ્લામાં કોઇ પણ દર્શનીય વસ્તુ વિદ્યમાન હતી નહિ તેમજ તેના રાજાના મનમાં ક્રોધ ઉત્પન્ન કરવાને હું રાજી નહોતો, તેથી મેં તેના આ નિમંત્રણનો અસ્વીકાર કર્યો.

રત્નગઢ ખેરીના તાબામાં ૮૪ ગામો છે. સંવત ૧૮૨૮ (ઇ૦ સ૦ ૧૭૭૨) માં યુદ્ધવ્યયના બદલામાં માધોજી સિંધિઆને આ દેશ આપવામાં આવ્યો હતો અને સંવત ૧૮૩૨ સુધી તેની મહેસુલનો નિયમિત રીતે હિસાબ રાખવામાં આવ્યો. ત્યારપછી તે દેશ સિંધિઆએ પોતાના જમાતા વરજીતાપને અર્પણ કરી દીધો અને આ સમયથી આ દેશ મેવાડથી સદાને માટે પૃથક થઈ ગયો છે. મેવાડના સર્વ પ્રધાન સોળ સામંતોપૈકી બેગૂના સામંતના વિશ્વાસઘાતથી આ દેશ રાણાના અધિકારનીચેથી જતો રહ્યો છે. આ દેશ ઉક્ત બેગૂના સામંતના તાબાની ભૂમિ સાથે લાગેલો છે. ઉક્ત સામંતે રાજભક્તિના શિર્ષપર પદાઘાત કરી તે દેશ પોતાના અધિકારમાં લઇ લીધો. મહારાણાએ તે દેશમાંથી બેગૂના સામંતને હાંકી કાઢવાને માટે સિંધિઆની સહાય માગી. સિંધિઆએ ઉક્ત સામંતના હાથમાંથી ૮૪ ગામો ધરાવનાર તે દેશ લઈ લીધો; એટલુંજ નહિ પરંતુ બેગૂ પ્રમણું પણ ખુંચવી લીધું. સિંધિઆએ બેગૂના સામંતનો ભારે દંડ કર્યો અને યુદ્ધના વ્યયને માટે તે દેશનાં ૪૦ ગામો ગીરો રાખ્યાં. આ સ્થાનમાંથી પ્રાકૃતિક દસ્ય અત્યંત રમણીય દેખાય છે. પંડિતજીએ ઉચ્ચ શિખરપર ઉભા રહી નીચે ખેરીપર્યંત દૃષ્ટિ ફેંકી (આ સમયે તે એમ કહી શકતો હતો કે જે હું જોઉં છું તે સર્વનો હું રાજા છું-અને જો મને સફલતા પ્રાપ્ત થવાની સંભાવના હોત તો આ દેશમાં તેનો શું અધિકાર હતો, તે સંબંધે હું વાદવિવાદ કરત.

છોટા અતવા—અહીંઆંથી છોટા અતવા આઠ કોશના અંતરપર આવેલું છે. અહીંનો કિલ્લો પર્વતની કોરણપર આવેલો છે અને તેની બાંધણી અત્યુત્તમ જણાય છે. કિલ્લાની જે બાજુએ સરલતાથી જઇ શકાય છે, તે બાજુએ નવીન બાંધણી કરવામાં આવી છે. જ્યારે સુરક્ષિતતા અને શાંતિની સ્થાપના થઈ, ત્યારે બાંધકામ અટક્યું; પરંતુ વાસ્તવમાં જો બે તોપોનો મારો આ કિલ્લાપર ચલાવવામાં આવે તો ૨૪ કલાકસુધી તેનું રક્ષણ થાય કે નહિ તે એક સંદેહાત્મક વાત છે, કારણ કે કિલ્લાની પાસેના શિખરપરથી તેની અંદરનો સર્વ ભાગ દૃષ્ટિગોચર થાય છે. અમે અમારા પથપ્રદર્શકને પૂછ્યું કેઃ—"આ કિલ્લાપર શત્રુઓએ કદિ ઘેરો નાખ્યો છે ?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કેઃ—" નહિ, આ કિલ્લો હજી કુંવારો છે." જ્યાંસુધી કોઇ કિલ્લાપર ઘેરો નાખવામાં આવતો નથી, ત્યાંસુધી તે કુંવારો કહેવાય છે. અમે શિખરપર ઉભા રહી પ્રકૃતિનું પરમ રમણીય દસ્ય જોયું.

ઉક્ત કિલ્લાથી બે કોશના અંતરપર આવેલા એક ઉચ્ચ શિખરપરના અમરો નામના ગામમાં અમે ગયા. ત્યાંથી જમણા હાથ તરફ તારાગઢ જણાયું. તે કિલ્લામાં એક પ્રાચીન શિલાલેખ છે, એવી વાત સાંભળી મેં એક પંડિતને તે શિલાલેખ લેવાને મોકલ્યો. અર્ધકોશના અંતરપર ગયા પછી અમે અન્ય કેટલાંક શિખરો પણ જોયાં. આ શિખરોથી ક્રમશઃ આગળ જઈ પાહારની સીમા ચંબલ નદીના કિનારાપર સમાપ્ત થાય છે.

છોટા અતવા દેશ પણ બેગૂના મેઘાવત શાખાના એક નાના સામંતના અધિકારમાં છે. તે સામંતનું નામ ડુંગરસિંહ છે. તે મને આ સ્થળે આવીને મળ્યો. આ સામંત થોડા સમય પૂર્વે પાહારનો સર્વ પ્રધાન લૂંટારો ગણાતો હતો. તે લૂંટફાટના ધંધામાં અપકીર્તિ માનતો નથી. જો કે તે વારંવાર લૂંટફાટ કરતો હતો તોપણ તે વિશેષતઃ મહારાષ્ટ્રીઓ પરજ અધિક અત્યાચાર કરતો હતો. તેના પૂર્વજો 'કાલામેઘ' નામથી પ્રસિદ્ધ થયા હતા. તેઓ પણ તેની પેઠેજ લૂંટારાતરિકે અત્યંત પ્રસિદ્ધ થયા હતા. "ડુંગરસિંહ આવ્યો" એ શબ્દો સાંભળીને આજે પણ લોકો થર થર કંપી ઉઠે છે અને પરમ વ્યાકુલ થઇ પોતાના પ્રાણ અને ધનની રક્ષા કરવાને માટે ઉદ્યોગ કરે છે. મરાઠાઓની સાથે વિવાદ કરવાનું ડુંગરસિંહને પ્રબલ કારણ હતું. મરાઠાઓએ તેના પિતાની પાસેથી નાંદોલા અને ઉક્ત ૮૪ ગામો છીનવી લીધાં હતાં. ઉક્ત પહાડીદેશ

પ્રથમ સિંધિઆએ હસ્તગત કરી લીધો હતો અને પાછળથી તે હોલ્કરના તાબામાં ગયો હતો; પરંતુ ડુંગરસિંહના પિતાએ પોતાના સેવકોની સાથે તે દેશમાં લૂંટફાટ કરી ત્રાસ વર્તાવવા માંડયો અને હોલ્કરને ઘણો સતાવ્યો. આથી અંતે હોલ્કરે તેને ચાર ગામો યાવચ્ચંદ્રદિવાકરૌ અર્પણ કર્યાં. વીસ વર્ષપૂર્વે તે ચાર ગામો પુનઃ તેની પાસેથી છીનવી લેવામાં આવ્યાં. હવે તે પોતાના પુત્ર ડુંગરસિંહસહિત અસ્ત્રશસ્ત્રથી સુસજ્જિત થયો. તેણે પોતાના કુટુંબનાં માણસોની રક્ષાને માટે તેમને શાહપુરાના રાજાની પાસે મોકલી દીધાં અને તે પોતાના હાથમાં નગ્ન તલવાર ગ્રહણ કરી શત્રુપર વૈર લેવાને તત્પર થયો. પિતા શિવસિંહ, પુત્ર ડુંગરસિંહ અને ઈતર અનેક વીર તેજસ્વી રાજપૂતો ભયંકર સ્વરૂપ ધારણ કરી વૈર લેવાને માટે દેશ લૂંટતા લૂંટતા માલવાની સીમામાં ઘુસી ગયા. તેઓ ત્યાંથી પુષ્કળ ધન સંપત્તિ લૂંટી પોતાની પહાડીગુફામાં લઇ આવ્યા; પરંતુ શિવસિંહ અનેક શત્રુઓથી ઘેરાયેલો હતો. તેના શત્રુઓ સદા તેને પકડવાની ચેષ્ટા કરી રહ્યા હતા. એક દિવસ શિવસિંહ પોતાના પુત્રસહિત ઘણી ઉત્તમ ભેંસો લઇને પોતાના નિવાસસ્થાન તરફ ચાલ્યો જતો હતો, એવામાં મહારાષ્ટ્રીયનેતા ભાઉસિંહે ગુપ્ત રાખેલા એક અશ્વારોહી દલસહિત અચાનક તેનાપર આક્રમણ કર્યું. પિતાપુત્ર ઉભય ઉત્તમ અશ્વોપર આરૂઢ થયેલા હતા, તેથી તેઓ શત્રુઓની સંખ્યા અધિક જોઇ ઘણી શીઘ્રતાથી ઘોડા દોડાવી મંડલગઢ નામના ગામ તરફ ચાલ્યા. મહારાષ્ટ્રીય અશ્વારોહીઓએ તરત તેમની પૂંઠ પકડી; પરંતુ પિતાપુત્ર ઉભયે એક નાળામાં પોતાના ઘોડા ઉતારી દીધા. આ નાળામાં શિવસિંહનો અશ્વ ડૂબી ગયો, તેથી તે મહાવિપત્તિમાં આવી પડયો. તે જળમાં તરફડીઆં મારતો હતો, એવામાં એક મહારાષ્ટ્રીય અશ્વારોહીએ એક અતિ તીક્ષ્ણ ભાલો તેની કમ્મરમાં માર્યો. ભાલો લાગતાંજ તેના પ્રાણ ચાલ્યા ગયા. યુવક ડુંગરસિંહ પોતાના પિતા કરતાં ભાગ્યશાળી હતો. તે સર્વ શત્રુઓનો તિરસ્કાર કરી જોતજોતામાં પાર ઉતરી ગયો. મહારાષ્ટ્રીઓ તેની પેઠે પાર ઉતરવાનું સાહસ કરી શકયા નહિ. અંતે ડુંગરસિંહે પોતાના પિતાનું શબ નાળામાંથી કાઢી એક કપડામાં બાંધી, ઘોડાની પીઠપર મૂકયું અને અર્ધ રાત્રિને સમયે ત્યાંથી ચાલી પોતાની પિતૃભૂમિ નાદોવાઈમાં આવી તેને અગ્નિસંસ્કાર કર્યો. જો કે મરાઠાઓએ તેજસ્વી વીર શિવસિંહના પ્રાણનો નાશ કર્યો હતો, તોપણ તેથી રાજપૂતોનો ઉપદ્રવ કિંચિત્ પણ કમી થયો નહિ. ઉલટ પક્ષે ડુંગરસિંહના હૃદયની વૈરવૃત્તિ બમણી ઉશ્કેરાઇ અને તેણે, બ્રિટિશસરકારે આ દેશમાં શાંતિ સ્થાપન કરી ત્યાંસુધી, મરાઠાઓ તથા પ્રજાપર ઘોર અત્યાચાર કર્યા. જ્યારે મેં તેમને કહ્યું કે નાદોવાઇના વર્તમાન કારભારીએ તમારી વિરુદ્ધ ઘણી સખ્ત ફરિયાદ કરી છે, ત્યારે તેણે સરલતાથી ઉત્તર આપ્યો કેઃ-" ગમે તેમ કરીને પણ મારે રોટલો તો પેદા કરવોજ જોઇએ. મહારાષ્ટ્રીઓએ અમારી ભૂમિ પોતાના અધિકારમાં લઇ લીધી છે; માટે હવે લૂંટફાટવિના મારે બીજો શું માર્ગ છે?" ત્યારપછી મેં પ્રયાસ કરીને ડુંગરસિંહને કેટલીક ભૂમિ અપાવી હતી.

સિંગોલી, તા० ૧૭ મી ફેબ્રુઆરીના સિંગોલી એ આંતરી જીલ્લાના એક તાલુકાનું મુખ્ય નગર છે. તેની ચોતરફ પર્વતો આવી રહ્યા છે. આ પ્રદેશમાં ભામૂની નદી વહે છે. અહીંઆંની ભૂમિ ફળદ્રૂપ છે, તેથી અનેક જાતનાં ધાન્યો તેમાં ઉત્પન્ન થાય છે. પાદરની પર્ણકુટિઓની દિવાલ માટીની અને ઉંચી હોય છે. અહીંઆંના સ્થાનિક સામંતના કાકા ઉમેદપુરા નામના ગામમાં રહે છે. તેમનું ઘર પણ બીજા સાધારણ માણસોનાં છાપરાં જેવુંજ છે. વિલાયતના દીન દરિદ્ર કૃષિકારો પણ જેવા ઘરમાં રહેતા નથી, તેવા ઘરમાં અહીંઆંના સામંતો રહે છે. ઉમેદપુરાના સામંત અત્યંત દીન અને શોચનીય અવસ્થામાં હોવા છતાં પણ તેઓ પોતાના પુત્ર તથા પંદર કુટુંબીજનોસહિત " પોતાના અધીશ્વર બેગૂના સામંત અને બ્રિટિશ એજંટપ્રત્યે સન્માન દર્શાવવાને " આવ્યા. ઉચ્ચ કુલનો માણસ ગમે તેવી દીન દશામાં કાં ન હોય, તોપણ તેની ઉચ્ચતા કદિપણ લુપ્ત થતી નથી, એ વાત ઉમેદપુરાના સામંતના ઉદાહરણપરથી સ્પષ્ટ રીતે પ્રમાણિત થાય છે. રાજપૂતો મૃગયા ખેલવા જતી વખત લીલા રંગનો અંગરખો અને લીલા રંગની પાઘડી પહેરે છે; તેજ પ્રકારનો પોશાક પહેરીને ઉમેદપુરાના સામંત આવ્યા હતા. તેમણે હાથમાં બરછી ગ્રહણ કરી હતી અને તેઓ એક મજબૂત અશ્વપર આરૂઢ થયા હતા. ઘોડાનો દેખાવ પણ તેના સ્વામીની પેઠે સાદોજ હતો. તે સામંત-

ના નોકરો તેમની સાથે પગે ચાલીને આવ્યા હતા. તે સર્વ પાઠારનાં જંગલી હરણોની પેઠે પ્રસન્નચિત્ત હતા, તેમના હૃદયમાં લેશપણ ચિંતા નહોતી. વિલાસ શાને કહે છે, તે તેઓ મતિકિંચિત પણ જાણતા નહોતા. તેઓ અમારી સાથે અમારી છાવણીસુધી આવ્યા. મેં ઉક્ત સામંત, તેમના ભત્રીજા તથા પુત્રને અતિ સુંદર લાલ રંગની પાઘડી અને કેટલોક વિલાયતી ( બંદુકનો ) દારૂ ઉપહારતરિકે આપ્યો. પછી તેમણે અત્યંત પ્રસન્નતાપૂર્વક મારી પાસેથી વિદાય લીધી. જે માર્ગ મેવાડના મેદાનથી પાઠાર તરફ જાય છે તે બેગૂના કાલામેઘ સામંતના અખત્યારમાં છે.

સિંગોલી એ એક સુંદર નગર છે. તેની ચોતરફ અભેદ્ય દિવાલો છે. તેમાં પંદરસેં માણસોથી ભરેલાં ઘર છે. અહીંનો અધીશ્વર એક પંડિત છે. આ દેશની ચોતરફ અરાજકતા પ્રચલિત હોવા છતાં પણ પંડિતે સુશાસનના પ્રભાવથી પોતાના દેશને સુસંપન્ન રાખ્યો હતો. નગરની વચ્ચોવચ્ચ આલૂ હાડાનો બંધાવેલો કિલ્લો વિદ્યમાન છે. પંડિતજીએ તેની દિવાલની સાથેજ પોતાનો મહાલય બંધાવ્યો છે. આ મહાલય અતિ સુંદર છે અને તેની ચોતરફ ઉંચી દિવાલો આવેલી છે. તેનો વ્યાસ પ્રાયઃ એક કોશનો છે. તેની ઉત્તરપશ્ચિમે અર્ધકોશના અંતરપર વિજયસેની ભવાનીનું મંદિર છિન્નવિચ્છિન્ન અવસ્થામાં દૃષ્ટિગોચર થાય છે. ત્યાં મારા જોવામાં એક પ્રાચીન શિલાલેખ આવ્યો, જેમાં નીચે પ્રમાણે લખેલું છેઃ—" સંવત ૧૪૭૭ ( ઇ૦ સ૦ ૧૪૨૧ ) ના આશ્વિન અને ભૃગુવારને દિવસે મેવાડના મહારાણા શ્રીમુકુલજીએ વિજયસેની ભવાનીના મંદિરમાં દીપક કરવાને તથા ખર્ચ ચલાવવાને માટે દોઢ વીઘું જમીન અર્પણ કરી. જે કોઇ મનુષ્ય આ ભૂમિ લઇ લેશે, તેનો દેવી વિધ્વંસ કરશે. " મેવાડના પ્રસિદ્ધ રાણા મુકુલજીએ સિસોદીઆકુલમાં વિશેષ પ્રસિદ્ધિ મેળવી હતી. રાયપુર નામના સ્થાનમાં થયેલા ઘોર યુદ્ધમાં તેમણે દિલ્લીના પાદશાહના એક પુત્રને મારી નાખ્યો હતો. વિખ્યાત લાલબાઇ તેમની કન્યા હતી.

આ પાઠારદેશમાં હાડાજાતિનાં બલવિક્રમ તથા શાસનના સંબંધમાં અદ્યાપિ ઘણી પ્રાચીન જનશ્રુતિઓ પ્રચલિત છે. ઘણા પ્રાચીન કાળમાં હાડાજાતિએ આ પહાડીદેશમાં નિવાસ કર્યો હતો અને પોતાના રાજ્યની રક્ષાને માટે તેમણે બાર કિલ્લાઓ બંધાવ્યા હતા. આ સર્વ કિલ્લાઓનાં ખંડિયેરો અદ્યાપિ દૃષ્ટિગોચર થાય છે. જો કે હાડાજાતિનો રાજા 'પાઠારનો અધીશ્વર' કહેવાતો હતો, તથાપિ તે મેવાડના મહારાણાને પોતાના સ્વામી ગણી તેમની આજ્ઞાનું પાલન કરતો હતો.ઉક્ત બાર કિલ્લાઓ પૈકી રત્નગઢનો કદિ પણ વિધ્વંસ થયો નહિ. પાઠારનો દિલવારગઢ નામનો કિલ્લો કે જેના ખંડિયેરો હજી દૃષ્ટિગોચર થાય છે, તેને માટે એક સમયે બેગૂના મેઘાવતો તથા ગ્વાલિયરના શકતાવતોની વચ્ચે ભયંકર વિવાદ ઉપસ્થિત થયો હતો. પરાનગર વા પારોલી નામનો કિલ્લો આ સ્થાનથી થોડે દૂર છે. આ સર્વ કિલ્લાઓમાં વમોદાનો કિલ્લો સૌથી અધિક પ્રસિદ્ધ છે. તે પશ્ચિમ સીમામાં આવેલો છે. આ કિલ્લાની ઉપરથી મેવાડનો સમસ્ત સમનલપ્રદેશ દેખાય છે.જો કે સેંકડો વર્ષ થયાં હાડાજાતિ આ પાઠાર દેશમાંથી નાસી ગઇ છે, તોપણ વમોદાના આલૂહાડાનું નામ અદ્યાપિ અહીંઆં વિખ્યાત છે.જંગલનાં ફૂલફળાદિ ખાઇને માત્ર પશુની પેઠે જીવન વ્યતીત કરનાર જંગલી ભીલોને પણ આલૂ હાડાનું નામ સુવિદિત છે. અન્ય માર્ગથી પાછા ફરી પાઠારમાં આલૂ હાડાનું નિવાસસ્થાન જોવાની મારી ઇચ્છા છે. અહીંઆં આલૂ હાડાના બલવિક્રમની માત્ર એક વાત પ્રકટ કરૂં છું.

એક સમયે આલૂ હાડા મૃગયાથી પાછા ફરતા હતા, એવામાં માર્ગમાં તેમને એક ચારણ મળ્યો અને તેણે તેમને આશીર્વાદ આપ્યો; પરંતુ તે આશીર્વાદના બદલામાં તેણે નીચેની માગણી કરીઃ— " આપના મસ્તકપર જે પાઘડી છે તે મને આપો, મારે બીજું કાંઈ જોઇતું નથી. " ચારણનાં આ વચનો સાંભળી આલૂ હાડા અત્યંત આશ્ચર્યચકિત થયા; પરંતુ કવિના ખોફથી પાઠારમાં આપણી ઘણી નિંદા થશે એવા ભયથી તેમણે તત્ક્ષણ પોતાના શિરપરથી પાઘડી ઉતારી આપી. ચારણે તરત તે પાઘડી પોતાના મસ્તકપર બાંધી દીધી અને આલૂહાડાને આશીર્વાદ આપ્યો કેઃ—" આપ હજાર વર્ષસુધી જીવો." તે ચારણ આ આશીર્વાદ આપી વિદાય થયો. તે શીઘ્ર મરુદેશ ( મારવાડ )-ની રાજધાની મંદોરમાં ગયો અને ત્યાંના રાજાની સમક્ષ ઉભા રહી રાઠોડજાતિનો જય પોકારી, ડાબા હાથથી પાઘડી ઉતારી તેને બગલમાં મારી જમણા હાથથી તેણે મંદોરપતિને આશીર્વાદ આપ્યો.

ચારણને આ પ્રકારે અનિયમિતરીતે જમણા હાથથી આશીર્વાદ આપતો જોઈ મંદારપતિએ તેનું કારણ પૂછ્યું. ત્યારે ચારણે પ્રત્યુત્તર આપ્યો કેઃ–" આલુ હાડાની પાઘડી જગતમાં કોઇની આગળ નમી શકતી નથી. " મેવાડના પહાડીપ્રદેશના એક અત્યંત સામાન્ય અપ્રસિદ્ધ સામંતપ્રત્યે ઉક્ત ચારણને આવું અસાધારણ માન પ્રદર્શિત કરતો જોઈ, મરુદેશના સ્વામીએ અત્યંત ક્રોધિત થઇ ચારણના હાથમાંથી તે પાઘડી ખુંચવી લઇ તેને સભાની બહાર ફેંકી દીધી. ઉકત ચારણ સભાની બહાર જઇ તે પાઘડી ઉઠાવી ચાલ્યો ગયો. આલૂ હાડા ચારણને પાઘડી આપ્યાની વાત સર્વથા ભૂલી ગયા હતા. તેઓ એક સમયે વિશ્રાંતિ લેતા હતા, એવામાં ઉકત ચારણ ઉઘાડે માથે તેમની સામે આવીને ઉભો રહ્યો. તેણે વીરશ્રેષ્ઠ આલૂ હાડાની સમક્ષ જઈ મંદાર પતિએ કરેલા અપમાનની સમસ્ત હકીકત તેમને કહી સંભળાવી અને તેમને રાઠોડપતિપર શીઘ્ર વૈર લેવાને વારંવાર આગ્રહ કરવા માંડયો.

વીરશ્રેષ્ઠ આલૂહાડા ઉકત ચારણપ્રત્યે મહાક્રોધિત થયા. તેમણે અત્યંત ગુસ્સાથી કહ્યું:–" તમે મૂર્ખતાથી મને અપમાનના સાગરમાં ડુબાવી દીધો છે. શું મેં તમને નહોતું કહ્યું કે તમે મારીપાસે ભૂમિ, ગાય અથવા બીજું જે જોઇએ તે માગો; જોઇએ તો દ્રવ્ય માગો; તે આપવાને હું તૈયાર છું? પરંતુ તમે મારા મસ્તકપરના આ સામાન્ય ચીથરાંસિવાય કાંઈપણ લેવાને કબૂલ થયા નહિ. તમને બીજા કશાથી પણ સંતોષ થયો નહિ અને હવે મારે આ ચીથરાંને થયેલા અપમાનને માટે મારૂં મસ્તક આપવું પડશે. મેવાડના ઠાકોરસુદ્ધાં મારી પાઘડીનું અપમાન કરી શકતા નથી, તો પછી મંદારપતિ તે શી વિસાતમાં છે ? " ત્યારપછી આલૂ હાડાએ શીઘ્ર પોતાની જાતિના સમસ્ત વીરોને એકત્રિત કર્યા. શીઘ્ર એક વંશના પાંચસેં વીરો વમોદાના કિલ્લામાં એકત્રિત થઇ ગયા અને તેમણે પોતાના અધિનાયક આલૂ હાડાને પૂછ્યું કેઃ–" આપણે કોની સાથે યુદ્ધ કરવાનું છે ? " આલૂ હાડાએ પ્રત્યુત્તર આપ્યો કેઃ–" આપણે મંદારપતિની સામે યુદ્ધ કરવાનું છે અને એ કાંઇ સાધારણ કામ નથી. આપણે અસીમ સાહસ અને અતુલ પરાક્રમ પ્રદર્શિત કરવાની આવશ્યકતા છે. યુદ્ધમાંથી પાછા ફરવાની આશા રાખશો નહિ. " આ શબ્દો સાંભળી સર્વ હાડાઓ આલૂ હાડાના સન્માનની રક્ષાને અર્થે યુદ્ધમાં જઇ જીવન અર્પણ કરવાને તૈયાર થયા. જૌહરવ્રતનું અનુષ્ઠાન કરી તે સમસ્ત વીરો રણભૂમિમાં જવાને તત્પર થયા. યુદ્ધયાત્રાનો દિવસ નિશ્ચિત કરવામાં આવ્યો. આલૂ હાડાને પુત્ર નહોતો, તેથી તેમણે પોતાના ભત્રીજાને દત્તકતરિકે ગ્રહણ કર્યો હતો. આ સમયે પોતાના દત્તકપુત્રનું રક્ષણ કરવાને માટે તેને કિલ્લામાં સાત દરવાજાની ભીતર પૂર્યો, સર્વ દરવાજાને મજબૂત તાળાં માર્યાં, તેને માટે આવશ્યક ખોરાક ભર્યો અને ત્યારપછી તે પોતાનાં માણસોસહિત બહાર પડયો.

મંદારનો અધીશ્વર પણ સારીરીતે જાણી ગયો હતો કે મેં આલૂ હાડાનું અપમાન કર્યું છે તેથી તેમનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયા વિના રહેનાર નથી; પરંતુ પહાડીવીર આલૂ હાડા પોતાનો ક્રોધ શી રીતે પ્રદર્શિત કરશે, તેનું કાંઇપણ અનુમાન તે કરી શકયો નહિ. આથી તેમણે એવો ઢંઢેરો પીટાવ્યો કેઃ–" આલૂ હાડાની સેના રાજ્યની જે ભૂમિમાં થઇને આવશે, તે સર્વ ભૂમિ બ્રાહ્મણોને દાન કરવામાં આવશે;" પરંતુ આલૂ હાડા યુક્તિ પ્રયુક્તિથી પોતાનું કાર્ય સિદ્ધ કરવાને તૈયાર થયા હતા. તે વીરસાજથી સુસજ્જિત થઇ પોતાના પહાડીપ્રદેશની બહાર નીકળ્યા. તેમણે પોતાના માણસોનો વેશ બદલીને તેમને ઘોડાના વ્યાપારી બનાવ્યા અને તેમનાં અસ્ત્રશસ્ત્રોને ગાડાંમાં ભરી તેપર આચ્છાદન નાખ્યું. ત્યારપછી આ વ્યાપારીઓનું ટોળું પ્રવાસ કરતું કરતું રાજધાની મંદારમાં જઇ પહોંચ્યું. કોઈપણ જાણી શકયું નહિ કે આલૂ હાડા ગુપ્તવેશે મંદારમાં આવ્યા છે. તે રાત્રિના સમયે રાજધાનીમાં ગયા અને રાત્રે વિશ્રામ કરી તરુણઅરુણોદય થતાંજ નગારૂં વગાડી પોતાના વીર યોદ્ધાઓને સાવધાન કરી યુદ્ધને માટે બહાર પડયા. નગારૂં વાગતાંજ નિદ્રાગ્રસ્ત મંદારપતિની નિદ્રાનો ભંગ થયો અને તે અત્યંત ક્રોધથી ઉન્મત્ત બની પોતાના સરદારોપ્રત્યે બોલ્યોઃ–" કોણ હતભાગીએ નગારૂં વગાડવાનું સાહસ કર્યું છે ! " સરદારે ઉત્તર આપ્યોઃ–"એ વમોદાનો આલૂ હાડા છે. "

મારુ (મારવાડ) ના રાજાની માતા (ચોહાણી)એ આલૂ હાડાને પોતાની રાજધાનીમાં ગુપ્ત વેશે આવેલા જોઈ પોતાના પુત્રપ્રત્યે કહ્યું:–"વત્સ ! તેં એવી પ્રતિજ્ઞા કરી હતી કે જે ભૂમિમાં થઇ આલૂ હાડા મંદારમાં આવશે તે ભૂમિ બ્રાહ્મણોને દાન કરવામાં આવશે, તો હવે તું તારી પ્રતિજ્ઞાનું પાલન

શી રીતે કરી શકશે? આલૂહાડા ગુપ્તવેશે કોણ જાણે કયા માર્ગથી આવ્યો છે! તેના માર્ગમાં કયા કયાં ગામો આવ્યાં હતાં તે આપણે શી રીતે જાણી શકીશું?" મંદોરપતિએ પ્રતિજ્ઞાપાલનમાં બાધા આવતી જોઈ અન્ય ઉપાયદ્વારા તેનું પાલન કરવાનો નિશ્ચય કર્યો. તેણે કહ્યું કે:-"આપણો શત્રુ આલૂ હાડા પોતાનાં પાંચસેં માણસો લઇને આપણી રાજધાનીમાં આવ્યો છે; પરંતુ હું અધિક માણસોસહિત તેની સામે યુદ્ધ કરીશ નહિ." પછી તેણે આલૂ હાડાપર શીઘ્ર કહેવરાવી મોકલ્યું કે:-"તમારા જેટલાંજ માણસો હું તમારી સામે મોકલીશ અને ઉભયપક્ષના યોદ્ધાઓપૈકી એક એક તલવાર લઇને યુદ્ધ કરશે." આલૂ હાડાએ પોતાના શત્રુની આવી દયાળુતા જોઇ મહા આનંદિત થઇ મંદોરપતિને ધન્યવાદ આપ્યો અને પોતાના સૈનિકોને કહ્યું કે:-"આપણને વિજય મળશે. હવે આપણે પાંચસેં રાઠોડોનો સંહાર કરી અપમાનનો બદલો લઇ શકીશું." શીઘ્ર પાંચસેં રાઠોડોની સેના પાંચસે હાડાઓની સેના સામે યુદ્ધ કરવાના ઉદ્દેશથી શસ્ત્રથી સુસજ્જિત થઇ મંદોરપતિની સમક્ષ આવીને ઉભી રહી. મંદોરપતિ શિયાજી રાઠોડ પાંચસેં યોદ્ધાઓને પોતાની સાથે લઇ શત્રુની સામે જવાને તૈયાર થયો. યુદ્ધ કરવાને માટે આ પ્રકારે હજાર માણસની સેના સજ્જ થઇ અને ઉભયપક્ષના સેનાપતિઓ અતિ શીઘ્રતાથી યુદ્ધારંભ કરવાને માટે પોતાના અશ્વ આગળ ફેંકવા લાગ્યા. એવામાં અચાનક કોણ જાણે કયાંથી એક યુવક અતિ વેગથી ઘોડો દોડાવતો ત્યાં આવી પહોંચ્યો. સર્વ આશ્ચર્યચકિત થઈ આ યુવકના મુખ તરફ દષ્ટિપાત કરવા લાગ્યા. તે વીર યુવકે તત્કાળ રાઠોડ સેનાપતિની સાથે યુદ્ધ કરવાની પ્રાર્થના કરી. અલ્પ સમયમાં આલુ હાડાએ તે યુવકને જોઇ કહ્યું:-"અરેરે! અલ્યા ઉદ્ધત અને મૂર્ખ યુવક! શું તું હાડાવંશને લોપ કરવાને અહીંઆં આવ્યો છું?" યુવકે તત્ક્ષણ પ્રત્યુત્તર આપ્યો કે:-"કાકા! જ્યારે આપ વિપત્તિમાં આવી પડ્યા છો ત્યારે જો હું આપની નિકટ ન હોઉં તો હાડાવંશનો લોપ થાય; નહિ તો તેનો લોપ કદિપણ થશે નહિ." પાઠકબંધુ આપ સારી પેઠે જાણી ગયા હશો કે આ યુવક વમોદાના સામંત આલૂ હાડાનો ભત્રીજો છે. ઉક્ત યુવકની સગર્વ વીરોચિત વાણી સાંભળી તથા તેને હાથમાં ભાલો ગ્રહણ કરી યુદ્ધ કરવાને માટે તૈયાર થયેલો જોઇ વીર રાઠોડ નેતાનાં અધરોપર સ્મિત ફરકી રહ્યું. હાડાયુવક તેની પેઠેજ સ્મિત કરતો કરતો યુદ્ધ કરવાને માટે આગળ ધસ્યો. અલ્પ સમયમાં તે યુવકની તલવારના આઘાતથી રાઠોડ નેતાએ પ્રાણત્યાગ કર્યો. શીઘ્ર એક રાઠોડ યોદ્ધાએ મૃત્યુ પામેલા વીરના સ્થાનમાં આવી ઉક્ત યુવકની સાથે યુદ્ધ કરવાને પ્રારંભ કર્યો. પ્રથમ રાઠોડવીરની પેઠે આ દ્વિતીય રાઠોડયોદ્ધો પણ ઉક્ત યુવકના તીક્ષ્ણ તલવારના આઘાતથી બે ખંડમાં વિભક્ત થઇને જમીનપર તુટી પડયો. વળી પાછો એક રાઠોડ યુદ્ધ કરવાને આવ્યો. ઉક્તહાડાયુવકે તેના પ્રાણનો પણ નાશ કર્યો. આ પ્રકારે એક એક કરતાં પચ્ચીસ રાઠોડ ઉક્ત યુવકના હાથથી માર્યા ગયા;પરંતુ તેના અંગમાં એકપણ ઘાવ થયો નહિ. વમોદાના કિલ્લાની રક્ષા કરનાર વિજયસેનની માતાએ સાત દરવાજા તોડી ઉક્ત યુવકને મુક્ત કર્યો હતો તથા તેના ગળાસિવાયના શરીરનો સમસ્ત ભાગ વજ્રનો બનાવી દીધો હતો અને ત્યારપછી તેને આલૂ હાડાની કુમકે જઇ હાડા જાતિનું ગૌરવ વધારવાની આજ્ઞા કરી હતી. ઘોર યુદ્ધ ચાલ્યા પછી એક રાઠોડ યોદ્ધાની તલવારના આઘાતથી ઉક્ત યુવકનું શિર તેના ધડથી પૃથક થઈ ગયું. આલૂ હાડાએ સ્વદષ્ટિથી પોતાના પ્રાણપ્રિય ભત્રીજાને સદાને માટે પૃથ્વીપર સુતેલો જોયો. રાઠોડરાજની માતા સ્વયં આ દ્વંદ્વયુદ્ધ જોતી હતી. તેણે ધાર્યું કે આ યુવકના મૃત્યુથી સર્વ હાડાઓ જીવનની આશા છોડી, ઉન્મત્ત બની દારુણ સંગ્રામ ઉપસ્થિત કરશે, તેથી તેણે પોતાના પુત્ર મંદોરપતિને આજ્ઞા કરી કે હવે એકદમ યુદ્ધ બંધ કરો અને પાઠારપતિ આલૂ હાડાને સંતુષ્ટ કરવાને માટે તેમની સાથે એક રાજકન્યાનો વિવાહ કરો. રાજમાતાની આજ્ઞાનુસાર આલૂ હાડાની સાથે રાજકન્યાનો વિવાહ કરવામાં આવ્યો. ત્યારપછી આલૂ હાડા પોતાની નવીન વધુને લઇ વમોદામાં ચાલ્યા ગયા. આ વિવાહના ફલસ્વરૂપે એક કન્યા ઉત્પન્ન થઇ. આ કન્યા યુવાવસ્થામાં આવતાં મોટી ધામધુમસહિત તેનું લગ્ન કરવામાં આવ્યું. લગ્ન થઇ રહ્યા પછી આલૂ હાડા, તેની કન્યા, હાડાના મિત્રો, સ્નેહીઓ તથા સમસ્ત કુટુંબનાં માણસો દેવમંદિરે ગયાં અને મોટો ઉત્સવ કર્યો. અનેક સ્થાનોએથી પુષ્કળ સંન્યાસીઓ, યતિઓ તથા ભિક્ષુકો ત્યાં આવીને એકત્રિત થયા. આ સમયે એક વૃદ્ધ ભિખારણ તે મંદિરમાં ઘુસવાનો પ્રયત્ન કરવા લાગી

પરંતુ પહેરેદારોએ તેને તેમાં પ્રવેશવા દીધી નહિ. તેમણે તેને ત્યાંથી હાંકી કાઢી. વૃદ્ધાએ વારંવાર કહ્યું કે આલૂ હાડાએ સ્વયં મને નિમંત્રણ કરીને બોલાવી છે, તેથી હું આવી છું, માટે મને અંદર જવા દો; પરંતુ દ્વારપાલે તે વૃદ્ધાનાં વચનોપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ અને તેને ત્યાંથી મારીને હાંકી કાઢી. વૃદ્ધા મહા ક્રોધિત થઈ આલૂ હાડાને શાપ દઇ ચાલી ગઇ. એમ જણાય છે કે આ વૃદ્ધા સ્વયં વિજયસેની માતા હતી અને તે ગુપ્ત વેશ ધારણ કરીને ત્યાં આવી હતી. તેના શાપ-થી આલૂ હાડાના વંશનો લોપ થઇ ગયો.

ડુંગરમઉ, તા૦ ૧૮ મી ફેબ્રુઆરી—અહીંઆંથી ડુંગરમઉ આઠ માઇલના અંતરપર છે. અહીંઆંથી ત્રણ માર્ગો ડુંગરમઉ તરફ જાય છે; પરંતુ અમે ભિંસરોરના માર્ગદ્વારા ચાલ્યા. આ માર્ગ આંતરી અને ભામૂની નદીની વચ્ચે આવેલો છે. આ માર્ગમાં ઘણાં જંગલો અને મોટાં મોટાં નાળાંઓ આવે છે. વચ્ચે એક 'રાની વોરકા ખાલ' નામનું સ્થાન આવે છે.

ડુંગરમઉ બરાવ—આ એક નાનો તાલુકો છે. એની વાર્ષિક ઉપજ ૧૫૦૦૦ રૂપિયાની છે; પરંતુ હવે તેના બે ભાગ થઇ ગયા છે. ડુંગરમઉ ભાગ કોટાને આધીન છે. ભામૂની નદી એના કિલ્લા-ની પાસે થઇને વહે છે. તેની આસપાસની જમીન ઘણી ફળદ્રૂપ છે. અહીંઆંના પર્વતોપરથી મેઘની વિવિધ પ્રકારની આકૃતિઓ દૃષ્ટિગોચર થાય છે.

# अध्याय ६ ठो

**ભિંસરોર ગઢ–રઘુનાથસિંહ–ભિંસરોરનો કિલ્લો–ભિંસરોર નામની ઉત્પત્તિનું વર્ણન–મેહોબના યુવાન સામંત–તેનું જેસલમીરના મહારાજાની સામે યુદ્ધ કરવા જવું–જેસલમીરના મહારાજાનો શિરચ્છેદ–ઉક્ત યુવાન સામંતની સ્ત્રીની શોચનીય આત્મહત્યા–તેને થયેલી દેશનિકાલની સજા–ભિંસરોર દેશના પરમાર સામંત–પરમાર સામંતોના શાસનનો અંત–નાથજીની હત્યા–લાલસિંહ ચંદાવતને થયેલી ભિંસરોરની પ્રાપ્તિ–દેશની વસ્તીમાં ઘટાડો–સંતરા–હોળીનો ઉત્સવ–કોટા–તેનું વર્ણન.**

ભિંસરોરગઢ, તા૦ ૧૯ મી ફેબ્રુઆરી—ડુંગરમઉથી ભિંસરોર ૧૦ માઇલ અથવા ૪ ફર્લાંગના અંતરપર છે. ડુંગરમઉથી ચાલી હું ત્યાંથી ત્રણ કોશના અંતરપર એક મુસલમાન સાધુના સમાધિમંદિર આગળ આવી પહોંચ્યો. ઉક્ત ફકીરે જીવંત અવસ્થામાંજ સમાધિ લઈ લીધી હતી. ઉક્ત સમાધિમંદિર એક ઉચ્ચ સ્થાનપર બાંધેલું છે. આ ઉચ્ચ સ્થાનપરથી ચોતરફ પ્રકૃતિનાં પરમ સુંદર દૃશ્યો દૃષ્ટિગોચર થાય છે. આ સમાધિમંદિરની પાસેજ એક કુંડ છે. આ કુંડની ચોતરફ સુંદર વૃક્ષો શોભી રહ્યાં છે. તે સ્થળે પ્રત્યેક અઠવાડીઆમાં એક વાર મેળો ભરાય છે. આ મેળામાં હિંદુમુસલમાન સર્વ એકત્રિત થાય છે. ત્યાંથી અમે ભામૂની નદીનો ખળખળ ધ્વનિ સાંભળતા સાંભળતા આગળ ચાલ્યા અને કેરારમાં આવી પહોંચ્યા. અહીંઆં મીનાલોકો વસે છે. અહીંઆં આ લોકોનો એક પ્રસિદ્ધ પુરુષ મરણ પામ્યો હતો તેનું સ્થાનક છે. આ સ્થાનકપર પ્રત્યેક પ્રવાસી એક એક પથ્થર નાખે છે અને તે રીત પ્રમાણે અમે પણ ત્યાં એક પથ્થર મૂક્યો.

મેવાડના સોળ મુખ્ય પ્રધાનોમાં રઘુનાથસિંહ પણ એક છે. તેઓ ભિંસરોરના સામંત છે. તેમને રાજપૂતાનામાં દીર્ઘકાળથી પ્રચલિત રાવતની ઉપાધિ પ્રાપ્ત થઇ છે. ભિંસરોર પ્રદેશ મેવાડમાં એક પ્રદેશ ગણાય છે. તેનું વાર્ષિક મહેસુલ એક લાખ રૂપિયા ઉપજે છે. માળવા, હાડોતી અને મેવાડના સમસ્ત વાણિજ્યપદાર્થો આ દેશમાં થઇને જાય છે, તેથી આ દેશમાં વાણિજ્યકરની

પુષ્કળ ઉપજ થાય છે. અહીંઆંનો કિલ્લો એક અતિ ઉચ્ચ પર્વતશૃંગપર આવેલો છે. તે જેમ રમણીય છે, તેમ અભેદ્ય પણ છે. આ દેશનું નામ ભિંસરોર કેમ પડયું, તેના સંબંધમાં એક જનશ્રુતિ પ્રચલિત છે. વિક્રમાજિતની દ્વિતીય શતાબ્દીમાં એનું નામ ભિંસરોર પડયું હોય એમ લાગે છે. અહીંઆંના ચારણો આજે જેમ કર આપ્યા વિના વાણિજ્ય કરે છે, તેમ તેઓ તે સમયે પણ કરતા હતા. ભિંસિયા-શાહ નામનો એક વણિક અને રોરા નામનો એક ચારણ એ બન્ને સાથે મળીને વાણિજ્યકાર્ય કરતા હતા. તેઓ જ્યારે વાણિજ્યદ્રવ્યોથી ગાડાં ભરીને આ દેશમાં થઈને જતા, તે સમયે ઉક્ત ચારણના પ્રતાપથી તેમનો માલ પહાડી લૂંટારાઓના હાથમાંથી બચતો હતો. ઉક્ત ભિંસિયાશાહ નામના વણિક અને રોરા નામના ચારણનાં નામોના સંયોગથી ભિંસરોર નામ પડયું છે. કોઈ પણ બળવાન રાજાએ એ દેશનું નામ પાડયું નથી. હાડાલોકોએ આ દેશ હસ્તગત કર્યો, તે પૂર્વે કેટલી જાતના ક્ષત્રિયો તેપર અધિકાર ભોગવી ગયા હતા તે જાણી શકાતું નથી; પરંતુ પરમાર, દૂદિયા, રાઠોડ, શકતાવત તથા ચંદાવતલોકોનાં સ્મૃતચિન્હો અહીંઆં પુષ્કળ પ્રાપ્ત થાય છે. દૂદિયાલોકોની પછી રાઠોડલોકોને આ દેશનું આધિપત્ય પ્રાપ્ત થયું હતું. મરુક્ષેત્રનાં લવણસરોવરના કિનારાપર આવેલા મેહોબ પ્રદેશનો રાઠોડ સામંત મંદોરના રાઠોડ અધીશ્વરના તાબામાં હતો. તેને કાન્યકુબ્જના રાજવંશમાં ઉત્પન્ન થયેલો ગણીને મેવાડના રાણાએ તેની ભગિનીનું પાણિગ્રહણ કર્યું. તે નવવિવાહિતા રાઠોડકુમારીની સાથે તેનો કનિષ્ઠ ભ્રાતા ચિતોડમાં આવ્યો. આ વિવાહને અલ્પ સમય વીત્યા પછી જેસલમીરનો અધીશ્વર રાજપૂતોના મુકુટમણિ મેવાડના મહારાણાની સામે યુદ્ધ કરવાને તૈયાર થયો. ત્યારે મહારાણા-એ પોતાના દરબારમાં સર્વ સામંતોને એકત્રિત કર્યા અને ઉક્ત શત્રુનું દમન કરવાને માટે સભામાં બીડું ફેરવ્યું. તેમણે ગંભીર સ્વરે જણાવ્યું:-" જેસલમીરના રાજાની સામે યુદ્ધ કરવાને જે તૈયાર હોય, જેનામાં તેનું દમન કરવાની હામ હોય તેણે આ બીડું ગ્રહણ કરવું. " રાણાનાં આ વચન સાંભળી મેહોબપ્રદેશના નાની વયના સામંતે અર્થાત્ મહારાણાના સાળાએ સાહસ કરી તરત બીડું ઝડપ્યું. આ સમયે તેની વય માત્ર પંદર વર્ષની હતી, તેથી સભામાં બેઠેલા સર્વ માણસોએ તેને યુદ્ધમાં નહિ જવાની શિખામણ આપી; પરંતુ ઉક્ત રાઠોડસામંતે કોઇનો પણ શબ્દપર ધ્યાન આપ્યું નહિ. પછી તે યુવકે મહારાણાની આગળ પ્રાર્થના કરી કે:-" અમારા બન્ને મિત્રોને અમારી સાથે મોકલો અને મારા ચુંટી કાઢેલા પાંચસેં અશ્વારોહીઓ મને આપો. " તે સુકુમાર રાઠોડબાલક ત્યારપછી કેવી રીતે જેસલમીરમાં ગયો અને તેણે કેવી રીતે ભટ્ટીનેતા જેસલમીરપતિની સામે યુદ્ધ કર્યું તેનુ કાંઇ પણ વર્ણન પ્રાપ્ત થતું નથી; પરંતુ એટલું વિદિત થાય છે કે તેણે જેસલમીરના મહારાજાનું કાપેલું મસ્તક લાવી ચિતોડના મહારાણાને ઉપહારતરિકે આપ્યું હતું. મહારાણાએ ઉક્ત યુવકની આ વીરતાથી પ્રસન્ન થઈ તેને સલુંબરદેશનો અધિકાર આપ્યો. તે સમયે કોઈ પણ દેશનો અધિ-કાર કોઇને સદાને માટે આપવામાં આવતો નહોતો. થોડા સમય પછી મહારાણાએ તેને સલુંબરને બદલે ભિંસરોર પ્રદેશ આપ્યો. ઉક્ત રાઠોડયુવક ઉત્તરોત્તર પોતાનાં બળવિક્રમથી મહારાણાને અધિકા-ધિક પ્રિય થતો ગયો. અંતે મહારાણા તેનાપર એટલા પ્રસન્ન થયા કે તેમણે તેની સાથે પોતાની ભત્રીજીનો વિવાહ કર્યો; પરંતુ આ વિવાહનું પરિણામ અતિ ભયંકર આવ્યું. એક સમયે ઉક્ત રાઠોડયુવક પોતાના ઇષ્ટમિત્રો અને કુટુંબીજનોની સાથે દિવાનખાનામાં બેસી નૃત્ય જોતો હતો. આ સમયે તેની સ્ત્રી પણ દ્વારને ઓથે રહી ગુપ્ત રીતે નૃત્ય જોતી હતી. આ ઘટના ઉક્ત સામંતના જાણવામાં આવતાં તેણે ઉચ્ચ સ્વરથી એક સેવકને કહ્યું:-" જઇને ઠકરાણીને કહો કે જો તમારી અહીંઆં આવવાની ઇચ્છા હોય તો ચાલ્યાં આવો. અમે અહીંઆંથી ચાલ્યા જઇશું." સેવકે પોતાના સ્વામીની આજ્ઞાનું પાલન કર્યું. ઠકરાણીએ કહ્યું:-" હું નૃત્ય જોવાને ગઈ નહોતી, મારી એક સેવિકા ગઇ હતી. હું આ પ્રકારે તિરસ્કૃત થવાને પાત્ર નથી. " પરંતુ ઠાકોરને તેનાં વચનોપર વિશ્વાસ આવ્યો નહિ. આથી ઠકરાણીએ અત્યંત વ્યાકુલ થઇ ભિંસરોરના કોટપરથી ચંબલનદીમાં તૂટી પડી પ્રાણત્યાગ કર્યો. આ સ્થાન અદ્યાપિ 'રાણીગર્ત્તા' નામથી પ્રસિદ્ધ છે. આ સમાચાર ક્રમે તે પ્રકારે ચિતોડના મહારાણાના કાનસુધી પહોંચી ગયા. તેમણે યોગ્ય તપાસ કરી ઉક્ત સામંતને જણાવ્યું કે:-" તમે મારી ભત્રીજીને વિનાકારણ કલંક લગાડયું, તેથી તેણે આત્મહત્યા કરી છે; માટે તમને

આજથી મેવાડની ભૂમિમાંથી સદાને માટે દેશનિકાલ કરવામાં આવે છે. ” પરંતુ પાછળથી તેમણે પોતાનો આ વિચાર ફેરવ્યો. ઉક્ત રાઠોડસામંતે પોતાનાં બલવિક્રમથી રાણાપર અનેક ઉપકાર કર્યાં હતા, તેથી તેમણે ઉક્ત કઠોર દંડને બદલે ભિંસરોરથી તેને પદચ્યુત કરી તેની નિકટના પાહારપ્રદેશમાં આવેલું નીમરી નામનું વીસ ગામ ધરાવનાર એક નાનું પ્રગણું સમર્પણ કર્યું. ઉક્ત રાઠોડસામંતના વંશજ વિજયસિંહે અહીંઆં આજે મારી મુલાકાત લીધી.

ઉક્ત રાઠોડસામંતની પછી ભિંસરોરનો અધિકાર બીજા એક સામંતને પ્રાપ્ત થયો; પરંતુ તે પરમારવંશીય સામંતે ક્યાંસુધી ભિંસરોરદેશનું શાસન કર્યું તે વિષે કાંઈ વર્ણન પ્રાપ્ત થતું નથી; પરંતુ પરમારવંશના અંતિમ સામંતે જે પ્રકારે પોતાનું જીવન અને ભૂમિ ખોયાં તેપરથી રાજપૂતોનાં જાતીયચારિત્ર્યનું એક વિશેષ પ્રમાણ આપણને પ્રાપ્ત થાય છે. તે પરમારવંશના અંતિમ સામંતે બેગૂના સામંતની એક કન્યા સાથે વિવાહ કર્યો હતો. તેણે તે સ્ત્રીની સાથે કેટલાંક વર્ષોસુધી પરમ સુખમાં જીવન વ્યતીત કર્યું. પછી એક દિવસ તે પતિપત્ની પચ્ચીસીની રમત રમતાં હતાં તે સમયે ઉક્ત સામંતે પોતાની પત્નીના કુલની નિંદા કરી. આથી તે રાજપૂતબાળા અત્યંત ક્રોધિત થઇ અને બીજે દિવસે તેણે ઉક્ત સમસ્ત સમાચાર પોતાના પિતાપર લખી મોકલ્યા. બેગૂના સામંતને પોતાની પુત્રીનો ઉક્ત પત્ર પ્રાપ્ત થયો કે તરતજ તેણે પોતાની સેનાને બોલાવી અને સમસ્ત સૈનિકોને પોતાની જમાઇનું આચરણ કહી સંભળાવ્યું. આ હકીકત સાંભળી સર્વ સૈનિકો તે અપમાનનું વૈર લેવાને તૈયાર થઇ ગયા. શીઘ્ર બેગૂના સામંતે પોતાની સેનાસહિત આંતરી દેશનાં જંગલમાં થઇ ભિંસરોર દેશની નિકટ જઇ મુકામ નાખ્યો અને તે સેનાને બે ભાગમાં વિભક્ત કરી દીધી. બેગૂનો સામંત ભામૂની નદી ઓળંગી ભિંસરોર તરફ ગયો અને તેનો પુત્ર સોજાના માર્ગથી તે તરફ ગયો; પરંતુ હજી બેગૂનો સામંત ભિંસરોરમાં પહોંચી પણ શક્યો નહોતો, એટલામાં તેના પુત્રે તે દેશપર આક્રમણ કર્યું અને રણક્ષેત્રમાં પોતાના બનેવીનું મસ્તક કાપી નાખ્યું. બેગૂના મેઘાવતસામંતની નંદિનીએ પોતાના પતિનું શબ ખોળામાં લઇ ભામૂની અને ચંબલ નદીના સંગમ આગળ ચિતા પ્રજ્વલિત કરી પોતાના પ્રાણત્યાગ કર્યો. તેનાં સ્મરણચિન્હથી થોડાક અંતરપરજ મારો મુકામ પડયો હતો.

બેગૂના સામંતના કનિષ્ઠકુમારે પોતાના બનેવીનો શિરચ્છેદ કરી પોતાના પિતાના સન્માનની રક્ષા કરી હતી. આથી બેગૂના વૃદ્ધસામંત તેનાપર એટલા પ્રસન્ન થયા કે તેમણે રાજસ્થાનની ચિરપ્રચલિત રીતિનો અનાદર કરી પોતાના જ્યેષ્ઠપુત્રનો રાજ્યાધિકાર રદ કરી પોતાના કનિષ્ઠપુત્રને પોતાનો ઉત્તરાધિકારી નિયત કર્યો. મેવાડના રાણાએ પણ આ કાર્યમાં પોતાની સંમતિ આપી હતી. ઉક્ત સામંતના જ્યેષ્ઠપુત્રને ચિથાના પ્રદેશ આપવામાં આવ્યો. આ ચિથાના પ્રદેશમાં તે સમયે વર્તમાન જાદો પ્રગણું સંયુક્ત હતું.

પરમારોનો અધિકાર લુપ્ત થયા પછી કૃષ્ણાવતશાખાની ચંદ્રાવત નામની ઉપશાખાનો એક માણસ ભિંસરોરનો અધીશ્વર થયો. આ માણસ સલુંબરના સામંતનો કનિષ્ઠ પુત્ર હતો અને તેનું નામ લાલજી હતું. એણે પોતાના પ્રિય મિત્ર નાથજી કે જે રાણાના કાકા હતા, તેમનું ખૂન કરીને ભિંસરોરનો અધિકાર પ્રાપ્ત કર્યો હતો. મેવાડના અધીશ્વર મહારાણા સંગ્રામસિંહના અનેક પુત્રોપૈકી મહારાજ નાથજી એક હતા અને તેઓ મેવાડના મહારાણા જગતસિંહના બંધુ હતા. જગતસિંહનું મૃત્યુ થયા પછી તેમના પુત્ર રાજસિંહને અન્યના વીર્યથી ઉત્પન્ન થયેલો કહી નાથજી મેવાડના સિંહાસનપર અધિકાર સ્થાપિત કરવાને તત્પર થયા; પરંતુ થોડા વખતમાં રાજસિંહનું મૃત્યુ થવાથી નાથજીની આશા વ્યર્થ થઇ ગઇ. રાજસિંહના નાના પુત્રે મેવાડના સિંહાસનને માટે દાવો કર્યો. તેના કાકા અરસીએ ( અરિસિંહે ) રાજકીયપ્રપંચજાળનો વિસ્તાર કરી મેવાડમાં કેવો ભયંકર કુટુંબવિગ્રહ ઉત્પન્ન કર્યો હતો, તેનું વર્ણન મેવાડના ઇતિહાસમાં સારી રીતે કરવામાં આવ્યું છે. અરસીએ સિંહાસન હસ્તગત કરી પોતાના કાકા નાથજીને પોતાનો પ્રબળ શત્રુ ધારી તેમની કામના વ્યર્થ કરવાનો પ્રયત્ન કરવા માંડયો. નાથજીએ જ્યારે સાંભળ્યું કે અરસી મારી વિરુદ્ધ પડયો છે, ત્યારે તે તત્કાળ સિંહાસન પ્રાપ્ત કરવાની આશા છોડી બાગોર નામના દેશમાં જઇ એકાંતમાં વાસ કરવા લાગ્યા અને આત્મા-

ધ્યયન તથા કાવ્યપ્રબંધમાં આનંદ માનવા લાગ્યા. નાથજીનો આ ધર્મભાવ, વૈરાગ્યભાવ અને ઉદારભાવજ તેમના વિધ્વંસનું કારણ થયું.તેઓ રાત્રિના સમયે માત્ર પોતાના એક સેવકને પોતાની સાથે લઇ સરોવરપર જતા અને ત્યાંથી માટીના ઘડામાં પાણી લઇ આવતા. આ પાણીવતી તે પોતાના કુલદેવતા જગન્નાથજીની પૂજા કરતા. થોડા વખતમાં દરબારના સભાસદોએ રાણા અરિસિંહને જણાવ્યું કેઃ- "નાથજી કઠિન ધર્માનુષ્ઠાન કરી દેવને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરે છે,તેથી મેવાડનું સિંહાસન અવશ્ય તેમને પ્રાપ્ત થશે." આ શબ્દો સાંભળતાંજ અરિસિંહ અત્યંત ભયભીત થયો અને સામંતો કહે છે તે સત્ય છે કે અસત્ય, તેની તપાસ કરવાને માટે તે વેશ બદલી એક વિશ્વાસુ સામંતને પોતાની સાથે લઇ બાગોર દેશમાં ગયો.નાથજી જે મંદિરમાં પોતાના ઇષ્ટદેવની પૂજા કરવાને જતા હતા, તે મંદિરના દ્વારમાં બેસી અરસી નાથજીના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યો.શીઘ્ર નાથજી ઘડો લઇને પૂજા કરવાને માટે ત્યાં આવ્યા. અરસીએ તત્ક્ષણ ઉઠી તેમની પાસે જઇ કહ્યુંઃ-"કાકા ! આપ આટલો બધો ધર્મભાવ અને પવિત્રતા શામાટે રાખો છો ? જો આપ સિંહાસનની અભિલાષા રાખતા હો તો સિંહાસન આપવાને હું તૈયાર છું." નાથજીએ તત્ક્ષણ ઉત્તર આપ્યોઃ "તમે મારા પુત્રસમાન છો. હું દેવતાની પૂજા કેવળ તમારા કલ્યાણને માટેજ કરૂં છું." જો કે આ સરલ ઉત્તરથી રાણા અરસીના મનના સમસ્ત સંદેહ નષ્ટ થઇ ગયા,તોપણ સામંતોના ભડકાવવાથી અંતે તેણે પોતાના કાકા નાથજીના પ્રાણ લેવાનો સંકલ્પ કર્યો. નાથજીના પ્રાણ લેવા એ કાંઇ સહેલું કાર્ય નથી, એમ જાણી અરિસિંહે એક યુક્તિ શોધી કાઢી. પૂર્વોક્ત લાલજીની સાથે મહારાજ નાથજીને ગાઢી મિત્રતા હતી. ઉભયે દેવતાના મંદિરમાં જઇ દેવતાની સન્મુખ પરસ્પર મિત્રતા રાખવાની પ્રતિજ્ઞા કરી હતી. ઉભયને એકબીજા ઉપર દૃઢ વિશ્વાસ હતો.અરસી આ વાત જાણતો હતો અને તેથીજ તેણે નાથજીનો નાશ કરવાને માટે લાલજીને હથિયાર બનાવ્યું. એક દિવસ નાથજી મધ્યરાત્રિને સમયે દેવમંદિરમાં પૂજા કરવાને માટે બેઠા હતા તે સમયે લાલજીએ મંદિરના દ્વારમાં આવી તેમને હાંક મારીને બોલાવ્યા. આવા સમયે કોઇપણ માણસે અગાઉ આ પ્રકારે નાથજીને બોલાવવાનું સાહસ કર્યું નહોતું. નાથજીએ પોતાના મિત્ર લાલજીનો સ્વર ઓળખી તત્કાળ તેને કહ્યુંઃ-"કેમ ભાઇ લાલજી ! આવો ! આટલી મોડી રાતે શું વિચારથી આવ્યા છો ?" પરંતુ અફસોસ ! નાથજીએ આ પ્રમાણે કહી જ્યાં દેવતાને પ્રણામ કરવાના વિચારથી પોતાનું મસ્તક અવનત કર્યું કે તરતજ તેમના કહેવાતા પરમ મિત્ર લાલજીની તીક્ષ્ણ તલવારથી તેમના મસ્તકના બે ટુકડા થઈ ગયા. નાથજીના રુધિરથી મહાદેવના લિંગે સ્નાન કર્યું. લાલજી આ રીતે મિત્રતાનો ઉત્તમ (!)આદર્શ દર્શાવી રાણા અરિસિંહનો પરમ પ્રેમપાત્ર બની ગયો. રાણા અરિસિંહે લાલજીના ઉક્ત કાર્યથી સંતુષ્ટ થઇ તેને બિંસરોર દેશ અર્પણ કરી દીધો અને તેને મેવાડના સોળ પ્રધાન સામંતોની શ્રેણીમાં દાખલ કર્યો. મેવાડમાં દીર્ઘકાળથી સોળ સામંતો મુખ્ય ગણાતા આવ્યા છે. આ સંખ્યાથી અધિક સંખ્યા મુખ્ય સામંતોની થઈ શકતી નથી, તેથી વંશીદેશના શક્તાવતસામંતને પ્રધાન સામંતોની શ્રેણીમાંથી ચ્યુત કરીને લાલજીને તે શ્રેણીમાં લઇ લેવામાં આવ્યો; પરંતુ નાથજીના ખુનને લીધે મેવાડમાં ભયંકર સમરાગ્નિ પ્રજ્વલિત થઈ ઉઠયો. ચંદ્રાવતો અને શક્તાવતો વચ્ચે ચાલતું વૈર પુનઃ પ્રદીપ્ત થયું અને તેણે મેવાડને બાળીને ભસ્મીભૂત કરી દીધું. મહાપાપી અને મહાદુષ્ટ લાલજીને દુષ્ટ રોગ થયો અને તેથી તેને પરમ કષ્ટ ભોગવવું પડયું. તેના મરણ પછી તેના પુત્ર માનસિંહને બિંસરોરનો અધિકાર પ્રાપ્ત થયો. તે એક યુદ્ધમાં મરાઠાઓદ્વારા બંદી થયો; પરંતુ તેને મરાઠાઓની છાવણીમાંથી મુક્ત કરવાને માટે તેના મિત્રો પ્રયત્ન કરવા લાગ્યા. તે એક વખતે એક નાચ જોતો હતો એવામાં તેના મિત્રો તેને લેવા આવ્યા. તે વખતે તે ભયંકર રીતે ઘાયલ થયેલો હતો, તોપણ તેણે દીપક બુઝાવી નાખ્યો અને આ અંધારાનો લાભ લઈ તેના મિત્રો તેને ઝોળીમાં નાખીને પોતાની છાવણીમાં લઈ ગયા. તેની મુક્તિને માટે આનંદ પ્રદર્શિત કરવાને માટે રાજપૂતોએ જ્યારે તોપના ધડાકા કર્યા, ત્યારે મરાઠાઓ શુદ્ધિમાં આવ્યા. ચંબલ, ભામૂની અને ખારા નદીના સંગમ આગળ તેની સુંદર છત્રી બંધાવવામાં આવી છે.

માનસિંહની પછી વર્તમાન રઘુનાથસિંહ સિંહાસનપર અધિષ્ઠિત થયા. બાપુ સિંધિયાએ તેમનાપર પુષ્કળ આક્રમણ કર્યાં;પરંતુ અંતે તેને બિંસરોર છોડીને નાસી જવું પડયું.મહારાજા વાઘાસિંહ સો-

ની જન્મતિથિપર ઉત્સવ થાય છે. તેમાં નિમંત્રણ થતાં હું પણ ભાગ લઉં છું અને નાચ જોઉં છું તથા ગાયન સાંભળું છું. એક વખત નાથજીના અધીશ્વર મહારાજા શિવદાનસિંહની સાલગ્રેહના ઉત્સવ-માં હું ગયો હતો. જે જે સરદારો સભામાં આવતા તેમનાં નામ ચોબદાર નિયમાનુસાર પોકારતો; પરંતુ જ્યારે મેં "મહારાજ સલામત રાવત રઘુનાથસિંહજીકા મુજરા લીજે" એવા શબ્દો સાંભળ્યા,ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. જેના પિતામહે શિવદાનસિંહના પિતામહનો જાન લીધો હતો તેનો મુજરો અહીંઆં કેવો ? એવો પ્રશ્ન મારા મનમાં ઉપસ્થિત થયો; પરંતુ રાજપૂતોની ઉદારતાથી કોણ અપરિચિત છે ! ભિંસરોરમાં અમે ક્રૂર અલ્લાઉદ્દીનનાં આક્રમણનાં ચિન્હોને માટે તપાસ કરી; પરંતુ અમને એકપણ ચિન્હ પ્રાપ્ત થયું નહિ. અમને કેવળ બે પાષાણ મળ્યા. એકપર સંવત ૧૧૭૯ કોતરેલો હતો. અક્ષરો જૈનસંપ્રદાયના હતા. બીજાપર એવો ઉલ્લેખ હતો કે:—" મહારાજાધિરાજ રાયસિંહ-દેવે શિવરાત્રીને દિવસે રામેશ્વરને નામે તિત્તાગઢગામ ધર્માદા આપ્યું. જે આ દાન કાયમ રાખશે તેને તેવું ફળ મળશે. અર્થાત્

જિસ્સા જિસ્સા જીધુ ભોમિ; તિસ્સા તિસ્સા તીધુ ફલંગ. સંવત ૧૩૦૨."

રાયસિંહદેવ પરમારકુલના હતા અને તેઓ ધારના રાજાના સામંત હતા. અમે ગતેશ્વર આદેવનું મંદિર જોહાવાને માટ અમારા ગુરુને મોકલ્યા.

દાબી, ૨૦ મી ફેબ્રુઆરી—દાબી ભિંસરોરથી ૧૧ માઇલના અંતરપર આવેલું છે. એના માર્ગમાં સાખુનાં વૃક્ષો પુષ્કળ છે. અમે એક નાળું ઉલ્લંઘીને આગળ ગયા. આ નદીનો ધોધ સુંદર દ્રશ્ય રજુ કરે છે. દાબી બૂંદીના રાજ્યમાં આવેલું છે. અહીંઆં એક ચારણની ભયંકર પાષાણ-પ્રતિમા હાથમાં બરછીસહિત જોવામાં આવી. આ સ્થાને ઉક્ત ચારણ માર્યો ગયો હતો. અમારા સાથીએ કહ્યું કે પૂર્વે આ માર્ગે કોઇપણ માણસ આવતું જતું નહોતું; પરંતુ હવે આ માર્ગ નિર્ભય બની ગયો છે.

કરીપુર, ૨૧ મી ફેબ્રુઆરી-દાબીથી આ સ્થાન સાડાનવ માઇલના અંતરપર આવેલું છે. એનો પહાડીમાર્ગ ઘણો કઠીન છે. અમે આ માર્ગે થઇને ગયા. પછી અમે સંતરાનગર જોયું. અહીંઆં અમને કેટલાક શિલાલેખ પ્રાપ્ત થયા. આ શિલાલેખ નીચે પ્રમાણે છે:—(૧) સંવત ૧૪૨૨માં દેવલાએ બ્રા-હ્મણોને ભૂમિ આપી. (૨) સંવત ૧૪૪૬, આષાઢ વદ ૧ને દિવસે પરમાર, ઉદા, કુલા તથા ભૂનાએ ભૂમિ પ્રદાન કરી. (૩) સંવત ૧૩૭૦ આષાઢ સુદ ૧ ને દિવસે પાદશાહ અલ્લાઉદ્દીને ત્રણ હજાર હાથી, દશલાખ સવાર, જંગી રથો તથા અસંખ્ય પાયદલ લઇને સાંભર, કર્નાટક, કનોડા, ઝાલોર, જેસલમીર, દેવગઢ, તૈલંગ, ચંદપુરી વગેરે પ્રદેશો જીતી લીધા. સંતરામાં એક મોટો દૃઢ કિલ્લો છે.

કોટા, ૨૨ મી ફેબ્રુઆરી–ચંબલના તટથી ૧૧ માઇલના અંતરપર છે.માર્ગમાં પુષ્કળ ધુમ્મસ નડયું. અહીંઆંનાં જંગલમાં ભીલોના દેવતાનું મંદિર છે. પ્રસ્તુત વર્ષમાં હોળીનો ઉત્સવ યથાર્થ રીતે ઉજવાયો નહિ. વાંસને મથાળે ઘાસનો પુળો બાંધવામાં આવે છે અને તેની સાથે ઝુંડો બાંધવામાં આવે છે. આ રીતે લોકો હોળીનો ઉત્સવ કરે છે. કોટાનો દેખાવ ભવ્ય અને સુંદર છે. તેની ચોતરફ બુરજો-સહિત મજબૂત દિવાલ છે.

# अध्याय ७ मो

**નંદતા—કોટારાજ્યમાં પ્રચલિત અનારોગ્યતા—બુંદી તરફ જવું—બુંદીનો રાજમહાલય—ચીતુર આગળ ઉભો કરેલો કીર્તિસ્તંભ—કર્નલ ટોડની બિમારી—મંગલગઢની ઉત્પત્તિનું વૃત્તાંત.**

નંદતા, ૧૦ મી સપ્ટેમ્બર ૧૮૨૧—અમે ૭ માસપર્યંત કોટામાં રહ્યા તે અરસામાં કોલેરા અને ભયંકર જ્વરનો પ્રબલ વિસ્તાર થઈ રહ્યો હતો. અહીંઆંનાં મનુષ્યોનાં સ્મરણમાં નથી કે અહીંઆં પૂર્વે કદિપણ આવી ભયંકર બિમારી ચાલી હતી. અમે ઉપરોક્ત સમયમાં અહીં તહીં ભ્રમણ કરતા રહ્યા હતા; પરંતુ બિમારીએ અમારો પીછો છોડયો નહિ. અમને બિમારીએ ઘણા સતાવ્યા. ત્યારે અમે અંતે જાલિમસિંહની પાસે ગયા અને વિદાય લીધી. અમે હાથીપર આરોહણ કર્યું હતું, તે હાથીએ રસ્તામાં ઘણું તોફાન કર્યું; પરંતુ પરમાત્માની કૃપાથી અમે બચ્યા. ત્યારપછી અમે કુનારો નામના સ્થાનમાં ગયા. રાજરાણા જાલિમસિંહના આપ્ત ગુલાબસિંહના તાબામાં કુનારો દેશ છે. આ સ્થાન અત્યંત રમણીય છે. ઉચ્ચ મહાલયોની શોભા જોવાથી નેત્રોને અપાર આનંદ પ્રાપ્ત થાય છે.

ત્યારપછી અમે જાલિમસિંહના પિતાના નિવાસસ્થાન નંદતામાં ગયા. રાજપૂતસામંતોનાં નિવાસસ્થાનમાં નંદતા એ એક પરમ શ્રેષ્ઠ આદર્શસ્વરૂપ સ્થાન છે. હું જે દરવાજામાંથી નંદતામાં ગયો, તે દરવાજાપર નોબત વાગતી હતી. ત્યાંથી પ્રચંડ સ્તંભોથી યુક્ત એવા એક વિસ્તૃત દિવાનખાનામાં હું ગયો તો ત્યાં સરદારોને એકત્રિત થયેલા જોયા. મહાલયથી પૃથક્ એવા એક મનોહર સભામંદિરમાં હું ગયો તો ચોતરફ બંદુકો અને તોપોના અવાજ મારા સાંભળવામાં આવ્યા. અહીંઆં બેઠેલા સભાસદોની સાથે રામરામ થયા પછી મેં આસન ગ્રહણ કર્યું. બે સારંગીવાળાઓએ આવીને પંજાબી ટપ્પા (ગીત) લલકારવા માંડયા.

તાલેરા, ૧૧ મી સપ્ટેમ્બર.

નૌગાંવ, ૧૨ મી સપ્ટેમ્બર.

બૂંદી, ૧૩ મી સપ્ટેમ્બર—અમે હાડાજાતિની રાજધાની સમીપ આવી પહોંચ્યા. ઉડતી ધૂળને લીધે ચોતરફ અંધકાર છવાયેલો જોઇ મેં ધાર્યું કે કોઇ રાજા આવે છે. શીઘ્ર વાજાં, ભેરી અને ઘોડાના હણહણાટના શબ્દ કર્ણગોચર થવા લાગ્યા. અલ્પ સમય પછી સાંઢણીસવારે આવી રાજાના આગમનના સમાચાર કહ્યા. રાજા અશ્વારૂઢ થઇને આવતા હતા અને હું હાથીપર બેઠો હતો. રાજા અશ્વપર બેઠેલા છે અને હું હાથીપર બેસું એ ઠીક નહિ, એમ ધારી હું તરત એક અતિ તેજસ્વી ઘોડાપર સવાર થયો અને તેમની સામે જવા લાગ્યો. તેમની સમીપ જઇ પહોંચતાંજ હું નીચે ઉતરી પડયો. તેઓ પણ ભૂમિપર ઉતર્યા. અમે ઉભયે પરસ્પર આલિંગન કર્યું. ત્યારપછી તેમની સાથે આવેલા સામંતોને પણ મેં આલિંગન આપ્યું. પછી મહારાજાએ મને જણાવ્યું કેઃ—“ આ આપનુંજ રાજ્ય છે. આપ ઘણા દિવસે અહીંઆં પધાર્યા.” ત્યારપછી સન્માનસહિત મને વિદાય આપવામાં આવી.

સમસ્ત ભારતવર્ષના મહાલયોમાં બૂંદીનો રાજમહાલય સર્વોત્તમ છે. મહાલયની બાંધણી અને સ્થાન એ ઉભય ઉત્તમ હોવાથી તેની શોભા અવર્ણનીય બની ગઇ છે. જો કે ભિન્ન ભિન્ન સમયે બૂંદીના અનેક રાજાઓએ આ મહાલયનાં અંગો વધાર્યાં છે; પરંતુ તેમાં એકતા જાળવવામાં આવેલી હોવાથી તેની શોભા ન્યૂન થઇ નથી. છત્રમહલ નામનો ભાગ રાજા છત્રસાલે બંધાવ્યો છે. આ ભાગ જેમ વિસ્તૃત છે તેમ સુંદર પણ છે.

બૂંદીમાં એક અઠવાડીઆ સુધી રહી તેનો ત્યાગ કર્યો અને ૨૬મી સપ્ટેમ્બરને દિવસે મેજ નદીના તટપર આવ્યા. અહીંઆં મેં મારા મિત્ર રાવરાજાની મુલાકાત લીધી. હું તેમની પાસેથી વિદાય લઇ શિબિરની બહાર નીકળ્યો કે તરતજ થાનોના મહારાજા એક અશ્વારોહી દલસહિત મારી પ્રતીક્ષા કરતા દષ્ટિગોચર થયા. તેઓ મને સીમાંતપર્યંત મૂકી આવવાને માટે સજ્જ થઇને આવ્યા હતા. અહીંઆંથી અમે સતૂર નામના દેશમાં ગયા. હાડાજાતિના ઇતિહાસમાં સતૂરદેશને પવિત્ર માનવામાં આવે છે. આ સ્થાન હાડાજાતિની કુલદેવી આશાપૂર્ણાનું અધિષ્ઠાનક્ષેત્ર છે. હાડાજાતિના ઈતિહાસમાં સતૂરદેશને અત્યંત પ્રાચીન અને પવિત્ર જણાવ્યો છે. અહીંઆંના પ્રધાન મંદિરમાં ભવાની-ની એક મૂર્તિ છે. આ મંદિરની સમીપ પુષ્કળ યોગીઓ અને સંન્યાસીઓ નિવાસ કરે છે.

થાનો, ૨૭ મી સપ્ટેમ્બર—અહીંઆં મહારાજા સાવંતસિંહની મુલાકાત થઇ.

જિહાંજપુર, તા૦ ૨૮ મી સપ્ટેમ્બર—અમે પ્રાતઃકાળમાં જિહાજપુર જવાને માટે રવાના થયા. અહીંઆં મીના લોકો વસે છે; પરંતુ હાડાલોકોની વસ્તી અધિક છે. જિહાજપુર મેવાડનું દ્વાર કહેવાય છે. એનું બીજું નામ ચોરાસી જીલ્લો છે. એમાં ચોરાસી શહેર છે. અહીંઆંના નિવાસીઓ બહાદૂર છે. તેમની વીરતાનો સારો પરિચય જાલિમસિંહને પ્રાપ્ત થઈ ચૂકયો છે. આ દેશમા રાણાનાં બૂદ અને લુહારી એ નામનાં બે તળાવો છે. અમને શોભારામનો મેળાપ થયો. આ સ્થળે કેટલાક દિવસપર્યંત વિશ્રાંતિ લઈ શરીરને સ્વસ્થ કરવાનો મારો ઇરાદો છે.

# अध्याय ८ मो

**કર્નલ ટૉડપર થયેલું રોગનું આક્રમણ—મંડલગઢ—કરારનો કિલ્લો—અમીરગઢ—આનપુરા—મંડલગઢમાં જવું—તેનું એતિહાસિક વૃતાંત—હરગઢ—નવાર—પાર્શ્વનાથનું મંદિર—આઉલા—કરેરા—એડતાની ઉંચાઇ.**

જિહાજપુર, તા૦ ૧ લી ઑક્ટોબર—ગઇ કાલે મારૂં પ્રવાસવર્ણન લખવાનું કામ લગભગ સમાપ્ત થઇ ગયું હતું. મહાશય ડંકન અને કેરી બિમાર થઈ શય્યાપર આળોટતા હતા. મારા આપ્ત કેપ્ટન વાધ મારી સાથે ભોજન કરવાને બેઠા; પરંતુ જ્વર અને દુઃખથી મને કિંચિત્ પણ ક્ષુધા નહોતી. આથી હું જરા પણ ખાઇ શકયો નહિ. મેં માત્ર મકાઇની રોટલીના બેએક ટુકડા મુખમાં નાખ્યા એટલે મારા શરીરમાં ભારે અકળામણ થવા લાગી. મને એમ લાગ્યું કે જાણે મારૂં મસ્તક ભયંકર રીતે મોટું થતું જાય છે અને જાણે હમણાં તે એકલુંજ આખો તંબુ ભરી નાખશે કે શું ? મારી જીહ્વા અને ઓઠ સુકાઇને કાષ્ઠવત્ બની ગયા. આથી હું જરા પણ ભયભીત થયો નહિ કિંવા મારૂં ચૈતન્ય નાશ પામ્યું નહિ; તોપણ આ બિમારી ઘણી ભયંકર હતી અને એજ પ્રકારની બિમારી ગત કેટલાંક વર્ષ થયાં મને છેક મૃત્યુના મુખમાં લાવી નાખે છે. મેં કેપ્ટન વાધને મારી પાસેથી ઉઠી જવાને પ્રાર્થના કરી; પરંતુ હજી તેઓ મને છોડી ગયા નહિ ગયા એટલામાં મારો કંઠ સુકાઇ ગયો. મેં ધાર્યું કે હવે મારૂં મૃત્યુ નિકટ આવી-પહોંચ્યું છે. હું તત્કાળ ઉઠયો અને તંબુનો સ્તંભ પકડીને ઉભો થયો. શીઘ્ર મારા ઉક્ત આપ્ત ચિકિત્સકને લઇ આવ્યા. મેં તેમને કહ્યું કે મારા વિચારમાં સ્ખલન કરે, એવું કોઈ પણ કાર્ય કરશો નહિ. હું સ્વસ્થ થવાનો પ્રયત્ન કરૂં છું; પરંતુ તેમણે મારી વાતપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ અને મારા મુખમાં કાંઇક ઔષધ નાખ્યું. થોડી વારમાં મેં ભયંકર રીતે ઉલટી કરી અને પછી હું શય્યાપર આશ્રય લઈ અચેત થઇ ગયો. રાતના બે વાગ્યે જાગૃત થયો તો મને મારા શરીરપર પ્રસ્વેદ છૂટેલો જણાયો અને રોગનું કાંઇ પણ ચિન્હ દષ્ટિગોચર થયું નહિ. જાગ આવી ... તે કાંઇ સમ-

જાયું નહિ. ચિકિત્સકે અનુમાન કર્યું કે કોઇએ મને વિષ ખવરાવ્યું હતું; પરંતુ મેં આ વાતપર વિશ્વાસ કર્યો નહિ. જો મારા શરીરમાં વિષે પ્રવેશ કર્યો હોય તો ઉક્ત મકાઈની રોટલીમાંજ વિષ હોવું જોઈએ. ઉક્ત રોટલી બનાવનાર બબરચીને રાખવાનું કામ ઘણું જોખમભરેલું હોવાથી અમે તેને બરતરફ કર્યો. મેવાડમાં મારૂં આગમન થયા પછી અત્યારસુધીમાં ચાર વાર મારી આવી અવસ્થા થઈ છે.

ખજુરી, તા૦ ૨ જી ઑક્ટોબર—હું જ્વરથી પીડિત હોવાથી પાલખીમાં સવાર થઇને આગળ ચાલ્યો. અહીંઆંના મીના લોકોને પોતાનો હક્ક મળવાથી તેઓ પ્રસન્ન થયા હતા. તેમના નેતા અમને મળવાને આવ્યા. અમે તેમને લાલ પાઘડી અને શેલાં પુરસ્કારમાં આપ્યાં. અમે પહાડીમાર્ગથી ખજુરીમાં ગયા હતા. અહીંઆંના બ્રાહ્મણોને દાનમાં પુષ્કળ જાગીર આપવામાં આવી છે.

કચોરા, તા૦ ૩ જી ઑક્ટોબર—કચોરા તરફ જવાનો માર્ગ ઘણો કઠીન છે. અર્ધે રસ્તે પહોંચતાં અમરગઢનો કિલ્લો આવે છે. અહીંઆંના રાવત દલેલસિંહ હાલમાં જહાજગઢમાં નોકરીપર છે. તેમના કાકા પહાડસિંહ અમને મળવાને આવ્યા. બિમારીને લીધે હું ઉક્ત કિલ્લો જોવાને જઇ શક્યો નહિ. આ કિલ્લામાં જવાનો માર્ગ ઘણો અટપટો છે. આ માર્ગમાં અનિયમિત પરંતુ શોભાયમાન પર્વતશ્રેણીઓ આવી રહી છે. મને પહાડસિંહે સલામી આપી. અહીંઆંના ભૂમિઆલોકો પ્રશંસાપાત્ર છે.

કચોરા શહેરની વાર્ષિક ઉપજ ૭ હજાર રૂપિયાની છે. પૂર્વે એ ઘણું મોટું શહેર હશે, એવું અનુમાન થઈ શકે છે. બ્રિટિશસરકારે આ દેશ મરાઠાઓના હાથમાંથી બચાવ્યો છે.

દામીઓ, ૯ મી ઑક્ટોબર—અત્યાર સુધી તાવના પુષ્કળ જોરને લીધે અમે કચોરામાં રહ્યા. અંતે ૯ મી ઑક્ટોબરને દિવસે અમે દામીઓમાં આવ્યા. ત્યાં એક અઠવાડીઆસુધી રોકી ૧૫ મી તારીખે અમે માનપુરામાં ગયા. માનપુરા બુનાસ નદીના તટપર છે. અહીંઆંના સમસ્ત પ્રતિષ્ઠિત પુરુષો અમને મળવાને આવ્યા. મેં સર્વને મુલાકાત આપી;પરંતુ આજે પણ મારી પ્રકૃતિ સારી નહોતી. અહીંઆંથી ત્રણ કોશના અંતરપર મંડલગઢ છે. ૧૭ મી તારીખે મંડલગઢથી ચાલી શહેરથી અર્ધ કોશના અંતરપર અમે મુકામ નાખ્યો. અહીંઆંનો હાકેમ મને મળવાને આવ્યો. આજે વિજયાદશમીનો તહેવાર છે; પરંતુ હું મીજબાનીમાં ભાગ લઇ શક્યો નહિ, કારણ કે બિમારીને લીધે નવ દિવસથી અન્ન મુખમાં પેસતું નથી. કેપ્ટન વાઘ આજે મારી પાસે આવી પહોંચ્યા. મારા સર્વ સાથીઓ બિમાર હતા. આજે મેં ડાબી તરફની પાંસળીમાં જળો મૂકાવી. સોલંકી વા ચાલુક્યવંશની બાલનોત નામની શાખાના એક સામંતે આ મંડલગઢની પુનઃ સ્થાપના કરી હતી. આજ સોલંકી વા ચાલુક્ય વંશમાંથી અણહિલપુરના રાજવંશની ઉત્પત્તિ થઈ છે. આ રાજવંશ દશમી શતાબ્દીથી ૧૪ મી શતાબ્દીપર્યંત પશ્ચિમહિંદના સમુદ્રતટપર આવેલા દેશમાં પ્રબલ પ્રતાપસહિત રાજ્ય કરતો હતો. બુનાસ નદીના તટપરના ટંકથોદા પ્રદેશમાં જે રાજવંશ રાજ કરતો હતો, તેની એક શાખા આ બાલનોત છે અને બાલનોતલોકો પોતાને તક્ષકવંશીતરિકે ઓળખાવે છે. જો કે જનશ્રુતિપરથી પ્રતીત થાય છે કે થોદાના સોલંકીઓ બારમી શતાબ્દીમાં થયેલા ધર્મયુદ્ધના સમયે પાટણ દેશ છોડી અન્યત્ર ચાલ્યા ગયા હતા; પરંતુ બાલનોતલોકો તે પૂર્વે ગયા હતા એમ સારી રીતે સિદ્ધ થઇ શકે છે. પંજાબમાં આવેલા લોકોત નામના પ્રદેશમાં તેમને સૌથી પહેલાં સુખસમૃદ્ધિની પ્રાપ્તિ થઈ હતી એમ કહેવાય છે.મંડલગઢના બાલનોત શાખાના આદ્ય પુરુષોએ સૌથી પહેલાં લાલપુરા નામના એક અત્યંત પ્રાચીન દેશપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. આદ્યવીરની પાસે એક ભીલ સેવક હતો, જેનું નામ માંડુ હતું. જંગલી વરાહને ખેતરમાંની શેરડી ખાતાં અટકાવવાનું કામ તે કરતો હતો. એક દિવસ તેને એક જંગલી વરાહ ભરઊંઘમાં પડેલો જણાયો. આ વરાહને મારવાને માટે તેણે પોતાના તીરનું ભાલોડું એક પથ્થર સાથે ઘસીને અણીદાર બનાવવા માંડયું; પરંતુ થોડીવારમાં તેને સુવર્ણનું બની ગયેલું જોઇ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે એકદમ પોતાના સ્વામીની પાસે દોડી ગયો અને તેને સર્વ હકીકત નિવેદન કરી. તેનો સ્વામી તેની સાથે આવ્યો, તો તેને પથ્થર અને હજી તેની પાસે સૂતેલો વરાહ જણાયો. તેણે પેલો પથ્થર ઉંચકી લીધો કે તરતજ ઉક્ત વરાહ ઉઠીને નાસી ગયો. ઉક્ત પારસમણિની સહાયથી તેણે મંડલગઢનો કોટ બંધાવ્યો અને ઉક્ત નગરનું

નામ તેણે ઉક્ત ભીલના નામપરથી પાડ્યું; પરંતુ એક પ્રજાજનપર અત્યાચાર કરવાથી મંડલગઢ તેના હાથમાંથી જતો રહ્યો. મંડલગઢમાં એક યોગી હતો. આ યોગીની પાસે એક હરણસમાન વેગથી ચાલનારી ઘોડી હતી. બાલનોતવીરે ઉક્ત ઘોડી તેના સ્વામીની પાસેથી છીનવી લીધી. આ યોગીએ રાજાની પાસે ફરિયાદ કરી. રાજાએ એક સેના મોકલી ઉક્ત બાલનોતસામંતને મંડલગઢમાંથી હાંકી કાઢ્યો. આ સામંતના ઉત્તરાધિકારીઓ અદ્યાપિ જાવલ અને કાચરોદ નામના સ્થાનમાં નીચી શ્રેણીના સામાન્ય ભોમીઆતરિકે નિવાસ કરે છે; તે છતાં તેમણે હજી પોતાની પ્રાચીન 'રાવ'ની ઉપાધિને તિલાંજલિ આપી નથી.

બાવરીમાંથી અમને શિલાલેખ પ્રાપ્ત થયા. આ શિલાલેખોમાં સોલંકીવંશની કીર્તિ વર્ણવેલી હતી. તેમાં અણહિલપુરના રાજા ભીમ અને તેના પુત્ર બરનનું વર્ણન હતું. આ રાજાઓમાંથી ઘણી શાખાઓની ઉત્પત્તિ થઇ છે. બરનમાંથી વૈશ્ય અને શૂદ્રલોકોની પણ ઉત્પત્તિ થયેલી જણાવવામાં આવી છે. બઘેલવાલ મહાજન કે જેમણે જૈનધર્મ સ્વીકાર્યો હતો તેમની ઉત્પત્તિ બારનમાંથી થયેલી કહેવામાં આવે છે. તેજ પ્રમાણે સંતકટોરીઆના ગૂજરલોકો, ઓંકણના સોનીલોકો, અગુણપાનોરાના ભીલ લોકો અને કોટામાં આવેલાં માઉમેદાનાના ભીલલોકો પણ બરનમાંથીજ પોતાની ઉત્પત્તિ થયેલી જણાવે છે. બઘેલવાલ જાતિ મહાજનોની સાડાબાર જાતિઓપૈકી એક છે; પરંતુ તેની ઉત્પત્તિ રાજપૂતમાંથી થયેલી છે.

સંવત ૧૭૫૫ માં નિર્દય ઔરંગઝેબે મંડલગઢ પિસાનગઢના સામંત દૂદાજી રાઠોડને અર્પણ કરી દીધો. દૂદાજીએ આ પ્રદેશ પોતાના ભ્રાતાઓને વહેંચી આપ્યો. શાસનકાર્ય ચલાવવાને માટે અને કિલ્લાની મરામત કરવાને માટે તેણે તે ભૂમીઆજાગીરદારોની પાસેથી થોડો કર લેવાનો નિયમ રાખ્યો. પાછળથી રાણાએ તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો અને ભૂમીઆસરદારોની પાસેથી પાંચસેં-ની ઉપજપર એક ઘોડેસ્વાર અને એક પાયદલ લેવાનો નિયમ કર્યો અને તેઓ પોતાના માંડલિક છે, એમ દર્શાવવાને માટે તેમની પાસેથી પ્રતિવર્ષે થોડી ખંડણી લેવા માંડી. રાણાવત, કર્ણાવત અને શક્તાવતો કે જેમણે પોતાની તલવારથી આ ભૂમિ હસ્તગત કરી હતી,તેમનાપર બીજા કર નાખવામાં આવ્યા. જેમની પાસે એક ગામ હતું તેમની પાસેથી પ્રતિવર્ષે અને જેમની પાસે એકથી અધિક ગામો હતાં તેમની પાસેથી ત્રણ વર્ષે કર લેવાનો નિયમ કર્યો. અમરગઢમાંથી ૨૫૦૦, અમલદામાંથી ૧૫૦૦,તિન્તરોમાંથી ૧૩૦૦ અને ઝુંઝરાલુમાંથી ૧૪૦૦ રૂપિયા લેવાનો ઠરાવ કરવામાં આવ્યો. વળી આપત્તિના સમયમાં તેમને સહાય પણ આપવી પડતી હતી. દ્વિતીય જગતસિંહના સમયમાં શાહપુરાના ઉમેદસિંહને મંડલગઢ પ્રદેશનો પાંચમો ભાગ ૩૨૫૦ રૂપિયાના મહેસુલપર મળ્યો હતો. તે ઉપરાંત તેને ડેપ્યુટી ગવર્નરને રૂા. ૫૦૦) અને ચોધરીને રૂા. ૨૦૦) અધિક આપવા પડતા હતા. તેના વંશજોની પાસે આ પ્રદેશ સંવત ૧૮૪૩ પર્યંત રહ્યો.

વજીત, તા૦ ૧૮ મી ઑક્ટોબર—અંતર ૮ માઇલનું. વજીત એ બેરસ નદીના તટપર એક ગામ છે. અહીંઆં ઘાસ પુષ્કળ થાય છે. ૧૯ મી તારીખે અમે વસલવાસમાં જઇ પહોંચ્યા. અહીંઆંના મહારાજા અમારી મુલાકાત લેવાને આવ્યા. એઓ રાણાવતવંશના પરમ યોગ્ય પુરુષ છે. એમની પાસે પાંચ ગામો છે. એમની ઉત્પત્તિ રાણા અમરસિંહદ્વારા થયેલી છે. તેમના પિતા અને પિતામહ એ ઉભય શાહજહાનના પક્ષમાં રહી અત્યાચારી ઔરંગઝેબની સામે લડતાં મરણ પામ્યા હતા. મહારાજાના પરાક્રમી પૂર્વજોની છત્રી અહીંઆં વિદ્યમાન છે.

અમ્બાહ તા૦ ૨૧ મી ઑક્ટોબર—અંતર સાડા ૭ માઇલ. અહીંઆં કેટલાક શિલાલેખોની નકલો અમે મંગાવી. ઘણા લોકો અમારી મુલાકાત લેવાને આવ્યા; પરંતુ જ્વર અને ટાઢથી અમે અતિ દુઃખિત થયા. અમારી ડાયરી બાબૂ મહેશ રાખે છે અને તેની બુદ્ધિપર અમને વિશ્વાસ છે.

હમીરગઢ, તા૦ ૨૨ મી ઑક્ટોબર—આ શહેર વીરમદેવને આધીન છે. વીરમદેવ રાણાવતશાખાના છે. તેમના પિતાનું નામ ધીરજસિંહ હતું. ધીરજસિંહ સંવત ૧૮૪૩ ના બળવાપ્રસંગે સલુંબરના સામંતના મુખ્ય સલાહકાર હતા. આ સમયે તેમને મંડલગઢની પ્રાપ્તિ થઇ હતી. [illegible] સરદાર [illegible] [illegible] છે. આ ક્રાંતિના સમયમાં પણ તેમણે ચોરોને પોતાની નોકરીમાંથી દૂર કર્યાં નહિ તેથી

સાત હજાર રૂપિયાની પેદાશનાં બે શહેરો તેમની પાસેથી છીનવી લેવામાં આવ્યાં છે. હમીરગઢમાં ૮૦૦ ઘરો છે. તેમાં મુખ્યત્વે કરીને વણકર લોકો વસે છે. અહીંઆંની છીંટ અને કુપદા વખણાય છે. અહીંઆં એક સુંદર તળાવ છે, જેમાં પુષ્કળ બતકો રહે છે. આ બતકોને કોઈ મારતું નથી. આ તળાવમાં સિંગોડાં પુષ્કળ થાય છે.

સિયાનો, તા૦ ૨૩ મી ઑક્ટોબર—અંતર આઠ માઈલ ત્રણ ફર્લાંગ. હવે અમે બરાબર મેવાડના મધ્ય-ભાગમાં આવ્યા છીએ. અહીંઆં મેદાનો પણ દષ્ટિગોચર થાય છે. અહીંઆંનાં માણસો અમારી મુલાકાત લેવાને આવ્યાં. તેમણે અમને જણાવ્યું કે જ્યારે પ્રથમ આપ અહીંઆં આવ્યા હતા, ત્યારે ૨૦૦ ઘર પણ આબાદ નહોતાં; પરંતુ હમણાં બારસો ઘર આબાદ છે. રાણા અમારા રાજા છે, આપ અમારા પરમેશ્વરસમાન છો. મહારાણા અમારી પાસેથી વિવાહપ્રસંગે પણ કર લેતા નથી. આપે અમારાપ્રત્યે જે સદ્દવર્તન કર્યું છે, તેથી અમે પરમ પ્રસન્ન થયા છીએ. આપના ઉત્તમ ગુણોથી આકર્ષાઈને અમે પાંચ માઈલના અંતરેથી આપને મળવાને આવ્યા છીએ.પાંચ માઈલ તો શું, પરંતુ પાંચસેં માઈલ પણ જવાને અમે અચકાઈએ નહિ.મેં તેમને ઉપદેશ આપ્યો અને તેઓ પ્રસન્ન-તાપૂર્વક વિદાય થયા. તેમના ગયા પછી સંગરોતના બાબા અને રાવરદોના ઠાકોર અમારી સાથે ઘણી વારસુધી વાર્તાલાપ કરતા રહ્યા. ઉક્ત ઠાકોરના પુત્રને અમે અજમેરના કિલ્લામાંથી છોડાવ્યો હતો. ઘણી વારસુધી વાર્તાલાપ કર્યા પછી તેઓ વિદાય થયા.

૨૨ મી, ૨૩ મી ઑક્ટોબર—માર્ગ સાડાતેર માઈલ—અમે લાંબા ફેરવાળા માર્ગથી ગયા તેથી અમને પંદર માઈલની મુસાફરી કરવી પડી. માર્ગમાં મરોલી સ્થાન જોયું. આ સ્થાન જંગલમાં આવેલું છે. પૂર્વે અહીંઆં ૨૦ ઘર હતાં અને હાલમાં સત્તર છે. આ રસ્મી અતિ સુંદર સ્થાન છે. એ નગરની સ્થાપના રાજા ચંદદ્વારા થઈ હતી એમ કહેવાય છે; પરંતુ એ રાજા ચંદ કયો તે કાંઈ સમજાયું નહિ. અહીંઆં એક તખ્તી મારા જોવામાં આવી. તેમાં એવો ઉલ્લેખ છે કે:—"રસ્મીના વ્યાપા-રીઓ, શાહુકારો, છીપાઓ અને પંચાયત જણાવે છે કે શહેરના કરસંગ્રાહકે પાકર નામના વ્યાપારી-પર અત્યાચાર કરી અનાજ અને રેજા ઉપર તેની પાસેથી ભારે કર લીધો હતો, જેથી ઉક્ત વ્યાપારી નાસી ગયો છે; પરંતુ ઉક્ત સરકારી અમલદારે ભવિષ્યમાં એવું વર્તન નહિ કરવાના સોગંદ ખાધા છે અને ઉક્ત વ્યાપારીને પાછો આવવાને સમજાવ્યો છે. વળી તેણે દેવની સાક્ષી આપી છે. અમે એ-કત્રિત પંચે ઉક્ત ઘટનાના સ્મારકતરિકે આ પાષાણ મૂક્યો છે. આષાઢ વદી ૩ સંવત ૧૮૧૯"

જસમુ, તા૦ ૨૪ મી ઑક્ટોબર—ફેરાવાના માર્ગે ચૌદ માઈલ, સીધા માર્ગે ૧૨ માઈલ. પૂર્વે આ નગર વિખ્યાત હતું. આ નગરની નજીકમાંજ પાણીથી ભરપૂર જલાશય હતું; પરંતુ અમે જ્યારે આ પ્રદેશમાં પ્રવેશ કર્યો, ત્યારે એમાં એક પણ ઘર નહોતું; તોપણ હાલમાં તેમાં ૮૦ ઘર છે. અમે ચૌદ માઈલ સુધી નિર્જન સ્થાનમાં થઈને આવ્યા હતા. અમે માર્ગમાં દરીબાની તાંબાની ખાણ જોઈ; પરંતુ તે સર્વ પાણીથી ભરેલી છે.

સુનવાર, તા૦ ૨૫ મી ઑક્ટોબર—સીધો માર્ગ લુણીથી સાડાબાર માઈલ. અમે ફેરાવાને માર્ગે એટલા માટે ગયા કે ચિતોડના રાવલ સમરસી અને અણહિલપુરના રાજા ભોળા ભીમની વચ્ચે જે સ્થાને યુદ્ધ થયું હતું, તે સ્થાન જોવાનો અમારો વિચાર હતો. તે સ્થાન મેદાનમાં આવેલું છે. આ યુદ્ધવિષે ઘણી કવિતાઓ રચાયેલી છે.

કવિતામાં એવું વર્ણન ઉપલબ્ધ થાય છે કે ઉક્ત ઉભય રાજાઓની વચ્ચે કરેરા ક્ષેત્રમાં યુદ્ધ થયું હતું. તેમાં સોલંકી રાજા પરાજિત થઈને નદીપાર ઉતરી ગયો. બનાસ અને બેરિસનો જ્યાં સંગમ થાય છે, ત્યાં મહાદેવજીનું એક મંદિર છે.

કરેરા આગળ જૈનલોકોના ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથનું મંદિર છે. અહીંઆં કેટલાક શિલા-લેખો પણ પ્રાપ્ત થાય છે. કેટલાક શિલાલેખો સંવત ૧૧૦૦ના, કેટલાક સંવત ૧૩૦૦ ના અને કેટલાક ૧૩૫૦ના છે, અહીંઆંના પૂજારીઓ દરિદ્રી છે; પરંતુ મંદિર અતિ સુંદર છે. સ્થંભોપર જૈન અક્ષરો કોતરવામાં આવેલા છે. એનાં શિખર સાધારણ ત્રીસ ફીટ ઉંચાં છે. એક ચાલીસ ફીટ ઉંચા શિખરપર પાર્શ્વનાથની મૂર્તિ આવેલી છે. અન્ય સ્થાનોમાં તેમના શિષ્યોની મૂર્તિઓ છે. ૩૦ વર્ષ પૂર્વે આ પ્રદેશમાં જુવાસી [illegible]

થતી હતી. જુવારના છોડ એટલા ઉંચા થતા હતા કે તેમાં હાથી પણ દેખાય નહિ. અહીંઆં હમણાં મનુષ્યનાં પગલાં જરાપણ દષ્ટિગોચર થતાં નથી. અમારી પાલખી મહા મુશ્કેલીથી ચાલતી હતી. કરેરામાં પહેલાં ૬૦૦ ઘર હતાં; પરંતુ હાલમાં ૬૦ ઘર છે. અહીંઆંની સ્ત્રીઓ પાણીસહિત અમારો સત્કાર કરવાને આવી. રસ્મિથી કરેરાસુધીમાં સાત માઈલનો માર્ગ અત્યંત કઠીન છે. અહીંઆંથી સુનવાર નવ કોશના અંતરપર આવેલું છે. સુનવાર મેવાડના રાજકુટુંબના એક માણસના તાબામાં છે. તે કુમલમેરના હાલના કિલ્લેદાર મહારાજ દોલતસિંહના તાબામાં છે. અહીંઆં કિલ્લો પણ છે. સંવત ૧૮૨૬માં અહીંઆંનો તંબાકુનો વ્યાપાર બંધ પડયો.

માઉલી, તા૦ ૨૬ મી ઑકટોબર—અંતર સાડાસાત માઈલ. એ પૂર્વે સાત હજાર રૂપિયાની વાર્ષિક આમદાની ધરાવનાર મોટું શહેર હતું; પરંતુ હાલમાં તેની ઉપજ સાતસેંની પણ નથી. હાલ એમાં માત્ર ૮૦ ઘર છે. અહીંઆં મુખ્ય રોજગાર કૃષિનો છે. હાલના રાણાની માતા બાઈજીરાજે અહીંઆં એક સંગેમરમરનું સુંદર જળાશય બંધાવ્યું છે. અહીંઆં મને એક સંવત ૧૭૩૭નો જૈનધર્મસંબંધી શિલાલેખ પ્રાપ્ત થયો.

વુસ અને મેડતા, તા. ૨૭ મી ઑકટોબર અંતર ચૌદ માઈલ. આજે મારા શરીરમાં ઘણી અશક્તિ જણાય છે. અહીંઆંનાં જંગલમાં વ્યાઘ્ર જડે છે. વાજરાજ નામનો જે ઘોડો રાણાએ મને ઉપહારમાં આપ્યો હતો, તે સમજી ગયો કે હવે અમારો પ્રવાસ સમાપ્ત થવા આવ્યો છે. અગીઆરસો વર્ષપૂર્વે મહાસંત હારીતે સિસોદીઆઓના આદ્યપુરુષને આ સ્થાનપર મંત્રિત તલવાર આપી હતી. અહીંઆં એક મોટો વરાહ અમારી પાસે થઈને ચાલ્યો ગયો. હવે અહીંઆં અમે આરામ લેવા માગતા હતા. અહીંઆંનાં માણસો સત્કાર કરવાને માટે અમારી સામે આવ્યાં. તેમને મોખરે વાજાં વાગતાં હતાં. સ્ત્રીઓ કળશ લઈને આવતી હતી. અમે તેમનો આભાર માન્યો અને તેમના કળશમાં એક એક રૂપિયો નાખી દીધો. ત્યારપછી અમે વિશ્રામસ્થાનપર ચાલ્યા ગયા. અમારો મિત્રી અત્યંત કમજોર બની ગયો છે. તેનું માત્ર હાડપિંજરજ અવશિષ્ટ રહ્યું છે.

# अध्याय ९ मो

**કર્નલ ટૉડ સાહેબની પોતાના દેશમાં જવાની ઈચ્છા—સ્વદેશ જવાનું બંધ રાખી બુંદીરાજ્યમાં જવું—બુંદીના મહારાજનો પ્રાણત્યાગ કરવો—કર્નલ ટૉડ સાહેબનું તેમના પુત્રને તેમના અભિભાવક પદપર નિયુક્ત કરવા—પોહાના. ભીલવાડા—જહાજપુર—કર્નલ ટૉડનું બુંદીમાં આવવું—રાજપરિવાર સાથે મુલાકાત—તેની સાથે આત્મીયતા.**

નિરંતર અવિશ્રાંત પરિશ્રમ કરવાથી અને રાજસ્થાનની રાજકીય, આર્થિક અને નૈતિક ઉન્નતિ કરવાની સતત ચિંતા કરવાથી કર્નલ ટૉડનું સ્વાસ્થ્ય ઇ૦ સ૦ ૧૮૨૧ માં સર્વથા ભગ્ન થઈ ગયું. તે સમયે તેમની શક્તિ સંપૂર્ણ નષ્ટ થઈ ગઈ. આ સમયે તેમણે પોતાના ચિકિત્સકની સલાહથી પોતાના પ્રાણની રક્ષાને અર્થે પોતાની પ્રિય જન્મભૂમિમાં જવાની અભિલાષા પ્રકટ કરી; પરંતુ રાજસ્થાન અને રાજપૂતજાતિપ્રત્યે તેમને એવી [illegible] અને અકૃત્રિમ સ્નેહ ઉત્પન્ન થયો હતો કે તેમણે પોતાના શરીર તથા જીવન તરફ [illegible] રાજસ્થાનમાં શાંતિ સ્થાપન કરવાને અને રાજપૂતજાતિની ઉન્નતિ [illegible] [illegible] [illegible] પરિશ્રમ

થયેલા હતા. રાજસ્થાનના સમસ્ત રાજવંશો અને સામંતોની સાથે તેમનો કાકા, મામાનો સંબંધ સ્થાપિત થયો હતો. આ કારણથી તેઓ કોઇ પણ પ્રકારે માયામમતા છોડી કઠોર હૃદયના બની સાધારણ અંગ્રેજની પેઠે રાજસ્થાનનો પરિત્યાગ કરી શકયા નહિ. ઇ૦ સ૦ ૧૮૨૧ ના જુલાઈ માસમાં તેમણે ઉદયપુરમાં જઇને લખ્યું છે કે:–" મેં વર્ષાઋતુની સમાપ્તિ થયા પછી સ્વદેશમાં જવાનો નિશ્ચય કર્યો હતો; પરંતુ ' તમે સ્વદેશ જઈ શકશો નહિ ' એવી મહાશય ડંકનની ભવિષ્યવાણી સત્ય નિવડી. તેજ સમયમાં બૂંદીના મહારાજાનું અચાનક મૃત્યુ થયું, તેથી મારા મનની આશા મનમાંજ રહી ગઇ. સ્વર્ગસ્થ મહારાજાએ મને પોતાના પુત્રના રક્ષકના પદપર નિયુક્ત કર્યો હતો અને બૂંદીરાજ્યનું મંગલ કરવાનો ભાર મને અર્પણ કર્યો હતો. આથી હું અત્યંત દુઃખિત થઇ શીઘ્ર બૂંદી તરફ ચાલ્યો ગયો. "

આ સમયે ત્યાં કોલેરા ફાટી નીકળ્યો હતો. તેનો પ્રતીકાર કરવાને માટે લોકો પુષ્કળ પ્રયત્ન કરી રહ્યા હતા. બ્રાહ્મણો મંત્રો ભણતા હતા અને હવન કરતા હતા. શહેરની બહાર દક્ષિણ તરફ ગંગાજળ છાંટવામાં આવતું હતું. સર્વ લોકો વ્યાકુળ બની ગયા હતા, આવા સમયમાં હું ત્યાં ગયો.

પૌહોના, તા૦ ૨૫ મી જુલાઈ—આજનો દિવસ અત્યંત દુઃખનો હતો. હું ઉદયપુરથી વરસાદમાં નીકળ્યો હતો. મેડતા અને બાદલીની વચ્ચે અમારો હાથી મરણ પામ્યો. ટાઢ ઘણી સખ્ત પડતી હતી, જેથી અમારા કષ્ટનો પાર નહોતો. ભીલવાડા જોવાની અમારી ઇચ્છા હતી, તેથી અમે તે તરફ ચાલ્યા.

ભીલવાડા, તા૦ ૨૬ મી જુલાઇ—એ દિવસથી ઇંદ્રદેવે કૃપા કરી છે. તડકો નીકળ્યો છે. અહીંઆંનાં પુરુષો તથા સ્ત્રીઓ અમારો સત્કાર કરવાને અમારી સામે આવ્યાં. સ્ત્રીઓની પાસે કળશો હતા. તેઓ અમારો સારો સત્કાર કરી અમને શહેરમાં લઈ ગયાં. બજારને ઉત્તમ પ્રકારે શૃંગારવામાં આવ્યું હતું. શહેર જોઇ પાછા અમે અમારા મુકામપર ચાલ્યા આવ્યા. તે પછી અમે ભોજન કર્યું. પછી જે લોકો અમારી સાથે આવ્યા હતા, તેમને એલચી આપી વિદાય કર્યા. બ્રિટિશરાજ્યની સ્થાપના થયા પછી આ શહેરની ઉન્નતિ થઇ છે. અહીંઆં ત્રણ હજાર ઘરો છે, તેમાં બારસેં ઘરો વ્યાપારીઓનાં છે. સર્વ સ્થાનોની વસ્તુઓ અહીંઆં પ્રાપ્ત થાય છે. જો કાંઇ વિઘ્ન નહિ આવે તો આ શહેરની ઘણીજ ઉન્નતિ થશે. ૨૮ મી તારીખે પણ લોકોએ અમને ત્યાંજ રાખ્યા. ૨૯ મી તારીખે અમે ઘણો થોડો અસબાબ લઇને ત્યાંથી નીકળ્યા. સર્વ માર્ગો બગડી ગયા હતા. વરસાદ વરસી રહ્યો હતો. મારા સાથીઓ પડી જતા હતા. આ પ્રકારે ચાલી અમે જહાજપુરમાં જઈ પહોંચ્યા.

તા. ૩૦ મીએ અમે બૂંદીમાં જઇ પહોંચ્યા. હું જે પથિકના વેષમાં બૂંદીમાં ગયો હતો તેજ વેષમાં શોકથી સંતપ્ત થયેલા રાજકુટુંબને આશ્વાસન આપવાને માટે સૌથી પહેલાં રાજમહાલયમાં ચાલ્યો ગયો. ત્યાં જઇ મેં સૌને આશ્વાસન આપ્યું. રાજમહાલયમાં નવીન મહારાજા અને તેમના ભ્રાતા ગોપાલસિંહ તથા દરબારીઓ બેઠેલા હતા. તેમણે મને આ શોકના સમયમાં પણ સારો સત્કાર આપ્યો.

સ્વર્ગસ્થ મહારાજાના વિયોગથી મને અપાર શોક થયો છે, એમ મેં તેમને નિવેદન કર્યું અને તેની સાથે એમ પણ નિવેદન કર્યું કે ભારતવર્ષના ગવર્નર જનરલ બહાદૂર પણ મહારાજાના વિયોગથી પરમ દુઃખિત થયા છે અને નૂતન મહારાજા જ્યાંસુધી રાજકાર્ય કરવાને સમર્થ થશે નહિ, ત્યાંસુધી નવા ગવર્નર જનરલ બહાદૂર પિતાની જગા લઇ તેમના કલ્યાણની કામના કરશે. સગીર મહારાજાએ ધીર ગંભીર સ્વરે પ્રત્યુત્તર આપ્યો કે:–" મારા પિતા મને આપની ગોદમાં બેસાડી ગયા છે, તેમણે મારા કલ્યાણનો ભાર આપના હાથમાં અર્પણ કર્યો છે. " આ પ્રકારે પરસ્પર વાર્તાલાપ થયા પછી સામંતોની સાથે સમયાનુસાર વાતચીત કરી અમે મહાલયથી થોડે દૂર અમારા મુકામપર ગયા. ત્યાં મને જે જે વસ્તુઓની આવશ્યકતા હતી, તે તે વસ્તુઓ તૈયાર રાખવામાં આવી હતી. ભોજનની સર્વ સામગ્રી પણ તૈયાર હતી. રાજમાતાએ ભોજનની સર્વ સામગ્રી મોકલી

આપી હતી. મારાપ્રત્યે સન્માન દર્શાવવાને માટે એક બ્રાહ્મણની સાથે ઉક્ત સામગ્રી મોકલવામાં આવી હતી.તેની આગળ એક બ્રાહ્મણ ગંગાજળ છાંટતો છાંટતો આવ્યો હતો. કોઈની દૃષ્ટિ નહિ લાગે અને કાંઇ અશુભ નહિ થાય એટલા માટે એમ કરવામાં આવતું હતું.

# अध्याय १० मो

## રાજ્યાભિષેક-રાજમાતાઓની યોગ્યતા-રાજમાતાના સમાચાર-રાણીની મુલાકાત-કોટામાં ગમન-રાવતા.

બૂંદી ગયો ત્યાર પછી રાજ્યમાતાએ નૂતન મહારાજાને રાજતિલક કરી અભિષેક કરાવવાનો નિશ્ચય કર્યો. શ્રાવણમાસની તૃતીયાના મહાપર્વને બીજે દિવસે આ શુભ કાર્ય કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. રાજમાતાએ એક કારકુનદ્વારા મારાપર કહેવરાવી મોકલ્યું કે તૃતીયાને દિવસે જાતીયપર્વ છે, માટે તે દિવસે આપે રાજકુમારની સાથે ફરવા નીકળવાની કૃપા કરવી. વળી તેમણે મને એમ પણ કહેવરાવ્યું કે રાજસ્થાનમાં એવી રીતિ પ્રચલિત છે કે રાજાનું મૃત્યુ થયા પછી શોકના બાર દિવસ વ્યતીત થયા બાદ નિકટનો કોઇ રાજા અથવા કોઇ સ્નેહી વા આપ્ત રાજકુમારને શોક છોડવાનો આગ્રહ કરે છે. તેમના કહેવા પ્રમાણે મેં રંગેલાં કપડાં, પાઘડી તથા જરીનો શિરપેચ એ વસ્તુઓ રાજમહાલયમાં મોકલી આપી. નૂતન મહારાજાએ શોકનાં ચિન્હસ્વરૂપ સફેદ વસ્ત્રોનો પરિત્યાગ કરી રંગીન વસ્ત્રો પરિધાન કર્યાં. પછી હું તેમની સાથે જૂના મહાલયમાં ગયો. અહીંઆંજ સમસ્ત ક્રિયાકર્મ થયાં.

બીજે દિવસે મહારાજાનો અભિષેક કરવામાં આવ્યો. જે રાજમહાલયમાં બૂંદીના મહારાજાનો અભિષેક કરવામાં આવે છે, તેમાં હું ગયો. હું જે માર્ગે થઇને જતો હતો તે માર્ગમાં અગણિત પ્રજાજનો સુંદર વસ્ત્રો પહેરી મને અભિનંદન આપતાં હતાં. મહાલયના આંગણામાં પણ આ પ્રકારે અસંખ્ય રાજપૂતો એકત્રિત થયા હતા. તેઓ 'જય જય' શબ્દથી આનંદ પ્રકાશિત કરતા હતા. મહાલયની અંદર જ્યાં મહારાજાના અભિષેકની ક્રિયા કરવામાં આવતી હતી, ત્યાં પણ પુષ્કળ સામંતો એકત્રિત થયા હતા. હું ત્યાં ગયો અને સામંતોની સાથે વાર્તાલાપ કરવા લાગ્યો. પાસેનાજ એક ઓરડામાં પૂજા અને હવન થઇ રહ્યાં હતાં. પૂજાની સમાપ્તિ થતાંજ મેં નૂતન મહારાજાને યજ્ઞભવનમાંથી બોલાવી બીજા ઓરડામાં એક આસનપર બેસાડયા. તે સ્થાને પુનઃ પૂજા આદિ થઈ. મહારાજાએ પોતાના પુરોહિતના મસ્તકપર તિલક કર્યું. ઉક્ત કાર્ય સમાપ્ત થયા પછી સર્વની સલાહથી હું પ્રસન્નચિત્તથી નૂતન મહારાજાને ત્યાં ગોઠવેલા એક ઉચ્ચ મંચપરના સિંહાસન તરફ લઈ ગયો. મંચ ઉંચો હતો, તેથી સુકુમાર મહારાજા તેપર ચઢવાને સમર્થ થયા નહિ, તેથી મેં તેમને ઉંચકીને ચઢાવી દીધા. ત્યારપછી પુરોહિતે ચંદન લગાડયું અને મેં મધ્યમાં અંગુલીથી મહારાજાના કપાળમાં તિલક કરી દીધું. ત્યારપછી તેમની કમરમાં તલવાર બાંધી મેં બ્રિટિશસરકારની તરફથી તેમને અભિનંદન આપ્યું. સર્વ સાંભળી શકે એવા ઉચ્ચ સ્વરથી મેં જણાવ્યું કેઃ—"બ્રિટિશસરકાર સદા બૂંદીના મહારાજા અને તેમના રાજ્યના મંગલની કામના કરશે." મારાં આ વચન સાંભળી સુંદર વસ્ત્રધારી હજારો માણસો પરમ આનંદ પ્રકાશિત કરવા લાગ્યા અને તેજ સમયે તારાગઢના કિલ્લામાંથી તોપનો શબ્દ થયો. ત્યારપછી મેં મહારાજાની પાઘડીમાં જરીનો શિરપેચ ખોસી તથા ગળામાં મોતીની માળા પહેરાવી રાજપૂતોની રીતિ પ્રમાણે એકવીસ શાલ તથા બીજાં અનેક પ્રકારનાં મૂલ્યવાન વસ્ત્રો ભેટ કર્યાં. તે સિવાય સુવર્ણના અલંકારોથી સુસજ્જિત થયેલો એક હાથી અને બે કાળા ઘોડા પણ આપ્યા. ત્યારપછી મહારાજાને મિત્ર તથા રક્ષકરૂપે અભિનંદન આપી તથા તેમનું કલ્યાણ ઇચ્છી તેમના [illegible] હવે સામંતો મહારાજાને નજર આપી અભિનંદન આપવા લાગ્યા.

આ સમયે રાજમાતા ગોપાલસિંહે મારી પાસે આવી, મને કહ્યું કેઃ—" આપ સિવાય અમારો રક્ષક બીજો કોઈ પણ નથી." સમસ્ત સામંતો પણ મહારાજાને અભિનંદન આપ્યા પછી મારી પાસે આવ્યા અને મને બ્રિટિશસરકારના પ્રતિનિધિતરિકે નજર અર્પણ કરી. ત્યાર પછી હું સામંતો અને મહારાજાને અભિનંદન આપી ત્યાંથી ચાલ્યો આવ્યો. ત્યાર પછી નવીન મહારાજા સેના અને સામંતોસહિત નગરમાં ફરતા ફરતા સઘળાં દેવાલયોમાં પૂજા કરવાને ગયા. સીતૂરના દેવાલયમાં પણ તેઓ પૂજા કરવાને ગયા હતા.

બીજે દિવસે રાજમાતા તરફથી મને સમાચાર મળ્યા તે પ્રમાણે મેં સર્વ પ્રબંધ કર્યો. તેમને બલવંતસિંહ તરફની આશંકા હતી. બલવંતસિંહે બાર વર્ષપૂર્વે એક કિલ્લાપર આક્રમણ કરી તેને બૂંદીના મહારાજાની પાસેથી ખુંચવી લીધો હતો. મહારાણી પોતાના દીવાન ભૂરા શંભુનાથથી પણ અપ્રસન્ન હતાં, તેથી તેમણે પરમ ધાર્મિક ગોવિંદરામ વકીલ, ધાવભાઇ ( તારાગઢના કિલ્લેદાર ) તથા ચંદભાણુ નાયક કે જેઓ અતિ પ્રમાણિક હતા,તેમને ભૂરાશંભુનાથની ઉપર દૃષ્ટિ રાખવાને નિયત કર્યા હતા.

મેં ત્યાર પછી આજ્ઞા કરી કે આમદાનીના જે રૂપિયા આવે તે સર્વ મહાલયના ખજાનામાં રાખવા. ઉપરોક્ત પુરુષોને મેં ખજાનાપર દેખરેખ રાખવાને માટે નિયુક્ત કર્યા અને સર્વ હિસાબને માટે તેમને જોખમદાર બનાવ્યા. વળી બલવંતસિંહને વિદાય કરવાનો પણ પ્રબંધ કર્યો.

એવામાં શ્રાવણની પૂર્ણિમાનો રક્ષાબંધનનો તહેવાર આવ્યો. રાણીસાહેબાએ મને બંધુ ગણી પોતાના પુરોહિતની સાથે મારી પાસે રક્ષા મોકલી. અગીઆર વર્ષના રાજકુમાર મારા ભાણેજ થયા. મને રાણીની સાથે રાજપ્રબંધસંબંધી કાંઇક વાર્તાલાપ કરવાની ઇચ્છા થઇ અને હું રાજમહાલયમાં ગયો. કેટલાક કલાક સુધી વાતચીત થઇ. રાણી એક પડદામાં હતાં.તેમની સાથે થયેલી વાતચીતપરથી તેમની રાજપ્રબંધવિષયક મહાન યોગ્યતા પ્રતીત થઈ. મેં તેમને સમજાવ્યું કે તમારે પૃથક્ પત્રવ્યવહાર કરવો નહિ તેમજ પોતાના મનની વાત હરકોઇને જણાવવી નહિ. સરકાર સદા તમને સહાય કરશે. પછી રાણીએ એક દાસીમારફતે મારી પાસે અત્તરપાન મોકલ્યાં અને વારંવાર મને ભલામણ કરી કે લાલજીને ભૂલી જશો નહિ. ત્યારપછી મેં ત્યાંથી વિદાય લીધી.

હું આનંદપૂર્વક પાછો ફર્યો. રાણીની યોગ્યતા જોઈ હું પરમ પ્રસન્ન થયો. ઇતર રાણીઓ કરતાં આ રાણીમાં મને વિશેષ યોગ્યતા પ્રતીત થઈ.

અમે ઑગસ્ટ માસપર્યંત બૂંદીરાજ્યમાં રહ્યા. બૂંદીમાંથી પાછા ફરતી વખત અમે રાજ્યના અમલદારોને જણાવ્યું કે અમે આપને આ રાજ્યના પ્રબંધકર્તાતરિકે મૂકી જઇએ છીએ. જો અમે પ્રતિવર્ષે હિસાબ માગીએ તો આપ આશ્ચર્ય પામશો નહિ. ભૂરાશંભુનાથને પણ મેં સમજાવ્યો કે તમારી ઉન્નતિનો માર્ગ તમારા હાથમાં છે; માટે પ્રમાણિકપણે કાર્ય કરશો. તેણે તથા તેના સાથીઓએ મારી આ શિખામણ માન્ય કરી.

પ્રવાસમાં અમને બૂંદીના સમાચાર મળતા રહ્યા. દેવનાગરી તથા ફારસીમાં લખેલા મહારાજાના પત્ર પણ અમને પ્રાપ્ત થતા રહ્યા. જ્યારે અમે બૂંદીમાં હતા, ત્યારે બાલમહારાજા અમારા મુકામ આગળ ઘોડો ફેરવી પોતાનું ચાતુર્ય દર્શાવતા હતા; પરંતુ આજે અમને મહારાણીના પત્રથી વિદિત થયું કે બાલમહારાજાએ વરાહનો શિકાર કર્યો છે. મહારાણીએ આ કાર્યથી પ્રસન્ન થઈ ઘણું દાનપુણ્ય કર્યું હતું. રાજપૂતોમાં એવી રીતિ પ્રચલિત છે કે જ્યાંસુધી રાજા જંગલી વરાહનો શિકાર કરે નહિ, ત્યાંસુધી વીરોમાં તેને પ્રતિષ્ઠા મળતી નથી.

અમે-જ્યાં જ્યાં મુકામ કરતા ત્યાં ત્યાં પ્રાચીન શિલાલેખોની તપાસ કરતા હતા. આથી બૂંદીના રાજપુરુષોને પરમ આશ્ચર્ય થતું હતું.

બૂંદીની આમદાની ત્રણલાખથી વિશેષ નહોતી; પરંતુ હવે થોડા સમયમાં તેની ઉપજ પાંચલાખથી અધિક થશે. તે સિવાય ૮૦૦૦૦ રૂપિયાની ઉપજની ભૂમિ મહારાજાને નવીન [illegible] આ ભૂમિ પૂર્વે સિંધિઆના અધિકારમાં હતી, જે તેણે ઈ૦ સ૦ ૧૮૧૮ માં થયેલી સંધિ [illegible] છોડી દીધી હતી. મહારાજાની પાસે સાતસેં ઘોડેસ્વાર સ્વજાતીય, કિલ્લેદારી તથા ગોલંદાજોના [illegible] તોપો તથા ૨૭૦૦ પાયદલ સૈનિકો હતા.

રાવતા, તા૦ ૧૯ મી નવેમ્બર—ઑગસ્ટની તા૦ ૧૪ મી એ અમે કોટા તરફ ચાલ્યા. બુંદીની પ્રજા પણ આ સમયે જ્વર અને ટાઢથી પીડિત હતી અને અમે પણ તેથી દુઃખિત હતા. અમે હમણાં જે સ્થાનપર ચાલીએ છીએ, તેજ સ્થાનપર ઈ૦ સ૦ ૧૮૧૭–૧૮ માં અમે શત્રુઓની સામે યુદ્ધ કર્યું હતું. આ યુદ્ધ પિંઢારાઓની સામે થયું હતું. તેમની લૂંટમાંથી જે દ્રવ્ય મળ્યું તે-દ્વારા લૉર્ડ હેસ્ટિંગ્સના નામથી પૂલ બંધાવવાનો વિચાર કરવામાં આવ્યો હતો. આ લૂંટમાં પ્રત્યેક દેશનો માલ મળી આવતો હતો. તેમાં અનેક પ્રકારનાં ૪૦૦૦ પશુઓ હતાં. અમારી ઇચ્છાનુસાર કોટાની પૂર્વતરફ ૧૫ મહેરાબનો એક પૂલ બંધાવવામાં આવ્યો.તે પૂલ એક હજાર ફીટ લાંબો હતો. અમે હાડોતીના મુખ્ય માર્ગની સમીપ હતા, એવામાં રાજરાણાએ જણાવ્યું કે ચાલો તમને શિકાર-નું મોટું સ્થળ બતાવું. આ સ્થળે પર્વતની મોટી મોટી શ્રેણીઓ આવી રહી હતી. આ સ્થળથી હાડોતી માળવાથી પૃથક્ થાય છે. ત્રીજે પ્રહરે અમે શિકાર ખેલવાને ચાલ્યા. શિકારીઓનો શબ્દ સાંભળી જંગલનાં પ્રાણીઓ આમતેમ નાસવા લાગ્યાં. જાનવરો ભયથી નાસતાં હતાં, એ એક અદ્ભુત દૃશ્ય જણાતું હતું. એ દિવસે અમે હરણોનો શિકાર કર્યો.

એમ કહેવાય છે કે આ સંસ્થાનને પ્રતિવર્ષે શિકારમાં ૨૦૦૦૦૦ રૂપિયાનો ખર્ચ થાય છે. ૨૫ સુથાર, ૨૦૦ હાંકનારાઓ અને ૫૦૦ શિકારીઓ એ કાર્યને માટે રાખવામાં આવે છે; પરંતુ વિશેષ વ્યય ખાણામાં થાય છે. વળી લોકોને પારિતોષિક પણ આપવામાં આવે છે. રાજરાણા આ કાર્ય હાડાજાતિને પ્રસન્ન કરવાને માટે કરે છે.

જ્યાંસુધી મહારાવ મેવાડમાંથી પાછા આવશે, ત્યાંસુધી અમે માળવામાં પરિભ્રમણ કરીશું.

# अध्याय ११ मो

**મુકુન્દરામાં જવું–ચંબલનું દૃશ્ય–વણજારાઓનાં ચિન્હો–જોગીઓનાં સ્થાનો–ટૉડ સાહેબનું એક યોગીના શિષ્ય થવું–સિસોદીઆનું વૃત્તાંત–યોગીઓના સરદારનું વર્ણન–વારોલી અને તેનાં મંદિરોનું વર્ણન.**

અમે પ્રાતઃકાળમાં ઘણા વહેલા મુકુંદરા નામના પહાડી માર્ગથી ચાલ્યા. પ્રાતઃકાળમાં અમને માળવાની સમતલભૂમિ દૃષ્ટિગોચર થઇ. અમે ડાબા હાથપર જે પર્વત હાડોતીને માળવાથી વિચ્છિન્ન કરે છે તેની પાસે થઇને ગયા. અમે પર્વતપરથી ઉતર્યા કે તરતજ અમને બાલસૂર્યનાં સુકુમાર કિરણો દૃષ્ટિગોચર થયાં. અહીંઆં નાના નાના સ્તંભો અમને દૃષ્ટિગોચર થયા. આ સ્તંભો વણજારાઓએ માર્ગના ચિન્હતરિકે સ્થાપિત કર્યા હતા. આગળ જતાં ઝથકા નામનું મંદિર આવ્યું. આ મંદિર ભિસરોરના સામંતે સાધુઓને માટે બંધાવ્યું હતું. આ મંદિરની સામે જટાજૂથધારી ભસ્મસહિત અનેક સંન્યાસીઓ દૃષ્ટિગોચર થયા. આ સંન્યાસીઓના પ્રધાનનેતાની વય ૬૦ વર્ષની હશે. તેણે આગળ આવી મને આશીર્વાદ આપ્યો. પછી તેણે મારા મસ્તકપર ભસ્મનું તિલક કર્યું અને પોતાનો ચેલો બનાવી દીધો. આ વૃદ્ધ સંન્યાસી પ્રાચીન ઇતિહાસ ઘણો જાણતો હતો. તેણે દેવદાનવોની કથા કહેતાં રામાયણની કથા પણ કહી સંભળાવી. મેવાડના રાજપૂતોને સિસોદીઆની ઉપાધિ શામાટે મળી તેના સંબંધમાં તેણે એક વિચિત્ર વાત કહી. તેણે જણાવ્યું કે આ પર્વતમય પ્રદેશમાં એક સમયે ચિતોડના મહારાણા મૃગયા ખેલવાને માટે આવ્યા. શિકાર કર્યા પછી તેઓ ક્ષુધાથી અત્યંત વ્યાકુલ બની ગયા. તેમણે અતિ શીઘ્રતાથી ખાવાનો એક ટુકડો પોતાના મુખમાં નાખ્યો.તેની સાથે એક જંગલી ડાંસ પણ મહારાણાના મુખમાં પેસી ગયો. તે ડાંસે મહારાણાના ઉદરમાં જઇ ભયંકર વેદના ઉપસ્થિત કરી. રાણાની

આજ્ઞાથી વૈદ્ય ચિકિત્સા કરવાને આવ્યો. વૈદ્યને નિવેદન કરવામાં આવ્યું કે મહારાણાના ઉદરમાં ડાંસે પ્રવેશ કર્યો છે. વૈદ્યે મહારાણાના જીવનની રક્ષા અર્થે એક ઉપાય નિશ્ચિત કર્યો.વૈદ્યે રાણાના એક સેવકને ગુપ્ત રીતે કહ્યું કે એક ગાયના કાનનું થોડું માંસ કાપી લાવો.સેવકે ઉક્ત આજ્ઞાનું પાલન કર્યું. વૈદ્યે ઉક્ત માંસનો ટુકડો એક ચીંથરા સાથે લપેટી તેને એક દોરાવતી બાંધી રાણાને ગળામાં ઉતારવાને કહ્યું. એ પ્રકારે કરવામાં આવ્યું. ઉક્ત ડાંસ ગોમાંસને વળગ્યો એટલે વૈદ્યે તેને બહાર ખેંચી કાઢ્યો.આ રીતે રાણા-ના પ્રાણની રક્ષા થઇ. આથી રાણાએ પરમ સંતુષ્ટ થઇ ઉક્ત વૈદ્યને યથેષ્ટ પુરસ્કાર આપ્યો; પરંતુ તેઓ તેને વારંવાર પૂછવા લાગ્યા કે તમે કયા ઉપાયથી મારા પ્રાણની રક્ષા કરી છે તે મને કહો. ત્યારે વૈદ્યે તેમને સમસ્ત વૃત્તાંત કહી દીધું. રાણાએ જ્યારે જાણ્યું કે મારા ઉદરમાં ગોમાંસ નાખવામાં આવ્યું હતું ત્યારે તેઓ પોકરી ઉઠયા કેઃ–" એ તો મહાપાપ થયું ! એનું પ્રાયશ્ચિત્ત હું અવશ્ય કરીશ. " મહારાણાએ અજ્ઞાનતાથી ગોમાંસ ખાધું હતું તેટલા માટે તેમને એવી સજા ફ-રમાવવામાં આવી કે તેમણે સીસાનો ઉકળેલો રસ પીવો.થોડીજવારમાં તેમને માટે સીસું ગાળવામાં આવ્યું અને મહારાણા નિર્ભયતાપૂર્વક તેનો ગરમ રસ પી ગયા, તેથી તેમને કાંઇ પણ ઇજા થઇ નહિ. તે દિવસથી મેવાડના રાણા આહેરિયાને બદલે સિસોદીઆ કહેવાવા લાગ્યા. તે વૃદ્ધ યોગી વિશ્વાસપૂર્વક માનતા હતા કે ઉક્ત જનશ્રુતિ સર્વથા સત્ય છે. ઉક્ત યોગીની સાથે વાર્તાલાપ કરતા કરતા અમે આગળ વધ્યા. દૂરથી વૃક્ષોથી આવૃત વારોલીના વિખ્યાત મંદિરનું શિખર દૃષ્ટિગોચર થવા લાગ્યું. આ દૃશ્ય નેત્રોને પરમ આનંદ આપતું હતું. હું એક નાની સરખી નદીને કિનારે થઇને ઉક્ત મંદિર તરફ ગયો. હું તે મંદિરની સમીપ પહોંચ્યો ત્યારે અતિ પ્રચંડ આમ્રવૃક્ષો દૃષ્ટિગોચર થયાં. આ વૃક્ષો બહુ જૂનાં હતાં. હું શીઘ્ર અશ્વપરથી ઉતરી પડી મંદિરના આંગણામાં ગયો. આ વિશાળ મં-દિરની સુંદરતાનું વર્ણન કરવું સર્વથા અશક્ય છે. માત્ર ચિત્રકારજ તેનું ચિત્ર આલેખી તેનો કાંઇક ખ્યાલ આપી શકે. શિલ્પકારોએ આ મંદિર બાંધવામાં પોતાની કળાની સર્વોત્તમતા દર્શાવી આપી હતી. આ મંદિર જોઇ મારા મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે પ્રાચીન હિંદુશિલ્પકાર્ય ખરેખર અતુલનીય છે. સ્તંભોની પંક્તિ, નીચલો ભાગ અને ઉપરની છત એ સર્વ અવર્ણનીય હતાં. સર્વ-થી ઉપર આવેલા સુવર્ણના કળશે અમારી દૃષ્ટિ વિશેષ આકર્ષિત કરી. આ મંદિરનું સમસ્ત વર્ણન કરવા બેસીએ તો એક મોટું પુસ્તક ભરાય. જો કે આ મંદિર અત્યંત પ્રાચીન કાળનું છે, તથાપિ આજપર્યંત તેની સુંદરતા કાયમ રહી છે. તે દીર્ઘકાળપર્યંત સારી સ્થિતિમાં ટકી રહ્યું તેનાં બે કારણો પ્રતીત થાય છે. એક તો એ મોટી ખડકોમાંથી કાપી કાઢેલા પાષાણવતી બંધાવવામાં આવ્યું છે અને બીજું સંગેમરમરના પાષાણનો એને ઓપ દેવામાં આવ્યો છે. વૃષ્ટિથી માત્ર કેટલોક ભાગ ઉખડી ગયો છે, બાકીનો સર્વભાગ ઘણી સારી અવસ્થામાં છે.

વારોલીના આ મહાન મંદિરમાં મહાદેવ વિરાજમાન છે.મંદિરના કેવલ એક સ્થાનમાંજ નહિ;પરંતુ અનેક સ્થાનોમાં શિવલિંગ વિરાજમાન છે. લગભગ પાંચસેં હાથની ચોખંડીભૂમિમાં આ મંદિર બંધાવેલું છે અને ચોતરફ પથ્થરની દિવાલો છે. આ દિવાલોની બહાર મહાપ્રચંડ વૃક્ષો આવી રહ્યાં છે અને નાનાં નાનાં મંદિરો પણ વિદ્યમાન છે.મંદિરના આંગણામાં જતાંજ સૌથી પ્રથમ એક સ્તંભ મારા જોવામાં આવ્યો. એક સર્પ આ સ્તંભને પકડી રહ્યો હતો. મંદિરનો દરવાજો અવશ્ય અત્યંત રમણીય હતો; પરંતુ હાલમાં તે નષ્ટ થઈ ગયો છે. હાલમાં તેના કેટલાક ભાગો સારી અ-વસ્થામાં છે, તે ઘણા રમણીય જણાય છે.મંદિરમાં મુખ્ય મૂર્તિ મહાદેવ, પાર્વતી અને તેમના અનુ-ચરોની છે. મહાદેવ એક કમળની ઉપર ઉભા રહ્યા છે અને એક સર્પ તેમના ગળામાં માળાની પેઠે શોભી રહ્યો છે. તેમના જમણા હાથમાં ડમરૂ અને ડાબા હાથમાં મનુષ્યની ખોપરી છે. અત્યંત દુઃ-ખનો વિષય છે કે મુસલમાનોએ તેમના ઉભય હસ્તો ખંડિત કરી નાખ્યા છે. મુસલમાનોએ આ આખી મૂર્તિ ખંડિત કરી નહિ તેનું કારણ એવું જણાય છે કે તે પાષાણહૃદયના માણસો પણ તેનું શિલ્પકાર્ય જોઇને મોહિત થઇ ગયા હતા. પાર્વતીની મૂર્તિ શિવજીની ડાબી તરફ સ્થાપિત છે. તે મૂર્તિ એક કૂર્મની ઉપર ઉભી રહેલી છે.મંદિરમાં બીજી પણ ઘણી મૂર્તિઓ છે. શુંગની ઉપર એક સિંહના જેવી મૂર્તિ દૃષ્ટિગોચર થાય છે. તેનું નામ ગ્રાસ છે. અન્યાન્ય મૂર્તિઓમાંની ઘણી

આંગીઠુડી ગએલી છે. એક સ્થાનપર એક યોગી વીણા વગાડી રહ્યા છે અને બે હરણીઓ [illegible] [illegible] કરી વીણાનો સુમધુર સ્વર સાંભળી રહી છે. એવા પ્રકારની પ્રતિમા કોતરેલી છે.

પ્રધાન મંદિરની અત્યંત નિકટ બીજું એક નાનું મંદિર વિદ્યમાન છે. તેમાં ચતુર્ભુજાદેવીની મૂર્તિ સ્થાપિત છે; પરંતુ મુસલમાનોએ તેના પણ બે હાથ ખંડિત કરી નાખ્યા છે. ભીલો તેની પૂજા કરે છે. આ દેવીના પરમ ભક્ત ભીલલોકોજ છે.

પ્રધાન મંદિરની ડાબી બાજુએ એક ત્રીસ ફીટ ઉંચું મંદિર છે.તેમાં અષ્ટમાતા અર્થાત્ અષ્ટ-ભુજા દેવીની મૂર્તિ સ્થાપિત છે. મુસલમાનોએ આ દેવીના સાત હાથ સર્વથા ખંડિત કરી નાખ્યા છે. માત્ર એક હાથ કે જેમાં ઢાલ હતી, તેજ તેમણે તોડી નાખ્યો નથી. તેમણે દેવીનું મસ્તક સ-ર્વથા છિન્નભિન્ન કરી નાખ્યું છે. આ મૂર્તિ મહાદેવના વક્ષઃસ્થળપર ઉભી છે. મહાદેવની મૂર્તિનું મસ્તક પણ તુટી ગયેલું છે. યોગીની અને અપ્સરાઓની મૂર્તિઓપર મુસલમાનોએ હાથ નાખ્યા નથી. જમણી બાજુએ ત્રિમૂર્તિનું મંદિર છે. એમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણેનાં મસ્તક લાગેલાં છે. મહાદેવસિવાય બ્રહ્મા અને વિષ્ણુનાં મસ્તક પણ મુસલમાનોએ ભગ્ન કરી નાખ્યાં છે. આ ત્રિમૂર્તિપર જે એક મોટો મુકુટ હતો, તે અદ્યાપિ વિદ્યમાન છે. તેની કારીગરી અત્યંત મનોહર અને પ્રશંસનીય છે. હાલમાં આવું ઉત્તમ શિલ્પકાર્ય કયાંય પણ કરવામાં આવતું નથી.

પ્રધાન મંદિર ૫૮ ફીટ ઉંચું છે. આ મંદિરના બહારના ભાગમાં અને અંદરના ભાગમાં સર્વત્ર દેવદેવીઓની મૂર્તિઓ સ્થાપિત છે. મંદિરની બહાર જમણા હાથપર એક ઘુમટમાં મહાદેવની મૂર્તિ છે, તેના ગળામાં મસ્તકની માળા છે તથા તેના સાત હાથમાં સાત પ્રકારનાં શસ્ત્રો છે. તેના મસ્તકપર સર્પથી વિજડિત ખોપરીનો મુકુટ છે. તેની ડાબી બાજુએ એક યોગિની રુધિરપાન કરી રહી છે અને તેની જમણી બાજુએ નીચે મૃત્યુદેવની મૂર્તિ છે. તેનું શરીર જીર્ણશીર્ણ છે.

પશ્ચિમ તરફ મહાદેવની બીજા એક પ્રકારની મૂર્તિ છે. આ મૂર્તિ અત્યંત સુંદર અને રમણીય છે. પાર્વતીની સાથે વિવાહ કરવાને માટે મહાદેવ ગયા હતા તે પ્રસંગની તેમની આ મૂર્તિ છે. તે અત્યંત ભયંકર લાગે છે. મનુષ્યોનાં મસ્તકો તેમના ગળામાં વિરાજમાન:છે. તેમની નિકટજ મૃ-ત્યુના મુખમાં સપડાએલાં બે મનુષ્યોની મૂર્તિ છે.

ઉત્તરમાં કાળ અને તેના સાથીઓની મૂર્તિ છે. કાળની મૂર્તિને ભૂખામાતાની મૂર્તિ કહેવામાં આવે છે. તે વૃદ્ધા સ્ત્રી છે અને તેના ગળામાં પણ મનુષ્યોની ખોપરીઓ લટકાવી છે. બે મનુષ્યો તેની સાથે છે, જેની આકૃતિ વક્ર છે. તે મૃત હોવાથી તેની આંખો બંધ છે. મુખપર મૃત્યુનાં ચિન્હો સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. એક હિંસક પ્રાણી તેમની સામે આવતું જણાય છે.

મંદિરનો સભામંડપ વિશાળ છે. તેની બે બાજુએ ચોખંડા સ્થંભો આવી રહ્યા છે. આ સ્થંભોમાં સ્ત્રીપુરુષની પુષ્કળ મૂર્તિઓ કોતરવામાં આવેલી છે. મહેરાબ ઘણા અદ્ભુત છે. કેટલીક મૂર્તિઓના હાથમાં ખડ્ગ છે. એક હાથીની મૂર્તિ પણ ત્યાં વિદ્યમાન છે. અમે આવી મૂર્તિ ક્યાંય પણ જોઈ નહોતી.

એની છત ઘણીજ મનોહર છે. અમારા એક માણસે તેનું ચિત્ર લઇ લીધું.આ પવિત્ર સ્થાનપર એક મૂર્તિ છે. જેને શેરી વારોલી કહેવામાં આવે છે. તેનું બીજું નામ બાલનાથ છે. પંડયાઓ શ્લોકથી તેની સ્તુતિ કરે છે. વળી એક ગોળ પાષાણની સામે એક મંદિર આવેલું છે. ત્યાં એક મહાપુરુષે પાર્વતીની એક મૂર્તિ સ્થાપિત કરી છે; પરંતુ તેથી દેવ તેનાપર પ્રસન્ન થયા નહિ. તેના પર મહાકષ્ટ પડયાં. તેની ભાર્યા મરી ગઈ, તેનો પુત્ર મરણ પામ્યો અને તેનું દેવાળું નીકળ્યું.

આ મંદિરની સમીપ વીસ ગજના અંતરપર સિંગારચોરી નામનું એક સ્થાન છે. તે સ્થાન ચાળીસ ચોરસફીટનું છે અને મોટા મોટા સ્તંભોની શ્રેણીઓપર તે સ્થિત છે. ઉપરથી તે ખુલ્લું છે; તેમાં પુષ્કળ મૂર્તિઓ વિદ્યમાન છે. ત્યાંર બાર ફીટનો એક ચોતરો છે, જ્યાં રાજા કુંભનો વિવાહ એક રાજપૂતની કન્યા સાથે થયો હતો. તેના સ્મરણચિન્હતરિકેજ આ ચોતરો બંધાવવામાં આવેલો છે.

મંદિરની વચ્ચે એક વેદીપર નંદીશ્વરની મૂર્તિ સ્થાપિત છે. નંદીશ્વર પોતાના સ્વામીની સન્મુખ [illegible] વાળીને બેઠા છે. મહાદેવની સમીપ નાનાં નાનાં મંદિરોમાં મૂર્તિઓ છે, જેમાંની કેટલીક મૂર્તિઓ

મહાદેવની અને કેટલીક અન્ય દેવોની છે. ઉત્તર તરફ ગણેશ અને ઇતર દેવોની મૂર્તિઓ છે; પરંતુ યવનોએ આ મૂર્તિને તોડી નાખી છે. આગળ ચાલતાં બે સ્તંભો આવે છે, જેમાંનો એક ઉભેલો છે અને બીજો પડેલો છે. અહીંઆં જળપાનને માટે એક વાવ પણ વિદ્યમાન છે. અહીંઆંથી આગળ ચાલી અમે એક કુંડની નિકટ ગયા. આ કુંડ સાઠ ફીટ લાંબોપહોળો છે. તેમાં પાણી કિનારા-સુધી ભરેલું રહે છે. તેની સમીપ એક મંદિર જળદેવતાનું છે. કુંડની નિકટ જે જે મંદિરો છે તેમાંની કારીગરી પણ અદ્‌ભુત છે. મેં એક મંદિરમાં પાણીમાં તરતી નારાયણની મૂર્તિ જોઇ. નારાયણ શેષ-નાગની શય્યાપર શયન કરે છે. નાગ સહસ્ર ફેણોથી તેમની ઉપર છાયા કરે છે. ચરણમાં લક્ષ્મીજી બેઠાં છે. તેમની સમીપ એક ઘોડો ઉભો છે. તેની સમીપ એક સિંહ છે. ઉપરના ભાગમાં ઇતર દેવતા-ઓની પ્રતિમા છે. એક સ્થાનપર નૃસિંહની પ્રતિમા છે. બીજા પણ અનેક દેવતાઓની મૂર્તિઓ છે.

નારાયણ શયન કરી રહ્યા છે. તેમનો એક હાથ મસ્તકનીચે છે. તેમણે શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કર્યાં છે. શંખ દક્ષિણાવર્ત કહેવાય છે. તેમની નાભિમાંથી એક કમળ નીકળ્યું છે અને તેપર બ્રહ્મા બેઠા છે. લક્ષ્મીજી નારાયણનાં ચરણ ચાંપી રહ્યાં છે. આ સર્વ મૂર્તિઓ કારીગરીના ઉત્તમ નમુના છે. શેષનાગની શય્યાપર સૂતેલી નારાયણની મૂર્તિ અત્યંત મનોહર છે. શેષનાગ તો ખરેખરા સાપજ જણાય છે. નારાયણની વેદી આઠ ફીટ લાંબી અને બે ફીટ પહોળી તથા ત્રણ ફીટ ઉંચી છે. નારાયણની મૂર્તિ મુકુટથી ચરણપર્યંત ચાર ફીટ લાંબી છે. આ મૂર્તિને અન્ય સ્થાનમાં લઈ જવાની અમારી મરજી થઇ.

કુંડની આસપાસ ૧૨ મંદિરો છે. અહીંઆં એક સ્ત્રીપુરુષની મૂર્તિ અદ્‌ભુત છે. જો એક ચિ-ત્રકાર ૭ માસપર્યંત પરિશ્રમ કરે તો આ વારૌલીના મંદિરની કાંઇક રૂપરેખા આલેખી શકે.

વારૌલી નામ શાથી પડ્યું તેનો કાંઇ ઇતિહાસ ઉપલબ્ધ થતો નથી; પરંતુ રાજા હુન કે જે અંગતસીના નામથી વિખ્યાત છે, તેનો કાંઇક સંબંધ એની સાથે જણાય છે. એમ પ્રતીત થાય છે કે જ્યારે યૂનાની પાદશાહ સેલ્યુકસે ભારતવર્ષમાં ઉજ્જયિનીપર આક્રમણ કરવાને સેના મોકલી હતી, ત્યારે ગ્રીકોએ કમલમેરનું મંદિર બંધાવ્યું હતું. સાતસેં આઠસેં વર્ષો પૂર્વે આ લોકો ભારતવર્ષમાં આવ્યા હતા. એક શિલાલેખમાં બલનસીના પુત્રનું નામ પ્રાપ્ત થાય છે કે જે બલનગરીથી આવ્યો હતો. બીજા એક શિલાલેખમાં સંવત ૯૮૧ લખ્યો છે અને તેમાં સિદ્ધેશ્વર અથવા મહાદેવની સ્તુ-તિના પાંચ શ્લોકો જૈનલિપિમાં લખવામાં આવ્યા છે. મારા ગુરુ પોતાનું વ્યાકરણ ઉદયપુરમાં ભૂલી આવ્યા હતા તેથી તેઓ તેનો સંપૂર્ણ અર્થ કરી શક્યા નહિ. ઉક્ત નગર એક મનુષ્યની હયાતિમાં બંધાયું નહોતું. તે બાંધવામાં સમસ્ત રાજપૂતાનાની એક વર્ષની ઉપજ જેટલો ખર્ચ થયો હતો.

અહીંઆં પાષાણની બે છત્રીઓ બાંધવામાં આવેલી છે. વારૌલી ચંબલનદી અને પર્વતઘાટ-ની વચ્ચેના ભાગમાં વસેલું છે. આ ઘાટ ભિંસરોરથી પશ્ચિમમાં ત્રણ માઇલના અંતરપર આવેલો છે અને તે અતિ સુંદર સ્થાન છે.



# अध्याय १२ मो

**ચંબલનું પૂર્ણિત જલ-રમણીય પ્રકૃતિનું હૃદય-જલપ્રપાત-વિહારભૂમિ-ટેનું રમણીય દશ્ય-નાવલી-ધુમ્નારની ગુફાઓ-ગુફાઓની શ્રેણીનું વર્ણન-વિગ્રહસમૂહનું વર્ણન-જૈનવિગ્રહચિન્હ-ભીમનું બજાર-હોલકરની છત્રી.**

કર્નલ ટૉડ તા. ૩ જી ડિસેમ્બરે લખે છે કે, વારોલીના મંદિરોનું અનુપમ સૌંદર્ય સંપૂર્ણ રીતે નિહાળવાને માટે કેટલાક દિવસપર્યંત હું ત્યાં રહ્યો. એક દિવસ હું ચંબલનદી તરફ અવલોકન કરવાને ગયો. હું દોઢ કોશના અંતરપર ગયો હઈશ એવામાં અતિ પ્રબલતાથી પાણી પાડવાનો અવાજ મારા સાંભળવામાં આવ્યો. હું નદીના તટપર ગયો. ઉક્ત શબ્દ ત્યાંથી ઘણી સારી રીતે સંભળાતો હતો. મારા નાના નાના તંબુ ઉચ્ચ ભૂમિપર સ્થાપિત થયેલા હતા. ત્યાંથી અત્યંત રમણીય પ્રાકૃતિક દશ્ય દગ્ગોચર થતું હતું. આ દશ્ય વર્ણવવાની મારી લેખિનીમાં તાકાત નથી. અમારા મુકામની પાછળ ઘીચ જંગલ આવેલું હતું; સન્મુખ પહાડોની શ્રેણી આવી રહેલી હતી, ડાબી તરફ વિશાળ નદી ખળખળ ધ્વનિ કરતી વહી રહી હતી, કિનારાપર સુંદર વનસ્પતિ છવાઇ રહી હતી, જમણા હાથપર થોડેક છેટે ચિરમિટ્ટી નામની પવિત્ર નદી વહેતી હતી. તેનો પટ એટલો નાનો હતો કે મનુષ્ય છલાંગ મારી તેને ઓળંગી શકે. તંબુમાંથી તેના તરંગો સારી રીતે જણાતા હતા. જે તરફથી શબ્દ આવતો હતો તે તરફ જઇ મેં જોયું તો નદીનું વેગથી દોડતું જલ પર્વતને ભેદીને ચાલી આવતું હતું. થોડેક દૂર ચાલી તે પાણી ચાર શાખાઓમાં વિભક્ત થઇ જતું હતું અને પાષાણ સાથે ઘર્ષણ કરી થોડેક દૂર જતાં પુનઃ એક સ્થાનમાં એકત્રિત થતું હતું. ઉક્ત ચાર શાખાઓ જે સ્થળે એકત્રિત થાય છે, તે સ્થળે નદીનો પટ અત્યંત વિશાળ બની ગયો છે અને ત્યાં પાણીનો શબ્દ પણ અતિ ભયંકર થાય છે. ત્યાંથી થોડેક દૂર જતાં પુનઃ નદી બે શાખાઓમાં વિભક્ત થઇ જાય છે અને તે ભિન્ન ભિન્ન દિશામાં વહે છે; પરંતુ ઉત્તર ભાગમાં જતાં પુનઃ તે એકત્રિત થઈ જાય છે. આ સ્થાનનું સૌંદર્ય અત્યંત અદ્દભુત છે.

અહીંઆં એક પૂલ બંધાવવામાં આવેલો છે. આ પર્વતમય પ્રદેશ ભિંસરોરના ઠાકોરની વિહારભૂમિ છે. ઉક્ત ઠાકોર ગ્રીષ્મઋતુમાં આ પરમ રમણીય પ્રદેશમાં આવી વિહાર અને મીજબાનીઓ કરે છે. આ સ્થાન મીજબાનીઓ અને વિહારને માટે અત્યંત ઉપયુક્ત છે. અહીંઆં સર્વત્ર પાણીનો અવાજ સંભળાય છે અને અહીંઆંનું પ્રાકૃતિક દશ્ય એવું સુંદર છે કે તે સહેલાઇથી કદિપણ વિસરી શકાય નહિ. આ પ્રદેશમાં જંગલ ઘણું મોટું છે. જો અમને મેવાડમાં કોઇ એકાદ દેશ આપવાને ત્યાંના રાણા તૈયાર થાત તો અમે આ ભિંસરોર દેશજ માગી લીધો હોત! અમે આ જલપ્રપાતનો સુંદર ધ્વનિ સાંભળી તથા આ પરમ રમણીય પ્રાકૃતિક દશ્ય જોઈ તેમજ આ સ્થાનમાં મીજબાનીઓ ઉડાવી પરમ આનંદ લૂંટત!

તા૦ ૪ થી ડિસેમ્બર—કેટલાક દિવસ થયાં સુથારો અમારે માટે માર્ગ બનાવી રહ્યા છે; કારણ કે અમે ગંગાભેવા તરફ જવાના છીએ. આ જંગલી પ્રદેશ છે. અહીંઆં મનુષ્યની લેશ પણ વસ્તી નથી. અહીંઆંનું રાણાકોટ નામનું સ્થાન પણ ઉજ્જડ છે. અમે આગળ ચાલી બેરલી નામના ગામમાં ગયા. ત્યાંથી અમે દક્ષિણ-પશ્ચિમ તરફ ગયા. આ માર્ગ સર્વથા ઝાડ અને પર્વતોથી ભરેલો છે. ગંગાભેવા યાત્રાળુઓને માટે વિશ્રાંતિસ્થાન છે.

નાનાં નાનાં મંદિરોથી બનેલા એક ચતુષ્કોણમાં એક મંદિર આવેલું છે. તેની કારીગરી ઘણી સુંદર છે. અહીંઆં એક સ્થાનમાંથી પાણી નીકળીને વહે છે, તેથીજ એનું નામ ગંગાભેવા પડેલું છે. અહીંઆં પાણીનો જે પ્રવાહ વહે છે, તેની સપાટી ઉપર કમળનાં પુષ્પો પુષ્કળ આવી રહેલાં છે. આ પુષ્પ કામધેનુ કમળ કહેવાય છે.

અહીંઆંનું મુખ્ય મંદિર વારોલીના મુખ્ય મંદિર જેવું છે. એમાં મહાદેવપાર્વતીની મૂર્તિ છે. યોગિ-ની, નાગિની વગેરેની પણ એમાં પ્રતિમા છે. એની ફરસપર એક યાત્રાળુનું નામ કોતરવામાં આવેલું છે. તેમાં સંવત ૧૦૧૧ લખવામાં આવેલો છે. એની છત મીનારદાર અને અતિ સુંદર છે. અહીંઆં બીજાં પાંચ મંદિરો આવેલાં છે; પરંતુ તે સર્વ જીર્ણશીર્ણ થઇ ગયાં છે. મુખ્ય મંદિરમાં એક ચબુતરો છે, જેની ઉપર મહાદેવજી સ્થિત છે. હાલમાં આ સ્થાન જંગલી પશુઓનું નિવાસસ્થાન બની ગયું છે. ત્યાં મોટાં મોટાં વૃક્ષો આવેલાં છે. મંદિરની દિવાલોમાં આ વૃક્ષોનાં મૂળ પ્રવેશી ગયાં છે અને તેથી તેને ઇજા પણ પહોંચી છે. અહીંઆંનું એક વૃક્ષ તો હજાર વર્ષનું જણાય છે. આ એકજ વૃક્ષે ઘણાં મંદિરોપર પોતાની છાયા પ્રસારી દીધી છે, મંદિરની અંદર પણ અમરવેલ છે, જે મહાદેવજીને પસંદ હોય છે. અહીંઆં કેતકી બહુ થાય છે. અહીંઆં સતીઓની પણ છત્રી છે. અહીંઆં રહીને સર્વ બાબતની તપાસ કરવામાં આવે તો એક માસ વ્યતીત થઇ જાય; પરંતુ હવે અમે જવાની તૈયારી કરી.

**નાવલી**-આ સ્થળ ઉપરોક્ત સ્થળેથી બાર માઇલના અંતરપર આવેલું છે. માર્ગ ઘણો કઠિન છે. અમે ડિસેમ્બરની પાંચમી તારીખે નાવલીમાં પહોંચ્યા. નાવલી એક અત્યંત સુંદર ગામ છે. તેના પશ્ચિમભાગમાં એક પ્રાચીન કિલ્લો જીર્ણશીર્ણ અવસ્થામાં વિદ્યમાન છે. અમે ત્રીજા પ્રહરના સમયે તક્ષકનો કુંડ જોવાને ગયા. આ કુંડ નાવલીથી એક કોશના અંતરપર પૂર્વમાં આવેલો છે. ત્યાં બે મંદિરો છે; જેમાંના એકમાં તક્ષકની મૂર્તિ છે; અને બીજામાં ધન્વંતરીની મૂર્તિ છે. તેની દક્ષિણે કુંડ વિદ્યમાન છે. અહીંઆંના લોકો આ કુંડને અગાધ અર્થાત્ પાર ન કાઢી શકાય એટલો ઉંડો જણાવે છે.

તેના પશ્ચિમભાગમાંથી એક નાળું નીકળે છે, જેનું નામ તખેલી છે. આ નાળું કેટલાક માઇલ સુધી આડુંઅવળું ચાલ્યું જાય છે અને સો ફીટના નીચા પ્રદેશ પાઠારના હિંગળાજગઢના પૂર્વ ભાગનું એ પ્રક્ષાલન કરે છે. પછી એ હમજારમાં મળી જાય છે. અમારા ઘાસીએ અહીંઆંનાં ચિત્રો આલે-ખ્યાં છે. આ ચિત્રોની પ્રશંસા લૉર્ડ લેકે કરી છે. હિંગળાજના કિલ્લાપર કૅપ્ટન હચિન્સને તોપનો મારો ચલાવી અધિકાર સ્થાપિત કર્યો હતો.

ભાનુપુરા, તા. ૬ ઠ્ઠી ડિસેમ્બર—અંતર ૮ માઇલ. આ સ્થાન પરમ રમણીય છે. અમારે જં-ગલમાં બે માઇલ ચાલવું પડ્યું હતું. અહીંઆં ઘાટપર ઇન્દોરગઢ નામનો એક પ્રાચીન કિલ્લો આવેલો છે. આ કિલ્લો ચંદ્રાવતોના અધિકારના સમયનો હશે એમ જણાય છે. અહીંઆં કોઇ શિલાલેખ અમને પ્રાપ્ત થયો નહિ; પરંતુ અદ્યાપિ અહીંઆં શિલ્પકાર્યનાં કેટલાંક ચિન્હો પ્રાપ્ત થાય છે, જે અમને સંતોષનું કારણ છે.

ભાનુપુરાની સમીપજ અમે એક નદી ઓળંગી. આ નદીનું નામ અલવા છે. આ નદી એક ઘાટમાંથી નીકળે છે. અહીંઆં જસવંતરાવ હોલ્કરની છત્રી છે. અહીંઆં તેણે અંગ્રેજસરકારની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી હતી. આ છત્રી ઘણી મજબૂત છે, પરંતુ તેપર પ્રશંસનીય કારીગરી દષ્ટિ-ગોચર થતી નથી. આ છત્રીમાં ઉક્ત નિર્ભય હોલ્કરની મૂર્તિ વિદ્યમાન છે. તે બેઠેલી અવસ્થામાં છે. અહીંઆં એક સ્થાન ઘુમ્મટદાર ધર્મશાળા જેવું જણાય છે. આ સ્થાનમાં જસવંતરાવનું શબ રાખવામાં આવ્યું હતું.

ત્યાંથી થોડે દૂર એક બીજી છત્રી છે, જે તેની ભગિનીની છે. જશવંતરાવની ભગિની તેના મરણ પછી દીર્ઘ-કાળે મરણ પામી હતી. ઉક્ત છત્રીના દ્વારપર કાલી નામની એક તોપ રાખવામાં આવી છે. હમણાં થોડા વખત-પરજ એક સ્થાન અહીંઆં બંધાવવામાં આવ્યું છે, જેમાં જસવંતરાવની સદા પૂજા કરવામાં આવે છે. અહીંઆં એક પ્રતિમા શ્વેત વસ્ત્રો ધારણ કરી ઉભી છે. તેની પાછળ દિવાલપર જસવંત-રાવનું ચિત્ર છે. જસવંતરાવ પોતાના વિખ્યાત મિહૂ નામના અશ્વપર સવાર થયેલા છે. એક માણસ તેનાપર ચમ્મરવતી વાયુ ઢોળે છે. તેની બે બાજુએ સેવકો ઉભા છે અને બ્રાહ્મણો કાંઇક ભણી રહ્યા છે.

મિહૂ પોતાના સ્વામીની પેઠે મહારાષ્ટ્ર દેશનો વતની છે. તેના શરીરનો ઘાટ અતિ સુંદર છે. તેનું મસ્તક નમુનેદાર છે અને તેને ઉંચ તોખમનો જણાવે છે. તેના કાન નાના અને અણીદાર, આંખ-

મોટી અને ભરાઉ તથા મુખ એટલું નાનું છે કે, જાણે ચાના પ્યાલામાં પણ તે પાણી પી શકે. મેં જણાવ્યું કે આ અશ્વને પોશાક વિશેષ હોવો જોઇએ. મારી આ ભલામણ સ્વીકારવામાં આવી.

ભાનુપુરામાં ૫૦૦૦ ઘરો છે. પ્રબંધ શિથિલ છે. હિવાન હોલ્કરનો સેવક છે. અહીંઆંના મોટા મોટા વ્યાપારીઓ પોતાના હાકેમની સાથે અમારી મુલાકાત લેવાને આવ્યા અને તેઓ મેવાડના લોકો કરતાં પણ વિશેષ સભ્યતાથી અમને મળ્યા. ભાનુપુરાના મૂળ અધિપતિ રાવતું પણ અહીંઆં સારૂં સન્માન છે.

ગરોટ, તા૦ ૭ મી ડિસેમ્બર—અંતર ૧૩ માઇલ—હવે અમે કઠિન માર્ગનો ત્યાગ કરી માલવાની ભૂમિમાં આવ્યા, જેથી અમને પરમ સંતોષ થયો. ગરોટમાં ૧૨૦૦ ઘર છે. અહીંઆં કોઇ પ્રાચીન વસ્તુ અમને પ્રાપ્ત થઇ નહિ; પરંતુ મિલીનો કિલ્લો અમને લખવાની કાંઇક સામગ્રી પૂરી પાડે એમ છે. ઉક્ત કિલ્લાના છિન્નભિન્ન ખંડો સાતલપાતલ નામના રાજાનો કાંઇક પત્તો આપે છે. ઉક્ત રાજા પાંડવોના સમયમાં થઇ ગયો. અહીંઆંના મેદાનમાં લીલા, કાળા વગેરે અનેક રંગોના પાષાણ દષ્ટિગોચર થયા; પરંતુ અહીંઆં પહાડ ક્યાંય પણ નથી, જો કે પાષાણો પુષ્કળ છે.

ધુમ્નાર, તા૦ ૮ મી ડિસેમ્બર—અહીંઆં પરમ રમણિક ગુહાઓ અને મંદિરો છે. આ દેશની ફળદ્રૂપ અને શ્રેષ્ઠ ભૂમિ જોઇ મેવાડનું સ્મરણ થાય છે.

અમારૂં મુખ્ય લક્ષ્ય ધુમ્નારની ગુહા જોવા જવાનું હતું. ધુમ્નારપર્વતની તળેટીમાં ઉત્તર તરફ એક સુંદર સરોવરના તટપર અમારા તંબુ નાખવામાં આવ્યા. અહીંઆંનું રમણીય દૃશ્ય જોઇ નેત્રોને જે આનંદ થતો હતો, તેનું વર્ણન કરવાની આ લેખિનીમાં શક્તિ નથી. હું ભોજનને માટે બેઠા સિવાય ગુહા જોવાને માટે ગયો.

ધુમ્નારપર્વતનો વ્યાસ પ્રાયઃ દોઢ કોશનો છે. તેનો ઉત્તરભાગ અધિક પહોળો છે. તેની ઉંચાઈ એકસો ચાળીસ ફીટની છે. સર્વથી ઉચ્ચ શિખરનો એક ટુકડો ૩૦ ફીટ ઉંચો અલગ જણાય છે. તેની ઉપરનો ભાગ સપાટ છે. આ સપાટભૂમિમાં પુષ્કળ વટવૃક્ષો વિદ્યમાન છે. એનો દક્ષિણભાગ ઘોડાની ખરીના આકારનો છે. એની ચોતરફ સ્વાભાવિક કોટ બનેલો છે. આ કોટમાં સ્થળે સ્થળે ગુહાઓ દષ્ટિગોચર થાય છે. મેં આ ગુહાઓની ગણના કરી તો તે એકસોસિત્તેર જણાઇ. આ ગુહાઓ તો માત્ર મંદિરનાં પ્રવેશદ્વારસ્વરૂપ હતી. તેના અંદરના ભાગમાં સંન્યાસીઓ નિવાસ કરતા હતા. અહીંઆંની ખડક લોઢા જેવી સખ્ત અને લીસી છે. અહીંઆં પ્રાચીન વસ્તીનાં ચિન્હો દષ્ટિગોચર થાય છે; પરંતુ તે કયા સમયનાં છે તે પ્રતીત થતું નથી. અહીંઆં જૂની દિવાલનો નવ ફીટ જાડો એક ટુકડો મારા જોવામાં આવ્યો. તે એક મોટા પાષાણના ટુકડા જેવો હતો. પાષાણ પાષાણની સાથે જોડવામાં આવ્યા નહોતા, તેથી એમ ધારી શકાય છે કે અહીંઆં સંસારી માણસોની વસ્તી નહોતી; પરંતુ આ સ્થળે કેવળ સંન્યાસીઓ અને યોગીઓજ નિવાસ કરતા હતા.

હું શિખરના ઉપલા ભાગપર ગયો. ચોતરફ ભ્રમણ કર્યા પછી નીચેથી ઉપર સુધી કાપી કાઢેલા એક માર્ગનું પ્રવેશદ્વાર મારા જોવામાં આવ્યું. આ માર્ગ બસેં હાથ પહોળો અને ચારસેં હાથ લાંબો હતો. આ માર્ગે ચાલી અંતે હું એક ચતુષ્કોણ મેદાનમાં આવી પહોંચ્યો. આ મેદાનની ઉંચાઇ પ્રાયઃ ૩૫ ફીટની છે. અહીંઆં એક અતિ મોટી ગુહા છે. આ ગુહા પાષાણમાંથી કોતરી કાઢવામાં આવી છે. તેના મધ્યભાગમાં એક મોટો પથ્થર કાપી તેમાં મંદિર બનાવવામાં આવ્યું છે. આ મંદિરમાં ચતુર્ભુજાદેવીની મૂર્તિ વિરાજમાન છે. આ ગુહાના પશ્ચિમોત્તર ભાગમાં કોતરી કાઢેલાં પગથીઆં દષ્ટિગોચર થયાં. આ પગથીઆં પર્વતના શિખરપર્યંત ચાલ્યાં ગયાં છે. શિખરના પ્રદેશપર જો કે માટી નથી તોપણ ત્યાં જૂનાં પીપળા, વટ તથા આમલીનાં વૃક્ષો મારા જોવામાં આવ્યાં.

ઉક્ત મંદિર સાધારણ મંદિરની પેઠે મંડપથી યુક્ત છે, આ મંદિરની બાંધણી સાદી તથા મજબૂત છે. સ્તંભોપર કારીગરી અતિ સુંદર કરવામાં આવી છે. સ્તંભોપર અનેક પ્રકારની મૂર્તિઓ પણ કોતરી કાઢવામાં આવી છે. એક મોટા પાષાણના ટુકડામાંથી આ મંદિર કોતરી કાઢવામાં આવ્યું છે. એ વાતનું જ્યારે સ્મરણ થાય છે, ત્યારે આપણા મુખમાંથી પરમ પ્રશંસાના શબ્દો નીકળી પડે છે.

અહીંઆં એક વેદી ઉપર ચાર હાથની વિષ્ણુની મૂર્તિ વિરાજમાન છે. વિષ્ણુનાં પહેરેલાં સમસ્ત વસ્ત્રો પીળા રંગનાં છે. તે કારણથી તે મૂર્તિનું બીજું નામ પાંડુરંગ છે. પ્રધાન મંદિરની

ચોતરફ નિમ્નલિખિત દેવદેવીઓની પ્રતિમા છે. પ્રથમ પ્રવેશદ્વારની ઉપર દ્વારપાલ દેવતાની મૂર્તિ છે. દક્ષિણમાં ગણેશની પ્રતિમા છે. તેની નિકટ વાગ્દેવી સરસ્વતીની પ્રતિમાં વિરાજમાન છે. ડાબી બાજુએ કાલભૈરવ અને ગૌરાભૈરવની મૂર્તિ છે. તેનાથી થોડે દૂર પંચમહાવેદીની મૂર્તિ વિરાજમાન છે. પ્રત્યેક મૂર્તિનું સ્વતંત્ર વાહન બતાવવામાં આવ્યું છે. બળદ, મનુષ્ય, હાથી, પાડો અને મોર એ પાંચ પ્રકારનાં વાહનો પણ કોતરી કાઢવામાં આવેલાં છે.

પ્રધાન મંદિરની પાછળ બીજાં ત્રણ નાનાં મંદિરો વિદ્યમાન છે. તેમાંના વચલા મંદિરમાં શેષશય્યાપર શયન કરનારા નારાયણની મૂર્તિ છે. લક્ષ્મીજી તેમનાં ચરણમાં બેઠાં છે. લક્ષ્મીજીની નિકટ બે દૈત્યો પરસ્પર લડાઈ કરતા જણાય છે.નારાયણની ચોતરફ નાના નાના દેવતાઓની મૂર્તિઓ વિદ્યમાન છે. તેમાંનો કોઈ દેવતા વીણા વગાડે છે અને કોઇ મૃદંગ વગાડે છે. નાનાં નાનાં મંદિરો પણ મુખ્ય મંદિરની પેઠે પાષાણના ટુકડામાંથી કોતરી કાઢવામાં આવેલાં છે. મંદિરના ઉમરાની બહાર મહાદેવની મૂર્તિ વિરાજમાન છે.

હું પગથીઆં ઉતરી દક્ષિણ તરફથી બહાર નીકળ્યો. આ સ્થળ ખુલ્લું હતું. ચંબલનદી અહીંઆંથી અતિ દૂર હતી; તે છતાં પણ તેની આસપાસના પ્રદેશનું અને મંદસોર તથા સુંદવારાદેશનું રમણીય દૃશ્ય ત્યાંથી મારા જોવામાં આવ્યું. ત્યાંથી હું ડાબી તરફની ગુફામાં ગયો. આ ગુફામાં સ્તંભો ઘણા આવેલા છે. આ સ્તંભોની બાંધણી જૈનલોકોની કારીગરી જણાવે છે, આશ્ચર્યની વાત છે કે અહીંઆંના એક ભાગમાં જેવી રીતે શિવ અને વિષ્ણુની મૂર્તિ વિરાજમાન છે, તેવી રીતે એક ભાગમાં જૈનલોકોની મૂર્તિઓ વિદ્યમાન છે. એની નિકટની એક ગુફામાં જૈન અને બૌદ્ધ લોકોની પુષ્કળ મૂર્તિઓ હતી.કોઇ મૂર્તિ ઉભી હતી તો કોઈ બેઠી હતી. દક્ષિણ તરફ મહાભારતમાં વિખ્યાત થયેલા પાંચ પાંડવોનાં સ્મૃતિચિન્હો પ્રાપ્ત થાય છે. અહીંઆં એક દશ ફીટની લાંબી મૂર્તિ નિદ્રિત અવસ્થામાં છે. એમ સાંભળવામાં આવે છે કે આ મૂર્તિ મહાવીર ભીમના પુત્રની છે. અહીંઆં મુખ્ય મૂર્તિઓ પાંચ પાંડવોની છે. બીજી મૂર્તિઓ તેમના સેવકોની છે. એમ કહેવાય છે કે પાંડવો વનવાસસમયે અહીંઆં આવીને રહ્યા હતા.

સૌભાગ્યવશાત્ મારી સાથે મારા જૈન ગુરુ હતા. તેમણે મને જણાવ્યું કે આ પાંચ મૂર્તિઓ જૈનોના પાંચ તિર્થંકરોની છે, પાંચ પાંડવોની નથી. તેમણે મને જૈન તિર્થંકરોનાં નામ આ પ્રમાણે જણાવ્યાં:–ઋષભદેવ પ્રથમ, સંતનાથ ષોડષ, નેમીનાથ બાવીસમા, પ્રાર્શ્વનાથ ત્રેવીસમા અને મહાવીર ચોવીસમા. ચંદ્ર પ્રભુની મૂર્તિ પણ અહીંઆં વિદ્યમાન છે. આ સર્વ મૂર્તિઓ દશ અગીઆર ફીટ ઉંચી છે. વાસ્તવમાં ઉક્ત પાંચ મૂર્તિઓ જૈનોના તિર્થંકરોની છે કે પાંડવોની છે, તેનો નિર્ણય અત્રે કરવો અશકય છે.

આ ગુફાની પાસેજ એક બીજી વિશાળ ગુફા આવેલી છે.પ્રથમ ગુફાની અંદરથીજ આ ગુફામાં જવાનો માર્ગ છે. તેનું નામ ‘ ભીમની બજાર ’ છે. આ ગુફાની લંબાઈ ૧૦૦ ફીટની છે અને પહોળાઈ ૮૦ ફીટની છે. આ ગુફાનો પ્રધાન ઓરડો ભીમના શસ્ત્રભંડારતરિકે ઓળખાય છે. એક બહારની કોટડીના માર્ગથી આ ઓરડામાં જવાય છે. આ કોટડી ૨૦ ફીટની છે. શસ્ત્રભંડારની અંદર એક ગૃહ છે, જેની લંબાઇ ૩૦ ફીટની અને પહોળાઈ ૧૫ ફીટની છે. તેની ચોતરફ ધર્મશાળાઓ છે. યાત્રાળુ લોકો અહીંઆં વિશ્રામ કરે છે. જો કે આ ધર્મશાળાઓ પણ ભીમના નામથી વિખ્યાત છે, તોપણ અન્યાન્ય લક્ષણોથી તે જૈનલોકોની હોય એમ જણાય છે. શસ્ત્રભંડારની નિકટજ રાજલોક નામનો એક ઓરડો છે. એક સ્થાનમાં આદિનાથની બે મૂર્તિઓ છે, જે પરથી પ્રતીત થાય છે કે અહીંઆં આદિનાથની પણ પૂજા થતી હતી.

દક્ષિણપશ્ચિમ ભાગમાં બીજી ગુફાઓ છે.આ ગુફાઓની ચારે તરફ યોગીઓના વિશ્રામને માટે ગૃહો બંધાવવામાં આવેલાં છે. અહીંઆં એક અતિ પ્રચંડ વૃક્ષ છે, જેની નીચે એક અતિ મોટી મૂર્તિ વિદ્યમાન છે.

ધુમ્નારની ગુફાઓનું વિસ્તૃત વર્ણન કરવાનું સામર્થ્ય હવે મારી લેખિનીમાં રહ્યું નથી. જો કે આ ગુફાઓ ઇલોરા, કાર્લી, સાલ્સેટ વગેરે સ્થાનની પ્રાચીનગુફાઓના જેટલી શ્રેષ્ઠ નથી; પરંતુ એ ગુફાઓ

અત્યંત પ્રાચીન છે એમાં તો કિંચિત્ પણ શક નથી. મેં આ ગુફાઓમાં સર્વત્ર ખોજ કરી; પરંતુ ક્યાંય કોઇ પણ પ્રકારના શિલાલેખ મને પ્રાપ્ત થયા નહિ. આ ગુફાઓ ખરેખર દર્શનીય છે. આ ગુફાઓ જોઈ મને પરમ કુતૂહલ ઉત્પન્ન થયું. એમાં ઘણા અદ્‌ભુત પદાર્થો ભરેલા છે.

# अध्याय १३ मो

**ઝાલરાપાટન–કર્નલ ટૉડની અભ્યર્થના–ઝાલરાપાટનનગર–મંદિરોની શ્રેણી–ઝાલરાપાટનની ઉત્પત્તિ–ઝાલરાપાટનની સૃષ્ટિના સંબંધમાં વિવરણ–સ્વતંત્રશાસન –નગરના સર્વ વર્ગના પ્રતિનિધિઓ સાથે કર્નલ ટૉડ સાહેબની મુલાકાત–પ્રાચીનનગરી ચંદ્રાવતીનું વૃત્તાંત–તે સંબંધી વાર્તાલાપ-પ્રાચીન મંદિરશ્રેણી –કર્નલ ટૉડે દેવતાઓની મુર્તિઓનો કરેલો સંગ્રહ**

પંચપહાડ, તા૦ ૧૦ મી ડિસેમ્બર—આજે અમે ગરોટથી ચાલી આ સ્થળપર આવ્યા. મૉન્સન ગરોટથી પાછો ફર્યો હતો, માટે એ એક ઐતિહાસિક સ્થાન છે. જ્યારે હોલ્કર પ્રતાપગઢમાં હતો અને જ્યારે તેણે અંગ્રેજી સેનાના આગમનની વાત સાંભળી, ત્યારે તે પોતાની સેનાસહિત મંદસોર ગયો અને ચંબલ ઉલ્લંઘી ગરોટ તરફ ચાલ્યો, કે જે ત્યાંથી પ્રાયઃ પચાસ માઇલના અંતરપર હતું. મૉન્સનને આ વાતની કાંઈ પણ ખબર નહોતી. તે ચંદ્રવાસા તરફ જતો હતો; પરંતુ જ્યારે હોલ્કરના આગમનના સમાચાર તેણે સાંભળ્યા કે તરતજ તેણે જઇ મુકુંદરાનો ઘાટ રોકયો અને મહાશય લ્યૂકનને કોટાની હાડાફોજની સાથે ત્યાં રાખ્યો. હોલ્કરના દશ હજાર અશ્વારોહીઓ ચાર દલમાં વિભક્ત થઇ ચાલ્યા. ખાન અંગસના હાથનીચેના અશ્વારોહીઓએ દક્ષિણતરફથી અને હર્નતદાદાના હાથનીચેના અશ્વારોહીઓએ ભાનપુર તરફથી લ્યૂકનપર આક્રમણ કર્યું; પરંતુ મહાશય લ્યૂકને તેમને પરાસ્ત કર્યાં, પણ લ્યૂકનને તેનાજ સિપાઇના હાથથી પગમાં ચોટ વાગી. તે જે વૃક્ષની નીચે પડયો હતો, તે વૃક્ષ તે યુદ્ધમાં ભાગ લેનાર એક સૈનિકે અમને બતાવ્યું.

કોટાની સેના કોયલાના સામંતને આધીન હતી. અમરસિંહને આજ્ઞા આપવામાં આવી કે તરતજ તે સજ્જ થયો. પીપલી ગામની નિકટ તે પોતાના અશ્વપરથી નીચે ઉતર્યો અને ચાદરની ઉપર બેઠો. તેની આસપાસ ચાર હજાર સિપાઈઓ ઉભા હતા. તેણે અજમેરના માર્ગનું સંરક્ષણ કરવાનો વિચાર કર્યો. તેના સિપાઇઓએ શત્રુપર બંદુક છોડી તેમનાં શબોથી નદીને ભરી દીધી. થોડીવારપછી અમરસિંહના મસ્તકપર એક ગોળી અને હૃદયમાં એક ગોળી એમ તેને બે ગોળી લાગી, જેથી તે ભૂમિપર તૂટી પડયો;પરંતુ તત્કાળ એક કોલુને પકડી પાછો ઉભો થઇ ગયો અને પોતાના સૈનિકોને હિમ્મત આપી, પણ તેણે શત્રુઓની તરફ તલવાર ઉગામી કે તરતજ તે પાછો જમીનપર તૂટી પડયો અને મરણ પામ્યો. તેની સાથે સાડીચારસેં સૈનિકો મરણ પામ્યા. તે સમયે કોયલા ભાવી સામંત પણ મરણ પામ્યા અને કોટાનો બક્ષી બંદી થયો. દશલાખના હાથમુચરકા લખી આપવાથી તેને મુક્ત કરવામાં આવ્યો, જેનું વર્ણન પાછળ કરવામાં આવ્યું છે.

જ્યાં ઉક્ત હાડાસામંત માર્યો ગયો હતો, ત્યાં એક છત્રી બાંધવામાં આવી છે. ત્યાં એક ચોતરો છે, જેને જુઝાર કહેવામાં આવે છે અને જેનાપર ઘોડો તથા ઉક્ત સામંત અશ્વારોહી

નું ચિત્ર છે. કોટાના રીજંટ ( રક્ષક ) પર અમને એટલા માટે ક્રોધ આવ્યો કે તેણે ઉક્ત સામંતનું કોઇ મજબૂત સ્મારક બંધાવ્યું નહિ; પરંતુ તે કાંઇ હાડો નથી કે તેમ કરે, પણ આ કાચી છત્રીને પણ એટલી પૂજ્ય માનવામાં આવે છે જેટલી પૂજ્ય દૃઢ છત્રીઓને પણ માનવામાં આવતી નથી. મહાશય લ્યૂકનની છત્રી પણ એવી નથી. અહીંઆંના નિવાસીઓ જે મહુડાના વૃક્ષની નીચે મહાશય લ્યૂકન પડ્યા હતા તેને ' લ્યૂકનકા જુઝાર ' કહે છે. આજ માત્ર તેમનું સ્મારકચિન્હ છે.

આટલાં મનુષ્યોનો વધ થયા પછી અંગ્રેજસેનાપતિએ મુકુંદરાઘાટપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો અને તેમને શત્રુઓની સામે પણ થવું પડ્યું નહિ. જો કે તેઓ પાંચ ટુકડીઓને અહીંઆં મૂકી જાત તો આ રણભૂમિએ થર્મોપોલીની સામે હરિફાઈ કરી હોત. આ સ્થાન એવું છે કે જેની ચોતરફ ભ્રમણ કરતાં એક અઠવાડીઉં લાગે અને પાયદલસિવાય અહીંઆં કોઇની હામ ચાલતી નથી; પરંતુ અંગ્રેજસેનાપતિને પોતાની સેનાપર વિશ્વાસ નહોતો તોપછી તેણે સેનાપતિપદ શામાટે ગ્રહણ કર્યું હશે ? તે પાછો ફર્યો ત્યારે પ્રત્યેક સિપાઇ યુદ્ધ કરવાને માટે ઉત્સુક હતો. જ્યારે તેણે પાંચ ટુકડીઓ ગુનાસના ઘાટનું રક્ષણ કરવાને માટે રાખી ત્યારે તેણે કેવું કામ કર્યું હતું ? જ્યાંસુધી ઉક્ત ટુકડીઓની પાસે યુદ્ધનો થોડો સામાન પણ રહ્યો ત્યાંસુધી તે સતત લડતી રહી અને તેણે શત્રુઓને પરાસ્ત કરી દીધા. ઝિમાનખાં રોહીલાએ મને એક સ્થળ બતાવ્યું કે જ્યાંથી તેણે એક અંગ્રેજ અમલદારને ગોળી મારી હતી. તેણે મને કહ્યું કે:-"મરાઠા પાયદલ કદિ પણ આક્રમણ કરત નહિ. જસવંતરાવ દિવાના માણસની પેઠે ભૂમિપર પોતાના હાથ પછાડતો હતો અને પોતાના વીર અશ્વારોહીઓને બોલાવતો હતો. અંતે તેના અશ્વારોહીઓના હાથથી મહાશય સિંકલેર અને તેમના સાથીઓ માર્યા ગયા." આ પરથી આપણે એવો બોધ ગ્રહણ કરીએ છીએ કે જે માણસ પોતાના સિપાઇઓપર વિશ્વાસ રાખતો ન હોય તે માણસને કદિ પણ સેનાપતિ બનાવવો જોઇએ નહિ.

પંચપહાડ એક આબાદ શહેર છે. જે ચાર જીલ્લા અંગ્રેજસરકારને હોલ્કરની પાસેથી પ્રાપ્ત થયા છે, તેમાંના એકનું મુખ્ય શહેર પંચપહાડ છે. આ જીલ્લાની ઉપજ પંચાસ હજારથી ઓછી થઈ નથી, તોપણ તેથી બમણાથી પણ અધિક ઉપજ થઈ શકે એમ છે. પંચપહાડ નગરમાં ૨૦૦૦ ઘરો છે. એમાં વિશાળ બજાર આવેલું છે. અહીંઆંના કેટલાક માણસો મને મુલાકાત આપવાને આવ્યા હતા. અહીંઆં લાલ પાષાણો પણ ઘણા પ્રાપ્ત થાય છે.

કણવારા, તા. ૧૧ મી ડિસેંબર—ઉત્તર-પૂર્વ દિશામાં ૧૩ માઇલપર્યંત અમે ઘણી સુગમતાથી ગયા. અહીંઆં જુવાર અને ઘઉં પુષ્કળ થાય છે. આ યુદ્ધભૂમિમાં ઘણીવાર જેમાં પુષ્કળ અનાજ પાકતું હોય એવાં સ્થાનો પ્રાપ્ત થતાં નથી; પરંતુ કણવારા તો યથા નામ તથા ગુણજ છે; કારણ કે કણવારાનો અર્થ ' કણ ( અનાજ ) ની ભૂમિ ' થાય છે. અહીંઆંથી ચાર માઇલના અંતરપર આવેલા ઓતલા ગામમાં થઈને અમે આગળ ચાલ્યા. ત્યારપછી અમે ઉજ્જયિનીથી સીધા હિંદુસ્થાનના દ્વારપર્યંત ગયા. અમારા માર્ગથી ત્રણ માઇલના અંતરપર જમણી બાજુએ સોનેલ નામનું મોટું શહેર છે.

ત્યારપછી અમે ઝાલરાપાટનમાં ગયા. વચમાં અમને ચંદ્રભાગા નદી ઓળંગવી પડી. આ નાનકડી નદીનું મૂળ અહીંઆંથી બે કોશના અંતરપર છે. નિકટમાંજ રિલઇતો પહાડ આવેલો છે. પૂર્વે આ પર્વતમય પ્રદેશમાં ભીલલોકો નિવાસ કરતા હતા. એક સમયે ચાર હજાર ભીલો પોતાનાં તીરકામઠાં લઇ માલવાદેશમાં જઇ ત્યાંથી પુષ્કળ દ્રવ્ય લૂંટી લાવતા હતા. કોટાના પ્રધાનમંત્રી જાલિમસિંહેજ આ ભીલલોકોનો નાશ કર્યો હતો.

ઝાલરાપાટન નગરની સ્થાપના કોટાના મુખ્યમંત્રી જાલિમસિંહે કરી હતી. હું નગરથી અર્ધ કોશના અંતરપર પહોંચ્યો તે સમયે નગરના પ્રધાન ન્યાયાધીશ, કાઉન્સીલના સભ્યો તથા શેઠસાહુકારોએ સામા આવી મારો પરમ સત્કાર કર્યો. સમસ્ત ભારતવર્ષમાં માત્ર આજ નગરમાં મેં મ્યુનિસિપાલિટિ જેવી સંસ્થા જોઈ. અહીંઆંના નિવાસીઓ સ્વશાસનપ્રણાલી દાખલ કરી સ્વાધીનતાપૂ-

પૂર્વક પોતાના નગરનો કારોબાર ચલાવતા હતા. ભારતવર્ષના સૌથી મોટા સ્વેચ્છાચારી શાસનકર્તા જાલિમસિંહની પાસેથી તેમણે આ સ્વશાસનસત્તા પ્રાપ્ત કરી હતી, એ અવશ્ય એક આશ્ચર્યકારક વાત છે. જો કે જાલિમસિંહે લોકોને સ્વતંત્ર બનાવવાને માટે ઉક્ત સંસ્થા સ્થાપન કરવાની પરવાનગી આપી નહોતી; પરંતુ તેનું તે કાર્ય પણ રાજચાતુર્યથી ભરેલું હતું.

હું ઉક્ત સદ્ગૃહસ્થોની સાથે નગરમાં આવ્યો. અમે નગરમાં પ્રવેશ કર્યો કે તરતજ કિલ્લાપરથી તોપના ધડાકા સંભળાયા. આ નગર ચોખંડું છે અને તેની ચોતરફ મોટીમોટી દિવાલો આવી રહી છે તથા તે દિવાલોપર તોપોની હાર ગોઠવાઇ રહી છે. નગરનું ભૂપૃષ્ઠ સરલ અને સાદું છે. બે પ્રધાન રાજમાર્ગો એકબીજાને મળીને આગળ ચાલ્યા જાય છે અને તેમનાથી સમાન અંતરે બીજા અનેક માર્ગો જાય છે. સર્વથી પ્રધાન રાજમાર્ગ દક્ષિણથી ઉત્તરે ગયો છે.હું આજ માર્ગે મોટા બજારમાં થઇને આગળ ચાલ્યો. અંતે અમે ચોક આગળ આવી પહોંચ્યા,કે જ્યાં બે પ્રધાન રાજમાર્ગોનો સંગમ થાય છે. અહીંઆં આગળ ભૂપૃષ્ઠથી નેવું ફીટની ઉંચાઇ ધરાવનાર એક મંદિર છે. તેમાં ચતુર્ભુજ દેવીની મૂર્તિ વિરાજમાન છે. પાષાણમય મંડપે મારી દૃષ્ટિ આકર્ષિત કરી. આ મંદિર સર્વથા શ્વેત રંગથી રંગવામાં આવ્યું હતું. મેં તેને આધુનિક માની કોઇ પણ પ્રાચીન ઐતિહાસિક પ્રમાણ અહીંઆં ઉપલબ્ધ થશે નહિ એમ ધાર્યું, તેથી તેને જોવાની ઇચ્છા નહિ કરતાં હું સીધો આગળ ચાલ્યો ગયો. અહીંઆંથી ઉત્તર તરફથી તોરણદ્વારપર્યંત રાજમાર્ગની ઉભય બાજુએ ઘરોની હારો ચાલી ગઇ છે. આ માર્ગની લંબાઈ અર્ધ કોષની છે. તેના અંતિમ ભાગ આગળ જાલિમસિંહે દ્વારકાનાથના-મંદિરની પ્રતિષ્ઠા કરી છે. દ્વારકાનાથની મૂર્તિ જીર્ણનગર ખોદવાથી નીકળી હતી અને તેને જાલિમસિંહપર મોકલી આપવામાં આવી હતી. તેણે તેનું નામ ગોપાલજી પાડી રમણીય અને વિશાળ સરોવરના તટપર તેનું મંદિર બંધાવ્યું.

ઉત્તરભાગમાં જૈનલોકોના સોળમા તીર્થંકરનું રમણીય મંદિર છે. તે હમણાં પણ અખંડિત જણાય છે, તોપણ તે અત્યંત પ્રાચીનકાળનું છે. પ્રાચીન નગરમાં જૈનોનાં એકસો આઠ મંદિર હતાં તેમાંનું આ એક છે. પ્રાચીન નગરમાં ઉક્ત એકસોઆઠ મંદિરોમાં એકસાથે ઘંટનાદ થતો હતો. આ કારણથી તેનું નામ ઝાલરાપાટન વા ઘંટનું શહેર પડ્યું છે. અત્યારસુધી કેટલાક લોકો ઝાલરાપાટનનો અર્થ "ઝાલાનું શહેર" એવો કરતા હતા; પરંતુ આ અર્થ ભ્રાંતિપૂર્ણ છે. પછી હું નગરના મુખ્ય મેજીસ્ટ્રેટ મનીરામને ઘેર ગયો અને થોડીવારસુધી તેમની સાથે વાર્તાલાપ કર્યો. નગરની સુંદરતાવિષે તેમની આગળ મેં સંતોષ પ્રદર્શિત કર્યો અને તેમને જણાવ્યું કેઃ—"હું આશા રાખું છું કે આપના શાસનકાળમાં નગરની અધિક શ્રીવૃદ્ધિ થશે." ત્યારપછી મેં તેમની પાસેથી વિદાય લીધી. શાહ મનીરામના ઘરની સામેજ મેં એક સ્થંભ જોયો. આ સ્થંભપર ઝાલરાપાટનના નિવાસીઓને જે આત્મશાસનસત્તા પ્રાપ્ત થઇ હતી, તે વિષે વિસ્તૃત વર્ણન કોતરેલું મારા જોવામાં આવ્યું. આ સરલ વર્ણન વાંચતાં ખરેખર મને હાસ્ય ઉત્પન્ન થતું હતું.

કોટાના રાજમંત્રી જાલિમસિંહે પાસેના પ્રદેશોમાં રાષ્ટ્રવિપ્લવ અને અરાજકતા પ્રચલિત હતી તે સમયે ત્યાંનાં ધનવાન નિવાસીઓને આ વાણિજ્યસ્થાનમાં નિવાસ કરવાને માટે બોલાવ્યા હતા. તેમણે તેમને સુખશાંતિમાં રાખવાને માટે જે પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે તેમણે તેમને આત્મશાસનસત્તા આપી હતી અને તેની શરતો તેમણે ઉક્ત સ્તંભપર કોતરાવી આપી હતી, કે જેથી તે કદિપણ નષ્ટ થાય નહિ. તે સિવાય તેમણે નગરની ચોતરફ કોટ બંધાવ્યો અને એક યોગ્ય સેનાપતિના હાથનીચે કેટલીક સેના પણ ત્યાં રાખી. તેમણે લોકોને માટે કૂવાઓ ખોદાવ્યા, તળાવો બંધાવ્યાં અને પ્રાચીન દેવાલયોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. વળી સર્વ માણસો ત્યાં સ્થાયી રહી શકે એટલા માટે ઘરો બંધાવવાનો અર્ધો ખર્ચ તેમણે અગાઉથી પોતાના ભંડારમાંથી કાઢી આપ્યો. આ પ્રકારે સર્વ માણસોનો ત્યાં નિવાસ કરાવી તેમણે ત્યાંના શાસનનો ભાર તથા આભ્યંતરિક શાંતિની રક્ષાનો ભાર તેમના હાથમાંજ સોંપી દીધો.

અહીંઆં પંચાયતદ્વારા શાસનકાર્ય કરવામાં આવે છે. અપરાધીઓ તરફથી જે દંડ પ્રાપ્ત થાય છે, તે ધનદ કોઇપણ કાર્યમાં નહિ ખર્ચતાં કેવલ દ્વારકાનાથજીની સેવામાં ખર્ચવામાં આવે છે.

મેજીસ્ટ્રેટ મનીરામ પોતે વૈષ્ણવ છે અને તેઓ વૈષ્ણવોના ઝગડાનો ચૂકાદો કરે છે. જ્યારે ઓસવાલજૈનોના મુકર્દમાઓ ગુમાનીરામ નામના એક જૈન મેજીસ્ટ્રેટ તપાસે છે. જો કે ઉક્ત ઉભય ન્યાયાધીશો પૃથક્ પૃથક્ રીતે ન્યાયકાર્ય કરે છે, તથાપિ કોઈ અસાધારણ મુકર્દમાની તપાસ કરવાની હોય છે, ત્યારે તેઓ ન્યાયાસનપર એકસાથે પણ વિરાજમાન થાય છે. તેમણે પોતાનાં પુત્રોના નામથી પરાંની સ્થાપના કરી છે. શાસનસમિતિના સભ્યોને તેમની લાયકાત પ્રમાણે ચૂંટી કાઢવામાં આવે છે. ગત વીસ વર્ષમાં આ નગરીમાં છ હજાર ઉત્તમ ઘરો બંધાવ્યાં છે.આ નગરમાં પ્રાયઃ પચ્ચીસ હજાર માણસોની વસ્તી છે. આ દેશના સર્વ હોદ્દાઓ વંશપરંપરાગત હોવાથી શાહ મનીરામ અને ગુમાનારામના પુત્રોને તેમનાપછી ન્યાયાધીશની પદવી પ્રાપ્ત થશે. વંશપરંપરાગત પદવીઓ આપવાનું અનિષ્ટ ફળ એ છે કે વંશજો જો દક્ષ હોતા નથી તો કાર્ય ઉત્તમ પ્રકારે થતું નથી. જાલિમસિંહના તરફથી માત્ર સેનાપતિ અને કરસંગ્રાહક અહીંઆં નિવાસ કરે છે.

નગરના સર્વ શ્રેણીના માણસો અને પ્રતિનિધિઓએ મારા તંબુમાં આવી મારી મુલાકાત લીધી. પ્રથમ વ્યાપારીઓ, દલાલો અને વૈષ્ણવો મારા તંબુમાં આવ્યા. ત્યારપછી ઓસવાલો આવ્યા મેં સૌને તેમના દરજ્જા પ્રમાણે બેસાડયા. ત્યારપછી વ્યાપારીમંડળના નેતાઓ આવ્યા અને તેમણે મને પોતાના મંડળના નામે નજર કરી. ત્યારપછી કારીગરો, સોનીઓ કંસારા, કંદોઈ, રંગારા અને હજામો આવ્યા. સૌની પાછળ પટેલો પણ આવીને અમને મળ્યા. શાહ મનીરામ પોતે બહાર શાંતિરક્ષા કરતા હતા અને તેમના સહયોગી ગુમાનીરામ મને લોકોનો પરિચય કરાવતા હતા. સોનીમંડળના પ્રતિનિધિએ પોતાના મંડળના નામથી મને એક ચાંદીનું પાત્ર ઉપહારમાં આપ્યું. તે પર અત્યંત અદ્ભુત કારીગરી કરવામાં આવી હતી. ઉક્ત માણસો જે ક્રમથી આવ્યા હતા, તે ક્રમથી વિદાય લઈ વાજાંના અવાજ સાથે પતાકા ફરકાવતા નગરમાં ચાલ્યા ગયા.

ઉત્તરમાળવામાં માત્ર ઝાલરાપાટનજ વાણિજ્યનું પ્રધાનસ્થાન છે અને અહીંથી ઇંદોરસુધીના સમસ્ત નગરોના વાણિજ્યનું કેંદ્ર આજ શહેર છે.

અમે આધુનિક શહેરના સંબંધમાં ઘણું કહી ચૂકયા છીએ. હવે અમે પ્રાચીન શહેર કે જે ચંદ્રાવતીના નામથી પ્રસિદ્ધ હતું, તે વિષે કાંઇક વર્ણન કરીએ છીએ. ઉક્ત પ્રાચીન નગરની વચ્ચે થઇને ચંદ્રભાગા નદી વહેતી હતી. એમ કહેવાય છે કે રાજા હૂને ઉક્ત ચંદ્રાવતી નગરીની પ્રતિષ્ટા કરી હતી. વળી બીજી વાત એવી પ્રસિદ્ધ છે કે માળવાના પરમારવંશી રાજા ચંદ્રસેનની ચંદ્રાવતી નામની કન્યા યાત્રા કરવાને ગઇ હતી.તેને આ સ્થાનપર એક પુત્ર જન્મ્યો હતો. તેણે ઉક્ત નગરની સ્થાપના કરી હતી. વળી એક એવી વાત પણ સાંભળવામાં આવે છે કે એક હલકી જાતિનો જસુ નામનો કઠિયારો જંગલમાંથી કાષ્ઠ કાપીને લઈ આવતો હતો. રસ્તામાં પારસ પથ્થરપર તેની કુહાડી પડી ગઇ અને તરતજ તે સુવર્ણની બની ગઈ. તે માણસે તે સુવર્ણની સહાયથી ઉક્ત નગરની સ્થાપના કરી. વળી તેણે 'જસુઓરકા તલવા' એ નામનું એક મોટું તલાવ પણ ખોદાવ્યું. કેટલાક માણસો કહે છે કે પાંડવોને જયારે વનવાસ કરવો પડયો હતો, ત્યારે ભીમે ઉક્ત નગરીની પ્રતિષ્ઠા કરી હતી. આ કાર્યમાં દૈત્યે વિઘ્ન કર્યું, જેથી ભીમે તેને બાણ માર્યું. તે નાસી ગયો અને જ્યાં બાણ લાગ્યું ત્યાંથી ચંદ્રભાગા નદી નીકળી. આ નગરીનો પ્રતિષ્ઠાતા ગમે તે હોય; પરંતુ આટલી વાત તો અવશ્ય સત્યજ છે કે જનશ્રુતિમાં માળવાના રાજા ઉદયાદિત્યના પૌત્ર જસુવર્માને કઠિયારો ઠેરવી દેવામાં આવ્યો છે. અહીંઆં પ્રાપ્ત થયેલા એક શિલાલેખમાં ઉક્ત જસુવર્માનું નામ પ્રાપ્ત થાય છે;એટલુંજ નહિ પરંતુ મધ્યભારતના પ્રત્યેક પ્રધાન નગરમાં તેનું નામ મને પ્રાપ્ત થયું છે. વિક્રમની પ્રથમ શતાબ્દીથી તેરમી શતાબ્દીપર્યંત આ વંશના રાજાઓએ પ્રબલ પરાક્રમપૂર્વક આ દેશમાં રાજ્ય કર્યું હતું.

નદીના ઉભય તટપર અનેક જીર્ણ મંદિરો છિન્નભિન્ન અવસ્થામાં પડેલાં છે. નદીના કિનારાપર ઘાટ અને ઓવારા બંધાવેલા છે. અહીંઆં દેવદેવીઓ અને દૈત્યદાનવોની પુષ્કળ મૂર્તિઓ પ્રાપ્ત થાય છે. કેટલીક પ્રતિમાઓ માટી ઉપર ઉભી કરી દેવામાં આવી છે. કેટલાક આળસુ પ્રમાદી લોક

સાંઇઓ તેની આસપાસ બેસી સૂર્યના તડકાનો આસ્વાદ લે છે. મેં ધાર્યું કે આ મૂર્તિઓને હું ઉદયપુર મોકલી દઉં તો ઠીક; એમ ધારી મેં નાગફણા સાથેની નારાયણની મૂર્તિ, પાર્વતીની મૂર્તિ, ત્રિમૂર્તિ તથા બીજી અનેક મૂર્તિઓ એક ગાડામાં ભરી ઉદયપુરમાં મોકલાવી આપી. આ સર્વ મૂર્તિઓ એક વટવૃક્ષના થડમાં પડી હતી. તેજ સ્થાનમાં ગણેશજીની એક મોટી સુંદર મૂર્તિ પડેલી હતી; પરંતુ હું તે મૂર્તિને કોઇપણ પ્રકારે ઉંચકી શકયો નહિ.

ચંદ્રાવતીનાં એકસો આઠ મંદિરો પ્રાયઃ સર્વ વિધ્વસ્ત થઇ ગયાં છે. કેવળ બે ત્રણ મંદિરોજ આજપર્યંત સારી સ્થિતિમાં છે. આ મંદિરો પ્રાચીનકાલના સૌંદર્યની પરાકાષ્ઠા બતાવી રહ્યાં છે. આ મંદિરોનું શિલ્પકાર્ય અત્યંત રમણીય છે.

તળાવના બંધની નિકટ જૈનલોકોનાં નિસિયા નામનાં પુષ્કળ સમાધિમંદિરો છે. તેમાંના એકમાં એવો ઉલ્લેખ છે કે સંવત ૧૦૬૬ના માઘની તૃતીયાને દિવસે આચાર્ય શ્રી મન્ચદેવના શિષ્ય શ્રીમંતદેવે આ સંસારનો ત્યાગ કર્યો. અંતિમ સમાધિનું વર્ષ ૧૧૮૦ લખ્યું છે. આ સમાધિ દેવેંદ્ર આચાર્યની છે. આ પ્રકારે અમે અનેક સમાધિઓ જોઈ; પરંતુ અમને તેમાંથી કોઇ જાણવાયોગ્ય ઐતિહાસિક ઘટના પ્રાપ્ત થઇ નહિ. ઉપરોક્ત સમાધિની નિકટ એક પેટી છે. એક પુસ્તક અને એક ધોતિયું આચાર્યની સન્મુખ રાખવામાં આવ્યું છે. જૈનછત્રીઓનો દેખાવ આજ પ્રકારનો હોય છે. એક તરફ કુમારદેવની છત્રી છે. તેમણે ઇ૦ સ૦ ૧૨૮૯માં આ અસાર સંસારનો ત્યાગ કર્યો હતો.

અમારો ઘાસી બે મંદિરોનાં ચિત્રો લે છે. તેમાંના એક મંદિરમાં તો એવી સરસ કારીગરી જોવામાં આવે છે કે યૂરોપવાસીઓ પણ એવી કારીગરી કરી શકતા નથી. પ્રત્યેક મંદિરમાં એક એક ચોક હોય છે. ચોક વીસ ફીટ લાંબોપહોળો હોય છે. સર્વ સ્તંભોપર ઉત્તમ નકસીકામ જોવામાં આવે છે. દ્વાર પણ ઉત્તમ હોય છે. દ્વારપર જે કારીગરી કરવામાં આવી હોય છે, તે એક ખાસ પ્રકારની હોય છે. કોઇપણ યૂરોપવાસીએ આ શિલ્પનું અનુકરણ કર્યું નથી, એ જાણી અમને અત્યંત શોક થાય છે. જો તેઓ આ શિલ્પનું અનુકરણ કરે તો તેઓ અવસ્ય 'હિંદભૂમિએ કુરૂપતાસિવાય બીજું કાંઇપણ શિખવ્યું નથી' એ આરોપનું નિવારણ કરી શકે. જ્યાંસુધી અમારો ચિત્રકાર ચિત્ર લેતો રહ્યો ત્યાંસુધી અમારા પંડિતો બીજી શોધખોળ કરતા હતા. અહીંઆં અનેક મૂર્તિઓ દિવાલની સાથે લગાડેલી હોય છે. પંડિતોની મહેનત વૃથા ગઇ નહિ.

સૌથી પ્રાચીન શિલાલેખ સંવત ૭૪૮ (ઇ૦ સ૦ ૬૯૨)નો છે, જેમાં રાજા દુર્ગા અંગલનું નામ છે. આ શિલાલેખ વેલબુટ્ટાદાર અક્ષરોમાં લખવામાં આવ્યો છે. અહીંઆં જે એવી જનશ્રુતિ પ્રચલિત છે કે પાંડવ અર્જુને વરાહને માર્યો હતો અને તેના રુધિરમાંથી એક આકૃતિ પ્રકટ થઇ હતી તે ચિત્રિત કરવામાં આવી છે. વરાહ એ એક દૈત્ય હતો. તેમાંથી બેત્રીવંશની ઉત્પત્તિ થઇ. તેમાં એક ક્યાક નામનો પુરુષ ઉત્પન્ન થયો. તે પૃથ્વીને ઉઠાવનાર દેવતાસમાન હતો. બુદ્ધિમત્તામાં તે મહાદેવસમાન હતો. તેનું નામ સાંભળી શત્રુઓનાં છોકરાં છુપાઇ જતાં હતાં. તે બુદ્ધનો અવતાર હતો એમ કહેવાય છે. આખું વર્ષ તેને ઘેર હવન થયા કરતો હતો, ઈંદ્રની તેનાપર કૃપાદૃષ્ટિ હતી, તેની કીર્તિ સમસ્ત સંસારમાં છવાઇ ગઇ હતી, તેના શત્રુઓ નિસ્તેજ બની ગયા હતા અને તેની સામે જે હાથ ઉઠાવતો તે સ્તંભિત થઇ જતો હતો. પૃથ્વીપર કોઈપણ સ્થાન એવું નહોતું કે જ્યાં તેની આજ્ઞાનો પ્રચાર ન હોય. તે જ્યારે વિદેશમાં જતો, ત્યારે દુશ્મનોની સ્ત્રીઓનો હર્ષ ઉડી જતો.

સંવત ૭૪૮ની જ્યેષ્ઠ સુદી પૂર્ણિમાને દિવસે ઉક્ત શિલાલેખ ઉક્ત મંદિરમાં હરગુપ્તના પુત્ર ગણેશ્વર મંડલવાળાએ સ્થાપિત કર્યો. તેમાં વિશેષ એમ લખવામાં આવ્યું છે કેઃ—"આ લેખ મહારાજ દુર્ગા અંગલને માટે નિર્માણ કરવામાં આવ્યો છે; તેમને અમારા પ્રણામ પહોંચે. એવું કોઈપણ મસ્તક નથી કે જે દેવતા, ગુરુ અને સ્ત્રીની સામે નમતું નથી; આ લેખ ઓલિક શિલ્પકારે કોતર્યો છે."

અમારું એવું અનુમાન છે કે ઉક્ત બેત્રીવંશ મોટા હિંદુવંશમાંનો છે કે જે ઉત્તરમાંથી આવ્યો હતો અને વરાહ નામ ઇન્ડોસીથિયનનું પણ છે. જેસલમીરના ઇતિહાસમાં આ જાતિનો ઉલ્લેખ છે. જેસલમીરના યદુભટ્ટીઓએ આ ઇન્ડોસીથિયન લોકોને હિંદુસ્થાનમાં પ્રવેશતા અટકાવવાને માટે તેમની સાથે લડાઇ કરી હતી. લક્ષક અને ક્યાક એ તાતારી નામ છે, લક્ષકનો સર્પ અને ક્યાક—

નો અર્થ આકાશ થાય છે. આ લોકો સર્પના પૂજક હતા. તેમના અક્ષરો પશ્ચિમભારતમાં પ્રાપ્ત થાય છે. ભદ્રાવતીના રાજા હૂન અને અંગતસીવિષેની સર્વ વાતોની સાથે ઉપરોક્ત હકીકત મેળવવામાં આવે તો આપણને સ્પષ્ટરીતે પ્રતીત થશે કે ઉક્ત શિલાલેખ એ સીથિક અને તાતારીરાજાનું સ્મૃતિચિન્હ છે. ઉક્ત રાજાઓ અને સાલપુરનો જીત રાજા એ સૌ હિંદુઓમાં ભળી ગયા હતા.

એક શિલાલેખ અમને સંવત ૧૧૦૩ ના જ્યેષ્ઠની તૃતીયાને દિવસે લખાયેલો જૈનમંદિરમાંથી પ્રાપ્ત થયો. તેમાં માત્ર એક યાત્રાળુનુંજ નામ છે.

નારાયણપુર, તા૦ ૧૩ મી ડિસેમ્બર-અંતર અગીઆર માઇલ. પ્રાતઃકાળમાંજ અમે નીકળી પડયા. માર્ગમાં એક ગંદૌર નામનું સ્થાન આવે છે. તે પૂર્વે ધાટી રાવની જાગીર હતી. તેનાથી અર્ધ કોશના અંતરપર એક ખીણ છે. ઘાટપર ઉત્તરપશ્ચિમ તરફ ચાલતાં ગાગરોન નામનું શહેર આવે છે. આ શહેર જોવાની અમારી ઘણી ઇચ્છા હતી; પરંતુ સમય થોડો હતો તેથી અમે તે જોઇ શકયા નહિ. એ ખીચીવંશની રાજધાની છે. અમે તેજ માર્ગદ્વારા ચાલ્યા કે જ્યાંથી અચલદાસપર આક્રમણ કરતી વખતે અલ્લાઉદ્દીન ગયો હતો. આ ઘાટ ત્રણ માઇલ પહોળો છે. અહીંઆંનું દૃશ્ય પરમ સુંદર છે. મોર, તીતર અને મરઘાંના શબ્દો અહીંઆં કર્ણગોચર થાય છે. તેઓ જાણે સૂર્યોદયથી પ્રસન્ન થયાં હોય એમ જણાય છે. આ ઘાટમાં જાલિમસિંહે પોતાની છાવણી નાખી છે. તે અહીંઆં ત્રીસ વર્ષથી રહે છે. આ ઘાટનું સ્વરૂપ બદલાઇને શહેર જેવું બની ગયું છે. અહીંઆં મોટાં મોટાં મકાન બંધાઇ ગયાં છે. કોટ બંધાવવાની તૈયારી ચાલે છે; પરંતુ તે પૂર્ણ થાય ત્યાંસુધી જાલિમસિંહ જીવિત રહે એવી આશા નથી. આ સ્થાન આજોરના તટપર આવેલું છે. આ સ્થાન જાલિમસિંહે ઘણુંજ પસંદ કર્યું છે. એ સ્થાન ઝાલરાપાટનના માર્ગમાં આવેલું છે. અહીંઆંથી થોડેક દૂર પિંઢારાલોકોની છાવણી છે, જેમાં કરીમખાંના પુત્રો વિગેરે માણસો નિવાસ કરે છે. કરીમખાં પિંઢારાઓનો નેતા હતો. અહીંઆં એક ઇદગાહ (પ્રાર્થનાગૃહ) એવા ઉદ્દેશથી બંધાવવામાં આવેલ છે કે અહીંઆંના ક્રૂર લોકો કે જેઓ અત્યંત ઘૃણિત કાર્ય કરીને નિર્વાહ કરે છે તે પાંચ વખત નિમાજ પઢે અને પોતાનું ચારિત્ર્ય સુધારે.

જ્યાંસુધી આપણે ગાગરોનની સમીપ નહિ જઇએ ત્યાંસુધી શહેર અને કિલ્લો એ ઉભય મળી ગયેલાં જણાય છે; પરંતુ પહાડપર ચઢતાં તે પૃથક્ દૃષ્ટિગોચર થાય છે. જળના પ્રવાહથી છેક ઉંચે સુધી પહાડ કપાઈ ગયો છે. પર્વતનો ઢોળાવ એવો ક્રમાનુસાર છે કે જે જોઇને અમને પરમ આશ્ચર્ય થયું. અમે ઉત્તરતરફ દૃષ્ટિ ફેંકી તો તે કાલીસિંધુ શહેર અને કિલ્લાની પેલી તરફ અફળાતી ઝીકાતી દોડતી જણાઈ. અમે શહેરની નિકટ ગયા કે તરતજ તોપોની સલામી થઈ; શહેરનાં માણસો અમારી મુલાકાત લેવાને આવ્યાં. કિલ્લાનો અધિપતિ અમને પોતાની સાથે તેડી ગયો. પાંચસેં વર્ષોપૂર્વે અલ્લાઉદ્દીનખૂનીએ આ સ્થાન ખીચી અચલદાસની પાસેથી ખુંચવી લીધું હતું અને તેણે ગોરુધિરથી નદીને અપવિત્ર કરી દીધી હતી. અમે પર્વતના માર્ગોમાંથી આગળ ચાલ્યા. ખીણદ્વારા થઇ પશ્ચિમમાં ચાલી અંતે નારાયણપુરમાં આવી પહોંચ્યા. આ ઘાટ ચારસેંા ગજ પહોળો છે. અહીંઆંનું દૃશ્ય પરમ રમણીય છે. જાલિમસિંહે શિકારને માટે અહીંઆં ખાડાઓ ખોદાવ્યા છે અને પર્વતો કાપી નાખ્યા છે, જેથી હરણો અને જંગલી વરાહોને અહીંથી નાસતાં હરકત પડે છે. અમે નાની નાની છાવણીઓમાં ગયા. જાલિમસિંહે અહીંઆં ઉત્તમોત્તમ સેના એકત્રિત કરી છે. અહીંઆં કૂવા પણ ખોદાવવામાં આવ્યા છે. તેમજ તળાવો પણ છે, જેને પૌ કહેવામાં આવે છે.

મુકુંદરા, તા૦ ૧૪ મી ડિસેમ્બર-અંતર ૧૦ માઇલ. અમે પ્રાતઃકાળમાંજ નીકળી પડયા. ઘાટપર એક ઉજ્જડ કિલ્લો જોયો. તેની ઉંચાઇ ઘણી છે. માળવાનાં સમસ્ત મેદાનો અહીંઆંથી દૃષ્ટિગોચર થાય છે. ખીચીમહારાજાનાં સ્મૃતિચિન્હો અહીંઆં વિદ્યમાન છે. તેમણે યવનોપર આક્રમણ કર્યું હતું તે સમયનાં ચિન્હો મોજુદ છે. ઘણા મૃતવીરોની છત્રીઓ અહીંઆં છે. અહીંઆં શિવપાર્વતીનાં મંદિર પણ છે. અહીંઆં અમને એક શિલાલેખ પ્રાપ્ત થયો. તેમાં મેહરાજાનું નામ લખેલું છે; તેમાં આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—

"સંવત૧૬૫૭શાકે ૧૫૨૨ સૌમ્ય સંવત્સર દક્ષિણાયન શરદૃઋતુ આસો કૃષ્ણપક્ષ રવિવાર દિનમાન ૩૬ ઘડી એ સમયે ચૌહાણવંશીમહારાજશ્રી રાવત નૃસિંહદેવ તેમના પુત્ર શ્રીરાવત મેહરાજ,તેમના પુત્ર શ્રીચંદ્રસેન

તથા તેમના પુત્ર કલ્યાણદાસે અહીંઆં શિવાલય બંધાવ્યું. તેમનું કલ્યાણ થાઓ ! જયસર્મને આ લેખ લખ્યો અને કમ્માએ તેને મહેશના પુત્ર કૃષ્ણઆચાર્યની હાજરીમાં કોતર્યો."

અમે આ સ્થળે દેશને માટે પ્રાણાર્પણ કરનાર સમસ્ત વીરોનું વર્ણન કરતા નથી; પરંતુ કેવળ એકનુંજ વર્ણન કરીશું. એ વર્ણન ગુમાનસિંહ હાડાસામંતનું છે. આ વર્ણન તે સમયનું છે કે જે સમયે દુર્જનસાલ કોટાનું શાસન કરતા હતા. તે સમયે ગાગરોનનો જયસિંહ નામનો એક રાઠોડ-રાજપૂત ફોજદાર હતો. આ ફોજદારે પોતાની લાગવગ વાપરી ગુમાનસિંહને ઉક્ત ઘાટપરથી દૂર કર્યો હતો અને તેની જાગીર જપ્ત કરાવી હતી. ગુમાનસિંહ રાજદરબારમાંથી બરતરફ થઈ ઘેર આવીને બેઠો હતો. તે અત્યંત અસંતુષ્ટ થયો હતો. એક સમયે તે કયાંક જતો હતો, એવામાં માર્ગમાં ઉક્ત ફોજદાર પોતાના સેવકોસહિત આવતો જણાયો. રાત અંધારી હતી અને એક મશાલચી તેની આગળ ચાલતો હતો. ગુમાનસિંહે ઉક્ત મશાલચીને ધક્કો મારીને જમીનપર તોડી પાડયો અને પોતાની પોલાદની તલવારવતી ઉક્ત ફોજદારને તેની પાલખીમાંજ પૂરો કર્યો. પછી તેણે દરવાજા-પર જઇને કહ્યું કે રાવનો હુકમ છે કે જ્યાંસુધી હું પાછો ફરૂં નહિ ત્યાંસુધી કોઇએ પણ અહીંઆં-થી પસાર થવું નહિ. એમ કહી તે પોતાની જાગીરમાં જઇ પહોંચ્યો અને ત્યાંથી પોતાની સ્ત્રીસંતતિ તથા જંગમ મિલ્કત લઇને ઉદયપુરના રાણાને શરણે જઈ રહ્યો. રાણાએ તેને કેટલોક પ્રદેશ નિર્વાહને અર્થે અર્પણ કર્યો. જયપુરના અધિપતિ ઇશ્વરીસિંહે કોટાપર આક્રમણ કર્યું ત્યાંસુધી ગુમાન-સિંહ ઉદયપુરમાં રહ્યો. તે સમયે તેણે કોટાનું રક્ષણ કરવા જવાની રાણાની પાસે આજ્ઞા માગી. ત્યારપછી તે રાણાની આજ્ઞા મળતાં ઉદયપુરથી રવાના થઇ પાહારને રસ્તે કોટા તરફ ચાલ્યો. કોટા આ સમયે ચોતરફથી ઘેરાયેલું હતું. કાં તો કોટામાં પહોંચવું કે કાં તો પ્રાણાર્પણ કરવું, એવો નિશ્ચય કરી તેણે ખૂબ જોરથી નગારૂં વગાડવાની આજ્ઞા કરી અને તે શીઘ્રતાથી શત્રુસેનાની વચ્ચે થઇને ચાલ્યો. જયપુરનરેશે જ્યારે ઉક્ત નગારાનો ધ્વનિ સાંભળ્યો ત્યારે તે પોકારી ઉઠયો:-"એવો કોણ બળ વાન પુરુષ છે કે જે અમારી છાવણીમાં થઇને નગારૂં વગાડતો ચાલ્યો જાય છે?" તેને સત્વર સ-માચાર મળ્યા કે એ તો ઘાટવાળો રાવત છે. એ ઉદયપુરથી આવે છે. ઉક્ત નરેશે પોતાના પિતાના મુખથી સાંભળ્યું હતું કે ગુમાનસિંહે એક વખત કાંઇપણ શસ્ત્રની સહાયવિના એક વ્યાઘ્રને મારી નાખ્યો હતો; તેથી તેણે આ વખતે તેને મળવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. જ્યારે હાડા ગુમાનસિંહને ઉક્ત સમાચાર વિદિત કરવામાં આવ્યા, ત્યારે તેણે જણાવ્યું કે હું મારા સાથીઓસહિત મળી શકીશ. જ્યારે તે ઉભયનો મેળાપ થયો, ત્યારે જયપુરનરેશે તેનો ઘણો સારો સત્કાર કર્યો અને તેને જણાવ્યું કે:-" જો તમે મારી સાથે રહેશો તો જયપુરમાં તમને એક મોટી જાગીર આપવામાં આવશે અને જો કોટામાં જશો તો તમારૂં આવી બન્યુંજ સમજજો; કારણ કે એક પાન ખાઓ એટલીવારમાં હું કોટાપર મારો અધિકાર સ્થાપન કરી દઇશ." આ શબ્દો સાંભળી ગુમાનસિંહ બોલ્યો:-" મહા-રાજ ! જુહાર, વીસ હજાર હાડાઓનાં શિર કોટાની સાથે છે." તેને ઇશ્વરીસિંહે પોતાની સેનામાંથી સુરક્ષિત પસાર થવા દીધો. તેણે નદીના તટપર જઇ ઉચ્ચ સ્વરે કહ્યું:-" ગુમાનસિંહને એક નાવની અપેક્ષા છે. તે પોતાના રાજાની પાસે જશે." જ્યારે તે નદી ઉતરી પોતાના રાજાની સમીપ ગયો ત્યારે તેને તે એક દિવાલની પાસે બેસી પોતાના માણસોને ઉશ્કેરતો જણાયો. તેજ સમયે સમાચાર મળ્યા કે એક સ્થાન આગળ કોટ તૂટયો છે. ગુમાનસિંહે આ સમાચાર સાંભળી રાજાને તેના સ્વધર્મની પ્રશંસા કરવાનો સમય પણ આપ્યો નહિ. તે પ્રણામ કરી તરત પોતાના સાથીઓસહિત ઉક્ત તૂટેલા સ્થાન આગળ ગયો. ત્યાં જઇ તેણે જમીનમાં પોતાની લોહાની સાંગ રોપી દીધી. ભૂતકાળના હાડાઓ આવા હતા; પરંતુ હમણાં તેમના વંશજો અત્યંત રંક બની ગયા છે. ઘાટના ઉક્ત રાવતની ભૂમિ તેના વંશ-જોના હાથમાંથી છીનવી લેવામાં આવી છે અને મહામુશ્કેલીથી તેઓ પોતાનો નિર્વાહ ચલાવે છે.

આ ઘાટ સદા રાજપૂતોના રુધિરથી તર રહેતો હતો. અમે ત્યાંથી આગળ ચાલ્યા અને મુકુંદરામાં જઈ પહોંચ્યા. મુકુંદરાની બહાર જાલિમસિંહની છાવણી હતી. અહીંઆં અમને એવા સમાચાર પ્રાપ્ત થયા કે થોડા અંતરપર 'ભીમકા ચોરા' એ નામનું સ્થાન ઉજ્જડ પડયું છે. તે સ્થાનમાંની કારીગરી ઘણી ઉત્તમ છે. આવી કારીગરી ક્યાંય પણ જતી નથી. ભારત અને મિસર [illegible] ઉત્તમ દેશોની કારીગરીના નમુના ત્યાં પ્રાપ્ત થાય છે.

ત્યાંનો સર્વ અસબાબ કોટાનો રાજા પોતાની ભીલભીરખાતને માટે રંગમહેલ બાંધવાને લઇ ગયો હતો. અહીંઆંના સ્તંભો અદ્ભુત છે. ચોરાની સમીપ જ્યાં પાંવડુભીમે વિવાહ કર્યો હતો, ત્યાં બે સ્તંભો વિદ્યમાન છે. તેમના શિખરપર ઘાસ ઉગી નીકળ્યું છે અને ત્યાં માટી પણ ઘણી એકત્રિત થઇ ગઇ છે. પાસેજ છત્રીઓ દૃષ્ટિગોચર થાય છે. દક્ષિણ અને ઉત્તરભારતની વચ્ચે આ સ્થાન આવેલું છે, તેથી અહીંઆં અવશ્ય કોઇ મોટું નગર વસેલું હશે. અહીંઆં હાડાવંશનાં પુષ્કળ સ્મૃતિચિન્હો પ્રાપ્ત થાય છે. અહીંઆં જે શિલાલેખો પ્રાપ્ત થાય છે તેમાં હાડારાજાઓના સાદા અને સરલ ધારાઓ દૃષ્ટિગોચર થાય છે. એક શિલાલેખનો અનુવાદ અમે નીચે આપીએ છીએ. ઉક્ત શિલાલેખ અમને મુકુંદરાથી પ્રાપ્ત થયો હતો.

"મહારાજ મહારાવજી મુકુંદરાના વ્યાપારીઓ, શાહુકારો, કૃષિકારો અને ઇતર લોકોને આજ્ઞા કરે છે કે:— "વર્તમાનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખો,વ્યાપાર કરો,વણજ(વાણિજ્ય)કરો,આપો,લ્યો કૃષિ કરો અને ઉન્નત થાઓ. સરકારે સર્વ કર માફ કર્યા છે. અપરાધ પ્રમાણે દંડ કરવામાં આવશે. સર્વ વિશ્વાસુ અમલદારો, પટેલ, તલાટી, ચોકીદાર અને મુત્સદ્દીઓને સારી સેવાના બદલામાં પુરસ્કાર આપવામાં આવશે. અપરાધીઓને દંડ કરવામાં આવશે. વ્યાપારીઓને સતાવવામાં આવશે નહિ તથા તેમની પાસેથી રૂશ્વત લેવામાં આવશે નહિ. હિંદુમુસલમાનો જે વસ્તુઓને પવિત્ર માને છે, તે વસ્તુઓના શપથ લેવામાં આવે છે. આ આજ્ઞા મહારાજાના શ્રીમુખની છે અને નાનાજી જાલિમસિંહ તથા તેમના પુત્ર માધોસિંહની સાક્ષી છે.

મીતિ ૧૦ આસો, સોમવાર સંવત ૧૮૭૭"

કેટલાક દિવસ સુધી ત્યાં રહી અમે પંચપહાડ અને આનંદપુરના માર્ગથી કોટામાં આવ્યા. ઉક્ત ઉભય મોટાં શહેરો ઉક્ત નદીના તટપર વસેલાં છે.

માધોસિંહ છ તોપો સહિત બે માઇલપર્યંત અમારી સાથે આવ્યા. અમારા જૂના બાગસુધી તેઓ અમારી સાથે રહ્યા. આ બાગ શહેરની પૂર્વ તરફ આવેલો છે. અહીંઆં આનંદ મેળવવાને માટે અમે વિવિધ પ્રવૃત્તિઓ કરી. અહીંઆં અમે જંગલી હંસો અને હરિણોનો શિકાર કર્યો. કોઇ કોઈ વખત અમે નાયબ જાલિમસિંહના ચિત્તાઓનો પણ શિકાર કરતા હતા. એક વખત અમે અખિલગઢના કિલ્લાની સમીપ શિકાર કરવાને ગયા. આ કિલ્લો દક્ષિણ તરફ છ માઇલના અંતરપર છે. અહીંઆંના પર્વતો ત્રણસેં ફીટ ઉંચા છે. અહીંઆં નાયબ જાલિમસિંહના શિકારીઓના પોકારથી એક વૃદ્ધ રિંછ બહાર નીકળી આવ્યું. કેપ્ટનસાહેબ તથા ડૉકટરસાહેબે તેનાપર ગોળી છોડી; પરંતુ તે ખાલી ગઇ. તે રિંછ ક્રોધિત થઇ મારા તરફ દોડી આવ્યું. તે દશ કદમ દૂર રહ્યું ત્યારે મેં તેનાપર ગોળી છોડી. તે ગોળી તેના આગલા પગ આગળ લાગી, જેથી તે નીચે તૂટી પડ્યું; પરંતુ તે તત્કાળ ઉભું થઇ ગયું અને મુખ પહોળું કરી સામે દોડ્યું. મારા એક સાથીએ તેને સાંગ મારી અને મને બચાવી લીધો. ગોળી અને સાંગનો પ્રહાર ખાઇ તે ગુફામાં નાસી ગયું. શેષ દિવસ અમે અખિલગઢમાં વ્યતીત કર્યો. અનુમાન કરી શકાય છે કે આ કિલ્લો ભીલોનો હશે. અહીંઆં એક સ્થાનક જાપુર[1] મહાદેવનું છે. અહીંઆં એક નાળું છે જે ચંબલનદીમાં પડે છે. અહીંઆં ચંબલના કિનારા ૬૦૦ ફીટથી અધિક ઉંચા છે. કોટાથી ભિંસરોરસુધીની ભૂમિ પ્રશંસનીય છે. ભારતવર્ષમાં એવાં રમણીય સ્થાનો ઘણાં ઓછાં હશે.

અમે શિલાલેખોની અહીંઆં ઘણી તપાસ કરી; પરંતુ તે અમને એવા અક્ષરોમાં મળ્યા છે કે જેને કોઈ પણ વાંચી શકતું નથી. અહીંઆં એક જીતરાજાનો શિલાલેખ અમને પ્રાપ્ત થયો હતો, જે અમે આ પુસ્તકના પ્રથમ ખંડમાં આપ્યો છે.

---

૧ એને કોઈ ગયાપુર અને કોઇ જયપુરમહાદેવ પણ કહે છે।

# अध्याय १४ मो

**બિજોલીનું વૃત્તાંત-માઈનાલ અથવા મહાનલ-કોતરેલા શિલાલેખો-હાડાવંશના વર્ણનથી પૂર્ણ શિલાલેખો-વમોદા-આલુ હાડાના કિલ્લાને મહેલનાં ખંડિયેર-અંધેરી કુટી-એક પ્રવાદ કહાણી.**

અનેક સ્થાનોમાં ભ્રમણ કર્યા પછી કર્નલ ટૉડ કેટલાક દિવસપર્યંત કોટામાં રહ્યા અને ત્યારપછી અંતે તેઓ મેવાડની રાજધાની ઉદયપુરમાં ગયા. રસ્તામાં બૂંદીમાં પણ તેઓ ગયા હતા. તેમણે બૂંદીમાં શાસનકાર્ય કેવી રીતે ચાલે છે, તેની તપાસ કરી તો તે તેમને સંતોષકારક જણાયું. પછી તેઓ માઇનાલ નામના પ્રસિદ્ધ સ્થાનનું દર્શન કરવાને માટે પાઠારદેશમાં ગયા. ત્યાંથી પછી તેઓ દશ માઈલ ઉત્તરે બિજોલી નામના સ્થાનમાં જઈ પહોંચ્યા.બિજોલી એ મેવાડનો એક પ્રધાન પ્રદેશ છે. પરમારજાતિનો એક સામંત બિજોલીનો અધીશ્વર છે અને તે રાવની ઉપાધિ ધરાવે છે. આ સામંતના પૂર્વજો અગાઉ બિયાનાની નિકટ જગનેર પ્રદેશના અધીશ્વર હતા.પાછળથી અમરસિંહના શાસનકાળમાં તેમણે સહકુટુંબ આ દેશમાં આવી નિવાસ કર્યો. તેઓ પોતાની સાથે પોતાના સેવકોને પણ લઇ આવ્યા હતા. રાણાએ રાવ અશોકની એક કન્યા સાથે વિવાહ કર્યો અને તેમને પાંચ લાખની વાર્ષિક ઉપજવાળો આ બિજોલી પ્રદેશ અર્પણ કરી દીધો.

બિજોલી વા વિજયાવાલી-એ નગર પ્રાચીન ખંડિયેરોની વચ્ચે આવેલું છે. પ્રાચીન શિલાલેખોમાં આપણને આ નગરનાં બે પુરાણાં નામો પ્રાપ્ત થાય છે. અહિચ્યપુર અને મોરકરો. આ ઉભય નામો પૈકી અંતિમજ આ નગરનું ખરૂં પ્રાચીન નામ હોયએમ જણાય છે. મેવાડના આ સીમાન્તપરના પ્રદેશમાં ચૌહાણોવિષે અનેક જનશ્રુતિઓ પ્રચલિત છે. આ પ્રદેશપૂર્વે અજમેરના રાજાના તાબામાં હતો એવું અનુમાન કરવાને માટે પુષ્કળ પ્રમાણો વિદ્યમાન છે. અજમેરના વિશલદેવ, સોમેશ્વર, પૃથ્વીરાજ વગેરે રાજાઓનાં નામ અહીંઆંના અનેક શિલાલેખોમાં પ્રાપ્ત થાય છે. મોરકરોના અરનરાજ તથા તેના પુત્ર વહિરરાજની વીરતા પ્રકાશિત કરનારાં પુષ્કળ સ્મૃતિચિન્હો અહીંઆં વિરાજમાન છે. ઉક્ત રાજાઓ દિલ્હી અને અજમેરના રાજા પૃથ્વીરાજના સમકાલીન હતા.

એક શિલાલેખમાં ચિતોડનું યુદ્ધ એવી રીતે વર્ણવવામાં આવ્યું છે કે તે ગિહલોતોનું યુદ્ધ છે કે ચૌહાણોનું તેનો નિર્ણય કરવો કઠિન થઇ પડે છે. તેનો આરંભ શાકંભરી માતાથી કરવામાં આવે છે. આ માતા જન્મ, શાખા, દુર્ગ અને પર્વતની અધિષ્ઠાત્રી દેવી ગણાય છે. તેમાં વત્સ ગોત્રના નવ ચૌહાણોનું વર્ણન કર્યા પછી વિંધ્યાચલના રાજા બાપ્પાનું વર્ણન કરવામાં આવ્યું છે. આજ બાપ્પા મેવાડના રાજવંશના પ્રતિષ્ઠાતા હતા; પરંતુ તેની પાછળ જે નામો આપવામાં આવ્યાં છે, તે તેના વંશની સાથે મળતાં આવતાં નથી. આ પરથી હું એવું અનુમાન કરવાને દોરાયો છું કે તે સમયે ચૌહાણો અને પરમારો ચિતોડના રાણાને આધીન હતા. આ સંબંધે વિશેષ લખવું અમે ઉચિત માનતા નથી. માત્ર એટલુંજ જણાવીએ છીએ કે આ વર્ણન અરનરાજના પૌત્ર કુંતપાલનું છે કે જેણે જાબલાપુર જીતી લઇ નષ્ટભ્રષ્ટ કરી નાખ્યું હતું, અને જેના યુદ્ધનું વર્ણન દિલ્હીમાં વસ્વબીહારપર કોતરવામાં આવ્યું છે. તેના જ્યેષ્ઠ ભ્રાતાનો પુત્ર પૃથ્વીરાજ હતો. પૃથ્વીરાજે પુષ્કળ સુવર્ણદાન કર્યું અને મોરકરોમાં પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું. સોમેશ્વરની સહાયથી તેને રાજ્ય પ્રાપ્ત થયું હતું. તે પણ સોમેશ્વર નામથી ઓળખાયો. સોમેશ્વરનાં સ્મરણાર્થે એક મંદિર બંધાવવામાં આવ્યું અને તેના વ્યયને માટે રેવાના તટપરનું રેવાના નામનું ગ્રામ અર્પણ કરવામાં આવ્યું. સંવત ૧૨૨૬.

આ પરથી વિદિત થાય છે કે ચૌહાણોએ પોતાના બાહુબળથી તુંવારવંશના રાજાઓના હાથમાંથી દિલ્લીનું સિંહાસન હસ્તગત કર્યું હતું અને તેમના વિખ્યાત કવિ ચંદે કહ્યું હતું તેમ અસિ (હાંસી) તથા દિલ્લીના સ્તંભોપરના શિલાલેખ તેજ સમયે કોતરવામાં આવ્યા હતા, એ વાત પણ સિદ્ધ થાય છે; પરંતુ સૌરાષ્ટ્રમાં આવેલી ગિહલોતોની રાજધાની વલ્લભીપુરના દરવાજાનો તેમાં જે ઉલ્લેખ છે તે એક અદ્ભુત બીના છે અને તે પરથી માત્ર એટલુંજ અનુમાન થઈ શકે છે કે પૃથ્વીરાજે જ્યારે પોતાના પિતા સોમેશ્વર કે જેઓ ગુજરાતમાં માર્યા ગયા હતા, તેના વધનો બદલો લીધો તે સમયે કુંતપાલે સુસંધિ મળેલી જોઇ દિલ્લીની જીતમાંથી પોતાનો હિસ્સો મેળવી ભોળાભીમની પાસેથી ગુજરાત લીધું હતું.

અમે અહીંઆં કહી શકીએ છીએ કે પુરાતન મોરકરો નામ બિજોલીનું હતું અને ત્યાંનો ચૌહાણુ-રાજા જૈનમતાવલંબી હતો. ચંદના કહેવા પ્રમાણે આ વાત કાંઇ અસાધારણ નહોતી. ચંદ જણાવે છે કે તેણે પોતાના પુત્ર સારંગદેવને બૌદ્ધમત સ્વીકારવાને માટે અજમેરથી હદપાર કર્યો હતો.

અહીંઆંના શિલાલેખોમાં ચિતોડના રાણાઓનાં શાસન તથા તેમની વીરતાનાં વર્ણન પ્રાપ્ત થાય છે. બિજોલી કે જેનું પ્રાચીન નામ મોરકરો છે, તેમાં પ્રાપ્ત થયેલા શિલાલેખો વાંચવાથી અમને પ્રતીત થયું કે મોરકરો વર્તમાન બિજોલીથી અર્ધ કોશ પૂર્વમાં આવેલું હતું. હાલમાં તે સવથા વિધ્વંસ્ત થઇ ગયું છે. તેમાં નવચોકી નામના એક પ્રાચીન મહાલયના કેટલાક ભાગો વિદ્યમાન છે. અહીંઆં પાર્શ્વનાથનાં પાંચ મંદિરો હતાં. મહાલય અને મંદિરો બનાવવાની રીતિ અને તેમાં કરવામાં આવેલી કારીગરી અત્યંત રમણીય જણાય છે. મંદાકિની નામની એક નાની નદી તેની વચ્ચે થઇને વહી જાય છે. પાર્શ્વનાથના મંદિરની પાસે એક જીર્ણ કુંડ અને બે મોટાં તળાવો છે. નગરની નિકટમાંજ મહાદેવનાં ત્રણ મંદિરો છે.

વર્તમાન બિજોલીનો કિલ્લો સંપૂર્ણતઃ પ્રાચીન મોરકરોનામંદિરોના ધ્વંસાવશેષોથીજ બંધાવવામાં આવ્યો છે. ઉક્ત મંદિરોમાંની દેવદેવીઓની પ્રતિમા ઉખડી જઇને એકસાથે પડી છે. આ પ્રકારે અમે અનેક સ્થાનોમાં મૂર્તિઓ પડેલી જોઈ છે. આ પરથી સારી રીતે પ્રતીત થાય છે કે હિંદુઓ આ મૂર્તિઓની ગણના દેવતામાં કરતા નથી, તેઓ માત્ર તેમને દેવતાનાં ચિન્હસ્વરૂપે ગણે છે. મૂર્તિની પવિત્રતા દૂર થયા પછી તેઓ તેને સામાન્ય પથ્થરજ ગણી કાઢે છે. મેં આ નગરની ચોતરફ પુષ્કળ ધ્વંસાવશેષ જોયા.

દરોલી કે જે અહીંઆંથી ચાર માઇલના અંતરપર દક્ષિણ તરફ આવેલું છે ત્યાંથી મને સંવત ૯૦૦ નો એક શિલાલેખ પ્રાપ્ત થયો; પરંતુ તે કાંઈ ઉપયોગનો નથી. તિલસવા કે જે ત્યાંથી પણ બે માઇલ દક્ષિણમાં છે, ત્યાં ચાર મંદિરો, એક કુંડ અને એક તોરણ છે; પરંતુ ત્યાં કોઇ શિલાલેખ નથી. જારોલી ત્યાંથી સાત કોશના અંતરપર આવેલું છે. તેમાં સાત મંદિરો આવેલાં છે. આ સર્વ મંદિરો છિન્નભિન્ન અવસ્થામાં છે. અહીંઆં કિલ્લાના ધ્વંસાવશેષો પ્રાપ્ત થાય છે. અહીંઆં બીજાં પણ કેટલાંક છિન્નભિન્ન મંદિરો છે. આ મંદિરો અલ્લાઉદ્દીનખૂની અને ઔરંગઝેબે વિધ્વસ્ત કરી નાખ્યાં હતાં એમ કહેવાય છે. અહીંઆંના લોકો અલ્લાઉદ્દીનને ખૂની અને ઔરંગઝેબને કાલ-ચવન કહે છે.

બિજોલીના સામંતની ઉપજ હવે અત્યંત ન્યૂન થઇ ગઈ છે. જો તેમની જાગીરપર સારી દેખરેખ રાખવામાં આવે તો વાર્ષિક ૫૦૦૦૦ રૂપિયાની આમદાની થઈ શકે એમ છે; પરંતુ તેઓ તેનાપર બરાબર લક્ષ્ય આપતા નથી. તેમની પુત્રી રાજા અમરસિંહની સાથે પરણી હતી. તેમના સ્વામીનું જ્યારે મૃત્યુ થયું ત્યારે તેની વય સત્તર વર્ષની હતી. તેને ઘણીયે સમજાવવામાં આવી; પરંતુ તે પોતાના પતિની સાથે સતી થયા વિના રહી નહિ. મેં તેના કાકાદ્વારા તેને બહુએ સમજાવી; પરંતુ તેણે મારી એક પણ વાત માની નહિ અને તે 'પોતાના સ્વામીનાં પાપ નિવૃત્ત કરવાને માટે' સતી થઈ. તેના કાકાને તેને સમજાવવા માટે હાથમાં લેવાને મેં તેની જાગીર વધારી આપવા માટે મારી સઘળી લાગવગ વાપરવાનું વચન આપ્યું હતું; પરંતુ મારા સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા. અમે ત્યાં બે ત્રણ દિવસ

સુધી રહી શિલાલેખોની શોધ કરવાને નીકળ્યા.

માઇનાલ, ૨૧ મી ફેબ્રુઆરી—મહાનલ શબ્દ અપભ્રષ્ટ થઈ આ સ્થાનનું નામ માઇનલ પડયું છે. પાઠારના પશ્ચિમ ભાગમાં એક મહા ઉંડી ખીણ છે,તે પરથી એનું નામ મહાનલ ( મોટી ખીણ ) પડયું હતું. આ ખીણમાં પ્રવેશ કરવો એ યમને નિમંત્રણ કરવા સમાન છે. અહીંઆં પુષ્કળ લીલાં-છમ વૃક્ષો ઝુકી રહેલાં છે. ખીણપર આવેલી ટેકરીપર મંદિરો અને ઘરો વિદ્યમાન છે અને તેમાં એક સ્થળે પૃથ્વીરાજનું તથા અન્ય સ્થળે તેમના બનેવી ચિતોડના રાણા સમરસિંહનું નામ કોતરેલું જણાય છે. સમરસિંહે પૃથાબાઈની સાથે વિવાહ કર્યા હતા. કવિ ચંદે તેમના બલવિક્રમનું વર્ણન પોતાના મહાકાવ્યમાં ઉત્તમ પ્રકારે કર્યું છે.અહીંઆં ઉક્ત ઉભય રાજવંશનાં માણસો પરસ્પર મળતાં, ભેટતાં અને ભારતવર્ષની રાજકીય બાબતોવિષે વાતચીત કરતાં હતાં અને પોતાનાં સંતાનો તથા કુટુંબોની સાથે આનંદવિહાર કરતાં હતાં. ચંદના કહેવા પ્રમાણે જો મહારાજા પૃથ્વીરાજ મહારાણા સમરસિંહની સલાહ માનત તો કોઇ પણ પ્રકારે ભારતનું શાસન યવનોના હાથમાં જાત નહિ; પરંતુ પૃથ્વીરાજની જોમભરેલી વીરતા તથા ગુસ્સાભરેલી સાહસિકતા આગળ રાણાની સલાહ નિષ્ફળ થઇ. યવનો સાથે થયેલા યુદ્ધમાં પૃથ્વીરાજ અને સમરસિંહ એ ઉભય મરણ પામ્યા. યવનોની સાથે કગ્ગરના તટપર યુદ્ધ થયું હતું અને તેમાં ભારતના સમસ્ત વીરો વિદ્યમાન હતા. વાસ્તવમાં તે પ્રલય-જ હતો. હમણાં પણ તે સ્થાન ભયંકર લાગે છે. અહીંઆંની સર્વ વસ્તુઓ શોકનું ભાન કરાવે છે અને વૃક્ષો પણ જાણે અફસોસ કરતાં હોય એવાં લાગે છે.

અમે અહીંઆં પુષ્કળ શિલાલેખો જોયા.તેમાં હાડાલોકોની અનેક ઐતિહાસિક ઘટનાઓનો ઉલ્લેખ જોવામાં આવે છે. તેમાંના એક શિલાલેખનો અવિકલ અનુવાદ નીચે આપવામાં આવે છે:—

" કુલદેવી આશાપૂર્ણાની કૃપાથી અનેક ચૌહાણરાજાઓએ પ્રબલ પ્રતાપપૂર્વક રાજ્ય કર્યું છે અને અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કર્યો છે. ચૌહાણવંશમાં મોરધન પેદા થયા, જેમણે યુદ્ધભૂમિમાં સંપૂર્ણ વિજય પ્રાપ્ત કર્યો. આજ વંશના હાડા કેલનનો યશ ચંદ્રસમાન નિર્મળ હતો. તેમના જય-પાલ ઉત્પન્ન થયા. તેમણે પૂર્વજન્મનાં સુકૃતથી આ રાજવંશમાં જન્મ ગ્રહણ કરી પરમ શાંતિ અને સુખ પ્રાપ્ત કર્યું. તેમની પ્રજાએ તેમને અમર કરવાને માટે ઈશ્વરને પ્રાર્થના કરી હતી. તેમના પુત્ર દેવરાજ મહા દાતા હતા અને માનવસમાજનાં સુખ તથા શાંતિની વૃદ્ધિ કરવી એજમાત્ર તેમનો ઉદ્દેશ હતો. તેમના પુત્ર હરરાજ દેખાવમાં પ્રજ્વલિત અગ્નિસમાન તેજસ્વી હતા અને તેમણે પોતાના બાહુબળથી અનેક ભૂમીશ્વરોને પરાસ્ત કરી અતુલ યશ અને ધનની પ્રાપ્તિ કરી હતી.

વમોદાના અધીશ્વર તેમના વંશજ હતા.દેવરાજથી ઋતુપાલ ઉત્પન્ન થયા.તેમણે પોતાના બાહુબળથી વિદ્રોહીઓને પરાસ્ત કરી તેમને દાબી દીધા. કપિલમુનિએ જે પ્રકારે સગરનાં સંતાનોને ભસ્મીભૂત કર્યાં હતાં તે પ્રકારે તેમણે પોતાના શત્રુઓને પાદાક્રાંત કર્યા.

તેમના પુત્ર કલ્હન થયા. તેમના પુત્ર કુંતલ ધર્મરાજસમાન હતા. તેમના કનિષ્ઠ ભ્રાતાનું નામ દેહા હતું. કુંતલની રાણી રાજલદેવીના ગર્ભથી મહાદેવ નામનો ચંદ્રમાસમાન પુત્ર ઉત્પન્ન થયો. તે રણભૂમિમાં સુમેરુના જેવો અચલ અને દાનમાં ઇંદ્રના કલ્પવૃક્ષના જેવો હતો. તેણે શત્રુ-ના રુધિરથી રણભૂમિમાં ઘોડાની ખરીથી ઉડેલી ધૂળ દબાવી દીધી હતી. તેણે રણભૂમિમાં પોતાના લાંબા બાહુથી તીક્ષ્ણ તલવાર ઉગીશાહના મસ્તકપર ઉઠાવી મેદપાટના અધીશ્વરના પ્રાણની રક્ષા કરી હતી. ચંદ્રમા જે પ્રકારે રાહુના કરાલ ગ્રાસથી મુક્ત થાય છે, તે પ્રકારે તેણે કેવિયાનો ઉદ્ધાર કર્યો. બળદ જે પ્રમાણે પોતાના પગથી અનાજને કચડે છે, તે પ્રકારે મહાદેવજીએ પોતાના ચરણથી શત્રુઓની સેનાનો વિધ્વંસ કર્યો અને સમુદ્રમંથન-ની પેઠે તેણે આ સમરમંથનમાંથી વિજયરત્ન પ્રાપ્ત કરી તેને કેવિયાના અધિપતિને પ્રદાન કર્યું. સમસ્ત પૃથ્વીમાં તેનો યશધ્વનિ ગુંજી રહ્યો. તેના પુત્રનું નામ દુર્જન હતું, જેને તેણે જીવરાજ-ની ઉપાધિ અર્પણ કરી હતી. યુવતસાલ અને કુંભકર્ણ એ નામના તેના બે ભ્રાતાઓ હતા.

અહીંઆં મહાનલમાં મહાદેવે આ મંદિર બંધાવ્યું અને તેને ઉત્તમ પ્રકારે સજાવી તેમાં આ શિલાલેખ રાખ્યો. મહાનલમાં મહાદેવે બંધાવેલું આ મંદિર ચંદ્ર અને સુમેરુ જ્યાંસુધી વિ-

દ્યમાન રહે, ત્યાંસુધી સ્થાયી રહો ! ચિતોડનિવાસી બ્રાહ્મણ ધનેશ્વરદ્વારા આ શ્લોકો રચવામાં આવ્યા છે.

અનલ નંદ ઇંદ્ર ચંદ

શિલ્પવિદ્યામાં પ્રવીણ એવા વીરધવલ શિલ્પીએ વૈશાખ માસની સપ્તમીને દિવસે આ મંદિર બંધાવ્યું. ”

બેગૂ-માઇનાલ વા મહાનલમાં ભ્રમણ કર્યાં પછી અમે બેગૂ નામના સ્થાનમાં ગયા. પાઠારની સર્વોચ્ચભૂમિપર અમે પ્રાતઃકાળમાં ઘણા વહેલા જઇ પહોંચ્યા; પરંતુ માર્ગમાં પુષ્કળ વૃક્ષો હોવાથી અમે ઉભય બાજુપરનાં સમતલક્ષેત્રો જોઇ શકયા નહિ. અંતે જે સ્થાનપર આલૂહાડાનો કિલ્લો આવેલો હતો ત્યાં અમે જઇ પહોંચ્યા. વમોદાનો કિલ્લો સર્વથા તૂટીને છિન્નવિચ્છિન્ન થઇ ગયો હતો અને ત્યાંની જમીન જનશૂન્ય બની ગઇ હતી. મહાવીર આલૂહાડાનો કિલ્લો અને મહાલય વિધ્વસ્ત થઇ ગયાં હતાં, તોપણ તેની આકૃતિની કલ્પના અમે કરી શકયા હતા. અહીંઆં શિવજી, હનુમાન અને ધર્મરાજ એ ત્રણ દેવોનાં મંદિરો છે.

અહીંઆં અંધિયારી કોટડી નામનો એક અંધકારમય ગુપ્ત ઓરડો છે. એમ કહેવાય છે કે આલૂહાડા જે સમયે મંદોરપતિની સાથે યુદ્ધ કરવાને ગયો હતો, તે સમયે તે પોતાના ભત્રીજાને આજ ઓરડામાં બંધ કરી ગયો હતો.પાસેજ એક ખડક ઉપર યોગિનીમાતાની એક અતિ પ્રચંડ મૂર્તિ છે. આલૂહાડાનો આ અભેદ્ય કિલ્લો કોણે વિધ્વસ્ત કરી નાખ્યો હતો, તેની પુષ્કળ તપાસ કર્યા છતાં પણ તેનો પત્તો લાગ્યો નહિ.કદાચ મેવાડના મહારાણાએજ તેનો વિધ્વંસ કર્યો હશે. આ પ્રદેશ વર્તમાનકાળમાં બેગૂના સામંતના તાબામાં છે. અહીંઆં અમે આલૂહાડાવિષે એક બીજી વાત સાંભળી, જે અમે નીચે જણાવીએ છીએ.

વમોદાના તાબાના ચોવીસ કિલ્લાઓ પૈકી એકમાં આલૂહાડાનો લાલજી નામનો એક સગો નિવાસ કરતો હતો. તેને એક કન્યા હતી. લાલજીએ ચિતોડના રાણાને તે કન્યા આપવાનો નિશ્ચય કરી રાજપૂતરીતિ પ્રમાણે રાણાની સમીપ નાળીએર મોકલ્યું; પરંતુ રાણાએ તે નાળીએરનો સ્વીકાર કર્યો નહિ. લાલજીનો પુરોહિત નાળીએર લઇને પાછો ફરતો હતો એવામાં રાણાનો જ્યેષ્ઠકુમાર મૃગયા ખેલીને પાછો ફરતો દૃષ્ટિગોચર થયો.તેને પુરોહિતે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. યુવરાજે પુરોહિતના મુખથી સમસ્ત વૃત્તાંત સાંભળી લઈ લાલજીના સન્માનની રક્ષાર્થે સ્વયં ઉકત નાળીએર ગ્રહણ કરી લીધું. તેમણે પુરોહિતને વિદાય કરી કહ્યું કે:-“હું સત્વર વિવાહ કરવાને માટે આવું છું.” કેટલાક દિવસ પછી ચિતોડના યુવરાજ પોતાના અનુચરો તથા એક ભાટને લઇ વમોદામાં આવી પહોંચ્યા.

ઉક્ત ભાટનું નામ ભીમસેન હતું. તે બનારસનો નિવાસી હતો. આ સમયે મેવાડના સમસ્ત ભાટોને દેશપારની શિક્ષા કરવામાં આવી હતી. ભીમસેન કચ્છભુજ જવાનો હતો; પરંતુ માર્ગમાં મેવાડ આવ્યાથી રાણાની રાજધાનીમાં જઇ પહોંચ્યો. મેવાડના ભાટોને દેશનિકાલની શિક્ષા ફરમાવવાનું કારણ નીચે પ્રમાણે જણાવવામાં આવે છે:-મેવાડમાં એક સરોવરમાંથી પાણી કાઢી નાખતી વખત એક પરમ રમણીય મૂર્તિ જડી હતી. આ મૂર્તિ અસંત સુંદર હતી; પરંતુ તેના હાથ વિચિત્રરીતે ગોઠવાયેલા હતા. તેનો એક હાથ ઉપરની બાજુએ, બીજો હાથ નીચેની બાજુએ અને ત્રીજો પ્રેક્ષકની સન્મુખ આવેલો હતો. આ ત્રણ હાથ ત્રણ દિશામાં ફેલાયેલા જોઇ સર્વ પ્રેક્ષકો વિસ્મિત થતા હતા. આવી મૂર્તિ પૂર્વે કદિ પણ જોવામાં આવી નહોતી. આ પ્રકારે ત્રણ દિશામાં હાથ ફેલાવવાનો અર્થ શું છે, તેનો નિર્ણય કોઈ કરી શકયું નહિ. રાજાએ દેશના સમસ્ત કવિ, ચારણ, ભાટ અને વેદજ્ઞ બ્રાહ્મણપંડિતોને બોલાવી મંગાવ્યા અને તેમને ઉપરોક્ત ઘટનાનું કારણ પૂછ્યું; પરંતુ કોઇપણ સંતોષકારક ઉત્તર આપી શકયો નહિ. અંતે ઉક્ત જાડેજાઓના કવિ ભીમસેને તેનો સંતોષકારક જવાબ આપ્યો. તેણે કહ્યું કે:-“ઉપર જે હાથ અંગુલિનિર્દેશ કરી રહ્યો છે તેનો અર્થ એ છે કે ઉપર અર્થાત્ સ્વર્ગમાં એકમાત્ર ઇંદ્રજ છે; અને નીચે જે અંગુલિ નિર્દેશ કરે છે, તે પાતાલના અધીશ્વરને બતાવે છે; અને રાણાની તરફ જે હાથ છે તેનો અર્થ એ છે કે એકમાત્ર રાણાજ સમસ્ત જગતના અધીશ્વર છે.” ભીમસેનનાં આ વચનો સાંભળી રાણા હમીરસિંહ પરમ પ્રસન્ન થયા અને તેમણે તેને પોતાના પ્રધાન કવિના પદ-

પર નિયુક્ત કર્યા. આ ભીમસેનની પ્રાર્થનાથીજ મહારાણાએ દેશનિકાલ થયેલા ભાટોને પાછા દેશમાં બોલાવ્યા હતા. ભીમસેન રાણાસિવાય અન્ય કોઇની પાસેથી કોઇપણ પ્રકારનું દાન લેતા નહોતા. આ કવિશ્રેષ્ઠ ભીમસેન ચિતોડના યુવરાજની સાથે વમોદામાં વિવાહસમારંભમાં ગયા હતા. લાલજીના કિલ્લામાં મહો ઉત્સવ થવા લાગ્યો. અનેક દેશોમાંથી કવિઓ આવીને લાલજીનાં જયગાન ગાવા લાગ્યા. પ્રચલિત રીતિઅનુસાર લાલજીએ કવિઓને અતિ મૂલ્યવાન ઉપહારો આપ્યા. લાલજી ભીમસેનને એક શ્રેષ્ઠ અશ્વ, મૂલ્યવાન પોશાક અને એક રૂપાનો ટોડો એટલી વસ્તુઓ ઉપહારમાં આપવાને તૈયાર થયા; પરંતુ ભીમસેને તેનો સ્વીકાર કર્યો નહિ. જ્યારે તેમણે અત્યંત આગ્રહ કર્યો, ત્યારે બારોટે જણાવ્યું કે આ ઉપહારદ્રવ્યો અહીંઆં મૂકો. આ ઉપહારદ્રવ્યો લીધાપછી થોડીવારે તેમણે પોતાના મનને શતશઃ ધિક્કાર આપ્યો અને તરત પોતાની તલવાર કાઢી આપઘાત કર્યો. તત્કાળ 'ચિતોડના પ્રધાનકવિ મરણ પામ્યા છે' એ શબ્દો ચોતરફ ગુંજી ઉઠયા. આ સમયે યુવરાજ લગ્નના મંડપમાં બેઠા હતા અને વરકન્યાનો હાથેવાળો મેળવવાની તૈયારી થઇ રહી હતી. ઉક્ત બારોટની આત્મહત્યાના સમાચાર સાંભળતાંવેંતજ યુવરાજ ચોરીમાંથી ઉઠીને ઉભા થયા અને વૈર લેવાને તૈયાર થયા. યુવરાજને આ પ્રકારે ચોરીમાંથી ઉઠેલા જોઇ કન્યાના પિતાને અત્યંત દુઃખ પેદા થયું. અંતે યુવરાજ લગ્ન કરવાની ના પાડી વમોદાની બહાર ચાલ્યા ગયા. થોડા સમય પછી તેમણે પોતાની સેના અને સામંતોની સાથે વમોદાપર આક્રમણ કર્યું. ફાલ્ગુનમાં અહેરિયાના ઉત્સવસમયે કન્યાના પિતા લાલજી રાજપૂતરીતિઅનુસાર વરાહનો શિકાર કરવાને માટે જંગલમાં ગયા. તે સમયે ચિતોડના યુવરાજે દલસહિત આવી તેમનાપર આક્રમણ કર્યું. ઉભયવીરો પોતપોતાના હાથમાં ભાલા લઇ એકબીજાની સામે આવીને ઉભા રહ્યા અને ભાલાના પ્રહાર કરવા લાગ્યા. થોડીવારે ભાલાના પ્રહારથી ઉભયના પ્રાણ નષ્ટ થયા. વમોદામાં ઉભયની ચિતા તૈયાર કરવામાં આવી. એકમાં યુવરાજનું અને બીજીમાં લાલજીનું શબ મૂકવામાં આવ્યું. યુવરાજની સાથે લાલજીની કન્યા અને લાલજીની સાથે તેની સ્ત્રી સતી થઇ. આ પ્રસંગે તેઓ કહી ગઈ કેઃ—"વસંતઋતુના અહેરિયામાં રાણા અને રાવે કદિપણ એકત્રિત થવું નહિ; નહિ તો તેનું પરિણામ મરણસિવાય બીજું કાંઇપણ આવશે નહિ." આવી બે ઘટનાઓ અમે હાડાજાતિના ઇતિહાસમાં વર્ણવી છે અને નિમ્નલિખિત કાવ્યનું ચોથું પદ પૂર્ણ કરવાને માટે મુકુલની ઘટના બની છેઃ—

હામુ મોકુલ મારિયા, લાલા બૈતા રાન;
સોજા રતન સંહારિયા, આમલ મારસી રાન.

વમોદા અને તેના તાબાના ચોવીસ કિલ્લાઓ હાડાલોકોના હાથમાંથી જતા રહ્યા છે, આથી હાડાજાતિને અત્યંત ઉદ્વેગ થાય છે. આ વાત હું ઑક્ટોબર માસમાં મને જે પત્રો મળ્યા હતા તે પરથી પ્રમાણિત કરી આપીશ. 'ઘાટની રાણી'ની આજ્ઞાથી અનેક માણસો તેના મંદિરમાં આવ્યા હતા. તેઓ તેની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવાને તત્પર હતા. નીચે બૂંદી તા૦ ૧૮ મી ઑક્ટોમ્બર ઇ૦ સ૦ ૧૮૨૦ ના પત્રમાંથી અવતરણ લેવામાં આવ્યું છેઃ—

"સમસ્ત સામંતોને પત્રદ્વારા આજ્ઞા આપવામાં આવી કે દૌરાના પર્વપર સમસ્ત સામંતો અને જમીનદારોએ રાજધાનીમાં આવીને ઉપસ્થિત થવું. તેઓ આવ્યા ત્યારે બરના ઠાકોર જસજીએ જણાવ્યું કે વમોદાની ભવાનીમાતાએ અમને આજ્ઞા કરીછે કેઃ—"હવે ખેતી કરશો નહિ, તમારા ઘોડા અને ઇતર પશુઓ વેચી નાખો અને તેના ઉપજેલા દ્રવ્યથી ૬૪ પાડા તથા ૩૨ બકરા ખરીદી માતાજીને તેનું બલિદાન આપો. આમ કરવાથી વમોદા પુનઃ તમારા તાબામાં આવશે." આ સમાચાર ફેલાતાંની સાથેજ બૂંદીકોટાના પુષ્કળ માણસો ત્યાં આવીને ઉપસ્થિત થયા. બરના ઠાકોરે શ્રીમાતાજીના પ્રસાદતરિકે એંસે માણસોનું ભોજન તૈયાર કરાવ્યું હતું; પરંતુ ત્યાં ૫૦૦ માણસો આવ્યા હતા, પણ માતાજીની કૃપાથી તે સર્વ માણસો ભોજન કરીને તૃપ્ત થયા; એટલુંજ નહિ પરંતુ કેટલીક રસોઈ વધી પણ હતી. આથી સર્વ માણસોને શ્રદ્ધા ઉત્પન્ન થઇ કે માતાજીની આજ્ઞા યથાર્થ હતી."

આ વૃત્તાંત અમને બૂંદીથી પ્રાપ્ત થયું હતું; પરંતુ નિમ્નલિખિત વાત મારા સાચા મિત્ર બાલગોવિંદે મને કહી હતી કે જેઓ ઉક્ત ઘટના બની ત્યારે ત્યાં વિદ્યમાન હતા. તેઓ બોલ્યાઃ–"થોડા દિવસ પૂર્વે માછનાલમાં એક મોટું બલિદાન અપાયું હતું. યોગિનીમાતાને તે સમયે ૩૧ પાડા અને ૫૩ બકરાનું બલિદાન આપવામાં આવ્યું હતું. ત્રણ હાડાઓએ બે બકરાપર અતિ વેગથી પોતાની તલવારના પ્રહાર કર્યા; પરંતુ તેમનો તો વાળ પણ વાંકો થયો નહિ. આથી તે સર્વના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે બકરાઓને ફાવે ત્યાં ચરી ખાવાને છોડી દેવામાં આવ્યા અને લોકો તેમને અમર કહેવા લાગ્યા." આ વાત સંપૂર્ણ રીતે સત્ય હતી. યતિ જ્ઞાનચંદ્ર પણ તેમની સાથે હતા. ભવાનીની આજ્ઞાથી પાંચસેં હાડાઓ એકત્રિત થયા હતા. ભવાનીપર તેઓ સંપૂર્ણરીતે શ્રદ્ધા રાખતા હતા. આથી મેં તરત રાજાપર એવો સંદેશો મોકલ્યો કે એકત્રિત થયેલા માણસોને વિખેરી નાખો. આ પરથી આ બહાદૂર માણસોની ધાર્મિક લાગણી કેવી સરલતાથી ઉશ્કેરાઇ જાય છે તે પ્રતીત થાય છે.

અહીંઆંથી આગળ ચાલી અમે વમોદાની દિવાલો જોવાનો ઇરાદો રાખતા હતા. અમે ફેરાવો ખાઇ પર્વતની તળેટીમાં ચાલ્યા અને યોગિનીમાતાનાં પણ દર્શન કર્યાં. ત્યાંથી આગળ ચાલી અમે બેગૂની નિકટ એક સુંદર ઉપવનમાં વિશ્રામ કર્યો. અહીંઆંના રાવત કાલામેઘનો વંશજ અમને મળવાને આવ્યો; પરંતુ જે સુખ તેની પ્રતીક્ષા કરી રહ્યું હતું તેથી અત્યારસુધી તે અજ્ઞાત હતો અર્થાત્ તેને તેની બાપુકી જાગીરનો અર્ધ કરતાં અધિક ભાગ મળવાનો હતો. આ પ્રદેશ ઇ૦ સ૦ ૧૭૯૧ થી સિંધિઆના અધિકારમાં હતો.

# अध्याय १५ मो

બેગૂ-હાથીપરથી પડી જવાથી કર્નલ ટૉડ સાહેબનું ઘાયલ થવું-બેગૂના સામંતની સહાનુભૂતિનાં ચિન્હ-બેગૂમાંથી મહારાષ્ટ્રીઓને કાઢવાનું વૃત્તાંત-બેગૂદેશપર રાણાનો અધિકાર-સામંતોને ફરીથી બેગુદેશનું દાન-ચિતોડ-અકબરનો દીપ-ચિતોડ નગરનું વર્ણન-નગરભ્રમણ-ચાત્રરાવત સંપ્રદાયની સૃષ્ટિનું વિવેચન-કોતરેલા શિલાલેખો-ઉદયપુરથી ગમન-કર્નલ ટૉડ સાહેબનો સ્વદેશનિવાસ-ઉપસંહાર.

બેગૂ, ૨૬ મી ફેબ્રુઆરી–ત્રણ વર્ષથી બેગૂના સામંતો ભૂમિપરના અધિકારથી રહિત થયા હતા, તેમને પુનઃ તે વિસ્તૃત દેશનો અધિકાર સમર્પણ કરવાને માટે બે દિવસથી હું બેગૂના કિલ્લામાં ગયો છું. મેં એ કિલ્લામાં ઉક્ત પ્રસંગને શોભે એવી ધામધૂમથી પ્રવેશ કર્યો હતો. મારા આગમનના સમાચાર સાંભળી કાલામેઘના વંશજો અનેક સ્થળેથી આવીને એકત્રિત થયા. બેગૂનાં પ્રાચીન કિલ્લાની ચોતરફ મોટી ખાઈ છે અને કિલ્લામાં જવાને માટે તે ઉપર એક કાષ્ઠનો પૂલ છે. મારા સૈનિકો અને સંદેશાવાહકો એક હાથીપર આરૂઢ થઇ બ્રિટિશ-પતાકા લઇ પૂલપર થઇને દરવાજામાં ચાલ્યા ગયા, તેથી હું પણ હાથીપર બેસી તેમની પાછળ ગયો; પરંતુ માવતે મને ચેતાવ્યો કે હાથી હોદ્દાસહિત દરવાજામાં થઇને જઈ શકશે નહિ, કારણ કે દરવાજો નાનો છે અને જો જશે તો તેની સાથે હોદ્દો અથડાશે; પણ મેં તેના શબ્દોપર કિંચિત્ પણ લક્ષ્ય આપ્યું નહિ અને તેને આગળ ચલાવવાને આજ્ઞા કરી. વળી મેં તેને જણાવ્યું કેઃ–"જો તમે હાથીપર ન બેસી શકતા હો તો નીચે ઉતરી જાઓ." કાષ્ઠના પૂલપર પોતાના પગ

પડવાથી થતો ગંભીર અવાજ સાંભળી તથા ઉભય બાજુએ ઉંડી ખાઈ જોઈ હાથી અત્યંત ગભરાયો અને જોસભેર દોડવા લાગ્યો. માવતે તેને ઉભો રાખવાને પુષ્કળ પ્રયાસ કર્યો; પરંતુ તે કોઇ પણ પ્રકારે થોભ્યો નહિ. મેં ધાર્યું કે હવે બચવાની આશા નથી. તોરણના ભયંકર આઘાતથી હોદ્દાના ચૂરેચૂરા થઇ જવાનો સંપૂર્ણ સંભવ હતો, આથી મેં હોદ્દાની સાથે મજબૂત રીતે પગ ટેકવી ઉભય હસ્ત દરવાજાના આરકાં સાથે ધર્યાં; પરંતુ હું તત્કાળ હોદ્દાની બહાર તૂટી પડયો. હાથી મહા ભયભીત થઇ નાસીને તોરણની બહાર નીકળી ગયો અને હું પૂલપર અચેત થઇને પડયો. ત્યાં જે લોકો હતા તેમણે તત્કાળ ઉત્તમ પ્રકારે મારી સેવાશુશ્રુષા કરી અને મને પાલખીમાં નાખીને મારે મુકામે લઇ ગયા. જો કે મારા શરીરમાં અનેક સ્થાનોપર ચોટ લાગી હતી, તથાપિ મને શીઘ્ર આરોગ્યતા પ્રાપ્ત થઇ. હું આ સમયે મારા સૌભાગ્યબળથીજ આ વિપત્તિમાંથી બચ્યો હતો. જે સ્થળે હું તૂટી પડયો ત્યાંથી એક ઉચનાજ અંતરપર જો હું પડયો હોત તો અવશ્ય હું ખાઇમાં પડીને ડુબી મરત. શીઘ્ર બેગૂના રાવતજી અને તેમના બંધુઓ તથા કુટુંબીઓ મારા મુકામપર આવી પહોંચ્યા અને તેમણે આ દુર્ઘટનાને માટે અત્યંત શોક પ્રદર્શિત કર્યો. મેં મહામુશ્કેલીથી તેમને મારા મુકામમાંથી તેમને ઘેર મોકલ્યા. ઉક્ત ઘટના બન્યા પછી બે ત્રણ દિવસે જ્યારે હું ઉક્ત સામંતોને ભૂમિઅધિકાર સમર્પણ કરવાને ગયો, ત્યારે કાલામેઘના બંધાવેલા તે રમણીય તોરણને ભૂમિભેગું થયેલું જોઇને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હું તેજ માર્ગે થઇને કિલ્લાની ભીતર ગયો. ત્યાં મેં એક વિસ્તૃત સભાસ્થાનમાં સામંતોને અનેક સભાસદોથી ઘેરાઇને બેઠેલા જોયા. રાવતજીએ આગળ આવી કિલ્લાના મહાલયની ચાવી મારા હાથમાં આપી. સમસ્ત તોરણનો વિધ્વંસ થઇ ગયો તે માટે મેં મહાશોક પ્રદર્શિત કર્યો અને કહ્યું કેઃ—" મારી દુર્બુદ્ધિથીજ આ દુર્ઘટના બની હતી, માટે તોરણનો વિધ્વંસ થયો એ ઠીક થયું નહિ. " સામંતે ઉત્તર આપ્યો કેઃ—"આપ અમારા જીવનદાતા છો; માટે જે તોરણથી આપના પ્રાણનાશની સંભાવના ઉપસ્થિત થઇ હતી, તે તોરણને અમે કદિ પણ અક્ષત રાખી શકીએ નહિ."

ઉક્ત સામંતોની જાગીર સમરના ખર્ચને માટે સિંધિઆની પાસે ગીરો મૂકવામાં આવતી હતી. રાવતે સિંધિઆપર એવા આશયનો પત્ર લખ્યો હતો કે યુદ્ધમાં જેટલા રૂપિયાનો આપને ખર્ચ થયો હોય તે કુલ રૂપિયા આપીને અમે જાગીર લેવાને તૈયાર છીએ. જ્યારે આ પ્રદેશમાં પુનઃ શાંતિ સ્થાપિત થઇ, તે સમયે ઉક્ત રાવતે હિસાબ બતાવ્યો તો બમણી રકમ સિંધિઆને અપાઈ ચૂકેલી જણાઇ. સામંતે બ્રિટિશએજંટની મારફતે સિંધિઆને તે જાગીર પોતાને સોંપી દેવાને જણાવ્યું. અનેક પત્રો લખાયા; પરંતુ તે સર્વ નિષ્ફળ થયાથી રાવતજીએ એક દિવસ પોતાની સેનાસહિત તેનાપર આક્રમણ કરી મહારાષ્ટ્રીઓને નસાડી મૂકયા અને તેમણે જે એક નાનો કિલ્લો બંધાવ્યો હતો તેપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. રાવતજીએ પોતાના બાહુબળથી ઉક્ત પ્રદેશ લઇ લીધો હતો, તેથી તેમને અપરાધી ગણી રાણાએ બેગૂપ્રદેશપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો. બેગૂના કિલ્લાપર રાણાની પતાકા ફરકાવવામાં આવી. રાણાએ આ પ્રકારે દંડ આપ્યો તેથી બેગૂના રાવતજીએ કોઇ પણ પ્રકારે અસંતોષ પ્રકટ કર્યો નહિ. તેઓ રાણાની ઇચ્છાને આધીન થયા; પરંતુ ચિરકાલને માટે બેગૂપ્રદેશ પોતાના અધિકારમાં રાખવાની રાણાની ઇચ્છા નહોતી. કેવલ રાવતજીએ રાણાની આજ્ઞાવિના મહારાષ્ટ્રીઓને નસાડી મૂકયા હતા, તેથી તેમણે નામમાત્રને માટે ઉક્ત પ્રદેશ જપ્ત કર્યો હતો. અંતે મેં સિંધિઆના દાવાની વિરુદ્ધ પ્રબલ પ્રમાણો ઉપસ્થિત કર્યાં. સિંધિઆએ પુષ્કળ કાગળપત્ર લખી પોતાનો દાવો પ્રબલ કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેને સફળતા પ્રાપ્ત થઈ નહિ. થોડા માસ પછી બેગૂપ્રદેશ મારી ભલામણથી ઉક્ત સામંતને પાછો આપવામાં આવ્યો, આથી મને પરમ આનંદ પ્રાપ્ત થયો; કારણ કે ઇ૦ સ૦ ૧૮૧૮ ના મે માસમાં મેવાડની આધીનતા સ્વીકારવાને માટે જે પત્ર તૈયાર કરવામાં આવ્યો હતો, તેમાં ઉક્ત સામંતેજ સૌથી પહેલાં હસ્તાક્ષર કર્યાં હતા.

ચિતોડઃ—સિસોદીઆઓની પ્રાચીન રાજધાની ચિતોડની પ્રત્યેક દિવાલપર તેમનું અસીમ ગૌરવ અંકિત થયેલું છે. હું જેમ જેમ આ પ્રાચીન પાટનગરની નિકટ જતો હતો, તેમ તેમ મારા

હૃદયમાં આનંદ વૃદ્ધિંગત થતો જતો હતો. હું જે રસ્તેથી ચિતોડતરફ જતો હતો, તેજ રસ્તેથી પાદશાહ અલ્લાઉદ્દીન અને અકબર પોતાની પ્રબલ સેના અને સામંતોની સાથે શ્રીરામચંદ્રના વંશજોને પરાસ્ત કરવાને ગયા હતા. ચિતોડના રાણા પ્રતાપસિંહ, અરિસિંહ ( ઉરસી ) વગેરેએ યવન પાદશાહોની સામે કેવા પ્રબલ પરાક્રમસહિત યુદ્ધ કર્યાં હતાં, તેનું વર્ણન યથાસ્થાને કરવામાં આવ્યું છે. ચિતોડના અંતિમ યુદ્ધનાં સ્મૃતિચિન્હો અદ્યાપિ અહીંઆં વિદ્યમાન છે. આજે પ્રભાતકાલમાંજ મેં ચિતોડનાં દર્શન કર્યાં. જે સ્થાનપર ભારતના સર્વપ્રધાન પાદશાહ અકબરે પોતાની લીલારંગની પતાકા રોપી હતી અને પોતાની છાવણી નાખી હતી તથા પોતાના પ્રધાનવીરોને એકત્રિત કરીને ચિતોડ જીતી લઈ તેનો વિધ્વંસ કરવાને માટે તેમની સાથે મસલત ચલાવી હતી, તેજ સ્થાનપર અદ્યાપિ એક સ્મરણચિન્હ વિદ્યમાન છે. તે ચિન્હ એક ઉચ્ચ સ્તંભના આકારનું છે અને તે "ચિરાગદાન વા અકબરનો દીપ" એ નામથી વિખ્યાત છે. તે પાષાણના મોટા મોટા ટુકડાઓથી બંધાવવામાં આવ્યું છે અને ૩૫ ફીટ ઉંચું છે. તેનો નીચેલો ભાગ અધિક જાડો અને ઉંચેનો ભાગ ક્રમશઃ પાતળો થતો ગયો છે. તેના શિખરપર એક મોટો દીપક બળતો હતો,જેને જોઇ સર્વ લોકો જાણી શકતા હતા કે અહીંઆં પાદશાહ અકબરની છાવણી છે. તેની અંદરના ભાગમાં પગથીઆં છે, જેદ્વારા ઉપર ચઢી શકાય છે. જે પગથીઆંદ્વારા એક સમયે અકબર અવશ્ય ઉપર ચઢયો હતો,તે પગથીઆંદ્વારા શિખરપર જવાનો મેં વિચાર કર્યો; પરંતુ મારૂં શરીર સ્વસ્થ નહોતું,તેથી મારા મનની ઇચ્છા મનમાંજ રહી ગઇ. ચિતોડના નીચલા ભાગમાં ફરી હું મારી પાલખીમાંથી નીચે ઉતર્યો અને અશ્વપર આરૂઢ થઈ પાંચ દરવાજા પસાર કરીને ચિતોડના ઉપલા ભાગમાં ગયો. ત્યાર પછી સૂર્યકુંડની પાસે મારો મુકામ હતો ત્યાં હું ગયો. અહીંઆં મારી ચોતરફ પ્રાચીન ઐતિહાસિક ચિન્હો પડેલાં હતાં. આ છિન્નભિન્ન અવસ્થામાં પડેલાં પ્રાચીન ચિન્હો જોઈ મારા મનમાં અનેક વિચારો ઉદ્ભવવા લાગ્યા. અસ્તાચલમાં જતા પ્રભાકરનું અંતિમ કિરણ ચિતોડના સ્તંભપર પડયું ત્યાંસુધી હું તે તરફ અનિમિષનેત્રે જોતો રહ્યો.

વિધ્વસ્ત થયેલા ચિતોડને જોઇને મારા મનમાં જે ભાવો ઉપસ્થિત થયા તે સર્વનું વર્ણન કરી હું પાઠકોને શોકગ્રસ્ત કરવા માગતો નથી. ખુમાનરાસા નામના ગ્રંથમાં ચિતોડના સંબંધમાં એવો ઉલ્લેખ છે કે વિખ્યાત, દુર્ગમ અને અભેદ્ય એવા ચોરાસી કિલ્લાઓમાં છત્રકોટનો કિલ્લો પ્રધાન છે. સમતલભૂમિમાંથી ઉઠેલી ડુંગરીપર એ કિલ્લો બંધાવવામાં આવ્યો છે અને તે જાણે પૃથ્વીના મસ્તકપર તિલક ન હોય તેમ વિરાજમાન છે. કોઇપણ શત્રુ એ કિલ્લાપર પોતાનો અધિકાર સ્થાપિત કરવાને સમર્થ થયો નથી. આ દુર્ગના તાબાના સામંતો ભય એ શું ચીજ છે તે પણ જાણતા નથી. એના શિખરપરથી ગંગા નીકળી છે અને આ પહાડપરના માર્ગો પણ એવા છે કે કોઈ એમાં પ્રવેશ ભલે કરે; પરંતુ તેમાંથી બહાર નીકળવાની કાંઇ આશા નથી.બડકોપર રક્ષણને માટે બાંધવામાં આવેલા બુરજો વિદ્યમાન છે અને તેમાં રહેલી સેના રાત્રિને વખતે નિરાંતે ઉંઘે છે. તેને શત્રુઓનો કિંચિત્ પણ ભય હોતો નથી. એના ધાન્યભંડારો ધાન્યથી ભરપૂર છે અને જલકુંડો, તળાવો તથા કૂવાઓ પાણીથી ભરેલા છે. સ્વયં મહારાજ રામચંદ્રજી આ સ્થાનમાં ૧૨ વર્ષપર્યંત રહ્યા હતા. નગરમાં ૮૪ બજારો છે, બાલકબાલિકાઓને માટે પુષ્કળ વિદ્યાલયો છે અને પ્રત્યેક પ્રકારની શાસ્ત્રીય શિક્ષાને માટે પાઠશાળાઓ વિદ્યમાન છે. અહીંઆં અઢાર કળામાં નિપુણ એવા કારીગરો વસે છે. છત્રીસ કુલના રાજપૂતો અહીંઆં રહે છે અને અશ્વારોહી તથા પાયદલસેના પ્રચંડ છે.

ખુમાનરાસા અર્થાત્ રાવત ખુમાનનું ઉપાખ્યાન એ નામનો ગ્રંથ ૯ મી શતાબ્દીમાં લખાયો હતો અને હું ધારૂં છું કે તે ગ્રંથના લેખકે ચિતોડનું વર્ણન માત્ર કલ્પનાથી કર્યું નથી, પરંતુ તેનું સમસ્ત લખાણ સત્ય છે. ચિતોડનો વિધ્વંસ થયો તે પૂર્વે ભારતવર્ષની કોઈપણ રાજધાની તેના સમાન નહોતી. ચિતોડની રાજધાની પહાડ ઉપર સ્થિત છે અને તે પહાડ ચિતોડથી દૂર કેટલે સુધી ચાલ્યો ગયો છે. ચિતોડ અને પાઠારદેશની વચ્ચે વિજયપુરા, ગ્વાલિયર અને બેગૂનો કેટલોક ભાગ આવેલો છે. વચ્ચેવચ્ચે વૃક્ષકુંજ આવી રહ્યાં છે. આ પ્રદેશ અત્યંત રમણીય છે; પરંતુ હાલમાં એ દીર્ઘકાળની અરાજકતાથી ઉજ્જડ બની ગયો છે. ચિતોડના ઉપરના ભાગની લંબાઇ લગભગ આઠ

દુર્ભાંગ છે અને તેની પહોળાઈ ૨૪૦૦ હાથ છે. જે પર્વતપર ચિતોડ સ્થિત છે તે પર્વતની તળેટીનો વ્યાસ ચાર કોશનો છે. તેની નીચેથી ઉપરસુધી ઘાડાં જંગલો આવેલાં છે; તેમાં માત્ર વ્યાઘ્ર, હરિણ અને વરાહજ નહિ, પરંતુ સિંહસુદ્ધાં આજપર્યંત રહે છે. તળેટી અર્થાત્ ચિતોડની નીચેનો ભાગ દક્ષિણ તરફ આવેલો છે; તેમાં વિજયસ્તંભ, ચતરંગ મોરીનો મહાલય, રાણા રાયમલ્લનો મહાલય, રાણા મુકુલનું મોટું મંદિર, ગિહલોતોનો સો બુરજોવાળો દુર્ગ અને જયમલ તથા પત્તેના મહાલયો વગેરે રમણીય સ્મૃતિચિન્હો વિદ્યમાન છે. ચિતોડથી અલિપ્ત એવું એક સ્થાન ૪૦૦ ફીટ ઉત્તરે છે, તેની ચોતરફ કોટ આવેલો છે; પરંતુ આ સ્થાનથી શત્રુને લાભ થતો હતો. માધોજીસિંધિઆએ તેમાં પોતાનું તોપખાનું રાખ્યું હતું. આજ સ્થાનપરથી અલ્લાઉદ્દીનતાતારે પણ આક્રમણ કર્યું હતું. આ સ્થાન બંધાવવાને માટે અલ્લાઉદ્દીને માટીના એક ટોપલાપર એક તાંબાના પૈસાથી માંડીને એક સુવર્ણમુદ્રાસુધી મજુરી આપી હતી. એને બંધાવતાં બાર વર્ષ લાગ્યાં હતાં.

ચિતોડનાકિલ્લાપર ઉત્તરતરફથી ચઢી શકાય છે. ચઢતી વખત જે દરવાજા મધ્યમાં આવે છે, તેમાંના પહેલા દરવાજાનું નામ 'ફૂટાદ્વાર' છે અને ચોથા દરવાજાનું નામ "હનુમાનપોલ" છે. આ "હનુમાનપોલ" ચિતોડના ઇતિહાસમાંનું એક સ્મરણીય સ્થાન છે. અહીંઆંજ પ્રસિદ્ધવીર જયમલ્લ અને પત્તે મહાવીરતા દર્શાવી સ્વર્ગમાં સિધાવ્યા હતા. જયમલના સ્મરણાર્થે અહીંઆં એક નાનું સ્મારકચિન્હ વિદ્યમાન છે. વળી એક સૈનિક વીરવેષ ધારણ કરી હાથમાં ભાલો ગ્રહણ કરી એક અશ્વપર બેઠો છે; આ પ્રકારની તેની પાષાણ-પ્રતિમા અહીંઆં સ્થાપિત છે; વીરશિરોમણિ અમૈતના સામંતની આ પ્રતિમા છે. અહીંઆંથી ત્રણ વધુ દરવાજા પસાર કરી અમે 'રામપોલ' નામના મોટા દરવાજાપર પહોંચ્યા. અહીંઆંથી અમે વિખ્યાત 'દરિખાના' કે જે સભાગૃહમાં પ્રધાન પ્રધાન ઉત્સવોના સમયમાં ચિતોડના રાજપુરુષો એકત્રિત થતા હતા તેમાં ગયા; અને એમ કહેવાય છે કે અહીંઆંજ ચિતોડના બુદ્ધિમાન પુરુષોએ રાણા અરસીને જણાવ્યું હતું કે આપનો ગૌરવસૂર્ય અસ્તાચલમાં જતો જાય છે. રામપોલ દરવાજાના સ્થાનપર અમે એક શિલાલેખ જોયો. સાલુંબરના વિખ્યાત સામંત ભીમસિંહે આ શિલાલેખ કોતરાવ્યો હતો. તેમનું નામ આ શિલાલેખના નીચલા ભાગમાં આપવામાં આવ્યું છે. ભીમસિંહ એક સમયે વિદ્રોહી બની ચિતોડનો રાજમુકુટ પોતાના મસ્તકપર ધારણ કરવાને ઉદ્યત થયા હતા. મેવાડના ઇતિહાસમાં તે વિષે સારીરીતે વર્ણન કરવામાં આવ્યું છે. ભીમસિંહે જે કુલમાં જન્મ ગ્રહણ કર્યો હતો તે કુલના આદિપુરુષે અનેક વર્ષોપૂર્વે મહાન રાજભક્ત બની ચિતોડના રાજમુકુટનો પરિત્યાગ કર્યો હતો. એમ જણાય છે કે સાલુંબરના સામંતે જે સમયે ઉક્ત શિલાલેખ કોતરાવ્યો હતો તે સમયે તેઓ રાજભક્ત હતા, વિદ્રોહી થયા નહોતા. તે શિલાલેખમાં એવો ઉલ્લેખ છે કેઃ—"નગરવાસીઓની પાસે બળાત્કારે કોઇપણ કામ કરાવવામાં આવશે નહિ. તેમજ તેમની પાસેથી દંડ લેવામાં આવશે નહિ." વળી તે શિલાલેખમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે, ગોસુંદાના એક સુતારે રામપોલનો નવીન દરવાજો પોતાના ખર્ચથી બંધાવ્યો હતો અને તેના પ્રમાણતરિકે એક ગાય તથા વરાહની મૂર્તિ વિદ્યમાન છે. તેના તે સત્કાર્યને માટે તેને જાગીર આપવામાં આવી હતી.

હું ત્યાંથી દક્ષિણ તરફ કેટલેક છેટે ગયો તો ત્યાં એક અત્યંત પ્રાચીન મંદિર મારા જોવામાં આવ્યું. આ મંદિર તુલસીભવાનીનું છે. તેની પાસેજ 'તોપખાના ચાબડી' નામનું સ્થાન છે, જેમાં કેટલીક તોપો હજી વિદ્યમાન છે. આ તોપો ચિતોડની લૂંટનું સ્મરણ કરાવે છે. ત્યારપછી રાણાના પ્રધાનપુરોહિતનું એક મોટું અને સુંદર મકાન દષ્ટિગોચર થયું. તેની પાછળ મુસાનિ અથવા અશ્વપાલ અને રાણાના કુટુંબના કેટલાક મુખ્ય અમલદારોનાં ઘર આવેલાં છે. પહેલા વિશાળ મકાનનું નામ નોલખાભંડાર છે. તે એક નાનાસરખા દુર્ગ જેવું જણાય છે. તેની દિવાલો ઘણી ઉંચી છે. તે પ્રાચીન વિધ્વસ્ત મકાનોના કાષ્ઠ તથા પાષાણથી બંધાવવામાં આવ્યું છે. ભંડાર શબ્દનો અર્થ [illegible] છે. તેના નામપરથીજ તે શા કાર્યને માટે હતું [illegible] તે વિદિત થાય છે, [illegible] એમ [illegible] આવ્યું છે કે આ ઇતિહાસમાં જે [illegible] વર્ણન કરવામાં આવ્યું છે, [illegible] નિવાસ કરતા હતા. તેની [illegible] એક [illegible] છે. [illegible] છે. તેનું નામ [illegible] છે.

ત્યાંથી અમે રાણાના મહાલયતરફ ગયા. એમ કહેવાય છે કે રાણા રાયમલે ઉક્ત મહાલય બંધાવ્યો હતો; પરંતુ તેની બાંધણી અતિ પ્રાચીન જણાય છે. તેની બાંધણી સાદી અને સરલ છે. કેવલ બુરજોમાં મહાન કારીગરી જણાવવામાં આવી છે, તે સિવાય મહાલયમાં કાંઇ વિશેષ કારીગીરી નથી. આ મહાલય જોવાથી મુસલમાનોનું આગમન થયું તે પૂર્વે રાજપૂતોના મહાલયો કેવીરીતે બંધાતા હતા તે પ્રતીત થાય છે. મહાલયની ચોતરફ વિશાળ આંગણું આવેલું છે. આ આંગણામાં એક સ્થાને દેવજીનું મંદિર છે. રાણા સાંગાને આ મૂર્તિની કૃપાથીજ સર્વત્ર વિજયલક્ષ્મી પ્રાપ્ત થઇ હતી. આ મૂર્તિ એકાદશ કુલોપૈકી એક છે. વિખ્યાત વીર ભોજ કે જેમના પિતા ચૌહાણ અને માતા ગુજરજાતિની હતી અને જેમનાથી વગરાવતશાખા ઉત્પન્ન થઈ હતી, તેમના શરીરમાં ઉક્ત દેવતાનો આવિર્ભાવ થયો હતો. ઉક્ત દેવતાની દૈવીશક્તિથી યુક્ત થઇને જે સમયે ઉક્ત વગરાવતવીર જૂની શત્રુતાનો બદલો લેવાને માટે રણુવિજય નામના સ્થાનના પડિહારોની સામે જતા હતા, તે સમયે ચિતોડની નિકટ થયેલા તેમના આગમનની ખબર સાંભળતાંજ ચિતોડપતિ રાણા સાંગાએ તેમને દૈવીશક્તિથી યુક્ત થયેલા જાણી મહાભક્તિ અને શ્રદ્ધાથી તેમની પૂજા કરી. દેવજીએ રાણાની ભક્તિથી પ્રસન્ન થઈ તેમને એક દિવ્ય પદાર્થ ( તાવીજ ) આપ્યો. દેવજીની આજ્ઞાનુસાર રાણા જ્યાંસુધી ચાલ્યા ત્યાંસુધી ઉક્ત તાવીજના પ્રભાવથી તેમને સર્વત્ર વિજય પ્રાપ્ત થતો રહ્યો. દેવજીએ ઉક્ત તાવીજ એક નાનાસરખા કપડાના કટકામાં બાંધી તેને રાણાના ગળામાં બાંધી દીધો અને તેમને જણાવ્યું કે આ તાવીજને કોઇપણ રીતે પીઠની તરફ જવા દેશો નહિ. દેવજીમાં એવી દૈવી શક્તિ હતી કે તેઓ મૃતમનુષ્યને જીવંત કરી શકતા હતા. આ શક્તિ દર્શાવવાને માટે તેમણે એક મોરની પીછી લઇ ચિતોડમાં તે સમયે જેટલાં મનુષ્યો મરણ પામ્યાં હતાં, તે સર્વના શબપર તેવતી સ્પર્શ કરી તેમને જીવંત કરી દીધાં. રાણા સાંગા દેવજીની આ દૈવીશક્તિનું ઉજ્જવલ પ્રમાણ જોઇ દિગ્વિજય કરવાને માટે બહાર પડયા. તેમણે અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કરી અંતે બિયાનાના કિલ્લાપર પણ પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો; પરંતુ આ અરસામાં એક દિવસ 'પીલાખાલ'-માં સ્નાન કરતાં તેમના ગળામાંથી ઉક્ત દૈવીપદાર્થ પાણીમાં પડી ગયો. તત્કાળ એક ધ્વનિ થયો કેઃ—" ભયંકર શત્રુ તમારી સમીપ આવી પહોંચ્યો છે. " સિસોદીઆલોકો આ જનશ્રુતિપર એટલી બધી શ્રદ્ધા રાખે છે કે ઉક્ત દેવજીએ તેમના દેવતાઓમાં સ્થાન પ્રાપ્ત કર્યું છે અને તેમની ગમે તેવી શોચનીય અવસ્થામાં પણ તેઓ તેમની મૂર્તિની સન્મુખ દીપક બાળ્યા સિવાય રહ્યા નથી. દેવજી-ની મૂર્તિ અશ્વારોહીવીરના સ્વરૂપમાં છે. તેમના હાથમાં ભાલો છે અને તેમનો ઘોડો નીલવર્ણનો છે. અદ્યાપિ તેમની પૂજા પરમ શ્રદ્ધાપૂર્વક કરવામાં આવે છે. સર્વની મમતા ખેંચવાને માટે મેં બાબરના સુયોગ્ય પ્રતિસ્પર્ધી રાણા સાંગાના નામથી દેવજીની પ્રતિમાને ત્રણ રૂપિયા અર્પણ કર્યા.

રાણા રાયમલનો મહાલય છોડી અમે બે વિશાળ મંદિરોમાં ગયા. આ ઉભય મંદિરો વ્રજ-રાજ શ્રીકૃષ્ણનાં હતાં. તેમાંનું એક મંદિર રાણા કુંભાજીએ અને બીજું તેમની વિખ્યાત રાણી અને તે સમયની મુખ્ય કવયિત્રી મીરાંબાઇએ બંધાવ્યું હતું. મીરાંબાઇએ પોતાનું મંદિર પોતાના વહાલા દેવ શ્યામનાથને અર્પણ કર્યું હતું. મીરાંબાઈનાં કાવ્યો અત્યુત્તમ છે. તેમણે જયદેવના વિખ્યાત ગ્રંથ 'ગીતગોવિંદ'પર ટીકા લખી હતી. મીરાંબાઇની શ્રીકૃષ્ણપર એટલી પ્રબલ ભક્તિ હતી કે તેઓ શ્રીકૃષ્ણના પ્રેમમાં વ્યાકુલ બની ઉક્ત મંદિરમાં નૃત્ય કરતાં હતાં. મીરાંબાઇના મૃત્યુના સંબંધમાં એવી જનશ્રુતિ પ્રચલિત છે કે એક સમયે તેઓ ભક્તિથી વ્યાકુલ થઇ નૃત્ય કરી રહ્યાં હતાં, એવામાં રાધા-નાથે મૂર્તિમાંથી પ્રગટ થઇ કહ્યું કેઃ—"મીરાં! આવો, મારા હૃદય સાથે લાગો !" એમ કહી તેમણે મીરાંને આલિંગન દીધું અને તેની સાથેજ મીરાંની માનવલીલા સમાપ્ત થઇ ગઇ.

આ ઉભય મંદિરો અતિ પ્રાચીનકાળનાં વિધ્વસ્ત મંદિરોનાં કાષ્ઠ તથા પાષાણથી બંધાયાં હતાં; ચિતોડથી ત્રણ કોશ ઉત્તરે એક નગર નામનું શહેર હતું. તે નગરનાં વિધ્વસ્ત મંદિરોની સામગ્રી લાવી-ને આ મંદિરો બંધાવવામાં આવ્યાં હતાં. ઉક્ત ઉભય મંદિરોની નિકટ બે મોટાં જલાશયો છે. પ્રત્યેક જલાશયની લંબાઇ એકસોપચ્ચીસ ફીટ, પહોળાઇ પચાસ ફીટ અને ઉંડાઇ પચાસ ફીટ છે. એમ કહેવાય છે કે જયારે મેવાડની રાજનંદિનીની સાથે અગરોનના ખીચીવંશી અચલસિંહના વિવાહ થયા

હતા, ત્યારે રાણાએ આ ઉભય જલાશયો ખોદાવી એકમાં ઘી અને બીજામાં તેલ ભરાવ્યું હતું.

ત્યારપછી અમે કીર્તિસ્થંભની પાસે ગયા. રાણા કુંભાજીએ માલવા અને ગુજરાતની સમસ્ત સેનાને પરાસ્ત કરી તે વિજયના સ્મરણચિન્હતરિકે આ કીર્તિસ્તંભ સ્થાપિત કર્યો હતો. સમસ્ત ભારતવર્ષમાં એકમાત્ર દિલ્હીના કુતુબમિનારની સાથેજ આ કીર્તિસ્થંભની તુલના થઇ શકે છે; પરંતુ આ કીર્તિસ્થંભ કુતુબમિનાર કરતાં ઉંચો છે. જો કે એનું શિલ્પકાર્ય તેના જેવું ઉત્તમ નથી. આ કીર્તિસ્થંભ ૧૨૨ ફીટ ઉંચો છે. નીચેના ભાગના પ્રત્યેક ખંડની પહોળાઈ ૩૫ ફીટ છે અને શિખરના પ્રત્યેક ખંડની પહોળાઈ સાડાસત્તર ફીટ છે. એ ૪૨ ચોરસફીટની વેદીપર સ્થિત છે. એને નવ માળો છે અને પ્રત્યેક માળના ખંડપર દ્વાર તથા ઝરૂખા છે. તેની ચોતરફ સ્તંભો આવી રહ્યા છે. તેની સુંદરતા આલેખવાની આ કલમમાં શક્તિ નથી. આ કીર્તિસ્થંભમાં હિંદુઓના સમસ્ત દેવોની મૂર્તિઓ કોતરવામાં આવી છે. તેનો સર્વથી ઉંચો નવમો માળ કે જે સાડાસત્તર ચોરસફીટનો છે, તેની ઉપર અનેક સ્થંભો છે અને તે સ્થંભોપર એક ખુલ્લો ચોક આવેલો છે, જેપર કન્હૈયાની રાસમંડળી કોતરવામાં આવેલી છે. અહીંઆં ચિતોડના રાણાના વંશનું વર્ણન એક શિલાપર કોતરવામાં આવેલું છે; પરંતુ દુરાત્મા યવનોએ તે સર્વનો વિધ્વંસ કરી નાખ્યો છે. કેવલ નિમ્નલિખિત બે શ્લોકો આજપર્યંત પૂર્વાવસ્થામાં સ્થિત છે.

શ્લોક ૧૭૨મો—ગુર્જરખંડ અને માળવાદેશના અધીશ્વરે અગાધ સમુદ્ર જેવડી વિસ્તૃત સેનાસહિત પૃથ્વીને કંપાયમાન કરી મેવાડપર આક્રમણ કર્યું. કુંભાજીએ દેશ દીપાવ્યો. તેમના અગાધ યશનું કેટલું વર્ણન કરીએ ? તેમણે પોતાના શત્રુની સેનામાં વ્યાઘ્રની પેઠે વા શુષ્ક વનમાં અગ્નિની પેઠે સંચાર કર્યો હતો.

શ્લોક ૧૮૩ મો—જ્યાંસુધી સૂર્યભગવાન આ સંસારમાં પોતાનાં કિરણોનો વિસ્તાર કરશે ત્યાંસુધી રાણા કુંભાજીનો યશ રહેશે. ઉત્તરમાં જ્યાંસુધી હિમાલયપર્વત ઉભો રહેશે, જ્યાંસુધી વારિધિ આ અવનીના ગળામાં માલાસ્વરૂપે રહેશે, ત્યાંસુધી કુંભાજીનો યશ અક્ષત રહેશે. તેમના શાસનસમયનો અનેક ઘટનાઓથી પૂર્ણ ઇતિહાસ અને તેમની ગૌરવગરિમા સર્વદા અક્ષય રહેશે. સંવત ૧૫૦૭ માં રાણા કુંભાજીએ ચિતોડના મસ્તકપર મુકુટસ્વરૂપે આ સ્થંભ બંધાવ્યો. ઉદિત થયેલા સૂર્યનાં ઉજ્જ્વલ કિરણસમાન આ તોરણ છે કે જે ચિતોડના વરની પેઠે શોભે છે.

સંવત ૧૫૧૫માં બ્રહ્માના મંદિરની સ્થાપના થઈ. એ વર્ષના પુષ્યનક્ષત્રમાં માઘ માસની દશમ ને ગુરુવારને દિવસે અમર છત્રકોટમાં આ કુંભાજીનો કીર્તિસ્થંભ સ્થાપિત થયો. એ સ્થંભને કોઇની પણ ઉપમા આપી શકાતી નથી. એ સ્તંભને ધારણ કરવાથી આજે ચિતોડ મેરુનો ઉપહાસ કરી રહ્યું છે. હવે છત્રકોટ અનુપમેય છે. એના ડુંગરમાંથી ઝરણાં નીકળી કલકલ શબ્દ કરતાં વહી રહ્યાં છે. ચોતરફ દેવતા અને દેવીઓની પ્રતિમા વિરાજમાન છે. એની આસપાસનાં કુંજવનોમાં ભમરો ગુંજારવ કરતા પ્રેમક્રીડા કરી રહ્યા છે. આ અભેદ્ય અચલ કિલ્લો મહારુદ્રે પોતાના હાથથી નિર્માણ કર્યો છે.

ઉક્ત શ્લોકોની સંખ્યા ૧૮૩ છે, જેપરથી બીજા પણ અનેક શ્લોકો ત્યાં કોતરવામાં આવ્યા હતા એવું અનુમાન સરલતાથી કરી શકાય છે.

આ ઉચ્ચ સ્થાનેથી જે દૃશ્ય દૃષ્ટિગોચર થાય છે, તે અત્યંત મનોહર છે. માળવાની સમતલભૂમિપર્યંત અહીંઆંથી દૃષ્ટિ પહોંચે છે. કેટલાંક વર્ષો પૂર્વે આ સ્તંભના સર્વોચ્ચ બુરજોપર વિદ્યુતપાત થયો હતો અને તેથી કેટલાક બુરજો વિધ્વસ્ત થઇ ગયા હતા; પરંતુ એકંદરે આ સ્મરણસ્તંભ સારી સ્થિતિમાં છે. જ્યાં વિદ્યુતપાત થયો હતો, ત્યાં કેટલાંક પીપળાનાં વૃક્ષો ઉગ્યાં છે. એમ કહેવાય છે કે આ સ્મરણસ્તંભ બંધાવવામાં નવલાખ રૂપિયાનો ખર્ચ થયો હતો. રાણા કુંભાજીએ જે અગણિત ઇમારતો બંધાવી હતી, તેમાંની આ એક છે. રાણા કુંભાજીએ શ્રીકૃષ્ણનાં મંદિરો, કૂર્મસાગર નામનું એક મોટું મંદિર, મહાદેવનું દેવાલય અને ફુવારો બંધાવ્યાં હતાં. તે ઉપરાંત તેમણે કમલમેર નામનો મોટો કિલ્લો બંધાવ્યો હતો. આ કમલમેર નામના કિલ્લામાં તેમણે રાજધાની સ્થાપિત કરી હતી. એમ પ્રતીત થાય છે કે મહમ્મદબેગડાએ જે સમયે કમલમેરપર આક્રમણ કરી તે પર

પોતાનો અધિકાર સ્થાપિત કર્યો, તે સમયે તેને તે કિલ્લા માંથી ગુજરાતની રાજકુમારીનો કેટલાક લાખની કિમ્મતનો હીરાનો એક હાર પ્રાપ્ત થયો હતો અને ત્યાં તેણે ચાલીસ હજાર માણસોને બંદી કર્યાં હતાં.

ઉક્ત કીર્તિસ્તંભની નિકટજ બ્રહ્માનું એક મોટું મંદિર છે. રાણા કુંભાજીએ પોતાના પિતા રાણા મુકુલના સ્મરણાર્થે આ મંદિરની પ્રતિષ્ઠા કરી હતી અને તે તેમનાજ નામથી ઓળખાય છે. તે રાજા મહાન ઇશ્વરભક્ત હતા. તેમના મંદિરની સમીપ વિખ્યાત ચારવાગ નામનું સ્થાન છે. ત્યાં બાપ્પા રાવળથી લઇને રાજધાની ઉદયપુરના પ્રતિષ્ઠાતા સુધીના સિસોદીઆવંશના સમસ્ત મહારાણાઓનાં સમાધિમંદિરો વિદ્યમાન છે. આ મંદિરોમાં કેવલ ભસ્મરાશિજ રાખવામાં આવે છે. આ સમાધિમંદિરની સાથે પુષ્કળ ઐતિહાસિક ઘટનાઓ જોડાયલી છે; પરંતુ અમો અત્રે તેનું ઐતિહાસિક વર્ણન આપી શકતા નથી, કારણ કે અમને ઇતિહાસની બાબતમાં સહાય કરનારાઓ મૃત્યુ પામ્યા છે.

આ સમાધિક્ષેત્રમાં થઈ હું પર્વતના એક નિર્જન સ્થાનમાં ગયો. આ ઉજ્જડ પર્વતના એક ભાગમાંથી ગોમુખ નામનું એક ઝરણું નીકળી વટવૃક્ષની નીચે થઇને વહે છે. વળી ત્યાં એક ગુપ્ત સુરંગ પર્વતના આંતરિક ભાગમાં ચાલી ગઈ છે, તેને રાણીભીંદર કહેવામાં આવે છે. તેમાં કેટલાક ઓરડાઓ છે. પાદશાહ અલ્લાઉદ્દીને જે સમયે ચિતોડપર અધિકાર સ્થાપિત કરી તેને લૂંટયું તે સમયે આ સ્થાનપર જોહરવ્રતનું અનુષ્ઠાન કરવામાં આવ્યું હતું. ભુવનમોહિની પદ્મિની અને ચિતોડની અન્યાન્ય રાણીઓ તથા રાજનંદિનીઓએ આ સ્થાનપર પ્રજ્વલિત અગ્નિમાં પ્રાણત્યાગ કરી પોતાનાં સતીત્વની રક્ષા કરી હતી તથા પાપાત્મા અલ્લાઉદ્દીનની પાપી કામના વ્યર્થ કરી હતી, તે સમયથી આ ગુપ્ત સુરંગ બંધ કરવામાં આવી છે.

હું તેથી અધિક ઉંચે ગયો તો જયમલ અને પત્તેનાં મંદિરો મારા જોવામાં આવ્યાં. અહીંઆં કાલકાદેવીનું એક મંદિર છે, જેની પ્રતિષ્ઠા ચિતોડના ગહિલોતવંશના આધિપત્યનો વિસ્તાર થયો તે પહેલાં કેટલાંક સો વર્ષોપૂર્વે અર્થાત્ પ્રાચીન મોરી રાજવંશના શાસનસમયમાં થઇ હતી. અહીંઆં નિમ્નલિખિત શિલાલેખ મારા જોવામાં આવ્યો:—

"સંવત ૧૫૭૪, માઘ સુદી પંચમી, રેવતી નક્ષત્રમાં આ શિલાલેખ સ્થાપિત કરવામાં આવ્યો. કાલૂ કૈમર શિલ્પીએ તથા અન્ય છત્રીસ જનોએ (અહીંઆં તેમનાં નામો જણાવવામાં આવ્યાં છે) કાલકાદેવીના મંદિરની સામેના વિસ્તૃત કુંડો બનાવ્યા છે."

આ સ્થાનેથી હું ચંદાવતશાખાના આદ્યપુરુષ ચંદનાં સમાધિમંદિરની તરફ ગયો. ત્યાંથી થોડે દૂર ભીમસિંહ અને પદ્મિનીના મહાલય વિદ્યમાન છે. તેની પાછળ એક સ્થાનની ચોતરફ દિવાલો આવેલી છે. એમ પ્રતીત થાય છે કે રાણા કુંભાજીએ માળવાના રાજાને યુદ્ધમાં પરાસ્ત કરી તેને અહીંઆં બંદિવાનતરિકે લાવીને રાખ્યો હતો. તે સ્થાનની નિકટજ રામપુરાના રાવોનો મહાલય છે.

અધિક દક્ષિણ તરફ જતાં ચિતોડના પ્રાચીન પરમારઅધીશ્વર ચતરંગ મોરીનું તળાવ અને મહાલય આવે છે. આ સ્થાન વિશેષ ઐતિહાસિક ઘટનાઓથી યુક્ત છે. તળાવનો આંતરિક ભાગ ભિન્ન ભિન્ન અંશોમાં વિભક્ત છે. હવે હું ચિતોડના કિલ્લાના દક્ષિણ બુરજથી ચારસેં હાથ દૂર હતો, તેથી હું ચિતોડના પ્રાચીન સામંતો અર્થાત્ શિરોહી, બૂંદી, સંત, લુણાવાડા વગેરેના મહાલયોમાં થઇ ચૌગાન નામના સ્થાનમાં જઇ પહોંચ્યો. આ સ્થાન સામરિક ઉત્સવોનું ક્ષેત્ર છે. આજપર્યંત ચિતોડમાં રહેતી અલ્પ સેના પ્રાચીન રીતિ પ્રમાણે દશેરાપૂર્વે આ સ્થાનપર ઉત્સવ કરે છે. ઉક્ત સ્થાનની સમીપજ એક મોટું જલાશય વિદ્યમાન છે. આ જલાશય ૧૩૦ ફીટ લાંબું, ૬૫ ફીટ પહોળું અને ૪૭ ફીટ ઉંડું છે. તેની ચોતરફ અત્યંત રમણીય બાંધકામ છે અને તેનો અંદરનો ભાગ જલથી પરિપૂર્ણ છે. અહીંઆંથી ઉંચે અને પ્રાયઃ મધ્યસ્થાનમાં એક જાણવાયોગ્ય સ્મરણસ્તંભ વિરાજમાન છે. એની ઉંચાઇ ૭૫ ફીટ છે. એના નીચલા ભાગનો વ્યાસ ૩૪ ફીટ છે અને ઉપલા ભાગનો વ્યાસ ૧૫ ફીટ છે. એનાપર જ્યાં ત્યાં જૈનમૂર્તિઓ સ્થાપિત છે. આ સ્મરણસ્તંભ અસંત પ્રાચીન છે. એના નીચલા ભાગમાં જે શિલાલેખો મારા જોવામાં આવ્યા તે ઉપરથી પ્રતીત થયું કે એ સ્તંભ જૈનોના ૨૪ તીર્થંકરોમાંના પહેલા તીર્થંકર આદિનાથને અર્પણ [illegible]

છે. એક શિલાલેખમાં એવો ઉલ્લેખ છે કેઃ–

"શ્રી આદિનાથ અને ૨૪ જૈનતીર્થંકરો. પુંડરિક, ગણેશ, સૂર્ય અને નવ ગ્રહો. કૃપા કરીને આપ રક્ષા કરો. સંવત ૯૫૨ (ઈ૦ સ૦ ૮૯૬), વૈશાખ શુક્લ પૂર્ણિમા ગુરુવાર."

કોકરેશ્વર મહાદેવના અત્યંત પ્રાચીન મંદિરની સમીપ નિમ્નલિખિત શિલાલેખ મારા જોવામાં આવ્યોઃ—

"સંવત ૮૧૧, માઘસુદી પંચમી વાર બૃહસ્પતિ. (ઈ૦ સ૦ ૭૫૫) રાજા કોકરેશ્વરે આ મંદિરની પ્રતિષ્ઠા કરી અને આ જલાશય ખોદાવ્યું."

અહીંઆં જૈનલોકોના અનેક શિલાલેખો છે; પરંતુ તેઓ દુર્ભાગ્યવશાત્ વિધ્વસ્ત દશામાં હોવાથી હું તેમાંના મહત્ત્વના શિલાલેખો પ્રાપ્ત કરી શક્યો નહિ. શાંતિનાથના મંદિરમાં મેં નિમ્નલિખિત શિલાલેખ જોયોઃ—

"સંવત ૧૫૦૫ (ઈ૦ સ૦ ૧૪૪૯)માં મહારાણા શ્રી મુકુલનાથના પુત્ર કુંભાજીના કોશાધ્યક્ષ શાહ કોલક, તેમના પુત્ર બદીનાથ તથા તેમની સ્ત્રી શ્રી વિલનદેવીએ શાંતિનાથનું આ મંદિર પ્રતિષ્ઠિત કર્યું. ખર્ત્રા–ગચ્છાના સામંત જીનરાજસૂર અને પ્રત્યક્ષ ઉત્તરાધિકારી શ્રી જીનચંદ્રસૂરીએ આ ઉલ્લેખ લખ્યો."

પૂર્વભાગના મધ્યમાં સૂર્યપોલ નામના તોરણની સમીપ ચંદ્રાવતશાખાના નેતા સહીદાસનું સમાધિમંદિર વિરાજમાન છે. સમ્રાટ બહાદૂરશાહે જે સમયે ચિતોડપર આક્રમણ કર્યું હતું, તે સમયે સહીદાસે ઉક્ત સૂર્યપોલની સમીપ જઈ પ્રબલ વીરતા પ્રદર્શિત કરી તેજ સ્થાનપર પ્રાણત્યાગ કર્યો હતા.

ઉત્તરપશ્ચિમ ભાગમાં એક કિલ્લો વિદ્યમાન છે. તેની દિવાલો અને બુરજો જોવાથી એવો બોધ થાય છે કે તે અત્યંત પ્રાચીન કાળનો છે. ચિતોડના મોરીવંશના રાજાઓ અને આદિ સિસોદિઆ રાણાઓ આજ કિલ્લામાં રહેતા હતા. અહીંઆં આપણે કોઈપણ એવા સ્થાનપર પગ મૂકી શકતા નથી કે જ્યાં પ્રાચીન કાળની કોઈ ને કોઈ વસ્તુ આપણા પગની નીચે નહિ આવે.

અમે અહીંઆં ચિતોડનું વર્ણન સમાપ્ત કરીએ છીએ; પરંતુ તેની સમાપ્તિ કર્યાં પૂર્વે હું એક ૧૬૦ વર્ષની વયના વૃદ્ધ ફકીરનું વર્ણન કર્યાં વિના રહી શકતો નથી. અનેક વૃદ્ધ માણસો કહે છે કે આ ફકીર અહીંઆંનાં મંદિરોમાં અતિ દીર્ઘકાળથી નિવાસ કરતો આવ્યો છે. અહીંઆંના એક નેવુંથી અધિક વર્ષની વયના સુતારે જણાવ્યું કેઃ–"હું બાલ્યાવસ્થાથીજ આ ફકીરને આ પ્રમાણે વૃદ્ધ જોતો આવ્યો છું." જ્યારે તે વૃદ્ધ મહાત્માની પાસે હું ગયો, ત્યારે તે એક નગરવાસીની સાથે 'પચીસી'ની રમત રમતો હતો. તેણે એક મુહૂર્તસુધી મારી તરફ દૃષ્ટિપાત કર્યો અને બોલ્યોઃ–"આ માણસને શું કામ છે?" એમ કહી તરતજ તેણે રમતમાં પોતાનું ધ્યાન પાછું રોક્યું. રમત પૂરી થયા પછી મેં તેને ભેટતરિકે કેટલાક રૂપિયા આપ્યા, જે તેણે સમીપ ઉભેલા માણસો તરફ ફેંકી દીધા અને તે અતિવેગથી વિધ્વસ્ત મંદિરો તરફ દોડી ગયો. એક માણસે તેને એક અત્યુત્તમ શાલ આપી હતી; પરંતુ તે શીઘ્રતાથી ચાલતો ત્યારે તે શાલ જમીન સાથે રગદોળાતી હતી. પછી તેણે તે શાલને છોડી દીધી અને પોતે ત્યાંથી ચાલ્યો ગયો. તેનો આવો સ્વભાવ જોઈ કોઈપણ તેના ઉપર અત્યાચાર કરતું નહોતું. તેને જ્યારે ભૂખ લાગતી, ત્યારે લોકો શીઘ્ર તેને ભોજનસામગ્રી પૂરી પાડતા હતા. હું માત્ર એક ક્ષણભરને માટે તેની પૂર્વસ્મૃતિ જાગૃત કરવાને સમર્થ થયો હતો. તે સમયે તેણે કાંઈક અહીંનાબેગ અને પંજાબના સંબંધમાં કહ્યું હતું. એમ જણાય છે કે તે પંજાબનો નિવાસી હતો, અને તેની વય ૭૦ વર્ષની લાગતી હતી.

પ્રાચીનચિતોડનો કિલ્લો જોયા પછી અમે ઈ૦ સ૦ ૧૮૨૨ ના માર્ચની ૮ મી તારીખે ઉદયપુરમાં આવ્યા. મહારાણા ભીમસિંહે પરમ આદરપૂર્વક મારું સ્વાગત કર્યું. જ્યાંસુધી હું મારા સ્વદેશમાં આવ્યો નહિ; ત્યાંસુધી હું કોઈપણ પ્રકારે હિંદુપતિની આ રાજધાની છોડીશ નહિ. અને આ સમયે [illegible] [illegible] કે મારા જીવનનાં ગત પંદર વર્ષો કઠિન પરિશ્રમમાં વ્યતીત થયાં છે, જેથી

કેટલોક ભાગ મેં મારા આ ભ્રમણવૃત્તાંતમાં વર્ણવ્યો છે.મેં કેટલાક દિવસ મેડતામાં વિશ્રામ લીધો.મારૂં મકાન સંપૂર્ણતાની પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું. મારો બગીચો પરમ શોભા આપતો હતો. આડું, સંતરાં, નારંગી તથા અનેક પ્રકારનાં લીંબુ આદિનાં વૃક્ષોમાં કળીઓ ખીલી રહી હતી. દાડમ, કેળાં વગેરેનાં વૃક્ષો તો ફળના ભારથી ઝુકી પડયાં હતાં. આ સર્વ ફલવાન વૃક્ષો લખનૌ, આગ્રા અને કાનપુરથી લાવવામાં આવ્યાં હતાં; પરંતુ કેટલાંક શ્રેષ્ઠ ફલવાન વૃક્ષો ગ્વાલિયરથી આણવામાં આવ્યાં હતાં. ગ્વાલિયરથી આવેલાં કેટલાંક શ્રેષ્ઠ વૃક્ષો તો મેં ત્યાં જે વૃક્ષો રોપ્યાં હતાં, તેનીજ સંતતિ હતી. ઇ૦ સ૦ ૧૮૧૭ માં જ્યારે મેં ગ્વાલિયરનો પરિત્યાગ કર્યો, ત્યારે હું ત્યાંથી કેટલાંક ફળોનાં બીજ મારી સાથે લઈ આવ્યો હતો અને ઉદયપુરમાં રંગપ્યારી નામના ભવનની પાસેના બાગમાં તેને રોપ્યાં હતાં. આ ફળો જેવાં સ્વાદિષ્ટ અને મીઠાં હતાં,તેવાં સ્વાદિષ્ટ અને મીઠાં ફળો મેં કદિ પણ જોયાં નથી. આ સર્વ વૃક્ષોનાં બીજ મેં પુનઃ મેડતાના બાગમાં રોપ્યાં અને આ સમયે તે સર્વપર મિષ્ટ ફળો લાગેલાં જોઉં છું. શાકતરકારી પણ તેટલીજ ઉન્નતિને પ્રાપ્ત થતી જતી હતી. હું જલવિહાર કરવાને માટે ઉદયસાગરમાંથી એક નાનીસરખી નહેર પણ અહીંઆં લાવ્યો હતો. અનેક દિવસોપર્યંત આનંદપૂર્વક નૌકાપર આરૂઢ થઈ અહીંઆં ભ્રમણ કરવાની અને માછલાં મારવાની મને આશા હતી; પરંતુ અફસોસ ! તે સર્વ આશા નિષ્ફળ થઈ. દુર્ભાગી કેરી માટીમાં મળી ગયો હતો. ડંકન રોગથી પીડિત થઇ સ્વાસ્થ્યહીન અવસ્થામાં કેપ ઑફ ગુડહોપ તરફ જવાને તૈયાર થયો હતો. પેટ્રિક કે જેને કોટામાં છોડવામાં આવ્યો હતો, તેણે તેની અસ્વસ્થ પ્રકૃતિના સમાચાર પત્રદ્વારા મને જણાવ્યા હતા અને હું એક વખત જે હતો, તેનું હાડપિંજરમાત્ર રહ્યો છું. મારૂં અસ્વાસ્થ્ય જોઇ ચિકિત્સકે મને સ્વદેશમાં જવાની સલાહ આપી. રાણા મારા ગમનની વાત સાંભળી અત્યંત દુઃખિત થયા. તેમણે મને માત્ર ત્રણ વર્ષને માટે સ્વદેશમાં જવાની રજા આપી. તેમનાં ભગિની ચાંદજીબાઇએ મને કહ્યું કેઃ— " આપ સ્વદેશથી અત્રે પાછા પધારો ત્યારે વિવાહ કરીને આપની પત્નીને અહીંઆં લઇ આવજો કે જેથી તેની સાથે અમે પ્રેમની ગોષ્ટી કરીએ."

મેં ઉદયપુરથી ચુપચુપ ચાલ્યા જવાનો વિચાર કર્યો હતો; પરંતુ રાજપૂતોના રીતરિવાજોની આગળ તો અસ્વસ્થ પ્રકૃતિને પણ પોતાનું મસ્તક અવનત કરવું પડે છે, તેથી મારે ઉદયપુરમાં જવું પડયું. રાણા ભીમસિંહ,યુવરાજ જવાનસિંહ અને સમસ્ત સિસોદીઆસામંતોએ સામા આવી આદરપૂર્વક મારૂં સ્વાગત કર્યું. "આપ મારે ઘેર આવ્યા છો" એ વચનો મહારાણા ભીમસિંહ મેં જ્યારે તેમને સલામ કરી ત્યારે ખરા અંતઃકરણના ઉછળતા ઉભરાથી બોલ્યા. તેમણે આમ તેમ દૃષ્ટિ નાખી; પરંતુ મારા સાથી કેપ્ટન વાઘ તથા ડૉકટર કૅરી જણાયા નહિ, તેથી તેઓ અત્યંત દુઃખિત થયા. તેમણે મને વાજરાજ નામનો અશ્વ ઉપહારમાં આપ્યો હતો, તે અશ્વ નહિ જોવાથી પણ તેઓ પરમ દુઃખિત થયા અને જ્યારે તેમણે મારા મુખથી સાંભળ્યું કે તે અશ્વ તો કોટામાં મરણ પામ્યો છે અને તેનાં અસ્થિ સમાધિમાં વિરાજમાન છે, ત્યારે તેઓ પોકારી ઉઠયાઃ—" હાય ! હાય ! બડા શોચપન ભલા મનુષ્ય થા. "( અફસોસ ! તે અત્યંત ભલો માણસ હતો. ) અમે સૂર્યપોલની નિકટ પહોંચ્યા ત્યાંસુધી તે વાજરાજના ગુણોના સંબંધમાંજ વાત ચાલતી રહી.

વાસ્તવમાં વાજરાજનું જેવું નામ હતું, તેવાજ તેના ગુણો પણ હતા. તે સર્વ લોકોને એટલો પ્યારો હતો કે તેના મૃત્યુની વાત સાંભળી સર્વ માણસોએ શોક પ્રદર્શિત કર્યો.આ પ્રદેશમાં તે પોતાના સ્વામીની પેઠે સર્વત્ર વિખ્યાત હતો. તેના મૃત્યુસમયે મારા સમસ્ત સિપાઈઓ અને કમચારીઓએ જે દુઃખ પ્રદર્શિત કર્યું હતું, તે હૃદયવિદારક હતું. વાજરાજના સમાધિસ્થાનમાં એકત્રિત થઇને તે સર્વેએ રોદન કર્યું હતું.જે સમયે તે અશ્વને કપડામાં લપેટી સમાધિમાં મૂકી તેપર માટી વાળવાનો પ્રારંભ થયો, તે સમયે તેનો સાચવનાર સ્વયં તેની સમાધિમાં કૂદી પડયો અને શોકથી ઉન્મત્ત બની ગયો. મેં તેના સ્મારકતરિકે તેના વાળના કેટલાક ગુચ્છા કાપી લીધા હતા.આવો શ્રેષ્ઠ અશ્વ મેં મારા જીવનમાં કદિ પણ જોયો નહોતો. થોડા દિવસ પછી મારા જોવામાં આવ્યું કે કોટાના રાજમંત્રી જાલિમસિંહે તે અશ્વની સમાધિ ઉપર ૨૦ ચોરસ ફીટની ચાર ફીટ ઉંચી એક પાષાણવેદી બાંધી તેપર એક મોટો પાષાણનો ટુકડો મૂકી વાજરાજની મૂર્તિ સ્થાપિત કરી છે. તેમણે મને કહ્યું હતું કે એ

ઘોડાની યોગ્યતા હું જાણું છું,માટે હું તેનું એક સમાધિમંદિર બંધાવીશ અને ખરેખર તેમણે તે અશ્વના સમાધિસ્થાનપર એવો ચબુતરો બંધાવ્યો કે જેની મને કલ્પના પણ આવી નહોતી. કોટાના તે સામંત ઘોડાનું સૌથી વિશેષ અભિમાન રાખતા હતા. પાંડુના સમયથી બુંદીના દેવ બાંગોના સમયપર્યંત ઘોડાને માટે અસંખ્ય યુદ્ધો થયાં છે અને હાડાજાતિના એક વીરે લોદી પાદશાહને કહ્યું હતું કે રાજપૂતોની પાસેથી ત્રણ વસ્તુ માગવી નહિઃ—"તેનો ઘોડો, તેની સ્ત્રી અને તેની તલવાર."

થોડા દિવસમાં મારે રાજધાની છોડી કોટારાજની ભગિની હાડારાણીના બંગલામાં જવાનું થશે. આ હાડારાણીનું ભ્રાતૃચિન્હસ્વરૂપે આપેલું માદળિયું મારી પાસે છે. રાજપૂતજાતિના સામાજિક આચારવિચાર, તેમની મારાપ્રત્યેની સહાનુભૂતિ, માયા તથા નમ્રતાથી રાજસ્થાન મારી જન્મભૂમિ જેવું સુખદ બની ગયું છે. હવે હું આ ભૂમિમાંથી વિદાય માગું છું, પણ આ વિદાય અંતિમ વિદાય છે કે નહિ તે તો પરમેશ્વર જાણે. હું ગમે ત્યાં જઇશ તોપણ જ્યાંસુધી જીવંત રહીશ ત્યાંસુધી મારા હૃદયમાંથી આ ઉદયપુરની સ્મૃતિનો લોપ થવો તો દૂર રહ્યો, પરંતુ તે ઓછી પણ થઈ શકશે નહિ.[1]

---

આ મહાન ઇતિહાસરૂપી પર્વતના અંતિમ શિખરપર ઉભા રહી અમે પાઠકોની પાસે વિદાય માગીએ છીએ. માનનીય કર્નલ ટૅાડનાં દર્શાવેલા માર્ગમાં અમે અમારા પાઠકોને દોરી લાવ્યા છીએ અને તે અજ્ઞાત—અજ્ઞેય શક્તિ તથા પાઠકમંડળની સહાયથી આ અંતિમ લક્ષ્યસ્થાનમાં ઉભા રહેવા ને અમે સમર્થ થયા છીએ. આ અંતિમ વિદાય લેતી વખત અમારા હૃદયમાં જે આવેગ ઉત્પન્ન થયો છે તેનું વર્ણન અમે શી રીતે કરી શકીએ ! એ આવેગના બળથી અમારાથી કાંઇ બોલી પણ શકાતું નથી. જે મહોદય આ બૃહદ્ ઇતિહાસના લેખક છે, જેઓ રાજપૂતોના પરમ મિત્ર હતા, તે ઉદારહૃદય અને સાધુચરિત્ર કર્નલ ટૅાડના આત્માના કલ્યાણને અર્થે હે પાઠકો ! ચાલો આપણે સર્વ મળીને સર્વ મંગલમય પરમેશ્વરની પ્રાર્થના કરીએ.

હિંદી અનુવાદક

**સમાપ્ત**

---

[1] આ એક વિચિત્ર સંયોગ છે કે જે માસની જે તારીખે આ ભ્રમણકાર્ય સમાપ્ત થયું તે માસની તેજ તારિખે આ બૃહદ્ ગ્રંથ કે જે લખવામાં મને અત્યંત આનંદ અને પરમ સંતોષ પ્રાપ્ત થયો તે લખાઈને સમાપ્ત થયો. ઈ૦ સ૦ ૧૮૨૨ ના માર્ચની ૮ મી તારિખે હું ભ્રમણકાર્ય સમાપ્ત કરી ઉદયપુરમાં ગયો અને ઈ૦ સ૦ ૧૮૩૨ ના માર્ચની ૮ મી તારિખે હું આ ભ્રમણવૃત્તાંત સમાપ્ત કરું છું. માર્ચ માસમાંજ મારું આ પુસ્તક છપાયું અને માર્ચ માસમાંજ તેનો સર્વત્ર પ્રચાર થયો. મારો જન્મ પણ માર્ચ માસમાંજ થયો હતો. હું માર્ચ માસમાંજ ઈંગ્લાંડથી ભારતવર્ષમાં ગયો હતો અને માર્ચ માસમાંજ [illegible] મેવાના સિંહદ્વારમાં [illegible]માં અંતિમ દર્શન મને થયાં હતાં.

# સસ્તા સાહિત્યના ઉત્તમ અને સસ્તા ગ્રંથો
## ટુંક વિગત સાથેનું સૂચિપત્ર

### ગ્રંથસેવનના અદ્‌ભુત ફાયદા
(મહાન પુરુષોના ઉદ્‌ગાર)

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે ગમ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે [illegible]ડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં [illegible]ીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન [illegible]ધી જરૂર છે." "સ્વામી વિવેકાનંદ"

"હું પુસ્તકોમાં ગુંથાયલો રહી શકતો, તેથી [illegible]ને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ [illegible]ત; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી [illegible]ધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં [illegible]હેત. હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો [illegible]ખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઈથી [illegible]ી શકે છે." "મહાત્મા ગાંધીજી"

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે [illegible]વો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી થી મળતો." × × × "માતૃભાષામાં વિવિધ જ્ઞાન [illegible]ાપનારા ગ્રંથોનો પ્રસાર થયા વિના કોઈ પણ પ્રજા [illegible]ન્નતિ પામી શકતી નથી અને જાતીયભાવના (સ્વદેશ[illegible]ીતિ) પણ મેળવી શકતી નથી." × × × "બધી [illegible]તની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના [illegible]ની ઈંદ્રિયતૃપ્તિસિવાયનું બીજું કોઈ પણ એવું સુખ [illegible]મે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં [illegible]હેલું ન હોય." × × × "સાહિત્ય-ઉદ્યાનના ચતુર [illegible]ળી થવાનું સૌભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા [illegible]નું મન સદૈવ સાહિત્યસરોવરનાં કમલોની મધુર [illegible]ગંધીથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય-[illegible]વાચનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે." "બંકિમચંદ્ર"

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં [illegible]ખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની [illegible]ને ચીંતાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી [illegible]ક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઈ ચીજમાં [illegible]થી." "માર્ડન"

### પુસ્તકો મંગાવનારને ખાસ સૂચના

૧-પોસ્ટેજ ઉપરાંત રજીસ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦ સુધીનું રૂ. ૦।જુદું લાગે છે. ૨-ચાર આનાના પુસ્તક ઉપર પણ વી. પી.ખર્ચ પાંચ કે છ આના હવે ચડતો હોવાથી એક રૂપીઆથી ઓછાનાં પુસ્તકમાટે મ. ઓ. કે ટીકીટેજ મોકલવી ઠીક છે. ૩-બહારગામથી મંગાવનારે અમદાવાદજ લખવું. ૪-મંગાવેલામાંથી જે પુસ્તક ન આવે તે ખલાસ થયેલું સમજવું. ૫-પૂરૂં મૂલ્ય તથા વધારાના પેકીંગ ઇ૦માટે રૂ. ૦। પ્રથમથીજ મોકલીને લોક રૂ.નાં સામટાં પુસ્તકો રેલરસ્તે મંગાવનારને ખર્ચ બહુ ઓછો આવશે. ૬-રૂ. ૨૫)થી વધુનાં લેનારને કમીશન પણ મળશે. ૭-બહારનાં પુસ્તક આ સંસ્થામાં મળશે નહિ.

### જોઇએ છે

હાથની લખેલી, તથા ન મળી શકતી હોય એવી છાપેલી સંતમહાત્માઓની વાણી, જેમ કેઃ-ભજન, ધોળ, ગરબી, ગરબા, રેખતા, સાખીઓ, આખ્યાનો, છંદ, વગેરે. જેઓ લોકહિતાર્થે પ્રસિદ્ધ કરવા માટે મૂલ્યથી કે વિનામૂલ્યે આપે અથવા નકલ ઉતારવા દે તેમ હોય, તેવા સજ્જનોને તે વિષે ખબર આપવા વિનતિ છે.

### ચરિત્રગ્રંથોના લાભ

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઈએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે હિસ્સેદાર થવાને ઉશ્કેરાઈએ છીએ. આ પ્રમાણે જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમનાં દાખલાઓ જોઈને સ્ફુરાયમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળમાં સહવાસ કરવા બરાબર છે."

**यस्यास्ति सद्‌ग्रन्थविमर्शभाग्यं। किं तस्य शुष्कैश्चपलाविनोदैः॥**

અર્થાત્ સારા સારા ગ્રંથો અવલોકવાનું જેના ભાગ્યમાં હોય, તેને ચપળાના શુષ્કવિનોદ શી ગણતરીમાં છે?

આર્યોના સર્વપ્રિય, પરમ ધાર્મિક અને ઐતિહાસિક ગ્રંથ

# શ્રીવાલ્મીકિ રામાયણ

બે મોટા ગ્રંથોમાં—પૃષ્ઠ ૧૪૦૦

કદ ૬ાાx૧૦, પાકાં પૂંઠાં રૂ. ૬)

ઉત્તમ ગુજરાતી ભાષાંતર ઉપરાંત આ ગ્રંથમાંઃ—
હનુમાન ઈત્યાદિ વાનર હતા કે મનુષ્ય? રાવણને માથાં દશ હતાં કે એક? હનુમાન સમુદ્ર કૂદીને ગયેલા કે તરીને? વગેરે અનેક બાબતોપર નવીજ પ્રકાશ પાડનારા તથા રામાયણનો અદ્ભુત પ્રભાવ અને ઉપકારકતા દર્શાવનારા કવિવર ટાગોર વગેરેના અનેક મહત્ત્વપૂર્ણ લેખો જોડાયલા છે.

# શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા

પૃષ્ઠ ૭૦૦, કદ ૫ાાx૯, મૂલ્ય રાાા

એમાં ગીતાના શ્લોક, અર્થ તથા શ્રી જ્ઞાનેશ્વર મહારાજે ૬૦૦ વર્ષપર રચેલી "ભાવાર્થદીપિકા" નામની ઉત્તમ અને ઉપરાઉપરી અનેક સચોટ દૃષ્ટાંતો આપી ગૂઢ રહસ્યને પણ સાદા રૂપે સમજાવનારી વિસ્તૃત ટીકાનું ભાષાંતર તથા શ્રીજ્ઞાનેશ્વરનું ચમત્કારી ચરિત્ર પણ છે.

# પ્રભુમય જીવન

પૃષ્ઠ ૨૦૦, કદ ૫x૬ાા, રૂ. ૦ાા, પાકું ૦ાાા

માણસો પોતાના સત્ય સ્વરૂપ તથા સામર્થ્યના અજ્ઞાનને લીધેજ પોતાના જીવનને શિશ્નોદરપરાયણ, અલ્પાયુષી, સંકુચિત, સ્વાર્થી, નિર્બળ અને દુઃખી બનાવતા હોવાથી એ અજ્ઞાન દૂર થાય તથા તેઓ સુખી અને કૃતકૃત્ય બની રહે એવા આપણા પૂજ્ય ઋષિમુનિઓના સિદ્ધાન્તજ આમાં સરલ રીતે દર્શાવેલા છે. "ઇન્ટયુન વિથ ધી ઇન્ફીનીટ"નો આ અનુવાદ છે.

# શ્રીમદ્ભાગવત ભાષાંતર

પૃષ્ઠ ૭૦૦, કદ ૮x૧૧, રૂ. ૫)

વેદધર્મસભાવાળું ઉત્તમ ભાષાંતર, સ્વદેશી કાગળ, ઉત્તમ ૧૫ ચિત્રો, સુંદર છપાઇ, તથા આગળ જેવાજ મોટા અક્ષરમાં.

# आदि अने सभापर्व

મહાભારતના પહેલા ભાગરૂપ આ ગ્રંથ, પ્રાચીન બોધદાયક પુષ્કળ ચરિત્રો, આખ્યાનો, કથાઓ, ઉપદેશો, સંવાદો, સમાગમો, યજ્ઞો, યુદ્ધો, સભાઓ, જયપરાજય. ઇત્યાદિનાં વર્ણનોથી ભરપૂર હોઇ કદ ૬ાાx૧૦, પૃષ્ઠસંખ્યા ૬૦૦ અને મૂલ્ય રૂ. રાા છે, પરંતુ રહેલી થોડી પ્રતોનાં પૂંઠાં બાદલાં હોવાથી રૂ. ૨) માં અપાશે.

# ધર્મતત્ત્વ

બંગસાહિત્યસમ્રાટ બંકિમબાબુએ ભણેલા નવયુવકોને ધર્મનાં ઉંડાં રહસ્ય સમજાવવા સારૂ લખેલો ઉત્તમ ધર્મગ્રંથ તેમના ઉત્તમ ચરિત્ર સાથે પૃષ્ઠ ૨૪૮, કદ ૫ાx૮, મૂલ્ય ૦ાા, પાકું ૦ાાા રૂ. ૧ની પ્રતો પોણી કિંમતે.

# બંકિમનિબંધમાલા

પૃષ્ઠ ૫૮૦, કદ ૫ાx૮, મૂલ્ય ૧ાા, પાકું ૧ાાા

પૂર્ણ નીડર, પરમ ધાર્મિક અને કર્તવ્યપરાયણતાની મૂર્તિરૂપ બંગસાહિત્યસમ્રાટ બંકિમબાબુના માર્મિક, સચોટ અને હાસ્યરસથી ભરપૂર એવા ધાર્મિક તથા સામાજિક લેખો ઉપરાંત તેમનું અસામાન્ય ચરિત્ર તથા "ધર્મતત્ત્વ" પુસ્તક પણ આ આવૃત્તિમાં ઉમેરાયું છે.

(ત્રજ્ઞાન, યુક્તિ અને અનુભવના અનેક દાખલાદૃષ્ટાંત આપી ઋષિ-મુનિઓના ઉત્તમ સિદ્ધાંતોને યથાર્થ રીતે સમજાવનાર, માનવ-હૃદયને અપૂર્વજ્ઞાન, ઉત્સાહ અને મનોબળથી ભરપૂર બનાવી મૂકનાર તથા અનેક માણસોનાં જીવન પલટાવી નાખનાર

# स्वामी रामतीर्थना सदुपदेश

૨૪૦૦ પૃષ્ઠના ચાર મોટા ગ્રંથોમાં-ભાગ ૧ થી ૧૩

ग्रंथ १ लो—भाग १ थी ५ { કદ ૫॥×૮, પૃષ્ઠ ૫૮૦, પાકા પૂંઠાસાથે મૂલ્ય રૂ. ૨)

ग्रंथ २ जो—भाग ६ थी ९ { કદ ૫॥।×૮।, પૃષ્ઠ ૬૮૦, પાકા પૂંઠાસાથે મૂલ્ય રૂ. ૨।

ग्रंथ ३ जो—भाग १०—११ { કદ ૫॥×૮, પૃષ્ઠ ૫૨૮, પાકા પૂંઠા સાથે મૂલ્ય રૂ. ૨)

ग्रंथ ४ थो—भाग १२—१३ { કદ ૫॥।×૮।, પૃષ્ઠ ૬૪૦, પાકા પૂંઠાસાથે મૂલ્ય રૂ. ૨)

# स्वामी विवेकानंदना सदुपदेश

૩૨૦૦ પૃષ્ઠનાં ૭ પુસ્તકોમાં-ભાગ ૧ થી ૧૦

ग्रंथ १ लो-भाग १,२,३ { કદ ૫॥×૮, પૃષ્ઠ ૫૭૫, પાકા પૂંઠા સાથે રૂ. ૨।

ग्रंथ २ जो-भाग ४—५ { કદ ૫॥×૮, પૃષ્ઠ ૬૦૦, પાકા પૂંઠા સાથે રૂ. ૨।

भाग छट्ठो तथा सातमो { કદ ૫×૬॥। પૃષ્ઠ ૪૨૦, પાકા પૂંઠા સાથે રૂ. ૧।

भाग आठमो { કદ ઉંચ ૫×૬॥।, પૃષ્ઠસંખ્યા ૫૮૦, મૂલ્ય ૧॥, પાકા પૂંઠા સાથે રૂ. ૨)

भाग ९ मो—संपूर्णचरित्र { કદ ૫×૬॥। પૃષ્ઠ ૭૪૦, મૂલ્ય રૂ. ૨) પાકું ૨॥

भाग १० मो—[illegible] { કદ ૫×૬॥।, પૃષ્ઠ ૩૦૦, [illegible] રૂ. ૧।

ઉપલા પ્રત્યેક આખા સેટના દા ટકા કમી.

મૂળ શ્લોક, સરલટીકા, માહાત્મ્ય, ધ્યાન, ન્યાસ, ઇત્યાદિસહિત

# सटीक भगवद्गीताओ

ગજવામાં રહે તેવા સુંદર ગુટકા

ગુજરાતી સરલાર્થ સાથે-પૃષ્ઠ ૨૫૦, મૂલ્ય ૦।- પાકું ૦।≈

હિન્દી સરલ ટીકાસાથે-પૃષ્ઠ ૨૩૦, મૂલ્ય ઉપર મુજબ.

મરાઠી સુબોધ ટીકાસાથે-પૃષ્ઠ ૨૩૦, મૂલ્ય ઉપર મુજબ.

ગીતાનો ૧૮ મો અધ્યાય-મૂળ સાથે ૧૦ પ્રતના ૦।, સો પ્રત. રૂ. ૨)

પ્રીતમકૃત ભગવદ્ગીતા-૫×૬॥। નાં પૃષ્ઠ ૬૧, મૂલ્ય ૦)॥

# मूलमूल भगवद्गीताओ

| પ્રકાર | | આકાર | પૃષ્ઠ | રેશમીપૂંઠું | પટ્ટીવાળું | પોસ્ટેજ |
|---|---|---|---|---|---|---|
| નાના અક્ષરમાં | | ગુટકો | ૧૮૪ | .... | ૦)॥ | માફ |
| મધ્યમ અક્ષરમાં | | ગુટકો | ૧૮૫ | ૦।॥ | ૦।- | ,, |
| મોટા અક્ષરમાં | | પુસ્તક | ૨૨૦ | ૦॥।≈ | ૦॥≈ | ,, |

# मूलमूल पंचरत्नगीताओ

| | | | | | |
|---|---|---|---|---|---|
| નાના અક્ષરમાં | ગુટકો | ૨૦૦ | ૦।॥ | ૦।- | ,, |
| મધ્યમ અક્ષરમાં | ગુટકો | ૩૨૫ | ૦॥≈ | ૦॥ | ,, |
| મોટા અક્ષરમાં | પુસ્તક | ૩૭૫ | ૧)≈ | ૦॥।≈ | ,, |

# गिरधरकृत रामायण

કવિ ગિરધરના હાથની પ્રત ઉપરથી કડીએ કડી છૂટી પાડીને આવા મોટા અક્ષરોમાં છપાવેલી શુદ્ધ આવૃત્તિ, પૃષ્ઠ ૭૮૦; કદ ૫॥×૮॥ પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૩

# प्रीतमदासनी वाणी

મહાત્મા પ્રીતમદાસનું ઉત્તમ વૃત્તાંત તથા તેમનાં અત્યંત રસિક અને બોધદાયક ભજન, ધોળ, ગરબા, ગરબી, સાખી, છપ્પા, કક્કા, મહિના, તિથિઓ, વાર, વગેરેનો આ સર્વથી મોટો સંગ્રહ તેમની ભગવદ્ગીતા સાથે છપાયો છે. પૃષ્ઠ ૪૨૦,

કદ ૫×૯ મૂલ્ય ૧I, પાકું પૂંઠું રૂ. ૧II

# अखानी वाणी

આગળ કરતાં આમાં અખાજીનાં પુષ્કળ પદ, સોરઠા તથા મનહરદાસનાં પદ ઉમેરાયાં છે. મોટા અક્ષર, ૫૦૦ પૃષ્ઠ, કદ ૫×૮ મૂલ્ય ૧I, પાકું ૧II

# श्रीभजनसागर

૮-૧૦ વર્ષ પર નીકળેલી આવૃત્તિ કરતાં આ પુસ્તકમાં ભજન વગેરેના ઉમેરા ઉપરાન્ત અક્ષર પણ મોટા છે. પૃષ્ઠ ૨૦૦, કદ ૫×૮, પાકું પૂંઠું. ०II=

# दयाळु माता अने सद्गुणी पुत्री

સ્ત્રીવર્ગ તેમજ પુરુષવર્ગ માટે આમાંની નાનીમોટી ચારે વાર્તાઓ એટલી બધી અસરકારક તથા બોધપ્રદ છે કે ઉદારાત્માઓએ એની હજારો પ્રત ભેટતરીકે વહેંચીવહેંચાવી છે. પૃષ્ઠ ૧૫૦, મૂલ્ય ०I

# उत्तम छबीओ

| | |
|---|---|
| શ્રી કૃષ્ણ ભગવાનની<br>સર્વદમન વાઘના બચ્ચા સાથે<br>બાલક અને ગણુરાગારત લેખન | પ્રત્યેકનું કદ ૭×૧૧ અને મૂલ્ય ०)ᐟ<br>દશ પ્રતના આઠ આના |

શિવાજીમહારાજના ગુરુ સમર્થ રામદાસ સ્વામીરચિત

# श्रीदासबोध

સમર્થના ભવ્ય ચિત્ર-ચરિત્ર સાથે ઉત્તમ ભાષાંતર

પII×૮ નાં પૃષ્ઠ ૬૨૦, પાકું પૂંઠું, રૂ. ૨II

શિવાજી મહારાજને અપાયલા ઉપદેશ ઉપરાંત આ ગ્રંથમાં સમર્થના અન્ય પણ અનેક પ્રકારના વ્યાવહારિક તથા આધ્યાત્મિક ઉપદેશો સમાયલા હોવાથી સર્વ કોઈએ તે વાંચવા જેવો છે.

પઢિયારકૃત જ્ઞાનભક્તિના સેંકડો દાખલાદષ્ટાંતથી ભરપૂર

# स्वर्गनां उत्तम पुस्तको

નવી આવૃત્તિઓ હમણાંજ નીકળી છે.

| | |
|---|---|
| **स्वर्गनुं विमान**<br>**स्वर्गनी कुंची**<br>**स्वर्गनो खजानो**<br>**स्वर्गनो प्रकाश** | નાનાં છોકરાં પણ સમજે એવી સાદી છતાં અસરકારક શૈલીથી લખાયલા આ પ્રત્યેક પુસ્તકનું કદ ૫×૯, પૃષ્ઠસંખ્યા ૩૫૦ ની આસપાસ, મૂલ્ય રૂ ૧)= અને પાકા પૂંઠા સાથે ૧I= છે. |

# श्रीरामकृष्णकथामृत

## आवृत्ति बीजी-बंने भाग भेगा

કદ પII×૮, પૃષ્ઠ ૬૫૦, મૂલ્ય ૨II

સ્વામીશ્રી વિવેકાનંદજીના જગપ્રસિદ્ધ ગુરુદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસ જેવા અદ્ભુત પુરુષની જૂદા જૂદા જિજ્ઞાસુઓ તથા વિદ્વાનો સાથેની અતિસરળ, સચોટ અને બોધપ્રદ વાતચીતો, તે દરમિયાન અપાયલાં સચોટ દષ્ટાંતો, ગવાયલાં અસરકારક ભજનો તથા વખતોવખત તેમને થઈ આવેલી ભાવસમાધિઓ વગેરેનું આબેહૂબ વર્ણન આ ગ્રંથમાં છે.

વિવિધ વિષયનાં ઉત્તમ પુસ્તકો પૂરાં પાડનારી, આખા હિંદમાં સર્વથી સસ્તી અને ૧૫ વર્ષથી ૫૦૦૦ પ્રતમાં નીકળતી

# વિવિધ ગ્રંથમાળા-બે વર્ગમાં

## સં. ૧૯૮૧ થી આ માળા બે વર્ગ અથવા વિભાગોમાં નીકળે છે. દરેક વર્ગ દીઠ દરવર્ષે પાાx૮ અને ૫x૯ ના કદનાં ૧૫૦૦ પૃષ્ઠનાં ઉત્તમ પુસ્તકો માત્ર રૂ. ૪ માં મળે છે. પાકાં પૂંઠાં સાથે રૂ. ૫, પો૦ માફ. બંને વર્ગના મળી રૂ ૭ અને ૯)

ચાલુ વર્ગ અથવા પહેલા વિભાગનાં સં૦ ૧૯૮૧ નાં પુસ્તકોઃ-સ્વામી રામતીર્થ ભાગ ૧૨-૧૩ (પૃષ્ઠ ૬૪૦) તથા "યોગતત્ત્વ" (પૃષ્ઠ ૩૮૦) તૈયાર છે. "સ્વર્ગનો પ્રકાશ" અને "આદર્શ દૃષ્ટાંતમાળા" છપાય છે.

આવતા વર્ષમાં પઢિયારનાં અપ્રસિદ્ધ પુસ્તકોમાંથી તેમજ સત્યાગ્રહ અને અસહકાર, ટુંકી વાતોનો નવો ભાગ, ટાગોરકૃત ભારતધર્મ, ભારતીય નીતિકથાઓ, સ્વામી વિવેકાનંદનો જ્ઞાનયોગ, જગતની મુસાફરી, સુબોધરત્નાકર વગેરેમાંથી નીકળશે.

નવીન વર્ગ અથવા બીજો વિભાગ-આ વર્ગ સંવત ૧૯૮૧થી શરૂ થઇ તેનાદ્વારા પ્રીતમની વાણી નીકળી ચુકી છે. ચાલુ સાલે બીજાં પણ સંતવાણીનાંજ પુસ્તક આ વિભાગમાં નીકળશે.

ખાસ સૂચના—આ માળાનું વર્ષ કારતકથી શરૂ થાય છે. કોઇ પણ માસમાં ગ્રાહક થવા છતાં આખા વર્ષનાં પુસ્તક મળે છે અને લવાજમ પણ આખા વર્ષનું લેવાય છે.

## આ માળાના આગલાં વર્ષોના હજી મળતા સેટ

સં૦ ૧૯૭૬ નાં ત્રણ પુસ્તક-પૃષ્ઠ ૧૫૦૦, રૂ ૩ા, પાકાં ૩ા સ્વામી વિવેકાનંદ ભાગ ૬-૭, ભજનના સપાટાઓ, ટુંકી વાર્તાઓ ભાગ ૬ ઠો.

સં૦ ૧૯૭૮ નાં ત્રણ પુસ્તક-પૃષ્ઠ ૧૫૦૦, રૂ ૩ા, પાકાં ૪ા સ્વામી વિવેકાનંદ ભાગ ૯ મો, સ્વર્ગની જીંદગી, જગતનો મહાન પુરુષ.

સં૦ ૧૯૭૯ નાં ત્રણ પુસ્તક-પૃષ્ઠ ૧૫૦૦, રૂ. ૩ા, પાકાં ૪ા ટુંકી વાર્તાઓ ભાગ ૭ મો, મહાત્મા ટૉલ્સ્ટૉય, સ્વામી વિવેકાનંદનો રાજયોગ.

સં૦ ૧૯૮૦ નાં ત્રણ પુસ્તક-( ઈંચ પાાx૮ નાં પૃષ્ઠ ૧૬૦૦, મૂલ્ય સાદાં પૂંઠાં ૪, પાકાં પૂંઠાં ૫) સ્વામી રામતીર્થ ગ્રંથ ૭ મો ભાગ ૧૦-૧૧, મહાન નેપોલિયનનું વિસ્તૃત ચરિત્ર, બંકિમકૃત ધર્મતત્ત્વ.

ઉંઘેલાને જગાડે, જાગેલાને ઉભો કરે અને ઉભેલાને દોડાવે એવા

# चारित्र्य ने उत्साहप्रेरक ग्रंथो

નવા નવા અનેક મહત્ત્વપૂર્ણ બનાવો, વિચારો તથા શોધોને ઉપયોગમાં લઇને નવીન દુનિયા-અમેરિકાના વિદ્વાનોએ (મૂળ-અંગ્રેજીમાં) કરેલી આ ગ્રંથરચનાઓ અધિક બળવાન, ઉદ્ધારક અને ઉછળતા નવજીવનવાળી હોઇ આગલા જમાનાનાં સ્માઇલ્સનાં પુસ્તકોને ભૂલાવી દે તેવી છે. વ્યાવહારિક શુદ્ધિ અને ઉન્નતિની અત્યારે આપણા લોકોને અધિક અગત્ય હોવાથી સર્વ કોઇ માટે આ પુસ્તકો ઉપકારક છે.

આ પુસ્તકોમાં નિબંધભાગ જૂજ હોઇને ખરાં બનેલાં પ્રોત્સાહક દૃષ્ટાંતો વિશેષ હોવાથી તેમાં મનોરંજકતા પણ એવી આવી છે કે, કંટાળેલા, થાકેલા, નિરાશ અને માંદા માણસો પણ તેના વાચનશ્રવણવડે સતેજ અને આનંદી બની રહે છે; કારણ કે આ પુસ્તકો મનુષ્યમાં તેને નહિ સમજાયલી એવી જે અનેક પ્રકારની શક્તિઓ રહેલી છે, તેનો ખ્યાલ આપીને તેનામાં ઉન્નતિ, વિજય અને આરોગ્યાદિ મેળવવાની પુષ્કળ શક્તિ તથા શ્રદ્ધા જાગૃત કરે છે, જેથી પ્રથમ અશક્ય લાગેલી બાબતો હવે તેને શક્ય લાગી છે તથા તે ઉત્સાહપૂર્વક પોતાનું કાર્યક્ષેત્ર શોધી કહાડી તેમાં કૂદી પડે છે.

આ પ્રકારે આ અદ્ભુત પુસ્તકોએ હજારો નિરાશ માણસોને આશાભર્યાં, નિર્બળને બળવાન, બીકણને બહાદુર, દુઃખિયાંને સુખિયાં, આળસુને ઉદ્યમી, રોગીને નીરોગી તથા હારી બેઠેલાંને વિજયી બનાવ્યાં છે. આ પ્રકારનાં પ્રભુમય જીવન ઉપરાંત નીચલાં ત્રણ પુસ્તકો નીકળ્યાં છે.

તમારા વહુબેટીઓને સ્રીજીવનના ઉત્તમ આદર્શ પૂરાપાડી તેમનાં જીવન, ગૃહ અને સંતતિને સુખી તથા સદ્‌ગુણી બનાવવા સારૂ આ અમૂલ્યરત્નભંડાર પાણીના મૂલ્યે તરતજ તેમને લઈ આપો.

# भारतनां स्त्रीरत्नो

૭૭૦, ૭૮૦, પૃષ્ઠના અને પા૫×૮ના કદના ત્રણ મોટા ગ્રંથોમાં પુષ્કળ સુધારા વધારા સાથે લગભગ નવાજ રૂપમાં અને પ્રથમ કરતાં દોઢા લખાણ સાથેની બીજી આવૃત્તિ.

સતજુગથી માંડીને અત્યાર સુધીમાં થઇ ગયેલી ૫૨૮ મહાન સતી-સાધ્વીઓ અને વીરાંગનાઓનાં અત્યંત બોધપ્રદ અને અસરકારક ચરિત્રોનો ભારતવર્ષમાં સર્વથી મોટો, સસ્તો અને ઉત્તમ સંગ્રહ.

પાકા પૂંઠા સાથે દરેક ગ્રંથના રૂ. ૨ાા ત્રણેના મળીને ૬)

---

પ્રત્યેક ભારતસંતાને અવશ્ય વાંચવા અને સંગ્રહ કરવા યોગ્ય

# श्री शिवाजी छत्रपति

હિંદુધર્મના મહાન રક્ષક અને મરાઠી રાજ્યના પરાક્રમી સ્થાપક વીરકેસરીના ઉત્તમ અને પ્રમાણભુત જીવનચરિત્રની બહોળા સુધારાવધારા સાથેની આ બીજી આવૃત્તિ છે.

ચિત્ર ૧૦, પૃષ્ઠ ૫૨૦, ૪૬ પા૫×૯, મૂલ્ય રૂ. ૨ા

---

# महान सम्राट अकबर

આવૃત્તિ બીજી, છચ પા૫×૮ નાં પૃષ્ઠ ૩૫૦,
ઉત્તમ ૭ ચિત્રો સાથે રૂ. ૧) પાકું ૧ા

ભારતવર્ષના આ પનોતા પુત્ર અને અદ્વિતીય મોગલસમ્રાટને ઉતારી પાડનારા વિદેશી લેખકોને સજ્જડ રદીયા આપી તેની અપૂર્વ મહત્તા આ ચરિત્ર સ્થાપન કરે છે. સાથે સાથે ભારતના ભૂત અને વર્તમાન સમનો ચિતાર પણ હૃદયદ્રાવક અને જોસદાર ભાષામાં આપેલો છે.

---

નવલકથાને પણ ભુલાવી દે એવા અસામાન્ય-છતાં સાવ સાચા બનાવોથી ભરપૂર, ચરિત્રનાયકને ખરા રૂપમાં રજુ કરનારૂં મી૦ એબટના જગપ્રસિદ્ધ ગ્રંથ ઉપરથી રચાયલું ઉત્તમ મોટું ચરિત્ર.

# महान नेपोलियन

પૃષ્ઠ ૮૪૦, ૪૬ પા૫×૮, ૭ સુંદર ચિત્રો સાથે
મૂલ્ય ૨ાા, પાકા પૂંઠા સાથે રૂ. ૩)

---

મ૦ ગાંધીજીના ગુરૂ, મહાન પરોપકારી અને અસહકારવાદી

# महात्मा टॉल्स्टॉय

પા૫×૮ નાં પૃષ્ઠ ૬૨૦, મૂલ્ય ૨, પાકું ૨ાા

મ૦ ગાંધીજીએ જે સાધુ પુરુષના સિદ્ધાંતો પ્રમાણે જીવન ગાળવા-ગાળાવવા માટે દક્ષિણ આફ્રિકામાં "ટૉલ્સ્ટૉયઆશ્રમ" સ્થાપ્યો હતો, તથા જેના વિચારોનો અભ્યાસ અને અમલ કરવા સારૂ યૂરોપઅમેરિકામાં અનેક સંસ્થાઓ સ્થપાઇ છે; એવા આ અદ્ભુત પુરૂષે એક મોટા રશિયન ઉમરાવ અને સ્વચ્છંદી યુવકમાંથી ફેરવાતે ફેરવાતે કેવી રીતે પોતાના અવગુણો ઉપર જીત મેળવી; અને કેવી રીતે તેઓ એક મહાન વિચારક, સમર્થ લેખક, ઉત્તમ તત્ત્વજ્ઞાની તથા મોટા પરોપકારી બની શક્યા; અને છેવટે કેવી રીતે વૃદ્ધાવસ્થામાં ઘરબાર ત્યજીને ચાલી નીકળ્યા તથા કેવી રીતે તેમનો દેહાન્ત થયો; એ હકીકતો બહુજ અસરકારક, બોધપ્રદ અને વિવિધ પ્રકારના રસથી ભરપૂર છે.

---

# जगतनो महान पुरुष

મહાત્મા ગાંધીજી સંબંધી અન્ય અનેક પુસ્તકો કરતાં આ પુસ્તક જૂદાજ પ્રકારનું છે; કેમકે એમાંના લેખો દેશવિદેશના પ્રસિદ્ધ પુરુષોને હાથે તાત્ત્વિકદૃષ્ટિથી લખાયલા છે. પૃષ્ઠ ૩૫૦ રૂ.૧)